આવૃત્તિ : ૧૩ મી : : : : કુલ પ્રત : ૬૦૨૦૦



# ઉત્તમ વૈદ્ય અને સ્વદેશી ઔષધની મહત્તા

स्मृतिमान् युक्तिहेतुज्ञो जितात्मा प्रतिपत्तिमान् । भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥

અર્થાત્—સ્મરણશક્તિવાળો, યુક્તિ તથા હેતુને જાણનારો, જિતાત્મા અને સારી પરીક્ષા કરી જાણનારો વૈદ્ય જ ઔષધ વડે રોગીની ચિકિત્સા કરે.

वरमाशीविषविषं क्वथितं ताम्रमेव वा । पीतमत्यग्निसंतप्ता भक्षिता वाऽप्ययोगुडाः ॥
न तु श्रुतवता वेशं बिभ्रता शरणागतात् । गृहीतमन्नपानं वा वित्तं वा रोगपिडितात् ॥

અર્થાત્—સર્પનું ઝેર પીવું; ગરમ કરેલો તાંબાનો રસ પીવો; અથવા અગ્નિમાં લાલ કરેલા લોઢાના ગોળાને ગળી જવો એ સારું; પણ વિદ્વાન વૈદ્યના વેષવાળા મનુષ્યે શરણે આવેલા રોગપીડિત મનુષ્યનું અન્નપાણી અથવા ધન લેવું એ અતિ ખરાબ છે.

यस्य देशस्य यो जन्तुस्तज्जातस्यौषधं हितम् । देशादन्यत्र वसतस्तत्तुल्यं गुणमौषधम् ॥

અર્થાત્—જે દેશમાં જે મનુષ્યનો જન્મ થયેલો છે તેને માટે તે જ દેશની ઔષધિ હિતકારક છે. બહારથી આવેલી ઔષધિ પૂરો લાભ કરતી નથી. વળી દેશની બહાર રહેલાને પણ તેની જન્મભૂમિની જ ઔષધિ વિશેષ લાભદાયક છે.

3503 10 61

મુદ્રક અને પ્રકાશક : ત્રિભુવનદાસ કo ઠક્કર,
સસ્તુ સાહિત્ય મુદ્રણાલય, ઠે. રાયખડ : : અમદાવાદ

# નિવેદન

આ ગ્રંથની સંવત ૨૦૧૩માં બારમી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ હતી, તે ખલાસ થતાં તેના પુનર્મુદ્રણરૂપે આ નવી આવૃત્તિ પ્રકટ થાય છે. આ અગાઉની આવૃત્તિઓના નિવેદનો વગેરે આ પછીનાં પાનામા સારાંશરૂપે અપાયાં છે, તે ઉપરથી મૂળ ગ્રંથની યોજના તથા તેમા આજસુધી થતા આવેલા સુધારાવધારા સબધી માહિતી મળી રહેશે.

અંગ્રેજી વૈદક પદ્ધતિ (એલોપથી) સારી હોય અને તેનું પરિણામ હમેશ સારું આવતું હોય (જે ખરેખર બનતુ નથી), તોપણુ આ દેશની સામાન્ય જનતા માટે મોઘી અને તેમના સાધનોની બહાર છે, ત્યારે છેવટે આપણે આગણે થતા વનસ્પતિના પદાર્થો અને આપણી પ્રકૃતિને વધુ માફક આવે તેવી દેશી દવાઓનો જ ઉપયોગ આપણે કરવાનો રહ્યો. આપણે ત્યા ઋષિમુનિઓએ કહેલા ગુણોવાળી દવાઓ ઘણુા મોટા ભાગની વ્યાધિઓમા કામ કરી જાય છે આયુર્વેદ તરફ હવે આપણા દેશમા વધુ ધ્યાન અપાય છે, પણ સ્વરાજ મળ્યા પછી રાજ્ય તરફથી આ દિશામા જે પ્રગતિ થવી જોઈતી હતી તે હજી દેખાતી નથી

જગતની શાતિ માટેના, પોષણ માટેના, આરોગ્ય અને નિદાન માટેના જે સિદ્ધાતો અને સૂત્રો આયુર્વેદના મૂળભૂત ગ્રંથોમા છે તે અન્યત્ર શોધ્યા જડતા નથી; આમ હોવાથી આ સંસ્થા તરફથી ચરકસહિતા, શાર્ઙ્ગધરસહિતા, માધવનિદાન (મધુકોષ ટીકા સાથે), સુશ્રુત આયુર્વેદ, અષ્ટાગહૃદય, ભાવપ્રકાશ જેવા આધારભૂત ગ્રંથો મૂળ સાથે પ્રસિદ્ધ થયા છે. આ સિવાય બીજા સંગ્રહગ્રંથો જેવા કે : બાલબોધોદય (વૈદકના અકસીર ઉપાયો), આયુર્વેદ યોગશતક, માદગીના કારણો, પથ્યાપથ્ય (આરોગ્યની કૂચી), ઘરઘરનો વૈદ્ય, માદગીમા ઉપવાસ, ખોરાકના ગુણદોષ, હરડે, જીવનચર્યા, જ્ઞાનભૈષજ્યમંજરી વગેરે પણ પ્રસિદ્ધ થયા છે.

આ ગ્રથ મરાઠીમા સ્વ૦ શાસ્ત્રી શકર દાજી પદેએ તૈયાર કરેલ છે તેમની આયુર્વેદની સેવાઓની માહિતી સાથેનું એમનુ ટૂકુ ચરિત્ર પુસ્તકના અંતે પાન ૮૫૦ ઉપર આપ્યું છે, તે તરફ વાચકબધુઓનુ ધ્યાન દોરવામા આવે છે.

આગલી આવૃત્તિની જેમ આમા પણ આસવો, તેલ, ઘૃત, મુરબ્બા અને શરબતના પ્રકરણો વિસ્તારપૂર્વક આપ્યા છે. એ ઔષધો તૈયાર કરવામા બીજા ગ્રંથોની જરૂર ન પડે તેટલા માટે એ પ્રકરણોમા યોગ્ય ઉમેરો કરી લેવામા આવ્યો છે.

મોઘવારી દિવસે દિવસે વધતી જ રહી છે. કાગળના ભાવ, મજૂરી, શાહી, તેમ જ બીજી ચીજવસ્તુના ભાવો સને ૧૯૫૭ની સરખામણીમા લગભગ પંદર ટકા જેટલા વધેલા છે તેમ જ આવા ગ્રથો દરેક કુટુંબમા પેઢી દર પેઢી સચવાઈ રહે એ માટે આ આવૃત્તિ કાપડી પાકા પૂઠાંમા બહાર પડે છે. આમ છતા તેનું મૂલ્ય માત્ર રૂા. ૭–૫૦ ન. પૈ. રખાયું છે

વલ્લભવિદ્યાનગર,
તા. ૧૯–૧૦–'૬૧

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

# સ્વ૦ શાસ્ત્રી શંકર દાજી પદેની પ્રસ્તાવનાનો સારાંશ

## (આવૃત્તિ ૧ લી ઉપરથી)

હિંદુસ્તાનમા કોઈ પણ વિષયના ગ્રથો પ્રાચીન વખતે એટલા બધા થઈ ગયેલા છે કે હાલ તેના નામની ટીપ પણ અમે જાણવાને અશક્ત થઈ બેઠેલા છીએ અંગ્રેજી રાજ્ય થતા તેમની વિદ્યા રાજપ્રયત્નથી ઉન્નત થવા પામી; તેથી તો અમારા પૂર્વના કેટલાક ગ્રથો તથા તેમાની જુદી જુદી વિદ્યાઓ નાબૂદ થઈ જાય છે. कष्ट शिरक्षतिकृतिकृत्नौ कार्श्यमृच्छन्ति विद्या. । આવુ આ બાબત ઉદ્વેગ-જનક વાક્ય ઘણાક લોકોના મોમાથી નીકળે છે એનું કારણ એ જ છે. માટે જે અમારો સુશિક્ષિત વર્ગ છે, જેની બુદ્ધિ વિશાળ થઈ છે, જે ખ્યાતિને પામેલા છે અથવા ઈશ્વરે જેને અનુકૂળતા આપેલી છે, એવા સદ્‌ગૃહસ્થોએ આ ઉદ્વેગજનક બનાવનો નાશ થવા માટે પ્રયત્ન કરવાની ઘણી અગત્ય છે.

મારા તન, મન, અને ધન એની અલ્પ સહાય વડે જે પ્રયત્ન કેટલાક વરસથી ચાલેલો છે; અને તેમા મેં આર્યવૈદકનો ઉત્કર્ષ થવા માટે જે થોડુંઘણું કર્યું છે, તેમા 'આર્યભિષક' નામના માસિક પુસ્તક દ્વારા મરાઠી ભાષામા વૈદકના ગ્રંથો બહાર પાડવાનું એક મોટું કામ છે. મારા ગુજરાતી બધુઓ માટે મારા વિદ્વાન ગુર્જરબંધુ અને હાલ શ્રીકાશીનિવાસી સત્પુરુષ **હરિકૃષ્ણ ભગવાનલાલ વ્યાસે** ભાષાતર કરી આપ્યાથી આ ગુજરાતીમા બહાર પાડવાનું કામ હું કરી શક્યો, એમ જણાવતા મને બહુ ખુશાલી ઊપજે છે.

આ પુસ્તક તૈયાર કરવા માટે કેટલી મહેનત પડી હશે તથા મારા મિત્રો કેટલીક મહેનતમાં પડ્યા હશે, એનો વિચાર કરી મારા સ્વદેશબધુઓ આ ગ્રંથનો આદર કરશે અને મારાથી આમાં જે ભૂલચૂકો થઈ ગઈ હશે તે સુધારવા માટે પ્રેમાળ મનથી મને સૂચના કરશે તથા મારું આ કામ નિર્દોષ બનાવશે એવી હું આશા રાખું છુ.

હુ જાતે મહારાષ્ટ્રનો હોવાથી ગુર્જર ભાષા તરીકે મારી ભૂલચૂકો થઈ હશે તે બાબત ક્ષમા કરીને મારી ઉપલી વિનતિને મારા વિદ્વાન બધુઓ માન આપી મારા પ્રયત્નમા સહાયભૂત થશે એવી હું વિનયપૂર્વક યાચના કરું છું.

આર્યવૈદકમા વૈદક બાબતનુ સઘળી રીતે વિવેચન કરેલુ છે, પણ તે બધા વિષયો વાચકની આગળ આ પુસ્તકમા મૂકવા એ બનવા જેવું નથી; માટે તેમાની કંઈ એક બાબતો સક્ષેપમા મેં ગોઠવેલી છે. વનસ્પતિ—આ એક આર્યવૈદકમા મોટી મહત્ત્વની બાબત છે અને તે માટે વનૌષધિ-ગુણાદર્શનુ આ આર્યભિષક્‌ના પહેલા ભાગમા બનતા સુધી સવિસ્તર વિવેચન કરેલુ છે; તેમ જ રોગના નિદાન, લક્ષણ, ઉપચાર, પથ્યાપથ્ય વગેરે બાબતનુ અનુક્રમવાર વિવેચન 'સુબોધ વૈદક' માં કરેલુ છે રસાયન અને ખનીજ પદાર્થોની બાબતમા રોગના ઉપચાર સહિત અનુક્રમવાર વિવેચન 'રસવૈદ' નામે સ્વતંત્ર પ્રકરણમા આપેલુ છે; તેમ જ અનેક જાતના પાક, અવલેહ, મુરબ્બા, સિરકા વગેરે બાબતનું ખુલ્લું વિવેચન 'બૃહત્પાકસગ્રહ' નામે જુદુ જ પ્રકરણ પાડીને તેમા કરેલુ છે, તેમ જ 'ગોવૈદક,' 'પ્રાણીજ ઔષધિ,' 'અશ્વરોગપરિજ્ઞાન' આ ત્રણ વિષયોના પણ જુદાજુદા પ્રકરણો છે.

તે સિવાય કઠિન શબ્દનુ જ્ઞાન થવા માટે કોશ અને વૈદકની પરિભાષા, આઠ જાતની નાડી-પરીક્ષા વગેરેને લગતું સ્ફુટ વિવેચન કરી આ ગ્રથ સંપૂર્ણ રીતે સુગમ થાય એવી ગોઠવણ કરેલી છે.

તે છતા પણ એમા કરવા જેવુ ઘણુ જ છે એમ મને લાગે છે, પણ તે થવુ એ કેવળ મારા દેશબધુઓના આશ્રય ઉપર રહેલુ છે માટે તે આશ્રય જેમજેમ મળી જશે, તેમતેમ મારો આગળનો પ્રયત્ન સફળ થશે એમ કહી તેની રાહ જોઉં છુ. (ઈ સ. ૧૮૯૪—સવત ૧૯૫૦)

# આગલી આવૃત્તિઓમાંનાં નિવેદનોનો સારાંશ

## ( ત્રીજી આવૃત્તિના નિવેદનમાંથી )

આ ગ્રંથને મૂળ મરાઠીમા રચી પ્રસિદ્ધ કરનાર સદ્ગત શાસ્ત્રી શંકરજી દાજી પદે એક વિખ્યાત, ઉત્સાહી તથા કુશળ વૈદ્ય અને દેશભક્ત હતા. આ પુસ્તકનું ગુજરાતીમા ભાષાતર કરાવનાર તેમ જ પહેલી આવૃત્તિ છપાવી પ્રકટ કરનાર પણ તેઓ જ હતા. તેમની માતૃભાષા ગુજરાતી ન હોવાથી આમા ભાષા, શૈલી અને જોડણી જોઈએ તેવી સરળ, સ્પષ્ટ અને શુદ્ધ જણાશે નહિ; છતાં ગુર્જર વાચકો સમજી શકે નહિ એવી પણ તે નથી. એટલુ જ નહિ પણ ગુજરાતી પ્રથમાવૃત્તિનું મૂલ્ય રૂ ૧૦) હોવા છતા પણ તે ખપી જઈ તેની બીજી આવૃત્તિ નીકળવી અને તે પછી આ ત્રીજી આવૃત્તિનો પ્રસગ આવવો, એ વાત ગુર્જર વાચકવર્ગમા આ પુસ્તક કેટલુ ઉપયોગી અને આદરપાત્ર થયું છે એના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે

ઉપર જણાવેલી બીજી આવૃત્તિ ઈ. સ. ૧૯૦૮માં ગમ કંપની–સુરત તરફથી રૂ ૫)માં નીકળી હતી; પરંતુ પછી તેના પ્રચારની વ્યવસ્થા આ સસ્થાએ રૂ ૧।। કિંમત રખાવીને સ્વીકારી હતી.

આ પુસ્તક પ્રકટ કરવાની સંમતિ સદ્ગત વૈદશાસ્ત્રી શંકર દાજીના બંધુ મુંબઈનિવાસી શ્રીયુત રામકૃષ્ણ દાજી જોશી પદેએ પૂર્ણ નિષ્કામતાથી આપવા બદલ ગુર્જર વાચકવર્ગ તરફથી તેમનો અત્યંત આભાર માનવામા આવે છે. શાસ્ત્રીજીનું હિંદીમા પ્રકટ થયેલુ ચરિત્ર આ પુસ્તકમા આપવાનો સુયોગ આપીને, દારાગંજ–પ્રયાગ–નિવાસી શ્રીયુત જગન્નાથપ્રસાદ શુકલે કરેલા ઉપકારનુ પણ આ સ્થળે સ્મરણ કરવુ જોઈએ

વ્યાધિ થયા પછી ઉપાય કરવા કરતાં વ્યાધિ ન થાય એવુ જ્ઞાન અને જાળવણી જ શ્રેષ્ઠ છે; તેમ જ ખાવાની ઔષધિઓ કરતા અન્ન, જળ, સ્થળ અને વાયુની યોગ્ય ફેરબદલી, ઉપવાસ, પવિત્રતા, સ્વચ્છતા, મૃત્તિકા, સૂર્યપ્રકાશ, રંગ, વ્યાયામ, સ્નેહ, સ્વેદન, વમન, બસ્તી, આનંદ, શાંતિ, સદ્વિચાર, સત્સંગ, સદ્ગ્રંથ ઇત્યાદિ પથ્ય પ્રકારો અને પદાર્થોનુ સેવન તેમ જ કુપથ્ય આહારવિહારનો ત્યાગ. આ બાબતોને જ અધિક સરળ, સ્વાભાવિક અને ઉપકારક સમજીને દરેક દરદીએ તેવા કુદરતી ઉપચારોનુ જ સેવન કરવુ જોઈએ, વૈદો તેમ જ ડૉકટરોએ પણ એવી બાબતોને જ ખરેખરી ઉપકાર સમજીને તેનો પૂર્ણ અભ્યાસ કરવો જોઈએ અને તેવા ઉપચારોનો દરદીઓને લાભ આપી આ નવીન જેવા દેખાતા માર્ગમા, શરૂઆતમા લોકો ન સમજે તો ધૈર્ય રાખી કાંઈક ખમીને પણ ચલાવી લેવુ જોઈએ. આમ કરવાથી જ પરિણામ ધીમે ધીમે તેમના પક્ષમા વળતું જશે અને છેવટે અર્થપ્રાપ્તિ પણ એ ઉત્તમ રસ્તે અધિક થયા વિના રહેશે નહિ. દરદીઓએ પણ આ કુદરતી ઉપચારોનુ મહત્ત્વ ધ્યાનમા લઈને તેના અનુભવવાળા ઉપચારકોની સલાહ અને આશ્રય લેવા જોઈએ એ ઉપચારો એવા તો સરળ અને સ્વાભાવિક હોય છે કે, જો તેને લગતા પુસ્તકો અવલોકવાનુ રાખ્યુ હોય અને તેને અનુસરીને યથાસાધ્ય સામાન્ય જાળવણી પણ રાખી હોય તો વ્યાધિઓ થવાના ઘણાખરા સંભવો અર્ધે રસ્તેથી જ નષ્ટ થઈ જાય, તેમ જ ઊપજી ચૂકેલી વ્યાધિઓ પણ એવા એકાદ બે જ સાદા પ્રકારોના સેવન વડે સહેલાઈથી ટળી જાય

ખરું જોતા એવા કુદરતી ઉપચારોને લગતા પુસ્તકની, તેમ જ વ્યાધિ થવાનો પ્રસગ જ ન આવે એવા આહારવિહારો અને રીતિરિવાજોનુ જ્ઞાન આપનારા ગ્રંથોની જ જનસમાજ માટે ઘણી આવશ્યકતા છે યુરોપ–અમેરિકામા તો એવા ગ્રંથો પુષ્કળ નીકળી ચૂક્યા છે, તેમ જ ઉપચારકો પણ હવે જ્યાત્યા મળી આવે છે આપણા દેશમા એવા ઉપચારકો તેમ જ પુસ્તકો હજી નહિ જેવા જ છે

સર્વના પરમ સુહૃદ 'वैद्यो नारायणो हरि'ના પરમ કલ્યાણકારી શરણને સર્વ કોઈ ઇચ્છે, મેળવે અને આધિવ્યાધિ તથા ઉપાધિમાથી સદાને માટે મુક્ત થાય; એ ભાવના સહિત ॐ तत्सत्

ચૈત્રી પૂર્ણિમા, સંવત ૧૯૭૦, એપ્રિલ ૧૯૧૪ — ભિક્ષુ અખંડાનંદ

## ( ચોથી આવૃત્તિના નિવેદનમાંથી )

ત્રીજી આવૃત્તિના સમયથી જ શ્રીયુત પ્રાગજી ડોસાજી કાનાબારની ઇચ્છા હતી કે, આ ગ્રંથને મૂળ મરાઠી ગ્રંથ સાથે મેળવીને તેમાં રહી ગયેલી બાબતો વધારી તથા ભૂલો સુધારીને, તેમ જ મૂળ ગ્રંથની નવી આવૃત્તિઓમાં ગ્રંથકર્તાએ કરેલા સુધારાવધારા ઉમેરી લઈને તેને શોધિતવર્ધિત કરી આપવો. તેમના શ્રમથી ત્રીજી આવૃત્તિને એવો કેટલોક લાભ ઉપચારોની વ્યાધિવાર ખતવણી તેમ જ પારિભાષિક શબ્દાર્થના પરિશિષ્ટો ઇત્યાદિ રૂપે મળ્યો પણ હતો. ચોથી આવૃત્તિ માટે આ કાર્ય તેઓ સારી રીતે બજાવી શકે તેટલા માટે તે સવેળાથી જ તેમને સોંપાયું હતું. પરિણામે તેમના દ્વારા આ આવૃત્તિમાં નીચલા પ્રકરણોમાં નીચે પ્રમાણે સુધારોવધારો થયો છે :—

**વનૌષધિગુણાદર્શ**—આ પ્રકરણની પૂરવણીરૂપે સદ્‌ગત પદેજીએ મરાઠીમાં પાછળથી પ્રસિદ્ધ કરેલા એક નવીન ભાગમાં ૨૯ ઔષધિઓના વર્ણનમાં કેટલોક ઉમેરો કરેલો, તે આમાં તે તે વનસ્પતિના પ્રકરણમાં જોડી લેવાયો છે. દાખલા તરીકે જુઓ અગર, ખસખસ, કપૂર ઇત્યાદિ. આ સિવાય તેમાં ત્રણ ઔષધિઓનું વર્ણન નવું ઉમેરાયેલું તે પણ આમાં યથાસ્થાને દાખલ થયું છે. મરાઠી ઉપરથી પહેલી આવૃત્તિ છપાવવામાં વીસેક ઔષધિઓનું વર્ણન રહી ગયેલું અથવા પડતું મૂકાયેલું, તે પણ દાખલ થયું છે. એમાની કેટલીક ઔષધિઓ તો બહુ ઉપયોગી છે. જેમ કે કરિયાતું, બોળ ઇત્યાદિ વળી શરૂઆતની બંને આવૃત્તિઓમાં ઔષધિઓના તેમ જ વ્યાધિઓના મુખ્ય નામ અનેક સ્થળે ગુજરાતીને બદલે મરાઠી રહી ગયેલા, તે પણ આમાં ફેરવાઈ ઘણે ભાગે સાદા ગુજરાતી નામ દાખલ થયા છે. આમાં મુખ્ય આધાર સ્વ. પદેજીના નિઘંટુનો જ લેવાયો છે આ ફેરફારથી કોઈ કોઈ ઠેકાણે અકારાદિ ક્રમ પણ ફેરવાયેલો જણાશે

**સુબોધ વૈદક**—આમાં સ્વરભેદનો વિષય ન હતો, તે મૂળ મરાઠી ગ્રંથ ઉપરથી ઉમેરાયો છે વળી આ પ્રકરણમાં કેટલેક સ્થળે એક જ વિષયની પેટાબાબતો જુદી બાબતો તરીકે આપેલી તે આમાં યથાસ્થાને ગોઠવવામાં આવી છે આ કારણથી આમાં વ્યાધિઓના નંબર આગલી આવૃત્તિ કરતાં થોડાક ઘટેલા જણાશે; પરંતુ હકીકતમાં તો ઊલટો વધારો અને સુધારો જ થયો છે.

'વનૌષધિગુણાદર્શ'માં ઔષધિઓને જુદા જુદા વ્યાધિઓ પર વાપરવાના દર્શાવેલા પ્રયોગોની વ્યાધિવાર ખતવણી ગઈ આવૃત્તિમાં શ્રીયુત કાનાબારને હસ્તે પરિશિષ્ટરૂપે ઉમેરાયેલી, તે આમાં પાઠકોને વિશેષ સુગમતા અર્થે **સુબોધ વૈદક**માં આવેલા તે તે વ્યાધિઓના પ્રકરણમાં 'વિશેષ ઉપચાર' એવા મથાળા નીચે જોડી દેવાઈ છે

**બૃહત્પાકસંગ્રહ**—મૂળ ગ્રંથના 'સુબોધ વૈદક' ભાગમાં પાછળથી પરિશિષ્ટરૂપે કેટલાક પાકો વગેરેની બનાવટો ઉમેરાયેલી તે આ આવૃત્તિમાં ઉમેરી લેવાઈ છે

**ઔષધિક્રિયા**—આ નામનો આ ગ્રંથનો એક ભાગ ગ્રંથકર્તાએ પાછળથી મરાઠીમાં પ્રસિદ્ધ કરી, તેમાં કેટલાક રસાયન, ચૂર્ણ, ગુટિકા ઇત્યાદિ પ્રયોગોનો સમાવેશ કર્યો હતો; તે ભાગ અનુવાદરૂપે આમાં નવીન ઉમેરાયો છે અને તેથી આ ગ્રંથ સાતને બદલે આઠ ભાગનો બન્યો છે મૂળ મરાઠી ગ્રંથના રસવૈદ પ્રકરણમાં પરિશિષ્ટરૂપે યંત્રવિચાર તેમજ કેટલાક રસાયન વગેરે ઉમેરાયેલા, તેનો પણ આ ઔષધક્રિયાના પ્રકરણમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

**વૈદકની પરિભાષા**—આ નામનું જે પ્રકરણ આ ગ્રંથ શરૂ થવા પૂર્વે યોજાયેલું છે, તેમાં 'ઔષધિઓના ગુણદોષદર્શક શબ્દો વિષે સમજૂત' વાળી બાબત નવી ઉમેરાઈ છે વળી 'પારિભાષિક શબ્દાર્થ' વાળો વિષય પણ આમાં 'ઔષધિઓના સમૂહના નામ' એવા વધારે બંધબેસતા નામ સાથે આ **વૈદકની પરિભાષા**ના પેટામાં અપાયો છે.

આગલી આવૃત્તિઓમાં ઔષધિયુક્તવિચાર, કઠિન શબ્દનો કોષ, ઔષધિપ્રતિનિધિ ઇત્યાદિ પ્રકીર્ણ વિષયો જુદે જુદે સ્થળે આવેલા તે, તેમ જ એવા જે જે વિષયો આ આવૃત્તિમાં ઉમેરાયેલા છે તે સર્વ પણ પાઠકવર્ગની સુગમતા માટે આ આવૃત્તિમાંના આ **વૈદક પરિભાષા**વાળા પ્રકરણના પેટામાં એકત્ર કરવામાં આવ્યા છે. એ વિષયો આ પ્રમાણે છે :—૧—ઔષધિ-યુક્તાયુક્તવિચાર ૨—ઔષધિ લાવવાનો પ્રકાર ૩—સ્વરસાદિ પાંચ પ્રકારના કાઢા ૪—કાઢાનો પ્રકાર. ૫—ચૂર્ણ. ૬—વટિકા

(ગોળીઓ). ૭–ઉકાળો (ફાંટ) કરવાનો પ્રકાર. ૮–હિમ કરવાનો પ્રકાર. ૯–કલ્કનો પ્રકાર. ૧૦–ઔષધસેવનકાળ. ૧૧–સર્વસાધારણ અનુપાનો. ૧૨–વનૌષધિ ગુણાદર્શમા આપેલા નામો વિષે ખુલાસો. ૧૩–ઔષધિપ્રતિનિધિ. ૧૪–ઔષધિઓના ગુણદોષદર્શક શબ્દો વિષે સમજૂતી. ૧૫–ઔષધિઓના સમૂહના નામો. ૧૬–કઠિન શબ્દોનો કોશ.

**પરીક્ષાપ્રકરણ**—આ પ્રકરણ ઉપલા વિષય પછી તરતમા આવે છે. આ પ્રકરણમા આવતા 'નાડીપરીક્ષા'વાળા વિષયના છેવટે 'નાડીપરીક્ષાનુ મહત્ત્વ' એ નામના એક ઉપયોગી નિબંધનું ભાષાતર ઉમેરાયેલું જણાશે. આ મૂળ (મરાઠી) નિબધ મુબઈની વૈદ્યસભાએ ઇનામ માટે પસદ કરેલો હોઈને સદ્ગત પદેજીએ પ્રસિદ્ધ કર્યો હતો.

આ પ્રમાણે આ ગ્રથમા જે કાંઈ વધારો થયો છે, તે મૂળ ગ્રંથકાર તરફથી છપાયેલા પરિશિષ્ટ વગેરે ઉપરથી અને તેમાના વિષયો આ ગ્રંથના અંગના હોવાથી જ થયેલો જણાશે.

ઉપલી બાબતો ઉપરાંત આ ગ્રંથમા ઔષધિઓના પ્રકાર, પરીક્ષા તથા ઉપયોગની બાબતમા તેમ જ વ્યાધિઓના નિદાન તથા ઉપચાર ઇત્યાદિ બાબતમા રા. કાનાબારને જ્યા જ્યા સ્પષ્ટતા, ખુલાસો, ઉમેરો કે સૂચના કરવાનું ઘટિત જણાયું, ત્યા ત્યા તેમણે હસ્તલિખિત જૈન યતિઓના તેમ જ બીજા જૂના ગ્રંથોના આધારથી તથા પ્રસિદ્ધ આર્ય, યુનાની અને બીજા વૈદક ગ્રથોના આધારથી અને જાતિઅનુભવ ઉપરથી તે તે મુજબ કર્યું છે. એવા ઉમેરા ગ્રથથી જુદા જણાઈ આવે તેટલા માટે તે ટિપ્પણરૂપે જ અપાયા છે આ ગ્રંથમાના આવા સર્વ ટિપ્પણ ઉક્ત ગૃહસ્થ તરફના જ હોવાને લીધે તે પ્રત્યેકની નીચે તેમનુ નામ આપવા જરૂર જોઈ નથી. આવા સેંકડો ટિપ્પણોને લીધે પણ આ આવૃત્તિમા અનેક ઉપયોગી ઉપચારો તેમ જ બીજી માહિતીનો વધારો થયો છે

સદ્ગત પદેજી તરફની આ ગ્રંથની બે આવૃત્તિઓ પછી આ સસ્થા દ્વારા નીકળેલી ત્રીજી તથા આ ચોથી આવૃત્તિમા થઈને આ પ્રમાણે આ ગ્રંથની હકીકતમા લગભગ ૫૦ ટકા વધારો થયો છે.

આ પ્રમાણે સુધારાવધારા કરીને આ ગ્રથને વિશેષ ઉપયોગી બનાવવા પાછળ જ શ્રમ શ્રીયુત પ્રા૦ ડૉ૦ કાનાબારે લીધો છે, તે બદલ તેઓને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે. પોતા તરફના શોધનવર્ધનની હકીકત લખી મોકલતા છેવટે તેઓ જણાવે છે કે –'આમ એકદર રીતે અમારા હાથથી થવા પામેલા કામ પૈકી કેટલુંક તો વાચકવર્ગને તુરત જ નજરે આવી શકે તેવુ છે, પરંતુ ખાસ જરૂરજોગી ભૂલો તો (રૂપિયા ૧૦વાળી) પહેલી આવૃત્તિ × × × સાથે મેળવી જોવાથી અમારી મહેનતનું અનુમાન બાંધી શકાશે. તોપણ અમે ખરા અતઃકરણથી કહીએ છીએ કે હજી પણ અમારાથી કેટલોક જોઈતો સુધારો બની શકયો નથી અથવા અમારાથી અમારી સમજભેદથી જ નવીન ભૂલ થવા પામી છે એમ દેખાશે; પરતુ **न सः पतंत्यात्मसमं पतत्रिणः ।** આકાશનો પાર નથી, પણ પક્ષીઓ પોતાની શક્તિ પ્રમાણે જ ઊડે છે; એ ન્યાયથી અમે અમારાથી બની તેટલી સેવા બજાવી છે અને વિશેષ જેમની ઇચ્છા હોય તેમને અમારો પ્રતિબધ નથી પણ ખાસ આગ્રહ છે. અમે તેના માટે આભાર માનીશુ.'

ઉપર્યુક્ત શોધનવર્ધન કરવામા શ્રીયુત કાનાબારને મરાઠી જેવી પરભાષાના મૂળ ગ્રથ ઉપર મુખ્ય આધાર રાખવાનો હોવાથી તેમ જ 'બાર ગાઉએ બોલી બદલાય' એ કહેવત પ્રમાણે આ તરફ પ્રચલિત ન હોય એવા ઉત્તર ગુજરાત તરફના કેટલાક નામો તથા શબ્દો તેમના લખાણમા આવે, એ સ્વાભાવિક જ છે; જેથી એમા ઠીકઠીક કરવાનું, તેમ જ તેઓ તરફથી થઈ આવેલા સુધારાવધારામાથી લેવા યોગ્ય અંશનો નિર્ણય કરવાનુ, તેમ જ વાકયરચના ન સમજાય તેવી હોય ત્યા તેને સુધારી લેવાનુ કાર્ય (છાપવા આપવા અગાઉ) આ લખનારને કરવાનુ હતું સસ્થાનાં બીજાં રોકાણો તેમ જ શરીર પર આવી પડેલ એક અકસ્માતની પીડાને લીધે એ કાર્ય તેનાથી પૂરેપૂરુ નહિ બની શકવાથી બાકીનુ કાર્ય છેવટના પ્રૂફ જોવા સમયે સસ્થાના વ્યવસ્થાપકને બજાવવુ પડયુ હતુ અને એમા પણ જે કાંઈ ભૂલચૂક રહી જાય અથવા નવી થઈ જાય, પ્રૂફરીડર અથવા પ્રેસનો દોષ આવી જાય, તેમ જ કોઈ શબ્દ ન સમજાય તેવા હોય, તે સર્વનો સુધારા શુદ્ધિપત્રરૂપે

તૈયાર કરવાનું છેવટનું કાર્ય પાછું શ્રીયુત કાનાબારને સોંપાયું હતું. આ પ્રમાણે સંશોધક, વ્યવસ્થાપક તેમ જ સંપાદક ઉપર આવેલા કાર્ય તેમણે યથાવકાશ અને યથામતિ–શક્તિ બજાવવા યત્ન કર્યો છે, છતાં એમાંના કોઈનો પણ દાવો નથી, કે આ આવૃત્તિમાં કશી ભૂલચૂક કે ન્યૂનતા નથી જ રહી. મૂળ મરાઠી આર્યભિષક્‌ના કર્તા શ્રીયુત શંકર દાજી પદેએ પોતાની હયાતીમાં છપાવીને બે વાર પ્રસિદ્ધ કરેલું આ ભાષાંતર ભાષા તેમ જ શબ્દોની બાબતમાં સ્થળેસ્થળે મરાઠીની છાયાવાળું અને સરળતાથી નહિ સમજાય તેવું હોવાથી પૂરેપૂરી શુદ્ધિ તો કોઈ પાકા અનુભવીને હાથે નવીન ભાષાંતર થાય ત્યારે જ આવી શકે તેમ છે

આશા છે કે ગ્રંથમાં હજીયે જે કાંઈ સુધારવા યોગ્ય દોષો ઇત્યાદિ જણાય, તે સુધારી મોકલીને સુજ્ઞ અનુભવી જનો ભાવિ આવૃત્તિને અધિક ઉત્તમ બનાવવાનો યોગ આપશે.

શ્રાવણી પૂર્ણિમા–સં. ૧૯૭૨ ભિક્ષુ અખંડાનંદ

## ( પાંચમી આવૃત્તિને લગતા બે બોલમાંથી )

આર્યભિષક્‌ની સં ૧૯૭૨માં બહાર પડેલી ચોથી આવૃત્તિ ખલાસ થતાં તેની પ્રતો (કોઈ કોઈ વેપારીએ સંઘરી રાખેલી તે) બેને બદલે સોળ સુધીની કિંમતે વેચાઈ હતી અને કેટલાકોને તો તે મૂલ્યે પણ મળી ન હતી.

શ્રીયુત પ્રાગજી ડોસાજી કાનાબાર તરફથી આગલી આવૃત્તિ વખતે થયેલા શોધનવર્ધન ઉપરાંત આ આવૃત્તિમાં પણ પુષ્કળ પૃષ્ઠોમાં તેમને હાથે–છેવટે એકાદ શબ્દને સુધારાવા જોગું પણ કાંઈ ને કાંઈ ઉચિત સંશોધન થયું છે જ વળી આ આવૃત્તિમાં આ પછીનાં પૃષ્ઠોમાં શ્રીયુત પદેજીએ તૈયાર કરેલી સંસ્કૃત વૈદક ગ્રંથોની નામાવલિ ઉમેરાઈ છે; અનેક સ્થળે ટિપ્પણરૂપે અનુભૂત ઉપાયો ઉમેરાયા છે, વ્યાધિઓના પ્રકરણોમાં તે અનુભૂત ઉપાયોની તથા 'ગોવૈદક' અને 'પ્રાણીજ ઔષધ'માં આવતા ઉપાયોની ખતવણી* ઉમેરાઈ છે તથા પુસ્તકના છેવટે શુદ્ધિપત્ર અપાયું છે; તે સર્વ એમને જ હાથે થયેલું હોઈને અત્ર તરફથી તો તેમાં યથાશક્તિ ઠીકઠાક થયેલું એ જ

આ પછીનાં પૃષ્ઠોમાં અપાયેલી શ્રીમાન પદેજીકૃત 'સંસ્કૃત વૈદક ગ્રંથોની નામાવલિ' માત્ર પ્રાથમિક હોવા છતાં પણ તેમાં જે સાતસો ઉપરાંત નામો અપાયાં છે; તે જોતાં પ્રાપ્ત, અપ્રાપ્ત અને લુપ્ત થયેલા ગ્રંથો મળીને આર્યોનો વૈદક ગ્રંથસમૂહ હજારોનો હશે, એમ નિઃશંકપણે સમજાય છે હવે જ્યારે એક વિષયનો જ ગ્રંથસંગ્રહ આટલો મોટો હોય, ત્યારે વ્યવહાર તથા પરમાર્થના પ્રત્યેક વિષયમાં ઠેઠ તળિયા સુધી ફરી વળેલી પ્રાચીન આર્યોની જ્ઞાનદૃષ્ટિ તથા અનુભવદૃષ્ટિ તરફ જોતાં આર્યાવર્તની એકંદરે પ્રાચીન ગ્રંથસંપત્તિ લાખોની સંખ્યામાં હોય એમાં આશ્ચર્ય નથી ભારતવાસીઓ પોતાના મહાન પૂર્વજોની આવી અનેકવિધ જાહોજલાલી અને સત્સંપત્તિની શોધ, અધ્યયન તથા અનુસરણ કરવા તરફ વળશે, ત્યારે આર્યાવર્તની સુદશાનો સૂર્ય પૂર્ણપણે પ્રકાશી ઊઠી તેના આગળ તેમનો પશ્ચિમનો ભૌતિક ભપકો ક્ષુદ્ર તારકવત્ અને ભ્રામક લાગ્યા વિના રહેશે નહિ. સર્વ કોઈ એવા સત્ય ઉન્નતિના સૂર્યને સર્વત્ર ઉદિત થયેલો જોવા ઝંખો, મથો અને સફળ થાઓ એવા ભાવપૂર્વક

ॐ तत् सत् । સંવત : ૧૯૭૮ બળેવ ભિક્ષુ અખંડાનંદ

---

* 'રસવૈદ'ના પ્રકરણમાં આવતા ઉપાયોની ખતવણી તેમણે એટલા માટે નથી કરી, કે તે વિષય રસાયણને લગતો હોઈ દરેકે તેમાં ઊતરવા જેવું નથી રસાયણની બનાવટોને માટે તો બનાવવાવાળો પણ અનુભવી વૈદ્ય જોઈએ, તેમ પ્રકૃતિ, દોષ, દેશકાળ ઇત્યાદિનો વિચાર કરીને અનુપાન તથા માત્રા વગેરેનો યોજનાર પણ કુશળ વૈદ્ય જ જોઈએ 'જે ખાય રસાણ તે જાય મસાણ' એ કહેવત તો ઊંટવૈદું કરનારાઓના જ પ્રતાપે ચાલેલી છે, છતાં આટલું તો ખરું જ કે પરેજી, સ્નેહન, સ્વેદન, લંઘન વગેરે જે બહુ જ ફાયદો કરનાર છતાં સાવ સાદા અને કુદરતી ઉપાયો કહેલા છે, તે ઉપાયોથી પૂરો આરામ ન થાય તો જ કાષ્ઠ ઔષધિના ઉપાય કરવા અને તે ઉપાયોથી પણ ફાયદો ન થાય તો જ પછી અનુભવીને હાથે શોધન–મારણાદિ સંસ્કાર પામેલી પરિપક્વ રસાયણી બનાવટો, ભસ્મો કે ઝેરી વસ્તુઓનો ઉપયોગ માત્રા, અનુપાન, પથ્ય તથા પરેજીના ઉચિત સેવનપૂર્વક કરવો જોઈએ આપણા પ્રાચીન અને મહાઅનુભવી ભિષગાચાર્યોએ ખાસ ભાર દઈને આ વાત કહેલી છે.

# અનુક્રમણિકા–પૂર્વાર્ધ

## પ્રકીર્ણ વિષયો



## વનૌષધિગુણાદર્શ

# વિશેષ અનુક્રમણિકા—પૂર્વાર્ધ

[ આ પુસ્તકમાં 'વનૌષધિગુણાદર્શ' નામે પ્રકરણમા દરેક વનૌષધિનુ નામ તથા નંબર (ક્રમાંક) છપાયો છે. એમાં કેટલીક ઔષધિઓના નામ ગુજરાતમાં પણ સ્થાન ભેદે એકથી વધારે હોય છે; તથા કેટલીક ઔષધિનાં ફળ, ફૂલ, છાલ વગેરે વિશેષ ઉપયોગી હોવાથી તેનાં નામ પણ પ્રચલિત હોય છે. આ પ્રકારનાં વિશેષ નામો આ ગ્રંથની સામાન્ય અનુક્રમણિકામાંથી અથવા 'વનૌષધિગુણાદર્શ'-માના સામાન્ય નામોમાથી મળે નહિ; તેથી એ વિશેષ નામો આ **વિશેષ અનુક્રમણિકામાં** અકારાદિ ક્રમથી અપાયા છે. આમા દરેક નામ સાથે જે નબર છાપેલો છે; તે નંબર 'વનૌષધિગુણાદર્શ'-માંથી કાઢીને તે ઔષધિનુ પ્રકરણ વાચવાથી તેમાં આ વિશેષ નામવાળી ઔષધિની હકીકત પણ મળશે. દાખલા તરીકે કોઈને એળિયાની હકીકત જોવી હોય તો તે નામ સાથે નંબર ૧૪૩ લખેલો નીચે જણાશે અને '**વનૌષધિગુણાદર્શ**'મા એ ૧૪૩ મો નબર કાઢવાથી ત્યા 'કુંવર'ના વિષયમાં આ એળિયાના પણ ગુણ, ઉપયોગ વગેરે મળી આવશે.]

# અનુક્રમણિકા—ઉત્તરાર્ધ

## ૧—સુબોધ વૈદક

### સ્ત્રીઓના રોગ



## ૨–ગોવૈદક



## ૩–પ્રાણિજ ઔષધિ



## ૪–રસવૈદ

## ૫—ઔષધિક્રિયા

### ૧—રસાયન

#### (૧) રસોપયોગી વિષયો



#### (૨) યંત્રો



#### (૩) રસ

### ૮—આસવ



### ૯—અંજન



### ૧૦—તૈલ



### ૧૧—ઘૃત, ક્ષાર, મલમ



## ૬—બૃહત્પાકસંગ્રહ



### ૧—પાક

## ૨—અવલેહ અથવા ચાટણ



## ૩—મુરબ્બા



## ૪—શરબત

# અનુક્રમણિકાની પુરવણી

[ઔષધિની કેટલીક બનાવટો તથા બીજી જાણવા જેવી બાબતો તે તે ઔષધિઓના પ્રકરણમા પેટા બાબતો તરીકે આવી ગયેલી; પરંતુ બનાવટોના પ્રકરણમા નહિ આવવાથી સામાન્ય અનુક્રમણિકામા તે આવી શકી નથી, જેથી તેની છેવટે આ પુરવણી જોડીને તેવી બાબતો તથા બનાવટો કે જેની તારવણી સંશોધક સજ્જનો તરફથી મળેલી તે આ નીચે આપી છે.]

# વૈદકની ઔષધિ પરિભાષા

## ૧–ઔષધિ વિષે સામાન્ય સૂચના

૧ ઔષધિનો ઉપયોગ કરવા પહેલા રોગનુ નિદાન, ઔષધિના ગુણદોષ, દેશ, કાળ (ઋતુ) અને પ્રકૃતિનો વિચાર કરવો જોઈએ. વિચાર કર્યા વિના ઉપયોગ કરવાથી અનેક વખત લાભને બદલે હાનિ થાય છે. જેમ કે તરતના દોહેલા દૂધને શાર્ઙ્ગધરાચાર્યે પથ્ય, તેજોવર્ધક, તરત વીર્ય ઉત્પન્ન કરનાર શ્રેષ્ઠ ઔષધિરૂપે માનેલુ છે. એના અનેક ગુણ આર્યભિષક્‌મા પણ બતાવેલા છે; તોપણ નવીન પિત્તજ્વર, અતિસાર, સંગ્રહણી, અર્શ, કફકાસ, વિદ્રધિ, કૃમિ, નવીન સુજાક અને કુષ્ઠાદિ રોગોમા હાનિકારક ગણાય છે માટે પૂર્ણ વિચાર કરી ઔષધિનો ઉપયોગ કરવો.

૨ સોમલ, હરતાલ, ગંધક પારો, હીંગળો, રસકપૂર, મનશીલ, મોરથૂથુ, વછનાગ, ઝેરકોચલાં, ભિલામા, કરેણુ, નેપાળો, અફીણ, ભાગ, ધતૂરાના બીજ અને ચણોઠીના બીજ વગેરે ઘણી વસ્તુઓ એવી છે કે જે શુદ્ધ કરીને જ ઉપયોગમા લેવી જોઈએ.

૩ દવા તરીકે હિંગ ઘીમા તળીને જ ઉપયોગમા લેવી તથા ટંકણખાર અને ફટકડી ફુલાવીને જ વપરાય છે. ચોપડવાની ઔષધિમા પણ મોરથૂથુ, ટંકણખાર અને ફટકડી ઘણે ભાગે ફુલાવીને જ લેવાય છે.

૪ કવાથ માટીના વાસણમા અને તેને ઢાંક્યા વિના જ કરવો જોઈએ. માટીનુ વાસણ ન હોય તો પિત્તળનું કલાઈ કરેલું વાસણ લેવુ. તેલને માટે પણ ઘણે ભાગે પિત્તળનુ જ કલાઈ કરેલું વાસણ લેવાય છે કલ્ક કરવા માટે લોઢાનુ વાસણ લેવુ જોઈએ.

૫ અપથ્ય વસ્તુનું સેવન ઇચ્છાપૂર્વક અથવા ભૂલથી ચાલુ રહેશે તો ઔષધિનો લાભ મળી શકશે નહિ. માટે પથ્ય ઉપર પૂર્ણ લક્ષ આપવું જોઈએ

૬ સોમલવાળી બનાવટ ખાલી પેટે કદાપિ આપવી નહિ, ભોજન કર્યા પછી જ આપવી જોઈએ; તેમ જ સોમલ ક્ષયના રોગમા ન જ વાપરવો જોઈએ

૭ લોહભસ્મવાળી ઔષધિ પણ ભોજન કર્યા પછી આપવી એ વિશેષ લાભદાયક છે.

૮ અફિયાવાળી સારક ઔષધિ રાત્રે સૂતી વખતે જ આપવી જોઈએ.

૯ ઇંદ્રિયજુલાબની ઔષધિ સવારે આપવી એ વિશેષ હિતકર છે

૧૦ સગર્ભા સ્ત્રીને એળિયાવાળી અથવા નેપાળાવાળી અથવા તેજ ઔષધિ આપવી નહિ

૧૧ ઘી અને તેલ પીધા પછી તરત જળ પીવુ જોઈએ નહિ

૧૨ વાજીકર (કામોત્તેજક) ઔષધ સેવન કરવા પહેલા શરીરમાના રોગ દૂર કરવા જોઈએ; તેમ જ શરીર પૂર્ણ રીતે શોધન કરી લેવુ જોઈએ

૧૩ દૂધ પીતા બાળકોને ઔષધિ આપવાની સાથે બાળકની માને પણ રોગ હોય તો ઔષધિ આપવાનુ યાદ રાખવુ જોઈએ

૧૪ નવીન તાવવાળા રોગીને ખુલ્લો વાયુ વધારે લાગશે તો મોતીઝરો થઈ જશે; માટે પૂર્ણ લક્ષ આપવું જોઈએ

૧૫ શસ્ત્ર લાગવાથી કોઈ ભાગ કપાઈ જાય તો તે ભાગ ઊંચો રાખવો જોઈએ નીચો રાખવાથી રક્તપ્રવાહ વધારે બહાર નીકળશે.

૧૬ પ્રસૂતિરોગમાં તેમજ ત્રિદોષમા ઘી જરા પણ આપવું ન જોઈએ.

૧૭ કોઈ પણ ઔષધિ કે ખોરાક તૈયાર કરવામા, શુદ્ધ કરવામા, પીવામા, ખાવામા, ઉકાળવામા, મૂકી રાખવામા કે અમસ્તું પાણી પીવુ હોય તે કામમા પણ એલ્યુમિનિયમ નામક સફેદ ધાતુનું કોઈ પણ વાસણ ઉપયોગમા લેવુ એ બહુ નુકસાનકારક છે.

## ૨–ઔષધિનો યુક્તાયુક્ત વિચાર

સર્વ કામોમા નવા ઔષધોની યોજના કરવી; પરંતુ વાવડિંગ, લીંડીપીપર, ગોળ, ધાણા, મધ અને ઘી, એ છ પદાર્થ જૂના (એક વર્ષ પહેલાના) જોઈએ ગળો, કડાની છાલ, અરડૂસી, કોળું, શતાવરી, આસંધ, કાંટાસરિયો, વરિયાળી, ચાદવેલ એ નવ ઔષધો મળે ત્યા સુધી લીલા જ લેવા અને લીલાં હોવાથી બમણા લેવા નહિ. બીજા ઔષધો સૂકા અને નવા લેવા અને લીલા હોય તો બમણા લેવા. જે પ્રયોગમા વખત કહેલો નથી, તે પ્રયોગમા પ્રાતઃકાળ લેવો જે ઔષધિનું અંગ કહેલુ નથી, તેના મૂળ લેવા. જે પ્રયોગમા ભાગ કહેલો નથી ત્યા તે સમભાગે લેવો જે પ્રયોગમા એક ઔષધ બે વખત કહેલું હોય ત્યા તે બમણુ લેવું. ચૂર્ણો, તેલ, ઘી ઇત્યાદિ સ્નેહ-પદાર્થ તથા અવલેહ એમા ઘણુ કરી શ્વેત ચંદન જ યોજવુ. કાઢા અને લેપ એમા રક્તચંદન યોજવુ. એક વર્ષ પછી જંગલની વનસ્પતિના અને તાજી વનસ્પતિ વડે બનાવેલા ઔષધના તેજ અને ગુણ કમી થાય છે. એમા પણ તૈયાર કરેલો ઉકાળો અથવા કવાથ આઠ પહોરે અને ખાંડીને તૈયાર કરેલુ ચૂર્ણ તથા કવાથ બે મહિને હીનવીર્ય થાય છે, ઘી, તૈલાદિક ચાર મહિને હીનવીર્ય થાય છે. ગોળી, અવલેહ તથા પાક એક વર્ષ પછી હીનવીર્ય થાય છે, આસવ અને સોનુ વગેરે સર્વ ધાતુની ભસ્મો તથા અગ્નિમા તૈયાર કરેલા રસસિંદૂરાદિ રસાયનો એ જેટલા જૂના થાય છે, તેટલો તેમા ગુણ વિશેષ થાય છે ઘી અને મધ એ સમાન લેવું નહિ, લીધુ હોય તો તે વિષ તુલ્ય થાય છે. શાક, જાંબુ અને મધ સાથે દૂધ આપવાથી તે સર્પની પેઠે માણસને મારે છે. ફણસનો ગર ખાઈ તે ઉપર પાન ખાવાથી તે વિષવત્ મારે છે. દૂધ કાઢ્યા પછી દશ ઘડી થઈ હોય તો તે વિરસ થાય છે અને તેજ દૂધ વીસ ઘડી પછી વિષ જેવુ થઈ જઈ પ્રાશન કરનારને ઘણા ઉપદ્રવ કરે છે, ગરમ કરેલુ દૂધ વીસ ઘડી પર્યંત હિતાવહ હોય છે રાત્રિનું દૂધ દિવસે પીવુ નહિ.

બાળકને બનતા સુધી ઝેરી દવા આપવી નહિ અફીણ પણ ન આપવું. કદાચ ન છૂટકે આપવી પડે તો બહુ સંભાળથી યોગ્ય પ્રમાણમા આપવી; તેમ જ બાળકોને બહુ તીખી દવાઓ અને નશો લાવનારી દવાઓ પણ આપવી નહિ ગર્ભિણી સ્ત્રીને ગર્ભને નુકસાન કરે એવી ગરમ દવાઓ અથવા રેચની દવા કદી પણ આપવી નહિ. જલદ દવાઓ વૃદ્ધ તથા બાળકોને ઓછો ગુણ કરે છે. પારાવાળી કેટલીક દવાઓ જેટલી બાળકો જીરવી શકે છે, તેટલી મોટી ઉમરના માણસો જીરવી શકતા નથી, પાંડુરોગવાળાને પારાવાળુ ઔષધ, ગર્ભવાળી સ્ત્રીને એળિયો અને કિવનાઈનવાળુ ઔષધ તથા ક્ષયરોગમા સોમલવાળું ઔષધ અતિહાનિકારક છે સ્ત્રીઓને પુરુષો કરતા પ્રમાણમા ઓછી અને કોમળ દવા આપવી. મંદાગ્નિવાળાને ઘીવાળા પાક થોડા પ્રમાણમા આપવા

## ૩–ઔષધિ લાવવાનો પ્રકાર

ઔષધિ લેવા પ્રાતઃકાળમા જવુ ઉત્તમ જગ્યા ઉપરની વનસ્પતિ જોઈ તેના મૂળ અથવા છાલ જે લેવાનુ હોય તે લેવા. ઉકરડા ઉપરની, ખરાબ જગ્યા ઉપરની, જળમય જગ્યાના આશ્રય કરી રહે છે તેની, સ્મશાનમા થનારી, જે જગ્યા પર ઘાસ ઊગતુ નથી તે જગ્યા ઉપરની, ચોકઠા ઉપરની, કીડા લાગેલી, અગ્નિએ બળેલી, હિમથી દાઝેલી એવા પ્રકારની વનસ્પતિ લાવવી નહિ

આસો અને કાર્તિક એ મહિનાઓમાં સર્વ ઔષધિ રસભરી હોય છે એટલા સારુ સર્વ કાર્યો માટે તે બે મહિનામા વનસ્પતિ લાવી રાખવી. રેચ થવા માટેની અને ઊલટી થવા માટેની ઔષધિ વૈશાખ અને જેઠ એ બે મહિનામા લાવવી. જે વૃક્ષના મૂળ મોટા હોય તે વૃક્ષના મૂળની છાલ લેવી. જે વનસ્પતિના મૂળ નાના છે, તેના મૂળ લેવા.

## ૪—સ્વરસાદિ પાંચ પ્રકારના કાઢા

સ્વરસ એટલે અંગરસ. સારી લીલી વનસ્પતિ લાવી, તેજ વખતે કૂટી, કપડામા ઘાલી તેને પીલી જે રસ નીકળે છે તે. —બીજો પ્રકાર—સુકાયેલા ઔષધો સોળ તોલા લાવી ચૂર્ણ કરી, તેનાથી બમણું પાણી માટલામા નાખી તે ચૂર્ણ આઠ પહોર ભીજવી રાખવું. પછી બીજે દિવસે ગાળી તે પાણી આપવુ ત્રીજો પ્રકાર—સુકાયેલી વનસ્પતિ લાવી તેમા આઠગણું પાણી રાખી, ચોથો હિસ્સો પાણી રહે તે પર્યંત કાઢો કરી આપવો. તે અંગરસ જડ છે, એટલે લેવો તો બે તોલા લેવો અને રાત્રે પલાળી રાખી તેનો સવારે કાઢો કર્યો હોય તો તે ચાર તોલા આપવો. મધ, સાકર, ગોળ, સર્વ ક્ષાર, જીરુ, ઘી, તેલ અને ચૂર્ણાદિક એ અંગરસમા નાખવા હોય તો અર્ધો અર્ધો તોલો નાખવા.

## ૫—કાઢાનો પ્રકાર

કાઢામા સર્વ ઔષધો મળી રોજ ચાર તોલા ઔષધો લઈ કૂટવા, તેમા ૬૪ તોલા પાણી નાખી મંદાગ્નિએ માટલામા અથવા બીજા વાસણમા ઉકાળવુ. પછી અષ્ટમાંશ એટલે આઠ તોલા પાણી રહે ત્યારે તે આપવો નાના બાળકને કાઢો ૩ માસાથી એક તોલા સુધી પાવો. કાઢામા દૂધ, ઘી, તેલ, ગોળ, પીપર, સાકર વગેરે પદાર્થો અનુપાન તરીકે નાખવા હોય તો યોગ્ય પ્રમાણમાં નાખવા.

## ૬—ચૂર્ણ

શુષ્ક એટલે સુકાયેલુ દ્રવ્ય લઈ ખાંડીને વસ્ત્રગાળ કરવુ, તેને ચૂર્ણ કહે છે. તે મોટા માણસને ૬ માસાથી એક તોલા પર્યંત અને નાના બાળકને ૧ માસાથી ૩ માસા પર્યંત આપવુ. ચૂર્ણમાં ગોળ સમભાગે નાખવો સાકર બમણી નાખવી. ઘૃતાદિ પદાર્થોમા ચૂર્ણ ચાટવાનુ હોય તો ચૂર્ણથી બમણુ ઘૃતાદિ જોઈએ એકાદા ચૂર્ણને કાઢો, લીંબુનો રસ વગેરેની ભાવના ( પુટ ) દેવાની હોય તો એ સર્વ ચૂર્ણ ભિંજાય તેટલુ તે પ્રવાહી હોવું જોઈએ

## ૭—વટિકા ( ગોળીઓ )

સાકરમા કરવી હોય તો ચૂર્ણથી ચોગણી સાકરનો પાક કરી તેમા ચૂર્ણ નાખી કરવી. ગોળમાં કરવી હોય તો બમણો ગોળ લેવો. મધ અને ગૂગળમા કરવી હોય તો તે સમભાગે લઈ કરવી.

## ૮—ઉકાળો કરવાનો પ્રકાર

૪ તોલા ઔષધ લાવી સારું કૂટી રાખવુ એક માટલીમા ૧૬ તોલા પાણી નાખી સારુ ગરમ થયા પછી તેમા તે ઔષધ નાખી સારું ઉકાળી ગાળી લેવુ. આ ઉકાળો આપવો હોય તો આઠ તોલા આપવો ફાંટની બીજી સાદી વિધિ આ પ્રકરણની છેવટે આપેલી છે.

## ૯—હિમ કરવાનો પ્રકાર

૪ તોલા ઔષધ લાવી કૂટી માટલામા ૨૪ તોલા પાણી નાખી, તેમા તે ઔષધ મેળવી રાત્રિએ ભીજવી રાખવુ અને સવારમા ગાળી લેવુ એને હિમ અને શીતકષાય કહે છે. તેનુ પીવાનુ માપ ઉકાળા જેવુ છે.

---

— કેટલીક લીલી ચીજોમાથી અંગરસ નીકળતો નથી, તેમને વાટી ગોળો કરી ઉપર કપડપટ્ટી કરી માટી લાલ થતા સુધી દેવતામા તપાવી અંદરની વનસ્પતિ કાઢી ચોખ્ખા ઝીણા કપડા વડે નીચોવવાથી અંગરસ નીકળે છે

## ૧૦–કલ્કનો પ્રકાર

લીલાં ઔષધ લાવી ચટણી જેવા ઝીણાં વાટવા અને સૂકાં હોય તો પાણી નાખી વાટવા. તેને આપવાનું માપ ૧૦ માસા. કલ્કમા મધ, ઘી, તેલ નાખવુ હોય તો કલ્કથી બમણુ નાખવુ. સાકર સમાન નાખવી દૂધ, પાણી ઇત્યાદિ પાતળા પદાર્થો ચોપટ નાખવા.

## ૧૧–અવલેહ (ચાટણ)

જે મુખ્ય વસ્તુનો અવલેહ કરવાનો હોય તેનો સ્વરસ લેવો; અથવા કવાથ કરી ગાળી પુનઃ તે પાણીને ધીમા તાપ પર ઘાટું થવા દેવું. તેમા મધ, ગોળ અથવા સાકર તેમ જ ઘી અને તેલ પણ મેળવવામા આવે છે. અવલેહ પરિપકવ તૈયાર થયો કે નહિ તે જાણવા માટે તેને પાણીથી ભરેલા પ્યાલામા નાખવાથી ડૂબીને તળિયે બેસે તો બરાબર થયો જાણવો. માત્રા ૦॥ થી ૨ તોલા સુધી.

## ૧૨–પાક

જે વસ્તુનો પાક બનાવવો હોય તે વસ્તુનુ ચૂર્ણ કરી તેનો લગભગ ૧૬થી ૨૦ગણા દૂધમાં માવો કરવો. પછી તે માવામા ઘી નાખીને ચૂલા ઉપર હલાવી દાણો પાડવો. અથવા દવાના ચૂર્ણને પ્રથમ ઘીમા શેકી રાતો દાણો પાડવો અને તૈયાર માવાનો જુદો દાણો પાડવો. તૈયાર થયેલા દાણાના વજન બરાબર સાકરની ત્રણતારી ચાસણી કરી મેળવવી બદામ, પિસ્તા વગેરે તેજાનો તથા અભ્રક, બગાદિ ભસ્મ જે મેળવવાની હોય તે છેવટે મેળવી થાળીમા ઘી ચોપડી પાક ઠારવો અથવા લાડુ બાધવા.

## ૧૩–આસવ

પાણીમાં ઉકાળ્યા વિનાના ઔષધોને ઠડા પાણીમા મેળવી મો બધ કરેલા વાસણુમાં એકથી બે માસ સુધી ભરી રાખવાથી આસવ તૈયાર થાય છે. બનાવવામા પ્રમાણ ન લખ્યું હોય ત્યાં ચૂર્ણ ૧। શેર, મધ ૬। શેર, ગોળ ૧૨॥ શેર અને પાણી ૩૨ શેર લેવું

## ૧૪–અરિષ્ટ

કોઈ દવાના ઉકાળાના પાણીમા ઔષધોનુ ચૂર્ણ મેળવીને એકથી બે માસ સુધી મો બધ કરેલા માટીના વાસણમા રાખી મૂકવાથી અરિષ્ટ તૈયાર થાય છે. બનાવવામા પ્રમાણ ન લખ્યું હોય ત્યા ઉકાળો ૫ શેર, મધ ૬। શેર, ગોળ ૧૨॥ શેર લેવો.

## ૧૫–મુરબ્બા

જે વસ્તુનો મુરબ્બો કરવો હોય તે વસ્તુ સખત હોય તો પ્રથમ ટોચીને બાફી લેવી. છાલ હોય તેની છાલ કાઢી અદરના ગરભના ટુકડાને બાફવા. પછી તે વસ્તુના વજનથી ત્રણગણી સાકરની ચાસણી કરીને તેમા તે વસ્તુ નાખવી ચાસણી ત્રણતારી કરીને બાફેલી વસ્તુ મેળવવી, કારણ કે તે વસ્તુમા રહેલુ પાણી ચાસણીમા મળીને ચાસણી ઢીલી કરી દે છે રુચિ પ્રમાણે મુરબ્બામા એલચી, કેસર નાખવા. મુરબ્બો ઠરે ત્યારે બરણીમા ભરી મો બધ કરી કેટલીક મુદત સુધી રાખી મૂકવાથી સ્વાદમા તથા ગુણમા સારો થાય છે.

## ૧૬–શરબત

જે વસ્તુનુ શરબત બનાવવુ હોય તે વસ્તુનો રસ અર્ક અથવા ઉકાળો તૈયાર કરવો. પછી રસથી દોઢી સાકરમા ચાસણી તૈયાર કરવાથી શરબત બને છે.

## ૧૭–ઘી–ઘ્રૃત

જે ઔષધિનુ ઘી સિદ્ધ કરવુ હોય તેના સ્વરસ અથવા કલ્કથી ૪ ગણું ઘી લેવું. ઘીથી

૪ ગણું પાણી અથવા દૂધ અથવા ગોમૂત્ર લેવું ને સૂકી વનસ્પતિ હોય તો ૧૬ગણા પાણીમાં ક્વાથ કરી ઘી સિદ્ધ કરવુ. ક્વાથ અથવા કલ્કની સાથે ઉકાળતા પાણીનો ભાગ બળી જાય અને ઔષધિનો ભાગ પાકીને લાલ થઈ જાય તથા ઘી જુદું પડી રહે ત્યાર ઘી તૈયાર થયું સમજવું. ઘી પાકયાની પરીક્ષા એ છે કે, કલ્ક આગળી ઉપર લઈ દાબીને વણી જોતા વાટ વણાય તો જાણવું કે ઔષધનુ સત્ત્વ ઘીમા આવી ગયું છે માત્રા ૧ થી ૨ તોલા સુધી છે

## ૧૮–તેલ

તેલ ઘીની પેઠે જ સિદ્ધ થાય છે. ઘી સિદ્ધ કરવામા ઘી અને તેલ સિદ્ધ કરવામા તેલ લેવુ. રીત બન્નેની સમાન છે.

## ૧૯–ફાંટ

ઔષધિનું બારીક ચૂર્ણ ગરમ પાણીમા બે કલાક સુધી કાચના અથવા માટીના વાસણમા પલાળી રાખી તે પાણી ગાળીને ઉપયોગમા લેવુ અથવા ઠંડા પાણીમા બાર કલાક રહેવા દેવાથી પણ ફાટ તૈયાર થયું ગણાય છે. ફાટની માત્રા ૪ તોલા છે. તેમા અનુપાન તરીકે મધ મેળવવું હોય તો ૧ તોલા સુધી મેળવવુ.

## ૨૦–પુટપાક

કોઈ પણ લીલી વનસ્પતિને વાટી ગોળો કરી તેને વડ, એરંડો અથવા જાંબુનાં પાનમાં વીંટી તેની ઉપર કપડમટ્ટીનો એક આગળ જેટલો જાડો થર દઈને છાણાની અંદર સળગાવવો. ગોળો લાલ થાય ત્યારે કાઢી લઈ માટીનો થર દૂર કરી ગોળાનો રસ નીચોવી લેવો. કદાચ વનસ્પતિ સૂકી હોય તો પાણીમા વાટીને ગોળો કરવો. રસ પીવાની માત્રા ૨ થી ૪ તોલા સુધી. મધની જરૂર હોય તો ૦ાા થી ૧ તોલા સુધી મેળવવુ.

## ૨૧–રસક્રિયા–ઘન

કોઈ પણ વસ્તુના ચૂર્ણનો ૧૬ગણા પાણીમાં ક્વાથ કરી આઠમા ભાગનુ પાણી બાકી રહે, ત્યારે ગાળી લઈને ફરી તે પાણીમાં ઉકાળી માવા જેવો ઘાટો પદાર્થ તૈયાર થાય તે રસક્રિયા અથવા ઘન કહેવાય છે. દારુહળદર, ગળો, રેવચીની, જેઠીમધ વગેરે અનેક વસ્તુમાથી ઘન કરવાનો રિવાજ આ દેશમા ઘણા જૂના કાળથી ચાલે છે.

## ૨૨–સરકો

મધુર પ્રવાહી જેવા કે શેરડીનો રસ, જાંબુનો રસ, દ્રાક્ષનો રસ બરણીમા બંધ કરી રાખી મૂકવાથી સરકો બની જાય છે. આ રસને સરકો તૈયાર થાય ત્યા સુધી આઠ આઠ દિવસને અંતરે ગાળતા જવુ.

## ૨૩–મંથ

માટીના વાસણમા ઔષધિના ચૂર્ણને ૧૬ગણા પાણી સાથે મેળવી ખૂબ વલોવી કપડાથી ગાળી લેવુ તે પ્રવાહીને મંથ કહે છે મંથ એ હિમના જેવુ જ હોવાથી તોલા ૮ પીવા માટે આપવું.

## ૨૪–ક્ષાર

જે વનસ્પતિનો ક્ષાર કરવો હોય તે વનસ્પતિના પંચાગને એક મોટા વાસણમા અથવા ગજપુટ જેવા સાફ ખાડામા બાળી ભસ્મ કરવી. પછી તે રાખને ૬૪ ગણા પાણીમા મેળવી દેવી. આઠ પહોરે પાણીમા બધો ક્ષાર મળી જશે તથા રાખનો ભાગ નીચે બેસી જશે પછી ઉપરથી

સાફ નીતરેલું પાણી બીજા વાસણમા લઈ ઉકાળવાથી ક્ષાર તૈયાર થાય છે. એ ક્ષારમા રાખ રહી જવાથી કાળાશ દેખાય તો પાછો તે થોડા પાણીમા નાખી ખૂબ હલાવીને પાચસાત ઘડી ઠરવા દઈ નીતરેલુ પાણી ગાળી લઈ ઉકાળો લેવાથી શુદ્ધ સફેદ ક્ષાર નીકળે છે.

## ૨૫–કાંજી

ઘઉ, અડદ કે ચોખાને બાફીને તેમાં રહેલા પાણી સાથે જ માટીના વાસણમા મોં બંધ કરી એકમે દિવસ રાખી મૂકવાથી કાજી તૈયાર થાય છે. ઉપરના પાણીમા અડદના અથવા ચણાનાં વડા કરીને નાખવાથી કાજી ઉત્તમ બને છે આ કાજીનો ઉપયોગ ધાતુશોધન તથા ભસ્મો બનાવવા માટે થાય છે

## ૨૬–ઔષધસેવન–કાળ

કાઢો, અવલેહ, ગરસ, ચૂર્ણ વગેરે પ્રાતઃકાળે અરુચિ અને અગ્નિમાદ્ય હોય તો ભોજન સાથે, સ્વરભંગને માટે રાત્રે ભોજન સાથે, ધાતુપુષ્ટિને માટે પ્રાત કાળે અને સાજના ભોજન પછી આપવા, કાનમા તૈલાદિક નાખવાનું હોય તો તે રાત્રે સૂતી વેળા નાખવુ. કાઢા, ચૂર્ણો, રસાયનો વગેરે ઔષધો આપવાના હોય તો તે ૩, ૭, ૧૪, ૨૧ કિંવા ૪૨ દિવસ પર્યંત એક અથવા બ ને વખત કાઢો અથવા નિકાઢો આપવો. સારો વિચાર કરી અને રોગનુ અનુમાન સારી રીતે ધ્યાનમા રાખી તે પ્રમાણે ઉપાય ચાલુ કરવો.

મૂત્રલ ઔષધિ દિવસમા સવારે આપવી મૃદુ વિરેચન રાત્રે સૂતી વખતે આપવુ. જુલાબની દવા ખાલી પેટે સવારે આપવી. ઊલટી કરાવવા માટે ઔષધિ સવારે કાજી પિવરાવીને આપવી. ઝેરના સમયે અથવા અતિ આવશ્યકતા જણાય તો ગમે ત્યારે ઊલટી તથા જુલાબની ઔષધિ આપવી. ફળ ખાવા હોય તો ભોજન કર્યા પછી ઉપયોગમા લેવા. માદક અને પસીનો લાવનારી ઔષધિ રાત્રે સૂવાના સમયથી બે કલાક અગાઉ આપવી વધારે અનુકૂળ છે

## ૨૭–પથ્યપાલન

विनापि भेषजैर्व्याधि. पथ्यादेव निवर्तते। न तु पथ्यविहीनस्य भेषजाना शतैरपि।
पथ्ये सति गदार्त्तस्य किमौषधनिषेवणै·। पथ्येऽसति गदार्तस्य किमौषधनिषेवणै·॥ (लोलिंबराज)

પથ્યપાલન કરનાર રોગીનો રોગ ઔષધિ વિના પણ દૂર થાય છે, પણ પથ્યહીન રોગીનો રોગ સેંકડો ઔષધિ લેવા છતા જશે નહિ. જો પથ્યપાલન કરવામા આવે, તો ઔષધિ લેવાનું કામ જ શુ છે? તાત્પર્ય કે રોગ સહજ દૂર થઈ જશે, પણ જો રોગી પથ્યપાલન નહિ કરે તો ઔષધિ લેવાથી ફળ શુ? તાત્પર્ય કે ઔષધિ નકામી જશે.

यथा काष्ठचय दूरात् प्राप्य घोरतरोऽग्निक·। तथाऽपथ्यस्य सयोगाद् भवेद्घोरतरोऽगद.॥ (हारीतसंहितायाम्)

જેવી રીતે લાકડાના સમૂહમા દૂરથી પડેલો થોડા અગ્નિ અતિ ઘોર રૂપ ધારણ કરે છે, તેવી રીતે અપથ્ય સેવન કરનાર રોગીનો રોગ ભયંકર રૂપ ધારણ કરે છે.

## ૨૮–સર્વસાધારણ અનુપાનો

ઔષધ આપવા માટે જ્યા અનુપાન લખેલુ ન હોય ત્યા રોગ પ્રમાણે નીચેના સર્વસાધારણ અનુપાનો આપવા.

(૧) **સન્નિપાત** ઉપર આદાનો રસ (૨) **ઉધરસ** અને **કફવિકાર** ઉપર અરડૂસીનો રસ અને ત્રિકટુનુ ચૂર્ણ. (૩) **જ્વર** અને **વિષમજ્વર** ઉપર મધ અને લીંડીપીપર. (૪) **જામેલા તાવ** ઉપર કરિયાતુ, નાગરમોથ અને પિત્તપાપડો. (૫) **સંગ્રહણી** ઉપર છાશ. (૬) **જીર્ણજ્વર** ઉપર મધ અને લીંડીપીપર. (૭) **કૃમિ** ઉપર વાવડિંગ (૮) **મૂળવ્યાધિ** ઉપર ચિત્રક અને ભિલામો. (૯) **પાંડુરોગ** ઉપર મંડૂર (૧૦) **ક્ષય** ઉપર શિલાજિત (૧૧) **શ્વાસ** ઉપર ભારંગમૂળ અને સૂંઠ. (૧૨) **પ્રમેહ** ઉપર આમળા, હળદર અને સાકરયુક્ત ત્રિફળા (૧૩) **તૃષા** ઉપર સોનું તપાવી

છમકારેલું પાણી. (૧૪) **જ્વર અને તૃષા** ઉપર લોખંડ તપાવી છમકારેલું પાણી. (૧૫) **ત્રિદોષ** ઉપર આદાનો રસ અને મધ. (૧૬) **શૂળ** ઉપર હિંગ અને ઘી. (૧૭) **આમ** ઉપર કરંજ, ગોમૂત્ર અને એરંડતેલ. (૧૮) **પ્લીહા** ઉપર ત્રિફળા અને લીંડીપીપર. (૧૯) **વિષ** ઉપર સરસડાનું ઝાડ અને સોનું. (૨૦) **ઉધરસ** ઉપર ભોરીંગણી અને ત્રિકટુ (૨૧) **વાતવ્યાધિ** ઉપર ગૂગળ, લસણ અને ઘી. (૨૨) **રક્તપિત્ત** ઉપર અરડૂસી. (૨૩) **ફેફરા** ઉપર અને વાણી સારી થવા માટે વજ, અક્કલકરો અને મધ. (૨૪) **ઉદરરોગ** ઉપર રેચન. (૨૫) **વાતરક્ત** ઉપર ગળો અને એરંડિયું. (૨૬) **અર્દિત વાયુ** ઉપર અડદના વડા અને માખણ (૨૭) **મેદારોગ** ઉપર મધ અને પાણી એકત્ર કરી આપવા (૨૮) **પ્રદર** ઉપર લોધર. (૨૯) **અરુચિ** ઉપર બિજોરું અથવા દાડમ. (૩૦) **વ્રણ** ઉપર ત્રિફળા અને ગૂગળ. (૩૧) **શોક** ઉપર મધ (આસવ) (૩૨) **અમ્લપિત્ત** ઉપર દ્રાક્ષ. (૩૩) **ઊનવા** ઉપર શતાવરી અને કોળાનું પાણી. (૩૪) **નેત્રરોગ** ઉપર ત્રિફળા (૩૫) **ઉન્માદ** ઉપર જૂનું ઘી (૩૬) **નિદ્રાનો નાશ** થયો હોય તો ભેંસનું દૂધ. (૩૭) **કુષ્ઠ** ઉપર ખેરની છાલનું પાણી (૩૮) **ધોળા કોઢ** ઉપર બાવચો અને કાળો ઉમરડો. (૩૯) **અજીર્ણ** ઉપર નિદ્રા, હરીતકી તથા ઉપોષણ (૪૦) **ઊલટી** ઉપર ધાણી. (૪૧) **ઊર્ધ્વજત્રુ**(ગળાના આરંભ)થી ઉપર જેટલા રોગ થાય છે, તેઓને તીક્ષ્ણ ઔષધોનું નસ્ય. (૪૨) **પાર્શ્વશૂળ** ઉપર પુષ્કરમૂળ. (૪૩) **મૂર્છારોગ** ઉપર શીતોપચાર (૪૪) **શરીર કૃશ** થાય એટલે માખણ, સાકર તથા સોનાનો વરખ. (૪૫) **પથરી** ઉપર શિલાજિત (૪૬) **મૂત્ર** બંધ થયું હોય તો કુમળા મૂળાના પાદડાનો રસ અને સૂરોખાર એકત્ર કરી આપવા. (૪૭) **ગુલ્મ** ઉપર વાયવરણાની છાલ (૪૮) **વિદ્રધિ** ઉપર રક્તસ્રાવ (૪૯) **હેડકી** ઉપર લાખના રસનો અથવા નવસાર અને ચૂનો તથા લીંબુના રસ એકત્ર કરી વાસ આપવી, અથવા એક માસો પાણી સાથે પાવો (૫૦) **દાહ** ઉપર શીતવિધિ (૫૧) **ભગંદર** ઉપર કૂતરાના હાડકા ગધેડીના લોહીમા ઘસી શંખપુષ્પીના રસમા મિશ્રિત કરી ચોપડવું. (૫૨) **અવાજ ખૂલવા** માટે પુષ્કરમૂળ મધમા આપવા. (૫૩) **શીત અને શૈત્ય** ઉપર નાગરવેલ અને મરી.

## ૨૯–ઔષધિપ્રતિનિધિ

જે પદાર્થો જોઈતા સ્થાને જોઈતા વખતે મળી આવતા નથી, તેને બદલે તેવા જ ગુણવાળા પદાર્થ યોજવા; પરંતુ ઔષધિની બનાવટનું નામ જે પદાર્થના નામ ઉપરથી રાખવામા આવ્યું હોય તે મુખ્ય પદાર્થ કદી બદલાવી શકાતો નથી (જેમ કે હરીતકયવલેહમા હરીતકી એટલે હરડેને બદલે આમળા વપરાય નહિ) આ પ્રમાણે એક ચીજને બદલે જે બીજી ચીજ ગ્રહણ કરવામા આવે તેને **ઔષધિપ્રતિનિધિ** કહે છે. આ પ્રમાણે એક ન મળે તો તેને બદલે બીજી જે ઔષધિ વાપરી શકાય તેની યાદી અહીં આપીએ છીએ.

**અખરોટ**–ચિલગોજા, ચારોળી
**અગર**–તજ, લવંગ, કેસર
**અજમોદ**–અજમો
**અતિવિષ**–નાગરમોથ
**અફીણ**–ખુરાસાની અજમો
**અષ્ટમૂત્ર**–ગોમૂત્ર
**અમ્લવેતસ**–કોકમ, આમલી
**અંજીર**–મુનકા
**આકડાનું દૂધ**–આકડાના પાનનો રસ
ઉત્પલ–કમળ

ઉશબા–ચોપચીની
**ઋદ્ધિ–વૃદ્ધિ**–કુક્કરકંદ
**ઓથમીજીરું**–બેદાણા
**કપૂર**–ચંદન, રક્તચંદન(રતાંદળી)
**કલગારી**–કડવા કુઠ
**કસ્તૂરી**–જાવંત્રી
**કંકોળ**–એલચી, જાવંત્રી
**કંદ**–સૂરણ
**કાકોલી**–આસંધ
**કાળા દાણા**–ઇંદ્રવરણાની જડ
**કાંતલોહ**–તીખું લોઢું, પોલાદ

**કેસર**–કસુંબીનાં ફૂલ, જાવંત્રી, તજ
**કોઈ પણ ક્ષાર**–અઘેડાનો ક્ષાર
**ક્ષીરકંકોલી**–શતાવરી
**ખારસાર**–કડવા લીમડાની છાલ
**ગજપીપર**–પીપરીમૂળ
**ઘેટીનું દૂધ**–ગાયનું દૂધ
**ચવક**–ગજપીપર
**ચંદન**–વાળો, કપૂર
**ચિત્રક**–દાંતિમૂળ અથવા નેપાળાના મૂળ

ચોખા–સાઠીચોખા, જુવાર
જાવંત્રી–લવંગ
જીરું–ધાણા
જીવક અને ઋષભક–ભોયકોળું
જૂનું ઘી–તાજું ઘી
તગર–કોષ્ઠ
તુવેર–કળથી
દહીં–છાશ
દારુહળદર–હળદર
દ્રાક્ષ–ખજૂર, શીવણીના ફળ
ધાવડીનાં ફૂલ–મહુડાના ફૂલ
નખલા–લવંગના ફૂલ
નાગકેસર–કમળના કેશરા
નીલોત્પલ–કુમુદપુષ્પ, પોયણુ
પન્ના–પરવાળા

પીપર–મરી
પુષ્કરમૂળ–કોષ્ઠ
બનફસા–નીલકમળ
બકરીનું દૂધ–ગાયનું દૂધ
બાવચો–કૂવાડિયાનાં બીજ
ભારંગમૂળ–ભોરિંગણીના મૂળ
ભિલામા–ચિત્રક, ચિત્રો
ભોંયકોળું–આસંધ
મધ–જૂના ગોળ
મરી–લવંગ
મેદા ને મહામેદા–જેઠીમધ અને આસંધ
મોતી–મોતીની છીપ
મોરવેલ–તજ
રક્તચંદન–વાળો (વીરણનો)
રસાંજન–દારુહળદર

રૂપું–રૌપ્યમાક્ષિક, લોહભસ્મ
લક્ષ્મણા–મયૂરશિખા
વજ–મોરવેલ, કોળિંજન
વરી–સામો
વાળો–નાગરમોથ
શિલાજિત–કલમીસોરા
સફેદ કાથો–ગેરુ
સંચળ–મીઠું
સુવર્ણમાક્ષિક–સોનાગેરુ
સુવર્ણભસ્મ–સુવર્ણમાક્ષિક-ભસ્મ, લોહભસ્મ
સૂંઠ–આદુ
સોનું–સુવર્ણમાક્ષિક, લોહભસ્મ
હરડે–આમળા
હીરો–વૈક્રાતમણિ

## ૩૦–વનૌષધિગુણાદર્શમાંનાં નામો વિષે ખુલાસો

### દરેક વનસ્પતિનું પહેલું ઉપર આપેલું નામ ગુજરાતી છે.

સં૦ સંસ્કૃત. મ૦ મરાઠી દે૦ દેશી. કો૦ કોંકણી. વ૦ વહાડી ખા૦ ખાનદેશી. ગો૦ ગોમંતકી. હિં૦ હિંદુસ્તાની. બં૦ બંગાલી. ક૦ કર્નાટકી. તૈ૦ તેલંગી. મા૦ મારવાડી. રા૦ રાજપૂતાની કા૦ કાન્યકુબ્જ પં૦ પંજાબી. તા૦ તામીલ. તુ૦ તુલૂ મલા૦ મલ્લાકા (મલબારી). ફા૦ ફારસી. અ૦ અરબી ઇં૦ ઇંગ્રેજી. લા૦ લેટિન ઉ૦ ઉડીસા સિં૦ સિંહલદ્વિપી ને૦ નેપાલી ઓ૦ ઓરિયા. બ્ર૦ બ્રહ્મી. આ૦ ઔત્કલ. ફિ૦ ફિરંગી. સિં૦ સિંધી. અફ૦ અફઘાન. ગઢ૦ ગઢવાલી

## ૩૧–કેટલીક ઔષધિઓનો દોષ ટાળનારી ઔષધિઓ

સર્વ વસ્તુઓમા ગુણ અને અવગુણ રહેલા જ છે જેમ કે જે વસ્તુ પૌષ્ટિક હોય છે તે ભારે અને કબજિયાત કરનારી હોય છે. પૌષ્ટિકપણું એ ગુણ છે અને પચવામા ભારેપણું એ દોષ છે. એટલા માટે કોઈ પણ વસ્તુનો ગુણ લેતા દોષ દબાવવો હોય ત્યારે અથવા ભૂલથી વધારે સેવન કરવાથી દોષ ઉત્પન્ન થયો હોય ત્યારે તે દોષ ટાળનાર ઔષધિનો ઉપયોગ કરવો લાભદાયક છે. તેથી આ નીચે તેવી કેટલીક ઔષધિઓ તથા તેમના દોષને ટાળનારી ઔષધિઓ આપી છે.

| ઔષધિ | દોષનાશક ઔષધિ | ઔષધિ | દોષનાશક ઔષધિ |
|---|---|---|---|
| અખોડ | દાડમનો રસ | ચણોઠી | ધાણા, દૂધ |
| અનેનાસ | કેસર, તજ | ગાંજો | ઘી, ખટાઈ |
| અફીણ | વરિયાળીનો મુરબ્બો, સાકર | ઝેરકોચલુ | ઘી, વમન કરાવવુ |
| જામફળ | વરિયાળી, સૂંઠનો મુરબ્બો | કરેણ | ઘી મધ |
| સંતરા | મીઠું, સાકર | હીરાકશી | છાશ |
| તમાકુ | દૂધ | હીરા | ઘી, દૂધ અને વમન કરાવવું |
| જાંબુ | મીઠુ | હિંગ | બનકસા, તતીરા ગુંદ, દાડમ |
| ચૂનો | ઘી, બદામનુ તેલ | | |

| | | | |
|---|---|---|---|
| હરડા | ઘી અને મધ | રસકપૂર | ગાયનું દૂધ |
| હળદર | લીંબુ બિજોરાનો રસ | મુરદાર્શિંગ | ઘી, બદામનું તેલ, વમન કરાવવું |
| સાપની કાચળી | ધાણા અને ઘી | ભિલામા | ટોપરું, તલ, ચારોળી, બદામ |
| શિલાજિત | ઘી | કપૂર | કેસર, કસ્તૂરી |
| શતાવરી | મધ | આમલી | બનફસા |

## ૩૨–રોગીને પાણી આપવા વિષે

મૂર્છા, પિત્ત, ગરમી, દાહ, વિષવિકાર, રક્તવિકાર, મદાત્યય, શ્રમ, ભ્રમ, તમકશ્વાસ, વમન અને ઊર્ધ્વ રક્તપિત્ત એ રોગોમા તથા જેને અન્ન સારી રીતે પચન થઈ ગયું હોય તે સર્વ માટે શીતળ જળ લાભદાયક છે

પડખાના શૂળ, સળેખમ, વાયુનો રોગ, ગલગ્રહ, આફરો, કબજિયાત, જુલાબ ઉપર, નવીન તાવ, અરુચિ, સંગ્રહણી, પેટનો ગોળો, શ્વાસ, ઉધરસ, ગૂમડા, હેડકી વગેરે રોગોમા તથા તેલાદિ સ્નેહ પીવા પછી શીતળ પાણી પીવાની મના છે, એટલે એવા પ્રસંગોમા ઉકાળેલુ પાણી પીવુ જોઈએ.

સન્નિપાત રોગમા રોગી જ્યારે તૃષાથી બહુ જ ગભરાતો હોય, એવે વખતે પણ ઠંડું પાણી પીવા આપવુ એ મૃત્યુ સમાન સમજવુ

અરુચિ, સળેખમ, મંદાગ્નિ, શોથ, ક્ષય, મોઢામાથી પાણી પડવુ ઉદરરોગ, કોઢ, તીક્ષ્ણ નેત્ર-રોગ, નવીન જ્વર, વ્રણ અને મધુમેહ રોગમા થોડું થોડું પાણી પીવા માટે આપવુ.

કોલેરાની ઊલટી થતી હોય ત્યારે જરૂર પડતા વરિયાળીનુ ઉકાળેલુ પાણી એક એક ચમચો આપતા રહેવુ

રક્તપિત્ત, મૂર્છા, રક્તવિકાર અને પિત્તપ્રધાન રોગોમા ગરમ પાણી અતિહાનિકારક છે.

આ ઉપરાત જળસ્વેદથી અનેક રોગ દૂર થાય છે. જે ઉપરથી વર્તમાન સમયમા સર્વને જળસ્વેદ આપવાનું કેટલાક અવિચારી મનુષ્ય કહે છે ઠંડા જળમા અર્ધો કલાક બેસવુ તેમ જ આઠ આઠ દિવસે અમુક મિનિટ સુધી ગરમ પાણીમા બેસવુ, તથા ભોજનમા ઘી, દૂધ વગેરે પૌષ્ટિક આહાર બિલકુલ ન લેવો એવો આગ્રહ રાખવામા આવે છે. આથી કફપ્રધાન પ્રકૃતિમા શરીર બળવાન હોય તો જરૂર લાભ પહોચે છે, પણ જેના વાત, પિત્ત અને કફ, એ ત્રણ દોષ નિર્બળ બન્યા હોય, શરીર નિસ્તેજ જણાતુ હોય એવા માટે આ જળસ્વેદવિધિ હાનિકારક છે માટે બુદ્ધિમાને વિચાર કરી જળનો ઉપયોગ કરવો

## ૩૩–ઉપવાસ(લંઘન) વિષે સૂચના

ઉપવાસ કરવાથી વાતાદિ દોષનો ક્ષય થાય છે, અગ્નિ પ્રદીપ્ત બને છે, જ્વરાદિ અનેક રોગનું બળ ઓછુ થાય છે એટલુ છતા પણ રોગી અને પ્રકૃતિનો વિચાર કરીને લંઘન કરાવવું જોઈએ.

વાતરોગી તૃષાતુર, થાકેલો, અતિ ક્ષુધાતુર, બાળક, વૃદ્ધ, સગર્ભા સ્ત્રી, ક્ષયરોગી, જીર્ણજ્વર વગેરે અનેક રોગવાળા મનુષ્ય ઉપવાસના અનધિકારી છે જે મનુષ્યને ઉપવાસ કરાવવાથી હાડકા-ઓમા દર્દ, મનમા ભ્રમ, આખ પર વારવાર અંધારા આવવા વગેરે પીડા થતી હોય, એવા રોગીને પણ ઉપવાસ કરાવવા નહિ

## ૩૪–ઔષધિઓના ગુણદોષદર્શક શબ્દો વિષે સમજૂતી

ઔષધિઓના ગુણદોષને દર્શાવનારા મુખ્ય શબ્દોની વિશેષ સમજૂતી નીચે પ્રમાણે છે:–

લઘુ, ગુરુ, સ્નિગ્ધ, રુક્ષ અને તીક્ષ્ણ; એ અનુક્રમે આકાશ, પૃથ્વી, જળ, પવન અને અગ્નિના ગુણ છે તે પાચ પૈકી ૧—**લઘુ** (હલકો) પદાર્થ અત્યંત પથ્ય, કફનાશક અને તરત પાચન થાય એવો હોય છે ૨—**ગુરુ** (ભારે) પદાર્થ વાયુને હરનાર, પુષ્ટિકારક, કફકારક અને ધીરેથી પાચન થાય એવો છે ૩-**સ્નિગ્ધ** (ચીકાશવાળા) તેલ ઇત્યાદિ પદાર્થ વાયુનાશક, કફ કરનાર, વૃષ્ય

અને બળવર્ધક હોય છે. ૪—**રુક્ષ** (રૂખો-લૂખો) પદાર્થ વાયુ કરનાર અને અત્યંત કફકારક હોય છે. ૫—**તીક્ષ્ણ** (તીખો) પદાર્થ ઘણુ કરીને પિત્તકર્તા લેખન અને કફ તથા વાયુને હણનાર હોય છે. ૬—**શ્લેષ્મ** પદાર્થ ચીકાશ વિનાનો છતા કઠોર હોવાથી ચીકણો હોય છે, જેમ કે ઘૂટેલો પથ્થર. ૭—**સ્થિર** પદાર્થ વાયુ અને મળને રોકે છે ૮—**રસ** પદાર્થ વાયુ અને મળને કાઢે છે. ૯—**પિચ્છલ** (દૂધની તર જેવો) પદાર્થ તંતુ(રેસા)વાળો, બળકર્તા, ભારે, તૂટેલને સાધનાર, કફકર્તા, કલેદન અને છેદનકર્તા જાણવો ૧૦—**શીતળ** પદાર્થ સુખકર્તા, રુધિર આદિના વહી જવાને રોકનાર, મૂર્ચ્છા, તરસ, પ્રસ્વેદ પરસેવો અને દાહ)ને દૂર કરે છે. ૧૧—ઉષ્ણ (ગરમ) પદાર્થ શીતળ પદાર્થથી ઊલટા ગુણવાળો અને પાચક છે ૧૨—**વિશદ** (ફેલાઈ જનારા) પદાર્થ વ્રણને ભરે છે. ૧૩—**સ્થૂલ** પદાર્થ શરીરને જાડુ કરે છે અને છિદ્રોને બધ કરે છે ૧૪—**સૂક્ષ્મ** પદાર્થ શરીરના નાના અગો વગેરેમા પણ પ્રવેશ કરે છે ૧૫—**દ્રવ** (પ્રવાહી) પદાર્થ ભીજવવાના અને ફેલાઈ જવાના ગુણવાળો છે. ૧૬—**શુષ્ક** પદાર્થ એથી વિપરીત ગુણવાળો છે. ૧૭—**આશુકારી** પદાર્થ શરીરમા શીઘ્રતા કરે; જેમ કે તેલ પાણીમા જલદી પસરી જાય છે. ૧૮—**મંદ** પદાર્થ શિથિલતા કરે છે. એને અલ્પ પણ કહે છે ૧૯—**મૃદુ** પદાર્થ કોમળ હોય છે ૨૦—**કર્કશ** પદાર્થ ખરબચડ એવો છે એ વીસ ગુણો સુશ્રુતે કહ્યા છે. તે સિવાય દીપનાદિ ગુણો નીચે પ્રમાણે છે:–

૧–જે પદાર્થ આમને પચાવે પણ અગ્નિને પ્રદીપ્ત ન કરે તેને **પાચન** ઔષધ કહે છે: જેમ કે નાગકેસર ૨–જે દ્રવ્ય આમને ન પચાવે અને અગ્નિને પ્રદીપ્ત કરે તેને **દીપન** ઔષધ કહે છે; જેમ કે વરિયાળી ૩–જે આમને પચાવે અને અગ્નિને પણ પ્રદીપ્ત કરે, તેને **દીપનપાચન** કહે છે; જેમ કે ચિત્રક. ૪–જે પદાર્થ ઊલટી, રેચ આદિ કરાવ્યા વિના બગડેલા દોષોનું શોધન કરી સમાન દશામા લાવે; તાત્પર્ય કે વાત-પિત્ત-કફ જે દોષ ન્યૂનાધિક થઈ રહેલા હોય એને સમાન કરી આપે તેને **શમન** કે **સંશમન** ઔષધિ કહે છે, જેમ કે ગળો. ૫–જે ઔષધિ અપકવ વાયુ, પિત્ત, કફ અને મળને પકવ કરીને વાયુના બંધને તોડી મળને નીચે ઉતારે તેને **અનુલોમન** ઔષધ કહે છે, જેમ કે હરડે ૬–કોઠામા ચોટી રહેલ પકવવા લાયક મલાદિકને પકવ્યા વિના જ જે ઔષધિ નીચે ઠેલી લાવે અર્થાત્ ઝાડો કરે તેને **સ્રંશન** ઔષધ કહે છે, જેમ કે ગરમાળો. ૭–વાતાદિક દોષથી અબદ્ધ (છૂટા) અને બદ્ધ (બધાયેલા) તેમ જ વાયુથી લીંડીની માફક સુકાયેલ મલાદિકને જે ભેદીને ગુદાના માર્ગથી બહાર કાઢે તેને **ભેદન** ઔષધ કહે છે, જેમ કે કડુ ૮–જે પાકા તેમ જ કાચા મલાદિને પાતળા કરી ગુદાદ્વારે બહાર કાઢે તેને **રેચક** ઔષધ કહે છે, જેમ કે નસોતર. ૯–જે નહિ પાકેલા પિત્ત અને કફને બળપૂર્વક મોઢાની વાટે બહાર કાઢે (ઊલટી કરાવે) તેને **વમન** ઔષધ કહેલ છે; જેમ કે મીંઢળ. ૧૦–પોતાના સ્થાનમા સચિત થઈ રહેલા મળને ઉપરના ભાગમા લાવી (મોઢા અને નાક વાટે) જે ઔષધ બહાર કાઢે અથવા અધોભાગે (ગુદા, લિગ, ભગદ્વારે) બહાર કાઢે તે **દેહસંશોધક** છે, જેમ કે કૂકડવેલ. ૧૧–જે ઔષધ દીપન, પાચન અને ગરમ હોવાથી શરીરમા પ્રવાહીરૂપે રહેલા અથવા વહેતા દોષને સૂકવીને કઠિન બનાવે તેને **ગ્રાહી** કહે છે, જેમ કે સૂંઠ, જીરું અને ગજપીપર ૧૨–જે ઔષધ લૂખું, શીતળ, તૂરુ ને લઘુપાકી હોવાથી પ્રતિલોમવાત કરી આપે તે **સ્તંભન** ઔષધ છે; જેમ કે કડાછાલ અને અરલુ. ૧૩–જે ઔષધ પરસ્પર મળેલા અથવા કોપેલા રુધિર, કૃમિ, વાત, પિત્ત, કફાદિક દોષને પોતાની શક્તિથી તોડીફોડીને જુદા કરી આપે એને છેદન ઔષધ કહે છે; જેમ કે ક્ષાર, કાળા મરી, શિલાજિત ૧૪–જે દ્રવ્ય રસાદિ ધાતુ અને વાતાદિ દોષોને સૂકવી શરીરને શુદ્ધ કરે તેને **લેખન** કહે છે, જેમ કે મધ, ગરમ પાણી, ઘોડાવજ, જવ ૧૫–જે પદાર્થ ખાવાથી મથુન કરવાનો ઉત્સાહ થાય તેને **વાજીકર** ઔષધ જાણવા; જેમ કે કૌચા, ગગેટી, દૂધ, એખરો અને શતાવરી, સ્ત્રીનું સ્મરણ, કીર્તન, દર્શન, સભાષણ, સ્પર્શ, ચુબન, આલિંગન અને મૈથુન, એ સર્વ શુક્રને પ્રવૃત્ત કરે છે મોટી ભોગિગણીના ફળ વીર્યનું રેચન કરાવે છે જાયફળ વીર્યનુ સ્તભનકર્તા છે, હરડે વીર્યને સૂકવનારી (પાતળી ધાતુને ઘટ્ટ કરનારી) છે ૧૬–જેનાથી શુક્ર(વીર્ય)ની વૃદ્ધિ થાય તેને **શુક્રલ** કહે છે, જેમ કે આસંધ, મૂસળી,

સાકર અને શતાવરી. વળી જે પદાર્થ ધાતુને (વીર્યને) ઉત્પન્ન કરે તેમ જ ઘટ્ટ કરે તેને **ધાતુ-ચૈતન્યકારી** ઔષધ કહે છે, જેમ કે દૂધ, અડદ, ભિલામાના બીજ અને આમળા. ૧૭–જે પદાર્થ શરીરની વૃદ્ધાવસ્થા અને જ્વરાદિ રોગોને દૂર કરે તથા રસાદિ ધાતુને પુષ્ટ કરે તેને **રસાયન** ઔષધ કહે છે; જેમ કે હરડે, રૂદંતી (એક પ્રકારનું શાક), ગળો, ગૂગળ અને શિલાજિત. ૧૮–જે પદાર્થ પ્રથમ અપક્વ સ્થિતિમા જ પોતાના ગુણોથી આખા શરીરમા વ્યાપી જઈ પછી જ પચે એ **વ્યવાયી** ઔષધ છે; જેમ કે ભાંગ અને અફીણ. ૧૯–જે ઔષધ શરીરમાના ધાતુઓને તથા ઓજને શોષણ કરીને શરીરના સાંધાઓને શિથિલ–ઢીલા કરે તેને **વિકાસી** ઔષધ જાણવું; જેમ કે સોપારી અને કોદરા. ૨૦–જે પદાર્થ બુદ્ધિનો લોપ કરે અને તમોગુણપ્રધાન હોય તેને **માદક** (મદકારક) કહે છે; જેમ કે દારૂ, સુરાદિક ૨૧–જે ઔષધ બીજી ઔષધિની સાથે ઉપયોગ કરતા પોતાના ગુણ ન છોડતા તેની સાથે ઉપયોગ કરેલી ઔષધિના ગુણમા વધારો કરે તે **યોગવાહી** કહેવાય છે; જેમ કે મધ, પાણી, તેલ, ઘી, પારો, લોહભસ્મ, શિલાજિત વગેરે. જે વ્યવાયી વિકાસી, સૂક્ષ્મ, છેદન કરનાર, માદક, દાહક, પ્રાણહારક તથા યોગવાહી હોય તેને વિષ કહે છે; જેમ કે વછનાગ. વિષને યોગવાહી કહેવાનો ભાવ એ છે કે, કોઈ પણ સસ્કાર વિશેષ કરીને જે જે અનુપાન સાથે આપે તે તે અનુપાનોનો ગુણ વધારી અમૃત તુલ્ય ગુણ કરે. ૨૨–જે પદાર્થ પોતાના બળથી શરીરનાં છિદ્રોમા રહેલા વાતાદિક દોષોના સચયને કાઢે તેને **પ્રમાથી** ઔષધ કહે છે, જેમ કે કાળા મરી, ઘોડાવજ. ૨૩– જે પદાર્થ પોતાના પિચ્છલ ગુણથી તથા ભારેપણાના કારણથી રસવાહિની શિરાઓને રોકીને શરીરને ભારે સુસ્ત બનાવે તેને **અભિષ્યંદી** કહે છે; જેમ કે દહી ૨૪–જે પદાર્થ શરીરમા ખટાશ અને તૃષાને વધારે છે તથા હૃદયમા દાહ કરે છે અને જેનો પાક ઘણો જલદી થાય છે, તેને **દાહક** અથવા **વિદાહી** કહે છે; જેમ કે અજમોદ. ૨૫–જે ઔષધિ શરીરના સૂક્ષ્મ છિદ્રોમા પ્રવેશ કરે તેને **સૂક્ષ્મ** કહે છે, જેમ કે સિધાલૂણ, મધ, લીમડો, એરડીનું તેલ.

સાધારણ રીતે મીઠો રસ વાત અને પિત્તને દબાવે છે, કડવો અને તૂરો રસ પિત્ત અને કફને ટાળે છે, ખાટો અને ખારો રસ વાતને દબાવે છે અને તીખો રસ કફને દૂર કરે છે કફનાશ માટે વમન ઉત્તમ છે; પિત્તનાશ માટે વિરેચન ઠીક છે અને વાયુનાશ માટે બસ્તી ઉપયોગી છે.

## ૩૫–ઔષધિઓના સમૂહોનાં નામ

એકથી અધિક દેશી ઔષધિઓના સમૂહને સૂચવનારા નામોની સમજૂતી નીચે પ્રમાણે છે —

**અંજનત્રય**–૧ કાળો સુરમો, ૨ જસતના ફૂલ અને ૩ રસવતી.

**અમ્લપંચક**–૧ બોર. ૨ દાડમ, ૩ કોકમ, ૪ ચૂકો અને ૫ અમ્લવેતસ.

**અષ્ટવર્ગ**–મેદા, મહામેદા, જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ.

**અષ્ટગંધ**–૧ કપૂર, ૨ ચદન, ૩ મોથ, ૪ કુસુમ, ૫ દેવદારુ, ૬ ગોરોચન, ૭ કેસર અને ૮ વાળો.

**અષ્ટવિધ ચિકિત્સા**–૧ શલ્ય, ૨ શાલાક્ય, ૩ બળચિકિત્સા, ૪ અગદ, ૫ વિષતંત્ર, ૬ વાજીકરણ, ૭ રસાયન અને ૮ ભૂતવિદ્યા.

**ઉપવિષત્રય**–૧ નિર્વિષી, ૨ અતિવિષ અને ૩ લગલી

**એકલવણ**–સિધવ

**ઔષધિ પંચામૃત**–૧ ગળો, ૨ મૂસળી, ૩ સૂઠ, ૪ ગોખરુ અને ૫ શતાવરી.

**કટુષણ**–૧ લીડીપીપર, ૨ પીપળીમૂળ અને ૩ સૂઠ

**કંટકતૃતીય**–૧ ધમાસો, ૨ ભોરિગણી અને ૩ ડમરો

**કંટકારીત્રય**–૧ ઊભી રીંગણી, ૨ બેઠી ભોરિંગણી અને ૩ ગોખરુ

**કટુગ્રંથિ**–૧ સૂઠ, ૨ લસણ, ૩ આદુ અને ૪ પીપળીમૂળ

**ક્ષારદ્વય**–૧ જવખાર અને ૨ સાજીખાર.

**ક્ષારત્રય**–૧ જવખાર, ૨ સાજીખાર અને ૩ ટંકણખાર

**ક્ષારપંચક**–૧ ખાખરો, ૨ કમળ, ૩ જવ, ૪ તલસાર(તલના છોડ)નો બનાવેલો ક્ષાર અને ૫ સાજીખાર

**ક્ષારષટ્ક**–૧ તલસરી, ૨ લાગલી, ૩ અડદ, ૪ અઘેડો, ૫ મરખો અને ૬ કડો, એ ૭ ચીજોના ક્ષાર.

**ક્ષારદશક**–૧ સરગવો, ૨ મૂળા, ૩ પલાશ (ખાખરો), ૪ આમલી, ૫ ચિત્રક, ૬ આદું, ૭ શેરડી. ૮ અઘેડી, ૯ મોચરસ અને ૧૦ જવ.

**ક્ષીરવૃક્ષ**–ઉંબરો, વડ. પીપળ, વેત, પારસપીપળો, ૫ ચભદ્ર અને ગળો

**ચતુર્લવણ**–સિંધવ, સંચળ, બિડલૂણ અને સમુદ્રલૂણ

**ચતુરમ્લ**–૧ અમલમેદ, ૨ કોકમ, ૩ મોટા લીંબુ અને ૪ ગોળ ખાટા લીંબુ.

**ચતુરૂષણ**–૧ સૂઠ, ૨ મરી, ૩ લીંડીપીપર અને ૪ પીપળીમૂળ.

**ચતુર્બીજ**–૧ મેથી, ૨ અસાળિયો, ૩ કાળીજીરી અને ૪ અજમોદ.

**ચાતુર્જાત**–તેના બે પ્રકાર છે: (૧) ૧ તજ, ૨ તમાલપત્ર, ૩ એલચી અને ૪ નાગકેસર. (૨) નાગકેસરના સ્થાને મરી હોય તે કટુ ચાતુર્જાત

**ચાતુર્ભદ્રક**–૧ સૂઠ, ૨ અતિવિષ, ૩ મોથ અને ૪ ગળો.

**ચાતુર્થિકગણ**–૧ આમળા, ૨ હરડે, ૩ લીંડીપીપર અને ૪ ચિત્રો.

**જીવનીયગણ**–૧ જીવક, ૨ ઋષભક, ૩ મેદા, ૪ મહામેદા, ૫ કાકોલી, ૬ ક્ષીરકાકોલી, ૭ ઋદ્ધિ, ૮ વૃદ્ધિ, ૯ જેઠીમધ, ૧૦ ખરખોડી, ૧૧ જંગલી મગ અને ૧૨ જંગલી અડદ.

**ત્રિકટુ**–ત્ર્યુષણ–૧ સૂઠ, ૨ મરી અને ૩ લીંડીપીપર.

**ત્રિફળા**–એ ત્રણ પ્રકારના છે:–(૧) હરડે, બહેડા અને આમળા, એ સમાન ભાગે, અથવા હરડે ૧ ભાગ, બહેડા ૨ ભાગ અને આમળા ૪ ભાગને **ત્રિફળાં** કહે છે. (૨) દ્રાક્ષ, શવન (શિવણ) અને ખજૂરના ફળ, એ **મધુર ત્રિફળા**. (૩) જાયફળ, લવંગ અને એલચી, એ **સુગંધી ત્રિફળાં.**

**ત્રિસુગંધ**–
**ત્રિજાત**– } ૧ તજ, ૨ તમાલપત્ર અને ૩ એલચી.

**ત્રિવર્ગ**–૧ ત્રિકટુ, ૨ ત્રિફળા અને ૩ ચિત્રકમૂળ.

**ત્રિમદ**–૧ વાવડિંગ, ૨ નાગરમોથ અને ૩ ચિત્રકમૂળ.

**ત્રિમધુર**–૧ મધ. ૨ ઘી અને ૩ સાકર.

**ત્રિલવણ**–૧ સચળ, ૨ સિંધવ અને ૩ બિડલૂણ.

**ત્રિસમ**–૧ હરડે, ૨ સૂઠ અને ૩ ગળો

**ત્રિકાર્ષિકા**–૧ સૂંઠ, ૨ અતિવિષ અને ૩ મોથ.

**ત્રિસિતા**–૧ શેરડી, ૨ મધ અને ૩ જારના સાંઠાની સાકર.

**ત્રિકંટક**–૧ સૂંઠ, ૨ ગળો અને ૩ ધમાસો.

**ત્રિલોહ**–૧ સોનું, ૨ રૂપું અને ૩ તાંબુ.

**દશમૂળ**–લઘુપંચમૂળ અને બૃહત્પંચમૂળ એકત્ર.

**દ્વિલવણ**–સિંધવ અને સચળ.

**નવરત્ન**–માણેક, મોતી, પરવાળા, ગરુડપાચ, પોખરાજ, હીરો, ગોમેદ, નીલ અને વૈડૂર્ય.

**નિંબપંચાંગ**–૧ લીમડાના પાદડા, ૨ ફૂલ ૩ ફળ, ૪ મૂળ અને ૫ છાલ

**પંચકોલ**–(પંચોષણ) એના બે પ્રકાર છે: (૧) લીંડીપીપર, ૨ પીપરીમૂળ, ૩ ચવક, ૪ ચિત્રક અને ૫ સૂઠ (૨) ૧ હરડે, ૨ અજમો, ૩ સંચળ, ૪ હિંગ અને ૫ સૂઠ

**પંચતિક્ત**–ભોરિંગણી, ગળો, સૂઠ. કુષ્ઠ (ઉપલેટ) અને કરિયાતું.

**પંચપિત્ત**–કુક્કર, બકરી, ભેંસ, રોહિતમાછલી અને મોર, એ પાંચ જીવોનું પિત્ત.

**પંચપલ્લવ**–આંબો, જાંબુ, કોઠી, બિજોરું તથા બીલી, એ પાંચે ઝાડોની કૂંપળો.

**પંચભદ્ર**–ગળો, પિત્તપાપડો. કરિયાતું, નાગરમોથ અને સૂઠ.

**પંચવલ્કલ**–વડ, પીપળ, પીપળો, ઉમરો તથા પારસપીપળો, એ પાચ ઝાડોની છાલ:

**પંચમૂળ**–એના આઠ પ્રકાર છે. (૧) ૧ શાલવણ ૨ પીઠવણ, ૩ બેઠી રીંગણી, ૪ ઊભી રીંગણી અને ૫ ગોખરુ, એ **લઘુપંચમૂળ.** (૨) ૧ બીલી, ૨ સીવણ, ૩ પાટલા (કાકચ), ૪ અરણી અને ૫ અરલુ, એ **બૃહત્ પંચમૂળ.** (૩) ૧ બળદાણા, ૨ સાટોડી, ૩ મુદ્દગપર્ણી (જંગલી મગ), ૪ માસપર્ણી (જંગલી અડદ) અને ૫ એરંડમૂળ, એ **બલાદિ પંચમૂળ.** (૪) ૧ હળદર, ૨ ગળો, ૩ મીઢીઆવળ, ૪ સારીવા (અનંતમૂળ) અને ૫ વિદારીકંદ, એ **વલ્લી પંચમૂળ.** (૫) ૧ જીવક, ૨ ઋષભક, ૩ જીવંતી, ૪ મેદા અને ૫ મહામેદા. એ **જીવક પંચમૂળ.** (૬) ૧ દર્ભ (ડાભડો), ૨ કાસ (કાસડો), ૩ શર, ૪ કુશ અને ૫ શેલડી, એ **તૃણપંચમૂળ** (૭) ૧ ગોખરુ, ૨ બોરડી, ૩ ઇંદ્રવારણી (ત્રુસકું અથવા કડવી કોઠીબી), ૪ કાસુદરો અને ૫ શિરીષ (સરસડો), એ **ગોક્ષુરાદિ પંચમૂળ.** (૮) ૧ શતાવરી, ૨ વિદારીકંદ, ૩ જીવંતી, ૪ મેઢાશિંગી અને ૫ જીવક, એ **શતાવર્યાદિ પંચમૂળ.**

**પંચમહાવિષ**–૧ સોમલ, ૨ હરતાલ, ૩ મનશીલ, ૪ વછનાગ અને ૫ સર્પવિષ.

**પંચામૃત**–૧ સૂંઠ ૨ કાળી મૂસળી, ૩ ગળોસત્ત્વ, ૪ શતાવરી અને ૫ ગોખરુ અથવા તો દૂધ, દહી, ઘી, મધ અને ખાંડ

**પંચોપવિષ**–૧ આકડો, ૨ થોર, ૩ લાગલી (કલગારી) ૪ ધતૂરો (ધંતૂરાને બદલે કોઈ કોઈ ઝેરકોચલા લે છે) અને ૫ કણેર.

**પંચગવ્ય**–૧ ગાયનુ મૂત્ર, ૨ છાણ, ૩ દૂધ, ૪ દહી અને ૫ ઘી, એ પાચે પદાર્થ.

**પંચામ્લ**–૧ અમલબેદ, કોકમ, ૩ મોટા (જંબીરી) લીંબુ, ૪ ગોળ ખાટા લીંબુ, ૫ બિજોરા.

**પંચગણ**–૧ પીઠવણ, ૨ ઊભી રીંગણી, ૩ બેઠી ભોરિંગણી, ૪ વિદારીકંદ અને ૫ ગોખરુ.

**પંચસમ**–એના બે પ્રકાર છે: (૧) ૧ સૂંઠ, ૨ લીંડીપીપર, ૩ હરડે, ૪ નસોતર અને ૫ સચળ. (૨) ૧ આમલી, ૨ સિંધાલૂણ, ૩ ચિત્રકમૂળ, ૪ હરડે અને ૫ લીંડીપીપર

**પંચાંગલેપ**–૧ સાટોડીના મૂળ, ૨ દેવદાર, ૩ સૂંઠ, ૪ સરસવ, ૫ સરગવાની છાલ.

**પંચભંગ**-૧ કૂકડવેલો ૨ ખીજડી, ૩ ભાગ, ૪ નગોડ અને ૫ તાલીસપત્ર

**પંચમૂત્ર**–૧ ગાય, બકરી, ૩ ઘેટી, ૪ ભેંસ અને ૫ ગધેડી, એ પાચના મૂત્ર.

**પંચબીજ**–એના બે પ્રકાર છે: (૧) ૧ રાઈ, ૨ અજમોદ, ૩ જીરું, ૪ ખસખસ અને ૫ તલ (૨) ૧ મેથી, ૨ માલકાગણી, ૩ અજમો, ૪ કાળીજીરી અને ૫ એખરો

**પંચસિદ્ધૌષધ**–૧ તેલિયો કંદ (એ નાના જાળા જેવડો હાથભર ઊંચો છોડ હોય છે તેના પાદડા પીલુ જેવા અને તેની છાલમા તેલનો પ્રકાશ હોય છે), ૨ સુધાકંદ, ૩ કુક્કરંદ, ૪ રુદ્રવંતી (જંગલી ચણા–એના પાંદડા ચણા જેવા અને નીચે ચીકાશ હોય છે) અને ૫ મત્સ્યાક્ષી

**પંચસૂરણ**–૧ મીઠું સૂરણ ૨ કડવું ડુંગરી સૂરણ, ૩ ચિત્રાવાળું ચિતલકંદ, ૪ પાચ પત્રના ખાટખટુંબાનો કંદ અને ૫ માળાકંદ

**પંચમૂળ કષાય**–(જ્વરાતિસારમા આપવાનો કષાય) ચીકણા, બીલી, ગળો, નાગરમોથ અને સૂંઠ

**પંચક્ષાર**–જવખાર, ખાખરાનો ક્ષાર, સાજીખાર, તલનો ક્ષાર અને પાટલાનો ક્ષાર

**પંચામ્લ ફળ**–બોર, દાડમ, આબલી, અમ્લવેત અને નાનાં બોર (ચણીબોર).

**બલાચતુષ્ટય**–૧ બલા (બળ, બોળ, કેટલાક એને ખરેટી એટલે ખપાટ માને છે), મહાબલા (સહદેવી, સોનેલુ), ૩ નાગબલા (ગંગેટી), ૪ અતિબલા (ગાડર કાગસી)

**મધુરત્રય**–૧ ઘી, ૨ ગોળ અને ૩ મધ.

**મિત્રપંચક**–૧ ઘી, ૨ મધ, ૩ ગૂગળ, ૪ ચણોઠી અને ૫ ટંકણખાર.

**લવણત્રય**–૧ સિંધાલૂણ, ૨ સંચળ, ૩ બિડલવણ.

**લવણપંચક**–૧ સિંધાલૂણ, ૨ સંચળ, ૩ બિડલવણ, ૪ સાભરલૂણ અથવા વરાગડું મીઠું અને ૫ દરિયાનુ કિંવા નદીનુ (ઘસિયું) મીઠું.

**વ્યોષ**–ત્રિકટુ (૧ સૂંઠ, ૨ મરી અને ૩ લીંડીપીપર).

**ષડ્રસ**–૧ ગળ્યો, ૨ ખાટો, ૩ ખારો, ૪ કડવો ૫ તીખો અને ૬ તૂરો.

**ષડુષણ**–૧ સૂઠ, ૨ મરી, ૩ લીંડીપીપર, ૪ પીપરીમૂળ ૫ ચવક અને ૬ ચિત્રક.

**સુગંધી પંચક**–(૧) ૧ કેસર, ૨ અગર ૩ કપૂર. ૪ કસ્તૂરી અને ૫ ચંદન (૨) ૧ કપૂર, ૨ ચણકબાબા (કંકોલ), ૩ લવંગ, ૪ જાયફળ અને ૫ સોપારી, આ પણ **સુગંધીપંચક** કહેવાય છે.

**સુગંધી ષટ્ક**–એના બે પ્રકાર છે (૧) ૧ જાયફળ, ૨ લવંગ, ૩ કપૂર, ૪ સોપારી, ૫ વાળો અને ૬ ચણકબાબા; એ **સુગંધી ષટ્ક.** (૨) ૧ કૃષ્ણાગરુ, ૨ કસ્તૂરી, ૩ કપૂર, ૪ શ્વેતચંદન, ૫ ચણકબાબા અને ૬ નાગવેલ કંદ; એ **મહાસુગંધી ષટ્ક.**

**ષટ્પ્રાણહરણ**–૧ સડેલું માંસ, ૨ વૃદ્ધ સ્ત્રી, ૩ ભાદરવાનો તડકો, ૪ ભેંસનું દહીં, ૫ પરોઢિયે સ્ત્રીસંગ અને ૬ દિવસની નિદ્રા.

**ષટ્પ્રાણકર**–૧ તાજું મિષ્ટાન્ન, ૨ નવું અન્ન, ૩ બાલા સ્ત્રી, ૪ દૂધનું જમણ, ૫ ઘી અને ૬ ઊના પાણીથી સ્નાન ×

**સપ્તોપવિષ**–૧ આકડાનું દૂધ, ૨ થોરનું દૂધ, ૩ લાગલી, ૪ કણેર, ૫ ચણોઠી ૬ અફીણ અને ૭ ધતૂરો.

**સપ્તોપધાતુ**–૧ સુવર્ણમાક્ષિક, ૨ તારમાક્ષિક (રૌપ્યમાક્ષિક), ૩ મોરથૂથુ, ૪ કાંસું, ૫ પિત્તળ, ૬ સિંદૂર અને ૭ મંડૂર.

**સપ્તધાતુ**–૧ સોનું, ૨ રૂપું, ૩ તાંબુ, ૪ સીસું, ૫ કલાઈ, ૬ જસત અને ૭ લોઢું.

**સપ્તસંતર્પણ**–૧ દ્રાક્ષ, ૨ દાડમ, ૩ ખજૂર, ૪ સાકર, ૫ શાલીધાન્ય (ડાંગર), ૬ મધ અને ૭ ઘી.

**સપ્તોપરત્ન**–૧ વૈક્રાંત, ૨ સૂર્યકાન્ત, ૩ ચંદ્રકાંત, ૪ કપૂર, ૫ સ્ફટિક, ૬ પીરોજ અને ૭ કાચ

**સપ્તવિધ ક્વાથ**–૧ પાચન, ૨ શોધન, ૩ ક્લેદન, ૪ શમન, ૫ દીપન, ૬ તર્પણ અને ૭ શોષક.

## ૩૬–વ્યાધિ તથા ઔષધિ સંબંધી કેટલાક કઠિન શબ્દોના અર્થ

અજીર્ણ–અપચો
અધોગત–નીચે ગયેલો
અધોવાયુ–ગુદામાંથી નીસરતો વા
અનલ–અગ્નિ
અન્નદ્વેષ–અરુચિ
અનિલ–પવન, વાયુ
અપસ્માર–ગોથું, મૃગીરોગ, વાઈ
અપાય–અહિત, નુકસાન
અભિઘાત–શરીર ઉપર ઘા થવો
અમ્લ–ખાટું
અમ્લપિત્ત–ખાટું પિત્ત. ખાટા ઓડકાર
અરિષ્ટ–દવાનો એક પ્રકાર, સુવાવડીનો ઓરડો, અરીઠાનું ઝાડ, લીમડાનું ઝાડ પૂર્વચિહ્ન
અરોચક–અરુચિ
અર્શ–હરસ, મસા
અવલેહ–ચાટણ
અવટાઈ, અવટાવી, અવટાવવું–ઊકળી, ઉકાળી, ઉકાળવું
અવ્યક્ત–દેખાય નહિ તેવું, સૂક્ષ્મ
અશ્મરી–પથરીનો રોગ
અશ્મરીઘ્ન–પથરીને તોડનાર
અશ્રાંત–હમેશા, અટક્યા વિના
અશ્વગંધા– } આસંધ
આસગંધ– }
અષ્ટધા–આઠ પ્રકારના
અષ્ઠીલા–ડૂંટી ઉપર થયેલો લોહી તથા માંસનો ગોળો
અસૃક્સ્રાવ–લોહી ઝરવું
અસ્થિભંગ–હાડકાનું ભાગવું
અસ્નિગ્ધ–સૂકું, કઠણ
અહિર–અર્જુન નામનો આંખનો રોગ
અંજન–આંખમાં આંજવાની દવા
અંત્રપુચ્છ–નાના અને મોટાં આંતરડાના સંધિસ્થાન પર ૧ થી ૯ ઇંચ સુધીનો ચોટેલો પેન્સિલ જેવો પાતળો અવયવ
આગરુ–મોમાની ચાદીઓ
આધિ–મનનું દુ:ખ
આધ્માન–પેટ ફૂલવું, આફરો
આનાહ–આફરો પેટ ચડવું
આમ–કાચો પચ્યા વિનાનો મળ
આમરસ–હોજરીનો રસ
આમગંધી–કાચા માંસ જેવી જેની વાસ આવે છે તે
આમાશય–ખાધેલું પચવાની જગ્યા

× उष्णाम्बुनाध:कायस्य परिषेको बलावहः तेनैव चोत्तमाङ्गस्य बलहृत्केशचक्षुषाम् ॥ १ ॥
ઊના પાણીનો શેક બળ આપે છે, પણ તેનાથી માથું ધોવાથી વાળ અને આંખોનું બળ નષ્ટ થાય છે

-આયુષ્યદ–આયુષ્ય આપનાર
આરક્ત–રાતો
આર્તવ–સ્ત્રીઓને અટકાવ આવી લોહી પડે છે તે.
-આર્દ્ર– ભિંજાયેલુ
આવૃત્ત–ઢ કાયેલુ
-આશય–જગ્યા, સ્થાન, હેતુ
આસ્રોત–પ્રવાહી ઔષધિના આખમા ટીપા નાખવાં તે.
આહ્લાદ–આનંદ
ઇંદ્રલુપ્ત–ઉંદરી
ઉગ્રગંધ–તીવ્ર ગંધવાળુ
ઉચ્ચ–ઊંચુ
-ઉકાણુ–અફૂટ ગૂમડું, ગાંઠ
ઉદ્દેશ–હેતુ
ઉદકમેહ–પરમાનો એક ભેદ છે
ઉન્મત્ત–ભ્રમિત અથવા ગાંડો
-ઉન્માદ–ગાંડાપણુ
ઉન્હાળી–ઊનવા, મૂત્રકૃચ્છ્
ઉરોગ્રહ–છાતીમાનુ આતરડું સૂજવાનો વ્યાધિ, છાતી જકડાઈ જવી
ઉરોઘાત–છાતી ઉપર વાગવુ
ઉષ્ણવીર્ય–ગરમ પદાર્થ
ઊચકી–હેડકી
ઋતુમતી–અટકાવ આવેલી સ્ત્રી
-ઓકારી–ઊલટી, વમન
-અંજનનામિકા– } આંજણી
-અંજૂલી– }
અંડવૃદ્ધિ–વધરાવળ, અંતરગળ
અંશ–હિસ્સો, ભાગ
કટુ–કડવુ
કપડમટ્ટી–શરાવસંપુટને બંધ કરવા માટે માટી તથા કપડાનો ઉપયોગ કરવાની ક્રિયા
કફ–બલગમ
કફઘ્ન–કફને તોડી છૂટો પાડનાર
કફલ કફકારક
કમળો–પીળિયો
કમર–કૃમિ, કરમિયા
-કર્ણશૂળ–કાનમા શૂળ આવવા
કર્ણસ્રાવ–કાનમાથી પરુનું વહેવુ, વહેતો કાન
કલ્ક–ચટણીના જેવો વાટેલો પદાર્થ
કાચબિંદુ–મોતિયાબિંદુ, આખના મોતિયા
કાસ–ઉધરસ
કાસઘ્ન–ખાંસીનો નાશ કરનાર
કુક્કુટપટ એક વેંતના ખાડામા ૧૦ અડાયાનો અગ્નિ આપવો તે
કુટકી–કટુ
કુબ્જત્વ–કૂબડાપણુ
કુબ્જવાત–એક જાતનો વાયુ
કુલિત્થ–કળથી
કુષ્ઠ–કોઢ
કૃમિકર્ણ–કાનમાં જીવ થવાનો રોગ
કેશતુંડે–રૂંતોડિયું ગૂમડું
કેશિકાઓ–વાળના જેવી નાની-નાની રક્તવાહિનીઓ
કોપન–કોપાવનાર
કોષ્ઠ–આમાશય, ગ્રહણીનાડી, પકવાશય, મૂત્રાશય, રક્તાશય (પ્લીહા અને યકૃત), હૃદય, ફેફસા અને ગુદાનાડી, એ આઠ સ્થાનને કોષ્ઠ કહે છે.
કોષ્ટુશીર્ષ–એક જાતનો વાયુરોગ
કલમ–ગ્લાનિ થાક
ક્લિન્ન–ભિંજાયેલો
ક્લિષ્ટ–કઠણ, ગૂંચવાડાવાળુ
ક્લીબ–નપુંસક
ક્લેદ–પસીનો
કંડુ–ખરજ, ખંજવાળ, ખૂજલી, ચેળ
ખલ્લરી–ખાલી ચડવી
ખવસ્રા–ખોડો
ખુપગ–આંખના ખીલ
ખોકલા–ઉધરસ
ખંજ–લંગડો
ગડુ– } ગૂમડું, વિદ્રધિ
ગડુંબ– }
ગર–આજાર, દરદ
ગર્ભ–પેટમા જે બાળક રહે છે તે
ગર્ભસ્રાવ–૩ થી ૭ માસમા ગર્ભ પડી જાય તે
ગર્ભપાત–૩ થી ૭ માસમા કસુવાવડ થાય તે
ગર્ભિણી–દહાડાવાળી સ્ત્રી
ગર્ભસ્થ–ગર્ભમા રહેનાર
ગર્ભાશય–ગર્ભસ્થાન
ગલગંડ–ગળા ઉપર ગૂમડું થાય છે તે, લાપોટિયુ
ગલગ્રહ–ગળાનું બંધ થવુ
ગલિતકુષ્ઠ–હાથપગના આગળાં ગળીને પડતા જાય છે તે કોઢ
ગલશુડા– } લાપોટિયું ગાલ
ગાલસુંડ– } ઉપરનો સોજો
ગુરુ–વજનદાર, ભારે
ગુરુત્વ–ભારેપણુ
ગુલ્ફ–પગની ઘૂંટી
ગૃધ્રસી–કમ્મરમા ભરેલી ઉસણુ, એક જાતનો વાયુરોગ
ગોતુ– } મૃગીરોગ, ફેફરુ, વાઈ
ગોથુ– }
ગોમાસી–ડાસ
ગોવર–ઓરી, શીળીનો ભેદ
ગંડમાળ–કંઠમાળ
ગંડૂષ–કોગળા
ગ્રાહી–પકડનાર, રોકનાર
ઘઉંનો નિશાસ્તો–ઘઉંમાથી કાઢે છે એ પ્રસિદ્ધ છે.
ઘન–ઘટ્ટ નક્કર
ઘનત્વ–નક્કરપણું
ઘુરે–મૃગીરોગ, વાઈ, ફેફરું
ચય–જમાવ
ચક્ષુષ્ય–આખને ગુણકારક
ચાતુર્થિક–ચોથિયો
ચિકિત્સક–વૈદ્ય, હકીમ, ડોકટર
ચિત્તભ્રમ–ઉન્માદ
છર્દિ } ઊલટી
છર્દિકા }
છિક્કા–છીંક

છિન્ન–કાપેલુ
છેદક– | છિદ્ર પાડનાર, છેદન
છેદની– | કરનાર
છેદનીય–છેદન કરવાને યોગ્ય
જઘન સ્ત્રીની કમ્મરનો આગલો ભાગ. જાંઘ
જડ–ભારે, દુર્જર
જત્રુ–ગરદનનુ હાડકું
જાડ્ય–ભારેપણું, મંદપણું, જડતા
જારણ–ઔષધોથી વનસ્પતિ અને ધાતુઓની ભસ્મ કરવી તે
જાલગર્દભ–શરીર ઉપર ઘણી ફેલ્લીઓ થાય છે તે
જંતુ–કૃમિ, કરમ
જૃંભ–બગાસું
જૃંભણ–બગાસા
જ્વરઘ્ન–તાવનાશક
તરળ–કૉગળિયું, કૉલેરા
તહાન–તરસ
તામ્ર–તાંબું
તાલમ–હરતાલ
તિક્ત–તીખુ પણ વૈદક ગ્રંથોમા ઘણે ઠેકાણે 'કડવુ' એવો અર્થ થાય છે અને કટુનો અર્થ તીખું થાય છે.
તિંતડીક અથવા તંતડીક–કોકમ
તીખા–મરી
તુત્થ–મોરથૂથુ
તુપ–અનાજના છોતરા
તુષાર–પાણીના ઝીણા ટપકા, ઓસ
તૃષા–તરસ
તંદ્રા–નિદ્રાથી આળસ આવી ઝુગો આવે છે તે
ત્યાજ્ય–ત્યાગ કરવા યોગ્ય
ત્રિ–ત્રણ
ત્રિક–પીઠની કરોડ નીચેના ત્રણ હાડકા
ત્રિદોષ–સન્નિપાત અથવા વાત, પિત્ત અને કફ અથવા એ ત્રણે દોષ એક સાથે કોપવા તે.
ત્રુસડું–ઇંદ્રવરણું
ત્વગ્દોષ– | ચામડીના રોગ
ત્વગ્રોગ– |
ત્વરિત–જલદી, સત્વર, તાકીદે
દદ્રુ–દાદર, દરાજ
દધિમંડ–દહીંની ઉપરનુ પાણી
દમ–શ્વાસરોગ, હાફણુ
દારુણ(ક)–માથાનો ભયંકર રોગ
દાર્ઢ્ય–કઠિનપણું. દઢતા
દાહ–બળતરા
દાહક–બાળનારો બળતરાકારક
દિવા–દિવસે
દીપક– | જઠરને જગાડનાર–
દીપન– | વધારનાર
દૂઝણમસ–દૂઝતા હરસ(મસા)
દુર્જર–હજમ થવુ મુશ્કલ તે
દુર્લભ–પ્રાપ્ત થવુ મુશ્કેલ તે
દુષ્ટવ્રણ–એક જાતનો નાસૂર છે, તેમથી પરુ વહે છે તથા તે બહુ ગંધ મારે છે.
દુષ્ય–રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર, એ સાત ધાતુને દુષ્ય કહે છે
દૂષક–પીડા કરનારો
દોષ–વાત, પિત્ત અને કફ, એ દરેક દોષ સામાન્ય રીતે શરીરમા રહેલો છે.
દંશ–કરડવુ
દ્રવ–ટીપુ ટીપુ ગળવુ–ટપકવુ
દ્વય– | બે
દ્વંદ્વ– |
ધનુર્વાત–ધનુષ્ય જેવુ માણસ વાંકુ થાય છે તે વાયુનો રોગ–તાણ
ધાન્યામ્લ–કાજી
નસ્ય–છીંક આવવા માટે નાકમા સૂંઘવાનુ ઓસડ
નાગ–સાપ, સીસુ
નાડી–નસ
નાડીવ્રણ–હમેશા વહેનારો નાસૂર
નારુ–વાળો
નાશક–નાશ કરનારો
નાશન–નાશ કરનાર
નાસારોગ–નાકના રોગ
નાસાશોષ–નાકનુ સુકાવુ
નાળગુદ–શોફોદર
નિતંબ–કમ્મરની પછવાડેનો ભાગ
નિદાન–મૂળ કારણુ
નિદ્રા–ઊંઘ
નિદ્રાભંગ–ઊંઘનો નાશ
નિયતકાલિકજ્વરપ્રતિબંધક–નિયમિત સમય પર આવનારા તાવોને રોકનાર રોજિયા, એકાતરા, તરિયા આદિ તાવ પર લાભદાયક
નિયામક–નિયમમા લાવનાર
નિરામય–નીરોગી, વિકારરહિત
નિરુપદ્રવ–ઉપદ્રવરહિત
નિંદ્ય–નિંદા કરવાને યોગ્ય
પક્વ–પાકેલા, ઘરડા
પક્વાશય–પચન થવાની જગા
પક્ષાઘાત–અર્ધાંગ વાયુ, લકવો
પચન–પાકવું
પટકી–કૉગળિયું, કૉલેરા
પટ્ટકેશ–પડળ, કોઈ એને પરવાળાં પણ કહે છે.
પથ્ય–હિતકારક
પરિણામશૂળ–ખાધેલુ પચન થઈને પેટ ખાલી થાય એટલે વેદના થવા માડે એવો પેટશૂળનો એક ભેદ છે.
પરિપાક–પચન થવુ, હજમ થવું
પરિભાષા–શાસ્ત્રીય અર્થ–વિધિ-વ્યવસ્થા ઇત્યાદિ
પરિશિષ્ટ–વધારો
પર્યાય–બીજુ નામ
પસવાડુ–પડખુ, પાસુ
પાક–હજમ થવુ
પાચક– | પચન
પાચન– |
પાત–પડવુ
પાતન–રસાયન ઉપર એક જાતની કરવાની ક્રિયા
પાદશોથ–પગનો સોજો
પાદસ્ફોટ–પગની ટાચ દુખવાનું દરદ

પાદહર્ષ–એક જાતનો વાયુરોગ, ઝંઝણી
પાનક–પીવાનુ ઔષધ
પાનીય–પીવાને યોગ્ય
પામા–ખસ
પિચ્છલ–ગુંદર જેવુ લીસું
પિત્તઘ્ન–પિત્તને તોડનાર
પિત્તજ્વર–પિત્તથી આવેલો તાવ
પીનસ–નાકના છોડ, સળેખમને મળતો નાકનો રોગ
પુટ–ઓસડને સૂર્યપુટ, અગ્નિપુટ ઇત્યાદિ સંસ્કાર કરે છે તે
પુટપાક–ઔષધ્યાદિકોની આસપાસ પાન લપેટીને અગ્નિમા નાખી પકવે છે તે
પુષ્પ–સ્ત્રીનુ રજ, ફૂલ
પૂતીગંધ–ખરાબ ગંધ
પૂય–પરુ
પૃથક્કરણ–જુદું કરવુ
પૃષ્ઠ–પીઠ, બરડો
પેટપીડ–પેટમા દુખવુ, ચૂંક આવવી
પેશી–શરીરમાની માસ વગેરેની કોથળીઓ
પંગુ–લંગડો, પાગળો
પંચકર્મ–(શરીરશુદ્ધિ અને દોષ ઘટવા માટે) સ્નેહન, સ્વેદન, વમન, વિરેચન અને બસ્તી
પંચપિત્ત–પાચક, રંજક, સાધક, આલોચક અને ભ્રાજક
પંચવાયુ–પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન
પંચશ્લેષ્મ–શરીરના કફ ભિન્ન-ભિન્ન કાર્ય અનુસાર અવલંબક, ક્લેદક, બોધક, તર્પક અને શ્લેષ્મક, એ પાચ નામથી વિભક્ત છે
પંચાગ–કોઈ પણ વનસ્પતિના મૂળ, છાલ, પાન, ફળ તથા ફૂલ, એ પાચ અંગ મળીને પંચાગ થાય છે

પાંડુ–પાડુરોગ
પાડુરતા–ફીકાશ, પીળાશ
પિંડી–ઔષધિની લૂગદી બનાવીને આખ ઉપર બાધવામા આવે છે તે
પેયા–રાબડી
પિડક–ઝીણી ફોલ્લીઓ
પ્રકૃતિ–સ્વભાવ, કુદરત
પ્રકોપ–બગાડ વૃદ્ધિ
પ્રકોપન–બગડવુ, વધી જવુ
પ્રખર–પ્રબળ, સમર્થ
પ્રગલ્ભ–પ્રૌઢ. ઘરડો, ઉત્તર વયમા આવેલો
પ્રજા–સંતતિ
પ્રતિકૂલ–વિપરીત, ઊલટું, વિરુદ્ધ
પ્રતિક્રિયા–નિવારણની ક્રિયા
પ્રતિનિધિ–બદલામાં ચાલી શકે એવો પદાર્થ
પ્રતિબંધ–અટકાવ
પ્રતિશ્યાય–સળેખમ, શરદી
પ્રદર–સ્ત્રીનો ગુહ્યરોગ
પ્રત્યય–ભરોસો, વિશ્વાસ, અનુભવ
પ્રદીપન–દીપન કરનાર
પ્રમાદ–ગફલત, અસાવધપણુ
પ્રમુખ–શ્રેષ્ઠ
પ્રમેહ–પરમિયો
પ્રયોગ–ઔષધ, મંત્ર, શસ્ત્ર ઇત્યાદિની યોજના
પ્રલાપ–વ્યર્થ ભાષણ, બકવાદ
પ્રવાલ–પરવાળુ
પ્રવાહ–વહેવુ
પ્રશસ્ત–પ્રશસા પામેલુ, વખણાયેલુ
પ્રસવ જણવુ
પ્રસૂતિવાયુ–જણનારીને થતુ વાયુનુ દરદ
પ્રહર્ષ–ઘણો આનંદ
પ્રહાર–મારવુ
પ્રાકૃતજ્વર–કંડીથી સાધારણ તાવ આવે છે તે
પ્રાશન–પીવુ

પ્રેત–લાશ, મડદું
પ્રેક્ષણીય–જોવાલાયક
પ્રૌઢ–પાકી ઉમરનો, પાકેલો
પ્લીહન–, પ્લીહા– પાણથરી પ્લીહા અથવા બરોલ (પેટમાં ડાબી બાજુએ થાય છે તે)
પ્લીહઘ્ન, પ્લીહઘ્ર પ્લીહાનો નાશ કરનાર
પ્લીહોદર–પેટમાનું એક જાતનુ દરદ, બરોળ
ફલવર્તી–યોની અથવા ગુદાની અંદર પહેરવાની જાડી વાટ.
ફલપ્રદ–ફળ આપનાર
ફલિત–ફળ આવેલો
ફાંટ–ઔષધિનુ સત્ત્વ જે પાણીમાં લઈ લીધું હોય તે પાણી.
બદ્ધ–બાધેલુ, બંધાયેલું
બદ્ધગુદોદર–બંધકોશ
બદ્ધવિકટ–ઝાડાને રોકનાર
બલ્ય–બળ આપનાર
બસ્તિ–મૂત્રમાર્ગ અથવા મળમાર્ગ ધોવા માટે પિચકારી દ્વારા ઔષધિવાળું પાણી અથવા તેલ ચડાવવું તે ક્રિયા.
બવાશિર–હરસ–મસા
બંધારણ–શરીરના કોઈ પણ ભાગને અથવા વિશેષ કરીને પેટને નરમ કરવા માટે અળસી અથવા બાજરાનો રોટલો બાધવામા આવે છે તે. (આ બંધારણ અનેક પ્રકારના વપરાય છે)
બાધિર્ય–બહેરાપણું
બિલાસ–કફ, બલગમ
ભડાશડવુ–ભરશાડમા ભાગવું, બાફવુ
ભયપ્રદ–ભીતિ ઉપજાવનાર
ભાવના–ઔષધિના ચૂર્ણમા અથવા ભસ્મમા કોઈ પણ ઔષધિનો રસ મેળવી ઘૂંટીને સૂકવવુ તે.
ભાસ–દેખાવ, પ્રતીતિ

ભિષક–વૈદ્ય
ભોજ્ય–જમવા યોગ્ય
ભ્રમવાયુ–ઉન્માદ, ચિત્તભ્રમ, ગાંડાપણુ
ભ્રમ–ભ્રાંતિ
ભ્રમણુ–ફેર, ચકરી, મુસાફરી
ભ્રંશ–નાશ
મધુરજ્વર–એને મધુરા અને મોતીઝરો પણ કહે છે.
મર્મજ્ઞ–મર્મ જાણનાર
મલ–રસા, શુક્ર, લોહી, મજ્જા, મૂત્ર, વિષ્ઠા અને કાનમાનો મેલ ઇત્યાદિ શરીરમા બાર પ્રકારના મળ હોય છે તે
મલજ–મળથી થયેલો
મલસ્તંભક– } ઝાડાને રોકનાર
મલાવષ્ટંભક– }
મલઘ્ન–મળને ઉખેડનાર
મસ્તકરોગ–માથાનો રોગ
મહામારી–કૉલેરા, કોગળિયું
મહાવ્યાધિ–પ્રમેહ, વાતવ્યાધિ, કોઢ, હરસ, ભગંદર, પથરી, મૂઢગર્ભ, ઉદરરોગ, આ આઠ મહાવ્યાધિ કહેવાય છે.
મંજન–દાતે ઘસવાની દવા
મૂત્રકૃચ્છ્ર–પેશાબ કરવામા રોકાણ અને પીડા થાય છે એ રોગ
મૂત્રખડો–પથરી
મૂત્રલ–મૂત્રને વધારનાર
મૂત્રજનન–મૂત્ર ઉત્પન્ન કરાવવામા સહાયક
મૂત્રાશય–પેટમાનુ મૂત્રનુ ઠેકાણું, ડૂંટીનો નીચલો ભાગ (પેઢુ)
મૂત્રાશ્મરી–પથરી
મૂળવ્યાધિ–હરસ
મૃદુ–કોમળ, નરમ
મેદ–શરીરના સાત ધાતુમાનો એક ચીકણો ધાતુ
મેહ–પ્રમેહ, પરમો
મોડ–હરસના મસા
મોહ–ઘેરી, ચક્કર, મૂર્છા, ભ્રમ
મોહરી–ખાલી ચડવી
મંડ ચોખાની પેયા
મંડલ–ગોળ, સમુદાય અથવા ચાળીસ દહાડા જે ક્રિયા કરવી તેને કહે છે.
માંદ્ય–મંદતા
મૃગીરોગ–વાઈ, ગોથુ
યવાગુ–ઘાટી રાબડી
યૂષ–છાર, છારી, મગ વગેરે કઠોળનુ ઓસામણ
રક્તજ–લોહીમાથી જે થાય છે તે
રક્તપ્રમેહ–લિંગને રસ્તે લોહી વહે એ પ્રકારનો પ્રમેહ
રક્તાર્શ–દૂઝતા હરસમસા
રજ–સ્ત્રીનો અટકાવ
રજાણુ–લોહીમા રહેલા લાલ કણ
રતાંધળાપણુ–રાત્રે આંખથી ન દેખાવુ.
રમ્ય–શોભાયમાન, સુંદર
રસ–જે ઔષધમા પારો અથવા હિંગળોક આવે તે ઔષધ 'રસ' નામથી ઓળખાય છે.
રસાયન–શરીરના રસાદિ ધાતુઓની દૃઢતા, શુદ્ધિ તથા વૃદ્ધિ કરનાર ઔષધ
રુચિકર–રુચ્ય, રુચિદાયક, સ્વાદિષ્ટ
રુક્ષ–કઠિન, સૂકાપણુ, લૂખું
રેચક–જુલાબ લાવનાર
રેચન–ઝાડા કરનાર
રોચક–રુચિ ઉપજાવનાર
લઘુ–હલકુ
લીન–લય પામેલું, સમાયેલુ
લેખન–રસાદિધાતુ અને વાતાદિક દોષને સૂકવી શરીર શુદ્ધ કરનાર ઔષધ
લેખનીય– } લેખન કરવા યોગ્ય
લેખ્ય– }
લેહ–ચાટણ
લોપરી–પોટીસ
વક્ર–વાંકુ
વમન–ઊલટી
વમી–વાંતિરોગ, ઊલટીનુ દરદ
વયસ્થ–ઉંમરમા આવેલા, તરુણ
વર્જનીય– } ત્યાગવા યોગ્ય
વર્જ્ય– }
વર્તિ–યોનિ અથવા ગુદામા પહેરવાની દિવેટ અથવા વાટ
વર્ધક–વધારનાર
વસા ચરબી [એક
વસામેહ–૨૦ પ્રકારના પ્રમેહમાનો
વસ્ત્ર–ધોળી સાડી
વક્ષસ્થળ–છાતી
વાજીકર–કામોત્તેજક ઔષધ
વાતઘ્ન–વાતનાશક
વાતરક્ત–ગાંઠિયો વા, શરીરનુ અકડાઈ જવુ
વાંતિ–ઊલટી, વમન
વાંતિકારક–ઊલટી કરાવનાર
વિકૃત–વિકારવાળું
વિચર્ચિકા–ખરજવુ
વિધ્વંસ–નાશ
વિપરીત–ઊલટું
વિપર્યય–ઊલટાપણું
વિપુલ–ઘણુ
વિમલ–સ્વચ્છ
વિષઘ્ન–વિષનાશક
વિષમજ્વર–અનિયમિત જ્વર
વિસર્પ–રતવા, ચામડીનું એક જાતનુ દરદ
વીર્ય–ધાતુ, તેજ
વૃંદ–જમાવ, ટોળું
વૃષ્ય–પૌષ્ટિક, પુષ્ટ
વૃક્ક મૂત્રપિંડ–મૂત્ર ઉત્પન્ન કરવાવાળા યંત્ર, કેડથી ઉપરમા અને ફેફસાની નીચે પાછળના ભાગમા બન્ને તરફ એક એક વૃક્ક રહેલ છે.
વેગ–ગતિ
વેદનાસ્થાપક–વધતી વેદનાને [રોકનાર
વેષ્ટન–લપેટવુ
વૈપાદિક–વ્યાઉ, તજાગરમા, હાથ [પગનુ ફાટવુ
વ્યક્ત–સ્પષ્ટ

વ્યંગ-કમતાઈ, મુખ ઉપરની કાળાશ, કરોળિયા
વ્યથા-દુઃખ, પીડા
વ્યાધિ-રોગ
વ્યોષ (ત્રિકટુ, ત્ર્યુષણુ) સૂંઠ, મરી અને લીંડીપીપર
વ્રણુ-જખમ, ખાડો
શમન-શાંતિ
શલ્ય-કાંટો, બાણુ
શરાવસંપુટ-માટીના બે સરખા કોડિયાની ધારોને ઘસીને પછી એક કોડિયામાં દવા ભરી ઉપર બીજું કોડિયું મૂકી, ચીકણી માટીથી ઝીણા લૂગડાને પલાળીને બે કોડિયાની સાંધ બંધ કરી દેવી તેના પર માટીથી ભિંજવેલું બીજું લૂગડું લપેટી તેના ઉપર એક આંગળ માટીનો જાડો લેપ કરવો આવી રીતે તૈયાર થાય તે 'શરાવસંપુટ' કહેવાય છે.
શાખા-રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર અને ત્વચા, એ સાત અવયવને શાખા કહે છે
શિરોરોગ-માથાનું દરદ
શીતપિત્ત-શીળસ
શીતવીર્ય-ઠંડા ગુણવાળું
શુષ્ક-સૂકું
શૂલઘ્ન-મૂળરોગનો નાશકર્તા
શોથ-સોજો
શોથઘ્ન-સોજાનો નાશ કરનાર
શોધક-શુદ્ધ કરનાર
શોધન-શુદ્ધ કરવું
શોફ-સોજો
શોષ-તરસ, તૃષા
શોષણુ-શોષી લેવું, ચૂસી લેવું
શ્લીપદ-હાથીપગો, હાથપગ જાડા [થવા
શ્લેષ્મ-કફ, બલગમ
શ્લેષ્મઘ્ન-કફને તોડનાર
શ્લેષ્મજ-કફથી ઊપજેલું
શ્લેષ્મલ-બલગમવાળા
શ્વાસ-દમ
શ્વેત-સફેદ
શ્વેતાણુ-લોહીમાં રહેલા ધોળા કણુ
પંઢ-નપુસક, હીજડો
સંકોચવિકાસપ્રતિબંધક-કેટલાક યંત્રોમાં માંસપેશીઓ સંકોચાય છે અને પાછી પહોળી થાય છે, જેમ કે ફેફસાં, હોજરી, આંતરડાં, હૃદય, એ સંકોચવિકાસ ક્રિયામાં અટકાવ કરનાર.
સંધિ-સાંધો
સન્નિપાત-કફ, વાત અને પિત્તનો એકસાથે પ્રકોપ થવો તે
સંશોધન-સ્વચ્છ કરવું
સાધ્ય-મટી શકે એવો રોગ. મેળવી શકાય એવો પદાર્થ
સારક-ઝાડો ઉતારનાર
સિધ્મ કરોળિયા-એક પ્રકારના કોઢ
સુખસાધ્ય-સુખથી મટે એવું અથવા સુખથી મેળવાય તેવું
સુજ-શોથ, સોજો
સુન્નબહિર્ગ-વાતરક્ત, ગાંઠિયો વા, શરીરનું અકડાઈ જવું
સુરભિ-સુગંધવાળું
સુસી-વરાધ, સસણી, ગરધણી
સ્તન-થાન
સ્થૂલ-પુષ્ટ, જાડું
સ્નાયુક-વાળો
સ્નિગ્ધ-ચીકટ, ચીકાશવાળું
સ્નેહ ઘૃત, તેલનો પદાર્થ, ચીકાશ
સ્વર-શબ્દ, અવાજ
સ્વરભેદ-અવાજમાં બગાડો
સ્વેદ-બાફ, શેક (શરીરમાંથી ખરાબ તત્ત્વ કાઢી નાખવા માટે ગરમ હવા, ગરમ પાણી, ગરમ રેતી, મીઠું, ઈંટ, વસ્ત્ર અથવા બીજાં સાધનોથી પરસેવો વધારે ઉત્પન્ન કરવાની ક્રિયા)
સ્વેદઘ્ન-પસીનાનો નાશ કરનાર
હરીતકી-હરડે
હાથીપગો-શ્લીપદ, હાથપગ જાડા [થવા
હિક્કા-ઊચકી, હેડકી
હૃદ્ય-હૃદયને સુખ કરનાર
હૃદ્ગ્રહ-હૃદય જકડાઈ જવું
હૃદયોદર-હૃદયકપાટની કમજોરીથી ઉત્પન્ન ઉદરરોગ
ક્ષતઘ્ન-જખમ મટાડનાર
ક્ષતજ-જખમથી થયેલો
ક્ષાર-ખાર
ક્ષુદ્ર-નાનું, અલ્પ, તુચ્છ

# પરીક્ષાપ્રકરણ

विकारो धातुवैषम्यं साम्यं प्रकृतिरुच्यते। सुखसंज्ञकमारोग्यं विकारो दुःखमेव च॥
याभि: क्रियाभिर्जाय ते शरीरे धातवः समाः। सा चिकित्सा विकाराणां कर्म तद्भिषजा मतम्॥ चरक॥

વાત, પિત્ત અથવા કફની વિષમતાનું નામ રોગ છે, અને સમતાનું નામ આરોગ્ય છે. આરોગ્ય એટલે સુખ અને રોગ એટલે દુઃખ.

જે ક્રિયા દ્વારા વિષમ ધાતુ સમ બને, તેનુ નામ જ ઉપાય અને તે જ વૈદ્યોનુ કર્તવ્ય છે.

रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम्। ततः कर्म भिषक् पश्चाज्ज्ञानपूर्वं समाचरेत्॥

સર્વથી પ્રથમ રોગની પરીક્ષા કરવી જોઈએ; ત્યાર પછી ઔષધિની પરીક્ષા (ગુણ) જાણવી જોઈએ. જ્યારે રોગ અને ઔષધિ બન્નેનુ જ્ઞાન થાય ત્યાર પછી જ બુદ્ધિપૂર્વક ચિકિત્સા કરવી. (વર્તમાન સમયમા રોગ કયો છે અથવા ઔષધિમા કયા કયા ગુણો છે; અમુક રોગ અને અમુક પ્રકૃતિને અમુક ઔષધિ લાભદાયક થશે કે નહિ; તે વિચાર કર્યા વિના ઉપચાર થાય છે જેથી રોગીની સખ્યા ઊલટી વધતી જ જાય છે)

રોગમા કયો દોષ વિશેષ તથા કયો કમી છે, એ સમજવા માટે આઠ સ્થાનોની પરીક્ષા કરવી જોઈએ.

रोगाक्रान्तशरीरस्य स्थानान्यष्टौ निरीक्षयेत्। नाडी मूत्र मल जिह्वा शब्द स्पर्श दृगाकृतीम्॥

નાડી, મૂત્ર, જિહ્વા, શબ્દ, સ્પર્શ, નેત્ર અને રૂપ, એ આઠ સ્થાન પરથી રોગની પરીક્ષા કર્યા પછી ઔષધયોજના કરવી જોઈએ.

રોગ ઉત્પન્ન થવાનુ કારણ શુ? ઋતુ, રોગીની રોગ થવા પહેલાની શારીરિક સ્થિતિ, ઉંમર, રોગીની શક્તિ, રોગીનો ઉદ્યોગધધો, રોગ પ્રધાન છે કે ગૌણ છે વગેરે વાતો તરફ લક્ષ આપીને ઔષધિ આપવી જોઈએ.

રોગપરીક્ષાના સક્ષેપમા ત્રણ ઉપાય છે શાસ્ત્રોપદેશ, પ્રત્યક્ષ અને અનુમાન પ્રથમ રોગીની સર્વ અવસ્થા જાણીને શાસ્ત્રમા કહેલા લક્ષણોની સાથે મેળવવુ; પછી અનુમાનથી રોગોનો આરંભ અથવા દોષ અને બલાબલનો નિશ્ચય કરવો.

રોગીની સર્વ અવસ્થા સાભળી લીધા પછી શારીરિક ગધ પ્રકૃત છે યા વિકૃત બની ગઈ છે, એ પરીક્ષા કરવા માટે શરીરગત ગધ, મળ, મૂત્ર, શુક્ર અને વમન કરેલા પદાર્થ સૂઘીને નિશ્ચય કરવો જોઈએ. સતાપ અને નાડીની ગતિ સ્પર્શથી જાણવી. મધુમેહાદિમા મૂત્રાદિની મિષ્ટતા, રોગ-વિશેષમા સર્વ શરીરમા વિરસતા, તેમ જ રક્તપિત્તમા રક્તનો સ્વાદ, એ સર્વ હકીકતનો નિશ્ચય યુક્તિથી કરવો જોઈએ શરીરમા સવા, જૂ, કૃમિ ઉત્પન્ન થવાથી વિરસતા, માખી બેસવાથી મિષ્ટતા, કીડી અથવા મંકોડાનુ મૂત્ર પર એકઠા થવુ એ પરથી મૂત્રની મિષ્ટતા, રક્તપિત્તમા પ્રાણુ-રક્ત વમન કરેલ છે કે નહિ તે જાણવા માટે કાગડા, કૂતરા આદિ પશુપક્ષીને ચટાડવુ. ચાટી જાય તો પ્રાણુરક્ત અને ન ચાટે તો રક્તપિત્તના દૂષિત રક્તનો નિશ્ચય કરવો.

અગ્નિબળ, શારીરિક બળ, જ્ઞાન, સ્વભાવ વગેરે કાર્યવિશેષ પરથી અનુમાન કરી લેવું. ભૂખ તરસ, રુચિ, અરુચિ, ગ્લાનિ, સ્વપ્ન, નિદ્રા વગેરે રોગીને પૂછીને જાણી લેવુ. અતિ સામાન્ય ભેદના બે ત્રણ રોગોમા રોગનો નિર્ણય ન થઈ શકે ત્યારે સાધારણ કોઈ ઔષધિ આપીને લાભહાનિ પરથી રોગોનો નિશ્ચય કરવો લક્ષણવિશેષ ઉપરથી રોગની સાધ્યતા, કષ્ટસાધ્યતા તેમ જ અસાધ્યતાનુ અનુમાન કરવુ. અરિષ્ટ લક્ષણ પરથી રોગીનુ મૃત્યુ જાણી લેવુ.

પ્રકૃતિપરીક્ષા અનેક રીતે કરવી જોઈએ રોગાની પ્રકૃતિ વાત, પિત્ત અથવા કફપ્રધાન છે? રોગીની પ્રકૃતિને અનુકૂળ રોગ છે અથવા પ્રતિકૂળ? રોગ અને રોગીની પ્રકૃતિની તુલ્યતા હોવી, તથા દેશતુલ્યતા અને ઋતુતુલ્યતા હોવી, એ વગેરે ચિહ્ન ખરાબ છે એ પ્રકૃતિતુલ્યતા આદિ ન હોય

એવા રોગ સુખસાધ્ય જાણવા, જેમ કે—

પિત્તપ્રકૃતિવાળાને કફનો ઉપદ્રવ થાય તો પ્રકૃતિતુલ્યતા ન બની, જેથી સુખપૂર્વક આરામ થાય છે. પિત્તપ્રકૃતિવાળાને પિત્તનો રોગ થાય, એ પ્રકૃતિતુલ્યતા થઈ એ ખરાબ ચિહ્‌ન છે

શરદઋતુમા પિત્ત કુપિત થાય એ ઋતુતુલ્યતા થઈ. પણ શરદઋતુમા કફ કુપિત થાય તેમા ઋતુતુલ્યતા ન કહેવાય ઋતુતુલ્યતા ન થવી એ શુભ ચિહ્‌ન છે

અનુપદેશ (ઘણા જ વૃક્ષ અને જળવાળો દેશ) સ્વાભાવિક રીતે વાતકફપ્રધાન હોય છે જાંગલ દેશ (વૃક્ષ અને જળ ઓછા પ્રમાણમા હોય એવો દેશ) પિત્ત અને વાતપ્રધાન હોય છે અનુપ અને જાંગલ દેશના સાધારણ લક્ષણ હોય એ સાધારણ દેશ કહેવાય છે તેમા વાત, પિત્ત, કફ સાધારણ રીતે રહે છે કફપ્રધાન દેશમા કફની વૃદ્ધિ થવી એ દેશતુલ્યતા થઈ. એ દેશતુલ્યતા ખરાબ કહેવાય છે કફપ્રધાન દેશમા કદાચ પિત્તપ્રકોપ થાય તો દેશહેતુથી પણ જલદી રોગનો નાશ થાય છે. પ્રમેહ રોગમા દોષોની દૂષ્યતા સમાન હોય તે સાધ્ય ગણાય છે તથા રક્તગુલ્મ ૧ વર્ષનો જૂનો થાય ત્યાર પછી સુખસાધ્ય થાય છે.

નીચેના ચિહ્‌ન પરથી કઈ ધાતુનો ક્ષય થયો છે તે અનુમાનથી સમજી શકાશે.

રસધાતુના ક્ષયથી હૃદયનો વેગ વધે છે. આખો પર અધારા આવે છે.

રક્તક્ષયથી ચામડી કડક, સૂકી અને ફાટેલી જણાય છે.

માસક્ષયથી કમર, ગર્દન અને પેટ વિશેષરૂપે સુકાય છે

મેદક્ષયથી (ચરબી ઓછી થવાથી) સાધાઓમા દરદ તથા થકાવટ જણાય છે.

અસ્થિક્ષયથી વાળ, નખ, મૂછ, હાડકા નિર્બળ બને છે સાધા ઢીલા પડે છે અને ભ્રમ ઉપજે છે.

મજ્જાક્ષયથી (હાડકામાના રસનો ક્ષય થવાથી) હાડકા નિર્બળ બની વાયુરોગ વધતો જાય છે.

શુક્રક્ષયથી કમજોરી, મોઢાનું સુકાવુ, પીળાપણુ, ઉદાસીનતા વગેરે જણાય છે

મળ(વિષ્ટા)ના ક્ષયથી વાયુ આતરડામા જઈ દરદ ઉત્પન્ન કરે છે શરીર શુષ્ક બની જાય છે. મૂત્રક્ષયથી પેશાબનો રગ બદલાવો, મોઢાનુ સુકાવુ. તૃષા લાગવી વગેરે તથા મૂત્રકૃચ્છ્ર રોગના ચિહ્‌ન જણાય છે.

ઓજક્ષયથી બીકણ સ્વભાવવાળો, કમજોર, ચિંતાગ્રસ્ત અને કાતિહીન બની જાય છે

સ્વેદ(પરસેવાનો)ક્ષય થવાથી રોગની જડ સખત બની જાય છે, ચામડી શુષ્ક બને છે. સાધારણ સ્પર્શની અસર બિલકુલ જણાતી નથી

આ ઉપરાત રોગ થવાનુ કારણ, રોગના દેખાતા ઉપદ્રવ, રોગીની ગતિ, રોગીની વય, રોગીનો અગ્નિ, શરીરની શક્તિ, મનોબળ, આહારવિહાર, રોગ ઉત્પન્ન થવાનો સમય, પરપરાથી આવેલો રોગ, સ્ત્રી હોય તો સગર્ભા છે કે નહિ, તેમ જ અરિષ્ટ ચિહ્‌નનો વિચાર કરી ચિકિત્સા કરવી

## ૧–નાડીપરીક્ષા

તલનું મર્દન કરેલા, નાહેલા, જમેલા, ભૂખ અને તરસથી પીડાતા એવા મનુષ્યની નાડી જોવાથી યથાર્થ સમજાતી નથી. માટે પ્રાતઃકાળે ઊઠી ઘડીભર જે સ્વસ્થ બેઠેલો હોય તેની નાડી જોવી એટલે સારી સમજાશે. પુરુષનો જમણો હાથ અને સ્ત્રીનો ડાબો હાથ લાબો સીધો કરી, અગૂઠાના મૂળ પાસેની શિરા ઉપર તર્જની, મધ્યમા અને અનામિકા આગળીઓ રાખી વાત, પિત્ત અને કફ, એ દોષો અનુક્રમે જાણવા કોઈ કોઈ વખત એ જ પ્રમાણે પગની નાડી પણ જોવાય છે

વાકી અને સર્પ તથા જળોની ચાલ પ્રમાણે જે ચાલે તે વાતનાડી, દેડકા, કાગડા અને ચકલીના જેવી ત્વરાએ ચાલે તે પિત્તનાડી, હસ, કબૂતર અને મોરના જેવી મદમદ ચાલે તે કફનાડી; લવુઆ અને તેતર પક્ષીની ચાલ પ્રમાણે ચાલે તે સન્નિપાતનાડી અને હળવી અને સરસર ચાલવા લાગે તે દ્વિદોષની નાડી જાણવી જે સ્વસ્થાનથી છૂટા રહીરહીને ચાલે, ઘણી ક્ષીણ હોય અને ઠંડી હોય એ ચાર પ્રકારની નાડી પ્રાણનાશક છે

સામાન્ય જ્વરનો કોપ થવાથી નાડી ગરમ થઈ મોટા વેગથી ચાલે છે અને ક્રોધ ચડેલો હોય તોપણ નાડી મોટા વેગથી ચાલે છે ચિંતાથી અને ભયથી નાડી ક્ષીણ ચાલે છે મદાગ્નિ અને ધાતુક્ષીણતાવાળી નાડી ઘણી મદ હોય છે. રક્તનો કોપ થયો હોય તો થોડી ગરમ હોઈ પાષાણ જેવી જડ થાય છે અને આમયુક્ત હોય તો ઘણી જ જડ થાય છે. ગર્ભિણીની નાડી ગભીર, પુષ્ટ અને હલકી ચાલે છે તૃષાતુર, આળસુ, સુખી અને ઊંચી ઊંડેના તથા મનમા કાર્યની યોજના કરનારાઓની નાડી સ્થિર ચાલે છે ભૂખ લાગે એટલે નાડી હલકી અને વેગથી ચાલે છે મળમૂત્ર પેટમા હોવાથી જ્વર પ્રમાણે ચાલે છે લોભ અને મદ (અહકાર) એ ઉત્પન્ન થયેલ હોય તો કાંઈક ચંચળ ચાલે છે ચોરની નાડી કંઈક તીવ્ર અને કંઈક મદ એવી ચાલે છે. ઉદ્યોગી અને માર્ગે ચાલી શ્રમિત થયેલા મનુષ્યની નાડી ઉષ્ણ અને ચચળ ચાલે છે **અજીર્ણની નાડી**:—કાગડા અને હંસની ચાલ જેવી, જમેલા મનુષ્યના જેવી અને કાંઈક કફની નાડી જેવી ચાલે છે **ભૂતનાડી**—જો ટચલી (છેલ્લી) આગળી નીચે નાડી ચાલે તો તેને ભૂતનો ઉપદ્રવ જાણવો અનામિકાની નાડી ચાલે તો કુળદેવતાનો ક્ષોભ જાણવો, હાથના મૂળ પાસેની નાડી ચાલે તો જળદેવતાનો ક્ષોભ જાણવો અને મધ્યમાની નાડી ચાલતી હોય તો સબધિક નાડી જાણવી **ઉત્તમ પ્રકારની નાડી**:—જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત છે, તેની નાડી હલકી અને વેગથી ચાલે છે સ્વસ્થ મનુષ્યની નાડી સ્થિર હોઈ પ્રબળ ચાલે છે. ભૂખથી વ્યાપ્ત થયેલાની નડી ચચળ ચાલે છે અને તૃપ્ત થયેલાની નાડી નિશ્ચળ હોય છે. **અસાધ્ય સન્નિપાત નાડી**:—તૂટકતૂટક, અતિ ત્વરાએ, કાષ્ઠ પ્રમાણે કઠિન, વાંકી, ક્ષણમા હળવી, ક્ષણમા જલદી, અતિ ઉષ્ણ, મોટો વેગ હોઈ જ્વરે પ્રાપ્ત. લાવા અને તેતરની ગતિ જેવી, વળી ગુપ્ત થાતી જઈ સ્વસ્થળ છોડે ને ક્ષણમા સ્થાન પર આવે તે સન્નિપાતની નાડી જાણવી જે નાડી રહીરહીને ચાલે છે અને ઘણી જલદી તથા ઠડી થઈ અકસ્માત્ અટકી જાય તે અતક નાડી જાણવી, તેમ જ તર્જનીની આગળીની નાડી ચાલે તે પણ અતની જાણવી નાડી પોતાના સ્થાનથી ભમતી જ્યાં ચક્ર પ્રમાણે ભમે અને ભયની નાડી પ્રમાણે ચાલે તથા ક્ષણમા અતિસૂક્ષ્મ ચાલે તે અસાધ્ય જાણવી જ્યારે બે પહોર જ્વરયુક્ત અને અગ્નિ તુલ્ય નાડી ચાલવા લાગે અથવા ગતિ છોડીને ઘણી ઝડપથી ચાલે, ત્યારે રોગી એક જ દિવસમા મરે છે. જેની નાડી ડમરુ પ્રમાણે (કૂદકા ભરતી) ચાલે તે ચોથા દિવસે મરે જેની નાડી સ્થાન છોડે તે ૩ દિવસમા મરે, જ્યારે નાડી ગરમ અને શરીર નિસ્તેજ હોઈ ઠંડી અથવા તાવ બહુ હોય અને શરીર ક્ષીણ અને નાડીની ગતિ મંદ હોય ત્યારે રોગી બે દિવસમા મરે છે.

## નાડીપરીક્ષાનું મહત્ત્વ*

### પ્રસ્તાવના

આર્યવૈદકમા પરીક્ષાના ભાગમા નાડીપરીક્ષાને વિશેષ પ્રધાન ગણી છે. તેની યોગ્યતા શુ અને કેટલી છે તે બાબતમા અનેક માણસોના અનેક પ્રકારના તરગો હોવા છતા નિશ્ચયથી તેના વિષે કહેનારા માણસો ક્વચિત જ મળે છે. વૈદકશાસ્ત્ર પ્રત્યક્ષ જોવાથી સમજાય એવુ હોવાથી તેના સિદ્ધાતનો પ્રત્યક્ષ અનુભવ લીધા સિવાય ખાતરી થવી કઠણ છે, તે માટે તેમાના નાડી જેવા મહત્ત્વના, પરતુ કેટલાકોના મતથી વાદગ્રસ્ત વિષયની પુષ્કળ ચર્ચા થઈ તેમાના યોગ્ય સિદ્ધાત બહાર પાડવા ઘણા જરૂરના છે, જેથી વૈદ્યસભાએ આ વિષય બક્ષિસ માટે પસદ કર્યો હતો. તેમા એકદર ત્રણ નિબધ આવ્યા, તેમા આ નિબધ સારો ઠર્યો, તોપણ તેમા આવવા જોગો બીજો વિસ્તાર નિબંધકાર પાસે કરાવી અને તેને અનુસરી તેનુ સશોધન કરી તથા વધારી તે હાલ પ્રસિદ્ધ કરવામા આવે છે. આ વિષયની ચર્ચા જેટલી બને તેટલી થવી જોઈએ, તે સિવાય તેમા પૂર્ણતા આવનાર નથી નાડીપરીક્ષાથી શરીરક્રિયાના સર્વ સ્થિતિ સમજાય છે, એવુ પ્રત્યક્ષ અનુભવથી સમજવા માટે એવી

* મુબઈની વૈદ્યસભા દ્વારા મરાઠી ભાષામા મગાવેલા નિબધોમાથી વડોદરાની સસ્કૃત પાઠશાળાના અગ્રેજી શિક્ષક શ્રીયુત **બાલકૃષ્ણ પંત બાજી જોશીનો** આ નિબધ ઇનામને પાત્ર ઠરેલો, તે ગુજરાતી પાઠક વર્ગ માટે પણ ઉપયોગી જણાયાથી અનુવાદરૂપે અત્રે દાખલ કરવામા આવ્યો છે (**મંત્રી, સ૦ સા૦**)

ચર્ચા થવી ઘણી જરૂરની છે. આ વિષય ઉપર સ્વતંત્ર સંસ્કૃત ગ્રંથો ઘણા છે, તોપણ તેથી જેટલું જોઈએ તેટલુ સમાધાન થતું નથી આથી તે ઉપર મોટો શાસ્ત્રસિદ્ધ અને સુલભ પ્રકારનો ગ્રંથ થવાની ઘણી જરૂર છે. આ નિબંધ તેનો માર્ગદર્શક છે, એમ માનવામાં હરકત નથી. આવા જ પ્રકારનો પ્રયત્ન કરવા વૈદ્યસભા શક્તિમાન થાય અને તેનાથી દેશમા ઘણાં મહત્ત્વનાં કાર્યો થાય, એટલી જ ઇચ્છા પ્રદર્શિત કરી અને તે સફળ કરવા બદલ પરમેશ્વરની પ્રાર્થના કરી આ અલ્પ પ્રસ્તાવના પૂરી કરીએ છીએ. **शंकर दाजी शास्त्री पदे**

આ વિષયનુ વિવેચન કરતા ૧ નાડી એટલે શુ? ૨ તેની પરીક્ષા કેવી રીતે કરવી? ૩ તે પરીક્ષાથી શાનુ જ્ઞાન થાય છે? અને ૪ તે જ્ઞાનનો આપણે કેવી રીતે ઉપયોગ કરવો? એ ચાર બાબતોનો ખુલાસો થવો જોઈએ; કારણ કે એ જ પ્રસ્તુત વિષયની મુખ્ય બાબતો છે. હવે આપણે 'નાડી' એટલે શુ તેનો પ્રથમ વિચાર કરીએ.

## નાડી એટલે શું?

મનુષ્યશરીરના સ્થૂળ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ, એ ચાર પ્રકારોમા નાડી એ સ્થૂળદેહનો જ એક ભાગ હોવાથી અહી માત્ર સ્થૂળદેહનો જ વિચાર કરવો ઇષ્ટ છે આ સ્થૂળદેહ રસ, રક્ત, માસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર, આ સાત વસ્તુનો બનેલો છે. આ સાત વસ્તુઓને સપ્તધાતુ એમ કહે છે કારણ કે તે શરીરને ધારણ કરે છે એ વિષે ભાવપ્રકાશમા કહ્યું છે કે:—

'રસ, રક્ત, માસ, વસા, હાડકા, હાડકાના સત્ત્વરૂપ મજ્જા અને વીર્ય, એ સાત વસ્તુઓ સ્વતંત્ર રહીને દેહને ધારણ કરે છે.'

આ સાત ધાતુના યોગથી જ આપણા શરીરના અવયવોનો નાના પ્રકારનો વ્યાપાર સારી રીતે ચાલે છે

ઉત્પત્તિ, સ્થિતિ અને લય, ત્રણે વિકારો તમામ જડ સૃષ્ટિની પેઠે આ સપ્ત ધાતુને પણ લાગુ છે, એટલે કે તે આપણા શરીરમા ઉત્પન્ન થાય છે, રહે છે અને લય પામી જાય છે અને આવી રીતની ક્રિયા હમેશ ચાલુ રહે છે હવે આ ક્રિયા કેમ અને કેવી રીતે ઉત્પન્ન થાય છે, એ પ્રશ્ન સ્વાભાવિક રીને ઊભો થાય છે. આપણા આહારવિહાર ઉપલી ત્રણે ક્રિયાઓનું આદિ કારણ છે. આપણે જે ખાઈએ છીએ અને પીએ છીએ, તેનો આપણા કોઠા(જઠર)મા પરિપાક થઈ તેમાથી સત્ત્વાશ અને ત્યાજ્યાશ એવા બે ભાગ જુદા પડે છે તેમાથી ત્યાજ્યાશ હોય છે તે મળ, મૂત્ર, પસેવો ઇત્યાદિ રૂપે શરીરમાથી બહાર નીકળી જાય છે અને સત્ત્વાશ રહે છે તે શરીરનું પોષણ કરે છે. આ સત્ત્વાશને રસધાતુ કહે છે અને તેનાથી જ ક્રમેક્રમે શુક્ર પર્યંતના સર્વ ધાતુની ઉત્પત્તિ થાય છે. આ વિષયમા શાર્ઙ્ગધરે કહ્યું છે કે —

'રસ, રક્ત, માસ મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર આ સાત ધાતુઓ છે; તે સર્વ પિત્તની ગરમીથી એકબીજામા પાચન થઈ એકબીજામાથી ઉત્પન્ન થાય છે'

આ પ્રમાણે જઠરમા રહેલા અન્નપાનના સત્ત્વાશમાથી એટલે કે રસધાતુમાથી એક પછી એકના ક્રમથી આ સર્વ ધાતુઓ ઉત્પન્ન થાય છે તે સત્ત્વાશ તૈયાર થવામા કયા કયા અવયવોને કામે લાગવુ પડે છે, તે સ્પષ્ટ કરવાથી 'નાડી એટલે શુ' એ આપણા પ્રથમ પ્રશ્નનો નિકાલ આવશે તેથી હવે આપણે તે સાધનભૂત અવયવોનો અને તેમની ક્રિયાનો વિચાર કરીએ.

આ સ્થૂળ શરીરને વૃક્ષની ઉપમા આપી શકાય અને એ પ્રકારે હાથપગ એ શાખા કહેવાય અને માથુ તથા ધડ એ તેનુ થડ કહેવાય એ થડના ત્રણ ભાગોમા જુદા જુદા અવયવોની યાંત્રિક રચના અને આપણા આયુષ્યને આવશ્યક વ્યાપારના મુખ્ય સ્થાનો રહેલા છે આ ભાગો પૈકી ઉપરનાને શિર, વચલાને છાતી અને નીચેનાને જઠર કહે છે ગળાથી તાળવા સુધીનો ભાગ શિરોભાગ કહેવાય છે તેની અદર સર્વ જ્ઞાનેન્દ્રિયો રહે છે અને તેની મુખ્ય ક્રિયા પણ ત્યા જ ચાલે છે. છાતીથી ગળા પર્યંતના ભાગને ઉરોભાગ કિવા હૃદયપ્રદેશ કહે છે, તેની અંદર હૃદય, ફેફસા અને શ્વાસનળીઓ વગેરે શ્વસનેન્દ્રિયો હોઈ તેની ક્રિયા ત્યા જ ચાલે છે. ત્રીજો એટલે નીચેનો ભાગ જે

કોઠ(પેટ) પ્રદેશ છે, તેમા યકૃત, પ્લીહા, અન્નાશય, પિત્તાશય મળાશય, મૂત્રાશય, ઇત્યાદિ પચન કરનારી ઇંદ્રિયો રહે છે અને તેની ક્રિયા પણ ત્યા જ ચાલે છે.

ખાધેલુ અન્ન અને પાણી મોઢામાં લાળ સાથે મિશ્ર થઈ તે ગળામાર્ગે જઠરમા જાય છે, તે અન્નજળ આમાશયમા હજી કાચા હોય છે તેવામા જ તેના કઠિન અને પ્રવાહી એવા બે ભાગ જુદા થઈ કઠિન ભાગ પકવાશયમા જાય છે અને પ્રવાહી ભાગ બસ્તિપ્રદેશમા જાય છે. પકવાશયમા ગયેલો કઠિન ભાગ પિત્તની સાથે મળી પરિપકવ થાય છે અને તેનો નિ:સત્ત્વ(નકામો) ભાગ જુદો પડી આતરડામા જઈને ત્યાથી તે મળરૂપે બહાર નીકળે છે. બસ્તિપ્રદેશમાં ગયેલો પ્રવાહી ભાગ મૂત્રરૂપથી શરીર બહાર નીકળે છે. પકવાશયમા કઠિન ભાગમાનો જે સત્ત્વાશ રહે છે તેને રસધાતુ કહે છે અને તેની જુદી જુદી સ્થિતિ બદલાતા તે જ છેવટે શુક્ર અને ઓજરૂપે બને છે. એ રસના આધારથી જ જીવન ટકી શકતું હોવાથી તેને જીવનરસ પણ કહેવામા આવે છે આ માટે ભાવપ્રકાશમા કહેલા વચનો નીચે પ્રમાણે છે·

'અન્નનો જે સારભાગ તે રસ છે અને સારહીન મલિન પ્રવાહી ભાગ શિરામાર્ગે બસ્તિમાં જઈને મૂત્ર બને છે, બાકી જે તેનો કિટ્ટ રહે છે તેને વિષ્ઠા કહે છે તે સમાન વાયુના સઘટનથી મલાશયની અદર જઈને રહે છે, અપાનવાયુની ગતિ વડે યોનિ અને શિશ્ન દ્વારા મૂત્ર તથા ગુદા દ્વારા વિષ્ઠા શરીરથી બહાર જાય છે. રસધાતુ સમાન વાયુની પ્રેરણાથી હૃદયમા જાય છે અને પછી વ્યાનવાયુના યોગથી શરીરમા ફેલાઈ જઈને સર્વ ધાતુનું પોષણ કરે છે નહેરો જેમ ખેતરમાની અનેક તરેહની વનસ્પતિઓનું પોષણ કરે છે, તેની રીત રસધાતુ શરીમાની સર્વ ધાતુઓને વધારે છે'

રસધાતુજ ક્રમથી રક્ત, મેદ, માસ, અસ્થિ, મજ્જા, શુક્ર અને ઓજના રૂપમા રૂપાતર પામતો અને સ્વચ્છ થઈ જઈને અધિકાધિક સ્વચ્છ થાય છે. આવી રીતે એ રસ ઉપલી ધાતુની સ્થિતિમા સુમારે પાચ દિવસ રહે છે એટલે કે એક મહિનાની મુદતના તે શુક્ર ધાતુના રૂપમા જાય છે. આ માટના પ્રમાણવચનો આ પ્રમાણે છે

'સ્થૂળ, સૂક્ષ્મ' અને તેનો મળ, એવા ત્રણ ત્રણ પ્રકાર પ્રત્યેક ધાતુની સ્થિતિમાં તેના તે જ રસમાથી બને છે. મૂળ સ્થિતિમા હોય છે તે સ્થૂલ ભાગ, પાછલી બીજી સ્થિતિમા હોય તે સૂક્ષ્મ ભાગ અને સ્થૂળ ભાગમાનો નકામો ભાગ તે કિટ્ટ બને છે.' 'ચરક'

'રસ એ રસથી લઈને મજ્જા પર્યંતના પ્રત્યેક ધાતુની સ્થિતિમા અનુક્રમે પાચ પાચ રાત્રિદિવસ સુધી રહે છે.' 'ભોજ'

'ઓજસ એ શુક્ર પર્યંતની સઘળી ધાતુઓનુ તેજ હોવાથી તેને ઘણું શ્રેષ્ઠ ગણવામા આવે છે; કારણ કે તે હૃદયમા રહી ત્યાથી સર્વ તરફ ફેલાય છે અને શરીરને જીવન આપે છે. એ ઓજસ વધે છે ત્યારે દેહને આનદ, પુષ્ટિ અને શક્તિ પ્રાપ્ત થાય છે અને તે નાશ પામે છે તો ખચિત દેહનો નાશ થાય છે, કેમકે ઓજસ વડે જ જીવન રહી શકે છે.' 'વાગ્ભટ'

આગળ કહેલી શ્રમનેંદ્રિયો હૃદયમા અને પચનેંદ્રિયો ઉદરમા કેવી રીતે રહે છે, તે હવે કહેવામા આવે છે. અન્નરસથી આખું શરીર જુદી જુદી નાડીઓ દ્વારા કેવી રીતે પોષણ પામે છે એ વિષય પાછળ આવતો હોવાથી અહી તે વિષે સમજૂતી આપવી ઠીક થઈ પડશે.

નાભિની ઉપર એક વેત અને ગળાની નીચે છ આગળના અતર પર રક્તાશય આવેલુ છે અને તેને અડીને નીચે હૃદય આવેલું છે. તેની નીચે શ્લેષ્માશય, તેની નીચે આમાશય અને તેની નીચે પકવાશય એવી રીતે એકની નીચે એક આશય આવેલા છે. રક્તાશય અને કફાશયની વચ્ચે આવેલા હૃદયના આધારથી પ્રાણવાહી ધમની રહે છે. તેની નીચે ડાબી તરફ ફેફસા અને પ્લીહા છે અને જમણી તરફ યકૃત અને પિત્તાશય છે હૃદય એ મુખ્ય ચેતનાસ્થાન છે; એટલે પ્રાણના ધબકારા ત્યાથી ઉત્પન્ન થાય છે એ ધબકારા ચાલુ રાખવા અથવા બધ પાડવા એ ઈશ્વર વગર બીજા કોઈના હાથમા નથી હૃદય શરીરમાથી બહાર કાઢીને ચોક્કસ રીતે જોઈએ તો પણ તેની અદરના તતુઓનું ચલન–વલન સ્વતત્રપણે જ ચાલતુ આપણા જોવામા આવે છે હૃદયનો આકાર

કમળ જેવો છે. તેનુ મુખ નીચે અને ડીટું ઉપર એમ હોય છે. આ સર્વ વાત માટે પ્રાચીન ગ્રથોમા આ પ્રમાણે વચનો છે

'નાભિથી ઉપર વેતને અતરે અને કંઠથી છ આગળ નીચે આવેલા શરીરમાના અંતરભાગને ઉરોભાગ અથવા હૃદય કહે છે ઉરોભાગ તે રક્તાશય, તેની નીચે કફાશય, તેની નીચે આમાશય અને તેની નીચે પિત્તાશય રહેલુ હોય છે.' 'ચરક'

'રક્ત અને કફ વડે હૃદય બનેલુ છે. તેના આશ્રયથી પ્રાણવાહિની નાડીઓ રહે છે તેની નીચે ડાબી બાજુ પ્લીહા અને ફેફસા છે જમણી બાજુ યકૃત અને પિપાસાસ્થાન છે હૃદય એ મુખ્યત્વે ચેતનાની જગ્યા છે હૃદય એ કમળના આકૃતિનુ હોય છે અને તેનુ મુખ નીચલી બાજુએ હોય છે' 'સુશ્રુત'

ફેફસા છાતીની જમણી અને ડાબી બાજુમા રહેલા છે એને કફાશય કહેલ છે એનો સબંધ હૃદય–રક્તાશયની સાથે રહલો છે એટલે ચરકસંહિતામા રક્તાશયની નીચે કફાશય કહેલ છે તે બરાબર છે.

વાત, પિત્ત અને કફ એ ત્રણે પદાર્થ આપણા શરીરમા રહેલા હોય છે એ પદાર્થો ક્ષોભ પામતા રસાદિ ધાતુઓમા વિકાર કરતા હોવાથી એ પદાર્થોને ત્રણ દોષ કહેવામા આવે છે રસાદિ ધાતુઓ અને વાતાદિ ત્રણ દોષોને પોતપોતાની યોગ્ય જગ્યાએ જવાના જે માર્ગ આપણા શરીરમાં છે તેને નાડીઓ કહે છે. એ નાડીઓ ત્રણ પ્રકારની છે: શિરા, ધમની અને સ્રોતસ. ઝાડના પોષણ માટે બાગમા જેમ પાણીની નાની નહેરો હોય છે અથવા ખેતરને પાણી પાવા માટે જેમ મોટી નહેરો ખોદેલી હોય છે, તેજ પ્રમાણે આપણા શરીરમા આ નાડીઓ પ્રસરેલી છે અને તેના દ્વારા શરીરના જુદા જુદા ભાગોને પોષક ધાતુઓ મળે છે.

શિરાના માર્ગમા કાળુ અને અશુદ્ધ લોહી ફરે છે, તેમાથી શુદ્ધ અને લાલ થયેલુ લોહી હોય છે તે ધમનીમા વહે છે અને પ્રાણ, અન્ન, પાણી, વાતપિત્તાદિ દોષ, રસાદિ ધાતુ, પરસેવો, મૂત્ર, મળ, વીર્ય ઇત્યાદિ પદાર્થો જે માર્ગે વહે છે, તેને સ્રોતસ કહે છે; અથવા તો શિરા અને ધમની એ જેનો અદર મળે છે તેનુ નામ સ્રોતસ છે. શરીરમા શિરા, સ્રોતસ અને ધમની ઇત્યાદિ નાડીઓ પોલી હોય છે. શિરા અને ધમની વચ્ચેના અવકાશમા પ્રસરેલી નાડીઓને સ્રોતસ કહે છે. એ સ્રોતસ ઘણા છે એ શિરા, ધમની અને સ્રોતસને લગતા વચનો જુદા જુદા ગ્રથોમાં નીચે પ્રમાણે છે:

'જેમ નહેરથી બાગ અથવા ખેતર તર થાય છે, તેમ આ શરીર નાડીઓથી પોષાય છે. 'સુશ્રુત'

'નાનીનાની નહેરથી બાગ અને ખાતરથી ખેતર માહેલુ ધાન્ય જેવી રીતે પોષણ મેળવે છે, તે પ્રમાણે આપણું આ શરીર શિરાથી પોષાય છે. 'ભાવપ્રકાશ'

'પોતાના ધાતુના જેવા રગની, ગોળ, મોટી અને નાની તથા દોરીના લાબા આકારની વાહિનીને સ્રોતસ કહે છે' 'ચરક'

'આહારનો સત્ત્વાંશ રસ છે અને સત્ત્વ વિનાનો અંશ તે પ્રવાહી મળ છે એ પ્રવાહી મળને શિરા બસ્તીમા લઈ જાય છે અને ત્યા તેનુ મૂત્ર થાય છે.' 'શાર્ઙ્ગધર'

'કોઈ કહે છે કે ધમની અને સ્રોતસ એ શિરાનો જ પ્રકાર છે, પરંતુ તે બરાબર નથી; ધમની અને સ્રોતસ એ શિરાથી જુદી જ વસ્તુ છે, કારણ કે તેનો રગ જુદો છે, કામ જુદુ છે અને ઉત્પત્તિ પણ જુદી છે' 'સુશ્રુત'

આપણા શરીરમા લોહીનું ફરવુ સતત રીતે ચાલે છે, એ વાત સર્વ પહેલા ડૉક્ટર હાર્વેના સમજવામા આવી હતી, એમ પશ્ચિમના વૈદકશાસ્ત્રીઓ કહે છે, પરંતુ આપણે ત્યા તો તે ઘણા જૂના વખતથી શરીરવેત્તાઓને (વૈદ્યોને) જાણીતી હતી તે આ પ્રમાણે.

આપણા શરીરમા રક્તાદિ ધાતુ સતત કેવી રીતે ફરે છે, તે સમજવામાં મદદ થાય એવા હેતુથી નીચે જે આકૃતિ આપવામા આવી છે, તે વડે હૃદયની ક્રિયા અને લોહીના ફરવાનો વ્યાપાર સમજાશે.

## લોહીનું ફરવું*

આ નીચેની આકૃતિ ઉપરથી જોઈ શકાશે કે, ડાબી બાજુના રક્તાશયમાથી (જુઓ અંક ૧૯-૨૦) શુદ્ધ લોહીનો એક નળ, જેને ધોરી નસ કહેવામા આવે છે, તે નીકળે છે, (અ ક ૧૧) જેની એક મોટી શાખા પેટમા (જુઓ અ ક ૧૩-૧૩) તથા બન્ને પગમા જાય છે અને બીજી શાખાઓ બન્ને હાથ તથા માથામા જાય છે (અ ક ૧૨) અત્રે શાખાઓ એટલે હાથપગની શાખાઓ બતાવેલી નથી આગળ જતા વૃક્ષની માફક આ મોટી શાખાઓમાથી બારીક નસો અને તેમાથી છેવટે કેશવાહિનીઓ એટલે વાળ જેવી સૂક્ષ્મ નળીઓ જાળની માફક પથરાઈ જાય છે. આ જાળમા રાતુ લોહી ફરી રહ્યુ એટલે તેમાથી પાછી એવી જ બારીક ફસો નીકળે છે. (જુઓ અંક ૧૪-૧૮ તથા ૬-૬) અને જેમ નાના નાના વહેળાઓ મળીને આગળ જતા એક મોટી નદી થાય અથવા વૃક્ષનો દાખલો લઈએ તો જેમ નાની નાની ડાખળીઓ અને પછી મોટી ડાળીઓ મળીને અ તે થડ થાય છે, તેવી રીતે આવી નાની નાની અનેક ફસો એકત્ર મળીને એક મોટી ફસ શરીરના નીચલા ભાગમાથી (જુઓ અંક ૧૬) અને એક બીજી મોટી ફસ બન્ને હાથ તથા માથા તરફની શાખાઓમાથી ઉપરના ભાગમાથી (જુઓ અ ક ૧૫) એમ બે મોટી ફસો કાળુ લોહી લઈને રક્તાશયના જમણા ખ ડમા (જમણો ખંડ અંક ૧-૨) ઊતરે છે અને ત્યા તે લોહીને રેડે છે ત્યાથી એ કાળા લોહીના બે ફાટા થઈ એક એક રગ બન્ને તરફના ફેફસામા જાય છે (જુઓ અ ક ૪-૫) ફેફસામા ગયેલી આ રગો, પણ શરીરની કેશવાહિનીઓની પેઠે જાળની માફક પથરાઈ જાય છે અને ફેફસામાંના હવાના ખાડાઓની ઝીણી નસની જાળ સાથે સ બ ધમા આવતા એ કાળુ લોહી ત્યા શુદ્ધ થઈ કેશવાહિનીઓ મારફત સ્વચ્છ રાતુ લોહી ત્યાથી પાછુ ફરે છે (જુઓ અ ક ૬-૬) અને એ જાળો આગળ જતા એકત્ર મળીને તેની એક એક ધમની થાય છે. (જુઓ અ ક ૭-૮) તે શુદ્ધ લોહીને પાછુ રક્તાશયની ડાબી બાજુના ખ ડમા દાખલ કરે છે, કે જ્યા આગળથી પ્રથમ જણાવ્યા પ્રમાણે શુદ્ધ લોહી સૌથી મોટી ધમની વાટે નીકળ્યુ હતુ આ પ્રમાણે શુદ્ધ લોહી રક્તાશયના ડાબા ખ ડમાથી મોટી ધમની-વાટે નીકળીને શરીરના ભાગોમા ફેલાય છે અને ત્યાથી કાળું લોહી મોટી શિરાઓ વાટે રક્તાશયના જમણા ખ ડમા દાખલ થઈ ત્યાથી પાછુ બે ફસો વાટે ફેફસામા જાય છે ફેફસામા એ કાળુ લોહી શુદ્ધ થઈને પાછુ રક્તાશયના જમણા ખ ડમા દાખલ થાય છે અને ત્યાથી ફરી શરીરના પોષણ માટે મોટી ધમની વાટે શરીરમા ફેલાય છે. લોહીનો આવો એક ફેરો થતા દોઢ મિનિટ લાગે છે.




લોહીનું ફરવું

હોજરી, આતરડા અને બરોળની શિરાઓનુ લોહી પરબારું રક્તાશયમા નહિ જતા કલેજામાં જાય છે ત્યા ફેફસાની પેઠે જ તેની બારીક શાખાઓ પથરાઈને તે લોહીની શુદ્ધિ થાય છે અને પછી રક્તાશય તરફ વહે છે. સ્ત્રીઓના ગર્ભાશયમા આ લોહીની ગતિ વળી જુદા પ્રકારની થાય છે કહેવાય છે કે ગર્ભના ફેફસા કામ કરતા નથી અને ગર્ભને તાજુ લોહી ઓરમાથી મળે છે ગર્ભની નાભિમાં

* લોહી ફરવાની ક્રિયા સમજાવવા માટે ઉપરના ચિત્રમા ઠેકાણે ઠેકાણે તીરના ચિહ્ન કર્યા છે, તેનું મોઢું જે તરફ દેખાડવામા આવ્યુ છે તે તરફ લોહીની ગતિ છે એમ સમજવુ

નાળ હોય છે તે વાટે કેટલુક લાલ લોહી ગર્ભના પેટમા જાય છે અને બાકીનું લોહી પરબારું અને થોડો ભાગ કલેજામા થઈ ને રક્તાશય તથા ફેફસામા ફરી વળી ગર્ભનાળની ધમની વાટે ઓરમાં શુદ્ધ થવા જાય છે, એવુ કેટલાક વિદ્વાનોનુ માનવુ છે.

## લોહીને ગતિમાં કોણ મૂકે છે?

લોહી શરીરમા નિરંતર ફર્યા કરે છે, એ વાત તો ખરી છે, પણ એવી રીતે ગતિમા મૂકનાર વસ્તુ શી છે, તે એક અગત્યનો સવાલ છે પ્રથમ તો લોહી ઝડપથી અને જુસ્સાથી ફરે છે તેનુ કારણ એવુ છે કે રક્તાશય (હૃદય) માંસમય કોથળીનુ બનેલું છે તેની અંદરના માંસના સ્નાયુઓ તંગ અને ઢીલા થયા કરે છે કોથળી લોહીથી ભરાય છે ત્યારે સ્નાયુઓ તગ થઈ ને એટલે સંકોચાઈ તેને બહાર કાઢવાનો પ્રયત્ન કરે છે અને ખાલી થાય છે ત્યારે તે જ સ્નાયુઓ પાછા ઢીલા થઈ કોથળીને પહોળી કરી બીજા લોહીને આવવાનો રસ્તો કરે છે સ્નાયુઓનો આવો ધર્મ છે. હવે રક્તાશયમા રક્તના જુદા જુદા ૪ ખડો છે. જમણી બાજુ ૨ અને ડાબી બાજુ ૨ અને તેની વચમા પડદાવાળા દરવાજા છે તે એવા છે કે વારવાર ઊઘડે છે અને બિડાય છે રક્તાશયના એક ખડમા લોહી ભરાય છે ત્યારે તે સકોચ પામે છે અને તે જ વખતે સામેનો ખંડ પહોળો થાય છે, જેથી લોહી બીજા ખડમા ધકેલાય છે અને ત્યાથી ધમનીઓમા ધકેલાય છે રક્તાશયના આ ખંડો વારાફરતી તગ–ઢીલા થયા કરે છે અને રક્તને ધક્કો મળ્યા કરે છે. વળી ધમનીઓમા રક્તની જોડાજોડ પવન હોય છે તે પવન પણ રક્તને ગતિ આપ્યા કરે છે આ સિવાય રક્તને ધકેલનારા બીજા નાના કારણો પણ ઘણા છે ધમનીઓ સ્થિતિસ્થાપક હોવાથી લોહીને ગતિ મળે છે. શરીરના સ્નાયુની નિરંતર ગતિથી પાસેની રક્તશિરાઓ ઉપર દબાણ થયા કરે છે અને તેથી પણ રક્ત આગળ ધકેલાય છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયાથી પણ રક્તની ગતિને કાંઈક ઉત્તેજન મળે છે. આમ ઘણા પ્રકારની શરીરની ક્રિયાઓ લોહીને ઝડપથી ફરતુ રાખે છે. આ ક્રિયાઓ એક જ શરીરનુ ચૈતન્ય છે



ધમની અને તેની અસંખ્ય શાખાઓ

### નાડી

લોહી ફરવાને અને નાડીને શુ સંબંધ છે તે પણ જાણવા જેવી વાત છે ડાબા રક્તાશયમાથી રક્ત મોટી ધમનીમા જાય છે, તેથી ધમની પહોળી થાય છે અને તેનો ધક્કો ધમનીના છેડાઓ સુધી પહોચે છે. એવા દરેક ધક્કાને 'નાડી' અથવા નાડીનો ધબકારો કહેવામા આવે છે રક્તાશયના દરેક વખતના સંકોચાવાથી દરેક નાડી ઉત્પન્ન થાય છે આવી સકોચનની, ધક્કાની અને ધબકારાની ક્રિયા અથવા નાડી જુવાન આદમીના શરીરમા દર એક મિનિટે આશરે ૭૫ વખત થાય છે

### ધમની અથવા ધોરી નસ અને તેની શાખાઓ

જોડેની આકૃતિમા છાતીની વચ્ચે એક મોટો નળ દેખાય છે તે ધમની છે તેમાથી વૃક્ષની ડાળીઓની માફક શાખાઓ અને શાખાઓમાથી ઉપશાખાઓના અસખ્ય ફાંટા થયેલા દેખાય છે ધમનીનો મુખ્ય નળ નાભિ આગળ જતા ત્યાથી તેના બે શાખાઓ પગમા જતી દેખાય છે બે શાખાઓ છાતીના ઉપલા ભાગ આગળથી બે હાથમા જતી દેખાય છે અને એક શાખા માથા તરફ જઈ ત્યાં પણ અસખ્ય બારીક શાખાઓ થઈ જાય છે.

લોહી પાણીના રેલાની માફક આ ધમનીમા થઈ તેની અસખ્ય શાખાઓ દ્વારા આખા શરીરમા ફરી વળે છે. લોહીની ગતિ હૃદયમાથી મળે છે અને ધમનીમા પણ લોહીને ધકેલવાની શક્તિ છે. ધમનીનુ પડ ૩ અસ્તરનું બનેલુ છે. બહારનુ પડ ધોળુ તથા મજબૂત છે, બીજુ અદરનુ પડ શ્લેષ્માવરણ જેવુ લીસુ છે. તેથી લોહી નિરંતર ફર્યા કરે છે, છતા તેને ઘસારો લાગતો નથી અને ત્રીજું પડ સ્થિતિસ્થાપક હોય છે; તેથી ધમનીમાં સકોચાવાની શક્તિ હોય છે. હૃદયની થેલી સકોચાઈને લોહીને ધકેલે છે ત્યારે જો આ ધમનીમા સ્થિતિસ્થાપકપણું ન હોત તો તે ફૂટી જાત.

ધમની અને તેની શાખાઓ ત્રણ કામ કરે છે: ૧ લોહીને શરીરમા ફેરવે છે, ૨ રક્તના પ્રવાહને એકસરખો ચલાવે છે, ૩ હૃદયના લોહીને જુદા જુદા બધા અવયવોમા લઈ જઈ સર્વત્ર વહેચી આપે છે અને એ રીતે આખા શરીરનું પોષણ થાય છે *

## નાડીપરીક્ષા કેવી રીતે કરવી ?

હાથના અગૂઠાના મૂળ આગળ નાડી જોવી સ્ત્રી હોય તો ડાબા હાથની અને પુરુષની જમણા હાથની નાડી જોવી; કારણ કે પેડાના વચલા માણામાથી જેવી રીતે તેના આગ પ્રસરેલા હોય છે, તે પ્રમાણે સર્વ નાડીઓ મનુષ્યની નાભિમાથી આખા શરીરમા પ્રસરેલી છે. નાભિકમળનો આકાર કાચબા જેવો હોઈને તેના જમણા હાથ તરફથી ધમની નીકળે છે તે કાચબો પુરુષોના શરીરમા નીચે મુખે હોય છે અને સ્ત્રીઓના શરીરમા ઉપરને મુખે હોય છે. સ્ત્રીપુરુષની નાડી અનુક્રમે ડાબા અને જમણા હાથનાં કાડામા જોવાનુ કારણ એ જ છે અગ્રેજી વૈદક ગ્રંથોમા આ પ્રમાણે ડાબા-જમણા હાથનો ખુલાસો કરેલો જોવામા આવતો નથી નાડી જોતી વખતે વૈદ્યે ચિત્ત સ્વસ્થ રાખીને પોતાના ડાબા હાથમા રોગીનો હાથ લઈ હથેળી થોડી નમાવી પોતાના જમણા હાથથી નાડી જોવી. તે પકડેલા હાથના અંગૂઠાના મૂળ પાસે એટલે કે કાડા પર પોતાના જમણા હાથની તર્જની, મધ્યમા અને અનામિકા એટલે અગૂઠાની સમીપની પહેલી, બીજી અને ત્રીજી એ ત્રણ આગળીઓ મૂકી, પોતાનો અંગૂઠો દરદીના કાડાની નીચે રાખી નાડીપરીક્ષા કરવી. આ પ્રમાણે નાડીપરીક્ષા કરવા સમયે નાડી પર આગળીઓ વધુ ન દબાવવી તેમ છેક હલકી પણ ન મૂકવી; એટલે કે કંઈ સમજ ન પડે તેમ ન મૂકવી, પણ વેતથી સમતોલપણે મૂકવી તર્જની એટલે અગૂઠા પાસેની આગળી, અનામિકા એટલે છેવટની આગળી પાસેની આગળી અને મધ્યમા એટલે તર્જની અને અનામિકાની વચ્ચેની આગળી અહીં બીજા પ્રશ્નનુ વિવેચન પણ પૂરુ થયું હવે તે માટે આર્ય-ગ્રથોમા પ્રમાણવચનો છે તે જોઈએ

'પ્રાણીઓનુ નાભિકમળ કાચબાના આકારનુ હોઈને તે કાચબાએ પુરુષોના શરીરમા નીચે અને સ્ત્રીઓના શરીરમા ઉપર મુખ કરેલુ છે આ કાચબાની જમણી બાજુથી ધમની નીકળેલી હોવાને લીધે જ સ્ત્રીના ડાબા અને પુરુષના જમણા હાથની નાડી જોવી હે તરુણિ! જરા વાકો કરેલો અને આગળા પ્રસરેલો એવી રીતનો રોગીનો (પુરુષનો હોય તો) જમણો હાથ પાસે લઈ પોતાના ડાબા હાથના આગળાથી નાડી જોવી સ્ત્રીઓનો હોય તો ડાબા હાથની નાડી ધૈર્યથી જમણા હાથના આગળાથી ઉપર પ્રમાણે જોવી નાડીના ત્રીસ ટકોરા સુધી વૈદ્યોએ પરીક્ષા કરવી. બુદ્ધિમાને કોમળ વાણી બોલી આ પ્રમાણે ત્રણ વાર નાડી ઝાલી મૂકી દઈ રોગની પરીક્ષા કરવી તેની અદર જો ૧૦૧ ટકોરા સરખા જણાય તો રોગને સાધ્ય જાણવો અને સરખા ન પડે તો અસાધ્ય જાણવો.' **'શિવપાર્વતી સંવાદ'**

'હાથના અગૂઠાના મૂળમા જે ધમની હોય છે તે જીવનની સાક્ષી આપનારી છે તેના ચલન-વલનથી શરીરના સુખદુઃખ પડિતોને સમજાય છે.' **'શાર્ઙ્ગધર'**

'વૈદ્યોએ રોગની પરીક્ષા કરવા માટે દરદીના જમણા હાથના અગૂઠાના મૂળ પાસે પેતાના જમણા હાથથી સ્પર્શ કરી નાડીપરીક્ષા કરવી ચિત્ત સ્થિર, જીવ સ્વસ્થ અને મન પ્રસન્ન હોય ત્યારે હાથના આગળા વડે દરદી પુરુષના જમણા હાથની નાડી જોવી' **'નિઘંટુરત્નાકર'**

* 'લોહીનુ ફરવુ'થી અહી સુધીનું લખાણ 'ઘરવૈદુ'માથી લીધુ છે

ઘણું કરીને સ્ત્રીઓના ડાબા અને પુરુષના જમણા હાથમા નાડી સમન્વય છે. માટે રોગીને થોડોઘણો હાથ વાંકો રાખી તેના ઉપર આંગળીઓ ટેરવી પોતાનો હાથ પોલો રાખી નાડી જોવી.

હવે 'નાડીપરીક્ષાથી શી બાબતનુ જ્ઞાન થાય છે' આ ત્રીજી બાબતનો વિચાર કરવો રહ્યો છે; પરંતુ તે પહેલા નાડીના સ્ફુરણના ઠબકા નીરોગી સ્થિતિમા એક મિનિટની અંદર ઉંમરના પ્રમાણમા કેટલી વખત થાય છે તે માટે જુદા જુદા અંગ્રેજી ગ્રંથોમા જે ઉલ્લેખ છે તેનો સાર નીચે લખવામા આવ્યો છે, જે સમજવાથી નાડીપરીક્ષામા ઘણી મદદ મળે છે.

| ઉમરનુ પ્રમાણ | નીરોગી નાડીના ધબકારા | ઉમરનુ પ્રમાણ | નીરોગી નાડીના ધબકારા |
|---|---|---|---|
| ગર્ભમા હોય છે ત્યારે | ૧૫૦ | ૪ થી ૭ વર્ષ સુધી | ૮૫ થી ૯૦ |
| જન્મ થાય છે ત્યારે | ૧૪૦ | ૭ થી ૧૪ ,, | ૮૦ થી ૮૫ |
| ૧ લા વર્ષમા | ૧૧૫ થી ૧૩૦ | ૧૪ થી ૫૦ ,, | ૭૦ થી ૭૫ |
| ૨ જા વર્ષમા | ૧૦૦ થી ૧૧૫ | ૫૦ ના પછીથી મરણ થતા સુધી | ૬૦ થી ૬૫ |
| ૩ જા વર્ષમા | ૯૦ થી ૧૦૦ | | |

## નાડીપરીક્ષાથી શી શી બાબતનું જ્ઞાન થાય છે?

નાડીપરીક્ષાથી જે જે બાબતનુ જ્ઞાન થાય છે તે વિષય ક્રમવાર અને પૂર્ણપણે કહેવામા આવે તો તે માટે વિસ્તારવાળો એક મોટો નિબંધ જુદો જ લખવો જોઈએ; તોપણ આ વિષયના વિવેચનને આ ત્રીજા પ્રશ્ન સાથે અનિવાર્ય સંબંધ હોવાને લીધે સારભૂત જરૂરી બાબતોનું વર્ણન અહી રજૂ કરવુ જરૂરનું છે.

વીણાને બાંધેલા તારો જેમ ગાયનના સઘળા સૂર કાઢી બતાવે છે, તેવી રીતે હાથની નાડી પણ બધા રોગ વ્યક્ત કરી બતાવે છે. આપણા શરીરમા વાત, પિત્ત અને કફ, એ નામના જે ત્રણ દોષો કહેવામા આવ્યા છે તે પોતપોતાની સમાન સ્થિતિમા શરીરમા વર્તે છે ત્યા સુધી શરીર નીરોગી રહે છે અને એ સ્વાભાવિક સ્થિતિમા ફેરફાર થયો કે તરત જ જુદા જુદા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે એવા કુપિત દોષોનું અથવા મિશ્ર દોષોનું જ્ઞાન નાડીપરીક્ષાથી થાય છે. શરીરમા કયો દોષ વધેલો છે અથવા ક્ષીણ થયો છે તે નાડીથી સમજાય છે. તેનુ કારણ એ છે કે લોહીના ફરવાની સાથે ધમનીને સબંધ છે અને તે ચલિત થયેલો દોષ આ ધમની દ્વારા જ જુદા જુદા અવયવોમા પ્રવેશ કરે છે અજીર્ણ, વિષૂચિકા, પ્રમેહ, પ્રદર, રાજયક્ષ્મા, ક્ષતકાસ, ઉપદંશ, શુક્રનાશ, પિશાચપીડા અને અસાધ્ય થવાથી પાસે આવેલુ મૃત્યુ—આ બાબતો નાડીજ્ઞાનથી સમજાય છે નાડીપરીક્ષા દ્વારા એ સર્વ બાબતો કહી શકાય છે, એ સર્વત્ર પ્રસિદ્ધ છે; પરંતુ તે ચોક્કસપણે કહી શકે એવા વૈદ્યો હાલના વખતમા મળતા નહિ હોવાથી તે ઉપર ભરોસો ન રહે તે સ્વાભાવિક છે, પરંતુ આ બાબત માટે જુદા જુદા ગ્રંથોનુ દિગ્દર્શન કરવાથી ખાતરી થાય છે કે એ વાત ખોટી તો નથી જ 'માધવનિદાન'ના પ્રાકૃત સટીક પુસ્તકની પ્રસ્તાવનામા વે. શા કૃષ્ણશાસ્ત્રી ભાટવડેકરે આ વિષે અવિશ્વાસના ઉદ્‌ગાર કાઢેલા જોવામા આવે છે, પરંતુ ગ્રંથોમાથી મળતા વચનો ઉપરથી એટલું તો ચોક્કસ ઠરે છે કે રોગની જાતિ, વય, દેશ અને કાળની સ્થિતિ તથા નાડીપરીક્ષાનો સતત અભ્યાસ એટલી વાતો વૈદ્યના જાણવામા હોય તો તેમને અદ્‌ભુત અને અચૂક પરીક્ષા કરતા આવડવી શકય છે આ વિષયના પ્રમાણવચનો નીચે પ્રમાણે છે.

નાડીજ્ઞાન વિષે શિવપાર્વતીના સંવાદમા કહ્યુ છે કે:—

यथा वीणागता तंत्री सर्वान्रागान्प्रभाषते । तथा हस्तगता नाडी सर्वान्रोगान्प्रकाशते ॥ १ ॥
यस्य या प्रकृतिर्नित्या तत्समाना यदा धरा । तदा बलवती सेय रुग्विहीनेति निश्चय ॥ २ ॥
अजीर्णे तु भवेन्नाडी कठिना परितो जडा । पक्वाजीर्णे पुष्टिहिना मद मंद प्रकंपते ॥ ३ ॥
विषूचिकागदे भेकसक्रमा धमनी भवेत् । प्रमेहे प्रदरे राजयक्ष्मणि क्षतकासके । उपदशे धरा स्पदेत् ग्रथिवच्चागुलीतले ॥ ४ ॥

अगुष्ठमूलमारभ्य सार्धद्व्यंगुलतो वहि. । यदा नाडी तदा तस्य यामार्धेन मृतिर्भवेत् ॥ ५ ॥
भूतावेशयुतस्यापि नष्टशुक्रस्य नाडिका । त्रिदोषगमना चापि सूक्ष्माप्येव न मृत्युदा ॥ ६ ॥
वाताद्वक्रगतिर्नाडी पित्तात्स्याच्चपला तथा । कफान्मदगतिर्मिश्रो मिश्रेश्चैव वदाम्यहम् ॥ ७ ॥
या हि वक्रा च तीव्रा च मध्यमा तर्जनीतले । स्फुटा भवति सा नाडी वातपित्तगदोद्भवा ॥ ८ ॥
स्फुटा वक्रा च मंदा च मध्यमानामिकातले । या भवेत्सा हि विज्ञेया वातश्लेष्मगदोद्भवा ॥ ९ ॥
या च वक्रा तथा तीव्रानामिकातर्जनीतले । स्फुटा स्यात् सा धरा ज्ञेया कफपित्तसमुद्भवा ॥ १० ॥
सर्वागुलीतले या च स्यान्नानागतिभिर्धरा । स्फुटा वै सा च विज्ञेया सन्निपातगदोद्भवा ॥ ११ ॥
केकीगा मधुराहारे तिक्ते स्थूलाहिगा भवेत् । अम्ले भेकगतिः कोष्णा कटुकैर्भ्रमरोपमा ॥ १२ ॥
कषाये कठिना मंदा लवणे सरला द्रुता । एव द्वित्रिचतुर्योगे नाडी नानागतिर्भवेत् ॥ १३ ॥
द्रव्यैश्च मधुराम्लाद्यैः नाडी शीता विशेषतः । क्षीरै स्तिमितवेगा च तथा शीता वलीयसी ॥ १४ ॥
द्रवेऽतिकठिना नाडी कोमला कठिनाशने । द्रवद्रव्यस्य काठिन्ये कोमला कठिनापि च ॥ १५ ॥
सपिष्टैर्गुडदुग्धैश्च पृथुकभ्रष्टद्रव्यकै. । स्थिरा मदतरा पुष्टा गुडतैलेन घामिनी ॥ १६ ॥
कुष्माडमूलकैर्मदा मापेण लगुडाकृतिः । शाकैश्च कदलैश्चैव रक्तपूर्णेव नाडिका ॥ १७ ॥

**અર્થ**:–જેમ વીણાનો તાર વગાડવાથી તે સર્વ રાગોને પ્રકટ કરે છે, તેમ હાથમાં રહેલી નાડી સર્વ રોગને પ્રકાશે છે (૧) જે મનુષ્યની સદા જેવી પ્રકૃતિ રહેતી હોય તેના જેવી જ અથવા સુદૃઢ નાડી ચાલતી હોય તો તેને નિશ્ચય નીરોગી જાણવો. (જેમ કે વાતપ્રકૃતિના મનુષ્યની નાડી વાતપ્રધાન હોય તોપણ તે મનુષ્ય નીરોગી જ છે) (૨) અજીર્ણ રોગમા નાડી કઠણ છતા જડ હોય છે અને પક્વાજીર્ણમા નાડી પુષ્ટિહીન છતા મંદમંદ ચાલે છે (૩) કોલેરાના રોગમા નાડી દેડકાની પેઠે કૂદતી ચાલે છે અને પ્રમેહ, પ્રદર, રાજયક્ષ્મા (ક્ષય), ક્ષત-કાસ અને ઉપદંશમા નાડી ગાઠોની પેઠે આગળીની તળે ભાસે છે. (૪) જેની નાડી અગૂઠાના મૂળથી અઢી આગળ દૂર ચાલતી હોય તે દરદી અર્ધા પહોરમા મૃત્યુ પામે છે (૫) જેને ભૂત વળગ્યુ હોય અથવા જે ક્ષીણધાતુ હોય તેની નાડી ત્રિદોષના જેવી તથા સૂક્ષ્મ ચાલતી હોય તોપણ તે મૃત્યુ પમાડનારી નથી. (૬) **વાતદોષ**મા નાડી વાકી ચાલે છે, **પિત્ત**મા ચચળ ચાલે છે, કફમા મદ ચાલે છે અને દોષોના મિશ્રણમા મિશ્ર પ્રકારની ગતિવાળી ચાલે છે, જે વિષે હવે પછી કહેવામા આવે છે (૭) જે નાડી વાકી અને મંદ ગતિથી મધ્યમા અને તર્જનીની તળે ચાલે છે, તે વાતપિત્તની જાણવી (૮) જે નાડી વાકી અને મદ ગતિથી મધ્યમા અને અનામિકા તળે ચાલે છે, તેને વાતકફની જાણવી. (૯) અનામિકા અને તર્જનીના નીચે વાકી તથા તીવ્ર ગતિથી ચાલતી જણાય તે નાડી કફપિત્તની જાણવી (૧૦) ત્રણે આગળીઓની નીચે અનેક પ્રકારની ગતિવાળી ચાલે તે નાડી સન્નિપાતની જાણવી (૧૧) મીઠા ભોજનથી નાડી મોરની પેઠે ચાલે છે, કડવા ભોજનથી સ્થૂલ અને સર્પની પેઠે ચાલે છે, ખાટા ભોજનથી દેડકાની પેઠે અને કાંઈક ઉષ્ણ હોય છે અને તીખા ભોજનથી ભ્રમરના જેવી ચાલે છે (૧૨) કષાય (તૂરા) ભોજનથી કઠિન અને મદ, ખારા ભોજનથી સરલ અને ઉતાવળી ચાલે છે, તેમજ બે-ત્રણ-ચાર ઇત્યાદિ મિશ્રિત રસના યોગથી નાડીની ગતિ અનેક પ્રકારની થાય છે (૧૩) મધુર અને ખાટા ઇત્યાદિ પદાર્થના યોગથી નાડી વિશેષ કરીને શીતળ ચાલે છે અને દૂધ ખાવાથી મદ, શીતળ અને સુદૃઢ ચાલે છે. (૧૪) પ્રવાહી પદાર્થો ખાવાથી નાડી કઠિન અને કઠિન પદાર્થ ખાવાથી કોમળ ચાલે છે અને જો પદાર્થ પ્રવાહી તેમ જ કઠિન હોય તો મિશ્રિત ગતિથી ચાલે છે. (૧૫) ગોળ અને દૂધવાળો લોટનો પદાર્થ અને પૌંઆ વગેરે શેકેલા પદાર્થ ખાવાથી નાડી સ્થિર અને અતિ મદ ચાલે છે અને ગોળ તથા તેલયુક્ત પદાર્થથી પુષ્ટ ચાલે છે. (૧૬) કોળું અને મૂળાના ભક્ષણથી નાડી મદ ચાલે છે, અડદ ખાવાથી લગુડાકૃતિમા સીધી

ચાલે છે અને શાક તથા કેળાના યોગથી રક્તપૂર્ણ ચાલે છે. (૧૭)

વળી નિઘંટુરત્નાકરમાં કહ્યું છે કે:—

सद्य स्नातस्य भुक्तस्य तथा स्नेहावगाहिनः । क्षुधार्तस्य च सुप्तस्य नाडी सम्यक् न बुध्यते ॥ १ ॥
गभीरा या भवेन्नाडी सा भवेन्मांसवाहिनी । ज्वरवेगेन धमनी सोष्णा वेगवती भवेत् ॥ २ ॥
कामक्रोधाद्वेगवहा क्षीणा चिंताभयान्विता । मंदाग्नेः क्षीणधातोश्च नाडी मंदतरा भवेत् ॥ ३ ॥
असृक्पूर्णा भवेत्सोष्णा गुर्वी सामा गरीयसी । लघ्वी वहति दीप्ताग्नेस्तथा वेगवती मता ॥ ४ ॥
चपला क्षुधितस्यापि तृप्तस्य वहति स्थिरा । मरणे डमरुकाकरा भवेदेकदिनेन च ॥ ५ ॥
काष्ठकुट्टो यथा काष्ठ कुट्टने चातिवेगत. । स्थित्वा स्थित्वा तथा नाडी सन्निपाते वहेद् ध्रुवम् ॥ ६ ॥
स्थिरा नाडी भवेद्यस्य विद्युद्द्युतिरिवेक्ष्यते । दिनैकं जीवितं तस्य द्वितीये मृत्युरेव च ॥ ७ ॥
शीघ्रा नाडी मलोपेता शीतला वाथ दृश्यते । द्वितीये दिवसे मृत्युर्नाडीविज्ञातृभाषितम् ॥ ८ ॥
मुखे नाडी वहेत्तीव्रा कदाचिच्छीतला भवेत् । आयाति पिच्छिल स्वेदः सप्तरात्र न जीवति ॥ ९ ॥
मुखे नाडी यदा नास्ति मध्ये शैत्यं बहि क्लमः । यदा मदा वहेन्नाडी त्रिरात्र नैव जीवति ॥१०॥
दृश्यते चरणे नाडी करे नैवाधिदृश्यते । मुख विकसित यस्य तं दूरे परिवर्जयेत् ॥११॥

અર્થ:—તુરતમા નાહેલા, જમેલા, તૈલાદિ ચોળેલા, ભૂખ્યા અને સૂતેલાની નાડી યથાર્થ સમજાતી નથી. (૧) જે નાડી ગભીર દેખાય તે માંસાશ્રિત વિકારની હોય છે અને જ્વરના વેગમાં નાડી ગરમ વેગવાળી હોય છે. (૨) કામ અને ક્રોધથી નાડી વેગવાળી ચાલે છે અને ચિંતા તથા ભયથી ક્ષીણ ચાલે છે મંદ અગ્નિવાળાની તથા ક્ષીણ ધાતુવાળાની નાડી વધારે મંદ હોય છે (૩) રક્તના વિકારમા નાડી ઉષ્ણ અને જડ હોય છે, આમવિકારમા વધારે જડ હોય છે અને પ્રદીપ્ત અગ્નિવાળાની નાડી હલકી તથા વેગવાળી હોય છે. (૪) ભૂખ્યાની નાડી ચપળ ચાલે છે, તૃપ્તની સ્થિર ચાલે છે અને એક જ દિવસમા મરનારની નાડી ડમરુની પેઠે હેલા ખાતી ચાલે છે (૫) જેમ લક્કડખોદ પક્ષી અત્યંત વેગથી લાકડામા ચાચ ઠોકે છે, તેમ સન્નિપાતમા નાડી રહીરહીને અતિ-વેગથી ચાલે છે (૬) જેની નાડી સ્થિર થાય અને વીજળીના ચમકારા પ્રમાણે દેખાય તેનુ આયુષ્ય એક જ દિવસનુ હોઈને બીજા દિવસે તે મૃત્યુ પામે છે. (૭) જે દોષયુક્ત નાડી જલદી ચાલતી હોય કિંવા શીતળ લાગતી હોય તે દરદીનુ બીજા જ દિવસે મૃત્યુ થાય છે, એમ નાડીના ઉત્તમ જ્ઞાતાઓ કહે છે (૮) પ્રથમ નાડી જલદી ચાલે અને પછી શીતળ થાય તથા શરીરે ચીકણો પ્રસ્વેદ થાય તે રોગી સાત રાત્રિ જીવતો નથી (૯) પ્રથમ નાડી દેખાય નહિ મધ્યે શીતળ દેખાય અને બહાર ગ્લાનિ આવે તથા નાડી મંદ ચાલે ત્યારે તે રોગી ત્રણ રાત્રિ જીવતો નથી. (૧૦) નાડી જે રોગીના પગમા જ દેખાય અને હાથમા દેખાય નહિ તથા જે દરદીનુ મુખ પહોળુ રહેલું હોય તેને દૂરથી જ તજી દેવો, અર્થાત્ તે મરણની તૈયારીમા છે. (૧૧)

વૃદ્ધ હારીતે કહ્યું છે કે:

स्पदते चैकमानेन त्रिंशद्वारं यदा धरा । स्वस्थानेन तदा नूनं रोगी जीवति नान्यथा ॥ १ ॥
स्थित्वा स्थित्वा वहति या सा ज्ञेया प्राणघातिनी ॥ २ ॥

અર્થ:—(૧) એકસરખી ગતિથી ત્રીસ વખત એક જ જગ્યાએ જેની નાડી ચાલે તે રોગી અવશ્ય જીવે છે (૨) જે નાડી રહીરહીને અટકતી ચાલે તે નાડીને પ્રાણનો ઘાત કરનારી જાણવી

શિવોક્ત નાડીજ્ઞાનમા કહ્યું છે કે.—

'હે પાર્વતિ! હું ત્રિગુણાત્મક છતા પિત્તનાડીનો સ્વામી છુ માગમા જેમ તમોગુણ વધારે છે, તમોગુણ કરતા રજોગુણ ઓછો છે અને સત્ત્વગુણ તેથી પણ અલ્પ છે; તેમ મનુષ્યોમાં કલિ-

યુગમા પિત્તની પ્રધાનતા થઈને નાડીમા તે સર્વથા આગળ થશે, વાયુ મધ્યે થશે અને છેવટના ભાગે કફ થશે, એ નક્કી છે હે પાર્વતિ ' જે દોષના સ્થાનમા નાડી ચાલે તે જ દોષ રોગીમા બળવાન હોય છે, એમ વિદ્વાનોએ કહેલુ છે '

અહી સુધી ત્રીજા મુદ્દા સુધીનુ વિવેચન થયું હવે તે **નાડીજ્ઞાનનો** આપણને શો ઉપયોગ છે, એ ચોથા છેવટના મુદ્દા વિષે વિવેચન કરીએ છીએ

## નાડીજ્ઞાનનો ઉપયોગ

રોગની પરીક્ષાના જે આ પ્રકાર છે તેને અષ્ટવિધ પરીક્ષા કહે છે. તેમા નાડી, શબ્દ, સ્પર્શ, જિહ્વા, નેત્ર, મળ અને મૂત્રની પરીક્ષાનો સમાવેશ થાય છે. એમાની પહેલી નાડીપરીક્ષાનુ મહત્ત્વ એ આ નિબંધનો વિષય છે. શબ્દાદિ સાત પ્રકારની પરીક્ષાથી વાત, પિત્ત અને કફ. આ ત્રણે દોષોની સ્થિતિ અને રસરક્તાદિ સપ્ત ધાતુની વિકૃતિ જેવી સમજાય છે, તેવી જ નાડીથી પણ સમજાઈ આવે છે. તથાપિ આ શબ્દાદિ સાતે સાધનથી સમજવાની વાત એક નાડીથી જ સમજાતી હોવાથી નાડીપરીક્ષાનુ મહત્ત્વ વધારે છે, કેમ કે મળમૂત્રને વહન કરનાર સ્રોતસનો અને શબ્દાદિ વાહિનીઓનો ધમની સાથે નજીકનો સબંધ હોવાને લીધે નાડીની ગતિ ઉપરથી તે સર્વની સ્થિતિનુ જ્ઞાન થાય છે. આ સિવાય બીજુ એ છે કે, શબ્દાદિ પરીક્ષાના સાધનો મેળવવા માટે રોગીને ખોટી થવા કહેવું પડે છે, તેમ નાડીપરીક્ષાની બાબતમા કહેવુ પડતુ નથી. નાડીપરીક્ષામા એથી કરીને પણ સુલભતા વધારે છે અને એ સુલભતાને લીધે પણ તેનુ મહત્ત્વ વધારે મનાય છે. પરતુ આ ઉપરથી એમ સમજવાનુ નથી કે, જે મનુષ્યે નાડીપરીક્ષા સાધ્ય કરી હોય તેણે સવડ પ્રમાણે અન્ય પરીક્ષાઓની મદદ વડે પોતાના અનુમાનને પુષ્ટિ આપવી નહિ અથવા તો અન્ય પ્રકારની પરીક્ષા કરવી નહિ, ઊલટું અન્ય પરીક્ષાઓ સાથે સરખાવી જોવાથી નાડીપરીક્ષાનુ મહત્ત્વ વધારે સિદ્ધ થાય છે.

આગળ રક્તાભિસરણના વર્ણનના પ્રસગમા કહ્યુ છે કે, વાતાવરણમાંની હવા શ્વાસમાર્ગથી ફેફસાંમા આવે છે અને તેના સ્પર્શથી રક્ત શુદ્ધ થઈ લાલ થાય છે. તે હવા આપણને અમૃત એટલે પ્રાણવાયુ ( ઑક્સિજન ) આપીને તે બદલાય તેટલો જ ત્યાજ્ય ( ખરાબ થયેલો ) વાયુ ઉચ્છ્વાસરૂપે બહાર લઈ જાય છે. તે ત્યાજ્યાશને ' કાર્બન ' કહે છે તે ' કાર્બન ' વનસ્પતિના પોષણ માટે આવશ્યક હોવાથી તેનુ તે શોષણ કરી તેના જેટલો ઑક્સિજન વાયુ વાતાવરણમા ભરી દે છે. આ પ્રમાણે વહીવટ ચાલુ જ રહે છે આ પ્રમાણે વનસ્પતિમા ઈશ્વરે જે અચિંત્ય વીર્ય રાખેલ છે, તેના યોગથી મનુષ્યાદિ પ્રાણીવર્ગના રોગ સારા થાય છે અને તેના ફલપુષ્પાદિક વડે શરીરનુ પોષણ થાય છે. આથી રાજનિઘટુ, ભાવપ્રકાશ, વનસ્પતિશાસ્ત્ર વગેરે આર્યાનાર્ય ગ્રંથોમા તેના ગુણદોષોનુ બહોળુ વર્ણન છે, પરંતુ તેના તે ગુણદોષના જ્ઞાનનો ઉપયોગ અને રોગપરીક્ષાથી મળતા જ્ઞાનનો ઉપયોગ એકબીજાના આધારથી જ થઈ શકે છે, માટે આ બન્ને વિષયોનુ જ્ઞાન એક મનુષ્યને હોય તો જ તેનો યથાર્થ ઉપયોગ થઈ શકે છે, પરતુ કોઈને એક જ્ઞાન હોય છે ત્યારે બીજું હોતું નથી વર્તમાન સમયમા આવી સ્થિતિ હોવાથી જ અંગ્રેજી અને દેશી વૈદ્ય આના જુદા જુદા તટે રહ્યા છે આ બનેના જ્ઞાનનો એકત્ર ઉપયોગ થવા લાગશે તે દિવસ જ ચિકિત્સાશાસ્ત્રના ઉદયનો ગણાશે

કેટલીક વનસ્પતિ શરીરના અમુક જ ભાગ ઉપર, તો કેટલીક મજ્જાતતુ ઉપર અને કેટલીક રસ અથવા રક્તધાતુ ઉપર કાર્ય કરનારી હોય છે, તેથી કઈ વનસ્પતિ રોગીને આપવી તેનો નિર્ણય કરવા માટે નાડીપરીક્ષા જેવુ ઉત્તમ સાધન બીજુ એકે નથી. શરીરમા અમુક અમુક ધાતુ બગડેલી છે, તેમ થવામા અમુક દોષ કારણ છે, તે દોષને સમાન સ્થિતિમા લાવવાનો ગુણ અમુક ઔષધિમા છે અને તેટલા માટે તેને એ જ ઔષધિ આપવી આ પ્રકારના યથાર્થ અનુમાન પર આવવાનો મુખ્ય આધાર નાડીપરીક્ષા જ છે. વળી એક, બે કે ત્રણે દોષ વિકાર પામ્યા છે, તેનો નિશ્ચય જ કર્યા વગર ઔષધિ અપાય તોપણ ભૂલ જ થાય; માટે તેવી ભૂલ ન થાય તેને ખાતર પણ

નાડીપરીક્ષાનો અત્યંત ઉપયોગ છે.

જ્ઞાનતંતુના સમૂહની વિશિષ્ટ સ્થિતિથી હૃદય ઉપર વિલક્ષણ કાર્ય થાય છે, તેથી નાડી દ્વારા હૃદયની સ્થિતિ જાણવા ઉપરથી મનની સ્થિતિ પણ જાણવામા આવે છે. શોકાતિસાર, કામજ્વર, અપસ્માર અથવા ભૂતોન્માદ થયેલા એકાદ રોગીને માટે ઉપાય યોજતી વેળાએ તે ન બોલે અથવા તેના બોલવા પર આધાર રાખવા જેવુ ન હોય, ત્યારે એકલી નાડીપરીક્ષાથી પણ રોગનું જ્ઞાન થાય છે અને તેથી ઔષધ યોજવામા મદદ મળે છે અને તેટલા માટે પણ નાડીપરીક્ષાના જ્ઞાનનો આપણને મોટો ઉપયોગ છે

શિવોક્ત નાડીજ્ઞાનમા કહેલુ છે કે --

भारप्रवाह–मूर्च्छा–भयशोकप्रमुखकारणा नाडी । समूर्च्छितापि गाढ पुनरपि सा जीवितं धत्ते ॥ १ ॥
भूतावेशयुतस्यापि नष्टशुक्रस्य नाडिका । त्रिदोषगमना चापि सूक्ष्माप्येव न मृत्युदा ॥ २ ॥

અર્થ :—ભાર વહન કરવો, મૂર્છા આવવી, ભયભીત થવુ, શોક કરવો ઇત્યાદિ કારણોથી નાડી ગાઢ મૂર્ચ્છિત થાય છે, તોપણ તેવો મનુષ્ય પુન જીવન ધારણ કરે છે (૧) શરીરમા ભૂત વળગેલાની અને ધાતુક્ષીણતાવાળાની નાડી ત્રિદોષવાળાની પેઠે જ ( ક્ષણે ક્ષણે ભિન્ન ગતિવાળી ) ચાલે છે અને બારીક હોય છે તોપણ તે મૃત્યુદાયક નથી ( ૨ )

અહી સુધી ચોથો મુદ્દો થયો. હવે પહેલાથી ચોથા મુદ્દા સુધીમા આપેલા વિવેચનથી મુખ્ય વિષયનુ સ્વરૂપ વાચકજનોના લક્ષમા આવશે, એવી આશા રાખી આ વિષય પૂરો કરીએ છીએ.

## ઉપસંહાર

નાડીપરીક્ષાનુ મહત્ત્વ સિદ્ધ કરવા માટે મુંબઈ–વૈદ્યસભાએ જે નિબંધ બક્ષિસ આપી મંગાવેલા હતા, તે પૈકી સર્વ નિબંધોમા ઉપલો નિબંધ ઉત્તમ ઠરવાથી તે પ્રસિદ્ધ કરવામા આવ્યો છે. × × × × × આ વિષય ઉપર એક વખતે મોટી બક્ષિસ આપી ફરીથી નિબંધ મગાવ્યા હતા તેમાં અમે જે નિબંધને બક્ષિસ આપી, તે નિબંધ 'રાજવૈદ્ય' પુસ્તકમા પ્રસિદ્ધ કર્યો છે. નાડીજ્ઞાનના વિષયને લગતા નાનાનાના ગ્રંથો ઘણા છે; પરંતુ તે સર્વનુ ધોરણ એક જ પ્રકારનું છે. ખરેખર, આ વિષય મોઢેથી સાભળીને અથવા પુસ્તકોમા વાચીને સમજાય એવો નથી. એથી તો તેનુ સાકેતિક જ્ઞાનમાત્ર જ પ્રાપ્ત થાય છે પૂર્ણ માહિતી મેળવવા માટે તો જેનીતેની નાડી જાતે જોતા રહેવાનો પુષ્કળ અભ્યાસ કરવો જોઈએ તેમા પણ જેને અંતઃકરણ સ્થિર કરતા આવડે છે, જે શાંત રહી શકે છે, જેને માનસિક સૂક્ષ્મ વિચાર કરવાની આવડત છે અને જેને વૈદ્યશાસ્ત્રના નિદાન અને ગુણદોષવિભાગનુ ઉત્તમ જ્ઞાન છે, તેને જ ઉત્તમ નાડીપરીક્ષા કરતા આવડે છે કોઈ કોઈ વખત કેટલાક ધૂર્ત વૈદ્યો નાડીપરીક્ષાની પવિત્રતામા ખલેલ નાખે છે અને કેટલાક કાકતાલીય ન્યાયની પેઠે જ નાડીપરીક્ષામા યશસ્વી થયેલા દીઠામા આવે છે જેથી ઘણા લોકો નાડીપરીક્ષાને એટલુ બધું સૂક્ષ્મ જ્ઞાન આપનારી વિદ્યા માનતા નથી, પરંતુ એ તેમનો ભ્રમ છે. શાસ્ત્રોમા જેમણે ઉત્તમ સંયમ કરેલો છે, એવા વૈદ્યને તો અત્યંત સૂક્ષ્મ જ્ઞાન પણ નાડીપરીક્ષાથી થઈ શકે છે. મતલબ કે સૂક્ષ્મ વિચાર કરતા આવડે તો તે જ્ઞાન થવુ શક્ય જ છે, એમ માન્યા સિવાય છૂટકો નથી આ પુસ્તકમાં આ બાબતના સારા પ્રમાણ આપેલા છે

હાલમા કેટલાક વૈદ્યો 'નાડીપરીક્ષાથી રોગ સમજવામા આવતો નથી અથવા કયો પદાર્થ ખાધો છે તે સમજાતુ નથી' એમ કહે છે વાસ્તવિક રીતે એ તેમનો પોતાનો જ અનુભવ છે, જેને પોતાને પૂરતુ જ્ઞાન ન હોય તેને શાસ્ત્રો ઉપર તેવી રીતે આરોપ કરવો અથવા તેનાનો અભિપ્રાય એટલે શાસ્ત્રોનો અભિપ્રાય એવુ લોકોએ માનવુ. એ જરા પણ યોગ્ય નથી હાલમા કેટલાક વૈદ્યોને 'ત્રિદોષ એટલે શું ?' એ સમજાતુ નથી કેટલાક દેશી ભાષાના અથવા ઘણુ તો અંગ્રેજી ભાષાનાં પુસ્તકો વાચીનેજ વૈદ્ય બનેલા હોય છે. તેઓને વૈદકનુ સૂક્ષ્મ જ્ઞાન મુદ્દલે હોતુ નથી, છતા તેમના વાચાળપણાથી અથવા તો લેખનપટુતાથી ફસાઈને કેટલાક લોકો શાસ્ત્રોનો દોષ દેખાડીને પોતાની

મોટાઈ દર્શાવવામા ભૂષણ માને છે; એ કંઈ શિષ્ટપણુ નથી.

હાલમા એવા ઘણા વૈદ્યો મળે છે કે, જેમને અંગ્રેજી બરાબર સમજાતુ ન હોવાથી તેમ જ તેમણે અંગ્રેજી શાસ્ત્રની પરીક્ષા આપવાના સાધનો મેળવેલા ન હોવાથી તેઓ પોતાને ડોક્ટર કહેવડાવી શકતા નથી અને તેથી તેઓ પોતાને 'વૈદ-શાસ્ત્ર જાણતા' કહેવડાવીને બહાર આવે છે. ખરેખરી રીતે તેમની વાચાળતા ભાઠૂતી અંગ્રેજી જ્ઞાનની પેલી બાજુ ગઈ હોતી નથી, એટલુ જ નહિ પણ એઓ દેશી વૈદકશાસ્ત્રોમા પૂર્ણપણે આંધળા હોઈને અંગ્રેજી વૈદકશાસ્ત્રથી ભયચકિત થયેલા હોય છે; તેથી પોતાની અયોગ્યતા છુપાવવા માટે એવા મૂર્ખ વૈદ્યો વૈદકશાસ્ત્ર વિષે પોતાની મરજીમા આવે તેવા સિદ્ધાતો ઠોકી બેસાડે છે.

કેટલાક લોકો પેટ ભરવાનુ કાંઈ સાધન ન મળવાથી થોડાઘણા આડાઅવળા સાધનથી વૈદ્ય બને છે, પણ તેમને એકાદ વખત કેટલાક જરૂરી પ્રશ્ન કરી જોવા કે જેથી તેમની શક્તિ મપાઈ જાય. એમને કોઈ 'બાપ બતાવ, નહિતર શ્રાદ્ધ સરાવ,' એવો મુસાફર ભેટતા તેઓ એકાએક ગભરાઈ જઈને કહે છે કે, 'હ, હં', એ તો આપણી નાડીપરીક્ષાના ઢોંગ છે!'

ધિક્કાર હો એવા લોકોને! પોતાને શાસ્ત્રજ્ઞાનનો અનુભવ નથી તે વાતને બાજુએ મૂકી દઈને જેઓ પોતાનુ અજ્ઞાન ઢાકવા માટે શાસ્ત્ર પર હડતાળ માગવા તૈયાર થાય છે. તેમને ભર્તૃહરિના કહેવા પ્રમાણે કયા વર્ગમા ગણવા તે જ અમને સમજાતું નથી, જેથી અમે પણ તે વિષે 'ते केन जानिमहे' એવુ જ કહીએ છીએ.

પોતાને કશો અનુભવ ન મળ્યો હોય તે ઉપરથી શાસ્ત્રના સિદ્ધાતો જ ખોટા છે, એમ કહેવુ જોઈએ નહિ પોતામા તેટલી યોગ્યતા નથી એવુ કહેવામા કાંઈ દોષ નથી. ઊલટું ખરું બોલવુ એ જ શોભાસ્પદ છે, જેથી અમારા સર્વ વૈદ્યોને પ્રાર્થનાપૂર્વક કહેવુ પડે છે કે, તેમણે યોગ્ય પદ્ધતિથી વૈદકશાસ્ત્ર સમજી લેવાનો પ્રયત્ન કરવો અને શાસ્ત્રના સિદ્ધાતો લોકોના અનુભવમા લાવવાનો સત્પ્રયત્ન કરવો. જો આ ઉત્તમ માર્ગ સ્વીકારેલો ન હોય તો 'પોતાને સમજાતુ નથી' એવુ કહેવુ; પણ પોતાનુ અજ્ઞાન ઢાકવા માટે શાસ્ત્રની મશ્કરી કરવી નહિ અથવા અજ્ઞાનપણાથી 'આપણુ શાસ્ત્ર પાગળું છે અને બીજાનુ શ્રેષ્ઠ છે' એવુ કહેવુ નહિ.

જે લોકો પોતાના શાસ્ત્રોનુ પાગળાપણું કહીને બીજાં પરશાસ્ત્રોને શ્રેષ્ઠ માને છે, તેમને વાસ્તવિક રીતે એમાથી કંઈ પણ સમજાતું નથી. કેવળ સદીના જોરથી અંજાઈ જઈને અજ્ઞાનથી જ તેઓ તેમ બોલે છે. જો તેમ ન હોત તો તેમણે અંગ્રેજી વૈદકશાસ્ત્રમા તો પોતાની નવી શોધકબુદ્ધિને લગાડવી હતી! પણ 'હાજી હા' કરવાની પેલી તરફ તેમની ગતિ જરા પણ ચાલી શકતી નથી. એવા 'અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ' લોકો શાસ્ત્રશોધના શત્રુ છે આજસુધી અમારા હિંદુસ્તાનમા સેંકડો અંગ્રેજી શાસ્ત્રજ્ઞ લોકો ઉત્પન્ન થયા છે; પરતુ તેમણે તે શાસ્ત્રનો મર્મ જાણીને કોઈ નવી પુરવણી તે શાસ્ત્રમા કરી છે ખરી? પ્રો ગજ્જર, ડૉ૦ રાય વગેરે જેવા આગળીના વેઢા પર ગણાય એટલા જ માણસો અંગ્રેજી શાસ્ત્રજ્ઞોમાથી નીપજ્યા છે આનુ ખરું કારણ એ છે કે, અંગ્રેજી વૈદકનું ખરુ તત્ત્વ કિવા ઉપયોગી થાય એટલુ જ્ઞાન અમારામા હજી આવ્યું નથી અથવા આવ્યુ હોય તો તેની અમારા લોકમા પ્રેરણા થઈ નથી. ખુદ આગ્લશાસ્ત્રજ્ઞ લોકોની જ આવી સ્થિતિ છે તો પછી થોડું આ અને થોડુ તે, એવુ અર્ધદગ્ધ જ્ઞાન મેળવનારાઓની યોગ્યતા તો શી જ કહેવી! સત્ય છે કે, ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति।'×

---

× નિખિલ ભારતવર્ષીય વૈદ્ય સમ્મેલનના ૨૧મા અધિવેશનના સભાપતિ કવિરાજ ગણનાથ સેન સરસ્વતી એમ એ એલ એમ એસના વ્યાખ્યાનમાથી નાડીજ્ઞાન સબંધી નીચેના વિચાર જાણવા જોગ હોવાથી આઠમી આવૃત્તિથી આ સ્થળે ટીપણીરૂપે આપ્યા છે. —મંત્રી, સ. સા.

'માત્ર નાડી તપાસીને બધા રોગો પૂરેપૂરી રીતે જાણી લેવાની ગૂઢ નાડીવિદ્યા, જેની સાધારણ જનસમાજ અને કેટલાક વૈદ્યો પણ ભારે સ્તુતિ કરે છે તે નાડીપરીક્ષાનો પ્રાચીન મહર્ષિઓએ તથા ચરક, સુશ્રુત, વાગ્ભટ અને ચક્રપાણિ જેવા આચાર્યોએ જરા પણ ઉલ્લેખ કરેલ નથી, જેથી આ સપ્રદાય પાછળથી નીકળ્યો છે, એ નિ:સશય છે છેલ્લા કેટલાક સૈકાઓમા થયેલા અર્ધશિક્ષિત વૈદ્યો કે જેઓ પોતાની બુદ્ધિરૂપી

## ૨–મૂત્રપરીક્ષા

કાચના અથવા કાસાના વાસણમા મળસકામાં રોગીનું મૂત્ર પહેલી અને છેવટની ધાર છોડી મધ્યથી ઝીલવુ તેમા તેલનુ બિંદુ ઘાસની સળીથી નાખવુ. બિંદુ નાખતા જ પ્રસરે તો સાધ્ય, બિદુ તેમ જ રહે તો કષ્ટસાધ્ય, તેમ જ તળે જઈ ઉપર આવે અને વચમા છિદ્ર દેખાય, કિંવા મૂત્ર કાળુ કે ગદુ હોય અથવા બિદુ તળે જ જઈ બેસે કિવા બિંદુ પ્રસરી મૂત્ર સાથે મળી જાય તો રોગ અસાધ્ય જાણવો. વાતાધિક્યમાં ચીકણું, પીળુ અથવા કાળા રંગનું હોય છે તેમ જ બિંદુ નાખતા જ પ્રસરે છે પિત્તાધિક્યમા મૂત્ર પીળું, ગરમ અને પરપોટાવળુ હોય છે કફ અધિક હોય તો માત્ર મૂત્ર મેલા ધોળા રંગનું ફીણવાળુ દેખાય છે. આમ પિત્તદૂષિત મૂત્ર સફેદ સરસવના તેલ જેવુ જણાય છે સાન્નિપાતિક દોષ અર્થાત્ વાત, પિત્ત અને કફ, એ ત્રણુ દોષોવાળાનું મૂત્ર રક્ત અથવા કૃષ્ણવર્ણ હોય છે. પિત્તપ્રધાન સન્નિપાત રોગીનુ મૂત્ર રાખી મૂકવાથી ઉપરનો ભાગ પીળો અને નીચેનો ભાગ લાલ જણાય છે વાતપ્રધાન સન્નિપાતમા મધ્ય ભાગ કાળો અને કફાધિક્ય સન્નિપાતમા મધ્ય ભાગ સફેદ જણાય છે પિત્તથી બગડેલા મૂત્રમા તેલનું બિંદુ નાખવાથી બુદબુદ અલગ થઈ જાય છે વાતપિત્તથી દૂષિત મૂત્રમા તેલનુ ટીપુ નાખવાથી કાળા રંગના પરપોટા ઉત્પન્ન થાય છે. વાત અને કફદૂષિત મૂત્રમા તેલનુ બિંદુ નાખવાથી તેલ અને મૂત્ર મળી જઈ કાંજના જેવુ દેખાય છે કફ અને પિત્તમિશ્રિત મૂત્ર પાડુવર્ણનુ હોય છે તેલબિદુ નાખતા જ માણુસ, સર્પ, વાનર. વીછી કે બિલાડીના જેવી આકૃતિ થાય; કિવા દક્ષિણ, અગ્નિ, નૈર્ઋત્ય, વાયવ્ય અને ઈશાન, એ દિશાઓ તરફ બિંદુ વધે તો રોગ અસાધ્ય જાણવો. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર એ દિશામાં બિદુ વધે તો રોગી બચે. પશ્ચિમ દિશાએ બિંદુ વધી સર્પાકૃતિ થાય તો ઉદરરોગ જાણવો મૂત્ર ઘીની કણીઓ જેવુ થયુ હોય તો જળોદર જાણવો. જ્વરાદિ રોગમા રસ અધિક રહેવાથી મૂત્ર શેરડીના રસ જેવુ દેખાય છે. જીર્ણજ્વરમા મૂત્ર બકરાના મૂત્ર જેવી દુર્ગંધીવાળું હોય છે. જલોદર રોગમાં ઘીના દાણા જેવા દાણા મૂત્રમા દેખાય છે મૂત્રાતિસારમા મૂત્ર અધિક પ્રમાણમા હોય છે. રાખી મૂકવાથી નીચે લાલ રંગ જણાય છે આહાર જીર્ણ થવા પછી મૂત્ર ચીકણું અને તેલમિશ્રિત જણાય છે. અજીર્ણ રોગમા મૂત્ર વિપરીત લક્ષણવાળુ હોય છે. ક્ષયરોગમા મૂત્ર કાળા રગનુ હોય છે અને ક્ષય અસાધ્ય થાય ત્યારે મૂત્ર ધોળા રગનુ હોય છે. પ્રમેહરોગમા મૂત્રભેદ થાય છે તે પ્રમેહરોગમા વિસ્તૃતરૂપે લખેલુ છે

---

નેત્રનો ઉપયોગ બરાબર કરી ન શક્યા, અથવા એ વિષયમા બેદરકાર રહ્યા, તેઓએ પોતાનુ અજ્ઞાન ઢાકવા માટે આ નાડીવિદ્યાનુ ધતિંગ ચલાવ્યુ હોય એમ જણાય છે. નિદાનમા નાડીજ્ઞાન સારી રીતે જરૂર મદદ કરી શકે છે, પણ નાડીમાથી બધી ખબર પડે છે, એ અંધ વિશ્વાસ તરફ તિરસ્કાર દર્શાવતા મને જરા પણ સકોચ થતો નથી આ વિષયમા અધશ્રદ્ધાળુ જનસમાજનું અજ્ઞાન દૂર કરવુ જોઈએ આપણે પ્રમાણિક અને સત્યવાદી બની, જે ન જાણતા હોઈએ, તે જાણી લેવાનો પ્રયત્ન કરીએ તો એમા આપણું કલ્યાણ છે, પણ અજ્ઞાન છુપાવવા માટે હસીને સર્વજ્ઞપણુ બતાવવાનો ઢોગ કરવો, એ અતિ હાનિકારક છે. જેઓ આવી રીતે નાડીજ્ઞાનનો દભ કરે છે, તેઓને માટે જ મારુ આ કથન છે બાકી સારા સુશિક્ષિત આયુર્વેદિક ચિકિત્સકો કદાપિ આવી છેતરપિંડી કરતા નથી. ચિકિત્સામા નાડીની બિલકુલ ઉપેક્ષા ન કરવી; તેમ જ નાડીજ્ઞાનથી બધુ કહેવાનો ઢોગ પણ ન કરવો જોઈએ

ચરક-સુશ્રુતના જમાના પછી એ સહિતાઓમા કહેલા અનેક દરદોના રૂપ ફરી ગયા છે અને અનેક નવા દરદો પ્રકટ થયા છે ચરક-સુશ્રુતાદિ સહિતાઓમા કહેલા અનેક કિમતી દ્રવ્યોનો આજે નિશ્ચય થતો નથી આ સર્વ આપણે પૂરેપૂરુ જાણી લેવુ જોઈએ

પાશ્ચાત્ય પદ્ધતિથી શોધાયેલા કેટલાક તાજા સત્યો ઉચ્ચતર ભૂમિકા ઉપર છે, એથી પણ ત્રિદોષવાદ વધારે ઉચ્ચતર છે, કે જે વાદ પ્રકૃત શારીર અને રોગવિનાની આપણી સુવિદિત ક્રિયાઓની જ નહિ પણ ઔષધિશાસ્ત્ર અને વ્યવહારુ ચિકિત્સાશાસ્ત્રની પણ ચાવી આપે છે આયુર્વેદને પૂર્ણ ઉન્નત સ્થિતિએ પહોચાડવા માટે આ ત્રિદોષવાદ આપણે સારી રીતે સમજવો જોઈએ તથા જગતને સમજાવવો જોઈએ.'

## ૩–મળપરીક્ષા

વાયુનો કોપ થવાથી મળ ફીણયુક્ત, રુક્ષ, ધૂમ્રવર્ણ અને ચોથો ભાગ પાણી જેવો હોય છે; પિત્તનો કોપ થયો હોય તો લીલો, પીળો, ગંધયુક્ત, શિથિલ અને ઉષ્ણ હોય છે; કફનો કોપ થવાથી શ્વેતવર્ણ, કંઈક શુષ્ક, કંઈક આર્દ્ર અને કંઈક સ્નિગ્ધ હોય છે. વાતકફમા આર્દ્ર અને શ્યામવર્ણ પરપોટાથી યુક્ત હોય છે. વાતપિત્તમા પીળો અને કાળો તથા આર્દ્ર અને અંદર ગાડવાળો હોય છે પિત્તકફમા પીળો શ્વેતવર્ણ હોય છે. ત્રિદોષમા સફેદ, પીળો, કાળો, શિથિલ અને અંદર ગાંઠાવાળો હોય છે અજીર્ણમા દુર્ગંધયુક્ત હોઈ શિથિલ હોય છે જીર્ણજ્વરમા થોડા પાણીથી મિશ્રિત હોય છે. જળોદરમા બહુ દુર્ગંધવાળો અને શ્વેતવર્ણ હોય છે. પ્રાણાતનો દુર્ગંધયુક્ત અને રાતો હોઈ કિંચિત્ શ્વેતવર્ણ અને માસ જેવો તથા શ્યામવર્ણ હોય છે

## ૪–જિહ્વાપરીક્ષા

વાયુનો કોપ હોય તો જીભ ખરખરી, ફાટેલી અને પીળી હોય છે, પિત્તની આરક્ત હોઈ કિંચિત્ શ્યામ હોય છે, કફની શ્વેતવર્ણ, આર્દ્ર અને મૃદુ હોય છે; ત્રિદોષની કાળી, કાટા આવેલી અને શુષ્ક હોય છે. અરુચિ અને અતિસારની મધુરવર્ણ, પ્રમેહ અને સંગ્રહણીની ધૂમ્રવર્ણ, ઉષ્ણ અને કાપલવર્ણ; વિસ્ફોટક રોગની ખરખરી, કાંટા જેવી હોઈ અંદરથી પાણી ઝરે છે, અને મરણકાળની ખરખરી હોઈ અંદર વધેલી, ફીણયુક્ત, કઠિન લાકડા જેવી અને ચલનવલનરહિત હોય છે.

જ્વર અને દાહરોગમા જિહ્વા નીરસ હોય છે, દાહ, સ્પર્શ અને લાલ રંગની હોય છે. આમા જીર્ણ અને આમવાતની પ્રથમ અવસ્થામા જીભ સફેદ અને ચટચટી જણાય છે સાન્નિપાતિક જ્વરમા જાડી, સુકી, અતિ કાળી અને કાટા આવેલો દેખાય છે યકૃતક્રિયાના બગાડમા અથવા મળ યા પિત્ત રોકવાના કારણથી જિહ્વા પીળી અને મળથી લિપ્ત જણાય છે યકૃત અને પ્લીહાના દરદની છેલ્લી અવસ્થામા તથા ક્ષયરોગ જૂનો થયા પછી જિહ્વામા ખાડા થઈ જાય છે કૉલેરા, મૂર્ચ્છા અને શ્વાસરોગમા જીભ શીતળ સ્પર્શવાળી હોય છે. અત્યંત દુર્બળતા અને દાહરોગમા જીભ જાડી જણાય છે. નીરોગી મનુષ્યની જીભ સર્વદા આર્દ્ર રહે છે. દારૂ પીનારની જીભ ફાટેલી હોય છે.

વાયુના પ્રકોપમા મોનો સ્વાદ ખારો અથવા ફીકો, પિત્તદોષમા કડવો અને કફવિકારમા મધુર હોય છે. બે દોષના પ્રકોપમા બે રસયુક્ત તથા ત્રિદોષમા ત્રણ રસયુક્ત જણાય છે.

## ૫–નેત્રપરીક્ષા

વાયુનો કોપ હોય તો આખો નિસ્તેજ ધૂમ્રવર્ણ, દાહયુક્ત, ચંચળ અને ઉગ્ર હોય છે પિત્તથી પીળી, તામ્રવર્ણ, દાહયુક્ત અને દીવો જોવાને અસમર્થ હોય છે કફની ધોળી, નિસ્તેજ, સ્રાવયુક્ત અને ચીકણી હોય છે ત્રિદોષની લાલ હોઈ કિંચિત્ કાળી અને મીચેલી પ્રમાણે દેખાય છે જેની એક આખ મીચેલી જેવી હોઈ અર્ધી ઉઘાડી હોય અને બીજી મીચેલી હોય તે રોગી એક પહોરમા મરશે. આખમાની કીકી ભ્રમિષ્ઠ થઈ નેત્ર મીચેલા જેવુ જણાય તે રોગી એક દિવસમા મરશે

## ૬–રૂપપરીક્ષા

પ્રાતઃકાળે રોગી પાસે જઈને જોતા તે, તેજોહીન, વિચિત્ર અને શ્યામવર્ણ દેખાય તો વ્યાધિ વાતજન્ય જાણવો, મુખ પીતવર્ણ, કલાહીન અને કિંચિત્ સૂજેલુ હોય તો પિત્તપ્રકોપ જાણવો. મુખ કલાહીન અને ચીકણુ દેખાય તથા આખો વિલક્ષણ ચિટકાયેલી હોય તો કફપ્રકોપ જાણવો, આખે જોવાયા જેવો રોગ સ્પષ્ટ દેખાય તેવા નામો રાખવા પ્લીહા, કમળો, ગ્રંથિ, નળવાયુ, વાયુનો ગોળો, ભાર, જંતુ અને કઠોર ગુલ્મ, એ રોગ હાથે દાખી જોઈ અમુક રોગ છે એવો નિશ્ચય કરવો.

## ૭–શબ્દપરીક્ષા

વાયુનો કોપ હોવાથી કંઠમાથી શબ્દ નીકળે છે તે સૌમ્ય એટલે હલકો નીકળે છે. પિત્તનો

કોપ હોવાથી શબ્દ સ્પષ્ટ નીકળે છે કફનો કોપ થાય તો શબ્દ જડ અને ઘર્ઘરયુક્ત નીકળે છે. દ્વિદોષનો અથવા ત્રિદોષનો કોપ હોય તો શબ્દ દ્વિદોષના અને ત્રિદોષના લક્ષણોથી યુક્ત હોય છે

## ૮–સ્પર્શપરીક્ષા

વાયુનો કોપ હોવાથી શરીરનો સ્પર્શ સાગ અને ખાખરાના પાદડા જેવો ખરખરો હોઈ શીતળ હોય છે પિત્તનો કોપ હોય તો સ્પર્શ ઉષ્ણ હોય છે કફનો કોપ હોવાથી શીતળ હોઈ આર્દ્ર હોય છે. દ્વિદોષનો અને ત્રિદોષનો કોપ હોય તો દ્વિદોષના અને ત્રિદોષના લક્ષણોથી યુક્ત હોય છે જેના શરીરનો સ્પર્શ ક્ષણમા શીત અને ક્ષણમા અતિ તપ્ત એવો હોય તે રોગી અસાધ્ય જાણવો

## ૯–સાધ્ય લક્ષણ

મુખ તેજસ્વી, નાડી સમ, સ્વર સારો, મસ્તકે ઠંડક, ચિંતારહિત મન, અગ્નિ પ્રદીપ્ત, સુગધી પદાર્થની ઇચ્છા, છીંકો આવવી–એ લક્ષણો હોય તો રોગી નિઃસશય બચે છે

## ૧૦–અસાધ્ય લક્ષણ

તીક્ષ્ણ જ્વર, બડબડ કરવુ, આખો અને નખ લાલ અથવા પીળા, હાથપગ ઠડા, મુખ નિસ્તેજ, કદાવરોધ, હેડકી, શરીર ભયંકર, મૂર્ચ્છા અને ભ્રમ, એ લક્ષણો હોય તો રોગી અસાધ્ય જાણવો. જેનુ નાક વાકુ થાય અને નાકનો સૂર બધ થઈ મુખમાથી પાણી ચાલે તે એક દિવસમા મરે છે. જેના ડાબા હાથની નાડી ચાલતા ચાલતા તૂટે અને ડાબો સૂર સમૂળગો બંધ થાય તે તત્કાળ મરે છે.

અચાનક શારીરિક શુક્લ વર્ણની કૃષ્ણતા, કૃષ્ણની શુક્લતા, કઠિન અવયવમા કોમલત્વ, ચંચળ સ્થાનની નિશ્ચલતા, વિસ્તૃત સ્થાનની સકીર્ણતા, દીર્ઘની સૂક્ષ્મતા, ઉષ્ણનુ શીતલ, શીતલનુ ઉષ્ણ, સ્નિગ્ધની રુક્ષતા, રુક્ષની સ્નિગ્ધતા જોવામા આવે, ત્યારે રોગ અસાધ્ય જાણવો બોલી બદલાઈ જવી, નેત્રનુ બદલાઈ જવુ, સવારે કપાળમા પરસેવો આવવો, નાકના છિદ્રનુ લાલ થવુ અને ફુનસીઓનુ દેખાવુ એ પણ અસાધ્ય રોગના લક્ષણ છે શરીરનો અર્ધભાગ અથવા માત્ર મુખનો અર્ધભાગ એક રંગનો અને બાકીનો અર્ધો ભાગ બીજા રગનો જણાય, એ પણ અરિષ્ટ લક્ષણ જાણવુ બન્ને હોઠ પાકા જાબુ જેવા કાળા રગના, દાત કાળા, લાલ અથવા નીલા રંગના જણાય તો રોગીનુ મરણ જાણવુ. જિહ્વા ફૂલેલી, કાળા રગની, ખરખરી થવી એ પણ અસાધ્ય રોગનુ ચિહ્ન છે. બન્ને આખોનો સંકોચ, પરસ્પર અસમાનતા, શિથિલ, લાલ અને આસુઓનો પ્રવાહ, એ અરિષ્ટ લક્ષણ છે, પણ નેત્રરોગના કારણથી આસુ પડતા હોય તે આરિષ્ટ ન કહી શકાય માથાના વાળ અને ભ્રમર તેલ ન લગાડવા છતા ચીકણા જણાય, આખની બન્ને પાપણોના વાળનુ ગળી જવુ, નાકનુ છિદ્ર મોટુ થવુ, શોથરોગ ન હોવા છતા શરીર પર સોજો જણાવો, એ સર્વ અરિષ્ટલક્ષણ જાણવા. રોગીના હાથ, પગ અને શ્વાસ ઠડા થઈ જાય, મોઢાથી શ્વાસનો ત્યાગ કરે અથવા શ્વાસ તૂટતા ચાલે, વાત કહેતા કહેતા બેહોશ બની જાય અને સીધા સૂઈને બન્ને પગ અહીતહી પછાડે તો મરણ પાસે છે એમ જાણવુ.

---

**નોંધ** —આ આયુર્વેદિક પરીક્ષાઓ ઉપરાત ડૉક્ટરીમા નાડીપરીક્ષા, મૂત્રપરીક્ષા, મળપરીક્ષા, જિહ્વાપરીક્ષા, નેત્રપરીક્ષા, રૂપપરીક્ષા, શબ્દપરીક્ષા, સ્પર્શપરીક્ષા, પ્રશ્નપરીક્ષા આદિ અતિ વિસ્તારથી આપેલ છે પરીક્ષા માટે થર્મામીટર, સ્ટેથસ્કોપ, મૂત્રવિકૃતિ જાણવાના વિવિધ યત્રો સૂક્ષ્મદર્શક યત્ર, કઠ, નાક, ગર્ભાશય ઇત્યાદિમા વિકૃતિ જોવા માટેના યત્રો આદિ સાધન બનાવેલા છે આયુર્વેદના અભ્યાસીઓ એ પરીક્ષાઓ પણ સમજી લે તો રોગીઓની સુશ્રૂષા વધારે સારી રીતે કરી શકે એમા શકા નથી

—સ્વામી કૃષ્ણાનંદજી

# આર્યભિષક્

## અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ

## વનૌષધિગુણાદર્શ—પૂર્વાર્ધ

**औषधीनां परां प्राप्तिं कश्चिद्वेदितुमर्हति। योगज्ञस्तस्य रूपज्ञस्तासां तत्त्वविदुच्यते॥ १॥**

અર્થાત્ ઔષધિની ઉત્કૃષ્ટ પ્રાપ્તિ જાણવાને કોઈક જ યોગ્ય થાય છે તેના પ્રયોગને તથા રૂપને ઓળખનાર તત્ત્વવિદ્ કહેવાય છે —ચરકસંહિતા-મહર્ષિ અગ્નિવેશ

**૧ અક્કલકરો**—સ૦ આકલક, આકારકરભ ફા૦ અકર્કરહા મ૦ અકલકાલા-કારા. હિ૦ અકરકરા-કરહા ક૦ આકરકરી અ૦ આકરકરહા ઇં૦ પેલેટરી રૂટ લા૦ એનેસાઈકલસ પેરેથ્રમ. બં૦ અકોરકોરા, આકરકરા.

અક્કલકરાના છોડ નાના હોય છે એની ઊંચાઈ સુમારે એક હાથ હોય છે એ બંગાળ, અરબસ્તાન અને મિસર, એ દેશમાં થાય છે. × ત્યાંથી આ વનસ્પતિના મૂળ તથા ડાંખળી અહીં આવે છે. અહીં એ છોડ ક્વચિત્ થાય છે આ છોડને પીળાં ફૂલો આવે છે. તે ખાવાથી અક્કલ-

---

× ઉપર લૅટિન નામ આપેલું છે તે ખરો અક્કલકરો છે તે અરબસ્તાન આદિ દેશોથી અહીં આવે છે આપણા દેશમાં જે અક્કલગરો થાય છે તે નકલી અથવા બહુ જ ઓછા ગુણવાળો અક્કલકરો છે અક્કલકરો એ અરબસ્તાન અને હિંદુસ્તાનની પ્રસિદ્ધ બુટ્ટી છે એક વર્ષ પછીથી વનસ્પતિનો ગુણ ઘટી જાય છે, પરંતુ અક્કલકરાની જડમાંથી સાત વર્ષ સુધી કૈવત જતું નથી બીજા ઔષધો ખાધા પહેલાં આ જડ ચાવી લીધી હોય તો ખાવાના ઔષધોનો સ્વાદ બિલકુલ માલૂમ પડતો નથી, એથી જેને ખારાં, ખાટાં, રેચક તથા વમનકર્તા ઔષધો ખાવા-પીવાની જરૂર હોય, તેમને પ્રથમ આ જડ ચવરાવી થુંકાવી નાખી પછી તે ઔષધો ખાવા અપાય છે, એથી તેને દવાની બિલકુલ અણખ થતી નથી અક્કલકરાનું લાકડું વજનદાર હોય છે તેને ભાગવાથી અંદરથી સફેદ દેખાય છે અક્કલકરો શરીરમાં લોહી આદિથી પડેલી ગાંઠ કેદી નાખે છે, કફને બાળે છે પક્ષવાત, કફ-વાતપીડાની સાથે ગરદનનું ઝલાઈ જવું, પેઢાનું નરમ પડવું, તોતડાપણું, છાતી, દાંત અને પેઢાનું દર્દ, ગૃધ્રસી, જલોદર, ઠંડી પ્રકૃતિવાળાની ઇંદ્રિયની તાકાદને ખુલ્લી કરી પેશાબ લાવવાને, સ્ત્રીઓને રજોદર્શન-સંબંધી રુધિરને પાતળો તથા જાડો લેપ કરવાથી ફાયદો કરે છે જયતુનના તેલની સાથે અક્કલકરો વાટી ચોળવાથી મસ્તકના રોગ, સાંધાના રોગ, સ્નાયુના, મોઢાના અને છાતીના રોગ તેમ જ ફૂલડાપણું, શૂન્યકાર, નરમપણું તથા અવયવોના જૂના રોગો નાબૂદ થાય છે અક્કલકરાના ગરમ ગરમ ક્વાથને તાળવા ઉપર ચોળે અને માથે લેપ કરે તો તે માથાને ગરમ કરી નજલા(ભેજામાંથી મોટા વાટે પડતા મેલ)ને શાંત કરે છે રૂમીમસ્તકી અથવા કસેલી વસ્તુની સાથે ચાવવાથી દૂષિત દોષોથી પ્રકટ થયેલો મૃગીરોગ મટે છે મધની સાથે અક્કલકરો ચાવવાથી મૃગીરોગ, અંધારાં આવવાં અને પક્ષાઘાતને મટાડે છે અક્કલકરાનું બારીક ચૂર્ણ સૂંઘવાથી બંધ થયેલા નાકનો સ્વર ખૂલે છે અક્કલકરો વાટીને ચોળવાથી પરસેવો થાય છે અક્કલકરો દોરાથી બાંધી ગળામાં રાખવાથી બાળકનો મૃગીરોગ શાંત થાય છે તાવ આવ્યાની પહેલાં અક્કલકરાને જયતુનના તેલમાં વાટી આખા શરીરે ચોળવાથી તાવ અને શરદીની બીમારી મટે છે બાજીગર લોકો નવસારની સાથે અક્કલકરાને વાટી તાળવે અને મોઢામાં ખૂબ વસે છે આથી અગ્નિથી મોઢું કદી દાઝતું નથી અક્કલકરો ફેફસાંને નુકસાનકર્તા છે અક્કલકરાની શાંતિકર્તા કતીરો (એ ચીકાશ વગરનો ગુંદર પાણીમાં ફૂલી જાય છે એને કડાયો ગુંદર પણ કહે છે) અને મુનક્કા દ્રાક્ષ છે એની માત્રા ત્રણ માસાની ગણાય છે અક્કલકરાનો પ્રતિનિધિ લીંડીપીપર અને મધ છે આમાશયના દર્દો માટે રાસ્ના અને અગર લેવાય છે, અથવા સૂંઠના અર્ધભાગે કાળાં મરી લેવાય છે

કરાની ડાખળી પ્રમાણે જીભને ગ્વરવ થાય છે એ ફૂલો ઉધરસ ઉપર પાનમા ખવાય છે **અક્કલકરો**—એ ઉષ્ણવીર્ય, બળકટ તથા તીખો છે અને સળેખમ, સોજો તથા વાયુનો નાશ કરે છે. **(૧) દાંત દુખતા હોય તો :**—અક્કલકરો અને કાટાસરિયાનો પાલો એકઠા વાટી દાત નીચે રાખવા. **(૨) જીભ શુદ્ધ થવા માટે :**—અક્કલકરો દાઢની નીચે રાખવો. **(૩) સિંદૂરના વિષ ઉપર :**—અક્કલકરો અને વજ પાણીમા ઘસી પાવા **(૪) અક્કલકરાદિચૂર્ણ :**—અક્કલકરો, સિંધાલૂણ, ચિત્રો, આમળા, મરી, લીંડીપીપર, અજમો, હરડે, એ એકેક ભાગ અને સૂંઠ બે ભાગ, એનું ચૂર્ણ કરી, તેને બિજોરાના રસની ભાવના આપી ચૂર્ણ અથવા ગોળી કરવી. આ ચૂર્ણનું વૈદકશાસ્ત્રમા અક્કલકરાદિ ચૂર્ણ અથવા **અમૃતપ્રભા** એવુ નામ આપેલુ છે. આ ચૂર્ણ મંદાગ્નિ, અરુચિ, ઉધરસ, ગલરોગ, દમ, સળેખમ, પીનસ, ફેફરુ, ઉન્માદ અને સન્નિપાત, એ રોગો ઉપર હિતકારક છે. **(૫) મૂત્રખડા (પથરી) ઉપર અક્કલકરાદિ કાઢો :**—અક્કલકરો, ગોખરુના મૂળ, તુળસીનો રસ, પાષાણભેદ, એરંડાનુ મૂળ, લીંડીપીપર, જેઠીમધ, કાશમૂળ, નગોડ, લવંગ, સૂંઠ, એ સર્વનો કાઢો કરી, તેમા એલચીની ભૂકી નાખી, તે સાત દિવસ પીવો, એટલે મોટો પીડાકારક મૂત્રખડો અને પેશાબ સાથે જે વીર્ય પડતુ હશે, તે પણ દૂર થઈ જશે **(૬) અપસ્માર ઉપર:**—અક્કલકરાનું ચૂર્ણ મધમા લેવુ અને નસ્ય પણ કરવુ **(૭) જીભનો રોગ અને મુખમાધુર્ય ઉપર :**—અક્કલકરો ચાવી મોઢામા રાખવો અને લાળ ગળી જવી; અથવા ઠંડા પાણીમા અક્કલકરો ઘસી મોઢામા ચોપડવો અને લાળ ગળી જવી. આ પ્રમાણે દિવસમા બે-ત્રણ વખત કરવુ.

**૨ અંકોલ**—સ૦ અંકોલ. મ૦ અંકોલ. હિં૦ ઢેરા, ટેરા. બં૦ આકડ, ધલા આંકોર, આંકોડ. ક૦ અંકૂલે. તૈ૦અંકોલમ. તા૦ અંકોલ. તુ૦ અંકોલેડા. મલા૦ અંકોલં. લા૦ એલન્જિયમ લમાર્ટી.

એ ઝાડ× ઘણા જ મોટા વધે છે. એના પાદડા આગળ બે આગળ પહોળા હોઈ, કણેરીના પાદડાં પ્રમાણે લાબા હોય છે. એ પાદડા ઉપર રેસા હોય છે. એ ઝાડો કાટાવાળાં અને કાંટારહિત પણ હોય છે એ ઘણાક પ્રાંતોમા થાય છે એને ચણા જેવડા ગોળ ફળો આવે છે. એનાં બિયાનું તેલ નીકળે છે. **અંકોલ :**—તૂરુ, કડવુ, પારદશુદ્ધિકર, લઘુ, થોડુ તીખુ, સારક, સ્નિગ્ધ, તીક્ષ્ણ, ગરમ, રુક્ષ એવુ છે. એનો રસ ઊલટી કરાવનાર અને વિષ, કફ, વાતશૂળ, કૃમિ, સોજો, આમપિત્ત રક્તદોષ, વિસર્પ અને કૂતરા, ઉંદર અને બિલાડીનું વિષ, કટિશૂળ તથા અતિસારનો નાશ કરે છે. એના **બીજ** ઠંડા, ધાતુની વૃદ્ધિ કરનાર, સ્વાદવાળા, અગ્નિમાદ્ય, જડ, રસ વખતે અને પાક વખતે મધુર, બલકર, કફકર, સારક, સ્નિગ્ધ, વૃષ્ય, એવાં છે; અને દાહ, વાયુ, પિત્ત, ક્ષય, રક્તદોષ, કફ અને વિસર્પનો નાશ કરે છે. **બિયાંનું તેલ :**—વાયુ અને કફનાશક તથા મર્દન કરવાથી ચામડીના દોષોનો નાશ કરે છે **(૧) અતિસાર ઉપર અને વિષાદિક ઉપર :**—અંકોલના મૂળની છાલ ચોખાના ધોવરામણમા ઘસી મધ નાખી પાવી, એટલે જલદીથી અતિસારનો નાશ થાય છે; તેમ જ વછનાગાદિક તથા સર્પ વગેરેના વિષનો નાશ થાય છે **(૨) પ્રમેહ ઉપર :**—અંકોલની સુકાયેલી કળીઓ, આમળા અને હળદર, એનું ચૂર્ણ કરી મધમા આપવુ; એટલે સર્વ પ્રકારના પ્રમેહનો નાશ થશે

× નવા ચિકિત્સકોના મત મુજબ અંકોલ સ્વેદજનન, શોધન (ત્વગ્દોષહર), સારક અને વિષહર છે કાસહર ધર્મ આમા વિશેષ મહત્ત્વનો છે દાહજનક અને વામક, એ બને દોષ છે મૂળની છાલ ૧ થી ૩ રતી આપવાથી પરસેવો આવે છે, ઊબકા આવે છે અને કફ ઢીલો થાય છે થોડી વધારે આપવાથી જુલાબ લાગે છે ઊલટી કરાવવા માટે ૨૦ થી ૨૫ રતી અપાય છે સર્પવિષ પર ૨૦ રતી આપવી જોઈએ અનુપાન ચોખાનુ ધોવરામણ, માત્રા ૩ થી ૫ રતી અંકોલ તાવ (કફજ્વર) ઉતારવા માટે આપી શકાય છે અંકોલના મૂળની છાલ આકડા પ્રમાણે બધી જાતના ચર્મરોગો ઉપર વપરાય છે ઉપદંશ, કુષ્ઠ, રક્તવિકાર, વ્રણ આદિ રોગો પર ૦ા થી ૧ રતી દિવસમા ત્રણ વખત અપાય છે અને બીજોનુ તેલ અથવા મૂળને ઘસીને લગાડે છે આવી રીતે ઓછી માત્રામા લાબા સમય સુધી સેવન કરવુ જોઈએ યકૃતોદર, જલોદર અને વૃકોદર ઉપર મૂળની છાલ આપવાથી યકૃતની ક્રિયા સુધરે છે અને દસ્ત સાફ આવે છે પેશાબ સાફ આવવા માટે સાથે તલનો ક્ષાર અથવા જવખાર આપવો જોઈએ ઉંદરના ઝેર ઉપર અંકોલ ઉત્તમ ઔષધિ છે

**સૂચના**—અંકોલથી નિસંદેહ ઊલટી થાય છે, તોપણ વામક માનીને ન આપવી જોઈએ, કારણ કે ઊલટી થયા પછી હૃદય અને રક્તવાહિનીઓને થકાવટ બહુ જ આવી જાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

(૩) કૃમિ ઉપર :—લીલા મૂળિયાનો રસ પાવો, એટલે રેચ લાગી કૃમિ દૂર થશે. (૪) જલોદર ઉપર :—લીલા મૂળિયાનો રસ પાવો, એટલે સાધ્ય હશે તો જલોદર સારું થશે (૫) વ્રણ (ગૂમડાં) ઉપર :—ફળનુ તેલ ચોપડવુ; એટલે ગૂમડું ભરાઈ આવી સારુ થાય છે અને રૂઝાઈ પણ જાય છે. (૬) ત્વચા(ચામડીના)રોગ ઉપર :—ફળનુ તેલ લગાડવુ અથવા ઝાડની છાલ વાટી લગાડવી. (૭) વાયુએ શરીર સૂજે તે ઉપર :—એ ઝાડના પાદડા વાટી તેની પોટીસ બાધવી. (૮) આંબો જલદી વધવાને :—પાકા અંકોલના ફળો અને ધોડાવજ એકઠા કૂટી ચૂર્ણ કરવુ. તેમા થોડુ મધ નાખવુ. તે પાણીમા ભેગું કરી, એ પાણી આબાના ઝાડને રેડવુ, એટલે આબાનુ ઝાડ જલદી વધી, તેને ફળ પણ જલદી આવે છે (૯) આંબાની ગોટલી :—અંકોલના તેલના સાત પુટો આપવા. પછી તે ગોટલી જમીનમા દાટી ઉપર પાણી રેડવાથી લાગલુ જ આબાનું ઝાડ ઊગે છે એ જ કૃતિ પ્રમાણે મેથી પણ જલદી ઊગે છે (૧૦) સર્વ પ્રકારના અતિસાર ઉપર અંકોલવટક :—અંકોલમૂળ, પહાડમૂળ અને દેવદાર એ ત્રણે ઔષધિ સમભાગે લઈ તેનુ ચૂર્ણ કરવુ અને ચોખાના ધોવરામણમા તેની બહેડા જેવડી ગોળીઓ કરવી તેમાની એક ગોળી ચોખાના ધોવરામણમા ઘસીને પાવી, એટલે સર્વ પ્રકારનો અતિસાર દૂર થાય છે. **બીજો પ્રકાર :**— દેવદાર. અંકોલ, પહાડમૂળ એ ત્રણેના મૂળ અને કડાછાલ (ઇંદ્રજવના ઝાડની છાલ), કાળી ધાવડી, લોધ્ર, દાડમની છાલ અને રાળ, આ સર્વ ઔષધોનુ સમભાગે ચૂર્ણ લઈ ઉપર પ્રમાણે ચોખાના ધોવરામણમા ગોળીઓ કરી, તેમાથી એક ગોળી સવારે ઘસીને પાવી, આથી સર્વ પ્રકારના અતિસાર દૂર થાય છે. (૧૧) સોજા ઉપર :—અંકોલનો પાલો અને કીડાના રાફડાની માટી, એ બેને બાફ દઈ, લૂગડામા ઘાલી તેથી શેકવુ. (૧૨) સોમનાથી તામ્રભસ્મ :—અંકોલના ફળ વાટી તેમા શુદ્ધ કરેલા તાબાના કટકવેધી પતરા નાખી ગજપુટ કરવાથી એક જ પુટથી ભસ્મ થશે. (૧૩) દાહજ્વર ઉપર :—અંકોલનું મૂળ અને સૂંઠ પાણીમા ઘસી તેનો શરીરે લેપ કરવો; એટલે તરત તાવ ઊતરી જઈ દાહ શાત થશે. (૧૪) મૂત્રાવરોધ ઉપર :—અંકોલ અને તલના પંચાંગનો ક્ષાર, મધ અને દહીના પાણી સાથે પાવો. (૧૫) કૂતરાના વિષ ઉપર :—અંકોલના મૂળનો કાઢો ઘી નાખી પાવો અથવા અંકોલના પાદડા પાણીમા વાટી, તેમાં મરીનુ ચૂર્ણ નાખી તે પાવુ, એટલે ઊલટી થઈ ઝેર નીકળી જશે કેટલાક વૈદ્ય ૧ા–૧ા માસો ચૂર્ણ ૩ માસ સુધી આપે છે. (૧૬) ગાઠ ઉપર :— અંકોલના મૂળ ઘસી લેપ કરવો

**૩ અખરોડ**—સં૦ અક્ષોટ' મ૦ અકરોડ. હિં૦ અખરોટ. બં૦ આખરોટ ક૦ ઊદૃદગોતું અથવા આખોટ તૈ૦ ઉવ્વકાઈ. ફા૦ ચાર્તગજ. અ૦ જોઝેહિંદી. ઈં૦ વાલનટ્ લા૦ એલ્યુરાઈટી ટાયલોબા

એ ઝાડો હિમાલયની આસપાસમા, ચીન અને ઈરાન એ દેશોમા થાય છે. ઉત્તર હિંદુસ્તાનમાં એની ઘણી જ ઉત્પત્તિ થાય છે આ ઝાડને ૩૦–૪૦ વર્ષ પછી ફળો આવવા લાગે છે પાકેલા ફળો જમરૂખ જેવડા હોય છે ફળો કાચા અને કઠણ હોય છે ત્યારે ત્યાના લોકો તેને મીઠામા આથે છે એ ફળોનું તેલ ખાવાને તથા બાળવાને ઉપયોગી જણાય છે. **અખરોડ**—એ મધુર, કિંચિત્ ખાટું, સ્નિગ્ધ, શીતળ, ધાતુવૃદ્ધિકર, ઉષ્ણ, રુચિપ્રદ, કફપિત્તકર, જડ, પ્રિય, બલકર, કફકર, મલબધકર છે અને વાત, પિત્ત, ક્ષય, વાયુ, હૃદ્રોગ, રક્તદોષ, રક્તવાત અને દાહ–એનો નાશ કરે છે પાક વગેરે ઔષધોમા અખરોડનો ઘણો જ સારો ઉપયોગ થાય છે અને એ એક મેવો છે (૧) હરસ ઉપર :—અખરોડના તેલમા કપડુ ભીજવી ગુદામા રાખવુ, એટલે દુખનો નાશ થશે (૨) અપસ્માર ઉપર :— નગોડના રસમા એની અંતરછાલ ઘસી અંજન કરવુ અથવા નસ્ય કરવુ. (૩) વાયુથી આવેલા સોજા ઉપર :—અખરોડ કાજીમા ઘસી લેપ કરવો (૪) સ્તનમાં દૂધ ઉત્પન્ન થવા માટે :— ઘઉંનો રવો અને અખરોડના પાદડા સમભાગે એકત્ર કરી, તેની પૂરીઓ ગાયના ઘીમા કરીને દૂધમા ખાવી તેથી સાત દિવસમા સ્ત્રીઓના સ્તનમા દૂધ ઘણું જ વધશે (૫) અર્શ, કૃમિ ઇત્યાદિ ઉપર :—કાચા અખરોડનો રસ કાઢીને આપવો; એટલે મૂળ વ્યાધિ, કૃમિ, ગુલ્મ એ રોગો દૂર થાય છે. (૬) રેચ થવા માટે :—ફળોની છાલનો કાઢો કરી પાવો અથવા તેનું તેલ ૨–૩

તોલા પ્રાશન કરાવવું.

**૪ અગથિયો**—સં૦અગસ્ત્ય મ૦ અગસ્થા૦-રતા હિં૦ અગસ્તા, હથિયા. બં૦ બક, ક૦ અગસે, બકપુષ્પ તા૦ અક્ક. અગતિ તુ૦ અગસે. મલા૦ અગટ્ટી તૈ૦ અવિસિ, અવિસે. લા૦ એગટી ગ્લાડિફ્લોરા, સેસબનિયા ગ્લાડિફ્લોરા ઈ૦ લાર્જ ફ્લાવર્ડ એગટી, વહાડી હેટા દે૦ હાદગા.

એ ઝાડ ઘણા જ મોટા થાય છે અને બાગાયતમા (બગીચો વગેરે કેળવેલી જમીનમા) ઊગે છે. ધોળા અને રાતા ફૂલોની એની બે જાતિ છે. એના પાદડા આમલીના પાદડા જેવા હોય છે. એને ફૂલો અને શિંગો આવે છે ફૂલના વડા અને શાક થાય છે. શિંગોનુ પણ શાક થાય છે એના પાલાની પણ ભાજી કરે છે એ ઝાડ સાતઆઠ વર્ષથી વધુ રહેતા નથી. **અગથિયો**—રુક્ષ, શીતળ, મધુર, વાતલ અને ત્રિદોષનાશક છે, તેમ જ વૈવર્ણ્ય, કફ, શ્રમ, ઉધરસ, ગૂમડા, પિશાચબાધા, પિત્ત અને ચોથિયો તાવ, એનો નાશ કરે છે એના **ફૂલ**—તૂરા, કડવા, કિંચિત્ કડા, પાક વખતે તીખા અને વાતકારક છે રતાંધળાપણુ, સળેખમ, ચોથિયો તાવ, કફ અને પિત્તનો નાશ કરે છે એની **શિંગો**—સારક, બુદ્ધિપ્રદ, રુચિકારક, લઘુ, પાક વખતે મધુર, કડવી અને સ્મૃતિપદ છે અને ત્રિદોષ, શૂળ, કફ, પાંડુરોગ, વિષ, શોષ, ગુલ્મ, એનો નાશ કરે છે. એની **ભાજી** લુખી અને પિત્તકારક છે. એના **પાદડા**—તીખા, કડવા, જડ, મધુર, કિંચિત્, ઉષ્ણ અને સ્વચ્છ છે અને કૃમિ, કફ કંડૂ, વિષ, રક્તપિત્ત, એનો નાશ કરે છે (૧) **શરદી, મસ્તકશૂળ અને ચોથિયા તાવ ઉપર**:—અગથિયાના પાદડાના રસના ટીપા નાકમા પાડવા (૨) **આધાશીશી ઉપર**:—જે બાજુનુ કપાળ દુખતુ હોય તેની વિષમ બાજુના નાકમા અગથિયાના પાદડાનો અથવા ફૂલોનો રસ પાડવો, એટલે કફ પડી આધાશીશી મટી જાય છે (૩) **ચિત્તવિભ્રમ ઉપર**:—અગથિયાના પાલાના રસમા ગોળ, સૂઠ અને લીંડીપીપર, એ ઔષધો મેળવી નસ્ય કરવુ (૪) **કુરશાના** વિષથી પેટમા ગાઠ બંધાઈ હોય તો ધોળા અગથિયાની છાલ અરીઠાના પાણીમા ઘસીને પાવી. રોગ હલકો થતા પછી ચોખાના ઓસામણમા ઘી નાખી તે શુમારે અર્ધો શેર આપવી (૫) **કફવિકાર ઉપર**:—રાતા અગથિયાના મૂળનો અથવા છાલનો અંગરસ કાઢી એક તોલાથી બે તોલા સુધી શક્તિ પ્રમાણે આપવો એ ઔષધ છોકરાઓને આપવુ હોય તો ફક્ત પાલાનો રસ પાચ ટીપા કાઢી મધ નાખી પાવું. ઉતાર—ખડીમાકરનુ પાણી પાવુ (૬) **સોજા ઉપર**:—રાતા અગથિયાનાં મૂળ અને કાળા ધતૂરાના મૂળ એ બેને ગરમ પાણીમા એકત્ર ઘસી, શરીરે લેપ કરવાથી સર્વ પ્રકારનો સોજો જલદી મટે છે. (૭) **વાયુબદ્ધ શરીર હોય તો**:—રાતા અગથિયાના મૂળ ઉપરની છાલ ચાર ચણોઠી સુધી લઈ પાનના બીડામા દરરોજ ખાવી, એટલે વાતવિકાર કમી થશે (૮) **છોકરાંઓની શરદી ઉપર**:—છોકરું જન્મે ત્યારે શરીરમા કફની અસર પ્રકટેલી હોય તો તેને અગથિયાના પાલાનો રસ બે ટીપા કાઢી તેમા ચોગણુ મધ નાખી, તે મિશ્રણ આગળી દ્વારા તે છોકરાના તાળવામા પહોચાડતા જ સર્વ કફ નીકળી પડે છે અને છોકરું હોશિયાર થાય છે. આ વખતે સુયાણી(દાઈયાણી)એ સાવચેતી રાખવી જોઈએ (૯) **અપસ્માર ઉપર**:—અગથિયાના પાદડાનો રસ ગોમૂત્ર અને કાળા મરીની ભૂકી નાખી આપવો (૧૦) **કોઈ પણ ભસ્મનો રાતો રંગ (પરાગ જેવો) આવવા માટે**—એના પાનનો રસ કાઢી તેના પુટ આપે છે

**૫ અગરુ**—સં૦ સ્વાદ્વગરુ. મ૦ અગર હિં૦ બં૦ ક૦ તા૦ અગર તૈ૦ અગરુચેકુ તુ૦ હાગલગંધ મલા૦ અકિલ ફા૦ કસબેબવા, અ૦ ઉદગરકી ઈ૦ ઈગલવુડ. લા૦ એકવીલેરિયા એગેલોકા ગ્રી૦ અગેલોકન પ્રમાણ ૫ થી ૧૫ રતી

અગરુચંદન એ મોટો સુગંધી પદાર્થ છે અગરબત્તી કરવાના અને શરીરને ચોળવાના કામમા એનો ઉપયોગ થાય છે એ ધૂપોપયોગી છે એના ધૂપથી મનને ઘણો આનંદ થાય છે

અગરના ઝાડ સબંધી શોધ કરતા પ્રાચીન પુસ્તકોમાથી નીચલી માહિતી મળે છે. પ્રાચીન યહૂદી લોકોને 'અવહોટ' આ નામથી આ વનસ્પતિ જાણુમા હતી. ગ્રીક અને રોમન લોકોએ તેને 'અગેલોકન' એ નામ આપેલુ હતુ પ્રાચીન અરબી લોક તેને 'અઘલૂખી' કહેતા, પરંતુ પાછળથી એ નામ બદલીને તેમણે 'હિંદી ઉદ' આ નામ આપ્યું

અગરનાં ઝાડો બંગાળા ઈલાકાના વાયવ્ય ખૂણા તરફ સિલહટ જિલ્લાની આસપાસ 'જંટિયા'

પર્વત પર થાય છે તેજ પ્રમાણે આસામ પ્રદેશમા પણ ઘણેક ઠેકાણે આ ઝાડો ઉત્પન્ન થાય છે તેમ જ બગાળા ઇલાકાની દક્ષિણે ઉષ્ણ કટિબધ ઉપરના પ્રદેશમા પણ આની ઉત્પત્તિ થાય છે ચીનની સરહદ નજીક 'નવકા' શહેરના તાબાના 'ચતિયા' બેટમા પણ આ ઝાડો ઉત્પન્ન થાય છે મલબારમા પણ કોઈક ઠેકાણે આની ઉત્પત્તિ થાય છે

અગરના ઝાડ મોટા હોઈ, સદા સર્વકાળ લીલાછમ હોય છે એનું થડ અને ડાળીઓ ઘણું કરીને વાકી થાય છે એના પાદડા આકારમા અરડૂસીના પાદડાં સરખા અને ઝીણા ડીટડા ઉપર થાય છે. આ ઝાડ ચૈત્ર (એપ્રિલ) મહિનામા ફૂલે છે અને તેના બીજ શ્રાવણ (ઓગસ્ટ) મહિનામા પાકે છે. લાકડુ નરમ હોઈ, તેના છિદ્રો કોમળ રાળ જેવા સુગધી પદાર્થથી ભરેલા થાય છે આ સુગધી પદાર્થ ઝાડને ટોચા મારીને કાઢી લે છે અગરનું લાકડુ જલદીથી સડી જાય છે અને સડવાના ભાગમા એક પ્રકારની સુગધ ઉત્પન્ન થાય છે એની સુગધી જલદી ઉત્પન્ન કરવાને અગરનું લાકડુ ભીની જમીનમા દાટી મૂકે છે દાટવાથી જે ભાગ સડવા લાગે છે તે તેલિયો, જડ અને કાળા રગનો હોય છે તે પછી તેની હલકી ભારે જાતિ જુદી પાડવાને કકડા કરીને પાણીમા નાખે છે જે કકડો પાણીમા છેક ડૂબી જાય તે '**ગરકી**' અને જે અર્ધ ડૂબે તે '**નિમગરકી**' (અર્ધ-ગરકી) તથા જે છેક ઉપર તરે તે '**સમાલે**' આ પ્રમાણે એના નામ આપે છે છેવટની જાત છેક સાધારણ છે ગરકી અગર કાળા રગનો હોય છે અને બાકીના ફીકા ભુરા રગના થાય છે આયુર્વેદિક ગ્રથોમા કૃષ્ણાગરુ, દાહાગરુ, કાષ્ઠાગરુ, સ્વાદ્વગરુ અને મગલ્યાગરુ, એવી પાચ જાતો વર્ણવેલી છે હકીમ લોકોની અથવા વેપારીઓની ભાષામા હિંદી, સમદરી, કમરી અને સમડલી આ ચાર અગરની જાતો માનેલી છે આ નામો ઘણું કરીને તેના ઉત્પત્તિસ્થાન ઉપરથી પડેલા હશે, એમ જણાય છે. ઉપરની ચાર જાતો પૈકી પહેલી જાતિનો અગર કાળો, બીજી જાતિનો પહેલા કરતા વધારે તેલિયો, ત્રીજો ફીકા રગનો અને ચોથો ઘણો સુગધીદાર હોય છે કેટલેક ઠેકાણે 'બરી' અને 'જબલી' આ બે જાતિ વપરાય છે. તેમાથી પહેલી જાતિનુ લાકડુ સફેદ હોય છે અને બીજી ઉપર કાળી લીટીઓ થાય છે આ ઔષધિઓમા વાપરવા લાયક ઉત્તમ અગર સિલહટ તરફથી જ આવે છે તેને ગરકી અગર અથવા ગરકીઉદ કહે છે તે સ્વાદે કડવો, કાઈક તૂરો, સુગધીદાર અને તેલિયો હોય છે ઔષધિમા અગરનો ચૂરો કદી વાપરવો નહિ તેનુ કારણ એવુ છે કે, તેની સાથે લાકડાનો ભૂકો કરી તે પાણીમા ભીજવી રાખી મૂકે છે, અથવા લાકડુ બદામ બરોબર ખાડીને તેની સુગધ, તેલિયાપણુ વગેરે બદામમા ખેચીને બદામનુ તેલ કાઢે છે અને રહેલો ચૂરો બજારમા વેચવાને રાખે છે એટલે તેનો ઔષધગુણ ઓછો થયેલો હોય છે, તેથી તે ઔષધમા વાપરવાથી બરાબર ગુણ થતો નથી. આ સિવાય અગરના ભૂકામા ચદન અને તગરની ભેળ કરેલી હોય છે 'ઇખતિયારત-ઈ-બદિઆઈ' નામના ગ્રથના કર્તાએ ઉપર કહેલી સર્વ જાતિથી એક જુદી જ જાતના અગરનુ વર્ણન કરેલુ છે આ જાત જાવાબેટથી દશ દિવસના પ્રવાસના અતર ઉપર આવેલા 'ચિત્ત' બદરથી આવે છે તેની કિમત સોનાના ભારોભાર થાય છે અગર દેવતા ઉપર રાખ્યા સિવાય તેમાથી સુગધ આવતી નથી, પરતુ આ અગર તો હાથમા રાખી મૂકવાથી હાથના બફારાથી તેમાથી નાજુક સુગધ આવે છે અગરની જ જાતિનુ બીજુ એક તગર નામનુ સુગધી લાકડુ હિદુસ્તાનમા સર્વત્ર ઉત્પન્ન થાય છે અને તે અગરના કરતા સોઘુ હોવાથી, અગરને બદલે કેટલાક લબાડ લોકો વેચે છે. મુબઈના બજારમા ત્રણ પ્રકારનો અગર વેચાવા આવે છે અને તેનો 'સિયામ' અથવા 'માવરધી', 'સિગાપુરી' અને 'ગાગુળી' આ નામથી વ્યવહાર થાય છે આ સિવાય ઝાઝીબારથી પણ અગર આવે છે ખોટો અગર પણ કેટલીક વેળા વેચવા રાખેલો નજરે પડે છે બજારમા જે નમૂના હોય છે, તેનો રગ ભુરાશથી બદલાતો બદલાતો કાળાશ પડતા ભૂરા સુધી થાય છે અગરના લાકડામા ગુદ જેવો જે એક ચીકણો પદાર્થ થાય છે, તેના કમી કે જાસ્તી પ્રમાણ ઉપર લાકડાના રગનું માપ આધાર રાખે છે. ઉપરની સર્વ જાતિના લાકડા ઉપર કાળા રગની લીટીઓ હોય છે સર્વોત્કૃષ્ટ અગરના લાકડામા ખાડા પડેલા હોય છે અને તે પાણીમા ડૂબે છે તેનો કકડો દાત નીચે રાખીને ચાવવાથી નરમ થાય છે તેનો સ્વાદ કડવો હોય છે તે દેવતા ઉપર રાખવાથી સુગધ આવે છે અને ખોટો અગર બાળેલો હોય તો રબર બાળ્યા પ્રમાણે દુર્ગધ આવે છે.

**અગર**—સુગંધી, ઉષ્ણ, કડવો, તીખો, સ્નિગ્ધ, માંગલ્યકારક, રુચ્ય, ધૂપ, વિષયમાં યોગ્ય, પિત્તકર અને તીક્ષ્ણ છે. એ વાયુ, કફ, કર્ણરોગ અને કોઢ એનો નાશક છે અને લેપ માટે અથવા શરીરે મર્દન કરવા માટે ઉત્તમ છે.* અગરનું તેલ સુવાસ માટે વાપરે છે. કોચીન અને ચીનમાં અગરની છાલના કાગળ બનાવે છે અને અગર નાખીને તપાવેલું પાણી પીવાથી તાપથી તરસ લાગે તે શાંત થાય છે. **મૃગી-અપસ્માર** ઉપર તેનો સારો ઉપયોગ થાય છે. યુરોપમાં સંધિવાત અને આમવાતમાં તેનો ઉપયોગ કરે છે. **કૃષ્ણાગરુ**—તીખો, કડવો, ઉષ્ણ, લેપ કરવાથી શીતળ, પેટમાં ગયાથી પિત્તનાશક, પૌષ્ટિક અને લઘુ છે. એનું ચૂર્ણ પિત્તકારક છે અને કર્ણરોગ, નેત્રરોગ, ત્રિદોષ, દાહ, ત્વગ્દોષ, કફ અને વાયુ એનો નાશ કરે છે. **દાહાગરુ**—કિંચિદુષ્ણ, સુગંધી, તીખો, કેશની વૃદ્ધિ કરનાર, કાંતિકારક અને કેશશોધક છે **કાષ્ઠાગરુ**—તીખો, ઉષ્ણ, લેપ કરવાથી રુક્ષ, કફનાશક છે અને મુખરોગ-ઊલટી, તેમ જ વાયુનો નાશ કરે છે. **સ્વાદગરુ**—તૂરો અને ઉષ્ણ છે અને નસ્યથી વાનો નાશ કરે છે. **મંગલ્યાગરુ**—શીતળ, સુગંધીદાર અને યોગવાહક છે. **(૧) ત્વગ્દોષ ઉપર:** અગરુનો લેપ કરવો **(૨) દાહ ઉપર:**—અગરુ-ચંદનની ભૂકી શરીર ઉપર ચોળવી એટલે દાહ શમશે. **(૩) વલ્મિકા (ગોઠણના) ઉપર કીડિયારા જેવા સોજા આવવા અથવા પગના તળામાં થઈ ઊભી નળીમાં પ્રસરી જાય છે તે વ્યાધિ ઉપર:**—અગરુ, ચંદન, એલચી, જાઈના પાન, લીમડાની છાલ ભિલામો, મનશીલ, હરતાલ; એ ચીજોને કૂટી તેનાથી ચારગણું તલનું તેલ લઈ તેમાં પકવી તે તેલ ચોપડવું, એટલે વલ્મિકરોગ દૂર થશે **(૪) તાપથી ઘણો પરસેવો આવે છે તેને માટે:**—અગરુ, વાળો, ચંદન, નાગકેસર (કાળા રંગનું), એનું ચૂર્ણ કરી બોરડીની અંતરછાલના પાણીમાં કાલવી શરીરે લેપ કરવો. એટલે ગરમીથી લાગી આવેલો પરસેવો જતો રહે છે. **(૫) ઉબટણ અથવા સુવાસિત ભૂકી:**—અગરુ, કપૂર, કેસર, લોબાન, લોધર, છસેસ, વાળો, કાળો વાળો, નાગરમોથ; એ સમભાગે લઈ તેની ભૂકી કરી, શરીરે ચોળવાથી શરીર સુવાસિત થાય છે. **(૬) વસ્ત્રને સુગંધ આવવા માટે:**—અગરુનું પાણી કરી તે વસ્ત્ર ઉપર છાંટે છે **(૭) શરીરે** ઘણી આગ બળતી હોય તો કૃષ્ણાગરુ ચંદન ઘસી લેપ કરવો **(૮) અગરબત્તી બનાવવાની રીત પહેલી:**—કાળો અગર ૪ ભાગ, વાળો ૨ ભાગ, નાગરમોથ ૪ ભાગ, તગર ૨ ભાગ, કચૂરો ૨ ભાગ, સુખડ ૧૮ ભાગ, છડીલો, ૨ ભાગ, ગહૂલો ૨ ભાગ, ગુલાબકળી ૨ ભાગ, નખલો ૪ ભાગ, ગૂગળ ૨ ભાગ, લોબાન ૪ ભાગ, શિલારસ ૧૮ ભાગ, કસ્તૂરી ૧ ભાગ અને મેંદાલકડી ૯ ભાગ, એ પ્રમાણે સઘળી જણસો એકત્ર કરી કસ્તૂરી અને શિલારસ સિવાય બાકીની ચીજો ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું પછી તે ચૂર્ણમાં કસ્તૂરી અને શિલારસ મેળવી, કાળાશ લાવવા થોડી કોલસાની ભૂકી પણ નાખવી અને ચીકાશ કમી થાય તો તેમાં થોડો ગોળ પણ મેળવવો. પછી વાંસની સોટીઓ ચીરી તેની ઝીણી ઝીણી સળીઓ કાઢી તેના ઉપર આ મસાલો ચોપડી તડકે સૂકવવી અગરબત્તી બનાવતાં હાથે ન ચોટે એટલા માટે તેના ઉપર તેજ મસાલાની ભૂકી નાખવી અથવા બીજો કસવાળો સુવાસિત ભૂકો નાખવો **રીત બીજી:**—મલબારી સુખડ ૦॥ તોલો, કાળો અગર ૦ તોલો, સૂકો દેવદાર નવટાંક, ગહૂલો ૧ તોલો, બ્રાહ્મી ૪ તોલા, નખલા ૫ તોલા, મધ ૯ તોલા, કોડિયો લોબાન ૫ તોલા, ગૂગળ ૨ તોલા, મેંદાલકડી ૪ તોલા, સાકર ૫ તોલા, અગર ૧૧ તોલા, કસ્તૂરી ૦॥ તોલો અને અંબર ૧॥ તોલો લઈ, ઉપરની રીત પ્રમાણે જ મધમાં અગરબત્તી તૈયાર કરવી અંબર ઘણો મોંઘો છે. મળવો અશક્ય હોવાથી તેને બદલે કચ્છમાં થતો આશાપુરી ધૂપ વાપરવો આ ખૂબ સોંઘો હોઈ એની સુવાસ ઘણું કરીને

* **અગરને** ચરકે શરદી અને ખાસીનો નાશકર્તા માનેલ છે સુશ્રુતસંહિતામાં વાત અને કફનો નાશક, શરીરનો રંગ સુધારનાર, ચળ અને કોઢનો નાશકર્તા કહેલ છે અગરની લાકડીને પાણીમાં ઉકાળીને તે પાણી પીવાથી, તાવમાં લાગેલી તરસ ઓછી થાય છે એને મૃગી, ઉન્માદ આદિ રોગોમાં પરમોપયોગી ગણી છે એ ગરમ પ્રકૃતિને હાનિકારક છે એનો ઉતાર કપૂર અને ગુલાબ છે પ્રતિનિધિ તજ, લવંગ અને કેસર છે માત્રા ૨ માસા નવા મત મુજબ અગર વાતવાહિનીઓને ઉત્તેજક છે વાતરક્ત અને આમવાત ઉપર અપાય છે, સાંધાઓ ઉપર લેપ કરાય છે અગરના ક્વાથથી તરસ છીપે છે અને રોગીને હોંશિયારી આવે છે વમન, અતિસાર અને આમપ્રકોપ પર અગરનું ચૂર્ણ અપાય છે

અંબર સરખી જ આવે છે

૬ **અઘાડી** (ખોડી અઘાડી, પોપટી કાગ)—સં૦ હિ૦ કાકજંઘા, મસી. મ૦ કાગ. દે૦ ધાવકાડી બં૦ કેઆટેડા, કાટા ગુડકાડલી. ક૦ ચિલેચ, જીરી ચિલેચ. તૈ૦ નાલા દુચ્ચિણિકે. લા૦ લિયાહિર્ટા

એનાં પાંદડા અઘેડાના પાંદડા જેવા હોય છે છોડ પણ તેવડો જ એટલે કમરપૂર ઊંચો હોય છે. એના પાદડા ઘણા સુંવાળાં હોય છે. ખોડી અઘાડીને દક્ષિણમા ધાવકાડી પણ કહે છે. **ખોડી અઘાડી**×—તૂરી, તીખી, ઉષ્ણ કડવી અને બનકર છે, તથા કફ, વ્રણ, કૃમિ, બધિરતા, વિષમજ્વર, અજીર્ણ, રક્તપિત્ત, જ્વર, કંડૂ, કુષ્ઠ, પિત્ત અને વિષનો નાશ કરે છે. (૧) **વ્રણ ઉપર :**—ખોડી અઘાડીનો પાલો બાળી, ઘીમા અથવા તેલમાં ખરલ કરી ચોપડવો. (૨) **કાનમાં જીવડું ગયું હોય તો :**—ખોડી અઘાડીનો રસ કાનમા નાખવો. (૩) **ઘોડાને ભાઠું (પીઠ) પડે છે તે ઉપર :**—ખોડી અઘાડીનો પાલો બાળી તેલમા ખરલ કરી તેની પટ્ટી લગાવવી. (૪) **કર્ણનાદ અને બહેરાપણા ઉપર :**—ખોડી અઘાડીનો રસ કાનમા નાખવો (૫) **ખરજવાં, દાદર અને ચટાંને માટે :**—ખોડી અઘાડીના ઝાડની રાખ તેલમા ખરલ કરી ચોપડવી. (૬) **નિદ્રા આવવા માટે :**—ખોડી અઘાડીના મૂળ મસ્તકે ધારણ કરવા (૭) **શ્વેત પ્રદર ઉપર :**—ખોડી અઘાડીનાં મૂળનો રસ લોધ્રનુ ચૂર્ણ અને મધ નાખી આપવો.

૭ **અઘેડો**—સં૦ અપામાર્ગ. મ૦ અઘાડા. હિ૦ ચીરચીરા, આગા, લટજીરા પં૦ પુસકંડા. મા૦ આઘીઝાડા, રા૦ અંધાહોલી બં૦ અપાગ. ક૦ ઉત્તરણે. તૈ૦ ઉત્તરેની અદુચ્ચીણિકે. તા૦ નાયુરવી. મલા૦ કડાલાડી કો૦ ખારબાસગોના. અ૦ આત્મકમ. ઈ૦ રફ ચાફ ટ્રી લા૦ એચીરેંથસ એસ્પિરા.

પરમેશ્વરે વનસ્પતિમા અપાર ગુણ રાખેલા છે, પણ તે તે ગુણોની શોધ કરનાર જોઈએ પ્રાચીન ઋષિવર્યોએ અરણ્યમાં રહી, પોતાના બુદ્ધિકૌશલ્યથી અનેક વનસ્પતિના ગુણોની શોધ કરી રાખેલી અને કાળાંતરે થનારી સંતતિની તે વનસ્પતિ વિષે હંમેશ પૂજ્યબુદ્ધિ રહે એટલા માટે તેઓએ કોઈ કોઈ વનસ્પતિને દેવતાઓની પૂજામાં ઉપયોગી કરી લીધી એ બાબતમા તેઓનું અતિશય દૂરદર્શીપણું જણાય છે, પરંતુ આવી ઉપયોગી વનસ્પતિ ઉપર અને પૌષ્ટિક તથા ગુણાવહ ખાદ્ય અને પેય ઉપર આપણો વિશ્વાસ છે કયાં? આપણા પૈકી કંઈક લોકો પરકીયના ગુલામ થયા છે; એટલે પરકીયનુ ઉચ્છિષ્ટ વધે તે તો તેઓને મિષ્ટાન્ન જણાય છે! આ દુનિયામા દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ બીજો કોઈ જ ન હોવા છતા તેનો ધિક્કાર કરી, શક્તિ આપવા માટે 'કોડલીવર ઑઈલ' (મચ્છીનુ તેલ) જ તેઓને સારું અને પૌષ્ટિક જણાવા લાગ્યું છે! એ ઠીક, પરંતુ નાના નાના છોકરાઓને જોઈતો દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ નહિ આપતા, સવારમા ચાનુ શક્તિહારક ગરમ પીણું જ આપવાનો ઘણાકોએ રિવાજ પાડેલો છે. અહા!! ધન્ય છે, આપણા લોકોની આ

× **અઘાડીને** શ્રી ચીમનલાલ વૈષ્ણવે **ઔષધિકોષમાં** અપ્રસિદ્ધ વનસ્પતિ માની છે પરંતુ લોકો એને અઘાડીના નામથી સારી રીતે જાણે છે, એટલે એ સુપ્રસિદ્ધ છે એ અઘેડાના જેટલી જ ઊંચી વધે છે પાદડા પણ એના જેવા થાય છે માત્ર અઘેડાના પાદડા આછા પોપટિયા રંગના હોય છે, પણ આ ખોડી અઘાડીના પાદડા વટ્ટ લીલા જ રંગના હોવાથી તેઓને બીજનો ઉદ્‌ભવ થયા પહેલા પણ સહેલાઈથી ઓળખી શકાય છે, કારણ કે બન્ને અઘાડીઓની સોટીઓ પર એકસરખી હાસો (રેષા) હોવાથી બાળપણમા તેને ઓળખવામા વાંધો આવતો નથી અઘેડાની માફક એને ઝીણી ફાસોમા લપેટેલા બીજ થતા નથી, પરંતુ આસોદની માફક નાનીમોટી દગ હાસોવાળા અણીદાર પોપટામા માત્ર એક જ બીજ લગભગ ચણોઠી કે મગ જેવડું અને લાલ રંગનુ થાય છે આ બે વાતે અઘાડી અઘેડાથી જુદી પડે છે વ્રણાદિકને રૂઝ લાવવામા અઘાડી કરતા આ ખોડી અઘાડી ત્રણચારગણો ગુણ કરે છે એનો રસ તલના તેલમા સીજવી, તેલ માત્ર રહેથી તેલ જુદું નિતારી લઈ, તે ગરમ ગરમ તેલમા જ તેલનો ચતુર્થાંશ ભાગ સફેદ મીણ નાખી ઠરવા દેતા તેનો વ્રણને શીઘ્ર રૂઝવનાર ઉત્તમ મલમ બને છે એમા સફેદો અને બોદાર એ બેમાથી એક અથવા બન્ને પાછળથી મેળવી શકાય છે વળી વિદેશી દવા વાપરવી હોય તો એ તૈયાર થયેલા મલમમા 'કારબોનિક ઍસિડ' પણ મેળવી શકાય છે એના સૂકા લાકડાને દાતણની માફક ચાવી તેના રસના ત્રણ ઘૂંટડા પી જવાથી તે ગળાની અંદરના અનેક રોગોને માત્ર એક જ દિવસમા શાંત કરે છે, એમ અમને ઘણી વેળા ખાતરી મળેલી છે

શાણપણાની વૃત્તિને ! ! આવા વિપરીત આચરણનું પરિણામ વિપરીતજ આવનાર છે એમાં કહેવુંજ શું ? પરંતુ હજી પણ લોકોની આંખો ઊઘડતી નથી, એ આશ્ચર્યજ કહેવાય !

આ એક આપોઆપ થનાર જંગલી છોડ છે એ વર્ષાયુ (વર્ષાકાળે થનાર) છે. એની ઊંચાઈ ચારથી ૭ ફૂટ સુધી હોય છે વર્ષાઋતુમાં આની ઉત્પત્તિ પુષ્કળ થાય છે અઘેડો હિંદુસ્તાનમાં બધે ઘણો થાય છે એની ડાખળી ઉપર રેસા અને ઘણી ઝીણી ફાસો હોય છે એના પાંદડા સામસામા હોય છે અને તેનો આકાર કાંઈક તુલસીપત્ર પ્રમાણે લંબગોળ હોય છે. પાનની નીચલી બાજુ નરમ હોઈ, પાછલી કાંઈક ખરબચડી હોય છે અને તેના ઉપર ઘણી ફાસો હોય છે ડાખળીની બન્ને બાજુએ બબ્બે દીટડા એકએકને લાગેલા થાય છે નીચલા દીટડા ઉપર ઘણું કરીને એક પાન હોય છે અને ઉપરનું દીટડું ડાળી જેવું હોઈ તેના ઉપર નાના નાના ઘણું કરીને ૬–૬ પાન હોય છે તે પાદડા સન્મુખ હોય છે નીચેના દીટડા ઉપરનું દીટડું લાંબુ હોય છે. અઘેડાની ટોચ ઉપર પાદડાની મધ્યમાં એક લાંબો તૂરો નીકળે છે તેમાં અતિશય બારીક, નરમ, કાંટાવાળા અને રાખોડી જેવા રંગના બીજ હોય છે આ આખો છોડ અને તેના બીજ ઔષધિના કામમાં આવે છે. અઘેડાની ત્રણ જાત થાય છે. એ ધોળા, રાતા અને પાણી અઘેડા (નદી–તળાવને કિનારે અથવા પાણીની ભેજવાળી જગ્યામાં થનારા)માંથી ધોળો અઘેડો ગુણમાં શ્રેષ્ઠ છે. અઘેડાનું ઝાડ દંતધાવન (દાતણ) માટે ઘણું જ ઉપયોગી છે અઘેડાના ઘણાક સંસ્કૃત નામો અર્થવાળા છે. અઘેડાનો ક્ષાર (ખાર) થાય છે તેમાં અપામાર્જન (સ્વચ્છ) કરવાનો ગુણ છે, એટલે તેનું 'અપામાર્ગ' (સ્વચ્છ કરનાર) એવું નામ સંસ્કૃતમાં છે પૂર્વે ધોબી લોકો આ ક્ષારનો ઉપયોગ કરતા હતા એના ફૂલની મંજરી બરડ હોવાથી તેનું સંસ્કૃતમાં 'ખરમંજરી' નામ પડેલું છે. એના બીજ ઉપરની ફાસો નીચે વળેલી હોય છે; એથી એને 'અધઃશલ્યા' કહે છે એના પાદડામાં ક્ષાર વિશેષ હોય છે, એથી એને 'ક્ષારમધ્યા' કહે છે. આ ક્ષાર કાર્બોનેટ ઓફ્ પોટાસના જેવો છે સો ભાર વજનના દ્રવ્યમાંથી—પાદડામાંથી ૨૧૫૦, લાકડામાંથી ૩૮૦૧ અને મૂળમાંથી ૨૮૫૮ આ પ્રમાણે ખાર નીકળે છે **ધોળો અઘેડો**—કડવો, ઉષ્ણ, સારક, ગ્રાહક, કિંચિત્ તીખો, કાંતિકારક પાચક અને અગ્નિદીપક છે; તથા નસ્ય ઊલટી એ બાબતમાં પ્રશસ્ત અને કફ, કંડૂ ઉદર, અર્શ, રક્તદોષ, મેહરોગ, વાયુ, શિળી, અપચી, દદ્રુ, ઊલટી અને આમ–એનો નાશ કરે છે, **રાતો અઘેડો**—કિંચિત્ તીખો, શીતળ, મલાવરોધક, ઊલટીકર અને વાયુનો વિષ્ટંભ કરનાર તથા રુક્ષ છે અને વ્રણ, વાયુ, વિષ, કફ, કંડૂ, એઓનો નાશ કરે છે **એનાં બી**—રસકાળે દુર્જર, મીઠાં, શીતળ, મલાવષ્ટંભક, રુક્ષ, ઊલટી કરાવનાર અને રક્તપિત્તનાશક છે તથા ઉધરસનો નાશ કરે છે **પાણી અઘેડો**—(ભેજવાળી જગ્યામાં થનારો) તીખો છે એ સોજો, વાયુ, કફ, ઉધરસ અને શોષ, એનો નાશ કરે છે. **(૧) વીંછીના દંશ ઉપર:**—અઘેડાની છાલ અથવા મૂળ પાણીમાં ઘસી દંશ ઉપર ચોપડવા અઘેડાના મૂળ પાણીમાં ઘસી, તે પાણી ગાળી એ પાણી કડવું ન લાગતું હોય ત્યાં સુધી થોડું થોડું પીવાને આપવું પાણી કડવું લાગે કે વિષ ઊતર્યું એમ સમજવું **(૨) ઉંદરના વિષ ઉપર:**—અઘેડાની કૂણી ટીશીઓનો રસ કાઢી તે મધમાં સાત દિવસ ચાટવું; અથવા અઘેડાના બિયાં મધમાં ચાટવાં **(૩) કૂતરાના વિષ ઉપર:**—અઘેડાના મૂળ ૧ તોલો વાટી મધ સાથે ચાટવાં અને કુંવારપાઠાનો ગર્ભ અને સિંધવ દંશ ઉપર બાંધવો, એટલે ત્રણ દિવસમાં વિષ ઉતરી જશે **(૪) દંતશૂળ ઉપર:**—અઘેડાનો રસ ચોપડવો **(૫) કર્ણનાદ ઉપર:**—અઘેડાના ક્ષારનું પાણી અને અઘેડાનો કલ્ક (ચટણી) તલના તેલમાં ખૂબ તળી તે તેલ કાનમાં નાખવાથી કર્ણનાદ અને બધિરતા જાય છે **(૬) આંખો દુખવા આવે છે તે ઉપર:**—અઘેડાના મૂળિયાનું ચૂર્ણ અને થોડો સિંધવ તાંબાના વાસણમાં ઘાલી દહીંની તરમાં ઘૂંટવું અને તેનું અંજન કરવું. **(૭) આંખમાં ફૂલ પડે છે તે ઉપર:**—અઘેડાના મૂળ મધમાં ઘસી અંજન કરવું **(૮) રતાંધળાપણા ઉપર:**—સંધ્યાકાળે ભોજન કર્યા પછી અઘેડાનાં મૂળ સુમારે ૧ તોલો સુધી સૂતી વખતે આપવા, એ પ્રમાણે ત્રણ દિવસ કરવું. **(૯) પિત્ત ઉપર:**—અઘેડાના બિયા રાત્રે છાશમાં પલાળી રાખી, સવારે વાટી પીવામાં ઉપયોગ કરવો, એટલે પિત્ત નીકળશે અથવા શમશે તે ઉપર ભાત અને ઘી ખાવાં **(૧૦) કફ ઉપર:**—અઘેડાનું ઝાડ મૂળ સુદ્ધાં બાળી તેની રાખ કરી, એક વાલથી

બે વાલ સુધી મધમા ખાવી; એટલે કફનો નાશ થાય છે. એ જ રાખ પાણી અને ગોળમા આપવાથી જલોદર અથવા બીજા અંગમાં થયેલો સોજો ઊતરશે (૧૧) **ચોથિયા તાવ ઉપર:**—કુમારિકાએ કાતેલા સૂતર વડે રવિવારે અઘેડાનુ મૂળ ચોથિયા તાવથી પીડિત માણસના હાથે બાધવુ. (૧૨) **રક્તાર્શ (દૂઝતા હરસ) ઉપર:**—અઘેડાનાં બિયા ચોખાના ધોવરામણમા વાટી પાવા, એટલે રક્તાર્શ વ્યાધિનો નાશ થાય છે, (૧૩) **મસ્તકરોગ ઉપર:**—અઘેડાના બિયાની દૂધમા ખીર કરી ખાવા આપવી. એટલે મસ્તકરોગનો નાશ થાય છે એ ખીર ખાવાથી ઘણા દિવસ ભૂખ લાગતી નથી (૧૪) **કોગળિયા (કૉલેરા) ઉપર:**—અઘેડાના મૂળ પાણીમા ઘસીને પાવા અથવા બિયાનો કલ્ક કરી, ચોખાના ધોવરામણમા પાવો (૧૫) **કમળાના રોગ ઉપર:**—અઘેડાના મૂળ છાશમા ઘસીને પાવા. (૧૬) **પુષ્પાવરોધ ઉપર:**—અઘેડાના મૂળ જનનેંદ્રિયમા ધારણ કરવાથી, પુષ્પાવરોધ યોનિરોગ, એનો નાશ થાય છે (૧૭) **કરોળિયા ઉપર:**—અઘેડાના ક્ષારના પાણીમા માલકાગણીનુ તેલ મેળવો. તે તેલ સિદ્ધ કરવુ અને પછી તે ચોપડવુ (૧૮) **ઉપદંશ ઉપર:**—અઘેડાના મૂળનો રસ ૨૪ તોલા કાઢવો તેમા જીરાની ભૂકી પોણો તોલો નાખી તે પીવા આપવુ પથ્ય—ગળપણ વગરનો મોળો ખોરાક આપવો મીઠુ બધ કરવુ એ પ્રમાણે સાત દિવસ આપવુ તેનો ઉતાર—ખોરડી અથવા જાસૂદીના પાલાનો રસ આપવો, એટલે આગનુ શમન થશે (૧૯) **પેટ દુખતુ હોય તે ઉપર:**—અઘેડાના ચારપાચ પાદડા ચાવી ખાવા અથવા તેનો રસ પીવો. (૨૦) **જલદીથી પ્રસવ ન થતો હોય તો:**—રવિવારે પુષ્ય નક્ષત્રમા સ્નાન કરી અઘેડાના મૂળ કાઢી લાવવા અને તે ઊધા ટાગી મૂકવા. એ મૂળ જે સ્ત્રીને પ્રસવ જલદીથી ન થતો હોય તેના અબોડે બાધવાથી જલદી પ્રસવ થાય છે પ્રસવ થયા પછી તાબડતોબ તે કાઢી લઈ, વહેતા પાણીમા નાખી દેવા. વાર કરવાથી ગર્ભાશય બહાર પડવાનો સભવ છે ધોળા અઘેડાના મૂળ કમરે બાધવા એનો પણ એ ગુણ છે (૨૧) **કંઠકુબ્જસંનિપાત ઉપર:**—અઘેડાનો રસ અને લીંડીપીપર એનુ નસ્ય આપવુ. (૨૨) **ઉદરરસ ઉપર:**—અઘેડાનુ ચૂર્ણ એક ટાક અને મરી એક ટાક. એ એકત્ર કરી મધમા ચાટવુ. (૨૩) **કફજ્વર:**—અઘેડાના પચાગનો કાઢો ત્રણ માસા પર્યંત મધ નાખી આપવો (૨૪) **ચોથિયા તાવ ઉપર:**—રવિવારે અઘેડાનો પાલો લાવી, ગોળમા વાટી ગોળીઓ કરી રાખવી. ગોળી તાવ આવ્યાના પૂર્વે આપવી (૨૫) **નાસાર્શ (નાકમાં થનારા મસા) ઉપર:**—અઘેડાના બિયા, સિંધવ અને ચૂલા ઉપરનો ધુમાસ, એ તેલમા નાખો તે તેલ પાક કરવુ ને ગાળી લઈ નાકમા ટીપાં પાડવાં (૨૬) **અપામાર્ગ ક્ષાર:**—અઘેડાના છોડને બાળી રાખ કરી માટીના વાસણમા રાખી તેમાં રાખથી ચોગણુ પાણી નાખી ખૂબ હલાવવો પછી તે આખી રાત રાખો. પ્રાતઃકાળમા તે ઉપરનુ નીતર્યું પાણી લોખંડની કટાઈમા કાઢી, કઢાઈ નીચે તાપ કરવો, તેથી તેમાનુ પાણી બળી જઈ કઢાઈના તળિયે ધોળો ક્ષાર વળગી રહેશે તે કાઢી લેવો આ રીતિએ બીજા ક્ષારવૃક્ષોનો ક્ષાર કરવો (૨૭) **બરોળ ઉપર:**—અઘેડાનો ક્ષાર ગોળમા કાલવી ખાવો (૨૮) **જલોદર ઉપર:**—અઘેડાની પાચ તોલા લીલી સળીઓ લાવી તેમા ૭૫ તોલા પાણી નાખી ઉકાળી ૫૦ તોલા રહે ત્યારે ગાળી રાખવુ અને દર વખતે પાચ તોલા પ્રમાણે આપવુ (૨૯) **શર્કરા (પથરીનો ભેદ-પેશાબમાં રેતી જેવો પદાર્થ થાય છે તે) રોગ ઉપર:**—અઘેડાનો ખાર ગોખરુના અથવા પહાડમૂળ (કાળીપાટ)ના ઉકાળામા આપવો (૩૦) **વ્રણ ભરાઈ આવવા ઉપર:**—અઘેડાનો ક્ષાર વ્રણમા ભરવો ×

× નવા ચિકિત્સકોના મત મુજબ અઘેડો તીખો, કડવો, તીક્ષ્ણ, દીપન, અમ્લતાનાશક, રક્તવર્ધક, શુદ્ધિકર, અશ્મરીનાશક, મૂત્રજનન, મૂત્રની અમ્લતાનાશક, સ્વેદલ, કફઘ્ન અને પિત્તસારક છે બીજી ઔષધિઓની સાથે આપવાથી આની અસર બહુ જ જલદી થાય છે હોજરીના રોગમા કડવી ઔષધીઓની સાથે, લોહીના રોગમા લોહભસ્મની સાથે, ફેફસાના રોગમા સુગધી અને સ્નેહન દવાની સાથે, મૂત્રવિકારમા સ્નેહન દ્રવ્યની સાથે પિત્તપ્રકોપજનિત રોગો પર યકૃત પર લાભદાયક ઔષધિઓની સાથે અપાય છે

**પ્રમાણ.** મૂળ ॥ાથી ૧ તોલો, રાખ ૫ થી ૧૫ રતી, ક્ષાર ૨ થી ૪ રતી, બીજ ॥ા થી ૧ તોલો

ભોજનના પહેલા અઘેડાનુ સેવન કરવાથી હોજરીમા પાચક રસ વધે છે અને હોજરીમા વાતનાડીઓના દાહથી ઉત્પન્ન થતી પીડા ઓછી થઈ જાય છે એટલા માટે અઘેડો અજીર્ણ, હોજરીની નિર્બળતા, દર્દ અને બગાસા આવવા ઇત્યાદિ લક્ષણ હોય તો કડવી દવાઓની સાથે અપાય છે પ્રમાણ ઓછુ આપવુ જોઈએ,

**૮ અજગરી**—સં૦ ગુ૦ મ૦ અજગરી

પારો બાંધવા વિષે જે ચોસઠ વલ્લી કહેલી છે, તેમાંની આ એક છે એના અંગ ઉપર મંડળ હોય છે અને એ અજગર નામના સર્પ જેવી દેખાય છે આ વેલાની લંબાઈ ૫–૬ હાથ હોઈ તે રસભરિત હોય છે અને તેના ઉપર પાંદડા થોડા જ હોય છે. **ઉપયોગ**—એ વેલો કાર્તિક માસની પૂર્ણિમાને દિવસે લાવી તેના ટુકડા કરવા. પછી તે દૂધમાં નાખી ઉકાળી તે દૂધ પીવું અને પરેજી પાળવી, એટલે એના સેવનથી શરીર બળકટ થાય છે કાંતિ સારી થાય છે, સાંભળવામાં સારું આવે છે અને આયુષ્ય વધે છે, એવું સુશ્રુતાચાર્યે કહેલું છે

**૯ અંજન**—અંજનના ઝાડ કોંકણ પ્રાંતમાં ઘણા જ થાય છે આ ઝાડ સાધારણ દશબાર હાથ ઊંચાઈના હોય છે એની ડાળીઓને મોર આવી સુંદર જાંબુઆ રંગના ફૂલો આવે છે એનાં પાંદડાંમાંથી પીળો રંગ ઉત્પન્ન થાય છે.

**૧૦ અંજની**—અંજની એ ઝાડ ફક્ત ખાનદેશમાં જ જોવામાં આવે છે. એ ઝાડ ઘણા જ મોટા થાય છે. એના પાંદડા સરગવાના પાંદડા જેવા પરંતુ તે કરતાં નાના હોય છે. એને ઝીણી શિંગો આવે છે. એનું લાકડું ઇમારત બાંધવામાં સારું છે આ ઝાડના પાંદડા ઢોરોને ખાવાને ઉપયોગી છે ઘાસનો દુકાળ પડે છે ત્યારે આ પાંદડા ખાઈ ઢોર જીવે છે, એવો આ વૃક્ષનો મોટો ઉપયોગ છે, તેમ જ તેની છાલ પણ ઉપયોગી છે તેના દોરડાં થાય છે **(૧) પ્રમેહ ઉપર :**—અંજનીના મૂળનું દૂધ અથવા પાંદડાનો રસ કાઢી આપવો અંજનીના પાંદડાનો આંખોના રોગમાં ઉપયોગ થાય છે, એવું કહે છે

**૧૧ અજમો**—સં૦ યવાની, યમાની મ૦ ઓવા. હિ૦ અજવાઇન અજમાઈન બં૦ યમાની ગોયાન ક૦ અજવાન, આમુ ઓડુ, ઉડુ. તૈ૦ ઓમાસુ ઓમમી તા૦ મલા૦ ઓમ અમન. તુ૦ ઓમા. ફા૦ અનવા નાનુખા અ૦ કમૂન મુલકી ઇં૦ બિશપ્સ વિડ્સિટ લા૦ કેરમ્ કોપટીકમ.

અજમો ખેતરમાં થાય છે. એનો છોડ આશરે હાથ–દોઢ હાથ ઊંચો વધે છે. અજમો પ્રસિદ્ધ છે એનો ઔષધમાં પુષ્કળ ઉપયોગ થાય છે. અજમામાંથી એક પ્રકારનું સત્ત્વ કાઢે છે. તેને અજમાના ફૂલ કહે છે એ મધ્ય હિંદુસ્તાનના ઉજ્જયિની શહેરમાં બને છે **અજમો**—તીખો, કડવો. રુચિકર, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક, પિત્તકર, તીક્ષ્ણ, લઘુ, હૃદ્ય, સારક અને વૃષ્ય છે; તથા વાતાર્શ, કફ, શૂળ, આધ્માન, વાંતિ, કૃમિ, શુક્રદોષ, ઉદર, આનાહ, હૃદ્રોગ, પ્લીહા, ગુલ્મ, દંદ્રજરોગ અને આમવાત–એનો નાશ કરે છે. **(૧) પેટપીડા, શૂળ, ઉધરસ અને અજીર્ણ ઉપર**—અજમો ખાઈ ઉપર ગરમ પાણીનો ઘૂંટડો પીવો **(૨) શીતપિત્ત (શીળસ) ઉપર :**—ગોળ અને અજમો ખાવો **(૩) સળેખમ અને મસ્તકશૂળ ઉપર :**—અજમાનું ચૂર્ણ કરી તે કપડાથી બાંધી ઊંઘતી વેળાએ સૂંઘવું અથવા અજમાની બીડી કરી પીવી **(૪) બહુમૂત્ર ઉપર :**—અજમો અને તલ એકત્ર કરી આપવા **(૫) ગરમી ઉપર :**—અજમો સાકરમાં ખાવો. **(૬) ઉધરસ,**

---

નહિતર હોજરીમાં દાહ થાય છે બાડી ઊલટી સહિત અપચો હોય તો ભોજન કર્યા પછી ૨–૩ કલાકે અપાય છે યકૃત ઉપર અંઘેડો બહુ જ લાભદાયક છે અંઘેડો યકૃતની બધા પ્રકારની ક્રિયાઓને સુધારે છે, આંતરડામાં ખાદ્યપાચ્ય ઓછું કરાવે છે, રક્તમાં રંજિત કણ વધારે છે લોહીમાં ક્ષાર મળી જવા પછી થોડા સમયમાં જ [illegible] દ્વાર બહાર નીકળે છે તેમ જ ફેફસાં, હોજરી, યકૃત એ બધા અવયવો દ્વારા બહાર આવે છે જે અવયવોમાંથી બહાર નીકળે છે, તે અવયવોની જીવનવિનિમયક્રિયા સુધારે છે જે માણસોના સાંધાઓમાં [illegible] બનેલ હોય અથવા પથરી ઉત્પન્ન થતી હોય, તેઓને અપામાર્ગ ક્ષાર બહુ જ અનુકૂળ આવે છે, આ [illegible] તે [illegible] આમવાત અને નવા આમવાતમાં અપાય છે

અંઘેડો મંદ મૂત્રલ છે એ [illegible] ઔષધીની સાથે અપાય છે અપામાર્ગ ક્ષાર લેવાથી પેશાબની [illegible] થાય છે તથા સાંધાઓમાં ભેગા થનારો ક્ષાર પેશાબની સાથે બહાર નીકળી જાય છે. પરમો, [illegible], મૂત્રરોધ, એ રોગોમાં વેદના ઓછી કરવા માટે અપામાર્ગ ક્ષાર, સ્નેહન અને મૂત્રલ ઔષધીની સાથે અપાય છે [illegible] રોગમાં અંઘેડો ગોખરુ, જેઠીમધ અને પહાડમૂળના ક્વાથમાં અપાય છે અંઘેડામાં વિષઘ્ન ગુણ છે એમ કેટલાક માને છે હડકાયા કૂતરાનું ઝેર ન ચડવા માટે તેના મૂળ ૧–૧ તોલો દિવસમાં [illegible] ઝેર પર અંઘેડાના કોમળ પાન અને તુળસીના રસને મધમાં મેળવીને આપે છે તેમ જ [illegible] ઝેર પર મૂળને પાણીમાં ઘસીને લગાડે છે

—સ્વામી કૃષ્ણાનંદ

**કાસ અને કફજ્વર ઉપર:**—અજમો, લીંડીપીપર, અરડૂસી અને ખસખસના છોડવાનો કાઢો આપવો (૭) **કફગુલ્મ ઉપર:**—અજમાનું ચૂર્ણ અને બિડલોણ છાશમાં નાખી આપવું ×

**૧૨ અજમોદ-મોટી અજમો**—સં૦ મ૦ હિ૦ અજમોદા ક૦ અજમોદ બ૦ વનયમાની. તૈ૦ આજ્મ મોદા, વામ. ફા૦ કરપસ અ૦ કુલકર્ફસ ઈં૦ સેલેરીસીડ. લા૦ એપિયમ્ ગ્રેવીઓલેન્સ.

આ એક અજમાની જાતિ છે એ છોડ સાંવત્સરિક છે અને હિંદુસ્તાનમા ઘણે ઠેકાણે થાય છે બંગાળામા એની ઉત્પત્તિ ઘણી છે એની ઊંચાઈ સુમારે દોઢ હાથ હોય છે. એને ધોળા રંગના બારીક ફૂલો આવે છે. **અજમોદ**—રુચિકર, દીપક તીખો, રૂક્ષ, ગરમ, વિદાહક, હૃદ્ય, વૃષ્ય, બલકર, લઘુ કટુ, મલસ્તંભક, ગ્રાહક અને પાચક છે, તેમ જ તે આધ્માન, શૂલ, કફ, વાયુ, અરુચિ, ઉદરરોગ, કૃમિ, ઊલટી, નેત્રરોગ, બસ્તિશળ, ગુલ્મ અને શુક્રદોષ એનો નાશ કરે છે. (૧) **મધુરા ઉપર:**—અજમોદનું ચૂર્ણ કરી, તે મધમા કાલવી રાખવુ (૨) **શૂળ એટલે પેટમાં દુખતું હોય તે ઉપર:**—અજમોદનું ગરમ પાણીમાં સેવન કરવુ (૩) **અતિસાર ઉપર:**—અજમોદ, મોચરસ, આદુ અને ધાવડીના ફૂલ, એનુ ચૂર્ણ કરી પાણી નહિ નાખેલા ગાયના દહીંના ઘોળવામા આપવુ; એટલે પાણી જેવો અને ધોળો પ્રવાહ જે અતિસારનો હોય છે, તે પણ બંધ થાય છે. (૪) **વાતવિકાર ઉપર:**—અજમોદ, લીંડીપીપર, રાસ્ના, ગળો, સૂંઠ, સુવા, આસંધ અને શતાવરી-એનુ ચૂર્ણ કરી ઘીમા આપવુ; એટલે હૃદય, કૂખ, ઉદર અને કંઠ એમાના વાતવિકારનો ઘણા વેગથી નાશ કરશે (૫) **અજીર્ણ અને શૂળ ઉપર:**—અજમોદ, હરડે, પહાડમૂળ, સૂંઠ, મરી, લીંડીપીપર, એનુ ચૂર્ણ કરી તે ગરમ પાણી સાથે આપવુ (૬) **ગર્ભિણીના જઠરાગ્નિ પ્રદીપ્ત**

× અજમાના છોડ થાય છે અગ્રેજી ઔષધોમા અજમો ગરમ, પેટના દર્દને નાશકર્તા અને શૂળને શાંત કરનાર ગણાય છે પેટની અંદરના વા-ગોળો, મરડો, બદહજમી (અજીર્ણ), દસ્ત વગેરેમા આ અમૂલ્ય ઇલાજ થઈ પડે છે કોલેરા (કોગળિયા)ના દર્દમા લોકો થોડી અસર કરે છે, તોપણ એના સેવનથી ફાયદો થાય છે મિ કુટ કહે છે, કે **અજમામા** મરી અને રાઈની ગરમી, કરિયાતાની કડવાશ અને હિંગની સંકોચ-વિકાસપ્રતિબંધકતા બંધ કરવી, આ ત્રણ ગુણો એકત્ર રહેલ છે. અજમાનુ તેલ સંધિવા (સાધિયો વા) દર્દમા સાધા ઉપર ચોપડાય છે મિ લિસડેલ કહે છે, કે અજમાનો અર્ક કાઢવાને ૩ શેર કચરેલા અજમામા ૧૫ શેર પાણી નાખી દારૂ કાઢવાની રીતે નલિકાયંત્રથી ૧૦ શેર પાણી કાઢવુ જોઈએ દેશી વૈદ્ય કહે છે, કે એકલો અજમો અથવા એને સિંધવ, હિંગ અને હરડેની સાથે આપવાથી પેટના મરડો દૂર કરે છે અને એમ માને છે કે, આનાથી શરીરમાથી નીકળતા પ્રવાહ બંધ થાય છે અને એવા(અજમા)નુ પાણી અંજન વગેરે બનાવવામા વપરાય છે યુનાની હકીમ ફેફસાના ગળાની પાસેની નળી સૂજી હોય અને કફ વધારે નીકળતો હોય તો તે બંધ કરવા માટે અજમો આપવાનુ કહે છે અને અજમાને વાટી પોટીસ બનાવી બાંધવાથી એ દર્દના બિલકુલ નાશ થાય છે

**સૂચના**—અજમાને ઉકાળવો નહિ, કારણ એમાથી ફાયદો કરવાવાળુ તેલ ઊડી જાય છે

નવા મત મુજબ અજમો દીપનપાચન, ઉષ્ણ, ઉત્તમ વાતહર, સંકોચવિકાસપ્રતિબંધક (ફેફસાની ક્રિયામા નિયમન કરનાર), ઉત્તમ ઉત્તેજક, બલ્ય, કોથપ્રશમન, દુર્ગંધનાશક, વ્રણરોપણ, ઉત્તેજક, કફહર, ગર્ભાશય-ઉત્તેજક, જ્વરઘ્ન અને કૃમિનાશક છે **પ્રમાણ**—૦ાથી ૦ાા તોલો સિંધાલૂણ અને નવસેકા પાણીની સાથે **ઉપયોગ**—અજમો સુવાવડીને આપવાથી તેને ભૂખ લાગે છે, અન્નપાચન થાય છે, અપાનવાયુ સરે છે, કમરની પીડા દૂર થાય છે અને ગર્ભાશયસ્રાવની શુદ્ધિ થાય છે અજમાની પોટલી યોનિમાર્ગમા રાખવાથી અથવા ધુમાડો આપવાથી ગર્ભાશયમા કીટાણુપ્રવેશ થયો હોય, તો તેનો નાશ થાય છે શીતજ્વરમા અજમો આપવાથી ટાઢીનુ જોર જલદી ઘટી જાય છે અને તાવ આવ્યા પછી જલદી પરસેવો આવી જાય છે એ ઉપરાંત તાવ ઊતર્યા પછી આવતી થકાવટ ઓછી જણાય છે સતિસજ્વરમા અજમો અતિ હિતકારક છે કાસ-શ્વાસરોગમા અજમો આપવાથી કફોત્પત્તિ, કફની દુર્ગંધ અને સૂક્ષ્મ કીટાણુ ઓછા થઈ જાય છે, કફ ઢીલો થઈ જલદી નીકળે છે તથા બેચેની ઓછી થાય છે શ્વાસરોગમા અજમો નવસેકા પાણીની સાથે અપાય છે અથવા ચલમમા પિવડાવાય છે ફેફસાના જૂના રોગોમા આ પ્રયોગ લાભદાયક છે ઊલટી, અપચન, આફરો, ઉદરશૂલ અને કોલેરામા અજમો ગુણદાયક છે કોલેરાની આ ખાસ ઔષધિ નથી, તોપણ આથી સારો લાભ થાય છે દારૂડિયાઓની દારૂ પીવાની લાલસા અજમો ચાવવાથી દબાય છે જો મનને દૃઢ બનાવે, તો દારૂનુ વ્યસન છૂટી જાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

**થવા માટે :**—અજમોદ, સૂંઠ, લીંડીપીપર અને જીરું, એનું ચૂર્ણ મધમા આપવું **(૭) અજમોદાદિ વટી સર્વ વાયુ ઉપર :**—અજમોદ, વાવડિંગ, લીંડીપીપર, વરિયાળી નાગરમોથ, મરી અને સિંધવ, એ એકેક ભાગ, હરડે ૫ ભાગ, સૂંઠ ૧૦ ભાગ, વૃદ્ધદારુ ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૬ ભાગ, એ સર્વનું ચૂર્ણ કરવું અને ચૂર્ણથી બમણો ગોળ લઈ, તેના પાકમા બોરના ઠળિયા જેવડી ગોળીઓ કરવી એ ગોળી ગરમ પાણી સાથે આપવી, એટલે સર્વ પ્રકારના વાયુનો નાશ થાય છે. **(૮) જીર્ણજ્વર, શરદી અને શરીરમા ટાઢ આવે છે તે ઉપર :**—અજમોદ ૪ માસા નિત્ય પ્રાત કાળે અને સાય કાળે ઠડા પાણી સાથે ચાવ્યા સિવાય એમ ને એમ ગળી જવો

**૧૩ અજવલા**—સ૦ અજવલા ક્ષુદ્રપર્ણોર્જક,, અર્જક મ૦ અજગલા કો૦ માલીતુળસ. હિ૦ અજબલા ક૦ કગોલે તૈ૦ કાસ્તુળસી ફા૦ પલગમુષ્ક લા૦ ઓગીમમ્ ગ્રેટીસીમમ્

એનો ધોળો અને કાળો, એ બે પ્રકાર* છે તેમા ધોળા અજવલાને મરાઠીમા 'માલીતુલસ' અને કાળા અજવલાને કાળોમાલીતુલસ' કહે છે એ છોડ શુમારે હાથ દોઢ હાય ઊંચો વધે છે એના પાદડા તુલસીના પાદડા કરતા મોટા હોય છે અને માજર લાબી આવે છે **અજવલા**—તીખો, ગરમ, ઠડો, દાહકર, પ્રિય, રુક્ષ, રુચ, દીપક, પાક વખતે લઘુ, પિત્તકર, કડવો, મધુર, સુખે પ્રસવ કરનાર વ્રણ વિષે હિતકારક અને વાયુ, કફ, નેત્રરોગ, મૂત્રકૃચ્છ્ર, અરુચિ, ત્રિષદોષ, કમળો, કુભકમળો, અફરો, શળ, અગ્નિમાદ્ય, ત્વગ્રોગ, વિષરોગ, કૃમિ, રક્તદોષ, દમ, ઉધરસ, દદ્રુ, હૃદ્રોગ, પાર્શ્વશૂળ, જ્વર, કડૂ, કુષ્ઠ અને ઊલટીનો નાશ કરે છે **(૧) પેટ દુખતું હોય તે ઉપર :**—અજવલાનો રસ આપવો. **(૨) છોકરાંની ઊલટી ઉપર :**—અજવલાના બી વટી મધમા આપવા **(૩) પ્રદર ઉપર :**—અજવલાના પાદડાનો રસ ચોખાના ધોવરામણમા આપવો

**૧૪ અડદ**—સ૦ માપ મ૦ ઉડીદ હિ૦ ઉડદ, ઉરદ બ૦ માપકલાય. ક૦ ઉદ્દુ. તૈ૦ મીનુ-ઉલુમુલુ તા૦ ઉલદુ. મલા૦ ઉલુન્તુ તુ૦ ઉર્દુ, ફા૦ અ૦ માપ. ઇ૦ કિડની બીન લા૦ ફેસીઓ-લસ, રેડીએટા

આ એક દ્વિદલ ધાન્ય છે એ આખા હિંદુસ્તાનમા કમી-જ્યાસ્તી ઉત્પન્ન થાય છે એનો છોડ શુમારે હાથભર ઊંચો વધે છે અડદના પાદડા બીજીના જેવા ત્રિદલ અને સહજ નાના હોઈ, ગોળ હોય છે એની ડાળીને ફૂલ આવી શિગો લાગે છે શિગો જૂની થયા પછી એ છોડ કાપી સૂકવવા

* અહી શ્રી પદેજીએ માત્ર બેજ પ્રકારના અજવલાનુ વર્ણન આપ્યુ છે, પરતુ પોતાના મરાઠી 'નિવટ'મા ન ૯૨૯થી ૯૩૨ સુધીમા બારીક (ઝીણા) પાદડાના, ધોળો, કાળો અને સુગધી, એમ ચાર જાતનો **અજવલો** બતાવ્યો છે શાલિગ્રામ નિવટમા ધોળો, કાળો, બર્બરી અને વનબર્બરી (વનતુળસી) એ ચાર નામ આપે છે શ્રી પદેજી બર્બરીને જ રામતુળસી કહે છે

વનસ્પતિશાસ્ત્રીઓએ તુલસીની ૬૦ જાત જણાવેલી છે તેમાથી ભારતમા નીચે લખેલી ૪ જાત પ્રસિદ્ધ છે બીજી જાતો વિદેશી છે (૧) ઓસિમમ કેનમ-વનતુલસી, ઊચાઈ ૨ ફૂટ સુધી એ સુગધવાળી હોય છે. પાન ૧-૧॥ ઇચ લાબા, અને ૨/૫થી ૧/૨ ઇચ પહોળા હોય છે આ ગ્રથના ન ૪૮૯મા વર્ણન છે (૨) ઓસિમમ બેસિલિકમ-મરવો, ઊચાઈ લગભગ ૩ ફૂટ સુધી, સુગધવાળી જાત, આ ગ્રથના ન ૪૩૭મા એનુ વર્ણન છે પાન ૧-૨ ઇચ લાબા, ઘાડી લીલી, કોઈ વખતે જાબુડી, ફૂલની પાખડીઓ સફેદ-ગુલાબી અથવા જાબુડી આના બીજ પાણીમા ભિંજવવાથી ચીકણા થઈ જાય છે એનો ઉપયોગ અતિસાર, મરડો અને પરમા ઉપર થાય છે (૩) ઓસિમમ ગ્રેટિસિમમ-રામતુલસી (રાનતુલસી)-આનુ વર્ણન આર્ય-ભિષકમા જણાતુ નથી પાન ૩॥ થી ૫ ઇચ લાબા અને ૧॥-૨ ઇચ પહોળા, ફૂલની પાખડી લીલી આભા-વાળી પીળી (૪) ઓસિમમ સેંક્ટમ-તુલસી-આ ગ્રથના ન ૨૮૭મા વર્ણન છે આ પ્રસિદ્ધ જાત છે આમા કાળી અને સફેદ બે ઉપજાતિ છે

આ ગ્રથના ન ૨૯૧મા ડમરાનુ વર્ણન છે તેમા મજરી આવતી નથી, પણ ફૂલ તોરારૂપે હોય છે. પાન ચપ્પુ(છરી)ના જેવા આકારના, ઉપરથી થોડા બે ભાગમા વિભક્ત (ઉપરની બધી જાતોમા કાજરીવાળા). આ ગ્રથની જૂની આવૃત્તિમા ન ૪૩૭ના મરવાનુ લૅટિન નામ 'ઓરીગેનમ માર્જોરના' (છપાઈની ભૂલથી ઓરીગેનસ માર્જોરના) અપાયુ છે એ જાત અલગ છે આર્યભિષકમા એનુ વર્ણન નથી એમા મજરી નાની નાની હોય છે ઉપપાનના ઉપર મજરી, વળી થોડી ઊચાઈ પર ઉપપાન ઉપર બીજી મજરી એવી રચનાવાળી આ જાતિ છે તુલસી પ્રમાણે શાખાની ઉપરની મજરી આવતી નથી **—સ્વામી કૃષ્ણાનંદ**

નાખે છે દાણા સારા સુકાયા પછી તે એકઠા કરે છે અડદનો રંગ કાળો છે, પરંતુ તેની દાળ ધોળી હોય છે, માત્ર ઉપરની છાલ કાળી હોય છે અડદ પૌષ્ટિક અને શીતળ છે એના પુષ્કળ પદાર્થો બને છે. અડદ ઢોરને ખવડાવવાથી તે પુષ્ટ થાય છે દાણા કાઢી લીધા પછી ઝાડનો અને ડાખળીનો ભૂકો ઢોરો ઘણા આનંદથી ખાય છે દૂઝણી ગાય અથવા ભેંસને અડદ ખવડાવવાથી વધારે દૂધ દે છે અડદ—સ્નિગ્ધ, શોષક, ઉષ્ણ, કફકારક, પિત્તલ, વૃષ્ય, મલભેદક, પિત્તને કોપાવનાર, રોચક, જડ બલકર, સંતર્પણ. સ્વાદુ, પૌષ્ટિક, મૂત્રલ, શુક્રલ, દૂધ ઉત્પન્ન કરનાર, માસને વધારનાર, મેદવર્ધક અને દમ, શ્રમ, પરિણામશળ, અર્દિત વાયુ અને અર્શ એનો નાશ કરે છે.*

(૧) **અડદનાં વડાં**:—અડદની દાળ પાણીમા પલાળી રાખી વાટવી અને તેમા મીઠું, મરી, હિંગ, જીરું, આદુ એ પદાર્થ નાખી, તે વાટેલી દાળના વડા કરવા તે ઘીમા અથવા તેલમા તળીને ખાવા, એટલે વાયુ, અર્દિતવાયુ (મોઢું વાંકું થઈ જવું), અરુચિ, દુર્બળપણું, ક્ષય, અન્નદ્રવ, શળ એનો નાશ થાય છે અડદની દાળ વાટી, દહીમા મેળવી વડા કરી તળવા. તે સેવન કરવાથી પુરુષને હિતાવહ, બળકારક અને ધાતુવર્ધક છે (૨) **પુષ્ટતા ઉપર અડદના લાડુ**:—અડદની દાળનો લોટ, ઘઉંનો લોટ, ચોખાનો લોટ અને લીંડીપીપરનું ચૂર્ણ, એ ચાર ચાર તોલા પ્રમાણે લઈ, એકત્ર કરવું તેથી અડધું ઘી તેમા નાખવું. સારી રીતે શેકી, બધાના સમભાગે સાકર અને સાકરથી બમણું પાણી નાખી, પાક કરી, તેના લાડુ ચાર ચાર તોલા વજનના બાધી, તે લાડુ રાત્રે ઊંઘની વેળાએ ખાઈ, તે ઉપર ૧૬ તોલા દૂધ પીવું અને ખાટા, ખારા, તેલવાળા વગેરે પદાર્થ વર્જ્ય કરવા; એટલે પુષ્ટતા આવે છે અને બળ ક્ષીણ થતુ નથી (૩) **રક્તપિત્ત ઉપર**:—અડદનો લોટ અને રેશમી વસ્ત્રની રાખ પાણીમા મેળવી, મસ્તકે લેપ કરવો (૪) **હેડકી ઉપર**:—અડદ અને હળદર એનું ચૂર્ણ અને તાગ(શણ)નો ધુમાડો પ્રાશન કરવાથી+ તે હેડકીનો નાશ કરે છે. (૫) **વાળા ઉપર**:—વાળાનો×ફોલ્લો થઈ આવ્યો હોય તો તે ઉપર અડદના લોટમા પાણી નાખી તે લોટ ગરમ કરી, તે ફોલ્લા ઉપર ચોપડવો તે ઉપર સોય કે સળીથી થોડું ભોકી તે પર ગરમ તેલના એક પછી એક ટીપા પાડવા, એટલે તરત જ તે ફોલ્લો ફૂટી વાળો એકત્ર થઈ બહાર પડે છે અને ફોલ્લો સારો થાય છે (૬) **ધાત જાય તેને માટે**:—અડદની દાળનો લોટ ૪ પસાભાર ગાયના દૂધમા બાફી તેમા ઘી નાખી ગરમ ગરમ ૭ દિવસ આપવો (૭) **પુષ્ટતા માટે**:—અડદની મોગર દાળને ગાયના તાજા દૂધમા અથવા ધોળી શેરડીના રસના ૨૧ પુટ દઈ પછી તે દાળ દળી લોટ કરી રાખવો અને પ્રાતઃકાળમા ગાયનું દૂધ પાશેર લઈ તેમા તે લોટ એક તોલો અથવા દોઢ તોલો મેળવી, તે દૂધ સારી રીતે ઉકાળવુ અને ઊકળવા માડે એટલે તેમા ખડીસાકર બે તોલા સુધી અને તાજું ઘી, બદામ, ચારોળી જાયફળ, એલચી વગેરે મસાલો નાખી સેવન કરવું. (૮) **નાસારોગ ઉપર**:—અડદનો લોટ, કપૂર અને રાતા રેશમી કાપડની રાખ પાણીમા મેળવી, મસ્તકે લેપ કરવો

**૧૫ અતિવિષ (વખમો)**—સં૦ અતિવિષા મ૦ અતિવિષ હિં૦ અતીસ બં૦ આતઈચ

* અડદ આધ્માનકર્તા અને દીર્ઘપાકી છે એની શાંતિ આદુ અને મરી તથા હિંગથી છે અને પ્રતિનિધિ ચોળા છે તાજા અડદ વાટી ધોળા કોઢ ઉપર ચોપડવાથી અત્યંત ગુણ કરે છે ('અભિનવ નિઘંટુ' ભાગ ૨)

+ તમાકુની માફક ધુમાડો પીવો વળી આ જ પ્રમાણે સીસમના લાકડાનો ભૂકો અને સોપારીના ત્રોપાના છોડા એકત્ર કરી, તેનો ધુમાડો પીવાથી પણ ઊચકી (હેડકી) શાંત થાય છે

× વાળાના ફોલ્લાની આસપાસ જરા પણ ફોલ્લાની બહારની ચામડી ઉપર ન આવે એવી રીતે કિનારી અડદના પાણીથી બાંધેલા આટાની કરે છે પછી વચ્ચે તેલ ગરમ ઊકળતુ આશરે એક તોલા જેટલુ નાખવામા આવે છે ગરમ તેલથી તરત જ વાળો અંદર ફોલ્લામા ગૂંચળુ વળી જાય છે એક બે મિનિટ પછી સંભાળપૂર્વક તેલ કાઢી લઈ, કિનારીનો આટો દૂર કરી સોયથી ફોલ્લો ફોડીને, એ વાળો કાઢી લેવામા આવે છે આ ઉપાયથી વાળો મહેનત વિના તેમ જ વધારે તકલીફ વિના સહેલાઈથી બહાર નીકળી આવે છે ફોલ્લા ઉપર ગરમ તેલથી નુકસાન થતુ નથી, તેમ જ વધારે બળતરા પણ થતી નથી ફોલ્લાની સાથે બહારની ચામડી પણ આટાની અંદર આવી જશે તો બળતરા થશે આ પ્રકારે વાળો કાઢી લીધા પછી એ જગ્યાએ રાળના મલમ અથવા લીમડાનો મલમ લગાડવાથી બે-ત્રણ દિવસમા ફોલ્લો ભરાઈ જાય છે

ક૦ અતિવિષા, અતિગર્જિ તૈ૦ અતિવાસા. લા૦ એકોનાઈટમ્ હિટ રોફાઈલમ.

અતિવિષના× ઝાડ હિમાલય ઉપર અને એની આસપાસના પ્રદેશના ડુંગરો ઉપર થાય છે. એ ઝાડના મૂળિયા અથવા કંદ કાઢી લાવે છે, તેને અતિવિષ, અતિવિષની કળી કે વખમો કહે છે. એમા **ધોળો, કાળો અને પીળો,** એવા ત્રણ પ્રકાર છે એની છાલ કપડા રંગવાના કામમા ઉપયોગી છે. ઔષધોમાં ધોળાનો જ ઉપયોગ થાય છે અતિવિષ ઘણુ જ કડવુ હોય છે. અતિવિષ સર્વ પ્રકારના જ્વરો ઉપર ઉત્તમ ઔષધ છે નાના બાળકોના ઔષધમા ઘણું જ આવે છે. બાળકોની ઘૂટીમા (બાળઘૂંટીમા) અતિવિષ ઔષધ મુખ્ય છે. **અતિવિષ**-કિંચિત્ ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિદીપક, ગ્રાહી, ત્રિદોષ પચાવનાર, કફપિત્તજ્વર, આમાતિસાર, કાસ, વિષ, યકૃત્, ઊલટી, તૃષા, કૃમિ, અર્શ, સળેખમ, પિત્તોદર, અતિસાર અને સર્વ વ્યાધિઓનો નાશ કરનાર છે - **(૧) બાળકોની ઉધરસ, દમ, તાવ તથા ઊલટી ઉપર:**—અતિવિષનું ચૂર્ણ ઋતુ, શરીરનો બાંધો, વય તથા રોગનો વિચાર કરી, યોગ્ય માત્રામા મધની સાથે મેળવી આપવુ **(૨) નાના બાળકોના તાવ અને ઊલટી ઉપર:**—અતિવિષનુ અને નાગરમોથ એનું ચૂર્ણ મધમા આપવું **(૩) પિત્તાતિસાર ઉપર:**—અતિવિષ, કડાની છાલ અને ઇંદ્રજવ, એનું ચૂર્ણ ચોખાના ધોવરામણમા મધ નાખી પાવું. **(૪) દમ અને ઉધરસ ઉપર:**—અતિવિષનુ ચૂર્ણ ત્રણ અથવા ચાર માસા લઈ મધમા મેળવી, રાત્રિમા ત્રણ અથવા ચાર વખત ચાટવાથી દમ અને ઉધરસ જાય છે **(૫) સંગ્રહણી, સર્વ જ્વર, અરુચિ અને અગ્નિમાંદ્ય એ ઉપર અતિવિષનો કાઢો:**—અતિવિષ, નાગરમોથ, વાળો, ધાવડીના ફૂલ, કડાની છાલ, લોધ્ર અને પહાડમૂળ એનો કાઢો કરી આપવો; એટલે ઉપરના સર્વ રોગ દૂર થઈ, ધાતુની વૃદ્ધિ થાય છે. **(૬) તૃષા ઉપર:**—અતિવિષ અને ઘોડાવજનો કાઢો આપવો **(૭) બાળકોના આમાતિસાર ઉપર:**—સૂંઠ, અતિવિષ અને નાગરમોથ એનો કાઢો આપવો. **(૮) બાળકોના સર્વ પ્રકારના અતિસાર ઉપર:**—અતિવિષનું ચૂર્ણ ગોળમાં અથવા મધમાં આપવુ. **(૯) સુવારોગ ઉપર:**—અતિવિષ મધમા આપવું. **(૧૦) સંગ્રહણી ઉપર:**—અતિવિષ, સૂઠ અને ગળો એનો કાઢો કરી આપવો.

**(૧૬) અનંત**-કો૦ અનંત, હિ૦ ક૦ પિંડિતગર. તૈ૦ તગરપાદિકા. લા૦ ગાર્ડેનિયા ફ્લોરિબિંડા મ૦ અનંત, પિંડિતગર.

એ ઝાડ ઘણા જ મોટા વધે છે. એ ઝાડ કોકણ પ્રાંતમા ઘણા મળે છે.* એનાં પાદડાં લાબા

× અતિવિષમા કડવી તથા મીઠી એમ બે જાત છે કડવી વિશેષ ગુણકારક છે કડવી લાંબો વખત પડી રહેવા છતા સડતી નથી મીઠી જાત થોડા મહિનામા સડી જાય છે, ગુણ પણ બહુ જ ઓછો કરે છે

– વખમાનો રંગ ભૂરો ને સ્વાદ કાંઈક કસેલો છે એ આગળી જેવી એક વાસની જડ છે એ ઓજને દઢકર્તા, આહારપાચક, અતિસારને બાંધનાર, કફનાશક, વાયુના લય કરનાર તેમ જ અર્શ અને જલોદરને કાયદો કરે છે પેટમા દુખતુ હોય તો વખમાની નાની કાકરી ગળી જવી, એ અનુભવસિદ્ધ છે **પ્રમાણ:**– દીપન-પાચનરૂપે ૨ થી ૪ રતી જ્વરનાશ માટે ૧ થી ૨ માસા, દર ચાર કલાકે ત્રણવાર ઉપર કહેલ અતિવિષ ઉપરાત બીજી કંઈક ઓછા ગુણવાળી વનસ્પતિ થાય છે, તેને વખમો કહે છે તેનું લૅટિન નામ એકોનાઈટમ્ પામેટ્સ છે

* (૧) અનંતનાં ઝાડ ૪૦ ફૂટ ઊચા વધે છે સંસ્કૃત અને હિંદીમા એને ગંધગજ કહે છે લૅટિનમા એને ગાર્ડેનિયા ફ્લોરિડા કહે છે ફૂલ સુવાસિત હોય છે મે માસથી ઑગસ્ટ માસ સુધી આવે છે એનો ઉપયોગ કોકણમા સગર્ભા સ્ત્રીના શિરર્દ પર લેપ થાય છે તેમ જ હિસ્ટીરિયા માટે ખવડાવે છે (૨) અનંતને બંગાલી, હિંદી, નેપાલી, મરાઠી અને ઉર્દૂમા તગર કહે છે તેલગુમા નંદીવર્ધનમ્, સંસ્કૃતમા નંદીવૃક્ષ, નંદાવર્ત, નંદી, ક્ષિરિ, તામીલમા નંદીઆવર્તમ્, મલાયલમમા નંતિ આવન્તમ્ અને મલાયમા ખુંગ ચિન કહે છે, તેને લૅટિનમા એર્વટમિયા કોરોનરિયા કહે છે જૂનુ નામ ટેબર્નીમોન્ટાના કોરોનેરિયા છે એના ગુણધર્મનુ ઉપર વર્ણન કરેલુ છે એ ઝાડવા ૫-૭ ફૂટ ઊચા વધે છે એમા સર્વદા પાન રહે છે છાલ ભૂરી (ગ્રે) હોય છે, રસ દૂધ જેવો નીકળે છે પાન ૩ થી ૬ ઇંચ લાબા, ૧ થી ૨ ઇંચ પહોળા, લગભગ ગોળાકાર, ઉપર લીલા રંગના અને નીચે ફીકા રંગના હોય છે ફૂલ ૧ થી ૨ ઇંચ વ્યાસના સફેદ સુગંધિત હોય છે ફૂલ વર્ષાઋતુમા આવે છે આ અનંત શીતળ, જ્વરઘ્ન, વેદનાસ્થાપક, ગર્ભાશયઉત્તેજક, શામક અને વ્રણરોપણ છે આના તેલનો ઉપયોગ ચુનાનીવાળાઓ મૃગીરોગ પર કરે છે આના રસને તેલમા મેળવીને

અને જાડા હોય છે. એ ઝાડ ઘણું જ શોભાવંત દેખાય છે. આ ઝાડને શ્રાવણ માસમા તગરના ફૂલો જેવા ઝૂમખાદાર ફૂલો આવે છે એ ફૂલો ઘણા જ શોભાવાળા દેખાય છે એની વાસ સુવાસિત અને મધુર આવે છે એમા ધોળો અને કાળો એવી બે જાત છે એ ઝાડ તગરની જાતનુ છે. **(૧) નંદવાયુ ઉપર:**—(અનંતવાત પર)–જે સ્ત્રીઓને પૂરા મહિના થયા પહેલા પ્રસૂતિ થાય છે, તેમને કેટલીક વખત નંદ નામનો વાયુ મસ્તકે ચઢે છે, જેને લીધે મસ્તક જડ થાય છે, ફરે છે, દીવો લાગવાથી દેખાતુ નથી આખો આગળ અંધારા આવે છે, દાત ચોંટી જાય છે અને માથું ધૂણવા લાગે છે. તેને અનંતના ઝાડની ઉત્તર દિશા ભણીનું મૂળિયું કાઢી, ઠંડા પાણીમાં ચંદન પ્રમાણે ઘસી, સર્વ મસ્તકે લેપ કરવો અને તાળવા ઉપર ચોળતા રહેવુ, તેમ જ મૂળની એક કકડી અંબોડામા તાણી બાધવી તથા શક્તિ પ્રમાણે ઠંડા પાણીમા મૂળ ઘસી પાવું. પથ્ય—કળથી બાફી તેનું પાણી પીવા માટે આપવુ ગુણ જણાયા પછી ઘીભાત આપવા **(૨) સર્પના વિષ ઉપર:**–અનંતના મૂળ અને અરીઠા પાણીમા ઘસી પાવા. **(૩) પ્રસૂતા સ્ત્રીઓના મસ્તકશૂળ ઉપર:**–અનંતના મૂળ અને ભારંગમૂળ ગરમ પાણીમા ઘસી ચોપડવાથી તરત ગુણ થાય છે, એવો વનૌષધિ–પ્રકાશકોનો મત છે. **(૪) મસ્તકશૂળ ઉપર:**—અનંતના મૂળ ઘસી લેપ કરવાથી તુરત શાંત થાય છે

**૧૭ અનનાસ**—સં૦ અનંનાસ. કૌતુકસંજ્ઞક. હિં૦ અનનાસ. મ૦ અનનસ ક૦ અનાસુ, હનાસુ. તા૦ તૈ૦ પાગેગતાલેતુ, પારેગી પેલાકાંય. મલા૦ અનાનસ. ઇં૦ પાઇન એપલ લા૦ અનનાસા સેટિવા

અનનાસના ઝાડને કેવડાના ઝાડ જેવા પાદડા હોય છે એ ઝાડો ઘણુ કરી વાડની બાજુએ ઊગે છે, કારણ કે એ ઝાડના પાદડાને કાટા છે તથા જનાવરોનો તેમા નિભાવ થતો નથી આ ઝાડને મધ્ય ભાગમા ફળ આવે છે અને એ ફળને અનનાસ કહે છે એના સર્વ અંગે કાટા હોય છે. એની ડાળીઓ કાપી જમીનમા વાવવાથી ચોંટી જઈ, તેનું ઝાડ થાય છે. એ ફળનો રંગ રાતો અથવા પીળો હોય છે અનનાસનો મુરબ્બો થાય છે અનનાસ ખાવામા સ્વાદિષ્ટ હોય છે એની વચ્ચેનો કઠણ ભાગ કાઢી નાખવો. તે ખાવાને ઉપયોગી નથી, પણ અવગુણકારક છે, છતા ખાવામા આવ્યો હોય તો તે ઉપર કાદા, દહી અને સાકર ખાવી; એટલે બાધ થતો નથી. અનનાસના પાદડાના ઉત્તમ દોરડા થાય છે. અનનાસ ભૂખ્યા હોઈએ ત્યારે કોઈ દિવસ ખાવુ નહિ ખાવાથી વિષ પ્રમાણે અવગુણ કરે છે અનનાસ ગર્ભિણીને વર્જ્ય છે. **અનનાસ**–લીલુ હોય ત્યારે રુચિકર હૃદ્ય, ગુરુ, કફપિત્તકારક, ગ્લાનિનાશક અને શ્રમનાશક છે, તેમ જ પાકવાથી મીઠુ, પિત્તનાશક તથા રસવિકાર અને સૂર્યના તાપથી થનારા દોષનો નાશ કરે છે.+ **(૧) અજીર્ણ ઉપર:**—સારા પાકેલા અનનાસના બારીક કકડા કરી તે ઉપર મરી અને સિંધવની ભૂકી નાખી ખાવુ **(૨) જંતુ (કૃમિ) ઉપર:**—અનનાસ એકલુ જ ખાવું, એટલે જંતુ(કૃમિ)નુ પાણી થશે **(૩) બહુમૂત્રરોગ ઉપર:**—પાકેલા અનનાસની છાલ અને એમાના કઠિન ગાભા કાઢી નાખી, બાકીના ભાગનો રસ કાઢવો. તે રસમાં અંબર, જીરુ, જાયફળ, લીંડીપીપર અને સંચળની ભૂકી કરી નાખવી અંબર કમતી નાખવુ એ શક્તિ પ્રમાણે આપવુ અથવા અનનાસના ટુકડા, લીંડીપીપરનુ ચૂર્ણ નાખી આપવા. **(૪) પેટમાં વાળ ગયો હોય તો:**—પાકેલુ અનનાસ ખાવુ, એટલે વાળ જવાથી થનારી પીડા દૂર થાય છે.

**૧૮ અંજીર**—સં૦ કાકો–રામોદુમ્બરિકા ફલ્ગુ હિં૦ અંજીર. બં૦ આજીર, પેયાર મ૦ અંજીર ક૦ અંજિરિ. તૈ૦ મેડીપટુ. અ૦ તીન ફા૦ અંજીર. ઇં૦ ફીગ. લા૦ ફાઇકસ કેરિકા.

અંજીરના ઝાડ ઘણુ કરીને ગરમ પ્રદેશમા થાય છે. અરબસ્તાન, ઈરાન, તુર્કસ્તાન, ગ્રીસ અને

---

નેત્રપીડા દૂર કરવા માટે માથા ઉપર માલિશ કરે છે તથા ફૂલોની પોટીસ કરીને આખ પર બાધે છે દાતોની પીડા દૂર કરવા માટે મૂળ ગવડાવે છે દૂધ જેવો રસ બહુ જ શામક હોવાથી ઘા ઉપર ચોપડવાથી જખમ ભરાઈ જાય છે અને સોજો દૂર થાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

+ અનનાસ કંઠનળીને ને શ્વાસનળીને નુકસાન કરે છે એની ગાતિ ખાંડ ને વરિયાળીનો મુરબ્બો છે

આફ્રિકાના દક્ષિણ ભાગમા અંજીરના ઝાડ પુષ્કળ થાય છે. એ એક ઉંબરાની જાતિ છે; કારણ કે એના ફળની આકૃતિ અને એમાનો ગર્ભ ઉંબગના ફળના જેવો છે ઉંબરાની પેઠે એને ફૂલ પણ આવતા નથી. એની ઊંચાઈ દશ હાથ કરતા વધારે હોતી નથી અંજીરના પાદડા મોટા હોય છે. અંજીરના કાચા ફળોનું શાક થાય છે એ સ્વાદમા સારુ થતુ નથી; તોપણ બાધક નથી. પાકેના અંજીરનો મુરબ્બો કરે છે, તે પિત્તશામક અને રક્તવૃદ્ધિ કરનાર છે અંજીરના અંગમા રક્તવૃદ્ધિ કરવાની શક્તિ હોય છે, એટલે અશક્ત લોકો એને સવારમા ખાય છે શિશિરઋતુમા ઠંડીના યોગે જ્યારે જીભ અને મો ફાટી જાય છે, ત્યારે તેને કેટલાક લોકો અંજીરના પાદડાની રાખ ઘસે છે. સૂકા અંજીર અરબસ્તાનમાથી આવે છે અંજીરની લાખનો અળતો સર્વોત્કૃત્ થાય છે **અંજીર :—** શીતળ, સ્વાદિષ્ટ અને ગુરુ છે રક્તદોષ, દાહ તથા વાયુ અને પિત્તનો નાશ કરે છે. **(૧) શરીર-માંથી ગરમી જઈ રક્તવૃદ્ધિ થવા માટે :—**પાકેલા અંજીર રાત્રે છોલી સામસામા બે કાપ મૂકી તે કાપમા સાકર ભરી ઝાકળમા મૂકવા અને સ્વારના પહોરમા ખાવા આ પ્રમાણે પંદર દિવસ ક્રમ ઠરાવવો. **(૨) પુષ્ટિ માટે :—**સૂકા અંજીરના ટુકડા અને બદામનો મગજ ગરમ પાણીમાં પલાળી રાખી ઉપરથી કાતરા કાઢી, સૂકવીને ખડીસાકરની ભૂકી, એલચીદાણાની ભૂકી, કેસર, ચારોળી, પિસ્તા, બળદાણા, એ સમભાગે લઈ, ગાયના ઘીમા આઠ દિવસ ભીજવી રાખી પછી નિત્ય સવારમા તે મિશ્રણ ૨ તોલા પર્યંત ખાવુ આઠ વર્ષની ઉપરાતના છોકરા અને શક્તિક્ષીણને સારુ હિતાવહ હોઈ દંડક, ધાતુવૃદ્ધિ અને રક્તવૃદ્ધિ કરનાર આ ઉત્તમ ઔષધ છે **(૩) દમ ઉપર :—**અંજીરમા ગોરખઆંબલીનુ ફલ નિત્ય પ્રાતઃકાલમા ૬ માસા પ્રમાણે સતત સેવન કરવું. **(૪) ગળામાં અને જીભ પાસે સૂજી આવ્યું હોય તો :—**સૂકા અંજીરનો કાઢો કરી તેનો લેપ કરવો. **(૫) પોટીસ :—**અંજીર તાજા લાવી કૂટીને ગૂમડા, બદ વગેરે ઉપર બાધવા.*

**૧૯ અબઈ (આબુવો)**—સં० મહાશિંબી, ખડ્ગશિંબી મ० અમઈ કો० ખરસંબળ, કોયતેવાલ હિ० સેમ, સુઅરાસેમ, ગોજિયાસેમ બં० શ્વેત શિમ મોગલાઈ શિમ કં० શિંબીકાયિ. તૈ० કારુચિક્કુ અ० ગિલાફુલગોલ લા० કેનાવલિયા એનસિફોર્મિસ ઇં० સ્વોર્ડબીન

આ વેલાના ખરસંબળ, કોયતેવાલ, પડારી, એવા મરાઠી નામો છે. એ બાહુ વધે છે. એ મૃગનક્ષત્રના અરસામા વાવવામા આવે છે– આશ્વિનમા તેને શિંગો આવે છે તે સુમારે પોણો હાથ બાબી હોઈ, છેવટે કોયતા જેવી હોય છે તેનુ શાક કરે છે અને તે મીઠામા પણ અપાય છે. એ શિંગો કુમળી હોય ત્યારે જ ખાવાને ઉપયોગી હોય છે, જેમા ઘણો સ્વાદ છે તેનુ શાક ઘણું ખાવાથી પેટ ચડે છે અથવા બીજો ઉપદ્રવ થાય છે. એ શાક બાફી એક વ ર છૂટુ કરી નાખવું જોઈએ **ધોળી અને રાતી અબઈ :—**જડ, શીતળ, કફકર, રસ વખતે મધુર, બલકર અને પિત્તવાયુનો નાશ કરે છે. **કાળી અબઈ :** ગરમ, ગુરુ, બલકર, રુચિપ્રદ, શુક્રવૃદ્ધિકારક, અગ્નિ-માદ્યજનક, મલસ્તંભક, તૂરી, માદક અને કફ–વાતનાશક તથા પિત્ત કરનાર છે **(૧) પ્લીહોદર એટલે પેટમાં બરોળ થાય છે તે ઉપર :—**અબઈનો પાલો સાત દિવસ સુધી ગોમૂત્રમા ઉકાળી આપવો **(૨) રેચ માટે :—**અબઈનો રસ પ્રથમ આપી પછી ઉપર કારેલીનો રસ આપવો. એ ઔષધ શક્તિ જોઈ નવટાક સુધી આપવુ ઉતાર—ઘી

**૨૦ અબોલી (નાનો કાંટાસળિયો)**—સં० સેરેયક મ० અબોલી હિ० કટસરૈયા, પિયાવાસા. બં० પીત ઝાંટિ, લાલ ઝાંટિ. કં० કંપુગોરંટગિડ. તૈ० ઈર્શગોરટા લા० ક્રોસેન્ડ્રા અનડ્યુલિફોલિયા

કાટાસળિયા પ્રમાણે જ એ ઝાડ થાય છે એ ઝાડ હાથ દોઢ હાથ ઊંચુ વધે છે એને રાતા કિંવા પીળા ફૂલો બારે માસ આવે છે એ ફૂલો નાના હોય છે ફૂલમા સુગંધ નથી **અબોલી :—** કડવી, ઉષ્ણ, વર્ણકર અને સુદૃઢતાકારક છે અને વાયુ, સોજો, તાવ, શૂળ, આધ્માન, દમ, ઉધરસ,

* અંજીર યકૃત્ અને આમાશયને નુકસાન કરે છે એની શાતિ બદામથી છે

– આબુવાનો સ્વાદ મીઠો અને ખાટો છે એને કોઈ કોઈ પરબોલિયા અને તરવાડીના નામોથી ઓળખાવે છે ગુજરાતમા એનુ અથાણુ કરે છે, એમ કહેવાય છે એના અડકાઉ વેલાને ખેડૂત લોકો **દાપાટઈયા**-ના નામથી ઓળખે છે

મુખરોગ, બસ્તિ(યોનિ)રોગ, એનો નાશ કરે છે (૧) **ધોળી ધૂપણી ઉપર**:—એના મૂળ ૧ તોલો લઈ દૂધમા બાફી, તે શુમારે છટાક (૭ પૈસાભાર) દૂધ બાકી રહે ત્યારે આપવા

**૨૧ અંબાડો**—સ૦ આમાતક મ૦ અંબાડા. હિ૦ અમારી, મોઈઆ તૈ૦ પુંડીકુરા ક૦ પુંડી, પુંડીબીજ, પુંડીનાર તા૦ આભાટે મલા૦ અમ્બાલ બં૦ માચિકા. પં૦ નુસુકડા ઇં૦ સ્પોડિયાસ એકમિનટ, હોગપ્લમ, વાઈલ્ડ મ્યાંગો લા૦ સ્પોડિયાસ મેંગિફેરા.

અંબાડાનું ઝાડ મોટું થાય છે કોકણ અને કર્ણાટક દેશોમા આ ઝાડ ઘણાં જ થાય છે. એનાં પાદડા રામફળીના પાદડા જેવા થાય છે એનું લાકડું ઇમારતના ઉપયોગમા આવતુ નથી. એના ફળ ઘણા જ ખાટા અને લીલી સોપારી જેવડા મોટા વધે છે તેમા આંબા જેવી ગોટલી હોય છે એ ફળ ખાટા હોય છે ખટાશ માટે આમલીને બદલે એનો ઉપયોગ કરે છે. કાચા ફળોને મીઠામાં આથે છે. અંબાડાને આંબા જેવો જ મોર આવે છે એક જ પદાર્થ સર્વ કાળ ખાવાની માણસને ચીડ આવે, માટે તેના સુખ માટે દયાળુ પરમેશ્વરે બીજા ખાટા પદાર્થ—આમલી, લીંબુ, આંબા (કેરી), કોઠા, દ્રાક્ષ, કોકમ, બીલા, કરમદા વગેરે ઉત્પન્ન કરી રાખેલા છે **અંબાડો**:— ગુરુ, ઉષ્ણ તૂરો, ખાટો, રુચિકારક, સારક, કંઠને હિતકર, પિત્ત, કફ અને રક્તનો વર્ધક તથા આમવાયુ અને આમનો નાશ કરનાર છે તે **પાકવાથી** તૂરો, શીત, જડ, વૃષ્ય, બલકર, મધુર, તૃપ્તિકર, કફકર સ્નિગ્ધ, ધાતુવર્ધક, મલસ્તંભક અને વાયુ, કફ, પિત્ત, રક્તદોષ, દાહ, ક્ષતરોગ અને ક્ષય, એનો નાશક છે. એના **કુમળાં પાંદડાં**—રુચિકર, ગ્રાહક અને અગ્નિદીપક છે (૧) **અસ્લ-પિત્ત ઉપર**:—અંબાડાના કુમળા પાદડા લાવી, તેનો રસ કાઢી, એક તોના રસમા ૫ તોલા ખડી-સાકર ને ૪ ચણોઠીભાર મરીની ભૂકી નાખી આપવુ એ ઔષધ સાત દિવસ સુધી દિવસમા બે વખત આપવુ પરેજી પાળવી. (૨) **ઘોયડી(આગ્યાવ્રણસ)ના વિષ ઉપર**:—અંબાડાના ઝાડની છાલ ત્રણ ભાગ, કુણકાની છાલ બે ભાગ અને ખડચપાની છાલ એક ભાગ લઈ તેનો રસ કાઢવો તેમા ઘણસરીનુ મૂળ ઘસી, જનાવરને પ્રત્યેક વખતે અર્ધા શેરથી એક શેર સુધી અને માણસને નવટાકથી પાશેર પર્યંત શક્તિ પ્રમાણે આપવુ. એ ઔષધ વિષનુ જોર કમી થાય ત્યા સુધી બે-ત્રણ વખત આપવુ મનુષ્યને ઉતાર—ઘી અને ભાત

**૨૨ અમરવેલ**—સ૦ અમરવલ્લરી મ૦ અમરવેલ, આકાશવેલ, અંતરવેલ, સોનવેલ હિ૦ અમરવેલ, આકાશવેલ. બં૦ આલોકલતા, આકાશવેલ ક૦ બેળુબળી, નેલમુદબળી, શાવીગેબળી, અમગ્બળી તૈ૦ ઇંદ્રજાળ, પાચિતિચે તા૦ કોતાન, ઇદિરાવળી, નાદે મલા૦ આકાશબળી. ફા૦ કનશાલૂ વ્યુલાસીઈ અ૦ અફ્તિમુન. લા૦ કસકુટારીફ્લેકસા.

આંબાના ઝાડ ઉપર એક વેલ પ્રમાણે વનસ્પતિ ઊગે છે એને અમરવેલ કહે છે× આ

× અહી નામો તપાસતા **અમરવેલ** અને **સોનવેલ** એક જ માની છે ફરી સોનવેલ તરીકે વર્ણન આપ્યુ છે આ દેશમા અમરવેલ થાય છે તે આંબા વગરના અન્ય (વણુ કરીને દૂધવાળા) વૃક્ષો પર થાય છે આંબા પરની અમરવેલ અમારા જોવામા આવી નથી, એટલે અમે તેનો નિર્ણય કરવા અશક્ત છીએ

ઇંડિયન મેડીશીનલ પ્લેંટ્સમા આ અમરવેલને તીખી, કડવી, ગ્રાહી, કામોત્તેજક, રસાયન અને પૌષ્ટિક કહેલી છે યકૃત, પિત્તનો પ્રકોપ, કફવિકાર તથા આખ અને હૃદયના રોગમા ઉપયોગી છે યુનાની મત મુજબ એ કડવી અને તીક્ષ્ણ સ્વાદની, કફઘ્ન, ઉદરવાતનાશક, પૌષ્ટિક, કૃમિઘ્ન, વિરેચક, સ્વેદલ અને મૂત્રલ છે રક્તને શુદ્ધ બનાવે છે અને શરીરશુદ્ધિ કરે છે દાહ-શોથને ઓછો કરે છે કમળો, માસપેશીઓમા દરદ, મગજની ઉષ્ણતા, શિરદર્દ, પક્ષાઘાત, પ્લીહાવૃદ્ધિ, વમન અને કમરના દુખાવામા હિતકર છે બીજ કડવા અને ખરાબ સ્વાદના હોઈ રામક, માસિકધર્મ સાફ લાવનાર અને મૂત્રલ છે યકૃત, પ્લીહાના દરદ, તૃતીયક જ્વર, જીર્ણજ્વર, ઈન્ફ્લુએન્ઝા અને હેડકીમા અપાય છે લોહીને શુદ્ધ કરે છે, તેમ જ આતરડાઓને સાફ કરે છે ફાટ નેત્રપાક પર અપાય છે અને ક્વાથ જુલાબરૂપે પિત્તપ્રકોપમા અપાય છે

આ અમરવેલ ઉપરાત એક બીજી જાતની અમરવેલ છે, તેને લેટિનમા કેસીથા ફીલીફોર્મિસ કહે છે, આનો ઉપયોગ પણ ઉપર કહેલી અમરવેલના જેવો જ થાય છે પહેલી જાત પાતળી હોય છે બીજી જાત સૂતળીથી વધારે જાડી હોય છે પહેલી જાત પીળી તથા મંદ લીલી આભાવાળી, કોઈ વખત લાલ ટપકાવાળી અને ઘંટાકાર ફૂલોવાળી હોય છે બીજી જાત પીળા-લીલા રંગની છે તથા ફૂલ મંજરીમા આવે છે મંજરી ના થી ૧ા ઇંચ લાબી થાય છે પહેલી જાત(કસકયૂટા)મા પણ ત્રણ ઉપજાતિ છે (૧) કસકયૂટા રિફ્લેકસા—

વેલીના મૂળ તે વૃક્ષમા જ હોય છે. જે પ્રમાણે વૃક્ષાદની (વાંદો) હોય છે, તે પ્રમાણે જ એ વેલ હોય છે. **અમરવેલ :**—એ કિંચિત્ તીખી મધુર, પ્રિય અને અગ્નિદીપક હોય છે. નેત્રરોગ, કફ, આમ અને પિત્ત, એનો નાશ કરે છે

**૨૩ અમલબેદ :**—સ૦ મ૦ અમ્લવેતમ્ વ૦ સુળેનીંબુ હિ૦ અમ્લવેતસ્, થકલ. ક૦ અમ્લવેતસ્ ફા૦ તુર્ષક. ઈં૦ કામન મોરેલ, લા૦ સાઈટ્રસમેડીકા લીમોનીઝ

બિજોરા જેવી આ એક લીંબુની જાત છે અમલબેદના ઝાડ કાશી પાસે થાય છે. એનુ ફળ ઘણુ જ ખાટું હોય છે એની વાસ પાકેલા આંબા જેવી આવે છે આ ફળમા પોલાદની સોય ઘોચી રાખી હોય તો તે ગળી જાય છે, એવો તેનો પ્રભાવ છે. અમલબેદ પેટમાના રોગો ઉપર અને ગુલ્મ વગેરે રોગો ઉપર અકસીર છે ઘણા ઔષધોમા એનો રસાયનના જેવો ઉપયોગ થાય છે. (અમલબેદ [અમ્લવેતસ્] આ જ છે કે નહિ તે હજી સુધી અનિશ્ચિત છે.) **અમલબેદ :**—તૂરુ, ખાટુ, કડવુ, તીખુ, અગ્નિદીપક, ઉષ્ણ, લઘુ, રુક્ષ, પથ્યકારક અને મળનો ભેદ કરનાર છે; તેમ જ કફવાત, કફાર્શ, ગુલ્મ, મૂત્રાશ્મરી, અરુચિ, શ્રમ, તૃષા, હૃદ્રોગ, હિક્કા, શૂળ, પ્લીહા, અજીર્ણ, આનાહ-વાયુ (આફરો), ઉદાવર્ત, આધ્માન, કુષ્ઠ (કોઢ) અને ઊલટી એનો નાશ કરે છે +

**૨૪ અરજુન સાજડ (ધોળો સાજડ)**—સ૦ અર્જુન બ૦ અર્જુનગાછ મ૦ અર્જુન સાદડા, પાઢરા આઈનિ હિ૦ કૌહા, કોહ ક૦ તોરે મત્તી, મત્તી, સોહોન્જે. કિવિગન-મરા તૈ૦ મદ્દીચેટુ. તા૦ મારુડં મલા૦ મારુત ગો૦ મત્તીરુકુ લા૦ સરક્યુલિયા ગ્રુરેન્સ, ટર્મિનેલિયા ટોમેન્ટોસા.

આ એક જગલનુ વૃક્ષ છે જેવા એનના ઝાડ હોય છે, તેવા જ એના હોય છે એનનુ 'સાદડા' એવુ પણ નામ છે એ ઉપરથી બન્ને વૃક્ષો બરાબર લક્ષ્યમા આવશે એનના પાદડા પ્રમાણે જ એને પાદડા હોય છે એ પાદડાની પહોળાઈ શુમારે પાચ આગળ હોઈ, તે વેંતભર લાબુ હોય છે એને ધોળો સફેદ મોર આવે છે એની છાલ પણ સફેદ હોય છે. ધોળા એનની છાલ પણ બહાર-થી ધોળી હોય છે, પરતુ તે નીચલી બાજુએ લાલ હોય છે, તેવી રીતે આ છાલ નીચલી બાજુએ લાલ ન હોતા ધોળી જ હોય છે આ વૃક્ષ ઘણું જ મોટુ થાય છે આ ઝાડ કોકણમા અને ગામડાં-ઓમા પણ થાય છે એને ધોળા ફૂલ આવે છે એના લાકડા ઇમારતી કામના ઉપયોગમા આવે છે ઔષધિમા એની અતરછાલનો ઉપયોગ કરવો. 'સાંઢરઢોળ' કિંવા 'કંડોળ'—એ વૃક્ષોને કોઈ-કોઈએ આ જ વૃક્ષનુ નામ આપેલુ છે; પરતુ તે વૃક્ષ જુદા છે **અરજુન સાજડ :**—તૂરો, મધુર, શીતળ, કાતિકારક, બલકર, લઘુ અને વ્રણશોધક છે અસ્થિભંગ, સધિભગ, કફ, પિત્ત, શ્રમ, તૃષા, દાહ, મેહ, વાયુ, હૃદ્રોગ, પાડુરોગ, વિષબાધા, ક્ષતક્ષય, મેદવૃદ્ધિ, રક્તદોષ, ઘામ, દમ, ક્ષત અને ભસ્મક, આ રોગોનો તે નાશ કરે છે× **(૧) ભિલામો ઊડે છે તેને માટે :**—અરજુન સાજડની છાલ અને પાદડા કૂટી ભિલામો જે જગ્યાએ ઊઠ્યો હોય ત્યાં લેપ કરવો **(૨) વ્રણ ભરાઈ આવવા માટે :**—અરજુન સાજડની છાલના કાઢાથી ગૂમડુ ધોવુ, એટલે તે જલદી ભરાઈ આવે છે અને તેમા જતુ વગેરે પડતા નથી, અથવા એની છાલનું ચૂર્ણ વ્રણમા ભરવુ, એટલે

ફૂલ સફેદ, નાના, એકાકી વટાકાર અથવા ૨-૪ મળી છત્રવ્યૂહમા, આ બહુ ગૂચવાયેલી હોતી નથી (૨) કસકયૂટા હાયેલીના-બહુ જ પાતળી અને ગૂચવાયેલી (આ જાત ગુજરાત-કાઠિયાવાડમા વધારે છે), રગ સુવર્ણ સમાન પીળો હોય છે (૩) કસકયુટા ચાઈનેનસીઝ-આ જાત લગભગ ૧ લી જાત(રિફ્લેકસા)ને મળતી છે આ જાત પણ ગૂચવાયેલી હોય છે ફૂલ એકાકી અથવા તૂરા જેવી રચનામા હોય છે **—સ્વા૦ કૃષ્ણાનંદ**

+ અમલબેદ—કફને દૂર કરનાર છે લવગ અને કાળા મરી એના મદનાશક છે એ ભૂખ ઉત્પન્ન કરે છે અને રક્તપ્રકોપને શાત કરે છે ખુરાસાની અજમાને મીઠાની સાથે એના રસમા સાત દિવસ ભીજવી રાખી છાયે સૂકવી, એની ફાકી કરવાથી ઉદરના અનેક રોગો, વાયુ-વાગોળો, એનો સત્વર નાશ કરે છે કેટલીક સ્ત્રીઓ વાગોળાના દરદથી તમાકુ જેવા માદક પદાર્થનુ વ્યસન ચાલુ કરે છે, તેમણે આ ઉપાય કરવો જોઈએ.

× આ પણ એક જાતનો **એન** જ છે. સસ્કૃતમા ધોળા રગને અને ઉજ્જ્વલને અર્જુન કહે છે, માટે આ ઝાડ સફેદ હોવાથી તેનુ સસ્કૃત નામ અર્જુન પડેલુ જણાય છે બીજી આવૃત્તિના સશોધકે તેને આસુંદરા તરીકે ઓળખાવ્યો છે, પરંતુ એ પદેજીના મતવ્યથી વિરુદ્ધ હતો એમણે તો આસોત્રીને જ આસુંદરો માન્યો છે

વ્રણ અને અગ્નિદગ્ધ વ્રણ એ જલદી ભરાઈ આવે છે. (૩) **અસ્થિભંગ ઉપર** —અરજુન સાજડનુ ચૂર્ણ દૂધમા પાવુ અથવા છાલ કૂટી ઉપર બાધવી, કિવા છાલનુ ચૂર્ણ ઘી ચોપડી તે ઉપર નાખવુ અને પાટો બાધવો. (૪) **પિત્તના હૃદરોગ ઉપર**:—અરજુન સાજડના છાલનો કાઢો કરી તેમા ગાયનુ દૂધ નાખી ખીર જેવુ જાડુ કરી સાકર નાખી પાવુ એથી રોગ જઈ શક્તિ આવે છે (૫) **હૃદરોગ ઉપર**:—અરજુન સાજડનુ ચૂર્ણ અને ઘઉ નો રવો સમભાગે લઈ તેમા ગાય અગર બકરીનુ દૂધ નાખી બાફવુ અને તેમા પ્રમાણસર ગાયનુ ઘી બાફતી વેળાએ નાખવુ તે મધ તથા સાકર સાથે આપવુ (૬) **ક્ષયકાસ અને પિત્તરોગ ઉપર**:—અરજુન સાજડની છાલના ચૂર્ણને અરડૂસીના રસની ૨૧ ભાવના આપી, તે ચૂર્ણ મધ, ઘી અને ખડીસાકરમા આપવુ. (૭) **હૃદરોગ, રક્તપિત્ત અને જીર્ણજ્વર ઉપર**:—અરજુન સાજડની છાલનુ ચૂર્ણ ઘી, દૂધ, મધ અથવા ગોળનુ પાણી, એ પૈકી ગમે તે એક અનુપાન સાથે આપવુ, એટલે ઉપરના રોગ દૂર થઈ તે ખાનાર ઘણા દિવસો સુધી રહે છે. (૮) **હૃદરોગ ઉપર**:—અરજુન સાજડની અતરછાલનુ ચૂર્ણ કરી તેથી ચોગણુ ઘી અને ઘીથી ચોગણો અરજુન સાજડના પાદડાનો રસ તેમા નાખી ઘી શેષ રહે ત્યા સુધી મદાગ્નિ ઉપર ઉકાળવુ અને તે સેવન કરવુ મસ્તકશૂળ ઉપર લેપ કરવાને એ ઘી ઉત્તમ છે (૯) **મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત ઉપર**:—અરજુન સાજડની અંતરછાલનો કાઢો કરી આપવો (૧૦) **કૃમિ ઉપર**:—અરજુન સાજડના વૃક્ષના ફૂલ, વાવડિગ, પીડવાગ, ભિલામો, વાળો, સુરનો ગુદ, રાળ, ચદન અને કોષ્ઠ, એઓનુ ચૂર્ણ એકત્ર કરી તેની ધૂણી એક વાર લીધાથી કૃમિનો નાશ થાય છે. આ ધૂણી પથારીને આપવાથી માકડ અને ચાચડ મરે છે (૧૧) **રક્તાતિસાર ઉપર**:—અરજુન સાજડની છાલ દૂધમા વાટી મધ નાખી પાવુ. (૧૨) **વાતરોગ ઉપર**:—અરજુન સાજડની છાલનુ ચૂર્ણ મધ અને માખણમા મેળવી લેપ કરવો અથવા અરજુન સાજડની છાલ, મજીઠ અને અરડૂસા, એઓને મધમા મેળવી લેપ કરવો. (૧૩) **હૃદરોગ ઉપર**:—ઘઉ અને અરજુન સાજડનુ ચૂર્ણ બકરીના દૂધમા ગાયનુ ઘી નાખી સીજવવુ અને મધ, સાકર એ સાથે સમભાગે ખાવુ તેથી માણસનો તીવ્ર હૃદરોગ શાત થશે. (૧૪) **તારુણ્યપિટિકા (ખીલ) ઉપર**:—અરજુન સાજડની છાલને દૂધમા વાટી લેપ કરવો.–

૨૫ **અરડૂસી**—સ૦ અટરુષ મ૦ અડૂળસા હિ૦ અરુસા, અડૂસા, વાસા, વિસોટા, બ૦ બાકસ, વાસક. ક૦ આડસોગે ત૦ આડાસાર, આડાપાકુ તા૦ આડાડોડાઈ તુ૦ યેડુ મદ્દીતપ્પુ. મલા૦ અટાલોટક લા૦ અધાટોડા વાસીકા વ૦ અડૂસલા

અરડૂસીના છોડ સર્વત્ર પ્રસિદ્ધ છે એમા ધોળી અને કાળી એવી બે જાત છે ધોળી અરડૂસીનો રગ ધોળો અને કાળી અરડૂસીના ઝાડનો રગ કાળો હોય છે કાળી અરડૂસીના પાદડા કુડાનાં પાદડા જેવા, પરતુ મૃદુ હોય છે આ પાદડા ઉપર ધોળા અથવા કોઈ પણ પ્રકારના ડાઘ હોતા નથી આ અરડૂસી ધોળી અરડૂસી કરતા ઘણી જ ઉષ્ણ અને કફનાશક છે **ધોળી અરડૂસીનાં** પાદડાનો રગ લીલાશ ઉપર હોઈ, તે ઉપર ધોળા રગના ચાઠા હોય છે. અરડૂસીના ફૂલો ધોળા હોય છે. અરડૂસીનુ ઝાડ ૧–૨ માથોડા ઊચુ વધે છે. એના લાકડા કોમળ અને હલકા હોવાથી એના કોલસા દારૂમા નાખવાના કામમા આવે છે **અરડૂસી***—શીતવીર્ય, હૃદ્ય, લઘુ, તીખી, કડવી

---

– અર્જુન હૃદયોત્તેજક, હૃદયબલ્ય, રક્તસ ગ્રાહક, રક્તસ્થાપન, શોથહર, સધાન અને વ્રણલેખન છે. પ્રમાણ છાલના ચૂર્ણનુ ોાા થી ૧ તોલા સુધી દૂધમા ઉકાળીને આપવુ અર્જુનની છાલની રાખમા ૪૩ ટકા ચૂનાનો ક્ષાર છે એ ક્ષારમા ૩૪ ટકા શુદ્ધ ચૂનો (કેલ્સિયમ કાર્બોનેટ) અને ૧૯ ટકા કષાય દ્રવ્ય (ટેનીન) છે અર્જુન સૂક્ષ્મ રક્તવાહિનીઓને ધીરેધીરે સકુચિત કરે છે, જેથી રક્તદબાવ વધે છે હૃદયની પોષણક્રિયા યોગ્ય રૂપે થાય છે હૃદયનો વિશ્રાંતિસમય લબાય છે એટલે હૃદયને બળ મળે છે હૃદયના ધબકારા બરાબર અને બળપૂર્વક થાય છે અને તેની સખ્યા ઓછી થાય છે રક્તવાહિનીઓમાથી પાણી શરીરમા ટપકે છે તે આનાથી ઓછુ થાય છે. એટલે હૃદયને ઉત્તેજન મળે છે, એ ઉપરાત રક્તને પણ સુધારે છે એટલા માટે રક્તપિત્ત અને જીર્ણજ્વરમા રક્તની રચના સુધારવા માટે અર્જુન અપાય છે અર્જુનમા ચૂનાનો અગ વધારે હોવાથી તૂટેલા હાડકાઓ જલદી સધાય છે—**સ્વા૦ કૃષ્ણાનંદ**

* **અરડૂસીના** પાદડા લાબા, અણીદાર, જાંબુ(જમરૂખ)ના જેવા હોય છે એ કફજનિત અસખ્ય

અને સ્વર્ય છે. તે ઉધરસ, કમળો, શીતપિત્ત, વિષ, જ્વર, કફ, શ્વાસ, મેહ, ક્ષય, તૃષા, અરુચિ, કુષ્ઠ અને ઊલટી—એઓનો નાશ કરે છે. **(૧) શ્વાસ, કાસ (ઉધરસ), રક્તપિત્ત અને કફક્ષય ઉપર:**—અરડૂસીના પાદડાનો ફૂલો સહિત રસ કાઢી મધમા આપવાથી કેટલાએક દિવસના દમ, ઉધરસ હોય તો તે અને કફક્ષય દૂર થાય છે. **(૨) કફપિત્તજ્વર, રક્તપિત્ત અને કમળા ઉપર:**—અરડૂસીના પાદડાનો ફૂલો સહિત રસ કાઢી તેમા સાકર અને મધ નાખી આપવો **(૩) રક્તપિત્ત ઉપર:**—અરડૂસીના રસની સાત ભાવના હરડેને દઈ તે સેવન કરવી; અથવા મધ અને અરડૂસીનો રસ સમભાગ લઈ તે સેવન કરવો. **(૪) સુખે પ્રસૂતિ થવા માટે:**—અરડૂસીના મૂળ ઉકાળી નાભ અને ગુહ્યસ્થાને લેપ કરવો તથા કેળનો કાદો કમરે બાંધવો. **(૫) શ્વાસ ઉપર:**—અરડૂસીનો રસ અને ગાયનું માખણ એકત્ર કરી તેમા ત્રિફળાનું ચૂર્ણ નાખવું અને તે આપવું **(૬) ખસ ઉપર:**—અરડૂસીના કુમળા પાદડા અને આંબાહળદર, એ ગોમૂત્રમાં એકત્ર વાટી તેનો ખસ ઉપર લેપ કરવો, કિંવા પાદડા પાણીમા ઉકાળી તે પાણીથી સ્નાન કરવું **(૭) પિત્તજનિત પ્રદર ઉપર:**—અરડૂસીના રસમા મધ નાખી આપવું. **(૮) શ્વેત પ્રદર ઉપર:**—અરડૂસીના મૂળનો રસ મધમાં આપવો, એટલે સફેદ ધાત જતી બંધ થશે. **(૯) બાળકના કફવિકાર ઉપર:**—અરડૂસીના તાજાં પાદડા લાવી તેનો પુટપાકથી રસ કાઢવો. **પુટપાકની કૃતિ:**—અરડૂસીના પાદડા કેળના પાદડામાં બાંધી ઉપર માટીનો લપેટો દઈ અંગારામા મૂકી પછી બહાર કાઢી ઉપરના કેળના પાદડા કાઢી નાખી અરડૂસીના પાદડા હાથ ઉપર મસળી રસ કાઢવો. આ રસ શુમારે ૨૦ ટીપા, તેલિયા ટંકણખારની ફુલાવેલી ભૂકી બે ચણોઠીભાર અને મધ ચાર માસા, એ સર્વ એકઠું કરી ચાટવા જેવું કરી રાખવું. એ ચાટણ દિવસમા ચારપાચ વખત છોકરાની શક્તિ પ્રમાણે ચટાડવું. તેથી કફનો નાશ થઈ બાળક હોશિયાર બને છે **(૧૦) ઉધરસ, ક્ષય, શ્વાસ અને રક્તપિત્ત ઉપર:**—અરડૂસીના પાદડાને બાફ આપી હાથ ઉપર ચોળી રસ કાઢવો. તેમા સાકર નાખી મધ જેવું જાડું થાય ત્યા સુધી પાક કરવો પછી તેમા બહેડાનું ચૂર્ણ અને હળદરનું ચૂર્ણ નાખી રાખી મૂકવું તથા તે ઉપરાઉપરી ચટાડતા જવું **(૧૧) કફ ઘણો જાડો હોય તે ઉપર:**—ગરમ ચામા અરડૂસીનો રસ, સાકર, મધ અને બે ચણોઠીભાર સંચળ નાખી એ આપવું. **(૧૨) કાસ, શ્વાસ ઉપર:**—અરડૂસીના કાઢામા સાકર અને મધ નાખી આપવું અથવા અરડૂસીના રસમા મધ અને સિંધવ નાખી તે આપવું. **(૧૩) કફજ્વર ઉપર:**—અરડૂસી, નાગરમોથ, ધમાસો, સૂંઠ, ભારંગમૂળ, એનો કાઢો આપવો. અરડૂસીના અને ડોલર(રાનમોગરી)ના પાંદડા—એનો કાઢો મધ નાખી આપવો **(૧૪) વીંછીના વિષ ઉપર:**—કાળી અરડૂસીના મૂળ ઠંડા પાણીમા ઘસી ચોપડવાં. **(૧૫) શીતળાનો આજાર ન આવવા માટે:**—અરડૂસીનો રસ અને જેઠીમધ આપવા; એટલે શીતળાનો આજાર આવતો નથી **(૧૬) ઉધરસ ઉપર:**—અરડૂસીના રસમા ફુલાવેલો તેલિયો ટંકણખાર મધ સાથે આપવો. **(૧૭) ક્ષયાદિક ઉપર:**—અરડૂસીના પાદડાનો કાઢો મધ અને ખડીસાકર નાખી આપવો, એટલે ક્ષય, રક્તપિત્ત, કાસ, કફ અને પિત્તજન્ય જ્વર દૂર થાય છે **(૧૮) ત્રિદોષ ઉપર:**—અરડૂસીનાં પાકેલા પાદડાને બાફી તેનો રસ કાઢી, તે અને આદુનો રસ એકત્ર કરી, તેમા થોડો તુળસીનો રસ નાખી, મધ અને જેઠીમધ સાથે આપવો **(૧૯) રક્તપિત્ત ઉપર:**—અરડૂસીના પાદડાનો

---

દર્દોની ભક્ષક હોવાથી સંસ્કૃતમા એને **સિંહાસ્ય** (વાઘનું મોઢું) કહેલ છે વળી પૂર્વાચાર્યોએ આ છોડના ગુણોનુ વર્ણન કરતા ભાર દઈ જાહેર કર્યું છે કે—वासाया विद्यमानायामाशाया जीवितस्य च। रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति ॥१॥ 'જીવન અવશેષ છતાં અને વાસા એટલે અરડૂસી વિદ્યમાન છતા રક્તપિત્ત, ક્ષય અને ખાંસીના રોગવાળા શા માટે પીડાય છે?' એની માત્રા ૬ માસા છે આ છોડ એક માથોડાથી વધારે ભાગ્યે જ વધે છે, રાજનિઘંટુમા લખ્યુ છે કે, 'અરડૂસીની છાલમાં કડવાશ છે અને એની છાલ તથા પાંદડા દીપન, રેચક અને આમનાશક છે એના એ ગુણોના કારણથી જૂની સંગ્રહણી અને કફના ઉપર અપાય છે. છાલનો ક્વાથ ૫ થી ૭ તોલાની માત્રાથી આપતાં બદહજમી દૂર થાય છે વળી 'દેશી વૈદ્ય' આ છાલને તાવની બીમારીની નાતકાન્તિમા પૌષ્ટિક વિધિથી આપે છે અને સ્ત્રીઓનો પ્રસવ થયા બાદ વૃક્ષની છાલ તથા પાદડાનો ક્વાથ કરીને પીવાની તાકીદ કરે છે.

રસ કાઢી પીવો (૨૦) મુખરોગ ઉપર:—અરડૂસીના રસમા મધ મેળવી તેમા ઉપરસાલનાં મૂળ ઉકાળી લેપ કરવો (૨૧) કફજ્વર અને ઉધરસ ઉપર:—અરડૂસી, ગળો અને ભોરીગણી-એનો કાઢો મધ નાખી આપવો (૨૨) રક્તપિત્ત, જ્વર, શ્વાસ અને કાસ ઉપર:—અરડૂસી, દ્રાક્ષ અને હરડે—એનો કાઢો મધ અને સાકર નાખી આપવો. (૨૩) મૂત્રાઘાત ઉપર:—અરડૂસીનો કાઢો આપવો (૨૪) દુર્ધર સૂજ, શ્વાસ, કાસ, જ્વર અને ઊલટી ઉપર:—અરડૂસી, ગળો ઊભી ભોરીગણી, એનો કાઢો મધ નાખી પાવો×

**૨૬ અરડૂસો***—સ મહાવૃક્ષ, મહાનિબ મ૦ મહારુખ. હિ૦ મહાનિબ, મહારુખ. બ૦ મહાનિબવિશેષ ક૦ દોડુમણિ તા૦ પેરુમન્તુ. તે૦ પેદમાનુ લે૦ ઐઇલેન્થસ એક્સેલ્સા

આ વૃક્ષ મોટુ વધે છે. એના ઝાડ સહ્યાદ્રિ પર્વત ઉપર ઘણા થાય છે કડવા લીમડાના પાદડા કરતા એના પાદડા મોટાં હોય છે એની સળી હાથ દોઢ હાથ લાબી હોય છે એની છાલની વાસ તજના જેવી આવે છે. એ છાલ તજના કરતા જાડી હોય છે અને કેટલાક ગરીબ લોકો તજને બદલે તેનો ઉપયોગ કરે છે એના અગમા ઉષ્ણ વાતહરણ કરવાની શક્તિ છે એનુ લાકડુ હલકું છે એ ઇમારતના ઉપયોગમા આવતુ નથી એના લાકડાના ઢોલકા, મૃદગ વગેરે બને છે ઉપયોગ:—(૧) પ્રસૂતિવાત ઉપર:—(સુવારોગ ઉપર)—અરડૂસાની છાલના રસમા તેટલો જ નાળિયેરનો અગરસ અને થોડો ગોળ નાખી પાવો પછી ત્રણ દિવસ પર્યંત અરડૂસાની છાલ, લીડીપીપર, પીપળીમૂળ, સૂઠ અને મરી, એનો કાઢો મધ નાખી પાવો. (૨) નળબંધ વાયુ ઉપર:—અરડૂસાની છાલનો રસ ગાયના દૂધમા ઉકાળી તથા સૂઠની ભૂકી નાખી પાવો. (૩) આમાતિસાર, સંગ્રહણી, વિષમજ્વર અને કફ ઉપર:—અરડૂસાની છાલનો કાઢો કરી પાવો. (૪) વાળા ઉપર:—અરડૂસાના પાદડા વાટી તેનો પાટો બાધવો. (૫) પટકી(કોલેરા)નો ઉપદ્રવ ન થવા માટે:—અરડૂસાની છાલ બારીક ન કરતા પાણીમા નાખી તે પાણી પીવુ (૬) વાયુ ઉપર:—અરડૂસાના પાલાનો રસ કાઢી તે ઘીમા પાવો. (૭) મુખરોગ ઉપર:—અરડૂસાના પાદડા પાણી

× અરડૂસીના પાનોમા ક્ષાર રહેલો છે પાનને પાણીમા ભિજાવવાથી પાણીમા મળી જાય છે અને ચલમમા પીવાથી ધુમાડાની સાથે બહાર નીકળે છે આથી કેફ ચડતો નથી, પણ એમોનિયા (નવસારમાં રહેલા તીવ્ર વાયુરૂપ દ્રવ્ય) ઉત્પન્ન થઈને દમની બેચેની ઓછી કરી આપે છે

અરડૂસી ઉત્તમ ઉત્તેજક, કફનિસારક અને સકોચવિકાસપ્રતિબધક છે ફૂલ તીખા, કડવા, જ્વરઘ્ન, મૂત્રજનન, લોહીની ઉષ્ણતા ઓછી કરનાર અને સકોચવિકાસપ્રતિબધક છે ફૂલોનો જ્વરઘ્ન ધર્મ ચડતા-ઊતરતા તાવમા સ્પષ્ટ જોવામા આવે છે મૂળ જ્વરઘ્ન, મૂત્રજનન, શ્લેષ્મનિસારક, નિયતકાલિક જ્વરપ્રતિબધક, કૃમિઘ્ન અને રોથપ્રગમન છે ફૂલમા પાન અને મૂળના કરતા સકોચવિકાસપ્રતિબધક ધર્મ વધારે રહેલ છે પાનના કરતા મૂળમા શ્લેષ્મનિસારક ધર્મ અધિક છે પાનની ક્રિયા ત્વચા પર વધારે થાય છે એટલે પાન સ્વેદજનન છે અરડૂસીમા મુખ્ય ધર્મ કફને પાતળો કરવો અને ખાસીના વેગને ઓછો કરવો, એ છ **પ્રમાણ** –પાનનો પુટપાક કૃતિથી કાઢેલો રસ ૦ાા થી ૧ાા તોલા સુધી થોડુ મધ મેળવીને આપવો. લીંડીપીપરનુ ચૂર્ણ મેળવવાથી ગુણમા વધારો થાય છે ફૂલ ૫ થી ૧૦ રતી મધની સાથે અથવા કાઢ કરીને આપવા મૂળ ૨ થી ૫ રતી

—**સ્વામી કૃષ્ણાનંદ**

* અહી શ્રી પદેજી પોતાના બૃહન્નિઘટુમા દેશાતરીય નામ ઉપરોક્ત આપે છે, પરતુ શાલિગ્રામ નિઘટુમા આ સઘળા નામો હિ૦ મીઠાનીમ, મ૦ કઢયાનીબ અને ગુજરાતીમા મીઠો લીમડો (બકાણ સિવાય) એ નામો આપ્યા છે પાન મોટા હોય છે તે ૨-૪ ફૂટ લાબી શાખાઓને છેડે હોય છે એ ઉપરાત લાબી સળીની ઉપર ૪ થી ૮ ઇચ લાબા પાન ૨૪થી ૩૦ સુધી હોય છે પાનમાથી ઉગ્ર વાસ નીકળે છે છાલમા ગધ હોતી નથી

અરડૂસો અને કડા છાલનો ધર્મ લગભગ સમાન છે દીપન, કટુ, પૌષ્ટિક, જ્વરઘ્ન અને ગ્રાહી **પ્રમાણ**:–૦ાા થી ૦ાા તોલો વિશેષત નારિયેળનુ પાણી મેળવી ખીર કરીને અપાય છે અરડૂસો અને અરલુ બને જાતના વૃક્ષ વરાડમા થાય છે અને એ બન્ને જાત જુદી છે અરડૂસાની ડાળી મોટી ને મજબૂત હોય છે અને અરલુ(ટેટુ)ની ડાળી એરડકાકડીની જેવી નિર્બળ હોય છે વળી અરલુની ફળી તલવારના આકારની ને ૧ાા થી ૨ હાથ લાબી હોય છે, જ્યારે અરડૂસાની ફળી ૩ થી ૪ ઇચ લાબી અને ૦ાાથી ૧ ઇચ પહોળી હોય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

નાખી વાટવા ને તેનો રસ કાઢો પાવો. (૮) વિષ ઉપર:—અરડૂસાના પાદડાનો રસ કાઢી તેમા આમલી ચોળી પાવો (૯) મુખપાક ઉપર:—અરડૂસાના પાદડાનો રસ ઘીમા પાવો. (૧૦) **ધનુર્વાત** ઉપર:—અરડૂસાના પાદડાનો બાફ આપવો, એટલે ધનુર્વાત ત્વરિત દૂર થાય છે

**૨૭ અરણી**—સં૦ અગ્નિમંથ. મ૦ ટાકળી, નરવેલ હિં૦ અગ્ની, અગેથુ, ગણિયારી, ક૦ નરુબલ તૈ૦ નેલીચેટ્ટુ. બં૦ ગણીર, આગગન્ત. લા૦ કલેરોડેન્ડ્રાન ફ્લેમોઈ ડિસ. વ૦ ટાઈફળ.

**અરણીને એરણ** પણ કહે છે. અરણીમા નાની ને મોટી એવી બે જાતિ છે તથા ધોળી અને કાળી એવી પણ બે જાતિ છે. નાની જાતિના ઝાડ માથોડુ દોઢ માથોડુ ઊંચા વધે છે મોટી જાતિના ઝાડ ઘણા જ ઊચા વધે છે. એના પાદડા કાત્રાદાર હોઈ, તે નરવેલા(નાની અરણી)ના પાદડા કરતા નાના હોય છે અરણીના ફૂલોની બહાર આવે છે, તે સમયે એ ફૂલો ઉપર થઈને આવેલા વાયુની લહર સુગધીદાર હોઈ, મનને આહ્લાદ આપે છે. ગામડાઓમા ખેતરની વાડ વગેરે ઠેકાણે આ ઝાડ ઘણા થાય છે કાળી અરણીના મૂળોનું તેલ કાઢે છે. દશમૂળોમા એનાં મૂળ આવે છે. **મોટી અરણી:**—તીખી, ઉષ્ણ, મધુર, કડવી, તૂરી અને અગ્નિદીપક છે વાયુ, સળેખમ, કફ, સોજા, અર્શ, આમવાત, મલાવરોધ, અગ્નિમાદ્ય, પાડુરોગ, વિષદોષ, આમ તથા મેદરોગનો નાશ કરે છે. **નાની અરણીનાં**× મૂળ મોટી અરણીના જેવા જ ગુણવાળા છે, પરતુ વિશેષ કરી લેપ, પાટો બાધવો, એ વિષે હિતકર છે અને સોજાનો નાશ કરે છે ઉપયોગ:—(૧) સોજા ઉપર:-અરણીના પાલાનો પાટો બાધવો (૨) શીતજ્વર ઉપર:—અરણીના મૂળ મસ્તકે બાંધવા (૩) વાઘ કરડ્યો હોય તો:—અરણીનો પાલો મીઠું નાખી બાધવો. (૪) અંડ ઊતર્યા હોય તો:—અરણીનો પાલો વાટી ગરમ કરી પાટો બાધવો અને તાબાની સળી વડે પગની અનામિકા આગળીના નખ ઉપર ડામ દેવો (૫) જીર્ણજ્વર ઉપર:—ધોળી અરણીના મૂળ વિધિયુક્ત ચોટલીએ બાધવા. (૬) ત્રિદોષ-ગુલ્મ ઉપર:—નાની અથવા મોટી અરણીના મૂળનો કાઢો કરી ગરમ હોય તેમા જ ગોળ નાખી પાવો (૭) વસામેહ ઉપર: અરણીના મૂળનો કાઢો પાવો. (૮) શીતપિત્ત ઉપર:— અરણીના મૂળનુ ચૂર્ણ ઘીમા નાખી ખાવા માટે આપવુ. (૯) પક્ષાઘાત, સંધિવાયુ અને સોજા ઉપર:—કાળી અરણીના મૂળનુ તેલ કાઢી, તે તેલનો દરરોજ લેપ કરતા જવુ અને શેકતા જવું.

**૨૮ અરલુ**—સં૦ શ્યોનાક. મ૦ ડીડા, ટેંટુ. કો૦ ટેટવે, જગદળા, ફળફળા. હિં૦ સોના-પાઠા. અરલુ-ટેટું. બં૦ સોના ક૦ શો ડીલમર, તિગડુમર, હેગ્ગુગડટીમર તૈ૦ પેદ્દામાનુ. લા૦ ઓરોકિસલમ્ ઇડિકમ્

**અરલુનાં** ઝાડ ઘણા મોટા થતા નથી. એના પાદડા કાઈક મરીના પાદડાં જેવા હોય છે અને ડાળા પપઈના ઝાડ જેવાં પોચા હોય છે એને શિગો આવે છે તે ચાર આગળ પહોળી અને બે હાથ લાંબી હોય છે. એમા શુમારે બસો અઢીસો બિયાં હોય છે ને તે કપાસના જેવા હોય છે. જ્યારે એની શિગો કુમળી હોય છે, ત્યારે તેનુ શાક અને અથાણુ કરે છે. એ શિગોનો આકાર આબેહૂબ તલવાર જેવો હોય છે અરલુના મૂળોની અંતરછાલ લીલા રગની હોય છે. દશ-મૂળોમા અરલુના મૂળ આવે છે. એને 'ટેટવે' એમ પણ કોઈ કહે છે. **અરલુ**—તૂરું તીખું, કડવુ, અગ્નિદીપક, ગ્રાહક, શીતળ. વૃષ્ય, બલપ્રદ અને વાત, પિત્ત, સન્નિપાત, જ્વર, કફ, ત્રિદોષ, અરુચિ, આમવાત, કૃમિ, ઊલટી, અતિસાર, તૃષા, કોઢ એનો નાશ કરે છે. પુટપાકકૃતિએ એનો રસ કાઢી ભક્ષણ કરવાથી, ઘણા દિવસનો અતિસાર હોય તોપણ તેનો નાશ થાય છે એનાં **કુમળાં ફળ**—તૂરા, મધુર, લઘુ, હૃદ્ય, રુચ્ય, પાચક, કંઠને હિતાવહ, અગ્નિદીપક, ઉષ્ણ, તીખાં અને ખારા છે. એ ગુલ્મ વાયુ, કફ, અર્શ, અરુચિ અને કૃમિ, એઓનો નાશ કરે છે એના **જૂનાં ફળ**—ગુરુ અને વાયુને કોપાવનારા છે ઉપયોગ:—(૧) કર્ણશૂળ ઉપર:—અરલુના મૂળ લાવી બરીક વાટો તેનાથી ચોગણુ તલનુ તેલ લઈ અને તેમા તલના તેલ જેટલુ પાણી નાખી ચૂલા ઉપર મૂકી,

× **નાની અરણીનું** વર્ણન આ ગ્રથમા આપેલુ છે ત્યા જેતુ ખેડેલા ખેતરમા ઊગેલી અરણી વધારે ફળદ્રૂપ મનાય છે, તેમ તેમાથી અગરસ પણ થોડી મહેનતે બહોળો નાકળે છે એનુ ફૂલ સફેદ પાચ પાખડીના બહારના આચ્છાદનથી ઢકાયેલુ હોઈ, તેમા પાચ પુરુષ અને એક સ્ત્રીકેસર હોય છે

થોડોથોડો દેવતા સળગાવી પાક કરી શુદ્ધ તેલ રહે એટલે તે તેલ લઈ કાનમા પાડવુ, એટલે ત્રિદોષથી ઉપજેલ કર્ણશળ દૂર થાય છે. **(૨) સર્વાતિસાર ઉપર:**—અરલુની છાલનો અંગરસ પાવો અથવા છાલનો પુટપાક રીતે રસ કાઢી તેમા મધ અને મોચરસનુ ચૂર્ણ નાખી તે રસ પાવો **(૩) આગંતુક વ્રણ ઉપર અને વ્રણ થઈ, રક્તસ્રાવ થતો હોય તો:**—અરલુની છાલ અથવા પાદડા વાટી બાંધવા એટલે જખમ રુઝાઈ જાય છે, તેમ જ અરલુના રસમા તેલ સિદ્ધ કરી તે ચોપડવુ. **(૪) રક્તાતિસાર ઉપર:**—અરલુના પાદડા, છાલ અને મૂળ, એનો રસ પાવો **(૫) પ્રમેહ ઉપર:**—અરલુની છાલ વાટીને પાવી **(૬) બરોળ ઉપર:**—અરલુની શિગોમાના બિયાનુ ચૂર્ણ અને પાપડિયો ખાર (સચોરો), એની ગોળમા ગોળી કરી આપવી. **(૭) સર્વ પ્રકારની ગરમી ઉપર ત્વરિત ગુણ આવવા માટે:**—અરલુના ઝાડની અગર મૂળની છાલ લાવી બારીક કરી સૂકવવી પછી તેમાથી અર્ધો તોલો અથવા વધારે છાલ લઈ તે ચારપાચ તોલા પાણીમા પલાળી રાખવી ચાર ઘડી ગયા પછી આ છાલ બારીક વાટી પહેલાના જ પાણીમા મેળવી તે પાણી વસ્ત્રગાળ કરી સાકર નાખી પાવુ એ પ્રમાણે સાયકાળે પણ આપવુ ૭ દિવસ આ પ્રમાણે કરવુ પથ્ય—ઘઉં, ઘી સાકર, રોટલી, દાળ વગેરે અલૂણુ (મોળુ) ખાવુ, ભાત ખાવો નહિ. સાત દિવસ સ્નાન કરવુ નહિ આઠમે દિવસે કડવા લીમડાના પાણી વડે સ્નાન કરી પથ્ય છોડવુ **(૮) ગરમીના યોગે આખા અંગ ઉપર ચાંદીઓ પડી હોય તે ઉપર:**—અરલુની છાલ લીલી અગર સુકાયલી ઘસી ચોપડવી, એટલે ચાદીઓ સારી થાય છે **(૯) ખરજવા ઉપર:**—અરલુની છાલ દહીમા વાટી ચોપડવી **(૧૦) બરોળ ઉપર:**—અરલુની છાલ ગોમૂત્રમા વાટી પાવી અથવા છાલનુ ચૂર્ણ ગોમૂત્રમા આપવુ. **(૧૧) મૂળવ્યાધિ ઉપર:**—અરલુની છાલ, ચિત્રકમૂળ, ઇંદ્રજવ, કરંજની છાલ, સિધવ અને સૂઠ, એનુ ચૂર્ણ કઢીમા નાખી સાત દિવસ પાવુ. એટલે મૂળથી મસા ગરી પડે છે **(૧૨) મુખપાક ઉપર:**—અરલુની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા ×

**૨૯ અરસ**—આ વનસ્પતિ બગાળી લોકોને વધારે જાણીતી છે. બીજે પણ થાય છે, એમ અમને મળેલી કેટલીક માહિતી ઉપરથી અનુમાન થાય છે, પરતુ તે અપ્રસિદ્ધ હોવાથી, તેના નોખા-નોખા દેશના નામો, અનુભવ, ગુણદોષ અને ઔષધિપ્રયોગ વગેરે વિષે વિશ્વાસપાત્ર માહિતી મળતી નથી. અરસ એ એક ક્ષુપ જેવુ છે એને ડાળીઓ હોતી નથી, એને પાદડા એકાતરે આવે છે. એની લબાઈ પહોળાઈ કરતા વધારે હોય છે તેના બહારના છેડા ઉપર અણી નીકળેલી હોય છે. એની કિનારી સરખી હોય છે દીટડું મધ્યમ લબાઈનુ હોય છે. પાદડાના દીંટડાના મૂળથી ઊગી નીકળેલા લાબા પુષ્પદડ ઉપર ધોળા રગના પાચ અથવા ૭ પાખડીનાં નાના ફૂલો આવે છે. ફળ નાનાં બોર જેવડા હોય છે.

આના ગુણદોષ અને ઔષધિ-ઉપયોગ સબધી ખાતરીલાયક માહિતી ફક્ત એટલી જ મળે છે કે, આના પાદડાના રસનો ઉપયોગ ગ્રથિક શોથ (ગાઠ સબધી સોજો) અને સંધિવાયુ ઉપર સારો થાય છે એ ઉપરથી એમા વાયુનાશક ધર્મ (ગુણ) છે, એ તર્ક કરી શકાય છે.

**૩૦ અરીઠાં**—સં૦ અરિષ્ટ મ૦ વ૦ કા૦ હિં૦ રિઠા કો૦ રીગી ક૦ અટાલ, અરીટાલ તૈ૦ કકુ, કુન્કુ તા૦ પુવંડી તુ૦ તુરકોઈ દમારા, મલા૦ ચાબા કાઈમાર ગો૦ રિથ્યારુકુ ફા૦ ફીદક—હિદી અ૦ બુદક. ઈં૦ શોપબેરી, સોપનટ ટ્રી. લા૦ સૅપિન્ડ્સ ટ્રિફોલીએટ્સ.

**ભરતખંડવાસી આર્ય જનોના** ઉદરનિર્વાહ તથા શરીરરક્ષણ માટે દયાળુ ઇશ્વરે ધનધાન્ય તથા વનસ્પતિની એટલી બધી સ્વાભાવિક ઉત્પત્તિ કરી છે, કે તેઓને પરદેશીઓના હાથ સામુ

× અરલુના મૂળની છાલ ઉત્તમ સ્વેદજનન, કાઇક વેદનાસ્થાપન, સ્તભન અને વ્રણઘ્નપણ છે શોથ અને વાતપ્રધાન રોગોમા અરલુના મૂળ ઘણા વપરાય છે તીવ્ર આમવાતમા બહુ જ સારુ કામ કરે છે એલોપેથીમા જેવી રીતે એલીસીલિક ઍસિડ છે, તેવી જ રીતે દેશી દવાઓમા અરલુ છે આની છાલની સાથે અફીણ મેળવી શકાય છે તેમ જ સિધાલૂણ પણ આપી શકાય છે છાલ ગ્રાહી હોવાથી કબજિયાત થાય તો એરડિયુ આપવુ જોઈએ **પ્રમાણ**—૧૦ થી ૨૦ રતી મૂળની છાલ ત્રિકટુની સાથે આપવી, કાઢ કરવો હોય તો સૂઠ મેળવીને આપવો, કવાથ કરવાથી સ્તભન ગુણ વધી જાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

જોવાનો કદી પણ પ્રસંગ આવે જ નહિ. આ આપણા ઉપર તેનો કેટલો બધો ઉપકાર! પરંતુ આપણે એટલા કૃતઘ્ન, બેશરમ, નફટ, પેટભરા, વિષયાંધ તથા મદાંધ છીએ કે આપણને તે દયાળુ પરમેશ્વરનો સ્વાભાવિક ઉપકાર ઘણો તુચ્છ જણાય છે! ઇંદ્રના નંદનવનમાંહેની હવા કરતા પણ વધારે આહ્લાદકારક તથા હિતકારક હવાની સોઈ હજારો ઠેકાણે આપણને દયાળુ ઈશ્વરે આપેલી છે; છતાં તે તુચ્છ માની **સ્વીટ્ઝરલેંડ** વગેરે પારકા દેશમાના ઠેકાણાનો જ આપણા રજવાડાઓને સ્વાદ લાગ્યો! સ્ફટિક જેવું શુભ્ર સ્વચ્છ અને અમૃત સમાન મીઠું તથા ગુણકારક ઉત્તમ પાણી આપણા દેશમા ઠેકાણે ઠેકાણે છે, છતા તે તરફ આપણે ડોકિયું કરીને પણ ન જોતા **સોડાવૉટર, બ્રાંડી** વગેરે અશુદ્ધ પેયો જ આપણા શ્રેષ્ઠ વર્ગને પ્રિય જણાવા લાગ્યા!! **નલ–ભીમાદિ** પાકશાસ્ત્રવેત્તાઓનો સર્વવ્યાધિહારક પાક આપણને મીઠો ન લાગતા, ૩૦૦૦ કોશ ઉપરથી આવેલા નિષિદ્ધ માંસાદિ પદાર્થો નિત્ય સેવન કરવાને **રાજકુલોત્પન્ન** કુલનોની જિહ્વા ચેષ્ટાલી પણ બની! દુર્ધર વ્યાધિહારક એવી હજારો ઔષધિના ગુણાનુવાદ **ધન્વંતરિ, આત્રેય, અશ્વિનીકુમાર, પરાશર, ચરક, સુશ્રુત, વાગ્ભટ, અગ્નિવેશ** અને **વંગસેનાદિ** મહાન **ઋષિવર્યોએ** લખી ગયેલા છતાં એ ઔષધિને તૃણ સમાન ગણી આપણે પરદેશીઓનુ કાચપાત્રમાનુ અપવિત્ર તથા અહિતકારક પાણી જ જાહ્નવીતોય જેવુ માન્યું! ત્યારે ધન્ય છે આપણા શાણપણાને, ન્યાયનીતિને, દૂરદર્શિતાને તથા અક્કલને! આવા વિપરીતાચરણો વડે આપણે હીન, દીન, દુર્બલ, અશક્ત, કંગાલ તથા અન્ન માટે મોહતાજ કાં ન થઈએ? આપણા ઘરબારમા તથા વનવગડામા શું છે, એ ન જોતા આપણે વિષયમા જ નિમગ્ન થઈએ, ત્યારે તેનુ પરિણામ વિપરીત જ આવે તેમા શી નવાઈ?

**અરીઠાનાં** ઝાડ આ દેશમા ઘણુ કરી સર્વ ઠેકાણે થાય છે. આ વૃક્ષ ઘણું જ મોટું થાય છે. એના પાદડા **ઉંબરાનાં** પાદડા કરતા મોટા હોય છે. આપણને 'અરીઠા' એ વૃક્ષ બહુ જ થોડા ઉપયોગમા આવતુ હોય એવુ દેખાશે, પરંતુ એ કેવળ ભ્રમ છે. જુઓ, દયાળુ પરમેશ્વરે આપણને એ કેટલી મોટી બક્ષિસ આપેલી છે, કે આપણને અન્ય લોકોની પેઠે સાબુ તૈયાર કરવાને કદી પણ શ્રમ પડે નહિ. અરીઠા મળે તેટલા વગડામાથી લાવ્યા કે આપણો સાબુ થયો જ. તે પ્રમાણે શિકેકાઈ વૃક્ષનુ પણ સમજવુ. આ ઈશ્વરનિર્મિત સાબુ, પરદેશીઓના ચરબીમિશ્રિત નિષિદ્ધ સાબુ કરતા માગણો સોંઘો તથા ગુણોમા અતિશય ઉત્તમ છે, પરંતુ એવી ઈશ્વરની અમૂલ્ય બક્ષિસનો આપણે ઉપયોગ ન કરતા તેને 'કુછ બિસાત' સમજી ચરબીમિશ્રિત ક્ષાર ઘણા પ્રેમથી આપણે મોઢે ઘસીને મોઢું ચોળતા બેસીએ છીએ; એનુ શું કહેવુ? અરીઠાના યોગે અંગ સ્વચ્છ થતુ નથી કે શું? ના, તેમ નથી. કેટલોયે ઊંચો તથા સુગંધી સાબુ હોય, તોપણ આપણા અરીઠા અને શિકેકાઈ સાથે તેની કદી પણ બરોબરી થશે નહિ. ખસ, ચાંદીઓ વગેરે ચામડીના રોગ ધોવાના સાબુ કરતા અરીઠા જ ઉત્તમ છે. આમ છતા પણ અરીઠાનો ઉપયોગ ન કરતા વધારે મોંઘો અને અપવિત્ર સાબુ આપણે નિત્ય શરીરે ચોળીએ છીએ! આ કેવુ વિપરીત આચરણ છે? કેવળ અજ્ઞાનથી જ આપણે આડે માર્ગે ચાલ્યા છીએ.

**અરીઠાનાં** ફળની અંદર જે **કઠિન** અને **કાળાં બી** હોય છે, એના નાના બાળકોને નજર લાગે નહિ તે માટે નજરબુટ્ટા કરે છે. અરીઠાના બી પલાળી રાખી તેમા છિદ્ર પાડી તેની માળાઓ કરી શોભા માટે ઘોડાના ગળામા બાંધે છે. અરીઠાના પાદડાના રસમા પારો ઘૂંટવાથી તેની હાથમા લેવા જેવા ગોળી થાય છે. સ્વચ્છ કરેલા વાસણ ઉપર એ પારો ચોળવાથી તે વાસણ ઉપર સારો ઝળકો (ગિલેટ) બેસે છે. દાગીના વગેરે ઊજળા કરવાના કામમા પણ સોની લોકોને અરીઠાનો દરરોજ ખપ પડે છે. અરીઠા શરીરે ચોપડી સ્નાન કરવાથી અંગ ઉપરનો મેલ નીકળી જઈ અંગ સ્વચ્છ અને કેશ નિર્મળ થાય છે. મેલા કપડા પણ અરીઠાના પાણીમા ધોવાથી સ્વચ્છ થાય છે. સાબુ જેવા અશુદ્ધ અને મોંઘા પદાર્થનો આ કામમા ઉપયોગ ન કરતા સ્વદેશમા ઉત્પન્ન થનારા અરીઠાનો જ ઉપયોગ કરવો, એટલે સ્વકીય વસ્તુ ઉપરનુ આપણુ અભિમાન કાયમ રહી એકંદર બધાઓનુ હિત જ થશે. **અરીઠા:**—તીખો, પાકકાળે તીક્ષ્ણ, ઉષ્ણ, લેખન, ગર્ભપાતકારક, લઘુ, સ્નિગ્ધ અને ત્રિદોષ, ગ્રહપીડા, દાહ, શૂળ એઓનો નાશ કરે છે. **ઉપયોગ: (૧)** અરીઠાં એ મોટા **વિષનાશક**

પદાર્થ છે સર્પદંશ થાય તો અરીઠાનુ પાણી કરી તેનુ આખોમા અજન કરવુ એટલે વિષ ઊતરે છે વિષનુ જોર ઘણું જ વધારે હોય તો અરીઠાનુ પાણી કરી તે પાવુ, એટલે ઊલટી થઈ વિષ જલદી ઊતરે છે **અફીણ, વછનાગ, સોમલ, મોરથુથુ. હરતાલ** ઇત્યાદિ કોઈ પણ વિષ પેટમાં ગયુ હોય તો અરીઠાનું પાણી કરી પાવુ; એટલે વમન થઈ સર્વ પ્રકારના વિષ ઊતરે છે અંજન કર્યા પછી અરીઠાના પાદડાના રસને પણ સર્વાગે ચોળવો અરીઠાના અંજનથી વિષ ઊતર્યા પછી આખોમા આગ (બળતરા) થાય છે અને આખો લાલ થાય છે તે નાશ થવાને તુરત જ આખોમા માખણ કિવા તાજું ઘી બેત્રણ દિવસ આજવુ, એટલે આખો સારી થાય છે કોઈ પણ રોગ ઉપર અરીઠાનુ અજન કર્યાથી રોગ ઊતર્યા પછી તુરત જ આખોમા ઘી ચોપડવુ, એટલે બળતરા થશે નહિ. **(૨) વીંછીના વિષ ઉપર:**—એક અરીઠાના કોતગની ગોળમા ત્રણ ગોળીઓ કરી પ્રથમ એક ગોળી ખાઈ ઉપર થોડું પાણી પીવુ પછી થોડી વાર બાદ બીજી ગોળી ખાઈ થોડું ગરમ પાણી પીવુ તે પછી ત્રીજી ગોળી ખાઈ ઠડુ પાણી પીવુ, એટલે વિષ ઊતરે છે. તબાકુ પીવાની ટેવ હોય તો તેણે તબાકુની પેઠે અરીઠો ચલમમા નાખી ધૂમ્રપાન કરવુ, એટલે તેથી પણ **વીંછીનું** વિષ તત્કાળ ઊતરે છે **(૩) કફ જાડો થઈ છાતી ઘેરાઈ જાય તો:**—અરીઠાની છાલ ખાવી એટલે કફ પાતળો થઈ પડશે **(૪) નળવાયુ ઉપર:**—અરીઠાનુ પાણી કરી તે પાવુ અને ફીણ પેટે ચોળવુ **(૫) મસ્તકરોગ ઉપર:**—અરીઠાના પાદડાના રસમા મરી ઘસી તે રસ નાકમા પાડવો; એટલે મસ્તકશૂળ, આધાશીશી વગેરે મસ્તકરોગનો નાશ થાય છે **(૬) પ્રસૂતા સ્ત્રીઓને એકાએક મસ્તકમાં વાયુ થઈ, મસ્તક જડ થાય છે અને ફરે છે, આંખોએ અંધારાં આવે છે, દાંત ચોંટી જાય છે વગેરે લક્ષણો થાય છે, એ વાયુને નંદવાયુ (અનંહવાત) કહે છે એ ઉપર:**—અરીઠાના ફીણનુ અજન કરવુ, એટલે વાયુના ઝાટકા બધ થાય છે પછી આખોમા માખણ અગર ઘી બેત્રણ દિવસ ચોપડવુ **(૭) ઉષ્ણતાને લીધે શરીર ઉપર લાલ અને પસરનારાં દરાજ જેવાં ચાઠાં થાય છે તે ઉપર:**—અરીઠાનુ ફીણ ચાદા ઉપર દિવસમા બેત્રણ વાર ચોપડી એકાદ કલાક સુધી રહેવા દેવુ અને સહન કરવુ પછી ગરમ પાણી વડે તે જગા ધોઈ નાખવી, એટલે તે ચાદા સારા થાય છે **(૮) તાપમાં ફરી આવ્યાથી પગે બળતરા થતી હોય તો:**—અરીઠાનુ ફીણ ચોપડવુ **(૯) વાળા ઉપર:**—અરીઠાની અંદરનુ મગજ અને હિગ ગરમ કરી બાધવી **(૧૦) અપસ્માર ઉપર:**—અરીઠા લીબુના રસમા ઘસી તેનુ નસ્ય દેવુ **(૧૧) કોલેરા તથા પેશાબમાં જલન થઈ, રુકાવટ થતી હોય તે ઉપર:**—અરીઠા ચોળી તેનુ ફીણ નીકળે તે પેટે અને પગે ચોળવુ અને પીવુ. **(૧૨) રક્તગુલ્મ ઉપર:**—અરીઠાના પાણીમા કડવી વદાવનીના મૂળ ઘસી પાવા, એટલે રક્તગુલ્મ-(પેટમા થનાર ગોળા)નો નાશ થાય છે **(૧૩) ધનુર્વાત જેવો ઢોરોને સુરડી કિંવા ધનકી રોગ થાય છે તે ઉપર:**—અરીઠાનુ ફીણ કાઢી બન્ને આખોમા અજન કરવુ ગુણ આવ્યા પછી ત્રણ દિવસ આખોમા માખણ ચોપડતા જવુ. **(૧૪) ઢોરને સર્પદંશ થાય તો:**—અરીઠાના ફીણનુ અજન કરવુ અને અરીઠાનુ પાણી એક શેર સુધી પાવુ **(૧૫) દૂઝતા હરસ ઉપર:**—અરીઠાના ફોતરા, કોયલા તથા સફેદ કાથો સમભાગે મેળવી ચૂર્ણ કરી એક રતી લઈ બે તોલા માખણ અથવા દૂધની મલાઈ સાથે ખાવા આપવુ સાત દિવસમા લોહી પડતુ બધ થઈ જાય છે મીઠુ, ખટાઈ, રાતા મરચા, ગોળ અને તેલ સાત દિવસ ખાવા નહિ આ ઔષધો ત્રણ વખત છટ્ઠે છટ્ઠે મહિને ખાવાથી મસા પણ મરી જાય છે **(૧૬) મૃગીના રોગમાં આવેલી મૂર્છા દૂર કરવા માટે:**—અરીઠાનુ પાણી કરી ફીણ આવ્યે તેનુ અજન કરવુ, એટલે તુરત મૂર્છા દૂર થાય છે મૃગી આવવાના પહેલા પણ અજન કરે તો મૃગી આવતી રોકાઈ જાય છે અરીઠાનુ ફીણ આજ્યા પછી બળતરા થાય તો થોડો વખત ઘી આજવુ, એટલે બળતરા શાત થઈ જશે *

* અરીઠાના ફળમા સાબુ ૧૧॥ ટકા, સાકર ૧૦ ટકા અને ચીકણો કફન્ન પદાર્થ-વિક્ટિન રહેલા છે. બીજમા ૩૦ ટકા સફેદ ચરબી છે અરીઠાના ફળનો ગર્ભ ઉષ્ણ, કડવો, સ્નિગ્ધ, કફન્ન, વામક અને વાતહર

**૩૧ અષ્ટવર્ગ—જીવક અને ઋષભક**:—એ હિમાલયના શિખરો પર થાય છે. એ બે કંદ લસણના કંદ જેવા હોય છે. એના પાદડા બારીક હોય છે જીવકનો આકાર કૂચા જેવો અને ઋષભકનો આકાર બળદના શિંગડા જેવો હોય છે. એ બન્ને કંદ બળવર્ધક, ઠંડા વીર્ય અને કફની વૃદ્ધિ કરનાર, મધુર તથા પિત્ત, દાહ, રક્તદોષ, કૃશતા, ક્ષય. એઓનો નાશ કરે છે. **મેદા અને મહામેદા** એ બન્ને કંદ મોરંગ વગેરે સ્થળોમા ઉત્પન્ન થાય છે જે કંદ નખથી કાપી શકાય છે અને જેમાથી મેદ ધાતુના જેવો રસ નીકળે છે તે મેદા અને તેજ પ્રમાણે જે સફેદ કંદ હોઈ આદા જેવો હોય છે તે મહામેદા તે પહેલાં સફેદ રંગનો હોય છે એ બનેના વેલા હોય છે **મેદા અને મહામેદા**:—એ ગુરુ, મધુર, વીર્યવર્ધક, સ્તન્ય (સ્તનમા દૂધ વધારનાર) કફવર્ધક, શરીરમા તત્ત્વની વૃદ્ધિ કરનાર, શીતળ અને પિત્ત, રક્તદોષ, વાતજ્વર વગેરેનો નાશ કરનાર છે. **કાકોલી અને ક્ષીરકાકોલી**:—જે ઠેકાણે મેદા અને મહામેદા થાય છે તેજ ઠેકાણે કાકોલી અને ક્ષીરકાકોલીની ઉત્પત્તિ થાય છે. કાકોલી અને ક્ષીરકાકોલીના કંદ આસકંદના (આસનના) કંદ પ્રમાણે હોય છે તેમાથી દૂધ ઝરે છે અને તેની વાસ આવે છે કાકોલીનો વર્ણ કિંચિત્ કાળો હોય છે અને ક્ષીરકાકોલીનો ધોળો હોય છે બન્ને **કાકોલીઓ** શીત, વીર્યવર્ધક, મધુર, ગુરુ, શરીરમાં ધાતુની વૃદ્ધિ કરનાર અને વાયુ, દાહ રક્તપિત્ત શોષ, જ્વર, એનો નાશ કરનાર છે. **વૃદ્ધિ અને ઋદ્ધિ**:—વૃદ્ધિ અને ઋદ્ધિ એ બન્ને કંદ કોશમાળ દેશમા ઉત્પન્ન થાય છે. એના વેલા હોય છે આ કંદને છિદ્ર હોઈ, એના ઉપર ધોળા કેશ હોય છે ઋદ્ધિનો કંદ ગાંઠ જેવો હોઈ, એના ફળ વામાવર્ત હોય છે અને વૃદ્ધિના ફળ દક્ષિણાવર્ત હોય છે. **ઋદ્ધિ** એ બલવર્ધક, ત્રિદોષઘ્ન, વીર્યવર્ધક, મધુર, ગુરુ, પ્રાણરક્ષક, ઐશ્વર્યકારક અને રક્તપિત્તનો નાશ કરે છે. **વૃદ્ધિ** એ ગર્ભપ્રદ, શીત, પુષ્ટિદાયક, મધુર, વીર્યવર્ધક અને રક્તપિત્ત, ક્ષત (વ્રણ) કાસ, ક્ષય, એઓનું નાશક છે. આ અષ્ટવર્ગ—પ્રતિનિધિ, રાજાને પણ દુર્લભ છે, એટલે વૈદ્યોએ તત્સમાન ઔષધ આપવું મેદા અને મહામેદા ન મળે તો શતાવરી આપવી. જીવક અને ઋષભક ન મળે તો ભૂય (ભૂરુ) કોળુ આપવુ કાકોલી અને ક્ષીરકાકોલી એ ન મળે તો આસકંદ આપવી. વૃદ્ધિ અને ઋદ્ધિ એના અભાવે ડુકરકંદ આપવો.

**૩૨ અસાણા (આસન)**—સં૦ હિ૦ આસન કો૦ પાલે હસાણી ક૦ હિરિયહોન્નેયભરતું મ૦ અસાણા, થેર બિબલા

એ ઝાડ મોટા વધે છે એના લાકડા ઇમારતના કામમા ઉપયોગી છે. અસાણાનાં પાંદડાં મોટા હોઈ, લાબા હોય છે. એ ઝાડ ઉપર બારીક ફળો આવે છે. કાચા ફળોનો રંગ લીલો હોય છે. પછી પીળો થતો જઈ પાકયા પછી કાળો થાય છે. એ ફળો સ્વાદમા કડવા હોય છે અસાણાની અંતરછાલ લાલ રંગની હોય છે **અસાણા**—એ ભેદનીય હોવાથી મૂત્ર-સંગ્રહણી (બહુમૂત્ર) અને કુષ્ઠનો નાશ કરે છે. **(૧) અતિસાર અને સંગ્રહણી ઉપર**: અસાણાની છાલનુ ચૂર્ણ, સાકરમાં આપવું અથવા પાણીમા છાલ વાટી પાવી.

**૩૩ અસાળિયો**—સં૦ આહલિવ મ૦ અહાળિવ. હિ૦ હાલો. ફા૦ હાલમ તુખ્મતરાતેજક. અ૦ હબ્બુરશાદ, હાકમ, બજરૂલ જીરજર ઇં૦ કૉમનક્રેસ લા૦ લેપીડિયમ્, સેટીવમ્

અસાળિયાના છોડ ખાનદેશમા નદીના અથવા ઝરાના કિનારા પર વાવે છે. એ ઝાડ નાના

---

છે મોટા પ્રમાણમા રેચક અને વામક છે આનાથી ઊલટી જલદી થાય છે અને ત્રાસ પણ થતો નથી પ્રમાણ વધારે થવા છતા પણ હાનિ પહોચતી નથી આનો લેપ વેદનાસ્થાપન અને શોથઘ્ન છે

દમ ઉપર છાતીમાથી કફ કાઢવા માટે અરીઠાની ગિરી અપાય છે જીર્ણ કફરોગ પર અરીઠા બહુ જ સારુ કામ કરે છે આથી કફ પાતળો થઈને પડે છે, તેમ જ હૃદયને શક્તિ મળે છે કફરોગમા માત્રા ઓછી જ આપવી જોઈએ કારણ આનાથી પાચનક્રિયા બગડે છે અજીર્ણથી ઉત્પન્ન ઉદરશૂળમા ફળની ગિરી ૨ રતી અપાય છે અફીણના ઝેરમા વમન કરાવવા માટે અરીઠા વપરાય છે અરીઠાની અફીણ પર વિષનાશક ક્રિયા પણ થાય છે અરીઠાનો લેપ કોઢ, ખરજ, વિસ્ફોટક, ગંડમાળ, વીંછીનુ ઝેર અને મધમાખીનુ ઝેર દૂર કરવા માટે લગાડાય છે વીંછીનું ઝેર ઉતારવા ખાવા પણ અપાય છે

**માત્રા**—૫–૧૦ રતી કફઘ્નરૂપે, ૩૦ થી ૬૦ રતી વમન માટે **—સ્વામી કૃષ્ણાનંદ**

થાય છે. અસાળિયાનો રંગ રાતો હોય છે. તે બારીક અને ચપટો હોય છે તે ઉષ્ણ, કડવો અને પુષ્ટિદાયક છે ત્વચાના દોષ, વાયુ અને ગુલ્મ, એનો નાશ કરનાર છે. **(૧) અસાળિયાની ખીર:**—પ્રથમ દૂધ ઉકાળી તેમા અસાળિયો નાખવો અને તે ખીર જેવું થાય, એટલે તેમાં ગોળ અથવા સાકર નાખવી; એટલે તે તૈયાર થાય છે. એ ખીર વાયુનો નાશ કરે છે અને કમરને જોગવર અને ધાતુ પુષ્ટ કરે છે. આ ખીર સુવાવડીને બે માસ પછી વધારે દૂધ આવવાને આપે છે. **(૨) વાયુના યોગથી જુલાબ થવા લાગે તો:**—અસાળિયાનુ ચૂર્ણ ખાડમા આપવુ એટલે બધ થાય છે **(૩) અસાળિયાનો લેપ :**—ચામડીનો દોષ અથવા લોહી બધ થયું હોય તો કિવા વાયુએ કરી સાધામા કળતર થતી હોય તો અસાળિયો પાણીમા મેળવી લેપ કરવો, એટલે તે ચોટી જઈ સારું થાય છે. **(૪) કટીશૂળ અને ગૃધ્રસી વાયુ ઉપર**—અસાળિયાની ખીર આપવી.+ **(૫) હેડકી ઉપર :**—અસાળિયો વાટી પાણીમા પલાળી રાખી ગાળીને આપવો. **(૬) ધાતુપુષ્ટિને માટે અસાળિયાનો લાડુ :**—નવું નાળિયેર લઈ તેના કોપરાને ઝીણું કરી તેમા કોપરાના પ્રમાણથી ગોળ અને અસાળિયો નાખી, ગોળ મળી જાય ત્યા સુધી તેનો પાક કરી, પછી ઠંડુ થયા બાદ તેના લાડુ વાળી ખાવા **બીજો પ્રકાર**.—૧૦ તોલા અસાળિયો લઈ ઘીમા શેકવો પછી ઘઉનો રવો પાકો શેર એક તથા અડદનો લોટ પાકો ન ગગ લઈ ઘીમા શેકવો પછી ઘી પાકો શેર એક લઈ, ઘી અને સાકરનો પાક કરી, તેમાં તે લોટ અને બેદાણા, બદામ, ચારોળી, પિસ્તા, એલચી, જાયફળ, જાવત્રી, પીપરીમૂળ, એ નાખી ચોસલા પાડવા અથવા લાડુ કરવા. ચોસલા પાડવા માટે અસાળિયો નીચે નાખી પછી તે ઉપર પાક રેડી પાડવા. આ પાક ઠંડી ઋતુમા ખાવો એ પૌષ્ટિક છે.

૩૪ **અળાઈ**—લે૦ ડાલ્બર્જિયા વોલ્યુબિલિસ એ ઝાડ ડુંગરાળ પ્રદેશમા પુષ્કળ થાય છે કોકણમાં પણ ઘણા છે. એ ઝાડ સુમારે માથોડું ઊંચુ વધે છે એના પાદડાં ઘણાં મોટા નથી હોતા. એ પાદડાનો આકાર કાંઈક કૂવાડિયાના પાદડા જેવો હોય છે. અળાઈની છાલ ઘણી જ ઠંડી છે. મરાઠીમા અળાઈને 'ઓવી' પણ કહે છે **(૧) કોઈ પણ પ્રકારની ગાંઠ થઈ હોય તે ઉપર :**—અળાઈના મૂળ ઘસી તેનો લેપ કરવો, એટલે ત્રણ દિવસમા ગાઠ બેસી જશે. **(૨) મુખરોગ ઉપર :**—અળાઈના ઝાડની છાલ મોઢામા રાખી થૂક આવે તે બહાર થૂકતા જવું **(૩) ઇંદ્રિયના અંદરના ભાગમાં ચાંદી પડે છે તે ઉપર :**—અળાઈની છાલનો રસ બે તોલા કાઢી તેમા જીરુ અને ખડીસાકર નાખી આપવુ **(૪) મધુમેહ ઉપર :**—અળાઈની છાલનો કાઢો કરી હમેશા રાત્રે સૂતી વખતે પી જવો **(૫) આમરક્તવાળા અતિસાર ઉપર :**—અળાઈની છાલ વાટી આપવી. **બીજો પ્રકાર**:—અળાઈના ઝાડને કુહાડાથી ઘા કરી, તેમાથી જે રસ નીકળે તે બાટલીમા ભરવો. પછી એ રસ નિત્ય સાકર સાથે આપવો અથવા એની છાલનો કાઢો કરી ખડીસાકર સાથે આપવો.

૩૫ **અળવી**—સં૦ કચ્ચી, કચુ મ૦ અળુ, અળવી હિ૦ અરવી, ઘુઇયા. બ૦ આશુકચુ, કચુ, ગુરી, મલાય. કેલદી ચીના મલાયલમ–મેકપાશીઝના. કો૦ આળુમ. તા શમકીલગુ. તે૦ ચમદુ પા ઉરિયા–સારુ. ઇ૦ કોકો, એડોઇસ, ઇજિપશન આરૂમ. લે૦ કોલોકેસિયા એસ્કુલેન્ટા, જૂનું નામ–કોલાકેસિયા એન્ટીકવોરમ.

આની એક ઉપજાતિ છે. તેને એલોકેસિયા ઇંડિકા (એરમ ઇન્ડીકમ) કહે છે તેને હિંદીમા માનકંદ; બગાળી અને આસામીમા માનકચુ, સસ્કૃતમા માનક; મરાઠીમા અળુ કહે છે.

અહીં નીચે પદેજીએ વર્ણન કરેલુ છે તે પહેલી જાતિનુ છે માનકંદ જલોદર, સર્વાંગશોથ અને સધિવાતમા લાભદાયક છે.

અળવીના કદ હોય છે. તેમાથી તેની ઉત્પત્તિ થાય છે અળવીમા અનેક જાતો છે. રાજાળુ, ધાવઅળુ, કાળા અળુ, પાનઅળુ, રુખઅળુ (વૃક્ષ ઉપરનુ અળુ), માડીઅળુ, મુડજે અળુ, ગિમ-

+ ગોળ અથવા સાકર જોઈએ તેટલા લઈ તેમા પાણી મેળવી, દેવતા ઉપર મૂકીને તેમા અસાળિયો નાખી, પરિપક્વ કરવાથી તેની ખીર થાય છે

અળુ અને રામઅળુ (તેરી). સર્વમા કાળા અળુ ઉત્તમ છે અળવીની ભાજી સર્વત્ર પ્રસિદ્ધ છે. કેટલીક અળવીને મોટા કાંદા હોય છે અને કેટલીકને ઝીણા કાંદા હોય છે તેને બાફી અથવા શાક કરી ખવાય છે અળવી સાધારણ રીતે શીતળ, અગ્નિદીપક મલાવષ્ટંભક, બળની વૃદ્ધિ કરનાર તેમ જ સ્તનમા દૂધ વધારનાર છે અળવીના સેવનથી મળમૂત્ર પણ પુષ્કળ થાય છે. કફ તથા વાયુની વૃદ્ધિ થાય છે અને રક્તપિત્તનો નાશ થાય છે આ કંદમા ધાતુ વધારવાની પણ શક્તિ છે.+ (૧) **ફરસાના વિષ ઉપર :**—અળવીનો પાલો અને મરી વાટી ખાવાને આપવા તથા ભારંગીનો રસ પાવો, તેમ જ તે માથા ઉપર અને કરડેલા ભાગ પર ચોળવો (૨) **ખડક ઉપરનો કોળ કરડ્યો હોય તો :**—ઝાડ ઉપરના રાતુળુ અળવીના મૂળ ગેરૂને વાટી તેની બોર જેવડી ગોળી ખાવી. ઉતાર ઘી (૩) **નળવાયુ અને તિડક (પેશાબમાં જલન ઉપર) :**—અળવીના પાંદડાનો રસ આપવો, દિવસ ૩. (૪) **વાયુના ગોળા માટે :**—અળવીના પાંદડા દાંડા સુદ્ધા બાફી તેનું પાણી ઘી નાખી આપવું દિવસમા ૩ (૫) **પિત્તને માટે :**—અળવીના પાલાનો રસ જીરાની ભૂકી નાખી આપવો (૬) **સ્તનમાં દૂધ વધારે આવવા માટે :**—અળવીનુ શાક હમેશા ખાવુ; ઘણું ખાવુ. નહિ (૭) **કૃમિ ઉપર :**—ગન અળવીના દાંડા બાળી તેની રાખ પાણીમા અગર મધમા આપવી. (૮) **ફોલ્લા ફૂટવા માટે :**—અળવીના દાંડા બાળી તેની રાખ તેલમા કાલવીને ચોપડવી

૩૬ **અળશી**—સ૦ અતસી મ૦ અળશી જવસ હિ૦ અલસી ક૦ અગસી, અતસીગિડ. બં૦ મસિના, તિસી. તે૦ મહ્લપગસિ ચેટ્ટુ અલસી તા૦ અલશી સિગઈ કાશ્મીરી–કેઊન, અલશી કાશગાર–જિધિર. તુર્ક–જિગર ફા૦ તુખ્મે કતાન અ બજરૂલ કતાન. ઇં૦ લિન્સીડ લા૦ લિનમ યુસિટેટિસીમમ

એના છોડ હાથભર (૧॥–૨ ફૂટ) ઊંચા વધે છે અળશીનુ તેલ કાઢવામા આવે છે. તે ખાવાના ઉપયોગમા આવે છે આ દેશમાથી હજારો ખાંડી અળશી દર સાલ વિલાયતમા જાય છે. ત્યા તેનુ તેલ કાઢી તેનો રોગાન બનાવે છે અને તે જ પાછો અહી વેચવા મોકલે છે રોગાન ઘણો જ મોંઘો હોય છે, તેથી તે બદલ ઘણા જ પૈસા અહીથી વિલાયતમા જાય છે આવી રીતે આ દેશના સેંકડો ઉદ્યોગો ડૂબવા લાગ્યા છે; પરંતુ આપણા લોકો ગાઢ અંધકારમા હોવાથી, તેઓને આવી કાંઈ જ વાતો દેખાતી નથી. એ મોટી શોચનીય વાત છે લોકોએ જાગ્રત થઈ આ વાતનો કંઈ પણ વિચાર કરવો, એટલે '**પથ્થર કરતા ઈંટ સુંવાળી**' એ ન્યાય પ્રમાણે તેઓનું કાંઈક પણ હિત થશે આળશી શેકી તેની ચટણી કરે છે ને સારી થાય છે. અળશીના તાજાં છોડવાની ચટણી ઘણી સ્વાદિષ્ટ થાય છે અને છોડવા અથાણામા પણ નાખે છે અળશીના છોડમાથી પણ રેસા નીકળે છે, પરંતુ આળસને લીધે કિંવા બેપરવાઈથી અહીં ઘણુ કરી તે કાઢતા નથી. એ રેસાઓનાં શણના જેવા વસ્ત્રો થાય છે

આ છોડ સીધા અને નાજુક હોઈ, એને ઊભી સળીઓના બારીક લાંબા અને એક એકના આંતરે પાન આવે છે તેના પર આસમાની (આકાશી) રંગના ઘટ (ટોકરા)ના આકારના ફૂલો આવે છે બીજા ધાન્યો પ્રમાણે આનું વાવેતર કરવાથી તે ઊગે છે, એના ઉપર ગોળ દડા પ્રમાણે ફળ થાય છે તેમા દશદશ ખાના હોઈ દરેકમા એક એક ચકચકિત બી હોય છે સંસ્કૃતમાં જેને 'સાગ' કહે છે તે ખરો 'સણ' આના રેષા ઉપરથી ઉત્પન્ન થાય છે કેટલાક અર્વાચીન શોધકોએ આનુ મૂળ ઉત્પત્તિસ્થાન મિસર અને કેટલાકે યુરોપમાના બીજા દેશ જણાવ્યા છે અને ત્યાથી તે હિંદુસ્તાનમા આવી, એવો પોતાનો મત બતાવ્યો છે; પરંતુ એ નિર્ણય નિરાધાર છે ચરક અને સુશ્રુત એ પ્રાચીન ગ્રંથોમા અળશીનો ઉમા અતસી, ક્ષામ ઇત્યાદિ નામોથી ઠેકાણેઠેકાણે ઉલ્લેખ કરેલો હોઈ, ત્યારથી હમણા સુધી સરખો ઉપયોગ કરેલો છે તેમના કરતા પ્રાચીન એટલે મનુ, યાજ્ઞવલ્ક્યાદિની સ્મૃતિઓમા ઉપનયન (યજ્ઞોપવીત સંસ્કાર) પ્રકરણમા ક્ષત્રિયોને ક્ષૌમ (અળશીના વાકના) વસ્ત્રો ધારણ કરવા વિષે વિધાન કરેલુ છે મહાભારત અને રામાયણમા પણ ક્ષૌમવસ્ત્રોનો

+ એ એક ગોળ કંદ છે, એનો સ્વાદ કિંક્રો છે દીર્ઘપાકી (ઘણીવારે પાચન થનાર) અને આમાશયને નુકસાન કરનાર છે એનો ઉતાર માસ અને ગરમ મસાલો ચુનાની હકીમો માને છે

ઠેકાણેઠેકાણે ઉલ્લેખ દેખાય છે. ચીનમા 'ચુમા' નામનુ એક કાપડ છે, તે વાક ( કહેવાવેલા રેસા ) સરખુ જ હોય છે. આઈન-ઈ-અકબરી નામના અકબરશાહની કારકીર્દિના ગ્રથમા બ્રહ્મચારીના વેશમા વાકના કપડાની ટોપીનો નિર્દેશ કરેલો જણાય છે સુશ્રુતના સૂત્રસ્થાનના ૨૫મા અધ્યાયમા સેવની તૈયાર કરવા માટે અળશીના સૂત્રનો ઉપયોગ કરવા સબધી કહે છે કે —सणजक्षौमसूत्राभ्या स्नाला वालेन वा पुनः ।' આ સર્વ પ્રકાર ઉપરથી આ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે, કે અળશીનુ વાવેતર હિદુસ્તાનમા પ્રાચીન કાળથી થાય છે અને તેના રેસાથી વસ્ત્રો બનાવવાની પ્રણાલી ( રૂઢિ ) પણ પ્રાચીન કાળથી ચાલતી આવે છે, પરતુ અહી ઘણા વર્ષથી અળશીનો વાક ( રેસા ) કાઢવાનો રિવાજ બધ પડ્યો છે આ વાત બદ્દલ અનેક પુરાવા મળે છે.

અળશીનો ઔષધિમા અનેક પ્રકારે ઉપયોગ થાય છે. તે સિવાય ઉદ્યોગ-ધધા સબધીમા પણ હિદુસ્તાનને માટે તે ઘણા મહત્ત્વની છે. તેલનો રગ, છાપવાની શાહી, જમીન ઉપર પાથરવાના વેલબુટ્ટીદાર રંગીન કાપડ, કૃત્રિમ ( બનાવટી ) છડિયા રબર, તેલના વાર્નિશ, નરમ સાબુ વગેરે બનાવવાના કામમા આનો અતિશય ઉપયોગ થાય છે યત્રમા લગાડવાના કામે એ બહુ જ વપરાય છે. **બેલતેલ** નામનુ જે પ્રસિદ્ધ વિલાયતી તેલ બજારમા વેચાતુ મળે છે, તે અળશીનુ જ ઉકાળેલુ તેલ છે. ઇગ્લેડમા અળશી ઘોડાઓને ખાવા આપે છે, અળશીના લોદા ઢોરને ખવરાવે છે અળશીના ડાડલા ઉપરથી જે વાક નીકળે છે, તેના ઉત્તમ વસ્ત્ર બને છે 'લિનન' અને 'કેમ્બ્રિજ' નામના વિલાયતી કાપડ અળશીના વાકથી જ બને છે 'લિનન' કરતા કેમ્બ્રિજ' ઘણુ ઝીણુ અને ઉમદા હોય છે આ કાપડ ઇગ્લેડમા તૈયાર થાય છે અળશીના સૂકવી રાખેલા ડાડા કાગળ બનાવવાને ઉપયોગી થાય છે એના લોદા દૂઝણા ઢોરોને ખાવા આપવાથી, તે ઘણા દિવસ સુધી દૂધ આપે છે અને તે દૂધ ઉપર માખણ પણ ઉમદા પ્રકારનુ આવે છે આ ઝાડમાથી બીજા અનેક પ્રકારના ફાયદાવાળા ધધા થવા જોગ છે. આપણે અહી અળશીનુ સ્વતત્ર વાવેતર નહિ કરતા સરસવ અથવા રાઈ સાથે તે વાવે છે; તેથી એકલી અળશી મળતી નથી તેમાથી સરસવ અને રાઈનુ મિશ્રણ હોવાથી, તેલ સારુ નીકળતુ નથી અને તે તેલમાથી બનનારા વાર્નિશ, રગ વગેરે પદાર્થ પણ ઉત્તમ તૈયાર થઈ શકતા જ નથી, પૂર્વે હિદુસ્તાનથી તેલ વિલાયતમા જતુ હતું, પરતુ તે હલકા પ્રકારનુ લાગવાથી તેનો ઉત્તમ ખપ નહિ જેવો થયો અને ભાવ પણ ઘણો ઓછો આવવા લાગ્યો, તેથી તેલ મોકલવુ બધ પડ્યુ આથી ફક્ત બી રવાના થાય છે, અળશીના તેલ અને બીનો પણ કવચિત્ ખાવા માટે ઉપયોગ થાય છે

અળશીની મુખ્ય બે જાતો છે એક ધોળી અને બીજી રાતી રાતીમા વળી નાની અને મોટી એવી બે જાતો છે ધોળા બીમાથી સેકડે ૩૫ ૧ ના પ્રમાણથી તેલ નીકળે છે. મોટી જાતિના રાતા બિયામાથી સેકડે ૩૧ ૨ અને નાનીમાથી ૨૯. ૬ આ પ્રમાણે નીકળે છે. સરાસરી સેકડે ૩૦ ટકા પ્રમાણે એટલે ૧૦૦ મણ બિયામાથી ૩૦ મણ તેલ નીકળે છે.

**ઔષધિપ્રયોગ**—રગારી લોકોને સફેદ રગનુ કામ કરતા સીસાનો અશ પેટમા જવાથી, પેટમાં દુખ થાય છે તેના ઉપર અળશીનુ તેલ રામબાણ છે, એવો અનુભવ એક **ગોલેશ્કી** નામના રશિયન વૈદ્યે જાહેર કર્યો છે. યુરોપમા કવચિત્ જળમાર્ગનો સોજો અને કફાશયના ઉપરના ભાગનો અદરનો સોજો સારો કરવા ચા જેવો અળશીનો ફાટ તૈયાર કરીને આપે છે અગ્રેજી 'સોલિડ ઓઈલ'ના બદલે અળશીના તેલનો ઉપયોગ થઈ શકે છે 'સોલિડ ઓઈલ' પ્રમાણે અળશીના તેલમા પણ મલમ કરી શકાય છે સોડા અને પોટાસ મેળવીને સાબુ પણ બને છે **અળશીની પોટીસ તૈયાર કરવાની રીત:**—અળશીના લોટ ઉપર એકદમ ખળખળતુ પાણી નાખી તે હલાવવુ. ટાઢું પાણી નાખેલ પોટીસ સારી થતી નથી હકીમોના મત પ્રમાણે અળશી પેટમા નુકસાનકારક છે, તેટલા માટે જ તેની સાથે મધ અને ધાણા ખાવાને બતાવે છે. અળશીનું તેલ રેચક છે અળશીની એક જાત પશ્ચિમઘાટ ઉપર અને કલકત્તા પાસે ઉત્પન્ન થાય છે તેને ઉદ્રી કહે છે, એમ ડૉ૦ મત્રીનો મત છે **અળશી**—મધુર, સ્નિગ્ધ, કડવી, બળકારક, પાકકાળે તીખી, ગુરુ, વાતકર,

કફકારક, ઉષ્ણ અને દૃષ્ટિ, શુક્રરોગ, શુક્રદોષ પૃષ્ઠશૂળ અને પિત્ત. એઓનો નાશ કરે છે – એના પાંદડાનુ શાક.—વાત, કાસ, કફ, એ ઉપર હિતકારક છે. **(૧) ઊંઘ ન આવતી હોય તો :—** અળશીનુ અને એરંડાનુ તેલ સમભાગ એકત્ર કરી, કાંસાના વાસણમા કાંસાના પાત્ર વડે ખરલી તેનુ અંજન કરવુ; એટલે ઊંઘ આવે છે **(૨) બદ કિંવા ગુમડું વગેરે પાકવા માટે :—** અળશીનો લોટ કરી દૂધમા અથવા પાણીમા કાલવી હળદરની ભૂકી નાખી સારું બાફી, સહેવાય તેટલી ગરમ પોટીસ ગાંઠ ઉપર બાંધવી એ પ્રમાણે ૫–૭ વાર વખતોવખત ગરમાગરમ બાંધવી. એ પોટીસ ઉપર ખાવાનુ પાન બાંધવુ એ જ પ્રમાણે શણના ખી અને ઘઉની પણ પોટીસ થાય છે. **(૩) અગ્નિદગ્ધ વ્રણ ઉપર :—** અળશીનુ તેલ અને ચૂનાનું નીતર્યું પાણી એકત્ર કરી ચોપડવું **(૪) મૂત્રદાહ ઉપર :—** અળશી ચાર તોલા લઈ તેમા ૧૬ તોલા પાણી નાખી, સારી રીતે ઉકાળી ગાળી પીવા માટે આપવુ. **(૫) ગુદામાં હરસના મસા સૂજી ત્રાસ આપતા હોય તો :—** અળશીનુ તેલ દર વખતે ૫ તોલા પ્રમાણે દિવસમા બે વખત લેવાથી ઝાડો સાફ થઈ ને મસા હલકા પડે છે **(૬) પ્રમેહ, પેશાબની બળતરા અને મૂત્રમાર્ગના તમામ રોગ ઉપર :—** અળશીનો કાઢો અથવા સાકર મેળવીને અળશીનું ચૂર્ણ આપવું, અથવા અળશી અને જેઠીમધ એ ખળખળતા ઊના પાણીમા ચાર કલાક ભીજવી રાખી (ઉપર ઢાકણુ ઢાકવુ અને) થોડુંથોડું આખો દિવસ આપવુ. **(૭) છાતીમાં કફ ભરાઈ ગયો હોય અથવા ફેફસાંનો સોજો હોય તો :—** અળશીનો લોટ તવા ઉપર રાખીને તેનાથી શેક કરવો. **(૮) પેટમાં મરડો થાય તે ઉપર :—** અળશીનો કાઢો આપવો **(૯) લિંગેંદ્રિયથી લોહી પડે તે ઉપર અથવા સગર્ભા સ્ત્રીને પહેલા મહિનામાં ઊલટી અને ચક્કર આવે તે ઉપર :—** અળશીના કાઢાથી ફાયદો થાય છે.

**૩૭ આકડો**—સં૦ અર્ક મ૦ રૂઈ. હિ૦ આકડા બં૦ આકંદ ક૦ યક્કે. તા૦ અર્ક. તુ૦ ચેક્કામેલ. મલા૦ ચેરિકુ. ફા૦ ખુર્ક. અ૦ ઉષર. ઈં૦ જાઇગેટિક સ્વૉલોવર્ટ. લૈ૦ નીલાજિ લીરે લા૦ જાઈગેટચા અને કેલેટ્રોપીસ પ્રોસીરા

આ છોડ સર્વત્ર પ્રસિદ્ધ છે એના પાદડા જાડા અને વડનાં પાદડા જેવડા મોટા હોય છે. આકડો એ હવનીય દ્રવ્યોમાનું એક દ્રવ્ય છે આકડાને ફૂલ અને ફળ આવે છે. ફળ પાકવાથી અંદર રેશમ જેવુ મૃદુ રૂ નીકળે છે, તે ઉપયોગમા આવે છે. એના લાકડાના કોલસા ઘણા હલકા હોવાથી, દારૂ બનાવવામા તેનો ઉપયોગ થાય છે સાધારણ અંગ દુખતુ હોય તો આકડાનુ દૂધ ચોપડે છે એનાં પાદડાં મૃદુ હોવાથી, કેટલાક વર્ષો પહેલા એ પાદડા મોડી અક્ષરો ચીતરવાના કામમા લેતા હતા; પરંતુ હમણાં કાગળની વિપુલતા હોવાથી, તેનો ઉપયોગ કોઈ કરતુ નથી. **આકડો :—** સારક અને ગરમ છે અને વાયુ, કોઢ, ખાજ, વિષ, પ્લીહા, ગુલ્મ, અર્શ, યકૃત્, શ્લેષ્મોદર, કૃમિ, એનો નાશ કરે છે.+ ઉપયોગ—**(૧) વાયુથી અંગમાં સણકા આવતા હોય**

– અળશી એ દૃષ્ટિ, પાચનશક્તિ અને વૃષણને નુકસાન કરે છે એનો ઉતાર ધાણા, સિકંજબીન અને મધ છે, પ્રતિનિધિ–મેથી અને માત્રા ૧૦ માસાની છે

+ આકડાની ધોળી અને રાતી એવી બે જાતિ છે કેટલાક ધોળા આકડાને જ મંદાર તરીકે સ્વીકારે છે; પરંતુ પંડિત નરહરિના રાજનિઘંટુના આધારે શ્રીમાન પદેજી પોતાના મરાઠી બૃહન્નિઘંટુમા નં ૫૫૯ તથા ૫૬૦થી ધોળો અને રાતો એમ બે આકડા તેમ જ નં ૫૬૧–૫૬૨થી મંદાર(આકડાના બીજા ભેદ)ના પણ રાજાર્ક રાતો મંદાર અને ધોળો મંદાર એમ બે ભેદ સ્વીકારે છે પંડિત દત્તરામજી પણ અભિનવ નિઘંટુમા એને જ મળતા રહે છે.

આકડો યકૃત્ અને ફેફસાને નુકસાન કરે છે એનો ઉતાર ઘી અને માત્રા ૩ માસાની છે, તેમ જ એનું દૂધ ઉપવિષ છે આકડાના મૂળની છાલ આપવાથી શરીરની અંદરનો પ્રસ્વેદ (પ્રવાહી) ઘણો જ નીકળે છે ચામડીના રોગમા અને પેટની અંદરના અવયવ મોટા થયા હોય તથા પેટના કૃમિ, ખાસી અને જલોદર આદિ રોગોમા ઉત્તમ અસર કરે છે આકડાનુ દૂધ આપવાથી તીવ્ર જુલાબ લાગે છે અને શરીર ઉપર ચોપડવાથી ચામડી રાતી થઈ જાય છે એના ફૂલ પાચનશક્તિ વધારનાર, કૌવત આપનાર અને પેટના દર્દનો નાશ કરનાર છે, એમ નિશ્ચય કરેલ છે, તેમ જ ખાસી, શ્વાસ, સળેખમ અને અરુચિમા અપાય છે એની જડની છાલ આકડાના દૂધમા ભીજવીને સૂકવી લેવી પછી આ છાલને દેવતામા નાખી એની ધૂણી શ્વાસરોગમાં લેવાથી દર્દ મટી

તો :—આકડાના પાદડાનો શેક કરવો (૨) ઉધરસ અને શ્વાસ ઉપર :—આકડાના ફૂલમાના કાટા (ચ્વાઈડાં) અને મરી, એકત્ર વાટી ગોળીઓ કરવી અને તે આપવી અથવા આકડાની ડૂખો અને ફૂલ એકત્ર વાટી તેનો ગોળમા પાક કરી ખવડાવવો (૩) કમળા ઉપર :—આકડાના મૂળ ગોખાના ધોવરામણમા ઘસી નાકમા તેનુ ટીપું પાડવુ. (૪) આકડાના વિષ ઉપર :—આમલીનો પાલો વાટી લેપ કરવો (૫) મસ્તકવાયુ ઉપર :—આકડાના પાકેલા પાદડા માથે બાધવા. (૬) આધાશીશી ઉપર :—આકડાના મૂળનો ધુમાડો નાકે સૂધવો (૭) અપસ્માર અને ચઢેલું મસ્તક ઊતરવા માટે :—આકડાના દૂધમા વગડાઉ છાણાની (અડાયાની) રાખ ભીજવી સૂકવવી અને તે છીકણી પ્રમાણે સૂઘવી, એટલે છીકો આવી મસ્તક ઊતરે છે ઉતાર—ઘી સૂઘવુ (૮) કૂતરાના વિષ ઉપર :—આકડાનુ દૂધ, ગોળ અને તેલનો લેપ કરવો. (૯) સોજા ઉપર :—લોહકાટ અને આકડાના પાદડા ભેસના મૂત્રમા વાટી, સોજા ઉપર લેપ કરવો. (૧૦) સર્વ પ્રકારના વિષ ઉપર :—આકડાના મૂળ ઠડા પાણીમા ઘસી પાવા આકડાના કુમળા પાદડા ૬-૭ લઈ તેનો રસ કાઢી ઘી નાખી પાવો (૧૧) વાયુનો સોજો અને ઘૂંટણ રહી ગયા હોય તે ઉપર :—આકડાનુ દૂધ ત્રણ દિવસ ચોપડવુ (૧૨) હરસ ઉપર :—આકડાના અને આમલીનાં લાકડાનો અગ્નિ કરી તે ઉપર અજમો નાખી, તેની ધૂણી મસાને આપવી (૧૩) ટાઢિયા તાવ ઉપર :—આકડાના કુમળા પાદડા પાનમા ખાવા (૧૪) કર્ણશૂળ ઉપર :—આકડાના પાકેલાં પાદડાને ઘી ચોપડી દેવતા ઉપર શેકવા અને તેનો રસ કાઢી તે કાનમા પાડવો. (૧૫) ગંડમાળ ઉપર :—આકડાના દૂધમાં હીરાકશી અથવા કોલિંજન ઘસી લેપ કરવો. (૧૬) ગુડઘી (ઢીંચણના સોજા) ઉપર :—આકડાનુ દૂધ ચોપડવુ (૧૭) શ્લીપદ (પગ કિંવા હાથ જાડા થાય તે) રોગ ઉપર :—આકડાના મૂળ કાંજીમા વાટી લેપ કરવો (૧૮) વીંછીના વિષ ઉપર :—

---

જાય છે શ્લીપદ અને અ ટગ્રન્થિના રોગોમા જડની છાલ ગાયની છાશમા વસીને લગાડવાથી આરામ થાય છે, એમ ચક્રદત્તમા લખ્યુ છે મીર મહમદહુસેન કહે છે —આકડાનુ દૂધ ચામડીને લાલ કરી પ્લાસ્ટર (ફોલ્લા) ઉઠાવનાર, કફને કાઢનાર, વાળનો નાશ કરનાર તથા બધી જાતના દૂધ જેવા રસોમા બધાથી વિશેષ ગરમ (તેજ) ગણાય છે ઔષધિની રીતે દાદર મટાડે, હરસને જડથી ખોવે અને દાત પોલા પડી ગયા હોય અને દુ:ખ થતુ હોય તો એનુ દૂધ મધની સાથે મેળવીને એમા થોડુ રૂ ભીજવી દાતની નીચે રખાય છે મિ૰ અબ્દુલ હમીદ કહે છે —આકડાના દૂધને કોઢના રોગમા તથા કલેજુ અને બરોળ વધી ગઈ હોય તો આ પ્રમાણે આપવુ —અનાજના દાણા તેમા ભીજવીને સૂકવી તે ખાવાને આપવા (રેચ લાગશે) સાધાનું દર્દ અને સોજા ઉપર ચોપડવાને આકડાનુ દૂધ સાધારણ ઇલાજ તરીકે વપરાતુ આવે છે, તેમ જ પાદડા થોડાક શેકી તે કામમા આવે છે શરીરના જે ભાગમા લકવો થયો હોય તે ભાગ ઉપર તેલમા શેકીને તે તેલ ચોળવુ વ્રણમા અંકુર (રુઝ) ન આવતો હોય તો સૂકા પાદડાનું ચૂર્ણ નાખવાથી બહુ જ જલદી અંકુર આવે છે ડૉ અન્સલી કહે છે —આકડાના પાદડા અને મૂળમાથી જે દૂધ જેવો રસ નીકળે છે તે સુકાયા બાદ આપવાથી બહુ જ જલદી જુલાબ લાગે છે અને શરીરને સુધારનાર ગણાય છે તામીલ વૈદ્ય આને સફેદ કોઢમા અત્યત ગુણકારી માને છે મિ પ્લેફેર છાલમા શરીર સુધારવાનો, જાગ્રત કરવાનો અને શરીરમાથી બગાડ કાઢવાનો ગુણ બતાવે છે ડૉ ડીમક છાલમાથી નીકળેલા દૂધ અથવા રસને સૂકવી, આપવાથી ઉત્તમ અને અધિક ગુણકારક કહે છે ડૉ ડકનના મત પ્રમાણે એમા ઊલટી કરવાનો ગુણ છે ચરકાચાર્યે એને ભેદનીય, પ્રસ્વેદ લાવનાર, ઊલટી કરનાર, ટકહર, યોનિદોષનાશક, પિચકારી મારવાને ઉપયોગી અને એના બીજ મૂત્ર લાવનાર હોવાનુ નિશ્ચય કરેલ છે સુશ્રુત પણ કૃમિહર, વ્રણશોધક અને વાતવિકારનાશક ગણાવે છે

ઉનાળાના તાવમા લોકો એના પાદડાને શેકીને રસ કાઢી શરીરે ચોપડી પરસેવો લાવે છે એથી તાવ જાય છે દુખતા માથા ઉપર એના પાદડા ઘી ચોપડી શેકીને બાધે છે ઉનાળાની લૂખમા દેવતાના કોલસા ઉપર એના પાદડા ખૂબ પાથરી તેને તપવા દઈ તેના પર દરદીને ઊભો રાખી તેના ઉપર ગાયની છાશ નાખતા જાય છે અને તે પાદડા ખુદાવે છે, આથી પણ લૂખનો તાવ સત્વર પલાયન કરે છે આને લાહો આપી કહે છે આમ બુદ્ધિપૂર્વક યોજના કરવાથી, આકડો મહાન ઔષધ (અમૃત)નુ સ્વરૂપ ધારણ કરે છે એના મૂળ ઉનાળે કાઢી રાખી તેનુ ચૂર્ણ ચાર માસા ઊના પાણીમા આપવાથી, પરસેવો આવી તાવ જાય છે તેમ જ અટધો તોલો આપવાથી ઊલટી થઈ હડકાયા કૂતરાના દરદમા છાતીમાથી વિકાર (કોથળી) બહાર કાઢીને દરદીને બચાવે છે દરદ ગયા પછી ઘી અવશ્ય પાવુ જોઈએ ઘણીક ભસ્મો એના દૂધમા તૈયાર કરે છે

આકડાનુ મૂળ ઘસીને ચોપડવુ (૧૯) **મોઢા ઉપર કાળાશ હોય છે તે ઉપર લેપ :**—આકડાના દૂધમા હળદર વાટી તેનો લેપ કરવો (૨૦) **કર્ણશૂળ ઉપર :**—આકડાના અંકુર લાવી લીમડાના રસમા વાટી તેમા થોડું તલનુ તેલ અને સિંધવ નાખી ગોળો કરવો પછી થોરિયાનુ લાકડું થોડું કોતરી, તેમા તે ગોળો ઘાલી, તેની આસપાસ થોરિયાના પાદડા વીંટાળી તે ઉપર થોડી માટી ચોપડી, પુટપાકકૃતિએ હલકો અગ્નિ દેવો, પછી તે ગોળો બહાર કાઢી, પાદડા દૂર કરી કાષ્ઠ સુદ્ધાં પીલી, રસ કાઢી તે કિંચિત્ ગરમ કરીને પછી કાનમા પાડવો; એટલે દુસ્તર કર્ણપીડા દૂર થશે. (૨૧) **સર્પના વિષ ઉપર :**—આકડાના છોડના પાદડા આકડાના દૂધમા વાટી ગોળીઓ કરવી અને તે ગોળી પ્રત્યેક ઘડીના અંતરે આપવી અથવા મૂળ ઘસી પાવા (૨૨) **શીઘ્ર પ્રસૂતિ માટે :**—આકડાના મૂળ આકડાના પાદડામા વીંટાળી, અંબોડામા ખોસવા પ્રસૂતિ થયા પછી તુરત છોડી નાખવા (૨૩) **મૂત્રાઘાત ઉપર :**—આકડાના દૂધમા બાવળની છાલનુ થોડુ ચૂર્ણ મિશ્રિત કરી, તે મિશ્રણ ડૂંટીની આસપાસ અને પેડુએ ચોપડવુ એ યોગથી ચાર ઘડીમા મૂત્ર છૂટશે (૨૪) **બદ ઉપર અને હરેક ગાંઠ ઉપર અનુભવસિદ્ધ ઉપચાર :**—આકડાના દૂધમા કાથો અને રેવચીનો શીરો ઘસી ચંદન જેવુ જાડુ, ગાઠ ઉપર દિવસમા બે વાર એ પ્રમાણે ત્રણ દિવસ લેપ કરવો, એટલે ગાઠ નરમ પડી બેસી જશે (૨૫) **શ્વાસકાસ ઉપર :**—આકડાના પાદડાનો રસ એક તોલો કિંવા બે તોલા પાવો, એટલે ઊલટી થઈ કફ–પિત્ત પડશે. ઉતાર ઘી અથવા ઘી અને ભાત. (૨૬) **વાળા ઉપર :**—આકડાના દૂધનો લેપ કરવો (૨૭) **સોજો, વાયુ અને ત્રિદોષ ઉપર :**—આકડાના પાદડા અને લોહકાટ ભેંસના મૂત્રમા વાટી, સોજા ઉપર લેપ કરવો (૨૮) **રક્તગુલ્મ ઉપર :**—આકડાના ફૂલ તેલમા તળી ખાવા, એટલે ગુલ્મ ઓગળી, રક્તસ્રાવ થઈ નીકળી જાય છે. (૨૯) **વાતરોગ ઉપર અર્કાદિ ક્વાથ :**—અર્કના મૂળ, ધમાસો, કરિયાતુ દેવદાર, રાસ્ના, નગોડ, વજ, અરણી, સરગવો, લીંડીપીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રો, સૂંઠ, અતિવિષ, ભાગ એનો કાઢો કરી પાવો; એટલે તીવ્ર ત્રિદોષ, વાયુ, દાત બંધ થઈ જવા, અંગમાંનું શૈત્ય (શીતાગ) શ્વાસ, કાસ, સૂતિકારોગ અને વાતરોગ એનો તત્કાળ નાશ થાય છે **પ્રકાર બીજો :**—ઉપર બતાવેલા કાઢામાના અતિવિષ, ધમાસો, અરણી અને સૂંઠ એ દ્રવ્યો બાદ કરી બાકીનાં લેવા તથા તેમાં સાટોડી વધારી કાઢો કરી પાવો તે સુપ્તવાત (સુવારોગ), નાના પ્રકારના વાયુ, શૈત્ય, અપસ્માર, એઓનો નાશ કરે છે **ત્રીજો પ્રકાર :**—આકડાના મૂળ, સૂંઠ, મરી લીંડીપીપર, ભારંગમૂળ, રીંગણી, કાકડાશિંગ, પુષ્કરમૂળ, એ સર્વ સમભાગ લઈ, ગોમૂત્રમા કાઢો કરી પાવો એ કાઢો શીતાગ, સન્નિપાત, મેહ, શ્વાસ, કફવૃદ્ધિ, ઉધ્ધ્રસ એઓનો નાશ કરે છે (૩૦) **સોજા ઉપર અર્કાદિ લેપ :**—આકડાના મૂળ, સાટોડી અને કડવા લીમડાની છાલ એકત્ર ઘસી લેપ કરવો અથવા એનો કાઢો પાવો અને કાઢાના પાણી વડે વાર વાર સોજો ધોવો (૩૧) **વાતવિકાર ઉપર :**—વાયુથી ગંઠાઈ ગયેલા અંગને આકડાના દૂધનો લેપ કરી, તે ઉપર રાઈનુ પ્લાસ્ટર મારવું તથા ઉપર એક પાદડું મૂકી ચોવડા કપડાથી પાટો મજબૂત બાધવો, આ પ્રયોગથી વાયુબદ્ધ થયેલુ શરીર ત્વરિત છૂટું થાય છે (૩૨) **ઉરુસ્તંભ ઉપર :**—આકડાના મૂળ ઘસી ગરમ કરી લેપ કરવો. (૩૩) **શોફોદર ઉપર :**—આકડાના એક પાકેલા પાદડાનો રસ ઘીમા પાવો. દિવસ ૩ પથ્ય–દૂધ અને ભાત (૩૪) **પ્લીહોદર ઉપર :**—આકડાનાં પાદડા અને સિંધવ માટલામા ઘાલી મોઢુ બંધ કરી નીચે અગ્નિ સળગાવવો, પછી તે ખાર દહીના પાણી સાથે પાવો. (૩૫) **શ્વાસ ઉપર :**—આકડાનાં મૂળિયા, ગાઠ અને લીંડીપીપર એમને ખરલ કરી મધમા બોરના ઠળિયા જેવડી ગોળીઓ કરી ખાવી (૩૬) **કંઠસર્પ ઉપર :**—આકડાના લીલા મૂળોની છાલ લાવી તેને મધ સાથે ખાવાના પાનમા મૂકી તેની બીડી કરી ખાવી અથવા તે પાનના બીડાનો રસ પીવો +

---

\+ **પ્રમાણ**—સુકાવેલા મૂળ છાલના ચૂર્ણની માત્રા ૧ થી ૩ રતી દિવસમા ૩ વાર રસાયન, બલ્ય, સ્વેદજનન અને કફઘ્ન ગુણ માટે ૧૫ થી ૩૦ રતી વમન કરાવવા માટે દૂધની માત્રા ૧–૨ રતી આકડાનુ મૂળ એપ્રિલ અને મે માસમા ખોદી જલદી થોડા પાણીથી ધોઈ ખુલ્લા વાયુમા છાયે સુકાવી લેવુ દૂધ સુકાયા પછી એની છાલને કાઢી સુકાવવી પછી બૂચ જેવી છાલને કાઢી નાખવી, માત્ર અંતરછાલ રહેવા દેવી

**૩૮ આગિયો**—સં૦ તીક્ષ્ણાગ્નિ. હિ૦ દાદમારી. ક૦ ચુર્ચીગિડ. લા૦ એમાનિયા એસીફેરા. મ૦ આગ્યા, આગિનબુટી, ગુરેન. તે૦ અગ્નિવેદપાકુ તા૦ કરતૂરી વગેરે.

આગિયાના છોડ શુમારે હાથ દોઢ હાથ ઊંચા વધે છે એના પાદડા જાઈના પાદડા જેવડાં હોય છે અને આકારે પણ તેવા જ હોય છે એ છોડ ઉપર સફેદ રંગનાં નાના ડીટા આવે છે. તે શરીરને અડકે તો શરીરે આગ ઊઠે છે. નાગલી, કોદરા વગેરે ધાન્યોના ખેતરમા એ છોડ ઘણા થાય તો તે આખુ ખેતર બળી જાય છે; એટલી આ છોડની આગ હોય છે. એ ઉપરથી એનુ 'આગિયો' એવુ નામ યોગ્ય છે **આગિયો***—બલકર, કડવો, તીખો, વિષ્ટંભનાશક, હૃદ્ય, ઉષ્ણ, બસ્તિશુદ્ધિકારક અને રક્તપિત્ત, અરોચક વગેરેનો નાશ કરે છે. **(૧) કોદરાના વિષ (મીણો ચડ્યો હોય તે) ઉપર:**—આગિયાના છોડનો રસ પાણી નાખી કાઢવો અને તે રસ અડધો શેર સુધી આપવો ઢોરને આપવો હોય તો ચાર શેર સુધી આપવો. છોડવા સુકાયેલા હોય તો તેને ખાડી તેની ભૂકી કરી પાણીમા ઉકાળી તે પાવુ **(૨) જ્વર ઉપર:**—આગિયાના છોડ, નાગરમોથ અને સૂંઠ, એનો કાઢો આપવો. **(૩) લુતી (કરોળિયા)ના વિષ ઉપર:**—આગિયાના સુકાયેલાં પાદડા તોલો ૧, કાજળીના સૂકવેલા પાદડા તોલો ૧ અને અઘેડાના પાદડા તોલો ૧ લઈ, તેની કાળી રાખ બનાવવી અને તે કસૂંબીના બિયાના તેલમા ખરલ કરી લગાડવી

**૩૯ આદુ**—સં૦ આર્દ્રક. હિ૦ અદ્રક-ખ, બં૦ આદા ક૦ અલ્લ૦ ફા૦ જીજીબીલવર અ૦ ઝંઝબીલઇનબ ઈં૦ જીંજર. મ૦ આલે લે૦ ઝિંઝીબર ઑફિસિનેલ.

આદાનો છોડ સુમારે એક હાથ ઊંચો વધે છે તે વધવા માડે એટલે તેને એકલા પથરાયલા મૂળિયાં આવે છે. આદુ સૂકવી તેની સૂંઠ કરે છે. સૂંઠનુ તેલ નીકળે છે બંગાળા, મદ્રાસ અને જમૈકા એટ વગેરે ઠેકાણેથી પુષ્કળ સૂંઠ અહીં આવે છે. આદુ સૂંઠ કરતા સૌમ્ય છે આદાનો પાક કરે છે તેને 'આદાપાક' કહે છે **આદુ:**—પાચક, સારક, અગ્નિદીપક, રુચિપ્રદ અને કંઠને હિતકર છે એ સોજો, કફ, વાયુ, કંઠરોગ, ઉધરસ, દમ, આનાહવાયુ, મલબંધ, વાંતિ અને શળ, એનો નાશ કરે છે.× **(૧) આદાપાક:**—આદાનો રસ કાઢી તેમા પાણી નાખવુ પછી સાકર નાખી પાક

---

એ છાલને સુકાવી ખાડીને શીશીમા ચૂર્ણ ભરી લેવુ **ગુણધર્મ**—મૂળની છાલ, દૂધ, ફૂલ અને પાનના ધર્મમા થોડો ફરક છે, એટલે બધાનો ધર્મ અલગ અલગ લખ્યો છે મૂળની છાલ કડવી, તીખી, ઉષ્ણ, દીપન, પાચન, પિત્તસ્રાવી, સ્વેદજનન, કફઘ્ન, વામક, સંકોચવિકાસપ્રતિબંધક, રસગ્રંથિ અને ત્વચાને ઉત્તેજક, જીવનવિનિમયક્રિયાને ઉત્તેજક, બલ્ય અને રસાયન છે. મોટા પ્રમાણમા વામક, રેચક અને દાહજનક છે નાના પ્રમાણમા હોજરીમા સ્પષ્ટ ઉત્તેજક છે. એ કારણથી આમરસનુ યોગ્ય વહન થાય છે મોટી માત્રામા વમન કરાવે છે, સાથેસાથે રક્તમા જલદી મળી જાય છે પછી શ્વાસોચ્છ્વાસકેંદ્રમા અને વમનકેંદ્રમા પહોચીને તે પર કાર્ય કરે છે, તેમ જ ત્વચા દ્વારા બહાર નીકળતી વખતે કેશિકાઓનુ વિકાસન કરે છે વામક ધર્મ સીધો હોજરી મારફત તથા બીજી રીતે વમન કેંદ્રસ્થાનથી પ્રાપ્ત થાય છે સ્વેદજનન ધર્મ અત્યુત્તમ છે આનાથી બહુ જ પરસેવો આવે છે આવી જ રીતે કફઘ્ન ધર્મ પણ ઉત્તમ છે સંકોચવિકાસપ્રતિબંધક ધર્મ સાધારણ છે જે શ્વાસનલિકા ઉપર સ્પષ્ટ જણાય છે રસાયન (શોધન) ધર્મ પારાના સમાન ઉત્તમ છે યકૃતની ક્રિયા સુધારે છે પિત્તસ્રાવ ઉત્તમ પ્રકારે થાય છે જુદી જુદી ગ્રંથિઓને ઉત્તેજના મળવાથી રસ સારી રીતે તૈયાર કરે છે, જેથી જીવનવિનિમયક્રિયાને ઉત્તેજના મળે છે એ રીતે શરીર બળવાન બને છે એ ધર્મના કારણથી આકડાને ઉત્તેજક બલ્ય કહેલ છે ફૂલ, દીપન, પાચન, કફઘ્ન અને સંકોચવિકાસપ્રતિબંધક છે મૂલની છાલના કરતા આ ધર્મ વધારે સ્પષ્ટ છે દૂધ વધારે પ્રમાણમા લગાડવાથી દાહ થઈ ફોલ્લો થઈ આવે છે, પાતળો લેપ કરવાથી ચા ખરી જાય છે અને થોડી વેદનાસ્થાપનક્રિયા કરે છે ઉદરસેવન કરવાથી જુલાબ લાગે છે ગુણધર્મ લગભગ છાલ જેવો છે, પરંતુ આ વધારેઓછો ગુણ દર્શાવે છે છાલ યોગ્ય કામ કરી આપે છે પાન વાતહર શોથહર, વ્રણશોધન, વ્રણરોપણ અને આનુલોમિક છે પાનનુ ચૂર્ણ જીર્ણ વ્રણ પર છાંટવાથી વ્રણમાના દૂષિત અંકુર નષ્ટ થઈને વ્રણ જલદી રુઝાઈ જાય છે

**—સ્વા૦ કૃષ્ણાનંદ**

* આગિયો નાનો અને મોટો, એમ બે તરેહનો થાય છે વળી આ નામનુ જંતુ થાય છે તે તો જુદ એ જંતુ કોઈ કોઈ વાર રાત્રે અંગારા જેવુ ફરતુ જણાય છે

× કુષ્ટ, પાંડુ, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, વ્રણ, પિત્તજ્વર, દાહ, એ રોગોમાં અને ગરમીમા તથા શરદઋતુમા

કરવો. તેમા કેસર, એલચી, જાયફળ, જાવંત્રી અને લવંગ નાખી તે ભરી રાખવો. આ પાક શ્વાસ, કાસ, અગ્નિમાંદ્ય અને અરુચિ ઉપર પ્રશસ્ત છે (૨) **અજીર્ણાદિક ઉપર:**—આદાના રસમા લીંબુનો રસ અને સિંધવ નાખી પ્રાશન કરવુ, એટલે અજીર્ણ દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે. વળી તે વાયુ મલબદ્ધતા અને આમવાતનો નાશ કરે છે (૩) **મૂર્છા—વાયુના ઝાટકા આવે તે ઉપર:**—સૂંઠ ઘસી અંજન કરવુ. (૪) **યોનિશૂળ ઉપર:**—સૂંઠની ભૂકી એરંડિયા તેલમા કાલવી લેપ કરવો અથવા સૂંઠ અને એરંડમૂળનો લેપ કરવો (૫) **અજીર્ણ ઉપર:**—સૂંઠ અને જવખારનુ ચૂર્ણ ઘીમા અથવા ગરમ પાણીમા આપવુ. (૬) **આમવાત ઉપર:**—એરંડમૂળના રસમા સૂંઠનું ચૂર્ણ કાલવી ગોળો કરી તે ઉપર એરંડાનુ પાંદડું વીટાળી, ઉપર કપડમાટી કરી, પુટપાકકૃતિ પ્રમાણે તે ગોળો દેવતામા પકવી, પછી બહાર કાઢી પીલી, રસ કાઢી, તેમા મધ નાખી આપવો. (૭) **આમવાત અને પેટશૂળ ઉપર:**—સૂંઠના કઢામા દિવેલ (એરંડી તેલ) નાખી આપવું તેથી આમવાત, કમર અને પીઠ એ ઠેકાણાનું શૂળ તેમજ સર્વાંગશૂળ અને પેટશૂળ સારા થાય છે. (૮) **સંગ્રહણી, આમ, પ્લીહા અને આમવાતાદિ ઉપર:**—સૂંઠની ભૂકીને પાણી સાથે ચટણી માફક પીસી પછી ઘીમા તળવી, તે ઘી સાથે સેવન કરવાથી પ્લીહા, આમવાત વગેરે દૂર થાય છે, વાયુનો નાશ થાય છે અને સંગ્રહણી રોગ સત્વર જાય છે. (૯) **કાસશ્વાસ ઉપર:**—આદાનો રસ મધમા નાખી પાવો અથવા સૂંઠ અને બ્રાહ્મીનો કાઢો મધ અને સાકર નાખી પાવો. (૧૦) **વૃષણવાયુ ઉપર:**—આદાનો રસ મધ નાખી પાવો; એટલે અગ્નિમાંદ્ય અને સળેખમ પણ દૂર થાય છે (૧૧) **અતિસાર ઉપર:**—આદાનો રસ નાભિએ (ડૂંટીએ) ચોપડવો; એટલે દુઃસાધ્ય અતિસાર પણ નાશ પામે છે. (૧૨) **ઉદરરોગ ઉપર:**—પાણી અને આદાનો રસ સમભાગે પાવા. (૧૩) **અગ્નિમાંદ્ય ઉપર:**—આદાનો રસ અને લીંબુનો રસ સમભાગે લઈ તેમા તેના પ્રમાણમા સિંધવ મિશ્ર કરી, ભોજન પહેલા પ્રાશન કરવુ, એટલે અગ્નિમાંદ્ય દૂર થાય છે ભોજનારંભે એ ત્રણે પદાર્થ પ્રાશન કરવાથી અગ્નિ પ્રદીપ્ત થઈ જીભ, કંઠ અને હૃદયની શુદ્ધિ થાય છે. સ્વરભેદ સોજો, મલાવષ્ટંભ, શ્વાસ, કફ, ઉધરસ, વાયુ વગેરેનો નાશ કરે છે અને ધાતુવૃદ્ધિ થાય છે. (૧૪) **ગર્ભિણીના વિષમજ્વર ઉપર:**—બે અથવા ત્રણ માસા સૂંઠ બકરીના દૂધમા વાટી આપવી. (૧૫) **ભૂખ ન લાગતી હોય તે ઉપર:**—સૂંઠનુ ચૂર્ણ ૧ માસો લઈ તે બે તોલા પાણી સાથે આપવું. (૧૬) **ઉધરસ ઉપર:**—આદાનો રસ, લીંબુનો રસ અને મધ સમભાગે કરી તેમા લીંડીપીપર નાખી, દિવસમા બે ત્રણ વખત તે મિશ્રણ આપવું. (૧૭) **જીર્ણજ્વર માટે:**—છાશની પરાશમા (આછમા) સૂંઠ ઘસી પાવી. દિવસ ૨૧. (૧૮) **અમ્લપિત્તને માટે:**—સૂંઠ, આમળાં ખડીસાકર સારી રીતે બારીક ખરલ કરી સવારમા ખાવા. (૧૯) **હૃદ્રોગ, અગ્નિમાંદ્ય, શ્વાસ, કાસ, અરુચિ, સળેખમ, ઉદરરોગ, પાણી થકી થતું શૂળ, એ ઉપર:**—સૂંઠનો કાઢો આપવો, એથી કાંતિ, ચિત્ત અને નેત્ર પ્રસન્ન રહે છે. (૨૦) **હરસ ઉપર:**—સૂંઠનું ચૂર્ણ છાશમા નાખી આપવુ (૨૧) **નાસારોગ ઉપર:**—સૂંઠ બે તોલા લઈ તે અર્ધો શેર પાણીમાં નાખી ઉકાળવી અને તે બે વખત પાવી (૨૨) **સળેખમ ઉપર:**—આદું અગર સૂંઠ, તજ અને ખડીસાકર એનો કાઢો આપવો (૨૩) **અમ્લપિત્ત ઉપર:**—સૂંઠનુ ચૂર્ણ ૬ માસા અને ગેરુ ૧ તોલો લઈ નાગરવેલના પાનના રસમા ખરલ કરી. વટાણા જેવડી ગોળીઓ કરવી. દરરોજ બે ગોળીઓ સવારસાંજ દૂધ અને પતાસામા ખાવી (૨૪) **પરિણામશૂળ ઉપર:**—સૂંઠ, તલ અને ગોળ

---

આદુંનુ સેવન સર્જિત છે, કારણ તે ભયંકર ફળ આપે છે એનો પ્રતિનિધિ સૂંઠ અને ઉતાર કપૂર તથા મધ છે.

આદુ રસમા અને પાકમા શીતળ, મધુર, ચરપરુ, ગરમ અને હૃદયને હિતકારી છે કાળી અને સિંધાલૂણ કે મીઠા સાથે આદુ પાચક, અગ્નિદીપક તથા મલબંધ અને આમવાતનુ નાશક છે એકલા મીઠા સાથે અગ્નિદીપક, રુચિકર, પ્રિય, સારક તથા સોજો, વાયુ અને કફનો નાશ કરનાર છે. ભોજનના પહેલા ભક્ષણ કરેલ આદુ કંઠ અને જીભને શુદ્ધ કરે છે જંબીરી લીંબુ અને સિંધાલૂણ સાથે મુખની શુદ્ધિ કરે છે જમવા અગાઉ મીઠા સાથે આદુ હમેશાં પથ્ય છે

એકત્ર કૂટી, ગાયના દૂધમા બાફીને આપવા. (૨૫) **બાળકોની આમસંગ્રહણી ઉપર**:—સૂઠ ઠંડા પાણીમાં ચંદનની પેઠે ઘસી તેટલુ ઘી અને ગોળ અથવા ખડીસાકર નાખી સીજવી, ચાટણ તૈયાર કરવું અને થોડુ થોડુ વખતોવખત ચટાડવુ એ મોટા માણસને પણ આપવુ (૨૬) **શ્વેત પ્રદર ઉપર**:—દરરોજ પ્રાતઃકાળે અને રાત્રે સૂવાના વખતે પ્રત્યેક ૧૪ તોલા ગાયના દૂધમા ૨૧ તોલા પાણી અને ૪ માસા સૂઠ નાખી દેવતા ઉપર તપાવી, પાણી બાળી ૧૪ તોલા અથવા તેથી થોડુ કમી દૂધ અવશિષ્ટ રહ્યા પછી તેમાથી સૂઠના ટુકડા કાઢી નાખી તેમા ૪ માસા ખડીસાકરની ભૂકી મિશ્ર કરી આપવુ આ પ્રમાણે ૨૧ દિવસ સેવન કરવાથી, જોસદાર શ્વેત પ્રદર પણ નક્કી નાશ પામશે. (૨૭) **વીર્યવૃદ્ધિ માટે**:—૧ તોલો સૂઠની બારીક ભૂકી કરી, એક વાસણ દેવતા ઉપર મૂકી, તેમા બે તોલા સુધી ઘી નાખવુ તે ઘી સારુ તપ્યા પછી તેમાં આ સૂઠની ભૂકી નાખી લાલ થાય ત્યા સુધી તળવી અને ૧ તોલો ગોળ, ૫ તોલા પાણીમા મેળવી, તે પાણી તેમા નાખી, પાણી બળી જઈ શીરા જેવુ થાય ત્યા સુધી અથવા છૂટું થાય ત્યા સુધી હલાવતા રહી પાકું કરવુ એ દરરોજ પ્રાતઃકાળે એક વખત ૧૪ દિવસ આપવુ; એટલે શરીરમાનો વાતસંચાર, શરીરમા કળતર થવી, અગ્નિમાદ્ય, અતિસાર, આમાશ અને પિત્તવિકાર એ સઘળા રોગ દૂર થાય છે (૨૮) **આંખો દુખવા આવે છે તે ઉપર**:—સૂઠ અને કડવા લીમડાના પાદડા એકઠા વાટી તેમા થોડો સિંધવ નાખી તેની થેપલી કરી. તે થોડી ગરમ કરી આખો ઉપર બાધવી. એટલે સોજો અને દુઃખ દૂર થાય છે (૨૯) **આધાશીશી ઉપર**:—પાણીમા અગર દૂધમા સૂંઠ ઘસી તેનુ નસ્ય કરાવવુ અને લેપ કરવો, અથવા આદુ અને ગોળ એકત્ર કરી તેની પોટલી કરી નાકમાં તેનો રસ નીચોવવો, એટલે ત્વરિત ગુણ આવે છે. (૩૦) **સોજા ઉપર**:—સૂંઠની ભૂકીની ગોળમા ગોળી કરી સાટોડીના રસમા અથવા કાઢામા આપવી (૩૧) **કટિ, ઉરુ, પૃષ્ઠ, ત્રિક(બરડાનું હાડકું)માંનો વાયુ, ગુલ્મ, શૂળ, ગૃધ્રસી, ઉદાવર્ત અને હનુગ્રહ ઉપર**:—આદાના રસમા અથવા બિજોરાના રસમા ઘી નાખી આપવું (૩૨) **કફરોગ ઉપર**:—સૂંઠ અને તેથી ચારગણી ખડીસાકર મેળવી તેનો કાઢો કરી આપવો, (આ હૃદ્રોગ ઉપર પણ આપવો) અથવા આદાના રસમા બમણી ખડીસાકર અથવા ગોળ નાખી ચાટણ કરી આપવુ; (આથી શરદીના યોગથી જે ધચરકા આવે છે તે દૂર થાય છે.) અથવા આદાનો રસ, મધ અને સાકર એકત્ર કરી આપવુ (૩૩) **ભાગ પર ઉતાર**:—ગાયના દૂધમા સૂઠ આપવી અથવા સાત વખત ઠંડા પાણીમાં ૧ તોલા સુધી સૂઠ ઘસી આપવી. (૩૪) **આંખમાં શ્વેત ફૂલ પડે છે તે ઉપર**:—ગાયના દૂધમાં સૂંઠ ઘસી અંજન કરવુ (૩૫) **પક્ષઘાત ઉપર**:—ગાયનું ઘી ૨૮ તોલા લઈ તેમા સૂઠનું ચૂર્ણ ૨૮ તોલા નાખવું. પછી તેમાં છોલેલી લસણની કળીઓ ૨૮ તોલા નાખી જઠરાગ્નિ, બળ વગેરે જોઈ એક તોલા સુધી આપવુ. એથી પક્ષઘાત, હનુસ્તંભ, કટિભંગ, બાહુપીડા વગેરે દૂર થાય છે. (૩૬) **વાતશૂળ ઉપર**:—સૂઠ અને એરંડમૂળ એનો કાઢો કરી તેમા ખાડેલી હિંગ અને સંચળ નાખી આપવો (૩૭) **આમાતિસાર ઉપર**:—૧ તોલો સૂઠ પાણીમા ઘસી તેમા ઘી અને ગોળ તોલો-તોલો નાખો, એ મિશ્રણ સારું પાકુ કરી ચાટણ બનાવી આપવુ (૩૮) **ઊલટી ઉપર**:—આદાનો અને કાદાનો રસ એક એક તોલો મિશ્રણ કરી આપવો. (૩૯) **પિત્તવિકાર ઉપર**:—અર્ધો તોલો સૂઠની ભૂકી તેમા ૪ ચણોઠીભાર સિંધવની ભૂકી મિશ્ર કરી નિત્ય સૂર્યોદય પહેલા પાણીના ઘૂંટડામા ગળાવવી. (૪૦) **બહુમૂત્રરોગ ઉપર**:—આદાનો રસ અને ખડીસાકર મેળવી નિત્ય બે વખત આપવો. (૪૧) **પિત્તવિકાર ઉપર**:—૭ તોલા ગાયનુ દૂધ લઈ તેમા અર્ધા તોલાથી એક તોલા સુધી સૂઠ ઘસવી અને તે દૂધ બાળી માવા જેવી ગોળી કરી નાખી દરરોજ રાતે સૂતી વેળા તે ગોળી ખાવી; ઉપર પાણી પીવુ નહિ. એ પ્રમાણે ઘણા દિવસ આપવુ (૪૨) **ભ્રમયુક્ત પિત્ત ઉપર**:—આદુનો રસ બે તોલા અને ગાયનું દૂધ ૭ તોલા એકત્ર કરી અડધુ બાળવુ અને ખડીસાકરની ભૂકી નાખી ઊંઘતી વખતે આપવું અથવા આદાનો રસ ૨ તોલા, આમળાનો રસ ૨ તોલા, ખાંડ ૨ તોલા અને ગાયનું ઘી ૨ તોલા, એ એકત્ર કરી અડધું બળે ત્યા સુધી ઉકાળી હમેશા પ્રાતઃકાળે અને

સાયકાળે આપતા જવુ (૪૩) **વાતભ્રમ ઉપર :** સૂંઠ અથવા અજમાના ચૂર્ણની ભસ્મ આપવી. (તપખીર પ્રમાણે હળવેથી નાકમા સુંઘવી.) (૪૪) **આમાંશ ઉપર :**—સૂંઠ, વરિયાળી, ખસખસ અને ખારેક, એ ઔષધો સમભાગે લઈ પ્રત્યેકના બે ભાગ કરવા, તેમાનો એક ઘીમા તળી પુન સર્વ ઔષધો એકઠા કરી, કૂટી બારીક ચૂર્ણ કરવુ અને સર્વ ચૂર્ણ બરોબર ખાંડ મિશ્ર કરી એ મિશ્રણ પ્રત્યેક વેળા ૧ તોલા પ્રમાણે દિવસમા ત્રણ વખત આપવુ. (૪૫) **આમવાત ઉપર :**—સૂંઠ ૪ ભાગ અને વરિયાળી ૧ ભાગ એકત્ર કરી તેમાથી અડધુ ઘીમા તળી પછી બધાનુ ચૂર્ણ કરવુ. એ ગોળમા મેળવી હમેશા સેવન કરવુ. (૪૬) **અરુચિ ઉપર :**—આદુ અને સિંધવ આપવા (૪૭) **દંતશૂળ ઉપર :**—સૂંઠની ભૂકી ૧ ભાગ, ફટકડી ૨ ભાગ એકઠી કરી દિવસમા ૨-૩ વખતે દાંતે ઘસવી, એટલે જલદીથી શળ બંધ થઈ જાય છે (૪૮) **સન્નિપાતજ્વરમાં મૂર્ચ્છા આવે છે તે ઉપર :**—સૂંઠ, મરી અને લીંડીપીપર એનુ ચૂર્ણ સૂંઘવુ. (૪૯) **દુર્જલ જ્વર ઉપર :**—સૂંઠ અને જવખારનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ (૫૦) **સર્વ શૂળ ઉપર :**—સૂંઠ, સાજીખાર અને હિંગનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ એટલે ક્ષણમા સર્વ શળનો નાશ થાય છે (૫૧) **ધાત પડે છે તે ઉપર :**—સૂંઠના કાઢામા હળદર અને ગોળ નાખી તે પ્રાશન કરવું. (૫૨) **અગ્નિમાંદ્ય અને કૃમિ ઉપર :**—સૂંઠ અને વાવડિંગનુ ચૂર્ણ મધમા આપવુ.

**૪૦ આમલી**—સં૦ ચિંચા, મ૦ ચિંચ હિં૦ ઈમલી, અંબલી. બં૦ આમરુલ, તેંતુલ, ક૦ હુણીસે, હુણસા, હુલીમારા. તે૦ ચિંતાચેટુ. તા૦ પુલિયામારં, પુલિ. તુ૦ પુંકેમારા. મલા૦ આમલ, ચિંચા. અ૦ તમર હિંદી. ઇં૦ ટેમેરીંડ ટ્રી. લા૦ ટેમેરીંડસ ઇંડીકા. ઉડિ૦ કંઆ

આમલી **અમેરિકા, આફ્રિકા** અને **એશિયા** ખંડના ઘણાક દેશોમા થાય છે. હિંદુસ્તાનના ઘણા ભાગોમા એ જોવામા આવે છે. એ ઝાડ મોટા વધે છે, એને આઠમે વર્ષે ફળ આવે છે. આમલી માહ અને ફાગણ મહિનાઓમા પાકી તૈયાર થાય છે. આમલીમા જે ઠળિયા હોય છે, તેને કચૂકા કહે છે આમલી ઘરખર્ચ માટે રાખી મૂકવાની હોય તો તેની અંદરના કચૂકા કાઢી તેમા મીઠું નાખી તેના ગોળા કરી રાખે છે આમલી શાક, દાળ વગેરે ઘણા પદાર્થોમા નાખવામાં આવે છે. આમલીમા ખટાશ હોવાથી તે રીતસર ખાવાથી મુખને સ્વચ્છ કરે છે. ભાતમા ખાવાને આમલીનુ પનુ કરે છે. નવી આમલી કરતા જૂની આમલી પથ્યકારક છે * કચૂકા જેને ચિંચા અથવા

---

* આર્ય વૈદ્યો આમલીને ઠંડી, પાચક, ઝાડો સાફ લાવનાર તેમ જ ઝાડાની કબજિયાત અને તાવમાં અત્યંત ઉપયોગી બતાવે છે આમલીના કાતરા ઉપરની રાખ ખારની માફક ઔષધોમા રાખ (ખાર) મૂત્રલ અને સારક છે અને પાદડા સોજા ઉપર બાંધવાથી સોજો ઉતરે છે. ફૂલ શોથઘ્ન અને રક્તસંગ્રાહક છે

મખજન અલ અદવિયાનો કર્તા—આમલી લાલ અને ભૂરી એમ બે પ્રકારની બતાવે છે તેમા રાતી ઉત્તમ છે આમલીના ગર્ભને મુસલમાન વૈદ્યો ગ્રાહી, ખુલાસાથી ઝાડો લાવનાર, પિત્તની ઊલટીને રોકનાર અને રેચ દ્વારા પિત્તને કાઢનાર ગણે છે રેચને માટે આપવી હોય તો એની સાથે જેમ બને તેમ બીજા પ્રવાહી ઓછા આપવા જોઈએ ગળાની અંદરનો સોજો દૂર કરવા આમલીના પાણીના કોગળા કરવાથી ઠીક આરામ થાય છે ચિંચા (કચૂકા, બીજ) મા પણ ગ્રાહી ગુણ છે તથા તેને વાટી પોટીસ કરી ગૂમડા ઉપર બાંધે છે (ઘણુ કરી ગરમ પ્રકૃતિના એટલે ખીલ આદિના ગૂમડા ઉપર જ બાંધવી જોઈએ) એના પાદડા પાણીમા વાટી ગાળી તે પાણી પિત્તના જોરથી આવનાર તાવ અને પેશાબની ગરમીને માટે આપે છે અને વાટી પોટીસ કરી બાંધવાથી સોજો ઉતરી જાય છે તથા દર્દ ઓછુ થાય છે આંખના પોપચાના સોજા ઉપર ફૂલ(મોર)ની પોટીસ બાંધે છે અને ફૂલનો રસ દુખતા હરસમા ઉત્તમ ફાયદો આપે છે આમલીના ઝાડની છાલ ગ્રાહી અને પાચક છે આમલીના ઝાડનો પવન દેશી લોક તંદુરસ્તીને નુકસાનકારક ગણે છે અને પુરવાર કરે છે કે, આમલીના ઝાડ નીચે તંબૂ ઘણા દિવસ રાખવાથી તંબૂનુ કપડુ સડી જાય છે એ જ પ્રમાણે આમલીના ઝાડ નીચે કોઈ કોઈ ઠેકાણે ક્યારેક બીજી જાતના છોડવા પણ નજરે પડે એના ચિંચા કેટલાક લોકો શેકીને ખાય છે, પરંતુ એથી પગતોડનું દર્દ થાય છે

ચરકસંહિતામા—આમલીને ખાટી, પિત્ત શમાવનાર અને સારક (ઝાડો લાવનાર) ગણી છે

ચક્રદત્તમા ધતૂરા વગેરેનુ ઝેર ઉતારવાને ખજૂર, દ્રાક્ષ, આમલીનો ગર્ભ, દાડમના બીજ, ફાલસા અને આમળા, એ સમાનભાગે લઈ બારીક વાટી તેમા પાંચગણુ પાણી મેળવી ઉકાળી કાઢો કરી આપવાનુ લખેલુ

ચિચોડા કહે છે તેને ગરીબ લોકો શેકીને ખાય છે, તેમાથી ઉત્તમ પ્રકારનુ તેલ નીકળે છે, પરતુ એનુ તેલ કાઢવાને લોક દુર્લક્ષ કરે છે એ કેટલુ મૂર્ખપણુ છે! ભાવસાર અને ભરવાડ લોક કચૂકાની ખેળ (કપડા ઉપર લગાડવાની કાજી) કરે છે. આમલીના કૂણા પાલાનુ શાક કરે છે અને ફૂલોની ચટણી કરે છે આમલીનુ લાકડુ ચીકણુ હોય છે, માટે તેના કુહાડી વગેરેના હાથા પણ કરે છે આમલીના લાકડાના કોલસા પાડે છે **આમલીનુ ઝાડ**:—ગુરુ, ઉષ્ણ, ખાટુ, પિત્તકર, કફપ્રદ, રક્તકોપન અને વાતનાશક છે, **આમલીનાં ફૂલ**:—તૂરા, સ્વાદુ, ખાટા, રુચિકર, વિશદ, અગ્નિદીપક અને લઘુ છે; તથા વાયુ, કફ, પ્રમેહનો નાશ કરે છે **આમલીનાં પાંદડાં**:—સોજો અને રક્તદોષનો નાશ કરે છે. **કુમળી આમલી**:—અતિ ખાટી, ગ્રાહક, ઉષ્ણ, રુચિકર, અગ્નિદીપક અને રક્તપિત્ત, પિત્ત, કફ અને રક્તને કોપાવનાર તથા વાતનાશક છે. **જૂની આમલી**:—વાતલ અને પિત્તને કરનાર છે **પાકી આમલી**:—મધુર, સારક, ખાટી, હૃદ્ય, ભેદક, મલસ્તંભક, દીપન, રુચિકર, ઉષ્ણ, રુક્ષ અને બસ્તિશોધક છે, તથા વ્રણદોષ, કફ, વાયુ, કૃમિ એનો નાશ કરે છે **સૂકી આમલી**:—હૃદ્ય અને લઘુ છે અને શ્રમ, ભ્રાંતિ, તૃષા, પરસેવો અને કૃમિનો નાશ કરે છે. **નવી આમલી**:—વાત અને કફ કરનારી છે. તે એક વર્ષની હોય તો વાતપિત્તનાશક હોય છે. **આમલીની સુકાયલી છાલનો ખાર**:—અગ્નિમાદ્ય અને શૂળનો નાશ કરે છે **પાકેલી આમલીનો રસ એટલે ગર**:—ખાટો, મધુર, રુચિકર, વ્રણનાશક અને લેપ કરવાથી સોજા અને પક્તિશૂળનો નાશક છે **આમલીનુ પનુ**:—દાહ અને કફ કરનાર, અતિ ખાટુ તથા વાતનાશક છે. તે જ સમભાગે સાકર નાખી કરેલુ હોય તો દાહ, પિત્ત અને કફનો નાશ કરે છે **ઉપયોગ: (૧) દૂઝતા હરસ ઉપર**:—આમલીની ઉપરની ખડબચડી છાલનુ ચૂર્ણ કરી તે કપડાથી ગાળી સવારે અને સધ્યાકાળે ગાયના અર્ધ મળ્યા દહીં સાથે ખાવુ **(૨) ઠંડા (પ્રમેહ) પરમા ઉપર**:—આમલીના ઉપલા છોડની રાખ ૬ માસા નાળિયેરના નવટાક અગરસમા મેળવી દિવસમા બે વખત આપવી આ પ્રમાણે ૫ દિવસ આપવુ, પથ્ય—મોળુ ખાવુ. **(૩) પાંડુરોગ ઉપર**:—આમલીની છાલની કાળી રાખ કરી ૪ તોલા પર્યંત બકરીના મૂત્રમા એક તોલા પર્યંત રાખ નાખી આપવુ **(૪) પડજીભ ઉપર**:—કચૂકા ઠડા પાણીમા ઘસી તાળવા ઉપર લેપ કરવાથી પડજીભ ઊતરી જે ઉધરસ ઉત્પન્ન થાય છે તે બધ થાય છે **(૫) વીંછીના દંશ ઉપર**:—આમલીના ઠીલા (કચૂકા) શેકી અગર એમ ને એમ ધોળા થાય ત્યા સુધી ઘસી દશ ઉપર ચોપડવા તે વેદના શોષી લઈ પછી પોતાની મેળે નીચે પડે છે. (૬)

---

છે દવા તરીકે આમલીનો ગર્ભ ૧। તોલો અથવા એનાથી પણ વધારે ખાવાથી થોડો જુલાબ થાય છે પાચનશક્તિ વધે છે અને તરસ ઓછી લાગે છે રેચક વસ્તુઓ સાથે આમલીનો ગર્ભ આપવાથી તે તેના ગુણમા વધારો કરે છે, પરતુ રેવચીના શીરાની સાથે જુલાબમા મેળવવાથી તેની અસર કમી થાય છે

વિસિયન લોક—પેટના મરડાના રોગમા તથા પાચનશક્તિ વધારવામા આબલીના ચિચા બીજા ઔષધો સાથે મેળવીને વાપરે છે સિલોનના ટાપુમા કલેજા અને બરોળની ગાઠ અથવા આમલીના મોરની એક પ્રકારની મીઠાઈ બનાવી રોગીને આપે છે પાદડાને બાફીને તેને શેક કરવામા લે છે આમલીના વૃક્ષ નીચે સૂવાથી રોગ થાય છે અને લીમડાના વૃક્ષ નીચે સૂવાથી સર્વે રોગો અને વિશેષ કરી આમલી નીચે સૂવાથી થયેલ રોગ શાત થાય છે, એમ આપણા લોકો માને છે એના ગુદનો ભૂકો કરી નાસૂર ઉપર ભભરાવે છે કે જેથી ઘા તુરત ભરાઈ આવે પાદડાને ઠડા પાણીમા ભીજવી આખ દુખવા આવી હોય તો તેના ઉપર અને નાસૂરના ઘા ઉપર બાંધે છે બીજને વાટી પાણીમા મેળવી ગાઠ ઉપર ચોપડવાથી તે તરત જ નરમ પડી ફૂટી જાય છે

ખરેખાત, મને (ટિપ્પણી લખનાર પ્રા ડૉ કાનાબારને) પિત્ત અને કફના મહાન ઉપદ્રવથી સવત ૧૯૯૦ ની સાલમા થયેલ સગ્રહણી જેવા ઝાડાના સાડાપાચ માસના દરદમા મરણપથારીમાથી ઉઠાડનાર આ જ મહૌષધિ છે મે દવા તરીકે નહિ પણ અજ્ઞાનમા (બેફિકરાઈથી) માત્ર પદર દિવસમા દશ શેર આમલીના કાતરા ચાવી ખાધા હતા, આથી ઝાડામા દુર્ગધ નીકળી મને આરામ થયો જે લોકો મારા આ ખોરાકને વખોડતા પ્રતિબધ કરતા તથા મશ્કરી કરતા, તેઓ જ તેનો આ ચમત્કાર જોઈ દિગ્મૂઢ થયા હતા ને મને નવુ જીવન મળ્યુ હતુ

**ક્ષતકાસ ( એટલે વાયુ ઉરમાં ચાંદી કરી રક્ત સહિત કફ પાડે છે તે ) ઉપર:**—કચૂકા સારા શેકી ઉપરથી છાલ કાઢી નાખવી તેની ભૂકી મધ અને તાજા ઘીમાં નાખી ખવરાવવી (૭) **શૂળ ઉપર:**—આમલીની છાલની ભસ્મ ગરમ પાણીમાં નાખી પાવી, અથવા આમલીની છાલનુ ચૂર્ણ ગરમ પાણીમા નાખી પાવું (૮) **શીતળાનો આજાર ન આવવા માટે:**—કચૂકાનું અને હળદરનુ ચૂર્ણ ઠંડા પાણીમા નાખી પાવું. (૯) **ઉંદરના વિષ ઉપર:**—આમલી તોલા ૪, ધુંવાસ ૨ તોલા. એ બને જૂના ઘીમા ખરલ કરી ૭ દિવસ ખાવુ. (૧૦) **અતિસાર ઉપર:**—આમલીનો પાલો ૧ તોલો ચોખાના ધોવરામણમાં વાટી, ત્રણ તોલા ધોવરામણમા તપાવેલી ઠીકરી છમકારીને તે આપવુ. (૧૧) **આંખો આવે છે તે ઉપર:**—આમલીનો લીલો પાલો એરંડાના પાદડામા બાંધી માટીએ લીંપી ભરશાળમા બાફવો બફાવા પછી તેનો રસ કાઢી તેમા ફુલાવેલી ફટકડી અને ચણોઠીભાર અફીણ નાખી તવા ઉપર તાબાના વાસણથી ખરલ કરી ગાળી રાખવુ અને તેમા કપડુ ભીજવી તેની ગડી કરી તે આખો ઉપર રાખવી (૧૨) **અન્ન પાચન થતું ન હોય તો:**—આમલી ઉપરની સૂકી છાલને વગડાઉ છાણા( અડાયા )માં બાફી રાખ કરવી અને સૂઈ રહેતી વેળાએ શુમારે ૭ માસા પર્યંત ખાઈ ગરમ પાણી પીવુ. (૧૩) **ક્ષુધા કમી થવા માટે:**—આમલીના પાલાની ચટણી ખાવી. (૧૪) **હિંગળોકના વિષ ઉપર:**—અડધો શેર કચૂકા ચાર શેર પાણીમા ઉકાળી તે પાણીના કોગળા સાત દિવસ કરવા. (૧૫) **થુરિયાના વિષ ઉપર:**—આમલીનો પાલો વાટી લેપ કરવો (૧૬) **બળદનો પગ સૂજ્યો હોય તો:**—આમલીનો પાલો અને રાફડાની માટી પાણીમા કઢવી, તેની પોટલી કરી તે વડે શેકવુ. ( ૧૭ ) **કર્ણશૂળ ઉપર:**—આમલીનો ગર્ભ લૂણાવાળી જમીન ઉપર તપાવી બાળવો અને જમીન ઉપર હાથથી ચોળી કાદવ જેવુ થયા પછી તેનો લેપ કરવો. (૧૮) **આકડાના વિષ ઉપર:**—આમલીનો પાલો વાટી લેપ કરવો (૧૯) **બાળકોની રક્તસંગ્રહણી ઉપર:**—આમલીની છાલનુ ચૂર્ણ ત્રણ માસાથી ૬ માસા પર્યંત બે તોલા અર્ધ મળ્યા દહીમા નાખી દિવસમાં બે વખત, એ પ્રમાણે ત્રણ દિવસ આપવુ. (૨૦) **ભાંગનો ઉતાર:**—આમલી પલાળી તેનું પાણી પાઈ દેવુ. ( ૨૧ ) **મોડશી ( કૉલેરા ) ઉપર:**—આમલી ૯ ભાગ, ભિલામો ૮ ભાગ એકત્ર વાટી ધોળી ડુગળીના રસમા કાલવી કપડાથી ગાળી તે રસ પાવો; એટલે ઊલટી અને ઝાડો બધ થાય છે તથા જે સવિષ જતું હોય છે તે પણ મરી જાય છે. (૨૨) **અરુચિ અને પિત્ત ઉપર:**—અદરથી પાકેલી અને દળદાર એવી આમલી લઈ તે ઠંડા પાણીમા મસળી સાકર નાખી આપવી. પછી તેમા એલચી, લવંગ, કપૂર અને મરી નાખી તે મિશ્રણના કોગળા વારવાર કરવા; એટલે અરુચિનો નાશ થાય છે અને પિત્ત શમે છે. (૨૩) **પિત્ત અને બંધકોષ ઉપર આમલીનું શરબત:**—એક શેર આમલી બશેર પાણીમા ચાર પ્રહર ભીજવી રાખી, પછી તે પાણી ગાળી ઉકાળી અર્ધું બાળવુ અને તેમા ૨ શેર સાકરની ચાસણી કરી નાખી શરબત જેવુ કરીને તે દરરોજ ૨ તોલાથી ૫ તોલા પર્યંત આપવુ. બંધકોશવાળાએ રાત્રે અને પિત્તવાળાએ સવારે સેવન કરવું.

**૪૧ આમળાનું ઝાડ**—સ૦ બં૦ **આમલકી.** મ૦ આંવળે હિં૦ આમલા, આમરા. ક૦ તુ૦ નલ્લામારા. તૈ૦ ઉસરકાય, નેલ્લી. તા૦ નલ્લામાર. મલા૦ આમલકં, નેલ્લી. ફા૦ આમ્લઝ અ૦ અમ્લજી. ઇં૦ એમ્બ્લીક મિરોબેલન. લા૦ ફ્લિંથસ એમ્બ્લીકા.

ભરતખડમા આમળા+નાં ઝાડ ઘણે ઠેકાણે થાય છે. એ ઝાડ સાધારણ ઘણાં ઊંચા હોય છે

+ આમળાના તાજા પાકા ફળ દીપન, પાચન, પિત્તનાશક, સારક, મૂત્રજનન, રોચક, બલ્ય, પૌષ્ટિક, કાંતિવર્ધક, ચર્મરોગનાશક અને વાજીકર છે. એ બધા ધર્મ એમાં થોડાવણા પ્રમાણમા રહેલા છે નીરોગી મનુષ્ય જો રોજ આમળા ખાય, તો શરીરમાથી બધી ક્રિયાઓ સુધરીને પ્રકૃતિ વધારે સારી બને છે અદર રહેલા દોષ બળી જાય છે. સૂકા આમળા સ્તંભન, શ્લેષ્મઘ્ન, રક્તસ્થાપન છે મોટી માત્રામા પિત્તસ્રાવી અને સારક છે કફ ઓછો કરવાનો ગુણ આમળાંમા ઉત્તમ છે બહુ જ અને પાતળો કફ પાડવો, નાકમાથી શ્લેષ્મસ્રાવ થવો, પ્રમેહ અને ઉદર ઉપર આમળા, દારૂહળદર, હળદર, ગળો અને જેઠીમધનો કવાથ બહુ જ સારુ કામ કરે છે માસિક ધર્મમા રજસ્રાવ અત્યધિક થતો હોય, તો આમળાનુ ચૂર્ણ ૧-૧ તોલો મધ મેળવીને અપાય છે અતિસાર અને મરડામાં પણ એ ગુણકારી છે

એના પાદડા ખીજડાના પાદડાં જેવાં હોય છે. એને કાર્તિક માસમાં ફળો આવે છે આમળા સાધારણ સોપારી જેવડાં મોટા હોય છે. આમળામા બે જાતિ છે. રાન આમળા અને ધોળા આમળા. આમળાનો મુરબ્બો કરે છે, તે પિત્ત ઉપર સારો છે. તેનુ અથાણુ પણ થાય છે. આમળા સુકાઈ જાય એટલે એને પણ આમળાં જ કહે છે. એ સૂકા આમળાને મરાઠીમા આવળકટી કહે છે. આમળાના લાકડામાથી ધોળો કાથો થાય છે. આવળકંટી વાટી શરીરે ચોપડે છે. આવળકટીનુ રાયતુ પણ બને છે. વૈદકમાં જેને ત્રિફળા કહે છે તેમા આવળકંટી પણ આવે છે. હરડા, બહેડાં અને આવળકંટી (આમળાં), આ ત્રણ પદાર્થોને 'ત્રિફળા' એવી સંજ્ઞા આપેલી છે. **આમળાં :**—કિંચિત્ તીખા, સારક, મીઠા, કડવા, ખાટાં, તૂરાં અને શીત છે એ જરા અને વ્યાધિનાં નાશક, વૃષ્ય, કેશ્ય, હિતકર અને રુચિનાશક છે અને રક્તપિત્ત, પ્રમેહ, વિષ, જ્વર, વાતિ, આધ્માન, બધકોશ, સોજો, શોષ, તૃષા રક્તવિકાર અને ત્રિદોષનો નાશ કરે છે **આવળકંટી :**—કડવી, તીખી, ખાટી, મધુર, તૂરી, કેશ્ય, ભગ્નસંધાનકર, ધાતુવર્ધક અને નેત્રને હિતકર છે; તથા શરીરે લગાડવાથી કાંતિકારક છે અને પિત્ત, કફ, પરસેવો, મેહ, વિષ અને ત્રિદોષનો નાશ કરે છે. **(૧) ધોળી ધૂપણી ઉપર :**—આવળકટીના બી પાણીમાં વાટી તેમા સાકર અને મધ નાખી ત્રણ દિવસ આપવા **(૨) સર્વ જ્વર ઉપર આમલક્યાદિ ચૂર્ણ અને આમલક્યાદિ ક્વાથ :**—આવળકંટી, ચિત્રકમૂળ, બાળ હરડે (હીમજી હરડે), લીંડીપીપર અને સિંધવ, એ પાચ ઔષધ સમભાગે લઈ ચૂર્ણ કરી લેવાથી સર્વ જ્વર નાશ પામે છે, તેમ જ આવળકટી, ચિત્રકમૂળ, બાળહરડા અને લીંડીપીપરનો કાઢો કરી તે લેવાથી પણ તાવ દૂર થાય છે. **(૩) પિત્ત ઉપર આમળાંનો મુરબ્બો :**—એક શેર આમળાને સોયથી બી સુધી પહોચે તેવા પાસે પાસે ટાચા મારી ચૂનાના નીતર્યા પાણીમા કેટલીકવાર રાખવા; એટલે તેમાની લાળ નીકળી જાય છે, પછી આધણ આવેલા બશેર પાણીમા નાખી થોડા ઉકાળવા અને બહાર કાઢી કપડાથી લૂછી કોરા કરવા. પછી ખાંડ અથવા ખડીસાકરની ચારતારી ચાસણી કરી તેમા તે આમળા બુડાડી રાખવા આ મુરબ્બો ચારપાચ વર્ષ સુધી સારી રીતે રહી શકે છે. એ મુરબ્બો ખાધાથી પિત્તશમન થઈ પુષ્ટતા પણ આવે છે **(૪) આમળાંની ગોળીઓ (કોચકાઈ) :**—સારા આમળાને થોડાં બાફી તેને બારીક વાટવા પછી તેમા જીરું, મરી, લીંડીપીપર, સૂંઠ, ધાણા, તજ, સિંધવ, સંચળ, હરડા અને મીઠું, એ સઘળાને બારીક વાટી નાખવાં અને તેની થેપલી કિંવા ગોળીઓ કરી સૂકવવી. આ ગોળીઓ ઘણી રુચિકર અને પાચક છે. **(૫) ખસ ઉપર :**—આવળકટી બાળી તે તેલમા ખરલ કરી શરીરે ચોપડવી **(૬) સ્વરભેદ ઉપર :**—ગાયના દૂધમાં આવળકટીનુ ચૂર્ણ આપવું **(૭) અશુદ્ધ અભ્રક ભક્ષણ કરવાથી થતા વિકાર ઉપર :**—આમળાનો રસ અથવા આમળા પાણીમા પલાળી રાખી ત્રણ દિવસ ખાવા એટલે સર્વ વિકારો દૂર થશે. **(૮) ઊલટી અને શ્વાસ ઉપર :**—આમળાનો અંગરસ મધ અને લીંડીપીપર નાખી આપવો. **(૯) રક્તપિત્ત ઉપર :**—આવળકટી એરંડતેલમા તળી સાકર સાથે સવારસાંજ ગરમ પાણીના ઘૂંટડા સાથે ફાકવી. **(૧૦) ઊલટી ઉપર :**—આવળકટીનુ ચૂર્ણ ચંદનમાં મેળવી મધમા આપવુ **(૧૧) પ્રમેહ ઉપર :**—આમળાનો રસ કાઢી અથવા આવળકંટીનો કાઢો કરી તેમા બે માસા હળદરની ભૂકી અને મધ નાખી તે આપવુ **(૧૨) જરા ન આવવા માટે :**—આવળકટી પાણીમાં વાટી શરીરે લગાડી થોડી વારે સ્નાન કરવા જવુ. એ પ્રમાણે નિત્યક્રમ રાખવાથી વાર્ધક્ય (વૃદ્ધપણું) આવતુ નથી અને કેશ ધોળા થતા નથી **(૧૩) આંખોમાંની આગ શાંત થવા માટે :**—આવળકંટી અને તેલ રાત્રે પાણીમા ભીજવી રાખી સવારે વાટી આખે ચોપડવા. પછી એક કલાકે સ્નાન કરવુ; એટલે આખો હમેશા ઠંડી રહી આગ થશે નહિ. **(૧૪) પિત્ત ઉપર આવળકંટીનું ચૂર્ણ :**—આવળકંટીથી બમણી સાકર અને તેથી બમણુ તાજું ઘી એકત્ર કરી આપવું **(૧૫) તાવમાં શોષ પડે છે તે ઉપર :**—આવળકટી અને દ્રાક્ષ વાટી ઘીમા મેળવીને ગોળી કરી મુખમા રાખવી; એટલે જીભ, તાળવુ, ગળુ વગેરેનો શોષ શાંત થાય છે. **(૧૬) તાવમાં અરુચિ થાય છે તે ઉપર :**—આવળકટી, દ્રાક્ષ અને સાકરનો કલ્ક કરી તે મુખમા રાખવો. **(૧૭) મૂત્રકૃચ્છ્ર એટલે પેશાબમાં બળતરા થઈ થોડાથોડા ઊતરવો**

તે ઉપર:—આમળાનો અને શેરડીનો રસ એકત્ર કરી આપવો. (૧૮) **અમ્લપિત્ત ઉપર:**—આવળકટીનુ ચૂર્ણ કેળના કાંદાના રસમા આપવુ (૧૯) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—ઘીમા આવળકટી તળી કાંજીમા વાટવી અને તેનો મસ્તકે લેપ કરવો. (૨૦) **યોનિદાહ ઉપર:**—આમળાનો રસ સાકર નાખી પાવો. (૨૧) **બહુમૂત્ર ઉપર:**—આમળાના ઝાડના પાલાનો રસ પાશેર કાઢી તેમા દારુહળદર ઘસવી, પછી તેમા ખડીસાકર પાંચ તોલા નાખી પાવુ. (૨૨) **પ્રમેહ ઉપર:**—આમળાના પાદડાનો રસ પાશેર અને છાશ પાશેર એકત્ર કરી પાવુ (૨૩) **રેચક:**—આમળાના ઝાડની છાલના રસમા મરીની ભૂકી, પાચ લવગ અને ઈલાયચી વાટી આપવા ઉનાગ-ઘી અને ભાત. (૨૪) **શરીર ઉપર પિત્ત ઊઠે છે તે ઉપર:**—આવળકટી રાત્રે ગોમૂત્રમાં પલાળી રાખી મૂકવી અને સવારે વાટી તેમા નાળિયેરનો અંગરસ મેળવી શરીરે ચોપડવું. (૨૫) **શરીરની કાંતિ સારી થવા માટે:**—આવળકંટી અથવા ગોઠલા આમળા અને ધોળા તલ એકત્ર કરી બારીક વાટી દરરોજ શરીરે ચોળવા અને થોડી વાર પછી ગરમ પાણીએ સ્નાન કરવું. (૨૬) **વીર્યવૃદ્ધિ ઉપર:**—આમળાનો રસ અને ઘી એકત્ર મેળવી આપવું. (૨૭) **વૃદ્ધપણું દૂર થવા માટે:**—આવળકટીનુ ચૂર્ણ સમભાગે એકત્ર કરી ઘી અને મધમા ૨૦ દિવસ પ્રાતઃકાળે આપવું. (૨૮) **દિવ્ય દેહ થવા માટે:** આવળકટીનું ચૂર્ણ અને આમ્રદંતું ચૂર્ણ સમભાગે લઈ ઘી અને મધ સાથે શિશિરઋતુમા ચાટવું. (૨૯) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—આવળકંટી ઘીમાં શેકી પાણીમા વાટી મસ્તકે લેપ કરવો (૩૦) **મસ્તકશૂળ ઉપર:**—આમળાનું ચૂર્ણ, ઘી અને સાકર એકઠા કરી પ્રાતઃકાળમા ખાવુ (૩૧) **પિત્તશૂળ ઉપર:**—આમળાનુ ચૂર્ણ મધમા આપવુ (૩૨) **મૂર્છા ઉપર:**—આમળાનો રસ ઘી નાખી પાવો. (૩૩) **રક્તપિત્ત ઉપર:**—આવળકંટીનુ ચૂર્ણ સાકર અને ઘીમાં આપવું અથવા આમળાનો કે હરીતકી(હરડે)નો મુરબ્બો આપવો. (૩૪) **લઘ્વી (પેશાબ) લાલ થાય તો:**—આવળકંટી માસા ૩, સચળ માસા ૨, સિંધવ માસા ૨, એનું ચૂર્ણ કરી તે પાશેર પાણીમાં શક્તિ પ્રમાણે આપવું. (૩૫) **રક્તાતિસાર ઉપર:**—આવળકટીના અંગરસમા મધ, ઘી અને દૂધ મેળવી આપવુ (૩૬) **અમ્લપિત્ત ઉપર:**—આવળકટી તોલો ૧ રાત્રે પાણીમા ભીજવી રાખવી બીજે દિવસે સવારમા તેમાં ૩ માસા સૂંઠ અને એક માસો જીરુ નાખી બારીક વાટી ગોળી કરવી. તે ગોળી સાત તોલા દૂધમા મેળવી, તેમા બે તોલા ખડીસાકર નાખી તે દૂધ પાવુ (૩૭) **બાળકોના અતિસાર ઉપર:**—આવળકટી, ચિત્રો, બાલહરડા, લીંડીપીપર અને સચળ, એનું ચૂર્ણ કરી તે હમેશા સવારે અને રાત્રે સૂતી વખતે ગરમ પાણીમા શક્તિ પ્રમાણે આપવુ. (૩૮) **પિત્તવિકાર ઉપર:**—આવળકંટી ૧ તોલો આખી રાત કલાઈના વાસણમા પલાળી રાખી સવારે વાટી સાત તોલા ગાયના દૂધમાં મેળવી તે પાવુ એટલે પિત્તવિકાર દૂર થઈ શક્તિ વધે છે (૩૯) **કમળાના રોગ ઉપર.**—આવળકંટી, હળદર અને ગેરુ મેળવી એનુ અંજન કરવુ (૪૦) **ધાતુપુષ્ટિને માટે:**—આવળકંટી અને ગોખરુ એ પ્રત્યેકનુ ચૂર્ણ બે માસા અને ગળોનુ સત્ત્વ ૧ માસો, એ ઘી અને સાકરમા નાખી રોજ સવારે ખાવું, એટલે ધાતુસ્થાનની ઉષ્ણતા જઈ તે પુષ્ટ થાય છે × (૪૧) **ધોળી ધૂપણી ઉપર:**—આમળાનો રસ અથવા ચૂર્ણ મધમા આપવુ.

**૪૨ આલ:**—સ૦ અચ્યુતવૃક્ષ. હિં૦ મ૦ આલ બં૦ આચ. કો શિવરઢોલ. લે મોરિંડા

× શાસ્ત્રકારોએ આ ચૂર્ણનુ 'રસાયનચૂર્ણ' નામ રાખેલું છે આ ચૂર્ણનુ લાંબો વખત સેવન કરાવવાથી મૂત્રમાર્ગના સર્વ રોગ દૂર થાય છે, ધાતુ ઘટ્ટ થાય છે અને વૃદ્ધાવસ્થાની નિર્બળતા દૂર થઈ સફેદ વાળના કાળા વાળ થાય છે.

– આલના પાન પૌષ્ટિક, જ્વરઘ્ન, વેદનાસ્થાપન, વ્રણશોધન અને વ્રણરોપણ છે ફળ આર્તવજનન છે. મૂળ પૌષ્ટિક, જ્વરઘ્ન અને સ્તંભક છે **માત્રા:**—મૂળ ૦। થી ૦॥ તોલો, પાન ૦॥ થી ૧ તોલો, પાકાં ફળ ૫ થી ૧૫ રતી **ઉપયોગ**—અનાર્તવમા આલના પાકા ફળ અથવા મૂળનો ક્વાથ અપાય છે ઝાડો, મરડો અને તાવમા ઝાડો થયો હોય, તો તે પર આલના પાનોનો રસ (પુટપાક કરીને કાઢેલો રસ) અથવા પાનાનો ક્વાથ સૂંઠ મેળવીને અપાય છે યકૃત, શોથ અને તેનાથી ઉત્પન્ન થયેલ કમળામા મૂળનો ક્વાથ નવસાગર મેળવીને

સીટ્રીફોલિયા.

એ ઝાડને મુસલમાની ભાષામા 'સુરંજી' કહે છે. એ ઝાડ ઘણુ વર્ષ રહ્યાથી હશિયાના ઝાડ જેવડું થાય છે એના પાદડા હશિયાના અથવા મહુડાના પાદડા જેવા હોય છે એને બારે માસ ધોળા રંગના અને થોડી મધુર વાસવાળા ફૂલ આવે છે એના ફળો હશિયાના ફળ જેવાં હોય છે તેને કોઈ કોઈ મીઠામા આથે છે. આ ઝાડની ઉત્પત્તિ ખાનદેશ અને વરાડ પ્રાતમા ઘણી થાય છે. એના મૂળિયાનો રગ નીકળે છે આલનાં ઝાડ રગ માટે તૈયાર કરતા ત્રણ વર્ષ લાગે છે વરાડમા એના મોટા મોટા ખેતરો હોય છે એના મૂળમા જેટલા બારીક મૂળો હોય છે તેટલો તેનો રગ સારો નીકળે છે. એ મૂળોનો પાકો ખારવી રગ થાય છે શેત્રજી, પછેડી વગેરે એના રગમા રગાય છે

૪૩ **આલુ**—સ૦ ક૦ આરૂક મ૦ હિ૦ આલુ બુખાર. ફા૦ આલુસ્યા અ૦ ઇજ્જાસુ. ઇં૦ ચેરિપ્લમ લા૦ પ્રુનસ બોખેરિયનસિસ

આલુના ઝાડની ઊચાઈ સુમારે દસ હાથ હોય છે એ ઝાડો પર્શિયા, અરબસ્તાન અને ગ્રીસ, એ ઠેકાણે થાય છે ત્યાથી એ ફળો અહી આવે છે. એ ફળનો આકાર દીર્ઘ વર્તુળાકાર હોઈ તે એક બાજુએ ફૂલેલો હોય છે. તેનો રગ બહારથી રાતો કાળો હોય છે. અંદરનો ગર્ભ પીળો હોય છે. એના બી સુવાળા અને ચળકતા બદામ જેવી આકૃતિના હોય છે એ ફળ સારું પરિપક્વ થયાથી એનો સ્વાદ ખાટો, મીઠો, રુચિકર અને શરીરને હિતાવહ છે, પરંતુ એ ફળ ઘણા ખાવાથી પેટમા વાયુ, મરડો થઈ સગ્રહણી થાય છે **આલુ:**—ગ્રાહક, તૂરં, હૃદ્ય, શીત, જડ, મલસ્તભક, ગ્રાહી, ભેદક, ઉષ્ણ અને કફ-પિત્તનો નાશ કરનાર, પાચક, ખાટું, મધુર, મુખપ્રિય તથા મુખને સ્વચ્છ કરનાર છે અને મેહ, ગુલ્મ, અર્શ, રક્તવાત, એઓનુ નાશક છે. તે પાકવાથી મધુર અને જડ છે અને કફ તથા પિત્ત કરનાર, ઉષ્ણ, રુચિકર, ધાતુવર્ધક, પ્રિય અને મેહ, અર્શ, જ્વર, વાયુ એમનો નાશ કરે છે.* **(૧) મલબદ્ધતા ઉપર:**—આલુ પાણીમા ઘસીને પીવાથી પેટ સાફ આવે છે **(૨) રેચ થવા માટે:**—આલુ ધીમા તાપે ચાર કલાક સુધી પાણીમા બાફી પછી તેને બે નેતરની ચાળણીઓ વચ્ચે દબાવી તમામ પાણી કાઢી નાખવુ પછી તે કૂચા વાસણમા રાખી મદ અગ્નિ પર બળે નહિ તેમ સૂકવવા, પછી ખાડી રાખવા અને રેચ માટે આપવા. **(૩) શોષ ઉપર:**—આલુ મુખમા રાખવુ.

૪૪ **આવળ**—સ૦ અર્બૂર, શરત્પુષ્પ, આવર્તકી મ૦ તરવડ, અવિરામ. ખા૦ આવળી, ચાભારઆવળી. હિ૦ ખખસા, રગ. ક૦ હોન્નવરી, હોન્નરિકે. ત૦ નાધેડૂ તા૦ અવારાઈ. ઇં૦ ટેનર્સ કેશિયા, લા૦ કેશિયા ઓરિક્યુલેટા.

---

અપાય છે પ્લીહાવૃદ્ધિ અને તેનાથી ઉત્પન્ન થયેલ પાડુરોગ પર મૂળને ગોમૂત્રમા ઘસીને અપાય છે

ત્વચારોગમા પાનોનો ફાટ પિવડાવાય છે તથા પાનોને મસળીને શરીર પર ચોળાય છે જખમ ભરવા માટે પાનોની પોટીસ બધાય છે વાતરક્તમા સાધાઓના દુખાવા પર પાનોનો લેપ કરવાથી વેદના દૂર થાય છે

* આલુમા જરદાલુ, આલુ બુખારા, આલુ (પીચ), આલુબાલુ અને આલુચા, એ ૫ જાત વધારે મળતી છે એ ઉપરાત બીજી જગલી પણ ૨-૩ જાત છે મુખ્ય ૫ જાત અને કેટલીક જગલી જાતો હિમાલયમા થાય છે તેના નામ **૧. જરદાલુ**—પ્રુનસ આર્મેનિઆના ખાવામા વધારે મીઠા છે આના ફળ સૂકા બહારથી આવે છે મેવારૂપે ખવાય છે **૨. આલુબુખારા**—પ્રુનસ કોમ્યુનિઝ આમા ખટાશ રહેલી છે આના ફળ શીતળ, તૃષાશામક અને સારક હોવાથી પિત્તજ્વરમા વપરાય છે **૩. આલુ**—(પીચ) પ્રુનસ પર્સિકા, ઇં૦ પીચ. આના તાજા ફળો મેવારૂપે ખવાય છે ગુણધર્મ દીપન, સ્નેહન અને રક્તપિત્તશામક છે આના ફૂલ ભેદક છે **૪. આલુબાલુ**—પ્રુનસ સિરેસસ આના ફળ નાના હોય છે યૂનાની ઔષધિઓમા વધારે વપરાય છે. ફળ કટુ, પૌષ્ટિક અને વેદનાસ્થાપન છે વાતવાહિનીઓના રોગો પર વપરાય છે માત્રા ૨-૫ રતી **૫. આલુચા**—પ્રુનસ આલુચા તાજા ફળ મેવારૂપે વધારે ખવાય છે સ્વાદ ખટમીઠો છે

આમાની કોઈ પણ જાતના ફળ વધારે ખવાય તો મરડો થઈ આવે છે એના બીજ તાદશ બદામના બીજ જેવા જ પરતુ કાઈક નાના હોય છે એથી ગાધી લોકો એને પણ બદામની મીજ તરીકે વેચે છે એનો પ્રતિનિધિ આમલી છે એ આમાશય અને સ્નાયુને નુકસાન કરે છે એનો ઉતાર રૂમીમસ્તકી છે એની માત્રા ૫ દાણાથી છેવટ ૨૦ દાણા સુધી છે

આવળના છોડ સાધારણ ત્રણચાર હાથ ઊંચા વધે છે. એના પાંદડા કૂવાડિયાના પાંદડા જેવાં થાય છે. એને પીળા રંગના ફૂલોના ગુચ્છા આવે છે. એની શિંગો ચપટી હોઈ વેંતભર લાંબી હોય છે, આ છોડો ગામડામાં ઘણા થાય છે કોકણમાં આવળ જોવામાં આવતી નથી. મહારાષ્ટ્રના કેટલા ભાગમાં એને 'ચાભારતરવડ' પણ કહે છે. આવળની છાલ ચામડા રંગવાના કામમાં ઉપયોગી છે એનાં લાકડાં બાળવાના કામમાં આવે છે **આવળ**—કડવી, શીતળ અને આંખોને હિતકારક છે. તે પિત્ત, દાહ, મુખરોગ, કોઢ, જંતુ (કૃમિ), અતિસાર, સોજો, શૂળ, વ્રણ અને તાવનો નાશ કરે છે. ઉપયોગ **(૧) ગર્ભિણીની ઊલટી ઉપર**:—આવળનાં ફૂલ ૧ તોલો ગાયના દૂધમાં વાટી તેમાં સાકર ૧ તોલો નાખી તે પાવાં **(૨) પગ કિંવા ઢીંચણ મોચવાયો હોય તે ઉપર તથા સોજા ઉપર**:—આવળના પાદડા ઊના કરી તેનો પેઠો બાધવો. **(૩) બાળકોની મોડશી (કોલેરા) ઉપર**:—આવળના અને રીંગણીમાં મૂળાની છાલ ઘસી પાવી. **(૪) ઘૂંટણનો સોજો અથવા વાઘ કરડયો હોય તો તે ઉપર**:—આવળનો પાલો અને સોમલ, એને થૂંકમાં ખરલ કરી લેપ કરવો. **(૫) ઉપદંશ ઉપર**:—આવળનો પાલો ૧ મૂઠી અને ખીજડાનો પાલો એક મૂઠી વાટી તેમાં થોડું જીરું અને ધાણા નાખી ૭ દિવસ પાવો. **(૬) આંખોમાં ફૂલ પડે છે તે તથા છારી વળે છે તે ઉપર**:—આવળના બી મોગલી એરંડાના દૂધમાં ઘસી અંજન કરવું **(૭) મૂત્રાઘાત ઉપર**:—આવળના બીજ પાણીમાં વાટી પાવાં અને ડૂંટી ઉપર લેપ કરવો. મધુમેહમાં આવળના ફૂલોની ચા અથવા પંચાંગનું ચૂર્ણ ૩૦ રતી અથવા બીજનું ચૂર્ણ અપાય છે એનાથી તરસ ઓછી લાગે છે. પેશાબનું પ્રમાણ ઘટે છે. આની સાથે તગર મેળવવાથી લાભ વધારે થાય છે પેશાબ ડહોળાયેલો હોય તોપણ આવળથી સુધરી જાય છે.

**૪૫ આશા**—એ ઝાડો કોકણમાં અને બંગાળા પ્રાંતમાં પુષ્કળ થાય છે ત્રાવણકોર પ્રાંતમાં જૂના ઝાડોના ગર્ભમાંના લાકડામાંથી તામીલ લોકો એક જાતનો રંગ તૈયાર કરે છે. એના પાદડાનો રસ ઘણો જ કડવો છે. **(૧) બાળકોની પીડ અને જંતુ (કૃમિ) ઉપર**:—એના પાંદડાનો રસ એક ચમચો ભરી લઈ તેમાં થોડું કેશર નાખી તે ત્રણ દિવસ પાવો; એટલે ઝાડો સાફ થઈ બાળકોને અન્ન સારી રીતે પચી મોઢા પર લાલી આવે છે

**૪૬ આશેત્રી (આસુંદરો)**—સ૦ અશ્મંતક. મ૦ આપટા કો૦ સિદ્ધ હિં૦ સિરહટા, અસિમલૌશ. ક૦ અસ્મર, આરી, આસુ ૧૦ અભાટા બ૦ આપુટા લા૦ બોહિનિયા ટોઈસિમોસા.

આ જંગલી ઝાડ છે. એનાં પાદડા કચનારના પાદડા જેવા હોય છે, પરંતુ આના પાદડા તે પાદડા કરતાં જાડાં અને મોટા હોય છે એને લાંબી શિંગો આવે છે એનું લાકડું બાળવા માટે ઘણું ઉપયોગી થતું નથી. એના પાદડા તંબાકુની બીડી બનાવવાના કામમાં ઉપયોગી થાય છે. એ નિરર્થક અને નિર્લજ્જ વ્યસનથી લોકોને અતિશય નુકસાન થાય છે, પરંતુ આ પ્રચાર હમણા ઘણે ભાગે વધી ગયો છે આ વ્યસન જ્યારે આપણા લોકોમાંથી નાશ પામશે, ત્યારે જ આપણો સુદિન પ્રાપ્ત થયો એમ સમજવું જોઈએ એની અંતરછાલના બંદૂકના ટોટા થાય છે તે આ છાલ સારી બાફી રેસાવાળી કૂટીને કરે છે એની અંતરછાલના મજબૂત અને ટકાઉ દોરડા પણ થાય છે એની શિંગ બાળગુટીમાં (બાળકોને આપવાની સોગઠી સાથે) ઘસીને આપે છે ×**આશેત્રી**:—તૂરું, ખાટું, શીતળ તથા ગ્રાહક છે અને વાત, પિત્ત, કફ, મેહ, દાહ, તૃષા, વિષરોગ, વાતિ, પિશાચબાધા, ગંડમાળ, વ્રણ, વિષમજ્વર, કંઠરોગ, રક્તવિકાર, ગલગંડ તથા અતિસારનો નાશ કરે છે. **એની શિંગો**—તૂરી, શીતલ, ગ્રાહક, સ્વાદુ, રુક્ષ, ગુરુ, દોષદ્રાવક, મલરોધક, આધ્માનકર્તા અને કફ તથા વાયુનો નાશ કરે છે **(૧) વાતગુલ્મ અને શૂળ ઉપર**:—આશેત્રીના પાલાના રસમાં મરીની ભૂકી અને તલનું તેલ સાત ટીપાં નાખી આપવું. **(૨) પરમિયા (પરમા) ઉપર**:—આશેત્રીનો

× એ ઝાડને દક્ષિણી લોકો કચનનું ઝાડ પણ કહે છે આ ગ્રંથની ત્રણ આવૃત્તિઓમાં આસુંદરો એવા નામથી સાજડને ઓળખાવેલ હતું, પરંતુ એ દરેક નિઘંટુ તેમ જ પદેજીના ઉલ્લેખથી વિરુદ્ધ હોવાથી તેમાં ખાસ ભૂલ થવાની સાબિતી મળે છે પદેજીના નિઘંટુ તેમ જ મરાઠી વના૦ ગુણા૦થી તો આશેત્રીનું જ બીજું નામ આસુંદરો સિદ્ધ થાય છે ગુજરાતી અમૃતસાગરના પ્રકાશક શ્રી ત્રિભુવનદાસ પણ એ જ મુજબ સ્વીકારે છે.

પાલો રાત્રે પાણીમા પલાળી રાખવો અને સવારમા તેનો ચાર પૈસાભાર રસ કાઢી તેમા બે પૈસાભાર ખડીસાકર નાખી આપવો (૩) **પ્રસૂતિ જલદીથી ન થતી હોય તો :**—એક નાના છોકરાને નગ્ન કરી સ્નાન કરાવવુ અને તેની પાસે આશેત્રાના ઝાડની છાલ, તે ઝાડ ઉપર તેની છાયા પડવા ન દેતાં દાંતોથી ઉખડાવવી. તે છાલ તેણે તેની જ મુખમા રાખી લાવી, પ્રસૂતિ થનારી સ્ત્રીના માથા ઉપર થૂકી નાખવી એટલે પ્રસૂતિ થશે (૪) **શોફોદર ઉપર :**—આશેત્રીનો પાલો, કરેલીનો પાલો અને ભાગરો, એ ત્રણે સમભાગ લઈ વાટી રસ કાઢવો અને તેમા રાફડા ઉપરના કડાના મૂળ ઘસી તે પાઈ દેવા એટલે શોફોદર દૂર થશે. (૫) **ધાત પડે છે તે ઉપર :**—આશેત્રીની કુમળી ડાળીઓનો રસ અને ગાયનુ દૂધ એકઠું કરી તેમા ખડીસાકર નાખી આપવુ (૬) **તાવમાં કપાળ (માથું) દુખે છે તે ઉપર :**—આશેત્રીના પાદડા વાટી લેપ કરવો. (૭) **બીજા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો :**—આશેત્રીની છાલ, કાળા તલ, મજીઠ અને શતાવરીનુ ચૂર્ણ દૂધમા આપવું. (૮) **શોફોદર ઉપર :**—આશેત્રી, કાગેલી, ભાણુડી (ગગાવતી) અને ભાગરો, એના પાદડાનો રસ કાઢી તેમા મરીની ભૂકી અને ઘી નાખી ત્રણ દિવસ આપવુ ઉતાર–ઘી અને ભાત આપવો. આ સિવાય બાળકોના ઉદરવ્યાધિમા પણ તેનો ઉપયોગ થાય છે. (૯) **સોજા ઉપર :**—આશેત્રીના પાદડાનો રસ દૂધમા આપવો

**૪૭ આસંધ (આસુંદ)**—સં૦ બ૦ અશ્વગધા મ૦ આસકધ હિં૦ અસગધ દે૦ ઢોરગુંજ. ક૦ અંગરબેરૂ, હિરેબરૂ, આભાકિરે, હિરેમદ્દીનબેરૂ તૈ૦ પિલીઆફ્રાપેન્નેરૂ. તા૦ અશ્વગધી અશ્વગડી. મલા૦ અમુકિર, પિવટે. ફા૦ બે (મે) હેમનૂબરરી ઇં૦ વિટરચેરી લા૦ વાઈથેનિયા સોમ્નિફેરા.

એને 'આસધ'–'અજગધ' પણ કહે છે કેટલેક ઠેકાણે એને 'ઢોરગુજ' પણ કહે છે. એ છોડ ખાનદેશ, નાશિક, વરાડ અને ઘાટ ઉપર ઘણે ઠેકાણે મળી આવે છે એની ઊંચાઈ શુમારે બે હાથ હોય છે. એના છોડમાથી ઉગ્ર અણગમતી વાસ આવે છે. એ છોડ સાચવે તો ૪–૫ વર્ષ રહે છે એના પાદડા આકારે કોરાટી (કાટાસરિયા) જેવા હોઈ તેના કરતા મોટા હોય છે. એ છોડ ઉપર ચણા જેવડા ચણોઠી પ્રમાણે લાલ ફળ આવે છે. એમા રીગણીના બી જેવાં બી હોય છે. એના મૂળોને આસધ કહે છે. આસધનો પાક કરે છે તે ઉત્તમ પુષ્ટિકારક છે. **આસંધ– :**—રસાયન, તૂરો, ધાતુવૃદ્ધિકર, કિંચિત્ તીખો, બલકર, કાંતિકારક, મધુગધ, શરીરને પુષ્ટિ આપનાર, વૃષ્ય, ઉષ્ણ તેમ જ લઘુ છે અને વાત, ક્ષય, દમ, ઉધરસ, વ્રણ, શ્વેતકુષ્ઠ, કફ, વિષ, કૃમિ, સોજો, ક્ષતક્ષય અને કંડૂનો નાશ કરે છે. (૧) **વીર્યવૃદ્ધિ ઉપર :**—આસધનુ ચૂર્ણ, ઘી અને મધ વિષમભાગે× લઈ તેમા સાયંકાળે આપવુ અને ઉપર દૂધ પાવું. (૨) **ગર્ભિણીને પુષ્ટિકર યોગ :**—આસધનો કાઢો કરી આપવો એટલે ગર્ભિણીને પુષ્ટિ થાય છે અને બાળક સશક્ત ઉત્પન્ન થાય છે. (૩) **વૃદ્ધપણું દૂર થવા માટે :**—આસધનું ચૂર્ણ દૂધમા આપવુ. (૪) **નાનાં બાળકોને શક્તિ આપવા માટે :**—આસધનું ચૂર્ણ દૂધમા આપવું અથવા આસધ ૧ ભાગ, દૂધ ૮ ભાગ, એમા ઘી નાખી પચન કરવુ. તે બાળકને આપવાથી બળ વધે છે. (૫) **દૃષ્ટિ સ્વચ્છ થવા માટે :**—આસધનુ ચૂર્ણ, આમળાનો રસ અને જેઠીમધનુ ચૂર્ણ મેળવી આપવુ (૬) **સર્વ રોગ દૂર થવા માટે :**—આસંધનુ ચૂર્ણ ૧ તોલો, ગળોનુ ચૂર્ણ ૧ તોલો અથવા ગળોનું સત્ત્વ માસો ૧ મધમા આપવુ (૭) **ચામડીના રોગને માટે :**—આસધનું ચૂર્ણ તેલમા નાખી શરીરે ચોપડવુ (૮) **ગર્ભધારણ**

– ઉપર લખેલ આસધનો ક્ષુપ (છોડ) વર્ણ કરીને પીલુડીને મળતો હોય છે માત્ર પીલુડી કરતા એના પાદડા કાંઈક પાતળા હોવાથી કેટલાક બ વુઓ એને ઓળખતા ભૂલ કરે છે એના પાદડાનો રસ માથાના વાળમા ભરી રાખવાથી જૂ મરી જાય છે એથી એને ગામડાના લોકો જૂ–મારી તરીકે ઓળખે છે સાચા આસધના મૂળમા ઘોડાની વાસ આવતી હોવાથી સસ્કૃતમા એને અશ્વગધા કહે છે વળી એ રાસ્ના જેવી હોવાથી કેટલાક ગાધી લોકો એને બદલે રાસ્ના આપી ઠગે છે એ ગરમ પ્રકૃતિવાળાને નુકસાન કરે છે વાયુનાશક હોવાથી કેટલાક લોકો ખાય છે, પરતુ એની સાથે સખત પરેજી પાળવી જરૂરની છે, એનો ઉતાર કતીરો, અતિવિષ ઉપલેટ અને બાલછડ છે એની માત્રા ૫ માસની છે

× ઘી અને મધ સમાનભાગે મળવાથી વિષ તુલ્ય થાય છે, માટે વિષમભાગે જ લેવા જોઈએ

માટે :—આસધનો કાઢો દૂધ નાખી કરવો અને તેમા ઘી નાખી તે ઋતુસ્નાતા સ્ત્રીને પીવા માટે આપવો. (૯) પ્રદર અને ધાતુવિકાર ઉપર :—આસધનુ ચૂર્ણ ૩ માસા અને ખડીસાકર ૧ તોલો, એ સવારે ગાયના દૂધમાં નાખી આપવુ આ પ્રમાણે સાંજે પણ આપવુ; એટલે ઉપલા વિકારો દૂર થઈ ધાતુવૃદ્ધિ થાય છે અને શક્તિ આવે છે. (૧૦) વીર્યવૃદ્ધિ અને ધાતુસ્તંભન માટે :—આસધ તોલા ૧૦ અને વરધારો તોલા ૧૦, એ બન્ને ઔષધો સમભાગે લઈ ચૂર્ણ કરવુ અને ઘીના ચીકટા (રીઢા) વાસણમા તે ભરવું. પછી તેમાંનુ ચૂર્ણ ૧ તોલો લઈ ગાયના તાજા દૂધમા નાખી તે આપવુ (૧૧) ધાતુક્ષય ઉપર :—આસંધ, સાકર, ઘી, મધ, લીંડીપીપર, એ એકઠા કરી આપવું, પથ્ય—દૂધ અને ભાત (૧૨) સ્ત્રીઓને દૂધ આવવા માટે :—આસધ, ભોયકોળું અને જેઠીમધનો કાઢો ગાયનુ દૂધ નાખી આપવો (૧૩) સોજો, ગલગ્રંથિ ઉપર તથા ગૂમડું પકવવાને અને ફોડવાને :—આસધના તાજા મૂળ ગોમૂત્રમાં વાટી લેપ કરવો અથવા પાણીમા વાટી ગરમ કરી લેપ કરવો. (૧૪) વાયુ ઉપર :—ગોળમા આસધનુ ચૂર્ણ નાખી ગોળી કરી આપવું (૧૫) ઢોરને વિષ ચડયું હોય તો :—આસધનાં તાજાં મૂળ છાશમા વાટી પાઈ દેવાં. (૧૬) ઉરુસ્તંભ ઉપર :—આસધ વાટી ગરમ કરી લેપ કરવો. (૧૭) વાયુ માટે :—આસધ અને શતાવરીનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. (૧૮) આદાશીશી ઉપર :—આસધનુ ચૂર્ણ ઘસવુ (૧૯) વાળા ઉપર :—આસંધ તેલમા કિંવા છાશમા વાટી લેપ કરવો (૨૦) કટિશૂળ એટલે કમર દુખે છે તે ઉપર :—આસધ અને ખડીસાકરનુ ચૂર્ણ ઘીમા ખાવુ (૨૧) બળદને કંઈ દુ:ખ થયુ હોય તો :—આસધના તાજા મૂળ ખવરાવવા એટલે બળદ સારો થશે.*

૯૮ આસોપાલવ—સ૦ અશોક. મંદાર મ૦ હિ૦ બં૦ અશોક ક૦ અશોક તૈ૦ અશોકમાનુ મલા૦ અશોક લા૦ પોલ્યાલથિયા લોગીફોલીઆ. રા૦ આશાપાલવ+

એ ઝાડ આંબાના ઝાડ જેવડા મોટા થાય છે. એનાં પાંદડા આંબાના પાદડા કરતાં ઘણાં લાંબાં અને કાંગરાદાર કોઈ ભરાવદાર અને સુશોભિત હોય છે. એની છાયા ઘટ હોય છે. એ ઝાડ શોભાયમાન હોય છે; એટલા માટે એને બાગમા અને દેવળોમાં વાવે છે. એના ફૂલ રાતા રંગનાં હોય છે અશોક :—મધુર, શીત, અગ્નિને સાધનાર પ્રિય, સુગંધયુક્ત, કૃમિહારક, તૂરો, ઉષ્ણ,

* [illegible] આના ઉપયોગ આમવાત અને અપચન પર થાય છે

[illegible] ગુજરાતીમા વનસ્પતિશાસ્ત્ર લખ્યુ છે, તેમણે અનુભવ કરીને લખ્યુ છે [illegible] એની ગાંઠો પર ચોપડવાથી ઘણો લાભ પહોંચે છે વાળાના સોજા [illegible] આસધના ગુણ [illegible] ઓછો નથી છે.

[illegible] અને ગ્રામક લખેલ છે આગળ લખે છે કે આનુ ચૂર્ણ [illegible] શરીર વધે છે ક્ષય, વૃદ્ધાવસ્થાની નિર્બળતા અને [illegible] નિર્બળતા દૂર કરવા માટેના પાકોમા અને પ્રદરમા [illegible]

[illegible] નીમચમાં એરસાલ ખેતરમાં [illegible] આસગંધ છે. માત્રા—વાલથી ૧ તોલો આ [illegible] સ્ત્રીઓની કમરના દુખાવા અને સફેદ પ્રદરમા [illegible]

[illegible] અને [illegible] કહે છે [illegible]

[illegible] અશોક નથી સાચા અશોકને [illegible]

શરીરની કાંતિ વધારનાર, સ્ત્રીઓના શોકનો નાશ કરનાર, ગ્રાહક, પિત્તકર અને દાહ, ગુલ્મ ઉદરશૂળ, આધ્માન, વિષ, અર્શ (હરશ), વ્રણ, તૃષા, શોથ અપચન અને રક્તરોગ, એનો નાશ કરે છે **(૧) રક્તપ્રદર ઉપર:**—આસોપાલવની છાલને દૂધ અને પાણીમા મેળવી દૂધ બાકી રહે ત્યા સુધી કાઢો કરી, તે શીત થયા પછી આપવો, એટલે તીવ્ર રક્તપ્રદરનો પણ નાશ થશે **(૨) સર્વ પ્રદર ઉપર:**—આસોપાલવની છાલ વાટી, તેમા રસાંજન નાખી ચોખાના ધોવડામણમા મધ નાખી આપવુ

**૪૯ આંબાહળદર**—સ૦ વનહરિદ્રા, આમ્લનિશા, આમ્રનિશા, આમ્રગંધા મ૦ રાનહળદ. હિં. જંગલી હલ્દી, વનહલ્દી બ૦ વનુહલુદ, મુબઈ, કોચીન હળદ ક૦ કાડરસન તા૦ કસ્તૂરી મંજલ. તુ૦ આનેમજલ તે૦ કસ્તૂરી પસુપુ. કો૦ આંબહળદિ ઇ વાઈલ્ડ ટમેરિક, કોચીન ટમેરિક. લે૦ કર્કયુમા એરોમેટિકા આ બધા નામ વનહરિદ્રાના છે. મુંબઈમા આને આંબાહળદર કહે છે. વર્ણન પણ પદેજીએ આવુ જ કરેલ છે

સાચી આંબાહળદર બંગાળમા થાય છે તેને હિંદીમા આમાહલ્દી અને આંબીહલદી તથા લેટીનમા કર્કયુમા આમાડા કહે છે બંગાળવાળી આંબાહળદર દીપન અને વાતહર છે શીતળ દ્રવ્ય વાપરવાના હોય ત્યારે એને મેળવે છે વધારે કરીને ચાટણ બનાવી આપે છે

એ છોડ ગંનમા થાય છે એના છોડ હળદરના છોડ જેવા જ થાય છે આ હળદરના ગાંઠિયા મોટા હોય છે અને તે ઘણા કઠણ હોય છે એ હળદર બાગમા થનારી હળદર પ્રમાણે મસાલાના ઉપયોગમા આવતી નથી આંબાહળદર રક્તવિકારની નાશક છે શરીરને ચોપડવાના મસાલામા તેને નાખે છે. એ શરીરે ચોપડવાથી કંડૂનો નાશ થાય છે* **આંબાહળદર:**—કડવી, ખાટી, રુચિપ્રદ, લઘુ, અગ્નિદીપક, ઉષ્ણ, તૂરી અને સારક છે; તથા કફ, ઉગ્ર વ્રણ, ઉધરસ, દમ, ઊચકી (હેડકી) તાવ, સન્નિપાતજ્વર, શૂળ, વાયુ, કંડૂ, વ્રણ અને મુખરોગનો નાશ કરે છે, વળી રક્તદોષનો પણ નાશ કરે છે **(૧) કંડુ (ખાજ) અને ખસ ઉપર:**—આંબાહળદર અને કાળીજીરી એકત્ર વાટી શરીરે ચોપડવું, એટલે કંડૂ દૂર થાય છે આંબાહળદર અને કાળીજીરીનુ બારીક ચૂર્ણ કરી ઘીમા ખરલ કરી ખસને ચોપડવુ એટલે ખસ દૂર થશે. **(૨) ઠેસ વાગી પડવાથી અથવા કોઈ પણ આઘાત થઈ લોહી ગંઠાયા ઉપર:**—આંબાહળદર અને હીરાબોળ, એ પાણીમા ઘસી ગરમ કરી દુખતા ભાગ ઉપર ચોપડવું એટલે જલદી ગુણ પડે છે **(૩) શીતળા અથવા ગોવરાથી શરીર ઉપર કાંઠા ઊઠે છે તે ઉપર:**—આંબાહળદર, કાળીજીરી, બાવચી, કુંવાડિયાના બી અને આમળા, એને ગોમૂત્રમા ભીંજવી રાખી વાટીને રોજ શરીરે ચોળી સ્નાન કરવુ **(૪) કૃમિ (કરમ) ઉપર:**—આંબાહળદર અને સિંધવ એકઠા વાટી શક્તિ પ્રમાણે આપવા અને ઉપર ગરમ પાણી આપવુ; અથવા કાચકીના પાલાના રસમા આંબાહળદર ઉકાળી પેટ ઉપર ચોપડવી. **(૫) બાળકોને વાંગ** (બાળક જન્મ્યા પછી ૧૦-૧૫ દિવસની અંદર તેના અંગ ઉપર ફોલ્લા ફૂટી તેને દુઃખ થાય છે તે ઉપર) **આવે ત્યારે**—આંબાહળદર જાઈના રસમા ઘૂટી ચોપડવી

**૫૦ આંબો**—સ૦ આમ્ર હિં૦ બ૦ આમ ક૦ માવિનમારા, માવિણુહણ્ તે૦ મામિડી-ચેટુ, મવી, આમ તા૦ મામર. તુ૦ કકકુ. મલા૦ માવુ. કા૦ મ૦ આંબા અ૦ અબજ ઇં૦ મેંગો ટ્રી. લા૦ મેંગીફેરા ઈંડીકા

આ વૃક્ષ ઘણું કરીને ગરમ દેશમા થાય છે. હિંદુસ્તાનમા જેટલા આંબા થાય છે, તેટલા કોઈ પણ દેશમા થતા નથી. આંબાનું ઝાડ ઘણું મોટું થાય છે રાનમા અને ડુંગરોમા પણ એ ઝાડો વાવવાથી ઊગે છે રાનમા ઊગેલા આંબાને રાની આંબા કહે છે. ખેતરમા અને જે ઊંચી જાતના આંબા હોય છે તેને 'ઈરસાલ આંબા' કહે છે. આંબાની કલમો કરી જે આંબા ઉગાડવામા આવે છે, તેને 'કલમી આંબા' કહે છે કલમી આંબાના ઝાડ નાના હોય છે આંબાના આકાર, રૂપ અને ગુણ ઉપરથી આંબાને અનેક નામો આપવામા આવેલાં છે. આંબામા મુખ્ય બે જાતિ છે.

* એનામા આંબાની કેરી જેવી વાસ હોવાથી એને આંબાહળદર કહે છે એની માત્રા ૨ માસાની છે વ્યવહારમા એની જડ વપરાય છે એના ક્ષુપ થાય છે એ હૃદયને નુકસાનકારી છે ઉતાર-નારંગી, પ્રતિનિધિ બાવચી અને માત્રા ૪ માસાની પણ માને છે

એક મોરવાની અને બાજી રસની જેના ફળનો રસ પાતળો હોય તે રસાળ અને જેનો રસ ઘટ્ટ જાડો હોવાથી કાપીને ખાવા યોગ્ય હોય તે મોરવાની આંબાનું ઝાડ સેંકડો વર્ષ જીવે છે. આંબો દર વર્ષે એક વાર ફળે છે. આંબાનું ફળ અતિશય મધુર અને મીઠું છે ગરીબથી માંડી શ્રીમંત સુધી સર્વ કોઈ એનો ઉપયોગ કરે છે અને ગરીબ લોક તો કેરીના દિવસોમાં આંબા ઉપર જ પોતાની આજીવિકા ચલાવે છે. ઉનાળામાં વટેમાર્ગુ લોકો તાપથી અકળાઈ અને ચાલના થાકી જવાથી આંબાની ઘટા નીચે આવી વિસામો લે છે અને કેરીઓ ખાઈ તૃપ્ત પણ થાય છે આંબાની છાયા શીતળ અને ઘણી જ આરામ આપનારી છે થાકીને લોથ થઈ ગયેલા લોકો આંબાની છાયા નીચે બેસી આરામ પામે છે આંબાના લાકડાં ઇમારતના કામમાં ઉપયોગમાં આવે છે. આંબાના દૂધનો ગુંદ થઈ તેની રાળ બને છે અને તે ઘણા કામમાં આવે છે આંબાના ફળના ઘણા પદાર્થો થાય છે. સારી કેરીઓનો મુરબ્બો થાય છે એ મુરબ્બો રક્તવૃદ્ધિ કરે છે કેરીનું ગોળચા, મેથિયા, બોળ વગેરે ઘણા પ્રકારનું અથાણું થાય છે કાચી કેરીઓમાં ગોળ નાખી તેની ગોળકેરી કરે છે. કાચી કેરીઓ છોલી કાપી સૂકવવાથી તેના આંબોળિયા બને છે. એનો ઉપયોગ આમલીને ઠેકાણે ખટાશ માટે કરે છે આમલી કરતા એ પથ્યને અને રુચિને પ્રશસ્ત છે. રંગરેજ લોકો તેને રંગમાં નાખે છે, તેમ જ કાચી કેરીઓનો ગોળ અથવા સાકર નાખેલો સાર (પનુ) ઘણો જ સારો થાય છે ખાટી કેરીઓનું રાયતું બને છે. આંબાના ગોટલા ભાંગવાથી જે ગોટલી અંદરથી નીકળે છે, તે શેકીને ખાવાથી સારી લાગે છે; પરંતુ તે ગોટલી પ્રથમથી શેકીને પછી ભાંગી તેમાંની ગોટલી પાણીમાં ભીંજવી રાખી ખવાય છે કોંકણમાં સેંકડો કણબી લોકો ઉનાળામાં અને ચોમાસામાં ડાંગરનો પાક થાય ત્યાં સુધી આ ગોટલી ઉપર જ નિર્વાહ કરે છે. તે લોકો આ ગોટલીમાંના ગરની ભાખરી બનાવી ખાય છે. એ ગોટલીના લોટના બીજા પદાર્થો પણ બને છે. આંબાના ગોટલામાંની ગોટલીને ચમારલોકો ચામડાને કાળો રંગ દેવા માટે ઘસે છે. ગોટલીનું તેલ નીકળે છે તે ઔષધિ છે. ગ્રીષ્મઋતુમાં લોકોને સુખ થવા માટે પરમેશ્વરે એ ઋતુમાં આવાં રસભરિત અને મધુર ફળો ઉત્પન્ન કરેલાં છે. આ ઉપરથી પરમેશ્વરની મનુષ્ય ઉપર કેટલી કૃપા છે, તે સમજાય છે. **કુમળી કેરી (મરાવ)**—તૂરી, ઉષ્ણ, સુગંધી, ખાટી, ક્ષારના સંયોગથી રુચિકર, ગ્રાહક, રુક્ષ અને કાંતિકર છે; તેમ જ પિત્ત, વાત, કફ અને રક્તદોષને ઉત્પન્ન કરનાર તથા કંઠરોગ, પ્રમેહ, યોનિદોષ, વ્રણ તથા અતિસારનો નાશ કરનારી છે. **આફમાં ઘાલી પકવેલી કેરી**:×—મધુર, શીતળ, જડ,

× અર્થ અને યુનાની વૈદ્યકગ્રંથોમાં કાચી અને પાકી કેરીના ગુણનું ઘણું જ વર્ણન કરેલું છે ટૂંકમાં કહીએ તો પાકાં ફળ તાકાત લાવનાર, ચરબી વધારનાર, ખુશી કરનાર, કાંઈક ઝાડો સાફ લાવનાર અને પેશાબને વધારનાર છે, પરંતુ તેની છાલ અને કાચા ફળના રેસા ગ્રાહી અને ખાટા મનાય છે કાચી કેરીનું અથાણું પેટને ગતિકર્તા તથા ભૂખને પ્રદીપ્ત કરનાર છે કાચી કેરીને છોલી તેની ગોટલી કાઢી નાખી ઝીણી કાતરી કરી સૂકવે છે, તેને આંબોળિયા (હિ૦ આમચુર, મ૦ આંબોસી) કહે છે. તે ખાવામાં ઘણા જ વપરાય છે એને બાફી તેના પર તેલ, રાઈ ચઢાવી અથાણા તરીકે ખાય છે અને બાફતા બચેલું પાણી લઈ તેમાં ગોળ નાખી કઢી કરે છે. શાકમાં પણ તે નખાય છે એમાં જે ખટાશ છે તે સાઇટ્રિક એસિડના કારણથી છે એ રુધિરને શુદ્ધ કરનાર છે, એને હિંદુસ્તાના અમખુસ્ક કહે છે એના ફૂલ (મોર) ગોટલી અને છાલ શીતળ અને ગ્રાહી મનાય છે એ ઝાડા આદિની બીમારીમાં વપરાય છે પાંદડાને બાળી એની ધૂણી લેવાથી ગળાની અંદરના અનેક રોગોનો નાશ કરે છે

'મખજન અલ અદ્‌વિયા'ના કર્તા લખે છે, કે હિંદુસ્તાની લોકો કાચા ફળના ગર્ભને શેકી ખાંડની સાથે મેળવી રાખે છે તેને કોલેરાના દરદમાં ખાય છે અને શરીરે લેપ કરે છે વળી એમ પણ કહેલું છે, કે પાંદડાની નસને બાળીને લગાડવાથી આંખના પોપચામાં થનાર ખીલ વગેરેને કાઢે છે ગોટલીને વાટી ૨૦થી૩૦ ગ્રેન સુધી આપવાથી પેટમાંના કૃમિ નીકળી પડે છે (ગ્રેન એકને ૦॥ રતી ગણવી), તથા દુખાતા મસા શાંત પડે છે. ફળ પાકે છે ત્યારે તેમાંથી એક પ્રકારનો ચીકણો પદાર્થ નીકળે છે તેની ગંધ ટરપેન્ટાઈન તેલના જેવી હોય છે. છાલમાંથી ગુંદ નીકળે છે તે ઠંડા પાણીમાં પીગળી જાય છે

ડૉક્ટર એન્સ્લી કહે છે કે, ફળનું તેલ અને છાલનો ગુંદ, બંને લીંબુના રસમાં અથવા તેલની સાથે મેળવી ચળ આદિ ચામડીના રોગોમાં અપાય છે. પાકી કેરીના રસને સૂકવી પાતળી રોટલીના જેવો કરે છે; તેને આમરસ, આમોટ, આંબાપોળી અથવા આંબાની રોટલી કહે છે અને તે સ્વાદિષ્ટ વસ્તુની માફક તથા રુધિર સુધારવા માટે

બલકર ધાતુવર્ધક, પુષ્ટિકર, ત્રિદોશનાશક, અગ્નિદીપક, વૃષ્ય, મલસ્તંભક, પ્રિય, સ્નિગ્ધ, તૂરી, સુખકારક અને કાન્તિવર્ધક છે, તથા વાયુ, તૃષા, દાહ, પિત્ત, શ્વાસ, શ્રમ અને અરુચિનો નાશ કરનાર છે (૧) **આમાતિસાર અને કોલેરા ઉપર:**—આબાની ગોટલી દહીમા વાટી આપવી (૨) **કરમ ઉપર:**—આબાની ગોટલીનું ચૂર્ણ આપવુ (૩) **ગર્ભિણીના અતિસાર ઉપર:**—આબાની ગોટલી ભાગી ખાવા આપવી (૪) **રક્તાર્શ અને પ્રદર ઉપર:**—આબાની ગોટલીનુ ચૂર્ણ મધમા આપવુ; એટલે દૂઝતા હરસ અને ધૂપણીનો નાશ થાય છે (૫) **પરસેવો છૂટતો હોય તો:**—ગોટલી ભાગી તેનો ભૂકો શરીરે લગાડવો. (૬) **ઠંડીને લીધે પગ ફાટી જાય છે તે ઉપર:**—આંબાનો ચીક લગાડવો (૭) **રાંઝણ (આંજણી) ઉપર:**—આબાની ડાખળીનો અથવા આબાના પાદડા તોડવાથી જે રસ નીકળે છે તે ચોપડવો (૮) **તરતના પ્રમેહ ઉપર:**—આબાની અ તરછાલનો રસ તોલા ચાર અને ચૂનાનુ નીતર્યું પાણી તોલો ૧, એ બન્નેનુ મિશ્રણ કરી તે તાબડતોબ સાત દિવસ આપવુ, (૯) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—આબાની ગોટલીનો રસ કાઢી નાકે પીવો (૧૦) **ઉષ્ણ જ્વર (ઊના તાવ) ઉપર:**—આબાના મૂળ ગળે અથવા હાથે બાધવા (૧૧) **દાહ અને અતિસાર ઉપર:**—આબાની અ તરછાલ દહીમા વાટી ૧ તોલા સુધી આપવી (૧૨) **રક્તાતિસાર ઉપર:**—આબાના પાદડાનો અ ગરસ ૨ તોલા, મધ ૧ તોલો, ઘી ૦॥ તોલો અને દૂધ ૧ તોલો મેળવી આપવુ (૧૩) **અતિસાર ઉપર:**—આબાના ચીક થકી રાળ થાય છે, તેનુ ચૂર્ણ સાકર અને ઘી સાથે આપવુ (૧૪) **ઉપદંશ ઉપર:**—આબાની છાલનો અ ગરસ બકરીના દૂધમા મિશ્ર કરી આપવો, એટલે ઉપદ શ અને તે સબ ધી વ્રણની પીડા દૂર થાય છે (૧૫) **રક્તાતિસાર ઉપર:**—આબાની ગોટલી છાશ અગર ચોખાના ધોવડામણમા વાટી આપવી અથવા કેરીની છાલ દૂધમા વાટી મધ મેળવીને આપવી (૧૬) **લોહીની ઊલટી ઉપર:**—આબાની ગોટલીનો રસ કાઢી નાકમા ટીપા પાડવા. (૧૭) **મૂળ વ્યાધિ ઉપર:**—આબાના સુકાયેલા પાદડા-નું ચૂર્ણ કરી તેનુ ધૂમ્રપાન કરવુ. (૧૮) **સર્વ પ્રકારની ગરમી ઉપર:**—આમાની અ તરછાલ, ઉબરાના મૂળ ઉપરની છાલ અને વડની વડવાઈનો રસ કાઢી, તેમા જીરું અને ખડીસાકર નાખી આપવુ (૧૯) **રક્તાતિસાર ઉપર:**—આબાની અ તરછાલ દૂધમા વાટી મધ નાખી પાવી. (૨૦) **કાનમાં સણકા આવતા હોય તે ઉપર:**—આબાનો મોર વાટી દિવેલમાં ઉકાળી તે ગાળી કાનમા નાખવો (૨૧) **માથામાં દારુણ રોગ થાય છે તે ઉપર:**—આબાની ગોટલી અને બાલહરડા (હીમજી હરડે), એનું ચૂર્ણ દૂધમા વાટી લેપ કરવો (૨૨) **સંગ્રહણી ઉપર:**—**(આમ્રાદિ યવાગૂ)** આબો, અ બોડો અને જાબૂ એ ત્રણની છાલ ૧૬ તોલા લઈ તેમા ૨૫૬ તોલા પાણી નાખી અર્ધું પાણી રહે ત્યા સુધી ઉકાળી ગાળી તેમા ૧૬ તોલા ચોખા નાખી પુન ઉકાળી તૈયાર કરવુ; તેને 'આમ્રાદિ યવાગૂ' કહે છે. એ ખાવાથી સ ગ્રહણી દૂર થાય છે (૨૩) **રક્તાતિસાર ઉપર:**—આબો, જાબુ અને અર્જુનસાજડ, એની છાલ ૪ તોલા લઈ તેને સૂકવી ચૂર્ણ કરવું. પછી ૨૪ તોલા પાણી માટીના વાસણમા ભરી, તેમા તે ચૂર્ણ નાખી, આખી રાત્રિ ભીજવી પ્રાત.કાળમા તે પાણી ગાળી તેમા મધ નાખી પીવુ (૨૪) **અંડવૃદ્ધિ ઉપર:**—આંબાના ઝાડ ઉપરની ગાઠ ગોમૂત્રમા ઘસી લેપ કરવો અને શેકવુ. (૨૫) **ધૂપણી ઉપર:**—કાપવાના (મોરવાના) આબાનો સુકાયેલો મોર ઘીમા તળી સાકર નાખી તેની ગોળી કરી આપવી (૨૬) **સ્વરભંગ ઉપર:**—આબાના પાદડાનો કાઢો મધ નાખી આપવો. (૨૭) **કૉલેરા ઉપર:**—બે અઢી તોલા મરવા દહીમા વાટી આપવા

**૫૧ ઇંગોરિયાં**—સ૦ ઇંગુદી મ૦ હીંગણી, હિંગણબેટ, હિ૦ હિંગોટ, ગૌંદી ક૦ ઇંગળગિડ, ઇંગળા, હિંગુલ. તૈ૦ ગરા. અ૦ હિલેલજે ઈં૦ ડેલિલ લા૦ બેલેનાઈટ્સ રોક્સબર્ઘીઆઈ. બં૦ ઇંગોટ.

---

ખાય છે આબાની છાલ પાણીમા ભીજવી રાખી તે પાણી પ્રદર અને વહેતી ધાતુ બ ધ કરવા અપાય છે. કાચા ફળના ઉપરથી નીકળેલ ચીકણો પદાર્થ આબાની સફેદી તથા થોડા અફીણની સાથે મેળવી મલબારની તરફ ઝાડા અને એ ટનના રોગોમા અકસીર ઇલાજ તરીકે વાપરે છે

આબાનો તાજો ગુદ દાદરનો સત્વર નાશ કરે છે, એમ જૈન ગ્રથોમા છે

દક્ષિણમાંના રાનમાં ઇંગોરાના ઝાડ જ્યાં ત્યાં થાય છે. એ ઝાડ ઘણાં જ ઊંચાં વધે છે. એ ઝાડ ઉપર કાંટા હોય છે. એના ફળને ઇંગોરિયા (મ૦ હિંગણબેટ) કહે છે. હીંગણાં કોરી તેમાં દારૂ ભરી આતશબાજીમાં ફોડે છે. દુકાળના વખતમાં આ ફળો માહેનો ધોળો ગર્ભ લોટમાં મસળી તેની ભાખરી ખાઈ ગરીબ લોકો પોતાનો નિર્વાહ કરે છે, પ્રસંગ આવે તો લાકડાં સુદ્ધાં ખાઈને પોતાનો બચાવ કરે છે.* ફળનો ગર્ભ ૧ થી ૫ રતી કફઘ્નરૂપે તથા ૧૦ થી ૩૦ રતી સારકરૂપે અપાય છે.

**ઇંગોરિયાં :**—મદગંધી, તીખાં, લઘુ, કડવાં, ઉષ્ણ, કેનિલ અને રસાયન છે. એ કૃમિ, વાયુ, વિષ, શળ, કોઢ, વ્રણ, કફ, ગ્રહપીડા અને ભૂતબાધાનો નાશ કરે છે **એનાં ફૂલો :**—મધુર, સ્નિગ્ધ, ઉષ્ણ તથા કડવાં છે અને વાયુ તથા કફનો નાશ કરે છે. ઉપયોગ :—(૧) **વાળા ઉપર :**—ઇંગોરાના મૂળ ઉપરની છાલ અને હિંગને એકત્ર ખાંડી તેનો પાટો નાળા ઉપર બાંધવો અને તે ચોથે દિવસે છોડવો; એટલે વાળો બળી જાય છે (૨) **તારુણ્યપીટિકા (ખીલ) ઉપર :**—ઇંગોરાના મગજ ઠંડા પાણીમાં ઘસી મુખ ઉપર લેપ કરવો; એટલે ખીલ પણ મટી જઈ મોઢું નિર્મળ થાય છે. (૩) **સ્તનરોગ ઉપર :**—ઇંગોરાના મૂળ ઘસી ગરમ કરી ઉપર લેપ કરવો અને ઉપરથી ધતૂરાના પાદડા શેકીને બાંધવા આમ ત્રણ દિવસ કરવું. (૪) **નેત્રસ્રાવ ઉપર :**—ઇંગોરાના ફળ પાણીમાં ઘસી અંજન કરવું. (૫) **શૂળ ઉપર :**—ઇંગોરાના મૂળ પાણીમાં ઘસી પાવાં અથવા ઇંગોરિયાના ફળમાંનો ગર્ભ આપવો (૬) **કર્ણમૂળ ઉપર :**—ઇંગોરિયા, હળદર, ઇંદ્રવરણું, સિંધવ, દેવદાર અને આકડાનું દૂધ એનો લેપ વારંવાર કરવો, એટલે કર્ણમૂળ સારું થાય છે (૭) **કૂતરાના વિષ ઉપર :**—પ્રથમ ગોળ ખવડાવી તે ઉપર ઇંગોરાની છાલનું ચૂર્ણ છાશમાં નાખી પાવું (૮) **કોલેરા ઉપર :**—ઇંગોરાની છાલનું ચૂર્ણ દહીંમાં આપવું (૯) **ઉદરરસ ઉપર :**—ઇંગોરાના મગજની ગોળી કરી ખાવી જૂના કફરોગમાં આથી સારો ફાયદો થાય છે.

**૫૨ ઇડલીંબુ (ગધડલીંબુ)**—સં૦ જંબીર. મ૦ ઈડિનિંબુ. કો૦ ચોરનિંબુ હિં૦ જંબીર, બડાનીંબૂ, ગોડાનેબુ બં૦ બડાનેબુ ક૦ કચિલે, દોડ્ડલિંબે, કાડલિંબે મલા૦ કટ્ટુકુરન્નુ તૈ૦ જંબીગ, અડવિનીમા. તા૦ કટ્ટેલેલુ મિચ્ચે તુ૦ કેપેરીપુલી. લા૦ સાઈટ્રસ લાઈમોનમ્

આ એક લીંબુની જ જાતિ છે હિંદુસ્તાનના સર્વ પ્રદેશોમાં આ ઝાડ થાય છે. એ ફળ નારંગી વગેરે લીંબુ કરતાં મોટાં થાય છે, એની છાલ ખરબચડી હોય છે. પાક્યા પછી છાલનો રંગ સ્વચ્છ પીળો થાય છે અને તેની વાસ પણ ઉત્તમ આવે છે એમાં નાની અને મોટી એવી બે જાતિ છે. તેના પાદડા અને ફૂલ એકસરખાં હોય છે. તેમાં જે નાની જાતિ છે, તેના ફળની છાલ કંઈક પાતળી હોય છે અને જે મોટી જાતિ છે તેની છાલ જાડી હોય છે. એનું ઉત્તમ તરેહનું સ્વાદિષ્ટ અથાણું થાય છે. એના રસનો 'લેમોનેડ' કરે છે **ઇડ(મોટું)લીંબુ :**—ખાટું તૂરું, કડવું, સારક અને ઉષ્ણ છે તે કફ, પિત્ત એ રોગોનો નાશ કરનાર છે (૧) **મોરથૂથુના વિષ ઉપર :**—ઇડલીંબુનો રસ સાકર સાથે આપવો (૨) **અમ્લપિત્ત ઉપર :**—સાયંકાળે નાના ઇડલીંબુનો રસ પાવો.

**૫૩ ઇંદ્રજવનું ઝાડ—(કડો)** સં૦ કુટજ. મ૦ કુડા. હિં૦ કુડા, કુરૈયા બં૦ કુડચી. ક૦ કોડશીગે, કોડ સુરક તૈ૦ કોડિશચટ્ટુ. કટજમુ અંકેલુ, ચંગલકુષ્ટ, તા૦ વેપ્પાલે તુ૦ કોડબે. મલા૦ વેનપાલા. અ૦ તિરાજ૦ ઇ૦ ઓવલલીવ્ડ રોજબે લા૦ હોલેહેંના એંટિડિસન્ટેરિકા. સફેદ ઝાડ રાઈટિઆ ટિંકટોરિયા અને રાઈટિયા ટોમેન્ટાસા (કાળા ઝાડ)

આ વગડાઉ ઝાડ× છે અને તે ૭ સાત હાથ કરતાં ઊંચું થતું નથી એના પાદડા બદામના

* સુશ્રુતે ઇંગોરિયાના ફળના ગર્ભને મેદકફનાશક, યોનિદોષનાશક અને ગુલ્મનાશક માન્યો છે ઇંગોરિયાના રસથી લોકો કપડાં ધૂએ છે. એથી મેલ સચોટ નીકળી જાય છે, પરંતુ જેમ વિદેશી તેજાબમાં ધોબીએ ધોયેલ કપડાં દગ્ધ થઈ જવાથી અડધું આયુષ્ય ચાલે છે, તેજ પ્રમાણે ઇંગોરિયા પણ લૂગડાંનો નાશ કરે છે. કેટલાકો દગલબાજીથી ઇંગોરિયાના રસમાં ગોળ અને બીજા પદાર્થો મેળવી અફીણ તરીકે વેચવા જતાં પકડાઈ સજા ભોગવે છે, એમ કહેવાય છે.

× ઇંદ્રજવ માથાની પીડા અને ગરમ પ્રકૃતિવાળાને અહિતકર છે એનો ઉતાર ધાણા છે અને પ્રતિનિધિ જાયફળ છે સફેદ ઝાડના બીજને કડવા ઇંદ્રજવ અને કાળા ઝાડના બીજને મીઠા ઇંદ્રજવ કહે છે

પાદડા જેવા લાબા હોય છે. કોકણમા એ પાંદડાનો ઘણો ઉપયોગ થાય છે. એના ફૂલોનુ શાક થાય છે એની શિગો બારીક અને લાબી હોય છે એ શાક અથવા અથાણુ કરવાના ઉપયોગમા આવે છે શિગોમાથી જવની આકૃતિના લાબા બિયા નીકળે છે, તેને ઇંદ્રજવ (મ૦ ઇંદ્રજવ, કુડાચે બી હિં૦ ઇંદ્રજવ. ક૦ કોડ સિગેયબીજ, કોડ મુરકન બીજ તૈ૦ કુડિસેપાલુ ફા૦ જ્વાનકુચિશ્ક અ૦ લુસાનુલ આસાફીર. લા૦ હોલરહેના એ ટિડિસે ટેરિકા) કહે છે તે બિયા કડવા હોય છે એના મૂળ પણુ કડવાં હોય છે મૂળનો પાક થાય છે તેને મરાઠીમા કુડેપાક કહે છે. ઇંદ્રજવના ઝાડમાં **ધોળી અને કાળી** એવી બે જાતિ છે કાળા કુડાના ઝાડ ધોળા કુડાના ઝાડ કરતા મોટા હોય છે એના પાદડા ધોળા કુડાના પાદડા જેવા જ હોઈ કાંઈક કાળા રંગના અને નાના હોય છે એની શિગ ધોળા કુડાની શિગ કરતા બમણી લાબી હોય છે કાળો કુડો એ વધારે ઉષ્ણુ હોઈ ધોળાથી ગુણમા કમી છે. **ધોળું ઇંદ્રજવનું ઝાડ**:—કડવુ, તીખુ, ઉષ્ણ, અગ્નિદીપક, પાચક, તૂરુ, રુક્ષ તથા ગ્રાહક છે અને રક્તદોષ, કોઢ, અતિસાર, પિત્તાર્શ, કફ, તૃષા, કૃમિ, જ્વર, આમ અને દાહનો નાશ કરે છે **કાળું ઇંદ્રજવનું ઝાડ**:—રક્તદોષ, અર્શરોગ, ત્વગ્દોષ અને પિત્તનો નાશ કરે છે બીજા ગુણ ધોળા જેવા છે. **ઉપયોગ**:— **(૧) કૃમિ ઉપર**:–ઇંદ્રજવના મૂળ ઘસી એકલા અથવા વાવડિંગની ભૂકી નાખી પાવા **(૨) અતિસાર ઉપર**:—ઇંદ્રજવના ઝાડની છાલનો અંગરસ કાઢી તે પાવો અથવા છાલનો પુટપાકકૃતિએ રસ કાઢી તે મધમા પાવો **(૩) પથરી ઉપર**:—ઇંદ્રજવ અને નસોતરનું ચૂર્ણ દૂધમા કિંવા ચોખાના ધોવડામણમા પાવુ. **(૪) ફુરસાના વિષ ઉપર**:—કાળા ઇંદ્રજવના ઝાડના મૂળ ઘસી તેમા ઇંદ્રજવનુ ચૂર્ણ અડધો માસો નાખી પાવું અથવા છાલનો રસ કાઢી પાવો. **(૫) ખોડા ઉપર**:—ઇંદ્રજવની છાલ અને સિંધવ ગોમૂત્રમા વાટી લેપ કરવો **(૬) કમળી અને સર્વ વિષ ઉપર**:—કાળા ઇંદ્રજવના ઝાડના અંકુરોનો રસ કાઢી ચાર પૈસાભાર ત્રણ દિવસ પાવો પથ્ય–ઘી અને ભાત. **(૭) નળ ફૂલ્યા હોય તો**:—ઇંદ્રજવ શેકી તેની ભૂકી પૈસાભાર, મધ–પૈસાભાર અને ઘી પૈસાભાર, એ એકત્ર કરી સાત દિવસ પાવુ. **(૮) જીર્ણજ્વર ઉપર**:—ઇંદ્રજવના મૂળોની છાલ અને ગળોનો કાઢો પાવો અથવા છાલ રાત્રે પાણીમા પલાળી રાખી સવારે તે પાણી ગાળીને પાવુ. **(૯) કાનમાંથી પરુ વહે છે તે ઉપર**:—ઇંદ્રજવના ઝાડની છાલનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી કાનમા નાખવુ અને ઉપર મખમલીના પાલાનો રસ પાડવો. **(૧૦) લૂખ લાગે છે તે ઉપર અને મૂત્રકૃચ્છ્ર ઉપર**:—ઇંદ્રજવના ઝાડની છાલ ગાયના દૂધમા વાટી પાવી, એટલે કઠિન મૂત્રકૃચ્છ્રનો પણ નાશ થશે **(૧૧) પરિણામશૂળ ઉપર**:—ઇંદ્રજવનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. **(૧૨) બાળકની હગામણ ઉપર**:—ઇંદ્રજવના મૂળ છાશના નીતર્યા પાણીમા ઘસી થોડી હિંગ નાખી પાવા. **(૧૩) બાળકના કોલેરા ઉપર**:—ઇંદ્રજવના મૂળ અને મોગલી એરંડાના મૂળ છાશના પાણીમા ઘસી થોડી હિંગ નાખી પાવા **(૧૪) વાતશૂળ ઉપર**:—ઇંદ્રજવનો કાઢો કરી તેમા સંચળ અને શેકેલી હિંગ નાખી પાવો **(૧૫) ઢોરોનો ફુંદરોગ (ઢોર સૂકું છાણુ હગે છે) તે ઉપર**:—ઇંદ્રજવના તોરા (માજર) બારીક ખાંડી પાશેર રસ કાઢવો તેમા તેટલો જ નાળિયેરનો રસ અને નવટાંક ગોળ નાખી સાત દિવસ સવારસાંજ બે વખત આપવુ **(૧૬) સર્વ પ્રકારનો અતિસાર, સંગ્રહણી, પાંડુ અને જીર્ણજ્વર ઉપર કુડાપાક**:—ઇંદ્રજવના ઝાડના મૂળ ધોઈ છૂંદીને રસ કાઢવો તે રસ દેવતા ઉપર મૂકી ઉકાળતા રહેવુ સાધારણ ઊકળે એટલે તેમા સૂંઠ, મરી, લીંડીપીપર, જાયફળ, માયાફળ (માયા), જાવંત્રી, લવંગ, વાવડિંગ, મરડાશિંગ, નાના બીલા, બહેડાનુ દળ અને નાગકેસર, એનુ ચૂર્ણ જોઈએ તે પ્રમાણે નાખી સરખુ મિશ્રણ થયા પછી ચણા જેવડી ગોળીઓ કરવી એ ગોળી અતિસાર અને સંગ્રહણી ઉપર છાશના નીતર્યા પાણીમા (આછમા) થોડુ હિંગનુ ચૂર્ણ નાખી તે મીઠા અધમળ્યા દહીંમા અથવા સૂંઠના કાઢામા ઘી નાખી આપવી. નાના બાળકને પણ આ ઔષધ ગુણાવહ છે. પાંડુરોગ ઉપર ફક્ત આ ગોળી ગોમૂત્રમા ઘસીને પાવી **(૧૭) વાતજ્વર ઉપર**:—ઇંદ્રજવના મૂળની છાલ ૧ તોલો લઈ બારીક વાટવી અને ૫ તોલા પાણીમા મેળવી તે પાણી વસ્ત્રથી ગાળી પાવું અથવા તેમા થોડો અજમો બારીક વાટી

મેળવી ઈટનો કકડો તપાવી છમકારી તે પાવુ. (૧૮) **શોફોદર ઉપર:**—વાઢમાહેના ઇદ્રજવના ઝાડના મૂળ ગરમ પાણીમા ઘસી દિવસમા બે વાર પ્રમાણે ૧૪ અગર ૨૧ દિવસ પાવુ. (૧૯) **સર્વાતિસાર ઉપર:**—ઇદ્રજવના ઝાડની છાલનો કાઢો અષ્ટમાંશ કરી તેમા અતિવિષની ભૂકી નાખો તે પાવો અથવા ઇદ્રજવના મૂળની છાલનુ અને અતિવિષનું ચૂર્ણ મધમા આપવુ (૨૦) **પથરી ઉપર:**—ઈદ્રજવની છાલ દહીમા ઘસી પાવી (૨૧) **કુટજાષ્ટકાવલેહ:**—ઇદ્રજવના મૂળોની છાલ લીલી વજન શેર પાચ લઈ તેનો ૧૬ શેર પાણીમા કાઢો કરવો. અષ્ટમાશ શેષ રહે એટલે વસ્ત્રથી ગાળી પુન. ઉકાળવો. ઘટ્ટ થાય એટલે તેમાં ઔષધો નાખવા. તે ઔષધો કાળીપાટ, મોચરસ, ધાવડીના ફૂલ, નાગરમોથ, અતિવિષ, લજામણી, નાના બીલા, એનું ચૂર્ણ ચાર ચાર તોલા તેમા નાખી અવલેહ તૈયાર કરવો અને પછી તેને પાણી, ગાયનુ દૂધ, બકરીનું દૂધ, ચોખાની કાજી એમાના કોઈ અનુપાનમા આપવાથી અતિસાર, સગ્રહણી, રક્તપ્રદર, રક્તપિત્ત, મૂળવ્યાધિનુ રક્ત એ સર્વ બધ થાય છે (૨૨) **વાતગુલ્મ, વાયુ, ક્ષય, કંડૂ (ખરજ) અને તાવ ઉપર:**—ઇદ્રજવના ઝાડના મૂળોની છાલ લાવી તેનો પુટપાકકૃતિએ રસ કાઢી આપવો ×

**(૫૪) ઇંદ્રવરણાં (ત્રુંસડું)**—સ૦ બૃહત્ફલા, ઈંદ્રવારુણા. મ૦ ઇદ્રાવણ, થોર, ઇદ્રાવણ. કો૦ કવડળ હિ૦ બડી ઇદ્રફલા, બઢી ઇદ્રાયણ. બં૦ રાખાલનાડુ, રાખાલશશા, કુદરુકી, ક૦ હિરિયાહામેક્કે, હામેક્કે. મલા૦ પેદિકારી, અત્તુત્તુમ્મટ્ટિ. તું૦ કક્કેડેવુ. તા૦ કોરટ્ટી શવરીપઝમ્ ફા૦ હંજલહર અ. શેમહંજલ ઇ૦ બીટર એપલ. લા૦ ટ્રીકોસથસ પાલમેટા વેરિપુચ્છા. તે૦ પાપરબુડન્, કાકરકમુ.

એને 'કડવી ઇદ્રવરણી' પણ કહે છે. ઇદ્રવરણીના વેલા હોય છે. એ વેલાના પાદડા **કાળીંગડી**(તરબૂચ)ના પાદડા જેવા હોઈ તેના કરતા બારીક હોય છે. પાકેલા ફળોનો રંગ પીળો હોય છે. એમા બે ભેદ છે. જે ફળ શુમારે કેરી જેવડા હોય છે, તેને 'ઘોડ ઇદ્રવરણાં' કહે છે. બીજી જાતના ફળ લીબુ જેવડાં થાય છે* એ ફળો અતિશય કડવા હોય છે. ગામડાઓમા ઇદ્રવરણીના

---

× ધોળા ઇદ્રજવના ઝાડની છાલ (કડાછાલ) કડવી, દીપન, સ્તભન, નિયતકાલિક જ્વરપ્રતિબધક, જ્વરહર અને બલ્ય છે બીજ વાતહર, સ્તભન અને જ્વરઘ્ન છે. છાલ અને બીજમા રક્તસગ્રાહક અને વેદનાસ્થાપન ગુણ રહેલ છે બીજોને શેકવાથી સગ્રાહક ગુણ વધે છે

**માત્રા**—છાલ ૧ થી ૪ તોલાનો ક્વાથ કરીને આપવો બીજ ૧ માસો દિવસમા ૩ વાર આપવા અથવા ॥થી ॥। તોલાનો ક્વાથ કરીને આપવો, અનુપાનરૂપે છાશ આપવી એ વધારે લાભદાયક છે

**ઉપયોગ**—કડો ઉત્તમ, ગ્રાહી અને રક્તસગ્રાહક છે લોહીવાળા મરડામા આની બરાબર બીજી ઔષધિ નથી તાજા મૂળને અને તાજી છાલને છાશમા વસી આગરે ૬-૬ તોલા ૪-૪ કલાકે આપવાથી તાવ દૂર થાય છે, વારવાર ઝાડા થવા ઓછા થઈ જાય છે અને મળમા લોહી જતુ હોય તે પણ ઓછું થઈ જાય છે માત્ર મરડો જોઈએ તેટલો ઓછો થતો નથી નવા મરડા પર છાલનો પૂરો ઉપયોગ થતો નથી જૂના મરડામા ખાતરીપૂર્વક ગુણ થાય છે તાજી છાલમા ગુણ વધારે હોય છે સુકાયેલી જૂની છાલમા ગુણ બહુ જ ઓછો થઈ જાય છે બાળકોના રક્તાતિસારમા કડવા ઇદ્રજવ અને નાગરમોથને ક્વાથમાં મધ મેળવી અપાય છે. છાલના કરતા બીજોમા રક્તસગ્રાહક ધર્મ વધારે છે

**કાળો કડો**—થોડા પ્રમાણમા આપવાથી હોજરી અને યકૃત(કલેજા)ની ક્રિયા સુધરે છે મોટા પ્રમાણમા આપવાથી ઊલટી અને દસ્ત લાગે છે દક્ષિણમા કમળા ઉપર કાળા ઇદ્રજવના પાનોનો સ્વરસ ૧-૨ તોલા દિવસમા એક વાર આપે છે

* અમારા જાતઅનુભવથી અમને જણાય છે, કે નાની ઇદ્રવરણીના ફળો લીબુ જેવા નહિ પણ રાજગરી કોઠીંબી જેવા લબગોળ હોય છે ઘણુ કરીને એ ખારસરી જમીનમા થાય છે અને એને કડવી કોઠીબીના નામથી ઓળખે છે તે અતિશય કડવી લાગે છે આ ફળો ઘણામા ઘણા ૭-૮ ઇચ સુધી લાબા પણ હોય છે એના ઉપર રાજગરી કોઠીબીના જેવા જ સુદર ચટાપટા હોય છે એ વાડકારેલીના ફળ જેવા સૂક્ષ્મ કાટાવાળા હોય છે નિઘટમા એના સ૦ એંદ્રી મ૦ લઘુઇદ્રાવણુ, ગુ૦ ઇદ્રવારણુ, કડવી કોઠીબી હિ૦ લઘુ ઈંદ્રાયણ, લઘુ ફરકેંદ બ૦ રાખાલશશા, રાખાલતાડ ક૦ હામેકકે તૈ૦ એતિપુચ્છા તા૦ પેયકામટ્ટી, ટુમટ્ટી. ફા૦ ખુર્ચનીતલ્ખ અ૦ હજલ ઇ૦ કોલોસિથિસ્ લા૦ સિટ્રુલસ કોલોસિથિસ એવા નામો મળી આવે છે

મોટી ઇદ્રવરણીના ફળોનો આકાર આબેહૂબ ગોળ કાળીગા જેવો હોય છે એના બીજ કાળીગા જેવાં જ પણ કાળીગા કરતા ઘણા જ નાના હોય છે કાચા ફળો ઉપર કાળીંગાના જેવા જ ચટાપટા હોય છે, તેથી

વેલા પુષ્કળ થાય છે ઇંદ્રવરણા એ તીવ્ર રેચક પદાર્થ છે ઇંદ્રવરણાં—પાક વખતે તીખા, કડવા, શીત, સારક, ઉષ્ણવીર્ય અને લઘુ છે, તથા ગુલ્મ, પિત્ત, ઉદર, કફ, કૃમિ, કુષ્ઠ (કોઢ), જ્વર, વ્રણ, શ્વાસ, કાસ, ગ્રંથિ, મેહ, મૂઢગર્ભ, કમળો. પ્લીહા, શુષ્ક ગર્ભ, ગલગંડ, વિષ, આનાહ વાયુ, અજીર્ણ, આમદોષ, દુષ્પોત્તર સર્વ ઉદરરોગ અને શ્લીપદ આદિ રોગોનો નાશ કરે છે એ કવડળા (મોટા ઇંદ્રવરણા) ગુણોએ અધિક છે **(૧) સર્પદંશ ઉપર:**—ઇંદ્રવરણીના મૂળ નાગરવેલના પાનમા આપવા **(૨) ઉધરસ ઉપર:**—ઇંદ્રવરણામા મરી ભરી તે છાપરા ઉપર મૂકી સૂકવવુ. પછી તેમાથી નિત્ય સાત મરી, મધ અને લીંડીપીપર સાથે ખાવા. **(૩) દંતકૃમિ ઉપર:**—ઇંદ્રવરણાના પાકેલા ફૂલ તપાવેલા તવા ઉપર નાખી તેનો ધૂણી દાતોને આપવી, એટલે દાતમાના કીડા ખરી પડે છે **(૪) પેટમાંના ભાર ઉપર:**—ઇંદ્રવરણા ભેસના દૂધમા ઘસી તે થોડુ થોડુ પીવુ અથવા ભેસના મૂત્રમા રાંધી તે મૂત્ર સૂકા ખરલ કરી, તેમાથી એક વાલ અને સચોરો ૧ ચણોઠીભાર, એ બંને ઔષધો સાત દિવસ મધમા આપવા **(૫) ઋતુ આવવા માટે:**—કડવી ઇંદ્રવરણીના મૂળ ગુપ્તેંદ્રિયમા રાખવા અથવા એના ફળો મીઠામા ખાવા **(૬) સ્તનરોગ ઉપર:**—કડવી ઇંદ્રવરણીના મૂળ ઘસી લેપ કરવો **(૭) શૂળ ઉપર:**—ઇંદ્રવરણીના મૂળ પાણીમા ઘસી તેમા સૂંઠ, મરી અને લીંડીપીપર એકેક માસો નાખી આપવુ **(૮) સંધિવાત ઉપર.**—ઇંદ્રવરણીના મૂળ, લીંડીપીપર અને એનાથી ચોગણો ગોળ એકત્ર કરી તે એક તોલો રોજ ખાતા જવુ **(૯) અંડવૃદ્ધિ ઉપર:**—ઇંદ્રવરણીના મૂળ એરંડતેલમા ઘસી ગાયના દૂધમા મેળવી તે ત્રણ દિવસ આપવા. **(૧૦) ગાઠ અથવા ફોલ્લાનો દાહ થતો હોય તો:**—ઇંદ્રવરણીના ફળ અને મૂળ ઠંડા પાણીમા એકત્ર કરી ઘસી ઉપરાઉપરી લેપ કરતા જવુ. **(૧૧) નખવિષ ઉપર:**—ઇંદ્રવરણીના મૂળ અને ફૂલ તથા ઝેરકોચલા વાટી ગોમૂત્રમા મેળવી લેપ કરવો **(૧૨) યોનિશૂળ ઉપર:**—ઇંદ્રવરણીના મૂળ બકરીના ઘીમા અથવા દૂધમા ઘસી લેપ કરવો અને ખાવા પણ ખરા. **(૧૩) બાળકોના પેટમાં ભાર રહ્યો હોય તો:**—ઇંદ્રવરણીના મૂળ ઘસી તેના પેટ ઉપર લેપ કરવો અને સમુદ્રફળ ગાયના દૂધમા ઘસી શક્તિ પ્રમાણે આપવુ, એટલે ઊલટી થશે તથા તેથી મળ દ્વારા સર્વ ભાર નીકળી જશે. **(૧૪) ગંડમાળ ઉપર:**—ઇંદ્રવરણીના મૂળની છાલ અને કડવા સરગવાની છાલ સમભાગે એકત્ર કૂટી તે ગૂમડા ઉપર ચોળવી **(૧૫) ખાલી ઉધરસ અને બકારી ઉપર:**—ઇંદ્રવરણુ કોચી તેમા અર્ધો તોલો બાળહરડાની ભૂકી દસ દિવસ ભરી રાખવી તેના અગિયારમા દિવસથી એક વાલ ચૂર્ણ મધમા આપવુ. **(૧૬) શીઘ્ર પ્રસૂતિ માટે:**—ઇંદ્રવરણીનુ મૂળ ચોટલે બાધવુ **(૧૭) રક્તગુલ્મ ઉપર:**—અરીઠાના પાણીમા ઇંદ્રવરણીનુ મૂળ ઘસી આપવુ અથવા ઇંદ્રવરણીનુ મૂળ યોનિમા રાખવુ. **(૧૮) પાઠું અને સર્વ પ્રકારના ફોલ્લા ઉપર:**—કડવી ઇંદ્રવરણીના મૂળ ઘસી તેનો લેપ કરવો.×

---

તરસથી પીડાતા વગડાઉ લોકો એને કાળીંગુ માની એનો ગર્ભ ખાવા જતા આખા મોમા કડવાશ થઈ જવાથી પસ્તાય છે પાક્યા પછી એ ફળોનો રંગ ચટાપટા વગરનો શુદ્ધ પીળો થઈ જાય છે એનુ સુપ્રસિદ્ધ નામ ત્રુસડુ છે એની માત્રા ૧ થી ૩ માસા છે મથાળે આપેલા નામો પણ એ ત્રુસડાના જ છે ઘોડાને પેટમા કૃમિ પડવાથી તેને આ ફળો ખવડાવે છે ત્રુસડાના ફળની ડગળી કાપી તેમા અજમો ભરી બાજરીની કોઠીમા બાજરી ઉપર નીચે રહે તે પ્રમાણે એક માસ દબાવી રાખી બહાર કાઢ્યા પછી સૂકવી ખાડી રાખે છે આ ચૂર્ણની ફાકી ગરમ પાણી સાથે લેવાથી સુંદર જુલાબ લાગી ઉદરવ્યાધિનો જલદી નિવેડો કરે છે આ પ્રયોગ સિદ્ધ કરતા કોઠીમા જે બાજરીમા તેને દાબી મૂક્યા હોય છે તે બાજરી પણ બહુ જ કડવી થઈ જવાથી ખાવાના ઉપયોગમા આવતી નથી, માટે તે બે મણ કરતા વધારે રાખવી નહિ આ બાજરી કૃમિવાળા ઘોડાઘોડીને ઘણી જ ઉપયોગી થાય છે નિયમસર એનો પાવરો આપવો જોઈએ ત્રુસડામા આબાહળદર, સાજીખાર, મેદાલકડી અને હજરતબેર ખાડી ભરીને તડકે સુકાવી તેના ચૂર્ણની ફાકી કરવાથી દૃષ્ટી નીચેના ભયંકર ગાઠ અને ઉદરના તમામ વિકારો દૂર થાય છે બરોળના દરદીએ ત્રુસડાની લીંબુની માફક (ચોકડી જેવી) ચાર ચીરા કરી તેમા ખાંડ ભરી દેવતા પર તપાવી તેમાથી અઢી તોલા રસ લઈ પીવો આમ દરરોજ તાજો તાજો રસ કાઢી પીવાથી બરોળ સત્વર મટે છે સર્પદંશ ઉપર એના મૂળ ચાવી ત્રણ ઘૂંટડા ભરવા

× ઇંદ્રવરણામા ઘણી જાત છે સંસ્કૃત નામનો નિર્ણય થઈ શકે તેમ નથી નીચેની બધી જાતોનો ઉપયોગ ઇંદ્રવરણારૂપે થાય છે

૧ સિટ્રુલસ કોલોસિંથિસ્—મોટા ગોળ ફળ ત્રુસડુ મ૦ કડુ વૃંદાવન

**૫૫ ઈફ્ળ**—સમુદ્રની ખાડીમા જે ઠેકાણે અતિશય કાદવ તથા જે જગ્યા ભરતી વખતે બૂડી જાય છે, તે ઠેકાણે દેખાતા મોટા ઝાડો હોય છે. તે ત્રણચાર પ્રતિના હોય છે તેમા કાજળ અને ઈફ્ળ એ જ માત્ર લોકોના જાણવામા છે ઈફ્ળનુ ઝાડ છ સાત હાથ કરતા બહુધા ઊચુ થતુ નથી અને તેનો વિસ્તાર ઘણો જ થાય છે તેની ઘણી ડાળીઓ સમુદ્રમા બૂડેલી હોય છે જો એનો રોપો મીઠી જમીન ઉપર વાવી તેને પાણી પાઈએ અને તેની બહુ સભાળ રાખીએ તો તે બગડતો નથી આ ઝાડનો પાલો ઢોરોને ખવડાવવા માટે ઉપયોગમા આવે છે અને લાકડા બાળવાના કામમા આવે છે એ લાકડા ઘણા કઠણ અને ચીકણા હોય છે તે બાળવાથી તેમા એક પ્રકારનો ક્ષાર ઉત્પન્ન થાય છે તે ધોબી લોકોને વસ્ત્રો ધોવા માટે ઉપયોગમા આવે છે તેમ જ બૈરાઓને માથું ચોળવાના ઉપયોગમા આવે છે *

**૫૬ ઇસેસ (શેરી લોબાન)**—સ૦ ક૦ શ્રીવેષ્ટ, શ્રીવાસ હિં૦ ગંધબેરજો. મ૦ નિશેષ-ધૂપ સગ્લાચાડીક ગધાબિરોજા, ખોરા ઇસેસ લૅ૦ પાઇનસ્ લોગીફોલિયા.

ઇસેસ(સરલ)ના વૃક્ષો હિમાલય પર્વતમા પુષ્કળ છે એ ઝાડોની જુદી જુદી જાતિમાથી જે ચીકણો પદાર્થ નીકળે છે, તેને ધૂપ, ઇસેસ,× લોબાન અને ઉદ વગેરે કહે છે તેની બેત્રણ

૨ એકબેલિઅમ્ ઇલેટેરિઅમ્—કાટાવાળા ઈરાની ઇદ્રવરણા

૩ કુકુમિસા ટ્રાઈગોનસ્—કડવી કોઠીબી, ગાયવસુકણા

૪. ટ્રાઈકોસેથસ પામેટા—લાલ ઈંદ્રવરણા મ૦ કવઠળ

ઇદ્રવરણામા ભેદનગુણ છે આનાથી મરડો આવીને પાણી જેવા પાતળા ઝાડા થાય છે મોટા પ્રમાણમા આપવાથી આતરડા અને કમરમા રહેલ અવયવોમા દાહ-શોથ થાય છે આની ક્રિયા મોટા આતરડા અને યકૃત ઉપર ઓળિયા જેવી થાય છે આનાથી પેશાબનુ પ્રમાણ વધે છે તથાપિ મૂત્રલ ગુણ માટે આનો ઉપયોગ થઈ શકતો નથી કારણ આ બહુ જ મરડા લાવે છે એના મૂળ વિરેચક અને શોથઘ્ન છે બીજમા રેચક ધર્મ નથી કફપ્રધાન રોગો પર ઇદ્રવરણાનો વધારે ઉપયોગ થાય છે આમવાત, સાધાઓનો સોજો, જલોદર, કમળો, યકૃતોદર, પ્લીહોદર અને પ્રબળ કબજિયાત પર અપાય છે જ્ઞાનતતુમા વિકૃતિ થઈને વાતપ્રકોપના ચિહ્ન દેખાવા માડે, ત્યારે ઇદ્રવરણાનો જુલાબ અપાય છે

કાટાવાળી ઇદ્રવારુણી આતરડામા વધારે દાહ ઉત્પન્ન કરે છે જલોદરમા આનો ઉપયોગ જુલાબ માટે કરાય છે, તેમ જ હડકાયુ કુતરુ કરડે, તો તેનુ ઝેર ન ચડવા માટે આનો રેચ અપાય છે માત્રા ০ા થી ০ાા રતી

લાલ ઇદ્રવરણ નાના પ્રમાણમા કફનિસારક છે માત્રા વધારે થાય તો ઊલટી કરાવે છે ફળનો ગર્ભ ભેદન છે મૂળ ફળના કરતા વધારે જોરથી કાર્ય કરે છે મૂળ શોથઘ્ન અને જ્વરહર છે માત્રા ০ાા થી ૧ રતી દિવસમા ૩ વાર દમમા કફ ન નીકળતો હોય અને કંઠની ગાઠોના સોજાથી ગભરામણ થતી હોય તો લાલ ઇદ્રાવરણ ફળ અથવા મૂળની છાલ ચલમમા નાખી ધૂમ્રપાન કરાવાય છે આ ધુમાડાથી ઊલટી થઈને કફ (અને કોઈ કોઈ વખતે થોડુ લોહી) નીકળી જાય છે વ્રણશોથ પર આના મૂળને ઠડા પાણીમા ઘસીને લેપ કરાય છે આ લેપથી વેદના, જલન અને સોજો ઓછો થઈ જાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

* કાઠિયાવાડના બદરોમા એ લાકડાને ચેરિયાના લાકડા કહે છે, તે બાળવાના ઉપયોગમા લેવાય છે ફળ બાળકો ખાય છે ફળ ખાવાથી જીભ પર થોડી લાલી આવે છે અને થૂક પણ લાલ રગનુ નીકળે છે ઢોરોને ચેર(ઈફળ)ના પાન ખવરાવે છે. **—સ્વામી કૃષ્ણાનંદ**

× અહી જે ઇસેસનુ વર્ણન કર્યું છે તે ઇસેસ નથી, પણ ગધોબેરજો (બેરજો) છે ઇસેસ જે આફ્રિકાથી આવે છે તેનુ વર્ણન આગળ ચદ્રુસરૂપે કરેલ છે અને સાલેડાના ગુદરૂપે શેપ ગુદર(કુદરુ)નુ વર્ણન કર્યું છે વ્રણ ઉપર જે મલમનો પ્રયોગ આપેલ છે, તે ઇસેસ (ચદ્રુસ) આફ્રિકાથી આવે છે, તેનો પ્રયોગ છે ગધોબેરજામા ટરપેટાઈનના બધા ધર્મ છે ગધોબેરજો ખાધા પછી મોઢામા પાણી છૂટે છે, પેટમા ગરમી અથવા ઠડી લાગવા જેવુ જણાય છે, ઓડકાર આવે છે, અપાનવાયુ સરે છે, નાડી જોરથી ચાલવા લાગે છે શ્વાસોશ્વાસનુ પ્રમાણ વધી જાય છે, શરીરમા ઉષ્ણતા આવે છે, પેશાબનું પ્રમાણ વધે છે, મગજ અને જ્ઞાનતંતુ ઉત્તેજિત થાય છે, મોટી માત્રામા ઊલટી અને દસ્ત થાય છે, નાડી ધીમી પડે છે, ગભરામણ થાય છે, શરીર ઠડુ પડે છે, પેશાબ કરવામા દાહ થઈને લોહી પડે છે અને આખા શરીરમા નિર્બળતા આવી જાય છે એટલા માટે ટરપેટાઈન તેલ અને ગંધોબેરજો સર્વદા થોડા પ્રમાણમા આપવા જોઈએ

ગધોબેરજો અને ટરપેટાઈન તેલ ઉત્તમ વાતહર, પિત્તાશ્મરીનાશક, કફઘ્ન, સ્વેદજનન, મૂત્રલ, રક્ત-

જાતિ છે. આ દેશમાં બસરાથી જે ગુંદ આવે છે, તે ઇસેસ ઔષધો માટે અને ધૂપ માટે વધારે ઉપયોગી છે સાચા ઇસેસના ઝાડો અરબસ્તાનમા અને આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર પુષ્કળ છે, ત્યાથી ઇસેસ અહી આવે છે **ઇસેસ** એ વ્રણશોધન કરનાર છે એનું '**વિશેષ ધૂપ**' એવુ પણ નામ છે. **ઇસેસ**—તીખો, કડવો, સ્નિગ્ધ, તૂરો, મધુર, સાકર, ઉષ્ણ, વ્રણગેપણુ છે અને પિત્ત, રક્તદોષ, વાયુ, કફ, યોનિદોષ, ગ્રહપીડા, મસ્તકશૂળ, નેત્રરોગ, કંઠરોગ, વ્રણ, રાક્ષસપીડા, પીનસ, અજીર્ણ, આધ્માનવાયુ, દુર્ગંધ, પસીનો, કંડૂ, વિષ, વાતરક્ત, વિસર્પ, કુષ્ઠ અને કાસનો નાશ કરે છે. (૧) **વ્રણ ઉપર મલમ**:—ઇસેસ, તલનુ તેલ અને મીણ, એ દેવતા ઉપર તપાવી પાનળુ થાય એટલે તે મિશ્રણ ગાળી નાખવુ અને વ્રણ ઉપર ચોપડવુ

**૫૭ ઉટકટારી** ( **ઉત્કટી** —સં૦ ઉત્કટક. ફા૦ બ્રહ્મદંડી મ૦ કાટે ચણુક ઉટકટારી. હિં૦ ઉટકટારા બ૦ છાગદાડી, 'મનદાડી, ઇં૦ ગ્લોબથીસલ. લા૦ એકીનોપસ એકીનેટસ્

એને 'ઉત્કટી' અને 'કાટે ચુણુક' પણ કહે છે હિંદુસ્તાની ભાષામા એને 'ઉડીગણુ' અને 'શ્વેત ઘુઘુચી' કહે છે. એ વનસ્પતિ હિંદુસ્તાનના ઘણા પ્રાંતોમા થાય છે આ છોડની ઊંચાઈ શુમારે હાથ બે હાથ હોય છે અને રંગ ધોળો હોય છે એના પાદડા કોપરાની કાતરી જેવા હોઈ તેના પૃષ્ઠભાગમા અને નાકા ઉપર સફેદ રંગના કાટા હોય છે ઉનાળામા એ છોડ સુકાઈ ગયા એટલે ફરી ચોમાસામા તેજ જગ્યા ઉપર ઊગે છે. આ વનસ્પતિના મૂળ અને બીજ મોટી ઔષધિ છે '**બ્રહ્મદંડી**' એવુ નામ પણ છે. **ઉટકટારી**× રુચિદાયક, ઉષ્ણ, કડવી,

---

સંગ્રાહક, ઉત્તેજક, કૃમિઘ્ન, શોથહર, વાતહર, વ્રણશોધન, વ્રણરોપણ અને દુર્ગંધનાશક છે ગંધાબેરજો અને ટરપેન્ટાઈન તેલ સરલ (ચીડ), દેવદાર અને દેવદારની બીજી જાતોમાથી મળે છે

આફરો અને આફરાજનિત શૂળ તથા આતરડામા અન્ન સડવાથી વારવાર ઝાડા થતા હોય તો તેના ઉપર ગંધાબેરજો સારુ કામ કરે છે ઓડકાર આવીને તથા અપાનવાયુ સરીને વાયુનો ત્રાસ મટી જાય છે સડવાની ક્રિયા બંધ થાય છે આફરામા ટરપેન્ટાઈન તેલ પેટ પર ચોળાય છે તેમ જ એની બસ્તિ પણ અપાય છે

ટરપેન્ટાઈન તેલ આપવાથી પિત્તાશયમા રહેલી નાની નાની પથરી પીગળી જાય છે અને નવી ઉત્પન્ન થતી નથી ગુંદની સાથે ખરલ કરી થોડી સાકર અને પાણી મેળવીને અપાય છે તેલથી પ્રહરકૃમિ મરી જાય છે અને આતરડામાથી પડતુ લોહી બંધ થાય છે, રક્તપ્રવાહિકા અને રક્તાતિસારમા રક્તસ્રાવ બંધ કરવા માટે આ ઉત્તમ ઔષધ છે અર્શરોગમા ગંધાબેરજાની ગોળીઓ કરીને આપવાથી પ્રત્યક્ષ ગુદા પર ક્રિયા થઈને લોહી બંધ થઈ જાય છે રક્તાતિસાર અને આન્ત્રજ્વરમા લોહી બંધ કરવા માટે ૧-૧ કલાક પર ૨૦-૨૦ ટીપા ટરપેન્ટાઇન આપવુ જોઈએ

જીર્ણ કફરોગમા ગંધાબેરજો અતિ ઉપયોગી છે તે કફની દુર્ગંધ ઓછી કરે છે અને કફને જલદી બહાર કાઢે છે જૂના પરમા પર અને બસ્તિશોથમા ગંધાબેરજાનો સારો ઉપયોગ થાય છે પેશાબનુ જલન તરત મટાડે છે, પરુને બંધ કરે છે માત્રા ૧ માસો અથવા ગંધાબેરજાનુ સત્વરૂપ તેલ ૧ થી ૩ ટીપા, દિવસમા બે અથવા ત્રણ વાર

દાદર, ખરજવુ, ચાઠા આદિ ચર્મરોગ પર ગંધાબેરજો વપરાય છે તે ખાવા આપવાથી ત્વચા દ્વારા બહાર નીકળે છે, ત્યારે ચામડીની વિનિમયક્રિયા સુધારે છે અને પરસેવો લાવે છે ગંધાબેરજાનો લેપ કરવાથી ચામડી લાલ થાય છે ચામડીમા રક્તાભિસરણક્રિયા પ્રબળ થાય છે અને વેદના ઓછી થાય છે

ટરપેન્ટાઈન તેલ તાજા ઘા પર લગાડવાથી રક્તસ્રાવ બંધ થઈ જાય છે પરુ ઉત્પન્ન થતુ નથી આમા પૂતિહરધર્મ ઉત્તમ છે સડતા વ્રણ પર આની પટ્ટી રાખવાથી જલદી રૂઝ આવી જાય છે—**સ્વામી કૃષ્ણાનંદ**

× ઉટકટારીના પાન આશરે ૯ ઇંચ જેટલા લાબા હોય છે પાનને છેડે એક લાબો ત્રણ ઇંચનો કાટો હોય છે. પહોળાઈની બંને કિનારી તરફ કેટલાક કાટાઓ લાગેલા હોય છે કાટાની લંબાઈ આશરે ૨॥ ઇંચ હોય છે ફળ નાના લીબુ જેવડા ગોળ હોય છે ફળની ઉપર પણ નાનામોટા કેટલાક કાટાઓ રહે છે, તથા અરેડાના બીજ જેવા આકારના કેટલાક નાના કાટા લાગેલા હોય છે ફળનો જરા જેટલો ભાગ પણ કાટારહિત હોતો નથી ખરી બ્રહ્મદંડી અને ઉટકટારીમા અંતર તથા કેટલુંક મળતાપણુ છે ગુણમા પણ અંતર છે. નામ તો સંસ્કૃત ભાષામા બબ્બે પાચપાચ વનસ્પતિઓના ઘણી જગ્યાએ એક જોવામાં આવે છે માત્ર નામના મળતાપણા ઉપરથી વસ્તુ એક જ છે, એમ કહી શકાય નહિ બ્રહ્મદંડીના રોપાનું વર્ણન બ્રહ્મદંડીની

રક્તશોધક અને વૃષ્ય છે, તથા મૂત્રકૃચ્છ, પિત્ત, વાયુ, મેહ, તૃષા, હૃદ્રોગ અને વિસ્ફોટકનો નાશ કરે છે. **એનાં બીજ**—શીતળ, વૃષ્ય, તૃપ્તિકર અને મધુર છે. **( ૧ ) બાળકને ઉંટાટિયો થાય છે તે ઉપર.**—ઉટકટારીના મૂળ શસ્ત્ર ન લગાવતાં શનિવારે અથવા રવિવારે કાઢી લાવી બાળકને ગળે બાંધવા **( ૨ ) પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર અને વીર્યવૃદ્ધિ ઉપર :**—ઉટકટારીના મૂળની છાલ છાયામા સૂકવી, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવુ અને રાત્રે મોગલી બેદાણા ૧ તોલો અને ખડીસાકર બે તોલા મેળવી પાશેર પાણીમા ભીજવી રાખી પ્રાતઃકાળમા તેનો રસ વસ્ત્રથી ગાળી કાઢવો. પછી તેમા તે છાલનુ ૬ માસા ચૂર્ણ નાખી ખાવુ, એટલે તે ઘણા દિવસો મૂત્રકૃચ્છ્ર (મૂત્ર સાથે ધાત જાય છે તે) બંધ કરે છે અને વીર્યવૃદ્ધિ તથા પુષ્ટતા કરે છે **( ૩ ) સુખે પ્રસવ થવા માટે :**—ઉટકટારીના મૂળ ચોટલે બાંધવા, પ્રસવ થયે તુરત છોડી નાખવા. **( ૪ ) સર્પ અને વીંછીના વિષ ઉપર :**—ઉત્કટીના મૂળ ઉકાળી લેપ કરવો અને તે પીવા પણ ખરા. **( ૫ ) ધાતુપુષ્ટિ માટે :**—ઉત્કટીના મૂળ, ગોખરુ અને કૌંચબીજનો દૂધમા પાક કરી સેવન કરવો, અથવા ઉત્કટીના મૂળનું ચૂર્ણ દૂધમા નાખી સેવન કરવાથી ઉત્કૃષ્ટ પુરુષત્વ આવે છે. **( ૬ ) ઉરુસ્તંભ ઉપર :**—ઉત્કટીના મૂળ વાટી પાવા અગર મૂળનુ ચૂર્ણ મધમા આપવુ.

**૫૮ ઉંડણ**—સ૦ બ૦ પુન્નાગ મ૦ ઉંડણ હિં. સુલતાન ચંપા પુન્નાગ. તા૦ પુન્ને, પુન્નાગં. તૈ૦ નમેરૂ, પોન્ન. ક૦ ખસુરિગે, નમેરૂમારા. તુ૦ પોનેડાભારા. મલા૦ પોન્નાક. લા૦ કેલોફિલમ ઇનોફિલમ. ઇં૦ અલેકઝાંડ્રિયન લોરલ

ઉંડણના ઝાડ કોંકણ પ્રાંતમા પુષ્કળ થાય છે એના પાદડા સોરંગીના પાદડા જેવા હોય છે.* પરંતુ તેના કરતા જરા મોટા હોય છે, પાદડાની ઉપરની બાજુ સુંવાળી અને સ્વચ્છ હોય છે આ પાદડાની પત્રાળી કરે છે. ઉંડણના ફૂલ ધોળા હોઈ મધુર અને સુવાસિત હોય છે. આ ઝાડને સોપારી જેવડા ગોળ ફળો આવે છે. તેની ઉપર કઠણ છાલ હોય છે એ ફળોનુ તેલ કાઢે છે. તે બાળવાને માટે એરંડતેલ કરતા સારુ હોય છે એ કડવુ હોય છે. એને ઉંડેલ કહે છે. **ઉંડણીના** લાકડા **ઇમારતમાં** અને **વહાણ** બાંધવામા ઘણા જ ઉપયોગી છે. ઝાડના મૂળમાથી રાળ જેવો ગુંદર થાય છે **ઉંડણ :**—મધુર, શીતળ, સુગંધી, રક્તદોષનાશક, દેહપ્રસાદકારક અને રક્તદોષ, રક્તપિત્ત, કફ, પિત્ત અને ભૂતબાધાનો નાશ કરે છે એના ફૂલો વૃષ્ય હોઈ વાત, શૂળ અને કફદોષનો નાશ કરે છે. ઉપયોગ—**( ૧ ) પગ અથવા ઘૂંટણ મરડાઈ જવા ઉપર.**—ઉંડણીની છાલ બારીક વાટી ગરમ કરી પાટો બાંધવો. **( ૨ ) ઉઠાણું ( પાકે નહિ તેવા ગૂમડા ) ઉપર :**—ઉંડણીના ફળનો ગર્ભ ઘસી તેમા પિંજર નાખી ઉપર ચોપડવો, એટલે સુખ થશે **( ૩ ) ખસ ઉપર**—ઉંડણીનુ તેલ ચોપડવુ **( ૪ ) ખોડા ઉપર :**—ઉંડણ અને કડવી કોઠીનુ તેલ એકત્ર કરી ચાર વાર ચોપડવુ નાના બાળકોને ગરમીથી આંખોમા જે ફોલ્લા થાય છે, તે ઉપર પણ આ ઔષધ ચોપડવુ **( ૫ ) અંડવૃદ્ધિ ઉપર :**—ઉંડણીના ઝાડની અંતરછાલ બારીક કૂટી ગરમ કરી વધેલા અંડ ઉપર સતત ૮–૧૦ દિવસ પાટો બાંધવો. **( ૬ ) મૂળવ્યાધિ ( હરસ ) ઉપર :**—હુક્કાની ચલમમા ઉંડણીના ફૂલો નાખી ધૂમ્રપાન કરવુ; એટલે ઘણા દિવસનો અર્શરોગ પણ દૂર થઈ જશે.

**૫૯ ઉદ લોબાન**—સ૦ તરુષ્ક મ૦ હિં૦ ક૦ ઊદ ઉદને **'લોબાન'** પણ કહે છે. લોબાનના વૃક્ષ તુર્કસ્તાન, આફ્રિકા ખંડના પૂર્વ કિનારા ઉપરના પ્રદેશ, જાવા બેટ અને સુમાત્રાના પ્રદેશમા થાય છે એ વૃક્ષના રસથી લોબાન ઉત્પન્ન થાય છે. લોબાન સુગંધી છે ધૂપ માટે એનો પુષ્કળ ઉપયોગ થાય છે લોબાનની ઉત્તમ ધૂપસળી થાય છે તેનુ તેલ નીકળે છે તેને **ઉદ્દેલ** કહે

---

ટીપમા આપેલ છે એ ઉપરથી ઉટકટારી અને બ્રહ્મદંડીમા શું અંતર છે, તે સહેજ સમજી શકાશે

ઉટકટારીના ગુણનુ વર્ણન કરવામા આવેલુ છે તે 'વૈદ્યનિઘંટુ'ના આધાર પરથી શ્રી પદેજીએ કરેલું જણાય છે એ 'વૈદ્યનિઘંટુ' પરથી પણ બ્રહ્મદંડી અલગ ઔષધિ છે, એમ સહેજ સમજી શકાય છે

* મીઠી ઉંડણીને સુરપુન્નાગ ( સોરંગી ) કહે છે. શ્રી શાલિગ્રામજી કહે છે કે 'સુરપુન્નાગ કડવો અને પુન્નાગ કરતા વધારે ગુણવાળો છે પુન્નાગનુ મોટું વૃક્ષ થાય છે એના ફૂલની કળીઓને સૂકવી લે છે. તેને નાગકેસર કહે છે એના ફળ બૃહદતીના જેવા હોય છે, તેમાથી તેલ નીકળે છે

છે. લોબાનના જે ફૂલ થાય છે તેને 'લોબાનફૂલ' કહે છે. **લોબાન**—વાતહર, કફનાશક, વર્ણપ્રસાદક અને કફૂ તથા કુષ્ઠનાશક છે. ઉપયોગ—(૧) **લોબાનનું તેલ જેને ઉદ્દેલ કહે છે તે કાઢવાની કૃતિ:**—ધોળો સફેદ લોબાન અને તેટલીજ રાળ લાવી તેની ભૂકી કરવી પછી એક માટલું કે જેમા શેરભર પાણી રહે એવુ લઈ તેની નીચેના ભાગને ઝીણુ કાણુ પાડી, તેમાં તાબાની અથવા પિત્તળની આગળી જેવડી નળી બેસાડવી તે માટલુ ચૂલા ઉપર ઊતરતુ રાખી, તેના મો ઉપર કાણાવાળુ ઢાકણુ બેસાડી. તેના છિદ્ર વાટે તે તૈયાર કરેલી ભૂકી હળવે હળવે નાખવી; અને પછી તે છિદ્ર, એક કપડામા છાણુ અને માટી બાધી તેનો બાફ બહાર જઈ ન શકે એવુ પાકુ બધ કરવુ. પછી ચૂલા નીચે મંદાગ્નિ કરવો અને તે માટલાને બેસાડેલી નળી નીચે વાડકી રાખવી એ પ્રમાણે સર્વ કામ થયા પછી કેટલીક વારે તે નળી વાટે તેલ આવવા લાગે છે તે તેલ નળી નીચે રાખેલી વાડકીમા ઝમે છે પછી તે તેલ બાટલીમા ભરી રાખવુ. ઉદ્દેલની વાસ ઘણી ઉગ્ર છે. એ તેલ કેશને લગાવે છે. શરદીથી કપાળ દુખતુ હોય તો ઉદ્દેલ ચોળવુ, એટલે કપાળ દુખતુ બધ થાય છે (૨) **લોબાનનાં ફૂલ તૈયાર કરવાની કૃતિ:**—લોબાન લાવી તેની ભૂકી લોખંડના તવા ઉપર નાખવી અને તે લોઢીને સગડી ઉપર નીચે મદ અગ્નિ કરવો. લોબાન પાતળો થાય એટલે તે ઉપર કાચનો પ્યાલો ઊધો ઢાકવો અને દેવતાની આચ કિંચિત્ વધારવી કેટલીક વારે તે લોબાનની વરાળ થઈ પ્યાલાને તળિયે જઈ ઝમશે. એ ઝમેલી વરાળ ધોળી અને તૂબડીના ફૂલો જેવી હોય છે. તેને લોબાનના ફૂલ કહે છે. (૩) **ઢોરને સળેખમ થાય છે (નાકમાંથી ગળફા લીંટ વગેરે નીકળે છે) તે ઉપર:**—ઓડિયા લોબાનની નાકમા ધૂણી દેવી ×

૬૦ **ઉંદરકની**—સં૦ આખુપર્ણી મ૦ ઉદીરકાની હિ૦ મૂસાકાની. બં૦ ઈંદુરકાણીપાના. પૂ૦ શરદમ્ ક૦ વલિહરુહે. તૈ૦ એલિકચેવિટ્ટુ ફા૦ ગોરોમુસ, સતર. ત૦ આજાનુલફાર. લા૦ આયપોમિયા રેનિફેર્મિસ. વ૦ ભોપલી તા૦ પરિતોય વિરેવ. પ૦ મૂસાકની.

ઉંદરકનીના નાના નાના વેલા હોય છે અને નાના ઘૂઘરા જેવા ફળો આવે છે. એના પાદડા ઊંદરના કાન જેવા હોય છે. આ વેલા ઘણાક પ્રાંતોમા થાય છે. એના ફૂલો ગુલાબી રંગના હોય છે એ વનસ્પતિ ગુણે ઉષ્ણ છે. **ઉંદરકની:**—આ વનસ્પતિની બે જાતિ છે: એક **બાગમાં** ઊગે છે તે અને બીજી **રાનમાં** ઊગે છે તે તેને યુનાની ભાષામા 'લપસીની' કહે છે એ વેલો ઝાડની છાયામા અથવા પડી ગયેલી ઇમારતમા થાય છે એની ડાળી અને ડીટા ત્રિધારી (ત્રણ ધારવાળા) હોય છે એના પાદડા હાથે ચોળી તેની વાસ લેવાથી કાકડી જેવી સુગધ આવે છે એ વેલો ગુણોમા ઠડો છે એનુ દૂધ પચન કરનાર છે માત્રા ૫–૧૦ રતી ફાટ કરીને અપાય છે. **મોટી ઉંદરકની:**—શૂળ, જ્વર, વ્રણ, કૃમિ અને ઉદરનુ વિષ; એનો નાશ કરે

× નવ્ય મત પ્રમાણે ઉદ દુર્ગંધનાશક, પૂતિહર, ચામડીમાની કૈશિકાઓને ઉત્તેજક, વ્રણશોધક, વ્રણરોપણ, રક્તસ્થાપક, ઉત્તેજક, કફઘ્ન અને મૂત્રજનન છે માત્રા ૫ થી ૧૫ રતી

લોબાન પેટમા જવા પછી શ્વાસનલિકામાથી બહાર નીકળે છે, એટલા માટે જીર્ણ શ્વાસનલિકાશોથ પર બદામ અને ગુદની સાથે અપાય છે અતિશય પ્રમાણમા અને દુર્ગંધવાળા કફ સહિત જીર્ણ શ્વાસનલિકાશોથ પર અતિ ઉપયોગી છે લોબાનના સેવનથી શ્લેષ્મલ ત્વચાને શક્તિ મળે છે, એટલે કફની ઉત્પત્તિ ઓછી થઈ જાય છે તેમ જ ભેગો થયેલો કફ જલદી બહાર નીકળી આવે છે ફેફસાના બધા રોગોમા લોબાનનો ધુમાડો હિતકર છે તેમ જ એ ધુમાડાથી શરદી, શિરદર્દ, ગળામાનો સોજો અને હાડહાડ દુખે એવા તાવમા ઘણો જ સારો લાભ થાય છે

આમાશયમા અનાજ ઘણો વખત રહી જવાથી અમ્લતા ઉત્પન્ન થઈને કઠમા દાહ અને ખરાબ ઓડકાર આવવા તથા શરીર ધીરેધીરે નબળુ થતુ જવુ, એ રોગ પર લોબાન અપાય છે

લોબાનના ફૂલ અતિ તીવ્ર અને ઉત્તમ પૂતિહર, સ્વેદજનન, જ્વરઘ્ન, મૂત્રજનન, ઉત્તેજક, કફઘ્ન અને જીવનવિનિમયક્રિયાને બળવાન બનાવનાર છે માત્રા ૩ થી ૮ રતી જેઠીમધની સાથે, ગુણ ઉપર કહેલ લોબાનના બધા મળે છે નવા તીવ્ર આમવાતમા ૧૫ રતીના પ્રમાણમા આપવાથી દાક્તરી સેલિસિલિક એસિડના કરતા પણ સારું કામ કરી આપે છે આ રોગમા સાજીખાર સાથે આપવો હોય તો આપી શકાય છે

—સ્વામી કૃષ્ણાનંદ

છે. **લઘુ ઉંદરકની :**—તીખી, કડવી, ઉષ્ણ, શીતળ, રસાયન સારક, લઘુ અને તૂરી છે; તથા કફ, પિત્ત, શૂળ, જ્વર, કૃમિ, ગ્રંથિરોગ, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, આનાહ, ઉદર, હૃદ્રોગ, વિષ, પાંડુ, ભગંદર અને કુષ્ઠનો નાશ કરે છે. ઉંદરકની નાના પ્રમાણમા ચર્મરોગનાશક, મૂત્રલ અને મોટા પ્રમાણમા સારક છે. **(૧) માથામાંથી ગરમી દૂર થવા માટે :**—એ ઝાડનું ચૂર્ણ નાકમાં સૂંઘવું **(૨) ગરમીથી કાન ઉપર અથવા સર્વાંગ ઉપર સોજા આવે ત્યારે :**—એનુ ચૂર્ણ તથા જવનો લોટ પાણીમા મેળવી તેનો લેપ કરવો. **(૩) કાન વહેતો હોય અથવા કાનમાં ફોલ્લા થયા હોય તો :**—એનો રસ કાનમા નાખવો. **(૪) પેટમાંની ગરમી, કૃમિ અને મૂર્ચ્છા ઉપર :**—એનો રસ પાવો.

(क) વગડામા થનારી જે ઉંદરકની છે તેના ત્રણ પ્રકાર છે; તેમા મૂળ થકી જે છોડ ઊગે છે, તે લાંબો હોઈ બારીક હોય છે અને તેની ટોચે તે લાલ હોય છે એના પાદડા બાગમા થનારી ઉંદરકની કરતા લાંબા અને નાજુક હોય છે એના ફૂલ ઉપર રાતા, ધોળા, પીળા ઇત્યાદિ અનેક રંગોનો ભાસ થાય છે. બીજીને જે ફૂલ આવે છે તે પીળા હોય છે, પાદડા નાજુક હોઈ આગળી જેવડા હોય છે. એ ગુણોમા સમશીતોષ્ણ છે અને તેની ઉત્પત્તિ રેતીવાળી જમીનમા થાય છે. **(૧) શિરોરોગ, અપસ્માર અને શરીર વાંકું થાય તે ઉપર :**—એનો રસ આપવો. **(૨) સર્પના વિષ ઉપર :**—એનો રસ આપવો. **(૩) મસ્તકશૂળ ઉપર :**—એને સરકામા વાટી તેનો મસ્તકે લેપ કરવો. **(૪) મગજ સાફ થવા માટે અને દંતકૃમિ ઉપર :**—એનો રસ મધ અને પાણી એકત્ર કરી તેને માથે ભરવાથી મગજ સાફ થાય છે અને દાતે ઘસવાથી દાતમાના કીડા મરે છે તેમજ દાંત બળવાન થાય છે. **(૫) આંખની બાજુમાં થનારા નાસૂર ઉપર :**—એના મૂળ પાણીમાં ઘસી તેનો લેપ કરવો **(૬) સોજા ઉપર :**—જવનો લોટ અને એનાં મૂળનુ ચૂર્ણ એકત્ર કરી પાણીમા મેળવી સોજા ઉપર લગાડવાથી સોજો ઊતરે છે. **(૭) શરીરમાંથી ગરમી નીકળી જવા માટે :**—એના બિયાંનુ શરબત કરી આપવું **(૮) આફરો (પેટ ફૂલે છે તે) ઉપર :**—એના મૂળોને પાણીમાં વાટી લેપ કરવો **(૯) તીરનો અગ્રભાગ અથવા કાંટો શરીરમાં પેસી ગયો હોય તે ઉપર :**—ઉંદરકનીના પાનને ચટણી માફક પીસી લેપ કરવો; એટલે તે આપોઆપ બહાર પડે છે. **(૧૦) શિથિલત્વ દૂર થવાને અને પુરુષત્વ આવવાને :**—એનો રસ અથવા એને પાણીમા વાટી બગ્તી વગેરે ઠેકાણે લેપ કરવાથી પુરુષપણું સતેજ થાય છે, (એના લેપને યુનાની ભાષામા 'તિલ્લા' એમ કહે છે.) અથવા એના પાદડા સુકાયેલા કિંવા પાકા લાવી, તેની ઘઉના લોટમા ભાખરી કરવી અને ૨૧ દિવસ ખાવી તથા પડદામા બેસવુ. દૂધ અને ઘઉંનુ અન્ન ખાવું, એટલે પુરુષત્વ આવે છે.

(ख) ત્રીજી જાતની ઉંદરકનીના પાદડા બારીક હોઈ, તે વેલાને ધોળાશ પડતા કાટા આવે છે. આ વેલાની ડૂંખ ભાગવાથી દૂધ નીકળે છે અને તેના વેલા જમીન પર પથરાય છે એની ઉત્પત્તિ પાણીથી દૂર થાય છે. પાદડા હાથ ઉપર ચોળી જોવાથી રાતા સુરખીદાર જણાય છે. આ વનસ્પતિ ગુણોમા ગરમ છે. એને ધોળા ફૂલો આવે છે. તેમા કોઈક રાતા રંગના હોય છે. આ ઝાડના બી રાનતુલસીના બી પ્રમાણે હોય છે ઉપયોગ—**(૧) ગોળ કૃમિ ઉપર :**—એ વેલાનો રસ માસા ૧૦. ફૂદીનાનો રસ અને પાણી ૨૦ તોલા એકત્ર કરી પાવુ.

(ग) ઉંદરકનીની અનેક જાતો છે, જે જાતિના વેલાના પાદડાં પીળા રંગનાં હોઈ કિંચિત્ આસમાની રંગની ઝાખ હોય એવા જણાય, તે વેલા ઘણા જ સારા છે, એમ જાણવું ઉંદરકનીના વેલાની વાસ ગર્ભિણી સ્ત્રી લે તો તત્કાળ પુષ્કળ છીંકો આવી ગર્ભપતનની ભીતિ ઉત્પન્ન થાય છે; ક્વચિત્ પતન પણ થાય છે. **ઉંદરકનીનો સાધારણ ઉપયોગ—(૧) કૃમિ ઉપર :**—ઉંદરકનીનાં પાંદડા કૂટી ચૂર્ણ કરી લોટ મિશ્ર કરી તેની પૂરી કરીને ખાવી અને ઉપર જવની કાજી પીવી. **(૨) જ્વર ઉપર :**—ઉંદરકનીના પાદડાનો રસ ચાર માસા મધમા આપવો. **(૩) વીર્યસ્રાવ અને પથરી ઉપર :**—ઉંદરકનીનાં પાદડાની ભાજી ખાવી. **(૪) શરદીથી શરીરને ખરજ આવે છે તે ઉપર :**—તેના લીલાં પાદડાનો રસ આપવો. **(૫) શિરોરોગ ઉપર :**—ઉંદરકનીનુ શરબત

કરી આપવુ. (૬) **અપસ્માર અને વાયુએ શરીર વાંકું થાય છે તે ઉપર :**—ઉદરકનીનુ ચૂર્ણ સૂઘવુ અને ચોળવું (૭) **ઉંદરના વિષ ઉપર :**—ઉદરકનીના પાલાનો અંગરસ એક તોલાથી બે તોલા પર્યંત, ૭ દિવસ પીવો અને શરીરે પણ ચોપડવો. (૮) **શરીરમાં તીરનું ફળ અથવા અણી અગર કાંટો રહેલ હોય તો :**—ઉદરકનીનું ચૂર્ણ પાણીમા કાલવી જખમ ઉપર લેપ કરવો, એટલે તે આપોઆપ નીકળી જાય છે અને જખમ સારો થાય છે

**૬૧ ઉધરસી**—(મ૦ ખોકલી) એના ઝાડ ઘણા જ મોટા થાય છે સહ્યાદ્રિ પર્વત ઉપર એની ઉત્પત્તિ વિશેષ થાય છે એ ઝાડના પાદડા હરડેના પાદડા જેવડા મોટા થાય છે એની છાલ તેજબળનાં ઝાડ જેવી જાડી હોઈ પીળા રગની હોય છે. એ ઝાડ ઉપર ચણા જેવડા ફળો આવે છે. એ ઝાડની છાલ અને ફળ ઘણા તીખા હોય છે ઉધરસીના ઝાડને શીમળાના જેવા કાટા હોય છે. ઉપયોગ (૧) **ઉધરસ ઉપર :**—ઉધરસીનુ અર્ધું ફળ અથવા થોડી છાલ વાટી મધમા કાલવી ખાવી, અથવા છાલનો કાઢો કરી પીવો એટલે થોડા જ દિવસમા ઉધરસ, દમ અને વાયુવિકાર દૂર થાય છે.

**૬૨ ઉપરસાલ**—સં૦ શ્યામ, સારિવા, અનતા મ૦ ઉપરસાલ, ઉપલસરી કાવરી કો૦ પાઢરી ઉપરસાલ, ઉપટચુલી, શેબવેલ, શેતકાવળી, સુગધકાવળી, શ્યામી, લહાન કાવળી હિ૦ ગોરીસર, કાલીસર બ૦ અનંતમૂળ, શ્યામાલતા, કલધંટિ ક૦ સુગધીબલી, નામદેવેરૂ, કરીબંટ, સોગદે તૈ૦ પલાશગધી. મલા૦ નાન્નારી તુ૦ કન્યાવેરૂ. ઉત્કલ૦ ગુપાકાનમૂળ ગોમા૦ દુદવાલી. ઇં૦ ઇંડિયન સાર્સાપરિલા લા૦ હેમિડેસ્મસ ઇંડીકસ.

એનો વેલો કાળાશ પડતા રાતા રગનો હોય છે એના પાદડા આકારે તરવાર જેવાં, અર્ધો આગળ પહોળા હોઈ ત્રણ આગળ લાબા હોય છે.* એને બારીક અને લાગા ફળો આવે છે અને તેમાથી રૂ નીકળે છે મરાઠીમા એને નાની કાવળી-ક્ષેત્રકાવળી એમ કવચિત્ કહેવાની પ્રથા છે, પરંતુ તે ઉપરથી કેટલાક લોકોની ભળતી જ ગેરસમજ હોઈ તે કાકમાચી-કાવળીને જ ઉપલસરી કહીને વાપરે છે, એમ વારવાર દૃષ્ટિએ આવે છે આથી કરીને સ્પષ્ટ કરવાની જરૂર છે, કે કાવળી અને ઉપલસરી એ બન્ને વનસ્પતિ ખાસ જુદી છે. આ વેલ સાધારણ ડુગરાળ જમીનમા વિશેષ કરીને થાય છે. મુબઈ ઇલાકો, બગાળ, કેૈરોમાડલ વગેરે પ્રાતમા એ ઘણી થાય છે ત્રાવણકોર પ્રાત સુધી આ ઘણી જ થાય છે. એની કાળી અને ધોળી એવી બે જાતિ છે કોકણમા એ વેલાની ઉત્પત્તિ ઘણી થાય છે. એને 'ઉપલસરી, ઉપટશુળી, નાની કાવળી, શેત કાવળી, શેમવેલ, શ્યામી' પણ કહે છે. એની વેલ ઝીણી અને સુવાળી હોય છે. પાદડા આકારમા કન્હેરના પાદડા જેવા, પરતુ તેનાથી પાતળા, સાકડા અને અણીદાર હોય છે. તેના ઉપર ઝીણા ઝીણા ધોળાશ પડતા રેસા હોય છે તે વેલી ઉપર ઘણુ કરીને સામસામા થાય છે એના ઉપર જૂન માસથી ઑગસ્ટ મહિના સુધીમા ફૂલો આવે છે તેનો રગ બહારથી ફિક્કો અને ઘેરો લાલ હોય છે મૂળ વાકાચૂકા અને ગોળ હોઈ તેનો વ્યાસ સાધારણ રીતે બેથી સાત ઇંચ સુધી હોય છે તેના ઉપર છાલ ચીરા પાડેલા અને ઘેરા-ભૂરા રગની, નજીક નજીક પદ્મકાષ્ટની છાલને મળતી હોય છે, તથા છેવટનો લાકડારૂપ ભાગ પીળા રંગનો અને કઠિન હોય છે. તેના મૂળની વાસ સારી આવે છે અને તેનો સ્વાદ મીઠો તથા કાંઈક કડવો હોય છે. મૂળની સુદર વાસ ઉપરથી એનુ 'સુગંધા' નામ પડેલુ છે

ઉપલસરીમા લોહી સુધારવાનો ગુણ ઉત્તમ પ્રકારનો છે મદ્રાસ પ્રાતમા રક્તદોષ, ત્વચારોગ, અપચો, વિસ્ફોટક વગેરે રોગોમા આ વનસ્પતિનો અતિશય ઉપયોગ કરે છે. ઉપલસરી જગલમા આપોઆપ જોઈએ તેટલી ઊગે છે ડૉક્ટર લોકો ત્વચાના રોગ, ખરૂજ (ખાજ), ખરજવા અને જનનેન્દ્રિય સંબધીના રોગો ઉપર ઉપલસરીનો કાઢો આપે છે. ડૉક્ટર આશબર્નરે પ્રથમ ૧૮૩૧ ની

* શાલિગ્રામજી કહે છે કે ઉપરસાલની વેલના પાદડા દાડમ જેવા હોય છે તે પાનડામા સફેદ છાટ હોય છે વેલની જડમા કપૂરકાચલી જેવી સુગધ આવે છે એને તેમા બબ્બે ફળીઓ આવે છે કેટલાક લોકો એને સાર્સાપરિલા, સરીવન આદિ નામો આપે છે

સાલમાં અંગ્રેજી ઔષધો સાથે ઉપલસરી વાપરવાની શરૂઆત કરી ડૉક્ટર આશિંગનેસી પોતાની ઇસ્પિતાલમા અંગ્રેજી સાર્સાપરિલાની જગ્યાએ ઉપલસરીનો ઉપયોગ કરે છે તે પાચ તોલા મૂળને ખાંડી સવાશેર ગરમ પાણીમા ભીજવી રાખે છે અને તે થોડે થોડે કરીને આખા દિવસમા પાય છે આનાથી નિયમ કરતા ત્રણચારગણો પેશાબ થાય છે શરીરમાથી રેગઝેમ પરસેવો આવે છે અને ખૂબ કડક ભૂખ લાગે છે. ડૉક્ટર આશિંગનેસી લખે છે, કે તેમના તાબાની ઇસ્પિતાલના રોગીઓને જોઈને આ ઔષધિનો ગુણ એટલો પ્રસિદ્ધ કર્યો હતો કે તે પોતાની જાતે એ ઔષધ માગી લેતા. ઉપલસરીના મૂળોનુ ચૂર્ણ મધમા આપવાથી સંધિવાત અને વિદ્રધિ (ગડાં) વગેરે સારાં થાય છે. તામિલ લોકો મૂત્ર સંબંધી સઘળા પ્રકારના વિકારમા આ મૂળો ગાયના દૂધમા વાટીને પાવાને આપે છે; વળી રક્તશુદ્ધિ માટે અને પિત્તવિકાર દૂર કરવા માટે જીરા સાથે આપે છે. અમેરિકન સાર્સાપરિલા કરતા આ હિંદુસ્તાની સાર્સાપરિલામા વધારે ગુણ છે એમ ત્યાંના રસાયનશાસ્ત્રવેત્તાઓએ પરીક્ષા કરીને ઠરાવેલું છે ધોળી ઉપલસરી કરતા કાળી ઉપલસરીના મૂળ કાંઈક જાડાં હોવાથી તેમાના ઔષધિગુણો વધારે દિવસ ટકે છે બન્ને પ્રકારની ઉપલસરીનો કાઢો સાકર નાખી પાવો. નાના બાળકોનુ અશક્તપણું, જૂનો સંધિવા, વિસ્ફોટક અને ચામડીના રોગો ઉપર ગમે તે રીતે ઉપલસરીનો ઉપયોગ કરવાથી ગુણ થાય છે. આગળની સહેલી રીત એટલે ૨॥ તોલા મૂળો લઈ છૂંદી પચીસ તોલા ઊકળતા પાણીમા નાખી ઉપર ઢાંકણું ઢાકવુ ઠંડું થયા પછી ગાળીને આપવુ દિવસમા ૩-૪ વખત થઈ પાંચથી દશ તોલા સુધી આ પાણી પાવુ નવશેકું (કોકરવરણું) પાણી પાવાથી વધારે ગુણ આવે છે, એમા જ દૂધ અને સાકર નાખ્યા હોય તો તેની વાસ અને સ્વાદ, એ ચાને એટલા મળતા આવે છે, કે નાનાં છોકરા પણ જોઈને આ મિશ્રણ ચાહીને પીએ છે. ચા પીવાથી અનેક પ્રકારના રોગો વહોરી લેવા કરતા આનો ઉપર બતાવ્યા પ્રમાણે દૂધ અને સાકર મેળવેલ કાટો આપવાથી શરીર નીરોગી અને પુષ્ટ થાય છે ઉપરનુ મિશ્રણ એટલું સ્વાદિષ્ટ થાય છે કે **આયોડાઈડ ઑફ પોટાસ** નામનુ ખરાબ સ્વાદનું અંગ્રેજી ઔષધ આની અંદર આપવું હોય તો સહેજે આપી શકાય છે. ઉપલસરીનાં મૂળો જેટલા તાજાં હોય તેટલો તેનો વધારે ગુણ થાય છે. **ધોળી ઉપરસાલ** (કપરી હિં૦ ગોરીસર, ગોરિયાસાઉ)—શીતળ, મધુર, શુક્રલ, જડ, સ્નિગ્ધ, કટુ ને સુગંધી છે, અને કોઢ, ઠડ્ડ, જ્વર, શરીરનાં દુર્ગંધી, અગ્નિમાદ્ય, દાહ, ઉધરસ, અરુચિ, આમદોષ, ત્રિદોષ, વિષ, રક્તદોષ, પ્રદર, અતિસાર, તૃષા, દાહ, રક્તપિત્ત, વાયુ અને કફનો નાશ કરે છે **કાળી ઉપરસાલ** (કાળીવેલ. હિં૦ કાલીસાર, કરીઆસાઉ)—શીતળ, વૃષ્ય, મધુર અને કફનાશક છે બીજા ગુણ ધોળી ઉપરસાલના જેવા જ છે. ઉપયોગ—**(૧) ગર્ભિણીની ધૂપણી (પ્રદર) ઉપર અને શરીરમાં થયેલ ગરમી ઉપર:**—ઉપરસાલના મૂળ સ્વચ્છ ધોઈ કેળના પાદડાંમા વીંટાળી ભુંભરેટમાં બાફી કાઢવા. પછી તે પ્રત્યેક મૂળના મધ્યભાગમા જે નર (રેસા) હોય છે તે કાઢી નાખી જીરુ, ખડીસાકર અને બાફેલ ધોળો કાંદો (ધોળી ડુંગળી), એ બધા એકઠા કરી બારીક વાટવા તેમા સર્વ ઔષધોના વજન જેટલું ઘી નાખી પ્રત્યેક બે વખત પ્રમાણે સાત દિવસ આપવુ એ ઔષધ ૪૨ દિવસ લેવાથી શરીરમા જામેલી ગરમી નીકળી જઈ, શરીર પર થયેલા લાલ ચાઠા સારાં થઈ ધાતુસ્થાન અને લોહી વગેરેની શુદ્ધિ થાય છે. **(૨) આંખમાં ફૂલ પડે છે અને છાયા વળે છે તે ઉપર:**—ઉપરસાલના પાદડાં તોડી, ઉપર જે ચીકણો રસ આવે તે લઈ આખમાં આજવો **(૩) ગરમી ઉપર**—પુટપાકકૃતિએ ઉપરસાલના મૂળ પકાવી તેમાં જીરુ અને ખડીસાકર નાખી, વાટી, ગોળી કરી, તેમા ગાયનુ ઘી નાખી સાજસવાર આપવુ **(૪) વ્રણ ઉપર:**—ઉપરસાલના મૂળ વાટી ઉપર બાધવાં એટલે ગૂમડાનું શોધન થાય છે. **(૫) ઊલટી ઉપર:**—ઉપરસાલનાં મૂળો પાણીમા અથવા ભરસાળમા પુટપાકની રીતે બાફી પછી બહાર કાઢી નાખી તેમાં થોડી હિંગ નાખી બારીક વાટી, ઘી મિશ્ર કરી પ્રાતઃકાળમાં તે એક વખત આપવું; એટલે ઊલટી જલદીથી બંધ થાય છે. **(૬) દંતરોગ ઉપર:**—ઉપરસાલનાં પાદડા અને ચીકણુના (બળના, બોળના) પાદડા સમભાગ લઈ બારીક વાટી ગોળી કરી દાતમા રાખવી; એટલે વેદના અને કૃમિનાશ થઈ દાંત મજબૂત થાય છે **(૭) પિત્તજ્વર ઉપર:**—ઉપરસાલ અને કમળકંદ, એનો કાઢો

ઠંડો કરી સાકર નાખી આપવો (૮) **સર્વ વિષ ઉપર:**—ઉપરસાલના મૂળ ઘસી પાણીમા મેળવી તે પાવા. (૯) **મસ્તકશૂળ ઉપર:**—ઉપરસાલના મૂળ ઘસી તેનો લેપ કરવો (૧૦) **પેટના દુખાવા ઉપર:**—ઉપરસાલના મૂળ ઘસી પાવા (૧૧) **ઉપરસાલનું શરબત:**—ઉપરસાલનાં મૂળ ૧૦ તોલા, સાકર પોણાબશેર અને પાણી સવાશેર લઈ પ્રથમ પાણી ઉકાળી તેમા ખાંડેલાં મૂળ ચાર કલાક પલાળી રાખી પછી પાણી ગાળી લઈ તેમા સાકર નાખી મંદાગ્નિથી ઉકાળવું ત્વચાના રોગ, લોહીવિકાર, વિસ્ફોટક, ઉપદંશ, જૂનો સંધિવાયુ, મૂત્રરોગ વગેરે રોગોમા એ લાભદાયક છે×

**૬૩ ઉંબરો (ઉંબરડો):**—સં૦ ઉદુંબર મ૦ ઉંબગ હિં૦ ઉદુંબર, ગુલ્લર બં૦ યજ્ઞડુમુર રા૦ પુ૦ ઉમરો ક૦ મલા૦ અત્તિ તૈ૦ અત્તિમાનુ તા૦ અત્તિમાર. તુ૦ અતિંમારા ફા૦ અંજીરે, આદમ અ૦ જમીઝ, ઇં૦ ફિગ ટ્રી, લા૦ ફાઇકસ ગ્લોમિરેટા.

ઉંબરાના ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એને અંજીરની આકૃતિના ફળો આવે છે તે પાકે એટલે કોઈ કોઈ ખાય છે કાચા હોય છે ત્યારે કોઈ તેનુ શાક પણ કરે છે. ઉંબરાની છાયા શીતળ હોઈ સુખકારક છે. ઉંમરાનુ લાકડું અતિશય ચીકણુ હોય છે. તેના તકતા (પાટિયા) પાડે છે, તે એટલા બળવાન હોય છે કે કુહાડીના ઘા મારવાથી પગ એકાએક ભાગતા નથી જે ઠેકાણે ઉંબરાનું ઝાડ હોય તેની જમણી બાજુએ અથવા ઝાડ નીચે ઘણુ કરી પાણીનો ઝરો જડે છે. કેટલાક માણસો ઉંબરાના ઝાડ હોય ત્યા કૂવા ખોદે છે અને ત્યાથી તેમને પાણી મળે છે ઉંમરાના ઝાડ નીચે રહેલુ પાણી પીવા માટે સારુ-નીરોગી છે. **ઉંબરો*:**—શીતળ ગર્ભસંધાનકારક, વ્રણરોપક, રુક્ષ, મધુર, તૂરો, ગુરુ, અસ્થિસંધાનકારક અને વર્ણકર છે અને કફ, પિત્ત, અતિસાર તથા યોનિરોગનો નાશ કરે છે. **એની છાલ**—શીતળ, દુગ્ધપ્રદ, તૂરી, ગર્ભને હિતવહ અને વ્રણનાશક છે એના **કાચાં ફળ**—સ્તંભક, તૂરા અને હિતકર છે એ તૃષા, પિત્ત, કફ અને રક્તવિકારનો નાશ કરે છે. **મધ્યમ કાચાં ફળ**—મીઠા, શીતળ, તૂરા છે અને પિત્ત, તૃષા તથા મોહ કરનારા છે, અને રક્તસ્રાવ, વાતિ તથા પ્રદરનો નાશ કરે છે. **એનાં જૂનાં ફળ**—તૂરા, રુચિકર, ખાટા, દીપન, માંસવૃદ્ધિકર, રક્ત-

---

× ઉપલસરીના મૂળમા એક સુગંધિત અને બાકની સાથે ઊડનારુ દ્રવ્ય છે એના ઉપર ઉપલસરીના ગુણનો આધાર છે માટે ઉપલસરીને ઉકાળવી નહિ એ દ્રવ્ય મૂળની છાલમા હોય છે અંદરના લાકડામા હોતુ નથી એટલે પાતળા મૂળો વેચાતા લેવા જોઈએ મૂળ જાડા હોય તો તેની છાલ વાપરવી જોઈએ

**ગુણધર્મ**—નવ્ય મત મુજબ ઉપલસરી મૂત્રવિરેચન, મૂત્રવિરજન, સ્વેદજનન, ક્ષુધાવર્ધક, જીવનવિનિમયક્રિયાને ઉત્તેજક છે એ બલ્ય, ચર્મરોગનાશક અને રસાયન (રક્તશોધક) છે આનો મૂત્રવિરેચનધર્મ અતિ સ્પષ્ટ અને ઉત્કૃષ્ટ છે કાટ આપવાથી પેશાબનુ પ્રમાણ ૩-૪ગણુ વધી જાય છે એટલુ છતા વૃક્કોને કાંઈ પણ હરક્ત પહોચતી નથી સ્વેદલ ધર્મ સાધારણ છે તોપણ ઉપયોગ કરવા યોગ્ય છે જીવનવિનિમયક્રિયાને ઉત્તેજક ધર્મ અતિ કિંમતી છે ક્ષુધાવર્ધક ધર્મ મધ્યમ વર્ગનો છે ગળો અને જીરુ, વરિયાળી, એલાયચી આદિ સુગંધિત વસ્તુ મેળવવાથી ઉપલસરીનો ધર્મ વધી જાય છે

**ઉપયોગ**—વૃક્કશોથ અને વૃક્કસંકોચમા ઉપલસરીનો કાટ સારી રીતે લાગુ પડે છે એ રોગમા પેશાબ ઓછો, અતિ લાલ રંગનો અને ગદલો (ડહોળાયેલો) થાય છે એના ઉપર ઉપલસરી ગળો અને જીરાની સાથે અપાય છે, એથી મૂત્રમાર્ગનો સોજો અને દાહ ઓછો થાય છે બધી જાતના ત્વચારોગ અને ઉપદંશની બીજી અવસ્થામા ઉપલસરી ગળોની સાથે આપવાથી સારો લાભ પહોચે છે ગંડમાળા પર ઉપલસરી વાવડિંગની સાથે અપાય છે જીર્ણ આમવાતમા ઉપલસરી ગળોની સાથે અપાય છે

ગરમી અથવા પરમો થવાથી વારવાર ગર્ભપાત થતો હોય અથવા જન્મવાની સાથે બાળક મરી જતા હોય તો ઉપલસરીનુ સેવન કરાવવાથી બાળક બચી જાય છે આ કાર્ય માટે ગર્ભ રહ્યાથી તે પ્રસવ થતા સુધી ઉપલસરીના કાટનુ સેવન થોડી માત્રામા કરાવવુ જોઈએ **—સ્વામી કૃષ્ણાનંદ**

* ઉંબગ—આમાશયને નુકસાનકારક અને તાવને ઉત્પન્નકર્તા છે ઉંબરાના ફળમા અસંખ્ય જંતુઓ હોય છે ઉંબગના પાકેલા ફળોને લોકો ફોડી તેમાના જંતુઓને ઉડાડી મૂકી ખાય છે, પરંતુ કેટલાક અજ્ઞાન લોકો પોતે દીર્ઘશ્રોતા (વણુ સાંભળનાર) થવાની આશાએ એ ફળો જંતુઓ સહિત ખાઈ જાય છે તે ખોટુ છે

ઉંબરાની છાલનુ પ્રમાણ ૦ાા થી ૧ તોલો, ફળ ૨ થી ૪ નંગ, દૂધ ૧૦ થી ૨૦ ટીપા, સાકર અને દૂધની સાથે અપાય છે ઉંબરાનો ઉપયોગ રક્તસ્રાવયુક્ત રોગ અથવા સોજાવાળા રોગો પર થાય છે એ અતિ ઉત્તમ ઔષધ છે.

દોષકારક, દોષલ અને જડ છે. **પાકેલાં ફળ**—તૂરા, મધુર, રુચિકર, જડ, અતિ શીતળ અને કફહર છે, તથા રક્તદોષ, પિત્ત, દાહ, ક્ષુધા, તૃષા, શ્રમ, પ્રમેહ, શોષ અને મૂર્છાનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **વાયુથી અંગ રહી ગયું હોય તે ઉપર**:—ઉંબરાનું દૂધ ચોપડી તે ઉપર રૂ ચોટાડવું એટલે સારુ થાય છે (૨) **રક્તપિત્ત ઉપર**:—ઉંબરાના પાકેલા ફળો ગોળમાં અથવા મધમા ખાવા અથવા મૂળ ઘસી તેમા સાકર નાખી તે આપવા. (૩) **વછનાગના વિષ ઉપર**:—ઉંબરાની છાલનો રસ ઘીમા મેળવી ગરમ કરી આપવો. (૪) **સોમલ ઉપર**:— ઉંબરાના પાદડાનો અથવા છાલનો રસ ાા શેર આપવો ઢોરને પણ એ જ ઔષધ આપવું. (૫) **આખ આવે છે તે ઉપર**:—ઉંબરાના દૂધનો આખો ઉપર લેપ કરવો. (૬) **ગાલફૂગી (થોથર લાપોટિયા) ઉપર**:— ઉંબરાનુ દૂધ ચોપડવુ. (૭) **બદ ઉપર**:—ઉંબરાનુ દૂધ ચોપડી તે ઉપર પાતળો કાગળ લગાડવો. (૮) **સોજા ઉપર**:—ઉંબરો, વડ, પીપળો, પીપળ ને નાદરુખ, એ પંચવલ્કલની છાલ ઘસી ઘી નાખી લેપ કરવો (૯) **આમાતિસાર ઉપર**:—પતાસામા ઉંબરાના દૂધના ૪-૫ ટીપા પાડી આપવુ એટલે જે આમરક્ત પડે છે તે હગામણ સારી રીતે થશે (૧૦) **રક્તાતિસાર ઉપર**:—ઉંબરાનાં મૂળનુ પાણી આપવુ (૧૧) **પથરી ઉપર**:—ઉંબરાના મૂળનો રસ પાચ તોલા કાઢી, તેમા સાકર નાખી આપવો. એ જ મૂળ ગાયના દૂધમા ઘસી તેનો શિશ્ન (લિંગ) ઉપર પણ લેપ કરવો (૧૨) **ઉષ્ણતા ઉપર**:—પાકા અને જેમા કીડા ન હોય એવા ઉંબરાના ફળ લઈ તેમા ખડીસાકરની ભૂકી નાખી તે ફળ રોજ સવારમા ખાવા (૧૩) **સર્વ પ્રકારના ઉપદંશ અને પ્રમેહ ઉપર**:—ઉંબરાનાં ઝાડનાં મૂળ માટીમાથી સાફ કરી કરવતીથી તે મૂળ વહેરી તેની નીચે એક વાસણ રાખવું. તેમાં ચાર પ્રહર સુધી જે દ્રવ (રસ) એકઠો થાય તેની બાટલી ભરી રાખવી, એ શક્તિ પ્રમાણે ૪ તોલા પર્યંત લઈ જીરું અને ખડીસાકર નાખી આપવો (૧૪) **નાના બાળકોના શરીરમાં શીતળાની અથવા ઓરીની ગરમી થઈ આવી હોય તો**:—ઉંબરાનો દ્રવ ખડીસાકર નાખી આપવો (૧૫) **ગરમીએ જીભ ઉપર કાંટા આવ્યા હોય તો**:—ઉંબરાના પાદડા ઉપરની કોડ (લાખ જેવડા ચાદા થાય છે તે) અને ખડીસાકર, એ વાટી આપવાં. (૧૬) **ગર્ભિણીના અતિસાર ઉપર**:—ઉંબરા મધમા આપવા. (૧૭) **ભસ્મક (ભૂખ ઘણી લાગવી) રોગ**× **ઉપર**:—ઉંબરાની છાલ સ્ત્રીના દૂધમા વાટી આપવી અથવા ઉંબરાના મૂળોમાનુ પાણી તાડી પ્રમાણે કાઢી આપવું બીજું પાણી આપવુ નહિ એ પ્રમાણે સાત દિવસ આપવુ (૧૮) **શીતળા હલકા થવા**:—ઉંબરાના પાદડા ઉપરની લાખ ગાયના તાજા દૂધમા વાટી તેનો રસ કાઢવો તેમા થોડુ મધ નાખી શક્તિ પ્રમાણે આપવુ. આ ઔષધ શીતળાનો તાવ આવતા જ આપવુ (૧૯) **પિત્તજ્વર ઉપર**:—ઉંબરાના મૂળનો દ્રવ સાકર નાખી આપવો (૨૦) **વીંછીના વિષ ઉપર**:—ઉંબરાનો પાલો વાટી દંશ ઉપર ચોપડવો. (૨૧) **કોગળિયા ઉપર**:—ઉંબરાનો દ્રવ આપવો. (૨૨) **હરસ ઉપર**:—ઉંબરાના મૂળ ઠંડા પાણીમા ઘસી તેમા દાતવણ મેળવવુ અને તેનો લેપ કરવો. (૨૩) **કર્ણમૂળ ઉપર**:—ઉંબરાનું અને કપાસનુ દૂધ એકત્ર કરી ચોપડવુ. (૨૪) **ગંડમાલા ઉપર**:—ઉંબરાના પાદડા ઉપરની કોડ મીઠા દહીમા વાટી સાકર નાખી નિત્ય એક વખત આપતા જવુ (૨૫) **મસ્તકશૂળથી નાકમાંથી લોહી પડતું હોય તો**:—ઉંબરાના પાકેલા ફળમા સાકર ઘાલી ઘીમા તળી તેમા એલચીદાણાની ભૂકી અને મરીની ભૂકી અર્ધો અર્ધો માસો નાખી રોજ પ્રાતઃકાળમા ખાવું અને રીંગણીના ફળનો રસ ડોકે ચોળવો, એટલે નાકમાથી લોહી પડતુ બંધ થઈ જાય છે (૨૬) **દાહ ઉપર**:—ઉંબરાનુ દૂધ સાકર નાખી આપવુ. (૨૭) **રક્તપ્રદર ઉપર**:—પાકેલા ફળો સૂકવી ખાડી કપડછાણ ચૂર્ણ કરવુ. આ ચૂર્ણ ાા તોલો સમભાગ સાકર મેળવી રોજ પ્રાતઃકાળે એમ ૨૧ દિવસ સુધી ખાવુ +

× ભસ્મકરોગના કારણો અને લક્ષણો વગેરે 'સુબોધ વૈદ્યક'મા જોવા

+ ઉંબરાના પાકા ફળ રક્તસ્રાવવાળા બધા રોગોમા અતિ ગુણદાયક છે કફની સાથે લોહી, પેશાબમાં લોહી પડવુ, નાકોરી ફૂટવી, લોહીની ઊલટી થવી, મરડો થઈને લોહી પડવુ, અત્યાર્તવ, ગર્ભપાત આદિ રોગો પર નિર્ભય ઉપાય છે ફળોથી જલદી લોહી બંધ ન થાય તો થોડી છાલ મેળવવી ગર્ભપાત બંધ થવા

**૬૪ ઊભી (ભો) રીંગણી**—સં० બૃહતી, વાર્તાકી મ० ડોરલી, રાનવાગી હિ० બડીકટાઇ, બરહંટા બં० બૃહતી, વ્યાકુડ, તિતવેગુન ક० હેગ્ગુલ્લુ તે० પેદામુલુગા, કુકમાચી તા० કાદનકટ્ટારી, ચેરચુણ્ટ તુ० ગુલ્લા મલા० વેલ્લીતુત્તાલોટિના ફા० બાદંજાનજંગલી, ઉસ્તરગાર અ० બાલુજાન જંગલી. લા० સોલેનમ ઇંડીકમ

ઊભી (ભો) રીંગણીના છોડ આબેહૂબ વંતાકડીના છોડ જેવા જ થાય છે એને 'જંગલી રીંગણી' પણ કહે છે એ છોડ કમરપૂર ઊંચા વધે છે ઊભી ભોરીંગણીના ફળ ગોળ હોઈ સોપારી જેવડા મોટા હોય છે એ ફળોનો રંગ પીળો હોય છે ગરીબ લોકો એ ફળોનુ શાક કરે છે ઊભી ભોરીંગણીની એક જાત કોંકણમા થાય છે તેને **'મોત રીંગણી'** કિંવા **'ચિંચુરટીવાંગી'** પણ કહે છે મોત રીંગણીના ફળો ઊભી ભોરીંગણી કરતા બારીક હોય છે ફળોનુ શાક સારું થાય છે ઊભી ભોરીંગણીના મૂળ દશ મૂળોમા આવે છે૦ **મોટી ભોરીંગણી :**—તીખી, ઉષ્ણ, કડવી, હૃદ્ય, પાચક, ગ્રાહી, અગ્નિદીપક અને કફ, વાયુ, તાવ, ગાઢ,અરોચક, ઊલટી, દમ, ઉધરસ, કૃમિ, મોઢાની વિરસતા, કંડૂ (ખરજ), શળ, આમદોષ, હૃદ્રોગ, અગ્નિમાંદ્ય એનો નાશ કરે છે. **નાની જાતની ઊભી ભોરીંગણી :**—વાયુ, દમ, શળ, કફ અગ્નિમાંદ્ય, તાવ, શરદી, હૃદ્રોગ અને આમનો નાશ કરે છે **ધોળી ઊભી રીંગણી :**—રમ્ય હોઈ કફ અને વાયુનો તથા અંજનથી નેત્રરોગનો નાશ કરે છે. બીજા ગુણ નાની જાત જેવા જ છે **મોત રીંગણી :**—કડવી, તીખી, ઉષ્ણ, પિત્તકર, રુક્ષ, રુચિકર, ભેદક, પાચક, અગ્નિદીપક અને કફવાતનાશક છે **ઉપયોગ :—(૧) ઉધરસ ઉપર :**— ઊભી ભોરીંગણીનો કાઢો લીંડીપીપર નાખી પાવો, એટલે ઉધરસ જલદી મટે છે **(૨) ઢોરને કોઈ પણ પ્રકારનું વિષ ચડ્યું હોય તો તે ઉપર :**—ઊભી ભોરીંગણીના મૂળિયા ખાંડી, પાણી નાખી તેમાથી રસ કાઢવો અને પાવો. **(૩) આરક્ત (રાતાંચોળ) નેત્ર કરવાં હોય તો :**— ઊભી ભોરીંગણીના બિયાનું અંજન આંખોમા આંજવાથી આંખો લાલચોળ થાય છે પૂર્વે સિપાઈ લોકમા પોતાનુ શૌર્ય અથવા ક્રોધ લોકોને બતાવવાને આ રીત ચાલતી હતી **(૪) વાળા ઉપર :**— ઊભી ભોરીંગણીના મૂળ પુરુષના મૂત્રમા અને બ્રહ્મપીપળાના પાદડામા વાટી તેનો ફોલ્લા ઉપર

---

માટે આ ઔષધ આપવાથી ગર્ભને ધક્કો પહોચતો નથી

મધુમેહમા ફળ પાચન અને પૌષ્ટિક રૂપે અપાય છે શીતળામા ઉષ્ણતા ઓછી થવા માટે ફળ અપાય છે દૂધ તીવ્ર લોહીવાળા મરડામા અપાય છે નાનુ બાળક અતિ નિર્બળ થઈ ગયુ હોય, ઊલટી અને દસ્ત લાગતા હોય, તો તેને ઉંબરાનુ દૂધ ૧૦–૧૦ બુંદ દૂધની સાથે આપવાથી સારો ફાયદો થાય છે તાળવુ પડ્યુ હોય, તો ઉંબરાનું દૂધ તાળવા પર લગાડાય છે ગંડમાળ, બદ અથવા બીજા પ્રકારના સોજા પર ઉંબરાનુ દૂધ લગાડવાથી વેદના અને સોજો ઓછો થાય છે કમરના દર્દ ઉપર, કમર ઉપર અને શ્વાસરોગમા છાતી પર તથા પીઠ પર ઉંબરાનુ દૂધ લગાડાય છે પરમામા ઉંબરાનુ મૂળ અથવા મૂળમાથી નીકળેલુ પાણી આપવાથી મૂત્રનલિકાનો સોજો ઓછો થાય છે ઓગીનુ ઝેર અંદર ચાલ્યુ જાય તો તેના ઉપર ઉંબરાનુ પાણી અતિ ઉપયોગી છે પાણીનો ઉપયોગ મધુમેહમા પણ થાય છે છાલનો ફાટ અત્યાર્તવમા અપાય છે પાનોને ઉકાળી, એના ક્વાથમા ઘી સિદ્ધ કરીને લગાડવાથી અતિ ભયંકર દુઃખ દેતા ગૂમડાઓ પણ મટી જાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

* રીંગણીની સુપ્રસિદ્ધ બે જાતો છે ભોરીંગણી અને ઊભી રીંગણી જો કે જેનુ શાક કરવામા આવે છે તે રીંગણીના છોડને પણ રીંગણી કે વેંગણી કહે છે, પરંતુ તે આ બન્ને રીંગણીઓથી જુદી છે ઊભી રીંગણીને લોકો ડોરલીના નામથી પણ ઓળખે છે એના પાદડા શાકની વેંગણીના પાદડાને ઘણા ભાગે મળતા હોય છે તેમા પણ મોટી ડોરલી (મોટા ફૂલવાળી), નાની ડોરલી (નાના ફળવાળી) અથવા મોતરીંગણી અને ધોળી ડોરલી (ધોળા ફૂલવાળી), એમ ત્રણ જાતો છે ભોરીંગણીના છોડ ભૂમિ ઉપર પથરાયેલા હોવાથી તેને એ નામથી ઓળખે છે કેટલાક એને આખફુટામણી પણ કહે છે એના પાદડા ડોરલીથી જુદા પ્રકારના હોય છે એમા પણ બે જાતો હોય છે બીજી જે ધોળા ફૂલની થાય છે તેને લક્ષ્મણા કહે છે આ લક્ષ્મણામા પારાની ખાબ કરવાનો ગુણ હોવાથી લોકો એને વધારે ચાહે છે તે સિવાય એમા બીજા પણ મહાન ગુણો હોવાનું કહેવાય છે, પણ તે પ્રકાશમા મૂકી શકાય તેવા સિદ્ધ પ્રયોગો હજુ સુધી હાથ લાગ્યા નથી આમ આ રીંગણીની અંદર પાચ જાતો છે લક્ષ્મણા નામે એક કંદ થાય છે તે આ લક્ષ્મણાથી જુદો છે રીંગણીની માત્રા ૧ માસાની અને વ્યવહારમા તેના મૂળ અથવા પંચાગ વપરાય છે

પારો બાંધવો.

**૬૫ ઉલકુલી**—આ છોડ ગોમાનક પ્રાંતમા થાય છે એ એક કૂંવાડિયા જેવી જ ભાજી છે; પરંતુ ઉલકુલીના છોડના પાદડા લાબા હોઈ છેવટે કાતર સરખા હોય છે એ છોડ બે અઢી જ હાથ ઊંચો વધે છે ઉલકુલીના પાલાનું અને કુમળી ડાળીનું શાક થાય છે.

**૬૬ ઉક્ષી**—(ધોળી ધાવડી)—સં૦ શ્વેત ધાતકી. મ૦ બાગુળી હિં૦ કોકારંજ. તે૦ બદિમુરદુદુ ક૦ મસદ, બાગુળિ લે૦ કેલિકોપ્ટેરિઝ ફ્લોરિબિન્ડા

ઉક્ષીના મોટામોટા ઝાડ ડુંગરાળ જમીનમા થાય છે. ઉક્ષીના પાદડાં નાનાં હોઈ તે શુમારે ૪ આગળ લાબા હોય છે આ પાદડા મૃદુ હોય છે અને ઉક્ષીના ફળનો આકાર સીતાફળ જેવો હોય છે. ગુણ–વિષઘ્ન, વાતહર અને ઉદરવાતનાશક છે **ઉપયોગ:—(૧) નળવાયુ ઉપર:—** ઉક્ષીના પાલાનો રસ નવટાંક પાવો. **(૨) વ્રણ ઉપર:**—ઉક્ષીના ફળ સર્વત્ર હોતા નથી, માટે જ્યા હોય ત્યા શોધી લાવી દૂધમા બાફી રાખી મૂકવા. એ ફળ અને ખટખટીનાં મૂળ મધમાં ઘસી નિત્ય ૪–૫ વખત લેપ કરવો. **(૩) પાંડુરોગ ઉપર:**—ઉક્ષીના ફળનું, ચૂર્ણ, જાયફળ, જાવત્રી, લવગ, એલચી, તજ, દગડફૂલ (છડીલા) અને અજમોદ, એનુ ચૂર્ણ બે માસા મધમા નાખી દરરોજ સવારસાજ ઔષધ આપવું, એટલે પાડુરોગ દૂર થાય છે **(૪) ફરશાના કિંવા ઘોયડી(ઘોણસા)ના વિષથી સોજો આવે છે તે ઉપર:**—ઉક્ષીના મૂળ અને ધણસારીનાં મૂળ ગોમૂત્રમા ઘસી સોજા ઉપર લેપ કરવો. **(૫) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—ઉક્ષીના ફળની રાખોડી તેલમાં નાખી ચોપડવી **(૬) બાળકોને ટૂંટિયું આવે તે ઉપર:**—ટૂટિયાના લક્ષણો એવાં છે કે શરીરમા તાવ આવી લોહી સુકાય છે અને કફનુ પ્રાધાન્ય થઈ હાથપગ બધાઈ જાય છે. તેને માટે ઉપાય—ઉક્ષીના ફળ સાધારણ ચીરી સૂકવવા; પછી તેને ગોમૂત્રમાં સાત પુટ આપી બાળી, કાળી રાખોડી બનાવવી. તે રાખને ભાગરાના સાત પુટ અને બકરીના મૂત્રમાં ત્રણ પુટ અને બિજોરાના રસના સાત પુટ આપી ખાતી વખતે એ ગુંજાથી ૪ ગુજા (ચણોઠીભાર) પર્યંત શક્તિ પ્રમાણે મધમા ખરલ કરી ચાટવા માટે આપવી.

**૬૭ એખરો**—સં૦ કોકિલાક્ષ હિં૦ તાલીમખાના, કૈલયા. મ૦ કોલસુંદા, વિખરા, તાલીમખાના. કો૦ કોલિસ્તા, કોલસા. બ૦ કુલિયાખાડા, કુલેકાટા, કુલક, શૂલમર્દન ઇત્યાદિ. તા૦ નિરમુલ્લિ, તુ૦ કોવમુલ્લુડે. મલા૦ વાયલચુલ્લિ ગોમ૦ કોળુબુલે ઝાડ ક૦ કુલુગોલિકે, નીરગોળ ગોલિકે, કોયવલિકે તે૦ નિરુગોબી, ગોબી, ગોબચેટ્ટુ, ગોલિમિડિચેટ્ટુ ઔ૦ કુઈ લિરેખા, માખુરેણ. લા૦ એસ્ટરકેન્થા લોન્જિટોલિયા. ઇં૦ લોન્ગ લિવ્હડ બાલેરિયા

એખરો કોકણમા અને બીજા સ્થળે ખેતરની બાજુએ અને વહેળાના કિનારા ઉપર હોય છે. ત્યાં ઢોર પણ તેને ખાતા નથી એ છોડ શુમારે બે અઢી જ હાથ ઊંચો વધે છે. એના કુમળા પાલાનુ કેટલાક લોકો શાક કરે છે. એના પાદડા લાબા હોઈ દરેક પાદડા નીચે એક એક કાટો હોય છે. આ ઝાડને મરાઠીમા કોલિસ્તા, કોલસા એમ પણ કહે છે અને જે બી આવે છે તેને 'તાલીમખાનુ' કહે છે એ બી પાણીનો સ્પર્શ થવાથી રસદાર બને છે એની માત્રા ૬ માસા છે **એખરો** (મૂળ) ઉત્કૃષ્ટશીતળ, વેદનાસ્થાપન, બલપ્રદાયક, મૂત્રજનન છે બીજ સ્નિગ્ધ, થોડા મૂત્રજનન અને જનનેંદ્રિયને ઉત્તેજક છે. પચાગની રાખ મૂત્રજનન છે **ઉપયોગ:—(૧) અતિસાર ઉપર:**—તાલીમખાના દહીમા વાટી આપવા. **(૨) ક્ષતકાસ ઉપર:**—તાલીમખાનાનુ ચૂર્ણ મધ અને તાજા ઘીમા આપવુ **(૩) ધાતુપુષ્ટતા માટે:**—તાલીમખાનાનુ ચૂર્ણ સાકર સાથે ખાવુ અને ઉપર ધારોષ્ણ દૂધ પીવુ અથવા તાલીમખાના, મૂસળી અને ગોખરુ, એનુ ચૂર્ણ ગાયના દૂધમા સાકર નાખી પાવુ **(૪) પ્રમેહ ઉપર:**—તાલીમખાના દૂધમા બાફી આપવા **(૫) યોનિસંકોચ થવા માટે:**—તાલીમખાનાના કાઢામા તેનુ ચૂર્ણ નાખી અદર લેપ કરવો **(૬) પુષ્ટિદાયક પાક:**—તાલીમખાના, ગોખરુ. કૌચબીજ, બળબીજ, કાળી મૂસળી, શતાવળી સાલમ મિશ્રી, પંજાબી મિશ્રી, ધોળી ગુલબાશીનો કાંદો અથવા ચોપચીનીની ભૂકી કરી ઘીમાં સાધારણ તળી સાકરનો પાક તૈયાર કરી તેમા નાખવી અને સારી રીતે ઘૂંટી એકત્ર કરી તેમા બદામ, પિસ્તા, ચારોળી, કીસમીસ

(બેદાણા) દ્રાક્ષ, અખોડ, એલચી, કેસર, લવગ, જાયફળ, જાવત્રી, તજ અને ગળોનુ સત્ત્વ નાખી થેપલા કરી રાખવાં એ દરરોજ બે તોલા ખાઈ ઉપર ગાયનુ તાજું દૂધ પીવુ

૬૮ **એરંડો (દિવેલી)**—બ૦ સ૦ મ૦ એરંડ હિં૦ અરડ, અડ ક૦ ઔડલ, હરળ-ગીડ તે૦ અમુડાલ. તા૦ લામામકુ તુ૦ અલબુડ મલ્રા૦ ચિત્તામણકકુ ફા૦ બેદઇર અ૦ ખિરવા. તુ૦ કર્ચક. ઈં૦ કેસ્ટર ઑઈલ પ્લેટ લા૦ રિસિન્સ કોમ્યુનિસ

(આ આર્યભૂમિમા પરમેશ્વરે આપણા સુખ માટે અનેક ઉપયોગી અને વિપુલ વનસ્પતિ ઉત્પન્ન કરેલી છે, પરતુ તે ઉપરની આપણી સત્તા તથા તેનો પૂર્ણપણે ઉપયોગ કરી લેવાનુ સામર્થ્ય આપણામાથી નષ્ટ થયું, એ આપણા ઉપર કાળચક્રનો ફેરો જ આવ્યો કહેવાય! આપણે આ કાળ-ચક્રના ફેરામા આવવાથી આપણા આગળ વધી આવેલુ ખેતરોમાનુ અન્ન આપણા પેટમા ન જતાં પરદેશમા જ તણાઈ જાય છે! ઉત્તમોત્તમ પર્જન્યવૃષ્ટિ થઈ ભરપૂર પાક દર વર્ષે આવે, તથાપિ આપણા ખેડૂતોના ઘરમા મહિના બે મહિનાનો ખોરાક પણ સિલક રહેતો નથી! જ્યારે સર્વત્ર આવી સ્થિતિ થઈ છે, ત્યારે આપણી શક્તિ કયાથી વધારવી? તથા આપણો ભાગ્યોદય કયાથી થાય અને આપણે પ્રયત્ન કરીએ તો સફળ થવા જેવી પુષ્કળ રીતો છતા તે આપણે કરીએ છીએ? દર સાલ હજારો ખાડી એરડી આપણા દેશમા ઉત્પન્ન થઈને પરદેશ રવાના થાય છે અને ત્યા તેનું યંત્રમા તેલ કાઢી ઉત્તમ નીલવર્ણ બાટલીમા ઉપર સચિત્ર વિલાયતી નામ છાપી, પાછુ તે આપણા લોકોના ઘરમાં વાપરવા માટે મોકલાય છે, ત્યારે તેમને ધન્ય કહેવુ કે આપણા સ્વદેશાભિમાનશૂન્ય લોકોના મૂર્ખપણાને ધન્ય કહેવુ! વળી બાળવાના સર્વ તેલમા સ્થિર બળનાર, હમેશા દીવા પાસે બેસીએ તોપણ આખને ઈજા ન કરનાર અને સસ્તુ પડનાર એવુ એ 'અલ્પ કિંમતનું અને ઘણું ગુણી' તેલ છતા એ તેલ પર આપણી ભક્તિ ન બેસતા પરદેશનું ઘાતક, રોગોત્પાદક, પરિણામે ભયંકર તથા પ્રસગે પ્રાણનાશક એવુ જે **ઘાસલેટ** (કેરોસીન ઑઈલ) તેલ તે જ આપણને હિત-કર જણાવા લાગ્યું છે. આ ઉપરથી આપણો સારાસાર-વિચાર તથા દૂરદષ્ટિ વ્યક્ત થાય છે જ.) આ એરંડવૃક્ષનુ વર્ણન 'એરંડનો કચરો' એ પ્રમાણે ન સમજતા, એરડતેલ પ્રમાણે જ પરિ-ણામે હિતકર સમજવુ એરડામા **ધોળી** અને **રાતી** બે જાતિ હોય છે તથા એક **મળ એરંડ** અને બીજો જરાયતમા થનારો **વર્ષાયુ એરંડ** એવી પણુ બે જાતિ છે. મળ એરંડ પાચદશ વર્ષ સુધી ટકે છે. જરાયતી એરડના બી (એરડિયા) બારીક હોય છે, પરતુ મળ એરંડના એરડિયા કરતા તેલ વધારે નીકળે છે. એરડતેલ રેચક હોઈ બીજા રેચ પ્રમાણે તીવ્ર ન છતા નાના બાળકને આપવાને પણ હરકત નથી. ઘણા રોગો પર આરંભમા આ રેચ અપાય છે **ધોળો એરંડો:**—તીખો, તીક્ષ્ણ, ગરમ, ગુરુ, મધુર, કટુ, વૃષ્ય, જડ, સ્વાદુ અને સારક છે, તથા વાયુ, ઉદાવર્ત, કફ, તાવ, ઉધરસ, ઉદરરોગ, સોજો, શૂળ અને કમર, બસ્તિ, મસ્તક-એમાનું શૂળ, દમ, આનાહ-વાયુ, કોઢ, બદ, ગુલ્મ, બરોળ, આમપિત્ત, પ્રમેહ, ઉષ્ણતા, વાતરક્ત, મેદ અને અડવૃદ્ધિનો નાશ કરે છે **એના ભેદ-મોટો ધોળો એરંડો:**—રસકાળે અને પાકકાળે તેમા ગુણો વધારે છે. **રાતો એરંડો**—તૂરો, રસકાળે તીખો, લઘુ અને કડવો છે, તથા વાયુ, કફ, દમ, ઉધરસ, કૃમિ, અર્શ, વર્ધ્મરોગ (બદ), રક્તદોષ, પાડુ, ભ્રાતિ, અરુચિ એમનો નાશ કરે છે બીજા ગુણ ધોળા એરડા જેવા છે. **બન્નેનાં પાંદડાં**—વાતપિત્તને વધારનાર અને મૂત્રકૃચ્છ્ર, વાયુ, કફ તથા કૃમિનો નાશ કરે છે. **એના કુમળા અંકુર**—ગુલ્મ, બસ્તિશૂળ કફ, કૃમિ, વાયુ અને સાત પ્રકારના વૃદ્ધિરોગોનો નાશ કરે છે. **એનાં ફૂલ**—વાયુ, કફ, પિત્ત અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે વળી રક્તદોષ તથા પિત્તને વધારે છે **એનાં બિયાંના ગોળા (મગજ)**—અગ્નિદીપક, અતિ ઉષ્ણ, તીખા, મીઠા, ખારા, સ્નિગ્ધ, સારક, મલભેદક અને લઘુ છે, તથા ગુલ્મ, શૂળ, કફ, યકૃત, વાતોદર, પ્લીહા અને વાતાર્શનો નાશ કરે છે **એરંડતેલ** (એરડિયું)—મધુર, સારક, ઉષ્ણ, ગુરુ, રુચિકર, સ્નિગ્ધ અને કડવુ છે, તથા વર્ધ્મ (બદ), ઉદરરોગ, ગુલ્મ, વાયુ, કફ, સોજો, વિષમજ્વર અને કમર, પીઠ, પેટ, ગુદા એમાના શૂળનો નાશ કરે છે **ઉપયોગ (૧) શૂળ ઉપર:**—એરંડમૂળનો કાઢો હિંગ અને સંચળ નાખી આપવો (૨) **કુક્ષિશૂળ ઉપર:**—એરડમૂળના કાઢામા જવખાર નાખી આપવો, એટલે કુક્ષિશૂળ,

કફશળ, ઉરુ અને પીઠમાનુ શૂળ મટે છે. (૩) **કમળા ઉપર**:—એરંડાનો રસ અને લીંડીપીપરનુ ચૂર્ણ સૂંઘવા આપવા. (૪) **આંખો આવે તે ઉપર**:— એરંડતેલનો જુલાબ આપવો. (૫) **ગૂમડાં થાય તે ઉપર**:—એરંડમૂળ વાટી તેલમાં અથવા ઘીમા કાલવી ગરમ કરી લેપ કરવો. (૬) **વિસર્પ અને દરાજ ઉપર**:—એરંડતેલ ઘીમા આપવુ. (૭) **નાના બાળકોનું ગળું પડે છે તે ઉપર**:—એરંડાનુ પાદડું ઘી ચોપડી તાળવા ઉપર મૂકવું (૮) **રેચ થવા માટે**:—સારું એરંડતેલ ૨ તોલા સુધી ગરમ પાણીમા અગર સૂંઠના અથવા ત્રિફળાના કાઢામા આપવુ (૯-૧) **શરીરમાંની ગરમી ઉપર**:—આ તેલ તાળવા ઉપર ચોળવુ; એટલે મસ્તકની ગરમી નીકળી જઈ આંખોમા તેજ આવે છે હાથપગમા બળતરા અથવા ચાઠા પડલા હોય તો તે ઉપર પણ એરંડતેલ ઠંડા પાણીમા નાખી ચોળવુ (૯-૨) **મસ્તકની ગરમી જવા માટે**:—એરંડાના પાદડાને માખણ અગર ચોખ્ખુ ઘી ચોપડીને તે તાળવા પર બાંધવા. (૧૦) **ધંતૂરાના વિષ ઉપર**:—લાલ એરંડાના મૂળ પાણીમા વાટી આપવા એટલે ધંતૂરાનુ વિષ ઊતરશે ને ભ્રમ નાશ થશે (૧૧) **સંધિવાત ઉપર**:—એરંડતેલ ચોળવું. (૧૨) **ફૂલ-છારી જવા માટે**:—લાલ એરંડાનુ દૂધ આંખમા આંજવુ (૧૩) **વૃષણરોગ ઉપર**:—એરંડતેલ દૂધમાં અગર ગોમૂત્રમા આપવુ અને લેપ પણ કરવો (૧૪) **રક્તપિત્ત (વાતરક્ત) ઉપર**:—એરંડો, અરડૂસી અને ગળો, એનો કાઢો કરી તેમા એરંડતેલ નાખી આપવો (૧૫) **પેટમાંના વાયુ ઉપર**:—એરંડતેલ સૂંઠના કાઢામા આપવુ. (૧૬) **આમવાત ઉપર ગૃધ્રસીવાયુ એટલે પીઠ, કમર, ખભા, પેટ, પગ એ ઠેકાણે શૂળ અને પીડા થાય છે તે ઉપર**:—એરંડાના મગજ દૂધમા મેળવી માવો કરી ખાવા માટે આપવો અથવા એરંડતેલ એકલુ જ ગોમૂત્રમા આપવુ. (૧૭) **બાળકોની સસણી ઉપર**:—નાગરવેલના પાકેલા પાનને એરંડતેલ ચોપડી શેકી, તે સહેવાતુ પેટ ઉપર રાખવું અને તેવા પાનથી પેટ શેકવુ. (૧૮) **બાળકોને કૃમિ અને જંતુ ઉપર**:—એરંડતેલ ગરમ પાણીમાં આપવું અથવા એરંડાનો રસ મધમા આપવો (૧૯) **વીંછીના વિષ ઉપર**:—એરંડાના પાદડાનો રસ કાઢી તે જે અંગના ભાગમાં દંશ થયો હોય તેની વિરુદ્ધ અંગના કાનમા નાખવો અને કેટલીક વખત તેમ જ રહેવા દેવુ એ પ્રમાણે બે-ત્રણ વખત કરવું, એટલે વિષ ઊતરી જશે (૨૦) **ભસ્મકરોગ ઉપર**:—દૂધમા અથવા ઘીમા એરંડતેલ આપવુ (૨૧) **દમ ઉપર**:—રા તોલા એરંડતેલ પાંચ તોલા મધમા મિશ્ર કરી રાખવું. તેમાથી સવારસાંજ એકેક ચમચો લેતા જવું. (૨૨) **સર્પદંશ ઉપર**:—એરંડાનાં પાદડાનો ૪ ચમચા રસ ૧ ચમચો પાણી નાખી આપવો અને દંશ ઉપર પાલો વાટી બાંધવો; એથી ઊલટી થઈ વિષ ઊતરશે. (૨૩) **ઊંઘ ન આવતી હોય તો**:—એરંડાનો મોર બારીક વાટી થોડુંક દૂધ નાખી કપાળે અને કાન પાસે ચોળવો, બહુ ઘસવો નહિ. (૨૪) **ગંડમાળ ઉપર**:—એરંડમૂળ અને ખાખરાના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી લેપ કરવો (૨૫) **સુખે પ્રસૂતિ થવા માટે**:—એરંડમૂળ ઘીમા ઘસી પાવા અને ગુહ્ય અંગ ઉપર પણ લેપ કરવો (૨૬) **કમળા ઉપર**:—એરંડાની દાંડી દહીંમા વાટી ૩ થી ૭ દિવસ આપવી એથી જરા કેફ આવશે અથવા એરંડમૂળ મધમા આપવા એટલે ફાયદો થશે. (૨૭) **પીનસરોગ ઉપર**:—એરંડતેલ કઢવી રાખવુ અને જે નાકમા પીનસ થયુ હોય તે નાકે દિવસમા ઘણી વાર સૂંઘવુ (૨૮) **યોનિશૂળ ઉપર**:—એરંડમૂળ અને સૂંઠ ઘસી યોનિ ઉપર લેપ કરવો. (૨૯) **નળ ફૂલ્યા હોય તો**:—એરંડતેલ ૨ ચમચા, સિંધવ ૧ તોલો, સંચળ ૧ તોલો અને ગાયનુ દૂધ ત્રણ તોલા, એ એકત્ર કરી આપવા (૩૦) **ઊરુસ્તંભ અને ગૃધ્રસીવાયુ ઉપર**:—એરંડતેલ ગોમૂત્રમા નાખી આપવુ. (૩૧) **બાળકોને રેચ માટે**:—એરંડા અને ઉંદરની લીંડીઓનુ ચૂર્ણ લીંબુના રસમા ખરલ કરી, બાળકની ગુદા ઉપર અને ડૂંટી ઉપર તેનો લેપ કરવો (૩૨) **કાચની ભૂકી પેટમાં ગઈ હોય તો**:—ત્રણ તોલા એરંડતેલ પીવા આપવુ. (૩૩) **પિત્તરોગ ઉપર**:—ગાયના દૂધમા એરંડતેલ આપવુ (૩૪) **મસ્તકશૂળ ઉપર**:—એરંડમૂળ ભાંગરાના રસમા ઘસી નાકમા ચોપડી તપખીર પ્રમાણે સૂંઘવુ; એટલે છીંકો આવશે (૩૫) **કમળા ઉપર**:—એરંડાના ઝાડની છાલ બે તોલા કાઢી ગાયનુ તાજું દૂધ ૪ તોલા છાંટી તેનો રસ કાઢવો

અને નિત્ય એક વખત પ્રમાણે પાંચ દિવસ લેવાથી કોઈ પણ ભારે રોગ હોય તો તે પણ દૂર થાય છે અથવા કુમળી કૂંખોનો રસ ૬ માસા દૂધમા આપવો. પથ્ય—ત્રણ દિવસ મોળું ખાવું (૩૬) **હોઠમાં ચીરા પડે છે તે ઉપર :**—ગત્રે હોઠને તેલ ચોપડવું. (૩૭) **આમવાત ઉપર :**—એરંડાનો મગજ અને સૂંઠ સમભાગે લઈ એકત્ર કૂટી તેમા તેટલી જ ખાંડ નાખી ગોળીઓ કરી આપવી એ ગોળી નિત્ય પ્રાતઃકાળે એક એક એ પ્રમાણે દરરોજ લેતા જવી અથવા એરંડતેલ સૂંઠના કાઢામા આપવું. (૩૮) **કટિશૂળ અને હૃદ્રોગ ઉપર :**—એરંડમૂળનો કાઢો જવખાર નાખી આપવો, એટલે હૃદય અને કમરના શૂળનો નાશ થાય છે. (૩૯) **કાનમાં બગાઈ વગેરે ગયું હોય તો :**—જૂનુ જાડું થયેલ એરંડતેલ ૧-૨ દિવસ કાનમા નાખવુ, એટલે જીવડું મરે છે. પછી તે યુક્તિથી બહાર કાઢવું. (૪૦) **ગુલ્મરોગ ઉપર :**—તાજા દૂધમા એરંડતેલ મિશ્ર કરી સેવન કરવુ (૪૧) **તાવમાં અતિશય બળતરા થતી હોય તો :**—એરંડાના પાદડા છાણથી લીંપેલી જમીન ઉપર પાથરી રાખવા અને તે રોગીના અંગ ઉપર રાખવા. તે વડે તાવ શાંત થાય છે દાહ શાંત થયા પછી ઠંડી લાગે છે તેનુ યુક્તિથી નિવારણ કરવું. (૪૨) **પ્લીહોદર ઉપર :**—મૂળ અને પાદડા સુદ્ધા એરંડાનું ઝાડ માટીના વાસણમા ભરી, મોઢું બંધ કરી અજમાનો પુટ આપવો. પછી તે કૂટી તેની ભસ્મ ૧ તોલો લઈ ચાર તોલા ગોમૂત્રમા પાવી. (૪૩) **ગર્ભિણીને વાયુનો ઉપદ્રવ ન થવા અને પ્રસૂતિ વખતે કષ્ટ ન થવા માટે :**—એરંડમૂળ, સૂંઠ અને સુવાનો કાઢો આપવો +

**૬૯ એરોદસ**—એને 'મીઠો અજમો' પણ કહે છે. આ અજમો ખાવાથી મીઠો લાગે છે. એનો આકાર અજમા જેવો હોય છે. આ અજમો ઈરાન દેશથી આવે છે એનો ઉપયોગ આજકાલ ઘણો જ થવા લાગ્યો છે. ઉપયોગ—(૧) **કૃમિ ઉપર :**—એરોદસનુ ચૂર્ણ મધમાં આપવુ. (૨) **બાળકોનાં તાવ અને ઉધરસ ઉપર :**—એરોદસ ટાંક ૧, વરિયાળી ટાંક ૧, એની ભૂકી કરી કુંવારના ગરભમા નાખી ગરમ કરી. તેનો રસ કાઢી તે મધમા ચાટવુ.

**૭૦ એલચી**—સં૦ એલા. મ૦ વેલદોડે. હિં૦ ઇલાયચી. બં૦ એલાયચ. ક૦ યાલાકકી.

---

+ એરંડિયુ સૌમ્ય, સારક, સ્તન્યજનન (ધાવણ ઉત્પન્ન કરનાર), દાહશામક અને વાતહર છે એરંડાનું મૂળ વાતહર છે સ્રંસનવર્ગમા એરંડિયુ એક ઉદાહરણ છે એરંડતેલથી આંતરડાની શ્લૈષ્મિક કળા મૃદુ બને છે મળની ગાંઠો ઢીલી થઈને નીચે સરકે છે એવી રીતે મળને સરકાવનારી દવા (સ્રંસન) મા એરંડિયું સારુ કામ કરે છે એરંડિયાની ક્રિયા ગ્રહણી (આંતરડાનો પ્રારંભનો ૧૨ આંગળ ભાગ) પર વિશેષ રૂપે થાય છે. યકૃત પર બિલકુલ ક્રિયા થતી નથી આ અધિક સૌમ્ય હોવાથી વધારે પ્રમાણમા આપવા છતા પણ કદાપિ દગો દેતુ નથી. એરંડિયામા પાછળથી કબજિયાત કરવાનો થોડો ધર્મ છે એરંડિયુ સવારે ખાલી પેટે આપવુ જોઈએ તેમ જ સાથે આદાનો રસ મેળવાય તો તે વધારે ગુણ કરે છે એરંડિયુ બાળક, વૃદ્ધ અને સગર્ભા સ્ત્રીઓને પણ નિર્ભયતાથી આપી શકાય છે

અંત્રપુચ્છ (એપેન્ડિક્સ) મા દાહ-શોથ થવાથી પેટની જમણી બાજુમા દર્દ થાય છે દસ્ત સાફ આવતો નથી ઊલટી થાય છે, તાવ આવે છે, નાડી જલદી ચાલે છે અને પાતળી પડી જાય છે એ રોગને એપેન્ડિસાઈટીસ કહે છે એ રોગના પ્રારંભમા એરંડિયુ અપાય તો શસ્ત્રક્રિયાની જરૂર રહેતી નથી અથવા એરંડતેલ અને હિંગના પાણીની બસ્તિ અપાય, તોપણ ઉદરપીડા દૂર થાય છે ખુરાસાની અજમો વેદનાશમનાર્થે આપવો હોય તો આપી શકાય છે અફીણ ન અપાય તો સારુ

વાતરોગમા એરંડિયુ ઉત્તમ ગુણકારી છે એટલા માટે એને વાતારિ સંજ્ઞા આપેલી છે કમરની પીડા, પડખાની પીડા, હૃદયશૂળ, સંધિશોથ, આમવાત, કફશૂળ, એ બધા રોગોમા સૂંઠની સાથે એરંડિયુ અપાય છે તેમ જ દર્દવાળા ભાગ પર એરંડિયાની માલિશ કરાય છે નવા આમવાતમા રોજ સવારે એરંડિયુ આપવુ જોઈએ. સ્તનો પર ગાંઠ થાય, તો તેના ઉપર એરંડિયુ ચોળી એરંડાનુ પાન બાંધવાથી ગાંઠ વીખરી જાય છે અને ધાવણ વધારે આવે છે સ્તનોની ડીંટડીની આસપાસ ચીરા પડ્યા હોય તો એરંડિયુ લગાડવાથી જલદી ચીરા મટી જાય છે સારી રીતે સ્વચ્છ કરેલ એરંડિયુ આંખમા નાખવાથી આંખમા પડેલો કચરો બહાર નીકળી જાય છે અર્શરોગમા મસા પર કુંવારના ગર્ભની ઉપર એરંડિયુ ચોપડી બાંધવાથી જલન મટી જાય છે

—સ્વામી કૃષ્ણાનંદ

તેં૦ તુ૦ એલાકી. તા૦ એલ, ઇલાચી. મલા૦ એલ, એલાતરી. ફ્રા૦ હેલ, હાલ. અ૦ કાકીલે-સિગાર. ઇ. કાર્ડેમમ્. લા૦ ઇલેટેરિયા કાર્ડીમોમ. વ૦ વેલચીદોડે

એની ઉત્પત્તિ **હિંદુસ્તાનમાં** અને એની આસપાસના ઉષ્ણ પ્રદેશમા થાય છે. એ છોડ ઠંડા દેશમા થતા નથી. એલચી **મલબાર, કોચીન, મેંગલોર, મહીસુર** અને ઘણુ કરી આખા **કર્ણાટક દેશમાં** થાય છે. એ છોડ હળદરના છોડ જેવા થાય છે એલચીના છોડ **મલબાર** પ્રાતમા આપોઆપ ઉત્પન્ન થાય છે. એલચી ભોયમગની શિંગોની પેઠે જમીનમા મૂળિયાંને લાગેલી હોય છે મલબારમાથી પ્રતિવર્ષે સેંકડો ખાડી એલચી ઇંગ્લાડમા અને બીજા દેશોમા વેચાવા જાય છે. એલચી સ્વાદિષ્ટ હોય છે તે ઘણું કરી ખાવાના પદાર્થોમા નંખાય છે. એલચી જૂની થવાથી તેમા ઇયળ (જંતુ) ઉત્પન્ન થાય છે. તે ભૂલથી અથવા પ્રમાદથી ખાવામાં આવે તો કોઢ ઉત્પન્ન થાય છે. એલચીમા મૂત્રલ તથા શીતળ ગુણ હોવાથી રાત્રે ખાવાનો નિષેધ કરેલ છે જંગલી એલચી કરીને એની એક મોટી જાતિ ડુંગરોમા આપોઆપ ઉત્પન્ન થાય છે. એના એલચીદાણા કાઢી બહાર વેચવા મોકલે છે એને **'નર એલચી'** પણ કહે છે એ લસણ જેવડી મોટી હોય છે **બારીક એલચીદોડા :**—કડવા, શીતળ, રસકાળે તીખા, લઘુ, સુગંધી, પિત્તકર, મુખ અને મસ્તકનું શોધન કરનાર, ગર્ભપાતકારક, રુક્ષ અને વાયુ, દમ, કફ, ઉધરસ, અર્શ, ક્ષય, વિષદોષ, બસ્તિરોગ, કંઠરોગ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, વ્રણ અને કંડુ (ખરજ)નો નાશ કરે છે.×**મોટા એલચીદોડા :**—તીખા, રુક્ષ, રુચિકર, લઘુ, રસકાળે અને પાકકાળે તીખા, મુખશુદ્ધિકર, સુગંધી, પાચક, શીત અને અગ્નિદીપક છે. એ કફ, દમ, પિત્ત, કંડૂ (ખરજ), રક્તરોગ, ઉધરસ, હૃદ્રોગ, વિષદોષ, ઊલટી, તૃષા અને બસ્તિ, મુખ અને મસ્તક એ ઠેકાણાના શૂળ તથા વાતિનો નાશ કરે છે છે **ઉપયોગ : (૧) મૂત્રરોગ અને શુક્રરોગ (પેશાબ સાથે ધાત જાય છે તે) ઉપર :**—એલચી અને શેકેલી હિંગનુ ત્રણ ગુંજા ચૂર્ણ દૂધ અને ઘી સાથે આપવું. **(૨) વીંછીના વિષ ઉપર :**—એલચી ચાવી કાનમાં જોરથી ફૂંકવુ. **(૩) નેપાળાના વિષ ઉપર :**—એલચી દહીંમાં વાટી આપવી. **(૪) આંખોમાં બળતરા થાય છે કિંવા તેજ કમી થાય છે તે ઉપર :**—એલચીદાણા અને સાકર સમભાગે લઈ એકત્ર ખાંડી તેમાથી ચાર માસા ભૂકી લઈ તેમાં એરંડિયું અથવા એરંડાની મોખ નાખી સવારે દાતણ કર્યા પછી લેતા જવુ; એટલે મસ્તકમાહેની ગરમી મટી મગજ ઠંડું થઈ આખોમાની ગરમી જાય છે અને આખોનું તેજ વધે છે. **(૫) રક્તપ્રદર, રક્તમૂળવ્યાધિ અને રક્તમેહ ઉપર :**—એલચીના દાણા, કેસર, જાયફળ, વંશલોચન (વાંસકપૂર), નાગકેસર, શંખજીરું, એ છ ઔષધોનુ સમભાગે ચૂર્ણ કરી રાખવું અને દરરોજ બે માસા ચૂર્ણ, બે માસા મધ, છ માસા ગાયનુ ઘી અને ત્રણ માસા સાકર એ મિશ્રણમા સેવન કરવું. એ પ્રમાણે પ્રાતઃકાળે અને સાયંકાળે એમ બે વાર ૧૪ દિવસ આપવું. એ ઔષધને દરરોજ રાત્રે સૂવાની વેળાએ શક્તિ પ્રમાણે ગાયનુ દૂધ અર્ધો શેર ઊનુ કરી અંદર થોડી ખાંડ નાખી પીવુ. ગોળ, કોપરાં વગેરે ગરમ પદાર્થ વર્જવા **(૬) કફરોગ ઉપર**—એલચીના દાણા, સિંધવ, ઘી, મધ, એ એકત્ર કરી પાવા **(૭) ધાતુપુષ્ટિ માટે :**—એલચીદાણા, જાવંત્રી, બદામનો મગજ, ગાયનું માખણ અને સાકર, એ એકત્ર કરી તે મિશ્રણ સવારે ખાવું. એથી વીર્યવૃદ્ધિ થાય છે **(૮) મૂત્રકૃચ્છ્ર ઉપર :**—એલચીદાણાનું ચૂર્ણ મધમા મેળવી ચાટવું **(૯) ઉદાવર્ત રોગ ઉપર :**—(ક્ષુધા, નિદ્રા, દમ, ઊલટી, શ્વાસાદિક એમના થયેલા વેગનો નિરોધ કરવાથી આ રોગ થાય છે.) થોડીક એલચી લઈ તેમાંથી અડધી ઘીના દીવા ઉપર શેકી પછી સર્વનું ચૂર્ણ કરી તે મધ સાથે ખાવું. **(૧૦) મુખરોગ ઉપર :**—એલચીનુ ચૂર્ણ અને ફુલાવેલી ફટકડીનુ ચૂર્ણ એકત્ર કરી તે મિશ્રણ મોઢામા રાખી

× નાની એલચીના ક્ષુપ આદાના જેવા થાય છે ફૂલ ધોળા અને લાલ, એલચીના સુગંધની બરાબર થાય છે એલચી રાત્રે કદાપિ ખાવી નહિ, કારણ કે એથી ગચરકા આવી કોઢ થાય છે એલચીની માત્રા ૫ થી ૧૫ રતી અને ગાતિકર ગુલાબના ફૂલ છે એલચી સુગંધી, રુચિકર, દીપન, પાચન, વાતહર અને ઉત્તેજક છે. પચનનલિકાની નિર્બળતાવાળા રોગો અને દાહયુક્ત રોગો પર એલચી વપરાય છે પિત્તસ્રાવ યોગ્ય ન થતો હોય તો એલચી અમૂલ્ય ઔષધ છે યકૃતશોથમા ૫–૫ રતી અપાય છે. —**સ્વામી કૃષ્ણાનંદ**

લાળ પડવા દેવી. પછી મોઢું સ્વચ્છ ધોવું. એ પ્રમાણે દિવસમાં ૪–૫ વાર કરવું (૧૧) સર્વ-શૂળ ઉપર:—એલચી, હિંગ, જવખાર, સિંધવ, એનો કાઢો એરંડતેલ નાખી આપવો; એટલે કમર, હૃદય, ઉદર, નાભિ, પીઠ, કુક્ષિ, મસ્તક, કર્ણ અને નેત્ર, એ ઠેકાણાનું શળ ઘણી જ ત્વરાથી મટે છે (૧૨) જીર્ણજ્વર અને સર્વજ્વર ઉપર:—એલચી, બીલાં, સાટોડી દૂધ અને પાણી એકત્ર કરી દૂધ શેષ રહે ત્યાં સુધી ઉકાળી પીવું; એનાથી સર્વ પ્રકારના તાવ જાય છે. (૧૩) કષ્ટ-મૂત્રકૃચ્છ્ર ઉપર:—ગોમૂત્ર. મધ. કેળનો રસ એમાંથી કોઈ પણ એક સાથે એલચીનું ચૂર્ણ પાવું. (૧૪) ઊલટી ઉપર:—એલચીના ફોતરાં બાળી તે રાખ મધમાં ચટાડવી

૭૧ **ઓંટ**—સં० તિંતિડીક, વૃક્ષામ્લ ઉત્તર હિંદ–અમસૂલ, દેવફળ ઓઢ તા० કુળવી ક० હિંકેફ્ણિગ. મલ० તમાલમ બં० ઓક, ઓઇ આસામ તેપોળ મરાઠી રગલિ. કો० ઓટ. લે० ગાર્સિનિયા ઝેન્થોકાઈમસ

આ ઝાડ કર્ણાટક અને ગોમાંતક પ્રાંતોમાં ઘણું કરીને થાય છે. બીજા ઠેકાણે ક્યાય જડતાં નથી. ઓટના ઝાડ મોટાં થાય છે. એના પાદડા કડાના પાદડા કરતા કંઈક મોટા, ૧ ફૂટ લાબા હોય છે. એને કાર્તિક માસમાં ફળો આવવા લાગે છે. તેને 'ઓટઆબો' કહે છે એ ફળો પાકાં થાય એટલે તેના નાના કટકા કરી સૂકવે છે. તેને 'ઓટાની છાલ' કહે છે તેનો આમલી અથવા કોકમને બદલે ઉપયોગ થાય છે. ઓટાની છાલ પથ્ય ને ઉપયોગી થઈ પડે છે, કારણ તે પિત્તશામક છે. એ કોકમ કરતાં પણ પથ્યકારક છે કોકમ રક્તશોષક છે, પરંતુ આ તો રક્તવૃદ્ધિ કરનાર છે. ઓંટના લાકડાં ઇમારતી કામના ઉપયોગમાં આવતા નથી. પાકેલાં ઓટનું રાયતું અને અથાણું ઘણું મધુર થાય છે. પકવ ઓટનું પાણી કાઢી તેમા ખાંડ, જીરું અને મરીની ભૂકી નાખો પીએ તો તે શીત, પિત્તશામક, પથ્યકર, રુચિદાયક, દીપક અને પાચક છે. પ્રસૂતા સ્ત્રીઓને ઓટનો સાર પથ્યકર છે.

૭૨ **ઓથમી જીરું**—સં० સ્નિગ્ધજીરક હિં० મ० ઈસબગોલ. ક० તે० ઇસબગુલ તા० ઇસિપ્પુકોલવીર. કા० ઇમ્પગુલ. અ० બાઝરેકાતુન ઇ० ઇસ્ફગુલ સીડ લા० પ્લેન્ટેગો ઓવેટા

ઓથમી જીરાની ઉત્પત્તિ મિસર દેશમાં અથવા પ્રશિયામાં થાય છે ત્યાંથી અહીં આવે છે. એ બી આકારે ચાચડ જેવા છે. એના છોડની ઊંચાઈ એક હાથ હોય છે અને પાદડા ઝીણા તથા લાબાં લાબા હોય છે એ છોડ ઉપર ઘઉના જેવી ઉંબીઓ આવે છે તેમા એ બી હોય છે. એમાં ત્રણ જાત છે ધોળા, રાતા અને કાળા એમાંથી કાળાની ઔષધોમાં યોજના કરી નથી. ધોળા સર્વમાં ઉત્તમ છે. ઓથમી જીરાની ઝીણી ભૂકી માણસના ખાધામા આવવાથી ઝાડો બંધ થઈ મરી જાય છે, માટે એવી ભૂકી ન આપવા માટે સંભાળ રાખવી. ઓથમી જીરાના બી પાણીમાં નાખી ખૂબ ચોળવાથી તળે જઈ બેસે છે ઉપયોગ—(૧) સોમલના વિષ ઉપર:—ઓથમી જીરાનો લુઆબ કાઢી (પાણીમાં પલાળી રાખી ચોળી ગાળી લઈ) તેમાં બેદાણા, દહીં અને ગુલાબનું પાણી મિશ્ર કરી આપવું, એટલે વિષ ઊતરશે (૨) ગરમીથી તરસ લાગે છે તે મટવા માટે:—ઓથમી જીરું રાત્રે પાણીમાં નાખી તે પાણી ગાળી પીવું એ પૌષ્ટિક પણ છે. (૩) જ્વરાતિસાર, રક્તાતિસાર, જીર્ણાતિસાર, રક્તાર્શ, રક્તસ્રાવ, જ્વર, પ્રમેહ અને દાહ ઉપર:—બેથી ચાર તોલા સુધી ઓથમી જીરું રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે ચોળી તેમા બે તોલા ખડીસાકર નાખી આપવું, એટલે ઉપરના સર્વ રોગ દૂર થશે (૪) ઝાડો બંધ થાય તે ઉપર:—ચાર માસા ઓથમી જીરું સાત માસા પાણીમાં ભીંજવી રાખી તે પાણી ગાળી લઈ તેમા બદામનું તેલ અને સાકર નાખી આપવું, એટલે કેટલીક વારે રેચ થઈ કોઠો શુદ્ધ થાય છે. (૫) બાળકોની રક્તસંગ્રહણી ઉપર:—ઓથમી જીરું અને ખડીસાકર ચાવી ખાવા માટે આપવી (૬) ધાતુપુષ્ટિ માટે:—ઓથમી જીરું ૨ ભાગ, એલચીદાણા ૧ ભાગ અને ખડીસાકર ૩ ભાગ રાત્રે પાણીમાં ભીંજવી રાખી સવારે તે મસળી ગાળીને પાવું અથવા એની ફાકી કરી ઉપર બે ઘૂંટડા ગાયનું દૂધ પાવું.× (૭) આમાંશ (મરડા) ઉપર:—ઓથમી જીરું ૧ તોલો

× ધાતુપુષ્ટિ માટે ઈસબગોલની ભૂસી (ઓથમી જીરાના ફોતરા) વધારે ઉપયોગી છે ૪ માસા ભૂસી

અને સાકર ૧ તોલો ચાવીને ખાવું. આ પ્રમાણે દિવસમાં બેચાર વાર આપવું (૮) જ્વરાતિસાર ઉપર:—ઓથમી જીરાનો કાઢો આપવો

**૭૩ કચરો**—સ૦ કચૂરક. ગુડકંદ મ૦ કો૦ કચરા, કુરડીચે મૂળ હિં૦ કસેરૂ, કેચૂક, ચિચોડ. બ૦ કેસુર ક૦ સેકિનગડે લા૦ સ્કિરપસ કેસૂર.

તળાવની આસપાસ બે–બે વેંત ઊંડા કાદવમાં એક જાતના છોડ ઊગેલા હોય છે; એને 'લ હા' કહે છે એ છોડના મૂળોને કચરો– વળગે છે ઘાસ સુકાવા લાગે એટલે કાદવમાં ચારચાર પહોર ઊભા રહી તે કાઢી લે છે. કચરા શેકીને અથવા છોલીને ખવાય છે. તે છોલી ચીરો કરી, દૂધમાં શેરડીના રસ સાથે બફાય છે, તે 'દૂધ કચરો' જાણવો. બીજી રીતિએ કચરા વાટી તેનું દૂધ કાઢી તેમાં દૂધસાકર નાખી તેનું ખાવાનું થાય છે કચરાને કોકણમાં કુરડી કહે છે **કચરો**—મધુર, શીત, તૂરો, ગુરુ, ગ્રાહક, શુક્રવર્ધક, વાતકર, મલસ્તંભક, રુચિકર, વૃષ્ય, કફકારક તથા કૃમિકર છે; અને રક્તપિત્ત, દાહ, શ્રમ, તૃષા, રક્તદોષ, નેત્રરોગ તથા પ્રમેહનો નાશ કરે છે એના ફૂલ કમળો અને પિત્તનો નાશ કરે છે

**૭૪ કચૂરો**--સ૦ કચૂર મ૦ ક૦ કચોરા, નરકચોરા, કાચરી. ક૦ કચોરા હિં૦ કચૂર, કાલીહળદી. બ૦ એકાંગી કાચા હલૂદ. તૈ૦ કચોરમ્ તા૦ કત્તુરિમજલ. મલા૦ અડવિકચ્ચૌલા. ફા૦ જરબાદ અ૦ એરકુલકાફુર. ઇં૦ લોન્ગ ઝેડોઆરી. લા૦ કરકયુમા ઝેડોએરિયા.

કચૂરાના છોડ હળદરના છોડ જેવા થાય છે.× પાંદડા અને છોડ હળદરના છોડ પ્રમાણે હોય છે પાંદડા કિંચિત્ કાળાશ ઉપર હોય છે એ પાંદડાની લંબાઈ શુમારે બે હાથ હોય છે હળદર પ્રમાણે જ એના કંદ પણ જમીનમાં થાય છે એ કંદનો કચરો કાઢી નાખી તેને મીઠામાં આથે છે (અથાણું કરે છે). કોંકણ પ્રાંતમાં આ છોડ પુષ્કળ છે. કચૂરો સુગંધી પદાર્થોમાં નાખે છે એની સુવાસ સારી હોવાથી સુગંધી મસાલામાં વાટી તેને શરીરે ચોપડે છે. અને 'ષટ્કચૂરો' પણ કહે છે '**કપૂરકાચલી**' એ એક કચૂરાની જાતિ છે, એને પણ કચૂરો કહે છે કપૂરકાચલીમાં સુગંધી ઘણી હોય છે કચૂરા કરતા એ વધારે સુગંધીદાર છે સુગંધી પદાર્થોમાં એનો ઘણો ઉપયોગ થાય છે કપૂરકાચલીનું વર્ણન હવે પછી જુદું આપેલું છે તે જોઈ લેવું. **કચૂરો**—કડવો, તીખો, ઉષ્ણ, તીક્ષ્ણ, અગ્નિદીપક, સુગંધી, રુચિકર, લઘુ, મુખ સ્વચ્છ કરનાર અને રક્તપિત્તને કોપાવનાર છે, તથા ગલગંડ, ગંડમાળા, કુષ્ઠ (કોઢ), અર્શ, વ્રણ, ઉધરસ, દમ, ગુલ્મ, કફ, ત્રિદોષ, કૃમિ, વાયુ, જ્વર અને પ્લીહાનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) ત્રિદોષ, સુવારોગ (સુવાવડનો રોગ), વિષમ અને જીર્ણજ્વર ઉપર કાઢો:**—ષટ્કચૂરો, પિત્તપાપડો, દેવદાર, સૂંઠ, કરિયાતું, ધમાસો, કડુ, નાગરમોથ, ઊભી ભોરિંગણીના મૂળ એમનો કાઢો મધ અને લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવો **(૨) જીભ ઉપર બુખાર (છારી) આવે છે તેને માટે:**—નિત્ય સવારે ઊંઘી ઊઠતાં જ કચૂરાના તાજા કંદ ચાવી થૂંકી નાખવા પછી મોઢું ધોવું; એટલે ઊંઘમાં લાળ ગળી જવાથી થયેલ વિકાર વગેરેનું શમન થશે. **(૩) કૃમિ ઉપર:**—કચૂરાના કાંદાનો રસ કાઢી પીવો. **(૪) થાક ઉતારવા માટે:**—કચૂરાનો પાલો અને અરણીનો પાલો પાણીમાં નાખી, તે ગરમ કરી, તે પાણીમાં સ્નાન કરવું **(૫) કોલેરા (વિષૂચિકા) ઉપર:**—કચૂરાના કંદનો રસ કાંદા

---

સાકર સાથે મેળવી ખાઈ ઉપર દૂધ પીવાથી થોડા દિવસોમાં સ્વપ્નદોષ, ધાતુનું પાતળાપણું, બહુમૂત્ર વગેરે દોષ દૂર થાય છે ઓથમી જીરૂ શીતળ, સ્નેહન અને થોડું સંગ્રાહી છે એ ઉષ્ણતા ઓછી કરાવે છે તાવ, અભિષ્યંદયુક્ત રોગોમાં અપાય છે ફાટ ઉધરસમાં આપવાથી ગળાની અને શ્વાસનલિકાની શુષ્કતા ઓછી થાય છે

– એ મૂળ જાયફળ જેવડા મોટા, બહારથી કાળા અને અંદરથી સફેદ હોય છે મોથા જેવા દેખાય છે આની એક જાત કાઠિયાવાડમાં રેતીની અંદર થાય છે તેના ફૂલ સપ્ટેંબરમાં આવે છે કચરાને બાફીને ખવાય છે.

**—સ્વામી કૃષ્ણાનંદ**

× કચૂરાનો ક્ષુપ થાય છે એની નીચે આંબાહળદરના જેવા ગાંઠિયા થાય છે એનો પ્રતિનિધિ આદુ અને અંજીર અથવા ગંતાવરી છે એનાથી માથાને અને ફેફસાને પીડા થાય છે એના વિકારની શાંતિ ઘાણા અગર શ્વેત ચંદનથી છે એને ષટ્કચૂરો પણ કહે છે

(ડુગળી)ના રસમા નાખી આપવો. **કૃમિ ઉપર :**—કચૂરાના કદની માળા કરી તે ગળામા બાધવી.

**૭૫ કઠ ઉપલેટ**—સ૦ કુષ્ઠ હિ૦ કુઠ મ૦ કોષ્ઠ. બ૦ કુઠ ક૦ કોષ્ટ તૈ૦ ચંગલકુષ્ટ. ફા૦ કાશ્રેહ અ૦ કુસ્તબેહેરી. ઇ૦ કોષ્ટસ રૂટ લા૦ સૌસુરિયા લેપ્પા (કડવુ કઠ)

કાશ્મીર દેશમા તેની ઉત્પત્તિ થાય છે પુષ્કરમૂળ નામની જે ઔષધિ છે તે આનો જ પ્રકાર છે * **કઠ :**—ઉષ્ણ, તીખી, કડવી, મીઠી, વૃષ્ય, શુક્લ, રસાયન, કાતિકારક, લઘુ, વાતકફનાશક; અને કોઢ, વિષ, વિસર્પ, કડૂ, દગજ, ત્રિદોષ, ખસ, રક્તદોષ, ઉધરસ, ઊલટી, તૃષા એનો નાશ કરે છે. એનો લેપ કરવાથી વાતવ્યાધિનો નાશ થાય છે. ઉપયોગ—**(૧) મસ્તક સંબંધી પીડા ઉપર :**—કઠ અને એરંડમૂળને કાઝીમા વાટી લેપ કરવો **(૨) ગુલ્મરોગ ઉપર :**—ઉપલેટ, સાજીખાર, કેતકીનો ખાર એ તેલમા મિશ્ર કરી આપવુ **(૩) ખોડા ઉપર :**—કઠનુ ચૂર્ણ ખાપારિયામા શેકી તેલમા કાલવી લેપ કરવો. **(૪) વાતવ્યાધિ ઉપર :**—કઠ ઘસી શરીરે લેપ કરવો.×

**૭૬ -કડવાં તૂરિયાં**—(કડવા ઘિસોડા) સ૦ તિક્ત કોશાતકી, મહાજાલી. કો૦ દિવાળી, કડૂ શિરાળી હિ૦ ઝીમની, જગલી તોરઈ, કડવી તોરઈ બ૦ ઝીગા, પીતઘોષા. ક૦ કાહિરે, રેવહિરી નાગાડલિ બાજેલ, તૈ૦ ચેટ્રૂબિરકાયા, ચેદિબિરા તા૦ પેપિરકમ્ ઉડી૦ જની ફા૦ તુરિયે તલ્ખ. ઇ૦ મીટર લ્યુફા. લા૦ લ્યુફા અમેરા

કડવા તૂરિયાનો વેલો તૂરિયાંના વેલા જેવો હોય છે. એ વેલાના પાદડા, ફૂલ અને ફળ તૂરિયા કરતા નાના હોય છે. આ ફળો ઘણા જ કડવા હોય છે. આ વેલો વર્ષાઋતુમા આપોઆપ ઊગે છે. એના ફળોને 'દિવાળા' પણ કહે છે **કડવાં તૂરિયાં**—શીત, કિંચિત્ તીખા, તૂરા અને કડવા છે. એ પક્વાશય, આધ્માનવાયુ અને મલાશયની શુદ્ધિ કરનાર તથા લઘુ અને રુક્ષ છે, તેમ જ વાયુ, કફ,

* ઉપલેટની જડ વપરાય છે એની માત્રા ૬ માસાની છે એ સિંધુનદીના કાઠે પણ થાય છે એને મીઠી કવઠ પણ કહે છે, પ્રતિનિધિ અક્કલગરો છે

× કઠના વૃક્ષ પર્વત પર થાય છે પાન આદાના પાન સમાન નાના હોય છે કઠની જડમા એક પ્રકારની સુગંધ રહેલી છે કઠ બે પ્રકારનુ આવે છે એક કડવુ અને બીજુ મીઠુ ખાવાની ઓષધિમા મીઠા કઠનો ઉપયોગ કરવો જોઈએ કડવુ કઠ વાતિકારક છે ઠડા દેશોમા ઉપલેટ બહુ જ સુગધીદાર રહે છે એમા મેળવેલી બીજી વસ્તુઓને પણ સુગધિત બનાવી આપે છે ઉપર ભૂરા રગના અને તોડવાથી મેલા ધોળા રગના જણાય છે આ મૂળને ખરો કઠ, કાળો કઠ અને કડવો કઠ કહે છે કઠને ગરમ કરવાથી સુગધ ઊડી જાય છે મીઠો કઠ બહુ જ હલકો, અદર સફેદ, કઠિનતામા કમજોર અને જલદી તૂટવાવાળો છે અદરનો ભાગ આટાવાળો હોય છે સ્વાદ અને સુગધ વધારે હોતા નથી

**ગુણધર્મ**–કડવો કઠ સુગંધી, કડવો, દીપન, પાચન, વાતહર, આર્તવજનન, કાઈક સગ્રાહી, ઉત્તેજક, કફઘ્ન, સકોચવિકાસપ્રતિબધક, કાઈક મૂત્રલ, આર્તવશૂલશામક, વાજીકર, ચર્મનાશક, કાતિકૃત, વ્રણશોધન, વ્રણરોપણ, વાતહર અને વેદનાસ્થાપન છે

**પ્રમાણ**–૨થી ૧૫ રતી

**ઉપયોગ**–કઠ ચર્મરોગમા બહુ જ વપરાય છે, આના લેપથી ચામડીની રુધિરાભિસરણ અને વિનિમયક્રિયા સુધરે છે કુષ્ઠ, રતવા, ખાજ, દાદર, ખરજવુ ઇત્યાદિ ચામડીના રોગોમા ખાવા માટે તથા લગાડવા માટે અપાય છે આમવાતમા એરડિયાની સાથે કઠનુ ચૂર્ણ અપાય છે, ઉત્તેજક અને સ્વેદલ હોવાથી તાવમા વપરાય છે સ્વેદલ ઔષધિઓ વધારે કરીને થકાવટ લાવે છે, પણ કઠ ઉત્તેજક અને ચેતનાકારક છે તાવમા આનાથી કાઈક પેશાબ વધી જાય છે કઠ ઉત્તેજક કફઘ્ન હોવાથી કફરોગની બીજી અને ત્રીજી અવસ્થામાં અર્થાત બહુ જ કફ પડતો હોય તો તે ઉપર અપાય છે કઠથી તાવ ઊતરે છે ખાસવાની શક્તિ વધે છે અને હૃદય સબળ બને છે એટલે સરળતાથી કફ પડવા લાગે છે અને ઉધરસ ઓછી થાય છે દમ ઉપર ચલમમા પીવા માટે અપાય છે એથી ગાજા જેવો કેફ ચડે છે, પરતુ થોડા પ્રમાણમા પીવાથી ગભરામણ દૂર થઈ જાય છે વાતરોગમા રોગી કમજોર બને છે, ત્યારે ઉત્તેજના આપવા માટે કઠ અપાય છે, ઉન્માદ, સન્યાસ (રક્તજ મૂર્ચ્છા), ભૂતોન્માદ અને અપસ્મારમા ઉપલેટ લાભદાયક છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

– નવાઈ જેવુ તો એ છે કે, કડવા તૂરિયા અને કડવા ગલકા બન્નેના એક જ નામો આપ્યા છે, પણ એ બન્ને વેલા એકબીજાથી જુદા છે ફળમા પણ અતર છે

પિત્ત, પાંડુ, વિષદોષ, યકૃત, કુષ્ઠ, અર્શ, સોજો, ઉધરસ, ઉદરરોગ, કમળો અને ગુલ્મનો નાશ કરે છે. **એનાં ફળ**—ભેદક, તીખા, કડવા, સ્નિગ્ધ, હૃદ્ય તેમ જ દીપન છે, અને કાસ, શ્વાસ, અરુચિ, મેહ, જ્વર, કુષ્ઠ, કફ, પિત્ત અને વાયુના નાશક છે **બીજ**—મસ્તકશુદ્ધિ કરનાર છે. ઉપયોગ (૧) **કમળા ઉપર:**—કડવા તૂરિયાની બારીક ભૂકી કરી નાકમા સૂંઘવી; એટલે છીંકો આવે છે અને પીળુ લીટ વહે છે. ઘણી છીંકો આવવા માટે તો નાકમા ઘી સૂંઘવુ. એવું ત્રણ દિવસ કરવુ અથવા કડવા તૂરિયામા લીંડીપીપર અને રાઈ ભરી રાખવા અને તેની ખાખ કરી તેનું નસ્ય કરવુ. (૨) **હડકાયેલા કૂતરાના વિષ ઉપર:**—તૂરિયાની અંદરની તતુમય જાળ વાટી પાશેર પાણીમા એક ઘડી સુધી પલાળી રાખી પછી ચોળી, ગાળી કાઢી શક્તિ પ્રમાણે પાચ દિવસ સવારમા આપવી. એથી ઊલટી અને જુલાબ લાગી વિષ નીકળી જાય છે. પથ્ય—ચોમાસુ જતા સુધી રાખવુ. એ જ પાણી કોઈ પણ વિષ ઉપર આપવાથી ગુણ થાય છે. (૩) **દાંતમાં કીડા થયા હોય તો:**—કડવા તૂરિયાની છાલ દાત નીચે રાખવી (૪) **આદાશીશી ઉપર:**—કડવા તૂરિયાનુ ચૂર્ણ કરી થોડું અને સાવધાનીથી નાકમા સૂઘવુ, એટલે નાકમાથી પાણીની ધાર પડે છે અને રોગ મટી ગુણ થાય છે (૫) **મૂળવ્યાધિ (મસા) ઉપર:**—કડવા તૂરિયાનુ ચૂર્ણ મસાને ઘસવુ, એટલે તેના મોમાથી લાળ પડી ત્વરિત અર્શ મટી જાય છે (૬) **વિષ ઉપર:**—કડવા તૂરિયાનો કાઢો ઘી નાખી પાવો, એટલે વમન થઈ સર્વ વિષ ઊતરે છે (૭) **કંઠસર્પ ઉપર:**—કડવા તૂરિયાં હુક્કામા નાખી પાવા, એટલે મોઢામાથી લાળ પડી તુરત જ ગળુ ખુલ્લુ થાય છે+

૯૭ **કહવાં કોઠાં (કડવી કવઠ)**—મરાઠીમા એને 'ખષ્ટ, ખૈટ' સંસ્કૃતમા 'કટુ કપિત્થ' અને લેટીનમા 'હિડનો કાર્પસ વાઈટિઆના' કહે છે કડવી કવઠના ઝાડ **દક્ષિણમાં કોંકણ, મલબાર, ગોવા** વગેરે પ્રાતોમા પુષ્કળ થાય છે એ ઝાડના પાદડા સીતાફળી જેવા પરંતુ તે કરતા મોટા હોય છે એના ફળ પણ સીતાફળી જેવા હોય છે. એ ફળનો રંગ રાતો હોય છે. એમાના બિયા લાબા હોય છે. એ બિયાને બાફી તેનુ તેલ કાઢે છે આ તેલ કડવું અને ઠડું છે એ તેલ બાળવાના કામમા આવે છે તથા તે રક્તશુદ્ધિ કરે છે. એ તેલને **'ખસ્ટેલ' 'ખૈટેલ'** એમ કહે છે આ તેલ મોગરાના તેલને બદલે મહાકુષ્ઠ(ગલત્કુષ્ઠ) ઉપર વપરાય છે માત્રા ૫ થી ૧૦ ટીપા. ધીરે ધીરે ૩૦ થી ૬૦ ટીપા સુધી વધારવા. આ તેલ ભોજન કર્યા પછી ઘી અથવા માખણમા મેળવીને આપવુ ઉપયોગ—(૧) **ગરમીનો આજાર શરીરમાં જામવાથી શરીર ઉપર ચાઠાં પડે છે તે ઉપર:**—કડવી કવઠીના બિયા અને મગવેલીના બિયા સમભાગે લઈ, સાધારણ કૂટી ભાગરાના અંગરસમા ૩ દિવસ ભીજવી રાખવા અને ચોથા દિવસે બારીક વાટી ગોળો કરી રાખવો. એ નિત્ય સુખડના તેલમા અથવા ટોપરાના નવા તેલમા કાલવી ચોપડવાથી શરીર ઉપર ઊઠી આવેલા ફોલ્લા શમી જાય છે. ઔષધ ચોપડ્યા પછી એક પ્રહરે સ્નાન કરવુ. (૨) **ખોડા, ખસ વગેરે ઉપર:**—કડવી કવઠના બિયાનુ તેલ અને મોગલી એરડાનું તેલ, એ બન્ને એકત્ર કરી તેમા ગંધક, કપૂર, સિંદૂર અને લીબુનો રસ નાખી ખરલ કરવો આ ઔષધ લગાડવાથી જલદી ગુણ થાય છે, અથવા નવુ ખસ્ટેલ ચોપડવુ કિંવા બિયા ગોમૂત્રમા વાટી ચોપડવા.

---

+ પાઠા અને અતિ સડેલા ગૂમડાઓને ધોવા માટે આનું હિમ અતિહિતકારક છે કડવા તૂરિયાના હિમથી વ્રણની જલદી શુદ્ધિ થાય છે અને તે રુઝાઈ જાય છે

કડવી તૂરિયાની નાની માત્રા ભૂખ લગાડે છે, દસ્ત સાફ લાવે છે અને ઉદરમાના અવયવોની ક્રિયા સુધારે છે મધ્યમ માત્રામા જુલાબ લાગે છે અને પેશાબનુ પ્રમાણ વધે છે મોટી માત્રામા ઊલટી થાય છે અને પાણી જેવા દસ્ત લાગે છે બીજના ગર્ભની ક્રિયા કફઘ્ન અને ગ્રાહી છે હિમ કરવા માટે બીજરહિત ફળ ૨ તોલાને ૫૦ તોલા ઠંડા પાણીમા ૧ કલાક ભીજવી ગાળી લેવુ માત્રા ૧-૨ ઔંસ

ફાંટ માટે વેલના ૧ તોલા તાતણાને ૫૦ તોલા ઊકળતા પાણીમા નાખી અરધા કલાક પછી ગાળી લેવુ માત્રા ૧-૨ ઔંસ, દિવસમા ૩ વાર લેવુ

હડકાયા કૂતરાનુ ઝેર ન ચઢવા માટે રોજ સવારે હિમ ૭ દિવસ સુધી અપાય છે બાળકોની યકૃદ્વૃદ્ધિ પર હિમ અથવા ફાંટ અપાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

**(૩) નાનાં બાળકોના માથામાં ગરમીથી ફોલ્લા થાય તે ઉપર:**—કડવી કવઠના તેલમા કળીચૂનાની પરાશ (ઠરી ગયેલ ચૂના ઉપરનુ નીતર્યું પાણી) નાખી સાઠાથી હલાવતા રહેવું, એટલે કેટલીક વારે તે તેલ મીઠા જેવુ સફેદ થશે. એ દરરોજ બેચાર વખત ચોપડવું; એટલે ત્રણ દિવસમા ગુણ થશે. **(૪) મહાકુષ્ઠ ઉપર:**—કડવી કવઠનુ તેલ નિત્ય ભોજન કર્યા પછી ૧૦-૨૦ ટીપા ત્રણ મહિના સુધી આપવું અને શરીરે પણ ચોળવુ; એટલે રોગનો નાશ થશે.

૭૮ **કડવી ગલકી**—સં૦ તિક્ત કોશાતકી. મ૦ કડુદોડકી, ગીલકી. હિં૦ ઝીમનીતોરઈ, કડવીતોરઈ. બં૦ ઝીંગા, તિન્પલાતા. ક૦ કાહિરે, રૈત્રહિરી, નાગાડાળીબળી તૈ૦ ચેદુબિર્કાયા ચેટીબિરા. તા૦ પોપ્પીરકમ્ ઉ૦ તા૦ તુરીયેતલ્ખ. ઈં૦ બિટરલ્યુફ્રા. લા૦ લ્યુફા અમેરા. (ગલકા અને તૂરિયા, બને એક જ જાતની બે ઉપજાત હોવાથી બીજી ભાષાઓના નામ સમાન છે.)

ગલકીના વેલા પ્રમાણે જ કડવી ગલકીના પણ વેલા હોય છે. **ઉપયોગ**—**(૧) સર્વ પ્રકારના વિષ ઉપર:**—કડવી ગલકીના મૂળોનો અથવા પાલાનો કાઢો કરી મધ નાખી પાવો; એટલે વમન થઈ સર્વ વિષ ઊતરે છે. **(૨) બરોળ અને સોજા ઉપર:**—કડવી ગલકીના પાદડાનો રસ સાકર નાખી આપવો આનો ઉપયોગ પણ કડવા તૂરિયા પ્રમાણે થાય છે.

૭૯ **કડવી દૂધી (તુંબડી)**—સં૦ કટુતુંબી, દુગ્ધિમા મ૦ કડુ ભોંપાળા. હિં૦ કડવી તોંબી, તિતલોકી. બં૦ તિતલાઉ. કહીસોરે. તા૦ કુરાઈ. તૈ૦ અલાબુક સરકાયા તુ૦ કટુદુરે. મ૦ કેપ્યાચુર ફા૦ કુફ્તલ્ખ. અ૦ કલઉલમુર ઇં૦ બિટર બોટલ ગુર્ડ. લા૦ લેજીનેરિયા વલગેરીસ.

જેવા દૂધીના વેલા હોય છે તેવા જ કડવી તુંબડીના પણ મોટા મોટા વેલા થાય છે. દૂધી પ્રમાણે જ એ વેલા ઉપર ફળો આવે છે આ ફળ ઘણા જ કડવા હોય છે. તરવાના કામમાં તુંબડીનો ઘણો જ ઉપયોગ થાય છે. એમાના કેટલાક મોરલીની તુંબડી સરખા હોય છે. તેના તુંબડા કરે છે કેટલાકના તંબૂરા કરે છે. એવો એનો પુષ્કળ ઉપયોગ થાય છે **કડવી દૂધી**—રસ વખતે અને પાક વખતે તીખી, શીતલ, હૃદ્ય, કડવી ને વાતિકારક છે, અને દમ, ઉધરસની નાશક તથા શોધનકારક છે; તેમ જ વાયુ, સોજો, વ્રણ, વિષ, શૂળ, પિત્તજ્વર એનો નાશ કરે છે. **એનાં પાંદડાં**—પાકકાળે મધુર. મૂત્રશોધક અને પિત્તશામક છે એ પ્રમાણે ફળના ગુણ પણ છે **ઉપયોગ**—**(૧) લાપોટિયા ઉપર:**—પાકેલી કડવી તુંબડીમાં ૭ દિવસ પાણી ભરી રાખવું. તે પીવાથી ગડગૂમડાનો નાશ થાય છે **(૨) સર્વ પ્રકારનાં વિષ ઉપર:**—કડવી દૂધીના મૂળ અથવા બિયા પાણીમાં વાટીને પાવા, એટલે ઊલટી થઈ સર્વ વિષ ઊતરે છે **(૩) રતાંધળાપણું અથવા ફૂલ જવા માટે:**—કડવી દૂધી બાળી તેની રાખ મધમા મેળવી આખમા આજવી. **(૪) ગંડમાળ ઉપર:**—કડવી દૂધીનો રસ અને શિરસેસ (સરસવનુ તેલ) એકત્ર કરી અગ્નિ ઉપર કઢાવવું. રસ બળી જઈ તેલ સિદ્ધ થાય એટલે તે તેલ ચોપડવાના ઉપયોગમા લેવુ. **(૫) કમળા ઉપર:**—કડવી દૂધીના પાદડાનો કાઢો કરી આપવો **(૬) યોનિસંકોચન માટે:**—કડવી દૂધીના બી અને લોધર એ પાણીમા વાટી યોનિની અંદર લેપ કરવો. **(૭) કમળા ઉપર:**—કડવી દૂધીના બી પાણીમા ઘસી નસ્ય આપવું કડવી દૂધીના ગુણ ઇંદ્રવરણા જેવા છે; અંદરનો ગર્ભ બહુ જ કડવો, જોરદાર વામક અને ભેદક છે. **ઉપયોગ**—ઇંદ્રવરણા પ્રમાણે માત્રા સૂકવેલા ગર્ભની ૧ થી ૨ રતી સિંધાલૂણ, મધ અને છાશમા અપાય છે.

૮૦ **કડુ**—સં૦ કટુટી. મ૦ હિં૦ કટકી. બં૦ કુટકી ક૦ કેદાર કુટુકી તૈ૦ કટુક રોહિણી, નલ્લકોલવર, કમાઉન પ્રા૦ કુરુવા તા૦ મલા૦ કટુકરોહિણી ફા૦ ખર્બક સિયાહ અ૦ ખર્બક અસ્વદ, ખર્બકે અવીયદ ઇં૦ બ્લાકહલ્લો બોરલીસ. લા૦ પિક્રોહિંઝા કુરોંઆ (કાળી જાત), હેલીબોર નઈગ્રમ (કડુ ઝેરી જાત).

આ નાનું ઝાડ હિમાલય પર કાશ્મીરથી સિક્કીમ સુધીમા ૧૧૦૦૦થી ૧૫૦૦૦ ફીટ ઊંચાઈ પર સર્વત્ર મોટા પ્રમાણમા ઉત્પન્ન થાય છે આ બાજુ લાચુગમા એની ઘણી જ ઉત્પત્તિ થાય છે. એમ ગામી સાહેબે તપાસ કરીને લખેલું છે. એ બહુવર્ષાયુ વનસ્પતિ છે. એના મૂળ નરમ અને કાષ્ઠમય અંશવાળાં છે પાન લંબગોળ, પહોળાઈની અપેક્ષાએ વધારે લંબાઈવાળા અને ડીટા પાસે

સાકડા હોઈ છેડા તરફ પહોળા અને સાધારણ ગોળ હોવા છતા તેની કિનારી કાતરેલી હોય છે એને ઘેરા નીલા રંગના ફૂલો ઘણા જ લાગે છે આ વનસ્પતિનાં મૂળ ઔષધમા વાપરવામા આવે છે. તેના ઉપર સફેદ અથવા લાલ રગની ખાચેદાર છાલ હોય છે. તેના ઉપર ઠેકઠેકાણે ખાચા દેખાય છે. એ છાલ કાઢી નાખવાથી અદરનો ભાગ કાળા રંગનો દેખાય છે એ ઉપરથી જ મરાઠીમા એને '**કાળી કુટકી**' કહે છે કડુ બહુ જ કડવુ લાગે છે. એ ઉપરથી સસ્કૃતમા એને **કટુકા, તિક્તા** ઇત્યાદિ નામ આપેલાં છે. એના **કેદાર કટુકા** નામ પરથી એમ જણાય છે કે, હિમાલયમા ગગોત્રીની આસપાસ કેદાર પર્વત પર એ વનસ્પતિ વિશેષ થતી હશે પહેલાં યુનાની હકીમો કાળા હેલીબોર અને કાળી કડુ એ એક જ માનતા હતા, પરંતુ રોયલ સાહેબે હિમાલય પર વનસ્પતિની શોધ કરી તે 'કડુ' એ નામ એક જાતિના જેનેશનને કહેતા હતા; તોપણ મમુર્ઈના વેપારી જે વનસ્પતિના મૂળ કડુ કહીને લાવીને સૂકવે છે તે સ્કાકયુલેરાયના વર્ગમાની હોઈને પિક્રોહિંઝા કુરોંઆ નામની વનસ્પતિ છે, એ માજી કોર્નલ રોયલ સાહેબે નિશ્ચય કરેલ છે.

**રાસાયનિક ઘટના :**—કડુની ભૂકી કરીને તે ઈથરમા પચન કરાવવી પછી તે ગાળી તેમાનુ ઈથર બાફરૂપે કાઢી નાખવુ; એટલે વાસણમા નીચે લાલમિશ્રિત કાળા રંગનુ દ્રવ્ય રહી જાય છે. તેમાથી થોડા વખત પછી સૂચીઆકાર સ્ફટિક બને છે, પણ જો તેમા પાણી નાખે અથવા તે પદાર્થ ગરમ કરે તો સ્ફટિક તૈયાર થતો નથી તેને પૈક્રોરિઝન નામ આપેલુ છે.

કડુમા જે દ્રવ્ય પૃથક્ કરવામા આવે છે તે નીચે પ્રમાણે છે —મીણ ૧.૦૬; કડવું દ્રવ્ય (પિક્રોહીંઝીન) ૧૪.૯૬, તે દ્રવ્યા પૃથક્ રહેવાથી થનાર (પોઈકિહેંઝેટીન) સીસાના રસથી જે પદાર્થોમાના અમ્લ (ખાટા) ભાગ નીકળે છે તે (ઑર્ગનીક ઍસિડ) ૩.૫૪, ધાન્યશર્કરા (ગ્લુકોઝ) ૧૧.૫૩ કથાર્ટિક ઍસિડ અથવા રેચક અમ્લ ૯.૨૩ દ્રવિત એમોનિયાથી જે દ્રવ્ય પીગળે છે તે ૭.૬૨; શુદ્દ વિશેષ દ્રવ્ય ૧૪.૫૬, તતુમય દ્રવ્ય ૨૪, ઓલાવના ૫.૭૩ અને રાખ ૩.૮૨.

ડૉક્ટર હિમક સાહેબે કડુ સંબધી પુષ્કળ અનુભવ લઈ છેવટે એમ લખેલુ છે કે રેચનકાર્ય માટે ૧૦થી ૧૫ ગ્રેન (ગ્રેનનું માપ અડધી રતી છે*) સુધી કડુની ભૂકી મધમા કાલવી દિવસમાં બે વખત આપવી ટાઢિયા તાવનો હુમો બધ કરવાને વાળો, ધાણા અને કાળી દ્રાક્ષની સાથે ૪૦–૫૦ ગ્રેન કડુનો કાઢો કરીને આપવો. એનાથી ગુણ થયો નથી એમ જણાવનાર કોઈક જ રોગી અમને મળ્યો છે. કડુ સૂક્ષ્મરેચક છે અપચામા પણ એનો ઉત્તમ ઉપયોગ થાય છે. ૬ માસા કડુનુ ચૂર્ણ સાકર અને ઊના પાણી સાથે આપ્યાથી હલકો જુલાબ થાય છે. કડુ, જેઠીમધ, દ્રાક્ષ અને કડવા લીમડાની છાલ ૬ માસા, ૩૨ તોલા પાણીમા ચતુર્થાંશ કાઢો ઉકાળીને આપવાથી પિત્તજ્વરનો નાશ થાય છે નેપાળના માજી રેસિડન્સી સર્જન ડૉક્ટર **ગિમ્લેટ** લખે છે કે નેપાળના લોકો તિબેટની સરહદ ઉપરથી કડુ લાવી શીતજ્વર અને તેથી અથવા બીજા કારણો-થી થનારી બરોળ, એ રોગો ઉપર ચારથી આઠ માસા સુધી આપે છે આથી સારો ગુણ થાય છે મદ્રાસના સર્જન ખાનબહાદુર મોહીઉદ્દીન શરીફ પોતાનો અનુભવ લખે છે કે, સર્વ પ્રકારનો અપચો, અજીર્ણ, પેટનુ શૂળ, આમાંશ અને હમાના તાવ ઉપર કડુ ઉત્તમ ગુણકારી છે. મદ્રાસના ડૉક્ટર સર્જન **મેજર ટૉમ્સન** સાહેબ લખે છે, કે જળોદરમા કડુનો અષ્ટમાશ તો શું, પણ તેનાથી પણ કિંચિત્ જોરદાર કાઢો દિવસમા ત્રણચાર વખત આપવાથી મૂત્ર દ્વારા ખૂબ પાણી નીકળી જઈ પેટ હલકું થઈ સોજો ઊતરે છે આ પ્રયોગ તેમણે પોતે જ ઘણી વાર અજમાવેલો હતો કડુ—શીતળ, તીખુ, કડવું, અગ્નિદીપક, ભેદક, સારક અને રુક્ષ છે, તથા રક્તરોગ, શીત-પિત્ત, દમ, કફ, દાહ, અરુચિ, તાવ, પ્રમેહ, કોઢ, વિષમજ્વર, ઉધરસ, કમળો, ત્રિષ, હૃદયના રોગ, એનો નાશ કરે છે એની માત્રા ૫ રતીથી ૧॥ માસા સુધી છે. × ઉપયોગ—(૧) કમળા

* કલદાર રૂપિયો ૧૮૦ ગ્રેનનો છે અને તે કેટલીક જગ્યાએ ૩૦ વાલ અને કેટલીક જગ્યાએ ૯૬ રતીનો ગણાય છે તે હિસાબે લગભગ અડધી રતી કહેવાય.

× કડુ ગરમ પ્રકૃતિવાળાને હાનિકર છે અને ગળાના રોગોને ઉત્પન્ન કરે છે એનો ઉતાર ગાયનુ ઘી છે.

ઉપર :—કડુનો કાઢો કરી તેમા મધ નાખી આપવો અથવા કડુનુ ચૂર્ણ સાકર નાખી આપવુ (૨) **એકાંતરા વિષમજ્વર ઉપર :**—કડુનો કાઢો લીંડીપીપરનુ ચૂર્ણ નાખી આપવો, એટલે તે ઉધરસ અને દમ સહિત એકાતરા તાવનો નાશ કરે છે. (૩) **હેડકી અને ઊલટી ઉપર :**—કડુનુ ચૂર્ણ મધમા આપવુ (૪) **કફપિત્તજ્વર ઉપર :**—કડુનુ ચૂર્ણ સાકર મેળવી ઊના પાણી સાથે આપવુ +

**૮૧ કડવંચી**—સ૦ કટુહચી, હિ૦ મ૦ કડવચી. બ૦ ઉચ્છે ગાછ, ક૦ કડુહુચી, કારરો, લા૦ મોમોર્ડિકા સિમ્બેલેરિયા

કડવંચીના વેલા હોય છે એના પાદડા નાનકડા હોય છે કડવચીના વેલા ઘણે ઠેકાણે થય છે જુવારના ખેતરોમા એની ઉત્પત્તિ ઘણી થાય છે એ વેલાના મૂળમા કાદો હોય છે. વેલો સુકાઈ ગયા પછી પુન. બીજા વર્ષે એના કાંદાના અકુર ફૂટી તેનો વેલો થાય છે એ વેલા ઉપર બારીક અને ગૂકવેલી દ્રાક્ષ જેવડા ફળો આવે છે એનો આકાર કારેલા જેવો હોય છે એ ફળનો રગ લીલો હોય છે એને 'કડવચા' કહે છે એ ફળમા બારીક બિયા હોય છે. કડવચાની ભાજી થાય

---

+ કડુમા બે જાતિ છે એમાની કાળી જાતિનુ વર્ણન પહેલાએ અહી કર્યું છે એની માત્રા ૫–૧૦ રતી કટુપૌષ્ટિકરૂપે, નિયતકાલિકજ્વરપ્રતિબધકરૂપે ૨૦–૪૫ રતી સુગધિ પદાર્થની સાથે, જુલાબ માટે સાકર અને ગરમ પાણી સાથે અપાય છે

કાળી કુટકી દીપન, મૂલ્યવાન, કટુપૌષ્ટિક અને મોટી માત્રામા સ્રશન (મળને સરકાવનારી) છે એટલા માટે હોજરીની વાતપીડા, અપચન, હેડકી અને આતરડાની નિર્બળતાને લીધે ઉત્પન્ન થતી કબજિયાત ઉપર અપાય છે આ ઝેરી નથી આ નિયતકાલિક જ્વરનાશક છે પરતુ આ ધર્મ ક્વીનાઈનના કરતા હલકા દરજ્જાનો છે કડુમા દીપનપાચન ગુણ હોવાથી આમરસ વધારે છે આનુલોમિક ધર્મ હોવાથી દસ્ત સાફ લાવી આપે છે મૂળ ઉકાળીને આપવાથી હૃદયપૌષ્ટિક ક્રિયા ડિજીટેલીસ જેવી જણાવે છે અથવા હૃદયની વધેલી ગતિને ઘટાડે છે અને બળ વધારે છે તથા રક્તસ્રાવ વધારે છે નિયતકાલિક જ્વરપ્રતિબધક ગુણ આમા છે, પણ તે મોટા પ્રમાણમા આપવાથી મળે છે મોટા પ્રમાણમા આપવાથી કોઈ કોઈ વખતે વધારે જુલાબ લાગે છે. ટાઢિયા તાવમા ઘણા માણસોને કબજિયાત હોય છે, ત્યારે આ સારુ કામ કરી આપે છે

હૃદયોદર અને જલશોથ પર ઝેરી કડુનો ક્વાથ અતિ લાભદાયક છે દિવસમા ૩ વાર આપવો જોઈએ. આનાથી પાણી જેવા દસ્ત લાગે છે હૃદયને શક્તિ અને સ્ફૂર્તિ મળે છે તથા સચિત પાણી ઓછુ થાય છે ઝેરી કડુ ભૂરા રગનુ હોય છે એનો અદરનો ભાગ પોલો દેખાય છે એ અતિ નરમ છે કાળા કડુનો રગ ઘેરો ભૂરો હોય છે ટુકડા કાઈક વાકા વળેલા હોય છે કાઈક ગાઠવાળા અને પાનોના ચિહ્નવાળા હોય છે અને એક બાજુ જાડા અને બીજી બાજુ પાતળા હોય છે આ કડુ કઠણ, સાધારણ વજનદાર અને અંદર ઘેરા ભૂરા રગનુ હોય છે અને તોડવાથી અદરનો રગ વેગે જણાય છે સ્વાદ બહુ જ કડવો છે ઝેરી કડુની માત્રા ૫થી ૧૦ રતી છે ઝેરી કડુની ક્રિયા ખાસ કરીને હૃદય પર થાય છે હૃદય પર કામ કરવાવાળી ઔષધિઓ—ડિજીટેલીસ, જગલી હુંગળી, કનેર, પીળી કણેર અને ઝેરી કડુ છે ઝેરી કડુ આપવાથી હૃદયનુ બળ વધે છે એટલે હૃદયસ્પદન સ્પષ્ટ સભળાય છે નાડી એવી જ રહે છે, પણ જોરદાર બને છે કોઈ કોઈ વખતે મંદ થાય છે હૃદયસકોચ થોડા સમયમા અને સારી રીતે થાય છે હૃદયનો વિશ્રાતિસમય વધી જાય છે, એટલે હૃદયને પોષક દ્રવ્યનુ શોષણ કરવુ અને આરામ કરવો, એ ક્રિયા સારી થાય છે નાડી નિર્બળ બની હોય તો તે નિર્બળતા ઓછી થાય છે રક્તાભિસરણ સારુ થાય છે શરીરમા પાણી ભેગુ થયુ હોય તો તે ઘટી જાય છે પેશાબનુ પ્રમાણ વધી જાય છે, એટલા માટે ઝેરી કડુનો ઉપયોગ જલોદરમા થાય છે એ સિવાય કડુ વિરેચક છે અને એ ગુણ રોગીઓ માટે હિતાવહ પણ છે. એ કડુનો ઉપયોગ તાવમા હૃદયની શિથિલતા આવવા પર અને હૃદયના કપાટની નિર્બળતાને લીધે હૃદયમા ઉદર (જલસગ્રહ) થયેલ હોય જેને હૃદયોદર કહે છે, તે ઉપર કરાય છે કડુને ઉકાળીને અપાય તોપણ ચાલી શકે છે

ઉપર કહેલ ગુણ ઓછી માત્રા આપવાથી મળે છે મોટી માત્રા આપવાથી કોઈ કોઈ વખત વછનાગ સમાન ક્રિયા અર્થાત ઉપરની ક્રિયાથી વિરુદ્ધ ક્રિયા કરે છે આ ઝેરી ઔષધ છે માત્રા વધવાથી ઊલટી અને દસ્ત લાગવા માડે છે, તથાપિ વૈદ્યને ગભરાવા જેવુ જુલમી નથી

તાવ અને વેદના જે જે રોગમા જણાય, તે તે રોગમા કડુ અપાય છે ફેફસાનો સોજો, તીવ્ર સધિવાત, શરીરના કોઈ પણ ભાગમા સોજો ઇત્યાદિ પર આ અપાય છે અશક્ત માણસોને આ ન આપવી જોઈએ.

**—સ્વામી કૃષ્ણાનંદ**

છે. એ ભાજી લોકો મોટા ઉમંગથી ખાય છે. કડવંચીના કંદ ઊગે છે. એ કંદનો ઉપયોગ એક ખરાબ કામમા કરે છે. **ક્ષુદ્ર કારેલી ( કડવંચી )**—ઉષ્ણ, તીખી, રુચિકર, અગ્નિદીપક, રક્તવાતકોપન, કટુ, વૃષ્ય અને સારક છે **એના ફળ:**—પિત્તકર તથા રુચિકર છે એના કંદ અર્શ, મલરોગ, મલગ્રંથિ અને યોનિદોષ કરે છે, તેમ જ ગર્ભનો સ્રાવ કરે છે.

૮૨ કણઝી ( કરંજ ):—સં૦ મ૦ કરજ. હિં૦ કંઝા, કટકરંજા. ગ૦ કાચુગજ—કણગચ. બં૦ ડહર—કરંજ ક૦ હુલગલી, હોગે, કાનગ્યાનગિડા તે૦ કંજ, કાનગુ તા૦ પુંગામારં. મલા૦ પોન્ના. ઈં૦ સ્મૂધ લિવ્ડ પોનગેમિયા. લા૦ પોનગેમિયા ગ્લેબ્રા.

આ જગલી ઝાડ છે. એ ઝાડ છાયા માટે રસ્તાની બાજુએ વાવે છે. એની છાયા ઘણી ઠંડી હોઈ લોકોને ઘણી પ્રિય છે. છાયા ઘણી ઘટ્ટ હોય છે એના બિયાનું તેલ નીકળે છે. તે બાળવાના કામમા આવે છે - **કરંજ:**—પાક વખતે તીખું, નેત્ર્ય, ઉષ્ણ, રસકાળે કડવું અને તૂરું છે અને ઉદાવર્ત વાયુ, યોનિદોષ, વાતગુલ્મ, અર્શ, વ્રણ, કંડૂ, કફ, વિષ, વિચર્ચિકા, પિત્ત, કૃમિ, ત્વગ્દોષ, ઉદરરોગ, પ્રમેહ અને પ્લીહાનો નાશ કરે છે. **એનાં ફળ:**—ઉષ્ણ તથા લઘુ છે અને મસ્તકરોગ, વાયુ, કફ, કૃમિ, કુષ્ઠ, અર્શ તથા પ્રમેહનો નાશ કરે છે. **એનુ તેલ:**—વાતનાશક, કૃમિનાશક અને અતિ સ્નિગ્ધ છે? તથા દીવો બાળવા માટે ઠીક છે એ ઉષ્ણ, ગૂમડાંને ભરનાર અને નેત્રરોગ, વિચર્ચિકા, વાયુ, કુષ્ઠ, વ્રણ, કંડૂ, ગુલ્મ, ઉદાવર્ત, યોનિદોષ અને અર્શરોગનું નાશક છે. એના લેપથી અનેક ત્વગ્દોષનો નાશ થાય છે **ઉપયોગ:—(૧) ઉંદર વગેરેના વિષ ઉપર:**—કરંજની છાલ અને બી ઘસી તેનો લેપ કરવો; એટલે વિષ ઊતરે છે **(૨) ખસ ઉપર:**—કરંજનુ તેલ અને કપૂર અથવા લીંબુનો રસ એકત્ર કરી ખસ ઉપર ચોપડવો; એટલે ખસ, કંડૂ ઇત્યાદિ દૂર થાય છે. **(૩) અંડવૃદ્ધિ અને ગંડમાળા ઉપર:**—ચોખાના ધોવરામણમાં કરંજના મૂળ ઘસી લેપ કરવો **(૪) મોહરી એટલે હાથેપગે ખાલી ચડે છે તે ઉપર:**—કણઝિયાના તેલમા કડવા સૂરણનો ગર નાખી તે તેલ કઢાવવુ અને ખાલી ચડેલા ભાગ પર ચોપડવુ **(૫) પિત્ત પાડવાને માટે:**—કણઝીની છાલ ખાવાને આપવી અથવા છાલનો રસ આપવો **(૬) વ્રણ સંબંધી કૃમિ દૂર થવા માટે:**—કણઝી, કડવો લીમડો અને નગોડના પાદડાં વાટી લેપ કરવો. **(૭) નેત્રમાંનાં ફૂલ–માંસવૃદ્ધિ, છાયા ઇત્યાદિ ઉપર:**—કણઝીના બિયાનુ ચૂર્ણ કરી ખાખરાના ફૂલોનો રસ કાઢી, તે ચૂર્ણને રસના ઘણીક વાર પુટ દઈ બારીક ખરલ કરી દિવેટ જેવી લાબી ગોળીઓ બાધવી. તે ગોળી પાણીમા ઘસી અંજન કરવુ, એટલે ઉપલા સર્વ નેત્રરોગ શસ્ત્રથી કાપી કાઢ્યા જેવા દૂર થાય છે. **(૮) આધાશીશી ઉપર:**—કણઝીના બિયાં ગરમ પાણીમા ઘસી તેમા થોડો ગોળ મેળવવો અને તેનુ નસ્ય આપવુ **(૯) ખોડાને માટે:**—અરીઠાના પાલાએ ખોડો ધોઈ નાખવો અને કણઝીનુ તેલ, લીંબુનો રસ અને કડવી કોઠીના બિયાનું તેલ એકત્ર કરી મસ્તકે ચોળતા જવુ. **(૧૦) ઉરુસ્તંભ ઉપર:**—કણઝીના મૂળ અથવા છાલ ઘસી ગરમ કરી લેપ કરવો. **(૧૧) ઊલટી ઉપર:**—કણઝીના બી કિંચિત્ શેકી કકડા કરી વારંવાર ખાવાં.

૮૩ કદંબ:—સં૦ હિં૦ અં૦ કદબ, મ૦ કળંબ. તા. કદંબ. મલુ૦ કદમપુ તે૦ કદમચેટ્ટુ લા૦ એન્થોકેફેલ્સ કેડબ. ક૦ કડઉ, કડંવા, કડવાલમર, છાલની માત્રા ૫થી ૧૦ રતી

કદબના ઝાડ મોટા થાય છે. આ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એના પાદડાં મોટા અને પહોળા હોય છે એ ઝાડને ગુદર આવે છે. **કદંબ:**—તીખુ, કડવું, તૂરું, ખારુ, શુક્રવર્ધક, શીતળ, ગુરુ, વિષ્ટંભકારક, રુક્ષ, સ્તન્યપ્રદ, ગ્રાહક અને વર્ણકર છે. એ રક્તરોગ, પિત્ત, કફ, વ્રણ, દાહ, વિષ, મૂત્રકૃચ્છ્ર તથા વાયુનો નાશ કરે છે.× **ઉપયોગ:—નાનાં બાળકોને ગળું પડે છે તે ઉપર:**—

– કણઝીના પાદડા ભેદી, પાકકાળે કડવા, ઉષ્ણવીર્ય, પિત્તકર્તા અને હલકા છે. તે કફવાત, હરસ, પ્રમેહ, કૃમિ અને કોઢનો નાશ કરે છે. કરજના બીજ, તેલ, છાલ અને પાંદડા વપરાય છે માત્રા ૨ માસાની છે

કરંજના બીજોનુ તેલ ઉત્તમ કૃમિઘ્ન અને વ્રણરોપણ છે. દાદર, ખાજ, માથા પરનો ખોડો તથા અનેક ચામડીના રોગોમા સારુ કામ કરે છે

× કદબના અંકુર—તૂરા, શીતવીર્ય, અગ્નિદીપક, હલકા તથા અરુચિ, રક્તપિત્ત અને અતિસારને દૂર

ગળુ પડવાના લક્ષણો એવા થાય છે, કે બાળકને તાવ આવે છે, કાનની કિનાર અને નસકોરા ઘણા લતલત થાય છે, ઉપરાઉપરી મળદ્વારે પાણી પડે છે, તરસ બહુ લાગે છે, તાલુસ્થાને ખાડો પડે છે, એવો પ્રકાર થયો હોય તો તે ઉપર ઉપાય:—કદંબની છાલમા થોડુ ઠંડુ પાણી નાખી તેનો રસ કાઢવો અને તેમા જીરૂ અને ખડીસાકર નાખી પાવો, તથા એ જ રસ તાળવા ઉપર ૫-૬ વખત ચોળવો. એ પ્રમાણે ત્રણ દિવસ કરવુ. પછી ચોથે દિવસે તેને સ્નાન કરાવી તાળવા ઉપર કારેલીનું તેલ ચોપડવુ કદબની છાલ પાણીમા ઘસી તેનું સ્નાન પણ કરાવવુ **(૨) આંખો દુખવા આવે છે તે ઉપર:**—કદબની છાલનો રસ કાઢી તેમા અફીણ અને ફટકડી નાખી લીબુના રસમા ખરલ કરીને ગરમ કરી આખો ઉપર ચોપડવુ **(૩) મુખરોગ ઉપર:**—કદંબની છાલના કાઢાના કોગળા કરવા

**૮૪ કનક**—(ધોળુ ગોરાડુ, પેડાળુ) સ૦ ત્રિપર્ણી કંદ, પિંડાળુ, મ૦ પેડાળુ. કો૦ કનક, કણગી, કણગર, ચાયકાટ કનક (બીજો) કાટે કનક, કાટેકણગી હિં૦ પિંડાળુ શકરકંદી ક૦ શિગેણસુ, બિળેગેણસુ, વિળ્ળેહેડળ, મુગગેણસુ, તૈ૦ પેંડાલમુ તા૦ શિરૂવિળ્ળી. તુ૦ તિપેકેરગુ મલા૦ ચક્કરાકિળનું લે૦ ડાયોસ્કોરીઆ અક્યુલિયેટા (મીઠુ કનક), ડાયોસ્કોરિઆ ગ્લોબોઝા (પેંડાળુ).

કનક એ કંદ છે એના વેલા ઘણા મોટા થતા નથી. વેલી ઝીણી હોઈ પાદડા ગોળ હોય છે તેના પાદડા નાનાસરખા નાગરવેલના પાન જેવડા હોય છે પાદડાને અણી હોય છે વેલને બટાટા પ્રમાણે જમીનમા કનકો આવે છે. આ કદ રતાળુ કરતા જાડો હોય છે અને લાબો પણ તેટલો જ હોય છે. કનકને કોઈ મરાઠીમા 'કણગર,' 'કણગી,' 'કાટે કણયાં' પણ કહે છે. કનકોને બાફીને અથવા શેકીને ખાય છે. આ ફરાળમા ઉપયોગી છે 'કારદ' અને 'કોણ' કરતા આ મીઠુ છે અને વાતુલ, બલકારક તથા પૌષ્ટિક છે કનક ૩ જાતના થાય છે—મુસળ્યા, પેક્ષા અને અક્ષા ઉપયોગ:—**(૧) મૂળવ્યાધિ અને રક્તાતિસાર ઉપર:**—કનક બાફી ઘી-સાકરમા સવારમા ખાવા આપવુ

**૮૫ કપાસ**—સં૦ કાર્પાસ, ઉદ્યાન કાર્પાસ મ૦ દેવકાપસી કો૦ બાળકાપસી. હિં૦ કપાસ, રક્તકપાસ ક૦ કેપુહત્તિ, તૈ૦ ઇરિપત્તિચેટ્ટુ, ખોટલાપત્તિચેટ્ટુ લા૦ ગોસિપિયમ આર્બોરિઅમ્ (નરમો), ગોસિપિયમ્ હર્બેસિયમ (કપાસ) રા૦ વણ

કપાસના બે પ્રકાર છે **કપાસ** અને **નરમો.** બાગમા કિંવા ઘેર વાવેલો તેને 'નરમો' અથવા 'હીરવણ' કપાસ કહે છે આ છોડ કેટલાક વર્ષો સુધી ટકે છે. ખેતરમા વાવેલાને 'કપાસ' અથવા 'વણ' કે 'વણરાજ' (સ૦ અરણ્યકાર્પાસી મ૦ રાનકપાસી. હિં૦ વનકપાસ ક૦ કાડહત્તિ. તૈ૦ પતિચેટ્ટુ તા૦ પારૂત્તિ તુ૦ પાર્તિ મલા૦ કારૂપારૂત્તિ ફા૦ અ૦ કુતન ઈં૦ કૉટન

---

કરનાર છે એના ફળ—રુચિકારક, ભારે, ઉષ્ણવીર્ય અને કફકારક છે પાકા ફળ—કફકર, પિત્તકારક અને વાતનાશક છે કદબના વૃક્ષ ગામની નજીક હોય છે પાદડા લાબા, ગોળ અને મહુડાના જેવા હોય છે ફળ ગોળ લીબુના જેવા, ફૂલ ફળના ઉપર તથા સુગધયુક્ત અને નાના હોય છે રાજકદબ તથા નીપને સ્રીકદબ કહે છે કદબની રાજકદબ, ધારાકદબ, ધૂલીકદંબ, ભૂમિકદબ અને કદબિકા નામે બીજી પણ જાતો છે

**नीपो बृहद्गृहसमीपभुवि प्रभूतो लोकप्रसिद्धतरुराजकदम्बनामा ।**
**प्राग्गुर्मधूकतरुपत्रसमानपत्रः स्वाद्वम्लपक्कफल एष सुगन्धिपुष्प. ॥**

(૧) એ ખાટો, તરો, મધુર, શીતળ તથા વિષ, રુધિરવિકાર, પિત્ત અને કફને દૂર કરે છે એનું ફળ—મધુર, શીતળ, ભારે તથા પિત્ત અને રુધિરવિકારને દૂર કરે છે (૨) ધારાકદમ્બ—કટવો, વર્ણને ઉજ્જ્વળ કરનાર, શીતળ, કસેલો, તીખો, વીર્યકારક તથા સોજો, વિષ, પિત્ત, કફ, વ્રણ અને વાયુનો નાશ કરનાર છે (૩) ધૂલીકદબ-કડવો, તૂરો, તીખો, શીતળ, વીર્યવર્ધક, વ્રણને સુંદર કરનાર તથા વિષ, સોજો, વાયુ, પિત્ત, કફ અને લોહીના વિકારનો નાશ કરનાર છે (૪) ભૂમિકદબ-એ ધૂલીકદબના ગુણોવાળો હોવા ઉપરાત કૃમિ અને સર્વ પ્રકારના પ્રમેહનો નાશક છે (૫) કદબિકા-મધુર, શીતળ, તૂરી, ભારે, મલસ્તભક, ખારી, રુક્ષ, દૂધ વધારનાર, કફકારક અને વાતવર્ધક છે એના ફળ શીતળ, તૂરા, મધુર તથા પિત્ત અને રક્તવિકારના નાશક છે

પ્લેન્ટ. લા૦ ગોસિપિયમ ઇન્ડિકમ) કહે છે ખેતરમા વાવેલા કપાસની ૧૧ જાતિ અને સંકડો ઉપજાતિ છે. એ કપાસના છોડ વર્ષાયુ છે એ બે ત્રણ હાથ ઊંચા વધે છે. નરમાનાં ઝાડ શુમારે માથોડુ દોઢ માથોડુ ઊંચા વધે છે નરમાના પણ બેત્રણ પ્રકાર છે તેમાનો એક પ્રકાર ગુજરાત–કાઠિયાવાડમા વધારે થાય છે તેને ગોસિપિયમ નેગલેક્ટમ કહે છે એકના બી કપાસ જેવા જ હોય છે અને બીજાના બી લાબા તથા કાળા હોય છે. કપાસના છોડમાથી રૂ ઉત્પન્ન થાય છે રૂનો ઉપયોગ આખા જગતમા છે રૂના વસ્ત્રોથી આપણા શરીરનુ સંરક્ષણ થાય છે. રૂના બિયાનુ (કપાસિયાનુ) તેલ કાઢે છે કપાસ—મધુર, શીતળ, સ્તન્યવર્ધક, કિંચિત્ ઉષ્ણ, બલકર, તૃપ્ત અને લઘુ છે, તથા કફ, પિત્ત, તૃષા, દાહ, ભ્રમ, શ્રમ, ઊલટી અને મૂર્છાનો નાશ કરે છે કપાસનાં જીડવાં—મૂત્રવર્ધક, વાયુ, રક્તવિકાર, કાનના કોલ્લા અને કર્ણનાદનો નાશ કરે છે. કપાસિયા—સ્તન્યવર્ધક, ગુરુ, વૃષ્ય, કફકર અને સ્નિગ્ધ છે, રૂ—કિંચિત્ ઉષ્ણ, વાતનાશક, લઘુ અને મધુર છે. ઉપયોગ:—(૧) ધુપણી (સ્ત્રીઓના પ્રદરરોગ) ઉપર:—કપાસના પાદડાનો રસ આપવો અથવા કપાસના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી બે વખત આપવા. (૨) કોલેરા ઉપર:—નરમાના કુમળા જીડવા ખાવા; એટલે બે–ત્રણ દિવસમા કોલેરા તથા તાવ દૂર થાય છે. (૩) સર્પદંશ ઉપર:—નરમાના પાદડાના રસ કાઢી તે શુમારે ૪–૫ તોલા આપવો અને દંશ ઉપર પણ ચોળવો, કિંવા પિચકારીથી દંશમા નાખવો (૪) ગંડમાલા અને અપચી (ગંડમાલનો ભેદ છે) રોગ ઉપર:—કપાસના મૂળિયાનુ ચૂર્ણ ચોખાના લોટમા મેળવી તેની ભાખરી કરી રોગનો નાશ થાય ત્યા સુધી ખાવી. (૫) સ્તનમાં દૂધ આવવા માટે:—કપાસના મૂળ અને શેરડીના મૂળ એકત્ર કાંજીમા વાટી આપવા (૬) સ્તનરોગ ઉપર:—કપાસનાં મૂળ અને દૂધી, ઘઉની કાંજીમા વાટી લેપ કરવો. (૭) દેડગરોળીના દંશ ઉપર:—કપાસનાં પાદડા, વછનાગ અને રાઈ વાટી લેપ કરવો, અથવા નરમાના મૂળ માણસના મૂત્રમા ઘસી દંશસ્થાને લેપ કરવો, કિંવા કપાસનુ લાકડુ ઘસી લેપ કરવો (૮) તાવથી શરીરે ખરજ ઊઠે છે તે ઉપર:—નરમાના રસમા કડવા કારેલા વાટી શરીરે લેપ કરી મર્દન કરવુ અને ચાર ઘડી પછી સ્નાન કરવુ. (૯) જખમ ભરાઈ આવવા માટે:—પાનડીનો અંગરસ કાઢી તેમા નરમાના મૂળ ઘસી ચોપડવા અથવા નરમાના તોરા અને પાનડી બારીક વાટી વડી કરી જખમ ઉપર મૂકવી. એથી જખમ જલદી ભરાઈ આવે છે (૧૦) વીંછીના દંશ ઉપર:—કપાસના પાદડા અને રાઈ એકત્ર વાટી લેપ કરવો, કિંવા કપાસના મૂળ રવિવારે લાવી રાખવા તે ચાવી ખાવાથી વિષ ઊતરે છે. (૧૧) અફીણ ઉપર ઉતાર:—કપાસના બિયાનુ ચૂર્ણ અને ફટકડીનું ચૂર્ણ એકત્ર કરી ખવડાવવુ અને નરમાના પાલાનો રસ આપવો (૧૨) ઇંદ્રિયમાંથી ધાતુ પડે છે તે ઉપર:—નરમાના બે–ત્રણ પાદડા અને ખડીસાકર એકત્ર કરી પ્રાત કાળે ખાવા (૧૩) નાક અને મોંમાંથી લોહી પડે છે તે ઉપર:—જૂના કપાસની ધૂણી નાકે સૂંઘવી પછી બે તોલા કપાસના પાદડાના રસમા એક તોલો ખડીસાકર નાખી તે પીવુ (૧૪) સ્ત્રીઓના નષ્ટપુષ્પ એટલે અટકાવ યોગ્ય વખતે અને બરાબર ન આવતો હોય તે ઉપર:—કપાસિયાના તેલમા એલચીદોડા, જીરું, હળદર, સિંધવ એકેક માસો લઈ ઝીણા કપડામા બાધી તેની પોટલી ચોથા દિવસથી યોનિમા રાખવી. (૧૫) કમળાના રોગ ઉપર:—નરમાના જીંડવાનો રસ નાકે પીવો. (૧૬) ધંતૂરાના વિષ ઉપર:—કપાસનાં બિયા અને ફૂલનો કાઢો આપવો (૧૭) બાળકના અતિસાર ઉપર:—નરમાનાં તાજાં જીંડવા બાફી તેનો રસ કાઢવો અને તે બાળકને પાવો; અથવા બાળકની માએ તે જીંડવું ચાવી તેનો રસ બાળકના મોમા નાખવો. (૧૮) મગજ શાંત થવા માટે તથા મસ્તક શૂળ ઉપર:—કપાસિયાનુ તેલ માથા ઉપર ૩ અથવા ૭ દિવસ ચોળવું. (૧૯) મૂળવ્યાધિ ઉપર:—નરમાના પાલાનો રસ ગાયના દૂધમા ત્રણ તોલા પર્યંત આપવો. (૨૦) આગંતુક જ્વર ઉપર:—નરમાના પાદડા ગાયના દૂધમા વાટી ગરમ કરી શરીરે લેપ કરવો.×

× ડોક્ટર દેસાઈના મત મુજબ ખેતરમા વાવેલા કપાસના બી (કપાસિયા) ધાવણ વધારનાર, સ્નેહન,

૮૬ કપૂરીમધુરી—સં૦ સ્પૃક્કા. મ૦ કપૂરીમધુરી, કપૂનીવલી, પિડકા, ગગૌના. હિં૦ અસવરગ. લ૦ કોડપુરી, અસ્પગ કપૂરી બં૦ સ્પૃક્કા શાક, ગવપિંડી, પિંડિ્ શાક, લા૦ એરુઆ લેનેટા (ગોરખગાન્જે), એનિસોમેલસ મલબારીકા (મખમલી ચોધારો)

આ છોડ શુમારે એક હાથ ઊંચો વધે છે એના પાદડા તુલસીના પાદડા પ્રમાણે અને ધોળાશ ઉપર હોય છે. એને તુલસી પ્રમાણે તોરા (માજર) આવે છે. આ છોડ **પૂના અને નાશિક** જિલ્લામા કેળોના બાગમા પુષ્કળ થાય છે. **કપૂરીમધુરી**×—તીખી, કડવી, તૂરી, સ્વાદુ, શીતળ, વૃષ્ય અને સુગંધી છે, તથા ઉધગ્સ, તૃષા, મેહ, કફ, ત્રિદોષ, કુષ્ઠ, વિષદોષ, જ્વર, કફ, સ્વેદદાહ, રક્તદોષ, દુર્ગંધ, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર અને ગળનો નાશ કરે છે ઉપયોગ :—(૧) **પરુપ્રમેહ ઉપર :**— કપૂરીમધુરીના પાલાનો અંગરસ ૭ દિવસ આપવો (૨) **મધુરા અને વિષમજ્વર ઉપર :**— કપૂરીમધુરીના પાલાનો રસ કાઢી આપવો

૮૭ કપૂર—સં૦ બં૦ કર્પૂર મ૦ કા૦ કાપૂર હિં૦ ક૦ કપૂર તૈ૦ કર્પૂમાર, ફા૦ કાફૂર. બ્રહ્મો૦ પારો પગફૂ અ૦ કાફૂરકેશોરી ઈં૦ કેમ્ફોર લા૦ કેમ્ફોરા ઓફિસિનેરમ્

---

મૂત્રજનન, સારક, શ્લેષ્મનિ સારક, બલ્ય અને જ્ઞાનતંતુ સંસ્થા માટે પૌષ્ટિક છે કપાસ (સરૂ) ઉપશોષક અને સંગ્રાહક છે ફૂલ ઉત્તેજક અને પ્રસન્નતા આપવાવાળા છે કોમળ પાન સ્નેહન અને મૂત્રજનન છે મૂળની છાલ ગર્ભાશયને ઉત્તેજક, આર્તવજનક અને સ્નેહન છે એ ગર્ભાશયને સારી રીતે સંકોચ કરાવી રક્તસ્રાવ બંધ કરાવે છે મૂળની છાલની આ ક્રિયા એલોપેથિક ઔષધિ-અરગટના જેવી છે મૂળની છાલ ૧૦ તોલા ૧૦૦ તોલા પાણીમા ઉકાળવી ૫૦ તોલા પાણી રહે ત્યારે ગાળી લેવુ માત્રા-ળાથી ૨ ઓંસ અરધા-અરધા કલાકે આપવી સુવાવડીને આ ક્વાથ આપવાથી ઉત્તમ પ્રકારે ગર્ભસંકોચ થાય છે તથા લોહી બંધ થઈ જાય છે, તેમ જ ગર્ભાશય ઢીલુ રહેવાથી થનારો ત્રાસ (તાવ, શૂળ વગેરે) દૂર થાય છે ઓર પડવાની સાથે જ કાઢો આપવો જોઈએ પૂર્ણ લાભ થવામા અરધો કલાક લાગે છે અરધા કલાકમા ગર્ભાશય દડા જેવુ દૃઢ ન થાય અને નાડી તેજ હોય તો કાઢો બીજી વાર આપવો આપસદ (ગુ૦ નોરવેલ), કીડામારી, સર્પગંધા, ગાજા પીપરામૂળ, હિંગ, અજમો, તજ, હરમળ (ગુ૦ હરમગે), તલ, ભાગરડ, બોડિયો કલાર અને વાળાથી ગર્ભાશયનો સંકોચ થાય છે ખરો, પરંતુ એ બધી દવાઓ કપાસના મૂળની છાલ જેવી રામબાણ નથી અગ્ગટના કરતા આની ક્રિયા થોડા વધારે સમયમા થાય છે ચિન્નકથી આવો જ સંકોચ થાય છે, પણ તે દાહજનક છે. કપાસના મૂળની છાલ મોટા પ્રમાણમા અપાય તો ગર્ભપાત કરાવે છે પીડિતાર્તવ અને ટાઢથી થયેલ અનાર્તવમા આના કાઢાથી લાભ થાય છે ગર્ભાશયશૂળને મટાડવા માટે સ્ત્રીને મૂળના ક્વાથમાં બેસાડાય છે

નરમામા સ્નિગ્ધતા કપાસના કરતા વધારે હોવાથી એના પાન અને મૂળનો ઉપયોગ લેપ કરવામા વધારે થાય છે જખમ ભરવા માટે નરમાના પાન અને સુગંધી પાનડી વાટી પોટીસ કરીને બધાય છે

—સ્વામી કૃષ્ણાનંદ

× કપૂરીમધુરીના છોડા થાય છે, તેનાથી શીશા સાફ થાય છે એ બે પ્રકારની થાય છે એકના પાદડામાથી કપૂરની વાસ આવે છે અને બીજામાથી આવતી નથી

(૧) સં૦ સ્પૃક્કા ગુ૦ મખમલી ચોધારો, કપૂરીમધુરી લૅ૦ એનસોમેલસ મલબારિકા આ જાતિ ઉત્તમ, સ્વેદલ, શીતશામક અને ઉત્તેજક છે સ્વરસ ળાથી ૧ તોલા સુધી આ તીવ્ર ઔષધિ છે, માત્રા ઓછી લેવી જોઈએ અપચન અને ઉદરપીડા પર પેટે લગાડાય છે બાળકોને દાંત આવતી વખતે આ દવા સારી રીતે લાગુ પડે છે કૃમિજ્વર અને બધી પ્રકારના તાવમા અપાય છે જીર્ણજ્વરમા અતિ ઉપયોગી છે. આના છોડ કમર જેટલા ઊંચા વધે છે. પાન જાડા અને લંબગોળ જેવા હોય છે, ફૂલ ફીકા જાંબુડી રંગના હોય છે. પાનમા સુગંધ અને કડવાપણુ રહેલ છે

(૨) સં૦ આદાનપાકી, ગુ૦ ગોરખગાન્જે, કપૂરીમધુરી લૅ૦ એરુઆ લેનેટા આ જાતનુ વર્ણન પહેલીએ ઉપર આપેલ છે આના મૂળમા અનંતમૂળ (કાળી જાત) અથવા કપૂર જેવી સુગંધ આવે છે આ જાત સ્નેહન, મૂત્રજનન, વેદનાસ્થાપન, અસ્મરીઘ્ન અને કાસહર છે આની ક્રિયા અઘેડા (અપામાર્ગ) જેવી છે. અસ્તિમા અશ્મરીજનિત વેદના થતી હોય તે ઉપર ફૂલોનો ક્વાથ અતિ લાભદાયક છે.

આ એરુઆ જાતિની એક ઉપજાતિ છે તેને ગુજરાતીમા બૂર, મરાઠીમાં કુમ્રપિંડી અને લૅટીનમા એરુઆ જવેનિકા કહે છે તેના ફૂલોનો ઉપયોગ પણ પથરીની વેદના ઓછી કરાવવા માટે ઉપર પ્રમાણે કરાય છે

જાપાન, સુમાત્રા, ફારમોસા, બોર્નિયો ઇત્યાદિ બેટોમા કપૂરના ઝાડ થાય છે. યુરોપિયન ઉદ્દભિજ્જશાસ્ત્રવેત્તાઓએ વૃક્ષકુલનો નિશ્ચય કરેલ છે કપૂરના ઝાડ ૬૦ થી ૮૦ ફૂટ ઊંચા હોય છે. પાન થોડા લબગોળ અને છેડા પાસે નોક હોય છે, જે જોવામા ભાલા સરખી દેખાય છે હાથ લગાડવાથી પાન સુંવાળું જણાય છે, તેમ જ પાન પર શિરા દેખાય છે. પાનની ઉપરની બાજુ લીલા રંગની હોય છે, તેમા ઝાખા પીળા રંગની ઝાઈ મારે છે. નીચેની બાજુ નીલી ઝાઈવાળી લીલા રંગની હોય છે. પાનનું ડીંટડુ લાબું હોય છે શાખાની છાલ ઉપરથી ખડબચડી હોય છે. પણ અંદરનો ભાગ લીસો હોય છે. કપૂરના વૃક્ષ પર નાના ફૂલ આવે છે પુષ્પની દાડી લાબી હોય છે. ફળ વટાણા સરખા થાય છે. ઝાડના પ્રત્યેક ભાગમા કપૂરની સુગંધી આવે છે.

ઈબ્રે ખોર્દાદ નામક એક મુસાફરે ઈસ્વીસનના નવમા સૈકાના આખરમા લખેલા એક ગ્રંથમા એવો ઉલ્લેખ કરેલો છે કે, (તે વખતે મલાયા બેટમાની ચીન અને હિંદુસ્તાનમા કપૂર જાય છે.) એ જ ગ્રથમા એણે લખ્યું છે કે, ફાનસૂર અથવા કાતસૂર નામના બેટમા કપૂર ઘણું જ ઉત્પન્ન થાય છે યૂલ સાહેબના કહેવા પ્રમાણે ફાનસૂર બેટને 'બેગસે' પણ કહે છે. એ સુમાત્રા બેટના પશ્ચિમ કિનારા પર એક નાનું શહેર છે એ બેટના નામ પગ્થી ભીમસેની કપૂરને બરાસ કપૂર કહેવા લાગ્યા હશે. ભીમસેની કપૂરના ઝાડની શોધ અગ્રેજ લોકમા પહેલા કોલબ્રુક સાહેબે કરેલી છે. આ ઝાડ ૮ વર્ષનુ થયા પછી તેના ટુકડા કરે છે તેની છાલની નીચે લાકડાની સંધિમા કપૂરના નાના નાના કણ મળે છે વૈદકમા કપૂરના પકવ અને અપકવ એમ બે ભેદ કહેલા છે. તેમા ભીમસેની કપૂર અપકવ અને બાકીની બીજી બે જાત પકવ સમજવી જે ઝાડમાથી તૈયાર મળે છે તે અપકવ અને જે બાષ્પ વરાળની ક્રિયા કરીને ચંદની અર્ક પ્રમાણે બનાવવામા આવે છે તે પકવ. પકવ કપૂરના કરતા અપકવ કપૂરમા વધારે ગુણ રહેલો છે. એક વૃક્ષમા વધારેમાં વધારે ૪૪૦ તોલા ભીમસેની કપૂર નીકળે છે. અસલ ભીમસેની કપૂરનો ભાવ આશરે ૮૦ રૂપિયે રતલ હોય છે જે ઝાડ વધારે મોટું અને જૂનુ હોઈને સુકાવાની તૈયારી પર હોય છે, તેમાથી નીકળનાર કપૂર સર્વોત્તમ હોય છે. કપૂર વૃક્ષમાથી કાઢ્યા પછી તે પાણીથી ધોઈને સાફ કરે છે. બોર્નિયો બેટમાં જે ભીમસેની કપૂર ઉત્પન્ન થાય છે, તેમાનો મોટો ભાગ રાજાની મરણક્રિયા વખતે વપરાઈ જાય છે; બાકી રહેલ ચીન, જાપાન, સિયામ વગેરે દેશમાં વ્યાપાર માટે મોકલવામા આવે છે. બીજા કપૂર કરતાં ભીમસેની કપૂર કઠણ અને વજનમા કાંઈક ભારે હોય છે, જેથી પાણીમા નાખવાથી ડૂબી જાય છે. હવામાં ખુલ્લું રાખવાથી બીજા કપૂરની માફક ભીમસેની કપૂર જલદી ઊડી જતું નથી, તેમ જ પિગળાવેલુ ભીમસેની કપૂર બીજા કપૂર કરતા વધારે ઉષ્ણતાવાળુ જણાય છે ભીમસેની કપૂરમા અતિ તીવ્ર સુગધ હોય છે. જોવામા સ્ફટિક પ્રમાણે સફેદ, ચમકદાર, સ્વચ્છ, પાતળા અને નાના ટુકડા હોય છે. ભીમસેની કપૂરના ઉપર સુરાખારનો તેજાબ (નાઈટ્રિક એસિડ) નાખવાથી તે સાદા ચિનાઈ કપૂર સમાન થઈ જાય છે. વૈદક ગ્રથમા **કૃત્રિમ ભીમસેની કપૂર કરવાની કૃતિ આ પ્રમાણે લખેલી છે:—** કપૂર ૮ તોલા, એલચી બે તોલા, ચંદન, સમુદ્રફીણ, નિર્મળીના બીજ, રસવંતી, નાગરમોથ, એ પાચ વસ્તુ એકેક તોલો લઈ દૂધમા વાટી તેનો ગોળો કરવો તે એક વાસણમા+ મૂકી તેના ઉપર તેની જ જોડીનુ બીજું વાસણ મૂકી એ બન્નેની સધિ કપડમાટીથી કરવી પછી તે વાસણને એક નાના ચૂલા પર મૂકી નીચે અગુઠા જેટલી જાડી વાટવાળી ઘીની બત્તીનો તાપ એક પહોર આપવો. ઉપરના વાસણ ઉપર ભીનુ કપડું રાખવું. એ કપડું સુકાય નહિ માટે વારવાર થોડુ થોડું પાણી છાટતા જવુ આ પ્રમાણે કરવાથી દીવાની ઉષ્ણતાથી ઉપરના વાસણના તળિયામા સ્ફટિક પ્રમાણે સ્વચ્છ, સફેદ અને ચકચકિત કપૂરના બારીક બારીક કણ ચોટેલા દેખાય છે વાસણ ઠંડું થયા પછી ખોલીને કપૂર કાઢી લેવુ આ કૃત્રિમ ભીમસેની કપૂરના ગુણ અને સુગધ અસલ ભીમસેની કપૂરના સરખા જ છે ભેદ માત્ર એટલો જ છે કે, અસલ ભીમસેની કપૂરના પત્રી સાકર સમાન ટુકડા હોય છે અને કૃત્રિમ કપૂરના નાના નાના કણ હોય છે.

+ કાસાની થાળી પર ગોળો રાખી ઉપર કાસાનો વાડકો રાખી સંધિ બધ કરવાનો રિવાજ સાધારણ છે ઉપરના ભીના કપડા પર પાણી છાટવાને બદલે પાચપાચ મિનિટે પ્રાય સર્વ કોઈ કપડું બદલી નાખે છે.

**બીજા પ્રકારનુ પત્રી કપૂર:**—આ એક નાના ક્ષુપના પાનમાથી નીકળે છે. આ છોડ ચીનમા તેના સરીમ પ્રાન અને કુમોન પર્વત પર જોવામા આવે છે આ ક્ષુપને **બ્લ્યુમી બાલસ મીફેરા** નામ આપેલુ છે. આ ક્ષુપમાથી બહ્નીલોક બાફીને કપૂર કાઢે છે આ કપૂર ભીમસેની કપૂર કરતા થોડુ જડ (ભારે) હોય છે, પરતુ હવામા જલદી ઊડી જાય છે. આ કપૂરમા ડમરા (મરવા) જેવી સુગધ આવે છે. ચીનમા આ કપૂરને '**નાગાઈ કપૂર**' કહે છે.

**ત્રીજા પ્રકારનુ ચિનાઈ કપૂર:**—ઉપરની બન્ને જાતના કરતા આ જાત સસ્તી છે. ૬૦–૬૫ રૂપિયે હંડ્રવેટ(૧૧૨ રતલ)ના ભાવથી એ વેચાય છે. આ ચિનાઈ કપૂરને પકવ કપૂર કહે છે. સીનામેમ્ કમ્ફોરા નામના ઝાડના લાકડાના કકડા કરીને, જેમ ચંદનમાથી તેલ કાઢે છે તે પ્રમાણે તેમાથી જાપાન દેશમા કપૂર કાઢે છે

કપૂર તૈયાર કરવાની ભઠ્ઠી ચીકણી માટીની હોય છે ફાર્મોસા બેટમા ટામસુઈ નદીની પૂર્વ તરફ પર્વતની તળેટીમા ગરીબ માણસો કપૂર તૈયાર કરી પોતાનો નિર્વાહ કરે છે કપૂર જેમજેમ તૈયાર થતુ જાય છે, તેમતેમ ચિનાઈ વેપારી વેચાતુ લઈને યુરોપિયન વેપારીને વેચી દે છે કેટલાક વર્ષ ઉપર એક વખત કલકત્તામા બહારથી આવેલા મોટામોટા ઇમારતી લાકડા ચીરતી વખતે કેટલાકમાથી કપૂર નીકળ્યુ હતુ કપૂરમાં ઊડી જવાનો ગુણ છે તે ઉપરથી, કોઈ મનુષ્ય ભાગી જાય અથવા બરાબર અણીના વખતે પોતાના સ્નેહીસબધીને છોડી જાય તેને પારસી ભાષામા 'કપૂર થઈ જવુ' કહે છે.

ઔષધિ સિવાય ચામડા સાફ કરવામા, દારૂગોળામા, ફોટોગ્રાફી સબધી કેટલાક મિશ્રણ તૈયાર કરવામાં પણ કપૂરની જરૂર પડે છે, પરતુ કપૂરની ઉત્પત્તિ ઉપયોગના પ્રમાણમા બહુ જ કમી થતી હોવાથી દિવસેદિવસે કપૂર મોઘુ થતુ જાય છે. ફાર્મોસા બેટમા સર્વથી વધારે કપૂર ઉત્પન્ન થાય છે અને ત્યાનો એકદર વ્યાપાર ત્યા રહેતા જાપાની માલિક અને એક અગ્રેજી વ્યાપારી કપનીના હાથમા હોવાથી ભાવ વધારી આપે છે એ અડચણ દૂર કરવા માટે અમેરિકામા કેટલાક પ્રસિદ્ધ રસાયનશાસ્ત્રીઓએ કેટલાક વર્ષોના સતત પરિશ્રમ પછી હમણા કેટલાક પદાર્થોને રાસાયનિક સયોગોમાથી કૃત્રિમ કપૂર તૈયાર કરવાની યુક્તિ શોધી કાઢી છે. આ કૃત્રિમ કપૂરનો ગુણ અને ઉપયોગ ખરા કપૂરના જેવો જ છે, એમ ઉપરના રસાયનશાસ્ત્રીઓનુ કથન છે. બીજુ આ કપૂર બહુ જ ઓછા ખર્ચમા તૈયાર થાય છે, એમ તેઓનુ કહેવુ છે. આ કપૂરના ઉદ્યોગધધાની વૃદ્ધિ કરવા માટે અમેરિકામા એક કપનીની સ્થાપના થઈ છે. તે કપનીએ ન્યુયોર્કથી ૨૫ માઈલ દૂર પોર્ટ ચેસ્ટર નામના શહેરમા એક મોટુ કારખાનુ શરૂ કરેલુ છે.

ઈ. સ ૧૮૯૩ની સાલમા ૭૫૩૦ હંડ્રવેટ કપૂર મુબઈથી વિલાયત મોકલાવેલ છે ૧૮૯૪-ની સાલમા ચીન અને જાપાનની વચ્ચે લડાઈ શરૂ થવાથી કપૂરના વેપારને ઘણો જ ધક્કો પહોંચ્યો, એ ઉપરથી સરકારે કપૂરના ઝાડના રોપ બહાર દેશાવરથી લાવીને લકા(સિહલદ્વીપ)મા લગાડેલા છે, એમ જણાય છે.

આ દેશમા પણ કપૂર કોઈ કોઈ જગ્યાએ મળી આવે છે પાચદશ પ્રકારના ઝાડમાથી કપૂર નીકળે છે હિદુસ્તાનમા કેળની જાતિનું એક ઝાડ છે, તેમાથી કપૂર કાઢે છે. તે ઝાડને '**કપૂરકેળ**' કહે છે. કપૂર બનાવવાની કૃતિ જુદાજુદા દેશોમા જુદીજુદી હોય છે. કપૂર એ સદરહુ ઝાડના ગર્ભમાથી નીતરનારુ જાડુ અથવા પોતાની મેળે ઘટ્ટ થનાર નૈસર્ગિક (મૂળનુ) તેલ છે. રાજનિઘટકારે (નરહરિ પડિતે) ત્રણ પ્રકારનુ કપૂર કહેલુ છે:—(૧) **ભીમસેની બરાસ** (સં૦ પોતાસ, પાંસુ. હિ૦ બરાસકપૂર ઇ૦ બોર્નિયો કેમ્ફર. લા૦ ડ્રાયો બોલાનોપ્સ એરોમેટિકા) (૨) **પત્રી કપૂર:**—(લે બ્લ્યુમીઆ બાલસમીફેરા) (૩) **ચીની કપૂર:**—(સ૦ ચીનક, કૃત્રિમ, મા૦ સિનામોમમ્ કેમ્ફોરા) આ ત્રણે જાતનુ કપૂર અદ્યાપિ પર્યત બરોબર પ્રચલિત છે × **કપૂર**–કડવુ,

× ભીમસેની કપૂર પાણીમા ડૂબી જાય છે વાયુમા જલદી ઊડતુ નથી કપૂર અને પાદડીની મિશ્રિત સુગંધવાળુ છે તેમ જ બીજી બે જાતોના કરતા કઠણ છે

ચિનાઈ પત્રી કપૂર (છોડવામા નીકળેલુ) પાણી પર તરે છે ગરમ વાયુમા જલદી ઊડી જાય છે.

તીખુ, કાઈક ઠડુ, કફદોષનાશક અને કૃમિનાશક છે નેત્રવિકાર ઉપર લેપ કરવા માટે, મૂત્રાઘાતમાં ઇંદ્રિયમા નાખવા માટે તેમ જ જ્વરાતિસારમા હિંગળો, અફીણુ ઇત્યાદિ પિત્તવિસર્જન અને દાહશામક પદાર્થો સાથે કપૂરનુ મિશ્રણ લખેલુ છે. રાજનિઘટકારે વાતરોગ, દાત હાલવા, દાતોના અશક્તિ ઇત્યાદિ રોગો ઉપર કપૂરતેલનો ઉપયોગ બતાવેલ છે એ કપૂરતેલ ભીમસેની કપૂરના ઝાડને ચીરવા માડતા તેમાથી જે કપૂરનો પાતળો રસ નીકળે છે તે અથવા બીજી રીત પ્રમાણે કરેલો જ ઉપયોગી છે. હૃદયનો કપ, અપસ્માર, કલાયખજ, શુક્ર (રેત) નાશ અથવા ઊઘમા એકાએક વીર્યપાત થવો એ વિકારો ઉપર કપૂર સારો ગુણ કરે છે: પણ તે થોડા પ્રમાણમા આપવુ જોઈએ, ઓછા પ્રમાણમા એટલે તેની માત્રા ૦ાા રતીથી એક રતીની છે, મધ્યમ પ્રમાણ ૧થી ૫ રતી સુધી આપવાથી

---

એક જ પ્રકારની સુવાસવાળુ છે નરમ હોવાથી જલદી ચૂરો થઈ જાય છે

ચિનાઈ કપૂર પાણીમા ડૂબી જાય છે જલદી ઊડી જાય છે મરવામિશ્રિત સુવાસ આવે છે કઠણ છે

ભીમસેની કપૂરના ઝાડ ૧૫૦ ફૂટ ઊચા અને ૩૫ ફૂટના ઘેરાવાના હોય છે એક ઝાડમાથી લગભગ ૪૮૦ તોલા કપૂર મળી આવે છે બીજી જાતના કપૂરોને ઉકાળીને તૈયાર કરવામા આવે છે, પણ ભીમસેની કપૂર નસર્ગિક બનેલુ છે

રાસાયનિક પૃથક્કરણ ત્રણે કપૂરોનુ લગભગ સમાન છે પણ ગુણની દૃષ્ટિએ ભીમસેની કપૂરમા કાઈક વધારે અતર પડી જાય છે ભીમસેની કપૂર ઓછુ દાહજનક અને મસ્તિષ્ક પર શામક અસર બતાવે છે તેમ જ ચિનાઈ કપૂરના કરતા વધારે પ્રમાણમા સહન થઈ શકે છે ભીમસેની કપૂર અને ચિનાઈ પત્રી કપૂરથી પ્રકાશના કિરણ જમણી તરફ અને ચિનાઈ કપૂરથી કિરણ ડાબી બાજુમા જાય છે

નવ્ય મતમા કપૂર મસ્તક અને સુષુમ્ણાને ઉત્તેજક, હૃદયોત્તેજક, ધમનીસકોચક, આક્ષેપહર, વાતહર, દીપન, દુર્ગંધનાશક, રક્તમા શ્વેતાણુ વધારનાર, કફઘ્ન, કાસહર, શ્વાસનાશક, જ્વરઘ્ન, સ્વેદજનક, દાહશામક, કામોત્તેજનાશામક, કામોત્તેજક અને ધાવણનો નાશ કરનાર ગણાય છે કપૂરની જનનેંદ્રિય પર ક્રિયા પ્રકૃતિ અને પ્રમાણભેદથી કોઈને ઉત્તેજના અને કોઈને શામકતા બતાવે છે પ્રમાણ બહુ જ વધી જાય તો ઊલટી થઈ જાય છે ઊલટી ન થાય તો માદક ક્રિયા દર્શાવે છે માથામા ભારેપણુ, ચક્કર આવવા, પ્રલાપ, આક્ષેપ, બેહોશી અને મૂર્છા ઇત્યાદિ લક્ષણ ઉત્પન્ન થાય છે આની સ્થિતિમા શરીર શીતળ અને નાડીનુ સ્પંદન ઓછુ થઈ જાય છે

કપૂર નાની માત્રામા પ્રતિફલિત ક્રિયા દ્વારા હૃદયને ઉત્તેજિત કરે છે ધમનીઓ પણ વેગપૂર્વક લોહીનું વહન કરવા માડે છે, જેથી રક્તદબાવ (બ્લડપ્રેશર) વધી જાય છે, પણ કપૂરનો શિરાઓમા પ્રવેશ થયા પછી હૃદયને મદ બનાવી આપે છે

સામાન્ય રીતે કપૂર નાની માત્રામા કામોત્તેજક અને મોટા પ્રમાણમા કામશામક છે કપૂર વૃક્કોમા જવા પછી રૂપાતરિત થઈ જાય છે એટલે પેશાબની સાથે બહાર નીકળતી વખતે કાઈક વેદના થાય છે

કપૂર શ્વાસકેંદ્ર પર ઉત્તેજના પહોચાડે છે, જેથી શ્વાસક્રિયા શાત, સબળ અને ગંભીર બને છે નિશ્વાસમા કપૂર રૂપાતર થયા વિના બહાર નીકળે છે, જેથી કફ પાતળો અને શિથિલ થઈને સરળતાપૂર્વક બહાર નીકળી જાય છે

**સૂચના**—કપૂર ધાવણને ઓછુ કરે છે અથવા સુકાવી દે છે, માટે નાના બાળકની માતાને આપવુ નહિ

જ્વરરોગમા રક્તદબાવ અધિક ન હોય, શક્તિપાત, માનસિક અસ્થિરતા, નિદ્રાનાશ અને મંદમદ પ્રલાપ હોય તો કપૂર અતિ લાભદાયક છે કપૂર અને હિંગને સમભાગ મેળવી મધમા ૩–૩ રતીની ગોળીઓ બનાવી ૩–૩ કલાકે એકએક ગોળી આદાના રસની સાથે અથવા ૨–૪ તોલા દૂધની સાથે આપી શકાય છે જ્વરરોગમા પસીનો લાવવા માટે અને ગરમી ઓછી કરાવવા માટે કપૂર બહુ જ ઉપયોગી છે. શીતળા, ઓરી, ગ્રંથિજ્વર, મોતીઝરા (૨૧ દિવસનો મુદ્દતી તાવ ટાઈફોઈડ), શોથજ્વર અને રતવા પર કપૂર અતિ હિતકારક છે

વિસૂચિકા (કોલેરા)ની ઔષધિઓમા કપૂર અત્યુત્તમ ઔષધિ છે કપૂરથી ઊલટી, દસ્ત, હાથપગમા ગોટલા ચઢવા, એ બધા લક્ષણો દૂર થઈ જાય છે પેશાબ સાફ આવી જાય છે અને નાડી સ્વસ્થ બને છે પણ કપૂરનો ઉપયોગ રોગ પ્રારભ થયા પછી તરત કરવો જોઈએ

સુવાવડ થયા પછી કોઈ કોઈ સ્ત્રીને શૂળ ઉત્પન્ન થાય છે, એના પર કપૂર મહાઉપકારક છે ૫ રતી કપૂર અને ૦ા રતી અફીણ મેળવીને આપવાથી શૂળનુ શમન થઈ જાય છે

વીર્યસ્રાવ વિકારમા કપૂરના જેવી ઉપયોગી ઔષધિ બહુ જ કમ છે. શુક્રમેહ, પેશાબમાં વીર્યનું જવું,

આહ્લાદક અને શાતિ મળે છે. દમ, જૂનો સ ધિવા અને યોનિશૂળમા ૨–૩ રતી પ્રમાણે આપવુ વધારે પ્રમાણમા આપવાથી હૃદયમા કંપ થઈ થાક ઉત્પન્ન થાય છે કપૂર ખાવા આપવુ હોય તો એક તૃતીયાશ વજનનો સાબુ કપૂર સાથે ખરલ કરી તેની જરૂરત હોય તેટલી ગોળીઓ બાધી તે દિવસમા બે–ત્રણ વખત આપવી એમ કેટલાકનો મત છે હકીમ લોકો કપૂરને ઠંડુ તથા મસ્તક અને હૃદયને ઉત્તેજક માને છે આર્યવૈદકમા ભીમસેની કપૂર કામોત્તેજક અને વીર્યસ્તંભક માનેલ છે, પરંતુ યુનાની હકીમોનો મત એથી ઊલટો છે, તેમ જ વૈદકમા ભીમસેની કપૂરને આખ માટે ઘણુ જ હિતકારક વર્ણવ્યું છે; પણ હકીમ લોક આખોમા નાખવાનો નિષેધ કરે છે. વૈદક ગ્રંથમા વીર્યસ્તંભક અને આખોના ઔષધમા ભીમસેની કપૂરનો ઉપયોગ બતાવેલ છે તથા તેનો ગુણ પણ અનુભવમા આવે છે. ઉપર બતાવેલ કપૂરના ઘણાક ગુણો ડોકટરની પણ સમતિવાળા છે કપૂરની ઘણીક વધારે માત્રા આપવાથી કેટલેક પ્રસગે મરણ થયાના દાખલા મળી આવવાનુ એક અમેરિકન ડોક્ટરે વર્ણન કરેલું છે *

કપૂર વસ્ત્રમા અને પુસ્તકમા રાખવાથી તેને ઊધઈ લાગતી નથી કપૂર ઉઘાડું રાખવાથી ઊડી જાય છે, માટે તેને ડબામા ભરી રાખવુ જોઈએ અને તેની સાથે કાળા મરી ( તીખા ) રાખવા જોઈએ 'કપૂર સર્વ તાવ ઉપર ચાલે છે' એવો એક અગ્રેજ વૈદનો મત છે. કપૂરના પાણીમા ઝાડના બી પલાળી રાખવાથી કેટલાક દિવસે બહાર કાઢીએ તો તે જમીનમા ઘાલ્યા બરાબર ઊગી નીકળે છે.

**કપૂર સાધારણ :**—મધુર, કડવુ, શીતળ, સુગધયુક્ત, લઘુ, નેત્ર્ય, લેખન, વૃષ્ય, તીખુ, પ્રીતિકારક, મૃદુ અને મદકર છે તથા કફ, દાહ, તૃષા, રક્તપિત્ત, કઠરોગ, નેત્રરોગ, વિષ, પિત્ત, મુખની વિરસતા દુર્ગંધ, ઉદર, મૂત્રકૃચ્છ્, પ્રમેહ અને મળના ગધનો નાશ કરે છે એ તાજુ હોય ત્યારે સ્નિગ્ધ, કટુ, ઉષ્ણ અને દાહકારક છે, તથા જૂનું થયું હોય તો દાહ અને શોષનો નાશ કરે છે. તે સ્વચ્છ કરવાથી ગુણવાળુ બને છે **ભીમસેની કપૂર :**—મીઠું, શીતળ, વૃષ્ય, કટુ અને તીખુ છે તથા તૃષા દાહ, રક્તપિત્ત અને કફનો નાશ કરે છે.× **ઉપયોગ ( ૧ ) જ્વરાતિસાર ઉપર કર્પૂરરસ :**—કપૂર,

---

સ્વપ્નમા શુક્રપાત, એ વિકારો ઉપર કપૂર ૨–૨ રતી રાત્રે દૂધની સાથે આપવુ જોઈએ જો કપૂરની સાથે ખુરાસાની અજમો ૪–૬ રતી અપાય, તો લાભ જલદી પહોચે છે

પરમિયામા શિશ્ન દૃઢ થઈ જાય છે ત્યારે દરદ બહુ થાય છે એ પર કપૂર ૨–૨ રતી અને ૦। રતી અફીણ મેળવીને અપાય છે શિશ્ન અને સીવની પર કપૂરના તેલની માલિશ કરવી જોઈએ અથવા ૧–૨ માસા કપૂરની પોટીશ બાધવી જોઈએ

માસિક ધર્મમા સ્ત્રીઓને અતિ દરદ થતુ હોય તો ૨–૪ રતી કપૂર દિવસમા ૨ વાર આપવુ જોઈએ જરૂર હોય તો બીજી વખત ૨ કલાક પછી પણ આપી શકાય છે આ ઉપરાત કેડ પર કપૂરના તેલની માલિશ અને ગુદામા પિચકારી આપવાથી વેદના તુરત નિવૃત્ત થઈ જાય છે

જીર્ણ આમવાતમા કપૂર ૨–૪ રતી અને અફીણ ૦। રતી મેળવી ૪ માસા સૂંઠના ફાટની સાથે આપવાથી નિદ્રા આવી જાય છે, દરદ દૂર થાય છે તથા પરસેવો આવીને દોષ બળી જાય છે સાધાઓમા વેદના હોય ત્યા કપૂરના તેલની માલિશ કરવી જોઈએ

સ્ત્રીઓને સોમ થવાથી વારંવાર પેશાબ વધારે પ્રમાણમા થયા કરે છે, જેથી શરીર ધીરે ધીરે નિસ્તેજ અને નિર્બળ બની જાય છે એના ઉપર કપૂરનુ સેવન હિતકર છે

**પ્રમાણ**—રથી ૫ ગ્રેન ( ૧થી રા રતી ) સામાન્ય રીતે અપાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

* મુસલમાની ગ્રથકારો કપૂરને ઠડુ અને ભેજા તથા હૃદયને જાગ્રત કરનાર માને છે વળી અનેક પ્રકારના રોગોમા વાપરવાની પ્રશસા પણ કરે છે, પરતુ નેત્રરોગમા વાપરવા ના કહે છે

હમેલવાળી સ્ત્રી કપૂરની મોટા પ્રમાણવાળી માત્રાને હજમ કરી શકે છે એથી તેના હમેલની ખાતરી કરી શકાય છે એક જૈન ગ્રંથમા લખેલ છે કે, હમેલની પરીક્ષા કરવાને એક શેર દૂધમા ૪ ટાક કપૂર આપવુ કોલેરાના દરદીને ખાડ સાથે કપૂર આપવાની એક સહેલાણી સત આજ્ઞા કરે છે કપૂર એ શરીરમાના અને વ્રણમાના જીવોનો નાશ કરે છે, એમ અનેક પ્રયોગોમા અનેક જણને સાબિતી મળેલ છે

કપૂરની શાતિ કરનાર એળિયો, કસ્તૂરી અને કેસર છે, પ્રતિનિધિ સફેદ ચદન અને વશલોચન છે

× વિલાયતી ઔષધિનો ઉપયોગ કરનારાઓ કપૂરના અર્કનો વધારે ઉપયોગ કરે છે કપૂરનો અર્ક કૉલેરાના દર્દમા ઘણુ જ સારૂ કામ કરે છે, તેમ જ અતિસાર, રક્તાતિસાર, વમન, મરડો વગેરેને દૂર કરે

શુદ્ધ હિંગળોક, અફીણ, નાગરમોથ, ઇંદ્રજવ અને જાયફળ, એ સર્વ સમભાગે લઈ તેની આદાના રસમા, રતી (ચણોઠી) જેવડી ગોળીઓ કરી તે આપવી. આથી તાવ સહિત ઝાડા, એકલા ઝાડા, છયે પ્રકારની સંગ્રહણી અને રક્તાતિસાર એ વિકાર શાંત થાય છે. **(૨) વીંછીના વિષ ઉપર :—** પાનમા ચિચૂડા જેટલુ કપૂર નાખી ખાવુ. **(૩) જનાવરના ક્ષતમાં કીડા પડે છે તે માટે :—** ક્ષતમા કપૂર ભરવુ. **(૪) ખરજવાના રોગ ઉપર :—**કપૂર તોલા ૧, ધોળો કાથો તોલો ૧ અને સિંદૂર અડધો તોલો એકત્ર કરી કાસાના વાસણમા નાખો તેમા ઘી દશ તોલા નાખવું. તેને હાથે

---

છે દાત અથવા દાઢમા દર્દ હોય તો કપૂરના અર્કમા રૂનું પૂમડું ભીંજવી દાત અથવા દાઢની નીચે મૂકી મો નીચુ રાખવાથી દાતની ભયંકર પીડા દૂર થાય છે, તેમ જ કોઈ ઝેરીલું જંતુ કરડે તેના ડંખ ઉપર ૨–૩ વખત કપૂરનો અર્ક લગાડવાથી બિલકુલ આરામ થાય છે કપૂરનો અર્ક બનાવવાની રીત નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| રેક્ટીફાઈડ સ્પિરિટ | ૯૦ ડિગ્રી | ૨૮ | ઔંસ |
| કપૂર | | ૪ | ઔંસ |
| ઓઈલ મેથા (પીપરમેંટનુ તેલ) | | ૪ | ઔંસ |

પ્રથમ કપૂરના નાના નાના ટુકડા કરવા અથવા ખાંડી ભૂકો કરવો પછી બે શીશીઓમા ૧૨–૧૨ ઔંસ સ્પિરિટ નાખી અર્ધું અર્ધું કપૂર નાખી હલાવવુ જ્યારે કપૂર ગળી એકરસ થઈ જાય, ત્યારે પીપરમેંટનુ તેલ બબ્બે ઔંસ મેળવવુ. સારી રીતે મળી ગયા પછી બન્ને શીશીઓમાની દવા મેળવી દેવી શીશીમા અર્ધું અર્ધું મેળવવાનું કારણ એ છે કે, કપૂર નાખી સારી રીતે હલાવીને કપૂર મેળવી શકાય

કૉલેરામા રોગ શરૂ થતા જ ૫થી ૧૦ ટીપા ખાંડની સાથે અર્ધા અર્ધા કલાક પછી રોગ કાબૂમા આવે ત્યા સુધી આપતા રહેવું અતિસારમા ૫થી ૧૦ ટીપા ખાંડની સાથે દિવસમા ત્રણ વખત આપવા નાના બાળકને ૨ થી ૩ ટીપાના પ્રમાણમા આ અર્ક આપવો અર્કકપૂર રોગીને આપ્યા પછી ઓછામા ઓછુ અર્ધા કલાક સુધી પાણી પીવા આપવુ નહિ

આ ઉપરાંત અનેક રોગો દૂર કરનારી કપૂરની એક બીજી બનાવટ નીચે મુજબ જુદા જુદા નામથી અનેક દવા વેચનારાઓ તૈયાર કરીને વેચે છે જેમા નીચે મુજબ વસ્તુઓ છે —

| | | | |
|---|---|---|---|
| કપૂર | ૧ | ઔંસ | (૨॥ તોલા) |
| પીપરમેંટના ફૂલ | ૧ | ,, | ,, |
| અજમાના ફૂલ | ૧ | ,, | ,, |

આ ત્રણ વસ્તુ મેળવવાથી પાણી થઈ જશે આ દવાના ૫ ટીપા ખાંડની સાથે આપવાથી અતિસાર તથા વમન બંધ થઈ જાય છે કૉલેરામા અર્ધા અર્ધા કલાકે રોગ શાંત થતા સુધી આપતા રહેવું. મંદાગ્નિ માટે તથા પેટમા થતા દર્દ માટે ૩ ટીપા દિવસમા બેત્રણ વખત પાણી સાથે આપવા શરીર પર આવતી ખાજ માટે ૩ ટીપા પાણી સાથે પીવા આપવા તથા શરીરે તલના ચારગણા તેલમા મેળવી માલિશ કરવા માટે આ ઔષધિ આપવી વળી ઝેરવાળા જંતુના ડંખ ઉપર લગાડવાથી આરામ થાય છે માથાના દર્દમા કપાળે ચોપડવાથી દર્દ મટી જાય છે દાતના દર્દમા રૂનુ પૂમડું ભીંજવી દુખતા દાત અથવા દાઢ નીચે રાખવાથી તુરત રોગ શાંત થાય છે સર્વ પ્રકારના ઉદરરોગ, મરડો, રક્તાતિસાર, રક્તવિકાર, ત્વચાના રોગ, સ્ત્રીઓના રોગ, બાળકની સસણી તથા ધનુર્વાત, વાયુના રોગ, શ્વાસ, કાસ, અમ્લપિત્તાદિ અનેક રોગોમાં યોગ્ય અનુપાનથી ફાયદો કરે છે

ઉપરની ત્રણ વસ્તુની સાથે કોઈએ ટીન્કચર કાર્ડામમ (ઇલાયચીનો અર્ક) તથા ટીન્કચર લવંડર કમ્પાઉંડ (લવંડરનો અર્ક) અર્ધો ઔંસ મેળવેલ છે કોઈએ ઓઈલ સીનામોમ (તજનું તેલ) ૦। ઔંસ તથા નવસારના ફૂલ ૦॥ ઔંસ મેળવેલા છે કોઈએ ઇલાયચીનુ તેલ ૦॥ ઔંસ તથા તજનું તેલ મેળવેલ છે. બીજી કોઈ પણ વસ્તુ મેળવ્યા વિના અનેક રોગીઓને જુદા જુદા દર્દોમાં અનેક વખત ઉપર કહેલી ત્રણ વસ્તુમાથી તૈયાર થયેલી ઔષધિ આપી છે, જેથી ઘણાઓના રોગ દૂર થયા છે બીજી વસ્તુ મેળવીને પણ ઉપયોગ કરેલો છે

'અમૃતબિંદુ,' 'અમૃતધારા,' 'જીવનધારા,' 'જીવનરક્ષક,' 'પ્રાણરક્ષક,' 'જીવનબિંદુ,' 'સર્વવ્યાધિનાશક રસ' ઇત્યાદિ અનેક નામથી આ ઔષધિ વેચાય છે ખરો ફાયદો ઉપર કહેલી ત્રણ વસ્તુઓનો જ છે સહેલાઈથી કોઈ પણ બનાવી શકે છે ત્રણ વસ્તુ મેળવ્યા પછી ૦॥ કલાકની અંદર જ પાણી તૈયાર થઈ જાય છે કપૂરનો અર્ક તેમ જ આ ઔષધિ ખુલ્લી શીશીમાથી ધીરે ધીરે ઊડી જાય છે, માટે સારા બૂચવાળી સાફ કાચની શીશીમા ભરી રાખવી

મર્દન કરી ૧૨૧ વખત પાણીએ ધોવુ આ મલમ જખમ ગરમીના ચાઠા ખોડો, બળેલા, સડેલા અથવા બીજા જખમ વગેરે ઉપર ઉપયોગી છે તેમ જ ખરજવાને મટાડે છે (૫) **વછનાગના વિષ ઉપર:**—કપૂર પાણીમા મેળવી આપવુ (૬) **પાંપણ ખરેલ હોય તો:**—કપૂર લીબુના રસમા ખરલ કરી ચોપડવુ (૭) **ગરમીનાં ચાઠાં ઉપર:**—કપૂરનો બળી રહેલો શેષ ભાગ ઘીમા ખરલ કરી ચોપડવો. (૮) **ખાલી ઉપર:**—કપૂરનુ તેલ* ખાલી ચઢે તે જગ્યાએ ચોળવુ (૯) **જંતુ (કૃમિ) ઉપર:**—બાળકને ગોળમા કિંચિત્ કપૂર નાખી આપવુ (૧૦) **દાંત દુખે છે તેને માટે તથા દાંતમાંના કીડા દૂર થવા માટે:**—કપૂર દાઢ નીચે રાખવુ. (૧૧) **આંખોમાં ફૂલ પડયું હોય તો:**—કપૂર વડના દૂધમા વાટી અંજન કરવુ; એટલે જો બે મહિનાનુ ફૂલ હશે તો તેનો નાશ થશે (૧૨) **મૂત્રાઘાત ઉપર:**—કપૂરના ચૂર્ણની કપડામા સળી (દિવેટ) કરી હળવે હળવે શિશ્નદ્વારમાં ચલાવવી અને રાખવી એટલે મૂત્રાઘાત જશે. (૧૩) **દુખવા આવેલા ભાગની વેદના શમન થવા કપૂરનુ તેલ:**—કપૂર ખલમા નાખી બારીક થાય ત્યા સુધી ઘૂટવુ અને ચોગણુ તેલ નાખી પુનઃ ઘૂંટવુ એટલે સર્વ કપૂર ઓગળી જશે. આ તૈયાર થયેલુ કપૂરનુ તેલ ચોપડી થોડી વાર મસળવું. (૧૪) **વાળા ઉપર:**—કપૂર ઘીમા ખાવા આપવુ.

૮૮ **કપૂરકાચલી**—સં૦ શઠી, પલાશી. હિં૦ ગંધપલાશી, કપૂરભેદ, કપૂરકચરી. બ૦ શટી, વનઆદા, ગંધશઠી ક૦ ગંધશટી. તૈ૦ કિચલિરાગદ્દલ. અ૦ જરંવાદ. મ૦ કપૂરકાચરી, પળશી લા૦ હેડિચિઅમ્ સ્પાઈકેટમ્

કપૂરકાચલી નાગરદેશમા પ્રસિદ્ધ છે. એના વેલા થાય છે. આ વેલાના પાદડાં ખાખરાના પાદડા જેવા હોય છે એનો વિસ્તાર પુષ્કળ થાય છે. આ વેલાની જાડાઈ પગના અંગૂઠા જેટલી હોય છે. એને વચ્ચોવચથી ચીરી તેનો દોરડાના કામમા ઉપયોગ કરે છે. આ દોરો મજબૂત હોય છે. **કપૂરકાચલી:**—તીક્ષ્ણ, દાહક, તીખી, કડવી, તૂરી, શીતવીર્ય, લઘુ, કિંચિત્ પિત્તકર અને કાસ, જ્વર, શળ, હેડકી ગુલ્મ, રક્તરોગ, વાયુ, ત્રિદોષ, અરુચિ, દુર્ગંધ, વ્રણ, આમ, ઊલટી અને હિધ્મરોગનો નાશ કરે છે. વળી એ મધુર, ખાટી, પિત્તકોપ કરનારી અને મુખદોષ તથા અરુચિનો નાશ કરનારી છે, એની માત્રા ૬ રતીની છે. **સર્વ પ્રકારની ઊલટી ઉપર:**—કપૂરકાચલીનુ વસ્ત્રગાળ ચૂર્ણ ખરલમા નાખી પાણી સાથે બરાબર ઘૂટી ચણા જેવડી ગોળી બનાવી છાયામા સુકાવી લેવી. મોટા માણસને ૩ થી ૬ ગોળી તથા બાળકને એક ગોળી જળ સાથે આપવાથી વમન, ખાલી ઊબકો, વાયુની મોળ દૂર થાય છે. જરૂર પડયે બબ્બે કલાકે ત્રણચાર વખત આપવી.

૮૯ **કપૂરભેંડી**—કપૂરભેડીના ઝાડ ડુંગરાળ પ્રદેશમા થાય છે એ ઝાડની ઊંચાઈ શુમારે માથોડું બે માથોડા હોય છે. કપૂરભેડીના પાદડા નરમાના પાદડા જેવા હોય છે. એના ફૂલ ધોળા રંગના હોય છે. કપૂરભેડીના ઝાડ ઘણું કરીને ડુંગરની કિનારી પર હજડ જગ્યાએ હોય છે. કપૂરભેંડીના મૂળની ઉત્તમ સુવાસ આવે છે. કપૂરભેડી અનેક રોગો ઉપર ચાલે છે કપૂરભેંડી શોથહર, વ્રણશોધક અને વ્રણરોપણ છે પ્રમાણ ૦।। થી ૧ તોલો. **ઉપયોગ** (૧) **સર્પદંશ ઉપર:**—કપૂરભેડીના મૂળ ઘસી આશરે ૪ તોલા પાવા. (૨) **આગંતુક જખમ ઉપર:**—કપૂરભેંડીના મૂળ ઘસી જખમ ઉપર ચોપડવા; એટલે જખમનુ શોધન થઈ જખમ જલદી ભરાઈ આવે છે. (૩) **ભગંદર ઉપર:**—કપૂરભેડીના મૂળ ચંદન પ્રમાણે ઘસી દિવસમા ચાર, પાચ વખત ચોપડવા અને નિત્ય એક વખત પાવા. (૪) **વ્રણ ઉપર:**—કપૂરભેડીના મૂળ ઠંડા પાણીમા ઘસી છ માસા પ્રમાણે બે વખત પાવા. તથા મૂળ ઉપરની છાલનુ ચૂર્ણ ચલમમા નાખી પાવુ અને મૂળનો ગૂમડા ઉપર લેપ કરવો (૫) **વાતરક્ત ઉપર:**—કપૂરભેડીના મૂળ ૧ તોલો ઠંડા પાણીમા ઘસી નિત્ય બે વખત પાવા, એમ ૬ માસ સુધી આપવા (૬) **ગંડમાલ અને ગ્રંથિરોગ ઉપર:**—કપૂરભેડીના મૂળ પાણીમા ઘસી નિત્ય લેપ કરવો.

૯૦ **કપૂરવેલ**—આ છોડની 'વેલ' એવી સંજ્ઞા છે, પરંતુ એના છોડ થાય છે. એ છોડ ત્રણ હાથ ઊંચા વધે છે. એના પાદડા લાંબા હોય છે. એ પાસે જઈ જોવાથી ઘણુંજ ચમત્કારિક જણાય

* ગરમ કરેલુ તલનુ તેલ મેળવવાનો સાધારણ રિવાજ છે કપૂર ઠંડા તેલમા બરાબર મળતુ નથી.

છે. એ જોવામા ઘણા કરકરા દેખાય છે, પણ હાથને સુવાળા લાગે છે એની વાસ ઘણુ કરી કપૂરના જેવી જ આવે છે, માટે એનુ 'કપૂરવેલ' એવુ નામ પડેલુ છે એને જ કોઈ 'કપૂરચિનાઈ' કહે છે એ છોડને કેટલાક ધોળા રગના તોરા (માંજર) આવે છે. તેમા પણ પાદડા પ્રમાણે જ વાસ આવે છે. એ જ આ છોડના ફૂલ છે. એ તોરા અથવા એના પાદડા બીજા ફૂલોના ગુચ્છમા ઘાલ્યાં હોય તો તેમા તરેહતરેહની વાસ આવે છે ઉપયોગ—(૧) **પેટપીડ ઉપર :**—કપૂરવેલના પાદડાનો રસ કાઢી પીવા આપવો.

**૯૨ કમળ**—સં૦ હિં૦ કમલ, પદ્મ મ૦ કમળ. બં૦ તાવેર, કમર, પદ્મમુ. ઇં૦ લોટસ.

**क સફેદ કમળ**—સં૦ પુંડરીક મ૦ પાંઢરે કમળ હિં૦ સફેદ કમલ ક૦ બિલિય તાવરે–કમળ. તૈ૦ તામરા. તા૦ તામરે, વેળંબલ તુ૦ તાવરે, અલિગે મલા૦ અરવિંદ, તામરા, વેળંકળ. ફા૦ નીલોફર. અ૦ કરંલુલમા. લા૦ નીલંબિયમ્ સ્પેસિઓસમ્

**ख રાતાં કમળ**—સં૦ કોકનદ મ૦ રક્ત કમળ. કો૦ પોમરાચે ફુલ હિં૦ લાલ કમલ ક૦ કેપુ તાવરે, કેન્નેદિલે તૈ૦ ઇર્રકાલાવા, ચ દોવા લા૦ નીલંબીયમ પ્યુબેસિન્સ. તા૦ શિવવલ્લી અરે ક મસ. તુ૦ કેપલિ મલા૦ રક્તોત્પલ, અરકબલ. ગોમતટ્ટી, તાબડે સાલક.

**ग નીલકમળ**—સં૦ નીલાબ્જ, ઉત્પલ. મ૦ નિળે કમળ. હિં૦ નીલકમલ. ક૦ નીલતાવરે. તૈ૦ નીલકાલાવા ફા. નીલોફર અ૦ વર્દ નીલોફર. લા૦ નીલેબીયમ કેરૂલિયમ્

**घ કમળકંદ**—સં૦ પદ્મકંદ. મ૦ કમળકંદ. હિં૦ કમલકંદ, ભસીડા. ક૦ કમલકંદ તૈ૦ તામરદુ પલુ.

**च કમળકેસર**—સં૦ કિંજલ્ક મ૦ કમલકેસર હિં૦ કમલકેસર. ક૦ પદ્મકેસર. તૈ૦ તામરકેસરાલુ.

કમળની ઉત્પત્તિ તળાવમા અથવા જળસમૂહમા ઘણુ કરીને થાય છે પાણી સિવાય કમળ થતુ જ નથી. એના કાદા હોય છે; એને ડીંટા આવી તે ઉપર ફૂલ આવે છે એના ડીંટા ઘણા લાબા હોય છે. તેને અંદર જાળી હોઈ તે પોલુ હોય છે. એના પાદડા ગોળ હોય છે. કમળમા ઘણી જાતિ છે **ધોળાં, રાતાં, ગુલાબી** અને **કાળાં** ઇત્યાદિ× કમળના ફૂલ ઘણાં શોભાવંત દેખાય છે. તેને અનેક લાબી સેરો હોઈ તે પાસે પાસે હોય છે જુદી જુદી જાતિની અને જુદી જુદી નાની મોટી આકૃતિઓ હોય છે કેટલીક જાતિઓની વાસ આવે છે અને કેટલીકની વાસ આવતી નથી.

---

× કમળમા મુખ્ય બે પ્રકાર છે સૂર્યવિકાસી અને ચંદ્રવિકાસી સૂર્યવિકાસીમાં સફેદ, લાલ, આસમાની, ગુલાબી, કાળી ઇત્યાદિ ઘણી જાત છે આપણા દેશમા કેટલીક જાતના કમળ થતા નથી દક્ષિણ અમેરિકાના બ્રાઝિલ પ્રદેશમા કમળની એક જાત છે તેને વનસ્પતિશાસ્ત્રમા વિક્ટોરિયા રિજિયા કહે છે. તેના ફૂલોનો વ્યાસ ૧૫ ઇંચ જેટલો અને પાનનો વ્યાસ ૬–૭ હાથ જેટલો હોય છે

સફેદ અને લાલ કમળની જડ સાધારણ રીતે અંગૂઠા જેટલી મોટી હોય છે. એ કાદવમા બહુ જ દૂર સુધી ફેલાયેલી હોય છે દુષ્કાળમા ગરીબ લોકો એ મૂળને સુકાવી દળીને રોટલા બનાવીને જીવનનિર્વાહ કરે છે કમળની નાળ ઈશ્વરે એવી બનાવી છે કે પાણી ઓછુ હોય ત્યારે નાળ નીચી રહે છે પછી પાણી વધતુ જાય તેમ તેમ નાળ ઉપર આવતી જાય છે.

ચંદ્રવિકાસી કમળને ગુજરાતીમા પોયણુ કહે છે. કેટલાક આચાર્યોએ સંસ્કૃત નામ ઉત્પલ અને કુમુદ તથા સૂર્યવિકાસીને કમળ અને પદ્મ નામ આપેલ છે, પણ આ વિષે બધા આચાર્યોનો એક મત નથી

નવા મત પ્રમાણે કમળપુષ્પ શીતલ, દાહશામક, હૃદયબળવર્ધક, હૃદયસંરક્ષક, રક્તસગ્રાહી, મૂત્રલ, મૂત્રવિરંજનીય (મૂત્રનો રગ સુધારનાર) અને ગ્રાહી છે એની ક્રિયા સામાન્યત હૃદય અને સૂક્ષ્મ રક્તવાહિનીઓના ઉપર ડિજિટેલીસના જેવી છે; અર્થાત્ રક્તવાહિનીઓનો સકોચ કરે છે હૃદયની ગતિ ઓછી કરે છે તથા સ્પંદન પણ ઓછા કરાવે છે મૂત્રલ અને ગ્રાહી ગુણ બહુ જ ઓછો છે ઉષ્ણ કટિબધમા ઉત્પન્ન થતા કમળના કરતા કાશ્મીર, ઈરાન, ટિબેટમા ઉત્પન્ન થતા કમળોમા ગુણ વધારે રહેલો છે

**પ્રમાણ**—ફૂલોનુ ચૂર્ણ ૩–૬ માસા, ફાંટ ૧–૨ તોલાનો, કમળકાકડીનુ ચૂર્ણ ૦ાથી ૦॥ તોલો, કમળ-કંદનુ ચૂર્ણ ૦ાથી ૧ તોલો

**સૂચના**—કમળકાકડીનુ ચૂર્ણ કરતી વખતે અંદર રહેલી લીલી જીભ કાઢી નાખવી

જેને વાતવિકાર હોય તેણે કમળ અથવા કુમુદનુ સેવન વધારે દિવસો સુધી કરવુ જોઈએ નહિ

'કહ્લાર' નામની એક કમળની જાતિ છે. તેના પાદડા કમળ જેવા પણ કિંચિત્ નાના હોય છે. કહ્લારના ફૂલ માત્ર કમળ કરતા જુદી તરેહના હોય છે. આ ફૂલ ધોળા હોઈ સુકુમાર અને નાના હોય છે. એની સુવાસ ઘણી છે એને ચોમાસામા ઘણા ફૂલ આવે છે 'કુમુદ' કરીને એક કમળની જાતિ છે તેના પાદડા કમળના પાદડા જેવા જ હોય છે. ફૂલ માત્ર બારીક અને સુકુમાર હોય છે એના ફૂલનો જથ્થો ઠડીના દિવસોમા ઘણો હોય છે. વિશેષ કરી ધોળા કમળને 'પુંડરીક' કહે છે, રાતા કમળને 'કોકનદ' કહે છે અને કાળા કમળને 'ઇંદીવર' કહે છે. કમળના સર્વ વેલાને 'કમલિની' કહે છે. 'કમલાક્ષ' નામે એક કમળની જાતિ છે તે જાતિના કમળોના ડીટા ધોળા હોઈ કોઈ કોઈ પગના અગૂઠા જેટલા જાડા હોય છે ડીટા કાદવમા થયેલા હોઈ તેમા સ્વાદ ઘણો હોય છે. એ ડીંટાને મરાઠીમા 'ભિસે' કહે છે એ કમળના પાદડા મોટી છત્રી જેવા હોઈ તે જમવામા પતરાળા તરીકે વપરાય છે એ કમળ (ફૂલો) રાતા રગના હોય છે. કમળનુ 'પોયણી' એવુ નામ પણ છે એ કમળને નાના ચપટા ફળ આવે છે તેમા નાના કરમદા જેવડા પાચ છ બિયા હોય છે, તેને 'કમળાક્ષ' અથવા 'કમળકાકડી' કહે છે એ બિયાની અદર જે ધોળો મગજ હોય છે તે ભાગીને ખવાય છે કાશીમા કમળાક્ષની લાહી કરે છે તે દૂધમા નાખી ખાય છે કિંવા એનો લોટ કરી તેમા ઘી–સાકર નાખી લાડુ કરે છે. કમળકાકડી ઘણી પૌષ્ટિક છે ડીંટાના નાના નાના કકડા કરી તેને સૂકવે છે. તે ડીટાની કાચરી થાય છે. તેને ઘીમા કે તેલમા તળી ખાય છે. **કમળ**:—શીતળ, સ્વાદુ, સુગધી, ભ્રાંતિહારક, તાપનાશક, વર્ણકર અને તૃપ્તિકર છે એ રક્તપિત્ત, શ્રમ, કફ, પિત્ત, તૃષા, દાહ, વિસ્ફોટક, રક્તદોષ, વિસર્પ અને વિષનો નાશ કરે છે **ઉપયોગ**— **(૧) ગુદભ્રંશ ઉપર**:—કમળના કુમળા પાદડા સાકર સાથે ખાવા **(૨) શરીરમાં થયેલી સર્વ પ્રકારની ગરમી જતી રહેવાને તથા ધાત પડતી હોય તો**:—ધોળા કમળનો કદ લાવી રાખવો; એટલે તેમાથી જે બલ્ક આવે તે પાશેર પર્યંત લઈ, તેમા આશીદરાની અતરછાલનુ ચૂર્ણ અર્ધો તોલો અને ગાયનુ દૂધ નાખી સર્વ મિશ્રણ સરખુ કરવુ પછી જીરાની ભૂકી અને ખડી-સાકરની ભૂકી નાખી આપવુ આ ઔષધ બરાબર ગુણ આવે ત્યા સુધી આપવુ **(૩) તણખિયા અને ઠંડા પ્રમેહ ઉપર**:—ધોળા કમળના કદનો લોટ કરી નિત્ય સવારે ગાયનુ ઘી ૧ તોલો લઈ તેમા એ લોટ અર્ધો તોલો, જીરાની ભૂકી ત્રણ ગુજા અને ખડીસાકર ૬ માસા નાખી સવારે અને સાજે આપવુ **(૪) દાહ ઉપર**:—કમળ અને કેળના પાદડા ઉપર શયન કરવુ **(૫) પિત્તજ્વર ઉપર**:—ધોળા કમળની કળીઓ, જેઠીમધ અને ખડીસાકરનો કાઢો કરી ઠડો થયા પછી આપવો.

**૯૨ કરમદી**–સ૦ કરમર્દ. મ૦ કરવદ. હિ૦ કરોદા, કરોદી. બ૦ કરમચા ક૦ કરજીગે તૈ૦ વાકા, પારિકચેટ્ટુ ઇ૦ જાસ્મિન ફ્લાવર્ડ કેરીસા લા૦ કેરીસા, કરડસ

આ કાટાવાળુ ઝાડ છે અને ડુગરોમા થાય છે એને ગોળ, ઝીણા અને કાળા રગના ફળો આવે છે લીલા ફળોનુ અથાણુ થાય છે એના લાકડા ફક્ત બાળવાના કામમા આવે છે ફળો પાકેલા હોય તોપણ થોડા ખાટા લાગે છે. કરમદામા એક કડવી જાત છે **લીલાં કરમદાં**— કડવા, અગ્નિદીપક, ગુરુ, પિત્તકર, ગ્રાહક, ખાટા, ઉષ્ણ અને રુચિપ્રદ છે. એ રક્તપિત્ત તથા કફને વધારનાર અને તૃષાનાશક છે. **પાકેલાં કરમદાં**—મધુર, રુચિકર, લઘુ તથા શીતળ છે; અને પિત્ત, રક્તપિત્ત, ત્રિદોષ, વિષ તથા વાયુનો નાશ કરે છે મૂળ તીખા, કડવા, વામક અને મૂત્રજનન છે. **ઉપયોગ:– (૧) વિષ ચડેલું હોવાની પરીક્ષા**:—કરમદીના મૂળ પાણીમા ઘસી થોડુક પાણી પીવુ. વિષ ચડેલુ હશે તો ઊલટી થશે નહિ. **(૨) ખસ માટે**:—કડવી કરમદીના મૂળ પાણીમાં અથવા મીઠા (તલના) તેલમા ઘસી ચોપડવા **(૩) ક્ષતમાંના કૃમિ મારવા માટે**:—કડવી કરમદીના મૂળ પાણીમા ચદન પ્રમાણે ઘસી લેપ કરવો અને થોડુ પાણી કરી ક્ષતમા નાખવુ; એટલે જલદી કૃમિ નહિ જેવા થાય છે **(૪) સર્પદંશ ઉપર**:—કડવી કરમદીના મૂળ પાણીમા ઘસી પાવા. **(૫) વિષમજ્વર ઉપર**:—કડવી કરમદીના મૂળ પાણીમા ઘસી અગે લેપ કરવો **(૬) શોફોદર ઉપર**:—કડવી કરમદીના મૂળ ગોમૂત્રમા ઘસી પાવા.

**૯૩ કરિયાતું (પાન કરિયાતું)**—સં૦ કિરાતતિક્ત, ભૂનિબ કો૦ પાલેકિરાઈત, ફૂલકિરા-

ઈત. હિં૦ ભૂચિરાયતા, ભૂચિરેતા. ક૦ નેલબેવુ ઉરકિરિયાત બં૦ ભૂચિરાતા. મ૦ કિરાઈત, ભૂઈ-નિંબ ત૦ નેલાનેમુ તા૦ નિલબેવુ, વેરકિરિયાત તુ૦ મેલકિરિયાતુ. મલા૦ નિલવેપુ. ફા૦ નેનિ-હાદ. અ૦ કસ્બુઝ, ઝારિરા ઇ૦ ચિરેટા. લા૦ સ્વર્ટિઆ ચિરેટા.

**કરિયાતાની** બે જાતો છે: એક દેશી કરિયાતું (મીઠુ કરિયાતુ) અને બીજું નેપાળી કરિયાતું. મીઠા કરિયાતાને લેટિનમા સ્વર્ટિયા આગસ્ટિફોલિયા કહે છે નેપાળી કરિયાતુ વધારે ગુણદાયક છે. તેની સાથે મીઠા કરિયાતાની ઝૂડીઓ મેળવી આપે છે. મીઠા કરિયાતાની ડાંડી કાપવાથી તેમા ગાભો દેખતો નથી, તેમ જ તે કડવુ પણ હોતું નથી. કરિયાતાના છોડ નાના, હાથ દોઢ હાથ ઊંચા હોય છે. એના પાદડા નાનાસરખા લંબાઈ પડતા હોય છે. કરિયાતું આ દેશમા બગીચા વગેરે સ્થળે થાય છે. ડાખળીવાળુ નેપાળી કરિયાતુ એ નેપાળ તરફથી કલકત્તાના માર્ગે મુબઈ આવે છે. એ બહુ જ કડવુ છે. એને પણ કરિયાતું કહે છે. **કરિયાતું**—વાતુલ, કડવુ, વ્રણરોપણ, સારક, શીતળ, પથ્યકર, લઘુ અને રુક્ષ છે એ તૃષા, કફ, પિત્ત, તાવ, કોઢ, ખરજ, સોજો, કૃમિ, સન્નિ-પાતજ્વર, દાહ, શૂળ, પ્રમેહ, વ્રણ, શ્વાસ, કાશ, પ્રદર, શોષ, અર્શ અને અરુચિનો નાશ કરે છે **નેપાળી કરિયાતું**—કાંઈક ઉષ્ણ, યોગવાહક, લઘુ અને કડવુ છે તે કફ, પિત્ત શોથ, રક્તરોગ, તૃષા અને જ્વર, એનો નાશ કરે છે. બાકીના ગુણ પાન કરિયાતા જેવા છે ઉપયોગ–(૧)—**આમવાત, જીર્ણજ્વર અને સર્વ પ્રકારના ગરમીના રોગ ઉપર**:—રાત્રે ૩ માસા કરિયાતું બે તોલા પાણીમા ભીજવી રાખી સવારે લૂગડાથી ગાળી તેમા બે રતી કપૂર, બે રતી શિલાજિત, અર્ધો તોલો મધ, એ પ્રમાણે નાખી દરરોજ સેવન કરવાથી ૭ દિવસમા ફાયદો આપ્યા વગર રહેતુ નથી અને સર્વ રોગથી મુક્ત કરી સારી શક્તિ આપે છે, એ અનુભવસિદ્ધ છે. (૨) **સાધારણ સર્વ જ્વર ઉપર**:—કરિયાતુ, સૂઠ ને દીકામાળી, એનો અષ્ટમાશ કાઢો કરી રાખવો અને હમેશા સવારે, બપોરે અને સાંજે, એ પ્રમાણે ત્રણ વખત પાવો. (૩) **નળવિકાર અને પેટના દુખાવા ઉપર**:—કરિયાતાના લીલા પાદડા બારીક વાટી તેનો રસ કાઢવો. તેમા મરી, સિધાલૂણ અથવા વરાગડું મીઠું અને થોડી હિગ નાખી આપવું. એનાથી અજીર્ણ દૂર થાય છે. (૪) **કંપારા ઉપર**:—(એકાદ દિવસમા પાચ–દશ વખત શરીરમાથી સ્વાભાવિક થરથરાટ આવે તેનું કારણ અસ્થિગત જીર્ણજ્વર છે) નેપાળી કરિયાતું, સૂઠ, કફ, ખારેક અને કડાછાલ, એનો કાઢો કરી મધ નાખી આપવો. (૫) **અમ્લપિત્ત ઉપર**:—કરિયાતુ અને ભાગ, એનો કાઢો કરી તેમા મધ નાખી આપવો. (૬) **હરતાલના વિષ ઉપર**:—કરિયાતાનો કાઢો આપવો.

**૯૪ કરેણ (કણેર)**—સ૦ કરવીર. મ૦ કણ્હેર. હિં૦ કનેર. બં૦ કરવી ક૦ કણિગિલ કણગિલે તૈ૦ કાનેરચેટ્ટુ ગન્નરૂ. તા૦ અલારિ, કરવીર. મલા૦ કનાવિરં ફા૦ ખરજેહરા. અ૦ સુમ્રુલ, હિમારદફલિ ઈ૦ સ્વીટ સેન્ટેડ ઓલિએન્ડર. લા૦ નિરિયમ ઓડોરમ્

આ ફૂલ–ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે એની ઊંચાઈ શુમારે માથોડુ બે માથોડા હોય છે. એમાં ધોળી, રાતી, ગુલાબી અને પીળી એવી ચાર જાતિ છે. તેમા ધોળી કરેણ ઔષધના કામમા વધારે ગુણાવહ છે. એના મૂળ ઘણા વિષારી છે. એના પાદડા લાંબા હોય છે ઝાડ પાસે સર્પ આવતો નથી એમ કહેવાય છે. **ધોળી કરેણ**—તીખી, કડવી, તૂરી, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય અને ગ્રાહક છે, તથા મેહ, કૃમિ, કુષ્ઠ, વ્રણ, અર્શ અને વાયુનો નાશ કરે છે. ખાવામા આવી હોય તો **વિષ** છે અને નેત્રોને હિતાવહ, લઘુ તથા વિષ, વિસ્ફોટક, કુષ્ઠ, કૃમિ, કંડૂ, વ્રણ, કફ, જ્વર તથા નેત્રરોગનો અને ઘોડાના પ્રાણનો નાશ કરે છે **રાતી કરેણ**:—શોધક, તીખી, પાક વખતે કટુ અને લેપ કરવાથી કોઢનાશક છે. **પાટલવર્ણ (ગુલાબી) કરેણ**:—મસ્તકશૂળ, કફ અને વાયુનો નાશ કરે છે. એના બીજા ગુણો તથા પીળી અને કાળી કરેણના ગુણ ધોળી કરેણના જેવા છે મૂળની છાલની માત્રા ⅛ રતીથી ૧ રતી છે ઉપયોગ—(૧) **સર્પ, વીંછી વગેરેના વિષ ઉપર**:—ધોળી કરેણના મૂળ ઘસી દંશ ઉપર લેપ કરવો અથવા શક્તિ પ્રમાણે પીવા અથવા પાદડાનો રસ પી જવો, કદાપિ એ ઔષધથી ગ્લાનિ આવે તો ઘી પીવુ (૨) **સર્પદંશ ઉપર**:—કરેણના મૂળ ઘસી લેપ કરવો, એટલે અસાધ્ય પીડા પણ દૂર થાય છે. (૩) **વિષમજ્વર ઉપર**:—કરેણના મૂળ રવિવારે કાને બાધવા. આ યોગ સર્વ પ્રકારના

જ્વર ઉપર પ્રશસ્ત છે (૪) **મૂળવ્યાધિ ઉપર:**—કરેણુનાં મૂળ ઘસી તેનો લેપ કરવો. (૫) **રતવા ઉપર:**—રાતી કરેણુના ફૂલ અને ચોખા સમભાગે લઈ રાત્રે ઠડા પાણીમા પલાળી રાખીને તે વાસણુ ઉઘાડુ ગખવુ. બીજે દિવસે પ્રાતઃકાળે તે ચોખા અને ફૂલ એકત્ર વાટી લેપ કરવો. (૬) **શિરોરોગ ઉપર:**—ધોળી કરેણુનાં સૂકા મૂળ લીસા પથ્થર ઉપર ઘસી મસ્તકના વેદના-યુક્ત ભાગ ઉપર ચોળવુ. (૭) **સર્પના વિષ ઉપર:**—ધોળી કરેણુના ફૂલ સૂકવી તેના સમભાગે કડક તબાકુ મસળી, તેમા એલચીદોડાની થોડી ભૂકી નાખી તે ચૂર્ણ વસ્ત્રગાળ કરી તપખીર પ્રમાણે સૂંઘવુ. (૮) **વિસર્પરોગ ઉપર:**—લાલ કરેણુના ફૂલ અને ચોખા સમભાગે લઈ રાત્રે ઠડા પાણીમા ભીંજવવા. વાસણુનુ મો ખુલ્લુ રાખવુ. સવારે કાઢી પથ્થર પર વાટી વિસર્પ પર લગાડવાથી રોગ દૂર થાય છે. (૯) **અર્ધાંગવાયુ અને પક્ષાઘાત ઉપર:**—સફેદ કરેણુની જડની છાલ, સફેદ ચણોઠીની દાળ તથા કાળા ધંતૂરાના પાન સર્વ સમભાગે લઈ પીસી કલ્ક કરવો; પછી ચારગણા પાણી તથા કલ્કની બરોબર તેલ મેળવી કલાઈવાળા વાસણુમા મદાગ્નિ પર પકાવવુ પાણી બળી જાય ત્યારે ઉતારી કપડાથી ગાળી લેવુ આ તેલની માલિશ કરવાથી અર્ધાગવાયુ તથા પક્ષાઘાત દૂર થાય છે (૧૦) **નપુંસકપણા ઉપર તિલ્લા:**—સફેદ કરેણુની જડ, જાયફળ, અફીણ, ઇલાયચી અને શીમળાની છાલ, એ સર્વ સમભાગે લઈ ખાડી ચૂર્ણ કરી કપડાથી ગળી લેવુ. પછી ચૂર્ણથી અર્ધુ તલનુ તેલ મેળવી ગરમ કરવુ. ગરમ થયા પછી ઉતાગી ઠડુ થયેથી શીશીમા ભગી રાખવુ. મૂત્રદ્રિયની નીચેનો તથા ઉપરનો ભાગ છોડી બાકીના ભાગમા એનો લેપ કરવાથી ત્રણ દિવસમા જાગૃતિ આવે છે *

**૯૫ કરંબળ**—સ૦ ભવ્ય. બ૦ ચાલતા મ૦ કરબળ. ને૦ રામફળ તા૦ તે૦ ઉવ્હલે. ડિલેનીઆ ઇંડીકા કરબળના ઝાડ મોટાં મોટાં થાય છે. એ ઝાડ કોકણુ પ્રાતમા પુષ્કળ થાય છે. એ ઝાડનાં પાદડા મોટા હોઈ હાથ–સવાહાથ લાબા થાય છે. એના ત્રણ પાદડા એકત્ર જોડવાથી એક મોટી પતરાળી તૈયાર થાય છે. **ઉપયોગ–(૧) ગર્ભમાની ગરમીથી બાળકના અંગની ચામડી જાય છે તે ઉપર:**—કરબળની છાલનો રસ તોલા ૨, જાઈના પાલાનો રસ તોલા ૨, ધોળો કાથો તોલા ૨, શંખજીરું તોલો ૧, સિંદૂર માસા ૬, જેઠીમધનો શીરો માસા ૬ અને ગાયનુ માખણુ તોલા ૮; એ સર્વ એકત્ર ખરલ કરી તૈયાર થયા પછી આ ઔષધ કપાસના રૂથી બાળકના અગે ચોપડવુ, આ સતત ૩ દિવસ સુધી બે વાર ચોપડવુ ચોથા દિવસે દૂધ અને ઘી એકત્ર કરી બાળકના અગે ચોપડી સ્નાન કરાવવું. (૨) **પગ વળે છે તેને માટે:**—કરબળની છાલનો રસ કાઢી તેમા કાળા મરી બારીક વાટી પગે લેપ કરવો અને ઉપર કરબળના પાદડાં મૂકી તે ઉપર કપડાનું ઢાકણુ કરવુ, એ પ્રમાણે એક બે વખત કરવું, એટલે ગુણુ આવે છે (૩) **અતિસાર ઉપર:**—કરંબળની છાલ દહીમા આપવી

**૯૬ કલગારી**—(દૂધિયો વછનાગ) સ૦ કલિકારી, કલિહારી. મ૦ કળલાવી, ચમોગડયા, ખઆ નાગ, વાગચબકા. કો૦ કળવી, કલઈ રા૦ રાળ કરામણી. ગોમ૦ વાગનાકટા, શિવશક્તિ. હિ૦ કલિહારી કલિયારી, કલહંસ. બં૦ વિષલાગલા, ઇસલાગલા ક૦ રાડાગારી, લાગલિકે, કોળીકકુનગિડ, કોલિકુટુમા. તુ૦ બલિપપુ. મલા૦ મેટોન્નિ, કાડલ તૈ૦ અગ્નિશિખા લાગલી ઇં૦ ઉલ્ફસબેન લા૦ ગ્લોરિઓઝા સુપર્બા.

* ડૉકટર દેસાઈના મત મુજબ ધોળી કરેણુની હૃદય પર ક્રિયા ડિજીટેલીસના જેવી પ્રબળ છે એ હૃદયને ઘાતક, શોથહર, ચર્મરોગનાશક અને બધા જીવો માટે ઝેર છે ઘોડાને માટે ઝેર હોવાથી આનુ નામ હયમારક છે નાની માત્રામા મૂળની છાલની ક્રિયા હૃદય પર પીળી કરેણુના જેવી થાય છે અર્થાત્ કરેણુ હૃદયબલ્ય છે પીળી કરેણુના કરતા સફેદ કરેણુ વિશેષ ઘાતક છે મૂળની છાલની માત્રા $\frac{1}{2}$ રતીથી ૧ રતી.

હૃદયરોગ અને હૃદયોદરમા કરેણુ આપવાથી પેશાબ થાય છે અને હૃદયોદરની વેદના ઓછી થાય છે ઔષધિ સર્વદા થોડી માત્રામા ભોજન કર્યા પછી આપવી જોઈએ માત્રા વધારે થવાથી શરીર ઠડુ પડે છે, નાડીના ધબકારા એકદમ ઓછા થઈ જાય છે, મરડો આવે છે અને હૃદય અને શ્વાસોચ્છ્વાસક્રિયા બધ થઈ જાય છે

—સ્વામી કૃષ્ણાનંદ

કલગારીનાx છોડ પ્રથમ જાડા ઘાસના જેવા થઈ વેલી પ્રમાણે પ્રસરે છે. એનાં પાદડા આદાના પાદડા પ્રમાણે હોય છે એ બહુધા વડના આશ્રયે થાય છે. કલગારીના જૂના છોડની જાડાઈ કદળીના છોડ જેવડી થાય છે આ છોડ ઉનાળામા સુકાઈ જાય છે. એના ફૂલોની પટીઓ લાબી હોઈ જાસૂદીના ફૂલ જેવડી થાય છે. આ ફૂલ રાતા, પીળા, ભગવા અને ધોળા, એમ રંગબેરંગી હોય છે એ ફૂલના યોગથી ઝાડ દૂરથી શોભાવાળુ દેખાય છે. એનો કંદ વિષારો છે. એને ગુજરાતીમા દૂધિયો વછનાગ કહે છે મરાઠીમા 'ખડયાંનાગ,' 'વાગચબકા' અને કોકણમ, કોઈ એને 'કળાઈ,' 'કળવી' પણ કહે છે **કલગારી**—સારક, કડવી, તીખી, ખારી, પિત્તકર, તીક્ષ્ણ, ઉષ્ણ તૂરી અને લઘુ છે, તથા કફ, વાયુ, કૃમિ, બસ્તિશૂળ. વિષ, કુષ્ઠ, અર્શ, કંડુ, વ્રણ, સોજો, શોષ, શૂળ, શુષ્કગર્ભ અને ગર્ભનો નાશ કરે છે ઉપયોગ :—(૧) **કાખમાંજરી (બાંબલાઈ) અને વાળા માટે** :—કલગારીનો કદ ઘસી ચોપડવો વાળો થવા માડે કે તરત જ આ ઉપાય કરવો. (૨) **અપચી (ગંડમાળનો ભેદ) રોગ ઉપર** :—કલગારીના કદનો કલ્ક કરી તેમા ચોગણુ તેલ અને તેલ જેટલો જ નગોડનો રસ નાખી તેલ સિદ્ધ કરી તેનુ નસ્ય કરવુ અને લેપ પણ કરવો. (૩) **વ્રણ ગંડમાળ, કાળપુળી અને બદ ઉપર** :—કલગારીનો કાદો ઘસી ચોપડવો. (૪) **સુખે પ્રસવ થવા માટે** :—કલગારીનો કદ પાણીમા ઘસી આપણા હાથે લેપ કરી જે સ્રીને દુ ખ થતુ હોય તેના હાથને આપણા હાથનો સ્પર્શ કરવો. એટલે સત્વર પ્રસૂતિ થશે અથવા કલગારીના કદને તાતણો બાધી તે હાથેપગે બાધવો (૫) **ઢોરોનુ અંગ બહાર આવે છે તે ઉપર** :—કલગારીનો પાલો હાથે ચોળી તે અગ પાસે બને હાથ લાવવા એટલે અગ અદર જાય છે ન જાય તો તે અંગને હાથનો સ્પર્શ કરવો અને બંને હાથ મો આગળ લાવી દેખાડવા, એટલે અંગ અદર સ્થિર રહે છે પુન. બહાર આવતુ નથી (૬) **કમળા ઉપર** :—કલગારીના પાદડાનુ ચૂર્ણ છાશમા આપવુ. (૭) **યોનિશૂળ અને પુષ્પાવરોધ ઉપર** :—કલગારી, અઘાડો અથવા વૃંદાવની, એના મૂળ યોનિમા રાખવા. (૮) **કર્ણકૃમિ (કાનમાં કૃમિ થાય છે તે) ઉપર** :—કલગારીનો કાદો વાટી તેનો રસ કાનમા નાખવો (૯) **સર્પદંશ ઉપર** :—કલગારીનો કદ પાણીમા વાટી તેનુ નસ્ય આપવુ (૧૦) **ખરજવા ઉપર** :—કલગારીના અને કડવીના કંદ ઘસી ૪-૫ દિવસ ચોપડવા. (૧૧) **સોજા અને ગાંઠ વગેરે ઉપર** :—કલગારીનો કાદો વાટીને બાધવો.

૯૭ **કલૌંજી જીરું**—સ૦ ઉપકુંચિકા મ કલોંજી. હિ૦ કલૌંજી, મગરેલા. ક૦ કરિડોઈજી. રિગે. તૈ૦ નલ્લાજીરા કારા મલા૦ કરિચિરક ફા૦ શોનિઝ. સ્યાદાને અ૦ હબતુસ સોદા. ઈ૦ સ્મોલ ફેનલ ફલાવર, નાઈજે સેટિવા. તા૦ કરુ૦ ચિરગમૂ તુ૦ કપ્પલ જીરદારી.

કલૌંજી જીરુ પણ કાળીજીરી પ્રમાણે જ હોય છે છોડ પણ તેવડા જ મોટા થાય છે ઉત્તર હિદુસ્તાનમા એની ઉત્પત્તિ વિશેષ થાય છે, એ છોડ બાગમા વાવવાથી થાય છે. આ જીરું કડવુ, તીખુ, ઉષ્ણ, અગ્નિદીપક, વૃષ્ય, અજીર્ણનાશક અને ગર્ભાશયને શુદ્ધ કરનાર છે, તેમ જ આધ્માનવાયુ, ગુલ્મ, રક્તપિત્ત, કૃમિ, પિત્ત, આમદોષ, વાયુ તથા શૂળનો નાશ કરે છે ઉપયોગ—(૧) **અજીર્ણ, અગ્નિમાંદ્ય, આમ અને શૂળ ઉપર** :—કલૌંજી જીરાનો કાઢો કરી તેમા સંચળનુ ચૂર્ણ નાખી આપવુ *

x કલગારીનો વછનાગની વેલના સમાન વડના આકારનો ક્ષુપ થાય છે પાદડા કોપપુષ્પીના જેવા હોય છે ફૂલ લાલ પીળા મિશ્ર રગના અત્યત સુંદર હોય છે ફળ ત્રણ હાસના મરીના સમાન થાય છે એની અદર રાતી છાલવાળા ઈલાયચીના બીજ જેવા બીજ હોય છે. એની વેલની નીચે ગાઠ હોય છે. એના ઉપરની છાલ પીળાશ પડતી હોય છે એ ગાઠને દૂધિયો વછનાગ કહે છે. એમા વિષ (ઝેર) હોય છે. કલગારીની માત્રા ૧ થી ૨ રતીની છે ધીરે ધીરે માત્રા વધારી શકાય છે કેટલાક કહે છે, કે 'એ સાપના રાફડા સાથે થાય છે એના ફૂલમા ત્રણ ચાર રગ હોય છે અને એ ફૂલનો આકાર ધતૂરાના જેવો હોઈ તે કરતા મોટો હોય છે'

* ડોકટર દેસાઈના મત પ્રમાણે કલૌંજી કડવી, સુગધી, કોષ્ઠવાતશામક, દીપન, જ્વરહર, કૃમિઘ્ન અને ધાવણ વધારનાર છે આનાથી ભૂખ લાગે છે, અન્ન પચે છે અને પેટમા વાયુ થતો નથી તેલ અને ઘી

**૯૮ કસુંબી ( કસૂમ )**—સં૦ કં૦ કુસુભ મ૦ કરડઈ હિં૦ કસૂમ, કર્ં. બં૦ કુસુમ ક૦ કસુંભ તા૦ ચેદુરકકુ તૈ૦ લતરૂક, લક્ક, બગારમ્ મલા૦ કયમપતર ફા૦ ગુલેમાસ્કર, તુખ્મકાયસા. આ૦ અખરીજ, હબુલઅસ્ફર ઇં૦ સેફ્ફ્લાવર લા૦ કાર્થેમસ, ટિંકટોરિયમ્

કસુંબીના× છોડ કમ્મપૂર ઊંચા વધે છે એના પાંદડા લાંબા હોય છે તેને બારીક કાતરા હોય છે કસુંબીને પીળા રંગના ફૂલ આવે છે. તેમાં કેસર પ્રમાણે તંતુ હોય છે એ ફૂલમાથી મોટી સોપારી જેવડુ જીંડવું આવે છે, તેને ડીંટું હોય છે એ જીંડવામા કસુંબીના દાણા હોય છે, તેને કાબરા કહે છે એ છોડ અને જીંડના ઉપર કાંટા હોય છે કસુંબી દક્ષિણના ગામડામાં ઘણી જ પાકે છે કસુંબીમાં બે જાત છે એક કાંટાવાળી અને બીજી કાંટા વિનાની. કસુંબીના ફૂલો વીણી લઈ સૂકવે છે અને તેનો કસુંબો કરે છે તેનો રંગમા ઉપયોગ થાય છે એ ફૂલો કાઢી લેવાથી કસુંબીનો પાક વધતો નથી કસુંબીના બિયાનું તેલ કાઢે છે તે ખાવાના તથા બાળવાના કામમા આવે છે ખોળ ઢોરાને ખાવા મૂકે છે. કુમળી કસુંબીના પાલાની ભાજી પણ કરે છે કસુંબીનું તેલ બળકર અને વીર્યવર્ધક છે **કસુંબી**—વાતુલ, રુક્ષ, વિદાહી અને તીખી છે, તથા મૂત્રકૃચ્છ્, કફ અને રક્તપિત્તનો નાશ કરે છે **કસુંબીનાં ફૂલ**—સ્વાદુ, ત્રિદોષનાશક, ભેદક, રુક્ષ, ઉષ્ણ, પિત્તકર, કેશરંજનકારક, કફનાશક અને લઘુ છે. કસુંબીના બીજ આનુલોમિક, મૂત્રલ અને બલ્ય છે. **કસુંબીની ભાજી**—મધુર, નેત્ર્ય, ઉષ્ણ, તીખી, અગ્નિદીપક, અતિ રુચિકર, રુક્ષ, ગુરુ, સારક, પિત્તકર, ખાટી તથા ગુદરોગકારક છે અને કફ, મળ, મૂત્ર તથા મેદનો નાશ કરે છે **કસુંબીનું તેલ**—બળકર, ખારુ, કડવુ વિદાહી, અચક્ષુષ્ય, ગુરુ, તીક્ષ્ણ, ઉષ્ણ, મલરતંભક, કફપિત્તકારક, ખાટું, ત્રિદોષકારક અને કૃમિ તથા વાયુનું નાશક છે

**૯૯ કળથી**—સં૦ કુલિત્થ મ૦ કુળીથ, હુલગે દે૦ વ૦ હુલગે. હિં૦ કુલથી બં૦ કુલથ કલાઈ ક૦ હુરૂળી તૈ૦ વુલવલુ તુ૦ કુડુ તા૦ કોળુ મલા૦ કોળુ, મુતિરા ગો૦ કુલિથ ફા૦ કિલ્લત, મુખહિંદી અ૦ હબુલ્કલત. ઇં૦ ટુ ફ્લાવર્ડ ડોલિકોસ્ લા૦ ડોલિકોસ્ બાયફ્લોરસ્

જેમ તૃણધાન્યમા કોદરા કેવળ ગરીબ ધાન્ય છે, તેમ દ્વિદલ ધાન્યમા કળથી છે એ ધાન્ય સર્વત્ર થાય છે એના છોડ નાના હોય છે એની ઊંચાઈ એક હાથને શુમારે થાય છે. એ છોડની આકૃતિ અને પાંદડા કાંઈક અડદના પાંદડાને મળતા આવે છે એની શિંગ કિંચિત્ વાંકી અને ચપટી હોય છે. કળથીનો રંગ રાતો હોય છે જવલ્લે કવચિત્ કાળા અને ધોળા રંગની પણ કળથી થાય છે કળથી ઘોડાને અને દૂઝણા ઢોરોને ખાવા મૂકે છે. કળથીને ઉકાળી તેના ઉપરનું પાણી

પચાવવાની શક્તિ વધે છે, આ ચામડી, સ્તન અને મૂત્રપિંડની મારફત બહાર નીકળે છે બહાર નીકળતી વખતે એ સ્થાનને ઉત્તેજિત કરે છે, એટલે પરસેવો, પેશાબ અને ધાવણ વધે છે ગર્ભાશય પર આની પ્રત્યક્ષ ઉત્તેજક ક્રિયા થાય છે ગર્ભાશયનો સંકોચ-વિકાસ બળપૂર્વક થાય છે એટલે ઋતુસ્રાવ સાફ થાય છે કલૌંજીનો ગર્ભાશય પર ઉત્તેજક ધર્મ એટલો જોરાવર છે કે કોઈ કોઈ વખત ગર્ભપાત કરાવી આપે છે ગર્ભાશય પર આ ક્રિયા ૧-૨ તોલા આપવાથી થાય છે આનાથી શરીરમા ગરમી આવે છે અને નાડી સુધરે છે **માત્રા**—ાા થી ૨ તોલા

**ઉપયોગ**—કલૌંજી સુવાવડમા અપાય છે આ એક જ ઔષધિથી ભૂખ લાગે છે ઘી અને અનાજનું સારી રીતે પાચન થાય છે ઉદરવાયુ અને કમરનુ દર્દ ઓછું થાય છે પેશાબ સાફ આવે છે ધાવણ વધારે આવે છે આની સાથે સુગંધી મસાલાની ચીજો મેળવી આપવાથી ગુણ વધારે થાય છે આની સાથે ચિત્રકમૂળ ( થોડા પ્રમાણમા ) આપી શકાય છે પીડિતાર્તવમા કલૌંજી ગુણકારક છે રેચક ઔષધિની સાથે કલૌંજી આપવાથી મરડો આવતો નથી કલૌંજીના સેવનથી ગોળ કૃમિ પડે છે **—સ્વામી કૃષ્ણાનંદ**

× કસુંબીના છોડ ઘઉંના વાવેતર પછી વવાય છે જ્યારે ખેતરમાની ભીનાશ ઘઉંના વાવેતરને પણ લાયક રહેતી નથી, ત્યારે એવા ઘઉંવાળા ખેતરમા કિંવા ખેતરના શેઢા ઉપર એને વાવવામા આવે છે એના કાબરા ( બીજ ) દેખાવમા કપાસના બીજ( કપાસિયા )ના જેવા જ હોય છે એમા તેલનો ભાગ વિશેષ હોય છે, તેથી ઘાંચી લોકો એના તેલનો ભેળ બીજા તેલમા કરે છે અથવા એની સાથે તલ કે સરસવને ભેળીને પીલે છે દૂઝણા ઢોરને એ કાતરા ખાંડીને ખવડાવવાથી દૂધનો અને ઘીનો વધારો કપાસિયા તથા ગવાર કરતા પણ વિશેષ થાય છે

કાઢી તેનો સાર કરે છે, તેને ‘ ઠાઠ ’ કહે છે. ઘણું કરી રોગી માણસને આ પ્રકારના સાર સાથે ભાત ખાવા આપે છે. **કળથી**—મધુર, તીક્ષ્ણ, રક્તપિત્તકારક, સારક, વર્મને શોષણ કરનાર, ઉષ્ણ, પાકકાળે ખાટી, તીખી તથા વિદાહી, તૂરી, પિત્તકર અને લઘુ છે; હેડકી, કફ, શ્વાસ, કાસ, વાત, અશ્મરી, દૃષ્ટિરોગ, પીનસ, આનાહ, શુક્ર, ગુલ્મ, અર્શ, જ્વર, મેદ, કૃમિ તથા સોજાનો નાશ કરે છે. ઉપયોગ—( ૧ ) **વાયુનો વિકાર ન થવાને :**—કળથીનો કાઢો કરી પાવો, એટલે રોગી માણસને વાયુનો વિકાર થતો નથી ( ૨ ) **ગંડમાલા ઉપર :**—કળથી અને મરીનો કાઢો પાવો ( ૩ ) **અતિસાર ઉપર :**—કળથીના છોડ કૂટી તેનો રસ તોલો ૧ અને કાથો ૦ા તોલો. એ એકત્ર કરી દિવસમા ત્રણ વેળા પાવો. ( ૪ ) **પરસેવો બંધ થવા માટે :**—સેકેલી કળથીનો લોટ શરીરે ચોળવો ( ૫ ) **ઉરમાંથી અને પેટમાંથી લોહી પડે છે તે ઉપર :**—પાશેર કળથી બાફવી તેમા પાચ ભિલામાના કકડા કરી નાખવા અને તે ક્વાથ પ્રત્યેક દિવસે પાવો× ( ૬ ) **શૂળ ઉપર :**—કળથીનો કાઢો કરી હિંગ, બીડલોણ અને સૂઠ એનુ ચૂર્ણ નાખી પાવો ( ૭ ) **મૂતરખડા ( પથરી ) ઉપર :**—કળથીનો કાઢો, સરપખાનુ ચૂર્ણ અને સિંધવ ૨ માસા નાખી પાવો. ( ૮ ) **કફ ઓછો કરાવવા માટે :**—કળથીનો ક્વાથ આપવાથી ઉધરસ, પ્રદર અને આખના રોગમા લાભ થાય છે. કફ ઓછો થાય છે અને મેદ પણ ઘટે છે

**૧૦૦ કંકોડી ( કંટોલી )**—સ૦ કર્કોટકી. મ૦ કર્ટોલી, કંકેલી, ફાકલી. હિં૦ ખેખસા, કકોડા. બ૦ કાકરોલ કા૦ મડુવાગાલ, માડાહાગલ, કાચીં, કર્કોટકી તૈ૦ આગાકર. તા૦ ઈગારવલ્લી. તુ૦ કાડકચાલા મલા૦ વેંપાવલ લા૦ મોમોર્ડિકાડાયોઈકા

કંકોડીના વેલા ચોમાસામા રાનમા થાય છે એ વાડના આશ્રયે રહે છે. એનો વેલો પાચદશ હાથ લાબો પ્રસરે છે. એના કાદા જમીનમા થાય છે. વરસાદ પડ્યો એટલે તેને અંકુર ફૂટી તેના વેલા થાય છે એ વેલાને અષાઢ મહિનાના અરસામા ફળો આવે છે. આ ફળો રગે લીલા હોઈ તે ઉપર સુરેખ કાટા હોય છે એનુ શાક સારુ થાય છે આ શાક પથ્યકર છતા સ્વાદિષ્ટ છે, જે કકોડીના વેલાને ફક્ત ફૂલો જ આવે છે પણ ફળ આવતા નથી, તે વેલાને ‘ વાઝણી કકોડી ’ ( સ૦ વધ્યા કર્કોટકી હિં૦ વીઝખખસ, બનકકોડા, બાઝ કકોડા બ૦ તિત્કકરોલ, તિત્કાકડી, મ૦ બાઝકર્ટોલી. ક૦ બઝેમડુવાગલુ તા૦ પલુપ ઘો–કુલુંગ લા૦ મોમોર્ડિકા ડાયોઈકામેલ ) કહે છે કકોડીમા નર અને માદાફૂલની વેલ અલગ અલગ થાય છે. નરફૂલવાળી વેલને વાઝણી કંકોડી કહે છે કકોડીના વેલા ઘણું કરી ડુંગરાળ જમીનમા થાય છે. **કંકોડી**—રુચિકર, તીખી, અગ્નિદીપક કડવી અને ગરમ છે. તથા વાયુ, કફ વિષ અને પિત્તનો નાશ કરે છે. **એનાં ફળ**—મધુર, લઘુ, પાકકાળે તીખા તથા અગ્નિદીપક છે, તેમ જ ગુલ્મ, શૂળ, પિત્ત, ત્રિદોષ, કફ, કુષ્ઠ, ઉધરસ, મેહ, દમ, જ્વર, કિલાસકુષ્ઠ, લાલાસ્રાવ, અરુચિ અને હૃદ્રોગનો નાશ કરે છે. **એના પાંદડાં**—રુચિકર, વૃષ્ય અને ત્રિદોષનાશક છે, તથા કૃમિ, જ્વર, ક્ષય, દમ, ઉધરસ, હેડકી અને અંશનો નાશ કરે છે **એનો કંદ**—મધમા મસ્તકરોગ ઉપર પ્રશસ્ત છે. માત્રા-૦ાા થી ૧ાા તોલા સુધી સાકર સાથે આપવી. માત્રા વધારે આપવાથી ઊલટી થાય છે. **વાંઝણી કંકોડી**—કડવી, તીખી ઉષ્ણ, રસાયણ અને શોધન છે ઉપયોગ—( ૧ ) **પલ્લી( ગરોળી )ના વિષ ઉપર :**—કકોડીના કાંદા પાણીમા ઘસીને સાત દિવસ આપવા. ( ૨ ) **મૂત્રકૃચ્છ્ર તથા ધાત પડે છે તે ઉપર :**—વાંઝણી કંકોડીનો કાદો એક તોલો મધ સાથે આપવો ( ૩ ) **આગી મણિયારીના વિષ ઉપર :**—વાઝણી કકોડીનો કાદો મધમાં ઘસી અજન કરવુ અથવા તે કાદો ઘસી પી જવો ( ૪ ) **સ્તનરોગ ઉપર :**—વાઝણી કકોડીના મૂળ ગરમ પાણીમા ઘસી લેપ કરવો. ( ૫ ) **સર્પના વિષ ઉપર :**—વાઝણી કકોડીનો કાદો પાણીમા ઘસી પાવો અને લેપ કરવો. એટલે સર્પ, વીંછી, બિલાડી, ઉદર, એના વિષ ઊતરે છે; અથવા વાઝણી કંકોડીના કાદાને બકરીના મૂત્રની ભાવના આપવી અને તે કાજીમાં વાટી તેનું નસ્ય આપવુ એટલે વિષ ઊતરશે. ( ૬ ) **સર્વ વિષાર ઉપર :**—વાઝણી કકોડીના કાદા

× પિવડાવવા પહેલા તથા પછી અકેક તોલો ઘી ચટાડવુ જોઈએ, કે જેથી ભિલામા ગળાને લાગી નુકસાન કરવાનો ભય ન રહે

અને ધંતૂરાના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી પીવા અને ડંખ ઉપર ચોપડવા (૭) **વીંછીના વિષ ઉપર:**—વાંઝણી કંકોડીના કાંદા અને કાળા કોંગની ડૂંખો પાણીમા ઘસી દંશ ઉપર લેપ કરવો. (૮) **ઉહાણું (પાકે નહિ તેવાં ગૂમડાં) ઉપર:**—કંકોડીના કાંદા, કડવી ઇંદ્રવરણીના મૂળ અને કચંડળીના મૂળ, એ ત્રણે ઠંડા પાણીમા ઘસી વારંવાર લેપ કરવો (૯) **રક્તાર્શ ઉપર:**—કંકોડીના કંદનુ ચૂર્ણ આપવું (૧૦) **અપસ્માર ઉપર:**—વાંઝણી કંકોડીના મૂળ ઘીમા ઘસી તેમા સાકર નાખી તેનું નસ્ય આપવુ. (૧૧) **વાતજ મસ્તકશૂળ ઉપર:**—કંકોડીનો કાંદો મધમા ઘસી લેપ કરવો (૧૨) **બરોળ ઉપર:**—રવિવારે કંકોડીના કાંદા લાવી રોગી પાસે તે ચૂલા ઉપર બંધાવવા જેમ જેમ સુકાશે તેમ તેમ પાનથરી (બરોળ) પણ ગળી જશે

**૧૦૧ કંચનાર**—સં૦ કાચનાર (કોવિદાર) કો૦ કોરલ તા૦ શેમાદારે, શિવપ્પુ માદિરે. મલા૦ કોવિદાર. મ૦ કાચન હિ૦ કચનર બં૦ કાચન. ક૦ કાચાલે, કચનર. તૈ૦ દેવકાચન લા૦ બોહિનિયા વેરિએગેટા

આ વૃક્ષ ઘણુ જ મોટું થાય છે* એ ઘણે ભાગે આશીદ્રા (આશોત્રી) જેવુ દેખાય છે. એના પાદડા આશીદ્રાના પાદડા જેવા જ હોય છે, પરંતુ આશીદ્રાના પાદડા કરતા આ પાદડા મોટાં અને પાતળા હોય છે. એમા ધોળો, કાળો અને પીળો, એવી ત્રણ જાતિ છે. એના ફૂલની સાધારણ સુવાસ આવે છે. એને ચપટી શિકેકાઈ જેવી શિંગો આવે છે એના લાકડાનો રંગ રાતો હોય છે અને એ રંગના કામમા આવે છે એ લાકડા ઘણા ચીકણા હોય છે, માટે એની લાકડીઓ કરે છે. **રાતો કંચનાર**—શીતળ, સારક, અગ્નિદીપક, તૂરો અને ગ્રાહક છે તે કફ, પિત્ત, વ્રણ, કૃમિ, ગંડમાળ, રક્તપિત્ત, કોઢ, વાયુ તથા ગુદભ્રંશનો નાશ કરે છે. એના ફૂલ શીતળ, તૂરા, રુક્ષ, ગ્રાહક, મધુર અને લઘુ છે, તથા પિત્તક્ષય, પ્રદર, ઉધરસ અને રક્તવિકારનો નાશ કરે છે **ધોળો કંચનાર**—ગ્રાહક, તૂરો, મધુર, રુચિકર અને રુક્ષ છે. તે દમ, ઉધરસ, પિત્ત, રક્તવિકાર, ક્ષત તથા પ્રદરનો નાશ કરે છે **પીળો કંચનાર**—ગ્રાહક, દીપક, વ્રણરોપણ તથા તૂરો છે, અને મૂત્રકૃચ્છ્ર, કફ તથા વાયુનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ગંડમાળ ઉપર:**—કચનારની છાલ ચોખાના ધોવરામણમા ઘસી તે ૨ થી ૪ તોલા પર્યંત આપવી, અથવા કચનારના છાલના કાઢામા સૂંઠનું ચૂર્ણ નાખી ૪૨ દિવસ સુધી આપવુ (૨) **કફથી થયેલા વાળા ઉપર:**—કચનારની છાલના કલ્કનો લેપ કરવો. (૩) **દાહ ઉપર:**—કંચનારની છાલનો રસ જીરાનુ ચૂર્ણ અને કપૂર નાખી આપવો (૪) **ગંડમાળા દૂરવા માટે**—કચનારના મૂળ, ચિત્રકમૂળ અને અરડૂસી, એ સર્વને પાણીમા વાટી સાત દિવસ લેપ કરવાથી, સર્વ દોષથી થયેલી ગંડમાળા ફૂટે છે. આ લેપ ફોલ્લા ઉપર પણ કરવો

**૧૦૨ કાકડાશીંગી**—સં૦ કર્કટશૃંગી. મ૦ કાકડશીંગી. હિ૦ બં૦ કાકડાશૃંગી લા૦ પેસ્ટેશિયા ઇટેગિરિમા. ક૦ તે૦ કર્કોટશીંગી.

કાકડાશીંગીના વૃક્ષ હિમાલય પર્વત ઉપર થાય છે.+ એ વૃક્ષોના ડાળાને કીડની કૃતિએ ઉત્પન્ન થયેલો રસ જામી તેની ફલાકાર ગ્રંથિ થાય છે, તેને '**કાકડાશીંગી**' કહે છે. **કાકડાશીંગી**—કડવી, ઉષ્ણ, તૂરી અને જડ છે એ વાયુ, ઉચકી તથા અતિસારનો નાશ કરનારી, બાળકોને હિતકારક અને દમ, ઉધરસ, રક્તદોષ, પિત્ત, જ્વર, કફ, ક્ષય, હિધ્મા, ઊર્ધ્વવાત, કૃમિ, તૃષા, ક્ષત-

---

* કચનારના વૃક્ષના પાન એક એક ગાખામા બબ્બે જોડાયલા હોય છે કચનારની કળીઓનુ ગાક અને રાયતુ ઘણુ સ્વાદિષ્ટ બને છે એને હોળી પછી પુષ્પ આવે છે અને આશરે ત્રણ માસ સુધી રહે છે પાન હથેળી જેટલા પહોળા હોય છે, પુસ્તકના પાનાની માફક બબ્બે પાન જોડાયલા હોઈ બે પાનની ગડી કર્યા પછી લગભગ આકાર લબગોળ જેવો દેખાય છે જે વૃક્ષને કિરમજી રંગના ફૂલ આવે છે તેને કોવિદાર અને સફેદ ફૂલવાળાને કાચનાર કહે છે

\+ ભાવપ્રકાશના ટીકાકાર લાલા શાલિગ્રામજી લખે છે કે, કાકડાશીંગીના વૃક્ષ જિયાપોતાના વૃક્ષ સમાન હોય છે એની ફલી પોકલ થાય છે એ ફલીને કાકડાશીંગી કહે છે, પણ તે ખરી કાકડાશીંગી નથી

ક્ષય અને અરુચિનો નાશ કરે છે× ઉપયોગ—(૧) **બાળકોની ઉધરસ, જ્વર અને ઊલટી ઉપર શૃંગ્યાદિ ચૂર્ણ**:—કાકડાશીંગી, નાગરમોથ અને અતિવિષનું ચૂર્ણ મધમાં આપવું. (૨) **બાળકોની ઉધરસ ઉપર**:—કાકડાશીંગી અને મૂળાના બીજ એનું ચૂર્ણ ઘી અને મધમાં આપવું. (૩) **અતિસાર ઉપર**:—કાકડાશીંગીનું ચૂર્ણ દોઢ માસો મધમાં આપવું.

૧૦૩ **કાકડી**—સ૦ કર્કટી. મ૦ કાકડી હિં૦ કાકડી, કકડી, ખીરાકકડી. બં૦ કાકુડ, વડ-કાકુડ. ક૦ મુળુસવતિ ઉડિયા–કૂટી, કાકડી તે૦ નકાદોષ, દોસકાયા. ફા૦ ખ્યાટજ્નબ. અ૦ ફિરસાક-દમ. ઇ૦ કુકુંબર લા૦ કુકુ મેટિવસ કુકુ મિસ યુટિલિમ્મિમ્

કાકડીના વેલા હોય છે ખીરુ, કાકડી ચીભડુ ઇત્યાદિ ફળો એક જાતિના છે તેમાં થોડો ફેર હોય છે સર્વમાં કાકડી સારી લાગે છે કાકડીના **સાદી, સાતપાની, તરકાકડી** અને **નારંગી,** એવી જાતિઓ છે. કાકડીનું શાક, રાયતું અને વડી થાય છે કાકડીને છોલી ઊભી ચીરી તેમાં મરીની ભૂકી અને મીઠું નાખી ચોળી, તેમાંનું પાણી કાઢી નાખ્યા પછી ખાવાથી સારી લાગે છે. કાકડી ઠંડી છે ઘણી ખાવાથી બાધક છે પલાળી ટૂંપેલી કણકમાં કાકડીનું પાણી પડે તો તે ચીકટપણું નહિ જેવું રહે છે. આ મોટો ચમત્કાર છે **કાકડી**—મધુર, શીત, રુચિકર, લઘુ, મૂત્રલ, છાલને ઠેકાણે તીખી, કડવી, પાચક, અગ્નિદીપક, અવૃષ્ય અને ગ્રાહિણી છે, તથા મૂત્રરોધ, અશ્મરી, મૂત્ર-કૃચ્છ્ર, વમન, દાહ અને શ્રમનો નાશ કરે છે. એ પાકવાથી રક્તદોષકર, ઉષ્ણ અને બલકર છે. ઉપયોગ—(૧) **મૂત્રાઘાત ઉપર**:—કાકડીના બી ૧ તોલો વાટી પાશેર પાણીમાં નાખી ઉકાળી પાવા અથવા કાકડીના બી, જીરું અને સાકર એ પાણીમાં નાખી આપવા (૨) **ગુડથી (ગોઠણનું દરદ) અને સાઠ (વાયુનો સોજો) થયાં હોય તે ઉપર**:—કાકડીને લગાર કૂટી ગરમ કરી બાંધવી. કિંવા કાકડીની જાડી છાલ બાંધવી અને ઉપર કપડાનું આચ્છાદન કરવું. એ પ્રમાણે ૨–૩ દિવસ કરવું. (૩) **મદ ઉપર ઉતાર**:—કાકડી ખાવી એટલે તત્કાળ દારૂનો મદ ઊતરશે. (૪) **પથરી ઉપર**:—કાકડીના બી અને કબૂતરની હગાર, એ ચોખાના ધોવરામણમાં વાટી આપવા. (૫) **ગલગંડ ઉપર**:—જૂની કાકડીના રસમાં બિડલોણ અને સિંધવ નાખી નસ્ય કરવું. (૬) **ધોળા સ્રાવ (પ્રદર) ઉપર**:—કાકડીના બિયામાંનું મગજ એક તોલા અને ધોળી કમળની કળીઓ ૧ તોલો બારીક વાટી તેમાં જીરાની અને ખડીસાકરની ભૂકી નાખી તે સાત દિવસ આપવું. (૭) **ગરમી ઉપર**:—કાકડી ચીરી તેમાં ખડીસાકરની ભૂકી નાખી તે સાત દિવસ આપવું. (૮) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—કાકડીના બિયામાંનો મગજ, જેઠીમધ અને દારુહળદરનું ચૂર્ણ ચોખાના ધોવરામણમાં આપવું (૯) **મૂત્રરેચન માટે**:—અચ્છેર દૂધમાં પાણી મિશ્ર કરી કાકડીનાં બી ૦। તોલો અને સુરોખાર દોઢ માસો આ બન્ને એકત્ર બારીક વાટી કાલવવા તથા ઊભા ઊભા એકદમ પીવું અને ફરતા રહેવું એના યોગથી મૂત્રાશયમાંની ગરમી નીકળી જાય છે અને પ્રમેહ વગેરે વિકાર દૂર થાય છે. (૧૦) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—કાકડીના બી, ગુલાબકળી અને ધોળા કમળની કળી એકત્ર વાટી વસ્ત્રગાળ પાણી કરી તેમાં સાકર નાખી પીવા આપવું. (૧૧) **શીતજ્વર ઉપર**:—કાકડી+ ખાઈ ઉપર ખાટી છાશ પીવી તથા શેક કરવો, કિંવા તડકામાં ઓઢીને બેસવું; એટલે સર્વાંગે પરસેવો આવે છે અને શીતજ્વર નાશ પામે છે

× પ્રાચીન આયુર્વેદ ગ્રંથોમાં કાકડાશીંગીને પૌષ્ટિક, કફને કાઢનાર તથા ઉધરસ, શ્વાસ, તાવ, અરુચિ અને પેટના દરદોનો નાશ કરનાર લખેલ છે મુસલમાન ગ્રંથકારો એને ગરમ, ખુશ્ક અને મુખ્ય કરીને બાળકોની છાતીના જૂના દરદોમાં તેમ જ અજીર્ણની ઊલટી અને ઝાડાની બીમારીમાં ઉપયોગી ગણે છે અને એટલા માટે તાવમાં એનો ઉપયોગ કરવાનું કહે છે ચરકસંહિતામાં ઉધરસની નાશક અને હેડકી બંધ કરનારી કહી છે સુશ્રુતમાં જીવન, પૌષ્ટિક, બૃંહણ અને પિત્તશોણિતના ચકતાને નાશકર્તા માની છે

ગુજરાતી અમૃતસાગરમાં એને જંગલી હરડાના ફૂલ માન્યા છે, પણ એ વાસ્તવિક નથી, કારણ કે એ તો ગાંધીઓ અને અત્તરવાળાઓ ઠગવાને માટે હરડાની છાલને કાકડાશીંગીના બદલે આપે છે વાસ્તવિક રીતે એ કાકડાશીંગી નથી

+ આ ઉપાય કરતી વખતે દેશકાળ અને દરદીની સ્થિતિનો બરાબર વિચાર કરવો ગુલાબકળીવાળી દવાને માટે પણ એમ જ સમજવું, કારણ કે કોઈ વખતે એથી ભયંકર જુલાબ લાગે છે

**૧૦૪ કાજુ**—સ૦ કાજૂતક, અગ્નિકૃત. હિ૦ હિજ્જલી બદામી ક૦ ગેરૂ મલા૦ ચુમાક તે૦ જીડિમામિ. ડિ૦ તા૦ મુદિરિકે લે૦ એનેકાર્ડિઅપ્ ઓકિસડેન્ટલ

આ ઝાડ આફ્રિકા ખંડમા અને હિંદુસ્તાનમા થાય છે મલબાર, ગોમાતક અને કર્ણાટક વગેરે ઠેકાણે એ ઝાડની સમૃદ્ધિ ઘણી છે. એની ઊંચાઈ સામાન્ય હોય છે આ ઝાડો રાનમાં અને ડુંગરમા ઘણે ભાગે હોય છે એમા ધોળી અને કાળી એવી બે જાત છે એ ઝાડથી વટેમાર્ગુ લોકોને આરામ મળે છે તે એવી રીતે કે રસ્તે ચાલતા થાકે એટલે બપોરે એ ઝાડની છાયામા જઈ બેસે છે અને તેના ફળો ખાઈ પોતાની ખરી ભૂખ શમાવે છે કાજુના ફળ કોમળ હોય છે અને તેની આગળ તેના બી હોય છે તેની છાલ કઠણ હોય છે અને અંદર ભિલામા જેવી ચીકાશ હોય છે તે શરીરે લાગી હોય તો ઊઠી નીકળે (ઊઠે) છે છાલની અંદર જે ગોળો હોય છે તેને કાજૂ (ગોળો) કહે છે આ ગોળો સ્વાદિષ્ટ લાગે છે પરંતુ ઘણા ખાધા હોય તો તેથી વિકૃતિ (વિકાર) થાય છે જે દેશમાં કાજુના ઝાડ થતા નથી ત્યા તે વેચાવા જાય છે કાજુના પાકેલા ફળો ખાવાના ઉપયોગમા જાય છે સુકાયેલા બિયા સાકરના પાકમા નાખી હલાવી તેની મીઠાઈ કરે છે કાજુના બિયાનુ દૂધ વહાણના તળિયાને ચોપડે છે તેથી તેને પાણીથી હરકત થતી નથી કાજુના પાકા ફળ નળવિકારનાશક છે **કાજુ**—તૂરુ, મધુર, ઉષ્ણ, લઘુ અને ધાતુવર્ધક છે એ વાયુ, કફ, ગુલ્મ. જ્વર, કૃમિ, વ્રણ, અગ્નિમાંદ્ય, કોઢ, શ્વેત કોઢ, સંગ્રહણી, અર્શ અને આનાહનો નાશ કરે છે **ઉપયોગ:—(૧) પગે ઓસાર થાય (વરસાદના પાણીથી ચામડી ગળી જાય) તે ઉપર:**—કાજુના બિયાનુ દૂધ ચોપડવુ **(૨) ઢોરોને 'લાગ' નામે એક પ્રકારનો ઉપદ્રવ થાય છે, તેથી કરી પગ સૂજી તેનાથી ચલાતું નથી તે ઉપર:**—કાજુનુ દૂધ ચોપડવુ એટલે ગુણ આવે છે **(૩) મણિયારીના વિષ ઉપર:**—લેનારની શક્તિ પ્રમાણે કાજુની છાલનો રસ પાશેરથી અચ્છેર પર્યંત પાઈને તે ઉપર ધરોનો રસ આપવો એટલે વિષ ઊતરશે ઘણુ વ્યાકુળ થવાય તો તે જ રસ તાળવાને ઘસવો અને દાત ખૂલ્યા પછી પાછો પાવો **(૪) બદ જલદી ફૂટવાને માટે:**—કાજુનો ગર કાચો તથા તિવરના ફળ ઠંડા પાણીમા એકત્ર ઘસી લેપ કરવો. એથી ગાંઠ ફૂટે છે **(૫) નળવિકાર ઉપર:**—નિત્ય પ્રાતઃકાળે કાજુના પાકેલા ડીટા ડૂખ સુદ્ધા કાપી, મરી અને મીઠું નાખી ત્રણ અગર ચાર દિવસ ખાવા.

**૧૦૫ કાતરવેલ**—એને 'કાતરી' પણ કહે છે. એના વેલા હોય છે. કાતરવેલના પાના કાતર નિર્ગુંડીના જેવા હોય છે. એ વેલા ઝાડ ઉપર ઘણા હોય છે. કાતર નિર્ગુંડીના પાદડાની ઉગ્ર વાસ આવે છે તેવી એની આવતી નથી ગુણમા એ ઘણી ઠંડી છે. **ઉપયોગ—(૧) ગરમી ઉપર:**—કાતરવેલના મૂળિયા ફૂટી તેનું આશરે ૭ માસા ચૂર્ણ જૂના ગોળમા રોજ બે વખત ૭ દિવસ આપવું.

**૧૦૬ કાનફોડી (ફુટાકડી)**—સં૦ કર્ણસ્ફોટા. મ૦ કાનફોડા, કાનફૂટી, કપાલઠોડી. ક૦ કનકપાળ)ફોડી બ૦ કાનફોડી, કાનછિડા. વ૦ ઠોકસા ફોડી. ક૦ હિડિબિડીકે, બેક્કીનતરડુગિડ. ઇં૦ હાર્ટપી. લે. કાર્ડિઓસ્પર્મમ્ હેલિકેકેબમ્

કપાળ ફોડીની વેલ દેશમા પ્રસિદ્ધ છે એના ફળ ફૂગા જેવા થાય છે. એ બાળકો કપાળમા મારે છે. એટલે ફટ અવાજ થાય છે ભીંત પર ચિત્રકાર વેલ કાઢે છે તે પ્રમાણે કાનફોડીના પાન કાત્રાદાર હોઈને ત્રણ ત્રણ સાથે હોય છે. એનો ગુણ તીખો, કડવો, શીતળ અને વિષ, ગ્રહ, ભૂત, એનો નાશ કરનાર છે. મૂળ દીપન, રેચન, અને વામક, પાન રેચક, વામક અને આર્તવજનક માત્રા—પાનનો સ્વરસ ૨–૩ ઔંસ '

---

* આ ગ્રંથની સાત આવૃત્તિઓમા કાનફોડીના નામથી તલવણનું વર્ણન અપાયુ હતુ એ દેખીતી ભૂલ મરાઠી વનૌષધિગુણાદર્શ ભાગ ૪ થાના પૃષ્ઠ ૧ની પંક્તિ ૧૩ મીમા ૨ **તિળવણ** સાથે (કાનફોડી) (સં૦ કર્ણસ્ફોટા) એટલું વધારી આપ્યાથી થવા પામી છે, એમ શ્રી પદેજીના બહન્નિવંટુ નં ૪૯ અને ૧૨૭થી જણાઈ આવતા તેને તલવણ તરીકે સુધારી, કાનફોડીનું વર્ણન ઉક્ત નિવંટુના નં ૪૯ની ટીપણી અને તેમના જ **ઔષધિગુણદોષ** નામના ગ્રંથમા નં ૪૯ થી દાખલ કરવામા આવ્યુ છે કાનફોડીના પાન ત્રણ ઇંચ મોટા અને બીજ કાળા રંગના અડદ જેવડા હોય છે —**આ. ડો.**

૧૦૭ કાફી (બુંદ)—ઈં૦ કોફી હિં૦ મ૦ કાફી બં૦ કૌફી. લા૦ કેફિઆ એરેબિકા.

અરબસ્તાન, હિંદુસ્તાન, હિંદી મહાસાગરમાના બેટ અને વેસ્ટ ઈંડિઝ બેટોમા એ છોડ ઘણા થાય છે. એ છોડ ત્રણચાર હાથ ઊંચા વધે છે, અધિક વધવાથી તે ઊખડી પડે છે. એ છોડોનો રંગ ઘણો લીલો હોય છે તથા ફાલે છે તે વેળાએ આ છોડના ફૂલ ધોળી ચંબેલી જેવા હોય છે અને તેની વાસ મધુર આવે છે, પરંતુ તે ઘણી વખત ટકતી નથી ફૂલ આવ્યા પછી આઠ મહિને કાફીના ફળ પાકી તૈયાર થાય છે. એ ફળ લગારેક લાબા હોય છે અને તેનો રંગ પાકવા આવે ત્યારે રાતો થાય છે ફળ પાકે એટલે બુંદ કાઢી સુકવે છે. એકેકા ફળણા ઘણુ કરીને બબ્બે બુંદ હોય છે અને એકેકા ઝાડ ઉપર શુમારે અગ્ઠેર ફળ ઉત્પન્ન થાય છે. એને કોઈ 'કાફી' અને કોઈ 'કાવો' એમ કહે છે આરબ અને મોગલ લોકોમા કાફી પીવાની રીત ઘણી છે. કાફી તૈયાર કરવાની કૃતિ એવી છે કે, તેને પહેલા ઘીમા શેકી ખાડે છે, પછી તે ચા પ્રમાણે તૈયાર કરી તેમા દૂધ અને સાકર નાખી પીએ છે. કાફીનો ગુણ એવો છે કે, તે પીવાથી શરીરમાની સુસ્તી અને આળસ જઈ રક્તવૃદ્ધિ થાય છે. જાગરણ થાય તોપણ તેના યોગથી અન્નપાચન થઈ ઉપદ્રવ થતો નથી. હિંદુ લોકોમા અહીં કાફી પીવાનો પરિપાઠ પડેલો છે; પરતુ ચા અને કાફી એ ગરમ હોવાથી આ ઉષ્ણ હવામા આપણા લોકોને તે નિત્ય પીવી કદી પણ હિતકારક નથી; માટે જરૂર પડે તો કદી કદી કાફીનુ સેવન કરવુ, પણ નિત્ય સેવન કરવુ નહિ

કાફીના પાન જ્વરઘ્ન, બીજ હૃદયબલ્ય હૃદયોત્તેજક, નાડીને ઉત્તેજના આપનાર, જ્ઞાનતંતુ-સંસ્થાને ઉત્તેજક, મૂત્રજનન અને જીવનવિનિમયક્રિયાશોધક છે. માત્રા—પાનનો ૦ાથી ૦ાા તોલાનો ક્વાથ તાવ પર અપાય છે. બીજનો ઉપયોગ પાચનશક્તિ અને જીવનવિનિમયક્રિયા નબળી પડે તથા એક પ્રકારના લાલ ક્ષાર વૃક્કોમાં ભેગા થાય છે, એવા વાતરક્ત આદિ રોગમા હિતકર છે.

૧૦૮ કાયફળ—સં૦ કટ્ફળ મ૦ કુભા કાયફળ. હિં૦ કાયફલ. બ૦ કટફળ, કાયછાલં. ક૦ કિરૂશિવની ઈપ્પિશમારા, દહ્લાલક, ગઙ્ફાદ. તુ૦ ડદ્લ તૈ૦ શાપરવુંડમ. મલા૦ પિલં, આલ. ફા૦ દારશીશયાન અ૦ ઉદ્દુલબર્ક. લા૦ માયરિકા નેગી

કાયફળના ઝાડ કોકણમા પ્રસિદ્ધ છે. એના પાદડા લાબા હોય છે. તે પતરાળા કરવાના ઉપયોગમા આવે છે. એના ફળ બીલાની પેઠે ગોળ હોય છે. ×એમા ધોળી અને કાળી એવી બે જાતિ છે એની છાલના બધ સારા થાય છે રાતુ કાયફળનુ ઝાડ ઔષધમા ઘણું ઉપયોગી છે. એની છાલને કાયફળ કહે છે. **કાયફળ**—તીખુ, ઉષ્ણ, તૂરુ તથા ગ્રાહક છે અને વાત, પિત્ત, જ્વરદાહ, કફ, રક્તાતિસાર, યોનિદોષ, વિષ અને કૃમિનો નાશ કરે છે. **ઉપયોગ (૧)— સાપના વિષ ઉપર** :—રાતા કાયફળના ઝાડની છાલનો રસ પાશેર અને થોડો કાળી વેલનો રસ કાઢી બને એકત્ર કરી તેમા મરીની ભૂકી નાખી પાવુ. ઉતાર—કાળી તુલસીનો રસ પાવો. **(૨) ઉધરસ ઉપર** :—કાયફળની ઝાડની છાલનો રસ મધમા એકત્ર કરી સાત દિવસ સુધી પાવો **(૩) લૂખ ઉપર** :—કાયફળની છાલનો રસ સાકર નાખી પાવો **(૪) દમ ઉપર** :—કાયફળના ઝાડની છાલના રસમા રાઈ વાટી પાવી. **(૫) ધાતુપરમિયા ઉપર** :—કાયફળના ઝાડની છાલનો અને નાળિયેરનો રસ એકત્ર કરી ૭ દિવસ સુધી પાવો **(૬) અંગ દાઝચું હોય તો** :—રાતા કાયફળના ઝાડની છાલનો રસ ચોપડવો **(૭) મરકી ઉપર** :—કાયફળ ઘસી પાવુ **(૮) અતિસાર ઉપર** :—કાયફળના ઝાડની છાલનો કાઢો કરી પાવો **(૯) મસ્તકશૂળ ઉપર** :—કાયફળની ભૂકી નાકે સૂઘવી. **(૧૦) વ્રણશુદ્ધિ માટે** :—કાયફળના ઝાડના છાલનો કાઢો કરી તેથી વ્રણ ધોવો. **(૧૧) દંતરોગ ઉપર** :—કાયફળના ઝાડની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા, એટલે દતશૂળ બધ થઈ દાત

---

× કાયફળના ફળ જાયફળ જેવા જ હોય છે જાયફળની ઉપર છાલ હોય છે તે પ્રમાણે કાયફળના ફળ પર છાલ હોય છે ફળ પણ લગભગ જાયફળ જેવડુ જ હોય છે કાયફળનો રસ અથવા ક્વાથ પીધા પહેલાં તથા પછી થોડું મધ ચાટવુ, કારણ કે કાયફળ ગળાને તથા ઉપજિહ્વાને લાગી જાય તો નુકસાન પહોચે છે. ઔષધિમા બહુધા એની છાલ જ વપરાય છે. જોકે તે ફળ નથી, તથાપિ તે કાયફળના નામથી જ ઓળખાય છે એની માત્રા ૧ અથવા ૨ માસા છે. અનુપાન આદાનો રસ અને મધ

મજબૂત થાય છે-

**૧૦૯ કારિંદા**—નારિંદાના વેલા હોય છે. એને 'કારાદા' પણ કહે છે. કારિંદાના પાદડા કિંચિત્ ગોળ હોઈ કોનાના પાદડા કરતા બમણા મોટા હોય છે એનો વેલો મેડી (બે મજલા) જેટલો ઊંચો વધે છે. એની વૃદ્ધિ એટલી જલદી થાય છે કે તે એક દિવસમા હાથ દોઢ હાથ વધે છે એ વેલાને દોઢ દોઢ વેતના અતરે ગાઠો હોય છે, ત્યા પાદડા આવે છે. તે ગાઠ ઉપર ફણગો ફૂટી તેના ફાટા પ્રસરે છે તે ગાઠની નીચેની બાજુએ અણી આવી તેને નાના કારિદા લાગે છે તે વધી શુમારે કેરી જેવડા મોટા થાય છે વેલો સુકાયો એટલે તેને લઈ લે છે અને મૂળ જે જમીનમા લાગેલાં હોય છે તે ખોદીને કાઢી લે છે કારિદામા મીઠી અને કડવી એવી બે જાતિ છે મીઠા કારિદાની છાલ કાળી હોય છે અને કડવાની છાલ કુમળાપણામા ધોળી હોય છે જૂનુ થયા પછી એમા કાઈ ફેર દેખાતો નથી. કડવા કારિદા કોકણમાના રાનમા ચોમાસામા આપોઆપ ઉત્પન્ન થાય છે મીઠાં કારિદા બાફીને અથવા એના બાકળા કરીને ખાય છે એ ઉપવાસને માટે ફરાળના ઉપયોગમા આવે છે. એની ખીચ, છૂદો, ચીરીઓ વગેરે પદાર્થ કરે છે એનો સ્વાદ સારો હોય છે કડવા કારિદા ખાવાથી ફેર (ચક્કર), ઊલટી વગેરે ઉપદ્રવ થાય છે, તથાપિ ગરીબ લોકો તે લાવીને ખાય છે અને તેથી ઉપદ્રવ થાય નહિ તે માટે એવી રીત કરે છે કે તેને છોલી તેની પાતળી ચીરી કરે છે અને તેને રાખ ચોળી તેને પાણીમા ધોઈ પછી એક વખત સ્વચ્છ પાણીમા ધોઈ તાપમાં સુકવે છે અને પછી તેલમા તળીને ખાય છે. આ તળેલી ચીરો ધોળી—શુભ્ર-ધોબીએ કપડાની વાળેલી ગડીના જેવી દેખાય છે. ઉપયોગ—(૧) **મુખપાક ઉપર**:—કારિદાનો સૂકવેલો પાલો અને કોળાની સુકવેલી છાલનુ ધૂમ્રપાન કરાવવુ. (૨) **મૂળ વ્યાધિ ઉપર**:—કારિદા બાફી ઉપલી છાલ કાઢી નાખી અદરના મગજમા ખડી સાકરની ભૂકી અને ગાયનુ ઘી, એ બન્ને પદાર્થ કારિદાના મગજથી બમણા નાખી, તેનુ પણ સારુ મર્દન કરી નાની કેરી જેવડી ગોળી કરી ખાવી. એ પ્રમાણે ગુણ આવે ત્યા સુધી સતત ઔષધ આપવુ, એટલે રોગ જતો રહી ધાતુવૃદ્ધિ થઈ શરીર પુષ્ટ થશે. (૩) **ઉપદંશ ઉપર**:—કડવા કારિંદાનો જમીનમાનો પાચ વર્ષ કરતા અધિક વખતનો કદ લાવી, તે ઉપરના મૂળ અને કાળી છાલ છોલી નાખવી, પછી સૂકવી ચૂર્ણ કરી રાખવુ આ ચૂર્ણ પ્રતિદિવસ પ્રાતકાળે અને સાયકાળે ગાયનુ તાજુ દૂધ પાશેર લઈ તેમા ચાર માસા નાખવુ તથા જીરાની ભૂકી ૪ ગુજા અને ખડીસાકરની ભૂકી બે તોલા નાખી ખાવુ (૪) **પેટપીડા તથા અતિસાર ઉપર**:—ઉપર કહેલા કડવા કારિદાનુ ચૂર્ણ ઘીમા મેળવી ગોળી કરી આપવુ. (૫) **રક્તાતિસાર ઉપર**:—કડવુ કારિદુ બાફી છોલી બારીક વાટવુ પછી તેમા જીરાની ભૂકી અને ઝીણી ખાડ તથા ઘી નાખી આપવુ

**૧૧૦ કારિવણા**—(ખડભરામી, ખડબ્રાહ્મી) સ૦ લઘુ-બ્રાહ્મી, મડૂકપર્ણી. મ૦ કરિવણા, બ્રહ્મી, એકપાની હિં૦ વગભી, બ્રહ્મમાડુકી, ચરેલી બ૦ થુલકુડિ. થાલકુડિ. ક૦ ઓદેલગ. તા૦ વલ્લારી તે૦ બ્રાહ્મીચેકુ તુ૦ તિમારે મલા૦ મુત્તલ ફા૦ જનરવ ઇં૦ ઇંડિયન પેનિવર્ટ. લે૦ હાઈ-ડ્રોકોટિલ એશિઆટિકા.

આ વનસ્પતિ વેલા પ્રમાણે વધે છે* અને તે પાણીવાળી જમીનમા બાર મહિના સુધી રહે છે.

– મૂર્છા તેમ જ મૃગી(ફેફરુ-વાઈ)ની બેહોશી ઉપર કાયફળની છાલનુ વસ્ત્રગાળ ચૂર્ણ બે રતી લઈ નાકમા ભૂગળી વડે ફૂકવાથી તે મસ્તકમા જઈ તરત બેહોશી મટાડે છે

કાયફળનો ઉપયોગ ઉત્તર હિદુસ્તાનમા કફપ્રધાન રોગો પર વધારે થાય છે શ્વાસરોગ પર ક્વાથ આપવાથી ગભરામણ ઓછી થાય છે હૃદયરોગમા આકરો અને શ્વાસ આછો કરાવવા માટે કાયફળ અપાય છે તાવમા કાયફળ આપવાથી પરસેવો આવે છે, વેદના ઓછી થાય છે, શિરદર્દ દૂર થાય છે, છાતીમા કફ હોય તો તે ઢીલો થઈને જલદી પડવા માડે છે

* આ પ્રસર જાતિની વનસ્પતિ ઉદરકનીને મળતી હોવાથી લોકો એને નામે ઉદરકની વાપરે છે, પણ એ ભૂલ છે ખડભરામીના સ્વરસની માત્રા ૨ માસની છે પ્રતિનિધિ તજ છે એની શાતિ સુખડ અને ગુલાબજળ છે કારિવણા કુષ્ઠઘ્ન, વ્રણશોધન, વ્રણરોપણ, મૂત્રજનન, સ્તન્યશોધક, સગ્રાહક, બલ્ય અને રસાયન

અને બાગમા અને ઘેર પણ કૂંડામા વવાય છે. લઘુ બ્રાહ્મીના પાદડા ઉંદરના કાન પ્રમાણે હોય છે. એ પાદડા બે આગળ પહોળા હોય છે આ વનસ્પતિ કૂંડામા વાવવાથી મૂળ ફાટી તેનો ઘણો જ વિસ્તાર થાય છે એના પાદડાની ચટણી પણ કરે છે બ્રાહ્મી પ્રમાણે જ એના ગુણ હોય છે. ઉપયોગ—(૧) **ભમરી (ચક્કર) આવે છે તેને માટે**:—લઘુ બ્રાહ્મીના પાદડાનો રસ મસ્તકે ચોળવો. (૨) **નાના બાળકોનો શબ્દોચ્ચાર સ્પષ્ટ થવા માટે**:—નિત્ય પ્રાતઃકાળે લઘુ બ્રાહ્મીના તાજાં પાદડા ખાવા આપવા, એટલે જિહ્વાનુ જડત્વ કમી થઈ વર્ણોચ્ચાર સ્પષ્ટ થવા માડે છે. (૩) **પિત્તાપસ્માર ઉપર**:—લઘુ બ્રાહ્મીના પાદડાનો રસ અને ઘી એકત્ર કરી ઉકાળી, ઘી સિદ્ધ કરવુ અને તેનુ સેવન કરવુ (૪) **ઉષ્ણતા અને ગરમી (લૂખ લાગવી) તે ઉપર**:—લઘુ બ્રાહ્મીના પાલાનો રસ જીરુ અને ખડીસાકર નાખી આપવો અને ડૂંટી ઉપર લઘુ બ્રાહ્મીના રસમા કપડું ભીજવી ગડી વાળી મૂકવુ આખોમા ગરમી હોય તો આ રસ તાળવે ચોપડવો. (૫) **ગરમીથી બાળકોના અંગમાં ગાંઠો થાય છે તે ઉપર**:—લઘુ બ્રાહ્મીનો રસ અને કદબની છાલનો રસ કાઢી તેમા ગાયનુ ઘી અને શખજીરું નાખી ખરલ કરી શરીરે ચોપડવુ (૬) **સોજા ઉપર**:—લઘુ બ્રાહ્મીના પાલાનો લેપ કરવો (૭) **બાળકોના આંતસાર ઉપર**:- લઘુ બ્રાહ્મીના પાલાનો રસ આપવો (૮) **બાળકોના તૃષાના આજાર ઉપર**:—લઘુ બ્રાહ્મીના પાલાનો રસ કાઢી તેમા જીરાની ભૂકી અને ખાડ નાખી આપવો (૯) **ઉન્માદ અને ચિત્તભ્રમ અપસ્માર ઉપર**:—લઘુ બ્રાહ્મીનો રસ ૧ તોલો લઈ તેમા કુલીંજનનુ તથા અક્કલગરાનુ ચૂર્ણ ૩ માસા અને તેટલુ જ મધ નાખી દરરોજ બે વખત આપતા જવુ એ વનસ્પતિ એ રોગ ઉપર અત્યત પ્રશસ્ત છે. (૧૦) **શીતળાના આજાર ઉપર**:—લઘુ બ્રાહ્મીનો રસ અથવા ટાકાની ભાજીનો રસ મધમા આપવો.

**૧૧૧ કારેલી**—સ૦ કારવલ્લી મ૦ કારલી કો૦ કારેતી ક૦ હાગલકાયિ, મિડિગાવિ તા૦ કલક્કોડિ, પાગલ. તુ૦ કચાલા મલા૦ કેપાવળિળ, પાવલ, ઓરિયા શલરા. અ૦ કિસ્સા ઉલ્-હિમાર ફા૦ કરિલાહ હિ૦ કરૈલા બં૦ કરલા. તૈ૦ કરીલા, કાકરકાયા. લા૦ મોમોર્ડીકા ચારેંટિયા ઇં૦ હેઅરીમોર્ડીકા

કારેલીના વેલા હોય છે. જે ફળો આવે છે તેને 'કારેલા' કહે છે કારેલા ઘણા કડવા હોય છે લોકો એનુ શાક ઘણી પ્રીતિથી ખાય છે કારેલા સાધારણ રીતે વેતભર લાબા હોય છે. એમા ધોળી અને લીલી એવી બે જાતિ છે **લઘુ કારેલાં**—અતિ કડવા, અગ્નિદીપક, લઘુ, ગરમ, શીત, ભેદક, સ્વાદુ અને પથ્યકર છે. તે અરુચિ, કફ, વાયુ, રક્તદોષ, જ્વર, કૃમિ, પિત્ત, પાડુ તથા કોઢનો નાશ કરે છે. **મોટાં કારેલાં**—તીખટ, કડવા, અગ્નિદીપક, અવૃષ્ય, ભેદક, રુચિકર, ખારા, લઘુ, વાતલ અને પિત્તનાશક છે, તથા રક્તરોગ, પાડુ, અરુચિ, કફ, શ્વાસ, વ્રણ, કાસ, કૃમિ, કોઢરોગ, કુષ્ઠ, જ્વર, પ્રમેહ, આધ્માન અને કમળાનો નાશ કરે છે પાન-ડીટડા સહિત કોમળ પાન કટુ, પૌષ્ટિક, મૂત્રજનન, વામક અને રેચક છે. કોઈ વખતે ઊલટી અને દસ્ત બહુ જ થાય છે. માત્રા—ડીટડા સહિત પાનનો રસ ૧ થી ૨ ડ્રામ મોટા માણસને માટે. બાળકને ૦। થી ૧ ડ્રામ. ઉપયોગ—(૧) **પિત્તનો વિકાર થયો હોય તો**:—કારેલીના પાદડાનો રસ આપવો, એટલે વમન થઈ પિત્ત પડશે. ઊલટી ન થાય તો એક કિંવા બે રેચ થઈ પિત્ત નાશ થાય છે ઉતાર—ઘી અને ભાત. (૨) **શીતપૂર્વક કફપિત્ત જ્વર ઉપર**:—કારેલીના પાદડાનો રસ જીરું નાખી આપવો. (૩) **રતાંધળાપણા ઉપર**:—કારેલીના પાદડાના રસમા મરી ઘસી તેનુ સાયકાળે અંજન કરવુ. જેથી ૩ દિવસમા ગુણ આવે છે. (૪) **પારો શરીરમાં ફૂટી નીકળ્યો હોય તો**:—કારેલીના મૂળ પાણીમા ઘસી પાવા. (૫) **બાળકોનું પેટ ચડે તે ઉપર**:—કારેલીના પાદડાનો રસ ૧ પૈસાભાર કાઢી તેમા થોડી હળદર નાખી પાવો, એટલે ઊલટી અને મળશુદ્ધિ થઈ પેટ સાફ થશે. (૬) **વિષૂચિકા (કોગળિયા) ઉપર**:—કારેલીનો રસ તલના તેલ સાથે આપવો. (૭) **રક્તાર્શ**

છે. મોટી માત્રામાં કેફ લાવે છે, જેથી ચક્કર આવવા, માથું દુખવુ, એ લક્ષણ જણાય છે આની ક્રિયા ચામડી પર ખાસ થાય છે આનું તેલ ચામડીમાથી બહાર નીકળે છે, ત્યારે તેને ઉત્તેજન આપે છે એટલા માટે ઉપદંશની બીજી અવસ્થા ગંડમાળા અને શૂન્યકુષ્ઠ પર વપરાય છે

ઉપર :—કારેલીનાં પાદડાનો રસ અથવા ફળોનો રસ નાના ચમચાભાર કાઢી સાકરમાં આપવો. (૮) **મૂત્રાઘાત ઉપર** :—કારેલીના પાલાનો રસ નવટાંક કાઢી તેમા હિંગ ૧ પૈસાભાર નાખી આપવો. (૯) **બાળકોના પેટમાંના ભાર ઉપર** :—કારેલીના પાદડા, અરડૂસીના પાદડા, પાકેલા નાગરવેલના (ખાવાના) પાન અને જાંબુની છાલ, એનો એકત્ર રસ કાઢી તેમા વેખંડ(ઘોડાવજ)ઘસી પાવું. ૭ દિવસ પથ્ય પાળવુ. (૧૦) **જંતુ ઉપર** :—કારેલીના પાદડાનો અથવા ફળનો રસ આપવો.

**૧૧૨ કાવળે**—એ ઝાડ ગોમાતક પ્રાતમા માથોડુ–દોઢ માથોડું ઊંચુ થાય છે, તેને આમલી જેવા પાંદડાં હોઈ લીલા વટાણા જેવડા જાંબલી રંગના ગોળ ફળો આવે છે તે બાળકો ખાય છે.

**૧૧૩ કાસ (કાંસડો)**—સં૦ કાડેક્ષુ, કાંશ. હિં૦ કાસ. મ૦ કાસ, કાસેકસાડ બં૦ કેશે. ક૦ કાન્નલુ, ગલગિનહુલ્લુ તૈ૦ રેલુ લા૦ સેકહરમ સ્પોન્ટેન્યમ્.

કાસને મરાઠીમા 'કસાડ' પણ કહે છે. કાસના બરુના જેવા ખેટા હોય છે, એનો ટટ્ટી બનાવવામા ઉપયોગ થાય છે. એને 'કાસે ગવત' એમ પણ કહે છે. એના બી આકારમા કરડીના જેવા અને સફેદ તથા કઠણ હોય છે **કાસ**—તર્પણ, શીત, રુચિકર, બળકારક, મધુર, વૃષ્ય કડવો, પાકકાળે મધુર, સારક અને સ્નિગ્ધ છે, તથા પિત્ત, દાહ, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, મૂત્રાશ્મરી, રક્તદોષ, રક્તપિત્ત, ક્ષતક્ષય અને પિત્તરોગનો નાશ કરે છે ઉપયોગ—(૧) **મૂત્રકૃચ્છ્ર, મૂત્રાશ્મરી ઉપર** :—કાસના મૂળનો કાઢો મધ નાખી આપવો.

**૧૧૪ કાસાળુ**—સ૦ કાસાલુ. મ૦ કાસાળુ, ખબરે. હિં૦ કાસાળુ. ક૦ બાળરક્કાસ લે૦ એલોકેસિઆ મેક્રોરાઈઝા.

કાસાળુંમા કાળી અને ધોળી એવી બે જાતિ છે કાસાળુના પાદડા અને ડીંટાં અળવીના કરતા મોટા હોય છે. **કાસાળુ**—મીઠું, પથ્યકારક, દીપક તથા રુચિપ્રદ છે અને કફ તથા વાતનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **કાળપુળી (પાઠું) ઉપર** :—ઝાડ ઉપરના કાસાળુના કાદા પાણીમા ઘસી પાઠા ઉપર લેપ કરવો. પથ્ય–મીઠું ખાવુ નહિ (૨) **ગાંઠિયો વાયુ એટલે અંગતું અકડાઈ જવું તે ઉપર** :—કાળા કાસાળુંના કાદા અને ખેદરીના વેલાના કાદા એ બંનેને એકત્ર કચરી તેની ચાર પોટલીઓ બાધવી અને તપાવેલા તવા ઉપર તે પોટલીઓ ગરમ કરી શોષાય તેટલો શરીરે શેક કરવો (૩) **સંધિવાયુ ઉપર** :—કાળા કાસાળુંનુ ડીટું સાધારણ અગ્નિ ઉપર શેકી તેનો રસ ૭ માસા ગાયના દહીમા નાખી ગરમ કરી ૭ દિવસ પીવો, એથી કફ અને લાળ નીકળી જશે ઉતાર–ઘી અને ભાત (૪) **બદ જલદી ફૂટવા માટે** :—જંગલી કાસાળું ઠંડા પાણીમા ઘસી તેના ટપકા કરવા અને તે સુકાયા પછી પુનઃ તેજ જગ્યા ઉપર તેજ ઔષધના ટપકા કરવા. એ પ્રમાણે ત્રણચાર વાર ટપકા કરવા, એટલે છિદ્ર થઈ દર્દ નીકળી જશે (૫) **ઉદરરોગ ઉપર** :—કાળા કાસાળુનો કાદો ૧ તોલા જેટલો પીસી, કોપરાના રસમા નાખી, થોડા ચોખા નાખી બાફીને ખીર કરવી અને તે ગોળ નાખી ખાવી આ ઔષધથી રોગ ફાટી મળમાર્ગે રેચ થઈ પડે છે ઔષધ એક કિંવા બે દિવસ લેવુ ઉતાર–ભાતની કાજીમા ઘી નાખી પાવુ, મોઢામા ચેળ થાય તો કોકમના અથવા આમલીના પાણીના કોગળા કરવા (૬) **ભ્રમ અને પિત્તવિકાર ઉપર** :—કાળા કાસાળુના ડીટા અંગારામા શેકી રસ કાઢવો અને પાચ શેર પર્યંત નાળિયેરનો રસ કાઢી તેમા અર્ધાશેર પર્યંત માલકાગણીના બિયા વાટી કાલવવા પછી તે સર્વ એકઠું કરી મંદ અગ્નિ ઉપર બધું પાણી બળે ત્યા સુધી ઉકાળવુ ઉકાળવાથી ઉપર તેલ આવે છે, તે કાઢી લેવુ એ તેલ આંખ અને ગળાની નસ એ જગાએ દિવસમા બે વાર ચોળીને જીરવવુ (૭) **પાંડુરોગ ઉપર** :—સમૂળ કાસાળુ લઈ તેનુ ૬ માસા ચૂર્ણ કરી દૂધમા આપવુ, (૮) **જલોદર ઉપર** :—કાસાળુનો કાદો ૧ તોલો છાશમા વાટી પાવો (૯) **પડજીભ (ગળાનો કાકડો લાંબો કે ઢીલો થયો હોય તે) ઉપર** :—કાસાળુના ડીટાની ભસ્મ કરી લગાડવી, એટલે પડજીભ ઉપર ચડશે (૧૦) **અનંતવાત–શિરોરોગ ઉપર** :—કાળી કાસાળુંના કાદા પીસી તેની પોટલી કરવી અને તવા ઉપર ગરમ કરી માથે શેક કરવો અને છેલ્લો વારે પોટલીમાનુ ચૂર્ણ ગરમ કરી માથા ઉપર ભરી પાટો બાધવો. (૧૧) **સર્વ પ્રકારના વાતવિકાર ઉપર** :—કાસાળુનો

કાઢો ૧ તોલો પીસી રસ કાઢી નાળિયેરનો રસ અને દૂધ એમા ખીર કરી ખાવી; એટલે સર્વ પ્રકારના વાત અને ઉદરરોગ નાશ પામે છે. (૧૨) જંતુ (કૃમિ) ઉપર:—કાસાળુંના કાઢાની ૨–૪ ગુંજા રાખ મધમા અથવા પાણીમા આપવી –

**૧૧૫ કાસુંદરો**—સ૦ કાસમર્દ. મ૦ કાયવિદા. હિં૦ કસોંદી, અગોથ. બં૦ કાલકાસુંદા ક૦ એલહુરી, અલવરી તૈં૦ પેડિતાગેટુ, કસવીદચેટુ મલા૦ પોન્નાવીર તુ૦ અનેટજંકુ. ઈં૦ રાઉંડ પોરેડ કેશિયા. લા૦ કેસિયા સોફેરા (કાળો કાસુંદરા), કેસિયા ઑકિસડેન્ટલિસ (સફેદ કાસુંદરા),

આ છોડ કમરપૂર ઊંચો વધે છે આવળના પાદડા કરતા એના પાદડા બારીક હોય છે, એને પીળા ફૂલો આવે છે અને શિંગો જાડી અને લાંબી આવે છે આ છોડ વાડની નજીકમા અને બીજી ખાલી જગ્યામા પુષ્કળ ઊગે છે **કાસુંદરો**—તીખો, કડવો, મધુર, ઉષ્ણ, રુચિકર, પાચક, દીપક, કંઠશુદ્ધિકર, ગ્રાહી અને રુક્ષ છે, તથા કફ, અજીર્ણ, વાયુ, કાસ, પિત્ત, વિષ, કૃમિ અને વિષૂચિકાનો નાશ કરે છે. **એનાં પાંદડાં**—પાકકાળે તીખા, વૃષ્ય, ઉષ્ણ અને લઘુ છે. તે દમ, ઉધરસ અને અરુચિનો નાશ કરે છે **એનાં ફળ**—કાસ, શ્વાસ અને ઊર્ધ્વવાતનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) દાદર ઉપર.**—કાસુંદરાના મૂળ ઘસી ચોપડવા અથવા પાલાનો રસ લીંબુમા મેળવી ચોપડવો. **(૨) ઉચકી અને શ્વાસ ઉપર:**—કાસુંદરાના પાદડાનો કાઢો આપવો. **(૩) સોજા ઉપર:**—કાસુંદરાનો પાલો બકરીના દૂધમા વાટી લેપ કરવો. **(૪) પારાનો ઉતાર:**—કાસુદરાના પાલાનો રસ કાઢી પાવો **(૫) શીઘ્ર પ્રસૂતિ થવા માટે:**—કાસુદરાના પાદડાનો રસ પાવો. **(૬) બગઈ વગેરે કાનમાં ગયું હોય તો:**—કાસુદરાનો રસ કાનમા પાડવો. **(૭) દદ્રુ, કિટિભ અને કુષ્ઠ ઉપર:**—કાસુદરાના મૂળ કાંજીમા વાટી લેપ કરવો. **(૮) ભિલામો ઊઠે છે તે ઉપર:**—કાસુદરાના પાદડા વાટી ચોપડવા ×

**૧૧૬ કાળા તલ**—સ૦ કૃષ્ણતિલ. મ૦ કારળે. લૅ૦ ગુઈ ઝોટિકા એબીસિનિકા. આ એક ધાન્યની જાતિ હોવાથી 'કાળા તલ' નામ આપ્યુ છે. એને 'ખુરાસણી' પણ કહે છે. કાળા તલનો રોપો શુમારે દોઢ બે હાથ ઊંચો વધે છે. એને પીળા રંગના ફૂલો આવે છે. જે વખતે ફૂલો આવે છે તે વખતે દૂરથી એના ખેતરની શોભા ઘણી ચમત્કારિક દેખાય છે. એનો રંગ કાળો હોય છે એનું તેલ કાઢે છે, તે બાળવાના તથા ખાવાના ઉપયોગમા આવે છે. એનો ખોળ ઢોરને ખવરાવે છે. **ઉપયોગ—(૧) નેત્રરોગ ઉપર:**—કાળા તલનુ તાજુ તેલ સૂતી વખતે આખમા આજવુ

**૧૧૭ કાળા દાણા**—સ૦ નીલપુષ્પી, નીલકલબી. કૃષ્ણબીજ, હિં૦ કાલદાના. મ૦ કાળા

---

– ડૉ દેસાઈના મત મુજબ કાસાળુનુ મૂળ પચવામા હલકું, સ્નેહન, પૌષ્ટિક, મૂત્રજનન અને કાઈક સારક છે ડીંટાનો રસ રક્તસ્ત્રાવક અને વ્રણરોપણ છે **માત્રા**—મૂળનું ચૂર્ણ બાથી ૧ તોલો

**ઉપયોગ**—ડીંટાનો પુટપાક કૃતિથી રસ કાઢી બાળકના કાનમા ૧–૨ વાર નાખવાથી લોહી અને પરુ નીકળતુ હોય, તો તે બંધ થઈ જાય છે મૂળનુ ચૂર્ણ ચોખાની સાથે ઉકાળી કપડાથી પાણી ગાળી લેવું. એ પાણી ૪થી ૨૦ ઓંસ સુધી પિવરાવવાથી જલોદર અને સર્વાંગશોથમા સારો લાભ પહોંચે છે એ પાણી કાઈક જાડુ, કાઈક દાહજનક, બેસ્વાદુ હોય છે આ પાણી લેવાથી પેશાબમા મીઠાનુ પ્રમાણ વધી જાય છે. મીઠું શરીરમાથી બહાર નીકળી જવાથી સોજો (અને ઉદરમા રહેલું પાણી) ઓછુ થઈ જાય છે શરીરમા મીઠુ ભેગું થવાથી સોજો થાય છે એ સપ્રાપ્તિ એલોપેથિક શાસ્ત્રે પણ સ્વીકાર કરેલ છે એટલા માટે જ મીઠુ સોથરોગમા અપાતુ નથી

**—સ્વામી કૃષ્ણાનંદ**

× કાસુદરાના બીજનો રોટલો કરી તેનુ એક પડ પકવી માથે બાધવાથી ખોડો મટે છે અને એના અઢી પાદડાનો રસ નાના બાળકને પાવાથી સસણી જલદી શાત થાય છે, એમ એક મહાત્માનુ કહેવુ છે

કાસુદરાના પાદડાનો રસ દુખતી આખમા નાખી તેનું જ પાદડું આખ ઉપર બાધવાથી માત્ર એક જ હપ્તે દુખતી આખ શાતિ પામે છે, એ અમારુ પોતાનુ જ અનુભવસિદ્ધ છે વેવના વેલાના પાનનો પણ દુખતી આખ ઉપર એવો જ ગુણ ગણાય છે નવા મત મુજબ કાસુદરો કફઘ્ન, સંકોચવિકાસપ્રતિબંધક, સારક અને જરા મૂત્રજનન છે બીજ જ્વરહર, કુષ્ઠઘ્ન, મળહર, મૂત્રજનન, કુષ્ઠઘ્ન અને બલ્ય પચાગ રેચક છે માત્રા—પાનનુ ચૂર્ણ ૪ માસા શેકેલા બીજનો ઉપયોગ કૉફી બનાવવા માટે થાય છે, પણ બુંદના જેટલો લાભ કાસુદરાથી થતો નથી

દાણા. બ૦ નીલકલમી ઇં૦ પેલબ્લુઈ પોમિયા. લા૦ ઈપોમીઆ હેડેરશીઆ. અ૦ હબુલ નીલ

કાળા દાણાની વેલ થાય છે. એ હિંદુસ્તાનમા ઘણી જગ્યાએ થાય છે એની સળીઓ અને ડાળીઓના એના જ વેલાને ગોળાકાર આટા પડેલા હોય છે. સળીઓ અને ડાળીઓ ગોળ હોઈ તેના ઉપર ઝૂમખ' આવે છે એના પાદડા કપાસના પાદડા જેવા, ત્રણ પાખડીઓમા ખાચા પડેલા હોય છે. તે પાદડા વેલીને એકાન્તરે આવે છે એટલે વેલીની સળીઓની બન્ને બાજુએ સામસામા પાદડા આવતાં નથી, પરંતુ એક બાજુએ એક પાન બીજી બાજુએ તેના ઉપરના ભાગ ઉપર બીજુ પાન એમ પાદડા હોય છે. એને ફિક્કા કાળા રંગના ઘટ(ટકોરી)ના આકારના મોટાં ફૂલો આવે છે એના ફળ નરમ હોઈ તેમા ત્રણ ખડ હોય છે તેમાથી નાના કાળા રંગના બીજ થાય છે તેને કાળા દાણા (બ્લેક સીડ) કહે છે ઔષધમા એનો ઉપયોગ થાય છે **કાળા દાણા** રેચક, સ્નિગ્ધ, સોજો અને ઉદરરોગના નાશક, તાવ કાઢનાર અને અવષ્ટભ, મસ્તકરોગ, ઉદાવર્ત, કફ અને મળમૂત્રાવરોધનો નાશ કરનાર છે. આ સર્વ ગુણો એના રેચક ગુણના જ અગભૂત છે એનો રેચ ઘણો જ જલદી લાગુ પડીને તેનાથી કોઈ પણ પ્રકારનો વિકાર થવાની ધાસ્તી નથી; એટલે આની નેપાળા અથવા અગ્રેજી જાલપના જેવી ક્રિયા થાય છે માત્ર એમાના દોષો આ કાળા દાણામા નથી એ ઉત્તમ રેચક હોવાથી હાલમા સરકારી દવાખાનામાના ડોક્ટર લોકો એનો સારો ઉપયોગ કરે છે કાળા દાણાના બી ઘીમા તળી ચૂર્ણ કરી ૩ માસાથી ૬ માસા સુધી ઊના પાણી સાથે આપવા, એટલે બે જુલાબ સારા લાગે છે, ઘીમા ન તળે તોપણ ચાલે.

**૧૧૮ કાળી ખજૂરી**—આ એક કડવા લીમડાની જાતિનુ ઝાડ છે એના ઝાડ સહ્યાદ્રિ પર્વત ઉપર થાય છે. એના પાંદડા એક ફૂટ લંબાઈના બે ભાગવાળા હોય છે એના ફૂલ સફેદ રગના અને ઉગ્રગંધી હોય છે. કાળી ખજૂરીનું ફળ ખજૂરના આકારે હોઈ ઘણુ કડવુ હોય છે. **ઉપયોગ—(૧) પિત્ત પડવા માટે:**—કાળી ખજૂરી ઘસી ચાટણ આપવુ. **(૨) તાવના યોગે જીભ બળતી હોય તે ઉપર તથા મુખપાક ઉપર:**—કાળી ખજૂરી ઘસી ચોપડવી **(૩) કાનખજૂરો કરડ્યો હોય તો:**—કાળી ખજૂરી તેલમા ઘસી લેપ કરવો **(૪) પેટશૂળ ઉપર:**—કાળી ખજૂરી ઘસી પાવી

**૧૧૯ કાળીજીરી (કડવી જીરી)**—સં૦ અરણ્યજીરક મ૦ કડુકારેળે (જીરે) હિ૦ કાલજીરા, બનજીરા. ક૦ કાડજીરગે તા૦ કટુચિરાગં. તૈ૦ અડવીજીલાકરી. તુ૦ કાલાજીર્દરી મલા૦ કાલાજીરાક. વ૦ કટુ જીરે. અ૦ કમૂનબહરી, કમૂનરૂમી. ઇં૦ પરપલ ફ્લૉબેન લા૦ વ્હરનોનિયા એ થેલમિંટીકા.

એના છોડ શુમારે બેત્રણ હાથ સુધી ઊંચા વધે છે. એ સીધા વધે છે. એ છોડનો દાંડો કિંચિત્ બારીક હોય છે એને જે જીંડવા આવે છે. તેનાં રૂછામા એ જીરુ હોય છે, કાળીજીરી કૃમિનાશક છે. **કાળીજીરી**—ઉષ્ણ, તૂરી, તીખી ને સ્તભક છે અને વાયુ, કફ તથા વ્રણનો નાશ કરે છે. માત્રા ાાથી ૧ તોલો; બાળક માટે ૫થી ૧૦ રતી કૃમિરોગ પર **ઉપયોગ—(૧) મધમાખીના વિષથી અંગ ઉપર ગાંઠ થઈ હોય તો:**—કાળીજીરીનો પાલો ગરમ કરી, વિષવાળા અગ ઉપર પાટો બાધવો, અગર એનો જ રસ શરીરે ચોળવો **(૨) નળ ફૂલ્યા હોય તો:**—કાળીજીરી તોલો ૧, મરી તોલો ૧, એ બને પાશેર પાણીમા રાત્રે પલાળી રાખી બીજે દિવસે સવારમા તે પાણી ગાળી લઈ ઠીકરી ગરમ કરી છમકારી તે પાણી પાવુ. **(૩) કમળી ઉપર:**—કાળીજીરી પૈસાભાર વાટી દરેક વખતે ઠડા પાણી સાથે આપવી. **(૪) બાળકોની સસણી ઉપર:**—કાળીજીરી ખાઈ તેનો કોગળો થોડી હળદર નાખી બાળકને પિવરાવવો **(૫) ગર્ભિણીના સોજા ઉપર:**—કાળીજીરી, જીરું અને કડુનો કાઢો આપવો. **(૬) જંતુ (કૃમિ) ઉપર:**—કાળીજીરીનુ ચૂર્ણ કરી મધમા આપવુ. **(૭) શરીરમાં કોઈ પણ ઠેકાણે વાયુપીડા અગર પેટપીડ ઉપર:**—કાળીજીરીનું બારીક ચૂર્ણ કરી આપવુ અને ઉપર પાણીનો ઘૂટડો પાવો. **(૮) ખરજવા ઉપર:**—કાળીજીરી વાસણમા ઘાલી બાળવી અને કોયલા જેવી કરવી. પછી તેલમા ખરલ કરી ચોપડવી. **(૯) વાછડાંઓને ધાવણ રોગ થાય તે ઉપર:**—કાળીજીરીના પાલાનો રસ પાશેર સુધી કાઢી તેમા કાચકાનો ગર અને થોડી મરીની ભૂકી નાખી આપવો, અથવા કાળીજીરી ૧ તોલો લઈ

કિંચિત્ કૂટી તેનો કાઢો કરવો. તેમા કાચકાનો ગર અને ખેરની છાલ ઘસી તે પાવો. (૧૦) **બાળકોને કાંટા આવે છે તે ઉપર:**—કાળીજીરી અને ખડીસાકર એનો કાટો કરી દિવસમા બે વખત, એ પ્રમાણે ૭ દિવસ આપવો. (૧૧) **સર્વ જ્વર ઉપર:**—માટીના વાસણમા કાળીજીરી ત્રણ માસા નાખી અગ્નિ ઉપર મૂકવુ અને તપી ફૂટવા લાગે એટલે તેમા ૧૪ તોલા પાણી નાખી ઉકાળવુ અને ૪ તોલા બાકી રહે ત્યા સુધી બાળી પછી થોડુ મધ નાખી આપવું.

**૧૨૦ કાળીવેલ**—કાળીવેલ ઘણુ કરીને વાડો ઉપર થાય છે. એના પાંદડાનો આકાર કાંઈક એરડાના પાદડા જેવો હોય છે. એ પાદડા એરડાના પાદડા કરતાં લાબા હોય છે. ઉપયોગ—(૧) **કર્ણમૂળ, ખોડો, સ્તનરોગ અને રતવા ઉપર:**—કાળીવેલના મૂળ ઠડા પાણીમા ઘસી લેપ કરવો (૨) **કુરશાના વિષ ઉપર:**—કાળીવેલના કુમળા પાદડા અને રાતા કાયફળની છાલ એનો રસ શક્તિ પ્રમાણે આપવો. આ ઔષધ ત્રણ દિવસ દરરોજ બે વાર આપવુ. ઉતાર–કાળી તુલસીનો અથવા રાતા અગથિયાનો રસ આપવો (૩) **વિષથી સોજો આવ્યો હોય તો તે ઉપર:**—કાળીવેલનો કાદો કચરી બાધવો (૪) **જૂ મારવા માટે:**—કાળીવેલનાં પાંદડાના રસમા કપૂર નાખી ખરલ કરી તેમા પાણી નાખી ઘૂંટી તે મિશ્રણ રાત્રે સૂઈ રહેતી વેળાએ કેશમા ચોપડવુ ઉપર કાળીવેલના પાદડા બાધવા અને તે ઉપર ચોવડું વસ્ત્ર બાધવુ; એટલે બીજે દિવસે સવારે જૂ મરી જાય છે

**૧૨૧ કાળો ઉમરડો (ઢેડ-ગાંડો-ઉંબર)**—સ૦ કૃષ્ણ (કાક) ઉદુંબરિકા. મ૦ કાળા ઓખાડા ભુઈ ઉબર હિં૦ કઠુબરી, તટમિલા, ગોઉડુમરા. બં૦ ડુમુર, કાક ડુમુર. ક૦ કાડઅત્તિ કલતિ. તૈ૦ કાકી, બાઙુચેટુ. તા૦ કાદાતી, તુ૦ કાટ્ટાઅર્ત્તિમારા. મલા૦ કાટ્ટત્તિ. ફા૦ અંજીરેદશ્તી. અ૦ તમબરીં. ઇ૦ ફીગ ટ્રી, લા૦ ફાઈકસ હિસ્પિડા.

કાળા ઉબરાના ઝાડ ઘણા જ મોટા થાય છે મરાઠીમા એને 'કાળો ઉંબર.' 'ભુઇદોડી,' 'ભુઈ ઉબર' 'ગાઢ્યા ઉબર' અને ઓખાડા પણ કહે છે. એ ઝાડ ખોરેતી(જગલી ઉબર)ના ઝાડ જેવા હોઈ એને ફળ પણ ખોરેતીના ફળો પ્રમાણે જ આવે છે. ખોરેતીના પાદડાને ખાચો હોય છે, તેવો આ પાદડાને હોતો નથી અને પાદડા પણ મોટા હોઈ જરા ખરબચડા હોય છે આ ઝાડ કોકણુ પ્રાતમા પ્રસિદ્ધ છે **કાળો ઉંબરો**—શીત, કડવો, ખાટો, મલસ્તંભક, તીખો, તૂરો, ગ્રાહક તથા ઈંદ્રિયપ્રસાદક છે, અને ત્વગ્દોષ, કમળો, પિત્ત, રક્તપિત્ત, કફ, ધોળો કોઢ, વ્રણ, પાડુરોગ, રક્તદોષ, સોજો, અર્શ અને ઊર્ધ્વગત દોષનો નાશ કરે છે **એનાં ફળો**—મીઠા, તૂરા, શીતળ, વૃદ્ધિકારક, ગુરુ, ધાતુવૃદ્ધિકર, પાકકાળે મધુર, સ્નિગ્ધ, મલસ્તભક, પૌષ્ટિક, ગ્રાહક તથા વાતકારક છે, અને કફ, રક્તવિકાર, દાહ તથા વિષદોષનો નાશ કરે છે. **એની છાલ**—અતિસારનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **કૂતરાના વિષ ઉપર:**—કાળા ઉબરાના મૂળ અને ધંતૂરાના ફળો ચોખાના ધોવરામણમા વાટી પાવા. (૨) **શોફોદર ઉપર:**—કાળા ઉબરાના ફળોનો રસ ૪ પૈસાભાર જીરાની ભૂકી નાખી પાવો અને ડૂંટી ઉપર લેપ કરવો. (૩) **કફપ્રદર અને રક્તપ્રદર ઉપર:**—કાળા ઉબરાના ફળોનો રસ કાઢી મધમા પાવો. (૪) **બદ, ગૂમડું વગેરેને પકવવા માટે:**—કાળા ઉબરાના લીલા ફળો લાવી બારીક વાટવા અને એક વાસણમા નાખી તે ઉપર થોડું પાણી છાટવુ તથા બીજા એક વાસણમા તે ફળો નાખી તેની અદર પાણી ભરી તે વાસણ ઉપર ઢાકી સાધારણ અગ્નિ ઉપર ગરમ કરવું. પછી તે ફળનો ગરમ સહેવાય એટલો પાટો બદ ઉપર બાધવો એ પ્રમાણે બે બે ઘડીએ તાજો ગરમ ગરમ પાટો બાધતા રહેવુ એટલે બદ ત્વરિત પાકે છે. (૫) **સોજા ઉપર:**—કાળા ઉબરાના મૂળ ઘસી લેપ કરવો *

* નવા મત મુજબ કાળા ઉમરડાના ફળ વામક અને વિરેચક છે એથી પિત્ત પડીને યકૃત હલકુ થાય છે છાલ નિયતકાલિકજ્વરપ્રતિબધક અને સ્તભક છે નાના માત્રામા પૌષ્ટિક છે મોટી માત્રામા વમન-વિરેચન કરાવે છે માત્રા–ફળ ૦ાા થી ૧ નગ, છાલ ૨૦ થી ૩૦ રતી અનુપાન–બકરીના દૂધમા ઉકાળીને અપાય છે .

—સ્વામી કૃષ્ણાનંદ

**૧૨૨ કાંકડ (કર્પટા)**—સં૦ કર્કટક. મ૦ કાકડ, કુડક હિં૦ કાકડ, ગંગેરુઆ. ક૦ વાલિગે લા૦ ગેરુગા પિત્રેટા તે૦ ગરૂગ ચેટ્ટુ તા૦ કરિખેંધુ મરમ્ બં૦ જૂમ

કાંકડનુ વૃક્ષ મોટું હોઈ તેના પાદડાં સાધારણ મોટાં લીમડા જેવા અને ફળ લાબાં હોય છે. કાંકડનુ ફળ આમળા જેવડું દેખાય છે; પરંતુ તેમાં આમળા જેવા મોટા ઠળિયા હોતા નથી. તેમાં બેત્રણ નાનાં બિયાં હોય છે. આ ફળો જેઠ મહિનાના અરસામાં આવે છે તે રુચિકર અને પિત્તશામક છે. એનુ અથાણું સારું થાય છે આ ફળો જૂના થવાથી ઉપયોગમા આવતા નથી. **મોટા કાંકડનાં ફળ**—તૂરાં, અગ્નિદીપક, ખાટા, શીતળ, લઘુ, ઉષ્ણ તેમ જ નેત્રને હિતાવહ છે અને રક્તપિત્ત તથા કફના કરનાર અને વાતનાશક છે. તે ફળ **પાકવાથી** શીતળ, રુચિકારક તથા જડ છે અને પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. **નાનાં કાંકડનાં ફળ**—ગ્રાહક, ખાટા, પિત્તલ અગ્નિદીપક, ઉષ્ણ અને લઘુ છે, તથા તે પાકવાથી મધુર સ્નિગ્ધ, તૂરાં, વાતનાશક અને કફપિત્તકારક છે. **ઉપયોગ—(૧) વ્રણ (ગૂમડાં) ઉપર :**—કાંકડના ઝાડની છાલ વાટી બાધવી. **(૨) આંખમાંનુ ફુલ જવા માટે :**—કાકડના ઝાડનો એક હાથ લંબાઈનો બારીક કકડો તોડી મોઢામા રાખી ફૂંક મારવી અને તેમાથી જે રસ નીકળે તે ત્રણ દિવસ આખોમા નાખવો **(૩) પ્રમેહ ઉપર :**—કાંકડના પાલાનો રસ જીરુ અને ખડીસાકરમા આપવો.

**૧૨૩ કાંગ (ધાન્ય)**—સં૦ કંગુની. મ૦ કાગ, રાળા. હિં૦ કંગની. બં૦ કગની. ક૦ નવણી, કાગે. ગિ. ફા૦ ગલ તે૦ પ્રેકણુપુચેટ્ટુ. લે૦ સેટેરિયા સ્ટેલિકા.

આ ધાન્ય વરી(મોરિયા)નો જ પ્રકાર છે ખરો, તથાપિ એમા પુષ્કળ તફાવત છે. વરી ઉપરની છાલ ઘણી પાતળી હોય છે અને રંગ પીળો હોય છે; પરંતુ કાગની છાલ જાડી હોય છે અને તે રાતી, પીળી, કાળી, એવા ત્રણચાર પ્રકારના રંગની હોય છે તેનો ભાત, ખીચડી વગેરે પદાર્થ કરે છે. તેનો લોટ કરવાને તે છડ્યા વગરની સારી શેકેલી જોઈએ કાગના રોપ બે અઢી હાથ જ ઊંચા હોઈ તેને જે કણસલાં આવે છે તે બાજરીના કણસલા પ્રમાણે લાબા અને બારીક હોય છે. કાગના પાંદડા પહોળા હોતા નથી. **કાંગ**—શીતળ, વાતકારક, રુક્ષ, વૃષ્ય, તૂરા, ધાતુવર્ધક, સ્વાદુ, ગુરુ, ઘોડાને હિતાવહ, ભાગેલા હાડકાને સાધનાર, ગર્ભપાત અટકાવવામા હિતાવહ અને કફ તથા પિત્તનો નાશ કરે છે આ ધાન્ય કાળું, લાલ, ધોળું અને પીત, એ ભેદે ચાર પ્રકારનુ અને ગુણોમા એક કરતાં એક અધિક છે. **(૧) અન્નદ્રવશૂળ ઉપર :**—કાગની ખીર ખાવી.

**૧૨૪ કાંચકી (કાંકચ)**—સં૦ પૂતિકરંજ, લતાકરંજ, મ૦ સાગરગોટા, ગજગા, ગજરા. બં૦ લત્તાકરંચા હિં કટુકરંજા, કરંજવા. તા૦ કાલારકોડી તુ૦ ગજગેકાઈ. ક૦ ગજગ, ગડુગુ. તે૦ ગુચ્ચેપિક્કા કચકાઈ, ગચ્ચા કા૦ ખાય, ઇબ્લીશ. અ૦ અક્તમક્ત. ઇં૦ બોડકનટ લા૦ સિસાલપિરિયા બોડુસેલા.

એ ઝાડને કાટા હોય છે અને નાની શિંગો આવે છે. તેમા કાચકા હોય છે. તેની છાલ ઘણી કઠિન હોય છે. અંદરનુ મગજ ઔષધોના કામમા આવે છે. કાચકા મંદ દેવતામા શેકી પછી અંદરનુ મગજ કાઢી તેની ઔષધમા યોજના કરવી.+ **કાંચકી**—તૂરી કડવી, ઉષ્ણ અને શોષક છે, તથા કફ, પિત્તાર્શ, શૂળ, સોજો, આધ્માન, વ્રણ, પ્રમેહ, કોઢ, કૃમિ, રક્તાર્શ, વાતાર્શ અને રક્તદોષનો નાશ કરે છે. **(૧) ક્ષય, સુવારોગ અને પેટશૂળ એટલે પીડ ઉપર :**—કાચકા

---

+ કાકચને કોઈ કોઈ કરકચ પણ કહે છે એનું ઝાડ મધ્યમ કદનુ થાય છે એક ઇચના આગરે લાબા અને ગોળ પાદડા એકબીજાની સામસામા ઊગે છે ડાળીઓ પાછળના ભાગ ઉપર નાના નાના વાકા કાટા હોય છે ફૂલો મંજરીમા ભરપૂર પીળા રંગના થાય છે તેને પાચ પાખડીઓ હોય છે તેમા ચાર તો મધ્યમ ફિક્કા રંગની અને એક ઉપર લાલ છાટ હોય છે વચમા પુરુષ અને સ્ત્રીકેસર હોય છે એના ફળ ઉપર કાટા હોય છે તેમા છીપની માફક ૧ અથવા ૨ કાકચ હોય છે એનો ગર્ભ સફેદ અને કડવો હોય છે. એની માત્રા ૧ માસાની છે મૂળની માત્રા ૧૦ રતી પાનનો સ્વરસ ૨થી ૪ તોલા

નવા મત મુજબ આ અતિ મૂલ્યવાન જ્વરઘ્ન ઔષધિ છે ટાઢિયા તાવ પર પાનનો રસ હિંગ મેળવીને અથવા બીજ અને કાળા મરીનું ચૂર્ણ અપાય છે સૂતિકાજ્વરમાં કાકચથી સારો લાભ પહોચે છે આથી તાવ ઓછો થાય છે તથા ગર્ભાશયમા સંકોચ થાય છે,

શેકી તેનું ચૂર્ણ કરી ઘીમા ખાવું. અથવા કાચકાનું ચૂર્ણ લસણ, હિંગ અને સિંધવ સાથે ખાવુ. (૨) **સોજા ઉપર**:—કાચકીના, આકડાનાં અને એરંડાના પાદડા વાટી ગરમ કરી લેપ કરવો એટલે ત્રણ દિવસમા સોજો ઊતરશે. (૩) ઉપદંશવ્યાધિ ઉપર:—કાંચકીનાં પાદડાનો રસ કાઢી, ઘી નાખી સાત દિવસ પર્યંત સેવન કરવો. પથ્ય-ઘી અને ભાત. (૪) જંતુ (કૃમિ, કરમ) **પડવા ઉપર**:—કાચકીના પાદડાના રસમાં આબાહળદર અને પિત્તપાપડો ઘસી પાવો અથવા કાચકા અને હિંગ શેકી તેમાં મીઠું નાખી ઘીમા ખરલ કરી ખવડાવવુ (૫) **વાયુના ગોળા ઉપર**:—કાચકા શેકી તેની ભૂકી કરી ગોળમા ખાવી. (૬) **નાનાં વાછરડાંની દૂંટી અને કૃમિ ઉપર**:—કાચકા, અજમો અને લસણને એકત્ર કૂટી પાણી કરી પાવુ. (૭) **તાવ ઉપર**:—કાચકીના પાદડાનો રસ ચાર તોલા પર્યંત તેમા હિંગ બે ગુંજ પર્યંત મેળવી પાવો. આ ઔષધ વિષમજ્વર સિવાય બધા પ્રકારના તાવ ઉપર ત્રણ વાર પાવાથી ગુણ જણાવા લાગે છે. (૮) **આમ ઉપર**:— કાચકા અર્ધા કાચા શેકી ચૂર્ણ કરી, તે એક માસાભાર ચૂર્ણ સાકરમાં નાખી ખાવુ (૯) **બાળકના પેટમાં લોહીની ગાંઠ બને છે તે ઉપર**:—કાંચકીના પાલાનો રસ ૬ માસા અને હિંગ માસો ૧ શેકી પાણીમા સાત દિવસ પાવુ આઠમે દિવસે કૂલાવેલુ મોરથૂથુ અર્ધો ચોખાભાર ૭ માસા પાણીમા નાખી પાવુ, એટલે કાળાપીળા દસ્ત થઈ ગાંઠ સાફ થઈ જશે. (૧૦) **છબે કાતરા થાય છે તે ઉપર**:—કાચકીના પાલાના રસમા જીરાની ભૂકી નાખી પાવી. (૧૧) **બાળકોના કલેજાના ભાર (સસણીરોગ થાય છે તે) ઉપર**:—કાચકીના પાંદડાં, વાસનો પાલો અને બકરીની લીંડીઓ એકત્ર કૂટી ગોમૂત્રમા બાફી સહેવાતુ થયા પછી તેનો પેટ ઉપર પાટો બાધવો. (૧૨) **જ્વર (તાવ) ઉપર**:—કાચકા શેકી ચૂર્ણ કરી તે મરી સાથે ખાવુ (૧૩) **જંતુ (કૃમિ) ઉપર**:—કાચકા શેકી તેનુ ચૂર્ણ ઘીમા ખાવુ અને ગુદાદ્વારે ડાગરના ફોતર (ભાતના છાલાં)ની ધૂણી દેવી, એટલે ઝાડા વાટે જતુ પડશે.

**૧૨૫ કાંજળ**—આ ઝાડ ખાડીમા અથવા પાણીના ખાબોચિયામાં થાય છે કાંજળના ઝાડ ઘણું કરી ઈફ્ળી જેવા જ થાય છે. પરંતુ તેટલા ચીકટ અને બળકટ હોતા નથી એ ફક્ત બાળવાના કામમા આવે છે. એને બકુલ વૃક્ષના ફૂલો જેવા નાના અને સુવાસિત ફૂલો આવે છે.

**૧૨૬ કાંટાસરિયો**—સં૦ કુરંટક (આને ઘણે ઠેકાણે વજ્રદંતી પણ કહે છે.) મ૦ કોરાંટી વ૦ દેવ-કોરાટી. હિં૦ કટશરૈયા પીયાવાસા ક૦ ગોરટે. લા૦ બાર્લેરીઆ પ્રાયોનીટીસ. બં૦ ઝાંટિ. તે૦ ગોરંટ્ટ

આ ફૂલછોડ ત્રણચાર હાથ ઊંચા વધે છે. એને સર્વાંગે કાટા હોય છે. એના છોડના દેખાવ ઉપરથી ધોળો, પીળો, ભૂરો અને રાતો એવા ભેદ છે. એના ફૂલોને વાસ હોતી નથી. **ધોળો કાંટાસરિયો**—કડવો, કેશ્ય, સ્નિગ્ધ, મધુર, તીખો, ઉષ્ણ તથા દાતોને હિતાવહ છે; અને વલિપલિત, કોઢ, વાત, રક્તદોષ કફ, કંડૂ (ખરજ), વિષ અને દારુણાનો નાશ કરે છે. **રાતો કાંટાસરિયો**—કડવો, વર્ણકારક, ઉષ્ણ અને તીખો છે. એ સોજો, તાવ, વાતરોગ, કફ, રક્ત-વિકાર, પિત્ત, આધ્માન, શૂલ, દમ અને ઉધરસનો નાશ કરે છે **પીળો કાંટાસરિયો**—ઉષ્ણ, કડવો, તૂરો તથા અગ્નિદીપક છે; અને વાયુ, કફ, કંડૂ (ખરજ), સોજો, રક્તવિકાર તેમજ ત્વગ્દોષ-નો નાશ કરે છે. **કાળો કાંટાસરિયો**—કડવો, તીખો અને વાત, કફ, સોજો, કંડુ, શૂલ, કોઢ, વ્રણ તથા ત્વગ્દોષ(ચામડીના રોગો)નો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **બાળકોને સળેખમ અને ઉધરસ થાય છે તે ઉપર**:—કાટાસરિયાના પાદડાનો રસ કાઢી મધમા પાવો. (૨) **વીર્યપતન ઉપર**:—ધોળા કાટાસરિયાના પાંદડાનો રસ જીરુ નાખી ૭ દિવસ આપવો. (૩) **પિત્ત ઉપર**:— કાટાસરિયાનો, કાળી તુલસીનો અને ભાગરાનો પાલો એકત્ર વાટી ગાયના દૂધમા મેળવી પાવો. (૪) **દુખતી દાઢ ઉપર**:—પીળા કાટાસરિયાનો પાલો અને અક્કલકરો એકત્ર ખાડી દાઢ નીચે રાખવો (૫) **મોઢું આવ્યું હોય તો તે ઉપર**:—પીળા કાટાસરિયાનો પાલો, જાંબુડીની છાલ અને આમળાનો કાઢો કરી કોગળા કરવા (૬) **ગર્ભધારણને માટે**:—કાટાસરિયાના મૂળો ગાયના ઘીમા ઘસી ઋતુકાળે પાવા (૭) **દાંતમાંથી લોહી આવતું હોય તો**:—કાટાસરિયાનો રસ અને મધ દાતે ચોપડવુ (૮) **દંતકૃમિ ઉપર**:—કાટાસરિયાના પાંદડા ચાવવા અને દાઢ નીચે

રાખવા અથવા કાટાસરિયાનુ દાતણ કરવું. (૯) **વાતરોગ ઉપર:**—પીળો કાટાસરિયો, દેવદાર અને સૂઠ, કાઢો કરી તેમા એરંડતેલ મિશ્ર કરી તે પાવો; એટલે શરીર વાયુએ અકડાઈ ગયુ હશે તો તે સારું થશે (૧૦) **સોજા ઉપર:**—કાટાસરિયાના પાલાનો રસ ચોપડવો. (૧૧) **વીંછીના દંશ ઉપર:**—કાટાસરિયાના પાલાનો રસ દશની વિષમ બાજુના કાનમા પાડવો. (૧૨) **સુવા રોગ ઉપર:**—કાંટાસરિયાનો કાઢો કરી તેમાં પીપરનુ ચૂર્ણ નાખી તે પાવો અથવા કાંટાસરિયાના મૂળ ચાવી ખાવાં કિંવા એનો કાઢો કરી રાતભર રાખી તે સવારે પાવો ×

**૧૨૭ કાંટી (કાંટાવાળા) ગોખરુ**—સ૦ વનશૃગાટક મ૦ સરાટે, ધાકટે ગોખરુ હિં૦ છોટે ગોખરુ. બં૦ ગોક્ષુરી, છોટ ગોખુરી ક૦ તૈ૦ ચિરિપિલેરૂ તા૦ નેગ્જીલ. તુ૦ ક૦ નેગ્ગિલુમુલ્લુ મલા૦ નેરિનિલ. ફા૦ તુરેંખારખસ્ક. અ૦ બફ્લતલ ખારખસ્ક લા૦ ટ્રિબ્યુલ સટેરેગ્ટ્રિસ.

આ એક ગોખરુની જાતિ છે. એના વેલા થાય છે. એ વેલાના પાંદડા બારીક હોય છે એ પાંદડાનુ શાક થાય છે. આ વેલા કાળી જમીનમા થાય છે. ચોમાસામા તે પુષ્કળ થાય છે. આ ગોખરુને ઘણા કાંટા હોય છે તે સુકાય એટલે વગડામા જવાને માણસોને ઘણી અડચણ પડે છે ખેડા ગોખરુને બદલે કોઈ કોઈ એનો ઉપયોગ કરે છે. એના ગુણ ખેડા ગોખરુ જેવા જ છે – ઉપયોગ—(૧) **ભ્રમપિત્ત ઉપર:**—ગોખરુનો અને કોઠીના પાલાનો રસ ૪ પૈસાભાર ગાયના તાજા દૂધમા પાવો. (૨) **ગર્ભિણીની ધૂપણી ઉપર:**—ગોખરુનું ચૂર્ણ ૬ માસા ખડીસાકર અને ઘીમા લેવુ (૩) **શરીરમાં થયેલાં ગરમીનાં ચાંદાં ઉપર:**—ગોખરુ ૧ તોલો લઈ સાધારણ ખાડનાં તથા તેમા ખડકમા ઉત્પન્ન થનારી ગળોનો કદ ૬ માસા નાખવો અને ૪૦ તોલા પાણી નાખી અષ્ટમાશ બાકી રાખી કાઢો કરી તે પ્રાતઃકાળે પાવો તથા તે જ ઔષધો સિલક રાખી તેમા એક તોલો સાકર નાખી સાયકાળે પૂર્વવત્ અષ્ટમાશ કાઢો કરી પાવો અને ચાદી ઉપર કપૂરભેંડી અથવા પારસપીપળાનાં મૂળ પાણીમા ઘસી લેપ કરતા જવુ. આ પ્રમાણે ૪૨ દિવસ અને જરૂર જણાય તો વધારે દિવસ એ ઔષધ આપવુ; પથ્ય પાળવુ (૪) **ગરમીનો આજાર શરીરમાં જામ્યાથી શરીર પર ઢીમણાં ઊઠે છે તે ઉપર:**—ગોખરુ તોલો ૧, કકોળ ૦। તોલો અને સાકર ૧ તોલો; અષ્ટમાશ કાઢો કરી તે સતત સેવન કરવો. (૫) **તંતુપ્રમેહ, ધાતુસ્થાનની કડકી, ધાતુવિકાર, પ્રદર અને બાળકના પેટમાં શીતળ તથા ગોવરું એની ચોટ બેસે છે તે ઉપર:**—ગોખરુ ઘીમા તળવાં તથા તેની ભૂકી કરી રાખવી દરરોજ પ્રાતકાળે અને સાયંકાળે ૧ તોલો ગાયનુ ઘી લઈ તેમા અર્ધો તોલો ગોખરુની ભૂકી અને અર્ધો તોલો ખાડ કિંવા સાકર નાખી ૨૧ દિવસ સેવન કરવુ. બાળકને ઉપલા મિશ્રણની સોપારી જેવડી ગોળી નિત્ય પ્રાતકાળે એક વખત આપવી (૬) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—ગોખરુનો છોડ મૂળ સુદ્ધા ઉપાડી અષ્ટમાશ કાઢો કરી સાકર અને મધ નાખી પાવો. (૭) **મૂતરખડા (પથરી) ઉપર:**—ગોખરુનું ચૂર્ણ મધમા ખરલ કરી મેઢીના દૂધમા સાત દિવસ આપવુ.*

---

× ડૉક્ટર દેસાઈના મત પ્રમાણે કાટાસરિયો કફનિસારક, શોથહર, વ્રણરોપણ, મૂત્રજનન, કાઈક સ્વેદજનન અને દાહશામક છે **માત્રા**-પાનનો સ્વરસ ०॥ થી ૧ તોલો

**ઉપયોગ**-આ ઔષધ બાળકને સારુ લાગુ પડે છે જુલાબરૂપે બાળકને અપાય છે તેમ જ શ્વાસનલિકાના નવા સોજાની પહેલી અને બીજી અવસ્થામા તાવ અને ચીકણો કફ હોય તો આનો રસ આપવાથી કફ સારી રીતે બહાર નીકળી જાય છે આના રસથી તાવ અને આમવાતમા સાવેસાધાઓની વેદના ઓછી થાય છે જળશોથમા મૂળની તાજી છાલ અથવા પંચાગની રાખ કાંજીમા અપાય છે બાળકોની ઉધરસ (હપીંગ કફ) પર સૂકી છાલ અપાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

– કાટીગોખરુના જમીન ઉપર છાતલા થાય છે પાદડા ચણા જેવા પણ કાઈક મોટા અને ફૂલ પીળા હોય છે અમારા ગામડામા એ પુષ્કળ થાય છે જો કે શાલિગ્રામજી એને છ કાટા બતાવે છે, પણ એને ત્રણ ખૂણા હોય છે તેમા બે ઉપર એકેક કાટો હોય છે ત્રીજા ઉપર નહિ જેવો જ હોય છે

* ડૉક્ટર દેસાઈના મત પ્રમાણે કાટીગોખરુ સ્નેહન, વેદનાસ્થાપન, મૂત્રજનન, સંગ્રાહક અને બલ્ય છે. એ શીતળ હોવાથી વૃક્કોને ઉત્તેજના આપે છે મૂત્રેન્દ્રિયની શ્લૈષ્મિક ત્વચા પર ગોખરુની ક્રિયા બકુ અને વાયવર્ણી—એ બે ઔષધિઓના જેવી છે મોટી માત્રામા દસ્ત સાફ લાવે છે **માત્રા**-ફળ ૫ તોલાનો ક્વાથ

**૧૨૮ કાંટેરી ડાંખા**—વગડામા એક પ્રકારનો ધોળો કાટેરી ડાખો થાય છે. તે પાચ-છ મહિના રહે છે. એનો છોડ અડધો માથોડું ઊંચો હોય છે. તેના ઉપર કાટા હોય છે. એનુ શાક કરે છે; પરતુ તેનો સ્વાદ બિલકુલ કમી હોય છે.

**૧૨૯ કાંડવેલ (હાડસાંખળ ચોધારી)**—સં. અસ્થિસંધાન, કાંડીર મ૦ કાડવેલ. હિ૦ કાંડવેલ, હડજોડ બ૦ હડભાગા. ક૦ મણીગુરબળી, સાકુબળી, મગરબળી. તૈ૦ નાલ્લેરૂ. તા૦ આરૂ-ગણી, સાકુવેરૂ. મલા૦ ચણારપલંડા ગો૦ સાડાબળી. લા૦ વિટિસ કવૉડ્રેન્ક્યુલેરિસ.

કાડવેલ એ થુરિયા જેવી હોય છે અને તેના કરતાં ઘણી બારીક હોય છે. એની વેલ હોય છે. એને નાના નાના પેરિયા હોય છે. કાડવેલમા ત્રિધારી કાડવેલ, ચોધારી કાંડવેલ, એવી જાતો છે કાડવેલનો પુષ્કળ વિસ્તાર હોય છે. ત્રિધારી કાંડવેલને મરાઠીમા 'હાડસિધ' કહે છે. તેનું વર્ણન 'હાડસાખળ' એ શબ્દમા આપેલુ છે **સાધારણ કાંડવેલ**—તીખી, કડવી, ઉષ્ણ, સારક અને પિત્તલ છે, તથા કફ, ગુલ્મ, લૂતા, દુષ્ટ વ્રણ, પ્લીહા, ઉદર, અગ્નિમાદ્ય, શૂળ, વાયુ અને મલ-સ્તભનો નાશ કરે છે. **ચોધારી કાંડવેલ**—ભૂતોપદ્રવ તથા શૂળનો નાશ કરે છે અને ઉષ્ણ, આધ્માનવાયુ, તિમિર, વાતરક્ત, અપસ્માર તથા વાતરોગનો નાશ કરે છે. માત્રા—પુટપાકથી કાઢેલો રસ ૧ થી ૨ તોલા; ચૂર્ણ ૧૦ થી ૨૦ રતી. ઉપયોગ—**(૧) શરીરમાં જામેલી અથવા સર્વ પ્રકારની ગરમી ઉપર:**—કાડવેલ ભરસાળમા શેકી, પીલી બે તોલાથી ત્રણ તોલા સુધી રસ કાઢવો. તેમા એટલુ જ ગાયનુ ઘી નાખી સાત દિવસ સુધી એક વખત અથવા બે વખત આપવો. પથ્ય—મોળું ખાવુ. એથી ચાદી, કાત્રા, સ્રાવ ઇત્યાદિ સર્વ વિકાર દૂર થાય છે. **(૨) સ્રીઓના રજોદોષ ઉપર:**—કાડવેલ ભરસાળમા શેકી ૨ તોલા રસ કાઢી તેમા તેટલુ ઘી તથા ગોપીચંદનની ભૂકી એક તોલો અને ખડીસાકરની ભૂકી ૧ તોલો નાખી આપવું.

**૧૩૦ કાંડોળી**—(કડાયો) મ૦ ક્ષારઢોળ, સારઢોળ. હિં૦ બુલી, ગૂલૂ. કોકણ૦ પાંઢરૂખ. ક૦ પેનારી તૈ૦ કાવળી. તા૦ વેતૈપુતળી. લે૦ સ્ટર્કયુલિઆયુરેન્સ. આ વૃક્ષ મોટુ થાય છે. કાડોળીના ઝાડનો રગ ધોળો સફેદ હોય છે કાડોળીના પાદડા મોટા હોય છે એના ફૂલો લાલ હોય છે. એ ઝાડને આબા પ્રમાણે વસત ઋતુમા મોર આવી ફળો આવે છે. એ વખતે જૂના પાદડા સર્વ ખરી પડેલા હોય છે ફળનો આકાર બદામ જેવો હોય છે એ પોચા હોય છે. આ પાકેલા ફળ ગળ-ચટા લાગે છે, એટલે તેને કોઈ કોઈ ખાય છે જગલી લોકો એ ફળમાની દાળની ઢીલી દાળ કરીને ખાય છે એની ડાળીઓ મોગલાઈ એરડા જેવી પોચી હોય છે. કાંડોળીના મૂળનો રંગ લાલ હોય છે આ મૂળ ઠડા છે કાડોળીના ઝાડને સફેદ ગુદ આવે છે. તે ઉપયોગી છે. તેને 'કથલ્યા ગોદ' (કડાયો ગુદ) કહે છે આ ઝાડ ઇમારતના ઉપયોગનુ નથી એની છાલ ઉપર રમૂજ માટે કોઈ કોઈ લખે છે અને એ છાલ ઉપર કઈક મત્ર લખી નજર દૂર થવા માટે ગળે પણ બાધે છે. કાડોળીના ઝાડ કૂટી તેમાથી રેસા કાઢે છે ઉપયોગ—**(૧) નાના બાળકને તથા મોટા માણસને સુબારકી (ડબા સરખો રોગ) થાય છે તે ઉપર:**—કાડોળીના મૂળ, પાડેરવાના મૂળ, હેદના મૂળ અને ઉબરાના મૂળ, એ સર્વને ઘસી તે આપવા. **(૨) અતિસાર ઉપર:**—કાડોળીની છાલ ઘસી આપવી. **(૩) પરમો અને ધાતુવિકાર ઉપર:**—કાડોળીની છાલનો પાણી નાખી રસ કાઢવો અને તે સાકર નાખી આપવો. અથવા કાડોળીના મૂળ ઘસી ખડીસાકર નાખી પાવા કાડોળીનો ગુદ પણ ધાતુવિકાર ઉપર આપવો **(૪) ગરમી, પ્રમેહ અને સ્રીના રક્ત-**

---

કરીને રોજ આપવો **ઉપયોગ**-આ ગોખરુના મૂળ દશમૂળમા વાપરેલાં છે મૂળનો અથવા વાટેલા ફળોનો ધાણા અથવા જીરું મેળવીને ક્વાથ કરીને અપાય છે અથવા ચોખાની કાજીમા ઉકાળી કાજીનું નીતરેલું પાણી અપાય છે ગોખરુ પરમા અને બસ્તિશોથ પર વપરાય છે આમા વેદનાસ્થાપન ધર્મ બહુ જ થોડો હોવાથી આની સાથે ખુરાસાની અજમો અથવા અફીણ મેળવીને અપાય છે પેશાબ બહુ જ ખાટો હોય તો તેના પર અને મૂત્રકૃચ્છ્ર પર કાઢો જવખાર મેળવીને અપાય છે બસ્તિશોથ અથવા વૃક્કશોથમા પેશાબ ક્ષાર સ્વભાવવાળો, દુર્ગંધયુક્ત અને ડોળાયેલો હોય છે, ત્યારે કાઢાની સાથે શિલાજિત અપાય છે પજાબમા આ ગોખરુનો ઉપયોગ વાજીકરણ માટે કરે છે

—સ્વામી કૃષ્ણાનંદ

સ્રાવ ઉપર :—કાંડોળીનો ગુંદર રાત્રે પાણીમા પલાળી રાખી સવારે ખડીસાકર નાખી આપવો. **(૫) શીણ (ક્ષીણતા અને થાક ઉતારવા માટે) અને વાયુ ઉપર :**—કાડોળીની છાલ પાણીમા નાખી તે પાણી ઉકાળી તે વડે સ્નાન કરવુ *

**૧૩૧ કાંસકી (પેટારી)**—સં૦ અતિબલા. મ૦ પેટારી, મુદ્રાવળ, મુદ્રિકા, ચક્રાભેંડી કાસલી. કો૦ સુચે, ચોચે વ૦ કકઈ હિં૦ કંગઈ. કકહિયા, પેટારી. ખ૦ પિત્તવેડેલા. ક૦ મુલ્લુદુરુવે, હાઉમેક્કે. ઇં૦ ઇંડિયન મેલો. લા૦ એબ્યુટિલન્ ઈંડીકમ્.

આ ઝાડ 'મુદ્રિકાનુ ઝાડ,' 'ચુંચા,' 'મુદ્રાવળ' 'મડની ચક્રભેંડી' વગેરે બીજાં નામે પણ ઓળખાય છે એ છોડ ત્રણ–ચાર હાથ પર્યંત ઊંચા વધે છે એ ચોમાસામાં ઉત્પન્ન થાય છે. તે ઘણાક પ્રાંતોમા થાય છે. એના પાદડા લાબાં, કિંચિત્ દોઢ પડતી પહોળાઈવાળાં અને અણીઓ ચિચોળાઈ ગયેલી તથા એક આગળ પહોળાઈ અને ચાર આગળની લબાઈવાળાં હોય છે આ છોડ ઉપર પાદડાના ડીટા પાસે ફળ આવે છે. એ નાની સોપારી જેવડા હોય છે. એનો આકાર મુદ્રાકૃતિ જેવો હોય છે નાના બાળકો એ ફળની વીંટીઓ પહેરે છે એ ફળ લીલાં હોય છે ત્યારે ચીકણાં હોય છે. એ ફળના બિયા બળદાણાના બિયા પ્રમાણે લીલાં હોય છે ત્યારે મીઠાં લાગે છે. આ બિયાનો પણ **બળબીજ** પ્રમાણે ઉપયોગ થાય છે મુદ્રિકા છોડની જાતનો **'ફટાકડી'** કરીને વેંતભર ઊંચાઈનો કોંકણ પ્રાંતમા નદીકિનારે થનારો એક છોડ છે. એને રાતા રંગની મુદ્રિકા આવે છે. બાળકો એ ફળને નળકંડમા નાખી ફટાકા પ્રમાણે અવાજ કરે છે પેટારીનુ એક જગલી ઝાડ છે. જે આથી જુદુ પડે છે પેટારીના ગુણ બળદાણા જેવા છે. છાલ–મૂત્રલ, પાન સ્નેહન, મૂળ મૂત્રલ અને કાસહર, બીજ સ્નિગ્ધ, **પૌષ્ટિક** અને સારક. માત્રા–બીજ ૦। તોલાથી ૦॥ તોલો સ્નેહન અને બલ્યગુણ માટે. ઉપયોગ—**(૧) સર્પદંશ ઉપર :**—પેટારીના મૂળિયા ચાવી ખાવાં કિંવા પાદડાનો રસ કાઢી ે **(૨) ગર્ભપાત ન થવા માટે :**—પેટારીના મૂળિયા કુવારી છોકરીએ કાતેલા સૂતરના સમાન દોરડા લઈ તેમા ગાઠી કમરે બાધવા. **(૩) મૂત્રદાહ બંધ કરવા માટે :**—પેટારીના મૂળિયાનો ફાટ કરી આપવો, એટલે કે તે મૂળિયા ૧૬ તોલા પાણીમા સારાં ઉકાળી તે પાણી આઠ તોલા પર્યંત આપવું. **(૪) પ્રદર ઉપર :**—પેટારીના મૂળિયા પાણીમા વાટી સાકર નાખી પાવા અથવા પેટારીનાં પાદડાનો રસ નાગકેસરનું ચૂર્ણ નાખી પાવો **(૫) શૈત્ય, કફ અને દાહયુક્ત એવા વિષમજ્વર ઉપર :**—પેટારીના મૂળિયા અને સૂઠનો કાઢો બે અથવા ત્રણ દિવસ આપવો

**૧૩૨ કિરમાણી અજમો**—સં૦ ચૌર. મ૦ કિરમાણી ઓવા ચોર ઓવા, બ૦ ગેટેલા. હિં૦ કિરમાલા ખુરાસાની અજમોદ. ઇં૦ વર્મસીડ લૅ૦ આર્ટિમિસા મેરીટિમા

આને ચોર અજમો પણ કહે છે આ ઈરાન દેશમા થાય છે. આ બીજ અરબસ્તાન અને ઈરાનમાથી હિંદુસ્તાનમા આવે છે એ કડવાશ પડતા હોય છે. આ અજમામાથી શોધી કાઢેલું એક સત્ત્વ છે. અગ્રેજી ભાષામા તેનુ 'સૅન્ટોનાઈ' એવુ નામ છે એ એક રશિયન વૈદે સને ૧૮૩૦ની સાલમા શોધી કાઢેલુ છે એ સત્ત્વ ૧–૨ કે ૩ રતી સુધી કૃમિ (કરમ) ઉપર સાકરમા રાત્રે અપાય છે અને સવારે સૂઠનો કાઢો અથવા એરડતેલ આપવુ જોઈએ સૂઠનો કાઢો આપ્યો ન હોય તો આ ઔષધનો પ્રભાવ કોઈ નજરે આવતો નથી હાલ આ ઔષધનો હિંદુસ્તાનમા ઘણો જ વપરાશ છે, પરતુ એના માથે મારનાર અહી પુષ્કળ ઔષધો છે; એમ શોધવાથી સમજ પડે છે આપણે અહી આ જાતના છોડ જે સાષ્ટી પ્રાતમા 'મોરબેટી' અથવા 'સુરબદ' કહેવાય છે તે છે. એનુ વર્ણન આગળ આવશે. **કિરમાણી અજમો**—કડવો, ઉષ્ણ, તીખો, અગ્નિદીપક, વૃષ્ય અને લઘુ છે એ ત્રિદોષ, અજીર્ણ, કૃમિ, શૂળ અને આમનો નાશ કરે છે બીજા ગુણો અજમા

* કાડોળીના ઝાડની છાલ ઉનાળામા ફાટે છે અને તેમાથી પુષ્કળ ગુદ નીકળે છે આ ગુદને ટાઢ ગયા પછી ખાનદેશમા સૂકવીને ભેગો કરે છે આ ગુંદ 'ટ્રાગાકાથ' નામક ગુદના જેવો જ ઉપયોગી છે. કડાયો ગુદ બીજી જાતિના ઝાડમાથી પણ નીકળે છે બજારમા બન્નેને મેળવી દે છે આ ગુદ મીઠાઈ કરવાવાળાઓ વાપરે છે કઠના રોગમા આ ગુદ લાભદાયક છે ટ્રાગાકાથને બદલે વાપરી શકાય છે—**સ્વામી કૃષ્ણાનંદ**

પ્રમાણે છે. ઉપયોગ (૧) કૃમિરોગ ઉપર:—કિરમાણી અજમો પ્રાતઃકાળે ઠંડા પાણીમા આપવો અથવા પાનબીડીમા ખાવો, એટલે કૃમિરોગ (જંતુવિકાર) દૂર થાય છે.+

**૧૩૩ કિંજળી**—ક૦ મરુબ તા૦ મલા૦ પૂમરૂં. તે૦ નીર્માંગિ. લે૦ ટર્મિનેલિયા પેનીક્યુલેટા કિંજળીનુ ઝાડ મોટુ થાય છે. એના પાંદડા લાંબા હોય છે. કિંજળીનું લાકડુ ઇમારતી કામમા સારું ઉપયોગી છે જાડુ ટપકા વગેરે ચાલે નહિ માટે કિંજળીના લાકડી કોઈ કોઈ પાસે ગણે છે, એને કિંદળ પણ કહે છે ઉપયોગ-(૧) અફીણ ઉપર:—કિંજળીનાં પાંદડાનો રસ પાવો (૨) પટકી (કોલેરા) ઉપર:—કિંજળીના પાંદડાનો રસ આશરે પાશેર પર્યંત પાવો. (૩) કર્ણમૂળ ઉપર:—કિંજળીના પાંદડાના રસમા ભેંસનુ ઘી નાખી, તેમા સિંધાલૂણ ઘસી પ્રતિદિવસ ચારપાચ વાર કાનમા પાડવુ. (૪) કર્ણસ્રાવ ઉપર:—કિંજળીના કૂમળા તોરાનો અને છાલનો રસ એકત્ર કરી કાનમા પાડવો (૫) વિસર્પ અને વિસ્ફોટક રોગ ઉપર:—કિંજળીની છાલનો રસ કાઢી તેમા કુમળી ધ્રો તથા ચોખા વાટી તેનો લેપ કરવો.

**(૧૩૪) કીડામારી**—સ ધૂમ્રપત્રા. મ૦ ગિધાન, ગંધન, ગધાટી બં૦ તામાક હિં૦ કીડામારી. ક૦ કરિગિડ કત્તગિરિ. તે૦ ગાડિદેગાડાપાગ તા૦ અરુટિજ્ઞાપાલાઈ મલા૦ અરુટિજ્ઞપાલી ઈં૦ બ્રેક્ટિએટેડ. લા૦ એરિસ્ટોલોકિયા બ્રેક્ટિએટા.

આ વનસ્પતિ વર્ષાયુ છે એને મગઠીમા 'ગધાટી' કહે છે. એના વેલા હોય છે દક્ષિણ હિંદુસ્તાનમા એ નદીના કિનારા પર કાળી જમીનમા શ્રાવણ માસમા ઊગે છે એના પાંદડાનો રસ ઘણો કડવો અને ઉગ્ર છે ઉપયોગ (૧) જનાવરોની ચાંદીમાં કીડા પડે છે તે ઉપર:—કીડામારીનો રસ અથવા પાલો વાટી ક્ષત ઉપર ચોપડવો એટલે કીડા ગરે છે. (૨) દાદર ઉપર:—કીડામારીના પાંદડાનો રસ એરંડતેલમા મેળવી ચોપડવો (૩) પેટપીડ ઉપર:—એના બે પાંદડાં પાણીમા મસળી પાવા (૪) નાનાં બાળકોના મળ સાફ થવા માટે—એનાં પાંદડા ડૂંટીએ બાંધવા. (૫) શીતજ્વર અને સતતજ્વર ઉપર:—એના પાંદડાનો રસ શરીરે ચોળવો એટલે તાવ તત્કાળ જાય છે અથવા તેનો કિંચિત્ રસ સેવન કરવાથી પણ જાય છે (૬) કૃમિ ઉપર:—કીડામારીનો રસ કાઢી પાવો અથવા બિયાના ચૂર્ણની ફાકી આપવી. (૭) સોજા ઉપર:—કીડામારી, સમુદ્રફળ, માલકાંકણી અને મરી, એ વાટી લેપ કરવો –

---

+ નવા ચિકિત્સકોના મતમા કિરમાણી અજમો ઉત્તમ કૃમિઘ્ન, વેદનાશામક અને દીપક છે માત્રા વધારે આપવાથી નુકસાન થાય છે અને કમળા જેવા લક્ષણ ઉત્પન્ન થાય છે **માત્રા**–૨ થી ૫ રતી બાળકોને, ૩૦થી ૬૦ રતી મોટા માણસને **ઉપયોગ**–આ ઔષધિ એલોપેથિકમા રાજમાન્ય થયેલ છે આ ગોળ કૃમિઓને માટે ઉત્તમ છે આમા આનુલોમિક ધર્મ નથી એટલે કૃમિરોગમા આ દવા આપવા પછી જુલાબ આપવો પડે છે સામાન્ય રીતે કિરમાની અજમો ગત્રે ગોળની સાથે આપી સવારે એરંડિયુ અપાય છે

ગરમી (ઉપદંશ) થયા પછી કેટલાક વર્ષો બાદ કોઈ કોઈ રોગીના પગમા દર્દ થાય છે ચાલ પણ વિચિત્ર બની જાય છે તેમ જ ગુદા અને મૂત્રાશયમા અસહ્ય વેદના થાય છે. આવી સ્થિતિમા વેદના ઓછી કરાવવા માટે કિરમાણી અજમો અપાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

– ડૉક્ટર દેસાઈના મતમા કીડામારી કડવી, સારક, કૃમિઘ્ન, ગર્ભાશયોત્તેજક, સ્વેદજનન, નિયતકાલિક જ્વરપ્રતિબંધક અને વિષહર છે સુકાવેલી વનસ્પતિના કરતા તાજી વનસ્પતિથી ગુણ વધારે મળે છે-

**માત્રા**—તાજી કીડામારીનો રસ ૧–૨ તોલા સુકાવેલ પંચાગનુ ચૂર્ણ ૧૨ રતીથી ૨૪ રતી સુધી સુગંધી વસ્તુની સાથે **ઉપયોગ**—કીડામારીની ગર્ભાશય પર ક્રિયા નોરવેલ (મરાઠી સાપસણ–એરિસ્ટોલોકિયા ઈંડિકા) જેવી જ સ્પષ્ટ છે ગર્ભાશયનો સંકોચ થવા લાગે છે અને સંકોચના પ્રારંભની સાથે વેણ વધવા માંડે છે સ્ત્રીને સુવાવડ આવતી વખતે બહુ જ વેદના થતી હોય તો પ્રસવ કરાવવા માટે કીડામારીનો રસ યા સૂકા મૂળનુ ચૂર્ણ ૦॥ તોલો અપાય છે અનાર્તવમા વિશેષત પાડુ અને કબજિયાત હોય તો કીડામારી લાભદાયક છે કીડામારીનો જ્વરઘ્ન અને સ્વેદજનન ગુણ સ્તુતિ કરવા લાયક છે વિષમજ્વરમા કીડામારી કાળા મરીની સાથે અપાય છે તથા દારૂમા વાટીને શરીર પર ચોળાય છે. કીડામારી, કાળા મરી, માલકાકણી અને સમુદ્રફળ સમભાગે લઈ દારૂમા વાટી વિષમજ્વરમા દાહ થતો હોય તો લેપ કરાય છે સંધિશોથ અને આમવાતમા કીડામારી સૂંઠની સાથે અપાય છે અને સાધાઓ પર લેપ કરાય છે કીડામારી આનુલોમિક છે, માટે જ્વરમા અતિસાર હોય, વારવાર દસ્ત થતા હોય તો કીડામારી આપવી નહિ એવા

**૧૩૫ કુકરપાડાનો વેલો ( કૂકડવેલ )**—સં૦ દેવદાલી મ૦ દેવડાગરી, કાટેઈંદ્રાવણ હિં૦ સોનૈયા, બંદાલ, ઘઘરવેલ બિદાલી બં૦ દેયાનાડા. ઇં૦ બ્રિસ્ટલીલ્યુફા. લા૦ લ્યુફાએકીનેટા. ૦ દેવડાળી, દેવડંગર તૈ૦ ડાનરગંડી

કુકરપાડાના વેલા હોય છે એ વેલાના પાદડા કકોડીના પાદડાં જેવા હોય છે ઘણા વર્ષોના જૂના વેલાની જમીનમા ગાઠ બનેલી હોય છે.– કુકરપાડાના ફળનો આકાર કંકોડાંના જેવો હોય છે અને તે ઉપર તેવા જ કાટા હોય છે એ ફળો સૂકવી ભાગવાથી અંદરથી બિયા વગેરે નીકળી જઈ જાળી જેવા રેસાઓ નીકળે છે. એ ઘણીજ કડવી હોય છે.* **કુકરપાડાનો વેલો**—કાંતિકારક, ઉષ્ણ, કટુ, તીખો તથા તીક્ષ્ણ છે અને પાડુ, કફ, દમ, ઉધરસ, મૂળવ્યાધિ, ક્ષય, કમળો, કૃમિ, હેડકી, તાવ, સોજો, વિષદોષ. ભૂતબાધા, અરુચિ તથા ઉંદરનું વિષ, એ સર્વનો નાશ કરે છે. **એનાં ફળ**—સારક, કડવા અને ગુલ્મ, કૃમિ, કફ. શૂળ, અર્શ તથા કમળો, એના નાશક છે **ઉપયોગ—( ૧ ) સર્પના વિષ ઉપર :**—કુકરપાડો પાણીમા વાટી તે પાણી ગાળી તે રસ, વિષનું જોર તથા પીનારની શક્તિ જોઈ પાવો ઉતાર—ઘી આ ઔષધ જુદી જુદી જાતિના સર્પના વિષ ઉપર પણ ચાલે છે **બીજો પ્રકાર**—સુકાયેલા ફળના રેસાઓ એક ગુંજાથી બે ગુંજા પર્યંત પાણીમા મેળવી તે પાણી બે તોલા પર્યંત પાવુ. ઉતાર—ઘી. **( ૨ ) કમળીના રોગ ઉપર :**—કુકરપાડાના વેલાનો રસ નાકમા પાડવો, અથવા કુકરપાડાનુ ચૂર્ણ ૧ ચોખાભાર લઈ નાકે સૂંઘવુ, એટલે નાકમાથી પીળો સ્રાવ થઈ બે પહોરમા કમળીનો રોગ ઊતરશે આ ઉપાયો બળવાન માણસ માટે જ છે, કેમ કે એથી પીડા વધુ થઈ બેહોશી પણ થવા સંભવ છે નાક તથા મસ્તકમા બળતરા થાય છે. પીળો સ્રાવ અટકાવવો હોય ત્યારે ઘી સૂઘાડવું. **( ૩ ) મૂળ વ્યાધિ ઉપર :**—કુકરપાડાના બીજ અને ગોળ, એ પીલુડીના રસમા વાટી ગુદા ઉપર લેપ કરવો, એટલે સણુકા તત્કાળ બંધ થાય છે **( ૪ ) ગંડમાલા ઉપર :**—કુકરપાડાના બીજ વાટી તેનુ એક ટીપુ અને માણસના મૂત્રના ચાર ટીપા એકત્ર કરી કાનમા પાડવા **( ૫ ) મધુરા ઉપર :**—કુકરપાડાની જાળ પાણીમા મસળી તે પાણી શરીરે ચોપડવુ. **( ૬ ) મૂળ વ્યાધિ ઉપર :**—સિંધવ અને કુકરપાડાના બીજ કાંજીમા વાટી મસા ઉપર લેપ કરવો; અથવા કુકરપાડાના કાઢાથી ગુદાપ્રક્ષાલન કરવુ અને ચૂર્ણ કરી ધૂણી આપવી; કિંવા કુકરપાડાનો હિમ કરી પીવાથી તેને ગુદાકુર થશે જ નહિ **( ૭ ) રાત્રિના તાવ ઉપર :**—કુકરપાડાના મૂળ કાને બાધવા **( ૮ ) પાંડુરોગ ઉપર :**—કુકરપાડાના પંચાગનુ ચૂર્ણ દૂધમા અથવા પાણીમા ચાર માસા આપવુ. એટલે એક મહિનામા પાડુરોગનો નાશ થશે

**૧૩૬ કુમ્ભી ( કોબ્બી )**—સં૦ પેલી મ૦ બં૦ કામ્ભી. હિં૦ ગોબી ઇં૦ કેબેજ લે૦ બ્રાસિકા ઓલેરેસિઆ

---

તાવમા નોરવેલ આપી શકાય છે કીડામારીનો કૃમિઘ્નધર્મ સંગયરહિત અને બળવાન છે ઉદરકૃમિ આનાથી નિશ્ચિત પડે છે કટુપૌષ્ટિકરૂપે આનો વધારે ઉપયોગ થાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

– કેટલીક જગ્યાએ માળી બગીચાની વાડ પર કૂકડવેલ લગાડે છે કૂકડવેલના ફૂલ સફેદ, પીળા તથા લાલ એમ ત્રણ જાતના હોય છે

* હિંદુસ્તાનના વૈદો આ ફળ અત્યંત કડવા હોવાથી કેટલીક ઔષધિના ક્વાથમા નાખે છે ઘોડાના શરીરમા જો કૃમિ પડ્યા હોય તો બીજા મસાલાની સાથે તેને આ ફળ ખવરાવે છે આની તુરિયાના જેવી નસોવાળા ફળોની બીજી બે ત્રણ જાતો થાય છે એના ફળમા પાણી ભરી રાખી તેનો રેચ લે છે, તે ભયકર છે, પરંતુ એ રેચ ઉધરસને શાંત પાડે છે ડૉક્ટર દેસાઈના મતમા કૂકડવેલ કડવી, દીપન, મૂત્રજનન, વિરેચક, શિરોવિરેચક, વ્રણશોધન અને વ્રણરોપણ છે માત્રા વધારે થાય તો ઊલટી અને દસ્ત લાગે છે અને રોગીની સ્થિતિ કૉલેરા જેવી દેખાય છે સ્ત્રી સગર્ભા હોય તો ગર્ભ પડી જાય છે કૂકડવેલ અને જંગલી તુરિયાની ક્રિયા સમાન છે **માત્રા**–ફળમાની જાળી ૧–૨ રતી લઈ ૨ તોલા ઠંડા પાણીમા મસળી આપવી

**ઉપયોગ**—કૂકડવેલ ઉત્તમ પરંતુ અતિ જોરાવર ઔષધિ છે ઉતાર ઘી અને ભાત કમળામા ફળની જાળી છાશમા આપે છે અને પંચાગના ક્વાથથી સ્નાન કરાવે છે આ રોગમા ૧ રતી જાળીનુ ચૂર્ણ સૂંઘાડે છે જેથી નાકમાથી બહુ જ પીળા રંગનુ પાણી પડે છે યકૃત અને પ્લીહાની વૃદ્ધિ અને તેનાથી ઉત્પન્ન થયેલ જલોદર પર કૂકડવેલ ગુણકારક છે અર્શરોગમા દુખ અને સોજો ઓછો કરાવવા માટે પંચાગના કાઢાથી ગુદા ધોવાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

એ ભાજી યુરોપિયન લોકોએ યુરોપથી આ દેશમા આણેલી છે. એ પહેલા અહીના લોકોને આ શાકની માહિતી નહોતી, એમ કહે છે. કુબીમા ત્રણચાર જાતિ છે. જેને ગટ્ટા થાય છે, તે ઉત્તમ હોય છે. આ ભાજી ઉત્તમ પૌષ્ટિક છે. **કોબી કે કુબી**—જેને કંદ થાય છે તે—મધુર, રુક્ષ, સ્વચ્છ, શીતળ, ભેદક, ગ્રાહક, રુચિકર તથા ગુરુ છે, અને પિત્ત, કફ તેમજ વાયુનો નાશ કરે છે. એના કંદના પણ તેજ ગુણો છે. **કોબી**—જેના પાદડાનો ગટ્ટો થાય છે તે—મધુર, વૃષ્ય, પાકકાળે તીખી, કડવી, ગ્રાહક, શીતળ, લઘુ, પાચક, અગ્નિદીપક, હૃદ્ય અને વાતકર છે; તથા કફ, પિત્ત, જ્વર, પ્રમેહ, કોઢ, ઉધરસ, રક્તદોષ અને પિત્તજન્ય ભ્રમનો નાશ કરે છે.

**૧૩૭ કુબો**—સં૦ દ્રોણપુષ્પી મ૦ તુબા, ગોમા, કુંભા. કો૦ શેતવટ, શેતકુંભા, તુંબા. હિં૦ ગૂમા, ગુમા. દણહલી બ૦ પલઘયા. ક૦ તા૦ તુ૦ તુંબે. મ૦ તુપા. તૈ૦ ગયમચેટુ, ગત્તુગતુમ્મિ. લા૦ લ્યુકાસ સિફેલોટસ.

આ છોડ નાના હોઈ શુમારે બે હાથ ઊંચા વધે છે* એના પાદડાં બારીક અને લાબા હોય છે. એનાં ફૂલો બારીક ધોળા રંગના હોય છે અને તે શિવને ચઢાવે છે એ ઝાડ પડતર જમીનમાં અને જૂનાં ખંડેરોમા પણ ઊગે છે. ગુણમા એ ઉષ્ણ અને વાયુ ઉપર અકસીર છે. **કુબો**—રુચિકર, તીખો, ભેદક, પથ્યકર, મીઠો, સારક, રુક્ષ, ગુરુ, ખારો તથા વાતપિત્તકર છે; અને વાત, કફ, અગ્નિમાદ્ય, સોજો, કમળો, તમકશ્વાસ, કૃમિ તથા ગળનો નાશ કરે છે **પાંદડાં**—સ્વાદુ, રુક્ષ, પિત્તલ, ગુરુ, ભેદક તથા તીખા છે. એ કમળો, મેહ, તાવ અને સોજાનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) વિષમજ્વર ઉપર**:—કુબાના પાદડાના રસમા મરીનું ચૂર્ણ નાખી પાવું. **(૨) પેટપીડ અને નળ ફૂલે તે ઉપર**:—કુબાના પાદડાનો અંગરસ ખારેકમા નાખી પાવો. **(૩) વાયુએ અતિશય જોર કર્યું હોય તો**:—કુબાનો અંગરસ મધ નાખી શક્તિ પ્રમાણે ૭ માસાથી ૧ તોલા સુધી પાવો. ઉતાર—ઘી અને ભાત **(૪) બાળકોના કફ વિકાર ઉપર**:—કુબાનો રસ ત્રણ માસા, ફુલાવેલ તેલિયા ટંકણખારની ભૂકી બે ગુંજાભાર અને મધ ૬ માસા એકત્ર કરી ખલ કરી ચાટણ કરી આપવું **(૫) ચોથિયા તાવ ઉપર**:—કુબાના રસનુ અંજન કરવું **(૬) કમળીના રોગ ઉપર**:—કુબાના રસનુ કિંવા કુબાના રસમા હિંગ ઘસી તેનુ અંજન કરવું. **(૭) સોજા ઉપર**:—કુબો અને કડવો લીમડો એના પાદડા ઉકાળી બાફ આપવી, એટલે પરસેવો વળી સોજો ઊતરે છે. **(૮) આધાશીશી ઉપર**:—કુબાનો રસ નાકમાં પાડવો.

**૧૩૮ કુરફુલા**—કુરકુલા ઊકરડામા અને ભીની જમીનમા થનાર રોપો છે એની આકૃતિ અળવી જેવી છે એની ઊંચાઈ વેંત કરતા વધારે થતી નથી એના પાદડા કારિંદાના પાંદડાં જેવા હોઈ ગોળ અને ઘણા નાનાં હોય છે કુરકુલાને એકજ પાદડું ઉપર આવે છે. એટલે તેને ટીંટાં સુદ્ધા તોડી કાઢે છે એનુ શાક અળવી જેવુ પરંતુ સ્વાદવગરનું થાય છે એમા ચણાની દાળ નાખવી જોઈએ

**૧૩૯ કુવા**—આ વૃક્ષો સહ્યાદ્રિના નીચેના પ્રદેશમા ઘણા થાય છે. એનાથી ઘણી છાયા મળતી નથી; કારણ એ ૫૦–૬૦ હાથ ઊંચું વધે છે અને ૨ થી ૨॥ હાથ પહોળુ હોય છે તથા ઉપરના ભાગમા પણ ઘણું વિસ્તારવાળું નથી હોતુ. એ વૃક્ષનુ લાકડું કઠિન અને સીધું હોય છે. એ માટે તેની ડોલકાઠી કરે છે ગોમાતક અને કર્ણાટકમા એને 'કુવા' કહે છે. એને નાગની ફણી જેવા રાતા ફૂલો આવે છે, તેથી એને 'નાગણીનુ વૃક્ષ' એમ પણ કહે છે એનુ ફળ ફોડવાથી તેની વિલક્ષણ વાસ આવે છે; તથા તેમા બે કાળા બી હોય છે એની અંદરનો ગર્ભ બાળકો ખાય છે. એનું લાકડું ઘણા ઉપયોગમાં આવે છે

**૧૪૦ કુળઈ (કણઝરા)**—સં૦ કણુજર, સુપવી મ૦ કુળઈ, ફોડશી, કુજર, રાનચાકવત. હિં૦ લિસુના લે૦ ડીગેરા અર્વેન્સિઝ્

જેઠ મહિનાની આખરે જ્યારે એકાદ વરસાદ પડે છે, ત્યારે આ ભાજી રાનમા જ્યા ત્યાં ઊગી

* કુબાની દરેક ગાંઠ પર ગુચ્છા થાય છે એ ગુચ્છામા સફેદ ફૂલ હોય છે ગુચ્છાની અંદર બીજ રહે છે કળની ઉપર બે પાન હોય છે એમાં કુબો અને કુબી એવી બે જાત છે

નીકળે છે ગતી માટીની જમીનમા અને ડુંગરાળ પ્રદેશમા એ પુષ્કળ થાય છે એ ભાજીના કાદા ધોળા હોઈ તે જમીનમા હોય છે એ ભાજી કેવળ લીલોતરી જેવી છે. કુળઈની કુમળી ભાજી માત્ર ખાવાના ઉપયોગમા આવે છે. એને ઝીણા ધોળા ફૂલ આવે છે ભાજી સ્વાદે સારી છે. તેને બાફીને અથવા પહેલા મીઠું લગાવી ખૂબ મસળી પાણી કાઢી નાખીને પછી વધારે છે. **કુળઈ**—શીતળ, સ્વાદુ, વાતકર, કફકર અને ગુરુ છે.

**૧૪૧ કુંદ (કાગડો)**—સં૰ મ૰ કુંદ. કો૰ કુદકાગડો. ક૰ કસ્તૂરી મલિગે, સુરગિ. તા૰ મગદરદમ્ તૈ૰ મોલ્લ. હિ૰ કુદેકા વૃક્ષ, ચમેલી. બં૰ કુદ, કુલેર ગાછ. લા૰ જસમીનમ્ પૂબેસેન્સ.

કુંદના વેલા હોય છે. એ વેલા ચબેલીના વેલા જેવા થાય છે. એને આસો-કારતક માસમા ફૂલ આવવા માડે છે આ ફૂલ રાનમોગરી પ્રમાણે હોય છે. એ કાઈક લાબા હોય છે એને ચૈત્ર-વૈશાખમા ઘણો ફાલ આવે છે. એની ઘણી જ વાસ આવે છે, પરતુ તે સહેજ ઉગ્ર હોય છે.

**૧૪૨ કૂંવાડિયો**—સં૰ ચક્રમર્દ. મ૰ તરોટા, ટાકળા. હિ૰ પવાડ, ચકવડ. બં૰ એડાચી, ચાકુદા, ચાટકાટા ક૰ ટકરીકે, હુસલગિતગ્ગચે. તૈ૰ ટાટયમુ, તગિરિસ તા૰ તગરે, વિંદુ. તુ૰ તજંકુ. મલા૰ તકર ગો૰ તેકિલો ફા૰ સજીસવોયા. ઇં૰ ઓવલલીવ્ડ કેસ્યા. લા૰ કેસ્યા ટોરા.

જગલી શાકમા કૂવાડિયો એ જગપ્રસિદ્ધ છે. વરસાદ પડ્યાને પંદર દિવસ થતા જ કૂંવાડિયો શાક કરવાના કામમા આવે છે એ છોડ શુમારે કમરપૂર ઊંચા વધે છે. એને પીળા રગના ફૂલો આવી બારીક શિંગો આવે છે એ શિગોમા મેથીના જેવા બિયા આવે છે. ગરીબ લોક કૂવાડિયાની ભાજી ઉપર જ કેટલાક દિવસ કાઢે છે. **કૂંવાડિયો**—મીઠો, રુક્ષ, લઘુ, કડવો, શીતળ તથા ખારો છે; અને વાયુ, પિત્ત, દાદર, કફ, કોઢ, કૃમિ, દમ, મસ્તકશળ, વ્રણ, મેદોરોગ, પ્રમેહ, ત્રિદોષ, અરુચિ, તાવ, મળમૂત્ર-સ્તભ, મેહ તથા ઉધરસનો નાશ કરે છે **એનાં બીજ**—ગ્રાહક, ઉષ્ણ, તીખા અને કફ, કોઢ, દમ, ઉધરસ, કડૂ, વિષ, દાદર, સોજો, ગુલ્મ અને વાતરક્તનો નાશ કરે છે એના પાલાની **ભાજી**—લઘુ, પિત્તકર, ખાટી તેમ જ ઉષ્ણ છે, અને કફ, વાયુ, દરાજ, કોઢ, પ્રમેહ, કંડૂ, ઉધરસ તથા દમનો નાશ કરે છે **ઉપયોગ**—**(૧) ખરજવા ઉપર**:—કૂંવાડિયાના મૂળ ઘસી ચોપડવા. **(૨) કાળપુળી (પાઠા) ઉપર**:—ધોળા કૂવાડિયાનો પાલો ૭ દિવસ ચોપડવો **(૩) દાદર ઉપર**:—કૂંવાડિયાના પાલાનો રસ લીમડાના રસમા મિશ્ર કરી ચોપડવો. **(૪) સોમરોગ એટલે જલપ્રદર ઉપર**:—કૂંવાડિયાના મૂળ ચોખાના ધોવરામણમા વાટી પ્રાશન કરવા. **(૫) પુષ્ટતાને માટે તથા અંગમાં ગરમી થઈ લોહી રહેતું નથી તે ઉપર**:—કૂવાડિયાના મૂળ લાવી ધોઈ સ્વચ્છ કરી સૂકવવા અને તેની વસ્ત્રગાળ ભૂકી કરી રાખવી પ્રતિદિવસ પ્રાતઃકાળે ઘી ૨ તોલા, સાકરની ભૂકી ૧ તોલો, એમા એ ચૂર્ણ ૪ માસાથી ૧ તોલા પર્યંત કાલવી ચાટવુ. એના યોગથી લોહી શુદ્ધ થઈ શક્તિ પણ વધે છે. **(૬) આદાશીશી ઉપર**:—કૂવાડિયાના બી કાજીમા વાટી લેપ કરવો **(૭) ખરજવા ઉપર**:—કૂવાડિયાના બિયાં ૬ ભાગ, બાવચો ૪ ભાગ અને ગાજરનાં બી ૨ ભાગ, એનું ચૂર્ણ માટલામા ઘાલી ગોમૂત્રમા ૮ દિવસ પલાળી રાખીને પછી ચોપડવુ એ ઔષધ સુકાવા ન દીધુ હોય તો વર્ષભર ઉપયોગમા આવે છે. **(૮) વસામેહ ઉપર**:—કૂવાડિયાના મૂળનો કાઢો પાવો **(૯) બદ ફૂટવા માટે**:—કૂવાડિયાનો પાલો બારીક વાટી તેની ગોળી કરી બદ ઉપર બેસાડવી. એ પ્રમાણે એકેક પહોરે તાજી ગોળી બેસાડવી; એટલે બદ ફૂટે છે. **(૧૦) વાછરડાંને કિંવા ઢોરોને કરમ પડ્યા હોય તે ઉપર**:—કૂવાડિયાના પાલાનો રસ કાઢી તેમા તેટલી જ છાશ નાખવી અને ગધક ૧ તોલો અને હિગ ૫ તોલા પર્યંત લઈ, બનેની ભૂકી કરી તેમાં મિશ્ર કરી પાવી વાછરડાંને આપવાનુ હોય તો રસ નવટાક અને ઔષધો ચતુર્થાશ જોઈએ. મોટા ઢોરોને અચ્છેરથી શેર પર્યંત રસ અને ઉપર લખ્યા પ્રમાણે ઔષધો જોઈએ **(૧૧) શીતપિત્ત ઉપર**:—કૂવાડિયાનાં મૂળનુ ચૂર્ણ ઘીમા કાલવી પાવુ *

---

* કૂવાડિયા (પવાડિયા)નો ક્ષુપ થાય છે પાદડા ગોળ અને એકેક ડાડલીમા પાચ પાચ થાય છે.

**૧૪૩ કુંવાર**—સ૦ કુમારી, ગૃહકન્યા. મ૦ કોરફડ. કો૦ કુંવારકાંટે, કોરફંડ, બ્રહ્મી૦ મોક. હિં૦ ઘી ગુવાર, કુવારપઠ્ઠા. બ૦ ઘૃતકુમારી ક૦ લોઈસિર, કટાલિાંગેડ. તા૦ કટ્ટાલે. તૈં૦ કાલાબાંડા, પિન્નગોરિ ટકલવ દ વિરજાજીતોગે. તુ૦ નેર્લિસરા. મલા૦ કટ્ટાવાલા. ફા૦ દરખતેસિબ્જ. અ૦ મુસબ્બર. ઇં૦ બાર્બેડોઝ એલોઝ. લા૦ એલો વેરા, એલો ઇંડિકા

એળિયો એટલે કાળોબોળ જેમાથી બને છે તે વનસ્પતિનુ નામ કુંવારપાઠું છે. એ અંગ્રેજી વર્ગવારી પ્રમાણે 'લિલિએસી' નામના ઉદ્ભિજ્જ વર્ગમા ભળે છે. આનુ ઘૃતકુમારી નામ કેમ પડ્યું એ નિશ્ચયાત્મક જણાતુ નથી, પરંતુ એવો તર્ક થાય છે કે, પ્રાચીન કાળમા કુંવારના તાજા કકડા ઘીમા તળી તે ઘી ઔષધમા વાપરતા હશે, આથી એનુ નામ પડેલ હશે. કુવારના મૂળ સુદ્ધા ઉખેડી લીધેલા છોડ હવામા ટિંગાડી રાખેલા હોય તે જમીન અને પાણીનો આશ્રય મળવાથી ઊગે છે અને વધે છે; તેથી તેના ગૃહકન્યા, તરણી એ નામો પડેલા હશે અમરાઅજરા સુકંટકા, સ્થૂલદલા, અફલા, સુરસા, અતિપિચ્છલા આ સર્વ સંસ્કૃત નામો ખુલ્લેખુલ્લા અન્વર્થક છે. કુંવારના પાઠા જાડા હોઈ તેમા રસદાર ગર્ભ હોય છે, તે ઘણો કડવો હોય છે એ પાઠુ અંગારામા શેકી તેનો પાતળો રસ કાઢી, તેમાં થોડો ગોળ નાખી, નવા જન્મેલા તુરતના બાળકને પ્રથમ એક બે દિવસ સુધી ગળથૂથી કરી પાય છે; પછી તેને માતાના દૂધનો અભ્યાસ કરાવે છે. કુવારને કાર્તિક–માર્ગશીર્ષના અરસામા મધ્યમાં ડાડા ફૂટી ઉપર તોરા આવે છે એ ડાડાને ગુજરાતમા શેલરા (શેલડા) અને મરાઠીમાં શેલારે કહે છે એ છોલી એનુ શાક અને કઢી કરે છે તે ઉત્તમ થાય છે. તેની કઢી સ્વાદિષ્ટ થાય છે. એ શેલરા પાકી જાય એટલે તેને રાવળિયા કહે છે. તેના ઉપર લાલ રંગના ફૂલ થાય છે. આ રાવળિયાને લોકો કશા ઉપયોગમા લેતા નથી. કુમળા તોરા ઘીમાં તળી ખાય છે એ ભાજી ફરમાસી હોઈ મોઘી મળે છે ગુજરાતી લોકો કુવારનુ અથાણુ કરે છે. કુંવારના ઉપરના પાદડા સુકાય છે ત્યારે અંદરથી નવા પાદડા ફૂટે છે, તેથી એ વનસ્પતિ હમેશા તાજી રહે છે; એ આ વનસ્પતિમા મોટો ચમત્કાર છે. એના ડીંટામાંથી અંકુર ફૂટી અને વૃદ્ધિ થાય છે. કેટલેક ઠેકાણે કુવારના મોટા વનો હોય છે. **એળિયો**—(સં૦ એલીયક, એલવાલુક ક૦ કલંગડેલ, સુગ્સુરિકે. મ૦ કાલાબોળ, એબ્યાબોળ. હિં૦ એલવા. તૈં૦ મોલં. ઇં૦ સોકોટ્રીન એલોઝ. લા૦ એલોસોકોટ્રીના. ફા૦ મુસબ્બર યુના૦ ફેકરા. અ૦ સીબક સકુતરે.)

**એળિયાની બનાવટ અને તેનું બાહ્ય સ્વરૂપ**—બે પ્રકારનો એળિયો બજારમાં મળે છે. (૧) કુવારનો સૂકવેલો અંગરસ અથવા તેના પાદડા ઉકાળી તૈયાર કરેલા કાઢાનો બનાવેલ હોય છે. તેમાથી સોકોટ્રીન (સીકોતરિયો) એળિયો ઉત્તમ માનેલો છે તે ઉપરથી કઠણુ અને કાળાશ પડતા રંગનો હોય છે. ભાગવાથી ભાગેલ બાજુ તરફથી જોતા તે સુવાળો હોઈ રાળની માફક ચકચકતો હોય છે અને સુગંધવાળો હોઈ સ્વાદમા ઘણો જ કડવો હોય છે આ જંગબાર તરફથી મુબઈ આવી બહારના દેશ તરફ જાય છે (૨) જાફરાબાદી એળિયો જાફરાબાદ સંસ્થાનમા જ તૈયાર થાય છે તેના ગાગડા ગોળ આકારના અને ઉપરનીચે ચપટ વડી હોય છે. તેનો વપરાશ હિંદુસ્તાનમા થાય છે ઔષધિના ઉપયોગ માટે એળિયો વાપરવાનો હોય તો ફરીથી પાણીમા ઉકાળી તેમાનો ગારો કાઢી તે ફરી જાડો કરવો પડે છે એવી રીતિથી તૈયાર કરેલા શુદ્ધ એળિયાનો ઉપયોગ અંગ્રેજી રસાયનશાસ્ત્રીઓ અને ઔષધિ વેચનારા કરે છે તે તેનો કસ મેળવવાને દરરોજ તપાસ કરે છે એળિયો ટાઢા પાણીમા પીગળતો નથી, પરંતુ પાણી ઊનુ કર્યું એટલે પીગળે છે તેનો રસ કેટલીકવાર રહેવા દેવાથી તેની નીચે રાળ જેવુ સત્ત્વ જામે છે. તેના ઉપરનુ પાણી ખાટા ગુણવાળું હોય છે તેના ક્ષારના પાણીથી ઘેરો રતાશ પડતો રંગ થાય છે બ્રોમીનવાળુ પાણી મેળવે તો ઠીક જર્દ પીળું સત્ત્વ પડે છે તેજ એલોઈનનુ સત્ત્વ હલકા દારૂમા (પ્રૂફ સ્પિરિટમા) એળિયો પલળ્યા પછી જે સત્ત્વ નીચે રહે છે તે ચોવડા કરેલ મલમલમાથી દાબીને નીચોવ્યા પછી જે દ્રવ્ય રહે છે તેને જ અંગ્રેજીમાં 'એલોઈન' કહે છે એ સ્ફટિકરૂપ છે અને પાણીમાં પીગળે છે. એને જ પ્રકૃત વનસ્પતિમાથી કાર્યકારી સત્ત્વ ઠરાવેલ છે આ શુદ્ધ 'એલોઈન' જ ફક્ત રેચક છે તે ઘણા

ફૂલ પીળા અને એના ઉપર ફળી થાય છે એના બીજ, મૂળ, છાલ અને પાદડા વપરાય છે એના બીનો રંગ કાળાશ પડતો હોય છે અને બીજમાનો ગર પીળો હોય છે

નાના પ્રમાણમા (ા થી ૨ ગ્રેન સુધી) કોઈ પણ અનુપાનમા સાકર સાથે આપવાથી પેટમાં આંકડી ન થતાં રેચક થાય છે **કુંવારપાઠાના રસનો ઔષધિમાં ઉપયોગ**—ઘણા દિવસથી કુવારનો ગર્ભ સાકરમા મેળવીને તાવનો દાહ શાંત કરવા તાવવાળાને આપવાની પ્રથા છે કુવારનો તાજો રસ રેચક અને યોનિદાહ (ગર્ભાશયની શિથિલતા) કમી કરનાર છે આખો આવી હોય તો (પિત્તના અભિષ્યંદવિકારમા જેને અગ્રેજીમા 'કેટર્હલ કન્ઝક્ટીવાઇટીઝ' કહે છે) ફટકડીની ભૂકી કુવારના રસમા મેળવી તેનો પાંપણ ઉપર લેપ કરવાથી આખની અંતરત્વચાનો રવરવાટ કમતી થઈ રક્ત છૂટી જાય છે મૈસૂર પ્રાંતમા સ્ત્રીઓને અટકાવ આવતો ન હોય તો કેટલાક દિવસ સુધી કુવારનો રસ આપે છે. **કાર્સિઆડિઓર્ટા** નામના ગૃહસ્થ ઈ૦ સ૦ ૧૫૩૪મા ગોવાના ગવર્નરના ડૉક્ટર હતા તેમણે કુવારપાઠાનો એક કલ્પ લખેલ છે તે આ પ્રમાણે —ગર્ભના કકડા ૮ તોલા, સાદુ (ઘસિયુ) મીઠુ ૧ તોલો, એ દશ તોલા પાણીમા ઉકાળી તૈયાર કરેલો કાઢો ગાળી તેમા ૨ થી ૨॥ તોલા સુધી સાકર નાખી તે પરોઢિયે આપવો. અમૃતસર અને સુરત તરફ કુવારપાઠાના કકડા મીઠામા નાખી તેનુ અથાણુ કરે છે અને તે જેની ક્ષુધા (ભૂખ) મંદ પડી હોય તેને ખાવા આપે છે જનાવરના ઔષધોમા પણ એળિયાનો ઘણો ઉપયોગ થાય છે સોકટ્રીના કુવારનો રસ (અથવા એળિયો) ગરમ પાણીમા મેળવી જખમ ઉપર ચોપડવાથી ત્યાની પીડા બધ થાય છે સ્ત્રીઓનો યોનિરોગ, ત્વગ્રોગ, બરોળ સબધી રોગ, નેત્રરોગ, અગ્નિદગ્ધ વ્રણ ઇત્યાદિ અનેક રોગ ઉપર કુવારનો તાજો રસ અને એળિયાનો ઉપયોગ થાય છે એળિયાનો ઉપયોગ હાલમા ડૉક્ટરી ઔષધોમા ઘણો થાય છે પીલએલોઝ એટ પીન મ્હાર, કોલોસીન્થ કમ્પાઉન્ડ, પીલ રીહાઈ, કો૦ (કમ્પાઉન્ડ), ડીકોકશન એલોઝ, કો૦ વાઈનમ્ એલોઝ, એ અગ્રેજી ઔષધોમા એળિયો હોય છે. કુંવારના રસમાથી જે 'એળિયો' એટલે 'કાળો બોળ' તૈયાર કરે છે એ **બોળ**—સારક તથા રેચક છે અને તે આર્તવશુદ્ધિ કરે છે **કુંવાર**—શીતળ, કડવી, મદગંધી, રસાયન, અગ્નિદીપક, ભેદક, મધુર, પુષ્ટિકર, બલકર તથા વૃષ્ય છે, અને વિષદોષ, કફપિત્તજ્વર, કફ, પિત્ત, દમ, ઉધરસ, પ્લીહા, કોઢ, ગુલ્મવાત. યકૃત, જ્વર, ગ્રંથિ, ત્વગ્દોષ (ચામડીના દોષ), વિસ્ફોટક, રક્તવિકાર અગ્નિદગ્ધ વ્રણ તથા રક્તપિત્તનો નાશ કરે છે **એનાં ફૂલ**—ગુરુ છે તે વાત, પિત્ત અને કૃમિનો નાશ કરે છે **ઉપયોગ—(૧) વિષમજ્વર ઉપર:**—કુવારનો કાદો દશ માસા પર્યંત લઈ તે કોકરવરણા પાણીમા આપવો, એટલે ઊલટી થઈ કફાશયનુ શોષણ થાય છે અને વિષમજ્વર દૂર થાય છે **(૨) બરોળ અને અપચી ઉપર:**—કુવારનો રસ હળદર નાખી પાવો **(૩) ઉધરસ ઉપર:**—કુંવાર અંગારમા શેકી તેનો રસ અને અરડૂસીનો રસ અથવા મધ, એમા લીંડીપીપર અને લવંગની ભૂકી નાખી તે પાવુ. **(૪) કફ અને ઉધરસ ઉપર:**—કુવારનો ગર્ભ, મધ અથવા સિંધવ અને હળદર નાખી આપવો. **(૫) આંખો દુખવા આવે છે તે ઉપર:**—કુવારનુ પાઠુ ચીરી પાણીમા ધોઈ તે પાણીમા ફુલાવેલી ફટકડીની ભૂકી અને અફીણ મેળવી તે પાણી ગાળી આખો ઉપર ચોપડતા જવુ, અથવા કુંવાર અને ચિત્રાના પાદડા એકત્ર વાટી લેપ કરવો. **(૬) સ્તનરોગ ઉપર:**—કુવારનો કાદો ઘસી તેમા હળદરની ભૂકી નાખી સ્તન ઉપર લેપ કરવો. **(૭) વાઘ કરડયો હોય તો:**—કુવારનુ પાઠુ હળદર ઘાલી ગરમ કરી બાધવુ. **(૮) અંગમા જામેલી ગરમી, પ્રમેહ, કડકી, હાડિયો તાવ અને રસાયનો ઉપર:**—કુવારના પાઠામાનો રસ સુમારે ચાર માસથી એક તોલા પર્યંત લઈ તેમા જીરાની ભૂકી ચાર ગુંજા અને મરીની ભૂકી બે ગુંજા પર્યંત નાખી તે પાવુ **(૯) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—કુવારનો ગર્ભ ચોપડવો એટલે ત્વરિત દાહશમન થાય છે, અથવા કુવારનો ગર્ભ કપડામાં નાખી ગાળી લઈ, તે બલકમાં મીઠાનુ પાણી નાખીને પીંછાથી શરીરે ચોપડવો. **(૧૦) ક્ષત (ચાંદી) માંહેના કૃમિ મરવા માટે:**—કુવારનુ મૂળ ગોમૂત્રમા ઘસી દિવસમા બેત્રણ વાર ચોપડવુ **(૧૧) કુંવારનો પાક:**—કુવારનો ગર્ભ પાણીમા પલાળી રાખી પછી ધોઈ વસ્ત્ર ઉપર પહોળો કરવો. પછી બીજા પાક પ્રમાણે તેનો પાક કરી સેવન કરવો, એટલે શરીરમાહેની ગરમી, અમ્લપિત્ત તથા કડકીનો નાશ થઈ ધાતુ પુષ્ટ થાય છે. **(૧૨) કાનમાં અતિશય દાહ થતો હોય તો:**—કુવારનો બલક ઉપલી બાજુએ કાન ઉપર

રાખવો અને વસ્ત્રગાળ કરેલું થોડું પાણી નાકમા પાડવુ (૧૩) કમળી ઉપર:—કુંવારના કાદાનો રસ કાઢી તેમા ઘી નાખી નસ્ય કરવુ; એટલે કમળીથી આખો પીળો થયેલી હશે તો કમળીનો નાશ થશે. (૧૪) ભાર ઉપર:—એળિયો અને દિકામાળી એકત્ર કરી તે પાવું +

**૧૪૪ કેતકી**—સ૦ વનકેતકી. ફા૦ નોએઅજવાવી મ૦ કેતકી ઘાયપાત મલા૦ પૈરોપ કૈત. લે૦ અગેવ વિવીપરા. ઘાપાનના પાદડા જેવા જ કેતકીના પાદડા હોય છે પરતુ તે કરતા તે થોડા પહોળા છે. એ પાદડાને છેડે કરવતી જેવા કાટા હોય છે. એ ઝાડો સર્વત્ર થાય છે. કેતકીના પાદડા પલાળી રાખી તેનાં દોરડા વણે છે તે મજબૂત હોય છે. કેતકીના પાદડાની મધ્ય ભાગમાંથી ઊભી અને સીધી એક લાકડી નીકળે છે. એ લાકડી અબદાગિરીની દાડી કરવાના કામમા આવે છે. એને કોઈ 'ઘાયાળ' કહે છે. ઉપયોગ—(૧) કંડૂ ઉપર:—કેતકીના પાંદડાનો રસ કાઢી શરીરે ચોળવો એથી બળતરા થાય છે. ઘણી આગ થવા લાગે તો છાણ ચોળી ટંડા પાણી વડે સ્નાન કરવું. (૨) મૂસળિયા (ઊલટી તથા ઝાડા) ઉપર:—કેતકીના કાદાનો રસ પાવો.*

**૧૪૫ કેરડી**—સ૦ કરીર મ૦ કારવી આ છોડ કોકણમા સર્વત્ર પ્રસિદ્ધ છે કારવી પાચ-૭ હાથ ઊંચી સીધી વધે છે. એનો ઉપયોગ ટટ્ટી અને વાડ માટે થાય છે કારવીના ફૂલમાં મકરંદ પુષ્કળ હોય છે, તે લઈને મધમાખો તેનુ મધ બનાવે છે ઉપયોગ—(૧) બાળંત (સુવા) રોગ ઉપર:—કારવીના બી બકરીના મૂત્રમા ૭ દિવસ આપવા

**૧૪૬ કેરડો**:—સં૦ કરીર. મ૦ નેબતી હિ૦ કરીલ ટીટ. ક૦ નિષ્પતિગે, નિમટી, મરગણિગિવ. બં૦ વાશેર કોડ. તo કબર, કુરાક. ફા૦ કબાર. મા૦ કરેલ ઇ૦ કેપર લા૦ કેપેરીસ સ્વાઇનોઝા.

કેરડાને ખાનદેશ, મારવાડ અને ઉત્તર હિદુસ્તાનમા 'કરેલ' કહે છે. એ કાટેરી ઝાડ છે. એને પાંદડા આવતા નથી એને આખા અગ ઉપર બોરડીના જેવા કાટા હોય છે. એ માથોડું બે માથોડા ઊંચે વધે છે એને રાતા ફૂલો આવે છે અને નાના બોર જેવડા ફળ આવે છે. એ ફળોને બાફીને શાક કરે છે અને અથાણુ પણ કરે છે. કોઈ કોઈ એ ફળોને છાશમા મીઠુ નાખી તેમા ત્રણ દિવસ તેને પલાળી રાખી, સૂકવી પછી તેનુ શાક કરે છે એના પાકા ફળોનો રંગ લાલ હોય છે. એને **પીચુ** કહે છે. ગામડામા એ ઝાડ પુષ્કળ થાય છે **કેરડો**—ઉષ્ણ, તૂરો, તીખો, આધ્માનકારક, રુચિકર, ભેદક સ્વાદુ છે, અને કફ, વાયુ, આમ, વિષ, સોજો, વ્રણશોથ, કૃમિ, ખરજ, અરુચિ, સર્વશળ અને શ્વાસનો નાશક છે. **એનાં ફળ**—તીખા, કડવા, ઉષ્ણ, તૂરા,

+ ડૉક્ટર દેસાઈના મત પ્રમાણે કુંવારનો રસ કડવો, શીતળ, દીપન, પાચન, વિરેચન, મૂત્રજન, બલ્ય, રક્તસ્થાપન, શોથહર, દાહશામક, અને વ્રણરોપણ છે એળિયો નાની માત્રામા કડવો, દીપન, પાચન અને બલ્ય છે પચનનલિકામા પાચનક્રિયા અને યકૃતની ક્રિયા સુધારે છે ભોજન યોગ્ય લાભ પહોચાડે છે મોટી માત્રામા વિરેચક, મૂત્રજનન, આર્તવજનક અને કૃમિઘ્ન છે એળિયાથી ૧૦-૧૨ કલાક પછી દસ્ત આવે છે. આની ક્રિયા મોટા આતરડા ઉપર અને ગુદનલિકા ઉપર વધારે થાય છે ગુદામા થોડોઘણો દાહ થાય છે કમરના અવયવોમા પણ દાહ થાય છે એટલે ગર્ભાશય, બીજાશય અને બીજવાહકનલિકામા દાહ થઈને આર્તવ વહેવા લાગે છે એળિયાનો લેપ શોથહર અને વ્રણરોપણ છે. **માત્રા**—૧ થી ૨ રતી

એળિયો મોટા આતરડાની નિર્બળતામા અરુચિ, અગ્નિમાદ્ય, અપચન, કબજિયાત, શારીરિક થકાવટ, પાડુ અને અનાર્તવ રોગમા બહુ જ વપરાય છે લોહી પડવાવાળા હરસમા લોહી ભેગુ થઈ જવાથી માથાનો દુખાવો થાય તથા નિદ્રા ન આવે ત્યારે એળિયો ઉત્તમ ઔષધિ છે આવી જ રીતે તાવમા કબજિયાત થાય અને જીભ પર સફેદ મેલ હોય તથા બહુ જ દાહ થતો હોય ત્યારે એળિયો અથવા કુંવારનો રસ અપાય છે

કુવારનો રસ નાના બાળક અને સ્ત્રીઓ માટે વધારે ઉપયોગી છે નિસ્તેજ ચહેરો, મોટું પેટ, કબજિયાત અને એની સાથે સ્ત્રીઓને ઋતુધર્મ ન આવવો, એ લક્ષણ હોય તો કુવારના સમાન બીજી ઔષધિ નથી

—**સ્વામી કૃષ્ણાનંદ**

* કેતકીની એક અમેરિકન જાત છે તેને એગેવ અમેરિકન કહે છે આપણા દેશમા તેને વિલાયતી કેતકી કહે છે એના મૂળના ક્વાથ ગરમી(ઉપદંશ)ની બીજી અવસ્થામાં રક્તશુદ્ધિ માટે અમેરિકામા કરે છે. પાનોના રસ પણ ઉપદંશ, ગંડમાળ અને પરમા પર આપે છે પરમા પર સાકર મેળવીને આપે છે પાન કાપવાથી રસ નીકળે છે, તે રક્તપિત્તમા અતિ લાભદાયક છે. પાનની પોટીસ આખ આવવા ઉપર બાધે છે

વિકાસી, મધુર, ગ્રાહક, મુખને સ્વચ્છ કરનારા, હૃદ્ય તેમ જ રક્ષ છે, અને કફ, મેહ તથા અર્શનો નાશ કરે છે **એનાં ફૂલ**—વાતકારક, તૂરા અને કફપિત્તના નાશક છે. **ઉપયોગ-(૧) દંતશૂળ ઉપર :**—કેરડાના મૂળ ચાવી ખાવા, એટલે શળ તાબડતોબ નાશ પામે છે

**૧૪૭ કેવડાનું ઝાડ**—સ૦ કેતકી. મ૦ કેવડા. હિ૦ કેવડા બ૦ કેયા ક૦ બિળેકદગે-મુડીગે તૈ૦ મુગલીપુવુ, ગાજંગી, કેતકી. તા૦ કેદગે. તું૦ કેદઈ મુદેઈ મલા૦ કેતા, કેતકી. ગો૦ કેદઈ, ખોડઈ. ફા૦ કરજ. અ૦ કાદી. લા૦ પેન્ડેનસ ઓડોરે ટિસીમસ્

કેવડાનુ ઝાડ બે માથોડા ઊંચુ વધે છે એના લાબા લાબા બેટા થાય છે એ ઝાડ ઘણે ઠેકાણે થાય છે એના પાદડાને કાટા હોય છે કેવડાના વનો ઘણા ગાઢા હોય છે એમા ધોળી અને પીળી એવી બે જાતિ છે. ધોળી જાતિને કેવડો અને પીળી જાતિને કેતકી કહે છે કેતકીની ઘણી વાસ આવે છે અને તેના પાદડા ઘણા સુકુમાર હોય છે. શ્રાવણ માસમા કેવડાની મોસમ હોય છે. કેતકી માઘ અને ફાગણ મહિનામા થાય છે. ધોળા કેવડા બારમાસી થાય છે. કેવડાના વનોમા સર્પ રહે છે કર્ણાટકમા આ ઝાડના પાદડાની છત્રીઓ અને ટોપ કરે છે કેવડાનુ તેલ કાઢે છે, તે ઘણુ સુવાસિત હોય છે કેવડાના પાદડામા કરેલી કાથાની ગોળીઓ ઘણી સુવાસિત હોય છે કેવડાની અંદર જે માજર હોય છે તેનું શાક કરે છે* **શ્વેત કેતકી**—તીખી, મીઠી કડવી તેમ જ લઘુ છે; અને વિષ તથા કફનો નાશ કરનારી છે **એનાં ફૂલ :**—લઘુ, તીખા, કડવા, કાતિકર તથા ઉષ્ણ છે; અને તે વાયુ, કફ તથા કેશની દુર્ગંધનો નાશ કરે છે **તેનું કેસર**—કરોળિયાનુ નાશક અને કિંચિત્ ઉષ્ણ છે. **એનાં ફળ**—મીઠા છે અને વાયુ મેહ તથા કફનો નાશ કરે છે. **સુવર્ણ કેતકી**—કડવી. નેત્રોને હિતાવહ, ઉષ્ણ, લઘુ, તીખી તથા મધુર છે અને વિષદોષ તથા કફનો નાશ કરે છે **એનાં ફૂલ**—સુખકર, કામોદ્દીપન, કિંચિત્ ઉષ્ણ, કડવા, તીખા અને નેત્રને હિતાવહ તથા સુગંધી છે. **એનો ફણગા :**—અતિ ઠંડા, દેહને દઢ કરનાર, તીખા, બલકર તથા રસાયન છે અને પિત્ત તથા કફનો નાશ કરે છે **એનાં ફળ અને કેસરના ગુણ :**—શ્વેત કેતકીના ફળ અને કેસરના ગુણ જેવા જ છે. **ઉપયોગ—(૧) રક્તપ્રદર ઉપર :**—કેવડાનાં મૂળ પાણીમા ઘસી સાકર નાખી પાવા. **(૨) અપસ્માર (ગોતા) ઉપર :**—કેવડાના કણસલા ઉપરની ભૂકી અને કેતકીના ફૂલ સમભાગે લઈ એકત્ર ખાડવા અને તે ચૂર્ણ છીકણીની પેઠે સૂંઘવુ **(૩) ઉષ્ણતા વડે કપાળ દુખે છે તે ઉપર :**— કેવડાનુ પાણી અને ધોળું ચંદન ઘસી એક કાચની બાટલીમા નાખી તે બાટલીના મુખ ઉપર બારીક કપડું વીટી, તે બાટલી ઉપરાઉપરી હલાવી સૂંઘતા જવુ, એટલે કપાળ દુખતુ હશે તે મટશે **(૪) પ્રમેહ ઉપર :**—કેતકીના મૂળ બાફી તેનો રસ તોલા બે અને સાકર બે પૈસાભાર એકત્ર કરી પાવું **(૫) સર્વ પ્રકારની ઉષ્ણતા ઉપર :**—કેવડાના પાદડાના રસમા જીરું વાટી સાકર નાખી તે સાત દિવસ સુધી પાવો પથ્ય—છાશ અને ભાત, મીઠા વગર **(૬) કંઠરોગ ઉપર :**—કેવડાની માજરની બીડી કરી પીવી એટલે ઊલટી થઈને કફ નીકળી જાય છે. જેથી ઘટસર્પ (કંઠરોહિણી-ડિફથીરિયા) રોગ દૂર થાય છે આ દવાની સાથે ઇદ્રાયણના ફળની છાલ અને સર્પની કાચળી વાપરે છે આ દવા અનુભવેલી અને સારી છે આ દવાથી બહુ જ લાળ પડીને બધું ઝેર નીકળી જાય છે **(૭) મુસળ્યા રોગ (ઊલટી તથા ઝાડા) ઉપર :**—કેવડાના કાદાનો રસ પાવો.

**૧૪૮ કેસર :**—+ સ૦ કેસર, કુંકુમ. મ૦ કેશર. બં૦ ક૦ તા૦ મલા૦ ગો૦ કુંકમ, કેસર હિ૦ કેસર. તૈ૦ કુંકમપુ. ફા૦ લરકીમસ અ૦ જાફરાન ઇં૦ સેફ્રોન લા૦ ક્રોકસ સેટિવસ

* કેવડાનો અર્ક બરોળને નુકસાનકારક છે, એનો પ્રતિનિધિ રતાંજળી ને માત્રા ૬ માસા છે એ જંગલી ખારી જમીનમા થાય છે

+ કાશ્મીર, ઈરાન અને બલ્ખ, એ ત્રણ દેશોમા કેસર ઉત્પન્ન થાય છે તે પૈકી (૧) કાશ્મીરમા થનાર કેસરના તંતુઓ બહુ જ નાના, બાલ સમાન ઝીણા, કાઈક રતાશવાળા અને કમળની ગંધ સમાન હોય છે. એ બધી જાતના કેસરોમાં ઉત્તમ છે. (૨) બલ્ખ દેશનુ કેસર પીળા રંગનુ અને તેમા કેતકીના ફૂલ

કેસર નેપાળ અને ઇંગ્લેંડ દેશમા થાય છે કેસરના ઝાડ નાનાં હોય છે. તેના કાંદા બે બે હાથના અંતરે હાર પ્રમાણે વાવે છે. તેને વાવ્યા પછી બેત્રણ માસને અંતરે ઝાડ થઈ તેને ફૂલ આવે છે તેને ત્રણ પાંખડીઓ હોય છે તથા અંદર તંતુ હોય છે, તેજ **કેસર.** કેસરનો રંગ રાતો હોઈ તંતુ લાંબા હોય તો તે ઉગ્ર પ્રતિનુ છે એમ જાણવું. કેસર એક વર્ષ કરતા વધુ રહેવાથી બગડે છે. એ રંગના અને ઔષધના કામમા આવે છે **કેસર**—સુગંધી, કડવું, તીખું, રુચિકર, આનંદકારક, ઉષ્ણ, કાંતિકર, તૂરૂ તથા સ્નિગ્ધ છે, અને કંઠરોગ, વાયુ, કફ, ઉધરસ, મસ્તકશૂળ, વિષ, ઊલટી, વ્રણ, વ્યંગ, કૃમિ, હેડકી, ત્રિદોષ તથા કોઢનો નાશ કરે છે ઉપયોગ **(૧) રક્તપિત્ત ઉપર**:—બકરીના દૂધમા કેસર ભીંજવી પાવુ અને બકરીના દૂધમા ભાત ખાવો. **(૨) શરીરમાંથી લોહી ઘણું ગયું હોય તો**:—મધ સાથે કેસર ખાવુ **(૩) પીનસ રોગ ઉપર**:—કેસર ઘીમાં ખરલ કરી નસ્ય આપવુ **(૪) આધાશીશી ઉપર**:—કેસર અને ઘી એકત્ર ખરલ કરી નાકે સૂંઘવુ. **(૫) કૉલેરા ઉપર**:—લીમડાના રસમા કેસર આપવુ **(૬) મૃત્તિકાજન્ય (માટી ખાવાથી ઉત્પન્ન થયેલા) પાંડુરોગ ઉપર**:—કેસર, જેઠીમધ, લીંડીપીપર અને નસોતરનો કાઢો કરી તેના ૪ પુટો માટીના દેવા અને તે માટી ખાવા આપવી, એટલે ખાધેલી માટી નીકળી જઈ વિકાર દૂર થશે. **(૭) મસ્તક રોગ ઉપર**:—કેસર અને બદામને ગાયના ઘીમાં ખરલ કરી નાકે સૂંઘવું. **(૮) અહિરા ઉપર**:—કેસર મધમા ખરલ કરી તેનુ અંજન કરવુ **(૯) મૂત્રાઘાત ઉપર**:—રાત્રે પાણીમા કેસર ભીંજવી રાખી સવારે તેમા મધ નાખી હલાવી પીવું. **(૧૦) ખર (ધાતુ પડે છે તે) ઉપર**—જૂના ઘીમા કેસર ખરલ કરી ત્રણ દિવસ પીવુ. **(૧૧) કૃમિ ઉપર**:—કેસર અને કપૂર દૂધમા પાવુ **(૧૨) ગર્ભિણીના રક્તસ્રાવ અને પેટપીડા ઉપર**:—ગાયના માખણમા (તેમાનો પાણીનો અંશ કાઢી) કેસર ૨ માસા નાખી ૧ તોલો આપવું. **(૧૩) બાળકોના ઝાડા તથા મરડા ઉપર કેસરાદિ ચૂર્ણ**:—કેસર તોલા ૧, જાયફળ તો ૧, તજ તો ૨, લવિંગ તો. ૦||, એલચીના બીજ તો ૦|, ચાક તો. ૫ તથા સાકર તો. ૧૬, દરેકને બારીક વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી બાટલીમાં ભરી રાખવુ જરૂર પડ્યે ૩ થી ૪ રતી મધ સાથે અથવા દૂધ સાથે દિવસમા ત્રણ વખત આપવુ. આ દવાથી બાળકોનો અતિસાર, મરડો તથા પેટનો દુખાવો દૂર થાય છે. (ચાકનો ઉપયોગ કરતા પહેલા ચાકને ખાંડી બહોળા પાણીમા મેળવી એક દિવસ રહેવા દેવો બીજે દિવસે હલાવી પાણી ગાળી લેવું. આ પાણી નીતરે તેમ કાઢતા જવું. નીચે જે ચાકનુ બારીક ચૂર્ણ રહે તે ઉપયોગમા લેવુ)

**૧૪૯ કેસરી (પીળો) ચંપો (રાયચંપો)**—સં૦ સુવર્ણચંપક. મ૦ સોનચંપા. હિ૦ ચંપા ક૦ સંપગે. તૈ૦ ચંપાગીપુવ્વુ, ચંપકમુ. તા૦ ચંબક. તુ૦ સંપેડા-મારા. મલા૦ ચંપકમ્ ગો૦ ચંપ્યારૂકુ. લા૦ માઈકેલિયા ચંપક

આ ઝાડ ૬૦ થી ૧૦૦ ફૂટ ઊંચુ થાય છે. તેને વાવ્યા પછી આઠદશ વર્ષે ફૂલો આવવા લાગે છે એ ફૂલો વર્ષમા બે વાર—ઉનાળામા અને ચોમાસામા આવે છે. એ ફૂલો જોવામા ઘણા સુંદર અને રંગે પીળા હોય છે એ ફૂલોની વાસ ઘણી ઉગ્ર હોવાથી તે હવામા ચારે તરફ પ્રસરે છે તથા હવા ખરાબ હોય તો તેમા મળી જઈને હવાને સારી બનાવે છે એનુ લાકડું ઘણું કણીવાળું હોય છે **કેસરિયો ચંપો**—કડવો, તીખો, શીતળ, તૂરો, મધુર, વૃષ્ય, હૃદ્ય, સુગંધી તથા ભ્રમરનો

---

જેવી સુગંધ આવે છે તથા બારીક હોય છે એ મધ્યમ છે અને (૩) ઈરાન દેશમા થતા કેસરની ગંધ મધ જેવી હોય છે રંગ કાંઈક પીળો અને એના તાતણા મોટા હોય છે, એમ ભાવમિશ્રે કહ્યુ છે વળી કેટલાક કહે છે કે, હાલના જમાનાના વેપારી લોકો એમા કસૂંબા (કસૂંબીના ફૂલના તંતુઓ) નો ભેળ કરે છે કોઈક તો એમા જનાવરના આતરડાની બારીક દોરીઓને સૂકવી ભેળ કરતા હોવાનુ બતાવે છે. એથી જૈન લોકોએ પવિત્ર કેસર તરફ પોતાના ધાર્મિક બંધુઓનુ ધ્યાન ખેંચ્યુ કહેવાય છે જો એમ હોય તો વૈદિક દૃષ્ટિથી પણ એને વધારે ચોક્કસ થવા જરૂરનું ધારૂં છું એના પ્રતિનિધિ તજ અને જાવંત્રી છે વર્તમાનમા ઓનથી જે કેસર આવે છે, તે ગુણ, રંગ અને સુગંધમાં બીજી જાતોના કરતા શ્રેષ્ઠ છે માત્રા ૫ થી ૧૦ રતી

નાશ કરનાર છે. અને દાહ, પિત્ત, કફ, રક્તદોષ, મૂત્રકૃચ્છ્ર, વાત, કોઢ, વિષ, કૃમિ, કંડૂ તથા વ્રણનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પ્રદર ઉપર:**—પંળા ચંપાની છાલનો રસ પાવો અથવા છાલનો કાઢો કરી તે પાવો (૨) **બાળકની ગરબ્રણી (વરાધ) ઉપર:**—પાનના રસમા કેસરિયા ચંપાના ફૂલમાહેની કળી અને શુદ્ધ કરેલો સાજીખાર નાખી તે પાવો (૩) **વિષમજ્વર ઉપર:**—કેસરિયા ચંપાના મૂળોનો કાઢો પાવો.×

**૧૫૦ કેળ:**—સં૦ કદલી, રંભા. મ૦ કેળ. હિં૦ કેલ ક૦ બાળે. તા૦ વાલે તુ૦ બારે. મલા૦ વાળા તૈં૦ ચક્રકેલી. આરાટિકાયા, યારાટી ફા૦ મોઝ અ૦ તના ઇં૦ પ્લેનટેઈન લા૦ મુસસેપિંપિયેન્ટમ્.

કેળના ઝાડો ઘણું કરી સર્વ દેશમા થાય છે એના મૂળોમાથી જે ફણગા ફૂટે છે તે કાઢી બીજે સ્થળે વાવે છે, એટલે તેની કેળ થાય છે. કેળોની લગભગ વીસ જાતિ છે ગોમાતક, કર્ણાટક અને વસઈ, એ પ્રાંતોમા કેળાનો પાક ઘણો થાય છે. વસઈ પ્રાતમાના આગાશી ગામમા કેળાને સૂકવી પછી તે ચારે તરફ મોકલે છે વગડામા વરસાદથી જે કેળ પોતાની મેળે પાકે છે તેને વગડાઉ કેળ કહે છે કાચા કેળાનુ ને કેળદોડાનુ શાક થાય છે છાલની ગખ રંગના કામમા આવે છે. સૂતર રંગનારા રંગરેજ અને ખત્રી લોકો એનો ઘણો ઉપયોગ કરે છે પાકેલા કેળાનુ રાયતુ સારુ થાય છે. કેળના યોગે હથિયારોને પાણી ચડાવવામા આવે છે કેળના પાદડાના દાડાને સૂકવી બાળવાથી તેમાથી ક્ષાર (ખાર) ઉત્પન્ન થાય છે. કોકણદેશમા ધોબી લોકો સાબુને બદલે એ ક્ષારનો ઉપયોગ કરે છે ગામડા ગામમા રહેતા ગરીબ લોકોને મલમ એ શુ પદાર્થ છે, તેની ખબર પણ નથી, અને જેમને ઔષધ આપવાને વૈદ્ય પણ નથી હોતો તે લોકો કેળની અંદરના રસના મલમની પેઠે જખમ ઉપર પટ્ટી મારે છે અને તેથી તેમનો જખમ સારો થાય છે પાકેલા કેળાનો ખાવામા ઉપયોગ થાય છે, વગડાઉ કેળા કોઈ ખાતુ નથી કાચા કેળાનુ તથા કેળદોડાનુ શાક કરે છે, અને પાદડા પત્રાળી કરવાના ઉપયોગમા આવે છે. ભીલ, કોળી, ઠાકરડા વગેરે ગરીબ લોકો જમીનમાથી વગડાઉ કેળના કંદ કાઢી તેને દળી લોટ કરી તેની ભાખરીઓ બનાવી ખાય છે+**કેળ:**—શીતળ, ગુરુ, વૃષ્ય સ્નિગ્ધ તથા મધુર છે; અને પિત્ત, રક્તવિકાર, યોનિદોષ, અશ્મરી તથા રક્તપિત્તનો નાશ કરે છે **પાકેલાં કેળાં:**—બળકર, તૂરા, મધુર, ગુરુ, શીત, વૃષ્ય, શુક્રવર્ધક તથા સંતર્પણ છે, અને માસ, કાતિ તથા રુચિને વધારનાર, દુર્જર તથા કફકારક છે તૃષા, ગ્લાનિ, પિત્ત, રક્તવિકાર, મેહ, ક્ષુધા તથા નેત્રરોગનો નાશ કરે છે; અને જેનો જઠરાગ્નિ મંદ છે એવો માણસ ખાય તો તેથી વિકાર થાય છે **કેળમોડ (ફૂલ)**—સ્નિગ્ધ, મધુર, તૂરા, ગુરુ, ગ્રાહક, કડવા, અગ્નિદીપક, વાતનાશક તથા કિંચિત્ ઉષ્ણવીર્ય છે અને રક્તપિત્ત, ક્ષય, કૃમિ, પિત્ત તથા કફનો નાશ કરે છે. **કદલીસાર (કેળમાંનો ગાભો)**—ગ્રાહક, અપ્રિય, ગુરુ તથા શીત છે. અને તૃષા, દાહ, મૂત્રકૃચ્છ્ર, અતિસાર, સોમરોગ, અસ્થિસ્રાવ, રક્તપિત્ત અને વિસ્ફોટકનો નાશ કરે છે **કદલીકંદ**—રુક્ષ, વાતલ, તૂરા, ગુરુ, શીત, બલકર, મધુર અને કેશ્ય છે તથા અગ્નિમાદ્ય કરે છે, અને કર્ણશૂલ, આમ, પિત્ત, દાહ, રક્તદોષ, સોમરોગ, રજોદોષ, કૃમિ અને કોઢનો નાશ કરે છે. **કેળનું પાણી**—શીતળ અને ગ્રાહક છે અને મૂત્રકૃચ્છ્ર, મેહ, તૃષા, કર્ણરોગ, અતિસાર, અસ્થિસ્રાવ, રક્તપિત્ત, કૃચ્છ્ર, વિસ્ફોટક, રક્તદોષ, યોનિદોષ અને દાહનો નાશ કરે **વગડાઉ કેળ**—શીતળ, મધુર, બલવર્ધક, વીર્યવર્ધક, રુચ્ય, દુર્જર તથા જડ છે, અને તૃષા, દાહ, શોષ તથા પિત્તનો નાશ કરે છે **એનાં ફળ**—તૂરા, મધુર અને ગુરુ છે **ઉપયોગ (૧) પેટમાં વિષ ગયું હોય તો તે ઉપર:**—કેળના

× નવા ચિકિત્સકોના મત મુજબ કેસરી ચંપાની છાલની ક્રિયા રસાયનરૂપે થાય છે માત્રા ૫ થી ૧૫ રતી પ્રમાણ વધારે આપવાથી ઊલટી અને દસ્ત લાગે છે યોગ્ય પ્રમાણથી આપવાથી શારીરિક નિર્બળતાને ધીરે ધીરે દૂર કરી શરીરને સુદૃઢ બનાવી આપે છે રક્તવિકાર અને કોઢ ઉપર પણ છાલ સારો લાભ પહોચાડે છે આવી જ રીતે ફળનું ચૂર્ણ ૫-૧૦ રતી પ્રમાણમા અને પાન ૧૫-૩૦ પ્રમાણમા અપાય છે

+ કેળના પાદડા ત્રણેક ફૂટ લાબા અને દોઢ બે ફૂટ પહોળા હોય છે પાકા કેળા વાયુ અને કફ ઉત્પન્ન કરનાર છે, તથા એની ગાતિ મીઠું, સૂઠ અને મધ છે

ગાળાનો રસ કાઢી પાવો (૨) હડકાયા કૂતરાના વિષ ઉપર :—પાકેલા વગડાઉ કેળાનાં બી ખાવા આપવા અને દંશ ઉપર વાટી ચોપડવા. (૩) શ્વાસ ઉપર :—કેળાની અંદરનો કેસરયુક્ત ભાગ કોરી તેમા મરીનુ ચૂર્ણ રાત્રે ભરી રાખવુ. પ્રાતઃકાળે તે કેળુ ધીમા તાપ ઉપર શેકી ખાવુ, એટલે શ્વાસરોગ જલદી દૂર થાય છે (૪) સુખે પ્રસૂતિ થવા માટે :–કેળનો કાંદો કમરે બાધવો પ્રસવ થયા પછી છોડી નાખવો (૫) હેડકી ઉપર :—ગનકેળના પાદડાની રાખ માસા એક અને મધ તોલો એક એકત્ર કરી પાવું (૬) સોજા ઉપર :—ઘઉની કણક અને પાકેલા કેળા પાણીમા મેળવી ગરમ કરી સોજા ઉપર બાધવા (૭) સોમલના વિષ ઉપર :—કેળના રોપાનો રસ પાશેર પાવો. (૮) જીભે કાતરા પડે છે તે ઉપર :—પાકેલા કેળા ગાયના દહી સાથે સૂર્યોદય પહેલા ખાવા. (૯) કમળા ઉપર :—પાકેલા કેળા મધમા મેળવી ખાવા (૧૦) ભસ્મકરોગ ઉપર :—કેળા ઘી સાથે ખાવા અથવા કેળના રસનુ પાણી કાઢી પીવુ (૧૧) ધૂપણી (પ્રદર) અને સોમરોગ એટલે મૂત્રાતિસાર જેવો રોગ થાય છે તે ઉપર :—પાકેલા કેળાં, આમળાનો રસ અને સાકર બે ભાગ એકત્ર કરી પાવુ. (૧૨) મૂત્રકૃચ્છ્ર એટલે ગરમી ઉપર :—ગાયના મૂત્રમા કેળના કાદાનો રસ નાખી પાવો. (૧૩) દાહ શમન થવા માટે:—કેળના અને કમળના પાદડા ઉપર સૂઈ રહેવુ (૧૪) બાળકને દાંત ફૂટે છે તે વેળાએ રોગ થાય છે તે ઉપર :—કેળદોડની અંદરના જે બારીક ફણગા (બાળકેળ) ગરી પડે છે, તે બારીક વાટી તેનો રસ કાઢવો. તેમાં થોડી જીરાની ભૂકી અને સાકર નાખી બાળકની શક્તિ પ્રમાણે નિત્ય એક વાર ચાર માસાથી ૭ માસા પર્યંત એ ક્રમ પ્રમાણે સતત સાત રોજ આપવુ; અને ફક્ત એકલો આ જ રસ દશવીસ વાર દાઢો વગેરે ઠેકાણે ચોપડવો, એટલે તાવ વગેરે જલદી શમે છે (૧૫) શીતળા હલકા આવવા માટે :—વગડાઉ કેળના બિયા ભેંસના દૂધમા વાટી કપડછાણ કરી તે દૂધ પાવુ. (૧૬) મૂત્રાઘાત એટલે પેશાબ બંધ થાય છે તે ઉપર :—કેળનુ પાણી ૪–૫ તોલા લઈ તેમા પાતળુ ઘી બે તોલા મિશ્ર કરી પાવુ. એનો એવો ચમત્કાર છે કે, કેળના પાણીમા ઘીનો સયોગ થઈ પેટમા ગયેલુ ઘી મૂત્રદ્વારે ઘણું જલદી નીકળી જાય છે અને તે યોગથી દ્વાર મોકળુ થાય છે તથા પેશાબ છૂટે છે. પુરુષો કરતા સ્ત્રીઓને ઘણો જ જલદી લાગુ પડે છે. (૧૭) પ્રદર અને ધાતુવિકાર ઉપર :—પાકેલુ એક કેળુ અર્ધા તોલા ઘી સાથે દરરોજ સવારે અને સાજે ખાતા જવુ એ પ્રમાણે સતત આઠ દિવસ સેવન કરવાથી ઉપલા વિકારો શમે છે. આ ઔષધથી કોઈને ઠંડી આવે એવુ જણાય તો એમા જ મધના ચાર ટીપા નાખી આ ઔષધ ખાતા જવુ. (૧૮) ઢોરના ખાવામાં સોમલ આવ્યો હોય તો :—કેળનો રસ એક શેર કાઢી ફટકડી તોલા ૧૦ અને ધોળો કાથો તોલો ૧ નાખી તે મિશ્રણ ૩ દિવસ પાવુ (૧૯) પિત્તરોગ ઉપર :—પાકેલા કેળા અને ઘી ખાવુ (૨૦) ઢોરના મૂત્રાવરોધ ઉપર :—કેળનુ પાણી એક શેર પર્યંત કાઢી તેમા ગેરુ એક તોલો ઘસવો અને થોડું મીઠું અને મરીની ભૂકી ૪ ચણોઠીભાર નાખી પાવુ. (૨૧) કેળાં ખાવાથી અજીર્ણ થાય તો :—એલચીદોડા ખાવા (૨૨) કેળું જલદી પાકવા માટે :—લૂમનો દાડો ૫–૬ આગળ રાખી બાકીનો કાપી નાખ્યા પછી તેને ખીલા વડે કાણુ પાડી તેમા એલચીની ભૂકી ભરવી; એટલે કેળા જલદી પાકે છે, કપૂર ભરવાથી પણ કેળા જલદી પાકે છે. કેળામા જો થોડી એલચી દોડાની ભૂકી નાખી હોય તો તે કેળાનો નાશ થાય છે, એવો એલચીદોડામા ગુણ છે. (૨૩) ધૂપણી (પ્રદર) ઉપર —કેળના પાદડા બારીક વાટી તેની દૂધમા ખીર કરી બે–ત્રણ દિવસ ખાવી. (૨૪) ઊલટી ઉપર :—કેળના કાદાનો રસ મધ સાથે પાવો. (૨૫) શરીરમાં જામેલી ગરમી અને પ્રમેહ ઉપર :—કેળનો ગાભો છાયામા સૂકવી ચૂર્ણ કરી તે સાકર અને પાણીમા પાવુ

**૧૫૧ કોકમ**—સ૦ રક્તપૂરકા, વૃક્ષામ્લ. મ૦ અમસુલ. કો૦ કોકમ, રાતાબા. હિં૦ વિષાબિલ, મહાદા ક૦ તિતિડીક, સોલે, મરબિન, હુડીમરા. બં૦ મહાદા. રા૦ ડાસસ્યા. ફીરંગી૦ બ્રિડાએ. મલા૦ પૂતપુળી તુ૦ પૂણાંરપુળી. ગો૦ ભિરંડ. ઇં૦ કોકમ, બટર ટ્રી. લા૦ ગારસિનિઆ ઇંડિકા

એ ઝાડ મોટા થાય છે તે કોકણ અને કર્ણાટક દેશમા ઘણા થાય છે એના ફળોને 'કોકમ' કહે છે. કોકમનો રંગ રાતો અને આકૃતિ નારંગી જેવી હોય છે. એને રાતાબા કહે છે રાતાબાનો

મગજ ખવાય છે અને અંદર પાણી હોય છે તે કાઢી પીએ છે. એના બિયામાથી જે તેલ નીકળે છે તે મીણના જેવું જાડુ અને ધોળુ થાય છે. તે ખાવાના તથા ઔષધોના કામમા આવે છે, એને બિરંડેલ અથવા 'કોકમનુ તેલ' કહે છે. ગોમાતક અને માલવણ પ્રાંતોમાથી સેંકડો ખાંડી કોકમ બહાર વેચાવા જાય છે રાતાંબા ઉપરની છાલ સૂકવી તેના કોકમ કરે છે એ આમલી કરતા પથ્યકારક છે. એની કઢી અને ચટણી થાય છે. મીણબત્તી કરવાના કામમા મીણમા કોકમનું તેલ મિશ્ર કરવાથી તે સોઘુ પડે છે. બળવામા પણ અડચણ આવતી નથી **કાચાં ફળ**—તૂરા, રુચિકારક, ખાટા, ઉષ્ણ, અગ્નિદીપક, પિત્તકર, ગુરુ, કફકર તથા તીખાં છે, અને વાતોદર, ત્રણ વાયુ તથા અતિસારનો નાશ કરે છે. **તેનાં પાકાં ફળો**—મધુર રુચ્ય, ગ્રાહક, તીખા લઘુ, ઉષ્ણ, ખાટા, તૂરા રુક્ષ તથા અગ્નિદીપક છે; અને કફ, વાયુ, તરસ, આમાતિસાર, સંગ્રહણી, આમવાત, રક્તદોષ, પિત્ત અર્શ, બળ, ગુલ્મ, ત્રણ, કૃમિ, હૃદ્રોગ તથા વાતોદરનો નાશ કરે છે એ વૃક્ષના ગુણો પણ ઉપર પ્રમાણે જ હોય છે. ઉપયોગ—(૧) **પેટ દુખતું હોય તે ઉપર**:—કોકમના ઝાડના પાદડા વાટી ગરમ કરી તેનો પાટો બાંધવો (૨) **રક્તયુક્ત મરડા ઉપર**:—વાયુના ઉપદ્રવથી કિંવા કોઈ પણ કારણથી રક્તયુક્ત મરડો થાય છે તે ઉપર —એની ફૂપળો કેળના સૂકા પાદડામા વીંટાળી અંગારામા શેકી, પછી બારીક વાટી ગોળી કરવી તે ગોળી ગાયના તાજા દૂધમા મેળવી તે દૂધ ઘણુ જલદીથી પાવુ; અથવા કોકમનુ તેલ ગરમ કરી તે ઠરી ગયા પહેલા પાવુ એ પ્રત્યેક વેળા બે તોલા પાવુ. (૩) **શીતપિત્ત ઉપર**:—કોકમના પાણીમા જીરુ અને ખાંડ નાખી પાશેર પાવુ. (૪) **અમ્લપિત્ત અને પિત્તરોગ ઉપર**:—કોકમ, એલચી અને સાકર એની ચટણી કરી ખાવી (૫) **ઠંડીએ હોઠ ફાટે છે તે ઉપર**:—કોકમનું તેલ ચોળવું (૬) **હાથનાં અને પગનાં તળિયાંમાં દાહ થતો હોય તો**:—કોકમનુ તેલ ચોળવુ. (૭) **મૂળ વ્યાધિ ઉપર**:—કોકમના પંચાગ ત્રણ ભાગ, ભિલામાનુ મગજ ૧ ભાગ અને મરી ૧ ભાગ—એનું ચૂર્ણ કરી તે ૧૦ માસા ખાવુ; એટલે અંદરના અને બહારના મસા નાશ પામશે (૮) **ઘી ખાવાથી અજીર્ણ થયું હોય તો**:—કોકમનો કાઢો પાવો (૯) **મૂળ વ્યાધિથી ઘણી આગ થતી હોય તો**:—કોકમના તેલમા સીસુ ઘસી લેપ કરવો

**૧૫૨ કોઠી**—સં૦ કપિત્થ મ૦ કવઠ હિ. કૈથ, કવીથ. બં૦ કયેત ગાછ. ક૦ વેલ્લુ, બેલડા. તૈ૦ એલાગાકાયા તા૦ વિળામાર. મલા૦ વિળાવુ, ઇં૦ વુડ એપલ. લા૦ ફેરોનિયા એલેફેન્ટિનમ્

કોઠીના ઝાડ **દક્ષિણમાં** તથા **ગુજરાતમાં** ઘણા થાય છે આ વૃક્ષ મોટુ થાય છે વૃક્ષના ફળને કોઠું કહે છે એ ગોળ અને કેરી જેવડું હોય છે એ ફળની ઉપરની છાલ કઠણ હોય છે પાકેલા કોઠા એકલા અથવા તેમા ગોળ કિંવા સાકર નાખી ખાય છે લીલા કોઠાના ગરનો સાર અને ચટણી થાય છે પાકેલા કોઠાનો મુરબ્બો પણ થાય છે. **કોઠીનુ ઝાડ**×—મધુર, ખાટુ, ગુરુ, ગ્રાહક, શીત, હૃધ્ય અને કડવુ છે, તથા પિત્ત, વાયુ અને વ્રણનો નાશ કરે છે **એનાં કાચાં ફળ**—ગ્રાહી, ઉષ્ણ, રુક્ષ, લઘુ, ખાટા, તૂરા તથા લેખન છે અને વાયુ, પિત્ત તથા જિહ્વાની જડતા કરનાર અને રુચિકર છે. વળી વિષ, જ્વર અને કફનો નાશ કરે છે. **પાકાં કોઠાં**—રુચિકર, ખાટા, તૂરા, ગ્રાહક, મધુર, કંઠશુદ્ધિકર, શીતળ, ગુરુ, વૃષ્ય અને દુર્જર છે. તથા શ્વાસ, ક્ષય, રક્તરોગ, ઊલટી, વાયુ, શ્રમ, હિધ્મા, વિષ, ગ્લાનિ, તૃષા, ત્રિદોષ, ઉચકી તથા ઉધરસનો નાશ કરે છે **એનાં બિયાં**—હૃદરોગ, મસ્તકશૂળ, વિષ અને વિસર્પનો નાશ કરે છે. **બિયાંનું તેલ**—

× હિંદુસ્તાની વૈદ્ય કોઠીના ફળને ગ્રાહી માને છે અને કાચુ ફળ ઝાડા અને પેટના દરદમા તથા પાકું ફળ મસૂડા (દાતના પારા) અને ગળાના સોજા ઉપર આપવાની ભલામણ કરે છે મીર મહમદહુસેન કહે છે કે, કોઠીના પાદડા ગીતળ અને ફળ શીતળ, પાચક તથા એઠ દૂર કરવા માટે અને ગળાનો સોજો ઉતારવા માટે તથા દાતના પારા મજબૂત કરવાને અપાય છે ફળના ગર્ભનુ ગરબત પીવાથી ખાવા ઉપર રુચિ થાય છે ઝેરી જતુના ડંખ ઉપર ફળમાનો ગર્ભ અથવા છાલ બાંધે છે કોઠીના ઝાડનો ગુંદ વાટી મધ સાથે આપવાથી ઝાડો અને મરડો દૂર થાય છે ચરકમા કોઠી ખાટી અને ગ્રાહી માની છે તથા પાદડાનો રસ અગ્નિદીપક અને પાચક માન્યો છે.

તૂરુ, ગ્રાહક તથા મીઠું છે અને પિત્ત, ઉંદરનું વિષ, કફ, ઉચકી અને ઊલટીનો નાશ કરે છે એનાં **ફૂલ** વિષનાશક અને **પાંદડાં** ઊલટી, અતિસાર અને હેડકીનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **પિત્ત-શમન થવા માટે:**—કોઠાનો ગર સાકર નાખી ખાવો અથવા કોઠીના પાદડાનો રસ દૂધમા મેળવી પાવાથી ભયકર અને પ્રબળ થયેલા પિત્તનું શમન થાય છે. (૨) **કમળા ઉપર:**—કોઠીના પાલાનો રસ ગાયનુ દૂધ નાખી પાચ તોલા કાઢવો અને પ્રત્યેક દિવસ એક વાર આપવો (૩) **પ્રદર (અથવા સ્ત્રીઓને પેશાબમાં ધાતુનું જવું તે) ઉપર:**—કોઠી અને વાસનો પાલો બારીક વાટી મધમા મેળવી આપવો (૪) **શરીરમાંની ગરમી વગેરે નીકળી જઈ ધાતુપુષ્ટિ થવા માટે:**—કોઠીના પાલાનુ ચૂર્ણ દૂધમા ખડીસાકર નાખી આપવુ. (૫) **ઉંદરના વિષ ઉપર:**—કોઠીના બિયાનુ તેલ ચોપડવુ (૬) **શરીર ઉપર પિત્તનાં ઢીમણાં ઊઠે છે તે ઉપર:**—કોઠીનો પાલો બારીક વાટી તેનો ઢીમણા પર લેપ કરવો, કિવા વાટેલો પાલો દહીમા મેળવી શરીરે ચોળવો અને પાલો રસ કાઢી તેમા ખડીસાકર નાખી તે પાવો, એટલે થોડીક વારમા શમન થાય છે. (૭) **શરીરમાં જામેલું રસાયન નીકળવા માટે:**—કોઠીનો પાલો અને તાદળજાની ભાજીનો પાલો અને કેળદોડામાથી ગરી પડેલા ફૂલ; તે સર્વ સમભાગે લઈ, તેનો અષ્ટમાશ કાઢો નિત્ય બે વખત એ પ્રમાણે ૧૪ દિવસ સુધી આપવો બને વખત ઔષધો તાજા જોઈએ તેલવાળું, ખાટું, મીઠું (લૂણ), તીખુ, એ પદાર્થ ખાવા નહિ અને સ્નાન પણ કરવુ નહિ ૫ દરમે દિવસે સર્વાંગે બકરીની લીંડીઓ ગોમૂત્રમા વાટી તેનો ચાર ઘડી લેપ રાખવો; પછી સ્નાન કરી ભોજન કરવુ. (૮) **હેડકી અને શ્વાસ ઉપર:**—કોઠાનો અંગરસ મધ અને લીંડીપીપર સાથે આપવો. (૯) **અન્નદ્વેષ ઉપર:**—કોઠાના ગર્ભમા સૂઠ, મરી અને લીડીપીપરનુ ચૂર્ણ મધ અને સાકર મેળવી ચાટવું

**૧૫૩ કોઠીંબર**—લે૦ કુકુમિસ ટ્રાઈગોનસ્ કોઠીબર–આ કારીટાંની જાત છે, પરંતુ કારીટ એ ઘણું જ કડવું હોય છે, એટલે આને મીઠું કારીટ કહીએ તો કહી શકાય. એ ગુજરાતમા પુષ્કળ થાય છે એનુ શાક થાય છે અને તે સૂકવી જમણની સાથે ખાય છે. આમા પણ કડવી અને મીઠી એવી બે જાતો છે.

**૧૫૪ કોઠીંબાં**—સ૦ કર્કચિર્ભટી, મૃગાક્ષી મ૦ શેદણી. હિ૦ સધિની ક૦ વાલુકમેકકે ઇં૦ સ્મોલ કોકબર કોઠીબાના વેલા પાચ છ હાથ જમીન પર ફેલાય છે. એ ઘણાક પ્રાતોમા થાય છે અને ભાદરવાની આસપાસ ફળો આવે છે. તેને કોઠીબા કહે છે. એ ફળો ઉપર લાલપીળા ચટાપટા હોય છે જમીન સારી હોય તો આ ફળો છોલેલા નાળિયેર જેવડા પણ થાય છે. એ કૂણા હોય ત્યારે કડવા હોય છે પાકયા પછી કાઈક ખાટા લાગે છે* એની સુકવણી અને શાક કરે છે એની કાચરી મીઠું ચડાવી, સૂકવી રાખે છે અને તે તેલમા તળી જમણની સાથે ખાય છે.

**૧૫૫ કોથમીર (લીલા ધાણા):**—સ૦ ધાન્યક. કુસ્તુમ્બરી, મ૦ કોથીબર, ધણે હિ૦ ધનિયા બં૦ ધને ક૦ હવ્વીજ, કોતંબરીકાળું તૈ૦ કોથમીલુ, ધણિયાલુ તા૦ ઉત્તંબરી. તુ૦ કોતબરી, કોતુમલ્લી. મલા૦ કોત્તમપાલરી ફા૦ ત્રુખમેકશ્મીઝ અ૦ કજણુરા. ઇં૦ કોરિએન્ડર સીડ લા૦ કોરિએન્ડ્રમ્ સેટાઈવમ.

કોથમીર સર્વત્ર પ્રસિદ્ધ છે એનો રસોઈ કરવામા નિત્ય ઉપયોગ થાય છે એ ઝાડને બી આવે છે, તેને ધાણા કહે છે ધાણા મસાલામા નાખે છે. આ પદાર્થ સ્વાદિષ્ટ, ઠંડો અને પિત્ત-શામક છે ધાણા ભરડીને વાવવાથી થોડા દિવસમા જરૂર પૂરતી કોથમીર તૈયાર થાય છે કોથમીરની

---

* આ વેલામા ચદ્રની અસર આપોઆપ દેખાઈ આવે છે વરસના ૩૫૪ અથવા અધિક માસના કારણસર ૩૮૪ દિવસ થયા હોય તોપણ તે દિવાળીના ચાર દિવસોમા અવલ પાકીને આપોઆપ ખરી ગયા છતા પણ ભાગ્યે જ મીઠા હોય છે અને દિવાળીના દિવસ પછી વેલાને વળગી રહેલા પણ ભાગ્યે જ કડવા હોય છે કેવો દૈવી ચમત્કાર! આ વેલા અડબાઉ એટલે આપોઆપ ઊગે છે બહુધા એના ફળો મોરનાં ઈંડા જેવડા અને તેવી જ આકૃતિના થાય છે. કોઠીબા ઘણા ખાધામા આવે તો મોઢું પણ પાકી જાય છે.

**પાકતી આંગળી ઉપર:**—કોઠીબામા કાણું પાડી તેમા આગળી નાખી રાખવી આથી તે પાકીને તુરત જ ફૂટે છે

વડી ઉત્તમ થાય છે. કોથમીરની ચટણી પણ થાય છે× ધાણા—મધુર, હૃદ્ય, તૂરા, દીપન, સ્નિગ્ધ, કડવા, કિંચિત્ ઉષ્ણ, અવૃષ્ય, મૂત્રલ, લઘુ, પાચક, ગ્રાહક તેમ જ રુચિકર છે અને તૃષા, દાહ, અતિસાર, ઉધરસ, પિત્તજ્વર, ઊલટી, કફ, દમ, ત્રિદોષ, અર્શ, કૃમિ અને વિશેષ કરી પિત્તનો નાશ કરે છે. ઉપયોગ—(૧) ભિલામો ઊઠી નીકળ્યો હોય તો:—કોથમીર વાટી ચોપડવી. (૨) શરીરમાંથી શીતળાની જામેલી ગરમી નીકળી જવા માટે:—શીતળા સારી રીતે મળ્યા પછી રાત્રે ધાણાજીરું ચોગણા પાણીમા પલાળી રાખી, સવારે મસળી ગાળી તેમા સાકર નાખી પાવુ; એટલે કોઠામાહેની ગરમી શાત થાય છે. આ પ્રયોગ ચારપાંચ દિવસ કરવો. (૩) આમ થાય તે ઉપર:—ધાણા અને સૂઠ એના કાઢામા એરંડમૂળનુ ચૂર્ણ નાખી તે પાવુ. (૪) અરુચિ ઉપર:—ધાણા, એલચી અને મરી, એનુ ચૂર્ણ ઘી અને સાકર સાથે આપવુ (૫) દાહ અને તૃષા ઉપર:—ધાણા, અરડૂસી, આમળા, કાળી દ્રાક્ષ અને પિત્તપાપડો—એ સર્વ ઔષધો સાધારણ ખાંડી એકત્ર કરી માટીના વાસણમા નાખી તેમા પાણી નાખવુ અને તે એક જ જગ્યાએ રાખી મૂકી બીજે દિવસે પાવુ. (૬) અગ્નિમાંદ્ય, શ્વાસ, વિષમજ્વર અને અજીર્ણ ઉપર ધાન્યાદિક (ધાણાનું) ચૂર્ણ:—ધાણા, લવગ, નસોતર અને સૂઠ, એનુ ચૂર્ણ કરી ગરમ પાણીમા પાવુ (૭) તાવ ઉપર પાચન:—ધાણા, દેવદાર, સૂઠ, ભોરિંગણી, ડોરલી (ઊભીરીંગણી) એનો કાઢો પાવો. (૮) પિત્તજ્વર અને અંતર્દાહ ઉપર:—ધાણા અને ચોખા રાત્રે પાણીમા પલાળી રાખવા. બીજે દિવસે તે જ પાણીમા તે બાફી પાતળી કાંજી કરી સારી ઠડી થયા પછી તે આપવી. (૯) દાહ ઉપર:—ધાણા રાત્રે પાણીમા પલાળી રાખી સવારે તે પાણી ગાળી લઈ તેમા સાકર ૧ તોલો નાખી પાવુ (૧૦) મૂત્રાઘાત ઉપર:—ધાણા અને ગોખરુનો કાઢો ઘી નાખી પાવો (૧૧) નેપાળાના વિષ ઉપર:—ધાણાનુ ચૂર્ણ, સાકર અને દહી—એ એકત્ર કરી આપવું (૧૨) ગર્ભિણીની ઊલટી ઉપર:—ધાણાનું ચૂર્ણ ૩ માસા અને સાકર ૧ તોલો, એ ચોખાના ધોવરામણમાં નાખી આપવુ; અથવા ધાણાનો કલ્ક ચોખાના ધોવરામણમા સાકર નાખી પાવો.* (૧૩) રક્તપિત્ત ઉપર:—ધાણા, દ્રાક્ષ અને ખેદાણાનો કાઢો કરી પાવો. (૧૪) બાળકનાં શૂળ, આમ અને અજીર્ણ ઉપર:—ધાણા અને સૂઠ એનો કાઢો પાવો (૧૫) બાળકોની આંખો આવે છે તે ઉપર:—ધાણાની પોટલી બાધી પાણીમા પલાળી રાખી તે વારવાર આખો ઉપર ફેરવવી. (૧૬) તડકાની (ગરમીની) લૂ ન લાગવા માટે:—ધાણા પાણીમા પલાળી મસળી તેમા સાકર નાખી તે પાણી પાવુ (૧૭) બાળકની ઉધરસ અને દમ ઉપર:—સાકર અને ધાણા ચોખાના ધોવરામણમા વાટી તેનુ પાણી વસ્ત્રગાળ કરી પાવું. (૧૮) તૃષારોગ ઉપર:—ધાણા પાણીમાં પલાળી રાખો પછી મસળી તે પાણીમા મધ અને

× યુનાની હકીમો ધાણાને ઔષધની માફક પેટની પીડાનો નાશ કરનાર, પેશાબ વધારે લાવનાર, પાચક અને કામોદ્દીપન કરનાર માને છે, અને બદહજમી(અજીર્ણ)મા વારવાર આપવાને ફરમાવે છે વળી એને દરદનો નાશ કરી ઊંઘ લાવનાર, છાતીમાથી કફને કાઢનાર ને પેટની પીડાનો નાશ કરનાર સમજે છે તેઓ ધાણાનુ પાણી બનાવે છે તેનાથી આખ ધોવાથી શીતળા નીકળેલ હોય તો આખને ઈજા થતી અટકે છે, એમ તેઓ માને છે, અને ઘણી મુદ્દતથી આખ દુખવા આવી હોય તેને આરામ થાય છે વળી એમ પણ માને છે કે, ધાણાથી કેફી પદાર્થોનો (માદક પદાર્થોનો) જુસ્સો (મદ) કમી થાય છે જવના લોટની સાથે ધાણાને વાટી પોટીસ કરી બાધવાથી ઘણા દિવસનો સોજો ઊતરી જાય છે ચરકસહિતામા ધાણાને તૃષાનિગ્રહણ અને શરદીને બધ કરનાર કહેલ છે સુશ્રુતમા એને સર્વજ્વરનાશક, દીપક, દાહનાશક, અરુચિનાશક અને ઊલટી બંધ કરનાર કહેલ છે કેટલીક વખતે તાવના ઉતાર માટે રાત્રે પલાળી રાખેલા ધાણાનુ પાણી પવાય છે ખરુ, પણ એમ માલૂમ પડ્યુ છે કે, વખતે એ પ્રયોગથી દરદીને એકદમ શ્વાસ થઈ દેહત્યાગ પણ કરે છે, માટે દેશ, કાળ અને પ્રકૃતિનો અવશ્ય વિચાર કરવો એની માત્રા ૯ માસાથી ૧ તોલા સુધીની છે

*ધાણા, સૂઠ, સાકર અને નાગરમોથ, એ ચારે વસ્તુ અરધો અરધો તોલો લઈ ૩૨ તોલા પાણીમા ક્વાથ કરી ૮ તોલા રહે ત્યારે ઉતારી પિવરાવવાથી ગર્ભિણીની ઊલટી તેમ જ બીજા મનુષ્યોની કોઈ પણ કારણથી થતી ઊલટીઓ તુરત બધ થાય છે વધારે મૂલ્યવાળી દવાઓ જ્યા કામ કરી શકતી નથી, ત્યા આ સાધારણ ઔષધિ સારુ કામ કરી આપે છે

ખાડ નાખી તે વારવાર પાવુ.+

**૧૫૬ કોદરા**—સ૦ કોદ્રવ મ૦ કોદુ, હરિક હિં૦ કોદો, કોદવ. ગો૦ ક૦ હરિક તૈ૦ આલુ-વાલુ. ઇ૦ પક્ચુઅર્ડ પાસપેલ લા૦ પાસપેલ સ્ક્રોબિક્યુલેટમ્ અ૦ કોદુ. બ૦ કોદો ધાન.

સર્વ પ્રકારના ધાન્યોમા ઘણી જ હલકી પ્રતિનુ ધાન્ય કોદરા છે આ ધાન્યને ઘણુ કરી ગરીબ લોકો સિવાય કોઈ ખાતુ નથી એમા ચાર જાતિ છે. રામેશ્વરી, શિવેશ્વરી, હરકોણી અને માજર (મેણા કોદરા) મેણા કોદરા એ જાત ઘણી જ અપકારક છે. મેણા કોદરાનો ખાવામા ઉપયોગ કરે તો તેથી ઊલટી, જુલાબ એવા વિકારો થાય છે, અંધારા આવે છે, મન ભ્રમિત થાય છે, ગ્લાનિ આવી કેફ ચડે છે અને વખતે પ્રાણ પણ જાય છે—એવા અનેક અનર્થ થાય છે એ જો ખાવાના ઉપયોગમાં લેવા હોય તો એક દિવસ પાણીમા પલાળી રાખવા. પછી તે સ્વચ્છ ધોઈ એક-બે દિવસ તડકામા સૂકવવા, એમ કરવાથી તેનો દોષ મટી તે ખાવાને યોગ્ય થાય છે. કોદરાનો ભાત, ઘેસ તથા વડા પણ કરે છે કોદરાની ઉભી કઈક નાચણી જેવી હોય છે કોદરા મોટી રાઈ જેવડા હોઈ તેનો રગ રાતો કે પીળો હોય છે. કોદરા ઘણા શીતળ છે એ અશક્ત માણસે કદી પણ ખાવા નહિ, કેમ કે તે વીર્યનાશક છે **કોદરા**—મધુર, શીત, ગ્રાહક, ગુરુ, કડવા, વ્રણને હિતકર તથા રુક્ષ છે, અને કફ, પિત્ત, વિષ તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) અન્નદ્રવશૂળ ઉપર:**—કોદરાના ચોખા(કુરીઆ)ની ખીર ખાવી કિંવા કોદરાનો ભાત દહી સાથે ખાવો.

**૧૫૭ કોલિંજન**—સ૦ કોનવચા બં૦ કલિંજન મ૦ કુલિંચન, કુલિંજન. હિં૦ કુલિંજન. ક૦ દોળજન ફા૦ ખિરદારુ અ૦ ઈક્ખોલિજાન્ ઇ૦ ગ્રેટર ગેલગાલ લા૦ આલ્પિનિયા આફિસિનેરમ્.

કોલિજનના છોડ ખાનદેશમા આબાહળદરના છોડ જેવા જ થાય છે એ છોડ આબાહળદર કરતા કિંચિત્ મોટા હોય છે એના પાદડાની વાસ મધુર હોઈ મડળનો રંગ ધોળો અને તીખો હોય છે ગોમાતક અને મલબાર પ્રાંતમા એ છોડ પુષ્કળ થાય છે એની ગાઠો સૂકવી રાખે છે. તેને 'કોલિજન' કહે છે કોલિજનની ગાઠોના કકડા કરી તેને અથાણામા નાખે છે જે બીજુ કોલિજન કાંઈક તીખુ લાગે છે તેને 'કોષ્ટકોલિજન' કહે છે **કોલિંજન**×—તીખુ, કડવુ, ઉષ્ણ, અગ્નિદીપક, રુચિકર, સ્વર્ય તથા હૃદ્ય છે, અને મુખ તથા કંઠની શુદ્ધિ કરનાર તેમ જ મુખદોષ, કફ, ઉધરસ અને વાયુનું નાશક છે મોટુ એનાથી ઓછા ગુણવાળુ છે **ઉપયોગ—(૧) ઉટાંટિયા**

---

+ ડૉક્ટર દેસાઈ લખે છે કે ધાણાને ખાડી પાણીમા ઉકાળી, વસ્ત્રગાળ કરીને તે પાણીના ટીપા આખ આવવા (નેત્રાભિષ્યદ રોગ) પર નખાય છે. તે અતિ ગુણકારી છે આનાથી આખની બળતરા ઓછી થાય છે પાણી અથવા પરુ વહેવાનુ ઓછુ થાય છે આવી રીતે કાર્ય કરવાવાળી બીજી બે ઔષધિઓ છે એક હળદર અને બીજી સાકર આખ આવવાના પ્રારભમા સ્વચ્છ એરડિયાનુ ૧ ટીપુ આખમા નાખવુ, એટલે પાણી અથવા પરુ બહાર નીકળે છે તથા રેતીના કણની માફક જે દાણા ખૂચતા હોય તે ઓછા થઈ જાય છે ત્યાર પછી ધાણા, હળદર અથવા સાકર, એ ત્રણમાથી એક અથવા ત્રણેને મેળવીને આખમા નખાય છે. આખ બહુ જ સૂજી ગઈ હોય તો રસવતીને દૂધમા ઘસીને આખના પોપચા પર લેપ કરવો રક્તચદનના કરતા રસવતી વધારે લાભદાયક છે શીતળામા આખો ધોવા માટે ધાણાનુ પાણી વાપરે છે—**સ્વામી કૃષ્ણાનંદ**

× કોષ્ટ કોલિજનના નામ અને વર્ણન ઇડિયન મૅડિસિનલ પ્લૅન્ટ્સમા નીચે પ્રમાણે આપેલ છે

સ૦ અમ્ણ, કુલજન, મહાભારાવચા બ૦ બડા કલિજન મુબઈ૦ બડી પાનની જડ, મલબારી પાનની જડ મ૦ કોષ્ટ કોલિજન હિ૦ બડા કુલિજન રા૦ ખુદુંવાર, સિધ કાઠી, કુંજર તા૦ આનદમ્ તે૦ દુપરાષ્ટ્રકમ્ મલાયલમ-અરત્ત, મલાય-લૌચર ઇ૦ ગ્રેટર ગલંગલ લૅ૦ અલ્પિનિયા ગલગા

આ બહુવર્ષાયુ મૂલસગ્રહ(કદ)વાળો લગભગ આદાના જેવો છે કંદમા થોડી સુગધ આવે છે પાન ૯થી ૧૮ ઇચ લાબા અને ૧ાા થી ૪ાા ઇચ પહોળા હોય છે ફૂલ લીલી આભાવાળા સફેદ, ફળ નાના નારગી-લાલ રગના હોય છે મલબાર, સિલોન, મલાયદ્વીપ અને ઉત્તર બંગાળમા આ છોડ થાય છે

આનો ઉપયોગ વજની જગ્યાએ થાય છે વૃદ્ધાવસ્થાની ઉધરસ પર કોષ્ટકોલિંજન અપાય છે. પરસેવો બહુ જ આવતો હોય, તો બધ કરવા માટે કોષ્ટકોલિંજનના ચૂર્ણની માલિશ કરાય છે દાતના દર્દ ઉપર આનું ચૂર્ણ દાત પર ઘસાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

ઉપર :—એના છોગલાની કઢી કરી ખાવી અથવા તેનો રસ કાઢી પાવો (૨) **માથું ચઢયું હોય તે ઉતારવા માટે :**—કોલિંજનનું બારીક ચૂર્ણ કરી તે નાકે સૂંઘવુ, એટલે છીંકો આવી મસ્તક ઊતરે છે. (૩) **વાયુએ કરી અંગ રહી ગયું હોય તો તે ઉપર :**—કોલિંજનનુ ચૂર્ણ શરીરે ચોળવુ. (૪) **સ્વરભેદ (સ્વરભંગ) ઉપર :**—કોલિંજન મોઢામા રાખી રસ ગળવો. (૫) **મોડશી (કોલેરા) ઉપર :**—કોલિંજન અને સિંધવ કોકમના તેલમા કાલવી જરા ગરમ કરી શરીરે ચોપડવુ, એટલે કોલેરાથી હાથપગમા ચડતી ગોટલીઓ તથા ખલ્લીશૂળ(હાથ, પગ, પેડુ અને ખભા, એમા થનાર શૂળ)નો નાશ થાય છે (૬) **ઊલટી ઉપર :**—કોલિંજનનો એક તોલો રસ કાઢી, તેમા લીમડાનો રસ એક તોલો અને આદાનો રસ એક તોલો નાખી દોઢ તોલો સાકર નાખવી અને તે સીજવી રાખવુ એ પ્રત્યેક વખતે અર્ધા તોલા પ્રમાણે બે વખત એમ ત્રણ દિવસ આપવુ (૭) **બહુમૂત્ર રોગ ઉપર :**—કોલિંજનનો અષ્ટમાશ કાઢો કરી બે વખત પાવો (૮) **બાળકના અતિસાર ઉપર :**—કોલિંજન છાશમા ઘસી થોડી હિંગ નાખી કઢી કરી પાવી. (૯) **મુખદુર્ગંધી દૂર થવા માટે :**—કોલિંજનનુ ચૂર્ણ મધમા મેળવી દાતને ચોપડવાનો નિયમ રાખવો (૧૦) **દંતરોગ ઉપર :**—કોલિંજનનુ ચૂર્ણ મધમા કાલવી તેના વડે દાત ઘસવા

**૧૫૮ કોશિંબ**—(જંગલી આંબો)—સં૰ કોશામ્ર મ૰ કોશિંબ હિં૰ કોશમ બં૰ કેઓ-ડાફલ. ક૰ જુરીમાચુ લા૰ શ્લીકેરા ટ્રાઈજ્યુગા ઇં૰ સિલોન ઓક

કોશિંબના ઝાડ મોટામોટા થાય છે એની ઉત્પત્તિ ડુંગરાળ પ્રદેશમા થાય છે કોકણ પ્રાંતમા એ ઝાડો પુષ્કળ થાય છે એનુ લાકડુ ચીકણુ હોય છે. એના લાકડાનો ગાભો રાતા રંગનો હોય છે એના **બિયાંનું તેલ** કાઢે છે. તે કડવુ, મધુર, બલ્ય, પથ્ય, રુચિકર, પાચક તથા સારક છે, અને કૃમિ, કોઢ તથા વ્રણનુ નાશક છે **કોશિંબ**—ખાટુ, ગુરુ, શોષકર, પિત્તલ, કફકર તથા કોષ્ઠશોધક છે, અને વાયુ કે ડ, અર્શ, સોજો, પિત્તવ્રણ, રક્તપિત્ત અને રક્તરોગનો નાશ કરે છે. **એનાં પાકાં ફળ**—લઘુ, અગ્નિદીપક, રુચિકર, સ્નિગ્ધ, ઉષ્ણ, મધુર, બલકર, હૃદ્ય તથા વૃષ્ય છે અને કફવાતના વિનાશક છે **ઉપયોગ**—(૧) **જુલાબ માટે :**—કોશિંબનું તેલ ગરમ પાણીમા પાવુ (૨) **ખસ, વ્રણ અને કોઢ ઉપર :**—કોશિંબનુ તેલ ચોપડવુ (૩) **ચેળ આવતી હોય તો :**—કોશિંબની છાલનો રસ કાઢી તેમા સમુદ્રફળ ઘસી લેપ કરવો

**૧૫૯ કોળકંદ**—(પાણકંદો) સં૰ કોલકંદ, વનપલાંડુ મ૰ કોલકાંદા, ધાપ્યાચા કાંદા, કોચિંદા, સાપકાંદા કો૰ ધાપા, પાચણકાંદા, કોચી દા, હિં૰ જંગલી પ્યાજ, કોલીકાંદા, કાશ્મીરી–પુટાલુ બં૰ સુયાર આલુ ક૰ સપુટગેડુ, કાડબેલ્લૂ લિંગિડ તા૰ કટુવેલવાગાયમ. તૈ૰ અડવિતેલ્લાગડા. તુ૰ બાગુલી મલા૰ કાટેના કા૰ બસલુલ્ફાર ઇં૰ ઇંડિયન સ્કિવલ, લા૰ અર્જિનીઆ ઇંડિકા

આબેહૂબ ડુંગળીના કાંદા જેવા જ આ કંદ રાનમા ઉત્પન્ન થાય છે તે ઉગ્ર, તીક્ષ્ણ અને અતિશય ખરજવાળા હોય છે. કુલઈ(કગ્લી)ની ભાજી જેવા એના પાદડા હોય છે. એ કાંદા ડુંગરાળ જમીનમા થાય છે+ શેદળીના કાંદા નામે એક કોળકંદ પ્રમાણે જ કાંદા થાય છે તે મોટા હોય

+ કોળકંદના કાંદા ડુંગળીના જેવા દેખાય છે પહેલા વર્ષના અને લીંબુ જેવડા કાંદા દવા માટે વાપરવા જોઈએ જૂના કાંદામાથી સત્ત્વ ઊડી જાય છે સ્વાદ કડવો અને તીખો છે કોળકંદનુ ચૂર્ણ વાયુ-માથી પાણી શોષણ કરી લે છે એટલે તેનો લોંદો બની જાય છે માટે કળીચૂનાની ઉપર રાખવાથી પાણકંદો ખરાબ થતો નથી કપડા વણવાવાળા આ કાંદાનો ઉપયોગ પાણ (કાંજી) ચઢાવવા માટે કરે છે માટે આ કાંદાને પાણકંદો કહે છે એ ઉપરથી કાઠિયાવાડમા ખાદીને પાણકોરુ કહે છે

**ગુણધર્મ**—ડૉક્ટર દેસાઈ લખે છે કે આ અતિ મહત્ત્વની ઔષધિ છે આની ક્રિયા બરાબર ડિજિટેલીસના જેવી થાય છે નાની માત્રામા સ્વેદજનન, મૂત્રવિરેચન, ઉપયોગી, કફઘ્ન અને હૃદયબલ્ય છે મોટી માત્રામા ઊલટી અને દસ્ત કરાવે છે તથા હોજરી અને આતરડામા દાહ કરાવે છે અતિ મોટી માત્રામા વમનવિરેચન થઈને મૃત્યુ થઈ જાય છે કોળકંદના સત્ત્વ આતરડા, વૃક્ક અને ફેફસા દ્વારા બહાર નીકળે છે આતરડામાથી બહાર નીકળતી વખતે મળને પાતળો બનાવે છે વૃક્કમાથી બહાર નીકળતી વખતે મૂત્રનુ પ્રમાણ વધારે છે. ફેફસામાથી બહાર નીકળતી વખતે કફને પાતળો કરે છે કોળકંદ ડિજિટેલીસના કરતા વધારે બળવાન, મૂત્રજનન છે તથા પચનનલિકામા વધારે દાહજનક છે ડિજિટેલીસમા કફઘ્ન ધર્મ નથી, તે કોળકંદમા છે

મીઠું મસળી પછી તે ફોડા ઉપર બાધવુ (૬) કમળા ઉપર:—કોળાના પાદડા વાટી તેમા હળદરનો ભૂકો મેળવી તે દહી સાથે સાત દિવસ આપવો. (૭) અમ્લપિત્ત ઉપર:—કોળાના રસમાં સાકર નાખી આપવુ (૮) રક્તશળ ઉપર.—કોળાના ગર્ભના રસમા ૨ તોલા લાખનુ ચૂર્ણ નાખી આપવું (૯) શ્વાસ અને ઉધરસ ઉપર:—કેળાનાં મૂળનુ ચૂર્ણ નવશેકા પાણીમાં ખાવુ. (૧૦) શૂળ ઉપર:—કોળુ છોલી ફોડી, તડકે સૂકવી વાસણમા ઢાકી ચૂલા ઉપર મૂકી નીચે બળતુ કરવું રાખ ન થતા કોલસા થાય ત્યા સુધી બાળી પાણીમા ઠડા કરી ઠરી ગયા પછી ચૂર્ણ કરી બે માસા પ્રમાણે લઈને, તેટલુ જ સૂઠનુ ચૂર્ણ મિશ્ર કરી ઊના પાણી સાથે નિત્ય આપવુ, એટલે અસાધ્ય શળનો નાશ થશે. (૧૧) પથરી અને શર્કરા ઉપર:—કોળાનો રસ હિંગ અને જવખાર નાખી આપવો (૧૨) ચપટાં કૃમિ ઉપર:—બીજ વાટીને આપવાં, પછી જુલાબ આપવો

**૧૬૧ કૌચ (કપિકચ્છ, ભેરવશિંગ)**—સ૦ મર્કટી, આત્મગુપ્તા મ૦ ખાજકુહિરી. કુહીલી. કો૦ ખાજકોલતી. હિં૦ કૌંચ, કિવાચ. બં૦ આલકુશી, ધુનારગુડ, દયા, શુયાશિબી. ક૦ નસુકુગુરી, નસુકુગુન્ની, કાદકરે તૈ૦ પિલ્લીયડગુ તા૦ પુનેક્કાલિ તુ નાઈ સોણગુ. મલા૦ નાયિકરુણા, ચોરિવલ્લિ. ગો૦ ખવલ્યાવાલી. ઇં૦ કૌહેજ. લા૦ મ્યુકયુના પ્રુરિયેન્સ

કૌચના રોપા વગડામા મૃગશીર્ષનો વરસાદ પડવા માંડે કે લાગલા ચોતરફ ઊગે છે પછી તેના મોટા વેલા થઈ ઝાડ ઉપર અને વાડ ઉપર ચઢે છે કૌચના વેલાને પાદડાની બાજુએ લાબુ ડીટું ફૂટી તેને ફૂલોનો ઝૂમખો આવે છે એક ઝૂમખામા વીસ પચીસ ફૂલો હોય છે આ ફૂલોમા એક એક આગળ લાબા અને તેટલા જ જાડા શિગોના ગુચ્છા આવે છે. દરેક ગુચ્છામા પાચથી દશ સુધી શિંગો હોય છે.- એ શિંગો ઉપર બારીક કાટા હોય છે, એ કાટા શરીરે લાગે તો શરીરે વિલક્ષણ આગ થઈ તે ભાગ સૂજે છે. કાણ્ડો ઉઠાડવાના કામમા એનો ઉપયોગ કરવામા આવે છે શિંગોમાનાં બિયાને કૌચબીજ કહે છે કૌચમાં બે જાતિ છે 'રેડેકૌચ' અને 'મેઢાકૌચ' અથવા 'મીઠીકૌચ.' એમાથી મીઠી કૌચની શિંગો કિંચિત્ મોટી અને નાજુક હોઈ ઉપલા કાટા નુકસાનકારક હોતા નથી. એ શિંગ ઉપરના કાટા છરીથી છોલી નાખી તેનુ શાક કરે છે. એ શાક લીલા કેળાના શાક જેવુ થાય છે **કૌચ**—મધુર, વૃષ્ય, શીત, ધાતુવર્ધક, બલકર, ગુરુ તથા કડવી છે, અને ક્ષય, વાયુ, શીતપિત્ત, રક્તદોષ, વ્રણ, કફ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં બીજ**—ધાતુવર્ધક વૃષ્ય, શીતળ, સ્વાદુ તથા ગુરુ છે, અને વાત, દુષ્ટ વ્રણ તથા રક્તપિત્તનો નાશ કરે છે બીજા ગુણો અડદ જેવા છે

ઉપયોગ-(૧) કૃમિ ઉપર:—કૌચની શિંગોના ઉપરના થોડા કાટા દૂધમા કિંવા ગોળમા નાખી તે નાના બાળકને આપવુ, આ ઔષધ ઘણું આપવુ નહિ એથી કરમનો ઉપદ્રવ ત્વરિત દૂર થાય છે. આ મોટુ રામબાણ ઔષધ છે. (૨) કૌચના વિષ ઉપર:—ઘી, સાકર અને મધ એકત્ર કરી પાવુ (૩) નાના વાછરડાંને કરમ થયા હોય તો:—કૌચના મૂળ પાણીમા ઘસી પાવા અથવા કૌચના કાટા છાશમા પાવા. (૪) ગર્ભધારણ માટે:—મીઠી કૌચના મૂળ અને કોઠાનો ગર દૂધમા વાટી પાવા (૫) ધાતુપુષ્ટિ માટે:—કૌચબીજ તથા તાલીમખાનાનુ ચૂર્ણ સાકર સાથે ખાવુ અને ઉપર ધારોષ્ણ દૂધ પીવુ (૬) સોમલના વિષ ઉપર:—ખરજવાળી કૌચની છાલ અને ધોળો કાથો એકત્ર કરી, પાણીમા વાટી થોડુથોડુ પાણી પીવુ (૭) મૂર્છા દૂર થવા માટે:—કૌચ શરીરે ચોપડવી (૮) શ્વાસ ઉપર:—કૌચના બિયાનુ ચૂર્ણ પ્રાત.કાળે મધ અને ઘી સાથે ચાટવુ (૯) ગાઠ, અદ અને માંજરી (બાબલાઈ) ઉપર:—કૌચના બી ઘસી દિવસમા બે ત્રણ વાર લેપ કરવો.

**૧૬૨ ખજૂરી**—સ૦ ખર્જુર મ૦ ખજૂર, ખારિક હિં૦ પિંડખજૂર, છુહારા બં૦ સોહરા. ક૦ ખર્જૂર, ઉતત્તી તૈ૦ ખજૂરપુપુકુ ફા૦ ખુર્માતર, ખુર્માખુશ્ક અ૦ તમરરૂતબ ઇં૦ ડેટ પામ. લા૦ ફિનિકસ ડેકટીલિફેરા (ખજૂરી), ફિનિકસ સિલ્વેસ્ટ્રસ (જગલી ખજૂરી)

---

- કૌચા લેવાની રીત એ છે, કે તેના વેલા નીચે તાપ કરીને તેની શિગોની રુવાટી (કાટા) બાળી નાખવામા આવે છે, પછી તે શિગોમાથી કૌચા કાઢી લેવામા આવે છે વધારે તાપ લાગવાથી શિગો વધારે બળે તો અદરના બીજ પણ દાઝી જાય છે

ખજૂરીના ઝાડ શિંદી (જંગલી ખજૂરી) જેવા ઊંચા વધે છે. ખજૂરીના ઝાડ આ દેશમાં પુષ્કળ થાય છે, પરંતુ તેનાથી ખજૂર ઉત્પન્ન થતું નથી તેઓને ખજૂર જેવાં ફળો આવે છે પણ લોકોને પકવવાની માહિતી નહિ હોવાને લીધે કિંવા અહીંની હવા યોગ્ય નહિ હોવાથી તે પાકતું નથી. અરબસ્તાન અને ઇરાન દેશમાં ખજૂર પુષ્કળ પાકે છે. જે ફળો અધકચરાં સુકવે છે તેને ખારેકો કહે છે. આરબ લોકો ખજૂર ખાઈને જ ઘણા દિવસ કાઢે છે ખજૂર એ પાચક અને પૌષ્ટિક છે, ખજૂરના ઠીલાનું તેલ કાઢે છે તે બાળવાના તથા ઔષધોના ઉપયોગમાં આવે છે. એનો ખોળ ઢોરોને ખવરાવે છે ખજૂરના ઝાડના પાંદડાની સાવરણીઓ વગેરે બને છે. લાકડું ઘરકામના ઉપયોગમા આવે છે ઉનાળામા લોકો ખજૂરનું શરબત કરી પીએ છે. તેમાં પાણી મેળવ્યાથી તે સમશીતોષ્ણ થાય છે ખારેકના બી બાળકને બાળાગોળીમા ઘસીને પાય છે ખજૂર×—વૃષ્ય, સ્વાદુ, શીત તથા ગુરુ છે, અને અગ્નિમાંદ્ય, કૃમિ, ધાતુવૃદ્ધિ, તૃપ્તિ તથા પુષ્ટિને કરનાર હૃદ્ય, બલ્ય, દુર્જર, સ્નિગ્ધ, રસકાળે અને પાકકાળે મધુર છે, તથા રક્તપિત્ત, પિત્ત, દાહ, શ્વાસ, કફ, શ્રમ, ક્ષતક્ષય, વિષ, તૃષા, શોષ અને અમ્લપિત્તનો નાશ કરે છે **સુલેમાની ખારેક**—ભ્રાંતિ, શ્રમ, મૂર્છા, રક્તપિત્ત તથા દાહનો નાશ કરે છે **ઉપયોગ—(૧) રેચ થવા માટે :**—ખજૂર રાત્રે પાણીમા પલાળી રાખી સવારે ચોળી તથા ગાળીને તે પાણી પીવું એટલે રેચ થાય છે. **(૨) મૂળવ્યાધિ ઉપર:**—ખારેકના બી બારીક વાટી તેની ધૂણી આપવી **(૩) ખરજવા ઉપર:**—ખારેકનાં બી બાળીને તેની રાખ, કપૂર અને ઘીમા ખરલ કરી લેપ કરવો **(૪) કપાળ દુખતું હોય તો તે ઉપર :**—ખારેકના બી ઘસી માથા ઉપર ચોપડવા **(૫) ઘોડાને શરદી થઈ હોય તો તે ઉપર :**—ખારેકના બીનું ચૂર્ણ કરી તે લોટમા નાખી આપવું **(૬) આમવાત ઉપર :**—પાશેર ખજૂર પલાળીને પાવું **(૭) ધાતુપુષ્ટિ માટે તથા પિત્તશમન થવા માટે :**—ખારેકના અંદરના બિયાં કાઢી નાખી સાધારણ ખાંડી તેમા બદામ, ખેરાણા, પિસ્તા, ચારોળી, સાકરની ભૂકી વગેરે મસાલો એકત્ર કરી તે સર્વનું મિશ્રણ, રીતસર પાતળા કરેલા અને અથાય એટલા ઘીમા પલાળી રાખવું અને સતત આઠ દિવસ સારી રીતે અથાયા પછી દરરોજ સવારે બે તોલા સેવન કરવું

**(૮) ટાઢિયા તાવ ઉપર :**—ખારેકનું બી અને અઘાડીના મૂળને કડા પાણીમા ચંદન જેવું જાડું ઘસી ખાવાના પાનને ચાર ગુંજભાર જેટલું ચોપડી તે પાન સોપારી, લવંગ, એલચી, કાથો વગેરે સાથે તૈયાર કરવા; અને તાવ આવ્યા પહેલા એકેક ઘડીના અંતરે એકેક બીડું ખાવું એ પ્રમાણે ત્રણ દિવસ કરવું, એટલે ટાઢથી આવનારો તાવ જાય છે **(૯) જીર્ણજ્વર ઉપર:**—ખારેક, સૂંઠ, દ્રાક્ષ, સાકર અને ઘી, એ દૂધમા નાખી તે દૂધ કઢવીને પાવું **(૧૦) દાહ થવા લાગ્યો હોય તો :**—નવટાંક ખજૂર પાણીમા મસળી પાવું **(૧૧) ચેતના પ્રાપ્ત થવા માટે :**—માખણ અને ખારેકો ખાતા જવું **(૧૨) ધનુર્વાત અને રક્તપિત્ત ઉપર :**—ખજૂરનો કલ્ક કરી તેમા એરંડાનું તેલ નાખી પાવું **(૧૩) બાળકોને માટે શક્તિવર્ધક ખોરાક :**—ઉત્તમ ખજૂર છ માસાથી ૩ તોલા પર્યંત બાળકની શક્તિ પ્રમાણે લઈ સ્વચ્છ પાણીથી ધોઈ લૂછી નાખવું અને માંહેના ઠળિયા કાઢી થોડું દૂધ લઈ તેમા તે કેટલાક વખત સુધી પલાળી રાખી પછી મસળી કપડાથી ગાળી તે રસ દિવસમા ત્રણ વાર પાવો એ ભક્ષ્ય એક મહિનાથી અધિક વયના બાળકને આપવા લાયક છે માત્ર દરેક વેળાએ રસ કાઢીને પાતા જવું **(૧૪) ઠંડી હવા હોય કિંવા શરદીનો વિકાર હોય ત્યારે બાળકોને આપવાનો ખોરાક :**—સારી ખારેક લઈ ભીના લૂગડાથી સ્વચ્છ લૂછીને પછી તેમાનું બી કાઢી નાખવું અને સુખડ પ્રમાણે દૂધમા ઘસીને બાળકોને ખવરાવવું; અથવા તેમાં જ બીજું દૂધ નાખી પાતળું કરી પાવું આ ઔષધ નાના બાળકોને

× ખારેક અને ખજૂરના ઠળિયા તૃષાને રોકનાર છે તેથી જ્યારે કસુવાવડ થયેલ સ્ત્રીને પાણી નહિ આપવાની ખાસ જરૂર હોય છે, ત્યારે તેને એક પછી એક આ ઠળિયા જ માત્ર મોઢામા રાખવા માટે આપવામા આવે છે અતિસાર બંધ થવાને છોરી ખારેકમાથી કાઢી નાખી તેને ઠેકાણે ચણા જેવડી અફીણની કાંકરી નાખી, તે ઉપર ભીનું કપડું વીંટી ધુમાડારહિત દેવતામા ભારી, શેકાઈ રહે એટલે તેને વાટી ચણા જેવડી ગોળી કરી સવારસાંજ એકેક અથવા શક્તિ અનુસાર આપવી

આપવું નહિ, પણ મોટાને આપવું. નાના બાળકોને આપવાથી પેટમા જાળુ બધાય છે અને કોઠામા ગરમી થાય છે. (૧૫) મદ્ય (દારૂ) ઉપર ઉતાર:—ખજૂર પલાળી મસળી ગાળીને પાવુ (૧૬) પ્રદર ઉપર:—ખારેકના બિયા ખાંડી ઘીમા તળી તેમા ગોપીચંદનની ભૂકી નાખી આપવુ (૧૭) રક્તપિત્ત ઉપર:—ખજૂર મધમા ખાવુ

**૧૬૩ ખટપટી (પાડેખડો)**—મ૦ પાઢરી ધામણ ક૦ દર્સુક લે૦ ગ્રિવિઆ સ્કલેરોફિલા. ખટખટીના છોડ–બે ત્રણ માથોડા ઊંચા વધે છે એના પાદડા આકારે ધામણીના પાદડા જેવા અને તે કરતા ઝીણા હોય છે એ ઝાડને ચારપાંચ ફૂલોનો એક તોરો એવા ફૂલો આવે છે ખટખટીના ફળો ખાવાથી ગળચટા લાગે છે. ઉપયોગ—(૧) **પુષ્ટતા માટે:**—ખટખટીના મૂળ દૂધમા વાટી પાવા (૨) **આમરક્ત પડે છે તે ઉપર:**—ખટખટીના મૂળ દૂધમા અથવા પાણીમા વાટી પાવા (૩) **વાતરક્ત ઉપર:**—રોગીએ ખટખટીના મૂળ હમેશા પાસે રાખવા ખટખટીની લાકડી હાથમા રાખવી, સોજા ઉપર અને ગાંઠ ઉપર ખટખટીના મૂળ ઘસીને ચોપડવા અને દરરોજ સવાર-સાંજ ગાયના પાશેર દૂધમા ખટખટીના મૂળ ૩ માસા, ધોળી ગુલબાસીનો કંદ બે તોલા અને ગોમેટીના મૂળ ૬ માસા ઘસીને ૪૨ દિવસ સુધી પાવા, એટલે વાતરક્ત દૂર થાય છે (૪) **અતિસાર ઉપર:**—ખટખટીના મૂળ છાશમા વાટી પાવા.

**૧૬૪ ખડબૂચુ (સકરટેટી)**—સ૦ ષડ્ભુજા, મધુપાકા મ૦ ખરબૂજ, કાકડી, અકરમાશી. હિ૦ ખરબુજા બ ખરમુજા ક૦ ષડ્ભુજા સૌતે ફા૦ ખુરપુજા અ૦ બત્તીખ ઇં૦ મેલન લા૦ કુકુમિસમેલો

કાલિંગડા જેવો જ એનો વેલો થાય છે. ખડબૂચાનુ ફળ ગોળ થાય છે અને તેની બહારનો રંગ રાતો હોય છે ખડબૂચુ ખાવાથી સારું લાગે છે એનુ શાક પણ કરે છે જે ખડબૂચાની અંદરનો રંગ લીલો હોય છે તેને મરાઠીમા 'તરટી' કહે છે એ ખાવાથી બહુ સારી લાગે છે ખડબૂચા વધારે ખાવામાં આવ્યાથી ગરમીનો ઉપદ્રવ થાય છે ઉપયોગ—(૧) **તાપની ઝાળ લાગી હોય તો:**—ખડબૂચાના બિયા વાટી માથા ઉપર ચોપડવા અને તેનો રસ શરીરે ચોપડવો

**૧૬૫ ખરશિંગ**—સ૦ ખરશંગિકા. મ૦ ખરશિંગ. ક૦ ધનસેંગ તા૦ વદેનકુર્નિ મુંબઈ એરશિંગી. લે૦ સ્ટીરિઓસ્પર્મમ્ ઝાઈલોકાર્પમ્

આ ઝાડ ઘણું જ મોટું થાય છે. આ વૃક્ષના પાન ટેટુ (અરલુ)ના પાન જેવા હોય છે આ વૃક્ષને હાથ સવા હાથ લાંબી અને અંગૂઠા જેવડી જાડી ફલી આવે છે આ ફલીને મરાઠીમા 'ખરશિંગ' કહે છે. એમા ઉગ્ર ગંધ રહેલી છે. આ ફલીના ટુકડા કરી અથાણુ કરાય છે, તેમ જ શિંગનું શાક પણ થાય છે. ઉપયોગ—(૧) **ખસ ઉપર:**—ખરશિંગની છાલનુ પાતાળયંત્રથી તેલ કાઢી લગાડવુ.

**૧૬૬ ખરેટી**—(ડુંગરાઉ બળ)—સ૦ બલા, ફણિજિહ્વિકા મ૦ ત્રુપકડી કાં૦ ફૂતરી. હિં૦ ખરિઆરા તા૦ અરિવલમુક્કન, મલઈડંગી. તે૦ ચિટ્ટિમુ. ઉરિઆ–સિઓબોલા ક૦ વિશકાડ્ડી. લે૦ સીડાકાર્પિનીફોલિઆ

આ ખરેટીના છોડની ઊંચાઈ ૧॥ હાથના શુમારે હોય છે પાન નાના, નરમ, પીળાશ લેતા લીલા રંગના લીસા અને ચળકતા હોય છે. ફૂલ પીળા હોય છે ફળ ૫ થી ૯ ખંડ અને અણીવાળા હોય છે. એ ફળ ઉપર કુસો (રુમ) હોય છે એ ફળ ચાલતા ચાલતા વસ્ત્રે ચોટે છે એ ફળોની ઘેંસ કરીને ભરવાડ લોકો ખેરની માફક કામળીને ચોપડે છે. ગુણ–સ્નિગ્ધ, શીતળ, પૌષ્ટિક, કામોત્તેજક, ત્રિદોષનાશક, રક્તપિત્તનાશક તથા બળ અને ઓજને વધારનાર છે મૂળની છાલનુ ચૂર્ણ દૂધ અને સાકર સાથે લેવાથી મૂત્રાતિસારનો નાશ થાય છે. ઉપયોગ—(૧) **ગાંઠ, ફોલ્લો, ગૂમડું, વગેરે જલદી ફૂટવા માટે:**—મૂળ પાણીમા ઘસી તેમા કાગડાની હગાર મેળવી ચોપડવી (૨) **શસ્ત્રનો ઘા પડ્યો હોય તે ઉપર:**—તુરત પાનાનો રસ કાઢી ઉપર ચોપડવો, એટલે જખમ સારો થાય છે (૩) **હૃદ્રોગ, દમ અને ઉધરસ ઉપર:**—ડુંગરાઉ બળના મૂળ ગાયના દૂધમા પચન કરીને તે પાવા બળમા ઘણી જાતો છે. એનુ સ્પષ્ટિકરણ બળની ટિપ્પણીમાં

આગળ આપેલ છે

**૧૯૭ ખરસાણી(-ડી)**—સ૦ ભદ્રચૂડ, પત્રગુપ્ત મ૦ શેર, ચિકાડા, ચોહિરા, કાડે હુરા, નિવલી. બ૦ લકાસીજ હિ૦ ખુરાસાની થુહર. ક૦ મોડુગળિ તા૦ કળ્ળિ. તે૦ કળ્ળિ. મલા૦ તિરૂકળ્ળિ તુ૦ રોકુકળ્ળિ કો૦ બઙ્કુનિવલિ લે૦ યુફોર્લિઆ ટિરૂકેલિ.

આ ઝાડ જંગલી છે વાડ કરવામા એનો ઘણો ઉપયોગ થાય છે. એનુ દૂધ ઘણું ઉષ્ણ છે તે શરીરે લગાડવાથી ફોલ્લો ઊઠે છે ખરસાણીના લાકડાના કોલસા ફોડવાનો દારૂ કરવાના કામમાં આવે છે. આ ઝાડના ચિકાડા, ચોહિરા, કાડેહુરા અને નિવલી આદિ મરાઠી નામો છે. **માત્રા**—તાજું દૂધ ૧થી ૨ રતી સાકરની સાથે. ઉપયોગ—(૧) **વીંછીના વિષ ઉપર:**—ખરસાણીનું દૂધ ચોપડવુ. (૨) **ઉધરસ ઉપર:**—ખરસાણીનુ દૂધ માખણમા રોગીની શક્તિ જોઈ એક, બે કિંવા ૩ રતી આપવુ; તેથી ઊલટી થાય છે અને રેચ પણ થાય છે ઉપર દહીભાત આપવા. (૩) **ખરસાણીના વિષ ઉપર:**—પાણીમા મધ નાખી પાવુ કાળાં નાગોડનો પાલો વાટી લેપ કરવો. માખણ ખાવુ તથા લેપ કરવો. (૪) **આબોઈ (પિચોટી) ખસી હોય તો:**—ડૂટીની આસપાસ ખરસાણીના દૂધનો લેપ કરવો (૫) **ખસ ઉપર:**—ખરસાણીની સુકાઈને નીચે પડેલી ડૂખો બાળી તેલમા ખરલ કરી લેપ કરવો (૬) **કર્ણશૂળ ઉપર:**—ખરસાણીની ડૂખો અંગારામા શેકી રસ કાઢીને તે કાનમા પાડવો, અથવા તે રસમા તેટલુજ બકરીનુ દૂધ ગરમ કરી નાખી તે કાનમા પાડવુ. (૭) **વિષમજ્વર ઉપર:**—ખરસાણીની પાકેલી ડૂખો કેળના પાદડામા વીટી અંગારામા શેકી તથા બાફી તેનો રસ કાઢી, તેમા ઠીકરી છમકારી હિંગની ભૂકી નાખી તે રસ શુમારે ૪ તોલા પર્યંત આપવો (૮) **કુરશાના વિષ ઉપર:**—ખરસાણીની ડૂખો અંગારામા બાફી રસ કાઢવો અને તે તાળવા ઉપર અને દંશસ્થાને ચોળવો તથા બે આચમની પાવો પણ ખરો

**૧૯૮ ખસખસ**—સં૦ ખસતીલ મ૦ હિ૦ ક૦ ખસખસ. બં૦ પોસ્તદાના તૈ૦ તા૦ ગસગસ. તુ૦ કસકસે મલા૦ કશકશ ફા૦ તુખ્મેકોકનાર અ૦ હબુલ કોકનાર. ઇ૦ પોપીસીડસ. લા૦ પાપાવર સોમ્નિફેરમ્.

**અફીણના ડોડા**—સ૦ ખાખસફલ, ઉલ્લસન્ફલ હિં૦ પોસ્ત, ખસખસકા ફ્લ મ૦ અફૂચે બોડ બં૦ પોસ્તટેડિ, ખાકશી ફા૦ કોકનાર અ૦ અબુનાસ. ઇ૦ પોપી કેપસુલ.

જે છોડમાથી અફીણ ઉત્પન્ન થાય છે તેને ખસખસનો રોપો કહે છે. ખસખસના છોડ સગસરી ત્રણચાર ફૂટ ઊંચા વધે છે એને જીંડવા આવે છે, તેને પોસ્ત અને જીંડવાંમાં બી થાય છે તેને ખસખસ કહે છે. ખસખસના જીંડવાને શસ્ત્રથી ચીરા પાડવાથી તેમાંથી જે રસ નીકળે છે, તે સુકાય છે એટલે તેનેજ અફીણ (સ૦ અહિફેન) કહે છે. અફીણ એ માદક પદાર્થ છે. એની ગણના ઉપવિષોમા છે અફીણ ઘણુ ખાવામા આવે તો પ્રાણનાશ થાય છે; પરંતુ એ રીતસર આપવાથી સારા ઉપયોગમા આવે છે ખસખસના છોડમાથી અફીણ થાય છે, પરંતુ ખસખસમા માદકપણુ નથી ખસખસના ફળ ઉપરની ત્વચાને 'પોસ્ત' કહે છે. ખસખસ એ પૌષ્ટિક છે. એનો પકવાનોમા અને બીજા પદાર્થોમા પુષ્કળ ઉપયોગ થાય છે. ફૂણી હોય ત્યારે ખસખસના પાદડાની એકલી અથવા ભેળવાળી ભાજી સારી થાય છે

અફીણના જીંડવામાથી નિષ્કર્ષ, અવલેહ અને કષાય, એવા ત્રણ પ્રકારના કલ્પ થાય છે. સૂકવેલા જીંડવાનો ભૂકો ૪૦ તોલા, ૧૦૦ તોલા ગાળેલા (ડીસ્ટીલ્ડ કેડ) ઊકળી ઊઠેલા પાણીમા ૮ પહોર સુધી ભીજવી રાખવો. પછી 'પર્કોલેટર'થી બીજા વાસણમા તે પાણી ગાળી લઈ ઉકાળવુ. ઊકળતા ૫૦ તોલા પાણી બાકી રહે એટલે ઉતારી ઠારવુ અને તેમા મદ્યાર્ક (ટીન્કચર) મેળવી તે મિશ્રણ કેટલીક વાર સુધી તેનીજ રીતે રાખી મૂકી, ફરીથી અગ્નિ ઉપર મૂકી ઘટ્ટ થતા સુધી ઉકાળવુ આ નિષ્કર્ષથી અફીણ જેવો મલાવષ્ટંભ ન થતા ઘેન આવે છે યુનાની હકીમ જૂની ઉધરસના ઠણકાથી રોગી ઘણો હેરાન થતો હોય તો આ નિષ્કર્ષનો ઉપયોગ કરે છે. આ નિષ્કર્ષથી માથું દુખવુ, ચક્કર આવવા વગેરે અફીણના વિકાર થતા નથી

ખસખસનુ તેલ નીકળે છે. તે ખાવાના અને બાળવાના કામમા ઉપયોગી થાય છે. એનો ખોળ ગાય અને ભેસને ખાવા આપે છે. ખસખસ જેમ તાજી હોય તેમ તેમાથી તેલ વધારે નીકળે છે. બીજ સારા હોય તો તેનો ત્રીજો ભાગ તેલ નીકળે છે આ તેલ તડકે રાખી મૂકવાથી સફેદ, પારદર્શી અને સ્વાદહીણુ થાય છે એ માથે ચોળવાથી ઘેન આવે છે અને મજ્જા પુષ્ટ થાય છે રંગ તૈયાર કરવાને પણ આનો ઘણો જ ઉપયોગ થાય છે. ધોળા રંગમા ખસખસનુ તેલ મેળવવાથી સુદર સફાઈદાર રગ થાય છે જે જીડવામાથી અફીણ કાઢી લીધેલું નથી હોતુ, તેમાની ખસખસ કડવી અને કેફી હોય છે, તથા તેનુ તેલ કાઢવાથી તેમા પણ એ દોષ આવે છે બગાળી ખસખસનુ તેલ માળવાની ખસખસના તેલ કરતા સારુ હોય છે અને તેથી જ તે ખાવામા વધારે વપરાય છે. માળવી તેલ ઘાટું કરીને બાળવામા વપરાય છે મીણબત્તી, સાબુ વગેરે બનાવવાને પણ આ તેલનો ઉપયોગ થાય છે યુરોપમા તેલના રગ (ઓઈલ પેઈન્ટ્સ) અને વિશેષ કરીને ચિત્રકામના રગ (આર્ટિસ્ટ્સ કલર્સ) બનાવવામા અળશી અને બીજા તેલને બદલે આ તેલનો ઉપયોગ કરે છે ખસખસનો ખોળ તાજો હોય તો ઘણો મીઠો અને ઢોરોને પુષ્ટિ આપનાર થાય છે તે જૂનો થવાથી તેના ઉપર ફુગ જામે છે અને તે કડવો લાગે છે તે સ્થિતિમા ઢોરોને ખાવા આપ્યો હોય તો કઈક પણ નુકસાન કરે છે ખસખસના ખોળની રાસાયનિક રચના ગ્લાસગોના પ્રોફેસર અન્ડરસને આ પ્રમાણે ઠરાવેલ છે —સો ભાગ ખોળમા પાણી ૬ ૫૬, મલ ૧૧.૦૪, નૈટ્રોજનસ દ્રવ્ય ૩૪.૦૩, ગુંદ અને તેના જેવો પદાર્થ ૨૩ ૨૫, રાખ ૧૩ ૭૦ અને બાકી કચરો ૧૧.૩૩

**ખસખસનો છોડ:**—ગ્રાહક, ગુરુ, વૃષ્ય, કફપ્રદ, પાકકાળે મધુર, વીર્યપ્રદ, કાતિકારક તથા બલકર છે, અને વાત તથા પિત્તનો નાશ કરનાર છે. **એનાં ફળ**—રુક્ષ, ગ્રાહક અને રક્તશોષક છે **ફળની છાલ**—શીતળ, લઘુ, કડવી, ગ્રાહક, તૂરી, વાતકારક, રુચ્ય, સપ્તધાતુશોષક, પુરુષત્વનાશક, રુક્ષ, મદકર, અગ્નિવર્ધક અને મોહક છે **ખસખસ**—કફકારક, બલ્ય, વૃષ્ય, ગુરુ, મધુર, ગ્રાહક અને વાતનાશક છે ઉપયોગ—(૧) **આમાતિસાર ઉપર:**—ખસખસ દહીમા વાટી પાવી. (૨) **બાળકોને આમ પડે છે તે ઉપર:**—ખસખસનો કંસાર અથવા થૂલું કરી ખવરાવવુ. (૩) **સાંધા દુખે છે તે ઉપર:**—ખસખસના (પોસ્તડોડાના) કાઢામા કલાક બે કલાક સાધા શેકવા. (૪) **સોજો, પેટનુ ચઢવું અને શરીરમાં વાયુ ભર્યો હોય તે ઉપર:**—ખસખસના ફૂલ અને જીડવા પાણીમા ઉકાળી તે પાણીનો શેક કરવો. (૫) **પુષ્ટિ અને શક્તિ આવવા માટે:**—ખસખસ, બદામગીર અને ચારોળી સમભાગે લઈ બારીક વાટીને ગાયના દૂધમા મેળવી ઉકાળી ખીર કરવી તેમા ઉતારતી વેળાએ બે તોલા તાજુ ઘી અને તેટલી જ સાકર નાખી તે મળી જાય એટલે બે માસા પર્યંત ગળોનુ સત્ત્વ નાખી સેવન કરવુ, એ પ્રમાણે સતત કેટલાક દિવસ કરવાથી ઉત્તમ પ્રકારની પુષ્ટિ પ્રાપ્ત થાય છે. આ ઔષધ શક્તિહીન બાળકોને પણ આપવાને ઘણુ ઉત્તમ છે. (૬) **દારુણા (કેશમાહેની જમીન કઠણ થઈ ઝીણી ફોડલીઓ થાય છે તે) રોગ ઉપર:**—ખસખસ દૂધમા વાટી માથા ઉપર લેપ કરવો (૭) **બાળકોને માટે શક્તિવર્ધક ખોરાક:**—ખસખસ ગાયના દૂધમા બારીક વાટીને તેમા બીજુ દૂધ અને થોડો ગોળ કિવા સાકર નાખી ઉકાળીને રાબડી તૈયાર કરવી, અને સારી રીતે ઠડી થયા પછી ખાંડ નાખવી આ ખોરાક બે મહિનાથી અધિક વયના બાળકને આપવા યોગ્ય છે અને જે બાળકને હગામણનો ઉપદ્રવ હોય તેઓને તો ઘણો જ હિતકારક છે (૮) **અર્ધાંગવાયુ ઉપર:**—ખસખસનુ તેલ કોપરાના તેલ સાથે શરીરે ચોળવું. (૯) **દારુણા નામના કપાળરોગ ઉપર:**—ખસખસ દૂધમા વાટીને લેપ કરવો.

**અફીણ**—સ૦ અહિફેન હિ૦ બ૦ ક૦ અફીમ તે૦ ગાલમડુ ફા૦ અફયૂન, તિર્યાક અ૦ લબનુલ, ખાસખાસ ઇ૦ ઓપિયમ્ લા૦ ઓપિયમ્

સસ્કૃતમા અફીણના અહિફેન આદિ નામો છે તે અર્થવાળા છે. અહિફેન એટલે સર્પનુ ઝેર. સર્પદંશનું જેવા પ્રકારનુ પરિણામ શરીર ઉપર થાય તેવું જ પરિણામ અફીણની વધારે માત્રા લેવાથી થાય છે. એથી જ તેને અહિફેન, નાગફેન, ભુજગફેન આદિ નામો સંસ્કૃતમા આપેલા છે.

અફીણની પ્રાથમિક અસર ઉત્તેજક છે અને પછીની સ્થિતિમા તે શરીરમાંથી પીડા શમન

કરીને ઘેન લાવનારી છે ટાઢિયા તાવની કમકમાટી બંધ કરવાને તે ઉપયોગી છે એ સ્તંભક હોવાથી અતિશય પરસેવો બંધ કરવામા, રેચ બંધ કરવામા અને સાધારણ કોઈ પણ પ્રકારનો સ્રાવ બંધ કરવામા ઉપયોગી થાય છે પેટની અંદરના ભાગમા દાહ થયો હોય તો આનો ઉપયોગ થાય છે તાવ ઘણો વધ્યો હોય તે સ્થિતિમા અફીણનો ઉપયોગ ઘણો હિતાવહ છે. દાક્તરો તે કપૂરાદિક પદાર્થો સાથે મિશ્ર કરીને આપે છે, તેથી તાલાવેલી શાંત થઈ ઘેન (ઊંઘ) આવે છે પક્વાશયમાના વ્રણ, આમ, અતિસાર, કોલેરા વગેરે રોગમા તેમ જ અતિ આર્તવ, પીડિતાર્તવ, ગર્ભાશય, પ્રદર, સ્નાયુસંકોચજન્ય મૂત્રકૃચ્છ્ર આદિ સ્ત્રીપુરુષોના મૂત્રમાર્ગના રોગમા અફીણ ઉત્તમ ગુણકારી છે ધનુર્વાત અને આમવાતના વિકારોમા પણ અફીણ સારુ ચાલે છે મસ્તકશૂળ, સંધિવાત, અભિષ્યંદ (આંખ આવવી) આદિ નેત્રરોગ ઇત્યાદિમા અફીણનો બાહ્ય ઉપયોગ હિતાવહ છે

**અફીણનું ઝેર**—અફીણ યોગ્ય માત્રામા આપવુ ગુણકારી છે, પરંતુ તે હદ ઉપરાંત આપવાથી મરણકર્તા થાય છે. ઓછામા ઓછા બે રતી અફીણથી મનુષ્ય મરે છે. એ કડવુ હોવાથી બીજાનો પ્રાણઘાત કરવાને ઉપયોગી થતુ નથી ઘણુ કરીને આત્મઘાત કરનારા લોકો જ તે ખાય છે. અફીણનુ ઝેર ચડવા લાગે કે ચક્કર આવે છે, જીવ ગભરાય છે અને હળવેહળવે ભાન નહિ જેવુ રહી માણસ બેશુદ્ધ થાય છે પહેલવહેલા તો હાક મારવાથી ઉત્તર આપે છે, પરંતુ પાછળથી બોલવું તદ્દન બંધ થાય છે, શ્વાસ મંદ પડે છે, નાડી ભરપૂર મંદ ચાલે અથવા નરમ થઈ જલદી ચાલે છે, અંગ કાંઈક તપી આવે, પરસેવો આવે છે, આંખો મીંચાયેલી હોય છે, આંખોના ડોળાની મોટાઈ સંકોચાય છે (કોઈ કોઈ વખતે આંખોના ડોળા પીનના માથા જેટલા અર્થાત્ બહુ જ નાના બની જાય છે), શ્વાસ બંધ પડે છે, ચહેરો ફિક્કો પડે છે, હોઠ અને હાથ કાળા દેખાય છે, ઝાડો થાય નહિ અને પેટ ફૂલે છે, મરણ પહેલા શરીર ઠંડુ થાય છે, આંખના ડોળા ફાટી રહે છે અને નાડી હાથ જ લાગતી નથી, રોગી સારો થવાનો હોય તો તે શુદ્ધિ ઉપર આવતો લાગે છે, તેને ઊલટી થાય છે અને માથુ દુખે છે કદી કદી અફીણના ઝેરથી આંકડી, બકવા, ઊલટી, જુલાબ, ધનુર્વા (તાણ) ઇત્યાદિ લક્ષણો થાય છે. અફીણનુ ઝેર ઉતારવા માટે ૧૦ રતી મોરથૂથુ પાણીમા મેળવી પાઈ દેવાથી ઊલટી થઈ જાય છે. જો ઊલટી ન થાય તો હોજરીમા રબરનો પંપ નાખી પાણી બહાર કાઢી લેવુ ત્યાર પછી કડક કોફી બહુ જ વધારે પ્રમાણમા પિવરાવવી. હાથપગ પર રાઈ ચોપડવી, મોઢા પર ઠંડા પાણીવાળુ કપડુ ફેરવતા રહેવુ અને રોગીને બિલકુલ સૂવા દેવો નહિ

અફીણ ખાવા પછી શુમારે એક કલાકે વિષારી ચિહ્ન દેખાવા લાગે છે અને ઘણુ કરીને ૨૪ કલાકમા મનુષ્ય મરે છે દરરોજ અફીણ ખાનારા લોકો(વ્યસની)ને તેનુ ઝેર બાધ કરતું નથી, પરંતુ તેનુ શરીર અશક્ત થાય છે, તેને ઝાડો સાફ થતો નથી, બરોબર ભૂખ લાગતી નથી, મન દુર્બળ થાય છે, ચહેરો વિચિત્ર દેખાય છે, ઘડપણ જલદી આવે છે અને ઘણુ કરીને તે નાની ઉમરે મરે છે ડોક્ટર લોક મોર્ફિયા નામનુ અફીણનુ સત્ત્વ વાપરે છે તે પેટમા ગયેલ હોય તો અફીણ જેવા જ લક્ષણો થાય છે પરિણામ અફીણ કરતા જલદ અને જોરદાર હોય છે.

અફીણમાથી ચંડૂ અને મદક એ બે પીવાના માદક પદાર્થો બનાવે છે

**અફીણ**—જારણ, મારણ, ધારણ અને સારણ, એમ ચાર પ્રકારનુ છે તે વૃષ્ય, બળકર, ગ્રાહી, સપ્તધાતુનો શોષ કરનાર, વાતપિત્તકર, આનંદકારક, માદક (કેફી), વીર્યસ્તંભક, કડવુ અને મધુર છે તથા સન્નિપાત, કૃમિ, કફ, પાડુ, ક્ષય, પ્રમેહ, દમ, ઉધરસ, પ્લીહા (બરોળ) અને ધાતુક્ષયનો નાશ કરે છે. જે અફીણ ધોળા રંગનું અને અન્નને પચાવનારુ છે તેને જારણ કહે છે અને જે કાળું હોય તે મૃત્યુકારક છે, એટલે તેને મારણ કહે છે જે અફીણ પીળુ છે તે જરાનાશ કરનારુ છે, માટે તેને ધારણ કહે છે અને જે ચિત્રવર્ણ હોય છે તે મળનુ સારણ કરે છે, માટે તેને સારણ કહે છે

**અફીણનો ઉપયોગ—(૧) મરડો અને કોલેરા ઉપર:**—અફીણ, જાયફળ, લવંગ, કેશર અને કપૂર, આ સર્વ ઔષધો સમભાગ લઈ તેની બબ્બે રતીની ગોળીઓ કરી દરેક વખતે એકેક ગોળી ઊના પાણી સાથે આપવી. આથી ગમે તેવો આમવિકાર હશે તે સારો થશે.

(૨) સંગ્રહણી, મરડો, રક્તાતિસાર વગેરે ઉપર:—અફીણ ૨ ભાગ અને જાયફળ, ટંકણખાર, અભ્રકભસ્મ, શુદ્ધ કરેલ ધંતૂરાના બીજ, આ દરેક એકેક ભાગ લઈ નારી( મ૦ ચાદવેલ )-ના પાંદડાના રસમા ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરી દરેક વખતે ૧ ગોળી મધમા આપવી. પથ્ય-દહીં અને ભાત ખાવા. (૩) દુગ્ધવટી:—અફીણ અને વછનાગ બારબાર રતી, લોહભસ્મ પાચ રતી, અભ્રકભસ્મ ૭ રતી; એ સર્વને દૂધમા ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ બનાવી દૂધ સાથે જ આપવી આ ગોળી આપી હોય તો ખાવાપીવામા દૂધ વગર બીજા પદાર્થનો ઉપયોગ કરવો નહિ અને રોગીએ તદ્દન સાજા થયા સુધી મીઠું અને પાણી વર્જ્ય કરવા. આ દુગ્ધવટીથી સંગ્રહણી, વિષમજ્વર, અનેક પ્રકારના સોજા, અગ્નિમાંદ્ય અને પાંડુરોગનો નાશ થાય છે. (૪) સર્વાતિસાર મરડો અને કૉલેરા ઉપર:—અફીણ, શુદ્ધ કરેલ ઝેરકોચલા અને ધોળા મરી, એ ત્રણે સમભાગ લઈ તેને આદાના રસમા ખરલ કરી સૂંઠ અને ગોળમા મેળવી ગોળી કરી, તે એક ગોળી આપવી. એટલે ગમે તેવો અતિસાર, મરડો અથવા કૉલેરા હશે તો તે તત્કાળ સારા થશે. (૫) બહુમૂત્રરોગ ઉપર:—અફીણ અને જાયફળ દરેક ચારચાર ભાગ, કપૂર ૧ ભાગ અને કસ્તૂરી ૧ ભાગ, એ પ્રમાણે ચારે ચીજો લઈ ખરલ કરી દરેક વખતે તે એક રતીની માત્રા પ્રમાણે નાગરવેલના પાનના રસમા આપવાથી બહુમૂત્રરોગ સારો થાય છે (૬) અતિસાર અને કૉલેરા ઉપર:—અફીણ અને કેસર સમભાગ લઈ ખરલ કરી અર્ધા ગુંજાભારની ગોળી મધમા આપવી, તેમ જ ગુંજાભાર અફીણ બકરીના દૂધમા આપવાથી પણ કોગળિયું અને અતિસાર દૂર થાય છે (૭) કોગળિયા ઉપર:—કોપરાના કકડામા છિદ્ર કરી, તેમા બે ગુંજાભાર અફીણ નાખી તે કકડો અંગારા ઉપર શેકવો અને ખાવા આપવો, એટલે માણસ સહસા ઝોલાઈ જશે નહિ (૮) સળેખમ ઉપર:—કાગળમા થોડું અફીણ ચોપડી તેની બીડી સળગાવી નાકે તેની ધૂણી સૂંઘવી (૯) માથું દુખતું હોય તો:—માથા ઉપર અફીણનો લેપ કરવો. (૧૦) શરીરે ખરજ થતી હોય તો:—તેલ, મીણ અને અફીણ એકત્ર કરી ચોપડવું. (૧૧) આંખો આવે છે તે ઉપર:—અફીણ અને દાતવણ એ બેને લોખંડના વાસણમા લીમડાના રસમા ખરલ કરી લેપ કરવો. (૧૨) અતિશય પરસેવો ન આવતો હોય તો તે ઉપર:—કિંચિત્ અફીણ ખાવા આપવુ (૧૩) સ્તંભન માટે:—અફીણ એ સ્તંભક છે, માટે એને જાયફળમા ઘાલી તે ઉંબરાના, વડના કિંવા બાવળના ઝાડમા છિદ્ર પાડીને તેમા મૂકે છે અને તે છિદ્ર બંધ કરી કેટલાક દિવસ પછી તે બહાર કાઢી તેની ગોળીઓ કરી શક્તિ જોઈને તે આપે છે સાકર સાથે પણ અફીણ ખાય છે અને ઉપર દૂધ પ્રાશન કરે છે, તેમ જ ખસખસના છોડવા અને સૂંઠ એનો સોળમો ભાગ પાણી શેષ રહે તેવો કાઢો કરી તેમા ગોળ નાખીને પીએ છે (૧૪) પક્વાતિસાર ઉપર:—ઠીબનામા (તૂટેલા ઘડાના ટુકડામા) મંદ અગ્નિ ઉપર અફીણ શેકીને ખાવાથી ઘણો જ પાકેલો અતિસાર હોય તોપણ શમે છે (૧૫) નાનાં બાળકોને સળેખમ અને શરદી ઘણી થઈ હોય તો:—માથા ઉપર અને નાક ઉપર અફીણનો લેપ કરવો. પેટમા વિકૃતિ હોય તો પેટ ઉપર પણ લેપ કરવો (૧૬) અતિસાર ઉપર:—કાદા( ડુંગળી )ના રસમા અફીણ મેળવી પાવુ. (૧૭) બદ ઉપર:—પહેલા જળો મુકાવી લોહી કઢાવવુ અને કડવા લીમડાનો પાલો બાધવો. પછી બીજા દિવસથી અફીણના છોડવાનો કાઢો કરી તેમા કપડું ભીંજવી ત્રણચાર દિવસ શેકવુ, એટલે દુઃખ જલદી નાશ પામે છે. (૧૮) વાળા ઉપર:—સર્પની કાચળી અને અફીણની થેપલી કરી ઉપર બાધવી (૧૯) નાસુર (નાડીવ્રણ, ભરનીંગળ) ઉપર:—માણસના નખ બાળી તે રાખમા અફીણ એક વાલ મેળવી તે મિશ્રણ નાસૂરમા ભરવુ (૨૦) મરડો અને રક્તાતિસાર ઉપર:—અફીણ લીંબુના રસમા મેળવી તે દૂધમા નાખી ત્રણ દિવસ પાવુ + (૨૧) અફીણ ઉપર ઉતાર:—૧-રાઈનો લોટ વગેરે ઊલટી થનારા ઔષધો આપવા. ૨-અરી-

+ આ મિશ્રણ મેળવતાની સાથે જ પિવરાવવું જોઈએ દૂધ તુરતનુ દોહેલુ હોય તો વધારે અનુકૂળ આવે છે ગરમ દૂધ ઉપયોગમા લેવુ નહિ

ઢાનું પાણી કરી પાવું. અફીણના પાશેર ગોળ ઉપર અગીકાના પાણીના ૫-૭ ટીપા પાડવાથી તે ઘણું જ નિ:સત્વ થાય છે. ૩-ત્રણ કિંવા ચાર માસા હિંગ છાશમાં અથવા પાણીમાં વાટી પાવી કિંવા એકલી હિંગ ખવડાવવી. (અફીણની દાબડીમા હિંગનો ગાંગડો રાખવાથી અફીણ નિ:સત્વ થાય છે.)× ૪-ઘીમાં ટંકણખાર અને મોરથુથુ અથવા એકલો ટંકણખાર નાખી પાવો એટલે ઊલટી થઇ અફીણ નીકળી જશે ૫-કંટકડીનું ચૂર્ણ અને કપાસિયાના બિયાનું ચૂર્ણ એકત્ર કરી ખવરાવવાથી અફીણ ઊતરે છે. ૬-પીલુડીનાં પાદડાનો રસ પાવો. ૭-ઊભી ભોરિંગણીનો રસ દૂધ નાખી પાવો ૮-વજ અને સિંધવ એકત્ર કરી પાવાં. ૯-લીંડીપીપર અને મીંઢળ આપવુ. ૧૦-ઝેંડુન(ગલગોટા)ના પાવાનો રસ કાઢી પાવો. ૧૧-થોડું મોરથુથુ શેકી લીબોળીમા ઘાલી ચૂસવું. ૧૨-તાંદળજાનાં મૂળિયા પાણીમા વાટી પાવા. ૧૩-ઉટકટારીનાં મૂળિયાં પાણીમા વાટી પાવા. ૧૪-ગળોની સળીઓનો રસ કાઢી પાવો. ૧૫-કિંજળીના ઝાડનો રસ કાઢી પાવો. ૧૬-કપાસનાં પાદડાનો રસ પાવો. ૧૭-કડવા લીમડાનાં પાદડાનો અર્ક કાઢી પાવો ૧૮-અંબાડાનાં પાદડાનો રસ પાવો. ૧૯-આમલીનાં પાદડાનો રસ પાવો ૨૦-સીતાફળીનાં બિયા માહેનું મગજ પાણીમા વાટી પાવું. ૨૧-નાના બાળકને અફીણ ચડયું હોય તે ઉપર:—ડુંગળી ભાંગી તેની વાસ લેવરાવવી કિંવા કોરા દેશી કાગળ પાણીમાં મસળી પાવા, ગર્ભિણીએ અફીણનું કિંવા અફીણમિશ્રિત ઔષધનું સેવન કરવું નહિ ૨૨-બાળકને અફીણ ચઢે તો:—ચોખા ધોઈ તે પાણી પાવું.+

---

× આ જગ્યાએ લખવુ જોઈએ, કે જેમ હિંગ સાથે રહેલું અફીણ ઝેરના ગુણથી રહિત થાય છે, તેમ ઝેરા સાથે રહેલ હિંગ પણ બરબાદ જાય છે, માટે હિંગની ગરમીનો ઉતાર ઝેરું છે સૂંઠની ભૂકીથી કેરીએ સડી જાય છે અને કેરીના અજીર્ણનો રામબાણ ઉપાય સૂંઠ છે

+ ડૉક્ટર દેસાઈના મત મુજબ અફીણ રસમા કડવુ, રુક્ષવીર્ય અને તીક્ષ્ણ છે અફીણના વિપાક અતિ ઉપયોગી છે. મુખથી ગુદા સુધીની પચનનલિકા ઉપર અફીણની પ્રત્યક્ષ ક્રિયા થાય છે અફીણ ખાવાથી થૂંક ઓછુ થાય છે, આમરસ ઓછો બને છે, ભૂખ લાગતી નથી, મળ ઘટ્ટ બને છે, નાડી સુધરે છે, મનને પ્રસન્નતા ભાસે છે, વિચારશક્તિ વધે છે, ઉત્સાહ ઉત્પન્ન થાય છે, કામશક્તિ વધે છે અને મન શાંત થઈને નિદ્રા આવી જાય છે આ બધી ક્રિયા અફીણ ઓછા પ્રમાણમા આપવાથી જોવામા આવે છે મોટી માત્રામા આપવાથી ઉત્તેજકપણુ દૂર થાય છે પાચનશક્તિ બગડે છે સ્પર્શજ્ઞાન અને સુખદુ:ખ બોધ ઘટે છે અને ટેક ગટે છે આ બધી ક્રિયા પ્રારભમા અને મુખ્યત્વે મગજ પર થાય છે ત્યાર પછી જ્ઞાનતંતુઓ પર અસર પહોચે છે. અફીણ શરીરમા ઉત્પન્ન થતો બધી જાતનો રસ ઓછો કરે છે પણ પેશાબ, પરસેવો અને ધાવણને ઓછુ કરતુ નથી

**સૂચના**—પુરુષોના કરતા સ્ત્રીઓની ઉપર અફીણની અસર વધારે થાય છે તેમ જ અશિક્ષિતના કરતા શિક્ષિતોના ઉપર અફીણની અસર જલદી થાય છે વૃક્ક ખરાબ હોય તો અફીણ બહુ જ સભાળપૂર્વક આપવુ જોઈએ કારણ અફીણ પેશાબ દ્વારા બહાર નીકળે છે ગુદા દ્વારા ફલવર્તિરૂપે આપવુ હોય તો પેટમા આપવાના કરતા દોઢી માત્રામા અફીણ ફલવર્તિમા મેળવવુ જોઈએ નાના બાળકોને અફીણની અસર બહુ જ જલદી થાય છે માટે બહુ જ થોડી માત્રામા આપવુ જોઈએ

ભય, ઉદાસીનતા, ક્રોધ આવ્યા પછી હાથપગ કાપવા, થકાવટ, વૃદ્ધાવસ્થામા સ્ફૂર્તિનો અભાવ, આવી સ્થિતિમા અફીણ ઉત્તમ ગુણકારી છે. બાળકોના ઉપર શસ્ત્રક્રિયા કર્યા પછી અફીણ આપવાથી જલદી આરામ થાય છે શરીર બળ્યા પછી અફીણ આપતા રહેવાથી બાળક ઘણા ભાગે દગો દેતો નથી નીરોગી મનુષ્યને અફીણ આપવાથી ઉત્સાહ, વૃત્તિ ને કામવાસના પ્રબળ બની જાય છે

અફીણ રક્તવાહિનીઓને ઉત્તેજક હોવાથી હાથપગ ઠંડા થઈ જતા હોય અથવા શરદી થતી હોય, તો રક્તવાહિનીઓને ઉત્તેજના આપવા માટે અફીણ અપાય છે ચામડીઓનુ વ્રણ (ગૂમડું) જલદી ન રુઝાતુ હોય તો અફીણ આપવાથી જલદી રૂઝ આવી જાય છે

અફીણ શ્વાસપ્રણાલિકાઓ(નાની નાની નળીઓ)નો સંકોચ-વિકાસ ઓછો કરાવે છે એટલે વેગપૂર્વક ઉધરસ આવતી રહેતી હોય, અને બહુ જ કફ પડતો રહેતો હોય તો તે ત્રાસ ઓછો કરાવવા માટે તથા શાંતિથી નિદ્રા આવવા માટે અફીણ અપાય છે ઊતરતી ઉમરવાળાને અને કોઈ કોઈ વખતે જુવાન મનુષ્યને કફ બહુ જ પડે છે એકસમાન ઉધરસ આવતી રહે છે જેથી ઊંઘ પણ આવતી નથી આવી સ્થિતિમાં અફીણ અપાય છે પણ રોગી અફીણ આપવા યોગ્ય છે કે નહિ, એ વાતનો વિચાર કરી લેવો જોઈએ જો

૧૬૯ ખાખરો—સ૦ પલાશ. મ૦ પળસ હિ૦ ખાખર, પલાસ, ઢાક, ટેસૂ, ધારા, કાકરિયા રા૦ છીલા, કેસૂલા. ઉડિ૦ પરાશુ. તા૦ પરસન. ક૦ મુત્તલ્લુ, કેપમુત્તલ. બં૦ પલાશગાછ. તૈ૦ માતુકાચેટુ. ઈં૦ ડાઉની બ્રાન્ચ બ્યુટિયા. લા૦ બ્યુટિયા. ફ્રોડોઝા બ્યુટિયા મોનોસ્પર્મા. લે૦ સ્પાથો લાખ્સ રોક્સ બુર્થાઈ ( ધોળો ).

શ્વાસોચ્છ્વાસ મુશ્કેલીથી થતો હોય, અને હોઠ કાળા-જાબલી હોય તો અફીણ આપવુ નહિ ફેફસાના રોગોમા અફીણ સૂક્ષ્મ માત્રામા ઉત્તેજક કફનિસારક ઔષધિની સાથે અપાય છે કપૂર, નવસાર, આકડાના મૂળની છાલ, ખડકી ગરના, લોબાન, લોબાનના ફૂલ, પાણકંદો ઇત્યાદિ દ્રવ્ય એ સ્થિતિમા આપી શકાય છે કફ ચીકણો હોય, તો અફીણ બિલકુલ આપવુ નહિ તથા ફેફસાના રોગોમા અફીણ વધારે માત્રામા પણ આપવું નહિ; નહિતર પ્રાણઘાતનો ભય રહે છે.

મોટા પ્રમાણમા અફીણ શામક છે વૃક્ક ઓછુ કરાવવા માટે અફીણ અપાય છે આમાશયના કુપચનથી થયેલ દરદ, અર્બુદ અથવા ક્ષતના કારણથી વેદના અને ઊલટી એ રોગો પર અફીણ અપાય છે હોજરીમાથી લોહી પડતુ હોય તો અફીણ આપવુ જોઈએ હોજરીના જ્ઞાનતંતુની પીડાથી દરદ થતુ હોય તો અફીણની સાથે સોમલ આપવો જોઈએ હોજરીના નવા સોજા ઉપર અફીણ આપી શકાય છે અફીણ આપવાથી હોજરીનું ચલન-વલણ ઓછુ થાય છે જેથી રક્તસ્રાવ ઓછો થાય છે.

પિત્તાશ્મરીથી ઉત્પન્ન શૂળ અને ઊલટી પર અફીણ અપાય છે મરડો, જૂનો અતિસાર, અપચન, જલદ વિસૂચિકાની પહેલી અવસ્થા, આતરડાનો સોજો, આતરડામાથી રક્તસ્રાવ, આતરડામા ક્ષત, એ રોગોમા અફીણ અપાય છે અફીણથી આતરડાની હાલ-ચાલ, આમ ( શ્લેષ્મ ) અને રક્તસ્રાવ એ બધા ઓછા થાય છે આતરડાના રોગોમાં અન્ય ગ્રાહી ઔષધિની સાથે અફીણ આપવુ જોઈએ આતરડાની ઉપર રહેલા પડદા( ઉદરકલા )ના સોજામા અફીણ રતી પ્રમાણમા ૪-૪ કલાકે અપાય છે બીજાશયની વેદનાથી કોઈ કોઈ વખત કબજિયાત થાય છે, ત્યારે અફીણ થોડા પ્રમાણમા આપવાથી દસ્ત સાફ આવે છે હોજરી અને આંતરડા પર શામક અને ગ્રાહીરૂપે અફીણ ઉત્તમ કામ કરે છે.

ચામડી રુક્ષ હોય તો અફીણ ખાવાથી પરસેવો આવે છે જ્યારે ચામડીમાની કોશિકાઓનો વિકાસ થાય અને સ્વેદપિંડ ઉત્તેજિત થાય, ત્યારે પરસેવો છૂટે છે પરસેવો નીકળવાથી શરીરમા દાહ થતો હોય તે ઓછો થઈ જાય છે અફીણનો દાહનાશક અને સ્વેદજનક ધર્મ મૂલ્યવાન છે ક્ષયરોગમા જો રાત્રે પરસેવો બહુ જ આવતો હોય તો અફીણના સેવનથી ઓછો થઈ જાય છે અફીણની સાથે સિંધાલૂણ અને આકડાના મૂળની છાલ આપવાથી સ્વેદજનક ધર્મ અતિ સ્પષ્ટ થાય છે

હૃદયપીડા અથવા હૃદયશ્વાસના હેતુથી નિદ્રાભંગ થાય, તો અફીણથી લાભ પહોંચે છે હૃદયરોગમા દુઃખ, ચિંતા, ગભરાટ અને હૃદયની ધડધડ, એ બધા અફીણના સેવનથી ઓછા થઈ જાય છે તીવ્ર સંધિવાત-( આમવાત )મા અફીણ હૃદયનુ સંરક્ષણ કરે છે એ રોગમા અફીણ ખુલ્લા હાથથી ( પૂરી માત્રામા ) વાપરવુ જોઈએ, નહિતર રોગીનું મૃત્યુ થઈ જાય છે કદાચ રોગી સાજો થઈ જાય તોપણ હૃદયરોગ રહી જાય છે અફીણનો રક્તસ્થાપન ધર્મ અતિ અમૌલિક છે શરીરના કોઈ પણ ભાગમાથી થતો રક્તસ્રાવ બંધ થઈ જાય છે ગર્ભાશય, આતરડા, હોજરી અથવા ફેફસામાથી લોહી પડતુ હોય, તો તે અફીણની મધ્યમ માત્રા શોણિતસ્થાપન દ્રવ્યથી સાથે આપવાથી લાભ પહોચે છે

શરદી થવાની સાથે અફીણ આપવાથી શરદી વધતી નથી ગળામા સોજો અને વેદના, સૂકી ઉધરસ અને શ્વાસમાર્ગમા ક્ષત પર અફીણનુ ચાટણ અપાય છે બાળકોના શ્વાસમાર્ગના દ્વાર( સ્વરયન્ત્ર )નો શોથ થઈને ગભરામણ થતી હોય અને કૂકડાના બોલવા જેવી ઉધરસ આવતી હોય, તો અફીણનુ ચાટણ જલદી ગુણ બતાવે છે

બાળકોની મુદતી ઉધરસ ( હપીંગ કફ ) અને શ્વાસરોગમા કફ હોય તો અફીણ આપવુ નહિ સૂકો દમ હોય તો અફીણથી દૂર થાય છે ફુફ્ફુસાવરણ( ફેફસાના પરદા )ના સોજામા અફીણ અતિ હિતકારક છે.

અફીણથી જીવનવિનિમયક્રિયા સુધરે છે મધુમેહમા અફીણ ખાવાથી સાકર ઓછી થઈ જાય છે આ રોગમા વ્રણ પડે તો જલદી રુઝાતા નથી તે અફીણ આપવાથી સારા થઈ જાય છે મધુમેહના રોગીને અફીણ વધારે માત્રામા અપાય તોપણ હાનિ પહોચતી નથી

મૂત્રપિંડના સોજાને લીધે અથવા મૂત્રપિંડ ખરાબ થવાથી શારીરિક વિષ મૂત્રમાર્ગથી બહાર જઈ શકતુ નથી એ વિષના રોકાવાથી આક્ષેપ ( આકડી ) આવે છે અથવા શ્વાસ ઉત્પન્ન થાય છે એવી સ્થિતિમા અફીણ આપી શકાય છે પણ અફીણની સાથે ક્ષારધર્મવાળી, મૂત્રલ અને સારક ઔષધિ આપવી જોઈએ. એવી જ રીતે મૂત્રપિંડની પથરીની પીડામા પણ ક્ષારધર્મયુક્ત મૂત્રલ અને ક્ષારક ઔષધ સાથે મેળવવા

એ ઝાડ ઘણેક ઠેકાણે થાય છે ખાખરાના ઝાડ ઘણા ઊંચા વધતા નથી. એનું લાકડું સુતારના કામમા આવતું નથી. એના પાદડા અને ફૂલો ઉપયોગમા આવે છે. પાદડાના પત્રાળા કરે છે. ફૂલનો રગ રાતો હોય છે કવચિત્ ધોળા ફૂલનો પણ ખાખરો હોય છે રગને માટે ફૂલનો પુષ્કળ ઉપયોગ થાય છે ખાખરાને ચપટા રાતા રગના બીજ આવે છે તેને પલાસપાપડો કે પિત્તપાપડો ( મ૦ પળસપાપડી ) કહે છે. રગ તથા સફેદી દેવાને માટે ખાખરાના મૂળનો કૂચો કરે છે

---

જોઈએ અસ્તિશોથ અને તેનાથી ઉત્પન્ન વેદનામા અફીણ ગુદામાર્ગથી ફલવર્તિરૂપે અપાય છે અથવા દારૂમા મેળવી ગુદા અને વૃષણની વચ્ચે સીવણી પર લેપ કરાય છે અસ્થિશોથમા અફીણની સાથે ખુરાસાની અજમો દેવાથી વધારે જલદી લાભ પહોચે છે મૂત્રનલિકામા ક્ષત થયેલ હોય અને તે કારણથી સ્થાન સકુચિત થયેલ હોય તો અફીણ આપવાથી સકોચ ઓછો થઈ પેશાબ કષ્ટ વિના થાય છે

ગર્ભપાત થતો રોકવા માટે અફીણ ઉત્તમ ઔષધિ છે અફીણથી વેણ અને રક્તસ્રાવ બંધ થાય છે. એથી વિપરીત જ્યારે સુવાવડમા સ્ત્રી અતિ કષ્ટાતી હોય અને બાળક આવતુ ન હોય, ત્યારે અફીણ અને ખુરાસાની અજમો દારૂની સાથે આપવાથી વેદના ઓછી થાય છે તથા ફરીથી વેણ ઉત્પન્ન થઈ પ્રસવ થઈ જાય છે અફીણ ઉત્તમ શોથપ્રતિકાર છે કોઈ પણ પ્રકારના સોજાની શરૂઆતમા અફીણ આપવાથી સોજો વધતો રોકાઈ જાય છે અને સોજો દૂર થઈ જાય છે આતરડાના પડદાનો સોજો, ફેફસાના પડદાનો સોજો, અડકોષનો સોજો, હૃદયાવરણનો સોજો અને તીવ્ર આમવાતમા સધિશોથ આદિ ભયકર સોજાના રોગોમા અફીણ આપ્યા વિના ચાલતુ નથી અફીણની સાથે સ્વેદજનન, મૂત્રજનન અને સારક ઔષધિ પારો અને યોગવાહી શિલાજિત જેવી ઔષધિ મેળવી આપવી જોઈએ ફેફસાના સોજામા સૂરોખાર, સુરમો તથા મૂત્રલ, સ્વેદલ અને સારક ઔષધિ આપવી આતરડાના પડદાના સોજામા અફીણ અને શિલાજિતની ગોળી કરીને આપવી તથા પેટ પર પારાનો મલમ ચોળવો જોઈએ અતિ કબજિયાત થઈ હોય તો એરડિયુ આપવુ અડકોષના સોજામા અફીણ નગોડની સાથે આપવુ

અફીણ બધા પ્રકારના તાવો પર અપાય છે નવા તાવમા શાતિપૂર્વક નિદ્રા આવવા માટે અફીણ પ્રધાન ઔષધ છે જ્યારે નાડી અશક્ત, બકવાદ કરતા, કપડા ફેકતા, હાથપગે કાપવા અને નિદ્રાભગ ઇત્યાદિ લક્ષણ હોય, ત્યારે અફીણ આપી શકાય છે પરતુ જો મગજમા ગરમી હોય, આખો લાલ હોય, આખોના ડોળા સકુચિત થવાથી શિરદર્દ થતુ હોય, રોગી શુદ્ધિરહિત હોય અને ઉધરસ હોય તો અફીણ આપવુ નહિ તાવમા અફીણ દારૂની સાથે અપાય છે

ટાઢિયા તાવ પર અફીણ ઉત્તમ ઔષધ છે. એનો ઉપયોગ બે રીતે થાય છે ૧ ઠડીનું જોર અને તાવનો ત્રાસ ઓછો થાય છે ૨ તાવની વારી ચૂકે છે ટાઢ આવ્યાના ૩ કલાક પહેલા ૧ રતી અફીણ કેશર, વજ અને કાળા મરીની સાથે પાણીમા ઘસીને અપાય છે આવા તાવમા મધ્યમ માત્રામાં અફીણ ઘણા દિવસ સુધી રોજ આપવુ પડે છે કેટલાકને લાભ જલદી થાય છે કેટલાક માટે સમય કાઈક વધારે લાગે છે.

જીર્ણજ્વરમા અફીણ ઉત્તમ કામ કરે છે જીર્ણજ્વરનુ ઝેર રક્તવાહિનીઓમા અને રક્તવાહિનીઓના કેદ્રસ્થાનમા પહોચી જાય છે, જેથી રોગી અશક્ત બને છે આવી સ્થિતિમા થોડો ઠડો વાયુ લાગે અથવા જરા અજીર્ણ થયુ યા દસ્ત સાફ ન આવ્યો કે તુરત ઠડી લાગીને તાવ આવી જાય છે આના ઉપર જ્વરઘ્ન ઔષધની સાથે અફીણ મેળવી ગોળી કરીને ઘી અને મધમા અપાય છે

અફીણ ઉત્તમ વેદનાસ્થાપન છે અફીણથી કોઈ પણ પ્રકારની પીડા દૂર થાય છે જેમ કે–પથરી, પિત્તાશ્મરી, માર ( ચોટ ), મન પર આઘાત, અગ્નિથી બળી જવુ, હાડકુ મરડાઈ જવુ, સાધો પકડાઈ જવો, ઉદરપીડા, અર્બુદ, હોજરીમા ક્ષત, તીવ્ર આમવાત ઇત્યાદિ રોગોમા પીડાશમનાર્થે અફીણ પૂર્ણ માત્રામા અને વારવાર દારૂની સાથે અપાય છે નિદ્રાભગ થતો હોય તો અફીણના સમાન બીજી ઔષધિ નથી ચિંતા, અતિ વિચાર અથવા અતિ અભ્યાસના કારણે ઉત્પન્ન થયેલ નિદ્રાભગ પર અફીણ આપવાથી વિચાર બધ થઈને ગાઢ નિદ્રા આવી જાય છે નિદ્રા લાવવા માટે ૩ કલાક પહેલા દારૂમા અફીણ અપાય છે અફીણ ઉત્તમ સકોચવિકાસપ્રતિબધક છે એટલે દમ, બાળકોની મોટી ખાસી, મૂત્રનલિકા પર આઘાત થવાથી પેશાબ કરતી વખતે દર્દ અને બાળકોના ધનુર્વાત પર સારો લાભ પહોચાડે છે અફીણની જ્ઞાનગ્રાહકશક્તિ ઓછી થાય છે આ ધર્મ અતિ મહત્ત્વનો છે બળી જવા પછી માનસિક આઘાત પહોચે છે અને એ ધક્કાના કારણથી કેટલાક રોગીઓનુ મૃત્યુ થઈ જાય છે અફીણ ખાવાથી મનનો ધક્કો ઓછો થઈ જાય છે, એવી જ રીતે ઓપરેશન પછી પણ માનસિક આઘાત ઓછો કરાવવા માટે અફીણ અપાય છે

અફીણના લેપ વેદનાસ્થાપન છે એટલે સાધાઓનો સોજો, શરીરમા પીડા, કમરની પીડા, ફેફસાના

ખાખરાને ગુંદ (લાખ) આવે છે. તે સ્તંભક છે. **માત્રા**-ગુંદ ૨ થી ૫ રતી, બીજ ૦ાથી ૧ નગ, ફુલ ૧ થી ૨ તોલાનો ફાંટ.* **ખાખરો**—ઉષ્ણ, તૂરો, વૃષ્ય, અગ્નિદીપક, સારક, કડવો, સ્નિગ્ધ, ગ્રાહક તથા ભગ્નસંધાનકારક છે, અને વ્રણ, ગુલ્મ, કૃમિ, પ્લીહા (બરોળ), સંગ્રહણી તથા અર્શ, વાયુ, કફ, યોનિરોગ અને પિત્તરોગનો નાશ કરે છે. એ રક્ત (રાતો), પીળો, શુભ્ર (ધોળો) અને નીલ (કાળો), એમ ફૂલના ભેદ વડે ચાર પ્રકારનો થાય છે **એનાં ફૂલ**× **(કેસૂડાં)**-સ્વાદુ

---

પડદાની આસપાસ સોજો અને નેત્રની પીડા, એ બધામા અફીણનો લેપ કરાય છે કાનની પીડા અને દાતની પીડા પર અફીણની સાથે થોડો સાજીખાર અને દારૂ મેળવી કાનમા નખાય છે તેમ જ દાતની પોલમા એ દારૂમા ભિજવેલુ રૂનુ પૂમડુ રખાય છે અફીણ અને હરડાનો લેપ કરવાથી ગુદા પર ચામડી ફાટવી, વ્રણ અને મસાની પીડા ઓછી થાય છે અફીણનો લેપ બાળકોના શરીર પર કદાપિ કરવો નહિ

**સૂચના**—કોઈ કોઈ વખતે અફીણની માત્રા ભારે વધી જવાથી માદક અસર પહોચે છે એવા વખતે કડક કોફી કરીને દારૂ મેળવી અથવા લીંબુનો રસ મેળવીને પિવરાવવી **—સ્વામી કૃષ્ણાનંદ**

* **ખાખરાના બીજા થોડા પ્રયોગ**—ખાખરાના ફળ-પિત્તપાપડા વગેરેના થોડાક ઉપયોગ એક સજ્જન તરફથી લખેલા રૂપમા મળેલા, પણ તે પૂરી વિગતવાળા નહિ હોવાથી અહી લીધા છે તે સહેજ સુધારીને લીધા છે, અને કોઈ અનુભવીની સલાહ લઈને તે કહે તે રીતે તથા ઋતુ તેમ જ પ્રકૃતિ આદિનો વિચાર કરીને તથા વ્યાધિને અનુસરતુ પથ્યાપથ્ય પાળીને આ પ્રયોગ કરવા જોઈએ તેમ જ ઘી તથા મધ સાથે વાપરવા લખ્યુ હોય ત્યા એ બે ચીજો સરખે ભાગે કદી લેવી નહિ, પણ પ્રકૃતિ આદિનો વિચાર કરીને એક ચીજ કરતા બીજી ચીજ બેવડા પ્રમાણમા લેવી જોઈએ તેમ જ તેલ, ગોળ, મરચુ, ખટાશ અને ભારે ખોરાક ખાવો નહિ તથા બ્રહ્મચર્ય પાળવુ **સ્વ૦ ભિક્ષુ અખંડાનંદ**

૧-ખાખરાના બીજ એટલે પિત્તપાપડામાથી પાતાળયંત્ર વડે એટલે કે ધ્રૂપેલની પેઠે તેલ કાઢીને તે તેલ અકેક માસો લઈ ઘી તથા મધ સાથે સાત, ચૌદ અથવા એકવીસ દિવસ સુધી ખાવુ અને દૂધ ઉપર રહેવું; આથી આખોનુ તેજ ઘણું વધે છે અને આરોગ્ય, બળ, આયુષ્ય, કાંતિ, વીર્ય, બુદ્ધિ, યાદશક્તિ તથા ભૂખમા વધારો થાય છે ૨-પિત્તપાપડાના બીજના છોતરા કાઢી તેનુ ચૂર્ણ કરીને વારાફરતી સાત દિવસ સુધી આમળાના રસની તથા બકરીના દૂધની ભાવના દઈ છાયડે સૂકવતા રહેવુ એ રીતે તૈયાર કરેલા ચૂર્ણનુ સાત, ચૌદ કે એકવીસ દિવસ મધ અને ઘી સાથે સેવન કરવાથી ઉપર લખેલા સર્વ લાભ થાય છે ૩-ખાખરાના મૂળ, પાન, ફૂલ, છાલ અને ફળ (પિત્તપાપડો), આ પાચે અંગ લઈ છાયે સૂકવી તેનુ ચૂર્ણ કરવુ અને તેમાથી પણ રોજ અકેક તોલો મધ અને ઘી સાથે સેવવાથી ઉપલા લાભ થાય છે ૪-ખાખરાનુ પાન, ફળ અને ફૂલ લઈ છાયે સૂકવીને તેનુ ચૂર્ણ કરવુ પછી કાળી ગાયના દૂધ સાથે તે ચૂર્ણ ખાવાથી આરોગ્ય અને આયુષ્ય વધે છે-ખાખરાના બીજ જેટલા તલ તથા યોગ્ય પ્રમાણમા સાકર લઈને સેવન કરવાથી પણ સારો ફાયદો થાય છે ૫-ખાખરાના બીજનુ ચૂર્ણ ત્રણ આગળની ચપટીમા આવે તેટલુ છાશમા નાખીને તે પીવુ અને ખાટા પદાર્થ ખાવા નહિ આ રીતે એક માસ સેવન કરવાથી આરોગ્ય અને આયુષ્ય વધે છે ૬-ખાખરાના ફૂલ છાયે સૂકવી બારીક ચૂર્ણ કરીને તેનુ ૨૧ દિવસ સેવન કરવુ સાઠીચોખા ખાવા અને દાહ થાય તો ટાઢુ પાણી પીવુ, આથી પણ આયુષ્ય વધે છે

× પલાશપાપડાના ફૂલ કંઈક શુક(પોપટ)ને મળતા હોવાથી સંસ્કૃતમા એનુ किंशुक એટલે 'કાંઈક પોપટ' નામ પડેલ છે અને તેના જ ઉપરથી કેટલીક ભાષામા એને કેસૂડા કહે છે

ચરકમા એને કફસંશમન, વ્રણશોધન અને કુષ્ઠપ્રશમન વર્ણવેલ છે ચક્રદત્તમા ખાખરાને ગ્રાહી પદાર્થ અને સિંધાલૂણની સાથે મેળવે છે આ પ્રયોગ આખના ઝાંઝવા અને ઝાખ પડેલ હોય તો થાય છે. મખજન અલ અદવિયામા કહે છે કે પલાશના પાદડા ગ્રાહી, પૌષ્ટિક અને કામોત્તેજક છે એ ફોડા, મુહાસા આદિ દૂર કરવા ચોપડે છે, તથા પેટમા વાયુને લીધે દુખાવો થતો હોય તો અને કૃમિ તથા હરસના રોગમાં ખાવાની ભલામણ કરે છે સફેદ જાતના ફૂલ ગ્રાહી, મૂત્રવર્ધક તથા કામ ઉત્પન્નકર્તા માનેલ છે વળી પોટીસ તરીકે બાધવાથી સોજાને ઉતારે છે પેશાબ અને રજોદર્શનને વધારે છે ડૉ. એનસ્લી કહે છે કે, મદ્રાસ ઇલાકામાં તામિલ વૈદ્ય પેટમાના ગોળ અને ચીપટ કૃમિ (કરમિયા) કાઢવાને પલાશપાપડાનુ ચૂર્ણ ૧ાા ચમચા-(૧ાા ડ્રામ એટલે ૦ાા તોલા)ની માત્રામા દિવસમા બે વખત આપે છે હોરટસ-મલબારીકસ નામના પુસ્તકમા લખ્યુ છે કે, ખાખરાની છાલ સૂંઠની સાથે મેળવીને સાપ કરડેલા પ્રાણીને અપાય છે ડૉક્ટર સરવુડ કહે છે કે, ખાખરાના બીજ (પલાશપાપડો) સુરાખારમા ઉકાળી દેશી વૈદ્ય પેશાબની થેલીમા થનારી પથરીને માટે આપે છે હાલમા એ ઝાડનો ગુંદ અંગ્રેજી દવાઓમા વપરાય છે પલાશપાપડાને લીંબુના

કડવાં, ઉષ્ણ, તૂરા, વાતુલ, ગ્રાહક, શીતળ તથા તીખા છે; તેમ જ તૃષા પિત્ત, કફ, રક્તદોષ, કોઢ અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે **એનાં ફળ (પિત્તપાપડો)**—રુક્ષ, લઘુ, ઉષ્ણ તથા પાકકાળે તીખા છે અને કફ, વાયુ, ઉદર, કૃમિ કોઢ, ગુલ્મ, પ્રમેહ, અર્શ તથા શૂળનો નાશ કરે છે. **એનાં ફળો-માંનાં બિયાં**—સ્નિગ્ધ, ઉષ્ણ તથા તીખા છે; અને કફ તથા કૃમિ(કરમ)નો નાશ કરે છે. **એનાં કુમળાં પાંદડાં**—કૃમિ અને વાયુનો નાશ કરનાર છે ઉપયોગ—**(૧) નાના બાળકના કૃમિ ઉપર:**—પિત્તપાપડો દૂધમા ઘસી પાવો કિંવા ચૂર્ણ કરી મધમા આપવુ અથવા પિત્તપાપડો અર્ધો કાચો શેકી મગની દાળ જેટલો ઘીમા આપવો **(૨) દાદર ઉપર:**—પિત્તપાપડો લીંબુના રસમા ઘસી ગરમ કરી લેપ કરવો. **(૩) વંધ્યા(વાંઝણી)ને ગર્ભ ધારણ થવા માટે:**—પિત્તપાપડાને બાળી તેની રાખ કરી તે રાખ પાણી સાથે પાવાથી સ્ત્રી ગર્ભિણી થાય છે **(૪) ગલગંડ ઉપર:**—ખાખરાના મૂળ ચોખાના ધોવરામણમા વાટી તેનો કાનની બાજુ પર અને કિનારી ઉપર લેપ કરવો. **(૫) અટકાવ (ઋતુસ્રાવ) બંધ થવા માટે:**—પિત્તપાપડો અને શેવંતીના ફૂલ પાણીમા અથવા ઘીમા ભક્ષણ કરવા અને કટકડીની પોટલી યોનિમા રાખવી; એટલે અટકાવ (ઋતુસ્રાવ) બધ થાય છે **(૬) પુરુષત્વ આવવા માટે:**—ખાખરાના મૂળને ચીરી તે નીચે રીઢું માટલું મૂકી ઉપર અગ્નિ કરવો, એટલે માટલામા અર્ક પડે છે, તે અર્ક ખાવાના પાનમા ચોપડીને તે પાનમા મરેઠીનુ ઝુડવુ એક મૂકી તે પાન ખાવુ, એટલે એક જ દિવસમા પુરુષત્વ આવશે. ઉતાર–ઓસગ કરવો **(૭) ખરજવા ઉપર:**—પિત્તપાપડો, હડતાલ અને વછનાગ, એ જૂના ઘીમા ઘસી તેનો લેપ કરવો. **(૮) કૃમિ ઉપર:**—ખાખરાના બી અને વાવડિંગ, એ ત્રણ ત્રણ માસા લઈ ચૂર્ણ કરવુ એ ચૂર્ણ ત્રણ માસા લીબુના રસમા અથવા મધમા નાખી ચાટવું. **(૯) પ્રમેહ ઉપર:**—ખાખરાના ફૂલ તોલા અઢી રાત્રે પાણીમા ભીજવી રાખીને સવારે તે ગાળેલા પાણીમા સરોખાર અર્ધો તોલો અને સાકર દોઢ તોલો નાખી તે પાણી પાવુ; અથવા ખાખરાના ફૂલનો કાઢો મધ નાખીને પાવો. **(૧૦) પગના સાંધા પકડાઈ ગયા હોય તે ઉપર:**—પલાશ-પાપડો મધમા વાટી લેપ કરવો. **(૧૧) બરોળના રોગ ઉપર:**—પલાશપાપડો ખરસાણીના રસમાં વાટી મરી જેવડી ગોળાઓ કરીને ખાવી, તેથી ઝાડો થશે. ઉતાર–ઘી અને ભાત અથવા ખાખરાના ફૂલ બાફી પેટ ઉપર ત્રણ દિવસ સુધી બાધવા. **(૧૨) બાળકોને ઓરી (શીતળા-ના ભેદની ઝીણી ફોલ્લીઓ) થઈ આવે છે તે ઉપર:**—પિત્તપાપડો લીમડાના રસમા ઘસી ચોપડવો. **(૧૩) કૃમિ ઉપર:**—ખાખરાના બી કચરીને ભીંજવી રાખવા અને પાણી ગાળી લઈ તેમા મધ નાખી આપવુ **(૧૪) વાળા ઉપર:**—ખાખરાના ફૂલ વાટીને ગોળમા સાત ગોળીઓ કરી રોજ એક ગોળી ખાવી **(૧૫) મૂત્રરેચન માટે તથા મૂત્રાઘાત ઉપર:**—ખાખરાના સુકા-યેલાં ફૂલ ૧૦ તોલા પર્યંત લઈ તે ધોવા અને તેમા થોડું પાણી નાખી ઉપર ઢાકણું દઈ તે ઢાક-ણામાં થોડુ પાણી રેડીને મંદ અગ્નિ ઉપર વરાળ આવે ત્યા સુધી બાફવા. પછી તે ફૂલ પીલી

---

રસમા વાટી શરીર ઉપર ચોપડવાથી ચામડી લાલ થાય છે અને ચળ મટે છે ડૉ૦ રોકસવર કહે છે કે, ફૂલનો રસ ગરમીથી વાટો કરી તેમા કટકડી નાખી રંગવાથી રેવચીના રંગથી પણ વધારે ચમત્કાર રંગ બને છે વળી તે કહે છે કે સૂકા ફૂલમાથી કાઢેલ સત્ત્વ તાજા ફૂલના જેવો ઉત્તમ નહિ નીકળે આ સત્ત્વ ઘણા દિવસ રાખવાથી બગડી જાય છે સુશ્રુતમા એને રક્તપિત્તનાશક તથા યોનિદોષનાશક માનેલ છે ગુંદ એકથી બે રતીની માત્રામા આપવાથી તે અતિસાર અને પીળા લોહીના ઝાડાને બધ કરે છે. બીજને વાટીને ચોપડવાથી દાદર જતી રહે છે જો મૂત્ર મુશ્કેલીથી ઊતરતુ હોય તો તે વખતે ફૂલને પાણીમા ઉકાળી શેક કરવાથી આરામ થાય છે આ ઝાડ ઉપરથી કેટલીક વખતે લાખ પણ મળી આવે છે એના મૂળની છાલ કાઢી ઘણા જ મજબૂત દોરડા બનાવે છે હોળી આદિ તહેવારોમા કેસૂડાનો રંગ છાટે છે ચરકમા પલાશ-પાપડાને ગ્રાહી, પુરીષગ્રહણ (મળ જાડો કરનાર) તથા વેદનાસ્થાપનકર્તા માનેલ છે અને સુશ્રુતમા એને યોનિદોષહર તથા શુક્રને શુદ્ધ કરનાર (વીર્યને શોધનાર) માનેલ છે

પિત્તપાપડાને આકડાના દૂધમા પલાળી છાયે સૂકવવો. આમ ૨૧ વખત કરી તેને શુદ્ધ કરી વાટી ગોળી કરી રાખેલ હોય અને તે પાણીમાં ઘસી વીંછીના ડંખ ઉપર ચોપડે તો વીંછી તરત ઊતરી જાય છે

તેમાથી જે પાણી આવે તે શક્તિ પ્રમાણે પાશેર પર્યંત ગાળી લઈ તેમા બે માસા પર્યંત સૂરોખાર નાખીને પ્રાશન કરવુ; અને બાકી જે પાણી રહે તેમા તે બાફેલા ફૂલ મેળવી પેટ પર બાધવા. **(૧૬) યોનિકંદ ઉપર :**—પિત્તપાપડો કચરીને કણકમા મેળવી હથેળી જેવડી પૂરી કરીને તે કંદ ઉપર બાધવી અને લંગોટી રાખવી; તેથી તે માસનો ગોળો ગળી જશે અથવા ખાખરાના ખારના યોગે કરી ઘૃત સિદ્ધ કરી તે પાવુ. **(૧૭) અતિસાર ઉપર :**—ખાખરાનો ગુંદ ૫ ચણોઠીભાર સાકર સાથે ખાવો **(૧૮) ઉધરસ તથા મુખરોગ ઉપર :**—ખાખરાના પાદડાના ડીંટા સાધારણ ચાવી મોઢામાં રાખીને તેનો દ્રવ (રસ) ગળતા જવુ; એટલે ઉધરસ તુરત જ દૂર થાય છે તથા **મુખરોગ** પણ દૂર થાય છે. **(૧૯) બગઈ વગેરે કાનમાં ગયું હોય તે ઉપર :**—ખાખરાના અંકુરોનો રસ કાનમા નાખવો. **(૨૦) સર્પના વિષ ઉપર :**—ખાખરાના મૂળ પાણીમા ઘસી પાવા અને લેપ કરવો. **(૨૧) મુખરોગ ઉપર :**—ખાખરાના પાદડાનુ ડીટડું ચાવી મોઢામા રાખવું.

**૧૯૦ ખાજકોલતી**—સં૦ વૃશ્ચિકા ધૂમ્રપુષ્પા. મ૦ ખાજકોલતી, વિંચુવા. હિં૦ બીછવા. બં૦ વિષામી, વિછૂટી. ક૦ ઇગુલે, માસસાહોત્ર, મુચિંગિડ તા૦ કાયચોરી. તૈ૦ કલગોદી. તુ૦ પચ્ચીરંગી મલા૦ કોતકૂવા. ગોમ૦ ખાજરકુલી. લા૦ ટ્રેગિયા ઈન્વ્હોલુક્રાટા.

ખાજકોલતીના છોડ નાનકડા હોય છે એ ચોમાસામા ઊગે છે. ખાજકોલતીના પાદડા મોટા હોય છે. એ પાદડા શરીરે લાગવાથી અતિશય આગ થાય છે એ પાદડા ઉપર બારીક ગુચ્છા આવે છે. એ પાંદડા કાળા રંગનાં હોય છે. **ગુણધર્મ**—સ્વેદલ અને મૂત્રલ ઉપયોગ—**(૧) કોલું (શિયાળ)ના વિષ ઉપર :**—ખાજકોલતીના મૂળ પાણીમા ઘસી પાવા. **(૨) વાળા ઉપર :**—ખાજકોલતીના મૂળ ગરમ પાણીમા ઘસી વાળા ઉપર લેપ કરવો વાળો બહાર આવવા લાગે એટલે દિવેટમા વીટાળવો પછી બીજે દિવસે જેટલો બહાર આવે તે ઉપર ખાજકોલતીનુ મૂળ ચારપાચ વાર ચોપડવુ. પછી તંતુ ઉપર વીંછીનો કાટો મારવો. એટલે તુરત બધો વાળો બહાર આવશે **(૩) દાદર ઉપર :**—ખાજકોલતીના મૂળ તુળસીના રસમા ઘસી ચોપડવા.

**૧૯૧ ખાટખટુંબા (ખારખટુંબા)**—સં૦ અમ્લા, અમ્લપર્ણી, અત્યમ્લપર્ણી. મ૦ ઓબટ-વેલ, કડમોડી, કડમડવેલ. હિં૦ રામચના, ગીદડદાખ. ક૦ હેગોલી. લા. વાઈટીસ કાર્નોસા.

ચોમાસામાં આ વેલાના કંદને અંકુર ફૂટે છે. એ વેલ ધોળી હોઈ કિંચિત્ ડાંગરના કુમળા અંકુરો જેવી દેખાય છે. એનાં પાદડા ઘણા જ જાડા હોય છે. એની ભાજી અતિશય ખાટી હોય છે. એની ખટાશ આમલી કરતાં પણ વધારે હોય છે. સારક, અગ્નિદીપ અને મદને હરનારી છે *

**૧૯૨ ખાટી લૂણી**—સં૦ ચોગેરી, ક્ષુદ્રામ્લિકા, ક્ષુદ્રામ્લા, મ૦ આબવતી. આબટી. હિં૦ અંબાટી, અરૂલ. અમ્લિલોના, બ૦ અમરૂલ. ક૦ પુલુબુણિસે, નિરૂગોલી તૈ૦ પુલિચિંતા, પુલ્લા-ચેચલિ ફા૦ તુર્શ ખુરાસાની અ૦ હામેન્ન તા૦ પુલિયા કિરિ, પુલયારાઈ. મલા૦ પુળિયારલ. ગો૦ તેલતુપ્પિ. લા૦ ઍાકસેલિસ કોર્નિક્યુલેટા ઈં૦ ઈંડિયન સોરેલ

**ખાટી લૂણી** ભીનાશવાળી જમીનમા ઉનાળાના દિવસોમા ઊગે છે, એને આબેલા (મ૦ અંબોતી) એવું નામ પણ આપેલુ છે. આનાં છોતરા જમીન ઉપર વેલાની માફક ફેલાય છે એના પાદડા આમલી પ્રમાણે ખાટા લાગે છે તેના ઉપર ભાલા જેવા અણીદાર અને લાબા ફળો આવે છે. ઉપયોગ **(૧) અફીણ ઉપર :**—ખાટી લૂણીનો રસ આપવો **(૨) પિત્તથી મસ્તક ભારે થાય છે તે ઉપર :**—ખાટી લૂણીના છોડવા બારીક વાટી, તે ગોળો ઠંડા પાણીમા કાલવી ઊભરો આવે ત્યા સુધી ઉકાળી, તે પછી તેમા ધોળી ડુંગળીનો રસ નાખવો. ઠંડુ થયે માથે લેપ

---

* ખાટખટુંબાની મોટી વેલ થાય છે પાદડા એક ડાડલીમા પાચ પાચ હોય છે ફળ ઝુમખામા આવે છે એના મૂળની સાથે નાનીમોટી સંખ્યાબંધ ગાઠો લાગેલી હોય છે એ ગાઠો ઘસીને ચોપડવાથી સાપના ઝેરનો સોજો તુરત ઊતરી જાય છે મંત્રની ઉજણીની માફક શરીર ઉપર એ ગાઠ ફેરવવાથી વીંછીનુ ઝેર ડંખમા આવે છે અને એ જ ગાઠ પાણીમા ઘસી ડંખ ઉપર ચોપડવાથી ડંખમાથી પણ ઊતરી જાય છે, એવો મહાન ચમત્કાર એ ગાઠોમાં રહેલો છે. એ ગાઠોને ખાટખટુંબાની ગોટલી કહે છે

કરવો અને એ જ ઔષધ થોડું તાળવા ઉપર ચોળવું. એથી એનો તુરત ગુણ થાય છે. ચોપડેલો લેપ સુકાતા જ માથાનો ભાર ઊતરશે (૩) **શીતપિત્ત (શરીર ઉપર પિત્તનાં લાલ ચાઠાં ઊઠે છે તે) ઉપર :**—ખાટી લૂણીના પાદડાનો રસ કાઢી તેમાં મરીનો ભૂકો અને ઊનું કરેલું ઘી નાખી શરીર ઉપર ચોપડવુ. (૪) **દાહ ઉપર :**—ખાટી લૂણીના પાલાના રસનો શરીરે લેપ કરવો

૧૭૩ **ખિલખિલા**—આ ઝાડ શુમારે માથોડું ઊંચું વધે છે એના પાદડા મીઠા લીમડાનાં પાદડાં જેવા હોય છે. પાદડાનો રંગ ગાઢ લીલો હોય છે ખિલખિલાનાં ઝાડ વિશેષ કરી ડુંગરાળ પ્રદેશમા ઉત્પન્ન થાય છે. કોકણમા એની ઉત્પત્તિ ઘણી થાય છે. ઉપયોગ—(૧) **મહારોગ અને ભૂતબાધા ઉપર :**—ખિલખિલાના પાદડાની શરીરે ધૂણી આપવી

૧૭૪ **ખીજડો (સમડી)**—સ૦ મ૦ શમી દે૦ સવદંડ. વ૦ સોંદડ. બં૦ શાઈબાબલા ક૦બન્ની. તૈ૦ શમીચિટ્ટુ, નખીચિટ્ટુ ઇં૦ સ્પંજ ટ્રી, લા૦ પ્રોસોપિસ સ્પિસીજેરા હિં૦ છોકર, સફેદ કીકર.

**ખીજડાને** 'શમી' પણ કહે છે શમીના ઝાડ મોટા થાય છે. શમીના પાદડા આમલીનાં પાદડા જેવા હોય છે શમી એક હવનીય દ્રવ્ય છે. વિજયાદશમીને દિવસે શમીપૂજન કરવાનો પ્રચાર છે. **ખીજડો**×—તૂરો, રુક્ષ, શીતળ, લઘુ, કડવો, તીખો તથા રેચક છે, અને રક્તપિત્ત, અતિસાર, કોઢ, અર્શ, દમ, ઉધરસ, કફ, ભ્રમ, કૃમિ, કંપ તથા શ્રમનો નાશ કરે છે. **એનાં ફળો** તીક્ષ્ણ, પિત્તકર, મેધાકારક, ગુરુ, સ્વાદુ, રુક્ષ, ઉષ્ણ તથા કેશનાશક છે. **ખીજડી**—(બેઠી ખીજડી. સ લઘુશમી. મ૦ લઘુશમી, ઍરી. હિં૦ છોટીસમી ક૦ કાડવન્નિ)—તૂરી, રુક્ષ, શીત તથા લઘુ છે અને રક્તપિત્ત, અતિસાર, અર્શ, કોઢ, શ્વાસ, કફ તથા શ્વેત કોઢનો નાશ કરે છે. **એના ફળો**—ગુરુ, સ્વાદુ રુક્ષ, પિત્તલ, મેધાકારક તથા ઉષ્ણ છે; અને વ્રણ, કેશ તથા કંડુના નાશક છે. ઉપયોગ—(૧) **ખરજવા ઉપર :**—ખીજડાનો પાલો (પાદડા) ગાયના દહીં મા વાટી લેપ કરવો. (૨) **નખદત વિષ ઉપર :**—ખીજડો, કડવો લીમડો અને વડ, એની છાલ વાટી લેપ કરવો. (૩) **પ્રમેહ અને ગર્ભિણીના પ્રદર ઉપર :**—ખીજડાના કુમળા તોરા ૧ તોલો લઈ તેમા ત્રણ માસા જીરું મિશ્ર કરી બારીક વાટવુ અને ગાયનુ તાજુ દૂધ પાશેર લઈ તેમાં કઢવી કપડાથી ગાળી લેવુ પછી તેમા ધોળા જાસૂદીનાં ફૂલ અર્ધો તોલો ઘસી સાકરની ભૂકી ૨ તોલા પર્યંત નાખી દરરોજ પ્રાત કાળે એક વાર, એ પ્રમાણે સાત કિંવા ચૌદ દિવસ (ગુણ આવતાં) સુધી આપવુ (૪) **ધાતુસ્થાનની ગરમી ઉપર :**—ખીજડાના કુમળા તોરા અને દેવબાવળિયાના કુમળા તોરા સમભાગે લઈ એકત્ર કરી તેમા થોડું જીરું નાખી બારીક વાટવુ; અને ગાયનુ તાજું દૂધ પાશેર લઈ તેમા મેળવી તે દૂધ ગાળી તેમા સાકરની ભૂકી ૨ તોલા પર્યંત નાખી પાવું. (૫) **મૂત્રકૃચ્છ્ર ઉપર :**—ખીજડાના તોરા ગાયના દૂધમા વાટી તેમા જીરાની ભૂકી અને ખાંડ નાખી પાવુ (૬) **મૂત્રમાં ધાતુ અથવા ખર પડતું હોય તો તે ઉપર :**—ખીજડાનો તોરાનો રસ ગાયના દૂધમા કાઢી જીરું અને સાકર નાખી પાવો. (૭) **ગરમી ઉપર :**—ખીજડાના તોરાનો અથવા પાદડાનો રસ જીરુ અને સાકર નાખી ૧૪ દિવસ પાવો.

૧૭૫ **ખુરાસાની અજમો**—સ૦ ખુરસાની, યવાની–યાવની. મ૦ ખુરાસની ઓવા. હિ૦ ખુરાસાની અજવાઈન બ૦ ખુરાશાની યોયાન. તૈ૦ ખુરાસાણીવસુ. તા૦ ઓરસમી એ નામ, શિટામુટ્ટી. કા૦ બગ, તુખ્મેબંજે અ૦ વજરલબજ, અખીદ શીકરાન ઇ હેનબેન લા૦ હાયોસાયમસ રેટિક્યુલેટસ (ખુરાસાનની જાતિ), હાયોસાયમસ નાઈગર (હિમાલયની જાતિ–હિંદી બઝરલ)

× ખીજડાની સિંગોને સાંગરીઓ કહે છે અને બાફીને એનું શાક અને કઢી કરે છે વળી એની ગૂકવણી કરી રાખી ગમે ત્યારે શાક અને કઢી કરી શકાય છે એ ઝાડ ઉપર જ સુકાઈ ગયેલી પાકી ફળીને ખોખા કહે છે તેને બાળકો સ્વાદથી વીણી ખાય છે ખીજડાના પાદડાનો રસ સાપના ઝેરને ઉતારવાનો એક ચમત્કારિક રામબાણ ઉપાય છે, એમ અમને એક મહાત્માનુ ફરમાન છે આશા છે કે, એને કોઈ પણ અજમાવી ખાતરી કરશે જૂની સાંગરીઓ બાફીને ઝીણી વાટી પુનઃ ગરમ કરી ગૂમડા ઉપર બાંધવાથી એને પકવી ફોડે છે.

'ખુરાસાની અજમો' એ પર્શિયા દેશ માહેના ખુરાસાન અને યમાન પ્રાતમા પાકે છે; તે ઉપરથી એનુ એવુ નામ પડેલુ છે. એ બીજ ચપટા અને બારીક હોય છે. એ બીજ અજમાના જેટલા તીખા ન હોતા કિંચિત્ તીખા હોય છે. એ બીજ પર્શિયામાથી અહી આવે છે. એનો વૈદકમા ઘણો જ ઉપયોગ કહેલો છે

ખુરાસાની અજમાના છોડ ધતૂરા, તમાકુ ઇત્યાદિ જાતના હોઈ તીવ્ર વિષારી છે ડૉક્ટર લોકોએ એના પાંદડા અને બિયાની પરીક્ષા અને શોધ અનેક પ્રકારે કરેલી છે; અને તેમાથી તેઓ અનેક ઔષધો બનાવે છે. ખુરાસાની અજમાના છોડમાથી નિષ્કર્ષ અને મદ્યાર્ક (ટિન્કચર) તૈયાર કરે છે તેમાથી નિષ્કર્ષ કાઢવા માટે પાદડાનો અને ફૂલોના તોરાનો ઉપયોગ કરે છે વર્ષાયુ રોપા કરતા દ્વિવાર્ષિક ગેપામાથી હાયોસાયમિન નામનુ સત્ત્વ વધારે નીકળે છે એમ રસાયનશાસ્ત્રવેત્તાઓએ પ્રયોગ કરીને ઠરાવેલ છે ખુરાસાની અજમાના રોપમાથી એક સ્ફટિકરૂપી સત્ત્વ નીકળે છે તેને 'હાયોસાયમિન' એ નામ આપેલુ છે બીજુ સત્ત્વ નીકળે છે તેને 'હાયોસીન' કહે છે. એ 'હાયોસાયમિન' કરતા પાચગણું તીવ્ર છે એટલે કાળજીથી વાપરવુ જોઈએ ખુરાસાની અજમાનાં પાદડા કરતા બિયામા ઔષધિક તીવ્રતા વધારે છે. બીજ માદક, વ્યવાયી અને પીડાશામક છે. તેના સત્ત્વમા આ ગુણ બિયા કરતા વધારે પ્રમાણથી છે વાતોન્માદ (મ૦ વેડ), ખંજવાયુ (લૂલાપણુ), કંપવાયુ અને અપસ્માર(મૃગી)થી થયેલો વાયુ, આ રોગો ઉપર હાયોસાયમિન સત્ત્વ ઘણુ જ સારુ ચાલે છે આ સત્ત્વ 'ગ્લિસરીન' વરાળના પાણી સાથે મસળી, તેમા અલ્પ પ્રમાણથી, તેના દ્રાવણની થર નહિ આવવાને માટે 'કાર્બોલિક' અમ્લ એ મિશ્રણમા નાખી, મિશ્રણના ચાર ટીપા ડૉક્ટર લોકો પિચકારીથી ચામડીની અંદર નાખે છે સત્ત્વ આપવાનું પ્રમાણ ઘણું જ સૂક્ષ્મ છે એ ગ્રેનના સોમા ભાગથી એક ગ્રેનના પચાસમા ભાગ સુધી આપવુ. 'હાયોસાયમિ' સત્ત્વ આલ્કલોઈડ (ક્ષારીય) પ્રકૃતિનુ છે તેના સ્ફટિક જેવા સફેદ રંગના રવા (દાણા) બને છે. આરંભમા આ સત્ત્વ ખુરાસાની અજમામાથી જ કાઢતા હતા. પરંતુ હાલ 'સ્કોપોલિયા' જાતની વનસ્પતિમાથી પણ જર્મન રસાયનશાસ્ત્રીઓ કાઢે છે. એ ધતૂરામા પણ છે

ખુરાસાની અજમો અડધો ડ્રામ (૨ માસા), ૧ ડ્રામ ખસખસના જીંડવાની છાલ, મધ અને પાણી સાથે આપવાથી શરદી, વાયુ વગેરે રોગો સારા થાય છે બીજ વાટી આપવાથી ઝોકા આવે છે. ખુરાસાની અજમાની ક્રિયા અફીણ અને ડોક્ટરોનુ 'બેલાડોના' નામનુ ઔષધ આ બંનેની ક્રિયાની મધ્યવર્તી છે. ખુરાસાની અજમાના પાદડામાથી કાઢેલ મદ્યાર્ક (ટિન્કચર)નો ઉપયોગ પેશાબની બળતરા કમી કરવાને આપે છે. ઊંઘ ન આવતી હોય તો તે લાવવા માટે અને માનસિક ભ્રમ થયેલ હોય તો ખુરાસાની અજમાના પાદડાનો અર્ક ઠીક ઉપયોગી થાય છે આપવાની માત્રા (પ્રમાણ) એક ગ્રેનનો આઠમો ભાગ એટલે તોલાનો ૧૪૪૦મો ભાગ છે વાતોન્માદ (વેડ) થયેલા મનુષ્યને રાત્રિની વખતે આ સત્ત્વનો પાણીમા દ્રાવ તૈયાર કરી તેની પિચકારી આપવી. યુનાની હકીમો ખુરાસાની અજમાના બીજ પાતળા ડામર સાથે મસળી તેમા ૩ ભીંજવી દાતના શૂળ (દુખાવા) ઉપર લગાવે છે, અથવા તે એરંડાના તેલ સાથે મસળી તેમા ૩ ભીંજવી તે દાતના કોતરમા રાખે છે એથી દુખાવો શાત થાય છે એના અર્કનુ ટીપુ આખના પોપચાને ચોપડવાથી આખો દુખતી બંધ થાય છે આખોની બાહુલી ફેલાવવા માટે એના અર્કનો સારો ઉપયોગ થાય છે એના પાદડાનો રસ અથવા અર્ક જવના લોટમા મેળવીને તેની પોટીસ બાધવાથી શૂળ અને દાહ બંધ થાય છે. ખુરાસાની અજમાના બીજ ઘોડીના દૂધમા વાટીને ભેંસનાં ચામડા ઉપર લેપ કરીને તે ગર્ભવતી સ્ત્રીઓના પેટ ઉપર બાધવાથી ગર્ભનો નાશ થાય છે, એવી કહેવત કાબુલમા આજ સુધી ચાલતી આવે છે. આ ઉપરથી ખુરાસાની અજમાની તીવ્રતાની કલ્પના કરી શકાય છે. એનાથી બનનારા ઔષધ (મદ્યાર્ક-સત્ત્વ વગેરે) તૈયાર કરવા માટે હિંદુસ્તાનના લોકો વિશેષ લક્ષ્ય આપતા નહિ હોવાથી તેની આવક યુરોપખંડમા પુષ્કળ થાય છે **ખુરાસાની અજમો**—તીખો, રુક્ષ, પાચક, ગ્રાહક, ઉષ્ણ, માદક, ગુરુ, વાતકર અને કફનાશક છે બીજા ગુણ અજમાના જેવા જ

છે ઉપયોગ—(૧) **વિષમજ્વર ઉપર:**—ત્રણ માસા ખુરાસાની અજમો અને નવ માસા જેઠીમધ, એનો કાઢો કરી તાવ આવતા પહેલા તે પીવો.+

**૧૭૬ ખેર**—સ૦ ખદિર. મ૦ હિ૦ ખૈર ક૦ ખૈર, તરેકન્ગલી. તૈ૦ ખાસુ, ખદિરમુ મલા૦ કરનિલિ તુ૦ કાચુ તા૦ વેડાલે. લા૦ એકસિઆ કેટેચ્યુ ×

---

+ ડૉક્ટર દેસાઈના મતમા ખુરાસાની અજમો વેદનાસ્થાપન, નિદ્રા લાવવાવાળો, સંકોચવિકાસ પ્રતિબંધક, શામક અને કાંઈક મૂત્રલ છે થોડી માત્રામા હૃદયશામક અને બલ્ય છે વધારે પ્રમાણમા હૃદયને અહિતકારક છે આની શામક ક્રિયા મગજ, મૂત્રાશય, ગર્ભાશય આદિ જનનયંત્ર અને આતરડા ઉપર વધારે થાય છે આ બિલકુલ નિશ્ચિત નિદ્રા લાવનાર છે આનાથી કલાકોના કલાક સારી ગાઢ નિદ્રા આવે છે. આવી સ્વાપજનક અને વેદનાસ્થાપક બીજી ઔષધિ અફીણ છે પણ જેને અફીણ આપી ન શકાય એવા ઠેકાણે ખુરાસાની અજમો આપી શકાય છે અફીણથી કબજિયાત થાય છે એ કોઈ કોઈ વખતે કેફ લાવે છે એની ક્રિયા શરીરમાના બધા અવયવો પર સમાન થાય છે. ત્યારે ખુરાસાની અજમાથી કબજિયાત થતી નથી ઊલટો દસ્ત સાફ આવે છે આતરડા પર શામક અસર પહોચાડે છે અને કેફ લાવતો નથી આની ક્રિયા મગજ અને મૂત્રેંદ્રિય પર નિયમિત થાય છે સિવાય આ બહુ જ સસ્તો છે ખુરાસાની અજમાના જેવો ધતૂરો છે પણ ધતૂરાના કરતા આ ઔષધિ શ્રેષ્ઠ છે, કારણ કે ધતૂરાથી કેફ ચડે છે અને ભ્રમ થાય છે ખુરાસાની અજમાથી પ્રારંભમા ભ્રમ થતો નથી અને બધા સ્નાયુઓને શાત કરે છે, મનને પણ શાત કરે છે, એટલે ગાઢ નિદ્રા આવે છે ધતૂરાથી આવેલી નિદ્રા એવી સારી હોતી નથી

**માત્રા**—પાનનુ ચૂર્ણ રથી ૫ રતી બીજનુ ચૂર્ણ રથી ૫ રતી દારૂની સાથે પ્રારંભમા માત્રા ઓછી આપવી, પછી જરૂર જેટલી વધારવી આ નાના બાળકોને બહુ જ અનુકૂળ છે વૃદ્ધોને અનુકૂળ નથી તેઓને થોડી માત્રામા આપવા છતા કેફ ચડે છે

**ઉપયોગ**—મગજનો સંતાપપ્રધાન રોગ-નવો ઉન્માદ, મસ્તકના આવરણનો સોજો વગેરેમાં ખુરાસાની અજમો આપવાથી સારી નિદ્રા આવે છે આવા રોગમા અફીણ આપી શકાતુ નથી કારણ અફીણથી પહેલા થોડી ઉત્તેજના આવે છે તથા મગજની ક્રિયા બરાબર શાત થતી નથી જીર્ણ ઉન્માદમા રોગી એકદમ ભડકી ઊઠે છે અને નાસભાગ કરે છે એવે વખતે ખુરાસાની અજમો કાઈક મોટી માત્રામા આપવાથી રોગનુ બળ એકદમ ઘટી જાય છે કોઈ પણ કારણથી થયેલ માનસિક અસ્વસ્થતા અને નિદ્રાભંગ પર ખુરાસાની અજમો, એ જ ખરુ ઔષધ છે કંપપ્રધાન રોગ પર આનાથી બહુ જ સારો લાભ થાય છે સુવાવડીનો વાયુ ઓછો કરાવવા માટે આના જેવુ બીજુ ઔષધ નથી

ખુરાસાની અજમાનો કાઢ યા પાનનો સ્વરસ આખમા નાખવાથી ડોળો પહોળો થાય છે નેત્રપટલના શોથમા આ ઔષધિ આખમા નાખવાથી તે ભાગનો સોજો ઓછો થઈ જાય છે, વેદના ઓછી થાય છે અને ઉપરનો પડદો નીચેના પટલને ચોટી જતો નથી. ખુરાસાની અજમાની મૂત્રેંદ્રિયની શ્લેષ્મલ ત્વચા પર પ્રત્યક્ષ શામક ક્રિયા થાય છે વારવાર થોડો થોડો પેશાબ થવો, બસ્તિશોથ અને પથરી થનારો બસ્તિદાહ, એ બધાના ઉપર ખુરાસાની અજમો ઉત્તમ ગુણકારક છે આ રોગોમા માત્રા પૂર્ણ આપવી વળી એની સાથે, જવખાર, કાળીપાટ અને ગળો આપી શકાય છે જનનેંદ્રિય પર આની ક્રિયા શામક થાય છે પીડિતાર્તવ, અત્યાર્તવ અને અનિયમિત આર્તવમા આનો સારો ઉપયોગ થાય છે જલદી શુક્રપાત અને સ્વપ્નાવસ્થા તથા અત્યંત કામવાસનાની ઉપર પણ ઉત્તમ લાભ પહોચાડે છે હૃદય પર શામક અસર પહોચાડે છે એટલે હૃદયનુ વધારે ધડકવુ, હૃદયશૂળ, હૃદયાવરણના જીર્ણ રોગથી ઉત્પન્ન થતો શ્વાસ, એ બધા પર ખુરાસાની અજમો લાભ પહોચાડે છે સૂકી ઉધરસ અને કફમા લોહી પડવુ અને દમ ઉપર પણ હિતકારક છે કોઈ પણ ઔષધિસેવનથી મરડો અને ઉદરશૂલ ઉત્પન્ન થાય તો તેના ઉપર ખુરાસાની અજમો અપાય છે સોજો વેદનાવાળો હોય તો તે ઉપર ખુરાસાની અજમાને દારૂમા વાટીને લેપ કરાય છે. સીનશોથ, અંડકોષ સોથ, નેત્રની વેદના, હરસના મસા, દુષ્ટ વ્રણની ગાઠ અને આમવાતમા આ લેપથી સારો લાભ પહોચે છે દાતની પોલમા ખુરાસાની અજમાનુ બી વાટીને રાખવાથી વેદના ઓછી થઈ જાય છે ગર્ભાશયની વેદનામા બીજના ચૂર્ણની પોટલી કરી યોનિમા રખાવાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

× ખેર ધોળો, રાતો અને દુર્ગંધ, એમ ત્રણ જાતનો છે ખેરના લાકડાનો યજ્ઞના સાહિત્યમા સ્રુવ આદિ કરવામા ઉપયોગ થાય છે મદનપાલ નિઘંટુમા લખે છે, કે આ ઝાડની અત્યંત રંગની લાકડી અને કાચી ફળીઓમાથી ઉકાળીને સત્ત્વ કાઢે છે, એને કાથો કહે છે કરિયાતાને પાણીમા ભીજવી રાખી તે પાણીમા ૧૦-૧૨ ગ્રેન કાથો નાખીને ઘણા દિવસના આતરે આવનાર તાવની બીમારીમા આપવાથી

ખેર અરણ્યવૃક્ષ છે. સહ્યાદ્રિના નીચેના પ્રદેશમા એના વન ઘણાં છે. એને બારીક અને કઠિન કાટા હોય છે. એના પાદડા ખીજડાના પાદડા જેવા હોય છે. ખેરનુ લાકડુ ઇમારતના કામમા ઘણુ ઉપયોગી છે. ખેરના ઝાડમાથી કાથો ઉત્પન્ન થાય છે. એનુ લાકડુ માટીમા કેટલા-એક વર્ષ રહે તોપણ કહોવાતુ નથી. ખેરના લાકડાની વળીઓ, સોટીઓ, તંબુની મેખો વગેરે બનાવે છે, ખેરના લાકડાનો ગાભો ઘણો કઠિન હોય છે, માટે સુતાર તથા લુહાર લોકો તેમના હથિયારના હાથા કરવામા તેનો ઉપયોગ કરે છે શેરડીનો રસ કાઢવાને મજબૂત કોલ પણ તેનો જ બનાવે છે. **ખેરમાંથી કાથો બનાવવાની રીત એવી છે કે,** જૂનો થયેલો સારો ખેર જોઈ તે કાપે છે. પછી એના ઉપરની છાલ કાઢી નાખે છે અને મધ્યના ગાભાના બારીક કકડા કરી એક વાસણમા ભરે છે પછી ભઠ્ઠી સળગાવી તેને ઉકાળી ઠરતુ રાખવાથી વાસણમા ભરેલો કાથો ઠરેલો હોય છે તેની વડીઓ કરે છે. ઇમારત વગેરે બાધે છે ત્યારે કાથાનુ પાણી કરી તે પાણી અથવા ખેરનુ લીલુ લાકડુ છાલ સાથે બારીક કાપી બાફી અર્ક કાઢી તે અર્ક ચૂનો કર્યો હોય તેમા નાખવાથી ચૂનાને એટલી મજબૂતી આવે છે કે તોપનો ગોળો પણ તેના ઉપર એકાએક લાગુ થતો નથી. **ખેર**—પાચક, શીત, રસકાળે કડવો, તૂરો, રક્તશુદ્ધિકારક તથા દાતને હિતાવહ છે અને કફ, પિત્ત, કૃમિ, વ્રણ, કોઢ, કંડૂ, તાવ, સોજો, ઉધરસ, મેદ, પ્રમેહ, આમ, અરુચિ, પાડુ અને રક્તકોપનો નાશ કરે છે **ખેરનો ગુંદર**—મધુર, બલકર તથા ધાતુવર્ધક છે. **ખેરનો સાર**—વ્રણ્ય તથા વિશદ છે; અને રક્તદોષ, કફ તથા મુખરોગનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ઉપદંશ (ગરમી) ઉપર:**—ખેર અને અસાણાનો કાઢો, ત્રિફળાનુ ચૂર્ણ નાખી પ્રાશનાર્થ આપવો એટલે સર્વ પ્રકારનો ઉપદંશ રોગ જાય છે. **૨) કોઢ રોગ ઉપર:**—ખેરના પચાગ (મૂળ, પાન, ફૂલ, છાલ અને ફળ) કાઢો કરી રાખવો, અને તેનાથી સ્નાન, પાન, ભોજન અને લેપ કરવો એટલે સર્વ કોઢ દૂર થાય છે, તેમ જ કોઢ ઉપર ખેરનો કાથો ઘસી ચોપડવો **(૩) ભગંદર ઉપર:**—ખેરછાલ અને ત્રિફળાનો કાઢો કરી તેમા ભેસનુ ઘી અને વાવડિંગનુ ચૂર્ણ નાખી પાવુ. **(૪) સોમલના વિષ ઉપર:**—ગાયના દૂધમા કાથો ઘસી પાવો **(૫) બાળકોને સુબારકી રોગ થાય છે તે ઉપર:**—એ રોગના લક્ષણો એવા છે કે, અજીર્ણ થઈ પેટમા દૂષિત મળની ગાઠ થઈ પાસળીઓ ઊપડેલી લાગે છે. ગાલ ઉપર સોજાની છાયા જણાય છે, પેટ ફૂલેલુ જણાય છે, મૂત્ર પીળુ થાય અને શક્તિ ક્ષીણ થઈ જાય છે એ ઉપર ખેરની અતરછાલ શુમારે ત્રણ માસા પર્યંત

---

બહુ જ ઉત્તમ અસર કરે છે રુધિરના વિકારથી દાતના પારામાથી લોહી નીકળતુ હોય તો કાથાને પારા ઉપર ચોળવો તથા ખાવા આપવો, તેથી અત્યત ફાયદો થાય છે ડૉ૦ એમ રોસના કહે છે, કે ઘણા જ દુષ્ટ નાસૂર અને કોઢના ડાઘા ઉપર કાથાને બારીક વાટી બીજા પદાર્થોની સાથે મલમમા મેળવી ચોળવાથી ઘા જલદી રુઝાઈ જાય છે ચરકમા લખ્યુ છે કે, ખેરની છાલ કોઢનાશક છે, તેમ જ સુશ્રુતમા તેને મેદહર, કુષ્ઠનાશક અને મેદને શોષણકર્તા માનેલ છે એ ગ્રથોમા કાથાને સ્તભક માનેલ છે પાદડાનો ક્વાથ કરીને આપવાથી મૂત્રસ્થાનના રોગનો નાશ થાય છે અને રુધિર શુદ્ધ થાય છે હિંદુસ્તાની લોકો કાથાને ઠડો, ગ્રાહી અને પાચક માને છે તથા ગળાના અદરના રોગોમા, મોઢાની ગરમી, ફૂલેલા દાતના પારા, ખાસી, ઝાડા અને શૂળના રોગમા ઉપયોગી માને છે જૂના નાસૂર, ફોડા અને ગાઠ ઉપર, એને વાટી લેપ કરે છે કાથાને બીજી દવાઓની સાથે મેળવીને આપવા શાર્ઙ્ગધર, ચક્રદત્ત અને ભૈષજ્યરત્નાવલિ આદિ ગ્રંથોમા ઘણા પ્રયોગો કહેલ છે મુસલમાની ગ્રથોમા પણ કાથામા ઉપર કહેલ બધા ગુણો માનેલ છે ખેરના લાકડાના જૂના ગરભમાથી નાના નાના ટુકડા અને લાકડીના લાલ ટુકડા મળી આવે છે, એને ખેરસાર કહે છે ખેરસારનો સ્વાદ મીઠો અને કસેલો છે દેશી દવાઓમા અને છાતીના રોગોમા એને અત્યત કિંમતી માનેલ છે એનાથી કફ જુદો થઈ નીકળે છે કાથો અને હીગબોળ-એ બેમા એકત્ર કરેલ પ્રયોગને કાથબોળ કહે છે. એ પ્રસૂતિ થયા પછી સ્ત્રીઓને કૌવત આવવા માટે તથા સ્તનમા દૂધ વધારવા માટે અપાય છે

રુઝ લાવનાર અનેક મલમોમા કાથો વાપરવાની ઘણાક વૈદો અને સાધારણ મનુષ્યોની પણ પરિપાટી જોવામા આવે છે કોઈ પણ પ્રયોગથી ગમે તેવો દુર્ઘટ અપાયેલ રેચ ન વળતો હોય તો અર્ધા તોલા સુધી કાથો વાટી પાણીમા મેળવી બેધડક રીતે આપવુ રેચ વાળવાનો આ છેલ્લામા છેલ્લો પ્રયોગ મનાય છે ધોળા ખેરમાથી બનાવેલ કાથાને કેવળિયો કાથો કહે છે અને એ સર્વથી ઉત્તમ મનાય છે

ગાયના દૂધમા ઘસી, તેમા અર્ધા અડદ જેટલુ ગોરોચન ઘસી પ્રત્યેક પ્રાતઃકાળે એક વખત પ્રમાણે ત્રણ દિવસ આપવુ. **(૬) તિડીક (તણુખિયા) પ્રમેહ ઉપર:**—ખેર, બાવળ અને ખીજડો, એ ત્રણે ઝાડોના કુમળા તોરા (અંકુર) એક તોલા પર્યંત સમભાગે મિશ્ર કરી ગાયના તાજા દૂધમા વાટી શુમારે ૫ તોલા પર્યંત રસ કાઢી, તેમા જીરાની ભૂકી ચાર ગુંજાભાર અને સાકરની ભૂકી અર્ધો તોલો નાખી, દરરોજ બે વખત એ પ્રમાણે ૭ દિવસ પાવુ **(૭) તોફાની થયેલો ઘોડો સારો થવા માટે:**—તેને રોજ ૫ તોલા કાથો આપવો **(૮) માણસને થાક લાગ્યો હોય તો:**—ખેરની છાલનો રસ હિંગ નાખી પાવો **(૯) પ્રમેહ અને ઉનવા ઉપર:**—ખેરના અંકુર ૪ પૈસાભાર અને જીરુ ૧ પૈસાભાર લઈ વાટી ગાયના દૂધમા મેળવી વસ્ત્રગાળ કરી તેમા સાકર નાખી તે આપવુ. આ ઔષધ બે વખત આપવુ **(૧૦) ઉધરસ ઉપર:**—ખેરની અંતગ્છાલ ૪ ભાગ, બહેડાદળ ૨ ભાગ અને લવંગ ૧ ભાગ લઈ તેનુ ચૂર્ણ કરી તે મધમા આપવુ. **(૧૧) કાન પાકયો હોય તે ઉપર:**—ધોળા કાથાની વસ્ત્રગાળ ભૂકી કરી ગરમ પાણીમા કાલવવી અને તેની પિચકારી જેવી સેર કાનમા પાડવી પછી કાન સ્વચ્છ ધોવો **(૧૨) પિત્તવિકાર ઉપર:**—ખેરના કુમળા તોરા ૧ તોલો લઈ તેમા ત્રણ માસા સૂંઠ નાખી બારીક વાટી, તે ગોળી ગાયના તાજા દૂધમા કાલવી પ્રતિ દિવસ પ્રાતઃકાળે એ પ્રમાણે ત્રણ દિવસ આપવી **(૧૩) કોઢ ઉપર:**—ખેરની છાલ અને આમળાનો કાઢો, બાવચાનુ ચૂર્ણ નાખી પાવો એટલે શ્વેત કોઢ દૂર થાય છે.

**૧૭૭ ખેરવેલ**—સ૦ આરી, આરિ મ૦ આરાટી, વેલ્યાખૈર હિ૦ વલ્લીખદીર, મટ્ટિકકન. ક૦ સીગુરી લા૦ અકેસિયા પિનેટા.

**ખેરવેલની** વેલ કાટાવાળી હોય છે. તે વેલની માફક પ્રસરે છે. એનુ વલ્લીખદિર એવું સંસ્કૃત અને આરાટી એવુ મરાઠી નામ છે. ખેરના ઝાડ જેવા એના પણ પાદડા હોય છે એની ફળી ચપટી લીલા રંગની અને ફૂલ તંતુવાળા બાવળના જેવા થાય છે ખેરવેલનો વાડ કરવા માટે ઉપયોગ થાય છે **ખેરવેલ**—કડવી, તૂરી, તીખી, ઉષ્ણ, રસકાળે અને પાકકાળે ખાટી તથા રક્તકોપન છે એ વાયુ, ઉધરસ અને પિત્તરોગનો નાશ કરે છે બાળકોના લીલા રંગના પાતળા ઝાડાઓ ઉપર પાનનો રસ અપાય છે દાતોમાથી લોહી પડતુ હોય, તો પાન ચવરાવાય છે અને પેશાબમા બળતરા થતી હોય તો ખેરવેલના પાન અને જીરાને વાટી સાકરવાળા દૂધની સાથે અપાય છે.

**૧૭૮ ખોરેતી**—સં૦ ફાલ્ગુ મ૦ ખોરેતી, ખરવત બ૦ કાકડુમુંર હિ૦ કાલ ઉમર. ક૦ ગરગસ. તે૦ ખરકર્ણુંય કો૦ ખરવત તા૦ સરગતિમરમ તુ૦ પાજેવુ. મલા૦ પારીમ્ લે૦ ફાઈકસ એસ્પરિમા એ ઝાડ ઘણેક ઠેકાણે થાય છે એના પાદડા ઉપર કરવત જેવા ખરખરા કાટા હોય છે કોકણમા સુતાર લોકો એના પાદડાન લક્કડકામ સાફ કરવાના ઉપયોગમા લે છે. તેથી લાકડુ સફાઈદાર બને છે એના પાદડા અને ફળો ખાખાડાના (કાળા ઉબરાના) પાદડા અને ફળ જેવા હોય છે **ઉપયોગ—(૧) શોફોદર ઉપર.**—ખોરેતીની છાલનો રસ ૪ પૈસાભાર ગાયના દૂધમા ત્રણ દિવસ પાવો અથવા છાલ ગોમૂત્રમા ઘસી પાવી **(૨) બરોળ ઉપર:**—ખોરેતીના મૂળ ગોમૂત્રમા ઘસી પાવા થયેલ ઝાડાનો ઉતાર—ઘી અને ભાત, અથવા ખોરેતીના ફળની ભૂકી નાળિયેરના અંગરસમા આપવી **(૩) બાળકોના પેટ માંહેના ભાર ઉપર:**—ખોરેતીની છાલ, ચિત્રાના મૂળ અને અઘેડાના મૂળ, ગોમૂત્રમા ઘસી પાવા રેચ થાય તો ઉતાર—દહી અને ભાત. **(૪) કલેજાના ભાર ઉપર અને બરોળ ઉપર:**—ખારોતીની છાલ, પાણીશોક અને નાળિયેરની કાચલી, એ સમભાગે ગોમૂત્રમા ઘસી દરરોજ બે વખત ૨૧ દિવસ આપવુ **(૫) ગરદન ઉપરના ભાગમાં વ્રણ થયો હોય તે ઉપર:**—ખોરેતીની છાલના રસમા કપડુ ભીંજવી તેની ગડી કરી તાળવા ઉપર મૂકવી, અને ઉપર એક કપડુ આખા માથા ઉપર વીંટાળી તે રસ વારંવાર નાખતા રહેવુ એ પ્રમાણે ૭ દિવસ એ ગડી સતત રાખવી અને પથ્ય પાળવુ. **(૬) કલેજામા ભારનો ઉપદ્રવ ન થવા માટે:**—મહિનામા બે વાર ખોરેતીની છાલ ગોમૂત્રમા ઘસી પાવી **(૭) ગુલ્મરોગ (ગોળા) ઉપર:**—ખોરેતીના સૂકાયેલા ફળો અથવા છાલ અને નાળિયેરની કાચલી,

એ પાચ તોલા ગોમૂત્રમા અર્ધા તોલા પ્રમાણે ઘસી તે પ્રાશન કરવુ (૮) **દંતશૂળ અને દાંત હાલતા હોય તે ઉપર:**—ખેરેનીના દાતણ વડે દાત ઘસવા એટલે ત્રણ દિવસમા દાત મજબૂત થાય છે અને દુખના બંધ થાય છે. (૯) **અટકાવ આવવા માટે:**—ખેરેતીના ફળોનુ ચૂર્ણ નાળિયેરના અંગરસમા ત્રણ અથવા સાત દિવસ આપવુ.

૧૯૯ ગજકર્ણી—સં૦ ગજકર્ણી. મ૦ નાસ્ટી, ગજકરણી. હિ૦ પાલકજુહી. બ૦ જોઈ-પાણી. તા૦ નાગમલ્લિ. ગજકર્ણીના છોડ નાના હોય છે એના પાદડા ભાગગના પાદડા જેવા લાબાં હોય છે. એ છોડ ઉપર જે ફૂલ આવે છે, તે શરીર ઉપર થનારી દાદરના ચાઠા જેવા રાતા રંગના અને ચપટા હોય છે. ગજકર્ણીનો રસ નીકળે છે **ગજકર્ણી**—પાકકાળે સ્વાદુ, કડવી તથા ઉગ્ર છે; અને કફ, શીતજ્વર તથા વાયુનો નાશ કરે છે. એનો કદ પાડુરોગ, સોજો, અર્શ કૃમિ, ગુલ્મ, ઉદર, આનાહવાયુ. પ્લીહા અને સંગ્રહણીનો નાશ કરે છે ઉપયોગ—(૧) **ચાઠાં ઉપર:**—ગજકર્ણીના છોડનો રસ ચોપડવો. (૨) **દાદર ઉપર:**—ગજકર્ણીનો પાલો કિંવા મૂળની છાલ વાટી ચોપડવી અથવા ગજકર્ણીનો મૂળ સુદ્ધા છોડ. ગરમાળાનો પાલો અને પલાશપાપડો, એ એકત્ર વાટી ચોપડવુ. (૩) **ખાલી ચડે તે ઉપર:**—ગજકર્ણીના પાદડાના રસમા નવસાર ઘસી ચોપડવો. (૪) **અંગની ખરજ દૂર થવા માટે:**—ગજકર્ણીનાં પાદડા વાટી શરીરે ચોળવા અને થોડીવારે સ્નાન કરવુ એ પ્રમાણે બેત્રણ વાર કરવુ

૧૮૦ ગરણી—સં૦ ગોકર્ણી, અપરાજિતા મ૦ ગોકર્ણી, સુપલી, કાજળી હિ૦ અપરા-જિતા, કોયલ બં૦ અપરાજિતા, હાપરમાલી કો૦ ખિલિયગિરિકર્ણિકે, ગંટુના, દિન્ટેના તા૦ કાક્કનન્કોડી, ટાકલાન મલા૦ આરલ ફા૦ માઝરયન. અ૦ મેઝેરિયન એ હિન્દી ઇં૦ ઇન્ડિયન મેઝેરિયન. લા૦ કિલટોરિયા ટરનેટિયા

ગરણીના વેલા પ્રસિદ્ધ છે. ગરણીમા ધોળી અને કાળી એવી બે જાતિ છે ગરણીને લાબી શિગો આવે છે એના ફૂલ આકારે ગાયના કાનના જેવા હોય છે એ ફૂલનો પૂજાના કામમાં ઉપ-યોગ થાય છે. ધોળી ગરણી વધારે ગુણવાળી છે **ધોળી ગરણી**—તીખી, શીત, કડવી, બુદ્ધિપ્રદ, ચક્ષુષ્ય, તૂરી, સારક તથા વિષનાશક છે, અને ત્રિદોષ, મસ્તકશૂળ, દાહ, કોઢ, શૂળ, આમ, પિત્તો-પદ્રવ, સોજો, કૃમિ, વ્રણ કફ, ગ્રહપીડા, શીર્ષરોગ તથા સર્વ વિષનો નાશ કરે છે **કાળી ગરણી**—કડવી, સ્નિગ્ધ, ત્રિદોષનાશક તથા શીતવીર્ય છે અને વાયુ પિત્ત, કફ, જ્વર, દાહ, શ્રમ, પિશાચબાધા, રક્તાતિસાર, ઉન્માદ, મદ, અતિશ્વાસ, દમ, કફ, કોઢ કૃમિ તથા ક્ષયનો નાશ કરે છે બીજા ગુણ ધોળી ગરણીના જેવા છે **માત્રા**—શેકેલા બીજનુ ચૂર્ણ ૧૦ થી ૩૦ રતી સૂંઠની સાથે મૂળનુ ચૂર્ણ ૩૦ થી ૬૦ રતી જેઠીમધ મેળવી ફાટ કરીને આપવુ. ઉપયોગ—(૧) **કોઢ ઉપર:**—ધોળી ગરણીના મૂળ પાણીમા ઘસી લેપ કરવો એટલે ધોળો કોઢ એક મહિનામા જાય છે. (૨) **રેચ થવા માટે:**—ગરણીના બિયા ઘીમાં તળી એનુ ચૂર્ણ ગરમ પાણીમા નાખી પાવુ. (૩) **મસ્તકશૂળ ઉપર અને આદાશીશી ઉપર:**—ધોળી ગરણીનુ મૂળ પાણીમા ઘસી તે નાકે સૂઘવુ (૪) **તણુબિયા પરમા ઉપર:**—ધોળી ગરણીના મૂળ ઠંડા પાણીમા ઘસી સાત દિવસ સુધી પાવા (૫) **હરતાલના વિષ ઉપર:**—ધોળી ગરણીના પાદડાંનો રસ પાવો (૬) **આદાશીશી ઉપર:**—ધોળી ગરણીના બિયા તથા મૂળ એકત્ર વાટી તેનો લેપ કરવો કિંવા ધોળી ગરણીના મૂળ કાને બાધવા (૭) **કફવિકાર ઉપર:**—ધોળી ગરણીના મૂળનો રસ શક્તિ પ્રમાણે બે તોલા પર્યંત ગાયના તાજા દૂધમા પાવો (૮) **શોફોદર ઉપર:**—ધોળી ગરણીનો વેલો કમરે બાધવો. (૯) **એકાંતરા જ્વર ઉપર:**—ગરણીના રસનુ નસ્ય આપવુ (૧૦) **ગર્ભપાત ઉપર:**—ધોળી ગરણીના મૂળ દૂધમા ઘસી પાવા એટલે પડનારા ગર્ભનુ સ્તભન થાય છે (૧૧) **વાળા ઉપર:**—ધોળી ગરણીના મૂળ દૂધમા વાટી લેપ કરવો (૧૨) **યકૃત, પ્લીહા અને જલોદર ઉપર:**—ગરણીના બિયાનુ ચૂર્ણ ત્રણ માસા ગરમ પાણી સાથે પાવુ +

+ ગરણીના બીજ અથવા મળ યકૃત્વૃદ્ધિસહ ઉદરરોગ (યકૃદાલ્યુદર) અને વૃકોદરમા આપવાથી જુલાબ

**૧૮૧ ગરમાળો**—સ૦ આરગ્વધ, કર્ણિકાર મ૦ બાહવા. હિ૦ અમલતાસ ક૦ હેગ્ગંદ; બં૦ સોનાલ સાદાલી, ગખાલનડી. વાનરનડી. તા૦ કોમરે. તુ૦ કકે કાયિસારા. મલા૦ કટ્ટુકોના. તૈં૦ રેલ્લકાયા. અ૦ ખ્યારેશબર. ફા૦ ખ્યારેચબર. ઇ૦ પુડીંગપાઇપ ટ્રી. લા૦ કેસિયા, ફિસ્ચુલા.

એ ઝાડ મોટા થાય છે. એના પાંદડા રતાદળીના પાદડા જેવા નાના હોય છે. એને આવળના ફૂલો જેવા પીળાં ફૂલો આવે છે. એને હાથભર લંબાઈની શિંગો આવે છે. એની અંદરનું મગજ કાળું અને ચિકાશવાળુ હોય છે, તે ઔષધના ઉપયોગમા આવે છે. મગજ કાઢવુ હોય તો શિંગ કિંચિત્ ગરમ કરવી એટલે તે તુરત નીકળે છે. ગરમાળાના ફૂલોનુ શાક કરે છે. એ નાનો અને મોટા એમ બે જાતનો છે. **ગરમાળો***—અતિ મધુર, શીતળ. મૃદુ, રેચક, તીખો, ભેદક, ગુરુ, તથા સ્રંસન છે; અને શૂળ, જ્વર, કોઢ, કંડૂ, મેહ, કફ, વાયુ, ઉદાવર્ત, હૃદ્રોગ, બંધકોશ, કૃમિ, વ્રણ, કફોદર, મૂત્રકૃચ્છ્ર તથા ગુલ્મનો નાશ કરે છે **એનાં પાંદડાં**—રેચક અને કફ તથા પ્રમેહના નાશક છે. **એનાં ફૂલો**—સ્વાદુ, ઠંડા, કડવા, ગ્રાહક તથા તૂરા છે. **એની શિંગો**—પાકકાળે તીખી, મધુર, બળકર, સ્રંસનકારક, રેચક, અરુચિપ્રદ તથા કોષ્ઠશુદ્ધિકારક છે; અને કફ, પિત્ત, મલદોષ તથા તાવનો નાશ કરે છે. **એની છાલ**—પાકકાળે મધુર, સ્નિગ્ધ, અગ્નિવર્ધક તથા રેચક છે, અને પિત્ત તથા વાયુની નાશક છે. **લઘુ ગરમાળો**—સારક, કડવો, તીખો તથા ઉષ્ણ છે અને કફ, શૂળ, ઉદરકૃમિ, મેહ, વ્રણ તથા ગુલ્મનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **દાદર, કોઢ, દમ, ખસ તથા વિચર્ચિકાના ચાઠાં ઉપર**:—ગરમાળાના પાદડા વાટી તેમા કાંજી નાખી તેનો લેપ કરવો. અથવા અંકુરોનો અંગરસ ચોપડવો (૨) **ચાઠાં ઉપર**:—ગરમાળાનાં કુમળાં પાંદડા વાટી ઉપર ચોળવાં (૩) **કાળપુળી (પાઠા) ઉપર**:—ગરમાળાના મૂળ છાશમાં ઘસી તેના ઉપર લેપ કરવો. અને તિવણીનાં મૂળ દૂધમા ઘસી પાવાં. (૪) **બાળકોને વાંગ (બાળક જન્મ્યા પછી ૧૦-૧૫ દિવસની અંદર અંગ ઉપર ફોડલીઓ થઈ તેમાં વાળ થાય છે તે ઉપર**:—ગરમાળાનાં પાંદડા ગાયના દૂધમા વાટી શરીરે ચોળવા. (૫) **શરીર પરની ખસ દૂર થવા માટે**:—ગરમા-

---

લાગીને શરીરમા ભેગું થયેલું ઝેર નીકળી જાય છે જીર્ણ વૃક્કોદરમા ખસ, ખાજ અને રક્તવિકૃત થઈને લાલ કાળા ડાઘ થાય છે તથા નજર ઓછી થાય છે એ લક્ષણ જણાય ત્યારે ગરણીના બીજનો જુલાબ આપવાથી લાભ થાય છે. **ચક્રદાલ્લ્યુદર**મા પગ પર જખમ થાય, તો તેનુ દૂષિત લોહી વ્રણમા જાય છે અને વ્રણવિષ ગરીરમા પેસે છે આવે વખતે ગોકર્ણીના બીજનો જુલાબ આપવો જોઈએ

મૂત્રરોગમા મૂળ અપાય છે શુક્રમેહ અને બસ્તિશોથમા મૂળથી દસ્ત સાફ આવે છે, પેશાબ વધે છે; વેદના ઓછી થાય છે; તથા પેશાબમા જનારો શ્લેષ્મા ઓછો થઈ જાય છે વ્રણવિષ ગરીરમાં જાય તો તાવ આવે તે ઉપર, ગળાના સોજા પર, કફ વધી જવાથી ગભરાટ થતો હોય તે ઉપર અને આમવાત પર મૂળ મોટી માત્રામા અપાય છે કફવિકારમા મૂળ દૂધમા અપાય છે આ રોગોમા વમનવિરેચન થઈને વ્રણવિષ, આમવિષ અને કફ બહાર નીકળી જાય છે ઝેર નીકળી જવાથી અવાજ ખૂલે છે, નજર સાફ થાય છે અને બુદ્ધિની મંદતા દૂર થાય છે એકંદર ગરણી આમવાત, કફદોષ, મૂત્રરોગ, આમશોથ, વ્રણવિષ અને કોઢ પર અપાય છે

* ગરમાળાને ગરમાણો પણ કહે છે એના પાંદડા મોટા અને કુમાશદાર હોય છે અને સામસામા હોય છે એના ફૂલ પાચ પાચ પાંખડીના હળદરના સમાન પીળા અને પ્રત્યેક ડાળીની ઉપર અનેક હોય છે. ગરની માત્રા ૩ા માસાથી ના તોલા સુધીની છે

મખજન અલ અદ્વિયામા લખે છે કે, ઉત્તમ રેચ લાગવાને માટે ગરમાળાના ગરને થોડા બદામના તેલની સાથે મેળવવાથી છાતીના દરદનો નાશ થાય છે લોહીની ગરમી અત્યંત ઓછી થાય છે એની અસર અત્યંત નાજુક હોવાથી બાળક તથા સગર્ભા સ્ત્રીઓને માટે હિતકારી છે. એકત્ર થયેલ પિત્તને દૂર કરવાને એને આમલીની સાથે મેળવવો સંધિવા(સાંધામા રહેલો વાયુ)ની પીડા દૂર કરવાને તે ઠેકાણે ચોપડવો ૫ થી ૭ બીજ વાટી આપવાથી ઊલટી થાય છે. એની ફળ ઉપરની છાલ કેસર, સાકર અને ગુલાબજળની સાથે વાટીને આપવાથી સ્ત્રીઓને તુરત પ્રસવ થાય છે છાલ અને પાદડાને તેલમા વાટી કોલ્લા ઉપર ચોપડવાથી ફાયદો થાય છે ચરક એને કંડૂ-(ખરજ)નાશક કહે છે સુશ્રુત કફવાતપ્રશમન લખે છે અલ યુનાની વૈદ્ય પાંદડા અને ફૂલમા ઝાડો ઉતારવાનો ગુણ રહ્યો છે, એમ બતાવે છે તાવમા કબજિયાત હોય અને આતરડાનો દાહ હોય તો ગરમાળાનો ગર અપાય છે આ બહુ જ નિર્ભય ઔષધિ છે

ળાનાં પાંદડાં છાશમાં વાટી અંગે ચોળવા અને કેટલીક વાર થયા પછી સ્નાન કરવું (૬) **હરિદ્રા-મેહ (પીળા પ્રમેહ) ઉપર**:—ગરમાળાની શિંગોની અંદરના મગજનો અષ્ટમાશ કાઢો પાવો. **(૭) કફરોગ ઉપર**:—ગરમાળાની શિંગોની અંદરનો ગર્ભ તથા ગોળ એકત્ર કરી સોપારી જેવડી ગોળી કરી ગરમ પાણીમા પાવી (૮) **રક્તપિત્ત ઉપર**:—ગરમાળો અને આવળકંટી( આમળા )નો કાઢો મધ અને સાકર નાખી પાવો એટલે રેચ થઈ રક્તપિત્ત બંધ થાય છે (૯) **ગંડમાળા ઉપર**:—ગરમાળાનાં મૂળ ચોખાના ધોવરામણમા વાટી તેનું નસ્ય આપવું કિંવા લેપ કરવો. **(૧૦) ભિલામો ઊઠ્યો હોય તો**:—ગરમાળાના પાદડાનો રસ ચોપડવો (૧૧) **સૂક્ષ્મ રેચ માટે**:—સોનામુખી બાળહરડા અને ગરમાળાનો ગર્ભ-એનો કાઢો કરી પાવો.

**૧૮૨ ગરવેલ**—આ છોડની ઊંચાઈ શુમારે બે હાથ હોય છે. આ છોડ ડમરા જેવો હોય છે. એના પાદડા અને મૂળ ઘણા કડવા હોય છે. આ છોડ માહુલી કિલ્લા ઉપર પુષ્કળ થાય છે. ઉપયોગ—(૧) **કોલેરા ઉપર**:—ગરવેલના મૂળ ત્રણ માસા અને મોડસ કાદો ત્રણ માસા, એ પાણીમાં વાટી પાવું, એટલે તાબડતોબ કોલેરાનો આજાર દૂર થાય છે

**૧૮૩ ગલકી**—સં૦ હસ્તિકોશાતકી, ઘોશકી મ૦ ઘોશળે, ઘોશાળી પારસીદોડકા હિં૦ નેનુઆ તોરઈ, ઘિયા તોરઈ બં૦ ધુંધુલ ક૦ અરહીરે, તુપ્પીરી, તૈ૦ પુછાબીરકાયા. ફા૦ ખિયાર. લા૦ લુફા પેન્ટેંડ્રા.

ગલકીનો વેલો ઘણો જ વધે છે એના ફળોને 'ગલકા' કહે છે એમા બે જાત છે. માઠ અને સાતપુતી—માઠને ફક્ત એક જ ફૂલ અને ફળ આવે છે સાતપુતીને વધારે ફળફૂલ આવે છે અને તોરા આવે છે. માઠના ગલકા પોચા હોય છે ગલકા એ એક તૂરિયાની જ જાતિ છે ગલકાનુ શાક અને ભજિયા ઘણા ઉત્તમ થાય છે એ તૂરિયા કરતા સારા થાય છે. ઘણીખરી ભાજીઓ કરતા એ ઘણી મીઠી લાગે છે. ગલકાને 'પાગેસ' પણ કહે છે. **મોટાં ગલકાં**—શીતળ, મધુર, વાતલ, અગ્નિદીપક, કફકર તથા પિત્તલ છે, અને દમ, ઉધરસ, તાવ તથા કૃમિનો નાશ કરે છે. **સાતપુતી**—શીતળ, હૃદ્ય, પાકકાળે તીખી તથા કડવી છે, અને પિત્ત, વિષ, ઉધરસ, તાવ તથા વાયુનો નાશ કરે છે ઉપયોગ—(૧) **બાળકની છાતીમાં દરદ થયું હોય તે ઉપર**:—ગલકું શેકી તેનો રસ એક પૈસાભાર પાવો (૨) **સોજા ઉપર**:—ગલકીના પાદડાનો રસ ગોમૂત્રમા નાખી ગરમ કરી ચોપડવો. (૩) **ગોફોદર ઉપર**:—ગલકીના પાદડાનો રસ ૨ તોલા પાવો અને પાદડાં વાટી સોજા ઉપર ચોપડવા (૪) **બદ ફૂટેલાં ગૂમડાં ગરમીની ચાંદીઓ વગેરે સારું થવા માટે અનુભવી મલમ**:—ગલકીના વેલોના લીલા પાદડા ખાડી તેનો અંગરસ એક શેર કાઢવો. તે રસમાં ગાયનુ કિંવા બકરીનુ ઘણું જ જૂનુ ઘી એક શેર નાખવુ અને કલાઈવાળા વાસણમા દેવતા ઉપર સીઝવવા મૂકી તેમાનો બધો રસ બાળી નાખવો પછી જે ઘી બાકી રહે તેમા શુદ્ધ મીણ ૫ તોલા નાખવુ. તે ઓગળી ઘી સાથે એકત્ર થયા પછી દેવતા ઉપરથી ઉતારી એક કથરોટમા પાણી ભરી લઈ તે પાણીમા તે ઔષધ ગાળી નાખવુ, અને એક પ્રહર પછી કથરોટમાના પાણી ઉપર ભાખરી જેવુ જામી રહેલુ ઔષધ લઈ પાતળા ચોગડી કપડા ઉપર મૂકી, તે ઉપર ઢાકણુ તરીકે પણ તેવુ જ પાતળું ચોગડી કપડુ મૂકી હલકા હાથથી દાબવુ. એ યોગથી તેમા રહેલો પાણીનો દ્રવ નીકળી જશે. પછી આ મલમ એક ડબામા ભરી રાખવો અને જખમ ઉપર ચોપડવો; એટલે જખમ જલદીથી ભરાઈ આવે છે

– સાતપુતી એ મરાઠી નામ છે ગલકા વગેરે શાક તૂરિયાની જાતના છે તૂરિયાની મુખ્ય ત્રણ જાતો કહેવાય છે તૂરિયા, કડવા તૂરિયા અને ગલકા તેમા તૂરિયા સફેદ ધારવાળા અને પીળા ફૂલના થાય છે કડવા તૂરિયા એ તૂરિયા જેવા જ વગડામા વેલા ઉપર થાય છે, અને વખતે તૂરિયાની વાડીમા તૂરિયા સાથે થઈ તેમા જ ભળી જાય છે એના બીજ કાળા હોય છે કહે છે કે તૂરિયાં ઉપરની ધારોની સંખ્યા ૧૦ અને કડવા તૂરિયા ઉપરની ધારોની સંખ્યા ૯ હોય છે આથી પણ એ ઓળખાય છે ગલકા કાળાશ પડતા રંગના અને લંબગોળ પીળા ફૂલના થાય છે આ સિવાય ઝુમખડા નામની એક જાત એનાથી જુદી છે

**૧૮૪ ગલતુરો** (ગુલ મોલર)—પ૦ શંખોદરી મ૦ ગલતુર, ગુલતુગા. ગુલ્પરી, શખાસર, ધાકટી ગુલમોહોર તે૦ સામિડીનાચેટુ. લા૦ પોઈનસિયાના રેજીઆ ઇ૦ ગોલ્ડન મોહર.

એના ઝાડ નાના હોય છે એના પાદડા વગડાઉ આવળના પાદડા જેવા હોય છે અને જે ફૂલો આવે છે તેને 'શકરના ફૂલો' પણ કહે છે. ઘણાક કાઢાઓમા એનાં મૂળો ઉપયોગમા આવે છે એનુ લાકડુ મજબૂત હોય છે, એની બૂટીઓ સારી થાય છે. મોટા ઝાડ ડાળામાથી ભાગવાથી તેને પુનઃ ફણગા ફૂટી તેના પુષ્કળ ફાટા થાય છે. એની બે જાતિ છે. એક પીળા ફૂલોની અને બીજી રાતા ફૂલોની એ ઝાડનો વિસ્તાર સર્વ બાજુએ સરખો પ્રસરી ડાળીઓ જરા નીચે નમે છે એની છાયા ઘટ્ટ હોય છે એને આગળી જેવડી જાડી, ચપટી અને ચારપાચ આગળ લંબાઈની શિંગો આવે છે તેમાં સાતઆઠ દાણા હોય છે. એ દાણા છોકરાઓ પ્રેમથી ખાય છે એ દાણા ઘણા જ સ્વાદિષ્ટ લાગે છે આ ઝાડને કાંટા હોય છે એના બી ગેપ્યાથી કે ડાળાથી ઝાડ થાય છે. એના ફૂલોમા વાસ નથી હોતી ફૂલોના ઝૂમખા ને ઝૂમખા આવે છે ફૂલો આવવાનો વખત અષાડ, શ્રાવણ, ભાદ્રપદ એ મહિનામા હોય છે એને બાર મહિને ફૂલો આવે છે એ ઝાડ શોભા માટે બાગમા વાવે છે. આ ઝાડ 'શસુરી' 'શકેશ્વર' વગેરે નામે પણ ઓળખાય છે × એ ઉષ્ણ છે અને કફ, વાયુ, શૂળ તથા આમવાયુનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—આબાની ગોટલી ધરોના રસમા ઘસી નાકે સૂઘવી અને ગલતુરાના પાદડાનો રસ, અળતો (લાખને ઉકાળી તૈયાર કરેલો પદાર્થ) અને મધ, એ પીવા.

**૧૮૫ ગવાર (ગુવાર)**—સ૦ ગૌરાણી. હિ૦ ગ્વારકી ફળ મ૦ ગોવારી, ગોંગરી રચાશેગા, બાવ્રચા ત૦ ગોરચિકુડુ. લા૦ સાયેમોપ્સિસ સોરેલિઓઈડીશ, ઇ૦ ગૌરીમીન્સ

ગવારના છોડ બેત્રણ હાથ ઊચા વધે છે ગવારના પાન કુમળા હોય ત્યારે તેની ભાજી સરસ થાય છે. પાકી ગવારફળી સૂકવી તેમાના બિયાં (ગવાર) કાઢી ઢોરોને ખવરાવે છે ગવારની શિંગો શાક માટે સૂકવી પણ રાખે છે સગર્ભા સ્ત્રીઓએ કિંવા જે સ્ત્રીઓને બાળક સ્તનપાન કરે છે તેમણે ગવારની ભાજી ખાવી નહિ; કારણ કે તેઓના બાળકોને આટડીનો રોગ થવાની ધાસ્તી રહે છે **ગવારની ફળીઓ**—રુક્ષ, વાતકર, મધુર, ગુરુ. સારક, કફકર, અગ્નિદીપક અને પિત્તનાશક છે. **ઉપયોગ—(૧) દાદર ઉપર:**—ગવારના પાદડાનો રસ અને લસણના રસનો લેપ કરવો (૨) **નાડીવ્રણ ઉપર:**—ગવારના પાદડાના રસમાં રૂની કાકડી ભીજવી યુક્તિથી વ્રણમા ઘાલતા જવું.

**૧૮૬ ગહુલા**—સં૦ પ્રિયગુ, અદ્રય બ૦ પિયગુ. મ૦ ગહુલા. હિ૦ ફૂલપિયંગુ. ક૦ નેપી-લગુ ગોલ લા૦ પ્રુનસ મહાલિબ. માત્રા ૨થી ૫ રતી.

ગહુલાનો છોડ ઘણો મોટો થતો નથી એની ઉત્પત્તિ ઉત્તર હિંદુસ્તાનમાં જ થાય છે. **ગહુલા**—તૂરા, કડવા, વૃષ્ય, શીતળ તથા દેશને હિતાવહ છે, અને ઊલટી ભ્રાંતિ, દાહ, પિત્ત, રક્તરોગ, તાવ

× શ્રી દત્તરામજીએ અને ઔષધિકોશના કર્તાએ વીરતરુને ગલતુરો માન્યો છે, પરંતુ મારા મતથી એ બન્ને જુદા જ હોવા જોઈએ વીરતરુનુ લક્ષણ નિઘંટમા આ પ્રમાણે બતાવે છે

**बिल्वान्तरो जगति वीरतरु प्रसिद्धः श्वेतासितारुणविलोहितपीतपुष्पः।**
**स्याज्जातितुल्यकुसुम. शमिसूक्ष्मपत्रः स्यात् कंटकी विजलदेशज एप वृक्षः॥ १॥**

અર્થાત 'વેલતરુ એ ધોળા, રાતા, કાળા, પીળા અને રક્તવર્ણના ફૂલોવાળો, એમ પાચ પ્રકારનો જગતમા વીરતરુના નામથી પ્રસિદ્ધ છે એને જાઈના જેવા ફૂલો અને ખીજડીના જેવા ઝીણા ઝીણા પાદડા હોય છે વળી એ કાટાવાળું વૃક્ષ ઉજ્જડ પ્રદેશમા ઉત્પન્ન થાય છે ' તેમ જ મારી પાસેના નિઘંટોમા તપાસ કરતા વેલ્લતરુના નામોની સાથે ગખોદરીના નામ પણ મળી આવતા નથી ઔષધિકોશવાળાએ તો વેલ્લતરુને સદેગડો પણ લખી આપ્યો છે પણ વેલતરુ અને ગલતુરો જુદા છે

[ ગલતુરો તથા વેલતુર (વીરતરુ) બન્નેના ગુણધર્મ અલગ અલગ શ્રી પદેજીએ જણાવ્યા છે વેલતરુના નામમા ગખોદરી પણ છે નહિ, તો પછી એક માનવા માટે કારણ ક્યા રહ્યુ ? નિઘંટોમા પણ ગ્રથને અનુકૂળ હોય તેનો ઉપયોગ કરવો જોઈએ, પ્રતિકૂળનો ત્યાગ કરવો જોઈએ ગખોદરીનુ વર્ણન વૈદિક નિઘંટુ ગ્રથમા છે, ત્યા ગલતુરો સ્પષ્ટ અર્થ જણાય છે. ]

મોહ, ધર્મ, કોઢ, મુખજાડ્ય, તૃષા, વાતગુલ્મ, વિષ, મેદ, મેહ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં બીજ**—તૂરા, મધુર, શીતળ, રુક્ષ, ગ્રાહક, મલસ્તંભક, બલ્ય, પિત્તનાશક, કફનાશક અને આધ્માન-વાયુકારક છે. **સુગંધી ગહુલા**—શીતળ તથા સુગંધી છે; અને કોઢ, દાહ, તાવ તથા રક્તવિકારનો નાશ કરે છે સામાન્ય રીતે ગહુલા કટુ, પૌષ્ટિક અને વેદનાસ્થાપન છે. એમા પદ્મકાષ્ઠના સત્ત્વ જેવું તીવ્ર ઝેર રહેલુ છે. હોજરીનુ વેદના સહિત અપચન, હોજરીનુ ક્ષત અને હોજરીનો અર્બુદ રોગ; એ રોગો ઉપર ગહુલા વપરાય છે. ઉપયોગ—(૧) **ગર્ભિણીના રક્તસ્રાવ ઉપર**:—ગહુલા, કમળકંદ અને કુમળા ઉંબરા, એ દૂધમા બાફી તે દૂધમા પાવુ પછી સાકર સાથે રાતી ડાંગરનો ભાત ખવડાવવો. (૨) **અમ્લપિત્ત ઉપર**:—ગહુલાનુ ચૂર્ણ સાકરમા ખાવુ

**૧૮૭ ગહું (ઘઉં)**—સ૦ ગોધૂમ મ૦ ગહુ હિ૦ ગેહૂ ક૦ ગોધી. તા૦ ખોદુમે. તુ૦ ગોદી. મલા૦ કોટપ. તૈ૦ ગોદૂમ. ગોધુમલુ. ફા૦ ગંદુમ અ૦ હિંતા ઇં૦ વ્હીટ. લા૦ ટ્રિટિકમ્ વલગેરી, ટ્રિટિકમ્ સેટીવમ

સર્વ પ્રકારના ધાન્યમા ઘઉ શ્રેષ્ઠ છે, એટલે તેને 'ધાન્યરાજ' કહે છે. ઘઉં હિંદુસ્તાનમા સર્વત્ર પાકે છે બીજા સર્વ ખંડોમા પણ ઘઉ પાકે છે ઘઉંનો રોપો બે હાથ ઊંચો વધે છે. અવ્વલ કાળી જમીનમાં ઘઉંનો પાક સારો થાય છે ઉત્તર હિંદુસ્તાનમા ઘઉં પુષ્કળ પાકે છે, એટલે ત્યાના લોકોનુ ખાણું ઘઉંનુ છે. ઘઉંનુ ધાન્ય બરાબર સાચવી રાખવાથી ચારપાંચ વર્ષ પર્યંત ટકે છે. ઘઉ એક ઉચ્ચ પ્રતિનુ ધાન્ય હોઈ એના ખાવાના પદાર્થો માણસની પ્રકૃતિને માફક ગણવામા આવે છે. સર્વ પ્રકારના ધાન્ય કરતા ઘઉમા પૌષ્ટિકપણું વિશેષ છે ઘઉમા **રાતડા, વાજિયા, કાઠા, બન્સી, પુનેમિયા, દાઉદખાની,** એવી ઘણીક જાતો છે× તેમા બન્સી, ઘઉ ઉત્કૃષ્ટ કૃતિના છે. ઘઉની કુમળી ઉંબીઓને શેકી તેનો પોંખ કરી ખાય છે ઘઉના જેટલા પદાર્થો બને છે તેટલા કોઈ પણ ધાન્યના બનતા નથી ઘઉના લોટના **ઘેબર, જલેબી, શીરો, પૂરી, કંસાર, લાડુ, એવાં અનેક પકવાન્નો** બને છે. એ પકવાન્નોમા ઘી, ખાંડ, ગોળ કે સાકર અવશ્ય જોઈએ. પાંચ–૭ દિવસ ઘઉ પલાળી રાખી તેના સત્ત્વનો એક પદાર્થ કરે છે; તેને 'બદામી હલવો' કહે છે; તે પૌષ્ટિક છે. ઘઉની થૂલી કરે છે, તે પણ પૌષ્ટિક છે. તે અશક્ત માણસોને શક્તિ આવવા માટે આપે છે. ઘઉનું પરાળ અને ઘાસ ઢોરને ખવડાવે છે. કાગળો ચોટાડવાને એના લોટની **લાહી** ઘણી સારી થાય છે. **મોટા ઘઉં**—સ્નિગ્ધ, મધુર, શીત, ગુરુ, ધાતુવર્ધક, બલકર, કફકર, સારક, વર્ણ્ય, રુચ્ય, જીવનરૂપ, ભગ્નસંધાનકારક, વ્રણને હિતકર, સ્થિરતાકારક તથા આમ કરનાર છે; અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે. જૂના ઘઉ કફનાશક છે **ઝીણા ઘઉં**—સ્નિગ્ધ, વૃષ્ય, કફકારક, બલકર, મધુર, ધાતુવર્ધક તથા પૌષ્ટિક છે બીજા ગુણ મોટા ઘઉં જેવા જ છે ઉપયોગ—(૧) **બદ ઉપર**:—ઘઉની કણકની પોટીસ સાતઆઠ વાર બાધવી એટલે બદ પાકીને ફૂટશે. પછી વ્રણોક્ત ચિકિત્સા કરવી. કોઈ પણ પ્રકારનું ગૂમડુ ફાટવાને માટે આ જ પોટીસ બાધવાથી તે પાકીને ફૂટે છે (૨) **કમળો અથવા કમળી ઉપર**:—ઘઉ લઈ તે ઉપર દેવતામા લાલ કરેલી કડછી દબાવવી અને તેને ઘઉંનો જે બાફ લાગે તે આંખોમા આજવો (૩) **શીઘ્ર પ્રસૂતિ થવા માટે**:—ઘઉની સેવો આધણમા બાફી તે પાણી વસ્ત્રગાળ કરી શુમારે અચ્છેર પર્યંત લઈ તેમા ચોખ્ખુ ઘી નવટાંક પર્યંત નાખી પાવુ આ ઔષધ પ્રસૂતિસમયની પીડા થવા લાગે કે તુરત પાવું, પછી પાવુ નહિ (૪) **અસ્થિભંગ ઉપર**:—કિંચિત્ શેકેલા ઘઉનુ ચૂર્ણ મધમા નાખી આપવુ તે કમ્મર અને સાંધા દુખતા હોય તે ઉપર ઉત્તમ છે (૫) **વાળા ઉપર**:—ઘઉં અને શણના બિયાનું ચૂર્ણ ઘીમા શેકી ગોળી કરી આપવી અને ચૂનો તથા બિડલૂણ પાણીમા વાટી લેપ કરવો (૬) **નાકમાંથી લોહી નીકળે છે તે ઉપર**:—સાકર અને દૂધ નાખી ઘઉનો લોટ આપવો (૭) **પ્રમેહ ઉપર**:—નવટાંક ઘઉં રાત્રે પાણીમા પલાળી રાખી સવારે વાટી વસ્ત્રગાળ કરી તેમા સાકર ૧ તોલો નાખી તે સાત દિવસ આપવુ

× કહે છે કે, કલકત્તાના સંગ્રહસ્થાન (મ્યુઝિયમ)મા ૧૧૯૨ પ્રકારના ઘઉ છે

**૧૮૮ ગળજીભી**—સ૰ ગોજિહ્વા મ૰ ભુઈ–પાથરી. હિં૰ ગોભી ગોજીઆ બ૰ દાડીશાક. ક૰ યલુનલગે, હક્કરિકે, એત્તિનાલિગે. તૈ૰ યેદુનાલિકચેટ્ટુ. ફા૰ કલમરૂમી. લા૰ એલિફેન્ટોપ સ્કેબર.

એ ખડકવાળી, કાત્રાવાળી અને પડતર જમીનમા થાય છે એ કુમળી હોય છે ત્યારે તેને મૂળ સુદ્ધા ઉપાડી લે છે. જમીનની સાથેજ તે અડેલી હોય છે. ગરીબ લોક એનું શાક કરે છે ગળજીભીનો છોડવો જૂનો થયા પછી તેના ઉપર વેંતભર ઊંચાઈનો તોરો આવે છે એનાં બિયાને હિંદુસ્તાનમા 'ગોઝબાન' કહે છે એનુ શાક પથ્યકર છે. ભેંસને ખવડાવવાથી તેનુ દૂધ વધારે નીકળે છે. **ગળજીભી**—તીખટ, કડવી, શીતળ, તથા વ્રણરોપણ છે; અને પિત્ત, સર્વ પ્રકારનાં વિષો, ઉધરસ અને અરુચિનો નાશ કરે છે **ઉપયોગ—(૧) પારા ઉપર ઉતાર:**—ગળજીભીના મૂળનો રસ પાવો અને શરીરે પણ ચોળવો ગળજીભીનુ શાક કરી ખાવુ. **(૨) અહિર અને આંખો આવે છે તે ઉપર:**—ગળજીભીના પાદડાના રસનુ અંજન કરવુ. **(૩) સર્પદંશ ઉપર:**—ગળજીભીના મૂળ વાટી પાવા. **(૪) શીતજ્વર (ટાઢિયા તાવ) ઉપર:**—ગળજીભી અને અરણીના મૂળ ચોખાના ધોવરામણમા વાટી પાવા. **(૫) શ્વાનવિષ ઉપર:**—ગળજીભીનો કાઢો ઘી નાખી પાવો. **(૬) ત્વગ્દોષ અને રક્તશુદ્ધિ ઉપર:**—ગળજીભીનો રસ કાઢી સાકર નાખી ૭ દિવસ પાવો **(૭) મૂત્રશુદ્ધિ તથા આંખોમાંની ગરમી નીકળી જવા માટે:**—ગળજીભીનો રસ પાવો

**૧૮૯ ગળી**—સ૰ તા૰ તુ૰ નીલી. મ૰ નીળ, ગુળી હિં૰ નીલ, લીલ. બં૰ નીલગચ્છી. ક૰ નીલી તૈ૰ નીલીચેટ્ટુ મલા૰ આવારી. ઇં૰ ઇંડીગો લા૰ ઇંડીગોફેરા, ટિંકટોરિયા.

ગળીના છોડ શરપુંખાના છોડ જેવા થાય છે પાદડા પણ તેવાજ હોય છે બંગાળ અને આસામ પ્રાંતમા ગળીની વાવણી ઘણી થાય છે તે પ્રાંતોમા ગળીની વાવણી કરવાનુ કામ યુરોપિયન ખેડૂતો કરે છે ગળીના છોડમાથી જે રંગ તૈયાર થાય છે, તેને 'નીલ' અથવા 'ગળીનો રંગ' કહે છે× **ગળી**—તીખી, કડવી, કેશને હિતાવહ, ઉષ્ણ તથા સારક છે, અને વાગ (એક જાતની કોલ્લી), શ્લેષ્મ, ઉદરરોગ, મોહ, હૃદ્રોગ, ભ્રમ, વાતરક્ત, ઉદાવર્ત, આમવાત, કફ, મદ, ઉધરસ, વિષ, ગુલ્મ, તાવ,

× ગળીની માત્રા ૧ થી ૨ રતીની ગણાય છે કેટલાક વૃદ્ધ પુરુષો પોતાની ગયેલી જુવાની રોકી રાખ્યાનો ખાલી ડોળ દેખાડવા ગળીબાઈને ભજે છે પ્રથમ તો તેઓ પોતાને સલાહ કરવા માટે કાળદેવે કરેલી સફેદ ઝંડી(વાળ)ને વાટેલા મેંદીના પાદડા બાંધી લાલ (ભયંકર) સ્વરૂપ આપે છે અને પછી તેના ઉપર ગળીબાઈના વાટેલા પાદડાની લૂગદીનુ આવાહન કરી પુન. એજ સફેદમાથી લાલ થયેલ ઝંડી(વાળ)ને આબેહૂબ ભ્રમરના જેવુ શ્યામ સ્વરૂપ આપે છે, પરંતુ અફસોસ કે કદાચ એનાથી મનુષ્ય ઠગાતા હશે, પણ કાકા કાળિયાજી તો ઠગાતા જ નથી! તે તો પોતાનો દાવ આવે તમાચો મારી કોળિયો કરી જાય છે અને ખુદ્દાકાકા ગળીના કુંડમા જ રહે છે!

ડૉ એન્સ્લી કહે છે, કે ગળીની જડમા ઝેરનો નાશ કરવાનો ગુણ છે પાદડામા નિર્બળતા નષ્ટ કરવાનો ગુણ છે કાળજાના સોજા ઉપર ગળીના પાદડા મધની સાથે વાટીને આપે છે મૂળને પાણીમા ઉકાળી પથરી ઉપર આપે છે પાદડાને વાટી પેડુ ઉપર ચોપડવાથી પેશાબ ખુલાસાથી આવી પેશાબનો બંધ છૂટે છે. કોલેરાની બીમારીમા ગળીનુ ચૂર્ણ અપાય છે. વળી એ ચૂર્ણને અવરા નાસૂર ઉપર છાંટવાથી જલદી અંકુર આવે છે કુમળી ડાળીઓનો રસ મધની સાથે મેળવી નાના નાના બાળકોના મોઢામા થનાર ગરમી દૂર થવાને કામમા લેવાય છે વળી મુસલમાની ગ્રંથકર્તા પારાની કોઈ પણ પ્રકારની દવા ખાવાથી મોઢામા થયેલ ગરમી નષ્ટ કરવાને આ છોડની ડાળો વગેરે ઉકાળી પાણીના કોગળા કરવાની પ્રશંસા કરે છે તથા તે છોડવાને ઘણી જ ભારે આસીમા, ફેફસા અને ગુરદામા થનાર વ્યાધિઓમા, હૃદયનો ધબકારો તથા જલોદરના રોગમા ઉપયોગી માને છે

ગળી(ઇંડિગો)ના કરતા મૂળમા ગુણધર્મ ઓછો છે અને મૂળના કરતા પાનમા ઓછો છે મૂળનો ઘનક્વાથ કરાય છે તેની માત્રા પણ ગળી(આસમાની રંગ)ના જેટલી જ ૧ થી ૨ રતી છે નાની માત્રામાં આપવાથી દસ્ત સાફ લાવે છે મોટી માત્રામા આપવાથી હોજરીના ઉપર ક્રિયા કરીને જુલાબ લાવે છે. ગળીમા તાવને રોકવાનો ગુણ પણ છે યકૃત–પ્લીહાવૃદ્ધિ અને જલોદરમા મૂળનો ઘન ક્વાથ અપાય છે, એનાથી યકૃત પર લાભ થાય છે

કોઢ, કૃમિ તથા ઉદરરોગ અને પ્લીહાનો નાશ કરે છે. ઉપયોગ :—(૧) તાવ ઉપર :—ગળીના છોડનાં મૂળ અને હળદરનુ સેવન કરવુ એટલે સર્વ પ્રકારના તાવનો નાશ થાય છે (૨) મૂળવિષ ઉપર :—ગળી, સિંધવ, મધ અને ઘી એકત્ર કરી પાવુ (૩) હડકાયા કૂતરાના ઝેર પર :—પાનનો રસ ૨ ઔંસ ૩ દિવસ સુધી રોજ સવારે અપાય છે, એ ઉપરથી દક્ષિણમા ગળીના ઝાડને 'વેઙ્ગા કુગ્યા ચે' ઝાડ' કહે છે

૧૯૦ ગળો—સં૦ ગુડૂચી, અમૃતા. મ૦ ગુળવેલ. કો૦ ગરુડવેલ ખ૦ ગુલંચ. તા૦ ગુરૂચી, અમરદવલ્લી. તૈ૦ પિપ્તિગે તા ગિદિલકોદી ફા૦ ગિલાઈ. હિ૦ અ૦ ાગલોય, ગુર્ચ તુ૦ અમૃત-બુરૂ મલા૦ ચિતામૃત ઇં૦ હાર્ટલિવ્હડ મુન્સીડ, ગુલાચા. લા૦ ટિનોસ્પોરા કોર્ડિફોલિયા

ગળો એ ઘણું કરીને સર્વ રોગોમા ઉપયોગી થનારી વનસ્પતિ છે એના ઉત્પત્તિ હિદુસ્તાનના ઘણાખરા પ્રાંતોમા સર્વત્ર થાય છે. એ બીજા ઝાડો ઉપર ચઢનારી વેલ છે કેટલેક ઠેકાણે એ ખડકના આશ્રયે પણ થાય છે તેને 'ખડકી ગળો' કહે છે. એ ઘણી મોટી હોઈ એના લાકડાં જાડાં હોય છે. જૂની ગળોના વેલા બહુ જ જાડા હોય છે. કડવા લીમડ ઉપરની ગળો સર્વ ગળોમા ઉત્કૃષ્ટ મનાય છે કુમળા વેલાની છાલ કોમળ હોય છે અને તે ૩-૪ વર્ષની થાય એટલે ખરબચડી થાય છે. કુમળા વેલાની છાલનો રંગ લીલો થાય છે જૂની વેલની છાલનો મેલો ધોળો રંગ હોય છે અને છાલ કાઢી લીધાથી અંદરની છાલનો લીલો રગ હોય છે ગળોની વેલ એકસરખી હોતી નથી. તેને કાતરીઓ જેવી એક બાજુએ ગાઠ હોય છે અને છાલ ઉપર નાનીનાની ટીપકીઓ પ્રમાણે ખરબચડી ગાઠો હોય છે આ વેલને પાદડા એક-એક આતરે આવે છે અને એનો આકાર પીપળાના પાદડા જેવો લાબો હોય છે, પણ તે પીપળા કરતા મોટા હોઈ લાબા દીટડા ઉપર રહે છે અને એની શેડ પીપળાના પાન જેટલી લાબી હોતી નથી. પાદડાને બીજી ઉપમા આપીએ તો હૃદયની આપી શકાય આ ઉપરથી એનુ 'હાર્ટલિવ્હડ મુન્સીડ' એવુ ઈંગ્લિશ નામ પડેલ છે. એ પાન પીપળાના પાન જેવા કઠણ નહોતા કોમળ હોય છે. તેના ઉપર રૂછા અથવા કોઈ પણ પ્રકારનુ ખડમચડાપણુ હોતુ નથી તે સરખા હોય છે. પાદડાની લબાઈ શેડથી દીટડા સુધી ૬-૬॥ આંગળ હોઈ પહોળાઈ પણ ઘણુ કરીને તેટલી જ હોય છે નાના પાદડાની લબાઈ-પહોળાઈ ૨-૨॥ આગળ હોય છે. કુમળા પાન તો બ્રાહ્મીના મોટા પાન જેવડા જ હોય છે અને આબાના મોર જેવા ધોળાશ પડતા પીળા રગના ફૂલો પાદડાના દીંટડાના થડમા આવે છે એ નાના હોઈ તેમાં નર અને માદા એવી બે જાતિ હોય છે. નરજાતિના ફૂલના ઝૂમખા હોય છે અને માદાજાતિના ફૂલો હમેશા એક એક જ હોય છે. ગળોને ગુચ્છાદાર લીલા રગના ચણા જેવડા ફળો આવે છે. તે પાકે છે ત્યારે તેનો રગ રાતો હોય છે. ચણા ઉપરની છાલ કાઢવાથી જેમ અદર બીજ હોય છે, તેમ જ ગળોને પણ હોય છે પણ એનું છોતરું ચણા જેટલુ કઠણ ન હોતા પાતળું હોય છે. તેમાથી બીજ નીકળે છે તે દ્વિદલ (બે પડવાળુ) અર્ધચદ્રાકાર હોય છે સર્વત્ર ફળ આવે એમ નથી તેનુ મૂળ જાડું અને કદ જેવુ હોય છે. લાકડા ઉપરની છલ સુકાઈ એટલે તેને ચીરા પડી તે અદરના કાષ્ઠમય ભાગથી જુદી પડે છે લાકડું આડુ કાપીએ તો તે ટુકડાના પૃષ્ઠભાગ ઉપર પાચરીના આકારના તતુ દેખાય છે. ગળોના પાદડા પાકવાથી પીળા થાય છે લોકો એની કાતરીઓનો જ ઉપયોગ વિશેષ કરે છે, પરંતુ પાદડાનો પણ અનેક પ્રકારે સારો ઉપયોગ થઈ શકે છે ગળોને ચોમાસાની મોસમમા ફૂલ આવે છે, અને શિયાળા-ઉનાળામા પાદડા કે ફળ હોતા નથી ગળો અનેક રોગોનો નાશ કરનાર છે એ કડવી છે, પણ એના ગુણો ઉપરથી એને ગળો એટલે ગળી માનેલી છે. ગળોનુ સત્ત્વ કાઢે છે, તે પણ અનેક રોગો ઉપર ચાલે છે એ સત્ત્વ ઘણુ શક્તિવર્ધક છે. ઔષધોમા ખરસાણી વગેરે વિષારી ઝાડો ઉપરની ગળો કદી લેવી નહિ ગળોના ઉપર ધોળી અને અદર લીલી છાલ હોય છે (ગળોનો ફાંટ અથવા હિમ કરવાના કામમા લીલી ત્વચાનો ઉપયોગ કરે છે એમ અમારો અનુભવ છે) તે કાઢી નાખી ઉપયોગમા લેવાથી સારી ગુણદાયક થાય છે

ગળોની ઉત્પત્તિ સબધી પૌરાણિક કથા એવી છે કે, રામ-રાવણના યુદ્ધમા રાવણનો વધ

કર્યા પછી અસુરોના હાથથી જે વાનરોની સેના મરાયેલી હતી. તેને ઇંદ્રે અમૃતવૃષ્ટિ કરી ફરી સજીવન કરી. તે વખતે અમૃતનાં બિંદુ તે વાનરોના શરીર ઉપરથી ઊડીને જે જે ઠેકાણે પડ્યાં, તે તે ઠેકાણે આ વેલ ઉત્પન્ન થઈ. આથી એનું 'અમૃતા' એ નામ પડ્યું છે. **ગળો**—તૂરી, કડવી, ઉષ્ણવીર્ય, તીખી, ગ્રાહક, રસાયન, બળકર, મધુર, અગ્નિદીપક, લઘુ, હૃદ્ય અને આયુષ્યપ્રદ છે, તથા તાવ, દાહ, તૃષા, રક્તદોષ, વમી, વાત, ભ્રમ, પાંડુરોગ, પ્રમેહ તથા ત્રિદોષ, કમળો, આમ ઉધરસ, કોઢ, કૃમિ રક્તાર્શ, વાતરક્ત, ખરજ, મેદ, વિસર્પ, પિત્ત અને કફનો નાશ કરે છે. એ ઘીની સાથે સેવન કરવાથી વાયુનો, ગોળ સાથે લેવાથી મળબંધનો, સાકર સાથે લેવાથી પિત્તનો, મધ સાથે લેવાથી કફનો. એરંડતેલ સાથે લેવાથી વાયુનો અને સૂંઠ સાથે સેવન કરવાથી આમવાયુનો નાશ કરે છે. **ગળોના પાલાનું શાક**—તૂરું, ઉષ્ણ, લઘુ, તીખું, કડવું પાકકાળે મધુર, રસાયન, અગ્નિદીપક, બલકર અને ગ્રાહક છે; અને ત્રિદોષ, વાતરક્ત, તૃષા, દાહ, મેહ, કોઢ, કમળો અને પાંડુરોગનો નાશ કરે છે **ગળોનો કંદ**—ઉષ્ણ તેમ જ તીખો છે; અને જ્વર, સન્નિપાત, વિષ, વલીપલિત અને પિશાચબાધાનો નાશક છે. **ગળોનું સત્ત્વ**—સ્વાદુ, પથ્ય, લઘુ, દીપન, ચક્ષુષ્ય, ધાતુવર્ધક, મેધ્ય અને વયઃસ્થાપક છે, તથા વાતરક્ત, ત્રિદોષ, પાંડુ, તીવ્રજ્વર, વમી, જીર્ણજ્વર પિત્ત, કમળો, પ્રમેહ, અરુચિ, દમ, ઉધરસ, ઉચકી (હેડકી), અર્શ, ક્ષય, દાહ, મૂત્રકૃચ્છ્ર, પ્રદર અને સોમરોગનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **વિષમજ્વર વગેરે સર્વ રોગો ઉપર 'અમૃતરસ'**:—ગળોનુ વસ્ત્રગાળ ચૂર્ણ ૧૦૦ ભાગ, ગોળ અને મધ સોળ સોળ ભાગ અને ઘી વીસ ભાગ લઈ એકત્ર કરવુ; તથા અગ્નિબળ જોઈ ભક્ષણ કરવુ અને હિતકારક તથા પરિમિત એવા અન્ન ભક્ષણ કરવા. એટલે કોઈ પણ વ્યાધિ થતો નથી, એટલું જ નહિ પણ કેશની ધોળાશ, વૃદ્ધપણું, તાવ, વિષમજ્વર, પ્રમેહ, વાતરક્ત અને નેત્રરોગ થતા નથી. આ ઉત્કૃષ્ટ રસાયન જરાવસ્થા દૂર કરનાર, બુદ્ધિ આપનાર, ત્રિદોષનાશક હોઈ એના સેવનથી પુરુષ ૧૦૦ વર્ષ જીવે છે અને દૈત્ય જેવો બળવાન થાય છે. એને કોઈ 'અમૃતરસ' પણ કહે છે. એના આગળ અન્ય વસ્તુ-રસાયણ તુચ્છ છે (૨) **સર્પદંશ ઉપર**:—ખડક ઉપર થનારી ગળોનો કંદ લાવી દૂધમા બાફી રાખી મૂકવો એ સર્પના વિષ ઉપર ઠંડા પાણીમા ઘસી તેમા અરીઠા ઘસી તે પાઈ દેવુ. (૩) **સર્વ પ્રકારના પ્રમેહ ઉપર**:—ગળોનો અંગરસ કાઢી તેમાં પાષાણભેદનુ ચૂર્ણ અને મધ અથવા એકલું મધ નાખી તે પાવો. (૪) **કમળીરોગ ઉપર**:—ગળોના રસમા અથવા કાઢામા મધ નાખી પાવુ અથવા પાદડાનો કલ્ક છાશમા આપવો. (૫) **તિમિરાદિ નેત્રરોગ ઉપર**:—ગળોનો અંગરસ ૧૦ માસા લઈ એમા મધ અને સિંધવ એકેક માસો નાખી સારુ મર્દન કરી થોડુ થોડું અંજન કરવુ, એટલે તિમિર, કાચબિંદુ, ખરજ, લિંગનાશ અને કીકી ઉપરના રોગ, એ સર્વ દૂર થાય છે (૬) **આમવાત ઉપર**:—ગળો અને સૂંઠનો કાઢો પાવો; કિવા ગળોના કાઢામા એરંડતેલ નાખી પાવુ. (૭) **પિત્તરોગ ઉપર**:—ગળોનો રસ અને સાકર એકત્ર કરી તે ભક્ષણ કરવુ એટલે તત્કાળ પિત્ત દૂર થાય છે (૮) **કફરોગ ઉપર**:—ગળોના કાઢામા મધ નાખી તે પાવો (૯) **અમૃતાદિ કાઢો**:—ગળો, અરડૂસી તથા એરંડમૂળનો કાઢો કરી તેમા એરંડતેલ નાખી પાવાથી સર્વ અંગમા સંચાર કરનાર વાતરક્તનો નાશ થાય છે. **પ્રકાર બીજો**:—ગળો અને ત્રિફળાનો કાઢો મધ અને લીંડીપીપર નાખી નિત્ય પીવાથી સર્વ નેત્રરોગનો નાશ કરે છે. **પ્રકાર ત્રીજો**:—ગળો, સૂંઠ, આમળા, આસંધ તથા ગોખરુનો કાઢો પાવો; તેથી કરી શૂળયુક્ત વાતિ અને મૂત્રકૃચ્છ્ર દૂર થાય છે. **પ્રકાર ચોથો**:—ગળો, અરડૂસી, કડવા પડોલા, નાગરમોથ, સાતવીન, ખેર, કાળો બરુ, કડવા લીમડાના પાદડા, હળદર તથા દારુહળદરનો કાઢો કરી પીવાથી અનેક પ્રકારના વિષ, વિસર્પ, કોઢ, વિસ્ફોટક, કંડૂ, મસૂરિકા, તાવ, શીતપિત્ત વગેરે વિકારો દૂર થાય છે **પ્રકાર પાંચમો**:—ગળો, સૂંઠ, નાગરમોથ, હળદર તથા ધમાસાનો કાઢો લીંડીપીપરનુ ચૂર્ણ નાખી વાતજ્વર ઉપર પાવો **પ્રકાર છઠ્ઠો**:—ગળો અને દશમૂળનો કાઢો પાવો, એટલે તેર પ્રકારના સન્નિપાતનો નાશ થાય છે **પ્રકાર સાતમો**:—ગળો, સૂંઠ, ભારંગ-

મૂળ તથા બેઠી રીંગણીનો કાઢો લીંડીપીપરનું ચૂર્ણ નાખી પાવો. આ કાઢો શ્વાસ તથા કાસનો નાશ કરે છે. **પ્રકાર આઠમો :**—ગળો, સૂંઠ, કાંટાસરિયો, બળદાણા, ઉટકટારી, પંચમૂળો (શાલવણુ, પીઠવણુ, ગોખરુ, બેઠી રીંગણી અને ઊભી રીંગણીના મૂળ) તથા નાગરમોથનો કાઢો કરી તે ઠંડો થયા પછી મધ નાખી પાવો, એટલે તત્કાળ સૂતિકા(સૂવા)રોગનો નાશ થાય છે. (૧૦) **મૂત્રકૃચ્છ્ર ઉપર :**—ગળોના રસમા મધ નાખી તે રસ પાવો. (૧૧) **મધુરા જ્વર ઉપર :**—ગળોનો કાઢો મધ નાખી પાવો. (૧૨) **સ્તનમાં દૂધ આવવા માટે :**—ગળોનો કાઢો કરી તેમા દૂધ નાખી પાવો. (૧૩) **કૃમિ ઉપર :**—ગળો અને ભેંસા ગૂગળ એ એરંડાનાં પાદડાના રસમા ઘસી પેટ ઉપર લેપ કરવો. (૧૪) **જીર્ણજ્વર ઉપર :**—ગળોના કાઢામા ચતુર્થાંશ મધ કિંવા લીંડીપીપરનું ચૂર્ણ ત્રણ માસા નાખી તે પાવુ; અથવા ગળોનું હિમ આપવુ (૧૫) **વાતરક્ત ઉપર :**—ગળો, ગોખરુ અને આવળકટી (આમળા), એના કાઢામા એરંડતેલ અથવા મધ ૧ તોલો નાખી તે પાવો અથવા ગળોના કાઢામા એરંડમૂળ નાખી પાવો કિંવા એકલો કાઢો પાવો. (૧૬) **પિત્તપ્રદર ઉપર :**—ગળોનો રસ મધ નાખી પાવો. (૧૭) **સર્પના વિષ ઉપર :**—લીમડા ઉપરની ગળો લાવી પાશેર પાણીમા વાટી પાવી એટલે ઊલટી થઈ વિષ ઊતરી જશે (૧૮) **અમૃતાદિ કાઢો સર્વ પ્રકારના તાવ ઉપર :**—ગળો, ધાણા, કડવા લીમડાની છાલ, કમળનું લાકડુ તથા રક્તચંદન (રતાંદળી) એનો કાઢો પાવો; એટલે તે જઠરાગ્નિ પ્રદીપ્ત કરી સર્વ પ્રકારના તાવ દૂર કરે છે, અને દાહ તથા લાળ પડે છે તે, તૃષા, ઓકારી (ઊલટી), અરોચક, એ રોગો પણ દૂર થાય છે (૧૯) **ત્રિદોષજનિત ઊલટી ઉપર :**—ગળોનો કાઢો મધ નાખી પાવો. (૨૦) **શીતપિત્ત ઉપર :**—ગળોનો કાઢો પાવો. (૨૧) **હૃદયશૂળ અને વાતશૂળ ઉપર :**—ગળો અને મરીનુ ચૂર્ણ ગરમ પાણી સાથે પાવુ (૨૨) **અમૃતાદિ કાઢો સર્વ પ્રકારના વાતરોગ ઉપર :**—ગળો એરંડમૂળ, સૂંઠ, દેવદાર, રાસ્ના, હરિતકી (હરડે) એનો કાઢો પ્રાતઃકાળે પાવો (૨૩) **ચોથિયા તાવ ઉપર :**—ગળો, આમળા અને નાગરમોથનો કાઢો કરી પાવો. (૨૪) **જીર્ણજ્વર, કફ, પ્લીહા, કાસ અને અરુચિ ઉપર :**—ગળોના રસમા લીંડીપીપર અને મધ નાખી તે રસ પાવો (૨૫) **સર્પદંશ ઉપર :**—જેઠ મહિનામાં ગળોનો કાંદો સ્વલ્પ (થોડા) પ્રયત્નથી મળે છે તે લાવી તેના કકડા કરી દૂધમા બાફી રાખવા સાપ કરડે ત્યારે તે ઘસી પાવા. શુદ્ધિ રહે નહિ તો તાળવા ઉપર ઘસી ચોળવા. ઢોરને સર્પદંશ થયો હોય તો જીભ ઉપર ચોળવા એટલે વિષ ઊતરે છે (૨૬) **ગળોનુ સત્ત્વ કાઢવાની કૃતિ :**—આંબા ઉપરની અથવા લીમડા ઉપરની સારી અને જાડી ગળો લાવી તેના ચાર ચાર આંગળ લાંબા કકડા કરી પાણી વડે ધોઈ નાખવા, પછી લગાર કચરી કલાઈના વાસણમા ચાર પ્રહર પલાળી રાખવા; અને ત્યાર પછી તેને હાથ વડે ખૂબ મસળી અથવા રવૈયાથી વલોવી તે માહેના સર્વ કૂચા પીલી તે પાણી ગાળી લઈ જુદું રાખવુ કેટલીક વારે તે માહેનુ સત્ત્વ તળિયે ઠરે એટલે તે ઉપરનુ પાણી કાઢી નાખવુ પછી તે ઉપરનુ નીતર્યું પાણી કાઢી નાખતા જઈ બીજુ પાણી ઉમેરવું. એમ છ-સાત વાર કરવુ. એટલે તે સત્ત્વશુદ્ધ અને સફેદ થાય છે અને તેનુ સર્વ કડવાપણુ જાય છે. એ પછી તે સૂકવી બાટલીમા ભરી રાખવુ. એ લેવાનું પ્રમાણ અર્ધા માસાથી બે માસા પર્યંત છે એ ઘણાક રોગો ઉપર ચાલે છે એના અનુપાનો નીચે પ્રમાણે જાણવા. ઉપયોગ—(૧) **પ્રમેહ ઉપર :**—ગાયના પાશેર દૂધમા બે માસા નાખી પાવું અથવા ત્રિફળા અને સાકરમા આપવુ (૨) **જીર્ણજ્વર ઉપર :**—ઘી તથા સાકર સાથે કિંવા મધ અને લીંડીપીપર સાથે અથવા ગોળ અને શાહજીરાના ચૂર્ણ સાથે (૩) **પાંડુરોગ ઉપર :**—ઘી અને મધમા અથવા દૂધમાં (૪) **દાહરોગ ઉપર :**—જીરુ અને સાકર સાથે (૫) **વાયુ ઉપર :**—ઘી સાથે આપવું. (૬) **પિત્તજ્વર અને પિત્ત ઉપર :**—સાકરમા આપવુ (૭) **કફરોગ ઉપર :** મધમા (૮) **રક્તપિત્ત ઉપર :**—એરંડતેલમા (૯) **આમવાયુ અને ઉદરરોગ ઉપર :**—સૂંઠ સાથે આપવુ (૧૦) **તાવ ઉપર :**—મધમા (૧૧) **શક્તિ આવવા માટે :**—ગાયના ધારોષ્ણ દૂધમાં સાકર તોલાભાર નાખી તેમા માસા બે માસા સત્ત્વ નાખી પાવુ (૧૨) **ઊલટી ઉપર :**—

ડાગરની ધાણી સાથે (૧૩) **અરુચિ ઉપર :**—દાડમની સાથે. (૧૪) **મૂળવ્યાધિ ઉપર :**—માખણમા (૧૫) **કમળાના રોગ ઉપર :**—દ્રાક્ષ સાથે (૧૬) **શ્વાસકાસ ઉપર :**—સૂઠ, મરી, લીડીપીપર અને મધ સાથે (૧૭) **ઉચકી (હેડકી) ઉપર :**—મધમા. (૧૮) **ક્ષય ઉપર :**—ઘી, સાકર અને મધમા (૧૯) **મૂત્રકૃચ્છ્ર ઉપર :**—દૂધમા (૨૦) **પ્રદર ઉપર :**—લોધર સાથે. (૨૧) **સર્વ મર્મસ્થાનના રોગ ઉપર :**—છાશમાં. (૨૨) **સર્વ પ્રકારના વ્યાધિ ઉપર :**—ઠંડા પાણીમા (૨૩) **કુષ્ઠ (કોઢ) ઉપર :**—વગડાઉ તુલસીના પાદડાના રસમા. (૨૪) **ગુલ્મ ઉપર :**—સૂઠની સાથે (૨૫) **સર્વ નેત્રરોગ ઉપર :**—ભેસના તાજા ઘી સાથે. (૨૬) **વાળ કાળા થવા માટે :**—ભાગરાના રસમા (૨૭) **અગ્નિમાંદ્ય ઉપર :**—ગોરખમુડી સાથે (૨૮) **વલિપલિત (શરીરે કરચલીઓ પડી કેશ ધોળા થાય છે તે) રોગ ઉપર :**—ગળોનુ ચૂર્ણ નિત્ય ૨ તોલા લેવુ (૨૯) **ધાતુસ્તભન ઉપર :**—ગળોના પંચાગનુ ૧ તોલો ચૂર્ણ કરી મધમા આપવુ.

**૧૯૧ ગંગાવતી** (કપૂરિયો, ચાયડમારી) સં૦ ગગાપત્રી મ૦ વ૦ ગગાવતી. હિ૦ કુકરોધા. કો૦ ભાબરૂડ, ભાબુરડી. ક૦ ભદ્ર ગાધારી. રાજ૦ કલાલી લે૦ બ્યુમિયાબાલાલ સમિફેરા, બ્લુમિયા લેસેરા.

એમા નાની અને મોટી બે જાત છે મોટી સુમારે હાથ બે હાથ ઊચી વધે છે. એના પાદડા તમાકુ જેવા મોટા હોય છે. તે ઉપર બારીક ફૂલોના ગુચ્છા હોય છે એ મળવાળી જમીનમા થાય છે અને ગામમા પણ ભીનાશવાળી જગ્યામા થાય છે નાની જાત વહેળા ઉપર અથવા પાણીના ઝરા પાસે થાય છે. એ ઘણાક પ્રાતમા થાય છે. એને પીળા રંગના બારીક ફૂલો આવે છે એના પાદડાની વાસ સારી છે ગગાવતી ઉષ્ણ છે. એનું 'વનબાવરી' નામ પણ છે. **ગંગાવતી**×—તીખી, ઉષ્ણ, વાતનાશક અને વ્રણરોપણ છે સુકાવેલા પાનના ચૂર્ણની માત્રા ૫ થી ૧૫ રતી, ઉપયોગ—(૧) **આગંતુક જખમ ઉપર :**—ગગાવતીના પાદડા હાથ ઉપર મસળી તે જખમ ઉપર મૂકવા, એટલે જલદી લોહી બધ થઈ જખમ ભરાઈ આવે છે (૨) **ચાંચડ જવા માટે :**—જ્યા ચાચડ થયા હોય ત્યા ગગાવતીના લીલા ઝાડ લાવી તે જમીન ઉપર પાથરી ગખવા, એટલે એની વાસથી ચાચડ નાસી જાય છે (૩) **મૂળવ્યાધિ ઉપર :**—ગગાવતીનો રસ તોલો એક અને ઘી તોલો એક એકત્ર કરી પાવુ. (૪) **આધાશીશી ઉપર :**—ગગાવતીનો રસ મસ્તકે ચોળવો અને તાપમા બેસવુ, એમ એક બે વાર કરવાથી આધાશીશી જલદી શાત થાય છે.

**૧૯૨ ગંગેટી (જીતેલી)**—સ૦ નાગબલા, ગાગેરુકી મ૦ ગાગેટી, તુપકડી, ચિપટ, કુતરી. કો૦ લેચી, ચોચ મા૦ ગગેરન, હિં૦ ગગેરન, ગુલસકરી બ૦ ગોરખચાકુલે, પાન સાડા. ક૦ વટ્ટગરુકે, લા૦ ગ્રિવિઆ પોપુલિફોલીઆ.

ગગેટીના ઝાડ બળ(બોળ)ના ઝાડ કરતા મોટા થાય છે ઊચાઈ લગભગ ૩ થી ૧૦ ફૂટ હોય છે ગગેટીના પાદડા કાત્રાદાર હોય છે અને પ્રત્યેક પાદડાને બે ખાચા હોય છે, એ કાઈક સહદેવીના પાદડા જેવા હોય છે આ ઝાડ ઉપર બારીક ગોળાકૃતિ ફળો આવે છે, તેને લોકો ખાય છે એ ફળો કિંચિત્ તૂરા, મધુર, ધાતુશુદ્ધિકારક અને મુખરોગનાશક છે એ ફળોનો રગ નારંગી જેવો હોય છે અને તે ફળો પાકયા પછી ઝીણાં રુદ્રાક્ષ જેવા જણાય છે. ગગેટી ઘણાક પ્રાતોમા થાય છે ગગેટીને ધોળા રગના ફૂલો આવે છે એના બિયાને 'ગગેટી' કહે છે એ આકારે ઝેંઝીનાં બિયા જેવા હોય છે ખપાટ, સહદેવી, કાગસી અને ગગેટી, એ ચારેના સમુદાયને 'બલાચતુષ્ટય' કહે છે **બલાચતુષ્ટય**—શીત, મધુર, બલ્ય, કાતિકારક, સ્નિગ્ધ તથા ગ્રાહી છે; અને વાયુ, રક્ત-

---

× આ ગગાવતીના રસના ત્રણચાર પુટ શુદ્ધ કરેલી અભ્રકને આપવાથી સારી ભસ્મ થાય છે લોહભસ્મ પણ આ ઔષધિના રસથી સારી બને છે આ વનસ્પતિમા કપૂર રહેલુ છે આમાથી ચીનમા કપૂર કાઢે છે એ કપૂરને પત્રીકપૂર અને નાગકપૂર કહે છે આમા કપૂર હોવાથી આના ગુણધર્મ કપૂરના જેવા દીપનપાચન, વાતહર, સ્વેદલ, મૂત્રલ, કફઘ્ન, ગ્રાહી, સકોચવિકાસપ્રતિબધક, કૃમિઘ્ન અને વેદનાસ્થાપક છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

પિત્ત તથા ક્ષતનો નાશ કરે છે. ખપાટનાં મૂળોની છાલનું ચૂર્ણ દૂધ અને સાકર સાથે સેવન કરવાથી બહુમૂત્રરોગ દૂર થાય છે. **મહાબલા (સહદેવી)**—મૂત્રકૃચ્છ્રનાશક અને વાતનું લોમન કરનાર છે **અતિબલા (કાંગસી)**—દૂધસાકરમા સેવન કરવાથી પ્રમેહનો નાશ થાય છે **ઉપયોગ**—**(૧) વિદ્રધિ, વ્રણ, ગૂમડાં, બદ, પાઠું ઇત્યાદિ ઉપર:**—ગગેટીના રાતા રંગના કુમળાં પાદડા બારીક વાટીને થેપલી કરી બેસાડવી અને તે ઉપર કપડાનુ આચ્છાદન કરી તેના ઉપર ઠંડુ પાણી નાખતા રહેવુ. આ યોગથી તે ગાઠ જલદી પાકે છે અને ફૂટે છે, તેમ જ કોઈ પણ પ્રકારે દાહ થતો હશે કિંવા સણકા થતા હશે તો તે ત્વરિત બધ થશે. અથવા ગગેટીનો પાલો વાટી માહે લવંગ નાખી ઉપર બાધવો. **(૨) ગરમીથી થયેલાં ચાંદાં સૂકવવા માટે:**—ગગેટીનો છાલ અને જૂના પાદડા એકત્ર ખાડી તેમા પાણી નાખી અષ્ટમાશ કાઢો કરવો અને તે કાઢાથી ચાંદા ધોવા એથી ચાદાં જલદી સાગં થાય છે **(૩) ભૂતજ્વર ઉપર:** ગગેટીના મૂળ વિધિપૂર્વક ગળામાં બાધવા. **(૪) તાવ ઉપર:**—ગગેટીના મૂળ પુષ્યનક્ષત્રમા હાથે બાધવા. ગગેટીના મૂળ અથવા સૂંઠનો કાઢો આપવો તે શીત, કંપ અને દાહયુક્ત તાવનો બે ત્રણ દિવસમા નાશ કરે છે. **(૫) મૂત્રદોષ અને શુક્રદોષ ઉપર:**—ગગેટી, હિંગ, દૂધ, ઘી, એ સર્વ એકત્ર કરી પાવુ. **(૬) અંડવૃદ્ધિ ઉપર:**—ગગેટીના કાઢામાં એરંડતેલ નાખી પાવુ. **(૭) વીંછીના ડંખ ઉપર:**—ગંગેટીના મૂળ ઘસીને ચોપડવા.

**૧૯૩ ગાજર**—સં૦ ગાર્જર, ગૃજન મ૦ હિ૦ ગાજર. ક૦ ગર્જરી ફા૦ ગર્દક, ગજર. અ૦ જજરેમરિ ઇ૦ કેરાટ રૂટ. લા૦ ડૌકસ કેરોટા

ગાજર કદની પેઠે જમીનમા થાય છે. એ લાબુ હોઈ તેનો રંગ રાતો હોય છે. ગાજરના છોડ હાથ સવા હાથ વધે છે. દિલ્હીની પાસે જે ગાજર થાય છે તે સર્વોત્કૃષ્ટ છે લીલા ગાજર રોટલી સાથે ખવાય છે અને તેનુ શાક થાય છે. તેને બાફીને પણ ખાય છે દુષ્કાળમા ગરીબ લોક ગાજર ઉપર જ દિવસ કાઢે છે. ગાય, ભેસ વગેરે ઢોરને ગાજર ખવરાવવાથી તે પુષ્ટ થઈ ઘણું દૂધ દે છે ગાજરના બી ગર્ભપાતકારક છે. **ગાજર**—મધુર, રુચ્ય, ગ્રાહક, કડવુ, તીખું, રક્તપિત્તકારક, ઉષ્ણ, હૃદ્ય, અગ્નિદીપન, નેત્રને વિકાર કરનાર, વિદાહી. રક્ષ તથા પિત્તકર છે; અને આધ્માન, શળ, મૂળવ્યાધિ, કૃમિ, સંગ્રહણી, વાત, કફ તૃષા તથા શુક્રનો નાશ કરે છે. **એનાં બીજ**—ઉષ્ણ. વૃષ્ય તથા ગર્ભપાતકારક છે **ઉપયોગ**—**(૧) ખરજવા ઉપર:**—ગાજર પીલી તેમા થોડું મીઠુ નાખવુ અને પાણી ન રેડતા તેને બાફી તે ખરજવા ઉપર બાધવુ એથી ત્વરિત ગુણ આવે છે **(૨) ઋતુપ્રાપ્તિ માટે:**—ગાજરનાં બી પાણીમા વાટી પાચ દિવસ પાવા.

**૧૯૪ ગાંજો (ભાંગ)**—સં૦ વિજયા. મ૦ હિ૦ ગાજા, ભાગ. બ૦ સિદ્ધિ, ભાગ, ગાજા. ક૦ ભાગ તે૦ જનપરિતુલુ, ગાજાઈ બ્ર૦ બિન ફા૦ ફિનાવિષ, વરકુલ ખ્યાલ, શવનવંગ. અ૦ કિન્નેવન, ઉુબારિફ, રૂહુલવજ. લા૦ કેનાબિસ સેટિવા (વિદેશી), કેનાબિસ ઇડિકા (દેશી) ગ્રી૦ ઉદિરુબમ્ ઇ૦ ઇડિયન હેપ.

ગાજાના છોડ+ શુમારે ૩ હાથ પર્યંત ઊચા વધે છે. એના પાદડા ભીંડીના પાદડા જેવા હોય છે એ છોડ ઉપર તોરા આવે છે. તેને ગાજો કહે છે તે તોરા કાઢી સૂકવે છે. ગાજાની ભૂકીને ‘ભાગ’ કહે છે એ ભાગ વાટી લોકો પીએ છે. ગાજો પીવાથી અને ભાગ પીવાથી માણસને નશો ચઢે છે. તેથી કાળજું કપાઈ જાય છે, શક્તિ ક્ષીણ થાય છે અને તેનાથી માણસને

+ ભાગ અને ગાજાના વૃક્ષ અલગ અલગ થાય છે ગાજાના વૃક્ષમા કળીનો ગુચ્છો આવે છે ભાગમા એ ગુચ્છો આવતો નથી પાન બન્નેના સમાન દેખવામા આવે છે ભાગના પાન લીલાશ ઉપર રહે છે ગાજાના પાન કાળાશ પડતા તથા થોડા લાબા હોય છે ભાગના બીજ નાના અને નરમ હોય છે ગાજાના બીજ કઠણ અને થોડા મોટા હોય છે ભાગ અને ગાજો, મૂળ જાત એક જ છે બીજમા ભેદ નથી. નરજાતિના ફૂલ આવે છે તેને ભાગ અને માદાજાતિના ફૂલ આવે છે તેને ગાજો કહે છે તથા છોડની નવી કોમળ શાખાઓ ઉપર તેલી રાળ જેવો ચીકણો રસ ભેગો થાય છે તેને ચરસ કહે છે

એક પ્રકારનો તોર આવી તે તોરમા માણસ ઘણો જ બુધ થઈ જઈ જેમ તેમ બકે છે. એ એક દુર્વ્યસન છે એ વ્યસન જે માણસને વળગ્યું હોય તેને 'ગંજેરી' કહે છે. **ભાંગ**×—પિત્તલ, ગ્રાહક, તીક્ષ્ણ, કડવી, ઉષ્ણ, લઘુ, કર્ષણકારક, અગ્નિદીપક, રુચિકર, માદક, વાણીવર્ધક તથા મોહકારક છે, અને કફ તથા વાયુની નાશક છે. **ઉપયોગ (૧) ભૂખ ઉપર:**—ભાગ પીવી. **(૨) મૂળવ્યાધિ ઉપર:**—ભાગ અને ઢોરના શિંગડાના મૂળની (શિંગડા માટીમા દટાઈ રહેવાથી તેને જે અંકુર ફૂટી નીકળે છે તેને શિંગડાના મૂળ કહે છે.) ધૂણી આપવી **(૩) બળદ કિંવા પાડા લોહી મૂતરે છે તે ઉપર:**—ભાગ, વરિયાળી અને એલચી એકત્ર કરી, વાટી, શક્તિ પ્રમાણે પાવુ; અથવા ભાગ વાટી પાવી. **(૪) અતિસાર ઉપર:**—ગાજાનુ ચૂર્ણ ગોળમા અથવા સાકરમા આપવુ. **(૫) શ્વાસ ઉપર:**—ગાજાની રાખ મધમાં આપવી. **(૬) નિદ્રાનાશ, અતિસાર, સંગ્રહણી અને અગ્નિમાંદ્ય ઉપર:**—ભાગ શેકી તેનુ ચૂર્ણ મધમાં આપવું. **(૭) ચોથિયા તાવ ઉપર:**—ગોળમા ભાગ મેળવી બોર જેવડી ગોળીઓ કરવી અને તાવ આવ્યા પહેલા ચાર ઘડી ઉપર એક ગોળી આપવી. **(૮) ભૂતજ્વર ઉપર:**—ભાગના છોડને સાયંકાળે નોતરી પ્રાત:કાળે તેના મૂળ કાઢી મસ્તકે બાધવા.–

× વૈદકશાસ્ત્રમા ભાગના પાન અને બીજ સિવાય એનાં બીજા કોઈ અંગની વપરાશ થતી દેખાતી નથી માત્ર ગાજો કોઈ કોઈ પ્રયોગમા વપરાય છે

આયુર્વેદશાસ્ત્રમા બે પ્રકારના રોગોની ઔષધિઓમા એનો પ્રયોગ થાય છે ઉદરામય પરિપાક અને રતિશક્તિ (વિષયશક્તિ) વધારવાને જે ઔષધિઓ તૈયાર કરવામા આવે છે, તેમા ભાંગ વિશેષ નખાય છે. હમણાની તપાસથી ભાગનો એક અદ્ભુત ચમત્કાર નજરે પડ્યો છે, ધનુસ્તંભ રોગમા એનો ધુમાડો પાવાથી ધીમેધીરે આક્ષેપ ઓછો થતો જાય છે, અને રોગીને પણ વધારે દુર્બળતા થતી નથી વારવાર ભાગનો ધુમાડો પીવાથી દર્દ છૂટી જાય છે

ડૉક્ટર કાસ્તગિરે ભાગના ધુમાડાથી ૭ દરદીઓને ધનુસ્તંભના દરદથી મુક્ત કર્યા હતા સાત રતી ભાંગ તમાકુના સાધારણ પાદડા(સૂકા)મા એક નવી ચલમમા તમાકુની માફક જમાવીને હુક્કાથી રોગીને પાઈ હતી આક્ષેપ થવાનું પહેલુ લક્ષણ જોતા જ રોગીને ધૂમ્રપાન કરાવ્યુ ધુમાડો પીતા જ રોગી આક્ષેપથી મુક્ત થઈ નેત્ર બંધ કરી સામાન્ય રીતે સૂઈ ગયો આક્ષેપ થવાનું દેખાતા જ એ જ પ્રમાણે વારંવાર હુક્કો પાવાથી રોગીઓ નીરોગી દેખાયા હતા

મુબઈના ડૉક્ટર જી સી લુકસને પરીક્ષા કરી જોયું છે કે, ધૂમ્રપાનથી (૧) આક્ષેપ થોડીવાર સુધી રહે છે, (૨) ધીરેધીરે આક્ષેપ ઘણીવારે થાય છે, (૩) આક્ષેપનું જોર પણ ધીરેધીરે ઓછુ થાય છે, (૪) આક્ષેપવાળો રોગી દુર્બળ થતો નથી, (૫) વારવાર પાવાથી આક્ષેપ એકદમ નાશ પામે છે

ડૉક્ટર ઓસાગનસિએ અનેક પ્રકારના રોગોમા ભાગનો પ્રયોગ કરી પરીક્ષા કરી હતી એમના કહેવા મુજબ ધનુસ્તંભ, જલાતંક, વાતરક્ત, તડકો અને કોલેરાના રોગમા આ ઔષધિ અપાય છે એમના પછી અગ્રેજ ડૉક્ટર લોકો ભાગને ધનુસ્તંભ અને કોલેરાનો શ્રેષ્ઠ ઉપાય માને છે

આ સિવાય યુનાની હકીમોના મત મુજબ તે પ્રમેહ અને અંડવૃદ્ધિને આરામ કરે છે દૂધમા ભાગ વાટી લેપ કરવાથી હરસ મટે છે પાણીથી સાફ ધોઈ શેકેલી ભાગનું ચૂર્ણ મધ સાથે ખાવાથી અતિસાર, સંગ્રહણી અને મદાગ્નિ દૂર કરે છે ભાગનો આખો છોડ વાટી તાજા ઘા ઉપર ચોપડવાથી શીઘ્ર આરામ થાય છે એની માત્રા ૨ થી ૮ રતી છે

ભાગભસ્મ–એક માટલું લઈ પછી તે અર્ધું આકડાના ફૂલો અને કુમળી ટીસીઓથી ભરી તેના ઉપર ૪૦ તોલા સુદાપખી ભાગ પાથરી, તેના ઉપર સૂરોખાર ૪૦ તોલા પાથરી, વળી તેના ઉપર તેટલી જ સુદાપંખી ભાગ પાથરી, બાકી રહેલું માટલું પાછુ આકડાની ટીસીઓ અને ફૂલોથી ભરી, ઉપર ઢાકણુ છાદી લઈ, અડાયા છાણાની ભઠ્ઠીમા તે માટલુ મૂકી સળગાવવું એથી ભસ્મ તૈયાર થશે તે તુલસીના પાનમા, નાગરવેલમા, માખણમાં કે મધમા આપવાથી ઉદરસ, છાતીનો દુખાવો અને બીજા ભયકર ઉદરરોગો તેમ જ શૂળ પણ શાત થાય છે ઝાડો સાફ લાવે છે આ ઉપાય અમને લખનૌના ચુનીલાલ કવિજી તરફથી મળ્યો છે.

– ડૉક્ટર દેસાઈ લખે છે, કે ગાજો ઉત્તમ ઔષધ છે આની ક્રિયા મુખ્ય મગજ પર થાય છે ગાજો ઉત્તેજક, વેદનાસ્થાપક, શાતિકારક, ક્ષુધાવર્ધક, પિત્તદ્રાવી, મૂત્રજનન, આનંદપ્રદ, શ્લેષ્મઘ્ન, નિદ્રાપ્રદ, રક્તસ્થાપન, સંકોચવિકાસપ્રતિબંધક, ગર્ભાશયસંકોચક, બલ્ય, વાજીકર અને ચામડીની જ્ઞાનગ્રાહકશક્તિ ઓછી

**૧૯૫ ગૂગળ**— સ૦ ક૦ ગુગ્ગુલ. મ૦ ગુગ્ગળ. હિ૦ ગુગલ–ર. બ ગુગ્ગુલુ તૈ૦ માહિષાક્ષી ફા૦ બોએજહુદાન. અ૦ મુષ્કિલેઅર્જક. ઇ૦ ઇંડિયન ડેલિયમ્. લા૦ બાલસમોડેન્ડ્રન્ રોક્સબુર્ઘી આઈ

---

કરવાવાળો છે ગાંજાથી પ્રારંભમા ઓછી–વધારે ઉત્તેજના મળે છે, પરંતુ માત્રા ભરપૂર હોય ત્યારે કેફ ચડે છે, ચામડી શૂન્ય થાય છે, જ્ઞાનગ્રાહક શક્તિ ઓછી થાય છે, શરીર, એમા પણ પગ શક્તિહીન થાય છે નેત્રના ડોળા પહોળા થાય છે, નાડી જલદી ચાલે છે અને રોગી ગાઢ નિદ્રામા સૂઈ જાય છે ઊઠતી વખતે બહુ જ ભૂખ લાગે છે, અફીણથી નિદ્રા આવે છે, પણ જાગ્યા પછી આળસ આવે છે એમ ગાંજાથી થતુ નથી, અફીણની પેઠે ગાંજાથી કબજિયાત પણ થતી નથી

ગાંજાનો વેદનાસ્થાપનધર્મ અફીણથી બીજા નબરનો છે શાતિકારકધર્મ બહુ જ બળવાન છે ગાંજાથી પેશાબનુ પ્રમાણ બહુ વધે છે વાજીકરધર્મ ઘણીવાર સ્પષ્ટ જણાઈ આવે છે નાડી ઉપરની ક્રિયા નિશ્ચિત નિયમપૂર્વક નથી કોઈ કોઈ વખતે નાડી મદ બની જાય છે, પરતુ વધારે કરીને તેજ હોય છે આક્ષેપ આવવો અને ગોટલા ચડવા, એ બનેનો પ્રતિબધકધર્મ અને અપસાદક( શામક )ધર્મ સ્પષ્ટ જણાઈ આવે છે તોપણ અફીણથી ઓછો છે ગાંજાથી ભૂખ બહુ જ લાગે છે, પિત્ત સારી રીતે ઉત્પન્ન થાય છે, ઘણા દિવસો સુધી ગાંજો અપાય, તોપણ પચનક્રિયા બગડતી નથી, આતરડામા શ્લેષ્મ ઓછો થાય છે, અનાજ સારી રીતે પચન થાય છે અને પિત્તસ્રાવ યોગ્ય થાય છે, એ ત્રણ ગુણોના હેતુથી મળનુ પાતળાપણુ ઓછુ થાય છે, તોપણ અફીણના જેવી કબજિયાત થતી નથી

ગાંજાથી મનમા આનદ ઉત્પન્ન થાય છે, બધી ક્રિયા સારી રીતે ચાલે છે એમ રોગીને ભાસે છે ચામડીની જ્ઞાનગ્રાહક શક્તિ બહુ જ ઓછી થાય છે, મોટી માત્રા અપાય તો એટલી શૂન્યતા આવી જાય છે કે, દાત દરદ થયા વિના પાડી શકાય છે અને સાધારણ નાનુ ઓપરેશન કરી શકાય છે

ગાંજાથી ગર્ભાશય ઉત્તેજિત થઈને તેની સકોચનક્રિયા વધે છે અર્ગટથી જેવી ગર્ભાશયની શક્તિ વધે છે, તેવી જ ગાંજાથી વધે છે પણ અર્ગટની માફક ગાંજાની ક્રિયા વધારે વખત ટકતી નથી ગર્ભાશય ઉપર પ્રત્યક્ષ ક્રિયા અને અપ્રત્યક્ષ ક્રિ મગજ પર જ્ઞાનતતુ મારફત થાય છે ગાંજાથી કોઈ પણ પ્રકારનુ નુકસાન થતુ નથી, રોગીના મરવાનુ ઉદાહરણ ક્યાય પણ મળ્યુ નથી

ભાગના ગુણધર્મ પણ એવા જ છે પણ તેની ક્રિયા વધારે હોજરી અને આતરડા પર થાય છે ભાગ ગાંજાના કરતા વધારે ગ્રાહી છે

**માત્રા**—ચરસ ૦। રતી પ્રત્યેક સમય આપવો સુવાવડમા વેણ વધારવા માટે અશુદ્ધ ગાંજો ૫ રતી પ્રમાણમા બબ્બે કલાકે ૧–૨ વખતે આપવો રક્તસ્રાવ બધ કરાવવા માટે અશુદ્ધ ગાંજો ૨ થી ૫ રતી આતરડાના રોગો માટે ગાંજાને દૂધમા ઉકાળી સુકાવી લેવો એવા શુદ્ધ ગાંજાની માત્રા ૦॥ થી ૧ રતી અને ભાગ ૧ થી ૨ રતી કેટલાકોને ગાંજો લાગે છે, માટે પ્રારભમા ઓછી માત્રા આપવી પછી પરિણામ ઉપરથી માત્રા વધારવી

**ઉપયોગ**—શુદ્ધ ગાંજો અથવા ભાગ હોજરીની પીડા, કુપચન, સગ્રહણી, અતિસાર અને નવો અથવા જૂનો મરડો, એ બધા ઉપર પ્રયોજક ઔષધોની સાથે અપાય છે ભાગથી એ રોગોમા પીડા ઓછી થાય છે, રક્તસ્રાવ થતો હોય તો બધ થાય છે ભૂખ લાગે છે, પિત્તસ્રાવ યોગ્ય થાય છે, અનાજ પાચન થાય છે અને વધારે દિવસ પછી સેવન કરવા છતા પણ પચનક્રિયા બગડતી નથી

—વિષૂચિકા( કૉલેરા )મા એ ઔષધિ ઉત્તમ સાબિત થઈ છે એનાથી ઊલટી અને દસ્ત બધ થાય છે નાડી સુધરે છે અગ ગરમ બને છે અને ઉત્તેજના આવે છે, માત્ર આ ઔષધિ રોગના પ્રારભમા જ દેવી જોઈએ

ભાગથી રેચનદ્રવ્યથી થનારો મરડો ઓછો થાય છે એટલે ઇંદ્રામણા, પામા ( ઇ પોડોફિલમ ) વગેરે દવાઓની સાથે ભાગ સર્વદા અપાય છે હરસના મસાનો સોજો, વેદના અને રક્તસ્રાવ ઉપર ગાંજાનુ સેવન કરાવાય છે, તથા હળદર, હિંગળી અને તેલને વાટી પોટીસ બનાવીને બધાય છે અથવા ભાગનો ધુમાડો અપાય છે.

ગાંજાથી પેશાબ વધે છે માટે પરમા ઉપર ગાંજાનો ૨ પ્રકારથી ઉપયોગ થાય છે ( ૧ ) પેશાબ વધવાથી પરુ ધોવાઈ જાય છે ( ૨ ) વેદના ઓછી થઈને ચિંતા દૂર થાય છે વૃક્કમાથી લોહી પડતુ હોય તો ગાંજો અથવા ભાગ સુગધી પાનડીની સાથે અપાય છે

ગાંજાથી ગર્ભાશયનો સારી રીતે સકોચ થાય છે અને સકોચ થવાથી વેદના ઓછી થઈ જાય છે, એટલે ગર્ભાશયની અશક્તિથી સુવાવડનો સમય વધતો હોય, તો ગર્ભાશયને તાકાત આવીને વેણ વધવામા ગાંજાનો બહુ જ સારો ઉપયોગ થાય છે, ગર્ભપાતમા પણ એનાથી સારો લાભ મળે છે અત્યાર્તવ અને કષ્ટાર્તવમા ગાંજો અતિ ગુણકારક છે, એનાથી બીજારાયની વેદના ઓછી થાય છે

ગાંજો બળવાન વાજીકર છે, એનાથી પુરુષની ઇંદ્રિયને સ્ફૂર્તિ મળે છે એ ક્રિયા મગજની મારફત અને

(હલકો બંગાળી ગૂગળ), બાલસામોડેન્ડ્રન મુકુલ (સારો ગૂગળ).

ગૂગળના ઝાડ **મારવાડ** અને **સિંધ** દેશમા થાય છે. એ ઝાડ **સિંગાપુર બેટમાં** ઘણા થાય છે **ગ્રીષ્મ** ઋતુમા તાપને લીધે આ ઝાડમાથી જે **રસ** ઝરે છે તેને 'ગૂગળ' કહે છે. ધૂપ કરવાના કામમા એનો ઘણો ઉપયોગ થાય છે એનો ધૂપ કરવાથી હવા શુદ્ધ થઈ હવા માહેના રોગકારક દ્રવ્યો નાશ પામે છે, એ એનાથી મોટો ફાયદો છે દેવની આગળે નિત્ય ધૂપ કરવાનુ કહ્યુ છે, તેનુ મૂળ કારણ તો આ જ હોવુ જોઈએ. ગૂગળ, **મહિષાક્ષ, મહાનિલ, કુમુદ, પદ્મ અને હિરણ્ય,** એ રીતે પાચ પ્રકારનો છે તે કડવો, તીખો, રસાયન, ઉષ્ણ વિશદ, પિત્તલ, સારક, તૂરો, લઘુ, પાચક વૃષ્ય, ભાગેલા હાડકાનુ સધાન કરનાર, સૂક્ષ્મ, સ્વય, અગ્નિદીપક, ભીનો, મધુર, બલ્ય, તીક્ષ્ણ, સ્નિગ્ધ, સુગધી, પૌષ્ટિક, કાંતિકર તથા ભેદક છે, અને કફ વાયુ, કાસ, કૃમિ, વાતોદર, શ્લેષ્મ, સોજો, અર્શ, પ્રમેહ, મેદોરોગ, વાતરક્ત, રક્તદોષ, ગ્રથિરોગ, ગડમાલા, વ્રણ, અપચી, પિટકા, આમ, કડૂ, કોઢ, ઊલટી, આમવાયુ તથા અશ્મરીનો નાશ કરે છે. એ નવો હોય તો ધાતુવર્ધક અને વૃષ્ય છે અને જૂનો હોય તો અતિ લેખન છે **મહિષાક્ષ** (ભેસગૂગળ)

---

રક્તાભિસરણી મારફત થાય છે મગજની મારફત આનદ ઉત્પન્ન થઈને કામવાસના વધે છે અને રક્તાભિસરણ ઉત્તેજિત થવાથી જનનેંદ્રિયમા બળપૂર્વક વધારે લોહી જઈને તે સખ્ત બની જાય છે સિવાય જ્ઞાનગ્રાહક શક્તિ ઓછી થવાથી બહુ જ સમય સુધી વર્પણ થવા છતા પણ શુક્રપતન થતુ નથી

એકાતરા આદિ વારીએ આવવાવાળા તાવ અને જીર્ણજ્વરમા ગાજો પ્રયોજક ઔષધિની સાથે આપવાથી બહુ જ સારો લાભ થાય છે ભૂખ વધે છે, ટાઢનુ જોર ઓછુ થાય છે, તાવ જવા પછી થકાવટ આવતી નથી, રક્તાભિસરણ સુધરે છે ચોખા ખેતરોમા કાપવાના સમયમા વિષમજ્વર(મેલેરિયા)નો પ્રકોપ વધી જાય છે, ત્યારે વિષમજ્વરમા, સધિશોથમા અને આમવાત પર ચરસ બહુ જ ઉપયોગી છે વારવાર ગરમી થવાની આદત ગાજાથી દૂર થઈ જાય છે સૂકી ઉધરસ અને સૂકા દમ પર ગાજાનો સારો ઉપયોગ થાય છે ગાજો પિવરાવાય છે અથવા પેટમા અપાય છે, એથી ગભરામણ દૂર થાય છે ફેફસાના પરદાના સોજામા અફીણના કરતા ગાજો વધારે સારો ગણાય શ્લેષ્મલ ત્વચા પર ગાજાનો લેપ કરવાથી ઉત્તમ પ્રકારની શૂન્યતા આવે છે, દાતના પેઢા પર ગાજો ચોળવાથી કાંઈપણ દુ ખ થયા વિના દાત કાઢી શકાય છે ચામડીના રોગોમા ખાજ, જલન અને વેદના ગાજાના લેપથી ઓછી થઈ જાય છે કાનની વેદનામા ગાજાના રસના ટીપા નખાય છે. મૂત્રેંદ્રિયના આગળના ભાગ પર લેપ કરવાથી વીર્યપતન જલદી થતુ નથી

વેદના થતી હોય અને ગોટલા ચડ્યા હોય, તો એ ઓછા કરાવવાની અને નિદ્રા લાવવાની શક્તિ ગાજામા અફીણ જેવી છે ખરી, પરતુ અફીણના કરતા બહુ જ ઓછી છે ગાજાથી છેવટનુ પરિણામ અફીણના જેવુ અહિતકારક થતુ નથી એટલા માટે જે ઠેકાણે અફીણ આપી શકાતુ નથી તે ઠેકાણે ગાજો નિર્ભયરૂપે અપાય છે

મગજની સારીમાઠી સ્થિતિ પર રહેલા રોગો પર ગાજો અતિ ઉપયોગી છે નિદ્રાભગ, વૃદ્ધ માણસની નિદ્રાભગ અને ખેદવૃત્તિ પર ગાજો અથવા ચરસ નિદ્રા લાવવા માટે અપાય છે દુ ખદાયક રોગોમા ગાજો ગુણ આવે ત્યા સુધી વધતા પ્રમાણમા અપાય છે એનાથી વેદના ઓછી થાય છે, પણ રોગનુ મૂળ જતુ નથી રોગના મૂળને કાઢવા માટે બીજી રોગનાશક ઔષધિ ગાજાની સાથે આપવી પડે છે જ્ઞાનતતુઓના સોજા પર ગાજાની સાથે પારો અપાય છે જ્ઞાનતતુઓની વેદના પર ગાજાની સાથે સોમલ અને લોહભસ્મ અપાય છે આધાશીશી અને મસ્તકશૂળ પર ગાજો અત્યંત ગુણકારી છે માત્ર એ મોટી માત્રામા અને ઘણા દિવસો સુધી આપવો જોઈએ એ રોગમા ગાજાની સાથે સોમલ અપાય છે ગરમીના જોરથી એક જાતનો પક્ષાઘાત થાય છે તેમા વીજળી પ્રમાણે ચપળ અને જોરથી દુ ખ થાય છે તે ગાજાથી ઓછુ થાય છે સારસગ્રહસહ સાધાનો સોજો આવી વિવિધ લક્ષણ ઉત્પન્ન થયા હોય તો તે ઓછા થઈ જાય છે, મગજને કોઈ પણ કારણથી ત્રાસ થઈને ધનુર્વાત(આક્ષેપ)નો વેગ આવતો હોય તો તે ઉપર ગાજો બહુ જ ઉપયોગી છે કપ, મિથ્યા થતો અપસ્માર, સગર્ભા અને સુવાવડી સ્ત્રીને ધનુર્વાત, વૃક્કશોથમા આક્ષેપ, દાત આવતી વખતે બાળકોનો આક્ષેપ, બહુ જ ખાવાથી ઉત્પન્ન થતો આક્ષેપ, પથરી અને પિત્તાશ્મરીની વેદના–એ બધા રોગોમાં ગાજો વપરાય છે ધનુર્વાતમા એ ઔષધિ ઉત્તમ ઠરી છે હડકાયા કુતરાના ઝેરમા મોટા પ્રમાણમા આપવાથી વેદના અને નાડીઓનુ ખેચાણ ઓછુ થઈ જાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

* ગૂગળની સમાન ત્રિફળા લઈ એ ત્રિફળાનો ૮ગણા પાણીમા ક્વાથ કરી ચતુર્થાશ પાણી રહેથી ઉતારી ગાળી લેવો એ ક્વાથ લોઢાની કડાઈમા નાખી તેના અરધા ભાગ પર કપડુ બાધી તેમા ગૂગળનું

અને **મહાનીલ** એ બે હાથીને ઉપયોગી; **કુમુદ** તથા **પદ્મ** એ ઘોડાને ઉપયોગી, અને **હિરણ્ય** એ માણસને ઉપયોગી છે. કોઈ વખત **મહિષાક્ષ** પણ માણસના ઉપયોગમા આવે છે ગૂગળ મધુર છે તેથી વાતશમન અને તૂરો છે, એટલે પિત્તનાશક તથા કડવો છે; માટે કફનાશક છે. એ પ્રકારે એ સર્વ દોષનાશક છે× **કણ ગૂગળ**—તીખો, ઉષ્ણ, સુરભિ તથા રસાયન છે; અને વાયુ શૂળ, ગુલ્મ, ઉદર, આધ્માનવાયુ તથા કફનો નાશક છે **ભૂમિજ ગૂગળ**—એ તીખો, કડવો તથા ઉષ્ણ છે; અને કફ, વાત તથા પિશાચબાધાને દૂર કરે છે **ગૂગળની શુદ્ધિ**—એક કલાઈવાળું તપેલુ લઈ તેમા ત્રિફળા અને પાણી સમભાગે નાખવુ, અને તે ઉપર એક એક કપડુ બાધી પછી તે ઉપર ગૂગળનુ ચૂર્ણ નાખી ઉપર ઢાકણુ વાસી તે ગૂગળ સીઝવવો એટલે તે શુદ્ધ થાય છે **ઉપયોગ—(૧) કપાળ દુખે છે તે ઉપર:**—ગૂગળ પાણીમા ઘસી તેનો કપાળ ઉપર લેપ કરવો, એટલે કપાળ દુખતુ બધ થાય છે **(૨) બાંબલાઈ ઉપર:**—ગૂગળ અને આમલીના કચૂકા પાણીમા ઘસી લેપ કરવો **(૩) દાઢ દુખે છે તે ઉપર:**—ગૂગળ અને હીંગબોળ ઘસી દાઢે ચોપડવો **(૪) શરદીથી શરીરમાં સણકા થતા હોય તો:**—ગૂગળ અને સૂઠ ભેગા ઘસી લેપ કરી ઉપર શેક કરવો **(૫) કાનખજૂરો કરડ્યો હોય તો:**—ગૂગળની ધૂણી આપવી **(૬) યોગરાજ ગૂગળ:**—વાવડિંગ, ધાણા, હિંગ, ગજપીપર, કાળીપાટ, જીરું, અતિવિષ, લીંડીપીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સૂઠ, અજમોદ, મોરવેલ, વજ, રેણુકબીજ (નાગોડના બીજ), કપિલો, ભારંગમૂળ, ઈંદ્રજવ, ધોળો શરસડો તથા કડુ, એ સર્વ ઔષધોથી બમણા ત્રિફળા તથા ત્રમણો શુદ્ધ ગૂગળ નાખી તેની ગોળીઓ કરવી તે ગોળી મધમા ખવરાવવી એટલે તે સંગ્રહણી, વાયુ, વૃદ્ધત્વ, શુક્રાર્તવદોષ, પાડુરોગ, અગ્નિમદ્ય, હૃદ્રોગ, શિરોરોગ, શૂળ, પ્રમેહ, વ્રણ, મૂળવ્યાધિ, અરુચિ, વાતરક્ત, ઉધરસ, અપસ્માર તથા રાજયક્ષ્માનો નાશ કરે છે. આ ગોળી રાસ્નાના કાઢામા આપવાનો મુખ્ય રિવાજ છે. એ પ્રમાણે યોજવાથી આમવાત ઉપર ઘણી ગુણકારી અસર થાય છે આ ગોળી **બોપદેવ શતકમાં** કહેલી છે. **(૭) બીજી યોગરાજ ગોળીઓ:**—સૂઠ, પીપળીમૂળ, ચવક, ચિત્રક, મરી, શેકેલી હિંગ, અજમોદ, સરસવ, જીરુ શાહજીરુ, રેણુકબીજ, ઇંદ્રજવ, કાળીપાટ, કોષ્ટ, રાસ્ના, નાગરમોથ, સિંધવ, એલચી, ગોખરુ, ત્રિફળા, ધાણા, તજ, વાળો, જવખાર તથા તલ, એ પ્રત્યેકનુ સમભાગે ચૂર્ણ કરી એ ચૂર્ણના જેટલો શુદ્ધ ગૂગળ નાખી ઘીમા મર્દન કરવું. સર્વ ચૂર્ણ એકરસ થયા પછી ગોળો કરી ઘીના વાસણમા ભરી રાખવો. તેમાથી અર્ધો તોલો ભક્ષણ કરવુ. આ **યોગરાજ ગૂગળ** મુખ્યત્વે કરી જરા અને વ્યાધિનો નાશ કરે છે એ સેવન

---

ચૂર્ણ નાખવુ, પછી એ કઢાઈ ચૂલે ચઢાવી મંદ આચ આપવી અને કઢાઈમાથી વારવાર ક્વાથનું પાણી ગૂગળ ઉપર નાખતા જવું આથી ગૂગળ એકાદ બે ઘડીમા ક્વાથમા આવી જશે અને ગૂગળનો કચરો કપડા પર રહેશે તે ફેકી દેવો પછી કઢાઈ નીચે ઉતારી એક ઘડી ઠરવા દઈ સભાળથી ઉપર ઉપરનો ક્વાથ લઈ લેવો અને નીચે કચરો બેસી ગયો હોય તે ફેકી દેવો પછી ચોખો ક્વાથ કાઢી લીધો હોય તે ઉકાળી શીરા જેવો ઘટ્ટ કરી નીચે ઉતારીને સૂકવી લેવો ગૂગળવાળી કઢાઈ છાણથી સાફ કરવી, માટી કે ધૂળથી તે સાફ થતી નથી

× ગૂગળના ઝાડો રેતાળ અથવા ડુગરાળ જમીનમા થાય છે પાદડા નાના નાના લીમડાના પાદડા જેવા પણ અણીવગરના હોય છે ફૂલ રાતા રગના અતિશય ઝીણા પાચ પાખડીવાળા મજરીની વચમાં થાય છે ફળ નાના બોરના જેવડા પણ ત્રણ ધારવાળા થાય છે તેને ગૂગળિયા કહે છે એ ફળો ઉદરની પીડાને દૂર કરે છે એ ઝાડના ગુદને ગૂગળ કહે છે ગૂગળ શુદ્ધ કર્યા સિવાય વપરાતો નથી, તોપણ માટી વગરની ચોખ્ખી કાકરી કેટલાક શૂળના દરદીઓ ગળી જાય છે ગૂગળનો ધુમાડો મોઢાને લાગે તો તેનાથી મોઢુ આવી દરદીની ભયકર દશા થાય છે એ પ્રયોગમા ગૂગળ હિંગળાના ધુમાડાની માફક જ રસાયન હોવાથી એનો ધુમાડો મોઢાને આપતા નથી, તોપણ સાવચેતીથી **તાવના દરદીને** ગળા સુધી મજબૂત જાડુ કપડું ઓઢાડી શરીરના ભાગ ગૂગળની ધૂણી આપી સુવાડે છે એથી આખા શરીરે પ્રસ્વેદ થઈ તાવ ઊતરી જાય છે આ ધૂણીનો પ્રયોગ રાત્રિના ૯થી ૧૨ વાગ્યા સુધીમા જ કરવો ખાવામા ગૂગળની બનાવટનુ સેવન થોડો સમય કરવાથી નહિ પણ બેચાર માસ કરવાથી સારો અને સ્થાયી લાભ થાય છે

કરવામા મૈથુન, ભોજન અને પાન, એની પરેજી નથી આ **યોગરાજ ગૂગળ**—સંપૂર્ણ વાતરોગ, આમવાત, અપસ્માર, વાતરક્ત, કોઢ, દુષ્ટવ્રણ, અર્શરોગ, પ્લીહા, ગુલ્મ ઉદરરોગ, આનાહ, અગ્નિમાંદ્ય, શ્વાસ, કાસ, અરુચિ, પ્રમેહ, નાભિશૂળ, કૃમિ ક્ષય, હૃદ્રોગ, શુક્રદોષ, ઉદાવર્ત અને ભગંદરનો નાશ કરે છે. આ ગૂગળ ત્રણ માસથી લઈ સાત સાત દિવસે થોડો થોડો વધારતા તોલા સુધી વધારવો. એ સર્વ પ્રકારના વાતરોગ ઉપર રાસ્નાના કાઢામા, મેહરોગ ઉપર દારુહળદરના કાઢામાં, વાતરક્ત ઉપર ગળોના કાઢામા પાડુરોગ ઉપર ગોમૂત્રમા મેદવૃદ્ધિ ઉપર મધમા, કોઢ ઉપર લીમડાના કાઢામા, શૂળ ઉપર, મૂળાના કાઢામા, ઉદરના વિષ ઉપર પહાડમૂળના કાઢામા, ઉગ્ર નેત્રરોગ ઉપર ત્રિફળાના કાઢામા તથા સપૂર્ણ ઉદરરોગ ઉપર પુનર્નવા(સાટોડી)ના કાઢામાં આપવો (૮) **કૈશોરક (કિશોર) ગૂગળ**:—ગળો ૨ શેર, ગૂગળ ૧ શેર અને ત્રિફળા ૧ શેર, એ ત્રણેમા ૧૬ શેર પાણી નાખી કાઢો કરવો અને આઠ શેર બાકી રહે એટલે ગાળી પુનઃ ઉકાળવો. તે ગાઢો થવા આવે એટલે તેમા નીચેના ઔષધો આપવા મરી, લીંડીપીપર, વાવડિગ, સુંઠ તથા ત્રિફળા, એ બબ્બે તોલા ચૂર્ણ કરી નાખવા અને નસોતર તથા દતીમૂળ એ એક તોલો નાખવા ગળો ૪ તોલા બારીક કરી નાખવી × તે સર્વ ગાઢુ થાય એટલે ત્રણ ત્રણ માસાની ગોળીઓ કરવી આ **કૈશોરક ગૂગળ** સોજો, વ્રણ, ગુલ્મ, કોઢ, ઉદરરોગ, વાતરક્ત, ઉધરસ, અગ્નિમાદ્ય, પાડુ તથા પ્રમેહને દૂર કરે છે (૯) **દ્વાત્રિંશક (બત્રીશો) ગૂગળ**:—ત્રિકટુ, ત્રિફળા, નાગરમોથ, વાવડિંગ, ચવક, ચિત્રક, વજ, એલચીદોડા, પીપળીમૂળ, શેરણી (હાઉબેર), દેવદાર, ચિત્રો, પુષ્કરમૂળ, કોલિજન, અતિવિષ, દારુહળદર, હળદર, ગરમાળો. જીરુ, શાહજીરુ, સૂંઠ, વરિયાળી, ધમાસો, સચળ, જવખાર, ટંકણખાર, ગજપીપર અને સિંધવ એ એક એક ભાગ, એ બધા (૩૨) ઔષધોની બરાબર ગૂગળ લઈ રીત પ્રમાણે સિદ્ધ કરી બોર જેવડી ગોળીઓ કરી મધ સાથે કિંવા ઘી સાથે પ્રાતઃકાળે ભક્ષણ કરવી એટલે આમ, ઉદાવર્ત તથા અડવૃદ્ધિ અને ગુદાના કૃમિનો નાશ થાય છે; તથા મહાજ્વર વડે પીડિત, ભૂતબાધા થયેલા અને આનાહ. ઉન્માદ. કોઢ, પાર્શ્વશૂળ, હૃદ્રોગ, ગૃધ્રસી, હનુસ્તંભ, પક્ષાઘાત, અપતાનક, શોફ, પ્લીહા, કમળો અને અપચી, એ રોગવાળા માણસને તે હિતકારક છે. ધન્વંતરિકૃત આ મોટો યોગ સર્વ રોગોનો નાશ કરનારો છે. (૧૦) **વિશ્વાદ્ય ગૂગળ**:—શતાવરી, એરંડમૂળ, સૂંઠ, દારૂહળદર, કોષ્ઠ, સિંધવ, રાસ્ના તથા ગળો, એ સર્વના ચૂર્ણથી બમણો શુદ્ધ ગૂગળ એકત્ર કરી તેની ગોળીઓ કરી એકેક આપવી તથા પથ્ય પળાવવુ; એટલે ભ્રમવાત નાશ પામે છે (૧૧) **બીજો પ્રકાર**:—સૂંઠ, પીપળીમૂળ, વાવડિગ, દેવદાર, સિંધવ, રાસ્ના, ચિત્રક, અજમો, મરી, કોષ્ઠ તથા હરડે એ સમભાગે અને બમણો ગૂગળ એકત્ર કરી તે ઘીમા આપવુ એટલે વાયુ, મરકી, ગુલ્મ, શૂળ, કફ અને ગૃધ્રસીનો નાશ થાય છે (૧૨) **રાસ્નાદિ ગૂગળ**:—રાસ્ના, ગળોનું સત્ત્વ, એરંડમૂળ, દેવદાર અને સૂંઠ, એ એકેક ભાગ તથા એ બધાંની બરાબર ગૂગળ લઈ એકત્ર ખરલ કરી તે ખાવુ. એટલે વાયુ, શિરોરોગ, નાડીવ્રણ તથા ભગંદરનો નાશ થાય છે (૧૩) **કાંચનાર ગૂગળ**:—કાચન વૃક્ષની છાલ ૪૦ તોલા, હરડા, બહેડા, આમળા, એ ત્રણ આઠ આઠ તોલા, સૂંઠ, મરી ને લીંડીપીપર, એ ત્રણ ઔષધ ચાર ચાર તોલા અને વાયવરણો ૪ તોલા, તથા ઇલાયચી, તમાલપત્ર અને તજ એકેક તોલો લેવા પછી બધા ઔષધો ખાંડી, ચૂર્ણ કરી, તેના સમભાગે શુદ્ધ કરેલો ગૂગળ લઈ વાટી તેમા આ ચૂર્ણ મેળવી તેની ગોળીઓ ૪ માસા પ્રમાણની કરી, પ્રાતઃકાળે સૂંઠના કાઢામા અથવા ખેરની અંતરછાલના કાઢામાં

× જો કે આ કિશોર ગૂગળ શ્રી પદેજીએ બોપદેવ-શતકમાથી લીધેલો જણાય છે અને તેમા તેજ પ્રમાણે છે, પરંતુ આ કિશોર ગૂગળ 'અમૃતસાગર'ના કર્તાએ 'વૈદ્યરહસ્ય'માથી લીધો છે, તેમા મરીથી ગળો સુધીની આઠ ઔષધિઓના બદલે પારો ટાંક રા, ગંધક ટાંક રા, નસોતર ટાંક રા, ગળો ટાંક રા અને દંતી ટાંક રા લઈ પારા ગંધકની કાજળી કરી બાકીના સર્વ ઔષધો બારીક વાટી કાજળી કરી ઉપરના ગગળમા નાખવાનુ લખેલ છે જુઓ બોરસદનુ 'અમૃતસાગર' પૃષ્ઠ ૧૨૧ વળી એ ગ્રંથમા કિશોર ગૂગળ ખાનારે ખેદ, તડકો, અગ્નિતાપ, ખટાશ, માસ, દહી, મૈથુન, મીઠું, તેલ અને માર્ગમા ચાલવાનું (ખેપ) વર્જ્ય કરેલ છે

અથવા હરડેના કાઢામા અગર ગરમ પાણીમા એકેક ગોળી આપવી, તેથી કરી ભયકર ગડમાલા અને ગંડમાલાનો ભેદ, અપચી રોગ, અર્બુદ, ફોડફોડીઓ, વ્રણ, ગુલ્મ તથા ભગદર, એ રોગો દૂર થાય છે, (૧૪) **ત્રિફળા ગૂગળ**:—હરડા, બહેડા, આમળા અને લીડીપીપર, એ ચાર ચાર તોલા લઈ ચૂર્ણ કરવુ; પછી શુદ્ધ કરેલો ગૂગળ ૨૦ તોલા જેટલો લઈ ખૂબ વાટી તેમા તે ચૂર્ણ મેળવી ખાડીને ગોળીઓ કરી, રોગીના જઠરાગ્નિબળનુ તારતમ્ય જોઈ આપવી. તેથી કરી વિદ્રધિ. નાડીવ્રણ, ગંડમાલા, ભગદર, સોજો, ગુલ્મ તથા મૂળવ્યાધિ, એ રોગો દૂર થાય છે. (૧૫) **ગોક્ષુરાદિ ગૂગળ**:—૨૮ પળ (૧૧૨ તોલા) ગોખરુ લાવી થોડા ખાડી તેમા ૬ગણુ પાણી નાખી અર્ધું પાણી રહે ત્યાં સુધી તે કાઢો કઢવવો; પછી શુદ્ધ કરેલો ગૂગળ સાત પલ (૨૮ તોલા) જેટલો લઈ સારો ખાડી અથવા વાટી તે કાઢામા નાખી, ફરી ગોળના પાક જેવો ઘટ્ટ થાય ત્યાં સુધી કઢવવો, પછી તેમા સૂઠ, મરી, લીડીપીપર, હરડા, બહેડા, આમળા તથા નાગરમોથ, એ સાત ઔષધ ચાર ચાર તોલા લઈ ચૂર્ણ કરી તે પાકમા મેળવી તેની ગોળીઓ કરી આપવી; તેથી પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પ્રદર, મૂત્રાઘાત, વાતરક્ત, વાતરોગ, ધાતુવિકાર તથા પથરી, એ રોગોનો નાશ થાય છે (૧૬) **લાક્ષાદિ ગૂગળ**:—લાખ, હાડસધિ, અરજુન, સાજડ, આસધ, નાગબલા અને ગૂગળ, એનુ ચૂર્ણ કરવુ એ અસ્થિભગ અને મુક્તાસ્થિને ફાયદો કરે છે અને શરીર વજ્ર જેવું થાય છે. (૧૭) **આભાદિ ગૂગળ**:—બાવળિયાના બી ૧ ભાગ, ત્રિફળા ૩ ભાગ તથા ત્રિકટુ ૩ ભાગ, એ બધાની બરોબળ ગૂગળ નાખી તે ભાગેલા હાડકાને સાંધવા માટે વાપરવો. એ ઘી અને મધમાં સેવન કરવા આપવો (૧૮) **ગુલ્મ અને શૂળ ઉપર**:—શુદ્ધ ગૂગળ ગોમૂત્રમા આપવો. (૧૯) **વિડંગાદ્ય ગૂગળ**:—વાવડિગ, હરડા, બહેડા, આમળા, સૂઠ, મરી તથા લીડીપીપર એના બરાબર ગૂગળ લઈ એ સર્વ ઘીમા ખરલ કરી ગોળી ખાવી; પથ્ય પાળવું, એટલે દુષ્ટ વ્રણ, નાડીવ્રણ, અપચી, મેહ તથા કોઢ, એ સર્વ નષ્ટ થાય છે (૨૦) **ગુગ્ગુલાદિ લેપ**:—ગૂગળ, ત્રિફળા, સૂઠ, મરી તથા લીડીપીપર, એ સમભાગે વાટી લેપ કરવો, તેથી દુષ્ટ નાડીવ્રણનો તથા ભંગદરનો નાશ થાય છે. (૨૧) **અમૃતાદિ ગૂગળ**:—ગળો, કડવી પંડોળીના મૂળ, સૂઠ, મરી, લીડીપીપર, ત્રિફળા તથા વાવડિગ, એના સમભાગે ગૂગળ નાખી એકેક તોલાની ગોળી કરવી. તે દરરોજ એક એક ખાવી; તેથી વ્રણ, વાતરક્ત, ગુલ્મ, ઉદરરોગ, પાડુ અને સોજાનો નાશ થાય છે. (૨૨) **પથ્ય ગૂગળ**:—હરડા ૧૦૦, બહેડા ૨૦૦, આમળા ૪૦૦ અને ગૂગળ ૬૪ તોલા, એ સર્વ ૧૦૨૪ તોલા પાણીમા રાત્રે પલાળી રાખી પ્રાતઃકાળે કઢવી અર્ધું શેષ રહે એટલે ગાળી લઈ ફરી લોખડના વાસણમા કઢવવુ; તથા ઉતાર્યા પછી તેમા વાવડિગ, દતીમૂળ, ત્રિફળા, ગળો, લીડીપીપર, નસોતર, સૂઠ તથા મરી, એ દરેકનુ ચૂર્ણ બે તોલા પ્રમાણે નાખવું, જેથી આ ગૂગળ તૈયાર થાય છે આ ગૂગળનુ યથેષ્ટ ભોજન અને યથેષ્ટ આચરણ કરનારા માણસે પણ સેવન કરવુ જેથી દરેક રોગનો નાશ થશે એ ગૃધ્રસી, નની ખજતા, પ્લીહા, ઉગ્ર જઠર, પગુતા, પાડુત્વ, કડુ (ખરજ), કૃમિ અને વાતરક્તનો નાશ કરે છે. આ ગૂગળનુ સેવન કરવાથી માણસ અપ્રતિમ સામર્થ્યવાન તથા બળમા હાથી જેવો અને વેગમા ઘોડા જેવો બને છે આ **પથ્યા ગૂગળ**—આયુષ્ય, ચક્ષુર્બલ અને પુષ્ટિ આપે છે. વળી તે વિષનાશક અને વ્યાધીઓને સારો કરનાર છે, માટે વૈદ્યોએ એને સર્વ રોગોમા યોજેલો છે **ગૂગળમાં અપથ્ય**:—ખાટું, તીખુ, ઘણુ ખાવુ, મૈથુન, શ્રમ, તડકો, મદ્ય અને ક્રોધ +

+ ગૂગળ ઉત્તેજક, કીટાણુનાશક, દુર્ગંધહર અને કફઘ્ન છે એટલે જૂના કફરોગોમા જ્યારે અતિશય અને ચીકણો કફ પડતો હોય અને તેમા બહુ જ દુર્ગંધ આવતી હોય ત્યારે અપાય છે અશક્ત અને મધ્યમ ઉમરવાળાને વધારે લાગુ પડે છે ગૂગળ દીપન અને સારક હોવાથી અપચન અને કબજિયાતના રોગમા આતરડા અને હોજરી શિથિલ હોય ત્યારે અપાય છે પુરુષોના કરતા સ્ત્રીઓને વધારે લાભ કરે છે

ગૂગળ રક્તશોધક હોવાથી ગરમી, પરમો વગેરે રોગોમા વપરાય છે ગડમાળ ઉપર એનો સારો ઉપયોગ થાય છે ગૂગળના સેવનથી લોહીમા શ્વેતકણ વધે છે, તેમ જ રક્ત કણોનો રગ પણ સુધરે છે ગૂગળ ખાધા પછી ચામડી મારફત બહાર નીકળે છે એ કારણથી બધી જાતના ત્વચારોગો પર ગૂગળ અપાય છે, નીરોગી

**૧૯૬ ગુરમૂળી**—(મ૦ ઉમળી) ગુરમૂળીનો વેલો બેઅઢી વેંત પહોળો હોઈ તે સો-પચાસ હાથ ઊંચો જાય છે વેલો દક્ષિણ કોકણના રાનમા થાય છે. આ વેલો ૨૫–૩૦ વર્ષ પર્યંત ટકે છે, એના ફળોની આકૃતિ જાંબુ જેવી હોઈ કિંચિત્ લાંબી હોય છે. આ ફળો ગરીબ લોકો શેકીને કિંવા બાફીને ખાય છે ફળ ઘણા ખાવામા આવ્યાથી ઉપદ્રવ થાય છે

**૧૯૭ ગુલછબુ (ગુલછડી)**—સ૦ મરછીકા, નલિકા. હિ૦ મ૦ ગુલછડી. બં૦ નાલકો, રજનીગધ. ઈં૦ ટયુબરોઝા. લે૦ પોલિએન્થસ ટયુબરોઝા.

ગુલછબુના છોડ નાના હોય છે. એના કદ થાય છે. તેમાથી એની ઉત્પત્તિ થાય છે. આ છોડને ડુગળી જેવા પાદડા આવે છે તેમાથી એક દાડો બેઅઢી હાથ લંબાઈનો ઉત્પન્ન થઈ તેને તોરા આવે છે અને તે તોરામાથી એ ફૂલો આવે છે. એ ફૂલો જાડી કળીના અને લાબા હોય છે. એની વાસ ઘણી જ મધુર અને સુવાસિત હોય છે. **ગુલછબુ**—તૂરુ, સ્નિગ્ધ તથા લઘુ છે; અને કોઢ તથા ગલગંડનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) નાના બાળકોને બાર દિવસની અંદર જ રાતી ફોડકીઓ થઈ આવે તે ઉપર:**—ગુલછબુના મૂળ અને હળદર :પાણીમા ઘસી તેમાં થોડુ માખણ નાખી શરીરે ચોળવુ; એટલે ફોડકીઓ જલદી શમી જાય છે. **(૨) બદ ઉપર:**—ગુલછબુના મૂળ ધ્રોના રસમા ચદનની પેઠે ઘસી લેપ કરવો.

**૧૯૮ ગુલદાવરી**—સ૦ શિવવલ્લભા, શતપત્રી. મ૦ દવણ શેવતી. બ૦ શેઉતી. હિ૦ ગુલદાઉદી. ૫૦ ગેડી ક૦ સેવતિગે તા૦ શામતિ તુ૦ ચમમિગે મલા૦ ચેવંતિ. કો૦ શેવંતે. લે૦ ક્રિસેન્થિમમ્ ઇંડિકમ્

આ શેવતીના છોડ વેંત દોઢ વેંત ઊંચા થાય છે એનાં પાદડા નકશીદાર હોય છે. મધ્યમા ઘણે ઠેકાણે કાપાની પેઠે હોય છે. એ પાદડાની વાસ ઘણી આવે છે. જંગલી જાતિના એટલે વાવેતર ન કરેલા છોડના પાદડા નાના હોય છે, પરંતુ બાગમા વાવેલા છોડના પાદડા હથેળી જેવડા હોય છે અને એ પાદડાની વાસ નાની જાતિના પાદડા કરતા કમી હોય છે. નાના પાદડાની વાસ ઘણી જ હોય છે. એમા પીળી અને ધોળી એવી બે જાતિ છે. બંને જાતિના ફૂલ રાખોડી જેવાં અથવા ગેદા જેવા હોય છે જગલી જાતિના ફૂલો નાના હોય છે એને 'શેવતી' પણ કહે છે. હિંદુસ્તાનીમા એને ગુલદાવરી અને ગુલચિની કહે છે.*

**૧૯૯ ગુલબાશી**—સ૦ નકતા. મ૦ ગુલબાશી, સાયકાળી. બં૦ વિષલાગુલિયા. હિ૦ ગુલ-

---

માણસ પણ ગૂગળનુ સેવન કરે, તો તેની ચામડીનો રગ સુધરે છે ગૂગળની ગર્ભાશય પર ક્રિયા સારી થાય છે, ગર્ભાશયનો સકોચ કરે છે એટલે જુવાન સ્ત્રીઓના અનાર્તવમા અપાય છે ગર્ભાશયકમળમાથી કોઈ કોઈ વખત ચીકણુ પાણી પડે છે એ કારણથી ગર્ભ ધારણ થતો નથી એ ઉપર ગૂગળ બહુ જ હિતકારક છે. ગૂગળને ધીમા ખાડી મલમ કરીને લગાડવાથી વ્રણશુદ્ધિ અને વ્રણરોપણ થાય છે પાકીને ન ભરાય તેવા મૂઢ વ્રણો પર આ ઉત્તમ ઉપયોગી છે દિલ્હી તરફ થનારુ ગૂમડું-દિલ્હી સોર્સના ઉપર પણ ગૂગળ, ગધક, ફુલાવેલ ટંકણખાર અને કાથાનો મલમ કરીને લગાડાય છે

* ડૉક્ટર દેસાઈના મત મુજબ ગુલદાવરી સુગધી, કટુ, પૌષ્ટિક, વાતહર, ઉત્તેજક, પિત્તશામક, વામક અને સારક છે

**કાંટ**—ફૂલોની પાખડી ૧। તોલો લઈ આધણ જેવા ઊકળતા ૨૫ તોલા પાણીમાં નાખી અર્ધો કલાક વાસણને બંધ રાખવુ પછી ગાળી લેવુ માત્રા ૨॥ થી ૫ તોલા આ કાટ ગરમ આપવાથી અથવા વધારે આપવાથી ઊલટી થાય છે સાધો મરડાઈ ગયો હોય તો શેક કરવા માટે ઉપયોગી

**ઉપયોગ**—ગુલદાવરી યકૃતની ક્રિયા સુધારે છે અને આખા શરીરને બળ આપે છે એટલે અપચન, પચનનલિકાની શિથિલતા અને શારીરિક અશક્તિ પર વપરાય છે જીર્ણજ્વર અને વિષમજ્વર પર ગુલદાવરીથી લાભ થાય છે, યકૃતની ક્રિયા સુધરે છે, પિત્તજ્વર પર કાટ આપવાથી દાહ ઓછો થઈ જાય છે

કાટ ૮૦ તોલા ગરમ ગરમ પિવરાવવાથી ઊલટી થઈને પિત્ત નીકળી જાય છે પિત્ત દૂર થયા પછી વિષમજ્વર પણ ચાલ્યો જાય છે કષ્ટાર્તવમા કાટ અપાય છે અને કાટમા સ્ત્રીને બેસાડે છે તેના મૂળ પરમા ઉપર કાળા મરીની સાથે અપાય છે

વાસ ઇ૦ માર્વલ ઑફ પેરૂ લે૦ મિરેબિલિસ જાલપ.

એના છોડ નાના હોય છે પાદડાં નાના હોઈ લાબા અને મૃદુ હોય છે. ગુલબાશોની ધોળી, પીળી તથા રાતી વગેરે અનેક રંગની જાતિ છે ઔષધોમા ધોળી ગુલબાશી વધારે ગુણાવહ છે ચોપચીનીને બદલે ગુલબાશોના કદનો ઉપયોગ થઈ શકે છે, કારણ કે બનેના ગુણ રક્તશોધનમા લગભગ સરખા માનેલા છે. **ગુલબાશી**—વાતલ, શીત અને ગલગડની નાશક તથા અપકવ અર્શને શમાવનારી છે ઉપયોગ—**(૧) રતવા અને ગૂમડાં ઉપર:**—ગુલબાશીના પાદડાને ઘી ચોપડી શેકી ગૂમડા ઉપર બાધવાથી અદરનુ ખરાબ લોહી નીકળી જાય છે, કિંવા ગુલબાશીનો કદ પાણીમાં ઘસી તેનો વારવાર લેપ કરવો **(૨) પુષ્ટિ ઉપર:**—ધોળી ગુલબાશીનો કદ લાવી જરાક પીસી, સૂકવી તેનું ચૂર્ણ કરી તે ઘીમા કિંચિત્ શેકી તેમાં બદામ, પિસ્તા, ચારોળી વગેરે મસાલો નાખી સાકરના પાકમા મિશ્ર કરી થેપલા કરવા. આ પાક નિત્ય તોલો બે તોલા ખઈ ઉપર ગાયનુ તાજું દૂધ પીવુ, એટલે ધાતુસ્નાનની કડકી દૂર થઈ ધાતુવૃદ્ધિ થાય છે અને શરીર પુષ્ટ થાય છે. **(૩) ધાત પડે છે તે ઉપર:**—ધોળી ગુલબાશોના કાદા ગાયના દૂધમા ઘસી ૭ દિવસ પાવા **(૪) શરીર માંહેની ગરમી નીકળી જવા માટે અને રક્તશુદ્ધિ થવા માટે:**—ધોળી ગુલબાશીનો કંદ ગાયના તાજા દૂધમા ૧ તોલા પર્યંત ઘસી તેમા સાકર ૧ તોલો અને જીરાની ભૂકી ૬ ગુંજાભાર નાખી બે વખત આપવુ અને પથ્ય પાળવુ, એટલે જલદી ગુણ આવે છે. **(૫) નિર્લોમકરણ:**—ગુલબાશીના કાદા પાણીમા વાટી તેનો લેપ કરવો એટલે કેશ ગરી પડે છે.

**૨૦૦ ગુલાબ**—સ૦ તરણી મ૦ હિ૦ ગુલાબ ક૦ ચેવડે. બ૦ ગેલાપ તૈ૦ ગુલાબીપુવુ. ફા૦ ગુલેસુર્ખ. અ૦ જરંજબીન ઇ૦ ડેમેજરોઝ. લે૦ સેન્ટીફોલિયા

ગુલાબના છોડ સર્વત્ર પ્રસિદ્ધ છે એ નાના હોય છે અને કાટા આવે છે એમા **ગુલાબી, પીળી, ધોળી, રાતી** વગેરે જાતિ છે ઉત્તમ ગુલાબના છોડ **અરબસ્તાન** અને **તુર્કસ્તાન** દેશમા થાય છે, ગુલાબના ફૂલોનું **અત્તર** અને **ગુલાબજળ** થાય છે ગુલાબના ફૂલોની વાસ ઘણી સુવાસિત આવે છે ગુલાબની કળીઓ સારક છે. **ગુલાબજળ** ઠડુ છે ફૂલોની પાખડીઓનો **ગુલકંદ** કરે છે. ઉપયોગ—**(૧) રેચ થવા માટે:**—થોડી સુકાયેલી ગુલાબની કળીઓ સાકર સાથે ખાઈ ઉપર થોડુ પાણી પીવુ એટલે રેચ થાય છે, અથવા કળીઓ રાત્રે પાણીમા પલાળી રાખી સવારમા તે પાણી ગાળીને પીવુ **બીજો પ્રકાર:**—સુકાયેલી ગુલાબની કળીઓ ભાતમા બાફી તે ઘી અને સાકર નાખી ખાવો, એટલે જલદી રેચ થવા લાગે છે. એથી ગ્લાનિ વગેરે કાંઈ પણ ન થતા રેચ પણ સાફ આવે છે **(૨) ગુલકંદ બનાવવાની રીત:**—ઊંચા ગુલાબના ફૂલો લઈ પાખડીઓ કાઢવી તે પાખડીઓથી બમણી સાકર લઈ બરણીમા કિંવા લોટામા પાખડીઓ અને સાકરના થર પર થર દેવા અને તેનુ મો બધ કરી આઠ દિવસ તાપમા ટાગી રાખવું, એટલે ગુલકદ તૈયાર થાય છે. આ ગુલકદ દાહશામક, પિત્તશામક અને મળની શુદ્ધિ કરનાર છે. **(૩) ગુલાબનું અત્તર કાઢવાની રીત:**—ઘણા ફૂલો એક વાસણમા નાખી ઉકાળવા અને તેનો ઊભરો આવે એટલે તે વાસણ નીચે ઉતારી નાખવુ પછી તે ઠડું થયા પછી અત્તરની તર પાણી ઉપર આવે છે તે કાઢી લઈ શીશીમા ભરવી એક મણ ફૂલોમાથી ૧ તોલાભાર અત્તર પણ નીકળતુ નથી, એટલે એ મોઘુ વેચાય છે. તરની નીચે જે પાણી રહે છે તેને '**ગુલાબજળ**' કહે છે **(૪) ગુલાબનું શરબત:**—ગુલાબજળમા સાકર નાખી શરબતી પાક કરવાથી સુવાસિત શરબત થાય છે. એ શરબત ગરમીનો નાશ કરનારુ તથા ઠડુ હોવાથી ઉનાળાના દિવસોમા સેવન કરવા યોગ્ય છે. **(૫) આખોમાં બળતરા થતી હોય કિંવા તેજ કમી થયું હોય તો:**—ગુલાબજળ આખોમા આજવુ. **(૬) આંકડી ઉપર:**—નાક, કપાળ અને આખોએ રૂના પૂમડાથી ગુલાબજળ ચોપડવુ. **(૭) પ્રદર, ધાતુવિકાર, રક્તમૂળવ્યાધિ, પિત્તવિકાર ઇત્યાદિ ઉપર:**—સવારે અને સાયંકાળે ગુલાબના તાજા ફૂલો દર વખતે પાચ લઈ, તે ત્રણ માસા સાકર સાથે ખાવા અને ઉપર થોડું ગાયનું દૂધ ૧૪ દિવસ પીવુ એટલે ઉપરના સર્વ વિકારો દૂર થાય છે તથા મળશુદ્ધિ

થાય છે. મૂત્રસ્થાનનો દાહ, સણકા, મૂત્રની આરક્તતા તથા પીળાપણું ઇત્યાદિ વિકારો ઉપર પણ આ અપ્રતિમ ઔષધ છે. (૮) **ખસ, દાદર વગેરે ત્વગ્દોષ ઉપર :**—ગુલાબકળીનો રેચ આપવો એટલે સારો ફાયદો થશે (૯) **ત્વગ્દોષ ઉપર :**—ગુલકંદ ખાવાથી રક્તશુદ્ધિ થઈ શરીરમાંહેની ગરમી નીકળી જાય છે (૧૦) **આંખો માંહેની ગરમી નીકળી જવા માટે :**—સુરમાને ગુલાબજળની ૨૧ ભાવનાઓ આપી તે સુરમો આંખમાં આંજવો. (૧૧) **ત્વગ્દોષ ઉપર :**—કપૂર, ટંકણખાર, ગંધક અને વિશેષ ધૂપ (ઇસેસ), એને ગુલાબજળમાં ખરલ કરી થેપલી કરવી અને એ થેપલી પાણીમાં ઘસી લેપ કરવો.

**૨૦૧ ગૂંદી**—સં૦ લઘુશ્લેષ્માતક. મ૦ ગોંધણી હિં૦ ગુંદની, લભેરા ક૦ માણાડિકેચળેમારા, સણ્ણચળુ તા૦ પેરિયાનાર-વિલિ. મલા૦ નરુવરિ તૈ૦ નાકરેરૂ. લા૦ કોર્ડિયાગેથિઆઈ.

આ ઝાડ કોકણમા પ્રસિદ્ધ છે એ કાકડગૂંદાની જાતિનુ વૃક્ષ છે. એ ઝાડ ઘણુ જ ઊંચું વધે છે. એને લાલ રંગના ફળો આવે છે, તે કાકડગૂદા (વડગૂદા) કરતા મીઠા લાગે છે. લોકો એના ફળો પ્રેમથી ખાય છે એ ફળો પૌષ્ટિક છે. એ ફળો માહેનો રસ ગુંદરની પેઠે ઉપયોગમા આવે છે. એનુ લાકડુ ચીકણુ હોઈ સુતારી કામમા પણ ઉપયોગી છે. **ગૂંદી**—વાતકારક, મધુર, કિંચિત્ શીતળ, કૃમિનાશક અને સુવર્ણમારક છે- **ઉપયોગ—(૧) દાંત દુખે છે તે ઉપર :**—ગૂદીની છાલનો કાઢો કરી તેના કોગળા કરવા. (૨) **પૌષ્ટિક લાડુ :**—એના ફળો સૂકવી તેનુ ચૂર્ણ કરી સાકરના પાકમા લાડુ કરવા. એ પૌષ્ટિક છે એનુ સેવન કરવાથી કમરમાં જોર આવે છે.

**૨૦૨ ગોખરુ બોડા**—સં૦ ગોક્ષુરક મ૦ મોઠે ગોખરુ, હિં૦ બડે ગોખરુ ક૦ દોડ્ડ નેગ્ગિલુ તૈ૦ પેદ્દા પાલેરૂ. બં૦ ગોખરી. તા૦ એનેનેરિંજલ મલા૦ કાકમુલ્લા, કત્તુનેરિંનિલ ફા૦ દુખ્મેખારસ્ક. અ૦ બજરૂલ્ ખસ્ક લા૦ પેડેલિયમ્ મ્યુરેક્સ.

ગોખરુના છોડ નાના હોય છે. એના પાદડા તલનાં પાદડા જેવાં હોય છે એ છોડ ચોમાસામા ઉત્પન્ન થાય છે એ છોડ ઉપર ચણીબોર જેવડા ફળો આવે છે. તેને **'બોડા ગોખરુ'** કહે છે. એ ફળ ઉપર ચાર બાજુએ ચાર કાટા હોય છે. ગોખરુની બીજી એક નાની જાતિ છે; તેને 'કાટાવાળા ગોખરુ' કહે છે તેનું વર્ણન જુદું (જુઓ ન. ૧૨૭) કરેલુ છે બોડા ગોખરુ ન મળે તો તેનો ઉપયોગ પણ થાય છે **દશ મૂળોમાં** ગોખરુના મૂળ આવે છે ગોખરુ એ પૌષ્ટિક છે. **ગોખરુ**—શીતળ, બલકારક, મધુર બૃંહણ, બસ્તિશુદ્ધિકારક, વૃષ્ય, પૌષ્ટિક, રસાયન, અગ્નિદીપક તથા સ્વાદુ છે અને મૂત્રકૃચ્છ, અશ્મરી, દાહ, મેહ, દમ, ઉધરસ, હૃદ્રોગ, અર્શ, બસ્તિવાત, ત્રિદોષ, કોઢ, શૂળ અને વાયુનો નાશ કરે છે ઔષધોમા એના પંચાગ અને ફળો આવે છે+ **ઉપયોગ—(૧) પાંડુરોગ ઉપર :**—ગોખરુનો કાઢો મધ અને સાકર નાખી પાવો (૨) **પ્રમેહ ઉપર :**—

– ગૂંદીની સુપ્રસિદ્ધ બે જાતો છે ગૂંદી અને વડગૂંદો (કાકડગૂદી) એ બનેનુ વર્ણન આ ગ્રંથોમા જુદુ જુદુ આપેલ છે તે સિવાય આ નાની ગૂદીની પણ બે જાતો છે એક વૃક્ષજાતિ અને બીજી ગુલ્મજાતિ, તે પૈકી અહીં વૃક્ષજાતિનુ વર્ણન આપેલ છે ગુલ્મજાતિની ગૂદીને વનગૂદી કહે છે. એ મનુષ્યપૂર ઊંચી વધે છે ખરી, પણ એનું થડ સ્પષ્ટ દેખાતુ નથી એની ડાળીઓ અને પાદડાથી તે ઢકાઈ રહેલ હોય છે એનુ લાકડ સીધું નહિ હોતા વાકુંચૂકુ હોવાથી સુતારી કામમા ભાગ્યે જ આવે છે એના ફળ પણ લાલ રંગના નાની ગૂદીના ગૂદા જેવા જ હોય છે ગુણમા અને ફળમા લાબો તફાવત મનાતો નથી

+ આચટીના દરદથી બાળક ભાગ્યે જ બચે છે એમ સર્વ કોઈ માને છે મોટા મોટા વૈદો પણ કેટલીક વખતે એ દરદથી નાઈલાજ થાય છે, પરંતુ તેને આ ગોખરુ (માળવી ગોખરુ) નંગ ૫ આમલીના સૂકા કાતરાને પલાળી કાઢેલા રસમા ખૂબ વાટી લૂગડે ગાળી તે રસ ૨ તોલાના આશરે પાવો આ ઉપાય એક મહાત્માની પ્રસાદી છે ચરકસંહિતામા ગોખરુને મૂત્રવિરેચન, શુક્રદોષહર અને શોથહર માનેલ છે. સુશ્રુતસંહિતામા શ્લેષ્મસંશમન, પિત્તહર અને મૂત્રદોષનિવારક માનેલ છે યુનાની હકીમો ગોખરુના પાદડાં અને જડનો ક્વાથ મૂત્ર વધારવા આપે છે અને એના બીજ બીજા રોગોમા તથા જળોદર અને પ્રમેહના દરદમા આપવા કહે છે વળી ગોખરુ અને તેના છોડને શીતળ, પેશાબ વધારનાર, પૌષ્ટિક અને કામોત્તેજક પણ માને છે બીજી સંહિતાવાળા એની છાલને અને પાદડાને કફઘ્ન, દીપન, ગુલ્મશૂળનાશક અને કૃમિઘ્ન કહે છે

ગોખરુનું ચૂર્ણ સાકર સાથે આપવુ. (૩) મૂત્રકૃચ્છ્ર અને ઉષ્ણવાયુ (પરમા) ઉપર:—ગોખરુના છોડનો અથવા ગોખરુનો કાઢો મધ અને સાકરની ભૂકી નાખી પાવો. (૪) પુષ્ટતા માટે:—ગોખરુની ભૂકી કરી રોજ પાશેર દૂધ, ઘી ૮ તોલા અને સાકર ૧ તોલા, એકત્ર કરી એમાથી દરરોજ ૩ માસા પ્રમાણે આપવું. એથી શરીરમા ભરેલી ગરમીના (ચાદીના) વિકારો નાશ પામે છે (૫) ઉષ્ણ પ્રમેહ, તણખિયા પ્રમેહ અને મૂત્રાઘાત ઉપર:—ગોખરુના લીલા છોડ લાવી પાણીમા બોળી મૂકવા. થોડીવાર પછી છોડ જરા ઉપર નીચે કરવાથી પાણી જાડુ અને ચીકણું થશે. તેમાં સાકરની ભૂકી અને જીરાની ભૂકી નાખી ૭ દિવસ પાવુ પથ્ય—ઘઉંની રોટલી, ઘી, સાકર અને તુવેરની મોળી દાળ ખાવી. (૬) આમવાત ઉપર:—ગોખરુ અને સૂઠનો કાઢો નિત્ય સેવન કરવો. તે પાચક છે તથા આમવાત અને કટિશૂળનો નાશક છે (૭) પ્રમેહ ઉપર:—ગોખરુના પાંદડાનો રસ પાશેર લઈ, તેમા ડમરાના બી ૧ તોલો વાટી એકત્ર કરી પાવુ. (૮) ઇંદ્રલુપ્ત એટલે ઉંદરી ઉપર:—ગોખરુ, તલના ફૂલ, મધ તથા ઘી એ સમાન લઈ મસ્તકે લેપ કરવો. (૯) ગર્ભશૂળ (ગર્ભપાત પછી કેટલાક દિવસે શૂળ ઉત્પન્ન થાય છે તે) ઉપર:—ગોખરુ, જેઠીમધ અને દ્રાક્ષ દૂધમાં વાટી તેમા સાકર નાખી પાવુ (૧૦) પથરી ઉપર:—ગોખરુનુ ચૂર્ણ અને મધ ઘેટીના દૂધમાં પાવું (૧૧) મૂત્રકૃચ્છ્ર અને ગરમી ઉપર:—ગોખરુનું ચૂર્ણ કરી દૂધમા સાકર નાખી તેમાં આપવુ. (૧૨) ગોક્ષુરાદિ ઘૃત (ઘી):—ધાણા અને ગોખરુનો કાઢો કિંવા કલ્ક કરી એમાં ઘી સિદ્ધ કરવુ તે મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર તથા દારુણ શુક્રદોષ ઉપર હિતકારક છે (૧૩) ગોક્ષુરાદિ અવલેહ:—ગોખરુના પંચાગ ૧૦૦ તોલા લઈ તે ૪૦૦ તોલા પાણીમા ઉકાળી ૧૦૦ તોલા પાણી શેષ રાખવુ પછી તેમા ૫૦ તોલા સાકર નાખી, ચાસણી કરવી તથા તેમા સૂંઠ, લીંડીપીપર, મરી, તજ, એલચી, નાગકેસર, તમાલપત્ર, જાયફળ, અરજુનસાજડની છાલ તથા કાકડીના બી, એ પ્રત્યેક બે બે તોલા અને વંશલોચન (વાસકપૂર) ૪ તોલા નાખી અવલેહ તૈયાર કરવો. એ મૂત્ર સબધી રોગો ઉપર ઘણો ઉત્તમ છે પેશાબમા લોહી પડે છે તેને તથા મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર વગેરેના રોગીઓને એનાથી સારો ફાયદો થાય છે.

**૨૦૩ ગોડાળ (જળશંખલા)**—સ૦ ગુંડાલા. મ૦ ગોડાળ. હિ૦ ગોડાલ, જલકુંભી. બ૦ નાકાપાના ક૦ કડવિનભેદ, ગોડાળ. લૅ૦ પિસ્ટીઆ સ્ટ્રેટીઓટસ. ઈં૦ વૅાટર લેટુસ

એ તળાવોમાં કિંવા બીજાં જળાશયોમા પાણી ઉપર થાય છે જળશખલાને દોરા જેવા બહુ જ મૂળ હોય છે દાડી હોતી નથી પાન ડીટડા વિનાના હોય છે. ઔષધરૂપે તાજું ઝાડ અથવા સુકાવેલા ઝાડની રાખ વપરાય છે એમા નાની અને મોટી એવી બે જાતિ છે ગોડાળને ચારપાચ પાંખડીઓ હોય છે ગોડાળ ઘણી જલદીથી વધે છે વહેળામા તે થોડા જ દિવસમા ઊગી નીકળે છે વાવ કે કૂવા માહેનું પાણી સ્વચ્છ રહેવા માટે તેમા ગોડાળ નાખે છે, પરતુ એની ઉત્પત્તિ ઘણી થવાથી પાણી બગડે છે, માટે એને ઘણું વધવા દેવું નહિ. ઉપરઉપરથી કાપતા રહેવાથી પાણી સ્વચ્છ રહે છે. ઉપયોગ—(૧) મૂત્રાઘાત ઉપર:—ગોડાળ લાવી વાટી તેનો ડૂટી ઉપર લેપ કરવો. (૨) બાળકની ઉધરસ ઉપર:—ગોડાળ પાનમા ચાવી તેનો રસ પીવો.

**૨૦૪ ગોમેટી**—સં૦ વનતુડી. મ૦ ગોમેટી. હિં૦ તરલી બ૦ કુદરી પં૦ બનકક ક૦ શિદોડે. તે૦ તિન્ડ તા૦ કોવૈ. તુ૦ શીપેમનોલિ. મલા૦ કરિવિવલ્લી કો૦ ઘોયટ. લૅ૦ ઝેહનેરિયા અમ્બેલેટા

કૂવા ઉપર અને વાડો ઉપર ગોમેટીના વેલા આપોઆપ જ થાય છે. એ વેલા કોકણમા પુષ્કળ થાય છે. એના પાદડા કિંચિત્ લાબા અને સહજ જાડા હોય છે એને રાનપડોળા જેવા આગળભર લાબા અને સોનેરી રૂંવાળા જેવા તથા ડીટા પાસેથી બાજુએ કિંચિત્ જાડા ફળ આવે છે. એ શાક કોકણમા પ્રસિદ્ધ છે. ગોમેટીના ફળ ગળચટા હોય છે. એ ફળોને કણબી વગેરે લોકો ખાય છે. ગોમેટી—મધુર, શીતળ તથા લઘુ છે અને દતપીડાનાશક છે ઉપયોગ—(૧) આગંતુક ગરમી ઉપર:—ગાયનુ ઘી શુમારે ત્રણ તોલા પર્યંત લઈ તેમા ગોમેટીના મૂળ એક તોલા પર્યત ઘસી તથા થોડી સાકર નાખી દિવસમા બે વખત એમ સાત દિવસ પાવુ (૨) ધાત પડતી

હોય તો:—ગોમેટીનાં મૂળ કૂટી રસ કાઢવો. તેમાં ગાયનું તાજું દૂધ, સાકર અને જીરાની ભૂકી નાખી આપવું. એ ઔષધ બે વાર આપવું એટલે ત્રણ દિવસમાં ગુણ આવે છે. (૩) બિલાડીઓ ઊઠ્યો હોય તો:—ગોમેટીના પાદડાનો રસ ચોપડવો (૪) પ્રમેહના ઉપર:—[illegible], ગોમેટીના મૂળ, જીરૂ અને સાકર એકત્ર કરી બારીક વાટી તેમાં ઘી નાખી પાવું. આ ઔષધ બાળકોને આપવાને પણ હરકત નથી. બીજો પ્રકાર:—ગોમેટીનાં મૂળ ગાયના દૂધમાં ઘસી તેમાં ઘી અને સાકર નાખી પાવા. (૫) પિત્ત ઉપર:—ગોમેટીના ફૂલોનું ચૂર્ણ ઘી અને સાકરમાં ચાટવું.

**૨૦૫ ગોરખ આમલી** (રૂખડો)—સં૦ ગોરક્ષી. મ૦ ગોરખચિંચ. [illegible] હિં૦ ગોરખઇમલી. ક૦ ગોરક્ષતુંગચી, મારિમાનુ, આનાલિકા. તા૦ પપ્પાનપુળી, તેલી [illegible]. લા૦ એડન્સોનિયા ડિજીટેટા

એ ઝાડ મોટા મોટા થાય છે ગોરખ આમલીનાં ઝાડનાં પાન કાંઈક શીમળાના પાંદડાં જેવા હોય છે એ ઝાડ ઉપર વેતભર લંબાઈના ફળોના જેવાં ફળો આવે છે. એ ફળની બહારની છાલ કઠણ હોય છે એ ફળમા લોટના ગોળા હોય છે. એ લોટ ખટો ખાટો હોય છે એનો આમલીને બદલે ઉપયોગ કરે છે એ લોટ પિત્તશામક, રુચિકર તથા પૌષ્ટિક છે. આ ઝાડને ‘ચોર આમલી’ પણ કહે છે. **ગોરખ આમલી**—મધુર, ખાટી તથા શીત છે; દાહ, જ્વર, પિત્ત, વમિ તથા અતિસારનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) દમ ઉપર:**—ગોરખ આમલીનો લોટ ત્રણ માસા લઈ તે લીલા અથવા સુકાયેલા અંજીરમા ભરી સેવન કરવો. **(૨) અમ્લપિત્ત ઉપર:**—ગોરખ આમલી માહેના ગરનો અષ્ટમાંશ કાઢો કરી પાવો. અથવા ગોરખ આમલીના ગરનું શરબત કરી તેમા ઇલાયચીની ભૂકી અને સાકરની ભૂકી નાખી પાવું. **(૩) અતિસાર અને પ્રદર ઉપર:**—ગોરખ આમલીના ગરનું શરબત કરી સાકર નાખી પાવું **(૪) ઢોરોને ગુસલ-રોગ થાય છે તે ઉપર:**—ગોરખ આમલીનું મગજ પાણીમા મેળવી પાવું **(૫) ગરમીની ચાંદીઓ, ખાડુક અને સર્વ પ્રકારના જખમો ઉપર:**—ગોરખ આમલીના બિયાની કાચલી રાખ કરી માખણમા મેળવી તે મલમ ચોપડવો.

**૨૦૬ ગોરખમુંડી**—(કલાર)—સં૦ શ્રાવણી, મુંડી હિં૦ મુંડી, ગોરખમુંડી બં૦ મુંડી, થુલકુડી. મ૦ ગોરખમુંડી, બોડથરા, બરસબોડી. ક૦ કીચો બોડનર, હિરીય, બોડદર. તે૦ બોડસર પુચેટુ. તા૦ કોટક અ૦ કમાદરયુસ ઈં૦ સ્ફિરેંથસ ઇંડિકસ.

ગોરખમુંડીમા બે જાતિ છે નાની અને મોટી નાના છોડ સુમારે વેંતભર ઊંચા વધે છે, મોટા હાથભર ઊંચા વધે છે એ છોડ ઉપર નાની સોપારી જેવડા અફીણના જીંડવાં સરખાં ગુલાબી રંગના ફૂલો આવે છે એ છોડના પાદડા બારીક હોઈ તે લાંબા હોય છે આ છોડની વાસ ઘણી ઉગ્ર આવે છે. એ છોડ લીલી જમીનમા થાય છે+ **ગોરખમુંડી**—તૂરી, ઉષ્ણ, પાકકાળે તીક્ષ્ણ, કડવી, મધુર, ભેદક, લઘુ, મેધાકારક, બલકર તથા રસાયન છે, અને ગંડગૂમડા, ગંડમાલા, અપચી,

+ કલારને કેટલાક સ્થળે કકડા, જંગલી તમાકુ અને ગંગાજમની પણ કહે છે નાની કલારને બાડિયો કલાર અને મોટી કલારને ફાફડિયો કલાર કહે છે ફાફડિયો કલાર ઢીંચણપૂર ઊંચો વધે છે તેમા ગાડર (ઘેટું) જાય તો આંધળું થઈ જાય છે એવી એને જંગલી લોકો ‘ગાડર કલાર’ના નામથી પણ ઓળખે છે કલારનું વર્ણન ગંગાવતીમા કર્યું છે આ સિવાય અમને એક વાઘરીએ કલાર નામનો ત્રીજો છોડ બતાવ્યો છે, તે ચારપાંચ ફૂટ ઊંચો થાય છે ઈંકેડની માફક એને પાંચસાત જ સોટીઓ હોય છે પાદડા લગભગ ૨૦-૩૦ હોય છે એ પાદડા વનતુલસી જેવડાં હોઈ તેના પર ઝીણી કરકરી હોય છે એ પહોળાઈ કરતા લંબાઈમા વધારે અને બહુ જ કડવા હોય છે આ કલારને ઉપરના બે કલારો સાથે કાંઈ સંબંધ દેખાતો નથી. પણ એ છોડના રસમા ત્રાંબાનું પાણી કરવાનો ગુણ હોવાથી તેને અહી જાહેરમા આણ્યો છે, મારા ધારવા પ્રમાણે આનું નામ કલાર ન જ હોય, બીજું હશે નવ્યચિકિત્સકોના મતમા ગોરખમુંડીમા મૂત્રલ, સારક અને દીપનગુણ રહેલ છે ગોરખમુંડીનું સેવન કર્યા પછી તે ચામડી અને મૂત્રપિંડ દ્વારા બહાર નીકળે છે એટલે પરસેવા અને પેશાબમા એની વાસ આવે છે પરમા અને જીર્ણ અષ્ઠિલાશોથમા ગોરખમુંડીથી બહુ જ સારો ફાયદો થાય છે

કફ, વાયુ, પ્લીહા, મેદ, અપસ્માર, શ્લીપદ, પાડુરોગ, પિત્ત, આમરોગ, કૃમિ, ભ્રમ, કોઢ, વિષદોષ, અતિસાર તથા ઊલટીનો નાશ કરે છે **મહામુડી**—મધુર, કડવી, ઉષ્ણ, રસાયન, રુચ્ય તથા સ્વર્ય છે, અને પ્રમેહ તથા વાયુનો નાશ કરે છે બીજા ગુણો ગોરખમુડી જેવા જ છે માત્રા–ફૂલનુ ચૂર્ણ ૨૦ રતી. ઉપયોગ—(૧) **કમળી ઉપર :**–ગોરખમુડીનો અગરસ કાઢી પાવો. (૨) **ગંડમાલા ઉપર :**—ગોરખમુડીના મૂળ તેના જ રસમા ઘસી લેપ કરવો. (૩) **સર્વ પ્રકારના વાયુ ઉપર :**–ગોરખમુડીનો રસ કાઢી ગરમ કરી સાકર નાખી પાવો. (૪) **જખમ ઉપર :**—ગોરખમુડીનો રસ ચોપડવો, એટલે ઘા તુરત જ સારો થાય છે (૫) **બારીક ચાંચડ થાય છે તે જવા માટે :**—ગોરખમુડીનુ ઝાડવું લાવી ઘરમા બાધવુ; એટલે તેની ઉગ્ર વાસથી ચાચડ જતા રહે છે (૬) **સંધિવાત ઉપર :**—ગોરખમુડીના છોડવા બારીક વાટી તેનો લેપ કરવો (૭) **ત્રિદોષ ગુલ્મ ઉપર :**—ગોરખમુડીના મૂળ પાણીમા વાટી છાશ નાખી તે તોલાભાર પાવા (૮) **વૈપાદિક કોઢ (જેના યોગથી હાથપગ ફાટી ચીરા પડે છે તે) ઉપર :**—ગોરખમુડીના રસમા ઘી સિદ્ધ કરી ચોપડવુ. (૯) **મૂળવ્યાધિ ઉપર :**—ગોરખમુડીના પચાગની ધૂણી આપવી.

**૨૦૭ ગોરાડુ**—સં૦ રક્તાલુ, દંડાલુ હિં૦ રતાલુ, ખમ, મુખાલુ મ૦ મોહક્ષુ, ગોરાડુ, કોનફળ, નાગરચિને ક૦ મુડિગેણસુ, તુનાગેણસુ તૈ૦ ગુણુસુભેદ તા૦ પેરૂવેળ્ળી તુ૦ તુનાકરેગુ. મલા૦ કાચિલ લા૦ ડાયોસ્કોરિયા અલાટા, ડાયોસ્કોરિયા સ્ટિયોપાર્પુરિયા કો૦ કોન, કોનફળ, નાગરચિને, રેડેચિને, ગોરાડૂં, ખાનદેશ ગોરાડૂ. બ૦ મિષ્ટઆલુ.

ગોરાડુના વેલાના પાદડા નાગરવેલના પાદડા જેવા લાબા અને અણીદાર હોય છે. એ વેલાના કદ રતાળુ જેવા લાબા અને રાતા રગના હોય છે. એની ઉત્પત્તિ ગુજરાત અને ખાનદેશમા વિશેષ થાય છે એનુ મૂળ વાવવાથી તેમાથી એક વર્ષમા મોટા રતાળુ જેવા કદ થાય છે એને કોકણમા 'કોનફળ' અને 'નાગરચિને' પણ કહે છે એનુ શાક ઉત્તમ થાય છે એ શાક બટાટાની પેઠે કરવુ. આ શાક પૌષ્ટિક છે. એ કંદ છોલી પાતળા કકડા કરી સૂકવી પછી તેનો લોટ કરી રાખવો. બાળકોને માટે તે તવખીર પ્રમાણે ઉપયોગી છે.× ઉપયોગ—(૧) **શોફોદર ઉપર :**—ગોરાડુનો કંદ કચરી કપડામા ઘાલી પીલવો અને જે બલક નીકળે તેમા ધોળી ગરણીના બી ઘસી તેનો સર્વાંગ લેપ કરવો, એટલે સોજો ઊતરે છે

**૨૦૮ ગોળ**—આ વૃક્ષ ગોમાતક પ્રાતમા થાય છે. એ છાયાવૃક્ષ છે. એનો વિસ્તાર ઘણો હોય છે. એને વડના જેવી વડવાઈઓ ફૂટી વધે છે એના પાદડા કાઈક જાબુડીના પાદડા જેવા હોય છે વૃક્ષ શુમારે પાચસેં–છસે વર્ષ પર્યંત રહે છે.

**૨૦૯ ગૌરીનો કૂણો**—એ નાના નાના વેલા પાણીના આશ્રયે, ભીત ઉપર તથા કૂવા અને વાવમા પણ થાય છે. એ વેલાના પાદડા હાથતળિયાની આકૃતિ જેવા હોય છે એની દાડી કાળી હોય છે. ઉપયોગ—(૧) **રતવા ઉપર :**—એ વેલાના પાદડા વાટી લેપ કરવો એટલે રતવાને તત્કાળ આરામ થાય છે (૨) **ખરજવા ઉપર :**—એ વેલો સૂકવી તેની કાળા રગની (કાચી) રાખ કરવી, એ તેલમા ખરલ કરી ચોપડવી; એટલે દાહ શમન થઈ ખરજવુ ચાર દિવસમા મટે છે. (૩) **ચાંદીમાં ધોળા અંકુર થઈ આવે છે તે ઉપર :**—આ વેલાની રાખ, કળીચૂનો અને ચિત્રકના મૂળ ઘસી, અંકુરને ચૂટી કાઢી તૈયાર થયેલુ આ ઔષધ તરત જ તે ઉપર ચોપડવુ. (૪) **પ્રદર ઉપર :**—આ વેલાનો રસ ગાયના દૂધમા આપવો

× પદેજીએ ગોરાડુની ઓળખાણ નિઘંટમા આ પ્રમાણે આપી છે 'ગોરાડુના વેલાના પાદડા નાગરવેલના પાદડા જેવા લાબા અને ટોકદાર હોય છે એ ધોળા અને રાતા એમ બે જાતના થાય છે એની ઉત્પત્તિ કોકણ, ગુજરાત અને ખાનદેશમા વિશેષ થાય છે એના મૂળ વાવવાથી તેમાથી એક વર્ષે મોટા રતાળુ જેવડા એ કદ થાય છે ગોરાડુનુ શાક સારૂં થાય છે એ કદ છોલી, બારીક ચીરીઓ કરી સૂકવી પછી તેને દળી લોટ કરી રાખે છે બાળકોને માટે તવખીર પ્રમાણે જ આનો ઉપયોગ કરી શકાય છે આ કદ વાયુકારક, બળકર અને પૌષ્ટિક છે એમા મુગળ, પેડી અને અડી એવી ત્રણ જાતો છે ' આ શકરિયાના જેવુ જ કંદ છે, પણ શકરિયાને તો મરાઠીમાં પિંડાળુ કહે છે

**૨૧૦ ગૌલણ**—એ વનસ્પતિ ઘાસની પેઠે જમીન ઉપર પ્રસરે છે એના પાદડા બારીક હોય છે અને તેનુ થડ સાત-આઠ આગળ લંબાઈનુ થાય છે. ઉપયોગ—(૧) **કંઠસર્પ ઉપર**:—ગૌલણના ફળ બિયા સુદ્ધા અચકચગ ખાંડી ચલમમા નાખી પાવા, અથવા ગૌલણના બીજ એકલા પાણીમા ઘસી પાવા

**૨૧૧ ઘણસરી**—સ૦ નાગદંતી મ૦ ઘણસરી, ગાનસુરી હિં૦ હકુમ બ૦ બડાગાર૦ લે૦ ક્રોટન આબ્લોંગિફોલિયમ્ એ ઝાડ ઘણા મોટા થાય છે. ઘણસરીના પાદડા ભિલામાના જેવાં લાબા હોય છે એ પાદડાની વાસ ઘણી ઉગ્ર આવે છે– ઉપયોગ—(૧) **ઘોણસ-(ઘોયડા)ના અને કુરશાના વિષ ઉપર**:—ઘણસરીના મૂળ ૧થી ૨ તોલા ઘસી તેમા સૂંઠ ઘસી પાવી, તેથી રેચ થશે અને ઊલટી પણ થશે વિષથી શરીરમા ગાઢો થાય તો તે જ મૂળ ઘસી શરીર ઉપર ચોપડવુ જરૂર હોય તો એક કલાક પછી બીજી વાર આપવુ (૨) **રેચન**:—ઘણસરીના મૂળ ઘસી પાવા ઉતાર—ઘી અને ભાત આપવા (૩) **ફોડકી, નાખવા વગેરે ઉપર**:—ઘણસરીના મૂળ અને વાકરીનુ ભોથુ પાણીમા ઘસી લેપ કરવો (૪) **ગરોળી વગેરેના વિષ ઉપર**:—ઘણસરીની ભાજીમા ગોમૂત્ર નાખી રસ કાઢી, તેમા ઘણસરીના મૂળ ઘસી શરીરે મર્દન કરવુ. (૫) **ઢોરને ઘોયડાનું વિષ લાગે છે તે ઉપર**:—ઘણસરીની ભાજીમા પાણી નાખી એક શેર પર્યંત રસ કાઢવો અને તેમા ઘણસરીના જ મૂળ ૧ તોલો ઘસીને પાવા. એ પ્રમાણે ત્રણ દિવસ પાવું તથા અરીઠાના પાણીમા ઘણસરીના મૂળ ઘસી સૂજેલી જગ્યાએ વારવાર લેપ કરવો

**૨૧૨ ઘાપાન**—(જગલી કુવાર) હિ૦ બનઆરસ, બનકેવડા બ૦ બાકસપાત. લે૦ અગેવ અમેરિકાના. અનેનાસના ઝાડ જેવા ઘાપાનના ઝાડ હોય છે. એના પાદડા અનેનાસના પાદડા કરતા પહોળા હોય છે તેના છેડે વાક અને કરવત જેવા કાટા હોય છે. ઘાપાનના પાદડા પલાળી રાખી કચરી તેનુ સૂતર કાઢી પછી દોરડું વણે છે એ મજબૂત થાય છે. ઉપયોગ—(૧) **મુસલરોગ (ઢોરોને અને માણસોને કોલેરા જેવો રોગ થાય છે તે) ઉપર**:—ઘાપાનના કાદાનો રસ પાવો. (૨) **જખમ ઉપર**:—ઘાપાનના પાદડા વાટી ચોપડવા

**૨૧૩ ઘામારી**—સ૦ અસ્થિભક્ષા, પર્ણબીજ બં૦ કોપપાતા. મુબઈ જખમે હૈયાત, ઐરાવણ, મહિરાવણ. ક૦ કાડુસળે મ૦ ઘામારી લે૦ બ્રાયોફિલિમ કેલિસિનમ્

ઘામારીના ઝાડ ભેજવાળી જમીનમા થાય છે એ ઝાડની ઊંચાઈ શુમારે બે હાથ હોય છે. એના પાદડાનો આકાર પર્ણબીજના પાદડા જેવો થાય છે ઘામારીને તોરા આવી તેને ફળો આવે છે, તેનો આકાર લાબો હોય છે એ ફળોનો રગ પ્રથમ લીલો હોય છે અને પછી રાતો થઈ જાય છે ઉપયોગ—(૧) **ઘા રૂઝવવા માટે**:—ઘામારીની ભાજીનો રસ કાઢી તે જખમ ઉપર ચોપડવો, એટલે જખમ જલદી રુઝાઈ જાય છે. (૨) **બાળકોના રક્તાતિસાર ઉપર**:—ઘામારીના પાદડાનો રસ કાઢી તેમા ગાયનુ ઘી મિશ્ર કરી તે રસ પાવો. એ ઔષધ મોટા માણસને પણ આપવુ.

**૨૧૪ ઘાસ (ખડસલિયો) પિત્તપાપડો**—સં૦ પર્પટક કો૦ ખડકશેપુ, ધુઈ. હિ૦ પિત્તપાપડા, દવનપાપડા બ૦ ક્ષેતપાપડા ક૦ પર્પાટક, કલ્લુ સબસિગે. તૈ૦ પાર્ટાટકમુ. ફા૦ શાહતરા, ગરમતર અ૦ શાહતરજ, બકલ તલમલીક ઔતકલ૦ જડપાપુડા, લા રૂગિઆ રિપેન્સ.

આ વનસ્પતિ જમીન ઉપર પસરે છે એના પાદડા બારીક હોય છે એ ઘણું કરીને માળ જમીન ઉપર થાય છે એના ઉપર બારીક છીડવા જેવા તોરા આવે છે એ વનસ્પતિ પ્રસિદ્ધ છે. પિત્તપાપડા કરતા આ વનસ્પતિ વધારે ગુણકારી છે ઘાસ પિત્તપાપડાનુ શાક સારું થાય છે. **પિત્તપાપડો**—શીતળ, કડવો, ગ્રાહક, વાતકારક, લઘુ તથા પાકકાળે તીખો છે, અને પિત્ત, કફ, જ્વર, રક્તદોષ, અરુચિ, દાહ, ગ્લાનિ, ભ્રમ, મદ, પ્રમેહ, ઓકારી (ઊલટી), તૃષા તથા રક્તપિત્તનો

– ઘણસરીના મૂળની છાલ શોથહર, જ્વરઘ્ન, મોટી માત્રામા વિરેચક અને વિપન્ન છે માત્રા ૧૨ થી ૨૪ રતી સુધી સુગધી દ્રવ્યની સાથે ફેફસાનો સોજો, ફેફસાના પડદાનો સોજો, વૃષણનો સોજો, સાધાનો સોજો, યકૃતનો સોજો, બધા ઉપર ઘણસરી લાભદાયક છે

નાશ કરે છે. એનું શાક—સગ્રાહી, શીતળ, વાતકારક, લઘુ તથા કડવુ છે, અને રક્તવિકાર, પિત્તજ્વર, તૃષા, કફ, ભ્રમ તથા દાહનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **પિત્તથી ચકરી આવે છે તે ઉપર**:—ઘાસપિત્ત પાપડાની વસ્ત્રગાળ ભૂકી કરી કોપરાના તેલમાં કાલવી માથા ઉપર જાડો લેપ કરવો. (૨) **પિત્તજ્વર ઉપર**:—ઘાસ પિત્તપાપડાનો કાઢો પાવો (૩) **સાધારણ તાવ ઉપર**:—ઘાસ પિત્તપાપડાનો કાઢો કરી તેમા ગારગોટી (ધોળો અને ઠ ડો પથ્થર) દેવતામા લાલ કરી છમકારી તે કાટો પાવો. (૪) **ઊલટી ઉપર**:—ઘાસ પિત્તપાપડાનો કાઢો મધ નાખી પાવો. (૫) **તૃષ્ણા, અરુચિ અને ગ્લાનિ ઉપર**:—પિત્તપાપડો કરિયાતું, ગળો, ધાણા, રક્તચ દન (રતાંજળી), વાળો અને પદ્મકાષ્ટનો કાઢો કરી પિવરાવવો ×

**૨૧૫ ઘોંટી**—સ૦ ગુલઘટિકા. મ૦ ઘાટી, 'ઘોટ,' 'ઘોટબોર,' 'રાનબોર.'

ઘોટીના છોડ બોરડીના છોડ જેવા દેખાય છે અને બોરડીના જેવા બારીક ફળ આવે છે વૈદ્યલોક 'બત્રીશી' કરીને જે ઔષધ આપે છે, તમાં એ ફળ હોય છે. ઘોટી એ મધુર, તીખી, ઉષ્ણ, અગ્નિદીપક તથા પાચક છે અને કમળો, રક્તદોષ, સોજો, કફ, વાયુ, પિત્ત, વ્રણ, કોઢ તથા ખરજનો નાશ કરે છે.

**૨૧૬ ઘોટીવેલ**—સં૦ હિરણ્યશાક હિ જ ગલી ઉશબા. બં૦ કુમારીકા. લે૦ સ્માઈલેક્સ મેક્રોફિલા. ઘોટીવેલ ચોમાસામા ઉત્પન્ન થઈ ઝાડ ઉપર પ્રસરે છે એનો ઘણો વિસ્તાર થાય છે. ઘોટીવેલના પાદડા મોટા હોય છે અને તે ઉપર જાડી રેષાઓ હોય છે. એ વેલને બારીક કાટા હોય છે. એને ચણા જેવડા ફળના ગુચ્છા આવે છે + ઉપયોગ—(૧) **પાડાને રેચ થાય છે તે ઉપર**:—ઘોટીવેલનાં લીલા અથવા સુકાયેલા ફળો અને મેથી બારીક વાટી દહીંમા કાલવી તેમા થોડી હિ ગની ભૂકી નાખી તે પાવુ; એટલે રેચ જલદી બ ધ થાય છે.

**૨૧૭ ઘોણશી**—(સં૦ ગોનસી. મ૦ ઘોણુસકાન્ડ) લે૦ રિકનેન્ડેપ્સસ પટર્યુસી ઘોણશીના વેલા હોય છે. એ વેલાની જાડાઈ પગના અ ગૂઠા જેવી હોય છે અને આકારે ઘોણશી સર્પ જેવી હોય છે. એના પાદડાનો આકાર પીપળાના પાદડા જેવો હોય છે; પણ તેના કરતા ચોગણા મોટાં થાય છે. એ પાંદડાને એક એક આગળ પહોળાઈના ખાચા હોય છે. ઘોણશી—શીતળ અને ગુરુ છે, તથા શળ. હેડકી, જીર્ણવિષ, સર્પવિષ અને ઉન્માદનો નાશ કરે છે ઉપયોગ—(૧) **ઢોરને ઘોયડાનું વિષ ચઢયું હોય તો**:—ઘોણશીનો રસ એક શેર પાવો (૨) **માણસને ઘોયડાનું વિષ ચઢયું હોય તો**:—ઘોણશીના રસમા ધણસરીના મૂળ, અરીઠા અને કાળીજીરી વાટી ગોમૂત્ર નાખી દશ ઉપર લેપ કરવો

**૨૧૮ ઘોલી (ઘિલોડી)**—સં૦ સ્વાદુતૂડિકા મ૦ ગોડતોંડલી, દેશી કોડવલી હિં૦ કંદૂરી, ગુલકાખ. બં૦ કુંદરકી. ક૦ સીહિદોડે, તોડેહણ્ણુ, કોડે બળિળ તા૦ કોવે તૈ૦ દોડતિગે, કાકિ-દોડા. તુ૦ મણોલિ. મલા૦ કોવા તોડી લા૦ કોકસિનિયા ઇડિકા.

ઘોલીનો વેલો આઠ–દશ વર્ષ સુધી રહે છે. ઘોલી બારે માસ થાય છે ઘોલીના ફળ બે–અઢી આગળ લાબા હોઈ અ ગૂઠા જેટલા જાડા હોય છે ઘોલીના બે પ્રકાર છે —કડવી અને મીઠી. કડવી ઘોલી કોઈ ખાતું નથી. ઘોલીની ભાજી સ્વાદે સારી હોઈ પથ્યકર છે ઘોલીના અતિ સેવનથી જીભે જડત્વ આવે છે. ઘોલી—મધુર તથા શીતળ છે. કફ અને ઊલટીને કરનારી, તેમ જ ક્ષય, શ્વાસ, કમળો, પિત્તશોથ, રક્તવિકાર, વિષદોષ, ઉધરસ, રક્તપિત્ત તથા તાવનો નાશ કરે છે. **એનાં ફળ**—ગુરુ, સ્વાદુ, શીતળ, લેખન, મલસ્તભક, સ્તન્યકારક, પેટમા વાતસચય કરનાર તથા રુચિકર છે; અને પિત્ત, રક્તદોષ, વાયુ, દમ, સોજો, બુદ્ધિ, દાહ તથા ઉધરસનો નાશ કરે છે **એનાં ફૂલો**—

× આ ઘાસ પિત્તપાપડો અને ન ૩૬૯ માં લખેલ પિત્તપાપડાના બીજા પ્રેરેગ્રાફમાનો પિત્તપાપડો એક જ છે બન્ને જગ્યાએ વર્ણન વાચીને ઉપયોગ કરવો.

+ ગુણધર્મ—ગોટીવેલ સ્વેદજનન, મૂત્રલ, પૌષ્ટિક અને રસાયન છે રક્તશુદ્ધિ માટે ગરમી, આમવાત, ત્વચારોગ વગેરેમા ૧–૨ તોલાનો ક્વાથ કરીને પિવરાવવો

ખરજ, પિત્ત તથા કમળાનો નાશ કરે છે. **એની ભાજી**—શીતળ, મધુર, ગ્રાહક, તૂરી, કડવી, પાકકાળે તીખી તથા વાતુલ છે અને કફ તથા પિત્તનો નાશ કરે છે. **એનાં મૂળ**—હિમ, મેહનાશક તથા ધાતુવર્ધક છે; અને હાથપગનો દાહ, ભ્રાંતિ તથા ઊલટીનો નાશ કરે છે. **કડવી ઘોલી**—વાતિકારક છે અને રક્તવિકાર, કફ તથા પાંડુનો નાશ કરે છે. **એનાં ફળ**—ગુરુ, કડવાં, વાતિકર તથા વાયુને કોપાવનાર છે અને સોજો, વિષ, પિત્ત, રક્તવિકાર તથા કફનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **કાનમાં ખગઈ વગેરે ગયું હોય તો**:—ઘોલીની ભાજીનો રસ અને તેલ એકત્ર કરી કાનમા પાડવુ (૨) **ગર્ભિણીને અધૂરા માસે રજોદર્શન થાય તથા ગર્ભચલન થાય તે ઉપર**:—ઘોલીનો વેલો અંગૂઠા જેવો જાડો લઈ, ગર્ભને જે માસ ચાલતો હોય તેટલી ગાંઠો તે વેલાની લઈ, ઠંડુ પાણી નાખી ખાડવી; અને પાશેર પર્યંત રસ કાઢી તેમાં જીરાની ભૂકી ત્રણ માસા તથા સાકર બે તોલા નાખી દરરોજ બે વાર પ્રમાણે રજસ્રાવ થયેલા દિવસથી ચાર દિવસ આપવુ. આ ઔષધ ગર્ભધારણ થઈ ત્રણ મહિના થયા પછી ઉપર લખ્યા પ્રમાણે પ્રકાર થાય તો આપવુ. તે પહેલા આપવુ નહિ (૩) **કુરશાના વિષ ઉપર**:—ઘોલીના પાદડાના રસમા સમુદ્રફળ છ માસા ઘસી શુમારે નવટાંક રસ આપવો આ રસ એકેક કલાકને આંતરે પાવો, એટલે ઊલટી થઈ વિષ ઊતરે છે. (૪) **સલ (છોડ) વધવા ઉપર**:—ઘોલીના મૂળનો રસ, દેવદાર, જીરુ અને સાકરનુ ચૂર્ણ એકત્ર્ણી ગાયના દૂધમા ઋતુકાળે ત્રણ દિવસ આપવું

**૨૧૯ ચણકબાબા (કંકેલ)**—સ૦ કંકોલ મ૦ કંકોળ, કાપૂરચિની હિં૦ કબાબચિની, સિતલચિની બ૦ કાકલા. ક૦ કવેરચિની. તૈ૦ કબાબચિની. તા૦ વાલમિલેગુ, મલા૦ ચિનમુલગુ. ગો૦ ગંધમેનસુ. ફા૦ કબાબહ. અ૦ કબાસ, કબાવા, હબુલઉરૂસ. ઇં૦ કયુબેબપેપર. લા૦ કયુબેબાઑફિસિનેલિસ, પાઈપર કયુબેબા

ચણકબાબાના વેલા હોય છે. કંકોલને 'કપૂરચીની'–'કબાબચીની' પણ કહે છે. એ હિમાલય પર્વત અને ચીન દેશમા થાય છે ચણકબાબાના ફળો મરી જેવા થાય છે. ચણકબાબા એ ફળ સુગંધી અને ટાઢા છે. એનો ઔષધમા અને સુગંધી પદાર્થોમા ઘણો ઉપયોગ થાય છે. **ચણકબાબા**—તીખા, તૂરા, ટાઢા અને હલકા હોઈ ચળ, વ્રણ, ઊલટી, તરશ, ઉધરસ, અરુચિ, હૃદયરોગ, કફ ઝેર, રક્તપિત્ત, મૂત્રકૃચ્છ્ર, કૃમિ તથા મુખજાડ્ય, વાતરોગ, મુખરોગ, અંધત્વ, મુખદુર્ગંધ, આમ અને અગ્નિમાંદ્યનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **મુખરોગ ઉપર**:—કંકોલ અને ખડીસાકર દાઢ નીચે રાખી રસ ગળવો. (૨) **પ્રમેહ ઉપર**:—કંકોલનું ચૂર્ણ કરી સાકર સાથે આપવુ. (૩) **રક્તષ્ઠીવી સન્નિપાત, એટલે જે સન્નિપાતમા લોહીની ઊલટી થાય છે તે ઉપર**:—કંકોલના ચૂર્ણનુ નસ્ય આપવુ (૪) **પ્રમેહ અને આગંતુક ગરમી ઉપર**:—કંકોલ અર્ધો તોલો લઈ સાધારણ કૂટી અષ્ટમાશ કાઢો કરવો તેમાં ઉત્તમ ચંદનનું તેલ છથી બાર ટીપા સુધી નાખવુ અને કાઢામાં મેળવી તે કાઢો પાવો. આ ઉપયોગથી પેશાબ સાફ થાય છે. અને ચંદનનુ તેલ અંદરના જખમ ઉપર બેસી બે—ચાર દિવસમાં જખમ ભરાઈ ગુણ આવે છે. આ ઔષધ દરરોજ પ્રાતઃકાળે, બપોરના ભોજન પછી અને સાયંકાળે, એ પ્રમાણે સતત ૫ દિવસ લઈ ફક્ત ઘઉંની રોટલી, ઘી અને સાકર એ જ પદાર્થ ખાવા; એટલે જલદી ગુણ આવે છે. (૫) **સંગ્રહણી ઉપર**:—કંકોલ ૧ તોલો, એલચીદોડા ૧ તોલો, સોનાગેરુ ૧ તોલો એનું ચૂર્ણ કરી કપાસના પાદડાના રસમા ખરલ કરી બોર જેવડી ગોળીઓ કરવી. તે એક સવારે અને એક સાંજે એ પ્રમાણે લેતા જવી. (૬) **મુખમાધુર્ય ઉપર**:—કંકોલ, કપૂર અને મરી સાધારણ ચાવી દાઢમાં રાખવા અને તેથી ઉત્પન્ન થતુ થૂંક થૂંકી નાખવું. (૭) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—ચણકબાબાનો કાઢો કરી તેમા પાંચ ટીપા સુખડના તેલના નાખી તે આપવુ+

+ ડૉક્ટર દેસાઈના મત મુજબ ચણકબાબ કફઘ્ન, ઉત્તેજક અને પૂતિહર, મૂત્રજનન, વાતહર અને દીપન છે આની ક્રિયા શ્લેષ્મલ ત્વચા પર થાય છે. મુખ્ય સ્થાન—મૂત્રમાર્ગ અને ગુદા પર વિશેષ સ્પષ્ટ અસર થાય છે મૂત્રજનન ધર્મ થોડો છે શ્વાસમાર્ગની શ્લેષ્મલ ત્વચા પર કાંઈક ઉત્તેજક છે

**માત્રા**—૧૫થી ૩૦ રતી, દૂધની સાથે ચણકબાબ પાચનક્રિયાને બગાડે છે માટે સર્વદા થોડી માત્રામા

**૨૨૦ ચણા**—સં૦ હરિમથ, ચણક. મ૦ હરભરા. હિ૦ ચના, છોલા. બં૦ ચણક. તૈ૦ ચનગાલુ, ચનાકમુલ્લુ. તુ૦ તા૦ ક૦ કડલે. મલા૦ કટાલા. ફા૦ નખુદ. અ૦ હુમસ. ઈં૦ ગ્રામ. લા૦ સીસર એરીએટિનમ્

એકદલ ધાન્ય તથા દ્વિદલ ધાન્ય, એમ ધાન્યના બે પ્રકાર છે. જેમ એકદલ ધાન્યમા 'ઘઉં' એ મુખ્ય છે. તેમ દ્વિદલ ધાન્યમા 'ચણા' મુખ્ય છે. ચણાની ઉત્પત્તિ ઘણુ કરી આ ખંડમા છે. ચણા આસો મહિનામા વાવે છે અને માહ માસની આખરે અને ફાલ્ગુનમા તૈયાર થાય છે. ચણાના છોડની ઊંચાઈ દોઢવેંત હોય છે, ચણાના છોડને ચાળીસ–પચાસ પોપટા આવે છે. પોપટામા એક અગર બે દાણા હોય છે ગુજરાત, દક્ષિણ સિંધ, કાબુલ તથા અરબસ્તાન, એ ઠેકાણે ચણા પુષ્કળ પાકે છે લોકો લીલા ચણાના પોપટા ફોલી ખાય છે અને તેમાના દાણા પાકે એટલે તે શેકીને ખાય છે. એને ઓળા કહે છે. ઘઉંની પેઠે ચણાના પણ પુષ્કળ પદાર્થો બને છે ચણાની દાળ કરી તેના બૂંદી, મોતીચૂર, પૂરણપોળી, વેસણના લાડુ તથા મેસૂર, એવા અનેક તરેહના પકવાનો થાય છે. ચણા શેકી તેની ધાણી (શેકેલા ચણા) કરે છે. તેના ઉપરથી ફોતરા કાઢી ભરડે છે એટલે તેની દાળ બને છે. એ દાળ ઘઉંના કરતા પણ અધિક પૌષ્ટિક છે. એના લાડુ પણ થાય છે શેકેલા ચણા શરીરને ઘણા જ હિતાવહ છે એ પૌષ્ટિક છે અને ભૂખને માટે ઘણા જ ઉત્તમ છે. પ્રવાસમાં ઘણા ઉપયોગી થઈ પડે છે. એ ચણા ખાઈ રસ્તે ચાલવા છતા જો પાણી મળે નહિ તો એના યોગથી તરસ જલદી લાગતી નથી. દર શુક્રવારે શેકેલા ચણા અવશ્ય ખાવા એવો જે નિયમ છે તે તેના અતિશય ઉપયોગીપણાને લીધે જ છે. ચણાની વાટેલી દાળ પણ ઘણી જ પૌષ્ટિક છે ચણાના છોડ ઉપરથી ખાર કાઢે છે, તે ઘણો જ ઉપયોગી છે. કુમળા છોડની ભાજીનુ શાક કરે છે. ચણાના ખારમા પલાળી જે બી રોપવામા આવે તે ઘણા જલદી ઊગી નીકળે છે **ચણા**—વાતલ, શીત, લઘુ, રુક્ષ, તૂરા, વિષ્ટભકારક, મધુર, રુચિકર, વર્ણકર, બલકર, જ્વરનાશક તથા આધ્માનકારક છે; અને રક્તપિત્ત, કફ, રક્તદોષ તથા પિત્તનો નાશ કરે છે. **શેકેલા ચણા**—ઉષ્ણ, રુચિકર, રક્તકોપન, લઘુ, બલકર, શુક્લ તથા શરીરને તેજ આપનાર છે; અને સ્વેદ, શૈત્ય, આમ, કફ, વાયુ તથા કલમ(ગ્લાનિ)નો નાશ કરે છે.

**ચણાનો ક્ષાર:**×—અગ્નિદીપક, રુચ્ય, ખારો, અતિ ખાટો અને દાતને અંબાવનાર છે, તથા શૂળ, અજીર્ણ અને અગ્નિમાદ્યનો નાશ કરનાર છે. ઉપયોગ—(૧) **કમળા ઉપર:**—ચણાની દાળમા બરોબર ગોળ નાખેલુ પૂરણ (ગોળદાળ) ત્રણ દિવસ ખાવું. તરસ લાગે તો ગોળદાળનુ પાણી પીવુ (૨) **મસ્તકવાયુ ઉપર:**—અર્ધો શેર ચણાનો લોટ અને તેટલી જ રાઈની ભૂકી ચણાના ખારમા નાખી માથા ઉપર લેપ કરવો. (૩) **પરસેવો બંધ થવા માટે:**—શેકેલા ચણા, અજમો અને વજનુ ચૂર્ણ શરીરે ચોળવું. (૪) **સળેખમ ઉપર:**—રાત્રે સૂઈ રહેતી વેળાએ તાજા શેકેલા ચણા ખાવા અને ઉપર પાણી પીવુ નહિ (૫) **ધાતુપુષ્ટિ માટે:**—ચણાની દાળ અને સાકર પેસાભાર રાત્રે સૂઈ રહેતી વેળાએ એક મહિના સુધી ખાવા અને ઉપર પાણી પીવુ નહિ (૬) **પેટપીડ અને કૉલેરા ઉપર:**—ચણાનો ખાર એકબે તોલા પીવો. (૭) **બરોળ ઉપર:**—ચણાનો ખાર, સિંધાલૂણ અને બગડીખાર, એ એકત્ર કરી પીવુ; અથવા શેકેલી

---

30 થી 60 રતી પ્રત્યેક સમય દૂધની સાથે દિવસમાં આપવી **ઉપયોગ**–જૂના પરમામાં આ ઉત્તમ ઔષધિ છે ૩ વખત અપાય છે (આ ક્રમ ૨–૪ દિવસ માટે છે) અર્શ માટે આ ઉત્તમ દવા છે જૂના કફરોગમાં ઉત્તેજક કફઘ્નરૂપે કામ કરે છે મુખપાકમા ચણકખાણ મોઢામા રખાય છે નાકમાથી શ્લેષ્મ ઓછો પડવા માટે ચણકખાણનું નસ્ય અપાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

× જ્યારે ચણાના છોડ ઊગેલા હોય ત્યારે ઝાકળ પડે તે દિવસોમા સૂર્યોદય પહેલા ત્યાં જઈ ચણાના છોડ ઉપરનુ ઠાર–ઝાકળ ઝીણા જગન્નાથીના સાફ ધોયેલા કપડાથી લૂછીને શીશામા નીચોવી લેવુ આ બિંદુઓને ચણાનો ખાર કહે છે સુકાયેલા ચણાના છોડની ડાખળી વગેરે પાણીમા પલાળી લૂગડાથી ગાળી લઈ લોઢાની કલાઈમા એ પાણી ઉકાળવાથી સફેદ રંગની ખારની ભૂકી તૈયાર થાય છે એ પણ ચણાના ખાર તરીકે વાપરી શકાય એમ અમારો પોતાનો મત છે. પ્રમાણે વારંવાર કરી સૂર્યોદય પહેલા મેળવેલા ચણા ઉપરના

હિંગ, સૂંઠ, મરી, લીંડીપીપર, કોલિંજન, જવખાર અને સિંધાલૂણ, એનું ૩ માસા ચૂર્ણ ચણાના બે તોલા ખારમા નાખી પીવુ.

**૨૨૧ ચણોઠી**—સ૦ ગુંજા મ૦ ગુંજ. કો૦ માડલવેલ. હિ૦ ગુંજા, ઘુઘચી, ગોટલી, ચિરમિટી બ૦ કુંચ. ક૦ ગુલુગુંજે. એરકુ. તૈ૦ ગુલવિંદે. ફા૦ ચશ્મે ખરૂસ્. અ૦ હબ્બસૂર્ખ વ સફેદ ઇ૦ વિડ ટ્રી લા૦ એબ્રેસ પ્રિકેટોરિયસ્.

ચણોઠીના વેલા થાય છે એ વેલાના પાદડા બારીક અને લાબા હોય છે. ચણોઠીમા ધોળી. કાળી અને રાતી, એની ત્રણ જાતિ છે ત્રણે વેલા સરખા જ હોય છે. ચણોઠી સોનાનું વજન (તોલ) કરવાના ઉપયોગમા આવે છે. એક તોલાભારની છન્નુ (૯૬)* ચણોઠી થાય છે. ચણોઠીની- ગણના ઉપવિષમા છે **ચણોઠી**×—સ્વાદુ, કડવી, બલકર, ઉષ્ણ, તૂરી, ત્વચાને હિતાવહ, કેશ્ય, રુચ્ય, શીત તથા વૃષ્ય છે, અને નેત્રરોગ, વિષ, પિત્ત, ઇંદ્રલુપ્ત, વ્રણ, કૃમિ, રાક્ષસ, ગ્રહપીડા, કંડૂ (ખરજ), કોઢ, કફ, તાવ, મુખરોગ, શીર્ષરોગ, વાયુ, ભ્રમ, દમ, તૃષા, મોહ તથા મદનો નાશ કરે છે **એનાં બીજ**—વાતિકારક અને શળનાશક છે.= **એનાં પાંદડાં** વિષનાશક છે. ધોળી ચણોઠી ઘણુ કરીને વશીકરણના ઉપયોગમા લેવાય છે, બીજા ગુણો ચણોઠી જેવા જ હોય છે. ઉપયોગ— **(૧) આધાશીશી ઉપર**:—ચણોઠીના મૂળ પાણીમા ઘસી નસ્ય આપવુ, એટલે આધાશીશી તત્કાળ દૂર થાય છે. **(૨) શીતળાથી આંખમાં ફૂલ પડ્યું હોય તે ઉપર**:—મોગલી એરંડાના રસમા ધોળી ચણોઠી ઘસી અંજન કરવુ. **(૩) વીર્યવૃદ્ધિ થવા માટે અને ધાતુ પડતી હોય તે અટકાવવા ઉપર**:—ચણોઠીના મૂળ દૂધમા બાફી સાકર સાથે ખાવા **(૪) માથે ટાલ પડે છે તે ઉપર**:—ચણોઠીના મૂળ અથવા ફળ ભિલામાના રસમા ઘસી તેનો લેપ કરવો; અથવા ચણોઠી મધમા અગર ઘીમા ખરલ કરી ચોપડવી. **(૫) અવાજ સાફ થવા માટે**:—ધોળી ચણોઠીના પાન ચાવી મોઢામા રાખી રસ ગળતા જવુ અથવા ચાવવી. **(૬) ગરમીથી મોઢામાં ફોલ્લા વગેરે થાય તે ઉપર**:—ધોળી ચણોઠીના પાન, ચણકબાબા અને સાકર એ મોઢામા રાખી રસ ગળતા જવુ અથવા મૂળ ચાવવા **(૭) લાલ મેહ ઉપર**:—ધોળી ચણોઠીના પાન અને મેંદીના પાન સમભાગે લઈ તેનો રસ કાઢવો. તેમા દુદુરલીના મૂળ ઘસી જીરું અને સાકર નાખી પાવુ, આ ઔષધનુ સાત દિવસ દરરોજ બે વખત સેવન કરવું. **(૮) રતવા ઉપર**:—ધોળી ચણોઠીના પાનનો લેપ કરવો. **(૯) પ્રમેહ ઉપર**:—ચણોઠીના પાનનો રસ કાઢી તે ગાયના પાશેર દૂધમા મેળવી પાવો **(૧૦) ખરજવા ઉપર**:—ધોળી ચણોઠીના પાદડાના રસમા જીરાની ભૂકી

---

* કેટલીક જગ્યાએ આ ૯૬ રતીનો તોલો માની કંપની રૂપિયાને ત્રીસ વાલ એટલે ૯૦ રતી માને છે. આ હિસાબે ચણોઠીનું વજન સરાસરી ૨ ગ્રેન છે

– ચણોઠીના પાનમા સ્નેહન ગુણ હોવાથી તે જેઠીમધને બદલે વાપરી શકાય છે, મૂળ નહિ મૂળ વામક (ઊલટી કરાવનાર) છે અને વધારે પ્રમાણમા લેતા મોઢું આવવુ અને ઝાડાઓ વગેરે ઉપાધિ કરાવે છે.-**સ્વા. કૃષ્ણાનંદ**

× ચક્રદત્તમા રાતી અને ધોળી એ બે પ્રકારની જ ચણોઠી બતાવી છે. એ ચણોઠીના બીજ વિષરૂપ છે, એટલે ખાવાથી ઝેરની અસર કરે છે તે જ્ઞાનતંતુના રોગમા અપાય છે અને ચામડીના રોગ તથા નાસૂર ઉપર લેપ થાય છે ચણોઠીની જડ ઊલટી કરાવનારી છે મુસલમાન હકીમો ચણોઠીને ગરમ, પૌષ્ટિક અને કામોત્તેજક માને છે ડૉક્ટર લોકો ચણોઠીના મૂળને જેઠીમધના પ્રતિનિધિ તરીકે વાપરે છે ડૉ એન્સ્લી કહે છે કે ચણોઠીનુ મૂળ જેઠીમધને આબેહૂબ મળતુ હોય છે મિ વેકર કહે છે કે, ચણોઠીનું પાણી આખમા નાખવાથી આખની શ્લેષ્મક કળા(કંજક્ટિવા)નો પ્રદાહ થઈને તેમાથી પરુ નીકળવુ શરૂ થાય છે એટલા માટે આખના રોગમા એનો ઉપયોગ ન કરવો મિ લ્યૂનન કહે છે, કે પાદડાને મધમા વાટી સોજા ઉપર ચોપડાય છે એ જ પ્રમાણે વાટીને સાકરની સાથે ચાવવાથી ઉધરસ ઓછી થાય છે સફેદ ચણોઠી ઝેરી છે વધારે ખાવાથી ઊલટી અને ઝાડો થાય છે અને કદી મૃત્યુ પણ થાય છે

= ખાવાના ઔષધ તરીકે ચણોઠીનો ઉપયોગ કરવા પહેલા શોધન કરી લેવાની જરૂર છે ચણોઠીને પોટલીમા બાધી ડોલાયંત્રથી મંદાગ્નિ પર કાંજીમા ત્રણ કલાક પચન કરી, સાફ જળથી ધોઈ લેવાથી શુદ્ધ થાય છે પણ ઉપરના ફોતરા અને અંદરની જીભ શોધ્યા પછી કાઢી નાખવી

નાખી પાવુ. (૧૧) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—ધોળી ચણોઠીના પાનનો રસ સાકર અને જીરું નાખી પાવો (૧૨) **તાવથી માથું દુખતું હોય તે ઉપર**:—ધોળી ચણોઠીના મૂળ સ્વચ્છ ધોઈ ઘસવા અને કપડામા ઘાલી તે સાત દિવસ સૂંઘવા (૧૩) **ગરમી (ઉપદંશ) ઉપર**:—લાલ ચણોઠીના પાનના રસમા જીગની ભુકી અને ખડીસાકર નાખી સાત દિવસ લેવુ (૧૪) **સિંદૂરના વિષ ઉપર**:—ચણોઠીના પાન ૭ દિવસ ખાવા. (૧૫) **શિરોરોગ ઉપર**:—ચણોઠીના મૂળ ઘસી નાકે સૂંઘાડવા એટલે આખોમાં ચક્કર આવે છે તે તથા રતાધળાપણું, આખના પડળ, આદાશીશી અને મસ્તકશૂળનો નાશ થાય છે. (૧૬) **વાયુરોગ ઉપર**:—શરીરના જે ભાગમા વાયુનો કોપ થયો હોય તે જગા ઉપરના વાળ દેવતાથી બાળી નાખી, તે ઉપર ચણોઠી પાણીમા વાટી લેપ કરવો, તેથી ફરી અપબાહુક, વિશ્વાચી, ગૃધ્રસી અને બીજી વાયુ સંબધી પીડા દૂર થાય છે (૧૭) **ગ્રંથિ (ગાંઠ) ઉપર**:—ગતી ચણોઠીની દાળ, આમલીનો કચૂકો અને ગેરુ, એ ઠંડા પાણીમા ઘસી તેનો લેપ કરવો અને તે સુકાય પછી ફરી બીજો લેપ કરવો (૧૮) **ઉપદંશ (ગરમી) ઉપર**:—ધોળી ચણોઠીનાં મૂળ અને ધોળી જાસુદીનાં મૂળ ઘસી પાવા ગરમીની ચાદી ઉપર પણ એનો જ લેપ કરવો. (૧૯) **ઉધરસ ઉપર**:—ધોળી ચણોઠીના મૂળ ઘસી પાવા (૨૦) **પાંપણોમાં થનારા રોગ ઉપર**:—ચણોઠી પાણીમા બાફી તે પાણી પાપણે ચોપડવુ, એટલે પરુ નીકળી જઈ પાપણનો દાડ અને સોજો નાશ પામે છે (૨૧) **ગંડમાળા ઉપર**:—ચણોઠીના મૂળ અને ફળના બમણા કાઢામા એક ભાગ તેલ નાખી પચન કરાવવુ તેલ માત્ર બાકી રહે એટલે એ તેલનો અભ્યંગ કરવાથી દારુણ ગંડમાળા નાશ પામે છે (૨૨) **તિમિર (અંધારાં આવવાના) રોગ ઉપર**:—ચણોઠીનું મૂળ બકરાના મૂત્રમા ઘસી પાવુ (૨૩) **માથામાં ટાલ પડે છે તે ઉપર**:—ચણોઠી હાથીદાતની રાખ અને રસાજન(રસવતી)નો લેપ કરવો; એટલે તે ઠેકાણે તુરત વાળ આવશે.

**૨૨૨ ચંદનબટવો** (સોનાની ભાજી)—સં૦ ચિલ્લિકા, ચડિકા. મ૦ ચદનબટવા, ગોડછીક, તાબડી ચીક, ચાકોલીઆચી ભાજી હિ૦ ચિલ્લા, બડા બથુવા. ક૦ ચદન બટ્ટવે, ફા૦ સરમક અ૦ કુતુક ઇ૦ પરપલ ગુજફૂટ. લા૦ ૧. ચિનોપોડિયમ એમ્બ્રોસીઓઈડમ્ ૨ એટ્રિપ્લેક્સ હોર્ટેન્સિઝ

ચંદનબટવાના છોડ બે હાથ ઊંચા વધે છે. એનાં પાદડા નાજુક હોય છે. તે નીચેની બાજુએ કાંઈક રાતાં અથવા ગુલાબી રંગના હોય છે. એની ભાજી જલદીથી સુકાઈ જાય છે ગુજરાત, ઉત્તર હિંદુસ્તાન અને બીજા ભાગોમા એની ઉત્પત્તિ ઘણી થાય છે ચદનબટવાની ભાજીનુ શાક કરે છે એ ભાજીનો ઉપયોગ ગરીબ લોકોમા જ થાય છે **ચંદનબટવો**—ખારો, પાકકાળે સ્વાદુ, બલપ્રદ અને વિશેષ કરીને ત્રિદોષનાશક છે **ઉપયોગ**—(૧) **ઢોરના રોગ ઉપર**:—ચંદનબટવાના લાકડાનો કોલસો ઘીમા વાટી એકેક ઘૂટડો ૩ દિવસ પાવો.+

**૨૨૩ ચંદ્રસ**—સં૦ કુદુર મ૦ ચંદ્રસ, ચદ્રુસ હિ૦ કુદરુ ઇ૦ ઓલિબેનમ્ ફ્રેંકિન્સેન્સ્. લે૦ બોસ્વેલીઆ ફ્લોરી બંદા ચદ્રુસના ઝાડ દક્ષિણ હિદુસ્તાનમા થાય છે એ ધૂપની જાતનુ વૃક્ષ

---

+ ચંદનબટવા બે જાતની વનસ્પતિને કહે છે બન્નેનુ શાક થાય છે પહેલીએ વર્ણન કર્યું છે તે પહેલી (ચિનોપોડિયમ) જાતનુ છે એને ફુલ ઑગસ્ટથી એપ્રિલ સુધી આવે છે ફૂલ બહુ જ નાના ગુચ્છરૂપ અને લીલા રંગના હોય છે આપણા દેશમા એનો ઉપયોગ માત્ર શાક માટે થાય છે યુરોપ અને અમેરિકામાં એના બીજનો ઉપયોગ કૃમિઘ્નરૂપે કરે છે ગોળ કૃમિ(હુક વર્મ)ને માટે બહુ જ ઉપયોગી છે

**માત્રા**—૫ થી ૧૦ રતીની છે, ખાલી પેટે અપાય છે ત્યાર પછી સારો જુલાબ આપવાથી કૃમિ નીકળી જાય છે ચદનબટવાની બીજી (એટ્રિપ્લેક્સ) જાતને મુબઈમા દક્ષિણી સમાજમા ચદનબટવો કહે છે આમાં ‘કોમોનર ફ્લાવરિંગ પ્લેન્ટસ્ ઑફ વેસ્ટર્ન ઇડિયા’મા આ જાતને સુરક અને ચદનબટવો કહેલ છે ફૂલ ઑક્ટોબરથી ડિસેમ્બર સુધી આવે છે ડાડી લાલ અથવા જાબુડી હોય છે પાનના ડ ઠલની કિનારી પણ જાબુડી હોય છે. આના બીજ વધારે ખાવામા આવે તો નુકસાન કરે છે તે શરીરને શિથિલ બનાવે છે અને ઊલટી કરાવે છે યુરોપમા હાથપગના આગળાઓનો સધિવાત, સ્ત્રીઓના મગજની વ્યાધિ, કંઠશોથ, કમળો અને યકૃતના વિકાર માટે શાકરૂપે ઉપયોગ કરે છે આ ભાજી સારક ગુણવાળી હોવાથી શરીરમા ભેગા થયેલા દોષને બહાર કાઢે છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

છે ચંદ્રુસના ઝાડો આફ્રિકાખંડમા ઘણા થાય છે. એ વૃક્ષનો જે રસ નીકળે છે તેને ચંદ્રુસ કહે છે. એનો રંગ કિંચિત્ લીલો અથવા પીળો હોય છે. ચદ્રુસનો 'વાર્નિસ' કરે છે, તેમ જ એનો મલમ પણ થાય છે. દક્ષિણ હિંદુસ્તાનમા એને 'સફેદ ડામર' કહે છે. ×ચંદ્રુસ—તીખી, સ્વાદુ, સ્નિગ્ધ, ઉષ્ણ, શુક્રલ, લઘુ, વૃષ્ય તથા કાંતિકારક છે, અને કંડૂ (ખરજ), તાવ, ગ્રહપીડા, કોઢ તથા દાહનો નાશ કરે છે ખાવા માટે માત્રા ૧૦થી ૬૦ રતી દિવસમા ૩ વાર, ખાસી અને શ્વાસ પર લાભદાયક છે પગમા ઉપર ૫ રતી પ્રમાણમા અપાય છે

**૨૨૪ ચમેલી**—સં૦ સુરપ્રિયા, ઉપજાતિ હિં૦ ચમેલી બં૦ ચામિલી. મ૦ ચમેલી, ચબેલી. ક૦ મોગરાચા ભેદુ ઇં૦ સ્પેનિશ જાસ્મીન લા૦ જસ્મીનમ્ ઓરિક્યુલેટમ્ ફ્રા૦ યાસમોન. અ૦ આસમન્

ચમેલીના વેલા હોય છે. એના પાદડા જૂઈ જેવા ધોળા અને નાના હોય છે. એના ફૂલોની વાસ મધુર આવે છે એ ફૂલો શ્રાવણ મહિનામા ઘણાં થાય છે. એનુ તેલ નીકળે છે.*

**૨૨૫ ચંપાકાટી (પીળો કચનાર, પીળો કાંચનાર)**—સં૦ કોવિદાર. મ૦ કોરલા. હિં૦ પીલા કંચનાર. બં૦ પીતકાચન ક૦ કોચાલે તા૦ શેમાદારે, શિવપ્પુમાદીરે. તે૦ દેવકાચનમુ. મલા૦ કોવિદાર. લા૦ બાહિનિયા વેરિએગેટા

ચંપાકાટી આ એક રાનવૃક્ષ હોઈ તે કાચનારની જાતિનુ છે. એનાં પાદડા કાચનારના પાંદડાં જેવા જ હોય છે. જેઠ-અષાડ માસને શુમારે એ ઝાડને કુમળા પાદડા આવે છે, તે લઈ લોકો વેચે છે. એ ભાજી નિર્મળ હોઈ ખાવાને રુચિપ્રદ છે **ચંપાકાટી**—દીપન, તૂરું, વ્રણરોપણ, સંગ્રાહક, સારક તથા સ્વાદુ છે ભાજીપાલામા તે ઉત્તમ છે. તે મૂત્રકૃચ્છ્ર, ત્રિદોષ, શોષ, દાહ, કફ તથા વાયુનો નાશ કરે છે એના ફૂલોનો ગુણ રક્ત કાચનાર જેવો જ છે. છાલનો ઉપયોગ કવાથરૂપે ગૂગળાદિની સાથે ગડમાળા અને અપચી પર થાય છે.

**૨૨૬ ચંબેલી (જાઈ)**—સં૦ જાતિ, માલતી. હિં૦ ચંબેલી મ૦ જાઈ ક૦ જાજિમલ્લિગે. તે૦ જાઝિપુષ્પાલુ તુ૦ જાજ્જુ. મલા૦ પિચ્ચાક, માલતી લા૦ જેસ્મિનમ્ ગ્રેન્ડિફ્લોરમ્.

ચંબેલીનો વેલો મોટો વધે છે કેટલેક ઠેકાણે મોટા મોટા વૃક્ષો ઉપર ચઢેલા ચંબેલીના જૂના વેલા ઘણા જ મોટા હોય છે એ વેલા વડે માણસો સહજ ઉપર ચડી શકે એટલા તે મજબૂત હોય છે ચંબેલીના ફૂલો ધોળા હોય છે તથા સુકુમાર અને સુવાસિત હોય છે. ફૂલ જુલાઈથી ઓક્ટોબર સુધી આવે છે. ચંબેલીના પાદડાનો રસ વ્રણશોધક છે. **ચંબેલી**—તૂરી, કડવી, લઘુ, ઉષ્ણ તથા તીખી છે, અને મુખપાક, કફ, વાયુ, મુખરોગ, દંતરોગ, મસ્તકરોગ, નેત્રરોગ, વિષ, કોઢ, રક્તદોષ, વ્રણ, પિત્ત અને કૃમિનો નાશ કરે છે **કળીઓ**—વ્રણ, વિસ્ફોટક, નેત્રરોગ તથા કોઢનો નાશ કરે છે **ફૂલ**—સુગંધી અને મનોહર છે તે કફ તથા પિત્તનો નાશ કરે છે.+ **ઉપયોગ—(૧) જીભને ખર આવે (કાત્રા પડે) છે તે ઉપર**:—ચંબેલીની ભાજીનો રસ પાવો. **(૨) દાદર અને ચાંદીઓ ઉપર**:—ચંબેલીના મૂળ ઘસી ચોપડવા **(૩) જખમ ઉપર**:—ચંબેલીની ભાજીની ચેપલી કરી જખમ ઉપર બાધવી **(૪) કર્ણશૂળ ઉપર**:—તલના તેલમાં ચંબેલીના પાદડાનો અંગરસ નાખી તે તેલ સારું કઢવવું અને સર્વ રસ બાળી નાખવો. એ પ્રમાણે છ-સાત પુટો દઈ તેલ તૈયાર કરી રાખવુ એ તેલ કાનમા નાખવુ એટલે તાકીદે ફાયદો થાય છે **(૫) ઓકારી**

× જુઓ ઈસેસ (શેરી લોબાન) નીચેની ટીપણી

* ચમેલીના ફૂલોમા તલ રાખી મૂકી કેટલાક દિવસ પછી ઘાણી(કોલુ)મા પીલીને તેલ કાઢે છે, તેને ફૂલેલ તેલ અથવા ચમેલીનુ તેલ કહે છે એ ઉત્તમ સુગંધવાળું અને ઠંડું હોય છે

+ જાઈ(ચંબેલી)ના પાન શીતળ, કડવા, વ્રણશોધન, વ્રણરોપણ, કુષ્ઠઘ્ન છે ફૂલ મૂત્રલ, આર્તવજનક અને વાજીકર છે માત્રા-પાનનો રસ ૩ થી ૧૦ ટીપા ચામડીના રોગોમા પાનનો બહુ જ ઉપયોગ થાય છે. મુખપાકમા પાન ચવરાવાય છે ફૂલોને વાટી મૂત્રાશય પર બાધવાથી પેશાબ છૂટે છે અને ઋતુધર્મની પીડા ઓછી થાય છે.

(ઊલટી) ઉપર:—ચંબેલીના પાંદડાનો અગરસ કાઢી તેમાં મરી અને લીંડીપીપરનુ ચૂર્ણ સાકરની ભૂકી તથા મધ નાખી આપવુ. (૬) જીર્ણજ્વરાદિ તીવ્રજ્વરો ઉપર:—જાઈના (ચંબેલીના) મૂળનો કાઢો કરી દૂધ મેળવી પાવો (૭) ઉપદંશ ઉપર:—ચબેલીની કુમળી ભાજીનો રસ ૨ તોલા, ગાયનું ઘી ૨ તોલા અને કિંચિત્ રાળ નાખી પ્રાતકાળે સેવન કરવુ; એટલે પાચે પ્રકારના ઉપદંશનો નાશ થાય છે. એ ઉપર ઘઉં અને ઘીનુ પથ્ય કરવુ. (૮) મુખપાક ઉપર:—ચબેલીની ભાજી ચાવવી અથવા ચબેલીની ભાજી, દારુહળદર તથા ત્રિફળાનો કાઢો કરી તેના કોગળા કરવા એટલે ત્વરિત ગુણ આવે છે.

**૨૨૭ ચારોળીનુ ઝાડ**—સં૦ ચાર, રાજાદન, અજકર્ણ બં૰ પિયાલ, આસના પિયાશાલ. હિં૦ ચિરૌંજી. મ૦ ચાર, ચાગેળી. મા૦ ચારોળી. ક૦ મોરાપ્ય, મોગ્વે, મોરટી, ચાર્વાલ તા૦ કારપ્યારૂકકુ-પ્પુ. મલા૦ મુરળ. તૈ૦ ચારુપપ્પુ, ચારમામિડી ફા૦ બુકલેખાન્જ અ૦ હબુસ્સમીના. લા૦ બુકે નેનિયા લેટીફોલિયા

ચારોળીનું ઝાડ મોટુ થાય છે. કોકણ, નાગપુર અને મલબાર પ્રાતમા એના ઝાડ ઘણા થાય છે એના પાદડા લાબા હોય છે. પાનનો આકાર બકરાના કાન જેવો હોય છે એ ઉપરથી સસ્કૃતમાં એનું 'અજકર્ણ' નામ પડેલું છે અને તે મહુડાના પાદડા જેવડા મોટા હોય છે. તેના પતરાળા કરે છે. એની છાયા ઘણી ઠંડી છે એનું લાકડુ ઇમારતના કામમા આવતુ નથી એ ઝાડને નાના ફળો આવે છે તેમા તુવેર જેવડા રાતા રગના દાણા હોય છે તેને ચારોળી કહે છે. ચારોળી મીઠાઈમા અને પકવાનોમા નાખે છે ચારોળીનુ તેલ નીકળે છે તે બદામના તેલ જેવુ ઠડુ છે ચારોળીના પાકા ફળોનો રગ જાંબુડો હોય છે એ ફળો સ્વાદે મધુર લાગે છે **ચારોળીનાં મૂળ**—તૂરા અને રક્તરોગ, કફ તથા પિત્તનો નાશ કરનાર છે **ચારોળીના ઝાડની મજ્જા**—મધુર, વૃષ્ય, સ્નિગ્ધ, શીતળ, મલસ્તંભક, આમવર્ધક, દુર્જર, હૃદ્ય, શુક્રલ તથા વાતપિત્તનાશક છે **ચારોળી**—મધુર, વૃષ્ય, ખાટી, ગુરુ, સારક, મલસ્તંભક, સ્નિગ્ધ, શીતળ, ધાતુવર્ધક, કફકારક. દુર્જર, બલકારક તથા પ્રિય છે અને વાત, પિત્ત, દાહ, તાવ, તૃષા, ક્ષયરોગ, રક્તદોષ તથા ક્ષતક્ષયનો નાશ કરે છે. **ફળો માંહેના ગોળા**—મધુર તથા વૃષ્ય છે, અને દાહ તથા પિત્તનો નાશ કરે છે. **ચારોળીનું તેલ:**—મધુર, જડ, કિંચિત્ ઉષ્ણ, કફકારક અને પિત્ત તથા વાતનો નાશ કરનારું છે **પ્રયોગ**—(૧) **રક્તાતિસાર ઉપર:**—ચારોળીના ઝાડની છાલ દૂધમા વાટી મધ નાખી પાવી (૨) **શીતપિત્ત ઉપર:**—ચારોળી દૂધમા વાટી શરીરે ચોપડવી.

**૨૨૮ ચાંબેલ**—(સં૦ મહાયમલપત્રક) ચાબેલના ઝાડ કોકણ પ્રાતમા થાય છે. એના પાદડા કાચનારના પાદડા જેવાં હોઈને તે માહુલીના પાદડા જેવડા મોટા થાય છે એની પતરાળી થાય છે. ચાબેલનું લાકડુ ઇમારતના કામમા સાધારણ ઉપયોગી છે

**૨૨૯ ચીકુ**—લે૦ એક્રસ સેપોટા એ ઝાડ મોટા થાય છે. એને બાગમા વાવે છે એ ઝાડના પાદડા ખોલસરીના પાદડા જેવા લાબા હોય છે આ ઝાડ ઉપર અજીર જેવા ફળો આવે છે. એનો રંગ રાતો તપખીરિયો હોય છે. એ ફળ મીઠા અને પુષ્ટિકારક છે. એનો અગ્રેજ લોકોમા વધારે ઉપયોગ થાય છે. ઉપયોગ—(૧) **ધાતુપુષ્ટિ માટે અને પેશાબની બળતરા ઉપર:**—ચીકુના ફળો સાકર સાથે સેવન કરવા (૨) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—બીજ ૩ રતી આપવાથી પેશાબ છૂટે છે. માત્રા વધારે આપવી નહિ

**૨૩૦ ચિટમિટકો**—કર્ણાટક પ્રાતમા ચિટમિટકો નામનુ એક નાનુ ઝાડ થાય છે એની ઊંચાઈ બે હાથ હોય છે. તેને ગોળ ચણીબોર (જગલી બોર) જેવડા ફળો આવે છે તે ખાટા હોય છે. તેના રાયતા અને શાક કરી ખાય છે, તે દેશના લોકો એને મહાન પવિત્ર માને છે. એના ફૂલનો રંગ રાતો હોય છે બીજા પ્રાતોમા પણ એ ઝાડ થાય છે.

**૨૩૧ ચિત્રક (ચિત્રો)**—સં૦ ચિત્રક મ૦ ચિત્રક. હિં૦ ચિત્તા, ચિતરક, ચિત્રક બં૦ ચિતેગાછ ક૦ ચિત્રમૂળ. તૈ૦ ચિત્રમુલમુ. તા૦ કાદિવેલ્લ તુ. ખોલકુ, ચિત્રમૂળ. મલા૦ ટપકો-

ટુવેલી ફ્રા૦ બેખબરંદા અ૦ શિતરજ લા૦ પ્લંબેગોઝિલેનિકા. ઉ૦ ધુવ્રચિતા સિ૦ સુદુનીતુલ. બ્રહ્મી૦ કનખેન, કિઉ, કિનખેનઈન

એ ત્રણ–ચાર ફૂટની ઊંચાઈવાળો નાનો છોડવો થાય છે હિંદુસ્તાનમા બધી જગ્યાએ તે પોતાની મેળે ઊગે છે એ ઝાડને જે ડાળીઓ ફૂટે છે તેમા રૂંખળી હોય છે એનાં પાદડાનું શાક થાય છે એ પાદડા જાડાશ પડતા દળદાર હોય છે. એના પાદડાનો નિયમ હોતો નથી કેટલેક ઠેકાણે તે સામસામા હોય છે કવચિત્ એકએકને આતરે આવે છે અને ક્યાક તો વેલાની માફક ત્રિદળ હોય છે પાદડાનુ દીટડુ તદ્દન નાનુ હોય છે ચિત્રકમા ફૂલની રાતી અને ધોળી એવી બે જાતિ છે બનેમા ફરક માત્ર એટલો જ કે. સફેદના ફૂલો અને પાદડાનું દીટડું સફેદ હોય છે અને રાતાનું રાતુ હોય છે બાકી પાદડા વગેરે સરખા જ હોય છે. ચિત્રકના પત્રદંડ ઉપર ઝીણા ઝીણા રેસા હોય છે, અને તેથી દાડી કાઇંક પીળાશ પડતી દેખાય છે એને જાઈનાં ફૂલ જેવા ફૂલોના ઝૂમખા આવે છે ફૂલનુ દીટડુ લાબું હોઈ તેને લંબદાર પુષ્પકોણ હોય છે કેટલાક ગ્રથોમા કિરમજી, ધૂસગ, કાળા અને પીળા રગના ફૂલનો પણ ઉલ્લેખ દેખાય છે; પરંતુ તે જાતો મળવી મુશ્કેલ છે ધોળા અને રાતા ફૂલની જાતો તો સર્વત્ર મળે છે. એ બનેમાથી રાતા ફૂલની જાત ગુણમા શ્રેષ્ઠ છે કાળા ચિત્રકના એવા ગુણો લખેલા છે, કે તે ખાવાથી વાળ કાળા થાય છે ગાયને તેના ઝાડની વાસ આવવાથી અથવા તેના મૂળ દૂધમા નાખવાથી દૂધ કાળુ થાય છે* અગ્રેજીમા રાતા ચિત્રકને 'પ્લબાગો રોઝિયા' કહે છે; અને અગ્રેજીમા ઉદ્ભિજ્જ–શાસ્ત્રીઓએ એને 'પ્લબાજેનેશી' વર્ગમા ગણેલ છે રાતા ચિત્રકના મ૦ તાબડા ચિત્રક હિં૦ લાલ ચિતા બં૦ એડ ચિત્તે ક૦ કેપુ ચિત્રમૂળ તે૦ ઈર્રિ ચિત્રમૂલં. તા૦ ચિતિરમૂલં. તુ૦ કેંપુ ચિત્રમૂળ. મલા૦ ચેક્કિ કોતવેરી. ઈં૦ રોઝ કલર્ડ લીડવર્ટ ઇત્યાદિ નામો છે

ચિત્રકની અગર ચિત્રકના મૂળની લીલી છાલ પાણીમા ઘસીને અગર વાટીને શરીરે ચોપડવાથી ચામડી બળી જાય છે, અર્થાત્ એની અને એના મૂળની છાલમા પ્લાસ્ટર પ્રમાણે દાહયુક્ત સોજો અને ફોડલો ઉત્પન્ન કરવાનો ગુણ છે એ ગુણ એનામા હોવાથી એને અનલ, વહ્નિ, પાવક વગેરે એકદર અગ્નિના પર્યાયવાચક અર્થવાળા નામો આપેલ છે. ડૉ. ઓશોનેસીએ ચિત્રકના મૂળની છાલની ભૂકી કરી તે પાણીમા કાલવીને તેમા થોડો ચોખાનો અથવા ઘઉનો લોટ મેળવી તેની થેપલી કરી પ્લાસ્ટરની માફક વાપરેલ છે ચિત્રકના મૂળમાથી 'પ્લબાજીન' નામનું દાહક, રાળ જેવુ સત્ત્વ નીકળે છે, તે પાણીમા પીગળે છે ચિત્રકના મૂળની છાલ વાટી ગૂમડા ઉપર ચોપડી હોય તો ગૂમડુ જલદી ફૂટે છે રાતા ચિત્રકના મૂળમા દાહક ગુણ હોવાથી તે ગર્ભાશયના મુખમા પ્રવેશ કરેલ હોય તો ગર્ભપાત થાય છે ડૉ ઉદયચંદ્ર દત્તે એનો બીજો એક મહત્ત્વનો ઉપયોગ મળ્યાનુ લખેલ છે એક વિવાહિતા સ્ત્રીને એકાએક ગર્ભપાત થઈ ઘણો જ રક્તસ્રાવ થતા તેને ઇસ્પિતાલમાં લઈ જવામા આવી તે વખતે તેની બસ્તિમા અતિશય વેદના થતી હતી યોનિમાર્ગથી પરનો સ્રાવ થતો હતો અને શરીરમા જોરદાર તાવ હતો આ બાઈની તપાસણી કરતા તેના યોનિમાર્ગમાથી રાતા ચિત્રકના મૂળનો કકડો તેની આજુબાજુએ નાની સરખી ચિંદરડી વીટાળેલો નજરે પડ્યો ચોકસાઈ કરતા માલૂમ પડ્યુ કે, ગર્ભપાત થયા પછી થનારો રક્તસ્રાવ બધ કરવાને માટે તે મૂળ સુયાણીએ ગર્ભાશયમા પ્રવેશ કરાવેલ હતું રાતા ચિત્રકના મૂળનુ ચૂર્ણ પેટમા જવાથી જીવતા અથવા મરેલા ગર્ભનું પતન (પડવુ) થાય છે ચિત્રકનું મૂળ વધારે પ્રમાણમા આપવાથી ઝેરના જેવુ પરિણામ કરે છે, એટલે એનો ઝેરી ઔષધોમા સમાવેશ થાય છે ચિત્રક, વાવડિંગ અને નાગરમોથ, આ ત્રણે ઔષધોના સમૂહને 'ત્રિમદ' એવુ નામ આપેલ છે એનો ઉપયોગ અનેક ઔષધોમા ભૂખ લાગવાને માટે અને શરીરમા સ્ફૂર્તિ આવવાને

* એક ગોરજીના હસ્તાક્ષરે લખેલ ગ્રથમા લખ્યુ છે, કે 'કાળો ચિત્રક એ સિદ્ધોની ઔષધિ છે મહાત્માઓ એના રસમા ચોખા રાધી માત્ર એક જ વખત જમે છે આથી તેમને છ મહિના સુધી અનાજ લેવુ પડતુ નથી વળી એ જડો સુવર્ણસિદ્ધિરૂપ રસાયનપ્રયોગમા સર્વોપરી છે.'

માટે તેમ જ અજીર્ણ (અપચો) આદિ દૂર કરવા માટે કરાય છે ઉપરના અનેક ઔષધોમા આનો ઉપયોગ સાંભળ્યો છે ડૉ હોર્સફીલ્ડ લખે છે કે, જાવા બેટમા માણસો ચિત્રકના મૂળો પ્લાસ્ટરના કામમા વાપરે છે દક્ષિણ હિંદુસ્તાનમા ગરમીના યોગથી શરીર ઉપર ફોડલા થઈ તે ફૂટી ચાઠાં પડે છે તેના ઉપર અને કોઢ ઉપર ચિત્રકના મૂળોનો ઉપયોગ ઘણો જ કરે છે એના લીલા મૂળોમાથી દૂધ જેવો રસ નીકળે છે તે અભિષ્યંદ નામના નેત્રરોગમા (આંખો દુખવા આવે છે તેમા) ગુણકારી છે સતત (ઈન્ટરમિટેન્ટ) રોજ આવનારા તાવમા એના મૂળનો સારો ઉપયોગ થાય છે એમા પરસેવો લાવવાનો ગુણ છે ડૉક્ટર ઓસવોલ્ડે જાતે જ અનુભવ કરીને એના જ્વરનો નાશ કરવાના ગુણની પ્રશંસા કરેલી છે અરબી ભાષામા 'શિતરજ'× એ નામ છે, તે '**चित्रक**' આ સંસ્કૃત શબ્દનો અપભ્રંશ થઈ બનેલ હોય એમ જણાય છે ચિત્રકના જે ગુણો આયુર્વેદમા જોવામા આવે છે તે યુનાની વૈદોને (હકીમોને) પણ તેવા જ માન્ય છે. કફવિકાર, બગોળ, સંધિવા વગેરે રોગ ઉપર હકીમો એને ગુણકારી માને છે એના પાચક અને ગર્ભપાત કરનાર ગુણો પણ તેમને માલૂમ છે. કોઢ અને ચામડીના જૂના રોગો ઉપર દૂધ અને સરકામા અથવા પાણી અને મીઠા સાથે ચિત્રકના મૂળનો લેપ ફોડા ઊઠતા સુધી ચોપડી રાખવો સંધિવાત વગેરે વાયુના વિકારો ઉપર ૧૫–૨૦ મિનિટ સુધી સદરહુ લેપ ચોપડી રાખવો. આ વિધિ એક યુનાની ગ્રંથમા લખી છે

**ચિત્રક**—પાચક, રુક્ષ, લઘુ, અગ્નિદીપક, પાકકાળે તીખો, ગ્રાહક, કડવો. ઉષ્ણ, રુચિકર, રસાયન તથા અગ્નિ જેવો પરાક્રમી છે, અને સોજો, કોઢ અર્શ, ઉધરસ, કૃમિ, વાતોદર, કંડૂ, યકૃત્, સંગ્રહણી, આમ, ક્ષય તથા ઉદરરોગનો નાશ કરે છે એ તીખો છે એટલે કફનો, કડવો છે એટલે પિત્તનો અને ઉષ્ણ છે તેથી વાયુનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ખસ ઉપર :**— ચિત્રકના મૂળોની છાલ બારીક વાટી માખણમા કાલવી, તેનો ગોળો એક કથરોટમા મૂકી પછી તે કથરોટ તાપમા વાંકી કરી રાખવી, એટલે ઘી ઓગળી નીચે નીતરશે તે ઘી ખસ ઉપર ચોપડવાથી ખસ જાય છે તેમ જ એથી દાદર પણ જાય છે. **(૨) સ્તન, કર્ણ કિંવા બીજે ઠેકાણે સોજો આવી ગાંઠ થાય છે તે ઉપર :**—ચિત્રકના મૂળ પાણીમા ઘસી લેપ કરવો **(૩) સર્પદંશ ઉપર :**—ચિત્રકના મૂળ, કાળીવેલીના કાંદા અને ઉંબરાના મૂળ, એ સર્વ એકત્ર ઘસી થોડા થોડા સમયના અંતરે ત્રણ વાર પાવા અને વિષ ચડેલા માણસને છાલની ઉપર બેસાડી અંગ ઉપર ઠંડા પાણીની ધાર કરવી, એટલે બે પ્રહરમા વિષ ઊતરશે એનો ઉતાર—ઘી અર્ધો શેર પીવું. **(૪) ઉંદરના વિષ ઉપર :**—ચિત્રકના મૂળોનુ ચૂર્ણ તેલમા પાચન કરવુ, અને તે ચૂર્ણ વસ્ત્ર વડે ખાજરંધ્ર ઉપર કિંચિત્ ક્ષત કરી તે ઉપર વસ્ત્રથી ચોળવુ **(૫) સર્વ પ્રકારના ઉદરરોગ ઉપર :**—ચિત્રકના મૂળ અને દેવદાર એનો કલ્ક દૂધમા આપવો. **(૬) બદ ઉપર :**—ચિત્રકના મૂળ લીમડાના રસમા ઘસી ચોપડવા. **(૭) ખસ ઉપર :**—ચિત્રકના મૂળિયા ખાંડી તેનો રસ નાળિયેરના રસમા નાખી તેલ કાઢવુ અને ઉપર ચોપડવુ **(૮) ચિત્રઘૃત :**—ચિત્રકનો કાઢો અને કલ્ક એમા સિદ્ધ કરેલુ ઘી સેવન કરવાથી ગુલ્મ, સોજો, ઉદર, પ્લીહા, શૂળ, મૂળવ્યાધિ અને સંગ્રહણીનો નાશ થાય છે **(૯) પાંડુરોગ ઉપર :**—ચિત્રકના ચૂર્ણને આમળાના કાઢાની ત્રણ ભાવનાઓ આપવી પછી તે ગાયના ઘીમા રાત્રે લેતા જવી **(૧૦) નાકમાંથી લોહી પડે છે તે ઉપર :**— ચિત્રકનુ ચૂર્ણ મધ સાથે આપવુ. **(૧૧) મંડલ કોઢ ઉપર :**—ચિત્રકના મૂળનો લેપ કરવો પછી નગોડના બિયાનો લેપ કરવો **(૧૨) તણખિયા પ્રમેહ ઉપર :**—ચિત્રકનુ ચૂર્ણ તલના તેલમા આપવુ **(૧૩) નિદ્રા આવવા માટે :**—ગોળમા ચિત્રકનુ ચૂર્ણ આપવુ. **(૧૪) અજીર્ણ, સંગ્રહણી, અતિસાર એ ઉપર :**—છાશના પાણી સાથે પાવુ **(૧૫) કંડૂ (ખરજ) એ ઉપર :**— ચિત્રકના મૂળનો કાઢો કરી પાવો **(૧૬) યકૃત્ અને પ્લીહોદર ઉપર :**—ચિત્રકનો ક્ષાર આપવો. (ક્ષાર કાઢવાની રીતિ અઘેડાના વર્ણનમા આપેલી છે) **(૧૭) મૂળવ્યાધિ ઉપર :**—ચિત્રક

× અરબીમા च न હોવાથી તેનો 'ર' તેમ જ क અને ग ને બદલે 'જ' થતો હોવાથી चतुरग ઉપરથી चेतरग થઈ 'શેતરંજ' થયો છે, તેવી જ આ શબ્દની પણ ઉત્પત્તિ છે

ટંકણખાર, હળદર અને ગોળ સમભાગે લઈ વાટી લેપ કરવો. ચિત્રકના મૂળની છાલ વાટી તેનો અથવા ચિત્રકના મૂળિયાના ચૂર્ણનો એક કોરા માટલાની અંદર લેપ કરી તેમા રાત્રે દૂધ જમાવવુ અને સવારે તે દહીં ખાવુ. એ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી મૂળવ્યાધિનો નાશ થાય છે. (૧૮) **અજીર્ણ ઉપર:**—ચિત્રકમૂળ, સિંધાલૂણ, હરડે અને લીંડીપીપર, એ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી દર વખતે શુમારે ૩થી ૬ માસા સુધી ઊના પાણી સાથે આપવુ એટલે અજીર્ણ નાશ પામી અગ્નિ પ્રદીપ્ત થાય છે (૧૯) **વાતવ્યાધિ ઉપર:**—ચિત્રક, ઇંદ્રજવ, પહાડમૂળ, કડુ, અતિવિષ અને હરડે, એ વસ્તુઓ સમભાગે લઈ તેનુ ચૂર્ણ કરીને દરેક વખતે ૩-૪ માસા પ્રમાણે આપવુ એ વાતવ્યાધિ ઉપર ઘણુ પ્રશસ્ત છે આને સુશ્રુતે '**ષડ્ધરણ યોગ**' નામ આપેલુ છે.×

**૨૩૨ ચિમડ**—સ૦ અરણ્યકુલિત્થિકા, મ૦ ઇંવળા, રાનકુળીથ, રાનહુલગે હિં૦ બનકુલથી, ચાક્ષુ. બં૦ વનકુલથી, વનકુર્તિકલાય ક૦ કણ્ણકુટકીનબીજ, કાડહુલિગ. ફા૦ ચષ્મક અ૦ ચશ્મિઝજ, તશ્મિજ. ઇં૦ ફોરલીવ્હડ કેશીઆ લા૦ કેસીઆ એબ્સસ.

ચિમડ ગુજરાતમા પ્રસિદ્ધ છે એના છોડ કાસદરા જેવા હોય છે એના બી કાળા અને ચપટા હોય છે. એ પૌષ્ટિક છે **ઉપયોગ—(૧) આખો આવે તે ઉપર:**—ચિમડનુ મગજ વાટી તેનુ અંજન કરવુ+

**૨૩૩ ચીભડું**—સં૦ ચિર્ભટિકા મ૦ શેંદાડ, ચિભુડ હિં૦ ફૂટ તા૦ કકરીક્કાઈ. તે૦ પેદ્દાકાઈ. બં૦ ફૂટી ફા૦ ખિયારેદસ્તી. લા૦ કુકુમિસ એગ્રેસ્ટીસ, કુકુમિસ મોમોર્ડિકા.

ચીભડાના વેલા કાકડીના વેલા જેવા જ હોય છે એમા 'ગોળ' અને 'લાંબા' એવી બે જાત છે. પાકેલા ચીભડા ખાવાના ઉપયોગમા આવે છે. એ વાતુલ છે; પરંતુ તંબાકુ પીનારાને ઘણાં

× (૧) **ગૂમડાં પકાવવા માટે:**—ચિત્રકમૂળની છાલ પાણીમાં ઘસી લેપ કરવાથી જલદી પાકીને ફૂટી જાય છે (પરુ) રસીવાળા ગૂમડાને ફોડવા માટે જ લેપ કરવો (૨) **સુખપૂર્વક પ્રસવ થવા માટે:**—ચિત્રકમૂળનુ ચૂર્ણ ૧ તોલો લઈ મધમા મેળવી ચાટવુ (૩) **ઉંદરના ઝેર ઉપર:**—ચિત્રકમૂળના ચૂર્ણને તેલમા તળી લેવુ. પછી એ તેલ પગના તળિયામા તથા મસ્તક પર ચોળવું (૪) **સંગ્રહણી રોગ ઉપર:**—(ચિત્રકાદિ ચૂર્ણ)—ચિત્રકમૂળ, ચવક, કાચા બીલા અને સૂઠ સમભાગે લઈ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું દિવસમા બેથી ત્રણ વખત ૩થી ૬ માસા સુધી છાશમા મેળવી પીવું

ચિત્રક નાની માત્રામા પચનનલિકાની શ્લેષ્મલ ત્વચાને ઉત્તેજિત કરે છે હોજરી અને ગુદનલિકાને શક્તિ આપે છે યકૃતપિત્તનો સ્રાવ યોગ્ય કરાવે છે એટલે ચિત્રક આપવાથી દસ્તનો રંગ પીળો થઈ જાય છે ચિત્રક આપવાથી પરસેવો પણ બહુ આવે છે મોટી માત્રામા ચિત્રક દાહજનક અને કેફ લાવનાર ઝેર છે કંઠ અને હોજરીમા બળતરા થાય છે, બગાસા આવે છે પછી ઊલટી અને દસ્ત થાય છે પેશાબ કરવામા કષ્ટ પહોંચે છે, નાડી મંદ થાય છે, શરીર ઠંડુ પડવા લાગે છે ગર્ભાશય પર ચિત્રકની ક્રિયા અતિ મહત્ત્વની થાય છે ગર્ભાશયનો અતિ સંકોચ થઈને ૪-૬ કલાકમા ગર્ભપાત થઈ જાય છે એટલે સગર્ભા સ્ત્રીઓને ચિત્રક કદાપિ આપવો ન જોઈએ ગર્ભવતી સ્ત્રીને ૯ માસમા કોઈ પણ સમયે આપવાથી ગર્ભ પડી જાય અને ગર્ભ મરેલો જ હોય છે કેટલીક મૂર્ખ સ્ત્રીઓ ગર્ભ પાડવા માટે ચિત્રક આપે છે અને ગર્ભાશયમુખ પર ચિત્રકનો લેપ પણ કરે છે આ લેપની યોગ્ય ચિકિત્સા જો ન કરાય તો બહુ જ નુકસાન થાય છે.

ચિત્રકના લેપથી ફોલ્લો ઊઠે છે ચામડી પર અતિ દુખ થાય છે ચામડી કાળી પડે છે અને પડેલું વ્રણ જલદી રુઝાતુ નથી સુવાવડીના તાવ પર ચિત્રક અતિ ઉપયોગી છે ગર્ભાશય પર ઉત્તેજના પહોંચાડી અંદર રહેલુ ઝેર અને ખરાબ લોહી બહાર ફેંકાવી દે છે, જેથી મક્કલશૂળ શાંત થઈ જાય છે ચામડીની ખરજવાળા કોઈ પણ રોગમા ચિત્રક અપાય છે ગરમી(ઉપદંશ)ની બીજી અવસ્થા અને મહાકુષ્ઠ ઉપર પણ આનો ઉપયોગ થાય છે

+ ચિમડને પ્રથમ ૮ પહોર છાશમા ભીંજવી રાખે છે, પછી ઉપરના ફોતરા કાઢી અંદરના પીળા રંગના મગજને વાટી રાત્રે સૂતી વખતે અંજન કરવાનો રિવાજ છે કોઈ તો શોધ્યા વિના દાંતથી ફોતરાં કાઢી નાખી અંજન કરે છે તેને '**ભરણ**' કહે છે આંખમા નાખતા તે બળે છે આંખની લાલીને દૂર કરે છે પૂતિયુક્ત નેત્રાભિષ્યંદ (આખ આવવા) પર અત્યુત્તમ ઔષધ છે

હિતાવહ છે **ચીભડું**—શીતળ, ગ્રાહક, ગુરુ, મધુર અને મલસ્તંભક છે, તથા પિત્ત, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, દાહ, પ્રમેહ, વાયુ અને શોષનો નાશ કરે છે તે કુમળું હોય છે ત્યારે વાતકર છે, અને કફ, પિત્તનુ નાશક છે; તથા પાકેલુ પિત્તકર અને ઉષ્ણ છે. ઉપયોગ—(૧) **પથરી ઉપર**:—ચીભડાનાં મૂળ ઠંડા પાણીમા ઘસી પ્રાતઃકાળે એક વાર એ પ્રમાણે ૭ દિવસ પાવા

**૨૩૪ ચિરબોટ**—(પરપોટી, ઝીણી પોપટી) સં૦ ચિરપોટા, લક્ષ્મીપ્રિયા. હિં૦ તુલતીપતિ. બં૦ ટેકારી. મ૦ ચિરબોટી. રાનપોપટી ક૦ બોકુળ તુ૦ બોડોલિ. લે૦ ફાઇઝેલિસ મિનિમા.

ચિરબોટના છોડ હાથ દોઢ હાથ ઊંચા થાય છે એ મૃગશીર્ષ નક્ષત્રનો વરસાદ પડવા માંડે એટલે વગડામા, મેદાનમા, ડુંગરોમા અને પહાડી જમીનમા ચારે તરફ થાય છે. કોંકણમા એ ઘણા થાય છે. એને નાના ફળો થાય છે, તે ખટમીઠા લાગે છે. ફળ મૂત્રલ, સારક અને પૌષ્ટિક છે, યુનાની ઔષધ કાકનુજને બદલે વપરાય છે

**૨૩૫ ચીણો**—સં૦ ચીનાક મ૦ રાળ હિં૦ ચીના, ચૈના કા૦ નવણી બં૦ ચિને ક૦ છીનક. ફા૦ ઉરજ્જન અ૦ બારેગા. ઇ૦ ઈટાલિયન મિલેટ લા૦ સેટરિયા ઇટાલિકા સિંધ૦ કિરંગ. તા૦ હૈનઈ

આ ધાન્ય સામો, કાગ એ જાતિનુ છે ગામડાના ગરીબ લોકો ચીણા ઉપર નિર્વાહ કરે છે વરીની (મોરિયાની) સળીઓ જેવી એની પણ સળીઓ થાય છે એના કણસલા નાના હોય છે. એ ધાન્યના ભાત વગેરે પદાર્થો કરે છે. ચીણાનો ભાત દૂધમા સારો લાગે છે. ચીણાના ગુણ કાગના જેવા જ છે. ઉપયોગ—(૧) **અતિસાર ઉપર**:—ચીણાના ચોખા શેકી તેનો લોટ કરી તે લોટ છાશમા નાખી ખાવો

**૨૩૬ ચિત્રો**—(ખારી કોઠીંબી, નાનુ ઇંદ્રવરણુ) સં૦ ચિત્રા, ચિત્રફલા, ઐંદ્રી મ૦ લઘુ ઇંદ્રાવણ. હિં૦ જંગલી ઇંદ્રાયણ, ફરફેંદુ બં૦ રાખાલશશા, રાખાલતાડુ ક૦ હોમેકકે તા૦ પેયકા-મટી, ટુમટ્ટી તે૦ એતિપુચ્ચા. ફા૦ ખુર્બુજાતલ્ખ. અ૦ હજલ. ઇ૦ કોલોસિંથ લા૦ કુકુમિસ ટ્રીગોનેસ, કુકુમિસ, સ્યુડો ઓલોસિંથિસ કો૦ લઘુ કવંડળ (મોટા ઇંદ્રવરણાના નામો આથી જુદા છે જુઓ નં. ૫૪)

ચિત્રાના વેલા થાય છે. એ વેલા ઉપર જે ફળ આવે છે, તેનો રંગ પ્રથમ લીલો હોય છે; પણ તે પાકે એટલે તેનો સુશોભિત રાતો રંગ થાય છે. એ ફળ ઘણા જ કડવા હોય છે. શોભા માટે એ ફળ દેવની પાછળ બાંધી રાખે છે ઇંદ્રવરણાના ગુણ ઇંદ્રવરણા જેવા છે. ઉપયોગ—(૧) **કંઠસર્પ વગેરે કંઠરોગ ઉપર**:—લઘુ ઇંદ્રવરણાના ફળની છાલ દિવસ ૩ ચલમમા નાખી પાવી. (૨) **કફ પાતળો થવા માટે**:—ઇંદ્રવરણાના ફળની છાલ ચલમમા નાખી પીવી, એથી ઊલટી થઈ કફ પાતળો થાય છે (૩) **પાઠાં (કાળપુળી) ઉપર**:—લઘુ ઇંદ્રવરણાના મૂળ અને કડવી વૃંદાવનની(ઇંદ્રવરણા)ના મૂળ ઠંડા પાણીમા ઘસી વારવાર લેપ કરવો (૪) **પ્રમેહ ઉપર**:—નાનુ ઇંદ્રવરણુ ત્રિફળા અને હળદરનો ક્વાથ કરી મધ નાખી આપવો (૫) **અંડવૃદ્ધિ ઉપર**:—લઘુ ઇંદ્રવરણાના મૂળનુ ચૂર્ણ એરંડતેલમા ખરલ કરી દિવસમા બેત્રણવાર ચોપડવુ અને તેજ ચૂર્ણ બે માસા પ્રમાણે સવાર-સાંજ ગાયના દૂધમા લેવું આથી ત્રણ દિવસમા ગુણ આવે છે (૬) **સ્તનરોગ ઉપર**:—લઘુ ઇંદ્રવરણાના મૂળનો લેપ કરવો (૭) **ખસ ઉપર**:—સુકાયેલા ઇંદ્રવરણાને બાળી તેને કાળી રાખ કરી તલના તેલમા ખરલ કરી ચોપડવી

**૨૩૭ ચૂકો**—સં૦ ચુક્ર મ૦ ચાકવત, ચૂકા હિં૦ ચૂકા, છાગેરી ક૦ હુલિચકોત બં૦ ચૂકાપાલંગ ફા૦ તુરશકબડા અ૦ હુમાજબુકલે ઇ૦ બ્લેડરડાક. લા૦ રૂમેક્સ વેસિકેરિયસ

ચૂકાના છોડ વેંત-દોઢ વેંત વધે છે દક્ષિણમા અને ગુજરાતમા આ ભાજીનો ઘણો જ પાક થાય છે આ ભાજીના પાદડા કાંઈક જાડા હોય છે. અને ઝીણા ધોળા ફૂલો આવે છે એ ભાજી બારમાસી થાય છે. ચૂકાનુ શાક કરે છે એમા ચણાની દાળ અગર બીજી કોઈ ભેળવણીથી તે શાક સારુ થાય છે **ચૂકો**—અગ્નિદીપક, ઉષ્ણ, રુચિકર, લઘુ, પિત્તલ, સારક, પથ્યકર, મીઠો તથા

અતિ ખાટો છે, અને શૂળ, ગુલ્મ, અગ્નિમાદ્ય હૃદયપીડા, બદ્ધવિટ્કતા, આમવાત, તૃષ્ણા, ઊલટી, કફ, વાત, ગુલ્મ તથા વાયુનો નાશ કરે છે. ઉપયોગ—(૧) કેડ, ઉરુ, જંઘા, પીઠ, કરોડ, એ સંબંધી વાયુ, ગુલ્મશૂળ, ગૃધ્રસી, ઉદાવર્ત, ખલ્લી, હનુગ્રહ વગેરે રોગો ઉપર:—ચૂકાના રસમા ગોળ નાખી આપવો. (૨) ચાંગેરી ઘૃત (ઘી) ગુદભ્રંશ ઉપર:—ચૂકો, બોર, દહીં, જવખાર અને સૂઠ, એના કાઢામા ઘી નાખી પચન કરવુ અને તે ખાવા આપવુ. (૩) બીજો પ્રકાર:—લીડીપીપર, પીપળીમૂળ, ચવક, સૂઠ, ચિત્રક, અજમો, ધાણા, પહાડમૂળ (કાળીપાટ), કાચી બીલી તથા દેવદારનો કલ્ક કરી ચૂકાનો રસ તથા દહીં એ ઘીથી આઠગણું લઈ તેમા ઘી નાખી સિદ્ધ કરવુ એ ઘી મૂત્રકૃચ્છ્ર, મૂળવ્યાધિ, સંગ્રહણી, કફ, વયુ અને ગુદારોગ ઉપર હિતકારક છે. (૪) ધંતૂરાના વિષ ઉપર:—ચૂકાનો રસ કાઢી પાવો. આ રસથી તૃષા શાત થાય છે, ભૂખ લાગે છે અને શરીરમા ઠડક થાય છે (૫) માથું અતિશય દુખે છે તે ઉપર:—ચૂકાનો અને કાદા(ડુગળી)નો રસ એકત્ર કરી મસ્તક ઉપર લેપ કરવો

૨૩૮ ચેર—મ૦ ચેર, ચઉરા, જગલી ભેદી લા૦ એરિનો કાર્પસ નિમોનાઈ એ ઝાડ સાધારણ મોટું થાય છે. એના પાદડા કાડેળીના અથવા એરંડાના પાદડા જેવા મોટા હોય છે. એ ઝાડ કોકણ પ્રાતમા પુષ્કળ થાય છે એનુ લાકડુ સાધારણ કામમા આવે છે ફૂલ પીળા શાખાને છેડે ઓગસ્ટ-સપ્ટેબરમા આવે છે છાલમાથી રેસા નીકળે છે ઉપયોગ—(૧) અતિસાર ઉપર:—ચેરની છાલનો રસ ૨ તોલા, ૪ તોલા દહીમા મિશ્ર કરી તેમા અર્ધો તોલો વરી-(મોરિયા)નો લોટ મેળવી તે મિશ્રણ કરી તુરત ખાવુ.

૨૩૯ ચોધારી—લે૦ સોકોકાર્પસ ટેટ્રાગોનોલોબસ. આ છોડ સુમારે હાથેક ઊંચો વધે છે. એને ચોધારી કાડવેલ જેવી ચાર ધારાઓ હોય છે. એનુ શાક થાય છે. એ પાકા ઝાડનો રંગ ગતો હોય છે. એ ઝાડ ઘણુ કરીને ખાનદેશમા થાય છે ઉપયોગ—(૧) ચોથિયા તાવ ઉપર:—ચોધારીનો કાઢો પીવો.

૨૪૦ ચોપચીની—સ૦ દ્વીપાતરવચા, વ્યાધિનાશન. મ૦ હિં૦ ચોપચીની. બ૦ તોપચિની. કા૦ અ૦ એવન. ફ઼િ૦ ચક્કા યુના૦ ખાસિલિયર આશસિની. ઇ૦ ચાઈના રૂટ. લા૦ સ્માઇલેક્સ ચાઈના.

ચોપચીનીના વેલા ચીન, બ્રહ્મદેશ અને ગ્યારો પર્વતના પ્રદેશમા થાય છે. ચોપચીનીના કદનો ઔષધોમા ઉપયોગ થાય છે ગરમીના રોગ ઉપર ચોપચીની એ ઉત્તમ ઔષધ છે. ધોળી ગુલબાસીના કદ પણ ચોપચીનીના ગુણ જેવા જ ગુણવાળો છે ચોપચીની—કડવી, ઉષ્ણ, અગ્નિદીપક, ધાતુવર્ધક, મલકર, મળ અને મૂત્રનુ શોધન કરનારી; તારુણ્યદાયક પુષ્ટિકર, વૃષ્ય, રસાયન તથા ગર્ભપ્રદ છે, અને બદ્ધવિટ્કતા, આધ્માન, ઉન્માદ, વાયુ, શૂળ, અપસ્માર, ધાતુક્ષય, અંગગ્રહ, ફિરગોપદશ, અગ્નિમાદ્ય, કટિગ્રહ, પક્ષાઘાત, ઉરુસ્તભ, ક્ષય, વ્રણ, ગડમાળ, નેત્રરોગ, શુક્ર અને શોણિત-(લોહી)ના દોષ, સર્વાગ વાયુ, કપવાત અને કુબ્જવાતનો નાશ કરે છે ઉપયોગ—(૧) શરીરમાં ભરેલી ગરમી ઉપર ચોપચીનીનું ચૂર્ણ:—ચોપચીની ૧૬ તોલા, ખાડ ૪ તોલા, લીડીપીપર પીપળીમૂળ, મરી, લવગ, અક્કલગરો, ખુરાસાની અજમો, સૂઠ, વાવડિગ અને તજ એ એકેક તોલો લઈ ચૂર્ણ કરી તેમાનુ ૬ માસા ચૂર્ણ ગરમ પાણીમા આપવુ, એટલે ઉપદશ રોગ, ઉપદશના પરિણામી દોષ (ચામડીના રોગ, સધિવાત, અસ્થિશોષ અને શૂલાદિ થાય છે તે), પ્રમેહ, ક્ષીણતા, પરમા તથા ફિરગોપદશનો નાશ કરે છે. (૨) ચોપચીનીનો પાક:—ચોપચીની ૪૮ તોલા, લીંડીપીપર, પીપળીમૂળ, મરી, સૂઠ, તજ, અક્કલગરો તથા લવગ, એ એકેક તોલો અને તેમા ચૂર્ણના જેટલી સાકર નાખી એનો પાક કરવો તેમાથી એક તોલો સવારે અને એક તોલો સાજે લેવો. એથી ઉપદશ, વ્રણ, કોઢ, વાતરોગ, ભગદર, ક્ષય, કાસ, સળેખમ વગેરે રોગ દૂર થઈ પુષ્ટિ થાય છે

૨૪૧ ચોળા—સં૦ રાજમાષ, સસ. મ૦ ચવળ્યા હિં૦ ચવરા, ચોરા, લોબિયા ફ઼ા૦ લોવિયા.

અ૦ ફરીકા ઇં૦ લેકિયા પી. લા૦ વિગ્ના કેટિએગ બ૦ વરવટી કલાય. ક૦ અલસદે. પ૦ રસ.

ચોળાના વેલા હોય છે. એ વેલાને વેંતભર લબાઈની શિગો આવે છે ચોળાના વેલાના ડીંટાનુ અને કુમળી શિગોનુ તથા જૂની શિગોમાહેના દાણાનુ શાક કરે છે. ચોળા એ ધાન્ય વાતુલ છે દારચોળા કરીને એક ચોળની જાત છે એના છોડ અડદના જેવા થાય છે ચોળાના જેવું જ એ ધાન્ય છે. **ચોળા**—સ્વાદુ, રુક્ષ, તૂરા, તર્પણ, ગુરુ તથા ગ્રાહક છે, અને વાયુ, કફ, દુગ્ધ તથા વર્ચસને વધારનાર છે, તેમ જ શીતળ, પિત્તકર; વૃષ્ય, સારક, આધ્માનકારક અને શ્રમહારક છે. ચોળા એ ધોળા, કાળા અને રાતા, એવા ત્રણ પ્રકારના થાય છે. તેમાં મોટી શિગોના ચોળા વધારે ગુણવાળા હોય છે. **દારચોળા**—સ્વાદુ, રુચિકારક, તૂરા, મધુર, તર્પણ અને સ્તનમા દૂધ વધારનાર છે. એ તૂરા છે માટે મળ, મૂત્ર અને કફને વધારતા નથી

**૨૮૨ જટામાંસી (બાલછડ)**—સ૦ જટામાસી. મ૦ બ૦ ક૦ તૈં૦ મલા૦ જટામાસી હિ૦ છડ તા૦ નામાત્ત. ફા૦ સુબુલ અ૦ સુબુલુતીવ ઇં૦ સ્પાઈકાનાર્ડ. લા૦ નાર્ડોસટેકીસ

જટામાસી એ ઘાસના જેવી હોય છે અને એના છોડવા ઘણું કરીને નદીને કિનારે થાય છે. એ છોડ વેલાની પેઠે જમીન ઉપર પ્રસરે છે એને 'જટાશંકર' પણ કહે છે×

× મખજન અલ અદવિયામા લખે છે કે, જટામાસી પેટના વિકાર કાઢનારી, જાગૃતિ લાવનાર, પેશાબ સાફ લાવનાર અને પિત્તને કાઢનારી છે ફેફસાની બીમારીમા તથા જ્ઞાનતતુઓને બળવાન કરવાને અને હિસ્ટીરિયાના રોગમા તેને વાપરવાની ભલામણ કરે છે વળી કહે છે કે, એના પ્રયોગથી વાળ લાબા અને કાળા થાય છે ડૉ એન્સ્લી કહે છે કે જટામાસીમાથી માથામા નાખવાનુ તેલ કાઢે છે તથા લોહી સાફ કરવાને તે ખાવામા પણ અપાય છે સર વિલિયમ ઓથ સાગનેસી એને બાલછડની બેલેરિયન દવાના બદલામા આપવાની ભલામણ કરે છે ચરકસહિતામા એને ચેતનાસ્થાપન કરનાર તથા ઉન્માદ, અપસ્માર અને વાયુના વિકાર ઉપર અક્સીર દવા કહી છે સુશ્રુતસહિતામા એને વાતકફની હરણકર્તા, વર્ણપ્રસાદન, દુષ્ટ, ખૂજલીની નાશક અને પીડાશામક વર્ણવેલી છે ડૉ દેસાઈના મતમા જટામાસી કડવી, સુગધી, તીખી, કસેલી, શીતળ, વાતહર, સકોચવિકાસપ્રતિબધક, હૃદયબલ્ય, રક્તાભિસરણને ઉત્તેજક, રક્તજિત, ચર્મરોગનાશક, જ્વરઘ્ન, વાતહર, વેદનાશામક, કફઘ્ન, કેશવર્ધક, કાતિવર્ધક અને આનદપ્રદ છે જટામાસી ભૂખ લગાડે છે, સારી રીતે અન્ન પચાવે છે તથા તેનાથી કબજિયાત થતી નથી જટામાસીથી ઉદરમા ગરમી આવે છે, ઓડકાર આવે છે, પરસેવો નીકળે છે, પેશાબ આવે છે અને નાડી સુધરે છે વધારે માત્રામા ઊલટી કરાવે છે, ઉદરમા મરડો આવે છે અને જુલાબ લાગે છે મગજ પર આની ક્રિયા પૌષ્ટિક અને ઉત્તેજક છે નાની માત્રામા ઘણા દિવસો સુધી આપતા રહેવાથી મન શાત થાય છે, કામ કરવામા ઉત્સાહ આવે છે, નાડીનુ જોર વધે છે અને મન શાત થાય છે **માત્રા**—૧૦થી ૨૦ રતી **ઉપયોગ**—મગજ અને જ્ઞાનતતુઓના રોગમા જટામાસી અતિ ઉપયોગી છે દારૂના વ્યસનીઓને જખમ થવાથી અથવા શસ્ત્રક્રિયા કરવાથી એક પ્રકારનો કપ થાય છે, તેમા જટામાસી શાતિ લાવે છે અતિશય માનસિક કામ કરવાથી અથવા બીજા કારણથી મન અસ્થિર થયુ હોય, થકાવટ આવી હોય અને નાડી નિર્બળ પણ તેજ ગતિથી ચાલતી હોય એવી સ્થિતિમા જટામાસી અપાય છે અપતત્રક(હિસ્ટીરિયા)મા જટામાસી આપવાથી રોગિણીના મનમા ચચળતા ઓછી થાય છે આ ઔષધિ સ્ત્રી અશક્ત હોય, અતિ કામ અને ચિતાથી રોગ ઉત્પન્ન થયો હોય તો વધારે ઉપયોગી થાય છે માનસિક કામ અતિશય કરવાથી મન પર આઘાત પહોચ્યો હોય તો તે પર જટામાસી જલદી કામ કરે છે

જ્ઞાનતતુના વિકારથી ઉત્પન્ન શિરદર્દ પર જટામાસી ઉત્કૃષ્ટ ઔષધ છે જ્ઞાનતતુના વિકારમા હિગ, કસ્તૂરી વગેરે ઔષધિઓના કરતા જટામાસી જલદી બળપૂર્વક અને સારુ કામ કરે છે ભૂત વળગ્યુ હોય એના જેવા ચેષ્ટાવાળા રોગમા જટામાસી વાપરવાનો રિવાજ છે એ રોગમા જટામાસીની સાથે બ્રાહ્મીનો રસ અને વજ મધમા અપાય છે રક્તાભિસરણ યોગ્ય ન થતુ હોય, તો તેમા જટામાસી અતિશય હિતકારક ઔષધ છે મગજમા લોહી વધારે જવાથી શિરમા ભારીપણુ અને બીજા લક્ષણો ઉત્પન્ન થાય છે, તથા લોહી ઓછુ જાય તો ચક્કર અને મૂર્છા આવે છે, અવાજ ઓછો સભળાય છે આખોની પાસે અધારુ જણાય છે આવી સ્થિતિમા જટામાસીથી મસ્તકનુ રક્તાભિસરણ યોગ્ય થાય છે હૃદયની શિથિલતા, ધડધડ અને બીજા કેટલાક હૃદયના રોગોમા ઉદરમા વાયુ ભેગા થાય છે, એના ઉપર જટામાસી બીજી સુગધી ઔષધિ (તજ, ઇલાયચી, જાયફળ વગેરે) અને નવસારના વાયુ(એમોનિયા)ની સાથે અપાય છે જટામાસીની ક્રિયા હૃદય, રક્તવાહિની, હૃદયના જ્ઞાનતતુ, સકોચક શિરાઓના જ્ઞાનતતુ અને રક્તાભિસરણ કેન્દ્રસ્થાન પર થાય છે એટલે

૨૪૩ જવ—સં૦ યવ મ૦ ક્રા૦ જવ. દે૦ સાતૂ૦ હિ૦ આર્ય ક૦ જવગોધી, મુડજ્વખે. તૈ૦ યવધાન્ય. અ૦ શઇરિ ઇં૦ બીટર બાર્લી, પર્લ બાર્લી. લા૦ હોર્ડયમ વલ્ગર. તા૦ બાર્લી અરિસુ.

એને મરાઠીમા 'સાતુ' અને હિંદીમા સતુવા પણ કહે છે. જવ એ ધાન્ય ઘઉંની જ એક જાત છે, પરંતુ સ્વાદમાં અને આકૃતિમા ઘઉંના કરતા કેવળ ભિન્ન છે એ ધાન્ય ઘણું જ નીરસ છે તે ઘણું કરી બળદ, હાથી, ઘોડા અને બીજાં જનાવરોના ખાધામા આવે છે, અને કેટલાક ગરીબ લોક એની રોટલી કરી ખાય છે મારવાડ અને ગુજરાતના ઘણા ભાગોમા એનો પાક ઘણો થાય છે. આ ધાન્યને માટે કનિષ્ઠ પ્રતિની જમીન જોઈએ. જવ, સશુક, નિઃશુક અને હરિત, એમ ત્રણ પ્રકારના છે તેમા **સશુક જવ**—વૃષ્ય, શીત, તૂરા, સારક, રક્ષ, મેધ્ય, મધુર, વ્રણ માટે હિતકર, અગ્નિવર્ધક, સ્વર્ય, વર્ણ્ય, લેખન, મૂત્રણબંધકારક, ગુરુ, મૃદુ, તીખા તથા સ્થૈર્યકર છે; અને મેદ, તૃષા, પિત્ત, વાયુ, કફ, રક્તરોગ, શ્વાસ, કાસ, ચામડીના રોગ, પીનસ, કંઠરોગ, પ્રમેહ તથા ઉરુસ્તભનો નાશ કરે છે એ કરતા નિ શુક અલ્પગુણી છે. ઉપયોગ—(૧) **તૃષ્ણા, દાહ અને રક્તપિત્ત ઉપર:**—શેકેલા જવનો લોટ ઠંડા પાણીમા ઘણો પાતળો નહિ તેમ ઘણો જાડો પણ નહિ, એવી રીતે કાલવી તેમા ઘી મેળવી પાવો. (૨) **ગર્ભ સ્થિર થવા માટે:**—જવ, તલ અને સાકર, એ સરખે ભાગે લઈ ચૂર્ણ કરી મધમા ખાવાથી ગર્ભપાતનો ભય સ્ત્રીઓને રહેતો નથી (૩) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—જવ બાળી તલના તેલમા ખરલ કરી લેપ કરવો. (૪) **ધાતુ-પુષ્ટિ માટે:**—જવનો એક શેર લોટ, એક શેર તાજું ઘી, એક શેર સાકર, તોલાભાર ધોળા મરી અને બે તોલા એલચીદાણા, આ સર્વની ભેગી ભૂકી કરી કલઈના વાસણમા તપાવી પૂનમની રાત્રે ઝાકળમા રાખવું. પછી રોજ સવારે ૪ કિંવા ૫ તોલા ખાવુ અને ઉપર ગાયનુ દૂધ એક ઘૂટડો પાવુ (૫) **વિષુચિકા રોગ ઉપર:**—જવનુ ચૂર્ણ છાશમા નાખી, ઉષ્ણુ કરી જવખાર નાખી પાવુ (૬) **જવખાર:**—(ક્ષાર કાઢવાની રીતથી જવખાર કાઢવો) ૨થી ૪ વાલ સુધી આપવો. એ શૂળ, ગુલ્મ, યકૃત અને પ્લીહા તથા અજીર્ણનો નાશ કરે છે (૭) **ઉધરસ, દમ અને ક્ષય ઉપર યવક્ષારાદિ ગુટિકા:**—જવખાર ૧ તોલો, મરી ૨ તોલા, લીંડીપીપર ૨ તોલા, દાડમની છાલ ૪ તોલા, એ ચીજો ૧૬ તોલા ગોળમા નાખી અર્ધા અર્ધા માસાની ગોળીઓ કરી આપવી.

૨૪૪ જળજાંબવો—મ૦ કાચરી, પરળ લા૦ ઓલ્ટરનેન્થેરા સેસિલિઝ

એને 'વાઝુળ' પણ કહે છે જળજાબવો એ લવારા (નાગરમોથ) અથવા ભાગરાની પેઠે ભીનાશમા થાય છે એનુ દીટડુ રાતુ હોય છે એના પાદડા ભાગરાના પાદડાં જેવા લાબા હોય છે. **જળજાંબવો**—એ જહારુના જેવા ગુણવાળો, તીખો, ઉષ્ણ અને કડવો છે; તથા સોજો, મેદ,

મગજમા રક્તાભિસરણ ક્રિયા સુધારવા ઉપરાત, રક્તપિત્ત, વિસર્પ (રતવા) અને રક્તસ્રાવ પર જટામાસીથી લાભ પહોચે છે બાળકોના આકર, નાજુક સ્ત્રીઓના પેટમા મદમદ પીડા અને અપચનરોગમાં જટામાસી સુગંધી (તજ, અજમો વગેરે) દ્રવ્ય અને નવસારની સાથે અપાય છે

શોથ-જ્વરમા ત્રિદોષ વધી જવા પછી રોગીને થકાવટ આવે છે અને સન્નિપાતના લક્ષણ ઉત્પન્ન થાય છે તેવે વખતે જટામાસી અપાય છે જટામાસીથી રક્તાભિસરણક્રિયા સુધરે છે વાતસસ્થા બળવાન બને છે કઠ અને શ્વાસનલિકામાથી કફ છૂટો થાય છે દાહ ઓછો થાય છે અને શોથ પણ ઊતરે છે એટલા માટે નાગ્નમા જટામાસીને ત્રિદોષજિત કહેલ છે જખમ વ્રણ પર જટામાસીનો ઉપયોગ લેપરૂપે થાય છે તેમ જ બહાર લેપ પણ કરાય છે એનાથી ચામડીનો રગ સુધરે છે અને વાળ પણ વધે છે

પીડિતાર્તવમા જટામાસી આપવાથી પીડા ઓછી થાય છે આર્તવસ્રાવ નિયમિત થાય છે માસિકધર્મ જ્યારે જવાનો સમય આવે છે ત્યારે સ્ત્રીઓને વિશેષ પ્રકારના ચિહ્નો ઉત્પન્ન થાય છે, તેવે વખતે જટામાસીનો બહુ જ સારો ઉપયોગ થાય છે કસ્તૂરી અને હિંગના કરતા જટામાસી વધારે ગુણકારક છે શારીરિક જીવનવિનિમયક્રિયા બગડીને પેશાબમા સાકર જતી હોય અથવા એક પ્રકારનો ક્ષાર જતો હોય, તો સાકર અને મૂત્રક્ષાર ઓછો કરાવવા માટે જટામાસી અપાય છે એનાથી વિનિમયક્રિયા પણ સુધરે છે

**ભાવપ્રકાશમાં લખેલા ગુણ**—કડવી, કસેલી, મેધાને હિતકર, કાંતિવર્ધક, બળદાયક, મધુર તથા શીતળ છે અને ત્રિદોષ, રુધિરવિકાર, દાહ, વિસર્પ અને કુષ્ઠનાશક છે જટામાંસીની જડ ઉપર ધુસર રગના રૂવા હોય છે ફૂલ ગુચ્છોમા લાગે છે મૂળ અત્યત સુગધિત છે

પ્રમેહ, કફ વાયુ, ઉદરરોગ ભૂતદોષ, કૃમિ, ગ્રહપીડા અને વિષનો નાશ કરે છે ઉપયોગ—(૧) **ઢોરનું વિષ ઉતારવા માટે:**—જળજાંબવાના પાદડા છાશમા વાટી પાવા (૨) **વાત ગલગંડ ઉપર:**—જળજાબવો અને સરગવાના બીજ પાણીમા વાટીને ગરમ કરી તેનો લેપ કરવો. (૩) **આફરા (પેટ ફુલવા) ઉપર:**—જળજાબવો પાણીમા વાટી પાવો

૨૪૫ **જાનવેલ**—આ વેલા ચોમાસામા ઊગે છે આ વેલાના પાદડા લાબા હોય છે અને કાટા હોય તેવા એની ડોરને ખાચા હોય છે. આ વેલ બીજા ઝાડ ઉપર ચડેલો હોય છે. ઉનાળામાં પાણીના કિનારા ઉપર થનારી વેલ જ રહે છે. ઉપયોગ—(૧) **ખરજવા ઉપર:**—જાનવેલ દૂધમા વાટી તેનો રસ પાવો, અને જાનવેલની રાખ તેલમા ખરલ કરી ખરજવા ઉપર ચોપડવી. (૨) **દાદર ઉપર:**—જાનવેલનો રસ ચોપડવો (૩) **ઢોરોના ક્ષતમાં કીડા પડ્યા હોય તે ઉપર:**—જાનવેલના પાદડાની ધૂણી આપવી

૨૪૬ **જામફળ (જમરૂખ)**—સ૦ બહુબીજ. મ૦ પેરૂ હિં૦ અમરૂદ, જામ. લે૦ સિડિયમ ગુવાવા. ઇં૦ ગ્વાવા ટ્રી. એ ઝાડ ઘણુ કરીને સર્વ દેશમા થાય છે; પરંતુ હિંદુસ્તાનમા એની ઉત્પત્તિ ઘણી છે એ ઝાડ બે-ત્રણ વર્ષે ફળે છે. એમા ધોળી અને ગુલાબી એવી બે જાત છે એ ફળ ઠંડુ છે જામફળનુ રાયતું સારુ થાય છે. ઘણા જામફળ ખાવાથી તુરત જ તાવ આવે છે. જામફળીના જૂના લાકડાની બંદૂકની કસો કરે છે એ લાકડું ઘણુ ચીકણુ અને કઠણ હોય છે. ઉપયોગ—(૧) **પેટમાં કંઈ ઉપદ્રવ થયો હોય તો:**—જામફળના ઝાડની કુમળી ભાજી વાટી પાઈ દેવી. (૨) **ભાંગનો નશો ચઢયો હોય તો:**—જામફળ ખાવા અથવા પાદડાનો રસ પાવો. (૩) **ઠંડકને માટે શરબત:**—જામફળમાનાં બિયા કાઢી નાખી વાટી ગોળો કરવો ગુલાબના પાણીમા સાકર નાખી પાવુ (૪) **ઢોરોને હરીક (ઘેન) લાગે તો:**—જામફળની ભાજીનો રસ અર્ધો શેર અને કેળાની છાલનો રસ અર્ધો શેર, એ બને એકત્ર કરી પાવા

૨૪૭ **જાયફળ**—સં૦ જાતીફળ મ૦ હિં૦ બ૦ ક૦ મા૦ જાયફળ તૈ૦ જાજીકાયા. તા૦ જોડીકાયા તુ૦ જાજીકાયી મલા૦ જાતીકામારે' ફા૦ જોઝેબુવા અ૦ જોઝઉતી, જોઝઅલતીબ. ઇં૦ નટમેગ. લા૦ મિરિસ્ટિકા ફ્રેગ્રન્સ-જૂના નામ મિરિસ્ટિકા ઓફીસીનેલીસ-મોસ્કેટો બ્રહ્મી૦ જાદિક્ષુ

**જાવંત્રી**—સં૦ જાતિપત્રી મ૦ જાયપત્રી, પત્રી હિં૦ જાવિત્રી બ૦ જાયિત્રી ક૦ જાયપત્રી. તૈ૦ જાજિપત્રી. ફા૦ બજવાગ, જાવિત્રી અ૦ વિસવાસા ઇં૦ મેસ લા૦ એરીલ આફ મિરિસ્ટિકા ફ્રેગ્રન્સ.

આ એક મોટું ઝાડ છે એની ૮૦ જાતો ઉદ્ભિજ્જશાસ્ત્રીઓ માને છે તે પૈકી હિંદુસ્તાનમાં અને મલય દ્વીપકલ્પમા ૩૦ દેખાય છે એનું ઉત્પત્તિસ્થાન મલાક્કા બેટ કે જે એશિયાખંડની પૂર્વ દિશામા છે તે અને બાંડા મુલક છે, પરંતુ હાલ સુમાત્રા, સિંહલદ્વીપ, જાવા પિનાંગ અને પેસિફિક તથા હિંદુસ્તાનના મહાસમુદ્રના બેટોમા પણ એની પુષ્કળ ઉત્પત્તિ થાય છે હિંદુસ્તાનમા પણ શ્રીમંત લોકો આ ઝાડ બાગમા વાવે છે, પરંતુ તેમા જાયફળ ઘણા આવતા નથી બાંડા અને મલાક્કા બેટ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના તાબામા સને ૧૭૯૬ થી ૧૮૦૨ સુધી હતા. તે વખતે ગેકસબર્ગ સાહેબે જાયફળના કેટલાક ઝાડ મંગાવી કલકત્તા પાસે હાવરાના સરકારી બાગમા રોપાવ્યા હતા. તેને ત્યાની હવા એવી માફક આવી કે સને ૧૮૦૯મા તે ઠેકાણે ૬૬૦૦ ઝાડો થઈ તે ઉપર ફળ અને જાવંત્રી પણ ઉમદા પ્રકારના થયા જાયફળના ઝાડો મુખ્ય બે પ્રકારના હોય છે નર અને માદા માદા જાતિના ફૂલો એકેક ટૂંકી મંજરી ઉપર આવે છે, અને તે જાતના ઝાડ ઉપરના પાદડા પહોળા ભાલાના આકારના સુંવાળા હોય છે. જેના પાદડા મોટા હોય છે તેનુ અંગ્રેજી નામ મેરિસ્ટિકા મેક્રોફિલા છે આના પાદડા મસળવાથી કાંઈક સુવાસ આવે છે તે ત્રણથી ૭ ઇંચ લાબા અને ૧॥ ઇંચ પહોળા હોય છે જાયફળને પાન એકાંતરે આવે છે. તેને નાના ધોળા રંગના ઘટના આકારના ફૂલો આવે છે તેને પુષ્પકોશ નથી હોતો

એ ઝાડ ઘણા સુંદર દેખાય છે. એના ફળ પાકીને તૈયાર થાય એટલે સાધારણ જામફળ

જેવડા થાય છે જાયફળ એ આ ફળમા એકેક બીજ છે. એ ફળ બે ઇંચ વ્યાસનુ હોય છે. તેની છાલ ધોળી, સુવાસિત અને ૧ા ઇંચ જાડાઈની હોય છે. ફળ પાકે એટલે આ ઉપરની છાલ કાઢીને માહેના બીને વીંટાઇ રહેલ લાલ જર્દ રંગની જાળીદાર છાલ નજરે પડે છે. તે છાલને જ જાવત્રી કહે છે બીજના ઉપર જે જે ઠેકાણે જાવત્રીનો ભાગ રહેલો હોય છે, તેટલી જગ્યા ઉપર તેના નિશાન થયેલ હોય છે એ બીજના ઉપર જેમ નાળિયેરના કોપરા ઉપર કાચલી હોય છે, તેમ એક પાતળુ કવચ હોય છે તે ફોડવાથી જાયફળ બહાર નીકળે છે.

જાવત્રીમા સુગધીવાળુ તેલ ૮ ટકા પ્રમાણે હોય છે. તે સિવાય એક ચીકણો રોગાન પણ હોય છે તે ઊડી જાય તેવુ તેલ વાયુના સણકા બધ કરવાને ચામડી ઉપર ચોળવાથી સારો ગુણ કરે છે; અને તેમાનુ જાડુ તેલ દાહ ઉત્પન્ન કરનાર બીજા પદાર્થો સાથે મસળે છે.

જે જાયફળ નગઠ, ચીકણા ને ભારે હોય તે ઉત્તમ છે; અને વજનમા હલકા, પોલા અને અડવાથી ખરડ હોય તે કનિષ્ઠ સમજવા ઉત્તમ જાયફળ અહી ઘણા થોડા આવે છે. તે ઘણાક વિલાયત જાય છે

જાયફળ અર્ધુ ખાવાથી તેનો કેફ ચડે છે અજીર્ણથી ઉનાળામા થનાર ઝાડામાં ઘી સાથે અથવા માખણમા ૦ા તોલો જાયફળની ભૂકી ખાવી ડોક્ટર લોકો એરોમેટિક પાઉડર નામની જે સુવાસિત ભૂકી બનાવે છે તેમા જાવત્રીનો અને લવડરનો અર્ક તૈયાર કરવામા જાવત્રીના તેલનો ઉપયોગ કરે છે. ૧ ભાગ જાયફળનુ તેલ ૯ ભાગ દારૂના અર્કમા પચાવે એટલે અર્ક તૈયાર થાય છે જાયફળની પોણો તોલો ભૂકી આપવાથી ભ્રમ થાય છે અને કેટલીક વખત તો બેશુદ્ધિ થાય છે. જાયફળનો ફાટ કોલેરા વખતે પાવાથી તૃષાનુ શમન થાય છે બાળકોને માનુ દૂધ છોડાવતી વખતે અનેક પ્રકારના વિકાર થાય છે, તેમા પણ આ ફાટ હિતકારક છે જાવત્રી ઉત્તેજક છે સંધિવાતમા એનુ તેલ ગુણકારી છે જાયફળ અને જાવત્રી એ પાનમા ખવાય છે અને બાસુદી વગેરે પકવાન્નોમા તથા પાક વગેરે ઔષધોમા પણ તે નાખે છે જાયફળનુ તેલ નીકળે છે. જાયફળ સાધારણ માદક હોઈ ઉષ્ણ, વીર્યવૃદ્ધિકર અને વાતનાશક છે જાયફળ ઘીમા નાખી રાખવાથી ઘણા વર્ષો સુધી જેમના તેમ રહે છે **જાયફળ**—તૂરુ, તીખુ, વૃષ્ય, દીપન, રસકાળે કડવુ, લઘુ, ગ્રાહક, હૃદ્ય, ઉષ્ણ તથા સ્વર માટે હિતકારક છે; અને કંઠરોગ, કફ, વાયુ, મેહ વાતાતિસાર, મળ તથા દુર્ગંધનુ શામક અને મુખવૈરસ્યકારક છે; તથા કાળાપણુ, કૃમિ, ઉધરસ, ઊલટી, દમ, પીનસ, હૃદ્રોગ તથા શોષનો નાશ કરે છે× **જાવંત્રી**—તીખી, કડવી, મુખને સ્વચ્છ કરનારી, મીઠી, વર્ણકારક, લઘુ, કાંતિકારક, રુચિકર તથા ઉષ્ણ છે, અને અગની જડતા, કફ, રક્તદોષ, દમ, ઉધરસ, ઊલટી, તૃષા, વાયુ તથા કૃમિનો નાશ કરે છે **ઉપયોગ:—(૧) માથુ દુખતુ હોય તો:**—જાયફળ ઘસી લેપ કરવો. **(૨) ઊંઘ ન આવતી હોય તો:**—જાયફળ ઘીમા ઘસી આંખો ઉપર ચોપડવુ અથવા જાયફળ ખાવા આપવુ **(૩) બાળકોને શરદીથી હગામણ થાય છે તે ઉપર:**—ગાયના ઘીમા જાયફળ અને સૂંઠ ઘસી ચટાડવુ. **(૪) સળેખમ ઉપર:**—ગાયના દૂધમા અફીણ મેળવી તેમા જ જાયફળ ચદનની પેઠે ઘસી નાક અને મસ્તક ઉપર લેપ કરવો અથવા જાયફળ દૂધમા ઘસી ગરમ કરી લેપ કરવો **(૫) ઉચકી (હેડકી–હિક્કા) અને ઊલટી ઉપર:**—જાયફળ ચોખાના ધોવરામણમા ઘસી પાવુ **(૬) વિષૂચિકા (કોલેરા) ઉપર:**—૩ માસા જાવંત્રી દૂધમા વાટી પાવી **(૭) તારુણ્ય પીટિકા (ખીલ) ઉપર:**—જાયફળ દૂધમા ઘસી ચોપડવુ **(૮) મોડશી (કોલેરા) ઉપર**—જાયફળનુ ૧ તોલે ચૂર્ણ કરી ગોળમા ત્રણ માસાની ગોળી કરી આપવી ગોળી અર્ધાઅર્ધા કલાકને અતરે આપવી અને ઉપર થોડુ ગરમ પાણી પાવું,

× નવ્ય ચિકિત્સકોના મતમા જાયફળ સુગધિત, દીપન, વાતહર, વેદનાસ્થાપક, આક્ષેપનિવારક, ઉત્તેજક, માદક, પૌષ્ટિક અને વાજીકર છે હોજરી માટે ઉત્તેજક હોવાથી પાચકરસ વધારે છે મોટી માત્રામા જાયફળ માદક છે બહુ જ વધારે પ્રમાણમા આપવાથી કપૂરના જેવી ઝેરી અસર થાય છે **પ્રમાણ**–જાયફળ અને જાવંત્રીનુ ૫–૧૦ રતી તેલ ાથી ૩ ટીપા

એટલે ઝાડા બંધ થશે **(૯) આમાતિસાર અને અતિસાર ઉપર:**—જાવંત્રીનુ બે એઢી માસા ચૂર્ણ દહીની પરાશમાં અથવા ગાયના દહીંમા કાલવી સાત દિવસ આપવુ એટલે અસાધ્ય રોગ હશે તોપણ મટશે **(૧૦) પેટ ચઢે છે અને ઝાડો થતો નથી તે ઉપર:**—લીંબુના રસમા જાયફળ ઘસી પાવુ, એટલે ઝાડો થઈ પેટ ઊતરે છે. **(૧૧) કૉલેરા વખતે હાથ, પગ વગેરે જગ્યા પર ગોળા ચડી આવે છે તે ઉપર:**—એક જાયફળ લઈ તેનુ ચૂર્ણ કરવુ. તે પાશેર મીઠા તેલમાં કાલવવું. પછી તે વાસણમા નાખી કઢવવું. સારુ કઢાયા પછી નીચે ઉતારી બરાબર ઠડુ પાક્યા પછી શીશીમા ભરી તે શીશી બંધ કરી રાખવી. જરૂરની વેળાએ જ્યા ગોટલા ચડતા હોય તે ભાગ ઉપર તે ચોળવું; એટલે ગોટલા તુરત બધ થાય છે. **(૧૨) અજીર્ણ ઉપર:**—જાયફળ દૂધમા ઘસી આપવુ **(૧૩) જાતિફલાદિ ગુટિકા-કૉલેરા ઉપર:**—જાયફળ, સિધાલૂણ, શુદ્ધ હિંગળોક, કોડીભસ્મ, સૂઠ શુદ્ધ અફીણ, ગોપેલ ધતૂરાના બી અને લીંડીપીપર, એ સમભાગે લઈ લીંબુના રસમાં, ધતૂરાના બીજાના કાઢામા અથવા ભાગના કાઢાની ભાવના આપી રતીભારની ગોળીઓ કરી પૈસાભાર છાશ, શેકેલી હિંગ (ચણા જેટલી) અને સિધાલૂણ એક માસો એકત્ર કરી તેમા એક ગોળી આપવી, એટલે ઝાડો-ઊલટી તત્કાળ બધ થાય છે આ ગોળી નાગરવેલના પાનમા આપવાથી વીર્યવૃદ્ધિ થાય છે. **(૧૪) જાતિફલાદિ ગુટિકા-અતિસાર ઉપર:**—જાયફળ, ખારેક અને અફીણ સમભાગે લઈ નાગરવેલના પાનના રસમા વાટી ચણા જેવડી ગોળીઓ કરી છાશમા આપવી; એટલે ગમે તેવો જબરદસ્ત ઝાડો હોય તોપણ તે બધ થાય છે.

**૨૪૮ જાંબ**—મ૦ મલાખી જાંબ, સફેદ જાંબ લે૦ યુજેનિયા મલાકેન્સિઝ કેટલેક ઠેકાણે જાયફળને અને કાજુના ફળને જાબ કહે છે, પરંતુ એ ઝાડ તે કરતા જુદુ છે જાબની બે જાત છે: એકને 'ખાટાં જાબ, અને બીજાને 'મલાખી જાબ' કહે છે. ખાટા જાબના ઝાડ ઊચાં હોય છે. તેના ફૂલ રાતાં (જાબુડિયા) હોય છે એપ્રિલ અને મે માસમા ફૂલ આવે છે. ફળ ધોળાં અને મોટા હોય છે. તેને માગશર અને પોષ માસમાં ફળ આવે છે મલાખી જાબના ઝાડ ઘણું કરીને મલાક્કા બેટમાથી આવેલા હોવા જોઈએ. એ ઝાડ ઊચા વધતા નથી. એને ધોળા ફૂલ આવે છે. એના ફળનો રંગ પીળો હોય છે એના અગમા મધુરતા હોય છે અને વાસ સારી આવે છે. જાબ વર્ષમા બે વાર પાકે છે.

**૨૪૯ જાંબુ**—સ૦ જંબુ. મ૦ જાંભૂળ હિ૦ જામૂન બ૦ જામ તા૦ જબુનાવલ તુ૦ જબુનેરાલુ ક૦ નીરલ, કેંપુજંબીનેરલુ. તૈ૦ નેરેદુ. મલા૦ નેત્તુઝાબલ, નાવલ ઇ૦ જાબુલ ટ્રી લા૦ યુજેનિઆ જેમ્બોલેના.

જાબુડીનુ ઝાડ ઘણું ઊંચું વધે છે. એના પાદડા બોરસલીના પાદડા જેવા હોય છે. જાબુડીના ઝાડને વૈશાખ-જેઠ માસમા ફળ આવે છે. એનો રગ બહારથી કાળો હોઈ અદરથી રાતો હોય છે ગનમા જે ઝાડ થાય છે. તેના ફળ નાના અને ખાટા લાગે છે; પરતુ બાગમા જે ઝાડ થાય છે તેના ફળ મોટા અને મીઠા થાય છે બાગમા વાવેલી જાબુડીના ફળને 'રાય જાંબુ' કહે છે જાબુ ગમે એટલા ખાવામા આવે તોપણ વિકૃતિ ન થતા શરીરને ફાયદાકારક છે જાબુડીની છાયા ઘણી ઠડી અને સુખદાયક છે. જાબુડીનુ લાકડું ઘણુ ચીકણુ હોઈ પાણીમા કહોતુ નથી એ લાકડું ઘરકામના ઉપયોગમા પણ આવે છે જાબુડીના ઝાડમા પાણી સ્વચ્છ કરવાનો મોટો ગુણ છે તળાવમા શેવાળ વગેરે થઈ હોય તો તેમા જાંબુડીના ડાળા નાખવાથી સર્વ શેવાળ મરી જઈ પાણી સ્વચ્છ થાય છે. જાંબુનો સરકો કરે છે તે પેટમાના ગુલ્મ, ઉદર, અતિસાર અને વિષૂચિકા ઉપર ઉપયોગમા આવે છે ×**જાંબુડી**—તૂરી, ગ્રાહક, મધુર, પાચક, મલસ્તંભક, રક્ષ

× હિંદુસ્તાની વૈદ્યો જાબુના રસને સોડવીને સિરકો બનાવે છે અને પેટની પીડાનો નાશક તથા પેશાબ વધારે લાવનાર માને છે. એટલા માટે એ રસને દારૂમા સયુક્ત કરીને જૂના સસ્કૃત ગ્રથોમા લખેલ જાબુનો આસવ બનાવે છે એની છાલ બહુ જ તૂરી અને સ્તંભક હોવાથી બીજા ઔષધો સાથે ઉકાળીને કોગળા કરવાની દવા તથા જખમને ધોવાના કામમા વાપરે છે નાના બાળકોને ઝાડો થતો હોય તો છાલનો તાજો

તથા રુચિકર છે. અને પિત્ત તથા દાહની નાશક, [illegible] શ્વાસ, શોષ, અતિસાર, કાસ, [illegible], તથા [illegible]નાશક છે. એનાં ફળ—[illegible] શીતળ, રુક્ષ, રક્ત, ગ્રાહક, લેખન, [illegible] તથા આધ્માનવાયુનો નાશ કરે છે. રાયજાંબુડી—[illegible] અને શ્વાસ, શોષ, શ્રમ, મૂત્રાઘાત, અતિસાર, [illegible] નાશ કરે છે. એનાં ફળ—મધુર, રુચિકર. [illegible], શોષનાશક અને [illegible] છે. [illegible]—[illegible] પાકકાળે મધુર, ખાટાં પુષ્ટિકર, ગ્રાહક. [illegible] રક્તદોષ, કફ, પિત્ત તથા [illegible]નો નાશ કરે છે. ભૂમિજાંબુ—[illegible] તથા પુષ્ટિકારક છે; અને કફ, [illegible]રોગ તથા [illegible] ડીના ફળ જેવાં જ છે. ઉપયોગ—(૧) ગરમીથી થતી અળાઈ ઉપર:—[illegible] ઘસી ચોપડવા એટલે પરસેવો થઈ [illegible] છે. (૨) રક્તાતિસાર ઉપર:—[illegible] છાલ દૂધમાં વાટી મધ નાખી પાવી. [illegible] મેળવી પાવું (૩) વીંછીના દંશ ઉપર:—જાંબુડીના પાદડાંનો રસ [illegible] (૪) પિત્ત ઉપર:—જાંબુડાના પાદડાનો રસ તોલા ૧ અને [illegible] તોલા ૨ [illegible] ઉપર તર આવે તે પાવી (૫) ગર્ભિણીના અતિસાર ઉપર:—જાંબુડાની [illegible] લઈ તેનો કાઢો કરી તેમાં ૧ તોલો [illegible] અને [illegible] તોલો [illegible] અથવા પાકેલા જાંબુ ખાવા આપવા. (૬) મધુપ્રમેહ ઉપર:—જાંબુડીની [illegible] બારીક કરી દરરોજ બે તોલા ખાવું, [illegible] (૭) મુખરોગ ઉપર:—જાંબુડી, બાવળ, બોર, બોરસલી—એ [illegible] કાઢી તેના કોગળા કરવા અને એની સોટીથી દરરોજ દાતણ કરવું [illegible] નથી અને દાંત પણ મજબૂત થાય છે (૮) અતિસાર ઉપર:—[illegible] (૯) વછનાગના વિષ ઉપર:—જાંબુડાની અંતરછાલનો રસ [illegible] (કાજી) નાખી તે આપવું. (૧૦) પિત્તવિકાર ઉપર:—જાંબુડીના છાલનો રસ દૂધમાં મેળવી પાવો એ પ્રયોગથી ઊબકી થઈ પિત્ત પડતે ઉતાર—[illegible] અને આરામ આપશે. (૧૧) પેટમાં વાળ અગર લોઢાનો અંશ ગયો હોય તો:—જાંબુ ખાવાં. (૧૨) ઊલટી ઉપર:—જાંબુડીની છાલની રાખ મધમાં આપવી (૧૩) જાંબુનો સરકો—જાંબુનો રસ કાઢી કાચની બાટલીમાં ભરી રાખવો. જેમ જેમ તે રસ ખાટો થતો જાય, તેમ તેમ તેમાં [illegible] આવતો જાય છે. એ અતિસાર, મરડો અને ઉદરરોગ ઉપર ઘણો ઉપયોગી છે.

૨૫૦ જીયાપોતો—સં૦ પુત્રજીવક, પુત્રંજીવ. મ૦ પુત્રંજીવ, પુત્રવંતી, [illegible] ગુ૦ પુત્રંજીવ ક૦ પુત્રજીવ હિં૦ જીયાપોતા, પુતઝીઆ બં૦ પુત્રજિયા, [illegible] લા૦ પુત્રંજીવ રૉક્સબર્ઘી [illegible].

આ ઝાડ મોટું વધે છે જીયાપોતાનાં ઝાડ કોંકણમાં તથા ઘાટ ઉપર થાય છે એને 'પુત્રવંતી' પણ કહે છે મેસુરમાં આ ઝાડ ઘણાં થાય છે એના બિયાંની માળાઓ કરી તેને સ્ત્રીઓ પુત્રપ્રાપ્તિ માટે ગળે બાંધે છે જીયાપોતો ઝાડ—કફકારક, ચક્ષુષ્ય, ગર્ભપ્રદ. હિમ, વૃષ્ય, વાતકારક, રુક્ષ, સ્વાદુ, ખારું, તીક્ષ્ણ, મૂત્રલ તથા મલસ્તંભક છે, અને પિત્ત, દાહ તથા તૃષાનો નાશ કરે છે. ઉપયોગ—(૧) ગંડમાળ, ગલગંડ, કાળપૂળી (પાઠું); વિષના ફોલ્લા અને

રસ બકરીના દૂધ સાથે મેળવી આપે છે 'મખઝન અલ અદવિયા'માં લખેલ છે કે, પિત્તના ઝાડામાં જાંબુ ખાવાથી બહુ જ ફાયદો થાય છે એ જ પ્રમાણે ગળામાં સોજો હોય તોપણ આ ઉત્તમ અસર કરે છે માથામાં ઇફ્લુસ (ઊંદરી, ટાલ) થાય તો તેને પણ આ રસ આરામ કરે છે એ જ લખનાર કહે છે, કે મૂળ, બીજ અને પાદડાં ઉત્તમ ગ્રાહી છે પાકાં જાંબુનો રસ કાઢીને તેનું સરબત કર્યું હોય તો તે પેટની પીડાનો નાશ કરે છે તથા ઘણા દિવસના ઝાડાને રોકે છે ચરકગ્રંથમાં જાંબુ અને એની છાલ મૂત્રસંગ્રહણીય અને પુરીષવિરજનીય (ઝાડાના રંગને બદલનાર) વર્ણવેલ છે સુશ્રુતમાં એને રક્તપિત્તહારક, દાહનાશક, યોનિદોષનાશક, વૃષ્ય અને સંગ્રાહી (સ્તંભક) વર્ણવેલ છે રાયજાંબુનાં પાદડાં પહોળાં, ખાટાં ને સાકડાં હોય છે

**કાખમાંજરી (બાંબલી) વગેરે ઉપર :**—જ્યાપોતાના ઝાડની અંતરછાલ પાણીમા ઘસી ચોપડવી. **(૨) શ્લીપદરોગ ઉપર :**—જ્યાપોતાના ઝાડના પાદડાનો રસ શક્તિતારતમ્ય જોઈ આપવો **(૩) દૂષીવિષ ઉપર :**—જ્યાપોતાના ઝાડની અંતરછાલ ચાર માસા ગાયના દૂધમા વાટી પાવી; એટલે અનેક પ્રકારથી ઉત્પન્ન થયેલાં અતિ ઉગ્ર વિષોનો નાશ થશે

**૨૫૧ જીરું**—સં૦ જીરક. મ૦ જીરે બં૦ સાદાજીરે, વડજીરે હિં૦ ફા૦ જીરા ક૦ જીરીગે. તૈ૦ જીરક, જીરકર્રા. તા૦ મલા૦ ચીરક. તુ૦ જીરકરી. યુ૦ ખામુન. અ૦ કમુન્ ઈં૦ કયુમીન સીડ. લા૦ કયુમિનમ્ સાઈમિનમ્

જીરાના છોડ અજમાના છોડ જેવા હોય છે. અજમાની પેઠેજ જીરાના છોડ ઉપર જીરુ આવે છે હિંદુસ્તનામાં ઘણાક પ્રાંતોમાં જીરું ઉત્પન્ન થાય છે. જીરાનો ઉપયોગ મસાલામા અને ઔષધોમા ઘણો થાય છે. જીરું એ વાતહર, ક્ષુધા પ્રદીપ્ત કરનારું, રુચિકારક અને ઠંડું છે. શરીર માની ગરમી (ઉષ્ણુતા) કાઢવાને જીરુ એ ઉત્તમ ઔષધ છે× જીરા વિષે એક હિંદુસ્તાની કહેવત છે, કે 'ઠંડીકું જીરા ઔર ગરમીકુ હીરા.' **ધોળું જીરું**—તીખુ, ગ્રાહક, પાચક, દીપન, લઘુ, કિંચિત્ ઉષ્ણુ, મધુર, ચક્ષુને હિતાવહ, રુચિકારક, ગર્ભાશયને શુદ્ધ કરનારું, રુક્ષ, બલકર, સુગંધી તથા કડવું છે, અને ઉલટી, ક્ષય, આધ્માનવાયુ, કોઢ, વિષદોષ, જ્વર (તાવ), અરુચિ રક્તદોષ, અતિસાર, કૃમિ, પિત્ત તથા ગુલ્મનો નાશ કરે છે **પીળું જીરું**—દીપન, તીખુ તથા ઉષ્ણુ છે, અને અતિસાર, આધ્માનવાત, ગુલ્મ, સંગ્રહણી તથા કૃમિનો નાશ કરે છે ઉપયોગ— **(૧) હોઠ ઉપર તાવ ઊઠે (બરો મૂતરે) તે ઉપર :**—જીરું પાણીમા વાટી ચોપડવુ **(૨) રતાંધળાપણા ઉપર :**—જીરુ, આમળા અને કપાસના પાદડા ઠંડા પાણીમા સમભાગે વાટી માથા ઉપર ૨૧ દિવસ પાટો બાંધવો. **(૩) જીર્ણજ્વર ઉપર :**—જીરાની ભૂકી એક પૈસાભાર પ્રાતઃકાળે અગર રાત્રે જૂના ગોળમા ૨૧ દિવસ ખાવી **(૪) પ્રદર (સ્રીઓને ધોળું કે લાલ પાણી જવું તે) ઉપર :**—જીરું અને સાકરનું ચૂર્ણ ચોખાના ધોવરામણમા પાવુ. **(૫) પરિણામશૂળ ઉપર :**—જીરું હિંગ, અને સિંધવનુ ચૂર્ણ મધ તથા ઘીમા નાખી પાવુ **(૬) હરતાલના વિષ ઉપર :**—જીરુ અને સાકર ૭ દિવસ પાવા **(૭) જીર્ણજ્વર ઉપર :**—જીરું ગાયના દૂધમા સીઝવી તેનુ ચૂર્ણ કરી તે સાકર સાથે ખાવુ; એટલે શરીરમાહેની કડકી નીકળી જઈ શરીરમા શક્તિ પણ આવે છે **(૮) મુખરોગ ઉપર :**—જીરુ ખાંડી તેના પાણીમા ચંદન ઘસી, તેમા એલચીની ભૂકી અને ફટકડીની ફુલાવેલી ભૂકી નાખી કોગળા કરવા. **(૯) ટાઢિયા તાવ ઉપર :**—જીરુ કારેલીના એક તોલા રસમા પાવુ અથવા રાત્રે જૂના ગોળમા આપવુ **(૧૦) સામાન્ય જ્વર ઉપર :**—જીરાનુ ચૂર્ણ જૂના ગોળમા કાલવી ૧ તોલા વજનની ગોળી કરી સૂતી વેળાએ આપવી; એટલે પરસેવો આવી તાવ ઊતરી જાય છે **(૧૧) જીર્ણજ્વર ઉપર :**—જીરુ અને તેનો આઠમો ભાગ શાહજીરુ ઘીમા સાધારણ શેકી બારીક ભૂકી કરવી અને સાકર અથવા જૂના ગોળાનો પાક કરી તેમા નાખી થેપલી અગર ગોળીઓ કરવી આ ઔષધ રોજ બે વાર એકેક તોલો ૪૨ દિવસ આપવુ **(૧૨) ઊલટી ઉપર :**—રેશમી કપડાના ટુકડામા જીરુ નાખી તેની બીડી સળગાવી નાકે પીવી

× યુનાની હકીમો -જીરાને ખુશબોદાર અને ગ્રાહી ગણે છે એમાથી તેઓ આંખ ધોવાનુ પાણી તૈયાર કરે છે કે જે એમના મત પ્રમાણે આંખનું તેજ વધારે છે અને છાતીના દરદમા પણ એનો ઉપયોગ કરે છે. એનાથી મૂત્ર વધારે ઊતરે છે અને પેટના કૃમિ નીકળે છે, એમ તેઓ માને છે ગર્ભસ્થાનમા સોજો આવી વધારે દરદ થતુ હોય તો આ જીરાના પાણીમા સ્રીઓને બેસાડવાની ભલામણ કરે છે એજ પ્રમાણે એ જીરાને વાટી પોટીસ કરી બાંધવાથી બહાર નીકળેલા અત્યંત દરદ કરનારા હરસ જતા રહે છે પંજાબ પ્રાંતમા જીરાથી પેશાબ વધારે ઊતરે અને સ્તનમા દૂધ વધારે ઉત્પન્ન થાય એમ માને છે અંગ્રેજી ઔષધોમા આને પાચક માનેલ છે, અને પેટમા વાગોળો, પેટ ફૂલવાની પીડા, અજીર્ણ અને આંતરડાના શૂળમા આને ઉપયોગી માને છે ચરકસંહિતામા જીરાને શૂળનાશક માનેલ છે સુશ્રુતસંહિતામા વાતનાશક, અરુચિનાશક, દીપન, ગુલ્મશૂળ અને આમને નષ્ટકર્તા એટલે સોજો, શૂળ અને પડતા આમને બંધ કરનાર કહે છે

**૨૫૨ જાઈ**—સ૦ યૂથિકા. મ૦ જૂઈ, હિં૦ જૂહા ક૦ મલ્લિગે. તૈ૦ જૂઈપુષ્પાલુ લા૦ જસ્મિનમ્ ઑરિક્યુલેટમ્.

જૂઈના વેલાને ત્રિદલ પાદડા આવે છે. જાઈના ફૂલો જેવા જ જૂઈના ફૂલો સુવાસિત હોય છે.* જાઈ—કડવી, શીતળ, સ્વાદુ, તીખી, લઘુ, મધુર, હૃદ્ય, તૂરી તથા સુગંધી છે; અને વાયુ તથા કફને કરનારી તેમ જ પિત્ત, દાહ, તૃષા, મૂત્રાશ્મરી, ત્વગ્દોષ, વ્રણ, દંતરોગ, મુખરોગ, શિરોરોગ, વિષ અને નવજ્વરનો નાશ કરે છે.

**૨૫૩ જુવાર**—સં૦ યાવનાલ મ૦ જોંધળે, જ્વારી, શાળુ હિં૦ જવાર, જુંધરી, પોનારી. ક૦ જોળ તૈ૦ જોન્નલ. તા૦ ચોળ, ચોન્નલ તુ૦ જોળા. મલા૦ ચોળ. ફા૦ જુરેમકા. અ૦ હતારૂમિયા, ખંદરૂસ ઇ ગ્રેટ મિલેટ લા૦ હૅલકસ વલગેરી, ઍન્ડ્રોપોજન સોરઘમ.

બુંદેલખંડ, માળવા, ગુજરાત, ખાનદેશ, વરાડ, કૃષ્ણગિરિ, બાલેઘાટ, ધારવાડ અને મદ્રાસ, એ પ્રાંતના કેટલાક ભાગોમા એ ધાન્ય ઘણુ પાકે છે ખરીફના પાકને 'જુવાર' અને રવિના પાકને 'શાળુ' કહે છે. **જુવાર**—એ ધાન્ય બળકારક હોઈ શીતળ છે. જુવારના સાંઠા ત્રણચાર હાથ ઊંચા વધે છે. જુવારના લીલા કણસલા શેકીને ખાય છે, તેને 'પોંક' કહે છે. તે મીઠો અને પૌષ્ટિક છે ગામડાઓમા એને મોટા પ્રતિષ્ઠિતપણાથી ઇષ્ટમિત્રો સાથે ખાય છે. ગામડાના લોકોને પોંક એ એક મેવો જ છે. તેઓને પોંક ખાવા મળે એટલે પછી રોટલાની પણ જરૂર રહે નહિ જુવારના લીલા સાંઠા શેરડીના જેવા મીઠા લાગે છે એ લીલા સાંઠા ઢોરોને ઘણા જ ભાવે છે એના સુકાયલા સાંઠા ઢોરોને બીજા ઘાસ કરતા સારા છે. જુવાર આઠ–દશ વર્ષ સુધી સડ્યા વગર રહી શકે છે. ઘણેખરે ઠેકાણે પ્રથમ જુવારના કરબલા અને કોઠીઓ ભરી રાખતા હતા; પણ હમણા સ્વપ્નમાં પણ જુવારના તેવા કોઠાર જોવામા આવતા નથી; કારણ કે લોકો એટલા કંગાળ અને ભિખારી થયેલા છે કે તેઓનુ ખેતરમાહેનુ ધાન્ય ઘરમાં આવે તે પહેલા જ સરકારની અને પછી વાણિયા લોકની ભરતી કરવી પડે છે તેમને આપ્યા પછી બાકી થોડુ ઘણુ જે રહે તેમા જ પોતાનો ગુજારો કરવો પડે છે લાખો લોકો અર્ધા ભૂખ્યા રહે છે. આ ખેડૂત લોકોની કેવી વિપન્નાવસ્થા થયેલી છે, કે જેમણે રાતદિવસ સતત ઉદ્યોગ કરીને જે ધાન્ય ઉત્પન્ન કરેલું છે, તે પણ તેઓને પેટ ભરીને ખાવા મળતું નથી! પહેલાના કાળમા લોકો પાસે ધાન્યના ભંડાર ભરપૂર ભરેલા રહેતા હોવાથી દુર્ગાદેવી જેવા બારબાર વર્ષ સુધી સતત રહેનારા દુકાળ પડતા તોપણ તેમા લોક નિભાવી લેતા; પરંતુ હમણા સાધારણ દુકાળ પડે તોપણ હજારો લોકો અન્ન ન મળવાથી ભૂખના માર્યા મરણશરણ થાય છે સુજ્ઞ અને જ્ઞાની તથા દૂરદર્શી લોકોએ આ સ્થિતિ સુધારવા માટે કંઈક પણ પ્રયત્ન કરવો જોઈએ કે જેથી કાલાંતરે દેશોન્નતિ થવામાં વિલંબ થાય નહિ **સાધારણ જુવાર**—શીતળ, રુક્ષ, ગુરુ, ગ્રાહક, વૃષ્ય, રુચિકર, સ્વાદુ તથા મલસ્તંભક છે, અને કફ, રક્તરોગ તથા પિત્તનો નાશ કરે છે. **ધોળી જુવાર**—વૃષ્ય, બલપ્રદ તથા પથ્યકર છે; અને અર્શ, વ્રણ, ત્રિદોષ, ગુલ્મ તથા અરુચિનો નાશ કરે છે. **કમળપરુ જુવાર**—કફકારક, પિચ્છલ, ગુરુ, શીતળ, મધુર, વૃષ્ય, બલકર, પુષ્ટિકારક અને ત્રિદોષનાશક છે. **ઉપયોગ—(૧) પરસેવો આવવા માટે:**—જુવારની ધાણીના લોટનો કાઢો કરી પાવો

**૨૫૪ જેઠીમધ**—સં૦ યષ્ટિમધુ, મધુક, બં૦ યષ્ટિમધુ ક૦ યષ્ટિમધુ, શાકકટ્ટગે મ૦ જ્યેષ્ઠિમધ હિં૦ મુલહઠી કો૦ ગોડકાષ્ઠ. તૈ૦ યષ્ટીમધુકમુ ફા૦ બેખેમેહકમધુ અ૦ અસૂલુસ, મકસ્સર ઇં૦ લિક્કરીસ રૂટ. લા૦ ગ્લિસિરિઝા ગ્લેબ્રા

જેઠીમધના વેલા હિંદુસ્તાનમા ઘણે ઠેકાણે થાય છે દક્ષિણ યુરોપમાં પણ આ વનસ્પતિ થાય

* જૂઈ બે પ્રકારની થાય છે એક સફેદ ફૂલની અને બીજી પીળા ફૂલની એના પાન ચમેલીના પાનને મળતા પણ કાઈક નાના હોય છે સફેદ પુષ્પની જૂઈને યૂથિકા અને પીળા ફૂલની જૂઈને હેમયૂથિકા કહે છે આ ઉપરાંત શ્રી પદેજીએ નિઘંટમા નીલારંગની તથા મેચક વર્ણની જૂઈનો ઉલ્લેખ કરેલો છે સંસ્કૃત નામ નીલયૂથિકા તથા મેચકયૂથિકા લખેલા છે

છે. આ વનસ્પતિ ઉગાડવાની જમીન ડુંગરાળ અને લીલોતરીવાળી જોઈએ અને હવામાન ઉષ્ણ જોઈએ. જેઠીમધની બીજી જાત છે તેના ક્ષુપ હોય છે એ ક્ષુપની ઊંચાઈ શુમારે બે હાથ હોય છે. એનાં પાદડા કૂંવાડિયાના પાદડા જેવાં લાબા હોય છે અને પાચ પાચ આગળ ઉપર કાતરી હોય છે. થાણા જિલ્લામા માહુલીના ડુગર ઉપર એ છોડ ઘણા જ થાય છે. ઉનાળામા એ ઘણા જ ગડાઈ જાય છે. પાણીમા થનારી એક જેઠીમધની જાતિ છે તેનુ સસ્કૃત ભાષામા 'મધૂલિકા' એવુ નામ છે. એ વનસ્પતિના મૂળિયાને 'જેઠીમધ' કહે છે જેઠીમધ મીઠુ હોય છે પરદેશી લોકો આ વનસ્પતિના મૂળિયાનો અર્ક કાઢી તેની સળીઓ તૈયાર કરી અહી મોકલે છે અને આપણે તે સળીઓ મીઠી હોવાથી પ્રેમથી ખાઈએ છીએ; પરતુ જેઠીમધ અહી ઘણું જ પાકવા છતા તેના અર્કની સળીઓ કરવામા હજુ અહી લોકોનુ લક્ષ જતું નથી, એ મોટી શોચનીય વાત છે. બે પ્રકારની **મધુવલ્લી** (જમીનમા અને જળમા થનારી)'—વૃષ્ય, મધુર, રુચ્ય, બલ્ય, ગુરુ, શીતળ, ચક્ષુષ્ય, વર્ણકર, સ્વર્ય, સ્નિગ્ધ, કેશોને હિતાવહ, શુક્રલ, રક્તપિત્તનાશક તથા વ્રણશુદ્ધિ કરનારી છે; અને સોજો, વિષ, વાતરક્ત, વ્રણ, ઊલટી, તૃષા, ગ્લાનિ, ક્ષય, રક્તદોષ, રક્તપિત્ત, પિત્ત, સદ્યોવ્રણ તથા વાતપિત્તનો નાશ કરે છે. **મધુયષ્ટી** (જેઠીમધ)—મધુર, કિંચિત્ કડવી, શીતળ, ચક્ષુષ્ય તથા રુચિકર છે, અને શોષ, પિત્ત, તૃષા તથા વ્રણનો નાશ કરે છે. બીજા ગુણ મધુવલ્લી જેવા જ છે. ઉપયોગ—(૧) **જેઠીમધનો શીરો તૈયાર કરવાની રીત**:—જેઠીમધનુ મૂળિયું ચારપાચ વર્ષનુ થયા સિવાય અર્ક કાઢવાને યોગ્ય થતું નથી. શુમારે સો પૌંડ વજનના મૂળિયામાથી ૧૬ પૌંડ અર્ક નીકળે છે. જેઠીમધના મૂળ લાવી, તેના બે-ચાર આગળ લબાઈના કકડા કરી તે પાણીમા નાખી સારી રીતે ધોવા. પછી તે ખાડણીમા ઉપર-નીચે ખાડવા એ લોટ થયેલા મૂળિયા એક મોટા વાસણમા નાખી ૨૪ કલાક સુધી મદ અગ્નિ ઉપર બાફવા પછી તે એકાદ યત્રના દાબ નીચે મૂ.ા તેમાનો સર્વ રસ કાઢી લેવો, એ બાફવાની અને રસ કાઢવાની ક્રિયા તે મૂળિયાં ઉપર બે-ચાર વાર કરવી પડે છે. જે રસ નીકળે તે ગાળી પુનઃ ચૂલા ઉપર ચઢાવવો અને ઉપર ને ઉપર હલાવવો. તે રસ ઘટ્ટ થાય ત્યા સુધી હલાવવાનુ ચાલુ રાખવુ. પછી કથરોટ ચૂલા ઉપરથી નીચે ઉતારી તેની સળીઓ એક સંચામા ઘાલી પાડવાથી શીરો તૈયાર થશે. એવી આ સળીઓ બનાવવાની અલ્પ રીત છે આ સળી ઉધરસ ઉપર દાઢ નીચે રાખવાથી ઉધરસ શમે છે અને તૃષાનુ પણ શમન થાય છે (૨) **તૃષા (તરસ) શમન થવા માટે**:—જેઠીમધના મૂળ દાઢ નીચે રાખી રસ ગળતા જવુ અથવા જેઠીમધનો કાઢો કરી પાવો (૩) **આગંતુક જખમ થયો હોય તે ઉપર**:—જેઠીમધનુ ચૂર્ણ ઘીમા ખરલ કરી કિંચિત્ ગરમ કરી લેપ કરવો. (૪) **હેડકી ઉપર**:—જેઠીમધનુ ચૂર્ણ મધમા આપવુ (૫) **ઊલટી થવા માટે**:—જેઠીમધના કાઢામા ૩ માસા રાઈનુ ચૂર્ણ નાખી પાવો; એટલે ઊલટી થઈ વિષદોષ, અજીર્ણ અને કફ વગેરે રોગો મટે છે. (૬) **વીર્યવૃદ્ધિ અને બળ પ્રાપ્ત થવા માટે**:—જેઠીમધનુ ચૂર્ણ ઘી અને મધમા મેળવી આપવુ અને ઉપર દૂધ પાવુ (૭) **મુખમાં ચાદીઓ પડે છે તે ઉપર**:—રાત્રે સાકર અને કંકોલ દાઢ નીચે રાખવા અને સવારે જેઠીમધનો કાઢો સાકર અને ઘી નાખી પાવો (૮) **પિત્તપ્રદર ઉપર**:—જેઠીમધ ૧ તોલો વાટી ચોખાના ધોવરામણમા કલ્ક કરી સાકર ૪ તોલા નાખી તે કલ્ક આપવો (૯) **બાળકોના ચામડીના રોગ ઉપર**:—ગાયનુ માખણ જરા ગરમ કરી પાતળું થાય એટલે તેમા જેઠીમધનો શીરો ઘસવો, પછી તેમા જ થોડો ધોળો કાથો નાખી ખરલ કરવો અને તે મિશ્રણ શરીર ઉપરની ચાદીઓએ ચોપડવુ (૧૦) **ઉષ્ણતાના કારણથી છાતીમાં કફ સૂકો થયો હોય તે ઉપર તથા ઉધરસ ઉપર**:—જેઠીમધનો કાઢો કરી તેમા સાકર નાખી પાવો. (૧૧) **ઉરક્ષતક્ષય ઉપર**:—જેઠીમધ અને ખોળના મૂળ એનો કાઢો કરી તેમા લીંડીપીપર અને વંશલોચનનુ ચૂર્ણ નાખી પાવો (૧૨) **અપસ્માર ઉપર**:—કોળાના ગર્ભમા જેઠીમધ ઘસી પાવુ (૧૩) **કફરોગ ઉપર**:—જેઠીમધનો કાઢો મધ અથવા સાકર નાખી પાવો; અથવા ગોમૂત્રમા જેઠીમધ અને બહેડાં ઘસી ચાટણ કરી આપવુ. (૧૪) **ત્રિદોષ ઉપર**:—

આદાના અને તુળસીના રસમા જેઠીમધ ઘસી તેમા મધ નાખી તે પાવુ (૧૫) **અહિરા ઉપર:**—જેઠીમધ મધમા ઘસી આખોમા અજન કરવુ (૧૬) **કફદોષથી દૂધ દૂષિત થયું હોય તે ઉપર:**—જેઠીમધ અને સિંધવ ઘીમા મેળવી ચાટવા આપવુ અને આમોપાલવના ફૂલ વાટી સ્તનને અને બાળકના હોઠોએ લેપ કરવો; એટલે બાળકને મુખથી ઊલટી થાય છે અને કફદોષ શાત થાય છે (૧૭) **લાપોટિયા ઉપર:**—જેઠીમધનો શીગે સ્ત્રીના દૂધમા ઘસી લેપ કરવો. (૧૮) **સૂત્રકૃચ્છ્ર ઉપર:**—જેઠીમધનુ બારીક ચૂર્ણ કરી દૂધમા કાલવી પાવુ. (૧૯) **હૃદ્રોગ ઉપર:**—જેઠીમધ અને કડુ એનુ ચૂર્ણ ગરમ પાણીમા પાવુ (૨૦) **કૉલેરા ઉપર:**—જેઠીમધનો કાટો પાવો (૨૧) **રક્તજનિત ઊલટી (ઊલટીમાં લોહી પડતું હોય તે) ઉપર:**—જેઠીમધ અને ધોળુ ચદન દૂધમા ઘસી પાવુ. (૨૨) **સ્વરભંગ ઉપર:**—જેઠીમધનુ ચૂર્ણ ઘી અને સાકરમા નાખી આપવુ (૨૩) **ઉધરસ (સૂકી તથા કફવાળી) ઉપર (યષ્ટીમધુવટી):**—જેઠીમધનો શીરો, વરિયાળી, મીઢીઆવળ, સાકર તથા તજ, એ વસ્તુઓ સમભાગે લઇ ખાડી બારીક ચૂર્ણ કરી થોડા દૂધમા ખરલ કરી ચણા જેવડી ગોળી બનાવી સૂકવી બાટલીમા ભરી રાખવી એકેક ગોળી દિવસમા ૫ થી ૧૦ વખત મામા રાખી ચૂસવી, જેથી સૂકી ઉધરસ, ગળાનો દુખાવો, સ્વરભગ, કફ, સળેખમ, સુસ્તી વગેરે મટે છે ગાનારનો અવાજ પણ આ ગોળીના સેવનથી સારો થાય છે

**૨૫૫ ઝરસી**—સ૦ ઝરસી મ૦ ઝરસ લા૦ મોલ્યુગો પેન્ટાઈલા ઝરસીના છોડ હરિયાળી જેવા ખેતરની જમીનમા અને ખાડીમા જ્યા શરદીની જગા હોય છે તે ઠેકાણે થાય છે આ ભાજી વૈશાખ–જેઠ માસમા ઘણી થાય છે તે જમીન ઉપર વેતભર પથરાયેલી હોય છે તેના ફાટા અહીંતહીં પથરાયેલા હોય છે. ઝરસીના પાદડા બારીક મેંદી જેવા હોઈ તે ઘણા કડવા હોય છે આ ભાજી વાયુનાશક છે, માટે લોકો બહુ આગ્રહથી ખાય છે. તેમા ડુગળી નાખી ખાય છે, બાગાયત જમીનમા થનાર ઝરસીમા કડવાપણુ કિચિત્ કમી હોય છે

**૨૫૬ ઝાડશેવાલ**—ઝાડશેવાલના છોડ વહેળામા ઉત્પન્ન થાય છે એની ઊચાઈ શુમારે એક હાથ હોય છે આ ઝાડને કાદા(ડુગળી)ના જેવા પાદડા હોય છે, પણ તે પહોળા હોય છે. એ છોડ ઘણાક પ્રાતમા થાય છે એ બારે માસ મળે છે ઉપયોગ—(૧) **બદ ફૂટવા માટે:**—ઝાડશેવાલના મૂળિયા ચદનની પેઠે પાણીમા ઘસી તુવેરની દાળ જેવડા ટપકા કરવા એ પ્રમાણે ત્રણચાર વખત ચોપડવાથી ગમે તેવી ગાઠ હોય તોપણ તે જલદી ફૂટે છે માણસને કોઈ પણ પ્રકારની ગાઠ થઈ હોય તે ઉપર તથા ઘોડા વગેરેને જે ગાઠો થાય છે તે ઉપર ચોપડવાથી બે પહોરમા કિંવા એક દિવસમા છિદ્ર કરી દર્દ મટાડવામા આ ઔષધ અતિ ઉત્તમ છે.

**૨૫૭ ઝિંઝરૂટ**—(ઝિપટો, ગાડરઝિપટો, ભંઠ અધાડો)—સ૦ ઝિંઝિરિટા. મ૦ ઝિંઝરૂટ. ઝિંજુડીં હિં૦ ઝિરઝિટા, ચિકટી, ઝિઝિરીટા ક૦ જોટાટે, વટવટી, કટવાણિ. લા૦ ટ્રિયમ્ફેટા પિલોસા ટ્રિયમ્ફેટા રોમ્બોઇડિયા.

એ છોડ ત્રણ–ચાર હાથ ઊચા વધે છે એના પાદડા નાના હોય છે અને કાઈક એરંડાના પાદડા જેવા હોય છે એને ગુલાબી રગના બારીક ફૂળ આવે છે એ છોડ ઉપર પુમ વડે વીંટાચેલા ચપટા ગોળાકૃતિ ફળ આવે છે તેમા ચાર પાખડીઓ હોય છે એ ફળ જૂના થઈ સુકાવા લાગે એટલે તે પાંખડીઓ જુદી જુદી થાય છે. એ ફળ તુપકડી(ગગેટી)ના ફળની પેઠે કપડે ચોટે છે એને 'લેચી' પણ કહે છે. **ઝિંઝરૂટ**—તૂરી, તીખી, શીતળ, વૃષ્ય, બલપ્રદ, સ્ત્રીઓનું દૂધ વધારનારી, રક્તાતિસારની નાશક અને તૃપ્તિકર છે. ઉપયોગ—(૧) **ડૂંટી પાસે ગાંઠ થઈ હોય તે ઉપર:**—ઝિઝરૂટના મૂળ ઘસી ડૂટી ઉપર ટપકા કરવા અને મૂળ કમરે બાધવા (૨) **ઉપદંશ ઉપર:**—ઝિઝરૂટની ભાજી મુઠ્ઠીભર વાટી તેમા થોડુ જીરુ અને ધાણા નાખી ૭ દિવસ આપવુ અને ચાદીઓ ઉપર આ છોડની ધૂણી આપવી (૩) **કૂતરાના વિષ ઉપર:**—ઝિઝરૂટના બી, કડવુ કોળુ, જૂનો ગોળ અને હોકાનો કીલ એ સઘળુ ખાડી ખાવા આપવુ (૪) **બળદની ખાંધ સૂજે છે તે ઉપર:**—ઝિઝરૂટના મૂળની છાલ ચાવી ચોપડવી.

**૨૫૮ ઝેરકોચલાનુ ઝાડ :**—સં૦ વિષતિંદુક, કારસ્કાર. મ૦ કાજગ, કુચલા બં૦ કુચિલા. હિં૦ કુચલા કો૦ કાજગ. ક૦ કાગરકાનામારા, કાજીવાર, હેમુષ્ટી. તા૦ એટ્ટિમાર્ગ કોકોડી તુ૦ કાયેરમારા. તૈ૦ મુસીડી, મુષ્ટીચેટ્ટુ મલા૦ કન્નીરામ લા૦ સ્ટ્રીકનોજ નકસવોમીકા ઇં૦ વ્હોમિટ્ નટ્, પ્રૌઈઝ્ન નટ્

સહ્યાદ્રિ પર્વતના પ્રદેશમા એ ઝાડ ઘણા થાય છે એ ઝાડના ફળો, પાદડા તથા સર્વ ભાગ વિષયુક્ત છે. એના પાદડ ઉપર કાઈ પદાર્થ ખાવાથી વિકાર થાય છે. એના ફળને 'જહરકુચલા' પણ કહે છે. આવુ આ વિષારી ઝાડ નિરર્થક છે, એવુ કોઈ કહેશે; પરતુ એ ઝાડ માણસને પુષ્કળ ઉપયોગી થાય એવા ગુણ એમા પરમેશ્વરે મૂકેલા છે

ઝેરકોચલાના ફળ ઈંદ્રવરણાના આકારના, સુગાળા, ગોળાકાર અને નારગી રગના હોય છે એ દેખાવમા સુદર લાગે છે, તેથી એનુ સસ્કૃતમા 'રમ્યફલ' એવુ અર્થયુક્ત નામ છે. ફળની છાલ પાતળી હોય છે અને ફાડીએ તો અદર ધોળા–પીળા રગનો ગર્ભ દેખાય છે. ગરભની અદર બેથી પાચ સુધી બિયા ગોળ અને બન્ને બાજુ ચપટ એકથી બે ઇચ વ્યાસના હોય છે તેને ઝેરકોચલા કહે છે એ અતિશય ઝેરી હોઈ તેમા કોઈ પ્રકારની વાસ હોતી નથી આ ઝાડનો મુખ્ય ઉપયોગી ભાગ બીજ અને છાલ છે. આના પાદડા પણ ઝેરી છે એ ભૂલથી ઢોરના વધારે ખાવામાં આવવાથી ઢોર મરી જવાના દાખલા પણ મળી આવ્યા છે આ વૃક્ષ અગ્રેજી વર્ગવારી પ્રમાણે લોગેનીએસી નામના ઉદ્ભિજ્જ વર્ગમા ગણેલુ છે

ઝેરકોચલાના બી સારા હોય તો અતિશય કડવા લાગે છે. એ કડવાપણુ એમા એક ધોળા, રવા જેવા, ક્ષાર ગુણવાળા સ્ટ્રિકનીન નામના સત્ત્વથી છે સ્ટ્રિકનીન સત્ત્વનો અમલ જ્ઞાનતતુઓ પર અને મજ્જાતંતુ ઉપર એટલો જલદી થાય છે કે તેનાથી હાથપગના સ્નાયુનુ સ્તભન થઈ શરીર ઉપર ધનુર્વાત જેવુ પરિણામ આવે છે

સ્ટ્રિકિનયા નામના ઝેરી સત્ત્વનો પ્રવેશ શરીરમા રક્ત દ્વારા થઈને મસ્તકના તતુને અને વશગત મજ્જાતતુને તીવ્ર ચેતના ઉત્પન્ન કરે છે, તેથી પ્રથમ સંજ્ઞાશક્તિના સ્નાયુને આચકા આવી તેનુ સ્તભન થાય છે. ત્યાર પછી હૃદયની ગતિનુ સ્તભન થઈ તેનુ ચાલવુ બધ થાય છે, કે જેથી મૃત્યુ થાય છે

ઝેરકોચલાનુ સત્ત્વ (સ્ટ્રિકિનયા) દારૂ અથવા દહીની સાથે આપી મનુષ્યવધ કરેલ હોવાનુ જાહેરમા આવેલ હોવાથી એની ઝેરી અસર થાય એવુ એનુ ઓછામા ઓછુ પ્રમાણ જાણવું જરૂરનું છે સ્ટ્રિકિનયા ઓછામા ઓછુ અર્ધો ગ્રેન એટલે ૦। ચણોઠીભાર આપવાથી ૨૦ મિનિટની અંદર મૃત્યુ થવાના ઉદાહરણો જાણવામા આવે છે, પરંતુ 'શેપેકે' નામના એક જર્મન ડૉક્ટરે જર્મનીમા એક રુગ્ણાલયમા ૫ રતિ સ્ટ્રિકિનયા પેટમા ગયા છતા મનુષ્ય બચ્યાના ઉદાહરણ મળી આવ્યાની હકીકત ડૉક્ટર વૂડને આપેલી છે ઉપરની બાબતમા એવો તર્ક થઈ શકે છે, કે તે રોગીએ એવા પ્રકારના કેટલાક ફળો ખાધા હશે, કે જેના યોગથી વિષનુ પરિણામ લોહી ઉપર લાગ્યું નહિ હોય યુરોપિયન પદ્ધતિથી ઉપચાર કરવામા ઝેરકોચલાનો મદ્યાર્ક પાચથી દશ ટીપા આપવાનો વહીવટ છે.

ઝેરકોચલાનુ વિષ ચડેલ હોય તો ઘણાખરા ધનુર્વાત જેવા લક્ષણો થાય છે, એનુ કાર્ય કરોડરજ્જુ ઉપર થાય છે એ ખાવાથી કેટલીક મિનિટોએ અને ઘણુંઘણુ તો એક–બે કલાકમા ઝેર ચઢવા લાગે છે. દાત સજ્જડ થઈ જાય છે, હાથ, પગ અને આખુ શરીર અક્કડ થઈ જાય છે ધનુર્વાતના અને ઝેરકોચલાના ઝેરના લક્ષણમા આ પ્રમાણે ફરક દેખાય છે. ધનુર્વાતમા પ્રથમ અસ્પષ્ટ લક્ષણો દેખાઈ તે હળવે હળવે વધતા જાય છે, અને ઝેરકોચલાના તેજ લક્ષણો આરભમા જ સ્પષ્ટ દેખાઈ જલદી વધે છે ધનુર્વાતમા પ્રથમ જડબું અને દાત સજ્જડ થઈ પછી શરીરના જુદાજુદા સ્નાયુ અક્કડ થાય છે અને ઝેરકોચલાના ઝેરમા પ્રથમ શિરા પકડાય છે અને ત્યાર પછી દાત સજ્જડ પડવા વગેરે થાય છે ધનુર્વાતમા બાહ્યાયામ હળવે હળવે પાછળથી થાય છે અને

ઝેરકોચલામા આરંભથી જ થાય છે ધનુર્વાતમા શરીરને ખેંચીને તે થોડું કમી થાય છે ત્યારે પણ શરીર અક્કડ જ હોય છે, અને ઝેરકોચલામાં રહીરહીને ખેંચે છે અને જ્યારે તાણ (ખેંચ) ન હોય તે વખતે રોગી સારી સ્થિતિમા હોય એમ લાગે છે. ધનુર્વાતનો રોગી એક, બે અથવા તેથી વધારે દિવસ રહે છે. અને ઝેરકોચલાના વિષથી બે–ચાર કલાકમા જ મરે છે સાધારણ રીતે ઝેર-કોચલા ખાધા પછી પાચ મિનિટથી અર્ધા કલાકની અંદર ઝેરી લક્ષણ દેખાવા લાગે છે કદીકદી દશવીસ મિનિટની અંદર જ મૃત્યુ થાય છે. ઘણુંઘણું તો છ કલાક સુધી મનુષ્ય બચી શકે છે. ઝેરકોચલાના બીજની ભૂકી ૧॥ માસો અથવા સ્ટ્રિકનિયા અર્ધા ઘઉંભાર જેટલું આપવાથી મનુષ્ય મરે છે ઝેરકોચલાના બી છાલ સહિત ગળવાથી વિષ ન ચડતા તે તેવા જ મળદ્વારથી બહાર નીકળે છે; કારણ કે તે ઉપરની છાલ પચતી નથી

સ્ટ્રિકનિયા સત્ત્વ બનાવવાની રીત અંગ્રેજ બ્રિટિશ ફાર્માકોપિયા અથવા ઔષધિ–સંગ્રહમાં આપેલી છે તેમા ૧ ઔંસ (૨॥ તોલા) તીવ્ર મદ્યાર્ક–રેક્ટીફાઈડ સ્પિરિટમા નાખી તેમાં ચાર ગ્રેન સ્ટ્રિકનિયા પિગળાવી આપવુ; અને ત્યાર પછી ગાળવાના કાગળથી (બ્લોટિંગ પેપર અથવા ફિલ્ટર પેપરથી) ગાળી લેવુ આની માત્રા ૩ થી ૧૦ ટીપા છે શુદ્ધ કરેલા બિયાની ભૂકી ૧ થી ૫ ગ્રેન અનુપાન પરત્વે આપવી ઓછા પ્રમાણથી એટલે એક ગ્રેનનો સોળમો ભાગ ઝેરકોચલાનું સત્ત્વ હૃદયને ઉત્તેજક અને સૂક્ષ્મવાહિનીનુ સ્તંભન કરનાર છે ઝેરકોચલાનુ ઝેરી સત્ત્વ ફળથી બિયામાં ૨ અને છાલમા ૧ ભાગ જુદા જુદા પ્રમાણમા રહે છે. ફળના ગર્ભમા તે થોડા પ્રમાણમા રહે છે. આર્યવૈદક, આંગ્લવૈદક અને હોમિયોપેથિક વગેરે પદ્ધતિ પ્રમાણે ઝેરકોચલા એ એક અમૂલ્ય ઔષધ છે તાવ, અજીર્ણ, શ્વાસ, ઉધરસ, વાયુ, ક્ષય અને શિરોરોગ વગેરે અનેક રોગ ઉપર જુદી જુદી યોજના પ્રમાણે તે ગુણકારી છે. ધાતુની નિર્બળતા ઉપર તો આ એક અપૂર્વ ઔષધ છે ઝેરકોચ-લાના પાદડા, સૂંઠ અને સાબરશિંગ–એનો લેપ તૈયાર કરી ચોપડવાથી સંધિવાત અને પક્ષાઘાત સારા થાય છે તથા ઉંદરનું ઝેર ઊતરે છે હકીમ લોકો એકલા ઝેરકોચલાના પાદડા વાટી પક્ષાઘાત ઉપર લેપ કરે છે. આ કૂતરાના ઝેર ઉપર ઉતાર છે.

**ઝેરકોચલાંની શુદ્ધિ—**આ બિયા ઘીમા બળવા નહિ દેતા તળાને તેના ઉપરની છાલને વચ્ચેથી ચીરી માહેની જીભ હોય તેને કાઢી નાખવી એટલે શુદ્ધ થાય છે; અથવા બિયા ગોમૂત્રમાં સીઝવી છાલ અને જીભ કાઢી નાખવી; એટલે તે શુદ્ધ થાય છે ×

**ઝેરકોચલાંનુ ઝાડ**—મદકર, તૂરુ, ગ્રાહક, તીખુ, કડવુ, લઘુ તથા ગરમ છે; અને કોઢ, રક્તવિકાર, કંડૂ, કફ, વાતરોગ, વ્રણ, અર્શ તથા જ્વરનો નાશ કરે છે **એનાં લીલાં ફળ—**

× (૧) ઝેરકોચલા ગોમૂત્રમા ૭ દિવસ પલાળી રાખવા દરરોજ ગોમૂત્ર સવારસાંજ બદલવુ જ્યારે તે નરમ થાય ત્યારે તેની છાલ કાઢી નાખવાથી ઝેરકોચલા શુદ્ધ થાય છે આ કાઢી નાખેલી ઝેરકોચલાની છાલ વાટી વકરેલા ખીલ વગેરે પર ચોપડવાથી તે રામબાણ આરામ કરે છે ગામરાને અટકાવે છે (૨) શોધી શુદ્ધ કરેલા છાલ વગરના ઝેરકોચલા સોળગણા દૂધમા ઉકાળી માવો કરવો તેમાથી ઝેરકોચલા કાઢી લેવા અને રહેલ દૂધનો માવો ઝેરી છે માટે તેને જમીનની અંદર દાટી દેવો જો અફીણનું વ્યસન છોડાવવુ હોય તો અફીણને બદલે આ માવો અફીણના વજનથી સમાન (અથવા બમણો) આપવો ૭–૮ દિવસ સુધી માવો આપવાથી અફીણના લેવાના સમયે આવનારા બગાસા, હાથપગ તૂટવા આદિ લક્ષણ દૂર થઈને એ વ્યસન છૂટે છે (૩) ઉપર પ્રમાણે દૂધમા બાફેલ ઝેરકોચલાની જીભ કાઢી નાખી ઝીણા કકડા કરી નાખી ગાયના ઘીમા તળી ખાંડી રાખવા એ ઊલટી, વાયુ, આફરો, શૂળ અને શરદીનો નાશ કરે છે એની માત્રા ૧ રતીથી ૪ રતી સુધી ગણાય છે (૪) એ ઝેરકોચલા શેર ૦। છાણ અને પાણીના રગડામા ૮–૧૦ દિવસ સુધી પલાળી રાખવા છાણ સુકાવા ન દેતા પાણી દરરોજ જોઈતુ જોઈતુ નાખતા રહેવુ આમ કરતા પાકી નરમ ઘેંસ જેવા તે થઈ જાય એટલે તેની છાલ અને જીભ કાઢી નાખવા આ શુદ્ધ થયેલા ઝેરકોચલા સાથે સોપારી તોલો ૧, મરી તોલો ૦॥ તથા આમલીના શુદ્ધ કરેલ કચૂકા નંગ ૮ વાટી ગોળીઓ કરવી એ ગોળીઓ ઘીમાં, મધમા કે પાણીમા વાટીને કરવી એથી પણ અફીણનું વ્યસન છોડાવી શકાય છે આ પ્રયોગો ખાતરીલાયક છે. હજારો માણસોનુ અફીણ ઉપરના બન્ને પ્રયોગોથી છોડાવેલ છે

ગ્રાહક, તૂરા, વાતકર, લઘુ અને શીતળ છે **પાકેલાં ફળ**—વિષ, ગુરુ તથા પાકકાળે મધુર છે અને કફ વાયુ, પ્રમેહ, પિત્ત તથા રક્તવિકારનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **જનાવરોને કંઈ વિષબાધા થઈ હોય તે ઉપર:**—ઝેરકોચલાના બી અગર મૂળિયા ઘસી ચોપડવા, એટલે વિકાર દૂર થાય છે (૨) **શરીરમાં વાળો મર્યો હોય તે ઉપર:**—ઝેરકોચલાના બી ઘસી ચોપડવા (૩) ઉઠાણું (પાકે નહિ તેવા ગૂમડા) ઉપર:—ઝેરકોચલાના બી અને સમુદ્રફળ ઘસી ચોપડવા (૪) **શોફોદર ઉપર:**—ઝેરકોચલાના ઝાડ ઉપરની શિંગોનો કાપ કાઢી વાસણમા ઘાલી કાઢો કરી આપવો. (૫) **કોળ, ઊંદર વગેરે કમી થવા માટે:**—ઝેરકોચલાના બિયાનુ ચૂર્ણ કરી તે લોટમા મસળવુ અને તે લોટ ઊંદર ખાય તેની જગાએ મૂકવો આ લોટ ઘણો વિષારી છે (૬) **ટાઢિયો તાવ, સુવારોગ, અજીર્ણ, શૂળ અને મંદાગ્નિ ઉપર:**—ઝેરકોચલાના બી ભાંગી જવા ન દેતા ઘીમા તળી કાઢવા, એટલે તે શુદ્ધ થાય છે. શુદ્ધ કર્યા પછી તેનુ ચૂર્ણ કરી તે ૧-૨ ગુંજ મધમા આપવુ (૭) **વાળા ઉપર:**—ઝેરકોચલાના બી અથવા ઝેરકોચલાના બી અને સોમલ પાણીમા ઘસી ત્રણ દિવસ લેપ કરવો. (૮) **શીતજ્વર, આમ, શૂળ અને સંગ્રહણી ઉપર:**—શુદ્ધ ઝેરકોચલા ત્રણ ભાગ અને લવંગ એક ભાગ આદાના રસમા ખરલ કરી ચણોઠી જેવડી ગોળીઓ કરી તે મધમા આપવી. (૯) **શૂળ ઉપર:**—ઝેરકોચલાના બિયાનુ પાતાળયંત્રથી તેલ કાઢી તે પાનમા ચોપડી આપવુ (૧૦) **જૂના વાયુના રોગ ઉપર:**—શુદ્ધ ઝેરકોચલા ૧ થી ૨ રતી દિવસમા બે વખત દૂધ અથવા નવશેકા પાણી સાથે થોડા દિવસ લેવાથી કમરનુ દરદ, પક્ષાઘાત, અંગનુ જકડાઈ જવુ, પાચનશક્તિની નિર્બળતા, શરીરકંપ, પગમા તથા હાથમા થતી કળતર વગેરે દૂર થાય છે. માત્રા થોડી લેવી અને પથ્યપાલન કરવુ. હસ્તમૈથુન અથવા અધિક સ્ત્રીસંગથી વીર્યક્ષય થઈ શરીરમા કમજોરી આવેલી હોય તે પણ ઝેરકોચલાના સેવનથી દૂર થાય છે નવા વાયુના રોગવાળાએ ઝેરકોચલાનુ સેવન કરવુ નહિ. તીક્ષ્ણ વાતપ્રકોપમા ઝેરકોચલાથી લાભને બદલે ઊલટી હાનિ થાય છે (૧૧) **હડકાયા કૂતરાના ઝેર ઉપર:**—શુદ્ધ ઝેરકોચલુ, શુદ્ધ વછનાગ તથા ફુલાવેલ ટંકણખાર સમભાગે લઈ બારીક ચૂર્ણ કરવુ દિવસમા બે વખત ૨૧ દિવસ લેવાથી ઝેરની અસર દૂર થાય છે અથવા ઝેરકોચલાના બી ઘીમા શેકી ૦ાા થી ૧ વાલ આપવા +

---

+ ડૉક્ટર દેસાઈના મત પ્રમાણે ઝેરકોચલા (બીજ) કડવા દીપન, પાચન, કટુપૌષ્ટિક, નિયતકાલિક જ્વરપ્રતિબંધક, બલ્ય અને વાજીકર છે બીજનો લેપ જોરદાર, પૂતિહર અને કાંઈક વેદનાસ્થાપન છે છાલના લેપથી જ્ઞાનતંતુ અને ગતિતંતુના છેડાઓ નિર્જીવ થાય છે, એટલે છાલનો લેપ વેદનાસ્થાપન છે ઝેરકોચલા બધી ઇંદ્રિયોની ક્રિયા વધારી આપે છે, પણ તેમા જ્ઞાનતંતુ પર એની ક્રિયા વધારે થાય છે મગજ પર વધારે ક્રિયા થતી નથી, પરંતુ મગજની નીચે જે જીવનીય કેંદ્ર છે, તેઓના ઉપર અસર પહોચે છે એવી જ રીતે સુષુમ્ણા કાંડ(મેરુદંડ)મા રહેલ વાતનાડીઓ પર વિશેષ ઉત્તેજના પહોચે છે, એમા નીચેના ભાગમા જનનેન્દ્રિયનુ કેન્દ્રસ્થાન છે એના ઉપર આની નિયમિત ક્રિયા થાય છે શ્વાસોચ્છ્વાસ કેંદ્ર ઉત્તેજિત થવાથી શ્વાસ લેવાની શક્તિ વધી જાય છે, જેથી સારી રીતે ખાસી નીકળે છે અને કફ પડે છે હૃદય અને રક્તવાહિનીઓનુ કેંદ્રસ્થાન ઉત્તેજિત થાય છે, એટલે હૃદયસંકોચવિકાસક્રિયા નિયમિત થાય છે અને રક્તવાહિનીઓની સ્થિતિ સુધરે છે તથા રક્તદબાવ (બ્લડ પ્રેશર) વધે છે ઝેરકોચલુ બહુ જ જુલમી ઔષધ છે માટે સ્વલ્પ માત્રામા જ અપાય છે, મોટા પ્રમાણમા આપવાથી ધનુર્વાતના જેવા લક્ષણો ઉત્પન્ન થાય છે **માત્રા**—બીજનુ ચૂર્ણ ૦ાા થી ૧ રતી **ઉપયોગ**—જ્ઞાનતંતુસંસ્થા પર પ્રત્યક્ષ ઉત્તેજક ઔષધ ઝેરકોચલાના જેવુ બીજુ નથી આ શરીરની બહાર બહુ જ ધીરેધીરે નીકળે છે એટલે આનુ પરિણામ બહુ જ લાબા સમય સુધી ટકી જાય છે જલદી લાભ પહોચાડવો હોય તો અર્ક(અથવા આસવ)રૂપે અપાય છે

રસાયનરૂપે જેવી રીતે સોમલનો ઉપયોગ થાય છે, તેવી જ રીતે ઝેરકોચલાનો થાય છે જૂના ટાઢિયા તાવમા ઝેરકોચલુ બહુ જ ઉપયોગી છે ટાઢ અને તાવનુ ખરાબ પરિણામ દૂર થાય છે અને વારી બંધ થઈ જાય છે ઝેરકોચલાથી હોજરીની શક્તિ વધે છે પાચનક્રિયા સુધરે છે એ સર્વોત્કૃષ્ટ, કટુપૌષ્ટિક ઔષધ છે. કુપચન, જીર્ણ દાહ-શોથવાળા હોજરીના રોગોમા ઝેરકોચલુ અપાય છે હોજરીના કરતા પણ આતરડાની ઉપર અને તેમા પણ મોટા આતરડા ઉપર તેની બહુ જ બળવાન ક્રિયા થાય છે ઝેરકોચલાથી આતરડાની

**૨૫૯ ટાંકો**—સં० ચક્રવર્તિની, વાસ્તુક મ० ચાકવત હિ० બથુવા બં० વેતુયા. ગુ० ચિલવો ક० ચક્રવર્ત, ચક્રકોતપલ્પ ફા० મુગેલેપા અ० રેજબતુનગ્નમેલ ઈં० વ્હાઈટગુજ ફુટ. લા० ચિનોપોડિયમ આલબમ્

આ શાક ઘણે ઠેકાણે થાય છે આ છોડ શુમારે હાથભર ઊંચા વધે છે એના પાંદડા ઘણા મોટા હોતા નથી તે કોમળ હોય છે ટાંકાની ભાજી પૌષ્ટિક છે એ ભાજી ચણાની દાળ અગર કોઈક ધાન્ય નાખવાથી તે ઘણી સારી લાગે છે ટાંકામા આ એક ગુણ છે, કે જે દાણા બાફવા કઠિન હોય છે, તેમા કેટલાક ટાંકાના પાંદડા નાખવાથી તે જલદી બફાય છે **ટાંકો**—મધુર શીત, ખારો રુચિકર, સારક તથા પાચક છે, અને મળમૂત્ર શુદ્ધ કરનાર અગ્નિદીપક, લઘુ, શુક્રપ્રદ,

---

સંચલનશક્તિ વધી જાય છે આંતરડાની નિર્બળતામા ઝેરકોચલા સુગંધી દ્રવ્યોની સાથે અપાય છે. નાની માત્રામા કબજિયાતને દૂર કરે છે પિત્તપ્રકોપથી શિરદર્દ થતુ હોય તો તેને દૂર કરે છે, જૂના મરડો અને ઉદરપીડામા ઝેરકોચલા અતિ ગુણકારક છે પાચનક્રિયાના વિકારમા બીજનુ ચૂર્ણ નાગરવેલના પાનમા અપાય છે ધાન્યાહારી લોકોના હોજરીના વિકારમા અને માંસાહારી લોકોનાં આંતરડાના વિકારમા ઝેરકોચલુ વધારે ઉપયોગી છે ગુદભ્રંશમા પણ લાભ પહોંચાડે છે

જ્ઞાનતંતુના રોગમા ગતિભ્રંશ અને જ્ઞાનભ્રંશ થાય છે એવી સ્થિતિમા ઝેરકોચલુ વાપરવાનો અતિ રિવાજ છે અર્થાત અર્દિત વાત (મોઢુ વાંકુ થવુ), અર્ધાંગ વાત (કમરની નીચેનો ભાગ બંધ રહી જવો) ઇત્યાદિ રોગોમા ઝેરકોચલુ હિતકારક છે જો જ્ઞાનતંતુઓનો જ હ્રાસ થયો હોય, તો ઝેરકોચલાથી લાભ થતો નથી જ્ઞાનતંતુઓના આઘાતથી રહી ગયેલા અવયવોમાની માંસપેશીઓ સુકાતી જતી હોય તો એ રોગની ક્રિયા ઝેરકોચલાથી બંધ પડે છે, કંપરોગ અને જ્ઞાનતંતુની વેદના પર ઝેરકોચલુ મોમલની સાથે અપાય છે.

તમાકુના અધિક સેવનથી એક પ્રકારનુ આંધળાપણુ (દૃષ્ટિમાંદ્યતા) આવે છે એમાં ઝેરકોચલાનો અર્ક સાજીખારની સાથે અપાય છે

કંઠરોહિણી (ડીફથેરિયા)થી અવાજ બેસી ગયો હોય અથવા બહુ જ બોલવાથી અવાજ રહી ગયો હોય, તો તેના ઉપર ઝેરકોચલાથી સારો લાભ પહોંચે છે

બાળક નિદ્રામા પેશાબ કરે છે તે ઉપર અને હસ્તમૈથુન પછી સહજ થતા વીર્યપતન પર તથા અતિ મૈથુનથી આવેલી નપુંસકતા ઉપર ઝેરકોચલુ અપાય છે ઊતરતી ઉંમરવાળા માણસને ઝેરકોચલુ વાજીકરણ ગુણ માટે લોહભસ્મ અને કાળા મરીની સાથે અપાય છે ઝેરકોચલુ અતિ બળવાન અને પ્રત્યક્ષ વાજીકરણ છે, મૂત્રાશયની અશક્તિને પણ દૂર કરે છે

માનસિક થકાવટથી નિદ્રા ન આવતી હોય તો અથવા નકામા વિચાર આવતા રહેવાથી નિદ્રા ન આવતી હોય તો ઝેરકોચલુ અપાય છે

હૃદય પર ઝેરકોચલુ લાભદાયક છે જ્યારે હૃદયના ધબકારા બરાબર સંભળાતા ન હોય, નાડી મંદ બળવાળી અને અતિશય જલદી ચાલતી હોય અથવા તૂટતી જતી હોય, હાથપગની આંગળીઓ અને કાનની બૂટ ઠંડી રહેતી હોય, થોડી મહેનત કરવામા પરસેવો આવી જતો હોય અને શ્વાસ ભરાતો હોય, તો એવી સ્થિતિમા જરૂર ઝેરકોચલુ આપવુ જોઈએ ફેફસાના રોગથી હૃદય નિર્બળ બને છે ત્યારે હૃદયના ધબકારા વધે છે એવી સ્થિતિમા જીવનદાન આપનારી ઔષધિ એક ઝેરકોચલુ જ છે હૃદયના પડદાઓના જીર્ણરોગમાં હૃદય નિર્બળ બને છે, હૃદય ફૂલે છે, પછી પગો પર સોજો આવી પેટમા પાણી ભરાય છે યકૃત મોટું થઈ જાય છે પેશાબ ઓછો અને લાલ રંગનો થાય છે અન્ન પચતુ નથી, દસ્ત સાફ આવતો નથી, પેટ ફૂલે છે, સૂતી વખતે ગભરામણ થાય છે, એટલે રાતદિવસ બેસી રહેવુ પડે છે એવા રોગને હૃદયોદર કહે છે એના ઉપર ઝેરકોચલુ અપાય છે જો કફની પ્રધાનતા હોય તો ઝેરકોચલુ, હિંગ અને કપૂરની સાથે, અને જો જલશોથની પ્રધાનતા હોય તો સ્વેદલ, મૂત્રલ અને રેચન દ્રવ્ય તથા કૉફી, દારૂ આદિ ઉત્તેજક ઔષધની સાથે અપાય છે હૃદયરોગમા જલદી પચી શકે તેવા સાકરવાળા પદાર્થ આપવાથી ઝેરકોચલાની અસર જલદી થાય છે ધમની-(શુદ્ધરક્તવાહિની)ની નિર્બળતાથી નિદ્રાનાશ થયો હોય તો ઝેરકોચલુ આપવાથી નિદ્રા આવવા માંડે છે, આવી શિથિલતા ઘણે ભાગે પાંડુરોગમા થાય છે એટલે સાથે લોહભસ્મ અને પ્રવાલ અપાય છે ફેફસાના તીવ્ર રોગો-મા શ્વાસક્રિયા યોગ્ય થતી નથી, જીવ ગભરાય છે રોગી થાકી જાય છે ત્યારે ઝેરકોચલુ આપવાનો રિવાજ છે. કફ પડવામા મુશ્કેલી થતી હોય તો ઝેરકોચલુ હિતકર છે શ્વાસનલિકાનો સોજો, ફેફસાનો સોજો તથા દમ પર ઉત્તેજક કફઘ્ન ઔષધની સાથે ઝેરકોચલુ અપાય છે ક્ષયરોગમા રાત્રે બહુ જ ઘામ થાય છે, તે ઝેરકોચલુ લેવાથી ઓછો થઈ જાય છે નિર્બળ માણસને સર્વદા ઝેરકોચલુ અપાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

બલકર, હૃદ્ય તથા જ્વરનાશક છે, તેમ જ ત્રિદોષ, અર્શ, કૃમિ પ્લીહા, રક્તવિકાર, કોઢ, પિત્ત તથા ઉદાવર્ત વાયુનો નાશ કરે છે ઉપયોગ—(૧) **શીતળા આવવા ઉપર:**—પ્રથમ ભિલટી થવા માટે ટાકાનો રસ મધમાં આપવો (૨) **દેવતાથી બળેલના દાહ ઉપર:**—ટાકાનો રસ ચોપડવાથી દાહ શાંત થાય છે

**૨૬૦ ટીંબરુ**—સં૦ તિંદુકી. મ૦ ટેંભુરણી. હિ૦ તેંદુ ક૦ તુમરી, જગળમર ફા૦ અબનુસ. ઇં૦ એમની લા૦ ડાયોસ્પાઇરાસ્, એબ્રીઓપ્ટેરિસ

ટીંબરુના ઝાડ મોટામોટા થાય છે એના પાદડા મોટા અને લાબા હોય છે. એને બોર જેવડા ફળ આવે છે અને તે લોકો ખાય છે એના પાદડાની તબાકુની બીડીઓ કરે છે એ બીડીઓ પીવાથી કાળજું ખવાઈ જાય છે, હૃદયમા પીળો ડાઘ પડે છે, કંઠશોષ થાય છે અને કફ વધે છે એવુ છતા પણ હાલમા એ વ્યસનનો ફેલાવો વધતો જ જાય છે. એ વ્યસન સાધારણ જણાય છે, પરંતુ એથી ઘણુંજ નુકસાન થાય છે દ્રવ્યનો નાશ થાય છે, શક્તિ જતી રહે છે તથા આંખોનુ તેજ મંદ થાય છે આવી હાનિ થતી હોવાથી આવા દુષ્ટ અને હલકા વ્યસનથી લોકોએ દૂર રહેવુ એ બહુ જ સારુ છે **ટીંબરુ**×—તૂરી, કડવી સ્નિગ્ધ, ઉષ્ણ તથા મધુર છે, અને વાયુ તથા વ્રણનો નાશ કરે છે. **એનાં ફળ**—તૂરા, લેખન, ગ્રાહક, શીત સ્વાદુ રુક્ષ, લઘુ, મલસ્તંભક, અરુચિકારક, વાતકારક તથા કડવા છે **પાકાં ફળ**—ગુરુ, સ્વાદુ, મધુર, સ્નિગ્ધ તથા કફકર છે, અને મેહ, પિત્ત રક્તરોગ તથા વાયુનો નાશ કરે છે **ટીંબરુની છાલ**—પિત્તરોગની નાશક છે ઉપયોગ—(૧) **જૂ મારવા માટે:**—ટીંબરુની છાલને ગોમૂત્રમા વાટી તેનો લેપ કરવો. (૨) **દમ ઉપર:**—ટીંબરુના ફળની છાલ સૂકવી ૦। તોલો ચલમમા નાખી પાવી

**૨૬૧ ડમરો**—સં૦ દમનક મ૦ દવણા હિં૦ દવના, દૌના ક૦ દવના તૈ૦ સાવિત્ર ચટ્ટુ ફા૦ વરજમીફ, સફસતીન અ૦ કુશસૂક્ષ્મી ઇં૦ વર્મવુડ. લા૦ આર્ટિમિશિયા સિવર્સિયાના

ડમરાના છોડ વેંત દોઢવેંત ઊંચા વધે છે. એના પાદડા કાઈંક ગાજરના પાંદડા જેવા હોય છે, પરંતુ ડમરાના પાદડા સાંકડા હોય છે ડમરાના છોડની વાસ ઘણી તીવ્ર આવે છે તે વાસ દૂરથી સારી લાગે છે એને તોરા આવે છે. તેની પણ છોડ જેવી વાસ આવે છે ડમરાનો સુગંધી પદાર્થમા ઘણો ઉપયોગ થાય છે ડમરાના છોડ ઘરની આસપાસ વાવવાથી ઘરમા સાપ આવતો નથી (આ જાતની ઉત્પત્તિ કાશ્મીરમા વધારે થાય છે. ઘણે ભાગે આપણા દેશમા થતી નથી) **ડમરો**—તીખો, શીતળ, કડવો, તૂરો, વૃષ્ય, હૃદ્ય તથા સુગંધી છે, અને કોઢ, વિસ્ફોટક, કંડૂ (ખરજ), દ્વિદોષ ત્રિદોષ, વિષ, કલેદ, અર્શ, ભૂતબાધા, સંગ્રહણી તથા ગ્રહપીડાનો નાશ કરે છે.

---

* ટાકાની એક નીલ નામની બીજી જાત છે, તેને રાતો ટાકો કહે છે જેનુ વર્ણન ચંદન–બટવાના નામથી ઉપર કરેલુ છે વળી કણઝરાને પણ જંગલી ટાકો કહે છે

× ટીંબરુના ફળનો તાજો રસ ઉત્તર હિંદુસ્તાનમા ઘા ઉપર ચોપડે છે, અને ગરીબ માણસો તેના ફળ ખાય છે એના બીજને રાખી મૂકે છે ઝાડાની બીમારીમા એનો ગ્રાહી ગુણ હોવાથી દેશી લોકો વાપરે છે અંગ્રેજી ઔષધોમા ટીંબરુને બહુ જ ગ્રાહી કહેલ છે એનુ સત્ત્વ બનાવવા માટે ફળને કચરી દાબીને તેનો રસ કાઢી તેને ઉકાળીને ઘાટો કરી લે છે આ સત્ત્વ રતાશપડતા ભૂરા રંગનુ હોય છે અને પાણીમા ઘણુ જલદી પીગળી જાય છે ઝાડામા અને ઘણા દિવસના શૂળમા તે ઘણુ ઉપયોગી છે જો પડી જવાથી નસ રહી ગઈ હોય અથવા ચામડી છોલાઈ હોય તો આ ફળનો લેપ કરવાથી સોજો ચડતો નથી ઉપર કહેલુ સત્ત્વ દશ આનીભાર લઈ તેને સવાશેર પાણીમા પિગળાવી એ પાણીની પિચકારી મારવાથી સ્ત્રીઓની જનનેંદ્રિયમાથી નીકળનાર સફેદ પ્રવાહ (ધોળો પ્રદર) બંધ થાય છે આ સત્ત્વ બનાવતી વખતે પોલાદ અથવા લોઢાના વાસણ કામમા લેવા નહિ, કેમ કે રસ તેથી કાળો થઈ જાય છે ઉત્તમ પ્રકારે બનાવેલ સત્ત્વનો રંગ લાખના જેવો હોય છે એના બીજમાથી ઔષધમા લેવા લાયક તેલ નીકળે છે કુમળા પાદડાનુ કેટલાક દેશમા શાક કરે છે છાલને ઝીણી વાટી ઘા અને નાસૂર ઉપર ચોપડે છે ચરકમા કાચા ફળને વાત અને પિત્તને બેસાડનાર કહેલ છે સુશ્રુતમા રક્તપિત્તનાશક, દાહનાશક, યોનિદોષનાશક, વ્રણનાશક અને સંગ્રાહી કહેલ છે ફળમાના રસમાથી કાઢેલુ સત્ત્વ જૂની સંગ્રહણી ઉપર ઉત્તમ અસર કરે છે

ઉપયોગ—(૧) **સર્પના વિષ ઉપર**:—ડમરાના મૂળ અને તેના પાદડા ખાવા અથવા રસ કાઢી તે પાવો. ઢોરોને પણ તે આપવાથી ગુણ આવે છે. (૨) **ગરમી ઉપર**:—ડમરા—મરવાનો રસ કાઢી તે રસ પાવો.

**૨૬૨ ડાભ (ડાભડો)**—સ૦ કુશ, દર્ભ મ૦ દર્ભ. બ૦ કુશ, દર્ભ હિ૦ દાભ, દાભવડી. ક૦ વિલિયબુદ્દકુશ, ઉબ્બાકુશી. તૈ૦ કુશદુર્વાલુ, દુભ. તુ૦ દર્ભેપનિ મલા૦ અત્તુદર્ભ લા૦ ઇરેગ્રો-સ્ટિકા સાઈ નો સુરોઇડિસ.

ડાભ એ એક મોળની જાતિનુ ઘાસ છે એને વેંતભર લબાઈના તોરા આવે છે. એ તોરા મોળના તોરા કરતા મોટા હોય છે અને દક્ષિણમા કેટલાક લોકો 'નાગુ' કહે છે. એ બે અઢી હાથ ઊચો વધે છે. એ બ્રહ્મકર્મમા ઉપયોગી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે. ડાભના બોથા નદીને કિનારે કિવા વહેળાને કિનારે થાય છે. **ડાભ**—શીતળ રુચિકર, તૂરો, સ્નિગ્ધ, શુક્રશુદ્ધિકારક તથા રજશોધક છે; અને કફ, રક્તપિત્ત, પિત્ત, દમ, તૃષા, મૂત્રકૃચ્છ્ર, બસ્તિગળ, કમળો, પ્રદર, રક્તદોષ, વિસર્પ, ઊલટી, મૂર્ચ્છા તથા અશ્મરીનો નાશ કરે છે **એના મૂળિયાં**:—શીતળ, રુચિકર તથા મધુર છે, અને લોહી, તાવ, તૃષા, દમ, ઉધરસ, કમળો તથા પિત્તનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **રક્ત પ્રદર ઉપર**:—ડાભના મૂળ ચોખાના ધોવરામણમા વાટી તે પાણીમા જીરાની ભૂકી અને સાકર નાખી પાવુ (૨) **મૂત્રશુદ્ધિ ઉપર**:—ડાભના મૂળ, પાણીમા ઉકાળી પાવા, તેથી મૂત્ર બધ થયું હોય તોપણ છૂટે છે. (૩) **વાતજ્વર ઉપર**:—ડાભના મૂળ, બળ બોળ)ના મૂળ અને ગોખરુનો કાઢો સાકર તથા મધ નાખી પાવો

**૨૬૩ ડામર**—ઇં૦ ટાર, સ્ટોકહોલ્મ ટાર. લા૦ પાઈનિસ સિલવેસ્ટ્રિઝ ડામરના ઝાડ મલબારના વનોમા થાય છે. એ મોટા થાય છે. એમાથી જે રસ નીકળે છે, તેને ડામર કહે છે. રસ કાઢવાની રીત એવી છે કે એ ઝાડની મોટી મોટી ડાળીઓ તોડી તેના નાના નાના ટુકડા કરે છે. તેને ભઠ્ઠીમા ઘાલ્યા પછી તેમા જે રસ હોય છે તે ઉપર આવે છે અને તે કાઢી લે છે પછી તે ઘટ્ટ થાય છે. ડામર તારના દોરડાને અને લક્કડકામને ચોપડવાથી તેને મજબૂતી આવે છે.+

**૨૬૪ ડાંગર (ભાત)**—સ૦ હિં૦ શાલિ. મ૦ સાળ ક૦ ભત્ત. કા૦ વેલ. ફા૦ નિરજ. અ૦ ઉરજ. ઇં૦ રાઈસ લા૦ ઓરિઝા સેટાઈવા

જગતમા આ ધાન્યનો સર્વ વસતીમા થોડોઘણો ઉપયોગ થાય છે એની ઉત્પત્તિ ઘણું કરીને ઉષ્ણ દેશમા થાય છે આ દેશમા એ ધાન્ય સર્વત્ર થાય છે બગાળમા ઉચ્ચ પ્રતિના ઘણા ઝીણા ચોખા પાકે છે. ઇગ્લાડ અને યુરોપમા બગાળથી સેકડો ખાડી ચોખા જાય છે એનો છોડ ઢીચણથી તે માથોડુ પર્યંત ઊચો વધે છે અને સર્વ પાદડા જ હોય છે એના પાદડા પાકે એટલે એને 'પગળ' કહે છે એ પાદડામાથી ગોળ પોલી એક સળી નીકળે છે તે સળીની છેવટે ડાગરની

+ ડામર ઉત્તેજક કફનિસારક અને મૂત્રલ છે સ્થાનિક પ્રયોગ(લેપ)રૂપે ઉગ્રતાસાધક અને દુર્ગંધનાશક છે. એની ક્રિયા ટરપેન્ટાઈન તેલના જેવી પણ એથી કઈક ઓછી છે પેટમા આપવાથી પચનક્રિયામા લાભ થાય છે માત્રા વધારે અપાય તો હોજરીમા વેદના, ઊલટી અને અતિશય ગિરદ્દ ઉત્પન્ન થાય છે પેશાબ કાળા રગનો આવે છે અને પેશાબમા ડામરની વાસ આવે છે ડામરનો ધુમાડો લેવાથી શ્વાસમાર્ગની શ્લેષ્મિક ત્વચા ઉત્તેજિત થાય છે પછી ત્યાના કીટાણુઓનો નાશ કરે છે અને કફને બહાર કાઢે છે

**સૂચના**—ચામડી પર ડામરની માલિશ કરવાથી કોઈ કોઈ વખતે નાની નાની પરુવાળી ફોલ્લીઓ ઉત્પન્ન થાય છે તે કોઈને ચામડી ઉપર બહુ જ ઉગ્રતા ઉત્પન્ન કરે છે એટલે એનો ઉપયોગ બહાર લગાડવામા બહુ જ ઓછા ભાગમા થાય છે ડ્રેસિગમા કીટાણુનો નાશ કરવા માટે તથા મલમરૂપે વપરાય છે ડામરને ક્રીઓસોટ અને ફેનોલના કરતા બહારના લેપ અને મલમરૂપે વધારે મૂલ્યવાન ગણેલ છે મલમ નીચે પ્રમાણે તૈયાર કરાય છે

**ટાર મલમ**—ડામર ૭૦ ભાગ, વેસેલીન ૫ ભાગ અને મીણ પીળુ ૨૫ ભાગ લેવુ, ત્રણેને મેળવી ગરમ કરી ઠંડુ થાય ત્યા સુધી હલાવતા રહીને મલમ બનાવી લેવો ખરજવુ અને બીજા ચામડીના રોગ ઉપર લાભદાયક છે

**માત્રા**—૧ થી ૫ રતી શિયાળાના દિવસોમા કફ બહાર કાઢવા માટે ફેફસામા ઉત્પન્ન થયેલા કીટાણુઓનો નાશ કરવા માટે દિવસમા ૧ થી ૩ વખત અપાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

ઉંમી બાજે છે એમા ડાંગર થાય છે. એમા જે દાણા હોય છે તેને 'ચોખા' કહે છે ડાગરમા જેટલી જાત છે તેટલી કોઈ પણ ધાન્યમા નથી આપણા દેશમા ડાગરની ઉત્પત્તિ ઘણી થતી નથી, તેથી કરી અહીં એવી ઘણી જાત પણ થતી નથી જે ડાગર ત્રણથી ચાર-સાડાચાર મહિનામા પાકે છે તેને મરાઠીમા 'હળવી' કહે છે, અને જે પાચથી ૭ મહિના સુધીમા પાકે છે તેને 'ગરવી' કહે છે ગરવી ડાગર પહેલા નબરની જમીનમા થાય છે. કમોદ, બગાળી કમોદ, પંચસાળ, આબામોર, રાયભોગ, જીરાસાર, કાળીસાર, રાતીસાર, ખેરસાળ, ચીમેણસાર, વાકસાળ, કોથબરી, રાજાવળ તથા ઇલાયચી ઇત્યાદિ જાતની ડાગર ઉત્તમ થાય છે ચોખા એ શીતળ અને શક્ત્યુત્પાદક અન્ન છે ઘણા લોકોનો મુખ્ય ખોરાક ચોખા જ છે ડાગરના જુદા જુદા પુષ્કળ પ્રકાર છે તેના ચોખા કરી બાફી ભાત કરે છે. ભાતનુ ઓસામણ ઘણુ ઠડુ અને પૌષ્ટિક છે. ચોખાનો લોટ કરી તેની દશમીઓ, ભાખરીઓ, પૂરીઓ તથા રોટલા વગેરે પદાર્થો કરે છે ચોખાની ખીર સારી થાય છે ચોખાનુ ઉત્તમ પકવાન્ન કેસરી ભાત થાય છે. ચોખાના લાડુ વગેરે બીજાં પકવાન્નો પણ થાય છે. ચોખાની કણકીને પાણી કે છાશમા રાધી ઘેસ કરે છે. નાના બાળક, રોગી તથા અશક્ત માણસોને એ ઘેસ બહુ ઉપયોગી છે. ચોખામા તુવરની કે મગની દાળ નાખી તેની ખીચડી કરે છે. એ સાદા ભાત કરતા પૌષ્ટિક છે. ચોખાના પૌઆ કરે છે તેમ જ મમરા પણ બનાવે છે. પરાળ ઢોરને ખાવાના કામમા આવે છે ડાગરના તુસનો પણ ઘણો ઉપયોગ થાય છે. **રાયભોગ ડાંગર**—ધોળી, કાળી અને રાતી, એવા ત્રણ પ્રકારની થાય છે. તે સ્નિગ્ધ, મધુર, અગ્નિદીપક, બલકર, કાતિકર, ધાતુવર્ધક, પથ્યકારક, ત્રિદોષનાશક તથા લઘુ છે એ એક કરતાં એક ગુણથી અધિક છે. **રાતી ડાંગર**—લઘુ, સ્નિગ્ધ, મધુર, પથ્યકારક, રુચિકારક, મલકર, વર્ણકર, ચક્ષુષ્ય, અગ્નિદીપક, મૂત્રલ, શુક્રલ, સ્વર્ય, હૃદ્ય તથા પુષ્ટિકારક છે, અને ત્રિદોષ, રક્તરોગ, દાહ, તૃષા, વ્રણ, વાયુ, વિષ, પિત્ત, શ્વાસ, કાસ તથા જ્વરનો નાશ કરે છે. **ધોળા સાઠીચોખા**—રુચિકર, શીતળ, બલકર, પથ્ય, વીર્યવર્ધક, ગ્રાહક, દીપન તથા મીઠા છે; અને તાવ તથા ત્રિદોષનો નાશ કરે છે કાળા સાઠીચોખા ગુણમા અધિક છે. **દેવડાંગર**—એ કૃષ્ણ, પાટલ, શાલીમુખ, કુકકુટાડ અને જતુભેદ એવા પાચ પ્રકારની છે તે પાકકાળે મધુર, શીતળ, મલસ્તભક તથા અભિષ્યદકારક છે. એમા કાળી વધારે ગુણવાળી છે **ઉપયોગ**—**(૧) ચોમાસામાં પગે ઓસાર થાય છે તે ઉપર:**—ડાગરની પરાળ બાળી પગે કાળો રગ આવે ત્યાં સુધી ધૂણી દેવી. **(૨) અષ્ટગુણમડ (જ્વર ઉપર):**—કિચિત્ શેકેલા ચોખા અને મગ એ સમાન લઈ તેમા ચૌદગણું પાણી નાખી બાફવા બાફતી વખતે તેમા હિગ, સિધવ, ધાણા, સૂંઠ, મરી તથા લીંડીપીપર નાખી પછી તેમાની વગળ બહુ નીકળવા ન દેતા તે ઘેસ ખાવી આ મડ (રાબ) જ્વરનાશક તથા ત્રિદોષનાશક છે; અને તે લોહીને તથા ભૂખને વધારનાર, બલકર અને બસ્તિશોધક છે **(૩) શરદ્ગરમી ઉપર:**—બારીક ચોખા સાજે બાફી તેનુ ઓસામણ કોરા માટલામા ઘાલી મો બાધી રાત્રે ઝાકળમા મૂકી સવારે તેમા સાકર નાખીને ૭ દિવસ આપવુ **(૪) મૂત્રરેચન માટે:**—ધોળા ચોખાના ધોવરામણમા સાકર અને સૂરોખાર નાખીને પાવુ. **(૫) ભાંગ ઉપર ઉતાર:**—ચોખાનુ ધોવરામણ આપવુ **(૬) શોષરોગ ઉપર:**—ડાગરની ધાણીનો કાઢો કરી પાવો **(૭) તૃષારોગ ઉપર:**—ચોખાના ધોવરામણમા મધ નાખી પાવુ. **(૮) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—ડાગરના છોતરા (પરાળ) બાળી તેની રાખ ઘીમા કાલવી ચોપડવી **(૯) ભસ્મકરોગ ઉપર:**—ચોખા, ધોળુ કમળ અથવા કમળાક્ષ (પબડી) બકરીના અથવા ભેસના દૂધમા બાફી ઘી નાખી ખાવુ. **(૧૦) આધાશીશી ઉપર:**—સૂર્યોદય પહેલા શુમારે બે મૂઠી ચોખાની ધાણી મધ સાથે ખાવી અને સૂઈ રહેવુ **(૧૧) મધુરા ઉપર:**—એક શેર પાણીમા એક તોલો ચોખાની ધાણીનો લોટ નાખી તેમા સોનાની અગૂઠી અથવા મહોર નાખી તેનો અષ્ટમાશ કાઢો કરી પાવો **(૧૨) દાહશમન થવા માટે:**—ચોખાની ધાણી અને ખડીસાકર એકત્ર કરીને કાઢો કરી રાખવો અને વારંવાર આપવો

**૨૬૫ દિકામાળી**—સ૦ નાડીહિગુ, હિગુનાડિકા મ૦ ડિકેમાલી. હિ૦ દિકામાળી, કલ,

પતિહિંગ બ૦ હિંગુવિશેષ. ક૦ કલહસ્તિ તા૦ કુમબે, ડિક્કમલ્લી. તૈ૦ ચિલ્લહિંગ્વા, કારૂઇંગવા. ઇં૦ ડિકમાલિગમ્, ગમ્મીગાર્ડિનિયા. લા૦ ગાર્ડિનિયા લ્યુસિડા, ગાર્ડિન્યા ગમ્મિફેરા. અ૦ કનખામ.

દિકામાળીના ઝાડ મોટામોટા થાય છે એ ઘણું કરી દુંગળ પ્રદેશમાં થાય છે. કોંકણમા અને બીજે ઘણેક ઠેકાણે એ ઝાડ થાય છે એના પાદડાં જામફળનાં પાંદડા જેવા અને આકારે પણ તેવા જ હોય છે એને ધિલોડા જેવડા ફળ આવે છે. એ ફળ અથાણામા નાખે છે. એ ઝાડની ડૂંખોમા શિયાળામા લીલા અને પીળા રંગનો રસ નીકળે છે. તેને 'ડીકામાલી' કહે છે. જંગલી લોકો એ દૂધની થેપલી કરી વેચે છે એ રસમા ડૂંખોનો પણ ભેગ કરે છે. **દિકામાળી—** તીખી, તીક્ષ્ણ, ઉષ્ણ તથા અગ્નિદીપક છે, અને કફ, વાયુ, મલબંધ, મનનો મોહ તથા આમનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પેટપીડ ઉપર:—**એક લીંબુ ચીરી તેની એક ચીરી ઉપર દિકામાળી ભરી બીજી ચીરીનો રસ તે ઉપર પાડી. દિકામાળી નાખેલી ફાડ અંગારા ઉપર મૂકી ખદખદાવવી, પછી કાઢી ચૂસી લેવી **(૨) જંતુ (કૃમિ) ઉપર:—**દિકામાળીનું ચૂર્ણ સાકરમા નાખી આપવું. **(૩) કોલેરા, થાક અને તાવ ઉપર:—**દિકામાળીનુ ચૂર્ણ સાકરમા આપવુ. **(૪) જનાવરની ચાંદીમાં કીડા પડ્યા હોય તો:—**ચાંદીમા દિકામાળી ભરવી **(૫) બાળકોના કાળજે ભાર હોય તે ઉપર:—**દિકામાળી અને કાળો બોળ (એળિયો) પાવા **(૬) બાળકોની સસણી ઉપર:—**દિકામાળી, રેવંચી અને કાળો બોળ (એળિયો) ગરમ પાણીમા વાટી પેટ ઉપર ડૂંટીની જગ્યા બાદ કરી બીજે સર્વ ઠેકાણે લેપ કરવો ×

**૨૬૬ ડુકરકંદ—**સ૦ વારાહી મ૦ ડુક્કરકંદ, ભિર્બોલીકંદ હિં૦ ડુક્કરકંદ, વારાહી કંદ. લા૦ ટેસિયા એસ્પેરા.

ડુકરકંદના વેલા હોય છે. એ જમીન ઉપર પ્રસરે છે. એની ઉત્પત્તિ ઘણુ કરીને સર્વે મોટા મોટા પર્વત ઉપર પોતાની મેળે થાય છે. પાણીઆળ દેશમાં પણ એ થાય છે. એના કંદ માટે બાગમાં પણ લોકો એ વેલ વાવે છે એના પાદડા નાગરવેલના પાદડા જેવાં હોઈ તેનુ દીટડું લાંબું હોય છે. પાદડા વેલીને કાતરીને સામસામા આવે છે અને તેના ઉપર જાળી પ્રમાણે રેષાઓ હોય છે. આ વેલીને ફૂલનો ઘોશ આવે છે. એનો ઉપયોગી ભાગ કંદ છે એ વેલાના કાદાનો આકાર કાંઈક વૃષણ જેવો અથવા ડુક્કર(સૂવર)ના જેવો હોય છે અને સૂવરના અંગ ઉપર જેવા વાળ હોય છે તેવા એના ઉપર પણ કઠોર વાળ હોય છે. આ કંદ ડુક્કરને અતિ પ્રિય હોવાથી એનુ ડુકરકંદ નામ પડેલુ છે. એ કંદ હાથ હાથ ઊંડે જમીનમાથી મળે છે. આ કંદ હરસ ઉપર સારો ગુણકારી છે. એમા રસાયન ગુણ હોવાથી આર્યવૈદકમા આ કંદને ઘણો મહત્ત્વનો માનેલો છે લોકોના અજ્ઞાન અને અનાસ્થાથી આ દુર્લભ જેવો જ થયો છે ઘણાક માણસો ડુકરકંદ કહીને કડવા કારિંદા વાપરે છે ડુકરકંદ એ મોટું તીવ્ર ગુણવાળુ ઔષધ છે **ડુકરકંદ—**તીખો, કડવો, બલકર, પિત્તલ, રસાયન, શુક્લ, વૃષ્ય, અગ્નિદીપક, મધુર, ઉષ્ણ, વર્ણકર, સ્વર્ય તથા આયુષ્યવર્ધક છે, અને કોઢ, મેહ, ત્રિદોષ, કફ, વાત,

---

× બાળકને અતિસાર ઉપર પાણીમા દિકામાળી ઘસી પાવી ભાદરવાથી કારતક સુધીના તાવવાળાને અડધા લીંબુ ઉપર દિકામાળી, સિંધવ અને મરી વાટીને તે ભભરાવી દેવતા ઉપર ખૂબ શેકી ચુસાડવાથી ૩ અથવા ૭ દિવસમા તાવ જાય છે આ ગુરુદત્ત અને અનુભૂત પ્રયોગ છે

દિકામાળીના મોટા ઝાડ થાય છે ફૂલ ધોળા હોય છે અને પાદડા બટમોગરા જેવા થાય છે

ડોક્ટર દેસાઈના મતમા દિકામાળી સંકોચવિકાસપ્રતિબંધક, ઉદરવાતશામક, કૃમિઘ્ન, નિયતકાલિક જ્વરનાશક, સ્વેદલ, શ્લેષ્મનિસારક અને ચર્મરોગનાશક છે માત્રા ૦ાાથી ૨ રતી

**ઉપયોગ—**ટાઢિયા તાવ પર તાવની દવાની સાથે અપાય છે આતરડાના રોગમા આપવાથી ઉદરવાત દૂર થાય છે, વેદના શાંત થાય છે અને કૃમિ નીકળી જાય છે ગોળ કૃમિ માટે આ ઉત્તમ ઔષધિ છે. કુપચન અને આફરામા કડવી અને સુગંધી (તજ, અજમો, લવંગ વગેરે) વસ્તુની સાથે અપાય છે બાળકના દાંત આવતી વખતે તાવ આવે, ઊલટી થાય અને ઝાડા થાય તો તેના ઉપર દિકામાળી બહુ જ ગુણકારક છે ચામડીના જૂના રોગોમા દિકામાળી અપાય છે વ્રણો પર પાણીમા વાટીને લગાડાય છે, જેથી માખી બેસતી નથી અને વ્રણ જલદી રુઝાય છે વાળામા ૫ રતી પ્રમાણમાં અપાય છે

કૃમિ તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે ઉપયોગ—(૧) **કાંદરાના વિષ ઉપર**—કુકરકંદ બે તોલા પાણીમા ઘસી પાવો આ ઔષધ બહુ તીવ્ર છે. કાદરાનુ વિષ ન હોય તો તે સહન થતુ નથી અને ગળુ બળી જાય છે. આ ઔષધ ઉપર ઉતાર—ઘી પાવુ (૨) **તૃતીયક (તરિયા) તાવ ઉપર:**—કુકરકંદની છાલ અથવા મૂળ પચરંગી સૂતર વડે હાથે કિંવા ગળામા બાંધવુ.

**૨૬૭ ડુંગળી (કાંદા)**—સ૦ પલાંડુ મ૦ કાંદા હિ૦ફા૦ પ્યાજ બ૦ પેયાજ. ક૦ ઉળ્ળેગડ્ડુ તૈ૦ નિરૂળી. મલા૦ ઇરૂળી અ૦ બસળ ઇં૦ અનીઅન લા૦ એલીઅમ્ સેપા.

ડુંગળી સર્વત્ર પ્રસિદ્ધ છે એનો રોપો હાથ-સવા હાથ ઊંચો વધે છે. તે સીધો અને તેના પાંદડા બારીક નળી જેવા હોય છે કાંદાને જે બી આવે છે તે કાળા હોઇ બંદૂકના દારૂ પ્રમાણે હોય છે. કાંદાના મધ્યમા જે રેસો નીકળે છે, તેને 'નળો' કહે છે એ કુમળો હોય ત્યારે તેનુ શાક કરે છે કાંદામા બે જાત છે: **ધોળો અને રાતો.** ધોળો કાંદો ઔષધમા ઘણો ઉપયોગી છે. કાંદામા અતિ પૌષ્ટિકપણું છે; એટલા માટે એક કહેવત છે કે, 'કાંદો એ મર્દનો બાંધો.' સર્વ પ્રકારના શાકમા ડુંગળી નાખી હોય તો તેમા સ્વાદ આવે છે. **ધોળી ડુંગળી**—બલકર, તીખટ, વૃષ્ય, ગુરુ, મધુર, રુચિકર, સ્નિગ્ધ, કફકર, ધાતુવર્ધક, નિદ્રાપ્રદ તથા દીપક છે; અને ક્ષય, હૃદ્રોગ, ઊલટી, અરુચિ, રક્તપિત્ત, વાત, પિત્ત, કફાર્શ, વાતાર્શ. પરસેવો, સોજો તથા રક્તદોષનો નાશ કરે છે **લીલી ડુંગળી** (હરિત્પલાંડુ)—એના ગુણ ધોળા કાંદા પ્રમાણે જ છે **રાતી ડુંગળી (રાતો કાંદો)**—શીતળ, સ્નિગ્ધ, અગ્નિદીપક, ગુરુ, તીખી, મધુર, કિંચિત્ ઉષ્ણ, પિત્તકર, વૃષ્ય અને બલકારક છે, તથા કફ, વાયુ, સોજા, અર્શ અને કૃમિનો નાશ કરે છે **કાંદાનાં બીજ**—વૃષ્ય છે અને દાતમાના કૃમિ તથા પ્રમેહનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **બાળકોની આંકડી (ધનુર્વાત) ઉપર:**—ધોળો કાંદો ભાગી સૂંઘવા આપવો (૨) **ઉન્માદરોગ ઉપર:**—ધોળી ડુંગળીના રસનુ અંજન કરવુ (૩) **ગરમીએ કપાળ દુખે તે ઉપર:**—ડુંગળી ભાગી સૂંઘવી અને કપાળ ઉપર ચંદનમા કપૂર ઘસી તેનો લેપ કરવો. (૪) **નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—ડુંગળીના રસનું નસ્ય કરવું (૫) **મહામારી (કૉલેરા) ઉપર:**—બે બે ઘડીએ કાંદાનો રસ પાતા જવુ. (૬) **કૉલેરાનો ઉપદ્રવ ન થવા માટે:**—રાત્રે ભોજન કર્યા પછી ડુંગળીના રસમા ચણા જેટલી હિંગ ઘસી તેમા વરિયાળી ૧ માસો અને ધાણા ૧ માસો નાખી તે પાવો (૭) **બાળકોને મોડશી (કૉલેરા) અને કૃમિ થયા હોય તે ઉપર:**—ડુંગળીનો રસ પાવો. (૮) **વીંછીના દંશ ઉપર:**—ડુંગળીના બે કકડા કરી ચોળવા. (૯) **ગરમીથી લૂખ ન લાગવા માટે:**—એક ડુંગળી પાસે રાખવી એટલે લૂખ લાગતી નથી. (૧૦) **તંબાકુ ચઢી હોય તો:**—ડુંગળીનો રસ પાવો. (૧૧) **ગરમી ઉપર:**—બાફેલી ડુંગળી, જીરુ અને ખડીસાકર એકત્ર વાટી તેમા ગાયનુ ઘી બે તોલા નાખી આપવુ (૧૨) **અમ્લપિત્તથી ગળામાં બળતરા થતી હોય તો:**—ધોળો કાંદો બારીક ચીરી શુમારે નવટાંક અધમળ્યા મીઠા દહીંમા મેળવવો અને તેમા ખાંડ નાખી આપવો (૧૩) **વીર્યવૃદ્ધિ ઉપર:**—ડુંગળીનો રસ મધ સાથે આપવો × (૧૪) **ભમરીના દંશ ઉપર:**—ડુંગળીનો રસ ચોપડવો (૧૫) **બાળક જલદી વધવા માટે**'—ડુંગળી અને ગોળ હમેશા ખાવાથી બાળક જલદી ઊંચુ વધે છે (૧૬) **આમરક્તને (મરડા સાથે લોહી પડતું હોય તેને) માટે:**—ડુંગળી બારીક ચીરી ચારપાંચ વખત ધોઈ નાખવી અને તે ગઠ્ઠાદાર દહીં સાથે ખાવા આપવી. (૧૭) **અતિસાર ઉપર:**—કાંદાનો રસ અફીણ મેળવી પિવરાવવો (૧૮) **ગરમી માટે:**—ડુંગળી કાપી ધોઈ દહીં સાથે ખાવી અને તેનો જ કાપ અથવા ડુંગળી બાફી બારીક વાટી તેમાં ઘી નાખી ગોળો ડૂંટી ઉપર બાંધવો એકલી ડુંગળી ખાવાથી પણ ગરમી અટકે છે (૧૯) **આંખમાં મેલ (ચીપડા) ઉપર:**—ડુંગળીના રસમા ખડીસાકર ઘસી રાત્રે આંખમા ઘાલવી તથા રક્તચંદન

× 'હરદિન પાશેર ડુંગળી, પાશેર ઘીની સાથ, સેવે શ્વેત પ્રભાતમા પુષ્ટિ પામે ધાત
પુષ્ટિ પામે ધાત, શરીરે પણ પુષ્ટ થવાશે, થાય અંગ બળવાન, શુદ્ધ દિન સાત ખવાશે
કહે આગજી એમ, દરદથી બચશે દરદી, કાંદા શ્વેત ઘી સાથ, સેવશે નર જે હરદી

(રતાદળી) ઘસી આંખો ઉપર ચોપડવી. (૨૦) **પુરુષત્વ ગયું હોય તો :**—ધોળી ડુંગળીનો રસ, મધ, આદાનો રસ અને ઘી એકત્ર કરી પ્રાતઃકાળે ૨૧ દિવસ આપવું; તેથી પુરુષત્વ આવશે. (૨૧) **જખમે દુઃખ થતું હોય તો :**—ડુંગળી કાપી ઘીમાં તળી ગરમાગરમ જખમ ઉપર બાંધવી. (૨૨) **વીર્યવૃદ્ધિ થવા માટે તથા ઉરઃક્ષત ક્ષય ઉપર :**—ડુંગળીનો રસ ૭ માસા, ઘી ત્રણ માસા અને મધ ત્રણ માસા એકત્ર કરી દરરોજ સવારસાંજ બંને વખત લેવું, અને રાત્રે અર્ધો શેર ગરમ કરેલું દૂધ સાકર નાખી પાવું એ પ્રમાણે મહિના બે મહિના આપવું. (૨૩) **અપસ્માર ઉપર :**—ધોળી ડુંગળીનો રસ નાકે પીવો. (૨૪) **કમળાના રોગ ઉપર :**—ધોળી ડુંગળી, ગોળ અને તેમા થોડી હળદર નાખી સવારે અથવા સાંજે જમવા સમયે ખાવી (૨૫) **સળેખમ ઉપર :**—ધોળી ડુંગળી કાપી નાકના બંને છિદ્રોથી સુંઘવી. (૨૬) **બાળકોને ગળું પડવાનો આજાર થાય છે તે ઉપર :**—ધોળી ડુંગળી બાફી બારીક વાટી તેમા ગાયનું ઘી નાખી વડી કરી તાળવા પર મૂકી ઉપર એરંડાના કુમળા પાંદડા મૂકી ૩ દિવસ બાંધવું. દરરોજ સાયંકાળે ડુંગળીની ઘેપલી કાઢી નાખી માથું સ્વચ્છ ધોવું અને તાળવા ઉપર ગાયનું ઘી ચોપડવું તથા ધોળી ડુંગળીનો રસ કાઢી તેમા થોડું જીરૂં અને ખડીસાકરની ભૂકી નાખી તે પાવું. (૨૭) **ગરમીની લૂખ લાગે છે તે ઉપર :**—એક ધોળી ડુંગળી બાફેલી અને બીજી લીલી ડુંગળી લઈ તે બંને બારીક વાટી તેમા જીરાની ભૂકી બે માસા અને ખડીસાકર બે તોલા, એ પ્રમાણે મિશ્રણ કરી તે એક વખત આપવું (૨૮) **વેળ, બદ, ગાંઠ વગેરે પકવવા માટે :**—ડુંગળી બાફી વાટવી અને તેમા ઘી તથા હળદરની ભૂકી નાખી ગરમ કરી સહેવાય તેટલી ગરમ પોટીસ બાંધવી આ સૌમ્ય અને ઉત્તમ પોટીસ છે (૨૯) **આંખો આવે છે તે ઉપર :**—ડુંગળીનો રસ આંખોમા નાખવો. (૩૦) **ઢોરોને શેંબારોગ (ઢોરોના નાકમાંથી લીંટ પડવા લાગે છે તે) થાય છે તે ઉપર :**—ધોળી ડુંગળીના કાંદા સાત અને ગોળ પાશેર, એ પ્રમાણે ત્રણ દિવસ સવારે ખવરાવવું અને ઘણા દિવસનું જૂનું કપાસિયા કાઢી નાખેલું રૂ લઈ સ્વચ્છ પહોળું કરી એક વાસણમા અગ્નિ લાવવો અને તેમાથી નીકળતી ધૂણી તે ઢોરના શ્વાસોચ્છ્વાસે મસ્તકમા જઈ શકે એવી રીતે તે દેવતામા નાખેલું રૂ ઢોરના નાક આગળ ત્રણ દિવસ ધરવું. (૩૧) **મૂળ વ્યાધિ ઉપર :**—ડુંગળી ઝીણી ચીરી છાબડીમા મૂકવી. પછી તેમાં તમની ભૂકી ૧ માસો અને ખાંડ બે તોલા મિશ્ર કરી નિત્ય સેવન કરવું. (૩૨) **પિત્તવિકાર ઉપર :**—ધોળી ડુંગળી ઝીણી ચીરી મીઠા દહીમા મેળવી તેમા થોડી સાકર નાખી ખાવી. (૩૩) **દાઢ દુખતી હોય તે ઉપર :**—ડુંગળીના બી ચલમમા નાખી પીવા અથવા એકલા જ દાઢમા રાખવા * (૩૪) **મૂળ વ્યાધિ**

---

* ડુંગળીના ઝીણા કકડા કરી તે તલના તેલમાં બોળવા પછી ધુમાડારહિત દેવતાથી ભરેલી એક થાળીમા તે કકડા નાખી ઉપર પહોળા મોઢાનું, નીચે ઝીણું છિદ્ર પાડેલું હાંડલું ઊંધું વાળવું, એટલે તે છિદ્રમાથી ડુંગળીનો ધુમાડો નીકળશે તે હાંડલે મોઢું અડાડી રાખી તે ધુમાડો ચલમની માફક ચૂસીને એક પાણી ભરેલા વાસણમા થૂકવો આમ વારવાર કરવાથી દાઢમાના કીડા નકળેલા નજરે પડશે અને દુખતી દાઢ શાંત થશે કોઈ કોઈ ડુંગળીની જગ્યાએ ભોરિંગણીના બીજ વાપરીને પણ એ જ મુજબ પ્રયોગ કરે છે.

ડુંગળીની કફ પાડવાની ક્રિયા ખાતરીની છે આનાથી કફ પડે છે, ગભરામણ ઓછી થાય છે અને નવો કફ બનતો બંધ થાય છે એવી રીતે જુવાન મનુષ્યના કફના રોગમા ઘણો લાભ પહોચાડે છે, તેવી જ રીતે ઘરડા મનુષ્ય માટે ડુંગળી લાભદાયક છે. ઉધરસ અને દમ ઉપર અપાય છે ક્ષયના રોગમા તાવ વધારે રહેતો ન હોય તો ડુંગળી આપી શકાય છે

આતરડાના રોગમા ડુંગળી હિતકારક છે આતરડાની સંચલનક્રિયા વધારી આપે છે, એટલે દસ્ત સાફ આવે છે હરસ, અપચન, કોલેરા, ગુલ્મ્રશૂળ અને કમળામા ડુંગળી વપરાય છે પિત્તવિકારમા ડુંગળીથી દૂષિત પિત્ત દસ્તમા નીકળી જાય છે અને ત્યાર પછી નવું શુદ્ધ પિત્ત ઉત્પન્ન થાય છે

નિર્બળતાને લીધે ચક્કર આવતા હોય તો ડુંગળી અપાય છે ડુંગળીથી વાતવિકાર ઓછો થઈ જાય છે ગૂમડા ઉપર ઘીમા તળેલી ડુંગળીની પોટીસ બાંધવાથી જલદી પાકીને ફૂટે છે ડુંગળીનો ક્વાથ આપવાથી બાળકને સારી ઊંઘ આવે છે ગરમીના દિવસોમા બહાર ફરવાવાળા માટે ડુંગળી અતિ લાભદાયક છે ડુંગળી

**ઉપર :**—ડુંગળીનો રસ સાકર અને ઘી નાખી આપવો.

**૨૬૮ ઢોર આંબો**—ગોમાતક પ્રાંતના રાનમાં અનેક તરેહનાં ઝાડ છે. તેમાં 'ઢોર આંબો' કરીને એક સાધારણ ઝાડ થાય છે. તેને માર્ગશીર્ષ મહિનાને શુમારે આંબા જેવાં ગોળ ફળ આવે છે. તેની છેવટે નાની અણી હોય છે એ ફળ પાકે એટલે ગળચટા થાય છે કેટલાક લોકો એના રાયતા કરે છે

**૨૬૯ તગર**—સં૦ પિંડિતગર. મ૦ તગર. કો૦ અનંત કા૦ કોટ્ટુહલે. લે૦ ઈર્વંટમિઆ કોરોનરીઆ હિ૦ તગર. કો૦ નંદીતગર બં૦ ચમેલી, તગર. ઇં૦ વેકસફ્લાવર. નેપાલ—ચીસુરુ, તગર તે૦ ગાંધિતગર પુ૦ તુલુ કોકકે.

તગરનાં ઝાડ ઘણાજ મોટા થાય છે. તગરના પાદડા લાબા હોઈ તેને છેડે અણી હોય છે એનો વિસ્તાર ઘણોજ મોટો થાય છે. તગરમાં 'એકેરી ધોળી' અને 'દુહેરી ધોળી' એવી બે જાત છે. દુહેરી તગરનાં પાદડા જરા કાળા રંગના હોય છે. એને 'મીઠી તગર' કહે છે. એકેરી તગરના ફૂલ પારિજાતકના ફૂલ કરતા કાઈક મોટા હોય છે. તેને પાચ-છ પાખડીઓ હોય છે. એ ફૂલને લાબી દાડી હોય છે. એના ફૂલની માત્ર સવારે કાઈક વાસ આવે છે, પછી આવતી નથી તગરના ગુણ ગાઠી તગર(તગરગંઠોડા)ના જેવા જ છે. **ઉપયોગ—(૧) મસ્તકશૂળ ઉપર :**—તગરના મૂળિયા ઘસી લેપ કરવો +

**૨૭૦ તગરગંઠોડા**—સં૦ તગર મ૦ ગોડેતગર, તગરગંઠોડા. હિં૦ ક૦ તગર. બં૦ તગર, લાલચુર. તે૦ ગંધિતગર પુચેટ્ટુ. નેપાલી—ચમા અ૦ સારૂન લા૦ વેલેરિયાના હાર્ડવીક.

તગરના ઝાડ હિમાલય પર્વત અને આલમોરાના પહાડ ઉપર થાય છે. એના મૂળિયાને 'તગરમૂળ' કહે છે તગર એ ઘણું સુવાસિત હોય છે. એનો ધૂપમા ઉપયોગ કરે છે. તગરમૂળનો રંગ કાઈક છીકણી જેવો હોય છે. સુવાસિત છીકણી અને સુગધી પદાર્થોમા એનો ઘણો ઉપયોગ થાય છે * **તગર**—શીતળ, પથ્યકર, કડવુ, મધુર, લઘુ, સ્નિગ્ધ, પાકકાળે તીખુ, તૂરું તથા વિષ-

---

ખાવાથી લૂ લાગતી નથી ડુંગળી અને લસણ અતિ હિતકારક ઔષધ છે, પણ તેમા કામોત્તેજક દોષ હોવાથી શાસ્ત્રકારોએ મગજના કામ કરવાવાળા માણસો માટે રોજ ખાવાની મના કરેલ છે

+ તગરના પાન ગંઠોડા તગરના જેવા જ હોય છે ફૂલ પણ ગંઠોડા તગરનાં ફૂલ જેવા ઝૂમખાદાર સફેદ હોય છે ફૂલ ઉપરની બાજુથી સપાટ હોય છે તથા મધ્યભાગમા પીળો મકરંદ હોય છે આ વૃક્ષનાં પાનનો અનતપૂજામા ઉપયોગ કરાય છે તગરના મોટા ઝાડ થતા નથી પણ નાના ઝાડવા થાય છે એ ઝાડવા સદા લીલા રહે છે પાન જાડા ૩થી ૬ ઇચ લાબા અને ૧ થી ૨ ઇચ પહોળા હોય છે ફૂલ સફેદ, સુવાસિત, ૧ થી ૨ ઈંચ વ્યાસના હોય છે ફળની નાની નાની ડોડી લાગે છે

**સૂચના**—આ તગરના ઉપરાત અનતને પણ તગર કહે છે તેનું વર્ણન અનતરૂપે કરેલ છે તેનુ લૅટિન નામ ગાર્ડિનિયા ક્લોરિડા છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

* અહીં તગરગંઠોડાનુ નામ વેલેરિયાના હાર્ડવીક આપેલ છે તેના ઝાડ થતા નથી પણ નાના છોડ થાય છે કાશ્મીરથી ભૂતાન સુધી ૪૦૦૦થી ૧૨૦૦૦ ફૂટ ઉંચાઈ પર એ થાય છે જડ(કંદ)ને તગરગંઠોડા કહે છે મૂળની ઉપરથી પાનની ડાંડી નીકળે છે તે પાન થોડા હોય છે એ ઉપરાત મૂળમાથી થડરૂપે ડાંડા નીકળે છે તેમાથી પણ પાન નીકળે છે મૂળમાથી નીકળેલા પાન ૨ થી ૪ ઇચ લાબા અને ૧॥ થી ૩ ઇચ પહોળા હોય છે થડમાથી નીકળેલા પાન ૩થી ૬ ઈંચના હોય છે ફૂલ સફેદ મિશ્રિત તુરારૂપે આવે છે

**ગુણધર્મ**—વાતહર, સંકોચવિકાસપ્રતિબંધક, રક્તાભિસરણ ઉત્તેજક, વાતસંસ્થાને ઉત્તેજક, પૌષ્ટિક, ચેતનાકારક, લેપરૂપે વેદનાશામક અને વ્રણરોપણ છે માત્રા વધારે અપાય તો ચક્કર અને હેડકી આવે છે તથા ઉલટી થાય છે થોડી માત્રામા રક્તાભિસરણ માટે ઉત્તેજક છે જેટલી રક્તાભિસરણ માટે ઉત્તેજક છે તેટલી જ જ્ઞાનતંતુ પર અસર પહોચે છે શ્વાસ અને કાસરોગમા સંકોચવિકાસપ્રતિબંધક ગુણ માટે તગર ફાટરૂપે અપાય છે તગરનું ચૂર્ણ ૪૦ગણા ઉકળતા પાણીમા નાખીને ઢાકી દેવુ ૧ કલાક પછી પાણી ગાળી લેવું માત્રા ૧થી ૨ ઔંસ

**માત્રા**—ચૂર્ણરૂપે ૫ થી ૧૫ રતી **ઉપયોગ**-તીવ્ર આમવાતમા સાધાઓનો સોજો અને વેદના ઓછા કરાવવા માટે તગર ફાટરૂપે અપાય છે અપતંત્રક (હિસ્ટીરિયા) રોગમા ફાટ લાભદાયક છે એકલો અથવા

નાશક છે, અને નેત્રરોગ, મસ્તકરોગ, રક્તદોષ, ભૂતોન્માદ, અપસ્માર તથા ભૂતબાધાનો નાશ કરે છે ઉપયોગ—(૧) **પ્રલાપક સન્નિપાત ઉપર તગરાદિ કાઢો**:—તગર, આસોદ, કુંભ, શંખાહુ(વ)લી, દેવદાર, કડુ, બ્રાહ્મી, જટામાંસી, નાગરમોથ, ગરમાળો, દરડે અને દ્રાક્ષનો કાઢો પાવો.

**૨૭૧ તજ**—સ૦ ત્વક્પત્ર, ત્વચા બ૦ દારુચિની. મ૦ દાલચીની. હિં૦ ક૦ તજ, દાલચીની તા૦ કરુવાપટ્ટ ત૦ સનલવગ, દાલચિની. બ્રહ્મો૦ વિટપ્યાવો લુશાર્ક–ચ્યાક, થ્વિન. દ્રુ૦ ઇછ્છન. મલા૦ કરુણ્ણ ફ્રા૦ દાર્ચિની. અ૦ સલીખા. ઇં૦ સિનામોમ બાર્ક. લા૦ સિનામોમં ઝિલાનિકમ્

સિંહલદ્વીપ (સિલોન કે લંકા), કોચીન, ચીન સુમાત્રા, જાવા અને મલબાર વગેરે દેશમા તજનુ વાવેતર ઘણા મોટા પ્રમાણમા થાય છે. એ સાધારણ ઊંચાઈનું ઝાડ છે એ ઝાડ મલબારી તજના અથવા તમાલ વૃક્ષના ઝાડ કરતા મોટુ થાય છે એના ફળ પણ મોટા હોય છે, પરંતુ વિશેષ કરીને આની છાલ તમાલની છાલ કરતા પીળાશ પડતી અને વધારે સુગંધી હોય છે. એના પાદડા કાંઈક લંબગોળ હોઈ મોટા હોય છે અને તેના ઉપર ત્રણ રેસાઓ હોય છે. વળી તે કાંઈક સામસામા પણ હોય છે, પાદડા તમાલપત્ર જેવા પરંતુ તેનાથી મોટા હોય છે પાદડા સુકાયા પછી તેમાથી લવંગ જેવી વાસ આવે છે ઝાડની દાડલીઓ ઉપર ધોળા રંગના ફૂલો આવે છે તેમાથી ગુલાબના ફૂલો જેવી વાસ આવે છે ફળ કરમદા જેવા આવે છે તેનુ તેલ કાઢે છે. ફળનો અર્ક અને અત્તર પણ બનાવે છે આ વૃક્ષની છાલને જ તજ કહે છે. હિંદુસ્તાની લોકો એની જાડી છાલને તજ અને પાતળી છાલને દાલચીની કહે છે. તજની અનેક જાતો છે એમ સાભળીએ છીએ ચોચ, ગંધવલ્ક, હાધ્યામકત્વક ઇત્યાદિ તેમાથી એક જાતનું વૃક્ષ ફક્ત સિંહલદ્વીપમાં યુરોપિયન ઉદ્‌ભિજ્જ–વર્ણનકર્તાઓને મળેલ છે નિઘંટુકર્તાએ એને 'સિંહલી' નામ આપેલુ છે. એ ઉપરથી સિંહલદ્વીપનુ આ વૃક્ષ ગુણ અને જાતિમા જુદુ હશે. એની છાલને અંગ્રેજી ભાષામા કેશિયા બાર્ક (છાલ) કહે છે. ડૉક્ટર બર્ડવૂડ કહે છે કે, આ જાત હિંદુસ્તાનમા મળે છે કેશિયાના ઝાડો પશ્ચિમ ચીન અને જાપાનમા પણ છે તેની છાલ મલબારી તજ કરતા જાડી હોય છે. મલબારી તજને જ તજ કહે છે. વેપારી પાસેથી જે મળે છે તે તેના ગોળ વળેલા ૭–૭ ઇંચ લંબાઈના કકડા હોય છે. કેશિયાની છાલ ઝીણી તજ કરતા વધારે મીઠી હોય છે. ઝીણી તજમાથી અને કેશિયાની છાલમાથી ચીનમા તેલ કાઢે છે. તે અહી ટિનના ડબ્બામા આવે છે. આ બંનેની કિંમતમાં જમીન–આસમાનનો ફેર હોય છે ઝીણી તજનુ તેલ ઘણું મોઘું હોય છે. તજના જેવી પરંતુ ગુણમાં જુદી એવી બીજી ત્રણ–ચાર જાત જાવા અને આબોયના બેટમા મળે છે. તેજપત્ર, તમાલધ્વજ અને નીલપત્ર તેમાંનાં જ છે જાવા બેટમાથી વેપારીઓ એને સિંહલદ્વીપમા લાવેલા છે, એમ વિનિયસ સાહેબનું કહેવુ છે, પરંતુ રાજનિઘંટુકારે આનો ઉલ્લેખ કરેલ છે તે ઉપરથી આ પ્રાચીન હોઈ તેની શોધ ડચ લોકો પહેલા જ થયેલ હતી. સુશ્રુતમા એ શિરોવિરેચનમા ગણેલ છે. રાજનિઘંટુકારે સિંહલ, રાજવલ્લભ, બહુગંધ, એ નામના વૃક્ષ જુદા આપી તમાલપત્ર એ તેના પાંદડા છે, એમ લખેલ છે કડવાં લવંગ અથવા ખોજવાર એ એક ઝીણી તજના ઝાડની જ જાત છે, અને તે ઉત્તર કાનડા પ્રાંતમા, ખંડાળાના ઘાટ ઉપર તથા ત્રાવણકોરના જંગલમાં પણ થાય છે, એમ ડો મંત્રીની શોધ છે. સિંહલદ્વીપમાની તજ ઉત્તમ છે તેનો રંગ ફિક્કો, પીળો અને લગભગ 'વનીશન' સોના જેવો હોઈ તે પાતળી, સુવાળી અને ચમકદાર હોય છે તજનુ તેલ ઉત્તેજક હોઈ દંતશૂળ, પેટનું શૂળ, જીભનુ અટકવુ, એ વિકારો ઉપર પણ ગુણકારી છે એ પાણીમા નાખવાથી બૂડે છે, '**जले क्षिप्तं हि मज्जति**' એમ આત્રેય (હારીત) સંહિતાનું જ વચન છે

સિંહલદ્વીપમા તજના ઝાડની ઉત્પત્તિ ઘણી થાય છે ત્યા આ ઝાડનાં મોટા અરણ્યો છે. તજના ઝાડ ત્રણ વર્ષના થાય એટલે તેની છાલ કાઢી તડકામા સૂકવે છે, તેને તજ કહે છે તેની જૂડીઓ બાધી વેચે છે એ ઝાડના મૂળનુ, તજનુ અને ફળનુ તેલ કાઢે છે, પરંતુ ફળનુ તેલ

જસતભસ્મની સાથે અપાય છે જ્યાં સુધી બગાસા વારવાર ન આવે, ત્યા સુધી દિવસો પર્યંત આપતા રહેવું જ્યારે વારંવાર બગાસા આવવા માડે, ત્યારે દવા લાગુ પડી છે એમ મનાય છે—**સ્વામી કૃષ્ણાનંદ**

સારુ હોય છે. તજ મસાલામાં બહુ આવે છે. તજ વાતનાશક છે. તજ નાખ્યાથી પદાર્થોમા ઘણો સ્વાદ આવે છે **તજ**—તીખી, પિત્તલ, મીઠી, કંઠશુદ્ધિકારક, લઘુ, રુક્ષ, કડવી, બસ્તિશોધક તથા ઉષ્ણ છે અને કફ ઉચકી, વાયુ, ઉધરસ, ખરજ, હૃદ્રોગ, આમ, બસ્તિરોગ, પીનસ, વિષ, શુક્ર, અર્શ તથા કૃમિનો નાશ કરે છે. **પાતળી છાલની તજ**—મીઠી, કડવી, સ્વાદુ, બલકર તથા ધાતુવર્ધક છે; અને વાયુ, પિત્ત, તૃષા તથા મુખદોષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) વાતવિકાર ઉપર :**—તજનુ તેલ ચોળવુ. **(૨) પિત્ત થઈ ઊલટી થતી હોય તે ઉપર :**—તજનો કાઢો પાવો. **(૩) શરદીથી માથું ઘણું દુખતું હોય તે ઉપર :**—તજ ઘસી ગરમ કરી લેપ કરવો અથવા તજનો અર્ક કાઢી ચોળવો **(૪) અર્ક કાઢવાની રીત :**—એક વાડકી ઉપર કપડું બાધી તે ઉપર તજની ભૂકી નાખવી. તે ઉપર અભ્રકના પતરાં મૂકી તે ઉપર દેવતા મૂકવો; એટલે વાડકીમા તજનો અર્ક પડે છે. **(૫) વાત ગુલ્મ ઉપર :**—તજ, વરિયાળી, એરોદસ (મીઠો અજમો) અને કચોરા, એ સમભાગે લઈ તેનો કાઢો કરી પાવો. **(૬) શૂળયુક્ત આમાતિસાર ઉપર :**—તજ દોઢ માસો, બીલાનો ગર્ભ ત્રણ માસા અને રાળ દોઢ માસો, એનુ ચૂર્ણ ગોળ સહિત દહીમા આપવું, એટલે જલદી ગુણ થાય છે.×

**૨૭૨ તંબાકુ ( તમાકુ )**—સ૦ તામ્રકૂટ, ક્ષારપત્રા. મ૦ તબાખુ હિં૦ તમાખુ. તા૦ પુગઈ, ઇલિઈ તે૦ પોગાકુ, ધૂમ્રપત્રમુ બં૦ તમાક ફા૦ તબાકુ અ૦ તબાક઼ ઇં૦ ઇન્ડિયન ટોબેકો, ટોબેકો લા૦ નિકોટિયાના ટેબેકમ્

તંબાકુમા કાળી, જરદો આદિ જાતો છે એના ક્ષુપ (છોડ) સર્વ દેશમા થાય છે. તબાકુના છોડ શુમારે હાથેક ઊંચા વધે છે. એને વેંત–દોઢવેંત લંબાઈના પાદડા આવે છે. તંબાકુ કાપી લીધા પછી જે ડાડા રહે છે તેને પણ પાદડા ફૂટી બી આવે છે એ પછી આવેલા પાદડા નિરુપયોગી હોય છે. તંબાકુ ઘણું કરી સર્વ પ્રાંતોમા થાય છે. તબાકુ એ હલકી જાતનો કેફ છે, પરંતુ તેનો પ્રતિવર્ષ લાખો રૂપિયાનો ઉપયોગ થઈ સરકારને ઘણો જ ફાયદો થવા લાગ્યો છે તંબાકુ ઔષધના ઉપયોગમા આવે છે, પરંતુ માણસોએ તેનો અનેક પ્રકારે નિરર્થક ઉપયોગ કરી તેનો ખપ વધારેલો છે. કેટલાક છીંકણી કરી સૂંઘે છે, કેટલાક ખાય છે અને કેટલાક ધૂમ્રપાન કરે છે પૃથ્વી ઉપર તેનો ઉપયોગ કરનારા નથી એવા થોડા જ મળશે એ વ્યસનથી માણસોને ઘણું નુકસાન થાય છે, પણ તે ધ્યાનમા આવતું નથી. તબાકુ ખાવાથી મોમા દુર્ગંધ આવે છે, દાતને નુકસાન થાય છે, કફ થાય છે, આખોને નુકસાન થાય છે અને પિત્ત વધે છે. એ પ્રમાણે જ પીવાથી છાતીમા કફ ઉત્પન્ન થાય છે અને કાળજું બળી જાય છે તંબાકુ ખાનારા કયા થૂકશે, તેનો નિયમ નથી તબાકુનું વ્યસન ગંદુ અને અમંગળ છતાં આધુનિક કાળમા એ વ્યસનની નિરર્થક બડાઈ ચાલી રહી છે. એ વ્યસન જ્યારે બધા માણસો છોડશે ત્યારે દેશનુ ઘણુ હિત થશે **તંબાકુ**—પિત્તલ, તીક્ષ્ણ, ઉષ્ણ, બસ્તિશોધક, મદકર, ભ્રામક, કડવી, દૃષ્ટિમાદ્યકારક, સારક, વામક, તીખી, રુચિકર તથા વાતાનુલોમન છે; અને કફ, ઉધરસ, દમ, વાયુ, કોઠાનો વાયુ, કૃમિ, દંતરોગ, શુક્રરોગ, દૃષ્ટિરોગ,

---

× તજમા આ ઉપરાંત બીજી ઘણી જાત છે જે તજ પાતળી, વધારે સુગંધવાળી અને અધિક તેજ સ્વાદવાળી હોય, તે લેવી જોઈએ જાડી તજમા ગુણ કમ હોય છે સારી જાતની છાલ ૮૦ રતલમાથી રા ટકા જેટલુ ઊડનશીલ તેલ અને પા ટકા જેટલુ ઘાટુ તેલ નીકળે છે.

**પ્રમાણ**—રા થી ૫ રતી, તેલનું પ્રમાણ ાા થી ૩ ટીપા

નવા મત મુજબ તજ ઉષ્ણ, સુગંધિત, દીપન, પાચન, વાતહર, સ્તંભન, ગર્ભાશયઉત્તેજક અને કાઈક સંકોચક, રક્તસ્થાપક, લોહીમા શ્વેતાણુવર્ધક અને શારીરિક ઉત્તેજના આપનાર છે હૃદયની નિર્બળતા, ઊલટી અને અતિસારને દૂર કરે છે તજ ઉત્તમ દીપન હોવાથી હોજરીના વિકારો પર વિશેષ લાભદાયક છે ગ્રાહીગુણ હોવાથી આતરડાના રોગમા બીજી દવાની સાથે અપાય છે તજ મેળવવાથી આફરો અને આતરડાનો આક્ષેપ દૂર થાય છે ક્ષય, કફફાસ અને કંઠરોગમા તજનું તેલ આપવાથી કીટાણુઓ ( કૃમિ ) ઉપર જલદી અસર પહોચે છે સુવાવડ વખતે પ્રસવપીડા વધ્યા પછી માસપેશીઓની શિથિલતા દૂર કરવા માટે તજનો ઉપયોગ પીપરીમૂળ અને ભાગની સાથે કરાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

લીખ, જૂ, વીંછીનું વિષ તથા સોજાનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **જનાવરોના કીડા દૂર થવા માટે :**—તંબાકુ ઝીણી કરી ચાઠામાં ભરવી. (૨) **અંડવૃદ્ધિ ઉપર :**—તંબાકુના પાંદડાને શિલાગ્સ ચોપડી બાંધવા, કિંવા કાચકીમાંનું મગજ એરંડતેલમાં ખરલ કરી તંબાકુના પાંદડા ઉપર ચોપડી તે પાંદડા બાંધવા, એ યોગથી સર્વાંગે ચરચર થઈ ઊલટી થાય છે. ઘણી જ તસ્દી પડે તો છોડી નાખવા અને વળી ફરીથી બાંધવા, એથી કરી બે દિવસમાં અંડ ઠેકાણે આવે છે. તંબાકુના પાંદડા એકલા પણ બાંધવા. (૩) **મધમાખી વગેરેના ડંખ ઉપર :**—છીંકણી કિંવા ઝીણી કરેલી તંબાકુ ચોપડવી. (૪) **પીનસરોગ ઉપર :**—જૂની છીંકણી સૂંઘવી. (૫) **આધાશીશી ઉપર :**—તંબાકુમાં પાણી નાખી કપડછાણ કરી તેના બે ટીપાં નાકમાં પાડવા અને તાળવા ઉપર પણ થોડું પાણી ચોળવું. (૬) **સર્પના વિષ ઉપર :**—તંબાકુ પાણીમાં મેળવી શેર પાણી નરુગાળ કરી રાખવું અને ઘડીઘડીના અંતરે દર વખતે સાત સાત તોલા એમ બેત્રણ વાર આપી ઊલટી કરાવવી. આ ઔષધ પાંચ–૭ વાર આપવાથી સારો ફાયદો થાય છે. (૭) **વીંછીના વિષ ઉપર :**—તંબાકુ પીવાની ચલમમાંનો કીલ ખાવાના પાનના બીડામાં થોડો ખવરાવવો. (૮) **જૂ મારવા માટે :**—તંબાકુ પાણીમાં મેળવી તે પાણી માથે ચોપડી ઉપર પાટો બાંધવો. બે પ્રહર પછી પાટો છોડી અરીઠાનું ફીણ ચોપડી સ્નાન કરવું, એટલે બધી જૂ મરી જાય છે.

**૨૭૩ તમાલવૃક્ષ**—સં૦ તમાલપત્ર. મ૦ તમાલપત્ર, સાભરપાન. હિં૦ તેજપાત. બં૦ તેમજપત્ર, તેજપાતા. ક૦ પત્રક. તૈ૦ આકુપત્રી. ઇં૦ ફોલીઆમાલાબાથ્રી. લા૦ સિનામોમમ્ ટમાલ, સિનામોમમ્ ઓબચ્યુસીફોલિઅમ. ફા૦ સાદરમ. અ૦ સાઝિજ, ઝરનબ.

* જેવા તજના ઝાડ હોય છે, તે જ પ્રમાણે તમાલવૃક્ષ થાય છે. તમાલવૃક્ષ સિંહલદ્વીપમાં ઘણાં થાય છે. એના પાંદડાને 'તમાલપત્ર' કિંવા 'તેજપત્ર' કહે છે. તમાલપત્રનો મસાલામાં તેમ જ ઔષધોમાં ઘણો ઉપયોગ થાય છે. તમાલપત્ર તસુભર પહોળા હોય છે અને ચાર–પાંચ આંગળ લાંબા હોય છે. **તમાલવૃક્ષ**—મધુર, બલકર, વૃષ્ય, ગુરુ, ધાતુવર્ધક તથા શીતળ છે; અને શ્રમ, દાહ, કફ, પિત્ત, શોષ તથા વિસ્ફોટકનો નાશ કરે છે.

**૨૭૪ તરટી**—સં૦ રક્તબીજકા. મ૦ તરટી. ક૦ રેઉડે. હિં૦ તરટી. બં૦ તરૂઈ. લા૦ કેપેરિજ હોરિડા.

તરટીના ઝાડ બે માથોડાં ઊંચાં વધે છે. એનાં પાંદડાં બિડાયેલાં અને લાંબાં હોય છે. તરટીને લાલ રંગનાં ફળ આવે છે. તરટીના ઝાડવા કેરડાની જાતના છે. એ ઝાડને કાંટા હોય છે. તરટીનાં ઝાડ શોલાપુર પ્રાંતમાં પુષ્કળ થાય છે. **તરટી**—મધુર, કડવી, ગુરુ, બલકર અને કફનાશક છે. ઉપયોગ—(૧) **કફ ઉપર :**—તરટીની છાલનો કાઢો મધ નાખી પાવો.

**૨૭૫ તરબૂચ (કાળિંગાં)**—સં૦ કાલિંગ. મ૦ કલિંગડ, ટરબુજ. હિં૦ તરબુજ. બં૦ તરમુજ. ક૦ બચ્ચંગાઈ, કાલેંગુ. તૈ૦ તરબુજ, પુંજકાયા, દારબુજી. ફા૦ હિંદવાના. અ૦ બત્તી. ત૦ બચ્ચંગે. મલા૦ વત્તક. ગો૦ વચ્ચંગા. તા૦ કોમટ્ટી. ઇં૦ વોટરમેલન. લા૦ સિટ્રુલસ વલ્ગેરિસ.

તરબૂચના વેલા થાય છે. એમાં બે જાત છે. એક કાળી હોઈ ગોળ અને બીજી ધોળી અને લાંબી હોય છે. ધોળી જાતના તરબૂચ જેને 'કાળિંગડા' કહે છે, તે મોટાં અને મીઠાં હોય છે. એના પાંદડાને પાંચ ખૂણા હોય છે. દરેક ખૂણાની વચમાં દોઢ આંગળ ખાંચો હોય છે. તરબૂચ કોળાં જેવડાં થાય છે. તરબૂચ ઠંડા છે. કુમળા તરબૂચનું શાક સારું થાય છે. મારવાડ, મથુરા.

* તમાલપત્રની ૩ જાત બજારમાં મળે છે. એમાં સિનામોમમ્ ઓબચ્યુસીફોલિયમ વધારે ગુણદાયક છે. એ ઉપરાંત નકલી તમાલપત્ર પણ આવે છે. એક મેદાલાકડીની જાતની ઔષધિના પાન બરાબર તમાલપત્ર જેવા જ છે પણ તે હાનિકર છે. તમાલપત્રનો ઉપયોગ આમપ્રકોપ અને કફપ્રધાન રોગો પર થાય છે. અપચન, ઉદરવાત, ઉદરશૂલ, વારંવાર દસ્ત લાગવા, બધા પ્રકારના કફરોગ અને ગર્ભાશયની શિથિલતા પર તમાલપત્ર બીજી ઔષધિની સાથે અપાય છે. તમાલપત્રનો ફાંટ તાવની પૂર્વાવસ્થામાં પિવરાવવાથી પરસેવો આવે છે, પેશાબ વધારે ઊતરે છે તથા આમ અને વિષ દૂર થઈને જ્વરપ્રાપ્તિ રોકાઈ જાય છે.

—સ્વામી કૃષ્ણાનંદ

દ્વારકા વગેરે સ્થળે ઉત્કૃષ્ટ તરબૂચ થાય છે. મરાઠીમા એને 'ટરબૂચ' પણ કહે છે. *તરબૂચ—શીતળ, બલકર, મધુર, તૃપ્તિકારક, ગુરુ, પુષ્ટિકારક, મલસ્તંભક તથા કફકર છે; અને પિત્ત, શુક્ર તથા ધાતુનો નાશ કરે છે. એના પાદડા કડવાં અને રક્તવૃદ્ધિકારક છે. ઉપયોગ—(૧) પુષ્ટતા માટે:—તરબૂચનાં મિંયા વાટી તેનો મગજ અર્ધો તોલો અને ખડીસાકર અર્ધો તોલો એકત્ર કરી ખાવુ (૨) દાહ ઉપર:—તરબૂચ ખાવા. (૩) મૂત્રકૃચ્છ્ર ઉપર:—તરબૂચના ગર્ભનુ પાણી પાશેર કાઢી તેમા ખડીસાકર અને જીરાનુ ચૂર્ણ નાખી આપવુ (૪) ઇંદ્રિયમાં ચાંદી પડે છે તે ઉપર:—તરબૂચની ચોખડી ડગળી કાપી કાઢી, તેમા પાશેર ખાંડ નાખી, તે ઉપર પ્રથમ કાઢેલી ડગળી પૂર્વવત્ બેસાડી તે ઝાકળમા રાખવુ અને સવારે તેમાનુ પાણી પાવુ; એટલે ઇંદ્રિયની ચાદી, ફોલ્લી અને પેશાબ વખતે થતી બળતરા, એ વિકારનુ શમન થાય છે.

**૨૬૬ તલ**—સ૦ હિં૦ તિલ. મ૦ તીળ. ક૦ એળ્ળુ તૈ૦ નોબલુ તા૦ એલ, નણુ. તુ૦ ઉરુ, એમ્મે. મલા૦ કારેલ્લુ ફા૦ કુંજદ અ૦ સીમસીમ ઇં૦ સિસેમ નૈજર સીડ્સ લા૦ સિસેમસ ઇંડિકમ્.

તલના છોડ શુમારે બે હાથ ઊંચા વધે છે એનો રોપો વેંત દોઢવેંત ઊંચો વધે છે, ત્યારે તેના પાંદડાની ભાજી કરે છે તલમાથી તેલ કાઢે છે. તેનો ખોળ માણસો અને ઢોરોને પણ ખાવાના ઉપયોગમા આવે છે. તલ પૌષ્ટિક છે તલનુ તેલ ખાવાના સર્વ તેલોમા ઉત્તમ છે જંગલી અડદ, જંગલી મગ અને જંગલી ચણા (રુદ્રવંતી) પ્રમાણે જંગલી તલ કરીને જંગલમા એક ઝાડ તલના છોડ જેવુ થાય છે. એ જંગલી છોડ પણ ઔષધના ઉપયોગમા આવે છે તલમા કાળા અને ધોળા એવી બે જાત છે. **તલ**—બલકર, સ્નિગ્ધ, ગુરુ, અગ્નિદીપક, સ્તનમા દૂધ વધારનાર, પિત્તલ, કેશોને હિતાવહ, અલ્પમૂત્રકારક, વ્રણ વિષે પથ્યકારક, ગ્રાહક, તૂરા, મધુર, કડવા, પાકકાળે તીખા, સ્પર્શ વડે શીત મનિપ્રદ, દાંતોને હિતકારક, વર્ણકર તથા કફકારક છે, અને વ્રણ તથા વાયુનો નાશ કરે છે. **કાળા તલ**—ગુણમા અધિક છે **ધોળા તલ** હીનગુણ છે **રાતા** તથા **અરણ્ય તલ** ગુણોમા હીન છે **તલનું તેલ** વ્રણશુદ્ધિ કરે છે. ઉપયોગ—(૧) મૂત્રાઘાત (મૂત્ર બંધ થવું) અને દાહ ઉપર:—તલની સોટીઓની અથવા ખોળની રાખ ગાયના દૂધમા મેળવી તેમાં થોડું મધ નાખી પાવુ (૨) તારુણ્યપિટિકા ઉપર લેપ:—ગોમૂત્રમા તલનો જૂનો ખોળ કાલવી લેપ કરવો (૩) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:—તલનું તેલ ચૂનાના નીતર્યા પાણી સાથે મિશ્ર કરી તેની પટ્ટી બાધવી, અને વારવાર તે પટ્ટી ઉપર તે મિશ્રણ કરેલા તેલના ટીપા પાડતા જવું; એટલે તત્કાળ રોગીને સુખ જણાશે અથવા મિશ્રણનો મોરના પીંછા વડે લેપ કરવો (૪) અટકાવ

* કાળિંગાના ખેતરો બહુધા નદી પાસે અને રેતાળ જમીનમા હોય છે કાળિંગામા મુખ્ય બે જાતો છે. લાલ અને ધોળી લાલની અંદરનો ગરભ રાતા રંગનો અને ઘણો જ ઠંડો તથા મીઠો હોય છે કોઈ કોઈ તો એને લાલ એ જ નામથી પણ ઓળખે છે બીજાનો ગરભ સફેદ હોય છે એમા ઠંડાશ એટલી બધી હોતી નથી, તોપણ તે મીઠા અને ઠંડા હોય છે કુમળા (કૂણા) હોય ત્યા સુધી લોકો એનું શાક અને કઢી કરીને ખાય છે પાકયા પછી સ્વાદને માટે ઘણા લોકો એના ગરભને ખાય છે એનામા તૃષા શાંત કરવાનો ઉત્તમ ગુણ છે, તેથી મુસાફરો ખેતરોમાથી તે લઈ ખાઈ શાંત થાય છે એ બહુ ખાવાથી મગજને શિથિલ કરી બુદ્ધિનો નાશ કરે છે, એથી જ એને કેટલાક લોકો કુમતિયા નામથી પણ ઓળખે છે એ માથાના વાળને ઊભા ચીરી ટૂકા કરે છે એના બીજને કળીઓ કહે છે એને પણ કેટલાક મીઠુ ચડાવી શેકીને ખાય છે એના બીજના રંગ પ્રમાણે બે ત્રણ જાતો જોવામા આવે છે

કાળિંગાની કળીઓનું તેલ કાઢવાની રીત એવી છે કે, એને પાણી પીવાની બતકમા ભરી તેને મજબૂત બૂચ મારી, તેમા ઝીણું કાણું પાડી, એક પિત્તળની તપેલી જમીનની અંદર ઊંડો ખાડો ખોદી તેમા ગોઠવી તેના ઉપર તે બતક ઊંધી વાળી રાખી, તપેલીમા ધૂળ ન પડે તેમ ચોકસાઈ કરી માત્ર બતકના બૂધા ઉપર છાણાનો તાપ આપવો, એટલે અંદરની કળીઓ બળી જઈ તેલ એ તપેલીમા ઊતરશે તપેલીના સ્થાને સાકડા મોનો લોટો હશે તો વધારે માફક આવશે આ તેલ જનાવરોના ક્ષતમા પડેલા કીડાનો સત્વર નાશ કરનાર છે, એટલુ જ નહિ, પણ મનુષ્યને પણ એટલુ જ હિતકારક છે નહિ રુઝાતા (ભરની ગળ) ગૂમડા તાબડતોબ શાંત પડે છે ખરેખર એ આપણુ સ્વદેશી આયડોફોર્મ કિંવા કારબોલિક ઍસિડ છે

**આવવા માટે:**—તલ, ગૂદા અને વરિયાળીનો કાઢો કરી ગોળ નાખી ત્રણ દિવસ પાવો; અથવા કાળા તલનો કાઢો ગોળ નાખી પાવો (૫) **મુખપાકના યોગથી દાંત હાલે છે તે ઉપર:**—સિંધવ અને તલના તેલના કોગળા મોમાં રાખવા. (૬) **અપસ્માર (ગોતા) ઉપર:**—તલના તેલમા ગોમ (કાનખજૂરો) તળી કાઢવો અને તે તેલ એકેક ટીપુ નાકમા અને કાનમા પાડવું એટલે માથા માહેના કીડા નીકળી જઈ રોગ દૂર થાય છે. (૭) **આદાશીશી ઉપર:**—ગોળ અને ઘી એકત્ર કરી ખાવા અને દૂધમા તલ અથવા તેલ અને વાવડિંગ વાટી તેનો લેપ મસ્તક ઉપર કરવો, એટલે ત્રણ દિવસમા આદાશીશી બંધ થાય છે (૮) **કૂતરાના વિષ ઉપર:**—તલનુ તેલ અને ખાડેલા તલ ગોળ અને આકડાનુ દૂધ, એ સમભાગે લઈ એકત્ર કરી પાવાથી વિષ ઊતરી જાય છે (૯) **ધંતૂરાના વિષ ઉપર:**—તલનું તેલ અને ગરમ પાણી એકત્ર કરી પાવું (૧૦) **પિત્તથી આખા શરીર ઉપર ફોલ્લા ઊઠે છે તે ઉપર:**—તલનુ તેલ બે પૈસાભાર, અફીણ એક પૈસાભાર અને પાચ રાઈના દાણા જેટલો સાબુ, એ સર્વ ગરમ કરી ફોલ્લા ઉપર ચોપડવા અથવા સર્પની કાચળીની રાખ તલના તેલમા ખરલ કરી ફોલ્લા ઉપર ચોપડવી. (૧૧) **પ્રમેહ અને વીર્યપતન ઉપર:**—તલના પાદડા પાણીમા પલાળી, ચોળી, તે પાણી ગાળી નાખી જલદીથી પાઈ દેવુ. વાર થાય તો તે પાણીનો ગડો બંધાઈ વ્યર્થ જશે (૧૨) **ગર્ભસ્રાવ થવાની ખોડ હોય તો:**—તલ અને પદ્મકાષ્ઠ સમભાગે લઈ એકત્ર વાટી સાકરમા આપવુ (૧૩) **હરસ (રક્તમૂળ વ્યાધિ) ઉપર:**—તલ વાટી માખણમા મેળવી ખાવા આ ઉપાય બહુ જ નિર્ભય અને સારો છે. આ રીતે તલ ખાવા ઉપરાત તલની પોટીસ કરીને પણ મસા ઉપર બંધાય છે. (૧૪) **ગર્ભિણી અને સુવાવડીના રક્તસ્રાવ ઉપર:**—તલ, જવ અને સાકરનુ ચૂર્ણ મધમા આપવું (૧૫) **અશ્મરી અને શુક્રાશ્મરી (શુક્રનો અવરોધ કરવાથી જે પથરી થાય છે તે) ઉપર:**—તલની સોટીઓની રાખ મધમા નાખી આપવી. (૧૬) **બાળકની રક્તસંગ્રહણી ઉપર:**—માખણમા થોડી તલની ભૂકી અને સાકર નાખી આપવુ (૧૭) **તિડીક પ્રમેહ (તણખિયા પરમિયા) ઉપર:**—તલના તાજાં ફૂલો સાંજે લાવી અર્ધો શેર પાણીમા શુમારે ૫૦ ફૂલો પલાળી રાખવાં. સવારે તે ફૂલો સળી વડે હલાવવા; એટલે પાણીનો જાડો ખોળ થશે પછી તે માહેલા ફૂલો કાઢી નાખી તે ખોળ શુમારે ૪ તોલા લઈ તેમા સાકર નાખી પાવો. (કેટલાક વૈદ્ય દૂધ અને મધ મેળવીને પિવરાવે છે.) એ પ્રમાણે બે વખત તાજો ખોળ તૈયાર કરી સાત દિવસ પાવો. જંગલી તલની ભાજી સૂકવી રાખવી અને રોજ રાત્રે એક પૈસાભાર કાચના વાસણમા પલાળી રાખી બીજે દિવસે પ્રાતઃકાળમાં તે જ પાણીમા તે ભાજી મસળી વસ્ત્રગાળ કરી શુમારે ચાર પૈસાભાર પાણી લઈ તેમા જીરું અને સાકરની ભૂકી નાખી એક વખત—એ પ્રમાણે સાત દિવસ પાવુ. (૧૮) **માંકડનો નાશ કરવા માટે:**—તલના છોડ ઉપર એક જાતના જીવ હોય છે તેને 'માકળા' કહે છે, તે સુદ્ધા છોડ બાધી લાવી ઘરમા મૂકવો તે માકડને ખાઈ જાય છે માણસને કંઈ ઈજા કરતા નથી (૧૯) **રક્તગુલ્મ ઉપર તથા અટકાવ માટે:**—તલનો કાઢો કરીને તેમા સૂંઠ, મરી, લીંડીપીપર, હિંગ અને ભારંગમૂળનું ચૂર્ણ નાખી તે કાઢો પાવો (૨૦) **રક્તાતિસાર ઉપર:**—વાટેલા કાળા તલ એક ભાગ, સાકર બે ભાગ અને બકરીનુ દૂધ ચાર ભાગ, એકત્ર કરી તે પાવુ (૨૧) **મૂતરખડા (પથરી) ઉપર:**—તલના ફૂલનો ખાર, મધ તથા દૂધ એકત્ર કરી તે ત્રણ દિવસ પાવુ. (૨૨) **વાળા ઉપર:**—તલનો ખોળ કાજીમા વાટી લેપ કરવો.

**૨૭૭ તલવણ**—(હાડિયા કરસણ) સ૦ અજગંધા મ૦ તિળવણ પાઢરી તિલવણ, ભાટવણ, માવ્લી, તિલવન, હુરહુર, હુલહુલ, ગાગલાના ખેન ક૦ નિલિયગિડ્ડ, માબજ્જિ, નાબજ્જિ, કિરિકાળા, તિલોણિગિડુ તૈ૦ વામિટા, અજગંધિ તા૦ વાળે મલા૦ કારવેળા, પાવક્કા ગોમં૦ કિરકાળી. લા૦ ગાઇનેન્ડ્રોપ્સિસ્ પેન્ટાફિલા.

એનુ મરાઠીમા **ભાટવણ** એવુ પણ નામ છે હિંદુસ્તાનીમા એને 'હુરા હુરા' કહે છે એ છોડ ચોમાસામા ઊગે છે. લીલી જમીનમા એ બારે માસ થાય છે એ સુમારે બે હાથ ઊંચો વધે

છે એ છોડ ઉપર ફૂંવાડિયાની શિંગો જેવી બારીક અને આઠ આગળ જેવડી લંબાઈની શિંગો આવે છે× **તલવણુ**–તીખી, કડવી અને શીતળ છે એ વિષ, સંપૂર્ણ વ્યાધિ, પિશાચપીડા અને ગ્રહપીડાનો નાશ કરે છે **ઉપયોગ—(૧) કર્ણરોગ ઉપર:**—તલવણુનો પાલો હાથે ચોળી તેનો રસ દરરોજ ત્રણ વાર કાનમા પાડતા જવુ; એટલે કર્ણશૂળ, કાન વહેવો વગેરે વ્યાધિ સારા થાય છે. (કાનમા બળતરા બહુ થાય છે; માટે વિચારીને ઉપયોગ કરવો.) **(૨) ઢોરના કર્ણરોગ ઉપર:**—તલવણુના પાલાનો અંગરસ અને માખણની પરાશ–એ એકત્ર કરી કાનમા રેડવુ અને કાનની અણીઓ વાળીને પછી પડીકું બાધે તેમ અંદર ભરેલુ ઔષધ પડે નહિ તેવી રીતે કાન બાધવો એ પ્રમાણે પ્રાતઃકાળમા ભરેલુ ઔષધ સાંજે કાઢી નાખી કાન સાફ ધોઈ પુનઃ ઔષધ ભરવું તે પ્રાતઃકાળે કાઢવું એવી રીતે આ ઔષધ બે દિવસ ભર્યા પછી કાળી તુલસીનો પાલો અને ભાગરાનો અંગરસ કાનમા નાખી એક દિવસ વીત્યા પછી કાન છોડવો; એટલે કાન સારો થાય છે. **(૩) ટાઢિયા તાવ ઉપર:**—ટાઢ આવવાની સંધિમા તલવણુના પાદડાનો રસ કાનમા પાડવો આથી તાવ રોકાઈ જાય છે, પણ કાનમા બળતરા બહુ થાય છે માટે નિર્બળો માટે આ ઉપાય કરવો નહિ **(૪) વીંછીના વિષ ઉપર:**—તલવણુનો રસ જે બાજુએ વીછી કરડ્યો હોય તે બાજુના કાનમા પાડવો. **(૫) દુખતા ભાગ ઉપર:**—પાદડા વાટી ચોપડવા એટલે તે જગ્યા લાલ થઈ દુઃખ મટી જાય છે. **(૬) બગાઈ વગેરે કાનમાં ગઈ હોય તો:**—તલવણુનો રસ કાનમા નાખવો. **(૭) અંડવૃદ્ધિ ઉપર:**—તલવણુનો રસ ચણાના કાઢામા પાવો **(૮) શોફોદર ઉપર:**—તલવણુનો રસ ૩ અથવા ૭ દિવસ ચમચાભર પાવો

**૨૯૮ તવખીર વૃક્ષ**—સં૦ કં૦ તવક્ષીર મ૦ તવકીર, તવખીર. ફા૦ તબાશીર. ઇં૦ આરોરૂટ. લા૦ કકર્યુમા અંગસ્ટિફોલિયા મલા૦ કુવા. હિં૦ તવાખીર

આ ઝાડ મલબાર પ્રાતમા થાય છે. એ વધારેમા વધારે એક માથોડુ ઊંચે વધે છે અને સાધારણ રીતે બે હાથ ઊંચું હોય છે. એના પાદડા હળદરના પાદડા જેવા હોય છે અને ઝાડ પણ તેવુ જ દેખાય છે; તથા તેના જેવી જ તેની મુડીઓ થાય છે. તેને ચૂટી કાઢી પાણીમા ધોયા પછી જરા કચરી ચાર–પાચ વાર ધોઈ તાપમા ગૂકવે છે. પછી તેને દળી તેની બારીક ભૂકી કરે છે તે શુભ્ર (ધોળા) રંગની હોય છે, તેને 'તવકીર' કહે છે એને દૂધમા બાફી ખાય છે એનો જે પદાર્થ કરે છે તેને 'લાપશી' કહે છે. નાના બાળકોને તથા રોગીને એ લાપશી આપે છે. એ પદાર્થ શીતળ અને પૌષ્ટિક છે. તવખીર પાચ છ જાતના ઝાડના કંદમાથી થાય છે* મહાબળેશ્વરના ડુંગર ઉપર પણ તવખીર ઉત્પન્ન કરનારા ઝાડ થાય છે+ અમેરિકા ખંડમા આ ઝાડ પ્રખ્યાત છે.

---

× તલવણુના બીજ રાઈ જેવડા હોય છે કોઈ તો એને કુકરભાગરો, તનમની વગેરે નામોથી પણ ઓળખે છે એને પાચ પાદડાનો ઝૂમખો અને પીળા રંગના ફૂલોનો ઝૂમખો થાય છે એ બૂટી ચોમાસામા ઘણી થાય છે એના પાદડા પંચ જેવા હોય છે વાસ મછલાતી આવે છે અને તે ઉકરડા કે બીજી ખાતરવાળી જમીનમા થાય છે કોઈ કોઈ વખતે તો તે પડેલા મકાનો, કબરસ્તાન અને ખેતરોની આજુબાજુમા પણ જણાય છે મારવાડી અને હિંદીઓ એને 'કાગલાના ખેત' પણ કહે છે. તે ઉપરથી ગુજરાતમા હાડિયા કરસણ કહે છે રાજનિઘંટુકારે એની સફેદ ફૂલની અને પીળા ફૂલની એમ બે જાતો ગણાવી છે

બીજના ગુણ રાઈ જેવા છે બીજ દાહજનક, દીપન, પાચન, ઉત્તેજક અને કૃમિઘ્ન છે મૂળ ઉત્તેજક અને સ્વેદલ છે પાનનો ઉપયોગ ગાઠ બેસાડવા માટે પોટીસરૂપે કરાય છે

* જવ, ઘઉં, ચોખા, તાલવૃક્ષ, વનગાયનુ દૂધ, શિંગોડાનો લોટ વગેરે પદાર્થોની પણ તવખીર થાય છે તેમા વનગાયના દૂધની અને જવની ઉત્તમ ગણાય છે

+ 'દ્રવ્યગુણશિક્ષા'મા શ્રી નગેન્દ્રનાથ સેન લખે છે કે તવખીર (આરારોટ) જે અમેરિકામાથી અહી આવે છે, તે 'મૌરંટા એરંડીનેમિયા' નામક રોપાના કંદનુ ચૂર્ણ છે એ કંદને બહુ જ સાવધાનીથી છોલી સાફ પાણીથી ધોઈ, પછી શિલા પર પીસે છે ત્યાર પછી પુષ્કળ સાફ જળમા મેળવી થોડો વખત રહેવા દે છે. જેથી ગળોના સત્વની માફક સૂક્ષ્મ ચૂર્ણ પાણીના નીચેના ભાગમા બેસી જાય છે તે સત્વને સુકાવી લેવાથી આરારોટ તૈયાર થાય છે કોઈ કોઈ આરારોટના કંદને સૂકવી ચક્કીમા દળીને વસ્ત્રગાળ કરી ઉપયોગમા લે છે.

અમેરિકન લોકો બાણથી કિંવા બીજા શસ્ત્રથી જખમી થયા હોય તો આ ઝાડનું દૂધ ચોપડે છે; માટે તેને 'આરોરૂટ' એવું નામ આપેલું છે. અંગ્રેજી ભાષામાં આરો એટલે 'તીર' અને 'રૂટ' એટલે 'મૂળ' એવો અર્થ થાય છે. લુચ્ચા માણસો તવખીરના યોગે તેલનું ઘી કરે છે. તે માત્ર આઠ દિવસ જ સારું રહે છે પછી તેની તેલવાળી વાસ આવે છે **તવખીર**—મધુર, શુભ્ર, શીત, સુગંધી, બળકારક, વૃષ્ય, પૌષ્ટિક, ધાતુવર્ધક, લઘુ તથા સ્નિગ્ધ અને ક્ષય, પિત્તરક્ત, પિત્તદાહ, અરુચિ, ઉધરસ, દમ, તાવ, તૃષા, કમળો, પાંડુ, કોઢ, મૂત્રાશ્મરી, મૂત્રકૃચ્છ્ર, મેદ વ્રણ, કફ તથા રક્તદોષનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) ગરમીથી મોંમાં ચાંદીઓ પડે છે તે ઉપર:**—તવખીર ચોપડવી. **(૨) પિત્ત ઉપર:**—તવખીર ઘીમાં નાખી પાવી **(૩) બાળકોને શક્તિવર્ધક ભક્ષ્ય:**—તવખીર ઠંડા પાણીમાં અથવા ગાયના દૂધમાં નાખી બાફી પાતળી ગળથી કરી તેમાં થોડી સાકર નાખી પાવી. **(૪) રક્તપ્રદર (સ્ત્રીઓને ધ્રાત જાય છે તે) ઉપર:**—તવખીર, રાળ અને ગેરુનું ચૂર્ણ ઘીમાં આપવું

**૨૯૯ તાડ**—સં૦ બં૦ ફા૦ તાલ મ૦ ખરતાલ, તાડવૃક્ષ. હિં૦ તાડ. ક૦ તાળીમારા તં૦ તાતિ તા૦ પનેમાર, તાળી તુ૦ તારી. મલા૦ તાલં, પના અ૦ તાર. ગો૦ તળટમારો. ઇં૦ પાલમાયરા, પામ. લા૦ બોરેસસ્ ફ્લેબેલીફર

**તાડ, માઢ, સોપારી, સુરમાડ, શીંદી**—એ સર્વ ઝાડ એક જ જાતના છે. એની ઉત્પત્તિ ગરમ દેશમાં થાય છે તાડના ઝાડ ડુંગર ઉપર અને રાનમાં પોતાની મેળે ઊગે છે. એ દશ-બાર વર્ષે ફળે છે તાડનું ઝાડ ઘણું જ ઊંચું વધે છે. તેનો મોટો ૪૦-૫૦ હાથ ઊંચો અને સરળ હોય છે. એ ઝાડમાંથી તાડી કાઢે છે. એના ફળને 'તાડગોળા' કે 'તાડફળ' કહે છે. એ ગોળા ઘણા ઠંડા છે, તેથી કેટલાક લોકો ગરમી થવાથી ખાય છે તાડનું ઝાડ ઘણું જ ઉપયોગી છે. તેની ઝાવલી ઘરના છાપરા પર નાખે છે તેના પાદડામાંથી છત્રીઓ વગેરે અનેક વસ્તુઓ થાય છે. તાડના સોટા પાણી જવાની પરનાળો કરવાના ઉપયોગમાં આવે છે તાડપત્ર વૃક્ષ કરીને તેની એક જાત સિંહલદ્વીપમાં થાય છે. એની ઊંચાઈ સવાસો હાથ હોઈ એની ઝાવલી પંદર-વીસ હાથ લાંબી હોય છે. એ એક ઝાવલીથી વીસ-પચીસ માણસનું વરસાદથી કે તાપથી રક્ષણ થાય છે આ તાડપત્ર વૃક્ષ શુમારે ૮૦ વર્ષ ટકે છે. એટલા વખતમાં તે એક જ વખત ફળે છે એના ફળ હાથીના મસ્તક જેવડા હોઈ તેમાં તાડગોળા જેવો ગીગ હોય છે. તે લોકો ખાય છે. એ વૃક્ષના પાદડાંનો પુસ્તક લખવામાં પ્રથમ ઉપયોગ થતો હતો. સિંહલદ્વીપ, કર્ણાટક, એ દેશોમાં અદ્યાપિ તાડપત્ર ઉપર પુસ્તકો લખે છે. લખવાના કામમાં લીધા પહેલાં એ પાદડા દૂધ-પાણીમાં ઉકાળી કાઢે છે. એ પાદડા ઉપર લોખંડના ખીલાથી લખે છે એ પાદડા કાગળ કરતાં ઘણાં વર્ષો સુધી ટકે છે. વ્યંજનતાડ કરીને એક તાડની જાત છે તેના ઝાડ દક્ષિણ અમેરિકામાં ઘણાં છે એ સાદડીઓ તથા પંખા કરવાના કામમાં આવે છે તાડગોળા કુમળા હોય ત્યારે સ્વાદિષ્ટ લાગે છે. જૂના તાડગોળા ખાવાથી અતિસાર થાય છે. તાડગોળાની અંદર નાળિયેરની પેઠે પાણી હોય છે, તે સિવાય છે **તાડવૃક્ષ:**—મધુર, શીતળ, માદક, પુષ્ટિકર, શુક્લ, કફકર, બલકર, મદકારક, વૃષ્ય તથા સારક છે; અને પિત્ત, દાહ, શોષ, વિષ, શ્રમ, કોઢ, કૃમિ, રક્તદોષ તથા વાયુનો નાશ કરે છે. **એના કુમળાં ફળ**—સ્નિગ્ધ, સ્વાદુ, ગુરુ, મલાવરોધક, બલકર, શીતલ, ધાતુવર્ધક, વૃષ્ય, તૃપ્તિકારક, માંસલ તથા કફકર છે; અને વાયુ, શ્વાસ રક્તપિત્ત, વ્રણ, દાહ, ક્ષત, પિત્ત, ક્ષય તથા રક્તદોષનો નાશ કરે છે. **એનાં પાકાં ફળ**—દુર્જર તથા મૂત્રલ છે, અને શુક્ર, પિત્ત, કફ, નેત્રાભિષ્યંદ તથા રક્તને કરનારાં છે. **એનું લીલું ટોપરું**—મૂત્રલ, શીતળ, રસકાળે અને પાકકાળે મધુર તથા સારક છે અને વાતપિત્તનું નાશક છે. **એનું જાનું ટોપરું**—કફકર, મદકારક, લઘુ, સ્નિગ્ધ, મધુર, સારક અને વાતપિત્તનાશક

---

વિશુદ્ધ આરારોટની ઓળખાણ એ છે કે, એના ચૂર્ણને ચપટીમાં દબાવી મસળવાથી ચડચડ અવાજ ઉત્પન્ન થાય છે જે બાળકોની પાકસ્થળી (હોજરી) કમજોર હોય તેને આરારોટ આપવો નહિ અન્ય સર્વ રોગી માટે હિતકર છે ખાલી પેટે આરારોટનું સેવન વિશેષ લાભદાયક છે

છે. **તાડના મસ્તકમાંનું માંજર**—ધાતુવર્ધક અને વાતપિત્તનુ નાશક તથા બસ્તિ શુદ્ધ કરનારુ છે. **તાડી**—અતિ માદક, સ્નિગ્ધ, ગુરુ તથા વૃષ્ય છે તેજ ખાટી થઈ હોય તો પિત્તકર અને વાતનાશક છે **તાડનાં મૂળ**—પાકકાળે સ્વાદુ અને રક્તપિત્તનાશક છે ઉપયોગ— **(૧) ગરમીથી પેશાબે બળતરા થાય છે તે ઉપર :**—કુમળા તાડગોળા ખાવા એટલે પેશાબ સાફ થાય છે, અથવા તાડનાં મૂળ ચોખાના ધોવરામણમા વાટી સાકર નાખી પાવા

**૨૮૦ તાંદળજો (ચોળાઈ)**—સં० તદુલીક મ० તાદુળજા કો० ચવળ્યાચી ભાજી० હિં० ચૌંલાઈ, ચોગઈ બં० ક્ષુદેનટે, કાટાનટે, ગોયાલનટે ફીરેમોષ્પુ તૈ० કુઈ કોરા, ચિરિકુરા, મોલાકુરા તા० મુલ્લુકુઈ. મલા० ચિરૂચિડા સપેજમાર્જ અ० બુક્કલેયમાનીય. ઇ० હર્મફ્રોડાઈટ એમેરેથ ક० કિરૂકુશલો તપેલુ લા० એમેરેન્થસ પોલિગેમસ, એમેરેન્થસ ટેન્યુઈ ફોલિયસ

આ ભાજી બારમાસી થાય છે એના પાદડા નાના અને રોપો બે વેતથી અધિક ઊચો થતો નથી. આ ભાજી સ્વાદે ઘણી સારી અને પથ્યકર છે **તાંદળજો**—મધુર, શીતળ, રુચિકર, અગ્નિદીપક, લઘુ, રુક્ષ, મૂત્રલ, પથ્યકારક તથા સારક છે, અને વિષ, પિત્ત, શ્રમ, દાહ, રક્તદોષ, ઉન્માદ, રક્તપિત્ત, શીતપિત્ત, ત્રિદોષ, તાવ, કફ, ઉધરસ તથા અતિસારનો નાશ કરે છે. **તાંદળજાનાં પાદડાં**—શીત છે તથા પિત્ત, રક્તવિકાર, વિષ તથા ઉધરસનો નાશ કરનાર અને રુચિકર છે **જળ તાંદળજો**—કંટક, રક્તપિત્તનો નાશક, કડવો અને લઘુ છે ઉપયોગ—**(૧) સર્પના વિષ ઉપર :**—તાદળજાના મૂળ અને મરી ચોખાના ધોવરામણમા વાટી પાવા. **(૨) સર્વ પ્રકારના પ્રદર ઉપર :**—તાદળજાના મૂળ વાટી તેનો કલ્ક કરી તેમા રસાજન× (રસવતી) મેળવી તેમા મધ અને ચોખાનુ ધોવરામણ ચોગણુ નાખી પાવાથી સર્વ પ્રકારના પ્રદર નાશ પામે છે. **(૩) ગર્ભ સ્થિર થવા માટે :**—ઋતુકાળે તાદળજાના મૂળ ચોખાના ધોવરામણુમા વાટી પાવા **(૪) વિષમજ્વર ઉપર :**—તાદળજાના મૂળ માથા ઉપર બાધવાથી વિષમજ્વર જાય છે. **(૫) આગિયા મણિયારના વિષ ઉપર :**—તાદળજાના મૂળ અને મરી ચોખાના ધોવરામણમાં ઘસી પાવા **(૬) ગર્ભિણી અને સુવાવડીના રક્તસ્રાવ ઉપર :**—તાદળજાના મૂળ વાટી ચોખાના ધોવરામણમા પાવા. **(૭) વીંછીના વિષ ઉપર તથા સોમલ ઉપર ઉતાર :**—તાદળજાનો રસ સાકર નાખી પાવો. **(૮) વછનાગના વિષ ઉપર :**—મૂળ સુદ્ધા તાદળજાના રસમા ગાયનુ દૂધ નાખી પાવુ **(૯) ચણોઠીના વિષ ઉપર :**—તાદળજાનો રસ અને સાકર પાવા **(૧૦) ઢોરના ખાવામાં સોમલ આવ્યો હોય તો :**—તાદળજાના મૂળ, બીલીના મૂળ અને કોઠીના મૂળ ગાયના ધોમા ઘસી પાવા **(૧૧) આદાશીશી ઉપર :**—તાદળજો અને જટામાંસીના કલ્કમા ઘી સિદ્ધ કરી એનુ નસ્ય આપવું. **(૧૨) ગયેલા કેશ આવવા માટે :**—તાદળજાની ભાજી ખાવી. **(૧૩) અગ્નિદગ્ધ વ્રણ ઉપર :**—તાદળજાનો રસ ચોપડવો. **(૧૪) ઉદરરોગ ઉપર :**—તાદળજાની ભાજીનો રસ કાઢી પાવો, અથવા તાદળજાની ભાજી નિત્ય ખાવી **(૧૫) પારો વગેરે શરીરમાં મળેલાં સર્વ રસાયનો નીકળી જવા માટે :**—તાદળજાનો રસ ઘી નાખી ૮ દિવસ પાવો. **(૧૬) કૃત્રિમ વિષ ઉપર :**—ધુવાસ (ચૂલા ઉપર ધુમાડાથી એકઠુ થયેલુ કાજળ) અને તાદળજાના મૂળ બનને સમાન ભાગે પાણીમા વાટી તેમા તેથી ચોગણુ ઘી નાખી, ઘીથી ચોગણુ દૂધ નાખી ઘી બાકી રહે ત્યાં સુધી ઉકાળી તે પાવુ; એટલે સર્વ કૃત્રિમ વિષોનો નાશ થશે

**૨૮૧ તાલીસ**—સ० મ० બ० હિં० તાલીસપત્ર ક० ચરીચલી-ચચલી-મારા તૈ० તા० તાલીસપતરી-પત્રી મલા० તાલેસપત્ર ફા० જગ્નવ અ० તાલીસફર લા० ટેકસસ બેકેટા

એની ઉત્પત્તિ હિમાલય પર્વત ઉપર થાય છે એ ઝાડ નાના હોય છે એના પાદડાને તાલીસપત્ર કહે છે તાલીસપત્રનો ઔષધમા ઘણો ઉપયોગ થાય છે **તાલીસપત્ર**—મધુર, કડવુ, ઉષ્ણ, લઘુ, તીક્ષ્ણ, સ્વર્ય, હૃદ્ય તથા અગ્નિદીપક છે, અને દમ, ઉધરસ, કફ, વાયુ, ક્ષય, ગુલ્મ, અરુચિ,

× રસાજન એટલે દારુહળદરનો અષ્ટમાગ કાઢો કરી તેમા તેટલુ જ બકરીનુ દૂધ મેળવી ઉકાળી માવો કરી ખાડી ચૂર્ણ કરવુ તે

રક્તદોષ, ઊલટી, આમદોષ, અગ્નિમાંદ્ય, પિત્ત તથા મુખરોગનો નાશ કરે છે. **તાલીસાદિ ચૂર્ણ**—તાલીસપત્ર ૧, મરી ૨. સૂંઠ ૩, લીંડીપીપર ૪, વંશલોચન (વાંસકપૂર) ૨, એલચીદાણા ૦॥, તજ ૦॥ અને ખાંડ ૩૨ તોલા, એ સર્વનું ચૂર્ણ કરી તે ૩ માસા આપવું; એટલે અરુચિ, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, તાવ, ઊલટી, અતિસાર શોષ, પેટ ચડવું, બરોળ, પાંડુ તથા સંગ્રહણી વગેરે રોગો દૂર થાય છે.+

**૨૮૨ તિપાની**—સં૦ ત્રિપર્ણી મ૦ ત્રિપણી કંદ હિં૦ થિલપણીં. ક૦ મુંગેગલ બં૦ તિલકંદ. તિપાનીના નાના નાના વેલા થાય છે એ વેલા વાડો ઉપર અને ઘણું કરી ભોંયમગના ખેતરોમાં ઘણા થાય છે એના પાદડા બારીક અને આકારે ભોંયમગના પાંદડા જેવા હોય છે એ વેલાને ત્રિદલ પાંદડાં આવે છે એ વેલો શ્વાસ કાસ, વ્રણ અને વિષનો નાશ કરે છે **તિપાની**—મધુર તથા શીત છે, અને દમ, ઉધરસ, વ્રણ, શીતપિત્ત તથા વિષનો નાશ કરે છે **ઉપયોગ—(૧) વ્રણ ઉપર**:—તિપાનીના પાદડા સૂકવી બાળી રાખ કરવી અને તે ઘીમાં ખરલ કરી ચોપડવાં, એટલે ગૂમડું તુરત જ ભરાઈ આવે છે. આ અનુભવસિદ્ધ પ્રયોગ છે

**૨૮૩ તિવર**—(તવર) સં૦ તુવરક તુવરી, સાગરોદ્ભુત મ૦ તિવર હિં૦ લિના બં૦ બની સિંધ–ચેર, કચ્છ–ચેરિયા, તિમર લૅ૦ એવિસેનિયા ઑફિસિનેલિસ તિવરના ઝાડ ખાડીમાં થાય છે એ ઝાડ માથોડું–બે માથોડાં (૨૦–૩૦ ફૂટ સુધી) ઊંચાં વધે છે એનું લાકડું મજબૂત હોય છે. ઘણું કરીને એનો બાળવાના કામમાં વિશેષ ઉપયોગ થાય છે દેવતા સળગાવવાને એની છાલ ઘણી ઉપયોગમાં આવે છે પાન પશુઓને ખવરાવે છે ફળોને વાટી માખણ મેળવી ગરમ કરી ગૂમડાં પકવવા માટે પોટીસરૂપે ઉપયોગમાં લેવાય છે લાકડાની રાખ કપડાં ધોવાના કામમાં આવે છે

**૨૮૪ તૂરિયાં**—સં૦ ધારાકોશાતકી મ૦ દોડકી, શીરાળી હિં૦ તોરઈ, તુરૈયા બં૦ ઝીંગા. ક૦ ધારવીરે. તે૦ બીરકાયા. તા૦ પીરકુ, પીરે મલા૦ પિચ્ચક લૅ૦ લ્યુફા એકયુટેંગ્યુલા.

તૂરિયાનો વેલો ઘણો જ પ્રસરે છે તૂરિયાને પીળાં ફૂલો આવે છે. એ વેલો વાવ્યા પછી સવા મહિને ફળ આવે છે આ ફળ હાથ હાથ લંબાઈ સુધી વધે છે તૂરિયાનું શાક થાય છે. એ આમાશ કરનારું છે. **તૂરિયાં**—મધુર સ્નિગ્ધ, શીત, બલપ્રદ, વીર્યપ્રદ, રુચિકર, ગુરુ તથા પથ્યકર છે, અને શ્વાસ, કાસ, તાવ, કફ, પિત્ત, કૃમિ, ગુલ્મ. ઉદર, ત્રિદોષ તથા મલબંધનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) બદ ઉપર**:—તૂરિયાના મૂળ ઠંડા પાણીમાં ઘસી ચોપડવા, કિંવા તૂરિયાંની ભાજી બારીક વાટી વેળ ઉપર ચોપડવાથી ચાર પ્રહરમાં બદની ગાંઠ બેસે છે **(૨) શરીરમાં ગરમીનો આજાર મરવાથી કાખમાં કિંવા જાંગના ખાંચામાં ચાદીઓ પડે છે તે ઉપર**:—તૂરિયાના વેલાના મૂળ ગાયના માખણમાં કિંવા એરંડિયામાં ઘસી બે–ત્રણ વાર ચોપ-

+ ડૉક્ટર દેસાઈના મતમાં તાલીસપત્ર અવસાદક (ગામક) છે સંકોચવિકાસપ્રતિબંધક અને આર્તવજનક છે નાની માત્રામાં નાડી અને શ્વાસોચ્છ્વાસ મંદ થાય છે, મધ્યમ માત્રામાં શ્વાસોચ્છ્વાસ અને હૃદયની ગતિ વધી જાય છે મોટી માત્રામાં ચક્કર આવવા, આક્ષેપના ચિહ્ન જણાવા–એ થઈને મૃત્યુ થઈ જાય છે. તાલીસપત્રનું ઝેર ચડવા પછી ઊલટી થાય છે, કેફ ચડે છે, મોળ આવે છે, આંખના ડોળા પહોળા થાય છે, શ્વાસ મંદ થાય છે, ગભરામણ થઈને પ્રાણઘાત થાય છે ગળને ચીરીને જોવાથી હોજરી, આંતરડામાં અને વૃક્કસ્થાનોમાં દાહ થયેલો જણાય છે તથા હૃદય નકામું થયેલું જોવામાં આવે છે તાલીસની ક્રિયા ગર્ભાશયનો સંકોચ કરાવે છે, એટલે ગર્ભપાત થાય એવો ભ્રમ થાય છે પણ ખરું જોતાં ગર્ભપાત થતો નથી, પણ સ્ત્રી જ મરી જાય છે તાલીસપત્રની ક્રિયા સેવીન અને ડિજિટેલીસની વચ્ચેની છે એટલે કાંઈક ક્રિયા સેવીન જેવી અને કાંઈક ડિજિટેલીસ જેવી થાય છે સેવીન જેવી ક્રિયાથી દાહ થતો પેશાબ અને આર્તવની ઉત્પત્તિ થાય છે ડિજિટેલીસ જેવી એટલે ચક્કર આવવા, હૃદયક્રિયા મંદ થઈ અનિયમિત થવી, કેફ ચડવો–એ ડિજિટેલીસના કરતાં પણ વધારે થાય છે આ ઔષધ જેવી રીતે મનુષ્ય માટે ઘાતક છે તેવી જ રીતે પશુઓ માટે પણ ઘાતક છે.

**માત્રા**—૧ થી ૨ રતી સુગંધી પદાર્થની સાથે **ઉપયોગ**–આનો ઉપયોગ જ્વરમાં કરે છે પણ નાડી અને હૃદય નિર્બળ હોય ત્યારે આપવું નહિ અપસ્માર અને આક્ષેપયુક્ત રોગમાં અપાય છે કફ, ક્ષય, શ્વાસનલિકાના જીર્ણશોથ, દમ અને ગભરામણ ઓછી કરાવવા માટે વપરાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

કર્યાં એટલે ચાદીઓ મટી જાય છે (૩) મૂતરખડા (પથરી) ઉપર:—તૂરિયાના વેલાના મૂળ ગાયના દૂધમા અગર ઠંડા પાણીમા ઘસી પ્રાતઃકાળે એક વાર એ પ્રમાણે ૩ દિવસ પાવા.

**૨૮૫ તુવરફૂળ**—સં૦ હિં૦ બં૦ ક૦ તુંબરૂ-ફળ મ૦ તી-ચીરફળ, તિમળ, કોકલી. કો૦ તીસળી લા૦ ઝેન્થોકસાઈલિમ્ ર્ટ્સા ક૦ જિમ્મિમર તે૦ હેટસા.

આ કાટેરી ઝાડ ગોમાતક અને કર્ણાટક પ્રાતમા ઘણા થાય છે એ ઝાડ શીમળાના ઝાડ જેવા થાય છે એને મગઠીમા 'તીમળી' પણ કહે છે એનું લાકડું ઘણુ ચીકણુ અને કઠણુ હોય છે તે ઘર બાધવાના કામના ઉપયોગમા આવે છે. એ ઝાડના કાટા હથેળી જેવડા પહોળા હોય છે. તે લઈ સૂતર કાઢવા માટે તેની ચક્કીઓ કરે છે કાકડી કિવા કોળુ છીણવાને છીણી ન હોય ત્યારે આ કાંટા વડે કામ ચલાવી લે છે એના ફળ ચણા જેવડા હોય છે એ ગુણમા ઘણાં ગરમ છે એ કાઈક તીખા લાગે છે એ ફળ પાકે એટલે ગતા થાય છે. એ ફળ સુકાય એટલે તેના ઉપરની છાલ મસાલામા નાખે છે એ ફળનુ તેલ પણ નીકળે છે **તુવરફૂળ**—મધુર કડવુ, તીક્ષ્ણ, અગ્નિદીપક, ઉષ્ણવીર્ય, મૂત્રકૃચ્છ્રનાશક, રુક્ષ, તીખું, રુચિકર, લઘુ, વિદાહી તથા હૃદ્ય છે અને કફ, વાયુ, ગુલ્મ, ઉદરરોગ, શૂળ, પેટ ચડવુ, કૃમિ, નેત્રરોગ, કર્ણરોગ. મસ્તકરોગ, કંઠરોગ, ઊલટી, કોઢ, પ્લીહા, શ્વાસ, અરુચિ તથા અપતંત્રક વાયુનો નાશ કરે છે **માત્રા**—બીજરહિત ફળનુ ચૂર્ણ ૧ થી ૨ રતી મધની સાથે મૂળની છાલનો કાઢ ૧ થી ૨ તોલાનો રોજ આપી શકાય છે. **ઉપયોગ**—(૧) **શૂળ, પેટનું ચડવું, ગુલ્મ અને ઉદર રોગ ઉપર:**—તુવરફળ. સિંધવ, સચળ, બીડલોણ, વાવડિંગ, અજમોદ એરંડાના મૂળ, જવખાર, બાળહરડે, શેકેલી હિંગ-એ સમભાગે લેવા અને નસોતર ત્રણ ભાગ લેવા એ બધાનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમા અગર જવના કાઢામા પાવુ (૨) **વાયુથી અંગમાં કળતર થાય છે તે ઉપર:**—તુવરફળનુ ચૂર્ણ ૧-૨ ગુંજા મધમા આપવુ (૩) **અજીર્ણ ઉપર:**—તુવરફળની ભૂકી કરી ગોળમા કાલવી ચણોઠી જેવડી ગોળીઓ કરી તે ગોળી ઘીમા આપવી. (૪) **વાતભ્રમ ઉપર:**—તુવરફળની ભૂકી અને મરીની ભૂકી એકત્ર કરી કોપરાના તેલમા કાલવવુ અને મસ્તક તથા બંને આખો ઉપર ચોળી જીરવવુ

**૨૮૬ તુવેર**—(તુર, તુગ) સં૦ તુવરી, આઢકી મ૦ તુર. હિં૦ અરહર, રહરી ક૦ તોગરી. તા૦ અદગી, તુવરે તુ૦ તોગેરી મલા૦ આઢકા, તુવર. ફા૦ શાખુલ ઇં૦ પીજીયન પી લા કેજેનસ ઇન્ડિકસ. તૈ૦ કાદુલુ, આઢકી

તુવેરની વાવણી ગુજરાત અને દક્ષિણ દેશમા ઘણી થાય છે. યુરોપ, આફ્રિકા, અમેરિકા, એ ખડોમા આ ધાન્યનુ નામ કોઈ જાણતુ નથી તુવેરના છોડ બે પ્રકારના થાય છે. એક પ્રતિવર્ષે થનારી અને બીજી બે-ત્રણ વર્ષ ટકનારી પ્રતિવર્ષ થનાર છોડ બે-અઢી જ હાથ ઊંચા વધે છે. જે છોડ બે-ત્રણ વર્ષ રહે છે, તે પાચ-છ હાથ ઊંચા વધી તેના છોડ પહેલીના કરતા જાડા હોય છે તુવેરમા બે જાત છે. રાતી અને ધોળી સુરતી તુવેરની દાળ સર્વોત્કૃષ્ટ હોય છે. તુવેરની દાળનો હિંદુ લોકોમા ઘણો ઉપયોગ થાય છે તુવેરની દાળનુ પૂરણ, તેના પાણીની કઢી વગેરે પદાર્થો કરે છે એ ધાન્ય ચણાથી અર્ધું પૌષ્ટિક છે **તુવેર સાધારણ**—કિંચિત્ મધુર, વાતલ, તૂરી, ગુરુ, રુચિકર, ગ્રાહક, રુક્ષ, વર્ણકર તથા શીતળ છે, અને કફ, પિત્તજ્વર, વિષ, રક્તદોષ, ગુલ્મ, વાયુ તથા અર્શનો નાશ કરે છે એ ઘીમા સેવવાથી વાયુનો તથા ત્રિદોષનો, લેપનથી કફપિત્તનો અને રેચનથી કફ અને મેદનો નાશ કરે છે. **તુવેરની દાળ**—પથ્યકર તથા કિંચિત્ વાતલ છે અને કૃમિ તેમ જ ત્રિદોષનો નાશ કરે છે **ધોળી તુવેર**—ગુરુ છે અને વાયુ, પિત્ત, અમ્લપિત્ત અને આધ્માન કરનારી છે. તે ગ્રાહક અને પથ્યકર છે **રાતી તુવેર**—રુચિકર, બલકર, પથ્ય તથા જ્વરનાશક છે અને પિત્ત, સંતાપાદિ અનેક રોગોનો નાશ કરે છે. **કાળી તુવેર**—બળકર તથા અગ્નિદીપક છે અને પિત્ત તથા દાહનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **ભાંગ ઉપર ઉતાર:**—તુવેરની દાળ વાટી પાવી. (૨) **ખસ ઉપર:**—તુવેરની દાળ અથવા પાદડા બાળી દહીંમા ખરલ કરી ચોપડવા. (૩) **નાડીવ્રણ ઉપર:**—ધોળી તુવેરના પાદડાનો અંગરસ પાશેર કાઢી તેમા

ગાયનુ ઘી ૨૧ વાર ધોયેલું મેળવવું. પછી તેનો વ્રણ ઉપર લેપ કરવો અથવા પાદડાં બાળીને ઘીમા ખરલ કરી ચોપડવા. **(૪) દંતરોગ ઉપર અને દાંત મજબૂત થવા માટે:**—તુવેરની સુકાયેલી ભાજી અથવા તુવેરની દાળ, કાટાસળિયાના મૂળ અને બિયામા, એકત્ર કરી કડાઈમા નાખી તપી ગયા પછી અંદર અંગારા નાખી કોલસા થવા દેવા ભોંયરા થાય, એટલે ઉપર ઢાંકણું ઢાકવુ અને અંદર મીઠું નાખી વાટી તે મંજન રોજ દાતે ચોપડી દાત ઘસવા **(૫) ભ્રમ અને મૂર્છા ઉપર:**—તુવેરની દાળ ઘસી તેનું અંજન કરવું **(૬) આધાશીશી ઉપર:**—તુવેરના પાદડાં અને દ્રોનો રસ એકત્ર કરી તેનુ નસ્ય આપવુ **(૭) મુખપાક ઉપર:**—તુવેરના પાંદડા અર્ધો અર્ધો તોલો તંબાકુની પેઠે વારંવાર ચાવી મોઢામા ગળવા અને લાળ થુંકી નાખવી. **(૮) રક્તપિત્ત ઉપર:**—તુવેરનાં પાદડાનો રસ ૧ તોલો અને ઘી ૩ તોલા એકત્ર કરી પાવુ, એટલે નાકમાથી અને મોમાથી લોહી પડતુ બંધ થાય છે **(૯) સર્પના વિષ ઉપર:**—તુવેરના મૂળ ચાવી ખાવા.

૨૮૭ **તુલસી**—સં૦ હિં૦ ક૦ તે૦ બં૦ મા૦ તા૦ મલા૦ તુલસી મ૦ તુળસ ફા૦ રેહાન. અ૦ ઉલસીબદરત. ઇં૦ વ્હાઈટ બેઝીલ લા૦ ઓસીમમ સેંક્ટમ (સેંક્ટમ એટલે પવિત્ર.)

તુળસીના છોડ શુમારે હાથ-બે હાથ ઊંચા વધે છે. એમા કાળી અને ધોળી એવી બે જાત છે. તુળસીને માંજરો આવે છે અને તેમા તેના બી હોય છે એ માંજરનો અને તુળસીદળનો દેવની પૂજામા ઉપયોગ થાય છે. કાળી તુળસીના છોડ કાળા રંગના હોય છે. કાળી તુળસી ધોળી કરતા વધારે ગુણવાળી છે. તુળસીના છોડમા અનેક અપૂર્વ ગુણો હોવાથી આપણા પૂર્વના **ઋષિવર્યોએ** દીર્ઘદૃષ્ટિ વાપરી સર્વ લોકોને ઘેર તુળસીના છોડ જોઈએ એવી યોજના કરી રાખેલી છે એ યોજના ઉપરથી તેઓનુ પૂર્ણ ડહાપણ અને દૂરદર્શીપણું વ્યક્ત થાય છે. તુળસીનો છોડ ઘરના આંગણામા વાવવાથી આરોગ્ય વધે છે તુળસીના છોડમાથી એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થઈ તે આસપાસની રોગકારક હવાનો નાશ કરી હવાને ચોખ્ખી કરે છે. એવા અપૂર્વ ગુણ ઉપરથી તુળસીના છોડની નિત્ય પૂજા કરવી, તેની પ્રદક્ષિણાઓ કરવી, એવો જે આપણા ધર્મમા નિત્યનિયમ કહેલો છે તેથી કરી આપણને ઘણો જ ફાયદો છે એ વિષે વધારે કહેવાની જરૂર નથી. તુળસીના છોડ ફક્ત આપણા હિંદુસ્તાનમા જ છે તુળસીના છોડ જેવી અપૂર્વ ગુણકારી અનેક વનસ્પતિ પરમાત્માએ હિંદુસ્તાન દેશમા આપણા લોકોના સુખ માટે નિર્માણ કરેલી છે. એ આપણા ઉપર ઈશ્વરની બીજા સર્વ દેશના લોકો કરતા ઘણી જ મોટી કૃપા છે. પરંતુ આ કૃપાનો અનાદર કરી પૌષ્ટિક ઔષધ જોઈએ તો લો ‘કોડલીવર ઓઈલ’ (મચ્છીનુ તેલ), ચા જોઈએ તો લો રક્ત-શોષણ કરનારી ચિનાઈ ચા* અને તે વળી હાડકાના પ્યાલામા! આ કેટલું ખરાબ છે? આવા આપણા લોકમાહેના જે કૃતઘ્ન, દેશને ડુબાડનારા અને મહા અજ્ઞાન લોકો છે, તેઓને આ વાતની કાંઈ શરમ જણાતી નથી! ગાયના દૂધ જેવો પૌષ્ટિક પદાર્થ આ સૃષ્ટિમા બીજો કોઈ પણ નથી;

---

* ચાનો નિષેધ કરતા એક કહે છે કે

प्रज्ञेरज्ञैस्तरुणजरठैर्ब्राह्मणैरन्त्यजातैः । पौरैर्ग्रामैर्नरपतिवरैर्निर्गृहैर्निस्स्वकैश्च ॥
प्रातः सायं नियमिततयाभ्यर्चिता भक्तिभावात् ।
हा हा चाहा हत कलियुगे कर्षति प्राणवित्तम् ॥ १ ॥

• અર્થાત્ ‘અહો! ડાહ્યા અને મૂર્ખ, જુવાન અને વૃદ્ધ (ઘરડાઓ), બ્રાહ્મણો અને તેમનાથી નીચ જાતો (ઢેડા સહિત), શહેરના રહેવાસીઓ અને ગામડિયાઓ, શ્રેષ્ઠ રાજાઓ, ઘરવગરના અને સાધનવગરના, એવા સર્વ લોકોથી નિયમિતપણે સવાર-સાંજ ભક્તિભાવથી આદર અપાતી ચા આ નીચ કલિયુગમા પ્રાણ અને દ્રવ્ય (પૈસા)ની હાનિ કરે છે’ ખરુ છે કે એ જઠરાગ્નિને મંદ કરે છે અને કોફી નિદ્રાનો નાશ કરે છે, એમ જાણતા છતા નીચ-ઊંચ તમામ મનુષ્યો એની મોહિનીમા જ પડી ગયા છે! એટલુ જ નહિ પરંતુ મહેમાનપરોણાઓને પણ એવુ જ આતિથ્ય આપતા હોવાથી કહેવત પડી છે કે –

‘ચાહે જમણ તજાવિયા, આભૂષણ ઘડિયાળ, ટોપી તજાવે પાઘડી, ત્રીકમ ત્રણે ટાળ ૧
છત્રી સર્વ હથિયારમા, ખેસ કર્યો રૂમાલ, જાકિટ બખ્તર જગતમા, ત્રીકમ ત્રણે ટાળ ૨

છતાં તે તેઓને પૌષ્ટિક જણાતુ નથી કે શુ? તુળસી જેવી અનેક રોગહારક અને પૌષ્ટિક ચા મોટા જથામાં અને ફોકટ મળવા છતા તે તેઓએ કેમ ગ્રહણ કરવી નહિ? એનો વિચાર કરવા માડવાથી એવુ જણાય છે કે તેઓની આખો ઉપર અજ્ઞાનના પડળ ચડેલા છે. અસ્તુ. હમણા આપણો હિંદુસ્તાન દેશ કાળચક્રના ફેરામાં પડેલો છે. તેથી વિપરીત બુદ્ધિ ઉત્પન્ન થાય જ ત્યાં બીજો કોઈ ઉપાય નથી. આપણા ઘરમાની હવા શુદ્ધ રહેવા માટે આ ઝાડો કૂડામા વાવવા જોઈએ અને તેમાથી એક બે કૂંડાં ઘરમાના વપરાશવાળા પ્રત્યેક ભાગમાં અને ઓરડીઓમા દિવસે રાખવા જોઈએ તે કૂડા સંધ્યાકાળે ખુલ્લા ઓટલા ઉપર લાવી મૂકવા અને ત્યા જ આખી રાત્રિ રહેવા દઈ બીજે દિવસે સવારમા ઘરમાં લઈ ઉપર કહ્યા પ્રમાણે મૂકતા જવુ. એમ કરવાથી પ્રકૃતિ સારી રહી અનેક વિકાર અને વાયુ વગેરેના વિકારો થતા નથી. **તુલસી સાધારણ**—કડવી, ઉષ્ણ, તીખી, સુગંધી અને રુચિકર છે તથા વાયુ, કફ, સોજો, કૃમિ અને ઊલટીનો નાશ કરે છે. **ધોળી અને કાળી તુલસી**—તીખી, ગરમ, તીક્ષ્ણ, દાહકર, પિત્તકર, હૃદ્ય, તૂરી, અગ્નિદીપક તથા લઘુ છે અને વાયુ, શ્વાસ, કાસ, ઊચકી, કૃમિ, ઊલટી, દુર્ગંધ, કોઢ, પાર્શ્વશૂળ, વિષ, મૂત્રકૃચ્છ્ર, રક્તદોષ, ભૂતબાધા, શૂળ, તાવ તથા ઊચકી(હેડકી)નો નાશ કરે છે. ઉપયોગ—**(૧) તાવ, આળસ, સુસ્તી, અરુચિ, દાહ, વાતવિકાર અને પિત્ત ઉપર તુળસીનો ચા:**—તુળસીના પાદડા શુમારે એક તોલો કિંવા તેથી વધારે લઈ અર્ધો શેર પાણીમા નાખી તે અર્ધું અગર ચતુર્થાંશ બાળવુ અને પછી પીવુ; એટલે ઉપલા સર્વ રોગો દૂર થાય છે. **બીજો પ્રકાર**—ઉપર પ્રમાણે ઉકાળો કરી તેમા તેટલુ જ દૂધ, એક કિંવા બે તોલા સાલમમિશ્રી+ અને એક બે એલચીનુ ચૂર્ણ કરી તે નાખી તે કાઢો પીવો, એટલે ઉત્તમ પુષ્ટતા પ્રાપ્ત થાય છે, મોમા સ્વાદ આવે છે અને અનેક રોગો દૂર થાય છે. આ 'તુળસીની ચા' પરદેશી નિઃસત્ત્વ અને રક્તશોષક ચા કરતાં ગુણોમા હજારગણી શ્રેષ્ઠ છે; **એટલા માટે તુળસીની ચા નિત્ય પીવી એ આપણા આર્યલોકોને ઘણું જ હિતકારક છે. (૨) મણિયારીના વિષ ઉપર:**—કાળી તુલસીના પાદડાનો રસ નવટાક પીવો અથવા પાદડાં ચાવી ખાવા દાત ચોટી જાય તો આ જ રસ નાકના છિદ્રમા પાડવો અને તાળવુ તથા હાથતળિયે અને પગતળિયે બે ઘડી સુધી ચોળવો **(૩) વિષમજ્વર ઉપર:**—કાળી તુળસીના પાદડાના રસમા મરીની ભૂકી નાખી તે રસ પાવો. **(૪) વાયુહારક ચૂર્ણ:**—કાળી તુળસી ૭ ભાગ, નગોડ ચાર ભાગ, ભાગરો ૭ ભાગ અને વાયવરણા એક ભાગ, એ સર્વ ઔષધોનુ ચૂર્ણ કરી રોજ ત્રણ માસા પ્રમાણે મધમા આપવુ. **(૫) રક્તાતિસાર ઉપર:**—તુળસીના બી રાત્રે પાણીમા ભીંજવી રાખી સવારે ચોળી પાવા **(૬) બાળકની ઓકારી (ઊલટી) ઉપર:**—તુલસીના રસમા મધ નાખી સવારે પાવુ. **(૭) બાળકની ઊલટી અને અતિસાર ઉપર:**—કાળી અગર ધોળી તુળસીના બી વાટી ગાયના દૂધમા પાવા **(૮) દાદર ઉપર:**—રાતી માટી અને તુળસીના પાદડા ભેગા વાટી દાદર ઉપર ચોપડવુ. **(૯) વીંછીના દંશ ઉપર:**—તુળસીનો રસ ચોપડવો. **(૧૦) વાયુ ઉપર:**—તુળસીનો રસ અને આદાનો રસ મધ નાખી પાવો; અથવા તુળસીનો રસ, મરીની ભૂકી અને ઘી અથવા મધ નાખી પાવો, આથી કેટલાયે બળવાન વાતરોગ હશે તે દૂર થશે. **(૧૧) રતાંધળાપણા ઉપર:**—કાળી તુળસીના પાદડાનો રસ ૧૪ દિવસ રોજ બબ્બે ટીપા આખમા પાડવો **(૧૨) કૃષ્ણમધુર જ્વર ઉપર:**—કાળી તુળસી, જંગલી તુળસી અને ફૂદીનો, એ ત્રણેનો રસ ત્રણ કિંવા સાત દિવસ પાવો. **(૧૩) શીતપિત્ત ઉપર:**—તુળસીનો અંગરસ શરીરે ચોળવો **(૧૪) દાદર ઉપર:**—તુળસીના પાદડા ચોળવા અથવા તુળસીના પાદડાનો રસ, ગાયનુ ઘી અને ચૂનો એ કાસાના વાસણમા ખરલ કરી તે મિશ્રણ દિવસમા બે વાર ચોળવુ. **(૧૫) બાળકના શીતળા ઉપર:**—તુળસીનો રસ પાવો **(૧૬) વિષમજ્વર ઉપર:**—તુળસી-

+ સાલમમિશ્રીને બદલે સાકર (મિશ્રી) શબ્દ લખવો જોઈએ સાલમમિશ્રી એટલા મોટા પ્રમાણમા એક જ વખતે લેવાતી નથી, તેમ જ સાલમમિશ્રીમા ચીકાશ હોવાથી ચા બેસ્વાદ થઈ જાય છે, પણ સાકર નાખવાથી સ્વાદિષ્ટ બને છે

દળના અઢી પાદડાની ગોળમા ગોળી કરી ખાવી. (૧૭) **ઉંદરના વિષ ઉપર**:—તુળસીના રસમાં અફીણ ખરલ કરી ચોપડવુ. (૧૮) **આગંતુક જ્વર ઉપર**:—કાળી તુળસીના પાદડા, સૂંઠ અને સાકરનો કાઢો પાવો (૧૯) **કાન પાકે છે તે ઉપર**:—કાળી તુળસીનો તથા ભાગરાનો રસ એકત્ર કરી કાનમા પાડવો. (૨૦) **જખમમાંથી રક્ત નીકળે છે તે ઉપર**:—તુળસીના પાદડા વાટી લેપ કરવો. (૨૧) **ત્રિદોષજન્ય ઊલટી ઉપર**:—તુળસીના રસમાં એલચીનું ચૂર્ણ નાખી પાવુ. (૨૨) **ધનુર્વાત ઉપર**:—કાળી તુળસી, લીલુ લસણ અને ડુગળીનો રસ એકત્ર કરી ત્રણ માસા પાવો અને તેમાનો થોડો શરીરે પણ ચોળવો (૨૩) **વાતશોથ (સોજા) ઉપર**:—તુળસીના રસમા મરીની ભૂકી અને ઘી નાખી તે રસ પાવો.

**૨૮૮ તેજબલ**—સં૰ તેજોવતી. મ૰ બં૰ તેજબલ. લૅ૰ ઝેન્થોકસાઈલુમ્ હિસ્ટાઈલ. હિમાલયના પ્રદેશમા હરદ્વાર અને ગંગોત્રીના અરણ્યોમા આ ઝાડ થાય છે. જે તેજબલ ઔષધના ઉપયોગમા આવે છે, તે ઝાડની એ એક જાત છે એ ઝાડની છાલ મરચા(અકલકરા)ના જેવી તીખી હોવાથી તે દેશના લોકો મરચાને બદલે એનો ઉપયોગ કરે છે. **તેજબલ**—તીખું, ઉષ્ણ, કડવુ, અગ્નિદીપક, પાચક, રુચિકર, કંઠને હિતકર તથા કંઠશુદ્ધિકારક છે અને કફ, વાયુ, પિત્ત, ઉધરસ, દમ, વિષ, ઊચકી, અગ્નિમાદ્ય, અર્શ તથા મુખરોગનો નાશ કરે છે. **કફ, અરુચિ** તથા **દાંત**ના રોગ ઉપર તેજબલનુ દાતણ કરે છે એથી અક્કલકરાની પેઠે મોઢામાં તમતમાટ થાય છે, ગળામાનો કફ દૂર થાય છે ને અરુચિ મટે છે

**૨૮૯ તેરણ**—સં૰ તેરણા મ૰ બ૰ તેરડા. ક૰ વેવત્તિગે, બસવન પાદ હુક.

તેરણ એ એક નાનુ ફૂલ-ઝાડ છે. એને રાતા રગના ફૂલો આવે છે એ ફૂલ આ ઝાડના સર્વાગ ઉપર હોય છે, તેથી તે ઝાડ દૂરથી ઘણું સુશોભિત લાગે છે. આ ફૂલમા વાસ નથી. **તેરણ**—કડવુ, સ્વાદુ અને શીતળ છે, તથા ઊલટી, વ્રણ અને ખરાબ સ્વર(અવાજ)નો નાશ કરે છે.

**૨૯૦ તોરણ**—સં૰ તોદન. લૅ૰ ઝિઝીફસ રૂગોસા તોરણના ઝાડ કરમદી જેવા હોય છે. એ ડુંગરાળ પ્રદેશોમા થાય છે એ ઝાડને ફૂલના તોરા ડિસેંબરથી ફેબ્રુઆરી સુધી આવે છે અને નાના તથા પીળા સફેદ રગના ફળ આવે છે એ ફળ બોરના જેવા હોય છે અને ખાવાથી સારા લાગે છે. **તોરણ**—ગ્રાહક, ખાટું, લઘુ, ઉષ્ણ, અગ્નિદીપક અને પિત્તલ છે. **એનાં પાકા ફળ**—મધુર, સ્નિગ્ધ તથા તૂરા છે, અને કફ તથા વાયુનો નાશ કરનારા છે **ગાંગરૂક** (બીજા પ્રકારનુ તોરણ)—તૂરું, ખાટું, ઉષ્ણ, ગુરુ અને રક્તપિત્ત તથા કફને કરનાર, સારક અને વાતનાશક છે **પાકેલું ગાંગરૂક તોરણ**—રુચિકર, ગુરુ, વાતરક્તનાશક અને પિત્તશામક છે **ઉપયોગ**—(૧) **મુખવિકાર ઉપર**:—એના ફળ ખાવા, એટલે જીભે કાતરા વગેરે થાય છે તે વિકાર દૂર થાય છે (૨) **પ્રદર (સ્ત્રીઓનું ધાતુનું જવું તે) ઉપર**:—તોરણના તોરા, ખાવાના પાનમાં દીટાં સમભાગ તથા તેમા એક તોલાએ ત્રણ માસા પ્રમાણે કળીચૂનો ભેગો વાટી, ચણા જેવડી ગોળીઓ કરવી ધોળા પ્રદર ઉપર ઠડા પાણીમા અને રાતા પ્રદર ઉપર ઘીમા નિત્ય સવારે અને સાજે એકેક ગોળી આપતા જવી જે દિવસે તાવ આવે તે વેળાએ ઔષધ બધ કરી કાજીમા ઘી નાખી બે દિવસ આપવુ. (૩) **કંઠરોહિણી ઉપર**:—તોરણના પાદડાનો ચૂરો કરી મોમા રાખવો અને રસ ગળવો. એટલે કફ પડી ગળુ સાફ થાય છે (૪) **શીતળા હલકા આવવા માટે**:—તોરણના તાજાં મૂળ ભેંસના તાજા દૂધમા ઘસી પાવા (૫) **છાશનું પુન: દહીં બનાવવાની રીત**:—ગોવાળિયા લોક દૂધનુ દહી કરી તેમા થોડુ પાણી નાખી છાશ કરે છે અને માખણ કાઢી લે છે, પછી છાશમા તોરણના મૂળ ઘસી થોડો સમય ચૂલાની પાસે મૂકે છે; અને તે વાસણ ઉપર ધોયેલુ કપડું વીંટાળી તે ઉપર છાણાની ગખોડી નાખે છે તે યોગથી છાશમા પાણીનો રહેલો અશ ઉપર આવે છે, તે ગખથી આકર્ષણ થઈ નીચે રહેલી છાશ દહીના જેવી ઘટ્ટ થાય છે એ પ્રમાણે છાશનુ દહીં થાય છે. (૬) **ચાંદી અને વ્રણ ધોવા માટે**:—તોરણનો પાલો બારીક ખાડી તેમા પાણી નાખી કાઢો કરવો અને તેથી વ્રણ (ગૂમડુ) ધોવું; એટલે રૂઝ જલદી આવે છે.

**૨૯૧ ત્રાયમાણ**—સં૦ મ૦ હિં૦ ક૦ તૈ૦ ત્રાયમાણુ-ણા બ૦ બલાહુસુર, બલા બહુલા, વનભાદુલિયા. ફા૦ અરફાક. લા૦ ડેલફિનીઅમઝલિલ *

આ વનસ્પતિ હિમાલયના ઉત્તર પ્રદેશમાના ગનમા થાય છે. ઈરાન દેશમા પણ એની ઉત્પત્તિ થાય છે. **ત્રાયમાણુ**—કડવુ, રેચક અને વાતનાશક છે. એની સળીઓ અને ફૂલો રેશમી કપડા રંગવાના કામમા આવે છે. **ત્રાયમાણુ**—તૂરું, શીતળ, મધુર, સારક તથા કડવુ છે, અને પિત્તરોગ, ઊલટી, તાવ, ગોળો, કફ, વિષ, શૂળ, ભ્રમ, રક્તરોગ, ક્ષય, ગ્લાનિ, તૃષા, હૃદ્‌રોગ, રક્તપિત્ત, મૂળવ્યાધિ તથા ત્રિદોષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) વિષમજ્વર ઉપર**:—ત્રાયમાણ, કડુ, ધમાસો અને ઉપલસરીનો કાઢો પાવો.

**૨૯૨ થુવેર ચોધારો (થાર ચોધારો)**—સં૦ સ્નુહી, સેહુડ મ૦ સાંબરનિવડુંગ, ગોળ-નિવડુંગ, વઇનિવડુંગ. હિં૦ થુહર, સેહુડ. બ૦ સીજવૃક્ષ ક૦ કળી, મુડુકળિ મલા૦ તીરૂકળી. તૈ૦ જેમડુંકળિ ફા૦ લાદના. અ૦ જકુમ. ઇ૦ મીલ્કસ હેજ. લા૦ યુફોર્બિયા, નેરીફોલિયા. કા૦ નિવડુંગ.

ચોધારો થોર ગોળ હોય છે (માત્ર કાટા અને પાદડા ચાર હાસોમા હોવાથી એ નામ આપ્યું છે) એના ઉપર બારીક ચોખા જેવડા લાબા કાટા હોય છે. એના પાદડા બે આગળ પહોળાઈના અને પાંચ આગળ લાબા હોય છે એ પાદડાનુ અથાણું કરે છે. વાડ કરવા માટે એનો ઉપયોગ થાય છે એ ઝાડ શુમારે માથોડું-બે માથોડુ ઊચુ વધે છે. એમાથી ધોળુ દૂધ પુષ્કળ નીકળે છે. એ દૂધમા કેટલાક રસાયનો અને સોમલની શુદ્ધિ થાય છે **થાર**—તીખો, કડવો, ઉષ્ણ, અગ્નિદીપન, સારક, ગુરુ તથા વાતિકર છે, અને કોઢ, ઉદર, પ્લીહા, પ્રમેહ, શૂળ, આમવાયુ, સોજો, વ્રણ, ગુલ્મ, અષ્ઠિલા, આધ્માન, પાડુ, કફ, જ્વર, ઉન્માદ, વાયુ, મેદ, વીછીનું વિષ, દૂષીવિષ, અર્શ તથા અશ્મરીનો નાશ કરે છે. **થારનું દૂધ**—ઉષ્ણવીર્ય, સ્નિગ્ધ, તીખુ, સારક તથા લઘુ છે; અને કોઢવાળા, ગુલ્મી તથા ઉદરરોગવાળાઓને રેચ વિષે ઉત્તમ છે. એ અધ્માનવાયુ, ઉદરરોગ, વિષદોષ તથા ગુલ્મનો નાશ કરે છે **થારનાં પાંદડાં**—રુચિકર તીખા તથા અગ્નિદીપન છે; અને કોઢ, અષ્ઠિલા, આધ્માન, વાતશૂળ, શોથોદર અને સર્વ ઉદરરોગનો નાશ કરે છે × **ઉપયોગ (૧)**

---

* શ્રી પદેજીએ અહી લેટિન નામ શેલિકટ્રમ ફોલિયોલોઝમ્ આપ્યુ હતુ, તે મમીરીનુ નામ છે. મમીરીમાં પણ ત્રાયમાણના જેવો ગુણ રહેલો છે પણ ખરુ ત્રાયમાણ જે ઈરાનથી આવે છે તેને ડેલ-ફિનિયમઝલીલ અને ડેલાફેનિયમ સેનીક્યુલીફોલિયમ કહે છે તેમા ગુણ વધારે રહેલ છે

× કેટલાક ગ્રંથકારો કાટાળો થુવર, ત્રણધારો થુવર, ચોધારો થુવર, નાગફણી થુવર, ખરસાની થુવર અને
વિલાયતી થુવર, એમ છ પ્રકારના થુવર બતાવે છે એમા ખરસાણી થુવરનુ દૂધ ઝેરી છે એનાથી ઝાડો અને
ઊલટી થાય છે અને દાહ થઈ મૃત્યુ થાય છે એને વાયુના રોગ ઉપર અને સાધાના રોગો ઉપર ચોપડવાથી
તત્કાળ ફાયદો થાય છે બાકીની જાતોવાળા થુવર યકૃત અને બરોળની ગાઠને ગેરવવા માટે આપે છે
ચોધારા થુવરના પાદડા દેવતા પર શેકી ગૂમડા ઉપર બાધવાથી ગૂમડાને ફોડે છે શેકેલા પાદડાને નીચોવી
તેમાનો રસ કાઢી તેમા જરા સચળ નાખી બાળકને આપવાથી રેચ થઈ બાળકની સસણી (વરાધ) તત્કાળ
શાંત થાય છે અને પેટમા ભાર રહેલ હોય તે શાત પડે છે જવાન થુવરના થડની ડગળી કાઢી તેમા
પાતળા લૂગડાની કોથળીમા નાખેલા તીખા (મરી) અથવા લવગને નાખી ડગળી પાછી જેમની તેમ રાખી
ઉપર માટી ભૂસવી છ માસ પછી તે કાઢી લઈ તેમા એકાદ તીખુ અથવા લવગ લાકડા ઉપર ચડાવી
સળગાવી તેનો ધુમાડો બળદના નાકને આપવાથી તેની કબાડી (વળી જઈ સડતુ ગિગહુ) મટી જાય છે.
તજ, લવગ અથવા મરીનો એક દાણો વાટી સુવાડવાથી મૃગી (ગોતુ) શાત થાય છે મૃગીરોગવાળાને
વખત પર ખાવાને પણ એ એકેક લવગ અથવા મરી આપે છે થુવરના દૂધથી બાજરીનો લોટ ભીજવી તેની
સોપારી જેવડી ગોળીઓ કરી દેવતા ઉપર શેકી શક્તિ પ્રમાણે આપવાથી રેચ થઈ શૂળ વગેરે ઉદરરોગ શાત
થાય છે વળી થુવરના દૂધમા ચણાની દાળ પલાળી રાખી વાટી જગલી બોર જેવડી ગોળી કરીને ખાવાથી
જુલાબ થઈ ઉપદંશ અને ફિરગ રોગ દૂર થાય છે થુવરની રાખ કરી તેમાથી તેનો ક્ષાર કાઢી અનેક
ઔષધિઓમા નાખે છે કાટાળા થુવરના પાદડાનુ શાક કરી ખાય છે તેનાથી ઉદરરોગ દૂર થાય છે. એની
ડાડલીઓની ભસ્માર્ક નામની ઔષધિ કરે છે નાગફણી નામના થુવરના લાલ પાકેલા ફળ ખાવાથી શ્વાસ
અને ખાસી દૂર થાય છે. ચોધારા થોરનુ દૂધ તીવ્ર રેચક છે એ આપવાથી ઊલટી અને પાણી જેવા ઝાડા

**અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—થોરિયાનું દૂધ ચોપડવું એટલે ફોલ્લો ઊઠતો નથી (૨) **ઢોરનુ શિંગડું, હાડકું વગેરે ભાંગ્યું હોય તો:**—થોરના દૂધમા ગૂણપાટની રાખ ખરલ કરી લેપ કરી પાટો બાધવો. (૩) **નિદ્રા ન આવવાને:**—થોરના મૂળ ગોળમા ખાવા. (૪) **કમળા ઉપર:** થોરનુ ડીંટુ શેકી તેનો રસ ૪ પૈસાભાર, આદાનો રસ ૧ પૈસાભાર અને મૂળાનો રસ ૧ પૈસાભાર એકત્ર કરી પાવુ (૫) **શરીરમાંની શરદી કાઢવા માટે:**—થોરિયાના કકડા કરી પાણીમા નાખી તે પાણી આધણ આવે ત્યા સુધી કઢવવુ; અને માણસને ખાટલા ઉપર સુવાડી નીચે તે ઊકળતા પાણીનુ વાસણ મૂકી અંગને બાફ આપવો અને ઉપર પિછોડી ઓઢવી, એટલે પરસેવો છૂટી અંગ છૂટું થશે, પછી શરીરે વગડાઉ છાણાની રાખ ચોળવી ઠંડુ પાણી અને વાયરો, એને વિશેષ સબંધ રાખવો નહિ ઘી અને ભાત ખાવો આથી શરીરમાથી શરદી નીકળી જશે. (૬) **ભ્રમરવિષ ઉપર:**—થોર અને લીંડીપીપર વાટી લેપ કરવો. (૭) **નવા જન્મેલા બાળકનું ગળું કફથી બંધાઈ ગયું હોય તો:**—થોરિયો કેળના લીલા પાદડામા વીંટાળી અંગારામા બાફી કાઢવો તથા સાધારણ ઠંડો થયા પછી બેત્રણ ટીપાં રસ કાઢવો તેમા ૬ ટીપા મધ મિશ્ર કરી તેનું થોડું મિશ્રણ હાથની આગળી વડે બાળકના તાળવામા ચોપડવું અને જીભે ચોળવું; એટલે કફ ઉપર આવી ગળુ ખુલ્લુ થાય છે. (૮) **બાળકોની સસણી ઉપર:**—ચોધારા થોરના પાદડા લાવી શેકી તેનો રસ કાઢવો, તેમા કાળો બોળ (એળિયો), હરડે અથવા રેવંચીનો શીરો ખદ-ખદાવી સહેવાય તેવો પેટ ઉપર લેપ કરવો; ડૂંટી ઉપર લેપ કરવો નહિ. (૯) **નાસુર અને નાડીવ્રણ ઉપર:**—વ્રણનુ છિદ્ર યુક્તિથી મોટુ કરી થોરનુ દૂધ અને સિંધવ એકત્ર ખરલ કરી તેની વાટ વ્રણમા ઘાલવી (૧૦) **સોજા ઉપર:**—થોર અંગારામા બાફી અંદરના ગરનો સોજા ઉપર લેપ કરવો. (૧૧) **કફ ઉપર:**—ચોધારો થોર અને ત્રણધારો થોર અંગારામા શેકી અર્ધો તોલો રસ કાઢવો અને તેમા ફુલાવેલો તેલિયો ટંકણખાર બે ગુંજ તથા મધ પાચ તોલા મિશ્ર કરી ખરલ કરી ખાવો; એટલે કફ પાતળો થઈ પડે છે. (૧૨) **નળવિકાર ઉપર:**—ગોળ થોરના પાદડાને એરંડતેલ ચોપડી શેકવી અને તેમા શાહજીરુ, લસણ, હિંગ, મરી અને લીંડીપીપર નાખી બારીક વાટી સોપારી જેવડી ગોળીઓ કરવી તે એક ગોળી ગરમ પાણી સાથે ખાવી. (૧૩) **શ્વાસ, ક્ષય અને હૃદયરોગ ઉપર:**—બે વાલ થોરનું દૂધ લઈ ગોળમા ખાવું.

**૨૯૩ થુવેર-ત્રણ ધારિયો**—સ૦ ત્રિધાર મ૦ ત્રિધારી નીવડુંગ. હિં૦ [illegible] હર. ક૦ મૂરેણુકળી લા૦ યુફોર્બિયા એન્ટીકવોરમ્ બ૦ તેધારા થુહર, સીજ.

એને ત્રણ ફાટા હોઈ દરેક ફાટા ઉપર કાટા હોય છે એ થોરિયાના મોટા મોટા વન હોય છે. એમાથી ધોળું દૂધ ઘણુ નીકળે છે. મુબઈ પાસે દિવાળીના તહેવારોમાં એના કકડા કરી તેમા બત્તી સળગાવે છે એના દૂધમા સોમલની શુદ્ધિ થાય છે. **થોર**—પારદમધક અને રંજન વિષે સિદ્ધિ આપનારો છે બીજા સર્વ ગુણ ચોધારા થોરના સરખા છે. **ઉપયોગ (૧) સંધિવાત ઉપર:**—ત્રિધારી થોરિયાનુ દૂધ લીંબોળીના તેલ સાથે મિશ્ર કરી લેપ કરવો એટલે દરદ મટે છે અને સોજો ઊતરે છે (૨) **સોજો, ગાંઠ વગેરે થાય છે તે ઉપર:**—ત્રિધારી થોરિયાના દૂધનો લેપ કરવો (૩) **બાળકના દૂધરોગ ઉપર:**—ત્રિધારી થોરિયો બાફી ૩ માસા રસ કાઢવો. તેમાં ધુવાસ અર્ધો માસો અને કિંચિત્ કસ્તુરી નાખી ખરલ કરી શક્તિ પ્રમાણે આપવુ (૪) **બાળક-ના કફવિકાર ઉપર:**—ત્રિધારી થોરિયાના કકડા અંગારામા શેકી તેનો રસ કાઢવો, તેમા ફુલાવેલા તેલિયા ટંકણખારની ભૂકી અને મધ નાખી તેનુ ચાટણ આપવુ એ મોટા માણસને પણ આપવુ ૧૦ મહિનાનુ બાળક હોય તો એક ચણોઠીભાર આપવુ (૫) **દમ ઉપર:**—આકડાના ફૂલ, અઘેડાના મૂળ અને ધોળી ગરણીના મૂળ, એને ત્રિધારી થોરિયાના રસના ૧૪

---

થાય છે દાડીનો રસ પણ રેચક છે, પાનનો રસ મૂત્રલ છે, મૂળનો રસ ઉત્તેજક છે, માત્રા—મૂળ ૨ થી ૪ રતી, રસ—૨ થી ૫ ટીપા દૂધ—ાા થી ૧ રતી. દૂધનો ઉપયોગ ઉદરરોગમાં થાય છે ચામ ખીલ પર રસ લગાડ-વાથી પડી જાય છે

પુટો દઈ ભસ્મ કરી રાખવી; અને રોજ ત્રણ માસા મધમાં બહેડા ઘસી તેમાંથી બે રતી ભસ્મ મેળવી ચાટી જવુ (૬) **દાદર ઉપર :**—ત્રિધારી થોરિયાના દૂધનો લેપ કરવો (૭) **બદ ઉપર :**—ત્રિધારી થોરનાં મૂળનો રસ ગોપડી ઉપર તેજ ઝાડની માટી ચોપડવી એટલે ૭ દિવસમાં ગુણ થાય છે.×

**૨૯૪ દક્ષણી થુરિયો (થોર)** કંટાળો—સં૦ કંથારી, કુંભારી મ૦ ફણીનીવડુંગ. હિં૦ નાગકની થુહર ક૦ ફડીગળી. તૈ૦ નાગજમડુ તા૦ મલા૦ નાગતાળી તુ૦ કળિ. ગો૦ કાટયાકળિ. ઇં૦ પ્રીકલીપીયર. લા૦ ઓપન્ટિયા ડિલેનાઈ.

એના પાદડા હાથતળિયાથી મોટા અને એક ઉપર એક ઊગી તેનુ ઝાડ મોટુ થાય છે. એ થુરિયાની વાડો ઘણી ઊંચી વધે છે એનો કાટો બે આગળ લાબો અને ઘણો જ તીક્ષ્ણ હોય છે. એ કાટો વાગવાથી મોટો જખમ થાય છે એ થોર ઉપર લાલ રંગના જીડવા આવે છે. તે સ્વાદે મીઠા હોવાથી કેટલાક તેને ખાય છે. એ જીડવા તોડી કપડાંમા બાધી, પીલી, તેનો રસ કાઢી કાગળ પર લખવાથી રાતી શાહી પ્રમાણે લખાય છે. આ થોર સર્વત્ર થાય છે એ થુરિયાનાં પાદડાં ખડક પર જો પડે તો ત્યા ઊગે છે, એવો એમા વિલક્ષણ ગુણ છે. આ થોરની વાડોમા સર્પની ઉત્પત્તિ ઘણી થાય છે– **દક્ષણી થોર :**—દીપન, રુચિકર, તીખો, ઉષ્ણ તથા કડવો છે. અને રક્તદોષ, કફ, વાયુ, ગ્રંથિરોગ, સ્નાયુરોગ તથા સોજાનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) બાળકની ઉધરસ ઉપર :**—દક્ષણી થુરિયાનુ જીડવુ લાવી દેવતામાં ગરમ કરી, ઉપલી છાલ કાઢી છૂંદી, પછી કપડામાં ઘાલી પીલી, રસ કાઢી તેમા સાકર નાખી પાવો. **(૨) નાનાં બાળકોને ગૂમડાં થાય તે ઉપર :**—પ્રથમ ચંદન ચોપડી પછી દક્ષણી થુરિયાનાં મૂળ ઘસી ચોપડવાં. **(૩) ગુડધી ઉપર :**—દક્ષણી થુરિયાના પાદડા અંગારામા શેકી સારા ગરમ થયા પછી કાઢી તેની બે ચીર કરી, તે ઉપર હળદર નાખી તે ગરમાગરમ બાધવી. **(૪) મૂળવ્યાધિ ઉપર :**—દક્ષણી થુરિયાના સુકાયેલાં પાદડાની ધૂણી આપવી **(૫) નિદ્રા આવવા માટે :**—થોરના મૂળ ગોળમા સેવન કરવા. **(૬) વાત થકી ઉત્પન્ન થયેલ નારૂ (વાળા) ઉપર :**—દક્ષણી થુરિયાનાં મૂળ અને ગોમૂત્રના કલ્કનો લેપ કરવો

**૨૯૫ દાડમ**—સં૦ દાડિમ. મ૦ ક૦ ડાળીંબ હિ૦ અનાર. રા૦ દાડયુ, દાડિમ ક૦ તુ૦ દાલીબ તૈ૦ દાલીબાકાયા. તા૦ માડળે મલા૦ ઉર્માપળમ્ બ૦ દાડિમ. ફા૦ અનારસીરી, અનારતુરશ અ૦ રૂમાનહામીજ, રૂમાનહુલ ઇં૦ પોતીગ્રેનેટ. લા૦ પ્યુનીકા ગ્રેનેટમ્.

દાડમના ઝાડ આ દેશમા સર્વત્ર થાય છે. અરબસ્તાનમા મસ્કત્ પાસે જે દાડમો પાકે

---

× ત્રણધારા થોરમા દાહક દ્રવ્ય બહુ જ ઓછા પ્રમાણમા છે. એ કફઘ્ન, જ્વરહર, રેચક અને રક્તશોધક છે. આ થોર આપવાથી કફ પાતળો થઈને મુખ અને ગુદા વાટે પડે છે **માત્રા**–દાડાને ગરમ કરીને કાઢેલો રસ ૨ તોલા મોટા માણસ માટે, ૦। તોલો બાળક માટે **—સ્વામી કૃષ્ણાનંદ**

– દક્ષણી થુરિયાને ફાફડિયો, ફાફડાળો અને હાથલો થુવર પણ કહે છે એને જે કાટા હોય છે તેની પાસે બીજી ઘણી ઝીણી ફાસો હોય છે તે શરીરમા વાગવાથી દેખાતી નથી અને ઘણી ચળ ઊઠે છે એ શરીરમા વાગ્યા પછી ભાગ્યે જ નીકળી શકે છે એને જે લાલ રંગના ફળો હોય છે, તે ઉપર પણ એવી જ ફાસોના જુદાજુદા ભોથા (જૂથો) હોય છે આ ફળો ઉપરના ફાસોનો જથો કાઢી નાખી છાલ માહેનો ભાગ મહાવરાથી ખાવાથી તે ખરોળનો સચોટ નાશ કરે છે ખરોળ માટે આના જેવો બીજો ઉપાય ભાગ્યે જ હશે કેટલાક લોકો વાળા ઉપર આના હાથલા ને કાટા કાઢી નાખી ચીરી ભડાગડલુ કરી બાધે છે, તેમ જ પેટમાના બગાડ માટે પણ એનુ બધારણ કરવાને એ બે ફાડા વચ્ચે આબાહળદર, સિંધાલૂણ અને સાજીખાર નાખી ભડારડલુ કરી પેટ ઉપર બાધે છે

જીડવાનો રસ દાહશામક, કફઘ્ન અને સંકોચવિકાસપ્રતિબંધક છે એનાથી પિત્તસ્રાવ વધારે થાય છે, પેશાબ લાલ થાય છે પંચાગનો ક્ષાર સારક અને મૂત્રલ છે, મૂળ રક્તશોધક છે પંચાગનો સ્વરસ કાઇંક હૃદયપૌષ્ટિક છે જીર્ણ આમવાત અને સાધાઓના સોજા પર મૂળનો ક્વાથ અપાય છે પંચાગની રાખ હૃદયોદર પર વપરાય છે

છે તે ઉત્તમ હોય છે. તેમા ઘણા બી હોતા નથી. દાડમના ઝાડ બે–અઢી માથોડા સુધી ઊંચાં વધે છે. એ ઝાડમા પણ બે પ્રકાર છે: એકને માત્ર ફૂલો આવે છે, એને 'ગુલનાર' કહે છે: બીજાને ફૂલ અને ફળ એ બે આવે છે દાડમના ફૂલો કસુંબી રંગના હોઈ તેમાં થોડીક પીળી ઝાંખી હોય છે. એ રંગના જેવા રંગને 'દાડીમી રંગ' કહે છે. દાડમ એ ફળ ખાવાને રુચિદાયક અને શરીરને હિતકારક છે. એના યોગથી શરીરમા હોશિયારી આવી તૃષા (તરસ) શમે છે. આ ફળ રોગીને ખવરાવવાને પણ હરકત નથી. આ ઝાડના મૂળ, પાદડાં, છાલ, ફૂલ અને ફળની છાલ, એ સર્વ ઔષધોના ઉપયોગમા આવે છે. દાડમના રસનો પાક થાય છે, તેને 'દાડમપાક' કહે છે. દાડમનો રસ પિત્તશામક છે + **દાડમ**—તૂરું, ખાટુ, મધુર, તૃપ્તિકારક, સ્નિગ્ધ, દીપન, ગ્રાહી, હૃદ્ય, ઉષ્ણ, રુચિકર, લઘુ તથા અગ્નિદીપક છે, અને કફ, ઉધરસ, શ્રમ, મુખરોગ, કંઠરોગ તથા પિત્તનો નાશ કરે છે. **મીઠાં દાડમ**—તૃપ્તિકારક, ધાતુવર્ધક, લઘુ, તૂરા, ગ્રાહક, સ્નિગ્ધ, મેધાકર, બલપ્રદ, મધુર તથા પથ્થકર છે, અને ત્રિદોષ, તૃષા, દાહ, જ્વર, હૃદ્રોગ, મુખરોગ તથા કંઠરોગનો નાશ કરે છે. **મધુર ખાટા (ખટમીઠાં) દાડમ**—રુચિકર, દીપન તથા લઘુ છે, અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે. **ખાટાં દાડમ**—પિત્તકારક તથા રક્તપિત્ત કરનારા છે અને વાયુનો નાશ કરે છે. **કુમળાં સુકાયેલાં દાડમ**—રુચિકર, હૃદ્ય અને વાયુને અનુલોમન કરનારા છે. ઉપયોગ—(૧) **બાળકની ઉધરસ ઉપર**:—દાડમના ફળની છાલ ખાવા આપવી અથવા દાડમના રસનુ ચાટણુ કરી આપવુ (૨) **બાળકના અતિસાર અને સંગ્રહણી ઉપર**:—દાડમની છાલ ઘસી પાવી. (૩) **કૃમિ (કરમ પડે છે તે) ઉપર**:—દાડમના ઝાડની અને મૂળની છાલનો કાઢો કરી પાવો; અથવા દાડમની છાલનો કાઢો કરી તલનુ તેલ નાખી ૩ દિવસ પાવો. (૪) **ઉષ્ણપિત્ત પર દાડમનું શરબત**:—*સાકરનો પાક કરી તેમા દાડમના દાણાનો રસ કાઢી નાખવો અને તુરત જ વસ્ત્રથી ગાળી નાખવુ જરૂર જણાય ત્યારે આ શરબત બે તોલા અને તેટલું જ પાણી નાખી પાવુ, એટલે ઉષ્ણપિત્ત જલદી શમે છે (૫) **આંખોની ગરમી શમવા માટે**:—દાડમના દાણાનો રસ આંખમા પાડવો (૬) **સંગ્રહણી ઉપર**:—લીલા દાડમ કચરી રસ કાઢવો. તેમા માયફળ, લવંગ અને સૂંઠ ઘસી થોડુ મધ નાખી પાવો દાડમ ન મળે તો દાડમની છાલ ઘસી પાવી. (૭) **ગરમીને લીધે નાકમાંથી લોહી પડે છે તે અને રક્તષ્ઠીવી સન્નિપાત ઉપર**:—દાડમના ફૂલ અને દ્રોના મૂળનો રસ કાઢી અથવા એકલા દાડમના ફૂલનો રસ નાકમા પાડવો અને તાળવા ઉપર ચોળવો, એટલે તુરત લોહી પડતુ બંધ થશે (૮) **છાતીમાં દુખતું હોય તે ઉપર**:—દાડમના

+ હિંદુસ્તાની વૈદ્ય દાડમના રસને કેસરની સાથે મેળવીને ઠંડા પ્રયોગોમા આપવાની ભલામણ કરે છે આતરડાના રોગમા (ઝાડાની કબજિયાત ન હોય તો) ફળની છાલ અને ફૂલ, લવંગ, તજ, ધાણા, કાળા મરી આદિ ખુશબોદાર પદાર્થની સાથે મેળવીને આપે છે હિંદી વૈદક ગ્રંથમા જડની છાલ બાબત કાઈ વર્ણન જોવામા આવતુ નથી મુસલમાની ગ્રંથકાર મીઠુ ખાટુ, અને ખટમીઠુ, એમ ત્રણ પ્રકારના દાડમ બતાવે છે તથા ફળની છાલ અને ફૂલને ગ્રાહી ગુણોને લીધે અનેક પ્રકારના રોગોમા વાપરે છે તથા કહે છે કે, મૂળની છાલ એ ઝાડના બીજા સર્વ ભાગો કરતા વધારે ગ્રાહી છે તથા પેટમા થનાર ચપટા અને લાંબા કરમ(કૃમિ ઇ૦ ટેપવર્મ)ના માટે બહુ જ ઉત્તમ અનુભૂત દવા છે વળી એને કૃમિરોગમા આપવા માટે ૫ તોલા તાજી છાલ બશેર પાણીમા નાખી, ઉકાળી એક શેર પાણી બાકી રહે ત્યારે ઉતારી લઈ ઠંડું થયે તેમાથી એકેક પ્યાલો અડધી અડધી વડીમા જ્યા સુધી તમામ કૃમિ ન નીકળી જાય ત્યા સુધી પીવાને આપે છે અનેક વાર આ ક્વાથ પીવાથી પેટમા રદ (ઊલટી) થઈને નીકળી જવાની ભ્રાંતિ થાય છે, પરંતુ થોડીવારમા જ પેટના તમામ કૃમિ નીકળી જાય છે દાડમમા બીજ અને બીજનો રસ પેટની પીડાનો નાશ કરે છે ઝાડાના દરદમા છાલની સાથે થોડુ અફીણ નાખીને આપવાથી બહુ જ ઉત્તમ અસર કરે છે ડો. કર્કપેટ્રીક કહે છે કે ફળની છાલ પાચનશક્તિ વધારવાને અને ગ્રાહી તથા જૂના મરડાના આજારમા લવંગની સાથે ઉકાળીને આપવાથી બીજા ઉપચારો કરતા વધારે ગુણ કરે છે ચરકસંહિતામા દાડમને ઊલટીનાશક, હૃદ્ય (રુચિ ઉત્પન્ન કરીને શરીરને ઉત્તેજન આપનાર) કહેલ છે સુશ્રુતસંહિતામા એને વાતનાશક, મૂત્રદોષ-નાશક (મૂત્રસ્થાનના દરદોનો નાશ કરનાર), તૃષાનાશક અને રુચિકારક ગણેલ છે

* સાકર રસથી દોઢી લેવાનો સાધારણ રિવાજ છે

દાણાના રસમા મીંઢીઆવળનું ચૂર્ણ એક માસો નાખી પાવુ. (૯) ઘોયડીના વિષ ઉપર:—દાડમડીના પાદડા, તલ, હરતાલ અને ગોળ એકત્ર કરી વાટી કરડેલ ઠેકાણે ચોપડવુ (૧૦) ઓદાર-શિંગના વિષ ઉપર:—દાડમનો રસ પાવો (૧૧) આંખો આવે છે તે ઉપર:—દાડમડીના પાદડા વાટી તેનો લેપ કરવો. (૧૨) પિત્તરોગ ઉપર:—પાકેલા દાડમનો રસ કાઢી તેમા સાકર નાખી તે રસ પાવો. (૧૩) શોષ અને મુખની વિરસતા ઉપર:—સાકર તથા દાડમ અથવા દાડમ અને દ્રાક્ષનો કલ્ક સેવન કરવો. (૧૪) રક્તાતિસાર ઉપર:—દાડમની છાલ અને ઇદ્રજવની છાલનો કાઢો મધ નાખી પાવો. (૧૫) ઉપદંશ ઉપર:—દાડમની છાલનું ચૂર્ણ કરી ચોપડવું. (૧૬) ત્રિદોષોત્પન્ન ઊલટી ઉપર:—મસૂર શેકી તેનો લોટ કરી દાડમના રસથી તે લોટ પલાળી તેમાં થોડું મધ નાખી તે ખાવો. (૧૭) દાડમપાક:—ધાણા, સૂંઠ, નાગરમોથ, વાળો, બીલીનો ગર, આમળા, મોચરસ, ધાવડીના ફૂલ, લોદર, ઇદ્રજવની છાલ, જાયફળ, અતિવિષ, ખેરની છાલ, અજમોદ, ખુરાસાની અજમો, એરંડાનાં મૂળ, જીરુ, લવંગ, લીંડીપિપર અને કાકડાશિંગ–એ પૈસા પૈસાભાર લઈ, ચૂર્ણ કરી દાડમમા ભરી ઉપર કણકથી ડાટો કરી, ચૂલામા બાફી પછી ઉપરની કણક કાઢી નાખવી. પછી દાડમ સુદ્ધા તે ખરલ કરી ગોળીઓ બોર જેવડી કરવી. તે ગોળી રોજ એક એક ખવરાવવી, એટલે અતિસાર, સંગ્રહણી, મંદાગ્નિ, અરુચિ તથા શૂળનો નાશ થાય છે

**૨૯૬ દારુડી**—સં૦ પટુપર્ણી, સ્વર્ણક્ષીરી મ૦ વિલાયત, વિલાયતી ધોત્રા, પીસોળા, પિંવળા ધોત્રા, કાટેધોત્રા. કો૦ કર્ડઈ. હિ૦ ચોક, ભરેબદ સત્યાનાસી, પીસોલા બં૦ સીયાલ કાટા, સોણુખી-રૂઈ. ક૦ ચિક્કુણીકે તા૦ કુટ્ટીયોત્તી. મલા૦ પોન્નમત્ત. ઇ૦ ગેબોજ થીસલ લા૦ આર્જેમોન મેક્સિકેના.

દારૂડીના નાના નાના છોડ હોય છે એની ઊંચાઈ શુમારે હાથ દોઢ હાથ હોય છે. પાદડા નાના હોય છે. પીળા ધતૂરા પ્રમાણે એના ડીટામાથી પણ દૂધ (રસ) નીકળે છે, તે પીળા રંગનુ હોય છે. એના મૂળને 'ચોખા' કહે છે. આ વનસ્પતિ રેચક, હિમ, કડવી તથા સારક છે, અને કંડૂ, વાતરક્ત, કૃમિ, પિત્ત, કફ, મૂત્રકૃચ્છ્ર, જ્વર, અશ્મરી, સોજા, દાહ તથા કોઢનો નાશ કરે છે એના મૂળના પણ એવા જ ગુણ છે ઉપયોગ—(૧) રેચ માટે:—દારુડીના મૂળનુ ચૂર્ણ શક્તિ પ્રમાણે ગરમ પાણીમા પાવુ. (૨) ગયેલું પુરુષત્વ પાછું આવવા માટે:—દારૂડીની છાલ ૧ માસો, એને વડના દૂધમાં મસળી તેની ચણા જેવડી ગોળી કરી તે ૧૪ દિવસ પાનમા ખાવી (૩) ગૂમડું ફૂટવા માટે:—દારૂડીના મૂળનો લેપ કરવો. (૪) ઉપદંશ રોગ ઉપર:—દારૂડીના મૂળનુ ચૂર્ણ શક્તિ પમાણે લઈ ચટણીની માફક વાટી પાણી મેળવી ગાળીને ૭ દિવસ પીવું ચાદી ઉપર દારૂડીના ડીટાનો રસ (દૂધ) ચોપડવો પથ્ય બરાબર પાલન કરવુ તુરત થયેલા ચાદીના રોગ ઉપર આ ઔષધિ રામબાણ કામ કરે છે. (૫) કષ્ટાતી સ્ત્રી માટે (પ્રસવ જલદીથી ન થતો હોય તો):—સ્નાન કરી સ્વચ્છ વસ્ત્ર પહેરી દારૂડીના વૃક્ષને નિમંત્રણ દઈ પડછાયો ન પડે તેવી રીતે તેનું મૂળ લાવી દૂધથી ધોઈ કષ્ટાતી સ્ત્રીના અંબોડે બાધવુ એટલે તુરત પ્રસવ થાય છે. પ્રસવ થયા પછી મૂળ તુરત છોડી જલાશયમા નાખી આવવુ (૬) શીતજ્વર ઉપર:—દારૂડીના વૃક્ષનુ મૂળ શનિવારે લાવી રાખવુ. આશરે બે માસાભાર કાળા ઊનના કપડામા સીવીને શીતજ્વરવાળાના હાથ ઉપર અથવા ગળે બાધવુ.×

× **દારૂડીનું તેલ અને ઉપયોગ**—દારૂડીના ૧ શેર ખાડેલા બીજ દોઢશેર ઊકળતા પાણીમા નાખી તે પાણી ઠંડું થતા સુધી ઢાકી રાખવુ પછી બીજોને હાથથી દબાવી નીચોવી લેવા, એટલે નીચોવેલ પાણીમા તેલ ઉપર તરી આવશે તે સંભાળપૂર્વક રૂના પોહા વડે લઈ શીશીમા ભરી રાખવુ **ઉપદંશ** અથવા કોઈ પણ રોગમા **રક્તદોષ** અને **ત્વચાદોષ** ટાળવા માટે રોજ બે-ત્રણ વાર આ તેલ પાનમા ખાવા આપવુ.

શરીર ઉપર **ખાજ (ખજલી–ચેળ)** આવે અથવા વારંવાર **ગૂમડાં** થયા કરે તે ઉપર થોડા દિવસ રોજ નાહવા અગાઉ આ તેલ શરીરે ચોળવુ આથી થોડા દિવસમા રક્તશોધન થઈ રોગ દૂર થશે

**રક્તશોધન** માટે દારૂડીનો ક્ષાર–દારૂડીના પંચાગ લઈ તેમાથી રીતસર ક્ષાર તૈયાર કરી, તેમા સમભાગે વરિયાળી, સોનામુખી (મીંઢીઆવળ) તથા હરડાનુ વસ્ત્રગાળ ચૂર્ણ મેળવવુ આ ચૂર્ણ દિવસમા બે

**૨૯૭ દારુહળદર**—સં૦ બં૦ દારુહરિદ્રા. મ૦ દારુહળદર હિં૦ દારુહલદી. ક૦ મરદઘર્ષણુ, પોપ્પિલી. તૈ૦ મુલુંપુ. પાસુપુ. મલા૦ નાણુમાર. ગો૦ ઝક્કાવેલી હલદિ. તા૦ મુનામારં. ફા૦ દારચાબ. અ૦ દારહલદ. લા૦ બરબેરીસ એરિસ્ટેટા, મોરિંડા અંબેલ્લેટા. તુ૦ મરમંદલ.

દારુહળદરના નાના ઝાડવા હિમાલય પર્વત ઉપર અને અફઘાનિસ્તાનમા થાય છે. એ વેલાનું લાકડું હળદરના જેવું પીળા રંગનુ હોય છે. રસાંજન અથવા રસવંતી કરીને એક ઔષધ દારુહળદરનો કાઢો કરી તેમાથી બનાવે છે. એ કાઢો અષ્ટમાંશ કરી તેમા બકરીનુ દૂધ સમભાગે નાખી બાળી સૂકું કરવું. એટલે+ રસાજન તૈયાર થાય છે. **દારુહળદર**—તીખી, કડવી, રૂક્ષ, ઉષ્ણ તથા વ્રણનાશક છે; અને પ્રમેહ, કર્ણરોગ, મુખરોગ, નેત્રરોગ, કંડૂ, વિસર્પ, ચામડીના દોષ તથા વિષનો નાશ કરે છે. બીજા ગુણ હળદર જેવા છે. **રસાંજન**—તીખું ઉષ્ણ, રસાયન તથા કડવું છે, અને કફ, વિષ, નેત્રવિકાર તથા વ્રણદોષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) કમળી ઉપર:**—દારુહળદરના અંગરસમા હળદર નાખી પાવી. **(૨) પ્રદર ઉપર:**—દારુહળદરના કાઢામાં ૩ માસા શિલાજિત નાખી સાત દિવસ પાવું. **(૩) આગંતુકવ્રણ એટલે શસ્ત્રાદિકથી થયેલા વ્રણ**

---

વાર પા–પા તોલો ઠંડા પાણીની સાથે લેવાથી સાત દિવસમા રક્તદોષ દૂર થાય છે. ભોજનમા તેલ, મરચાં, ખટાઈ તથા મીઠું પણ એટલા દિવસ છોડી દેવુ.

**નેત્રરોગ ઉપર:**—દારૂડીનો ક્ષાર ૧ માસો લઈ ૫ તોલા ગુલાબજળમા મેળવી દુખતી આખમા દિવસમા બે વાર બબ્બે ટીપા નાખવા આ ઔષધિના પ્રયોગથી આખની લાલી, ધુંધ, જાળા તથા ફૂલાં દૂર થાય છે. દારૂડીના પાનનો રસ પણ ક્ષારના અભાવે અંજન કરવા માટે ઉપયોગમા આવે છે.

બાળકોની કુકડિયા ઉધરસ તથા વાતિક ઉધરસ ઉપર દારૂડીનો ક્ષાર ૧ તોલો, સિંધાલૂણ ૧ તોલો, પીપરીમૂળ ૧ તોલો લઈ બારીક ખાડી તેમા ૫ તોલા દારૂડીના પાનનો રસ મેળવી ખરલ કરી, રસ સુકાવી દેવો, પછી ભાગ ૦॥ તોલો મેળવી, ખરલ કરી શીશીમા ઔષધિ ભરી રાખવી. દિવસમાં બે વાર ૪ રતી સુધી ઔષધિ ખાવાથી સર્વ પ્રકારની ઉધરસ તથા બાળકોની ઉધરસ મટી જાય છે

ડૉક્ટર દેસાઈના મત પ્રમાણે બીજનુ તેલ મૃદુ રેચક છે. એરંડિયા કરતા વધારે સારુ છે. કારણ એમાં દુર્ગંધ અથવા બેસ્વાદુપણુ નથી, માત્રા પણ ઓછી છે, પેટમા મરડો લાવતુ નથી. ક્રિયા સૌમ્ય અને નિયમિત છે બીજ રેચક અને વેદનાસ્થાપક છે નવા બીજ ઊલટી કરાવે છે માટે ૧ વર્ષ રાખીને ઉપયોગમાં લેવા જોઈએ પંચાગના ક્વાથનો ઘન રેચક છે મૂળ કૃમિઘ્ન અને કુષ્ટનાશક છે પીળુ દૂધ મૃદુલ, કુષ્ઠઘ્ન, શોથપ્રતિકાર, વ્રણશોધક, વ્રણરોપણ અને નિયતકાલિકજ્વરહર છે

**માત્રા**—મૂળ ૧ ડ્રામ, બીજ ૦। તોલો, બીજનું તેલ ૩૦ ટીપા, દૂધ ૦॥ થી ૨ તોલા

**ઉપયોગ**—દારૂડીનો ઉપયોગ ચર્મરોગમા અતિ થાય છે આનો કીટાણુનાશક ધર્મ અતિ સ્પષ્ટ છે. ઉપદંશ, કુષ્ઠ, દાદર, ખરજવા આદિ રોગો પર વપરાય છે આખ ઊઠી હોય તો દૂધ પાપણો પર લગાડાય છે અને ડોળા પર ફૂલું પડેલુ હોય અથવા મસ (ખીલ) થયેલ હોય તો દૂધનું ટીપુ આખમા નખાય છે. જીર્ણજ્વરમા દૂધ અથવા બીજ (લીંબુના રસમા વાટીને) અપાય છે. જલોદરમા પેશાબ સાફ લાવવા માટે દૂધ અપાય છે પરમા ઉપર દૂધ કીડામારી સાથે અથવા માખણની સાથે અપાય છે. ઉદરશૂળ અને કબજિયાત પર તેલ પિવરાવાય છે અને પેટ ઉપર ચોળાય છે ગરમીના રોગમા જુલાબ માટે બીજ અપાય છે કૃમિને મારવા માટે મૂળ અપાય છે કમળામા દૂધ હિતકર છે

+ બજારમા મળતી રસવંતીમા દૂધ મેળવેલુ હોતુ નથી તેમ જ કેટલીક માટી મળેલી જણાય છે. માટે એવી રસવંતી નીચે પ્રમાણે શોધન કરીને જ ઉપયોગમા લેવી

**રસાંજન શોધનવિધિ**—બજારમાથી લાવેલી રસવંતીને ખાડી પાણીમાં ભીંજવી દેવી ૧ દિવસ પછી પાણી સારી રીતે મસળી ગાળી લેવુ પાણી વધારે મળી જાય તે માટે કાંઈ પણ ભય નથી પછી એ ગાળી લીધેલા પાણીને બીજી વખત અરધા કલાક પછી ગાળી નીચે બેસી ગયેલી માટી ફેંકી દેવી. આ પાણીને ચૂલે ચડાવી દૂધમાથી માવો બનાવે એવી રીતે વારવાર સંભાળપૂર્વક હલાવતા જઈ શીરા જેવી કરી લેવી શીરા જેવી રસવંતી થયા પછી ચૂલેથી નીચે ઉતારી લેવી કઢાઈમા કિનારા પર ચોટી ન જાય એ વારવાર સંભાળતા જવુ શીરા જેવી થયા પછી કસર રહી જાય તે સૂર્યના તાપમા સુકાવી લેવી

દૂધ મેળવેલી રસવંતીમા માસ બે માસ પછી જંતુ પડી જાય છે અને પાણીમા તૈયાર કરેલી બજારમાં આવે છે તે વર્ષો સુધી સારી રહી શકે છે

ઉપર :—દારુહળદરના છાલનો કલ્ક, તલનુ તેલ, કપિલો અને ઘ્રોનો અગરસ એકત્ર કરી મંદાગ્નિથી કઢવી તેલ સિદ્ધ થાય એટલે ચોપડવુ. (૪) અંડવૃદ્ધિ ઉપર :—દારુહળદરનુ ચૂર્ણ ગોમૂત્રમા દોઢ બે માસા આપવું. (૫) ભગંદર અને નાડીવ્રણ ઉપર —થોરિયા અને આકડાનુ દૂધ એકત્ર કરી દારુહળદરની દિવેટ તે દૂધમા પલાળી છિદ્રમા ઘાલવી (૬) પિત્તાભિષ્યંદ એટલે આંખો આવે છે તે ઉપર :—રસાંજન દૂધમા કાલવી તેનો આખો ઉપર લેપ કરવો (૭) કાનમાંથી પરુ વહેતુ હોય તે ઉપર :—રસાંજન સ્ત્રીના દૂધમા ઘસી, તે મધમા મેળવી કાનમા પાડવુ. (૮) વાતપિત્ત પ્રદર ઉપર :—રસાંજન અને લાખ બકરીના દૂધમા વાટી તે પાવું * (૯) દૂઝતા મસા ઉપર :—રસાંજન (રસવંતી) ૧ તોલો તથા કપૂર ૧ માસો લઈ બન્નેને ખૂબ ઘૂંટી પાણીમા ચારચાર રતીની ગોળી બનાવવી, સવારે તથા સાંજે ઠંડા પાણી સાથે એક અથવા બે ગોળી લેવાથી ધારાપ્રવાહથી જનારું લોહી એકદમ બંધ થઈ જાય છે, થોડા દિવસ સેવન કરવાથી હરસનું દરદ સમૂળ નષ્ટ થઈ જાય છે. ઉષ્ણ અને ગરમ પદાર્થ આ ઔષધિ લેતી વખતે ખાવા નહિ ×

**૨૯૮ દાવલા મોરસ**—સં૦ સમુદ્રશાક. મ૦ મોરસ, દાવલા મોરસ, ખારી શાક. લૅ૦ સ્વેડા ન્યુડિફ્લોરા—કુકિટકોઝા. પંજાબી–લુનુક. ચિ૦ ઉશકલૂનિ.

આ ભાજીનો રોપો વેંત–દોઢ વેંત લાંબો હોઈ જમીન ઉપર પથરાયેલો હોય છે અને એના દીંટડાનો રંગ લૂણીની ભાજી જેવો હોઈ શુમારે દોઢ આગળ લાંબા હોય છે તે લૂણીના પાદડા કરતા ત્રણગણા જાડા હોઈ શુમારે અર્ધા તસૂ જેટલા પહોળાં હોય છે. ચણાની દાળ નાખી આનું શાક કરે છે અને બાફીને રાયતુ થાય છે તથા ભજિયા પણ કરે છે. આ ભાજી સમુદ્રકાંઠે થાય છે; એટલે તે ખારી હોય છે. તેથી એમા મીઠું રીતસર નાખવુ જોઈએ યકૃતના રોગ પર કોમળ પાનોનુ શાક આપે છે. પાનોને પાણીમા મસળી ગાળીને પિવરાવવાથી ઊલટી થાય છે.

**૨૯૯ દાંતી**—સં૦ બં૦ હિં૦ ક૦ દંતી. મા૦ દાતી. ફા૦ દંદ. અ૦ હબુલમુલુક. લા૦ ક્રોટન પોલિએંડ્રમ. રા૦ દાત્યુણી

દાતીના છોડ કોકણ પ્રાંતમા ઘણા થાય છે એ છોડ શુમારે ત્રણ–ચાર હાથ ઊંચા વધે છે. એના પાદડા કાંગ્રાદાર, લાંબા અને હાથતળિયા જેવડા હોય છે એના ફળ આકારે ઘૂઘરા (પોટ-ળીઆ) જેવા અને બળદાણા જેવડા મોટા હોય છે એ ફળમાથી નેપાળાના જેવડા બી નીકળે છે તે રેચક છે એના મૂળને 'દંતીમૂળ' કહે છે દંતીમૂળનો કાઢામાં ઘણો ઉપયોગ થાય છે એને 'લઘુદંતી કહે છે. **લઘુદંતી**—ઉષ્ણ, તીખી, અગ્નિદીપક, શલ્યશોધક, સારક, તીક્ષ્ણ, પાચક,

---

* આ ઉપાય બહુ જ વિચારીને કરવાનો છે; કારણ કે લાખ પીધા પછી સ્ત્રીઓને સંતાન થતા નથી, એમ અનેક દાઈઓ કહે છે

× નવા મત પ્રમાણે દારુહળદર કડવી, ઉષ્ણ, કટુપૌષ્ટિક, કાંઈક ગ્રાહી, જ્વરઘ્ન, સ્વેદલ, કફહર અને ચર્મરોગનાશક છે નાના પ્રમાણમા કટુપૌષ્ટિક, દીપન અને સૌમ્યગ્રાહી છે મોટી માત્રામા બળવાન, પરસેવો લાવનારી, જ્વરઘ્ન અને સૌમ્યસારક ગુણ બતાવે છે પ્રમાણ અત્યધિક અપાય તો મરડો થઈને દસ્ત લાગવા માડે છે મોટી માત્રામા નિયતકાલિકજ્વરપ્રતિબંધક (એકાહિક, તૃતીયકને રોકવાવાળી) છે આ ધર્મ ક્વીનાઈન જેવો પણ ઓછા પ્રમાણમા છે તોપણ ક્વીનાઈન લેવાથી જેવો ત્રાસ થાય છે તેવો આનાથી થતો નથી દારુહળદરથી પ્લીહાવૃદ્ધિને સંકોચ કરવાનુ કામ પણ ક્વીનાઈનના જેવુ થાય છે વિષમજ્વર પર રસવંતી ૨–૨ રતીની ૪ ગોળી પાણી સાથે દિવસમા ૩ વખત આપવાથી તાવ ઊતરી જાય છે

શોથપ્રધાનજ્વરની પ્રથમાવસ્થામા સુરમો ઉત્તમ ઔષધિ છે એના જેવો જ લાભ દારુહળદર અને રસવંતીથી થાય છે કફ અને પરુને ઓછુ કરાવવાનુ કામ પણ કરી આપે છે દારુહળદરમા રહેલું સત્ત્વ (દારુહારિદ્રિક–બર્બેરીન) વૃક્કોમાથી પેશાબની સાથે અને ચામડીમાથી પરસેવાની સાથે બહાર નીકળે છે. ચામડીમાંથી બહાર નીકળતી વખતે ચામડીની વિનિમયક્રિયા સુધારે છે તથા રોકાયેલો પેશાબ અને પરસેવો જે લોહીમા ઝેરને વધારે છે, તે દૂર થઈ જવાથી તાવ, સોજો, રક્તવિકાર અને ચર્મરોગ દૂર થઈ જાય છે

**પ્રમાણ**—દારુહળદરના મૂળની છાલ ૧૦થી ૧૫ રતી સુગંધિત દ્રવ્યોની સાથે રસવંત ૪થી ૮ રતી

**સૂચના**—ઓથિયા તાવવાળાને રસવંતી આપતા પહેલા કબજિયાત દૂર કરવી જોઈએ તેમ જ જેને મરડાનો રોગ પહેલા થઈ ગયો હોય તેને રસવંતી આપવી ન જોઈએ

લઘુ તથા શોષક છે; અને આમદોષ, ત્વગદોષ, શૂળ, અર્શ, વ્રણ, અશ્મરી, કફ, ઉદર, પિત્ત, આનાહવાયુ, સોજા, ગૃધ્રસી, દાહ, પાડુ, રક્તદોષ, કોઢ, ગુલ્મ, કૃમિ, ક્ષય, વાયુ, યકૃત તથા ખરજનો નાશ કરે છે. **નાગદંતી** (મોટી દાતી)—સારક, ઉષ્ણ, તીખી, તથા કૃમિનાશક છે; અને શૂળ, કોઢ, આમદોષ, મેદોરોગ, અશ્મરી તથા મુખરોગનો નાશ કરે છે. બીજા ગુણ લઘુદંતી જેવા જ છે લઘુદંતીના બીજ નેપાળા જેવા તીવ્ર રેચક છે ઉપયોગ— (૧) **જુલાબ થવા માટે:**—દંતીમૂળનું ૧ાથી ૩ માસા ચૂર્ણ ગરમ પાણીમા આપવુ, અથવા લીલા દંતીમૂળ પાણીમા વાટી તેને પાણીમા મેળવી ગાળી તે પાણી પાવુ. (૨) **કફ-કાસ ઉપર:**—દંતીમૂળનુ ધૂમ્રપાન કરવું. દંતીમૂળનો ઉપયોગ જ્વરની ઔષધિની સાથે વધારે થાય છે. દંતીમૂળ યકૃતની ક્રિયા સુધારીને દૂષિત પિત્તને દસ્તવાટે બહાર કાઢે છે.

**૩૦૦ હિંડા**—સ૦ ઢોલસમુદ્રિકા. હિ૦ સમુદ્રક. મ૦ દિડા. બ૦ ટોલમસુદ્ર, સ તાલ-હતકન. લા૦ લીઆ મેક્રોફ્લા

આ એક જગલી ઝાડ છે એમા બે જાત છે. જે ઝાડની કાઠી ઊચી નહોતા જમીન બરોબર હોય છે, તેને દિડી કહે છે અને જે ઝાડની કાઠી ઊચી હોય છે તેને 'હિંડ' કહે છે. હિંડાની કાઠી ૧૬ હાથ લબાઈની હોય છે એ કાઠીનો રંગ પ્રથમ લીલો હોય છે અને કાઠી સુકાયા પછી કાળો થાય છે. આ ઝાડ કાર્ઇક કારવી જેવું હોય છે, એને મૃગનક્ષત્રનો વરસાદ પડ્યા પછી નવા ફણગા ફૂટે છે. તે લઈ તેની ઝૂડીઓ બાધી વેચે છે આ શાક ભીડાના શાક જેવુ રસદાર હોય છે એ પૌષ્ટિક છે, દિડામા કાળો અને ધોળી એવી બે જાત છે **હિંડા**—શુક્રકારક તથા સ્નિગ્ધ છે, અને રક્તવિકાર, વાત તથા પિત્તનો નાશ કરે છે. ઉપયોગ— (૧) **ગૂમડા ઉપર:**—દિડાના કદ બારીક વાટી તેની થેપલી વ્રણ ઉપર મૂકવી. (૨) **બદ ઉપર:**—દિડાના મૂળ કેળના કિંવા કુભના પાદડામા વીટી અગારામા બાફી, પછી તેના ઉપર જે પાતળી છાલ હોય છે તે કાઢી નાખી, મૂળ બારીક વાટી જે ખોળ થાય તેનો લેપ કરી તે ઉપરની રૂની ગદી કરી મૂકવી. (૩) **મૂળવ્યાધિ ઉપર:**—દિડાના અંકુર ૧ તોલો, આવળની છાલ અર્ધો તોલો અને ઉબરાના પાદડા ઉપરનો ઠોડ અર્ધો તોલો, એ ત્રણે બારીક વાટી ૫ તોલા મીઠા દહીમા મેળવી, ખાડ નાખી દરરોજ બે વાર ખાવુ

**૩૦૧ દીપમાળ** (ગલગોટા)—સં૦ હિં૦ મ૦ ઝેડુ કો૦ મખમાલ ઇં૦ મેરિગોલ્ડ. લા૦ ટેગેરિસ ઇરેક્ટા કેલેન્ડયુલા ઓફ્સિનેલિસ.

આ ઝાડ સીધુ હોય છે તે શુમારે માથોડુ ઊંચે વધે છે. એના પાદડા કાનાદાર હોય છે. એને હાથના કિવા વેતના અતરે મૂળ પાસેથી એક ઉપર એક એવા ઝુડ લાગે છે. તે ઝુંડ બારીક રુમથી વ્યાપ્ત હોય છે. એ ઝુડ ઉપર બારીક રાતા રગના ફૂલ આવે છે. ઝુડમા કાળા બારીક બી હોય છે એ સર્વત્ર થાય છે ઉપયોગ— (૧) **અતિસાર ઉપર:**—ઝુડમાના બિયા દૂધમા વાટી પાવા (૨) **માથા ઉપર ભયંકર ગાંઠ થાય છે તે ઉપર:**—ઝુડને બાળી તેની રાખ તેલમા ખરલ કરી ચોપડવી. (૩) **કંઠસર્પ ઉપર:**—ઝુડ હોકામા નાખી પાવુ.

**૩૦૨ દુદુરલી**—દુદુરલીના વેલા હોય છે, એના પાદડા ઘણુ મોટા નથી. એ પાદડા ગળ-ચટા લાગે છે. એના મૂળ ચાવવાથી કિવા બારીક ભૂકી કરવાથી બારીક કણ થાય છે. એને આકડાના ફૂલ જેવા ફૂલ આવે છે ઉપયોગ—(૧) **તંતુમેહ અને સ્વપ્નાવસ્થા વગેરે ધાતુવિકારો ઉપર:**—દુદુરલીના મૂળ અને ધોળી શેમળનુ કંદ ખાડી બારીક ભૂકી કરી ગાયના પાશેર દૂધમા મેળવી, અદર સાકર નાખી, એ ઔષધ દરરોજ બે વખત ૭ દિવસ આપવુ (૨) **મધુમેહ અને તણખિયા પ્રમેહ ઉપર:**—દુદુરલીના મૂળની ભૂકી કિવા દુદુરલીના મૂળ ગાયના તાજા દૂધમાં વાટી એ ઔષધ દર વખત નવટાક પ્રમાણે દરરોજ બે વાર ચૌદ દિવસ આપવુ. (૩) **રતવા ઉપર:**—દુદુરલીના મૂળ દૂધમા વાટી પાવા અને લેપ પણ કરવો.

**૩૦૩ દૂધી** (નઈ)—સં૦ અલાબુ ઇક્ષ્વાકુ, દુગ્ધતુબી, મ૦ દુગ્ધાભોપળા હિં૦ મીઠી તુબી, તુમા કદ્દૂ, લૌઆ, રામતોરાઈ, ઘીઆ, બં૦ લાઉ, કદ્દૂ, ક૦ હાલગુબળ, શિસોરે તૈ૦ તીઆ, તુખ-

ડીકાયા. ફા૦ કુદુશીરીન, કુદુએદરાજ. અ૦ યક્તિનેહુલુકરા. ઇં૦ વ્હાઇટ ગુર્ડ. લા૦ લેગેનેરિયા, વલ્ગેરિસ, કુકર્બિટા લેગેનેરિયા.

એને 'ધોળી દૂધી' પણ કહે છે એનો વેલો ઘણો લાંબો પ્રસરે છે. એમા લાંબી તુંબડી, ચપટી, તંબૂરા જેવી ઇત્યાદિ અનેક જાત છે. દૂધીનો હલવો બહુ સારો થાય છે એની ભાજી સારી થાય છે દૂધી પાકીને જૂની થાય એટલે જે ગોળ આકૃતિની હોય છે તેના તુંબડા કરે છે. તરતા શીખનારાઓ એના સુકાયેલા તુંબડા કમરે બાંધી તરતા શીખે છે દૂધીની એક બીજી જાત છે. તેને 'મગિયા દૂધી' કહે છે એમા ધોળી અને રાતી એવી પણ બીજી બે જાત છે દૂધી જેવુ જ તેનુ શાક થાય છે અને તરવાના કામમા એનો બહુ ઉપયોગ થાય છે. **લાંબી દૂધી**—તીખી તથા ઉષ્ણ છે, અને સન્નિપાત, દંતાર્ગલ રોગ દાંતખીલી તથા ધનુર્વાનો નાશ કરે છે. ફળના ગુણ પણ એના જ જેવા છે. **ગોળ મોટી દૂધીનો વેલો**—મધુર, શીતળ, તર્પણકારક, ગુરુ, રુચિકર, પૌષ્ટિક, ધાતુવર્ધક, બલપ્રદ, પિત્તનાશક અને ગર્ભપોષક છે ફળના ગુણ પણ એના જેવા જ છે **દુધિયા દૂધી**—મધુર, સ્નિગ્ધ, ગર્ભનુ પોષણ કરનારી, વૃષ્ય, વાતકારક, બલકર, પૌષ્ટિક, રુચિકર, શીતળ, મલસ્તંભક, રુક્ષ, ભેદક, ગુરુ, પિત્તનાશક તથા કફપ્રદ છે. **એનાં ફળ**—ગુરુ, રુક્ષ, શીતળ, હૃદ્ય, કફકારક, ગ્રાહક, રુચિકર, ધાતુવર્ધક તથા પૌષ્ટિક છે, અને બેચેની, વિષ, શ્રમ તથા પિત્તનો નાશ કરે છે. **એના વેલાની સળીઓ**—મધુર, વાતલ, કફકારક, સ્નિગ્ધ, શીતળ. ભેદક અને પિત્તનાશક છે **ઉપયોગ**—

**(૧) મૂળવ્યાધિ ઉપર:**—દૂધિયા દૂધીના પાદડાનો રસ કાઢી લેપ કરવો

**૩૦૪ દૂધેલી**—સં૦ દુગ્ધિકા મ૦ હિં૦ દૂધી. બં૦ છોટ ખિરાઈ. ક૦ દૂધલે. તે૦ પિન્નપાલચેટ્ટુ. લે૦ યુફોર્બિયા પિલ્યુલિફેરા.

દૂધેલીના નાના છોડ પ્રથમ હાથભર ઊચા હોય છે પછી તેના વેલા થાય છે. એના પાદડા ભાગરાના પાદડા જેવા પરતુ કિંચિત્ ફિક્કા લીલા રંગના અને નાના હોય છે એ વેલો તોડવાથી તેમાથી દૂધના જેવો ધોળો રસ નીકળે છે. વેલાનો રંગ કિંચિત્ લાલસર ઉદાર ગનો હોય છે. એને ભાંગરાના જેવાં જ ફૂલ આવે છે ઘરની આજુબાજુએ પણ આ છોડ વાવે છે એને લાંબી શિંગો આવે છે. **દૂધેલી**×—મધુર, વૃષ્ય, રુક્ષ, ગ્રાહક, કડવી, વાતલ, ગર્ભસ્થાપક, તીખી, ધાતુવર્ધક, હૃદ્ય,

× દૂધેલીને કોઈ દૂધી પણ કહે છે એની મુખ્ય બે જાતો છે એક નાગલા અને બીજી છાતલા નાગલા દૂધેલીનુ વર્ણન આ ગ્રથમા આગળ કરેલું છે આ છાતલા દૂધેલી પણ શ્રી પદેજીના વર્ણન તરફ નજર કરતા બે પ્રકારની ભાસે છે જેમાની એકનુ વર્ણન અહી શ્રી પદેજીએ આપ્યુ છે તે અને બીજી જેને લૂણીની ભાજી અથવા ચણાના પાદડા જેવા ઝીણા પાદડા આવે છે તે તેને ઝીણા અને ઘેરા લાલ ફૂલ આવે છે. તેની ડાળીમાથી દૂધ નીકળે છે. કોઈ તેને સમાત દૂધેલી પણ કહે છે આ દૂધેલીનો છોડ ન થતા તે જમીન ઉપર પથરાઈ દોઢ-બે ફૂટ જમીન રોકે છે, એથી એને છાતલા દૂધેલી કહે છે. આ નાની જાત સ્રીરોગની દવામા દાઈઓ વધારે વાપરે છે

ડૉક્ટર દેસાઈના મત મુજબ દૂધેલીની ક્રિયા વાતવાહિનીઓ પર થાય છે જે વાતનાડીઓ ફેફસા અને હોજરીમા જાય છે તેના ઉપર અસર થાય છે તેમ જ મગજમા શ્વાસોચ્છ્વાસકેંદ્ર અને હૃદયના કેંદ્રસ્થાન પર પ્રત્યક્ષ ક્રિયા થાય છે એ બધાને શૂન્યતા આવે છે તેઓની જ્ઞાનગ્રહણશક્તિ ઓછી થાય છે વધારે પ્રમાણમા દૂધી અપાય, તો હૃદય અને શ્વાસક્રિયા બિલકુલ બંધ થઈ જાય દૂધેલીનો રસ પેટમા જવા પછી હોજરીમા થોડોઘણો દાહ થાય છે, જેથી બગાસા આવવા માડે છે દૂધીમાનુ દ્રવ્ય યકૃત વાટે પિત્તની સાથે બહાર નીકળે છે, શરીરમા ભેગુ થઈને રહેતુ નથી દૂધેલીથી ત્રાસ ન થાય એટલા માટે તે ભોજન કર્યા પછી અને વધારે પાણીમા મેળવીને થોડી થોડી માત્રામા આપવી

**માત્રા**— દૂધેલીનો સ્વરસ ૧૦-૨૦ ટીપા, સુકાવેલ પંચાગનુ ચૂર્ણ ૨ થી ૫ રતી

**ઉપયોગ**—દૂધેલી હૃદયવિકાર અને શ્વાસરોગ માટે ઉત્તમ ઔષધ છે શ્વાસનળીઓના સંકોચવિકાસ-પ્રતિબંધથી ઉત્પન્ન થતા દમ પર દૂધેલી ઉત્તમ ગુણકારક છે શ્વાસનલિકાશોથ, ફેફસાનુ ફૂલવુ, ભાતની કાપણીના વખતે ઊઠવાવાળો દમ, શરદીથી નાક વહેવુ, એ બધા ઉપર દૂધી લાભદાયક છે દૂધેલીથી શ્વાસંગમા ગભરામણ ઓછી થાય છે વૃદ્ધને પણ આપી શકાય છે જો એનાથી કફ પડવામા સહાયતા મળે છે એમ દેખાતુ ન હોય, તો કફ પાડવાવાળી બીજી દવા સાથે આપવી લોહીવાળા મરડા અને ઉદરશૂળ પર દૂધેલીનો

ઉષ્ણ, પારદબંધક તથા મલસ્તંભક છે; અને મેહ, કફ, કોઢ તથા કૃમિનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) મૂળવ્યાધિ ઉપર:**—દૂધેલીનાં પાદડાનો રસ ૧ તોલો, સાકર ૧ તોલો, તાજું ઘી ૧ તોલો, એ સર્વને ભેગું કરી સતત ચારપાંચ દિવસ આપવું, એટલે બળતરા અને લોહી બંધ થાય છે **(૨) મુબારકી રોગ ઉપર:**—(બાળકને દૂધ પીવાના યોગથી દૂધની ચીકાશ પેટમા એકઠી થઈ મળની ગાઠ બાઝે છે તે ઉપર)—દૂધેલીના મૂળ ગાયના તાજા દૂધમાં ઘસી શક્તિ પ્રમાણે પાવા એટલે બેત્રણ દિવસમા મલદ્વારે રોગ નીકળી જાય છે. **(૩) વિષમજ્વર ઉપર:**—દૂધેલીનાં મૂળ કાનમા રાખવા એટલે નિયમિત વેળાએ આવનારો તાવ દૂર થશે. **(૪) વાછરડાંને દૂધિયો રોગ થાય છે તે ઉપર:**—દૂધેલીના મૂળ ઠંડા પાણીમા ૧ તોલા સુધી ઘસી દરરોજ એક વાર, એ પ્રમાણે ૭ દિવસ આપવાથી પેટમાનો સર્વ ભાર નીકળી જઈ રોગ બિલકુલ નાબૂદ થાય છે.

**૩૦૫ દેવદાર**—સ૦ હિં૦ ક૦ તા૦ મલા૦ તુ૦ દેવદારુ મ૦ કા૦ દેવદાર. ક૦ દેવદાર તે૦ દેવદારુચેટ્ટુ. અ૦ શજરતુલજીન, શજરતુલવફ. લા૦ સેડ્રસ ડેઓડાર.

હિમાલય પર્વત, બ્રહ્મદેશ, બંગાળા અને પિનાગ એ ઠેકાણે દેવદારનાં ઝાડ ઘણાં થાય છે. એ ઝાડને જોઈએ તેવી જમીન મળી હોય તો તે ઘણુ જ ઊચું વધે છે. ત્રીસચાળીસ વર્ષનું થાય એટલે તેને ફળ આવવા લાગે છે. આ વૃક્ષ સો–બસો વર્ષ સુધી રહે છે. જેમ જેમ એ ઝાડ જૂનું થાય છે, તેમ તેમ મજબૂત થઈ તેનો ઉપયોગ ઘણો થાય છે સાગના કરતા આ લાકડું ઘણું હલકુ છે એની અનેક પ્રકારની વસ્તુઓ બનાવે છે. રાજા લોકો માટે એ લાકડાની ફર્માશી ગલબત વગેરે બનાવે છે દેવદારનો ધૂપ કરવામા પણ ઉપયોગ થાય છે. દેવદારના લાકડામાથી ટરપેન્ટાઈન તેલ બને છે. **તેલિયો દેવદાર**—પાકકાળે તીખો, સ્નિગ્ધ, ઉષ્ણ, કડવો તથા લઘુ છે; અને કફ, વાત, પ્રમેહ, અર્શ, મલસ્તંભ, આમદોષ, તાવ, આધ્માન, દમ, ઉધરસ, સોજો, ખરજ, હેડકી, તંદ્રા (મૂર્ચ્છા), રક્તદોષ તથા પીનસનો નાશ કરે છે. **કાષ્ઠદેવદાર**—ઉષ્ણ, કડવો તથા રુક્ષ છે; અને કફ, વાયુ, ભૂતબાધા તથા લેપ કરવાથી મો ઉપરના વ્યંગનો નાશ કરે છે.÷ **સરળ દેવદાર**—તીખો, કડવો, મધુર, ઉષ્ણ, લઘુ, કોષ્ઠશોધક તથા સ્નિગ્ધ છે, અને ત્વગ્દોષ, વાયુ, કર્ણરોગ, વ્રણ, સોજો, કંડૂ (ખરજ), કંઠરોગ, નેત્રરોગ. ઉધરસ, પરસેવો. રાક્ષસપીડા તથા જૂનો નાશ કરે છે **માત્રા**—ાથી ાા તોલો તેલ૧૦ થી ૪૦ ટીપાં **ઉપયોગ—(૧) ઊરુસ્તંભ ઉપર:**—દેવદાર વાટી ગરમ કરી લેપ કરવો. **(૨) કફ ગલગંડ ઉપર:**—દેવદાર અને કનડળ મૂળ (નાની ઈંદ્રામણના મૂળ) પાણીમા વાટી લેપ કરવો **(૩) અપચી (ગંડમાળનો ભેદ છે તે રોગ) ઉપર:**—દેવદાર અને સરગવાની છાલ કાજીમા ગરમ કરી લેપ કરવો **(૪) દેવદાર ઈત્યાદિનો કાઢો (દેવદાર્વાદિ ક્વાથ):**—દેવદાર, વજ, કોષ્ઠ, લીંડીપીપર, સૂંઠ, કાયફળ, નાગરમોથ, કરિયાતુ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોરિંગણી, ગોખરુ, ધમાસો, ઊભી ભોરિંગણી, અતિવિષ, ગળો, બીલી અને શાહજીરુ—એ બધાનો કાઢો કરી તેમા સિંધવ અને હિંગ નાખી સુવાવડીને પાવો એટલે શૂળ, કાસ, તાવ, શ્વાસ, મૂર્ચ્છા, કફ, મસ્તકપીડા, બડબડ, તૃષા, દાહ, તંદ્રા, અતિસાર તથા ઊલટી; એટલા ઉપદ્રવયુક્ત અને ત્રિદોષાત્મક સૂતિકારોગનો નાશ થાય છે

**૩૦૬ દેવબાવળિયો (રામબાવળ)**—સ૦ કિંકિરાટ, નીબબ્બુલિકા. મ૦ કંકર, કોકઈ,

રસ અપાય છે લોહીવિકારના દાગ ઉપર દૂધેલીનો રસ મસળાય છે એનાથી ચામખીલ નષ્ટ થાય છે ઊલટી રોકવા માટે દૂધેલીના મૂળનો ઉપયોગ થાય છે નાની દૂધેલી (યુફોર્બિયા થાઈમીફોલિયા) મા મોટી દૂધીના જેવો સંકોચવિકાસપ્રતિબંધક ધર્મ નથી, એ માટે ભાગે રેચક અને ઉત્તેજક છે દાદરના ઉપર એનો રસ ચોપડાય છે.

÷ દેવદાર, સરળ દેવદાર, કોષ્ઠ દેવદાર, (દીઆર, ચિડ અને કિયાર) ત્રણે જાતના એ વર્ગની ઘણી જાતોના વૃક્ષોમાથી ટરપેન્ટાઈન તેલ અને ગંધાબેરજો મળે છે દીઆરને જાતસર જિલ્લામાં કેલોન કહે છે. દેવદારમા તેલ વધારે છે બીજામા બહુજ ઓછું છે દેવદાર સ્વેદલ, મૂત્રલ, વાતહર અને ચર્મરોગનાશક છે.

દેવબાવળી. હિં૦ કિંકિરાત. ફા૦ મધિલાન બં૦ બાવલાગાછ લા૦ અકેસિયા લેટિઓઝમ.

આ એક બાવળિયાની જાત છતાં બાવળિયા જેવુ મોટુ ઝાડ થતુ નથી. એને કાટા તથા ફૂલ પણ બાવળ જેવા જ પીળા રંગના આવે છે. એ ઝાડને લાખ આવે છે. **દેવબાવળિયો**—તૂરો, કડવો, શીતળ તથા ઉષ્ણ છે; અને કફ, પિત્ત, તૃષા, રક્તદોષ. દાહ, તાવ, ઊલટી, મેહ તથા વિષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) હડકાયેલા કૂતરાના વિષ ઉપર:**—દેવબાવળિયાનાં તાજાં મૂળ ઠંડા પાણીમા એક તોલાથી ચાર તોલા સુધી ઘસી તેમા થો પાણી નાખી તે પાવુ. એ દરરોજ બે વખત એ પ્રમાણે સાત દિવસ પાવુ અને પથ્ય પાળવુ.

**૩૦૯ દ્રાક્ષ (દરાખ)**—સં૦ મ૦ તૈ૦ દ્રાક્ષા. હિ૦ દાખ. ક૦ દ્રાક્ષે. ફા૦ અંગુર. અ૦ કિસમિસ, એનબજબીબ ઇં૦ ગ્રેઈપ. લ૦ વિટિસ વિનિફેરા.

દ્રાક્ષના વેલા હોય છે. એ વેલા નાવ્યા પછી ત્રણ વર્ષે ફળે છે. દ્રાક્ષ ઘણું કરીને બધા ખંડોમા થાય છે. હિંદુસ્તાનમા જે દ્રાક્ષ થાય છે, તેમા ત્રણ જાત છે: લીલી, કાળી અને ધોળી સર્વમા ધોળી દ્રાક્ષ ઘણી મધુર હોવાથી મોઘી હોય છે આ દેશોમા જે દ્રાક્ષ થાય છે તે લીલી લીલી જ ખપી જાય છે અરબસ્તાન, ઈરાન અને મસ્કત, એ સ્થળોમા ઘણી જ દ્રાક્ષ પાકે છે; તેથી તેને સૂકવી બહારગામ ખાતે વેચવા મોકલવામા આવે છે બેદાણા, મુનકા, કિસમિસ એવા સૂકી દ્રાક્ષનાં નામો હોય છે. બેદાણા કિંચિત્ ધોળા હોય છે અને તેમા બી હોતા નથી. મુનકા દ્રાક્ષ કાઈક કાળી હોય છે અને કિસમિસ ઘણુ કરી બેદાણા જેવી પરંતુ નાની હોય છે. દ્રાક્ષ ઉષ્ણ દેશમા લોકોની ભૂખ અને તરસનુ શમન કરવાને ઘણી ઉપયોગી થઈ પડે છે. દ્રાક્ષ પિત્તશામક તથા રક્તવૃદ્ધિ કરનારી છે. દ્રાક્ષના રસનો આસવ કોલેરા ઉપર ઘણો ઉપયોગી થઈ પડે છે દ્રાક્ષના પાદડા જનાવરોને ખવરાવે છે અને લાકડાનો કોઈ કોઈ કાળો રંગ કરે છે. **પાકી દ્રાક્ષ**—સ્વરને હિતકારક, મધુર, તૃપ્તિકર, પાકકાળે સ્નિગ્ધ, અતિરુચિકર, ચક્ષુષ્ય, મૂત્રલ, ગુરુ, તૂરી, સારક, ખાટી, વૃષ્ય, શીતળ તથા શ્રમનાશક છે, અને પિત્ત, શ્વાસ, ઉધરસ, ઊલટી, સોજા, ભ્રમ, જ્વર, દાહ, મદાત્યય, વાતપિત્ત, કફક્ષય, કમળી, વાતરક્ત, રક્તપિત્ત તથા આધ્માનવાયુનો નાશ કરે છે. **લીલી દ્રાક્ષ**—કફકારક, ગુરુ, ખાટી, પિત્તલ, ઉષ્ણ, રક્તપિત્તકારક, રુચિકારક, દીપન અને વાતનાશક છે. **કૂણી (કાચી) દ્રાક્ષ**—વિશદ, ઉષ્ણ, તીખી, પિત્તલ અને રક્તદોષકારક છે **પાકી સુકાયેલી દ્રાક્ષ**—વૃષ્ય, સંતર્પણ, બલકર અને પૌષ્ટિક છે. **કાળી દ્રાક્ષ** (બીજવાળી)—શીત, હૃદ્ય, વૃષ્ય, ગુરુ, વાતાનુલોમન, સ્નિગ્ધ, હર્ષપ્રદ તથા શ્રમનાશક છે; અને દાહ, મૂર્ચ્છા, દમ, ઉધરસ, કફ, પિત્ત, રક્તદોષ, તૃષા, ઊલટી તથા હૃદયવ્યથાનો નાશ કરે છે **લઘુ દ્રાક્ષ** (બેદાણા નિર્બીજ)—મધુર, શીતળ, વૃષ્ય. રુચિકારક, ખાટી તથા રસાળ છે, અને દમ, ઉધરસ, તાવ, હૃદયવ્યથા, રક્તપિત્ત, ક્ષતક્ષય, સ્વરભેદ, તૃષા, વાયુ, પિત્ત અને મુખમાહેની કડવાશનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) અમ્લપિત્ત ઉપર:**—દ્રાક્ષ તથા બાળહરડે સમભાગે લઈ અને તેના બરોબર સાકર નાખી એક તોલા જેટલી ગોળી કરી આપતા જવી, એટલે અમ્લપિત્ત, ગળુ અને હૃદય, એ સ્થળની બળતરા, તરસ, ભ્રમ, મંદાગ્નિ તથા આમવાતનો નાશ થાય છે **(૨) ધંતૂરાના વિષ ઉપર:**—દૂધમા દ્રાક્ષનો સરકો નાખી પાવો **(૩) હરતાલ અને જંગાલના વિષ ઉપર:**—ઊલટી કરાવી પછી પાશેર દૂધમા બેદાણા દ્રાક્ષ ૧ તોલો નાખી તે પાવી **(૪) ધાતુક્ષય ઉપર:**—દ્રાક્ષ, સાકર, મધ અને લીંડીપીપર આપવી **(૫) તૃષારોગ ઉપર:**—કાળી દ્રાક્ષ અને જેઠીમધનો કાઢો પાવો **(૬) મૂર્ચ્છારોગ ઉપર:**—દ્રાક્ષ અને આમળા બાફી વાટવા તથા તે મધમા આપવા **(૭) સન્નિપાતજ્વરમાં જીભે કાતરા થઈ આવે છે તે ઉપર:**—મધમા દ્રાક્ષ ખરલ કરી જીભે ચોપડવી **(૮) મૂત્રરેચન માટે:**—કાળી દ્રાક્ષ ચાર તોલા રાત્રે ઠંડા પાણીમા પલાળી રાખી સવારે મસળી, ગાળી નાખી તે પાણીને થોડી જીરાની ભૂકી નાખી એક શેર સુધી શક્તિ પ્રમાણે પ્રાશન કરવાથી મૂત્રદ્વારે ગરમી નીકળે છે પ્રકૃતિ પ્રમાણે કોઈને એથી રેચ પણ થઈ આવે છે **(૯) ક્ષતકાસ ઉપર:**—બિયા કાઢેલી દ્રાક્ષ ૧ ભાગ, તાજુ ઘી ૧ ભાગ અને મધ ૧ ભાગ; એ

સર્વ ઔષધો એક બરણીમા ઘાલી તે બરણી ડાગરના ઢગલામા ઘાલવી. પંદર દિવસ પછી અથવા એક મહિના પછી કાઢી તે માહેનુ ઔષધ રાજ સવાર–સાજ મળી દોઢ તોલા સુધી રોગીએ ખાવુ. (૧૦) **શૂળ ઉપર:**—દ્રાક્ષ અને અરડૂસીનો કાઢો પાવો (૧૧) **જીભ, તાળવું અને ગળું, એનો શોષ શાંત થઇ મોઢામાં રુચિ આવવા માટે:**—દ્રાક્ષ અને આમળા વાટી, ઘીમા મેળવી મુખની અ દર ચોળવા અને એ જ ઔષધની ગોળી કરી મોઢામા રાખવી. (૧૨) **પિત્તજ્વર ઉપર:**—દ્રાક્ષ અને ગરમાળાના ગોળનો કાઢો પાવો. (૧૩) **શીતળા અને ગોવરૂ, એથી બાળકોના અંગમાં ભરેલી ગરમી નીકળવા માટે:**—૮ ભાગ બેદાણા દ્રાક્ષ, ૧ ભાગ ગળોનુ સત્ત્વ, ૩ ભાગ ખાડ તથા ૧ ભાગ જીરુ, એ પ્રમાણે ભેગુ કરી નીવડેલા માટલામા ભરી તે મિશ્રણ પલળે એટલુ ગાયનુ ઘી નાખી આથી રાખવુ, અને રોજ સવારે અર્ધા તોલાથી બે તોલા સુધી શક્તિ પ્રમાણે આપવુ (૧૪) **માથામાંહેની ગરમી અને પિત્તવિકાર શમન થઈ મગજ સુધારવા માટે:**—ગાયના અર્ધા શેર દૂધમા બેદાણા દ્રાક્ષ ૨ તોલા નાખી ઉકાળી તે દૂધ રોજ સૂતી વેળાએ પાવુ (૧૫) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—ઠડા પાણીમા દ્રાક્ષ પલાળી તેમા સાકર નાખી પીવી. (૧૬) **પિત્તવિકાર ઉપર:**—કાળી દ્રાક્ષ રાત્રે પલાળી રાખી બીજે દિવસે સવારે તે જ પાણીમા મસળી કૂચા કાઢી નાખી તે રસમા જીરાની ભૂકી અને સાકર નાખી પાવુ, એટલે પિત્તજનિત દાહ વગેરેનુ શમન થાય છે (૧૭) **રક્તપિત્ત ઉપર:**—દ્રાક્ષ મધમા ખાવી (૧૮) **મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાશ્મરી ઉપર:**—દ્રાક્ષનો કાઢો *.

**૩૦૮ ધમાસો (જવાસો)**—સ૦ બ૦ દુરાલભા, ધન્વયાસ મ૦ ધમાસા, કાટે ચુણુક હિં૦ હીગુણા, ધમાસા. ક૦ વલ્લિદુરવે, નેલઇગળ તૈ૦ પિલરેગટિ, દુલગોડી. ફા૦ બાદાબર્દ. અ૦ શુકાઈ. લા૦ ફગોનિયા અરેબિકા.

ધમાસામા બેત્રણ પ્રકાર છે. એ છોડના અ ગ ઉપર રીંગણીના છોડ જેવા શુમારે આગળભર લબાઈના કાટા હોય છે એની ઊચાઈ શુમારે એક હાથ હોય છે. એનાં પાદડા ચીમડાયેલા તથા લાબા હોય છે એ પાદડા છોડવો જૂનો થાય ત્યા સુધી છોડ ઉપર રહે છે. કાર્તિક માસના અરસામા સર્વ પાદડા ખરી પડે છે અને છોડનો ર ગ પીળો થવા લાગે છે ધમાસાને જવાસો પણ કહે છે એ છોડ ઉપર ઉનાળામા તેના દીટામાથી તાપના યોગે એક પ્રકારની સાકર નીકળે છે એને ફારસી ભાષામા 'તુરજભીન' કહે છે. એ સાકર આ દેશમા અરબસ્તાનમાથી આવે છે. એ સાકર યુનાની વૈદ્યો બાળકોને રેચ આપવાના કામમા દૂધમા આપે છે +**ધમાસો**—જવાસો

---

* લિગાર્શ ઉપર એક જૈન ગોરજીએ કહેલો ઉપચાર –રાત્રે દ્રાક્ષ શેર ૦॥ પલાળી, સવારે તે પાણી અને તેમાના બીજ કાઢી નાખી તેમા મજીઠ તોલા ૨॥, હિમજ તોલા ૨॥, કાગદી એલચી તોલા ૨॥ અને મીઢીઆવળ તોલા ૧૦ નાખી વાટી તેની ૩૨ ગોળી કરી દરરોજ સવારે ૧ આપવી

દ્રાક્ષમાથી આસવ બને છે તે નાના પ્રમાણમા ઉત્તેજક અને મોટા પ્રમાણમા કેફી છે થોડા પ્રમાણમા લેવાથી ભોજન સારી રીતે પચે છે, મન આનંદિત બને છે, ઉત્સાહ વધે છે અને શાત નિદ્રા આવે છે અપચન, કબજિયાત, નિર્બળતા, ઉધરસ, ક્ષય અને નિદ્રાનાશ પર અપાય છે

+ આયુર્વેદ ગ્રંથોમા જવાસાને દસ્ત ખુલાસાથી લાવનાર, મૂત્રવર્ધક અને કફનો નાશક માનેલ છે. એમાથી જે સત્ત્વ નીકળે છે તે ખાસીનો નાશ કરે છે હિકમતમા–આ છોડવાની પોટીશ બાધવાથી અથવા તેની ધૂણી આપવાથી હરસનો નાશ થાય છે એનો રસ નેત્રની દૃષ્ટિ નષ્ટ કરે છે તેના ચૂર્ણનુ વાયુના રોગમા નસ્ય આપે છે એના પાદડામાથી જે તેલ બને છે તે સધિવા ઉપર ચોપડે છે; તથા ફૂલને વાટીને લેપ કરવાથી હરસ ખરી પડે છે મીર મહમદહુસેન લખે છે કે, ખુરાસાન, મવારુનહર, કરજસ્તાન અને હનદનના મુલકમા આ છોડને કાપી લૂગડામા બાધી નિચોવવાથી 'તુરજબીન' નામનો સાકરના સમાન પદાર્થ બને છે આ પદાર્થ જવના પાણી સાથે આપવાથી દસ્ત ખુલાસે લાવે છે, પિત્તને કાઢે છે અને કફને બેસાડે છે, વળી રુધિરને શુદ્ધ કરે છે દૂધની સાથે આપવાથી શરીરને પુષ્ટ કરે છે અને કામવૃત્તિને વધારે છે. ચક્રદત્તમા જવાસાને મળનો શુદ્ધકર્તા, મૂત્ર લાવનાર અને કફોત્સર્જક ગણેલ છે સુશ્રુતમા જવાસાનુ ઉષ્ટ્રભક્ષિકા (ઊંટનુ ભક્ષણ) તરીકે વર્ણન છે, અને કફમેદહર, મૂત્રકૃચ્છ્રનાશક અને ગુલ્મનાશક ગણેલ છે, તથા તે જ ગ્રંથમા તેને 'ગિરિકર્ણિકા' નામથી લખે છે એને વાતપિત્ત–સંશમનકર્તા કહે છે ચરકમા એને સારક

શરપુંખાના જેવો (મથુરામા થાય છે તે) મધુર, કડવો, બલકર, અગ્નિદીપક, સારક, શીતળ, લઘુ તથા તૂરો છે, અને કફ, પિત્ત, રાતો કોઢ, વિસર્પ, મેદ, ભ્રમ, મદ, વાતરક્ત, તૃષા, ઊલટી, ઉધરસ, દાહ તથા તાવનો નાશ કરે છે **ધમાસો રાતો**—તીખો, કડવો, મધુર, રક્તશુદ્ધિકારક, શીત તથા ઉષ્ણ છે અને વિસર્પ, વિષમજ્વર, તૃષા, ઉલટી, મોહ, રક્તદોષ, વાતપિત્ત, કફ, કોઢ તથા તાવનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ઉધરસ ઉપર:**—ધમાસાનુ અથવા તેના મૂળનુ ધૃમ્રપાન કરવુ. **(૨) તાળવામાં કાવા પડે છે તે ઉપર:**—ધમાસાના લીલા છોડ કચરી તેનો અંગરસ કાઢી તેમા સાકર નાખી સારી પેઠે કઢવી ચાટણ તૈયાર કરવુ. એ ચાટણ વારંવાર ટીપું ટીપું તાળવામા પાડતા જવું. તેથી કરી એક દિવસમા રુઝાઈ જાય છે **(૩) જખમ ઉપર:**—આગંતુક જખમ થયો હોય તો લીલા ધમાસાનો અંગરસ જખમ ઉપર પાડવો એટલે જખમ જલદી ભરાઈ આવે છે **(૪) હેડકી ઉપર:**—ધમાસાનો કાઢો નાખી પાવો **(૫) ભ્રમ, મૂર્ચ્છા વગેરે ઉપર:**—ધમાસાનો કાટો કરી તેમાં ગાયનુ ઘી નાખી તે પાવો. **(૬) પથરી અને મૂત્રકૃચ્છ્ર ઉપર:**—ધમાસો, ડાભ અને કાસના મૂળનો કાઢો કરી તેમા મધ નાખી પાવો. **(૭) શીતપિત્ત, હરતાલનું વિષ તથા મૂત્રાઘાત ઉપર:**—ધમાસાનો કાઢો પાવો. **(૮) અંતર્વિદ્રધિ ઉપર:**—ધમાસાના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી મધ નાખી પાવા.

**૩૦૯ ધરો (દરોઈ)**—સં૰ દૂર્વા. મ૰ હરળી. હિં૰ દૂબ ક૰ હસુગરુકે, તૈ૰ દૂર્વાલુ, લા૰ અરગુ. તુ૰ કડીકેપતી મલા૰ કરકપુલ્લુ ગો૰ જીરઆંકુર. ઇં૰ ક્રિપિંગ સાઇનોડન લા૰ સાઈનોડન્, ડેક્ટિલન બં૰ દૂર્વા ઉડીસા દૂબ.

ધરો એક જાતિનુ તૃણ છે ધરોના બેટ લીલાછમ અને સુશોભિત દેખાય છે. આ તૃણની અંદર એવો એક વિલક્ષણ ગુણ છે, કે કેટલીક મુદત સુધી વરસાદ ન પડે ત્યારે સર્વ વનસ્પતિ સુકાઈ જાય તોપણ ધરોના મૂળ લીલા જ હોય છે. દુકાળમા ઢોરોને ચારો સમૂળગો મળતો નથી ત્યારે ધરોના મૂળ ખોદી લાવી ખવરાવે છે. ધરોનો ઉપયોગ દેવપૂજામા પણ થાય છે. ગણપતિપૂજન-મા તો ધરો અવશ્ય જોઈએ ધરો ઘોડાને ઘણી સારી લાગે છે. **ધરો સાધારણ**—તૂરી, શીતળ, મધુર તથા તૃપ્તિકારક છે અને પિત્ત, તૃષા, ઊલટી, દાહ, રક્તદોષ, શ્રમ, કફ, મૂર્ચ્છા, અરુચિ, વિસર્પ તથા ભૂતબાધાનો નાશ કરે છે **ધોળી ધરો**—મધુર, રુચિકર, તૂરી, કડવી તથા શીતળ છે, અને ઊલટી વિસર્પ, તૃષા, કફ પિત્ત, દાહ, આમાતિસાર, રક્તપિત્ત તથા ઉધરસનો નાશ કરે છે **લીલી ધરો**—અતિ મધુર, કડવી, શીતળ, રુચિકર, સંજીવન, તૂરી તથા રક્તશોધક છે; અને રક્તપિત્ત, અતિસાર, તાવ, પિત્ત, ઊલટી, કફ, રક્તરોગ, વિસર્પ, તૃષા, દાહ તથા ચર્મદોષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) નાકમાંથી લોહી પડે છે તે ઉપર:**—ધરોનો રસ નાકમા પાડવો. **(૨) હેડકી ઉપર:**—ધરોનાં મૂળિયાનો રસ માસો ૧ અને મધ એક તોલો એકત્ર કરી પાવુ. **(૩) ખરજવા ઉપર:**—ધોળી ધરોના રસમા ધોળા ચોખા વાટી લેપ કરવો **(૪) ખાલી ચડે છે તે ઉપર:**—ધરોના મૂળ, ધોળો કાથો, ઉંબરાના પાદડા ઉપરની ફોડ અને ગુવારના ખી વાટી ચોપડવાં, **(૫) ઋતુપ્રાપ્તિ માટે:**—ધોળી ધરોના રસમા દાડમની મોટી મોટી કળીઓ વાટી તે રસ ઠંડી કાંજીમા સાત દિવસ પાવો; એટલે જેને ઉંમરે પહોચ્યા છતા કોઈ દોષથી ઋતુ પ્રાપ્ત થતું નથી તે થશે, અને જેનો અટકાવ બંધ થયો હશે તે પણ આવશે **(૬) મસ્તકરોગ ઉપર:**—ધરોના રસમા ચોખા વાટી લેપ કરવો **(૭) ઊલટી ઉપર:**—ચોખાના ધોવરામણમા ધરો વાટી રસ કાઢવો અને તેમા સાકર નાખી તે રસ પાવો **(૮) સર્વ પ્રકારના તાવ ઉપર:**—ધરોના મૂળ સૂતરથી વીંટી

---

માનેલ છે તથા નાના બાળકોની ખાંસી ઉપર હરડે, લીંડીપીપર અને દ્રાક્ષના ચૂર્ણમા મધ અને માખણ સાથે આપવાનુ કહેલ છે ધમાસો (સં૰ ધન્વયાસ, દુરાલભા લે૰ ફેગોનિયા અરેબિકા) અને જવાસા (સં૰ યવાસ ઇં૰ કેમલથૉર્ન લે૰ અલ્હાગીમૅરોરમ્) એ બન્ને જાત જુદી જુદી છે ધમાસાના કાટા નાના અને જવાસાના મોટા હોય છે જવાસાના કાટા ૧–૧॥ ઇંચ લાંબા હોય છે અરબસ્તાનમા જે ધમાસો થાય છે, તેમાથી તુરંજબીન મળે છે

હાથે બાધવા એટલે સર્વ પ્રકારના તાવ શમી જાય છે. (૯) **આગંતુક વ્રણ ઉપર:**—ધરોના રસમા અથવા દારુહળદરની છાલના રસમા તેલ સિદ્ધ કરી ચોપડવુ.

**૩૧૦ ધવ (ધાવડો)**—સ૦ ધવ. મ૦ ધાવડા. હિં૦ ધો, ધાવા બ૦ ધાઉયાગાછ. ક૦ સિરિવરૂ. તૈ૦ નારિજચેટ્ટુ લા૦ એનોજિસમ્ લેટિફોલિયા દે૦ ધામોડા

ધવના ઝાડ મોટામોટા હોય છે. આ ઝાડનો રંગ ધોળાશપડતો હોય છે. પાદડા નાણાનાં પાદડા જેવા લાબા હોય છે ધવને ગુદર પુષ્કળ આવે છે. ધવનુ લાકડુ ઇમારતી કામમા ઉપયોગી થાય છે. કોકણ પ્રાતમા એ ઝાડ પુષ્કળ થાય છે. **ધવ**—એ તૂરો, શીતળ, મધુર, તીખો, દીપન ને રુચિકર છે, તથા પાડુરોગ, પ્રમેહ, કફ, પિત્ત, અર્શ અને વાયુનો નાશ કરનાર છે **એના ફળ**—ઠડા, સ્વાદુ, રુક્ષ, તૂરા, મલસ્તભક ને વાતુલ છે; અને કફ તથા પિત્તનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) જખમ ભરાઈ આવવાને:**—ધવની છાલ ખાડી વસ્ત્રગાળ કરી ઘોડાના મૂત્રમા કાલવી જખમ ઉપર ચોપડવી.

**૩૧૧ ધંતૂરો**—સ૦ ધતુર મ૦ ધોતરા. ધોત્રા. હિં૦ બ૦ ધતૂરા ક૦ બિલિય મદ્દગુણિકે. તૈ૦ તેલ્લાઉમિત્તે તા૦ ઉમ્માતે. તુ૦ અબે મના૦ અમ્માત. ફા૦ જોજમાસિલ. તાતુરા. અ૦ જોજમાસિલ. ઇ૦ થોર્ન એપલ. લા૦ ધટુરા સ્ટ્રોમોનિયમ્.

ધંતૂરાના છોડ શુમારે હાથ ઊંચા વધે છે એમા બે જાત છે. કાળી અને ધોળી કાળો ધતૂરો ઔષધિ છે. ધતૂરો ઘણો માદક છે ધતૂરો પેટમા જવાથી કેફ ચડે છે. કાળા ધંતૂરાના છોડ અને ફળ કાળા હોય છે **શ્વેતાદિ ભેદે પાંચ પ્રકારનો ધંતૂરો**—કાતિકર, ઉષ્ણ, તીખો, અગ્નિદીપક, તૂરો, મધુર, કડવો, મદકારક, વાતિકર, ગુરુ તથા વર્ણકર છે, અને કોઢ, વ્રણ, કંડૂ (ખરજ), કૃમિ, જૂ, લીખ, શ્રમ, વિષ, પામા (ખસ) તથા ત્વગ્દોષનો નાશ કરે છે. કાળો ધતૂરો× શ્રેષ્ઠ ગુણવાળો છે ઉપયોગ—**(૧) ગલફોરું (લાપોટિયું) થયું હોય તો:**—ધતૂરાના પાદડાનો રસ, ચૂનો અને ગોળ એકત્ર કરી તેનો લેપ કરવો. **(૨) ઉધરસ ઉપર:**—ધંતૂરાનાં પચાગ (મૂળ, પત્ર, પુષ્પ, ફળ અને છાલ) લઈ તેનું ધૂમ્રપાન કરવું. **(૩) સર્પદંશ ઉપર:**—કાળા ધતૂરાના મૂળ, કકોડીનો કાદો અને હડકીનું મૂળ એકત્ર ઘસી પાવુ અને અરીઠાનુ અજન કરવુ. ઉતાર—ઘી પાવુ. **(૪) ધંતૂરાના વિષ ઉપર:**—ગાયના દૂધમા સાકર નાખી પાવુ લાલ એરડાના મૂળ પાણીમા વાટી પાણીમા પાવા રીગણીનો રસ ૪ તોલા કાઢી પાવો, કપાસના બીજ અને ફળનો કાઢો પાવો, ઘી પાવુ, દહીં પાવુ, ઠડા પાણીમા તેલ પાવુ, લીંબુના રસમાં ગળીના મૂળ ઘસી પાવા **(૫) વાળા ઉપર:**—કાળા ધતૂરાના પાદડાનો રસ ૬ માસા અને ઘી ૨ તોલા એકત્ર કરી પાવુ. આખો દિવસ કાંઈ પણ ખાવું નહિ. સાજે ભાત અને દહી ખાવું. વાળાની જગાએ ફોલ્લો થાય એટલે તેને ફોડી તે ઉપર ધતૂરાના ફળ બારીક વાટી તેની વડી કરી ઉપર ત્રણ દિવસ બાધવી રોજ નવી વડી બેસાડવી. કિવા ધતૂરાના ૨ાા પાનમા ખાવા. **(૬) સોજા ઉપર:**—ધતૂરાના પાદડાનો રસ અને કળીચૂનો ગરમ કરી લેપ કરવો. અથવા ધતૂરાના પાદડાના

---

× જે ધતૂરાનો રગ અત્યંત કાળો અને દાડલી, ફળ, ફૂલ, પાદડા અને સર્વાગ કાળુ હોય એ ધતૂરામા ઝેર વધારે હોય છે, અને એના ગુણ પણ વધારે છે ફળ સુકાવાથી કઠોર થઈ જાય છે એના બીજમા ઝેર વધારે છે એ બીજને માત્રાથી વધારે ખાવાથી મરણ પણ થાય છે બધેજાદિક ધાતુપુષ્ટિના ઔષધોમા એના બીજનો વ્યવહાર ગ્રથોમા લખેલ છે એના બીજ પ્રમેહનાશક છે કાળા ધતૂરાના પચાગની ધૂણીથી ખાસી મટે છે અફીણના ઝેરને દૂર કરવા માટે ધતૂરાના બીજનો નાસ લેવો એ ઝેરને દૂર કરનાર છે અથવા એને વાટીને પીવા તથા ઉપર ધારોષ્ણ દૂધ અને ઘી મેળવીને પીવુ ધતૂરાના બીજ ચાર પહોર (મોટા સખત હોય તો આઠ પહોર) ગોમૂત્રમા પ્રથમ પલાળી રાખવા પછી શણના ટુકડામા નાખી મસળવા એટલે ફોતરા અલગ થઈ જશે આવી રીતે શોધન કર્યા પછી બીજ કામમા લેવા ધતૂરાના ફળોને કાણા પાડી દરેકમા ગધક અને મોરથૂથુની ચણાની દાળ જેવડી કાકરીઓ ભરી ડગળી કાપીને જમીન ઉપર છાલ પાથરી તેમા તે ગોઠવી ઉપર છાણ પાથરી તે ઉપર દેવતા કરી બાફવા બફાયા પછી તે વાટી તલના તેલમા શરીરે ચોપડવાથી ખસ જાય છે

રસમા ગૂગળ નાખી ગરમ કરી ચોપડવો, કિંવા કાળા ધતૂરાના મૂળ ગોમૂત્રમા ઘસી ગરમ કરી લેપ કરવો. (૭) **વાળા ઉપર :**—ધતૂરાના બી, અબાડાની છાલ, રાળ અને મીણની ભૂકી ઘીમા ખરલ કરી વાળા ઉપર ચોપડવી; એટલે વાળો બ્હાર નીકળશે (૮) **વીંછીના વિષ ઉપર :**—ધંતૂરાના પાદડા હાથ ઉપર ચોળી દંશ ઉપર ચોપડવા (૯) **ગલગંડ, બદ અને ગાઠ ઉપર :**—ચોખ્ખી જમીન લીપીને તે ઉપર વગડાઉ છાણા થાળ આકારે પાથરી અગ્નિ કરવો અને તે બધાં છાણા બળી રાખ થાય એટલે તે જગ્યા ઉપરની સર્વ રાખ કાઢી નાખી તે જગ્યા ગરમ રહે ત્યા સુધી ધોળા ધતૂરાનો રસ ઘણી ત્વરાથી તે જમીન ઉપર પાડવો તે રસ કઢાઈ પરપોટા આવ્યા પછી તે સાધારણ ઠડો થાય એટલે તેનો લેપ કરવો (૧૦) **ઉન્માદ ઉપર :**—ધતૂરાના ચાર બિયા નવટાક ઘી સાથે આપવા. (૧૧) **યોનિશૂળ ઉપર :**—કાળા ધતૂરાના બેત્રણ પાદડા બારીક વાટી, સિંધવ અને ઘી નાખી વસ્ત્રમા પોટલી કરી યોનિમા રાખવી, એટલે સર્વ પ્રકારનું યોનિ-શૂળ બધ પડે છે. (૧૨) **હાથપગ ફાટી ચીરા પડે છે તે ઉપર :**—ધતૂરાના બિયા અને સિંધવ પાણીમા વાટી ગોળો કરી તેમા ચોગણુ પાણી નાખી પાણીનો ચોથો ભાગ સરસિયું નાખી પચન કરવુ તેલ શેષ રહ્યા પછી ઉતારી તે ચોપડવું. (૧૩) **ખસ ઉપર :**—કાળા ધતૂરાના બિયાનુ ચૂર્ણ કરી તેલમા ખરલ કરી ચોપડવું (૧૪) **અર્ધાંગવાયુ ઉપર :**—ધતૂરાના બિયાનું તેલ શરીરે ચોપડવુ (૧૫) **ચોથિયો ઇત્યાદિ સર્વ વિષમજ્વરાદિક (તાવ) ઉપર :**—+ધતૂરાના પાદડાનો રસ પા તોલાથી અર્ધો તોલા પર્યંત ચાર તોલા દહીમા તાવ આવ્યા પહેલા એક કલાક અગાઉ આપવો. (૧૬) **કર્ણસ્રાવ ઉપર :**—ધતૂરાની ભાજીનો રસ કાનમા પાડી તે

+ કાળો ધતૂરો હોય તો માત્રા બહુ જ ઓછી (૧ માસો આશરે) શક્તિનો વિચાર કરી આપવી તાવ આવવા પહેલા ૪ કલાક અગાઉ એક વખત આપી બીજી વખત ૧ કલાક પહેલા થોડી થોડી માત્રા આપવી એ વધારે લાભદાયક છે

ડૉકટર દેસાઈ લખે છે, કે ધતૂરો વેદનાસ્થાપન, સકોચવિકાસપ્રતિબધક, કાસહર, શ્વાસહર, નિયતકાલિકજ્વરપ્રતિબધક અને શોથહર છે મોટી માત્રામા જુલમી ઝેર છે ધતૂરો કેટલાક માણસો માટે ઉન્માદકારક છે, એવા લોકો માટે વાજીકર થાય છે આની ક્રિયા વિશેષત સૂચી બુટી (બેલેડોના) જેવી છે ફરક એટલો જ કે સૂચીના કરતા ધતૂરો શ્વાસનલિકા ઉપર અત્યત વધારે અસર પહોચાડીને શ્વાસનલિકાને શિથિલતા લાવી આપે છે

**માત્રા**—પાનનુ ચૂર્ણ ૦ાા થી ૧ાા રતી ચલમમા પીવા માટે પાન અને ડઠલ બારીક કાતરેલું ૫ થી ૧૫ રતી, બીજનું ચૂર્ણ ૦ાા થી ૧ રતી, પ્રારભમા માત્રા સર્વદા થોડી આપવી પછી રોગીની પ્રકૃતિ પ્રમાણે અને ગુણ આવે તે પ્રમાણે વધારવી

**ઉપયોગ**—ધતૂરો બેલેડોનાને બદલે વાપરી શકાય છે ધંતૂરાનો ઉપયોગ શ્વાસમાર્ગના સકોચ-વિકાસપ્રધાન રોગમા વધારે છે શ્વાસનલિકાનો સોજો અને દમ અથવા બન્ને ફેફસાના રોગોમા આનો વધારે ઉપયોગ થાય છે ધતૂરો પેટમા અપાય છે, તેમ જ ચલમમા પિવાય છે ચલમમા પીવાથી ગભ-રામણ થાય છે, બગાસા આવે છે, મોળ ચડે છે, પછી કફ પડવા માડે છે શ્વાસનલિકાનો સકોચ થવાની શક્તિ ઓછી થાય છે અને ગભરામણ દૂર થાય છે ધતૂરો, તમાકુ, અજમો અને જવાસા સમભાગે મેળવીને બે ચપટી ચલમમા નાખીને પિવડાવાય છે અથવા ધતૂરો, સૂરોખાર, બાદીઆન અને લોબાન મેળવી પિવડાવાય છે

ટાઢિયા પાળીના તાવમા ધતૂરાના બીજ દહીની સાથે ટાઢ આવવાથી ૩-૪ કલાક પહેલા અપાય છે ટાઢિયા તાવમા ધતૂરો, અફીણ, ભાગ અને ખુરાસાની અજમો, એ ચારમાથી કોઈ પણ એક અપાય છે એ દવાથી દાહ, શિરદર્દ, વેદના, ટાઢ, એ બધા લક્ષણ ઓછા થાય છે તાવ મૂળમાથી જતો નથી

ઉદરશૂળ, પિત્તાશ્મરી, શૂળ, વૃક્કશૂળ, એ બધા શૂળોમા ધતૂરો વેદના ઓછી કરાવવા માટે અપાય છે. પણ ધંતૂરો અનિશ્ચિત કામ કરનાર ઔષધ છે એટલે અફીણ ન આપી શકાય તેને ખુરાસાની અજમો આપવો એ સારું કહેવાય સોજા પર ધંતૂરાના પાનનો લેપ અથવા મૂળને ગોમૂત્રમા ઘસીને લેપ કરાય છે એથી વેદના ઓછી થાય છે અને સોજો ઊતરે છે ધતૂરાની સાથે શિલાજિત વાપરવો એ મિશ્રણ અંડશોથ, ઉદર પર સોજો, ફેફસાના પડદાનો સોજો, સાધાઓનો સોજો, હાડકાનો સોજો-એ બધા પર અતિ ગુણદાયક છે સ્તનશોથ, હરસનો સોજો અને આખના દુખાવા પર પાનને થોડા ગરમ કરીને બંધાય છે.

ઉપર થોડું કંકુ નાખવું. **(૧૭) શોફોદર ઉપર:**—કાળા ધતૂરાના પાદડાંનો રસ ચોપડવો એટલે સોજો ઊતરશે **(૧૮) નપુંસકત્વ દૂર થઈ વીર્યવૃદ્ધિ થવા માટે:**—એક જાયફળ કોરી તેમા અફીણ ભરવું અને તે જાયફળ કાળા ધતૂરાના જીંડવામા ઘાલી ઉપર કણુક લગાવી તેને અગારામા બાફી, પછી ઉપરની કણુક દૂર કરી ધંતૂરાનું જીંડવું સુદ્ધા ખલીને તેની ચણા જેવડી ગોળીઓ કરવી અને રોજ એક ગોળી ખાઈ ઉપર દૂધ પીવું. એ પ્રમાણે આ ઔષધ ૨૧ દિવસ લેવું એટલે નપુંસકત્વ દૂર થશે *

**૩૧૨ ધામણ**—સ૦ ધન્વન્. મ૦ ધામણ હિ૦ ધામિન્ બ'૦ ધામની. ક૦ ઉદુવે. લા૦ ગ્રિવિયા ટિલીફોલિયા.

ધામણના ઝાડ ઘણા જ મોટા થાય છે ધામણના પાદડા હાથતળિયા જેવડા હોઈ તે ઉપર રેષાઓ હોય છે, અને પાદડાનુ એક અર્ધ બીજા અર્ધ કરતા લાંબું થયેલુ હોય છે. ધામણનુ લાકડું ચીકણુ અને ઇમારતના કામના ઉપયોગમા આવે છે. **ધામણ**—તૂરો, વૃષ્ય, મધુર, તીખો, બલકર, રુક્ષ, લઘુ, ધાતુવર્ધક, કિંચિત્ ઉષ્ણ તથા વ્રણરોપણ છે, અને કફ, વાત, દાહ, શોષ, કંઠરોગ, રક્તરોગ, પિત્ત, કાસ તથા પીનસનો નાશ કરે છે **એના ફળ**—સ્વાદુ, શીતળ તથા તૂરા છે. તે કફ અને વાતનો નાશ કરે છે **ઉપયોગ—(૧) અતિસાર ઉપર:**—ધામણની અંતરછાલમા પાણી નાખી રસ કાઢી તેમા શેકેલી વરીનો (મોરિયાનો) લોટ થોડો કાલવી પાવો.

**૩૧૩ ધાવડી**—સ૦ ક૦ ધાતકી. મ૦ ધાયટી. કો૦ ધાવશી. હિં ધાવાઈ ધાય. બં૦ ધાઈ. તૈ૦ ધાતુકી. લા૦ વુડ ફોર્ડિયા, ફ્લોરીબંડા. ઇં૦ ગ્રીસલી ઓટોમેન્ટોજા ઉડિયા૦ જાતિકા.

ધાવડીના ઝાડ શુમારે માથોડુ બે માથોડા ઊંચા વધે છે. એનાં ફૂલ લવંગ જેવા અને રાતા રંગના હોય છે. પાદડા શેરડીના પાદડા જેવા અને તે કરતા રંગે ઘણા લીલા હોય છે. ફૂલનો ઔષધમા તથા રંગના કામમા ઉપયોગ થાય છે ધાવડીના ઝાડ કોકણમા અને અનેક સ્થળે પ્રસિદ્ધ છે. **ધાવડી**—તીખી, શીતળ, તૂરી, માદક, કડવી, લઘુ તથા ગર્ભસ્થાપક છે, અને રક્તપ્રવાહિકા, પિત્ત, તૃષા, વિસર્પ, વ્રણ, કૃમિ, અતિસાર તથા રક્તદોષનો નાશ કરે છે **ફૂલ**—સ્વાદુ તથા રુક્ષ છે અને રક્તપિત્ત, અતિસાર તથા વિષનો નાશ કરે છે **માત્રા**–૨ માસા **ઉપયોગ—(૧) ગૂમડા ઉપર:**—ધાવડીના ફૂલનુ ચૂર્ણ જવાસાના તેલમાં ખરલ કરી ચોપડવું; એટલે અગ્નિદગ્ધ, વ્રણ, વિસર્પ, કીટવ્રણ, લૂતાવ્રણ અને ઘણા દિવસનુ દુષ્ટ નાડીવ્રણ મટી જાય છે. **(૨) ગર્ભિણીના અતિસાર ઉપર:**—ધાવડીના ફૂલ. મોચરસ અને ઇંદ્રજવ, એ સર્વ સમભાગે લઈ ચૂર્ણ કરી તે બે માસા પાણીમા આપવુ **(૩) બાળકની દંતપીડા ઉપર:**—દાંત આવવાની વેળાએ ધાવડીના ફૂલ, લીંડીપીપર, આમળાનો રસ, એમા મધ નાખી દાતના નવેલામા ચોપડવુ. **(૪) પ્રદર ઉપર:**—ધાવડીના ફૂલનો કાઢો, ત્રણ દિવસ પાવો; અથવા ધાવડીના પાદડાનો રસ શક્તિ પ્રમાણે ચાર તોલા સુધી ખાંડ નાખી પાવો **(૫) વાતપિત્તજ્વર ઉપર:**—ધાવડીનાં પાંદડાં અને સૂંઠનો કાઢો સાકર નાખી પાવો **(૬) રતવા ઉપર:**—કાળી કાવળી (મોટી પીલુડી)ની રાખ અને ધાવડીના ફૂલની રાખ મધમા કાલવી લેપ કરવો **(૭) મણિયારીના વિષ ઉપર:**—ધાવડીના પાદડાનો રસ પાવો અને શરીરે પણ ચોળવો

---

* **કનકવટી**—(૧) (શ્વાસ, ઉધરસ તથા જૂના વિષમજ્વર માટે)—ધતૂરાના લીલા તાજાં પાન તોલા ૨ તથા કાળા મરીનુ ચૂર્ણ તોલા ૨ મેળવી ખરલમા ઘૂંટી ચણા જેવડી ગોળી બનાવી છાયે સુકાવી લેવી દિવસમા ત્રણ વખત એકેક ગોળી પાણી સાથે આપવાથી ઘણા વખતનો જૂનો તાવ, ઉધરસ તથા શ્વાસરોગ વગેરે દૂર થાય છે **કનકવટી**–(૨) (ઉન્માદરોગ ઉપર)—ધતૂરાનાં શુદ્ધ બીજનું બારીક ચૂર્ણ કરી પછી નાગરવેલના પાનના રસમા ત્રણ કલાક ખરલ કરી મગ જેવડી ગોળીઓ કરી છાયે સૂકવી લેવી ઉન્માદરોગમા રોજ સવારે એક ગોળી આપી ઉપર પાંચ તોલા ઘી પિવડાવવુ ઘી પિવડાવ્યા પછી એક બે કલાક સુધી પાણી પિવડાવવુ નહિ ત્રણ કલાક પછી અથવા ભૂખ લાગે ત્યારે ભોજન કરાવવુ ભોજનમા પણ ઘી–દૂધ વધારે આપવુ સાંજે એક ગોળી દૂધમા આપવી આઠ દિવસ પછી જરૂર પડે તો સવારે બે ગોળી આપવી થોડા દિવસ નિયમિત રીતે પથ્યપાલનની સાથે આ ગોળીના સેવનથી ઉન્માદરોગ દૂર થાય છે

**૩૧૪ ઘેંડશી**—સં૦ ટિંડિશ મ૦ ઘેડસે, કોભેંડ બં૦ ટેંડશ હિં૦ ઢેડશી, ગ્રીડી, રામતરઈ. લા૦ હિબીસ્કસ એસ્કયુલેન્ટસ

ઘેંડશી ગુજરાતમા અને દક્ષિણમા થાય છે આ વાર્ષિક ફળ-શાક છે. ઘેડશી ઉનાળામા થાય છે. તેનો રંગ ધોળા કોળા જેવો થાય છે. આકૃતિ પપનસ જેવી ગોળ હોઈ શુમારે અર્ધો શેર વજનની હોય છે એનુ શાક કરે છે **ઘેંડશી**—વાતુલ, રુક્ષ, મૂત્રવર્ધક અને પથરીની નાશક છે.

**૩૧૫ ધોળી**—મ૦ પાઢરી લા૦ કોટન રેટિકયુલેટસ ધોળીના ઝાડ ડુંગરાળ પ્રદેશમા થાય છે ધોળીના પાદડાં લીમડીના જેવા હોઈ દળવાળા હોય છે. ધોળીનુ લાકડું જાડુ અને કઠિન હોય છે એ લાકડાનો રસ સફેદ-ધોળો હોય છે ધોળીની લાકડી હાથમા હોય તો ભૂતબાધા થતી નથી અને અંગ ઉપર સર્પ ધસી આવતો નથી; એટલા માટે એ લાકડાની લાકડી કરી પાસે રાખવી ધોળી વેલ કરીને એક ધોળીની જાત છે. એના વેલા થાય છે એ ધોળીના લાકડા પણ હસ્તિદંત પ્રમાણે મજબૂત હોય છે.

**૩૧૬ ધોળી પીલુડીની વેલ** (શીંગરોટી)—સં૦ કાકતુંડી, કાકનાસા, કાકતુડફલા મ૦ શ્વેત કાવળી, થોર કાવળી. હિં કૌઆ ઠોડી પં૦ અંબરવેલ લે૦ પેન્ટાટ્રોપિઝ સાયનનચોઈડિસ.

થોર શ્વેત કાવળી(પીલુડી)ના વેલાનો વિસ્તાર મોટો હોય છે એનાં પાદડા પીપરના પાદડા જેવા હોય છે એના ફૂલ અંદરથી ધોળા રંગના હોઈ બહારથી નીલવર્ણ (કાળાશ ઉપર) હોય છે. અને પાચ પાખડીઓ હોય છે. આ વેલનુ સર્વ અંગ દૂધાળ હોય છે આ વેલ ઘણી જ કડવી હોય છે એને બરછી જેવા ટોકદાર એક દીટડાને બબ્બે ફળ આવે છે એને ત્રણ ધાર હોય છે કાવળ્યા(કાગડી)ની ચાંચ જેવી એ ફળની ટોક હોય છે; એથી જ આ વેલાનુ કાવળી એવુ (મરાઠી) નામ પડેલુ છે એ વેલ ઘણી જ કડવી હોવાથી એના સેવનથી અતિશય ઊલટી થઈ પિત્ત નીકળે છે. એ બહુ તીવ્ર વનસ્પતિ છે એનો ગુંદ (ચીક) ગૂમડા ઉપર ચોપડવાથી તે જલદી બેસી જાય છે.

પીલુડીના વેલા હોય છે એ વેલાના પાદડા ત્રિદળ હોઈ તેને કાત્રા હોય છે. વેલાનો રંગ પ્રથમ રાતો હોઈ પછી ધોળો થાય છે એ વેલો ઘણેક ઠેકાણે વાડ ઉપર થાય છે. **પીલુડી**—રસ વખતે ઉષ્ણ, કડવી, તીખટ, રસાયન, વૃષ્ય, સ્નિગ્ધ, સ્વર્ય, હૃદ્ય, ધાતુવર્ધક, નેત્ર્ય, રુચિકર, સારક અને લઘુ છે. તે કફ, શૂળ, અર્શ, સોજો, ત્રિદોષ, કોઢ, કંડૂ, કર્ણકીટ, અતિસાર, ઊચકી, ઊલટી, દમ, ઉધરસ, જ્વર, હૃદ્રોગ અને મોહનો નાશ કરે છે **(૧) સુખે પ્રસવ થવા માટે**:—પીલુડીના મૂળ કેડે બાધવા. **(૨) પ્રદર ઉપર**:—પીલુડીના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી આપવા **(૩) અવાજ છૂટવા માટે**:—પીલુડી અને ધોળી ચણોઠીના પાદડા, ઘોડાવજ અને કોષ્ઠ, એ સમભાગે લઈ સૂકવી ચૂર્ણ કરવુ એ ચૂર્ણમા થોડી લીંડીપીપરની ભૂકી નાખી મધમાં કાલવી સોપારી જેવડી ગોળી કરવી આ ગોળી મોઢામા રાખી રસ ગળી જવો એના યોગથી અવાજ ખૂલશે. **(૪) ઊલટી ઉપર**:—પીલુડીના મૂળ અને હિંગ એકત્ર કરી આપવા **(૫) અમ્લપિત્ત ઉપર**:—પીલુડીના મૂળનો કાઢો અથવા સ્વરસ લઈ, તેમા થોડી શેકેલી હિંગ નાખી આપવી **(૬) ધાતુસ્થાનની કડકી ઉપર**:—પીલુડીના મૂળ ઠંડા પાણીમા કિંવા ગાયના તાજા દૂધમા ઘસી તેમા ખડીસાકરની ભૂકી નાખી શક્તિ પ્રમાણે આપવુ **(૭) ભૂતજ્વર ઉપર**:—પુષ્યાર્કમા મોટી ધોળી પીલુડીના મૂળ લાવવા અને તે લાલ સૂતરથી હાથે અથવા ગળે અગર તો મસ્તકે બાધવા **(૮) નિદ્રાનાશ દૂર થવા માટે**:—પીલુડીના મૂળ સૂતરમા બાધી પાઘડીને છેડે બાધવા એટલે નિદ્રા આવશે ×

**૩૧૭ ધોળી ફળી (શીણવી)**—સં૦ પાડુફળી, ધૂસરી મ૦ પાટલી, પાઢરફળી, પુશેરી

× ધોળા પીલુડી(વેલ)ને મરાઠીમા પાઢરી કાવળી કહે છે, તેમ જ ધોળી ઉપલસરીને પણ પાઢરી કાવળી કહે છે બન્ને વસ્તુઓના નામ મળતા છે, પણ ગુણધર્મ અલગ અલગ છે ઉપલસરીના વર્ણનમા શ્રી પદે લખે છે, કે 'કેટલાક લોકોની ભળતી ગેરસમજ હોઈ તે કાકમાચી(કાવળી)ને જ ઉપલસરી કહીને વાપરે છે' આવી રીતે સસ્કૃતમા પણ બબ્બે પાચપાચ વનસ્પતિઓના નામ ઘણી વખત એક જ હોય છે, જેથી ભ્રાંતિ થવા સંભવ છે આ વેલ ઉપરાંત રાતી પીલુડીની વેલનુ વર્ણન આગળ નં ૪૮૭મા કરેલ છે

હિં૦ પાટલી. ક૦ મણમકે લા૦ ફ્લુજિયા લ્યુકોપાઈરસ્.

ધોળી ફળીના છોડ નાના હોય છે. એ છોડની ઊંચાઈ શુમારે હાથ–દોઢ હાથ. (૩–૪ હાથ) હોય છે. એ છોડનો વર્ણ ધોળો હોય છે. એને રાઈ કરતા મોટા બિયાં આવે છે. એનો રંગ ધોળો હોય છે. એ બિયા ઢોરોનો ખોરાક છે. દુષ્કાળમા લોકો ધોળી ફળીના બિયાનો લોટ કરી ભાખરી બનાવી ખાય છે. ક્ષુદ્ર વનસ્પતિ પણ માણસને કેટલી ઉપયોગી છે, તે આ ઉપરથી સમજાય છે. **ધોળી ફળી**—મધુર, બલકર, વૃષ્ય તથા શીતળ છે, અને મૂત્રાઘાત, પિત્તરોગ, મૂત્રકૃચ્છ્ર તથા રક્તદોષનો નાશ કરે છે.

**૩૧૮ ધોળો ચંપો**—સં૦ શ્વેતચંપક. ક્ષીરચંપક. મ૦ પાંઢરા ચાપા, બંગ ચાફા. બં૦ ચાપા હિં૦ ચપા, ગુલચીની કા૦ કાડુસ પિગે. તે૦ અડવિગનેરુ. તા૦ ઈળિત્તલરિ. કોં૦ કાડચાપે. લા૦ પ્લુમિએરિયા એકયુટિફોલિયા.

એને મરાઠીમા 'ખડચપો' પણ કહે છે. આ ઝાડ ઘણુ પ્રા ત.ના થાય છે એ ઝાડના પાદડાં લાબા હોય છે અને તેના ફૂલ ધોળા હોય છે. એ ઝાડ ઘણું જ મોટું થાય છે. આ ઝાડ ઘણું જ પોચું છે આ ચંપાનો રસ (દૂધ) એટલો ઉષ્ણ છે કે તે શરીરે લાગવાથી ફોલ્લો થાય છે. જૂના ઝાડને કયાક કયાક શિગો આવે છે ચપાના ફૂલનુ શાક પણ કરે છે. **ચંપો**—સારક, કડવો, તીખો, તૂરો તથા ઉષ્ણ છે, અને કોઢ, કંડૂ (ખરજ), વ્રણ, શળ, કફ, વાયુ, ઉદર તથા આધ્માનનો નાશ કરે છે **ઉપયોગ—(૧) વાયુના યોગે અંગ બહેરું થતું હોય તે ઉપર:**—ચપાનો રસ ચોપડવો અથવા પાદડાનો શેક કરવો. **(૨) ગૂમડાં વગેરે ગાંઠો બેસી જવા માટે:**—ચપાના દૂધનો લેપ કરવો. **(૩) સર્પદંશ ઉપર:**—ચપાની શિગ ઘસી પાવી. સુકાયેલી શિંગ પણ ચાલે. માત્ર તે દૂધમા ઉકાળી રાખેલી હોવી જોઈએ. **(૪) રેચ માટે:**—ચપાની છાલ કોપરા સાથે ખાવી. ઉતાર—ઘી અને ભાત અથવા ચપાની છાલનો રસ અને આદાનો રસ એકત્ર કરી પાવો. **(૫) ટાઢિયા તાવ ઉપર:**—ચપાની કળીઓ ડીટા સુદ્ધા પાનમા મૂકી ત્રણ બીડા કરવાં. તાવ આવ્યા પહેલા એકેક કલાકને અતરે એક બીડું ખવરાવવુ. **(૬) સર્પદંશ ઉપર:**—ચંપાની છાલ અને બીલીની છાલ એકત્ર ખાડી તેનો રસ અર્ધો શેર સુધી પાવો. બીજાં ઔષધોની સહાયથી વિષો ઉપર એનો સારો ઉપયોગ થાય છે. **(૭) ખસ ઉપર:**—ચંપાનુ દૂધ, ચદનનુ તેલ અથવા કોપરાનુ તેલ અને કપૂર એકત્ર ખરલ કરી ચોપડવુ. **(૮) ટાઢિયા તાવ ઉપર:**—ચંપાનાં ફૂલનાં દીટડા કાઢી નાખી તે ફૂલ બીડીમા ખાવા અને ટાઢ ચઢવાની સધિમા પણ ખાવાં. **(૯) કુરશાના વિષને લીધે મૂત્રાવરોધ થાય તેને માટે:**—સફેદ ચપાની છાલ બારીક વાટી ઠીબરામાં શેકવી પછી સહન થાય તેટલી ગરમ પટી દૂટી નીચે બાધવી એટલે પેશાબ થશે

**૩૧૯ ધોળો મરવો**— સ૦ મરૂબક. મ૦ મરવા હિં૦ મરૂઆ. ક૦ મરગુપત્રી. તૈ૦ રુદ્રજાઈ. ફીરંગી–શાહસ. ફા૦ મર્જગુસ અ૦ મર્જબુસ. ઇ૦ સ્વીટ માર્જોરમ. લા૦ ઓરીગેનમ માર્જોરાના.

ધોળો મરવો, શુમારે વેતભર ઊચો વધે છે કોઈ ઠેકાણે જરા મોટો થાય છે; પરતુ તેને મોટો થવા દેતા નથી એના પાંદડાં મેથીના પાંદડા જેવાં હોય છે. એ પાંદડાની વાસ ઘણી સારી આવે છે **મરવો**—તીખો, કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ, હૃદ્ય, પિત્તકર, રુચિપ્રદ, રુક્ષ તથા લઘુ છે; અને કૃમિ, કોઢ, મલબદ્ધતા, પેટનુ ચઢવું, શળ, કફ, રક્તદોષ, વિષ, જ્વર, અગ્નિમાદ્ય, ત્વગ્દોષ (ખરજ), અરુચિ, વાયુ, દમ, સોજો, હૃદ્રોગ તથા વીછીના વિષનો નાશ કરે છે. એના શ્વેત અને કૃષ્ણ એવા બે ભેદ છે તેમા શ્વેત ઔષધોમા લેવાય છે **ઉપયોગ—(૧) ગરમી ઉપર:**—મરવાનો રસ કાઢી પાવો

**૩૨૦ નગોડ**—સં૦ સિદુવાર, નિર્ગુડી મ૦ વ૦ નિર્ગુંડી. કો૦ નિગડ, વણ્ઈ હિં૦ સમ્હાલુ, મેઉડી બ૦ નિશિદા. પં૦ વણા ક૦ બિળેલોક્કી, બી–લક્કી–નેક્કી. તૈ૦ તેલ્લા, બાવિલી, તેલ્લવ. તા૦ નોકચી. તુ૦ નેક્કી મલા૦ ઇદ્રાણી, એનોચી ફા૦ પરગુષ્ટ. અ૦ અસલુક, હણુલફુક્કા. ઇ૦ ફાઈવલિવ્ડ ચેસ્ટ ટ્રી. લા૦ વાઈટેકસ નિર્ગુંડી ટ્રાઈફોલિયા (નગોડ), વાઈટેકસ એગનસ કાસ્ટસ (રેણુકબીજ).

નગોડનાં ઝાડ શુમારે દોઢ-બે માથોડા ઊંચા વધે છે. એ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. નગોડમાં સાદી અને કાત્રા નગોડ એવા બે ભેદ છે. કાત્રા નગોડના ફૂલ લીલા રંગના હોય છે અને પાદડાં કાતરેલા જેવા હોય છે. સાદી નગોડને પીળા રંગના બારીક ફૂલ આવે છે. જે નગોડની બહારની છાલ કાળા રંગની હોય છે અને ફૂલો કાળા આવે છે તેને 'કાળી નગોડ' કહે છે. તે અધિક ગુણવાળી છે. નગોડ વાતનાશક છે સાદી નગોડ કરતા કાત્રા નગોડ વધારે ગરમ છે. જંગલી નગોડના ઝાડને મરાઠીમા 'વણઈ' કહે છે. **ધોળા ફૂલની નગોડ**—તીખી, કડવી, રુક્ષ, ઉષ્ણ, તૂરી, સ્મૃતિપ્રદ, નેત્રોને હિતકારક, કેશોને હિતકર, લઘુ, અગ્નિદીપક, મેધાકારક તથા વર્ણકર છે; અને ગુદવાત, ક્ષય, સંધિવાત, વાત, સોજો, આમ, કૃમિ, કોઢ, કફ, વ્રણ, પ્લીહા, ગુલ્મ, કંઠરોગ, વિષ, શૂળ, અરુચિ, તાવ, મેદોરોગ, ગૃધ્રસી, વાયુ, સળેખમ, ઉધરસ, દમ તથા પિત્તનો નાશ કરે છે. નગોડના પાદડા લઘુ અને કૃમિનાશક છે. **કાળી નગોડ**—કડવી, રુક્ષ, ઉષ્ણ અને તીખી છે; તથા આધ્માનવાયુ, પ્રદર, ઉધરસ, સોજો, કફ તથા વાયુનો નાશ કરે છે **કાત્રા નગોડ**—પથ્યકર, વર્ણકારક અને પિત્ત, તાવ, વિષ તથા ગૃધ્રસી વાયુની નાશક છે. **એનાં પાંદડાં**—તીખા, અગ્નિદીપક, લઘુ અને કૃમિ, કફ તથા વાયુનો નાશ કરે છે.× **એનાં ફૂલ**—તીખા, ઉષ્ણ તથા કડવાં છે, અને

× નગોડના ઝાડની દરેક ડાળીમા લાબા અને પાતળા ત્રણ ત્રણ અથવા પાચ પાચ પાદડા હોય છે. ફળ આંબાના મોરની માફક ગુચ્છાદાર અને જાંબુડિયા રંગના હોય છે નગોડના બીજને કેટલાક વૈદ્ય રેણુકબીજ કહે છે બને પ્રકારની નગોડમા ધોળી નગોડના પાદડા લીમડાના પાદડાથી કાઈક પહોળા અને કાગરાવાળા તથા અણીદાર હોય છે કાળી નગોડને નિર્ગુંડી કહે છે એના પાંદડા તુવેરના પાદડાના સમાન અને મખમલની માફક બહુ જ નરમ અને સુવાળાં હોય છે પુસ્તક અથવા લૂગડામા રાખવાથી તેમા જીવ (કુથો, કંસારી આદિ) પડતા નથી એની માત્રા ૨ માસાની છે આ સિવાય એમા એક વનનગોડ નામે ત્રીજી જાત પણ છે

પ્રાચીન ગ્રંથોમા જે રેણુકબીજ લખેલ છે તે લીંડીપીપર વર્ગની ઔષધિ છે. તેને લૅટિનમાં પાઈપર ઑરેન્ટિએકમ કહે છે

ડૉક્ટર દેસાઈ લખે છે કે નગોડ કડવી, તીખી, કસૈલી, લઘુ, ઉષ્ણ, દીપન, વાતશામક, વેદનાશામક, કુષ્ઠઘ્ન, કંડૂઘ્ન, વ્રણશોધન, વ્રણરોપણ, શોથઘ્ન, શ્લેષ્મનિ સારક, જ્વરઘ્ન, નિયતકાલિકજ્વરપ્રતિબંધક, કફઘ્ન, કાસહર, મૂત્રલ, આર્તવજનક, કૃમિઘ્ન, મગજ અને જ્ઞાનતંતુઓને બલ્ય અને રસાયન છે

**માત્રા**—પાનનો સ્વરસ ૧ થી ૨ તોલા સુગંધી દ્રવ્યની સાથે પાનનું ચૂર્ણ ૦। થી ૦॥ તોલો આદાના રસ અને મધની સાથે

**ઉપયોગ**—નગોડ ઉત્તમ શોથહર, વેદનાસ્થાપન અને વાતહર છે. એ સોજાવાળા રોગોની પ્રધાન દવા છે ફેફસાનો સોજો, ફેફસાના પડદાનો સોજો, આતરડાના પડદા(ઉદર્યાકલા)નો સોજો ઇત્યાદિ પર નગોડ વપરાય છે. નગોડ, ધણુસર (દંતીભેદ), સાપસણ, કાકચ, વચ્છનાગ, અફીણ, સરગવો, પુનર્નવા, સુરમો, પારો અને સોનુ એ બધી શોથનાશક ઔષધિઓ છે તેમા નગોડ સર્વત્ર મળી શકે છે અને ઉત્તમ ગુણકારી છે. તીવ્ર આમવાતમા સાધાઓનો સોજો, પરમામા થનારો અંડકોષનો સોજો, એ શોથને દરદ સહિત દૂર કરવા માટે નગોડ જેવી બીજી ઔષધિ ક્વચિત જ મળશે શોથ ઉપર નગોડથી શેક કરાય છે તેમ જ પેટમા પણ અપાય છે નગોડની સાથે કરંજ, લીમડો અને ધતૂરાના પાન શેક કરવા માટે મેળવાય છે ગંડમાળમા નગોડના રસનુ નસ્ય કરાવાય છે અને પાનથી શેક કરાય છે કાનમા પરુ થયુ હોય તો નગોડના રસથી તેલ સિદ્ધ કરીને તે કાનમા નખાય છે. વ્રણ, કોઢ, રતવા, રક્તપિત્ત ઇત્યાદિ ચર્મરોગો પર નગોડ પેટમા અપાય છે અને લેપ પણ કરાય છે નવા પરમા પર નગોડનો કાઢો અતિ ગુણકારક છે. જો પેશાબ બંધ થયો હોય તો નગોડના પાણીના ગરમ ક્વાથમા રોગીને બેસાડવો

નિર્ગુંડી ઉત્તમ શોથહર છે, પણ દસ્ત સાફ લાવતી નથી, માટે શોથરોગમાં પહેલા જુલાબ આપવો અથવા નગોડની સાથે દંતીમૂળ વાપરવુ.

સુવાવડીના તાવમા નગોડ આપવાથી ગર્ભાશયનો સંકોચ થઈને અંદર રહેલુ દૂષિત લોહી બહાર નીકળી જાય છે ગર્ભાશય અને આસપાસના સ્થાનનો સોજો ઊતરી જાય છે સૂતિકાજ્વરમા નગોડ પેટમાં અપાય છે. તથા ગર્ભાશય અને જનનેન્દ્રિય ઉપર ગરમ પાન બંધાય છે

બધી જાતના રોગોમા નગોડ શિલાજિતની સાથે આપી શકાય છે એ મિશ્રણ અમૃત સમાન છે.

**—સ્વામી કૃષ્ણાનંદ**

કૃમિ, કફ, વાયુ, પ્લીહા, ગુલ્મવાયુ, કોઢ, સોજો, અરુચિ તથા ખરજનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) પેટમાં વાયુનો સંચય થયો હોય તે ઉપર :**—સાદી નગોડનાં પાદડાનો અંગરસ ૭ માસા, ઘી ૭ માસા અને મરીની ભૂકી ૪ ગુંજા એકત્ર કરી લેવું અથવા નગોડના કુમળા પાદડા ચાવી રસ ગળી જવો **(૨) વાયુએ કરી અંગ અકડાઈ જાય છે તે ઉપર તથા સંધિવાત ઉપર :**—નગોડના પાદડા અને વાયવરણાના પાદડા કિંવા સરગવાની છાલ એકઠી કચરી પોટલી બાધવી અને તવા ઉપર ગરમ કરી કેટલીક વાર શેકવુ પછી તેનો જ પાટો બાધવો. **(૩) પ્લીહોદર ઉપર :**—સાદી નગોડનો રસ ૨ તોલા અને ગોમૂત્ર ૨ તોલા એકત્ર કરી દરરોજ સવારે એકવાર એ પ્રમાણે સાત દિવસ આપવુ. પથ્ય—દૂધ-ભાત ખાવાં. આઠમે દિવસે કાજીમા નવટાક ઘી નાખી પાવું. **(૪) વાયુથી પેટ ચઢવું, શરીરમાં સણકા થવા અને જડત્વ આવવું એ ઉપર :**—કાત્રા નગોડ, ભાગરો અને કાળી તુલસીનો રસ કાઢવો તથા સ્વચ્છ અજમો લઈ તેને એ રસની સાત, ચૌદ કિંવા એકવીસ ભાવનાઓ આપી સૂકવી રાખવો આ અજમો દરેક વખત ૬ માસા સુધી ગરમ પાણી સાથે ગળવો, ચાવવો નહિ. **(૫) સોજો અને ગાંઠ ઉપર :**—નગોડના પાલાનો બાફ આપી તે બાધવો **(૬) દુષ્ટવ્રણ, નાસૂર અને ભગંદર ઉપર :**—નગોડના પાદડાનો કલ્ક અને રસ એમા તેલ સિદ્ધ કરી ચોપડવુ

**૩૨૧ નરાંબા**—એ ઝાડ મોટા થાય છે એ ઝાડના પાદડા કંઈક નાણાના પાદડા જેવાં થાય છે એ ઝાડ ઉપર ગોળાકૃતિ ફળના ગુચ્છા આવે છે નરાબાનુ લાકડું ઇમારતના કામમા ઘણું ઉપયોગી છે રાખેલા જંગલમા આ ઝાડ ઘણા હોય છે. ઉપયોગ—**(૧) બદ પાકવાને માટે :**—નરાબાના કુમળા પાદડા અર્ધો ભાગ અને જૂના પાદડા અર્ધો ભાગ લઈ એકત્ર કરી બારીક વાટવા. પછી તેનો ગોળો કરી ગાઠ ઉપર બાધવો અને તેજ પાદડાનો ૨ તોલા સુધી અંગરસ કાઢી પાવો આ ઔષધ ગરમી છાટી કાઢનાર ઉત્તમ છે.

**૩૨૨ નસોતર**—સ૦ નિશોત્તર, ત્રિવૃત્ મ૦ તેડ હિ૦ નિશોથ, પનીલા. બ૦ તેઉડી ક૦ બીળેતિગડે, નાગદંતી. તૈ૦ તેલ્લા તેગડા તા૦ ચિવડે, શિવદઈ. મલા૦ ગો૦ તીગડે, અ૦ તુરબુદ. ઇં૦ ટરબીથરૂટ. લા૦ આય પોમિયાટરપીથમ્ ફા૦ નિસોથ

નસોતરના વેલા હોય છે. એમા ધોળી, કાળી અને રાતી, એવી ત્રણ જાત છે, અને તે ફૂલ ઉપરથી થયેલી છે આ વનસ્પતિ બહુ રેચક છે. ધોળી કરતા કાળી અધિક તીવ્ર છે આ વનસ્પતિના મૂળને નસોતર કહે છે **ધોળું નસોતર**—મધુર, રુક્ષ, તૂરુ, સ્વાદુ, રેચક, ઉષ્ણ, પાકકાળે તીખું તથા વાતકારક છે અને કફ, પિત્ત તાવ, પ્લીહા, વ્રણ, પાડુરોગ, શોફોદર, પિત્તોદર તથા પિત્ત-જ્વરનો નાશ કરે છે. **કાળું નસોતર**—તીખુ, કડવું, ઉષ્ણ તથા રેચન વિષે પ્રશસ્ત છે અને મૂર્છા, દાહ, મદ, ભ્રાંતિ, કોઢ, કંડૂ, કફ, વ્રણ, કંઠરોગ તથા કૃમિનો નાશ કરે છે. એ ધોળા નસોતર કરતા ઓછા ગુણવાળું છે **રાતું નસોતર**—મધુર, રુક્ષ, વાતકારક, તૂરુ, રસકાળે કડવુ, તીખું, ઉષ્ણ, રેચક, હિતકારક તથા મલસ્તંભક છે અને સંગ્રહણી, કફોદર, સોજો, પાડુરોગ, કૃમિ, પ્લીહા, તાવ, પિત્ત, કફ, વાતરક્ત, ઉદાવર્ત તથા હૃદ્રોગનો નાશ કરે છે × ઉપયોગ—**(૧) જૂ મારવા માટે :**—ધોળુ નસોતર કાજીમા વાટી ચોપડવુ **(૨) પથરી ઉપર :**—નસોતર અને ઇંદ્રજવનું ચૂર્ણ દૂધમા આપવુ **(૩) રેચને માટે :**—નસોતરનુ ચૂર્ણ શક્તિ પ્રમાણે ગરમ પાણીમા નાખી પાવુ અને પિત્ત પ્રધાન હોય તો દ્રાક્ષના કાઢામા પાવુ **(૪) ભસ્મક રોગ ઉપર :**—દૂધમા પાવું. **(૫) વિદ્રધિરોગ એટલે ગૂમડાં થાય તે ઉપર :**—ત્રિફળાના કાઢામા નસોતર નાખી પાવુ **(૬) પિત્તગુલ્મ ઉપર :**—નસોતર અને ત્રિફળાનો કાઢો પાવો

**૩૨૩ નળ**—સ૦ દેવનલ, નલ બ૦ નલ મ૦ દેવનળ હિ૦ નરસલ. કચ્છી૦ આચી ક૦

× એની વેલ ત્રણધારી હોય છે એને ચાર ચાર કાળા બીજ હોય છે ઉપયોગમા એના વેલાનુ લાકડુ લેવાય છે ધોળાની માત્રા ૨ થી ૪ા માસા, કાળાની ૧ થી ૩ માસા અને રાતાની ૩ થી ૬ માસાની ગણાય છે અનુપાન સૂંઠ અને સિંધાલૂણ

દેવનાલ. ઉચ્ચગોળિવે. તૈ૦ ભુંગુએડ્રુ ઇ૦ ઇંડિયન ટોબેકો. લા૦ લોબીલિયા–નીકોટી આનીફોલિયા.

નળના બરૂના જેવા બેટા થાય છે અને બરૂની માફક જ એની સોટીમા પોલ હોઈ ગાંઠો હોય છે. એના પાદડા વાસના પાંદડા જેવાં હોય છે નળીઓ કરવામા એનો ઉપયોગ થાય છે. **નળ**—શીતળ, રુચ્ય, તૂરી, મધુર, વીર્યવર્ધક, કડવી, દીપન તથા મૂત્રશોધક છે અને વિસર્પ, મૂત્રકૃચ્છ્ર, દાહ, રક્તદોષ, પિત્ત, કફ, હૃદ્રોગ, બસ્તિશૂળ, યોનિરોગ તથા રક્તપિત્તનો નાશ કરે છે **ઉપયોગ**—**(૧) અંડ ઊતરી ગયો હોય તો :**—નાળિયેરના અંગરસમા નળના મૂળ પૈસાભાર ઘસી પાવાં અને કાનમા જુવારની સળી દિવસ ૧૪ ઘાલી રાખવી **(૨) મૂત્રાઘાત ઉપર :**—નળના મૂળ, ડાભના મૂળ, કાસના મૂળ અને શેરડીના મૂળ–એ સર્વ સમભાગે લઈ અષ્ટમાશ કાઢો કરી ઠંડો થયા પછી તેમાં સાકર નાખી પાવો. **(૩) કંઠસર્પ ઉપર :**—નળના તોરા ચલમમા નાખી પીવા.

**૩૨૪ નાઉળ (નાની નોળવેલ)**—સં૦ નાકૂલી મ૦ મુગુસકાંદા, નાઉળ. હિ૦ ચંદ્રા, નકૂલકંદ. ક૦ વિષમુગરી કો૦ નાવડીચા વેલ

નાઉળના વેલા હોય છે એ ચોમાસામા ઊગે છે એના પાદડાને અણીઓ હોય છે. પાદડાની નીચેની બાજુએ કુસો (પુમ) હોય છે નાઉળના પાદડાંનું શાક કરે છે એ શાક ઠંડુ અને પથ્યકર છે. ગરમીવાળા માણસને એ શાક પથ્યકર છે **ઉપયોગ**—**(૧) મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત ઉપર :**—નાઉળના પાદડાનો રસ સાકર નાખી પાવો **(૨) આંખો આવે છે તે ઉપર :**—નાઉળના પાદડાનો અંગરસ અને લીંબુનો રસ, એ એકેક ભાગ, અફીણ અડધો ભાગ, મમીરા* ૦। ભાગ, એ સર્વ એકત્ર કરી, સારી રીતે ખરલ કરી તેનો આખ ઉપર લેપ કરવો. **(૩) ઉપદંશ ઉપર :**—નાઉળના પાદડાનો રસ દૂધ અને સાકર સાથે ૨ વખત આપવો.+

**૩૨૫ નાકછીંકણી**—સં૦ છિક્કીકાની, છિક્કીપત્રા. મ૦ નાકાશિંકણી, ભૂતાકેશી. ક૦ ભૂતાકેશી. બં૦ હેચેતા હિં૦ નાગછિકની. ઇં૦ સેન્ટીપિડા ઓર્બીક્યુલેરિસ.

એને મરાઠીમા ‘ભૂતાકેશી’ પણ કહે છે. એના નાના ઝૂમખા હોય છે. એ કોકણમાં અને બીજે સ્થળે પણ ઘણી થાય છે. **નાકછીંકણી**—તીખી, રુચિકર, પિત્તલ, અગ્નિદીપક, લઘુ, ઉષ્ણ, તૂરી તથા ઉગ્રગંધી છે અને ત્વગ્દોષ, કફ, વાયુ, શ્વેતકુષ્ઠ, કૃમિરોગ, રક્તવિકાર, ગ્રહપીડા, ભૂતબાધા તથા દૃષ્ટિરોગનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) ચઢેલું માથું ઉતારવા માટે :**—નાકછીંકણીના પાલાનો અથવા બિયાનો રસ નાકમા કિંચિત્ પાડવો, કિંવા, બી સૂંઘવા, એટલે છીંકો આવી મસ્તક ઊતરે છે. ઉતાર—નાકમા ઘી નાખવુ. **(૨) સ્ત્રીઓના નષ્ટપુષ્પ ઉપર :**—નાકછીંકણીના પાંદડાનુ ચૂર્ણ સાકર નાખી ૭ દિવસ આપવુ. તેજ પાદડા તેલમા ખરલ કરી તેની ગોળી કરી ઋતુસમયે ત્રણ દિવસ સુધી યોનિમા રાખવી **(૩) ગુલ્મ અને રુક્ષવાત ઉપર :**—નાકછીંકણીના છોડનો કાઢો આપવો. **(૪) દંતશૂળ ઉપર :**—નાકછીંકણીના પાદડા વાટી દાંત નીચે રાખવા.

**૩૨૬ નાગકેસર**—સં૦ મ૦ હિં. ક૦ તૈ૦ નાગકેસ–શ–ર. અ૦ નારમુષ્ક લા૦ ઓક્રોકાર્પસ લોંગીફોલિયસ. (આ નામ રાતી જાતનુ છે.)

---

* મમીરાને સસ્કૃતમા નેત્રહા, નેત્રજનની, ચક્ષુષ્યા, નેત્રરોગહા કહે છે આ એક જડી છે હિમાલય અને ચીનદેશમા એની ઉત્પત્તિ થાય છે એ જમીનમા પાણી હોય ત્યા સુધી ઊંડો પ્રકટ થાય છે એના નાના નાના કકડા, નાની નાની ડાળીઓ અને સોટીઓવાળા ક્ષુપ થાય છે એની જડ ઘણી જ ગાંઠાવાળી હોય છે એ ગાંઠ હળદરના જેવી ઘણી પીળી હોય છે, એના બીજ તલના જેવા હોય છે આ મમીરાના ગુણ હિકમતના તીબ્બે અકબર ગ્રથમા ઘણા જ કહેલ છે નેત્રરોગમા એનો ઉપયોગ ઘણો છે અભાવમા ત્રાયમાણ વાપરી શકાય છે

+ નાઉલ(મરાઠી મુગુસવેલ)ને લૅટિનમા ઓફિયોરાઈઝા મુંગોસ કહે છે એ બહુવર્ષાયુ નાની વેલ છે. ગરમીના દિવસોમા સુકાઈ જાય છે તે પાછી વરસાદના દિવસમા ઊગી નીકળે છે પાન બહુ જ પાતળા, નીચેની ગિરાઓ પર વાળવાળા, ઉપર વાળરહિત ૪ થી ૮ ઇંચ લાંબા હોય છે ફૂલ સફેદ શાખાના અંતમા તુરારૂપે હોય છે આના મૂળ કડવા, તીક્ષ્ણ, કૃમિઘ્ન અને પૌષ્ટિક છે મૂળનો ક્વાથ અપચનમા અપાય છે.

નાગકેસરના ઝાડ થાય છે.– એમા કાળી અને રાતી એવી બે જાત છે. લાલ જાતને લઘુ નાગકેસર કહે છે નાગકેસર એ લવગ જેવડુ હોય છે. કાળુ નાગકેસર ઠડા ગુણવાળુ છે; અને એનો મસાલામા ઉપયોગ થાય છે. રાતુ નાગકેસર ઉષ્ણ ગુણવાળુ છે. **નાગકેસર**—કડવું, તૂરું, આમપાચક, કિંચિત્ ઉષ્ણ, લઘુ તથા રુક્ષ છે અને પિત્ત, ઊલટી, કફ, ખુડવાત, રક્તરોગ, વાયુ, ખરજ, હૃદયવ્યથા, સ્વેદ, દુર્ગંધ, વિષ, તૃષા, કોઢ, વિસર્પ, બસ્તિપીડા, વાતરક્ત, કઠરોગ અને મસ્તકશૂળનો નાશ કરે છે ઉપયોગ—(૧) **બાળકના રક્તમૂળ-વ્યાધિ ઉપર**:—નાગકેસર અને માખણ આપવુ. (૨) **સોમરોગ એટલે જલપ્રદર ઉપર**:—નાગકેસર છાશમા વાટી ત્રણ દિવસ ખાવુ અને તે ઉપર છાશ અને ભાત ખાવો. (૩) **આમાંશ (મરડો) અને બાળકની રક્ત-સંગ્રહણી ઉપર**:—નાગકેસરની ભૂકી રાત્રે છાશમા પલાળી રાખી સવારે ગોળી કરી આપવી. એ જ ક્રમ પ્રમાણે સાજે પણ ૩ દિવસ સુધી આપવી. (૪) **રક્તપ્રમેહ ઉપર**:—નાગકેસર અને ચણકબોબા–એ ત્રણ ત્રણ માસા લઈ અષ્ટમાશ કાઢો કરી તે ઠંડો થયા પછી પાવો. (૫) **ગર્ભ-ધારણ માટે**:—નાગકેસરનું ચૂર્ણ ઘીમા નાખી આપવુ. (૬) **રક્તસ્રાવ ઉપર**:—નાગકેસરનુ ચૂર્ણ ઘીમા આપવુ (૭) **પ્રદર ઉપર**:—નાગકેસરનુ ચૂર્ણ ઘીમાં પલાળી રાખવું અને રોજ સવારે અને સાજે સોપારી જેવડી ગોળી કરી આપવી. એટલે રક્તપ્રદરનો જલદી નાશ થાય છે. (૮) **સ્વરભંગ ઉપર**:—નાગકેસર, એલચી અને સાકર, એ મોઢામા રાખવું. (૯) **અતિશય પરસેવો આવતો હોય તે ઉપર**:—નાગકેસરનું ચૂર્ણ કરી આપવુ.

**૩૨૭ નાગચંપો**—સ૦ બ૦ નાગચપક. મ૦ નાગચાંફા થેરલાચંપા હિં૦ નાગચપા. ક૦ નાગચંપકે, સપીગે. તા૦ નાગેશુર, નાગેપુ. તૈ૦ નાગકેસરમુ. મલા૦ નાગચપક. તુ૦ નાગસંપે. લા૦ મેસ્યુઆફેરિયા.

નાગચપાના છોડ (નાના ઝાડ) બગાળ, આસામ, કોંકણ અને કર્ણાટક પ્રાંતમા થાય છે. આ છોડ મોટો થાય છે. એના પાદડા મોટા તથા લાકડુ મજબૂત હોય છે. એને સાત–આઠ વર્ષે ફૂલ આવે છે. એના ફૂલ સફેદ, સુદર, મધુર વાસવાળા અને મનને સતોષ આપનારા હોય છે. એ ફૂલ હથેળી જેવડા હોય છે. એ ફૂલ સૂકવી રાખી મૂકે છે. ફૂલની આકૃતિ નાગની ફેણ જેવી હોય છે; માટે આ છોડનુ નામ નાગચપો પાડેલુ છે. નાગદમની જેવો બીજો એક નાનો છોડ થાય છે; તેને પણ નાગચપો કહે છે એને પીળા રગના ફૂલો આવે છે અને તે નાગની ફણીની માફક વાકડાં હોય છે.× **નાગચંપો**—વર્ણ્ય, ઉષ્ણ, તીખો, વ્રણરોપણ તથા ચક્ષુષ્ય છે; અને કફ તથા વાયુનો નાશ કરે છે બીજી વસ્તુના સયોગે અગ્નિસ્તંભક છે. ઉપયોગ—(૧) **વિષમજ્વર ઉપર**:—નાગચંપાની છાલનો કાઢો કરી પાવો (૨) **મૂળવ્યાધિ ઉપર**:—નાગચંપાના ફૂલની ધૂણી કરવી. (૩) **ખરજ, ખસ અને ફોલ્લા વગેરે ઉપર**:—નાગચંપાના બી કોપરેલમા ઘસી લેપ કરવો.

– મ૦ ગાલિગ્રામજી લખે છે કે, ‘ઊડણના વૃક્ષના કેસરને અને નાગચપાના નરકેસરને નાગકેસર કહે છે એની એ બે જાતો છે તે ગોવા અને કોકણ તરફ થાય છે ’ આ બન્ને વૃક્ષોનુ જુદુ જુદુ વર્ણન આ ગ્રથમા આપેલ છે ઊડણમા જે નાગકેસર થાય છે તેને કાળુ નાગકેસર કહે છે નાગચપાનુ નાગકેસર પીળા રગનુ હોય છે

હિદુસ્તાની વૈદ્ય—નાગકેસરના સુકાયેલાં ફૂલ ઘીમા મેળવી ચોપડવાથી દુખતા હરસ તથા પગના તળિયામા થનાર બળતગ દૂર થવાનુ જણાવે છે, તથા વૃક્ષની છાલ અને જડને પાણીમા ભીંજવી તે પાણી પીવાથી પાચનશક્તિ વધારે છે અને બીજને પીલીને કાઢેલુ તેલ સધિવા ઉપર ચોપડવાનું કહે છે

રાતા નાગકેસરના ઝાડ દક્ષિણ પશ્ચિમઘાટ પર અને કર્ણાટકમાં થાય છે એને મરાઠીમા સુરગી કહે છે એને અતિ મનોહર સુવાસિત ફૂલ આવે છે કળીને મરાઠીમા ‘ગોડી ઊંડી’ કહે છે એનો ગર ખવાય છે એની સુકાવેલી કળીઓને રાતુ નાગકેસર કહે છે

× નાગચંપાના ફૂલમા રહેલાં પુકેસરને બંગાળામાં નાગકેસર કહે છે એનો રંગ સોના જેવો પીળો હોય છે આ નાગકેસર શીતળ, પીડાગામક, રક્તસગ્રાહક અને ગ્રાહી છે. માત્રા–૧ રતી માખણ, જીરું અને સાકરની સાથે

(૪) **સસણી (વરાધ) ઉપર:**—નાગચંપાના પાદડાનો રસ પાવો. (૫) **કઠણ ગાંઠા પાકવા માટે:**—નાગચંપાનાં મૂળ ઘસી ચોપડવા.

**૩૨૮ નાગછત્ર**—સ૦ બ૦ નાગદતી હિં૦ નાગલી. મ૦ નાગોળી, પેવે. ક૦ નાગદાળી.

મરાઠી ભાષામા એને 'નાગોળી' પણ કહે છે. એ નાગછત્રના છોડ મોટા એટલે શેરડી જેવડા અને આબેહૂબ શેરડી જેવા દેખાય છે પાદડા કેળ જેવા હોય છે. કળલાવીના જેવો નાગછત્રનો કદ હોય છે. એકાદુ નાગછત્ર શેરડીના જેવુ કાઈક મીઠુ લાગે છે તે કોઈ કોઈ ખાય છે. નાગછત્ર એ તીખું, રુક્ષ, રુચિકર, તીક્ષ્ણ તથા ઉષ્ણ છે; અને વાત, કફ, પિત્ત, ગુલ્મ, શૂળ, ઉદર, યોનિદોષ, વિષ, ઊલટી, કઠદોષ તથા કૃમિનો નાશ કરે છે ઉપયોગ—(૧) **કૃમિ ઉપર:**—શેરડી પ્રમાણે નાગછત્ર ચાવી તેનો રસ પાવો

**૩૨૯ નાગદમની (સુખદર્શન)**—સ૦ ક૦ નાગદમની. મ૦ નાગદમની. મ૦ નાગદવણ. હિં૦ નાગદૌન–દમન, પિંદાર. બં૦ નાગદૌન. તા૦ વિશમુગિલ. તે૦ કેસરચેટુ લા૦ ક્રાઈનમ એશિયાટિકમ્

નાગદમનીના ઝાડ અનેનાસના ઝાડ જેવા થાય છે. નાગદમનીના પાદડા એક વેત જેટલી પહોળાઈના ૨–૩ હાથ લાબા તથા લીલા હોય છે એ ઝાડના મધ્યભાગે ત્રણ હાથ લબાઈનો એક દાંડો આવે છે અને તે ઉપર લાબા અને ધોળા ફૂલ આવે છે. એ ફૂલમા લસણની કળી જેવાં લાબા બિયા હોય છે **નાગદમની**—ઉષ્ણ, અતિ કડવી, લઘુ, રુચિકર, કોષ્ઠશુદ્ધિકર, તીક્ષ્ણ તથા તીખી છે, અને યોનિદોષ, લૂતા તથા સર્પનુ વિષ, વાયુ, કફ, ઊલટી, કૃમિ, વ્રણ, મૂત્રકૃચ્છ્ર, ઉદર, ત્રિદોષ, પ્રમેહ, ઉધરસ, કંઠરોગ, શૂળ, ગુલ્મ, રક્તદોષ, તાવ, સર્વ પ્રકારના વિષ, આધ્માન અને ગ્રહપીડાનો નાશ કરે છે ઉપયોગ—(૧) **સર્વ પ્રકારના વિષ ઉપર:**—નાગદમનીના મૂળ ઠડા પાણીમાં ઘસી પાવા, એટલે ઊલટી થઈ વિષ ઊતરી જાય છે. (૨) **વાળા ઉપર:**—નાગદમનીના પાદડા તેલ ચોપડી શેકી ૩ થી ૭ દિવસ વાળા ઉપર બાધવા (૩) **દાદર ઉપર:**—નાગદમનીનાં પાદડાના રસમા મીઠું નાખી ગરમીમા મૂકી પછી ત્રણ દિવસ લેપ કરવો (૪) **સ્ત્રીઓની કમરે કનવટ થાય છે તે ઉપર:**—નાગદમનીના પાદડાને ગોળ લગાવી તે પાદડા કમરે બાધવા. (૫) **નાના બાળકના કફવિકાર અને વરાધ ઉપર:**—નાગદમનીના પાદડા ગરમ કરી રસ કાઢી મધમા નાખી પાવા; એટલે ઊલટી થઈ કફવિકાર દૂર થાય છે *

**૩૩૦ નાગફણી**—સં૦ સર્પિણી મ૦ નાગફણી બં૦ સર્પકકાલી. હિ૦ ક૦ તૈ૦ સર્પિણી.

એના અંગ ઉપર સર્પના અંગ જેવા લિસોટા હોય છે એ છોડ નાના થાય છે અને નાગની ફણી જેવો એ ઝાડના ઉપરના છેડાનો આકાર હોય છે **નાગફણી**—વિષનાશક અને સ્તનમા દૂધ વધારનારી છે. ઉપયોગ—(૧) **સર્પના વિષ ઉપર:**—નાગફણીના પાદડાનો રસ પાવો અથવા મૂળ ઘસી પાવા (૨) **ઉદરના વિષ ઉપર:**—નાગફણીના ઝાડના મૂળ ગાયના દૂધમા ઘસી નિત્ય બે વખત પ્રમાણે ૭ દિવસ સુધી આપવા પથ્ય–મીઠું ખાવુ નહિ

**૩૩૧ નાગરવેલ**—સ૦ નાગવલ્લી. મ૦ નાગ–પાનવેલ હિં૦ નાગરવેલ ક૦ યલીબલી તૈ૦ તામલપાકુ તા૦ તાબુલી તુ૦ બચ્ચિરે મલા૦ વેત્તિલા ફા૦ બર્ગતબોલ અ૦ કાન ઈં૦ બિટલ

* નાગદમનીના પાન ઉત્તમ શોથહર છે કદની ક્રિયા એપિકેકયુઆના, અરડૂસી અથવા પાણકદાના જેવી છે થોડા પ્રમાણમા સ્વેદલ અને શ્લેષ્મહર છે મોટા પ્રમાણમા ખાતરીલાયક, સૌમ્ય અને ઉત્તમ વામક છે આનાથી ઊલટી બહુ જ થોડા સમયમા થાય છે અને ઊલટી થવાથી થકાવટ આવતી નથી અથવા મરડો, ઝાડા થવા અથવા બીજુ કાઈ દુષ્પરિણામ આવતુ નથી પાણકદો ઊલટી કરાવવા માટે આપી શકાતો નથી, પણ આ નાગદમની આપી શકાય છે સુકાવેલા કદ તાજા કદ કરતા અરધો ગુણ કરે છે શરબત બનાવી લેવાથી ગુણ કેટલાક દિવસો સુધી ટકી રહે છે

**માત્રા**—તાજા કદનો રસ ૧ થી ૨ તોલા ઊલટી કરાવવા માટે **ઉપયોગ**—બાળકોના કફપ્રકોપ ઉપર ઊલટી કરાવવા માટે નાગદમની નિર્ભયરૂપે આપી શકાય છે બધી જાતના સોજા પર પાનને એરડિયુ લગાડી જરા ગરમ કરીને બધાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ.**

લીફ્. લા૦ પાઈપરબિટલ

નાગરવેલના પાન સર્વત્ર પ્રસિદ્ધ છે. ફક્ત હિંદુસ્તાનમા જ ખાવાના પાનની ઉત્પત્તિ છે. ખાવાના પાનમા 'કાળા પાન' ને 'ડીટા પાન' એવી બે જાત છે. કાળા પાન ચરચરિત અને ઘણા ગરમ છે. રેચ આપવામા એનો ઉપયોગ થાય છે ડીટા પાન કે જે કપૂરી કહેવાય છે, તે મૃદુ અને સૌમ્ય છે. રામટેક પાસે પાન ઘણા ઉત્તમ થાય છે એ પાન ઘણા દિવસ રહે તોપણ સુકાતા નથી લીલા પાન કરતા પાકેલા પાન ખાવામા સારા તેમ જ ગુણવાળા પણ વધારે છે. પાનનો પ્રચાર સર્વત્ર છે, એટલે તે વિષે વિશેષ કહેવાનુ કારણ નથી. **તાંબૂલ (પાન)**--એ વીર્યવૃદ્ધિકર, કામોદ્દીપક, રુચિકર અને કાંતિકર છે. તાંબૂલના અતિ સેવનથી પિત્ત, દંતદૌર્બલ્ય, નેત્રરોગ, બલક્ષય અને મુખરોગ ઉત્પન્ન થાય છે ગર્ભિણી અને બાળકોને પાન આપવુ નહિ પાન ખાવુ તે સ્નાન કર્યા પહેલા અને જમવાની સાથે લાગલુ જ ખાવુ નહિ બે ઘડી પછી ખાવુ, એટલે તે હિતકર છે+ **નાગરવેલ**—તીખી, તીક્ષ્ણ, રુચિકર, કડવી, અગ્નિદીપક, દાહકારક, કામોદ્દીપક, સારક, ઉષ્ણ, તૂરી, ખારી, વિપદ, વશ્યકારક, રક્તપિત્તકારક, બલકર, લઘુ, રુક્ષ, સ્વરપ્રદ, મુખશુદ્ધિકારક, મુખને શોભાવનારી તથા સ્રંસિની છે, અને પીનસ, ઉધરસ, કફ, વાત, શ્રમ, કૃમિ, વાતરક્ત, ભ્રમ, ક્લેદ (પરસેવો) તથા કંડૂ (ખરજ) નો નાશ કરે છે. ઉપયોગ—**(૧) સર્પદંશ ઉપર:**—નાગરવેલના મૂળ પાનમા ઘાલી ખાવા એટલે ઊલટી થઈ વિષ ઊતરે છે. પ્રથમ પાનથી ઊલટી ન થાય તો બે ત્રણ ખાવા એટલે ઊલટી થશે **(૨) નળ ફૂલ્યા હોય તે ઉપર:**—ખાવાનાં પાકેલા પાન અને સરગવાની છાલનો ભેગો રસ કાઢી ૩ દિવસ પાવો **(૩) ઝેરકોચલાના વિષ ઉપર:**—કાળી નાગરવેલના પાનના ડીટાનો રસ પાશેર સુધી ૩ દિવસ પાવો **(૪) પારો અંગે ફૂટી નીકળ્યો હોય તે ઉપર:**—નાગરવેલનો, ભાંગરાનો તથા તુળસીનો રસ અને બકરીનુ દૂધ એ સર્વ આખા અંગે બે પહોર સુધી મર્દન કરવુ, અને પછી ઠંડા પાણી વડે ૩ દિવસ સ્નાન કરવુ **(૫) કોલાના (શિયાળના) વિષ ઉપર:**—નાગરવેલના મૂળ પાણીમા બારીક વાટી પાવા એટલે ઊલટી થઈ વિષ ઊતરે છે **(૬) શરદીથી થયેલી ઉધરસ ઉપર:**—નાગરવેલની શિંગોનું ચૂર્ણ મધમા આપવુ.

**૩૩૨ નાગલા દૂધેલી (ચામર દૂધેલી-દૂધી)**—સં૦ ફલકટકા, ઇંદીવરા. મ૦ ઉતરણી, ઉતરંડ. હિં૦ ઉતરણ. ક૦ કુરટિગે, કુંટિગ, તલવાર નમળી, યુગુરસુ-તુમળી, હાલકોરેટિગા. તા૦ વેલિપારુત્તિ, ઉત્તમની તૈં૦ ગુરુટિચેટ્ટ, જસ્તુપુ મલા૦ વેલિપારુત્તિ લા૦ ડેમિયા એક્સટેન્સા.

આ વેલાને 'ઉતરણ' એમ પણ કહે છે દૂધેલીનો વેલો વર્ષો સુધી રહે છે. એ વાડ ઉપર કે ઝાડ ઉપર ચડેલો હોય છે એ વેલાની ડાળી કલમ કરી જમીનમા ઊભી પૂરવાથી તેને મૂળો ફૂટી વેલો લાગુ થાય છે દૂધેલીનો વેલો પ્રસિદ્ધ છે જે વેલા ઊંચા થઈ ડાબી બાજુએ ફરી વૃક્ષ ઇત્યાદિ ઉપર ચડે છે તે વર્ષભર ટકે છે અને જે જમણી બાજુએ ચડે છે તે કંઈક વર્ષો સુધી ટકે છે* આ યુક્તિ પરમેશ્વરે વેલામા મોટી ચતુરાઈથી રાખેલી છે. એને બબ્બે ફળો આવે છે. તેનો આકાર પોપટ જેવો હોય છે. એ ફળમા રેશમ જેવુ રૂ હોય છે **નાગલા દૂધેલી**—તીખી, શ્વેત, આંખોને હિતાવહ, લઘુ, ઉષ્ણ, સ્નિગ્ધ, સારક, તૂરી અને વ્રણરોપણ છે, તથા ઉધરસ, વ્રણ, કૃમિ, દમ, જ્વર, પિત્ત, પ્રમેહ, કફ, કુષ્ઠ, પ્રલાપ, વાયુ, તંદ્રા, દરાજ, ક્ષય, કાસ, મૂત્રકૃચ્છ્ર, યોનિરોગ અને સૂઝનો નાશ કરે છે તથા સુખે પ્રસવ કરનારી છે. **એનુ શાક**—ઉષ્ણવીર્ય અને કડવુ છે. એ કૃમિ, અર્શ, કુષ્ઠ અને કફવાતનો નાશ કરે છે. **એનાં ફળ**—ખારા, કડવા, ઉષ્ણ, તીખા, લઘુ, અગ્નિદીપક, પિત્તકોપન, વિશદ તથા વિષનાશક છે ઉપયોગ—**(૧) વિષમજ્વર ઉપર:**—

---

+ ડૉક્ટર દેસાઈ લખે છે કે નાગરવેલના પાનનો રસ અતિ જોરદાર પૂતિહર (દુર્ગંધનાશક) છે આ કાર્બોલિક ઍસિડના કરતા પાચગણો વધારે બળવાન જંતુઘ્ન છે **—સ્વામી કૃષ્ણાનંદ**

* દૂધેલીની ડંખળીઓમા દૂધ હોય છે બીજી એક એવી જ વેલ થાય છે, પરંતુ તેમા દૂધ હોતુ નથી તેને ફૂદેલી કહે છે ફૂદેલીના પાદડા વાટી બદ, ગૂમડા વગેરે ઉપર બાંધવાથી તે તેને સત્વર પકવી ફોડી આપે છે

દૂધેલીના મૂળ અને હરડેનુ ચૂર્ણ સાકર કિંવા ગોળ નાખી ગરમ પાણીમા પાવુ. એ પાચક અને રેચક છે. **(૨) કાનમાં બગાઈ ગયા ઉપર:**—દૂધેલીના પાદડાનો રસ કાનમા ત્રણ દિવસ નાખવો એટલે બગઈ મરશે **(૩) ગૂમડું વગેરે પાકીને ફૂટવા માટે:**—દૂધેલીના પાદડા વાટી બાધવા. **(૪) જળઘાત (તજાગરમી) અને કુષ્ટ (કોઢ) ઉપર:**—દૂધેલીનુ દૂધ ચોપડવું. **(૫) શોફોદર માટે:**—દૂધેલીના પાદડાનો રસ કાનમાં રેડવો. **(૬) હુક (ચસકા, શૂળ) આવે છે તે માટે:**—દૂધેલીના પાદડાનો રસ ચોળવો.+

**૩૩૩ નાગલી**—સં૦ નર્તકા, બહુદલ મ૦ નાચણી કો૦ નાગલી. હિં૦ નાચની. ક૦ ૬૦ રાગી, તાલીડેલ્લુ, ચોલ. તા૦ ઈરાગી મલા૦ કોરા, મટ્ટારી. ફા૦ નંડવા. ઇ૦ ક્રિકસ્પાઈકિડ એલ્યુમીન. લા૦ ઈલ્યુસાઈન કોરેકેના.

નાગલી ધાન્યનો ઉપયોગ કોકણ, ગુજરાત વગેરે ભરતખંડના કેટલાક ભાગોમા કનિષ્ઠ પ્રતિના લોકોમા થાય છે. એના દાણા બારીક રાઈ જેવા હોય છે અને રગ પણ તેવો જ હોય છે નાગલી દળી તેની ભાખરી બનાવે છે. **નાગલી**—તૂરી, કડવી, મધુર, તર્પણ, લઘુ, બળકર તથા શીતળ છે; અને પિત્ત તથા ત્રિદોષનો નાશ કરે છે ઉપયોગ—**(૧) અશક્તને તથા નાના બાળકને શક્તિ આવવા નાગલીનું સત્ત્વ:**— નાગલી રાત્રે પાણીમા પલાળી રાખી સવારે તે કાઢી બારીક વાટવી પછી એનુ દૂધ જેવુ ધોળુ પાણી નીકળે છે તે પાણી વસ્ત્રગાળ કરી કલાઈના વાસણમા બે–ચાર ઘડી રાખી મૂકવુ, એટલે તેમાનું સત્ત્વ તે વાસણની તળે જામે છે. પછી ઉપરનુ પાણી નાખી દઈ જે સત્ત્વ જામેલુ હોય તે કાઢી લઈ સ્વચ્છ વસ્ત્રની ચોવડી ગડી કરી તે ઉપર પાથરવુ. પછી પાચ–છ ઘડીએ ચીકણી માટી જેવું ઘટ્ટ થયા પછી તેની સોપારી જેવડી ગોળીઓ કરી તાપમા સૂકવી રાખવી જોઈએ ત્યારે તેમાની એકેક ગોળી પાણીમા બાફી ગોળ નાખી ઠડું થયા પછી બાળકોને થોડુંથોડું ખાવા આપવું **(૨) શીતળા હલકા આવવા માટે:**—નાગલી વાટી અંગ ઉપર ચોપડવી **(૩) બાળકોને શક્તિવર્ધક ભક્ષ્ય**—ડુગરી નાગલી અર્ધો શેર સુધી લઈ, સારી ધોઈ, સૂકવી પછી સારી છડી છોતરા કાઢી નાખવા પછી અદરની નાગલી રોજ સવારે પૈસાભાર લઈ ગાયના દૂધમા બારીક વાટી અને વસ્ત્રગાળ કરી દૂધમા સીજવી મલાઈ જેવું તૈયાર કરી આપવુ આ ઉત્તમ ઔષધ છ મહિના કરતા અધિક વયના બાળકની કૃશતા અને કડકી ઇત્યાદિ વિકાર શમન કરી રક્તવૃદ્ધિ કરનાર અને બલપુષ્ટિદાયક છે **(૪) ગુડધી (ગોઠણના દર્દ) ઉપર:**—ભેસના છાણમાં નાગલીનો અને કળથીનો લોટ કાલવી મસળી જાડો રોટલો શેકી તે સહેવાય તેટલો ગરમ બાધી ઉપર પાટો બાધવો.

**૩૩૪ નાની અરણી (નરવેલ)**—સ૦ તર્કારી, તેજોમથ. મ૦ નરવેલ હિં૦ અરની. બ૦ ગનિયારી ક૦ અગ્નિમથ તા૦ મુન્નઈ. તે૦ નેલ્લી લા૦ પ્રેમ્ના ઈંટીગ્રીફોલિઆ. નેપાલ–ગિનેરી.

નરવેલનુ ઝાડવુ નાનુ થાય છે. એના પાદડા નાના અને લાબા હોય છે એને કાત્રા હોય છે. એના ફૂલોની સુગધયુક્ત વાસ આવે છે એ ઝાડની ડાળીઓ વેલાની પેઠે પાગરે છે એના પાદડાની ચટણી કરે છે. કોઈ કોઈ એના પાદડાનુ શાક પણ કરે છે જેને દમનો આજાર હોય તેણે આ ભાજી નિત્ય ખાવી એ હિતકારક છે **નરવેલ**—એના ગુણ અરણી જેવા જ છે; પરંતુ વિશેષ કરી વાતશોફનો નાશ કરે છે ઉપયોગ—**(૧) રક્તપ્રદર, નાના બાળકની પેટપીડ તથા કૃમિ ઉપર:**—નરવેલના પાદડાનો રસ શક્તિ પ્રમાણે ૪ તોલા સુધી પાવો **(૨) સ્તનમાં દૂધ આવવા માટે:**—નરવેલની ભાજી કરી ખાવી *

---

+ દૂઝતા હરસ ઉપર—નાગના ફ્વેલીના ૨ તોલા પાદડા ઘીમા તળી ખાવાથી થોડા દિવસમા લોહી પડતુ બધ થઈ જાય છે કફરોગ અને દમમા નાગલા ફ્વેલી અપાય છે આની અસર આકડા અને બડકી રાસ્ના જેટલી તો નથી, તોપણ કેટલીક વાર અપાય છે સુકાયેલા પાનના ચૂર્ણની માત્રા ૫ રતી છે

* નરવેલના ગુણ અરણીના જેવા છે આની મહત્ત્વની ક્રિયા ગર્ભાશય પર થાય છે ગર્ભાશયની સકોચ થવાની ક્રિયા નરવેલથી બધ થાય છે, એટલે ગર્ભપાત બધ કરાવે છે

**૩૩૫ નારંગીનું ઝાડ**—સં૦ તા૦ ક૦ નારંગ. મ૦ નારિંગ. હિં૦ નારંગી. તુ૦ ફીત્તલી. મલા૦ મધુરનારકં. તૈ૦ નારંગમુ. ફ્રા૦ અ૦ નારજ ઇં. ઓરેંજ. લા૦ સાઈટ્રિસ ઓરેન્સિયમ્.

નારંગીના ઝાડ ઘણું કરીને સર્વ દેશોમા થાય છે તેની પાંચ છ જાત છે. મોઝાંબિક બેટમાથી જે નારંગી અહી આવે છે તે ઘણી સ્વાદિષ્ટ અને પૌષ્ટિક હોય છે તેને કોઈ લોક 'મોસંબી' કહે છે. ખાનદેશ, નગર, ધુળિયા અને પૂના, એ સ્થળોએ જે નારંગી થાય છે તેવી હોતી નથી. એ ઝાડના ફૂલની વાસ મધુર આવે છે. નારંગીનો રસ અને તેની છાલ પણ ઘણો ઉપયોગી છે. **નારંગી**—કફ, પિત્ત અને આમને કરનાર તથા દુર્જર, સારક, અતિ ખાટું, વાતહારક, અતિ ઉષ્ણ અને મધુર છે. તેજ ખાટું હોય તો હૃદ્ય, બલપ્રદ, વિશદ, ગુરુ, રુચિકર, સારક, ઉષ્ણ, સુગંધી તથા સ્વાદુ છે; અને આમ, કૃમિ, વાયુ, શ્રમ તથા શળનો નાશ કરે છે. તથા તાવ, ઝાડા, વાતરક્ત, અગ્નિમાંદ્ય, અપચન, તૃષા, વમન, પિત્તપ્રકોપ આદિ વિકારોમા લાભદાયક છે. કૃમિ (કરમ) અને ટાઢિયા તાવ ઉપર નારંગીની છાલનુ ઔષધ બનાવી આપવામા આવે છે. એ છાલનુ તેલ કાઢે છે. ગુલાબના અત્તર કરતા આ નારંગીનુ તેલ કેટલાકને સારું લાગે છે. નારંગી એ પદાર્થ ખાવામા મીઠો, દેખાવમા સુંદર, વાસમા મધુર અને સ્પર્શ કરવાથી શીતળ લાગે છે. જુઓ ! ઈશ્વર કેવા કૃપાળુ અને દયાવંત છે તે વિચારવાનની નજરે જલદી જણાશે.

**૩૩૬ નારી (ચાંદવેલ, હરણપગો વેલડી)**—સં૦ પ્રસારિણી, સારિણી. મ૦ ચાંદવેલ, નિતણુવેલી હિરણપગ, રાજબલા. હિં૦ બેરી, હરિનપદી, પ્રસરન, પ્રસારની. બં૦ ગંધભાદુલિયા, ગંધભાદલી, ગાધાલ લા૦ કોન્વલવ્યુલસ અર્વેન્સિસ.

ચોમાસામા નારીના પુષ્કળ વેલાઓ ઊગે છે એના પાદડા આગળભર પહોળા અને બેત્રણ આગળ લાબા હોય છે એ પાદડાને અર્ધચંદ્રકૃતિનો એક મોટો ખાચો હોય છે. તે કારણથી એ વેલાનુ ચાદવેલ નામ સાર્થક હોવું જોઈએ. એને કરણિયા ફૂલ આવે છે. એને મરાઠીમા 'રાજબલા' પણ કહે છે. **ચાંદવેલ**—ગુરુ, ઉષ્ણ, કડવી, બલકર તથા સારક છે; અને ભાગેલા હાડકાને સાધનારી, કાંતિકારક તથા ધાતુવર્ધક છે. તે વાતાર્શ, સોજો, કફ, વાતરક્ત તથા ત્રિદોષનો નાશ કરે છે અને મલસ્તંભક છે. **ઉપયોગ—(૧) વાતવિકાર ઉપર :**—ચાદવેલની ભાજી ખાવી. **(૨) શોફોદર ઉપર :**—ચાદવેલ(પ્રસારની)નો રસ કાઢી બાટલીમા ભરી રાખવો. આ રસ એક ચમચાભાર લઈ તેમા કૂકડીની સુકાયેલી થોડી હગાર નાખી તે પાવો અને લેપ પણ આનો જ કરવો, એટલે શોફોદરનો રોગી તાબડતોબ સારો થાય છે×

**૩૩૭ નાલ**—(નાળાની ભાજી) સં૦ તાડી શાક. કલંબી. હિં૦ કલમી સાગ મ૦. ના૦ બં૦ કલમી શાક. આ ભાજી તળાવની આસપાસ લીલોતરીમા થાય છે. એ છોડ શુમારે એક હાથ ઊંચા થાય છે એના પાદડા શુમારે એક આગળ પહોળા હોય છે અને દીટડા પાસે તેને બે ખૂણા હોય છે. દીટું પણ એક આગળ લાબું હોય છે આ ભાજી વૈશાખની આખરમા તથા જેઠ માસમા ઘણી જ મળે છે. નાલની ભાજીનો ઉપયોગ ગરીબ લોકોમા જ વિશેષ થાય છે. નાળાનો રસ અફીણ અને સોમલના ઝેરમા ઊલટી કરાવવા માટે અપાય છે. રસને સુકાવી લીધા પછી જુલાબ આપવા માટે સકમુનીઆની માફક વપરાય છે

**૩૩૮ નાળિયેરી**—સં૦ નારિકેલ મ૦ નારળી. કો૦ માડ. રા૦ ખોપરા, નારીએલ. હિં૦ નારિયલ ખોબ-પરા ક૦ ટેંગિનમારા. તૈ૦ ટેંકાયા તા૦ ટેન્નામાર, ટારે મલા૦ ટેના. ફ્રા૦ જોજહિંદી અ૦ નારજીલ ઈં૦ કોકોનટ પામ. લા૦ કોકોસ ન્યુસિફેરા.

નાળિયેરીના ઝાડ ચાળીસ-પચાસ હાથ ઊંચા વધે છે. તેના છેડાએ માત્ર ઝાવળી આવે છે નાળિયેરીને દક્ષિણના કેટલાક ભાગમા 'માડ' પણ કહે છે. ગોમાંતક, કર્ણાટક, કલિકટ અને સહ્યાદ્રિ પાસેના પ્રદેશમા નાળિયેરીના ઝાડ ઘણા થાય છે. નાળિયેરી વાવ્યા પછી સાત—

× મૂળ વિરેચક છે. સિંધમા આના મૂળોનો ઉપયોગ જુલાબ આપવા માટે કરે છે. આ નારીનો પ્રસારણીરૂપે સ્વીકાર કેટલાક ચિકિત્સકો કરતા નથી

આઠ વર્ષે ફળે છે. નાળિયેરીના જે ઝૂમખા ઝાડ ઉપર લટકે છે તેને મરાઠીમા 'પિંડ' કહે છે. નાળિયેરીને બારમાસી ફૂલ આવે છે. સારી જાતની જમીન હોય તો દર નાળિયેરીને દર વર્ષે શુમારે એકસો નાળિયેર આવે છે. નાળિયેરીના ઝાડના સર્વ ભાગનો ઉપયોગ થાય છે. એ ઝાડના સોટા, મોભ, ભારોટિયા, વાસ, વળીઓ, દોરડા વગેરે બને છે ટોચનો અને મૂળનો કેટલોક ભાગ બાળવાના ઉપયોગમા આવે છે. કાચલીના કોયલા બનાવે છે, કોપરું ખવાય છે અને તેમાનું મીઠું અને ઠંડુ પાણી લોક પીએ છે. કોપરુ ખાવાના તથા રસોઈના અનેક પદાર્થોમા નાખવાના કામમા આવે છે. કોપરાનું તેલ ખાવાના, દીવો બાળવાના તથા માથામા ઘાલવાના અને લાકડે ચોપડવાના કામમા આવે છે સાબુ કરવાના કામમા પણ તેના તેલનો ઉપયોગ થાય છે. નાળિયેરીમાથી કાથી નીકળે છે; તેના ગાદીતકિયા, દોરડાં, શીકા, ચટાઈ વગેરે ઘણા પદાર્થો બનાવે છે નાળિયેરીનો ખોળ ઢોરને ખવરાવે છે. નાળિયેરની આખમા છિદ્ર પાડી અંદરનો ગર કાઢી નાખી તેના હોકા બનાવે છે કાચલીનુ તેલ નીકળે તે ઔષધના ઉપયોગમા આવે છે, એવો આ ઝાડનો અનેક પ્રકારે ઉપયોગ થાય છે **નાળિયેરી**—ગુરુ, સ્નિગ્ધ, શીત, વૃષ્ય, દુર્જર, બસ્તિશોધક, બલકર, બૃંહણ, કફકારક, સ્વાદુ તથા વિષ્ટંભકારક છે, અને શોષ, તૃષા, પિત્ત, વાતપિત્ત, રક્તદોષ, દાહ અને ક્ષતક્ષયનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) નાળિયેરના તેલના ગુણ:**—નાળિયેરના સુકાયેલા કોપરા ઘાણીમા નાખી તેલ કાઢે છે આ તેલ ઠંડુ હોય છે ઠંડક આવવા માટે તેને માથે ચોળે છે **(૨) લીલાં નાળિયેરમાંના** કોપરાનો રસ કાઢી અગ્નિ ઉપર ઉકાળવો એટલે તેલ આવે છે, તે તેલ વાયુહારક છે વાયુએ જકડાઈ ગયેલા અગે આ તેલ મરીની ભૂકી નાખી ચોળવું. **(૩) મૂઠેલ:**—સારા સુકાયેલા નાળિયેરને ખાડીને તેનો ભૂકો સૂકવવો એ સુકાઈ સારો ખરો થયા પછી તેમા આમલીના કચૂકાની છાલની ભૂકી બે પૈસાભાર નાખી તે કોપરાનો ભૂકો સારો મસળવો. પછી તે કોપરું બળવાન માણુસ પાસે પિલાવવું, એટલે તેમાથી જે તેલ નીકળે તેને મૂઠેલ કહે છે. એ તેલ વાગેલા અંગમાનુ લોહી સાફ કરવાના કામમા અને જખમ રુઝાઈ આવવાના કામમાં સારુ ઉપયોગી થઈ પડે છે. **(૪) આયવેલ:**—ગતી છાલનુ નાળિયેર સારું જૂનું અને પાકું થયેલું લેવુ તે ભાગી ટોપરાનો ભૂકો કરવો. તે ભૂકો પીલી રસ કાઢવો. એ રસ શુમારે કાચો પાચ શેર લઈ એક કલાઈના વાસણમા નાખી દેવતા ઉપર ઉકાળવો; અને ઊકળે એટલે તેમા ચાર ગુંજા પર્યંત મીઠુ અને બે માસા સુધી હળદરની ભૂકી નાખી બધો રસ ઉકાળવો; એટલે રસનો થયેલો પાક વાસણને તળિયે ચોટે છે અને ફક્ત તેલ ઉપર રહે છે. એ પ્રમાણે તેલ તૈયાર થયા પછી ઉતારી લઈ બાટલીમા ભરી રાખવુ. એ તાજું હોય છે ત્યારે સારુ સુવાસિત હોય છે કેટલાક દિવસ પછી તેની ખોરી વાસ આવે છે, પરંતુ ગુણ કદી પણ કમી થતો નથી. આ તેલમા રૂના પોલ પલાળી ગરમી વગેરેની ચાદીઓ ઉપર મૂકવા. એથી જખમ પણ રુઝાય છે **(૫) વાળા ઉપર:**—નાળિયેરને કોરી તેમા નવસારની ભૂકી રાત્રે નાખવી. સવારે તેમાનું પાણી પીવું અને કોપરુ ખાવુ તથા સાયકાળ પર્યંત ઉપવાસ કરવો અને રાત્રે સ્નાન કરી દહીં અને ભાત ખાવો. **(૬) ભિલામો, અસ્તરો (સજાયા) વગેરે ઊઠે તે ઉપર:**—કોપરું ઘસી અગર બાળી ચોપડવુ. **(૭) સરડાના વિષ ઉપર:**—નાળિયેરના કુમળા તોરા પાણીમા ઘસી તેમા કોકમ નાખી ગરમ કરી ડખ ઉપર ચોપડવું. **(૮) ઉંદરના વિષ ઉપર:**—ખોરુ કોપરું મૂળાના રસમા ઘસી લેપ કરવો. **(૯) હેડકી અને ઊલટી ઉપર:**—નાળિયેરનું છોડુ હોકામા નાખી તેની ણી પીવી અથવા નાળિયેરના છોડાની રાખ મધમા આપવી **(૧૦) ખસ અને દાદર ઉપર:**—નાળિયેરની કાચલીનુ પાતાળયંત્ર વડે તેલ પાડી તે તેલ ચોપડવુ કાચલી સળગાવી થાળીમા પણ તેલ કાઢે+ છે. **(૧૧) ખસ ઉપર:**—નાળિયેરનો રસ કાઢી તેમા

+ કાચલી સળગાવી થાળીમા મૂકી ઉપર પાણીથી ભરેલ થાળી ઢાકી રાખતા, ઢાકેલી થાળી નીચે ઓસના બિંદુઓ જામે છે તે આ તેલમા રૂનુ પૂમડુ બોળી દુખતી દાઢના કોનરમા ભરવાથી તે તત્કાળ મટી જાય છે નાળિયેરનુ પાણી શીતલ, મૂત્રલ, મૂત્રવિરજનીય (મૂત્રનો રંગ સુધારનાર) અને તરસ મટાડનાર છે કોમળ

થોડો આમલસારો ગંધક નાખી બધો રસ ઉકાળી તેલ થાય ત્યાં સુધી કઢવીને ઉતારી નાખવું. નીચે ઉતારેલા રસના જે કૂચા બાકી રહે તે થોડા ખાવા અને થોડા ચોળી શરીરે ચોપડવા; તેમ જ રોજ રાત્રે એ તેલ શરીરે ચોપડવું એટલે કડૂ (ખરજ) અને ખસનો નાશ થાય છે. (૧૨) **અમ્લપિત્ત, પેટનું શૂળ અને બરોળ ઉપર:**—નાળિયેરમાંનું પાણી દશ શેર કાઢી મધ જેવું થતાં સુધી ઉકાળવું. પછી તેમાં જાયફળ, સૂંઠ, મરી, લીંડીપીપર અને જાવંત્રી, એની થોડી ભૂકી નાખી બાટલીમાં ભરી રાખવું, તથા દરરોજ સવારસાંજ એક તોલાથી દોઢ તોલા પર્યંત ૧૪ દિવસ પાવું (૧૩) **સર્વ પ્રકારના વાયુ ઉપર:**—એક નાળિયેરનો રસ કાઢી તેમાં બે ભિલામાં બારીક કરી નાખવા તથા બધો રસ ઉકાળવો એટલે ઉપર તેલ આવી તળે કૂચા ઠરી બેસે છે. તે તેલ લઈ વાયુબદ્ધ થયેલા માણસના શરીરે મર્દન કરવું અને નીચે રહેલી રાબ ખાવા આપવી. આ ઔષધ ૭ અથવા ૧૪ દિવસ ખાવાથી ગમે તેવો દુર્ધર વાયુ હશે તોપણ તેનો નાશ થશે; અથવા નાળિયેરનો અંગરસ ૪ તોલા કાઢી તેમાં ત્રિફળાની ભૂકી ત્રણ માસા અને મરીની ભૂકી બે માસા અથવા એકલી મરીની ભૂકી નાખી રોજ બે વાર પ્રમાણે આપવું. (૧૪) **ઉરોગ્રહ અને હૃદરોગ ઉપર:**—લીલા નાળિયેરનો પાણી નાખ્યા સિવાય રસ કાઢી તે રસ ૫ તોલા લઈ તેમાં શેકેલો હળદરનો ગાંઠિયો ઘસવો અને બે તોલા ઘી મિશ્ર કરી તે પાવું. અથવા નાળિયેરના રસમાં ભિલામાના તેલના ટીપાં ૧૦થી ૧૫ સુધી નાખી પાવાં. (૧૫) **રક્તપ્રમેહ ઉપર:**—કુમળું નાળિયેર લાવી તેમાં છિદ્ર પાડી પાશેર પાણી તેમાં રેડવું. તેમાં ફટકડીનું ચૂર્ણ ૩-૪ વાલ નાખી ઉપર બૂચ બેસાડી અગાસીમાં ઝાકળમાં મૂકવું સવારે તે પાણી હલાવી પાવું (૧૬) **શૂળ ઉપર (નારિકેલક્ષાર):**—પાણી સુદ્ધાં આખું નાળિયેર લઈ તેના મુખમાં છિદ્ર પાડી તેમાં મીઠું ચૂર્ણ ભરી બહાર માટી ચોપડી સૂકવી છાણાંના દેવતામાં શેકવું. પછી બારીક ચૂર્ણ કરી લીંડીપીપરના ચૂર્ણ સાથે તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ખાવું; એટલે પરિણામશૂળ તથા વાત, પિત્ત, કફ અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલા શૂળનો નાશ થાય છે. (૧૭) **મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્ત ઉપર:**—ગતા નાળિયેરનું પાણી, નિર્મળીનાં બી, સાકર અને એલચીદોડા એકત્ર કરી પાવું. તે મૂત્રકૃચ્છ્ર-નાશક છે, અથવા નાળિયેરનું પાણી ગોળ તથા ધાણામાં મેળવી તે પાણી પાવું. તે દાહ સહિત મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્તનો નાશ કરશે *

**૩૩૯ નાણા**—આ જંગલી ઝાડ છે એનાં પાંદડાં સીતાફળીનાં પાંદડાં જેવડાં મોટાં હોય છે અને લાંબાં થાય છે નાણાનું લાકડું ઇમારતના ઉપયોગમાં આવે છે કોંકણ પ્રાંતમાં એ ઝાડ પુષ્કળ થાય છે

**૩૪૦ નાંદરૂખ (નાની પીપળ)**—સં૦ નંદીવૃક્ષ, હ્રસ્વપ્લક્ષ. મ૦ લઘુપિંપરી, નાંદરૂખ હિં૦ છોટી પાખર ક૦ નંદુરક પિનંનાલ બં૦ છોટ પાકુડ લાં૦ ફાઈકસ્ રેટુસા તાં૦ ઇચ્છી. તુ૦ શિદિગોળી

નાંદરૂખીનાં ઝાડ મોટાં વધે છે. એ ઝાડનાં પાંદડાં પીપરડીનાં (પીપળનાં) પાંદડાં જેવાં, પરંતુ તે કરતાં કિંચિત્ નાનાં હોય છે એ ઝાડની છાયા ઘણી ઘટ્ટ હોય છે. એ ઝાડ છાયા માટે સડકની બે બાજુએ રોપે છે. **નાંદરૂખી**—તીખી, કડવી, પુષ્ટિકર, શીતળ, લઘુ, વીર્યપ્રદ, મધુર, તૂરી, ગ્રાહક, વૃષ્ય તથા ત્રિદોષનાશક છે, અને વ્રણ, કોઢ, શ્વેત કોઢ, રક્તપિત્ત, શીર્ષપીડા, કડૂ

---

નાળિયેરનું દૂધ મૃદુલ, સારક, શાંતિપ્રદ છે નાળિયેરના ઝાડમાંથી તાડીના જેવો દારૂ નીકળે છે તે બલ્ય, આનંદપ્રદ, દીપન, પાચન, બૃંહણ, ઉદરવાતગામક, જ્વરહર, નિદ્રાપ્રદ અને વાજીકર છે

* અજીર્ણ રેચ—લાલ ચોટલીવાળું (મલબારી) નાળિયેર લઈ, ચોટલી ઉતારી નાખી તેની ઉપરની કાચલીથી આંખ વાટે તેમાંનું પાણી નહિ કાઢતાં તેમાં નેપાળાનાં બીજ (ગોળા) માય તેટલાં ભરી કોપરાના કકડાથી આંખ બંધ કરી કાપડમાટી કરી તેને ઉકરડાના ખાતરમાં ૧ માસ સુધી દાટી રાખવું, પછી તેને બહાર કાઢી ઉપલી કાચલી ફોડી નાખી અંદરનું ટોપરું તથા પાણી સહિત નેપાળો ખૂબ વાટી બાટલીમાં ભરી રાખવું જરૂર પડે ત્યારે એમાંનું થોડું નાભિ ઉપર ચોપડવું એટલે રેચ લાગશે ઠંડા પાણીથી નાભિ (ડૂંટી) ધોવાથી રેચ બંધ થશે

(ખરજ), પિત્ત, રક્તદોષ તથા દાહનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **યોનિકંદ ઉપર :**—નાદરૂખીની છાલ અને પીળો લોધર, એ ખાંડી આમળી સાથે પકવી લેપ કરવો. (૨) **માથે વાયુ ચડ્યો હોય તે ઉપર :**—નાદરૂખીના પાદડા અને અંતરછાલ એકત્ર ખાંડી બાફ આપવો અને સહેવાય તેટલો ગરમ પાટો બાંધવો (૩) **અંડવૃદ્ધિને લીધે શૂળ નીકળતું હોય તે ઉપર :**—નાદરૂખીના પાદડાનો રસ અને કાળી તુલસીના પાદડાનો રસ કાઢી તેમા તેટલું જ ઘી નાખી અગ્નિ ઉપર સર્વ રસ બાળી ઘી બાટી રાખવુ. એ પ્રમાણે ૨૧ પુટ દઈ ઘી સિદ્ધ કરવુ આ ઘી દિવસમા પાચ વાર ચોપડી જીરવવુ અને જૂની ઈંટ તપાવી કપડામા વીટાળી તેના વડે શેકવું; એટલે વૃદ્ધિરોગ (અંડવૃદ્ધિ) દૂર થાય છે (૪) **કોગળિયા ઉપર :**—નાદરૂખીના પાદડાનો રસ પાવો.

**૩૪૧ નિબારા (લેંબારા)**—મ૦ નિબારા, લિબારા હિં૦ કાળી ખજૂર ક૦ કાડલેણુ. તા૦ મલ્લેલેંબુ લા૦ મેલિયા ડ્યુલિયા નિબારાના ઝાડ વિશેષે કરી ઘાટ ઉપર થાય છે એ સીધા અને ઊંચા વધે છે નિબારાનુ ઝાડ ઘણું મોટું થતું નથી કડવા લીમડાના જેવા જ એના પાદડા હોય છે. એને ફળ કડવા લીમડાના જેવા જ આવે છે પરતુ તેવા લાબા હોતા નથી એના લાકડાનો ઇમારતના કામમા ઉપયોગ થાય છે. એ લાકડું સીધુ અને લાબું હોવાથી એના વાસ સારા થાય છે નિબારાનો રસ વિષારી છે માટે ખાવામાં આવવા દેવો નહિ. **ગુણધર્મ**—ફળ વામક અને વાતહર છે એમા ભેદન ધર્મ નથી **માત્રા**–ફળનો ગર્ભ ૫–૧૫ રતી, ઊલટી કરાવવા માટે ૦। તોલો ઉપયોગ—(૧) **ખસ ઉપર :**—નિબારાની નીબોળીઓ વાટી ચોપડવી, કિવા લીલી નીબોળીઓ ખાડી તેનો રસ કાઢી તેમા આમલસારા ગધકનુ ચૂર્ણ તાબાના વાસણમા ખરલ કરી તેનો લેપ કરવો. (૨) **પાહાના વાળમાં જીવ અને ચાંચડ લાગ્યા હોય તે ઉપર :**—નિબારાનાં ફળનો રસ કાઢી તેમા છાશ નાખી ચોપડવો.

**૩૪૨ નિર્મળી**—સં૦ કતક. મ૦ નિવળી, નિર્મળી, ગજરા. હિ૦ નિર્મલી. બ૦ નિર્મલા. ક૦ ચિલ્લિકાયી. તા૦ મલા૦ ટેટ્ટામાર. તૈ૦ ચિલ્લિચેટ્ટુ. ગો૦ ચીલવી. ઇ૦ એનટ વુઈચકિલઅર્સ વૉટર લા૦ સ્ટ્રીકનોસ પોટેટોરમ

નિર્મળીના ઝાડ થાય છે એના બી ચપટા અને ગોળ હોય છે નિર્મળીના બિયાનુ ચૂર્ણ મેલા પાણીમાં નાખવાથી તે પાણી સ્વચ્છ થાય છે. **નિર્મળી વૃક્ષ**—તીખુ, કડવુ, લેખન, રુચિકર, લઘુ, ચક્ષુષ્ય, તૂરુ, શીત, વિશદ, વિકાસી, છેદન તથા મધુર છે; અને તૃષા, દાહ, વિષ, ગુલ્મ, શૂળ, કૃમિ, મેહ, નેત્રરોગ તથા પાણીમાના મેલનો નાશ કરે છે. **એનાં કુમળાં ફળ**—ચક્ષુષ્ય, વાતકારક તથા શીત છે, અને રક્તપિત્ત, તૃષા, વિષ તથા મેહનો નાશ કરે છે **જૂનાં ફળ**—દુર્જર તથા રુચિકર છે અને કફ તેમ જ પિત્તના નાશક છે· તે પાકવાથી પિત્તકારક, વાતિકારક તથા ધર્મજનક છે, અને સોજો, પાડુરોગ, વિષ, પ્રતિશ્યાય (શરદી) તથા કમળાનો નાશ કરે છે. **નિર્મળીનાં બિયાં**—આખોને હિતાવહ, તૂરા તથા ગુરુ હોઈ પાણીને સ્વચ્છ કરનારા તથા મધુર છે અને અશ્મરી, કફ, વાયુ, મૂત્રકૃચ્છ્ર, તૃષા, નેત્રરોગ, વિષ, પ્રમેહ તથા મસ્તકરોગનો નાશ કરે છે **નિર્મળીનાં મૂળ**—સપૂર્ણ કોઢનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **નેત્ર સ્વચ્છ થવા માટે :**—નિર્મળીના ફળ મધમા ઘસી તેમા થોડું કપૂર નાખી અજન કરવુ, એટલે આખો સ્વચ્છ થાય છે (૨) **અંધત્વ દૂર થવા માટે :**—નિર્મળીના બિયા, શખ અને કાળા સર્પની વસા (ચરબી), એ સર્વ એકત્ર કરી અંજન કરવુ, એટલે આધળા મનુષ્યને જલદી દેખાય છે, (૩) **ગંદું પાણી ચોખ્ખું કરવા માટે :**—નિર્મળીના બિયાનુ ચૂર્ણ કરી ગંદા પાણીમા નાખવુ એટલે કેટલીક વારે પાણી સ્વચ્છ થાય છે. (૪) **આંખો આવે છે તે ઉપર :**—નિર્મળીના બિયા મધમા ઘસી તેમા થોડુ કપૂર નાખી અજન કરવુ (૫) **અહિરા ઉપર :**—નિર્મળીના બિયા અને સિધવ ગસી અંજન કરવુ. (૬) **ઉદકમેહ આદિ પ્રમેહ ઉપર :**—નિર્મળીનાં બિયા એક તોલો છાશમા વાટી તેમા મધ નાખી પાવુ (૭) **આંખોમાં ફૂલાં પડે છે તે ઉપર :**—નિર્મળીના બિયા, શખચૂર્ણ, સિધવ અને સમુદ્રફળ, એનુ ચૂર્ણ કરી મધમાં ગોળીઓ

કરી તે ઘસી અંજન કરવું

**૩૪૩ નીપાણી**—આ ઝાડ ખરસાણી જેવા થાય છે. એની ઊંચાઈ શુમારે માથોડું હોય છે એને ખરસાણીના ઝાડ પ્રમાણે ફાટ ફૂટે છે અને ખરસાણી પ્રમાણે જ આ ઝાડમાંથી દૂધ નીકળે છે. આ ઝાડ ખાનદેશમાં ઘણાં થાય છે. નીપાણીને ગેંદા જેવા ફૂલ આવે છે અને એના બી કાંદા-(ડુંગળી)ના જેવા હોય છે. **ઉપયોગ—(૧) સુવાવડીને માટે કાઢો:**—નીપાણીનો કાઢો કરી હળદર નાખી પાવો; એટલે સુવાવડીના પેટમાંનો રોગ નીકળી જઈ તેની પ્રકૃતિ સાફ થાય છે **(૨) વાળા ઉપર:**—નીપાણીના બિયા ત્રણ વર્ષના ગોળમાં બે દિવસ આપવા, એટલે શરીરમાંનો વાળો મરી જાય છે.

**૩૪૪ નેતર**—સં૦ વેત્ર, વેતસ. મ૦ વેત. હિં૦ બેત. ક૦ બેતા, બેડિસુ, બેસયભેદઉ. તા૦ પિરંબુ તુ૦ સુરોલ્બેતા તૈ૦ પીપારૂવા, પેમુ, પેપા, વેતસમુ. ફા૦ વેત અ૦ ખલાફ. મલા૦ ચુરલ-વળી, વેત્ર ઈં૦ રેટન કેન લા૦ કેલેમસ રોટંગ.

મલબાર, ગોકર્ણ, મહાબલેશ્વર, કોચીન, મેંગલોર અને રામેશ્વર, એ ઠેકાણે તથા ચીનદેશમાં નેતરના વનો છે. નેતર ૩૦–૪૦ હાથ ઊંચે વધે છે, પરંતુ તેની જાડાઈ થોડી હોય છે. આ દેશમાં ચીનથી નેતર આવે છે તે એટલું તો ચીકણું હોય છે કે પાણીમાં પણ કહોતું નથી. તેના કરંડિયા, ખુરસીઓ ઇત્યાદિ સામાન કરે છે. નેતર ઊંચું થવાથી જેમ નમે છે, તેમ માણસે ઉચ્ચ પદવી પ્રાપ્ત થવાથી પણ ઈશ્વરથી ડરીને નમવું. **નેતર**—તૂરું, શીત, કડુ તથા તીખું છે; અને કફ, વાયુ, પિત્ત, દાહ, સોજો, મૂત્રવ્યાધિ, અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, વિસર્પ, અતિસાર, યોનિરોગ, તૃષા, રક્તકોપ, વ્રણ, મેહ, રક્તપિત્ત, કોઢ તથા વિષનો નાશ કરે છે. **એના અંકુર**—ખારા, લઘુ, તીખા તથા ઉષ્ણ છે અને કફ તથા વાયુનો નાશ કરે છે **નેતરનાં પાંદડાં**—ભેદક, તૂરાં, લઘુ, શીતળ, કડવા, તીખા તથા વાતનાશક છે અને રક્તદોષ, કફ તથા પિત્તનો નાશ કરે છે. **એનાં બિયાં**—તૂરા, સ્વાદુ, ખાટા, રુક્ષ તથા પિત્તલ છે; અને રક્તદોષ તેમ જ કફનો નાશ કરે છે. **મોટું નેતર**—શીતલ છે અને ભૂતબાધા, પિત્ત, આમ તથા કંપનો નાશ કરે છે બીજા ગુણ ઉપર પ્રમાણે છે. **જલનેતર**—શીતળ, કડવું, વ્રણશોધક, તૂરું, વાતકર, ગ્રાહક તથા રુક્ષ છે, અને પિત્ત, રક્તદોષ, વ્રણ, કફ, રાક્ષસબાધા તથા ગ્રહપીડાનો નાશ કરે છે **ઉપયોગ—(૧) મત્સ્યવિષ ઉપર:**—કાળા નેતરના કલ્કમાં ઘી નાખી કઢવી તેનો લેપ કરવો.

**૩૪૫ નેપાળો**—સં૦ ક૦ બૃહદંતી, જેપાલ મ૦ જેપાળબીજ. હિં૦ જમાલગોટા બ૦ જયપાલ. તા૦ મલા૦ નિર્વીલ તૈ૦ નૈપાલવેમુ. તુ૦ બ્યારીબિટુ ફા૦ તુમ્ખેબદે. આ૦ હબુસ્સલા-તીન. ઇં૦ ક્રોટન સીડ્ઝ. લા૦ ક્રોટન ટિગ્લિયમ.

મોગલી એરંડાનાં ઝાડ થાય છે તેવા જ નેપાળાના ઝાડ થાય છે. મોગલી એરંડાનાં પાંદડાં કરતાં એનાં પાંદડાં નાનાં હોય છે એ ઝાડ કોકણ પ્રાંતમાં પુષ્કળ થાય છે નેપાળો મોટો વિષારી છે. નેપાળાને શુદ્ધ કરી અનેક ઔષધોમાં (રસાયનોમાં) નાખે છે ×નેપાળો તીવ્ર રેચક છે. **નેપાળો:**—

× નેપાળાના બીજનું શોધન —(૧) નેપાળાના બીજને પાણીમાં પાંચસાત ઘડી પલાળી પછી તે બીજને કોડી ઉપરની છાલ કાઢી નાખવી (બીજ તોડતી વખતે નાકમાં નેપાળાના બારીક રજકણ ન જાય એટલા માટે એક ઝીણું કપડું નાકની આસપાસ બાંધવું હાથ આંખોને અડાડવા નહિ, કારણ કે નેપાળા-વાળા હાથ આંખને લાગશે તો દાહ અને સોજો થશે) પછી પોટલી બાંધી ભેંસના છાણમાં ૩ દિવસ સુધી રાખી મૂકવી ચોથે દિવસે ખોલી ગરમ પાણીમાં ઉકાળી ધોઈ નાખવા પછી બબ્બે ફાડો કરી અંદરની જીભ કાઢી ફેંકી દેવી આ ફાડોને ગરમ પાણીમાં ખરલ કરી લૂગદી કરી માટીના કોરા વાસણ ઉપર પાતળો લેપ કરવો તે લેપ કોરો પડયેથી ઉખેડી લેવો (માટીના વાસણ ઉપર લેપ કરવાથી વધા-રાનું તેલ વાસણમાં શોષાઈ જશે) પછી એ ચૂર્ણને લીંબુના રસની ત્રણ ભાવના આપી સુકાવી લેવું નેપાળાવાળા હાથ બરાબર ધોઈ ઘી લગાડી દેવાથી દાહ અને સોજાનો ભય રહેતો નથી (૨) નેપાળાના બીજના ગોળાને ૧૬ગણા દૂધમાં ડોલાયંત્રથી ઉકાળવા દૂધ બાસૂદી જેવું જાડું થાય ત્યાં સુધી મંદાગ્નિ આપતા રહેવો પછી પોટલી કાઢી ધોઈ ગોળાની ફાડો કરી જીભ કાઢી નાખવી પછી ચૂર્ણ કરી વધારાનું

સારક, કડવો, તીક્ષ્ણ, અગ્નિદીપક, ઊલટીકારક, તીખો, અતિઉષ્ણ, પિત્તકર તથા ભેદક છે, અને ૩., આમ, જંતુ તથા ઉદરરોગનો નાશ કરે છે ઉપયોગ—(૧) વીંછીના વિષ ઉપર :—નેપાળો પાણીમા વાટી તેનો લેપ કરવો. (૨) સર્પના વિષ ઉપર :—નેપાળાના બિયામાના મગજને લીંબુના રસના ૨૧ પુટો દઈ બારીક ખરલ કરી લાખી ગોળી કરવી, અને તે ગોળી માણસની લાળમા ઘસી અંજન કરવું (૩) આધાશીશી ઉપર :—મોટા પરોઢિયે નેપાળાના બે કિંવા ત્રણ બિયાંમાનુ મગજ લઈ લીમડાના રસમા ઘસવું અને જે બાજુનુ માથું દુખતુ હોય તે બાજુની આખ પાસેથી ભમર ઉપર સળીથી ચોપડવુ થોડુ ચચરશે ખરું પણ તેજ દિવસે વ્યાધિ દૂર થઈ જાય છે.* અથવા જે બાજુનું કપાળ દુખતુ ન હોય તે બાજુના કાનમા નાખવુ. આ રસ નાખ્યા પહેલા કાનમા થોડું ઘી પાડવુ એટલે કાનમા દાહ થતો નથી આ પ્રયોગ પરોઢિયે કરી પછી થોડી ઊંઘ લેવી (૪) મોડશી (કોગળિયા) ઉપર :—નેપાળાના મૂળ છાશમાં ઘસી પાવા અને એજ મૂળ પાણીમા ઘસી શરીરે પણ લેપ કરવો. (૫) ગંડમાળા ઉપર:—નેપાળાનાં પાદડા વાટી તેના અગરસની થેપલી છાયે સૂકવી લેપ કરવો +

**૩૪૬ નેવરી**—(મ૦ નેવર) આ ઝાડ મોટા થાય છે. નેવરીના ઝાડ કોકણમા વિશેષ છે એનાં પાદડા લાબા હોઈ છેવટે પહોળા થતા ગયેલા હોય છે. એનું લાકડું ઇમારતના કામમા ઉપયોગમા આવતું નથી એને લીબોળી જેટલા લાબા અને તે કરતા જરા જાડા એવા ફળ આવે છે. એની છાલ મચ્છીમાર લોકો જાળ રગવાના કામમા લે છે.

**૩૪૭ નેવારી (નીમાળી)**—સ૦ નવમલ્લિકા, વનમાલિની મ૦ નેવાળી, વેક્ષમોગરી માકડી, રાનમોગરી. હિ૦ નીવારી–લી, કોથાગધાલ ક૦ નીકાડમલ્લિગે લા૦ ઇકિસોરા પાવિ-ફ્લોરા ઇ૦ ટોર્ચટ્રી

આ એક જૂઈ જેવો જ વેલો છે. એ વેલાનાં પાદડા માત્ર જૂઈ કરતા થોડાં મોટા હોય છે. નેવારીના ફૂલ પણ જૂઈના કરતા જરા મોટા હોય છે. નેવારીના વેલા જંગલમા ઘણા હોય છે. એને 'વેલમોગરી,' 'ગનમોગરી' કહે છે. **નેવારી**—તીખી, કડવી, શીતળ, સુરભિ તથા લઘુ છે; અને ત્રિદોષ, નેત્રરોગ, કર્ણરોગ તથા સર્વ રોગની નાશક છે. ઉપયોગ—(૧) મૂત્રાઘાત ઉપર :—નેવારીના બિયા ઠડા પાણીમા ઘસી ચટાડવા.

**૩૪૮ નોળવેલ (મોટી)**—સ૦ સર્પાક્ષી, સર્પગંધા, ગધનાકુલી મ૦ થોર મુગુસવેલ, સર્પાક્ષી કો૦ નાવળી. હિં૦ સરહરી, ચદ્રા, નકુલકદ. બ૦ પાન શિઉલી, નાકુલી. ક૦ વિષમુગરી.

---

તેલ કાઢી નાખવુ સૂર્યના તાપમા સૂકવી કામમા લેવુ. આ રીતે શોધન કરેલા બીજ બિલકુલ દાહ કરતાં નથી શોધન કર્યા વિનાના બીજ આતરડામા ભયકર દાહ કરે છે (૩) કેટલાએક વૈદ્યો તો નેપાળાને ફોલ્યા વિના જ પોટલી બાધી ૩ દિવસ છાણ અને ગોમૂત્રને એકત્ર કરી તેમા રાખી ચોથા દિવસે તેને દેવતાથી બાફી નાખી પોટલી બહાર કાઢી લઈ ધોઈ સાફ કરી તેના ઉપરની છાલ અને અદરની જીભ કાઢી લઈ ઉપયોગમા લે છે આ પ્રયોગથી નાક વગેરે ભાગોને જાળવવાની દહેશત રહેતી નથી

* ઉપર કહેલ ઔષધિ સળીથી લગાડ્યા પછી તરત મસ્તક દુખતુ મટી જાય છે પાચેક મિનિટ પછી દરદ ન ગયુ હોય તો થોડા વધારે ભાગમા ઔષધિ લગાડવી, તેથી તરત દરદ શાત થાય છે દરદ મટી ગયા પછી ભીના કપડાથી દવા લૂછી નાખી તરત ઘીથી માલિશ કરવુ કે જેથી સોજો અને દાહ ઉત્પન્ન ન થાય

+ જ્યારે પાણી લોહીમાથી જલદી ઓછુ કરાવવુ હોય અથવા હૃદયોદરમા જ્યારે હૃદય ઉપરના પાણીનો દબાવ ઓછો કરવો હોય ત્યારે એલોપેથીમા નેપાળાનું તેલ આપે છે મસ્તિષ્કમાની શિરા તૂટીને અર્ધાંગવાયુ થતો હોય, એવે વખતે નેપાળાનુ તેલ અથવા નેપાળાનો જુલાબ આપી તરત લોહીમા રહેલુ પાણી ઓછુ કરવુ જોઈએ, નહિતર મગજ પર રક્તનો દબાવ વધી જાય છે પછી રોગીને સુધરવાનો સભવ બિલકુલ દૂર થઈ જાય છે રોગી બેશુદ્ધ હોય તો નેપાળાના તેલનુ એક ટીપુ માખણમા મેળવી જીભ પર ઘસવુ હૃદયોદરમા નેપાળો આપવાથી બહુ જ લાભ થાય છે ખરો, પરતુ કોઈ કોઈ વખતે જુલાબ બધ થતો નથી, એ લક્ષમા રાખીને યોગ્ય માત્રામા ઉપયોગ કરવો જોઈએ તેમ જ જુલાબ વધારે લાગે તો કાથાને પાણીમા ઘસીને પિવડાવવો અથવા લીબુનો રસ પિવડાવવો —સ્વામી કૃષ્ણાનંદ

લા૦ ગળવેલિફ્યા, સર્પેન્ટીના. તૈ૦ પન્નપુચ્ચેટુ ફા૦ છોટા ચાદા.

મરાઠીમા એને 'થેર મુગુસવેલ' પણ કહે છે. એના મૂળને 'ગરના' પણ કહે છે-

**નોળવેલ**—તીખી, કડવી તથા ઉષ્ણ છે, ને કૃમિ, વ્રણ, વીંછી, સર્પ તથા ઉંદરના વિષનો નાશ કરે છે ઉપયોગ—(૧) **સર્પ, વીંછી, ઉંદર વગેરેના વિષ ઉપર:**—નોળવેલાનો રસ પાવો. (૨) **હરતાલના વિષ ઉપર:**—નોળવેલનો રસ સાકર નાખી પાવો. (૩) **વિષમજ્વર ઉપર:**—ચંદ્રગ્રહણ વખતે નોળવેલને ઉખેડી તેનુ મૂળિયું કાળા સૂતરથી ડાબે કાને બાંધવુ એટલે ઐકાહિક જ્વર જાય છે, અને બીજે દહાડે તાવ આવતો હોય તો જમણા કાને બાંધવાં શ્મશાનમા થયેલા નોળવેલના મૂળ રવિવારે લાવી, ઘીમા ઘસી લલાટ ઉપર તિલક કરવું એટલે ઐકાહિક જ્વર તુરત જાય છે +

**૩૪૯ પટોલ કટુ (કડવાં પંડોળાં)**—સ૦ કટુપટોલી મ૦ સોન—કટુ પડવળ. હિ૦ કડવે પડવળ બ૦ પલતાલના ક૦ કહી પડવળ તૈ૦ અડવી પોટલા. તા૦ કોણુપુડલૈ તુ૦ કટુ પટલાકાયી મલા૦ કટુ પહેટોલં. લા૦ ટ્રિકોસેન્થસ કુકુમેરિના, ટ્રિકોસેન્થસ ડાયોઈકા.

એ વેલાના પાદડા અને ફળ બહુ જ કડવા છે કાઢામાં એ વેલાનાં પંચાગનો ઉપયોગ થાય છે **પટોલ કટુ (કડવાં પંડોળાં)**—કડવી, તીખી, ઉષ્ણ, સારક, ભેદક, પાચક તથા અગ્નિદીપક છે અને પિત્ત, કફ, કડૂ, કોઢ, રક્તવિકાર, જ્વર, દાહ, તૃષા, કોઢરોગ, કૃમિ તથા કાસનો નાશ કરે છે **એનાં ફળ**—તીખા, કડવા, પાક વખતે મીઠા, લઘુ, દીપક, પાચન, વૃષ્ય, સ્નિગ્ધ, ઉષ્ણ, મલાનુલોમન એટલે વાયુ, પિત્ત અને કફને યથાસ્થાને રાખનાર તથા સારક છે; અને શ્વાસ, જ્વર, ત્રિદોષ તથા કૃમિનો નાશ કરે છે. **એનાં પાંદડાં**-પિત્તનાશક તથા **મૂળ અને વેલો** કફનાશક છે તેમ જ તેનુ **તેલ** કફ અને એંશી પ્રકારના વાયુનો નાશ કરનારું છે. **ઉપયોગ—(૧) વ્રણ (ગૂમડું) ધોવા માટે કાઢો:**—કટુ પડવળ અને કડવા લીમડાના કાઢાથી ગૂમડું ધોવું એટલે ગૂમડાનુ શોધન થશે. (૨) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—પટોલ કટુનો કાઢો અને કલ્કથી સરસવનું તેલ સિદ્ધ કરવું. તે અગ્નિદગ્ધ વ્રણ, સણકા, સ્રાવ, દાહ અને ફોલ્લાને હઠાવી નાશ કરે છે. (૩) **સર્વજ્વર ઉપર કાઢો:**—પટોલ કટુ તથા સૂંઠનો કાઢો અને નિકાઢો આપવો. શોષ (તૃષા) જવા માટે ખડીસાકર નાખવી શરદીનો પ્રાદુર્ભાવ હોય તો મધ ત્રણ માસા સુધી નાખવુ (૪) **શીતજ્વર અને સંતતજ્વર ઉપર:**—પટોલ કટુના પાદડાનો રસ કાઢી પ્રથમ કાળજા ઉપર ચોપડવો, પછી સર્વાંગે લેપ કરવો. (૫) **ઇંદ્રલુપ્ત (ઉંદરી) ઉપર:**—પટોલ કટુનાં પાદડાનો રસ ચોળવો એટલે કેશ ઉત્પન્ન થાય છે (૬) **ઊલટી થવા માટે:**—પટોલ કટુ, કડવો લીમડો અને અરડૂસીના પાદડાનુ ચૂર્ણ ઠંડા પાણીમા આપવુ; એટલે ઊલટી થઈ પિત્તવિકાર દૂર થાય છે (૭) **કૃમિ ઉપર:**-પટોલ કટુના પાદડા ૧ તોલો અને ધાણા ૧ તોલો લઈ રાત્રે પાશેર પાણીમા પલાળી સવારે ગાળી

---

- નોળવેલ જંગલમા થાય છે એના શાખાના પ્રત્યેક સાધા પર ૩-૩ યા ૪-૪ પાન હોય છે પાન ૩ થી ૭ ઇંચ લાબા અને ૧ થી ૨ાા ઇંચ પહોળા હોય છે માર્ચથી મે માસ સુધી જાંબુડિયા રંગના ફૂલ આવે છે ફળ વટાણા જેવડા અને લાલ હોય છે મૂળ અંગૂઠા જેવડા જાડા, ગાઠવાળા હોય છે મૂળની છાલમા ઊભા ચીરા પડેલા હોય છે

+ ડૉક્ટર દેસાઈના મત મુજબ નોળવેલ કડવી, દીપન, વાતહર, કૃમિઘ્ન, પૌષ્ટિક, જ્વરઘ્ન, ગર્ભાશય-ઉત્તેજક અને વિષઘ્ન છે આની ક્રિયા ચિત્રકના જેવી છે

**માત્રા**-૫-૧૦ રતી, સુગંધી પદાર્થની સાથે

**ઉપયોગ**—નોળવેલ ઉત્તમ ઔષધિ છે આતરડાના દુ ખદાયક રોગ પર એનો બહુ જ ઉપયોગ થાય છે નોળવેલનુ મૂળ ૧ ભાગ અને દંતીમૂળ ૩ ભાગ મેળવીને અપાય છે લોહીવાળા મરડા પર મૂળ ૧ ભાગ અને કડાછાલ ૨ ભાગ મેળવી છાશમા અપાય છે જીર્ણજ્વર પર નોળવેલની સાથે વજ, કાળા મરી, દિકામાળી, કરિયાતુ અને ખિડલૂણ વગેરે આપવાનો રિવાજ છે સુવાવડ થતી વખતે વેણ આવવામા બળ મળવા માટે નોળવેલ અપાય છે એથી વેણ આવે છે અને ઓર પડવામા વાર લાગતી નથી ગર્ભાશય પર ઉત્તેજક ધર્મ અતિ ઉત્તમ છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

તેમા મધ નાખી તે પાણી દિવસમા ત્રણ વખત આપવુ. (૮) પિત્તજ્વર ઉપર:—પટોલ કટુના મૂળનું પાણી સાકરમા આપવુ, અથવા કડવા પડોળા અને જવનો કાઢો મધ નાખી આપવો તે તીવ્ર પિત્તજ્વર, તૃષા અને દાહનો નાશ કરે છે (૯) ભ્રમ ઉપર:—પટોલ કટુના પાદડા અને સરગવાના પાદડાં ખોપરાનુ તેલ નાખી તળવા અને દૂધમા એકત્ર વાટી સીજવવા પછી તેનો સહન થાય તેટલો ગરમ પાટો માથા પર બાધવો (૧૦) વિષાર ઉપર:—પટોલ કટુ ઘસી પાવુ. એટલે ઊલટી થઈ વિષ ઊતરશે *

**૩૫૦ પત્તર**—સ૦ પકવ પૌંડ, પખોંડ, હિ૦ પખોંડા મ૦ પાચુદા લા૦ કેપોરિઝ ગ્રાડિસ

આ વૃક્ષ ઘણુ જ મોટુ થાય છે. એને બારીક કાટા હોય છે. એના પાદડા બીલીના પાદડાના આકારના થાય છે. એનું લાકડુ હલકું છે. એને સફેદ કેસરયુક્ત ફૂલ આવે છે એને બારીક ફળ હોય છે. **પત્તર**—તીખો, નેત્રવિકારનાશક તથા શીતોષ્ણ છે, અને પિત્ત તથા જીર્ણજ્વરનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) જીર્ણજ્વર ઉપર:**—પત્તુરના પાદડાનો રસ કાઢી સાકર નાખી પાવો. **(૨) વિષમજ્વર ઉપર:**—પત્તુરના લાકડાનો મણિ કરી હાથે બાધવો.

**૩૫૧ પતંગ**—સં૦ રક્તકાષ્ઠ. પત્રાગ. મ૦ હિ૦ ક૦ તૈ૦ પતગ તા૦ બારતાગી તુ૦ ચપ્પનગ મલા૦ ચપ્પનં. ફા૦ અ૦ બકં. ઇં૦ સેપ્પનવુડ. લા૦ સિસાલપિનીઆ સેપન

એ ઝાડ મલબાર અને બગાળા પ્રાતમાં થાય છે, તેના લાકડાનો રગ ગતો હોય છે એ કારણથી તે ઝાડના અગથી ગુલાલ બને છે રગ સિવાય એ ઝાડનો બીજો ઉપયોગ થતો નથી. પતગનું લાકડુ અને હરડેને લખવાની શાહીમા નાખે છે. એ ઝાડ પાકુ થવાને આશરે ચૌદ વર્ષ લાગે છે. **પતંગ**—કડવુ, રુક્ષ, ખાટુ, શીતળ, મધુર, તીખુ, વ્રણશોધક, વર્ણકારક અને સુગધી છે; તથા જ્વર, મૂત્રકૃચ્છ્ર, વ્રણ, વાત, પિત્ત, વિસ્ફોટક, ઉન્માદ, કફ, અશ્મરી (પથરી) રક્તદોષ તથા ભૂતબાધાનો નાશ કરે છે. ફેફસા, આતરડા, ગર્ભાશય આદિમા લોહી પડતું હોય તો રોકવા માટે કવાથરૂપે અપાય છે.

**૩૫૨ પદ્મકાષ્ઠ**—સ૦ ક૦ પદ્મક મ૦ બ૦ પદ્મકાષ્ઠ. હિ૦ પદ્માખ તૈ૦ પદ્મપુચેકવા લા૦ પ્રુનસ પુડમ્.

પદ્મકાષ્ઠના ×ઝાડ હિમાલય પર્વત ઉપર થાય છે ત્યાથી એ ઝાડનુ લાકડું અહીં આવે છે.

---

* કડવા પરવળમા બે જાત છે ગુજરાત, મહારાષ્ટ્રમા ટ્રિકોસેન્થ કુકુમેરિના વધારે વપરાય છે ઉત્તર હિંદમા ટ્રિકોસેન્થલ ડાયોઈકા વાપરે છે આ બીજી જાતના મૂળ તીવ્ર વિરેચક છે એની ક્રિયા ઇલેટેરિયમ-(ઇદ્રામણાના સત્ત્વ)ના સમાન છે બીજા પ્રકારના પરવળના તાતણા અને પાનના ડીટડા કટુપૌષ્ટિક, જ્વરહર અને સારક છે પાન કટુપૌષ્ટિક, દીપન, પાચન અને બલ્ય છે મોટી માત્રામા વમન-વિરેચન કરાવે છે બીજ કૃમિઘ્ન છે **માત્રા**-ફળનો ગર્ભ ૧ થી ૨ રતી પિત્તપ્રધાનરોગમા વિરેચન માટે એ જાત વપરાય છે

પહેલી જાતમા વિરેચન ગુણ ઓછો છે કફજ્વરમા પાન(ડીટડા સહિત)નો કવાથ આપે છે એટલે કફ પડવા માટે છે માત્રા વધારે થાય તો ઊલટી થઈ જાય છે સુકાવેલા કોમળ ફળોનો ફાટ અપચનમા આપે છે એથી પચનક્રિયા સુધારીને દસ્ત સાફ આવે છે જુલાબ થવા માટે મૂળ આપે છે પચાગની માત્રા ૮૦ રતી

**—સ્વામી કૃષ્ણાનંદ**

× એનુ મોટુ ઝાડ કેદાર અને હિમાલય પર્વતમા ઉત્પન્ન થાય છે ઔષધિમા એનુ લાકડુ વપરાય છે એ લાકડુ ઘસીને પીવાથી ગર્ભ ન રહેતો હોય તો રહે છે અને ગર્ભપાત થતો હોય તો અટકે છે ફળ ખાવામા કામ આવે છે ફળની સહાયતાથી દારૂ (હિલ ચેરી બ્રેન્ડ) બનાવાય છે પદ્મકાષ્ઠના લાકડા જૂના થવાથી સત્ત્વહીન થઈ જાય છે માટે એકસાથે વધારે ખરીદ કરવા નહિ તેમ જ જૂનુ પદ્મકાષ્ઠ પણ લેવું નહિ પદ્મકાષ્ઠની છાલમા એક વિશેષ ઔષધિસત્ત્વ રહેલુ છે, જે મહા જુલમી ઝેર (હાઈડ્રોસ્યાનિક ઍસિડ) છે નવા મત પ્રમાણે પદ્મકાષ્ઠ કટુપૌષ્ટિક, સ્તભન, ઊલટી બધ કરનાર અને વેદનાશામક છે

હોજરીના શોથ સહિત અપચનરોગમા પદ્મકાષ્ઠ અપાય છે એ વખતે પદ્મકાષ્ઠના કટુપૌષ્ટિક, સ્તંભન અને વેદનાસ્થાપન ગુણ સ્પષ્ટ જોવામા આવે છે હોજરીમા કટુપૌષ્ટિક ગુણના હેતુથી આમરસ નવો બને છે સ્તભનગુણના હેતુથી ઊલટી બધ થાય છે વેદનાસ્થાપન ગુણને લીધે દરદ મટી જાય છે પદ્મકાષ્ઠનો ફાટ આપવાથી ઊલટી અને બગાસા આવવા બધ થાય છે પદ્મકાષ્ઠના ઝેરી સત્ત્વની ક્રિયા મગજમા રહેલ જીવનીય

પદ્મકાષ્ટ—ઠંડું અને શક્તિવર્ધક છે, તેમ જ તૂરું, કડવુ, શીતળ, વાતુલ તથા લઘુ છે; અને વિસર્પ, દાહ, વિસ્ફોટક, કોઢ તથા રક્તપિત્તનુ નાશક હોઈ ગર્ભની સ્થિતિ કરનારું તથા રુચિકારક છે, અને ઊલટી, વ્રણુ, તથા તરસનું નાશક છે ઉપયોગ—(૧) **દાહ, ઊલટી, ઊબકા અને રક્તપિત્ત ઉપર**:—પદ્મકાષ્ઠનો ઉકાળો પાવો (૨) **વિષમજ્વર ઉપર**:—પદ્મકાષ્ઠ અને ખીલાનુ ચૂર્ણ ઘી કિંવા મઠામા કાલવી એકત્ર કરી આપવુ

**૩૫૩ પપનસ (ચકોતરાં લીંબુ)**—સં૦ મધુકર્કટી. મ૦ પપનસ, ચકુત્રા. હિં૦ ચકોતરા. બ૦ વાતવિલેબુ, મિષ્ટલેબુ લા૦ સાઈટ્રસ ડેકુમેના.

એ ઝાડ લીબુડી જેવડું જ હોય છે. એને બારે માસ ફળ આવે છે, એને ધોળા ફૂલો આવે છે. તેની વાસ ઘણી આવે છે એના ફળ નાનકડા કોળા જેવડા દેખાય છે. પાકેલા ફળનો રંગ પીળો હોય છે, એની અંદરનો ગર રુચિકર હોઈ તેનો રગ રાતો હોય છે એના ફળો ઘણાં ખાટા હોતા નથી તેમ ઘણા મીઠા પણ નથી હોતા. ફળ ઉપરની ત્વચા હથેળી જેટલી જાડી હોય છે. ઉપયોગ—(૧) **અરુચિ ઉપર**:—પપનસ છોલી તેની ચીરો કરવી અને તે ઉપર ખાંડ અને સિંધવની ભૂકી નાખી સેવન કરવુ આ પ્રયોગથી અરુચિ અને તૃષા શમે છે (૨) **શૈત્ય વડે મસ્તક ચડે છે તે ઉપર**:—પપનસની છાલમા જે દર્પટ તેલ હોય છે તે કાઢી માથે ચોળવુ

**૩૫૪ પરવળ**—સં૦ પટોલ. મ૦ પરવળ. હિં૦ પરવલ બં૦ પટોલ. ક૦ સોગવલ્લી તૈં૦ કોમ્મુપોટલ. તા૦ કોમ્મુપુડલે. કાન્યકુબ્જ૦ મોરહડી લા૦ ટ્રીકોસાથેસ ડાયોઈકા.

પરવળના વેલા દક્ષિણ હિંદુસ્તાનમા સર્વત્ર થાય છે. પરવળનો વેલો કાંઈક ઘિલોડા જેવો પરંતુ પાદડા લાબા હોય છે. પરવળની આકૃતિ પણ ઘિલોડા જેવી જ લાબી હોય છે. પરવળની બે જાત છે. મીઠી અને કડવી. મીઠા પરવળનું શાક ઘણું સરસ થાય છે. એ ઉત્તમ પથ્યકર છે. એ શાક ઘીમા ખાવાથી ઉત્તમ પૌષ્ટિક છે. **પરવળ**—સ્વાદુ, પથ્ય, પાચક, હૃદ્ય, લઘુ, અગ્નિદીપક, સ્નિગ્ધ, ઉષ્ણ તથા વૃષ્ય છે; અને ઉધરસ, રક્તદોષ, જ્વર, ત્રિદોષ તથા કૃમિરોગનો નાશ કરે છે. **એનો વેલો** કફનાશક, **પાંદડાં** પિત્તનાશક અને **મૂળ** રેચક છે.

**૩૫૫ પરિપાઠ**—સં૦ પર્પટ. બં૦ ખેતપાપડા હિં૦ દમપાપડા. ગોવા૦ પોપટો. લા૦ હિડિઓટિસ બાઈફ્લોરા. પરિપાઠનો છોડ કોથમીરના છોડ જેવો થાય છે. એની ઊંચાઈ શુમારે એક હાથ હોય છે. એના પાદડા બારીક અને થોડા લાબા હોય છે, આ છોડ ઉપર ધાણાનાં જેવાં સેંકડો બારીક ફળ આવે છે. એનો રગ લીલો હોય છે. પરિપાઠનું ઝાડ ગુણમા ઠંડુ છે. ઉપયોગ—(૧) **હાથેપગે બળતરા થતી હોય તે ઉપર**:—પરિપાઠનો છોડ કચરી તેનો અંગરસ હાથે અને પગે ચોળવો (૨) **શરીરમાંની ગરમી અને ગોવારાનુ દુઃખ નીકળવા માટે**:—પરિપાઠના છોડવાનો પાણી નાખી રસ કાઢવો અને તેમા સાકર નાખી પાવો. (૩) **કંઠસર્પ અને કંઠવિકાર ઉપર**:—પરિપાઠના છોડને ચલમમા નાખી તેની ધૂણી પીવી; એટલે ગળામા જડાઈ ગયેલો કફ પાતળો થઈ કફવિકારનો નાશ છે.

**૩૫૬ પંડોળા**—સં૦ સ્વાદુપટોલિકા. મ૦ પડવળ. હિં૦ ઝીંગની ઝીગલી, બં૦ ઝીંગ. ક૦

---

કેંદ્રસ્થાન પર શામક થાય છે શ્વાસોચ્છ્વાસથી કેંદ્રસ્થાન પર શામક અસર પહોચવાથી સૂકી ઉધરસ અને ક્ષયમા અતિ પરસેવો આવવો, એ બન્નેમા લાભ પહોચે છે હૃદયકેંદ્ર પર ક્રિયા થવાથી હૃદયનુ ધડકવું અને હૃદયના ડાબી બાજુના કપાટના રોગને લીધે લોહીનુ પાછુ જવું અને હૃદય પર ચરબી વધીને એક પ્રકારની ઉધરસ આવવી, એ બધા પર લાભ પહોચે છે. ચામડીના રોગમા ખરજ આવતી હોય તો પદ્મકાષ્ઠ લેપરૂપે વપરાય છે

**માત્રા**—૫ થી ૧૫ રતી નવસેકા પાણીમા કાટ કરીને વાપરવો ક્વાથ ન કરવો ક્વાથ કરવાથી સત્ત્વ ઊડી જાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

× ચકોતરાના ફળ મોટા ખરબૂજાની આકૃતિના હોય છે ખરબૂજાની ઉપર દશ રેખા હોય છે અને ચકોતરાની અંદરના ભાગમા દશ રેખા હોય છે બીજ લીબુના બીજથી મોટા હોય છે પાન બિજોરાના જેવા જ હોય છે.

કલપડવળ, પાટલાવળી. તા૦ પડોલ. તુ૦ પાટલાકાયી મલા૦ પટોલ લા. ટ્રિકોસાથેસ એગુઈના.

પડોળાના વેલા ઘણા જ વધે છે. એને શુમારે બેત્રણ હાથ લબાઈના ફળ આવે છે. પડોળાંનુ શાક બહુ પથ્યકર છે. તે વધારે ખાવાથી પણ વ્યાધિ ઉત્પન્ન કરતુ નથી. એ શાક ઘણુ જ નીરોગી છે. **પંડોળાં**—સ્વાદુ, રુચિકર, બલકર, પથ્ય, દીપન, પાચન તથા પુષ્ટિકર છે, અને વાત, પિત્ત, તાવ, શોષ તથા ત્રિદોષનો નાશ કરે છે. **પંડોળાંનાં ફળ**—વૃષ્ય, રુચિકર, મધુર, સ્વાદુ, પથ્ય, પાચક, લઘુ, દીપક, હૃદ્ય, સ્નિગ્ધ તથા ઉષ્ણ છે, અને કફ, રક્તદોષ, ત્રિદોષ, ઉધરસ, તાવ તથા કૃમિનો નાશ કરે છે. **એનાં પાંદડાં** પિત્તનાશક, **વેલો** કફનાશક અને **મૂળ** રેચક છે.

**૩૫૭ પાષાણભેદ**—સ૦ પાષાણભેદ મ૦ હિં૦ પાખાણભેદ. બ૦ પાથરચૂર. તૈ૦ તલ્લા-મુરૂપીંડી ઇં૦ આયરિસ્પ. લા૦ કોલિયસ એરોમેટિકમ ગુ૦ પથ્થરફોડ ફા૦ ગોશાદ. અ૦ જતીઆના. ક૦ હિટ્ટલીક

એને મહારાષ્ટ્રમા 'પાથરફોડ' પણ કહે છે. એ વનસ્પતિ નાની અને રીગણી પ્રમાણે જમીન ઉપર પ્રસરે છે. એને બોરડી જેવા કાટા હોય છે. એને ખડક ઉપર ઉગાડે છે અને એના મૂળ ખડક ફોડી અંદર જાય છે, એટલે એ નામ એને યથાર્થ મળેલુ છે એને રીગણીના ફળ જેવડા ફળ થાય છે એના ફૂલ ધોળા હોઈ તેમા લાલ કેસર હોય છે. એનાં કુમળા પાદડાનુ શાક કરે છે. એના મૂળને 'લાકડી પાષાણભેદ' કહે છે એનાં મૂળ કડવા હોય છે.+ **પાષાણભેદ**—શીતળ, મધુર તથા કડવુ છે અને મેહ, તૃષા, દાહ, મૂત્રકૃચ્છ તથા અશ્મરી(પથરી)નો નાશ કરે છે બીજી **વટપત્રી પાષાણભેદની** જાત છે. તે શીતળ તથા મદકર છે; અને પ્રમેહ તથા મૂત્રકૃચ્છ્રની નાશક, બલકર, વ્રણનાશક અને કિચિત્ દીપન છે. ત્રીજી એક **શિલાવલ્ક** નામની જાત છે. તે શીતળ તથા સ્વાદુ છે, અને પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાવરોધ, પથરી, શળ, ક્ષય તથા પિત્તનો નાશ કરનારી છે ચોથી એક **ક્ષુદ્ર પાષાણભેદી** નામની જાત છે તે વ્રણ, મૂત્રકૃચ્છ્ર અને પથરીનો નાશ કરનારી છે. **ઉપયોગ—(૧) મૂત્રકૃચ્છ્ર ઉપર**:—પાષાણભેદના મૂળ, ગરમાળાનુ મગજ, ધમાસો, બાળહરિતકી અને ગોખરુનો કાઢો મધ નાખી પાવો, એટલે તણખિયો તથા આગથી યુક્ત મૂત્રકૃચ્છ્ર રોગ દૂર થાય છે; અથવા પાષાણભેદના મૂળનુ ચૂર્ણ ચોખાના ધોવરા-મણમા પાવુ, કિંવા પાષાણભેદના મૂળ, શિલાજિત, લીડીપીપર અને એલચીદોડાનુ ચૂર્ણ પાણીમા અથવા ગોળમા કિવા ચોખાના ધોવરામણમા આપવુ **(૨) પ્રમેહ ઉપર**:—પાષાણભેદના મૂળનુ ચૂર્ણ મધમા આપવુ **(૩) શુક્રાશ્મરી ઉપર**:—લકડી પાષાણભેદનો કાઢો પાવો. **(૪) પથરી ઉપર**:—પાષાણભેદના મૂળનો કાઢો શિલાજિત અથવા સૂરોખાર અને સાકર નાખી પાવો. **(૫) અશ્મરી(પથરી)જન્ય મૂત્રકૃચ્છ્ર ઉપર**:—પાષાણભેદના મૂળનો કાઢો પાવો. **(૬) દંતકૃમિ ઉપર**:—પાષાણભેદના ફળનો ધુમાડો દાતને આપવો

---

+ એને પથ્થરફોડી જડી કહે છે આ સિવાય એક પથ્થરની જ જાતની પથ્થરફોડી આવે છે આ પથ્થરની અંદરથી નીકળે છે, માટે જ એનુ એ નામ આપેલ છે પાષાણભેદ માટે વિદ્વાનોમા એકમત થયો નથી આની ૫ જાત અલગ અલગ પ્રાતોમા વપરાય છે (૧) કોલિયસ એરોમેટિકસ આ છોડ તુલસી વર્ગના છે બગાળમા આનો ઉપયોગ વધારે થાય છે આ સુગંધીદાર છોડ છે મહારાષ્ટ્રમા આને 'પાનાચા ઓવા (પાન અજમો)' કહે છે (૨) આઈરિસ સ્યુડેકોરસ ગુજરાતમા આ પાષાણભેદ વધારે વપરાય છે આ પાષાણભેદ ઈરીડેસી વર્ગની ઔષધિ છે આનો ઉપયોગ ચીનમા વધારે થાય છે (૩) સેકિસફ્રેગા લિગુલેટા પંજાબ અને ઉત્તર હિંદમા આ વધારે વપરાય છે આર્યભિષક્મા આને વટપત્રી કહેલી છે (૪) બ્રાયો ફાઈલિમ કેલીસિનમ આને ગુજરાતમા ખાટખટુંબો અને જખમે હૈયાત કહે છે આનાં પાનના ભજિયા કરવામા આવે છે-ડૉક્ટર ગણનાથ સેન આને પાષાણભેદ માને છે મહારાષ્ટ્રવાસી આને, પર્ણબીજ કહે છે આમા રક્તસગ્રાહક ગુણ બહુ જ સારો છે (૫) એરુઆ લેનેટા સ્વ કતોભટ આને પાષાણભેદ માનતા હતા આ ગુજરાતમા ગોરખગાજો નામથી પ્રસિદ્ધ છે તેમ જ તેને કપૂરીમધુરી પણ કહે છે. આ બધી જાતોમા મૂત્રલ ગુણ તો રહેલો છે જ અશ્મરીભેદક ગુણ સેકિસફ્રેગા લિગુલેટામા બીજી જાતોની અપેક્ષા વધારે મનાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

**૩૫૮ પાટલા**—સ૦ પાટલિ. હિં૦ પાઢલ, પાડર મ૦ પાડળ. ક૦ પાદરી. તે૦ કલગોરૂ. તા૦ પદ્રિ. લા૦ સ્ટીરિઓસ્પર્મમ્ સ્વાવિયોલન્સ, સ્ટીરિયોસ્પર્મમ્ કેલેનિયો ઇડિસ.

પાટલામા **વેલપાટલા** અને **વૃક્ષપાટલા** એ બે જાતિ છે વેલપાટલાના વેલા હોય છે અને વૃક્ષપાટલાના ઝાડ હોય છે. **પાટલી, પાટલા, અમોઘા, મધુદૂતી, ફલેરૂહા, કૃષ્ણવૃંતા, કુબેરાક્ષી, કાલસ્થાલી, કાચસ્થાલી, અલિવલ્લભા, તામ્રપુષ્પી,** એ વેલપાટલાના સંસ્કૃત નામ છે. **પાટલા, સીતા, મુષ્કક, મોક્ષક, ઘંટાપાટલી, કાષ્ઠપાટલા,** એ વૃક્ષપાટલાના અથવા શ્વેતપાટલાના નામ છે. વેલપાટલાના વેલા વૃક્ષ ઉપર ચડેલા હોય છે અને એના પાદડા વાસનવેલના પાદડા જેવા હોય છે, પણ તે કરતા મોટા અને લાબા હોય છે એને ફળનો ગુચ્છો આવે છે. જેવી વાસનવેલના પાદડાના રસની ઘટ્ટ થેપલી બને છે, તેવી જ વેલપાટલાના પાદડાના રસની પણ બને છે. પાટલાના ફળ ગોળ હોઈ નાના મોતી જેવડા અને ધોળા હોય છે. એ વેલના મૂળ વાસનવેલના મૂળ જેવા જ કડવા હોય છે. વૃક્ષપાટલાના પાદડા બકુલીના પાદડા જેવાં હોય છે. વેલપાટલાને 'મોટી વાસન'ની વેલ પણ કહે છે. **પાટલા**—રસકાળે કડવી, તીખી તથા ઉષ્ણ છે; અને કફ, વાત, સોજો, આધ્માન, ઊલટી, ઉધરસ તથા સન્નિપાતનો નાશ કરનારી છે. બીજી **સિતપાટલિકા** (ધોળી પાટલી)—નામની જાતિ છે તે કડવી, જડ તથા ઉષ્ણ છે, અને વાતદોષ, ઊલટી, ઊચકી, કફ, દમ, સોજો, અરુચિ તથા તરસનો નાશ કરનારી છે. **વલ્લીપાટલા**—ઉષ્ણ છે અને પિત્ત, રક્તદોષ, સોજો, અરુચિ તથા વાયુનો નાશ કરે છે. **રક્તપાટલા (તામ્રપુષ્પી)**—કડવી, તીખી તથા ઉષ્ણ છે; અને કફ, વાયુ, સન્નિપાત, શ્વાસ, ઊલટી તથા સોજાનો નાશ કરે છે. **ક્ષુદ્ર શ્વેતપાટલા**—સ્નિગ્ધ તથા વ્રણશોધક છે, અને કફ, વિષ, કોઢ તથા નાયટાની નાશક છે **ભૂપાટલા**—તીખી, ઉષ્ણ, બલકર તથા વીર્યવર્ધક છે, અને બીજા ગુણ રક્તપાટલા જેવા જ છે **પાટલાનાં ફૂલ**—તૂરા, સ્વાદુ તથા હૃદ્ય છે; અને કફ, રક્તદોષ, દાહ, પિત્ત તથા પિત્તાતિસારનો નાશ કરે છે. **પાટલાનાં ફળ**—કડવા, શીતળ, ગુરુ, તૂરા તથા મધુર છે, અને મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, વાયુ તથા હેડકીનો નાશ કરે છે **ઉપયોગ**—**(૧) હેડકી ઉપર**:—પાટલાના ફળનો રસ મધમા પાવો. **(૨) ફુરસાના વિષ ઉપર**:—પાટલાના મૂળ ઘસી પાવા. **(૩) ગરમી (મૂત્રકૃચ્છ્ર) ઉપર**:—પાટલાના પાદડાના રસની થેપલી નાભિ ઉપર રાખવી, અને એ જ થેપલી, માથા ઉપર ઉષ્ણતા થઈ હોય તો તાળવા ઉપર મૂકવી **(૪) કોલેરા અને પેટ દુખતું હોય તે ઉપર**:—પાટલાના મૂળ ઠંડા પાણીમા ઘસી પાવા તથા ડૂંટી ઉપર લેપ કરવો અને એ મૂળનો એક કકડો મોઢામા રાખવો તથા તે મૂળમાથી જે દ્રવ આવે તે ગળી જવો. **(૫) શોફોદર ઉપર**:—પાટલાના મૂળ ગાયના દૂધની છાશના પાણીમા ઘસી બે વખત પાવા.—પથ્ય અલૂણી. એ જ મૂળ કમરની આસપાસ બાધવા. **(૬) નાના બાળકની પેટપીડ ઉપર**:—પાટલાના મૂળ, કાચકા અને અતિવિષ કિંવા વખમો પાણીમા ઘસી પાવા **(૭) પિત્તવિકાર ઉપર**:—પાટલાના પાદડાના રસમા સૂંઠનુ ચૂર્ણ, ૩ માસા અને સાકર ૨ તોલા નાખી પાવુ. **(૮) શીતમેહ ઉપર**:—પાટલાના મૂળ અને ગોખરુનો કાઢો પાવો. **(૯) અમ્લપિત્ત ઉપર**:—પાટલાના પાદડાનો રસ કાઢી તેમા સૂંઠની ભૂકી ૬ માસા અને સાકર ૨ તોલા નાખી પાવો **(૧૦) બાળકોને તૃષાનો આજાર થાય છે એટલે તાળવું પડે છે તે ઉપર**:—વેલપાટલાના પાદડા વાટી થેપલી કરી તે તાળવા ઉપર રાખવી. એ વિશેષ કરીને છોકરીના તાળવા ઉપર રાખવી. છોકરાના તાળવા ઉપર વાસનવેલ લેવાનો વધારે રિવાજ છે.

* અહી બે લેટીન નામ આપેલ છે તે બન્ને વૃક્ષ પાટલાના છે પહેલી જાતના વૃક્ષ ઉત્તર હિંદમા અને બીજી જાતના વૃક્ષ ગુજરાત અને મહારાષ્ટ્રમા થાય છે પહેલી જાતના ફૂલ લાલ રંગના, સુવાસિત, મોટા, સંયુક્ત મંજરીમા આવે છે બીજી જાતના ફૂલ પીળા રંગના, તુરામા, મોટા અને સુવાસિત હોય છે પહેલી જાતના વૃક્ષની સરખામણીમા બીજી જાતના વૃક્ષ નાના થાય છે

પહેલી જાતની છાલ કફઘ્ન અને વાતહર હોય છે ફૂલ વાજીકર, પૌષ્ટિક અને શીતળ હોય છે તેમ જ કફ અને વાતપ્રધાન રોગમા ઉપયોગી છે બીજી જાત શીતળ, વાતહર અને જ્વરઘ્ન હોઈ, બીજી જાતની ક્રિયા

**૩૫૯ પાટલી**—પાટલીનુ ઝાડ મોટું વધે છે. એ ઝાડ ઘણું જ દુર્લભ છે. ધારવાડ જિલ્લામાં સિરટી કરીને ગામ છે ત્યા એક પાટલીનુ ઝાડ છે. એ ઝાડ વાવ્યા પછી એને છ-સાત વર્ષે ફૂલ આવવા લાગે છે. એનાં ફૂલ ઘણાં જ સુકુમાર અને ઘણા સુવાસિત હોય છે. એ લાખના રંગના હોય છે. પાટલીને પારિજાતક જેવા જાડા ફૂલ આવે છે

**૩૬૦ પાઢ (કાળીપાટ)**—સં૦ પાઠા, વનતિક્તિકા મ૦ પહાડમૂળ, પહાડવેલ કો૦ પહાળ. બ૦ અનાકનાદિ હિં૦ પાઠ, પાઢ. ક૦ પાઢા, અગરુસુટી. તૈ૦ પાઢચેટ્ટુ તા૦ પાડા. તુ૦ તિપલે મલા૦ પાટક્કિટણુ લા૦ સ્ટેફાનિયા હેર્નાડીફોલિયા (બંગાલી જાત), સિસેમ્પેલોઝ પરેરા (મહારાષ્ટ્રની જાત). આ બીજી જાતને વેણીવેલ (સં૦ લઘુપાઠા) કહે છે.*

કાળીપાટનો વેલો હોય છે. એ એક ચંદ્રાકાર બીજ જાતિની વેલ છે. એ વેલાના પાદડા ગળોના પાદડા જેવા અથવા કેટલેક અંશે પીપળાના પાંદડા જેવા, કાંઈક દીર્ઘ, વર્તુલ, પાતળા અને સુંવાળાં હોઈ તે લાબાં દીટડા ઉપર એકાતરે આવેલા હોય છે કાળીપાટના વેલાને બારીક પીળા ફૂલોનો જથ્થો જૂની ડાળીઓના ખાચા(સાધા-બગલ)માથી આવે છે. એના ઉપર મરી અથવા વટાણા જેવડા લાલ રંગના ફળો આવે છે આ બેથી પાચ હજાર ફૂટની ઊંચાઈ ઉપર સિમલાના પહાડમા મળે છે. બંગાળા, બિહાર, સિંગાપુર અને કોકણ પ્રાતમા આ વેલા પુષ્કળ થાય છે વિશેષ કરી કાળીપાટના વેલા ડુંગરાળ પ્રદેશમા ઘણા થાય છે. ડૉક્ટર **ડિમક** અને **ડ્રાયમેન** સાહેબ આ વેલાને **ભૂનિર્વિષી** અથવા **વેણીવેલ** નામ આપે છે. ગોવા પ્રાતમા એને પારવેલ કહે છે એ વેલાના મૂળને **પહાડમૂળ** અને **કાળીપાડ** પણ કહે છે. **પહાડમૂળ**—તીખું, કડવુ, ઉષ્ણ, ભગ્ન-

---

મગજ અને જ્ઞાનતંતુ પર શામક થાય છે ફૂલોનો રસ દૂષિત પિત્તને કાઢવા માટે અપાય છે

દશમૂળમા પાટલા આવે છે, પહેલી પાટલા દશમૂળ માટે વધારે સારી ગણાય પહેલી જાતના અભાવમા બીજી જાત વપરાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

* ડૉક્ટર દેસાઈના મતમા પાઢ કડવી, લઘુ, કટુપૌષ્ટિક, ગ્રાહી, મૂત્રલ અને શોથહર છે કટુપૌષ્ટિક ધર્મ મૃદુ છે વધારે માત્રામા આપવાથી દસ્ત સાફ લાવે છે

**માત્રા**—૩૦થી ૪૫ રતી, દિવસમા ૩ વાર **ઉપયોગ**—મૂત્રેન્દ્રિયના રોગો પર પાઢ વાપરવાનો અતિ રિવાજ છે મૂત્રેન્દ્રિયની શ્લૈષ્મિક ત્વચા પર સંગ્રાહક, શામક અને બલ્યક્રિયા થઈને ચામડીની શુદ્ધિ થાય છે કાળીપાટ વૃક્કોમાથી બહાર નીકળે છે, ત્યારે વૃક્કોને ઉત્તેજક મૂત્રલ ગુણ દર્શાવે છે મૂત્રેન્દ્રિયના રોગો પર કાળીપાટનો શોથહર, પીડાશામક અને મૂત્રલ ગુણ ઉત્કૃષ્ટ છે નવા અને જૂના બસ્તિશોથ તથા બસ્તિશોથથી ઉત્પન્ન બસ્તિનો અભિષ્યંદ વિકાર, મૂત્રકૃચ્છ્ર, રક્તમૂત્ર અને સાદ્રમેહ ( પેશાબમા સફેદ અને ચીકણુ પ્રવાહી જેવું, પેશાબ થોડોથોડો થવો અને પેઢુમા દર્દ રહેવુ ) ઇત્યાદિ રોગો પર દસ્ત સાફ આવે એટલી મોટી માત્રામા કાળીપાટ અપાય છે સાથે ગળો અને જેઠીમધ મેળવાય છે સાદ્રમેહ હોય તો સુવર્ણમાક્ષિક ભસ્મની સાથે કાળીપાટ અપાય છે જૂનો પરમો, પેશાબમા ધાતુ જવી અને બળતરા થવી, એ ઉપર જવખાર અને ખુરાસાની અજમાની સાથે વપરાય છે શિથિલતાપ્રધાન અપચન, ઉદરપીડા, અતિસાર, લોહીવાળો મરડો, જ્વરાતિસાર, એ રોગોમા પાઠાનો ઉપયોગ થોડી માત્રામા થાય છે આતરડાના રોગોમા સુગંધી પદાર્થોની સાથે અપાય છે

ગુજરાત-કાઠિયાવાડમા પાઠાને બદલે વેવડીનો ઉપયોગ કરે છે વેવડીમા પણ લગભગ કાળીપાટને મળતા જ ગુણો છે કેટલીક જગ્યાએ મ૦ પાડાવાળનો ઉપયોગ કાળીપાટની જગ્યાએ કરે છે એના નામ અને ગુણ નીચે પ્રમાણે છે

સં૦ રાજપાઠા, વનતિક્તિકા ધાટ-મોઠી તાનીચી વેલ તા૦ પાડા ક૦ પાડાવલિ તુ૦ તિપલે મલા૦ પાટક્કિટનુ કાઠિયાવાડ કાળીપાઠ લૅ૦ સાઈકિલિઆ પેલ્ટેટા, સાઈકિલિઆ બર્મેની કો૦ પાડળ, પાડાવળી એ બન્ને વેલ છે, પહેલીને મોટી પાડળ અને બીજીને નાની પાડળ કહે છે આનો દેખાવ વેવડી (વાસનવેલ) જેવો હોય છે ફળ મરી જેવડા ગોળ અને સફેદ રંગના ઝૂમખાઓમા આવે છે

**ગુણધર્મ**—કડવી, વાતહર, સ્વેદલ અને મૂત્રલ આ ઔષધિ મૃદુ સ્વભાવવાળી છે

**માત્રા**—મૂળનુ ચૂર્ણ ૬થી ૧૨ રતી **ઉપયોગ**—નાના બાળકોના પેટનો દુખાવો, મરડો, કોલેરા અને હરસ રોગ પર મૂળને ઠંડા પાણીમા ઘસીને આપે છે એની સાથે કાકચ અતિવિષ દેવાનો રિવાજ છે. પિત્તપ્રકોપજ અપચનમા પાનનો રસ સૂંઠ મેળવીને આપે છે

સંધાનકારક, તીક્ષ્ણ તથા લઘુ છે; અને પિત્ત, દાહ, અતિસાર, શૂળ, વાતપિત્ત, જ્વર, વિષદોષ, અજીર્ણ, ત્રિદોષ, ઊલટી, કોઢ, હૃદ્રોગ, કંડુ, શ્વાસ, કૃમિ, ગુલ્મ, વ્રણ, કફ તથા વાયુનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **ગલરોગ ઉપર**:—પહાડમૂળ (કાળીપાટ), અતિવિષ, દેવદાર, ઇંદ્રજવ, કડુ અને નાગરમોથનો કાઢો મધ અથવા ગોમૂત્ર નાખી પાવો (૨) **પીનસ (નાકમાંથી રસી નીકળે છે તે) રોગ ઉપર પાઠાદિ તૈલ**:—પહાડમૂળ, હળદર, દારુહળદર, મોરવેલ, લીંડીપીપર, જાઈના પાદડા અને દાતીના મૂળ એ સર્વ સમભાગે લઈ, તેનો કલ્ક કરી, તે કલ્કથી ચોગણું તલનું તેલ નાખવુ અને કલ્કનો સારો પાક થવા માટે તેલથી ચોગણું પાણી નાખી તેલ શેષ રહે ત્યા સુધી ઉકાળીને તેલ ગાળી લેવુ તથા નાકમા રેડવુ; એટલે અતિ કઠણ પીનસરોગ પણ દૂર થાય છે (૩) **શીતજ્વર (ટાઢિયા તાવ) ઉપર**:—પહાડમૂળનો કાઢો મરીની ભૂકી નાખી પાવો. (૪) **અતિસાર અને દાહ ઉપર**:—પહાડમૂળ કિંવા આંબાની અંતરછાલ દહીંમા વાટી ખવડાવવી. (૫) **શીતમેહ ઉપર**:—પહાડમૂળ અને ગોખરુનો કાઢો આપવો. (૬) **સોજા ઉપર**:—પહાડમૂળ ગરમ પાણીમા વાટી ખાવા અને સોજા ઉપર લેપ કરવો (૭) **પારેગડાના રોગમાં બાળકને સોજો ઉત્પન્ન થયો હોય તે ઉપર**:—પહાડમૂળ વાટી પાઈ દેવા (૮) **વિલંબી રક્તાતિસાર ઉપર**:—પહાડમૂળનો કાઢો આપવો (૯) **મૂત્રાશ્મરી (મૂત્રાશયમાં નાની પથરી થાય છે તે) રોગ ઉપર**:—પહાડમૂળનો કાઢો આપવાથી સારો થાય છે. (૧૦) **તરસ, અરુચિ, અપચો અને મોઢાનો સ્વાદ બગડે તે ઉપર**:—પહાડમૂળ, વાળો અને કાળા વાળાનો કાઢો આપવો (૧૧) **આમાતિસાર ઉપર**:—પહાડમૂળ, ઇંદ્રજવ, કરિયાતુ, નાગરમોથ, પિત્તપાપડો અને ગળોનો કાઢો આપવો. (૧૨) **સંગ્રહણી ઉપર (પાઠાદિ ચૂર્ણ)**:—પહાડમૂળ, કૂણાં બીલીફળ, ચિત્રકમૂળ, ત્રિકટુ, જાબુનાં બિયાની છાલ, દાડમની છાલ, ધાવડીના ફૂલ, કડુ, અતિવિષ, નાગરમોથ, દારૂહળદર, કરિયાતુ, ઇંદ્રજવ, એ જણસો સમભાગે લઈએ સર્વની બરોબર કડાની છાલનું ચૂર્ણ મેળવી ચોખાના ધોવરામણમા અને મધમાં આપવુ. (૧૩) **પિત્ત-કફ જ્વર ઉપર (પાઠા સપ્તક)**:—પહાડમૂળ, સૂંઠ, કરિયાતુ, નાગરમોથ, ગળો, કાળો વાળો અને સુગંધી વાળાનો કાઢો આપવો. (૧૪) **ઘા લાગેલા ઠેકાણે**:—એના પાદડા બાધેલા હોય તો દુખાવો ઓછો થાય છે. (૧૫) **સાન્દ્રમેહ અથવા જે મૂત્રમાં કફ ધાતુ (મ્યૂકસ) અથવા સફેદ ક્ષાર (ફૉસ્ફેટ્સ) જતો હોય તે ઉપર**:—લીમડાની છાલ, ગોમૂત્ર અને મધ મિશ્ર કરી પહાડમૂળનો કાઢો આપવો

**૩૬૧ પાન અજમો**—હિં૦ પાથરચૂર. બ૦ પાતેરચુર. ઇં૦ કંટ્રી બોરેજ લે૦ કોલેયસ એરોમેટિકસ.

અજમામા ઘણા ભેદ છે. જે છોડ ઉપર બિયા આવતા નથી તેને '**પાનઅજમો**' કહે છે. એનો છોડ પથરાયેલો હોય છે અને હાથ દોઢ હાથ ઊંચો વધે છે એના પાદડાં જાડાં હોય છે એ પાદડાની વાસ અજમા જેવી આવે છે. ચોમાસાની ઋતુમા એના કાદા વાવ્યાથી એ છોડ થાય છે એના ઉપર ફળ કિવા બિયા આવતા નથી. આ પાદડાના ભજિયાં ઘણા સ્વાદવાળાં થાય છે. ઉપયોગ—(૧) **કરમ ઉપર**:—એના પાદડાનો રસ આપવો. (૨) **ભમરીના ડંખ ઉપર**:—એનાં પાદડા મસળી દંશસ્થાને ચોળવા એટલે જરા ચટકો લાગ્યા જેવુ થઈ વેગ જલદી બંધ થાય છે.

**૩૬૨ પારસ પીપળો**—સં૦ પારિસ, તૂલ મ૦ પારસીપંપળ. હિં૦ ભેંડીયાઝાડ, ગજદંડ, પુરવસુ અ૦ બગરળી તૈ૦ ગંગારખી. મલા૦ પૂરવસુ. ફ્રા૦ યલાસખેલ્સ ઇં૦ હિબિકસસ. લા૦ થિસપિસિયા પોપલનિયા.

આ એક પીપળા જેવુ ઝાડ છે. એનાં કોકણુ પ્રાંતમા '**અષ્ટ**' '**મણેર**' '**કુડેપાઇડિર**' એવા નામ છે એના પાદડા પીપળાના પાંદડાં જેવાં અને તે કરતા મોટાં હોય છે એને ધોળો રસ (દૂધ) આવે છે. એ ઝાડ ડુંગરાળ પ્રદેશમા થાય છે. એના ગુણ પીપર જેવા છે. એને ભીંડીના છોડના જેવા ફળ આવે છે × ઉપયોગ—(૧) **ગૂમડાં માંહેના કૃમિ (જીવડાં) મારવા**

× પારસ પીપળાના પાદડાં બ્રહ્મપીપળાનાં પાંદડા જેવા જ હોય છે માત્ર બ્રહ્મપીપળાના પાદડાં જેવી

**માટે :**—પારસ પીપળાનુ દૂધ ચોપડવું. (૨) **મણીઆરીના** (**સર્પની એક જાતિ છે તેના**) **વિષ ઉપર :**—પારસ પીપળાની છાલનો રસ અર્ધા તોલાથી એક તોલા સુધી પાવો (૩) **શ્વાસ ઉપર :** પારસ પીપળાના દૂધમા મરી અને હળદર અથવા બહેડાનુ ચૂર્ણ નાખી બે ચણોઠીભારની ગોળીઓ કરી ખાવી ગોળી ખાધા પછી કેટલીક વારે ઊલટી થઈ કફ પડે છે. ઉતાર–ઘી અને ભાત. (૪) **કફરોગ ઉપર :**—પારસ પીપળાનો રસ શક્તિ પ્રમાણે બાળકને ત્રણ ટીપા પર્યંત અને મોટા મનુષ્યને આઠ ટીપા સુધી ગોળમા કાલવી આપવો એટલે કફ પાતળો થઈ પડે છે (૫) **આદ્ધા-શીશી ઉપર :**—પારસ પીપળાના ફળ પાણીમા ઘસી તેનુ નસ્ય આપવું

**૩૯૩ પારિજાતક :**—સં૦ મ૦ પારિજાતક. હિં૦ હારસિંગાર. પં૦ પકર બ. શિઉલી લેં૦ નિક્ટેન્થિસ આર્બોટ્રીસ્ટિસ એ ઝાડ ઘણું મોટુ હોતું નથી. એને ગોળ બિયા આવે છે. પારિજાતકના ફૂલ ઘણા જ સુકુમાર હોય છે એ ફૂલ ઘણા સુવાસિત છે, ઝાડ હલાવીએ એટલે તેના ફૂલ નીચે ખરી પડે છે પારિજાતકના ફૂલની દૂરથી પવન સાથે વાસ આવે છે ત્યારે તે મનને ઘણુ જ આનંદિત કરે છે * ઉપયોગ—(૧) **કોદરાના વિષ ઉપર :**—પારિજાતકના પાદડાનો રસ કાઢી ઢોરને પાઈ દેવો એટલે કોદરાનું વિષ ઊતરે છે. (૨) **ખરજવા ઉપર :**—પારિજાતકના પાદડા અને નાચણીનો (નાગલીનો) લોટ એકત્ર વાટી ચોપડવો અને દહીંમા સોનાગેરુ ઘસી પાવો, અથવા પારિજાતકના પાદડા દૂધમા વાટી લેપ કરવો (૩) **ગલગંડ ઉપર :**—પારિજાતકના પાંદડા, વાસના પાદડા, ખોરેતીના પાંદડા ભેગા વાટી સાત દિવસ સુધી લેપ કરવો. (૪) **ઉદકમેહ ઉપર :**—પારિજાતકની અંતરછાલનો અષ્ટમાશ કાઢો (૫) **ખોડા ઉપર :**—પારિજાતકના બિયા વાટી લેપ કરવો. (૬) **સર્પદંશ ઉપર :**—પારિજાતકના પાદડાનો અગર છાલનો રસ કાઢી પાવો (૭) **દાદર ઉપર :**—પારિજાતકના પાલાનો રસ તે ઉપર ચોપડવો.

**૩૯૪ પાલખ (ભાજી)**—સં૦ પાલક્ય, મધુસૂદની ક૦ મુકુંદ નગીડ. પાલક્ય. હિં૦ બ૦ પાલેક. ભ૦ પાલખ. ફા૦ અસ્પનાખ લા૦ સ્પાઈનેસિયા ઓલેરેશીઆ ઈં૦ સ્પાઈનેઝ અ૦ અસ્પનાખ.

આ ભાજીનો છોડ વેંતભર વધે છે. એના પાદડાં ઘણા કોમળ અને પાતળા હોય છે

પાલખના પાંદડાને થોડા કાત્રા હોય છે. હિંદુસ્તાનમા એની ઉત્પત્તિ ઘણી હોય છે. પાલખનુ શાક સારું થાય છે. **પાલખ**—કિંચિત્ તીખુ, મધુર, પથ્યકર, શીતળ, રુક્ષ, ખારુ, વાતલ, ગ્રાહક, ભેદક, તર્પણ, પિત્ત, ગુરુ, વિષ્ટંભકારક તથા સ્વાદુ છે, અને રક્તપિત્ત, કફ, મદ, શ્વાસ તથા વિષદોષનો નાશ કરે છે

**૩૯૫ પાંડરવો (પારિભદ્ર)**—સં૦ રક્તકેસર, પારિભદ્ર મ૦ પાગારા કો૦ પારિંગા હિં૦ ફરહદ, જલનીમ બં૦ પાલિદામાર. ક૦ હાલીવાળ, પોગરા તા૦ કલ્યાણમુરક્કુ વ૦ પાગરા તુ૦ પોગારેડામારા મલા૦ મુળ મુરિક્કા તેં૦ મુળમોતિચેટ્ટુ. લા૦ એરીથ્રીના ઇંડીકા

એ ઝાડ મોટાં થાય છે એમા ધોળી અને રાતી એવી બે જાત છે ધોળી જાત ક્વચિત્ જણાય છે. એનુ લાકડુ હલકુ હોય છે. એ ઝાડ પર કાટા આવે છે, માટે તેની વાડ કરે છે એના લાકડાંની સાગડ કરી તે ઉપર તરવા શીખનારા તરતા શીખે છે. એ લાકડના તરવારના મ્યાન અને બાળકને માટે રમકડા વગેરે ઘણી જણસો થાય છે ધોળો પારિભદ્ર ગુણમા સારો છે **પારિ-**

---

એના પાદડાને છેવટે લાળી શેટ હોતી નથી એને મીંઢળના જેવા ફળો હોય છે આ ફળોની માળાઓને સાધુઓ પવિત્ર માને છે એ ફળમા કપાસિયા (કપાસના બીજ) જેવા, પણ ૩ છાવગરના પાચ બી હોય છે આ બીજ દૂધમા બાફી ખાવાથી અથવા પારસ પીપળાના મૂળ કે એના બીજ, સફેદ જીરું અને શરપંખો સમાનભાગે લઈ બારીક વાટી ૨॥ ટાંક દૂધની સાથે લે, તો સ્રીને ગર્ભ રહે અને નિશ્ચય પુત્ર થાય આ ઉપાય સ્રીઓએ ઋતુસમયે કરવો જોઈએ

* આ વૃક્ષ વન અને ઉપવનોમા થાય છે એના ફૂલની પાખડીઓ ધોળી અને ડાંડી કેસરી રંગની હોય છે એ ડાંડીઓને વાટી કપડા રંગે છે, એના ફળ ચપટા અને નાના હોય છે તથા પાદડા ઊંધાહુલી જેવા અને ખરડ હોય છે **માત્રા**—છાલ ૧ થી ૨ વાલ પાન ૨ થી ૪ ગૃધ્રસી, તાવ, કફવૃદ્ધિ અને દમ ઉપર પારિજાતક વપરાય છે

ભદ્ર—તીખો, ઉષ્ણ, પથ્ય, તથા અગ્નિદીપક છે; અને અરુચિ, કફ, વાત, કૃમિ, મેદ તથા શોફનો નાશ કરે છે એના ફૂલ પિત્તરોગ તથા કર્ણવ્યાધિનો નાશ કરે છે. ઉપયોગ—(૧) કમળી ઉપર :—પારિભદ્રની છાલની ભૂકી વસ્ત્રગાળ કરી એક તોલાભાર ચોખાના ધોવરામણમા આપવી. (૨) વાતરક્તાદિ રક્તદોષ અને ધાતુવિકાર ઉપર :—ધોળા પારિભદ્રની છાલનુ ચૂર્ણ ગાયના માખણમા અગર ઘી અને સાકરમા આપવુ. (૩) વીંછીના વિષ ઉપર :—પારિભદ્રની છાલનો રસ પાવો.

**૩૬૬ પાણકાંદા**—પાણકાદા નદીમા થાય છે. એના કદ કાદા જેવા થાય છે પાણકાદાને નાગદમણીના જેવા ફૂલ આવે છે નિફાડ આગળ ગોદાવરી નદીમા એ કાદા પુષ્કળ થાય છે. બીજે ઠેકાણે પણ નદીઓમા ઘણા થાય છે, એ કાદાની કોઈ કોઈ ભાજી (શાક) પણ કરે છે. ઉપયોગ—(૧) ઢોરના ખાધામાં સોમલ આવ્યો હોય તે ઉપર :—પાણકાદાનો રસ શેરભર લઈ ઘીમાં અથવા દહીમા પાવો (૨) ગૂમડું ફૂટવાને તથા વાળા ઉપર :—પાણકાદા વાટી લેપ કરવો. (૩) વાઘ કરડ્યો હોય તે ઉપર :—પાણકાદા વાટી બાધવા ×

**૩૬૭ પાણકુંભા**—(જલશખલા) સ૦ જલકુભી મ૦ પાણકુભી, ગોડાળ, શેવળ બ૦ ટાકાપાના લા૦ પીસ્ટીઆ સ્ટાટ્રીઓટીસ.

પાણકુંભા કુભાના ઝાડ જેવુ જ હોય છે અને એના પાદડા પણ તેજ પ્રમાણે હોય છે. પાણકુંભાને ફક્ત ફૂલ જ આવે છે, ફળ આવતા નથી ગુણધર્મ—શીતળ, મૂત્રલ, સારક અને દાહશમક છે માત્રા—ચૂર્ણની ૧૫ થી ૬૦ રતી મૂત્રાઘાતમા પેશાબની બળતરા બંધ કરવા માટે જળશખલાનો કાઢો અપાય છે અને પેડુ પર પણ બધાય છે ઉપયોગ—(૧) ગલગંડ ઉપર :—પાણકુભાની રાખ ગોમૂત્રમા નાખી બાફવી પછી તે પાણી ગાળી પાવુ અને કોદરાનો ભાત તથા છાશ લેવા.

**૩૬૮ પાંદડી**—સ૦ પાચી, મલ્લારિષ્ટા. મ૦ હિ૦ પાચ ક૦ પચ્ચે, પચ્ચદગિડ. કો૦ માલી. લા૦ પોગોસ્ટેમન પાચૌલી.

પાદડીના છોડ એક હાથ ઊંચા હોય છે. એના પાદડા ઘણા મોટા હોતા નથી, પરંતુ ફાગળના કરતા કિંચિત્ નાના હોય છે એ પાદડા કુમળા હોય તે વેળા જરા રાતા હોય છે, પરતુ જૂના થયા પછી સાવ લીલા થાય છે. એના પાદડાની અને તોરાની વાસ સારી આવે છે પાદડીનુ અત્તર કાઢે છે પાદડીના પાદડા અને તોરા ઘીમા સુવાસ લાવવાના ઉપયોગમા આવે છે પાદડીના સુકાયેલા પાદડાં શાલ, ઊંચી બનાત વગેરે મૂલ્યવાન વસ્ત્રોમા ઘાલી રાખવાથી તેઓને ઊધઈનો ઉપદ્રવ થવાનો ભય રહેતો નથી પાંદડી—તીખી, કડવી, ઉષ્ણ, કષાય તથા સુગંધી છે; અને વાયુ, ગ્રહદોષ, ભૂતબાધા, ત્વગ્દોષ, વ્રણ, દાહ, તૃષા, તથા વિષનો નાશ કરે છે.*

**૩૬૯ પિઠવણ (નાનો સમેરવો)**—સં૦ પૃષ્ટિપર્ણી. મ૦ પિઠવણ, રાનભાલ, શેવરા, કોંડવલા હિ૦ પિઠાની ડાવડા, દૌલા ક૦ નરિયલબોને તે૦ કોલાકુપના બ૦ ચાકૂલે, શંકરજટા. ઓરિયા૦ કષ્ટપર્ણી. લા૦ ઉરેરિયા લેગોપોઈડીસ્ ઉરેરિયા પિકટા

એ છોડ પડતર જમીનમા ઘણા થાય છે આ છોડની ઊચાઈ શુમારે બે અઢી હાથ હોય છે, એ છોડને પાદડા આવે છે તે બેવડા હોય છે, એટલે ડીટા પાસે બારીક પાદડુ હોય છે અને તેની આગળ મોટુ પાદડું થયેલુ હોય છે મોટા પાદડાની લબાઈ-પહોળાઈ શુમારે ચાર આગળ હોય છે એ ઝાડ ઉપર ચપટ તથા વાકી નાની નાની શિગો આવે છે એ વનસ્પતિના મૂળ દશમૂળમા આવે છે.

આ વનસ્પતિ સબધી લોકોને કેટલીક શકા છે. એનો ક્ષુપ જ હોઈ એના પાદડાં ગોળ વેલદાર હોય છે. તે બીલી પ્રમાણે ત્રિદળ હોય છે. બાજુના બે પાદડાં કરતા વચલુ પાદડું મોટુ હોય

× અહી જેને પાણકદો નામ આપેલ છે તેનુ ગાક પણ થાય છે, એટલે એ જાત કોળકદથી જુદી છે. કોળકદને જ ગુજરાતમા પાણકદો કહે છે અહી પાણકદા નામ મરાઠી છે એ નદીમા અથવા નદીકિનારે થતી વેલનો કદ છે

—સ્વામી કૃષ્ણાનંદ

* નવા મતમા પાદડી રક્તસ્થાપન, મૂત્રલ અને વાતહર છે માત્રા—સ્વરસ ૧ તોલો પેશાબમા લોહી જતુ હોય તો ભાગની સાથે બે તોલા પાનનો રસ અપાય છે

છે. ફૂલો ધોળા અને કિંચિત્ કાળાશપડતા હોઈ જડતાયુક્ત હોય છે. મરાઠીમા પૃષ્ટિપર્ણીને રાનભાલ, પિઠવણ અથવા ડબલા અને ગુજરાતીમા પિઠવણ કહે છે. કોકણ પ્રાતમા રાનભાલ નામની જે વનસ્પતિ વપરાય છે તેનુ વર્ણન અહીં આપેલુ છે. એના પાદડા છેક ભાલાના આકારના દુહેરી હોય છે. એટલે દીંટડા પાસે ઝીણા હોઈ તેની જ પાછળ મોટા પાદડા થયેલા હોય છે કોકણ જિલ્લામા પડતર જમીનમા એ ઘણી થાય છે. એ બાટુકડા હોય છે એની ઊંચાઈ બે અઢી હાથ જ હોય છે મોટાં પાદડાની લંબાઈ–પહોળાઈ શુમારે ચાર આગળ હોય છે. મ૦ મોતીલાલ શાહે પોતાના 'વિદ્યાહુનર' નામના ગુજરાતી માસિકમા આ વનસ્પતિનું વર્ણન નીચે લખ્યા પ્રમાણે કરેલ છે: 'આ છોડવા નદીકિનારા ઉપર ખાતરાની જગ્યામા ઊગે છે. એના લાકડા ૩–૪ ફૂટ ઊંચા વધે છે. એના પાદડા એક એકના આતરે દીટડાવાળા અને બને બાજુએ ત્રણ ઇચ લાબા અને એક–દોઢ ઇચ પહોળાઈના હોય છે. તે ઉપરની બાજુથી જોવામા સુદર હોઈ સુવાળા હોય છે અને નીચલી બાજુએ તેના ઉપર બારીક રૂછા હોય છે. એને ચોમાસાની આખરમા નાનાનાના રાતા રગના ફૂલોનો ઘોસ આવે છે. એની શિગો ધોળી અને સીધી હોય તેવી દેખાય છે તેમા બીજ ફિક્કા પીળા રગના ચોળા જેવા હોય છે.' અહીં આ ત્રણ પ્રકારનુ વર્ણન આપેલ છે, તે પૈકી કોઈ પણ બેનુ વર્ણન એકસરખુ મળતુ આવતું નથી એમા સ્પષ્ટ દષ્ટિથી જોતા કોકણી અને ગુજરાતી પિઠવણ ઘણા ભાગે એક જેવી છે. **પિઠવણ**—ફૂરસાના વિષ ઉપર એના પાદડાનો રસ ગુણકારી છે. એનો મુખ્ય ઉપયોગી ભાગ મૂળ છે પરંતુ પાદડાનો ઉપયોગ પણ થાય છે **પિઠવણ**—તીખું, ઉષ્ણ, કડવુ, ખારુ, મધુર લઘુ તથા વૃષ્ય છે. અને ઉધરસ, અતિસાર, વાતરોગ, તૃષા દાહ, ત્રિદોષ, ઊલટી, ઉન્માદ, તાવ, રક્તાતિસાર અને વ્રણનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ગર્ભિણીનાં રક્તપિત્ત, કમળો, સોજો, ઉધરસ, દમ અને તાવ ઉપર:**—પિઠવણનો બળવણા અને અરડૂસીનો રસ પાવો. **(૨) વછનાગના વિષ ઉપર ઉતાર:**—પિઠવણનો રસ ૪ તોલા સાકર નાખી પાવો **(૩) બરોળ ઉપર:**—પિઠવણના મૂળિયાનો અગર પાદડાનો રસ પાવો +

**૩૬૦ પિત્તપાપડો**—સ૦ પર્પટ. મ૦ પિત્તપાપડા દે૦ ખડશેપુ હિ૦ પિત્તપાપડા, દવણપાપડા. બં૦ ક્ષેતપાપડા, બનશુલ્ફા, ક૦ પર્પાટક તં૦ પાર્પાટકમુ, તુરા ફા૦ શાહતરા અ૦ શાહતરજ બક્લતલમલીક. ઑ૦ જડપાપુડા. લા૦ ફ્યુમેરિયા ઑફિસિનેલિસ ફ્યુમેરિઆ પાર્વિફ્લોરા

આ એક ત્રણ–ચાર હાથ સીધુ વધનારુ ઝાડવુ છે. એના ઉપર બારીક કાટા અથવા ફાસો આવે છે. એ ચોમાસાના આરભમા ઊગી શિયાળાની આખરે સુકાઈ જાય છે એના પાદડા લાબા અને સાકડા હોઈ છેવટે શેડ નીકળેલી હોય છે એના ઉપર ધોળા રગનાં ફૂલો આવે છે ઝાડ સુકાય એટલે તેનો રગ કાળો થાય છે પિત્તપાપડો પોતાની મેળે ઊગે છે. કોગેમાડળ કિનારા ઉપર અને તેમા પણ મુખ્યત્વે કરીને નલૂર, મછલીપટ્ટન વગેરે ભાગમા રેતાળ જમીનમા એનું ઘણું જ વાવેતર કરે છે એના પાદડા અને છાલ કફ કાઢવાના કામમા સારા ઉપયોગી થાય છે, તેને સૂકવી ખાડી તેનુ ચૂર્ણ લોટમા મેળવી તેની પુરીઓ કરી તે દમના રોગીને અને ક્ષયના રોગીને આપવાનો રિવાજ કેટલેક ઠેકાણે છે. એના મૂળ લાબાં અને નારગી રગના હોય છે તે સુતરાઉ લૂગડાને ઉત્તમ પ્રકારનો પાકો રગ આપવાના ઉપયોગમા આવે છે. એમાથી જાબવો અને ભૂરો નારગી રગ પણ તૈયાર થાય છે હિદુસ્તાનમા છીંટનો પાકો લાલ રગ પિત્તપાપડના મૂળની ઉપરની છાલમાથી બનાવે છે સિલોનમાથી આના મૂળ મોટા પ્રમાણમા પરદેશમા મોકલાય છે વાવેતર

+ પિઠવણમા ૨ જાત છે ઉરેરિયા લેગોપોઈડિસના છોડની ઊંચાઈ ૧ થી ૩ ફૂટ સુધી હોય છે પાન ૧ થી ૨ ઇચ લાબા, પત્રદલ ૧ થી ૨ ઇચ લાબા અને એટલા જ લગભગ પહોળા હોય છે મજરી ૧ થી ૨॥ ઇચ લાબી ફૂલની પાખડીઓ સફેદ બીજી જાત ઉરેરિયા પિકટાના છોડની ઊંચાઈ ૩ા થી ૭ ફૂટ સુધી હોય છે પાન ૮–૧૦ ઇચ લાબા સફેદ પટાવાળા, પત્રદલ ૪–૮ ઈંચ લાબા, ૦। થી ૦॥। ઈંચ પહોળા ફૂલ નલિકાકાર મજરીમા મંજરી ૬–૧૨ ઇચ લાબી, ફૂલની પાખડીઓ જાબુડી તથા શિગ સફેદ રગની હોય છે આ જાતને કાઠિયાવાડમા પીળો સમેરવો કહે છે **ગુણધર્મ**—શ્લેષ્મહર **માત્રા**—૦। થી ૧ તોલો ક્વાથરૂપે છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

કરેલા ઝાડો કરતા આપોઆપ જંગલમા ઊગેલા ઝાડ વધારે પસંદ કરાય છે. એ મૂળ નાના હોઈ તેમાથી ચોથો ભાગ રંગ નીકળે છે સમુદ્રકિનારા ઉપરની હલકી, સુકી અને રેતાળ જમીનમાં એ ઝાડો પોતાની મેળે ઊગે છે. વાવેલાં ઝાડોનાં મૂળ બારીક એકથી બે ફૂટ લાંબાં હોઈ તેની બાજુ ઉપર રેષા હોય છે એમાથી મજીઠના રંગના જેવો લાલ રંગ મળે છે દક્ષિણ હિંદુસ્તાનમાના રંગરેજ એ ઘણો વાપરે છે એનો નમૂનો મદ્રાસના પ્રદર્શનમા રાખેલો હતો. એના ઉપર પરીક્ષકોએ નીચેનો અભિપ્રાય આપેલો હતો —રંગ ફક્ત મૂળની છાલમા જ હોય છે. અંદરનો ધોળો ભાગ નિરૂપયોગી હોય છે મદ્રાસ ઈલાકામાના મદુરા શહેરમાંના રંગરેજ લાલ પાઘડી આ મૂળના રંગથી જ રંગે છે. વાવેલા ઝાડો કરતા જંગલી ઝાડોના મૂળમાથી ૩૩ ટકા વધારે રંગ નીકળે છે; અને તેનું કારણ એ છે, કે જેમ વધારે વરસાદથી મૂળ કહોવાઈ જાય છે, તેમ જ તે વાવેલા ઝાડને વધારે પાણી આપવાથી પણ તે બગડે છે. બે વર્ષના ઝાડોના મૂળ મળવાથી તે વધારે ગુણકારી થાય છે, અંધારી જગ્યામા રાખવાથી તે બગડે છે, એમ કહેવાય છે મદ્રાસી રૂમાલ રંગવામાં શિરડોળીનાં મૂળની સાથે આ મૂળનો ઉપયોગ કરે છે અને રંગ પાકો કરવા માટે તેમા ફટકડી નાખે છે. હિરાકસી મેળવવાથી કાળો રંગ થાય છે અને કસૂંબો (કાગળનાં ફૂલ), લીંબુનો રસ અને મોડા મેળવવાથી કાચો લાલ રંગ થાય છે.

**પિત્તપાપડાના** બે પ્રકાર છે+ તે પૈકી **ઘાસ પિત્તપાપડો** એ ઘાસ જેવો હોય છે અને તે ઉપર કણસલા પણ હોય છે. પિત્તપાપડાના ઝાડ ચોમાસામા ઉત્પન્ન થાય છે. એના પાંદડા બારીક હોય છે અને એના ઉપર બારીક ફૂલ આવે છે. **પિત્તપાપડો**—શીતળ, કડવો, સંગ્રાહી, વાતલ, લઘુ તથા પાકકાળે તીખો છે અને પિત્ત, કફ, જ્વર, રક્તદોષ, દાહ, અરુચિ, ગ્લાનિ, ભ્રમ, મદ, પ્રમેહ, ઊલટી, તરસ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પિત્તજ્વર ઉપર:**—પિત્તપાપડાનો કાઢો લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવો (૨) **પિત્ત ઉપર:**—પિત્તપાપડાના પાંદડાંનો રસ અને ગાયનું ચોખ્ખું દૂધ એકત્ર કરી તેમા સાકર નાખી પાવું; અથવા પિત્તપાપડો અને સૂંઠનો કાઢો પાવો. **(૩) માથું ચડતું હોય તે ઉપર:**—પિત્તપાપડાનો રસ અને કારેલીનાં પાંદડાંનો રસ એકત્ર કરી તેમા ગાયનું ઘી નાખી માથે મર્દન કરવાથી પિત્તાશયવડે ચડેલું માથું જલદી ઊતરે છે. **(૪) શોષરોગ ઉપર:**—પિત્તપાપડાનો કાઢો પાવો **(૫) મસ્તકનો તાપ, આંખની બળતરા અને ઊલટી ઉપર:**—પિત્તપાપડાનો કાઢો મધ નાખી પાવો **(૬) પથરી ઉપર:**— પિત્તપાપડો ૪ તોલા લઈ ચૂર્ણ કરી તે ગાયની છાશમા પાવો. તાજો હોય તો પિત્તપાપડાનો રસ

---

+ પિત્તપાપડાની ઉપરની બે જાત ઉપરાંત ખાખરાના બીજને પલાશ પાપડો તેમ જ પિત્તપાપડો કહે છે તેનું વર્ણન નં ૧૬૯મા આપેલું છે ઘાસ પિત્તપાપડાનું વર્ણન અહીં આપવા ઉપરાંત ઉપર નં. ૨૧૪મા આપેલું છે પિત્તપાપડાની નીચે લખેલ ૩ જાત ઔષધિરૂપે ઉપયોગમાં આવે છે (૧) શાહતરા ઈરાનથી આવવાવાળો પિત્તપાપડો એનું નામ લેટીનમા ફ્યુમેરિયા ઓફિસિનેલિસ છે (૨) પિત્તપાપડો, છોડ ના થી ૧ ફૂટ ઊંચો કોઈ વખતે જમીન પર પથરાયેલો, પાન ગાજરના પાન જેવા વિભાજિત, ફૂલ સફેદ ગુલાબી રંગના અને ટેરવા જાંબુડિયા રંગના હોય છે આનું લેટીન નામ ફ્યુમેરિયા પાર્વિફ્લોરા છે (૩) ખડસલિયો (મ० ધાટીપિત્તપાપડો) જેને લેટીનમા રૂંગીઆ રિપેન્સ કહે છે આનું વર્ણન પહેલાં ઘાસ પિત્તપાપડાના નામથી કરેલ છે એ ઉપરાંત મહારાષ્ટ્રમા પિત્તપાપડા (કમર સુવા)ના નામનો છોડ થાય છે, જેમા શેવતી જેવા પીળા ફૂલ આવે છે એ પિત્તપાપડો સ્વેદલ, જ્વરઘ્ન અને ગર્ભાશય-સંકોચક છે, ઉપર કહેલ ત્રણે પ્રકારનો પિત્તપાપડો યકૃત પર ક્રિયા કરે છે, જ્યારે આ કમર સુવા ગર્ભાશય પર ક્રિયા કરે છે અનાર્તવ અને કષ્ટાર્તવમા ક્વાથરૂપે અપાય છે

શાહતરા સ્વેદલ, મૂત્રલ, સારક અને કટુપૌષ્ટિક છે દેશી પિત્તપાપડા અને ખડસલિયામાં પણ એવા જ ગુણો રહેલા છે શાહતરો કાંઈક વધારે બળવાન છે શાહતરામા રહેલ ક્ષાર ચામડી, યકૃત અને મૂત્રપિંડ વાટે બહાર નીકળે છે એટલે પરસેવા, મળ અને મૂત્રની સાથે બહાર નીકળે છે. આંતરડાની નિર્બળતાથી ઉત્પન્ન થતા અપચન અને ચામડીના રોગમા ગુણકારક છે પિત્તજ્વરની તો એ પ્રસિદ્ધ ઔષધી છે ગંડમાળા અને ગંડમાળાના કીટાણુઓથી ઉત્પન્ન થતા ચામડીના રોગો પર તથા બીજી જાતના ચામડીના રોગો પર શાહતરા ઉપયોગી છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

બાગમા પાવો (૭) સલ(છોડ)ની વૃદ્ધિ કરવી હોય તે ઉપર :—પિત્તપાપડાનો કાઢો સાકર નાખી પાવો (૮) પિત્તજ્વર ઉપર :—પિત્તપાપડો, ચદન (સુખડ), વીરણવાળો અને સૂઠ એનો કાઢો આપવો (૯) દૂષિત વાયુજન્ય જ્વર ઉપર :—પિત્તપાપડો, બ્રાહ્મી અને હુંસરાજ નો કાઢો પાવો. આ ગોત્રા તરફ આપે છે.

**૩૬૧ પીલુડી**—સ૦ કાકમાચિકા. મ૦ કાગો (મો)ણી હિ૦ મકોય, કવૈયા બ ં૦ કાકમાચી ગુડકામાઈ, મદનમધુની, ક૦ કાકે તા૦ કારે. તૈ૦ બલુસ તુ૦ કાકેડેલ મલા૦ કાડનગરી. ફા૦ રોબાતરીખ અ૦ એનવુસસાલ્ત. ઇ૦ નાઈટસેડ લા૦ સોલેનમ્ નાઇગ્રમ. રાજ૦ ચિરપોટન મકો.

આ ઝાડ ચોમાસામા વાવે છે એ શુમાર બે હાથ અને તેથી પણ ઊંચાં વધે છે એને લાલ અને ચણોઠી જેવડા બારીક ફળો આવે છે× તે સ્વાદથી લોકો ખાય છે. એના પાદડાના રસ વડે કાગળ પર લખેલુ લખાણ લીલા રગના શાહી પ્રમાણે દેખાય છે. ઉપયોગ (૧) શોફોદર ઉપર : એના પાદડાનો રસ ચોપડવો એટલે શોફોદરનો સોજો ઊતરશે. (૨) પિત્ત ઉપર :—એના પાદડાની ભાજી કરી ખાની એટલે પિત્તશમન થશે. (૩) અફીણ ઉપર :—પાદડાનો રસ કાઢી પાવો. (૪) કાનમાં જીવડું વગેરે ગયું હોય તો :—પાદડાનો રસ કાનમા નાખવો.*

**૩૬૨ પિસા**—મ૦ પિસા, પિશા, પિયલી તા૦ ટાળી ટાળી. ક૦ હગ્ગોદગીમર, નુદગેનસ્ર મલા૦ માલવી રીમછ, માલવીરિણી. લે૦ એકટીનોડકની હુકેરી. એ ઝાડ મોટું થાય છે. તે મહાબળેશ્વર, માથેરાન અને બીજે ઘણે ઠેકાણે થાય છે ઉપયોગ—(૧) પ્રમેહ તથા ધાતુવિકાર ઉપર :—પિસાનાં પાદડાની ભૂકી કરવી અને તેમા દૂધ તથા સાકર નાખી આપવી, એટલે ઉપર્યુક્ત વિકાર દૂર થઈ ધાતુ પુષ્ટ થાય છે. લીલા પાદડાં હોય તો તેમ ને તેમ જ ચાવી ખાવા (૨) પાંડુરોગ ઉપર :—પિસાના પાદડાની ભૂકી કરી ગરમ પાણીમા આપવી.

**૩૬૩ પિસ્તાં**—સં૦ અભિષુક, નિકોચક હિ૦ મ૦ ફા૦ પિસ્તા. બ૦ પિસ્તાગાછ ઇ૦ પિસ્ટેશિઓ નટ લા૦ પિસ્ટેશિયા વેરા. અ૦ ફિસ્તક

**પિસ્તાંનું** ઝાડ મોટું થાય છે. આ ઝાડ **પર્શિયા, બુખારા અને અફઘાનિસ્તાન,** એ દેશના જંગલની અંદર ઉત્પન્ન થાય છે એ ઝાડ ઉપર ચણાના પોપટા જેવા ફળ આવે છે એના ઉપર પાતળી ઘટ્ટ છાલ હોય છે ફળની અંદરના ગરનો રગ લીલો હોય છે અને તે પર લાલ ટપકા હોય છે, તેને પિસ્તા કહે છે. એનુ છાલ સુદ્ધા ફળ વાવવાથી તેનો રોપો થાય છે પિસ્તાં ખાવાથી મીઠા લાગે છે. એને પકવાન્નમા તથા મીઠાઈમા નાખે છે એ બળકર તથા પુષ્ટિદાયક છે. એનુ તેલ નીકળે છે. તે માથે ચોળવાથી પિત્તશમન થાય છે. આ તેલનો ઉપયોગ રેશમને કિરમજી રગ ચઢાવવાના કામમા થાય છે. **પિસ્તાં**—ગુરુ, સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય, સ્વાદુ, ધાતુવર્ધક, રક્તને સ્વચ્છ કરનાર, બલકર, પિત્તકર, ભેદક, કડવા તથા સારક છે અને કફ, વાયુ, ગુલ્મ તથા ત્રિદોષનાશક છે. ઉપયોગ (૧) પૌષ્ટિક ક્ષીર :—પિસ્તા, બદામનો મગજ, ચારોળી અને ખસખસ બારીક વાટી દૂધમા નાખી ઉકાળી ખીર કરવી તથા તેમા ગાયનુ ઘી અને સાકર નાખી સેવન કરવુ

---

× પીલુડીના પાદડા આસોદના પાદડાંની સાથે કેટલીક બાબતમા મળતા દેખાય છે એને સફેદ રગના બ ટગોળ પાચ પાખડીવાળા ઝીણા ફૂલો આવે છે પીલુના ઝાડની માફક એને ફળોના લૂમખા આવે છે એ ફળો ખાવામા સ્વાદિષ્ટ લાગે છે.

* ડૉકટર દેસાઈના મત અનુસાર પીલુડી શીતળ, મૂત્રલ, રેચક, વેદનાસ્થાપક, કફહર, સ્વેદલ અને વણ્યઘ્ન છે એની મુખ્ય ક્રિયા યકૃત પર થાય છે યકૃતની જુદી જુદી જાતની બધી ક્રિયાઓને સુધારી યોગ્ય રસ ઉત્પન્ન કરાવે છે અને વિપારી ઉદરરસની ઉત્પત્તિ બધ કરાવે છે યકૃતની ક્રિયા બગડવાથી જીર્ણ યકૃદ્વૃદ્ધિ, હરસ, ઉદરરોગ, લોહીના બડખા પડવા, મસ્ડો અને વિવિધ પ્રકારના ચામડીના રોગો ઉત્પન્ન થાય છે એ બધા રોગો પર પીલુડી લાભદાયક છે. પીલુડીના પાનના રસવી દસ્ત સાફ આવે છે આતરડામાથી ઝેર નીકળી જાય છે જે કાઈ થોડુ ઝેર યકૃતમા જાય છે, તે પેશાબ વાટે નીકળી જાય છે

સોજો, પરમો, મૂત્રાશયશોથ, મૂત્રપિંડશોથ, હૃદયશોથ એ બધા રોગો પર પાનોનો રસ અપાય છે. જલશોથમા પાન અને શાખાનો રસ મોટી માત્રામા અપાય છે —સ્વામી કૃષ્ણાનંદ

**૩૭૪ પીપર (પિપર)**—સં૦ પ્લક્ષ, પિપ્પરી, જટી. મ૦ પિંપરી. હિં૦ પાકરી, પાખર, પાકર, પિલખન બ૦ પાકુડ ક૦ વસુરીમારા. જુવ્વીમાગ. તૈં૦ જાતિની, ગર્દભાંડે ગોળ ટેળા. કાલજુવ્વી મલા૦ જુવ્વનાલ, ઇત્તિ. ઇં૦ બેવ્હડ લિવ્ડ ફિગ ટ્રી. લા૦ ફાઈકસ સીલા

પીપરનુ ઝાડ ઘણું મોટુ થાય છે પીપરના પાદડા નાદરૂખીના પાદડા જેવા અને તે કરતા મોટા હોય છે આ છાયાવૃક્ષ છે. પીપરની છાયા ઘણી ઘટ્ટ અને ઠંડી છે. છાયા માટે રસ્તાની બાજુએ આ ઝાડો વાવે છે પીપરને બ્રહ્મપીપળાના ફળ જેવા ફળ આવે છે. બાળકો એ ફળને ઘણા પ્રેમથી ખાય છે પીપરનુ લાકડુ ઇમારતી કામના ઉપયોગમા આવે છે. પંચવલ્કલમાં એની છાલ લેવામા આવે છે **પીપર**—તીખી, કડવી, તૂરી તથા શીતળ છે અને વ્રણ, યોનિદોષ, વિસર્પ, દાહ, પિત્ત, કફ, રક્તપિત્ત, રક્તદોષ, મેદોરોગ, શોષ, મૂર્ચ્છા, ભ્રમ, પ્રલાપ, સોજો તથા રક્તાતિસારનો નાશ કરે છે. લઘુ (નાની) પીપર (નાદરૂખ) ગુણોમા અધિક છે ઉપયોગ—(૧) **ઉદાવર્ત અને વાતગુલ્મ ઉપર :**—પીપરનો યૂષ, (૧૮ ગણુ પાણી નાખી) ચતુર્થાંશ શેષ રહે તો ઘી નાખી પાવો. (૨) **ખોઢા ઉપર :**—પીપરનુ દૂધ ચોપડવુ

**૩૭૫ પીપળો (બ્રહ્મ પીપળો)**—સં૦ અશ્વત્થ. મ૦ પીપળ હિં૦ પીપલવૃક્ષ. ક૦ અરળીમારા. તૈં૦ રાવીચેટ્ટુ ફા૦ દરખતલરજા તા૦ અ૦ રાકમગ. તુ૦ અત્તાસામારા. મલા૦ આયલ. ઇં૦ પોપલરલિવ્ડ. ફિગ ટ્રી૦ લા૦ કાઈકસરિલિજીયોઝા

એ ઝાડ ભરતખંડ સિવાય બીજા દેશમા થતુ નથી. આ ઝાડ ગામમા, રાનમા તથા અરણ્યમાં સર્વે સ્થળે થાય છે અને તે અતિશય ઊંચુ વધી ઘણુ ફાલે છે કોઈ કોઈ ઠેકાણે તો એનો વિસ્તાર એટલો બધો વધે છે કે એની છાયામા ત્રણસોચારસો માણસો સહેજે બેસી શકે છે. આ ઝાડ ઘણા વર્ષ સુધી રહે છે. પીપળામા અનેક અલૌકિક ગુણો હોવાથી એ ઝાડ હિંદુ લોકોમા ઘણું પવિત્ર મનાયેલું છે × ઘણાક પરોપકારી ગૃહસ્થો પીપળાના ઝાડની આસપાસ ઓટલો કે પાળ બાંધે છે પીપળાનું લાકડુ બાળવાના કામમા લેવુ નહિ એવો હિંદુ લોકોમા નિયમ છે. પીપળાને બારીક ફળ આવે છે. પીપળાની લાખ બને છે; તે રંગમા તથા બીજા ઘણા કામના ઉપયોગમા આવે છે. એનો ઉત્તમ લાખી રંગ થાય છે. એ ઝાડને લોકો પરોપકારાર્થે છાયા માટે દેવળની આસપાસ તથા રસ્તા ઉપર રોપે છે પ્રવાસમા ચાલનાર, ભારવાળા, અશક્ત, રોગી, વૃદ્ધ વગેરે માણસો ચાલવાના શ્રમથી થાકે એટલે પીપળાની છાયા નીચે બેચી વિસામો લે છે. એની છાયા ઠંડી હોય છે એ ઝાડના યોગે આસપાસની હવા સ્વચ્છ થઈ લોકોને ઘણુ સુખ થાય છે. એ ઝાડમા અતિશય ગુણ છે અને તે આપણા પૂર્વજો પૂર્ણપણે જાણતા હતા. **પીપળો**—મધુર, કષાય, શીત, દુર્જર, ગુરુ, રુક્ષ, વર્ણકર, યોનિશુદ્ધિકારક તથા કડવો છે, અને કફ, પિત્ત, દાહ તથા વ્રણનો નાશ કરે છે **એનાં પાકાં ફળ**—હૃદ્ય તથા શીતળ છે, અને કફ, પિત્ત, રક્તદોષ, વિષદોષ, દાહ, ઊલટી, શોષ તથા અરુચિનો નાશ કરે છે **લાખ**—કડવી, તૂરી, સ્નિગ્ધ, લઘુ, બલકર, ભગ્નસંધાનકારક, વર્ણપ્રદ તથા શીતળ છે, અને કફ, પિત્ત, શોષ, વિષ, રક્તવિકાર, વિષમજ્વર, ઊચકી (હેડકી), ઉધરસ, જ્વર, ઉરક્ષત, નાસારોગ, વિસર્પ, કૃમિ, કુષ્ઠ, વ્રણ, ત્વગ્દોષ તથા દાહનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ઉપદંશ એટલે ગરમીની ચાંદીઓ ઉપર :**—પીપળાની સુકાયેલી છાલની રાખ

× એનુ લાકડું યજ્ઞની સમિધમા વપરાય છે એના પાદડાની ટોચની અણી પારસપીપળા કરતા વધારે લાંબી હોય છે એ પીપળા અને પારસપીપળાને ઓળખવાનુ પ્રત્યક્ષ સાધન છે, એના ફળ (ભાણા) જ ગલી બોર જેવડા થાય છે એ કાચા ખવાતા નથી, પરંતુ પાકવાથી તે મીઠા લાગે છે, માટે બાળકો ખાય છે પણ એ ફળોમાં કોઈ કોઈ વખતે ઝીણા જીવ હોય છે એ ઝાડનો ઉદ્ભવ કાગડાએ ખાવેલા ફળમાંના બીજ તેની વિષ્ટા સાથે બહાર આવે છે તેનાથી હોય છે એથી એ ઠેકઠેકાણે બીજવૃક્ષ જ ઊગે છે કોઈ કોઈ વખતે તો તે મોટી દીવાલો ઉપર ઊગી નીકળી દીવાલોને ગેરવી નાખે છે પરમાત્માએ આવા પૂજ્ય વૃક્ષને બહોળા પ્રમાણમા ઉગાડવાને કેવી ડહાપણભરેલી યુક્તિ કરેલી છે !

કોઈક જ પીપળાને વડની માફક વડવાઈ જેવા અંકુરો ફૂટે છે તેને પીપળાની વડવાઈ કહે છે એ બાળકની આચકી ઉપર રામબાણ ઈલાજ છે એ પાણીમા ઘસી પવાય છે

ચાદીઓ ઉપર નાખના જની એટલે ચાદી કોરી પડી મટી જાય છે. (૨) (**બાળકોની બોબડી વાચા શુદ્ધ થવા માટે**:—પીપળાના પાકેલા ફળ ખાવા આપવા (૩) **ઊચકી (હેડકી) અને ઊલટી ઉપર**:—પીપળાની સૂકી ડાળની રાખ પાણીમા ભીંજવી કેટલીક વારે તે પાણી ગાળી પાવાથી ઊચકી અને ઊલટીનો તત્કાળ નાશ થાય છે (૪) **ઉરુમાં સંચય થયેલું રક્ત શુદ્ધ થવા માટે**:—પીપળાની ડાળીઓના પાદડા અને ડૂંખો લઈ તેનો રસ કાઢી મધ નાખી પાવો. (૫) **ખસ ઉપર**:—પીપળાના છોડિયાની રાખ અને ચૂનો માખણમા ખરલ કરી ચોપડવા, કિવા છાલ પાણીમાં ઘસી ચોપડવી. (૬) **નાના બાળકના અંગ ઉપર ફોલ્લીઓ (ઓરી) થાય છે તે ઉપર**:—પીપળાનું છોડિયું અને ગેરુ એકત્ર ઘસી લેપ કરવો (૭) **નાના બાળકનું મોઢું આવી મોઢામાં ચાંદીઓ પડે છે તે ઉપર**:—પીપળાનાં તાજાં પાદડા અને છાલ બારીક વાટી તેમા મધ મેળવી દિવસમા ત્રણ વાર થોડું થોડું ચોપડવું. (૮) **અફીણ ઉપર**:—પીપળાની છાલનો કાઢો કરી પાવો એટલે અફીણનું વિષ ઊતરે છે. (૯) **ક્ષતકાસ અને ઉરઃક્ષતક્ષય ઉપર**:—પીપળાની લાખનું ચૂર્ણ× મધ અને ઘી સાથે આપવું (૧૦) **દાહજ્વર ઉપર**:—પીપળાની છાલ અને કડુ વાટી અંગે લેપ કરવો (૧૧) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર**:—પીપળાના સૂકા છોડિયાનું ચૂર્ણ ઘીમા કાલવી ઉપર ચોપડવુ. (૧૨) **ફૂટેલું બદ ભરાઈ આવવા માટે**:—પીપળાનું દૂધ અને ગંધ-બેરજો (ચંદ્રસ) એકત્ર કરી પટ્ટી મારવી એટલે ત્વરિત ગુણ આવે છે (૧૩) **અળતો (પોથી) કરવાની રીત**:—એક શેર પાણી, ૭ પૈસાભાર પીપળાની લાખ, બે તોલા શુદ્ધ કરેલો ટંકણખાર, (ટંકણખારના કકડા કપડામા બાંધી ભેસના છાણમા ઘોળવા, પછી તે સ્વચ્છ પાણીથી ધોવા એટલે તે ગાગડા ધોળા—શુભ્ર થાય છે) અને લોદર ૭ માસા, આ સર્વ એક વાસણમાં નાખી બે પહોર સુધી રાખવા એટલે લાખનો રંગ ઊતરી અળતો તૈયાર થાય છે; કિંવા ચૂલા ઉપર બાફવો એટલે તૈયાર થાય છે. આ તૈયાર થયેલા અળતામા રૂ ભીંજવી થેપલીઓ કરી સૂકવી રાખવી. જરૂર વખતે થેપલીઓનું ખપજોગુ રૂ પાણીમા પલાળી રંગ કાઢી લેવો એના રંગથી લખે છે તેને રાતી શાહી કહે છે અળતામા કાજળ ઘૂટી પુસ્તકો લખવા લાખી શાહી (પાકી શાહી)* કરે છે. (૧૪) **સ્તન-રોગ ઉપર**:—પીપળાની છાલ બાળી પાણીમા નાખવી અને તેમા લોખંડનો કકડો વારવાર તપાવી છમકારવો. તે પાણી ગાળી સવારસાંજ પીવા આપવુ અને ઇંદ્રવરણાના મૂળ પાણીમા ઘસી લેપ કરવો. (૧૫) **ઊચકી (હેડકી) ઉપર**:—પીપળાની છાલ બાળી પાણીમા છમકારી ખટાઈમા વાટી છાતી ઉપર લેપ કરવો. (૧૬) **રક્તાતિસાર ઉપર**:—પીપળાની કુમળી ડૂંખો, ધાણા અને સાકર સમભાગે લઈ મોઢામા રાખી દાત વડે ચાવી તેનો રસ ગળવો. (૧૭) **અટકાવ આવવા માટે**:—પીપળાની અને આમલીની છાલ પાણીમા વાટી પાવી (૧૮) **ક્ષય ઉપર**:—પીપળાની લાખનું ચૂર્ણ, ઘી અને મધ વિષમ (ઓછા કે વધુ) ભાગે લઈ તેમા પાવુ. (૧૯) **બદ ઉપર**:—પીપળાનુ દૂધ અને રધબેરજો એકત્ર ખરલ કરી ચોપડવા. (૨૦) **બાળકોને શરીરે ફોડકીઓ થાય છે તે ઉપર**:—પીપળાની છાલ અને ઈંટ પાણીમા એકઠા ઘસી લેપ કરવો (૨૧) **નીલમેહ**

---

× લાખ સ્ત્રીઓને ખાવા માટે કદી આપવી નહિ, કારણ કે એથી ગર્ભ રહેતો નથી, એમ કેટલાક પાસેથી સાભળ્યુ છે પણ શાસ્ત્રમા એ માટે કોઈ પ્રમાણ મળતુ નથી ઉરક્ષતનો રોગ સ્ત્રીને હોય તો તેને પણ ચિકિત્સકો લાખ આપે છે

* આજ સુદી અમદાવાદી જેવા મહાન ટકાઉ કાગળો ઉપર જે શાસ્ત્રો લખી રાખવામા આવતા અને જે આજે ૫૦૦–૭૦૦ વર્ષના લખાયેલ પુસ્તકો જેવા ને તેવા નજરે પડે છે, તે આવી જ શાહીથી લખતાં હતા એ શાહી બનાવવાની એકસરખી પણ થોડા ફેરફારવાળી અનેક રીતો અનેક મહાત્માઓ પાસેથી મળી આવે છે. એક જૈન ગ્રંથમા આ પ્રમાણે એક કવિત લખેલું છે કે –

લાખ ટાંક બીસ મેલ સ્વાગ (ટંકણ) ટાક પાચ મેલ, નીર ટાક દોસો લઈ હંડીમે ચડાઈએ,
જ્યોલો આગ દીજે ત્યો લો ઓર ખાર સબ લીજે, લોદાર ખારવાલ વાલ પીસકે રખાઈએ;
મીઠા તેલ દીપ જ્વાલ કીજલ સો લે ઉતાર, નિકીવિધિ પિછાનીકે ઐસે હિ બનાઈએ,
ચાહક ચતુર નર લિખકે અનુપમ ગ્રંથ, બાચ બાંચ રિઝ રિઝ મૌજ પાઈએ.

ઉપર :—પીપળાની છાલનો કાઢો પાવો. (૨૨) **ઢોરોને કંઈ જખમ થઈ કીડા પડે છે તે ઉપર :** પીપળાની છાલ રોટલામા નાખી ખવરાવવી. (૨૩) **હનુગ્રહ ( મોઢું ઊઘડવા કિંવા બિડાવા દે નહિ તે ) વાયુ ઉપર :**—પીપળાની અ તરછાલનો પાણી નાખી રસ કાઢી તેમાં લીંડીપીપરનુ ચૂર્ણ નાખી તે પાવો (૨૪) **રક્તપિત્ત ઉપર :**—પીપળાના પાદડાનો અ ગરસ ૧ ભાગ, હીરાબોળ ૬ ભાગ અને તેથી બમણુ મધ એકત્ર કરી પાવું, એટલે રક્તનો પ્રવાહ કિંવા હૃદયમા સ ચય થયેલા લોહીનો નાશ થાય છે. (૨૫) **પ્રદર ઉપર :**—પીપળાની લાખ એક તોલો છાશના પાણીમા ઉકાળી સાકર નાખી પાવી. (૨૬) **દમ અને ઉધરસ ઉપર :**—પીપળાની લાખનુ ચૂર્ણ ઘી-સાકરમા આપવુ.×

**૩૭૬ પીલુ ( જાળ, જાળું )**—સ૦ મ૦ હિં૦ પીલુ ક૦ પીલુ, ઓગની બં૦ પીલુગાછ. તૈ૦ ગોલગુ ચેટ્ટુ, પિન્નવરગોડ તા૦ કોકુ. દે૦ ઝલ. ફા૦ દર્ખ્તેમિરવાટ, અ૦ ઈરાક. ઈં૦ મસ્ટર્ડ ટ્રી ઓફ્ સ્ક્રિપ્ચર. લા૦ સાલ્વેડોરા પર્સિકા. ( નાનુ પીલુ ) સાલ્વેડોરા ઇંડિકા ( મોટુ પીલુ ).

પીલુમા નાની અને મોટી એવી બે જાતો છે પીલુના ઝાડ શાખાવાળાં હોય છે. એ ઝાડ કોકણ પ્રાતમા સમુદ્રકિનારે તથા ગુજરાતમા ઘણા થાય છે. પીલુના પાદડા ધાવડીના પાંદડા જેવા તથા તે કરતા મોટા અને જાડા હોય છે. એ ઝાડ ઉપર ફળ તોરણ પ્રમાણે આવે છે. એ પાકેલા ફળનો રંગ પ્રવાલ જેવો લાલ હોય છે એ ફળ એકેક ખાવાથી ગળું સૂજી જઈ ગળામાં ખરજ થાય છે, પર તુ એકદમ ઘણા ફળ ખાવાથી કોઈ પણ પ્રકારનો અપકાર થતો નથી. પીલુને કોકણ પ્રાતમા '**સારી**' અને '**કિંકણ**' પણ કહે છે એના ફળનુ તેલ કાઢે છે. તેને **ખાંખણ** ( મ૦ '**કિંકણેલ**' કહે છે. એ તેલ વાયુ ઉપર શરીરે મસળે છે. મોટી જાતનાં ઝાડ કેટલાક મુસલમાન લોકો પીરોની કબરો પાસે શોભા માટે, વાવે છે એની છાયા ઘણી જ ઘટ્ટ હોય છે. –લઘુ

× નવા મત પ્રમાણે પીપળાની છાલ સ્તભક, રક્તસ ગ્રાહક અને પૌષ્ટિક છે પાન સારક, કોમળ પાન રેચક, પાછળથી ગ્રાહી, ફળ પાચક, સારક, સ કોચવિકાસપ્રતિબ ધક અને રક્તશોધક છે કોમળ પાનને દૂધમાં ઉકાળી પરમાવાળાને આપે છે તેથી પેશાબની બળતરા અને રસી ઓછી થઈ જાય છે.—**સ્વામી કૃષ્ણાનંદ**

– લઘુ પીલુને ખારી જાળ અને બૃહદ્ પીલુને મીઠી જાળ કહે છે. એમ સંસ્કૃત નિઘ ટો બતાવે છે પરંતુ ખારી જાળના પણ સાધરણ ઝાડ થાય છે, બલકે તે મીઠી જાળ કરતા કાઈક મોટા પણ હોય છે. ખારી જાળને કેટલાક લોક 'સણી' નામથી ઓળખે છે એના પાદડા મીઠી જાળ કરતાં કાંઇક ટૂંકા અને પહોળા હોય છે. મીઠી જાળના પાદડા સાકડા અને લાબા હોય છે મીઠી જાળમા એકને રાતા અને બીજાને ધોળા ફળ હોય છે એમ એની પણ બે ઉપજાતો છે ધોળા ફળવાળી જાળને સેડકી જાળ કહે છે જાળના બીજને ખાખણિયા કહે છે તેમાથી જે ખાખણ નામનુ તેલ ઘાચી લોકો પીલીને કાઢે છે તે મીણબત્તીઓ બનાવવાના ઉપયોગમા લે છે ખત્રી લોકો પોતાના ર ગ સ બ ધીના કામમા પણ તે લે છે એ તેલ એકાદ બે દિવસમા ઠરી જઈ માટીના ખોટ જેવુ થઈ જાય છે તેના ભાગીને કકડા અથવા ભૂકો કરી શકાય છે દેવતાના અગર સૂર્યના તાપમા તેને રાખવામા આવે તો તે પાછુ પ્રવાહી થઈ જાય છે ઉપયોગ —(૧) ઘોડા ઘાસનો ચારો સારી રીતે ખાઈ ન શકતા હોય તો –એવા દુર્બળ થતા જતા ઘોડાને સેડકી જાળના પાદડાનો રસ, બાજરીનો આટો અને ગોળ સાથે મેળવી પીંડિયા વાળી ખવરાવવા (૨) પગના વ્યાઉ ( ઓસાર ) ઉપર-વ્યાઉમા ખાખણ તેલ ભરી ધીમો શેક કરવો (૩) એનો પાલો ચામડી ઉપર બાધવાથી દાહક રૂપ ધારણ કરે છે આથી કેટલાક અનાડી લોકો સ્નાયુ ( વાળા ) ઉપર તેને બાધે છે (૪) ઢોરોના વ્રણ રુઝાવા માટે —ખારી જાળના પાદડા બાળી તે રાખ ઝીણી વાટી તેમા માણસનું મૂત્ર વાર વાર ઉમેરતા જવું અને તે વારંવાર વ્રણ ઉપર ચોપડતા જવું આ પ્રયોગ લગભગ અંગ્રેજી આયડોફોર્મની ગરજ સારે છે.

ખારી જાળના પાન રેચક છે બીજોનુ તેલ રાઈના તેલ જેવુ ઉષ્ણ છે એટલે સ ધિવાતમા માલિશ માટે ઉપયોગી છે મૂળની છાલ ઉત્તેજક, સ્વેદલ અને કાઈક મૂત્રલ છે મીઠી જાળના પાન ઉષ્ણવીર્ય, વાતહર, મૂત્રલ, ધાવણ વધારનાર અને સ્વેદલ છે વાતરોગ ઉપર નગોડ અને મીઠી જાળના પાનોને માટલામા ભરી ગરમ કરીને દુખતા ભાગ ઉપર શેક કરાય છે છાલ કડવી, ઉષ્ણવીર્ય, દાહક અને ઉત્તેજક છે છાલનો ક્વાથ તાવમા ઉત્તેજના લાવવા માટે અપાય છે છાલમા ઉત્તેજકધર્મ ઉત્તમ હોવાથી માનસિક ધર્મ સાફ લાવવા માટે પણ અપાય છે ફળ ઉષ્ણવીર્ય, લઘુ, દીપન, વાતહર અને મૂત્રલ છે સ ધિવાત અને પ્લીહાવૃદ્ધિ ( બરોળ ) પર અપાય છે. ખાખણ ( તેલ ) સ્વેદલ, ઉત્તેજક અને ચેતનાવર્ધક છે પરસેવો લાવવા માટે અને હોંશિયારી આવવા માટે તાવમા ચોળાય છે જૂના સ ધિવાતમાં સાધાઓ પર ચોળવાથી વેદના ઓછી થઈ જાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

**પીલુ**—મધુર, તીખુ, તૂરું, ખાટું, રુચિકર, સારક, કડવું. તીક્ષ્ણ, ભેદક, દીપન, રક્તપિત્તકારક, સ્નિગ્ધ, ઉષ્ણ તથા વિદાહી છે; અને અર્શ, ગુલ્મ, કફ, વાતરક્ત, પ્લીહા, આનાહ, ઉદરરોગ, વાયુ તથા વિષબાધાનો નાશ કરે છે. **મોટું પીલુ**—મધુર, વૃષ્ય, રુચિકર તથા અગ્નિદીપક છે, અને વિષ, પિત્ત તથા આમનો નાશ કરે છે. **એનું તેલ** લઘુ છે અને કફ તથા વાયુનો નાશ કરે છે ઉપયોગ—**(૧) મૂળ વ્યાધિ, કૃમિ, ગુલ્મ સંગ્રહણી ઉપર**:—પીલુના તાજા પાદડા ભક્ષણ કરવા. **(૨) વાયુહારક પાટો**—પીલુના પાદડા અને નગોડના પાદડા કિંવા એકલા પાદડા કચરી લોઢી ઉપર ગરમ કરી પોટલી બાધી થોડીવાર તેનો શેક કરવો. પછી તે પોટલીમાના પાદડાનો જ પાટો બાધી ઉપર કપડાનુ વેષ્ટન દઈ ૪ પહોર રહેવા દેવો એટલે પગ વળવા, ફાટ થવી, કમર, પીઠ, હાથ ઇત્યાદિને વાયુવિકાર હશે તો તત્કાળ ગુણ આવશે **(૩) કૂતરાના વિષ ઉપર**:—પીલુના પાંદડાનો રસ પાવો અગર મૂળ ઘસી પાવા. **(૪) મોઢામાં ચાંદીઓ પડે છે તે ઉપર**—પીલુના પાદડાનો રસ ૧ તોલો અને ગાયનું ઘી ૧॥ તોલો એ બન્ને મિશ્રિત કરી પીવાથી રોગ ત્રણ દિવસમા નાશ પામે છે. **(૫) સંધિવાત ઉપર**:—પીલુનાં પાદડાનો રસ અને કડવી ગલકીનો રસ એકત્ર કરી અગે ચોળવો અથવા ખાખણ (કિંકણેલ) ચોળવું. **(૬) કંડુ (ખરજ), ગંડમાલા, અંડવૃદ્ધિ અને ક્ષત ઉપર**:—ખાખલ તેલ ચોળવું

**૩૭૭ પીળો ધંતૂરો**—સં० પીતધત્તુર, સ્વર્ણક્ષીરી. મ० પિવળાધોત્રા, કાટેધોત્રા. હિ० પીલા-ધતૂરા બ० પિત્તધુતુરા. ક० હળદીમદ્દણીકે –

એને 'પીળા ધતૂરો,' 'વિલાયતી ધતૂરો' વગેરે કહે છે એ શુમારે હાથ બે હાથ ઊચો વધે છે અને સર્વાગે બારીક કાટા હોય છે એને જે બિયા આવે છે તે તે બંદૂકના દારૂ જેવા કાળા હોય છે. એ બિયાં કાગળ નાખી ઉડાવવાથી તડતડ વાગે છે. આ ઝાડ પડતર જમીનમા ઘણુ થાય છે. આ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે. એના બિયાનું તેલ કાઢે છે, એના મૂળને દારૂડીના મૂળ પ્રમાણે 'ચોક' કહે છે એના ગુણ દારૂડી પ્રમાણે છે. ઉપયોગ—**(૧) વીંછીના વિષ અને બીજા સામાન્ય વિષ ઉપર**:—પીળા ધંતૂરાના મૂળની છાલ પાનમા ખાવા આપવી **(૨) ટાઢીઓ તાવ ઉપર**—પીળા ધતૂરાના મૂળની છાલ પાનમા આપવી. **(૩) ગરમીનાં ચાઠાં અને મસા ઉપર**:—પીળા ધંતૂરાની ડૂખો ચૂટવાથી જે રસ નીકળે છે તે ચોપડવો અગર મુળ ઘસી ચોપડવા. **(૪) આંખમાં ફૂલાં પડે છે તે તથા સાર આવે છે તે ઉપર**:—પીળા ધતૂરાનો ચીક (દૂધ જેવો ચીકણો પદાર્થ) આખમા આજવો **(૫) આખો આવી હોય તે ઉપર**:—પીળા ધંતૂરાના ફૂલનો અને પાદડાનો રસ અથવા ચીક આખમા પાડવો. **(૬) રેચ થવા માટે**:—પીળા ધતૂરાના મૂળનુ ચૂર્ણ શક્તિ પ્રમાણે ગરમ પાણીમા આપવુ. **(૭) પ્રમેહ ઉપર**:—પીળા ધતૂરાના પાદડાનો રસ બે તોલા સુધી કાઢી તેમા તેટલું જ ઘી નાખી દરરોજ એક વખત એ પ્રમાણે પાચ દિવસ આપવુ. **(૮) રતપિત (ગલતકુષ્ઠ) ઉપર**:—

– ધતૂરાની વનસ્પતિશાસ્ત્રમા ૧૫ જાતિ છે એમાથી આ છ જાતિ આપણા દેશમા જોવામા આવે છે (૧) ડટૂરા-સ્ટ્રેમોનિયમ રાજ ધતૂરા કાશ્મીરમા થાય છે, ફૂલ સફેદ (૨) ડટૂરા ફેસ્ચ્યુઓસા કાળો ધતૂરો ફૂલ બહારથી જાબુડિયા અદરથી સફેદ આમા બેવડા ફૂલવાળી ઉપજાતિ પણ છે (૩) ડટૂરા આલ્બા સફેદ ધંતૂરો આ ડટૂરા ફેસ્ચ્યુઓસાની ઉપજાતિ છે ફૂલ સફેદ અથવા મલાઈ જેવા રગના (ક્રીમ કલર્ડ) (૪) ડટૂરા મેટલ લીલા રગની સાથે સફેદ મિશ્રિત રગનાં ફૂલ (આ હિમાલય અને મદ્રાસનો છોડ છે) (૫) ડટૂરા આર્બોરા (બ્રુગમેન્સિયા કેન્ડીડા) મોટા સફેદ ધતૂરો ફૂલ સફેદ મિશ્રિત જાબુડિયા રગના અને કસ્તૂરી જેવી સુગધવાળા થાય છે (આ છોડ વાસ્તવમા દક્ષિણ અમેરિકાનો છે) (૬) ડટૂરા સુએવિઓલેન્સ મોટા ફૂલવાળો સફેદ ધંતૂરો ફૂલ મીઠી સુંગધવાળા સફેદ આ મેક્સિકોની જાત છે આ ઉપરાત વિલાયતી ધતૂરો (બૂચીબટ્ટી–એટ્રોપા બેલાડોના) કાશ્મીરમા થાય છે પીળા ધતૂરાનું વર્ણન મને મળ્યુ નથી કેટલાક ગ્રથકારોએ પીળો ધતૂરો હોવાનું લખ્યુ પણ છે છતા અહી પદેજીએ જે વર્ણન કરેલુ છે, તે દારૂડીનુ જણાય છે નકલ કરવાવાળાની ભૂલથી અનુવાદકના પ્રમાદથી વર્ણન બે વાર થયુ હોય અને વર્ણનમા દારૂડીને ભ્રમથી અલગ જણાવેલ હોય એમ અનુમાન થાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

પીળા ધતૂરાનાં પાદડાનો રસ ગાયના દૂધમા ૬ મહિના સુધી લેવાથી વ્યાધિ નક્કી મટે છે (૯) **ખસ ઉપર:**—પીળો ધતૂરો બાળી તેલમા ખરલ કરી ચોપડવો,

**૩૯૮ પુગળવેલ**—સં૦ વૃષપત્રિકા, વસ્ત્રાત્રી મ૦ પુગળવેલ, પુગડી, બોકડી. હિં૦ બોકડી, પુગળી. ક૦ કુરટીગેય ભેદ. બ૦ છાગલબેટે.

પુગળવેલના પાદડા ગુલબાસીના પાદડા જેવા હોય છે. તે વેલ વાડો ઉપર ઘણી થાય છે. આ વેલ પ્રસિદ્ધ છે **પુગળલ**—કડવી, સ્તંભન, ધાતુવર્ધક, ગર્ભોત્પત્તિકારક. લઘુ, તૂરી. શીતળ, મધુર, રસકાળે અને પાકકાળે તીખી તથા વાતલ છે અને ઉધરસ તથા ગુલ્મની નાશક અને રુચિકર છે, તથા મૂત્રકૃચ્છ્ર, કફ, પિત્ત, હૃદ્રોગ અને વિષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ગૂમડું ફૂટવા માટે:**—પુગળવેલના પાદડા વાટી બાધવાં એટલે ગૂમડું તરત ફૂટે છે. **(૨) જાળપુળી (પાઠા જેવું ગૂમડું જેમાં બળતરા વિશેષ થાય છે તે) અને કોઈ પણ પ્રકારનાં ગૂમડાં ઉપર:**—પુગળવેલના પાદડા વાટી બાધવા એટલે આગ કમી થાય છે અને ગૂમડુ ફૂટે છે. અગર બેસી જાય છે

**૩૯૯ પુષ્કરમૂળ**—સ૦ ક૦ પુષ્કરમૂલ. હિ૦ પોહકરમૂલ. મ૦ બાળવેખડ. મલા૦ ચનાકૂવા લા૦ આઈરિસ, જર્મનિકા. તૈ૦ કાશ્મીરમુ કાશ્મીર–પાતાલપધિની કુમાઉન–નીલાકમલ અ૦ સોસન, ઇર્ષા.

પુષ્કરમૂળની *ઉત્પત્તિ કાશ્મીર દેશમા થાય છે પુષ્કરમૂળ એ એક કાષ્ઠનો ભેદ છે. એને

---

* ચક્રદત્ત અને શારગધરમા આ જડને સુગધીવાળી અને જાગૃતિ આપનાર કહેલ છે એને ઉધરસ, શ્વાસ, તાવ, અરુચિ અને ચામડીના રોગમા આપવાની પ્રશસા કરી છે થીઓફ્રેકસરૂખા નામના પુસ્તકમાં લખેલુ છે, કે મીલિપ્સ શહેરના સૂર્યમદિરમા ઈસ્વીસનની પૂર્વે ૨૪૩ વર્ષે સિરિયાના રાજા સેલૂક્સ અને એના ભાઈ ઇન્ટીઓકસ એ બન્નેએ પુષ્કરમૂળનો હોમ કર્યો હતો ડાયોસકોરાઈડિસ લખે છે, કે અરબસ્તાનથી આવનારી વસ્તુઓમા પુષ્કરમૂળ સર્વથી ઉત્તમોત્તમ પ્રશસાને યોગ્ય છે એ સફેદ રંગની અને હલકી હોય છે અને એની મીઠી ખુશબોદાર વાસ આવે છે તોફેતુલ મિન્જામિનમા લખે છે, કે આ હિદુસ્તાનના કિનારા ઉપરથી આવે છે, અને જે ઝાડમાથી એ ઉત્પન્ન થાય છે તે થડવગરનું અને પોલા પાદડાનુ થાય છે એની ત્રણ જાતો છે એ ત્રણે ગરમ, ખુશ્ક અને પેશાબ વધારે લાવનાર, પિત્તને કાઢનાર, કાળજાના દરદને નાબૂદકર્તા, પેટના બગાડને હઠાવનાર, સર્પાદિ જગમ વિષને ઉતારનાર, કામોદ્દીપનકર્તા, પેટમાના કૃમિને કાઢનાર અને પેશાબની થેલીમા થનારી પથરી પિગળાવીને કાઢી નાખનાર છે મખજન અલ અદવિયામા લખે છે, કે એ જડ કામોત્તેજક, કૌવત આપનાર, સારી હવા ઉત્પન્ન કરનાર અને બીમારીઓને અત્યત ઉપયોગી છે એ દમના રોગમા તથા સુદા ખેલવાના કામમા આવે છે ડૉકટર ઈરવિગ લખે છે, કે રજપૂતાનામા અફીણ ઉત્પન્ન થવા લાગ્યું તેની પહેલા આને તમાકુની માફક પીતા હતા એનો મુખ્ય ઉપયોગ ખુશબોઈ અને માલની ગાસડીમા જીવ ન પડવા પામે એટલા માટે કરતા હતા મિ૦ બેડન પોવેલ કહે છે કે, 'પજાબમા આના ચૂર્ણને જૂના નાસૂર ઉપર, ઘાવમા જીવ પડ્યા હોય તેમા અને દાતના દરદો માટે વાપરે છે એને સૂકવી ચૂર્ણ કરી ચોપડવાથી સખ્ત છોલાવેલ ચામડી ઉપર જલદી રૂઝ લાવવાના મલમ બરોબર કામ કરે છે એને સૂકવી ચૂર્ણ કરી બાલ ધોવામા પણ વાપરે છે. કૉલેરાની બીમારીમા ૧ ડ્રામ ઈલાયચી અને ૨ ડ્રામ ઉપલેટને ૪ ઔસ ગરમ પાણીમા ભીજવી એ પાણી એક ઔસની માત્રાથી દરેક અડધા કલાકે આપવાથી ઉત્તમ અસર કરે છે ' ડૉકટર પોર્ટર સ્મિથ કહે છે કે, પુષ્કરમૂળ જલદી ખુશબોઈ જગાડનાર પદાર્થ અને શૂળ વગેરે દરદોમા ઉપયોગી છે કાશ્મીરી કાપડ (શાલ, ધુસા)મા કીડા ન લાગે એટલા માટે કાપડના વેપારીઓ એનો ઉપયોગ કરે છે સુકાયેલી પુષ્કરમૂળની જડ ખુશબોદાર હવા ઉત્પન્ન કરવાને માટે બાળે છે ચીનના મુલકમા આ જડને બાળવાનો અત્યત શોખ છે એનો ખુશબોદાર ધુમાડો ચિનાઈ લોક પોતાના ત્રિબુદ્ધિ દેવની પાસે બાળે (ધૂપ કરે) છે સર જ્યોર્જ બર્ડવુડ કહે છે કે, એનાથી સફેદ થયેલા વાળ કાળા થાય છે, અને એમા પેટની પીડા મટાડવાનો, ખરાબ હવાની અસર રોકવાનો, ગ્રાહી અને ઊંઘ લાવવાનો ગુણ છે ચરકસહિતામા–એને શુક્રશોધક, લેખનિય (વાતાદિ દોષોને સુકાવી શરીરને શુદ્ધ કરનાર), શુક્રજનક (વીર્ય ઉત્પન્નકર્તા) અને હેડકીનો નાશકર્તા કહેલ છે સુશ્રુતસહિતામા એને યોનિદોષનાશક અને સ્તન્યશોધક, વર્ણપ્રસાદન (ચામડીનો રગ સુધારનાર) તથા ચળ અને બીજા વિકાર હઠાવનાર કહેલ છે ચક્રદત્તમા લખે છે, કે હરડે, અજમો, હિગ અને સૂઠની સાથે મેળવીને ખાસી,

'પોખરમૂળ' પણ કહે છે. પુષ્કરમૂળ—કડવું, તીખું, ઉષ્ણ તથા ભેદક છે, અને વાયુ, કફ, જ્વર, સોજો, અરુચિ, ઉધરસ, હેડકી તથા પાડુનો અને વિશેષ કરી પાર્શ્વશૂળનો નાશ કરે છે. ઉપયોગ—(૧) હૃદરોગ, શ્વાસ, કાસ અને હેડકી ઉપર:—પુષ્કરમૂળનુ ચૂર્ણ મધ સાથે આપવું (૨) સ્વરભંગ ઉપર:—પુષ્કરમૂળ મોઢામા રાખી રસ ગળી જવો ×

૩૮૦ પેંટગુળી—મ૦ પેટગુળી, પેંટગુલ, ટીટાવલી, યાકાયેલ ગોવા-ટીટાબ્લી. ક૦ મુલ્દી. લા૦ કાલ્મર્જીઆ મલ્ટીફ્લોરા

પેંટગુળીના વેલા હોય છે. આ વેલો મોટો અને વિસ્તીર્ણ થાય છે. એનાં પાદડા અળઈના પાંદડાં જેવાં થાય છે. તેની છાલ ઉપરથી કાળા રંગની હોય છે; પરંતુ અંદરથી રાતા રંગની હોય છે. એને રાતા રંગનો રસ આવે છે અને તેની લાખ થાય છે. ઉપયોગ—(૧) ખરજવા ઉપર:—પેંડકુળીનાં પાદડાંનો રસ પાવો અને તે જ પાંદડાં વાટી ઉપર ચોપડવા. (૨) ફોલ્લા ઉપર:—પેંડકુળીના વેલાની છાલ પાણીમા ઘસી ચોપડવી.

૩૮૧ પેંઢુર (ગંગેડા, ગાંગડ)—સ૦ પિંડાર, મહાપિડિતરુ, ગાગેરુક. મ૦ પેંદ્રે, પેઢૂર. હિં૦ પિડાલૂ લા૦ યેડિયા યુલિજિનોસા. ક૦ પેરાળુ.

પેંઢુરના ઝાડ કોકણમાં થાય છે. તેને જેઠ અને અષાડ માસમા ફળ આવે છે. એ ફળ જમરૂખ જેવડા હોય છે અને તેનો રંગ લીલો હોય છે. ફળ પાકે છે ત્યારે રંગ પીળો થઈ જાય છે. તેનુ શાક થાય છે પેંઢુર—તૂરું, ગ્રાહક, વાતનાશક, શીતળ, બલકર, રુચિકર, મધુર તથા રુક્ષ છે અને વિષ, ચર્મરોગ, રક્તદોષ, કફ, ત્રિદોષ તથા પિત્તનો નાશ કરે છે

૩૮૨ પોકળો—(સ૦ બિંદુપત્રક) પોકળાની ભાજીનુ ડીંટું રાતુ અને મઠ જેવું જ હોય છે; પરંતુ પાંદડા કંઈક તાદળજાના જેવાં હોય છે. આ ભાજીમા કિંચિત્ ખટાશ હોય છે. પોકળાની ભાજી નરમ કરવાથી સારી થાય છે. પરંતુ એને બિયા આવે છે એટલે તે ઉપયોગમા આવતી નથી. એનો રોપો શુમારે હાથભર ઊંચો વધે છે ઉપયોગ—(૧) અગ્નિદગ્ધ વ્રણ ઉપર:—પોકળાના પાદડાનો રસ જમીન ઉપર રેડી બનાવેલો કાદવ જેવો ભોયરસો મેળવી તેનો લેપ કરવો.

૩૮૩ પોપૈયો (એરંડકાકડી, ઝાડચીભડી)—સં૦ વાતકુભફલ, મધુકર્કટી. મ૦ પપઈ. વ૦ એરંડીપપઈ. હિં૦ અંડકાકડી. બં૦ વાનાવિલેણુ તે૦ બોપ્પઈ. તા૦ પપ્પાય, બપ્પાગાઈ મલા૦ પપ્પાય. ક૦ પોપ્પલસુ ઇં૦ પપાવ લા૦ કારિકા પપૈયા.

આ ઝાડ ઘણાખરા પ્રાંતોમા પ્રસિદ્ધ છે. એ ઝાડ ઘણુ વધે ત્યારે બે-ત્રણ માથોડા ઊંચું વધે છે. તેને આડા-અવળા ફાટા ઘણા ફૂટતા નથી. એના ફળને 'એરંડકાકટી (પોપૈયો)' જ કહે છે એ ફળ નાળિયેરની પેઠે પાદડાની નીચે થાય છે કાચા ફળનો રંગ બહારથી લીલો હોય છે. કાચા ફળનુ શાક કરે છે પાકેલા ફળ ખાવાથી મીઠા લાગે છે. પરંતુ તે ઘણા ખાવામા આવે તો શરીરે વિકૃતિ થાય છે. એ ફળ ઘણા જ વાતુલ, જખમ રૂઝવનાર અને પ્રમેહાદિક વ્યાધિ ઉત્પન્ન કરનાર છે એ ઝાડનું લાકડુ ઘણુ જ પોચું હોય છે. તેના પાદડાંના દાડા લાબા

---

શ્વાસ, તાવ અને મદ જઠરાગ્નિમા આપે તો એ બધા રોગોનો નાશ થાય

× પુષ્કરમૂળના પાન કઠ(ઉપલેટ)ના પાન જેવા જ હોય છે શાખા પણ એકસરખી જ દેખાય છે, ગુણ પણ લગભગ મળતા છે એકબીજાના અભાવમા કોઈ પણ ઉપયોગમા લઈ શકાય છે પુષ્કરમૂળનું સસ્કૃત નામ 'કાસ્મીર' છે, કારણ એ કાશ્મીરમા મોટા પ્રમાણમા ઉત્પન્ન થાય છે એના ફૂલ આસમાની અથવા રંગબેરંગી હોય છે મૂળ નવા હોય ત્યારે સુગધ બનફસા અથવા તગરના જેવી હોય છે સ્વાદ તીખો અને કાંઈક કડવો છે ઔષધરૂપે મૂળ વપરાય છે પુષ્કરમૂળનો ગુણધર્મ કુષ્ઠના જેવો છે પુષ્કરમૂળ ગરમ, સારક, મૂત્રલ, શોથહર અને વ્રણરોપણ છે માત્રા વધારે આપવામા આવે તો ઊલટી અને ઝાડાઓ કરાવે છે

પુષ્કરમૂળનો ઉપયોગ ત્રણે દોષો પર થાય છે. મંજનમા મેળવાય છે વ્રણો પર લેપ કરાય છે અપચન, ઉધરસ, દમ ઇત્યાદિ રોગોમા પેટમા અપાય છે કેટલાક ચિકિત્સકોએ કોસ્ટસ સ્પેસિયોઝમને પુષ્કરમૂળ માનેલો છે, પણ એ માન્યતા સાચી નથી કારણ એમા પ્રાચીન ગ્રંથકારોએ લખેલા ગુણ જોવામા આવતા નથી.

—સ્વામી કૃષ્ણાનંદ

અને પોલા હોય છે એનાં પાદડા એરંડાના પાદડાના આકારના પણ મોટા હોય છે. **પોપૈયો—** ગ્રાહક છે અને કફ તથા વાયુનો કોપાવનાર છે. **પાકેલો પોપૈયો**—મધુર, જડ, રુચિકર, પિત્ત-નાશક અને ગુરુ છે **ઉપયોગ—(૧) કીડા (જંતુ) અને દાદર વગેરે રોગ ઉપર:**—પોપૈયાના કાચા ફળને ચપુ વડે ચીરીને જે રસ (દૂધ) નીકળે તે ચોપડવો **(૨) મૂળવ્યાધિ ઉપર:**—પોપૈયાના કાચા ફળનો રસ મૂળવ્યાધિ ઉપર ત્રણ દિવસ ચોપડવો; એટલે મૂળ બળી જાય છે અગર ગરી પડે છે. **(૩) પ્લીહા (પેટમાં ડાબી બાજુએ બરોળ નામે ગાંઠ થાય છે તે રોગ) ઉપર:**—પોપૈયાના ફળની પોટીસ કરી પ્લીહા ઉપર બાધવી અને પોપૈયાનું દૂધ (રસ) ચમચાભર સાકર સાથે દિવસમા ત્રણ વાર પાવુ **(૪) કૃમિ ઉપર:**—પોપૈયાનુ દૂધ એક ચમચાભર સાકર સાથે પાવુ બાળકને આપવુ હોય તો એક બે ટીપા આપવુ. **(૫) તજાગરમી ઉપર:**—લીલા પોપૈયાનો છૂંદો તપેલામા નાખી તેને બાફી હાથતળિયે પાચ દિવસ બાધવો.+

**૩૮૪ ફણસ**—સ૦ પનસ મ૦ ફણસ. હિં૦ કટહર બં૦ કાઠાલ ક૦ હલસિન-મારા તૈ૦ પનસકાથા. તા૦ પલાચુ, ચિરા. તુ૦ પેલા. મલા૦ પિલાવુ. લા૦ આર્ટોકાર્પસ્ ઇન્ટેગ્રિફોલિયા. ઇં૦ ઇંડિયન જેકટ્રી.

---

+ એરંડકાકડીના ફળોમાથી દૂધ (સત્ત્વ) કાઢવા માટે પૂર્ણતાને પ્રાપ્ત કાચાં ફળો પર કેટલાક (૨૦-૨૫) ઊભા ચીરા કરે છે અને નીચે સ્વચ્છ કાચની રકાબી અથવા ગ્લાસ રાખે છે. તેમા જે દૂધ પડે તે તડકામા સુકાવે છે, એનુ સફેદ ચૂર્ણ થાય છે આ દૂધને જલદી સુકાવી લેવુ જોઈએ, નહિતર બગડવા માડે છે. આ સુકાવેલા દૂધમા એક પાચક દ્રવ્ય છે જે ૨૪૦ ગણા માસમા મેળવવાથી તેને નરમ કરીને પિગળાવી આપે છે એલોપેથિકવાળાઓ દૂધની સાથે બમણો શુદ્ધ દારૂ (આલ્કોહોલ) મેળવી થોડો વખત રાખી પછી ગાળી લે છે એ ગળાયેલા સત્ત્વને સુકાવી લે છે, એ સત્ત્વને પપૈન કહે છે

આ દૂધ ઉત્તમ પાચક, કૃમિઘ્ન, વેદનાહર, સ્તન્યજનન, કુષ્ઠઘ્ન અને ઉદરરોગનાશક છે આ સત્ત્વ પેપસીન-(જે સૂવરની હોજરીમાથી મળે છે તે)ના કરતા પણ વધારે સારું છે પેપસીન ખાટા રસની અંદર જ અર્થાત્ હોજરીમા જ કામ કરે છે અને આ સત્ત્વ હોજરીના ખાટા રસમા તથા આતરડાની અદર ભેગા થયેલા રસમા પણ કામ કરે છે પેપસીનના કરતા પાચક ગુણમા પપૈન કાઈક ઓછુ કામ કરે છે. તોપણ વેદનાસ્થાપન અને કૃમિનાશક કામ વધારે સારા પ્રમાણમા કરે છે એરંડકાકડીના દૂધનો લેપ કરવાથી અને ખાવાથી ધાવણ વધારે આવે છે એરંડકાકડીના પાનની ક્રિયા હૃદય પર ડિજિટેલીસ જેવી છે, અર્થાત્ હૃદયની ગતિ વધેલી હોય તેને ઠીક કરે છે નાડી તેજ થઈ હોય તેને સુધારે છે. હૃદ... આરામ-સમય વધે છે પરસેવો અને પેશાબ સાફ આવે છે પાન હૃદ્ય અને જ્વરઘ્ન છે

**માત્રા**—સુકાવેલું દૂધ ભોજનની સાથે અથવા ભોજન કર્યા પછી ૧-૨ રતી આદાના રસની સાથે આપવું. છાયે સુકાવેલા પાનોનુ ચૂર્ણ ૦ા થી ૧ રતી ફાટરૂપે આપવુ

**ઉપયોગ**—પચનનલિકા(હોજરી અને આતરડા)ના રોગમા દૂધનો ઉપયોગ થાય છે આ દૂધ એલો-પેથિકની ફાર્માકોપિયામા દાખલ થયેલુ છે એનાથી કોઈ પણ જાતનુ નુકસાન થતુ નથી. માસાહારી અને શાકભાજી ખાનાર બન્ને જાતના માણસો માટે ઉપયોગી છે હોજરીનો જૂનો સોજો, વ્રણ, અર્બુદ, અમ્લપિત્ત અને અપચન પર સુકાવેલું દૂધ અપાય છે દૂધની સાથે સાથે સાજીખાર (સોડા બાઈ કાર્બ) અને અફીણ મેળવાય છે એનાથી હોજરીમા રહેલો ચીકણો કફ પીગળી જાય છે અને ભોજન જલદી પચીને રસ શિરા વાટે રક્તમા મળી જાય છે કૃમિને પાડવા માટે પોપૈયાનુ તાજુ દૂધ ૧ તોલો, મધ ૧ તોલો અને આધણ જેવુ ઊકળતુ પાણી ૪ તોલા મેળવી ઠડું થયેથી પિવરાવવુ બે કલાક પછી એરંડિયુ પાવુ. જો મરડો આવે તો લીબુનો રસ અને સાકર આપવી આ ઉપાયથી કરમિયા નીકળી જાય છે

પ્લીહા (બરોળ) અને યકૃત વધ્યા હોય અને કઠણ થયા હોય તો તે માટે તાજુ દૂધ સાકરની સાથે અપાય છે રોજ પોપૈયાનુ દૂધ ૧ તોલો સાકરની સાથે મેળવી ૩ ભાગ કરી દિવસમા ૩ વાર આપવુ. કઠરોહિણી(ડિફથેરિયા)ના કીટાણુઓ ગળામા (સ્વરયત્રના દ્વાર પર) એક પાતળો પડદો બનાવે છે. જેથી શ્વાસાવિરોધ થાય છે એવી સ્થિતિમા પોપૈયાનુ તાજુ દૂધ અથવા સુકાવેલુ દૂધ પાણીમા મેળવી પીછીથી ગળામાં ચોપડવાથી સફેદ પડદો પીગળી જાય છે ગૂમડા, દાદર, ખરજવુ અને બીજા ચામડીના રોગો પર પોપૈયાના ધમા ફુલાવેલ ટંકણખાર અને ગરમ પાણી મેળવીને લેપ કરવો પોપૈયાના પાનના રસમા અફીણ મેળવી લેપ કરવાથી વાળો જલદી બહાર આવી જાય છે હૃદ્રોગ અને ગભરામણ પર પાનનો કાટ આપે છે

—સ્વામી કૃષ્ણાનંદ

ફણસનુ ઝાડ મોટુ થાય છે. એ ઝાડ વાવ્યા પછી પાચ-છ વર્ષે ફળે છે. એના પાદડા લીલાં અને લાબા હોય છે. ઘણુ કરી ફણસ ડુંગરાળ પ્રદેશમા બહુ જ થાય છે. ફણસ ઉપર જાડા કાટા હોય છે. જો મોટુ ઝાડ હોય તો શુમારે ૫૦૦ પર્યંત તેને ફળ આવે છે. આ ઝાડને જમીનમા પણ ફળ લાગે છે ફણસમા કાપા અને રસાળ એવી બે જાત છે રસાળ ફણસનુ ફળ ધોળુ હોય છે ફણસ ઘણા ઉપયોગમા આવે છે લીલા ફણસનુ શાક કરે છે પાકે એટલે અંદરનો ગર્ભ ખવાય છે તાલીચોરી, મેગલોર અને ગોમાનક એ ઠેકાણે ફણસ પાકવાના વખતે લોકો સવારના પહોરમા અનાજને બદલે ફણસનો ગર્ભ જ ખાય છે. ગર્ભની અંદર બિયા હોય છે, તે પણ ખાવાના ઉપયોગમાં આવે છે એ લીલુ હોય ત્યારે તેને ચીરી શાક કરે છે અને શેકીને કે બાફીને ખાય છે ઠળિયા શેકતા પહેલા તેને લગાર છિદ્ર પાડવુ; નહિ તો તે મોટા અવાજથી ફાટે છે. તેને સુકવવા માટે તેના ઉપર માટી ચોપડી રાખે છે, ચોમાસામા તેને શેકીને ખાય છે દક્ષિણ કોકણમા કણબી લોકો ત્રણ-ચાર મહિના પર્યંત ઘણુ કરીને કેરીઓની પેઠે ફણસ ઉપર જ નિર્વાહ કરે છે. ફણસનો વખત ગયો એટલે ગોટલી ખાય છે. ફણસનો ગર્ભ સૂકવી રાખી જરૂર વખતે તેનો ઉપયોગ કરે છે. ફણસની ઉપરના ફોતરા ઢોરને ખવરાવે છે, તેથી દૂધ પુષ્કળ ઉત્પન્ન થાય છે ગરભ વાટી તેની પાતળી રોટલી કે પૂરી કરી ખાય છે, તેને ફણસ-પોળી કહે છે ગર્ભની ખીર અને કઢી પણ કરે છે એનુ લાકડુ પીળુ અને ટકવામા સાગના જેવુ જ છે ને ઇમારતના કામમા આવે છે. એના લાકડાની પેટીઓ, ખુરસીઓ, ચૌરંગ, પલંગ ઇત્યાદિ વસ્તુઓ થાય છે ફણસની જાતનુ જ એક પાત (પાત્ર) ફણસ કરીને ઝાડ થાય છે. તેના પાદડા મોટા હોય છે અને તેના ફળ ખાવાના ઉપયોગમા આવતા નથી. એનુ લાકડુ ઘણા ઉપ-યોગમા આવે છે. તે બીજા ફણસ કરતા ટકાઉ છે; પરંતુ તેનો રંગ સારો હોતો નથી તેની હોડીઓ અને દરવાજા (બારણા) કરે છે. ફણસનો ગર્ભ ખાઈ ઉપર પાન ન ખાવુ; કારણ કે પાન ખાવાથી પેટ ચડી માણસ મરે છે. **લીલુ ફણસ**—મલાવષ્ટંભક, મધુર, બલકર, દોષલ, તૂરુ, ગુરુ અને વાતુળ છે **કુમળુ ફણસ**—મધુર, જડ, કફકર તથા મેદવર્ધક છે; અને દાહ, વાયુ, પિત્ત, ક્ષતક્ષય તથા રક્તપિત્તનો નાશ કરે છે. **પાકેલુ ફણસ**—પાક વખતે શીતળ, દાહક, સ્નિગ્ધ, તૃપ્તિકારક, રુચિકર, માસવર્ધક, કફકર, બલકર, પૌષ્ટિક, જંતુકારક, વૃષ્ય તથા દુર્જર છે; અને રક્તપિત્ત, ક્ષતક્ષય તથા વાયુનો નાશ કરે છે. **ફણસની ગોટલી**—મધુર, વૃષ્ય, જડ અને વિષ્ટંભક છે **ફણસનાં બિયાં**—કડવા, મુખશુદ્ધિકર અને ગુરુ છે **એનુ પાણી**—વૃષ્ય તથા મધુર અને ત્રિદોષનાશક છે ઉપયોગ—**(૧) મોં ફાટયુ હોય તે ઉપર:**—ફણસના અંકુર (ફણસ અળખી) ઘસી ચોપડવા. **(૨) શોફોદર ઉપર:**—પાકા ફણસના અંકુર અને ખરવતીની છાલ એકત્ર કચરી, પાણી નાખી, તેનો રસ પાશેર કાઢી પાવો. પથ્ય પાળવુ. **(૩) બાળકના આમસંગ્રહણી ઉપર:**—કાપા જાતના ફણસની તથા કાપ્યા (મોરવાની) આબાની છાલ સમભાગે લઈ પાણી નાખી રસ કાઢવો આ રસ બાળકની શક્તિ પ્રમાણે એક તોલાથી ત્રણ તોલા સુધી લઈ તેમા ચૂનાનુ પાણી બે માસા પર્યંત નાખી જલદી પાઈ દેવો. **(૪) કંઠરોગ ઉપર:**—ફણસની દરેક ડાળીના છેવટને ભાગે અણીદાર કળીઓ હોય છે, તે બારીક વાટી રસ કાઢી થોડો થોડો ગળામા નાખતા રહેવુ અથવા વાટેલી કળીઓની ગોળી કરી મોમા રાખવી **(૫) રક્તાતિસાર અને કોગળિયા ઉપર:**—આબાની અને ફણસની છાલનો રસ કાઢી તેમા ચૂનાનુ નીતર્યું પાણી નાખી તે પાવો. **(૬) ફણસ ખાવાથી અજીર્ણ થયુ હોય તો:**—કોપરુ ખાવુ **(૭) ફણસ ઉપર પાન ખાવાથી પેટ ચડે છે તે ઉપર:**—કિંચિત્ ખટાશવાળા બોર ખાવા

**૩૮૫ ફાલસાં**—સં૦ પુરુષક મ૦ બં૦ અ૦ ફાલસા. હિ ફાલસે ક૦ બેટ્ટહા ફા૦ પાલસા ઇ૦ એશિયાટિક ગ્રેવિયા. લા૦ ગ્રિવિયા એશિયાટીકા

આ ઝાડ× મોટુ થાય છે. એને બગીચામા વાવે છે ઉત્તર હિંદુસ્તાનમા એની ઉત્પત્તિ

× ફાલસાનુ વૃક્ષ મધ્યમ આકારનુ થાય છે પાન મોટા, ગોળ, કિનારી પર કરવત જેવા દાતાવાળા

વિશેષ થાય છે. એના પાકા ફળ પીપરના ફળ જેવડા અને તેનો રંગ જાંબુડિયો હોય છે. એ ફળ ખાવાથી ખટમીઠા લાગે છે–એ બિયાં સુદ્ધા ખાવા. ઉષ્ણકાળમા એ બિયાંનુ શરબત કરી પીએ છે. **ફાલસાં**—ખાટા, તૂરા તથા લઘુ છે અને કફ તથા વાયુના નાશક અને પિત્તકર છે. **લીલાં કાચાં ફળ**—પિત્તલ, લઘુ, ઉષ્ણ, ખાટા, તૂરા તથા વાતનાશક છે **પાકાં ફળ**—મધુર, સ્વાદુ, રુચિકર, તર્પણ, શીતળ, મલબદ્ધતાકારક, હૃદ્ય, ધાતુકર તથા ખાટા છે, અને વાત, પિત્ત, રક્તદોષ, તૃષા, દાહ, ક્ષતક્ષય, શોફ તથા પિત્તજ્વરનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) મૂઢગર્ભ અને મૃતગર્ભ પાડવા ઉપર**:—ફાલસાના મૂળનો લેપ ડૂટી, બસ્તી અને યોનિ–એ ઠેકાણે કરવો; એટલે ગર્ભ નીકળી જાય છે **(૨) દાહ શમન થવા માટે**:—ફાલસાના પાકા ફળ સાકર સાથે ખાવા. **(૩) પિત્તવિકાર અને હૃદ્રોગ ઉપર**:—ફાલસાના પાકા ફળના રસ પાણીમા મેળવી શરબત કરી તેમા થોડી સૂંઠની ભૂકી અને સાકર નાખી પાવુ.

૩૮૬ **ફાંગળો**—સં૦ ફણિજ્જક. લા૦ પોગોસ્ટેમન પર્વિફ્લોરસ. એ છોડ તથા એના પાદડા પણ રાનતુળસી જેવા હોય છે, પરંતુ પાદડામા કાત્રા હોતા નથી. એ છોડ ઉપર તોરા આવે છે. છોડના અંગનો અને એ તોરાઓનો રંગ રાતો હોય છે. એમા ધોળો, રાતો અને કાળો, એવી ત્રણ જાત છે **ફાંગળો**—લઘુ, કડવો, રુક્ષ, વૃદ્ય, અગ્નિદીપક, પિત્તલ, પાકકાળે પિત્તલ, રસકાળે તૂરો, તીખો, રુચિકર તથા તીક્ષ્ણ છે; અને કફવાત, કૃમિ, કુષ્ઠ, અર્શ, વીંછી અને સર્પના વિષનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) ફુરશાના વિષ ઉપર**:—ફાગળાના મૂળ ઘસી ૩ તોલા પર્યંત પાવા. પછી કમી–જાસ્તી પ્રકાર થાય તો નીચે પ્રમાણે ઉપાય કરવા માથુ ચડે તો કાળા કડાછાલના મૂળ ઘસી માથે–કપાળે ઘસવા પેટમા પીડ આવે તો તેજ મૂળ ઘસી પાવા. ઊલટી થવા જેવું જણાય તો ધાવડીના કુમળા તોરાઓ અને સાત મરી એકત્ર કૂટી ગોળી કરી ખવડાવવી. શોષ લાગે તો આમલીની છાલ ખાવા માટે આપવી. સોજા આવે તો ધંતૂરાના પાદડાંનો રસ કાઢી ગરમ કરી તેમા કળથીનો લોટ નાખી સોજા ઉપર લેપ કરવો; કિંવા ઉક્ષી(ધોળી ધાવડી)ના મૂળ ગોમૂત્રમા ઘસી ઉપર ચોપડવા **(૨) ક્ષતમાંના કૃમિ મરવા માટે**:—ફાગળાના લીલાં પાદડા હાથ પર મસળી ક્ષતમા તેનો રસ પાડવો અને તેજ પાદડાની થેપલી કરી ક્ષત ઉપર ચોંટાડવા, એટલે ક્ષતમાના કૃમિ તાબડતોબ મરે છે એ પ્રમાણે એક–બે વાર ઔષધ ચોપડવુ. **(૩) મૂત્રાઘાત ઉપર**:—ફાગળાના પાદડાનો રસ ઇંદ્રિય પર ચોપડવો અને એક ટીપું મૂત્રદ્વાર ઉપર પાડવું. **(૪) કૃમિ ઉપર**:—ફાગળાના પાદડાનો રસ કાઢી પાવો. **(૫) ઢોરના જખમ ઉપર**:—ફાગળાના પાદડાનો રસ ચોપડવો. **(૬) વાયુથી અંગમાં સણકા થતા હોય તે ઉપર**:—ફાગળાના પાદડાના રસનો લેપ કરવો

૩૮૭ **ફાંજી (ફાંગ)**—સં૦ જીર્ણફંજી, ફંજિકા મ૦ ફાજ, ફાજી, ફાંદ, વરધાભેદ હિ૦ ફાજી, કાલાવિધારા. કસ કિરિયમુષ્ટે. લા૦ રિવિયા ઓનેંટા

ફાજીના વેલા હોય છે એ ચોમાસામા ઉત્પન્ન થાય છે. એના પાદડા અળુના પાદડા જેવા જ પરંતુ ઘણા જ નાના હોય છે પાદડાનુ શાક અળવીના પાદડાં પ્રમાણે જ કરે છે. એ શાક સારુ થાય છે. ફાજીનો વેલો મોટા થઈ તે એકાદા ઝાડના આશ્રયે રહે છે. તેને 'ફાદ' પણ કહે છે. **ફાંજી**—શીતળ, ગ્રાહક, વૃષ્ય, કડવી, તૂરી, તીખી, મધુર, બલકર, કફકારક, વિષ્ટભકારક તથા ગુરુ છે, અને વાત, પિત્ત, હૃદ્રોગ, ઉધરસ, આમદોષ તથા ક્લેશનુ શમન કરે છે ઉપયોગ—**(૧) ફુરશાના વિષ ઉપર**:—ફાજીના વેલાનાં મૂળ ગરમ પાણીમા ઘસી ચાર–ચાર ઘડીના અંતરે પહેલા દિવસે પાવા પછી બીજે અને ત્રીજે દિવસે બે વાર પાવા.

૩૮૮ **ફિરંગી બાવળ**—(મ૦ ફિરંગી બાભૂળ) એને '**ફિરંગી**' પણ કહે છે એ ઝાડ ઘણા જ મોટા થાય છે એને ઝીણા કાંટા હોય છે એની ડાળીઓ સુરુના ઝાડ જેવી દેખાય છે

હોય છે ફળ બેત્રણ એકત્ર હોય છે ફળ કાચા હોય ત્યારે લીલા રંગના હોય છે, પાકયા પછી જાંબુડિયા રંગના થઈ જાય છે

એને બારીક શિંગો આવે છે. ફિરંગીની છાલ સુવાસિત છે એ ઝાડ ઘણાક પ્રાંતોમાં ઉત્પન્ન થાય છે. ઉપયોગ—(૧) **આમવાત અને વાયુથી સણકા થાય તે ઉપર :**—ફિરંગીના પાદડાનો રસ કાઢી તેમાં ઘી નાખી પાવો.

**૩૮૯ ફૂગ**—(બિલાડીના ટોપ, અળંબા) સ૦ ભૂછત્ર મ૦ અળંબે ભૂઈફોડ. હિ૦ છતોના, છાતા, સાંપકી છત્રી. બં૦ પોયાલ છાતુ, ભુરકુંડા છાતું, કોડક છાતા, બ્યાગેર છાતા ક૦ આળબિ, નાઈછત્તરિગે કો૦ કાલિમ ઈ૦ મસરૂમ સિ૦ ખુંભા લા૦ એગેરિકસ, કેમ્પેસ્ટ્રિસ.

એ મોટી ચમત્કારિક વનસ્પતિ છે. એ વનસ્પતિની રચનાથી પરમેશ્વરનું પૂર્ણ ચાતુર્ય દેખાઈ આવે છે ફૂગનું છત્ર ઉકરડા ઉપર, સડેલા પદાર્થ ઉપર, કોહેલા છાણા ઉપર અને કેટલેક ઠેકાણે સારી જમીનમાં પણ થાય છે આમાં સાત–આઠ જાત છે અને તેમાં પણ બે પ્રકાર છે એક વિષારી અને બીજો સારો. વિષારી અળબો ખાવાથી ભારે અનર્થક પરિણામ થાય છે, કેફ ચડે છે, પેટ ફૂલે છે, ઊલટી થાય છે અને મન ભ્રમિત થાય છે, એટલા માટે માહિતી સિવાય તે ખાવું નહિ. સારા અળબા પણ ઉત્તમ પચે એવા પદાર્થ નથી. તે ઘણા ખાવાથી જલદી પચી શકતા નથી ફૂગમાં પ્રસિદ્ધ જાતિ નીચે પ્રમાણે છે: ચૂડા, ચીતળા, ગવતા, કુળળા, કુરડી, તેલંગી, ભુયફોડ અને મોગ્રાળા ચૂડા એક હાથ ઊંચા હોઈ તેના ઉપરનું છત્ર નાનું થાય છે. ચીતળા સાધારણ હોય છે. ગવતા બારીક હોય છે કુબળા ઝીણી આગળી જેવડા હોય છે. કુરડી એથી પણ નાના હોય છે. તેલંગી સર્વ કરતા ઉત્કૃષ્ટ છે. એના છત્રનો વ્યાસ હાથ–દોઢ હાથ હોય છે ભુયફોડ ગોળ હોય છે. એને છત્ર હોતું નથી એ કોસલા જેવા ફૂલેલા હોય છે મોગ્રાળાને મોગરા જેવી સહેજ કળી હોય છે. ફૂગના બિયા ઘણા જ ઝીણા હોય છે ફૂગની ભાજી સારી થાય છે. કેટલાક લોકો અળંબાને મૂર્ખતાથી વધવા દેતા નથી. **અળંબો**—શીત, બળકર, ભેદક, મધુર, ત્રિદોષકારક, વૃષ્ય અને કફપ્રદ છે. **કાળો અળંબો**—મધુર, ઉષ્ણ અને ગુરુ છે **ધોળો અળંબો**—પાક વખતે ગુરુ છે **લાલ અળંબો**—અલ્પ દોષકારક છે. ઉપયોગ—(૧) **નાના વાછરડાઓને ફોલ્લા થાય તે ઉપર :**—ભુયફોડ છાસમાં વાટી તેમાં ચણોઠીભાર હિંગ મેળવી આપવો; અને ઔષધ આપતાં જ તે વાછરડાની પીઠ જમીનને લગાડવી **(૨) શીતળા અને ગોવારુ પેટમાં ન જવા માટે :**—જ્યારે અળબાની કળીઓ થાય છે, તેજ વેળા તે લાવી સૂકવી રાખવી જ્યારે શીતળા અથવા ગોવરાનો તાવ બાળકોને આવે ત્યારે એ કળીઓ ગરમ પાણીમાં વાટી કપડે ગાળી પાવી એટલે શીતળા પેટમાં નહિ ઊતરતા શરીર ઉપર તડતડી ઊઠે છે. **(૩) દૂંટીમાં ફોલ્લા થાય છે તે ઉપર :**—સૂકવેલ અળંબા અને **ચોમાસામાં ઢોરોનાં** શિંગડાને જમીનમાં દબાવાથી જે પીલી (અંકુર) ફૂટે છે તે શિંગડાના મૂળ એકત્ર કરી તેનો લેપ કરવો. **(૪) મૂળવ્યાધિ ઉપર :**—સુકાયેલો અળબો તથા ઢોરોના શિંગડાના પીલા અને ભાગ એની ધૂણી આપવી ×

**૩૯૦ ફૂદીનો**—સં૦ પૂતની, પુદીન. મ૦ બં૦ પુદીના હિં૦ પોદીના. ફા૦ નોઅના અ૦ હવા ફિરંગી૦ ઓડ ટોલાવ. ઈં૦ ટોડરેડમિંટ. લા૦ મેન્થા સેલ્વેસ્ટ્રિસ

ફૂદીનાના નાના નાના છોડ હોય છે. એ એક તુળસીની જ જાત છે, એવું કહીએ તો ચાલે. ફૂદીનાના પાદડા કાંઈક તુળસીના પાદડા જેવાં પરંતુ તે કરતા નાના અને ગોળ હોય છે. ફૂદીનાની ચટણી કરે છે. ફૂદીનો એ અજીર્ણનાશક, પાચક અને મોમાં અમી ઉત્પન્ન કરે છે ફૂદીનાનો અર્ક કાઢે છે તે અજીર્ણ ઉપર સાકર સાથે આપે છે. ફૂદીનાની ઉત્પત્તિ ચીન દેશમાં ઘણી થાય છે. **ફૂદીનો**—સ્વાદુ, ગુરુ, રુચિકર, હૃદ્ય તથા સુખાવહ છે અને મળમૂત્રનો સ્તંભ કરે છે, તથા કફ,

× ફૂલના છત્ર વર્ષાઋતુમાં વિશેષ કરીને ઉત્પન્ન થાય છે જેની એક ડાંડી આશરે ૬ ઇંચ લંબાઈની હોય છે, જેના ઉપર મખમલથી અધિક નરમ અને બહુ જ હલકા ફીકા રંગનો ગુબારવાળો ટોપ થાય છે જેને થોડો ઝટકો લાગે તોપણ રજકરણ ઝરે છે, એ જાતના ફૂગના ટોપ સર્વ પ્રકારના ખુલ્લા થયેલા જખમોમાં, અગ્નિદગ્ધ, વ્રણ, રસીવાળા સડેલા ગૂમડા, ગરમ તેલાદિ પદાર્થથી થયેલા ફોલ્લાના જખમ વગેરે પર અત્યંત લાભદાયક છે આ ઔષધનું ચૂર્ણ લગાડતા જ જલન શાંત થઈ જાય છે અને દરદ કમી થાય છે. શીતળાના જખમ ઉપર પણ આ દવા લાભદાયક છે આ ઔષધિ દૈવી આયડોફૉર્મ છે.

ઉધરસ, મદ, અગ્નિમાંદ્ય, વિષૂચિકા, સગ્રહણી, અતિસાર, જીર્ણજ્વર અને કૃમિનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **શીત, વિષમ અને સામાન્ય જ્વર ઉપર**:—ફૂદીનો અને આદાનો કાઢો અથવા રસ પાવો. (૨) **મધુર (મોતીઝરા) જ્વર ઉપર**:—ફૂદીનો, રાનતુલસી અને કાળી તુળસીનો રસ કાઢી તેમા સાકર ૩ માસા નાખી તે પાવો. (૩) **વાયુ તથા કૃમિ ઉપર**:—ફૂદીનાનો રસ આપવો (૪) **પીનસ (સળેખમ જેવો રોગ થાય છે તે) રોગ ઉપર**:—ફૂદીનાનો રસ નાકમા પાડવો (૫) **દરાજ ઉપર**:—ફૂદીનાનો રસ ચોપડવો. (૬) **અતિસાર, ઉધરસ અને કોગળિયા ઉપર**:—ફૂદીનાનો રસ પાવો. (૭) **પેટમાં શૂળ આવતું હોય તે ઉપર**:—ફૂદીનાનો રસ અર્ધો તોલો અને એટલો જ આદાનો રસ એકત્ર કરી તેમા ૧ માસો સિધવ નાખી પાવો. (૮) **વીંછીના વિષ ઉપર**:—ફૂદીનાનો રસ અગર પાદડા પાનમા ખાવાં. (૯) **રુચિદાયક ચટણી**:—ફૂદીનો, ખારેક, મરી, સિંધવ, હિંગ, કાળી દ્રાક્ષ અને જીરુ, એની ચટણી લીંબુનો રસ નાખી સેવન કરવી, એટલે અરુચિ મટી મોમા સારી રીતે અમી આવે છે.

**૩૯૧ ફૂલ કેસર**—આ ઝાડ ખાનદેશમા ઘણા થાય છે એનાં ઝાડ ઘણા જ મોટાં થાય છે. એના પાદડા હાદગા જેવા હોય છે અને આવળ જેવી શિંગો આવે છે. એના ફૂલમા લાંબુ કેસર હોય છે. એનુ લાકડુ હલકું હોવાથી ઇમારતી કામમા આવતુ નથી. એના લાકડાની ઢોલકી કરે છે.

**૩૯૨ બકામલીમડી**—સં૦ મહાનિંબ. મ૦ બકાણુનિંબ. હિં૦ બકાઈન બં૦ ઘોડાનીમ ક૦ મહાબેવુ, અરબેવુ. તૈ૦ પેદાવેપા તા૦ મલાઈવેંબુ ફા૦ અજાદદરખ્ત. અ૦ બાન. ફિ૦ તુન્જનકુતાર્ય લા૦ મેલિયા એઝેડેરક

આ ઝાડ મોટુ થાય છે એના પાદડા કડવા લીમડાના પાંદડા જેવાં જ અને કિંચિત્ મોટા હોય છે આ છાયાવૃક્ષ છે એને કડવા લીમડા જેવા જ ફળ આવે છે બકામલીમડીનું લાકડું ઇમારતના કામમા ઘણુ જ ઉપયોગી છે. એને કીડા લાગતા નથી. એની છાયા ઘણી ઉત્તમ છે. એ ઝાડ છાયા માટે રસ્તાની બાજુ ઉપર વાવે છે. ખાનદેશમા એ ઝાડ ઘણા હોય છે. એને 'કડવો લીમડો' પણ કહે છે. **બકામલીમડી**—શીતળ, કષાય, તીખી, કડવી, તૂરી, ગ્રાહક તથા વૃષ્ય છે; અને દાહ, કફ, વ્રણ, વિષમજ્વર, પિત્ત, કૃમિ, હૃદયવ્યથા સર્વ પ્રકારના કોઢ, ઊલટી, પ્રમેહ, વિષૂચિકા, ઉદરનુ વિષ, ગુલ્મ, શીતપિત્ત, કંઠરોગ, અર્શ તથા દમનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **કૂતરાના વિષ ઉપર**:—બકામલીમડીના મૂળનો રસ કાઢી પીવા આપવો. (૨) **ગૃધ્રસી વાયુ ઉપર**:—બકામલીમડીની અંતરછાલનો અથવા મૂળનો કલ્ક કરી પાવો (૩) **પિત્તથી આંખો દુખવા આવે છે તે ઉપર**:—બકાનલીમડીના ફળ ચોખાના ધોવણમણમા વાટી થેપલી કરી તે આખો ઉપર બાધવી (૪) **ભેંસની ઝાર (ઓર) પાડવા માટે**:—બકામલીમડીના અગર વાસના પાદડા વાટી પાવા (૫) **પ્રમેહ ઉપર**:—બકામલીમડીના ફળ ચોખાના ધોવરામણમા વાટી ઘી નાખી પાવા, એટલે તુરત પ્રમેહનો નાશ થશે. (૬) **ઉદરકૃમિજન્ય તાવ ઉપર**:—બકામલીમડીની છાલનો કાઢો પાવો.

**૩૯૩ બટાટા**—હિં૦ અલુ બં૦ આલૂ ઇં૦ પોટેટોઝ. ક૦ ઉરલગડ્ડે તુ૦ પટાટે. તૈ૦ ઉરુલગડ્ડ લા૦ સોલેન ટ્યુબેરોઝમ એનુ ઉત્પત્તિસ્થાન દક્ષિણ અમેરિકા છે ત્યાથી તેના બિયા યુરોપમા ગયાં અને ત્યાથી હિંદુસ્તાનમા આવ્યા છે નીલગિરિ, સુરત, મહાબલેશ્વર, ખાનદેશ, પૂના એ સ્થળે બટાટાનો પાક ઘણો થાય છે. મહાબળેશ્વરના બટાટા મોટા અને તેનો રંગ લાલ હોય છે. તે ઘણા પૌષ્ટિક છે. આજારી માણસને બટાટા બાધક છે, માટે તેઓએ તે ખાવા નહિ ×

**૩૯૪ બદામ**—સં૦ વાતાદ, વાતામ, વાતાણુફલ મ૦ બદામ. હિં૦ બં૦ બદામ. તૈ૦ વેદમ. તા૦ નકવડુમ. અ૦ લોજલહલુ ફા૦ બદામ ઇં૦ આલ્મન્ડ. લા૦ પ્રુનસ એમિગ્ડેલસ્.

એશિયા ખંડમા મસ્કત, આરાકાન, ઈરાન, મક્કા, મદિના, સિરાજ ઇત્યાદિ સ્થળે બદામ ઘણી પાકે છે હિંદુસ્તાનના બાગોમા પણ તેની વાવણી થવા લાગી છે. બદામનુ ઝાડ મોટું થાય છે. એના પાદડા રાતા કાયફળ જેવા પરંતુ તેના કરતા નાના હોય. છે. એમા બે જાત છે: કડવી અને

× બટાટા શીતળ, વિષ્ટંભી, મધુર, ભારી, મલમૂત્રકારી, રુક્ષ, દુર્જર, રક્તપિત્તનાશક, કફ તથા વાતકારક, બલકારક, બલદાયક, વીર્યવર્ધક તથા કિંચિત્ અગ્નિવર્ધક છે

મીઠી. બદામ ખાવામા મીઠી અને પૌષ્ટિક છે. તેનુ તેલ કાઢે છે. કડવી બદામ અપકારક છે, એમા એક પ્રકારનુ ઝેર રહેલુ છે માટે તેને ખાવાના ઉપયોગમા લેવી નહિ **બદામ**—સાકર, ઉષ્ણુ, ગુરુ, અમ્લ, કફકારક, સ્વાદુ, સ્નિગ્ધ, તૂરી, શુકલ, વાતનાશક અને ઉષ્ણવીર્ય છે. **એનાં લીલાં ફળ**—સારક, ગુરુ તથા પિત્તલ છે; અને કફ, પિત્તવિકાર તથા વાયુને નાશ કરે છે. **પાકાં ફળ**—ઉષ્ણુ, સ્નિગ્ધ, વાતનાશક, શુકલ, જડ તથા કફકારક છે અને રક્તપિત્તનો નાશ કરે છે. **ફળમાંનો ગર**—મધુર, વૃષ્ય, સ્નિગ્ધ, ઉષ્ણુ, પૌષ્ટિક, કફકારક, વાતપિત્તનાશક અને રક્તપિત્ત થયું હોય તેને અપાયકારક છે. ઉપયોગ—**(૧) યંત્ર સિવાય બદામનું તેલ કાઢવાનો પ્રકાર**:—બદામનાં બિયા ગરમ પાણીમા થોડો વખત ભીજવી રાખવા એટલે ઉપરના ફોતરા નીકળે છે પછી તે બિયા ખાડતી વેળાએ તેમાં થોડે અંશે ખડીસાકર નાખવી અને બારીક થયા પછી તે ગોળો હાથમા લઈ પીલવો; એટલે અંદરથી તેલ નીકળશે. એવી રીતે કરવાથી પાશેર બદામનુ પણુ તેલ નીકળે છે એ તેલ કર્ણરોગ ઉપર કાનમા નાખવુ, એટલે કર્ણરોગ સારો થાય છે. માથે ચોળવાથી મગજ ઠંડું અને હલકું થઈ જાય છે **(૨) ભિલામો ઊઠે છે તે ઉપર**:—બદામ ઘસી ચોપડવી. **(૩) વીર્ય અને બળવૃદ્ધિ થઈ મગજ ભરાવા માટે બદામની ખીર**:—બદામના બિયાને ગરમ પાણીમા નાખી છોલવાં પછી તેને બારીક વાટી દૂધમા કાલવી તે દૂધ ઉકાળી જાડી ખીર તૈયાર થવા આવે એટલે તેમા સાકર અને ઘી નાખવુ; અને ઉતારી ઠંડી થયા પછી ખાવી. **(૪) કાનખજૂરાના કાંટા વાગ્યા હોય તે ઉપર**:—બદામનું તેલ ચોળવુ **(૫) દાંત મજબૂત થવા માટે**:—બદામના ફોતરા બાળી તેમા મીઠુ નાખી તેથી દાંત ઘસવા. **(૬) મસ્તકશૂળ અને શિરોરોગ ઉપર**:—બદામ અને કેસર ગાયના ઘીમા ખરલ કરી તેનુ નસ્ય આપવુ અથવા દૂધમા બદામની ખીર કરી ૩ દિવસ સવારે ખાવી, કિંવા બદામ અને કપૂર દૂધમા ઘસી તેનો મસ્તક ઉપર લેપ કરવો. **(૭) મગજ તર થઈ ધાતુવૃદ્ધિ થવા માટે**:—ગાયનુ તાજુ ઘી દોઢ તોલો લઈ તેમા સાકર, બદામનુ મગજ, કંકોલ, મધ અને એલચીદાણા, એ દરરોજ નવીન મિશ્ર કરી સવાર-સાજ ૭ દિવસ આપવુ. **(૮) મગજ તર થવા માટે**:—બદામ છોલી અંગારા ઉપર શેકવી અને સાકર સાથે ચાવી ખાવી; પછી એક કલાકે માખણ અને સાકર એકત્ર ખાવુ; તથા માથા ઉપર દિવસમા ત્રણ વાર બદામનું તેલ ચોળી જીરવવુ

**૩૯૫ બપોરિયો**—સં૦ બંધૂક. મ૦ દુપારી. હિ૦ દુપહરિયા ગેબુનિયા. ક૦ બંદુવે, મધ્યાહ્નમલ્લિગે તે૦ નિતિમલ્લી લા૦ પેન્ટેપિટસ્ ફીનિસ્યા.

આ છોડ સાધારણ કમ્મરપૂર ઊંચા વધે છે પરંતુ એ કોઈ કોઈ ઠેકાણે માથોડા સુધી પણ ઊંચા વધે છે. એના ફૂલ બપોરે એટલે દિવસના બાર વાગતા ખીલે છે, માટે એને 'બપોરિયો' કહે છે. એના ફૂલની વાસ ઘણી આવતી નથી. એને પાચ પાખડીએ હોય છે અને તેમા એક નાનો તંતુ હોય છે. તે ઉપર પીળો પરાગ હોય છે એમા કાળી, ધોળી, રાતી, પીળી એવી ચાર જાત છે તે ફળ-ફૂલ ઉપરથી માત્ર ઓળખવામા આવે છે ઝાડમા કાઈ ફેરફાર હોતો નથી * **બપોરિયો**—મનને પ્રસન્નતા આપનારો, ગ્રાહક, કિંચિત્ ઉષ્ણુ, ગુરુ તથા કફકર છે, અને તાવ, વાત, પિત્ત, પિશાચબાધા તથા ગ્રહપીડાનો નાશ કરે છે.

**૩૯૬ બરુ**—સં૦ વીરકાંકડ મ૦ બોરૂ લા૦ એન્ડ્રોપોગોન હેલેપેન્સિસ. એ નદીના કિંવા વહેળાના કિનારા ઉપર થાય છે. એને તોરા આવે છે તેમા એના બિયાં હોય છે. એમા ધોળો અને કાળો એવી બે જાત છે આ દેશમા ફક્ત ધોળા બરુની ઉત્પત્તિ થાય છે. બરુની લેખણો ઉત્તમ

* બપોરિયાના ઝાડના પાદડા દીવાની જ્યોત અથવા ગાજરના આકારે નીચેથી એકદમ એક ઇંચના શુમારે પહોળા હોય છે અને દોઢ ઇંચના શુમારે લાબા હોય છે તેની બધી તરફની કિનારી ઉપર કરવતના જેવા ખાચા હોય છે એની સોટીઓ, પીલુ(જાળ)ની સોટીઓની માફક લીલા રંગની હોય છે ફૂલનો દેખાવ દાડમના અતિશય કુમળા જીંડવાના શિરે દેખાતા ખાચાવાળા ભાગ જેવો દૂરથી ભાસે છે અને તે પાઈ જેવડા મોટા હોય છે

થાય છે પત્રાળું કરવામા બરુની સળીઓ કામ આવે છે. **બરુ**—શીતળ, મધુર, રુચિકર, તૃપ્તિકર, બલકર તથા વૃષ્ય છે; અને પિત્ત, દાહ, શ્રમ, શોષ તથા ક્ષયનો નાશ કરે છે.

**૩૯૭ બળ (ખોળ)**—સ૦ બલા કાઠિં૦ લાકુડી, મામા સુખડી. મ૦ ચીકણી, લઘુચીકણા, હિ૦ ખિરૈટી, વરિયારા બં૦ વેડેલા ક૦ બેણ્ણેગરગ, કલંગડલે. તા૦ માઈરમાનિકક્. તે૦ સુર્પિડી, માઈલુ માનિકય તુ૦ કડિરૂ મલા૦ કરનટોટિ. ઇં૦ હોર્ન બીમલીવ્ડ સિડા લા૦ સિડા કોર્ડિફોલિયા, સિડા રોમ્બિફોલિયા.

ખોળના ઝાડો કોકણમા અને ગામડાઓમા પુષ્કળ થાય છે. એ છોડ શુમારે હાથ–દોઢ હાથ ઊંચા વધે છે. એના પાદડાનો તુળસીના પાદડા જેવો આકાર હોઈ તેના કરતા પહોળા અને લંબાઈ પર હોય છે. એ ઝાડ વર્ષાઋતુમા ખેતરોમા અને વહેળા ઉપર પુષ્કળ ઊગે છે. એને પીળા રંગના ફૂલો હોય છે. એને બારીક છોડવા હોય છે. તેમા એના બીજ થાય છે. તે પૌષ્ટિક છે એનાં પાદડા અને બીજ ખાવાથી ચીકણા લાગે છે. એથી એનુ ચીકણી એ નામ યોગ્ય છે.× કેટલાક લોકો એના પાદડાનુ શાક કરે છે. ખોળના ગુણો એરંટી જેવો છે. ઉપયોગ—**(૧) પુષ્ટતા માટે:**—ખોળના લીલા પાદડા નિત્ય સવારે ખાવા. **(૨) પ્રમેહ અને ધાતુવિકાર ઉપર:**—ખોળના છોડ મૂળસુદ્ધા ઉખાડી લાવી ધોઈ સ્વચ્છ કરી બારીક વાટી થોડુ પાણી રેડી રસ કાઢવો તે રસ વસ્ત્રગાળ કરી દરેક વખતે દશ તોલા પ્રમાણે બે વખત સાત દિવસ સુધી આપવો; એટલે ધાતુવિકાર નષ્ટ થઈ ધાતુવૃદ્ધિ થશે **(૩) જખમ રૂઝવવા માટે:**—બળના મૂળનો રસ જખમમા ભરવો અને રૂનુ પૂમડુ (પેલ) એ રસમા ભીજવી જખમ ઉપર બાધવુ એ પટ્ટીને જરા પણ સુકાવા દેવી નહિ, ઉપરાઉપરી તે પટ્ટી ઉપર રસ નાખતા રહેવુ **(૪) ગૂમડાં, વ્રણ વગેરે પકવવાને:**—બળના પાદડા વાટી બાધવા.

**૩૯૮ બાજરી**—સ૦ વજાન્ન, સાજક. મ૦ બાજરી. હિં૦ બજરી ઇં૦ મિલેટ. અં૦ જાર્વસ ફ્રા૦ ગાર્વસા લા૦ પેનિસેલેરિયા સ્પાઈકેટા

એને મહારાષ્ટ્ર ભાષામા 'સજગુરા' પણ કહે છે. બાજરી હિંદુસ્તાનના ઘણા પ્રાંતોમા થાય છે. મારવાડ અને કચ્છ–ભુજની બાજરી સર્વોત્કૃષ્ટ, જાડી, પૌષ્ટિક તથા મીઠાશવાળી છે. ઠંડા દેશમાં એ ધાન્ય માણસની પ્રકૃતિને માફક છે જુવારની માફક બાજરીનો પણ પોક થાય છે બાજરી ઢોરોને પણ ખવડાવે છે. **બાજરી**—હૃદ્ય, બલકર, કાંતિકારક, અગ્નિદીપક, ઉષ્ણ, પિત્તને કોપાવનારી, રુક્ષ, સ્ત્રીઓને કામ ઉત્પન્ન કરનારી તથા દુર્જર છે, અને પુંસ્ત્વ તથા પુષ્ટિનો ઉતાર કરનારી છે ઉપયોગ—**(૧) ઘોડાની પીઠ ઉપર ભાઠાં પડે છે તે ઉપર:**—જૂના બાજરિયાં બાળી તેની રાખ કરી. અથવા કૂંડા બાળી તેની રાખ કરી પાણીમા ખરલ કરી ચોપડવી અને ઉપર ચીકણી માટીની પટ્ટી લગાડવી.

**૩૯૯ બાફળી**—હિં૦ દુકુ મ૦ બાફળી લા૦ પ્યુસીડેનમ ગ્રેન્ડી

× 'ઇંડિયન મેડિશનલ પ્લેંટસ'ના કર્તાએ બલા(સિડા)ની લગભગ ૧૨૦ જાત હોવાનુ લખ્યું છે તેમાંથી ૮–૧૦ જાત હિંદુસ્તાનમા થાય છે એમાથી વધારે ઉપયોગી જાત બે છે (૧) બલા (સિડા કોર્ડિફોલિયા) (૨) ખેતરાઉ બલા–મ૦ ચીકણી સ૦ બલોત્તમા (સિડા રોમ્બીફોલિયા) આ ઉપરાત એક વગડાઉ બલા છે. તેનું વર્ણન ખરેટી (સિડા કાર્પિનીફોલિયા) નામથી આપેલું છે એ ઉપરાત ભોયબલ (હુસિડા મિલિસ) અને કાટાળો બળ (સિડા સ્પિનોઝા) પણ આપણા દેશમા થાય છે એમા પણ ગુણ લગભગ બળના જેવા જ પણ ઓછા છે જ્યારે એક બળા ન મળે ત્યારે અભાવમા બીજી બળાનો ઉપયોગ થઈ શકે છે.

અહીં વર્ણન કરેલ બળનાં બીજને બળદાણા કહે છે એ ગાધીને ત્યા મળે છે. એનો ઉપયોગ પૌષ્ટિક પાકોમા અને સ્નિગ્ધતા માટે કરેલ કાઢાઓમા થાય છે આ બીજ ગોખરુના કરતા પણ વધારે પૌષ્ટિક છે એ રૂખડામા એવો એક અલૌકિક ગુણ છે કે, બચ્ચુ જણવાને મહાકષ્ટ પામતી ગાય, ભેસ કે બકરીના ગળામા એ રૂખડીનુ રાઢવુ વણી પહેરાવવામા આવે તો તેનાથી તેને જલદી પ્રસવ થાય છે એ જ ઔષધિનાં પાદડા સ્ત્રીઓને એવા વખતે મસળીને નાભિ ઉપર બાધવા જોઈએ આ પ્રયોગ અમે કેટલાક ભરવાડોને અજમાવતા જોયા છે

એ છોડ નાનો હોય છે. બાકુળીના બિયા કળથી જેવડા અને ચપટા હોય છે. બાકુળી એ વાતહારક છે ભાજી સમારી તેમા પલાળેલી ચણાની દાળ ભેળવી મીઠુ મરચુ નાખી વઘારવાથી શાક સારું થાય છે. બાકુળીના લીલા બિયા વાટી છાશની કઢીમા નાખવાથી કઢીમા સુવાસ આવે છે. બાકળીના બિયાનુ અથાણુ ઉત્કૃષ્ટ થાય છે. એ ફળનુ તેલ પણ કાઢે છે **બાકુળી**—તીક્ષ્ણ, કડવી, ઉષ્ણ, રુચ્ય, પથ્ય, દીપન, પાચક, હૃદ્ય, સુગધવાળી તથા તૂરી છે, અને કફ, વાયુ, આમ, બસ્તિપીડા, મલબદ્ધતા, અર્શ, ગુલ્મ, પ્લીહા, અપચો, મેહરોગ તથા વિષની નાશક છે. ઉપયોગ—**(૧) બાળકોને વરાધ વગેરે પેટમાં રોગ થાય છે તે ઉપર:**—બાકુળીના બિયા દૂધમા અગર નાગરવેલીના રસમા કિવા પાણીમા ઘસી પાવા એટલે વરાધ, પેટમા દુખવુ આદિ રોગ સારા થાય છે. **(૨) વાયુરોગ ઉપર:**—બાકુળીનુ ચૂર્ણ મધમા આપવુ **(૩) જંતુ ઉપર:**—બાકુળીના બિયા દૂધમાં પાવા નાના વાછરડાને છાશમા વાટી પાવા **(૪) ઉધરસ, અજીર્ણ અને પેટના દુખાવા ઉપર:**—બાકુળીના તેલનાં શુમારે પાચ છ ટીપા પાવા. **(૫) પેટના દુખાવા ઉપર:**—બાકુળીના બિયા અને અજમાનુ ચૂર્ણ આપવુ.

**૪૦૦ બાવચી**—સં૦ બાકુચી. મ૦ બાવચી. હિં૦ બાવચી. બં૦ સોમરાજ, હાકુચ. ક૦ બાઉચિગે, તૈ૦ નેલવચલિયે, તિપ્પતોગે તા૦ વેગી, વિટ્ટલુ લા૦ સોરેલિયા કોરિલિફોલિયા.

બાવચીના છોડ+ આખા હિંદુસ્તાનમા થાય છે એ છોડ શુમારે બે હાથ ઊચા વધે છે. એના પાદડાં સાધારણ નાના હોય છે એ છોડ સર્વત્ર પ્રસિદ્ધ છે એ છોડ ઉપર કાળા રંગના મરી કરતા પણ બારીક એવા બિયા આવે છે તેને ‘બાવચી’ કહે છે બાવચીનુ તેલ કાઢે છે. સુગંધી પદાર્થોમા તથા અંગે ચોળવાના કામમા બાવચીનો ઉપયોગ થાય છે બાવચી શરીરે ચોપડી સ્નાન કરવાથી ખરજનો નાશ થાય છે **બાવચી**—કડવી, પાકકાળે તીખી, ઉષ્ણ, રસાયન, મધુર, રુચિપ્રદ, રુક્ષ, હૃદ્ય, અગ્નિદીપન, બલકર, તૂરી, લઘુ તથા મેધ્ય છે; અને કૃમિ, કોઢ, કફ, ત્વગ્દોષ, વિષ, કંડૂ, રક્તપિત્ત, શ્વાસ, કાસ, મેહ, જ્વર, વ્રણ, ત્રિદોષ તથા વાયુનો નાશ કરે છે **એનાં ફળ**—તીખા, કડવા, કેશ્ય, ત્વચાને હિતાવહ, સારક તથા પિત્તલ છે, અને કફ, વાયુ, સોજો, મૂળવ્યાધિ. શ્વાસ, ઉધરસ, કુષ્ઠ તથા મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે ઉપયોગ—**(૧) ખસ ઉપર:**—બાવચી અને કડવા કારેલા ગોમૂત્રમા વાટી લેપ કરવો **(૨) ખસ, સોજો વગેરે ચામડીના રોગો ઉપર:**—બાવચીનુ તેલ ચોપડવુ.

**૪૦૧ બાવળ**—સં૦ બબ્બુલ. મ૦ બાભૂળ. હિં૦ બબૂલ, પકીકર બં૦ બાબલા. ક૦ જાલી. તૈ૦ બાર્બુરમ. તા૦ મલા૦ કરૂવેલ. ફા૦ મુગિલા ઇં૦ એકેશિયા ટ્રી, ગમ અરેબિક લા૦ એકેશિયા અરેબિકા અ૦ અમુગિલા.

બાવળનુ ઝાડ મોટું થાય છે એને કાટા હોય છે એનું લાકડું મજબૂત હોવાથી ઇમારતના કામમા આવે છે. બાવળના ઝાડને ધોળો સફેદ ગુંદર થાય છે એ પૌષ્ટિક છે અને ઘણા કામોમા તેનો ઉપયોગ થાય છે. બાવળની છાલ રંગના કામમા ઉપયોગી છે એની કુમળી શિંગોનું અથાણુ કરે છે અને તેનું શાક પણ કરે છે ગુજરાતમા તેની શિંગો કે જેને ‘પગડા’ કહે છે તે ઢોરોને ખવડાવે છે, તેથી દૂધ વધારે આવે છે બાવળની લીલી સોટી દાતણના કામમા સારી

+ બાવચીને લોકો બાવચો, માળી બાવચો કે માળવી બાવચો કહે છે ડૉ૦ ભાઉ દાજીએ નવા સફેદ કોઢના રોગોમા આ બીજનો અત્યંત ઉપયોગ કરેલ છે તેનો લેપ કર્યો છે અને ખાવા માટે પણ આપેલું છે. અને એમાં તેઓ ફત્તેહ પામ્યા છે કલકત્તાના ડૉક્ટર કનૈયાલાલ દેવ તથા મુંબઈના ડૉ૦ લિસ્બો આ બીજમાંથી કાઢેલ તેલને સાદા મલમની સાથે મેળવી કોઢના રોગોમા ઉપયોગ કરી કહે છે ‘થોડા દિવસ કોઢના ચાઠા ઉપર ચોપડવાથી એનો રંગ સફેદ મટીને લાલ થયો કોઈ કોઈને થોડુ થોડુ દરદ જણાય છે કોઈ કોઈ વખતે એ ચાઠામા નાની નાની ફણસો થઈ આવે છે જો એને કોઈ પણ પ્રકારની ઈજા ન થાય તો થોડા દિવસમા સુકાઈ જાય અને વચમા કાળો ડાઘ રહે છે ધીરેધીરે કોઢના સંપૂર્ણ ડાઘ નીકળી જાય છે વળી એમ પણ જોયુ છે કે તેલ ચોપડવાથી કોઢના નવા ડાઘા શરીરમા થતા અટક્યા છે.’

ઉપયોગી છે. **બાવળ***—ગ્રાહક, કડવો, મધુર, સ્નિગ્ધ, શીત, ઉષ્ણ તથા તૂરો છે. અને આમ, રક્તવિકાર, કફ, કોઢ, કૃમિ, ઉધરસ, પિત્ત, દાહ, રક્તાતિસાર, વાયુ તથા પ્રમેહનો નાશ કરે છે **એનાં પાંદડાં**—ગ્રાહક, રુચિકર, તીખા તથા ઉષ્ણ છે, અને ઉધરસ, અર્શ, કફ, વાયુ તથા પુંસ્ત્વનો નાશ કરે છે **લઘુ બાવળ**—તૂરા તથા ઉષ્ણ છે અને પિત્ત, દાહ, વાતરોગ, તથા કફનો નાશ કરે છે **ઉપયોગ—(૧) મોં આવે છે તે ઉપર:**—બાવળિયાની અંતરછાલ કચરી પાણીમા ઉકાળી તેના કોગળા કરવા. **(૨) અસ્થિભંગ ઉપર:**—બાવળિયાના બિયાનું ચૂર્ણ ત્રણ દિવસ મધમા ખાવાથી અસ્થિભંગ થયેલો દૂર થઈ અસ્થિ (હાડકા) વજ્ર જેવા મજબૂત થાય છે. **(૩) વાળા ઉપર:**—બાવળિયાના બિયા ગોમૂત્રમા વાટી લેપ કરવો. **(૪) અતિસાર ઉપર:**—નિષ્કંટક મોટા બાવળિયાના પાદડાનો અંગરસ કાઢી પાવો; એટલે સર્વ પ્રકારનો અતિસાર દૂર થાય છે **(૫) ધાતુપુષ્ટિ માટે:**—એક હાથ લંબાઈનું અને તેટલી જ પહોળાઈનુ એક સ્વચ્છ કપડું લેવુ, પછી બાવળિયાની લીલી શિંગો (પરડા) લાવી તેને કચરી તેનો રસ કાઢી તેમાં કપડુ પલાળી સૂકવવુ એ પ્રમાણે તે કપડાને ચૌદ પુટ દેવા. પછી તે કપડાના ચૌદ ભાગ કરવા અને દરરોજ એક કકડો પાશેર દૂધમા ઉકાળી તેમા સાકર નાખી તે દૂધ પીવુ; એટલે ધાતુપુષ્ટિ થાય છે. **(૬) હડકાયા કૂતરાના વિષ ઉપર:**—બાવળિયાનાં પાદડાના રસમા ગાયનું ઘી અને કસ્તૂરી નાખી ખાવા આપવુ. અથવા બાવળિયાના પાદડાનો રસ ૪ પૈસાભાર ૩ દિવસ પાવો. **(૭) બદ ઉપર:**—સર્પની કાચળીને બાવળનો ગુંદર ચોપડી તેની પટ્ટી બદ ઉપર લગાડવી. **(૮) પિચોટી ખસી હોય તે ઉપર:**—બાવળની ડૂંખો તથા નાદરૂખીની ડૂંખો એકત્ર કરી વાટી દહી સાથે પાવી **(૯) પેટના દુખાવા અને અતિસાર ઉપર:**—બાવળિયાની છાલનો રસ દહી સાથે પાવો **(૧૦) અમ્લપિત્ત ઉપર:**—સાજે બાવળિયાના કુમળા પાદડાનો કાઢો કરી તેમા આબાનો ગુંદર એક માસો નાખવો, કાઢો રાત્રે અગાસીમા મૂકી રાખવો. એવી રીતે રોજ સાજે કરી ૭ દિવસ સવારે પાવો. **(૧૧) રાતા પ્રદર ઉપર:**—બાવળિયાની શિંગો, કેરીઓના મરવા, શિમળાની છાલ અને ગૂદીના બિયાં, એનુ ચૂર્ણ દૂધમા પીવુ, એટલે રક્તપ્રદરનો તુરત નાશ થાય છે. **(૧૨) કેરોસીન (ઘાસલેટ) તેલ પીવામાં આવ્યું હોય તે ઉપર:**—બાવળિયાના ગુંદરનું નવટાક પાણી કરી પાવુ તથા તે ઉપર પાશેર દૂધ પાવુ. અને ઘાસલેટ પેટમા જતાં જ તુરત મીઠા તેલના કોગળા ઉપરાઉપરી કરાવવા એટલે મોમા ચાદીઓ વગેરે થશે નહિ **(૧૩) આંખોમાંથી પાણી વહે છે તે ઉપર:**—બાવળિયાના પાદડાનો પ્રથમ કાઢો કરી ગળી લેવો. પછી એ કાઢાને ઉકાળી જાડો કરી તેમા મધ નાખી અંજન કરવું. **(૧૪) મુખરોગ ઉપર:**—બાવળિયાની અને જાબુડીની અંતરછાલનો કાઢો કરી તેમા ફુલાવેલી ફટકડી નાખી કોગળા કરવા. **(૧૫) રેચ માટે:**—બાવળિયાની શિંગોનો ચતુર્થાંશ કાઢો કરી તેમા માયફળનું ચૂર્ણ નાખી તે પાવો, તે ઉપર જેટલાં પાનના બીડા ખાય તેટલા રેચ થાય છે **(૧૬) પ્રમેહ ઉપર:**—બાવળિયાના કુમળા અંકુર સવાર-સાજ એક એક તોલો સાત દિવસ સાકરમા ખાવા **(૧૭) કર્ણસ્રાવ ઉપર:**—બાવળિયાની છાલનો કાઢો કરી તે બારીક ધારથી કાનમા રેડવો પછી બારીક વસ્ત્રથી કાનમા કાકડી નાખી લૂછી નાખવો અને ગરમ પાણીમા ફુલાવેલી ફટકડી નાખી તે પાણી થોડુ કાનમા નાખવુ. **(૧૮) ઉપદંશ વ્રણ ઉપર:**—બાવળિયાના પાદડાનુ ચૂર્ણ કરી ચોપડવું. **(૧૯) પુષ્ટતા માટે:**—ઘઉ નો

---

* રાજનિઘંટુમા લખે છે કે બાવળની કળીઓમાથી કાળો રંગ નીકળે છે એની છાલનુ સત્ત્વ ગ્રાહી તરીકે વપરાય છે ઝાડામા આમ પડતો હોય તો એના પાદડા અપાય છે કળીઓને ખાસીના રોગમાં આપે છે નરમ (કૂણી) ડાળીઓની છાલ ઘણા રેસાવાળી છે અને એ કાગળ બનાવી શકાય તેવી છે એનો કવાથ ઘા ધોવાના કામમા વાપરે છે એથી જલદી અંકુર આવી ઘા ભરાય છે બાવળના ગુંદરમાં લાલ રંગવાળો ગુંદર વધારે ગુણકારી મનાય છે એ ખાસી અને સંધિવાયુના જેવા રોગોમા અપાય છે તથા સાકરિયા પ્રમેહમા એ ખવાય છે જે નાસૂરમાથી પીળા રંગનો પ્રવાહ નીકળતો હોય તેને માટે કુમળા બાવળનાં પાદડાની પોટીસ અત્યંત ગુણકારી છે કળી પણ ઉધરસના રોગમા ઉપયોગી છે દેશી લોક બાવળના ગુંદરને તલની સાથે મેળવી ખાય છે

રવો અને બાવળિયાના ગુંદરનુ ચૂર્ણ કરી ધીમા શેકવા. પછી સાકરનો પાક કરી બદામ, ચારોળી પિસ્તા, બેદાણા તથા સાલમમિશ્રી વગેરે મસાલો નાખી લાડુ કરી ખાવા.× **(૨૦) આંખો આવે તે ઉપર અને આંખોની બળતરા શાંત થવા માટે:**—બાવળના પાદડાં વાટી તેની થેપલી આંખ ઉપર રાત્રે બાધવી

**૪૦૨ બાંબ**—(જલનેવરી, કડવી નેવરી, કડવી લૂણી). સં૦ જલબ્રાહ્મી મ૦ બાબ હિ૦ જલનીમ. જલબ્રાહ્મી. બં૦ બ્રિહ્મીશાક, બિમ્બ ક૦ નિરૂબ્રાહ્મી, નીરઓદેલગ. તા૦ મલા૦ નિરબ્રાહ્મી. લા૦ હર્પેન્ટિસ મોનિયેરા.

એ વનસ્પતિ ભેજવાળી જમીનમા પુષ્કળ થાય છે એના છાતલા જમીન ઉપર પથરાયેલા હોય છે. એના પાદડા ઘણા જ બારીક અને કડવા હોય છે. એ બહુ વર્ષાયુ છે અને એને અનેક પત્રદંડ નીકળે છે. તે ગોળ, સુંવાળા અને સાધાવાળા હોઈ પથરાયેલા હોય છે પાદડા સામસામા હોય છે. તેને દીટડુ હોઈ તે પત્રદડને લાગેલુ હોય છે પાદડા મૂળથી બારીક હોઈ ટોચ તરફ પહોળા થતા જાય છે. તે સુંવાળા અને રસાળ હોય છે એના ઉપર લીલા અથવા ધોળા રંગના ટોકરીના આકારના ફૂલો આવે છે. તેની કોર પાચ ભાગમા વહેચાયલી હોય છે એના ઉપર ઈંડાના આકારના ગોળ ફળ લાગે છે દરેકમા બબ્બે ઘર હોય છે. તેમા એક એક એવા ઘણા બીજ હોય છે. બાબનો રંગ રાતો હોય છે. **બાબ**—ઉષ્ણ, સારક, કડવી, વૃષ્ય, રેચક તથા ભેદક છે; અને સોજો, પિત્ત, કફ, કોઢ, વ્રણ, ઉન્માદ, મૃગી તથા સધિવાયુનો નાશ કરે છે. બગાળમા સધિવાયુ ઉપર એનો રસ ઘીમા આપે છે ઉપયોગ—**(૧) વાયુથી સાંધા દુખતા હોય તે ઉપર:**—બાબનો રસ કિંચિત્ પાવો.+

**૪૦૩ બિહી (મોગલી બેદાણા)**—સં૦ સિબિતિકા, અમૃતફળ હિ૦ બીહિ કાશ્મીરી નાસપતી. કાશ્મીર૦ બમસુતુ ઇં૦ કિવન્સ. લા૦ સાઈડોનિયા વલ્ગેરિસ

એ ઝાડ ફક્ત ઉત્તર હિંદુસ્તાનમા થાય છે સતારા તથા પૂના, એ સ્થળોએ પણ કોઈક ઠેકાણે બિહીના ઝાડ વવાય છે ત્યા તેને ફળ આવે છે બિહીના ફળ ગોળ અને સાધારણ મધ્યમ આકૃતિનાં હોય છે એ કોકમના જેવી ખટાશવાળા હોય છે એની વાસ મધુર આવે છે. એ ફળમા જુવાર કરતા મોટા બિયા હોય છે. તેને 'મોગલી બેદાણા' કહે છે બિહીના ફળનો મુરબ્બો પણ કરે છે. તે પિત્તશામક છે બેદાણાનુ હિમ શીતવીર્ય, સ્નેહન, ગ્રાહી, મૂત્રલ, કફહર અને પૌષ્ટિક છે. બેદાણાની રાબ બલ્ય છે. ઉપયોગ—**(૧) પરમો, પ્રમેહ, પ્રદર, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત**

× ઘઉનો લોટ અલગ ધીમા શેકવો જોઈએ, ગુદર ધીમા તળી લેવો લોટ શેકાઈ ગયા પછી બન્ને મેળવવાનો સાધારણ રિવાજ છે

+ નવા મત અનુસાર બાબ ઉત્તેજક, કડવી, મૂત્રલ, રસાયન, પૌષ્ટિક, વિષઘ્ન, જ્વરહર, શોથનાશક અને કફઘ્ન છે 'ઇંડિયન મેડિસિનલ પ્લેટ્સ'મા આને બ્રાહ્મી માનેલી છે ડૉક્ટર વામન દેસાઈએ પણ આને જ બ્રાહ્મી કહી છે ડૉક્ટર દેસાઈના મત મુજબ આની ક્રિયા મગજ અને જ્ઞાનતતુ પર થાય છે મગજને શાતિ અને પુષ્ટિ આપે છે એટલે મગજ અને જ્ઞાનતતુઓના રોગોમા—જેમા આક્ષેપ આવતા હોય, રોગી વિવિધ પ્રકારની ચેષ્ટા કરતો હોય, મગજ અતિ થાકી જવાથી કોઈ પણ કામ ઉપર ચિત્ત લાગતુ ન હોય, જીર્ણ ઉન્માદ, જીર્ણ અપસ્માર આદિ રોગો પર અપાય છે નવા અને બળવાન રોગોમા બાબ અપાતી નથી, કારણ કે એનો રસ જ્ઞાનતતુઓ માટે ઉત્તેજક છે તીવ્ર રોગમા ઉત્તેજક ઔષધ અપાતુ નથી શામક દવા આપવી જોઈએ તીવ્ર રોગોમા જુલાબ આપીને ખુરાસાની અજમો અપાય છે અને રોગની તીવ્રતા ઓછી થઈ ગઈ હોય એવા રોગોમા પૌષ્ટિક ઔષધિ અને કાઈક ઉત્તેજક હોય તેવી ઔષધિ અપાય છે, ત્યારે બાબ ઉપયોગી થાય છે બાબથી પુષ્ટિ અને ઉત્તેજના, બન્ને લાભ મળે છે જો નાડી શિથિલ હોય તો બાબ ન આપવી કઠ અને કોળાનો રસ આપવો બાબમા ક્ષુધા મદ કરવાનો દોષ છે એટલા માટે એની સાથે દીપન ઔષધિ આપવી જોઈએ જૂના પાઠોમા બ્રાહ્મીની સાથે વજ વાપરેલ છે, તે બહુ જ ઉત્તમ છે, અવાજ બેસી ગયો હોય તો બાબ, વજ, અરડૂસી, લીડીપીપર અને હરડાની ગોળી કરી મોઢામા રાખીને રસ ચૂસવો કેટલાક વૈદ્યો તાવવાળાને કડવી લૂણીના પાન મરીની સાથે આપે છે બાળકોને ઉધરસ અને સળેખમ ઉપર ૧ નાનો ચમચો રસ આપવાથી વમન અને વિરેચન થઈને પ્રકૃતિ સુધરી જાય છે—**સ્વામી કૃષ્ણાનંદ**

ઉપર:—મોગલી બેદાણા તોલા અથવા બે તોલા રાત્રે પાણીમા પલાળી રાખી, સવારે તે પાણી ગાળી તેમા ૨ તોલા સાકર નાખી પ્રાશન કરવુ (૨) મુખપાક ઉપર:—મોગલી બેદાણાના પાણીના કોગળા કરવા

૪૦૪ બિંવલી—બિવલીના ઝાડની ઊંચાઈ સાત-આઠ હાથની હોય છે. એ ઝાડ ગરમ દેશમા થાય છે તેના પાંદડા હમેશા લીલા હોવાથી તેની આસપાસ ઠંડી હવા હોય છે શરદઋતુમા આ ઝાડના પાદડા બીજા ઝાડની પેઠે ખરી પડતા નથી. જ્યારે ઉપરની ડાળીને નવાં પાદડાં આવે છે, ત્યારે જૂના પાદડા પીળા થઈ ખરી પડે છે એના ફળ વર્ષમા બે વાર આવે છે એને દ્રાક્ષનાં જેવા ફળના ઝૂમખા આવે છે એ ફળ ખાટા હોય છે. એનો આકાર ઘોલી (ખિલોડી) જેવો હોય છે. તેને 'બિંવલી' કહે છે બિવલીની ચાર ચીરો કરી સૂકવી રાખી તેનો આમલીને બદલે ઉપયોગ કરે છે એના રસથી હળદરના ગાઠિયાના રવા કરે છે એના રસમા હળદરના ગાઠિયા અને ટંકણખાર નાખી તેને ગરમીમા રાખે છે, એટલે તેના અંગમા તે રસ મળી તે ગાઠિયો રાતો થાય છે પછી તેમાથી કંકુ તૈયાર કરે છે. કપડે શાહીનો ડાઘ પડ્યો હોય તો તે બિંવલીના રસ વડે નીકળી જાય છે.

૪૦૫ બિજોરું—સ૦ બીજપુર, માતુલુંગ મ૦ મહાળુંગ હિ૦ બિજોરા. બં૦ ટાવાલેબુ. ક૦ માધવલ, મહાફલગિડ તુ૦ માપલ મલા૦ માદળાનારક. તૈ૦ દવાકાયા. ફા૦ તુરંજ. અ૦ ઉતરંજ લા૦ સાઇટ્રેસ મેડિકા.

બિજોરાનાં પાદડા લાબા અને મોટા હોય છે એ ઝાડ લીંબુની જાતનુ જ છે. એ ઝાડ ઉપર શુમારે પોણા હાથની લબાઈના ફળ આવે છે તે ફળના અગ્રભાગે નાનુ બિંદુ (અણી) હોય છે. બિજોરું પથ્યકર, રુચિદાયક અને પિત્તશામક છે. એ ફળ જેટલા જૂનાં થાય છે તેટલો તેનામા વધારે ગુણ આવે છે અને વાસ પણ સારી આવે છે બિજોરાનો રંગ પીળો હોય છે અને તેમાનો ગર્ભ રાતો હોય છે તે સ્વાદમા કિંચિત્ કડવાશવાળુ લાગે છે, પરંતુ અંદર ધોળું જાડું મગજ હોય છે, તે મીઠુ હોય છે એનો પાક કરે છે. તે અશક્તોને ખાવા આપવાથી શક્તિ આવે છે એનો ઉત્તમ મુરબ્બો થાય છે. એના રસનું શરબત કરે છે મુરબ્બામા એલચી, જાવત્રી ઇત્યાદિ અનેક મસાલા નાખી તે ઘણાં વર્ષો સુધી રાખી મૂકે છે બિજોરુ અનેક રોગો ઉપર કામ લાગે છે. **બિજોરાનું ફળ**—ખાટું, તીખુ ઉષ્ણ, કંઠશુદ્ધિકારક, લઘુ, પ્રિય, દીપન, રુચિકર, સ્વાદુ તથા જિહ્વાને અને હૃદયને શુદ્ધ કરનાર છે, તથા શ્વાસ, કાસ, વાયુ, કફ, તૃષા, પિત્ત, ઊચકી (હેડકી), અરુચિ અને રક્તપિત્તનો નાશ કરે છે. **કુમળાં ફળ**—પિત્ત, વાત, કફ અને રક્તદોષ ઉત્પન્ન કરે છે. **મધ્યમ** પ્રકારના (અર્ધા કાચા) બિજોરાના પણ કાચા બિજોરા જેવા જ ગુણો છે. **પાકું બિજોરું**—ઉત્તમ વર્ણકારક, હૃદ્ય, બલકર તથા પૌષ્ટિક છે; અને શૂળ. અજીર્ણ, વિબંધ, વાયુ, કફ, દમ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરુચિ તથા સોજાનો નાશ કરે છે **એનાં ફળની છાલ**—કડવી, દુર્જર, સ્નિગ્ધ, ઉષ્ણ તથા ગુરુ છે, અને કૃમિ, વાયુ તથા કફનો નાશ કરે છે. **એની છાલનો રસ**—સ્વાદુ, શીતળ, ગુરુ, ધાતુવર્ધક, સ્નિગ્ધ, કફકારક અને વાતપિત્તનાશક છે. **એની છાલનો અંદરનો ભાગ**—શૂળ, પિત્ત, આરોચક, વાત, કમરના રોગ અને ઉદર (પેટ) સંબધી થનાર રોગનો નાશ કરે છે તથા ભેદક છે. **બિજોરાની અંદરનું કેસર:**—દીપન, મેદ્ય, લઘુ, ગ્રાહી તથા રુચિકર છે અને ગુલ્મ, ઉદર, શ્વાસ, કાસ, હેડકી. વાત, મદાત્યય, ઉન્માદ, શોષ. વિબંધ, અર્શ તથા ઊલટીનો નાશ કરે છે. **કેસરનો રસ**—પાર્શ્વ, બસ્તિશૂળ, કફ, અરુચિ, વાયુ, દમ, ઉધરસ અને ઊલટીનો નાશ કરે છે. **બિજોરાનાં બિયાં**—કડવા, પથ્ય, દીપન, ગર્ભપ્રદ, દુર્જર, ગુરુ, ઉષ્ણ તથા બલકર છે. અને કફ, અર્શ, સોજા, વાયુ તથા પિત્તનો નાશ કરે છે, **બિયાંની અંદરનો મગજ**—ગુરુ, શીત. સ્વાદુ, સ્નિગ્ધ તથા બલપ્રદ છે; અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે. **બિજોરાનાં મૂળ**—અર્શ, કૃમિ, વિપૂચિકા, મલબંધ અને શૂળનો નાશ કરે છે. **બિજોરાનાં ફૂલ**—દીપન, ગ્રાહક, શીતળ તથા લઘુ છે, અને વાયુ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **મીઠું બિજોરું**—શીતળ,

મધુર, ગુરુ, વૃષ્ય, દુર્જર તથા સ્વાદિષ્ટ છે; અને ત્રિદોષ, પિત્ત, દાહ, રક્તદોષ, મલબંધ, દમ, ઉધરસ, ક્ષય તથા હેડકીનો નાશ કરે છે **વગડાઉ બિજોરું**—તીક્ષ્ણ, ઉષ્ણ, રુચિકર તથા ખાટું છે; અને વાયુ તથા આમદોષપ્રદ, તેમ જ કૃમિ, દમ અને કફનો નાશ કરે છે. **વનમાં થનારી બિજોરીના ગુણ**—ખાટી, ઉષ્ણ, તીખી, રુચિકર તથા આમ્લદોષકર છે; અને વાત, કૃમિ તથા શ્વાસનો નાશ કરે છે ઉપયોગ—**(૧) જંતુ (કૃમિ) ઉપર:**—બિજોરાની સુકાયેલી છાલનો કાઢો કરી પાવો. **(૨) સુખે પ્રસવ થવા ઉપર:**—બિજોરાના મૂળિયા અને મહુડાની છાલ અથવા જેઠીમધનું સમભાગે ચૂર્ણ કરી ત્રણ માસા મધ અને ઘીમા આપવું; એટલે સ્ત્રીને પ્રસવ થાય છે અથવા બિજોરાના મૂળ કમરે બાંધવા **(૩) અપસ્માર ઉપર:**—બિજોરું, લીંબુનો રસ અને નગોડનો રસ એકત્ર કરી ત્રણ દિવસ નાકમા નસ્ય કરવું એટલે અપસ્માર જાય છે **(૪) બાળકોની ઊલટી (નાનાં બાળકો વારંવાર દૂધ ઓકે છે તે) ઉપર:**—બિજોરાના મૂળ કિંચિત્ દૂધમા ઘસી પાવા અને એ જ મૂળનો કકડો ગળે બાંધવો **(૫) દાહ અને પિત્તશામક શરબત:**—બિજોરાના રસમા સાકર નાખી પાક કરી રાખવો એ પાક અને ઠંડું પાણી એકત્ર કરી પાવું **(૬) ગર્ભસ્થાન શુદ્ધ થવા ઉપર:**—ધોળી સાવરી(મોચરસ)ના મૂળ દૂધમા ઘસી તેમા બિજોરાના બિયા ભાગની માફક બારીક વાટી કપડાથી ગાળવું અને રજોદર્શન થયાના દિવસથી ચાર રોજ પાવું **(૭) હેડકી ઉપર:**—બિજોરાનો રસ મધ અને સંચળ નાખી પાવો; કિંવા બિજોરાના રસમા સૂંઠ આમળાં, લીંડીપીપર અને મધ નાખી તે ચાટતા જવું **(૮) શૂળ ઉપર:**—બિજોરાના ફળનો અથવા મૂળનો અંગરસ, મધ અને જવખાર નાખી પાવો; એટલે કુક્ષિશૂળ બસ્તિશૂળ અને દારુણ વગેરે કોઠામા વાયુ થાય છે તે રોગો દૂર થાય છે **(૯) ઊલટી ઉપર:**—બિજોરીના મૂળ પાણીમા ઘસી તેમા મધ નાખી પાવું **(૧૦) ઊલટી અને જુલાબ ઉપર:**—બિજોરીના મૂળ, દાડમડીના મૂળ અને કેસર પાણીમા વાટી પાવું **(૧૧) કર્ણશૂળ ઉપર:**—બિજોરું, આંબો અને આદાનો રસ કિંચિત્ ગરમ કરી કાનમા નાખવો. **(૧૨) શીઘ્ર પ્રસૂતિ થવા ઉપર:**—બિજોરીનાં મૂળ અને ધોળી ચણોઠીના મૂળ ઘીમા ઘસી પાવા. **(૧૩) હૃદ્રોગ, શૂળ અને ક્ષય ઉપર:**—બિજોરાના રસમા લીંડીપીપરનું ચૂર્ણ અને માખણ નાખી તે રસ પાવો. **(૧૪) ગર્ભધારણ માટે:**—એરંડિયાના અને બિજોરાના બિયા વાટી ઘીમા આપવા અથવા પાકા એક બિજોરાના તમામ બિયા ઋતુકાળે ખાવા આપવા **(૧૫) કર્ણસ્રાવ ઉપર:**—બિજોરાના રસમા સાજીખારનું ચૂર્ણ નાખી તે કાનમા પાડવું **(૧૬) મદ્ય ઉપર ઉતાર:**—બિજોરાની અંદરનુ કેસર અને દાડમના દાણા ખવડાવવા **(૧૭) અરુચિ ઉપર:**—બિજોરાનુ કેસર મધ સાથે ખાવું **(૧૮) મુખ સંબંધી કફવાતરોગ, શોષ, જડપણું અને અરુચિ ઉપર:**—બિજોરાનુ કેસર, સિંધવ તથા મરી, એ એકત્ર ખરલ કરી ગોળી કરી મોઢામા રાખવી. **(૧૯) ભ્રમ અને પિત્તવિકાર ઉપર બિજોરાનો મુરબ્બો:**—બિજોરુ છોલી તેની ચીરીઓ કરવી અને એક તપેલું પાણી ભરી તેના મોઢા ઉપર એક કપડું બાંધી તે ઉપર બિજોરાની ચીરીઓ મૂકવી અને ઢાંકણું બંધ કરી તે તપેલુ અગ્નિ ઉપર મૂકવુ તથા વરાળથી સીઝવવું પછી ચીરીઓ વસ્ત્રમાં લઈ સારી રીતે પીલી અંદરનું પાણી કાઢી નાખવું; અને સાકરનો જાડો પાક કરી તેમાં તે પીલેલો ભાગ નાખવો એટલે ઉત્તમ મુરબ્બો થાય છે. આ મુરબ્બો ઉત્તમ હોઈ ભ્રમપિત્તશામક છે **(૨૦) ભ્રમ-પિત્તવિકાર ઉપર બિજોરાનો પાક:**—ઉપર કહ્યા પ્રમાણે બિજોરુ બાફી, તૈયાર કરેલી બિજોરાની ચીરીઓ કેટલીક વાર સૂકવી રાખ્યા પછી ઘીમા તળવી, અને વંશલોચન ૮ ભાગ, એલચી ૪ ભાગ, તજ ૨ ભાગ, લીંડીપીપર ૧ ભાગ, જાયફળ, જાવંત્રી, કેસર ઇત્યાદિ સર્વ મસાલો સમભાગે એકત્ર કરી બધાનું ચૂર્ણ કરવું પછી સાકરનો ચાસણીદાર પાક કરી તેમા આ સર્વ ઔષધો નાખી હલાવી ભેગું થયા પછી એક કથરોટમા કાઢી પહોળુ કરી તેના ચોસલા કરી રાખવા. આ પાક રોજ સવારસાંજ એકેક કિંવા બબ્બે તોલા ખાવો આ ઉત્તમ ગુણદાયક છે **(૨૧) પથરી ઉપર:**—બિજોરું અને સિંધવ એકત્ર કરી ખાવું. **(૨૨) બરોળ ઉપર:**—બિજોરાનો ગર્ભ ૨ તોલા લઈ

તેમા સંચળ ૦।। તોલો નાખી રોજ બે વાર ખાવુ

૪૦૬ **બીલી**—સં. બિલ્વ. મ० હિ० બેલ-વૃક્ષ ક० બેલવન. તં० માર્ગૂ-ચેટ્ટુ. તા० મલા० 'બિલ્વ'. ત્રુ० બેલપત્રે અ० અનાર. હિંદી. ઇ० બેલ ટ્રી. લા० ઇગલ મામેલોસ.

બીલીના ઝાડ મોટા થાય છે. એ ઝાડ હિંદુસ્તાનમા સર્વત્ર છે એને ત્રિદલ પાન આવે છે. તે શિવપૂજાના કામમા આવે છે એ ઝાડને ગોળ કોઠા જેવા ફળ આવે છે. એ ફળ કાચા હોય છે ત્યારે તેનુ શાક અને અથાણુ કરે છે. કુમળા બીલાને સૂકવી રાખે છે, તેને મરાઠીમાં 'બાળબેલ' કહે છે પાકેલા બીલાનો સ્વાદ ગળચટો લાગે છે, એ પાકેલા ફળ ગરીબ લોકો ખાય છે. કાચા બીલાને કાપીને કકડા કરી સૂકવી રાખે છે, તેને મરાઠીમા **બેલકાચરી** કહે છે. બીલા સુકાય એટલે તે કોરી, તેમા અનેક પદાર્થો ભરી રાખવાના કામમા તેનો ઉપયોગ કરે છે બીલીના ઝાડની છાયા ઘણી જ શીતળ તથા આરોગ્યકારક છે બીલીના ફળની છાલ પીળો રંગ તયાર કરવાના કામમા આવે છે. ×**બીલી**—મધુર, હૃદ્ય, તૂરી, રુચિકર, દીપન, ઉષ્ણ, ગ્રાહક, રૂક્ષ, કડવી, તીખી તથા પાચક છે અને વાતાતિસાર તથા જ્વરનો નાશ કરે છે. બીલીનુ મૂળ અથવા છાલ જ્ઞાનતંતુ માટે શામક છે. વાતરોગ, હૃદયનુ અતિ ધડકવુ, જ્વર, ઉદાસીનતા, નિદ્રાનાશ અને ઉન્માદમા લાભદાયક છે. કાઢો લેવાથી કાંઈક કેફ ચડે છે **બીલીનાં કુમળાં ફળ**—સ્નિગ્ધ, ગુરુ, ગ્રાહક, દીપન, પાચન, કડવા, ઉષ્ણ તથા તૂરા છે, અને શળ, આમવાત, સંગ્રહણી તથા કફાતિસારનો નાશ કરે છે. **એનાં જૂનાં ફળ**—મધુર, તૂરા, જડ, તીખા, ઉષ્ણ, સંગ્રાહી, તીક્ષ્ણ, દીપન, પાચક તથા હૃદ્ય છે અને કફ તથા વાયુના નાશક છે. **એનાં પાકાં ફળ**—દાહક, મધુર, તૂરા, વિષ્ટંભકારક, કડવા, ગ્રાહક, તીખા, ઉષ્ણ, દુર્જર તથા વાતલ છે અને અગ્નિમાદ્યકારક છે. **બીલીનાં ફળ**—મધુર તથા લઘુ છે; અને ત્રિદોષ, ઊલટી, શૂળ, કફ, વાયુ, મૂત્રકૃચ્છ્ર તથા પિત્તનો નાશ કરે છે **એનાં પાંદડાં**—ગ્રાહક અને વાતનાશક છે. ઉપયોગ—(૧) **બાળકોને આમ થયો હોય તે ઉપર**:—બીલીની અંદરનો ગર્ભ ખવરાવવો (૨) **ગુલ્મવાયુ વગેરે ઉપર**:—કાચા કુમળા બીલા અને ગોળ સતત ખાવો; એટલે ગુલ્મવાયુ, શરીરની અંદર જામેલો વાયુ અને પેટમાંની શરદી દૂર થાય છે. (૩) **સર્પના દંશ ઉપર**:—બીલીના મૂળ, કોઠીના મૂળ અને તાદળજાના મૂળનો રસ કાઢી પાવો. (૪) **કૃમિ**

---

× બીલીના ઝાડ મોટા થાય છે એની ડાળીઓમા કાટા હોય છે પાદડા એક દાડીમા ત્રણ ત્રિશલ આકારે હોય છે ફૂલ ધોળા અને સુગંધી હોય છે ફળ સ્વાદિષ્ટ અને બહુ બિયાવાળા હોય છે એમા ખીચો-ખીચ ગરભ હોય છે ગ્રીષ્મઋતુના આરંભમા એના જૂના પાદડા ખરી પડી નવા આવે છે એનુ લાકડુ બહુ જ પવિત્ર મનાય છે અને તેને સુખડ બરાબર ગણે છે એ ઝાડની છાલ દશમૂળમા લે છે એના પાદડાં વાટી આખમા આજવાથી નેત્રરોગ મટે છે જળમાં પકાવી અરિષ્ટ કરી પીવાથી જ્વરાદિ જાય છે પાદડાનો અર્ક બાળકોના ઝાડા અને કફનો નાશ કરે છે ઘણીક ઔષધિઓના અનુપાનમા એ વપરાય છે હિંદુસ્તાનના દરેક ભાગમા એ ઝાડ જોવામા આવે છે

ડૉક્ટર ડીમક કહે છે કે, આ ફળ પૌષ્ટિક અને રુધિરને શુદ્ધ કરનાર માલૂમ પડ્યુ છે એના સેવનથી હલકો જુલાબ થાય છે અને પેટની કબજિયાત દૂર થાય છે છાલ અને મૂળનો ક્વાથ વારંવાર આવનાર તાવમા અપાય છે આંખ દુખવા આવી હોય તો એનાં પાદડાની પોટિસ બાધવાથી આરામ થાય છે કાચાં ફળ હોય ત્યારે એને લઈને એની અંદરનો મગજ વાટી શૂળ ઉપર આપવાથી ઉત્તમ ગુણ કરે છે પાકા ફળનો ગર્ભ આમલીના રસમાં મેળવી આપવાથી ઠંડક થાય છે વૃક્ષની છાલનો ક્વાથ હૃદયનો ધખધખાટ બંધ કરવાના કામમા આવે છે તથા પાદડા શ્વાસરોગમા અપાય છે ડૉ० ગ્રીન કહે છે કે, પાકા ફળના ગર્ભનુ ગરબત બનાવી નિત્ય સવારે પાય તો અજીર્ણ મટે અને કાચાં ફળને ૬ કલાક ભોભરમા શેકીને આપવાથી ઝાડો અને ઊલટી બંધ થાય છે લોહીબિગાડમા એનો ગર્ભ પાચ તોલા લઈ તેમા ૫ થી ૭।। તોલા પાણી અને થોડી સાકર તથા બરફ નાખી બેથી ત્રણ વખત આપવાથી ઉત્તમ ગુણ કરે છે મખજનમા લખે છે કે બીલીના પાદડાનો રસ ઝાડાની કબજિયાત અને તાવની બીમારીમા મધ સાથે મેળવીને અને કમળામા કાળાં મરી સાથે મેળવીને આપે છે એ બીલીના ફળને ગ્રાહી, પાચક અને કૌવત આપનાર માને છે વળી એના સેવનથી હરસ થાય છે, એટલા માટે સદૈવ સાકરની સાથે મેળવીને આપવાનુ કહે છે અધપાકા ફળ દેવતામા શેકી તેના ગર્ભમા સાકર અને ગુલાબજળ મેળવી સવારે ખાધા પહેલા આપવાથી ઝાડાને બંધ કરે છે

ઉપર :—બીલીના પાદડાનો રસ પાવો. (૫) **અમ્લપિત્તથી ગળામાં બળતરા થાય છે તે ઉપર :**—બીલીના પાદડાનો રસ બે-ત્રણ પૈસાભાર ૪-૫ વાર ગાળી આપવો (૬) **બહેરાપણા ઉપર :**—ગોમૂત્રમા બીલું વાટી તે તેલમા નાખી તેલ કઢાવવુ અને પછી તે તેલ કાનમા પાડવું (૭) **આમસંગ્રહણી ઉપર :**—કાચા સૂકવેલા બીલા, વરિયાળી અને સૂઠનો કાઢો પાવો (૮) **ધાતુપુષ્ટિ માટે :**—ગાયના દૂધમા બીલાની છાલનો રસ જીરાની ભૂકી નાખી પાવો. (૯) **ગળામાં દુખે છે તે ઉપર :**—પાકેલા બીલાનો ગર્ભ ખાવો કિંવા પાનનો કાઢો દૂધ નાખી પાવો. (૧૦) **રક્તાતિસાર ઉપર :**—કાચા સુકાયેલા બીલાનું ચૂર્ણ ગોળ સાથે ખાવુ. (૧૧) **સર્વ પ્રકારના અતિસાર ઉપર :**—કુમળા બીલા અને આંબાની ગોટલીનો કાઢો સાકર અને મધ નાખી પાવો (૧૨) **મોઢું આવ્યું હોય તે ઉપર :**—બીલુ ભાગી પાણીમા નાખી, કઢવી તેના કોગળા કરવા (૧૩) **આમરક્ત ( મરડો આવી લોહી જતું હોય તે ) ઉપર :**—બીલું જરા ભાગી શેકવુ અને તેના ગરમા ગોળ નાખી વાટી ગરમ પાણીમા શરબત કરી પીવા આપવુ (૧૪) **ગર્ભિણીની ઊલટી ઉપર :**—બીલીનો ગર્ભ અને ચોખાની ધાણી( મમગ )નુ પાણી એકત્ર કરી પાવુ (૧૫) **સર્વ પ્રકારના અતિસાર ઉપર :**—બીલીની અને આંબાની છાલનો કાઢો કરી તેમા મધ અને સાકર નાખી પાવો (૧૬) **ઊલટી અને અતિસાર ઉપર :**—બીલા અને આંબાની ગોટલીનો રસ એકત્ર કરી તેમાં સાકર અને મધ નાખી તે મિશ્રણ પાવુ (૧૭) **વિષમજવર ઉપર :**—બીલીના પાદડાની ગોળમા ગોળી કરી ખવડાવવી. (૧૮) **ધાતુ પડતી હોય તે ઉપર :**—બીલીના પાદડા પાશેર પાણીમા વાટી રસ કાઢી તેમા જીરુ ૬ માસા અને સાકર એક તોલો નાખી તે સાત દિવસ પાવા (૧૯) **ગર્ભિણીની ઊલટી અને અતિસાર ઉપર :**—સૂઠ અને સુકાયેલા કાચા બીલાનો કાઢો કરી તેમા જવનો લોટ નાખી ખાવા આપવો. (૨૦) **બાળકની સંગ્રહણી ઉપર :**—બીલાં અને સૂઠનુ ચૂર્ણ ગોળમા આપવુ. (૨૧) **કોગળિયા ઉપર :**—સુકાયેલા બીલાની અંદરના ગર્ભનુ ચૂર્ણ કરી જૂના ગોળમા ૬ માસાની ગોળીઓ કરવી અને એક ગોળી ગરમ પાણી સાથે આપવી, એટલે જુલાબ બંધ થાય છે. (૨૨) **ત્રિદોષજનિત ઊલટી ઉપર :**—બીલીની છાલનો કાઢો મધ નાખી પાવો. (૨૩) **મેદોરોગ ઉપર :**—નાની બીલીનાં મૂળ, નાની અરણીના મૂળ, અગ્નુના મૂળ, સિવણના મૂળ અને પાટલાના મૂળ એનો કાઢો કરી તેમા મધ નાખી પાવાથી આખા શરીરમા મેદ વધી જે જાડાપણું આવે છે તે દૂર થાય છે. (૨૪) **ધાતુપુષ્ટિ ઉપર :**—પાતાળયંત્ર વડે બીલાનો અર્ક કાઢી તે પાવો (૨૫) **અંગની દુર્ગંધી જવા માટે :**—બીલીનાં પાદડાના રસનો લેપ કરવો એટલે શરીરની દુર્ગંધ દૂર થાય છે. (૨૬) **સોજા, મલબદ્ધતા, મૂળવ્યાધિ, વિષૂચિકા અને કમળા ઉપર :**—બીલીના પાદડાનો રસ પાવો. (૨૭) **ચાતુર્થિક જ્વર ઉપર :**—બીલી અને મધુમાધવી( મહુઆ )નુ ચૂર્ણ કરી પહેલા વેતરની અને ધોળા વાછડાવાળી ગાયના દૂધમા રવિવારનો તાવનો વારો હોય તે દિવસે પાવાથી ઘણા દિવસનો ચોથિયો તાવ તાકીદે નાશ પામે છે (૨૮) **જીર્ણજ્વર ઉપર :**—દૂધમા બીલીના મૂળનો કાઢો કરી પાવો (૨૯) **વિષૂચિકા (કોલેરા) ઉપર :**—બીલી અને સૂઠનો કાઢો ઊલટી અને અતિસારનો નાશ કરે છે, તેમ જ બીલી, સૂઠ તથા કાયફળનો+ કાઢો પહેલા કાઢા કરતા અધિક ગુણકારી છે (૩૦) **ગર્ભિણીના અતિસાર ઉપર :**—કાચા બીલા, જાયફળ અને મરડાશિંગ પાણીમા ઘસી પાવી.

૪૦૭ **બીવલો ( બિયો )**—સ૦ બીજક મ૦ બિબળા. હિ૦ બિજયસાર. ક૦ કેપિનહોન્ને ઈં૦ ઇંડિયન કાઈનો ટ્રી. લા૦ ટેરોકાર્પસ માર્સુપિયમ, નીલ આસન.

આ ઝાડ મોટું થાય છે. એના પાદડા અસાણાના પાદડા જેવા હોય છે અને તે વધારે કાળા હોય છે પાદડા ઉપર અસાણાના પાદડા કરતા વધારે રેષાઓ હોય છે એને બારીક ફળ આવે

+ કાયફળવાળો કાઢો પીધા પહેલા તથા પછી થોડુ થોડુ મધ ચાટવુ, કેમ કે કાયફળ ગળાને નુકસાન પહોચાડે છે

છે એ ઝાડ ઉપર કુહાડા વડે ઘા કરવાથી છાલમાંથી લોહીના જેવો રસ નીકળે છે. એનું લાકડું ઇમારતના કામમા ઉપયોગી છે. એના અસાણા જેવા જ ગુણ છે અને તેના કરતા વધારે ગુણાવહ છે **બીવલો**—એ ત્વચાને શુદ્ધ કરનાર રસાયન છે, તથા કોઢ, વિસર્પ, મેહ, ગુદરોગ, કૃમિ, કફ અને રક્તપિત્તનો નાશ કરે છે. બીવલાનો ગુંદ ગ્રાહી છે. રંગમા લાલ હોય છે. અંગ્રેજીમા એને મલબાર કાઈનો કહે છે. આનો ગુણ ખાખરાના ગુંદને મળતો છે **માત્રા**:—૨ થી ૫ રતી. ઉપયોગ—**(૧) અતિસાર, સંગ્રહણી, આમ, પ્રદર, રક્તપિત્ત અને ધાતુવિકાર ઉપર**:—બીવલાનો રસ વાલ અથવા બે વાલ દૂધમા પાવો. **(૨) અતિસાર ઉપર**:—બાવલાની છાલનો રસ તાદળજાના પાણીમા મેળવી પાવો. **(૩) ધાતુપુષ્ટિ માટે**:—બીવલાની છાલ અગર રસ, સાકર અને દૂધમા નાખી પાવુ. **(૪) થાક ઉતારવા માટે તથા પેટમાંના ગુલ્મરોગ ઉપર**:—બીવલાની છાલ દૂધમા વાટી પાવી. **(૫) ઝાડ ઉપરથી પડવાથી છાતીમાં લોહી બંધાઈ જાય તે ઉપર અને અસ્થિભંગ ઉપર**:—બીવલાની છાલ અગર રસ દૂધમા નાખી પાવુ.

**૪૦૮ બેહેકળ (વિકળો)**—સં૦ સ્વાદુકંટક, વિકંક્ત મ૦ વેહકળ, ચેકડી. હિં૦ કટાઈ, કિંકણી, વંજ બ૦ વઈચીગાછ ક૦ હલુમાણિકા, માલેગુ તૈ૦ કાનવૈગુચેટ્ટુ ઔ૦ વઈચિકુડી. પ૦ કુકોયા લા૦ જીમનોસ્પોરિયા સ્પિનોઝા અજમેર–કાકડા

એ કરમદી જેવુ કાટાવાળુ ઝાડ છે એ માથોડુ–દોઢ માથોડુ ઊંચુ વધે છે. એને બારીક અને ધોળા ફૂલ આવે છે એના કાટા ચાર આગળ લાંબા હોય છે. **બેહેકળ**—ખાટું, મધુર, પાક વખતે અતિ મધુર, શીતળ, લઘુ, દીપન તથા પાચક છે, અને દાહ, શોષ, વ્રણ, લૂતા, અર્શ, કફ, પિત્ત, શોફ, લોહીવિકાર અને કમળાનો નાશ કરે છે. તે અત્યંત ગરમ નથી. તે ત્રિદોષનો અને આંખના ફૂલાનો નાશ કરે છે. ઉપયોગ **(૧) ધાતુપુષ્ટિ ઉપર**:—બેહેકળના પાન સવારે ચાવી ખાવા એટલે ધાતુપુષ્ટિ થાય છે

**૪૦૯ બહેડાં**—સં બિભીતક. મ૦ બેહેડા બ૦ હિં૦ બહેડા ક૦ તારીકાયી મલા૦ તાન્નિ તા૦ અક્કનડ. તુ૦ દાડીમારા. ગો૦ ગોતિંગ. તૈ૦ બલ્લા. ફા૦ બલેલે. અં૦ બલેલજ. લા૦ ટરમિનેલિયા બેલેરિકા. ઇ૦ માયેરોબેલન્ બેલિરિક.

આ ઝાડ ઘણું જ ઊંચું, વિસ્તારવાળુ અને હરડાના ઝાડ જેવુ હોય છે એ ઝાડ ઉપર ગોળ ફળ આવે છે, તેને ‘બહેડા’ કહે છે કોઈ કોઈ એ ફળને ધાટીગ(બહેડા)ના ફળ કિંવા હૈડાના ફળ કહે છે. પાકા થયેલા ફળ ગરી પડે એટલે આ ઝાડની નીચે ઢગલેઢગલા થાય છે. બહેડાના ફળની અંદર ધોળુ મગજ હોય છે. તે ખાવાથી નશો આવે છે + **બહેડાં**—તીખા, કડવા, તૂરા, લઘુ, સારક, પાક વખતે મધુર, ઉષ્ણ, શીતસ્પર્શ, ભેદક, રુક્ષ, ચક્ષુષ્ય તથા કેશવર્ધક છે; અને કફ, પિત્ત, કાસ, કૃમિ, સ્વરભંગ, નાસારોગ, રક્તદોષ, કંઠરોગ તથા હૃદયરોગનો નાશ કરે છે. **ફળનો ગર્ભ**—લઘુ, કષાય તથા માદક છે; અને તૃષા, ઊલટી, કફ, વાયુ, દમ તથા ઊચકીનો નાશ કરે છે એના જેવો જ આમળાના ફળમાના ગર્ભનો ગુણ છે. ઉપયોગ—**(૧) પિચોટી ટળી હોય તે ઉપર**:—બહેડાની છાલનો રસ દર વખતે નવટાંક ૩ દિવસ પાવો. **(૨) શ્વાસ, કાસ, ઉપર**:—બકરીના મૂત્રમા બહેડાની ગોળી કરી એકેક મધમા ખવડાવવી **(૩) દાહ સંબંધી પીડા ઉપર**:—બહેડાના ફળની અંદરનુ મગજ બારીક વાટી અંગે લેપ કરવાથી દાહ સંબધી પીડા દૂર થાય છે. **(૪) કફરોગ ઉપર**:—બહેડાનુ દળ અને તેનાથી બમણી સાકરનો કાઢો કરી પાવો. **(૫) ઉધરસ ઉપર**:—બહેડાની છાલ મોઢામા ગખી તેનો રસ ગળી જવો; એટલે તે જ વખતે ઉધરસ

+ બહેડાનુ ઝાડ જંગલ અને પર્વતોમા થાય છે એના પાદડા વડના પાંદડાના જેવા થાય છે ફૂલ અત્યંત નાના હોય છે. ફળ વરણાના જેવા અને ઝૂમખામા હોય છે એની છાલ વપરાય છે માત્રા ૩ માસાની વિકારનાશક મધનું ગરબત છે અને પ્રતિનિધિ નાની હરડે છે બીજનો ગર્ભ સાધારણ કેફી, વર્ણસ્થાપન અને શોથહર છે વધારે ખાવાથી કેફ ચડે છે અને ઊલટી થાય છે કેફ ચડેલો માણસ ઊંઘેલો હોય એમ જણાય છે ઊલટી થયા પછી કેફ ઓછો થઈ જાય છે

બંધ થાય છે. (૬) કંઠસર્પ ઉપર:—બહેડાના ઝાડની અંતરછાલ પાણીમા વાટી તે પાણી પીવુ. આ ઔષધ ઢોરોને કંઠસર્પ થાય તો તેઓને પણ પાવુ (૭) **ઢોરોને વાગી જખમ થઈ કીડા પડે છે તે ઉપર**:—બહેડાની છાલ ભાખરી(ગેટલી)મા ખવડાવવી એટલે કીડાનો નાશ થાય છે. (૮) **ઉધરસ ઉપર બહેડાંનો મુરબ્બો**:—બહેડાની અંદર ૮ ગણુ પાણી રેડી બહેડા બરાબર પાણી રહે ત્યા સુધી બાફી પછી તે પાણીમા સાકર નાખી જાડો પાક તૈયાર કરવો; તથા તે પાકમા બાફેલાં બહેડાં અને થોડી લીંડીપીપરની ભૂકી નાખી નીવડેલા માટલામા આ મુરબ્બો ભરી રાખવો. જેમ જેમ તે જૂનો થતો જશે, તેમ તેમ તેનો વિશેષ ગુણ થશે (૯) **ભિલામો ઊઠે છે તે ઉપર**:—બહેડાના ફળમાનુ મગજ ઘસી ચોપડવુ, અગર બહેડાના ફળમાનુ મગજ, જેઠીમધ, નાગરમોથ અને ચંદનનો લેપ કરવો

**૪૧૦ બોરડી**—સં૦ બદરી. મ૦ બોર. હિં. બેર. બં૦ કુલ, યળચે, બોગરી. ક૦ બોર, યળચે પેરનું, વાગરિ તૈ૦ રેગુચેટુ. તા૦ ઈલડે, કલ્લારી. તુ૦ બોગરી. મલા૦ ઈલાટા, કોલ ફા૦ કુનાર. અ૦ સીદરનબંક. ઈ. જુજબ લા૦ ઝીઝીફસૂજુજુબ.

એ ઝાડ સર્વ દેશોમા થાય છે એની ડાળીઓને કાટા હોય છે બોર એ ફળ સોપારી જેવડા હોય છે કાકણીબોર, ચણીબોર ઇત્યાદિ બોરની ઘણી જાત છે. બોરડીના ઝાડ ઉપર ઉત્તમ લાખ આવે છે બોરડીનું લાકડું હળ, ગાડા વગેરે કરવાના ઉપયોગમા આવે છે. બોરડીનાં સૂકવી રાખેલાં પાદડા ઢોરને ખવડાવવાને ઉપયોગી છે. બોરડીમા એક નાની જાત છે; તેને મહારાષ્ટ્રમા 'બોરાટી' કહે છે. એનો વાડ કરવામા ઉપયોગ થાય છે **બોરડીનું ઝાડ**—શીતળ, રુક્ષ તથા કડવુ છે; અને પિત્ત તથા કફનો નાશ કરે છે. **એનાં ફળ**—મધુર, તૂરાં તથા ખાટા છે. **પાકાં ફળ**—મધુર, ખાટા, ઉષ્ણ, કફકારક, પાચન, લઘુ તથા રુચિકર છે, અને અતિસાર, રક્તદોષ, શ્રમ તથા શોષનો નાશ કરે છે. **બોરડીનાં પાંદડાંનો લેપ**—જ્વર તથા દાહનો નાશ કરે છે **એની છાલનો લેપ**—વિસ્ફોટકનો નાશ કરે છે **એનાં ફળ માંહેનો ગરભ**—આજવાથી નેત્રરોગ શાત થાય છે. **રાજ (મોટા) બોર**—મધુર, શીતળ, વૃષ્ય, વીર્યવૃદ્ધિકર, સ્વાદુ, ગુરુ, ગ્રાહક, લેખન, સ્નિગ્ધ, મલબંધક તથા આધ્માનકારક છે; અને દાહ, પિત્ત, વાયુ, શોષ તથા શ્રમનો નાશ કરે છે **સૂકાં બોર**—ભેદક, લઘુ તથા અગ્નિદીપક છે; અને કફ, વાયુ, તૃષા, પિત્ત તથા શ્રમના નાશક છે. કોલ્હાપુર પ્રાંતમા ભોયબોરડી (ભૂબોર) નામની જાત પ્રસિદ્ધ છે **તેના ગુણ**—મધુર, ખાટી, પથ્ય, દીપન, પાચક, કિંચિત્ રક્તપિત્તકારક તથા રુચિકર છે; અને કફ તથા વાતની નાશક છે **લઘુબદર (ઝીણાં બોર)**—મધુર તથા ખાટાં અને પાકેલા હોય તો સ્નિગ્ધ, રુચિકર તથા જંતુકારક છે, અને કિંચિત્ પિત્ત, દાહ, કફ તથા વાતનો નાશ કરે છે **બોરની અંદરનુ મગજ**—તૂરુ, મધુર, શુક્લ, બલપ્રદ તથા વૃષ્ય છે, અને કાસ, દમ, તૃષા, વાયુ, ઊલટી, દાહ તથા પિત્તનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **રૂતોડિયાં ગૂમડા ઉપર**:—બોરડીના પાદડા વાટી બાધવા (૨) **સ્વરભેદ ઉપર**:—બોરડીનાં મૂળ મોઢામા રાખવા અથવા બોરડીના પાદડા શેકી તેમા સિંધવ નાખી ખાવા. (૩) **રક્તાતિસાર ઉપર**:—બોરડીની છાલ દૂધમાં વાટી મધ નાખી પાવી (૪) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—બોરડીની કુમળી કૂંપો અને જીરું એકત્ર કરી પાવુ. (૫) **કંઠસર્પ ઉપર**:—વગડાઉ બોરડીની છાલ ઘસી બે વાર પાવી (૬) **ભસ્મક રોગ ઉપર**:—બોરના ઠળિયામાની મજ્જા અથવા બોરડીની અંતરછાલ પાણીમા વાટી પાવી (૭) **શીતળા હલકા આવવા માટે**:—બોરડીના પાદડાનો રસ ભેંસના દૂધમા પાવો (૮) **રક્તાતિસાર ઉપર**:—બોરડીના મૂળ અને તલને અલગ અલગ ચટણી માફક પીસી સમભાગે મેળવી ગાયના અથવા બકરીના દૂધમા ખાવાથી રક્તાતિસાર દૂર થાય છે (૯) **રક્તક્ષય, ઉરોઘાત (છાતીમાં દુખે છે તે) અને ક્ષય ઉપર**:—બોરડી અથવા પીપળાની ૨ તોલા લાખ પાણીમા વાટી તે કલ્કથી ચોગણા કોળાના રસમા પાવી (૧૦) **વીંછીના વિષ× ઉપર**:—બોરડીના ૫. ૧ અને ઉબરાના પાદડા બારીક વાટી ગોળો કરી દંશસ્થાને

× પલાસપાપડો અને બોરડીના ઠળિયાનો મગજ આકડાના દૂધમા પલાળી રાખી પલાસપાપડાના ફોતરા

લગાવી પાટા બાધવો (૧૧) **ઊલટી ઉપર:**—બોરના બિયામાની મજ્જા, ચોખાની ધાણી, વડના અ કુર અને જેઠીમધનો કાઢો, મધ અને સાકર નાખી પાવો

**૪૧૧ બોરસળી (વરશોલી)**—સ ૦ બ૦ બકુલ મ૦ બકુળી. કો૦ ઓંવાળ. તા૦ બકુલં, માગિળમારં. ક૦ બકુલ, રેંજે, પગડેમારા હિં૦ બો–મોરસળી. તુ૦ રેંજિરમારા. મલા૦ મકુરાએલની. તે૦ પાગડાં ઇ૦ સુરીનામમેડલર. લા૦ મિમેસોપ્સ ઈલેન્ગી.

આ ઝાડ હિ દુસ્તાનના સર્વ ભાગમા થાય છે. મરાઠીમા કોઈ એને ‘ઓવારી’ પણ કહે છે. એ ઝાડ મોટા થાય છે. બોરસળીના પાદડા આબાના પાદડા જેવા થાય છે. એના ફૂલ નાના, ધોળા અને ચક્રાકૃતિ હોઈ તેના મધ્યભાગમા છિદ્ર હોય છે. એ ફૂલની વાસ મધુર આવે છે. બોરસળીના ફળ બદામ જેવડા થાય છે. તે પાકે એટલે સિંદૂર જેવા ગતા થાય છે એ તૂરા હોવાથી કોઈ એને ખાતુ નથી. બોરસળીના ફૂલની વાસ હવામા મળવાથી હવા શુદ્ધ થાય છે. એનું અત્તર કાઢે છે. એનુ લાકડુ મજબૂત હોય છે, પરંતુ તેનો ઇમારતના કામમા ઉપયોગ થતો નથી. એ લાકડું સમુદ્રમા ઘણુ ઉપયોગમા આવે છે. તે ખારા પાણીમા ઘણું ટકે છે. **બોરસળી**—શીતળ, હૃદ્ય, મધુર, તૂરી, હર્ષપ્રદ, મદાઢ્ય, પાકકાળે ગ્રાહક, તીખી, બલપ્રદ તથા ગુરુ છે, અને વિષદોષ, દ તરોગ, કફ, પિત્ત, શ્વેત, કુષ્ઠ (ધોળો કોઢ) તથા કૃમિનો નાશ કરે છે. **એનાં ફળ**—મધુર, સ્નિગ્ધ, તૂરા, શીત, વાતલ, ગ્રાહક તથા દ તહિતકારક છે, અને કફ તથા પિત્તનો નાશ કરે છે. **એના ફૂલ**—રુચિકારક, ક્ષીરાઢ્ય, સુગધી, શીતળ, મધુર, સ્નિગ્ધ, તૂરા, મલસંગ્રહકારક અને દ તરોગનો નાશ કરે છે. **મોટી બોરસળી (પુષ્પ)**—અતિશીત, કડવી, મધુર, દીપન તથા મદગધી છે, અને પિત્ત, દાહ, કફ, શ્વાસ, મૂત્રકૃચ્છ્ર, વિષ, શ્રમ તથા અશ્મરીનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) અતિસાર ઉપર:**—બોરસળીના બિયા ઠડા પાણીમાં ઘસી પાવા. (૨) **દાંત કઠિન થવા માટે**—બોરસળીની છાલ દાતે ચાવવી એટલે દાત મજબૂત થાય છે, અથવા બોરસળીની છાલ ધોળા સરીઆના મૂળ, બદામનાં કોતરા અને રીગણીને બાળી ગખ દાતે ઘસવી. (૩) **હૃદયરોગ ઉપર:**—બોરસળીના ઝાડનાં ફૂલનો હાર પહેરવો, ફૂલ સૂઘવા અને અતરછાલનો કાઢો પીવો (૪) **પ્રદર અને ધાતુવિકાર ઉપર:**—દરરોજ સવારસાજ બોરસળીના તાજા ફૂલ ૧ તોલો લઈ તેમા ત્રણ બદામગોળા નાખી, ત્રણ માસા સાકર સાથે ૩ દિવસ દર વેળાએ ખાઈ એક તોલો ઠડું પાણી પીવુ આ ઔષધના સેવનથી અકાળે હાલનારા દાત મજબૂત થાય છે. (૫) **કોગળિયા ઉપર:**—બોરસળીના ઝાડના બિયા અને અળુ(અળવીના ફળ)માનુ બી પાણીમા પાવાં. (૬) **મુખરોગ અને ગળું સૂજે તે ઉપર:**—બોરસળી, આમલી અને ખેરની છાલનો કાઢો કરી રાખવો અને દિવસમા દશવીશ વખત તે કાઢાના કોગળા કરતા જવું; એટલે અનેક પ્રકારના મુખરોગનુ તુરત શમન થઈ દાત મજબૂત થાય છે; અથવા બોરસળીના બિયામાનો ગર્ભ મોઢામા ચોળવો એટલે મોઢા માહેની ચાદીઓ સારી થાય છે. (૭) **બાળકની ઉધરસ ઉપર:**—બોરસળીના બે તોલા ફૂલ એક તોલા પાણીમા રાત્રે પલાળી રાખવા. બીજે દિવસે સવારમા તે પાણી ગાળી પાવુ એ પ્રમાણે ત્રણ અથવા સાત દિવસ કરવુ (૮) **દંતરોગ ઉપર:** બોરસળીના પાકા ફળમાનો ગર્ભ દાતે ઘસવો (૯) **મસ્તકશૂળ ઉપર:**—બોરસળીના સુકાયલાં ફળનુ ચૂર્ણ નાકે સૂઘવુ

**૪૧૨ બોળ (હીરાબોળ)**—સં૦ બોલવૃક્ષ બ૦ ગ ધરસ, બોલ, ખુન ખારાપી. હિં૦ બોલ, બીજાબોળ. ક૦ બોલ, ગ ધરસ. મ૦ બોળ, રક્તબોળ. તે૦ વાલિન, ત્રોપોલમ્. તા૦ વેલ્લ ઇપ્પોલમ્. ઇ૦ મર્હ લા૦ બાલ્સ મોડેન્ડ્રોન મર્હ.

બોળના ઝાડ મોટા થાય છે એ ઝાડને જે રસ આવે છે તેને ‘બોળ’ કહે છે બોળના ઝાડ અરબસ્તાન અને આફ્રિકાના પૂર્વ ભાગમા ઘણા થાય છે હિંદુસ્તાનમાં પણ કેટલેક ઠેકાણે બોળનાં ઝાડ થાય છે બોળમા **ધોળો બોળ, કાળો બોળ (એળિયો)** અને **હીરાબોળ (રાતો**

---

કાઢી નાખી વાટી ગોળી કરી રાખવી તે પાણીમા ઘસી ડંખ ઉપર ચોપડવાથી ડખમાથી વિષ ઊતરી જાય છે.

બોળ ) એવા ત્રણ પ્રકાર છે. બાળંતબોળ કે ધોળો બોળ એ સુવાવડીને અને તુરતની વિયાયેલી ગાય વગેરેને કાથા સાથે આપે છે. કાળા બોળનો કેટલાક ઔષધોમા ઉપયોગ થાય છે, અને રાતો બોળ એ શરીર ઉપરના જખમો ઉપર લેપ કરવાના કામમા આવે છે કાળો બોળ કિંવા એળિયો એ અતિશય કડવો છે. એને કડવો બોળ પણ કહે છે. **રક્તબોળ**—કડવો, તીખો, ઉષ્ણ, તૂરો, મેધાકર, પાચક, અગ્નિદીપક, ગર્ભાશયને શુદ્ધ કરનાર તથા સુગંધીવાળો છે, અને રક્તદોષ, કફ, પિત્ત, ત્રિદોષ, પ્રમેહ, પ્રદર ( પેશાબમા ધાતુનુ જવુ ), અશ્મરી ( પથરી ). યોનિશૂળ, દાઢ, જ્વર ( તાવ ), અપસ્માર, સ્વેદ, રક્તાતિસાર, ગ્રહબાધા તથા પુરુષત્વનો નાશ કરે છે **કાળો બોળ ( કુંવારમાંથી થાય છે તે )**—શીત, કડવો, ભેદક તથા રસશોધન છે; અને વાયુ, કફ, શૂળ, આધ્માન, ગુલ્મ તથા કૃમિદોષનો નાશ કરે છે. ઉપયોગ—**( ૧ ) દાદર ઉપર :**—કાળો બોળ ૧ તોલો તથા કબૂતરની હગાર ૧ તોલો એનુ ચૂર્ણ કરી એક શેર પાણીમા એક દિવસ રાખવું અને બીજે દિવસે ગજકર્ણ ( દાદર ) ઉપર પીંછી વડે ચોપડવું. **( ૨ ) બરોળ ઉપર :**—કાળો બોળ બે ભાગ, મરી ૦॥ ભાગ, લવંગ ०। ભાગ, દિકામાળી ૦॥ ભાગ અને બદામ ૦॥ ભાગ લઈ પાણીમા વાટી બોરના ઠળિયા જેવડી ગોળી કરી ખવરાવવી **( ૩ ) બાળકોના પેટમાંના ભાર ઉપર :**—કાળો બોળ અને દિકામાળી એકત્ર કરી દૂધમા પાવી; કિંવા કાળો બોળ ગોમૂત્રમા ઘસી ગરમ કરી નાભિસ્થાન સિવાય આખા પેટ પર લેપ કરવો. તે સુકાયા પછી પુનઃ બીજો લેપ ઉપર ને ઉપર કરવો. એથી કરી રેચ થઈ રોગ મલદ્વારે પડે છે. ઉતાર—ઘી અને ભાત આપવા. **( ૪ ) ઠંડા પ્રમેહ ઉપર :**—ધોળો બોળ ૦। તોલો અને જૂનો ગોળ અર્ધો તોલો એકત્ર કરી તેની ત્રણ ગોળીઓ કરવી પછી સવારે એક, બપોરે ભોજન પછી એક અને સાંજે સૂતી વખતે એક, એ પ્રમાણે ૧૪ અગર ૨૧ દિવસ ગોળીઓ ખવરાવવી. **( ૫ ) દાઢ દુખતી હોય તો :**—રક્તબોળ અને ગૂગળ ઘસી દાઢે લેપ કરવો **( ૬ ) ઋતુ પ્રાપ્ત થવા માટે :**—રક્તબોળ અને કાળા બોળનું એક માસો ચૂર્ણ પાણીમા નાખી પાવુ **( ૭ ) રક્તપ્રમેહ અને પ્રદર ( પેશાબમાં ધાતુનુ વારંવાર જવું ) ઉપર :**—રક્તબોળનું ૧ માસો ચૂર્ણ ચોખાના ધોવરામણમા મધ નાખી પાવુ *

**૪૧૩ બ્રહ્મદંડી ( તિલકંટા )**×—સં૦ બ્રહ્મદંડી. મ૦ હિ૦ બ્રહ્મદંડી. બં૦ વામનદાંડી, છાગલદાડી. રા૦ તિલકુટા. લા૦ ટ્રાઈકોલેપ્સિસ ગ્લેબેરિમા

એનુ ‘ અધઃપુષ્પી ’ એવુ પણ નામ છે એના કંદને ગુંદર આવે છે બ્રહ્મદંડી પારદનુ બંધન કરનારી છે. **બ્રહ્મદંડી**—કડવી તથા ઉષ્ણ છે અને કફ, સોજો તથા વાયુનો નાશ કરે છે. ઉપયોગ—

* ડૉક્ટર દેસાઈના મત પ્રમાણે હીરાબોળ ( ગુદ ) વાતહર, ઉત્તેજક, વ્રણશોધન, વ્રણરોપણ, શ્લૈષ્મિક ત્વચાને ઉત્તેજક, સંગ્રાહક, શ્લેષ્મનિસ્સારક, લોહીમા શ્વેતાણુવર્ધક, દીપક, ઉદરવાતશામક, સ્વેદલ, મૂત્રલ અને આર્તવજનક છે આર્તવજનક ક્રિયા પ્રત્યક્ષ યા જોરદાર નથી હીરાબોળનો લેપ ઉત્તેજક, મૃદુસ્વભાવી, કોથશામક ( સડાનો રોકવાવાળો ) છે એટલા માટે ગૂમડાઓ પર આનો લેપ કરાય છે તથા મુખપાક, ગળાની શિથિલતા, મસોડાનો સોજો અને જીભ ફાટી જવી, એ રોગોમા મોમા રખાય છે આના અર્ક ( ટીચર મર્હ )ના થોડાં ટીપા પાણીમા મેળવી કોગળા કરાવવાનો વધારે રિવાજ છે દંતમંજનમા હીરાબોળ મેળવાય છે કંઠરોહિણી-( ડિફથેરિયા )મા હીરાબોળનો અર્ક અતિ ઉપયોગી છે હીરાબોળ દીપન, વાતહર, ઉત્તેજક અને કોથશામક હોવાથી અપચન, કબજિયાત અને પાંડુરોગમા અપાય છે લોહીમા મળી ગયા પછી શ્વેતાણુ વધારે છે. એટલે સ્ત્રીઓના પાંડુરોગ( જેમા શરીરનો રંગ કાંઈક લીલો દેખાય છે તે )મા હીરાબોળ વપરાય છે. હીરાબોળ ચામડી, મૂત્રેંદ્રિય, જનનેંદ્રિય, શ્વાસમાર્ગ, ફેફસા અને શ્લૈષ્મિક ત્વચા માટે બહાર નીકળે છે. બહાર નીકળતી વખતે એ ભાગની વિનિમયક્રિયા સુધારે છે અને તે ઉત્તેજના આપે છે જેથી શરીરમા રહેલુ ઝેર પરસેવો, પેશાબ, કફ એની સાથે બહાર નીકળી જાય છે કફઘ્ન ગુણ હોવાથી જુવાન માણસોની ઉધરસ અને ઘરડા માણસોના દમ ઉપર આ મૂલ્યવાન ઔષધ છે હીરાબોળ ગર્ભાશયનો સંકોચ કરે છે એટલે ગર્ભાશયની શિથિલતામા ઉપયોગી છે અનાર્તવમા એળિયા અને લોહભસ્મની સાથે અપાય છે કુમારિકાઓને પણ લાભદાયક છે ગર્ભાશયમૂળમાથી શ્લેષ્મસ્રાવ ( પ્રદર ) થતો હોય તેમા અને મૂત્રાશય શોથ પર હીરાબોળ આપવાથી લાભ પહોચે છે —**સ્વામી કૃષ્ણાનંદ**

× તિલકંટાને ખેડૂત લોકો કંટાળી કહે છે ઘણાક ભાઈઓ એ તિલકંટાને બ્રહ્મદંડી તરીકે સ્વીકારતા નથી.

**(૧) ઐકાહિક વિષમજ્વર ઉપર :**—બ્રહ્મદંડીના રસનું નસ્ય આપવું. **(૨) ગંડમાલા ઉપર :**—બ્રહ્મદંડીના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી પાવા તથા લેપ કરવો; એથી ફાટેલી ગંડમાળા નષ્ટ થશે.

**૪૧૪ બ્રાહ્મી**—સં૦ મ૦ હિં૦ બં૦ બ્રાહ્મી. કો૦ કારીવણા, એકપાની ક૦ ઓદેગલ. તા૦ વલ્લારી. તૈ૦ બ્રાહ્મીચેટ્ટુ. તુ૦ તિમારે. મલા૦ મુત્તલ ફા૦ જરનબ. ઇ૦ ઇંડિયન પેનીવર્ટ. લા૦ હાઇડ્રોકોટાઇલ એશિયાટિકા

બ્રાહ્મીના **બ્રાહ્મી, કપોતવંકા, સોમવલ્લી, સરસ્વતી** એવા નામો છે. બ્રાહ્મીનો ભેદ બ્રહ્મમંડૂકી નામે છે. તેના **મંડૂકપર્ણી, ત્વાષ્ટ્રી, દિવ્યૌષધિ, મહૌષધિ** એવા નામો છે–**બ્રાહ્મી**—શીતળ, તૂરી તથા કડવી છે, અને બુદ્ધિ, પ્રજ્ઞા, મેધા, આયુષ્ય તથા અગ્નિને વધારનારી, સારક, સ્વાદુ, લઘુ, કંઠશોધક, સ્મૃતિપ્રદ, રસાયન તથા હૃદ્ય છે; અને મેહ, વિષ, કોઢ, પાણ્ડુરોગ, ઉધરસ, તાવ, સોજો, કંડૂ, પ્લીહા, વાતરક્ત, પિત્ત, અરુચિ, દમ, શોષ, વાયુ, સંપૂર્ણ દોષ તથા કફનો નાશ કરે છે કારિવણા અથવા બ્રહ્મમંડૂકીના પણ એવા જ ગુણ છે. **ઉપયોગ—(૧) ઉન્માદ ઉપર :**—બ્રાહ્મીના રસમા કાઇ કોળિજનનુ ચૂર્ણ અને મધ નાખી પાવુ **(૨) મળ-મૂત્ર વડે આજારી થયેલાને :**—બ્રાહ્મીનો રસ નવટાક, આમળા બે તોલા, સાકર અર્ધો તોલો અને જીરું એક તોલો, એનુ ચૂર્ણ કરી ગાયના પાશેર દૂધમા નાખી પાવુ. **(૩) અપસ્માર તથા દેવી(શીતળા)ના આજાર ઉપર :**—બ્રાહ્મીનો રસ મધમા પાવો + **(૪) બ્રાહ્મીઘૃત**—બ્રાહ્મીનો રસ ૪ શેર, ઘી ૪ શેર, વેખડ (ઘોડાવજ), કોઇ (ઉપલેટ), શંખપુષ્પી (શંખાવળી), આ ત્રણેનુ ચૂર્ણ અચ્છેર, એ બધુ એકત્ર કરી ઘી સિદ્ધ કરવુ. એ સેવન કરવાથી ઉપદંશથી થયેલો સંધિવાત, વિસ્ફોટક, ગાઠ ઇત્યાદિ રોગ, વાતરક્ત, ઉન્માદ અને અપસ્માર દૂર થાય છે. સદરહુ રોગ

– આ બ્રાહ્મી(કારિવણા)ની વેલ જમીન પર ફેલાય છે તે વધારે ભાગે ચોમાસામા ઊગે છે પાણી મળે તો ૧ વર્ષ સુધી રહી જાય છે તાણા લાબા લાબા પસરે છે, સાધા સાધા પર મૂળ, પાન, ફૂલ અને ફળ આવે છે. દરેક સાધા પર એક જ પાન આવે છે પાન અખંડ, વૃક્કાકાર, દાતાવાળુ, ૧–૧॥ ઇંચ મોટું, ૭ ગિરાવાળુ અને લાબા ડીંટડાળુ હોય છે સ્વાદ કડવો અને તીખો તાજી વનસ્પતિને ચોળવાથી સુવાસ આવે છે સુકાયા પછી સુગંધ અને સ્વાદ ચાલ્યા જાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

+ **બ્રાહ્મી શરબત બનાવવાની રીત :**—સૂકા બ્રાહ્મીના પાન ૮૦ તોલા લઈ સાફ કરી આઠગણા પાણીમા ધીમી આચ પર ક્વાથ કરવો ચતુર્થાંશ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ ગાળેલા ક્વાથમા સાકર પાચ રતલ મેળવી શરબત જેવી કડક ચાસણી કરી લેવી નીચે ઉતાર્યા પછી તરત કપડાથી શરબત ગાળી લેવું ઠંડું થયેથી બાટલીમા ભરી રાખવુ આશરે સાડાપાંચ શેર શરબત થશે આ શરબતના ઉપયોગથી જ્ઞાનતંતુની તેમ જ મગજની નિર્બળતા, યાદશક્તિની ખામી, શિરદર્દ, ચક્કર, ઉન્માદ, હિસ્ટીરિયા (અપસ્માર) વાયુ, લોહીનુ કમીપણુ વગેરે રોગ દૂર થઈ મગજ શાંત થાય છે બુદ્ધિવર્ધક તથા ઉત્તેજકરૂપે આ શરબતનો ઉપયોગ અતિલાભદાયક છે માત્રા ૧॥ થી ૨॥ તોલા પાણી મેળવીને દિવસમા બે વખત લેવુ

**બ્રાહ્મી તેલ**—બ્રાહ્મી શેર ૦॥, દાતીમૂળ તો ૨॥, નસોતર, તો ૨॥, ગરમાળો તો ૫, આમળા તોલા ૨૦ (શેર ૦॥), મરી તોલા ૧, વાવડિંગ તોલા ૨॥, એ સર્વ વસ્તુઓનુ ચૂર્ણ કરી આઠગણા પાણીમા ધીમા તાપ પર ક્વાથ કરવો ચતુર્થાંશ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ પછી તે ક્વાથમા તલનું તેલ શેર ૫ મેળવી કલાઈ કરેલા મોટા વાસણમાં (આશરે ૩૦ શેર પાણી રહે તેવડા વાસણમા) ધીમા તાપ પર ઉકાળવું ઉકાળતી વખતે કપૂરકાચલી તોલા ૨॥, કચૂરો તોલા ૨॥, ચંદન સફેદ તોલા ૨॥, ધઉલા તોલા ૨॥ તથા વાળો તોલા ૫ લઈ સર્વ વસ્તુઓનો કલ્ક કરી (ચટણી માફક તૈયાર કરી) ઉપરના ક્વાથમા નાખવુ પાણી બળી જાય ત્યારે ઉતારી, ઠંડુ થયેથી ગાળી બાટલીમા ભરી રાખવું

આ બ્રાહ્મી તેલના માલિશથી માથાની ગરમી, અપસ્માર, ઉન્માદ, જ્ઞાનતંતુની નિર્બળતા, માથાનું દરદ, વાળ ખરી પડવા, ખોડો થવો વગેરે દોષ દૂર થઈ વાળ વધે છે અને બુદ્ધિનો પણ વિકાસ થાય છે

**બ્રાહ્મી ક્વાથ**—(ચિત્તભ્રમ તથા સન્નિપાત જ્વર માટે)—બ્રાહ્મી, ઘોડાવજ, શતાવરી, ત્રિફલા, કડુ, ખપાટ, ગરમાળો, કરિયાતુ, લીમડો, કડવા પરવળનાં પાન, કાળી દ્રાક્ષ અથવા મુનક્કા અને દશમૂળ, એ સર્વ વસ્તુ સમભાગે લેવી (દશમૂળની દરેક વસ્તુ બ્રાહ્મીની બરાબર લેવી) ઉપરની વસ્તુઓને જવકૂટ (જાડી ભૂકી) કરવી આ ૨ તોલા ભૂકીનો ૩૨ તોલા પાણીમાં ક્વાથ કરી ૮ તોલા રહે ત્યારે ઉતારી ગાળી ચાર ભાગ કરવા દર ત્રણ કલાકે એકેક ભાગ આપતા જવો. એથી સન્નિપાતજ્વરમા સારો ફાયદો થાય છે.

ઉપર આ ઘીનો લેપ પણ કરવો તેથી કોઢ વગેરે દૂર થાય છે અને મગજ શાંત થાય છે (૫) **સ્વરભંગ ઉપર સારસ્વત ચૂર્ણ:**—બ્રાહ્મી, ઘોડાવજ, હરડા, અરડૂસી અને લીંડીપીપર, એનું ચૂર્ણ કરી મધમાં આપવું ×

**૪૧૫ ભમરડીનો વેલો**—સં૦ ભૃંગાહ્વા. મ૦ ભોંવારી, ભવરસાંલી હિં૦ ભમરછલી. ક૦ ઉપ્પુશક્કે. લા૦ પોરાના મલબારિકા.

વગડામાં ભમરડીના મોટા મોટા વેલા હોય છે મૃગ નક્ષત્રનો વરસાદ પડવા લાગે છે એટલે એ વેલા જ્યાં ત્યાં થઈ વાડ ઉપર ચારે તરફ પ્રસરેલા હોય છે એને જાંબુડા રંગના ફૂલ આવે છે અને પાંદડા કોટેકણગીનાં પાદડાં જેવા હોય છે. ફૂલમાથી આંગળ બે આગળ લંબાઈના ભિલામા જેવા તોરા આવી ઉપર સફેદ ભમરડો આવે છે. આ ભમરડો કાઢી નાખી તેના આગળ જે લીલા રંગના તોરા હોય છે તેનું શાક કરી ખવાય છે ધોળા ભમરડામા ત્રણ કિંવા ચાર બિયા હોય છે. એ ખાવાથી ઉપદ્રવ થાય છે; માટે તે નાખી દે છે બાળકો તે ભમરડામા ઝીણા કાંટા ભોંકી તેની ચકરડી કરી રમે છે **ભમરડીનો વેલો**—તીખો, ઉષ્ણ, કડવો, રુચિકર, તથા અગ્નિદીપક છે અને કંઠરોગ તથા સર્વ દોષનો નાશક છે. ઉપયોગ—**(૧) માંકડ નિર્મૂળ કરવા માટે:**—ભમરડીના વેલાના રસનું ટીપું નાખ્યું કે તરત જ માકડ મરે છે અને એની વાસથી તરફડી તેનો લાગલો જ નાશ થાય છે. પલંગ વગેરેમા માંકડ થયા હોય તેને આ રસ ચોપડવો એટલે માકડનો નાશ થાય છે **(૨) કુરશાના વિષ ઉપર:**—ભમરડીના મૂળ માણસના મૂત્રમા ઘસી પાવા અને દંશ ઉપર લેપ કરવો; તેથી અસાધ્ય વિષ હશે તોપણ ત્રણ દિવસમા ઊતરી જશે. **બીજો પ્રકાર**—ગોમૂત્રમા ભમરડીનાં મૂળ ઘસી પાવા અને માણસના મૂત્રમા ઘસી દંશ ઉપર ૭ દિવસ લેપ કરવો. **(૩) વાળા ઉપર:**—ભમરડીનાં પાદડા વાટી ઉપર બાંધવા એટલે વાળો બહાર આવશે.

**૪૧૬ ભારંગી**—સં૦ ભાર્ગી, ભારગી. હિં૦ ક૦ ભારંગી. મ૦ ભારંગ. બં૦ બામનહાટી. તા૦ કંડુભારંગી. મલા૦ ચેરૂટેક્ક. લા૦ કિલરોડેન્ડ્રોન સરેટમ્

ભારંગીનાં ઝાડ શુમારે એક માથોડું ઊંચા હોય છે અને તેનો વિસ્તાર બે હાથ પહોળાઈનો

---

× ડૉક્ટર વામન દેસાઈએ આને કારિવણા–મંડૂકપર્ણી કહી છે 'ઇંડિયન મેડિસન પ્લૅન્ટ્સ'ના કર્તાએ પણ મંડૂકપર્ણી માની છે બ્રાહ્મી(બાબ)ની ક્રિયા જ્ઞાનતંતુ પર અને આ કારિવણાની ક્રિયા ત્વચા પર થાય છે. એટલે એકબીજાના અભાવમા કોઈને લઈ શકાય નહિ

ડૉક્ટર વામન દેસાઈના મતમા કારિવણા કુષ્ઠઘ્ન, વ્રણશોધન, વ્રણરોપણ, મૂત્રજનન, સ્તન્યશોધક, સંગ્રાહક, બલ્ય અને રસાયન છે મોટી માત્રામા કેફ લાવે છે માથામા દુખાવો થાય છે અને ચક્કર આવે છે આનું તેલ ત્વચા વાટે બહાર નીકળે છે તેથી ચામડી ગરમ જણાય છે અને કાંઈક દરદ થાય છે એ ટોચણી પ્રારંભમા હાથમા થાય છે પછી આખા શરીરમા થાય છે કોઈ કોઈ વખત શારીરિક ઉષ્ણતા અસહ્ય થાય છે કેશિકાઓમાં લોહીની ગતિ વધી જાય છે ચામડી લાલ જણાય છે ખાજ આવે છે લગભગ ૧ અઠવાડિયા પછી ભૂખ વધે છે પાનોમા રહેલું તેલ વૃક્કો દ્વારા બહાર નીકળે છે એટલે પેશાબનું પ્રમાણ વધે છે **માત્રા**–છાયામાં સુકાવેલું પંચાગ ૨ થી ૮ રતી દિવસમા ૩ વાર આપવું ફાંટ અથવા કાઢો કરવો નહિ, કારણ એમા જે ઊડનશીલ તેલ છે તે ઊડી જાય છે પાન ૨ થી ૪ બાળક માટે અને ૮ થી ૧૨ મોટા માણસ માટે **ઉપયોગ**—કારિવણા ચામડીના રોગ માટે ઉત્તમ ગુણકારી છે, કોઢ(રગતપિત્ત–ગળતકુષ્ઠ)મા કારિવણા બહુ જ લાભદાયક છે જોકે આ રગતપિત્તની ખાસ દવા નથી, તોપણ ગુણ કરે છે ઉપદંશની બીજી અવસ્થામાં જ્યારે રોગનું જોર ચામડી અને ચામડીની નીચે રહેલી ત્વચા પર હોય છે, ત્યારે કારિવણા બહુ જ ઉપયોગી છે ગંડમાળામા પણ આ લાભદાયક છે બધી જાતના ચામડીના રોગો, સાદાં ગૂમડા, ક્ષયથી ઉત્પન્ન થયેલા વ્રણ, શ્લીપદ (હાથીપગું), એ બધા ઉપર કારિવણા મૂલ્યવાન ઔષધિ છે વ્રણો પર લેપ કરવાથી અથવા ચૂર્ણ છાંટવાથી જલદી રૂઝ આવી જાય છે ચામડીના રોગોમા કારિવણાનું ચૂર્ણ ખાવા માટે પણ અપાય છે જ્યારે ચામડી લાલ થઈ જાય અને ખાજ ઉત્પન્ન થાય, ત્યારે માત્રા ઓછી કરી આપવી તથા રેચક ઔષધિ આપવી અથવા થોડા દિવસ ઔષધ બંધ કરી દેવું

કારિવણાથી પેશાબ વધે છે, તોપણ મૂત્રલરૂપે ઉપયોગ કરાતો નથી, કારણ એ વૃક્કોને ત્રાસ પહોંચાડે છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

તથા પાદડા મહુડાના પાદડા જેવા અને તેને બે બે આગળને અંતરે કાત્રા હોય છે. ભારંગીનાં કુમળા પાદડાની ભાજી (શાક) કરે છે. એ પથ્ય છે. એના મોરને મરાઠીમા 'તુરે' કહે છે તેનો રંગ રાતો, ધોળો, જાંબુડો તથા આસમાની, એમ ચિત્રવિચિત્ર હોય છે. તેનુ શાક પણ સુંદર થાય છે **ભારંગી**—તીખી કડવી, તૂરી, લઘુ, દીપન, પાચક, રુક્ષ તથા ઉષ્ણ છે, અને ઉધરસ, દમ, સોજો, વ્રણ, કૃમિ, દાહ, વાયુ, રક્તગુલ્મ, વાતજ્વર, ઊચકી, ગુલ્મ, જ્વર, વાતરક્ત, ક્ષય તથા પીનસ, કફ, વાયુ, અરુચિ, અર્શ અને રાજયક્ષ્માનો નાશ કરે છે. **એનાં પાંદડાં**—તાવ, દાહ, ઊચકી (હેડકી) તથા દોષત્રયનો નાશ કરે છે. **માત્રા**-૧ા થી ૩ માસા. વધારે કરીને કફપ્રધાન રોગોમા અપાય છે. ઉપયોગ—(૧) **શ્વાસ ઉપર**:—ભારંગીના મૂળ અને સૂંઠનો કાઢો પાવો. અથવા એનુ ચૂર્ણ આદાના રસમા સાકર નાખી પાવુ, એટલે ભારે શ્વાસનો પણ નાશ થશે. (૨) **ઘોણસ(સર્પની એક જાત છે તે)ના વિષ ઉપર**:—ભારંગીનાં મૂળ પાણીમા ઘસી પાવાં. (૩) **ઉંદરના વિષ ઉપર**:—ભારંગીના મૂળ પાણીમા ઘસી આશરે પાશેર પાણી પિવરાવવુ તથા શરીરે પણ આ પાણી ચોળવું. જો તે ચડે તો ગાયનુ તાજું પાશેર દૂધ પાવુ. પથ્ય-કળથી ઉકાળીને ખવરાવવી. અલૂણી અને ભાત ૭ દિવસ. (૪) **અંડવૃદ્ધિ અને ગંડમાળ ઉપર**:— ભારંગીના મૂળ ચોખાના ધોવરામણમાં ઘસી લેપ કરવો. (૫) **સર્પદંશ ઉપર**:—ભારંગીનાં અને અરીઠાના પાદડાનો રસ કાઢી તેમા અરીઠાં ઘસી બબ્બે ઘડીના અંતરે પાવો. ઉતાર-ઘી અને ભાત. (૬) **આગંતુક મસ્તકશૂળ ઉપર**:—ભારંગીના તાજાં મૂળ ગરમ પાણીમાં ઘસી આખા મસ્તકે લેપ કરવો અને તાળવા ઉપર ચોળવા (૭) **કાનમાં વ્રણ થયું હોય તે ઉપર**:— ભારંગીના મૂળ ઘસી કાનમા તેનુ ટીપું પાડવુ. (૮) **ગર્ભિણીના શ્વાસકાસ ઉપર**:—ભારંગીના મૂળ, સૂઠ તથા લીંડીપીપરનું ચૂર્ણ જૂના ગોળમા અથવા મધમા આપવું (૯) **હેડકી ઉપર**:— ભારંગીના મૂળનુ ચૂર્ણ સાકરના પાકમાં આપવુ (૧૦) **પ્રસૂતાના મસ્તકશૂળ ઉપર**:— ભારંગીના મૂળ અને અનંતના મૂળ, એ બન્ને લીલા ગરમ પાણીમા ચંદનની પેઠે ઘસી માથે, બે આખોએ અને ડોક ઉપર લેપ કરવો. (૧૧) **કૃમિ ઉપર**:—ભારંગીનાં પાદડાંની ભાજી બાફી તેનુ પાણી પીવુ +

**૪૧૭ ભાંગરો**—સં૦ માર્કવ, ભૃંગરાજ. મ૦ માકા. હિં૦ ભાગરા-ડા. બ૦ ભીમરાજ ક૦ ગરક. કાડીગેરગુ. તૈ૦ ગુંટકલ, ગરગ્ચેટ્ટુ તા૦ કરીશલકન્ના. મલા૦ કુન્નન્નિ. ઔ૦ કલાકે, શદ્દરા. ગો૦ કાજલમવુ. ફા૦ જમર્દર. અ૦ હજીજ ઇં૦ ટેલિંગ ઈકિલપ્ટા. લા૦ ઈકિલપ્ટા પ્રોસ્ટ્રેટા, વેડેલિયા કેલેન્ડ્યુલેસિયા.

ખેતરમા અને પાણીવાળી જમીનમા એના રોપા થાય છે. એ વેંત-બે વેત લાબા અને જમીન ઉપર પસરેલા હોય છે એને બારીક અને લાબા પાદડા આવે છે. ભીનાશવાળી જમીન ઉપર ભાગરાના ઝાડ બારે માસ રહે છે. ભાગરો વાતહારક છે. કોકણમા શ્રાદ્ધપક્ષમાં એનુ રાયતું કરે છે. ભાગરામા કાળો ભાગરો કરીને એક જાત છે, એને કાળા ફૂલ આવે છે. એ ઝાડ ક્વચિત જ નજરે પડે છે. એ ગુણોમા શ્રેષ્ઠ છે. **ભાંગરો**—આખોને હિતાવહ, કડવો, ઉષ્ણ, કેશોને કાળાશ આપનાર, વૃદ્ધિ કરનાર, ત્વચાને હિતાવહ, રુક્ષ, તીક્ષ્ણ, દાતને હિતાવહ, મેધાકારક તથા રસાયન છે; અને કફ, સોજો, વિષ, કામોત્પત્તિ, અંડવૃદ્ધિ, શિરોરોગ, નેત્રરોગ વાયુ, ઉધરસ, દમ, કોઢ, કૃમિ, આમદોષ, પાડુ, હૃદ્‌રોગ, ત્વગ્રોગ તથા કંડૂ(ખરજ)નો નાશ કરે છે. **કાળો ભાંગરો**—ઉષ્ણ, પાકકાળે તીક્ષ્ણ, તીખો તથા રસાયન છે; અને કૃમિ, વાયુ તથા કફનો નાશ કરે છે. **માત્રા**-તાજો સ્વરસ ૧ થી ૨ ડ્રામ. ઉપયોગ-(૧) **ઉપદંશવ્રણની શુદ્ધિ થવા માટે**:—ભાગરાના રસ વડે અથવા ભાગરો અને જાઈના પાદડાનો રસ એકત્ર કરી તે વડે ગૂમડું ધોવુ. (૨) **સૂર્યાવર્ત અને આદાશીશી ઉપર**:—ભાગરાનો રસ અને બકરીનું દૂધ સમભાગે તડકામાં ગરમ કરી નાકમા નાખવું,

---

+ નવા મત અનુસાર ભારંગીમા કફઘ્ન, જ્વરઘ્ન અને ઉત્તેજક ગુણ, એ ત્રણે થોડા થોડા પ્રમાણમા છે. એટલે ભારંગીનો ઉપયોગ ગૌણ ઔષધિરૂપે થઈ શકે છે —સ્વામી કૃષ્ણાનંદ

અથવા ભાગરાના રસમા મરી વાટી બે વાર લેપ કરવો. (૩) **બાળકની શરદી ઉપર:**—બાળકને જન્મતા જ કફનો દોર ગળામા થયેલો હોય છે, તેથી ગળુ ઘુઘુરે છે તે ઉપર ભાગરાનો અગરસ બે ટીપા નાખી તેમા ચોગાણું મધ નાખી તે મિશ્રણ આગળી વડે બાળકના તાળવામા પહોચાડતા જ સર્વ કફ નીકળી પડે છે અને બાળક હોશિયાર થાય છે એ વિષે સુયાણીએ સાવધાની રાખવી જોઈએ. (૪) **ધનુર્વાત ઉપર:**—ભાગરાનો રસ ૧ તોલો, તુંબડીનો રસ ૦l તોલો, આદાનો રસ ૨ તોલા, કાત્રે નગોડનો રસ ૧ તોલો, અગથિયાંના પાદડાનો રસ ૩ તોલા, એ પ્રમાણે બધા રસ એકત્ર કરી તેમા નાળિયેરનો અગરસ ચોગણો નાખવો અને થોડા ચોખા નાખી ખીર કરવી તથા ગોળ નાખી શક્તિ પ્રમાણે એ ખીર દરરોજ બે વાર આપવી ઉતાર—ઘી અને શેકેલી ડુંગળી. (૫) **કમળી ઉપર:**—ભાગગના રસમા મરીની ભૂકી ૬ માસા નાખી તે દહી સાથે ૭ દિવસ પાવો. (૬) **બાળકના પેટના ભાર ઉપર:**—ભાગરાનો રસ અને ઘી એકત્ર કરી ૩ દિવસ પાવુ. (૭) **શરીરે પારો ફૂટી નીકળે તે ઉપર:**—ભાગરાનો રસ, અગથિયાનો રસ અને સૂરોખાર વાટી છાશમા મેળવી તે છાશ ૪ તોલા પાવી; એટલે મૂત્રમાર્ગે પારો નીકળી જાય છે. (૮) **સોજા ઉપર:**—ભાગગના રસમા મરીની ભૂકી નાખી તે રસ પાવો અને અંગે પણ ચોળવો (૯) **મોડશી (ફોસેરા) ઉપર:**—ભાગગના રસમા સિંધવ નાખી પાવો. મોટા માણસને અધોળ રસ પાવો. (૧૦) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—વ્રણ (ગૂમડું) સારું થવા લાગ્યા પછી તે જગ્યાએ બે–ત્રણ વાર ભાગરાનો અને કાળી તુળસીના પાદડાનો રસ ચોપડતા જવુ, એટલે તે જગા ઉપર કોઢ જેવો ધોળો ડાઘ ન પડતા મૂળ ચામડીના જેવો વર્ણ થાય છે. (૧૧) **મેદોરોગ ઉપર:**—દરરોજ રાત્રે સૂતી વેળાએ ભાગરાનો અગરસ સર્વાંગે ચોળી જીરવવો તથા ઊંઘવુ એ પ્રમાણે સતત ૭ મહિના સુધી કરવાથી અતિશય વધેલા મેદનો તથા મેદના યોગે શરીરમા ઠેકાણે ઠેકાણે થયેલી ગાઠોનો નાશ થાય છે (૧૨) **મુખપાક ઉપર:**—ભાગરાના પાદડા અર્ધો તોલો લઈ તબાકુની પેઠે વાર વાર ચાવી મોઢામા રાખવા અને થૂકતા જવુ (૧૩) **અગ્નિમાંદ્ય, વિદ્બંધ અને પાંડુરોગ ઉપર:**—મૂળ સહિત ભાગરો છાયામાં સૂકવી તેનુ ચૂર્ણ એ સર્વના જેટલી સાકર એકત્ર કરી તે ચાર તોલા સુધી અનુપાન સાથે આપવુ. (૧૪) **સ્વરભેદ ઉપર:**—ભાગરાનો રસ અને ઘી એકત્ર કરી રસ ઉકાળી ગાળી તે પાવુ *

**૪૧૮ ભિલામો**—સ૦ ભલ્લાતક. મ૦ બીબા. કો૦ હિં૦ ભીલાવા. મા૦ બ૦ ભેલા. તા૦ દે થોડેમારં. તુ૦ તેરેમારા, મલા૦ ચેરમરા ક૦ કેરૂ, ગેરૂ, કયારૂ. તૈ૦ નાલ્લજીડી. ફા૦ બિલાદુર. અ૦ હબુલકલ્બ માર્કીંગ નટ્. લા૦ સેમીકાર્પસ એનેકાર્ડિયમ્

એ ઝાડ મોટું થાય છે એના પાદડા કુંભાના પાદડાં જેવા હોય છે. એને કાજુ જેવા જીંડવા આવે છે. તે ઉપર બિયા પણ તેવા જ આવે છે, તે જ ભિલામો ભિલામાના જીંડવાં પાકે એટલે ખાવાના ઉપયોગમા આવે છે. તેને સૂકવી રાખે છે. ભિલામામાથી જે બિયા નીકળે છે તેને મરાઠીમા 'ગોડંબી' કહે છે. તે ગોડંબી પૌષ્ટિક, વાયુહારક અને દાતને મજબૂતી આપનાર છે. ભિલામો એ આ દેશમા મોટી ઔષધિ મનાયેલી છે.+ વાયુના યોગે અંગ પકડાઈ જાય કિંવા કાંઈ દુખવા

---

* **ભૃંગરાજ વટી**—(સર્વ પ્રકારના હરસ ઉપર) ભાગરાના પાન તોલા ૫ તથા કાળા મરી તોલો ૦ll, બન્નેને વાટી ઘૂંટી ચણીબોર પ્રમાણે ગોળી બનાવી છાયામા સૂકવી રાખવી દરરોજ સવારસાજ બબ્બે ગોળી પાણી સાથે લેવાથી સૂકા તથા દૂઝતા હરસ મટી જાય છે **ભૃંગરાજ તેલ**–(પીનસરોગ માટે) ભાગરાનો રસ ૨૦ તોલા, કાળા તલનુ તેલ ૨૦ તોલા તથા સિંધાલૂણ ૨ તોલા મેળવી કઢાઈમા ધીમી આચ પર ઉકાળવુ તેલ માત્ર શેષ રહે ત્યારે ઉતારી ગાળી શીશીમા ભરવુ આ તેલના દશ દશ ટીપા દિવસમા બે વખત નાકના બન્ને સ્વરોમા નાખવાથી નાકમાથી દુષ્ટ કફ તથા કૃમિ બહાર નીકળી આવે છે થોડા દિવસમા પીનસનુ દર્દ દૂર થાય છે પથ્ય–મગની દાળ અને રોટલી

ભાગરો રસાયન છે યકૃતની ક્રિયાને સુધારી શરીરને બળવાન બનાવે છે માત્રા વધારે લેવાય તો ઊલટી થઈ જાય છે આનો ગુણધર્મ 'ઔષધિ કલ્પલતા'મા વિસ્તારથી આપેલ છે

+ જે ભિલામા પાણીમા નાખવાથી ડૂબી જાય તે ઉપયોગમા લેવા જોઈએ સારા વજનદાર ભિલામાને

લાગે અગર ઠેસ વાગે તો ભિલામા બાધે છે. તેથી સણકા તુરત જ નાશ પામે છે. દમણ, સુરત એ ઠેકાણે ખારવા લોકો રહે છે તે તો કોઈ પણ રોગ થયો કે તુરત જ ભિલામા ઉપયોગમા લે છે. ભિલામા એ ફોલ્લો ઉત્પન્ન કરનારું ઔષધ છે- **ભિલામાંનું** ઝાડ—કડવું, તીખું, તૂરુ, ઉષ્ણ, શુક્રકર, મધુર તથા લઘુ છે, અને કફ, વાયુ, કૃમિ, અર્શ, ઉદર, આનાહ, મેહ, સંગ્રહણી, કોઢ, ધોળો કોઢ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, વ્રણવિકાર, રક્તવિકાર તથા તાવનો નાશ કરે છે. **એનાં ફળ (ભિલામો)**—તૂરા, ધાતુપ્રદ, વૃષ્ય, બલપ્રદ, લઘુ, ઉષ્ણ, પાચક, સ્નિગ્ધ, અગ્નિવર્ધક, તીક્ષ્ણ, છેદક, ભેદક તથા મેધાકર છે; અને કફ, વ્રણ, શ્વાસ, શ્રમ, આનાહ, આધ્માન, સંગ્રહણી, મલબદ્ધતા, કૃમિ, શળ, ઉદર, અર્શ, કોઢ, જ્વર, શોફ, ગુલ્મ તથા રક્તપિત્તનો નાશ કરે છે **એનાં ફળની છાલ**—મધુર, સ્નિગ્ધ, રસ વખતે તીખી, લઘુ, તીક્ષ્ણ, ભેદક, ઉષ્ણ, છેદક, દીપન તથા મેધાકર છે, અને વાયુ, કોઢ, વ્રણ, ઉદર, કફ, અર્શ, સંગ્રહણી, ગુલ્મ, સોજો, આનાહ, જ્વર તથા કૃમિનો નાશ કરે છે **એનાં બિયાં**—મધુર, બૃંહણ, વૃષ્ય, દીપન તથા તર્પણ છે અને શોફ, અરુચિ, દાહ, પિત્ત તથા વાયુનો નાશ કરે છે. **એનાં ફળ જીંડવાં**—સ્વાદુ, હૃદ્ય, અગ્નિદીપક, અને પિત્તનાશક છે. **નદીભલ્લાતક (બાણભિલામા)**—કડવી, તૂરી, મધુર, શીત, ગ્રાહક તથા વાતકર છે, અને રક્તપિત્ત, વ્રણ તથા કફનો નાશ કરે છે. **ઉપયોગ— (૧) કૃમિ ઉપર :**—ભિલામો દહી સાથે કિંવા આમલી સાથે ખાવો અથવા તેના ફળ રોજ ખાવા. **(૨) મૂળવ્યાધિ ઉપર :**—ગાયનું ઘી એક માસો લઈ તેમા ભિલામાં બી દેખાય તેટલો ઘસી રાત્રે સૂઈ જતી વેળાએ ગુદાની અંદરના ભાગમા જાય એવી રીતે લેપ કરી દેવતાથી વૃષણોને તાપ ન લાગે એવી રીતે એક કલાક સુધી શેકવુ. એટલે દરેક ઝાડાને વખતે થતો રક્તપ્રવાહ બીજે દિવસે બંધ થશે; અને સણકા મટી રાત્રે નિદ્રા સારી આવશે. **(૩) ભિલામાં લાગવાથી ફોલ્લા ઊઠે છે તે ઉપર :**—તલ વાટી તેમા કાળી માટી નાખી અથવા માખણમા અગર દૂધમા તલ વાટી લેપ કરવો; અથવા જેઠીમધ, તલ, માખણ, દૂધ એકત્ર કરી લેપ કરવો; અથવા અર્જુન (સાદડા) ઝાડની છાલ અને પાદડા કચરી તે અથવા કોપરાનુ તેલ ચોપડવુ અથવા બહેડાના મગજનો લેપ કરવો; અથવા જેઠીમધ, નાગરમોથ અને કોઠીના પાદડાનો લેપ કરવો અથવા કોથમીર વાટી ચોપડવી; અથવા ગોમેટીના પાદડાનો રસ એક-બે વાર ચોપડવો, અથવા મલાઈ (દૂધની તર) ચોપડવી, અથવા કોપરું અને બદામ ઘસી ચોપડવી, અથવા સરસવ, તાંદલજો અને માખણનો લેપ કરવો; અથવા તાજો ચૂનો અને માખણ એકત્ર કરી ચોપડવુ; અથવા ગરી પડેલા કુમળા નાળિયેરના પાણીમા કોપરું ઘસી ચોપડવુ; અથવા કૂંવાડિયાનાં પાનનો રસ ચોપડવો, બકરીનુ દૂધ ચોપડવુ; દારુહળદર, સરસવ, નાગરમોથ અને માખણનો લેપ કરવો, અથવા ગોપીચંદન ઘસીને ચોપડવુ. **(૪) કૃમિ ઉપર :**—ભિલામાનો નાનો કકડો દૂધમા કઢવી તે દૂધ પાવું **(૫) કાખમાંજરી (બાંબલાઈ) ઉપર:**—ભિલામાના તેલના ટીપાં પાડવાં એટલે મટી જાય

---

બે ઈંટથી અથવા ઈંટના ચૂર્ણ સાથે ઘસવાથી શુદ્ધ થાય છે ભિલામા ઉપયોગમા લેતાં પહેલાં તેની ટોપી કાઢી નાખવી ભિલામાનું તેલ ટોપી કાઢતી વખતે હાથને લાગવા ન દેવુ; કારણ કે તેલથી હાથ, શરીર, મો જ્યા લાગે ત્યા ફોલ્લા થઈ જાય છે

– 'વૈદ્યકલ્પતરુ' માસિકમા એક વખત છપાયુ હતુ, કે ભિલામાના ચાર કકડા કરી પાશેર ઘીમાં તળી તે ભિલામા કાઢી લઈને તે ઘીનો શીરો કરીને ખવરાવવાથી વાગવાથી થયેલ અસ્થિભંગ વગેરેની પીડાનો નાશ થાય છે' આ ઉપાય અજમાવી ખાતરી કરેલો છે વળી એક બ્રાહ્મણે વાયુના દુખાવા (શરીરના ઝલાઈ જવા કે સોજા) ઉપર ભિલામા નંગ ૧૪, તલ તોલો ૧ા, કાથો તોલો ૧, રસકપૂરના ફૂલ રતિ ૭ અને શોધેલા નેપાળાના બીજના ફાડા (દાળ) નંગ ૭ નાખી ખૂબ ખાડી જૂનો ગોળ તોલા રાા મા ૧૪ ગોળી કરી દરરોજ એકેક ગોળી ગાયના દશ તોલા દહીમા ખાવા આપી હતી પથ્ય-છાશમા રાંધેલી ખંડીની રોગ અને છાશ સિવાય બીજુ કશુ પણ ૨૮ દિવસ સુધી ખાવા આપ્યુ નહોતુ નિદાન એથી મોઢું પણ આવ્યુ ન હતુ અને મુદ્દતસર વ્યાધિ શાંત થયો હતો વળી ભિલામા નંગ ૧૪, તલ તોલો ૧ા, કાથો તોલો ૧ા એ ત્રણ ચીજોની જૂનો ગોળ તોલા રાા મા ગોળી ૧૪ કરી દરેક પાચ તોલા તલના તેલ સાથે ચરમાના દરદીને ૧૪ દિવસ સુધી ખવરાવી હતી ખોરાક સાથે પણ દરેક વખતે દશ તોલા સુધી તલનું તેલ ખાવા કહ્યુ હતુ ભિલામાના શીરાથી ઉન્માદરોગ પણ શાંત થાય છે, એમ હમણા જ અનુભવ મળ્યો છે

છે (૬) બદ ઉપર:—ચૂનો અને ભિલામો એકત્ર ખરલ કરી તેની પટ્ટી લગાડવી. (૭) ગંડમાલા ઉપર:—ભિલામો અને હીરાકસી આકડાના દૂધમા ઘસી લેપ કરવો (૮) પડજીભ અને ઉથ્રસ ઉપર:—ચોખ્ખું દૂધ પાશેર લઈ ભિલામો દીવા ઉપર ધરવો, અને તે બળવા લાગે એટલે તેમાથી જે તેલનું ટીપુ પડે તે દૂધમા પાડી તે દૂધ પ્રાશન કરવુ (૯) અર્ધશીશી (આધાશીશી) ઉપર:—ભિલામાનું તેલ બારીક સળી પર જે બાજુનું કપાળ દુખતું હોય તેથી બીજી બાજુની આખના નાક પાસેના ખૂણામા જ્યા રાતી જગા હોય છે તે જગા ઉપર ટીપુ પાડવુ; તેથી કાઈક આંખમાં ચચરે છે અને તેલનો અંશ જઈ પાણી બહાર આવે છે તેમાંના તેલનો અંશ બહાર અડકે નહિ માટે આખોમા તેલ પાડતા જ બહારની બાજુએ ઘી ચોપડવુ એ પ્રમાણે સવારે ત્રણ દિવસ કરવુ, એટલે આધાશીશીનો નાશ થાય છે અને પુનઃ કદી થતી નથી. (૧૦) સોજા ઉપર:—ભિલામો ઘસી લેપ કરવો. (૧૧) ઉઠાણું (ગૂમડું) પાકવા માટે:—સાબુમા ભિલામાનુ તેલ નાખી લેપ કરવો. (૧૨) બદ ઉપર:—કાથો અને ગોળમા ભિલામાનુ તેલ નાખી ઉપર ચોપડવુ અને તે ઉપર ચૂનો ઘસવો એટલે બદ બેસી જઈ મટી જાય છે (૧૩) કાનમાં પરુ વહે છે તે ઉપર:—બે ચચૂડા જેટલું માખણ પાન ઉપર મૂકી તે ઉપર ભિલામાના તેલના ઘણા જ ટીપા પાડવા: અને તે માખણ પાતળુ કરી રૂ વડે કાનમા પાડવુ. પછી એ જ રૂનુ પૂમડું કાનમા નાખવુ. તે પ્રમાણે ૭ દિવસ લગાવવુ (૧૪) જીભ કાળી થઈ જાય તે ઉપર:—માખણમા ભિલામો નાખી કઢવીને તે ઘી ચોપડવુ (૧૫) પડજીભને માટે:—દૂધમા ભિલામાના તેલના ટીપા પાડી તે દૂધ પાવુ. (૧૬) તણખિયા પરમા (પ્રમેહ) ઉપર:—ગાયના તાજા દૂધમા ભિલામા ઘસી તે દૂધ ૭ દિવસ પાવુ. (૧૭) બરોળ ઇત્યાદિ ઉપર ડામ દેવો હોય તો:—ભિલામો મારવો અને ઉપર ઠંડુ પાણી રેડવુ, એટલે ભિલામો લાગી ફોલ્લો આવશે પછી માખણ ચોપડી પાટો બાધવો એટલે વહેવા લાગશે. (૧૮) ઠંડીથી સણકા થતા હોય તે ઉપર:—ભિલામાનું તેલ ચોપડી ઉપર ચૂનો ચોપડવો, એટલે તે ઠેકાણાની શરદી નીકળશે અને ભિલામો પણ ઊઠશે નહિ (૧૯) જિહ્વાસ્તંભ, બુદ્ધિજાડ્ય અને મૂકત્વ ઉપર:—ભિલામાનો ચતુર્થાંશ× કાઢો કરી તેમા સાકર, ઘી અને દૂધ એકેક તોલો અને મરીની ભૂકી ત્રણ માસા નાખી તે પાવો. (૨૦) સિંદૂર ખાવામાં આવ્યાથી ગળું બેસી જાય છે તે ઉપર:—પાનમા ચતુર્થાંશ ભિલામો સવાર-સાજ ખાવો.+ (૨૧) ખરજવા ઉપર:—ભિલામો અને રાળ તેલમા કઢવી તે તેલ ચોપડવુ. (૨૨) ખોડા અને દાદર ઉપર:—ભિલામો તેલમા ઘસી ચોપડવો. (૨૩) પગ ફાટે તે ઉપર:—ભિલામો અને ગળ તેમા કઢવી તે મલમ ચોપડવો (૨૪) આંખો દુખવા આવશે એવુ જણાય તે વખતે કરવાનો ઉપાય:—સોયની ટોચ ઉપર ભિલામાનું તેલ લઈ નાક ઉપરની આખની બાજુના ખૂણામા તેનુ ટીપુ પાડવુ, અથવા બન્ને આખો ઉપર ભિલામાના બારીક ફૂલ (+) કરવા; અથવા ઘીમા ભિલામો ઘસી તેનુ અંજન કરવુ. આથી આખમાથી પાણી નીકળવાથી ભિલામો બહાર લાગે નહિ, માટે બહારના ભાગ ઉપર કિંચિત્ ઘી ચોપડવુ. (૨૫) બાળકોના ડબા રોગ ઉપર:—નાભિના ઉપર ત્રણ આગળ જગા રાખી ભિલામાના તેલથી ફૂલ (+) કરવું, અને ડૂંટીની બન્ને બાજુએ અઢી અઢી આગળને અંતરે બે ફૂલ કરવા ભિલામો ઊઠવા માટે કેળના પાદડાને એરંડિયું તેલ ચોપડી ઉપર બાધવું. (૨૬) અંડવૃદ્ધિ ઉપર:—ભિલામો અને હળદર એકત્ર ઘસી તેનો લેપ કરવો અને છાણાના દેવતાથી શેક કરવો. (૨૭) મૂર્છા ઉપર:—પગના તળિયાના મધ્યભાગમા બળતો ભિલામો દબાવવો; એથી પણ શુદ્ધિ ન આવે તો ગળાની બન્ને નસો ઉપર ભિલામાનો ડામ દેવો. (૨૮) ટાલ પડે છે તે ઉપર:—ભિલામાના પાદડાના રસમા મધ નાખી તેનો લેપ કરવો. (૨૯) સંધિવાયુ, પક્ષાઘાત વગેરે

× આ કાઢો શરીરે તેલ ચોપડ્યા પછી કરવો, કારણ કે ભિલામાની વરાળ શરીરને લાગવાથી સોજો ઉત્પન્ન થાય છે

+ ભિલામો ખવરાવ્યા પહેલા તથા પછી ચોડુ ઘી ચાટી લેવુ કે જેથી ગળાને નુકસાન ન પહોચે

**વાતવિકારો ઉપર :**—ભિલામાના ફળ (ગોડંબી), છાલ કાઢેલા શેકેલા ચણા, કોપરું, ગોળ અને ઘી સમભાગે લઈ તેને એકત્ર કૂટી આશરે પાચ તોલા વજનના લાડુ કરવા; અને રોજ સવારે એકેક લાડુ ખાવો (૩૦) **ઘાવતેલ :**—ભિલામો, લસણ, ડુંગળીની પાખડી અને અજમો, એ તેલમા કઢવી તે તેલ સિદ્ધ કરવુ, એ તેલ ચોપડવાથી શરીરમા થયેલા આગતુક જખમ બે-ત્રણ દિવસમા સારા થાય છે *

---

* **ગુણધર્મ**—ડૉક્ટર વામન દેસાઈના મત અનુસાર ભિલામો તીક્ષ્ણ, ઉષ્ણ, લઘુ, પાકો, તીખો, દીપન, પાચન, સ્વેદલ, સારક, યકૃદુત્તેજક, મૂત્રલ, કુષ્ઠઘ્ન, અર્શોહર, વાજીકર, જ્ઞાનતંતુઓને ઉત્તેજક, રક્તાભિસરણને ઉત્તેજક, કાસહર, ઉત્તેજક, શ્લેષ્મનિ.સારક, શોથહર, રસગ્રંથિઓને ઉત્તેજક, આમનાશક, લોહીમા શ્વેતાણુઓને વધારનાર અને એકંદર રસાયન છે ભિલામો લોહીમા જલદી મળી જાય છે પણ શરીરથી બહાર બહુ જ ધીરે ધીરે જાય છે પચનનલિકાની અંદર હોજરી અને ગુદનલિકા ઉપર એની ક્રિયા વધારે થાય છે. યકૃતમાં લોહીનું આવવું જવું જલદી અને નિયમપૂર્વક થાય છે એટલે ગુદનલિકામા લોહીનુ દબાણ ઓછુ થાય છે, જેથી ગુદામા ફૂલેલી શિરા (હરસના મસા) નાના થઈ જાય છે, તથા ગુદાને ઉત્તેજન મળવાને લીધે મળસંગ્રહ થતો નથી ભિલામાથી ભૂખ બહુ લાગે છે અને મળ પીળા રંગનો સાફ આવે છે ચામડી પર ભિલામાની ક્રિયા જોરાવર થાય છે ચામડી વાટે ભિલામો બહાર નીકળે છે એટલે બહુ જ ઘામ થાય છે. ચામડી ગરમ અને લાલ બને છે અને ખાજ આવે છે ચામડીમાથી બહાર નીકળતી વખતે એ ભાગની વિનિમયક્રિયા સુધરે છે બન્ને વૃક્કો પર ભિલામાની ક્રિયા અતિ તીવ્ર અને ઉત્તેજક થાય છે પહેલા પેશાબનું પ્રમાણ વધી જાય છે પરતુ વૃક્ક તુરત થાકી જાય છે, જેથી પેશાબની ઉત્પત્તિ ઓછી થઈ જાય છે એની ઉત્તેજક ક્રિયા એટલી તીવ્ર હોય છે કે કોઈ કોઈ વખત પેશાબ લોહીવાળો બની જાય છે વૃક્કની પેઠે મૂત્રનલિકા ઉપર ભિલામો ઉત્તેજક છે એટલે ભિલામો ખાવા પછી મૂત્રેંદ્રિયમા ચમચમાટ થાય છે અને મૂત્રેંદ્રિયને દબાવવાની ઇચ્છા થાય છે પ્રત્યક્ષ ક્રિયા ઉપરાત જ્ઞાનતંતુ મારફત પણ મૂત્રનલિકા અને વૃષણને ઉત્તેજના પહોચે છે. માત્રા વધારે થાય તો ગાજાની પેઠે રોગીને ગભરામણ થાય છે જ્ઞાનતતુ મારફત માંસપેશીઓને ઉત્તેજન મળે છે અને સંકોચવિકાસક્રિયા ઠીક થવા માડે છે માંસપેશીઓ પર ભિલામાની પ્રત્યક્ષ ક્રિયા થતી નથી ભિલામાથી નાડીનું પ્રમાણ વધે છે અને હૃદયના ધબકારા સ્પષ્ટ થવા લાગે છે લોહીમાં ધોળાં રજકણ વધે છે એટલે સોજો ઊતરી જાય છે શ્વેતકણ વધવાથી અને ખુદ રસગ્રથિઓને જોસ મળવાથી ગાઠ અને પિંડની વૃદ્ધિ ઓછી ઓછી થવા માડે છે એકંદર ભિલામા શરીરના બધા ભાગોને ઉત્તેજક છે. નાની નાની માત્રામા લેતા રહેવાથી વિનિમયક્રિયા સુધરે છે

**સૂચના**—ભિલામો કફજ અને વાતજ રોગોમા વપરાય છે. ભિલામો અત્યંત ઉષ્ણવીર્ય છે માટે ગરમીના દિવસોમા અપાતો નથી, ઠડીના દિવસોમા અપાય છે ભિલામો નાના બાળકો, સગર્ભા અને વૃદ્ધને આપવો નહિ ભિલામો આપતી વખતે ઘી, દૂધ, દહી, છાશ, સાકર, ભાત ખાવા માટે આપવા પાણી અને મીઠું બધ કરવુ તરસ લાગે તો દૂધ પિવડાવવુ માસ ખાવાને બિલકુલ આપવુ નહિ માસાહારીને ભિલામો બહુ લાગી જાય છે ભિલામો શરૂ કરતા પહેલા જુલાબ, ઉપવાસ અને બૃંહણ (માસવર્ધક ભોજન) અપાય છે ભિલામો આપવા પહેલા રોગીનો પેશાબ બરાબર તપાસવો જોઈએ અને ભિલામો આપતી વખતે પણ રોજ પેશાબનુ પ્રમાણ અને સ્થિતિ જોતા રહેવુ પેશાબનું પ્રમાણ ઓછુ થાય અથવા પેશાબ લાલ થાય તો નાળિયેરનુ પાણી અથવા આબલીના પાનનો રસ ઉતારરૂપે આપવો

ભિલામાની માત્રા અધિક થાય તો પહેલા ખાજ આવે છે, બહુ જ ઘામ થાય છે, બળતરા થાય છે, તરસ લાગે છે અને પછી પેશાબ લાલ થાય છે આવા લક્ષણો જણાય તો તુરત ભિલામો બધ કરવો અને ઉતાર આપવો ભિલામો કોઈ કોઈને બહુ જ લાગે છે, માટે પ્રારભમા થોડી માત્રામા આપવો

**ઉપયોગ**—પચનનલિકા શિથિલતાપ્રધાન રોગો પર ભિલામા વાપરવાનો વધારે રિવાજ છે. અગ્નિમાદ્ય, અપચન, આફરો, કબજિયાત, ગ્રહણી, હરસ, ઉદરરોગ અને ગુલ્મ પર ભિલામાનો ઉપયોગ થાય છે હરસના મસાને ભિલામાના ધુમાડો પણ અપાય છે પ્લીહાવૃદ્ધિ અને યકૃતની વૃદ્ધિ પર અપાય છે એ બન્ને ભાગ પર ભિલામાનો તેલના ડાગ પણ કરાય છે ભિલામાના સેવનથી તેલ, ઘી અને ઘીવાળા પદાર્થોને પાચન કરવાની શક્તિ વધે છે ભિલામો ચામડીના રોગમા હિતકર છે કુષ્ઠ, ચિત્ર વગેરે રોગોમા અપાય છે. ગૂમડાં અથવા ભરની ગળ ભરાતા ન હોય તો ભિલામાના તેલને સૂવરની ચરબીમા (અથવા વેસેલીનમાં) મેળવી લગાડાય છે ગંડમાળામા ભિલામો પારાની સાથે અપાય છે ભિલામો અને અજમો ૨-૨ તોલા અને પારો (રસકપૂર) ૧ તોલો મેળવી પાણીની સાથે ખરલ કરી વટાણા જેવી ગોળીઓ બાધી દહીની સાથે આપવી.

સૂચના—જેને ભિલામો માફક ન આવતો હોય તેણે તેનો ઉપયોગ કરવામા વિચાર કરવો જોઈએ ગરમ પ્રકૃતિવાળાને ભિલામો ઘણુ કરીને વધારે ગમ્મ પડે છે હરસના દરદમા અને જૂના વાતવ્યાધિમાં ભિલામો અતિ લાભદાયક છે, તેમ જ જીર્ણ સુજાકરોગમા પણ હિતકર છે.

**૪૧૯ ભીંડી (આંબોઈ)**—સં૦ અબષ્ઠા મ૦ અંબાડી હિ૦ સન પાતસન. બં૦ મેગ્તા-પાટ તા૦ પતુગી ક૦ હોલદ સિં. સૂજ્જાદો, મલા કાટુવેલુંરન તા૦ પુળિચકિર. તે૦ ગોગૂર. લે૦ હિબિસ્કસ કેનેબિનસ, હિબિકસસ સબ્ડેરિફ (લાલભીંડી)

ભીંડી આ દેશમા ઘણી થાય છે. ભીંડીના છોડ ચાર-પાચ હાથ ઊંચા થાય છે. એ સીધા વધે છે કુમળા હોય ત્યારે એના પાદડાની ભાજી કરે છે એના બિયાનું તેલ નીકળે છે. એ તેલ કસુંબીજ અથવા ભોયમગની સહાયથી કાઢે છે છોડ સુકાયા પછી તેને ભીજવી રાખી તે ઉપરની છાલ કાઢી લે છે. તેની ગૂણપાટ, દોરડા અને કાગળ વગેરે અનેક વસ્તુઓ થાય છે. ભીંડીનુ સ્વતંત્ર ખેતર કોઈ વાવતુ નથી. દુકાળ વખતે ગરીબ લોકો ભીંડીના રોટલા ઉપર ગુજરાન ચલાવે છે. એમા એક બીજી જાતની ભીંડી થાય છે તેને 'વિલાયતી ભીંડી' કહે છે. એના ઉપર જે ફળ આવે છે તેના ઉપર રાતા રંગની છાલ હોય છે અને તે કોકમ જેવી જરાક ખાટી હોવાથી સૂકવી રાખી ઉપયોગમા લે છે. એ પિત્તશામક છે, ભીંડીના સળેખડા ગંધકનુ પાણી કરી તેમા બોળે છે અને દેવતા સળગાવવાના કામમા તેનો ઉપયોગ કરે છે. **ભીંડી**—તૂરી, ખાટી, મધુર, અગ્નિદીપક અને કંઠને હિતાવહ છે તથા કફ, વાયુરોગ, સળેખમ, અરુચિ અને પકવાતિસારનો નાશ કરે છે. માત્રા-બીજ ૫-૧૫ રતી **ઉપયોગ—(૧) પિત્તાંશ ઉપર :**—રાતી (વિલાયતી) ભીંડીના ફળ પાણીમા બાફી, તે પાણીમા મરીની ભૂકી, હિંગ અને ગોળ નાખી તે પાણી પાવુ. **(૨) માથાના ખોડા ઉપર :**—ભીંડીના પાદડાના રસમા અમલસારો ગંધક ખરલ કરી તે ચોપડવો. **(૩) હાથને તજાગરમી થઈ હોય તે ઉપર :**—ભીંડીના પાદડામાં મીઠું નાખી તેને બાફવા અને સાત દિવસ હાથ ઉપર ગરમ બાધવા. **(૪) તેલથી થયેલા અજીર્ણ ઉપર :**—ભીંડીની ભાજીમાં ચોખા નાખી તે બાફીને ખાવી **(૫) ઢોરોને દૂધ વધવા માટે :**—ભીંડી ભરડી બાફીને તેમા તેલ, ગોળ, નાખી દૂઝણા ઢોરને ખવરાવવાથી દૂધ વધારે આવે છે

**૪૨૦ ભીંડા (શાક)**—સં૦ ભિંડીતક, ચતુષ્ખંડ મ૦ ભેંડી, ભેંડા હિ૦ ભીંડી. ક૦ તુ૦ બેન્ડેકાયી તા૦ મલા૦ બેંડા તે૦ બેંડાકાયા ફા૦ બાભિયા. અ૦ કુવેર. ઇં૦ અસ્કયુલેન્ટ-ઓક્રા. લા૦ હિબિસ્કયુસ્ એસ્ક્યુલેન્ટસ્

ભીંડાનો છોડ શુમારે ત્રણ હાથ ઊંચો વધે છે એ સીધો હોય છે. એને ફૂલો આવીને દરેક ફૂલ આગળ ભીંડો આવે છે ભીંડામા છધારી અને અષ્ટધારી—એવી બે જાત હોય છે. ભીંડો ઘણો પૌષ્ટિક છે. ભીંડાનું શાક, વડી વગેરે અનેક પદાર્થો બને છે. એ શાક ઉત્તમ હોઈ પથ્યકર છે. ભીંડાની અંદરનો ચીકણો રસ રંગમા નાખવાના કામમા આવે છે. **ભીંડા**—રસ વખતે ખાટો, ઉષ્ણ, ગ્રાહક, રુચિકર અને વૃષ્ય છે **ઉપયોગ—(૧) ધાતુપુષ્ટિ અને શક્તિ આવવા માટે · (૨)**—સવારે કૂણા ભીંડા ૨૦-૨૫ ખાવા **આમવાત ઉપર :**—ભીંડાના મૂળ સાકરમા ખાવાં

---

(ગોળી ગળી જવી, ચાવવી નહિ) ભિલામો વાતરોગમા અતિ ઉપયોગી છે ગૃધ્રસી, જ્ઞાનતંતુશોથ, પક્ષાઘાત (નવો રોગ), અર્દિત (મોઢાનો પક્ષાઘાત) અને ઉરુસ્તંભ, એ રોગોમા ભિલામો માસપેશીઓની ક્રિયા સુધારે છે એટલે ગતિભ્રંશ ઓછી થાય છે મગજના અતિશય ઉપયોગને લીધે થકાવટ આવી હોય તો ભિલામાથી ફાયદો થાય છે મગજના આવરણના સોજામા ભિલામો ગુણકારક છે વાતસંસ્થાના રોગો પર ભિલામો થોડી માત્રામા લાબા દિવસ સુધી આપવો નવા અને તીવ્ર આમવાતમા ભિલામાથી બહુ જ સારો લાભ થાય છે જીર્ણ આમવાતમા એનો ઉપયોગ થતો નથી નવા આમવાતમા રોગી જુવાન અને બળવાન હોય તો ભિલામાથી જલદી લાભ થાય છે. દમ ઉપર ભિલામો અતિ ઉત્તમ ઔષધ છે હરસાલ શિયાળામા ઊઠનારા દમ પર ભિલામાના ફૂલ આપવાથી દમ ચાલ્યો જાય છે ફેફસામા સોજા આવી તાવ આવતો હોય અને લોહીવાળો કફ પડતો હોય તો ભિલામો બહુ ઉપયોગી છે આ રોગમા ભિલામાની સાથે જેઠીમધ અપાય છે

—સ્વામી કૃષ્ણાનંદ

**૪૨૧ ભૂઇપાત્રા**—સં૦ ગોલોમિકા, ભૂપાટલી મ૦ ભુઇપાડળ, ભુઇપાત્રી, પાત્રી. કચ્છી–ગેવાર. લૅ૦ લોનિયા પિનેટીફિડા.

એ જંગલની ભાજી માળા ઉપર વગડામા અને રસ્તાની બાજુએ થાય છે. એ ગેપો શુમારે એક વેંત લાબો અને તેટલો જ ઊંચો હોય છે એના પાદડા ચપટા હોઈ હાથની આગળી જેવડા પહોળા હોય છે અને તે જમીન ઉપર પ્રસરે છે એ ભાજી જેઠ–અષાડ માસમા થાય છે. જ્યારે બીજી સારી ભાજીની અછત હોય છે ત્યારે જ માત્ર લોકો એને ખાય છે એ ભાજી કેવળ નિર્માલ્ય છે. ‘भुकेला पिकले काय आणि हिरवे काय’ (ભૂખ્યાને પાકાયે શું અને કાચાયે શું ?) એવી એક મરાઠી કહેવત છે, તે પ્રમાણે મનુષ્યને ખરા બપોર થાય એટલે સઘળું ભાવી જાય ×

**૪૨૨ ભૂયશિરડ**—(સં૦ ભૂમિશિરડક. મ૦ ભુઈ શિરડ, કર્કદી, કાદાબીની કાદા.) ભૂયશિરડનો છોડ ઘણો જ નાનો હોય છે અને એને જમીનથી વેંતભર ઊંચા પાદડાં આવે છે. એનો કાદો વેંતભર કિંવા હાથભર લાબો અને ધોળો હોય છે એને દૂધ આવે છે, એ દૂધ ભિલામાની પેઠે ઊઠે છે. એને કર્કદી પણ કહે છે. **ભૂયશિરડ**—તીખું, ઉષ્ણ દુગ્ધપ્રદ, લઘુ તથા સારક છે; અને સર્વ વાતવિકારનું નાશક છે એના કાદામા તામ્રભસ્મ થાય છે ઉપયોગ—**(૧) ઢોરોની આંખોને ભૂર આવે અને ફૂલ પડે છે તે ઉપર**:—ભૂયશિરડના દૂધનુ આખમા ટપકું પાડવુ. **(૨) માણસની ઘાંટીમાં વિકાર થાય તે ઉપર**:—ભૂયશિરડનુ કદ સૂકવી હોકાની ચલમમા તેની ધૂણી પાવી. **(૩) ગંડમાલા ઉપર**:—ભૂયશિરડના બિયા વાટી ચોપડવા એટલે ગંડમાલા બેસી જાય છે.

**૪૨૩ ભૂતાંકશીશી**—સં૦ ભૂતાકુશ મ૦ ભૂતાકશીશી, ભૂતકશી, ભૂતકેશી, ભૂતપળ. હિં૦ જમરાસ્સી બ૦ રાજજેહુલ. પ૦ મૂગૂ, બકરા તા ઇરગોલી. લા૦ ઇતીઓડેન્ડ્રોન ગ્લોકમ.

ભૂતાકશીશીના ઝાડ મોટા મોટા થાય છે એ ઝાડ કોકણ પ્રાતમા ઘણા થાય છે. એના પાદડા હરડાના પાદડા જેવા હોય છે એનુ લાકડું સાધારણ રીતે ઇમારતના કામમા આવે છે. **ભૂતાકશીશી**—તીવ્ર ગધવાળી, તૂરી, ઉષ્ણ, અગ્નિદીપક તથા તીખી છે, અને ભૂતબાધા, ગ્રહપીડા, કફ, વાયુ, ત્વગ્દોષ કોઢ, કૃમિ, ત્વગ્વાત તથા ધોળા કોઢનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) માથું ચડ્યું હોય તે ઉપર**:—ભૂતાકશીશીના પાદડા હાથમા મસળી સૂંઘવા એટલે છીંકો આવી માથુ દુખતુ મટે છે.

**૪૨૪ ભેંડ**+—આ ઝાડ કોકણ પ્રાતમા પુષ્કળ થાય છે. આ વૃક્ષની છાયા ઠંડી હોય છે અને સદાકાળ સરખી રહે છે એના પાદડા સુંવાળા અને ફૂલ કાંઈક પીળા તથા કાંઈક રાતાં એમ બે રગના આવે છે એના ફળ સોપારીના મોટા ત્રોપા જેવડા હોય છે. એ ઝાડ ડુંગરોમા અને વગડામા પોતાની મેળે થાય છે. એનુ લાકડુ ઘણુ ચીકણું અને હલકુ હોય છે, એટલે તેના રથ, ગાડીઓ, શિલાછાપની ફ્રેમ્પરી ઇત્યાદિ કરે છે

**૪૨૫ ભોંયઆમળી**—સં૦ ભૂમ્યામલકી, ભૂધાત્રી. મ૦ ભુંઈ આવળી. હિં૦ ભુય આબલા, જર આબલા, ભદ્ર આબલા. પવાલ આવરા બ૦ ભૂઈ આમલા. ક૦ નેલ્લનેલ્લિ આર્નેલ્લિ, કિરિનેલ્લિ તૈ૦ નેલાઉસિરિકે તા૦ કિલકાયનેલ્લિ, નિલનેલ્લિ તુ૦ નેલનેલ્લિ મલા૦ કિલનિલ્લ લા૦ ફાઈલેન્થસ નિરૂરિ, ફાઈલેન્થસ યુરિનેરિયા.

ભોયઆમળીના પાદડા રિસામણીના પાદડા જેવા બારીક હોય છે એ છોડની ઊંચાઈ વેંત–બે વેત હોય છે ચોમાસામા એ છોડ ઉત્પન્ન થાય છે એ છોડની ડાળીએ નાચણી (નાગલી ધાન) જેવડા બારીક ફળ આવે છે એનો રગ લીલો હોય છે એ ફળનો સ્વાદ કિંચિત્ ખાટો અને

---

× આ ભોપાથરી ઉપરાત ગળજીભીને પણ ભોપાથરી કહે છે એનું સંસ્કૃત નામ ગોજિહ્વ. હિંદી ગોભી અને લેટિન નામ એલિફન્ટોપસ સ્કેબર છે એ રસાયન, મૂત્રલ, શીતળ અને રક્તશોધક છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

+ આ વર્ણન પારસપીપળાનું હોવુ જોઈએ પારસપીપળાને મરાઠીમા ભેંડ, ભેંડિયા ઝાડ કહે છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

કડવો હોય છે. એ છોડ તાપની મોસમમા સુકાઈ જાય છે, માટે કાર્તિક માસના અરસામા એ ઔષધિનો સંગ્રહ કરી રાખવો. **ભોંયઆમળી**—તૂરી, ખાટી, શીત, કડવી, મધુર, રુચિકર, જડ તથા ઉગ્ર છે; અને પિત્તમેહ, મેહ, કફ, પાડુરોગ, મૂત્રરોગ, દષ્ટિરોગ, તૃષા, ઉધરસ, પિત્ત, રક્તદોષ, વાયુ, ક્ષતક્ષય, દમ તથા હેડકીનો નાશ કરે છે. **માત્રા**—૧૨ થી ૨૪ રતી. કમળામા મૂળ ૧ તોલો. **ઉપયોગ**—(૧) **પ્રદર ઉપર**:—ભોયઆમળીના મૂળ ચોખાના ધોવણમા વાટી રસ કાઢી તેમા ઘી નાખી ત્રણ દિવસ આપવા, એટલે દુ:સાધ્ય પ્રદરનો પણ નાશ થાય છે. (૨) **જીર્ણ જ્વર ઉપર**:—ભોયઆમળીના પંચાગ વાટી પાવા. (૩) **પ્રમેહ ઉપર**:—ભોયઆમળી, તજ, એલચીદાણા, તમાલપત્ર અને ૨૦ મરી એકત્ર વાટી પાવા. એટલે સાત દિવસમા અસાધ્ય પ્રમેહનો નાશ થશે. (૪) **કમળો, જીર્ણજ્વર અને પાંડુરોગ ઉપર**:—ભોયઆમળીના મૂઠીભર પાદડા, એરંડાનાં ત્રણ પાદડાં, પાચ લવંગ, આમલીના ચચૂડાના કરતાં પણ નાનો એક શખ, સાત મરી છડ અને ધોળા કાકચના (કાકચના) પાદડા, એ સર્વ વાટી ગોળી કરી તે દૂધમા પાવી. (૫) **પાંડુ, જીર્ણજ્વર, ઉધરસ અને શૂળ ઉપર**:—લીબુના રસમા રોજ મૂઠીભર દાડમડીના પાદડા અને મૂઠીભર ભોયઆમળીના પાંદડા પલાળી રાખી સવારે મસળી લઈ, તેમા કોડીની ભસ્મ નાખી તે રસ સવાર-સાજ રાખી ૭ દિવસ પાવો

૪૨૬ **ભોંયકોળું**—(વિદારીકદ) સ૦ ક્ષીરવિદારી, વિદારીકદ. મ૦ ભુયકોહોળા, હળદ્યાકાદા. હિં૦ વિદારીકંદ, બિલાઈકદ, દૂધવિદારી. ક૦ નેલ કુબલ, ક્ષીરકદ ગડેગેણસુ. તા૦ ફલમોગ્રહીર. તૈ૦ બૂચરડી. તુ૦ નેલકુબડ મોટલકાત. લા૦ આયપોમિયા ડીજીટેટા. મલા૦ મુતાલકાતા. માલ૦ પિલાણ્યાચા કાદા

ભોંયકોળામા બે જાત હોય છે: સાદું ભોયકોળું અને દૂધ ભોયકોળું (ક્ષીરવિદારીકદ). દૂધ ભોંયકોળાનાં પાંદડા કાકડ કાશીગડીના પાદડા જેવા હોય છે. સાદા ભોયકોળાના વેલાને કોકણમા 'ઘોડ્યાનો વેલો' કહે છે એના પાદડા વાલોળના વેલીપાન જેવા ત્રિદલ હોય છે એ વેલ ઘોડાને ખાવાના ઉપયોગમા આવે છે, એટલા માટે એને 'ઘોડવેલ' કહે છે ક્ષીરવિદારી કંદને કોકણમા '**હળદ્યા કાંદા**' પણ કહે છે સાદું ભોયકોળું ઉગ્ર છે ભોયકોળુ પૌષ્ટિક છે અને એનો પાક શક્તિવર્ધક છે. ધોળા ભોયકોળાના વેલાને શિગો આવે છે તેનુ શાક થાય છે અને કંદનું પણ શાક થાય છે. એના બાગીક કદ બાળકો ઘણા પ્રેમથી ખાય છે એ કંદનો હલવો પણ કરે છે. ધોળું ભોળું અથવા દૂધી ગુણોમા શ્રેષ્ઠ છે

આ એક બહુવર્ષાયુ વેલ છે. એની ઉત્પત્તિ હિંદુસ્તાનમા ઘણે ઠેકાણે થાય છે વાડા અને ઝાડીમા એ પુષ્કળ વધે છે એની બે જાતો પૈકી એક સફેદ અથવા દૂધી નામના ભોયકોળાનુ સંસ્કૃતમા '**પયસ્યા**' નામ છે. સાદા ભોંયકોળાના પાદડા ત્રિદલ હોય છે એની વેલ ઘોડા ખાય છે, માટે એનુ નામ સંસ્કૃતમા 'વાજિપ્રિયા' આપેલ છે અને એનો જ અર્થ કરી મરાઠીમા 'ઘોડવેલ' નામ રાખેલ છે હાથીના દાતની માફક એ વેલ વધે છે, માટે તેના ગજેષ્ટા, ગજપ્રિયા, એ નામો પડેલા છે. આ વેલના કેટલાક નામ તેના કદના ગુણને અનુસરીને પડેલા છે. સ્વાદુકંદા (સ્વાદવાળો કદ), સિતા, વૃષ્યકદા, સ્વાદુલતા, ઇક્ષુકંદા ઇત્યાદિ સર્વ નામ એ કદ ઉપરથી પડેલ છે ભોયકોળાના કંદમા વૃષ્યત્વ અને માધુર્ય એ બે પ્રધાન ગુણ છે. ભોયકોળાના પાદડા એક એકના આતરે, લાબા દીટડાના હથેળી જેવડા અને ભાગેલ પાચ પાખડીઓના હોય છે. દરેક ખડ ૩ થી ૬ ઇચ લંબાઈનો હોય છે, અને પાદડાંના મુખ્ય ભાગ પાસે ઘણો જ લાબો ભાગ પોલો હોય છે પાદડા સુંવાળા અને સળગ કિનારીવાળાં હોય છે એને ચોમાસામાં ફૂલો આવે છે, તે પાદડાંના ખાચામાથી આવે છે અને મોટા ઝૂમખાદાર, ઘેરા ગતા જાંબુડા રગના હોય છે.

ભોયકોળા(કદ)નો બહારથી દેખાવ ગખોડી રગનો અથવા મેલા પીળા રંગનો હોઈ તેના ઉપર આદુ જેવી ગાઠો દેખાય છે એના આડા છેદ કરવાથી તેના પૃષ્ઠભાગ ઉપર વાર્ષિક દર્શાવનાર ચકરડા દેખાઈ આવે છે. તેના પરીઘથી દુગ્ધવાહિનીનુ કાપેલુ મુખ નજરે આવે છે, અને તેમાથી

ચીકણો દૂધ જેવો પદાર્થ નીકળે છે. એ ખાવાથી તેનો તૂરાશ પડતો મીઠો સ્વાદ લાગે છે અને કેટલીક વાર સુધી જીભે સ્વસ્વાટ છૂટે છે.

**ધોળું ભોંયકોળું કે દૂધી**—મધુર, ખાટી, તૂરી, વૃષ્ય, શુક્રોત્પાદક, પૌષ્ટિક, દુગ્ધપ્રદ, શીત, તીખી, રસાયન, બલકર, મૂત્રલ, કફકારક, સ્નિગ્ધ, ગુરુ, વર્ણકારક તથા સ્વર્ય છે; અને પિત્ત, રક્તદોષ, વાયુ, પિત્તશૂળ, મૂત્રમેહ, તથા દાહનો નાશ કરે છે. એના કાદાના ગુણ પણ વેલીના જેવા જ છે. **ભોંયકોળું**—મધુર, શીતળ, ગુરુ, સ્નિગ્ધ, ધાતુવર્ધક, પૌષ્ટિક, બલકર, કફકારક, દુગ્ધોત્પાદક, રસાયન, મૂત્રલ, સ્વર્ય, સ્વાદુ, રુક્ષ તથા ગર્ભપ્રદ છે, અને પિત્ત, વાયુ, રક્તદોષ, દાહ તથા ઊલટીનુ નાશક છે એ સર્વ ગુણ કદના જાણવા. **એનાં ફૂલ**—વૃષ્ય, શીત, રસકાળે તથા પાકકાળે મધુર છે; અને કફકારક, વાતલ, ગુરુ તથા પિત્તનાશક છે માત્ર ૦। થી ૦।। તોલો ઘીમા શેકી દૂધસાકરમાં કાજી બનાવીને પીવી. ઉપયોગ—(૧) **બળ અને પુષ્ટિ પ્રાપ્ત થવા માટે**:—એનું ચૂર્ણ દરરોજ તોલા ઘીમા ખાવુ અને ઉપર દૂધ પીવુ; એટલે વૃદ્ધ પણ તરુણ જેવો થશે (૨) **રક્તમૂળવ્યાધિ ઉપર**:—ભોયકોળુ અને તલ એની ભૂકી મધ અને ઘી સાથે ખાવી (૩) **સ્તનમાં દૂધ આવવા માટે**:—ભોયકોળુ દૂધમા વાટી તેના રસમા સાકર નાખી તે પાવો. (૪) **પ્રમેહ ઉપર**:—ભોયકોળાના પાદડાનો રસ પાશેર અને મીઢીઆવળની ભૂકી ૬ માસા એકત્ર કરી પાવુ, અથવા ભોયકોળાનો રસ પાશેર, ખડીસાકર અને જીરાની ભૂકી નાખી ખાવી (૫) **ભસ્મકરોગ ઉપર**:—ભોયકોળાનો રસ, દૂધ અને ઘી નાખી પાવો. (૬) **બહુમૂત્રરોગ ઉપર**:—રાતા ભોયકોળાનુ ચૂર્ણ ઘીમા ખગ્લ કરી તેમાં લવંગ, એલચી, જાયફળ, જાવત્રી અને પીપળીમૂળના ગંઠોડા તથા તજની સમભાગે ભૂકી મિશ્ર કરી જેટલુ વજન થાય તેનો ચતુર્થાંશ સૂઠની ભૂકી અને સોળમો ભાગ લીંડીપીપરની ભૂકી નાખી, બધા ઔષધો સમાન ખાડ લઈ, તેમા બધાં ઔષધો મેળવી ઘી નાખી એક કિંવા બે તોલાની ગોળી કરી, તે એક સવારે અને સૂતી વેળાએ એ પ્રમાણે ખાવી (૭) **પુષ્ટતા માટે પાક**:—દૂધિયા ભોયકોળાનુ ચૂર્ણ ઘીમા તળવુ અને તેમા બેદાણા, બદામનો મગજ, ચારોળી, પિસ્તા, લવિંગ, એલચી, જાયફળ, ગોખરું, કૌચબીજ, શતાવરી તથા મૂસળી વગેરે નાખી સાકરનો પાક કરી તેની થેપલીઓ કરી રોજ ૨ અથવા ૩ તોલા પાક ખાઈ ઉપર ગાયનુ દૂધ પીવુ, એટલે ઉત્તમ પુષ્ટિ આવે છે (૮) **મસ્તકશૂળ ઉપર**:—સાદુ ભોયકોળું ઘસી માથે લેપ કરવો. (૯) **કોલેરા ઉપર**:—ધોળુ ભોયકોળુ ખાવુ (૧૦) **શરીરે કળ ચડે છે તે ઉપર**:—ધોળા ભોયકોળાનો રસ સાકર નાખી પાવો (૧૧) **સુવાવડીને દૂધ વધવા**:—ભોંયકોળાના કદનું ચૂર્ણ મધમા આપવુ. (૧૨) **અશક્ત, દૂબળાં અને જેને અનાજ બરાબર પચતું ન હોય એવા બાળકોને**:—ભોયકોળુ, ઘઉંનો લોટ અને જવનો લોટ, એ સમભાગે લઈ તેમા દૂધ, ઘી, સાકર અને મધ મેળવી ચાટણ કરીને ખવગવતા જવુ (૧૩) **ધાતુપુષ્ટિ માટે**:—ભોયકોળાના ચૂર્ણને તેના જ સ્વરસની ભાવના આપી તે ઘી અને મધમા આપવુ; એટલે ઉત્તમ પુષ્ટિ આવે છે (૧૪) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—ભોયકોળું, ગોખરુ, જેઠીમધ અને નાગકેસર, એ ઔષધો સમભાગે લઈ તેનો કાઢો કરી તે મધ નાખી પાવો એ જ કાઢામા રસસિંદૂર આપવાનો પણ પરિપાઠ દેખાય છે.×

**૪૨૭ ભોંયચંપો**:—સં૰ ભૂમિચંપક મ૰ ભુંઈચાપા હિ૰ ભુઈચમ્પા. બં૰ ભુંઈચાપા, ચંડમૂલ. લા૰ કેમ્પિફેરિયા રોટુંડા

એ ઝાડ નાનાં હોય છે કેળના જેવા એના રોપા હોય છે એનો કદ હોય છે. તેમાથી ઝાડ ઉત્પન્ન થાય છે એ ઝાડ દેવકદબના ઝાડ જેવુ થાય છે એ ઝાડ ઉનાળામા સુકાઈ જાય તો ચોમાસામા પુનઃ ઊગી નીકળે છે **એનાં ફૂલ**:—મધુર અને સુવાસિત હોય છે **ભોંયચંપો**:—ઉષ્ણ તથા તીખો છે, અને સોજો, ગલગંડ અને વ્રણનો નાશક છે ઉપયોગ—(૧) **કર્ણમૂળ, ગંડમાળ, સ્તનરોગ અને લાપોટિયા ઉપર**:—ભોયચપાના મૂળ પાણીમા ઘસી

× ડૉક્ટર દેસાઈ લખે છે, કે ભોયકોળું કૉડલીવર તેલના કરતાં બહુ જ સારુ કામ કરે છે પ્રૌઢ માણસને સારી રીતે લાગુ પડે છે ભોયકોળાના સેવનથી શરીરનું વજન બહુ જ જલદી વધી જાય છે

ચોપડવા (૨) ઉઠાણુ (ગૂમડાં) **અને બદ બેસવા માટે:**—ભોયચંપાના મૂળ, ગૂગળ અને મરી એકત્ર ઘસી ઉપર લેપ કરવો.

૪૨૮ **ભોંયમગ (મગફળી)**—સં૦ ભૂચણુક, તૈલકંદ, મ૦ ભૂંયામૂંગ હિ૦ મૂંગફલી, ચીનાબદામ બં૦ માટકલાય, ચીનેર બાદામ. તૈં૦ બરણુ સનગકય. તા૦ વાર્કદલઈ. લા૦ ઍરેકિસ હાઈપોજીઆ.

ભોયમગ (મગફળી) એ સર્વત્ર પ્રસિદ્ધ છે ભોયમગના વેલાના પાદડાનો આકાર કૂવાડિયાના પાંદડાના જેવો હોય છે. એને પીળા ફૂલ આવે છે એને જમીનમા કંદ જેવી શિગો આવે છે તેને ખોદી કાઢે છે ભોયમગના વેલા સુકાવા લાગે એટલે શિગો પાકી એમ સમજવુ. એની લીલી શિગો પણ શેકીને ખાવાથી ઘણી જ સ્વાદિષ્ટ લાગે છે સુકાયેલા દાણાનુ તેલ કાઢે છે. તે ખાવાના તથા બાળવાના ઉપયોગમા આવે છે દાણાની ચટણી, આમટી વગેરે પદાર્થો થાય છે. દાણા શેકી તેમાં ગોળ અગર સાકર નાખી તેના લાડુ કરે છે ભોયમગ પચે તો ઘણા પૌષ્ટિક છે. **ભોંયમગના દાણા**—પિત્તકર, વાતુલ અને ઉષ્ણ છે. **ભોંયમગની વેલ**—ઢોરોને ખાવાને ઘણી જ ઉપયોગી છે. એ ખોળની માફક ઢોરોને પૌષ્ટિક છે દુઝણા ઢોરોને એનાથી પુષ્કળ દૂધ આવે છે. ભોયમગના તેલમાં જેતુનના(ઑલીવ ઑઈલ)ના જેવા જ ગુણ છે એ સારક, વ્રણરોપક, વ્રણપ્રસાદક અને પૌષ્ટિક છે. ઉપયોગ—(૧) **દાદર ઉપર:**—ભોયમગના દાણા પારિજાતકના રસમા અથવા તે ન મળે તો પાણીમા ઘસીને ચોપડવા

૪૨૯ **ભોરિંગણી**—સં૦ બં૦ કંટકારિકા મ૦ રીંગણી. હિં૦ કટેરી, લઘુકટાઈ, ભટકટૈયા, રેંગની. રા૦ કટાલી બં૦ કંટકારી. ક૦ નેલગુલ્લુ તૈં૦ રેવટીમુલંગા, વાકુટીચેટ્ટુ તા૦ કરીમુલ્લી. ગુ૦ કક્ષ્ટે. મલા૦ ચેરૂવાલુટિના. ઔં૦ કટમારિષ. લા૦ સોલેનમ ઝેંથોકાર્પમ્

ભોરિંગણીના છોડ જમીન સાથે પ્રસરે છે એ છોડના સર્વ અંગ ઉપર બારીક કાટા હોય છે. ભોરિંગણીને સોપારી જેવડા ગોળ ફળ આવે છે તેમા બી પુષ્કળ હોય છે એના ફૂલ ઉપરથી બે ભેદ છે એકના ફૂલ કાળા કે ઉદા અને બીજાના ધોળા હોય છે. તેમા ધોળા ફૂલની ભોરિંગણી કવચિત્ મળે છે. ધોળી ભોરિંગણીને 'લક્ષ્મણા' કહે છે. **ભોરિંગણી**—તીખી, ઉષ્ણ, દીપન, ભેદક, રુક્ષ, પાચક, લઘુ તથા સારક છે અને દમ, ઉધરસ, કફ, પીનસ, કફવાત, જ્વર, હૃદ્રોગ, અરુચિ, મૂત્રકૃચ્છ્ર, પાર્શ્વશૂળ, આમ તથા કૃમિનો નાશ કરે છે. **એનાં ફળ**—ભેદક, રસકાળે અને પાકકાળે તીખા, રુચિકર, હૃદ્ય, પિત્તલ, કડવા, અગ્નિદીપક તથા લઘુ છે, અને વાયુ, કફ, શ્વાસ, કંડૂ, જ્વર, કૃમિ, મેહ તથા શુક્રદોષનો નાશ કરે છે. **શ્વેત ભોરિંગણી**—રુચિકર, તીખી, ઉષ્ણ, નેત્રને હિતકર, અગ્નિદીપક, પારબંધક તથા ગર્ભસ્થાપક છે, અને કફનો નાશ કરનારી છે બીજા ગુણ સરખા છે ઉપયોગ—(૧) **ઉધરસ ઉપર:**—ભોરિંગણીના મૂળનો કાઢો કરી તેમા મધ અને લીંડીપીપર નાખી તે પાવો; કિંવા ભોરિંગણી અને લીંડીપીપરનુ ચૂર્ણ મધમા આપવુ. (૨) **માથામાં ટાલ પડે છે તે ઉપર:** ભોરિંગણીનો રસ અને મધનો લેપ કરવો. (૩) **દાઢમાં કીડા થાય છે તે ઉપર:**—ભોરિંગણીના ફળ ચલમમા નાખી સૂંઘવા અથવા ફળની ભૂકી અગ્નિ ઉપર નાખવી, તથા નળી લગાડી ધૂણી મોઢામા લેવી અને કેટલીક વાર સુધી તે મોઢામા રાખી પછી મોઢું ઉઘાડવુ અને લાળ પાડવી. એમ ત્રણ દિવસ કરવુ એટલે કીડા ખરે છે. (૪) **મૂત્રાઘાત ઉપર:**—ભોરિંગણીનો રસ ૨ તોલા અને ઉપરસાલનો રસ ૧ તોલો એકત્ર કરી તેમા છાશ ઉપરનુ પાણી ૪ તોલા નાખી પાવો; અથવા ભોરિંગણીનો અંગરસ છાશમા નાખી પાવો. (૫) **સામાન્ય જ્વર ઉપર:**—ભોરિંગણીના મૂળ, કરિયાતુ તથા સૂંઠનો કાઢો દર વેળા ત્રણ તોલા સુધી દિવસમા ત્રણ વાર પાવો, તેથી શ્રમ કિંવા કોઈ પણ કારણથી આવેલો સામાન્ય જ્વર જલદી જાય છે (૬) **ભૂખ ન લાગે તો:**—ભોરિંગણી છોડ સહિત વાટી તેમા ૧ તોલો લવંગ, ૧ તોલો જાયફળ અને ૧ તોલો મધ નાખી સતત ત્રણ દિવસ ખરલ કરવુ. પછી તેની સોપારી જેવડી ગોળીઓ કરી દરરોજ ૧ ગોળી પ્રમાણે ૪–૫ દિવસ આપવી (૭) **પેટમાં કોઈ પણ આજારની ગાંઠ હોય તો તે ઉપર:**—ભોરિંગણી મૂળ સહિત સૂકવવી પછી તેની ભૂકી કરી ગરમ પાણીમા એક પૈસા-

ભાર પ્રમાણે દિવસમા બે વાર, એમ ૭ દિવસ આપવી. (૮) **બાળકોના ડબા રોગ ઉપર:** ભોરિંગણી અને ઊભી રીંગણીનો કાઢો કરી તેમા પાપડિયો ખારો નાખી તે કાઢો પાવો. (૯) **શ્વાસ-કાસાદિક ઉપર:**—ભોરિંગણી, ગળો, સૂંઠ અને અજમાનો કાઢો લીંડીપીપરનું ચૂર્ણ નાખી પાવો; એટલે શ્વાસ, કાસ, અર્દિત વાયુ (મોઢું વાકુ થવુ તે), સળેખમ, અરુચિ, સ્વરભંગ, શૂળ અને જીર્ણ જ્વર દૂર થાય છે. (૧૦) **કાનમાં કૃમિ (કીડા) થયા હોય તે ઉપર:**—ભોરિંગણીના ફળ ચીરી અંગારામા નાખવા અને જે ધૂણી નીકળે તેને નળી લગાડી કાનમા ઘાલવી, જેથી કૃમિ બહાર આવે છે (૧૧) **અજીર્ણજ્વર ઉપર:**—ભોરિંગણી અને પિત્તપાપડાનો અષ્ટમાશ કાઢો કરી પાવો. (૧૨) **જીર્ણજ્વર ઉપર:**—ભોરિંગણીના મૂળ, સૂંઠ તથા ગળોનો કાઢો મધ અને લીંડીપીપર નાખી પાવો. (૧૩) **મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત ઉપર:**—ભોરિંગણીનો સ્વરસ મધમા આપવો. (૧૪) **શ્વાસ ઉપર:**—ભોરિંગણી, જીરું અને આમળાંનું ચૂર્ણ મધમા આપવુ, એટલે ઊર્ધ્વશ્વાસ, મહાશ્વાસ અને તમકશ્વાસ ક્ષણમા દૂર થશે. (૧૫) **કૂતરાના વિષ ઉપર:**—ભોરિંગણીનો રસ ઘી નાખી પાવો. +

**૪૩૦ મકાઈ**—સ૦ માહાયાવનાલ. મ૦ મકા. હિં૦ મક્કા, ભુટ્ટે. તૈ૦ જનપટલુ. ઈં૦ ઇંડિયન કોર્નમેઝ. લા૦ ઝિયા મેઈઝ

મકાઈ એ ડુંગરાળ પ્રદેશમા સારી થતી નથી એના છોડ ત્રણ—ચાર હાથ ઊંચા વધે છે. એ છોડ ઘણું કરીને જુવારના છોડ જેવા હોય છે. એ છોડના ગાઠામાથી છોડને ત્રણ સુધી કણુસલા આવે છે છોડની ટોચે તોરો આવે છે. જો એ તોરો પક્ષી ખાઈ જાય કે ભાગી નાખે તો કણસલા દાણા વગર પોલા રહે છે. મકાઈના દાણાનો રંગ પીળો હોય છે. કવચિત્ રાતા રંગના કણુસલા પણ હોય છે મકાઈના લીલા ડોડા શેકી ખાય છે, તે ઘણા સારા લાગે છે. મકાઈ—એ ધાન્ય ઘણુ જ પૌષ્ટિક, ઠંડું તથા વાતુલ છે એ ધાન્ય વહેલુ સડે છે. **ઉપયોગ:**— (૧) **ઊલટી ઉપર:**—મકાઈના દાણા કાઢેલા કણુસલા બાળી તેની રાખ કરી તે મધમા વાલ દોઢ વાલ આપવી, એટલે ઊલટી તુરત બંધ થાય છે.

**૪૩૧ મખમલી**—સ૦ વિરજની. મ૦ મખમાલ. મખમલીના. છોડ શુમારે કમ્મર સુધી ઊંચા વધે છે. મખમલીમા પીળી, રાતી, એકેરી, ઝૂમખાદાર વગેરે જાત છે. મખમલીના પાદડાં વળી ગયેલા, લાબા અને કાત્રાદાર હોય છે એના ફૂલમા વાસ હોતી નથી. શોભા માટે ફૂલનો માળા વગેરેમા ઉપયોગ કરે છે. મખમલીના છોડ ઘણા પ્રાતોમા થાય છે **ઉપયોગ—(૧) આંખમાંની લાલી ઉપર:**—મખમલીના ફૂલ એક તોલો બાળી તેમા ગાયનું ઘી ૧ તોલો અને કપૂર ૧ તોલો એકત્ર ખરલ કરી અંજન કરવુ (૨) **રક્તમૂળ વ્યાધિ (હરસના રોગમાં લોહી પડે છે તે) ઉપર:**—એકેરી મખમલીના ફૂલ શુમારે ૪૦ લઈ, તેમાંના લીલા રેસાઓ કાઢી નાખી બારીક વાટી રસ કાઢવો. આ રસ એક તોલા સુધી કાઢી તેમાં તેટલુ જ ગાયનું ઘી નાખી થોડો ગરમ કરી તે

---

+ ડૉક્ટર દેસાઈના મત મુજબ ભોરિંગણી સ્વેદલ, જ્વરઘ્ન, મૂત્રલ અને કફઘ્ન છે બીજ વેદનાસ્થાપક છે.

**માત્રા**—ડીંટડા સહિત પાનનો રસ ૦ા થી ૦ાા તોલો મૂળનો અષ્ટમાશ કવાથ ૨ થી ૪ તોલા આની સાથે બીજા પ્રયોજક ઔષધિ—કફઘ્ન, સ્નેહન, સુગંધી આપવી જોઈએ ભોરિંગણી દશમૂળમા છે તોપણ તે અતિ મૃદુ સ્વભાવવાળી છે આનો સ્વેદલ અને જ્વરઘ્ન ઉપયોગ શરદી પૂરતો જ થઈ શકે છે મૂળનો કવાથ જ્વરમા શારીરિક દુખાવો ઓછો કરે છે થોડો પરસેવો આવે છે પેશાબ થોડો વધે છે, શરદીમા પણ આ વજના કરતા કમ દરજ્જાનુ કામ કરે છે **ઉપયોગ**—ભોરિંગણીથી ગળા અને શ્વાસનલિકાની શુષ્કતા ઓછી થઈને કફ છૂટવા માડે છે એટલે ગળામાનો સોજો, શ્વાસદ્વાર(સ્વરયંત્ર)નો સોજો અને શ્વાસનલિકાનો સોજો, એ બધા રોગોની પ્રથમાવસ્થામા વપરાય છે એ રોગો પર ભોરિંગણીનો બહુ જ સારો ઉપયોગ થાય છે એટલે ગભરામણ ઓછી થાય છે કંઠ અને છાતીમાનું ખેંચાણ ઓછુ થાય છે કફની પ્રથમાવસ્થામા મૂળના કવાથમા સિંધાલૂણ અને મધ મેળવીને આપવુ બીજી અવસ્થામા ઉધરસનો ત્રાસ ઓછો કરાવવા માટે ડીંટડા સહિત પાનનો રસ લીંડીપીપર અને મધ મેળવીને આપવો દમ પર સિંધાલૂણ અને હિંગ મેળવીને આપવુ

—**સ્વામી કૃષ્ણાનંદ**

મિશ્રણ ૩ દિવસ ખાવા આપવુ (૩) **ગૂમડામાંથી રસી વહેતી હોય તે ઉપર:**—મખમલીના પાંદડાંના રસમાં કડાની છાલનુ ચૂર્ણ મેળવી ઉપર ચોપડવુ. (૪) **માંડપુળી (બદ) ઉપર**:— મખમલીના પાદડા અને ધોળી કોળી(દૂધ)ના પાદડામા મીઠુ નાખી એકત્ર વાટી ગૂમડા ઉપર બાધવુ.

**૪૩૨ મગ**—સં૦ મુદ્દગ૦ મ૦ મૂગ હિ૦ મૂગ ક૦ પચ્ચે–હેસરૂ તૈ૦ પચ્ચા પેસલુ. તા૦ પચ્ચો પાયરૂ. તુ૦ પદેગી મલા૦ ચેરૂપાયક. ફા૦ બુનુમાષ. અ૦ મજ ઇં૦ ગ્રીન ગ્રેન લા૦ ફેસિ- ચોલસ મુંગો.

મગ હિંદુસ્તાનમા બધે પાકે છે એ છોડ શુમારે હાથભર ઊચો વધે છે એ છોડની આકૃતિ, મગ, શિંગ એ સર્વ અડદના જેવા જ હોય છે. મગની શિંગ લીલી દેખાય છે. કેટલાક મગનો રંગ કાળો, કેટલાકનો લીલો અને કેટલાકનો પીળો હોય છે. એની દાળ કરવાથી તે પીળી થાય છે. મગની ખીચડી, દાળ, મગદાળ વગેરે અનેક પદાર્થો થાય છે. મગ એ શીતળ છે અને તે અડદ કરતા ઓછા વાતલ છે. **મગ**—લઘુ, શીત, ગ્રાહક, સ્વાદુ, હલકા, કિંચિત્ વાતકારક તથા નેત્રોને હિતાવહ છે, અને કફ, પિત્ત તથા જ્વરના નાશક છે. **ઉપયોગ—(૧) મગના લાડુ**:—મગને શેકીને તેનો લોટ કરી તે લોટના જેટલુ ઘી લઈ તે કઢાઈમા નાખી નીચે મંદાગ્નિ કરી તાવેથાથી હલાવતા જવું; અને કિંચિત્ લાલ થવા લાગે એટલે વચમા વચમા તે ઉપર દૂધ છાટતા જવુ એમ કરતાં કરતા દાણો પડે એટલે નીચે ઉતારી તેમા સાકર, બદામ, પિસ્તા એલચી, લવંગ અને મરીનુ ચૂર્ણ નાખી લાડુ કરવા, એ શીતળ, વીર્યવૃદ્ધિકર તથા વાતપિત્તનાશક છે. **(૨) ઓકારી (ઊલટી), અતિસાર, દાહ અને જ્વર ઉપર**:—શેકેલા મગનો કાઢો લાહી (મમરા, ચોખાની ધાણી), મધ અને સાકર નાખી પાવો.

**૪૩૩ મજીઠ** સ૦ બં૦ મંજિષ્ઠા મ૦ બ૦ ક૦ મંજીષ્ઠ હિ૦ મજીઠ તૈ૦ તામગ્વલ્લી તા૦ માદીટ્ટી ફા૦ રૂનાસ અ૦ કુમ્હ તુસીબગ, ઊરૂકુસ્સુબાગિન ઈં૦ મેડરરૂટ, બેંગાલમેડર. લા૦ રુબિયા કોર્ડિફોલિયા.

મજીઠના વેલા હોય છે. એના મૂળને મજીઠ કહે છે એનો રંગ રાતો હોય છે. મજીઠની ઉત્પત્તિ **માળવા, નેપાળ, અફઘાનિસ્તાન અને ઈરાન** દેશોમા થાય છે. મજીઠનો ઉપયોગ કપડા રંગ- વામા પણ થાય છે. **મજીઠ**—તૂરી, ઉષ્ણ, ગુરુ, સ્વર્ય, વર્ણકારક, કડવી, મધુર તથા લઘુ છે, અને વ્રણ, મેહ, જ્વર, કફ, વિષ, નેત્રરોગ, સોજો, યોનિદોષ, શૂળ, કર્ણરોગ, વિસર્પ, કોઢ, અર્શ, રક્તાતિસાર તથા કૃમિની નાશક છે **એનાં પાંદડાંનુ શાક**—સ્વાદુ, લઘુ સ્નિગ્ધ તથા દીપન છે અને વાયુ તથા પિત્તનો નાશ કરનારુ છે. **ઉપયોગ–(૧) ગર્ભિણીના અતિસાર ઉપર**:— મજીઠ, મધ, લોધર, એ એકેક તોલો લઈ તેનુ ચૂર્ણ કરી તેને ધમાસાના અને સાકરના પાકમા નાખી આપવુ; એટલે જ્વરાતિસાર અને રક્તાતિસાર દૂર થાય છે **(૨) ઉંદરના વિષ ઉપર**:— મજીઠ, ધુવાસ, હળદર અને મીઠું, એનો લેપ કરવો. **(૩) લોહીવિકારનાં અને કુષ્ટનાં ચાઠાં ઉપર**:—મજીઠનુ ચૂર્ણ, મધ અને માખણ મેળવી લેપ કરવો. **(૪) મંજીષ્ઠમેહ ઉપર**:—મજીઠ અને ધોળા ચંદન(સુખડ)નો કાઢો પાવો. **(૫) આર્તવદોષ ઉપર**:—મજીઠ ૨ાા તોલા લઈ તેનો ફાટ કરી પાવો **(૬) સર્વ પ્રકારના કોઢ અને વાતરક્ત ઉપર**:—મજીઠ, ત્રિફળા, દારુહળદર, ગળો, કડુ, વજ અને કડવા લીમડાની છાલ એનો કાઢો ૪૨ દિવસ આપવો. **(૭) અસ્થિભંગ ઉપર**:—મજીઠ, મહુડાની છાલ અને આમલીના પાદડા એકત્ર વાટી ગરમ કરી બાધવા; અથવા મજીઠ અને જેઠીમધ લિંબુના રસમા વાટી તેમા શતધૌતઘૃત (સો વખત ધોયેલુ ઘી) અને ચોખાનો લોટ નાખી લેપ કરવો +

+ ડૉક્ટર દેસાઈના મતમા મજીઠ સ્તંભક, પૌષ્ટિક, આર્તવજનક, ગર્ભાશયસંકોચક, ચર્મદોષનાશક, શોથહર, વેદનાસ્થાપન અને વ્રણરોપણ છે એ ઉત્તમ ઔષધ છે એની ક્રિયા મગજ અને જ્ઞાનતંતુ પર થાય છે થોડી માત્રામા આપવાથી થોડો કેફ ચડીને ભ્રમ ઉત્પન્ન થાય છે એની બીજી ઉપર્યુક્ત ક્રિયા ગર્ભાશય પર થાય છે એટલે મજીઠ ગર્ભાશયનો સંકોચ કરે છે. ગર્ભાશયની પીડાને ઓછી કરે છે અને આર્તવસ્રાવ થવા

**૪૩૪ મયાળ ( પોઈ, પોથી )**—સ૦ ઉપોદકી મ૦ વેલબોડી, મયાળ, પોઈ બ૦ પુઈશાખ. ક૦ વસળે. મલા૦ પાચાળા, પોદિકા. ઈં૦ મલબાર નાઈટશેડ. લા૦ બેસેલા આલ્બા. બેસેલા રુબ્રા. તા૦ પાચાળે. તૈ૦ પેહાવચ્ચલિ, વાળી. ગો૦ વાળી. તુ૦ દોડ બસલે

મયાળના વેલા હોય છે. એમા બે જાત છે, એકને નેવાળ અને બીજીને ગંગાવળી કહે છે. નેવાળના મૂળને હમેશા પાણી મળે તો એ વેલો વર્ષ પર્યંત ટકે છે અને પચાસ-સાઠ હાથ આસપાસ પ્રસરે છે. એ વેલાના ફાંટા અગૂઠા જેટલા જાડા હોય છે અને પાદડા ગોળ ગૂદીના પાદડાં જેવા મોટા હોઈ રોટલી જેવા જાડા હોય છે એ વેલનો કકડો તોડી બીજે ઠેકાણે વાવવાથી તેના ફણગા ફૂટી તેની વેલ થાય છે. એ ભાજી ત્રણ-ચાર દિવસે વીણી લે છે. ગગાવળીના પાદડા બારીક અને ટાકાની ભાજીના પાદડા જેવા નાના ને પાતળા હોય છે. એ બે પ્રકારની છે એક રાતી અને બીજી ધોળી આ વેલો વર્ષ-છ મહિના ટકે છે. એનું શાક ઘણુ શીતળ અને પિત્તશામક છે આથી કેટલાક લોકો તે ઘણા પ્રેમથી ખાય છે. મયાળીને કાળા મરી જવડા નાના ફળ આવે છે. તેનો રગ જાબુડો હોય છે માહેનો રસ કિરમજી રગ જેવો હોય છે કેટલાક ગરીબ લોકો ગતી શાહીને બદલે એનો ઉપયોગ કરે છે એના શાક, ભજિયા, પતવડા વગેરે પદાર્થો બને છે. **મયાળ**—મધુર, કડવુ, તૂરું તથા ખારુ છે, અને મલાવષ્ટભ, નિદ્રા તથા આળસ કરનાર છે. વળી તે અરોચક, કફકર, પૌષ્ટિક, પથ્યકર, શીતળ, અતિસ્નિગ્ધ, બલકર તથા કંઠને અહિતકારક છે, અને વાયુ, પિત્ત, મદ તથા રક્તપિત્તનુ નાશક છે. **રાનમયાળ**—કડવી, તીખી અને રુચિકર છે. **ભોંયમયાળ**—કડવી, રસકાળે તથા પાકકાળે મધુર છે; અને કફકર, વૃષ્ય, કૃમિકારક, વાતલ તથા પિત્તનાશક છે. **માળા ઉપરની મયાળ**—પૌષ્ટિક, ધાતુવર્ધક, રુચિકર, બલકર, અગ્નિદીપક, લઘુ અને ત્રિદોષનાશક છે **ઉપયોગ—(૧) અર્બુદરોગ ( અળાઈ ) ઉપર:**—મર્મસ્થાન ઉપર અર્બુદરોગ થાય તો મયાળ કાજી અને છાશમા વાટી તેમા મીઠુ નાખી રાત્રે અને દિવસે લેપ કરવો.

**૪૩૫ મરડાશિંગ**—સ૦ રગલતા, ઋદ્ધિ, વામાવર્તફલા મ૦ મુરડશીગી, કેવણ હિં૦ મરોડફલી. બ૦ આતમોડા, ભેદુ. તૈ૦ ગુવાદર્ફ. મિથિલા૦ મરોરછિમરી. કો૦ ભગવતવલી. લા૦ હેલીકટેરસ ઇસોરા.

એના ઝાડ સાધારણ માથોડું ઊચાં વધે છે. એના પાદડા ઘણા મોટા હોતા નથી એને અમળાઈ ગયેલી શિગો આવે છે. એને મરડાશિંગી કહે છે. **મરડાશિંગી**—મધુર, સ્નિગ્ધ, શીતળ તથા મેધાકર છે અને કફ તથા શુક્રને વધારનારી, પ્રાણકારક, ઐશ્વર્યકર, બલપ્રદ, રક્તશુદ્ધિકર અને ગુરુ છે તથા કોઢ, કૃમિદોષ, મૂર્ચ્છા, રક્તપિત્ત, તૃષા, ક્ષય, વાત, રક્તદોષ અને તાવનો નાશ કરનાર છે. **ઉપયોગ—(૧) નાના બાળકના પેટમાં મરડો વગેરે ન થવા માટે:**—બાળાગોળી સાથે મરડાશિંગી ઘસી પાવી. **(૨) કાનમાં બગાઈ ગઈ હોય તે ઉપર:**—મરડાશિંગીના મૂળ એરડતેલમા ઘસી ૫-૧૦ વાર કાનમા પાડવા, એટલે બગાઈ મરી જઈ ફૂલી ઉપર આવે છે. **(૩) મરડો થાય તે ઉપર:**—મરડાશિગીના મૂળ છાશમા ઘસી પાવા. **(૪) ખાંડુક ( ગૂમડું )**

લાગે છે એ ક્રિયા ગર્ભાશયની માસપેશીઓ ઉપર તથા જ્ઞાનતતુ મારફત પણ થાય છે. આની ત્રીજી ક્રિયા ચામડી પર થાય છે એટલે ચામડીની રુધિરાભિસરણ ક્રિયા વધે છે અને તેમાની વિનિમયક્રિયા સુધરે છે મજીઠમા સ્તંભનધર્મ થોડો છે તોપણ ઉપયોગ કરવા લાયક છે મજીઠના સેવનથી ધાવણ અને પેશાબ લાલ થાય છે **માત્રા**—૫ થી ૧૫ રતી દિવસમા ૩ વખત ગર્ભાશયના સકોચ માટે, ૧૫-૧૫ રતી ત્રણ ત્રણ કલાકે અથવા ચાર ચાર કલાકે આપવાથી આર્તવસ્રાવ થવા લાગે છે **ઉપયોગ**—મજીઠનો કાઢો સુવાવડીને ગર્ભાશયમા રહેલ લોહી નીકળી જવા માટે અપાય છે એની સાથે ગર્ભાશય પર કામ કરવાવાળી બીજી પ્રયોજક ઔષધિ અપાય તો વધારે સારું, જેવી રીતે નોળવેલ અથવા કીડામારી, કપાસના મૂળની છાલ, ભાગ, પીપળામૂળ વગેરેમાથી કોઈ મેળવી આપવી સુવાવડીને તાવ હોય તો આની સાથે જ્વરઘ્ન, સ્વેદલ અને મૂત્રલ ઔષધિ મેળવવી જોઈએ ચામડીના રોગોમા મજીઠ આપતી વખતે સાકર અને ચામડી પર કામ કરનારી પ્રયોજક ઔષધિ પણ આપવી જોઈએ મજીષ્ઠાદિ ક્વાથનો ગાર્સાંચ પાઠ ઉત્તમ છે એ બધા પ્રકારના જૂના ત્વચારોગ પર ગુણકારી છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

**અને જખમ ઉપર :**—મરડાશિંગીના મૂળ ઘસી ચોપડવા.×

**૪૩૬ મરચી**—સ૦ મરીચ મ૦ મિરચી હિ૦ મિરચ ઈ૦ કા૦ મ્યણુશિનકા. ફા૦ ફિલફિલ. ઈં૦ ચિલી. લા૦ કેપ્સિકમ્ ફ્રુટેસેન્સ (લાલ મિરચી) કેપ્સિકમ નેપોલેન્સિસ (પીળી મરચી).

મરચીના છોડ કમ્મરપુર ઊંચા વધે છે. મરચાનો રંગ તે પાકયા પહેલા લીલો અને પાકે ત્યારે લાલ હિંગળોક જેવો થાય છે. પાકયા પછી તેને ચૂંટી લઈ સૂકવે છે મરચામા ત્રણ-ચાર પ્રકાર છે. **લવંગ મરચાં**—નાનાં અને તીખાં હોય છે. આ મરચા સુકાય છે ત્યારે પીળા દેખાય છે. દવા-રૂપે આનો ઉપયોગ કરવો જોઈએ-વધારે ખવાય તો ખાનાથી દાહ થાય છે. **કોલ્હાપુરી મરચાં**—બારીક અને વેંત-અર્ધો વેત લાબાં હોય છે **ગોમંતકી મરચાં**—મોટા અને ગોળ હોય છે તથા તેની છાલ જાડી હોય છે મરચાનો ભોજનમા રોજ ઉપયોગ થાય છે ભોજનમા મરચું અને મીઠું ન હોય તો તે ભોજન ઘણુ જ બેસ્વાદ લાગે છે, તોપણ મરચા બિલકુલ નહિ ખાતાં તેના બદલે મરી(તીખા)નો ઉપયોગ ઉત્તર હિંદુસ્તાનમા પુષ્કળ લોકો કરે છે સાધારણ રીતે હિંદુસ્તાનના દક્ષિણ ભાગમા જ મરચાનો અતિશય ઉપયોગ હોઈ તે ઓછો ઓછો થતા ઉત્તર તરફ તેનો ઉપયોગ બિલકુલ બંધ હોય એમ જણાય છે. લીલા મરચાની ચટણી, પંચામૃત વગેરે થાય છે. તે સિવાય તેનું અથાણું પણ કરે છે મરચા રક્તવૃદ્ધિકર અને પાચક છે ગરીબથી શ્રીમંત સુધી સર્વને મરચાંની એકસરખી જરૂર પડે છે ગરીબ લોકોને મીઠું, મરચું અને રોટલો મળે એટલે તેઓના અંગમાં સારી શક્તિ આવી તે જોરદાર બને છે **મરચી**—પિત્તલ, વિદાહી, રુક્ષ તથા દીપક છે, અને કફ, આમ તથા શૂળનો નાશ કરે છે મરીથા એના ગુણ ઓછા છે. **ઉપયોગ :—(૧) પેટપીડ ઉપર :**—મરચાના બિયા ઊના પાણી સાથે ગળવા. શરદીથી થયેલ પેટપીડ (શૂળ) ઉપર એનો સારો ઉપયોગ થાય છે, પણ જેને વિશેષ ગરમી હોય, રક્ત બગડેલું હોય તેને એ આપવું નહિ. **(૨) પટકી (કૉલેરા) ઉપર :**—એક ચમચાભાર મરચાની જાડી ભૂકી અને એક ચમચાભાર મીઠું ઊના આધણ આવેલા પાણીમા નાખી ઉકાળી તે પાણી ગરમ ગરમ પ્રાશન કરવું **(૩) માંકડનો નાશ થવા માટે :**—મરચા બાફીને કાઢો કરવો અને જ્યા માકડ હોય ત્યા કોઈ પણ ચીજ વડે પાણી ચોપડવુ એટલે ત્યા ફરીથી માકડ થતા નથી. **(૪) હડકાયા કૂતરાના ડંખ ઉપર :**—લાલ મરચું વાટી જખમ ઉપર ભરવું એટલે ઝેર બળી જઈ જખમ રુઝાશે **(૫) વીંછીના દંશ ઉપર :**—પીળા મરચા વાટી બાંધવાથી ઝેર ઊતરી જાય છે. **(૬) દારૂડિયાના ભ્રમ ઉપર :**—૧૦ રતી ચૂર્ણ ૧-૧ ઔંસ ગરમ પાણીમા દિવસમા બેત્રણ વખત પિવડાવવુ.

**૪૩૭ મરવો**—સ૦ વેધી, મરુબક મ૦ સબજા, મરવા. હિ૦ મરુવા, ગેદ. બં૦ મરૂઆફૂલ, ગંધતુલસી તૈ૦ રુદ્રજાડ. અ૦ ફા૦ મર્જગુસ ફિરંગી૦ શાહસ ઇ૦ સ્વિટબેઝિલ ગુ૦ ડમરો. કાઠિ૦ મરવો. લા૦ ઓસિમમ્ બેઝિલિકમ્

મરવાના છોડ જંગલી તુલસીના છોડ જેવા હોય છે. એની ઊંચાઈ સુમારે બે-ત્રણ હાથ

× મરડાશિંગના મૂળની છાલ સ્નેહન અને થોડી ગ્રાહી છે આ ગુનાની ઔષધિ ખતમીના પ્રતિનિધિ-રૂપે વાપરી શકાય છે મૂળની છાલનો કાટો મધુમેહમાં અપાય છે

* મરવાના છોડને કેટલાક લોકો ડમરો પણ કહે છે, પરંતુ એ આ ગ્રંથમા નં ૨૬૧મા વર્ણન કરેલ ડમરા કરતા જુદો છે મરવાને જૈન લોકો દહેરાસર પાસે અને મુસલમાન લોકો મસ્જિદમા અવશ્ય વાવે છે એ કાળો મરવો છે, કેમ કે એની ડાખળીઓમા કાળાશ હોય છે

ડૉક્ટર દેસાઈ લખે છે કે મરવાના છોડ પર તુરા આવ્યેથી તોડી નાખે તો ઝાડમા તેલનુ પ્રમાણ વધારે થાય છે પાનમા ૧॥ ટકો પીળુ-લીલુ તેલ હોય છે એ તેલ થોડા દિવસ પછી જામી જાય છે. એને મરવા(સબજા)નુ કપૂર કહે છે

**ગુણધર્મ**—મરવાનો સ્વરસ તીક્ષ્ણ, ઉષ્ણ અને રૂક્ષ છે તેમા ઉત્તેજક, વાતશામક, સ્વેદજનક, વાત-સંસ્થાને ઉત્તેજક અને કૃમિઘ્ન ગુણ રહેલા છે મરવાના બિયા મધુર, મૃદુ, સ્નિગ્ધ, શીતળ, મૂત્રલ અને સ્તંભન છે

**માત્રા**—સ્વરસ ૦ાથી ૧ તોલો, બીજ ૦ાથી ૦॥ તોલો દૂધસાકરની સાથે ફાટ કરીને આપવો અથવા હિમ આપવું

**ઉપયોગ**—મરવાનો રસ મગજને ઉત્તેજક હોવાથી ભૂતોન્માદ અને સંન્યાસ (મસ્તકમા રક્તવૃદ્ધિ સહ

હોય છે. પાદડા પણ જંગલી તુલસી જેવા હોય છે. એના પાદડાને કાત્રા હોય છે. મુસલમાન લોકો એ છોડનો ઘણો ઉપયોગ કરે છે. અને તુળસીના છોડ જેવા મોટા તોરા આવે છે. તેમા કાળા રંગના બિયા હોય છે. એ બિયાને પણ મરાઠીમાં 'તુકુમરાઈ' કહે છે. ડમરાના છોડની વાસથી ઘણા ભાગે સર્પ એ ઝાડ પાસે જઈ શકતો નથી તુકુમરાઈ એ જંગલી તુલસીના બીજ કરતાં વધારે ઠંડી છે. +**મરવો**—પાકકાળે સ્વાદુ, પ્રમેહનાશક, અગ્નિમાદ્યકર અને પિત્તનાશક છે. **ઉપયોગ**— **(૧) સર્પના વિષ ઉપર**:—ડમરાના પાદડાનો રસ ઘડીઘડીના અંતરે બેત્રણ વાર પાવો. **(૨) દાહ ઉપર**:—મરવાના બી પલાળી ગખી તે ફૂલે એટલે તેમા ગાયનું દૂધ અને સાકર નાખી પાવુ **(૩) ખોડા ઉપર**:—મરવાના પાદડાનો રસ અને લીમડાનો રસ એકત્ર કરી માથે ચોળવો. **(૪) વીંછીના દંશ ઉપર**:—મરવાના પાદડાનો રસ ચોપડવો. **(૫) બહેરાપણું અને વહેતા કાન ઉપર**:—મરવાના પાદડા હાથ પર ચોળી તેનો રસ કાનમા ત્રણ દિવસ પાડવો. **(૬) પીનસ રોગ ઉપર**:—મરવાનો રસ એક તોલો અને કપૂર એક માસો એકત્ર ઘૂંટી દરરોજ સવારે અને સાંજે એના પાચ પાચ ટીપા નાકમા નાખવા, એટલે પાણી તથા લોહી વગેરે પડવું બંધ થઈ સારુ થાય છે **(૭) કૃમિ ઉપર**:—મરવાનો રસ અને ફૂદીનાનો રસ એકત્ર કરી પાવો. **(૮) ચાંદીમાંના કીડા મારવા માટે**:—મરવો અને ધતૂરાનો રસ ક્ષત ઉપર ચોપડવો. **(૯) આગંતુક ગરમી ઉપર**:—મરવાના બિયા એક તોલો ઠંડા પાણીમા રાત્રે પલાળી રાખી સવારે તેમાં ૫–૭ તોલા દૂધ અને થોડી સાકર નાખી તે સવારે અને સાંજે ૭ દિવસ પાવુ. **(૧૦) પેટ દુખવા ઉપર**:—મરવાનો રસ સાકર સાથે પાવો **(૧૧) બળદ કે પાડો લોહી મૂતરે છે તે ઉપર**:— મરવાના બી તોલા બે અને ઓથમીજીરુ તોલા બે, એ રાત્રે પલાળી રાખી સવારે તેમા બીજું અર્ધો શેર પાણી નાખી શરબત કરવુ તેમા અર્ધો તોલો જીરું અને સાકર નાખી પાવુ. એમ નિત્ય સવારે ૫ દિવસ સુધી પાવુ. **(૧૨) અગ્નિદગ્ધ વ્રણ ઉપર**:—મરવાના પાદડાનો રસ ચોપડવો

**૪૩૮ મરી (તીખાં)**—સં૦ બ૦ મરિચ. મ૦ મિરવેલ. હિ૦ કાલી મિર્ચ. ક૦ કપ્પમેણસુ તૈ૦ મરિપાલુ તા૦ સેવ્વિય. મિલાગુ તુ૦ પેડેમચી મલા૦ કુરૂમુલાગુ. ફ્રા૦ પિલપિલે અસ્વદ. ઇં૦ બ્લેક પેપર. લા૦ પાયપર નાયગ્રમ્ અ૦ ફિલેફિલે અવીદ

મરીના વેલાની વાવણી પાનના વેલાની પેઠે જ થાય છે. એ વેલા મલબાર પ્રાતમા અને કોકણ પ્રાતમા થાય છે. મરીના વેલાના પાદડા નાગરવેલના પાદડા જેવાં થાય છે. મરીના વેલાને ફળના ગુચ્છા આવે છે, એ ફળને મરી કહે છે. મરીમા ધોળાં મરી અને કાળા મરી એવા બે પ્રકાર છે

---

મૂર્છા) ઇત્યાદિ પર અપાય છે જૂના તાવ પર મરવાનો રસ પિવડાવાય છે તેમ જ તેની માલિશ પણ કરાય છે એટલે પરસેવો આવે છે અને રોગીને ઉત્તેજના મળે છે ઉધરસમા સ્વરસ આપવાથી કફ કષ્ટ વિના પડવા લાગે છે ઉદરમા રહેલો વાયુ ઓછો થાય છે, એટલે શ્વાસ લેવામા ત્રાસ થતો નથી રક્તાભિસરણ અને જ્ઞાનતંતુ તથા શ્વાસોચ્છ્વાસ કેંદ્ર ઉત્તેજિત થાય છે, એટલે ઉધરસમા સારો લાભ પહોચે છે

મરવાનો રસ બહાર લગાડવાથી દુર્ગંધનાશક, કીટાણુનાશક અને વેદનાસ્થાપન ગુણ દર્શાવે છે. એ કારણથી કાનના દરદમા, મસોડાની પીડામા અને સોજા પર વપરાય છે

પરમાના રોગીને બીજનું હિમ અથવા ફાંટ અપાય છે મરવાનું લેટીન નામ જૂની આવૃત્તિમા 'ઓર્જેરેના માર્જેરેના' લખ્યુ હતુ એ છોડને પણ હિંદી, મરાઠી અને ગુજરાતીમા મરવો કહે છે પણ તે મુસલમાન લોકોમા વધારે ઉપયોગી નથી એની ઊંચાઈ ૨–૩ ફૂટ સુધી થાય છે એ બહુવર્ષાયુ છોડ છે એના મૂળમા કંદ થાય છે ફૂલ જાબુડા અથવા કવચિત્ ધોળા થાય છે એ પણ સુગંધી, તીક્ષ્ણ, ગરમ અને કડવા સ્વાદવાળો છોડ છે ગુજરાત–કાઠિયાવાડમા એ જાત જોવામા આવતી નથી બહારથી રોપ લાવીને કોઈ કોઈ બગીચાવાળા ઉછેરે છે મુસલમાનોમા જેનો ઉપયોગ વધારે થાય છે અને જેનુ વર્ણન પદેજીએ ઉપર કરેલ છે, તેને પંજાબ અને યુ૦ પી૦ મા 'સબ્જા' કહે છે, એટલે પંજાબમા સબ્જા અને મરવા, એ બન્ને જાત જુદી જુદી ગણાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

+ મરવાના બીજ તેમ જ રાનતુલસીના બીજ બન્નેને શ્રી પદેજીએ રાનતુલસીના વર્ણનમા 'તકમરિયા' લખેલા છે આજકાલના બીજ તકમરિયાને સંસ્કૃત ગ્રંથકારોએ 'કુઠેરક' નામ આપેલુ છે મરાઠીમા પદેજીએ બન્નેને એક જ નામ આપેલુ છે

આગ પાકાં થયા પછી જે મરી કાઢે છે તેને 'ધોળા મરી' કહે છે. મરીના વેલા ઉપર જે શિંગો આવે છે તેને 'ગજપીપર' કહે છે.× મરીનો ઔષધોમા અને રસોઈમા તથા પાકમાં ઘણો જ ઉપયોગ થાય છે. એના મૂળને **ચવક** કહે છે. એની વેલ ૪૦-૫૦ વર્ષો સુધી ટકે છે. એ વેલી પાડેરવા જેવા ઝાડો ઉપર ચડાવે છે. **કાળાં મરી**—તીખા, કડવા, ઉષ્ણ, વાયુ, રુચિકર, અગ્નિદીપક, તીક્ષ્ણ, રુક્ષ, અવૃષ્ય, છેદક, શોષક તથા પિત્તકર છે, અને વાયુ, કફ, કૃમિ, શૂળ, હૃદ્-રોગ, ઉધરસ, શ્વાસ, પ્રમેહ તથા અર્શનો નાશ કરે છે. **લીલાં મરી**—પાકકાળે અને રસકાળે મધુર, કિંચિત્ ઉષ્ણ, તીખા, ગુરુ, અપિત્તલ, અગ્નિદીપક, રોચક, સ્વાદુ તથા કડવા છે; અને કફ, વાયુ, કૃમિ તથા હૃદ્રોગનો નાશ કરે છે **ધોળાં મરી**—તીખા, ઉષ્ણ, રસાયન, અવૃષ્ય, કિંચિત્ રુક્ષ તથા સાકર છે; અને ત્રિદોષ, વિશેષે કરી નેત્રરોગ, વિષ તથા ભૂતબાધાનો નાશ કરે છે.

**ઉપયોગ—(૧) વાયુથી અંગ જકડાઈ જતું હોય તે ઉપર લેપ :**—મરી ઠંડા પાણીમા બારીક વાટી વ્યથિત જગ્યાએ જાડો લેપ કરવો; અને તે ઉપર કેળના લીલા પાદડા મૂકી કપડાથી બાધવુ એટલે દુ ખ નાશ પામે છે. **(૨) ખસ ઉપર :**—મરી અને આમલસારો ગધક બારીક વાટી ઘીમાં ખરલ કરી તે શરીરે ચોળવો અને તાપમા બેસી અગ શેકવુ; એટલે ખસ જાય છે. **(૩) શીતપિત્ત ઉપર :**—ઘીમા મરી વાટી લેપ કરવો અને થોડુ ચૂર્ણ ઘીમા મેળવી ખાવું **(૪) ઉધરસ ઉપર :**—અડધો માસો મરીનુ ચૂર્ણ બે અથવા ત્રણ માસા મધ અને સાકરમા આપવું **(૫) વિષમજ્વર ઉપર :**—મરીનુ ચૂર્ણ તુલસીરસ અને મધમા શક્તિ મુજબ આપવુ **(૬) માથું દુખે છે તે ઉપર :**—મરી કરંજ તેલમા વાટી ચોપડવા. **(૭) પટકી ( કૉલેરા ) ઉપર :**—ગરમ પાણીમાં મરીની ભૂકી નાખી પાવી, કિવા મરી ૧૦ રતી, હિગ શેકેલી ૧૦ રતી અને અફીણ ૮ રતી, એકત્ર મેળવી બાર ગોળીઓ કરવી અને દરેક કલાકે એકેક ગોળી પાણી સાથે ખાવી એ ગોળી ત્રણ કિવા ચાર વખત કરતા વધારે વાર લેવી નહિ **( ૮ ) ઉધરસ ઉપર :**—મરી દૂધમા ઉકાળી તે દૂધ પાવુ. **(૯) હરતાલના વિષ ઉપર :**—મરીની ભૂકી પાણીમાં મેળવી ખૂબ હલાવી તે શરીરે ચોળવુ. **(૧૦) સોમલના વિષ ઉપર :**—નવટાક માખણમા ૬ માસા મરીનુ ચૂર્ણ આપવું. **(૧૧) સળેખમ ઉપર :**—દૂધ ગરમ કરી તેમા મરીની ભૂકી અને સાકર નાખી પાવું. **( ૧૨ ) મૂત્રાઘાત ઉપર :**—ધોળા મરી પાચદશ લઈ કાજળ જેવા બારીક કરવાં. પછી તે ભૂકી અડદના દાણા જેટલી લઈ પાતળા કરેલા થોડા ઘીમા કાલવવી અને શિશ્નનુ મુખ ઉપર કરી તેના દ્વાર ઉપર એક કિંવા બે ટીપા નાખવા એ યોગે નાભિમા તેની અસર પહોચી પેશાબ જલદી સાફ થાય છે. રોગ વિશેષ હોય તો બે-ચાર વખત પણ ઔષધના ટીપા નાખવા પડે છે. ઇદ્રિય સાફ થયા પછી કદાપિ ઇદ્રિયમા બળતરા થતી હોય તો ફક્ત ઘી પાતળુ કરી તેના ટીપા વારંવાર ઇદ્રિયદ્વારે પાડી અદરથી પાછુ આવેલું ઘી લૂછી નાખી પુન નવુ ટીપું નાખતા રહેવુ. આ ઉપાય ફક્ત પુરુષોએ જ કરવો. ગરમીના આજારવાળા દરદીએ આ ઉપાય કરવો નહિ. **(૧૩) સંગ્રહણી, મૂળવ્યાધિ, ઉદરરોગ, અરોળ, મંદાગ્નિ અને ગોળાના રોગ ઉપર :**—મરી, ચિત્રકમૂળ અને સચળ, એ ત્રણ ઔષધોનું ચૂર્ણ કરી છાશમા નાખી પાવુ. **(૧૪) આધાશીશી ઉપર :**—મરી અને ચોખા ભાગરાના રસમા વાટી તેનો લેપ કરવો અથવા નિર્ગુંડીના રસમા મરી ઘસી નસ્ય આપવું. **(૧૫) સાધારણ સર્વ જ્વર ઉપર :**—મરી ૦। તોલાથી ૦॥ તોલા સુધી સાધારણ કૂટી તેમા ૪૦ તોલા પાણી અને ૨ તોલા સાકર નાખી અષ્ટમાશ કાઢો કરીને પાવો. **(૧૬) વાયુનો વિકાર કદી પણ ન થવા માટે :**—મરીની ભૂકી અને લસણ બારીક વાટી ભોજન સમયે ઘી ભાતના પ્રથમ ગ્રાસમા સતત સેવન કરનારને કદી પણ વાયુવિકાર થતો નથી. **( ૧૭ ) સ્વરભંગ ઉપર :**—ભોજન કર્યા પછી મરીની ભૂકીમા ઘી નાખીને તે પાવુ

**૪૩૯ મરેઠી**—સ૦ મહારાષ્ટ્રી મ૦ મરાઠી. હિં૦ મરૈઠી ૧૦ પિપ્પળકાવળા ક૦ હોમુગુલુ,

× ચવકની વેલ મરીની વેલના જેવી હોય છે પણ જાત જુદી છે ચવકનું લેટીન નામ પાઈપર ચબ છે, એ વેલના શાખાના ટુકડાઓને ચવક અને શિગને ગજપીપર કહે છે —સ્વામી કૃષ્ણાનંદ

અંકલખાર ફા૦ બાબુનેગાઉ. અ૦ ઉકહોવાન. ઈં૦ પેનીરોયલ લા૦ સ્પિલેન્થસ ઑલેરેસિયા. જુજરપ્રાત૦ અગરૂ.

એ છોડ શુમારે એક હાથ ઊંચો વધે છે. એને ખોટો અક્કલકરો અને બાગાયતી અક્કલકરો પણ કહે છે. એને તુળસીના પાન જેવડા પાન આવે છે, પણ તે પાન જાડાં હોય છે. એને પીળા લાલ રંગના ફૂલ આવે છે. એ ફૂલનો અક્કલકરાને બદલે ઉપયોગ કરે છે. અક્કલકરાની પેઠે જ એ ફૂલથી જીભે પાણી છૂટે છે. **ઉપયોગ—(૧) ઉધરસ ઉપર:**—એનાં છીડવા પાનમા મૂકી ખાવા. **(૨) ગળામાં ગૂમડું થયું હોય, ગળું દુખતું હોય, મોં આવેલું હોય અથવા જીભની નીચેનો ભાગ સૂજ્યો હોય તે ઉપર:**—મરેઠીના છીડવા અને મીઠું એકત્ર કરી ચોળવુ, એટલે લાળ ગળી ટપકી સોજો ઊતરે છે, તેમ જ મો તથા ગળાનુ દરદ દૂર થાય છે.

**૪૪૦ મર્યાદવેલ**—(આરવેલ) વૃદ્ધદારક, મર્યાદવલ્લી. મ૦ મર્યાદવેલ. હિં૦ દોપતીલતા, મરજાદવેલ. બ૦ છાગલકુરી. ઈં૦ આઈપોમિયા બાઈલોબા કચ્છ-રાવરપત્રી. ઈં૦ ગોટ્સ ફૂટફીપ?

આ વેલ ઘણે ભાગે સમુદ્રકાંઠે થાય છે. એના પાદડા **આસુંદરાનાં** પાદડા જેવાં મથાળે બે વિભાગવાળા ૧ થી ૪ ઇંચ લાબા, તેટલા જ પહોળા અને જાડા તથા સીધા હોય છે. એમાં ધોળી અને રાતી એવી બે જાત છે. ધોળી ગુણોમા અધિક છે× **મર્યાદવેલ**—શીતળ, ગ્રાહક, પાકકાળે તીખી, સારક, વાતલ, ગુરુ તથા ગર્ભને સૂકવનારી છે, અને ઊલટી, વિષૂચિકા, શૂળ તથા આમનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) બદ અને સર્વ પ્રકારની ગાંઠ ઉપર:**—મર્યાદવેલનાં પાદડા અથવા મૂળ કૂટી ગાઠ ઉપર બાધવા. પાદડા ન મળે તો ફળ વાટી બાધવા **(૨) મસ્તકશૂળ ઉપર:**—મર્યાદવેલના મૂળ અગર પાદડા વાટી મસ્તકે લેપ કરવો. **(૩) ઉધરસ ઉપર:**—મર્યાદવેલનો કાઢો કરી પાવો.

**૪૪૧ મસૂર**—સં૦ મ૦ હિં૦ મસૂર. ક૦ ચનગી. ફા૦ બુનોસુર્ખ. અ૦ અદસ, ઈં૦ લેંટીલ. લા૦ એર્વમ્લેન્સ. તા૦ મિસ્સર, પુરપુર. બં૦ મુસુરિ કલાય. તૈ૦ ચિરિશન ભલુ તા૦ મિસૂર પુરપુર.

મસૂર એ દ્વિદલ ધાન્ય છે. એના છોડ હાથ-દોઢ હાથ ઊંચા વધે છે. મસૂરનો રંગ બહારથી કાળો હોય છે એની દાળનો રંગ રાતો હોય છે મસૂર ધાન્ય વાતુલ છે, ગરીબ લોકોમા આ ધાન્યનો ઉપયોગ થાય છે. મસૂરની દાળ કરે છે ગુજરાતમા મસૂરનો પાક પુષ્કળ થાય છે. મસૂર લાલ અને ધોળી, એવી બે જાતની છે બન્નેના ગુણ સરખા જ છે. **મસૂર**—મધુર, શીતળ, ગ્રાહક, વાતકર, લઘુ, રુક્ષ, વર્ણકર, બલકર તથા બૃહણ છે; અને કફ, રક્તદોષ, જ્વર, મૂત્રકૃચ્છ્ર તથા રક્તપિત્તની નાશક છે **એનાં પાંદડાંની ભાજી**—કડવી અને હલકી છે. **ઉપયોગ—(૧) ત્રિદોષજનિત ઊલટી ઉપર:**—મસૂર શેકી લોટ કરી પછી પાકેલા દાડમનો રસ કાઢી તેમા તે લોટ મેળવી પાવો **(૨) સર્વ પ્રકારના જ્વર ઉપર:**—મસૂરની સળીઓનો ધૂપ કરવો. તે સર્વ જ્વરનો નાશક છે.

**૪૪૨ મહુડો**—સ૦ મધુક. મ૦ મોહાંચા વૃક્ષ કો૦ મોહટી. હિં૦ મહુવા. બં૦ મૌલ. ક૦ તુ૦ ઈપ્પેમારા ત૦ ઈપ્પસ તા૦ મધુક. મલા૦ ઇરૂપ્પા. ફા૦ ચકા ઈ૦ ઈલુપાટ્રી. લા૦ બેસિયા લૅટીફોલિયા

એ ઝાડ મોટામોટા થાય છે તે સર્વત્ર હોય છે, પરંતુ ગુજરાત પ્રાંતમા ઘણાં થાય છે. એના પાદડા હથેળી જેવડા, બદામ જેવડા અને જાડા હોય છે. એ પાદડા પતરાળા કરવાના ઉપયોગમા આવે છે મહુડાનુ લાકડું વજનદાર અને ટકાઉ હોય છે. તે ઇમારતના કામમા આવે છે. મહુડાના ઝાડ ઉપર ફૂલ આવે છે એ ફૂલ મીઠા હોવાથી તેનો ગરીબ લોકો ખાવામા ઉપયોગ કરે છે. ફળ ઓળા (ચણાના પોપટા) જેવા આવે છે ફળનુ તેલ કાઢે છે તેને ડોળિયું કહે છે એ

---

* મરેઠી કડવી, તીક્ષ્ણ, ગરમ તથા વાત અને કફની પીડાનો નાશ કરનાર છે

× મર્યાદવેલમા ફૂલ ઘેરા ગુલાબી અથવા જાંબુડા રંગના, મોટાં અને ઘંટાકાર આવે છે. સવારે ૮-૯ વાગે ઊઘડે છે અને બપોર નમતા બંધ થઈ જાય છે ફળ ગોળ અને અણીદાર હોય છે મૂળ સૂતળાથી હાથના કાડા જેવા જાડા થાય છે ડાડી ૧૦૦ ફૂટ લાબી હોય છે આના મૂળને વરધારો કહે છે

દીવા બાળવાના કામમા આવે છે. એ તેલ ઘીમા મિશ્ર કરી કેટલાક દગલબાજ વેપારીઓ વેચે છે. તે ઘીમા મળી જાય છે અને ઘી જેવું જ કણીદાર દેખાય છે. એના ફૂલનો (મહુડાનો) દારૂ કરે છે. એ દારૂ પીને લોકો બોકડા જેવા મદોન્મત્ત થાય છે, તથા અનેક અનાચાર અને દુષ્ટ કૃત્યો કરે છે. અને આપણા ઉત્પન્નકર્તા પરમેશ્વરને વીસરી જઈ પોતે જ પોતાનો નાશ કરી નાખે છે. પરમેશ્વરે સારી અને નઠારી એવી સર્વ પ્રકારની વસ્તુઓ નિર્માણ કરેલી છે, પરંતુ માણસે નઠારી વસ્તુનો ત્યાગ કરી સારી વસ્તુનુ ગ્રહણ કરવુ; એથી જ કલ્યાણ થશે, એવો ઈશ્વરનો આંતરિક હેતુ છે **મહુડાં**—મધુર, શીત, વાતુલ, વીર્યવર્ધક પૌષ્ટિક, તૂરા તથા કડવા છે, અને કૃમિ, પિત્ત, દાહ, શ્રમ તથા વ્રણનો નાશ કરનાર છે. **એનાં ફુલ**—મધુર, વૃષ્ય, હૃદ્ય, ધાતુવર્ધક, ગુરુ, સ્નિગ્ધ, તથા વિકાસી છે; અને પિત્ત, દાહ તથા વાયુનો નાશ કરનાર છે **એનાં કાચાં ફળ**—શીત, શુક્લ, ગુરુ, સ્નિગ્ધ, રસકાળે અને પાકકાળે મધુર, મલસ્તંભક, બલકર તથા ધાતુવર્ધક છે, અને રક્તરોગ, વાયુ, પિત્ત, દમ, તૃષા, ઉધરસ, ક્ષતક્ષય તથા રાજયક્ષ્માનો નાશ કરે છે **તે જ પાકવાથી** બળકારક છે અને પિત્ત તથા વાયુના નાશક છે. **પાણ-મહુડો** (પાણીમા થનારી જાત છે તે)—મધુર, વૃષ્ય, શીત, બલકર તથા રસાયન છે અને વ્રણ તથા ઊલટીનો નાશ કરનાર છે **ઉપયોગ—(૧) અપસ્માર, ઉન્માદ, સન્નિપાત અને અપતંત્રક વાયુ ઉપર :**—મહુડાની અંતરછાલ, લીંડીપીપર, વજ, મરી અને સિંધવ, એ કોકરવરણા પાણીમા વાટી નસ્ય આપવુ **(૨) કંઠસર્પ ઉપર :**—મહુડાનાં ફળમાંના બિયા પાણીમા ઘસી પાવા **(૩) ધાતુ પુષ્ટ થઈ કામોત્તેજન આવવા માટે :**—મહુડાની અંતરછાલનું ચૂર્ણ દિવસમા બે વાર સવાર-સાંજ દર વખતે ૨-૩ માસા જેટલુ ગાયના ઘી અને મધ સાથે આપવુ ઉપર ગાયનુ ધારોષ્ણ અથવા ગરમ દૂધ ઘી-સાકર સાથે પાવુ **(૪) સર્પના વિષ ઉપર :**—મહુડાના ફળમાના બિયા પાણીમા ઘસી અંજન કરવુ +

---

+ ડૉક્ટર દેસાઈ લખે છે કે મહુડાનો દારૂ અહિતકારક છે નવો ગાળેલો તો ઝેર જ છે એનાથી હોજરીમા બળતરા થાય છે, મનુષ્ય વ્યાકુળ બને છે, નિદ્રા બગડે છે, માથુ દુખે છે અને થોડું કારણ મળે તો તાવ આવી જાય છે રોજ થોડો થોડો દારૂ પીએ તો હૃદયની નીચે પેટમા દરદ થાય છે, ભોજન પરથી રુચિ ઓછી થાય છે, વિચારશક્તિ બગડે છે અને મગજમા અશાંતિ ઉત્પન્ન થાય છે જૂનો દારૂ ફરી ગાળેલો હોય તે પાણીમા મેળવી યોગ્ય પ્રમાણમા પવાય તો લાલાસ્રાવ વધે છે પેટમા જવા પછી હોજરીમા ઉષ્ણતા લાગે છે, હોજરીની રક્તવાહિનીઓ પહોળી થાય છે, પાચકરસ વધે છે, ભૂખ લાગે છે, ભોજન રુચિકર જણાય છે, અન્ન જલદી પચી જાય છે અને રસ જલદી લોહીમા મળી જાય છે દારૂ લોહીમા જલદી મળીને શરીરમા સર્વત્ર ફેલાઈ જાય છે પણ લોહીના ઉપર એનુ કાંઈ પણ પરિણામ થતુ નથી દારૂ પીવાથી રક્તાભિસરણ પર અતિ ઉપયુક્ત ક્રિયા થાય છે એથી હૃદયની ક્રિયા વધે છે એ જ વખતે ચામડીમા રહેલી કેશિકાઓ, તેમ જ ધમની અને શિરાઓનો વિકાસ થાય છે શરીરમા રહેલી રક્તવાહિનીઓનો સંકોચ થાય છે એ બે ક્રિયાઓના કારણથી રક્તદબાવ (બ્લડ પ્રેશર) વધી જાય છે

દારૂ (યોગ્ય માત્રાથી) હૃદયનુ પ્રત્યક્ષ પોષણ કરે છે એ અતિ મહત્ત્વની વાત છે (એટલા જ માટે હૃદયક્રિયા શિથિલ થતી વખતે અને તાવમા હૃદય નબળુ પડે ત્યારે દારૂ પાણીમા મેળવીને પિવડાવાય છે) જ્ઞાનતંતુ પર દારૂની ક્રિયા અતિ સ્પષ્ટ થાય છે એનુ પરિણામ પ્રારંભમા મગજ પર અને પછી મેરુદંડ પર થાય છે એથી વિચારશક્તિ વધે છે મનમા પ્રસન્નતા થાય છે સ્ત્રીઓના સમાગમની ઇચ્છા થાય છે ઔષધ-રૂપે દારૂમા જેટલો લાભ છે તેથી વધારે નુકસાન વ્યસન કરવાવાળાઓને થાય છે દારૂ વધારે પ્રમાણમા રોજ પીવાવાળાની પાચનશક્તિ બગડે છે, દસ્ત પાતળો થાય છે, શરીર અને મન જલદી થાકી જાય છે ચામડીની રક્તવાહિનીઓનુ વિકાસન કાયમ રહે છે ચરબી વધે છે અપચન રોગ ઉત્પન્ન થાય છે અને જ્ઞાનતંતુ બહુ જ ખરાબ થઈ જાય છે જે માણસને વાતરોગ (જ્ઞાનતંતુનો વિકાર) હોય તેમને દારૂ કદાપિ આપવો નહિ; નહિતર રોગી સારો થશે નહિ વધારે પાણી મેળવેલો દારૂ ચામડી ઉપર ચોપડીને તે ભાગને ખુલ્લો રાખીને દારૂ ઊડવા દીધો હોય તો ચામડીમાની રક્તવાહિનીઓનો સંકોચ થાય છે તથા તે ભાગ ઠંડો પડ્યા જેવો લાગે છે અને પરસેવો આવવાનુ બંધ થાય છે કડક દારૂને ચામડી પર ચોળી એ ભાગને ઉઘાડો રાખવાથી ચામડી જાડી અને કડક થાય છે એ ભાગને ઢાંકી રાખવાથી ચામડી લાલ થાય છે અને ત્વચા નીચેની ઇંદ્રિયમા રક્ત પ્રવાહ વધી જાય છે દારૂ લગાડવાથી શ્લૈષ્મિક ત્વચા કડક થાય છે, વ્રણ પર લગાડવાથી સ્રાવમાથી માંસલ દ્રવ્ય જામી જાય છે ધર્મના કારણે એ પૂતિહર ગણાય છે દારૂથી વ્રણની શુદ્ધિ થઈને જલદી રૂઝ

**૪૪૩ મંદાર**—સં૦ શ્વેતમંદ. મ૦ માદાર, શ્વતમાદાર, રૂઇમાદાર હિં૦ મંદાર. ક૦ માદારનું. તા૦ કોકકુમાદારે, મલા૦ વેળુત્તામાદારં. લા૦ કેલોટ્રોપિસ જિગાટિઆ ગો૦ ઢવળામાદાર.

એને 'આકડિયો મંદાર' પણ કહે છે એ મંદારના છોડ આકડાના છોડને ઘણા જ મળતા છે. ફક્ત ફૂલમા અને છોડના રંગમા ફેર જણાય છે. મંદારનો છોડ ધોળો અને ભૂરો હોય છે. એ છોડ રાનમા આપોઆપ ઊગે છે એના ફૂલ ધોળા હોય છે. એના ઉપર ભમરા ઘણા બેસે છે. એક વર્ષની અંદર એને ફૂલ આવે છે એનો કોયલો દારૂના કામમા આવે છે. એનુ દૂધ ઉકાળી જાડું કરવાથી તેનો ગુંદર જેવો ઉપયોગી પદાર્થ (ગટ્ટાપર્ચા) તૈયાર થાય છે. **મંદાર**—તીખો, કડવો તથા ઉષ્ણ છે, અને કફ, મેદ, વિષ વાયુ, કોઢ, વ્રણ, સોજો, કંડુ તથા વિસર્પનો નાશ કરનાર છે. **ધોળો મંદાર**—અતિ ઉષ્ણ, કડવો તથા મલશોધક છે, મૂત્રકૃચ્છ્ર, વ્રણ, કૃમિ તથા અત્યંત દારુણ વ્યાધિનો નાશ કરે છે **ઉપયોગ—(૧) વિષમ જ્વર ઉપર:**—મંદારનાં મૂળ રવિવારે કાને બાધવા એટલે વિષમજ્વર જાય છે **(૨) આમવાત, રક્તાતિસાર, ઉપદંશ અને રક્તકુષ્ઠ (કોઢ) ઉપર:**—મંદારના મૂળની છાલનુ ચૂર્ણ દોઢ માસો દિવસમા ત્રણ વાર સાકર સાથે આપવુ. **(૩) વાતશૂળ ઉપર:**—મંદારના મૂળનુ ચૂર્ણ દૂધમા પાવુ મંદાર અને આકડાના ગુણધર્મ સમાન છે. વિશેષ વિવેચન આકડાની ટિપ્પણીમા કરેલું છે.

**૪૪૪ માંકડી (મકડોલ)**—એ લીંબુડીની જાતનુ વગડાઉ ઝાડ છે. એના પાદડા લીંબુડીના પાદડા જેવા જ હોઈ તેને કાટા પણ હોય છે એને લીંબુડી જેવા જ બારીક ફળ આવે છે, તે સોપારી જેવડા હોય છે એ ઝાડ રાયગઢ કિલ્લા ઉપર થાય છે. **ઉપયોગ—(૧) વાયુબદ્ધ શરીર હોય તો:**—માકડીના સુકાયેલા પાદડા તંબાકુની પેઠે ચલમમા નાખી ૭ દિવસ પાવા; એટલે શરીરમાનો વાયુ નીકળી જાય છે. **(૨) વાયુ ઉપર:**—માકડીના પાદડાનો રસ અગર કાઢો પાવો. **(૩) સંધિવાયુ અને સુવારોગ ઉપર:**—એકાદ ઇટ અથવા માટી તપાવી, તે ઉપર માકડીના પાદડા નાખી તે વડે અંગ શેકવુ; અથવા પાદડા પાણીમા કઢવી તે વડે ૪ દિવસ સ્નાન કરવુ અને શરીરે પવન લાગવા દેવો નહિ. **(૪) ઢોરના ક્ષત ઉપર:**—માકડીના પાદડા વાટી તે ક્ષત પર ચોપડવા.

**૪૪૫ માચોલ (ભોલડો)**—મ૦ માચૂર, મચિયણ હિં૦ મચૌલાં. લા૦ આથિનેમમ્ ઇંડિકમ્. એ છોડ ઘણો વધે તો એક વેંત વધે છે એને પાદડા થતા નથી. તેની ડાળીઓને જાડી છાલ જેવો નરમ લીલા રંગનો ગર હોય છે માચોલ વગડાઉ ખારી જમીનમા થાય છે, એટલે ઘણું જ ખારું હોય છે એ ભાજીના છોડ પાણીમા ઉકાળી તેના ઉપરની છાલ કાઢી નાખી તથા રેસા બહાર કાઢી નાખી તેને સુધારી પછી વાટી મરચા તથા હિંગથી વધારી શાક કરે છે માચોલનું રાયતું પણ કરે છે એમા મુખ્યત્વે ખારાશ હોવાથી તેનું શાક કે રાયતુ કરતી વેળાએ તેમા મીઠું નાખવું પડતું નથી આ ભાજી સારી સ્વાદિષ્ટ છે માચોલમાથી સાજીખાર બનાવાય છે.

**૪૪૬ માઠ (ડાંભો)**—સં૦ મારીશ. મ૦ માટ, પોકલ્યાચી ભાજી. બં૦ કાટાનટે. હિં૦ કાટેદાર ચોલાઈ, મરસા. ઉડિં૦ નેઉટાશાગ તૈ૦ ડુગલકુરા લા૦ એમેરેથસ ગેન્જેટિકસ (લાલ ડાભો), એમેરેન્થસ સ્પાઈનોસસ્ (કાટાળો ડાભો) ઉ નેઉટાશાક.

માઠનુ શાક સર્વત્ર અને સર્વ કાળે મળે છે એમાં રાતો અને ધોળો એવા બે પ્રકાર છે. માઠની ભાજી વાવ્યા પછી ત્રણ અઠવાડિયામા મોટી થઈ ખાવાના ઉપયોગમા આવે છે માઠની ભાજી નિર્મળ અને ખાવામા સારી લાગે છે દીટાના પાદડા ચૂંટી કાઢી ભાજી કરે છે અને બિયાં

---

આવી જાય છે કડક દારૂથી ચામડી જાડી અને કડક થાય છે એ ધર્મના હેતુથી અનેક દિવસ બિછાનામાં સૂતેલા રોગીના વાસા અને ફૂલા ઉપર કરચલી પડે છે, તે જગ્યાએ કડક દારૂની માલિશ કરાય છે કડક દારૂથી ચામડી લાલ થાય છે માટે સાધાઓનો સોજો, સાધાઓનુ જકડાવુ, જીર્ણ આમવાત, કફ, સાવરણનો સોજો, શ્વાસનલિકાનો સોજો ઇત્યાદિ રોગોમા કડક દારૂની માલિશ કરી તે ભાગ પર ગરમ કપડુ બાધી દેવાય છે જ્યારે પરસેવો બંધ કરવાની જરૂર હોય ત્યારે જે ફોલ્લાઓમાથી પાણી ઝરતુ હોય તેના ઉપર પાણીવાળા દારૂની પટ્ટી રખાય છે

—સ્વામી કૃષ્ણાનંદ

આવ્યા પછી દીંટાની પણ ભાજી કરે છે. **ધોળો માઠ**—મધુર, રુક્ષ, ખારો, શીતળ, ગુરુ, સારક, કફકર તથા વાતકારક છે; અને રક્તપિત્ત, મદ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરનાર છે. **રાતો માઠ**—કિંચિત્ ગુરુ, ખારો, મધુર, સારક, કફકારક, પાકકાળે તીખો અને અલ્પ દોષ ઉત્પન્ન કરનારો છે. **મિશ્રવર્ણ માઠ**—ખારો, સ્વાદુ અને પિત્તકર છે **ખાટો માઠ**—ખાટો, ખારો તથા મધુર છે અને દોષને કોપાવનાર છે. **પાણીમાંહેનો માઠ**—વિશેષ કરી રક્તાર્શનો નાશ કરે છે. કાટાળો ડાંભો શીતળ, મૂત્રલ, ઉત્તમ સ્નેહન, ગર્ભાશયની વેદના શમન કરવાવાળો, સ્તન્યજનન અને ગર્ભાશયને શક્તિપ્રદ છે. પરમા પર મૂળનો ક્વાથ અપાય છે **ઉપયોગ—(૧) ખાંડક (ગૂમડું) જલદી ફૂટવા માટે :**—માઠની ભાજીનું સુકાયેલુ દીટુ બાળી તેની રાખ અને ચૂનો એકત્ર કરી ઉપર ચોપડવો **(૨) મદ્ય (દારૂ) ઉપર ઉતાર :**—રાતા માઠની દાડીનો રસ ૪ તોલા સુધી પાવો **(૩) અત્યાર્તવ પર**—કાટાળા ડાભનો રસ આપવો.

**૪૪૭ માયફળ (માયાં)**—સ૦ માયાફળ મ૦ તુરટે, માયફળ હિ૦ માજુફળ બં૦ માઇફિલ. ક૦ માપાલકાયિ ફા૦ માજુસ અ૦ આપસ, સમરતુલ, તુરફા. ઇં૦ ગાલનટ્ લા૦ કવેર્કસ ઇન્ફેક્ટોરિયા

માયફળનુ ઝાડ મોટું થાય છે. એના ફળ સાધારણ સોપારી જેવડા અને તે કરતા બારીક પણ હોય છે **માયફળ**—તીખા, ઉષ્ણ, શૈથિલ્યનાશક, પ્રશસ્ત અને વાતનાશક છે × **ઉપયોગ—(૧) નાસારોગ ઉપર :**—માયફળની ભૂકી સૂધવી **(૨) બાળકોના રક્તસંગ્રહણી રોગ ઉપર :**—ગાયના દૂધમા કિવા ઘીમા માયફળ ઘસી પાવા **(૩) બાળકોના અતિસાર અને સંગ્રહણી ઉપર ,**—માયફળ અને સૂઠ ઘીમા અથવા દૂધમા ઘસી ચાટવા આપવુ. **(૪) યોનિ-સંકોચન થવા માટે :**—માયફળ અને ફુલાવેલી ફટકડીના ચૂર્ણની પોટલી યોનિમા રાખવા આપવી; અથવા માયફળ અને કપૂર મધમા ખરલ કરી અંદર લેપ કરવો. **(૫) દાંત હાલતા હોય તે ઉપર :**—માયફળ ૧ તોલો, ફટકડી ૧ તોલો અને ધોળો કાથો ૧ તોલો, એનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે દરરોજ દાતે ઘસી લાળ ગળવા દેવી એ પ્રમાણે દિવસમા બે વાર કરવુ આ ઔષધ ત્રણ કિંવા ચાર દિવસ આપવાથી ગુણપ્રદ થશે **(૬) બાળકોના જીર્ણજ્વર ઉપર :**—બે બારીક માયાફળ રાત્રે ઠડા પાણીમા પલાળી રાખવા; અને બીજે દિવસે સવારમા તે માયાફળ ત્રણ તોલા ગાયના દૂધમા ઘસી ૭ દિવસ પાવા. **(૭) આમાંશ (મરડા) ઉપર :**—માયફળ ગાયના માખણના નીતર્યા પાણીમા ઘસી ચાટણ કરવું. **(૮) લાલાસ્રાવ (લાળ પડવા) ઉપર :**—માયફળના કાઢામા ફટકડી અને કાથાનુ ચૂર્ણ નાખી તેના કોગળા કરવા +

---

× માયાના ઝાડો વગડામા થાય છે આકૃતિ સરુ જેવી હોય છે, એની શાખાઓમા માખીના જેવાં લીલા રગનાં જીવડા ખૂચી જાય છે ત્યા ઘર બાધે છે તેને ફળ કહે છે એમા એના બચ્ચા રહે છે ઈંડાની માફક એ એમા વધે છે. પૂર્ણ થવા પછી તે તેમાથી ઊડી જાય છે, તેથી ઘણાખરા માયફળ પોલા હોય છે. નગઠ હોય તો તેમાંથી મરલો જીવડો નીકળે છે

+ માયફળ ઉત્તમ સ્તભન, શ્લેષ્મહર, જ્ઞાનતતુઓનુ આકર્ષણ કરનાર, રક્તસ્થાપન, વિષઘ્ન અને જ્વરઘ્ન ઔપધોને સહાયક છે

**માત્રા**—૫ થી ૧૦ રતી, દિવસમા ૩–૪ વખત

**ઉપયોગ**—જૂના અતિસારમા અને સગ્રહણીમા ૨–૫ રતી માયફળનુ ચૂર્ણ તજ વગેરે પ્રયોજક ઔષધની
સાથે મધમા અપાય છે જૂના મરડામા માયફળનો ક્વાથ સારી રીતે લાગુ પડે છે હોજરીના જીર્ણ મદ-
શોથ અને તેનાથી ઉત્પન્ન થનારા લક્ષણો માયફળથી દૂર થાય છે જીર્ણજ્વર અને શીતજ્વરમા માયફળ
૧૦–૧૫ રતી દિવસમા ૩ વખત કરિયાતાના ક્વાથની સાથે અપાય છે જીર્ણજ્વરમા શરીર શિથિલ થવાથી
પ્રત્યક્ષ જ્વરઘ્ન ઔષધ લાગુ પડતુ નથી એવે વખતે સ્તભનદ્રવ્ય( માયફળ વગેરે )થી શરીરની શિથિલતા
એક વખત ઓછી થાય, તો બીજી ઔષધિ લાગુ પડવા માડે છે જીર્ણજ્વરમા સુગધી પદાર્થ ( સૂઠ, મરી,
લીડીપીપર આદિ ) અને કષાય દ્રવ્ય વાપરવા એ શાસ્ત્રશુદ્ધ છે એ ઔષધની સાથે સર્વદા ઘી વધારે ખાવુ જોઈએ
જૂના પરમા અને તદુમેહમા માયફળ ૧૦ રતી પ્રમાણમા દિવસમા ૩ વખત આપવાથી મૂત્રનલિકાને

**૪૪૮ માયમૂળ (ગરમેલ)**—સ૦ માયિની, માકદી મ૦ માઈણમૂળ. હિ૦ માયમૂલ. ક૦ માગિણી. લા૦ કોલિયસ બાર્બેટસ.

એ છોડ નાના અજમાના જેવા થાય છે. એના પાદડા અજમાના પાદડા જેવા થાય છે. એના મૂળને ‘માયમૂળ’ કહે છે. એના મૂળ ખોદી લાવી તેનું અથાણુ કરે છે. માયમૂળની ઉત્પત્તિ ગુજરાતમા ઘણી થાય છે એ મૂળ ઔષધિ હોવાને લીધે રોગી લોકોને આનું અથાણુ આપે છે. એથી અપકાર થવાનો ભય નથી. **માયમૂળનુ ઝાડ**—તીખુ, કડવુ. મધુર, અગ્નિદીપક, રુચિકર તથા બલકર છે; અને વાયુ, કફ, બગેળ, ગુલ્મ, ઉદર, આનાહ તથા શીતજ્વરનો નાશ કરે છે. **એના કંદ**—પાકકાળે મધુર અને વિકાસી છે; તથા પાડુ, સોજો, કૃમિ, પ્લીહા, ગુલ્મ, આનાહ, ઉદર, સગ્રહણી અને અર્શનો નાશ કરનાર છે

**૪૪૯ માલકાંગણી**—સ૦ જ્યોતિષ્મતી. મ૦ માલકાગોણી, પિંગવી, કરડકાગોણી. હિ૦ માલકાગણી. બ૦ લતાફટકી ક૦ કેંગુએરડુ તૈ૦ વાવંજી, બેકકુડુતીગે. તા૦ વલુ લુવઈ, અતિપરિચ્ચમ્. ફા૦ કાલ. ઇ૦ સ્ટાફટ્રી. લા૦ સીલેસ્ટ્રસ પેનિકયુલેટા.

માલકાગણીના વેલા થાય છે એ વેલાને ચોમાસામા બારીક ફળની મોટી મોટી લૂમ આવે છે. પહેલા આ ફળનો રગ લીલો હોય છે પરતુ તે પાકે એટલે પીળા થાય છે અને તે ફળ સુકાઈ ફૂટે છે ત્યારે તેનો લાલ ભડક રગ દેખાય છે એ ફળમાના બિયાનું તેલ કાઢે છે શોભા માટે ગણેશચતુર્થીને દિવસે ગણપતિ પાસે આ ફળની લૂમ લટકાવે છે. ×**માલકાંગણી (નાની તથા મોટી)**—રસકાળે કિંચિત્ કડવી, રુક્ષ, કિંચિત્ તીખી, દાહકર, અગ્નિદીપક, અતિ ઉષ્ણ, મેધા, પ્રજ્ઞા તથા પુષ્ટિ કરનારી, વૃષ્ય, તીક્ષ્ણ, વર્ણકર અને તૂરી છે, તથા કફ, વાત, વ્રણ, પાંડુ, વિસર્પ અને ઉદરપીડાનો નાશ કરનાર છે. **માલકાંગણીનું તેલ**—કડવુ, અતિ ઉષ્ણ, સારક તીક્ષ્ણ, પિત્તલ, સ્મૃતિ–બુદ્ધિ–મેધાને વધારનારુ, લેખન, રસાયન તથા અગ્નિદીપક છે, અને વાયુ, ત્રિદોષ તથા કફનો નાશ કરનાર છે **માત્રા**—તેલ ૨થી ૧૦ ટીપા. ઉપયોગ—(૧) **અફીણના વિષ ઉપર :**—માલકાગણીના પાદડાનો રસ પાવો. (૨) **ખસ ઉપર :**—માલકાગણીના બિયાનુ તેલ ચોપડવુ અથવા માલકાગણીના બી ગોમૂત્રમા વાટી ચોપડવા (૩) **સર્વ વાયુ ઉપર :**—માલકાગણીના બિયાં, સૂંઠ અને અજમો એ સમભાગે અને

જોસ મળી પરુ નીકળવુ ઓછુ થાય છે જ્યારે કષ્ટ થયા વિના પરુ નીકળે છે, ત્યારે આ ઔષધ અપાય છે. શ્વેત પ્રદરમા માયફળ ખવડાવાય છે તેમ જ કાઢાની ગર્ભાશયમા બસ્તિ અપાય છે વ્રણો ઉપર માયફળને ઘસીને લેપ કરવાથી વ્રણનો સકોચ થાય છે જખમ પર લેપ કરવાથી સૂક્ષ્મ રક્તવાહિનીઓના મુખ બધ થાય છે, થોડોઘણો સકોચ થાય છે તથા ચારે તરફના જ્ઞાનતતુઓનું આકર્ષણ થાય છે એ ત્રણ કારણોથી રક્તસ્રાવ બધ થાય છે મસામા બહુ જ બળતરા થતી હોય તો મસા પર લગાડવાથી મસા સંકુચિત થાય છે અને સોજો ઊતરી જાય છે મસા બહુ જ દુખતા હોય તો લેપમા થોડુ અફીણ મેળવી આપવું. ગુદભ્રંશ (આમળ નીકળતી હોય તો) માયફળના કાઢાની બસ્તિ આપવી અથવા કાઢામાં કપડુ ભીંજાવી ગુદા પર રાખવુ યોનિભ્રંશમા પણ એવી જ રીતે બસ્તિ અપાય છે જેવી રીતે માયફળથી બહારનો રક્તસ્રાવ બધ થાય છે તેવી જ રીતે અદરનો રક્તસ્રાવ—કફમા લોહી પડવુ, હોજરી અથવા આતરડામાથી લોહી નીકળવુ, એના ઉપર પણ માયફળનો ઉપયોગ થાય છે એની ક્રિયા શ્લેષ્મલ ત્વચા પર બહુ જ સારી થાય છે કફરોગમા પુષ્કળ અને પાતળો કફ પડતો હોય ત્યારે માયફળ અને કાકડાશિંગી આદિ ઔષધિઓ મેળવીને અપાય છે તે શાસ્ત્રશુદ્ધ છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

× માલકાગણીના બીજ બુદ્ધિવર્ધક છે અમારા એક મિત્રને ચિત્તભ્રમ વાયુ ઉપર દરરોજ એકેક તોલો તેટલી જ સાકર સાથે દોઢેક માસ સુધી આપવાથી એમનુ મગજ ઠેકાણે આવ્યું હતુ યુનાની હકીમો માલકાગણીનાં બીજનો ગરમ, નિદ્રાનાશક અને કામોદીપક ગણે છે, અને એને સધિવાત, લકવો, કોઢ અને બીજા શરદીથી પ્રગટ થયેલ રોગો પર વાપરે છે એ રોગોમા પ્રથમ ૧ થી લઈને દરરોજ એકેક વધારી ૫૦ સુધી બીજ એકલા જ અથવા બીજી ગરમ ઔષધિની સાથે મેળવીને ખાવાની ભલામણ કરે છે સુશ્રુતમાં એને વ્રણશોધક અને કુષ્ઠપ્રશમન કહેલ છે ચરકસંહિતામા એને શિરોવિરેચનકર્તા કહેલ છે એના પાંદડાંના રસથી જીભનુ જડપણુ નાશ થાય છે એના સેવનથી પેશાબ વધે છે જળોદરના રોગમા આપવાથી સોજો હઠે છે એ જ પ્રમાણે જુલાબ પણ થાય છે પાદડાનો રસ આપવાથી સ્ત્રીઓને નષ્ટ થયેલ આર્તવ ફરીથી આવે છે.

એથી બમણો જૂનો ગોળ એ એકઠા કરી ખાડી અર્ધા તોલા જેવડી ગોળીઓ કરવી અને રોજ એક ગોળી ઘી સાથે આપવી (૪) **અટકાવ બંધ થયો હોય તે ઉપર:**—માલકાગણીના પાદડાંનો રસ પાવો (૫) **રક્ત મૂળવ્યાધિ (દૂઝતા હરસ) ઉપર:**—માલકાગણીના બિયા વાટી લેપ કરવો. (૬) **ઉદરરોગ ઉપર:**—માલકાગણીનુ તેલ દરરોજ દૂધ સાથે આપવું. (૭) **સર્પના વિષ ઉપર:**—માલકાગણીના મૂળ ઘસી ચોપડવા

૪૫૦ **માલતી**—સં૦ માલતી, સુમના હિ૦ મ૦ માલતી બ૦ ગંધમાલતી, માલતીલતા લા૦ એગેનોસ્મા કેરિયોફાયલેટા તે૦ ગુડાપલતિગે, માલતી

માલતીની વેલ થાય છે એ વેલીના પાદડા લંબાઈ પડતા હોય છે. એ વાવ્યા પછી બેઅઢી જ વર્ષે એને ફૂલો આવે છે. ફૂલ કાંઈક નાકા, સફેદ રંગના હોય છે એની મોસમ ઉનાળામા હોય છે. એમા વાસ ઘણી આવે છે **માલતી**—કફ, પિત્ત, મુખરોગ, વ્રણ, કુષ્ઠ, કૃમિ અને વહેતા કાનના દરદને મટાડનાર છે એની જડ જંગમ વિષનાશક અને વમનકારક છે. એના ફૂલ નેત્રને હિતકારી છે. માલતીના પાદડા કફ અને પિત્તનાશક છે

૪૫૧ **માલેબંધ**—(મરાઠી નામ છે) સં૦ સંધિની મ૦ ધાકટા માલેબંધ. આ છોડની ઊંચાઈ એક વેંતથી એક હાથ જેવડી હોય છે એના પાદડા એક આગળ પહોળા હોઈ ત્રણચાર આગળ લાબા હોય છે એ છોડ દક્ષિણ કોકણમા થાય છે એ ઝાડમા એવો ચમત્કાર છે કે એના પાદડા ઉપરથી અર્ધાં જ તોડી પુનઃ મેળવી દેવાથી લાગલો જ તેનો સાંધો મળી જાય છે. આ પાદડામા ચીકાશ બહુ હોય છે. ઉપયોગ—(૧) **અભિઘાત કિંવા અસ્થિભંગમાં જખમ થઈ રક્તસ્રાવ થતો હોય તે ઉપર:**—તત્કાળ માલેબંધ વાટી વડી કરી જખમ ઉપર લગાવી પાટો બાંધવો; એટલે ગમે તેવો દુર્ધર જખમ હોય તોપણ રક્તપ્રવાહ તુરત જ બંધ થઈ ત્રણ દિવસમાં ભરાઈ આવે છે. પાદડા સૂકા હશે તોપણ ચાલશે

૪૫૨ **માહુલી**—(સં૦ મહાયમલપત્રક) માહુલીનો વેલો હોય છે કંચનારના કિંવા આબેલના પાદડાં જેવા એના જોડપાન હોય છે. એ પાદડા કંચનારના કરતા ત્રણ–ચારગણા મોટા હોય છે. માહુલીના વેલા ઈલીચપુરના રાનમા અને કનકેશ્વરના ડુંગરામા ઘણા થાય છે. બીજે ઠેકાણે હોવાનું સાભળવામા નથી. એના પાદડાના પતરાળા ઘણા ઉત્તમ થાય છે એ પાદડા ઘણા દિવસના હોય તોપણ પાણી સિંચવાથી પુન નરમ થાય છે એ પાદડામા રાખેલી વસ્તુ બગડતી નથી

૪૫૩ **મિરજોળી**—મિરજોળીના વેલા ઝાડની જોડમા ઉત્પન્ન થાય છે એના મૂળ ઝાડમા જ હોય છે. એના પાદડા મોટા હોય છે પાદડાની વાસ ઘણી આવે છે પાદડા મિરવેલીના (મરીના) પાદડા જેવા હોય છે. પાદડાનુ દીટુ બે આગળ લાબુ હોય છે મિરજોળીનો રસ નાકમા નાખે તો છીંકો આવે છે. **મિરજોળીનો** રસ ઉષ્ણ હોઈ વાયુનાશક છે ઉપયોગ—(૧) **બદ જલદી ફૂટવા માટે:**—મિરજોળીના પાદડા બારીક વાટી તેની નાની વડી કરી ગાંઠ ઉપર લગાવવી, જેથી ગાંઠ જલદી ફૂટશે પછી એ જ ઔષધ ચોપડવાથી અંદરનુ સર્વ દર્દ તુરત નીકળી જશે. (૨) **અંગમાં કળતર થાય છે તે ઉપર:**—મિરજોળીના કુમળા પાદડાનો રસ કાઢવો અને જૂના પાદડાનો રસ કાઢવાને પાણીને બદલે તે રસ છાટી જૂના પાદડાનો રસ કાઢવો. પછી એ રસમા નાળિયેરનો અંગરસ એક ચતુર્થાંશ મેળવી તેમા ઝીણી વાટેલી મરીની ભૂકી નાખી તે મિશ્રણ અંગે મર્દન કરવુ એ પ્રમાણે ત્રણ દિવસ બે વખત ચોપડી ચોથે દિવસે ગરમ પાણી વડે સ્નાન કરવુ; એટલે અંગમાનુ કળતર નાશ પામશે (૩) **સન્નિપાત જ્વર ઉપર:**—મિરજોળીના પંચાગનો કાઢો કરી લીંડીપીપરનુ ચૂર્ણ નાખી પાવો (૪) **ગુલ્મરોગ ઉપર:**—મિરજોળીના મૂળ નાળિયેરના રસમા ઘસી થોડો ગોળ નાખી પાવા

૪૫૪ **મીઠો લીમડો**—સં૦ મિષ્ટનિમ્બ, કૈડર્ય મ૦ કઢીનિંબ બ૦ મિષ્ટનિમ. લા૦ મુરયા કોનિજીઆઈ ક૦ કરિબેવુ. તે૦ કરિવેપમુ નુ૦ બેસોપ્પુ હિ૦ કટ્નિમ.

આ ઝાડ ઘણા મોટાં થતા નથી આ ઝાડ બાગમા વાવે છે એ ઝાડને બારીક કાટા હોય છે.

એના પાદડા સુગંધી છે એ પાદડા મસાલામા નાખે છે તથા ઘી ચોપડી દેવતાની ઝાળમા શેકી કઢીમા નાખે છે, તેથી કઢી સુવાસિત થાય છે. **મીઠો લીમડો**—શીતળ, કડવો, તિખટ, તૂરટ તથા લઘુ છે, અને દાહ, અર્શ, કૃમિ, શૂળ, સંતાપ, સોજો, કોઢ, ભૂતબાધા તથા વિષનો નાશ કરનાર છે.

૪૫૫ **મીઠું લીંબુ (મોસંબી)**—સં૦ મધુજંબીર. મ૦ સાખરનીંબુ હિં૦ મીઠા નીબુ. બં૦ કમલાલેબુ ક૦ કિત્તિલે. સક્કરેગંચી. કા૦ લિમનેશીરી. અ૦ લીમુ તેહલુ. ઇં૦ સ્વીટ લેમન. લા૦ સાઈટ્રીસ ઓરેન્શિયમ્ ઑરડલ્કિસ.

આ એક લીંબુનીજ જાત છે, પરંતુ એના ફળ ખાટા લીંબુ કરતાં મોટા થાય છે. એ ફળ નારંગી જેવડું થાય છે. એનો સ્વાદ મીઠો હોય છે એ ઝાડ ઘણુંજ ઊંચા વધી એનો વિસ્તાર પણ ઘણો મોટો થાય છે. એ ઝાડ ઉપર કાંટા હોય છે પાકા ફળનો રંગ રાતો હોય છે. તાવના દરદીને એ ફળ ઘણા સારા લાગે છે. **મીઠું લીંબુ**—મધુર. સ્વાદવાળું, શીતળ, તર્પણ, તૃષ્ણ, વૃષ્ય, પુષ્ટિકારક, જડ, ધાતુવર્ધક અને ગ્રાહક છે, તથા વાયુ, પિત્ત, કફ, ઊલટી, શોષ. વિષરોગ, રક્તરોગ, અરુચિ અને શ્રમનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **ઊલટી ઉપર**:—સુકાયેલાં મીઠાં લીંબુની રાખ મધમા આપવી

૪૫૬ **મીંઢળનું ઝાડ**—સં૦ મદન મ૦ ગેળ, મેણફળ હિં૦ મેનફળ, કરહર. બં૦ મયનાકાટા. તા૦ પુગારે, મારક્કારે તે૦ માગ્ગિા, વસ્રત કડિમિ ચેટ્ટુ. ક૦ મંગારે, બોનગેરે, રણયબોનગેરે મલા૦ માગાકાયો. અ૦ જોવ્હુલ્ક દક્ષિ૦ મેણાહલ. ને૦ મેદલ ૫૦ મિંડેકાલ્લા. ઇં૦ બુશીગાર્ડિનિયા. લા૦ રેન્ડીઆ ડ્યુમેટારમ.

આ ઝાડ ઘણુ મોટુ થતું નથી. એને બે આગળ જેવડી લંબાઈના નાના અને મોટા કાંટા હોય છે. એના પાદડા વડના પાદડા જેવા હોય છે. એને સોપારી જેવડા ફળ આવે છે. તે પાકે એટલે પીળા થાય છે એ ફળને 'મીંઢળ' કહે છે એ ઝાડ ડુંગરાળ પ્રદેશમા બહુ થાય છે એની ભૂકી કરી ડોળી લોકો નદીમા નાખે છે, તેથી કરી માછલા લુબ્ધ થઈ ત્યા ને ત્યાજ રહે છે. ચોમાસાને માટે જે ધાન્ય સંગ્રહ કરી રાખવાનુ હોય તેમા લીલા મીંઢળ નાખવા એટલે તે ધાન્ય સડી જતું નથી ચાળેલી રાખમા પારો મિશ્ર કરી તે રાખ ધાન્યમાં નાખે છે, તે કરતા આ રીત ઉત્તમ છે. **મીંઢળ**—તીખુ, કડવુ, ઉષ્ણ, મધુર, લેખન, લઘુ. રુક્ષ, વાતિકારક, કડવુ અને બ્ગિના કામ વિષે ઉત્તમ તથા હિતકારક છે, અને કફ, વાયુ, વ્રણ, શોથ. આનાહ, આફરો, સોજો, વિદ્રધિ, વિષ, ગુલ્મ, સળેખમ, કોઢ, અર્શ તથા તાવનો નાશ કરનાર છે ઉપયોગ—(૧) **આગંતુક પેટના શૂળ ઉપર**:—મીંઢળ કાંજીમાં ઘસી તેનો દિવસમા નવ-દશ વખત નાભિ (ડૂંટી) ઉપર લેપ કરવો. (૨) **પિત્ત પડવા માટે**:—મીંઢળનો રસ બે પૈસાભાર કાઢી તેમા મધ નાખી પાવો. સૂકું ફળ હોય તો ચૂર્ણ મધ સાથે આપવુ એટલે ઊલટી થઈ પિત્ત પડશે. (૩) **શીઘ્ર પ્રસૂતિ થવા માટે**:—જનનેંદ્રિય(યોનિ)ને મીંઢળની ધૂણી આપવી અને કળલાવીના મૂળને દોરો બાંધી તે હાથે-પગે બાંધવા. (૪) **કફવાત ઉપર**:—મીંઢળનું ચૂર્ણ દૂધમા મેળવી પાવુ એટલે ઊલટી થઈ કફ-વાયુની પીડા દૂર થાય છે. (૫) **આધાશીશી ઉપર**:—સૂર્યોદય પહેલા મીંઢળ તથા સાકર ગાયના દૂધમા ઘસી તેનુ નસ્ય આપવુ (૬) **ગડગૂમડાં અને રતવા ઉપર**:—મીંઢળ લીમડાના રસમાં ઘસી ચોપડવુ. (૭) **જૂ મારવા માટે**:—મીંઢળનો રસ કાઢી માથે ચોપડવો એટલે ચાર ઘડીમા જૂ મરે છે. (૮) **સ્તનરોગ ઉપર**:—મીંઢળ ઠંડા પાણીમા ઘસી લેપ કરવો (૯) **ઊલટી થઈ કફ પડવા માટે**:—મીંઢળ ૧ તોલો, સિંધવ ૦ાા તોલો અને લીંડીપીપર દોઢ માસો, એનુ ચૂર્ણ કરી તે ૪ માસા ચૂર્ણ ગરમ પાણીમા નાખી પાવુ ×

× મીંઢળનુ એક ફળ લઈ વાટી રા તોલા ઠંડા પાણીમા ૧ કલાક ભીંજવવુ. પછી ખરલમા ઘૂંટી કપડાથી ગાળી થોડુ મધ અને લીંડીપીપરનુ ચૂર્ણ મેળવી પિવરાવવાથી લગભગ ૧ કલાકની અંદર કફ-પિત્તમિશ્રિત એક બે ઊલટી થાય છે. કોઈ વખતે એકાદ જુલાબ પણ લાગે છે. આ દવા બળવાન માણસને નરણે કોઠે આપવી

—**સ્વામી કૃષ્ણાનંદ**

**૪૫૭ મીંઢીઆવળ ( સોનામુખી )**—સં૦ ભૂમ્યાહુલી મ૦ ભુયતરવડ. હિ૦ સોનામુખી, ભુઈ ખખસા. બં૦ કાકરોલભેદ. ક૦ નેલદાવરેગિડ તૈ૦ નેલતાગેડી, નેલપોના તા૦ નિલાવરે મલા૦ નિલવાક. ફા૦ અ૦ સના, અલેકઝાડ્રિયનસેના. લા. કેશિયાઓબોવેટા. ઈલાગેટા, કોશિયા ઍકુટીફોલિયા.

મીંઢીઆવળમા× પાદડા ઉપરથી બે–ત્રણ પ્રકાર છે. એકના પાદડા કૂંવાડિયા જેવા હોય છે. અને બીજી જાતનાં લાંબા હોય છે લાબા પાદડાની જાતને ‘ સોનામુખી ’ કહે છે. એ છોડ જમીન બરોબર વેલાની પેઠે પ્રસરે છે. એને ચપટી શિંગો આવે છે. મીઢીઆવળ રેચક છે **મીંઢીઆવળ** તીખી, કડવી, અગ્નિદીપક, મૃદુ, રેચક તથા દેહશોધક છે; અને આનાહ, ઉદરરોગ, કરોળિયા, ગુલ્મ, કૃમિ, આમ, સોજો, જ્વર, કોઢ, વાયુ, આમશૂળ, વિષ, દુર્ગંધ તથા ઉધરસનો નાશ કરનાર છે **એનાં મૂળ**—તૂરા, અગ્નિદીપક, વર્ણકર તથા પાકકાળે સ્વાદુ છે અને કૃમિ, કોઢ, યકૃત, ધાતુક્ષય તથા વાયુનો નાશ કરનાર છે. **બંદરી સોનામુખી** ( ફૂલ અને પાદડા રાતા હોય છે તે )—તૂરી, ખાટી, શીત, સારક, કડવી તથા ભેદક છે; અને પિત્ત, ગુલ્મ, અતિસાર, શોથ, વિષ, ત્રિદોષ, કોઢ, જ્વર, શ્વાસ, આનાહ, કૃમિ, રક્તદોષ, ઉદરરોગ, તૃષા અને દાહનો નાશ કરે છે. **એના ફૂલ**—કાંતિકર અને મોહનાશક છે. **એનાં કુમળાં ફળ**—તૂરા, રુચિકર તથા દુર્જર છે અને ઊલટી, કૃમિ, તૃષા, મેહ તથા નેત્રરોગનો નાશ કરે છે **બિયાં**—મધુમેહ, રક્તાતિસાર તથા વિષનો નાશ કરે છે **મૂળ**—મધુર તથા ઉષ્ણ છે; અને શુક્રક્ષય, રક્તપિત્ત, શ્વાસ તથા મોહનો નાશ કરે છે. માત્રા ૫–૧૫ રતી. ઉપયોગ—**(૧) રેચ થવા માટે :**—મીઢીઆવળના પાદડા રાત્રે પાણીમા પલાળી રાખી સવારે મસળી ગાળી ગોળ નાખી પાવા; એટલે મૂત્રરેચ અને રેચ થઈ કોઠામાંથી ગરમી નીકળી જાય છે; અથવા પાંદડાનો કાઢો કરી તે પાવો એટલે રેચ થાય છે. **(૨) કાન કળવા માંડે છે તે ઉપર :**—મીંઢીઆવળનુ ચૂર્ણ એક માસો ગરમ પાણીમા પાવુ. **(૩) દાદર ઉપર :**—મીઢીઆવળના બિયા અને ગરમાળાની શિગોમાનુ મગજ દહીમા વાટી લેપ કરવો. **(૪) પરસેવો ઘણો આવતો હોય તે ઉપર :**—મીઢીઆવળના પાદડા સૂકવી ચૂર્ણ કરવુ અને છાશમા નાખી પાવી. **(૫) ગર્ભધારણ માટે :**—મીઢીઆવળનાં પાદડા સૂકવી ચૂર્ણ કરવુ અને ગોખરુના પાદડાના રસમાં અથવા સાકરમા ૨૧ દિવસ આપવુ **(૬) પાંડુરોગ ઉપર :**—મીંઢી-આવળનું ચૂર્ણ પૈસાભાર આબાની પાકેલી કેરીના રસમા આપવુ **(૭) સર્પદંશ ઉપર :**—કસુ-બીના તેલમા મીઢીઆવળનુ ચૂર્ણ અર્ધો તોલો નાખી આપવુ, એટલે ઊલટી થઈ વિષ ઊતરે છે. **(૮) અતિસાર ઉપર :**—મીંઢીઆવળનુ ચૂર્ણ છાશમા પાવુ. **(૯) શૂળ ઉપર :**—મીઢીઆવળનાં મૂળ ગરમ પાણીમા પાવા **(૧૦) સ્તનરોગ ( સ્તન ઉપરનાં ગૂમડાં ) ઉપર :**—મીંઢીઆવળનાં મૂળ ઘસી ચોપડવા **(૧૧) કષ્ટસાધ્ય ત્વગ્દોષ ઉપર :**—મીંઢીઆવળ રાત્રે ગોમૂત્રમા ભીંજવી રાખી સવારે સૂકવવી એ પ્રમાણે તેને ૧૦ દિવસ ભાવના આપી ચૂર્ણ કરવુ. એ ચૂર્ણ ૭ માસાથી ૧ તોલો સુધી ગરમ પાણીમા આપવુ, એટલે બે–ત્રણ રેચ થઈ રોગ સત્વરે દૂર થાય છે.*

× સસ્કૃત વૈદ્યક ગ્રંથોમા મીઢીઆવળને કફ અને રોકાયેલ પિત્તને કાઢનાર, મસ્તકશુદ્ધિ કરનાર તથા સંધિવા ઉપર અત્યત ઉપયોગી જણાવી છે એનાથી ફોડા નાશ પામે છે, પેટના કૃમિ નીકળી જાય છે અને હરસ મટે છે

* **કબજિયાત ઉપર :**—સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ—મીઢીઆવળ ૧૫ તોલા, જેઠીમધ ૫ તોલા, વરિ-યાળી ૫ તોલા, શુદ્ધ આમલસારો ગધક ૫ તોલા તથા સાકર ૩૦ તોલા, આ સર્વે વસ્તુઓને અલગ અલગ ખાડી ચૂર્ણ કરી કપડાથી ગાળી લેવુ પછી ખરલમા ગધક તથા મીંઢીઆવળનુ ચૂર્ણ ઘૂંટવુ. પછી બાકીના ચૂર્ણ એકેક મેળવતા જવા બધી વસ્તુઓ સારી મળી જાય ત્યા સુધી ઘૂંટયા કરવી આ ચૂર્ણને અંગ્રેજીમા ‘પલ્વીસ ગ્લીસરાઈઝા’ કહે છે માત્રા ૦।થી ૦॥ તોલો નવશેકા પાણી સાથે રાત્રે સૂતી વખતે લેવાથી લોહીવિકાર, હરસ, કબજિયાત, મરડો, ખસ, ખોટી ગરમી વગેરે રોગોમા લાભદાયક છે આ ઓષધિથી એક અથવા બે દસ્ત સવારે થાય છે અપચન અને કબજિયાત પર મીઢીઆવળ આપવાનો વધારે રિવાજ છે થોડી માત્રામા પાચનક્રિયા સુધરી દસ્ત સાફ લાવે છે. વધારે માત્રા આપવાથી મરડો આવે છે; અને પાણી જેવા પાતળા દસ્ત આવે છે. મીઢીઆવળની મુખ્ય ક્રિયા નાના આતરડા પર થાય છે. યકૃતને

૪૫૮ મુગવેલ (જંગલી મગ)—સં૦ મુદ્‌ગપર્ણી, અરણ્યમુદ્‌ગ. મ૦ મુગવેલ, મુગગુવેલ, રાનમુગ હિ૦ મુગવની, મુગાની બ૦ મુગાની. ક૦ કાડહેસરૂ. તૈં૦ કારૂપેસ્નગ. તા૦ કટ્ટુપાયરૂ. દ્રુ૦ કટ્ટુપાડેંગી. મલા૦ કટ્ટુપાયરૂ. લા૦ ફેસિયોલસ ટ્રાયલોબસ. કા૦ કોહલસરૂ

આને 'જંગલી' કે 'અડબાઉ મગ' પણ કહે છે. આ વેલ વૃક્ષ ઉપર ચઢેલી હોય છે એ વેલીની જાડાઈ પગના નળા જેવડી હોય છે. આ વેલ દક્ષિણ કોકણ અને ગોવા પ્રાંતમા ઘણી થાય છે. એ વેલીની હાથમા પકડવા લાયક સાધારણ લાકડીઓ પણ થાય છે. એ વેલીની શિંગોમા ગોળાની આકૃતિ જેવા બિયા આવે છે, તેનુ તેલ કાઢે છે. એના પાદડા લાગા હોય છે. મુગવેલ—શીતળ, રુક્ષ, સ્વાદુ, પુષ્ટિકર તથા નેત્રને હિતકારક છે; અને સોજા, સગ્રહણી, તાપ, દાહ, ત્રિદોષ, ઝાડો, દમ અને વાતરક્ત વગેરે રોગો મટાડે છે. ઉપયોગ—(૧) ખરજ (કંડુ); ખસ ઇત્યાદિ ઉપર :—મુગવેલના બિયા એક દિવસ ગોમૂત્રમા પલાળી રાખી બીજે દિવસે તેમા જ બીજું ગોમૂત્ર રેડી બારીક વાટી શરીરે મર્દન કરવુ. **(૨) ઉપદંશથી થયેલ ચામડીનો વિકાર, ખરજ, ખોડો, ખસ ઇત્યાદિ ઉપર :**—મુગવેલના બિયાનુ તેલ શરીરે નિત્ય ચોળવું. આ વેલીને કોઈ મગડાશિંગ પણ કહે છે.

૪૫૯ મુચકંદ—સં૦ ક૦ હિ૦ મ૦ મુચકુંદ. લા૦ ટિરોસ્પર્મમ સુમેરિફોલીઅમ.

આ ઝાડ મોટુ થાય છે. એ ઝાડના પાદડા ખાખરાના પાદડા જેવા મોટાં હોય છે એ ઝાડ ઉપર એક વેત લબાઈનુ ફૂલ આવે છે. એ ફૂલનો રંગ પીળો હોય છે ફૂલની સુવાસ સાધારણ હોય છે ફૂલને ચાર પાખડીઓ હોય છે, એ ઝાડ ઉપર ચોરઆમલીના જેવાં પરતુ તે કરતા નાના ફળ આવે છે. એનુ લાકડું ઇમારતના ઉપયોગમા આવતુ નથી. મુચકંદ—તીખું, કડવુ તથા ઉષ્ણ છે, અને કફ, ઉધરસ, કંઠદોષ, ત્વગ્દોષ, સોજો, વ્રણ, ખરજ, મસ્તકપીડા, ત્રિદોષ, રક્તપિત્ત તથા પિત્તવિકારનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **વાયુ સંબંધી મસ્તકપીડા ઉપર :**—મુચકંદના ફૂલ અને એરંડાના મૂળ કાંજીમા વાટી તેનો લેપ કરવો. (૨) **આધાશીશી ઉપર :**—મુચકંદના ફૂલ વાટી મસ્તક ઉપર લેપ કરવો (૩) **ઢોરોના ફંદરોગ (ઢોર સૂકી લીંડીઓ હગે છે; દિવસે દિવસે શક્તિ ક્ષીણ થઈ સુકાઈ જાય છે અને સર્વ દાંત હાલવા લાગે છે તે) ઉપર :**—મુચકંદની છાલનો રસ કાચો અર્ધો શેર કાઢી તેમા તેટલો જ નાળિયેરનો રસ નાખી તે મિશ્રણમા ૬ તોલા સુધી ખોળ નાખી દરરોજ એક વાર, એમ સાત દિવસ સુધી ઔષધ પાવુ. **(૪) મલદ્વાર બહાર આવે છે તે ઉપર :**—મુચકંદના ફૂલની રાખ માખણમાં ખરલ કરી ચોપડવી.

૪૬૦ મુદ્‌ગર (કમરખ)—સં૦ કર્માર, કર્મરંગ. મ૦ ક૦ કર્મરંગ હિં૦ કમરખ. બ૦ કામરંગ. લા૦ એવેર્હોઆ કેરેમ્બોલા.

એ ઝાડ કોકણ પ્રાંતમા પુષ્કળ થાય છે. મુદ્‌ગરના ઝાડ મોટા થતા નથી. એના પાંદડાં પાતળા અને છાયા ઘણી ઠંડી હોય છે. આ ઝાડ સર્વકાળ લીલુ હોય છે અને તેને પુષ્કળ ફળ આવે છે. મુદ્‌ગરનુ અથાણું અને મુરબ્બો સારાં થાય છે. મુદ્‌ગર ગળચટા હોય છે. મરી, જીરું અને મીઠું લગાડવાથી વિશેષ સ્વાદ આવે છે. કોઈ કોઈ પાકેલા મુદ્‌ગર એમ ને એમ ખાય છે તેનો રગ પીળો હોય છે તેને ચારે બાજુએ રેખા હોય છે. આ ફળ પાકે છે ત્યારે સુંદર દેખાય છે. આ ફળ પિત્તનાશક છે. એને 'ક્રમક' પણ કહે છે **લીલાં મુદ્‌ગર**—ખાટાં, ઉષ્ણ, વાતનાશક અને પિત્તકારક છે. **પાકેલાં મુદ્‌ગર**—મધુર, ખાટા, બળકર, પુષ્ટિપ્રદ અને રુચિકર છે.

૪૬૧ મૂસળી—સં૦ તાલમૂલી, મુસલી કંદ મ૦ મુસળીકંદ હિ૦ મુસલીકદ. કા૦ નેલતાડી. તા૦ તિલાપને, તાલતાડ. તૈં૦ નેલતાડીચેટ્ટુ દ્રુ૦ નેલમુડ. મલા૦ નિલપના. ગો૦ ભુઈમાડિ લા૦ કર્ક્યુલિગો ઑર્કિઓઇડિસ (કાળી મૂસળી), એસ્પેરેગસ એસેન્ડન્સ

મૂસળીના નાના નાના છોડ ચોમસામા વગડામા ઊગે છે એના પાદડા ખારેકના નાના રોપાના એક આગળ પહોળા પાદડા જેવા પરંતુ તે કરતા પાતળા અને પહોળા હોય છે. એના

પણ કાઈક ઉત્તેજના આપે છે

કંદ થાય છે. એ પાચ-છ આંગળ લાબા હોય છે એનો વર્ણ કાળો હોય છે. એ કંદ પૌષ્ટિક છે. મૂસળીકંદને 'કાળી મૂસળી' પણ કહે છે. ×**મૂસળી**—મધુર, શીતળ, વૃષ્ય, ધાતુપુષ્ટિ કરનાર, બળ આપનારી, શ્લેષ્મલ, પિત્તલ તથા જડ છે; અને પિત્ત, દાહ, શ્રમ તથા રક્તદોષનો નાશ કરનાર છે ધોળી મૂસળી કરતા કાળી મૂસળી અધિક ગુણવાળી અને રાસાયણિક છે ઉપયોગ— **(૧) વીર્યવૃદ્ધિ અને પુષ્ટિ માટે:**—મૂસળીકંદના ઝાડના કંદ સ્વચ્છ ધોઈ છોલી સારી પેઠે સૂકવવા અને તેની બારીક ભૂકી કરી રાખવી. પછી રોજ સવારમા ગાયનુ દૂધ ૧૪ તોલા લઈ તેમા ઉપર કહેલી ભૂકી બે તોલા સુધી નાખી મેળવી અગ્નિ ઉપર મૂકી દૂધ ઉકાળવુ, ઉકાળતા અર્ધું રહે એટલે તેમા સાકર ૩ તોલા અને ઘી ૨ તોલા નાખી પાકુ કરવું પછી તેમા જાયફળ, એલચી અને કેસરની ભૂકી નાખી, બદામ-ચારોળી નાખવા, તેમાથી અર્ધો પાક સવારે અને અર્ધો સાજે એ પ્રમાણે નિત્ય નવો તૈયાર કરી સાત કે ચૌદ દિવસ ખાવાથી પાતળી થયેલી ધાતુ ઘટ્ટ થઈ ધાતુવૃદ્ધિ થાય છે **(૨) ધાતુપુષ્ટિ માટે:**—મૂસળી ચાવી ખાવી અથવા એનું ચૂર્ણ ઘી અને સાકર નાખી ખાવુ. **(૩) પથરી ઉપર:**—મૂસળીકંદ ખાવા એટલે પથરી ગળી જાય છે. **(૪) પ્રદર ઉપર:**—મૂસળી અને જાસુંદીની કળીઓ સાકર સાથે ખાઈ ઉપર દૂધ પીવું. **(૫) સંગ્રહણી ઉપર:**—મૂસળી છાશમા કિંવા ચોખાના ધોવરામણમા વાટી એક તોલો આપવી પથ્ય-છાશ અને ભાત ખાવા.

**૪૬૨ મૂળા**—સ૦ મૂલક મ૦ મૂળા. હિ૦ મૂલી બ૦ મૂલા ક૦ ગો૦ તા૦ તુ૦ મુલ્લંગી. તૈં૦ મુલીંગી, શુત્તિદુંપા. મલા૦ કનકપાલ. ફા૦ તુરબ. અ૦ બજરૂલ ફ્જલ. ઈં૦ રેડીશ. લા૦ રેફેનસ્ સેટીવમ્

મૂળા અને ગાજર એ એક જાતનું શાક છે મૂળા જમીનમા કંદ પ્રમાણે થાય છે. જમીન સારી હોય અને ખાતર વગેરે મહેનત સારી થાય તો એકેક મૂળો પાકા બશેર વજનનો થાય છે. મૂળાના બિયાં વાવી તેના છોડ થાય એટલે તે ઉપર શિંગો આવે છે અને તેમા મૂળાના બિયા હોય છે મૂળાનુ, તેના પાદડાનુ અને તેની શિંગોનુ શાક થાય છે. મૂળાનું રાયતુ ઘણું સારુ થાય છે મૂળા એકલા પણ ખવાય છે. મૂળો એ પાચક અને ઠંડો છે. મૂળાનો રંગ ધોળો સફેદ હોય છે મૂળાનાં બિયાં માખણમા નાખી વાવવા; એટલે મૂળા માખણ જેવા જ મૃદુ થાય છે અને પાક પણ પુષ્કળ આવે છે **સાધારણ મૂળા**—તીક્ષ્ણ, ઉષ્ણ, કડવા, તીખા, ગ્રાહક, અગ્નિદીપક, ગુરુ, રુચિકારક તથા પાચક છે અને અર્શ, ગુલ્મ, હૃદ્રોગ, વાયુ, કફ, જ્વર, દમ, નાસારોગ તથા કંઠરોગનો નાશ કરે છે **કુમળા મૂળા**—ખારા, કડવા, ઉષ્ણ, લઘુ, રુચિકર, અગ્નિદીપક, હૃદ્ય, તીક્ષ્ણ, સારક, પાચક, મધુર, ગ્રાહક તથા બલકારક છે; અને મૂત્રદોષ, દમ, ઉધરસ, અર્શ, ગુલ્મ, ક્ષય, નેત્રરોગ. નાભિશૂળ, કફ, વાયુ, કંઠરોગ, ત્રિદોષ, દદ્રૂ, શૂળ, આમ, ઉદાવર્ત, પીનસ તથા વ્રણનો નાશ કરનાર છે. **સ્થૂળ (જાડો) મૂળો**—ઉષ્ણ, તીખો, રુચિકર, ગ્રાહક તથા દીપક છે અને કફ, વાત, કમ્પ તથા ગુલ્મનો નાશ કરનાર છે **જૂના મૂળા**—મુખ્યત્વે ઉષ્ણવીર્ય છે, અને દાહ, પિત્ત તથા રક્તદોષ અને શોષનો નાશ કરે છે. **પાકા મૂળા**—તીખા, ઉષ્ણ તથા અગ્નિકારક છે ભોજન પહેલા ખાવાથી પિત્ત તથા દાહ ઉત્પન્ન કરે છે અથવા પહેલા જો તે દોષ હોય તો તે બહુ જ વધી જાય છે અને ભોજન સાથે ખાવાથી હિતકર તથા બલકારક છે આ મૂળા મીઠું ચોળી ખાવાથી તે અર્શ, શૂળ અને હૃદ્રોગનો નાશ કરે છે. **મૂળાની શિંગો**—કિંચિત્ ઉષ્ણ છે અને કફ તથા વાયુની નાશક છે **મૂળાનાં ફૂલ**—કફ તથા પિત્તનો નાશ કરે છે **સુકાયેલા મૂળા**—લઘુ છે અને સોજો,

× મૂસળીનો રોપો દૂરથી નવા ખજૂરના નાના રોપા જેવો જણાય છે મૂસળીના ક્ષુપ(છોડ)મા પીળા રંગના નાના ફૂલ આવે છે જડની નીચે આગળી જેવા જાડા મૂળ હોય છે, તેને કાળી મૂસળી કહે છે સફેદ મૂસળીના ઝાડવા કાંટાવાળા હોય છે ઔષધરૂપે મૂળ વપરાય છે. એ મૂળમા પિષ્ટમય પદાર્થ ન હોવાથી મધુમેહના રોગીને પણ આપી શકાય છે એ સાલમમિશ્રીના કરતા વધારે રુચિકર છે ૧ તોલો ચૂર્ણ અને તોલો સાકર મેળવી ૨-૪ તોલા ઊકળતા દૂધમાં મેળવવુ સારી રીતે મળી ગયા પછી વધારે દૂધ મેળવવુ. નવસેકું રહે ત્યારે પીવું

વિષદોષ તથા ત્રિદોષનો નાશ કરનાર છે. ગાજર જેવા એક લાલ રંગના મૂળાને મરાઠીમા '**શેંડી મૂળા**' કહે છે. જેને સંસ્કૃતમા 'ગૃંજન' કહે છે અને ગુજરાતીમા 'ગાજર' કહે છે. તે તીખા, ઉષ્ણ, રુચિકર, અગ્નિદીપક તથા હૃદ્ય છે; અને કફ, વાયુ, ગુલ્મ તથા દુર્ગંધીનો નાશ કરે છે. **ગોળ મૂળા**—તીખા તથા ઉષ્ણ છે, અને કફ, વાયુ, પિત્ત તથા ગુલ્મનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) હેડકી ઉપર:**—સુકાયેલા મૂળાનો કાઢો પાવો **(૨) ખોદારશિંગના વિષ ઉપર:**—મૂળા અને સુવા ખાવા. **(૩) પથરી ઉપર:**—મૂળાના બિયા તોલા ૪ અર્ધો શેર પાણીમા ઉકાળી પાણી પાશેર રહે ત્યારે પાવુ. **(૪) મૂળવ્યાધિ ઉપર:**—વીસ મૂળા લઈ પાન અને કાંદો કાઢી નાખી પાનની નીચે રહેલો ગોળ પૈસા જેવડો લીલો ભાગ લઈ તે સર્વનો રસ કાઢી, તેમા ત્રણ તોલા ઘી નાખી સાત દિવસ પાવો **(૫) નળવાયુ ઉપર:**—મૂળનો રસ ૪ પૈસાભાર કાઢી તેમા તેટલુ જ મધ નાખી ૩ દિવસ પાવો. **(૬) અજીર્ણ ઉપર:**—મૂળાના પાતળા પીતા કરી તે ઉપર મીઠુ નાખી જોરથી મસળી કેટલીક વાર એમ ને એમ રાખવા પછી જોરથી મસળી તેમાનુ પાણી પીલી કાઢી તે પીતા ચાવી ખાવા, એટલે તુરત અજીર્ણવિકાર નાશ પામે છે **(૭) અમ્લપિત્ત ઉપર:**—મૂળો અને સાકર ભેગા ચાવીને ખાવા. **(૮) મૂળવ્યાધિ ઉપર:**—મૂળા પીલી તેનો રસ એક તોલો કાઢવો અને ગાયનુ ઘી એક તોલો નાખી તે પાવુ; અથવા મૂળાના પીતા ઘીમા તળી સાકર સાથે ખાવા **(૯) કરોળિયા ઉપર:**—મૂળાના બિયા અઘેડાના પાદડાના રસમા વાટી તેનો લેપ કરવો. **(૧૦) ગંડમાલા અને ગલગંડ ઉપર:**—મૂળાનાં બિયા, શણનાં બિયા, સરગવાના બિયા, સરસવ, જવ અને અળસી, બધાને છાશમા વાટી લેપ કરવો. **(૧૧) શુક્રાશ્મરી (પથરી) ઉપર:**—મૂળાના પાદડાના રસમા સૂરોખાર નાખી પાવો **(૧૨) વાતકફજ્વર ઉપર:**—સુકાયેલા મૂળાનો યૂષ* પાવો. **(૧૩) મૂત્રાઘાત ઉપર:**—કુમળા મૂળાના પાદડાના રસમા સૂરોખાર નાખી ડૂંટી ઉપર લેપ કરવો.

**૪૬૩ મેંઢાશિંગી (ગુડમાર, ખરશિંગી)**—સ૦ મેષશૃંગી. વ૦ હિં૦ મેઢાશિંગી. મ૦ મેઢશીંગી, ભેડશીંગી લા૦ જીમ્નેમા સિલ્વેસ્ટ્રી +

મેંઢાશિંગીનો વેલો હોય છે એના પાદડા તોડવાથી તેમાથી દૂધ નીકળે છે. એના ફળ ઘેટાના શિંગડા જેવા હોય છે. એ કાટાવાળુ' હોય છે. આખોના ઔષધોમા એનો ઉપયોગ કરે છે. મરડાશિંગ આ વનસ્પતિને આવતી નથી એના ઝાડ જુદા હોય છે એમ જણાય છે. મેંઢાશિંગીની વેલ ખંડાળાના ઘાટ ઉપર અને બીજા ડુંગરો ઉપર ઘણી જ મળે છે. તેની છાલનો પુષ્કળ ઉપયોગ થાય છે. એ ઊલટી દ્વારા કફને બહાર કાઢનારી છે. એને '**મરશિંગી**' એમ પણ કોઈક કહે છે

---

* ઔષધથી ૧૬ગણા પાણીમા સારી રીતે ઉકાળી પાણીને (ઓસામણને) ગાળી લેવું પછી તેમાં દરદીની પ્રકૃતિ અને રુચિ અનુસાર સિંધાલૂણ, જીરુ, હિંગ વગેરે મસાલો મેળવી તૈયાર કરવુ, તે યૂષ કહેવાય છે

+ આ મેંઢાશિંગીના મરાઠી નામ કૉમનર ફ્લાવરીંગ પ્લેંટસ્ ઑફ વેસ્ટર્ન ઇંડિયામા કાવળી, પિતાણી, વાખંડી આપ્યા છે ઇંડિયન મેડિસીન પ્લેન્ટ્સમા સંસ્કૃત નામ–અજવલ્લી, મેઢાશીંગી કો૦ રાનમોગરા બં૦ ગડલશીંગી ગુ૦ ધુલેટી, મરદશીંગી હિં૦ છોટી દુધીલતા, ગુડમાર, મેઢાશીંગી, મેરશીંગી, મેષશીંગી આપેલા છે પ્રધાન નામ મેઢારિંગી રાખેલ હોવાથી અનેક ગ્રંથકારોએ મેષશૃંગી માનીને ગુણધર્મ લખેલ છે.

ગુડમારની વેલ મોટા ઝાડ પર અને વાડો પર ખૂબ ઉંચે ચડી જાય છે. એ વેલ બહુ જ મજબૂત છે. પાન ૧ થી રાા ઇંચ લાબા, લગભગ એથી થોડા ઓછા પહોળા, સ્વાદમા કડવાં અને તૂરા હોય છે પાન ચાવ્યા પછી ગોળ સાકર ખાવા છતા મીઠો સ્વાદ આવતો નથી ફૂલ નાના, બહારથી લીલા, અંદરથી પીળા અને વચ્ચોવચ સફેદ રંગના હોય છે ડોડી ૧ાા–૨ ઇંચ જેટલી લાબી અને કોમળ હોય છે આના પાન, ફૂલ અને ફળ તોડવાથી દૂધ નીકળે છે ઘરમા લાવી રાખ્યા પછી મહિનાઓ સુધી પાનોનુ દૂધ સુકાતુ નથી પાન અથવા ડોડી તોડવાથી દૂધ નીકળે છે.

**ગુણધર્મ**—મૂળ વામક અને કફનિસારક છે પાન લોહીમાની સાકર ઓછી કરી આપે છે એટલે મધુમેહમા પાનોનો અર્ક પિવરાવાય છે અર્ક કાઢવા માટે ૯૦ તોલા ગુડમાર, ૧૦ તોલા જટામાસી અને ૧૦ તોલા નાગરમોથ લઈ ૮ ગણા પાણીમા ભીજવીને અર્ક કાઢવો માત્ર ગુડમારનો અર્ક કાઢવાથી કાઈંક મોળ ચડે છે **માત્રા**—મૂળની છાલ ૧ થી ૨ રતી, કફઘ્ન ગુણ માટે, વમન માટે ૧૫–૩૦ રતી, અર્ક ૧–૧ ઔંસ.

૪૬૪ મેઢાશિંગ—સં૦ મેષશૃંગી. મ૦ મેડસીંગ, બરશીંગ ક૦ આબલહુડે, ગેનાસીગહુડે. સી૦ પી૦ પત્લ અં૦ પાદરી ટ્રી ગોડ-ચોટ મલા૦ એડનકોર્ના, પત્તરિ. તા૦ અલમબલ, કડાલટ્ટી લા૦ સ્ટેરેસ્પર્મ ઝાયલોકાર્પમ્

મેઢાશિંગના ઝાડને 'ખરશિંગ' પણ કહે છે. આ ઝાડ મોટું થાય છે કોંકણ પ્રાંતમા આ ઝાડ ઘણે સ્થળે થાય છે એના પાદડા કડવા લીમડાનાં પાદડા જેવા પણ તેથી લાબા હોય છે. એને ચપટી અને એક આગળ પહોળી તથા આશરે પોણો હાથ લાબી શિગો આવે છે એ ઝાડનાં પંચાગ અને શિંગો કડવા હોય છે. એનું લાકડું સાધારણ કામમા ઉપયોગી છે. એના લાકડાના મૃદંગ બનાવાય છે મેઢાશિંગ—રસકાળે કડવી. રુક્ષ, પાકકાળે તીખી, સ્વાદુ, શીતળ, ચક્ષુષ્ય, ભેદક, બલકર. રસાયન તથા તૂરી છે, અને દાહ, પિત્ત, કફ, રક્તદોષ, શ્વાસ, ઉધરસ, વ્રણ, વિષદોષ, કૃમિ, અર્શ, શૂળ, સોજો, હૃદરોગ, કોઢ, રક્તપિત્ત તથા વાયુનો નાશ કરનાર છે એનું ફળ—કડવું, તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, હૃદ્ય, રુચિકર, ખારું. ખાટું તથા સ્રંસન છે; અને કોઢ, મેહ, કફ, કૃમિ ઉધરસ, વ્રણ, વિષદોષ તથા વાયુનાશક છે. ઉપયોગ—(૧) પેટનું શૂળ તથા નળ ફૂલ્યા હોય તે ઉપર:—મેઢાશિંગના પાંદડા અથવા છાલ કચરી તેનો રસ પાવો (૨) કૃમિ ઉપર:—મેઢાશિંગનાં પાદડા અથવા છાલનો રસ પાવો. છાલ સુકાયેલ હોય તો કાઢો કરી પાવો. (૩) ખસ અને ખોડા ઉપર:—મેઢાશિંગના લાકડાનુ પાતાળયંત્ર વડે તેલ કાઢી તે તેલ ચોપડવુ.

૪૬૫ મેથી—સં૦ મેથિકા, અશ્વબલા. મ૦ બ૦ હિં૦ મેથી. ક૦ મેથક, મેથય. તે૦ મેંલ. તા૦ વેંદાયમ્. મલા૦ ઉળુવા. ફા૦ તુખ્મે શમપીત અ૦ બજરૂલ હુલ્બા ઇં૦ ફેનુગ્રીક. લા૦ ટ્રાઇગોનેલા ફિનમ-ગ્રીકમ.

મેથી શુમારે વેંત-દોઢ વેંત ઊચી વધે છે. મેથીની ભાજી સર્વત્ર પ્રસિદ્ધ છે મેથીના જૂના છોડ ઉપર જે શિંગો આવે છે તેમા મેથી હોય છે મેથીની ભાજી રુચિકારક, પથ્યકારક અને શરીરને હિતાવહ છે મેથીનો ઘણો ઉપયોગ થાય છે. મેથી વાતનાશક છે. મેથીની ભાજી—તીખી, ઉષ્ણ, પિત્તવર્ધક, દીપન, લઘુ, રસકાળે કડવી, રુક્ષ, મલાવષ્ટંભક, હૃદ્ય તથા બલકર છે; અને જ્વર, અરુચિ, ઊલટી, ઉધરસ, વાતરક્ત, વાયુ, કફ, અર્શ, કૃમિ તથા ક્ષયનો નાશ કરે છે. ઉપયોગ—(૧) વાયુથી હાથેપગે કળતર થાય તે ઉપર:—મેથી ઘીમા શેકી તેનો લોટ કરવો. પછી ગોળપાપડીના લાડુ પ્રમાણે તેના લાડુ કરી દરરોજ એક લાડુ ખાવો, એટલે આઠ દિવસમા કળતરનો નાશ થશે. (૨) આમ (મરડા) ઉપર:—મેથીની ભાજીનો રસ ૫ તોલા કાઢી તેમા ૬ માસા સાકર નાખી તે પાવો; કિંવા મેથીનો લોટ દહીંમા કાલવી ખાવો. (૩) બહુમૂત્ર ઉપર:—મેથીની ભાજીનો રસ પાશેર કાઢી તેમા ૧।। માસો કાથો અને ૩ માસા સાકર નાખી પાવો. (૪) રક્તાતિસાર ઉપર:—મેથીની ભાજીનો રસ કાળી દ્રાક્ષ નાખી પાવો (૫) પ્રસૂતાને દૂધ આવવા માટે:—મેથીનો લોટ ૩ તોલા અર્ધો શેર દૂધમા રાત્રે પલાળી રાખવો બીજે દિવસે સવારમા એક વાસણ નીચે દેવતા સળગાવી તે વાસણમા નવટાંક ઘી નાખવુ. તે ઘી સારુ તપ્યા પછી ભીંજેલો મેથીનો લોટ તેમા નાખી નીચે ઉતારવો જ્યારે નવશેકો (થોડો ગરમ) રહે ત્યારે તેમાં રાતી શેરડીનો ગોળ બે તોલા સુધી મેળવી ૨૧ દિવસ પાવો. (૬) તાપથી ગરમી (લૂખ) લાગે છે તે ઉપર:—મેથીની સુકાયેલી ભાજી ઠંડા પાણીમા પલાળી રાખી, તે સારી પલળ્યા પછી મસળી તે પાણી ગાળી લેવુ, અને તેમાં મધ મિશ્ર કરી એકવાર પાવુ

૪૬૬ મેંદી—સં૦ મેંદિકા, યવનેષ્ટા. હિં૦ બ૦ મેંદી તે૦ ગોરંટમ્ ફા૦ હિના. કા૦ મદરંગી. અ૦ હીના, અકાન, કાફલયુન ઇં૦ હેના લા૦ લોઝોનિયા આલ્બા.

મેંદીનાં ઝાડ શુમારે માથોડુ દોઢમાથોડું ઊંચા હોય છે પાદડા બારીક હોય છે એ પાંદડાં સ્ત્રીઓના હાથના આગળા અને નખો રંગવાના કામમા આવે છે. આ ઝાડને જે ફળના ઝૂમખા આવે છે તેને મરાઠીમા 'ઇસબંધ' કહે છે બાળકો ઉપર લાગેલી નજર દૂર કરવા માટે એને વાપરે છે. ઇસબંધ ઠંડું અને ગુણકારક છે. મેંદીના ફૂલનું અત્તર પણ થાય છે. તેને હિના કહે છે.

**મેંદી**—વાતિકર છે અને દાહ, કોઢ તથા કફનો નાશ કરનારી છે. **એના બિયાં**—શોષક તથા ગ્રાહક છે અને ગ્રહદોષ, ભૂતબાધા તથા જ્વરનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **તાપમાં અડવાણે પગે ચાલવાથી તળિયામાં અતિશય આગ થતી હોય તે ઉપર**:—મેંદીના તાજા પાદડાં પાણીમા બારીક વાટી તેમા લીંબુનો રસ નાખી પગના તળિયાને જાડો લેપ કરવો; કિંવા એ પાંદડા ચૂંટી તળિયે ચોળવા (૨) **સર્વ પ્રકારના ઉષ્ણ પ્રમેહ અને તંતુપ્રમેહ ઉપર**:—મેંદીના પાદડા ઠંડા પાણીમા બારીક વાટી, તે પાણી શુમારે પાશેર લઈ તેમા સાકરની ભૂકી ૨ તોલા નાખી દરરોજ દિવસમા બે વાર એ પ્રમાણે સાત દિવસ પાવું અથવા મેંદીનો રસ ગાયનું દૂધ નાખી પાવો. (૩) **ઉષ્ણતાને લીધે થયેલી ગાંઠ ઉપર**:—મેંદીના પાદડા બારીક વાટી તેની થેપલી કરી ગાઠ ઉપર લગાવવી. (૪) **શરદી-ગરમી ઉપર**:—મેંદીના પાદડાનો રસ ૪ તોલા કાઢી તેમા તેટલુ જ ગાયનુ ચોખ્ખુ દૂધ નાખી પાવો. ઉષ્ણતાનુ જોર ઘણુ હોય તો સાકર અને જીરુ નાખવુ. (૫) **રક્તાતિસાર ઉપર**:—મેંદીના બિયા બારીક વા[illegible] ઘીમા પલાળી રાખવા. તેની રોજ સવાર-સાજ સોપારી જેવડી ગોળી કરી ખાવી એટલે તરત ગુણ આવે છે. (૬) **પ્રમેહ ઉપર**:—મેંદીનાં પાદડાનો રસ પાશેર અને ગાયનું દૂધ પાશેર એકત્ર કરી પાવુ. (૭) **ખોડા ઉપર**:—મેંદીના પાદડા બારીક વાટી તેનો એક આંગળ જાડાઈનો ખોડા ઉપર લેપ કરવો; અને ચાર પહોર પછી તે લેપ ધોઈ તલના તેલમા નાળિયેરના છોડાની રાખ કાલવી ચોપડવી.

૪૬૭ **મેંદાલકડી**—મ૦ હિં૦ મૈદાલકડી. બં૦ ગરર, મૈદાલકડી. તા૦ અમા. તે૦ મેદ્દ, નરમમીદી. લા૦ લિટસિયા સેબીફેરા મેંદાલકડીનુ ઝાડ મોટુ થાય છે એના ઝાડની છાલ રાતા રંગની હોય છે અને એ ઘણીક ઔષધિઓમા વપરાય છે. 'મેદા' એ વનસ્પતિના અભાવે કોઈ કોઈ મેંદાલકડી લે છે ઉપયોગ—(૧) **પુષ્ટતા માટે**:—મેંદાલકડીનું ૭ માસા ચૂર્ણ દૂધ અને સાકરમા નાખી એક મહિનો ખાવુ (૨) **અતિસાર અને પ્રમેહ ઉપર**:—મેંદાલકડી બે માસા ઠંડા પાણીમા વાટી પાવી. (૩) **ઠેસ વાગેલા ભાગ ઉપર**:—મેંદાલકડી, સાજીખાર અને આબાહળદરનો લેપ કરવો અને શેકવુ; એટલે ગંઠાઈ ગયેલુ લોહી છૂટું થાય છે (૪) **ઉષ્ણતા, પ્રદર અને પ્રમેહ ઉપર**:—મેંદાલકડીના ૨-૩ લીલા પાન લઈ રાત્રે ૫ દર તોલા પાણીમા મસળીને ભીંજવી દેવા, અને સવારે થોડી સાકર મેળવી પાણી પી જવું. ઠંડી પ્રકૃતિવાળાને આ ઔષધિ આપવી નહિ

૪૬૮ **મોગરો**—સં૦ મુદ્ગર. મ૦ મો૦ હિં૦ મોતીઆ ક૦ ઇદ્રવંતીગે, મલ્લીગે તે૦ મલ્લે. તા૦ ઈરૂવાડી તુ૦ મલ્લીગે. મલા૦ મલ્લિકા, નાલ્લામલ્લિ ઇં૦ જેસ્મિન્. લા૦ જસ્મિનમ્ સેમ્બક.

મોગરાના વેલા હોય છે મોગરામા બે જાત છે જે મોગરાનુ ફૂલ ઝૂમખાદાર આવે છે અને પુષ્કળ પાખડીના એક ઉપર એક ચાર-પાચ થર હોય છે તેને 'બટમોગરો' કહે છે. જે ફૂલ એકલી પાચ પાખડીના હોય છે તેને 'મોગરો' કહે છે. બટમોગરાનો વેલો લાબો વધતો નથી. જે મોગરાના ઝાડની કલમ કરે છે, તે કમ્મરપૂર ઊંચો વધે છે, પરંતુ કલમ નહિ કરેલા મોગરાનો વેલો મોટો થાય છે. મોગરાના ફૂલનો રંગ ધોળો હોય છે એની વાસ સારી આવે છે. એનુ અત્તર નીકળે છે. **મોગરો**—મધુર, શીતળ, સુગંધી, સુખપ્રદ તથા કામવર્ધક અને પિત્તકારક છે. **મોગરો** (સં૦ મલ્લિકા)—તીખો, કડવો, લઘુ, ઉષ્ણ, શુક્લ તથા ચક્ષુષ્ય છે અને મુખરોગ, કોઢ, વિસ્ફોટક, કંડૂ, વિષદોષ, વ્રણ, વાયુ, પિત્ત, રક્તદોષ, હૃદ્રોગ, અરુચિ તથા અર્શનો નાશ કરે છે. **બટમોગરો** (સં૦ વૃત્તમલ્લિકા)—તીખો, ઉષ્ણ તથા અતિ સુગંધીવાળો છે, અને વ્રણ, વાયુ, મુખરોગ તથા નેત્રરોગનો નાશ કરે છે **વનમોગરી** (સં૦ વાર્ષિકી)—શીતળ, હૃદ્ય, કડવી તથા લઘુ છે, અને પિત્ત, કફ, વિષદોષ, વિસ્ફોટક, કૃમિ, કર્ણરોગ, નેત્રરોગ તથા મુખરોગનો નાશ કરે છે **એના તેલના** પણ એવા જ ગુણ છે. ઉપયોગ—(૧) **પિચોટી ખસી હોય તે ઉપર**:—મોગરાના પાદડાનો રસ ગાયના દૂધમા પાવો. ઊલટી થાય તો ઉતાર-દૂધ અન ભાત; (૨) **ગર્ભિણીના પ્રદર ઉપર**:—મોગરાના પાદડા, કુંભારના ચાકની માટી, રિસામણી, ધાવડીના ફૂલ, ગેરુ, રસાજન અને

ગાય, એમાથી એક તે પદાર્થો લઈ ચૂર્ણ કરી મધમા ખવડાવવું.

**૪૬૯ મોગલી એરંડો**—સં૦ ભદ્રદંતિકા. મ૦ ઘોરદાતી. મોગલી એરંડ, પારસા એરંડ, વિલાયતી એરંડ હિં૦ બડીદતી, મુગલાઈ એરંડ ક૦ દોડુદતી, ભરઓકલ, ગુર્વોડલવ. ફા૦ શકારહુજવા. અ૦ અણુસલમા ઇં૦ ફીઝીક નટ. તા૦ કાલામનાક તે૦ અડવી અમુડમુ. તા૦ કડલણુકુ મલા૦ કાટટામાકુ કા૦ મોગલાણી લા૦ જેટ્રોફા કર્કસ

મોગલી એરંડાના ઝાડ નાના જ હોય છે એ શુમારે માથોડુ દોઢ માથોડુ ઊંચા વધે છે એનાં પાદડાં આકારે એરંડાના પાદડા જેવા પણ તે કરતા નાના હોય છે એને વાડો કરવાને વાવે છે એનું લાકડું ઘણું જ હલકું છે એ ઝાડને ચીક ઘણો હોય છે એના દાતણથી દાત મજબૂત થાય છે. મોગલી એરંડો નેપાળાના વર્ગની ઔષધિ છે, માટે તેનો સંભાળીને ઉપયોગ કરવો એના બિયાનું તેલ કાઢે છે **એનાં બિયાં**—રસકાળે અને પાકકાળે ગુરુ, સ્નિગ્ધ, વૃષ્ય, મધુર, બૃંહણ, બલકર, કફકર, પિત્તલ તથા વાતિકારક છે; અને વાયુ, દાહ, ગુલ્મ, વિષ, ઉધરસ, રક્તદોષ, સોજો, ક્ષતક્ષય તથા વાયુનો નાશ કરનાર છે ઉપયોગ—**(૧) ઊલટી અને જુલાબ બંધ થવા માટે**:—મોગલી એરંડાના મૂળ છાશમા કિંવા ચોખાના ધોવણમણમા શુમારે એક તોલો ઘસી પાવા. **(૨) કૉલેરા ઉપર**:—મોગલી એરંડાના મૂળનો, આસુંદરાનો અને ઉક્ષીના પાદડાનો એકત્ર રસ કાઢી તેમાં બકુલીના બિયા ઘસી પાવા; અથવા મોગલી એરંડાના મૂળ છાશમા વાટી તેમા હિંગ અને સિંધવ નાખી પાવા. **(૩) વીંછીના વિષ ઉપર**:—મોગલી એરંડાનુ દૂધ કાઢી હાથે ચોળી ઘટ્ટ થાય એટલે ચાર–પાચ વાર દંશ ઉપર ચોપડવુ **(૪) ફૂટેલા બદના ક્ષતો રુઝાઈ જવા માટે**:—મોગલી એરંડાના બિયાનુ તેલ જેટલુ જૂનું મળે તેટલું તેમા રૂની ગડી કરી ભીજવવી અને તે ગડી ક્ષતો ઉપર મૂકી, તે ઉપર વારંવાર તેલનાં ટીપા પાડતા રહેવુ એ પ્રમાણે સવારે મૂકેલી ગડી સાજે કાઢવી અને ફરી નવી મૂકવી એ પ્રમાણે ચાલુ રાખવુ એટલે વ્રણ રુઝાઈ જશે. **(૫) ગરમીની ચાદીઓ, વ્રણ ઇત્યાદિને ફેર આવવા માટે**:—મોગલી એરંડાનો રસ લોખંડની તવી ઉપર કાઢવો અને તેમા વાસી થૂક નાખી તે મિશ્રણમા રસકપૂરનો ગાગડો ઘસી લેપ કરવો; એથી બે દિવસમા જ ગુણ આવે છે **(૬) અંગમાં ભરેલી ગરમીથી અંગ ઉપર સૂકી ચાંદીઓ પડે છે તે ઉપર**:—અરીઠાના પાણીવડે ચાદીઓ ધોઈ નાખવી અને મોગલી એરંડાના ઝાડનો રાતા રગનો રસ અને થોડુ માખણ એકત્ર કરી લેપ કરવો. **(૭) પેટપીડ ઉપર**:—મોગલી એરંડાના મૂળ છાશના પાણીમા ઘસી તેમા થોડી હિંગ નાખી નાના અને મોટા બાળકને પાવા **(૮) ઢોરોને હરક લાગે તે ઉપર**:—મોગલી એરંડાના પાદડાનો પાણી નાખી કાઢેલો રસ શક્તિ પ્રમાણે દોઢ શેર સુધી પાવાથી એક પહોરમા રોગ જાય છે **(૯) દાંતનાં પેઢાં સૂજે તે ઉપર**:—મોગલી એરંડાનો રાતો રસ દિવસમા બે વાર સૂજેલા પેઢાને ચોપડવો. **(૧૦) રક્તપિત્તી (વાતરક્ત), ભગંદર વગેરે ભારે વ્રણ ઉપર એરંડાનું તેલ**:—મોગલી એરંડામાનો ગર્ભ કાઢી બારીક વાટવો અને પાણીમા મેળવી તે વાસણ દેવતા ઉપર મૂકી પાણી બળી જાય ત્યા સુધી કઢવવુ, એટલે તેલ ઉપર આવશે તે બાટલીમા ભરી રાખવુ એ તેલમા રૂની ગડી ભીજવી તે વ્રણ ઉપર મૂકવી રક્તપિત્ત ઉપર એ તેલ અગે ૪–૫ વાર ચોપડવુ **(૧૧) દંતરોગ ઉપર**:—મોગલી એરંડાની ડાળીઓનો રાતા રગનો રસ કાઢી તે ચાર–પાચ વાર ચોપડવો અથવા મોગલી એરંડાના લીલા દાતણથી દાત ઘસવા, એટલે દાતના રોગ શાત થશે

**૪૭૦ મોથ**—સં૦ જલતૃણ, નાગરમુસ્તા. મ૦ લહ્વાળા હિં૦ નાગરમોથા ક૦ તે૦ નાગરમુસ્તા તા૦ કોરે કિલગુ તુ૦ તાગ્પિતિ. મલા૦ કરિમુતાના બં૦ મુતા ઇં૦ સાઈપેરસ્ રોટન્ડસ્

* મોગલી એરંડાનુ દૂધ રક્તસ્ત્રાહક અને વ્રણરોપણ છે તાજા ઘા પર લગાડવાથી લોહી નીકળતું બંધ થઈને જખમનુ મોઢું બંધ થઈ જાય છે અને ઘા જલદી રુઝાઈ જાય છે ગૂમડા ઉપર દૂધ ચોપડવાથી પાતળો પડદો થઈ જાય છે. એટલે હવા અને કીટાણુઓથી ગૂમડાનું રક્ષણ થાય છે દાદર ઉપર પણ એનુ દૂધ લાભદાયક છે —સ્વામી કૃષ્ણાનંદ

( સાદીમોથ ), સાઈપરસ સ્કેરિયોસસ ( નાગરમોથ–સુગંધી મોથ ).

ડાભના બેટ જેવા મોથના બેટ નદીના કિંવા વહેળાના કિનારે થાય છે. મોથની સળી હાથની આગળી જેવડી મોટી અને ત્રણધારી હોય છે. એને કેટલાક ડીલો અને કેટલાક ચીદો કહે છે. મોથના મૂળને ' નાગરમોથ ' કહે છે. નાગરમોથનો ઔષધોમા અતિશય ઉપયોગ થાય છે. એને સુગંધી પદાર્થોમા પણ નાખે છે મોથની સળીઓની ચટાઈઓ વાય છે. એ જાતની નાગરમોથને ' ભદ્રમુસ્ત ' અથવા ' ગાંગેય ' કહે છે. બીજી નાની જાત છે તે ઉપર ચોમાસાના વખતમા ચૌધાર નળ આવે છે અને તે ઉપર બારીક ફૂલ આવે છે. બને નાગરમોથ ગુણમાં સરખી છે **ભદ્રમોથ**—તૂરી, કડવી, શીતલ, પાચક, ગ્રાહક, અગ્નિદીપક, તીખી તથા ખાટી છે; અને પિત્ત, જ્વર, કફ, રક્તદોષ, અતિસાર, કૃમિ, અરુચિ તથા તૃષાનો નાશ કરનાર છે. **નાગરમોથ**—તીખી, તૂરી તથા શીતળ છે, અને કફ, પિત્ત, રક્તાતિસાર, અરુચિ, તૃષા, દાહ તથા શ્રમનો નાશ કરનાર છે **ક્ષુદ્રમોથ**—તીખી, સુગંધી, મેદ્ય, કાંતિકર અને શીતળ છે તથા કફ, પિત્ત, ઋતુદોષ, જ્વર, અતિસાર, કૃમિ, વાયુવ્રણ, દાહ, આમ, શૂળ, પસીનો તથા કંડૂનો નાશ કરનાર છે. **જલમોથ**—કડવી, તીખી, તૂરી, કાંતિકર, શીતળ તથા મેધ્ય છે; અને વાયુ, આધ્માનવાયુ, વિસર્પ, કંડૂ, કોઢ તથા ત્રિદોષનો નાશ કરનાર છે **ઉપયોગ—(૧) આદાશીશી ઉપર :**—નાની જાતની નાગરમોથના લીલા પાદડા ૩ લઈ, હાથ ઉપર ચોળી, મજબૂત ગોળી કરી જેને આદાશીશી થતી હોય તેને ભીંતને ટેકણે બેસાડી, જે ભાગમાં વ્યથા હોય તે ભાગની ભમર ઉપર જે મોટી શિરા ( નસ ) હોય છે તે શિરા ઉપર તે થેપલી મૂકી, હાથના અંગૂઠા વડે જોર દઈ લગાવવી પછી તેને ભાત અને દહીં ખાવા આપી બે કલાક ઊંઘવાને કહેવુ. એ પ્રમાણે બે દિવસ કરવુ. **( ૨ ) સ્તનરોગ ઉપર :**—નાની મોથ તથા કડવી વૃંદાવની, એ બને ઝાડ મૂળ સાથે લાવી ચોખાના ઓસામણમા વાટી લેપ કરવો; એટલે સર્વ સ્તનરોગનો નાશ થાય છે. **( ૩ ) હેડકી ઉપર :**—નાગરમોથના બિયા લઈ તે આઠ પટ પાણીમા પલાળી રાખવા. નરમ થાય એટલે કપડાથી ગાળી તેનું પાણી ચાર તોલા વારવાર પીવુ. **( ૪ ) આંખમાં ફૂલાં, તિમિરરોગ અને રતાંધળાપણા ઉપર :**—ભદ્રમોથને બોકડાના મૂત્રમાં ઘસી અંજન કરવુ. **( ૫ ) ચોથિયા તાવ ઉપર :**—નાગરમોથ, પહાડમૂળ અને આમળાનો કાઢો પાવો **( ૬ ) સન્નિપાત અને સંગ્રહણી ઉપર :**—નાગરમોથ, અતિવિષ, બીલા અને ઇંદ્રજવનુ ચૂર્ણ મધમા પાવુ. **( ૭ ) કમળા ઉપર :**—નાગરમોથનો રસ નાકમા નાખવો. **( ૮ ) અપસ્માર ઉપર :**—નાગરમોથનુ ચૂર્ણ એકવર્ણી ગાયના દૂધમા પાવુ. **( ૯ ) પિત્ત સંબંધી ભ્રમ, જ્વર, દાહ, ઊલટી અને મંથર જ્વર એટલે મધુરા ઉપર :**—નાગરમોથ. પિત્તપાપડો, જેઠીમધ તથા કાળી દ્રાક્ષનો અષ્ટમાંશ કાઢો કરી મધ નાખી પાવો **( ૧૦ ) અપસ્માર ઉપર :**—નાગરમોથના ઉત્તર બાજુના મૂળ પુષ્ય નક્ષત્રમા એકવર્ણી ગાયના દૂધમા પાવા. **( ૧૧ ) કફજ્વર ઉપર :**—નાગરમોથ, ધમાસો તથા સૂંઠનો કાઢો પાવો. **( ૧૨ ) આમ અને શૂળયુક્ત અતિસાર ઉપર :**—દૂધ એક ભાગ, પાણી ત્રણ ભાગ અને નાગરમોથને વીસ ભાગ એકત્ર કરી ઉકાળી દૂધ શેષ રહે એટલે તે પાવું **( ૧૩ ) કફ અને ઉધરસ ઉપર :**—નાગરમોથ અને લીંડીપીપરનુ સમભાગ ચૂર્ણ મધમા આપવુ. **( ૧૪ ) દાહ અને સન્નિપાત જ્વર ઉપર :**—નાગરમોથ, રતાંદળી, સૂંઠ, કાળો વાળો અને પિત્તપાપડાનો કાઢો પાવો. **( ૧૫ ) પરમા ઉપર :**—નાગરમોથનો કાઢો આપવો નવા પરમા માટે નાગરમોથ બહુ જ ગુણકારક છે. મોટી માત્રા આપવાથી જંતુનાશકધર્મ જણાઈ આવે છે.

**૪૭૧ મોરવેલ**—સ૦ મૂર્વા મ૦ મોરવેલ, મુહુરશી. હિ૦ ચુરણહાર, મરોરફલી. કાન્ય૦ મોરહરી બ૦ મૂર્વા, મુર્ગા, મુરહર ક૦ સૌંગવલ્લી તે૦ સાગા, પા(ચા)ગચેટ્ટુ તા૦ મરૂલ. ઇં૦ બોસ્ટ્રિંગ હેપ. લા૦ ક્લિમેટીસ ટ્રાઈલોબા.

મોરવેલ એ વેલો છે. ચોમાસામા એ વેલો જંગલમા ઉત્પન્ન થાય છે. એના પાદડા નાગરવેલના પાદડાં જેવ ૫ ' ગા અને બે આગળ પહોળા તથા સાત આગળ લાંબા હોય છે. દરેક

પાંદડાં ઉપર ત્રણ રેષાઓ દેખાય છે. છેડે એ પાદડા બારીક હોય છે એ પાંદડા તીખા હોય છે. **મોરવેલ**—× કડવી, તૂરી, ઉષ્ણ, સ્વાદુ, ગુરુ, પાકકાળે તીખી તથા સારક છે; અને ત્રિદોષ, કોઢ, રક્તદોષ, પ્રમેહ, ઊલટી, જ્વર, મુખશોષ, ભ્રમ, તૃષા, હૃદ્રોગ, કફ, વાયુ તથા વિષમજ્વરનો નાશ કરે છે. **એના કાંદા**—કૃમિ, કૃમિકીલકરોગ તથા વિષદોષનો નાશ કરે છે **ક્ષીરમોરવેલ**—મધુર, તૂરી, વૃષ્ય તથા બળકર છે; અને દાહ, જ્વર, તૃષા, કફ તથા પિત્તની નાશક છે **એની ભાજી**—ખારી, સ્વાદુ, રસકાળે અને પાકકાળે શીત, જડ, મલબધકારક, વાતકર તથા રુક્ષ અને કફપિત્તનાશક છે. **લઘુ મોરવેલ**—હૃદ્ય હોઈ સગ્રહણી. વાયુ તથા ગુલ્મની નાશક છે. ઉપયોગ—**(૧) ગરમીની ચાંદીઓ, કંડૂ તથા ખસ ઉપર:**—મોરવેલના પાદડા વાટી લેપ કરવો (૨) **વાયુ ઉપર:**—મોરવેલ વાટી લેપ કરવો; અને મોરવેલનો રસ મરીનુ ચૂર્ણ નાખી પાવો. **(૩) નળબંધ, વાયુ, શરદી, બરોળ અને વાયુના ગોળા ઉપર:**—મોરવેલનો રસ લસણ નાખી પાવો.

**૪૭૨ મોરશિખા**—સં૦ મયૂરશિખા, બર્હિચૂડા મ૦ મણુયારશિખા, મોરશેંડા, મયૂરશિખા. હિ૦ મોરશિખા, લાલમુર્ગા. ક૦ મયૂરશિખે. ફા૦ અસનાને, અસલાન લા૦ સિલોસિયા ક્રિસ્ટાય.

**મયૂરશિખા**+—રસકાળે સ્વાદુ, વશ્યકર્મ વિષે પ્રશસ્ત તથા હલકી છે, અને મૂત્રકૃચ્છ્ર, બાલગ્રહ, પિત્ત, કફ તથા અતિસારનો નાશ કરનાર છે. ઉપયોગ—**(૧) પથરી ઉપર:**—મોરશિખાના મૂળ ચોખાના ધોવરામણમા વાટી પાવા

**૪૭૩ મોરસ**—પ૦ લૂનુક, સિધ-ઉશ્રુક લૂનિ. લૅા૦ મ્યુડાન્યુડિફ્લોરા-ક્રિટિકોઝા. મોરસના છાતલા નાના હોઈ જમીન ઉપર પ્રસરેલા હોય છે. તેને બારીક ડાગરના જેવા પાદડા હોય છે. એનો રગ કિચિત્ લીલો, રાતો અને આસમાની એવો ચિત્રવિચિત્ર હોય છે એ ભાજીનુ દીટડુ

---

× શ્રી પદે૭ પોતાના નિઘટુમા મોરવેલ નીચે આપેલ ટીપણીમા લખે છે કે 'મોરવેલીના પાદડા પીલુ (જાળ, જાળ)ના પાદડા જેવા હોય છે મોરવેલીના પાદડા ત્રિદળ હોઈ એના પાદડા અને ફૂલ મીઠા હોય છે એ ઉપરથી આ વેલીને મધુરસા એવુ નામ મળેલુ છે. એના પાદડા જેવા મીઠા છે, તેવા જ તે સ્નિગ્ધ (ચીકણા) પણ છે.' ફૂલ જાઈના ફૂલોના જેવા સફેદ અને અનિયમિત તુરામા હોય છે વેલ જમીન પર ફેલાય તો સાધાસાધા પર અકુર ફૂટે છે ઔષધરૂપે પચાગ વપરાય છે

મોરવેલ સારક, કુષ્ઠહર, સ્વાદમા મીઠી અને તીક્ષ્ણ છે પેટમા જવા પછી ચામડી વાટે બહાર નીકળે છે બહાર નીકળતી વખતે રસગ્રંથિઓને ઉત્તેજિત કરે છે એટલે પરસેવો આવે છે અને ચામડીની જીવનવિનિમયક્રિયા સુધરે છે મોરવેલ ગામક છે, એ વિશેષ ગુણ છે ચામડી પર મોરવેલની ક્રિયા અનતમૂળના જેવી થાય છે એનાથી દસ્ત સાફ આવે છે અને મળ પીળા રગનો બને છે **માત્રા**—પાનનુ ચૂર્ણ ૨૦ રતી ઊકળતા પાણીમાં નાખી ઢાકી રાખવું પછી તે પાણીના ૩ ભાગ કરી દિવસમા ત્રણ વખત પાવુ

**ઉપયોગ**—ગરમી, ગડમાળ, રગતપિત્તી (ગલતકુષ્ઠ), કોઢ ઇત્યાદિ રોગો પર પચાગનો ફાટ આપવો નવા આમવાતિક જ્વરમા પણ આ ફાટ આપવાથી પરસેવો આવે છે અને તરસ ઓછી લાગે છે

મોરવેલના કોમળ પાન અને કાળી કડાછાલના પાન સમભાગે લઈ રસ કાઢી ૧-૨ ટીપા આખમા નાખવાથી ફૂલુ અને માસવૃદ્ધિમા લાભ થાય છે દિવસમા ટીપા ૧ વાર નાખવા આ ટીપાથી પ્રારંભમા ચટકો લાગે છે, પણ નવા રોગમા લાભ થાય છે તેમ જ ચક્ષુપાલના બહિર્ગમનનું દુખ ઓછુ થઈ જાય છે

+ આ ઔષધિ તળાવોના કિનારા પર અથવા ચૂનાની પાકી દીવાલો ઉપર, પથ્થરો ઉપર તેમ જ ભેજવાળી સખત જગ્યામા ઊગે છે આ ઔષધિની શાખા જડમાથી જ નીકળે છે શાખાઓના ઉપરના ભાગમા મોરપીંછામાના ચાદના સમાન ગોળાકાર તુરો આવે છે જે વધારેમા વધારે એક વેતની લબાઈ જેટલો હોય છે ગાખા ઉપર પાન થતા નથી સ્વાદ થોડો કડવો હોય છે ફૂલ પીળા રગના હોય છે તે બે જાતની થાય છે તેમા નાની ડાળીવાળી ઉત્તમ કહેવાય છે ફૂલ સપ્ટેમ્બરથી ડિસેમ્બર સુધી આવે છે ફૂલ લાલ, કાઈક પીળા અને ઘેરા નારંગી રગના હોય છે

**(૧) અતિસાર ઉપર**—પચાગતું ચૂર્ણ ૧ થી ૨ માસા ઠંડા પાણી સાથે આપવાથી તત્કાળ અતિસાર બધ થાય છે **(૨) બાળકોની ઉધરસ ઉપર**—મોરશિખાનું ચૂર્ણ ૨ રતી મધમા મેળવી દિવસમા ૩ વખત ચાટવાથી બહુજ જલદી ઉધરસનો રોગ નાબૂદ થાય છે **(૩) ગર્ભધારણ માટે**—મોરશિખાનુ ચૂર્ણ ના તોલો લઈ ગાયના ઘીમા મેળવી ચોથા દિવસથી સાત દિવસ સુધી રોજ સવારે ઋતુસ્નાતા સ્ત્રીને ચટાડવાથી ગર્ભ રહે છે (વૈદ્ય શાલિગ્રામ શર્માના લેખ ઉપરથી)

ચીકણુ હોવાથી તેના ઉપરના બારીક પાદડા કાઢી લઈ તેનું શાક કરે છે અને દીંટડા નાખી દે છે. એનુ રાયતુ, ભાખરી, ભજિયાં વગેરે થાય છે. આ ભાજી સમુદ્રની આસપાસના કિનારા ઉપર થાય છે. એથી કાઈક ખારી લાગે છે. મોરસના શાકમા પુષ્કળ ડુંગળી અથવા બીજા દાણા નાખવા પડે છે. મોરસના ભજિયા પણ સારા થાય છે

૪૭૪ **મોરસકાંદો**—આ નામના છોડ માહુલી કિલ્લા ઉપર ઘણા થાય છે. એ છોડ એક હાથ ઊંચા વધે છે. એના પાદડા બારીક હોય છે. એના ભોથામા ડુગળીના જેવા કંદ થાય છે. ઉપયોગ—(૧) **કોલેરા અને પેટપીડ ઉપર**:—મોરસકાદા શુમારે ત્રણ માસા અને તેટલા જ ગરવેલીના મૂળ પાણીમા વાટી પાવા અથવા એમા જ કિંચિત્ શુદ્ધ કરેલા ઝેરકોચલાના બિયા અને કાચકાના બિયા ઘસી પાવા

૪૭૫ **મોહડી ઘોટ**—આ ઝાડ મોટા થાય છે. એના પાદડા ઘણા મોટાં હોતા નથી, એની અંદરની છાલ ધોળી અને તૂરી લાગે છે ઉપયોગ—(૧) **ઉધરસ ઉપર**:—મોહડી ઘોટની છાલ ઘસીને પાવી અથવા છાલનો રસ ઘસીને પાવો

૪૭૬ **મ્હાદ**—(વા૦ પેનક્રેટિયમ પારવમ) આ કંદ દક્ષિણ કોકણમા પ્રસિદ્ધ છે. ઘણા જ કગાળ લોક એને ખાય છે. એનો વેલો નવ–દશ વર્ષ ટકી શકે છે. એનાં પાંદડા કપાસના પાદડા જેવા અને કિંચિત્ લાબા હોય છે. ઉપયોગ—(૧) **સર્પના વિષ ઉપર**:—આ કાદો ખવરાવવો

૪૭૭ **રગતરોહિડો**—સ૦ રક્તરોહિતક. મ૦ રક્તરો–હી–ડા હિં૦ રોહેડા, કુટશાલ્મલી. ક૦ મૂળ મુત્તલગિડ. બ૦ રોઢા કા૦ યરરૂપલે. લા૦ રેમનસ વાઈટીઆઈ.

આ ઝાડ ઘણુ જ મોટું થાય છે. એના પાદડા ગૂંદીના પાદડાં જેવાં હોય છે. એ ઝાડ ઉપર મરીથી મોટા, ગોળ અને રાતા રગના ફળ આવે છે એ ઝાડ ડુંગરાળ પ્રદેશમા વિશેષ થાય છે. **રગતરોહિડો**—તીખો, સ્નિગ્ધ, તૂરો તથા શીતળ છે અને કૃમિ, વ્રણ, પ્લીહા, રક્તવિકાર તથા નેત્રવિકારનો નાશક છે **સફેદ રોહિડાના** ગુણ એવા જ છે. ઉપયોગ—(૧) **બરોળ વગેરે ઉપર**:—રગતરોહિડો અને હરિતકીનો કલ્ક ગોમૂત્રમા ખાવો; એથી પ્લીહા, મેહ, મૂળવ્યાધિ, કૃમિ અને ગુલ્મનો પણ નાશ થાય છે. (૨) **છાતીમાં દુખતું હોય અગર છાતીની અંદરનું લોહી બગડેલું હોય તે ઉપર**:—રગતરોહિડાનુ ચૂર્ણ કરી તે તાજા ઘીમા આપવુ (૩) **શ્વેત પ્રદર ઉપર**:—રગતરોહિડાના મૂળનો કલ્ક મધમા આપવો. (૪) **રોહિતારિષ્ટ**:—રગતરોહિડાની છાલ ૪૦૦ તોલા લઈ, થોડી ખાડી તેમા ૪૦૯૬ તોલા પાણી નાખી, ચોથો ભાગ પાણી શેષ રહે ત્યા સુધી કાઢો કરી, ગાળી ઠડો થયા પછી તેમા ગોળ ૮૦૦ તોલા નાખી અને ધાવડીના ફૂલ ૬૪ તોલા, પચકોલ (લીડીપીપર, ચવક, પીપળીમૂળ, ચિત્રો અને સૂઠ) ૨૦ તોલા, ત્રિજાત (તજ, તમાલપત્ર અને એલચી) ૧૨ તોલા અને ત્રિફળા ૧૨ તોલા, એ સર્વ તે કાઢામાં મેળવી, સારા માટલામા નાખી, તેના મોઢાને બધ કરી એક મહિના સુધી એમ ને એમ રાખી પછી મોઢું છોડવું. આ અરિષ્ટ પીવાથી મૂળવ્યાધિ, સગ્રહણી, પાડુ, હૃદ્રોગ, બરોળ, ગુલ્મ, ઉદરરોગ, કોઢ અરુચિ અને સોજો દૂર થાય છે (૫) **માર પડવાથી બંધાઈ ગયેલા લોહી ઉપર**:—રગતરોહિડાનું ચૂર્ણ તાજા ઘીમા આપવુ અને પાણીમા ઘસી લેપ કરવો +

+ અહી જે લેટિન નામ લખ્યુ છે તેનુ વર્ણન પદેજીએ કર્યું છે. એ રગતરોહિડો ગ્રાહી અને રક્તસગ્રાહક છે. એક વર્ષની જૂની છાલનો કવાથ કરી તેનુ ગરબત બનાવી લોહીવાળા મરડામા આપવાથી લોહી બંધ થાય છે અને દસ્ત સાફ આવે છે તાજી છાલ પાણીમા ઘસી હરસના મસા, સોજા અને લોહીના જમાવ ઉપર ચોપડાય છે આ રોહિડા ઉપરાત નીચે લખેલી બીજી ૩ જાતના રોહિડાનો ઉપયોગ થાય છે

(૧) એમૂરા રોહિતક—આ પ્લીહાની ઉપર બહુ જ લાભદાયક છે એટલે આ રોહિડાને 'પ્લીહારિ' કહી શકાશે આ ઝાડ બારે માસ લીલુ રહે છે પાન સયુક્ત લગભગ ૩ ફૂટ લાબાં, ફળ લાલ–પીળાં, નાના આબા જેવડા અને ૩ ખાચવાળા હોય છે આની છાલ પણ ગ્રાહી છે આમવાત પર બીજનું તેલ ચોળાય છે. (૨) ટેકોમેલા અનડયુલેટા—આ જાત ગુજરાતમા વધારે વપરાય છે પાન દાડમડીનાં પાનને મળતા અને ફૂલ કેસરિયા રંગના આવે છે શિગ ૬–૮ ઇચ લાબી હોય છે અને ઉનાળામા આવે છે (૩) પોલિગોનમ

**૪૭૮ રતનજોત (જાસુંદી)**—સ૦ જપા મ૦ જાસવંદ હિ૦ ઓડહુલ, ગુડહર ક૦ દાસનલ, દાશાલ. તા૦ કેબગ્તે તે૦ દાસનચેટ્ટુ. તુ૦ દાસનપુ નલા૦ ચેમ્પરૂત્તિ. ગો૦ દાસનેફૂલ ઈં૦ શોફ્લાવર લા૦ હિબિસ્કસ રોઝા-સાઈનેન્સીઝ.

આ ઝાડ શુમારે માથોડુ ઊચાં વધે છે. જાસુદીમા ધોળી, રાતી, ભગવી એવી ઘણી (લગભગ ૧૮) જાત છે, પરંતુ ધોળી જાસુદી અત્યંત ગુણાવહ છે. રાતી જાસુદીના ફૂલનો રસ ચાકુના પાનાએ ચોપડી તેથી લીબુ કાપવાથી અંદરથી લોહી જેવુ રાતુ પાણી નીકળે છે. **જાસુંદી**—તીખી, શીતળ, કિંચિત્ ઉષ્ણ, મધુર, સ્નિગ્ધ, પુષ્ટિકારક, સૂર્યની આરાધના કરવાને યોગ્ય, ગર્ભવૃદ્ધિને કરનારી, ગ્રાહક, કેશ્ય તેમ જ કૃમિ તથા ઊલટીને કરનારી છે, અને દાહ, અર્શ, ધાતુરોગ, પ્રમેહ, પ્રદર તથા ઈદ્રલુપ્તનો નાશ કરે છે **એનાં ફૂલ**—ગ્રાહક, લઘુ, કડવા અને કેશને વધારનારા છે **ઉપયોગ**—**(૧) વાયુના ગોળા ઉપર :**—જાસુંદીના પાદડાનો રસ દરરોજ નવટાંક પ્રમાણે ૭ દિવસ પાવો. **(૨) પિત્તશમન થવા માટે :**—ધોળી જાસુદીના પાદડાનો રસ સાકર નાખી પાવો **(૩) ગર્ભધારણ માટે :**—ધોળી જાસુદીના મૂળ એકવર્ણી ગાયના દૂધમા ઘસી, તેમા બિજોરાના બિયા બારીક વાટી નાખવા અને તે ઋતુકાળે પાવા **(૪) ગર્ભસ્રાવ થવાની ટેવ હોય તે ઉપર :**—ધોળી જાસુદીનાં મૂળ, કુંભારના ઘરની ચાકડાની માટી તથા ગોપીચંદન દૂધમા ઘસી પાવુ **(૫) ટાલ પડે તે ઉપર :**—જાસુદીના ફૂલ અગર પાદડા ત્યા ચોળવા **(૬) પ્રદર ઉપર તથા પુષ્ટિ માટે :**—ધોળી જાસુદીની ૪-૫ કળીઓ ઘીમા તળી સાકર સાથે સવારે અને સંધ્યાકાળે ખાવી; અને ઉપર ગાયનુ તાજુ દૂધ સાત દિવસ પાવુ. **(૭) મૂળવ્યાધિ અને રક્તાતિસાર ઉપર :**—ધોળી જાસુદીની કળીઓ ઘીમા તળી સાકર અને નાગકેસર નાખી, ઘીમા ગોળી કરી બે વખત આપવી. **(૮) ધાતુવિકાર અને ઠંડા પ્રમેહ ઉપર :**—ધોળી જાસુદીના મૂળ તથા ગોમેટીના મૂળ એ બન્ને મૂળ સમભાગે ગાયના ઘીમા પાવા. **(૯) પ્રદર, ધાતુવિકાર. રક્ત મૂળવ્યાધિ, ઉપદંશ અને પ્રમેહ ઉપર :**—ધોળી જાસુદીના મૂળ ગાયના તાજા દૂધમા ઘસી અંદર થોડી સાકર નાખી સવારે અને સાંજે એ પ્રમાણે સતત કેટલાક દિવસ સેવન કરવા અને તેલવાળા, તીખા તથા ઉષ્ણ પદાર્થ વર્જ્ય કરવા. આ ઔષધનુ સેવન કરવાથી પુષ્ટિ પ્રાપ્ત થાય છે. **(૧૦) ઉદકમેહ ઉપર :**—જાસુંદીના પાદડા અથવા ફૂલ સાકર સાથે ખાવા. **(૧૧) પ્રદર અને ધાતુવિકાર ઉપર :**—ધોળી જાસુદીના મૂળ, કમળકંદ, ધોળી સીમળનુ કંદ અથવા છાલ, એની ૬ માસા, વસ્ત્રગાળ ભૂકી રોજ સવાર-સાજ ગાયના દૂધમા સાકર નાખી આપવી. **(૧૨) બાલતોડા (રૂંતોડિયાં ગૂમડાં) ન થવા માટે :**—દરરોજ જાસુંદીની પાચ કળીઓ સાકર સાથે ચૌદ દિવસ ખાવી.

**૪૭૯ રતાળુ**—સ૦ રક્તાલુ, પિંડાલુ. હિ૦ રતાળુ, પિડાળુ, કાદુ બ૦ લાલપિંડાલુ, ગોલઆલુ, ચુવડીઆલુ મ૦ રતાળે, ગૌંડ રતાળે. ક૦ કેપિનહેડલ, વિલયહેડલ તૈ૦ ચિરગેડુ. તા૦ યામંસ્કોલ્ટ ઇં૦ સ્વિટ પોટેટો લા૦ આઈપોમિયા બટેટાસ ફા૦ જરદાફ્લાહોરી તુ૦ મારાકેરેગુ

આ કંદ ઘણે ભાગે હિંદુસ્તાનમા સર્વ ઠેકાણે થાય છે. તેમા ધોળી અને રાતી એવી બે જાત છે. રાતી મીઠી છે રતાળુની પૂરીઓ, ભજિયા, ખીર, શાક, કરંજ ઇત્યાદિ અનેક પદાર્થો બને છે ઉપવાસના દિવસે તેનો ફળાહારમા ઉપયોગ થાય છે રતાળુ મીઠુ અને ભૂખ્યાને બળપ્રદ છે તથા વાતુલ છે. રતાળુના વેલાના પાદડાનુ શાક પણ થાય છે શાક કરતા પહેલા પાંદડા પ્રથમ તવા ઉપર શેકવા **ધોળુ રતાળુ**—મધુર, શીત, વૃષ્ય, સંતર્પણ તથા ગુરુ છે, અને મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, દાહ તથા શોષનો નાશ કરનાર છે **રાતુ રતાળુ**—મધુર, શીત, ખાટું, વૃષ્ય, બળકર તથા પૌષ્ટિક છે, અને શ્રમ, પિત્ત તથા દાહનો નાશ કરનાર છે **ઉપયોગ—વીંછીના દંશ ઉપર :**—રતાળુના વેલાના પાદડા વાટી દંશ ઉપર ચોપડવા, અથવા સુકાયેલુ રતાળુ ઘસી ચોપડવું.

---

શ્લેષ્મ—છાલ લાલ ભૂરી, પાન ૩થી ૯ ઇંચ લાંબા, ફળ કાળા, તેજસ્વી અને નાનાં ઉદરશૂળ પર પાનનો ફાંટ અપાય છે કેટલીક જગ્યાએ તાવ પર આની છાલ વપરાય છે આ ચારમાથી સાચો રગતગેહિડો કોને કહેવો અથવા કોનામા વધારે ગુણ છે, એ હજી નક્કી થયુ નથી —**સ્વામી કૃષ્ણાનંદ**

**૪૮૦ રતાંદળી**—સ૦ મ૦ તૈ૦ ક૦ રક્તચંદન હિં૦ લાલચંદન. ફા૦ સંદલેસુર્ખ. અ૦ સદલેઅહમર. ઈં૦ રેડ સેન્ડલ વૂડ. લા૦ ટીગેકાર્પસ સેન્ટેલિનસ.

રતાદળીના ઝાડ **કારવાર, મૈસુર, ત્રાવણકોર અને મલબાર** પ્રાંતમાં થાય છે. જેવા ધોળા ચંદનના ઝાડ થાય છે તેવાં જ રક્તચંદનના ઝાડ પણ થાય છે એના લાકડાનો રંગ લાલ રક્ત જેવો હોય છે. રતાદળીના લાકડાની રમવાની ચીજો વગેરે બને છે રતાદળી શીતળ છે. ઔષધોમા લેપ કરવાના કામમા એનો ઘણો ઉપયોગ થાય છે **રક્તચંદન**—અતિ શીતળ, કડવુ, ગુરુ, વૃષ્ય તથા વર્ણકર છે, અને રક્તદોષ, પિત્ત, નેત્રરોગ ઊલટી, ભ્રાંતિ, તૃષા, દાહ, વ્રણ, કૃમિ, વિષ, વ્યંગ, ભૂતબાધા, વાતપિત્ત, કફપિત્ત, ક્ષય, ઉધરસ તથા રાક્ષસબાધાનો નાશ કરે છે **ઉપયોગ**—**(૧) હેડકી ઉપર**:—સ્ત્રીના દૂધમા રતાદળી ઘસી કિંચિત્ ગરમ કરી તેમા સિંધવ નાખી પાવુ કિંવા પાણીમા મેળવી તેનુ નસ્ય આપવુ **(૨) અંગ ઉપર અગ્નિએ દાઝ્યા જેવા ફોલ્લા થાય તે ઉપર**:—રતાદળી, મજીઠ, કડવા લીમડાના પાદડા, એ સર્વને દૂધ, માખણ અગર ઠંડા પાણીમા વાટી લેપ કરવો **(૩) તારુણ્યપિટિકા ઉપર**:—રક્તચંદન અને હળદર ભેંસના દૂધમા વાટી લેપ કરવો. **(૪) અગ્નિદગ્ધ (દાઝેલા) વ્રણ ઉપર**:—રક્તચંદન, વંશલોચન, પાદડી, ગેરુ તથા ગળોનુ ચૂર્ણ ઘીમા મેળવીને લેપ કરવો. **(૫) બાળકના પેટમાં લોહીની ગાંઠ થાય તે ઉપર**:—રતાદળી અને સમુદ્રફળ પાણીમા ઘસી પાવુ **(૬) દાહરોગ ઉપર**.—સાત માસા રતાદળી ચોખાના ધોવરામણમા સાકર નાખી ખવડાવવી. **(૭) બાળકોના અંગ ઉપર ફોલ્લીઓ નીકળે તે ઉપર**:—રતાદળી ઘસી લેપ કરવો **(૮) ખરજવા ઉપર**:—રતાદળી, ગોપીચંદન અને ગેરુ ઠંડા પાણીમા ઘસી લેપ કરવો **(૯) મધુરા તાવ ઉપર**:—રતાદળી, વાળો, ધાણા, કાળો વાળો, પિત્તપાપડો, નાગરમોથ અને સૂંઠ એ દરેક અડધો અડધો તોલો લઈ તેનો કાઢો કરી પાવો. **(૧૦) પિત્ત, કફજ્વર, દાહ, તૃષા, અગ્નિમાંદ્ય અને ઊલટી ઉપર**:—રતાદળી, પદ્મકાષ્ઠ, ધાણા, ગળો અને લીમડાની છાલનો (દરેક અડધા અડધા તોલાનો) કાઢો કરી પાવો.

**૪૮૧ રત્નગુંજા (વાલ)**—સ૦ રત્નગુંજ. મ૦ થોરલાગુંજ, રતનગુંજ કો૦ ઓડલીગુંજી. તા૦ મંજદી, સેમ. તૈ૦ બદી ગુરિતેન્ડ. હિં૦ બડી ગુમચી. બ૦ રક્તચંદન લા૦ એડેનેથેરા પેલોનિના. આ ઝાડ લીમડાના ઝાડ જેવા દેખાય છે, પરંતુ તેના પાદડા કાંઈક ગોળાકાર હોય છે એનો રંગ રાતો હોય છે. આ ગુંજા અથવા વાલ તોલાના ૪૦ સમાય છે. મુંબઈ તરફ સોનુ-રૂપુ જોખવામા એનો ઉપયોગ થાય છે ×

**૪૮૨ રાઈ**—સ૦ રાજિકા. મ૦ મોહરી હિં૦ રાઈ બ૦ સારિષા. ક૦ સાસીરાઈ. તૈ૦ બર્ણાલુ અ૦ ખરદલ. ઈં૦ મસ્ટર્ડ સીડ્ઝ. કા૦ સાસવી. લા૦ બ્રાસિકા જંસિયા.

રાઈના છોડ શુમારે હાથભર ઊંચાઈના હોય છે. એ છોડના પાંદડાનુ શાક થાય છે. એ ભાજી ઉષ્ણ, પિત્તકર અને વાયુહારક છે. રાઈમા ધોળી, કાળી અને રાતી, એવી ત્રણ જાત છે રાતી કરતાં ધોળી રાઈ મોટી હોય છે રાઈના જેવા જ સરસવ થાય છે, તેથી કેટલાક વેપારીઓ રાઈમા કદી કદી સરસવનો ભેળ કરી દે છે રાઈને પીળાં ફૂલ આવે છે એની શિંગો તસુ દોઢ તસુ લંબાઈની હોય છે તેમા રાઈ હોય છે રાઈનો ભૂકો કરી તેમા વાટેલુ મીઠું અને લીંબુનો રસ નાખી ગોળા કરી રાખે છે, પછી જ્યારે ચટણી, રાઈતા અથવા શાક કરવાં હોય ત્યારે તેમા તે થોડી નાખે એટલે તે સારો સ્વાદ આપે છે રાઈનો અથાણામાં અને રસોઈમા પુષ્કળ ઉપયોગ થાય છે **રાતી તથા ધોળી રાઈ**—કડવી, ઉષ્ણ, પિત્તલ, દાહકારક, તીખી, તીક્ષ્ણ, રક્તપિત્તકારક, રુક્ષ તથા

× **અસૃતિરોગ (સુવારોગ) ઉપર**—કાળા મરી, કઠ, કડાછાલ, લોદર, કુલીંજન એ પાંચ વસ્તુ એકએક તોલો લઈ ખાડી બારીક ચૂર્ણ કરવુ આ ઔષધિની ૧૫ પડીકી કરવી રોજ સવારે તથા સાંજે એકેક પડીકી ખાઈ ઉપર રત્નગુંજ(વાલ)ના પાનનો સ્વરસ ૧ તોલો પીવો ભોજનમા અલૂણી વસ્તુ ખાવી, જેથી નિશ્ચયપૂર્વક સુવારોગ દૂર થાય છે રત્નગુંજાને હિંદીમા 'કિનગિચ' કહે છે પથ્ય—મગની દાળ, ઘઉંની રોટલી અને થોડા પ્રમાણમા ઘી મીઠું બિલકુલ ન દેવુ.

અગ્નિદીપક છે; અને વાયુ, પ્લીહા, ગુલ્મ, કફ, શળ વ્રણ, કૃમિ, કંડૂ અને કોઢની નાશક છે. **કાળી રાઈ**—ગુણ ઉપર પ્રમાણે જ છે, પણ તેથી ઘણી તીક્ષ્ણ છે. **રાઈનાં પાંદડાંનું શાક**—તીખું, ઉષ્ણ, સ્વાદવાળું, રુચિકર તથા પિત્તકર છે, અને વાયુ, કફ, કૃમિ તથા કંઠરોગનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) વિષ ઉપર વમન થવા માટે:**—એક ચમચો રાઈનો લોટ પાણીમા નાખી પાવો એટલે ઊલટી થઈ વિષ ઊતરે છે **(૨) વાયુએ અંગ પકડાઈ જાય તે ઉપર:**—રાઈની પોટીસ કરી બાંધવી અથવા પ્લાસ્ટર મારવુ **(૩) પેડપીડ અને અજીર્ણ ઉપર:**—રાઈનુ ત્રણ માસા ચૂર્ણ પાણીના ઘૂટડા સાથે પાવુ **(૪) શરદી દૂર થવા માટે:**—રાઈ મધમા મેળવી ખાવી. શરદીથી પગ વગેરે ઠંડા થઈ જાય તો રાઈનો પગ ઉપર લેપ કરવો **(૫) કર્ણમૂળ ઉપર:**—જેતુનના તેલ*મા રાઈ વાટી કર્ણમૂળ ઉપર ચોપડવી **(૬) બરોળ અને યકૃત ઉપર:**—સિંધવ અને રાઈ સમભાગે એકત્ર કરી ગોમૂત્ર સાથે ૧ તોલો પાવી **(૭) પિત્તથી ગળામાં બળતરા થાય તે ઉપર:**—રાઈના પાંદડાનો થોડો અંગરસ મોઢુ ઊંચું કરી તાળવે ચોપડવો, તેથી પિત્ત બળી જશે **(૮) મૃતગર્ભ બહાર પડવા માટે:**—રાઈ અને હિંગનુ ૩ માસા ચૂર્ણ કાંજીમા આપવુ **(૯) અર્ધાંગવાયુ ઉપર:**—રાઈનુ તેલ ચોપડવુ **(૧૦) નળવિકાર ઉપર:**—ત્રણ માસા રાઈ લઈ તેમા થોડો કળીચૂનો મેળવવો અને ગરમ પાણીમા મેળવી ગળવો એ પ્રમાણે ત્રણ દિવસ કરવુ **(૧૧) કાખમાંજરી (બાંબલાઈ)× ઉપર:**—રાઈ અને કાચ એકત્ર વાટી તેની લુગદી બાધવી, એટલે કાખમાજરી જલદી ફૂટશે **(૧૨) સોજા ઉપર:**—સંચળ અને રાઈ એકત્ર વાટી લેપ કરવો

**૪૮૩ રાકોઠીંબાં (રાજગરા કોઠીંબાં)**—સં૦ મૃગાક્ષી હિં૦ સંધિની મ૦ સેંદાડ, ફુટ, કારીટ. ક૦ વાલુકમેક્કે લા૦ કુકુમિસ ટ્રાઈગોનસ.

કોઠીબાંના વેલા પ્રમાણે જ રાકોઠીંબાના વેલા થાય છે. રાકોઠીબામા મીઠા અને કડવા એવી

---

* આ તેલ બહુધા અરબસ્તાનમાથી આવે છે એ જેતુન (અં૦ ઑલિવ) નામના ઝાડના બિયામાથી કાઢે છે જેતુનનું ઝાડ પશ્ચિમ તરફના દેશોમા થાય છે એનો રંગ લીલો હોય છે કહે છે કે એ હજાર વર્ષના આયુષ્યવાળુ હોય છે એથી જ એના બિયાની માળાઓ(તસ્બી)ને મુસલમાન લોકો ઘણી પવિત્ર માને છે જેતુનના ઠળિયાની અણીવાળી બન્ને બાજુઓ પથ્થર ઉપર ઘસી નાખવાથી તેમા આરપાર કાણું પાડી શકાય છે હકીમ લોકો એને બીજી કક્ષામા ગરમ અને રુક્ષ માને છે એનો પ્રતિનિધિ એરંડતેલ અને માત્રા ૧ તોલાની બતાવે છે જેતુન શરીરમા ગરમી ઉત્પન્નકર્તા, મૂત્રલ, દાંતના પેઢાને બળ આપનાર અને પ્રસ્વેદ લાવનાર છે એ પથરીનો નાશ કરે છે અંગ્રેજીમા આ તેલને 'ઑલીવ ઑઈલ' કહે છે

ડૉક્ટર દેસાઈના મતમા રાઈ અને તલવણની ક્રિયા સમાન છે નાની માત્રામા રાઈ દીપન, પાચન, ઉત્તેજક અને સ્વેદલ છે મોટી માત્રામા વામક છે રાઈથી જલદી ઊલટી થાય છે તથા પાછળથી થકાવટ આવતી નથી રાઈની ઊલટીથી કાંઈ વખત હાનિ થતી નથી બાહ્યોપચારમા રાઈના લેપથી ચામડી લાલ થાય છે ચામડી અને ચામડીની નીચે રહેલી ત્વચા અને રક્તવાહિનીઓમા રક્તાભિસરણને ઉત્તેજના મળે છે પછી એ ભાગ શૂન્ય થઈ જાય છે લેપ વધારે વખત રાખવાથી ફોલ્લો થાય છે રાઈ મેળવેલા ગરમ પાણીથી સ્નાન કરવાથી ચામડીની રક્તવાહિનીઓ વિકસિત થાય છે અંદરની ઇંદ્રિયોમા રક્તદબાવ વટી જાય છે રક્તદબાવ ઓછો થવાથી સોજો ઊતરી જાય છે એટલે રાઈનો લેપ શોથહર કહેવાય છે

શોથવાળા અંગમા અન્તર્દાહ હોય તો રાઈનો લેપ કરાય છે ફેફસાનો સોજો, ફેફસાના પડદાનો સોજો, અંત્રકોપનો સોજો, શ્વાસનલિકાનો સોજો, બીજાશયનો સોજો, મસ્તિષ્કાવરણનો સોજો વગેરે રોગોમા રાઈના લેપથી બહુ જ લાભ થાય છે તાવમા ભ્રમને દૂર કરવા માટે ગરદન ઉપર રાઈનો લેપ કરે છે હૃદય અશક્ત થયા પછી રાઈની માલિશ હાથ, પગ અને હૃદય પર કરાય છે

**સૂચના**—રાઈનો લેપ વધારેમા વધારે ૧ કલાક રાખી પછી ટાઢા પાણીથી ધોઈ કપડાથી લૂછીને તેલ અથવા ઘી લગાડવુ રાઈને દબાવી તેલ કાઢી લીધા પછી થોથાને સૂકવી રાખવા એટલે યુરોપની રાઈના જેવી ઉપયોગી થાય છે રાઈને સાદા ઠંડા પાણીમા કાલવવી

× કહે છે કે, 'ગોળ, ગૂગળ ને વાટી રાઈ, એને શું કરશે બાબલાઈ?'
આ પ્રયોગ પાણીમા ગરમ કરી લેપ કરવાનો છે એનો અમે અનુભવ લીધેલો છે

બે જાત છે. સાધારણ રાંકોઠીબા નાળિયેર જેવડા મોટા થાય છે રાંકોઠીંબા ખાવાથી મીઠા લાગે છે. કોઈ કોઈ એનો કેળા પ્રમાણે શિખરંડ કરી ખાય છે રાંકોઠીંબાં ઉષ્ણ હોવાને લીધે ઘણા ખાવામા આવે તો વિકૃતિ કરે છે. **રાંકોઠીંબાં**—લઘુ, સ્વાદુ, ભેદક, ઉષ્ણ, અગ્નિદીપક, તીખા, પિત્તકર, કડવા, પાક વખતે ખાટા, ખારા અને રુચિકર છે, તથા કફ, વાયુ, અરુચિ અને જાડ્યનો નાશ કરે છે. **ઉપયોગ— (૧) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—રાંકોઠીબાના બિયા ચોખાના ધોવરામણમાં વાટી તેમા રતાદળી ઘસી પાવી.

**૪૮૪ રાજગરો:**—સ૦ મ૦ રાજગિરા. હિં૦ કલાગાધાસ. ક૦ રાજગિરી. ફા૦ અ ગોઝા, અ૦ હમાહમ. લા૦ એમેરેંથસ પેનિકયુલેટસ કા૦ ડોલગેદા

રાજગરો હિદુસ્તાનમા સર્વ પ્રાતમા થાય છે. એના છોડ કમરપૂર ઊંચા વધે છે. એને ઘણા સુદર રાતા મખમલ જેવા ફૂલ આવે છે. એના બિયાને **રાજગરો** કહે છે. રાજગરાનો રગ ધોળો હોય છે કાળા રગનો રાજગરો પણ થાય છે ગજગરાનો ઉપવાસને દિવસે ફળાહારને માટે ધાણી. ખીર કિવા પૂરીઓ વગેરે કરવામા ઉપયોગ કરે છે રાજગરો એકલો કોઈ વાવતુ નથી. બીજાં ધાન્યો ભેગો થોડો વાવે છે રાજગરાના પાદડાનુ શાક થાય છે. રાજગરાનું ધાન્ય શીતળ તથા જડ છે **રાજગરો**—ગુરુ, કફકર તથા સારક છે, અને નિદ્રા તથા આળસ કરનાર, પથ્ય, મલાવષ્ટંભક, શીતળ, રુચિકર, તથા પિત્તનાશક છે **મોટો રાજગરો**—અતિ ગુરુ, પથ્ય, સારક, મલાવષ્ટભક, અતિ શીતળ તથા રુચિકર છે અને પિત્તનાશક છે. **ઉપયોગ—(૧) ખાંઙક (એક પ્રકારનું ગૂમડું) જલદી ફૂટવા માટે:**—રાજગરાનુ દીટુ ઘસી ચોપડવુ.

**૪૮૪ રાજહંસ**—(હંસરાજ, કાળો હસરાજ, મુબારખીનો પાલો)—સ૦ હંસપાદી, શીતાગી, ગોધાપદી મ૦ રાજહસ, ઘોડખુરી. હિ૦ કાલીઝાટ, હસપદી. હસપગી બં૦ કાલીઝાંટ, ગોયાલે લતા ઇં૦ મેડન્ડ હેર–ફર્ન. લા૦ એડીએન્ટમ્ લુન્યુલેટમ્ આ છોડ નાના અને ભોય બરાબર થાય છે. એ છોડ પડતર જમીનમા અને જૂની ભીતો ઉપર પણ થાય છે એના પાદડા બારીક અને જોડાયેલાં હોય છે આ વનસ્પતિને ફૂલ આવતા નથી આ વનસ્પતિની ઉત્પત્તિ પાનની પાછળ રહેલ રજથી થાય છે **ઉપયોગ—(૧) નાના બાળકોની ઉધરસ ઉપર:**—રાજહસના પાદડા ખાવાના પાનમાં મૂકી શક્તિ પ્રમાણે ખાવા આપવા. **(૨) હરતાલના વિષ ઉપર:**—રાજહંસના પાદડાનો રસ કાઢી પાવો **(૩) સ્ત્રીના દૂધવિકાર ઉપર:**—રાજહસના પાદડા સૂકવી તેની ખીર ગાયના દૂધમા કરી તેમા સાકર નાખી તે પાવી. એથી નવુ દૂધ આવે છે –

**૪૮૬ રાતી રીંગણી**—(ટોમેટા)—સ૦ રક્તવૃત્તાક મ૦ તાબેડા, તાબડી રીંગણી, ખરુંજ-વાગે. હિ૦ વિલાયતી ભટા, ટમાટર, વિલાયતી બેગન ઇં૦ ટોમેટો લા૦ લાઇકોપર્સિકમ્, એસ્કયુલેન્ટમ્

આ છોડ ચિરબેટ જેવા થાય છે, પરંતુ પાદડા બારીક હોય છે રીગણીનું અને એનુ કાંઈ મળતાપણુ નથી એને સુદર ઇંદ્રવરણા જેવા રાતા ફળ આવે છે. તે ઉપર પાતળી ડુગળીના જેવી છાલ હોઈ અંદર વતાક જેવો ગર્ભ અને બિયા હોય છે ખ્રિસ્તી–અગ્રેજોમા જ આ ભાજીનો બહુધા ઉપયોગ થાય છે ટમાટા ખાવાથી રક્તવિકારમા લાભ પહોચે છે દાતમાથી લોહી પડવુ, મસોડા સૂજવા, શરીર પર લાલ ચાઠા પડવા, એ એક પ્રકારનો રક્તવિકાર છે એમા એ ફળ બહુ જ લાભદાયક છે શરીરપોષક અને શરીરવર્ધક દ્રવ્ય ટમાટામા વધારે રહેલું છે માટે એ શાક ઉત્તમ ગણી શકાય છે

**૪૮૭ રાતી પીલુડી**—સ૦ કાકાદની, કાકમારી, કાકઘ્ની મ૦ ક૦ તે૦ બ૦ કાકમારી. તા૦ કાકફૂલી મલ૦ બિન્નમુ કો૦ ગરુડફળ પજાબ–નેત્રમલ, હયૂબેર. બે૦ એનેમિર્ટા, કોકયુલસ.

કાકમારી(રાતી પીલુડી)ના વેલાની ઉત્પત્તિ કોકણમા થાય છે પાન હૃદયાકાર, ગળોના

– **ગુણધર્મ.**—કડવી, કાઈક ગ્રાહી, કાસહર અને કફઘ્ન છે આ બાળકોને માટે ઉત્તમ ઔષધિ છે. **માત્રા**—૧–૩ રતી પચાગનુ શરબત વધારે વપરાય છે બાળકને માત્રા ઓછી આપવી, માત્રા વધારે થાય તો ઊલટી થઈ જાય છે ઊલટી થવી એ કફરોગમા હિતકર છે

કરતા મોટા હોય છે. એનાં ફળ જાંબુડિયા રંગનાં હોઈ દ્રાક્ષ જેવડા હોય છે ફળ સુકાયા પછી કાળા મરી જેવડાં કાળા રંગના દેખાય છે. સ્વાદ બહુ જ કડવો અને વાસ ખોરા તેલ જેવી આવે છે એ એક ડીટડામા બે અથવા ત્રણ થાય છે. દરેક ફળમા ગોળ બીજ હોય છે આ વનસ્પતિ ઘણી જ ઝેરી છે કાકમારીના ફળના રંગમા લુબ્ધ થઈ કાગડા તે ફળ ખાવા જાય છે, પરંતુ તેને ઝેર ચઢી તે મરે છે. એથી એ વેલાનુ કાકમારી એવુ નામ પડેલ છે. એના બીજ ઘણા કડવા હોઈ કૃમિનાશક છે **રાતી પીલુડી**—કડવી, ઉષ્ણ, ગરમ, દિવ્ય, રસાયની અને રુચિકર છે. એ વાતદોષનો નાશ કરનાર તથા પલિતરોગ(અકાળે કેશ ધોળા થવાનો)ને અટકાવનારી છે +

**૪૮૮ રાતું કોળું**—(પિત્તકોળુ–પતરકોળુ) સ૦ મહામધુફલા × મ૦ ભોપળા તાબડા હિં૦ મીઠાકદ્દ બ૦ સુફરકુમ્રા. મલા૦ કુબળમ્ ક૦ બુદિકુંબળ અ૦ જાયન્ટ ગોર્ડ, રેડપમ્પકીન. લા૦ કયુકુરબિટા મેક્સીમા, કયુકુર બિટાપેપો રાતા કોળાના વેલા ઘણા જ લાબા વધે છે. એને પીળાં ફૂલ આવે છે. વેલાને ફળ પુષ્કળ લાગે છે કોઈ કોઈ કોળુ આશરે ૫ દર શેરનુ હોય છે. એ કોળાનો રંગ બહારથી અને અંદરથી રાતો હોય છે આ કોળુ પૌષ્ટિક છે અને બાફીને ખાય છે એનું શાક, હલવો, ભજિયા વગેરે ઘણા પદાર્થ બને છે. **રાતા કોળાના વેલા**—મધુર, શીતળ, રુચિકર તથા તૃપ્તિકારક છે, અને દાહ, જ્વર, મૂત્રરોગ, રક્તદોષ તથા શોષનો નાશ કરે છે **કુમળાં ફળ**—અતિ મધુર, શીતળ, રુચિકર, તર્પણ, પૌષ્ટિક, વીર્યકારક તથા બલપ્રદ છે, અને શ્રમ તથા ભ્રાંતિનો નાશ કરે છે. **પાકાં ફળ**—કફ કરનાર, ગુરુ તથા મધુર છે અને રક્તવિકાર, દાહ તથા તૃષાનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) પૌષ્ટિક લાડુ**—રાતા કોળાના બીજને છોલી કાઈક ઘીમા શેકી સાકરના પાકમા નાખી તેના સુદર લાડુ વાળવા એ લાડુ ખાવાથી શરીર પુષ્ટ થાય છે **(૨) વીંછીના દંશ ઉપર:**—રાતા કોળાનું ડીટડુ ઘસી ચોપડવુ **(૩) ઉંદરના વિષ ઉપર:**—કાળા કોળાનુ ડીટડુ ઘસી ચોપડવું

**૪૮૯ રાન(જંગલી કે વન)તુલસી**—સં૦ વૈજયંતી, બર્બર, અજગંધિકા બ૦ વનતુળસી, બાબુઈ તુળસી કા૦ અડવીતુળસી મ૦ રાન તુળસી, કાળી બાબરી, વૈજયંતી તુળશ. હિ૦ બાબરી, વનતુલસી ક૦ કાડતુળસી. લા૦ ઓસિમમ્ કેનમ્

જેવા તુળસીના છોડ હોય છે તેવા જ રાનતુળસીના છોડ હોય છે. આ છોડની ઊંચાઈ ૨–૨ા ફૂટ હોય છે રાનતુલસીના પાદડા તુળસીના પાદડા કરતા મોટા હોય છે. એની વાસ સારી આવે છે. એ છોડ ઉપર તોરા પણ મોટા આવે છે. રાનતુલસીના બિયા કાળા રંગના અને કિંચિત્ રાતા તથા ખસખસના જેવડા મોટા હોય છે એ પાણીમા નાખવાથી ફૂલે છે. **રાનતુલસી**—ઉષ્ણ, સુગધીવાળી તથા તીખી છે, અને પિશાચબાધા, ઊલટી, વાયુ, ત્વગ્દોષ, વિષ તથા વિસર્પનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) રાતા આમાંસ (લોહીવાળા મરડા) ઉપર:**—રાનતુલસીના બિયા

+ ડૉક્ટર દેસાઈ લખે છે કે, રાતી પીલુડી (કાકફળ) ઝેરી, કૃમિઘ્ન અને ચર્મરોગનાશક છે અતિ સૂક્ષ્મ માત્રામા આપવાથી ભૂખ લગાડે છે, અન્ન પાચન કરે છે તથા પરસેવાને અને શ્લેષ્મને ઓછો કરાવે છે. મોટા પ્રમાણમા આપવાથી હૃદયની નીચે પેટમા દર્દ થાય છે, બગાસા આવીને ઊલટીઓ થાય છે, આક્ષેપ આવે છે તથા રોગી બડબડાટ કરીને બેશુદ્ધ થઈ જાય છે કાકફળની ક્રિયા અફીણથી વિરુદ્ધ છે, એટલે અફીણનુ ઝેર ચડ્યુ હોય તો તે ઉતારવા માટે કાકફળ અપાય છે રક્તાભિસરણ પર અફીણની જે ક્રિયા થાય છે, તેનાથી વિરુદ્ધ ક્રિયા કાકફળની થાય છે કાકફળ ક્ષયરોગમા પરસેવો બધ કરવા માટે અપાય છે તેની સાથે ખાસ કરીને જસદ ભસ્મ અપાય છે કૃમિજન્ય ચામડીના રોગો પર કાકફળનો મલમ લગાડાય છે ૨૦ રતી ચૂર્ણને ૪ તોલા ઘીમા મેળવીને મલમ કરાય છે જો અગ પર જખમ હોય તો આ મલમ લગાડવો નહિ, કારણ એમા રહેલુ ઝેર ચામડીમાથી લોહીમા ચાલ્યુ જાય છે આમા કૃમિઘ્ન ધર્મ ઉત્તમ છે પાન વાટી પોટીસ કરીને વાળાના છિદ્ર પર બધાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

× 'મહામધુફલા' આ નામ મીઠી તુબી(દૂધી)નુ છે, પણ વર્ણન પદકાળાનુ છે, રાતા કોળા ઉપરાત સાકરકોળુ (પીળી છાલનુ પદકાળુ) નબર ૫૫૮મા લખેલુ છે પદકાળાના સસ્કૃત નામમા ઉપનામરૂપે 'મહામધુફલા' કોઈ કોશમા કદાચ શ્રી પદેજીએ જોયેલું હશે, જેથી અહીં લખેલ હોય એમ અનુમાન થાય છે.

ઠંડા પાણીમા પલાળી રાખી તેમા ખાંડ નાખી દિવસમા બે વાર પાવા. (૨) **બાળકોની ઊલટી ઉપર :**—રાનતુલસીનો રસ પાવો. (૩) **કોઠામાંની ઉષ્ણતા અને મૂત્રદાહ ઉપર :**—રાનતુલસીના બિયા રાત્રે ઠંડા પાણીમા પલાળી રાખી સવારે તેમા ગાયનું તાજુ દૂધ પાશેર અને સાકર ૨ તોલા નાખી અંદર હાથ નહિ ઘાલતા લાકડીથી હલાવી પીવુ (૪) **વ્રણ ઉપર :**—રાનતુલસી અને રાનતલના મૂળ ગાયના દૂધમા ઘસી ૨૧ દિવસ પાવા પથ્ય—અલણી, ઘઉં અને તુવેર સિવાય કાંઈ ખાવું નહિ (૫) **કોઠામાંની ગરમી, મૂત્રદાહ અને અતિસાર ઉપર :**—રાનતુલસીનાં બિયા ૧ ભાગ, અને ઓથમી જીરુ (ઈસબગોલ) ૪ ભાગ મેળવી તે બંનેની બરાબર વરિયાળી મેળવવી. પછી સર્વના સમાન ભાગે સાકર નાખી, તે રોજ ૧ તોલો દૂધમા અથવા પાણીમા પાવુ. (૬) **મૂત્રાઘાત ઉપર :**—રાત્રે ઠંડા પાણીમા રાનતુલસીના બિયા પલાળી રાખી બીજે દિવસે સવારે તેમા થોડી સાકર નાખી પાવા

**૪૯૦ રાનપેટારી (જંગલી કાંગસી)**—આ ઝાડ વગડાઉ છે. એની ઊંચાઈ શુમારે બે-ત્રણ માથોડા હોય છે. એના પાદડા હથેળી જેવડા મોટા હોઈ આકારમા પેટારી(કાંગસી)ના પાદડા જેવા જ હોય છે એ ઝાડની કુમળી છાલ કાગળ કરવાના ઉપયોગમા લેવા જેવી છે.

**૪૯૧ રાનમોગરો**—સં૦ માધવી, વાસંતી વાર્ષિકી મ૦ કુસર-રી. ગુ૦ મિખલિયો. હિં૦ વેલ તા૦ કટુ મલ્લિગે તે૦ અડવિમલ્લે તુ૦ એડ્રોલી મલા૦ કટુ મલ્લિકા. ક૦ કાડ મલ્લિગે, કાડ ઇરૂવંતિગે લા૦ જસ્મિનમ્, આગુસ્ટિફોલિયમ્, જસ્મિનમ્ પ્યુલિસેન્સ

રાનમોગરાના *વેલાને 'કસ્તૂરી મોગરો,' મધુમાધવી' એમ પણ કહે છે. એનાં પાદડાં મોટા હોય છે, તથા ફૂલ ધોળા-શુભ્ર હોઈ જાઈના ફૂલ કરતા મોટા હોય છે. એ વેલી જંગલમા ઘણી થાય છે. ફૂલનો બહાર વસંતઋતુમા હોય છે એ ફૂલ ખીલે એટલે એની ચારે તરફ મધુર સુવાસ આવે છે **રાનમોગરો**—તીખો, કડવો, તૂરો, મદગંધી, મધુર, શીતળ તથા લઘુ છે, અને પિત્ત, કાસ, વ્રણ, દાહ, શોષ તથા ત્રિદોષનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **આંબોઈ ટળી હોય તો :**—રાનમોગરાના પાદડાના બે પૈસાભાર રસમા તેટલુ જ ઘી નાખી ત્રણ દિવસ પાવુ. (૨) **કફવિકારે બાળકને વાયગમન થાય તો :**—રાનમોગરાના પાદડા સાત લઈ તેમા મરી સાત અને લસણની કળીઓ સાત, સરગવાની છાલ ૪ માસા અને રાતી હસાણીની છાલ ૪ માસા, એ સર્વ એકત્ર કરી ઠંડા પાણીમા વાટવુ અને વસ્ત્રગાળ કરી એક તોલા પર્યંત રસ કાઢી શક્તિ પ્રમાણે એક વાર પાવાથી ઊલટી કિંવા રેચ થઈ વિકાર શમી જાય છે. (૩) **બાળકોના કફવિકાર ઉપર :**—રાનમોગરાનુ પાદડુ અર્ધું, રાતા અગથિયાના પાદડા ચાર અને મરીના દાણા બે વાટી તેનો રસ કાઢવો, તેમા અડદની દાળ જેટલો ફુલાવેલો ટંકણખાર અને રસ જેટલુ મધ નાખી ચાટણ કરી આપવું.

**૪૯૨ રાનભીંડી**—એમા બેત્રણ જાત છે એકના છોડ માથોડું ઊંચા વધે છે અને બીજી ફક્ત જમીન ઉપર જ પ્રસરે છે. એના છોડ ઊંચા વધતા નથી. રાનભીંડીના છોડ સર્વત્ર થાય છે. એ છોડને જે ભીંડા આવે છે, તે કુમળા હોય ત્યારે તેનું કોઈ કોઈ શાક કરે છે અને જૂના થયા પછી અંદરના દાણાની કઢી કરે છે. એ ઝાડ સૂકવી તે ઉપરની છાલ કાઢી પછી ખાંડી તેમાથી જે લોટ નીકળે છે તેના લાડુ કરી પુષ્ટતા આવવા માટે કોઈ કોઈ ખાય છે. છોડનું સત્ત્વ પણ કોઈ કાઢે છે એ છોડના મૂળ રંગના કામમાં ઉપયોગી છે. તેમ જ એમાથી રેસા કાઢવામા આવે છે. **ગોમાંતક, કર્ણાટક, વેંગુર્લા, સાવંતવાડી** વગેરે સ્થળે એના મૂળ છૂંદી તેનો રસ કાઢે છે. આ

* રાનમોગરો, કસ્તૂરીમોગરો, મધુમાધવી એ સર્વ એક જ જાતની વનસ્પતિ છે સર્વ જાતોમા ફૂલનો ભેદ છે શ્રી પદેજીએ વાસંતી, વાર્ષિકી, કસ્તૂરીમલ્લિકા, મલ્લિકા, વૃત્તમલ્લિકા અને મુદ્ગર એ સર્વ જાતોનું નિવંટુમા રાજનિઘંટુ અનુસાર અલગ અલગ વર્ણન કર્યું છે લગભગ મળતી જાત હોવાથી ઉપનામ તરીકે એક વસ્તુને બીજુ નામ આપી શકાય છે એ જ રીતે રાનમોગરાને અહી 'કસ્તૂરી મોગરો' અને 'મધુમાધવી' ઉપનામ તરીકે કહે છે નિવંટુમા લખે છે કે, કસ્તૂરી મોગરો આ રાનમોગરા(કુસરી)નો ભેદ છે. એના ફૂલ રાનમોગરાના ફૂલો કરતા મોટા અને ગોળ થાય છે

રસ ગુંદરના જેવો જાડો અને ચીકણો હોય છે **એનો રંગ કરવાની રીત**—ભીંડાની બારીક ભૂકી અને રંગ એમા નાખી ઘૂંટે છે એ રંગને અભ્રક કહે છે **ઉપયોગ—(૧) ગયેલું પુરુષત્વ આવવા માટે**—રાનભીંડીના મૂળનું ચૂર્ણ ૧ તોલો પાશેર દૂધમા નાખી પાવું. **(૨) પ્રમેહ અને ધાતુવિકાર ઉપર:**—રાનભીંડાના મૂળ દૂધમા ઘસી ઘી અને સાકર નાખી પાવા અથવા રાનભીંડાના મૂળ, લીલા ગોખરુ અને ધોળી જાસુદીના મૂળ, એ દરેકનો એકેક તોલો રસ કાઢી તેમાં મરવાના બિયા ત્રણ માસા નાખી વાટવા અને તેમા એક તોલો મધ અને સાકર નાખી પાવુ; એટલે ત્રણ દિવસમા પ્રમેહ મટી રક્તશુદ્ધિ થાય છે અને ધાતુવિકાર નાશ પામે છે

**૪૯૩ રામફળ**—સ૦ મ૦ વ૦ રામફલ હિ૦ લવની ઇં૦ નેટડ કસ્ટર્ડ એપલ. લા૦ એનોના રેટિક્યુલેટા એ ઝાડ ઘણા જ ઊંચા વધે છે. એના પાદડા અશોકના પાદડા જેવા લાબા હોય છે. એની છાયા ઠંડી હોય છે રામફલ મોટા અને તેનો રંગ રાતો હોય છે. એના બિયા સીતાફળીના બિયા જેવા હોય છે. એ ફળ સીતાફળ જેટલા ઠંડા નથી. એનુ લાકડુ ઇમારતના ઉપયોગમા આવતું નથી. **રામફળ**—સ્વાદુ, મધુર, વાતુલ, કફકર તથા ખાટુ છે, અને દાહ, પિત્ત, તૃષા, શ્રમ તથા ક્ષુધાનો નાશ કરે છે

**૪૯૪ રામબાણ (પાનબાજરિયું)**—સં૦ અપર્વદંડ મ૦ રામબાણ. હિ૦ તૈ૦ રામશર. ક૦ રામસપુ, ચરગોલુ. લા૦ ટાઈફા એલેફન્ટીઆના

વહેળામા કિંવા જળાશયમા ઢીંચણભર પાણીમા પાનના છોડ જેવા કિંવા બાજરીના છોડ જેવા માથોડું ઊંચાઈના આ છોડ થાય છે. એના પાદડા બાજરીના પાદડા જેવા થાય છે. બાજરીની માફક એને બાજરિયા આવે છે તેને **પાનબાજરિયું અને ઘાબાજરિયું** કહે છે. અગાઉ એ પાનબાજરિયું સૂકવી તે ઉપરનું રૂ ચકમક સળગાવવાના ઉપયોગમા લેતા હતા એ પાનબાજરિયા તેલમા બોળી સળગાવવાથી કાકડાની પેઠે બળે છે. **મોટું પાનબાજરિયું**—મધુર, કડવુ, ઉષ્ણ, કિંચિત્ વાતુલ, બલકર તથા વીર્યપ્રદ છે, અને કફ, પિત્ત, ક્ષય, ભ્રાંતિ તથા મદનો નાશ કરે છે. **લઘુ રામબાણ**—એને સં૦ 'અપર્વદંડ' અને મ૦ 'વાટોળા (ગોળ) લવ્હા' એમ કહે છે ઉપરના ગુણના જેવા એના થોડાક ગુણ છતા કિંચિત્ ઉષ્ણ, રુચિકર, રસ વખતે ખાટું, તૂરું તથા પિત્તલ છે; અને કફ તથા વાયુનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) જખમ ઉપર:**—પાનબાજરિયાની રાખ તેલમા ખરલ કરી ચોપડવી એટલે જખમ જલદી ભરાઈ આવે છે. **(૨) ભગંદર ઉપર:**—પાનબાજરિયામાનુ રૂ છિદ્રમા નિત્ય ભરતા જવુ એટલે જલદી ગુણ આવે છે.

**૪૯૫ રામેઠા**—સ૦ દગ્ધરૂહા. મ૦ રામેઠા, રામી, રામિટા. ક૦ ગમિ સુકુટે. તા૦ મલાઈ વિરલન લૅ૦ લેસિસોસિફન એરિઓ સેફેલસ

એનાં પાદડા ત્રણચાર આગળ લાંબાં હોય છે, પરંતુ તેટલા પહોળા હોતા નથી. એ ઝાડ ઘણા જ મોટા થાય છે. એને મીઠા અને ધોળા-પીળાં ફૂલ આવે છે એનો રસ આખોને લાગે તો ઘણું નુકસાન થાય છે, માટે આ રસ આખોને ન લાગે તે માટે સાવચેતી રાખવી આ ઝાડ ડુંગરાળ પ્રદેશમા ઘણા થાય છે એના લાકડાની રાખથી દાત પડે છે એમ કહેવાય છે. એ ઘણું ગરમ છે ×

**૪૯૬ રાયઆમળી**—(ખાટી આમળી)—સ૦ લવલી. મ૦ રાયઆવળી, કાથઆવળા હિં૦ હરફારેવડી. બં૦ નોપાડ-લ, લોઓપાડ લા૦ ફાઈલેન્થસ ડિસ્ટિકસ્ કો૦ રાનીવાળો.

આ ઝાડને 'હરપરરેવડી' પણ કહે છે આ ઝાડ સાધારણ રીતે મોટાં થાય છે. એના પાદડા ગરમાળાના પાદડા જેવડા અને લાબા હોય છે. એ ઝાડના અંગ ઉપર ફળના ગુચ્છાઓ આવે છે. એનુ અથાણુ પણ કરે છે **રાયઆમળી**—તૂરી, ખાટી, કડવી, રુચિકર, પ્રિય, રુક્ષ, સ્વાદિષ્ટ, વાતુલ, લઘુ, વિશદ તથા સુગંધીવાળી છે, અને કિંચિત્ મધુર છતા કફ, પિત્ત, વાતપિત્ત, મૂત્રાશ્મરી તથા અર્શનો નાશ કરે છે **ઉપયોગ—(૧) જુલાબ થવા માટે:**—રાયઆમળીની છાલના રસમા

× રામેઠાની છાલ ચામડી પર ઘસવાથી બળતરા થાય છે, તે ભાગ સૂજી જાય છે અને તેના ઉપર ફોલ્લો થાય છે. છાલનો ઉપયોગ માછલા મારવા માટે કરે છે

મરીની ભૂકી, પાચ લવંગ અને બીલી વાટી તે રસ પાવો. ઉતાર—ઘી અને ભાત (૨) **અંગ ઉપર પિત્ત ઊઠે છે તે ઉપર:**—રાયઆમળીના પાદડાનો અથવા રાયઆમળીનો રસ કાઢી તેમા ઘી અને મરીની ભૂકી નાખી સારી રીતે કઢવી તેનો સર્વાંગે લેપ કરવો. (૩) **નાડીવ્રણ ઉપર:**—રાયઆમળીની છાલનો રસ ૨ તોલા તથા આમળીની છાલનો રસ ૩ તોલા એકત્ર કરી તેમા પાચ તોલા ગાયનુ ઘી નાખી ૭ દિવસ પાવુ.

**૪૯૭ રાયણ**—સ૦ રાજાદની. મ૦ ખીરણી, રાજની. હિં૦ ખીરની. બં૦ કશીરની, ક્ષીરખેજૂર, ક૦ ખીરણીમારા. ઇં૦ ઓબટ્યુસલીવ્હડ માઇમુસોપ્સ. લા૦ મિમેસોપ્સ હેકઝેન્ડ્રા.

રાયણના ઝાડ ગુજરાત પ્રાંતમા ઘણા થાય છે. એ ઝાડ મોટા થાય છે. રાયણના પાદડાં બકુલીના પાદડા જેવડા હોય છે અને ફળ કડવા લીમડાની લીંબોળીઓ જેવા હોય છે. એ ફળ ખાવાથી મીઠા લાગે છે. તે ઘણા ઉષ્ણ છે રાયણનું લાકડું કઠણ અને ચીકણું હોય છે; માટે રંગારી લોકો રંગેલા કપડાની કુંદી કરવા માટે તેની સોટીઓ કરે છે. **રાયણ**—મધુર, ગુરુ, તર્પણ, વૃષ્ય, સ્થૂલતાકારક, હૃદ્ય, શીતળ, ગ્રાહક, સ્વાદુ, તૂરી, પાકકાળે ખાટી, ધાતુવર્ધક, મલસ્તંભક, રુચિકર અને પૌષ્ટિક છે વળી તૃષા, મૂર્ચ્છા, મદ, ભ્રાંતિ, ક્ષય, ત્રિદોષ અને રક્તદોષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) અપસ્માર ઉપર:**—રાયણના ઝાડ ઉપરની ગાંઠો અંગારામા શેકી તેનો રસ કાઢી તેમા મધ અને લીંડીપીપરનુ ચૂર્ણ નાખી આપવું. **(૨) વાતપિત્ત, પ્રદર અને રક્તપિત્ત ઉપર:**—રાયણ અને કોઠીના પાદડા ઘીમા શેકી તેનો કલ્ક આપવો **(૩) ઋતુપ્રાપ્તિ માટે:**—રાયણની મીંજો કાઢી તેની પોટલી યોનિમા ધારણ કરવી

**૪૯૮ રાસ્ના**—સં૦ બં૦ ક૦ તૈ૦ હિં૦ રાસ્ના. ફા૦ ગસૂન. અ૦ જજબિલશામી. લા૦ વેંડા રોકસ-બુર્ધીઆઈ. ઇ૦ ટીલોફોરા આસ્થમેટિકા સિં૦ રાસન્ના. પં૦ રિયરીસન્ને, કડુણુહ્રિ.+

+ રાસ્ના સંદિગ્ધ ઔષધિ છે અહી લેટિન નામ **વેંડા રોક્સ-બુર્ધીઆઈ** લખ્યું છે, તે ડૉક્ટર ઉદયચંદ દત્તે આપ્યુ છે તેને ગુજરાતીમા વાદો કહે છે વાદાની ઘણી જાત છે લેટિનમા જુદા જુદા ઝાડ પરના વાદાઓને નામ જુદા જુદા આપ્યા છે આંબાના ઝાડ પર જે વાદો થાય છે તેને વેંડા રોકસબુર્ધીઆઈ કહે છે આ વાદામા વેદનાસ્થાપન ધર્મ નથી ડૉકટર દેસાઈએ જીર્ણ આમવાતના રોગીઓને એ આપીને ખાતરી કરેલી છે શાસ્ત્રીય રાસ્ના વેદનાસ્થાપન છે એટલે ડૉક્ટર દેસાઈના મતમા ઈન્યુલા હેલેનિયમ અને ઈન્યુલા રેસિમોસા, એ બંને સાચી રાસ્ના છે એ ઉપરાત બીજી બે જાતની રાસ્ના વપરાય છે એ ચારે જાત કમ્પોઝિટી વર્ગની છે ડૉક્ટર દેસાઈએ રાસ્નાનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે

(૧) પહેલી જાતના રાસ્નાના છોડ કમર જેટલા ઊંચા હોય છે ઝાડ રસભરિત હોય છે, પાન સાધારણ એલચીના પાન જેવા હોય છે મૂળ લગભગ ૬ ઇંચ લાંબા અને ૧-૨ ઇંચ જાડા હોય છે તાજુ મૂળ માંસલ અને રસભરિત હોય છે એના ટુકડા ઊભા અથવા આડા બજારમા મળે છે આડા ટુકડામા ચક્રાકાર દેખાવ જણાય છે (૨) બીજી જાતની (હિંદુસ્તાની) રાસ્નાના છોડ માણસની ઊંચાઈ જેટલા ઊંચા હોય છે પાન એલચીના પાન જેવા જાડા દાંતાવાળા હોય છે મૂળ બહુવર્ષાયુ, મોટું, જાડું, મૂળાના આકારનુ અને નવુ હોય ત્યારે સફેદ હોય છે, અંદર ચક્રાકાર હોય છે સુગંધ કપૂર જેવી તેજ તથા સ્વાદ કડવો, સુગંધી અને બેસ્વાદુ અને કેટલાક સમય સુધી ટકાવાળો હોય છે. ચાવવાથી વજના સમાન લાળ છૂટે છે, ખાંડવાથી ચૂર્ણ પીળું સફેદ થાય છે આ મૂળ અખંડ મળે છે એ ઝાડના મૂળ ઈરાન, ઇંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની અને અમેરિકામા વપરાય છે અમેરિકા, ફ્રાન્સ અને જર્મનીમા રાજમાન્ય થયેલ છે

ઉપર કહેલી રાસ્નાઓમા કાંઈક ઊડવાવાળુ તેલ, થોડી દાહક રાળ, એક કડવુ તત્ત્વ, મીણ અને રાસ્નિકકપૂર (ઈન્યુલિન) મળે છે એ રાસ્નિકકપૂર વાસરહિત અને સ્વાદરહિત સફેદ ચૂર્ણરૂપ હોય છે એ સત્ત્વના ગુણ સમાન રાસ્નાના ગુણ મનાય છે ઉપર કહેલી રાસ્ના કડવી, તીખી, ઉષ્ણ, પાચક, વાતહર, ઉત્તેજક, કફઘ્ન, શ્વાસહર, કાસહર, જ્વરઘ્ન, શોથહર, ચર્મરોગનાશક, ઉદરવાતહર અને વિષઘ્ન છે મગજ, હોજરી, વૃક્ક અને ગર્ભાશય પર ઉત્તેજના બતાવે છે તેમ જ એ કીટાણુનાશક અને દુર્ગંધહર છે

**માત્રા**—૧૦થી ૩૦ રતી પ્રતિનિધિ ઉપલેટ **ઉપયોગ**—રાસ્ના પાચન છે માટે અપચન રોગમા આમરસની પ્રધાનતા હોય તો રાસ્ના અપાય છે વાતહર હોવાથી આફરા અને ઉદરપીડા પર વપરાય છે

રાસ્ના ફેફસાના બધા રોગોમા વપરાય છે જેમ કે-શ્વાસ, જૂનો શ્વાસ, નલિકાનો સોજો, ક્ષય, ફેફસાના પડદાનો સોજો આવીને પાર્શ્વશૂળ નીકળવુ ઇત્યાદિ રોગો પર રાસ્ના અપાય છે રાસ્નાથી સોજો

રાસ્નાની મૂળરાસ્ના, પત્રરાસ્ના અને તૃણરાસ્ના, એ ત્રણ જાત છે. તેમા મૂળરાસ્ના ગુણમા શ્રેષ્ઠ છે એને ખડકીરાસ્ના કહે છે. એ વિશેષે કરીને ગુજરાતમા અને મહારાષ્ટ્રમા મહાબળેશ્વર, માથેરાન વગેરે પર્વતો ઉપર ક્વચિત્ મળે છે. એના 'દાભણા' જેવડા બારીક મૂળ હોય છે. પત્રરાસ્ના પંજાબ પ્રાંતમા અને અયોધ્યા પ્રાંતમા ઉત્પન્ન થાય છે બીજે સ્થળે મળતી નથી. એનુ 'કડવી સેના' એવુ પણ નામ છે. સિંધી ભાષામા એને 'રાસ્ના' અને પંજાબીમા 'રીષરીસન્ને' કે 'કટુબુદ્ધિ' એવા નામ છે. એ વર્ષાયુ ક્ષુપ છે એના ઝાડો પેશાવરમા મળે છે. તે ૪–૬ ફૂટની ઊંચાઈનાં હોય છે. એ તારાકૃતિ ફૂલના વર્ગમાની છે જેને અંગ્રેજીમા કંપોઝિટી વર્ગ કહે છે એનાં પાંદડાં પીલુ(જાળ)નાં પાદડા જેવા હોય છે. રોયલ સાહેબે હિમાલય ઉપરની વનસ્પતિના વિષયનો જે ગ્રંથ લખેલ છે, તેમા તે લખે છે કે, તેમણે આ પત્રરાસ્નાના પાદડા ભૂલીને પીલુ(જાળ)ના પાદડા સમજી ફોકનર સાહેબ તરફ મોકલ્યા હતા. પત્રરાસ્નામા સારક ગુણ છે; પરંતુ મીંઢીઆવળ કરતા કમી છે વેપારી લોકો આ સારક ગુણને લીધે મીંઢીઆવળના પાદડા સાથે આના પાદડાનો ભેળ કરે છે. સિંધ પ્રાંતમા ગાંધી લોકો આ વેચે છે. આ પત્રરાસ્નાની અથવા કડવા સેનાના (મીંઢીઆવળના) પાદડાની હાલમા વોર્ડન સાહેબે રાસાયનિક પરીક્ષા કરેલી છે. તે સ્વાદમા ખારા અને સુગંધી છે તેમા ક્ષાર, કૌચુક (રબર જેવો પદાર્થ) અને એકસેન્દ્રિય ખટાઈ પણ જણાય છે. તે ખટાઈનુ અદ્યાપિ રસાયનશાસ્ત્રીઓએ નામ આપેલ નથી અને તેની રાસાયનિક રચનાની શોધ પણ કોઈએ મેળવેલી નથી ઉદયચંદ્ર દત્તનો એવો તર્ક છે કે, રાસ્નામૂળ બે જુદી જુદી વનસ્પતિમાથી ઉત્પન્ન થાય છે. રાજનિઘંટુકારે રાસ્નાપંચકનો ઉલ્લેખ કરેલો છે, પરંતુ બીજા કોઈ પણ નિઘંટુમા તેનુ નામ મળી આવતુ નથી. ઉપરના મૂળ, પત્ર અને તૃણ, એ ત્રણ ભેદ માત્ર પ્રસિદ્ધ છે; પરંતુ એક પ્રકારથી રાસ્નાપંચક પણ થઈ શકે છે. તે એ રીતે કે, બે પ્રકારની નાકુલી(નોળવેલ)નો એમા સમાવેશ કરવો એક નોળવેલ અને બીજી કંદ નોળવેલ, એમ બે ભેદ મળી આવે છે. ડોક્ટર મંત્રીએ ઉત્તર કાનડા પ્રાંતમા દેવમણિ ઘાટ ઉપર મૂળ નોળવેલના નાના રોપા મેળવ્યા છે. તેને સામસામા આવનારા પાતળા પાદડા ૪–૫ ઈંચ લંબાઈના અને દીર્ઘ આકારના હોય છે. તેનું દીટડું નાનું અને ફૂલનો ઘાસ છેવટે અનિયમિત મંજરી ઉપર આવેલા ધોળા રંગનો હોય છે ફૂલનો બાહ્યકોશ છૂટો હોતો નથી. નરકેસર પાખડીના અંદરના ભાગને ચોટેલી તથા રજકણના પિંડથી વીંટાયેલ હોય છે આ વનસ્પતિનાં મૂળ કડવા અને તીખા છે તેના ઉપર રાસાયનિક પ્રયોગ કરવાથી જીર્ણજ્વર અને આમવાયુ આ બે વિકારમા રોગીને આપવા લાયક ઠરેલ છે. એના મૂળને નાની ગસ્ના કહેવાનો રિવાજ છે આ રેચક અને અગ્નિદીપક છે, એવો દાક્તરોનો પણ અભિપ્રાય છે કંદ નોળવેલના પાદડા નાગરવેલના પાન જેવા હોય છે. શોલાપુર જિલ્લાની આસપાસના મોગલાઈ ઇલાકામા એક નોળવેલ મળે છે. તેની

---

ઊતરે છે, કીટાણુંનો નાશ થાય છે અને તાવ ઊતરે છે કફ, વાત, શ્વાસ અને ઉધરસ પર રાસ્ના ઉત્તમ કામ કરે છે ગળાના સોજામા રાસ્નાક્વાથના કોગળા કરાવાય છે બાળકોની સસણી પર રાસ્નાનો ફાંટ મધ મેળવીને અપાય છે બધી જાતના વાતરોગ ચાહે ઠંડીથી થયા હોય અથવા આમવિષથી ઉત્પન્ન થયા હોય, બધા પર રાસ્ના લાભદાયક છે રાસ્નાથી તાવ ઊતરે છે અને સોજો દૂર થાય છે વેદના ઓછી થાય છે. ઠંડીથી ઉત્પન્ન થતી બધી જાતની વેદના રાસ્નાથી ઓછી થાય છે રાસ્ના ચામડીના રોગમા વપરાય છે. ખાજવાળી ચામડી રાસ્નાક્વાથથી ધોવાય છે મૂળ ગોમૂત્રમા ઘસીને ખસ, ખરજવા અને દાદર પર લગાડાય છે ક્ષયના કીટાણુઓથી એક પ્રકારનુ વિશિષ્ટ વ્રણ થાય છે, તેની શુદ્ધિ અને રોપણ બન્ને કામ રાસ્નાથી થાય છે. અનાર્તવમા રાસ્ના ગુણકારી છે, રાસ્નાથી ગર્ભાશયની વેદના ઓછી થઈને આર્તવ નીકળવા લાગે છે

રાસ્નાની ત્રીજી જાતને ફટમેલ કહે છે એનું લેટિન નામ ઈન્યુલા ક્વોડ્રિફિકા છે એ પંજાબ અને ગંગાજીના ઉત્તર કિનારા પર થાય છે ચોથી જાતને પત્રરાસ્ના કહે છે, તેનુ લેટિન નામ પલિચયા એન્સિયોલેટા છે, એની ઊંચાઈ ૫–૭ ફૂટ થાય છે. બંગાલ, ઔંધ, પંજાબ અને સિંધમા થાય છે આનો ગુણધર્મ મીંઢીઆવળના બરોબર છે ડૉક્ટર ઉદયચંદે કહેલ (બંગાળી રાસ્ના) વાદા અને ડૉક્ટર દેસાઈએ કહેલ ૪ રાસ્ના, એ ૫ જાત ઉપરાત ગુડમારની દાડી (જીનેમા સિલ્વેસ્ટ્રી) અને સાપસન(એરિસ્ટોલોકિયા ઇંડિકા)નો ઉપયોગ પણ રાસ્નારૂપે થાય છે સાપસનને ખડકી રાસ્ના કહે છે —સ્વામી કૃષ્ણાનંદ

વેલ તદ્દન બારીક દાભણા જેવી હોઈ તેના ઉપર પાદડા મૂળમા નથી હોતાં એક વેલીને બીજી આડી વેલી પુષ્કળ ફૂટી વેલીની એક મોટી જાળ બને છે. કદ નાળિયેરના આકારથી લઈ મોટા કોળાના આકાર જેવડા હોય છે. એક બાજુથી તેનો આકાર સર્પની ફણા પ્રમાણે હોય છે કદનો રંગ ધોળો હોઈ તે હાથને ખડબચડો લાગે છે. તેના ઉપર નાનીનાની ખડબચડી ગાઠો થાય છે. કદ લાવીને ઘરમા રાખેલ હોવાથી ત્યા જ તેને વેલ ફૂટે છે. એ કંદને તે પ્રાતમા 'વિષમુગરી' કહે છે અને એનો ઉપયોગ વિશેષ કરીને સર્પ વગેરે વિષારી જનાવરનું ઝેર ઉતારવા માટે કરે છે ઢોરને સર્પ કરડ્યો હોય તો આ કદ છૂદીને રોટલી સાથે ખવડાવે છે. આ પ્રયોગથી તેને રેચ થઈ ઝેર ઊતરે છે. મનુષ્યને સર્પ, વીછી વગેરેનો દંશ થયો હોય તો દશની જગ્યાએ આ કંદ છૂદીને બાંધે છે. ગામડામા રહેનારા લોક તો મનુષ્યને પણ ઝેર ઉતારવા માટે આ કદ શુમારે ૭ માસા આપે છે. એ પ્રયોગથી ઊલટી થઈ ઝેર ઊતરે છે આ કદની ઉગ્ર વાસ આવે છે. આ પ્રમાણે આ બને નોળવેલ રાસ્નાની જાતિ માની લઈએ તો રાસ્નાપચક સિદ્ધ થાય છે. નાકુલી, ગધ નાકુલી, નકુલેષ્ટા, સુગધી, સુવહ ઇત્યાદિ રાસ્નાના નામો છે, તે નોળવેલના પણ છે; સિવાય નોળવેલના મૂળને રાસ્ના કહેવાની પણ પરિપાટી છે.

રાસ્નાના વેલાને લઘુ નોળવેલ એમ પણ કહે છે. કવચિત્ એને **નાયટી** એમ કહે છે; પરતુ નાયટીને નાની દૂધી એમ પણ કહેવાતું હોવાથી રાસ્નાને નાયટી કહેવાય નહિ. રાસ્નામા વળી ધોળી (ખડકી રાસ્ના) અને કાળી (પાનરાસ્ના) એવી પણ બે જાત છે. ધોળી રાસ્ના ગુજરાતમાં થાય છે. એના મૂળ જાડા સોયા જેવા બારીક હોય છે રાસ્ના એ વાયુહારક છે **રાસ્ના**—ગુરુ, કડવી, ઉષ્ણ, પાચક તથા આમનાશક છે, અને વિષ, વાતરક્ત, દમ, ઉધરસ, વિષમજ્વર, સોજો, ઊચકી, કપ, ઉદર–આમવાત, કફ, શૂળ, તાવ તથા સર્વ પ્રકારના વાયુરોગનો નાશ કરે છે. **ઉપયોગ:—(૧) પક્ષઘાત, કર્ણનાદ, અર્દિતવાયુ (મોઢું વાંકું થવું), મન્યાસ્તંભ (ડોકનું રહી જવું) એ ઉપર:**—રાસ્ના, એરડમૂળ, રોહીસ ઘાસ, આસોદ, બળદાણાના મૂળ, અડદ અને કૌચનાં મૂળ, એ સર્વ સમભાગે મળી આશરે ૨ થી ૪ તોલા લઈ તેનો કાઢો કરી તેમા સિધવ અને હિગ નાખી પાવો. **(૨) અંડવૃદ્ધિ ઉપર:**—રાસ્ના, ગળો, બળદાણાના મૂળ, જેઠીમધ, ગોખરુ અને એરંડમૂળનો કાઢો એરડતેલ નાખી પાવો **(૩) સર્વ પ્રકારના વાયુ ઉપર:**—રાસ્ના કાટાસરિયો નાગરમોથ, અરડૂસી, ગળો, ગોખરુ, વજ, દેવદાર, હરિતકી, કચોરા, સૂઠ, લીડીપીપર, મરી, રીગણી, ધાણા, અતિવિષ, શતાવરી, બળદાણાના મૂળ, એરડમૂળ, સુવા. સાટોડી, ચવક અને ઊભી રીંગણીનો કાઢો કરી તેમા સૂઠની ભૂકી નાખી પાવો. **(૪) આક્ષેપક, સપ્તધાતુગતવાત, આમવાત અને સર્વાંગવાત ઉપર:**—રાસ્ના, ગળો, દેવદાર, સૂઠ અને એરંડમૂળનો કાઢો દિવસમા બે વાર આપવો. **(૫) સર્વ વાયુ ઉપર:**—રાસ્ના, ગોખરુ, એરડમૂળ, દેવદાર, સાટોડી, ગળો અને ગરમાળાનુ મગજ, એ સર્વના કાઢામા એક માસો સૂઠનું ચૂર્ણ નાખી પાવાથી નિ.સંશય સર્વ પ્રકારના વાયુનો નાશ થાય છે **(૬) શ્વાસ, કાસ, અગ્નિમાંદ્ય અને શીતજ્વર ઉપર:**—રાસ્ના, સૂઠ અને લીડીપીપરનો કલ્ક કરી ગરમ પાણીમા પાવો

**૩૯૯ રાળ**—સ૦ ક૦ સર્જરસ, રાલ. હિ૦ રાલ. મ૦ રા૦ બં૦ ધુના. ફા૦ રાલેમગરેબી. અ૦ કિકહર ઇ૦ યલોરેઝીન લા૦ રેઝિનાફ્લેવા. ફ્રિં૦ નારૂસ.

**રાળનું વૃક્ષ**—સં૦ અજકર્ણ, સર્જક મ૦ રાળ. હિ૦ હેદ, સાલ બ૦ ઝાજી, શાલ ક૦ સજ્જર દમર. તૈ૦ શાલમુ, વેજિનાયદુ મલા૦ શાલવૃક્ષ તા૦ વેળેકુન્નારિક ઇ૦ પીનેટેલો ટ્રી, સાલ ટ્રી લા૦ વેટેરિયા ઇંડિકા, શોરિયા રોબસ્ટા.

એ ઝાડ **બંગાળા, આબુના પહાડ અને ઉત્તર હિંદુસ્તાનમાં** થાય છે. રાળ બે-ચાર જાતના ઝાડમાં ઉત્પન્ન થાય છે. એ ઝાડમાથી જે રસ નીકળે છે તેની રાળ થાય છે* રાળ

* ગળનું મોટુ ઝાડ થાય છે એના ગુદને રાળ કહે છે તે ગાયના દહીમા અથવા સાકર સાથે ખાવાથી અતિસાર મટે છે તથા બીજી શોધક અને દીપક ઔષધિની સાથે મેળવી ખાવાથી પ્રદરરોગ જાય

ઘણી જાતના વૃક્ષમાથી નીકળે છે, પરંતુ આ વૃક્ષમાથી વધારે પ્રમાણમા નીકળે છે **રાળનું ઝાડ**—તીખું, કડવુ, ઉષ્ણુ, શીતલ, તૂરું, વ્રણરોપણુ, વર્ણકારક તથા રુક્ષ છે; અને અતિસાર, પિત્ત, રક્તદોષ, કોઢ, કફ, કંડૂ (ખરજ), વિસ્ફોટક, વાયુ, પરસેવો, વ્રણ, કૃમિ, વધ્મરોગ, વિદ્રધિ, બહેરાપણું, યોનિશૂળ તથા પ્રમેહનો નાશ કરે છે. **મોટું રાળનું ઝાડ**—રુક્ષ, કાંતિકર, તીખું, ઉષ્ણ તથા સ્નિગ્ધ છે; અને કફ, પાડુ, પિત્ત, કર્ણરોગ, રક્તદોષ, મેહ, કોઢ, વ્રણ, વિષદોષ, ઉરક્ષત, કંડૂ, વાત તથા શિરોરોગનો નાશ કરે છે. **એના ફળ**—મધુર, રુક્ષ, શીતળ, સ્તંભક, ગુરુ, તૂરા, લેખન તથા મલાવષ્ટંભક છે, અને શૂળ, વાયુ તથા આધ્માનને કરનાર અને પિત્ત, રક્તદોષ, દાહ, ક્ષતક્ષય તથા તૃષાનો નાશ કરનાર છે. **રાળ**—શીતળ, સ્નિગ્ધ, તૂરી, કડવી, ગુરુ, ગ્રાહક, સ્વાદુ, સ્તંભન, વ્રણરોપણ, ભગ્નસંધાનકારક તથા મધુર છે; અને વાત, પિત્ત, ત્રિદોષ, રક્તદોષ, વિસ્ફોટક, કંડૂ, વ્રણ, શૂળ, સ્વેદ, જ્વર (તાવ), વિસર્પ, ગ્રહબાધા, અગ્નિદગ્ધ વ્રણ, વિપાદિકા, વિષ, ભૂતબાધા તથા અતિસારનો નાશ કરે છે. એનો ઉપયોગ મલમમા અથવા ઉપર ચોપડવાના લેપમા પુષ્કળ થાય છે. હાડ દુખવામા અથવા સોજો આવેલ હોય, તો તેના ઉપર ગૂગળ અથવા ગુજર સાથે કિંવા એકલી જ રાળ લઈ તે ઝીણી વાટી પાણીમા સીઝવવી, એટલે તે લેપના કામમા ઘણી ઉપયોગી થાય છે. **ઉપયોગ—(૧) સંગ્રહણી ઉપર :**—રાળ ઘીમા તળી નાગકેસરની સાથે ખવરાવવી. **(૨) બાળકોના અતિસાર અને રક્તાતિસાર ઉપર :**—સાકર અને માખણમા રાળ મિશ્ર કરી આપવી. **(૩) અતિસાર ઉપર :**—રાળનુ ચૂર્ણ સાકરમા આપવુ એટલે ઘણા દિવસનો અતિસાર પણ દૂર થાય છે. **(૪) અગ્નિદગ્ધ વ્રણ ઉપર :**—રાળ, મીણ અને માખણ એ એકત્ર કઢવી ચોપડવા. અથવા રાળ બારીક વસ્ત્રગાળ કરી તેમા તલનુ તેલ તથા પાણી નાખી ખરલ કરવું મલમ તૈયાર થયેથી રૂના પૂમડાથી અથવા પીંછા વડે ચોપડવો જ્યા સુધી પાણી મેલુ નીકળે ત્યા સુધી વારંવાર પાણી નાખતા જવુ અને ખરલ કરતા જવુ આશરે ૪ કલાક ખરલ કર્યા પછી આ મલમ તૈયાર થશે. ઘાટો મલમ કરવો હોય તો ઉપર મુજબ કરવું. મલમ પાતળો કરવો હોય તો તેલપાણી પહેલાં આગળીથી હલાવી એકજીવ કરી લેવા. પછી રાળ મેળવી ખરલ કરવુ. તેલ તથા રાળ સમાન ભાગે લેવા. આ મલમ થોડા દિવસ સુધી ઉપયોગી રહે છે **(૫) રક્તાધિક વાતરક્ત ઉપર :**—રાળ અને ઘી કઢવી તેનો લેપ કરતા જવુ **(૬) અગ્નિદગ્ધ વ્રણ ઉપર :**—રાળ બારીક વસ્ત્રગાળ કરી તેમા તલનુ તેલ અને પાણી નાખી ખરલ કરવુ અને તે પીંછી અથવા રૂના પૂમડા વડે ચોપડવુ. **(૭) કાન વહે છે તે ઉપર :**—ત્રણ ભાગ તલના તેલમા ૧ ભાગ રાળની ભૂકી નાખી રાળનો રસ થઈ તેલમા મળી જાય ત્યા સુધી કઢવવુ. આ મિશ્રણ ગાળી બાટલીમા ભરવુ અને દિવસમા ત્રણ વાર કાનમાં નાખવું. **(૮) મૂળ વ્યાધિ ઉપર :**—રાળનું ચૂર્ણ અને સરસવનુ તેલ (સરસિયુ) એકત્ર કરી ધૂપ દેવાથી અર્શ અને રક્તસ્રાવ બંધ થાય છે.×

---

છે, એની માત્રા ૭ રતિની છે વેટેરિયા ઇંડિકાની રાળને સફેદ ડામર કહે છે. એને બાળવાથી સ્વચ્છ પ્રકાશ પડે છે, સુગંધ આવે છે અને ધુમાડો થતો નથી શોરિયા રોબસ્ટાને બાળવાથી સુગંધ અને બહુ જ ધુમાડો ઉત્પન્ન થાય છે એ રાળ નવી હોય ત્યારે પારદર્શક હોય છે જૂની થયા પછી મેલા પીળા રંગની થઈ જાય છે

× **રાળનો મલમ**—(સર્વ પ્રકારના ભયંકર વ્રણ ઉપર) રાળ ૬ તોલા, કાથો શુદ્ધ ૫ તોલા, તલનુ તેલ ૫ તોલા, ફટકડી ૧૧ તોલો, મોરથૂથુ ૧૧ તોલો તથા પાણી પાચ તોલા લેવુ. પ્રથમ સર્વ સૂકી ઔષધિને બારીક ખાંડી લેવી પછી તેલ અને પાણી બન્નેને મેળવી આગળીઓથી હલાવતા રહેવુ જ્યારે એકરસ થઈ જાય ત્યારે ઉપરની વસ્તુઓનુ બારીક કરેલુ ચૂર્ણ મેળવી દેવુ પછી ત્રણ મિનિટ ચૂલા ઉપર રાખી હલાવતા રહેવુ ત્યારપછી ઉતારી મલમ ડબ્બીમા ભરી લેવો ફૂટેલા ફોડા ઉપર—એક કપડા પર મલમ ચોપડી વચમાં છેદ કરી લગાડવો રોજ પટી બદલવી વિનાફૂટેલા ગૂમડા પર છિદ્ર કરવાની જરૂર નથી વિનાફૂટેલા ગૂમડા પર મલમવાળી પટી લગાડી ઉપર શેક કરવો આવી રીતે કરવાથી બે દિવસમા ગૂમડ ફૂટી જશે પછી છિદ્ર કરીને પટી લગાડતા રહેવુ આ મલમ વ્રણને ફોડે પણ છે અને રૂઝવે પણ છે.

**બીજા પ્રકારનો રાળનો મલમ :**—(વ્રણ ઉપર) રાળ તો ૧૦, સફેદ કાથો તો ૪, મુરદારસિંગ તો ૨, એ સર્વને અલગઅલગ વાટી લેવા પછી રાળમા ૨ા તોલા સરસવનુ તેલ મેળવી એક સાફ

**૫૦૦ રિસામણી ( લજામણી )**—સં૦ રક્તમાદી, લજ્જાલુ. મ૦ લાજાળુ, લાજરી, સંકોચણી હિં૦ લજ્જાવંતી, છુઈમુઈ, શર્માની, લાજવતી. બં૦ લજ્જાવતી, લાજુક. ક૦ મુદિદરેમુરટવ, ઓળ-મુચ્ચક, મુદ્દલમુરિકે, લજ્જાવતી. તાં૦ તોટ્ટલશરગિ, તૈ૦ મુનુગુડામારસુ. દ્રુ૦ નાચિકેડે. મલા૦ તોટ્ટન-વાતિ લા૦ માઈમોસા સેન્સિટવા, માઈમોસા પુડિકા. વ૦ શર્મી

એ છાતલા નાના હોય છે. એમા નાની અને મોટી એવી બે જાત છે મોટી જાતના છાતલાને બારીક કાટા હોય છે રિસામણીના પાદડા આમલીના પાદડા જેવા હોય છે. એ પાદડાને સ્પર્શ કરવાથી તે લાગલા જ સંકોચાઈ જાય છે, એ આ ઝાડમાં મોટો ચમત્કાર છે. **રિસામણી ( લજામણી )**—તીખી, શીતળ, કડવી, તૂરી, સ્વાદુ તથા રુક્ષ છે, અને વાયુ, પિત્ત, કફ, રક્તદોષ, રક્તપિત્ત, યોનિદોષ, અતિસાર, સોજો, શ્રમ, વ્રણ તથા કોઢનો નાશ કરે છે. **નાની રિસામણી**—તીખી, ઉષ્ણ, પારદનિયામક અને અનેક વિજ્ઞાનકારક તથા આમદોષનાશક છે. ઉપયોગ—**(૧) ગંડમાળા, અપચી, ગલગંડ અને કમળા ઉપર :**—રિસામણીનો અથવા ગોરખમુડીનો સ્વરસ ૨ થી ૮ તોલા સુધી ખાવા આપવો. **(૨) અંડ ઊતર્યો હોય તે ઉપર :**—રિસામણીનાં પાંદડા વાટી ગરમ કરી અડે બાધવા. **(૩) સ્ત્રીઓનું યોનિદ્વારે અંગ બહાર પડે છે તે ઉપર :**—રિસામણીના પાદડાનો રસ અથવા મૂળ ઘસી હાથે ચોળી તે હાથે અંદર બેસાડવુ. આ ઔષધ સુયાણીએ કરવુ **(૪) આંખની કાળી કીકી ઉપર પડળ ( પડદો ) આવે તે ઉપર :**—રિસામણીના પાદડાનો રસ, ઘોડાનુ મૂત્ર સમભાગે એકત્ર કરી અજન કરવું. **(૫) ઉટાંટિયા ( બાળકોને થતી કુકહિયા ઉધરસ ) ઉપર :**—રિસામણીના મૂળનુ ચૂર્ણ મધમા આપવુ **(૬) મૂળ વ્યાધિ ઉપર :**—રિસામણીના પાદડાનો રસ દિવસમા બેત્રણ વાર મૂળ વ્યાધિ ઉપર ચોપડવો.

**૫૦૧ રુદ્રાક્ષ**—(લા૦ ઇલિયોકાર્પસ ગેનીટ્રસ.) રુદ્રાક્ષના મોટા મોટા ઝાડ થાય છે એના પાદડા ગગેરી નાગરવેલના પાન જેવા હોય છે કાકણના કેટલાક ભાગમાં એ ઝાડ થાય છે. એમા નાની અને મોટી એવી બે જાત છે. એના ફળમાના બીજને રુદ્રાક્ષ કહે છે. રુદ્રાક્ષની માળા કરી તે ગળામા પહેરે છે. કોઈ કોઈ એ માળા રૂપામા કે સોનામા ગઠાવે છે. મૈસુરમા તથા તેની આસપાસ પણ એના ઝાડ ઘણા થાય છે **રુદ્રાક્ષ**—ખાટી, ઉષ્ણ તથા રુચિકર છે, અને વાયુ, કફ, શિરપીડા, ભૂતબાધા તથા ગ્રહબાધાનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) મધુરા ઉપર :**—રુદ્રાક્ષ મધમા ઘસી ચટાડવી.

**૫૦૨ રેણુકા ( રેણુકબીજ )**—સં૦ હિં૦ બં૦ ક૦ રેણુકા. મ૦ રેણુકબીજ. લા૦ પાઈપર ઔરંટી એકમ કા૦ રેણુકા

આ વેલો× નેપાળ અને આસામમા થાય છે. એના બિયાને ‘રેણુકાબીજ’ કહે છે. આ વેલ નાગરવેલ જેવી હોય છે. રેણુકાબીજ કંકોળી જેવા અને તે કરતા થોડા મોટા હોય છે એનો રંગ કાળો હોય છે. **રેણુક**—તીખી, શીત, મુખને સ્વચ્છ કરનારી. કડવી, લઘુ, પિત્તકર, અગ્નિકર, મેધ્ય, પાચક તથા ગર્ભપાતકારક છે; અને ખૂજલી, કંડૂ, તૃષા, દાહ, વિષ, કફ, વાયુ, નપુસકત્વ, દુર્બળતા તથા ગુલ્મનો નાશ કરે છે. એના બિયાના પણ એવા જ ગુણો છે. ઉપયોગ—**(૧) ઊચકી ( હેડકી ) ઉપર :**—રેણુકબીજ તથા લીડીપીપરનો કાઢો કરી તેમા શેકેલી હિંગ નાખી પાવો. એટલે પાચ

---

પથ્થર પર રગડતા જવુ જ્યારે પથ્થર અરસપરસ ચોટી જાય એટલી ચીકાશ આવી જાય ( માખણ જેટલું નરમ મિશ્રણ બની જાય ), ત્યારે કાથો તથા મુરદારસિગ મેળવી પુન રગડવુ જ્યારે સર્વ બરાબર મળી જાય ત્યારે મલમ ડબ્બીમા ભરી લેવો સર્વ પ્રકારના પૈત્તિક વ્રણને થોડા સમયમા ભરી આપે છે અર્ધા ઇચના ઉંડા વ્રણના ઘાને સાફ કરીને થોડા જ દિવસમા ભરી આપે છે

× રેણુકબીજ એ અપ્રસિદ્ધ વનસ્પતિ છે રેણુકબીજને બદલે વૈદ્યો નગોડના બી( સમાલુ )ને ઉપયોગમાં લે છે ઉપર લખેલ રેણુકબીજ નાગરવેલ અને કાળા મરીના વર્ગની છે એના અભાવમા કાળા મરી પણ લઈ શકાય આ ઉપરાત બીજી રેણુકા નગોડના વર્ગની છે. તેનું લેટિન નામ વિટેક્સ એગ્નસ કાસ્ટસ છે. એ ઈરાનમા થાય છે એ નગોડની જાતિ છે. એના અભાવમા નગોડના બીજ લઈ શકાય છે

પ્રકારની ઊચકી દૂર થાય છે (૨) **પક્ષાઘાત ઉપર:**—રેણુકબીજનો કાઢો પાવો. (૩) **પિત્ત-ગુલ્મ ઉપર:**—રેણુકબીજનુ ચૂર્ણ મધમા નાખી પાવુ.

**૫૦૩ રેવંચી**—સં૦ રેચના, રેવુટચીની, ક્ષીરિણી, કાચનક્ષીરી, હિમાવતી. મ૦ રેવાચીની. હિં૦ રેવંદચીની બં૦ રેઉચીની. ચીની૦ વ્હાગ, હાગ. નેપા૦ પદમસાલ ગઢવાલી અરચૂ–ફ્ર અફ૦ રનાશ–ચુક્રિ ફા૦ રેવન અ૦ રાવદ. ઈં૦ રૂબાર્બ. લા૦ હ્રિયમ ઈમોડી–ઑફીસિનલ.

આ સુંદર નાનુ ક્ષુપ છે. એક ચુકાના ઝાડ કરતા ઘણુ જ મોટુ એટલે સરેરાશ ૫–૬ ફૂટ સુધી ઊંચાઈનું હોય છે અને જમીનમાથી ૧ મુખ્ય અથવા વચ્ચેનુ ડીંટકુ નીકળી તેની બાજુએ ચારે તરફ ડીંટડાની શાખાઓ નીકળે છે. એના પાદડા પીપળાના પાદડા જેવા ગોળ અને મોટાં પ્રસરેલા હોય છે. તે ઉપરના અંગે ફિક્કા લીલા રંગના અને સુંવાળા હોઈ નીચેની બાજુએ લંબ-દાર અને પીળા રંગના હોય છે. ફૂલો અવ્યવસ્થિત મંજરી ઉપર આવી લાલ રંગના હોય છે. હ્રિયમ ઓફીસિનલ જાતિના ઝાડો ઉપર સફેદ રંગના ફૂલો આવે છે રેવંચીની અનેક જાતો છે, તેમાની ૫–૬ મુખ્ય છે આ સર્વનુ દેશી નામ એક જ છે. **રેવંચી**—રશિયા, તુર્કસ્થાન, ચીન, તિબેટ અને કાશ્મીરથી નેપાળ સુધી હિમાલય પર્વતના ૯૦૦ થી ૧૬૦૦ ફૂટ સુધી ઉચ્ચ પ્રદેશ ઉપર ઉત્પન્ન થાય છે. પહેલી ચાર જાત હિમાલય ઉપર ઉત્પન્ન થનારી છે હ્રિયમ પોમેટમ જાતનાં રેવંચીના ઝાડોનુ વાવેતર ૨૦૦–૩૦૦ વર્ષ પહેલાંથી ચીનના કન્સૂ પ્રાતમા કુકુનોર સરોવરની આજુબાજુ અને ગયા શતકથી એશિયાખંડમાના રશિયાના પ્રદેશમા ઘણું જ થવા લાગ્યું છે; પરંતુ તેમાથી ચિનાઈ રેવંચી સમાન રેવંચી ઉત્પન્ન થતી નથી. ઇંગ્લાડમાં બેનબરી નજીક બોડી-કોઠ નામના ગામમા હ્રિયમ રાપોન્ટિકમ જાતના ઝાડનું પુષ્કળ વાવેતર થતુ અને એ ઝાડમાંથી બજારમા મળનારી ' બેનભરી ' નામની રેવંચી ઉત્પન્ન થતી. એ ચીની રેવંચી કરતા ઓછી કડવી હોઈ તેમા ચીકણાપણું અને તૂરાશ વધારે હોય છે; સિવાય એના મૂળ પણ ચીની રેવંચીનાં મૂળ કરતા અધિક છિદ્રવાળા, વધારે નરમ અને સહજમા ભાગી જાય તેવાં હોય છે મુખ્યત્વે કરીને એની ભૂકી કરીને વેચવાને મોકલે છે હિમાલય ઉપર ઉત્પન્ન થનારાં ઝાડમાથી રેવંચી કાઢવાને વેપારી લોકો યોગ્ય લક્ષ આપતા નહિ હોવાથી અને વિલાયતથી આવનારી રેવંચી સસ્તી મળતી હોવાથી હિંદુસ્તાનમા તેનો જ વપરાશ વધુ થાય છે. ચીની અથવા ઈસ્ટ ઇન્ડિયન રેવંચી મુદ્દામ મંગાવ્યા વિના હિંદુસ્તાનમા આવતી નથી, એમ ડોકટર ડિમક લખે છે. ચિનાઈ રેવંચી કાનસા અને ઝેચૂ પ્રાતમાના ડુંગર ઉપર ઉત્પન્ન થાય છે તથા ત્યાથી વિલાયત જાય છે તિબેટના અગ્નિ દિશા તરફના પ્રદેશમા જે રેવંચી ઉત્પન્ન થાય છે, તેનો થોડોઘણો વેપાર બંગાળી લોકોમા થાય છે. દક્ષિણ સિક્કિમ પ્રાતમા ત્યાના રબારી રેવંચીના મૂળ એકઠા કરે છે પરંતુ મુસલમાન વેપારીઓ સિવાય તે કોઈ વેચાતા લેતા નથી. રેવંદચિની એ નામના નેપાળ તરફના પહાડમા રૂમેકસ નેપ્લેન્સીઝ મૂળ ઉત્પન્ન થાય છે અને તે બંગાળામાના ગાંધીઓ પાસે વેચાતા મળે છે, એમ ડોકટર કનૈયાલાલ દવેએ પોતાના ગ્રંથમા એક ઠેકાણે લખેલું છે.

ઐતિહાસિક શોધ ઉપરથી એમ માલૂમ પડે છે કે, સને ૧૭૩૨ની સાલથી રેવંચી એ વનસ્પતિની યુરોપિયન વૈદ્યોને માહિતી મળી તે પહેલા ફક્ત ચિનાઈ લોકોને એની માહિતી હતી; કારણ એના ગુણદોષ શુમારે ૩૦૦–૩૨૫ વર્ષ પહેલા લખેલા એક ચિનાઈ ભાષામાના વૈદ્યક ગ્રંથમા લખેલ મળે છે. આર્ય વૈદ્યોને એ અતિ પ્રાચીન કાળથી માલૂમ છે. આત્રેયે (પુનર્વસુ મુનિએ) ' ક્ષીરણી ' નામથી ' શોધન ' ઔષધોમા તેની ગણના કરેલ હોઈ ૭૦૦–૮૦૦ વર્ષ પહેલા રાજ-નિઘંટુકારે પણ તેના ગુણદોષનુ વર્ણન કરેલુ છે, તે યુરોપિયન શોધકના વર્ણનથી મળે છે. આરંભમા રેવંચીના નામો આપેલ છે, તેમા ક્ષીરિણી, કાચનક્ષીરી, હેમદુગ્ધા ઇત્યાદિ જે નામો છે, તે ઉપરથી એ વનસ્પતિમાથી સોના જેવો પીળો રસ નીકળે છે એ ખુલ્લુ થાય છે યુરોપિયન શોધકોએ આ પીળા રસનો ઉલ્લેખમાત્ર પણ કરેલો દેખાતો નથી; પરંતુ એ ઉપરથી એટલુ જ સમજવાનુ કે, રસ આપનારી જાત તેમને મળેલ નહોતી. ચિનાઈ વેપારીઓ રેવંચીના મૂળ બીજા

દેશમાં મોકલતી વખતે તેની ઉપરથી છાલ કાઢી કકડા કરી મોકલે છે. એ વનસ્પતિ બીજાઓથી ઓળખાય નહિ માટે જ તેઓ એમ કરતા હોય એમ જણાય છે કેટલાક વર્ષો પહેલા એટલે રશિયાએ ચીનની સરહદથી પોતાની સરહદ મેળવ્યા પહેલા ૮–૧૦ રૂપિયે રતલના ભાવથી તે વેચાતી હતી.

પ્રોફેસર ફ્લુકીગર અને ડૉ. હેનબેરિનો મત એવો દેખાય છે કે, રેવચી જેને અંગ્રેજીમા રૂબાર્બ કહે છે તે વનસ્પતિની યુરોપિયન ડૉકટરોને ગ્રીક વૈદ્યો પાસેથી માહિતી મળી. રેવચીના મૂળ–કંદ પહેલા ચિનાઈ તાર્તરી અને તિબેટથી યુરોપમા જતા હતા અને તે જે નિરનિરાળા રસ્તાએ જતા હતા તે રસ્તા ઉપરથી 'આયાસડોર' નામના લાટિન ગ્રંથકારે તેને નિરનિરાળા નામો આપેલા હતા. તે આ પ્રમાણે :—૧. રેવદશેની (ચીની), ૨. રેવદબર્બરિક અને ૩ રેવદતુર્કીક. રેવદબર્બરિકમાથી 'હેઅર્બરક' અને તેમાથી અંગ્રેજી રૂબાર્બ એવુ અપભ્રંશ નામ પડયું છે. અંગ્રેજી અને રશિયન અધિકારીઓએ ખરી રૂબાર્બની ઉત્પત્તિ અને તેનું સ્થાન શોધી કાઢવાને પુષ્કળ પ્રયત્નો કર્યા, પરંતુ ચીનના બાદશાહનો ત્યાના અધિકારીઓને એવો સખત હુકમ હતો કે કોઈએ બીજા દેશના મનુષ્યોને રેવચીના ઉત્પત્તિસ્થાન નજીક જવા દેવુ નહિ અને તે ઠેકાણે કોઈ ચોરીથી ગયેલો મળી આવે તો તેનો શિરચ્છેદ કરવો.

એની ગાગડીઓમાથી પીળા રજ જેવો પદાર્થ, રાળ જેવો પદાર્થ અને અવશિષ્ટ પદાર્થ એમ ત્રણ પદાર્થો મળે છે એ સિવાય 'ઈમોદીન' નામનુ ક્રિસોફ્યાનિક ઍસિડ દ્રવ્યની પ્રકૃતિનુ મળેલ છે. તે કેટલાક વખત સુધી હવામા સૂકવવાથી તેનો રંગ સ્ફટિક જેવો તેજસ્વી બને છે. રેવચીનો ગુણ એના ઉપર આધાર રાખે છે. તે સુંદર અને સારક હોઈ સ્તંભનનુ પણ કામ કરે છે. આથી યુરોપિયન લોકો મળશુદ્ધિ માટે રૂબાર્બનો વિશેષ ઉપયોગ કરે છે એના ફાંટ, નિષ્કર્ષ, અર્ક, આસવ, અવલેહ, ગુટિકા, મિશ્ર ચૂર્ણ એવા સાત કલ્પ ડૉકટર લોકો કરે છે. મિશ્ર ચૂર્ણ બે વરસના બાળકને આપવાના ઉપયોગમા આવે છે. આ ચૂર્ણમા રેવચી, સૂંઠ અને મેગ્નેશિયા નાખે છે.

હિમાલયના ઉપરના ગઢવાલ જિલ્લાના ભુટિયા લોકો 'હ્રિયમ ઇમોડી' જાતના રેવચીના મૂળ, મજીઠ અને ક્ષાર, આ ત્રણ મિશ્રણથી કપડાને લાલ રંગ ચડાવે છે; સિવાય તે લોકો એના નાળ (દીંટડા, કાતરીઓ) બાફી અથવા કૂટીને મીઠુ નાખી ખાય છે, તેમ જ તેનો મુરબ્બો અને અથાણુ પણ કરે છે આવી રીતે ઉપયોગમા ચટણી તરીકે કામ આપવા ઉપરાત મળની શુદ્ધિ કરે છે ડૉકટર સર જ્યોર્જ વોટે એની પરીક્ષા કરવાને લાહોલ પ્રદેશમા રેવચીના દીંટડા બાફીને ખાધા તેનાથી તેમને ખૂબ જુલાબ લાગ્યો હ્રિયમ મુસ્ક્રોફિટયેનમ્ જાતનાં મૂળમા ઔષધિ ગુણ 'હ્રિયમ ઇમોડી' જેવા જ છે તેનો ઉપયોગ ઊનને પીળો રંગ ચડાવવાના કામમાં થાય છે. પંજાબમા જંબુ નજીકના સિયાલકોટ મુકામે એની ઉપર લખેલી કૃતિ જોવામા આવે છે. મૂળનો ભૂકો કરી બે દિવસ સુધી ઠંડા પાણીમા પલાળી રાખે છે તે પછી મિશ્રણ ઉકાળી તે ઊકળતા પાણીમાં વસ્ત્ર બોળે છે. એટલે હલકો પીળો રંગ ચડે છે. તેમા જ થોડી હળદરની ભૂકી નાખવાથી ભપકાદાર રંગ થાય છે 'હ્રિયમ નોબાઇલિ' જાતના ઝાડના સુકાયેલા પાદડા તંબાકુને બદલે વપરાય છે એની જ એ સૌથી પેટા જાત છે, તેનો ઉપયોગ તિબેટમા તંબાકુને બદલે પુષ્કળ કરે છે. તેને તિબેટી લોક 'ચુલા' કહે છે. 'હ્રિયમ રિપસિફોર્મ' જાતિના ઝાડો અફઘાનિસ્તાનના ઘણાક ભાગમા પોતાની મેળે ઊગે છે. જ્યારે લીલાશ પર એના પાદડાની ડાડલીઓ હોય, ત્યારે તેને 'રેવશ' કહે છે અને આસપાસ પથ્થર અને ખડીના ઢગલા કરીને તે ધોળા થાય ત્યારે તેને 'ચૂકરી' કહે છે. એના તાજા દાડા ચૈત્ર–વૈશાખમા પેશાવર શહેરમા આવે છે અને તે ત્યાના લોકો લીલા અથવા બાફીને ખાય છે તેમ જ તે સૂકવી રાખે છે અને તેનુ અથાણું પણ કરે છે. રેવંચીના મૂળ ઉકાળવાથી અથવા શેકવાથી તેમાનો રેચક ગુણ ઘણો જ કમી થાય છે

આ વનસ્પતિનો ઉપયોગી ભાગ મૂળ છે. એનો મુખ્ય ગુણ રેચક છે આ રેચક ગુણના અંગભૂત બીજા કેટલાક રોગ સારા કરવાનો ગુણ એમા છે શિલા ઉપર છાપવાનો મજકુર જે કાગળ ઉપર લખે છે, તે કાગળ રેવંચીનો શીરો ચોપડીને જ પીળો કરેલો હોય છે. એ સિવાય

રંગના કામમા સ્વતંત્ર રૂપથી અને બીજા રંગ સાથે મસળીને પણ આનો પુષ્કળ ઉપયોગ થાય છે.

રેવંચીના ઝાડ હિમાલય પર્વત ઉપર અને ચીન દેશમા થાય છે. ચીન અને ચીનાઈ તાર્તરી એ દેશમા રેવચીની ઉત્પત્તિ ઘણી જ થાય છે રેવચીનાં ઝાડ **મલબાર, ત્રાવણકોર, ખંડાળાના ઘાટ, અને બોરઘાટ,** એ ભાગોમા પણ થાય છે. રેવંચીના ઝાડમા એક પ્રકારનુ પીળું રાળમય દ્રવ્ય રહે છે, તેને લોકો '**રેવંચીનો શીરો**' કહે છે.+ એમા રેચક ગુણ હોવાથી રેચ આપવા માટે તેનો ઉપયોગ થાય છે, તેમ જ રંગ માટે પણ ઉપયોગ થાય છે. એ ઝાડ શુમારે ૭-સાત હાથ ઊંચુ વધે છે તથા ઉપર કોકમ જેવડા ફળ આવે છે. દક્ષિણમા કેટલેક સ્થળે તેને '**તાવીર**' કહે છે. રેવચીના મૂળનો ઔષધોમા ઘણો ઉપયોગ થાય છે. **ઉપયોગ**—(૧) **રેચ માટે:**—રેવચીના શીરાનુ માસો-દોઢ માસો ચૂર્ણ કરી શક્તિ પ્રમાણે ગોળમા, સાકરમા અગર મધમા આપવું એટલે રેચ થશે **ઉતાર**—ઘી અને ભાત. (૨) **મૂત્રરેચન માટે:**—રેવંચી સૂરોખાર, ચણકબાબા તથા એલચી, એ સમભાગે લઈ ચૂર્ણ કરી તે ૭ માસા ચૂર્ણ પાશેર પાણી અને પાશેર દૂધ એકત્ર કરી ભાગની માફક બે વાસણમા ઉલટાવી-ઉલટાવી પાવુ. (૩) **બાળકને ફોલ્લીઓ થાય છે તે ઉપર:**—રેવંચીનું લાકડુ પાણીમા ઘસી લેપ કરવો (૪) **નાનાં બાળકોને રેચ માટે:**—રેવચી કિવા રેવંચીનો શીરો દૂધમા ઘસી શક્તિ પ્રમાણે પાવો. (૫) **કમળી ઉપર:**—રેવચી દૂધમા ઘસી ૭ દિવસ પાવી ×

**૫૦૪ રામફળ (કરમલ)**—મ૦ ન્હીવ, ઓટફળ –

---

+ રેવચીનો શીરો જે બજારમા પીળા રગનો મળે છે, તે આ રેવચીનો નથી એ ચીનમા ઉત્પન્ન થતા ગાર્સિનિયા હેનબુગાઈ વૃક્ષનો ગુંદ છે આપણા દેશમા એ સિયામથી આવે છે —**સ્વામી કૃષ્ણાનંદ**

× **સૂચના**—રેવચી વધારે આપવાથી વખતે વખતે તેનું ખરાબ પરિણામ આવેલુ દેખાય છે, માટે તે ખાવા આપતી વખતે ઘણી સાવધતા રાખવી. રેવચીનો શીરો પાણીમા ઘસી ગૂમડા ઉપર ભીનો-સૂકો ચોપડતા જવાથી તે તુરત ફૂટે છે

ડૉક્ટર દેસાઈ લખે છે કે રેવચી કડવી, દીપન, ગ્રાહી, યકૃદુત્તેજક અને સારક છે નાની માત્રામા ચૂકની અને હોજરીના રસની વૃદ્ધિ કરે છે, ભૂખ લગાડે છે, અન્ન પાચન કરાવે છે અને યકૃતને ઉત્તેજના આપી પિત્તસ્રાવ યોગ્ય કરાવે છે નાની માત્રામા ગ્રાહી ગુણ પ્રત્યક્ષ થાય છે. મોટી માત્રામા જુલાબ લાગે છે મોટા આતરડાની ચાલનક્રિયા વધીને ૬-૮ કલાકમા જુલાબ લાગે છે, પેટમા મરડો આવે છે, તોપણ એ સૌમ્ય હોવાથી આતરડામા દાહ થતો નથી જુલાબ લાગ્યા પછી ગ્રાહી ક્રિયા શરૂ થાય છે અને જુલાબ પોતાની મેળે બધ થાય છે રેવચીથી પેશાબનો રંગ પણ પીળો બને છે

**માત્રા**—વારંવાર આપવા માટે ૧થી ૫ રતી ૧ વખત માટે ૮થી ૧૫ રતી ૧ વર્ષના બાળકને ૧ રતી

**ઉપયોગ**—શિથિલતાપ્રધાન કુપચનમા વારવાર ઝાડા થતા હોય ત્યારે રેવચીથી લાભ થાય છે. વાતરક્તના રોગીને જુલાબ આપવા માટે રેવચી પ્રશસ્ત ઔષધ છે આ રોગમા અનાજ પચતુ ન હોય ત્યારે નાની માત્રા આપવી એ સારુ ગણાય હરસમા રેવચીના જુલાબથી બહુ જ ફાયદો થાય છે જૂની કબજિયાત હોય તો રેવચીનો જુલાબ આપવો નહિ નાના બાળકને ઝાડા થાય છે તે વધારે દૂધ પિવરાવવાથી દૂધ પેટમા સડી અને ખટાશ વધીને થાય છે, તે ઉપર રેવચી આપવાથી સડેલુ દૂધ બહાર નીકળી જાય છે, અમ્લતા ઓછી થાય છે, પેટ સાફ થાય છે અને ઝાડા પોતાની મેળે બંધ થાય છે

પહેલાં દસ્ત લાવનારી અને પાછળથી કબજિયાત કરવાવાળી બે ઔષધિ છે રેવંચી અને એરડિયુ એ બન્ને સૌમ્ય છે, પણ એરંડિયુ ક્ષાર સ્વભાવવાળુ ન હોવાથી પેટમાની ખટાશ ઓછી કરી શકતુ નથી

રેવચીથી એ કાર્ય સિદ્ધ થાય છે, એટલે એવે વખતે બાળકને એરડિયાના કરતા રેવચી આપવી, એ શ્રેષ્ઠ ગણાય રેવચીની સાથે સાજીખાર મેળવીને આપી શકાય છે રેવચીથી મરડો આવે છે તે ન આવવા માટે સૂઠના જેવુ સુગધી દ્રવ્ય મેળવવુ જોઈએ ગ્રહણીમા અમ્લતા વધવાથી ઝાડા થતા હોય તો તે ઉપર રેવચીનો જુલાબ હિતકર છે સોજાની ઉપર ઠડા પાણીમા ઘસીને રેવચીનો લેપ કરાય છે

**સૂચના**—રેવચીની હલકી જાતિ આવે છે તેને બગાળી રેવચી અને લેટિનમા હ્યૂમ નેપાલેન્સિસ કહે છે તેની માત્રા ૫થી ૬ રતીની છે

– આ વર્ણન લકુચનુ હોવુ જોઈએ ગુજરાતી લકુચ મ૦ ઓટફળ સ૦ ક્ષુદ્રપનસ બ૦ ઢાહુ કો૦ ઓટાઞ્ળી મલા૦ લકુચમ્ તા૦ તિનિપ્પાલવુ તે૦ લકુચમુ, હરિયાજેઉંટા લે૦ આર્ટોકાર્પસ લકુચ હિ૦

એના ઝાડ દક્ષિણ કોંકણમાં ઘણા થાય છે. એ ઝાડ મોટા થાય છે. એને ગોળ ફળ આવે છે. એના પાકેલા ફળ મીઠા લાગે છે. એ ફળ ઉપર જેમ ફણસ ઉપર કાંટા હોય છે તેવા ઝીણા કાટા હોય છે ઉપયોગ—**(૧) વ્રણ ધોવા માટે કાઢો:**—રોમફળની છાલ, બાવળિયાની છાલ, કિજળીની છાલ, કુંભાની છાલ, કડવા લીમડાની છાલ અને પાદડા, એ સર્વ ખાડી તેમા પાણી નાખી અષ્ટમાશ ઉકાળો કરવો. આ કાઢાથી માણસને અથવા જનાવરને થયેલ વ્રણ ધોવાથી જલદી રૂઝ આવે છે **(૨) ઉપદંશ(ગરમી)ના વ્રણ ઉપર:**—ઉપલા કાઢાથી દરરોજ વ્રણ સ્વચ્છ ધોઈ કપડાથી સારું લૂછી, તે ઉપર ગાયના માખણમા ચીકણી સોપારી અને શંખજીરું ઘસી ચોપડવુ; એટલે ઘા (જખમ) જલદી ભરાય છે **(૩) અતિસાર ઉપર:**—રોમફળની છાલ વાટી પાવી

**૫૦૫ રોહિણી**—સ૦ ક૦ હિં૦ મ૦ માસરોહિણી બં૦ ચામરકશા. ઈં૦ રેડવૂડ ટ્રી. લા૦ સોયમીડ ફેબ્રુફયુજા.

રોહિણીના ઝાડ **ખાનદેશ અને નાગપુર** પ્રાતમા થાય છે. આ ઝાડ ઘણું જ મોટું થાય છે. એના પાદડા નાદરૂખીના પાદડા જેવા મોટા થાય છે. એના પાંદડા કડવા લીમડાના ઝાડની પેઠે ડાળીને લાગેલા હોય છે. રોહિણીને કેરી જેવડા મોટા ફળ આવે છે. રોહિણીનું લાકડું ઇમારતી કામના ઉપયોગમા આવે છે. એની છાલનો પાકો શિકારી કિંવા સાબરી રંગ થાય છે. જાજમો અને અંગરખા વગેરે એ રગ વડે રગે છે **રોહિણી (માંસરોહિણી)**—બળકર, રક્તપિત્તપ્રસાદાન, પૌષ્ટિક, શીતલ, તૂરી, કંઠશુદ્ધિકર, રુચિકર, સારક, વૃષ્ય તથા મધુર છે; અને વાયુ તથા કૃમિનો નાશ કરે છે ઉપયોગ—**(૧) કપડાને શિકારી રંગ ચડાવવાની કૃતિ:**—રોહિણીની છાલ લાવી તેના બારીક ટુકડા કરવા, તે ચાર દિવસ પાણીમા પલાળી રાખવી પછી તે સારી રીતે બાફી તે પાણી બીજા વાસણમા કાઢી લેવુ અને તેમા કપડા ભીજવીને સૂકવવા. એ પ્રમાણે બે વાર સૂકવી પછી ત્રીજી વખત સાધારણ સૂકવીને માટીની ગાર કરી તેમા તે કપડુ એક રાત્રિભર પલાળી રાખવુ. પછી તેમાથી કાઢી તે પાણીમા ચોળી તારવી ધોઈ સૂકવવુ એટલે તે પાકા શિકારી રગનુ થાય છે.×

**૫૦૬ રોહિસ (રોસડો, રૂશ, રોંસઘાસ)**—સ૦ દીર્ઘ રોહિષક. મ૦ રોશલ ગવત, ચોરોગવત્ત. હિ૦ બડા રોહિષ. ક૦ હિરિય ગંજિણિ લા૦ સિમ્બોપોગ્જોન સ્કિનેન્થસ.

રોહિસ ઘાસના જેવું જ છે. એ કમરપૂર ઊંચુ વધે છે. આ ઘાસની સુવાસ આવે છે એને બિયા પણ આવે છે. તેની સુગધ વાયુને લીધે બગીચામા આસપાસ ફેલાય છે. આ ઘાસનુ તેલ કાઢે છે તેને 'રોહિસ તેલ' (જીરેનિયમ ઑઈલ) કહે છે. એ તેલ ઉષ્ણ, સ્વેદલ, મૂત્રલ, જ્વરઘ્ન, ઉત્તેજક અને ચેતનકારક છે. માલિશ કરવાથી ચામડીમા લાલી આવે છે. નવા આમવાતમા લાભદાયક છે જૂના આમવાતમાં એટલુ ઉપયોગી નથી. માથામા ટાલ પડી હોય તો તે પર વાળ આવવા માટે આ તેલની માલિશ કરાય છે **રોહિસ**—ઉષ્ણ તથા કડવું છે અને કફ, પિશાચબાધા, ગ્રહપીડા, ઉપદંશ, વ્રણ, વાયુ તથા વિષનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) વાયુએ સાંધા અગર અંગ દુખતું હોય તે ઉપર:**—રોહિસતેલ ચોળવુ એટલે અંગ દુખતું મટે છે. **(૨) રસકપૂરના વિષ ઉપર:**—રોહિસ સાકર નાખી આપવુ તથા અગે ચોળવુ.

---

બડહાર, દાહુ લકુચના ફળો ખટમીઠાં હોય છે એના અધપાકા ફળોને છોલી ચીરી કરીને સુકાવી રાખે છે. તેનો ઉપયોગ દાળશાકમા કોકમને બદલે કરે છે કાચા ફળ આયુર્વેદના મતમા ત્રિદોષકારક છે, લોહીને બગાડે છે, આખોને નુકસાન પહોચાડે છે અને વીર્યનો નાશ કરે છે પાકા ફળ ખટમીઠા, વાતપિત્તશામક, કફકર, રુચિકર, કામોદ્દીપક અને સારક છે ગૂમડા પર અને પગ ફાટવા પર ફળના છોતરાનુ સત્ત્વ અથવા છાલને ઘસીને લગાડે છે જખમ પર છાલ ઘસીને લગાડવાથી પરુને ખેંચી લે છે બંગાળમા ૧-૨ બીજ અથવા થોડો દૂધિયો રસ જુલાબ માટે આપે છે ૧-૨ ટીપા બાળકને અને ૮-૧૦ ટીપા મોટા માણસને આપે છે.

—**સ્વામી કૃષ્ણાનંદ**

× રોહિણીની છાલ ઉત્તમ ગ્રાહી પૌષ્ટિક છે માત્રા વધારે અપાય તો નુકસાન થાય છે, ચક્કર આવે છે અને કેક ચડે છે. **માત્રા**—૨ તોલાનો કાઢ કરી ૨૪ કલાકમાં થોડો થોડો અપાય છે અથવા ચૂર્ણ ૩૦-૩૦ રતી ૩ વખત આપવું. જૂના મરડા અને અતિસારમાં વપરાય છે. —**સ્વામી કૃષ્ણાનંદ**

**૫૦૭ લઘુ રોહિસ**—ઘાસ (રો, ગેસ)-સ૦ કતૃણ, લઘુરોહિષ તૃણ. મ૦ રોહિસ ગવત, સુગંધ રોહિષ હિં૦ રોહિસ, સોધિયા, ગંધેજ ઘાસ બં૦ રામકપૂર ક૦ કિરૂગંજણી, કાચીહુલ્લી. કડિલ્લુ લા૦ એન્ડ્રોપોગોન્ શિનેંથર્સ, એન્ડ્રોપોગોન નાર્ડસ.

લઘુરોહિસ એ રોહિસ ઘાસ પ્રમાણે જ હોય છે. એ ઘણુ કરીને ડુંગરાળ પ્રદેશમા થાય છે. સૂર્ય-ઘાસ પ્રમાણે આ ઘાસના ફૂલો રૂંછાથી વ્યાપ્ત હોય છે. સુકાયેલા રોહિસ ગાસનો રંગ રતાશ પડતો હોય છે. **રોહિસ ઘાસ**—તીખું, કડવુ, તૂરું અને સુગંધી છે. એ પિત્ત, કફ, રક્તદોષ, કંડૂ, હૃદ્રોગ, દમ, ઉધરસ, તાવ, શૂળ, અજીર્ણ, અરુચિ, વિષૂચિકા, બરોળ, કંઠરોગ, શસ્ત્રનુ ક્ષત, વાતરક્ત અને બાલગ્રહનો નાશ કરે છે આ ઘાસમાથી સુગંધી તેલ નીકળે છે તેને ઑઈલ સિટ્રોનેલા કહે છે. એ તેલનુ માલિશ કરવાથી મચ્છરો કરડતા નથી

**૫૦૮ લવંગ**—સ૦ મ૦ બં૦ ક૦ લવંગ. હિં૦ લોગ. તૈ૦ લવગાલ ફા૦ દરખતેમેહક અ૦ મિખકકર્નલકુલ ઇં૦ કલોવ્ઝ લા૦ કેરિયોફાઈલસ એરોમેટિકસ

મલાક્કા અને આબોયના દેશમા આ ઝાડની ઉત્પત્તિ ઘણી થાય છે. આ દેશમા પણ લવંગનાં ઝાડ રોપવામા આવે છે, પરંતુ તેમાથી સારા લવંગ ઉત્પન્ન થતા નથી. એ ઝાડ મોટાં થાય છે અને આઠનવ વર્ષે ફળે છે. મસાલામા અને સુગંધી પદાર્થોમા લવંગનો ઉપયોગ ઘણો જ થાય છે. લવંગનું તેલ કાઢે છે **લવંગ**—લઘુ, કડવુ, ચક્ષુષ્ય, રુચિકર, તીક્ષ્ણ, પાકકાળે મધુર, ઉષ્ણ, પાચક, અગ્નિદીપક, સ્નિગ્ધ, હૃદ્ય, વૃષ્ય તથા વિશદ છે; અને વાયુ, પિત્ત, કફ, આમ, ઉધરસ, શૂળ, આનાહવાયુ, શ્વાસ, ઊચકી, વાંતિ, વિષ, ક્ષતક્ષય, ક્ષય, તૃષ્ણા, પીનસ, રક્તદોષ તથા આધ્માન વાયુનો નાશ કરે છે× **ઉપયોગ—(૧) શરદી ઉપર**:—લવંગનો કાઢો કરી પાવો. **(૨) મૂર્ચ્છા અને વાયુનો ઝટકો થાય તે ઉપર**:—લવંગ ઘસી અંજન કરવુ. **(૩) રતાંધળાપણા ઉપર**:—લવંગ બકરીના મૂત્રમા ઘસી અંજન કરવુ. **(૪) કફ અને ઉધરસ ઉપર**:—ઠીકરું દેવતામા તપાવી લાલ થયા પછી બહાર કાઢી એક વાસણમા મૂકી તે ઉપર સાત લવંગ નાખવા તે શેકાયા પછી ઠીકરા ઉપર ધોળી ગરણીના પાદડાનો રસ નાખવો; તથા ઠીકરું કાઢી લઈ તે રસમાં લવંગ વાટી તે આપવા ગરમી થાય તો ધોળી ચણોઠીના પાન મોઢામાં રાખવાં. **(૫) દાંત દુખતા હોય તે ઉપર**:—લવંગનો અર્ક રૂ ઉપર નાખી દાત ઉપર મૂકવો **(૬) અગ્નિમાંદ્ય, અજીર્ણ અને વિષૂચિકા (કોલેરા) ઉપર**:—લવંગનો –અષ્ટમાશ કાઢો કરી પાવો (૭) ઉધ-

* યદ્યપિ મ૦ પદેજીએ રોહિસ ઘાસની બે જાતોનું વર્ણન કર્યું છે, પરંતુ એની ત્રણ જાતો અમારા જાણવામાં આવી છે એક માથાપૂર ઊંચી વધે છે તેને લોકો છાપરાં (પર્ણશાળા) ઉપર છાજ નાખે છે, તેથી ચોમાસાનુ પાણી તેમા ઊતરતુ નથી બીજી કમ્મરપૂર ઊંચી થાય છે અને ત્રીજી માત્ર નાની જાત છે. એ ખડસલા તરીકે ઢોરોને માટે લાવેલા ઘાસમા જોવામા આવે છે. આ ત્રીજી જાતના પાદડા વાટીને બાધવાથી તે નહિ રુઝાતા ગૂમડાને રૂઝવે છે આ ખેડાણુ ખેતરોમા ચોમાસામા થાય છે એનો પાલો સાબરશિંગ ઉપર ખૂબ વીંટાળી તેના ઉપર ખૂબ બારીક તાબાનુ પતરું ચઢાવી ભઠ્ઠીમા બાળે છે આ બાળેલ સાબરશિંગ સાપનુ ઝેર ચૂસવા માટે પાણીમા ઘસી ડંખ ઉપર રાખવાથી તે ચોટી જઈ ઝેર ચૂસી પોતાની મેળે ખરી પડે છે આમ વારવાર ખરી પડેલ સાબરશિંગ ધોઈ સાફ કરી ફરી ચોપડતા જવાથી સાપનુ ઝેર નાબૂદ થાય છે.

× હિંદુસ્તાની વૈદ્ય-લવંગને ગરમ, પાચક, કફનાશક અને કોપેલા આમને બેસાડનાર માને છે એ જ પ્રમાણે પેટની પીડાનાશક તથા તરસ બંધ કરવાને અને ઊલટી તથા વાયુ આદિને દૂર કરવાને ઔષધ તરીકે આપે છે યુનાની હકીમ-લવંગને ખુશ્ક અને ગરમ માને છે તથા શરીરના બહારના ભાગમા લગાડવાથી અથવા ખાવાથી એમા વિષની અસર ઓછી કરવાની તથા માથાના દુખાવાનો નાશ કરવાની શક્તિ છે, એમ માને છે વળી એમ પણ માને છે કે, એનું ચૂર્ણ ખાવાથી અથવા ચોપડવાથી દાતના પારા મજબૂત થાય છે, શ્વાસ સુગંધિત નીકળે છે, કફ બેસી જાય છે તથા પાચનશક્તિ વધે છે અંગ્રેજી ઔષધોમા લવંગને ગરમ, જાગૃતિકર્તા તથા પેટની પીડાનુ નાશકર્તા માનેલ છે વળી અજીર્ણ અને બીજી બીમારીઓમા પણ બીજા પદાર્થની સાથે મેળવીને આપે છે ગર્ભવંતી સ્ત્રીઓને જો ઊલટી થતી હોય તો લવંગને ગરમ પાણીમા ભીંજવીને એ પાણી પીવાની ભલામણ કરે છે

– અષ્ટમાશ કાઢો એટલે આઠમા ભાગનું પાણી રહે તેવો ઉકાળો

**રસ ઉપર લવંગાદિ વટી:**—લવંગ, મરી, બહેડાનુ દળ, એ સમાન ભાગે અને એ ત્રણેના સમાન ખેરની અંતરછાલ કિંવા ધોળો કાથો નાખી બાવળિયાની અંતરછાલના કાઢામા ત્રણ માસા વજનની ગોળીઓ કરી રોજ બે-ત્રણ વાર ગોળી મોઢામા રાખવી; એટલે ઉધરસ જલદીથી દૂર થાય છે (૮) **કાસાદિ ઉપર લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, જાયફળ અને લીંડીપીપર, એ અર્ધો તોલો, મરી ૨ તોલા અને સૂંઠ ૧૬ તોલા લઈ તેનું ચૂર્ણ કરીને ચૂર્ણ જેટલી સાકર નાખી આપવુ, એટલે પ્રબળ ઉધરસ, જ્વર, અરુચિ, મેહ, ગુલ્મ, શ્વાસ, અગ્નિમાંદ્ય અને સંગ્રહણીનો નાશ થાય છે. (૯) **વિષૂચિકામાં તરસ કિંવા બકારી (મ૦ ઉમાસા) થાય તે ઉપર:**—લવંગ કિંવા જાયફળ અથવા નાગરમોથનુ પાણી તપાવી ઠંડું કરીને પાવુ (૧૦) **ઉધરસ, જ્વર, અરુચિ, પ્રમેહ, સંગ્રહણી અને ગુલ્મ ઉપર:**—લવંગ, જાયફળ અને લીંડીપીપર એ એક ભાગ, બહેડા ૩ ભાગ, મરી ૨ ભાગ અને સૂંઠ ૧૬ ભાગ, એનુ ચૂર્ણ કરી તેના જેટલી તેમાં સાકર નાખી તે ૬ માસા સુધી ખાવુ +

**૫૦૯ લસણ**—સં૦ રસોન. મ૦ લસુણ. હિં૦ લહસન. યુ૦ કાબુવા. બં૦ રસુન ક૦ બીલિય, બેળુળી. તૈ૦ બેળુળીતેલ્લાગડ્ડા. ફા૦ સીર અ૦ સુમઈરકુર્દીનપૂન, સુલમ હેયાર. ઇં૦ ગાર્લીક રૂટ લા૦ એલિયમ્ સેટિવમ્. તા૦ મ૦ વેળુળિ.

લસણના છોડ ડુંગળી(કાંદા)ના જેવા જ થાય છે. એના કંદમા આઠ-દશ કળીઓ હોય છે એને ડુંગળી જેવા બિયા થતા નથી. એની કળીઓ વાવવાના કામમા આવે છે લસણ સ્વાદને માટે બીજા પદાર્થોમા નાખે છે એની ચટણી કરે છે, તેમ કોઈ અથાણું પણ કરે છે લસણનો ઔષધમા ઘણો ઉપયોગ થાય છે એમા વાયુનો નાશ કરવાની શક્તિ છે. લસણમા ધોળી તથા રાતી એવી બે જાત છે, પણ તે ગુણમા તો ઘણેભાગે સરખી જ છે એક કળીનું લસણ ગુણમા વધારે છે. **લસણ**—ગુરુ, ઉષ્ણ, વૃષ્ય, વીર્યપ્રદ, પાકકાળે અને રસકાળે તીખું, રસાયન, તીક્ષ્ણ, સ્નિગ્ધ, પાચક, મધુર, ભગ્નસંધાનકારક, કંઠપ્રિય, પિત્તલ, રક્તકોપન, બલકર, વર્ણકર, મેધાકર, ચક્ષુષ્ય, સ્વાદુ, સારક, અગ્નિદીપક તથા કેશ્ય છે, અને અરુચિ, કફ, વાયુ, કૃમિ, હૃદ્રોગ, સોજો, હેડકી, દમ, જ્વર (તાવ), કોઢ, આમ, પીનસ, શ્વાસ, કુષ્ઠ, ગુલ્મ, શૂળ, જીર્ણજ્વર, અગ્નિમાંદ્ય, મલાવષ્ટંભ, ઉધરસ, રાજયક્ષ્મા (ક્ષય) તથા કુક્ષિશૂળનો નાશ કરે છે. **એનાં મૂળ**—તીખા **પાંદડાં**—કડવા. **દાંડો** તૂરો. **દાંડાનો** અગ્રભાગ ખારો અને **બિયાં** મધુર છે **લસણ**—અતિસારવાળા મેહી, ગર્ભિણી,

+ ડૉક્ટર દેસાઈ લખે છે કે લવંગ સુગંધી, દીપન, પાચન, વાતહર, ઉત્તેજક, રક્તદોષહર, કફઘ્ન, પૂતિહર, દુર્ગંધનાશક અને મૂત્રલ છે લવંગ પાચન છે એટલે એના સેવનથી ભૂખ લાગે છે, આમરસ બને છે, મનમા પ્રસન્નતા આવે છે અને ભોજનમા રુચિ ઉત્પન્ન થાય છે શાસ્ત્રકારોએ સુગંધી પદાર્થ ઘણા પાઠોમાં મેળવેલા છે એનો આ જ ઉદ્દેશ છે બીજો ધર્મ-મોઢું, હોજરી અને આંતરડામા રહેલ સૂક્ષ્મ કીટાણુનાશક અને સડો અટકાવવાનો (પૂતિહર) છે આફરો કીટાણુઓને લીધે જ આવે છે તે સુગંધી પદાર્થના સેવનથી દૂર થાય છે ત્રીજો મહત્ત્વનો ગુણ લોહીમા શ્વેતાણુ વધારવાનો છે. જેથી આગંતુક સૂક્ષ્મ કીટાણુ, જે શરીરમા પ્રવેશ કરે તેનો નાશ થાય છે એટલા માટે જ આચાર્યોએ જ્વરચિકિત્સાના પાઠોમા આ ઔષધિ મેળવેલી છે ચોથો ગુણ ચેતના લાવવાનો છે આ ક્રિયા હૃદય, રક્તાભિસરણ અને શ્વાસોચ્છ્વાસક્રિયા પર સ્પષ્ટપણે જણાઈ આવે છે એટલા માટે લવંગનો ઉપયોગ ત્રિદોષ-સંનિપાત પર થાય છે પાંચમો ગુણ શરીરમા રહેલી સર્વ નલિકાઓનો સંકોચવિકાસક અને તેનાથી થનારી પીડા ઓછી કરવાનો છે, એટલા માટે લવંગ દમ વગેરે રોગો પર વપરાય છે છઠ્ઠો ગુણ-દુર્ગંધનાશક છે એટલા માટે કફ, આમ, લાળ વગેરેની દુર્ગંધ દૂર કરવા માટે લવંગ અપાય છે સાતમો ગુણ મૂત્રજનન છે આનાથી મૂત્રપિંડથી મૂત્રદ્વાર સુધીના માર્ગની શુદ્ધિ થાય છે આઠમો ગુણ બાહ્ય ઉપયોગ (લેપ) દ્વારા ચેતનાકારક, વેદનાસ્થાપન, પૂતિહર, વ્રણશોધન અને વ્રણરોપણ કરવાનો છે આ ગુણનો ઉપયોગ ચરકસંહિતામા વધારે કર્યો છે ઉપર કહેલા ધર્મ બધા સુગંધી પદાર્થોમા ઓછાવધારે પ્રમાણમા રહેલા છે

**માત્રા**-લવંગનુ ચૂર્ણ ૧ થી ૨ રતી

**સૂચના**-લવંગ આદિ સુગંધી વસ્તુઓનું ચૂર્ણ જરૂર હોય ત્યારે કરી લેવુ પહેલેથી કરી રાખવામાં આવે તો તેલ ઊડી જાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

રક્તપિત્તી, શોષી તથા ઊલટીવાળાઓને આપવુ નહિ. એ ઉપર ખાટા, મદ્ય, માસ એ પદાર્થ હિતકારક થાય છે; તથા વ્યાયામ, દૂધ, ક્રોધ, ઘણું પાણી, તડકો અને ગોળનુ સેવન કરવાથી વિકૃતિ થાય છે. ઉપયોગ—(૧) **કાન વહેતો હોય અને સણકા થતા હોય તે ઉપર**:—તેલમા લસણ કઢી તે તેલ કાનમા પાડવુ (૨) **નવા વ્રણની ગાંઠ, ઉઠાણું (પાકે નહિ એવા ગૂમડાં), ગડું (વિદ્રધિ), કાખમાંજરી વગેરે ઉપર**:—લસણ ચોળવું એટલે તે ફૂટે છે; અથવા લસણ અને મરીનો લેપ કરવો કિંવા એકલા મરીનો પણ લેપ કરવો (૩) **શીતળાના ક્ષતમાં કીડા ન પડવા માટે**:—લસણ, રાળ અને હિંગની ધૂણી આપવી, એથી કીડા પડ્યા હશે તોપણ તેનો જલદીથી નાશ થશે (૪) **આદ્દાશીશી ઉપર**:—લસણનો રસ નાકમા પાડવો (૫) **અરોળ ઉપર**:—લસણ, પીપળીમૂળ અને હરડા એકત્ર કરી ખાવા અને ઉપર ગોમૂત્રનો ઘૂંટડો પીવો (૬) **લોહીવાળા મરડા અને આમવાળા મરડા ઉપર**:—લસણ ૪ તોલા અને થોડા આકડાના કુમળા પાદડા એકત્ર વાટી તેનો રસ ગરમ કરી પાવો (૭) **સર્વ વાયુ ઉપર**:—૪ તોલા લસણ છોલી તેમાની મોખ કાઢી નાખી હિંગ, જીરું, સિંધવ, સંચળ, સૂંઠ, મરી અને લીંડીપીપરનુ ચૂર્ણ એકેક માસો નાખી તેની ગોળીઓ કરી ખાવી અને તે ઉપર એરંડમૂળનો કાઢો પીવો, તેથી પક્ષાઘાત, સર્વાંગવાયુ, ઉરુસ્તંભ, કૃમિ, શૂળ, કટિશૂળ, કુક્ષિશૂળ તથા પેટમાનો વાયુ વગેરે સર્વ પ્રકારના વાયુ દૂર થાય છે (૮) **વ્રણ સંબંધી કૃમિ દૂર થવા માટે**:—લસણ વાટી લેપ કરવો (૯) **કૂતરાના વિષ ઉપર**:—જખમ પાણી વડે ધોઈ પછી લસણ વાટી લેપ કરવો; તથા નવટાંક પાણીમા લસણ કઢવી અધોળ પાણી બાકી રહે એટલે ઉતારી પાવુ અને ભોજનમા લસણ વધારે ખાવુ. એ પ્રમાણે ૭ દિવસ કરવુ. (૧૦) **બાળકોના આમ અને સંગ્રહણી મરડા ઉપર**:—લસણની કળી લઈ, ઊભી ચીરી તેમા ૨ તલભરથી અર્ધા અડદના દાણા જેટલુ અફીણ ભરી તે કળી કિંચિત્ શેકી ખાવા આપવી. એ નિયમ પ્રમાણે દિવસમાં બે વાર પ્રમાણે બે દિવસ ખવરાવવાથી રોગ મટી જઈ ગુણ આવે છે. મોટા માણસને અફીણ અડદ કરતા કિંચિત્ કમી આપવુ (૧૧) **અપસ્માર અને અર્દિતવાયુ (મોઢું વાકું થવું તે) ઉપર**:—લસણ વાટી તલના તેલ સાથે ખવરાવવુ અથવા લસણ નાખી કરેલા અડદના વડા તલમા તળી માખણમા ખાવા. (૧૨) **શરદીએ કાનમાં ધાક પડ્યા હોય તે ઉપર**:—લસણની કળી છોલી રૂની અંદર વીંટાળી કાનમા રાખવી. (૧૩) **આમવાત ઉપર**:—લસણની કળીઓ અર્ધો તોલો ગાયના ઘીમા તળી ભોજનસમયે પ્રથમ કોળિયામાં રોજ ખાવી (૧૪) **અસ્થિભંગ ઉપર લશુનાદિ કલ્ક**:—લસણ, મધ, લાખ અને સાકરનો કલ્ક ઘી નાખી આપવો; એટલે ભાગેલા કે ઊતરી ગયેલા હાડકાનુ ઘણું જલદીથી સંધાન થાય છે. (૧૫) **ઉદરરોગ ઉપર**:—શુદ્ધ કરેલુ લસણ (છોલી એક રાત્રિ છાશમા પલાળી રાખી પછી અંદરની મોખ કાઢી નાખવી તે) એક ભાગ, સિંધવ અર્ધો ભાગ, હિંગ શેકેલી ૦। ભાગ અને બધાની બરોબર આદાનો રસ લઈ તેમા ખરલ કરી ચાર ગુંજ(ચણોઠી) ભાર પ્રમાણે ગોળીઓ કરવી. તેમાથી એક અથવા બે ગોળીઓ ગાયની છાશમા અથવા આદાના રસમા આપવી; એટલે તરત ગુણ આવે છે અને મોટુ થયેલુ પેટ પણ જલદીથી નાનુ થઈ મળશુદ્ધિ થાય છે. (૧૬) **વાળા ઉપર**:—લસણ, ચિત્રો અને ગઈને પાણીમા વાટી તેની થેપલી કરી વાળા ઉપર બાધવી. (૧૭) **વિષમજ્વર અને સંપૂર્ણ વાતવ્યાધિ ઉપર**:—લસણના કલ્કમા તલનુ તેલ અને સિંધવ નાખી સવારે સેવન કરવાથી તે વિષમજ્વર અને સંપૂર્ણ વાતવ્યાધિને હરણ કરે છે. (૧૮) **શૂળ ઉપર**:—લસણ ઘીમા ખાવુ (૧૯) **શરીરમાંની ગરમીથી અંગ ઉપર પ્રસરનારાં લાલ ચાંદાં અને દાદર ઉપર**:—લસણ છોલી, વાટી તેનો રસ ત્રણ દિવસ ચોળવો એટલે એ વિકાર દૂર થશે, અથવા લસણ અને ગવારના પાદડાનો રસ એકત્ર કરીને અથવા એકલા ગવારના પાદડાનો રસ ચોપડવો –

– ડૉક્ટર દેસાઈના મત મુજબ લસણ ઉષ્ણ, લઘુ, દીપન, ઉદરવાતહર, ખાતરીલાયક કૃમિઘ્ન, બળવાન અને મૂલ્યવાન ઉત્તેજક, કફઘ્ન, બળવાન કોથપ્રશમન (સડો રોકનાર), મૂત્રજનન, વાતહર અને બલ્ય છે લસણમાં

**૫૧૦ લાણા ( પલિયો )**—સ૦ રુદન્તિ, સ્રવન્તિ, મ૦ રદ્રવંતી, રાનહરભરા, ખર્ડિયા ચેલ. હિં૦ રુદ્રવતી, લાણા, રુદ્રદન્તી, સંજીવન બૂંટી. સિં૦ મૂન. નાસિક૦ ચવેલ. તે ઉપ્પુસનમા. ક૦ અલુત્રણિ, અડિવેકડૂલે, તોણસુત્તલ લા૦ કેસા કેટિકા.

લાણાના છોડ× ચણા પ્રમાણે હોય છે એથી એને 'જંગલી ચણા ' પણ કહે છે. તે ઉપરથી

---

રહેલુ તેલ ચામડી, ફેફસા અને વૃક્કો વાટે બહાર નીકળે છે એનાથી શ્વાસનલિકામા શ્લેષ્મ ઢીલો પડે છે અને સરળતાથી બહાર નીકળે છે, તેમ જ કફની દુર્ગંધ ઓછી થાય છે અને કફમા રહેલ રોગકીટાણુઓનો નાશ થાય છે જ્ઞાનતંતુ પર લસણ બળવાન ઉત્તેજક ક્રિયા કરે છે મોટી માત્રામા લસણ ઊલટી અને ઝાડા કરાવે છે **માત્રા**—સ્વરસ ૧૦થી ૩૦ ટીપા

**ઉપયોગ**—વાતવિકાર ઉપર લસણ ખવરાવાય છે, તેમ જ લેપ પણ કરાય છે ગૃધ્રસી, પીઠ અકડવી, અપતંત્રક ( હિસ્ટીરિયા ), અર્દિત ( મોઢાનો વાત ), પક્ષવધ, એકાગવાત, ઊરુસ્તંભ ( સાથળ અને નીચેનો ભાગ રહી જવો ) એ બધા રોગમા લસણ વાવડિંગની સાથે સમાન દૂધ પાણીમા નાખી ઉકાળી પાણી બળી જાય ત્યારે દૂધ ગાળીને અપાય છે આ કાઢાથી જ્ઞાનતંતુની શક્તિ કાયમ રહે છે અને માંસપેશીઓ બળવાન બને છે ઊલટી, કુપચન, સફેદ આમ પડવો અને ઉદરકૃમિ પર લસણ બહુ જ વપરાય છે, ગુલ્મ અને ઉદાવર્તમા લસણ સારો લાભ પહોચાડે છે વરસાદના પાણીમા ભીંજાવાથી અથવા ઠંડી લાગવાથી શૂળ નીકળતુ હોય તો તે પર જીર્ણ આમવાતમા અને સાધાઓના સોજા પર લસણ ખવરાવાય છે અને તેનો લેપ પણ કરાય છે લેપ વધારે વખત રાખવો નહિ, નહિતર ફોલ્લા ઊપડી આવે છે

જૂના કફરોગ અને ક્ષયમા ફેફસામા ક્ષત પડે છે તેના ઉપર લસણ અને વાવડિંગ ખવરાવાય છે, તેમ જ છાતી પર લેપ કરાય છે ( ધન્વન્તરિએ સુશ્રુત સંહિતામા ક્ષય પર લસણનો ઉપયોગ વધારે લાભદાયક જણાવેલો છે ) હૃદયરોગમા લસણથી આફરો ઓછો થઈ હૃદય પર દબાવ ઓછો થાય છે હૃદયને બળ મળે છે અને પેશાબ સાફ આવે છે ( રક્તદબાવ-બ્લડપ્રેશરની વૃદ્ધિ પર લસણ બહુ જ સારુ કામ કરે છે. )

વ્રણશોથ, વિદ્રધિ, બાલતોડ, ગૂમડા વગેરે રોગો પર લસણનો લેપ કરાય છે લેપ પ્રારંભમા કરવામા આવે તો રોગ વધતો નથી વિષમજ્વરમા લસણ આપવાથી થકાવટ આવતી નથી **—સ્વામી કૃષ્ણાનંદ**

× રુદ્રવંતી ભારતવર્ષના અનેક ઉષ્ણ ભાગોમા સમુદ્રતટની પાસે, મુલતાન, સિંધ, ગુજરાત, કોરોમંડલની આસપાસના સમુદ્રકિનારે તથા સિલોનમા ઉત્પન્ન થાય છે રુદ્રવંતીના ક્ષુપ નાના, ચણાના ક્ષુપના સમાન ૯ ઇંચથી ૧ ફૂટ સુધી ઊંચા, ગુચ્છાકાર, જેમા શાખાપ્રશાખા પુષ્કળ હોય છે તેવા તથા ચમકદાર હોય છે નીચેની દાંડી કરતા ઉપરની દાંડી પાતળી હોય છે જડ જમીનમા એક ફૂટ સુધી ઊંડી ચાલી જાય છે. જડનો રંગ લાલ મિશ્રિત પીળો હોય છે પાન ચણાના પાનના આકારના કાંગરીવિનાના હોય છે; પરંતુ મુખ્ય મુખ્ય શાખાઓના પાન ચણાના પાનના કરતા નાના હોય છે અને નાની શાખાઓના પાન બારીક અને સઘન હોય છે તથા તે પાન વિષમવર્તી લાગેલા હોય છે પાન એટલા સઘન હોય છે કે બારીક શાખાઓ પાનથી ઢંકાઈ જાય છે એની શાખા તથા પાન અત્યંત બારીક રેશમના સમાન કોમળ રૂંવાથી ઢંકાયેલ રહે છે, જેથી આ ક્ષુપ ચમકીલો દેખાય છે આ પાન ઓસના બિંદુથી ઢંકાયેલ રહે છે શરદઋતુમા પાનમાથી પાણીના ટીપા ટપક્યા કરે છે એ હેતુથી મુનીશ્વરોએ આ ક્ષુપને 'રુદંતિ' નામ આપેલ છે ક્ષુપની નીચેની જમીન પાણીના ટીપાથી ભિંજાયેલી રહે છે અને તે સ્થાનમા કીડીઓ વિશેષ કરીને રહે છે ફૂલ શાખાઓના અંતમા પાનના ખૂણામા ગુચ્છાદાર, નાના નાના હોય છે એ જાંબુડી, કાળા, પીળા, લાલ અને ધોળા ફૂલના ભેદથી પાચ પ્રકારની થાય છે કદાચ જાંબુડીને જ કાળા રંગની રુદંતિ કહો તો ચાર પ્રકાર જાંબુડી રંગના ફૂલવાળી રુદંતિ વિશેષ જોવામા આવે છે બાકીની ઓછા પ્રમાણમા દેખાય છે બીજકોષ, નાના નાના થોડી લંબાઈવાળા ગોળ હોય છે સ્વાદમા થોડા ખારા અને ખાટા જણાય છે આ ક્ષુપ ખારી ભૂમિ અને જલાશયની નજીકની જગ્યામા વિશેષ જોવામા આવે છે **ઉપયોગ—(૧) ખાલી કફવિનાની ઉધરસ ઉપર :**—ક્વાથ કરી પીવો **(૨) કફવાળી ઉધરસ ઉપર :**—પંચાગનુ ચૂર્ણ મધમા મેળવી ચાટવુ **(૩) શ્વાસરોગ ઉપર :**—પંચાંગનો ક્વાથ કરી મધ નાખી પીવો **(૪) સ્ત્રીઓને ધાવણ વધારવા માટે :**—પંચાગ દૂધમા ઓટાવી (ઉકાળી) પાવુ **(૫) રક્તપિત્ત ઉપર :**—પંચાગનો બાફ નાક દ્વારા આપવો **(૬) ઝેરી જંતુના વિષ ઉપર :**— રુદ્રવંતી તથા વાવડિંગ સમભાગે મેળવી ખવરાવવા તથા દંશ ઉપર લગાડવા અને સૂંઘવા **(૭) રક્તશુદ્ધિ માટે :**—એક તોલો રુદંતિ તથા ૪ રતી કાળા મરી મેળવી સેવન કરવા પથ્યપાલન કરવુ **(૮) પ્રમેહરોગ ઉપર :**—૨ શેર દૂધ, ૨ શેર પાણી, ૨ા તોલા ગાયનુ ઘી અને ૨ તોલા મધ મેળવી મંદાગ્નિ પર પકાવવું જ્યારે પાણી બળી જાય ત્યારે ઉતારી રુદંતિપંચાગના ચૂર્ણને આ દૂધ સાથે સેવન કરવાથી ૪૯ દિવસમા પ્રમેહરોગ દૂર થાય છે **(૯) આયુષ્ય**

સંસ્કૃતમા જેને **રુદંતિ** કહે છે. તે જ આ લાણો છે એમ જણાય છે; અને રુદતિ શબ્દનો અપભ્રંશ થઈ રુદ્રવતી કે રુદ્રવતી એવુ એનુ નામ પડ્યુ હોય એમ લાગે છે. ઔષધિકલ્પલતા ગ્રંથમા રુદ્રવંતીનું વર્ણન કરતા કહેલુ છે કે.—चणपत्रोपमैः पत्रैर्युक्ताभोविन्दुवर्षिणी ॥ ११५ ॥ चतुर्विधा च सा ज्ञेया पीता रक्तासिताऽसिता ॥ આ ઉપરથી એના પાદડા ચણાના પાદડા જેવા હોય એમ જણાય છે ઓસ પડે તેની માફક પાદડામાથી થોડુ પાણી ટપકે છે અને એમાં પીળી, રાતી, ધોળી તથા કાળી, એવી ચાર જાતો હોય એમ દેખાય છે આ ભેદ એના ફૂલના રંગ ઉપરથી પડેલા હશે 'શોલ' નિઘંટુમા એનું આ પ્રમાણે વર્ણન છે: 'चणपत्रसम पत्र क्षुप चैव तथाम्लकम्। शिशिरे जलविन्दुयुता स्त्रवतीति रुदतिका ॥' (ચણાના પાદડા જેવા પાદડા અને છોડ પણ તેવા જ ખાટા હોય છે શિશિરઋતુમા પાણીના બિંદુ ભરેલી અને સ્રવતી હોય છે તે રુદ્રવંતી છે) રાજનિઘંટુ વગેરે ગ્રંથમા પણ એમ જ કહેલ છે એ ઉપરથી જણાય છે કે, આ વનસ્પતિનો છોડ ઊંચો વધતો નથી. તેથી તેની ગણના ક્ષુપ એટલે સાધારણ ભૂમિની સપાટી બરોબર થનારા ઝાડોમા કરવામા કાઈ હરકત નથી એના પાદડામાથી ટપકનાર ઓસ શિશિરઋતુમા ટપકે છે, એમ પણ એ ઉપરથી વિશેષ સ્પષ્ટ થાય છે આવા છોડ ખારી જમીનમા ઘણા જ જોવામા આવે છે એના ગુણના ઘણા વર્ણન કરેલા છે પરંતુ ઉત્પત્તિ-સ્થળ પ્રમાણે કમી–જાસ્તી ગુણ હોઈ શકે છે. ખારી જમીનમા થનારીમા ખારાશનો વિશેષ ભાગ હોય અને તે અંશ મીઠી જમીનમા થનારીમા હોતો નથી, એવા એમા ભેદ દેખાય છે. **ગુણદોષ–** તીખાશનો થોડો ભાગ એમા હોય છે, તેમ જ કડવાશ અને તૂરાશ પણ હોય છે સિવાય ઉષ્ણ હોઈ રસાયની છે અને કૃમિ, ક્ષય, રક્તપિત્ત, કફ, શ્વાસ તથા પ્રમેહનો નાશ કરે છે એનાથી ગર્ભા-શયની શુદ્ધિ જલદી થાય છે ઔષધિકલ્પલતામા એનો ઉપયોગ* આ પ્રમાણે લખ્યો છે. **ઉપયોગ—** **(૧) સર્વ રોગ ઉપર:**—શુકલપક્ષમા શુભ દિવસે આ વનસ્પતિ મૂળ સહિત લાવી છાયામા સૂકવી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી વાપરવુ. એ ચૂર્ણ લેનારાએ નિયમથી રહી વ્યાધિ મુજબ પથ્ય પાળવું જોઈએ; પ્રથમ સાદો રેચ લઈ કોઠો શુદ્ધ કરવો અને ત્યાર પછી શક્તિ પ્રમાણે આ ચૂર્ણ, ઘી અને મધ વિષમ પ્રમાણથી લઈ તે સાથે એક મહિના સુધી લેવું, જેથી સર્વ રોગ મટી મનુષ્ય બળવાન થાય છે. દૂધ–ભાત જમવાનો રિવાજ રાખવો **(૨) ગર્ભસ્થાનની શુદ્ધિ થઈ સ્ત્રીઓનો રજોદોષ દૂર થવા માટે:**—એક તોલો લાણાનો પાલો, પાશેર ગાયનુ દૂધ, પાશેર પાણી અને બે તોલા સફેદ સાકર એકત્ર કરી એનો કાઢો કરવો પાણી બળી જઈ દૂધ માત્ર બાકી રહે એટલે તે ગાળી પીવાને આપવુ. આ પ્રમાણે સવારસાજ આપવાથી ૧૪ દિવસમા પ્રકૃતિ ઉત્તમ થાય છે

---

**તથા બળ વધારવા માટે:**—શુકલપક્ષમા શુભ મુહૂર્ત જોઈ રુદતિ લાવવી પછી છાયામા સૂકવી ખાડી ચૂર્ણ કરવુ. પછી રુદતિના રસની ૭ ભાવના આપવી પછી ૧ માસાની ટીકડી બનાવી કડવી તુબીમા ભરી રાખવી રોજ સવારે વિષમ ભાગે ઘી તથા મધ મેળવી આ વટી સેવન કરવી એક કલાક પછી દૂધ પીવું. આ પ્રકારે ૬ માસ સુધી સેવન કરવાથી સર્વ પ્રકારના રોગ દૂર થઈ શરીર નીરોગી અને દિવ્ય બની જાય છે આખો તેજસ્વી બને છે સેવનકાળમા મીઠું ખાવુ નહિ **(૧) રુદંતિના યોગથી તામ્રભસ્મ કર-વાની વિધિ:**—તાબાના પતરાને ૨૧ વખત અગ્નિમા તપાવી રુદતિના રસમા ઠંડા કરવા પછી રુદતિના પાનની લૂગદીમા તાબાના પતરાને રાખી ગરાવસપુટ કરી ગજપુટ અગ્નિ આપવાથી એક જ આચમા ઉત્તમ સફેદ રંગની તામ્રભસ્મ બને છે **(૧) પારદ સંસ્કાર:**—રુદતિના પાનની સાથે પારાને ઘૂટવાથી નિર્જીવ, શુદ્ધ અને બદ્ધ થાય છે પારાને રુદતિના રસમા ત્રણ દિવસ ઘૂટી રુદતિની લૂગદીમા રાખી કાપડમાટી કરેલા ગરાવસપુટમા લૂગદી રાખી સંધિઓને સારી રીતે બધ કરી સૂર્યના તાપમા સૂકવી બે ઘડી વગડાઉ છાણાનો અગ્નિ આપવો આવા અગ્નિથી પારાની કઠણ ગોળી બધાઈ જાય છે પુન આ ગોળીને તોડી રુદતિના રસમા ખરલ કરી ગોળી બનાવી અગ્નિ આપવો આવી રીતે ત્રણ આચ આપવાથી પારાની ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે ('બુટીદર્પણ'માંથી)

* ત્રાંબાનુ પતરું ગરમ કરી લાણાના રસમા હુબાડવાથી રૂપેરી થાય છે, એમ એક હિંદી ગ્રંથમા લખ્યુ છે. વળી પિછાન આપી છે, કે 'पात चनेके पातसे, तरे चीकनई होई।'

દૂધ, ઘી, ભાત વગેરે ખાવું, તેલવાળા અને ઉષ્ણ પદાર્થોનો ત્યાગ કરવો.

**૫૧૧ લાંબડી**—સં૦ ભુરુંડી, શિતિવાર મ૦ કુરડુ, કોંબડા. હિં૦ શિરિયારી, સિલવારી. બ૦ શુનિશાક, શોઓલા ક૦ કુરડૂ, ખડકતિરા. મા૦ ઉકીરડા. વગ૦ શાહમેદ્રા, કુરડૂ. તૈં૦ કુરડૂચેટ્ટુ. લા૦ સિલોસિયા આર્જેન્ટિયા અજમેર કુકરડી. અલીરાજપુર–સરૂ

આ ભાજી ધોળા માઠ જેવી છે; પરંતુ તે વગડાઉ ભાજી હોવાથી કોઈ વાવતું નથી ચોમાસામાં એ પોતાની મેળે ઊગે છે. એની ઊંચાઈ આશરે બે હાથ હોય છે. એના પાદડાં પાતળાં હોઈ એને ઘણા બી આવે છે એના છોડ ઉપર ધોળા રંગના ઝૂમખા આવે છે તેમા એના બીજ હોય છે. એ બીજ ઠંડા છે. રાતી જાતિના ફૂલ જે લાબડી ઉપર આવે છે તેને મરાઠીમા 'દેવકુરડૂ' કહે છે. **લાબડી**—તૂરી, ગ્રાહક, ઉષ્ણ અને રસાયન છે, તથા મેધા અને રુચિનો નાશ કરનારી, શીતળ, રુક્ષ, અગ્નિદીપક, અવિદાહી, લઘુ, સ્વાદુ, હૃદ્ય અને વૃષ્ય છે તથા ત્રિદોષ, તાવ, પ્રમેહ, શ્વાસ, દાહ, મેદ, કોઢ, ભ્રમ તથા અરુચિનો નાશ કરે છે **દેવકુરડૂ**—શીત અને વૃષ્ય છે તથા મૂત્રરોગ અને અશ્મરીનો નાશ કરે છે ઉપયોગ—(૧) **પથરી અને મૂત્રાઘાત ઉપર**:—લાબડીના બી ૧ માસો અને સાકર ૧ માસો એકત્ર કરી આપવા. મૂત્ર બંધ થયું હોય તો આ ઔષધ બે–ત્રણ વાર આપવુ એટલે મૂત્ર છૂટશે (૨) **ભાંગ અને ગાંજા ઉપર ઉતાર**:—લાબડીના મૂળ ઠંડા પાણીમા ઘસી તે શક્તિ પ્રમાણે પાવુ. (૩) **કફ, મૂત્રકૃચ્છ્ર ઉપર**:—છાશ સાથે લાબડીના બીજ ખાડી પાવા

**૫૧૨ લીલો ચંપો**—સં૦ હરિચ્ચંપક. મ૦ હિરવા ચાંપા. લૅ૦ આર્ટાબોટ્રીઝ ઓડોરેટીસીમસ આ ઝાડ ઘણુ મોટુ થતુ નથી એના પાન લાબા અને લીલા હોય છે એ ઝાડને માછલી પકડવાના ગળ જેવી આકડીઓ હોય છે કોળી લોકો આ કાટાનો ઉપયોગ કરે છે. એ ઝાડ રામફળીની જાતનુ છે. એને લીલા રંગના ફૂલ આવે છે એની ઘણી જ સુગંધ આવે છે. ઝાડ વાવ્યા પછી ૨–૩ વર્ષે ફૂલ આવે છે. કલમથી તથા એના બિયાથી એના રોપા ઊગે છે.

**૫૧૩ લીમડો (કડવો)**—સં૦ નિંબ, પ્રભદ્ર. મ૦ કડૂનિંબ. બાળંતનિંબ હિં૦ બં૦ નીમ. તા૦ તુ૦ ક૦ બેવુ. તૈં૦ વેપ્પા. મલા૦ વેપ્પુ ગો૦ બેવારૂકુ ફા૦ નેનબનીમ, દરખતહક. ઈં૦ નીંબ ટ્રી. લા૦ એઝાડિરેકટા ઇંડીકા

આ ઝાડ ઘણુ જ મોટું થાય છે અને તે હિંદુસ્તાનમા સર્વત્ર થાય છે. એના પાદડા કાંગરાદાર હોય છે એને ધોળા રંગના બારીક ફૂલ આવે છે એના અનેક ગુણો ઉપરથી એ ઝાડ ભૂલોકમાનુ કલ્પતરુ જ છે એમ કહેવાને કાંઈ બાધ આવતો નથી. પ્રાચીન આર્ય ઋષિવર્યોએ એના અલૌકિક ગુણોની શોધ કરી એને શ્રેષ્ઠ પદ આપેલુ છે એના સેવનથી અનેક વ્યાધિઓ નિર્મૂળ થાય છે, એટલા માટે **વર્ષ પ્રતિપદા**(ચૈત્ર સુદ એકમ)ના દિવસે સૌએ પવિત્ર થઈને એનાં **કુમળાં પાંદડાં** અને **ફૂલ** મરી, હિંગ, સિંધવ, જીરું, અજમો, આમલી અને ગોળ મેળવી ભક્ષણ કરવા, એવો પ્રાચીન શાસ્ત્રકારોએ એક નિયમ જ ઠરાવી રાખેલો છે. એ નિયમે કરી વર્ષમા એક વાર પણ એ સર્વરોગપરિહારક ઝાડના પાન આપણા ખાવામા આવે છે, એ દૂરદર્શી શાસ્ત્રકારોનો આપણા ઉપર મોટો ઉપકાર છે, એમ સમજવુ જોઈએ એ ઝાડનાં એકલા પાદડાં જ ખાઈ રહેનાર તેજપુંજ તથા શક્તિમાન એવા કેટલાક **વિરક્ત પુરુષો** કદી કદી આપણી નજરે પડે છે, તેથી કરી એ ઝાડના અલૌકિક ગુણ ધ્યાનમા આવી આપણને ઘણું આશ્ચર્ય થાય છે. આ દેશમા કેટલેક ઠેકાણે **સ્ત્રીઓ પ્રસૂતા** થાય એટલે તેને પ્રથમ ત્રણ દિવસ સુધી ભોજનના પહેલા લીમડાના પાદડાનો રસ આપે છે. આ યોજના ઘણી જ ઉત્તમ છે જે સ્ત્રીઓ આ રસ મન થકી લે છે, તેને દૂધ વધારે આવી તે જલદી નીરોગી થાય છે. તેને પછી **સુવારોગ** જેવો પ્રાણહારક રોગ ઉત્પન્ન થવાની બીક રહેતી નથી, પણ જે સ્ત્રીઓ આ રસ લેવાની હા-ના કરે છે, તેઓને ઘણુ કરી દુર્ધર વ્યાધિ પ્રાપ્ત થાય છે હમણાના કાળમા એવો દુર્ધર વ્યાધિ પ્રાપ્ત થઈ મૃત્યુમુખે પડેલી સ્ત્રીઓની ઘણી જ સંખ્યા નજરે આવે છે, તેનુ મુખ્ય

કારણ પણ એ જ હોય એમ જણાય છે. વિયાયેલી (સુવાવડી) ગાયને પણ જો આ પાદડા ખવડાવવામા આવે તો તેને પણ વધારે દૂધ આવી તે નીરોગી અને સશક્ત થાય છે એ ઝાડની છાયા શીતળ તેમ જ ઘણી નીરોગી છે. ઉનાળામા એ ઝાડની છાયાથી ઘણો આરામ મળે છે. સાર્વજનિક દેવાલયો, ધર્મશાળાઓ, રસ્તા ઇત્યાદિ ઘણેક ઠેકાણે આ ઝાડ ફક્ત છાયા માટે અને સ્વચ્છ હવા માટે વાવે છે જેના ઘર આગળ લીમડાનું ઝાડ છે તેના ઘરમાની હવા સર્વ કાળ નીરોગી હોય છે તે ઘરમા રહેનાર માણસોને આ ઝાડના યોગે કરી ઘણો આનદ પ્રાપ્ત થાય છે. લીમડાનુ ઝાડ ઘણું જૂનું થાય એટલે એના લાકડામાથી **શુદ્ધ ચંદન** જેવી સુવાસ આવે છે. એના **લાકડાં** ઇમારતી કામમા ઉત્તમ છે એના અગની કડવાશથી એને કીડા લાગવાનો ભય રહેતો નથી. આ ઝાડ ઘણા વર્ષો સુધી ટકી લોકોને તેનાથી સેકડો ફાયદા થાય છે આ ઝાડ એક વખત કાપ્યું હોય તો પુન એના મૂળ ફૂટી એનું કેટલેક વર્ષે મોટુ ઝાડ બને છે. એવી રીતે કેટલીક વાર કાપ્યા પછી પુન વધેલા એવા પુષ્કળ ઝાડ આપણી નજરે આવે છે આ પણ એનામા એક મોટો ગુણ છે પીપળો અને લીમડો એ બન્નેની ઘણી જ મૈત્રી છે જ્યા પીપળો હોય છે, ત્યા લીમડો પણ હોય છે એવા સાધારણ નિયમ છે. લીમડા પ્રમાણે પીપળાનુ ઝાડ પણ ઘણું ઉપયોગી છે વડ પીપળો, ઉબરો, નાદરૂખ, બીલી, તુલસી ઇત્યાદિ ઝાડને ઘણા પવિત્ર માનેલા છે, તે તેના અતિશય ઉપયોગીપણા માટે જ માનેલા હોય એવુ જણાય છે આવા ઉપયોગી ઝાડના અલૌકિક ગુણ સામુ ન જોતા અને તેનો આપણા શરીરરક્ષાર્થે ઉપયોગ ન કરતાં સારાસારના વિચારનો ત્યાગ કરી પરકીયોનુ નિષિદ્ધ પાણી પવિત્ર ગગોદક સમજી નિશંકપણે પીવામા આવે છે! આવી સ્થિતિ થયેલી જ્યારે આપણી દૃષ્ટિએ આવે છે ત્યારે ધિક્કાર છે એવા જીવવાને! જે દયાળુ પરમેશ્વરે હિદુસ્તાનવાસી આર્યજનોના શરીરરક્ષણાર્થે હજારો ઔષધ અને વનસ્પતિ ઉત્પન્ન કરી રાખેલી છે, તેનો ઉપયોગ અને શોધ ન કરતા તે પરમેશ્વરી પદાર્થનો ત્યાગ કરી પરકીયોનુ, પરકીય હવામાનું નિષિદ્ધ અને પરિણામે અપકારક એવુ ઔષધ પીવુ એના જેવી શરમાવનારી-લજાવનારી, અત્યત ખેદની અને દુ ખની કોઈ પણ વાત નથી!!! 'ગોળ સેવનાર કરતા લીમડો સેવનારો સારો થાય છે' એ કહેવત પૂર્ણપણે લક્ષમા લાવો. આ નિબવૃક્ષનુ વર્ણન પ્રથમ કડવું લાગનાર પરંતુ પરિણામે નિરંતર સારુ લાગનાર છે, એટલા માટે નક્કી વિચાર કરી તે પ્રમાણે આયુષ્યમા વર્તન રાખો એટલે નિબરસ પ્રમાણે જ તેનુ પરિણામ સારું આવશે. ખેતરના છેડા ઉપર બાવળનું ઝાડ હોત તો તે જમીનમાનો પૌષ્ટિક અશ ખાઈ જઈ તે જમીનને કસ વિનાની કરી નાખે છે, પરતુ લીમડાની તેવી વાત નથી એ ઝાડ ખેતરના છેડા (શેઢા) ઉપર હોવાથી ખેતરને કોઈ પણ પ્રકારનું નુકસાન થતુ નથી, એટલા માટે ખેડૂતોએ એ ઝાડને અવશ્ય છેડા (શેઢા) ઉપર વાવવુ જોઈએ. **કડવો લીમડો**—ઠંડો, કડવો, લઘુ, ગ્રાહક, તીખો, અગ્નિમાદ્યકારક, સોજાને મટાડનાર, વ્રણશોધક, બાળકોને હિતકર તથા હૃદ્ય છે; અને કફ, વ્રણ, સોજો, કૃમિ, ઊલટી, પિત્ત, હૃદયદાહ, વાયુ, કોઢ, શ્રમ, તૃષા, અરુચિ, રક્તદોષ, ઉધરસ, તાવ અને મેહનો નાશ કરે છે.× **એનાં કુમળાં પાંદડાં**—ગ્રાહક તથા વાતકર છે, અને રક્તપિક્ત, કોઢ

× આયુર્વેદમા લીમડાનુ વર્ણન કરતા લખે છે, કે લીમડાની છાલ પાચક, કડવી અને ગ્રાહી છે પાદડાં ઘઉની પોટીસ બનાવવાના કામમા લેવાથી ગાઠ બેસી જાય છે પાદડાને વાટી શીતળાના ડાઘ ઉપર લેપ કરવાથી સારો ફાયદો થાય છે પાદડાનો રસ પીવાથી પેટના કૃમિ નીકળી જાય છે અને કમળા તથા ગરીર ઉપર થનારા ગૂમડા ઉપર પણ તે અપાય છે ચક્રદત્તમા લખેલ છે કે, દુર્ધટ નાસૂર ઉપર લીમડાના પાદડાં અને તલ વાટી એની પોટીસ બાધવી જોઈએ લીંબોળીનો જુલાબ પેટના કૃમિને કાઢે છે લીંબોળીનુ તેલ ગાઠવાળા ફોડા અને કોઢ ઉપર ઘણી જ સારી અસર કરે છે અગ્રેજી ઔષધોમા લીમડાની છાલ જ્વરનાશક અને પાદડા ચામડીના રોગનાશક ગણેલ છે, તથા ઘા ઉપર લીમડાના પાદડા પાણીમા ઉકાળીને એ પાણીનો શેક કરવાનુ કહેલુ છે તેમ કરવાથી સોજો આવ્યા વગર જલદીથી અકુર આવી જાય છે ક્વીનાઈનને બદલે તાવના ઉપર તથા સંધિવાયુ ઉપર લીમડાની છાલને પાણીમા ભીજવીને પીવાનું કહે છે મેજર લોધર લખે છે કે, લીમડાના ઝાડમાથી કોઈ કોઈ સમયે પોતાની મેળે રસ (મદ) ઝરવા લાગે છે. તે જૂના

તથા નેત્રરોગના નાશક છે. **પાકાં પાંદડાં**—વિશેષ કરી વ્રણનાશક છે. **લીમડાની ડૂંખો**—કાસ, શ્વાસ, ગુલ્મ, અર્શ, કૃમિ અને પ્રમેહનો નાશ કરે છે. **એનાં ફૂમળાં (કાચાં) ફળ**—ભેદક, સ્નિગ્ધ, ગુરુ તથા પિચ્છલ છે, અને નેત્રરોગ, કફરોગ, ક્ષતક્ષય તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં બિયાંમાંનાં બીજ**—કુષ્ઠ અને કૃમિનો નાશ કરે છે. **નિંબપંચાંગ**—પિત્ત, રક્તદોષ, કંડૂ, દાહ, વ્રણ અને કોઢનો નાશ કરે છે **બિયાંનું તેલ**—કિંચિત્ ઉષ્ણ તથા કડવું છે, અને કૃમિ, કોઢ, કફ, વ્રણ, વાતપિત્ત, પિત્ત, અર્શ, રક્તવિકાર, વાયુ, શોફોદર, તાવ, જ્વર, કફ તથા પિત્તનો નાશ કરે છે કડવા લીમડાની છાલનો ઉપયોગ વૈદ્યકશાસ્ત્રમા કાઢામા અનેક ઠેકાણે આવેલો છે, પરંતુ વિસ્તારભયને લીધે તેનું વર્ણન અહી નહિ કરતા મુખ્ય મુખ્ય ઉપયોગનું વર્ણન અહીં આપેલું છે ઉપયોગ—**(૧) વ્રણ ઉપર :**—કડવા લીમડાના પાંદડા એ વ્રણ (ગૂમડા) ઉપર મોટો ઉસ્તાદ છે. નાડીવ્રણાદિ ભયકર વ્રણને દરરોજ લીમડાના પાંદડા પાણીમા સારાં ઉકાળી તે પાણીએ ધોઈ નાખવા; એટલે તેનું શોધન થઈ રૂઝ આવે છે. **(૨) જે વ્રણ (ગૂમડું) ફૂટી રસી નીકળે તે મટવા માટે :**—કડવા લીમડાના પાદડા વાટી મધમા મેળવી ચોપડતા જવું એટલે તે સારુ થાય છે **(૩) ખસ ઉપર :**—કડવા લીમડાના પાદડાં બાળી જૂના તેલમા અથવા કરંજેલ તેલમા ખરલ કરી ચોપડવા. **(૪) સર્પના વિષ ઉપર :**—કડવા લીમડાનાં પાદડા મોટું ઉસ્તાદ ઔષધ છે. સર્પનું વિષ ચઢ્યાની પરીક્ષા એવી છે કે વિષાર થયેલા માણસને કડવા લીમડાનાં પાદડા અથવા મીઠું અગર મરચા ખાવા આપવા. તેને જો કડવુ, ખારું અગર તીખું સમજવામા ન આવે તો વિષ ચઢયું છે અથવા દંશ થયો છે એમ સમજવું. પછી તેને વિષ ઊતરતા સુધી લીમડાના પાદડા ખાવા આપવા; કિવા પાદડાનો અથવા છાલનો રસ પાવો એટલે વિષ ઊતરશે **(૫) પિત્ત પડવા માટે :**—લીમડાના પાદડાનો રસ પાણી નાખી પીવા આપવો એટલે ઊલટી થઈ પિત્ત પડશે. **(૬) ગરમી ઉપર :**—લીમડાના પાદડાનો રસ ખડીસાકર નાખી સવાર–સાંજ ૮ દિવસ પીવાથી કોઈ પણ પ્રકારની ગરમી હોય તો તે નક્કી દૂર થાય છે **(૭) મહારોગ ઉપર :**—કડવા લીમડાના પાદડા ઘણું સારું ઔષધ છે. નાહવાના પાણીમાં આ પાદડા કઢવી તે પાણી વડે સ્નાન કરવું અને એનો અગરસ કિંવા પાદડા ગાયના દૂધમા વાટી તે રસ સેવન કરવો એટલે ૨–૩ મહિનામા રક્તપિત્તી (વાતરક્ત) અને દુર્ધર કુષ્ઠરોગનો નાશ થાય છે. પથ્ય પાળવું તેમજ રોગીએ રોજ રાત્રે કડવા લીમડાની છાયામા સૂવાનો રિવાજ રાખવો. **(૮) દાહયુક્ત સોજા ઉપર :**—પાદડા વાટી ચોપડવા એટલે દાહ કમી થાય છે અને રક્તદોષ નહિ જેવો થાય છે. **(૯) પિત્તજ્વરમાં જે અતિશય દાહ થાય છે તે ઉપર :**—લીમડાનો રસ ફીણયુક્ત કરીને શરીરે ચોળવો; તેથી બળતરા કમી થાય છે **(૧૦) ઊના તાવ ઉપર :**—કડવા લીમડાની ડાખળી, કડુ અને કરિયાતાનો કાઢો મધ નાખી આપવો **(૧૧) કમળાના રોગ ઉપર :**—લીમડાની અંતરછાલનો રસ કાઢી તેમા મધ અને થોડું સૂંઠનું ચૂર્ણ નાખી આપવુ. **(૧૨) ખસ ઉપર :** જૂના લીમડાનું સુકાયેલુ લાકડુ પાણીમા ઘસી ચોપડવુ. **(૧૩) વિષમજ્વર ઉપર :**—કડવા લીમડાના કાઢામા ધાણા અને સૂઠનુ ચૂર્ણ નાખી તે આપવો; એટલે જલદી ગુણ આવે છે. આ ઔષધ 'ક્વીનાઈન' કરતા ઘણુ ઉત્તમ હોઈ ગુણોમા પણ તે કરતા શ્રેષ્ઠ છે **(૧૪) મૂળવ્યાધિ, કૃમિ અને પ્રમેહ ઉપર :**—લીમડાની કાચી લીંબોળી ખાવી. **(૧૫) ખસ ઉપર :**—કડવા લીમડાના બિયા વાટી ચોપડવાથી ખરજ સારી થાય છે. જૂ જવા માટે પણ એ બિયા વાટી માથે ચોપડવા. **(૧૬) સુવારોગ ઉપર :**—જૂના લીમડાની અંતરછાલ કાઢી તેના બારીક ટુકડા કરી તે હાલ્લીમા ઘાલવા અને ઢાકણુ દેવુ; એવુ ત્રણ દેગડા પાણી સારું આધણ આવે ત્યા સુધી ઉકાળવું પછી જે સ્ત્રીને સુવારોગ થયો હોય તેને એક ખાટલા ઉપર સુવાડી પ્રથમ એક દેગડો લાવી તેના મસ્તક નીચે રાખવો તેમાનો બાફ (વરાળ) કમી થવા પછી દેગડો લાવી માથા નીચે રાખવો અને પ્રથમનો દેગડો કમર નીચે રાખવો. માથા નીચેના દેગડાનો બાફ કમી થયા પછી તે કમર નીચે રાખવો અને કમર નીચેનો પગ નીચે રાખી ચૂલા ઉપરનો ત્રીજો દેગડો મસ્તક નીચે

---

આ ઉપર અને નાસૂર ઉપર અત્યંત ગુણ કરે છે

મૂકવો તેનો બાફ કમી થયા પછી પગ નીચે રાખવો એ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવો; એટલે પરસેવા વાટે શરીરમાંથી સર્વ વ્યાધિ નીકળી જઈ રોગ સારો થાય છે (૧૭) **મૂળવ્યાધિ ઉપર:**—લીમડાના બિયા તેલમા તળી તેમા જ ખરલ કરી તથા તેમા થોડુ ફુલાવેલુ મોરથૂથુ નાખી તે મલમ મૂળને ચોપડવો, એટલે મોડ ગરી પડે છે અને કદ પણ ગરી પડે છે (૧૮) **સર્પનું વિષ કદી પણ ન ચડવા માટે:**—લીમડાના પાદડા રોજ સવારે ખાવા એટલે કદી સર્પદંશ થયો હોય તો પણ તેને વિષ બાધ કરતુ નથી (૧૯) **મૂળવ્યાધિ ઉપર:**—લીમડાના ૨૧ પાદડા બારીક વાટી મગની પલાળેલી દાળમા મિશ્ર કરી તેને બાખડી ગાયના ઘીમા તળી રોગીને ૨૧ દિવસ ખવડાવવુ, એટલે ગુદામાના સર્વ મસા ગરી પડશે આ ઔષધ લેનારે સમુદ્રનુ મીઠુ ન ખાતા સિંધવ ખાવો (૨૦) **સ્ત્રીનો પ્રસવ ન થતો હોય તો:**—લીમડાના મૂળ કમરે બાંધવાથી જલદી છૂટકો થાય છે. પ્રસૂતિ થયા પછી મૂળ છોડી નાખવા (૨૧) **સોમલના વિષ તથા કૃમિ ઉપર:**—લીમડાના પાદડાંનો રસ પાવો (૨૨) **અફીણના વિષ ઉપર:**—કડવા લીમડાના પાદડાનો યંત્ર વડે અર્ક કાઢી આપવો (૨૩) **કુષ્ઠાદિ ઉપર પંચનિંબ ચૂર્ણ:**—મૂળ, પાદડા, ફૂલ, ફળ અને છાલ, એ પાચ અંગો લઈ તેનુ ૬૦ તોલા ચૂર્ણ કરવુ પછી લોહભસ્મ, બાળહરડા, અરણીના બિયા, ત્રિફળા, ભિલામો, વાવડિંગ, સાકર, આમળા, હળદર, પીપર, મરી, સૂંઠ, બાવચો, ગરમાળાની શિંગોનો મગજ અને ગોખરુ એ ૫દર ઔષધો ચાર ચાર તોલા લઈ બધાનું ચૂર્ણ કરવુ, પછી તે ચૂર્ણ અને લીમડાનુ ચૂર્ણ એકત્ર કરી તેને ભાગરાના રસનો એક પુટ આપવો પછી ખેરની છાલનો અષ્ટમાસ કાઢો કરી તેનો એક પુટ આપવો અને તે સૂકવવુ. આ ચૂર્ણ દરરોજ એક તોલો ખેરની છાલના કાઢામા અથવા ઘીમા અથવા ગાયના દૂધમા આપવુ, તેથી એક મહિનામા બધી જાતના કોઢ દૂર થાય છે આ ચૂર્ણ સર્વ રોગનું નાશક છે. (૨૪) **પિત્ત ઉપર:**—લીમડાની કૂંખો, ધાણા, સૂંઠ અને ખડીસાકરનો કાઢો આપવો. (૨૫) **યોનિશૂળ ઉપર:**—લીમડાની લીંબોળીઓ અને એરંડિયા લીમડાના રસમા વાટી ગોળી કરવી અને તે યોનિમા રાખવા આપવી કિંવા એનો યોનિએ લેપ કરવો (૨૬) **કૃમિ ઉપર:**—લીમડાના પાદડા વાટી હિંગ સાથે ખાવા (૨૭) **અંગ ઉપર પિત્ત (શીળસ) ઊઠે તે ઉપર:**—લીમડાના પાદડા વાટી ઘી અથવા આમળા સાથે ખાવા અને મરીનો ભૂકો ઘીમા ખરલ કરી શરીરે ચોળવો, અથવા લીમડાની અંતરછાલનો કાઢો આપવો, એટલે શીતપિત્ત, ક્ષત, કંડૂ, વિસ્ફોટક અને રક્તપિત્તનો નાશ થાય છે (૨૮) **સ્થાવરજંગમ સર્વ વિષ ઉપર:**—સિંધવ અને મરી સમભાગે તથા એ બન્નેની બરોબર લીંબોળીઓ લઈ તે વાટી મધ અને ઘીમા આપવી (૨૯) **સર્વ વ્રણ ઉપર:**—લીમડાના પાદડા, દારુહળદર અને જેઠીમધના ચૂર્ણમા ઘી અને મધ નાખી ખરલ કરી તે મલમ ચોપડતા જવુ, એટલે જખમ તુરત ભરાઈ આવે છે (૩૦) **રક્તસ્રાવ અને પ્રદર ઉપર:**—લીમડાની છાલના રસમા જીરુ નાખી ૭ દિવસ આપવુ (૩૧) **કમળાના રોગ ઉપર:**—લીમડાના પાદડા પાણીમા વાટી તેનો પાશેર રસ કાઢી તેમા ખડીસાકર નાખી ગરમ કરીને પીવા આપવો (૩૨) **સિક્તામેહ અને ઇક્ષુમેહ ઉપર:**—લીમડાની કૂંખનો કિંવા અંતરછાલનો કાઢો આપવો (૩૩) **કોઈ પણ રોગ કદી ન થવા માટે:**—લીમડાના પાદડા એક તોલો લઈ તેમા ગુંજાભાર કપૂર અને તેટલી જ હિંગ નાખી તેની ગોળી કરવી, પછી તે ગોળી ૬ માસા ગોળમા મેળવી દરરોજ રાત્રે ઊંઘવાની પહેલા આપવી ગામમા જ્યા સુધી કોલેરાનો આજાર હોય ત્યા સુધી આ ઔષધ દરેકે સેવન કરવાથી કાંઈ પણ ઉપદ્રવ થશે નહિ (૩૪) **ઊલટી, કુષ્ઠ, પિત્ત અને કફ સંબંધી જંતુ ઉપર:**—લીમડાના પાદડા ઝીણા વાટી કલ્ક કરી પાવો (૩૫) **ઉષ્ણકાળમાં શરીરમાંનો દાહ શાંત થઈ ઠંડક થવા તથા જુલાબ બંધ થવા માટે:**—લીમડાના પાદડા વાટી શરબત કરી તેમા ખડીસાકર નાખી પાવુ (૩૬) **મૂળવ્યાધિ ઉપર:**—લીમડાની પાકેલી લીંબોળીનો રસ દરરોજ સવારે ત્રણ માસા લઈ તેમા ૬ માસા ગોળ મેળવી તે ગોળી સાત દિવસ ખાવા આપવી. (૩૭) **વાળા ઉપર:**—લીમડાના પાદડા વાટી લેપ કરવો. (૩૮) **ઊરુસ્તંભ ઉપર:**—લીમડાના મૂળ ઘસી ગરમ

કરી લેપ કરવો (૩૯) **પ્રમેહ, ઉપદંશ, બદ, ચાઠાં ઈત્યાદિ ઉપર :**—પાશેર લીમડાની છાલ લઈ તે કાચના વાસણમા નાખી અથવા માટીના વાસણમા ઘાલી, તેમા આધણ આવેલુ પાણી એક શેર નાખી ઢાકણુ ઢાકી દઈ ગતભર તેમ જ રાખવુ બીજા દિવસથી તેમાથી શક્તિ પ્રમાણે એક અગર બે વાર દરેક વખતે ૪ તોલા પાણી આપવુ એટલે ઉપદંશજન્ય રોગ એક-બે અઠવાડિયામા સારો થાય છે. પથ્ય—ઘી, સાકર અને રોટલી; બીજુ વર્જ્ય. (૪૦) **નવેલા (નખનું પાકવુ) અને પેરા (આંગળીના વેઢાનું પાકવું) ઉપર :**—લીમડાના પાદડા થોડું મીઠું નાખી વાટવા અને ઘીમા શેકી તેની થેપલી કરી ઉપર બાધવી (૪૧) **વિષમજ્વર ઉપર :**—લીમડાના પાદડા ૪૦ તોલા, સૂઠ, મરી અને લીંડીપીપર ૧૨ તોલા, ત્રિફળા ૧૨ તોલા, લવણત્રય (સિંધવ, બીડ અને કાચ) ૧૨ તોલા, બે ક્ષાર (જવખાર અને સાજીખાર) ૮ તોલા અને અજમો ૨૦ તોલા–એ સર્વનુ ચૂર્ણ એકત્ર કરી સવારે આપવુ (૪૨) **વિષમજ્વર ઉપર ધૂપ :**—કડવા લીમડાના પાદડા, ઘોડાવજ, કોઠ, હરડે, શિરસ, ઘી અને ગૂગળનો ધૂપ વિષમજ્વરનાશક છે. (૪૩) **આગંતુક વ્રણ અને ગૂમડાં ઉપર :**—કઢાઈમા તેલ નાખી તેમા લીમડાના પાદડા બાળી ખરલ કરી ચોપડવા (૪૪) **વીંછીના દંશ ઉપર :**—લીમડાના પાદડા અગર ફૂલ સુઘાડવા; અથવા પાદડા ચાવી મોમાની બાફ જવા ન દેતા દશના વિષમ ભાગમાના કાનમા તે ફૂંકવુ (૪૫) **ગૂમડાં તથા અગ્નિદગ્ધ વ્રણ માટે લીમડાનો મલમ :**—લીમડાના પાન ૧૦ તોલા લઈ પાણીથી ધોઈ ચટણી માફક બારીક પીસવા પછી ગાયનુ ઘી તોલા ૧૦ લઈ તેમા ઉપરની ચટણી તથા લીમડાના પાનનો રસ ૪૦ તોલા મેળવી ધીમી આચ પર ઉકાળવુ જ્યારે રસ બળી જાય ત્યારે વાસણ ઉતારી ઘી ગાળી લેવુ ઉપરના ઘીમા ૦। તોલો મીણુ તથા ૨ રતી રસકપૂર મેળવી મલમ એક ડબીમા ભરી લેવો. આ મલમ ગૂમડાના ઘાવ જલદી રૂઝવી આપે છે તથા અગ્નિથી બળેલા ફોલ્લા પર લગાવવાથી થોડા દિવસમા જ આરામ થાય છે+

---

+ ડૉક્ટર દેસાઈ લખે છે કે, કડવા લીમડાની અંતરછાલ શીતળ, નિયતકાલિકજ્વરપ્રતિબંધક, ગ્રાહી, પૌષ્ટિક, કટુપૌષ્ટિક, ચર્મરોગનાશક, શોથહર, કૃમિઘ્ન અને રસાયન છે લીમડામાં જ્વરપ્રતિબંધક ધર્મ સિંકોનાની છાલ જેટલો રહ્યો છે લીમડામા રહેલું કડવુ સ્વાદાર ખાટુ સત્ત્વ ચામડી વાટે બહાર નીકળે છે, એ ચામડીને ઉત્તેજક અને દાહશામક છે ઉપરની છાલમા ગ્રાહીપણું વિશેષ છે એટલે એની ગ્રાહી પૌષ્ટિક ક્રિયા વધારે થાય છે ઉપરની છાલમા જ્વરપ્રતિબંધક ધર્મ બહુ જ ઓછો છે લીમડાની ચામડી પર ક્રિયા સોમલના જેવી છે પાન શોથહર, ચામડીને ઉત્તેજક, ચર્મરોગનાશક, ઉત્તમ વ્રણશોધક, વ્રણરોપણ, સડાને દૂર કરનાર, કૃમિઘ્ન, નિયતકાલિકજ્વરપ્રતિબંધક, યકૃતને ઉત્તેજક અને મોટી માત્રામા વામક છે તેલ વાતહર, દુર્ગંધનાશક, વ્રણશોધક, વ્રણરોપણ, ઉત્તેજક, કોથપ્રશમન, શોધક, ઉત્તમ કુષ્ઠઘ્ન અને રસાયન છે તેલની ક્રિયા તેમા રહેલા ગંધક સત્ત્વને લીધે થાય છે લીમડાના સર્વ અંગોના કરતા તેલ વધારે જોરાવર કાર્ય કરનાર છે ચોખ્ખા તેલથી કોઈ કોઈ વખતે દાહ થાય છે એમ થાય તો તેમા તલનું તેલ અરધો ભાગ મેળવવુ

**માત્રા**—અંતરછાલનુ ચૂર્ણ ૩૦ રતી દિવસમા ૪ વાર, છાલની મદદ માટે સુગંધી પદાર્થ (અજમો, સૂઠ, પીપર, મરી વગેરે) મેળવ્યા હોય તો ક્રિયા જલદી થાય છે અને ગ્રાહીપણુ ઓછું થાય છે પાનનો સ્વરસ ૧થી ૪ ઔંસ તેલ ૪થી ૧૦ ટીપા

**ઉપયોગ**—ચામડીના રોગ, શોથ અને તાવ પર લીમડો અતિ ઉત્તમ ઔષધ છે ટાઢિયા તાવમા લીમડાની છાલનો ઉપયોગ સિંકોના અથવા સોમલ સમાન થાય છે અર્ક અથવા કાઢાના કરતા ચૂર્ણ દેવુ વધારે સારુ એમા રહેલું ગ્રાહીપણુ દૂર કરવા માટે દેશી કફ, સૂઠ, મરી વગેરે ઔષધ મેળવવા જોઈએ જીર્ણ વિષમજ્વરમા તેલ અતિશય ગુણકારી છે છાલના કરતા તેલનુ પરિણામ સારું આવે છે શોથયુક્ત જ્વર અને પિત્તજ્વરમા છાલ સારી રીતે લાગુ પડે છે તાવમા પાનનો રસ પણ અપાય છે તાવ પછીની અગ્નિ પર ભોજન પહેલાં અર્ક અપાય છે

સુવાવડીને લીમડાના પાનનો રસ આપવાથી ગર્ભાશયનો સંકોચ થાય છે, લોહી સારું પડે છે, ગર્ભાશય અને તેની આજુબાજુના ભાગોનો સોજો ઊતરી જાય છે, ભૂખ લાગે છે, દસ્ત સાફ આવે છે અને તાવ આવતો નથી કદાચ તાવ આવે છે, તોપણ તેનું જોર વધારે હોતુ નથી લીમડાનો થોડો અંશ

**૫૧૪ લીંડીપીપર (પીપર)**—સં૦ તં૦ પિપ્પલી. મ૦ પિંપળી હિ૦ પીપર–લ. બં૦ પિપુલ. ક૦ ગો૦ હિપ્પલી તા૦ મલા૦ તિપ્પલી. તુ ઈપ્પલી. કા૦ પિલપિલદરાજ. અ૦ દાર-ફિલ્ફિલ્ ઇં૦ લોન્ગ પેપર લા૦ પાઈપર લોન્ગમ બ્રહ્મી૦ પીખીન.

લીંડીપીપરના વેલા થાય છે આ બહુ વર્ષ સુધી ટકનારી વેલ છે એની ઉત્પત્તિ બંગાળ, નેપાળ, આસામ, મલબાર અને પશ્ચિમોત્તર પ્રાંતનો કેટલોક ભાગ, એ ઠેકાણે વિશેષ થાય છે. બંગાળા અને મલબાર પ્રાંતમા તો એનુ અતિશય વાવેતર થાય છે. લીંડીપીપરના વાવેતર માટે રસાળ અને ચીકાશ વગરની જમીન જોઈએ આ વેલીનો વિસ્તાર નાની શાખાઓથી કરે છે, એટલે વેલી નીચે (મૂળ પાસે) જે નાની નાની ડાળીઓ ફૂટે છે તે કાઢી બીજી જગ્યાએ વાવે છે; એટલે ત્યાથી આગળ સ્વતંત્ર વેલ બને છે. ચોમાસુ શરૂ થતા જ એનુ વાવેતર કરે છે દરેક વેલની વચમા પાચ ફૂટનુ અંતર રાખે છે અને વચ્ચેની જગ્યામા મૂળા, વંતાક, જવ વગેરે વાવે છે. એક વીઘા જમીનમા સરેરાશ ૧૯૬ વેલ રહે છે એક વીઘા જમીનમા લીંડીપીપરનુ વાવેતર કર્યું હોય તો તેમાથી પહેલે વર્ષે બે મણ, બીજે વર્ષે ચાર મણ અને ત્રીજે વર્ષે છ મણ લીંડીપીપર ઉત્પન્ન થાય છે પછી દર વર્ષે તેની ઉત્પાદક શક્તિ ઓછી થતી જાય છે, એટલે તેના મૂળો ઉખેડી કાઢી તેની જગ્યાએ નવા મૂળો અથવા કુમળી ડાળીઓ વાવે છે જૂના મૂળને સૂકવી લે છે તેને 'પીપળીમૂળ' કહે છે નવીન મૂળો વાવતા જમીનને ખેડવાની અથવા બીજા કશા સંસ્કાર કરવાની આવશ્યકતા નથી થોડું ખાતર નાખ્યું એટલે બસ છે આ વેલીને પાણી પાવુ પડતું નથી, માત્ર ઉનાળામા તાપ લાગે નહિ માટે તેના મૂળ ઘાસથી ઢાકી રાખે છે. એને ઑગસ્ટ–સપ્ટેમ્બર મહિનામાં (ભાદરવા આસપાસ) ફૂલો આવે છે અને ફળો એટલે લીંડીપીપર જાન્યુઆરી (પોષ) માસમા પાકી તૈયાર થાય છે. લીંડીપીપરના પાદડાનો આકાર નાગરવેલના પાદડા જેવો હોઈ તે ગોળ અને તીખા હોય છે. વિશેષ ફરક એટલો જ હોય છે, કે લીંડીપીપરના દીંટડા પાસે ખાંચા હોય છે, તે નાગરવેલનાં પાનને હોતા નથી. ફેલાવનાર શાખાઓની ઉપરના પાદડા મોટા અને પહોળાં હોઈ તેમા સાત દેખાઈ આવતી નસો હોય છે અને તેનુ દીંટડું લાબું હોય છે. વળી ફળ લાગનાર નાની નાની ડાળીઓ ઉપરના પાદડા લાંબા હોય છે. તેના ઉપર પાચ શિરા હોય છે

---

દૂધમા નાના બાળકને પણ મળે છે, જેથી તેની પ્રકૃતિ પણ ઠીક રહે છે

ચર્મરોગમા પાનનો રસ પિવાય છે અને લેપ પણ કરાય છે દાદર, ખરજવુ, સડેલા ગૂમડા, શીતળાના વ્રણ વગેરે રોગોમા લીમડાથી સારો લાભ પહોચે છે નવા રોગના કરતા જૂના રોગોમા એનો વિશેષ ઉપયોગ થાય છે ગરમીના રોગમા અને ગળતકુષ્ઠ(રગતપિત્ત)મા પાનનો રસ યા બીજનુ તેલ પિવરાવે છે અને માલિશ કરે છે ગરમીના રોગીને ૧૦ તોલા રસ સવારે અને સાજે આપે છે એ રોગમા લીમડાથી બહુ જ લાભ થાય છે બદ, ગાઠ, વ્રણશોથ અને વ્રણને ઓછા કરાવવા માટે પાનાને વાટી ગરમ કરી પોટીસ બનાવીને બાધે છે તેલ અતિ ઉત્તમ, કૃમિઘ્ન અને પૂતિહર છે એનાથી ઉદરના અને બહાર કૃમિ મરે છે, ગંડમાળા પાકીને વ્રણ પડે છે અથવા નાડીવ્રણ (ભરનીગળ) બને છે તેમા તેલની વાટ ઘાલી તે ઉપર તેલની પટ્ટી બાધે છે જીર્ણજ્વર, જીર્ણવિષમજ્વર, વિવિધ ચર્મરોગ, ઉપદંશ, કોઢ વગેરે રોગો પર ૫–૧૦ ટીપાની માત્રામા તેલ દિવસમા બે વાર અપાય છે ગાઠ, ગરજવુ, દાદર વગેરે ચર્મરોગોના કીટાણુ તેલથી મરી જાય છે તેલની પટીથી ગરમીના ચાઠા, સડેલા ગૂમડા, ન ભરાવાવાળા ગૂમડા–બધા રુઝાઈ જાય છે ચામડીના રોગમા કીટાણુ મારવા માટે તેલ બહુ જ ઉપયોગી છે

પરમામા મૂત્રેંદ્રિય સૂજીને પેશાબ બંધ થાય છે, ત્યારે પાનના ક્વાથમા રોગીને બેસાડવાથી (મૂત્રેંદ્રિય ડુબાડી રાખવાથી) પેશાબ છૂટે છે હરસના તથા મસાના સોજા પર પાનોની પોટીસ બંધાય છે સુવાવડ થતી વખતે સીવણી ફાટીને વ્રણ પડે અને પુરુષની મૂત્રેંદ્રિય પર જખમ થાય તો તેને પાનના કાઢાથી વારવાર ધોવાય છે હાડહાડનો દુખાવો, સાધાઓનો સોજો અને આમવાતમા તેલ ચોળવાથી લાભ થાય છે આમવાતમા તેલ પેટમા પણ અપાય છે ગરમીના દિવસોમા તડકાને લીધે શિરદર્દ થયુ હોય તો માથા પર તેલની માલિશ કરાય છે લીમડો યકૃતને ઉત્તેજક હોવાથી કમળામા અંતરછાલનો અને પાનનો રસ સૂંઠ મેળવીને અપાય છે માત્રા મોટી આપવી, ક્વચ ઊલટી થાય છે પણ તેથી લાભ થાય છે લીમડાથી આફરો દૂર થાય છે અને ભૂખ લાગે છે કૃમિ મારવા માટે પાનનો રસ અપાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

અને તેનું દીટડું લાંબું ન હોતાં તે વેલીને લાગુ જ હોય છે. પાંદડાં બધાં મસાલા જેવાં છે. ની. પીપરનાં મૂળ કાષ્ઠમય (લાકડાં જેવાં) હોય છે. વેલીને ગાંઠો ઘણી હોય છે. તેના ઉપર ઠેકઠેકાણે ઉપસેલી ગાંઠો હોય છે લીલી લીંડીપીપર લીલા રંગની હોય છે અને સુકાયા પછી કાળી દેખાય છે. પીપરના ફળ અને મૂળનો ઔષધોમાં ઉપયોગ થાય છે. આનામલેર પ્રાન્તમાં સુવા-વડીની ઓર પાડવા માટે પીપળીમૂળનો કાઢો આપે છે. છોટાનાગપુર પ્રાન્તના રોગીઓના આર્તવ-દોષયુક્ત કફવિકારમાં પીપળીમૂળનો કાઢો આપે છે. તેમજ તાવમાં તરસ છિપાવવા માટે લીલા પીપળીમૂળ વાપરે છે સોજો ઉતારવા માટે તેનો લેપ કરે છે. મારીના મોટા નિષ્ણાત સર્જન ડાકટર થર્નાટને સુવાવડી સ્ત્રીઓનો રક્તસ્ત્રાવ બંધ કરવા માટે અને ઓર પાડવા માટે કે આપવાથી સારો ગુણ થયાનું લખેલ છે સુવાવડીનું ગર્ભાશય પૂર્વસ્થિતિ ઉપર લાવવા લીંડીપીપર અને પીપળીમૂળનો ઉપયોગ કરવાનો ચાલ છે, ને ડૉક્ટર ભટ્ટાચાર્યે પોતાના અનુભવથી લિખાવટ કરેલ છે છોટાનાગપુર પ્રાંતમાં ચાખામાંથી બીયર નામનો એક દારૂ બનાવે છે તેને ખમીર આપવા માટે પીપળીમૂળનો ઉપયોગ કરે છે લીંડીપીપરમાંથી એક ઉડી જનાર તેલ, એક રાળ જેવો પદાર્થ અને પાયરીન નામનું એક સત્ત્વ મળે છે.

લીંડીપીપરના વેલાને જે શિંગો આવે છે તેને 'પીપર' કહે છે એમાં જાડી અને બારીક એવા બે પ્રકાર છે જાડીને પીપળા અને બારીક પીપરને 'લીંડીપીપર' કહે છે હિન્દમાં કેટલેક ઠેકાણે ડુંગરાળ પ્રદેશમાં પીપરના વેલા ઉત્પન્ન થાય છે. પીપર વાતનાશક અને ઉષ્ણ છે. પીપરના મૂળને 'પીપળામૂળ-ગંઠોડા' કહે છે. તાજી લીલી પીપરનું અથાણું કરે છે **લીંડી-પીપર**—સ્નિગ્ધ, ઉષ્ણ, વૃષ્ય (કામોત્તેજક), તીખી, કડવી અગ્નિદીપન, રસાયન, ભેદક, લઘુ, હૃદયને પ્રિય, પચનકારક, પિત્તહર્ત્રી તથા તીક્ષ્ણ છે; અને વાત, દમ, ઉધરસ, કફ, ક્ષય, તાવ, અરુચિ, કોઢ, ગુલ્મ, મૂળવ્યાધિ, પ્રમેહ, બરોળ, ઉદરરોગ, ત્રિદોષ, તૃષા, આમાશ, કૃમિ, અજીર્ણ, પાંડુરોગ, કમળો તથા શૂળની નાશક છે **એ તાજી હોય ત્યારે**—સ્નિગ્ધ, શીત કરનાર, મધુર, ગુરુ, કફકર અને પિત્તનાશક છે. **સિંહલી પીપર**—તીખી, ઉષ્ણ, અગ્નિદીપક અને કોઠ (કોઠાને) શુદ્ધિકારક છે, તથા કૃમિ, કફ, વાત અને શ્વાસનો નાશ કરનાર છે. **વાનર પીપર**—કડવી, તૂરી તથા મીઠી છે; અને મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, વિસ્ફોટક તથા યોનિશૂળનો નાશ કરે છે. **રાન પીપર**—ઉષ્ણ, તીક્ષ્ણ, રુચિકર અને દીપન છે એ લીલી હોય ત્યારે વધારે ગુણવાળી હોય છે. સૂકી અલ્પગુણી અને અતિ તીક્ષ્ણ છે **પીપળીમૂળ**—અગ્નિદીપન, રુચિકર, પિત્તલ, પાચક, રૂક્ષ, ભેદક, તીક્ષ્ણ, તીખા, ઉષ્ણ તથા લઘુ છે, અને આમ પ્લીહા, શૂળ, ગુલ્મ, ઉદરરોગ, વાયુ, કફ, દમ, ઉધરસ, આનાહ, કૃમિ, ક્ષય, કફોદર તથા વાતોદરનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) સર્વ વાતવિકાર તથા શ્વાસકાસ ઉપર ચોસઠી પીપર**:—પીપરને એકસરખા ૬૪ પહોર ખરલ કરવી એને 'ચોસઠ પહોરી પીપર' કહે છે એ પીપર ઘણી જ તીવ્ર થાય છે એ ચોખાભાર જેટલી મધમાં ખાવી, એથી ઘણો જ દાહ વગેરે થાય તો ઉતાર અને ઘી ભાત આપવો **(૨) અપસ્માર અને વાયુગોળા ઉપર**:—(આ વાયુનો ગોળો એકાએક ઉત્પન્ન થઈ કાળજા સુધી આવે છે અને નાના ગોળા જેવડો એક જ ઠેકાણે દેખાય છે) લીંડીપીપર બે ભાગ, મરી ત્રણ ભાગ અને સિંધવ એક ભાગ એની ભૂકી કરી તે છાશના પાણીમાં છ માસ સુધી આપવી. **(૩) પીપરનું ચૂર્ણ**:—પીપરનું ચૂર્ણ કરી તે ગોળમાં ખાવું, એટલે અરુચિ, હૃદયરોગ, શ્વાસ, કાસ, ક્ષય, કમળો, અગ્નિમાંદ્ય, પાંડુરોગ સાધારણ મૃગી અને જીર્ણજ્વરનો નાશ થાય છે પીપરનું ચૂર્ણ મધમાં ખાવાથી તે મેદ, કફ, શ્વાસ, કાસ, જ્વર, પાંડુરોગ અને પ્લીહાનો નાશ કરે છે **(૪) નિદ્રા ન આવતી હોય તે ઉપર**:—પીપળીમૂળનું ચૂર્ણ ગોળમાં ખાવું. **(૫) શ્વાસ ઉપર**:—પીપળીમૂળ આઠ પહોર ખરલ કરી તે ચૂર્ણ મધમાં આપવું **(૬) સ્તનમાં દૂધ આવવા માટે**:—ગરમ કરેલા દૂધમાં બે માસા પીપરનું ચૂર્ણ નાખી પાવું **(૭) ઊલટી, કાસ, શ્વાસ અને હેડકી ઉપર**:—લીંડીપીપરનું ચૂર્ણ અને મોરના પીંછાની રાખ મધમાં કાલવી વારંવાર ચાટવું **(૮) આમાતિસારમાં શૂળ થાય તે ઉપર**:—

લીંડીપીપર અને હરડેનુ ચૂર્ણ ગરમ પાણીમા પાવુ, એટલે સુખે રેચ થઈ શળ મટી જશે. (૯) **રતાંધળાપણા ઉપર :**—લીંડીપીપર ગોમૂત્રમા ઘસી અંજન કરવુ અને રોજ અગથિયાની ભાજી ખાવી. (૧૦) **બરોળ ઉપર :**—લીંડીપીપર અને મધ નાખી છાશ પીવી (૧૧) **સર્વ ઉદરરોગ ઉપર :**—ગોમૂત્રની અથવા થોરિયાના દૂધની સહસ્ર ભાવનાઓ આપેલી લીંડીપીપર ખવડાવવી અથવા વર્ધમાન પીપર આપવી, કિવા થોરિયાના દૂધમા લીંડીપીપરને ૧ દિવસ ખરલ કરી તે શક્તિ પ્રમાણે આપવી અને તેનો જ પેટ ઉપર લેપ કરવો (૧૨) **વર્ધમાન પીપર :**—ગાયનુ દૂધ ૪ તોલા, પાણી ૧૬ તોલા અને લીંડીપીપર ત્રણથી ચાર, સર્વ એકત્ર કરી કલાઈ કરેલા વાસણમા કઢવી, પાણી બળી જાય એટલે તેમાથી લીંડીપીપર ચાવી ઉપર દૂધ પીવુ **બીજો પ્રકાર**—પીપર પાચથી ત્રેવીસ સુધી રોજ એક એક ચઢાવવી પછી ઊતરતા ઊતરતા પાચ સુધી આવવુ.× પરંતુ દૂધમા પાણી ન નાખતા એકલુ દૂધ જ અર્ધું બાળવુ અને લીંડીપીપર ખાઈ ઉપર દૂધ પીવુ; અથવા લીંડીપીપર ન ખાતા એકલુ દૂધ જ પીવુ દોષતારતમ્ય જોઈ યોજના કરવી; એટલે જીર્ણ-જ્વર, કાસ, પાડુ, ગુલ્મ, અર્શ, પ્રમેહ, ઉદરરોગ, અગ્નિમાદ્ય અને વાતરોગ દૂર થાય છે (૧૩) **અન્ન ન પચતું હોય તો :**—જમ્યા પછી લાગલી જ લીંડીપીપરની ભૂકી મધમા ખાવી (૧૪) **ગુલ્મરોગ ઉપર :**—લીંડીપીપર અને જવખારનુ ૩ માસા ચૂર્ણ, આદાનો રસ તથા મધમા આપવું. (૧૫) **વમન થવા માટે :**—લીંડીપીપર, મીંઢળ અને સિંધવનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. (૧૬) **આમશૂળ, અજીર્ણ અને સોજા ઉપર :**—લીંડીપીપર અને સૂંઠનુ ચૂર્ણ ગોળમા ખાવુ. (૧૭) **કફરોગ ઉપર :**—લીંડીપીપરના ચૂર્ણમા ઘી અને મધ વિષમ ભાગે નાખી ખાવુ. (૧૮) **અપસ્માર ઉપર :**—લીંડીપીપર લીમડાના રસમા ઘસી નસ્ય આપવુ (૧૯) **અમ્લપિત્ત ઉપર :**—પીપળીમૂળના ગંઠોડાનુ ચૂર્ણ દર વેળા ૦ા તોલા સાકરમા ખાવુ આ ઔષધ દરરોજ બે વખત એક મહિનો આપવું (૨૦) **બાળકના તાવ, ઉધરસ, અતિસાર અને ઊલટી ઉપર :**—લીંડીપીપર, મજીઠ, નાગરમોથ અને કાકડાશિંગીનુ માસાથી બે માસા સુધી ચૂર્ણ મધમા આપવુ. (૨૧) **ઊલટી ઉપર :**—પીપળીમૂળના ગંઠોડાનુ ચૂર્ણ વસ્ત્રગાળ કરી તેમા તેટલુ જ સૂંઠનુ ચૂર્ણ મિશ્ર કરવુ તથા દરેક વેળા ૭ માસા મધમા ત્રણ માસા ખરલ કરી લેવુ (૨૨) **વાતકફજ્વર ઉપર :**—લીંડીપીપરનો કાઢો મધ નાખી પાવો. (૨૩) **હૃદ્રોગ, જ્વર, ઉધરસ અને ક્ષય ઉપર :**—૯૬ તોલા ગાયનુ દૂધ મંદાગ્નિ ઉપર અર્ધું બાળી ઠંડુ થયા પછી તેમા સાકર, મધ અને ઘી બબ્બે તોલા અને લીંડીપીપરનુ ચૂર્ણ ૧ તોલો નાખી તે દૂધ પીવુ. (૨૪) **બાળકોને પારોગડા (પારિગર્ભિક) થાય** (ગર્ભિણી માતાનુ દૂધ પીવાથી બાળકને ઉધરસ, અગ્નિમાદ્ય, ઊલટી, ઝાપડ, અરુચિ અને ભ્રમ થાય છે તે રોયા કરે છે અને તેનુ પેટ મોટુ થઈ તડતડિત દેખાય છે.) **તે ઉપર :**—લીંડીપીપરની ભૂકી મધમા ખરલ કરી એક અડદથી ચણોઠી સુધી બાળકની શક્તિ અને ઉમર પ્રમાણે ચટાડવુ (૨૫) **મૂર્ચ્છા ઉપર :**—લીંડીપીપરનુ ચૂર્ણ મધમા ખરલ કરી તેનુ ચાટણ આપવુ (૨૬) **આમવાત ઉપર :**—ગાયનુ દૂધ ૧ શેર લઈ તેમા લીંડીપીપર એક અને ભિલામા ચાર કાતરી નાખી દૂધ પાશેર રહે ત્યા સુધી ઉકાળી તેમા સાકર નાખી પાવુ (૨૭) **ઉદાવર્ત અને ગુલ્મરોગ ઉપર :**—ચાર લીંડીપીપર લઈ ચૂર્ણ કરી તે બે તોલા પાણીમા મેળવી તેને વસ્ત્રગાળ કરી તેમા તોલો કિવા બે તોલા ગાયનુ ઘી નાખી પાવુ (૨૮) **ઉધરસ ઉપર :**—પીપળીમૂળના ગંઠોડા, સૂંઠ અને બહેડાદળનુ ચૂર્ણ મધમા આપવુ એટલે ઉધરસ જલદી મટી જાય છે (૨૯) **દંતરોગ ઉપર :**—લીંડીપીપર, જીરુ અને સિંધવનુ ચૂર્ણ કરી દાતના મૂળોમા ઘસવુ; એટલે સણકા, સોજો, દાતનુ હાલવુ વગેરે વિકારો શમે છે (૩૦) **મૂળવ્યાધિ ઉપર :**—લીંડીપીપરનુ ચૂર્ણ છાશમા આપવુ (૩૧) **વાતવિકાર ઉપર** —ત્રીસ તોલા દૂધ ગરમ કરી અર્ધું

× બીજા ગ્રંથોમા પ્રથમ દિવસે એક અને પછી દરરોજ એકએક વધારતા જતા પંદરમા દિવસે પંદર લઈ સોળમા દિવસથી એ જ મુજબ એકેક ઓછી કરવી, એમ વર્ધમાન પીપરનો પ્રયોગ કહ્યો છે વળી લીંડીપીપરની માત્રા પણ ૧ માસાની છે

જવુ, આખને હિતકર, અતિ રુચિકર, તીખુ તથા તૂરુ છે, અને કફ, વાયુ, ઉધરસ, ઊલટી, કફરોગ પિત્ત, શળ, ત્રિદોષ, ક્ષય, મલસ્તભ, બદ્ધગુદોદર, વિષૂચિકા, ગુલ્મ, આમવાત તથા કૃમિનો નાશ કરે છે એ પાકેલા હોય તો વધારે ગુણવાળા છે ઉપયોગ—(૧) **અજીર્ણ ઉપર:**—ભોજનના પહેલા લીંબુ, આદુ અને સિંધવનુ સેવન કરવુ; એટલે અજીર્ણ દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે તથા વાયુ, કફ, મલબદ્ધતા અને આમવાતનો નાશ થાય છે. (૨) **વિષુચિકા(કૉલેરા)નો આજાર ન થવા માટે:**—દરરોજ બે લીંબુનો રસ ભોજનમા અથવા સાકર સાથે સેવન કરવો; એટલે કૉલેરાની દહેશત રહેતી નથી. (૩) **પાચક લીંબુ:**—લીબુ અને મીઠુ થર ઉપર થર કરી માટલામા દાબી રાખવા અને તે સારા આથવા પછી તેમાથી એક એક લીબુ ખાવા આપવુ, એટલે અજીર્ણવિકાર વગેરે દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે અને મોમા સ્વાદ આવે છે (૪) **કૉલેરા ઉપર:**—લીબુના રસમા સાકર નાખી શરબતી* પાક કરી રાખવો, અથવા કાદા(ડુગળી)ના રસમા લીબુનો રસ મેળવી તેનો શરબતી પાક કરી રાખી તેનુ સેવન કરવુ. (૫) **આંખો આવે છે તે ઉપર:**—દારુહળદ અને અફીણને લીબુના રસમા લોખડના તવા ઉપર ખરલ કરી આખો ઉપર લેપ કરવો, કિંવા લોખંડનો કાટ તથા દાતણ એકત્ર કરી લીબુની ચીર ઉપર ભભરાવી પીળા કપડામા પોટલી બાધી તે આખો પર ફેરવવી, એટલે આખોમા થતી બળતરા, મળ, ખજ્જ, રતાશ વગેરે સર્વ નેત્રવિકારો દૂર થાય છે (૬) **પિત્તશમન થવા માટે:**—લીબુનો રસ અને સાકરનુ સેવન કરવુ

**૫૧૬ લૂણીની ભાજી**—સં૦ ચિવિલિકા, ઘોલિકા. મ૦ ઘોળ. હિં૦ બડીનોનિઆશાક, કુલ્ફા બં૦ વનપુની, ક્ષુદ્રેગુની. ક૦ ગોલિ તે૦ અઈલકુરા ફા૦ ખુરફા અ૦ બકુલતુલ, હુમક્કા ઇં૦ પર્સ્લેન. લા૦ પોટર્યુલેકા ક્વૉડ્રિફિડા (નાની લૂણી), પોટર્યુલેકા ઓલીરેસિયા (મોટી લૂણી)

લૂણીના છોડ મોટા થતા નથી એના પાદડા કાઈક ગોળ હોઈ જરા રાતા રગના હોય છે લૂણીને ઘણા નાના બીડવા આવી તેમા કાળા રગના બી હોય છે. લૂણીની બે જાત છે એકને 'નાની' અથવા 'જગલી ઘોલિકા' અને બીજીને 'મોટી' અથવા 'રાજઘોલિકા' કહે છે નાની લૂણીને સંસ્કૃતમા 'ચિવિલિકા' તથા મોટીને 'ઘોલી' અને 'આરામ ઘોલિકા' કહે છે જગલી ઘોલિકાના પાદડા રંગે ઘણા રાતા અને રાજઘોલિકા કરતા નાના પરતુ ખરબચડા હોય છે. એ ઝાડના ઝુડેઝુડ થાય છે. રાજઘોલિકાના પાદડા અને ઝાડ કાઈક મોટા હોય છે અને કોમળ હોય છે. ઘોલિકાની ઢીલી ભાજી કરે છે. એનો ગરીબ લોકો ઘણો ઉપયોગ કરે છે. એ ભાજી ઠડી હોઈ ઘણી ખાવામા આવે તો હગામણ, આમાશાદિ ઉપદ્રવો થાય છે. **લૂણી**—રુચિકર, ખારી, પિત્તલ, ખાટી, સારક કફકર તથા ઉષ્ણ છે, અને વાયુ, ત્વગ્દોષ, ગુલ્મ, વ્રણ, શ્વાસ, કાસ, નેત્રરોગ, મેહ તથા સોજાનો નાશ કરે છે **મોટી લૂણી**—રુક્ષ, ખાટી, ખારી, રુચિકર. તીખી, ગુરુ, અગ્નિદીપક તથા કફનાશક છે અને વાયુ, અર્શ, અગ્નિમાદ્ય, વિષ તથા શુક્રનો નાશ કરે છે **શુદ્રઘોલિકા (નાની લૂણી)**—પિત્તલ, સારક, કફકર તથા તીખી છે, અને જીર્ણજ્વર, શ્વાસ, કાસ, ગુલ્મ, મેહ તથા શોથનો નાશ કરનારી, તેમ જ રસાયન, વાતનાશક, ઉષ્ણ અને ખાટી છે. વળી નેત્રરોગ, ચર્મદોષ તથા વ્રણુની નાશક છે. ઉપયોગ—(૧) **પેશાબમાં ઘણી બળતરા થતી હોય તે તથા ઉનવા (વારંવાર થોડે થોડે પેશાબ થવો) ઉપર:**—લૂણીની ભાજીનો રસ કાઢી તેમા સાકર નાખી તે રસ સવાર—સાજ બે વખત પાવો. જેથી ત્રણ દિવસમા બળતરા શાત થાય છે

**૫૧૭ લેંડી**—એ ઝાડ ઘણુ જ મોટુ થાય છે એમા કાળી અને ધોળી એવી બે જાત છે. એના પાદડા ઉબરાના પાદડા જેવા હોય છે ઉપયોગ—(૧) **વ્રણ ઉપર:**—કાળી લેંડીની છાલનું અગર પાદડાનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચોપડવુ, એટલે વ્રણ જલદી રુઝાઈ જાય છે

**૫૧૮ લોધર**—સં૦ મ૦ લોધ્ર હિં૦ ક૦ લોધ અ૦ મુગામ લા૦ સિમ્પ્લોકેસ રેસીમોઝા. તે૦ લોડુગચેટુ.

* લીબુના શરબત માટે સાકર રસથી અઢીગણી લેવાનો સાધારણ રિવાજ છે નવા આમવાત, રક્તપિત્ત અને વાતરક્તમા લીબુ બહુ જ ઉપયોગી છે આમવાતમા રસ ૧-૨ ઔસ ૪-૪ કલાક પછી આપી શકાય છે.

ઉકાળ્યા પછી તેમા પીપળીમૂળના ગંઠોડાનુ વસ્ત્રગાળ ચૂર્ણ એક તોલા સુધી નાખવું તથા સારું ઊકળતા સુધી તે હલાવી ઉકાળવું. પછી તેમા સાકરની ભૂકી એક તોલા સુધી મિશ્ર કરી દરરોજ સવારે એક વાર આપવુ. (૩૨) **પરિણામશૂળ ઉપર :**—લીંડીપીપરનુ ચૂર્ણ ૪ તોલા, ગોળ ૧૬ તોલા અને ગાયનુ ઘી ૬૪ તોલા, તથા દૂધ ૨૫૬ તોલા લઈ પાક કરી તેમાથી રોજ સવારે ૪ તોલા સુધી ખાવો. (૩૩) **સર્વ પ્રકારના શિરોરોગ ઉપર :**—લીંડીપીપર તથા સિંધવ પાણીમા ઘસી તેના બે-ત્રણ ટીપા નાકમા પાડવા એટલે તરત ગુણ આવશે. (૩૪) **વિષમજ્વર, હૃદ્રોગ, ઉધરસ, દમ અને ક્ષય ઉપર :**—પચસાર (મધ, ઘી, દૂધ, લીંડીપીપર અને ધોળી સાકર એ પાચ) એકત્ર કરી મમળી ખવડાવવું (૩૫) **ધાતુગત જ્વર, દમ, ઉધરસ, પાંડુ, ધાતુક્ષય અને અગ્નિમાંદ્ય ઉપર :**—મધ એક ભાગ, ઘી બે ભાગ, લીંડીપીપર ચાર ભાગ, સાકર આઠ ભાગ, દૂધ બત્રીસ ભાગ તથા ચાતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર) ૬ ભાગ, એ પ્રમાણે નાખી પચન કરી તેના મોદક કરવા અને તેમાથી રોજ એક ખાવો (૩૬) **રક્તપિત્ત ઉપર :**—લીંડીપીપર મધમા ચાટવી. (૩૭) **પાચક (ખારી) પીપર :**—લીંડીપીપર લીંબુના રસમા ભીજવી રાખી તેમા સિંધવનુ ચૂર્ણ નાખવું બે-ચાર દિવસ ભિન્જવા પછી સુકવી રાખી તેમાથી બે-ચાર લીંડીપીપર દરરોજ ખાતા જવી, એટલે અજીર્ણવિકાર વગેરે મટી મોમા રુચિ આવે છે અને અન્ન પાચન થાય છે. (૩૮) **વાળા ઉપર :**—પીપળીમૂળ કડા પાણીમા ઘસી ખાવુ. (૩૯) **અષ્ટકટ્વર તેલ :**—લીંડીપીપર અને સૂંઠ દરેક સોળસોળ તોલા, સરસિયું તેલ ૪ શેર, દહી ૪ શેર છાશ ૩૨ શેર, એ સર્વે જયુસોનુ વિધિ પ્રમાણે તેલ તૈયાર કરી ચોળવાથી ગૃધ્રસી અને સાથળ ઝલાઈ જવાનો વાયુવિકાર દૂર થાય છે+

**૫૧૫ લીંબુડી**—સં૦ નિબૂક. મ૦ લીંબુ નિબોણી. હિ૦ નીબુ, નિંબુ બં૦ કાગજીનેબુ, પાતિલેબુ. ક૦ નિબે, લીબુ, હણ્ણુ. તા૦ એલુમિચ્ચે તુ૦ લિબેડામાર મલા૦ ચેરુનારક. તૈ૦ નિમ્મપંડુ. ફા૦ મિમુનેતુશ. અ૦ લિમુનેહાભીજ ઇં૦ લેમન. લા૦ સાઈટ્રસ એસિડા.

લીબુ, નારગી, ચકોત્રા, સતરા, મોસબી, પપનસ, ગલ્યુ લીબુ, બિજોરુ, વગડાઉ લીબુ ઇત્યાદિ લીબુની જાત છે× લીબુડીના ઝાડ બિયામાથી અથવા કલમ કર્યાથી થાય છે. આ ઝાડ બે-ત્રણ માથોડા ઊંચા વધે છે લીબુડીનાં ઝાડ વાવ્યા પછી તેને ત્રીજે કિંવા ચોથે વર્ષે ફળ આવે છે. લીબુનો ઉપયોગ ઘણા કામોમા થાય છે લીબુના રસમા ઘણાક રસાયણ ઔષધો તૈયાર થાય છે. લીબુ રુચિકર અને પાચક હોવાથી ઘણાક લોક ભોજનમા ભાત તથા શાક ઉપર નીચોવી ખાય છે, તેથી કરી તે પદાર્થમા સારો સ્વાદ આવે છે. **કાગદી લીંબુ**—ખાટું, ઉષ્ણ, પાચક, દીપક,

---

+ ડૉકટર દેસાઈના મત પ્રમાણે લીડીપીપર ઉષ્ણ, વાતહર, શ્વાસહર, દીપન, નિયતકાલિકજ્વરપ્રતિબધક અને ગર્ભાશયસંકોચક છે જેવી રીતે કાળા મરીની ક્રિયા પચનેન્દ્રિય પર વધારે થાય છે, તેવી રીતે લીંડીપીપરની વિશેષ ક્રિયા ફેફસા અને ગર્ભાશય પર થાય છે લીડીપીપરથી શીતપ્રધાન અને કફપ્રધાન રોગી સારા થાય છે

**ઉપયોગ**—સુવાવડ થવામા વાર લાગે તો ૫-૬ વાર પીપળીમૂળ આપે છે પીપળીમૂળ, સાપસનમૂળ અને હિંગ, એ ત્રણેને મેળવી નાગરવેલના પાનમા ખાવા માટે અપાય છે, જેથી વેણ જોરથી આવે છે બાળક જન્મવાની સાથે પીપરીમૂળનો ફાંટ આપે છે જેથી ઓર સરળતાથી પડે છે

ઝેરી પ્રસૂતિજ્વર, ટાઢિયો તાવ, આમવાત અને કફજ્વરમા લીડીપીપર મધમા અપાય છે એથી પ્રસૂતિજ્વરમા લોહી સાફ પડવા માડે છે અને ઉત્તેજના આવે છે શીતજ્વરમા પ્લીહાવૃદ્ધિ ઓછી થાય છે, કફજ્વરમા અવાજ સુધરે છે અને કફ પડવા લાગે છે જૂની ખાસીમા લીડીપીપર મોટી માત્રામા અપાય છે

મગજ અને જ્ઞાનતંતુઓના રોગો પર લીડીપીપર પેટમા અપાય છે અને માલિશ પણ કરાય છે ફૂલાઓની નીચે જ્ઞાનતંતુની મોટી દોરી છે, તેમા વેદના થાય તેને ગૃધ્રસી કહે છે એ ગૃધ્રસી, કમરની નીચેના અગનુ રહી જવુ (પેરા પ્લેજિયા) અને અર્ધાંગવાત પર લીડીપીપર અપાય છે પરમામા શિશ્નને શિથિલતા આવી હોય તો પીપર મોટી માત્રામા અપાય છે. **—સ્વામી કૃષ્ણાનંદ**

× લીબુના ઝાડો બગીચામા થાય છે, પરતુ કોઈ કોઈ દેશમા જગલમા પણ હોય છે સર્વ પ્રકારના લીબુના પાદડા ગોળ પરતુ જાતિભેદે નાનામોટા હોય છે સર્વના ફૂલ ધોળા અને સુગંધવાળા હોય છે. કાચા ફળનો રગ લીલો અને પાકનો પીળાશ પડતો હોય છે

લોધરના ઝાડ કોકણ, મહાબળેશ્વર, બંગાળા અને નેપાળના પ્રદેશોમા થાય છે એના પાદડા બકુલના પાદડા જેવડા મોટાં હોય છે લોધરનો ઉપયોગ રંગમા તથા ઔષધમા ઘણો થાય છે એને મરાઠીમા 'હુરા' પણ કહે છે અળતો કરે છે તેમા લોધર નાખે છે એમાં ધોળો અને રાતો એવી બે જાત છે. સફેદ લોધરને પઠાણી લોધર કહે છે. થાણા જિલ્લામાં અજા પર્વત ઉપર ધોળા લોધરના ઝાડ પુષ્કળ છે + **લોધ્ર બે પ્રકારનો છે**—તે તૂરો, શાત, નેત્રને હિતાવહ, ગ્રાહક તથા લઘુ છે; અને વાત, કફ, રક્તદોષ, પિત્ત, સોજો, અતિસાર, પ્રદર, અરુચિ, વિષ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એનાં ફૂલ**—પાકકાળે તીખા, તૂરા, મધુર, શીત, કડવાં તથા ગ્રાહક છે; અને કફ-પિત્તનો નાશ કરનાર છે ઉપયોગ—(૧) **પ્રદર ઉપર**:—લોધરનો કાઢો આપવો અથવા લોધરનુ ચૂર્ણ આદાના રસમા અથવા કાદાના રસમા પાવુ (૨) **તારુણ્યપિટિકા ઉપર**:—લોધર, ધાણા અને વજનો કડા પાણીમા લેપ કરવો (૩) **દંતરોગ ઉપર**:—લોધર, સાટોડી અને ફુલાવેલી કટકડીનુ પાણી કરી કોગળા કરવા (૪) **જીર્ણજ્વર ઉપર**:—લોધર, ચદન, પીપળીમૂળ અને અતિવિષનુ ચૂર્ણ સાકર, ઘી, તથા દૂધમા પાવુ

**૫૧૯ વગડાઉ અજમો**—સ૦ અરણ્યાજમોદા, અજગધા. હિ૦ અજવાયન બ૦ વનયમાની. મ૦ રાન ઓવા. કા૦ અડવી અજવણ લે૦ કેરમ ગ્રિકટોકાર્પમ્.

અજમાની વગડામા થનારી એક જાત છે એ છોડ આબેહૂબ અજમાના છોડ જેવા હોય છે. ડુગરાળ પ્રદેશમા એની ઉત્પત્તિ વિશેષ થાય છે એના ફૂલ અજમા જેવા જ હોઈ એના ગુણ અજમાના જેવા જ છે. ઉપયોગ—(૧) **ઉદરરસ, વાયુ અને અજીર્ણ ઉપર**:—વગડાઉ અજમો મધમા ખાવો અથવા એના પચાગનો કાઢો કરી મધમા નાખી આપવો.

**૫૨૦ વગડાઉ અળવી**—સ૦ વનાલુક. મ૦ રાન આળૂ. લે૦ કોલેકેસિયા એન્ટિકોરમ્

એ અળવી ચોમાસમા ઊગે છે એનો રંગ ધોળો હોય છે. એ ઘણી જ દંડી છે ગરીબ લોક એનુ શાક કરી ખાય છે **વગડાઉ અળવી**—તૃપ્તિકર અને ત્રિદોષનાશક છે. **કાળી વગડાઉ અળવી**—રુચિકર, મુખજાડ્યનાશક અને મહાસિદ્ધિકર છે. ઉપયોગ—(૧) **ઢોરના પગને ફૂળ લાગી હોય તે ઉપર**:—વગડાઉ અળવીના કાદા ઘાસ સાથે ખવરાવવા (૨) **ઢોરના ક્ષત ઉપર માંખ બેસી જીવડાં ન પડે તે માટે**:—ઢોરને વગડાઉ અળવીના કદ ખવડાવવા અને કિચિત્ ઘસી પાણી કરી ક્ષત ઉપર રેડવાથી તેમા કીડા ઉત્પન્ન થતા નથી

**૫૨૧ વગડાઉ તૂરિયું**—સં૦ વનકોશાતકી, સુગધબલા ક૦ કહિહીરે. તૈ૦ ચેરુબીર મ૦ ખાદ દોડકી, રાનદોડકી. હિ૦ કડવી તુરઈ લે૦ લફા૦ અમારા.

આ તૂરિયાના છોડ નાના હોય છે એ છોડ વેલા પ્રમાણે વધે છે એના પાદડાં હથેળી જેવડા મોટાં અને સાધારણ ગોળ હોઈ અણીદાર હોય છે વગડાઉ તૂરિયાની દરેક ડૂખને બે ફળ આવે છે. એ લાબા હોય છે એની જાડાઈ પગના અગૂઠા જેવી હોય છે. ઉપયોગ—(૧) **તંતુમેહ એટલે**

+ સસ્કૃત ગ્રથોમા લોધરને શીતળ અને ગ્રાહી માનેલ છે, તેમ જ આતરડા, આખ અને નાસૂરના વામા ઉપયોગી ગણેલ છે દાતના પારા નરમ થઈ ગયા હોય અથવા એમાથી લોહી નીકળતુ હોય તો લોધરની છાલનો ક્વાથ કરી કોગળા કરવાના કામમા લે છે ચક્રદત્તમા દાતના પારાની પીડા નાશ કરવાને લોધર, રસવતી અને નાગરમોથને મેળવી વાપરવા કહેલ છે અમૃતસાગરમા લોધર, જેઠીમધ, ફુલાવેલી કટકડી અને રસવતી સમાન ભાગે લઈ પાણીમા ઘસી આખો ઉપર લેપ કરવાથી દુખતી આખો સારી થાય એમ લખ્યુ છે ડૉ શેકસવેરો કહે છે, કે કલકત્તામા આ ઝાડની છાલ રગરેજ લોકો લાલ રગ રગવાના કામમાં વધારે વાપરે છે મુબઈ ઈલાકામા લોધર અનેક જાતના લેપ બનાવવામા વાપરે છે અને એનાથી ભરેલુ રુધિર તથા ગાઠ પીગળી જાય છે એમ માને છે ડૉ ચાર્લ્સ અને કનૈયાલાલ દવે સ્ત્રીઓની ગુહ્યેન્દ્રિયથી નીકળતા પ્રવાહ માટે આ વૃક્ષની છાલ ૨૦ ગ્રેન (બે આનીભાર) ખાડની સાથે મેળવીને આપવાનુ કહે છે ચરકમા છાલને રક્તશુદ્ધિકારક અને સ્તભક માનેલ છે સુશ્રુતમા એને મેદનાશક, કફનાશક, યોનિદોષનાશક, સ્તભક, વ્રણરોપક, પક્વાતિસારનાશક, રક્તપિત્તનાશક, રક્તપ્રદરનાશક કહેલ છે

વાયુથી અંગ ઝલાઈ ગયેલ સુવાવડી સ્ત્રીને અને બીજાઓને પણ યોગ્ય માત્રાથી દરરોજ શીરા અથવા ગળમા નાખી થોડી માત્રામા ખવડાવે છે.

**લાલામેહ (પ્રમેહ) ઉપર:**—વગડાઉ તૂરિયાના મૂળ ચંદનની પેઠે અર્ધા તોલા સુધી ઠંડા પાણીમાં ઘસી તેમાં સાકર નાખી બે વખત પાવા, અથવા વગડાઉ તૂરિયાના મૂળ, ધોળી જાસુદીના મૂળ અને ઉપરસાલના મૂળ સમભાગે ગાયના દૂધમાં દોઢ તોલા સુધી ઘસી તેમાં જીરૂ અને સાકરની ભૂકી નાખી બે વખત પાવા આ ઔષધ ૧૪ દિવસ પાવું અને પથ્ય પાળવું ૫ દરમે દિવસે ગાયના દૂધમાં અર્ધું લીંબુ નીચોવી તુરત તે દૂધ પાવું, પછી પથ્ય છોડવું **(૨) ઢોરોને ખાંધ પડે તે ઉપર:**—સૂજેલા ભાગને થૂંકીને ચોળી પછી વગડાઉ તૂરિયાના પાદડાનો રસ ચોપડવો **(૩) કર્ણસ્રાવ ઉપર:**—વગડાઉ તૂરિયાના પાદડા અંગારામાં નાખી તેને બાફી રસ કાઢી કાનમાં નાખવો અથવા મૂળ ગરમ પાણીમાં ઘસી તે પાણી કપડછાણ કરી કાનમાં નાખવું **(૪) વાતવિકાર ઉપર:**—વગડાઉ તૂરિયાના લીલા મૂળ કૂટી દોઢ તોલા સુધી રસ કાઢવો તેમાં અર્ધા તોલા સુધી મધ મિશ્ર કરી દરરોજ સવારે એક તોલા સુધી પાવું. **(૫) સોજા ઉપર:**—વગડાઉ તૂરિયાના મૂળ ઘસી ચોપડવા **(૬) નાડીવ્રણ ઉપર:**—વગડાઉ તૂરિયાના મૂળ, કડવી કરમદીના મૂળ અને નાટકનાર(જેનાં પાંદડા તીખા થાય છે તે)ના મૂળ ઘસી ચોપડવા અને દૂધમાં ઘસી પાવા.

**૫૨૨ વગડાઉ મરચીવેલ**—(મ૦ નરકીચા કાંદા હિ૦ મિરચાકંદ) એની એક જાતની વેલ થાય છે એના પાદડા કાળિંગડાની વેલના પાદડા જેવા હોય છે. એને નાના મરચી જેવડા અને આકારમાં કાનમાની (પોવળીની) વાળી જેવડા લાલ રંગ ફળ આવે છે એના કંદને **નરકીનો કંદ** પણ કહે છે એ કંદ ઘરમાં લાવી રાખીએ ત્યારે તેને અંકુર ફૂટી નીકળે છે ઉપયોગ—(૧) **સર્પદંશ ઉપર:**—આ કંદ કાંઈક પાણીમાં ઘસી પાવો. ખાટખટુંબાની ગોટલીનો પણ એવો જ ઉપયોગ થાય છે **(૨) કૂતરાના વિષ ઉપર:**—નરકીનો કંદ અને પાદડા છાશમાં વાટી ૩ દિવસ આપવાથી ગુણ થાય છે **(૩) ઢોરોને દૂધ વધવા માટે:**—આ કંદ છાશમાં કિંચિત્ ઘસી ઢોરોને આપવાથી તેને દૂધ વધારે આવવાનો સંભવ છે, પણ આ પ્રયોગને ખાતરીલાયક માની શકાતો નથી, કેમ કે તે વધારે પેટમાં જવાથી વિકાર કરવાનો પણ સંભવ છે×

**૫૨૩ વગડાઉ સાટોડી**—(મ૦ રાન ઘેટુળી કા૦ અડવી ગાજણી) એ છોડ શુમારે બે-ત્રણ હાથ ઊંચો હોય છે એના પાદડા મોગલી એરંડાના પાદડા જેવડા થાય છે એ છોડનો રંગ ધોળો હોઈ એનું લાકડું ઘણું જ હલકું હોય છે એ બાળવાના કામમાં સારા ઉપયોગી નથી વનસાટોડીના છોડ દક્ષિણમાં ઘણા જ થાય છે એ છોડના મૂળનો રંગ પણ ધોળો હોય છે એને મરી જેવા બારીક અને લાલ રંગના ફળ આવે છે+ ઉપયોગ—(૧) **સોજા ઉપર:**—કોઈ પણ જાતનો સોજો ચડ્યો હોય તો તે ઉપર આ સાટોડીના મૂળનો પાણીમાં ઘસી લેપ કરવો, એટલે સોજો ઊતરે છે **(૨) ઢોરનાં ગૂમડાંમાં કીડા પડે તે ઉપર:**—જંગલી સાટોડીના મૂળ વાટી ચોપડવા અથવા મૂળનું ચૂર્ણ કરી ચોપડવું.

**૫૨૪ વગડાઉ સૂરણ**—સ૦ અરણ્યસૂરણ, વજ્રમુષ્ટિ મ૦ કો૦ લૂત, ખાજરા-રાન-સૂરણ. હિ૦ જંગલી સૂરણ ક૦ તૈ૦ અડવી સૂરણ ખૈસરણુ તા૦ કટુ કવરાવે. તુ૦ કટુકેને મલા૦ કટુચેના. લા૦ એમોર્ફોફેલસ, સિલ્વેયિકા ગુ૦ ચિતલકંદ, ઝેરી સૂરણ.

આ શાક કોંકણમાં પ્રસિદ્ધ છે મૃગનક્ષત્રનો એકાદો વરસાદ વરસે એટલે સૂરણના કંદ જમીનમાથી ઉપર નીકળે છે તે લાવી ઉપરની છાલ કાઢી નાખી અંદરનો ભાગ બારીક સમારી શાક કરે છે જૂનું થયા પછી એ ખાવાને ઉપયોગી નથી આ સૂરણ પણ સૂરણની જ એક જાત છે

---

× મરચીવેલના કંદનો ટુકડો સાપના મોઢામાં દેવાથી સાપ મરી જાય છે આ ઉપરથી સહેજ અનુમાન થાય છે કે સાપનું ઝેર કંદ ઘસીને પાવાથી ઊતરી જશે

દેવી-દેવતા પાસે ધૃણવાવાળાઓ મરચીકંદના ધાસાને હાથ પર અને પીઠ પર લગાડી, ગરમ ગરમ સાંકળ પકડે છે તથા પીઠ પર મારે છે, પણ મરચીકંદના પ્રતાપથી હાથ બળતા નથી તેમ જ પીઠ પર માર વધારે જણાતો નથી એમ એક ધૃણવાવાળા ભૂવાએ કહેલું હતું

+ અમારા અનુમાન મુજબ ખેડૂત લોકો જેને ઝેરી સાટોડીના નામથી ઓળખે છે, તે આ વનસ્પતિ હોવી જોઈએ

પરંતુ આ છોડ સૂરણ કરતા નાના થાય છે. એના પાન અને આકૃતિ સૂરણના જેવી જ હોય છે, જ્યારે વજ્રમુષ્ટિ સૂરણના કોબ નવીન બહાર નીકળે છે, ત્યારે હાથીની સૂંઢ જેવા સરળ, ધોળા અને રાતા દેખાય છે. તેના ઉપરની છાલ જાડી અને મજબૂત હોય છે. એ શાક સારું બાફવુ જોઈએ અને તેમા માફકસર આમલી નાખવી, નહિ તો તેથી ગળામા ખરજ થાય છે, લૂતી(અરણ્યસૂરણ)નાં મૂળિયા ગોળ સૂરણ જેવા જ હોય છે; પરંતુ એ નાનાં હોય છે એ છોડના દાંડાની ઉપરની અણીને દશ આગળ સુધી લંબાઈની, મકાઈના ડોડા જેવી એક મૂઠ આવે છે. એ મૂઠને વજ્રમુષ્ટિ કહે છે મૂઠને લાબા અને ખીચોખીચ દાણા હોય છે એ પાકા થાય એટલે રાતા રંગના પ્રવાળ જેવા જણાય છે. લૂતીનુ શાક કર્યા પહેલા આ કંદ છોલી તેની ચીરી કરી ઘરમા બેત્રણ દિવસ સુધી રાખવુ, પાણી સુકાઈ જાય એટલે તેનુ શાક કરવુ એ કંદને કડવુ સૂરણ પણ કહે છે એ કંદ પિત્તકારક અને કફનાશક છે વજ્રમુષ્ટિ સૂરણને મરાઠીમા 'શેંવલે' પણ કહે છે કોકણમા શેંવલેનુ શાક પ્રસિદ્ધ છે **ઉપયોગ—(૧) નળ ફૂલ્યા હોય તે ઉપર:**—રાનસૂરણની ચીરી (ટુકડા) સૂકવી તેની વસ્ત્રગાળ ભૂકી કરવી અને પાશેર ગાયના દૂધમા એક તોલો સાકર અને ૬ માસા સૂરણની ભૂકી નાખી તેનો માવો કરી ખાવો **(૨) મૂળવ્યાધિ ઉપર:**—રાનસૂરણના કાંદાનુ ચૂર્ણ ઘીમા તળી તેની ગોળીઓ મૂળાના રસમા બાંધવી અને બે વખત એકેક ગોળી ખાવી **(૩) કર્ણમૂળ ઉપર:**—વગડાઉ સૂરણના કાંદા ઘસી ચોપડવા એટલે સોજો જલદી દૂર થશે **(૪) ગાલ ફૂગવા, ગાંઠ તથા કર્ણમૂળ ઉપર:**—વગડાઉ સૂરણ પાણીમા ઘસી લેપ કરવો

**પ૨૫ વછનાગ**—સ૦ વત્સનાભ મ૦ બચનાગ, હિં૦ બચનાગ સિંગિયાવિષ ક૦ વત્સનાભી. ઇં૦ એકોનાઈટ લા૦ એકોનાઈટમ્ નેપેલેસ, એકોનાઈટમ્ ફેરોક્સ. બં૦ મીઠા વિષ કાઠવિષ તા૦ વસનવી

વછનાગના ઝાડ નાના નાના ઝાડવા જેવા હોય છે, ડુંગરાળ પ્રદેશમા તે પુષ્કળ થાય છે. વછનાગના ઝાડ **ખાનદેશ અને સાતપૂડા પર્વતનાં** જંગલોમા પુષ્કળ છે. એ ઝાડના મૂળ બહુ વિષવાળા છે તેને વછનાગ કહે છે આ ઝાડની પાસે બીજાં ઝાડ ઊગતા નથી એટલે એ વિષારી છે વછનાગનો રંગ કાળાશ પડતો હોય છે. જે મૂળ વજનદાર હોય છે તે સારા સમજવા. વછનાગ શુદ્ધ કરી પુષ્કળ રસાયનોમા નાખે છે. વછનાગનો લેપ ઘણા રોગો ઉપર કરે છે વછનાગમાં

---

*** વછનાગશોધનનો વિધિ—**

(૧) વછનાગના સોપારી જેવડા કટકા કરી પોટલી બાંધી ગોમૂત્રમા ૩ દિવસ પલાળી રાખવા રોજ સવારે જૂનુ ગોમૂત્ર કાઢી નાખી તાજું ગોમૂત્ર નાખવુ ચોથા દિવસે પાણીથી ધોઈ સૂકવી ઉપયોગમા લેવા

(૨) વછનાગના સોપારી જેવડા ટુકડા કરી ૧૬ગણા દૂધમા મંદાગ્નિએ ડોલાયંત્રથી ઉકાળવા દૂધ આસૂંદી જેવુ થાય ત્યારે ઉતારી, વછનાગની પોટલી કાઢી સાફ જળથી ધોઈ છાયામા સુકાવી લેવાથી શુદ્ધ થાય છે **પ્રમાણ**—શુદ્ધ કાળા વછનાગની માત્રા ૧/૧૬ થી ૧/૪ રતી દિવસમા ૩ વખત

**સૂચના**—પ્રમાણ વધારે આપવાથી કંઠશોષ, વ્યાકુળતા, ગિરદર્દ અને ચક્કર આદિ લક્ષણ ઉત્પન્ન થાય છે

અત્યંત શારીરિક નિર્બળતા, નીરક્તાવસ્થા, શિરદર્દ, માંસપેશીઓની નિર્બળતા, દુર્બળતા, હૃદય અને ફેફસામા લોહીના ફરવામા પ્રતિબંધ, એમાના કોઈ લક્ષણ હોય તો વછનાગ આપવો ન જોઈએ

વછનાગની અનેક જાત છે દેશભેદથી યુરોપીય, ભારતીય અને જાપાનીઝ, એમ ત્રણ પ્રકાર છે યુરોપીય વછનાગમા એકોનાઈટમ્ નેપેલ્સ મુખ્ય છે એ યુરોપ અને અમેરિકાની ફાર્માકોપિયામા પ્રમાણભૂત મનાય છે ભારતીય વછનાગમા એકોનાઈટમ્ ફેરોક્સ મુખ્ય છે એ એકોનાઈટમ્ નેપેલ્સના કરતા વધારે તીવ્ર છે જાપાનીઝ વછનાગમા એકોનાઈટમ્ ફિશ્ચોરી મુખ્ય છે એ જાપાનીઝ વછનાગ યુરોપમા બહુ જ જાય છે એમાથી એકોનીટાઈન સત્ત્વ વધારે પ્રમાણમા મળે છે

ભારતીય વછનાગમા ઘણી જાત છે કેટલીક વધારે ઝેરી છે, કેટલીક ઓછી ઝેરી છે, તેમ જ કેટલીકમા ઝેર બહુ જ ઓછું છે ગાંધીઓને ત્યાંથી મળતો વછનાગ કઈ જાતનો છે તે નક્કી કરી શકાતુ નથી, એટલે બજારના વછનાગના ગુણ નિશ્ચિત્ત કરી શકાય નહિ એ ઉપરાંત બજારમા જે કાળો વછનાગ મળે છે તે સફેદ વછનાગને ગોમૂત્રમા બાફી તેલ અને હીરાકસી લગાડીને કાળો બનાવેલો હોય છે એવા વછનાગથી પૂરો લાભ મળી શકતો નથી એવા બાફેલા વછનાગને ફરીથી શોધવો નહિ જોઈએ ગોમૂત્રમા વછનાગ ઉકાળવો હોય

કાળો અને ધોળો અથવા લાહોરી વછનાગ, એવી બે જાત છે લાહોરી વછનાગ મોઘો મળે છે; **વછનાગ**—ઉષ્ણ, સતાપકારક, મદકારી, તીખો, કડવો, તૂરો, સુખકારક તથા વ્યવાયી છે; અને વાયુ, શ્લેષ્મવિકાર, કંઠરોગ, સન્નિપાત કુષ્ઠ, વાતરક્ત, અગ્નિમાદ્ય, કાસ, શ્વાસ, ઉદરરોગ, પ્લીહા, ગુલ્મ, પાડુ, વ્રણ તથા ભગંદરનો નાશ કરે છે **ઉપયોગ—(૧) કર્ણમૂળ, કંઠમાળ, ગલગંડ અને સંધિવાયુના સોજા ઉપર:**—વછનાગ લીમડાના રસમા ઘસી લેપ કરવો **(૨) વીંછીના**

---

તો વછનાગ ગરમ થાય ત્યા સુધી ઉકાળવો એક ગૂળ વછનાગમા નાખવાથી સોસરી નીકળી જાય ત્યા સુધી ઉકાળવો ત્યાર પછી વધારે વખત ઉકાળવાથી વછનાગ કમજોર બને છે

વછનાગ શુદ્ધ કરવાનો ઉદ્દેશ એ છે, કે તેની અવસાદક ક્રિયા અતિ પ્રબળ છે, એટલે હૃદયને વધારે આઘાતથી બચાવવા માટે શુદ્ધ કરવો પડે છે પણ તેને અતિ નિર્માલ્ય બનાવી દેવો નહિ નહિતર યોગ્ય કામ કરી શકશે નહિ બહાર લેપ કરવા માટે વછનાગને શુદ્ધ કરવો નહિ શુદ્ધ કર્યા વિનાના વછનાગથી લાભ જલદી પહોચે છે નવો વછનાગ યોગ્ય લાભ પહોચાડી શકે છે, જૂનો થયા પછી બળ ઘટી જાય છે, માટે નવો સારી જાતનો વછનાગ લેવો જોઈએ સાચોખોટો વછનાગ જાણવા માટે જીભ પર લગાડવો નહિ, નહિતર જીભને શૂન્યતા લાવીને બહુ જ ત્રાસ પહોચાડે છે

વછનાગ બહાર લગાડવાથી જ્ઞાનતંતુને શૂન્ય બનાવી વેદનાને ઓછી કરાવે છે વધારે દર્દ હોય તો દારૂમા ઘસીને લગાડવો જોઈએ વછનાગ-સ્વેદલ, મૂત્રલ, જ્વરઘ્ન, પીડાશામક, હૃદયાવસાદક અને શોથઘ્ન છે વછનાગ પેટમા આપવાથી હોજરીના જ્ઞાનતંતુને શૂન્ય કરે છે હોજરીના રસ અને કફ-ધાતુને ઓછી કરે છે એ ગુણને લીધે હોજરીની પીડા, બળતરા અને સગર્ભાની ઊલટી બંધ કરવા માટે વછનાગ અપાય છે સગર્ભા સ્ત્રીને વછનાગની માત્રા કાઈક વધારે આપી શકાય છે વછનાગ થોડી માત્રામા પાચનશક્તિ વધારે છે વછનાગનુ ઝેર લોહીમા જલદી મળી ગયા પછી હૃદયકેંદ્ર, શ્વાસોચ્છ્વાસકેંદ્ર, ચામડી અને વૃક્કના ઉપર જલદી ક્રિયા કરે છે વછનાગથી નાડીનો વેગ અને બળ ઓછા થાય છે ચામડી ભીની થાય છે પેશાબનુ પ્રમાણ વધી જાય છે હૃદય પર અવસાદક ક્રિયા વધારે થાય છે, એટલે હૃદયના ધબકારા અને બળ ઓછા થઈ જાય છે એ બધા સ્થાનો પર પરિણામ આવવાને લીધે નાડી નિર્બળ બને છે શ્વાસોચ્છ્વાસ મંદ થાય છે, બહુ જ ઘામ આવે છે, પેશાબ વધારે થાય છે અને જ્ઞાનતંતુ થોડા પ્રમાણમા શૂન્ય બને છે એ બધા ગુણોના હેતુથી વછનાગનો ઉપયોગ તાવ અને વેદના ઓછા કરાવવા માટે થાય છે

શરીરની અંદર કોઈ પણ અવયવમા સોજો આવવાથી તાવ આવે છે એના ઉપર વછનાગ આપવાથી પરસેવા અને પેશાબ વાટે ઝેર નીકળીને સોજો ઓછો થઈ જાય છે અને તાવ પણ ઊતરી જાય છે સોજો ઓછો કરનારી ૩ દવા છે વછનાગ, પારદ (રસકપૂર) અને સુરમો એ ત્રણે મેળવીને પણ આપી શકાય છે ડૉક્ટર રાધાગોવિંદકર લખે છે, કે અંદરના અવયવોના સોજાથી આવેલા તાવોમા વછનાગના સમાન બીજી કોઈ પણ ઔષધિ નથી વછનાગમા પીડાશામક ગુણ છે પણ એ બહુ જ ઓછો છે એટલે પીડાશમન કરાવવા માટે વછનાગની સાથે અફીણ અથવા ધતૂરો અથવા ખુરાસાની અજમો મેળવાય છે વછનાગ શોથઘ્ન છે એ ગુણ બાળકોમા સ્પષ્ટ જણાઈ આવે છે વૃદ્ધ માણસ માટે એનો ઉપયોગ થતો નથી, બાળકનો સોજો કોઈ પણ પ્રકારનો હોય, તે પર પ્રારંભમા જ આપવાથી રોગ આગળ વધતો નથી દાખલા તરીકે ગળામા સોજો, ગાલપચોળિયા, શ્વાસનલિકાઓનો સોજો, ફેફસાનો સોજો, ફેફસાના પડદાનો સોજો, હૃદયનો સોજો, આતરડાના પડદાનો સોજો, કાનનો સોજો વગેરે, તેમ જ નવો પરમો, સાધાઓનો સોજો, રતવા આદિ પર વછનાગ બહુ જ સારું કામ કરે છે માત્રા બહુ જ ઓછી આપવી જોઈએ એક દિવસમા ૩-૪ અથવા ૫-૬ વખત આપવામા પણ હરકત નથી વછનાગ ડિજીટેલીસના પ્રમાણે હૃદયપેશી અને હૃદયમા જવાવાળી વાતનાડીઓને ઉત્તેજક છે પ્રારંભમા વાતનાડીઓને પ્રબળ ઉત્તેજના મળવાથી હૃદયગતિ મંદ થાય છે, હૃદયનો આરામકાળ વધે છે, પછી રક્તદબાવ ઓછો થાય છે, હૃદયગતિ મંદ થાય છે માત્રા વધારે આપી હોય તો હૃદયની ચાલ અનિયમિત બને છે અને નાડી પણ બગડે છે વધારે માત્રા હોય તો શ્વાસોચ્છ્વાસ-ક્રિયા બગડે છે અને ગભરામણ થવા માડે છે મધુમેહ, બહુમૂત્ર, તંતુમેહ, સ્વપ્નમા ધાતુ જવી અને પેશાબ થઈ જવો એ રોગો પર વછનાગ બહુ જ ગુણકારી છે વછનાગથી પેશાબ અને પેશાબમાની સાકરનુ પ્રમાણ દિવસે દિવસે કમ થતુ જાય છે ડૉક્ટર રાધાગોવિંદકર લખે છે, કે નવા આમવાતમા વછનાગ મહૌષધ છે, એનાથી જલદી વેદના અને ગભરાટનુ નિવારણ થાય છે પેટમા અપાય છે અને બહાર લેપ પણ કરાય છે જીર્ણ આમવાતમા સ્થાનિક પ્રયોગ દ્વારા લાભ પહોચ છે હૃદયવિકૃતિ ન હોય તો આભ્યંતરિક પ્રયોગ કરાય છે એવી જ રીતે નવા વાતરક્ત રોગમા વછનાગથી સારો લાભ પહોચે છે, જૂના વાતરક્તમા

**દંશ ઉપર:**—વછનાગનો લેપ કરવો. (૩) **કાનમાં ધાક પડવાથી થતા દુઃખ ઉપર:**—વછનાગ અને વજ સમભાગે લઈ તલના તેલમાં કઢવી કાનમાં પાડવું. (૪) **સોજા ઉપર:**—વછનાગ, સૂંઠ અને સાટોડીનાં મૂળ ગોમૂત્રમાં વાટી લેપ કરવો. (૫) **વિસર્પ અને દાદર ઉપર:**—વછનાગ, ઝેરકોચલા અને મોરથૂથુ દહીંમાં ઘસી ૧૮ દિવસ લેપ કરવો. (૬) **બદ બેસી જવા માટે:**—વછનાગ અને ઝેરકોચલાનાં બિયાં એકત્ર ઘસી લેપ કરવો, અને તે ઉપર કાગળ ચોટાડી જૂની ઈંટનો કકડો તપાવી કપડામાં વીંટી સાસાય તેટલો શેક કરવો, (૭) **કાખમાંજરી (બાંબલાઈ) ઉપર:**—વછનાગ પાણીમાં ઘસી લેપ કરવો.×

**૫૭૬ વજ (ઘોડાવજ*)**—સં૦ વચા, ઉગ્રગંધા. મ૦ વેખંડ. હિં૦ બં૦ વચ. ક૦ બાજેગિડ, નારૂબેરૂ, બજે, કબણુદગડ. તે૦ વાસા, વાડાજ. તા૦ વશુબુ. તુ૦ બાજ. મલા૦ વાયંપુ. ગો૦ વેખંડ. યુના૦ અકુરન. ફા૦ સોસનજર્દ. અગર તુરકી. અ૦ ઉદલબુજ. ઈં૦ સ્વીટફ્લેગ. રૂટ. લૅ૦

પણ વેદનાના નિવારણ માટે બાહ્ય પ્રયોગ કરાય છે સન્યાસ(સજ્જા મૂર્છા)રોગમાં જો નાડી પૂર્ણ અને બળવતી હોય તો વછનાગ ઉપયોગી છે રક્તદબાવ વધારે હોય તો રક્તદબાવને ઓછો કરીને મૂળરોગને દૂર કરે છે એ ઉપરાંત મરડો, શીતળા ટકાવવાથી આવનાર તાવ, ક્ષયાર્તવ, કાર્યપાકજનિત તાવ, મૂત્રાશયપ્રદાહ, ચોટ લાગવાથી આવનાર તાવ, વાતનાડી અને માંસપેશીમાં શૂળ, ધનુષ્ટંકાર (આક્ષેપ), હૃદયના પડદાનો સોજો, હૃદયના ધબકારા વધી જવા, વિવિધ જાતના રક્તસ્રાવ આદિ પર વછનાગ હિતકારક છે.

—સ્વામી કૃષ્ણાનંદ

× આયુર્વેદમાં વછનાગનો ઉપયોગ ટીકડો, ચૂર્ણ, ગુટિકા તેમ જ બીજી ઔષધિઓના યોગમાં વિશેષ કરેલો છે વછનાગ વાતહર, સ્વેદલ, મૂત્રલ તથા જ્વરઘ્ન હોવાથી જ્વરમાં વિશેષ ઉપયોગી છે જીર્ણજ્વર કરતાં નવીન તીક્ષ્ણ દાહયુક્ત જ્વરમાં વિશેષે લાભદાયક ગણાય છે વાતહર તથા પિત્તનાશક હોવાથી સંધિના ચસકા, કળતર વગેરે રોગમાં ખાવાની ઔષધિરૂપે તેમ જ લગાડવાની ઔષધિ(તેલ, લેપ)રૂપે ઉપયોગમાં આવે છે નવા તીક્ષ્ણ દર્દના કરતાં જીર્ણ વાતરોગમાં વિશેષ ફાયદો કરે છે વછનાગ પાચન હોવાથી અજીર્ણ તથા અજીર્ણથી ઉત્પન્ન થયેલા દર્દોમાં વપરાય છે લોહીના જમાવને તોડનાર હોવાથી કર્ણમૂળ, બદ, બાબલાઈ, કંઠમાળ વગેરે રોગમાં લેપ કરવાના કામમાં આવે છે મધુપ્રમેહ, ધાતુવિકાર, પ્રદર વગેરે રોગોમાં પણ બીજી ઔષધિઓની સાથે વપરાય છે ગળતકુષ્ઠરોગમાં ૦ા રતીથી માત્રા વધારી સહન થઈ શકે તો ૨ રતી પર્યંત લઈ જવી એવી રીતે કુષ્ઠરોગીને યોગ્ય અનુપાનની સાથે આપવાથી કુષ્ઠરોગને પણ દૂર કરે છે. વછનાગ અતિવૃદ્ધ, નાના બાળક, ક્રોધી, પિત્તપ્રકૃતિવાળા, નપુંસક, ક્ષયરોગી, સગર્ભા સ્ત્રી તથા અતિ થાકેલા મનુષ્યને આપવો નહિ યુક્તિપૂર્વક સેવન કરવાથી વછનાગ બળ આપનાર, રસાયન, પૌષ્ટિક અને વીર્યવર્ધક છે વછનાગ ઉનાળા કરતાં ઠંડીના દિવસોમાં વિશેષ હિતકર ગણાય છે. વછનાગની માત્રા ૧/૧૬ થી ૧/૮ રતી છે **ઉપયોગ—(૧) વાયુના દરદ ઉપર (વત્સનાભાદિ ગુટિકા):**—શુદ્ધ વછનાગ ૨ તોલા, સૂંઠ ૨ તોલા, મરી ૧ તોલો, પીપર ૧ તોલો, લવિંગ ૧ તોલો તથા અજમો ૨ તોલા, એ પ્રમાણે સર્વ વસ્તુઓ લઈ ખાંડી બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું પછી કુવારના રસમાં ૬ કલાક ઘૂંટી અરધી અરધી રતીની ગોળી લઈ છાંયે સુકાવી લેવી શરીરમાં કોઈ પણ ભાગમાં વાયુનું દરદ હોય તેને ૧ ગોળી સવારે ઠંડા પાણી સાથે આપવી, થોડા દિવસમાં વાયુનું દરદ શાંત થશે નીચે લખેલું તેલ માલિશ કરવાની જરૂર જણાય તો માલિશ કરવું કે જેથી જલદી લાભ થશે આ ગોળી અરધી રતીથી વધારે માત્રામાં ન આપવી, કારણ કે વછનાગ ઝેરી છે **(૨) વાયુના દરદ ઉપર માલિશ કરવાનું તેલ:**—વછનાગ, ધતૂરાનાં દોડા, આકડાની જડ, તજ, જાયફળ, અફીણ, અજમો તથા માલકાંગણી સમાનભાગે લઈ કલ્ક કરવો કલ્કથી ૪ ગણું સરસવનું તેલ લઈ કલાઈવાળી કડાઈમાં નાખી મંદાગ્નિ પર પકાવવું તેલ પાકી જાય ત્યારે ઉતારી ગાળી શીશીમાં ભરી રાખવું આ તેલની માલિશથી સાંધાઓમાં થતું વાયુનું દર્દ મટી જાય છે **(૩) કંદાદિક વિષ તથા સર્પાદિ ઝેરી જાનવરોના વિષ ઉપર**—શુદ્ધ વછનાગ, ટંકણખાર તેલિયો ફુલાવેલો, કાળાં મરી, મોરથૂથું, એ સર્વ સમભાગે લઈ બારીક વાટી લેવાં પછી કૂકડવેલના રસમાં છ કલાક ખરલ કરી ચાર ચાર રતીની ગોળી કરવી આ ગોળી ગોમૂત્ર સાથે સેવન કરવાથી અનેક પ્રકારના ઝેરની પીડા શાંત થઈ જાય છે

* ઘોડાવજમાં એક એવો અદ્ભુત ગુણ રહેલો છે, કે ઘોડાવજના ચૂર્ણનું પાણી અથવા દૂધની સાથે એક મહિના સુધી સેવન કરવાથી મનુષ્ય બુદ્ધિમાન થાય છે ઘોડાવજ વધારે માત્રામાં માથાને અને રુધિરને નુકસાન કરનારી છે એનો વિકારનાશક વરિયાળી અને સિકંજન છે માત્રા ૩ માસાની છે, એમ યુનાની ગ્રંથકારો બતાવે છે

એકોરસ કેલેમસ

વજના ઝાડ પાનબાજરિયાના છોડ જેવા થાય છે એની ઊંચાઈ માથોડુ હોય કે એના મૂળને વજ કહે છે. એની એક ધોળી જાત ઈરાનમાં થાય છે, તેને **ખુરાસાની વજ** કહે છે × એના ગુણ વજના જેવા જ હોઈ વિશેષ કરી વાયુરોગ ઉપર ઉત્તમ ગુણકારી છે **વજ**—તીક્ષ્ણ, તીખી, ઉષ્ણ, કડવી વાતિકારક, દીપન તથા કંઠ અને મળમૂત્રની શોધક, વાણીપ્રદ તથા મેધાકારક છે; અને કફ, આમ, પાજો, વાયુ, જ્વર, અતિસાર, ઉન્માદ ભૂતબાધા અપસ્માર, રાક્ષસપીડા, કૃમિ, શળ મલસ્તંભ તથા આધ્માનનો નાશ કરે છે **ઉપયોગ—(૧) સળેખમ અને મસ્તકશૂળ ઉપર:**—વજનું ચૂર્ણ કરી તે કપડામા બાધી સૂઘાડવુ **(૨) અપસ્માર ઉપર:**—વજનુ ચૂર્ણ મધ સાથે આપવુ પથ્ય—દૂધભાત ખાવા અથવા વજના કકડા કરી સાત દિવસ ઘીમા પલાળી રાખવા પછી પાતાળયંત્ર વડે તેલ કાઢી જેવી છીંક આવે કે તુરત નાકમા તેની વાસ લેવી. એટલે છીંકો બંધ થાય છે **(૩) સૂર્યાવર્ત અને આધાશીશી ઉપર:**—વજ અને લીંડીપીપરની પોટલી કરી નાકે સુઘવી અથવા ચૂર્ણ સૂઘવુ **(૪) ઉન્માદ ઉપર:**—વજના રસમા કોઠકોળીજનનુ ચૂર્ણ અને મધ નાખી આપવુ **(૫) કાળા ધંતૂરાના વિષ ઉપર:**—દહીં, ભાત અને વજ ખાવા **(૬) કાન વહેતો હોય તે ઉપર:**—વજ અને કપૂર તલના તેલમા કઢવી તે તેલ કાનમા પાડવુ **(૭) ગર્ભિણીના આનાહવાયુ ઉપર:**—વજ અને લસણ નાખી દૂધ તપાવવૂ અને તેમા હિંગ તથા સંચળ નાખી ખાવા આપવુ; એટલે આનાહવાયુનો (આફરાનો) નાશ થઈ ગર્ભિણી સુખી થાય છે **(૮) સુખે પ્રસવ થવા માટે:**—વજ પાણીમા વાટી તેમા એરંડતેલ નાખી તેનો નાભિ ઉપર લેપ કરવો **(૯) અંડવૃદ્ધિ ઉપર:**—વજ અને કિંચિત્ રાઈ એકત્ર વાટી લેપ કરવો **(૧૦) આમાતિસાર, રક્તાતિસાર અને ઉધરસ ઉપર:**—વજ, ધાણા તથા જીરાનો કાઢો પાવો **(૧૧) બાળકને તાળવું (ગળુ) પડે તે ઉપર:**—વજ અને જાયફળ દૂધમા કિંવા ઘીમાં ઘસી તાળવા ઉપર લેપ કરવો અને ગાયના દૂધમા સાબરસિંગ ઘસી પાવુ **(૧૨) બાળકને વાયગમન (છાતીમાં કફના યોગે ડચૂરા બાઝયા જેવું થઈ કફનો ગઠ્ઠો બંધાય છે તે યોગથી શ્વાસોચ્છ્વાસનો અવરોધ થઈ વારંવાર જીવ ગભરાય છે તે) થાય તે ઉપર:**—બાળકના હૃદય ઉપર, પીઠ ઉપર અને ગળા નીચે ગાયના દૂધમા વજ ઘસી ચોળી ચોળી જીરવવી. **(૧૩) વિષમજ્વર ઉપર.**—વજ, હરડે અને ઘીનો ધૂપ આપવો.+

× ખુરાસાની વજને દૂધિયો વજ કહે છે એ લાલ વજના કરતા વધારે ગુણદાયક છે

+ વજ થોડી માત્રામા લેવી જોઈએ વધારે માત્રામા લેવાથી ઊલટી થાય છે ઊલટી કરાવવા માટે વજ ૩૦ થી ૪૫ રતી પાણી સાથે અપાય છે વજનો કટકો મોમા રાખી મૂકવાથી કફ સહેલાઈથી બહાર આવે છે, તથા સૂકું રણ વૂક વધવાથી ભીનુ રહે છે બાળકોને ઉધરસ ઉપર વજ ઘસીને પિવરાવવામા આવે છે ખાવાની ઔષધિ તરીકે માત્રા ૨ થી ૫ રતી સુધી આપવી

ડૉક્ટર દેસાઈ વજને ઉષ્ણ, સ્વેદલ, કાસહર, કફઘ્ન, વામક, જ્વરઘ્ન, સુગંધી, કડવી, દીપન, વાતહર, સુગંધી, ઉત્તેજક, વેદનાસ્થાપન અને કૃમિઘ્ન માને છે કફ, વાત અને પિત્તપ્રકોપમા અપાય છે પુરુષોના કરતા બાળકો અને સ્ત્રીઓને વધારે માફક આવે છે આ ઔષધિના બધા ધર્મ સ્પષ્ટ જોવામા આવે છે તોપણ એને પ્રધાન વર્ગમા ગણી શકાતી નથી આ બીજા દરજ્જાની ઔષધિ છે

ગરદી, ગળામાનો સોજો અને શ્વાસનલિકામાનો નવો સોજો, એના ઉપર વજનો ક્વાથ અતિ ગુણદાયક છે વજ આપવાથી સોજો વધી શકતો નથી તેમજ ગળામાથી કફ નીકળીને અવાજ સુધરે છે ગરદી બંધ કરનારી બીજી બે દવા છે એક અફીણ અને બીજી વછનાગ, પરંતુ એ બંને ઝેર છે વજ જેટલી છૂટથી વાપરી શકાય, તેટલી છૂટથી ઝેરી દવા વપરાય નહિ વજથી નુકસાન થવાનો ભય રહેતો નથી વજની પ્રત્યક્ષ ક્રિયા અફીણના સમાન શ્લૈષ્મિક ક્રિયા પર થાય છે વજનો કટકો મોઢામા રાખવાથી ત્રાસદાયક સકી ઉધરસ અને ગળાનો સોજો ઓછો થઈ જાય છે ઓછી માત્રામા આપવાથી કફ છૂટે છે, તોપણ કફ માટે બીજી પ્રયોજક ઔષધિ વજની સાથે આપવી કફ અને દમ ઉપર ઊલટી કરાવવા માટે ૪૦ રતી વજ અને ૧ તોલો સિંધાલૂણ ૧ શેર ગરમ પાણીમા મેળવીને પિવરાવવુ, એથી કાંઈ પણ હાનિ થયા વિના કફ નીકળી જાય છે બાળકોના શ્વાસનલિકા શોથ પર વજનો ક્વાથ લાભદાયક છે

**પર૭ વટાણા**—સં૦ કલાય મ૦ કવલા, વાટાણે. હિ૦ મટર, કેગવ, કેગઉશાક. ક૦ બટ્ટ-કડલે, વટાણિ તુ૦ વટાણિ તા૦ પટાણિ ત૦ ગકુચણગલુ, મલપટ્ટાનિ, પાયર. ઇ૦ ફીલ્ડ પી લા૦ પિસમ સેટિવમ (ખેતરના વટાણા)

વટાણાની ભાજી કોકણમા પ્રસિદ્ધ છે એ છોડ શુમારે વેતેક ઊંચો વધે છે આ છોડ રાનમા પોતાની મેળે થાય છે× શ્રાવણ માસના ગેમનાગના દિવસે કેટલાક લોકો એની ભાજી અવશ્ય ખાય છે એનુ શાક ડુગળી નાખી કરવાથી બહુ જ સારૂં થાય છે **વટાણાની ભાજી**—ભેદક, ઉષ્ણ, કડવી અને ત્રિદોષઘ્ન છે

**પર૮ વડ**—સ૦ બ૦ વટ મ૦ વડ હિ૦ બડ-ર. ક૦ આદલ-ગોલીમારા તે૦ મર્ગ્રિચેટ્ટુ. તા૦ અલામાગ્મ્ તુ૦ ગોલિડામારા મલા૦ પેરાલ કા૦ દરખતરેશા વડવાઈ રેશા, એબર્ગદ અ૦ જાતુ, દવાઈ, વથઆળ ઇં૦ બનિયન ટ્રી લા૦ ફાઇકસ બેગાલેન્સિસ

એ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે આ ઝાડ મોટુ થાય છે અને એનો વિસ્તાર અતિશય વધે છે આ છાયાવૃક્ષ છે પીપળાના ઝાડની પેઠે વડનુ ઝાડ દેવમંદિર પાસે વાવી તેને પાળ કરે છે હિંદુ લોકોમા વડનુ ઝાડ બહુ પૂજ્ય મનાયેલુ છે એની છાયા નીચે હજારો માણસો બેસે એવડો એનો વિસ્તાર વધે છે. એને દર વર્ષે નવી વડવાઈઓ ફૂટી તે જમીનમા જઈ તેને મૂળ ફૂટે છે અને એવી રીતે વિસ્તાર વધતો જ જાય છે. એના પાદડા પતરાળા કરવાના કામમા આવે છે કેટલાક લોકો એના દૂધનો મલમની પેઠે ઉપયોગ કરે છે **ગુજરાતમાં નર્મદાના મુખ પાસે કબીરવડ નામનું અતિશય મોટુ વડનું એક વૃક્ષ છે.** તેને સાડીત્રણસો વડવાઈઓ છે અને હમેશા નવી ફૂટતી જાય છે તેનો પરિઘ સાડીતેરસો હાથનો છે તેની વડવાઈઓને નાનાં નાના ત્રણ હજાર ડાળા ફૂટેલા છે તથા તેને હજારો ડાળા લાગેલા છે. એ વડની નીચે પાચ હજાર માણસો સહજ બેસી શકે છે આ ઝાડને દૂરથી જોઈએ તો એકાદુ મોટું અરણ્ય હોય એવો ભાસ થાય છે વડનુ લાકડું સુતારીકામના ઉપયોગમા આવતુ નથી એ જાતના મોટા ઝાડ હજાર વર્ષ સુધી ટકે છે **વડ**—તૂરો, મધુર, શીત, ગુરુ, ગ્રાહક, વર્ણ્ય, સ્તંભન તથા રુક્ષ છે, અને કફ, પિત્ત, યોનિદોષ, જ્વર, દાહ, તૃષા, ઊલટી, મૂર્ચ્છા, રક્તપિત્ત, વ્રણ, શોક તથા વિસર્પનો નાશ કરે છે **નદીવડ**—તૂરો, મધુર, શીતળ અને ગુરુ છે, તથા પિત્ત, દાહ, તૃષા, જ્વર, શ્વાસ, અને ઊલટીનો નાશ કરે છે. **વટપત્રી (વટવતી) (વડનો ભેદ)**—તૂરી તથા ઉષ્ણ છે, અને યોનિરોગ તથા મૂત્રદોષનો નાશ કરે છે **એનાં ફળ**—મધુર, રુક્ષ, તૂરા, સ્તંભન, શીતળ, લેખન તથા વિબંધ અને આધ્માનવાયુને

---

તાવમા વજથી પરસેવો છૂટે છે અને પેશાબ કાંઈક વધે છે, ઘામ આવવા માટે કપડા ઓઢીને બેસવું જોઈએ ટાઢિયા તાવમા ક્વીનાઈન, કાકચ, કરિયાતુ વગેરે પ્રયોજક ઔષધની સાથે વજ આપવાથી હાડ-હાડનો દુખાવો રોકાઈ જાય છે અને જલદી તાવ ઊતરી જાય છે જીર્ણજ્વરમા વજથી મગજ અને જ્ઞાનતંતુને ઉત્તેજના મળે છે બાળકોને દાંત આવતી વખતે તાવ આવે છે તેમા વજ લાભદાયક છે

અપસ્માર, ઉન્માદ, પક્ષાઘાત અને સંનિપાતમા વજનો સારો ઉપયોગ થાય છે અપસ્મારમા મધની સાથે સવારે અને સાંજરે અપાય છે ઉન્માદમા રોગી થાકી જાય છે, ત્યારે વજ કોળાના રસની સાથે અપાય છે પક્ષાઘાતમા લૂલા થયેલા ભાગ પર ચોળાય છે વજ ગર્ભાશયનું પણ થોડુંક સંકોચન કરે છે, એટલે સુવાવડ આવતી વખતે વેણ વધારવા માટે કેગર અને પીપળીમૂળની સાથે અપાય છે સુવાવડમા પણ વજ આપવાથી હોજરીની ક્રિયા સુધરે છે અને અપચનરોગ દૂર થાય છે ક્વાથ આપવાથી આફરો અને ઉદરવેદના ઓછા થાય છે અને અજીર્ણજનિત દસ્ત પણ ઓછા થઈ જાય છે વજ બાળકોની ઉદરવેદના અને મરડામા અતિ ગુણકારી છે બાળકોને વજ શેકીને અપાય છે વજથી ઉદરકૃમિ પડી જાય છે ઉદર-રોગમા વજ પ્રશસ્ત છે નેપાળાથી દસ્ત વધારે લાગે ત્યારે વજને શેકી પાણીમા મેળવીને અપાય છે. સાધાઓનો સોજો, વરસાદમા ભિંજાવાથી અંગેઅંગમા વેદના થવી, અધિક પરિશ્રમથી વેદના, ગરદી વગેરે રોગોમા વજ પેટમા અપાય છે અને બહાર માલિશરૂપે વપરાય છે હરસના મસા પર વજ, ભાગ અને અજમાનો ધુમાડો અપાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

× આશ્ચર્યની વાત છે કે, વટાણા સર્વત્ર વાવવામા આવે છે ક્યાય અડકાઉ થતા જાણ્યા નથી તો અડકાઉ શાથી માન્યા હશે ? શું આ રાનવટાણા તો નહિ હોય ?

કરનારા છે, અને કફ તથા પિત્તનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **નખદત વિષ ઉપર:**—વડ, ખીજડો અને કડવા લીમડાની છાલ વાટી લેપ કરવો (૨) **પ્રમેહ ઉપર:**—વડની વડવાઈનો કાઢો કરી મધ નાખી પાવો (૩) **વીંછીનું વિષ, આગંતુક જખમ, કાખમાજરી અને ઉંદરના દંશ ઉપર:**—વડનુ દૂધ ચોપડવુ. (૪) **ગર્ભધારણ માટે:**—વડ પાલોવે છે તે વેળાએ કળી જેવા અંકુર આવે છે, તેમાના બારીક પાદડા વાટી બોરના જેવડી ૨૧ ગોળીઓ કરવી અને દરરોજ ત્રણ ગોળીઓ ઘીમા ખાવી (૫) **કૃમિ ઉપર:**—વડની વડવાઈઓના કુમળા અંકુર વાટી તેનો રસ પાવો. (૬) **ધાતુપુષ્ટિ માટે:**—વડનુ દૂધ પતાસામા ઘાલી પાવુ (૭) **જ્વરમાં દાહ થાય તે ઉપર:**—વડની વડવાઈઓનો રસ પાવો (૮) **પરસેવા આવવા માટે:**—ડાગરની ધાણીનો લોટ પાણીમા પલાળી તેમા વડના પીળા પાદડા નાખી તેનો ષડાંશ (છઠ્ઠો ભાગ) કાઢો કરી પાવો (૯) **આંખમાંનાં ફૂલ, ભૂર ઈત્યાદિ ઉપર:**—વડના દૂધમા કપૂર વાટી અંજન કરવુ (૧૦) **અતિસાર ઉપર:**—વડની વડવાઈઓ ચોખાના ધોવરામણમા વાટી તેમા છાશ નાખી પાવી (૧૧) **રક્તપિત્ત ઉપર:**—વડની વડવાઈઓના કલ્કમા મધ અને સાકર નાખી આપવો (૧૨) **મુખરોગ ઉપર:**—વડ, ઉબરો, પીપર, જાબુઓ અને નાદરૂખીના પાદડાનો કાઢો કરી તેના કોગળા કરવા. (૧૩) **ખરજવા અને મૂળવ્યાધિ ઉપર:**—વડના પાકેલા પાદડા બાળી તેની રાખ તલના તેલમા ખરલ કરી લેપ કરવો (૧૪) **મળમૂત્ર બંધ થયાં હોય તે ઉપર:**—વડના પાકેલા સુકાઈ ગયેલા પાદડા લાવી તેનો કાઢો કરી પાવો (૧૫) **રક્તજ સ્નાયુક (રક્તજન્ય વાળા) ઉપર:**—વડ તથા આમલીની છાલના કલ્કનો લેપ કરવો (૧૬) **મધુરા જ્વર ઉપર:**—વડના પાન તથા બાજરાના લોટનો કાઢો કરી પિવરાવવો

**૫૨૯ વડગૂંદો (મોટી ગૂંદી)**—સ શ્લેષ્માતક મ० ભોકાર, શેલવટ હિ० લ્હિસોડા, નિસોરે, બહુવાર ક० દોડ્ડુચળ્ળુ, બોકેગિડ. તૈ० પેદ્દાનાકકેરૂ ફા० સિપિસ્તાન અ० સેફિસ્તાન, દબક. ઇ० ન્યારોલિવ્ડ સેપિસ્ટન લા० કોર્ડિયા એંગસ્ટિફોલિયા, કોર્ડિયા મિકસા, કોર્ડિયા લેટીફોલિયા. બ० ચાલના, બોહરી ઉડીઆ० અડ તા० બિડી

વડગૂદાના બેત્રણ પ્રકાર છે આ ઝાડ ગામમા અને રાનમા થાય છે વડગૂદાના ફળ પાકે એટલે રાતા થાય છે એ ફળ સોપારી જેવડા હોય છે કાચા ફળનો રગ લીલો હોય છે ફળની અંદર ગુંદરના જેવો રસ હોય છે એ ફળનુ અથાણુ કરે છે, તે પથ્યકારક છે. એનુ શાક પણ થાય છે. પાકેલા ફળ ખાવાથી મીઠા લાગે છે એ પૌષ્ટિક છે એ ફળ ઘણા ખાવાથી જતુ (કૃમિ) અને ઉધરસ થાય છે વડગૂદો સર્વત્ર પ્રસિદ્ધ છે એનુ લાકડુ સુતારના ઉપયોગમા આવતુ નથી. વડગૂદાને ધોળો ગુંદર આવે છે **વડગૂંદાનું ઝાડ**—તીખુ, શીતળ, મધુર, તૂરુ, પાચક, કેશ્ય, સ્નિગ્ધ તથા કફકારક છે, અને કૃમિ શળ, આમદોષ, રક્તવિકાર, વ્રણ, વિસ્ફોટક, પિત્ત, વિસર્પ તથા સંપૂર્ણ વિષનો નાશ કરે છે **એનાં ફળ**—મધુર, શીત, કડવા, વાતુલ, લઘુ, તૂરા, પિત્તશામક, મલસ્તભક અને રુચિકર છે, તથા તે રક્તદોષ અને કફનો નાશ કરે છે **એનાં પાકાં ફળ**—મધુર, સ્નિગ્ધ, શીતલ, કફકર, બૃહણ, વિષ્ટભકારક, રુક્ષ તથા ગુરુ છે, અને વાયુ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે ઉપયોગ—(૧) **અતિસાર ઉપર:**—વડગૂદાની છાલ પાણીમા ઘસી પાવી (૨) **કોલેરા ઉપર**—વડગૂદાની છાલ ચણાના ક્ષારમા ઘસી પાવી

**૫૩૦ વરધારા**—સ० વૃદ્ધદારુ. મ० વરધારા દે० મ્હૈસવેલ કો સાબરવેલ મા० ગાવેલ હિ० વિધારા બ० વિતારક, વૃદ્ધદારક ક० કએરડુમુસ્ટે, કિરગી ચક્કિ તૈ० ચદ્રપુડી લા० રૂરિયા સેટેલોઇડીજ.*

વરધારાના વેલાનો વિસ્તાર બહુ થાય છે એના પાદડા હથેળી જેવડા મોટા, આકારે ગોળ અને અણીદાર હોય છે મરાઠીમા 'જીર્ણફળી' તથા 'વાઢતા દેવદાર' તથા કોકણમા 'ગ્હતારીચા

---

* ડૉકટર દેસાઈએ મર્યાદવેલના મૂળને વૃદ્ધદારુ કહેલો છે અને આમવાતમા ઉપયોગ કરવાની ભલામણ કરેલી છે રૂરિયા સેટેલોઈડિઝને ડૉકટર દેસાઈએ કૃત્રિમ વરધારો માન્યો છે —**સ્વામી કૃષ્ણાનંદ**

વેલ' પણ કહેવાય છે ઔષધોમા એ વેલાના કકડા કરી તેનો ઉપયોગ કરે છે વરધારાના પાદડાના વડા અને શાક કરે છે **સાદો વરધારો**—તીખો, કડવો, ઉષ્ણ તૂરો, રસાયન, મધુર, મેધાકર, સારક, દીપન, સ્વર્ય, કાંતિકર, ધાતુવર્ધક, બલકર, વૃષ્ય તથા લઘુ છે, અને ઉપદંશ, પાંડુરોગ, ઉધરસ, ક્ષય, પ્રમેહ, આમવાત, વાતરક્ત, વાયુ, કફ તથા શોષનો નાશ કરે છે આમા જે મોટો વરધારો તે વિશેષ પુષ્ટિકારક છે તેને મરાઠીમા 'કાળી મ્હૈસવેલ' કહે છે. **ઉપયોગ—(૧) શ્લીપદ રોગ ઉપર :**—વરધારાનુ ચૂર્ણ ગોમૂત્ર કિંવા કાજી સાથે ખાવુ (૨) **શુષ્ક ગર્ભવૃદ્ધિ માટે :**—વરધારો અને ધોળી જાસુદીના ફૂલ ગાયના દૂધમા વાટી તેમા સાકર નાખી સવારે ખાવા. આ પ્રયોગ દરેક ઋતુપ્રાપ્તિ પછી ચોથા દિવસથી સાત દિવસ સુધી કરવો એટલે અવશ્ય ગુણ થાય છે

**૫૩૧ વરી (મોરિયો)**—સ૦ વરક, પ્રિયગુ મ૦ વરી, ધાનોર્યા હિ૦ બરી ક૦ પ્રિયગુ, ટેનોગિડ તા૦ ટિને. તૈ૦ કોર્રલુ. મલા૦ ટિના ઇ૦ ઇટાલિયન મિલેટ. લા૦ પેનિકં ઈટાલીક.

એ ધાન્યની આકૃતિ નાચણી જેવી છે, પરતુ રગમા માત્ર ફેર છે ધાનોરાની વરીનો રગ પીળો હોય છે. વરીનુ ધાન્ય સહ્યાદ્રિના પ્રદેશમા ઘણુ થાય છે. ઘણું કરીને જ્યા નાચણી પાકે છે ત્યા વરી પાકે છે. ઉપોષણમા એ ધાન્યનો ઉપયોગ થાય છે. એ ધાન્યનો ભાત, ધાણી, લોટ અને બીજા પ્રકાર કરી દહી-દૂધ સાથે લોકો ખાય છે. ગરીબ લોકો વરીની મધુર ખીચડી કરી ખાય છે. એ ઘણી પુષ્ટિકારક છે વરીમા પણ પાચ-છ જાત છે **વરી**—તૂરી, મધુર અને રુક્ષ હોઈ તે વાયુ અને પિત્તનો નાશ કરનારી છે **ઉપયોગ—(૧) પ્રદર ઉપર :**—વરીના ચોખાના ધોવરામણમા ઉદરની લીંડીઓ વાટી પાવી

**૫૩૨ વરિયાળી**—સ૦ મિશ્રેયા. મ૦ બડી શેપ હિ૦ બડીશોપ-સોફ બ૦ મૌરી. ક૦ દોડ્ડસબ્બસિગે તૈ૦ પેદ્દજીલકુરરૂ તા૦ સોહીકીરે ફા૦ બાદિયાન. ઇ૦ ફેનલસીડ લા૦ ફિનીક્યુલમ્ વલ્ગેર. અ૦ એજિયાનજ, એજિયાજ, એજયોના.

જેવા સુવાના છોડ હોય છે તેવા જ વરિયાળીના છોડ હોય છે એ બે હાથ ઊચા વધે છે. એના પાદડા બારીક કોથમીર જેવા હોય છે એ છોડને તોરા આવે છે તેમા વરિયાળીના દાણા હોય છે એનો પાક ગુજરાત દેશમા ઘણો થાય છે વરિયાળી મસાલા વગેરેના ઘણા ઉપયોગમા આવે છે એ ઠંડી, આમનાશક અને રુચિદાયક છે ગુજરાતમા લીલી વરિયાળી એ એક મેવો મનાય છે. **વરિયાળી**—તીખી, કડવી, સ્નિગ્ધ, પિત્તકારક, દીપન, લઘુ, ઉષ્ણ, મેધ્ય તથા બસ્તિકર્મ વિશે પ્રશસ્ત છે, અને કફ, વાયુ, જ્વર, શૂળ, દાહ, નેત્રરોગ, તૃષા, ઊલટી, વ્રણ, આમ તથા અતિસારની નાશક છે **એનાં પાંદડાંની ભાજી**—મધુર, અગ્નિદીપન, દૂધ વધારનારી, વૃષ્ય, સ્વય, ઉષ્ણ તથા પથ્ય છે; અને વાયુ, જ્વર, ગુલ્મ તથા શૂળની નાશક છે. ×**ઉપયોગ-(૧) આમાતિસાર ઉપર :**—વરિયાળીનો કાઢો કરી પાવો અથવા સૂઠ તથા વરિયાળી ઘીમા તળી બારીક કૂટવી અને તેની ફાકી લેવી (૨) **મુખવિકાર ઉપર :**—વરિયાળી મોમા રાખી રસ ગળી જવો (૩) **ઉષ્ણતાએ આવનારી ઉધરસ ઉપર :**—વરિયાળી અને સાકરનુ ચૂર્ણ વારવાર મોમા રાખવુ. (૪) **પિત્તજ્વર ઉપર :**—વરિયાળી અને સાકરનો કાઢો પાવો

**૫૩૩ વંતાકડી (વેંગણી)**—સ૦ વાર્તાકી મ૦ વાગી હિ૦ બૈગન, ભટા, ભટોરા બ૦ બેગુન. ક૦ બદનેકાઈ, કાચીગીડ તા૦ કટ્ટારી તુ૦ બદને મલા૦ વાળુતિના તૈ૦ બકાઈ ફા૦ બાદગાન અ૦ બાદજાન. ઇ૦ બ્રિંજલ લા૦ સોલેનમ્ મેલોન્જેના

વતાકડીના છોડ કમરપૂર ઊચા વધે છે વતાકડીમા બે-ચાર જાત છે કાળી વતાકડી, ધોળી વતાકડી ઇત્યાદિ વેલ વતાકડીના ઝાડ પુષ્કળ વર્ષો સુધી ટકે છે અને તેને વર્ષમા ત્રણ-ચાર વાર ફળ આવે છે વતાકડીના છોડને કાટા હોય છે વતાકડીનુ શાક સારુ થાય છે વતાક એ કિંચિત્

× વરિયાળીને ચરકસંહિતામા પ્રજનસ્થાપન અને શૂળનાશક તેમ જ સુશ્રુતમા કફનાશક માની છે હકીમ લોકો વરિયાળીના પાદડાને ગરમ માને છે સુવાવડી સ્ત્રીઓને એનો કવાથ રુધિર શુદ્ધ કરવાને અને એ જ પ્રમાણે ગર્ભાશયની શુદ્ધિ થવાને આપે છે તથા એને પાચક અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર માને છે

વાતુલ છે. પાકેલા વંતાક વિકાર કરનારા છે તેથી ખાવા નહિ. **વંતાકડી**—તીખી, રુચિકર, મધુર, બળકર, પૌષ્ટિક, હૃદ્ય, ગુરુ, કડવી, ઉષ્ણ, અપિત્તલ, ખારી તથા શુક્લ છે; અને પિત્ત, કફ, વાયુ, અપચી (ગંડમાળાનો ભેદ), કૃમિ, પ્લીહા તથા ઉદરરોગનો નાશ કરે છે **વંતાક**—(ફળ) સ્વાદુ, તીક્ષ્ણ, ઉષ્ણ. પાકકાળે તીખા, દીપન, શુક્રકારક, લઘુ, અપિત્તલ તથા ખારા છે; અને જ્વર, વાયુ તથા કફનો નાશ કરે છે. **કુમળાં વંતાક**—પથ્ય, રસકાળે અને પાકકાળે મધુર તથા રુચિકર છે; અને જ્વર, ત્રિદોષ, પિત્ત, કફ તથા અર્શનો નાશ કરે છે. **મધ્યમ કુમળાં વંતાક**—પિત્તકર અને લઘુ છે **પાકાં વંતાક**—વાયુને કોપાવનારા અને લઘુ છે. **મોટાં વંતાક**—કફકર, મૂત્રલ, શીતળ, ગુરુ, વૃષ્ય, ધાતુવર્ધક, સારક, વાતલ અને પિત્તકર છે. **ધોળાં વંતાક**—અર્શનાશક છે. બીજા ગુણ સાધારણ વંતાક જેવા જ છે. **ભુંભરેટમાં શેકેલાં વંતાક**—કિંચિત્ પિત્તકર, અતિ લઘુ તથા અગ્નિદીપન છે અને કફ, મેદ, વાયુ તથા આમનાશક છે. **મીઠું લગાડી તેલમાં તળેલાં વંતાક**—ગુરુ અને સ્નિગ્ધ છે. ઉપયોગ—(૧) **વાળા ઉપર**:—વંતાક શેકી તેનું દહીમાં ભરત કરી સાત દિવસ વાળા ઉપર બાંધવું (૨) **ઘોડાને કુરકુરી (પેટમાં ગડબડાટ) થાય તે ઉપર**:—કુમળાં વંતાક ખવરાવવા કિંવા વંતાકનો રસ કાઢી પાવો (૩) **લૂતી(ઝેરી સૂરણ)ના વિષ ઉપર**:—લીલી કાજળીના ઝાડ તથા સુકાયેલા વંતાક બાળી તેની રાખ કરી કોપરેલમાં ખરલ કરી ચોપડવી (૪) **પેટમાં ભાર રહે તે ઉપર**:—વંતાક શેકી તેમાં સાજીખાર નાખી પેટ ઉપર બાંધવા. (૫) **ધંતૂરાના વિષ ઉપર**:—વંતાકનો રસ ૪ તોલા પાવો. (૬) **અંડવૃદ્ધિ ઉપર**:—વંતાકડીના મૂળ ઘસી લેપ કરવો. (૭) **નિદ્રા ન આવતી હોય તો**:—સાંજરે વંતાક શેકી મધમાં કાલવી ખાવા, એટલે તરત નિદ્રા આવશે.

**૫૩૪ વસુ**—સં૦ મ૦ હિં૦ વસુ. બ૦ વાસના ક૦ ગણજીલી, ત૦ ગાલ્જેર તા૦ ચુવડેમૂલં. મલા૦ ચારણા, સાગ્ણા. લા૦ ટીએનથેમા પેન્ટન્ડ્રા

ગામડામાં આ વનસ્પતિને વસુના નામથી જ ઓળખે છે કોંકણ પ્રાંતમાં આ વનસ્પતિ જોવામાં આવતી નથી વસુની વેલ થાય છે આ વેલાની લંબાઈ હાથ-બે હાથ હોય છે પાદડા સાટોડીના પાદડા જેવા જ હોઈ તેનાથી કાંઈક જાડા હોય છે વસુમાં ધોળી અને રાતી એવી બે જાત છે. ધોળી વસુના વેલાનું સર્વાંગ ધોળું હોય છે મરાઠી ભાષામાં પ્રસિદ્ધ વૈદ્યક ગ્રંથ 'ત્ર્યંબકી'ના કર્તા ત્ર્યંબકરાજ વૈદ્યે પુનર્નવા(સાટોડી)ને જ વસુ એમ સમજી નેત્રરોગ ઉપર આ વનસ્પતિ યોજેલી છે, પરંતુ સાટોડી અને વસુ એ તદ્દન જુદી જાતની જ વનસ્પતિ છે ઘણા વૈદ્ય લોકો સાટોડી અને વસુ એ બંને વનસ્પતિમાં ફરક નહિ સમજતા વસુને જ સાટોડી સમજી વસુનો ઉપયોગ કરે છે. **બન્ને વસુ**—દીપન, તીખી, કડવી, ઉષ્ણ અને પાકકાળે શીતળ હોઈ વાતગુલ્મનો નાશ કરે છે. ધોળી વસુ એ રસાંજન છે. ઉપયોગ—(૧) **સોજા ઉપર**:—ધોળી વસુના મૂળનો કાઢો કરી આપવો અને મૂળનો સોજા ઉપર લેપ કરવો, અથવા વસુ અને સૂંઠનો કલ્ક કરી તે પાવો. (૨) **ગોળો અને બરોળ ઉપર**:—વસુના પંચાગનું ચૂર્ણ ગોમૂત્ર અને સિંધાલૂણમાં આપવું (૩) **રોગ ન થવા અને વૃદ્ધપણું દૂર થવા માટે**:—વસુના પંચાગનું ચૂર્ણ દૂધ અને સાકરમાં આપવું. (૪) **વીંછીના વિષ ઉપર**:—ધોળી વસુના મૂળ રવિવારે કાઢી તે ચાવી ખાવા, એટલે વીંછીનું વિષ ઊતરે છે અથવા વસુના મૂળ ઘસી લેપ કરવો. (૫) **અમ્લપિત્ત ઉપર**:—નિત્ય સવારે ધોળી વસુના તાજા બે મૂળ ચાવી ખાવા અને તેના ઉપર બે પહોર સુધી કાંઈ ખાવું નહિ એ પ્રમાણે ૧૪ દિવસ કરવું (૬) **ચોથિયા તાવ ઉપર**:—ધોળી વસુના મૂળ દૂધમાં ખવગાવવા

– વંતાકડીને રીંગણી પણ કહે છે એના ફળને વેંગણ અથવા રીંગણાં કહે છે એની મુખ્ય ધોળી અને કાળી એવી બે જાત છે આ જાત તેના ફળો ઉપરના રંગથી ઓળખાય છે વળી એ દરેકમાં પણ કાંટાળી અને કાંટાવિનાની એવી બે જાત છે કાંટાળી રીંગણીનાં ફળની ઉપરના ડીંટડાને કાંટા હોય છે તે ઝીણા અને છૂટાછૂટા હોય છે કોઈ કોઈ રીંગણીના ફળ ગોળ પણ હોય છે ઉપયોગ બરોળ ઉપર વંતાકને અંગારામાં શેકી ખાય છે

અથવા નાગરવેલના પાનમા નાખી ખવરાવવા. **(૭) ગોળા અને જળોદર ઉપર :**—ધોળી વસુનાં મૂળ સમાન સિંધાલૂણ નાખી વાટી તેનો કલ્ક કરી તેમા ઘી નાખી તે ગુલ્મ ઉપર આપવો, અથવા જલોદર ઉપર ધોળા વસુનુ ચૂર્ણ મધમા આપવુ. **( ૮ ) કૂતરાના ઝેર ઉપર :**—વસુનો રસ આપવો ×

**૫૩૫ વાઘાંટી**—સં૦ વ્યાઘ્રનટિકા, વ્યાઘ્રિ. મ૦ વાઘાટિ, ગોવિંદી. હિ૦ કિંકિણી. ઇ૦ થોર્નિ કેપરબ્રશ. લા૦ કેપૅરિઝ ઝીલેનિકા.

આ વેલો મોટો વધે છે એના પાદડા કરમદીના પાદડા જેવા નાના હોય છે. એના ઉપર કાટા હોય છે. ફૂલ સફેદ, મોટા અને તુરામા ફેબ્રુઆરીથી એપ્રિલ માસ સુધી આવે છે ફળ બોર જેવડા મોટા અને ગોળ હોય છે, તેને વાઘાટી કહે છે એનુ શાક કરી ખાય છે **વાઘાંટી**—ઉષ્ણ, પિત્તલ તથા રુચિકર છે, અને કફ તથા વિષનો નાશ કરે છે **એનાં ફળ**—ઉષ્ણ તથા કડવા છે, અને વિષૂચિકા, કફ, વાયુ તથા ત્રિદોષનો નાશ કરે છે. **લઘુ વાઘાંટી**—(સં૦ કટુદરી)—કડવી તથા ઉષ્ણ છે, અને વિપૂચિકા, કફ તથા વાયુનો નાશ કરે છે **ઉપયોગ—( ૧ ) અંડ ઊતર્યો હોય તે ઉપર :**—વાઘાટીના પાદડાનો પાણી નાખી ૪ પૈસાભાર રસ કાઢવો અને તેમા ૪ માસા મરી વાટી તે પાવો **( ૨ ) ગડગૂમડા ઉપર :**—વાઘાટીના મૂળ ઠંડા પાણીમા ઘસી તેનો લેપ કરવો. **( ૩ ) વાઘ કરડ્યો હોય તે ઉપર :**—વાઘાટીના પાદડા વાટી બાધવા **( ૪ ) બાળકોને લાળ પડે તે ઉપર :**—વાઘાટીના મૂળ ઘસી પાવા.

**૫૩૬ વાપુંબા**—સ૦ કુભા, કટભી મ૦ કિન્હઈ. કિણુહી. હિ૦ કટણી, કરહી. ક૦ કરીય કિલગે. ઇં૦ કોરસ ટ્રી. લા૦ કેરેયા આર્બોરિયા. કેરેયા આર્બોરિયાના પાન ૬ થી ૧૨ ઇચ લાબાં અને ૩ થી ૬ ઇંચ પહોળા હોય છે. ફૂલ માર્ચ–એપ્રિલમા પીળી છાયાવાળા સફેદ આવે છે. ફૂલનો વ્યાસ ૨ાા થી ૩ાા ઇંચ હોય છે. ફળ ૨ાા થી ૩ ઇચ વ્યાસના ગોળ લીલા રગના આવે છે. એટલે જે લેટિન નામ આપ્યુ છે અને નીચે પદેજીએ વર્ણન કર્યું છે, તે મળતુ નથી.

આ ઝાડ મોટુ થાય છે. એના પાદડા કૂવાડિયાના પાદડા જેવા હોય છે. એ ઝાડને ચપટી શિંગો આવે છે. ઝાડનો રગ કઈક ધોળો હોય છે **મોટો ધોળો વાપુંબો**—તીખો, ઉષ્ણ, તૂરો અને કડવો છે, તથા અજીર્ણ, નાડીવ્રણ, રક્તદોષ, પ્રમેહ, વિષ, કૃમિ, ધોળો કોઢ. કફ, ત્રિદોષ, વ્રણ અને શિરોરોગનો નાશ કરે છે **એનાં ફળ**—ધાતુ અને કફને વધારનાર છે **એનો રસ**—ગુરુ, વૃષ્ય, બલકર અને વાતનાશક છે. **નાનો ધોળો વાપુંબો**—ઉષ્ણ અને તીખો છે, તથા કોઢ, કફ, રક્તદોષ, મેદોરોગ, નાડીવ્રણ, વિષ, પ્રમેહ અને કૃમિનો નાશ કરે છે **કાળો વાપુંબો**—ઉષ્ણ અને તીખો છે તથા ગુલ્મ અને આધ્માનશળનો નાશ કરે છે. બાકીના ગુણ ધોળા જેવા જ છે **ઉપયોગ—( ૧ ) ખરજ અને દાદર ઉપર :**—વાપુબાનાં પાદડા વાટી ચોપડવા

**૫૩૭ વાયવરણો ( વરણો )**—સ૦ બ૦ વરુણ મ૦ વાયવર્ણા, વાટવર્ણા, હાડવર્ણા. દે૦

---

× વસુને વનસ્પતિશાસ્ત્રમા પ૦ જયકૃષ્ણ ઇદ્રજીએ ગુજરાતી નામ સાટોડો અને નર્મા આપેલ છે એની ૪ જાત ગુજરાતમા છે (૧) ટ્રાએન્થેમા મોનોગાઈના–સફેદ સાટોડો છોડ ૨–૪ ફૂટ લાબો, શાખાઓ લીસી અને ચળકતી, પાન ગોળ અને પહોળા, ફૂલ ગુલાબી છાયાવાળા ધોળા, ફળ રતાશ અને કાળાશ લેતા, મૂળ ધોળા રગના (૨) ટ્રાએન્થેમા ક્રિસ્ટલિના–સાટોડી, લાલ ફૂલવાળી મૂળ પેન્સિલથી હાથના કાડા જેવુ મોટું, પાન સાટોડાથી સાકડા, ૧–૧ાા ઇચ લાબા, ફળ રાતા, બીજ કાળા ચપટા (૩) ટ્રાએન્થેમા પેરટેન્ડા–સાટોડીભેદ (૪) ટ્રાએન્થેના ડેકન્દ્રા–સાટોડીભેદ મ૦ લાલવસુ હિ૦ વિષખાપરા મૂળ હાથની આંગળી જેવડુ જાડું આમા પહેલી જાતને ડૉક્ટર દેસાઈ તીવ્ર રેચક કહે છે જુલાબ આપવાથી આતરડામા તીવ્ર દાહ થાય છે સગર્ભાને આપવાથી ગર્ભાશયમા દાહ થાય છે અને કોઈ કોઈ વખતે ગર્ભપાત થઈ જાય છે માત્રા મૂળનુ ચૂર્ણ ૧૫ થી ૬૦ રતી સૂઠની સાથે બીજી જાતને પ૦ જયકૃષ્ણ ઇદ્રજીએ શોથઘ્ન અને રેચક કહી છે ત્રીજીમા પણ એને મળતો જ ગુણ દર્શાવેલો છે ચોથી જાતને ડૉક્ટર દેસાઈ વિરેચક કહે છે અને મૂળનો કાઢો દમ, યકૃતશોથ અને માસિકધર્મ સારું લાવવા માટે અપાય છે વૃષણશોથ પર મૂળને દૂધમા ઘસી લેપ કરવાથી જરૂર ગુણ થાય છે આધાશીશીમા પાનનો રસ નાકમા નાખે છે ( સાટોડીની ટિપ્પણી નં. ૫૮૬ની આપેલી છે )

—સ્વામી કૃષ્ણાનંદ

વાયાચા વૃક્ષા હિ૦ બરના ક૦ મદવલસે. તૈ૦ ઉરૂમટ્ટિ, જાજિચેટ્ટુ તા૦ મરલિંગમ્ લા૦ ક્રેટિવા રિલિજીઓસા ઇ૦ હોલી ગાર્ટર પેઅર

એ સાધારણ ઝાડ છે. કોકણ પ્રાતમા એના ઝાડ ઘણા થાય છે એના પાદડા ત્રિદલ ખીલીનાં પાદડા જેવા હોય છે એ પાદડાને એરડાના જેવુ લાગુ ડીટુ હોય છે એ પાદડાની ઉગ્ર વાસ આવે છે વાયવરણાને વૈશાખ-જેઠના શુમારે નવા પાદડા આવે છે; તે ઉતારી લઈ વેચવા લઈ જાય છે એ ભાજીમા કડવાશ ઘણી હોય છે માટે તેમા ડુગળી ઘણી નાખે છે એને ધોળા રગના ફૂલોનો ઘોષ આવે છે. એ ફૂલનુ શાક પણ થાય છે. એને શમી જેવી ગાઠો આવે છે અને ગોળ બોર જેવડા ફળ આવે છે. વાયવરણો વાતહારક છે વાયવરણાનો ઉપયોગી ભાગ પાન અને છાલ છે. **વાયવરણો**—તીખો, ઉષ્ણ, સ્નિગ્ધ, દીપન, મધુર, કડવો, તૂરો, લઘુ, પિત્તલ તથા ભેદક છે, અને વિદ્રધિ, વાયુ, કફ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, ગુલ્મ, વાતરક્ત, કૃમિ, રક્તદોષ, શીર્ષવાત, મૂત્રાઘાત, હૃદ્રોગ તથા ઉદરશૂળનો નાશ કરે છે **એનાં ફૂલ**—ગ્રાહક હોઈ પિત્ત તથા રક્તદોષના નાશક છે. **એનાં ફળ**—સ્નિગ્ધ, સાકર, ગુરુ, સ્વાદુ, ઉષ્ણ તથા પાકકાળે મધુર છે; અને વાયુ, પિત્ત તથા કફનો નાશ કરનારા છે **ઉપયોગ**—**(૧) અંગમાં વાયુ ભરાઈ ગયો હોય તે ઉપર**:—વાયવરણાના મૂળ ઘસી વાયુ ભિરાયો હોય તે જગ્યાએ ચોપડવા **(૨) ત્રિદોષ ગુલ્મ ઉપર**:—વાયવરણાની છાલનો કાઢો પાવો **(૩) ગંડમાલા, અપચી અને ગલગંડ ઉપર**:—વાયવરણાની છાલનો કાઢો મધ નાખી પાવો **(૪) વિદ્રધિરોગ ઉપર**:—વાયવરણાની છાલ તથા પુનર્નવા-(સાટોડી)નો કાઢો પાવો, અથવા છાલ કૂટી ગૂમડા ઉપર બાધવી, એથી સોજો ઊતરી ગૂમડુ જલદી પાકે છે અને ફાટે છે **(૫) નીલિકા રોગ (શરીર ઉપર કાળા ડાઘ પડે છે તે) ઉપર**:—વાયવરણાનો રસ અથવા દહી નાખી ચોપડવો **(૬) પથરી, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રશર્કરા ઉપર**:—વાયવરણા, ગોખરુ અને સૂંઠનો કાઢો ગોળ અને જવખાર નાખી પાવો **(૭) વિષમજ્વરમાં શુદ્ધિ નષ્ટ થઈ ભ્રમ થાય તે ઉપર**:—વાયવરણાના પાદડા વાટી સાધારણ ગરમ કરી તેનો પાટો માથા ઉપર બાધવો **(૮) બરોળ ઉપર**:—વાયવરણાના પાદડા હાથ ઉપર ચોળી રસ કાઢી બરોળની જગ્યા ઉપર તે રોજ ચોળી જીરવવો, એટલે કેટલાક દિવસે બરોળનો નાશ થાય છે. **(૯) વાતભ્રમ ઉપર**:—વાયવરણાના પાદડા બારીક વાટી લેપ કરી ચોવડા વસ્ત્રથી મસ્તક ઉપર પાટો બાધવો; એટલે જ્યા સુધી મસ્તકમા વાયુનો વિકાર હશે ત્યા સુધી બળતરા થતી નથી વાયુવિકાર બધ થાય એટલે આગ થવા લાગે છે તેમ થાય એટલે પાટો છોડી તે જગ્યાએ કોપરાનુ તેલ ચોપડવુ **(૧૦) પથરી ઉપર**:—વાયવરણાના મૂળનો કાઢો તેના મૂળનો કલ્ક નાખી પાવો. **(૧૧) વ્યંગ-વાંગરોગ (મોઢા ઉપર કાળા ડાઘ થવા તે) ઉપર**:—વાયવરણાના કાઢાએ મો ધોવુ એટલે વાગનો નાશ થશે **(૧૨) વાયુરોગ ઉપર**:—વાયવરણાના પાદડાનો રસ કાઢી તે શક્તિ પ્રમાણે ઘી નાખો પાવો; અથવા વાયવરણાની છાલ અને પાદડા એકત્ર કરી ગરમ કરી તેની પોટલી વડે શેક કરવો. **(૧૩) મસ્તકમાંના વ્રણ ઉપર**:—સુકાયેલા વાયવરણાના પાદડાનુ ધૂમ્રપાન કરી ધૂણી નાકે કાઢવી. એ પ્રમાણે ૧૪ દિવસ કરવાથી નાકમા સડેલુ હાડકુ હોય તે પણ સારુ થાય છે. **(૧૪) ગંડમાલા ઉપર**:—વાયવરણા અને કચનારની છાલનો કાઢો મધ નાખી પાવો ×

× ડૉકટર દેસાઈના મત મુજબ વરણો કડવો, દીપન, ઉષ્ણ, ઉદરવાતશામક, પિત્તશામક, સારક, વાતહર, મૂત્રલ અને શોથઘ્ન છે તાજા પાનને વાટી ચામડી પર બાધવાથી ચામડી લાલ થાય છે અને ફોલ્લો થઈ આવે છે એ ક્રિયા રાઈના જેવી છે ચામડી ૫-૧૦ મિનિટમા લાલ થાય છે વાયવરણાની ક્રિયા સેનેગા અથવા કબર(કેરડાની જાતનુ ઝાડવુ)ના જેવી છે

**ઉપયોગ**—મૂત્રેન્દ્રિયના રોગ-પથરી, પેશાબમા રેતી જવી, બસ્તિશૂળ અને મૂત્રકૃચ્છ્ર ઉપર વાયવરણાની છાલ વાપરવાનો રિવાજ છે એની સાથે ક્ષાર અને મૂત્રલ ઔષધિ આપવી જોઈએ અઘાડો, પુનર્નવા, ગોખરુ, જવખાર, જેઠીમધ, એ ઔષધ ઘણેભાગે વરણા સાથે અપાય છે ગંડમાળમા છાલનો ક્વાથ મધ મેળવીને અપાય છે તેનો લેપ કરે છે સૂંઠ અને કચનારની છાલની સાથે વાયવરણાની છાલ મેળવી શકાય છે. ગૂમડાનો સોજો અને ગૂમડા પર વરણાની છાલ, પુનર્નવાની સાથે અપાય છે આફરા અને અપચામાં

**૫૩૮ વાલોળ**—સં૦ નિષ્પાવી. મ૦ ઘેવડા, વાલ પાપડી હિં૦ સેમ, સેબી. બં૦ ખોરા, વરવટી. ક૦ ચળ્ળવરિ, ગટવરિ, તદ્દવરે. તૈ૦ ચિંમકુંડ, અનુસુલુ. તા૦ મોચ્ચેટ્ટૈ. અં૦ બિનસ ઈં૦ બ્લેક સિડેડ ડાલિકોસ. લા૦ ડોલિક્સ લબલબ.

વાલોળનો વેલો ઘણો જ મોટો વધે છે. એ ચાર-પાચ વર્ષ ટકે છે. વાલોળને ત્રિદલ પાદડા હોય છે. તેની શિંગોનું શાક સારું થાય છે. અંદરના દાણાનુ પણ શાક કરે છે. વાવોળમા ચોધારી વાલોળ, વોટ વાલોળ, ગર્વી, ધોળી અને કાળી એવી અનેક જાતો છે. **વાલોળ**—વાતકર, રુચ્ય, તૂરી, મધુર, મુખને પ્રિય, કંઠશુદ્ધિકારક, ગ્રાહક તથા અગ્નિદીપક હોઈ કફ તથા પિત્તનો નાશ કરે છે. **મોટી વાલોળ**—રુચિકર, વાતલ, અગ્નિદીપક અને મુખને પ્રિય છે. **કાળી વાલોળ**—કફઘ્ન, મેધ્ય, અગ્નિદીપક, તૂરી, રસકાળે મધુર, રુચિકર અને ગ્રાહક છે. **ધોળી વાલોળ**—વાત તથા કફને કરનાર અને વિષનાશક છે. બીજા ગુણ કાળી વાલોર જેવા છે. પીળી વાલોર આના કરતા વધારે ગુણવાળી છે. **ઉપયોગ—(૧) વીંછીના વિષ ઉપર:**—વાલોળની ભાજીનો રસ ચોપડવો **(૨) પાઠા ઉપર:**—સાતવર્ષી વાલોળના મૂળની જમીનની અંદરની ગાઠ ગાયના તાજા દૂધમા ઘસી પાવી અને ઉપર તેનો જ લેપ કરવો. **(૩) પગ કિંવા ઘૂંટી મરડાઈ જાય છે તે ઉપર:**—વાલોળની ભાજી અને ભિલામો એકત્ર વાટી ગરમ કરી ઉપર બાધવુ **(૪) વિષમજ્વર ઉપર:**—સાતવર્ષી વાલોળના મૂળ કાઢી કાને બાધવા, એટલે વિષજ્વર દૂર થાય છે.

**૫૩૯ વાવડિંગ**—સં૦ બં૦ વિડંગ મ૦ વાવડિંગ. હિં૦ વાયવિડગ. ક૦ વાયુવિલગ. તૈ૦ વાયુવિંગમુ. ફા૦ બરગ, કાબલી. ઈં૦ એમ્બ્રેગ. લા૦ એમ્બેલિયા રિબ્સ. અ૦ બરંજકાબલી

વાવડિગના ઝાડ માથોડુ-દોઢ માથોડુ ઊંચા વધે છે. એના પાદડા આગળ લાબા તથા ત્રણ આગળ પહોળા હોય છે. વાવડિગના ઝાડ ઉપર ફળના ગુચ્છા આવે છે, તેને વાવડિગ કહે છે. વાવડિંગ એ કૃમિનાશક છે. **×વાવડિંગ**—તીખા, ઉષ્ણ, લઘુ, કડવા, દીપન તથા રુચ્ય છે.

---

પાનોનો ફાટ અપાય છે ફાટથી ઊલટી રોકાઈ જાય છે તાવમા ભ્રમ દૂર કરવા માટે છાલને વાટી માથા પર બધાય છે છાલ બાધવાથી બળતરા થઈને ભ્રમ દૂર થાય છે રોગી શુદ્ધિ પર આવ્યા પછી છાલને હઠાવી એ ભાગને ધોઈ તે પર તેલ ચોપડવું એટલે ફોલ્લો થતો નથી પગ સૂજીને બળતરા થતી હોય તો એવા જીર્ણરોગમા પાન અપાય છે તથા ચરબી ઓછી થવા માટે પાનોનુ શાક ખવરાવાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

× મીર મહમદ હુસેન લખે છે કે, 'વાવડિગ ખાવાથી પેશાબનો રંગ લાલ થઈ જાય છે, એટલા માટે એને તાજા દૂધની સાથે આપવા જોઈએ ' ડૉ૦ રૉકસબર એનું વર્ણન કરતા લખે છે કે, 'અનેક વાર વાવડિગ કાળા મરીની સાથે મેળવી ગાધી લોકો વેચે છે વાવડિંગના ચૂર્ણની માત્રા નાના બાળકને એક નાની ચમચી જેટલી દિવસમા બે વખત અને મોટા માણસને મોટો ચમચો ભરી આપવી જોઈએ એનો સ્વાદ ઉત્તમ, કાંઈક કસેલો અને થોડો ખુશબોદાર હોય છે. નાના બાળકોને પાવાના દૂધમા વાવડિગના થોડા દાણા મેળવવાથી એના પેટમા વાયુનો કોપ થતો નથી ' સુશ્રુત સંહિતામા વાવડિંગને શરીરમાં શક્તિ ઉત્પન્ન કરવાને તથા વૃદ્ધાવસ્થાની અસર ન થાય એમ કરવા માટે જેઠીમધ સાથે આપવાનુ કહેલ છે ચરક સંહિતામા વાવડિંગને કૃમિનાશક, કોઢનાશક અને શિરોવિરેચન (નાકમાથી પાણી નિતારનાર), તેમ જ ગુલ્મ, શૂળ, ખાસી અને શ્વાસનાશક કહેલ છે હાલના લેખકો લખે છે કે, 'વાવડિગ પેટના દર્દની નાશક, પાચનશક્તિ વધારનાર, પેટમાના કૃમિને કાઢનાર, અજીર્ણ અને ચામડીના રોગોનો નાશ કરનાર છે ' યુનાની હકીમ વાવડિંગને જુલાબ દ્વારા પેટનો બગાડ કાઢનાર ગણે છે પેટમાના ચપટા કૃમિ કાઢવાને સૂકા વાવડિંગના ફળ વાટી નવ વરસની અંદરના બાળકને ૧ ચમચો અને મોટી ઉમરના માણસને બે ચમચા માખણ અને સાકર સાથે મેળવીને આપવામા આવે છે ડૉ૦ રોયલ કહે છે કે એનાથી રેચ પણ લાગે છે અને પાણીમા મેળવી આપીએ તો પેટના કૃમિ નીકળી જાય છે વળી હરસના દરદમા પણ એને આપવાની ઉત્તમતા બતાવે છે સુશ્રુતમા આ ફળને પિત્ત વધવાથી શરીર ઉપર થતી નાની નાની ફોડકીઓને નાશ કરનાર કહેલ છે અંગ્રેજી ગ્રંથકર્તાઓના મતમા 'એના મૂળ અને છાલનો સ્વાદ કડવો છે એનો ગુણ સિંકોના-(ક્વિનાઈન જે ઝાડમાથી નીકળે છે તેની છાલ)ના ઝાડ જેવો છે એ શીતળ છે એના ફળ ખાસી, શરદી અને શ્વાસના રોગમા અત્યંત ગુણકારી ગણેલ છે ફળનાં ઉપરની છાલ સાબુદાણા અને માખણની સાથે મેળવી આપવાથી ઝાડાના રોગમા અત્યંત ફાયદો કરે છે દૂધમા મેળવી પીએ તો કમળો મટે છે, તેમ જ

અને વાયુ, કફ, અગ્નિમાદ્ય, અરુચિ, ભ્રાંતિ, કૃમિ, શૂળ, આધ્માન, ઉદર, પ્લીહા, અજીર્ણ, દમ, ઉધરસ, હૃદ્રોગ, વિષદોષ, મલાવષ્ટંભ, આમ, મેદ તથા મેહનો નાશ કરે છે ઉપયોગ—(૧) **કૃમિ ઉપર:**—વાવડિંગનો કાઢો ગોળ નાખી પાવો અથવા વાવડિંગનું ચૂર્ણ મધમા આપવુ. (૨) **બાળક નીરોગી થવા માટે:**—એક મહિનાનુ બાળક થાય ત્યા સુધી એક વાવડિંગનુ ચૂર્ણ મધમા આપવુ એમ દરેક મહિને એક એક વાવડિંગ વધારી ખવડાવવુ; એટલે બાળકને કદી પણ રોગ થશે નહિ (૩) **અરુચિ અને જ્વર ઉપર:**—વાવડિંગ અને મધની ગોળી મોમા રાખવી એટલે અરુચિ અને જ્વર (તાવ) અસાધ્ય હશે તોપણ તેનો નાશ થશે (૪) **ભમરી (ચકરી) આવે તે ઉપર:**—વાવડિંગની માળા કરી કાને બાધવી (૫) **બાળકની ઉધરસ અને દમ ઉપર:**— વાવડિંગનુ ચૂર્ણ મધમા આપવુ (૬) **હૃદ્રોગ ઉપર:**—વાવડિંગ અને કોળિંજનનુ ચૂર્ણ ૪ માસા ગોમૂત્રમા નાખી પાવુ, એટલે હૃદયમાહેના અસાધ્ય કૃમિ પડશે. (૭) **મળશુદ્ધિ થવા માટે:**—વાવડિંગ અને અજમાનુ ચૂર્ણ ગરમ પાણીમા નાખી પાવુ, એટલે વિષ્ટંભ નાશ થશે *

**૫૦૪ વાવળા**—(કણુઝો ચરેલ) સ૦ ચિરબિલ્વ મ૦ વાવળા. હિં૦ ચિરમિલ, ચિલબિલ, પાપરી, કરંજી. ક૦ રસવિજ લે૦ હોલોપ્ટેલિયા ઈન્ટેગ્રીફોલીઓ વાવળાનુ ઝાડ મોટુ થાય છે એના પાદડા ૩ થી ૬ ઇંચ લાબા અને નાણાના પાદડા જેવા હોય છે એ પાદડાની વાસ ઘણી આવે છે ફળ ફીકા પીળા રંગના, ચપટા, પાતળા ચકરડા જેવા હોય છે એ ઝાડનું લાકડું

---

પિત્તના રોગોમા પણ તે આપે છે જો ઝાડો થતી વખતે વધારે જોર પડતુ હોય અને આમ નીકળતો હોય તો લીંબુના રસ સાથે મેળવી તે ખાવા ’

* ડૉક્ટર દેસાઈના મતમા વાવડિંગ ઉષ્ણ, દીપન, પાચન, કાઈક સારક અને મૂત્રલ, ઉત્તમ, કૃમિઘ્ન, વાતહર, બલ્ય, મસ્તક અને જ્ઞાનતંતુને બલ્ય, રક્તશોધક અને રસાયન છે વાવડિંગથી પેશાબનો રંગ લાલ થાય છે અને તેમા અમ્લતા વધે છે વાવડિંગની ક્રિયા શરીરમા બધી ગ્રંથિઓના ઉપર, એમા પણ મુખ્ય રસગ્રંથિઓ પર થાય છે એથી બધી જીવનવિનિમયક્રિયાઓને ઉત્તેજના મળે છે

**માત્રા**–ાા થી ૧ તોલો નાના બાળકને ૧ થી ૨ વાલ માત્રા ઓછીવધારે થાય તો હરકત નહિ આ નિરુપદ્રવી ઔષધ છે આ દવાની સાથે પથ્યની જરૂર પડતી નથી

**ઉપયોગ**—માનવશરીર પર જેવી રીતે પારો વિલક્ષણ ગુણકારી છે તેવી જ રીતે વાવડિંગ પણ છે. વાવડિંગ લેવાથી ભૂખ લાગે છે, અન્ન પચે છે, દસ્ત સાફ આવે છે, વજન વધે છે, ચામડીનો રંગ સુધરે છે, શરીર તેજસ્વી બને છે અને મનમા પ્રસન્નતા ઉત્પન્ન થાય છે નાના બાળકોના રોગમા એ દિવ્ય ઔષધ છે. બાળકોને ખાધેલુ અન્ન જ્યારે ગુણ કરતુ નથી, હાથપગ સૂકા અને ચામડી ઢીલી થાય છે તથા પેટ મોટું થાય છે, ત્યારે બાળકનો પ્રાણ બચાવનાર વાવડિંગ જ છે વાવડિંગની સાથે અનંતમૂળ આપવાથી અતિ લાભ પહોચે છે બાળક સુદૃઢ રહેવા માટે વાવડિંગ દૂધમા ઉકાળીને તે દૂધ અપાય છે ગંડમાળામા વાવડિંગ, ગૂગળ, મનશીલ અને સાબરસિંગની ભસ્મને ઘી અને મધની સાથે અપાય છે એથી ધીરે ધીરે પણ સારો લાભ પહોચે છે ધનુર્વાત, અપસ્માર, અર્ધાંગવાયુ વગેરે મગજ અને જ્ઞાનતંતુઓના રોગમા વાવડિંગ લસણની સાથે દૂધમા ઉકાળીને તે દૂધ અપાય છે

ચામડીના રોગમા વાવડિંગ પેટમા અપાય છે અને લેપ પણ કરાય છે તેમ જ ધુમાડો પણ અપાય છે. વિવિધ કોઢ અન્નપચન યોગ્ય ન થવાથી થાય છે વાવડિંગના સેવનથી પચનક્રિયા સુધરે છે, દસ્ત સાફ આવે છે અને કુષ્ઠ દૂર થાય છે સિવાય વાવડિંગની ચામડી પર થોડીઘણી ઉત્તેજક ક્રિયા થઈને પણ કોઢમા લાભ પહોચે છે અગ્નિમાદ્ય, અરુચિ, અજીર્ણ, ઊલટી, શૂળ, આફરો અને હરસ પર વાવડિંગનુ ચૂર્ણ છાશની સાથે અપાય છે અતિસાર અને સંગ્રહણીમા વાવડિંગનો ક્વાથ અપાય છે અપચન રોગમા કોઈ કોઈ વખત ઉધરસ અને દમ થઈ આવે છે, ત્યારે વાવડિંગ લીંડીપીપરની સાથે અપાય છે ગોળ અને ચપટા કૃમિઓને પાડવા માટે ૧ તોલા વાવડિંગનુ ચૂર્ણ પાણીની સાથે અથવા દહીંની સાથે અપાય છે, એ અતિ મૂલ્યવાન કૃમિઘ્ન ઔષધ છે આ ઔષધિથી કૃમિ મરીને નીકળી જાય છે કૃમિઓને કાઢવા માટે જ્યારે વાવડિંગ આપવા હોય ત્યારે પહેલા જુલાબ આપીને કોઠો સાફ કરી લેવો જોઈએ પછી ખાલી પેટે વાવડિંગ આપવા, પછી બીજે દિવસ ફરીથી જુલાબ આપવો મૂત્રાશયના શોથમા પેશાબ ક્ષારમય બનીને બહુ જ ડોળાયલો બની જાય છે ત્યારે વાવડિંગ આપવાથી પેશાબ સ્વચ્છ અને ખાટો બને છે. આ રોગમા તાજા ફળ લેવા. પીનસ અને આધાશીશી પર વાવડિંગનુ નસ્ય અપાય છે. **—સ્વામી કૃષ્ણાનંદ**

ખેરના લાકડા જેવું મજબૂત હોય છે એ ઇમારતના કામમાં ઘણું ઉપયોગી છે એની છાલના લેપથી ચિત્રકની છાલના લેપની પેઠે બળતગ થાય છે. **ગુણધર્મ**—કરંજના સમાન શોથહર, વિદાહી અને કીટાણુનાશક **ઉપયોગ—(૧) ગૂમડાં, વાયુની ગાંઠો, બદ વગેરે બેસી જવા માટે:**—વાવળાના પાદડાને ઘી ચોપડી તે ગરમ કરી બદ ઉપર બાધવા; એટલે કેટલીક વારે ફોલ્લીઓ થાય છે અને બદ, ગાઠ વગેરે બેસી જાય છે **(૨) વાળા ઉપર:**—વાવળાની છાલ અને ચપાની છાલ કચરી બાધવી; એટલે વાળો બળી જાય છે.

**૫૪૧ વાસનવેલ**—(વેવડી, વધીનો વેલો) સ૰ સત્સાદની, પાતાલગરુડી મ૰ વાસનવેલ. કો૰ તાન, ભુયપાડળ હિ૰ છિરેટા, છિરહટા. બં૰ શિલિદા ક૰ દગુડી, દાગડીબળી. તૈ૰ દૂસરતોગે. તા૰ કાતુક્કોદી. ફા૰ ફરીદબુટી લા૰ કોકયલસ્ વિલેસસ

એનો વેલો બે વર્ષ પછી ઘણો જ લાબો વધે છે. વાસનવેલને 'તાન્હોચા વેલ' તથા 'ભૂઈપાડળ' પણ મરાઠીમા કહે છે એ વેલાના પાદડા બારીક હોય છે. એ વેલાના નાના ટોપલા સારા થાય છે ભેસને વાસનવેલ ખવરાવવાથી તેને પુષ્કળ દૂધ આપે છે પહાડમૂળના અભાવે એના મૂળ લે છે. **વાસનવેલ**—વીર્યવર્ધક, રક્તશોધક, ઉષ્ણ, બલકર તથા તીખી છે; અને તાવ, કંઠરોગ, પિત્ત તથા ઉષ્ણવાતનો નાશ કરે છે **ઉપયોગ—(૧) કંઠસર્પ ઉપર:**—વાસનવેલના મૂળ વાટી પાવા. **(૨) પાણીનાં ખડબાં બાઝવા જેવું કરવા માટે:**—કેટલાક ભેદુ, વિશેષત મુસલમાન ફિરસ્તા વૈદ્યો ધાતુપુષ્ટિનુ ઉત્તમ ઔષધ કહી ભોળા લોકોને આ ચમત્કાર કરી દેખાડી પૈસા કઢાવી લે છે. ઉત્તમ પૃષ્ટતા આવશે એમ કહી વાસનવેલની ભૂકી નાખી પૈસા લે છે એ ચમત્કાર કરી દેખાડવો હોય ત્યારે વાસનવેલના પાદડા સૂકવી ચૂર્ણ કરી રાખવુ પછી તેને એક કપડામા પોટલી બાધી રાખી, એક વાડકીમા પાણી લઈ તેમા ચોળવી; એટલે તે પાણી જાડું થવા લાગી કેટલીક વાર ચાકુ વડે ટુકડા કરવા જેવુ ઘટ્ટ થાય છે **(૩) જીર્ણજ્વર ઉપર:**—વાસનવેલના મૂળના કકડા કરી હિમ અથવા ફાટ કરી પિવરાવવો. એથી રક્તશુદ્ધિ થાય છે **(૪) પેટપીડ ઉપર:**—વાસનવેલના મૂળ પાણીમા ઘસી પાવા, અથવા વાસનવેલના મૂળ, કાચકા અને અતિવિષ પાણીમા ઘસી પાવા. **(૫) પિત્તવિકાર ઉપર:**—વાસનવેલના પાદડાના રસમા સૂઠનુ ચૂર્ણ અને સાકર નાખી પાવા. **(૬) બાળકનુ તાળવું પડે છે તે ઉપર:**—વાસનવેલના પાદડાં વાટી થેપલી કરી તાળવા ઉપર લગાવવી. **(૭) વાળા ઉપર:**—વાસનવેલના મૂળ પાણીમાં વાટી પાવા **(૮) સંધિવાત અને ઉપદંશ વ્યાધિએ સાંધા પકડાય છે તે ઉપર:**—વાસનવેલના મૂળ બકરીના દૂધમા ઉકાળી તેમા લીડીપીપરનુ ચૂર્ણ નાખી તે દૂધ પાવુ.

**૫૪૨ વાળો**—સ૰ વાલક મ૰ વાળા હિં૰ વાલા, ખસ ક૰ મુડિવાળા. તૈ૰ વાટ્ટીવેલુ. તા વટ્ટીવેર. દ્રુ૰ મુડયાલ લા૰ એન્ડ્રોપોગોન મુરિકેટસ્. ઇં૰ કુસ્કુસગ્રામ ફા૰ ખસખાના

વાળો ઘાસના જેવો થાય છે. એના મૂળની વાસ સારી આવે છે. એના ભોથા હોય છે તે વાવ્યા પછી વર્ષે બે વર્ષે પુષ્કળ મોટો થઈ ચારે તરફ પ્રસરે છે તે મૂળને બે વર્ષ પછી કચરો અને માટીનો અશ બિલકુલ ન રહે એવી રીતે ધોઈને પછી તેને સૂકવે છે વાળાની ગાઠો બાગમા ઠેકાણે ઠેકાણે વાવવાથી ઘણી શોભા આપે છે એ ગાઠો બહુધા પાણીની નળીની આસપાસ વાવે છે. વાળો સુવાસિક હોવાને લીધે સુગધવાળા પદાર્થો કરવામા એનો પુષ્કળ ઉપયોગ થાય છે વાળો ઘણો ઠડો અને દાહશામક છે વાળાની પડદા, પખા ઇત્યાદિ ચીજો બનાવે છે. પાણીમા સુવાસ આવવા માટે તેને પાણીમા નાખે છે. વાળામા કાળો, ધોળો ઇત્યાદિ ઘણા પ્રકાર છે **વાળો**—દીપન, પાચન, શીતળ, સ્તંભન, લઘુ, કડવો, મધુર, કેશ્ય તથા રુક્ષ છે; અને જ્વર, ઊલટી, મદ, કફ, પિત્ત, તૃષા, રક્તવિકાર, વિષ, વિસર્પ, દાહ, મૂત્રકૃચ્છ્ર, કોઢ, અતિસાર, શ્વાસ, હૃદ્રોગ, અરુચિ, વ્રણ, લાલાસ્રાવ, રક્તપિત્ત તથા કંડૂનો નાશ કરે છે **કાળો વાળો**—શીત, કડવો, સુગધી, પાચન, સ્તંભન, લઘુ, મધુર તથા રુક્ષ છે, અને દાહ, શ્રમ, પિત્તજ્વર, તૃષા, રક્તદોષ, ઊલટી, પિત્ત, કફ, વિષ, દુર્ગંધ, મૂત્રકૃચ્છ્ર, કોઢ, જ્વર, મદ, વિસર્પ તથા વ્રણનો નાશ કરે છે. **પીળો**

વાળો—(સં૦ લામજ્જક) શીત, કડવો, મધુર, પાચક, લઘુ તથા સ્તંભન છે, અને વાયુ, પિત્ત, ત્રિદોષ, તૃષા, દાહ, શ્રમ, મૂર્છા, રક્તશૂળ, જ્વર, રક્તદોષ, સ્વેદ, કૃચ્છ્ર, ઊલટી, મદ, કફ, વિષ, વિસર્પ તથા વ્રણનો નાશ કર છે માત્રા ૧૦ રતી **ઉપયોગ—(૧) ગરમીથી અળાઈ થાય છે તે ઉપર:**—વાળો, નાગરમોથ અને ધાણાના ઠંડા પાણીમા લેપ કરવો **(૨) દાહ ઉપર:**—વાળો, ગુલાબકળી, કચોરા અને સાકરનુ ચૂર્ણ ચોખાના ધોવરામણમા અગર દૂધમા આપવુ **(૩) બાળકોના રક્તાતિસાર અને બીજા સર્વ પ્રકારના અતિસાર, ઉધરસ, દમ અને ઊલટી ઉપર:**—વાળો સાકર અને મધ, એ ચોખાના ધોવરામણમા આપવા **(૪) દાહ ઉપર:**—વાળો અને ચંદન વાટી શરીરે લેપ કરવો. **(૫) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—વાળો, શેરડીના મૂળ, ડાભ અને રતાદળી(રક્તચંદન)નો કાઢો કરી પાવો. **(૬) હૃદયશૂળ ઉપર:**—વાળો અને પીપરીમૂળનુ ચૂર્ણ સમભાગ એકત્ર કરી તેમાથી બે માસા ગાયના ઘીમા આપવુ

**૫૪૩ વાંકેરી**—સં૦ ધૃતકરંજ હિં૦ વાકેરી બં૦ ઉમૂલકૃચિ તૈ૦ નૂનિગ્લિક લે૦ સિસેલ્પિનિયા ડિગનિયા

જેવા કાકચના ઝાડ થાય છે, તેવા જ વાકેરીના કાટાવાળા ઝાડ હોય છે એના પાદડા કાચકાના પાદડા જેવા હોય છે વાકેરીને જાડી શિગો આવે છે અને લાલ તોરા આવે છે એ ઝાડના જાડા બેટ થાય છે. એવા બેટા રાયગઢ કિલ્લા ઉપર ઘણા છે એ ઝાડના મૂળ પચીસથી પચાસ હાથ નીચે ખોદવાથી તેની ગાઠો મળે છે એ ગાઠને વાકેરીનુ ભોથુ કહે છે એ ઝાડ કોકણ પ્રાતમા ડુગરમા વિશેષ છે ચોમાસામા સહ્યાદ્રિ પર્વતની તડોમા તે આપોઆપ નજરે પડે છે એ ગાઠો દૂધમા બાફી રાખવી એટલે ઘણા વર્ષ સુધી કામમા આવે છે× **ઉપયોગ—(૧) ગરમીથી પડેલી ચાંદી અને વ્રણ ઉપર:**—વાકેરીનુ ભોથુ ઘસી ઉપર ચોપડવું અને ઠંડા પાણીમા અથવા દૂધમા ઘસી ૬ માસા પર્યંત પાવુ **(૨) જખમમાંથી પરુ બહાર પડવા માટે:**—વાકેરીનુ ભોથુ ઘસી ઉપર ચોપડવુ તથા થોડો શેક કરવો, એટલે પરુ સુકાઈ ગરી પડશે. **(૩) પાંડુ, જીર્ણજ્વર, ગંડમાલા, ક્ષય, વ્રણ અને ગરમીના આજાર ઉપર:**—ગાયના દૂધમા વાકેરીનુ ભોથુ ઘસી તેમા ચોખ્ખુ ઘી, સાકર અને જીરાની ભૂકી નાખી ૪૨ દિવસ પાવુ. એટલે સર્વ રોગનો નાશ થઈ કાતિ સારી થાય છે. **(૪) ફાટેલી બદનું ક્ષત ભરાઈ આવવા માટે:**—વાકેરીનુ ભોથુ અને કપૂરભેડીના અથવા પારસપીપળીના મૂળ ગાયના માખણની પગશમા ઘસી લેપ કરવો. એ પ્રમાણે દિવસમા ૪-૫ વાર લેપ કરવો તથા વાકેરીનુ ભોથુ ગાયના તાજા દૂધમા ઘસી પાવુ, એટલે ઉપદંશ સબંધી સર્વ વિકારો નાશ પામે છે **(૫) પાઠા ઉપર:**—વાકેરીના પાદડા બારીક વાટી થેપલી કરી બાધવી **(૬) રક્તપિત્ત ઉપર:**—વાકેરીનુ ભોથુ ઠંડા પાણીમા ઘસી ખાડ નાખી સતત સેવન કરવાથી ઊલટી તથા મળદ્વારે પડનારા રક્તપિત્તનું શમન થાય છે **(૭) સ્તનરોગ ઉપર:**—વાકેરીનુ ભોથુ પાણીમા ઘસી લેપ કરવો

**૫૪૪ વાંદા**—સં૦ વૃક્ષાદની, વંદાક મ૦ બાડગુળ, કામરૂખ, બાદે બાદાગૂળ. હિં૦ બાદા બં૦ પગાછા. મોદડા બંદનીકે તૈ૦ બાજીનીકે. લા૦ લોરેન્થસ લાગિફોલિયસ. અં૦ ખરકતા.

આમ્રાદિ ઝાડ ઉપર બીજા પ્રકારના વેલા જેવી આ વનસ્પતિ ઉત્પન્ન થાય છે. તે ઘણુ કરી જૂના ઝાડ ઉપર થાય છે એના પાદડાનો આકાર ઘણુ કરીને કરમદીના પાદડાને મળતો છે એના ફળ પીળા, ગુલાબી અથવા સિંદૂરી રંગના હોય છે તે નાની રાયણ જેવડા થઈ તેના કરતા લાબા હોય છે. એ જે ઝાડ પર ચઢે છે તે ઝાડના ફળ નાશ પામે છે, એટલે જે ડાળીને તે લાગેલી હોય છે તે ડાળીને તોડી પાડે છે એના ફળ બાળકો ઘણા પ્રેમથી ખાય છે તે કિંચિત્ પરપોટાવાળાં હોય છે એ શીતળ, કડવા, તૂરા, રસકાળે મધુર, મંગળકારક, કિંચિત્ તીખા, વૃષ્ય, રસાયન,

× વાકેરી શોધન, સ્તંભન, વ્રણરોપણ અને બલ્ય છે માત્રા મોટી થવાથી કાઈક નશો ચઢે છે માત્રા વાકેરીની ગાઠ (મરાઠીમા ભાતા કહે છે તે) ૧૫-૩૦ રતી, પાનનો સ્વરસ ૧-૨ તોલા, ભગંદર, નાડીવ્રણ, પાઠા વગેરે રોગો માટે બહુ જ વપરાય છે
—સ્વામી કૃષ્ણાનંદ

ગ્રાહક તથા વ્રણરોપણ છે, અને કફ, ઊલટી, ગ્રહપીડા, રક્તદોષ, વિષ, વ્રણ તથા શ્રમનો નાશ કરે છે. **ગુણધર્મ**—શીતળ, કડવો, કસેલો અને મધુર છે, એમા ગ્રાહીપણુ વિશેષ છે એ કફઘ્ન, વાતહર, રક્તવિકારનાશક અને વ્રણરોપણ છે. માત્રા ૧ થી ૨ રતી. ઉપયોગ—(૧) **કર્ણશૂળ અને કાનમાં ફોલ્લી થયેલી હોય તે ઉપર**:—કોઈ પણ ઝાડ પરના વાદાનાં પાદડા લાવી કેળના પાદડામા તેની પડીકી બાધી અગારામા શેકી કાઢવી. પછી તે પાદડાને હાથ પર ચોળી તેનો રસ કાઢવો. પછી તેમા થોડું મધ મિશ્ર કરી તે કાનમા નાખવો. (૨) **શીતળા હલકા થવા માટે**:—સરગવાના ઝાડ ઉપરની વેલના મૂળ અંગારામા બાફી રસ કાઢવો. તેમા ઉમગના પાદડાં ઉપરનાં ફોડનો રસ મિશ્ર કરવો અને તેમા ગોરોચન શુમારે અડદની દાળ જેટલું ઘસી મધ નાખી પાવો. એ ઔષધ શીતળાનો તાવ આવે છે, તે જ દિવસે જો આપવામા આવે તો જેટલા ટીપા આપવામાં આવે તેથી અગ ઉપર માત્ર ત્રમણા ફોલ્લા થાય છે. (૩) **ગર્ભધારણ માટે**:—વડના ઝાડ ઉપરના વાદાનો રસ કાઢી તે ચોથા દિવસથી ત્રણ દિવસ પાવો (૪) **સોજા ઉપર**:—વાદાના ફૂલ અને પાદડાં વાટી ગરમ કરી બાધવા. (૫) **સાધારણ તાવ ઉપર**:—મોટા પાદડાના વાદાનો રસ કાઢી પાવો (૬) **વિષમજ્વર ઉપર**:—વિષવૃક્ષ ઉપરનો વાદો છાશમા, ઘીમા, દહીના ઘોળમાં અથવા હિંગમા આપવો. (૭) **તાવ ઉપર**:—અનુરાધા, કિંવા ઉત્તરાભાદ્રપદા નક્ષત્રમા આબો, કરેણ અને ખાખરાના ઉપરના વાદા લઈ હાથે બાધવાથી તાવ જાય છે. (૮) **વીંછીના વિષ ઉપર**:—વાદો ઘસી લેપ કરવો.

**૫૪૫ વાંસ**—સ૦ બ૦ વંશ, વેણુ. મ૦ વેળુ, બાબૂ, કો૦ કલક. હિં૦ બાસ ક૦ બીદીરુ, ગળા, એળે. તૈ૦ કચકઈ. તા૦ મુગિલ. તુ૦ બેદરૂ. મલા૦ મુગિલ. ગોમ૦ વાસો ઇં૦ બેબુ કેઈન, ફ્રા૦ કસન. લૅ૦ લેમ્બુઝા, એરન્ડીનેશિયા.

વાસને મરાઠીમા **બાંબુ, માણગા તથા ચિંવા** પણ કહે છે. કોકણમા વાંસના ભોથા ઘણે ઠેકાણે છે. જેમ કળકીના બેટા હોય છે તેવા જ વાસના બેટા હોય છે. વાસના પાદડા કળકીના પાદડા જેવા જ પરતુ તે કરતા લાબા અને પહોળા હોય છે વાસના ઝાડ કોઈ કોઈ સ્થળે પચાસ-સાઠ હાથ ઊચા વધે છે વાસ પાનળો હોય તો તેને બાબુ કહે છે વાસના બેટા એવા તો જબરા હોય છે કે તે ઉપર તોપના ગોળાનુ પણ જોર જલદી લાગુ થતુ નથી વાસને સાઠ વર્ષે ચવર આવે છે ત્યારે તેને કાટો ફૂલ્યો એમ કહે છે, તે એવી રીતે આવે છે કે દર સોટાને શુમારે ચાર ચાર આગળે ગુચ્છા આવે છે તથા અંદરના ઘઉના જેવા દાણા ઉત્પન્ન થાય છે. તે ધાન્ય પાકે એટલે વાસ સુકાવા લાગે છે. એકાદને એ બિયા આવવા લાગે કે વાસના ભોથા ને ભોથા નાશ પામે છે. પછી નવા બેટ તૈયાર થવાને વીસ–પચીસ વર્ષો લાગે છે જે વર્ષમા એ બિયા આવે છે તે વર્ષમાં ગરીબ લોક સુખી થાય છે. તે લોક એ ધાન્ય એકઠુ કરી સઘરી રાખે છે. પછી જોઈએ ત્યારે છડી દળીને તેની રોટલી, પૂરી વગેરે અનેક પદાર્થો કરે છે. વાસની અનેક વસ્તુઓ બને છે, ઘરના છાપરામાં તેનું સૈઢણ ઘાલે છે. ભીતને બદલે તેની ખપાટી જડે છે તેની ચટાઈઓ, ટોપલા, સૂપડા, પખા, કરડિયા ઇત્યાદિ વિવિધ પ્રકારની વસ્તુઓ બનાવે છે. હોડીની ડોલકાઠી વાસની કરે છે. તેના છોગલાનું શાક અને અથાણુ કરે છે આ કદ જ્યારે જમીનમાથી બહાર નીકળે છે ત્યારે તેના અગમા એટલુ બધુ જોર હોય છે કે તે એકાદ પથ્થર નીચેથી જો નીકળે તો તેને ઉથલાવી નાખે છે. કિંવા તેને ફોડીને પણ બહાર નીકળે છે વાસના પાલખીના દાડા કરે છે ચીન દેશમા વાસની ખુરસીઓ, કોચ, પલગ વગેરે નાના પ્રકારની વસ્તુઓ કરે છે. મીઠામા નાખેલા કદ વર્ષ બે વર્ષ સુધી ટકે છે. વાસમા જે પાણી વળે છે તેમાથી 'વંશલોચન' (વાસકપૂર) થાય છે.×

× વંશલોચનમા જેટલો સિલિસિક ઍસિડ વધારે હોય તેટલુ એ સારુ ગણાય સારુ વંશલોચન કાઈક આસમાની ઝાયવાળુ હોય છે, તેની સાથે વાસના ક્ષારની કણીઓ મેળવાય છે ક્ષાર તૈયાર કરવા માટે રાખને પાણીમા મેળવી ગાળી કડાઈમા ક્ષાર બનાવી લે છે પછી તેને વંગલોચનમા મેળવી આપે છે. એ કણીઓ સફેદ રંગની હોય છે એ ઉપરાત ખડીની કટકીઓ પણ મેળવી આપે છે પણ તે ગુણદાયક

**નક્કર વાંસ**—ખાટો, તૂરો, કડવો, શીતલ, સારક, સ્વાદુ, બસ્તિશોધક, છેદન તથા ભેદક છે; અને કફ, પિત્ત, રક્તદોષ, કોઢ, સોજો, વ્રણ, મૂત્રકૃચ્છ, પ્રમેહ, અર્શ તથા દાહનો નાશ કરે છે. **પોલા વાંસ**—દીપન, રુચિકર, પાચક તથા હૃદ્ય છે, અને અજીર્ણ, શૂળ તથા ગુલ્મનો નાશ કરે છે. બાકીના ગુણો નક્કર વાસ જેવા છે. **કુમળા વાંસ તથા કંદ**—તીખા, કડવા, ખાટા, તૂરા, લઘુ શીતલ તથા રુચિકર છે; અને પિત્ત, રક્તદોષ, દાહ, મૂત્રકૃચ્છ્ર તથા ત્રિદોષનો નાશ કરે છે **વાંસનાં બિયાં**—તૂરા, મધુર, રુક્ષ, પૌષ્ટિક, વીર્યકર તથા બલકર છે, અને કફ, પિત્ત તથા પ્રમેહનો નાશ કરે છે **વંશલોચન (વાંસકપૂર)**—રુક્ષ, તૂરુ, મધુર, શીત, રક્તશુદ્ધિકર, શુભાવહ, ગ્રાહક, ધાતુ-વર્ધક, વૃષ્ય તથા બલકર છે, અને કાસ, શ્વાસ, ક્ષય, રક્તપિત્ત, અરુચિ, કોઢ, જ્વર, કમળો, પાંડુરોગ, દાહ, તૃષા, વ્રણ, મૂત્રકૃચ્છ્ર, વાયુ તથા પિત્તનો નાશ કરે છે એનો જ ભેદ ગંધપલાશિકા છે તેના એવા જ ગુણો છે ઉપયોગ—**(૧) મૂત્રાઘાત ઉપર**:—ચોખાના ધોવણમાં વાસની રાખ અને સાકર નાખી પાવી. **(૨) પારો શરીરમાં રહે તો**:—વાસના પાદડાના ૪ પૈસાભાર રસમા સાકર નાખી તે રસ પાવો **(૩) રક્તજન્ય દાહ ઉપર**:—વાસની છાલનો કાઢો ઠંડો થયા પછી મધ નાખી પાવો **(૪) સર્વ પ્રમેહ ઉપર**:—વાસકપૂર, ચણકબોબા, નાગકેસર અને એલચીના દાણા સમભાગ લઈ બારીક ખાંડી વસ્ત્રગાળ ભૂકી કરવી પછી તે ભૂકી પલળે એટલુ ઉત્તમ ચંદનનુ તેલ લઈ તેમા તે ભૂકી સારી ભીજવી નાની સોપારી જેવડી ગોળીઓ કરી રાખવી. રોજ સવારે શુમારે ૪ તોલા સુધી ઠંડુ પાણી લઈ તેમા એક ગોળી કાલવવી અને અર્ધો તોલો સાકરની ભૂકી નાખી તે પ્રાશન કરવી. એ જ ક્રમે સાજે પણ આપવી એ ઔષધ ખાધા પછી છ પહોરમા આગ થતી બંધ થાય છે અને દુરસ્ત પ્રમેહનો સાત દિવસમા નાશ થાય છે પથ્ય—ઘઉની રોટલી, તુવેરની દાળ, ઘી અને સાકર એટલા પદાર્થ ખાવા. **(૫) ઠંડા પ્રમેહ ઉપર**:—વાસના પાદડા સૂકવવા. પછી દરેક વખતે અર્ધો તોલો પાદડા અને ૧ તોલો ઉપરસાળના મૂળ લઈ સાધારણ, ખાંડી ૨૮ તોલા પાણી નાખી અષ્ટમાશ કાઢો તૈયાર કરવો આ કાઢો તૈયાર થવા આવે એટલે તેમા ૧ તોલો સાકર નાખી ગાળી પાવો **(૬) બહુમૂત્રરોગ ઉપર**:—વાસના લીલા અથવા સુકાયેલા પાદડાનો કાઢો કરી દર વખતે પાવો પાણી પાવાને બદલે પણ આ કાઢો જ પાવો **(૭) બાળકોની ઉધરસ અને દમ ઉપર**:—વંશલોચન(વાસકપૂર)નુ ચૂર્ણ મધમા આપવુ અથવા વાસની ગાઠ પાણીમા ઘસી આપવી

**૫૪૬ વિખમોગરી**—(સં૦ હિં૦ બં૦ ટીસીમા. મ૦ વિખમોગરી, ટીસીમા.) વિખમોગરીના વેલા હોય છે એના પાદડા લાબા અને પહોળા હોઈ ઘણા કડવા હોય છે. તેને એકેરી મોગરી જેવા ફૂલ આવે છે. વેલા ઉપર બારીક ફળ આવે છે. ઉપયોગ—**(૧) સર્પ વગેરેના વિષ ઉપર**:—વિખમોગરીના પાદડાનો રસ કાઢી શક્તિ પ્રમાણે પાવો. **(૨) શરીરે વિષ ફૂટી નીકળ્યું હોય તે ઉપર**:—વિખમોગરીના મૂળ અને ઝેરકોચલાના બિયા ઘસી અંગ ઉપર જ્યાં વિષ ફૂટી નીકળ્યું હોય ત્યા ચોપડવા. **(૩) શરદી અને ગરમીએ પગ વળી જાય તે ઉપર**:—વિખમોગરીના પાદડાના રસમા મરીની ભૂકી નાખી દિવસમા ૪–૫ વાર ગરમ લેપ કરવો.

**૫૪૭ વિખરી (વનનગોડ)**—સં૦ શેફાલિકા મ૦ રાનનિર્ગુંડી હિં૦ બનનિર્ગુંડી, સિહરુ, સિઓલી તા૦ મનજપ પં૦ લહરિ. ક૦ કાડલોકિક. બં૦ શિઉલુ ગાછ

આ છોડ બે–ત્રણ હાથ ઊંચા વધે છે. એ છોડ ઉપર ગુચ્છાવાળા તોરાઓ છોડના સર્વ ભાગ

---

નથી ક્ષારમા તો કેટલેક અંશે ગુણ રહેલા છે સાચુ વંશલોચન શ્વાસોચ્છ્વાસ યંત્રમાની શ્લૈષ્મિક ત્વચાને પુષ્ટ બનાવે છે, જેથી કફોત્પત્તિ ઓછી થઈ જાય છે શાસ્ત્રીય સિતોપલાદિ પાઠ ઉત્તમ છે એ બાળક અને જુવાનને સારો લાભ પહોચાડે છે એના સેવનથી કફરોગમા ત્વચાનો દાહ ઓછો થાય છે તથા કફમા લોહી પડતુ હોય તો તે બંધ થાય છે. વાસ ગર્ભાશય પર સંકોચક્રિયા કરે છે એટલે વાસની કોમળ કાતરીઓનો અથવા કોમળ પાનોનો ક્વાથ કરી સુવાવડીને અપાય છે એનાથી લોહી પણ સારુ પડે છે કોમળ કાતરીઓને ખાંડી સાધાના સોજા પર બંધાય છે કોમળ પાન તજની સાથે વાટી કફમા લોહી પડતુ હોય તો અપાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

ઉપર આવે છે. એ તોરાની છેવટના ભાગમા કાટા જેવુ હોય છે. *ઉપયોગ—(૧) પગે ઓસાર થાય તે ઉપર :—વિખરીના પાદડાનો રસ કાઢી પગે ચોપડવો.

**૫૪૮ વીંછુડા**—મ૦ આગ્યા, બિચવા. હિ૦ ખકાળી. ફા૦ બિસ્ફાયજ અ૦ બસ્ફૈજ. લૅ૦ પોલિપોડિયમ વલ્ગેર

એ ઝાડ ડુંગરાળ પ્રદેશમા થાય છે અને એક હાથ ઊંચુ વધે છે એનાં પાદડા બે આગળ પહોળા અને કાત્રાદાર હોય છે એના કુમળા પાદડાની ભાજી ઉત્તમ થાય છે. એના મૂળ એક વેત લાબા અને કાળા રગના હોય છે એનો આકાર વીછીના જેવો હોય છે એ ઝાડને ઠાકરડા લોકો 'કોબડા' કહે છે. એના મૂળ મુબઈમા બિસ્ફાયજ (બસ્ફૈજ) નામથી વેચાય છે. એ મૂળનો જ ઔષધરૂપે ઉપયોગ થાય છે. **વીછુડા**—તીખા, શીત તથા વ્રણરોપણ છે, અને કફ, વાયુ, રક્તદોષ તથા અનેક વિષદોષોનો નાશ કરે છે **ઉપયોગ—(૧) શસ્ત્રના જખમ અને વ્રણ ઉપર :**—વીછુડાના મૂળ વાટી ચોપડવા અથવા સુકાયેલા મૂળનુ ચૂર્ણ કરી ભરવુ અને ત્રણ દિવસ સુધી પાટો છોડવો નહિ, એટલે જખમ ભરાઈ આવે છે **(૨) બદ, મૂળવ્યાધિ અને ગંડમાલા, સર્પ, વીંછી વગેરે સર્વ પ્રકારનાં વિષો ઉપર :**—વીછુડાના મૂળ ઘસી ચોપડવા ×

**૫૪૯ વિષ્ણુક્રાંતા**—સ૦ મ૦ વિષ્ણુક્રાતા બ૦ નીલ અપરાજિતા હિ૦ અપરાજિતા. ક૦ વિષ્ણુકાંકે તા૦ વિષ્ણુકાતિ તૈં૦ વિષ્ણુક્રાતમુ મલા૦ વિષ્ણુક્રાંતી. લા૦ ઇવોલ્વ્યુલસ્ એલ્સીનોઈડસ.

વિષ્ણુક્રાતાના છાતલા વેલી જેવા જમીન બરોબર થાય છે એનો વિસ્તાર ઘણો મોટો થતો નથી એ છાતલા ઉપર પાદડા બારીક અને લાબા આવે છે વિષ્ણુક્રાતાના ફૂલ કાળાશવાળા રાતા રગના અને બારીક હોય છે એની જ એક સફેદ ફૂલવાળી જાત છે એ છાતલા ઉપર બારીક ફળ આવે છે. વિષ્ણુક્રાતાના ગુણ ગરણીના જેવા જ છે **વિષ્ણુક્રાંતા**—તીખી, કડવી, પાચન, શુભપ્રદ તથા બુદ્ધિ, મેધા અને સ્મૃતિને આપનારી હોઈ તૂરી છે; અને વિષદોષ, વ્રણ, કૃમિ, કફ તથા વાયુરોગની નાશક છે **એનાં પાંદડાં**—ગુરુ છે અને વિષ, દાહ, પિત્ત તથા વાયુનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ગલશોથ ઉપર :**—વિષ્ણુક્રાતાના મૂળિયાનો રસ પાવો એટલે ઊલટી થઈ સોજો ઊતરે છે **(૨) પરિણામશૂળ ઉપર :**—વિષ્ણુક્રાતાના મૂળિયાંનો કલ્ક કરી તેમા સાકર, મધ અને ઘી નાખી પીવાથી ૭ દિવસમા પરિણામશૂળનો નાશ થાય છે **(૩) મૂળવ્યાધિ ઉપર :**—વિષ્ણુક્રાતાના મૂળિયાનો અગરસ ઘી નાખી પાવો રક્તમૂળ વ્યાધિ હોય તો પાદડાની વડી કરી ઉપર ચોટાડવી અને પછી ઉપર પાટો બાધવો **(૪) કાળપુળી (પાઠું) અને સર્વ પ્રકારની ગાંઠો ઉપર :**—વિષ્ણુક્રાતાના પાદડા અને કાસકીના પાદડા કાજીમા વાટી લેપ કરવો **(૫) કમળી ઉપર :**—વિષ્ણુક્રાતાના મૂળિયા છાશમા નાખી પાવા.

**૫૫૦ વેલતુર**—સ૦ વીરતરુ, વેલ્લતરુ મ૦ વે-ચેલતર. હિ૦ બરવેલ ક૦ ઓડઉ, ચેડાતરી, ચાડાવી-નગીડ તા૦ વિડાત્તેર તૈં૦ વેલુતરુ લા૦ ડિક્રોસ્ટેચિઝ સિનેરિયા.

એને મરાઠીમા 'ચેલતર' પણ કહે છે. એ ઝાડ નાના હોય છે. એનાં ફૂલ કાળા, ગુલાબી

---

* વિખરી (વનનગોડ) ના ગુણ—કડવી, તીખી, ઉષ્ણ અને રુક્ષ છે, તથા વાતદોષ, સધિવા અને અપાનવાયુના દોષને દૂર કરે છે

× એ ઉપરાત એક પ્રકારના છોડના ફળ વીછી જેવા થાય છે, તેને પણ વીછુડો કહે છે એ વીછુડાના છોડ અમે નજરે જોયા છે એના પાદડા એરડાના જેવડા મોટા અને એને મળતા હોય છે, પરતુ એની ડાડલી એરડાની ડાડલીની માફક મધ્યમા નથી હોતી, બીજા પાદડાની માફક જ હોય છે એ ડાડલી આરપાર પોલી હોય છે એના ફૂલો સફેદ રગના હોઈ ગરણીના જેવા આકારના હોય છે તેમા દેખાવ પૂરતા લાલ રગના પાચ ચાદલા હોય છે એથી એ દૂરથી ફેણ ચડાવેલા સાપ જેવા દેખાય છે જ્યારે ફૂલનો જથ્થો ઘટ હોય છે ત્યારે તેની વાસ ઉગ્ર અને મનપસદ આવે છે એના ફળ મોટી સોપારી જેવા વીછીના આકારના હોય છે સુકાયા પછી તેના ઉપરની ખોપરી ઊતરી જાય છે, ત્યારે તે સ્પષ્ટ વીંછીરૂપે ઓળખાઈ રહે છે, તેને ડંખની જગ્યાએ ઝીણા બે કાટા હોય છે બગડા ઉપર આવા (,) આવા છસાત કાટા હોય છે એ ઝાડ વધે ત્યારે ચાર ફૂટ સુધી ઊચુ વધે છે —પ્રાગજી ડોસાજી

અને લીલા રંગના થાય છે. એના પાદડા ઘણાં બારીક હોય છે એ ઝાડ કંટકયુક્ત હોય છે. **વેલતુર**—તીખું, ઉષ્ણ, અગ્નિદીપક, પથ્ય, રસકાળે અને પાકકાળે કડવુ તથા ગ્રાહક છે, અને વાયુરોગ. મૂત્રકૃચ્છ, અશ્મરી સંધિશળ, મૂત્રાઘાત તથા યોનિરોગનો નાશ કરે છે **ઉપયોગ—(૧) અતિસાર ઉપર:**—વેલતુરના પાદડા છાશમા વાટી પાવા

**૫૫૧ શણપુષ્પી**—સં૦ શણપુષ્પી. મ૦ ખુળખુળા, રાનતાગ, ઘાગરી. હિં૦ શણહુલી, શણઈ ઝુનઝુનિયા, પટસણ બ૦ વનશણઈ, શણેરગાછ. ક૦ ગિલુગિચ્છ તૈ૦ શણમતુવેલ્લ, જેનપનર, રેલચેટ્ટુ. તા૦ જેનપ્પનર. બ૦ પન ફા૦ લાદના. લા૦ ક્રોટાલેરિયા વેરૂંકોસા ઇ૦ ફ્લાક્સ, હેમ્પ

જેવા શણના ઝાડ હોય છે તેવા જ શણપુષ્પીના ઝાડ થાય છે એમા નાની અને મોટી એવી બે જાતિ છે. શણપુષ્પીનાં ઝાડ માથોડુ ઊંચા વધે છે એને શણના ફળ જેવા જ ફળો આવે છે અને તે સુકાયા પછી ખડખડ વાગે છે માટે મરાઠીમા તેનુ 'ખુળખુળા' (નાના છોકરાને રમવાનો ઘૂઘરો) નામ સાર્થક છે. શણપુષ્પી એ કડવી, વાતિકર તથા ગ્સળધક છે, અને અપસ્માર, ભૂતબાધા, કફરોગ, કાસરોગ, હિક્કા તથા શ્વાસનો નાશ કરે છે. એને જગલી લોકો મરાઠીમાં 'ઘાંટસર્પ' કહે છે **ઉપયોગ-(૧) અપસ્માર તથા ભૂતબાધા ઉપર:**—શણપુષ્પીના ફળોનો કાટો અથવા તેની ધૂણી આપવી **(૨) કંઠસર્પ ઉપર:**—શણપુષ્પીના ફળો ચલમમા નાખી પાવા, એટલે નાબડતોબ ગળામા ભરેલો કફ જુદો પડી ગુણ આવે છે પીવાની શક્તિ ન હોય તો બીજાએ પી તેના નાકમા તથા મોમા ધૃણી ઘાલવી **(૩) નાકમાં પીનસ કિંવા વ્રણ થયું હોય તો**— શણપુષ્પીના પાદડાંનો રસ નાકમા પાડવો

**૫૫૨ શતાવરી**—સ૦ મલા૦ શતાવરી. મ૦ શતાવરી, દિવસ માવળી માવળ૦ અસ્વલી ખાનદેશ૦ જાવરી. કો૦ શીતાવરી. બં૦ શતમૂલી. હિ૦ સતાવર. ક૦ વ્હત્તમુણગ્યા, શિપરી. તૈ૦ પિલ્લ પિચ્ચર. એડ્મટ્ટાટેડા તા૦ પેનીયનાકુ, ઉત્તરબુર ફા૦ ગુર્જદસ્તી અ૦ શકાકુલમિશ્રી લૅ૦ એસ્પેરેગસ રેસિમોઝસ( શતાવરી ) એસ્પેરેગસ સાર્મેન્ટોસસ ( મહાશતાવરી ) રા૦ નાહરકાટ, શતાવરી.

શતાવરીના છોડ વેલી જેવા હોઈ તે સાધારણ ૨-૩ ફૂટ ઊચા વધે છે× હિદુસ્તાનમા એ સર્વત્ર થાય છે એના પાદડા સરૂના પાદડા જેવા અથવા સવાના પાદડા જેવા કે દોરડા જેવા બારીક હોય છે. તે ડાળીના મૂળ પાસેથી છેડા સુધી બને બાજુએ સરખા આવે છે આ પાદડામા સમુદ્રની રેતી પ્રમાણે ખારી વાસ આવે છે એને નાના સુવાસિત અને ધોળા રગના ફૂલોના ઝૂમખા આવે છે. એ છોડ ઉપર બારીક કાટા હોય છે શતાવરીને બોર જેવાં નાના ફળો આવે છે અને પાકયા પછી તેનો રંગ રાતો થાય છે. ઔષધમા એના મૂળ વપરાય છે એકેક છોડને સો સુધી મૂળ હોય છે અને એ જ ઉપરથી એના શતમૂલી, શતપદી ઇત્યાદિ નામ પડેલા છે (શતાવરીનો અર્થ સોનીહાર પણ થાય છે.) પાદડા કેશ( વાળ )ના જેવા ઘણા ઝીણા અને પુષ્કળ હોવાથી કેશિકા, સૂક્ષ્મપત્રા અને બહુપત્રા, એવા નામો પડેલા છે સૂતરના તાતણા એકઠા બાધી રાખેલ હોય તેવા શતાવરીના મૂળના ઝૂમખા દેખાય છે. મૂળ ઉપર ફિક્કા રતાશ પડતા પીળા રગની પાતળી છાલ હોય છે તે કાઢી નાખતા અદર ધોળા રગનો ગાભો હોય છે અને તેની વચ્ચોવચ એક કઠણ દોરો હોય છે. મૂળમાનો ગાભો ખાવાથી મીઠો લાગે છે. એના મૂળ લીલા હોય છે, ત્યારે છોલીને સૂકવે છે. એ મૂળને શતાવરી કહે છે. શતાવરી **ધાતુપૌષ્ટિક છે. શતાવરી**—શીત, વૃષ્ય,

× આજકાલ ભાષાના અનેક ભેદોથી પોતાના દેશમા સખ્યાબધ જથ્થામા મળી આવતી વનસ્પતિને માટે મહાન પ્રયાસ કરવાની જરૂર પડે છે, એટલા જ માટે સુજ્ઞ પુરુષોને ઉચિત છે કે આપણી આર્ય વૈદ્યવિદ્યાનો બહોળો ફેલાવો થવાને તેને લગતા દરેક સંસ્કૃત નામો સાથે જેમ બને તેમ સાદામા સાદા સર્વમાન્ય નામો પ્રસિદ્ધિમા લાવવા પ્રયાસ કરવો જોઈએ એમ ન થવા પામે તો પછી શખાવળી, સહદેવી, મહેન્દ્રવારુણી અને ઇદ્રાવારુણી એ માખણી, મોનેલુ, ખારી કોઠીબી અને ત્રસડી જ હોવા છતા એ વનસ્પતિનો અભાવ માનવો પડે, એ દેખીતુ જ છે એ જ પ્રમાણે શતાવરી એ કેરડા આદિ બાટુકડામા થતી અવળકટાના નામથી ઓળખાતી જ વનસ્પતિ છે કે, જેને આમલીના પાનથી સાકડા, જાડા અને લાબા પાદડા પૃથ્વી તરફ વળેલા (અવળા) કાટા અને બે-અઢી ફૂટ ઊચો છોડ થાય છે

મધુર, કડવી, રસાયન, સ્વાદુ, ગુરુ, સ્નિગ્ધ, દુગ્ધપ્રદ, બલ્ય, મેધ્ય, અગ્નિદીપ, પૌષ્ટિક તથા ચક્ષુષ્ય છે, અને પિત્ત, કફ, વાયુ, ક્ષય, રક્તદોષ, સોજો, ગુલ્મ તથા અતિસારનો નાશ કરે છે. **મહાશતાવરી**—હૃદ્ય, મેધ્ય, અગ્નિદીપન, બલ્ય, શુક્લ, શીત, રસાયન તથા વૃષ્ય છે, અને સંગ્રહણી, અર્શ તથા નેત્રરોગનો નાશ કરે છે. બાકી ગુણ શતાવરી જેવા છે **શતાવરીના અંકુર**—કડવા, વૃષ્ય, લઘુ અને હૃદયને હિતકર હોઈ ત્રિદોષ, પિત્ત, વાતરક્ત, અર્શ, ક્ષય અને સંગ્રહણીનાશક છે. ઉપયોગ—(૧) **સ્તનમાં દૂધ વધારે આવવા માટે**:—શતાવરીનાં મૂળ દૂધમા વાટી પાવા, એના મૂળ ભેસને અથવા ગાયને ખવરાવવાથી તેને પણ વધારે દૂધ આવે છે. (૨) **દાહ, પિત્ત અને શૂળ ઉપર**:—શતાવરીના કાઢામા દૂધ અને તોલા સુધી મધ નાખી તે પાવો. (૩) **ટાઢિયા તાવ ઉપર**:—શતાવરી અને જીરાનુ ચૂર્ણ ૧ તોલા સુધી નવટાંક પાણીમા નાખી પાવું. (૪) **કૂખ, હૃદય અને બસ્તિનું શૂળ કિંવા પિત્તશૂળ અને સર્વ પ્રકારના શૂળ ઉપર**:—શતાવરીના રસમા મધ નાખી તે રસ પાવો. (૫) **કૂતરાના વિષ અને પથરી ઉપર**:—શતાવરીના મૂળનો રસ અને ગાયનુ દૂધ એકત્ર કરી પીવા આપવુ. (૬) **તાવ ઉપર**:—શતાવરીના મૂળનો રસ ગાયના દૂધમા જીરાની ભૂકી નાખી પાવો. (૭) **પિત્તપ્રદર ઉપર**:—શતાવરીનો રસ મધ નાખી પાવો. (૮) **પુષ્ટિને માટે ધાતુવૃદ્ધિ ઉપર**:—શતાવરીનું ચૂર્ણ નિત્ય એક તોલો ઉકાળેલા દૂધમા નાખી તેમા સાકર નાખી રોજ સાંજે પાવુ. (૯) **અપસ્માર ઉપર**:—દૂધમા શતાવરી એક તોલો ઘસી પાવી (૧૦) **વાતજ્વર ઉપર**:—શતાવરી અને ગળોનો રસ ગોળ નાખી પાવો. (૧૧) **રક્તશુદ્ધિ થવા માટે શતાવરીનું શરબત**:—શતાવરીના લીલા મૂળ લાવી તેના રેસાઓ કાઢી સાધારણ ખાંડવા અને ૨૦ તોલા લઈ તેમાં પાકા આઠ શેર પાણી નાખી ઉકાળવુ. પછી એક શેર પાણી બાકી રહે ત્યા સુધી કાઢો કરી ગાળવો અને તેમા એક શેર સાકર નાખી શરબત જેવો જાડો પાક કરવો. પછી તેમા કેસર, જાયફળ, જાવંત્રી, એલચી વગેરે મસાલો નાખી બાટલીમા ભરી રાખવુ આ શરબત રોજ એકથી બે તોલા લઈ ગાયના ચોખ્ખા દૂધમા નાખી બે વખત ૪૨ દિવસ સુધી પીતા જવું (૧૨) **બીજો પ્રકાર**:—શતાવરીના મૂળ, કૂવાડિયાના મૂળ અને બળદાણાનાં મૂળ, એ ત્રણે મૂળ સમભાગે લઈ ખાંડવાં અને ઔષધોથી ચારગણું પાણી નાખી અષ્ટમાશ કાઢો કરી ગાળી લઈ તેમા કાઢાથી બમણી સાકર નાખી શરબત જેવો પાક કરી તેમા એલચી દાણાની થોડી ભૂકી નાખી તે રાખી મૂકવો અને ઉપરની રીત પ્રમાણે બે વખત પીવો (૧૩) **ત્રીજો પ્રકાર**:—(શતાવરીપાક) ઉપલા ત્રણે ઔષધો સુકાયેલા સમભાગે લઈ તેનુ ચૂર્ણ કરી ઘીમા તળી તેમા તેનાથી દોઢો માવો શેકી મસળવો અને સાકરનો ચાસણીદાર પાક કરી તેમા તે મિશ્રણ તથા લવિંગ, એલચી, જાયફળ, જાવત્રી, બદામ, બેદાણા અને ગોખરુની ભૂકી નાખી તે મિશ્રણ સરખુ હલાવી એક કથરોટમા ઘી રેડી તેમા નાખી પહોળું કરવું અને સુકાયા પછી ચોસલા કરી રાખવા. રોજ સવારે અને સાંજે બે તોલા પાક ખાઈ ઉપર સાત સાત તોલા સુધી ગાયનુ તાજું દૂધ પીવું આ પાક બલપ્રદ, પુષ્ટિકારક અને લોહીની વૃદ્ધિ કરનારો છે (૧૪) **રક્તાતિસાર ઉપર**:—શતાવરીના રસમા સાકર નાખી તે પાવો અથવા ઘી નાખી રસ ઉકાળી તે સિદ્ધ થયેલું ઘી પાવુ, કિંવા શતાવરીના મૂળ વાટી સાથે પાવા. (૧૫) **ત્રિદોષ થયેલા મૂત્રકૃચ્છ્ર ઉપર**:—શતાવરીના મૂળનો કાઢો સાકર અને મધ નાખી પાવો. (૧૬) **અમ્લપિત્ત ઉપર શતાવરીઘૃત**:—શતાવરીનો કલ્ક ૬૪ તોલા, ઘી ૬૪ તોલા અને ચોપટ દૂધ નાખી પચાવી ઘી તૈયાર કરવુ, તે અમ્લપિત્ત અને વાતપિત્ત સબંધી વિકાર, રક્તપિત્ત, તૃષા, મૂર્ચ્છા, શ્વાસ તથા સંતાપનો નાશ કરે છે. **બીજો પ્રકાર**:—ચાર શેર શતાવરીના ગાભાનો કલ્ક અને એક મણ દૂધ મેળવી ૪ શેર ઘી સિદ્ધ કરવુ. પછી તેમા સાકર, મધ અને લીંડીપીપર મેળવી સેવન કરવુ આ અમ્લપિત્તનાશક, પૌષ્ટિક અને વીર્યવર્ધક તેમ જ બીજા પિત્તવિકારો ઉપર ઉત્કૃષ્ટ ગુણદાયક છે. (૧૭) **ફલઘૃત**:—શતાવરીનો રસ ૧૬ શેર, વાછડાવાળી ગાયનુ દૂધ ૧૬ શેર અને મેદા, મજીઠ, જેઠીમધ, કોષ્ટ, ત્રિફળા, બળ, ધોળું ભોયકોળું, કાકોલી, ક્ષીરકાકોલી આસંધ,

અજમો, હળદર, દારુહળદર, હિંગ, કડુ, કાળું કમળ, દ્રાક્ષ, ચંદન અને રક્ત ચંદન, એ દરેક બબ્બે તોલા ઔષધનો કલ્ક મેળવી વાછડાવાળી ગાયના દૂધનું ૪ શેર ઘી સિદ્ધ કરવું. એ ઉત્તમ પ્રકારનું વૃષ્ય, સ્ત્રીઓના યોનિરોગ ઉપર અને ઉન્માદ( હિસ્ટીરિયા ) ઉપર રામબાણ અને વંધ્યત્વદોષ નિવૃત્ત કરનાર છે. **(૧૮) શતાવર્યાદિ ક્વાથ પિત્તના મૂત્રકૃચ્છ્ર ઉપર :**—શતાવરી, કસેરુ, દર્ભમૂળ, ગોખરું, ભોંયકોળું, સારીના મૂળ, શેરડીના મૂળ અને કાસ( કાસડા )નો કાઢો ઠંડો કરી મધ અને સાકર નાખી આપવો **(૧૯) પ્રમેહ ઉપર :**—શતાવરીનો રસ દૂધ સાથે આપવો. **(૨૦) મહાવિષ્ણુ તેલ :**—શતાવરીનો રસ ૧૬ શેર, દૂધ ૧૬ શેર, પાણી ૩૨ શેર અને નાગરમોથ, આસંધ, જીવક, ગજમગ, ઋષભક, કચોરા, કાકોલી, ક્ષીરકાકોલી, જીવંતી, જેઠીમધ, દેવદાર, પદ્મકાષ્ઠ, સિંધાલૂણ, જટામાસી, એલચી, તજ, કોષ્ઠ, વજ, રતાજળી, મજીઠ, કસ્તૂરી, સુખડ, કેસર, સાલવણ, પિઠવણ, જંગલી અડદ, ગંઠોડા નખલા, વરિયાળી, છડીલો અને કોડિયો લોબાન, દરેકના ચાર ચાર તોલાનો કલ્ક મેળવી ૧૬ શેર તલનું તેલ સિદ્ધ કરવું એ સર્વ પ્રકારના વાતરોગ ઉપર ઉત્તમ ગુણકારી છે **(૨૧) ગૂમડાં પાકવા માટે :**—શતાવરીના પાંદડા ઘીમાં સીજવી તે ઘી ચોપડવું. **(૨૨) શીતળાનું જોર ઓછું થવા માટે :**—શતાવરીના મૂળનો કાઢો આપવો.

**૫૫૩ શરપુંખા**—સં૦ શરપુંખા. મ૦ ઉન્હાળી, રાનટી નીળ. હિં૦ સરફોકા. બં૦ બનનીલ. ક૦ કોગ્ગી તૈ૦ પાપારાચેટ્ટુ તા૦ કોલ્લુકવકેલ્લપિ. ઇં૦ પરપલ ટેફ્રોસિયા લા૦ ટેફ્રોસિયા પરપ્યુરિયા.

શરપુંખાનું ઝાડ એટલું તો કઠણ હોય છે કે મોટા મોટા પહેલવાન પણ હાથથી ખેંચી કાઢવાને સમર્થ થતા નથી એને લાલ રંગના ફૂલ આવે છે અને એની શિંગો ચપટી હોય છે. પાંદડા નાના હોઈ લાંબા હોય છે, એ ઘણાક પ્રાંતોમાં થાય છે જ્યાં એ ઝાડ ઘણા થાય છે ત્યાં લોકો એ ઝાડ સૂકવી તેનો બાળવા માટે ઉપયોગ કરે છે. ક્વચિત્ **ધોળા** ફૂલની પણ શરપુંખા હોય છે. **શરપુંખા**—તીખી, ઉષ્ણ, કડવી, તૂરી તથા લઘુ છે, અને કૃમિ, યકૃત, પ્લીહા, ગુલ્મ, વ્રણ, વિષ, ઉધરસ, દમ, અર્શ, જ્વર, રક્તદોષ, કફ, હૃદ્રોગ, વાયુ, કફોદર, ગલત્કુષ્ઠ તથા વાગનો નાશ કરે છે. ધોળી શરપુંખાના ગુણ એનાથી કંઈક અધિક છે. **કંટક શરપુંખા**—તીખી તથા ઉષ્ણ છે અને કૃમિ તથા ગળનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) મૂળવ્યાધિ ઉપર :**—શરપુંખાના મૂળ દહીંમાં વાટી આપવા. **(૨) પ્રમેહ ઉપર :**—શરપુંખાના મૂળનો કાઢો કરી તેમાં મરીનું ચૂર્ણ નાખી આપવો. **(૩) ખરજવા ઉપર :**—શરપુંખાના બિયા પાતાળયંત્ર વડે તેલ કાઢી ચોપડવું. ( આ ઘણું સરસ ઔષધ છે ) **(૪) ગંડમાલ ઉપર :**—શરપુંખાના મૂળ ચોખાના ધોવરામણમાં વાટી તેનું નસ્ય આપવું અને લેપ કરવો, અથવા શરપુંખાના મૂળ અને હળદર ગાયના દૂધમાં ઘસી તેનો લેપ કરવો. **(૫) ઉધરસ ઉપર :**—શરપુંખાનું મૂળ સૂકવી ચલમમાં નાખી તેની ધુમાડી પીવી **(૬) સર્વ વ્રણ ઉપર :**—શરપુંખાનું ચૂર્ણ મધમાં ખરલ કરી ચોપડવું. **(૭) ગુલ્મ ઉપર :**—શરપુંખાનો ખાર અને હરિતકીનું ચૂર્ણ એ ચાર ચાર માસા એકત્ર કરી ખાવું. **(૮) પ્લીહોદર ઉપર :**—શરપુંખાના મૂળ છાશમાં વાટી પાવા એટલે જલદી ગુણ આવે છે. **(૯) અંડવૃદ્ધિ ઉપર :**—શરપુંખાના મૂળનું ચૂર્ણ પાણીમાં એક મહિના સુધી આપવું.

**૫૫૪ શરસડો**—સં૦ શિરીષ. મ૦ શિરશી, શિરસ. ખાન૦ ફૂલકેસર હિં૦ શિરસ, ઝિંઝણો 'શિરીવા. બં૦ શિરીષ ક૦ શિરીષમારા બાગેમાગ તૈ૦ શિરીષમુ ગિરિષમુ તા૦ બાગેમાર. તુ૦ બાગેડામારા. મલા૦ નેન્મેની ફા૦ દરખ્તેજ કરિયા, દરઓજ કરિયા અ૦ સુલતાનુલૂ અસજાર, હબેસુલતાનુલૂ અસજાર લા૦ આલબિઝિયા લેબેક, આલબિઝિયા ઓડોરેટિસિમા કો૦ ઢાઢોણી

આ વૃક્ષ મોટું થાય છે. એના પાંદડા આમલીના પાંદડા જેવા પણ તે કરતાં મોટા હોય છે. એને મોટી લાંબી શિંગો આવે છે તેમાં ચપટા બી હોય છે. એના ફૂલ પીળા રંગના હોય છે એ વૃક્ષ સર્વત્ર થાય છે મરાઠીમાં રાઈનું નામ પણ 'શિરસ' છે, પરંતુ એ બંને નામો ભિન્ન જાણવા. **શરસડો**—મધુર, કડવો,, શીતળ, તૂરો, તીખો, વર્ણકર તથા લઘુ છે, અને વિસર્પ,

સોજો, ઉધરસ, વિષ, વ્રણ, ત્વગ્દોષ, પામા ( ખસ ), ખરજ, કોઢ, વાયુ, રક્તદોષ તથા શ્વાસનો નાશ કરે છે ઉપયોગ—(૧) **સર્પદંશ ઉપર:**—શરસડાના ફૂલોના રસમા મરીને સાત દિવસ ખરલ કરી સાત ભાવનાઓ આપી તેનુ સેવન અને અંજન કરવાથી સર્પનુ વિષ ઊતરે છે. (૨) **દેડકાના વિષ ઉપર:**—શરસડાના બી થુવરના દૂધમા વાટી તેનો લેપ કરવો. (૩) **સર્વ વિષ ઉપર:**—શરસડાના પંચાગ ગોમૂત્રમા વાટી લેપ કરવો. (૪) **પ્રદર ઉપર:**—શરસડાની છાલનો રસ સમભાગે ગાયનું ઘી નાખી પાવો. (૫) **વિસર્પ, વિષદોષ, વિસ્ફોટક, સોજો અને દુષ્ટ વ્રણ એ ઉપર દશાંગ લેપ:**—શરસડો, જેઠીમધ, તગર, રતાદળી, એલચી જટામાસી, હળદર, દારુહળદર, કોષ્ઠ, વાળો, એને સમભાગે લઈ ચૂર્ણ કરી પંચમાશ ઘી લઈ તેમા ખરલ કરી પાણીમાં કાલવી રોગસ્થળ ઉપર લેપ કરવો. (૬) **ગરમીનાં ચાઠાં (ચાંદાં), વ્રણ ઇત્યાદિને રૂઝ આવવા માટે:**—શરસડાની છાલ, રસાંજન અને હરડા, એનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધમા ખરલ કરી ચોપડવુ (૭) **સન્નિપાત જ્વરમાં તંદ્રા (મૂર્છા) આવે તે ઉપર:**—શરસડાના બી, લીંડીપીપર, મરી અને સિંધવ, એ ગોમૂત્રમા ઘસી અંજન કરવુ અથવા શરસડાનાં બી અને મરી સમભાગે લઈ બકરીના મૂત્રમા ઘસી અંજન કરવુ. (૮) **ચોથિયા તાવ ઉપર:**—શરસડાના ફૂલ હળદર અને દારુહળદર એકત્ર વાટી તેનો કલ્ક ઘીમા આપવો. તે કલ્ક ચોથિયા તાવનો નાશ કરે છે. (૯) **કર્દમ વિસર્પ ઉપર:**—શરસડાની છાલનુ ચૂર્ણ સો વખત ધોયેલા ઘીમા નાખી લેપ કરવો (૧૦) **સૂર્યાવર્ત શિરોરોગ ઉપર:**—શરસડાના મૂળની કિંવા ડાળીઓની પોટલી સુંઘાડવી.

**૫૫૫ શવળા**—(સં૦ વજ્રમુષ્ટિ. મ૦ શેવળે ) એના છોડ લૂતી ( વગડાઉ સૂરણ ) જેવા હોય છે, પરંતુ તેમા પાદડા ન થતા નાની પીળા રંગની ટોટી જેવી નળી નીકળે છે, તે નીચે જાડી તથા છેડે પણ જાડી હોય છે. લૂતીની ભાજી અને આ ભાજી એક જ ઠેકાણે થાય છે, તથા છાલના આચ્છાદન ઉપરથી એ બન્ને સરખા જ દેખાય છે. એ ભાજી ઘણી ખરજવાળી છે; એને માત્ર તોડવાથી જ હાથે ચેળ થાય છે. એ ચોખાના ધોવરામણમા બાફવી જોઈએ અને તેમા આમલી, ગોળ, ટોપરુ વગેરે પદાર્થો નાખવા જોઈએ તેમ ન થાય તો મોમા આખો દિવસ ખરજ આવે છે.

**૫૫૬ શહાજીરું**—સં૦ કૃષ્ણજીરક, ભેદનિકા, વર્ષકાળી. મ૦ શહાજીરે હિં૦ સ્યાહજીરા. બં૦ કાલજીરે કં૦ શાજીરીગે તૈં૦ નલજીર. ફા૦ જીરેસિયાહ. અં૦ કમન ફીરમાની ઇં૦ બ્લેક કારાવે સીડ્ઝ લા૦ કેરમ્ બલ્બો-કેસ્ટનમ્ ( દેશી શહાજીરુ ), કેરમ્કાવી ( વિલાયતી શહાજીરું ).

શહાજીરાની ઉત્પત્તિ લાહોર અને પશ્ચિમ હિમાલયમા થાય છે, તેમ જ રશિયા વગેરે યુરોપના દેશોમા પણ થાય છે શહાજીરુ એ જીરા કરતા બારીક હોય છે એનો ગરમ મસાલામા ઉપયોગ કરે છે. **શહાજીરું**—તીખું, ઉષ્ણ, સુગંધી, રુચિકર, આંખને હિતકર, ગ્રાહક, રુક્ષ તથા દીપક છે, અને કફ, સોજો, જીર્ણજ્વર, શિરોરોગ તથા કોઢનો નાશ કરે છે.

**૫૫૭ શંખાવળી ( માખણી )**—સં૦ શંખપુષ્પી વિષ્ણુક્રાંતા મ૦ શંખાહુલી. હિં૦ કૌડીઆલી. શંખાહુલી. બં૦ ડાનકુની. કં૦ કડત્રલમર લા૦ ઇવોલ્યુલસ એલ્સિનોઇડસ.

એનો છોડ શુમારે પોણો હાથ ઊંચો વધે છે. એના પાદડા બારીક હોય છે અને ફૂલ પણ બારીક હોઈ બપોરિયા છોડના જેવા હોય છે એ ફૂલ ધોળા શંખ જેવા હાય છે ફૂલ ઉપરથી એમા ધોળી, લીલી અને ભૂરી એવી ત્રણ જાત છે. **શંખાવળી**—શીતળ, મેધ્ય, સ્વર્ય, સિદ્ધિપ્રદ, સારક, રસાયન, તૂરી તથા કિંચિત્ ઉષ્ણ છે; અને સ્મૃતિ કાંતિ, બળ તથા અગ્નિને વધારનારી, તીખી, આયુષ્યસ્થાપક, પાચક, લઘુ અને માંગલ્યપ્રદ હોઈ પિત્ત, વિષદોષ, અપસ્માર, ભૂતબાધા, કૃમિ, કોઢ, લૂતા, ગ્રહદોષ અને સર્વોપદ્રવનો નાશ કરે છે ઉપયોગ—(૧) **ઉન્માદ અને અપસ્માર ઉપર:**—શંખાવળીના રસમા કોષ્ઠનું ચૂર્ણ અને મધ નાખી આપવુ. (૨) **ઊલટી ઉપર:**—શંખાવળીનો રસ ૨ તોલા મધ અને મરી નાખી પાવો. (૩) **સન્નિપાતોદર ઉપર:**—સમૂળ શંખાવળીના રસમા સિદ્ધ કરેલુ ઘી પાવુ. તે રેચક છે ×

× અહી શંખાવળીનુ લૅટિન નામ ઈવોલ્વ્યુલસ અલ્સિનોઈડિસ્ આપેલ છે અને વર્ણન કરેલ છે, તે

**૫૫૮ શાકર કોળું** (સાકર કોળું)—સં૦ ડગરી મ૦ ડાગર, તાબડા ભોપળા. દે૦ કાશી-ફળ. હિ૦ સફરીકુમરા, પેઠા. ક૦ ડગર, કુબળકાયી તા૦ પુશની, અનિમુલે તુ૦ શિપેકુબડા. મલા૦ ચક્કર કુંપલજા. ગો૦ દુધિની. તૈ૦ ગુમડીકાયી, ફાળ બાદરગ ઈં૦ પપકીન, ધી ગાર્ડ લા૦ કુકુર્બિટા પેપો બ૦ કુમડા ઉ૦ કખાડૂ, પાનીકખાડૂ

આ એક કોળાની જાત છે સાકર કોળાના વેલા પચીસ હાથ લાબા વધે છે દર વેલાને ત્રીસ-ચાળીસ ફળ આવે છે તેમા કેટલાક ગોળ અને કેટલાક લાબા હોય છે તેનો બહારનો રગ પીળો હોય છે એની અદર રાતા કોળાના જેવા ચપટા બિયા હોય છે. તે છોલીને ખવાય છે. એ બિયા ઘણા પૌષ્ટિક છે. એના લાડુ પણ કરે છે સાકર કોળાને પીળા ફૂલો આવે છે. તેનું તથા કુમળાં પાનનુ અને વેલાનુ શાક કરે છે મરાઠીમા સાકર કોળાને 'ભોપળા' તથા 'દેવડાગર' પણ કહે છે. સાકર કોળાના વેલા સાત–આઠ મહિના ટકે છે –

**૫૫૯ શિકેકાઈ**—સં૦ વિમલા, સપ્તલા, શ્રીવલ્લી મ૦ હિ૦ શિકાકાઈ. ક૦ શિગીકાઈ, શીગેય-વલ્લી તા૦ કિયાકકે તે ચિકાયા. તુ૦ સિગે. મલા૦ ચિકાકાઈ. લા૦ એકેશિયા કોનસિના

એ કાટાવાળા ઝાડવા ઘણા જ મોટા હોઈ એના પાદડા બારીક હોય છે એને ચપટી તથા શુમારે ૭–૮ આગળ લબાઈની શિગો આવે છે, તેને શિકેકાઈ કહે છે એ અરીઠા જેવી જ મેલની શોધન કરનારી હોઈ એનો આપણા દેશમા કેશ સાફ કરવામા સર્વત્ર ઉપયોગ થાય છે. શિકેકાઈ સારી ખાડી તેને પાણીમા કઢવી પછી તે પાણી શરીરે લગાવે છે **+શિકેકાઈ**—તીખી અને ખાટી

---

જાત અપસ્માર માટે ઉપયોગી નથી એના ગુણધર્મ–દીપન, સારક, જ્વરઘ્ન, પૌષ્ટિક, ગર્ભાશય, મગજ અને જ્ઞાનતતુઓને લાભદાયક છે માત્રા ૦ા થી ૦ાા તોલો આ ગખાવળી તાવ અને તાવ પછી નિર્બળતા ઉપર વપરાય છે તાવમા રોગી બકવાદ કરતો હોય અને બહુ જ તોફાન મચાવતો હોય ત્યારે મગજને શક્તિ આપવા અને નિદ્રા લાવવા માટે આનો ફાટ અપાય છે તેમ જ રક્તસ્રાવ બધ કરાવવા માટે આનો સ્વરસ અપાય છે ઉપરની શખાવળી ઉપરાત બીજી જાત જે ઉન્માદ, અપસ્માર માટે વધારે ઉપયોગી છે તે રજપૂતાના, ગુજરાત અને યુ પી ના કેટલાક પ્રદેશમા થાય છે, પજાબમા જોવામા આવતી નથી એના છોડ ૧–૧ાા ફૂટ ઊંચા થાય છે પાન અતર પર, ૧–૧ાા આગળ લાબા અને બહુ જ સાકડા હોય છે ફૂલ શખના જેવા સવારે ઊઘડે છે રગ સફેદ, કાઈક લાલ ઝાયવાળો હોય છે એનો સ્વરસ બહુ જ ચીકણો નીકળે છે સવારમા ગખપુષ્પી ભેગી કરીને રસ કાઢે તો થોડો નીકળે છે બપોરે શખપુષ્પીનો રસ કાઢે તો એટલા વખતમા રસ સુકાઈ જાય છે એ શખપુષ્પી જ્ઞાનતતુ અને મગજને માટે બહુ જ હિતકારક છે

બગાળામા જેને શખાવલી કહે છે તેનુ લૅટિન નામ કેન્સકોરા ડિકસેટા છે એ ૧ ફૂટ ઊચી હોય છે વચ્ચેનો દાડો સીધો હોય છે પાન સામસામા અને લાબા આવે છે એમા પણ શાખાના અતરમા સફેદ ફૂલ આવે છે એ ગખપુષ્પીને શખિની પણ કહે છે એ દીપન, રોચક, સારક અને શામક છે ઉન્માદરોગમાં ૨–૪ તોલા સ્વરસ પિવરાવવાથી દસ્ત સાફ આવે છે અને મદ ઊતરી જાય છે એના મૂળ કબજિયાત, ગુલ્મ અને આફરા પર વાપરે છે —**સ્વામી કૃષ્ણાનંદ**

* અમેરિકામા આ બીજ રાજમાન્ય થયેલ છે ચપટા કૃમિઓને મારવા માટે પહેલા જુલાબ આપવો. પછી નરણે કોઠે ૫–૧૦ તોલા બીજને વાટી દૂધમા ગાળી મધ મેળવીને આપવા ત્યાર પછી મરેલા કૃમિઓને બહાર કાઢવા માટે કરીથી જુલાબ આપવો —**સ્વામી કૃષ્ણાનંદ**

– સાકર કોળુ તેમ જ રાતુ કોળુ બન્ને એક જ જાતની વનસ્પતિ છે ગુજરાતમા બનેને પદકાળુ કહે છે રાતા કોળાનુ વર્ણન નબર ૪૮૮ મા આપેલ છે ગુણ પણ બનેમા લગભગ સમાન છે

+ શિકેકાઈ ચડવાવાળા ઝાડવા છે એમા હુકના જેવા કાટાઓ હોય છે પાન ૨ થી ૪ ઇચ લાબા અને કાટાવાળા તથા મુખ્ય બે વિભાગવાળા હોય છે ફૂલ માર્ચથી જુલાઈ સુધી આવે છે ફૂલ ગોળાકાર હોય છે શિગ રેષાકાર, લબગોળ, માસલ, નવી હોય ત્યારે જાડી, સુકાયેલી કરચળીવાળી થઈ જાય છે. બીજ ૬ થી ૧૦ હોય છે આની ઉત્પત્તિ દક્ષિણમા અને હિમાલયમા થાય છે દક્ષિણની અપેક્ષાએ હિમાલયના ઝાડવામા ગુણ વધારે છે વધારે ઉપયોગ શિગનો થાય છે પાન પણ વપરાય છે શિગ અરીઠા જેવા સ્વાદવાળી, વધારે ખાટી, કાઈક કડવી અને વધારે તીખા સ્વાદવાળી હોય છે પાન ખાટા અને રુચિકર હોય છે હિદુસ્તાન ઉપરાત ચીનમા પણ શિકેકાઈના ઝાડવા થાય છે

**ગુણધર્મ**—શિંગ ઉત્તેજક, કફઘ્ન, વામક અને સારક છે શિગની ક્રિયા અરીઠા અથવા સેનેગાની સમાન.

છે, તથા વાયુ, કફ અને સોજાનો નાશ કરે છે. **એનાં ફળ**—અતિ ખાટા, રુચિકર અને તેલની ચીકાશનો નાશ કરે છે. એનો ભેદ **નિકુંજિકા**—તેના પણ એવા જ ગુણ છે. **ઉપયોગ—(૧) કફ પાતળો થવા માટે મળશુદ્ધિ અને પેટમાંનો ગુલ્મ નાશ થવા માટે:**—શિકેકાઈનું પાણી કરી પાવું. **(૨) ઢોરના ખાધાનાં વિષ આવે તે ઉપર:**—શિકેકાઈ બિયાં સુધ્ધાં છાશમા વાટી તે છાશ પાવી એટલે વિષ ઊતરે છે. **(૩) વીંછીના વિષ ઉપર:**—શિકેકાઈ પાનમા ખવરાવવી.

**૫૬૦ શીમળો**—સં૦ શાલ્મલી. મ૦ સાવરી. હિં૦ સેમલ કોં૦ સાબર. બ૦ સિમુલ. ક૦ બુરલ એલન, યવલત દમર, યેલવડા. તૈ૦ રૂગચેટ્ટુ, બુરુંગા. તા૦ ઈલાવુ, શાનમલી. મલા૦ મલ્લિલણુ. ઈં૦ સિલ્ક કોટન ટ્રી. બોમ્બેક્સ મલાબારિકમ્ (લાલ શીમળો), એરિઓડેન્ડ્રોન એન્ફ્રેક્ટ્યુઓઝમ (સફેદ શીમળો)

આ ઝાડ મોટું થાય છે એના સર્વાંગે કાંટા હોય છે, માટે એને મરાઠીમા 'કાટે સાવર' પણ કહે છે એ બસો-ત્રણસો વર્ષ સુધી ટકે છે. એની બે જાત છે: એક ધોળી અને બીજી રાતી. એને કાર્તિક-માર્ગશીર્ષ મહિનામા ફૂલ આવી ચૈત્રના શુમારે ફળ આવે છે. તે લીલા હોય ત્યારે તોડી લઈ, ફોડી સૂકવે છે અને અંદરનું રૂ કાઢી લે છે. શીમળાનું રૂ ઘણું મૃદુ હોય છે, માટે શ્રીમંત લોકો તેના ગાદી-તકિયા કરે છે. તેને પીંજવામા મહેનત પડતી નથી. એનું લાકડું ચીકણું અને કઠિન હોય છે. તે પાણીમા જલદી કહોવાતુ નથી, તેથી હોડીઓ કરે છે, શીમળાને લાલ રંગનો ગુંદર આવે છે, તેને '**મોચરસ**' કહે છે શીમળાના ફૂલનું શાક સિંધવ અને ઘીમા વઘારી ખાવાથી કષ્ટસાધ્ય પ્રદર, રક્તપિત્ત અને કફનો નાશ થાય છે. **શીમળાનું ઝાડ**—શીતળ, પિચ્છલ, વૃષ્ય, બળકર, મધુર, તૂરું, લઘુ, સ્નિગ્ધ, શુક્રલ, રસાયન તથા ધાતુવર્ધક છે, અને પિત્ત, રક્તદોષ તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એની છાલનો રસ**—ગ્રાહક, તૂરો અને કફનાશક છે. બાકીના ગુણ ઝાડ જેવા જ છે **એનાં ફૂલ**—સ્વાદુ, કડવા, શીતળ, ગુરુ, રુક્ષ, વાતલ તથા ગ્રાહક છે, અને કફ, પિત્ત તથા રક્તદોષનો નાશ કરે છે. એ જ પ્રમાણે ફળના ગુણો છે. **એના કાંદા**—મધુર તથા શીતળ છે, અને મલસ્તંભ, પિત્ત, દાહ, શોક અને સંતાપનો નાશ કરે છે. **કૂટશાલ્મલી (શીમળાનો ભેદ)**—કડવો, તીખો, ભેદક તથા ઉષ્ણ છે; અને કફ, વાયુ, પ્લીહા, યકૃત, ગુલ્મ, વિષદોષ, ભૂતબાધા, મલસ્તંભ, રક્તદોષ, મેદ તથા શૂળનો નાશ કરે છે. લીલી કરતાં ધોળી વધારે ગુણવાળી છે.×**મોચરસ**—હિમ, ગ્રાહક, સ્નિગ્ધ, વૃષ્ય, પુષ્ટિકારક, ધાતુવર્ધક, તૂરો, વર્ણકારક, બુદ્ધિપ્રદ, વયસ્થાપક, ગુરુ, સ્વાદુ, કફકર, ગર્ભસ્થાપક, રસાયન તથા વાતનાશક છે. અને પ્રવાહિકા, અતિસાર, આમપિત્ત, રક્તદોષ તથા દાહનો નાશ કરે છે. મોચરસ માત્રા ૨૦ થી ૩૦ રતી **ઉપયોગ—(૧) પ્રદર ઉપર:**—શીમળાની છાલનું ચૂર્ણ દૂધમા પાવુ અથવા શીમળાના

---

છે એનાથી નાડીના ધબકારા ઓછા થાય છે પેશાબ વધે છે પાન ખાટા, રુચિકર, યકૃદુત્તેજક અને વિરેચક છે એ આંબલીને બદલે વપરાય છે

**ઉપયોગ**—જૂના કફરોગમા કફ પાતળો કરવા માટે અને શ્વાસાવરોધ કમ કરાવવા માટે કળીનો ફાંટ ૨૦ ગણા પાણીમા કરીને ૧-૨ ઔંસ અપાય છે એ ફાંટથી દસ્ત પણ સાફ આવી જાય છે

પાન કાળા મરીની સાથે કમળામા અપાય છે, એથી જુલાબ લાગે છે કોઈ કોઈ વખત ઊલટી થાય છે યકૃતની ક્રિયા સુધારીને પિત્ત દસ્તની સાથે બહાર નીકળે છે યકૃતની ક્રિયા યોગ્ય ન હોય તો ભોજનમાં આંબલીની જગ્યાએ શિકેકાઈના પાન અને મરચાને બદલે કાળા મરી વાપરવા જોઈએ શિંગના ક્વાથથી માથું ધોવાથી જૂ મરી જાય છે, ખોડો દૂર થાય છે, વાળ વધે છે **—સ્વામી કૃષ્ણાનંદ**

× મોચરસને ગાંધી લોકો સોપારીના ફૂલ કહે છે અને એથી જ એને અજ્ઞાની લોકો ફૂલસોપારી તરીકે સમજે છે, પરંતુ એ તેમની ભૂલ છે મોચરસ આ ઝાડનો ગુંદર છે સાચો મોચરસ પહેલા લાલ રંગનો તથા જૂનો થયા પછી કાળા રંગનો દેખાય છે તોડવાથી જલદી તૂટી જાય છે વજનમા હલકો હોય છે પાણીમા નાખવાથી ફૂલે છે સ્વાદ માજુફળ જેવો કસેલો હોય છે કેટલાક ગાંધી મોચરસમા સરગવાનો ગુંદ અને બીજી વસ્તુ મેળવી આપે છે મોચરસ પ્રબળ, ગ્રાહી અને સ્નેહન છે

કાટાનુ ચૂર્ણ સાકર અને દૂધ નાખી પાવુ (૨) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—શીમળાની છાલનુ ચૂર્ણ કરી સાકરમા આપવુ (૩) **વી'છીના દ'શ ઉપર**:—પુષ્ય નક્ષત્ર અને રવિવારના દિવસે પોતાની છાયા ઝાડ પર ન પડે એવી રીતે શીમળાની ઉત્તર બાજુનુ' મૂળ લાવી રાખવુ પછી તે વી છી જ્યા સુધી ચઢ્યો હોય તે જગ્યાએથી નીચે સુધી ત્રણવાર ફેરવવુ અને થોડુ' ઘસી દ'શ ઉપર ચોપડવુ (૪) **ગરમીના આજાર ઉપર**:—સાધારણ ધોળા નાના શીમળાના મૂળ ખોદી તેના મૂળનો ક દ કાઢી સૂકવવો અને તેનુ ચૂર્ણ કરવુ રોજ ધોળા શીમળાની છાલ ગાયના દૂધમા ઘસી તેમા ક દનો લોટ ૬ માસા અને સાકર ૧ તોલો નાખી પાવુ. આ ઔષધ દરરોજ બે વાર પ્રમાણે ૨૧ દિવસ આપવુ' અને પથ્ય પાળવુ; એટલે ઉપદ'શના સર્વ વિકારો શમે છે (૫) **ધાતુપુષ્ટિને માટે**:—મોચરસનુ ચૂર્ણ અર્ધો તોલો, સાકર ૪ તોલા અને ગાયનુ દૂધ ૨૦ તોલા, એટલુ એકત્ર કરી પાવુ અથવા કાટાવાળા શીમળાના લીલા મૂળ ૩ તોલા કચરી, ગાયના પાશેર દૂધમા રાત્રે પલાળી રાખી સવારે ગાળી તેમા સાકર એક તોલો નાખી ૭ દિવસ તે ઔષધ લેવાથી ધાતુપુષ્ટિ થઈ વીર્યસ્રાવ બ ધ થાય છે (૬) **શરીર બળવાન થવા માટે**:—શીમળાના મૂળની છાલનુ ચૂર્ણ મધ અને સાકરમા ખાવુ. (૭) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર**:—શીમળાનુ રૂ પાણીમા વાટી લેપ કરવો (૮) **બરોળ ઉપર**:—શીમળાના ફૂલ બાફી રાત્રે ટ ડા થયા પછી તેમા રાઈનુ ચૂર્ણ નાખી આપવુ (૯) **વીર્યપતન ઉપર**:—ધોળા શીમળાના નાના કાંદાનુ ચૂર્ણ કરી સાકર સાથે ખાવા આપવુ (૧૦) **બદ પાકવા માટે**:—કુમળા શીમળાનો ક દ કાઢી સ્વચ્છ ધોવો અને તે ઉપરની છાલ છોલી નાખી ખાડવો, એટલે જાડો રસ આવશે તે રસ બદ ઉપર ચોપડવાથી દાહ શમન થઈ ગાઠ તુરત પાકે છે. (૧૧) **સુરામેહ ઉપર**:—શીમળાની છાલનો કાઢો કરી પાવો. (૧૨) **ઠ'ડા પ્રમેહ ઉપર**:—ધોળા શીમળાનો ક દ છોલી તેના પાતળા કકડા કરી સારા સૂકવી લોટ કરી રાખવો, દરરોજ સવારે ગાયનુ ઘી તોલો લઈ તેમા એ લોટ અર્ધો તોલો અને જાયફળની ભૂકી ૭ માસા સુધી નાખી સવારસાજ બે વખત આપવુ શીમળાનો ક દ ન મળે તો છાલનુ ચૂર્ણ આપવુ (૧૩) **જીર્ણાતિસાર ઉપર**:—મોચરસનુ ચૂર્ણ ૩-૪ માસા સાકરમા આપવુ (૧૪) **અતિસાર ઉપર**:—શીમળાની છાલ ઘસી પાવી અથવા છાલનો રસ પાવો; કિંવા મૂળ ઘસી પાવુ (૧૫) **મૂત્રમાંથી ધાતુ કિ'વા ખર જતુ' હોય તે ઉપર**:—ધોળા શીમળાની છાલ ગાયના દૂધમા ઘસી જીરુ અને ખાડ નાખી રોજ બે વાર પ્રમાણે ૧૪ દિવસ આપવી (૧૬) **હૃદ્રોગ ઉપર**:—શીમળાની છાલ દૂધમા બાફી એક મહિનો ખાવાથી તે રસાયન, ઉત્કૃષ્ટ, બલકર તથા વાતનાશક થાય છે જો કોઈ માણસ એક વર્ષ સુધી ખાય તો સો વર્ષ જીવે છે. (૧૭) **શીતળા ન થવા માટે**:—શીમળાનો રસ અને ધોળુ ચ દન કિંવા અરડૂસીનો રસ અને જેઠીમધ, અથવા જાઈનો રસ અને જેઠીમધ-એમાથી પ્રાર ભે એક ભક્ષણ કરવાથી કદી પણ શીતળાનો ઉપદ્રવ થશે નહિ

**૫૬૧ શિરકસિયો (રાડારૂઢી, ડોડી, ખરખોડી, સૂડિયાનો વેલો)**—સ૦ જીવ તી, હેમક્ષીરી. મ૦ હરણવેલ, શિરદોડી, હરણછેડી કા૦ હોણુહાલે.

એમા શિ ગરોટી, રાડારૂડી અને ખરખોડી, એવી ત્રણ જાતો પ્રસિદ્ધ છે.× આ વેલાનો પુષ્કળ

× આ ત્રણ સિવાય એક કડવી 'ખરખોડી' નામની ચોથી જાતનુ પણ મ૦ પદેજીએ પોતાના નિઘ ટુમા વર્ણન આપેલુ છે તેઓ આ ચારે જાતનુ પોતાના નિઘ ટુમા આ પ્રમાણે વર્ણન આપે છે (૧) શિ ગરોટી, સુડિયાના વેલા : (સ૦ જીવ તી મ૦ લઘુ હરણવેલ-દોડી હિ૦ લઘુ જીવ'તી, બ૦ જીવઈ, જાયાતી ક૦ કિરિય હાલે તા૦ તૈ૦ ચિત્રજિલ્લેડિકાચિ લા૦ પેન્ટાટ્રોપિસ માઈક્રોફિલા) આના પાદડાં આવળ જેવા હોઈ જાડા હોય છે એ પાદડા તાણવાથી તેના તેવા જ ટુકડા થય છે એની ઉત્પત્તિ ગામડાઓમા થાય છે (૨) રાડારૂડી, વાછ ટી —(સ૦ બૃહજ્જીવ તિકા મ૦ થોર હરણવેલ-દોડી હિ૦ બડીજીવ તી બ૦ ભડજીવઈ ક૦ હિરિયહાલે લેપ્ટેડેનિયા રેટીક્યુલેટા) આની શિ ગ ૩-૩ા ઇંચ લાબી હોય છે શિ ગમાથી પીળુ દૂધ નીકળે છે એની કાચી શિ ગો, કોમળ શાખાઓ અને ફૂલનુ શાક થાય છે, એના પાદડા ડી ટડા પાસે ખાચાવાળા હોઈ લાબા હોય છે એના પાદડાના ડી'ટામાથી દૂધ નીકળે છે આ સર્વત્ર મળે છે (૩) મોટી ટોડી, એના દાડા હાથની આગળી જેવા જાડા હોઈ બે ધારવાળા હોય છે

વિસ્તાર હોય છે. શિરકસિયાના પાંદડા રતાળુના વેલા જેવા હોય છે એને જે ફળો ( સૂડિયા ) આવે છે, તેમાંથી રેશમના જેવું પુષ્કળ રૂ નીકળે છે શિરકસિયાની ભાજી થાય છે. **શિંગરોટી અને રાડારૂડી ( વાછંટી )**—શીતળ, સ્વાદુ, મધુર, સ્નિગ્ધ, રસાયન, બળકર, ચક્ષુષ્ય, ગ્રાહક, લઘુ, ધાતુવર્ધક, વૃષ્ય, કફકર તથા પારદબંધક છે, અને વાયુ, ક્ષય, જ્વર, દાહ, ત્રિદોષ, નેત્રરોગ, રક્તપિત્ત, રક્તદોષ તથા ભૂતબાધાનો નાશ કરે છે. **એનાં ફળ**—મધુર, ધાતુવર્ધક અને ગુરુ છે **ખરખોડી**—નેત્રોને હિતાવહ, મધુર, બળકર, પુષ્ટિકર તથા શીતળ છે, અને વાયુ, પિત્ત, દાહ તથા રક્તદોષનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ધાતુપુષ્ટિ માટે:**—શિરકસિયાના પાંદડા વાટી દૂધમાં પાવા. **(૨) યોનિકંદ ઉપર:**—શિરકસિયાના મૂળ પાણીમાં વાટી લેપ કરવો

**૫૬૨ શિરદોડી ( ખરણેર )**—સં૦ અર્કપુષ્પી, કુટુંબિની. મ૦ શિરદોડી, પડારકુડ્ડી. કો૦ શિરવલ્લી, મોટી કાવળી, વાકાડી, દેવભોવરી હિ૦ દધીઆર, અંધાહુલી. ક૦ મગ્નિજેવણીગેયભેદ. લા૦ હોલોસ્ટેમ્નિયા ઢૂંડીઆઈ.

શિરદોડીને **'મોટી કાવળી'** પણ કહે છે શિરદોડીના વેલા હોય છે વેલની છાલ **જાંબુડિયા રંગની** હોય છે વેલા ગળોના વેલા પ્રમાણે મોટા અને જાડા હોય છે. એના પાંદડા પીપરના પાંદડા જેવા પણ તેથી જાડા હોય છે. એના પાંદડા તોડવાથી વેલમાંથી દૂધ નીકળે છે એનો રંગ કાળો હોય છે એ વેલીને બરછી જેવા અણીદાર જોડફળ ( ડોડી ) આવે છે એ ફળમાંથી રેશમ જેવું રૂ ( વાળ ) ઊડે છે, તેને બાળકો ડોસી કહે છે. કુમળા ફળનું શાક થાય છે શિરદોડીની ડાંડીમાં રેશમ જેવું સૂતર ( રેસા ) હોય છે એ સૂતર વસ્ત્ર વણવા જેવું હોય છે. એની કળીઓ ખાવાથી મીઠી લાગે છે શિરદોડીની અંદરનું રૂ ડકું છે. એની એક બીજી જાત છે તેના ફળ એના કરતા ચોપટ મોટા હોય છે અને વેલાનો વિસ્તાર પણ ઘણો હોય છે. શિરદોડીને કોંકણમાં **'વાકાડી'** કહે છે. **શિરદોડી**—શીતળ, કડવી, તીખી, પિત્તલ, રૂક્ષ, ખારી તથા રુચિકર છે, અને કફ, વાયુ, વ્રણ, શીતજ્વર, ભૂતબાધા, ગ્રહપીડા, મેહ, કૃમિ, કોઢ તથા ત્વગ્દોષનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) લાપોટિયાં ઉપર:**—શિરદોડીના પાનનો રસ કાઢી ચોપડવો એટલે રોગ સારો થાય છે. **(૨) પ્રમેહ ( પરમા ) ઉપર:**—શિરદોડીના મૂળ મધમાં ઘસી પાવા. **(૩) નાના બાળકની ઉધરસ ઉપર:**—શિરદોડીના મૂળ ઘસી મધમાં ચટાડવા **(૪) વીંછીના વિષ ઉપર:**—શિરદોડીના મૂળ ઘસી લેપ કરવો અને થોડા મૂળ ઘસીને પાવાં **(૫) ખસ ઉપર:**—શિરદોડીના મૂળનો કાઢો પાવો અને દૂધ ખસ ઉપર ચોપડવું, અથવા શિરદોડીના પાંદડાનો રસ અર્ધો તોલો ગાયના દૂધમાં પાવો

---

ખરખોડી, મોટી ખરખોડી—સં૦ હેમજીવંતિકા મ૦ સોન ( પિંવળી ), હરણવેલ હિં૦ પીલી ( સુનહરી ) જીવંતી બ૦ સ્વર્ણજીવંતી ક૦ હોવણદહાલે લા૦ ડેજિયા વોલ્યુબિલિસ એના ફળમાંથી પીળું દૂધ નીકળે છે ડીંટડાને એક જ ફળ આવે છે (૪) કડવી ખરખોડી—સં૦ વિષમુષ્ટિ મ૦ ભુઈદોડી, વિષદોડી, કડવી હરણદોડી હિ૦ વિષડોડી, કરેરૂઆ ક૦ કડસિંગે લૅ૦ ટાઈલોફોરા ફેસિક્યુલેટા કડવી ખરખોડીનાં ફળ મૂઠી વળેલી હોય એવા આકારના હોય છે અને એ કડવાશવાળા હોય છે એથી એને વિષમુષ્ટિ એ નામ મળેલું છે કડવી ખરખોડીના વેલા ગામડાઓમાં કાળી જમીનમાં થાય છે એ વેલ જમીન ઉપર પથરાયેલી હોય છે અને એનો વિસ્તાર ઘણો હોતો નથી કડવી ખરખોડીના વેલામાં પાંદડા ધાવડીના પાંદડા જેવા લાંબા હોય છે આ વેલાને એક ડીંટડાને બબ્બે એમ જોડાયેલા ફળ આવે છે એ ફળ આકડાના ફળ જેવડા મોટા હોઈ ગોળ હોય છે એ ફળને ટોચા કરવાથી અંદરથી ધોળું દૂધ નીકળે છે

અમને એક વગડાઉ માણસે પણ એની ચાર જાતોનું આ પ્રમાણે વર્ણન આપેલું છે તે કહે છે કે એકના પાંદડા આકડાના પાંદડા જેવા હોય છે એથી એને આકડિયો શિરકસિયો, બીજાને ભાલા જેવા લાંબા પાંદડા હોવાથી ભાલડિયો શિરકસિયો, ત્રીજાને પાંદડા ગોળ તુવર જેવા હોવાથી પાનેલિયો શિરકસિયો અને ચોથાના પાંદડા મીઠા જાળા જેવા હોય છે, અને શિરકસિયો જ કહીએ છીએ આ ચોથી જાતના શિરકસિયાના કુમળા ફળોને લોકો ખાય છે, તેને સૂડિયો કહે છે. એનો આકાર સૂડા ( પોપટ ) જેવો અને રંગ પણ લીલો પોપટિયો હોય છે નેત્રાભિષ્યન્દ( આંખ આવવી )માં ડોડી( રાડારૂડી લેપ્ટેડેનિયા )ના મૂળનું સૂક્ષ્મ ચૂર્ણ આંખમાં અંજાય છે મધુમેહના રોગીને મૂળનું ચૂર્ણ દૂધની સાથે અપાય છે તથા વીર્યસ્રાવમાં પણ શીમળાના મૂળની સાથે અપાય છે

**(૬) પથરી ઉપર :**—શિરદોડી ગાયના દૂધમા વાટી સવારે ત્રણ દિવસ પાવાથી તે પોતાના સામર્થ્ય વડે દાહયુક્ત અશ્મરીનુ વિદારણ કરી નાશ કરે છે. **(૭) સર્વ વિષ ઉપર :**—શિરદોડીના મૂળ પાણીમાં વાટી પાવા અગર પાદડાનો રસ પાવો અને દંશ ઉપર પણ લેપ કરવો **(૮) છીંકો આવવાને તથા સળેખમ ઉપર :**—શિરદોડીના પાદડા હાથમા મસળી સૂઘવા એટલે છીકો આવશે **(૯) નાના બાળકનું તાળવું પડે તે ઉપર :**—શિરદોડીના કકડા કરી પાણીમા નાખી તે પાણી ઉકાળી મહિનામા ત્રણ વાર તે પાણી વડે બાળકને નવરાવવુ અને તાળવા ઉપર તેલ ચોપડવુ એટલે એ આજાર દૂર થાય છે કોકણમા આવી રીતે કરવાનો ઘણો જ રિવાજ છે આ ઔષધથી જલદી ગુણ આવે છે. દરેક મહિનામા ત્રણ વાર એ પાણીથી નવરાવાથી તાળવુ પડવાનો ભય ર્હેતો નથી **(૧૦) કરમ ઉપર :**—શિરદોડીના પાદડા લઈ ગરમ કરી પેટ ઉપર બાધી બે પહોર સુધી રાખવા, એ પ્રમાણે બેત્રણ વાર કરવુ એટલે કૃમિ પડશે. **(૧૧) આંખોમાં બળતરા બળતી હોય તે ઉપર :**—શિરદોડીના પાદડાનો રસ તાળવા ઉપર ચોપડવો અને ધાવડીના પાદડાનો રસ વસ્ત્રગાળ કરી તેની પડી આખો ઉપર મૂકવી **(૧૨) રક્તજ અને પિત્તજ શિરોરોગ ઉપર :**—રોજ શિરદોડીના પાદડાનો રસ માથે ચોળતા જવો **(૧૩) ભૂતજ્વર ઉપર :**—શિરદોડીના મૂળ કાનમા રાખવા

**૫૬૩ સીસમ**—સ૦ શિશપા મ૦ હિ૦ શિસવ–મ બ૦ શિશુ. ક૦ કરીયઈગ્બડી, બીટીમારા. તા૦ તુકક મલા૦ વિટ્ટી. તૈ૦ જીટ્ટરેગુચેટ્ટુ ગો૦ બીટિરૂટ્ટુ. અ૦ સાસમ ઇં૦ બ્લેકવૂડ ટ્રી, સીસવ ટ્રી લા૦ ડાલ્બર્જિયા લેટીફાલિયા

આ ઝાડ મોટુ થાય છે **સહ્યાદ્રિ** પર્વત ઉપર અને મલબાર પ્રાતમા એની ઉત્પત્તિ વિશેષ થાય છે સીસમ ચાળીસ–પચાસ વર્ષનો થયા સિવાય તેનુ લાકડુ મજબૂત થતું નથી. એ લાકડું મોઘું હોવાને લીધે ઘર બાધવાના કામમા ઘણુ ઉપયોગમા આવતું નથી એ લાકડાનો રગ કાળો હોય છે. એ ઉપર કોતરકામ જોઈએ તેવુ કરાય છે એને કીડા લાગતા નથી એ લાકડું સારું જૂનુ હોય તો તેના પાટિયા લોખડ જેવા મજબૂત નીકળે છે એ લાકડાની પેટીઓ, કબાટ, પલંગ, હીચોળાખાટ, ખુરસીઓ એવી અનેક વસ્તુઓ થાય છે **ધોળો સીસમ**—કડવો, શીત, વર્ણકર, બળકર તથા રુચિકર છે અને પિત્ત, દાહ, સોજો તથા વિસર્પનો નાશ કરે છે **કપિલ સીસમ**—કડવો, શીતવીર્ય, વર્ણકર, બળકર, ઉષ્ણ તથા રુચિકર છે, અને શ્રમ, વાયુ, પિત્ત, જ્વર, ઊલટી, સોજા, હેડકી, વિસર્પ તથા દાહનો નાશ કરે છે **કાળો સીસમ**—અગ્નિદીપક, કડવો, તીખો, ઉષ્ણ તથા તૂરો છે, અને કફ, વાયુ, શોફ, અતિસાર, સર્વ પ્રકારના કોઢ, મેદ, કૃમિ, બસ્તીરોગ, ઊલટી, ગર્ભદોષ, ત્રિદોષ, મેહ, પીનસ, વણ, રક્તદોષ તથા અજીર્ણનો નાશ કરે છે. **ઉપયોગ—**
**(૧) પ્રમેહ ઉપર :**—સીસમના પાદડાનો રસ ચાર પૈસાભાર કાઢી જીરાની ભૂકી નાખી પાવો.
**(૨) વસાપ્રમેહ ઉપર :**—કાળા સીસમની છાલનો કાઢો પાવો

**૫૬૪ શિળીંદ**—એને મરાઠીમા **'શિંદાળા'** પણ કહે છે એ ઝાડ કચોગ જેવુ જ થાય છે કચોરાને ફૂલ આવતા નથી; પરતુ એને રાતા મિશ્રવર્ણના સુવાસિત ફૂલ આવે છે. એ ફૂલ પૂજાના કામમા લે છે. ફૂલનો પાક શ્રાવણ માસમા આવે છે એના કદ કચોરા કરતા વધારે ઉષ્ણ છે. એ સ્વાદે તીખો છે **ઉપયોગ—(૧) ઉધરસ ઉપર :**—શિળીદના કાદાનો કાઢો અગર ચૂર્ણ મધ નાખી પાવુ. **(૨) કમળી ઉપર :**—શિળીદના કાદા પાણીમા વાટી પાવા **(૩) તાવ ઉપર :**—શિળીદના કાદાનો રસ અગર કાઢો મધ નાખી પાવો. **(૪) સર્વ પ્રકારના નેત્રવિકાર ઉપર :**—શિળીદના કાદા ઘીમા ઘસી તેનુ ૪–૫ દિવસ અજન કરવુ; એટલે ફૂલુ, ભૂર, વડસ (માસ વધવુ, કીકી ઉપર ગોદડી જેવી ચામડી આવવી) વગેરે વિકારો દૂર થાય છે. એ અંજન ઘણુ તીક્ષ્ણ છે.

**૫૬૫ સીતાફળ**—સં૦ સિતાફલ મ૦ શિતાફળ હિ૦ સરીફા, સીતાફળ. બ૦ આતા, આથ. તૈ૦ સિતાફળ. ફા૦ કાજ અ૦ ઇ૦ સ્યુગર એપલ. લા૦ એનોના સ્કેમોસા

એ ઝાડ આ દેશમા સર્વત્ર થાય છે એ શુમારે બે માથોડા ઊચા વધે છે. એના પાદડા અશોક- (આસોપાલવ)ના પાંદડા જેવા લાબા હોય છે એને વાવ્યા પછી ચાર–પાચ વર્ષે ફળ આવવા લાગે

છે. એ ફળ મધુર અને ઠંડાં છે. એની અંદરના બિયા કાળા રંગનાં હોય છે. સીતાફળ પાકવાનો વખત આસો અને કાર્તિક મહિનામા હોય છે, એ ફળ ઘણાં ઠંડા હોય છે. એ ઉપરથી એમ જણાય છે કે, એનુ મૂળ નામ 'શીતફળ' હોવુ જોઈએ. પાછળથી તેનો અપભ્રંશ થઈ સીતાફળ નામ પડયું હોવુ જોઈએ. **સીતાફળ**—મધુર, શીતળ, હૃદ્ય, બલકર, સ્વાદુ, કફકર, વાનલ તથા પૌષ્ટિક છે અને પિત્તશામક છે. ઉપયોગ—**(૧) માથામાંની જૂ અને લીખો મારવા માટે:**—સીતાફળના બિયા બારીક વાટી માથે ચોપડવા; અને ઊંઘતી વેળાએ તે ઉપર ઘટ્ટ કપડું બાંધવુ. એમ કરવાથી ચોટલામાની સર્વ જૂ અને લીખો મરે છે, પરંતુ તે પાણી આંખમા જવા દેવુ નહિ; કારણ કે તેથી કરી આંખો ઘણી ખરાબ થાય છે. **(૨) મૂત્રાઘાત ઉપર:**—સીતાફળના મૂળ ઘસી પાવા; એટલે બંધ થયેલો પેશાબ છૂટશે **(૩) દાહશમન થવા માટે:**—પાકેલા સીતાફળ ભાગી ઝાકળમા મૂકવા અને બીજે દિવસે સવારે ખાવા.

**૫૬૬ શેતૂર**—સં૰ પૂર્ય, તૂત મ૰ તૂત. હિ૰ સહતૂત, તૂત બં૰ તૂત–દ, પલાસપિપુલ. કો૰ તૂતીચી ફળેં. તૈ૰ કમ્પલિચે. તા. મશુકદઈ ચેડિ. ફા૰ શાહતૂત, તૂતતુર્શ, તૂતશીરિ અ૰ તૂત, તૂતહામીજ, તૂતશિરિ. લા૰ મોરસ ઈન્ડિકા ઇં૰ મલબેરિઝ

આ ઝાડ **ચીન દેશમાં** ઘણા થાય છે. એ ઝાડની વાવણી આ દેશમાં કોઈ કોઈ ઠેકાણે થાય છે. શેતૂરના ઝાડ ઘણા જ મોટા વધે છે એમા **કાળી, ધોળી અને રાતી,** એવી ત્રણ જાત છે. કાળી અને રાતી શેતૂરને ચોમાસામા ફળ આવે છે શેતૂરના ફળ ખાવાથી મીઠા લાગે છે એ ફળ રક્તવૃદ્ધિ કરનારા છે કાળી અને ધોળી એ બે જાતના શેતૂરના ઝાડ રેશમના કીડાઓના જીવનને અર્થે ઉપયોગના છે. તે કીડા એના પાદડા ખાઈ રેશમ ઉત્પન્ન કરે છે ચીન દેશમા રેશમ ઘણું ઉત્પન્ન થાય છે મરાઠીમા આ ઝાડને કેટલાક લોકો 'સૈતૂત' પણ કહે છે ***પાકાં શેતૂર**—ગુરુ, સ્વાદુ, શીતળ તથા ગ્રાહક છે, અને પિત્ત, વાયુ તથા રક્તદોષનો નાશ કરે છે. **કૂણા શેતૂર**—ગુરુ, સારક, ખાટા તથા ઉષ્ણ છે અને રક્તપિત્તનો નાશ કરે છે.

**૫૬૭ શેમટ**—આ ઝાડ ઘણું જ મોટું થાય છે. એના પાદડા આંબાના પાંદડા જેવા લાંબા હોય છે. એને આમલીના કચૂકા કરતા નાના અને ચપટાં ફળ આવે છે એનુ લાકડુ ઇમારતના ઉપયોગમા આવે છે. ઉપયોગ—**(૧) અતિસાર ઉપર:**—શેમટના મૂળ પાણીમા ઘસી પાવા.

**૫૬૮ શેરણી**—સં૰ હપુષા. મ૰ શેરણી, ઝાઉ હિ૰ હાઉબેર બં૰ હઉષા. ક૰ હીરેહબ્બે. લા૰ હોમોનોઈઆને રીફેલિયા, હોમોનોઈઆ રિપેરિયા.

એ ઝાડ નદી કિંવા વહેળાના કિનારા પર થાય છે એ શુમારે કમરપૂર ઊંચા વધે છે. શેરણીના તોરા કાંઈક સુરૂના ઝાડ જેવા હોય છે. આ ઝાડના લાકડાનો રંગ **કાળો** તથા **રાતો** હોય છે શેરણીના બેટા સુશોભિત દેખાય છે મોટા પાદડાની એક શેરણીની જાત કોકણમા થાય છે તેના પાદડા આના કરતા મોટા હોય છે તેને મોટી શેરણી કહે છે શેરણીની લાકડી લીલી હોય ત્યારે ચીકણી હોય છે. તેને કોઈ કોઈ હાથમા રાખવા લે છે ×**શેરણી**—કડવી, તીખી, ઉષ્ણ, ગુરુ, દીપન

* શેતૂરના પાન અંજીરના પાનના જેવા ત્રણત્રણ કાગરીવાળા તથા લીમડાના પાનની માફક ચારે તરફ કરવતીના આરા જેવા ચિહ્નવાળા હોય છે શેતૂરના ફળ શિંગોના જેવા લાંબા હોય છે તથા તેમા બાજરાના જેવા નાના દાણા લાગેલા હોય છે ફળ અત્યંત કોમળ અને રસવાળા હોય છે

× શેરણી (હપુષા)નુ વર્ણન પદેજીએ કર્યું છે તેનુ લૅટિન નામ હોમોનોઈઆ રિપેરિયા છે પણ તે સાચી હપુષા નથી સાચી હપુષાના નામ આ પ્રમાણે છે સં૰ હપુષા, હિ૰ હાઉબેર ઈરાન–અથલ યુનાની–હાઊબેર ગોવા ઝેબ્રો પહાડ–પદ્મ, બિલહર, પુમરાવ કુમાઊન–ચિચિયા કાશ્મીર–નૂચ લૅ૰ જુનિપરસ, કોમ્યુનિસ આના ઝાડવા હિમાલય પર અને ઈરાનમા થાય છે આમા વટાણા જેવડા કાળા કિરમજી રંગના, મીઠા અને સુગંધીદાર ફળ આવે છે, તેનો ઉપયોગ હપુષારૂપે થાય છે એમાંથી જે ગુંદર નીકળે છે તેનો ચૂર્ણરૂપે ઉપયોગ થાય છે

**ગુણધર્મ**—વાતહર, ઉત્તેજક અને મૂત્રલ **માત્રા**—૨૦–૬૦ રતી ફાટરૂપે અપાય છે

**ઉપયોગ**—હપુષા ઉત્તમ ઉત્તેજક મૂત્રલ છે આનાથી પેશાબનુ પ્રમાણ બહુ જ વધી જાય છે આ

તથા તૂરી છે, અને સંગ્રહણી, શૂળ, ગુલ્મ, અર્શ, પિત્ત, ઉદર, કફ, આમ, અગ્નિમાદ્ય, કૃમિ, પ્રદર, મલાવષ્ટંભ તથા શૈત્યનો નાશ કરે છે **લઘુ શેરણી**—(સં૦ સ્વલ્પફલા) મૂત્રકૃચ્છ્ર, પ્લીહા, વિષ તથા કફની નાશક છે બાકીના ગુણ ઉપર લખ્યા પ્રમાણે છે **ઉપયોગ—(૧) શૂળયુક્ત પ્રદર ઉપર :**—શેરણીના પાદડાનું ચૂર્ણ કરી ઘીમા નાખી પાવુ. **(૨) બદ્ધગુદોદર ઉપર :**—મોટી શેરણી, અજમો, જીરું અને સિંધવનુ ચૂર્ણ સેવન કરવુ **(૩) પ્રમેહ ઉપર :**—શેરણીના પાન લાવી દરરોજ ૧ તોલો રસ કાઢી તેમા જીરુ પૈસાભાર અને સાકર પૈસાભાર નાખી તે પાવો

**૫૯૯ શેલડી (શેરડી)**—સં૦ ઇક્ષુ મ૦ ઉસ હિં૦ ગાડા, પોડા, ઈખ, ઉખ બં૦ આક, કુશિર ક૦ કબ્બુ તૈં૦ ચિગ્ગુ. તા૦ કરમ્બુ. મલા૦ કરીમ્બુ ફા૦ નેશકર અ૦ કસ્બુસ્સક્કર ઇં૦ શુગર કેઈન લા૦ સેકેરમ્ ઑફિસિનેરમ્

શેલડી હિંદુસ્તાનમા ઘણુ કરીને સર્વ ઠેકાણે પાકે છે શેલડી જગતપ્રસિદ્ધ છે એ પાચ–છ હાથ ઊંચી થાય છે. શેલડીમા ધોળી, રાતી, કાળી, ભૂખરી વગેરે અનેક જાતો છે રાતી શેલડીનો રસ ઘણો જ મીઠો હોય છે શેલડીના રસમાથી સાકર, ખાંડ, ગોળ, કાકબ (ગોળનો પ્રવાહી રસ–શીરો) એવા અનેક પદાર્થો કરે છે સાકરના અને ગોળના નાના પ્રકારના પકવાનો બને છે શેલડીનો કોઈ પણ ભાગ વ્યર્થ જતો નથી. મૂળના કકડા **ઢોરોને ખાવા માટે** ઉપયોગમા આવે છે. **રસ** કાઢી લીધા પછીના શેલડીના સાંઠા **બાળવા** કે **ઢોરોને** ખાવાના ઉપયોગમા આવે છે. શેલડી સમશીતોષ્ણ છે આજારી માણસને શેલડીના કકડા કરી ખાવા આપે છે અને અશક્તને પણ આપે છે શેલડીનો **રસ ઠંડો** છે, પણ તે રસનો **ગોળ** થાય છે, તે ઉષ્ણ (ગરમ) છે. ખાંડ અને સાકર સમધાત છે. શેલડીમા વગડાઉ શેલડી કરીને એક જાત છે એ જાતની શેલડી ફક્ત ઔષધના ઉપયોગમા આવે છે **સાધારણ શેલડી**—પાક વખતે અને રસ વખતે મધુર, ખાધા પછી વાતકર, સ્નિગ્ધ, ગુરુ, મૂત્રલ, શીત, વૃષ્ય તથા બલકર છે, અને કફ, પુષ્ટિ, કૃમિ, તૃપ્તિ, આનંદ અને કાંતિને કરનારી હોઈ સારક છે, તથા વાયુ, રક્તવિકાર અને પિત્તનો નાશ કરે છે. **શેલડીનાં મૂળિયાં**—અતિ મધુર, મધ્યે સાધારણ મધુર, **ટોચે અને સાંધામાં** ઓછી મધુર અને ખારી છે **સફેદ શેલડી**—કઠણ, જડ, અગ્નિદીપક તથા રુચિકર છે, અને કફ, મૂત્ર આમ, પ્રમેહ, મેદ તથા બળને વધારનારી, પાક વખતે કિંચિત્ ઉષ્ણ, પાક તથા રસ વખતે મધુર, અતિ શીતલ, પૌષ્ટિક, સ્નિગ્ધ, સારક તથા વૃષ્ય છે, અને પિત્ત, દાહ, વાયુ, રક્તપિત્ત તથા ક્ષયનો નાશ કરે છે **ચિત્રવર્ણ શેલડી**—અતિમધુર, શીત, કફકારક, રુક્ષ તથા રસ વખતે તૃપ્તિકારક છે, અને પિત્ત, દાહ તથા શ્રમને દૂર કરે છે **રસાળ શેલડી**—મધુર, શીતલ, રુચિકર તથા વૃષ્ય છે, અને તેજ તથા બળને વધારનારી હોઈ પિત્ત તથા દાહનો નાશ કરનારી છે **કાળી શેલડી**—પાક વખતે મધુર, મીઠી, પ્રિય, તીખી, રસયુક્ત, ધાતુવર્ધક, બલકારક અને ત્રિદોષનાશક છે **દાંતથી છોલી ખાધેલી શેલડી**—સ્નિગ્ધ, રુચિકર, વૃષ્ય, શીતળ, અવિદાહી, કિંચિત્ કફકર, પ્રિય, હર્ષપ્રદ, મૂત્રશુદ્ધિકારક, કાંતિકર, બલકર, ધાતુવર્ધક તથા તૃપ્તિકર છે, અને રક્તદોષ, રક્તપિત્ત તથા ત્રિદોષનો નાશ કરનારી છે, તેમ જ એનો પ્રભાવ ખાંડ જેવો છે, **કૂમળી શેલડી**—કફ, મેદ અને મેહને કરે છે. **જૂની શેલડી**—મીઠી તથા કિંચિત્ તીક્ષ્ણ છે; અને વાયુ તથા પિત્તને દૂર કરે છે **ઘણી જૂની શેલડી**—બલકર તથા વીર્યવર્ધક છે, અને રક્ત-

---

પરિણામ પ્રત્યક્ષ મૂત્રપિંડ પર ક્રિયા થવાથી થાય છે યકૃદુદર, જલોદર, હૃદયોદર વગેરે રોગોમા પ્રયોજક ઔષધની સાથે આ વપરાય છે વૃક્કોદરમા પણ આનો ઉપયોગ થાય છે, પણ મૂત્રપિંડમા સોજો આવ્યો હોય તો અપાય નહિ જૂના પરમા અને શ્વેત પ્રદરમા એનાથી લાભ થાય છે

આ ઝાડના લાકડાથી પરસેવો આવે છે, જેથી ગ્વાયકમ અને સસાફ્રાસને બદલે વપરાય છે ગુજરાતના કેટલાક વૈદ્યોએ છીણીને હપુષા માની છે તેનુ લૅટિન નામ ફ્લ્યુગિયા લ્યુકોપાઈરસ છે, કેટલાકોએ પ્રાસ (ટૅમેરિક્સ ગેલિકા)ને હપુષા માની છે, પણ તે બેમાથી કોઈમા પણ હપુષાના ગુણ જણાતા નથી

—સ્વામી કૃષ્ણાનંદ

પિત્ત તથા ક્ષયનો નાશ કરે છે. **શેલડીનો વિશેષ ગુણ**—જમ્યા પહેલાં ખાવાથી પિત્તનો નાશ કરે છે, જમ્યા પછી ખાવાથી વાયુને કોપાવે છે અને જમતામાં ખાધાથી અજીર્ણ ઉત્પન્ન કરે છે. **શેલડીનો રસ (ચરખામાં નીકળેલો)**—ગુરુ, મલસ્તંભક, ભારે, સ્વાદ તથા ખાંડ કોઈ દાહનાશક છે. નાના યંત્રમાં નીકળેલો **રસ**—પિત્ત, શ્રમ, વાયુ અને કફને દૂર કરે છે. **પકાવેલો રસ**—ગુરુ, સ્નિગ્ધ, તીક્ષ્ણ તથા કિંચિત્ પિત્તકર છે, અને કફ, વાયુ ગુલ્મ તથા આનાહવાયુનો નાશ કરનાર છે. તે જો ઘણો પાકેલો હોય તો પિત્ત, રક્તદોષ અને સોજાને ઉત્પન્ન કરે છે. **શેલડીનો બાસો રસ**—કફ, વાયુ, ગુલ્મ અને જાડ્ય કરે છે. **નવો ગોળ**—મધુર, ભારે, ગુરુ તથા ગરમ છે; અને રક્તપિત્ત, રક્તવિકાર તથા રક્તદોષને અહિતકારક, વૃષ્ય, સ્નિગ્ધ, તર્પણ તથા સારક છે. અને મેદ, કૃમિ, માંસ, મજ્જા, લોહી અને શુક્ર ઉત્પન્ન કરનાર, અગ્નિદીપક, ભેદક તથા વાત, કફ અને શ્વાસનો નાશ કરે છે. **ધોત ગોળ**—કિંચિત્ કફકર, રક્તને હિતાવહ, સ્વાદુ, સ્નિગ્ધ તથા મળમૂત્રને યથામાર્ગે મોકલનાર અને વાતઘ્ન છે. **એક વરસનો જૂનો ગોળ**—રુચિકર, અગ્નિદીપક, પથ્ય, મલમૂત્રશોધક, અતિ સ્વાદુ, હૃદ્ય, પૌષ્ટિક, રસાયન, સ્નિગ્ધ, લઘુ તથા વૃષ્ય છે, અને પિત્ત, વાયુ, ત્રિદોષ, સંતાપ, પાંડુરોગ, પ્રમેહ તથા શ્રમનાશક કોઈ સંયોગથી જીવનહારક છે. **ત્રણ વરસનો જૂનો ગોળ**—લઘુ અને સર્વરોગહર છે. આ અરિષ્ટાદિકમાં મેળવવાને પ્રશસ્ત છે. કોઈ કહે છે કે, ત્રણ યા ચાર વરસનો ગોળ ઉપયોગમાં લેવા જેવો નથી. પણ પાંચ પાંચ વરસના ગોળનો ઉપયોગ કેટલાક ઔષધોમાં કરવા વિશે લખેલું તથા અનુભવેલું જણાય છે; માટે તે ઉપયોગી નથી એમ અમે કહેવા માગતા નથી. એટલું ખરું કે તેના ગુણમાં ફેરફાર થાય છે ખરો× નવો તથા જૂનો ગોળ આદા સાથે ખાવાથી કફનાશક, હરિતકી સાથે પિત્તનાશક અને સૂંઠ સાથે વાતનાશક છે. **ખાંડ**—મધુર, શીતળ, બલકર, વૃષ્ય, સારક, કફકર તથા સ્નિગ્ધ છે, અને ક્ષય, ઉધરસ, દમ, વિષદોષ, મદ, મોહ, મૂર્છા, તૃષા, ઊલટી, રક્તદોષ, પિત્ત, અતિસાર, વાયુ, અર્શ, કૃમિ, ભ્રાંતિ, બળતરા તથા શ્રમનો નાશ કરે છે. જો વધારે ધોયેલી હોય તો તે વધારે ગુણ કરે છે. **ખડીસાકર**—મધુર, શીત, સ્નિગ્ધ, હૃદ્ય, મુખપ્રિય, આંખને હિતકર, ધાતુવર્ધક, વૃષ્ય, બલકર, સારક, ઇંદ્રિયોને તૃપ્તિ આપનારી તથા લઘુ છે અને તૃષ્ણા, મોહ, મૂર્છા, ક્ષતક્ષય, રક્તપિત્ત, વાયુ, પિત્ત, કફ, શોષ તથા દાહનો નાશ કરે છે.

**ઉપયોગ—(૧) કમળા ઉપર:**—શેલડી સવારમાં ખાવી અથવા રાત્રે છાપરા ઉપર રાખી સવારે તે ખાવી. **(૨) મધુરા ઉપર:**—જંગલી શેલડી રોગીને ખાવા આપવી, કિંવા શેલડીનો રસ આપવો. **(૩) દાહયુક્ત મૂત્રકૃચ્છ્ર ઉપર:**—ગરમ કરેલા દૂધમાં સમભાગે સાકર નાખી ઘી સાથે આપવું. **(૪) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—દૂધમાં ગોળ નાખી કિંચિત્ ગરમ કરી આપવું. **(૫) હેડકી ઉપર:**—શેલડીનો રસ પાવો. **(૬) સૂર્યાવર્ત શિરોરોગ (એટલે સૂર્યોદયથી મસ્તક દુખવા માંડી જેમ સૂર્ય ચડે તેમ અધિક થઈ સૂર્યાસ્ત સમયે કમી થાય તે) ઉપર:**—ગોળ એક તોલો અને ઘી અર્ધો તોલો એકત્ર કરી સવારમાં આપવું; અને કપાળે કાળા તલ દૂધમાં વાટી તેનો લેપ

---

× વીસ વીસ વરસ સુધીનો જૂનો ગોળ વપરાતો અમારા જોવામાં આવ્યો છે. ગોળ જેમ જેમ જૂનો થાય, તેમ તેમ વધારે ઠંડો (શીતળ) થતો જાય છે, માટે જૂનો ગોળ અને જૂની બાજરી કસુવાવડ થયેલ સ્ત્રીઓને ખાવા આપે છે. કહેવત પણ ચાલે છે, કે 'કસુવાવડ થાય ત્યારે જૂની બાજરી ને જૂનો ગોળ શોધાય.' ગોળ પાણીમાં પલાળી કપડાથી ગાળે છે. જેમ જેમ વધારે વખત ગાળવામાં આવે, તેમ તેમ તે વધારે ઠંડો ગણાય છે, પણ તે કસુવાવડી સ્ત્રીને અપાતો નથી. સાકર કોરી ચાવી ખાવાથી ગરમ અને પાણી કરી પીવાથી ઠંડી છે. સુશ્રુતસંહિતામાં લખે છે કે, ગોળ જૂનો થાય તેમ અધિક ગુણવાળો અને પથ્ય બને છે. જૂનો ગોળ પ્રસન્નતા ઉપજાવનાર, વાયુનાશક, પિત્તશામક, મધુર અને શરીરશુદ્ધિ કરનાર છે.

નવા મત પ્રમાણે સાકર ઉત્તેજક, કાસહર, મૂત્રલ, પાચન, શાંતિપ્રદ, શ્રમહર, વ્રણરોપણ, કંઠ્ય અને સડાને રોકવાવાળી છે. પાણીમાં મેળવીને પીવાથી જો પેશાબ સાફ આવી જાય તો અંદરની ગરમી શાંત થઈ જાય છે. સાકર ચાવીને ખાય, તો લોહીમાં ગરમી વધી જાય છે. સાકરના ટુકડાને અંધારામાં તોડવાથી આસમાની રંગની વીજળી નીકળતી જણાય છે.

૩ દિવસ કરવો. **( ૭ ) ધાતુ જતી હોય તે ઉપર :**—ખડીસાકર ૭ તોલા અને ફૂલાવેલો ટંકણખાર ૧૭ માસા એકત્ર કરી તે ચૂર્ણ રોજ ૧ તોલા પ્રમાણે સાત દિવસ આપવું પથ્ય પાળવું. **( ૮ ) કાચ અથવા કાંટો વાગ્યો હોય તે ઉપર :**—ગોળ ગરમ કરી જ્યાં વાગ્યો હોય ત્યાં લગાડવો **( ૯ ) કાનખજૂરો કરડે તે ઉપર :**—ગોળ બાળી ઉપર લગાડવો **( ૧૦ ) નળને માટે :**—ભેંસનું ધારોષ્ણ દૂધ ગળ્યું થાય એટલો ગોળ નાખી ઊભા ઊભા પીવું અને પહોર સુધી બેસવું નહિ **( ૧૧ ) મૂત્રકૃચ્છ્ર માટે :**—દહીંમાં સાકર નાખી આપવું **( ૧૨ ) હેડકી ઉપર :**—ગોળના પાણીમાં સૂંઠ ઘસી નાકમાં થોડે થોડે સૂંઘવી અને પછી સૂઈ જવું વધારે બળતરા થાય તો દૂધમાં રક્તચંદન ( રતાંજળી ) ઘસી તેમાં કિંચિત્ મીઠું નાખી નાકે સૂંઘવું **( ૧૩ ) તૃષા ઉપર .**—પાણીમાં સાકર નાખી પાવી **( ૧૪ ) ધુમાડાથી આંખોને વિકાર થાય તે ઉપર :**—ગોળ કિંવા સાકર આંખોમાં આંજવાથી પાણી ગળી જઈ આંખો સારી થાય છે **( ૧૫ ) રેચ બંધ થવા માટે :**—સાકર પાણીમાં ઓગાળી પાવી **( ૧૬ ) ઘૂંટીના દરદ ઉપર :**—કાળા ગોળનો લેપ કરવો +

**૫૯૦ શેવતી ગુલાબ ( ગુલદાવદી )**—સં૦ ભદ્રતરણી, તરણી બં૦ શેઉતી ગોલાપ. મ૦ કાટે-ગુલાબ-ગેવતી હિં૦ શેવતી-ગુલાબ. ક૦ ચેબડે, મુલ્લ શેવતીગે લા૦ રોઝી આલ્બા

એને ‘ ધોળી શેવતી, ’ ‘ ગુલાબ શેવતી ’ અને ‘ શેવતી ગુલાબ ’ પણ કહે છે એના છોડને ગુલાબ પ્રમાણે કાંટા હોઈ એના પાંદડા પણ ગુલાબના પાંદડા પ્રમાણે જ કાંગરાદાર હોય છે એને ગંખોડીના રંગ જેવા ધોળા રંગના સફેદ ફૂલ આવે છે આ છોડ બગીચામાં વાવે છે કાટે શેવતીનો પાક તથા ગુલકંદ કરે છે તે પિત્ત અને દાહશામક છે **ધોળો શેવતી ગુલાબ**—સારક, શીતળ, હૃદ્ય શુક્રકર, લઘુ, તૂરો, સ્વાદુ, સુરભિ, ગ્રાહક, વર્ણ્ય, તીખટ, કડવો રુચિકર તથા અગ્નિદીપક છે, અને ત્રિદોષ, મુખપાક, રક્તપિત્ત, કફ, પિત્ત, રક્તાનકાર તથા દાહનો નાશ કરે છે **એનાં પુષ્પ**—શીતળ તથા વર્ણકર છે, અને વાતપિત્ત તથા દાહનો નાશ કરે છે **રાતો શેવતી ગુલાબ**—રક્તવિકૃતિ, વીંછીનું વિષ અને ત્રિદોષનો નાશ કરે છે બીજા ગુણ ધોળા શેવતી ગુલાબ જેવા જ છે.

**૫૯૧ શેવાળ ( લીલ )**—સં૦ શૈવાલ મ૦ શેવાળ હિં૦ સેવાર, કાઈ બં૦ પાના ક૦ હાબસે તૈ૦ નાચુ ફા૦ પશ્મમેદરી, જામેગુક. અ૦ તુહલબ.

શેવાળની ઉત્પત્તિ પાણી ઉપર થાય છે શેવાળ ઘણી વધે છે એટલે તે પાણીને બગાડે છે; પરંતુ થોડી શેવાળથી પાણી બગડવાની ધાસ્તી નથી શેવાળ એ વેલની માફક પાણી ઉપર પથરાય છે **શેવાળ**—તૂરી, કડવી, મધુર, ઠંડી, સ્નિગ્ધ અને હલકી છે, તેમ જ દાહ, તૃષા, રક્તપિત્ત અને તાવનો નાશ કરે છે **ઉપયોગ—( ૧ ) ગૂમડાંનો દાહ શાંત થઈ ફૂટવા માટે :**—શેવાળનો પાટો બાંધી એક એક કલાકે તે બદલતા જવું એટલે ગૂમડા તુરત ફૂટે છે **( ૨ ) નાકમાંથી વહેતું લોહી બંધ કરવા માટે :**—નદીના પાણીમાંની શેવાળ તાળવા ઉપર બાંધવી **( ૩ ) મૂત્રકૃચ્છ્ર ઉપર :**—શેવાળ પેડુ ઉપર બાંધવી અથવા લુહારની ભઠ્ઠીમાંની ધમણ પાસેની રાખ લઈ પાણીમાં બાંધી પેડુ ઉપર જાડો થર ચોપડવો.

---

+ સાકરને પાણીમાં મેળવી ગૂમડા પર લેપ કરવાથી એ ચાણ ઓછી થાય છે અને વધારે દુઃખ થયા વિના ગૂમડું ફૂટે છે કેટલાક ચિકિત્સક સાકરને સાબુની સાથે મેળવીને પણ લેપ કરે છે સાકરનું ચૂર્ણ વ્રણ ઉપર છાંટવાથી અધિક માંસ ઓછું થઈને વ્રણ રુઝાવા લાગે છે દુર્ગંધવાળા વધારે સડતા જતા ગૂમડાઓ પર સાકરનું ચૂર્ણ છાંટાય છે સાકરને આંખમાં આંજવાથી ફૂલું કપાઈ જાય છે તેમ જ સાકર ૧ ભાગ અને ધાણા ૩ ભાગ મેળવી ૧૬ગણા પાણીમાં ઉકાળી, કપડાથી ગાળી તે પાણીના ટીપાં આંખમાં નાખવાથી આંખ આવી હોય તેનો દુખાવો દૂર થઈને આંખ સારી બની જાય છે જ્યારે ઋતુભેદથી દેશવ્યાપી આંખ આવવાનો પ્રકોપ થાય છે, ત્યારે આ દવા સારું કામ કરે છે રાત્રે તેલ આંજવું જોઈએ અને સવારે દૂધથી આંખો ધોવી જોઈએ જૂની શરદી હોય તો સાકરનું ચૂર્ણ સૂંઘવાથી લાભ થાય છે સુવાવડીના કમરામાં સાકર બાળવાથી વાયુ શુદ્ધ થાય છે પરમા અને પ્રદરના રોગમાં સાકરના પાણીથી મૂત્રનલિકા અને યોનિ ધોવાય છે સાકર હૃદ્ય હોવાથી હૃદયરોગમાં અને મૂત્રપિંડના રોગમાં રોજ ખવરાવાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

**૫૭૨ આવડ**—સ૦ અષ્ટક, આઢ્ઢક. મ૦ આવડે, અગ્છુક, આઉલ, શિવરડોલી. હિં૦ આલ. બં૦ આચ. લે૦ મોરિન્ડા સિટ્રિફોલિયા.

એ ઝાડ ઉપર કેટલાક પાદડા ધોળા અને કેટલાક લીલા રંગના હોય છે એના ફૂલને ચાર પાખડીઓ હોઈ તેનો રગ રાતો અને પીળો હોય છે. **ગુજરાત અને ત્રાવણકોરમાં** કપડા રગવાના કામમા એનો, એની છાલનો અને મૂળનો ઉપયોગ કરે છે. આવડના પાંદડા સ્ત્રીઓ શ્રાવણ માસમા મગળાગૌરીનું પૂજન કરવાના ઉપયોગમા લે છે **ઉપયોગ—(૧) સંધિવાત ઉપર:**—આવડના પાદડાનો રસ કાઢી ચોપડવો. **(૨) કમળા ઉપર :**—આવડના ૪ પૈસાભાર રસમા તેટલુ જ ગાયનુ દૂધ નાખી ત્રણ દિવસ પાવો. **(૩) પાંડુરોગ ઉપર :**—આવડના મૂળ ગોમૂત્રમા અથવા મધમા ૭ માસા સુધી ઘસી ૨૧ દિવસ રોજ બે વાર પાવા. **(૪) પ્લીહા, કાંસવી (કાચબાની પીઠ જેવું પેટ થવું); કઠોદર વગેરે પેટના રોગો ઉપર :**—આવડના મૂળ ગોમૂત્રમા ઘસી પાવા.*

**૫૭૩ સણુ (શણુ)**—સ૦ શણ. મ૦ તાગ હિં૦ સન. ગો૦ સોણબે. ક૦ સણબુગિડ તા૦ ચણલ. મલા૦ શણું, ચણક. તૈ૦ ગિલિગિચ્યા, જનાપાનારા. ઈ૦ સનહેંપ પ્લૅન્ટ, ફ્લાકસ હેપ ર૦ જાચો. લા૦ ક્રોટોલેરીઆ જન્સિઆ.

શણ **કોંકણ, દક્ષિણ** અને **ગુજરાત** દેશમા ઘણું પાકે છે એ છોડ ચાર–પાચ હાથ સુધી ઊંચા વધે છે. શણના બિયા વાવ્યા પછી તેને ચાર ઘડીમા કણગો ફૂટે છે. શણની સોટીઓ કહોવરાવી તેના રેસા કાઢે છે પછી તેનાં ગુણપાટ, દોરડા ઇત્યાદિ વસ્તુઓ અને કાગળ બનાવે છે એ કાગળો રૂના કાગળ કરતાં મજબૂત બને છે. શણની સોટીઓની દીવાસળીઓ બનાવે છે. શણના બિયાનુ તેલ ઔષધના તથા યત્રને ચોપડવાના કામમા આવે છે શણ ઊચી પ્રતિનો સાણુ કરવાના કામમા આવે છે ખાટલો ભરવાનું વહાણ બનાવવાના કામમા પણ તે આવે છે એનુ ઘાસ ઢોરોને ખાવાના કામમા આવે છે. શણના ઊંચી પ્રતિના વસ્ત્ર પણ બને છે. **સાધારણ શણ**—ખાટુ તથા તૂરુ છે, અને મળ, આમ, ગર્ભ તથા રક્તનો પાત કરનાર, ઊલટીકારક અને ઉષ્ણ હોઈ કફ, વાયુ તથા અંગમોડનો નાશ કરે છે **એના ફૂલ**—પ્રદર અને રક્તદોષનો નાશ કરે છે **લઘુ શણ**—તીખુ, વાતિકર અને કફ તથા પિત્તનું નાશક છે. **મોટું શણ**—રસ વખતે કડવું, તૂરું તથા ઊલટીકારક છે; અને કફ, વાત, અજીર્ણ, રક્તદોષ, તાવ, કંઠરોગ, હૃદ્રોગ, મુખરોગ, પિત્ત તથા ત્રિદોષનુ નાશક છે **શણનાં બિયાં**—શીતળ, ગ્રાહક, ગુરુ તથા બીજા ગુણ ઉપર મુજબ છે બીજની માત્રા ૦ા થી ૦ાા તોલો. **ઉપયોગ—(૧) ઉધરસ ઉપર :**—શણના બિયાનો કાઢો કરી પાવો. **(૨) બદ, ગૂમડું ઇત્યાદિ ઉપર :**—શણના બિયા વાટી પોટીસ તૈયાર કરી બાધવી એટલે તે જલદી પાકે છે **(૩) વાળા ઉપર :**—શણના બિયા વાટી ગરમ કરી સહન થાય તેટલી ગરમ પોટીસ વાળા ઉપર બાધવી

**૫૭૪ સતાપા**—(સતાબ) સ૦ સર્પદંષ્ટ્રા, વિષાપહા. મ૦ સતાપ હિં૦ સીતાવ. અ૦ હરમલ. ફા૦ ઈસ્પદ. ઇ૦ કૉમનરન લા૦ રૂટા ગ્રેવિઓલેન્સ.

સતાપાના છોડ નાના હોઈ તે ચણાના છોડ જેવા હોય છે એના પાદડા પણ ચણાના પાદડા જેવા હોઈ કિંચિત્ લાબા હોય છે એ પાનની દર્પટ વાસ આવે છે. એની ઊચાઈ બે હાથ

* આવડના લાલ ફળ રગ માટે વપરાય છે ફૂલ એમા સફેદ આવે છે **પાન**–પૌષ્ટિક, જ્વરઘ્ન, વેદનાસ્થાપન, વ્રણશોધન, વ્રણરોપણ છે **ફળ**–આર્તવજનક છે **મૂળ**–પૌષ્ટિક, જ્વરઘ્ન અને સ્તભન છે

**માત્રા**—મૂળ ૦ાથી ૦ાા તોલો, પાન ૦ાથી ૧ તોલો, પાકા ફળ ૫થી ૧૫ ગ્તી

**ઉપયોગ**—અનાર્તવમા પાકા ફળ અથવા મૂળનો ક્વાથ અપાય છે, નવા આમાતિસાર અને તાવ પર જુલાબ માટે પાનનો ક્વાથ સુગધી દ્રવ્યની સાથે અપાય છે, યકૃતશોથથી ઉત્પન્ન કમળા પર મૂળનો ક્વાથ નવસાગર મેળવીને અપાય છે ચામડીના રોગોમા પાનનો કાટ અપાય છે વાતરક્તમા સાધાઓના દુખાવા પર પાનનો લેપ કરાય છે. ગુજરાતમા મગળાગૌરી અથવા ગણપતિપૂજન માટે ફૂલ આલના લેવાય છે તે આવડની જ જાત છે તેનુ લેટિન નામ મોરિન્ડો ટિંક્ટોરિયા છે કપડાને પીળો રગ ચડાવવા માટે તેની છાલ અને મૂળનો ઉપયોગ કરે છે.

હોય છે એ છોડ ચોમાસામા ઉત્પન્ન થાય છે એ બગીચામા વાવવાથી થાય છે, એના બિયા ખસખસ કરતા બારીક અને કાળા હોય છે **સતાપા**—કડવા, ઉષ્ણ, સારક અને વાતનાશક છે ઉપયોગ—(૧) જંતુ (કૃમિ) ઉપર:—ધાણાના પાણીમા સતાપાનો રસ નાખી તે પાણી પાવુ (૨) **નાનાં બાળકોને શરદી થાય છે તે ઉપર**:—કેળના પાનમા સતાપાના પાનનું પડીકું વાળી તે પડીકુ દોરે બાધી બાળકના ગળામા બાધવુ. એથી બાળકની શરદી દૂર થશે. (૩) **બાળકોની છાતી જકડાઈ જઈ શ્વાસ જોરથી ચાલે છે તે ઉપર**:—સતાપાના પાદડા દૂધમાં મેળવી તે દૂધ પાવુ (૪) **બાળકોને શરદીનો વિકાર ન થવા માટે**:—બાળાગોળી ખવરાવતી વખતે સતાપાના ત્રણ પાદડા ઘસી તે ગોળી તેમા પાવી, એટલે શરદીનો વિકાર થતો નથી (૫) **બાળકોની ઉધરસ ઉપર**:—સતાપાના પાદડા દૂધમા મેળવી તે પાવુ, અને તે પાદડા કાળા કપડામા બાળકના ગળે બાધવા, એટલે ગમે તેવી ઉધરસ દૂર થાય છે. (૬) **બાળકની સસણી ઉપર**:—સતાપાના પાદડાનો રસ અને બાવચીનો રસ એકત્ર કરી મધ નાખી પાવો. (૭) **જ્વર ઉપર**:—સતાપાના પાદડાનો રસ શરીરે ચોળવો એટલે તાવ નીકળી જાય છે (૮) **બાળકની ઉધરસ ઉપર**:—સતાપાના પાદડાનો રસ અને સુરપીણના પાદડાનો રસ કાઢી તેમા મધ અગર ગોળ નાખી તે પાવો તથા પાદડાનો ચોથો ભાગ કપડામા બાધી ગળે બાધવો; એથી કરી દુન્તર ઉધરસ પણ જશે ×

**૫૭૫ સપ્તાલુ**—સપ્તાલુની ઉત્પત્તિ સર્વે ઉષ્ણ અને **સમશીતોષ્ણ** દેશમાં થાય છે એ ફળ ઘણું ઉત્તમ હોઈ સર્વને એના પર પ્રેમ હોય છે આ દેશમા એ ઝાડ ઘણે ઠેકાણે નથી, પરંતુ જોઈએ તેટલા થવાને હરકત પડતી નથી જે ફળમાનો ગર્ભ ઘટ્ટ, ત્વચા પાતળી, જે બાજુ ઉપર હમેશા તાપ પડે છે તેની બીજુ બાજુનુ અગ ગર્તુચોળ, અગમા ગર્ભ પુષ્કળ હોઈ પીળા રગનું અને રસ વિપુલ હોય, તે ફળ ઉત્તમ જાણવુ

**૫૭૬ સફરજન**—સ૦ પારાવત, સેવ. મ૦ સફરચંદ હિ૦ સેવ, પાલૂ સિમલા-પાલો.

---

× **ગુણધર્મ**:—ડૉક્ટર દેસાઈના મત અનુસાર સતાપા દીપન, વાતહર, ઉત્તેજક, કૃમિઘ્ન, સકોચવિકાસ-પ્રતિબધક, સ્વેદજનન, જ્ઞાનતતુને ઉત્તેજક, મૂત્રલ અને આર્તવજનન છે સતાપા ચામડી પર લગાડવાથી અથવા પેટમા આપવાથી દાહ કરે છે સતાપાના તેલથી નાડીની ગતિ તેજ થાય છે, પરતુ દબાવ ઓછો થાય છે સુકી વનસ્પતિના કાટથી નાડીની ગતિ ઓછી થઈ જાય છે લગભગ ૩ કલાકમા ૮૦ અથવા ૭૦ સુધી ધબકારા થઈ જાય છે મોટી માત્રા આપવાથી નાડી અશક્ત બને છે

સતાપાની ઉત્તેજક ક્રિયા ચામડી, જ્ઞાનતંતુસસ્થા અને ગર્ભાશય પર વિશેષરૂપે થાય છે એનાથી બહુ જ ઘામ છૂટે છે, વિચારશક્તિ વધે છે, કમરની ઇદ્રિયો પર એની પ્રત્યક્ષ ક્રિયા થાય છે સગર્ભાને આપવાથી વારવાર પેશાબ આવે છે, કમરમા દર્દ થાય છે, ગર્ભાશય નીચે ઊતરે છે અને રોજરોજ અપાય તો ૧૦ દિવસમા વેણ ગરૂ થઈને ગર્ભપાત થઈ જાય છે મોટી માત્રા આપવાથી ઊલટી થાય છે, અતિ થકાવટ આવે છે, વિચારશક્તિ ઓછી થાય છે, નજર ધૂવળી (મદ) બને છે, નાડી અશક્ત થઈને બહુ જ ધીરે ચાલે છે, હાથપગ ઠડા થાય છે, આક્ષેપ આવે છે, તાજી અને સુકાવેલી વનસ્પતિની ક્રિયામા થોડો ફરક રહે છે

**માત્રા**—ચૂર્ણ ૫ થી ૧૦ રતી દિવસમા ૩ વાર ધીરેધીરે ૩૦ રતી સુધી માત્રા વધારી શકાય છે સ્વરસ ૩૦ થી ૬૦ ટીપા, તેલ ૧ થી ૮ ટીપા **ઉપયોગ**—સતાપા ઉત્તમ ઔષધિઓમાની એક છે સ્ત્રીઓ અને બાળકોના રોગમા વિશેષ વપરાય છે પીવાનુ પાણી નિર્દોષ થવા માટે તેમા સતાપા રાખે છે

તાવમા સતાપાનો કાટ આપવાથી પેશાબ છૂટે છે, નાડીની ગતિ મદ થાય છે અને રોગીને ઉત્તેજના મળે છે બાળકોના ધનુર્વાતમા સતાપાનો સ્વરસ ગોરોચન મેળવીને અપાય છે ચક્કર, બુદ્ધિમાદ્ય અને અપતત્રક(હિસ્ટીરિયા)મા ફાટ અપાય છે અર્ધાગવાયુમા રસની માલિશ કરાય છે કાનમા શૂળ ચાલતુ હોય તો રસ કાનમા નખાય છે અનાર્તવમા માસિકધર્મ સાફ આવવા માટે તથા પીડિતાર્તવમા પીડા ઓછી થવા માટે કાટ અપાય છે બાળકોની ઉધરસ, શરદી અને મોટી ઉધરસમા સ્વરસ અપાય છે મોટી ઉધરસ(હૂપીંગ કફ)મા સતાપાના સ્વરસમા થોડી હિંગ અને ફટકડીનુ ફૂલુ મેળવીને અપાય છે શરદીમા ધુમાડો દેવાય છે અપચન, આફરા અને ઉદરપીડામા ફાટ અપાય છે એની સાથે સુગધી દ્રવ્ય અપાય છે.

—**સ્વામી કૃષ્ણાનંદ**

કાશ્મીર૦ ચૂત, સત. અં૦ એપલ લે૦ પાઈગ્સ મેલસ.

આ દેશમાં એના બિયા **ઇરાનમાંથી** આવેલા હોવા જોઈએ. સફરજન—એ ઉત્કૃષ્ટ મેવામાનો મેવો છે, આ દેશમા ઘણાક મોટા મોટા લોકોના બાગમા એના ઝાડ છે. સફરજન—એ ફળ નાની નારંગી જેવડા હોય છે ઉપરથી તે ચપટા હોય છે. એના ઉપરની પાતળી છાલ છોલી નાખી એ ફળ ખાવામા ઘણા ઉત્કૃષ્ટ છે તે ઘણા મીઠા લાગે છે એનો સ્વાદ મધુર હોય છે. એના કકડા સાકરમા ઘાલી રાખી ખાવાથી ઘણા જ સારા લાગે છે

**૫૭૭ સમુદ્રફળ**—સ૦ સમુદ્રફલ. મ૦ સમુદ્રફળ જેવરી હીવરી, સતફળ હિ૦ હિંજલ. બ૦ હિજ્જલગાછ. ક૦ સામુદ્ર–કરકાઈ. તૈ૦ બ્યારગચેટ્ટુ. મલા૦ સમુદ્રપુ લા૦ બેરિંગટોનિયા એક્યુટેંગ્યુલા.

સમુદ્રફળના ઝાડ મોટા મોટા થાય છે. એના પાદડા બદામના પાદડા જેવા હોઈ તે કરતા થોડા નાના હોય છે. એ ઝાડ સમુદ્રકિનારા ઉપર થાય છે. એને જે ફળ આવે છે તે આકારે જાયફળ જેવડા હોઈ એનો રંગ કાળો હોય છે એ ફળ ઉપર ઊભા સરકલા હોઈ એની છાલ પાતળી હોય છે સમુદ્રફળ અનેક રોગ ઉપર ચાલે છે **સમુદ્રફળ**—તીખુ તથા ઉષ્ણ છે, અને ત્રિદોષ, ભૂતબાધા, દાવાનલદોષ, કફ, ભ્રમ તથા શિરોરોગનો નાશ કરે છે પાણીમા ઘસી પાવાથી કૃમિનો નાશ કરે છે **ઉપયોગ***—(૧) **બાળકના કફવિકાર ઉપર**:—સમુદ્રફળ ઠંડા પાણીમા ચાર કિંવા બે ચણોઠીભાર શક્તિ પ્રમાણે ઘસી તે પાણી ત્રણ માસાથી એક તોલા સુધી પાવુ, તેથી કરીને તુરત ઊલટી થઈ કફ નીકળે છે ઉતાર આપવો પડે તો ઘી આપવુ (૨) **હુક નીકળે તે (શૂળ) ઉપર**:—સમુદ્રફળ લીમડાના રસમા ઘસી ચોપડવુ (૩) **બાળકના પેટમાં લોહીની ગાંઠ પડે તે તથા પેટશૂળ ઉપર**:—સમુદ્રફળ ગાયના દૂધમા ઘસી પાવુ (૪) **આંખોના પડળ ઉપર**:—સમુદ્રફળ ગાયના ઘીમા ઘસી અંજન કરવુ (૫) **કમળા ઉપર**:—સમુદ્રફળ ઘસી અંજન કરવુ અને તલના તેલના કોગળા કરવા. (૬) **આદાશીશી ઉપર**:—સમુદ્રફળ બકરીના મૂત્રમા ઘસી નાકે પાવુ. (૭) **આંખના ફૂલ ઉપર**:—સમુદ્રફળ તૂરિયાના રસમા ઘસી અંજન કરવુ (૮) **ઉધરસ ઉપર**:—સમુદ્રફળ, સૂંઠ તથા લીંડીપીપરનુ ચૂર્ણ ગરમ પાણીમા નાખી પાવુ (૯) **ધંતૂરાના વિષ ઉપર**:—સમુદ્રફળ ગોમૂત્રમાં ઘસી પાવુ (૧૦) **સન્નિપાત ઉપર**:—સમુદ્રફળ પાણીમા ઘસી અંજન કરવુ (૧૧) **સર્પદંશ ઉપર**:—સમુદ્રફળ લસણના રસમા ઘસી અંજન કરવુ. (૧૨) **કૃમિ ઉપર**:—સમુદ્રફળ પાણીમા ઘસી પાવું.

**૫૭૮ સમુદ્રશોક**—સ૦ સમુદ્રશોષ મ૦ સમુદ્રશોક લા૦ આર્ગાયરિયા સ્પેસિઓઝા.

એને સમુદ્રશોક પણ કહે છે સમુદ્રશોકના વેલા હોય છે. એનો વિસ્તાર મોટો થાય છે એના પાદડા હોઈ તે ઉપર મોટી રેખાઓ હોય છે. પાદડા સાધારણ હથેળી જેવડા મોટા થાય છે એના બિયા વીર્યસ્તંભક છે એના કુમળા પાદડાનુ શાક થાય છે **સમુદ્રશોક**—ગ્રાહક, વાતુલ, અને પિત્તલ અને કફકર છે **ઉપયોગ**—(૧) **વાતવિકાર ઉપર**:—અળવીના પાદડાના પતરવેલિયા પ્રમાણે એના પતરવેલિયા કરી ઘીમા તળી ખાવા (૨) **ગૂમડાં વગેરે પાકી ફૂટવા માટે**:—સમુદ્રશોકના પાદડા લાવી ગરમ કરી ઊલટા બાધવા. ઊલટા બાધવાથી ફૂટેલા ગૂમડા (વ્રણ) રુઝાય છે (સૂલટા બાધવાથી ઉષ્ણતા પહોચીને જલદી પાકી જાય છે. ઊલટા પાનમા નીચે મખમલ જેવા રૂવા હોવાથી પરુ તેને લાગતુ નથી તેમ જ વાયુ અને કીટાણુઓથી રક્ષણ થાય છે. માટે જલદી રૂઝ આવી જાય છે)×

* દ્રવ્યગુણશિક્ષામા શ્રી નગેંદ્રનાથ સેન લખે છે કે, સમુદ્રફળ પાણીમા ઘસી પીવાથી પેટના કીડા મરી જાય છે પાન વાટીને શરીર પર લેપ કરવાથી ચર્મરોગનો નાશ થાય છે તથા તેનુ મૂળ વાયુ અને સ્નાયુઓની દુર્બળતાનો નાશ કરે છે સમુદ્રફળ કફઘ્ન, વામક, સારક અને વેદનાસ્થાપન છે **માત્રા**—૧ થી ૨ રતી જેવી રીતે કફરોગમા મીંઢળ ઉત્તર હિંદમા વપરાય છે તેવી જ રીતે દક્ષિણમા સમુદ્રફળ વપરાય છે મીંઢળ મોટા માણસને અને સમુદ્રફળ નાના બાળકોને આપે છે બંનેથી ઊલટી અને જુલાબ થાય છે

× સમુદ્રશોષના પાદડા વડના મોટા પાદડા જેવડા અને પાછળની બાજુએ સફેદ રૂવાટીવાળા હોય છે એના પાદડાં વડનાં પાદડા જેવા કઠોર ન હોતા તે નરમ હોય છે બંગાળમા સમુદ્રશોષના મૂળને

**૫૯૯ સમેરવો**—સ૦ શાલિપર્ણી. મ૦ સાલવણ, રાનગાજા, ભુઇગેવગ કો૦ ડાવ. હિ૦ સરિવન, શાલ્વન, ગૌરીસગ, દિધરૌથ બ૦ શાલપાની ક૦ મુરલુબેને, મુરેલેહોન્ને, કાડગાજી તૈ૦ શિયાકુપના. ઔ૦ શારપાણી લા૦ ડેસ્મોડિયમ્ ગેન્જેટિકમ્. પ૦ સરિવન, સમેર. તૈ૦ સપાકુપોવ, અપાકપોવા, મુયાકુપોન્ના ઉ૦ શારપાણિ

આ ઝાડને મરાઠીમા ગાનગાજો પણ કહે છે સમેરવાના ઝાડ જાસૂદીના ઝાડ જેવા હોય છે. એ એક ત્રણ-ચાર ફૂટ ઊચાઈવાળો છોડવો છે એ કોકણ, બગાળ અને મધ્યપ્રદેશમા પોતાની મેળે ઊગે છે એ બારે મહિના રહે છે ઉનાળામા એના પાદડા વગેરે જનાવરો ખાઈ જાય તોપણ તે ઝાડ સુકાતુ નથી. એની દાડલીનો ઘેરાવો શુમારે એક ઇચ સુધી હોય છે. એના પાદડા બીલી પ્રમાણે ત્રિદળ હોઈ તે શુમારે બે આગળના દીટડા ઉપર આવે છે એ પાદડાનો આકાર કાઈક નાની અગ્ણી જેવો દીર્ઘ વર્તુળ, પરતુ તેનાથી જરા મોટો હોય છે બીજો ભેદ એ છે કે, નાની અરણીના પાદડા પીળાશ પડતા હોય છે અને આ કાળાશ પડતા હોય છે. એ પાદડા પારિજાતકના પાદડા જેવા નાત્રાવાળા પરતુ તે કરતા લાબા અને પહોળા હોય છે. એનુ દીટડુ ચાર આગળ સુધી પીળા રગનુ હોય છે અને ત્રિદળ પાદડાની વચમા અતર શુમારે બે ત્રણ ઇંચનુ હોય છે. પાદડાની પાછળની બાજુ કાઈક રાખોડી રગની હોય છે દરેક પાદડા નજીક પુષ્પકોશ પ્રમાણે કાઈક ગાઠો ભાગ હોઈ તેની અદરની બાજુએ ધોળા કોબ જેવો પદાર્થ હોય છે એને નાના નાના લીલા રગના ફૂલ બારે માસ આવે છે એના છેડા તરફ શિગોના તોરા લાગે છે તેની લબાઈ આશરે એક વેત હોય છે એકેક તોરામા એકબીજાને વળગેલી બારીક બારીક અને ચપટી એવી મેકડો શિગો આવે છે દરેક શિંગની લબાઈ અર્ધા ઇંચથી પોણા ઇચ સુધી અને પહોળાઈ ૧ થી ૧॥ દોરાની હોય છે તેમા ૬ થી ૮ સુધી સાધા હોય છે એનો ઉપયોગી ભાગ મૂળ છે દશમૂળમા અને લઘુ પચમૂળમા સમેરવાના મૂળ આવે છે **લઘુ પંચમૂળમાં** સમેરવો, નાનો સમેરવો (પિઠવણ), ભોરિગણી, ઊભી રીગણી અને ગોખરુના મૂળો આવે છે.

એના મૂળ જખમ જલદી રુઝાઈ જવા માટે લીલા વાટીને વ્રણ ઉપર બાધવા. એના મૂળ સર્વ પ્રકારના તાવ ઉપર અને સુવાવડીના તાવ ઉપર ગુણકારી છે લઘુ પચમૂળનો કાઢો ટાઢિયો તાવ, દમ અને કફદોષથી થનાર સર્વ રોગ ઉપર આપવો યોગ્ય છે **બૃહત્પંચમૂળ** એટલે બીલી, અરણી, અરલુ, સિવણ અને પાટલા-એના મૂળ, એનો કાઢો તાવ અને દૂષિત હોવાથી થનાર રોગ ઉપર આપવો ઉપરના દશે મૂળ(એ જ દશમૂળ)નો કાઢો ઉપરનો ઉપર રહેનાર તાવ, છાતીના રોગ, મસ્તકરોગ અને બીજા રોગો ઉપર ઉત્તમ ગુણકારી છે લઘુપચમૂળ એ પિત્ત ઉપર યોજવા અને બૃહત પચમૂળ એ વાયુ અને કફ ઉપર યોજવા **સમેરવો**—રસકાળે કડવો, ધાતુવર્ધક, ગુરુ, ઉષ્ણ, વૃષ્ય, રસાયન તથા સ્વાદુ છે, અને વાયુ, વિષમજ્વર, મેહ, અર્શ, સોજો, સતાપ, દમ, શોષ કૃમિ, ત્રિદોષ, ઉધરસ, તાવ, ઊલટી તથા અતિસારનો નાશ કરે છે **લઘુ પંચમૂળ**—સ્વાદુ, બલકર, લઘુ, કિચિત્ ઉષ્ણ, ધાતુવર્ધક, ગ્રાહક તથા કડવા છે, અને કફ, પિત્ત, વાયુ, વાતપિત્ત જ્વર, ઉધરસ, અશ્મરી, ત્રિદોષ, દમ, શૂળ, અગ્નિમાદ્ય તથા અરુચિનો નાશ કરે છે **બૃહત્ પંચમૂળ**—કડવા, તૂરા, મધુર, ઉષ્ણ, અગ્નિદીપન, તીક્ષ્ણ તથા પાકકાળે લઘુ છે, અને મેદોવૃદ્ધિ, કફ, વાયુ, દમ તથા ઉધરસનો નાશ કરે છે **દશમૂળ**—ત્રિદોષ, દમ, ઉધરસ. સુરતી, સોજો, જ્વર, આનાહ-વાયુ, મસ્તકપીડા, પાર્શ્વપીડા, અરુચિ, અપતંત્રક વાયુ, હેડકી, અગ્નિમાદ્ય, શૈત્ય તથા પરસેવાનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ગુલ્મ, શૂળ, હૃદ્રોગ અને શ્વાસ ઉપર દશમૂળાદિ કાઢો**.—સમેરવો (સાલવણ), પીઠવણ (પીલુડી, પોપટી), ભોરિગણી, ઊભી ભોરિગણી, અને ગોખરુ એ લઘુ પચ-મૂળ, બીલી, અરણી, પાટલા, સિવણ અને અરલુ એ બૃહત્ પંચમૂળ, એ દશમૂળનો કાઢો કરી જવખાર અને સિધવ નાખી પાવો **(૨) હૃદયશૂળ, પૃષ્ઠશૂળ અને કટિશૂળ ઉપર**:—દશ

---

વૃદ્ધદારુ (વરધારા) કહે છે આમવાત તથા વાતરક્તમા આની કાજી આપવાથી લાભ થાય છે આમવાતના સોજા પર પાન વાટી અને ગરમ કરીને સાધા પર બધાય છે

મૂળોનો કાઢો તથા નિકાઢો કરી પાવો (૩) **સુવારોગ, મોહ, ઝોબો અને સન્નિપાત ઉપર:—** દશમૂળના કાઢામા લીંડીપીંપરનું ચૂર્ણ નાખી પાવું. (૪) **મૂઢગર્ભ (આડું આવે તે) તથા મૃતગર્ભ બહાર પાડવા માટે:—**નાભિ, બસ્તિ અને ભગ એ સ્થળે સમેરવાના મૂળિયાનો લેપ કરવો; એટલે ગર્ભ બહાર પડે છે. (૫) **વાતગલગંડ ઉપર:—**દશમૂળ વાટી લેપ કરવો. (૬) **સન્નિપાત તથા યોનિશૂળ ઉપર:—**દશમૂળ, ખીલા અને ધાવડીના ફૂલના કાઢામા રૂ ભીંજવી યોનિમા રાખવું (૭) **કર્ણશૂળ ઉપર:—**બૃહત્ પંચમૂળ આઠ આગળ લાબા લઈ તે મૂળને રૂમા વીંટાળી તેલમા પલાળી દેવતાથી સળગાવવા અને તે મૂળ ઊભા રાખી તેમાથી જે તેલ નીચે પડે તે કિંચિત્ ગરમ કરી કાનમા રેડવું, એટલે કાનમાનું શૂળ તુરત દૂર થાય છે. (૮) **આધાશીશી ઉપર:—**સમેરવાનો કાઢો કરી નાકમા નાખવો. (૯) **મેદોરોગ ઉપર:—**બૃહત્ પંચમૂળનો કાઢો મધ નાખી પાવો. (૧૦) **ગર્ભપાત થયો હોય તેના ઉપર:—**લઘુ પંચમૂળનો કાટો કરી તેમાં સિજાવેલી પેજ (ચોખાની કાજી) ઘી નાખ્યા સિવાય આપવી (૧૧) **તેલના દાઝેલા વ્રણ ઉપર:—**જૂનો સમેરવો લાવી તેની રાખ કરી તે પાણીમા કાલવી ચોપડવી. (૧૨) **અર્ધાંગવાયુ ઉપર:—**દશમૂળનો કાઢો હિંગને સિંધવ નાખી પાવો. (૧૩) **ધનુર્વાત ઉપર:—** દશમૂળનો કાટો પાવો અને સરસિયું અંગે ચોળવું (૧૪) **જીર્ણજ્વર, શ્વાસ, કાસ, મસ્તકશૂળ અને સળેખમ ઉપર પંચમૂળી ક્ષીર:—**લઘુ પંચમૂળના મૂળ લાવી થોડા કચરી તેમાં આઠગણુ દૂધ અને દૂધથી ચોગણુ પાણી નાખી દૂધ રહે ત્યા સુધી કઢવી પાવું. સંપૂર્ણ જીર્ણજ્વર ઉપર દૂધનું ઔષધ ઉત્તમ છે એમ જાણવું. (૧૫) **કફ, પાંડુ, જ્વર, અતિસાર, સોજો, સંગ્રહણી, ઉધરસ, અરુચિ, કંઠરોગ અને હૃદ્રોગ ઉપર:—**સૂઠ અને દશમૂળનો કાટો પાવો. (૧૬) **શ્વાસ, કાસ અને પાર્શ્વશૂળ ઉપર:—**દશમૂળનો કાઢો કરી તેમા એરંડામૂળનું ચૂર્ણ નાખી ખાવા આપવો. (૧૭) **પેટનું ફૂલવું અને શૂળ ઉપર:—**દશમૂળના કાઢામા એરંડતેલ હિંગ અને સંચળ નાખી પાવું. (૧૮) **મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાશ્મરી ઉપર:—**લઘુ પંચમૂળનો કાઢો પાવો. (૧૯) **વાતકુંડલિકા, વાતબસ્તિ અને અષ્ઠીલા મૂત્રરોગ વગેરે ઉપર:—** દશમૂળનો કાઢો શિલાજિત અને સાકર નાખી પાવો (૨૦) **વાતોદર, સોજો અને શૂળ ઉપર:—**એરંડતેલ દશમૂળના ચૂર્ણમા મિશ્ર કરી પાવું અથવા દશમૂળનો કાઢો ગોમૂત્ર અથવા શિલાજિત અને દૂધ નાખી પાવો. (૨૧) **આધાશીશી, સૂર્યાવર્ત અને મસ્તકશૂળ ઉપર:—** દશમૂળના કાઢામા ઘી અને સિંધાલૂણ નાખી નસ્ય આપવું. (૨૨) **ઉન્માદરોગ ઉપર:—**દશમૂળના કાઢામા ઘી નાખી આપવું.

**૫૮૦ સરગવો**—સં૦ શિગ્રુ. મ૦ શેવગા. કોં૦ શેગટ વ૦ મુગના. તુ૦ નર્ગે. હિં૦ સહજના ક૦ નુગ્યિય. ઇ૦ હોર્સ રેડીશ ટ્રી. લા૦ મોરિંગા ટેરીગોસ્પર્મા (મીઠો સરગવો), મોરિંગા કોન્કેનેન્સિસ્ (વગડાઉ સરગવો) તૈ૦ મુલંગા તા૦ મોરંગ. મલા૦ મુરિના ગોમ૦ માશિંગ.

સરગવાના ઝાડ ઘણા જ મોટા થાય છે. એનું લાકડું ઇમારતના કામમાં આવતું નથી. એનાં પાદડા બારીક હોય છે. એના કુમળા પાદડાનું ફૂલનું અને શિંગોનું શાક કરે છે સરગવો ઉષ્ણ હોઈ વાતહારક છે. વગડામાં થનારી એક સરગવાની જાત છે, એને વગડાઉ સરગવો કહે છે. **સરગવો**—તીખો, કડવો, ઉષ્ણ, તીક્ષ્ણ. રુચિકર, અગ્નિદીપક, પાચક, સારક, લઘુ, હૃદ્ય, ખારો તથા પિત્તકોપન છે; અને કફ, વાયુ, મુખજાડ્ય, વ્રણ, કૃમિ, આમ, વિષદોષ, વિદ્રધિ, બરોળ, ગુલ્મ, સોજો કંડૂ, ઉપદંશ, મેદોરોગ, ગંડમાળા, અપચી, ગલગંડ તથા નેત્રરોગનો નાશ કરે છે. **એની શિંગો**—તૂરી, અગ્નિદીપક, સ્વાદુ તથા મધુર છે; અને કફ, પિત્ત, શૂળ, કોઢ, જ્વર, ક્ષય, શ્વાસ તથા ગુલ્મનો નાશ કરે છે. **એનાં બિયાં**—તીખા, ઉષ્ણ, ચક્ષુષ્ય તથા અવૃષ્ય છે; અને કફ, વાયુ, સોજો, વિદ્રધિ, મેદોરોગ ગંડમાળા, અપચી, વિષદોષ, ગુલ્મ, વ્રણ તથા કૃમિનો નાશ કરે છે. એનાં બિયાં ઘસી નસ્ય કરવાથી મસ્તકશૂળ મટી જાય છે. **એનાં ફળ**—તીખાં, ઉષ્ણ, તીક્ષ્ણ તથા ચક્ષુષ્ય છે; અને સ્નાયુરોગ સોજો, કૃમિ, કફ, વાયુ, વિદ્રધિ, બરોળ તથા ગુલ્મનો નાશ કરે છે.

**એના પાંદડાં**—તીખા, ઉષ્ણ, રુચિકર, અગ્નિદીપન, પાચન, પથ્ય તથા સારક છે; અને વાયુ, કૃમિ, કફ તથા જ્વરનો નાશ કરે છે **કાળો સરગવો**—(શોભાંજન) અતિ ઉષ્ણ, તીક્ષ્ણ, રુચ્ય, અગ્નિદીપન, પાચન, ખારો, કડવો, વિદાહી, ગ્રાહક, અવૃષ્ય, પિત્તલ તથા રક્તકોપન છે, અને કફ, કૃમિ, વાયુ, વિષદોષ, વિદ્રધિ, પ્લીહા, શૂળ, ગુલ્મ તથા વાળાનો નાશ કરે છે **સફેદ સરગવો**—(શ્વેત શીગ્રુ) તીક્ષ્ણ, રુચ્ય, અગ્નિદીપન, કડવો, સારક તથા મધુર છે, અને મુખજાડ્ય, સોજો, વાયુ તથા અંગના દુખાવાનો નાશ કરે છે **એનાં ફૂલ**—શીત, સ્વર્ય, તૂરા, લઘુ, ગ્રાહક, ચક્ષુષ્ય, રક્તપિત્ત પ્રસાદન તથા ગ્રાહક છે, અને કફ, પિત્ત, વાયુ, શિરોવ્યથા તથા કૃમિના નાશક છે. **એનાં પાંદડાં**—ચક્ષુષ્ય, સ્વાદુ, શીતલ, શુક્લ, સ્નિગ્ધ તથા ગુરુ છે, અને વાત, પિત્ત, મેદ તથા કૃમિના નાશક છે **રાતો સરગવો**—(રક્ત શીગ્રુ) મહાવીર્યવાન, મધુર તથા રસાયન છે, અને સોજો, આધ્માન, વાયુ, પિત્ત તથા કફનો નાશ કરે છે ઉપયોગ—(૧) **નેત્રરોગ ઉપર**:—સરગવાના પાદડાનો રસ કાઢી તેમા મધ નાખી અંજન કરવુ, એટલે તિમિરાદિક સર્વ નેત્રરોગ દૂર થાય છે. (૨) **સર્પદંશ ઉપર**:—સરગવાની છાલ, કડવા તૂરિયાના ફળ અને અરીઠા એકત્ર વાટી રસ કાઢવો, અને તેમા કાળીજીરી વાટી પાવો. (૩) **હેડકી ઉપર**:—સરગવાના મૂળનો કાઢો પાવો. (૪) **કાન વહેતા હોય તે ઉપર**:—સરગવાના ફૂલ સૂકવી તેનુ ચૂર્ણ કરી તે કાનમા નાખવુ. (૫) **વાત ગુલ્મ ઉપર**:—સરગવાના પાદડાના રસમા એક તોલો સાકર મેળવી ૩ દિવસ પાવો. (૬) **મળમૂત્રથી બેજાર થયો હોય તે ઉપર**:—સરગવાના પાદડાનો રસ પાશેર કાઢી તેમા ૧ તોલો સિંધવ નાખી પાવો (૭) **ગંડમાલ ઉપર**:—સરગવાના અંગનુ દૂધ, ધોળા ગુલખાસીના કાદા અને મરીનો ઠંડા પાણીમા ઘસી લેપ કરવો (૮) **વાળા ઉપર**:—સરગવાની છાલ અથવા મૂળ કૂટી (ખાંડી) ઉપર બાધવા. (૯) **નળવાયુ ઉપર**:—સરગવાની છાલનો રસ ૪ પૈસાભાર, આદુનો રસ બે પૈસાભાર અને મધ ૬ માસા એકત્ર કરી ૭ દિવસ આપવુ. (૧૦) **જીભમાં કાત્રા પડે તે ઉપર**:—સરગવાના પાદડા દરેક વખતે ચાવી તેનો રસ ગળવો; અને કાત્રા સારા થયા પછી કુવાર ભેઠી તેના ગર્ભમા સાકર નાખી ૭ દિવસ ખાવો (૧૧) **જલદીથી પ્રસવ થવા સારુ**:—સરગવાના મૂળનો રસ પાણીમા નાખી ઉકાળી પગે ચોપડવો (૧૨) **બાળકોના પેટના ભાર ઉપર**:—વગડાઉ સરગવાની છાલનો રસ એક ચમચાભાર કાઢી તેમા તેટલુ જ ગાયનું ઘી નાખી ૩ દિવસ પાવો. (૧૩) **સોમલના વિષ ઉપર**:—સરગવાની છાલનો રસ ૪ પૈસાભાર અને અર્ધો શેર દૂધ એકત્ર કરી પાવુ. (૧૪) **બરોળ ઉપર**:—સરગવાની છાલનો કાઢો કરી તેમા લીંડીપીપર અને મરીની ભૂકી નાખીને પાવો (૧૫) **કેડ ફાટે તે ઉપર**:—સરગવાની છાલ કચરી ગરમ કરી બાધવી. (૧૬) **સર્વ પ્રકારના વાયુ ઉપર**:—વગડાઉ સરગવાનો કંદ લાવી તેનો રસ કાઢી પાવો. એટલે સર્વ વાયુની પીડા દૂર થાય છે, અથવા સરગવાની છાલનો પાટો બાધવો (૧૭) **આંખો આવે તે તથા સર્વ નેત્રરોગ ઉપર**:—સરગવાના પાદડાના રસમા મધ નાખી અંજન કરવુ. (૧૮) **અંતર્વિદ્રધિ ઉપર**:—સરગવાના કાઢામા હિંગનો કલ્ક નાખી પાવો (૧૯) **ખોડા ઉપર**:—સરગવાના પાદડાનો રસ ચોપડવો. (૨૦) **વિષમજ્વર ઉપર**:—કાળા સરગવાની છાલનુ ચૂર્ણ ગોળ અને ધાણામા આપવુ (૨૧) **પથરી ઉપર**:—સરગવાના મૂળનો કાઢો કરી પાવો. (૨૨) **મસ્તકશૂળ ઉપર**:—સરગવાના પાદડાના રસમા મરી ખરલ કરી તેનો લેપ કરવો (૨૩) **ગુમડું બેસી જવા માટે**:—સરગવાની છાલ ઘસી ચોપડવી (૨૪) **કફજન્ય મસ્તકશૂળ ઉપર**:—સરગવાના બિયા પાણીમા ઘસી નાકમા તેનુ પાણી પાડવુ.+

+ ડૉક્ટર દેસાઈના મત અનુસાર સરગવાના મૂળની તાજી છાલ કડવી, તીક્ષ્ણ, ઉષ્ણ, રુચિકર, દીપન, પાચન, ઉત્તેજક, ઉદરવાતશામક, વાતહર, સ્વેદલ, મૂત્રલ, કફહર, શોથઘ્ન અને વ્રણદોષનાશક છે હૉર્સ રેડીશ નામની દવા યુરોપમા વપરાય છે, તેના જેવી સરગવાની ક્રિયા છે આ ઉત્તમ દીપન છે એની પાચનક્રિયા અનેનાસ, એરંડકાકડી અને કાકડીના સમાન પ્રત્યક્ષ નથી તોપણ આનાથી આમાશયમા લોહી વધે છે, જેથી વધારે પાચક દ્રવ્ય ઉત્પન્ન થાય છે અને ભોજન પચે છે અન્ન પચીને તેમાથી મળ આતરડાને ઉત્તેજક બને છે

**૫૮૧ સરસવ**—સં૦ સર્ષપ. મ૦ સિરસવ. હિં૦ સરસો. ક૦ બિલીય સાસવેયતપ્પલુ. અ૦ ઉર્દૂ–અબીયદ. ફા૦ સર્પફ. ઇ૦ સિનાપિસ આલ્બા. લા૦ બ્રાસિકા નાઈગ્રા. બ૦ સરિષા

એ એક રાઈની જાત છે. સરસવની ઉત્પત્તિ ગુજરાતમા ઘણી થાય છે એના બિયાં રાઈના જેવા જ રાતા રગના હોઈ રાઈ કરતા કિંચિત્ મોટા હોય છે સરસવનુ તેલ કાઢે છે તેને સરસિયું કહે છે એ ખાવાના અને વધાર કરવાના ઉપયોગમા આવે છે સરસવનુ તેલ અથાણામા નાખે છે **સાધારણ રાતા સરસવ**—તીક્ષ્ણ, ઉષ્ણ, કડવા તીખા, કિંચિત્ રુક્ષ, અગ્નિદીપક, રક્તપિત્તકર તથા પિત્તલ અને કફ, વાત, કંડૂ, કોઢ, શૂળ, કૃમિ, રાક્ષસપીડા તથા ગ્રહપીડાનો નાશ કરે છે **એનાં પાનની ભાજી**—ગુરુ, ઉષ્ણ, સ્વાદુ, ખાટી, પિત્તલ, સારક, તૂરી તથા ખારી અને કફનાશક છે **કાળા સરસવ**—કડવા, તીખા, ઉષ્ણ, પિત્તલ તથા દાહક છે; અને ગુલ્મ, કંડૂ, કોઢ, વ્રણ અને વાતશૂળનો નાશ કરે છે. **સિદ્ધાર્થ ( ધોળા સરસવ )**—કડવા, તીખા, ઉષ્ણ તથા રુચ્ય છે, અને વાતરક્ત, ગ્રહપીડા, અર્શ, સોજો, ત્વગ્દોષ, વિષ તથા વ્રણનો નાશ કરે છે. **સરસવનું તેલ**—દીપન, લેખન, સ્વર્ય, તીક્ષ્ણ, કડવુ, તીખુ, ઉષ્ણ, પિત્ત, રક્તદૂષક તથા લઘુ છે, અને વાતવિકાર, કફવિકાર, કૃમિ, કોઢ, કર્ણશૂળ, શિરોગ્રહ, કંડૂ, મેદોરોગ, અર્શ, કર્ણરોગ, કુષ્ઠરોગ, શ્વેત કોઢ તથા દુષ્ટવ્રણનો નાશ કરનાર હોઈ બસ્તિકર્મ વિષે ઉત્તમ છે **ઉપયોગ**—**(૧) શ્વાસ ઉપર**:—સરસવનુ તેલ ગોળમા આપવુ **(૨) અપચી (ગંડમાળનો ભેદ) રોગ ઉપર**:—સરસવ, કડવા લીમડાના પાદડા અને ભિલામો, એ સમભાગે લઈ બાળી રાખ કરી તે બોકડાના મૂત્રમા કાલવી લેપ કરવો **(૩) કાનમાંના કીડા દૂર થવા માટે**:—સરસિયુ તેલ કાનમા પાડવુ; એટલે કાનમા ગયેલા કીડા મરણ પામે છે પછી તેને યુક્તિએ બહાર કાઢવા **(૪) કર્ણનાદ, કર્ણશૂળ અને બાધિર્ય ઉપર**:—સરસવનું તેલ ( સરસિયું ) કાનમા નાખતા જવુ.

**૫૮૨ સવા ( સુવા )**—સ૦ શતાહ્વા મ૦ બાળતશેપ, શેપુ દે૦ શેપુ હિ૦ સોયા. બ૦ શુલ્ફા. ક૦ સુબ્બશિગે, સાલુક–ગિડ તૈ૦ સદાપા શતાકુપી તા૦ શડાકુપ્પિ ફા૦ તુખ્મેશ્બત, અ૦ શીતવ્યતબજરૂલ. મલા૦ ચાતકુપ્પા. ઈ૦ ડિલસીડ. લા૦ એનિથમ્ ગ્રેવિયોલેન્સ

---

આથી આતરડાને પણ ઉત્તેજના મળે છે, અને દસ્ત સાફ આવે છે

સરગવાની સ્વેદલ ક્રિયા જ્ઞાનતતુ મારફત, રક્તવાહિની મારફત અને ખુદ સ્વેદપિંડો પર પણ થાય છે. જેથી દેહમા બળતરા થાય છે અરડૂસીથી જેમ પ્રત્યક્ષ કફ છૂટે છે તેવી રીતે આથી કફ છૂટતો નથી, પરતુ જ્ઞાનતતુ અને હૃદયને ઉત્તેજના મળવાને લીધે રોગીની ખાસવાની શક્તિ વધે છે સરગવાની વૃક્ક પર પ્રત્યક્ષ ઉત્તેજનક્રિયા થાય છે, જેથી પેશાબનું પ્રમાણ અને તેમા ક્ષાર પણ વધે છે

છાલને વાટી ચામડી પર બાધવાથી ત્વચા લાલ થાય છે બાધેલા ભાગની નીચેની રક્તવાહિનીઓ પહોળી થાય છે, અને ત્યા રક્તના શ્વેતાણુ ભેગા થાય છે એ કારણથી વ્રણશોથ ઊતરી જાય છે સિવાય ઘામ આવીને અને પેશાબ વાટે વ્રણદોષ નીકળી જાય છે

**માત્રા**—મૂળની છાલ ૪ માસાથી ૮ માસા સુધી વાટીને ( ખમણીને ) આપવી

**ઉપયોગ**—અગ્નિમાદ્ય, અપચન, આફરા, કબજિયાત અને ઉદરશૂળ પર છાલનુ ખમણ અપાય છે. હૃદયોદર, યકૃદાલ્યુદર અને પ્લીહોદરમા બીજી મૂત્રલ અને વિરેચન ઔષધિની સાથે કાટરૂપે અપાય છે ઉદરરોગના પ્રારંભમા પુનર્નવા, કરિયાતુ અને સૂઠની સાથે કાટ અપાય છે એનાથી પેશાબ જલદી ન વધે તો જવખાર, અઘાડાનો ખાર અથવા કેળના થાભલાનો ખાર મેળવવો એટલુ છતા પેશાબ ન વધે તો વિલાયતી રસકપૂર (કેલોમલ), નસોતર અથવા ઇદ્રાયણ જેવી તીવ્ર વિરેચક ઔષધિ દેવી, જેથી ઔષધ લાગુ પડે છે ઉદરરોગમાં રોગીને મીઠુ અને પાણી અપાતુ નથી આતરડા પર જલદી કાર્ય થવા માટે અર્ક આપવો સરગવો મૂત્રપિંડના સોજાથી ઉત્પન્ન થતા સર્વાગશોથમા અપાતો નથી કારણ સરગવો મૂત્રપિંડમા દાહ વધારે છે તાવમા સરગવો પ્રશસ્ત છે ઘામ અને પેશાબ લાવે છે તથા હૃદય અને જ્ઞાનતંતુને ઉત્તેજના આપે છે કફજ્વરમા છાલનો રસ અપાય છે બેહોશી દૂર કરવા માટે ગરદન પર છાલ બધાય છે, તેમ જ મૂર્છાવસ્થા માટે નાકમા બીજનુ ચૂર્ણ નખાય છે. કાચું ગૂમડુ (વ્રણશોથ) બેસાડી આપવા માટે છાલને ઘસીને લેપ કરાય છે અને પેટમા પણ અપાય છે ગમડા(વિદ્રધિ)મા કાટ, હિગ અને સિંધાલૂણ મેળવીને અપાય છે ગળાની શિથિલતામાં કાટના કોગળા કરાવાય છે બીજનું તેલ આમવાત અને વાતરક્તમા ચોળાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

સુવાના છોડ શુમારે બે હાથ ઊંચા વધે છે. એને તોરા આવે છે તેમા તેના બિયા હોય છે, તેને સુવા કહે છે સુવાનુ શાક વાતહારક છે જેના શરીરમા વાયુ છે તેણે આ ભાજી રોજ ખાવી. **સુવા**—કડવા, તીખા, સ્નિગ્ધ, મેધ્ય, ઉષ્ણ, દીપન તથા બસ્તિ વિષે પ્રશસ્ત છે, અને વાત કફ, દાહ, નેત્રરોગ, જ્વર, શૂળ, ઊલટી, વ્રણ, અતિસાર, આમ તથા તરસનો નાશ કરે છે **એની ભાજી**—મધુર, દુગ્ધવર્ધક, ઉષ્ણ, દીપક, બલકર તથા પથ્યકર છે; અને ગુલ્મ, શૂળ, વાત તથા જ્વરનો નાશ કરે છે **વનસુવા**—મધુર, કડવા, સ્નિગ્ધ, તીખા, પાચન, હૃદ્ય, સ્વાદુ, કિંચિત્ ઉષ્ણ, બલકર તથા ધાતુવર્ધક છે, અને વાત, પિત, કફ, ત્રિદોષ, પ્લીહા, કૃમિ, નેત્રરોગ, ક્ષતક્ષય, ક્ષય, રક્તદોષ, અર્શ, યોનિનાળ, મલસ્તંભ, ઉધરસ, વાતિ તથા અગ્નિમાંદ્યનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) વાતવિકાર ઉપર:**—સુવા, દેવદાર, હિંગ અને સિંધવનુ ચૂર્ણ આકડાના દૂધમા ભીજવીને લેપ કરવો, એટલે અસ્થિવાત, કટિવાત અને સંધિવાતનો ત્રણ દિવસમા નાશ થાય છે

**૫૮૩ સહદેવી**—(સેદરડી) સં૦ મહાબલા, સહદેવી, પીતપુષ્પી. મ૦ સહદેવી કો૦ તુપકડી. હિં૦ સહદેઈ. બં૦ દંડોત્પલ. ક૦ સહદેવી તા૦ નૈર્યટ્ટિ. મલા૦ પરિના પુવાકુરતલા વર્નોનિયા નેન્યિા (સહદેવી), આર્જેન્ટમ્ કોનિઝોઈ ડિસ (ગંધારી સેદરડી, ઓસાડી).

સહદેવીને મરાઠીમા '**ઓસાડી**' પણ કહે છે સહદેવીના છોડ ચોમાસામા સર્વ સ્થળે ઉત્પન્ન થાય છે. એ છોડની ઊંચાઈ બે હાથ સુધી હોય છે સહદેવીના પાદડા લીલા હોઈ લાબા અને શુમારે બે આગળ પહોળા હોય છે આ છોડ ઉપર નાનાનાના પીળાશ પડતા અથવા જાબુડી રંગના ફૂલ આવે છે ગનમા અને બીજે સ્થળે આ છોડ પુષ્કળ થાય છે આ છોડના પાદડાની અને ફૂલની સુગંધી વાસ આવે છે સહદેવી તાવનો નાશ કરનારી છે એના ગુણ બળદાણા જેવા જ છે **ઉપયોગ—(૧) વિષમજ્વર ઉપર:**—રવિવારે સવારે સ્નાન કરી ઝાડ ઉપર પોતાની છાયા પડવા ન દેતા પૂર્વાભિમુખે ઊભા રહી સહદેવીના મૂળ ખોદી કાઢવા. તે કાળા દોરાએ રોગીના હાથે કિંવા ગળામા બાધવા **(૨) અંગ બહાર આવે તે ઉપર:**—સહદેવીના પાદડાનો રસ હાથ ઉપર મસળી અંગ (ગુદા અથવા યોનિ) અંદર બેસાડવું એટલે પુનં બહાર આવતુ નથી. **(૩) મુખરોગ ઉપર:**—સહદેવીના મૂળનો કાઢો કરી તેના કોગળા કરવા. **(૪) પરસેવો લાવવા માટે:**—સહદેવીના મૂળનો કાઢો કરી પાવો **(૫) ગંડમાળા ઉપર:**—સહદેવીના મૂળ પુષ્યનક્ષત્રમા હાથે બાધવા **(૬) તાવ ઉપર:**—સહદેવીના મૂળની ટોપી કરી માથે રાખવી અથવા રસ આપવો એટલે તાવ ઊતરશે **(૭) સિધ્મ કોઢ ઉપર:**—અબાસાઈ (પીળા) રંગના ફૂલોવાળી સહદેવીનો રસ ચોપડવો **(૮) ઊંઘ લાવવા માટે:**—સહદેવીના મૂળ માથે બાધવા

**૫૮૪ સંતરાં**—સં૦ મધુકુક્કુટિકા. હિં૦ સંત્રા, મીઠા નીંબૂ બં૦ કમલા નિંબૂ મ૦ સંત્રે, નિંબૂ તે૦ નારગમુ મલા૦ નારકમ્ કો૦ સોન્તરિંગ ક૦ કિત્તૂળિ લે૦ સાઈટ્રસ ઓરેન્શિયમ્

એ ઝાડ લીંબુડી જેવડા હોય છે એનાં ફળ નારંગી જેવડા હોઈ તેનો રંગ રતાશ પડતો હોય છે એ લીબુ ખાવામા ખટમીઠા લાગે છે એના યોગથી મોમા સ્વાદ આવે છે. એ રક્ત સાફ કરનાર અને ઠંડા છે.*

**૫૮૫ સાગ**—સં૦ શાક મ૦ સાગ, સાયા. હિં૦ સાગવન બં૦ શેગુન ક૦ તેસ, ત્યાગમત્તિ તે૦ તેકુ તા૦ ટેકકુમારં. તુ૦ ટેક્કિ ગો૦ તિકયરૂકુ ફા૦ ફિલગોરસ અ૦ ફિલ્જોશ ઇ૦ ઇડિયન ટીક ટ્રી. લા૦ ટિક્ટોના ગ્રેન્ડિસ. મલા૦ ટેકુ ઉ૦ સિગુર

સાગનુ ઝાડ મોટુ થાય છે **મલબાર, ગુજરાત, બ્રહ્મદેશ** એ જગ્યાએ એની ઉત્પત્તિ ઘણી થાય છે એ ઝાડ પચાસ હાથ ઊંચુ વધે છે અને તેનો પરિઘ પણ મોટો હોય છે એ ઝાડ ઘણુ જૂનું થતા સુધી તેનું લાકડુ બહુ ઉપયોગી થતુ નથી. પાકા સાગના લાકડાની યોગ્યતા સીસમના

* સંતરા—અમ્લમધુર, શીતળ, સ્નિગ્ધ, રુચિકર, મુખશુદ્ધિકારક, કફવર્ધક તથા પાકમા ભારી છે, તેમ જ વાતપિત્તનો નાશ કરે છે જ્વરમા અતિ હિતકારક છે સંતરામા મીઠા અને ખાટા એમ બે જાત છે જ્વર, રક્તપિત્ત અને તૃષાવૃદ્ધિ પર મીઠા ફળનો રસ આપવો જોઈએ

લાકડા બરોબર છે. એના પાદડા મોટા હોય છે. એને ચોળવાથી લોહી જેવો રાતો રંગ નીકળે છે. સાગનુ લાકડું સર્વ પ્રકારના લાકડામા વધારે ટકાઉ છે. એ પાણીમા કહોવાતું નથી અને કડવું હોવાથી તેને કીડા લાગતા નથી ઇમારતી અને બીજા સુતારકામની અંદર આ લાકડાનો જેટલો ખપ છે તેટલો બીજા લાકડાનો નથી. **સાગનું ઝાડ**—શીત, તૂરુ, ગર્ભસંધાન તથા સ્થૈર્યકર છે; અને રક્તપિત્ત, અર્શ, વાયુ, પિત્ત, અતિસાર તથા કોઢનો નાશ કરે છે **એનાં ફૂગ**—તૂરા, કડવા, વિશદ, લઘુ, રુક્ષ તથા વાતકોપન છે, અને પ્રમેહ, કફ તથા પિત્તનો નાશ કરે છે. **એની છાલ**—મધુર, રુક્ષ તથા તૂરી છે અને કફનો નાશ કરે છે×**ઉપયોગ—(૧) મૂત્રાઘાત અને પથરી ઉપર**:—સાગનુ બી આશરે અધું ઠંડા પાણીમા ઘસી પાવુ અને ડૂંટી ઉપર તેનો લેપ કરવો. **(૨) સર્પદંશ ઉપર**:—સાગના મૂળ ઘસી પાવા **(૩) રતવા ઉપર**:—સાગનાં સૂકા પાદડા અને કાબળાના કકડા બાળી તેની રાખ કરવી અને તેલમા ખરલ કરી લેપ કરવો; અથવા સાગનાં લીલાં પાદડાનો રસ કાઢી ઉકાળવો તથા રાબડી જેવો જાડો થયા પછી લેપ કરવો. **(૪) આગંતુક ગરમી અને ધાતુસ્થાનની કડકી ઉપર**:—સાગના બિયા શક્તિ પ્રમાણે અને રોગનુ જોર દેખાય તે પ્રમાણે એકથી ત્રણ સુધી ઠંડા પાણીમા ચંદનની પેઠે ઘસી તેમાં જીરાની અને સાકરની ભૂકી નાખી તે ચટાડવા **(૫) ધાતુસ્થાનની ઉષ્ણતા અને મૂત્રકૃચ્છ્ર ઉપર**:—પાશેર દૂધ અને તેટલુ જ પાણી એકત્ર કરી તેમા સાગના બિયાનુ ચૂર્ણ દોઢ માસો નાખી ૭ દિવસ પાવુ **(૬) શ્લીપદ, વલ્મિક (રાફડો) અને મેદોરોગ ઉપર**:—સાગની છાલનો કાઢો કરી તેમા ગોમૂત્ર નાખી તે પાવો. **(૭) કુરસાનો વિષાર ઉબળી લોહી વહેવા લાગે તે ઉપર**:—સાગના કુમળા અંકુર બારીક વાટી પાણીમા કાલવી તે પાણી સાત તોલા સુધી પાવું, એટલે જલદી ગુણ આવે છે. **(૮) શીતપિત્ત ઉપર**:—સાગના લીલા પાદડાં પાણીમા ઉકાળી સ્નાન કરવુ. **(૯) મૂત્રકૃચ્છ્ર ઉપર**:—ચોખાના ધોવરામણમા સાગના બિયા એક અથવા બે ઘસી તેમા સાકર નાખી તે પાવુ.

**૫૮૬ સાટોડી**—સ૦ પુનર્નવા. મ૦ પુનર્નવા, ઘેટુળી કો૦ ખાપરી, સાઠ. પ૦ ઇટસિટ. હિં૦ વિષખપરા, સાઠ, ગદહપૂર્ણા. બ૦ શ્વેતપુણ્યા ક૦ બિળેખેલડકિલુ, સુનાડિડા તૈ૦ તેલ્લાઅટાતામામિડા. તા૦ મુક્કિરાટે મલા૦ તાલુતામા, તામિળામા. અં૦ હૉગવીડ ઇ૦ સ્પ્રેડિંગ હોગવીડ લા૦ બોરહેવિયા ડિફ્યૂઝા. વ૦ વસુ. ગ૦ મા૦ સાઠા+

---

× સાગના ફૂલ અને બીજ મૂત્રલ, બીજનુ તેલ કેશવર્ધક અને કંડુઘ્ન, પાન પિત્તશામક, રક્તસ્થાપન અને નાની રક્તવાહિનીઓનો સંકોચ કરનાર છે છાલ પિત્તશામક, કાંઈક સ્તંભન અને શોથહર છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

+ સાટોડી (પુનર્નવા)ની નીચે લખેલી ત્રણ જાત ગુજરાતી વનસ્પતિશાસ્ત્રમા આપેલી છે

(૧) બોર્હેવિયા વર્ટીસિલેટા-વખખાપરો, મોટો વસેડો, ઓરલોગોરલો સિંધી-ઉલરગુલર છોડ વેલા જેવો જાબુડી છાયાવાળી ઘણી શાખાઓ ફૂલ સૂક્ષ્મ ફીકાધોળા અથવા ગુલાબી ફળ લવિંગ જેવા મૂળ લાબુ અને જાડું મૂળની છાલ ભૂરા પીળા રંગની અંદર સફેદ ડાડી જાબુડી છાયા લેતી, સૂતળીથી આગળી જેવી જાડી, પાન સામસામા જોડીમા એક પાન મોટુ અને એક નાનુ **ગુણધર્મ**-શોથહર, સારક, મૂત્રક અને શોધક (૨) બોર્હેવિયા રિપેન્સ-નાનો વસેડો, વસેડી, પુનર્નવા, રાતો વસેડો-છોડ ૧-૧૦ ફીટ લાબો રાતા રંગનો (કોઈ કોઈ છોડ લીલા રંગના), ડાડી અને શાખાઓ સૂતળીથી સ્લેટપેન જેવી જાડી પાન લાબા કે ગોટકડા, પહોળા, અણીવાળા અને ગોળ, ઉપર ઘેરા લીલા અથવા લાલ અને નીચે ફીકાધોળા અથવા રતાશવાળા ફૂલ સૂક્ષ્મ ઘેરા ગુલાબી રંગના **ગુણધર્મ**-મોટા વસેડા જેવા (૩) બોર્હેવિયા રિપેન્ડા-વસેડો, પુનર્નવા-વેલા મોટા વસેડા જેવા, પણ તેના કરતા ફીકા રંગના, પાન જાડા, બટકણા, ફીકા, લીલા, ત્રિકોણાકાર, કોર પર લહેરિયાવાળા ફૂલ મોટા વસેડા જેવા, ફળ સૂક્ષ્મ ઉપરની ૩ જાતોમાથી ડૉક્ટર દેસાઈએ બીજી જાતનુ નામ બોર્હેવિયા ડિફ્યુઝા આપ્યુ છે અને નીચે પ્રમાણે વર્ણન કરેલુ છે

**ગુણધર્મ**-પુનર્નવા દીપન, વિરેચન, મૂત્રવિરેચન, સ્વેદજનન, કફઘ્ન, વામક અને શોથહર છે પુનર્નવામા મૂત્રલ ગુણ ઉત્તમ છે કારણ મૂત્રપિંડોને ત્રાસ ન થતા પેશાબનુ પ્રમાણ લગભગ બમણું વધે છે મૂત્રપિંડમા રક્તદબાવ ઓછો થાય છે એટલે પાણીનું ઝરણુ વધારે થાય છે સિવાય મૂત્રપિંડમાથી મૂત્રજનક પરમાણુ પર ઉત્તેજક ક્રિયા થઈને પેશાબમા ક્ષાર વધી જાય છે એ બન્ને કારણથી પેશાબ વધે છે આ મૂત્રલ ગુણ

આ એક સર્વ જગ્યાએ ઉકરડા ઉપર અને વિશેષ કરીને રેતાળ જમીનમા થનારી વેલ છે. એ ગુલણાશીવર્ગ (નાયકટાજિનેશિયા નામના ઉદ્ભિજ્જ વર્ગની) છે એના પાદડા નાના, મોટા, જાડા, દળદાર, આકારમા તાદળજાની ભાજી જેવા અને ઘટ્ટ હોય છે. તેના ઉપર નાના ઘટના આકારના પુષ્પકોશના ગુલાબી, રાતા અથવા સફેદ રંગના ફૂલો આવે છે એમા ધોળી, રાતી અને કાળી, એવી ત્રણ જાતિ છે તે પૈકી કાળી જાત કોઈક સ્થળેજ મળે છે. રાતીનો વિસ્તાર સર્વ ઠેકાણે મળે છે વર્ષાઋતુમા એ વધારે મળી આવતી હોવાથી એને વર્ષાભૂ, વર્ષાભવ, પ્રાવૃષાયણી, એવા નામો પણ આપેલા છે શોફઘ્ની, સારણી એ નામ તેના શરીરમાના અંતર-બાહ્ય સોજો નહિ જેવો કરવાના અને સારક ધર્મના દ્યોતક છે સાટોડીનો ઔષધિભાગ મૂળમા રહેલ છે, એમ રસાયનશાસ્ત્રીઓએ ઠરાવેલ છે ઈ૦ સ૦ ૧૮૮૯ની સાલમા મિસ્ટર સ્ટીફન્સને રસાયનપ્રયોગથી એના મૂળની પરીક્ષા કરીને તેમા એક 'એલ્કલોઈડ' એટલે ક્ષાર-પ્રકૃતિનુ સત્ત્વ, એક શર્કરા જેવો અને એક ગળ જેવો પદાર્થ મળે છે, એમ જાહેર કરેલ છે. ક્ષાર-પ્રકૃતિનો પદાર્થ કેટલો મળે છે તેનો તેમણે ઉલ્લેખ કરેલ નથી, પરંતુ ટાર્ટ્રેટ એ રૂપથી નિગળો કાઢેલ પદાર્થ તેમણે એક સસલાના પેટ ઉપરની ત્વચામા નાખ્યો તે પ્રયોગમા એક દશાશ ગ્રેન લોહીમા પ્રવેશ થવા ઉપર દોઢ કલાકમા સસલાના મૂત્રનુ પ્રમાણ ત્રણગણુ વધ્યુ એ ઉપરથી 'ખેઅર હાવિન' સત્ત્વ ઉત્કૃષ્ટ મૂત્રલ છે એમ સિદ્ધ થયુ ઈ૦ સ૦ ૧૮૯૨ની સાલમા રજપૂતાનામાથી પાચભદ્રા તરફની હૉસ્પિટલ ઉપરના ડૉક્ટરે સાટોડીના સર્વાંગનો કાઢો કરી મરી સાથે પાચ તોલા પ્રમાણે દશ રોગીને આપ્યો. તે પૈકી આઠ જણનુ મૂત્ર વધ્યુ અને તેનાથી અતિશય પરસેવો થયો સિલોન મધ્યેના ડૉ૦ જયસિંહે પણ એના મૂત્રલ ગુણ સબધી પોતાની ખાતરી કરી છે એના મૂત્રલ ગુણમા વિશેષતા એ છે કે, એ ઘણો જ સુખકારક મૂત્રરેચક છે. ફ્રેંચ લોકો આટલીસ ખેટમા પરમિયા ઉપર એ આપે છે ઉદરરોગ ઉપર એ ઉત્તમ ગુણકારી છે. મૂત્રમાર્ગે સર્વ પાણી કાઢી ઉદર ચોખ્ખુ કરે છે

દક્ષિણમા કેટલેક ઠેકાણે સાટોડીને '**ઘેટુળી**' પણ કહે છે એ ઝાડ જમીન બરોબર વેલાની

---

આનુલોમિક (સારક) માત્રા દેવાથી જોવામા આવે છે પુનર્નવામા સારકધર્મ થોડો જ છે કફઘ્ન ગુણ નાની-
નાની માત્રા વારંવાર આપવાથી જોવામા આવે છે ઊલટી કરાવવા માટે થોડા વખતમા એક અથવા બે
સારક માત્રા આપવી જોઈએ, એટલે ઊલટી થવાની સાથે દસ્ત સાફ આવે અને શ્લેષ્મ મુખ અને ગુદા વાટે
બહાર નીકળી જાય સ્વેદજનનધર્મ બહુ જ ઓછો છે હૃદય પર પુનર્નવાની ક્રિયા અલ્પ પ્રમાણમા ધીરેધીરે
પરંતુ સ્પષ્ટ થાય છે પુનર્નવાથી હૃદયની સંકોચનક્રિયા વધે છે, રક્ત જોરથી ધમનીમા પ્રવેશ કરે છે
રક્તદબાવ વધે છે, શિરાઓમાથી હૃદયમા લોહી વધારે શોષણ થાય છે એ ક્રિયા ડિજીટેલીસ જેવી છે
રક્તનો દબાવ વધવાથી પેશાબનુ પ્રમાણ વધે છે ત્યારે શરીરમા ભેગુ થયેલુ પાણી ઓછુ થાય છે એ
કારણથી પુનર્નવાને શોથઘ્ન કહેલ છે જેવી રીતે વચ્છનાગ, સુરમો, દાતીમૂળ અને ઠંડા પાણીની ઘડી અથવા
ગરમ પાણીનો શેક પ્રત્યક્ષ શોથહર છે, તેવી પુનર્નવા પ્રત્યક્ષ શોથહર નથી પુનર્નવાથી પેશાબનુ પ્રમાણ
વધે છે અને જુલાબ લાગે છે એ રીતે પરંપરાગત સોજો ઉતારે છે બધા રેચનદ્રવ્ય અને મૂત્રલદ્રવ્ય સર્વદા
શોથ ઓછો કરે છે

**માત્રા**–આનુલોમિક ૪૦ રતી દિવસમા ૩ વાર ગરમ પાણીની સાથે અનુપાન–ત્રિકટુ (સૂંઠ, મરી,
લીંડીપીપર) **ઉપયોગ**–પુનર્નવા જલોદર, ફેફસાના પડદામા પાણી ભરાવુ, અંતરશોથ, બાહ્યશોથ અને
સર્વાંગશોથમા વપરાય છે બાહ્યશોથમા પાનને વાટી જરા ગરમ કરી બધાય છે હૃદયરોગમા ઉધરસ, દમ,
જલોદર અને પગનો સોજો ઓછો કરાવવા પુનર્નવા અપાય છે હૃદ્રોગમા દેશી કહ, કરિયાતુ અને સૂંઠ
વપરાય છે એ દ્રવ્યોનો ક્વાથ ઉત્તમ ગુણકારી છે શોથમા પુનર્નવાની સાથે મરી આપવા કમળામા પુનર્નવા
પિત્ત બહાર કાઢવા માટે જુલાબરૂપે અપાય છે, કફવાળા દમમા અને શ્વાસનલિકાના સોજામા વજની સાથે
કફ છૂટવા માટે અપાય છે દમમા મોટી માત્રા આપી ઊલટી કરાવવાથી કાઈ અવગુણ થતો નથી કુપચન
રોગમા પાનોનુ શાક અપાય છે હૃદ્રોગમા પણ શાક લાભદાયક છે પરમામા પુનર્નવાથી પેશાબની બળ-
તરા ઓછી થાય છે અને પેશાબનુ પ્રમાણ વધીને રસી ધોવાઈ જાય છે તથા મૂત્રનલિકાનો સોજો દૂર થાય
છે પેશાબ ઓછો થતો હોય, જળશોથ હોય અને હૃદયને નિર્બળતા આવી હોય તો પુનર્નવા વપરાય છે
ફૂલા, છારું અભિષ્યંદ (આખ આવવી), આખમા બાજરી જેવા દાણા થવા (તાપોડિયા) વગેરે પર
પુનર્નવાના મૂળને મધમા ઘસીને આખમા અંજાય છે તથા પેટમા અપાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

પેઠે પ્રસરે છે એમાં ત્રણ જાત પૈકી ધોળી સાટોડીને ધોળા ફૂલ આવે છે અને એના સર્વ અંગ ધોળા હોય છે. રાતીના રાતા ફૂલ આવે છે. એ ઝાડ પડતર જમીનમા અને ગામમા પણ થાય છે ધોળી વધારે ગુણવાળી છે. એને કોકણમા 'ખાપરી' અને ગુજરાતમાં 'ખાપરિયો' પણ કહે છે. લાલ સાટોડીની વેલ સફેદના કરતા વધારે ફેલાય છે. એનાં પાન વસુના જેવડા જ પણ થોડા પાતળા હોય છે. સફેદ પુનર્નવાના પાનની પાછળના ભાગમા ગોળ લાલ રેખા હોય છે. લાલ સાટોડીને તેવી હોતી નથી. સફેદ ફૂલવાળી સાટોડીના પાનનુ શાક ઘણા માણસો ખાય છે, પરંતુ લાલ જાતિનુ શાક કરતા નથી લાલ વધારે તીક્ષ્ણ છે **ધોળી સાટોડી**—કડવી, ઉષ્ણ, તીખી, તૂરી, રુચ્ય, અગ્નિદીપક, રુક્ષ, મધુર, સારક, ખારી તથા હૃદ્ય છે, અને વાયુ, કફ, સોજો, ઉધરસ, અર્શ, વ્રણ, પાડુરોગ, વિષદોષ તથા શૂળનો નાશ કરે છે આના પાદડાનો ગુણ ઉષ્ણવીર્ય છે **રક્તપુનર્નવા (ગદહપૂર્ણા, લાલ સાટોડી)**—કડવી અને સારક છે, તેમ જ સોજો, રક્તપ્રદર, પાડુ અને પિત્તનો નાશ કરે છે **નીલ પુનર્નવા**—કડવી, તીખી, ઉષ્ણ અને રસાયન છે, તેમ જ હૃદ્રોગ, પાડુ, સોજો, શ્વાસ, વાત અને કફનો નાશ કરે છે ઉપયોગ—**(૧) ફૂલ ઉતારવા માટે:**—ધોળી સાટોડીના મૂળ ઘીમા ઘસી અજન કરવુ **(૨) નેત્રની કંડૂ (ખરજ) અને ગળતો આંખ ઉપર:**—ધોળી સાટોડીના મૂળ મધમા અથવા દૂધમા કિંવા માકા (ભાગરા)ના રસમા ઘસી આજવા, એટલે કડૂ દૂર થાય છે મધમા ઘસી આજવાથી આખ ગળતી મટે છે. **(૩) પડળ દૂર થવા માટે:**—ધોળી સાટોડીના મૂળ પાણીમા ઘસી અજન કરવુ. **(૪) રતાંધળા ઉપર:**—ધોળી સાટોડીના મૂળ કાજીમા ઘસી ચોપડવા **(૫) શોફોદર અને સોજા ઉપર:**—ધોળી સાટોડીના મૂળનો કાઢો કરી પાવો અને સોજા ઉપર લેપ કરવો, અથવા સાટોડી અને સૂઠનો કલ્ક કરી પાવો. **(૬) રક્તાર્શ ઉપર:**—સાટોડીના મૂળ હળદરના કાઢામા આપવાં **(૭) ગુલ્મરોગ અને પ્લીહા ઉપર:**—સાટોડીના પચાગનુ ચૂર્ણ ગોમૂત્ર અને સિંધવમા આપવુ **(૮) કમળી ઉપર:**—સાટોડીના પચાગનુ ચૂર્ણ મધ અને સાકરમા ખાવુ; અથવા કાઢો કરી કિંવા રસ કાઢી પાવો **(૯) મસ્તકરોગ અને જ્વરરોગ ઉપર:**—સાટોડીનુ પચાગ ઘી અને મધમા આપવુ **(૧૦) રોગ ન થવા માટે:**—સાટોડીનુ પચાગ દૂધ અને સાકરમા આપવુ. **(૧૧) વીંછીના વિષ ઉપર:**—ધોળી સાટોડીના મૂળ રવિવારે લાવી રાખવા. તે ચાવી ખાવાથી વીછીનું વિષ ઊતરે છે અથવા સાટોડીના મૂળ ઘસી લેપ કરવો. **(૧૨) દંતરોગ ઉપર:**—સાટોડીના મૂળ, લોધર અને ફુલાવેલી ફટકડીનુ પાણી કરી તેના કોગળા કરવા **(૧૩) અંતર્વિદ્રધિ ઉપર:**—સાટોડીના મૂળ અને વાયવરણાની છાલનો કાઢો કરી પાવો **(૧૪) અમ્લપિત્ત ઉપર:**—રોજ સવારે ધોળી સાટોડીનાં તાજા બે મૂળ ચાવી ખાવા તે ઉપર બે પહોર સુધી કાંઈ ખાવું નહિ. એ પ્રમાણે ૧૪ દિવસ કરવુ **(૧૫) ચોથિયા તાવ ઉપર:**—ધોળી સાટોડીના મૂળ દૂધમા પ્રાશન કરવા; અથવા પાનમા ભક્ષણ કરવા **(૧૬) સોજા ઉપર:**—સાટોડી, દેવદાર, સૂઠ અને વાળાનો કાઢો ગાયનું મૂત્ર નાખી પ્રાશન કરવો **(૧૭) ગુલ્મ અને જલોદર ઉપર:**—ધોળી સાટોડીના મૂળ સમભાગે સિંધવ નાખી વાટી તેનો કલ્ક કરવો અને તેમા ઘી નાખી તે ગુલ્મ ઉપર આપવો તથા મધ નાખી જલોદર ઉપર આપવો અથવા જલોદર ઉપર ધોળી સાટોડીના મૂળનું ચૂર્ણ મધમા ખવરાવવું. **(૧૮) આંખમાં ફૂલ પડે તે ઉપર:**—ધોળી સાટોડીના મૂળ રવિવારે લાવી ધૂપ દઈ કાને બાધવા **(૧૯) સર્વાંગે સોજો, ઉદર, પાંડુ, સ્થૂલતા અને કફ ઉપર:**—સાટોડી, કડવો લીમડો, કડવા પડોળા, સૂઠ, કડુ, દારુહળદર, ગળો અને બાળહરડાનો કાઢો પાવો **(૨૦) ફૂલરાના વિષ ઉપર:**—સાટોડીનો રસ પાવો. **(૨૧) સર્વાંગ સોજા ઉપર:**—કડુ, કરિયાતું અને સૂઠ મેળવીને સાટોડીનો કાઢો આપવાથી સર્વાગ સોજો નહિ જેવો થશે. **(૨૨) પુનર્નવા તેલ:**—૪૦૦ તોલા સાટોડીના મૂળ લઈ તેનો ૧૦૨૪ તોલા પાણીમા ચતુર્થાંશ કાઢો કરી તેમા ત્રિકટુ, ત્રિફલા, કાકડાશિંગી ધાણા, કાયફળ, કચોરા દેવદાર, ગહુલા, કોષ્ઠ, સાટોડી, અજમો, કાળીજીરી, એલચી, પદ્મકાષ્ઠ તજ તમાલપત્ર, સૂઠ, રેણુકાબીજ અને નાગકેસર—આ પ્રત્યેક ઔષધ એકેક

તોલો લઈ કલ્ક (લુગદી) કરી કાઢામા મેળવી ૧ શેર તેલ તૈયાર કરવુ એનાથી કમળો, પાંડુરોગ, હલીમક, શ્વાસ, મરોળ, ઉદર રોગ, છર્ણજ્વર અને મલાવરોધક(કબજિયાત)નો નાશ થાય છે (૨૩) **પુનર્નવાદિ ઘૃત:**—સાટોડી, ચિત્રક, દેવદાર, લીંડીપીપર, ચવક, સૂઠ જવખાર અને હરડે એ દરેકનો આઠ આઠ તોલાનો કલ્ક કરી દશમૂળના ૧૨૮ તોલા કાઢામા ૩૨ તોલા ઘી તૈયાર કરવુ એ સોજા ઉપર ઉસ્તાદ છે*

**૫૮૭ સાજડ (એન)**—સં અસન, રક્તાર્જુન. હિં૦ એન ક૦ કેપુપત્તિ તે૦ ઈર્શમદ્દી લા૦ ટરમિનેલિયા ટોમેન્ટોઝા મ૦ એન

સાજડના વૃક્ષો મોટા મોટા થાય છે એ ઝાડના લાકડાં મજબૂત હોય છે, વહાણ બનાવવામા તથા ઇમારતમા આ લાકડાનો ઉપયોગ થાય છે સાજડના પાદડા લાબા હોય છે સાજડમાં ધોળી અને કાળી એવી બે જાત છે ધોળા સાજડનો રગ ધોળો હોય છે સાજડની કુમળી છાલ રંગના કામમા આવે છે, એને 'સાદડા' પણ કહે છે ઉપયોગ—**(૧) આગંતુક જખમ ઉપર:**—ધોળા સાજડની છાલની થેપલી કરી તે જખમ ઉપર બાધવી એટલે ત્વરિત ભરાઈ આવે છે. **(૨) નાનાં વાછરડાંને (દૂધના યોગથી પેટમાં) રોગ થાય તે ઉપર:**—સાજડની કુમળી માજર ખવરાવવી **(૩) તજાગરમી ઉપર:**—સાજડની માજર, બોરડીના પાદડા અને આમળા, એ એકત્ર વાટી તેનો રસ હાથ અને પગને તળિયે મર્દન કરવો **(૪) ફોલ્લો ફૂટવાને માટે:**—સાજડની છાલનો અને કાળી તુળસીનો રસ કાઢવો (એને ગપ કહે છે), એમા ચોખાના કુશકા નાખી એકત્ર કરી રાખવુ ખટાશ ઉત્પન્ન થાય ત્યારે તેની પોટલી બાધવી **(૫) પક્ષાઘાત ઉપર:**—સાજડની રાખ ઉપર બાધવી એટલે તે ભાગ ઉષ્ણ થઈ તેનુ જડત્વ દૂર થાય છે **(૬) કફ ઉપર:**—સાજડની રાખ મધમા આપવી

**૫૮૮ સાત્વીન**—સ૦ સપ્તપર્ણ. મ૦ સાતવીણ હિં૦ છી-સતવન, સ-છતેના બ૦ છાતીમ. ક૦ એલેલેગ. લા૦ એલ્સ્ટોનિયા સ્કોલેરિસ. તૈ૦ એડાકુલ, અરિટાકુ.

સાત્વીનના ઝાડ મોટા મોટા થાય છે એ કોકણ પ્રાતમા પુષ્કળ છે એનુ લાકડુ ઇમારતના કામમા ઘણુ ઉપયોગી નથી સાત્વીનની એક ટૂખને સાત પાદડા હોઈ એનો આકાર શીમળાના પાદડા જેવો લાબો હોય છે. સાત્વીનની છાલ અતિશય કડવી છે **સાત્વીન×**—કડવી, ઉષ્ણ, અગ્નિ-

---

* **(૧) પ્રસૂતા સ્ત્રીની કષ્ટી માટે**—બાળકને જન્મ આપતી વખતે દુખ થતુ હોય તો સ્ત્રીના હાથથી થોડા ચાવલ લઈ સાટોડીના રોપા પર નાખી નમસ્કાર કરી અભિપ્રાય કહીને જડ ખોદી લાવવી (સીધી જડ રહે તો પુત્ર થશે, વાટી જડ રહે તો પુત્રીનો જન્મ થશે) એ જડના બે કકડા કરવા એક દરવાજામા બાધવો અને બીજો સ્ત્રીની કમર પર બાધવો બાળકનો જન્મ થયા પછી જડના ટુકડા કાઢી લેવા (૨) **જ્વર ઉપર**—એકાતરા, તરિયા અને ચોથિયા તાવવાળા રોગીના જમણા હાથની નાડી પર પુનર્નવા-(સાટોડી)ની જડ અધકચરી કરીને તાવ આવતાથી બે કલાક પહેલા બાધી દેવી સ્ત્રીઓના ડાબા હાથ પર બાધવી આ જડ બાધવાથી તાવ આવતો રોકાઈ જાય છે (૩) **સોજા ઉપર**—ન ૨૧ મા લખેલ ક્વાથ પિવરાવવો તથા નીચે લખેલો મલમ આખા શરીરે (મોઢાનો ભાગ છોડીને) માલિશ કરવો, જેથી આશ્ચર્ય-દાયક લાભ બહુ જ થોડા સમયમા જણાઈ આવે છે મલમની વિધિ —કાળી બકરીનુ ઘી તોલા ૨ તથા પારો તોલા ૫ એક ખરલમા નાખી લીમડાના દડાથી સૂર્યના તાપમા બેસીને ઘૂટવુ જ્યારે કાળો રંગ થઈ જાય ત્યારે ૨૦ તોલા સુધી થોડુ થોડુ ઘી નાખતા જવુ જ્યારે વીસ તોલા ઘી તથા પારો સારી રીતે ઘુટાઈને મલમ તૈયાર થઈ જાય ત્યારે ભરી રાખવો સૂર્યના તાપમા સુવડાવી આ મલમથી માલિશ કરવી, જેથી ભયકર સોજો થોડા સમયમા ઉતરી જાય છે

× સુશ્રુતસંહિતામા શરદીના તાવ ઉપર આ પ્રમાણે ઇલાજ કહેલો છે —'સાત્વીનની છાલ, ગળો, લીમડાની અંતરછાલ, એ બબ્બે તોલા લઈ એનો ક્વાથ કરી આપવો ' ચામડીના રોગમા ઘણાક ઉપચારોમા એની છાલ નાખે છે અમેરિકાના ફાર્માસ્યુટિકલ એસોસિયેશનના ઈ સ ૧૮૭૭ના રિપોર્ટમા લખેલ છે કે, 'આ વૃક્ષ લ્યુઓનના ટાપુમા ઉત્પન્ન થાય છે ત્યાના રહેવાસી લોકો એને ડીટા કહે છે તેઓ એને પાચન, શક્તિવર્ધક અને જ્વરનાશક માને છે અને વારવાર આવનાર તથા ઘણા દિવસના આતરે અથવા શરદીની હવામા ઉત્પન્ન થનાર તાવમા આ ઔષધ અસલથી વાપરે છે એનુ પરિણામ બહુ જ સંતોષકારક આવે

દીપક, મદગંધી, તૂરી, સ્નિગ્ધ, સારક, હૃદ્ય તથા સુગંધી છે, અને વ્રણ, રક્તદોષ, ત્રિદોષ, કૃમિ, દમ, કોઢ, ગુલ્મ તથા શૂળનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) નળવાયુ ઉપર :**—સાત્વીનની છાલ કોપગ સાથે ૭ દિવસ ખાવી અને પથ્ય કરવું **(૨) મૂત્રકૃચ્છ્ર ઉપર :**—સાત્વીનની કૂખનો રસ સાકર નાખી પાવો ઉતાર–ઘી અને ભાત **(૩) સાંદ્રમેહ, જ્વર, શૂળ અને ગુલ્મ ઉપર :**—સાત્વીનની છાલનો કાઢો પાવો **(૪) વ્રણ ભરાઈ આવવા માટે :**—સાત્વીનની છાલ દૂધમા વાટી લેપ કરવો

**૫૮૯ સાપસૂન (નાની નોળવેલ)**—સં૦ ઈશ્વરી, અહિગંધા, ગંધનાકુલી. મ૦ સાપમંદ, સાપસણ. હિ૦ રુદ્રજટા ઇશરમૂલ બ૦ ઇશરમૂલ લા૦ એરિસ્ટોલોકિયા ઇન્ડિક મલા૦ ઈશ્વરમૂલ.

સાપસૂનના વેલા હોય છે એમા કાળી અને ધોળી એવી બે જાત છે એના પાંદડા નાગરવેલના જેવા ડીટાની પાસ પહોળા હોય છે કાળી સાપસૂન વધારે ગુણવાળી છે સાપસૂન ઘણી કડવી છે સાપસૂનની ભૂકી સર્પના મોમા નાખવાથી તે હતવીર્ય થાય છ. **ઉપયોગ—(૧) સર્પના વિષ ઉપર :**—કાળી સાપસૂનના મૂળ અને અરીઠા અથવા ધોળી ચણોઠીના મૂળ ઠંડા પાણીમા ઘસી તે પાણી થોડીથોડી વારે પાવુ, કિંવા એકલા સાપસૂનના મૂળ ઘસી પાવા. **(૨) સર્વ પ્રકારના વિષ ઉપર :**—કાળી સાપસૂનના મૂળ પાણીમા ઘસી તેમા મરી વાટી પાવા. પથ્ય–ઘી અને ભાત. **(૩) પટકી (કૉલેરા) અને પેટપીડ ઉપર :**—સાપસૂનના મૂળ ઠંડા પાણીમા ઘસી પાવા. **(૪) બાળકના કૃમિ ઉપર :**—સાપસૂનના મૂળ દૂધમા ઘસી પાતા જવુ અથવા નિત્ય બાળાગોળીમા ઘસી પાવા, એટલે કૃમિવિકાર થશે નહિ ×

---

છે ' આ રિપોર્ટથી વિદ્વાન વૈદ્યોનુ ધ્યાન એની તરફ ખેંચાયુ હતુ એમાથી નીકળનાર ક્ષારીય સત્ત્વ ડિટેઈન અને ડિટેમિન બહુ જ કડવા છે અને સારામા સારા ક્વિનાઈન કરતા પણ વધુ ગુણકારી મનાય છે, ક્વિનાઈન અને ડિટેમિન બન્ને સમાન માત્રાથી અપાય છે અને બન્નેનુ સરખુ જ પરિણામ આવે છે ક્વિનાઈન વધારે પ્રમાણમા આપવાથી કાનને બહેરાપણું ઉત્પન્ન કરે છે અને ઊંઘ આવતી નથી આવા પરિણામ આ પદાર્થથી આવતા નથી વળી એની અસર ઘણી જ તાકીદે અને કદી નિષ્ફળ ગયા વગર થાય છે નાનાનાના બાળકોને છાલની માત્રા ૦ાા ડ્રામ અને મોટાને ૧ ડ્રામ આખા દિવસ માટે બસ છે. આ માત્રા આપતી વખતે અવશ્ય કરીને અવસ્થા, જાત, પ્રકૃતિ આદિ વિચાર આવશ્યક છે. પોટીસના રૂપમા પણ આ દવા આપવાથી ફાયદાકારક અસર થાય છે બનાવવાની રીત આવી છે.—સાત્વીનની છાલ, કૉર્નફ્લોર અથવા ચૂનો એ દરેક અર્ધાઅર્ધા શેરને ગરમ પાણીમા મેળવીને ખીર જેવુ કરવુ અને લૂગડાની ઉપર પાથરી બગલમાં, હાથના સાંધામા અને ધૂંટણોની ઉપર લગાવી સારી રીતે સુકાઈ ગયા બાદ બદલતુ રહેવુ આ પ્રમાણે અસર થતા સુધી લેપ કરવો અને સૂકવવુ લશ્કરી ઇસ્પિતાલોમા ડિટેમિન ક્વિનાઈનના બદલામા વપરાય છે જૂના ઝાડા અને મરડાના રોગમા આ છાલ ઉત્તમ અસર કરે છે, અને તાવ આવ્યા પછી પેટની પાચનશક્તિ ઓછી થઈ હોય તો તેને સુધારે છે ચરકસંહિતામા રસ, બીજ અને છાલને વાતપિત્તપ્રશમનકારક, કોઢનાશક, દર્દનાશક અને શીતનિવારણ કહેલ છે સુશ્રુતસંહિતામા એને કફવાતપ્રશમન, અરુચિનાશક, ગુલ્મશૂળનાશક, આમપાચક અને ઉદર્દનાશક કહેલ છે છાલ કંઈક સુગંધિત, ગરમ, ખાટી અને કડવી હોય છે, તથા ખાવાથી થોડો જુલાબ થઈ ભૂખ લાગે છે, તાવ ઊતરી જાય છે તથા સોજો અને શૂળ નાશ પામે છે

× ડૉક્ટર દેસાઈ લખે છે કે, સાપસૂન કપૂરના જેવી સુગંધિત અને અતિ કડવી છે એ શરીરના બધા ભાગ પર ક્રિયા કરવાવાળી અમૂલ્ય ઔષધિ છે સાપસૂન કટુ, પૌષ્ટિક, વાતહર, ગ્રાહી, ગર્ભાશયોત્તેજક, સંધિશોથહર, જ્ઞાનતંતુને ઉત્તેજક, સ્વેદલ, નિયતકાલિકજ્વરપ્રતિબંધક અને વિષઘ્ન છે

**માત્રા**–પંચાગનુ ચૂર્ણ પથી ૧૫ રતી, ત્રિકટુ અથવા નાગરવેલના પાનની સાથે લેવુ સાપસૂનને કદાપિ ઉકાળવી નહિ **ઉપયોગ**—તાવમા સાપસૂન આપવાથી શિરર્દદ ઓછુ થાય છે, પેશાબની બળતરા દૂર થાય છે, પરસેવો આવે છે તથા થકાવટ ન આવતા તાવ ઊતરી જાય છે બધી જાતના તાવ પર સાપસૂન અપાય છે, તોપણ વિષમજ્વર અને દૂષિત સૂતિકાજ્વરમા વધારે ગુણકારી છે સન્નિપાતમા સાપસૂન પ્રત્યક્ષ અને જ્ઞાનતંતુ મારફત આખા શરીરને ઉત્તેજના આપે છે ત્રિદોષમા એવું જ ઉપયોગી ઔષધ તગરગંઠોડા છે આ બન્ને ઔષધિઓને મેળવીને અપાય, તો વધારે લાભ પહોચે છે

નવા અને જૂના આમવાતમા અને તીવ્ર ક્ષારયુક્ત સંધિશોથ પર સાપસૂન પેટમા અપાય છે તથા સાંધા પર લેપ કરાય છે એથી પેશાબ અને પરસેવો આવીને સાંધાઓનો સોજો અને દર્દ ઓછા થઈ જાય

**૫૯૦ સાબુદાણા**—(મ૦ સાગુ, સાબુદાણ્યાચે ઝાડ) એ ઝાડ માડવૃક્ષની એક જાત છે એની ઊંચાઈ ત્રીસ-ચાળીસ હાથ હોય છે. એ ઝાડ જૂનુ થયા પછી કાપી તેનો વચલો ભાગ કાઢી લે છે પછી તેને ખાંડી તેનો લોટ થાય એટલે તેને પાણીનો છમકો મારે છે પછી તે ચાળણીમા નાખી છળે છે. તેથી કરી તેની બારીક ગોળીઓ થાય છે તેને સાબુદાણા કહે છે સાબુદાણા પાચક હોઈ પૌષ્ટિક છે વૃદ્ધ, બાળક અને રોગીને આ દાણા ઘણા હિતકર છે

**૫૯૧ સારફળ (સાલેડુ, ધુપેલો)**—સ૦ શલ્લકી, શાલવૃક્ષ મ૦ સાલાઈ દે૦ સારફળ હિં૦ સાલઈ સલઈ ક૦ તદિકુ, તદકિનગિ, આનેબ્યાલ તૈ૦ પાર ગિસાબ્રાણિ તા૦ કુદરૂક મ૦ ચિતિંતિ. લા૦ બોસવેલિયા થેરીફેરા અને બોસ્વેલિયા સરેટા

સારફળનુ ઝાડ મોટુ થાય છે એ ઝાડ ઘણુ કરીને ડુંગરાળ પ્રદેશમા ઘણા થાય છે એના પાદડા અરધિયાના પાદડા જેવા થાય છે. એને ફિરણ અને ચીચૂડા (આંબીલા) જેવડા ફળ આવે છે એ ફળનુ અથાણુ સારુ થાય છે સારફળનુ લાકડુ ઇમારતના ઉપયોગમા આવતુ નથી એ ઝાડને ગૂગળ જેવો ધોળો રસ આવે છે એ ગૂગળ જેવો ધૂપ છે. એને 'કુદુરૂ' (શેપગુદર)× કહે છે. આ ઝાડ **ખાનદેશમાં** ગજણઘાટ ઉપર ઘણા થાય છે આ ઝાડનો રગ લીલો દેખાય છે. એના લાકડાના ચાટવો, ધાન્ય ભરવાની પાલી વગેરે થાય છે. **સારફળ**—શીતવીર્ય, પૌષ્ટિક, કડવુ, મધુર, તૂરુ તથા ગ્રાહી છે, અને કોઢ, રક્તદોષ, કફ, વાયુ, પિત્ત, અર્શ, વ્રણદોષ, પક્વાતિસાર તથા રક્તપિત્તનો નાશ કરે છે. **એના ફૂલ**—કફ, વાયુ, અર્શ, કોઢ તથા અરોચકના નાશક છે **એનો ગુંદર (કુંદરૂ, શેપકુંદર)**—મધુર, કડવો, તીક્ષ્ણ, તીખો સ્નિગ્ધ, ઉષ્ણ તથા ત્વચાને હિતાવહ છે, અને જ્વર, પ્રસ્વેદ, કફ, મુખરોગ, વાયુ, પ્રદર, રક્તવિકાર, ગ્રહપીડા, અલક્ષ્મી, રક્તાતિસાર અને જંતુ એ સર્વનો નાશ કરે છે **ઉપયોગ—(૧) આંખો આવે તે ઉપર તથા આંખોમાંથી બળતરા શાંત થવા માટે:**—સારફળના પાદડા વાટી રાત્રે આંખો ઉપર પાટો બાધવો (૨) **સંધિવાત વગેરે ઉપર:**—સારફળના પાદડા વાટી તેનો પાટો બાધવો **(૩) પ્રદર અને રક્તાતિસાર ઉપર:**—સારફળનો ગુદર રાત્રે પાણીમા પલાળી રાખી સવારે મસળી તેમા સાકર નાખી તે પાવુ. **(૪) રક્તાતિસાર ઉપર:**—સારફળની છાલ દૂધમા વાટી મધ નાખી પાવી.

શેપગુદરની માત્રા ૫ ૧૦ રતી, ગુણધર્મ સ્નેહન, સારક અને રક્તશોધક છે આ ચર્મરોગમા વધારે વપરાય છે વ્રણશોધન અને વ્રણરોપણ ગુણ માટે શેપગુંદર, ટંકણખાર ફુલાવેલો, ગંધક અને કાથો મેળવીને જૂના ગૂમડાઓ ઉપર વપરાય છે

**૫૯૨ સાલમ**—સ૦ સાલીમકંદ. મ૦ સાલમમિશ્રી તૈ૦ હસ્તિપૈલ ૫૦ સાલિબમિશ્રી, ઈરાન-

---

છે કફજ્વરમા સાપસન આપવાથી ખાસવાની શક્તિ વધે છે કફ સરળતાથી બહાર નીકળી જાય છે નાના બાળકોનુ ગળુ બહુ જ આવી ગયુ હોય, તો તે પર સાપસૂનના પાનનો રસ અપાય છે એટલે ઊલટી થઈને ગળુ મોકળુ થાય છે અને થકાવટ આવતી નથી સુવાવડી સ્ત્રી કષ્ટાતી હોય, તો વેણોનુ જોર વધારવા માટે સાપસૂન પીપરીમૂળની સાથે આપવી સાપસૂનથી ગર્ભાશયનો સંકોચ થઈને અંદર રહેલ લોહી અને ઓરને બહાર કાઢી આપે છે સગર્ભાને અસમય પર સાપસૂન અપાય તો ગર્ભપાત થઈ જાય છે સાપસૂનથી હોજરીની પાચનશક્તિ વધે છે, આતરડાની નિર્બળતા ઓછી થાય છે આતરડાના રોગમા આ અમૂલ્ય ઔષધિ છે કુપચન, ઊલટી, કૉલેરા, અતિસાર, આમાતિસાર, સંગ્રહણી, જૂનો મરડો, એ બધા રોગો પર સાપસૂન કાળા મરીની સાથે અપાય છે બાળકોને દાત આવતી વખતે તાવ, ઊલટી અને ઝાડા થાય છે એ વખતે સાપસૂન અપાય છે મદ્રાસ તરફ સાપસૂનનો ઉપયોગ સર્પવિષ પર કરે છે **—સ્વામી કૃષ્ણાનંદ**

× ઘણાખરા લબાડ ગાંધીઓ શેપગુંદરને બદલે બેરજો આપે છે શેપકુંદરની પીળાશ પડતી ગુંદરના જેવી પણ નાની કણીઓ હોય છે એને દેવતા ઉપર નાખી ધૂપ કરવાથી મદફા જેવી વાસ આવે છે કુદુરૂને વાટી પાણીથી ગોળી બનાવી દુખતી દાઢના કોતરમા રાખવાથી તેમાથી લાળ ટપકી દુખાવો જલદી શાંત થાય છે કુદુરૂને હિં૦ કુદરૂ, ગુદવેરોસા બ૦ કુન્દરૂખોટી મ૦ અવલગુંદર, સાલઈચાડીક, ક૦ ઈડિબોલ, ક૦ કુન્દરૂમી, ખોટી મસ્તકી, રૂમી મસ્તકી અ૦ કુન્દરેજકર, વિસ્તજ તૈ૦ કુન્દરૂમુ સંસ્કૃતમા કુદુરૂ, હિંદીમા કુન્દરૂ અને ગુજરાતીમા જેને ઈસેસ કહે છે તેનુ વર્ણન ચંદ્રસના નામથી કરેલ છે અને ઈસેસ(શેરી લોબાન)ના નામથી જેનુ વર્ણન કર્યુ છે તે ગંધાબેરજો છે

સંગમિસ્રી. લે૦ ઓર્ચિસ લેટીફોલિયા (પંજાબી સાલમ), ઓર્ચિસ લેક્સીફ્લોરા (લસણિયો સાલમ), ઓર્ચિસ મસ્કયુલા (બાદશાહી સાલમ), યૂલોફિયા કેમ્પેસ્ટ્રીઝ (લાહોરી સાલમ) **તુર્કસ્તાન, અરબસ્તાન, ઈરાન** વગેરે દેશમા સાલમની ઉત્પત્તિ ઘણી થાય છે. **હિંદુસ્તાનમાં** પણ એ કંદની બે-ત્રણ જાત મળે છે. એ છોડ કાઈક નાગદમણીના અથવા હળદરના છોડ જેવો છે. એને નિકૃષ્ટ પ્રતિની જમીન જોઈએ તેના મૂળમાથી ફણગા ફૂટી છોડ થાય છે તે જુદા હોય છે, તથા તેમાથી સાલમ થાય છે તે જુદા હોય છે એ મૂળ કાઢી લાવી ગરમ પાણીમા ધુએ છે પછી જાડા ખાદીના કપડાથી તેના ઉપરની છાલ ચોળી નાખે છે. તેથી કરી તે ધોળી શુભ્ર દેખાય છે. પછી તાબાના તવા ઉપર નાખી તેને દેવતાની આચ આપે છે. એ જ **સાલમ** કહેવાય છે સાલમ ઘણી જ પૌષ્ટિક છે કદાચ જીવક ઋષભક (અષ્ટવર્ગની ઔષધિ) આ હોવી જોઈએ ઘણાખરા તુર્ક અને આરબ લોકો એનુ જ અન્ન સેવન કરે છે. સમુદ્રમા ઘણા દિવસ રહેવાથી ખલાસી લોકોને 'નાવિક રક્તપિત્તરોગ' થાય છે તેઓને સાલમના લોટની કાજી કરી આપવાથી તેમનો ઉપદ્રવ કમી થઈને તે નીરોગી બને છે સાલમમા ધોળી, ચરાખ, લસણિયા, પંજાદાર અને દૂધમૂસળી એવી પાચ-છ જાત છે **સાલમ**—ઉષ્ણવીર્ય, બલકર, મધુર, ધાતુવર્ધક, કડવી, ગુરુ, રસાયન તથા પૌષ્ટિક છે, અને ક્ષય, પ્રમેહ પિત્ત, રક્તદોષ, આમદોષ, કમળો તથા કુંભકમળાનો નાશ કરે છે માત્રા ૧૨ થી ૨૪ રતી. ઉપયોગ—**(૧) પ્રદર, પેશાબમાં ધાતુનું જવું અને ધાતુવિકાર ઉપર:**—દરરોજ સવારે અને સાજે ઘડી દિવસે સાલમ, ધોળી મૂસળી અને પંજાબી સાલમ એ સમભાગે લઈ ત્રણે જણસોનુ ઘણુ બારીક ૩ માસા ચૂર્ણ ૩ માસા સાકર સાથે દર વખતે ત્રણ તોલા દૂધમા મેળવી આપવુ, એટલે ઉપલા રોગ દૂર થઈ પુષ્ટિ આવે છે. **(૨) પુષ્ટિને માટે:**—સાલમનો પાક કરી ખાવો કિંવા સાલમમિશ્રીનુ ચૂર્ણ કરી પાણી અને દૂધમા બાફી તેમા સાકર નાખી તે સેવન કરવુ **(૩) સંગ્રહણી રોગ ઉપર:**—સાલમ (દૂધમૂસળી) છાશમા કિંવા ચોખાના ધોવરામણમા વાટી ૧ તોલો આપવી અને પથ્યને માટે છાશ અને ભાત ખાવા આપવા. **(૪) પુષ્ટિ અને મળશુદ્ધિ થવા માટે:**—સાલમના ફળ (એ મોતરીગણીના ફળ જેવા હોઈ અંદરના બિયા અતિશય કઠિન હોય છે) ૪ તોલા, પાચ શેર દૂધમા નાખી માવો કરવો; તે તેમ ને તેમ જ એક રાત્રિ રાખવો, પછી તે ઉપર પાણી આવે તે પહેલા દિવસે પાવુ અને બીજા દિવસથી માવામા સાકર ૪૦ તોલા અને ઘી ૪૦ તોલા નાખી તે મિશ્રણ દરરાજ બે તોલા ખાવુ.

**૫૯૩ સામો**—સં૦ શ્યામાક હિં૦ સાવા, સમા. ક૦ સાબિ બ૦ શ્યામાવાસ, સં૦ સાવા. તૈ૦ શ્યામાલુ ફા૦ શામાખ. લા૦ પેનીકમ ફ્રુમેનટેશયિમ.

સામો—એ ધાન્ય ઘણે ઠેકાણે થાય છે. એના રોપ ઢીચણથી કમર જેવડા થાય છે. સામો એ ધાન્ય વરી(મોગ્યિા)ને ઘણુ જ મળતું છે, પરંતુ એ વરી કરતા કિંચિત્ મોટું હોય છે સામો કોકણમા થતો નથી સામામા કાળી અને ધોળી એવી બે જાત છે સામાનો ભાત ગરીબ લોકોના ખાવાના ઉપયોગમા આવે છે એનો ઉપયોગ ઘણુ કરી હલકી પ્રતિના લોકમા થાય છે. મંદવાડમા સામાનો ભાત ખાવા આપે છે. **સામો**—મધુર, શીતળ, શોષક, રુક્ષ, તૂરો, લઘુ, વાતકર તથા ગ્રાહક છે; અને કફ, પિત્ત, રક્તપિત્ત તથા વિષદોષનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) અન્નદ્રવ શૂળ ઉપર:**—સામો અગર કોદરા અથવા કાગ(પ્રિયંગુ)ના ચોખા નાખી કરેલી ક્ષીર હિતકારક છે.

**૫૯૪ સાંધરૂખ**—(સં૦ સંધિવૃક્ષ) એ ઝાડ મોટા થાય છે એના પાદડા વેંતભર લાબા હોઈ આકારે કડાના પાદડા જેવા હોય છે. એની છાલ અસ્થિભંગ ઉપર ઘણી જ ઉત્તમ છે એમા જે અવલ પ્રતિના ઝાડ છે તેને **'લવંગી સાંધરૂખ'** કહે છે એનો એવો ચમત્કાર છે કે, એનુ પાદડુ વચ્ચોવચથી ચીરી નાખ્યા પછી કેટલીક વારે જોઈએ તો તેના સાધા મળી જઈ પૂર્વવત પાદડા જેવુ પાદડુ થાય છે. એ ઝાડ **દક્ષિણ કોંકણમાં** કોઈ કોઈ ઠેકાણે થાય છે આવી અત્યંત ઉપયોગી અને જેમા વિલક્ષણ પ્રભાવ છે એવી વનૌષધિ ઈશ્વરે આ **આર્યભૂમિમાં** ઉત્પન્ન કરવાથી આપણા પરાક્રમી પૂર્વજોએ તેનો ઉપયોગ કરી આપણું રક્ષણ કર્યું; અને પોતાનુ સામર્થ્ય પરદેશીને

ઉત્તમ પ્રકારે દેખાડયુ. તેમના વંશજોએ હમણુના કાળમા એવી ઉપયોગી વનૌષધિનો ઉપયોગ ન કરતા પરદેશી મોહક વસ્તુઓમા લુબ્ધ થઈ સર્વ જગતને આપણી નબળાઈ શા માટે બતાવવી? **ઉપયોગ—(૧) અસ્થિભંગ ઉપર:**—સાધરૂખની છાલ કચરી ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાધવી

**૫૮૫ સિંગોડાં (શિંગોડા)**—સં૦ શૃંગાટક. મ૦ શિંગાડા ક૦ શિંગાડે. હિ૦ સિંઘાડા ફા૦ સુરંજન. ઈં૦ વૉટરચેસ્ટનટ. લા૦ ટ્રેપાબિસ્પિનોઝા બ૦ પાણિફલ, સિંઘાડે. તૈ૦ પરિકેગડ્ડુ

શિંગોડા તળાવના માથોડું-અર્ધું માથોડુ પાણીમા થાય છે એના વેલા લાબા હોઈ તેને કારેલીના પાદડા જેવા પાદડા આવે છે શિંગોડાનો આકાર મોટો ચમત્કારિક દેખાય છે. એને કાટા જેવી ચણુ અણીઓ આવે છે શિંગોડાનું શાક થાય છે. એને સૂકવી લોટ કરી લાપસી, પૂરીઓ, લાડુ વગેરે અનેક પદાર્થો કરે છે, અને તે ઉપવાસના દિવસે ખાય છે શિંગોડા પૌષ્ટિક છે. **શિંગોડાં**—અતિ વૃષ્ય. લઘુ, રુચિપ્રદ, મેહદાર્ઢ્યકારક, કફકર, ગ્રાહક, શુક્રલ, વાતલ, તૂરા, મધુર, ગુરુ, શીતલ, તર્પણ તથા સ્વાદુ છે અને પિત્ત, દાહ, રક્તદોષ, મેહ, ભ્રમ, ત્રિદોષ, સોજો તથા સંતાપનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) સ્ત્રીના મૂઢગર્ભ વધવા અને ગર્ભિણીના રક્તસ્રાવ ઉપર:**—શિંગોડા અને કચરાની લાપસી કરી દૂધમા આપવી

**૫૮૬ સિવણ**—સં૦ કાસ્મીરી મ૦ શિવણ હિં૦ બ૦ ગંભારી, ખુમેર. ક૦ શિવનિ તા૦ પેરુગુમિલ મલા૦ કુમલ ત૦ સાલ્લાગુણ્ડીચેટ્ટુ લા૦ મેલિના આર્બોરિયા

સિવણના ઝાડ મોટા મોટા થાય છે એ ઝાડના પાદડા મોટા હોઈ તે સાધારણ ગોળ હોય છે સિવણનું લાકડું સુતારકામમા સારું ઉપયોગી હોય છે સિવણને પીળા રંગના ફૂલ આવે છે. એને જે ફળ આવે છે, તે નાના જાબુ જેવા હોઈ લાબા હોય છે. એના મૂળ દશમૂળમા આવે છે મરાઠીમાં સિવણને 'શિવણ ગભારી' પણ કહે છે **સિવણ**—મીઠી, કડવી, તીખી, ઉષ્ણ, મધુર, તૂરી, જડ, દીપન, પાચન, મેધાકર, ભેદક તથા હૃદ્ય છે, અને ત્રિદોષ, કફ, તરસ, શોષ, આમશળ, સોજો, વિષ, દાહ, જ્વર, રક્તદોષ, અર્શ અને ભ્રમનો નાશ કરે છે **એનાં ફળ**—શીતળ, ગુરુ, બલકર, ધાતુવર્ધક, કેશ્ય, સ્વાદુ, ખાટા, તૂરા રસાયન, સ્નિગ્ધ, બુદ્ધિપ્રદ, ગુરુ તથા મૂત્રલ છે, અને પિત્ત, રક્તપિત્ત, રક્તદોષ, આમ, વાયુ, વાતરક્ત, તૃષા, દાહ, ક્ષય, ક્ષતક્ષય, મૂત્રકૃચ્છ્ર, પ્રદર તથા પેશાબમા ધાતુના જવાનો નાશ કરે છે. **ફળની અંદરનો ગર્ભ**—મધુર, ગ્રાહક, કડવો, શીતળ, વાતકર, તૂરો, પુષ્ટિકારક તથા બલકર છે, અને કફ, પિત્ત, રક્તવિકાર તથા પ્રદરનો નાશ કરે છે. **ઉપયોગ**—**(૧) અરજવા ઉપર:**—સિવણની કૂંપળોનો અથવા પાદડાનો રસ નવટાક સાકર નાખી પાવો **(૨) અમ્લપિત્ત ઉપર:**—સિવણના પાદડા, અને ધોળા સાજડની છાલ ઘસી ૩ દિવસ ચોપડવી. **(૩) પિત્તજ્વર** અધેડાના મૂળ, મોચરસનો કંદ, એ ગાયના તાજા દૂધમા વાટી ૧૪ દિવસ પાવુ **ઉપર:**—સિવણના મૂળનો રસ આપવો **(૪) મૂત્રાઘાત ઉપર:**—સિવણના મૂળ કડા પાણીમા ઘસી પાવા **(૫) રક્તપિત્તરોગ ઉપર:**—સિવણના પાકા ફળ એક કિવા બે મધમા ખાવા. **(૬) શીતપિત્ત ઉપર:**—સિવણના સૂકા ફળ સીજવી તેનો કલ્ક દૂધમા આપવો અને પથ્ય પાળવુ. **(૭) દાહ ઉપર:**—સિવણના પાદડાનો રસ અંગે ચોળવો

**૫૮૭ સુખડ (ચંદન)**—સં૦ મ૦ હિ૦ ચંદન ક૦ શ્રીગંધમારા. તૈ૦ ચંદનમુ. તા૦ મલા૦ ચંદનમારં ગો૦ શ્રીગંધ યુ૦ ફા૦ સંદલ અ૦ સંદલે, અબાયદ ઇં૦ સેંડલ વૂડ લા૦ સેંટેલમ્ આલબમ્

સુખડના ઝાડ મોટા થાય છે. એ ઝાડ **મલબાર** પ્રાંતમા વિશેષ થાય છે એના પાદડા કડવા લીમડાના પાદડા જેવા હોઈ નાના અને સુંવાળા હોય છે ચંદનને બારીક અને કાળા રંગના ફળ આવે છે. આ ઝાડ જૂનુ થાય એટલે તે કાપી તેના કકડા કરી તે જમીનમા દાટી રાખે છે પછી તે કેટલાક દિવસે બહાર કાઢી તેને સાફસૂફ કરે છે ચંદનના કકડા ઉપયોગી છે એની પેટીઓ, કરંડિયા, પંખા વગેરે અનેક વસ્તુઓ કરે છે ચંદનનુ જે તેલ કાઢે છે તેને ચંદની

અત્તર કહે છે એ સુવાસિત હોય છે **ધોળું ચંદન** કડવુ, તીખું, શીતળ, તૂરુ, વૃષ્ય, કાંતિકારક, કામજનક, સુરભિ, રુક્ષ, આનંદકર, લઘુ તથા હૃદયને હિતકારી છે, અને પિત્ત, ભ્રમ, ઊલટી, તાવ, કૃમિ, તૃષા, સંતાપ, મુખરોગ, દાહ, શ્રમ, શોષ, વિષ, કફ તથા રક્તદોષનો નાશ કરે છે. જે ચંદન ગાંઠવાળુ, છિદ્ર પડેલુ, જડ, ઉખર, શ્વેતવર્ણ, કાપવાથી દેખાતો ગતો વર્ણ, ઘસવાથી પીળુ, સ્વાદે કડવુ, અતિ સુગંધ અને શીતલ હોય તે ઉત્તમ જાણવુ, અને જે આમાથી થોડાક લક્ષણોએ યુક્ત તે મધ્યમ તથા એ લક્ષણો જેમા મૂળે જ નથી તે અધમ જાણવુ **પીતચંદન-મલયાગર ચંદન**-શીતળ, કડવુ તથા કાંતિકારક છે, અને કફ, કોઢ, કંડૂ, વિપૂચિકા, દદ્રુ, કૃમિ, રક્તપિત્ત, વિષ, પિત્ત, તૃષા, દાહ અને જ્વરનો નાશ કરે છે **કુંકુમાગર—હરિચંદન** (પીળા-રાતા વર્ણનુ)-કડવુ તથા શીતળ છે, અને પિત્ત, શ્રમ, શોષ તથા દમનો નાશ કરે છે. એ દેવોને ભોગ્ય છે, માટે મનુષ્યોને દુર્લભ જાણવુ. **બર્બર ચંદન**—(ધોળા અને ગતા વર્ણનુ)-શીતળ તથા કડવુ છે અને કફ, વાયુ, પિત્ત, કોઢ, વ્રણ તથા રક્તદોષનુ નાશક છે **શબર ચંદન**—(કિંચિત્ પીળા વર્ણનું)-શીતળ તથા કડવુ છે, અને પિત્ત, કફ, વાયુ, શ્રમ, ફોલ્લા, ખસ, કંડૂ, દાહ, દાદર, લૂતા, કોઢ, તરસ તથા ગાડપણનુ નાશક છે **સુખડ** (એ ઝાડ ઉપર ને ઉપર સુકાયેલી હોય તે)—કડવી, સુગંધવાળી તથા શીતળ છે, અને મૂત્રકૃચ્છ્ર, પિત્ત, રક્તવિકાર તથા દાહની નાશક છે જે ચંદન લીલું હોય તે વખતે તોડીને સુકાવેલુ તથા મલયપર્વત ઉપર ન થયેલું હોય તે સુગંધમા કમતી હોય છે **ઉપયોગ**×—(૧) **દાહ શમન થવા માટે**:—ચંદન અને કપૂર અથવા વાળો ઘસી તેનો સર્વાંગે લેપ કરવો (૨) **ખસ ઉપર**:—ચંદની અત્તર (સુખડનુ તેલ) એકલુ કિંવા લીંબુના રસમા મેળવી ચોપડવુ (૩) **મૂત્રકૃચ્છ્ર અને રક્તાતિસારાદિ ઉપર**:—ચોખાના ધોવડામણમા ચંદન ઘસી તેમા મધ અને સાકર નાખી પાવુ; એટલે રક્તાતિસાર, પેશાબની ગરમી, તૃષા, દાહ અને મેહનો નાશ થાય છે (૪) **બાળકોને અળાઈ થાય તે ઉપર**:—ચંદન, ધાણા અને વાળાનો ગુલાબજળમા લેપ કરવો અથવા ચંદનનો લેપ કરવો (૫) **પરુવાળા પ્રમેહ (પરમા) ઉપર**:—ચંદનનો કલ્ક કરી તે પાવો (૬) **પ્રમેહ અને પ્રદર (પેશાબમાં પરુ જેવું જવું તે)**

---

× દત્તકૃત મેટેરિયા મેડિકામા ત્રણ પ્રકારના ચંદનના લાકડાનું વર્ણન કરેલ છે —શ્રીખંડ (ધોળું ચંદન), પીત (પીળુ ચંદન) અને રક્ત (રાતુ ચંદન) એમા રાતા ચંદન(રતાંદળી)નું લાકડુ ગ્રાહી અને પૌષ્ટિક માનેલ છે સોજામા ઠંડક લાવવાને તેમ જ માથું દુખતુ હોય તો ચંદનને ચોપડવાથી એ ધોળા ચંદનથી વધારે ઠંડક કરે છે, અને અંદર આપવાથી એનાથી ઓછો ગુણ કરે છે ‘શફાઉલ અસ્કામ’નો કર્તા લખે છે કે, જો પિત્તનો ઝાડો થતો હોય તો ધોળા ચંદનનુ લાકડુ ઘસીને પાવુ, અને ઝાડામા લોહી આવતુ હોય તો રાતુ ચંદન ઘસી તેમા મેળવવુ અને પિત્ત તથા રુધિર બન્ને જતા હોય તો બંને ચંદન ઘસીને પાવા લોહીની ઊલટી આદિ રોગોમા રાતા ચંદનને દૂધમા ઘસીને અપાય છે ડૉક્ટર દેસાઈના મત અનુસાર ચંદનનુ તેલ ઉત્તમ, મૂત્રલ, મૂત્રનલિકા માટે પૂતિહર અને મૂત્રપિંડને ઉત્તેજક છે એનાથી મૂત્રપિંડને કોઈ પણ જાતની ઈજા થતી નથી એ ત્વચાદોષહર અને કૃમિઘ્ન છે પાણીમા ઘસેલુ સુખડ કડવુ, શીતળ, સ્વેદજનક, દાહશામક, પિપાસાહર, ગ્રાહી, હૃદયરક્ષક અને રક્તાભિસરણમા શાંતિકર છે એનાથી આમાશયની ક્રિયા બગડતી નથી તેલ ફેફસામાર્ગથી બહાર આવે છે **માત્રા**—ચંદન ઘસેલુ ૧ થી ૨ તોલા, તેલ ૫ થી ૨૦ ટીપા ગુદ અથવા સાકરની સાથે

**ઉપયોગ**—જ્વરમા હૃદય શિથિલ થાય છે અને ક્રિયામા કાંઈક અંતર પડે છે તે હાનિ ચંદન થવા દેતુ નથી અતિશય ઉષ્ણતાથી રક્ષણ કરે છે ચંદનમા ઉત્તેજક ધર્મ બહુ જ ઓછો છે એનાથી હૃદયની ગતિ ઓછી થાય છે, પરંતુ હૃદયબળ ઓછુ થતુ નથી ચંદનની હૃદયરક્ષક ક્રિયા લક્ષમા રાખવા જેવી છે. પિત્તજ્વર અને ઘણા દિવસો સુધી રહેવાવાળા તાવમા, અતિ જોરવાળા તાવમા ચંદન આપવાથી પરસેવો આવે છે અને દાહ ઓછો થઈ જાય છે નાળિયેરના રસમા ચંદન ઘસીને આપવાથી તરસ છીપે છે દુર્ગંધયુક્ત કફપ્રધાન રોગમા ચંદન અપાય છે એનાથી કફમા લોહીનું પડવું બંધ થાય છે રક્તાતિસારમા ચંદન વપરાય છે ચંદનનુ તેલ પરમાની ત્રીજી અવસ્થામા વપરાય છે જીર્ણ બસ્તિશોથમા ચંદનના તેલથી સારો લાભ પહોંચે છે ચામડીનો સોજો, રતવા, નાના ગૂમડા, અળાઈ વગેરે રોગમાં ચંદન અને કપૂર ગુલાબજળમા મેળવી લગાડાય છે ખસના ઉપર ચંદનનુ તેલ લગાડાય છે

ઉપર રામબાણ ઉપચાર:—વંશલોચન (વાસકપૂર) ૧ તોલો, એલચીદોડામાના દાણા ૧ તોલો, એ બન્ને ઔષધો બારીક ખાંડી વસ્ત્રગાળ ભૂકી કરવી પછી તે ભૂકી પલળે એટલુ ઉત્તમ સુખડનું તેલ લઈ તેમા તે ભૂકી ભીજવી નાની સોપારી જેવડી ગોળીઓ કરવી પછી દરરોજ સવારે ૪ તોલા સુધી ટંડુ પાણી લઈ તેમા એક ગોળી કાલવવી અને તેમા અર્ધો તોલો સાકર નાખી તે પ્રાશન કરવુ એ જ પ્રમાણે સાંજે લેવુ આ ઔષધ ખાવાથી પ્રમેહની આગ ૭ પહોરમા ઘણી જ ઓછી થઈ ૭ દિવસમા પ્રમેહ અને પ્રદરનો નાશ થાય છે પથ્ય-ઘઉની રોટલી, તુવેરની દાળ, ઘી અને સાકર (૭) આગંતુક ગરમી ઉપર:—ચોખાના ધોવરામણમા ધોળુ ચંદન ઘસી ખાંડ નાખી આપવુ (૮) ઊચકી ઉપર:—સ્ત્રીના દૂધમા ચંદન ઘસી નસ્ય આપવુ.

**૫૯૮ સુગંધી (લીલી) ચા**—સં૦ સુગંધભૂતૃણ. ક૦ સુગંધતૃણ હિં૦ સુગંધિતૃણ મ૦ ગવતી ચાહ, સુગંધિ ગવત, પાતીયા ચ્હા લે૦ એન્ડ્રોપોગોન સાઈટ્રેટસ ઇં૦ લેમનગ્રાસ

ગવતી (ઘાસ) ચાના બેટા દાભના બેટ જેવા મોટા મોટા વધે છે એને લીલી ચા કહે છે. બાગમા પણ એને વાવે છે એની ઊંચાઈ શુમારે હાથ-દોઢ હાથ હોય છે, એનુ તેલ નીકળે છે, એને અંગ્રેજીમા લેમનગ્રાસ ઓઈલ કહે છે તે પણ ઔષધ છે એ ચાના પાદડા કઢીમા નાખે છે ઉપયોગ×—(૧) તાવમાં પરસેવો નીકળવા માટે:—એની ચા કરી પાવી એટલે પરસેવો નીકળી તાવ કમી થાય છે (૨) પટપીડ ઉપર:—એનું તેલ પાવુ પટકી (કોલેરા) ઉપર પણ એ ગુણાવહ છે (૩) શરદી, સળેખમ, શૈત્યજ્વર, જડત્વ અને આગંતુક જ્વર ઉપર:—સુગંધી ચા, સૂંઠ અને સાકરનો અષ્ટમાંશ કાઢો ગરમ ગરમ પાવો અને પથારીમા ગરમ કપડુ ઓઢી સૂઈ રહેવુ, એ યોગથી પરસેવો આવી શરીરમાની શરદી નીકળી જઈ હોશિયારી આવે છે. આ કાઢો ઉષ્ણ છે, સમધાત થવા માટે એમા જ દૂધ નાખી કોઈ કોઈ પીએ છે. (૪) પરસેવો લાવવા માટે બાફ:—એક મોટા વાસણમા સુગંધી ચાની ભૂકી નાખી તે ઉપર ઢાકણુ મૂકી આધણ આવે ત્યા સુધી તે પાણી કઢવવુ પછી રોગીને ખાટલા ઉપર સુવાડી આ પાણીનો બાફ આપવો, એટલે પરસેવો છૂટે છે (૫) સળેખમ ઉપર:—સુગંધી ચા, ફુદીનો કિંવા વજ અને આદાનો કાઢો કરી તેમા ગોળ નાખી રાત્રે સૂતી વેળાએ પીવો અને ઉપર વસ્ત્ર ઓઢી સૂઈ રહેવુ. એ પ્રમાણે ત્રણ દિવસ પીવુ

**૫૯૯ સુગ્રીણ**—(મ૦ સુગ્રીણ, થોરલા માલેબંધ) એના પાદડા ઇંદ્રજવના પાદડા જેવા હોઈ જાડા હોય છે એ પાદડા ઘણા ચીકણા હોય છે સુગ્રીણને બાવળિયાના જેવા પીળા ફૂલ આવે છે એ ઝાડ મોટા થાય છે એની છાલ ધોળા રંગની હોય છે. પરંતુ સુકાયા પછી કાળા રંગની થાય છે એની છાલના ચૂર્ણની ગુંદર જેવી ચીકણી ગોળી થાય છે. ઉપયોગ—(૧) ખરજવા ઉપર:—સુગ્રીણના પાદડાના રસમા જીરુ અને સાકર નાખી પાવો અને તેજ રસ ૭ દિવસ તે ઉપર ચોળવો, અથવા સુગ્રીણની છાલ ઘસી ચોપડવી પથ્ય—મીઠુ ખાવુ નહિ (૨) શીતળા હલકા આવવા માટે:—સુગ્રીણની છાલ તાવીજમા ભરી ગળે બાધવી (૩) અસ્થિભંગ ઉપર:—સુગ્રીણની છાલ લાવી બારીક ખાડવી અથવા તેમા જ ચતુર્થાંશ નાચણીનો લોટ નાખી થોડુ પાણી છાટી બાફ આપવો અને તે મિશ્રણનો હાડ દુખતા હોય કિંવા હાડકુ ભાગ્યુ હોય તે સ્થળે દોઢ આગળ જાડાઈનો લેપ કરવો તથા તે ઉપર ગૂણપાટનુ ટાટ બાધી ઘટ્ટ પાટો બાધવો અને સાત દિવસ ગયા પછી એકવાર છોડી જોઈ વ્યથિત (દુખી) જગ્યાએ ઔષધનો લેપ કમી થયો હોય તો તુરત લેપ કરી ઉપર પ્રમાણે પાટો બાધવો આ યોગથી કોઈ પણ પ્રકારનો અસ્થિભંગ થયો હશે તો તેમા જલદી ફાયદો થાય છે

**૬૦૦ સુરપીણ**—સં૦ સુરપર્ણ મ૦ સુરપીણ. તા૦ ક૦ તે૦ મંચપત્રી, માચીપત્રી પં૦ ભુયમદોરન લા૦ આર્ટિમિસિયા વલ્ગેરિસ મલા૦ નિલાપલા ઇં૦ ઇંડિયન વર્મવુડ, ફ્લી-બેન

× સુગંધી ચા ઉષ્ણ, સ્વેદલ, મૂત્રલ, જ્વરઘ્ન, વાતહર, ઉત્તેજક, ચેતનાકારક અને સંકોચવિકાસપ્રતિબંધક છે એનું તેલ માલિશ કરવાથી ચામડી લાલ થઈ જાય છે —સ્વામી કૃષ્ણાનંદ

આ એક શીમળાની જાત છે એના પાદડા શીમળાના પાદડા જેવા કાત્રાદાર હોઈ નાના હોય છે. એ છોડ બે હાથ ઊચા વધે છે. એના ધોળા અગર પીળા ફૂલ આવે છે. સુરપીણુ સ્વાદે કડવી અને તીખી હોઈ પાચક પણ છે માત્રા–સ્વરસ ૫ થી ૧૦ ટીપા. ઉપયોગ—(૧) **કાન પાકયો હોય તે ઉપર**:—સુરપીણુના પાદડાનો રસ કાનમા પાડવો એટલે દુ ખ બધ થાય છે. (૨) **બાળકની હગામણ ઉપર**:—સુરપીણુના પાદડા ગાયના તાજા દૂધમા ઘસી પાવા. (૩) **બાળકની ઉધરસ, સળેખમ અને કૃમિરોગ ઉપર**:—સુરપીણુના મૂળ મધમા પાવા અથવા પાદડાનો રસ મધમા પાવો. (૪) **દમ ઉપર**:—સુરપીણુના પાદડાનો કિંવા ફૂલનો રસ પાવો (૫) **નળવિકાર ઉપર**:—સુરપીણુના લીલા પાદડાનો રસ ૧ તોલો કાઢી તેમા થોડી મરીની ભૂકી નાખી પાવો.

**૬૦૧ સૂરણ**—સ૦ મ૦ સૂરણ હિ૦ જમીકદ. તૈ૦ મચાકદા, દોલકદા બ'૦ ઓલ. લા૦ એમોર્ફોફિલસ કમ્પેન્યુલેટસ્ (દેશી સૂરણ). એમોર્ફોફિલસ સિલ્વેટિકસ (જગલી સૂરણ)

સૂરણ **હિંદુસ્તાનના** ઘણા પ્રાતોમા થાય છે, પરતુ **મલબારમાં** એનો પાક વિશેષ થાય છે આ કદ ચૈત્ર–વૈશાખમા વાવે છે અને માગશર–પોષમા તે ખોદી કાઢે છે કોઈ કોઈ મોટુ થવા ત્રણ વરસ સુધી જમીનમા રાખે છે એ જમીનમા રહેલુ સૂરણ એક મણ કે તેથી વધારે વજનનુ હોય છે સૂરણની આકૃતિ ગોળ ચક્કર જેવી હોય છે સાધારણ સૂરણનુ વજન મણ પોણો મણ હોય છે એમા બે જાત છે, એક ખૂજલીવાળી અને બીજી મીઠી ખૂજલીવાળુ સૂરણ ખાવાથી મો સૂજે છે અને અનેક વિકારો થાય છે, પરતુ તે ઔષધના ઉપયોગમા આવે છે એ સૂરણ પાચ–છ વર્ષ જમીનમા રહે છે **દક્ષિણમાં** સૂરણની ઉત્પત્તિ ઘણી થતી નથી સૂરણના ઝાડનો સોટો હાથના કાડા જેવડો હોઈ તે ઉપર વિસ્તીર્ણ છત્રી જેવા પાદડા હોય છે એના દાડાનો રંગ ધોળો હોઈ તે ઉપર શુભ્ર રગના ટપકા અને ચાદા ઠેકઠેકાણે હોય છે **સૂરણ** એ અર્શરોગનાશક છે, માટે એનુ '**અર્શોઘ્ન**' એવુ નામ છે. સૂરણના ફૂલનુ શાક સરસ થાય છે. એના કુમળા પાદડાનુ પણ શાક કરી ખાય છે, અને જૂનુ થયા પછી વચ્ચેના દાડાનુ શાક કરી ખાય છે. સૂરણનુ શાક સરસ થાય છે. એ શાકને ઘીનો વઘાર કરે છે સૂરણ ઉષ્ણ અને પૌષ્ટિક છે. **મીઠું અને ધોળું સુરણ**—રુચિકર, તીખું, ઉષ્ણ અગ્નિદીપક, છેદક, લઘુ, રુક્ષ, તુરુ, મલાવષ્ટભક, વિશદ, પાચક તથા રક્તપિત્તકોપન છે, અને કૃમિ, ગુલ્મ, શૂળ, અર્શ, કફ, મેદ, વાયુ, અરુચિ, દમ, ઉધરસ, ઊલટી તથા બરાળનો નાશ કરે છે આ સૂરણ હૃદ્રોગી, રક્તપિત્તી અને કુષ્ઠીને હિતકારક થતુ નથી **એના દાંડા**—રુચ્ય, લઘુ તથા દીપન છે, અને કફ, વાયુ તથા અર્શનો નાશ કરે છે **ખાજરા અને રક્તવર્ણ સૂરણ**—તૂરું, લઘુ, વિષ્ટભી, રુક્ષ, વિશદ, તીખું, રુચિકર, દીપન, પાચન, પિત્તલ તથા દાહક છે, અને કૃમિ, કફ, વાયુ, દમ, ઉધરસ, ઊલટી, શૂળ, ગુલ્મ તથા જાડ્યનું નાશક છે **ખારોરાન સૂરણ**—પિત્તકર, રક્તકર અને કફનાશક છે. ઉપયોગ—(૧) **મૂળવ્યાધિ ઉપર**:—સૂરણના કકડા ઘીમા તળી ખાવા આપવા (૨) **આમ ઉપર**:—સૂરણના કાદા સૂકવી ચૂર્ણ કરવુ અને ઘીમા શેકી કિંવા તળી સાકર નાખી ખાવા આપવુ **મૂળવ્યાધિ ઉપર**:—**સૂરણવટક**:—સૂરણ સૂકવી કરેલુ ચૂર્ણ ૩૨ તોલા, ચિત્રો ૧૬ તોલા, સૂઠ ૪ તોલા મરી ૨ તોલા, એ સર્વ ઔષધોનુ ચૂર્ણ કરી તેનાથી બમણો ગોળ નાખી ગોળીઓ કરી આપવી, એટલે છ પ્રકારના મૂળવ્યાધિ દૂર થાય છે

**૬૦૨ સુરબધ**—સ૦ સુરપર્ણ, મચપત્રી. મ૦ સુરબધ. સાષ્ટી૦ મારબેટી હિ૦ માતજરી બ'૦ નાગદોના તૈ૦ તિતપાત તા૦ માચિપત્તિરી ઈં૦ ઇડિયન વર્મવુડ, ફ્લીબેન. લે૦ આર્ટીમિસિયા વલ્ગેરિસ

એ છોડ શુમારે હાથ–દોઢ હાથ ઊચા વધે છે. લીલી જમીનમા આ છોડ પુષ્કળ થાય છે. એના પાદડા શેવતીના પાદડા જેવા પરતુ તે કરતા નાના અને પહોળા હોય છે. એ પાદડાને પુષ્કળ ખાચા હોય છે એ સુવાસિત હોઈ ઘણા જ કડવા હોય છે આ છોડના કોથમીરના જેવા ફૂલના ગુચ્છા આવે છે એનો રંગ ગુલાબી હોય છે, એ ફૂલ કડવા હોય છે. આ છોડ કિરમાણી

અજમાની જાતનું છે એના ફૂલનો ઉપયોગ કિરમાણી અજમાની પેઠે થાય છે. એને સાષ્ટી પ્રાંતમા 'મારબેટી' કહે છે સુરબંધ—કડવું, ઉષ્ણ તથા પિત્તલ છે, અને કફ, વાયુ, વિષદોષ, દમ, જ્વર, કૃમિ તથા દુર્ગંધનો નાશ કરે છે. (૧) **બાળકોના કૃમિ, પેટનો દુખાવો તથા આફરા ઉપર તેમ જ મોટા માણસના અજીર્ણ અને ઉદરશૂળ ઉપર**:—સુરબંધના પાનનો રસ પિવડાવવો. (૨) **ચાંચડ દૂર કરવા માટે**:—સુરબંધનું ઝાડ લાવી ઘરમા રાખવું, એની ઉગ્ર વાસથી ચાંચડ ભાગી જાય ×

૯૦૩ (**પીળા બેરજાનું ઝાડ**)—સં૦ સરલ મ૦ સરળદેવદાર, શુરૂ હિં૦ ધૂપસરલ, ચીડ. બં૦ સરલકાષ્ટ ક૦ સરલદેવદારુ. ઇં૦ લોન્ગલીવ્ડ પાઈન લા૦ પાઈનસ લોન્ગીફોલિયા.

આ ઝાડ બહુ સુંદર દેખાય છે એ સીધું ઊંચુ વધે છે એનું થડ બારીક અને આખું હોય છે. એ ઝાડ નિરંતર લીલુંછમ રહે છે શોભા માટે આ ઝાડ બાગમા વાવે છે આ ઝાડનું લાકડું ઘણું મજબૂત અને ટકાઉ હોય છે એ ઝાડમાથી દૂધ નીકળે છે, તેને બેરજો કહે છે. તે તંતુવાદ્યના તારને ચોપડવાને ઉપયોગી થઈ પડે છે. આ દૂધ અગ્નિ ઉપર નાખવાથી તેની ધૂપ જેવી સુગંધ આવે છે. **સુરુનું ઝાડ**+—મધુર, કડવું, પાકકાળે અને રસકાળે તીખું, લઘુ. સ્નિગ્ધ તથા ઉષ્ણ છે; અને કર્ણરોગ, નેત્રરોગ, કંઠરોગ, રાક્ષસબાધા, કફ, વાયુ, પરસેવો, જૂ, ઉધરસ તથા વ્રણનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **ગયેલા કેશ આવવા માટે**:—સુરુના પાદડા પાણીમા વાટી તેનો લેપ કરવો.

૯૦૪ **સૂર્યફૂલ (સુરજમુખી)**—સં૦ આદિત્યભક્તા મ૦ આદિતા, સૂર્યફૂલવલ્લી, ખોબરદોડી. હિં૦ હુરહુર, મોચલી તે૦ સૂર્યકાંતીપુ તા૦ તુ૦ ક૦ સૂર્યકાંતી કા૦ ગુલે આફતાબપરસ્ત અ૦ અરદમૂન. ઇં૦ સન ફ્લોવર, હેલીએથસ્ લા૦ હેલીએથસ એન્યુઅસ. બં૦ હુડહુડે, બનશલતે.

સૂર્યમુખીના છોડ હરેક ઠેકાણે ઊગી શકે છે તે આપોઆપ ઊગતા નથી, પણ ધાન્યની પેઠે તેનું વાવેતર કરવું પડે છે, અને તે વાવ્યા પછી ચાર મહિનામા તૈયાર થાય છે એ છોડ માથોડા કરતા એકાદ બે હાથ ઊંચે સુધી વધે છે તેના પાદડા કાંગરાદાર, હૃદયાકાર, જરા લાંબા, પાતળા અને ખરબચડા હોય છે એની લંબાઈ ૧૨-૧૫ આગળ અને પહોળાઈ ૧૦-૧૨ આગળ હોય છે. પાંદડાનું દીટડું લાબું હોય છે આ છોડ અનેક પ્રકારે મહત્ત્વનો હોવાથી તે સંબંધી કેટલાક વર્ષોની શોધ પછી અમે આગળ જણાવ્યા પ્રમાણે સિદ્ધાંત ઠરાવ્યો છ એના બી ખેડીને વાવવા કરતા જો હાથ વડે વાવ્યા હોય તો તે વધારે ફાલે છે તે જો આશ્લેષા કે મઘા નક્ષત્રમા વાવ્યા હોય તો વધુ સારુ; પરંતુ આર્દ્રા નક્ષત્રમા વાવ્યા હોય અને હસ્તનો વરસાદ જો ઓછો પડ્યો હોય તો વળી વધુ સારો પાક થાય છે પૂર્વા-ઉત્તરા નક્ષત્રમા વાવ્યા હોય અને દિવાળીના અરસામા વરસાદ પડ્યો હોય તો વળી ઉપરના બંને કરતા વધુ સારો પાક ઊતરે છે એ છોડના પત્રદંડનો ઘેરાવો ૫-૬ આગળ વધે છે તે પર લાંબા લાબા ધોળા રંગના ડાઘા હોય છે પ્રત્યેક પાદડાની બગલમાથી

× ડૉક્ટર દેસાઈના મતમા સુરબંધ કડવુ, દીપન, પાચન, જ્વરઘ્ન, સંકોચવિકાસપ્રતિબંધક, વામક, આનુલોમિક, આર્તવજનક અને વ્રણરોપણ છે મોટી માત્રામા નુકસાન પહોચાડે છે માત્રા ૫ થી ૧૦ ટીપા

**ઉપયોગ**—સુરબંધ બાળકો માટે દિવ્ય ઔષધ છે એ બાળકોના સર્વ રોગોમા વપરાય છે વાત અને સંકોચવિકાસપ્રધાન રોગોમા વિશેષત અશક્તિ આવેથી એ અપાય છે એની સાથે સુગંધી અને બીજા ઉપયુક્ત ઔષધિ વાપરે છે હોજરી અને આતરડાના રોગ—આફરો, ઉદરકૃમિ વગેરેમા ત્રિકટુ અને હિંગામાળીની સાથે, તાવ પર ઇંદ્રજવ અને કાકચની સાથે, કૃમિજ્વરમા કિરમાણી અથવા વાવડિંગ સાથે અને કફજ્વરમા સમુદ્રફળની સાથે આપવાનો મહારાષ્ટ્રમા રિવાજ છે વિષમજ્વરમા આનો ઉપયોગ સિંકોના જેવો પણ હલકા દરજ્જાનો થાય છે આના ક્વાથથી દુષ્ટ વ્રણ ધોવાથી શુદ્ધિ થાય છે અને વેદના ઓછી થાય છે અનાર્તવ અને ભૂતોન્માદમા આનો ફાંટ અપાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

+ આના ગૂંદને શ્રીવાસ (ગંધો બેરજો) કહે છે આ બેરજો સફેદ, નરમ અને ચીકણો હોય છે એની વાસ ટર્પેન્ટાઈન તેલ જેવી આવે છે દેવદારના બેરજા અને ટર્પેન્ટાઈન તેલ અને ઝાડના બેરજા અને ટર્પેન્ટાઈન તેલમા સમાન ગુણ રહેલા છે —**સ્વામી કૃષ્ણાનંદ**

ફૂલ નીકળે છે મુખ્ય દંડના મથાળે સૌથી પ્રથમ ફૂલ નીકળે છે અને તે સર્વ કરતા મોટું હોય છે. તેના પુષ્પકોષમા ચાર પડદા હોય છે. એ ફૂલનો રંગ પીળી કરેણનાં ફૂલ જેવો હોય છે. તેના મધ્યભાગમા કિંજલ્ક કોષ હોય છે અને તેની વચ્ચે બીજ હોય છે. ઉત્તમ વર્ગના ઝાડને ૪૦ સુધી ફૂલ આવે છે અને તે એકેકા ફૂલમા કમમા કમ ૫૦ અને વધુમા વધુ ૮૦૦ બીજ હોય છે

આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ એ છોડ બહુ જ મહત્ત્વનો છે તેના ફૂલનું મુખ, સવારથી સાજ સુધીમા સૂર્ય જેમ જેમ ફરે છે તેમ તેમ ફરતુ રહે છે. આમ હોવાથી તે છોડને આદિત્યભક્તા અને તેવા જ અર્થના બીજા નામો અપાય છે. ઈશ્વરના અનુગ્રહને માટે જેવી રીતે મનુષ્યો તેના પ્રતિ ભક્તિ દર્શાવે છે, તેવી જ રીતે સૂર્યદેવના અનુગ્રહ માટે ઉદ્‌ભિજ્જ પણ ભક્તિ દર્શાવતા જણાય છે આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ એ વાત તો નિર્વિવાદ સિદ્ધ થયેલી છે કે જે ઠેકાણે સૂર્યના પ્રખર કિરણો પહોચતા નથી, તે જગ્યા નીરોગી રહી શકતી નથી, આમ હોવાથી જ પાણીવાળી, ભેજવાળી, બધિયાર અને ગાઢી ઝાડીવાળી જગ્યા તાવના ઘરરૂપ જ જણાય છે આવે ઠેકાણે સૂર્યમુખીના છોડ વાવ્યા હોય તો રોગ દૂર થઈ બગડેલી હવા સુધરી જાય છે. દક્ષિણ આફ્રિકામાના અને યુરોપમાના કેટલાક ભાગો કે જે અનેક પ્રકારની ખરાબ હવાને લીધે રોગમાં ઘેરાઈ રહેલા હતા, ત્યા કેટલાક શોધક બુદ્ધિના ડોકટરોએ આ છોડનુ વાવેતર કરાવી જોયું. તેનું પરિણામ એ આવ્યુ કે, ત્યા ચાલતા રોગ દૂર થઈ તે ભાગ સારા આરોગ્યવાળા થયા. આવો ઉત્તમ ગુણ હોવાથી પ્રત્યેક જણે પોતાના ઘર સામે આ ઝાડના ૧૦-૧૫ છોડ વાવવા, એ આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ ઘણુ જ હિતાવહ છે

વેપારી દૃષ્ટિએ જોતા તેના બિયાનુ તેલ અત્યત ઉપયોગી છે. એ તેલ ઘાસના જેવા રંગનું હોય છે ખાવામા તે સારું અને પથ્યકારક છે. તેમાં પૂરી વગેરે પદાર્થ અમે બનાવી જોયા છે એ તેલમા કોઈ પણ પ્રકારની દુર્ગંધ અથવા તીવ્ર વાસ હોતી નથી, એટલુ જ નહિ પણ બીજા તેલની પેઠે તે રાખી મૂકવાથી લીલુ થઈ જતુ નથી, તેમ જ તેમા તળેલ પદાર્થ રાખી મૂકવાથી કોઈ રીતે બગડતો નથી વળી રોગાન બનાવવામા તથા ચિત્રકાર્ય માટેના રંગમા જે મોઘુ તેલ વાપરવું પડે છે, તેને બદલે આ તેલનો ઉપયોગ બહુ ઉત્તમ રીતે થઈ શકે છે આ છોડનુ વાવેતર મોટા પ્રમાણમા કરી તેમાથી તેલ કાઢવાથી 'એક પથ દો કાજ'ની પેઠે હાલમા અનેક પ્રકારના ભયકર રોગોથી વ્યાપ્ત થયેલા હિદુસ્તાનની હવા સુધરે અને વળી તેલનો મોટો વેપાર ચાલી શકે તેમ છે; પરતુ આપણા દુર્દૈવને લીધે આપણા લોકોનુ લક્ષ આવા ઉપયોગી વિષય તરફ જેટલુ જવુ જોઈએ તેટલુ જતુ નથી, એ દુખની વાત છે રશિયાના કેટલાક ભાગમા મોટા પ્રમાણમા આનુ વાવેતર કરવાનો ઉદ્યોગ ચાલુ થયો હોય એમ જણાય છે

આ છોડને વાવવાને જમીન સાધારણ રાતી અને લીલી (ભીનાશવાળી) જોઈએ જેઓના ઘરની આસપાસ તથા ઘરમા ભેજ હમેશા રહેતો હોય અને તેને લીધે હવા ઘેરાયેલી રોગમૂલક રહેતી હોય તેઓએ પોતાના ઘરની આસપાસ સૂરજમુખી ફૂલના છોડ અવશ્ય લગાડવા જોઈએ. આ છોડમા રોગ ઉત્પન્ન કરનારી, ભેજવાળી અને દુર્ગંધયુક્ત હવાનુ શોષણ કરી લેવાની શક્તિ છે, જેથી ઘરની તેમ જ આસપાસની હવા શુદ્ધ થાય છે અને મેલેરિયા, તાવ, સધિવા તેમ જ ભેજથી ઉત્પન્ન થતી અન્ય બીમારીઓ ત્યાથી તરત નાસી જાય છે. ફૂલમાના બિયા તથા પરાળ ઢોરો પ્રેમથી ખાય છે આ સૂર્યફૂલના છોડને 'સૂર્યકમળ' પણ કહે છે **સૂરજમુખી ફૂલનુ ઝાડ :**—તીખુ, ઉષ્ણવીર્ય સદીપન, સ્વર્ય, રસાયનોપયોગી, કડવુ, તૂરુ, લઘુ, રુક્ષ તથા સારક છે, અને કફ, વાયુ, રક્તદોષ, દમ, ઉધરસ, અરુચિ, તાવ, વિસ્ફોટક, કોઢ, મેહ, અશ્મરી, યોનિશૂળ, મૂત્રકૃચ્છ્ર, પાડુ તથા ગુલ્મનો નાશ કરે છે **ઉપયોગ—(૧) ભૂતજ્વર ઉપર :**—સૂર્યફૂલના મૂળ કાનમા બાધવા. **(૨) પ્રસૂતિ જલદી થવા માટે :**—સૂર્યફૂલના મૂળ ચોટલે બાધવા **(૩) છોકરાના પેટના ભાર ઉપર :**—સૂર્યફૂલનો રસ દશ ટીપા સુધી શક્તિ અનુસાર દૂધમા પાવો પેઢુ ફૂલેલું હોય (મળ રોકાયેલો હોય) તો આગળી જેવડી બારીક છિદ્રની નળી લઈ તે નળીમા સૂર્યફૂલનુ વસ્ત્રગાળ

ચૂર્ણ ભરવુ અને તે નજીનુ એક મો મળદ્વારમા વાલા બીજા મુખે જોરથી ફૂકવુ, એટલે ઔષધ રોગ ઉપર પહોચે છે અને રોગ નીકળી જાય છે. (૪) **વીછીના વિષ ઉપર**:—સૂર્યફૂલના પાદડાનુ નસ્ય આપવુ અને લેપ કરવો (૫) **જુલાબ થવા માટે**:—સૂર્યફૂલના તેલનુ ડૂટી ઉપર ટપકુ પાડવુ અને જુલાબ બધ થવા એ તેલ વાસાના હાડકા ઉપર ચોપડવુ

૬૦૫ **સોનવેલ**—સ૦ સ્વર્ણવલ્લી, રક્તવલ્લી, કાકવલ્લી તે૦ ખેક્કડતીગે મ૦ સોનવેલ. લે૦ કેસિવા ફિલિફોર્મિસ

એને આકાશવેલ પણ કહે છે. સોનવેલ દાભણુ જેવડી જાડી હોય છે એ ઝાડ ઉપર પ્રસરે છે. એના મૂળ ઝાડ ઉપર જ હોઈ તે મૂળ કયા હોય છે તે સમજાતુ નથી એ વેલીને સોના જેવી પીળા રંગની બારીક બારી હોય છે. એ વાસરહિત અને બેસ્વાદુ છે આપણે અહી ઘણુ કરીને એ વેલ ખરસાણીના ઝાડ ઉપર અને વાડા ઉપર હોય છે. એને આ દેશમા નાગરવેલના નામથી ઓળખે છે, પણ તેનુ ખરુ નામ તો સોનવેલ જ છે. **સોનવેલ**—દુગ્ધપ્રદ હોઈ ત્રિદોષ અને મસ્તકપીડાનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **બાળકની વરાધ ઉપર**:—સોનવેલનો રસ મધમા પાવો.

૬૦૬ **સોનારવેલ**—આ વેલના પાદડા પીપળાના પાદડા જેવા હોઈ એની પહોળાઈ એક વેત અને લબાઈ સવા વેત હોય છે એ વેલાની જાડાઈ હાથની આગળી જેટલી હોય છે. એનો રગ રાતો અને ધોળો પણ હોય છે. પ્રથમ એના પાદડાનો રગ રાતો હોઈ પછી લીલો થાય છે. એ પાદડા જૂના થયા પછી તે ઉપર રાતા રગના ચાદા હોય છે. ઉપયોગ—(૧) **કોલેરા અને સર્પાદિકના વિષ ઉપર**:—સોનારવેલના પાદડાનો રસ પાવો, કિવા મૂળ પાણીમા ઘસી આપવા, કિંવા ચાવી ખવરાવવા (૨) **ગરમીના આજારથી શરીર ઉપર ચાંદીઓ થાય તે ઉપર**:—સોનારવેલના મૂળ સૂકવી રોજ ગાયનુ દૂધ ૫ તોલા લઈ તેમા ચદનની પેઠે તે મૂળ ઘસી તે ઘસેલુ શુમાર ૬ માસા પર્યંત દૂધમા મેળવી, તેમા સાકરની ભૂકી ૧ તોલો અને જીરાની ભૂકી બે રતીભાર નાખી દરરોજ એક વખત ખાવાથી કોઈ પણ પ્રકારની શરીરમા જામેલી ગરમી નીકળી જઈ પ્રકૃતિ જરૂર સુધરે છે. આ ઔષધ ઘણુ જ ઉત્તમ છે. પથ્ય પાળવુ.

૬૦૭ **સોપારી**—સ૦ પૂગ. મ૦ પોફળ. હિ૦ ક૦ અડિકે–મારા તે૦ પોકાકાયા, ક્રમક્રમુ. તુ૦ કાગુ. મલા૦ તા૦ કમુકુ, પૂગમ. ફા૦ પોપીલ અ૦ ફોફિલ. ઇ૦ બિટલનટ પામ. લા૦ એરિકા કેટેચ્યુ.

એ ઝાડની ઊંચાઈ ત્રીસ–ચાળીસ હાથ હોય છે, એને તાડના જેવી ઝાવલીઓ આવે છે સોપારી **સહ્યાદ્રિ પર્વતના** સર્વ પ્રદેશમા પાકે છે, પરતુ **મગલોર, તાલેચેરી, કોચીન, હુબળી, ગોમાંતક, શ્રીવર્ધન અને વસઈ**,—એ ઠેકાણે પુષ્કળ થાય છે **શ્રીવર્ધનથી** જે ધોળી સોપારી આવે છે, તે ઘણી જ ઉત્કૃષ્ટ છે. સોપારીનુ ઝાડ ચીકણુ હોય છે સોપારી છોલી બાફવાથી રાતી સોપારી બને છે બાફયા સિવાય છોલી સૂકવેલા હોય તે ધોળી સોપારી થાય છે અને કુમળી સોપારી બાફવાથી ચીકણી સોપારી થાય છે સોપારી એકલી અથવા પાનમા નાખી ખાય છે. સોપારી તોડવાથી જે રસ નીકળે છે, તે ચીકણો હોય છે તે રસ લાકડાઓને અને વહાણોને ચોપડે છે. સોપારી બાફયા પછી જે પાણી રહે છે તેને ઉકાળીને ગઠ્ઠો કરી રાખે છે તેને સોપારીના ફૂલ કહે છે. સુવાવડી સ્ત્રીઓને માટે મસાલાની જે સોપારી બનાવે છે તેમા તેનો સારો ઉપયોગ થાય છે અર્ધી સોપારી આવે એવી એક સોપારીની જાત છે. **સોપારી સાધારણ**—મોહક, તૂરી, સ્વાદુ, રુચ્ય, સારક, મધુર, ગુરુ, કિચિત્ તીખી, પથ્ય તથા દીપન છે. અને મુખવૈરસ્ય ત્રિદોષ ઊલટી, કલેદ, મળ કફ, વાયુ, પિત્ત તથા દુર્ગંધીનો નાશ કરે છે, **લીલી સોપારી**—અભિષ્યદી, ગુરુ, તૂરી, બુદ્ધિકારક તથા સારક છે, અને દૃષ્ટિ તથા અગ્નિમાદ્યકારક અને મુખમળ, રક્તદોષ, પિત્ત, કફ, ઉદર તથા આધ્માનનો નાશ કરે છે **સૂકી સોપારી**—રુચિકારક, પાચક, રેચક, વાતલ તથા સ્નિગ્ધ છે, અને ત્રિદોષ તથા કઠરોગનો નાશ કરે છે એ પાન સિવાય ઘણી ખાવાથી પાડુરોગ અને સોજો આણે છે **પાકેલી લીલી સોપારી**—ભેદક અને ત્રિદોષનાશક છે **સૂકી પાકેલી સોપારી**—વાતલ, સ્નિગ્ધ અને ત્રિદોષનાશક છે **ચીકણી સોપારી**—સર્વ દોષ દૂર કરે છે.

**તૈલંગણ-આંધ્રમાં થયેલી સોપારી**-તૂરી, પાક વખતે મધુર તથા કિંચિત્ ખાટી છે, અને કફ વાયુ તથા મુખજાડ્યની નાશક છે કોકણમા **ચૌલ** પ્રાત છે ત્યાની **સોપારી**—અગ્નિદીપક, પાચન, બળકર, રસાઢ્ય અને કફનાશક છે **રોઠી** ( જે મજબૂત હોય છે એવી ) **સોપારી**—તીખી, તૂરી. ઉષ્ણ, અગ્નિદીપન, રુચિકર તથા પિત્તલ છે અને મલાવષ્ટભની નાશક છે **બલગુલી સોપારી**—રુચિકર. પાચન તથા દીપન છે, અને ત્રિદોષ આમ મલાવષ્ટભ તથા મેદની નાશક છે **ચંદ્રાપુરી સોપારી**—રસ વખતે મધુર, તીખી, સ્વાદુ, તૂરી, રુચિકર અગ્નિદીપન તથા પાચક હોઈ કફનાશક છે **ગુહાગરી સોપારી**—મધુર, તૂરી. તીખી, પાચક, દ્રાવક, લઘુ, વિશદ તથા મલાવષ્ટભક હોઈ આધ્માનવાયુની નાશક છે **નેલવતી સોપારી**—મધુર, રુચિકર. કંઠશુદ્ધિકર, લઘુ, પાચન, સારક, કાંતિકર તથા રસાળ હોઈ ત્રિદોષનાશક છે **સોપારીના ઝાડનો ચીક**—શીતળ, સંમોહન, ગુરુ, પાક વખતે ઉષ્ણ, ખારો, ખાટો તથા પિત્તલ હોઈ વાયુનો નાશક છે **ઉપયોગ**—**(૧) ઊલટી ઉપર :**—સોપારીની વીરી( પ્રત્યેક ઝાવલા નીચે જાડા કાગળ જેવો ભાગ હોય છે તે એટલે ત્રોપાના છોડા )ની રાખ કરી તે રેશમની અને સૂકા લીમડાની રાખમા મેળવી તે પાણીમાં કાલવી તેમા બિજોરાના મૂળ ઘસી પાવા **(૨) ઢોરોના ખાવામાં ઝેરી કીડા આવવાથી રેચ થાય તે ઉપર :**—સોપારીના ફૂલ બારીક કરી ને લોટમા મસળી પાણી નાખી તેનો ગોળો કરી ખવરાવવો **(૩) મૂત્રાઘાત ઉપર :**—સોપારીની વીરીની ( ત્રોપાના છોડાની ) રાખ કરી પાણીમા કાલવી તેનો બસ્તિ ઉપર લેપ કરવો **(૪) આમવાત ઉપર :**—સારી રોઠી સોપારી લઈ રાત્રે પાણીમા પલાળી રાખી તે સવારે વાટવી અને જૂની આમલીનો જાડો કલ્ક કરી તેમા તે સોપારી નાખી તે ગળી જવી પછી ઉપરાઉપરી ગરમ પાણીના ઘૂટડા પીવા આ યોગથી સાફ રેચ થઈ આમવાત દૂર થાય છે **(૫) આધાશીશી ઉપર :**—અર્ધી સોપારી આવે છે તે ઘસી લેપ કરવો. **(૬) વિસર્પ અને ચાઠાં ઉપર :**—ઠડા પાણીમા ચીકણી સોપારીનુ ચૂર્ણ નાખી તે પાણી રોજ ચોપડવુ અથવા ચીકણી સોપારી ઘસી ચોપડવી **(૭) કૃમિ ઉપર :**—સોપારીનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ **(૮) ખસ ઉપર :**—સુકાયેલી સોપારી ઉપરની છાલ બાળી તેની કાળી રાખ કરી તલના તેલમા ખરલ કરી ચોપડવી **(૯) લાપોટિયા ઉપર :**—ચીકણી સોપારી, આમલીના ઠળિયા તથા ગૂગળ, એ ઊના પાણીમા ઘસી લાપોટિયા ઉપર દિવસમા બેત્રણ વાર લેપ કરવો.

૬૦૮ **સોરંગી**—સ૦ સુરપુન્નાગ મ૦ સુરગી કો૦ મીઠી ઊંડણ બ૦ છલિયાના ફૂલ હિં૦ કામલ, સુરપુન્નાગ ક૦ સુરહોન્ને, સુરહોન્ન, સુરિગે તા૦ કામખોચ તુ૦ પોન્નેડામારા મલા૦ પુન્ના. તૈ૦ સુરપુન્નાગમુ. વસતગધમુ લા૦ ઓક્રોકાર્પસ લોંગીફોલિયસ

આ ઝાડ ઉંડણીના જેવુ હોઈ પાદડા પણ ઉંડણીના જેવા જ હોય છે એ ઝાડ વિશેષ કરી કોકણ પ્રાતમા જ થાય છે કોકણમા સોરગીને ‘ મીઠી ઉંડણ ’ કહે છે સોરગીના ફૂલનો ભરાવો માઘ કે ફાગણ માસમા થાય છે એની વાસ ઘણી આવે છે એ ઝાડને વાવ્યા પછી પાચ–છ વર્ષે ફૂલ આવવા માડે છે એનુ લાકડુ ઇમારતના કામમા ઉપયોગમા આવે છે સોરગીને ફૂલ્યા સિવાય કળીઓ સૂકવી તે દેશાવર રગને માટે જાય છે એ કળીઓનો રગ રેશમ, મલમલ વગેરે ઊંચા કપડા રંગવાના ઉપયોગમા ઘણો આવે છે એ કળીઓને રાતુ નાગકેસર કહે છે સોરગીના ઝાડ કડવા છે અને એના ગુણ ઉંડણી કરતા વધારે છે

૬૦૯ **સોમવલ્લી ( સોમલતા )**—સ૦ સોમવલ્લી, સોમક્ષીરી, મ૦ સોમવલ્લી લા૦ સાર્કોસ્ટેમ-બ્રેવિસ્ટિગ્મા. તૈ૦ પલ્લટીગે ઇ૦ મુનપ્લેન્ટ હિં૦ બં૦ સોમલતા તૈ૦ ટિગડ, સુમ્મુડ, પુલ્લતીગે

સોમવલ્લીમા નાની અને મોટી એવી બે જાત છે એને શુક્લપક્ષમા ૧૫ પાદડા આવે છે અને તે કૃષ્ણપક્ષમા ખરી પડે છે સોમવલ્લી દેખાવે ખરસાણી જેવી દેખાય છે. એનો રગ લીલો હોય છે એને ‘ **અપત્રવલ્લિકા** ’ અને ‘ **બ્રાહ્મી** ’ પણ કહે છે ઋગ્વેદમા સોમવલ્લીનુ મહત્ત્વ ઘણુ જ વર્ણવેલુ છે સોમવલ્લીના રસમા બુદ્ધિ વધારવાનો ગુણ હોઈ તે મદિરાના જેવો મદ ઉત્પન્ન કરતી નથી એના ડીંટામાથી પ્રાચીનકાળમા એક પ્રકારનુ મદ્ય તૈયાર કરતા હતા **સોમ-**

વલ્લી—તીખી, શીતળ, મધુર, પાચન તથા રસાયન છે, અને પિત્ત, દાહ, તરસ, શોષ તથા ત્રિદોષની નાશક છે લઘુ સોમવલ્લી (જેને મરાઠીમા રાનશેર કહે છે તે)—રસ, વીર્ય અને ગુણમા ઉપર જેવી જાણવી. **ઉપયોગ—(૧) કમળા અને યકૃતવિકાર ઉપર**:—સોમવલ્લીનુ ડીંટું મૂકી તેનુ ચૂર્ણ કરી આપવુ **(૨) તાવ ઉપર**:—કુમળા પાદડાનો કાઢો પાવો+

**૬૧૦ સ્થલકમલિની**—સં૦ મ૦ હિ૦ બં૦ સ્થલપદ્મની, સ્થલકમલિની ક૦ કલુતાવરે.

+(૧) **સોમવલ્લીનુ**-નામ સાર્કોસ્ટેમા બ્રેવિસ્ટિગ્મા આપેલ છે તેને કાઠિયાવાડમા થોરવેલ, સાઠિયાવેલ અને મરાઠી, મરાઠીમા રાનશેર, સોમા અને હિં૦ ખ૦મા સોમલતા કહે છે આ વેલા ડાડલિયા (ખરસાણી) જેવા હોય છે રંગ વેળો. કોઈ વખતે ભાગે કાટાળા થોર આદિની પાસે ઊગેલા, શાખાઓ ટાંકે સખત ગોળ લીલી અને પુષ્કળ રસવાળી, સાધાઓ લગભગ ૧-૧ વેંત પર કોમળ શાખાઓના સાધા પર ઝીણા પાન આવી થોડા દિવસમા ખરી જાય છે શાખાઓને છેડે સફેદ ફૂલોની છત્રાકાર ગુચ્છીઓ હોય છે ફળી ૪-૫ ઇંચ લાબી અને કાઈક ચીવટ અને બીજ ચપટા ૦ા ઇંચ લાબા પહોળા હોય છે

**ગુણધર્મ**—મારક, રસાયન (ચિરંજીવકારી પૌષ્ટિક), શોથહર અને કીટાણુનાશક, દૂધ કાઈક ખાટુ (વધારે વિષાલી નથી) આ સામવેલ વેદોમા કહેલી સોમ નથી

(૨) **સોમવેલ**—મુબઈમા સોમવેલ, ચ૦ ડકાત મ૦ ચાદણી કો૦ ચડકાતિ, ગુલચાદની ક૦ ચડકાતિ તે૦ નન્દ્યાવૃક્ષ મલા૦ નટવલ્લિ અં૦ મુનફ્લાવર, નીપર લે૦ આઈપોમિયા, બોના-નોક્સ આ વેલ કાટાવાળી છે બહુ જ ઊંચે જાય છે પાન મોટા, બિલકુલ લીસા, હૃદયાકાર, જાડા અને અણીદાર, ફૂલોના ગુચ્છામા મોટા, સુવાસિત, સફેદ સુંદર અને સાજે ઉઘડવાવાળા ૧-૫ ફૂલ ફલમા ૪ બીજ વૃક્કાકાર આનો ઉપયોગ બધી જાતના ઝેર પર થાય છે. માત્રા સુકાવેલા ૩ બીજનુ ચૂર્ણ

(૩) **સોમલતા**—ઈરાન-હુમ, હોમ પ૦ અમસાનિયા, ભુતશુર, ચેન અફ૦ ત્રોક લે૦ એફેડ્રા વલ્ગેરિસ આ નાનુ ગુચ્છાકાર ઝાડ હિમાલય, તિબેટ, સિક્કીમ અને ઈરાનમા થાય છે એનો દેખાવ થોરના ઝાડ જેવો હોય છે શાખા લીલી, ઉભી, બારીક રેખાવાળી અને લાલ રસવાળી, પાન બહુ જ થોડા, ફૂલ ડીંટડા વિનાના, મંજરીમા-મંજરી ચક્રાકાર, ફળ માસલ, લાલ અને રસમય આચ્છાદનપાત્ર સહિત ફળમા ૧-૨ બીજ શાખાઓના રસનો સ્વાદ કમેલો અને સુગધી આના પચાગનો ઔષધરૂપે ઉપયોગ થાય છે **ગુણધર્મ**—હુમ પાચન, સારક, મૂત્રલ, હૃદયને ઉત્તેજક, જ્વરઘ્ન, આમનાશક, ત્રિદોષહર, વાતશામક, શોથહર અને મગજને ઉત્તેજક છે. એટલા બધા ગુણ સ્પષ્ટ હોવાથી આને રસાયન કહી શકાય છે રસ આખમા નાખવાથી ડોળા વિકસિત થાય છે હુમથી શ્વાસાવરોધ ઓછો થાય છે **હુમક્વાથ**—પચાગનુ ચૂર્ણ ૩૫ રતી. ૨૭ તોલા પાણીમા મેળવી મદાગ્નિ ક્વાથ કરવો અડધુ પાણી બળી જાય ત્યારે ઉતારી પાણી ગાળી લેવુ માત્રા ૧ ઔંસ દિવસમા ૩ વાર

**ઉપયોગ**—હુમનો ક્વાથ આમવાતમા અપાય છે આમવાતના બન્ને ભેદ (સંધિવાત અને સ્નાયુવાત) પર ઉપયોગી છે, તોપણ નવા અને તીક્ષ્ણ પ્રકોપવાળા આમવાતમા બહુ જ અમૂલ્ય ઔષધ છે જીર્ણ આમવાતમા ઉપયોગી થતી નથી હુમના સેવનથી વેદના ઓછી થાય છે નાડી મૃદુ બને છે (પણ નાડીની ગતિ ચચલ જ રહે છે) અને શ્વાસોચ્છ્વાસ(ગભરાટ)થી થનારો ત્રાસ ઓછો થઈ જાય છે આ ઔષધ શરૂ કર્યા પછી ૫-૬ દિવસમા તાવ સાવ ઊતરી જાય છે, ભૂખ લાગે છે, પેશાબ વધે છે અને દસ્ત સાફ આવે છે પાન અને શાખાઓના કોમળ છોડાઓનો રસ તાવમા અપાય છે પાનના ડીંટડાઓનુ ચૂર્ણ કમળા અને યકૃતવૃદ્ધિ પર અપાય છે જેવી રીતે દારૂ પીવાથી મગજને હોશિયારી મળે છે, તેવી રીતે ડીંટડાનો રસ પીવાથી તેજ આવે છે, રસની માત્રા મોટી થાય તોપણ દારૂના જેવો કેફ ચડતો નથી પાનાનો રસ આખમા એટ્રોપીનના બદલામા નખાય છે ઉપદંશમા ડોળાના પડદા પર સોજો આવીને ડોળાનો સકોચ થાય છે ત્યારે આના રસના ટીપા નખાય છે ઉપદંશમા હુમ પેટમા પણ અપાય છે

(૪) **સોમલતા**—અફ૦ હુમ, હુમા બલુ૦ બર્ઝર, બટાહ ગિસ્તર, હુમ, હુમા ગબ્બી, ઉમ, ઉમા પ૦ બરીરા, બગી, બટ, સિંધ-બુરયે લે૦ પેરીપ્લોકા એફાઈલા આ ઊભા શાખાવાળા ઝાડવાની ઉત્પત્તિ વઝીરીસ્તાનમા ૪૦૦૦ ફૂટ ઊચાઈ પર તથા બલુચિસ્તાન, સિંધ, અફઘાનિસ્તાન, ઈરાન, અરબસ્તાન અને મિસરમા થાય છે આમાથી રસ દૂધ જેવો નીકળે છે છાલ લીલાશવાળી કાળી, પાન હોય ત્યારે ૦ા ઇંચ લાબા, જાડા અને લંબગોળ, ફૂલ સુગધી, ૦ાથી ૧ ઇંચ લાબા પહોળા, લીલી આભાવાળી અને ઘેરા જાંબુડા રંગની પાદડીઓવાળા, ડોડી ૩-૪ ઇંચ લાબી અને બીજ ૦ા ઇંચ લાબા હોય છે આનુ દૂધ સિંધમા ગમડા અને સોજા પર લગાડે છે, ફૂલ ખવાય છે, છાલનો ક્વાથ રેચક છે આ ૪ પ્રકારમાથી કોઈ પણ સોમ પ્રાચીનશાસ્ત્રમા કહેલી સોમ નથી

ઓરિલેતામરેગિડ તા૦ મલા૦ ઓરિલેતામરે. તૈ૦ મગલલીગમુ ગો૦ પુરુષરત્ન લા૦ આયોનિઅમ્ સફ્રુટિકોસમ્

પાણીમા થનારી જળકમલિની જેવી વનમા સ્થળકમલિનીની વેલી થાય છે. આની ઊંચાઈ ૬ થી ૧૦ ઇંચ સુધી હોય છે એને મરાઠીમા 'પદ્માવતી' અને 'પદ્મચારિણી' પણ કહે છે ફૂલ નાનકડા, લાલ, કિરમજી રગના અને મૂળ પીળા સફેદ ૩-૪ ઇંચ લાબા હોય છે મૂળની છાલ બૂચના જેવી હોય છે **સ્થલકમલિની**×—શીત, તીખી કડવી, તૂરી, લઘુ તથા સ્તનને ઘટ્ટ કરનાર છે; અને પિત્ત, કફ, વાયુ, મૂત્રકૃચ્છ્ર, પથરી, શૂળ, ભૂતબાધા, અતિસાર, મેહ, ઊલટી, દાહ, મોહ, રક્તવિકાર, દમ, ઉધરસ, ગોતા તથા વિષનો નાશ કરે છે.

**૬૧૧ હરડે**—સ૦ ભ૦ હરીતકી. મ૦ હિરડા હિં૦ હગ્ડ, હડ, હર્ર ક૦ અણિલેકાયી. તૈ૦ કરક્કાય. તા૦ અકેન, કુડુમારા તુ૦ અણિલેમારા મલા૦ કટુક્કામાર ફા૦ હલિલે. અ૦ એહલીલજ. ઇં૦ માયરેબેલન્સ. લા૦ ટરમિનેલિયા, ચેબ્યુલા ઉત્કલ૦ હરિડા

હરડેના ઝાડ **કોંકણ** અને **ગુજરાત** દેશમા ઘણા થાય છે એ ઝાડ મોટા મોટા થાય છે. એના પાદડા ધાવડીના પાદડા જેવા હોય છે એનુ લાકડું ઇમારતના કામમા ઉપયોગમા આવે છે. હરડે રગના કામમા આવે છે જે હરડે કુમળી લઈ સૂકવે છે, તેને **બાળહરડે** કહે છે જે હરડે કઠિન કુહાડીથી પણ ન ભાગે તેવી, જાડી, લામી, અણીદાર, પાણીમા બૂડનાર તથા બે અથવા બે કરતા વધારે તોલા વજનની હોય છે તેને **સુરવારી** હરડે કહે છે તે ઉત્તમ ગુણકારી છે સાધારણ સુરવારી હરડેને કાબૂલી હરડે કહે છે અસલ **સુરવારી** હરડેની જાતના ઝાડ ઘણા થોડા હોય છે મુબઈમા કેટલાક લબાડ વેપારી બનાવટી સુરવારી હરડે* કરીને વેચે છે. હરડે અતિશય ઉપયોગી છે. તે નીચલા વચનથી જાણવામા આવશે.—'नास्ति यस्य गृहे माता तस्य माता हरीतकी।'

વૈદ્યકશાસ્ત્રમા હરડેની સાત જાત કહેલી છે: **વિજયા, રોહિણી, પૂતના, અમૃતા, અભયા, જીવંતી** તથા **ચેતકી.** જે તુબડી જેવી ગોળ હોય છે તે **વિજયા.** સાધારણ ગોળ હોય છે તે **રોહિણી,** જેમા મોટી ગોટલી હોઈ જે પાતળી હોય છે તે **પૂતના,** જેની ગોટલી બારીક હોઈ જે માસલ હોય છે તે **અમૃતા.** જેના અગ ઉપર ઊભી પાચ રેષા હોય તે **અભયા.** જેનો રગ સુવર્ણ જેવો પીળો હોય છે તે **જીવંતી** તથા જેના અગ ઉપર ત્રણ રેષાઓ હોય છે તેને **ચેતકી** કહે છે. વિજયા સર્વ રોગો ઉપર સારી છે રોહિણી વ્રણરોપક છે પૂતના લેપના કામમા ઉત્તમ છે અમૃતા રેચ આપવામા ઉત્તમ છે અભયા નેત્રરોગ ઉપર ઉત્તમ છે જીવતી સર્વ રોગની પરિહારક છે તથા ચેતકી ચૂર્ણના કામમા ઉત્તમ છે કાળી અને ધોળી એવી બે જાતની ચેતકી હોય છે ધોળી ૭ આગળ વિસ્તારની હોય છે અને કાળી એક આગળ વિસ્તારની હોય છે કેટલીક હરડે ખાવાથી. કેટલીકની વાસ લેવાથી, કેટલીકનો સ્પર્શ કરવાથી તથા કેટલીકના દર્શનથી જ રેચ થાય છે. મનુષ્ય, પશુ, પક્ષી વગેરે કોઈ પણ પ્રાણી ચેતકીની છાયા નીચે સૂઈ જાય તો તેને તત્કાળ રેચ થવા લાગે છે. ચેતકીને જેટલી વાર હાથમા પકડે તેટલો વાર સુધી નિશ્ચય રેચ થાય છે રાજા, સુકુમાર, શક્તિક્ષીણ અને જેને ઔષધોની અરુચિ પ્રાપ્ત થયેલી છે તેઓને ચેતકીનો રેચ ઘણો સુખકર અને હિત કરનારો છે હરડેની સાત જાતમા વિજયા મુખ્ય છે; કારણ કે તે સહજ મળી શકે

---

× સ્થલકમલિની અને જેઠીમધ મેળવી ક્વાથ કરી પરમામા બળતરા ઓછી કરાવવા માટે વપરાય છે તેમ જ ઉધરસમા ત્રાસ ઓછો થવા માટે મૂળના ચૂર્ણની ગોળીઓ કરીને અપાય છે ગરમીથી થનારા શિરદર્દ પર સ્વરસની માલિશ કરાય છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

* બનાવટી હરડેની પરીક્ષા એવી છે કે, હરડેના ઉપર પાણીથી પલાળેલુ ખાદીનુ કપડુ વીટાળી તે નરમ થતા સુધી રાખી મૂકવી નરમ થયા પછી તેની સરખી ચાર ચીરો કરી, તે ચીરો પછી જેમ હતી તેમ જ ગોઠવી ભીના કપડાથી વીટાળી રાખી મૂકવી જો બનાવટી હશે તો તે કકડા ચોટી જઈ, હતી તેવી અસલ સ્થિતિમાં આવી જશે, પરતુ અસલ હશે તો કાપ્યા પછી પાછી ચોટશે જ નહિ આ સુરવારી હરડે દશ દશ તોલાની કિંવા એથી પણ વધારે વજનની હોય છે

છે. હરડે*—રક્ત, ઉષ્ણ, અગ્નિદીપક, બુદ્ધિવર્ધક, મધુર, રસાયન, નેત્રોને હિતકર, આયુષ્યવર્ધક, શરીરમાનાં તત્ત્વોની વૃદ્ધિ કરનાર તથા વાયુનુ અનુલોમન કરનાર છે, અને શ્વાસ, કાસ, પ્રમેહ, અર્શ કોઢ, સોજો, કૃમિ, ઉદર, સ્વરભગ, મલબદ્ધતા, વિષમજ્વર, ગુલ્મ, આધ્માન, તૃષા, ઊલટી, હેડકી, ખરજ, હૃદ્રોગ, કમળો, શૂળ, પ્લીહા, યકૃત, મૂત્રકૃચ્છ્ર તથા મૂત્રાઘાતનો નાશ કરનારી છે હરડેમાં મધુર, તીખો અને તૂરો રસ હોવાથી તે પિત્તનો નાશ કરે છે, તીખો, કડવો અને તૂરો રસ હોવાથી કફનો નાશ કરે છે, તથા મધુર અને ખાટા રસના યોગે વાયુનો નાશ કરે છે હરડેની મજ્જામા મધુર રસ, શિરામા ખાટો રસ, ડીટામા તીખો રસ, છાલમાં કડવો રસ તથા ગોટલીમા કષાય (તૂરો) રસ છે. હરડે ચાવી ખાવાથી અગ્નિ પ્રદીપ્ત કરે છે, ચૂર્ણ કરી ખાવાથી રેચ થાય છે, પકવી ખાવાથી મલસ્તંભન થાય છે અને શેકીને ખાધેલી હરડે ત્રિદોષશામક છે. ભોજન સાથે હરડે ખાવામા આવે તો બુદ્ધિ, બળ અને ઇંદ્રિયોને તેજ આપે છે, અને વાત, પિત્ત તથા કફનો નાશ કરે છે, મળશુદ્ધિ થાય છે જમ્યા પછી હરડે ખાય તો વાત, પિત્ત અને કફથી થયેલી પીડા દૂર થાય છે. હરડે સિંધવ સાથે ખાવાથી તે કફનો નાશ કરે છે; સાકર સાથે ખાવાથી પિત્તનો નાશ કરે છે, ઘીની સાથે ખાવાથી વાયુરોગનો નાશ કરે છે, તથા ગોળ સાથે ખાવાથી સર્વ રોગનો નાશ કરે છે હરડે ગ્રીષ્મઋતુમા ગોળમા, વર્ષાઋતુમા સિંધવમા, શરદઋતુમા સાકર સાથે, હેમતઋતુમા સૂંઠ સાથે, શિશિરઋતુમા લીંડીપીપર સાથે અને વસંતઋતુમા મધ સાથે ખાવી હિતકારક છે. **હરડેનો નિષેધ**—ચાલવામા શ્રમિત થયેલ, દુર્બળ, કૃશ, જેને ઘણી તરસ લાગતી હોય, લંઘન કીધેલા, હનુસ્તંભ થયેલા, ગળુ પકડાઈ ગયેલા, શોષયુક્ત, નવજ્વરી, ગર્ભિણી અને રક્ત કાઢેલા એવા માણસને હરડે આપવી નહિ **હરડેનાં બિયાંનાં મગજ**—ચક્ષુષ્ય તથા ગુરુ છે અને વાયુ તથા પિત્તનો નાશ કરે છે. **ત્રિફળાં (હરડે, બહેડાં અને આમળાં)**—દીપન, રુચિકર, ચક્ષુને હિતાવહ, રસાયન, વયસ્થાપક, વૃષ્ય, સારક, હૃદ્ય તથા બલકર છે; અને પિત્ત, કફ, ત્રિદોષ, કોઢ, મેહ, નેત્રરોગ, રક્તદોષ, મેદ, કલેદ, જ્વર તથા વિષમજ્વરનો નાશ કરે છે. ઉપયોગ—**(૧) વાતરક્ત ઉપર:**—સુરવારી હરડેનુ અથવા બાળહરીતકીનુ ચૂર્ણ ગોળમા મેળવી ગોળી કરી આપવી **(૨) દમ અને ઊચકી (હેડકી) ઉપર:**—હરીતકી અને સૂંઠનો કલ્ક કરી તે ગરમ પાણીમા પ્રાશન કરવાથી દમ અને હેડકી શાંત થાય છે **(૩) આંવ (મરડા) ઉપર:**—હરડે, સૂંઠ તથા ગોળ સમભાગે લઈ તેમા સમાય તેટલો લીમડાનો રસ નાખી ગોળી કરી ખાવી; અથવા એત્રણ બાળહરીતકી નવટાક ગાયના દૂધમા ઘસી પીવી **(૪) કદી કોઈ પણ રોગ ન થવા માટે:**—સાંજે સૂઈ રહેતી વખતે બે હરડેની ભૂકી ખાઈ ઉપર ગરમ કરેલુ પાશેર દૂધ પીવુ આ ઔષધ અઠવાડિયામા એક વખત પણ આપવુ **(૫) પિત્તથી શરીર ક્ષીણ થાય તે ઉપર:**—હરડેનુ દળ બે પૈસાભાર ખાંડી સાંજે છાશમા પલાળી રાખી સવારે તે

---

* હરડેનુ ફળ જે વખતે બહુ જ નાનુ જીરાના સમાન હોય છે, ત્યારે તેને હિં૦ હલેલેજીર કહે છે. જ્યારે જવના બરાબર થાય છે, ત્યારે તેને હલેલાજવા (જવહરડે) અને જ્યારે દ્રાક્ષની બરાબર મોટી થાય છે ત્યારે હલેલી જંગી (જંગીહડ) અથવા હલેલી હિંદી અને જ્યારે અર્ધી પાકી પીળાશ આવવા લાગે ત્યારે હલેલે ઇ૦ ચીની, એનાથી પણ વધારે પાકે તેને હલેલે ઇ૦ અસ્ફર અને જ્યારે સંપૂર્ણ પાકી જાય ત્યારે ઇ૦ કાબુલી નામથી પ્રખ્યાત થાય છે એ છ જાતની હરડેમા હલેલે (જીરા હરડે), હલેલે જંગી (મોટી હરડે) અને હલેલે કાબૂલી (કાબૂલી હરડે) એ ત્રણ જાતની સાધારણ રીતે વપરાય છે, એમ મખજનમાં લખેલ છે ડૉ ડીમક કહે છે કે હરડે ૧ ડ્રામની માત્રાથી દિવસમા બે વખત આપવાથી ઝાડો દૂર થાય છે ડૉ સ્ટેનહાઉસ કહે છે કે, હરડેમા સેંકડે ૪૫ ટકા ટેનિક ઍસિડ રહે છે, એ સિવાય થોડો ગેલિક ઍસિડ ભૂરા પીળા રંગનો હોય છે ડૉ વેરિંગ કહે છે કે, છ નાની હરડેનો કવાથ કરી આપવાથી ૪–૫ ઉત્તમ જુલાબ થઈ એનાથી પેટનુ શૂળ, ઊલટી અથવા કોઈ પ્રકારની ખરાબ અસર થતી નથી એ કવાથમા થોડીક તજ નાખી હોય તો વધારે સ્વાદિષ્ટ થાય છે એટલા માટે તે ગ્રાહી ગુણોને લીધે એ જુલાબમા ઉપયોગી થાય છે, એટલુ જ નહિ પરંતુ માયાના બદલે પિચકારી મારવામા એ જ પ્રમાણે ઘાને ધોવામાં એનુ પાણી ઉપયોગમા આવે છે, હરડેનો કવાથ દૂઝતા હરસ અને સ્ત્રીઓની ગુહ્યેન્દ્રિયમાથી વધારે પ્રવાહ નીકળતો હોય તો એમા બહુ જ ઉત્તમ અસર કરે છે

છાશ પાવી. એ પ્રમાણે ત્રણચાર અઠવાડિયા કરવુ. રેચ થાય તો ઉતાર ઘી અને ભાત આપવા. (૬) **અમ્લપિત્ત ઉપર**—હરીતકી ૧ ભાગ, દ્રાક્ષ ૧ ભાગ અને સાકર ૨ ભાગ, એની ગોળીઓ તોલાભારની કરી સવાર-સાજ એક એક ગોળી ખવડાવવી (૭) **આંખો આવે તે ઉપર:**—હરડે અને ફટકડી પાણીમા અંજન કરવુ. (૮) **પાંડુરોગ ઉપર:**—હરીતકીનુ ચૂર્ણ ૩ માસા, મધ એક પૈસાભાર અને ઘી બે પૈસાભાર મેળવી પાવુ. અથવા હરીતકી ગોમૂત્રમા ૨૧ દિવસ પલાળી રાખી છાયે સુકાવી એકેક ખાવી (૯) **નાના બાળકને આંકડી આવે તે ઉપર:**—મોટી હરડે ઘસી પેઢાને ચોપડવી. એનાથી શમન ન થાય તો હરડે, આમળા અને સાકર પાણીમા ઘસી અંજન કરવુ. (૧૦) **મૂર્ચ્છા ઉપર:**—બાળહરીતકીનો કાઢો ઘી નાખી પાવો. (૧૧) **પિત્તગુલ્મ ઉપર:**—હરીતકી અને દ્રાક્ષનો કાઢો ગોળ નાખી પાવો. (૧૨) **શ્લીપદ (પગકિંવા હાથ મોટા થાય તે) રોગ ઉપર:**—હરીતકી એરંડતેલમા તળી ચૂર્ણ કરી ગોમૂત્રમા આપવી. (૧૩) **બાળકને તાળવું પડે તે ઉપર:**—હરડે, વજ તથા કોષ્ટનો કલ્ક કરી તેમા મધ નાખી તે માતાના દૂધમા આપવો એટલે ફાયદો કરે છે. (૧૪) **ઓકારી વગેરે ઉપર:**—હરડેનું ચૂર્ણ મધમા આપવુ એટલે કફ, રક્તપિત્ત, શૂળ અને અતિસારનો નાશ થાય છે. (૧૫) **અજીર્ણ ઉપર:**—સુરવારી હરડેનુ દળ અને સૂઠ એ સમભાગે લઈ ચૂર્ણ કરી ગોળમા કાલવી પાણીમા પાવુ; એથી કરી ઘણા દિવસનુ અજીર્ણ દૂર થાય છે અને ભૂખ લાગી અન્ન પાચન થાય છે. (૧૬) **બદ્ધકોષ્ઠ એટલે શૌચ (ઝાડો) સાફ ન થતો હોય તે ઉપર:**—બાળહરડે, મીંઢીઆવળ, વરિયાળી અને સંચળ એનુ ચૂર્ણ ગરમ પાણી સાથે પાવુ (૧૭) **નાના બાળકને રેચ થવા ઉપર:**—સુરવાળી હરડે ગરમ પાણીમા ઘસી ત્રણ માસથી એક તોલા સુધી પાણીમા નાખી પાવું (૧૮) **ગરમીનાં ચાંદા, વ્રણ ઇત્યાદિ ઉપર:**—ત્રિફળા (હરડા, બહેડાં, આમળા) લોઢાની કઢાઈમા બાળી રાખ કરી તે રાખ મધમા ખરલ કરી ચોપડવી, એટલે વ્રણ જલદી ભરાઈ આવે છે (૧૯) **સર્વ પ્રકારના પ્રમેહ ઉપર:**—ત્રિફળાનુ ચૂર્ણ હળદર અને સાકર નાખી આપવું. (૨૦) **શનૈર્મેહ ઉપર:**—ત્રિફળા અને ગળોનો કાઢો પાવો. (૨૧) **સુખ જુલાબ:**—બાળહરડે, ડીટું કાઢેલી ગુલાબકળી અને મીઢીઆવળનુ સમભાગે ચૂર્ણ કરી રાત્રે કોકરવરણા (સહેજ ગરમ) પાણીમા પલાળી રાખી ત્રણ માસા આપવુ. એટલે સવારે જુલાબ થઈ કોઠામાની ગરમી વગેરે દૂર થાય છે. (૨૨) **અંડવૃદ્ધિ ઉપર:**—બાળહરડેનુ ચૂર્ણ ગોમૂત્રમા અથવા એરંડતેલમા સવારે આપવુ અગર ત્રિફળા દૂધમા આપવા. (૨૩) **કાસ, શ્વાસ ઉપર:**—હરડે તથા બહેડાનું ચૂર્ણ મધમા આપવુ. (૨૪) **શૂળ ઉપર:**—હરીતકીનુ ચૂર્ણ ગોળ અને ઘીમા પાવું. (૨૫) **મેદોરોગ ઉપર:**—ત્રિફળાનો કાઢો મધ નાખી પાવો. (૨૬) **સર્વ નેત્રરોગ ઉપર:**—ત્રિફળાનો કાઢો કરી તેનાથી નેત્ર ધોવા અથવા ત્રિફળાનુ ચૂર્ણ રાત્રે મધ અને ઘીમા આપવું, કિંવા ત્રિફળા ઘસી મહિનામા ચાર-પાચ વાર અંજન કરવું; એટલે નેત્રોને કદી પણ વિકાર થતો નથી અને દૃષ્ટિ નિર્મળ રહે છે (૨૭) **બરોળ વગેરે ઉપર:**—બાળહરીતકી અને રગતરોહિડાનો કાઢો, લીંડીપીપરનું ચૂર્ણ અને જવખાર કિંવા હિંગ, ખીડલોણ અને સિંધવ મેળવી પાવો; તેથી બરોળ, યકૃત્ તથા ગુલ્મ દૂર થાય છે. (૨૮) **વૃષણના સોજા ઉપર**—ત્રિફળાના કાઢામા ગોમૂત્ર પાવુ (૨૯) **ભગંદર રોગ ઉપર:**—ત્રિફળા અને ખેરસાલનો કાઢો ભેંસનુ ઘી અને વાવડિંગનું ચૂર્ણ નાખી પાવો (૩૦) **મળશુદ્ધિ થવા માટે:**—બાળહરીતકી એરંડતેલમા તળી ભૂકી કરવી અને તેમા તેટલી જ સંચળની ભૂકી મેળવી તે ગરમ પાણીમાં નાખી પાવી (૩૧) **બાળકને આયનેર (પારોગડુ) થાય તે ઉપર:**—સુરવારી હરડે અને તજ ઠંડા પાણીમા ઘસી શક્તિ પ્રમાણે પાવું. (૩૨) **અમ્લપિત્ત ઉપર:**—હરડેદળ અને ગજપીપર સમભાગે લઈ બારીક ભૂકી કરી જેટલા તે ઔષધો લીધેલાં હોય તેટલો જ તેમા ગોળ મેળવી મોટી સોપારી જેવડી ગોળીઓ કરી રાખવી તેથી પિત્તવિકારનુ શમન થાય છે. (૩૩) **સંધિગત સન્નિપાત (સાંધેસાંધે સોજો અને શૂળ, શરીરમાં વાયુની પીડા, નિરંતર અંગ પાક્યા જેવું દુખે અને નિદ્રાનાશનાં લક્ષણો થાય તે) ઉપર:**—ત્રિફળાનો કાઢો મધ નાખી

પાવો. (૩૪) **ત્રિફળાનું ચૂર્ણ :–પ્રમેહાદિક વિકાર ઉપર :**—હરડે, બહેડા અને આમળા એ સર્વ સમભાગે લઈ ચૂર્ણ કરવું; એને ત્રિફળા કહે છે એ ત્રિફળા ખાવાથી પ્રમેહ, સોજો. વિષમજ્વર, કફ, પિત્ત અને કોઢ દૂર થાય છે તથા અગ્નિ પ્રદીપ્ત થાય છે આ ત્રિફળા રસાયણી છે ઘી અને મધમા ત્રિફળા મેળવી ખાવાથી સર્વ નેત્રરોગ દૂર થાય છે. (૩૫) **પરસેવો વધારે આવતો હોય તો ઓછો કરવા માટે :**—હરીતકી પાણીમા વાટી શરીરે ચોળવી અને સ્નાન કરવુ, એટલે પરસેવો વળશે નહિ. (૩૬) **સર્વ પ્રકારના મસ્તકશૂળ ઉપર :**—ત્રિફળા, કરિયાતુ, હળદર, કડવો લીમડો અને ગળોનો કાઢો કરી તેમા પચાશ ગોળ નાખી પાવો, એટલે ભ્રૂકુટિ, આખ, કાન, એ ઠેકાણાનુ શૂળ તુરત બંધ થાય છે, તથા આદાશીશી, સૂર્યાવર્ત, શંખક, દંતશૂળ, રતાંધળાપણુ અને નેત્રશૂળનો પણ જલદીથી નાશ થાય છે. (૩૭) **અંતક સંનિપાત ઉપર પથ્યાદિ કાઢો :**—હરડે, અરડૂસી, ફાલસા, દેવદાર, કડૂ, રાસ્ના, ગળો અને કોષ્ટકોળિંજનનો કાઢો ઉપદ્રવ સહિત 'અંતકજ્વરથી' પુરુષને મુક્ત કરે છે (૩૮) **ઉધરસ આવી લોહી પડે તથા વિસર્પ, શ્વાસ અને ઊલટી ઉપર :**—હરીતકીનુ ચૂર્ણ તલ. ઘી કિંવા મધમા આપવું (૩૯) **શીતજ્વર ઉપર :**—હરીતકી અને ઇંદ્રજવનુ એક તોલો ચૂર્ણ, ગોળમા ખાવાથી તરત શીતજ્વરનો નાશ કરશે. (૪૦) **ત્રિદોષ, આમાતિસાર, આનાહ, વિબંધ અને વિષૂચિકા ઉપર :**—હરડે, સૂંઠ, નાગરમોથ અને ગોળ, એ સમભાગે લઈ ગોળી કરી આપવી. (૪૧) **આમવાત. અંડવૃદ્ધિ અને ગૃધ્રસી ઉપર :**—એરંડતેલમા હરીતકી ખાવી (૪૨) **સોજો, પ્રમેહ, નાડીવ્રણ અને ભગંદર ઉપર :**—ત્રિફળાનો કાઢો ભેંસનુ ઘી નાખી પાવો. (૪૩) **અંતર્વિદ્રધિ ઉપર :**—હરડે, સિંધવ તથા ધાવડીના ફૂલનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ (૪૪) **અજીર્ણ, ગુલ્મ, વાત, ઉદર ઇત્યાદિ સર્વ રોગ ઉપર :**—લીંબુના રસમા સિંધવ અને સંચળ નાખી તેમા બાળહરડે પલાળી રાખવી અને તેનુ સુકાયા પછી સેવન કરવુ (૪૫) **ફૂલું, છારી, આંખો આવવી ઇત્યાદિ નેત્રરોગ ઉપર :**—સુરવારી હરડે અને સાકર પાણીમા ઘસી આખમા આજવા. (૪૬) **માખી, ભમરી વગેરેના દંશ ઉપર :**—રાફડાની માટી તથા ત્રિફળાનો ગોમૂત્રમા લેપ કરવો.×

× ડૉક્ટર દેસાઈ લખે છે કે સુરવારી હરડે મૃદુવિરેચન, અર્શોઘ્ન, શ્લેષ્મહર, શોથનાશક, રક્તસંગ્રાહક, બલ્ય, પથ્ય, ગુલ્મહર, પ્રાણનાપણુ અને વયસ્થાપન છે એનાથી શરીરમાની બધી ક્રિયાઓ સુધરે છે માટે એને રસાયન કહેલ છે હરડેથી ભૂખ લાગે છે, અન્ન પચે છે, દસ્ત સાફ આવે છે જુલાબ માટે આપવાથી પહેલા જુલાબ લાગી પછી આપોઆપ રેચ બંધ થઈ જાય છે મરડો આવતો નથી તેમ જ બગાસા પણ આવતા નથી તજ જેવી સુગંધી વસ્તુ મેળવવાથી ક્રિયા વધારે સારી રીતે થાય છે હરડે ઘણા દિવસો સુધી લેવા છતા નુકસાન થતુ નથી હરડેથી હૃદય અને રક્તવાહિનીઓની શિથિલતા દૂર થાય છે રક્તાભિસરણ સુધરવાથી મગજમા વધારે લોહી જાય છે, એટલે તેજી આવે છે નિદ્રા સારી આવે છે, વીર્ય ઘટ્ટ થાય છે અને સ્ત્રી-સમાગમમા પ્રસન્નતા થાય છે શરીરનો રંગ સુધરે છે, વજન વધે છે એ બધા લક્ષણ હરડે ઘણા દિવસો સુધી લેતા રહેવાથી જોવામા આવે છે નાની હરડે મૃદુરેચક, વાતહર અને બલ્ય છે આની ક્રિયા કેવળ પચનનલિકા પર થાય છે મીઠું મેળવવાથી આની ક્રિયા સુધરે છે અર્ધા કાચા હરડા ચામડા રંગવામા માજુફળના સમાન ઉપયોગી છે (ત્રિફળા બનાવવા માટે જેટલી હરડે) વધારે વજનવાળી હોય તેટલુ જ ચૂર્ણ ગુણકારક બને છે) **માત્રા**—નાની હરડે એરંડિયામા તળેલી ૨ થી ૪ માસા સિંધાલૂણ અથવા સંચળ ૧ માસા મેળવી રાત્રે સૂતી વખતે નવસેકા પાણીની સાથે આપવુ સુરવારી હરડે ૧ અથવા ૨ સિંધાલૂણની સાથે દસ્ત સાફ લાવવા માટે, રસાયન કાર્ય માટે ૦।। થી ૧ લેવી અને અરધા કાચા હરડાનું ચૂર્ણ ૨ થી ૪ માસા

**ઉપયોગ**—અપચા પર સુરવારી હરડેનો ઉત્તમ ઉપયોગ થાય છે અતિસાર, મરડો અને આતરડાની શિથિલતા પર હરડે સારો લાભ આપે છે હરસમા સિંધાલૂણની સાથે અપાય છે લોહીવાળા હરસમા હરડે ક્વાથરૂપે વધારે હિતકારક છે મસા સૂજીને વેદના થતી હોય તો હરડેને ઘસીને લેપ કરાય છે

જીર્ણજ્વરમા અને બરોળ મોટી વૃદ્ધ થયેલી હોય તે પર હરડે બીડ લવણની સાથે અપાય છે બરોળના સંકોચમાં સમય બહુ લાગે છે પણ એ સમયની અંદર રોગીની પ્રકૃતિ સારી રીતે સુધરી જાય છે.

કેટલાક માણસોને બહુ જ ઘામ થાય છે થોડી થોડી વાતમા શરદી થઈને નાક વહેવા માંડે છે, પછી ઘણા દિવસો સુધી કફ પડે છે એ વિકાર માટે તથા કોઈ પણ કારણથી પરુ વહેતુ હોય તેને માટે હરડે અતિ લાભદાયક છે હીમજ અજીર્ણથી થયેલ અતિસાર, કૉલેરા, જીર્ણ અતિસાર, જીર્ણ મરડો, ગુલ્મ, પ્લીહાવૃદ્ધિ અને હરસ પર અતિ ગુણકારક છે સર્વદા કબજિયાતના રોગી માટે કેસ્કેરા સેગ્રેડાથી જેવો લાભ

**૬૧૨ હરણસુરી**—(બહુફળી) મ૦ હરણખુરી. લે૦ કાર્કોરસ એન્ટીગરસ. આ છાતલા નાનાં અને જમીન ઉપર પ્રસરેલા હોય છે. એના પાદડા કાત્રાદાર હોઈ બારીક હોય છે. આ છાતલાં હરણને ઘણા સારા લાગે છે, માટે આ છાતલાને 'હરણસુરી' નામ આપેલુ છે. હરણસુરી* એ પૌષ્ટિક છે. **ઉપયોગ—(૧) ધાતુક્ષય ઉપર**:—હરણસુરીના છાતલાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે બ તોલો, પાશેર દૂધ અને બે તોલા સાકર એકત્ર કરી દરરોજ સવારમા ૭ દિવસ સુધી પીવુ (૨) **પ્રમેહ અને ધાતુવિકાર દૂર થઈ પુષ્ટિ થવા માટે**:—હરણસુરી દૂધમાં વાટી સાકર નાખી ૧૪ દિવસ સુધી પાવી.

**૬૧૩ હરમો**—સં૦ તિનિસ. મ૦ તિવસ કાળા પળસ. હિં૦ તિગ્નિચ્છ, તિનસુના. બં૦ તિલિશ. ક૦ તિનિશ. લા૦ યુર્જિનિયા ડાલબર્જિ ઓઇડીસ

હરમાના ઝાડ મોટા થાય છે એનુ લાકડુ ઇમારતના ઉપયોગમા આવે છે. એ લાકડુ બહુ જ મજબૂત ગણાય છે **હરમો** એ તૂરો છે કફ, રક્તપિત્ત. મેદ, કોઢ. પ્રમેહ, દાહ, વ્રણ, પાડુ તથા કૃમિનો નાશ કરે છે. એને 'મીણો હરમો' પણ કહે છે.

**૬૧૪ હળદર**—સ૦ બ૦ હરિદ્રા મ૦ હળદ. હિં૦ હરદી. ક૦ અરપાનું. તૈ૦ પાન્સુપુ તા૦ મંચલ, કાયની તુ૦ મ જલડાઈ. મલા૦ મત્રલ. ફા૦ જરદચોબ. અ૦ ઉરૂકુસ્સુફર. ઇં૦ ટરમેરિક લા૦ કરકયુમા લોગા

હળદરના છોડ દેઢ સુધી વધે છે. એ કદળીના છોડ જેવા હોય છે. એનાં પાન કદળીના પાનના જેવા અને તેટલા જ પહોળા હોય છે. એને જમીનમા આદાની પેઠે જ વાવે છે અને કાઢે છે. હળદરના ગાઠિયાનો રગ પીળો હોય છે એના પાદડાની વાસ હળદરના જેવી જ આવે છે હળદરનો રસોઈમા, શાક વગેરેમા તથા બીજા પુષ્કળ પ્રયોગોમાં ઉપયોગ થાય છે. હળદરના યોગથી પદાર્થને સારો રંગ અને સ્વાદ આવે છે હળદરના અગે લોહી શુદ્ધ કરવાનો ગુણ છે. પડવાથી અથવા બીજી રીતે વાગેલા શરીરના ભાગ પર હળદર ચોપડવામા આવે છે હળદરનું ચંદન કરવાના રવા કરે છે અને તેમાથી કકુ પણ થાય છે. એવા એના અનેક ઉપયોગ થાય છે. **હળદર**–તીખી, કડવી, ઉષ્ણ, દેહનો વર્ણ સુદર કરનારી, સ્ત્રીઓને પ્રિય, રુક્ષ તથા શોધન છે, અને કફ, વાયુ, રક્તદોષ, કોઢ, પ્રમેહ, કંડૂ, વ્રણ, ત્વગ્દોષ, સોજો, પાડુરોગ, વિષ, કૃમિ, પીનસ, અરુચિ, પિત્ત તથા અપચીનો નાશ કરે છે **કપૂરી હળદર**+—શીતલ, વાતલ, મધુર, કડવી, સ્વાદુ તથા વૃષ્ય છે; અને પિત્ત તથા સર્વ પ્રકારની ખરજનો નાશ કરે છે. **રાન હળદર**—તીખી, મધુર, રુચિકર, કડવી તથા અગ્નિદીપક છે, અને કોઢ, વાયુ, ત્રિદોષ, રક્તપિત્ત, વિષ, ઊચકી, શ્વાસ તથા કાસનો નાશ કરે છે. **ઉપયોગ—(૧) ઉધરસ ઉપર**:—સૂતી વખતે હળદર શેકી તે ચાવી ખાવી. (૨) **શ્લીપદ (પગ કિંવા હાથ મોટા થાય તે) રોગ ઉપર**:—હળદરનુ ચૂર્ણ અને ગોળ ગોમૂત્રમા મેળવી પાવા, એટલે એક વર્ષનો શ્લીપદ હશે તોપણ તે દૂર થઈ ખસ અને કોઢનો પણ નાશ કરે છે. (૩) **મૂળવ્યાધિ ઉપર**:—હળદર તુવેરની દાળમા બાફી છાયડે સૂકવવી, પછી ગાયના ઘીમા ઘસી મૂળ ઉપર લેપ કરવો, એટલે મૂળ નરમ પડી સણકા તાબડતોબ બધ થાય છે. (૪) **સર્વ પ્રકારના નેત્રરોગ તથા અહીરા ઉપર**:—હળદરના ગાઠિયાને તુવેરની દાળમા બાફી છાયામા સૂકવી પછી પાણીમા ઘસી દિવસમા બે વાર સૂર્યાસ્ત પહેલા અંજન કરવુ; એટલે ઝામર, ધોળા ફૂલ અને રતાશનો નાશ થાય છે. (૫) **સ્તનરોગ ઉપર**:—હળદર અને લોધર પાણીમા ઘસી સ્તન ઉપર લેપ કરવો અથવા હળદર તથા કુંવારના મૂળ પાણીમાં ઘસી લેપ કરવો (૬) **આંખનો ભાગ લાલ થઈ બળતરા થાય તે ઉપર**:—હળદર, ફટકડી અને આમલીના પાદડા સમભાગે વાટી તેની પોટલી કરવી અને ગરમ કરી તેનાથી આખો શેકવી પછી આખની આસપાસ

થાય છે, તેવો જ લાભ અથવા તેથી પણ વધારે હીમજથી થાય છે હીમજનુ સેવન લાબા સમય સુધી કરાય તોપણ કોઈ પણ જાતનુ નુકસાન થતુ નથી કબજિયાતથી ઉત્પન્ન હરસમા પણ હીમજ લાભદાયક છે

* અહી પત્તેજીએ બેઠી બહુફળીને હરણસુરી કહેલી છે પણ મહારાષ્ટ્રમા ઊભી બહુફળીને હરણસુરી કહે છે, જેની ઊચાઈ ૦ાા થી ૨ ફૂટ સુધી થાય છે એનુ લેટિન નામ કેર્કોરસ ફ્રેસિક્યુલેરિસ છે એ પણ પૌષ્ટિક છે

\+ મ૦ શાલિગ્રામજી કપૂરી હળદરને આંબાહળદર માને છે

હળદર અને ફટકડીનો લેપ કરવો (૭) **મૂળવ્યાધિ ઉપર :**—હળદર શેકી તેની ભૂકી કુવારના ગર્ભમા મેળવી તે ૭ દિવસ પાવુ' (૮) **બાળકના સસણી રોગ ઉપર :**—ગોમૂત્ર એક બે વાર ગાળી તેમા હળદર નાખી તે પાવુ (૯) **સળેખમ અને ઉધરસ ઉપર :**—ગરમ કરેલા દૂધમા હળદરનુ ચૂર્ણ નાખી પાવુ (૧૦) **સસણીરોગ ઉપર :**—હળદર અને ગોરોચન પાનના રસમા આપવુ (૧૧) **સ્વરભેદ ઉપર :**—રાત્રે કઢેલા દૂધમા ચપટી હળદર નાખી પાવુ. (૧૨) **પિષ્ટમેહ ઉપર :**—હળદર અને દારુહળદરનો કાઢો પાવો (૧૩) **મૂર્છા ઉપર :**—હળદર અને સાકર પાણીમા નાખી પાવા. (૧૪) **પથરી ઉપર :**—તુષની કાજીમા હળદર અને ગોળ નાખી તે પિવડાવવી (૧૫) **કફરોગ ઉપર :**—ગોમૂત્ર હળદર નાખી પાવુ' (૧૬) **નેત્રરોગ ઉપર :**—બકરીના માખણમા હળદરનો ગાઠિયો ઘસી એક સળીની અણી વડે તે અડદ જેટલુ નાકની પાસેના આખના ખૂણામા નાખવુ. (૧૭) **નાનાં બાળકોને કાંટા આવે (ગળુ' પડે) તે ઉપર :**—ઠડા પાણીમા હળદરનો ગાઠિયો ઘસી માખણ મેળવવુ' અને તે મિશ્રણ બન્ને ખભા ઉપર અને ગળાની નીચે પીઠના હાડકા ઉપર તથા બન્ને કાન આગળના ગાલફોગ ઉપર ચોળવાથી કાટા બહાર આવે છે અને વિકાર કમી થાય છે એ રીતે દરરોજ બે વખત ૩ દિવસ કરવુ (૧૮) **વીંછીના વિષ ઉપર :**—હળદરની ભૂકી અ ગારા પર નાખી દ શસ્થાનને ધૂણી આપવી અને ચલમમા નાખી તમાકુ પ્રમાણે પીવી (૧૯) **દુર્જલ જ્વર ઉપર :**—હળદર, હરડે અને જવખારનુ ચૂર્ણ ગરમ પાણીમા નાખી પાવુ. (૨૦) **કમળી ઉપર :**—હળદરનુ ચૂર્ણ ૧ તોલો અને દહી ૪ તોલા સવારે સેવન કરવુ. (૨૧) **મળબદ્ધતા (કબજિયાત) થઈ જાય તે ઉપર :**—બકરીના મૂત્રમા હળદર નાખી પાવી (૨૨) **વાળા ઉપર :**—પુરુષના મૂત્રમા હળદર વાટી લેપ કરવો *

---

* (૧) **મૂઢ માર અથવા વાગવાથી લોહી જામી જાય તે ઉપર :**—હળદર તથા મીઠુ પાણીમા
મેળવી ગરમ કરી લેપ કરવો (૨) **હિસ્ટીરિયા(મૃગી)માં મૂર્છા ઊતરવા માટે :**—હળદરનો ધુમાડો
આપવો. (૩) **સ્તનરોગ (થાન પાકવું) ઉપર :**—હળદર તથા કુવારનો ગરભ ખરલ કરી પોટીસ બનાવી
બાધવી (૪) **વાગવાથી થયેલા સોજા ઉપર :**—હળદર અને ચૂનાનો લેપ કરવો (૫) **નેત્રરોગ ઉપર**
**હરિદ્રાદિ ગુટિકા :**—હળદર, લીમડાના પાન, પીપર, મરી, વાવડિંગ, નાગરમોથ તથા સૂંઠ-સર્વ સમભાગે
લઈ ગાયના મૂત્રમા ખરલ કરી ગોળી બનાવી છાયે સૂકવી લેવી આ ગોળી પાણીમા ઘસી અ જન કરવાથી
તિમિર દૂર થાય છે મધમા આજવાથી પડળ, સિંધવ સાથે ઘસી આજવાથી ખાજ, સ્ત્રીના દૂધમા આજ-
વાથી નેત્રલાલી તથા નેત્રપીડા અને બકરીના દૂધમા આજવાથી નેત્રપ્રકોપ દૂર થાય છે

હળદર રોજના ઉપયોગની વસ્તુ છે, તોપણ તે એક ઉત્તમ ઔષધિ છે વાત, પિત્ત અને કફ ત્રણે દોષો
પર આપી શકાય છે જ્યારે શ્લૈષ્મિક ત્વચામાથી વધારે શ્લેષ્મા ઉત્પન્ન થાય છે, ત્યારે હળદર અપાય છે
જેમકે-નાકમાથી, કઠમાથી અથવા શ્વાસનલિકામાથી કફ નીકળવો, પ્રમેહ, પ્રદર, નેત્રાભિષ્યદ (આખ
આવવી) વગેરે રોગો પર હળદર વપરાય છે એવા રોગોમા હળદર શ્લેષ્મલ ત્વચામા રુક્ષતા લાવે છે એટલે
કફ ઓછો થાય છે ગરદીમા જેવી રીતે વજ ઉત્તમ છે, તેવી રીતે હળદર પણ સારુ કામ કરે છે ગરદીમા
હળદરનો ધુમાડો અપાય છે તેમ જ દૂધમા હળદર નાખી ઉકાળીને (ગોળ મેળવીને) અપાય છે, જેથી નાકમાથી
દૂષિત કફ પડીને માથાની જડતા દૂર થાય છે ખાસીમા હળદરના ગાઠિયાને દીવા પર શેકી ઘીની સાથે
અથવા મધમા અપાય છે જીર્ણ કફરોગમા કફ બહુ જ પડતો હોય અને ગભરામણ અધિક હોય તો દૂધમા
હળદર નાખી ઉકાળી તેમા ૧ ટીપુ ભિલામાના તેલનુ નાખી ગોળ મેળવીને પિવડાવાય છે કફ-પ્રમેહમા
પેશાબ ડહોળાયેલો હોય અને બહુ જ ત્રાસ થતો હોય તો હળદર અને આમળાનો ક્વાથ આપવાથી બહુ જ
લાભ પહોચે છે એ ક્વાથથી દસ્ત સાફ આવે છે, પેશાબની બળતરા ઓછી થાય છે વારવાર થોડોથોડો
પેશાબ થવો બધ થાય છે અને પેશાબ સાફ બને છે પ્રદરમા હળદર અને ગૂગળ અથવા હળદર અને
રસવતી મેળવીને અપાય છે નેત્રાભિષ્યદ માટે ૧ તોલા હળદરને ૧૬ તોલા પાણીમા ઉકાળી કપડાથી
ગાળી તે પાણીના ટીપા આખમા નાખવા તથા તે પાણીમા કપડાને ભિજાવી આખ પર ઘડી રાખવી, જેથી
આખોને ઠડક પહોચે છે, વેદના શાત થાય છે, ચીપડા અને પરુ ઓછુ થાય છે, અને આખમા ફૂલુ
પડયુ હોય તોપણ તે મટી જાય છે આખ આવવા પર હળદર ઉત્તમ ઔષધ છે કાન વહેતો હોય તો
હળદર અને ફટકડી ફુલાવેલી મેળવીને કાનમા નખાય છે હળદરમા વાતહર ધર્મ હોવાથી શરદીથી અગનુ
દુખવુ, જુલાબ લાગવાથી સાધાઓનો દુખાવો, માથુ દુખવુ વગેરે વેદના પર હળદર પેટમા અપાય છે
ને લેપ પણ કરાય છે સૂજેલા મસા પર હળદરને કુવારના ગર્ભમા મેળવીને લગાડાય છે ભૂતોન્માદમાં
હળદરનો ધુમાડો આપે છે હળદરમા દીપન અને ગ્રાહી ગુણ હોવાથી અતિસાર, સગ્રહણી, મરડા આદિ

**૬૧૫ હંસરાજ**—સ૦ હંસપાદી, હંસપદી, કીટમાતા, ત્રિપાદિકા. હિં૦ હંસપાદી. મ૦ હંસપાદી, લાલ લાજાળુ. બં૦ ગોયાલે લતા. ક૦ નવિલડી. તા૦ શેરૂપ્પાદી. ફા૦ પરસ્યા ઉશાન અ૦ શારૂલજીન, શરૂલઅર્દ. ઇં૦ મેડન હેઅર. લા૦ એડીએંટમ લ્યુન્યુલેટમ.

ગતી રિસામણીના છોડને **હંસપાદી કે હંસરાજ** કહે છે. **હંસરાજ**×—તીખું ઉષ્ણ તથા રસાયણ છે, અને વિષદોષ, ભૂતબાધા, ભ્રમ તથા અપસ્માર્નો નાશ કરે છે. ઉપયોગ—(૧) **વીંછીના વિષ ઉપર :**—હંસરાજના મૂળ રવિવારે સવારે કાઢી તે મોઢામા રાખવા તથા કાનમા ફૂંક મારવી હંસરાજ બાળકો માટે ઉત્તમ ઔષધ છે બાળકોની ઉધરસમા અપાય છે માત્રા વધારે થાય તો ઊલટી થઈ જાય છે. એ પણ કફરોગમા હિતકર છે.

**૬૧૬ હાડસંધિ**—(બોડો વાદો, ઝાડ સાકળ)—સં૦ સંધિની, વૃક્ષરહા. મ૦ હાડબોડી, બાદા. હિં૦ બાદા, બુદ્દુ. ખ૦ બાદુ. લે૦ વિસ્કમ્ આર્ટીકયુલેટમ, વિસ્કમ્ એન્ગ્યુલેટમ આ વેલ વૃક્ષની ઉપર વાદાની પેઠે જ થાય છે એ ખરસાણીની પેઠે કાંડયુક્ત (કાતળીઓવાળી) હોઈ લીલી હોય છે. એનો દેખાવ દૂરથી ખરસાણી જેવો જ દેખાય છે બબ્બે આગળ ઉપર એને ચપટા સાંધાઓ હોય છે. એનો બહુ જ વિસ્તાર થાય છે. કોકણમા એની ઉત્પત્તિ ઘણી થાય છે એને મરી જેવડા અને રંગે મોતી જેવા ગોળ ફળ આવે છે. એ ફળ મીઠા લાગે છે. બાળકો એ ફળ ઘણા પ્રેમથી ખાય છે. એને પાંદડા સમૂળગા આવતા નથી ધામણના ઝાડ ઉપરની હાડસંધિ વધારે ગુણવાળી છે ઉપયોગ—(૧) **અસ્થિભંગ ઉપર :**—હાડસંધિ લાવી લગાર કચરી ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાધવી, એટલે ભાગેલુ હાડકુ સારું થાય છે; અથવા હાડસંધિ તથા રગતરોહિડાની છાલ કચરી હાડકા ઉપર બાધવી. ઢોરને પણ આ જ ઉપચાર કરવો તથા તેઓને ચારામા હાડસંધિ ખવરાવવી. (૨) **વાળા ઉપર :**—હાડસંધિ બારીક કચરી તેનો પાટો બાધવો. (૩) **સંધિવાત ઉપર :**—હાડસંધિ, સૂંઠ, મરી, લીંડીપીપર, પીપળીમૂળ, હરડે, બહેડા, આમળા અને તજનો કાઢો પાવો, એટલે સંધિવાત તુરત દૂર થાય છે.+

**૬૧૭ હાડસાંખળ**—સં૦ અસ્થિસંહારી. મ૦ હાડસંધિ ત્રિધારી કાંડવેલ હિં૦ હારસિંગાર.

હાડસાખળના ‘ગ્રંથિમાન અસ્થિસંહારી, વજ્રાંગી, અસ્થિશૃંખલિકા, અસ્થિસંહારક, અસ્થિસંધાનજનની, અસ્થિસંધિ, વજ્રવલ્લરી’ એવા સંસ્કૃત ભાષામા નામો છે. બં. હાડભાગા. તે૦ નલ્લેરુ. હિં૦ હાડજોડા, હાડસાકડી. લે૦ વિટિસ કવોડ્રેન્ગ્યુલેરીસ. કો૦ ખારી તોડલી.

આ વેલાનો વિસ્તાર ઘણો થાય છે. એની જાડાઈ ચોધારી કાંડવેલ કરતા વધારે હોય છે. નિઘંટુપ્રકાશકાર ‘ત્રિધારી કાંડવેલ એ જ હાડસાખળ’ એમ કહે છે. એ વેલાનો ફાટો કૂંડામા વાવી

---

રોગોમા વપરાય છે ચક્કર આવતાં હોય તો તાજી હળદરનો લેપ કપાળ પર કરાય છે હળદર ચામડીના રોગોમા બહુ જ વપરાય છે હળદર અને આમળાનો જુલાબ દેવો એ ચામડીના રોગોમા હિતકર છે માખણમા મેળવી માલિશ કરવાથી ચામડી મુલાયમ બને છે અને અનેક ત્વચારોગ દૂર થઈ જાય છે

હળદરનો ધુમાડો આપવાથી વીંછીનુ ઝેર ઊતરી જાય છે સુવાવડીને હળદર આપવી એ શ્રેયસ્કર છે હળદરથી ધાવણની શુદ્ધિ થાય છે જનનેંદ્રિયને બળ મળે છે મંદજ્વર હોય તો તે પણ દૂર થઈ જાય છે.

× હંસરાજની ઉત્પત્તિ કાશ્મીર, હિમાલય અને ગોવા પ્રાંતમા થાય છે. કાઠિયાવાડ અને ગુજરાતમા પણ જોવામા આવે છે છોડ ૪ ઇંચથી ૨ ફૂટ સુધી લાબા થાય છે પાન મૂળ પર રહેલ ગાંઠમાથી નીકળે છે પાન પહેલા પીળા-લીલા અને પછી ઘેરા રંગના થઈ જાય છે

+ બોડાવાદો ઘણે ભાગે જાંબુ, ધામણ, અરીઠી, સીસમ અને ટીંબરવાના ઝાડો પર થાય છે એને પાન હોતા નથી શાખાઓમા સાધા સાકળ જેવા દેખાય છે એમા નીચે લખેલી બે જાત છે (૧) વિસ્કમ્ આર્ટિક્યુલેટમ્—આ જાતના ફૂલ જૂનથી ઑગસ્ટ સુધી આવે છે ફૂલ બહુ જ નાના હોય છે ફૂલનુ ડીંટુ બહુ જ નાનુ હોય છે ફળ લીલા-પીળા, ગોળાકાર અને વટાણા જેવડા હોય છે (૨) વિસ્કમ એન્ગ્યુલેટમ્—આ જાતમા ફૂલ ઘણે ભાગે વરસમા ઘણા મહિનાઓ સુધી આવે છે ફૂલ ડીંટડા વગરના, નાના અને સાધા પાસે ચપ્પટ બેઠેલા હોય છે ફળ બહુ જ નાના, રસમય અને લીલા રંગના હોય છે તાવમા સાધાઓ બહુ જ દુખતા હોય ત્યારે આનો કાઢ અપાય છે આનો ઉપયોગ અસ્થિભંગ ઉપર પહેલાએ લખ્યો છે નામ પણ સંધિની આપ્યુ છે પણ અસ્થિભંગ ઉપર લાભ પહોંચાડશે કે નહિ તે સંદેહજનક છે—**સ્વામી કૃષ્ણાનંદ**

ને વેલો ઝાડ ઉપર ચઢાવવાથી તેનો વિસ્તાર બહુ મોટો થાય છે. થાણામા આ વેલા ઘણે ઠેકાણે વાવેલા નજરે પડે છે. આવા વિલક્ષણ પ્રભાવનો વેલો વાવવાની રીત પહેલાના લોકમા ઘણી હતી; પરંતુ હમણાના કાળમા પરદેશી વિદ્યાના પ્રચાર વડે એ રિવાજનો નાશ થઈ, એવી વિલક્ષણ વનસ્પતિને બદલે નિરર્થક વિલાયતી ઝાડની માત્ર ઉપાસના કરવામા લોકોનુ લક્ષ ઘણુ વધી ગયુ છે. એ કાલમાહાત્મ્ય જ કહેવુ જોઈએ. **હાડસાંખળ**—લઘુ, સારક, રુક્ષ, અગ્નિદીપક, ઉષ્ણ, લઘુ, વીર્યવર્ધક, પાચક, મધુર તથા અસ્થિસધાનકારક છે, અને નેત્રરોગ, કૃમિ, અર્શ, વાત, પિત્ત તથા કફનો નાશ કરનારી છે ઉપયોગ—(૧) **અસ્થિભંગ ઉપર**:—હાડસાખળ ખાડી ત્રણ દિવસ ભાંગેલા હાડકા ઉપર બાંધવી ત્રિધારી કાડવેલ ન મળે તો ચોધારી કાડવેલ લેવી ઢોરોને માટે પણ એ જ ઉપાય કરવો. (૨) **સર્વ વાતરોગ ઉપર**:—હાડસાખળની ઉપલી છાલ કાઢી તેનુ ચૂર્ણ કરી અડદની દાળના લોટમા મેળવી તલના તેલમા તેના વડા કરી ખાવા, એટલે વાતરોગનો નાશ થાય છે×

**૬૧૮ હાશા**—સ૦ વિકંટક, ગોરંટક, હાસ્યફલ મ૦ હશી, હશિયા, બારતોડી, હાશી હિં૦ લટ્ટા, લટવા, હિશિયા. બ૦ દુરાલભા. ક૦ મોલગુ

એ ઝાડ ઘણુ મોટું થતું નથી એના પાંદડા ચાર આગળ પહોળા હોઈ લાબા હોય છે એને બોર જેવડા ફળ આવે છે એ ફળને પુષ્કળ મુખો હોય છે એ ઝાડ **કોંકણમાં** અને બીજે ઠેકાણે પણ પુષ્કળ થાય છે. એના મૂળમા પીળો રગ હોય છે, તે પીળા રગમા વસ્ત્રો રગે છે. એને '**હશિયા**' '**હશી**' પણ કહે છે મહારાષ્ટ્રીય ભાષામા એને કોઈ '**બારતોડી**' એટલે બારમુખી કહે છે. **હાશાવૃક્ષ**—તૂરુ, તીખુ, રુક્ષ, રુચિપ્રદ, અગ્નિદીપક તથા વસ્ત્રરજન હોઈ કફનુ નાશક છે ઉપયોગ—(૧) **વ્રણ પાકવા માટે**:—હાશાના ફળનો લેપ કરવો એટલે વ્રણ પાકી ફૂટે છે. (૨) **વ્રણ બેસી જવા માટે**:—વ્રણની ગાઠ ઉપર હાશાના કુમળા પાદડા બારીક વાટી અર્ધો આગળ જાડાઈનો લેપ કરવો, અને તે ઉપર વારવાર ભીનુ કપડુ ફેરવતા જવુ એટલે ગાઠ બેસે છે (૩) **પ્રમેહ (પરમા) ઉપર**:—હાશાનાં મૂળ અથવા લાકડુ રાત્રે પલાળી રાખી સવારે ગાળી તેમા જીરું અને સાકર નાખી ૭ દિવસ પાવુ એટલે પ્રમેહ બધ થાય છે.

**૬૧૯ હિવર**—(તલબાવળ, ઝેરીબાવળ) સં૦ અરિમેદ, વિટખદિર બ૦ વિટખયેર, ગુયેબાવલા. મ૦ હિવર, ગધી હિવર, શેણ્યા ખેર હિં૦ હીવર-ગધી ક૦ કરર્થવેલુ, બ્યાલદગીડ, પરિજાલી. તા૦ પિકારૂવેલ. મલા૦ બેલ. લા૦ અકેસિયા કારનેસિયાના ઇં૦ મીમોસા

આ એક ખેરની જ જાત છે. એના ઝાડ ઘણા જ મોટા થાય છે એને કાટા હોય છે. ખેરના ઝાડના જેવા જ એના પાદડા હોય છે. આની શિગ ૨-૩ ઇચ લાબી,, અદરથી કાઈક વાક વળતી હોય છે બીજા બાવળોના કરતા આની શિગ કાઈક જુદા જ પ્રકારની છે. એમા તલના બીને મળતા બીજોની બે હાર હોય છે. આના ફૂલ કેસરિયા પીળા રગના હોય છે દક્ષિણી સ્ત્રીઓ તેની વેણી ગૂંથે છે, એનું લાકડું ઇમારત-કામમા સાધારણ રીતે ઉપયોગી થાય છે. હિવરના ઝાડની છાલ તૂરી હોય છે હિવરની છાલનો પણ કાથો કરે છે એને 'ગધી હિવર' પણ કહે છે **હિવર**—તીખો, ઉષ્ણ, કડવો, તૂરો, તીક્ષ્ણ, ખાટો તથા રુક્ષ છે, અને કૃમિ, કફ, મુખરોગ, દંતરોગ, રક્તદોષ, પ્રમેહ, કડૂ, મદ, વિસર્પ, વિષ, બસ્તિરોગ, જ્વર, કોઢ, ઉન્માદ, પિશાચબાધા, વ્રણ, દાહ અને આધ્માન વાયુનો નાશ કરે છે. **એનાં ફળ**—કડવા, મધુર, સ્નિગ્ધ તથા ઉષ્ણ છે અને કફ તથા વાયુનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **પેટપીડ ઉપર**:—હિવરની છાલનો રસ પાવો.

× હાડસાકળના વેલા બહુ જ લાબા વધે છે સભાળવામા આવે તો બારે માસ રહી શકે છે ડાડી આગળીથી અગૂઠા જેવડી જાડી, લીસી, ચળકતી અને સાધાવાળી હોય છે રંગ પોપટિયો લીલો અને ઘણી વાર ૧ અથવા ૨ બાજુએ જ બુડી છાયા લેતો સાધાઓ ૬ થી ૧૦ ઇચ લાબા, ૪ (કોઈ વખતે ૩) ધારવાળા ગાખાઓ ગાઠની બાજુએથી નીકળે છે તે બટકણી, ચીકણી, અપ્રિય વાસવાળી અને ખાટા સ્વાદવાળી હોય છે ચાવવાથી જીભ જાડી અને ખરસટ થવા લાગે છે પાન આતરે, જાડા, બટકણા, દાતાવાળા, ી થી ૧ાા ઇચ લાબા, ખાટા સ્વાદવાળા અને ૩ વિભાગવાળા હોય છે ફૂલ નાની છત્રાકાર પાતળી સળી પર આવે છે ફળ ગોળાઈ લેતા, રાતા રગના રસભર્યા અને વટાણા જેવડા હોય છે નવા મત અનુસાર હાડસાકળ રક્તસગ્રાહક, શોધક અને પાચક છે **માત્રા**—સ્વરસ ૧-૨ તોલા ચૂર્ણ ૧૦-૨૦ રતી **—સ્વામી કૃષ્ણાનંદ**

૬૨૦ **હિંગ**—સ૦ બં૦ હિંગુ. મ૦ હિ૦ હિંગ. ક૦ ઇંગલદ, ઇંગીન. તે૦ ઇંગુવા. તા૦ પેરુગાય. તુ૦ ઇંગુ. મલા૦ પેરૂકાયં. ફા૦ અંગુઝ, દર્ખતે, અંગુઝ ખાલીસ. અ૦ હિલતી-ન-સ. પ૦ આસ્સાફેટિડા. લા૦ ફેરૂલા નાર્થેકસ.

હિંગના ઝાડ **હિરાત, ખોરાસાન અને બલ્ખ, એ પ્રાંતોમાં** થાય છે. એના પાદડાંવી કંદને (મૂળને) ટાચા મારી જે દૂધ (રસ) કાઢવામા આવે છે તેને હિંગ કહે છે. ઉપર કહ્યા એ પ્રાંતોમાથી **હિંગ પંજાબમાં તથા મુંબઈમાં** આવે છે. હિંગનો આ દેશમા અતિશય ઉપયોગ થાય છે. એને આપણા દેશમા **'વઘારણી'** પણ કહે છે. હિંગ એ અનેક રોગની નાશક છે **હિંગ**×—તીખી, હૃદ્ય, ઉષ્ણ, પિત્તલ, શારક, રક્તદૂષક, કડવી, પાચક, રુચિકર, તીક્ષ્ણ, અગ્નિદીપક તથા સ્નિગ્ધ છે, અને મલસ્તંભ, આનાહ, આધ્માન, શૂળ, ગુલ્મ, અજીર્ણ, ઉદર, દમ, ઉધરસ, કૃમિ, કફ, વાયુ તથા હૃદ્રોગનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **અજીર્ણ અને વાયુના ગોળા ઉપર**:—હિંગની ચણા જેવડી ગોળી કરી ઘીની સાથે ગળાવવી. (૨) **જનાવરની ચાંદીમાં કીડા પડે છે તે ઉપર**:—ચાંદીમાં હિંગ ભરવી (૩) **અપસ્માર ઉપર**:—ઘી, સિંધવ અને હિંગ એકેક તોલો લઈ બાર તોલા ગોમૂત્રમા નાખી બાફવું અને મૂત્ર બળી જાય એટલે ઘી સિદ્ધ થયું એમ સમજવુ. તે રોગીની પ્રકૃતિ જોઈને પાવુ. (૪) **ઊચકી (હેડકી) ઉપર**:—ધુમાડારહિત અંગારા ઉપર હિંગ અને અડદનું ચૂર્ણ નાખી તેની ધુમાડી મોમા લેવી. (૫) **અફીણ ઉપર ઉતાર**:—હિંગ પાણીમા અથવા છાશમા મેળવી પાવી. (૬) **પેટમાં શૂળ થતું હોય તે ઉપર**:—ઘોડાના અથવા ગધેડાના લીડાનો રસ ૬ માસા કાઢી તેમા ૧ માસો હિંગ નાખી તે રસ પાવો. (૭) **પેટમાં શૂળ આવતું હોય તે ઉપર**:—હિંગ માસા ત્રણ, કોઠ, (ઉપલેટ) માસા ત્રણ, વાવડિંગ માસા ત્રણ, એ સર્વ એકત્ર કરી બે તોલા ગરમ પાણીમા નાખી પાવુ. (૮) **ચોથિયા તાવ ઉપર**:—હિંગ અને જૂનુ ઘી એકઠું કરી તાવ આવે તે વખતે નાકમા નાખવુ. (૯) **ખુપરા ઉપર**:—અર્ધી રતી હિંગ દહીમા મેળવી ખુપરા ઉપર ચોળવી. (૧૦) **અજીર્ણાદિક ઉપર**:— **હિંગાષ્ટક ચૂર્ણ**:—સૂંઠ, મરી, લીંડીપીપર, અજમો, સિંધવ, જીરું, શાહજીરુ અને તળેલી હિંગ, એ સમભાગે લઈ તેનુ ચૂર્ણ કરવું અને તે ચોગણા ઘીમા અગર ભોજન સમયે ઘી-ભાત સાથે ખાવુ, એટલે અજીર્ણ, અગ્નિમાંદ્ય, કોલેરા, પાંડુ, આમ અને ગુલ્મનો નાશ કરે છે. (૧૧) **પ્રસૂતાનાં ચક્કર અને શૂળ ઉપર**:—હિંગ ઘીમા શેકી મેળવી ખવડાવવી (૧૨) **વીંછીના વિષ ઉપર**:— હિંગ આકડાના દૂધમા વાટી લેપ કરવો (૧૩) **વ્રણ સંબંધી કીડા દૂર થવા માટે**:—હિંગ અને કડવા લીમડાના પાદડા વાટી લેપ કરવો. (૧૪) **પટકી [કોલેરા] ઉપર**:—તળેલી હિંગ, કપૂર અને આંબાની ગોટલીમાનું મગજ સમભાગે લઈ ફુદીનાના રસમા એકત્ર ખરલ કરી ગોળીઓ વાળી સૂકવવી. એકેક કલાકને અંતરે એકેક ગોળી ચાવી ખાવી; અથવા હિંગ અર્ધો ભાગ, મરચાની વસ્ત્રગાળ ભૂકી ૧ ભાગ તથા કાથો ૧ ભાગ, એ જણસો એકત્ર કરી તેની ફુદીનાના રસમા વાલ વાલની ગોળીઓ કરવી ઝાડો થવાનો આરંભ થયા પછી દરેક વખતે એક એક ગોળી ઘડી ઘડીના અંતરે આપવી. પાંચની અંદર અને એક વર્ષની ઉપરના બાળકને દરેક વખતે અર્ધી અર્ધી ગોળી આપવી (૧૫) **આધાશીશી ઉપર**:—હિંગનુ પાણી કરી નાકમા નાખવુ. (૧૬) **કર્ણનાદ [બહેરાપણું] ઉપર**:—હિંગ, ચીરફળ અને સૂંઠ, એ સરસિયામા નાખી કઢવવુ અને તે કાનમા પાડવુ. (૧૭) **વાળા ઉપર**:—હિંગનુ ચૂર્ણ ૪ માસા પાશેર દહીમાં નાખી ૩ દિવસ ખાવુ (૧૮) **મૂત્રકૃચ્છ્રાદિ મૂત્રરોગ અને શુક્રરોગ ઉપર**:—હિંગ શેકેલી અને એલચીદાણાનું ચૂર્ણ ૩ રતી દૂધ-ઘીમા ખવરાવવું. (૧૯) **શરદી વડે કાનના ધાક બેઠા (ધાક પડી) હોય તે ઉપર**:—ઉત્તમ હિંગ રૂમા વાટી કાનમા ઘાલી રાખવી. (૨૦) **પરિણામ શૂળ ઉપર**:—હિંગ, સિંધવ અને જીરાનું ચૂર્ણ મધ અને ઘીમા નાખી આપવુ. (૨૧) **દાઢ દુખતી હોય તો અને**

× સંસ્કૃત વૈદ્યકગ્રંથોમા હિંગને વાપરતા પહેલા તેને ઘીમાં તળીને વાપરવા કહેલું છે એ પ્રમાણે શુદ્ધ કર્યા વિનાની કાચી હિંગ ગળાને નુકસાન પહોંચાડે છે

**દાંતમાંના કીડા ઉપર**:—તળેલી હિંગ દાઢ નીચે રાખવી (૨૨) **વછનાગના વિષ ઉપર**:—ગાયના ઘીમા ૪ ગુંજ હિંગ ખવરાવવી.×

**૬૨૧ હુરા**—સ૦ તીક્ષ્ણદુગ્ધા મ૦ હુરા, ગેવા, ફુગલી. તૈ૦ ચિલ્લ તા૦ તિલ્લૈચેદિ. ક૦ હરે ખ૦ ગશિર, ગગવા, ગેરિયા, હરિયા-ગુન લૈ૦ એકશી, કેરિયા એગેલોચા હુરાના ઝાડ મોટાં મોટાં થાય છે. એના પાદડા ઇન્દ્રજવના પાદડા જેવા થાય છે એ પાદડાના ડીટા લાબા હોઈ રાના હોય છે આ ઝાડનુ દૂધ બહુ તીક્ષ્ણ છે આ ઝાડનુ લાકડુ ધોળા રગનુ અને નરમ હોય છે. એ ઝાડ **કોંકણ પ્રાતમાં** પુષ્કળ થાય છે. ફૂલ સુવાસિત પીળા હોય છે હુરાના દૂધથી આખને ઈજા થાય છે, એ ઉપર ઉતાર-દહીંની આશ આખ ઉપર રાખવી, એટલે ઈજા થશે નહિ, દૂધ તીવ્ર રેચક અને વિષહર છે માત્રા ૦ા રતી **ઉપયોગ—(૧) સર્પદંશ ઉપર**:—હુરાનો રસ પાશેર કાઢી તેમા ૭ મરી વાટી તે પાવો; કિંવા હુરાની છાલ અરીઠાના પાણીમા ઘસી પાવી **(૨) ઘોષણના વિષ ઉપર**:—હુરાનો રસ પાવો; કિવા ગૂંદની છાલ, ફળ તથા અબાડાની છાલ સમભાગે

× ડૉક્ટર દેસાઈના મતમા હિંગ દીપન, પાચન, હોજરી અને આતરડાને ઉત્તેજક, વાયુહર, સારક, કૃમિઘ્ન, છેદનીય, કફઘ્ન, કફદુર્ગંધનાશક, જ્ઞાનતતુસસ્થાને બળવાન ઉત્તેજક, ગર્ભાશયઉત્તેજક, પ્રબળ સકોચવિકાસપ્રતિબંધક અને વિષમજ્વરહર છે એમા રહેલુ ઊડનશીલ તેલ શ્વાસનલિકા, ચામડી અને મૂત્ર વાટે બહાર નીકળે છે અને તે તે માર્ગને ઉત્તેજના આપે છે આમા કફ પાડવાનો ધર્મ હુગળીના જેવો છે હિંગથી શ્વાસનલિકામાનો કફ પાતળો થાય છે. કફની દુર્ગંધ દૂર થાય છે તેમા રહેલા કીટાણુઓનો નાશ થાય છે એનાથી મગજમા રહેલા શ્વાસોચ્છ્વાસકેન્દ્રની ક્રિયા કાંઈક ઢીલી પડે છે એટલે કારણ વિના આવનાર ઉધરસ ઓછી થાય છે જ્ઞાનતતુ અથવા ગતિતંતુ ઉત્તેજિત થાય છે ત્યારે અથવા કેટલીક અવસ્થાઓમા જ્ઞાનતંતુસંસ્થાના કેન્દ્રસ્થાન અશક્ત થવાને લીધે તેના ઉપર બાહ્ય કારણોનું પરિણામ જોઈએ તે કરતા વધારે થાય છે, ત્યારે અથવા મગજમાથી નીકળેલા હુકમોનો અમલ વાજબીના કરતા વધારે થવાને લીધે ભળતીભળતી ક્રિયા થાય છે, ત્યારે અથવા બીજા કારણોથી દુખદાયક કિવા ત્રાસદાયક પરિણામ આવે છે, ત્યારે હિંગ જ્ઞાનતતુસંસ્થાને નિયમિત બનાવે છે અને ક્રિયાવિકૃતિઓને દૂર કરે છે એટલે હિંગને જ્ઞાનતતુઓને બલ્ય અને સંકોચવિકાસપ્રતિબંધક કહેલ છે હિંગસેવનથી હોજરી અને આતરડાની માસપેશીઓને જોર મળે છે અને દસ્ત સાફ આવે છે. **માત્રા**—૨-૭ રતી જલદી પરિણામ આવવા માટે ગરમ પાણીમા ઘૂંટીને આપવી

**ઉપયોગ**—ઉત્તમ હિંગ કેવળ રસરૂપ આવે છે તે વધારે ઉગ્ર છે એ જ સાચો લાભ બતાવી શકે છે એ વધારે ઉગ્ર હોવાથી ધીમા તળીને આપવાનુ શાસ્ત્રકારોએ કહેલું છે ફેફસાઓના રોગો પર કાચી હિંગ અને આતરડાના રોગો પર તળેલી આપવી જોઈએ ધીરેધીરે લાભ પહોચાડવો હોય ત્યારે ગોળીરૂપે હિંગ આપવી જોઈએ ફેફસાના રોગમા હિંગ અતિશય ગુણાવહ છે મોટા માણસના જીર્ણ શ્વાસનલિકાશોથ અને દમમા બાળકાની મોટી ઉધરસ (હુપીગ), ફુફ્ફુસવ્રણશોથ અને શ્વાસનલિકાશોથ તથા બાળકોના ફેફસાનો રોગ દૂર થવા પછી ઉત્પન્ન થતી સૂકી ઉધરસ પર હિંગ દેવાનો અતિ રિવાજ છે. હિંગથી ગભરામણ ઓછી થાય છે ફેફસાના રોગમા હિંગ પાણીમા ગાળીને આપવી એનાથી કફ પાતળો થાય છે અને વધારે ઉત્પન્ન થતો હોય, તો તે ઓછો થાય છે આફરો, ઉદરશૂળ, કબજિયાત, હોજરી અને આતરડાની શિથિલતા, અપચન, ઉદરકૃમિ એ બધા રોગો પર હિંગ અતિ ગુણકારી છે હિંગની સાથે અજમો અપાય છે અથવા હિંગ ઓળિયો અને સાબુને મેળવી ગોળીઓ કરીને અપાય છે આતરડાના રોગમા હિંગની બસ્તિ અપાય છે. ગુદામા બારીક જંતુ ઉત્પન્ન થયા હોય તો હિંગની બસ્તિથી લાભ પહોચે છે ગૃધ્રસી, અર્દિત, મન્યાસ્તભ, પક્ષાઘાત, આક્ષેપક અને અપતત્રક આદિ વાતરોગો પર હિંગ વપરાય છે ટાઢિયા તાવમા હિંગ સારો લાભ પહોચાડે છે જ્વરમા સનિપાતના લક્ષણ દેખાય તો હિંગુકર્પૂરવટી આપવી રોગી ગોળીને ગળી ન શકે તો આદાના રસમા ઘસી જીભ પર ચોળવી, એથી નાડી સુધરે છે હાથપગનો કપ, કપડા ફેકવા, વારંવાર ઊઠબેસ, બડબડાટ કરવો, એ બધા ચિહ્ન ઓછા થઈ જાય છે આ ગોળીઓની સાથે કસ્તૂરી પણ આપી શકાય છે હૃદ્રોગમા હિંગ અપાય છે હૃદયનુ ધડધડવુ, હૃદયમા વેદના, ગભરામણ, ચક્કર આવીને પડી જવુ વગેરે રોગો પર હિંગુકર્પૂરવટી અપાય છે હિંગથી ગર્ભાશયનો સકોચ થઈને માસિકધર્મ સાફ આવે છે અને ઉદરવેદના ઓછી થાય છે સુવાવડમા હિંગ ખાવા આપવાથી વાતવિકાર થતો નથી

**હિંગુકર્પૂરવટિકા**—હિંગ અને કપૂર સમભાગ (૧-૧ તોલો) મેળવી બેચાર ટીપા મધના નાખી ખરલ કરી ૧-૧ રતીની ગોળીઓ બનાવવી, **માત્રા**—૧-૨ ગોળી દિવસમા ૩ વાર

**સૂચના**—ગોળીઓ બનાવવા માટે ઉત્તમ હિંગ લેવી જોઈએ સારી હિંગ બાળવાથી કપૂરની માફક બળે છે.

લઈ પાણી છાંટી બારીક વાટી રસ કાઢવો અને તેમાં હુરાની છાલ ઘસી શક્તિ અનુસાર અને વિષનું જોર હોય તે પ્રમાણે બે-ત્રણ વાર તે ઔષધ આપવું (૩) **વીંછીના દંશ ઉપર:**—હુરાની સળીઓની અણીઓ તોડી તેનું દૂધ દંશ ઉપર લગાડવું. (૪) **નળવાયુ ઉપર:**—હુરાની કૂંખો અને વડની વડવાઈઓના અંકુર કેળના પાંદડામાં બાંધી મંદ અગ્નિમાં શેકી તેનો અંગરસ ચાવી ગળી જવો. (૫) **રેચ**—હુરાનું દૂધ ચણોઠીભાર ચણાના લોટમાં ઘાલી તે લોટની ગોળી કરી આપવી ઉતાર—ઘી અને ભાત તથા ઘણો રેચ થાય તો ઘી પાવું. (૬) **રતવા ઉપર:**—હુરાના લાકડાની રાખ અને કળીચૂનો પાણીમાં એકત્ર કરી ચોપડવો અને તે ઉપર ગોળ નાખી ચોળવો, એટલે લેપ બેસશે અને રતવા દૂર થશે (૭) **ઉંદરના વિષ ઉપર:**—હુરાની સળીઓનો તેના જ દૂધમાં વાટી દંશ ઉપર લેપ કરવો.

**૬૨૨ હેદ**—(હળદરવો) સં૦ હારિદ્રક, હરિદ્રુ હિં૦ હદલુ, કરમ. બં૦ કેલીકદંબ નેપાળ કરામ. મ૦ હેદ, હેદ્દા, હેદુ, કો૦ એદુ ક૦ હેદ્દ તા૦ કદંબૈ, મંજટકદંબુ તે૦ બનદારુ. લે૦ એડિના કોર્ડેફોલિયા ×

હેદના ઝાડ મોટામોટા થાય છે **કોંકણ** પ્રાંતમાં એ ઝાડ ઘણાં થાય છે એ ઝાડના પાંદડા મોટા હોઈ તે ગોળ અને અણીદાર હોય છે. એ ઝાડનું લાકડું ઇમારતના કામમાં ઉપયોગી છે. આ લાકડા ઉપર લાખનો રંગ ઘણો થાય છે આ ઝાડ સાગનો એક પ્રકારનો ભેદ છે. એના પાંદડાના રસથી જુલાબ થાય છે **હેદ**—કડવી, ઉષ્ણ, પિત્તલ અને વાયુનાશક છે **હેદનું ઝાડ**—પિત્તકારક, ઉષ્ણ, કડવું અને વાતનાશક છે **ઉપયોગ**—(૧) **ઉંદરના વિષ ઉપર:**—હેદના અંકુરનો રસ ૪ પૈસાભાર અને ઘી બે પૈસાભાર એકત્ર કરી ૭ દિવસ આપવું. પથ્ય—કળથીની રાબ અલૂણી અને ભાત. (૨) **ઢોરના ક્ષતમાંના કીડા મારવા ઉપર:**—હેદના તોરા અને પાડેરવાના તોરા એકત્ર ખાંડી રસ કાઢવો અને તે રસ ક્ષતમાં ભરવો તથા કૂચા રહે તે ક્ષત ઉપર બાંધવાં. (૩) **ભાર, યકૃત અને બરોળ ઉપર:**—ગોળ ખાઈને તે ઉપર હેદના પાંદડાનો રસ પીવો અને ૩ દિવસ પગ ઊંચા કરી રાખવા. ઔષધ લાગે તો ઉતાર—નાચણાની ખીચડી કરી ખાવી કિંવા ઘી પાવું. (૪) **નળવાયુ અને શોફોદર ઉપર:**—હેદના પાંદડાનો રસ ચાર પૈસાભાર લઈ મરીની ભૂકી નાખી પાવો, ઊલટી થાય તો સોપારી ખવરાવવી. ઉતાર—ઘી અને ભાત (૫) **કમળી ઉપર:**—હેદના અંકુરનો રસ ગાયના દૂધમાં શક્તિ અનુસાર ૧ તોલાથી ૨ તોલા સુધી પાવો; એથી તુરત ગુણ આવે છે. (૬) **આધાશીશી ઉપર:**—હેદની કૂંખનો રસ સૂંઘવો (૭) **વાળા ઉપર:**—હેદના તોરા વાટી ચોપડવા અને ત્રણ દિવસ છોડવા નહિ

**૬૨૩ હેળુ**—આ એક જંગલી ઝાડ છે તે શુમારે ૨૫ હાથ ઊંચું હોય તેનો વિસ્તાર આઠદશ હાથ હોય છે એના પાંદડા ઇંદ્રજવના ઝાડના પાંદડા કરતાં નાના હોય છે એને શુમારે જાયફળ જેવડા ફળ આવે છે એ ફળને મરાઠીમાં 'અળવે' કહે છે એનું શાક પણ કરે છે એ શાક સ્વાદે કંઈક લીલા કેળા જેવું લાગે છે એ ફળ ઉત્પન્ન થવાનો વખત જેઠ માસની આખરે આવે છે ગરીબ લોક એક બે દિવસ એ ભાજી ઉપર જ કાઢે છે. **ઉપયોગ**—(૧) **વેળ, બદ વગેરે પકવવા ઉપર:**—હેળુના લીલા પાંદડા લાવી થોડા પાણીમાં વરાળ આવે ત્યાં સુધી બાફવા. પછી બારીક વાટી તેની ચપટી થેપલી કરી બદ ઉપર મૂકી તે ઉપર પાણીના બબ્બે ટીપાં નાખતા રહેવું. (૨) **બાળકના ઉટાંટિયા ઉપર:**—હેળુના પાકા ફળ ખવરાવવા, **કોલેરા ઉપર:**—હેળુના બિયાં મધમાં ઘસી પાવાં અથવા હેળુના મૂળ પાણીમાં ઘસી પાવાં (૪) **દમ અને ઉધરસ ઉપર:**—હેળુના પાંદડા ચલમમાં નાખી પાવા (૫) **આંખમાંનાં ફૂલાં વગેરે જવા માટે:**—હેળુના બિયાં ઘસી અંજન કરવું

## વનૌષધિગુણાદર્શ સમાપ્ત

× પહેલાની આવૃત્તિમાં હેદના નામોમાં સરેરા (શાખોટ)ના નામ લખ્યા હતા શાખોટના વૃક્ષ નાના થાય છે, પાન પણ નાના હોય છે એટલે એ નામ બધા રદ કરી મરાઠી હેદ ઝાડનાં નામ લખ્યા છે. હેદના વૃક્ષ મોટા થાય છે અને પાન પણ મોટા હોય છે આનું લાકડું પીળા રંગનું હોય છે એટલે આ વૃક્ષને સંસ્કૃતમાં હારિદ્રક અને ગુજરાતીમાં હળદરવો કહે છે આની છાલ કટુપૌષ્ટિક, જ્વરઘ્ન, સ્તંભન અને વ્રણરોપણ છે **માત્રા**—૧૫ રતી જ્વરમાં દસ્ત લાગતા હોય તો છાલનો ક્વાથ અપાય છે માથું દુખતું હોય તો કાળા મરીની સાથે વાટી ચૂર્ણ કરીને સુંઘાડે છે પદેજીએ ગુણવર્ણન કરેલું છે તે હેદ કદાચ હળદરવા અને સરેરાથી પણ જુદો હોય તો કહી શકાય નહિ

—**સ્વામી કૃષ્ણાનંદ**

# આર્યભિષક્

## અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ

## ૧–સુબોધ વૈદક–ઉત્તરાર્ધ

उपचारेण शमनमपचारेण कोपनम् । एवं विज्ञाय सद्वैद्यः कुर्यात्संशमनक्रियाम् ॥

(‘હારીતસંહિતા’)

### ૧–અજીર્ણ

કારણ—ઘણું પાણી પીવું, અકાળે ભોજન કરવું, મલમૂત્રાદિકનો અવરોધ કરવો, નિદ્રાનો નિયમ ન હોવો, થોડું કિંવા ઘણું ખાવું અને અપક્વ, જડ, શુષ્ક, ઠંડુ, કેશ વગેરે પદાર્થ મળેલું, નજર પડેલું, અશુદ્ધ, ન ગમતું અથવા વાસી ઇત્યાદિ અન્નાદિકનું સેવન કરવું, ભૂખ લાગેલી હોય તે વેળા ન જમવું ઇત્યાદિ કારણોએ અજીર્ણ રોગ ઉત્પન્ન થાય છે **એનાં સાધારણ લક્ષણો**× શૂળ, પેટનું ફૂલવું, ઓડકાર બેચેની, અનેક પ્રકારની વાયુની વેદના, જ્વર, મળ તથા વાયુનો અવષ્ટંભ વગેરે * **ઉપચાર**—(૧) કોઈ પણ ઔષધ આપવા પહેલા વમન અને રેચન આપવું.

× **અજીર્ણ રોગમાં પ્રકારભેદથી લક્ષણ** —

**(૧) આમ અજીર્ણમાં** શરીર ભારે થવું, જીવ ચૂંથાવો, આંખોની ચારે તરફ સોજો તથા ખાધેલા પદાર્થના સ્વાદના ઓડકાર આવ્યા કરે છે **(૨) વિદગ્ધ અજીર્ણમાં** ભ્રમ, મૂર્ચ્છા, તૃષા, ખાટા ઓડકાર તથા પિત્તજનિત અન્ય ઉપદ્રવ જોવામા આવે છે **(૩) વિષ્ટબ્ધ અજીર્ણમાં** પેટનું ફૂલવું, શૂળ, મળ અને અધોવાયુનું રોકાવું, જડતા, મૂર્ચ્છા, આખા શરીરમા દર્દ તથા વાયુજન્ય અન્ય કષ્ટ થયા કરે છે **(૪) રસશેષ અજીર્ણમાં** ભોજનની ઇચ્છા ન થવી, હૃદયની અશુદ્ધિ, શરીર ભારે થઈ જવું વગેરે ચિહ્નો દેખાય છે.

સર્વ પ્રકારના અજીર્ણમા મંદાગ્નિનાશક ઔષધિ લાભદાયક છે કેટલીક વખત અજીર્ણ રોગમા સૈંધવાદિ ચૂર્ણ, વડવાનલ ચૂર્ણ, હિંગાષ્ટક ચૂર્ણ, લવણભાસ્કર ચૂર્ણ, શંખવટી, લવંગાદ્ય મોદક, ભાસ્કર રસ, ચિંતામણિ રસ, ક્રવ્યાદ રસ, અગ્નિતુંડી વટી વગેરે પણ અપાય છે

* **સમુદ્રલવણાદિ ચૂર્ણ**—સમુદ્રલવણ, સંચળ, સિંધાલૂણ, જવખાર, અજમો, અજમોદ, હરડેદળ, લીંડીપીપર, સૂંઠ, હિંગ અને વાવડિંગ એ ૧૧ ચીજો બબ્બે ટાંક લઈને ચૂર્ણ કરી સાંજરે ઊના પાણી સાથે આપવાથી અજીર્ણ, ગોળો, વાતપ્રમેહ, કોગળિયું, પાંડુરોગ અને નિર્બળતાનો નાશ થાય છે

વિષ્ટમ્ભાજીર્ણવાળા રોગીને સ્વેદન, વિદગ્ધાજીર્ણવાળાને લંઘન અને આમાજીર્ણવાળાને વમન કરાવી પછી ઔષધિની યોજના કરવાથી શીઘ્ર લાભ થાય છે

વિદગ્ધાજીર્ણવાળાને ઉષ્ણ અને ગરમ દવાઓ ન આપવી શીતળ જળ, પ્રવાલભસ્મ, કોડીભસ્મ, શંખભસ્મ, છીપભસ્મ અથવા સિતોપલાદિ જેવી હોજરીના પિત્તને શાંત કરનારી ઔષધિ આપવાથી પચનશક્તિ બળવાન બને છે હિંગ્વષ્ટક ચૂર્ણ જેવી પિત્તવર્ધક ઔષધિથી લાભને બદલે હાનિ થાય છે નવા આમાજીર્ણમા સવારે દુર્ગંધવાળા ઓડકાર આવે અને અજીર્ણ જણાય તો હરડે, સૂંઠ અને સિંધાલૂણનું ચૂર્ણ પાણી સાથે આપવાથી અપચિત રસનું પચન થઈ જાય છે

**નમક સુલેમાની**—સાભર નિમક ૭ તોલા, સંચળ ૧ તોલો, નૌસાદાર ૦ll તોલો, સિંધાલૂણ ૦ll તોલો, અજમોદ, કાળા મરી, અફીણ, જવખાર એ ચાર વસ્તુ પા પા તોલો, હિંગ તળેલી ૧ માસો, તજ, સૂંઠ, જેઠીમધ, જીરું અને ચણકબાબ એ ચાર વસ્તુ અર્ધો અર્ધો તોલો લઈ સર્વને બારીક ખાંડી કપડાથી ગાળી લેવું માત્રા ૧ થી ૩ માસા સુધી આ ચૂર્ણના સેવનથી થોડા દિવસમા અજીર્ણ અને કબજિયાત દૂર થઈ પાચનશક્તિ સુધરે છે, તેમ જ બળ અને વીર્યની વૃદ્ધિ થાય છે

લાઘણ કરાવવી અને હિંગાષ્ટક ચૂર્ણ આપવુ. (૨) પાકેલા અનેનાસના ઝીણા ઝીણા કકડા કરી, તેમા મરી અને સિંધવની ભૂકી નાખી તે આપવું (૩) લીંબુની ફાડ કરી તેની બન્ને ફાડોમા સંચળ, સૂઠ અને થોડી હિંગ ભરી અંગારા ઉપર મૂકવુ અને સારુ પાકું થાય એટલે નીચે ઉતારી લગાર ઠંડું થાય એટલે ચૂસી જવુ (૪) લીંડીપીપર, સિંધવ, બાળહરડે અને સૂંઠનું ચૂર્ણ ગરમ પાણીમાં આપવુ (૫) ચણાનો ક્ષાર છાશમા, પાણીમા કિંવા સાકરમા નાખી આપવો. (૬) સૂંઠ ને ગોળ અથવા સૂંઠ ને સાકર આપવી (૭) ભોજન પહેલા આદાના રસમા લીંબુનો રસ અને સિંધવ નાખી તે પ્રાશન કરવુ, એટલે અજીર્ણ દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે અને વાયુ, કફ, મલબદ્ધતા તથા આમવાતનો નાશ થાય છે. (૮) લવંગ અને બાળહરડેનો કાઢો સિંધવ નાખી આપવો; એટલે સૂક્ષ્મ રેચ થઈ અજીર્ણનો નાશ થશે. (૯) લીંડીપીપર અને ગોળ ખાવો (૧૦) મૂળાના કંદના પાતળા પીતા કરી તે ઉપર મીઠુ નાખી જોરથી મસળી થોડી વાર રહેવા દેવા; પછી પુન જોરથી મસળી તેમાનુ પાણી નીચોવી કાઢી નાખી તે પીતા ચાવી ખાવા, એટલે અજીર્ણ તત્કાળ નાશ પામે છે. (૧૧) બાળહરડે, સિંધવ અને સૂંઠનો કલ્ક કરી પાવો (૧૨) ધાણા અને સૂંઠનો કાઢો આપવો; એટલે અજીર્ણ, આમ, શૂળ અને જ્વરનો નાશ થાય છે (૧૩) સિંધવ, સંચળ, જવખાર, અજમો, હરડે, લીંડીપીપર, સૂંઠ, મરી, શેકેલી હિંગ અને વાવડિંગનુ ૪ માસા વસ્ત્રગાળ ચૂર્ણ ઘીમા કરમેળી, ભોજનસમયે પ્રથમ પાચ કોળિયા સાથે ખાવુ. એટલે અજીર્ણ, વાત, ગુદવાત, ગુલ્મવાત, વાતપ્રમેહ, વિષમવાત, વિષૂચિકા (કોલેરા,) કમળો, પાડુ, દમ અને ઉધરસનો નાશ થાય છે (૧૪) ચિત્રક, અજમો, સિંધવ, સૂંઠ અને મરીનુ ચૂર્ણ છાશમા ૭ દિવસ આપવુ, એટલે અજીર્ણ અને મૂળવ્યાધિનો નાશ થાય છે (૧૫) સૂંઠ ૫ ભાગ, લીંડીપીપર ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, અજમો ૨ ભાગ અને બાળહરડે ૧૬ ભાગનુ ચૂર્ણ કરી આપવુ; એટલે અજીર્ણ આમ, ગુલ્મ તથા મલાષ્ટંભનો નાશ થાય છે. **પથ્ય**—અગ્નિને પ્રદીપ્ત કરનારા અને હલકા પદાર્થ, જૂના મગ, રાતા ચોખા, ચુકોચાકવત (ટાકો), કૂણો મૂળો, લસણ, જૂનુ કોળુ, સરગવાની શિંગ, પરવળ, વેંગણ, આમળા, નારંગી, દાડમ, લીંબુ, મધ, માખણ, ઘી, છાશ, મીઠું, દહી, હિંગ, આદુ, અજમો, મેથી, ધાણા, નાગરવેલના પાન, ઉષ્ણોદક, કડવું, તીખુ, ખાટુ એવા રસ ઇત્યાદિનુ સેવન સારું છે. **અપથ્ય**—મલમૂત્ર-વાયુનો અવરોધ, ઘણું ખાવુ, જાગરણ, મિષ્ટાન્ન, ઠંડુ ધાન્ય, જાંબુ, અળવી, જડ પદાર્થ, વિરુદ્ધ અન્ન-પાન ઇત્યાદિ.

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦×મા-અજમો-૧, અજમોદ-૫, અનેનાસ-૧, આદુ-૨, ૫; કલૌંજી જીરુ-૧, કોથમીર-૬, ચિત્રક-૧૦, જાયફળ-૧૨, ઝેરકોચલા-૭, તુવેરફળ-૩, પાઢ (કાળીપાડ)-૧૦, બાફળી (હીંગોત્રી)-૪, મીંઢીઆવળની બીજી ટીપમા, મૂળા-૬, રાઈ-૩, લવંગ-૬, લીંડીપીપર-૧૬, લીંબુડી-૧, વગડાઉ અજમો-૧, હરડે-૧૫, ૪૪; હિંગ-૧૦, (અજીર્ણ કેળાથી હોય તો) કેળ-૨૧, (ઘીથી હોય તો) કોકમ-૮, (ફણસથી હોય તો) ફણસ-૬, ૭; અને (તેલથી

---

× સુબોધ વૈદકમા દરેક દરદની નીચે આપેલ વિશેષ ઉપચારો પણ વનૌષધિગુણાદર્શ પ્રકારની જ ખતવણી છે મૂળ મરાઠી ગ્રંથની છેલ્લી આવૃત્તિને આધારે એ પ્રકરણમા સુધારોવધારો થયેલો, તેમાના કેટલાક ઉપચારો રા૦ પદેજીની હયાતીમા નીકળેલી ગુજરાતી આવૃત્તિમાં ખતવવા રહી ગયેલા, તે આ આવૃત્તિમા આ પ્રમાણે જ વિશેષ ઉપચાર દાખલ દરેક વ્યાધિના પ્રકરણમા સંશોધકે ઉમેર્યા છે, અને સંશોધકે પોતે સંગ્રહ કરેલા બીજા વધુ ઉપચારો તેમ જ બીજી હકીકત આમા ટીપણી તરીકે આપવામાં આવેલી છે. દરેક ઉપચાર કહેલી ઔષધિના વર્ણનમા કહેલા નંબરે જોવાથી મળી આવશે જેમ કે આ પ્રકરણમા 'અજમો ૧' એમ લખેલુ હોવાથી અજમાના વર્ણનમા અજમાના ઉપયોગનો નંબર ૧લો જોવો, આમ સર્વત્ર સમજી લેવુ 'વનૌષધિગુણાદર્શમા' એ વાક્યને બદલે હવે પછી 'વનૌ૦મા' એ ટૂંકા શબ્દ વપરાશે એ તરફ વાચનારનુ ખાસ ધ્યાન ખેંચીએ છીએ

વળી પાંચમી આવૃત્તિથી વનૌષધિગુણાદર્શની ખતવણીની માફક ગોવૈદક, પ્રાણીજ ઔષધિ અને રસવૈદ એ ત્રણ પ્રકરણોની ખતવણી દાખલ કરી છે, તથા તે પણ ગોવૈદકના બદલે ગો૦ વૈ૦ અને પ્રાણીજ ઔષધિના સ્થળે પ્રા૦ ઔ૦ તથા રસવૈદને બદલે ર૦ વૈ૦ છાપેલુ છે

હોય તો) ભીંડી-૪. **મંદાગ્નિ માટે** જુઓ—અતિવિષ-૫, આદુ-૧૩, ૧૯, ૫૩, આમલી-૧૨, કલૌંજી જીરું-૧, કોથમીર-૬, ગાજો-૬, ઝેરકોચલા-૭, ભાગરો-૧૩, રતાદળી-૧૦, રાસ્ના-૬, લવંગ-૧, લીંડીપીપર-૧૩, ૩૫ **ભૂખ લાગવાના ઉપાય**—જુઓ—આદુ-૧૫, ભોરિંગણી-૬, જુઓ ૨ જીવંમા ચૂનો-૪, બીડલૂણ-૧, સાજીખાર-૫

## ૨—અમ્લપિત્ત

**કારણ**—વાસી, ખાટું થઈ ગયેલુ અથવા બીજા વિકારવાળુ, પિત્તને કોપાવનાર, વિરુદ્ધ ગુણવાળુ અથવા દાહ કરે એવુ અન્ન અગર બીજા પદાર્થોનુ ભક્ષણ કરવાથી પિત્ત દૂષિત થઈને સંચિત થાય છે, તેને અમ્લપિત્ત કહે છે **લક્ષણ**—અન્ન ન પચવુ, મહેનત કર્યા સિવાય શ્રમ થવો, જીવ ચૂથાવો, કડવા, ખાટા ઓડકાર આવવા, શરીરે જડપણુ આવવુ, હૃદય અને કંઠમા દાહ, અન્નદ્વેષ થવો, એ સાધારણ લક્ષણો છે આ રોગ જૂનો થયા પછી કષ્ટસાધ્ય છે **ઉપચાર**—(૧) પ્રથમ વમન થવાને મીંઢળનુ ૪-૫ માસા ચૂર્ણ મધમા આપવુ, પછી સૂક્ષ્મ રેચ આપવા. (૨) આમળા અથવા ત્રિફળાના કાઢામા નસોતરનુ ચૂર્ણ અને મધ નાખી તે કાઢો રેચ થવા માટે આપવો. (૩) સૂંઠ અને કડવા પરવળનો કાઢો આપવો. એ કફ, પિત્ત, ઊલટી, કંડૂ, જ્વર અને વિસ્ફોટકનો નાશ કરે છે, અને એ લેવાથી અન્નનુ પાચન થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે (૪) સૂંઠ એક ભાગ અને ગેરુ બે ભાગ, એને ખાવાના પાનના રસમા ખરલ કરી વાલ પ્રમાણે ગોળીઓ બાધવી. દરરોજ બે ગોળીઓ સવાર-સાંજ દૂધ અને પતાસા સાથે ખાવી. (૫) દ્રાક્ષ ૧ ભાગ, હરીતકી અને સાકર ૨ ભાગ, એની ગોળીઓ બબ્બે વાલની કરી સવાર-સાંજ આપવી. (૬) જવનો કાઢો આમળાનો રસ અને મધ નાખી આપવો (૭) કરિયાતું, નાગરમોથ, સૂંઠ અને ગળોનો કાઢો આપવાથી અમ્લપિત્તનો તત્કાળ નાશ થાય છે (૮) અરડૂસી, ગળો અને ઊભીરીંગણીનો કાઢો મધ નાખી આપવાથી અમ્લપિત્ત, કફ, શ્વાસ, જ્વર અને ઓકારીનો નાશ થાય છે (૯) લીંડીપીપર મધમા આપવી (૧૦) હરડે, લીંડીપીપર, દ્રાક્ષ, ખડીસાકર, ધાણા અને ધમાસાનુ ચૂર્ણ મધમા લેવાથી ગળામાની બળતરા, પિત્ત અને કફનો નાશ થાય છે (૧૧) કડવા લીમડાના પાન અથવા આમળાનો કાઢો આપવો. (૧૨) રાત્રે ધાણા અને સૂંઠનો કલ્ક આપવો. (૧૩) ચોરઆમલી(ગોરખઆમલી)નુ શરબત કરી તેમાં જીરાની અને ખડીસાકરની ભૂકી નાખી તે આપવું. (૧૪) આમળા ૧ ભાગ અને ખડીસાકર ૨ ભાગ લઈ, તે ભીંજાય એટલું તાજુ ઘી નાખી આપવુ. (૧૫) કેળના કાદાના રસમા આમળાનું ચૂર્ણ ૧ તોલો આપવુ. (૧૬) કોકમ, એલચી અને સાકરની ચટણી કરી તે ખાવી (૧૭) **નારીકેલખંડપાક**:—ઝીણુ વાટેલુ ૧૬ તોલા કોપરું લઈ તે ૪ તોલા ઘીમા શેકી, તેમા સમભાગે સાકર અને ૬૪ તોલા નાળિયેરનુ પાણી નાખી, ગોળના પાક જેવુ થાય ત્યા સુધી ઉકાળી તેમા ધાણા, લીંડીપીપર, નાગરમોથ, વંશલોચન, જીરુ, શાહજીરુ, તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસર, એ ચાર ચાર માસા નાખી ઠંડુ થયા પછી આ પાક સેવન કરવો, એટલે અમ્લપિત્ત, અરુચિ, ક્ષય, રક્તપિત્ત, શૂળ અને ઊલટીનો નાશ થાય છે આ પાક ધાતુવૃદ્ધિકારક છે (૧૮) **અવિપત્યકર ચૂર્ણ**:—સૂંઠ, મરી, લીંડીપીપર, ત્રિફળા, નાગરમોથ, વાવડિંગ એલચીદોડા અને તમાલપત્ર, એ સર્વ સમભાગે લઈ સર્વના બરોબર લવંગ લઈ જે ચૂર્ણ થાય તેનુ દુપ્પટ નસોતરનુ ચૂર્ણ લઈ, સઘળા ચૂર્ણ બરોબર સાકર લઈ નીતરેલા માટલામા રાખી ભોજન પહેલા આઠ માસા પ્રમાણે ખાવું ઉપર ઠંડુ પાણી પીવુ, એટલે અમ્લપિત્ત, શૂળ, હરસ, પ્રમેહ, મૂત્રાઘાત અને મૂત્રાશ્મરીનો નાશ થાય છે (૧૯) જીરુ અને ગહુલા સમભાગે લઈ તે ૩ માસા ચૂર્ણ સાકરમા આપવુ. (૨૦) ચોરઆમલીનો મગજ ૯ ભાગ, સરગવાનો રસ ૪ ભાગ, ભાગરાનો રસ ૪ ભાગ, કોઠાનો ગર ૮ ભાગ અને આદાનો રસ ૧૮ ભાગ એકત્ર ખરલ કરી બોરના ઠળિયા પ્રમાણે ગોળીઓ કરવી નિત્ય એક ગોળી આદાનો રસ અને ખડીસાકરમા અથવા નાળિયેરના પાણીમા આપવી. **પથ્ય**—ચોખા, ઘઉ, મગ, જવ, સાકર, કારેલા, કંકોડા, પરવળ, ટાકો, જૂનુ કોળું, કેળફૂલ, ઉષ્ણ પદાર્થ અને કફ-પિત્તહારક એવાં અન્નપાન. **અપથ્ય**—મીઠું, તેલ, તીખુ,

ખાટું, તલ, કળથી, મેંઢીનું (ઘેટીનું) દૂધ

**વિશેષ વિચાર**—જુઓ× વર્નૌ૦ માં–અગાડો–૧, આદું–૧૮, ૨૩; આમળા–૧૮, ૩૬; ઇંડિલીણુ–૨, કરિયાતું–૫, કોકમ–૪, ગહુલા–૨, ગોરખઆમલી–૨, દ્રાક્ષ–૧, ધોળી પીલુડી–૫, નાળિયેર–૧૨, પાટલા–૯, બાવળ–૧૦, મૂળા–૭, લીંડીપીપર–૧૯, વસુ–૫, શતાવરી–૧૬, સાટોડી–૧૪, સિવણ–૨, હરડે–૬, ૩૨, અમ્લપિત્તથી ગળામાં બળતરા થતી હોય તો ડુંગળી–૧૭, ખીલી–૫. જુઓ ૨૦ વૈ૦મા–મોગ્થૂથુ–૫

## ૩ અરુચિ

**કારણ અને લક્ષણ**—વાત, પિત્ત અને કફને કોપાવનાર પદાર્થોનું ભક્ષણ, શોક, ભય, ક્રોધ, અતિલોભ, મનને ચીડ ઉત્પન્ન કરનાર અન્ન, રૂપ અને ગંધથી કદી અરોચક (અરુચિ) રોગ થાય છે, એથી કરી મોઢામાં અન્ન વગેરે પદાર્થ નાખતાં તેની રુચિ (સ્વાદ) શું છે તે જાણાતું નથી **ઉપચાર**—(૧) લીંડીપીપર, ચવક, સૂંઠ, પીપળીમૂળ અને ચિત્રકનું ચૂર્ણ કરી લેવાથી મોઢામાં રુચિ આવે છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે, અન્નનું પાચન થઈ મલબદ્ધતા, બગોળ, ગુલ્મ, શૂળ તથા કફોદર રોગ દૂર થાય છે (૨) સંચળ, દ્રાક્ષ મરી, જીરું, શાહજીરું, વગ્યિાળી, કોકમ અને દાડમના દાણાની ચટણી કરી મધ અને ગોળ નાખી ભક્ષણ કરવું. (૩) એલચી. તજ, તમાલપત્ર અને નાગકેસરનું ચૂર્ણ કરી આપવું, એટલે અરુચિ, પિત્ત તથા કફ સંબંધી રોગ દૂર થાય છે. (૪) કોકમ, ગોળ કિંવા સાકર અને એલચીદાણાની ચટણી કરી ખાવી (૫) યવાનીખાડવ ચૂર્ણ* આપવું. (૬) ભોજન પહેલાં આદું અને સિંધવ ભક્ષણ કરવાથી તે રુચિકર, અગ્નિ પ્રદીપ્ત કરનાર અને જિહ્વા તથા કંઠની શુદ્ધિ કરનાર છે (૭) સાકર, સૂંઠ, મરી અને કોઠની મધમાં ગોળી કરી તે મોઢામાં રાખવી, એટલે સર્વ પ્રકારની શાંતિ થાય છે. (૮) દાડમ ખાવાં. (૯) પાકા અનેનાસના ઝીણા કકડા કરી તે ઉપર જીરું અને સિંધવની ભૂકી નાખી ખાવું (૧૦) તાલીસાદિ ચૂર્ણ આપવું.– (૧૧) અક્કલકરાનું ચૂર્ણ આપવું. (૧૨) બિજોરીનું કેસર ઘી ચોપડી મરી અને સિંધવ નાખી આપવું + **પથ્ય**—ઘઉં, મગ, તુવેર, સાઠી ચોખા, રાતું કોળું (પદકાળું), કાકડી, કુમળા મૂળા,

× અમ્લપિત્તમાં ઊલટી બંધ કરવા માટે અરડૂસી, ગળો અને ભોરિંગણીનો ક્વાથ કરી મધ મેળવી પિવરાવવો એટલે વમન, શ્વાસ, કાસ તથા જ્વરને પણ દૂર કરે છે અતિસાર હોય તો અતિસારનિવારણ કરનારી ઔષધિ આપવી મલાવરોધ (કબજિયાત) હોય તો અવિપત્તિકર ચૂર્ણ, હરીતકીખંડ લાભદાયક છે આ ઉપરાંત પિપ્પલીખંડ, સૂંઠીખંડ, નારીકેલખંડ, અમૃતાદિ ગૂગળ, અમૃતરસ, એલાદિ ચૂર્ણ, અભયાદિ લેહ, આમલકીખંડ, કુષ્માંડ, અવલેહ, સૌભાગ્ય–સૂંઠી મોદક, લીલાવિલાસ રસ, અમ્લપિત્તાંતક લોહ, દ્રાક્ષાદિ ઘૃત વગેરે ઔષધોમાંથી કોઈ વિચાર કરીને ઉપયોગમાં લેવાય છે **સૂચના**—અમ્લપિત્ત રોગમાં ભોજનની વચ્ચે અથવા ભોજનની પછી તરત પાણી પીવું હાનિકારક છે ઓછામાં ઓછો એક કલાક ગયા પછી પાણી પીવું શાક બહુ ઓછા પ્રમાણમાં ખાવા ખાટા પદાર્થો બિલકુલ છોડી દેવા આમળા, ભૂરું કોળું, પ્રવાલ, છીપ, કોડી અને શંખની ભસ્મ, અરણીની રાખ, સાજીખાર (સોડા) આદિ હિતકર છે કેટલાકને ચૂનાનું નીતરેલું પાણી પિવરાવવાથી બહુ જ સારો લાભ પહોંચે છે રોજ સવારે ઉષ પાન કરવું તે અતિ હિતકર છે જો હોજરીમાં પિત્ત વધી ગયું હોય તો ઊલટી કરાવીને કઢાવી નાખવું જોઈએ રબરની નળી દ્વારા હોજરી ધોઈ લેવાથી પણ ચાલી શકે છે હોજરી સાફ કર્યા પછી દવા જલદી લાભ પહોંચાડે છે

* અજમો, દાડમની છાલ, આમલી, સૂંઠ, ખાટા બોરની છાલ, અમલબેદ, એ દરેકે એકેક તોલો, મરી અને લીંડીપીપર અઢી અઢી તોલા, તજ, સંચળ, ધાણા અને જીરું એ અડધો અડધો તોલો અને સાકર ૧૬ તોલા લઈ સર્વના કરેલા ચૂર્ણને યવાનીખાડવ ચૂર્ણ કહે છે એ ચૂર્ણ ૦। તોલા પ્રમાણે આપવાથી પાંડુરોગ, ખાંસી, અરુચિ, સંગ્રહણી, દમ, અતિસાર, ઊલટી અને કંઠના રોગો જાય છે (શાર્ઙ્ગધર, મધ્યખંડ, અ૦ ૬)

– જુઓ તાલીસના વર્ણનમાં તથા ઔષધિક્રિયા નં ૮

O + **પંચામૃત ચાટણ**—સૂંઠ, મરી, પીપર, સિંધાલૂણ–એ ચારે વસ્તુ એકેક તોલો તથા કાળી દ્રાક્ષ (બીજ કાઢી નાખેલી) ૪૦ તોલા લઈ ચટણી માફક પીસી બરણીમાં ભરી લેવું માત્રા ૦॥ થી ૨ તોલા સુધી જરૂરત પ્રમાણે સવારે તેમ જ સાંજે ચાટવું, એટલે અરુચિ, વાયુ, મંદાગ્નિ કબજિયાત, શૂળ, મોળ,

વેગનુ. શેકટાની શિંગો, કેળા, પરવળ, દૂધ, ઘી, લસણુ, કેરી, દહી, છાશ, કોહુ, કારેલા, ડુંગળી, રાઈ, ચાકવત (ટાકો) અને સવા **અપથ્ય**—તરસ, ઓડકાર તથા ક્ષુધાના વેગનુ ધારણુ, અધિક અન્ન, રક્તમોક્ષ (લોહી કાઢવુ), ક્રોધ. લોભ, ભય, અનેક દુર્ગંધીવાળા અને વિરૂપ પદાર્થનુ દર્શન.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા અતિવિષ-૫. આદુ-૧૯, ૪૭; આમલી-૨૨, કોઠી-૯, કોથમીર-૪, ગળો-૪, પપનસ-૧, પાઢ (કાળીપાડ)-૧૦, બિજોરુ-૧૭, ૧૮; લવંગ-૧૦, વાવડિંગ-૩, સમેરવો-૧૧. જુઓ ગો૦ વૈ૦મા-ગોમૂત્રની ટીપ ન ૫

## ૪—અસ્થિભંગ

કોઈક નિમિત્તથી હાડકુ મરડાયુ હોય કિંવા ઠોકરાયું હોય તો પ્રથમ ઠંડુ પાણી છાંપી હળવે હળવે થાપડવુ. પછી લાલ માટીનો લેપ કરવો **ઉપચાર**—(૧) શતધૌત ઘૃત અને ચોખાનો લોટ એકત્ર કરી મસળી તે ઉપર બાધવુ (૨) બાવળિયાની છાલનું અથવા બિયાનુ ચૂર્ણ ૬ માસા કિંવા ૧ તોલા મધમા ૩ દિવસ આપવુ (૩) સાધરૂખની કિંવા હાડસંધિની છાલ કૂટી મરડાયેલા અથવા ભાગેલા હાડકા ઉપર ત્રણ દિવસ બાધવી (૪) મજીઠ, મહુડાની છાલ અને આમલીના પાન, એ સમભાગે લઈ એકત્ર વાટી ગરમ કરી બાધવુ (૫) પંચવલ્કલ(વડ, પીપળો, નાદરૂખ, ઉંબરો અને પીંપળની છાલો)ના કાઢાથી શેકવુ (૬) ધોળા સાજડની છાલનું ચૂર્ણ દૂધમા આપવુ, અને છાલનું ચૂર્ણ ઘીમા મેળવી તેનો ઘટ્ટ લેપ કરવો (૭) હાડસંધિ કરીને ખરસાણી જેવો વેલો થાય છે, તે લાવી કૂટી ઉપર બાધવો (૮) કિંચિત્ શેકેલુ ઘઉનુ ચૂર્ણ મધમા ખાવા આપવુ (૯) મજીઠ અને જેઠીમધને લીમડાના રસમા ખરલ કરી તેમા સો વખત પાણીએ ધોયેલુ ઘી અને ચોખાનો લોટ નાખી ઉપર લેપ કરવો (૧૦) લસણ, મધ અને પીપળાની લાખ વાટી તેમા ઘી અને સાકર નાખી આપવુ, એટલે તરત સાધો બેસી જાય છે. (૧૧) પ્રવાલભસ્મ મધમા આપવી+ **પથ્ય**—ચોખા, ઘઉં, મગ, વટાણા, ઘી, દૂધ, પરવળ લસણુ અને શેકટો **અપથ્ય**—મીઠુ, તીખા, ખારા, ખાટા, ગરમ પદાર્થ, મૈથુન અને ગરમી

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા-અરજુન સાજડ-૩, ગહુ-૪, બાવળ-૨, બીવલો-૫, મજીઠ-૭, લસણ-૧૪, સાધરૂખ-૧, સુગ્રીણ-૩, હાડસંધિ-૧, હાડસાખળ-૧, (**અભિઘાત કિંવા અસ્થિભંગમા જખમ થઈ રક્તસ્રાવ થતો હોય તો**) માલેબંધ-૧, (**ઝાડ ઉપરથી પડવાથી છાતીમાં લોહી બંધાઈ જાય તો**) બીવલો-૫, (**તીરનો અગ્રભાગ કે કાંટો, કાચ વગેરે શરીરમાં પેસી ગયો હોય તો**) ઉંદરકની-ક ૯, ગ ૮, શેલડી-૮, (**પગ કે ઢીંચણ (ઘૂંટી) મરડાયો હોય તો**) આવળ-૨, ઉંડણુ-૧, વાલોળ-૩, (**દુખતા હાડ ઉપર**) કોકમ-૧, (**ઠેશ** કક વગેરે દોષ દૂર થાય છે આ ઉપરાત યવાનીખાડવ ચૂર્ણ, સુલોચનાભ્ર, એલાદિ ચૂર્ણ, અમૃતપ્રભાવટી, અગ્નિકુમાર રસ વગેરે ઔષધિ અપાય છે

+ (૧) બાવળની છાલ ૧ ભાગ, ત્રિફળા ૩ ભાગ અને ગૂગળ ૭ ભાગ, એ એકઠા કરી ગોળીઓ કરી આપવી (૨) એક બિલામાના સૂઢીથી ૪ કકડા કરી દશ તોલા ઘીમા તળી કકડા કાઢી લઈને તે ઘીનો શીરો કરી દરરોજ સવારે તાજો તાજો ખાવો આ પ્રયોગથી બિલામો ઊઠવાનો ડર બિલકુલ રહેતો નથી (૩) સાબરશિંગ વમીને મધ જેવુ ઉતારી તેમા ગૂગળ, ચોખા, એળિયો સમાન અને કળીચૂનો ગૂગળથી અર્ધો નાખી ઊનો કરી લેપ કરવાથી વાગવાથી થયેલ લોહીનો જમાવ વીખરાઈ જઈને આરામ થાય છે શૂળ ઉપર પણ આ લેપ સારો છે

**અસ્થિસંધાનક લેપ**-એળિયો, ગગળ, ગુજર, મેદાલકડી, સાજીખાર, માયુ, સરેસ, હીરાબોળ, ઈશેગ, રેવચીનો શીરો, આબાહળદર તથા પઠાણી લોદર, એ અગિયાર વસ્તુ સમભાગે લઈ ખાડી ચૂર્ણ કરવુ જરૂર પડે ત્યારે આ ચૂર્ણ ગરમ પાણીમા વાટી લેપ કરવો ઉપર રૂ લગાડી પાટો બાધવો જરૂર જણાય તો લાકડીના ખાપિયા બાધવા—બેથી ત્રણ દિવસે લેપ ખોલી બીજો લેપ લગાડવો આવી રીતે બેચાર વાર લગાડવાથી મૂઢમાર, ચોટ, સોજો, શૂળ, હાડકાનું ભાગવું અથવા ઊતરી જવુ, સખત માર, લોહીનો જમાવ વગેરે દરદ દૂર થાય છે કેટલીક વાર માર વાગવાથી પણ મૂર્છા આવે છે એવા વખતે તરત જ માથા ઉપર બરફનો કકડો રાખવો, આખો પર ઠંડુ પાણી છાટવુ અને થોડી હોશિયારી આવે કે તરત દ્રાક્ષાસવ પાવો.

વાગી પડવાથી અથવા કોઈ પણ આઘાત થઈ લોહી ગંઠાયા ઉપર) આંબાહળદર-૨, મેદાલકડી-૩, હળદરની ટીપ-૧ જુઓ ગો૦ વં૦મા દૂધ-૧૭. પ્રા૦ ઔ૦મા ગધેડાની લીંદની ટીપ, ૨૦ વં૦મા દગડીપાષાણભેદ-૩.

## ૫-આફરો (આધ્માન)

કારણ—આમ કિંવા મળ પેટમા ઘણા દિવસ સુધી ભેગો થઈ વાયુથી શુષ્ક થઈ ગંઠો બાઝે છે અને ઝાડો સાફ ઊતરતો નથી, એ વિકારને આનાહરોગ એટલે આફરો કહે છે લક્ષણ—આમથી આનાહ થયો હોય તો તરસ, સળેખમ, માથાનો દાહ, આમાશયમા શૂળ, જડપણું, હૃદયને પીડા અને ઓડકારનો પ્રતિબંધ, કમર, પીઠ તથા મળમૂત્રનું સ્તંભન, શૂળ, મૂર્ચ્છા, મળની ઊલટી અને શ્વાસ એ લક્ષણો થાય છે. પક્વાશયમા આનાહ (આફરો) થયો હોય તો મળસંચય થવાથી આધ્માન અને વાતરોગાદિ લક્ષણો થાય છે. **અસાધ્ય લક્ષણ**—તરસથી પીડિત, ક્લેશ પામેલો, ક્ષીણ, શૂળથી પીડાતો તથા મળ રોકનાર એવા રોગીને છોડી દેવો. **ઉપચાર**—(૧) હિંગ ૧ ભાગ, ઘોડાવજ ૨ ભાગ, કોષ્ટ ૫ ભાગ, સાજીખાર ૭ ભાગ અને વાવડિંગ ૯ ભાગ લઈ તેનું ચૂર્ણ ટોકરવરણા પાણીમા આપવું; એટલે આનાહ, વિષૂચિકા, હૃદરોગ, ગુલ્મ અને અર્ધાંગવાયુનો નાશ થાય છે (૨) નસોતર ૨ ભાગ, લીંડીપીપર ૪ ભાગ અને હરડે પાંચ ભાગ લઈ ચૂર્ણ કરી તેના સમભાગે ગોળ નાખી ખાવું. એ દાગણુ આનાહનું નાશક છે× **પથ્ય**—ઘી, ભાત, અભ્યંગ, કુમળા મૂળા, બિજોરું. **અપથ્ય**—ઊલટી, મલમૂત્રના વેગનો અવરોધ, સર્વ પ્રકારની દાળ, જાંબુ, કાકડી, તૂરા પદાર્થ અને જડાન્ન.

**વિશેષ ઉપચાર** જુઓ વ૦ ઔ૦માં—ઉંદરકની ક-૮, ખસખસ-૪, જળજાંબવો-૩, તુંબરફળ-૧, સમેરવો-૧૭, હરડે-૪૦, (ફણુસ ઉપર પાન ખાવાથી પેટ ચડે છે તે ઉપર) ફણુસ-૭, જાયફળ-૧૦.

## ૬-આમવાયુ (આમવાત)

**કારણ**—વિરુદ્ધ આહારનું ભક્ષણ કરનાર, વિરુદ્ધ ચેષ્ટા કરનાર, મંદાગ્નિવાળો, આળસુ, સ્નિગ્ધ, અન્ન ખાઈ લાગલો જ મહેનત કરનાર એવા મનુષ્યનો આમ (પેટમાનો અપક્વ રસ) વાયુથી કફસ્થાને જાય છે અને ત્યા તે કફથી દૂષિત થઈ મસ્તકે જાય છે ત્યાં કફ, વાત તથા પિત્તથી દુષ્ટ અનેક વર્ણનો અને ચીકટો થઈ સ્રોતોને (રસવાહિની નળીઓને) કંપિત કરી, વાયુ તથા કફને એક વખતે કોપાવી, તે ત્રિકસંધિમા (કેડના ભાગમા) પ્રવેશ કરી ગાત્રોને સ્તબ્ધ કરે છે. તેને આમવાત કહે છે.+ **લક્ષણો**—અંગ મરડાઈ જવું, અરુચિ, તરસ, આળસ, શરીરને જડત્વ, જ્વર,

× ઇંગોરાના બીજ ટાંક ૨, ખાંડ ટાંક ૨, લીંબુનો રસ ટાંક ૯ લઈ એકત્ર કરી ખરસાણી થુવરના દૂધમાં સાત દિવસ મર્દન કરી ચણીબોર પ્રમાણે ગોળી કરી ઊના પાણી સાથે આપવાથી રેચ લાગી પેટનો રોગ નીકળી જઈને આફરો બંધ થાય છે

* આનાહ (કબજિયાત) રોગમા નારાયણ ચૂર્ણ, ઇચ્છાભેદી રસ, ગુડાષ્ટક, વૈદ્યનાથવટી વગેરે ખાવા માટે અપાય છે તેમ જ ફલવર્તિ, ત્રિકટુકાદિવર્તિ તેમ જ અન્યવર્તિ ગુદામા પ્રવેશ કરાવવા માટે અપાય છે અજીર્ણના સર્વ ઉપાય કામમાં લેવા પેટ ઉપર ગરમ પાણીનો શેક કરવો, તેમ જ ગરમ પાણીની બસ્તી લેવી, એ પણ બહુ લાભકારી છે

+ આમવાતમાં લંઘન, સ્વેદન, કડવી ને તીખી ઔષધિ, વિરેચન અને બસ્તિ હિતકર છે તરસ બહુ લાગે તો પંચકોલનો ઉકાળો પાવો મહારાસ્નાદિ ક્વાથ, યોગરાજગૂગળ, સૂંઠીપુટપાક, દશમૂળાદિ અરિષ્ટ વગેરે ઔષધિ અતિવિશેષ લાભદાયક છે રાસ્નાપંચક, રાસ્નાસપ્તક, ઉદયભાસ્કર રસ, રસોનાદિ કષાય, વૈશ્વાનર ચૂર્ણ, અજમોદાદિ વટી, સિંહનાદ ગૂગળ વગેરે શાસ્ત્રીય ઔષધિ પણ વારંવાર આમવાતમા અપાય છે માલિશ કરવા માટે પ્રસારણી તેલ, પુનર્નવા તેલ તેમ જ વાતરોગમા ઉપયોગી બીજાં તેલો અપાય છે આમવાયુના રોગમા તાવ આવતો હોય તો ભાત ખાવા આપવો નહિ.

આમવાતનો રોગ નવો હોય ત્યારે તાવ આવે છે તાવ ૧૦૨થી ૧૦૬ ડિગ્રી જેટલો વધી જાય છે ચામડી લાલ થઈ જાય છે સાવેસાંધામાં વીંછી કરડે તેવી વેદના થાય છે આજ એક સાંધામા હોય

અન્ન ન પચવુ શરીરે સોજા આવવા, એ ચિહ્નો થાય છે, અને અધિક થયો હોય તો હાથ, પગ, માથુ, ઘૂટી. કટીભાગ, ફૂલા અને સધિમા સોજો આવી પીડા ઉત્પન્ન થાય છે. વાયુના યોગે જે ઠેકાણે આમ જાય છે તે અગને વીછી ચઢ્યા પ્રમાણે વેદના થાય છે અગ્નિમાદ્ય, મોઢામાથી પાણી છૂટવુ, અરુચિ, શરીરને જડત્વ, ખર, મુખને વિરસપણુ, દાહ, અતિમૂત્ર, કુક્ષિમા કઠિનપણુ, શૂળ, નિદ્રાનો વિપર્યાસ, તરસ. ઊલટી, ભ્રમ મૂર્ચ્છા, હૃદયશૂળ, મલસ્તંભ, જડત્વ, આતરડામા શબ્દ થવો, પેટ ફૂલવુ ઇત્યાદિ લક્ષણો થાય છે **ઉપચાર**—(૧) સૂઠ અને ગળોનો કાઢો રોજ લેવાથી ઘણા દિવસનો આમવાત પણ દૂર થાય છે. (૨) સૂઠ અને ગોખરુનો કાઢો નિત્ય સેવન કરવાથી આમવાત અને કટિશૂળ-પૃષ્ઠશૂળનો નાશ થાય છે એ જ પાચક અને પીડનાશક છે (૩) રાસ્ના દેવદાર, ગરમાળાનો ગોળ, સૂઠ, મરી, લીડીપીપર, એરડમૂળ, પુનર્નવા (સાટોડી) અને ગળોના કાઢામા સૂઠનો કલ્ક અથવા સૂંઠનુ ચૂર્ણ કિવા એરડતેલ નાખી તે આપવુ (૪) સૂઠના કાઢામા એરંડતેલ નાખી આપવુ, એટલે આમવાત, કમર અને કુક્ષિ, એ ઠેકાણાનુ શૂળ તથા પેટનુ શૂળ સારુ થાય છે (૫) દશમૂળના કાઢામા એરંડતેલ નાખી આપવુ (૬) એરડમૂળના રસમા સૂઠનુ ચૂર્ણ મેળવી ગોળો કરી તે ઉપર એરડાના પાદડા વીટી ઉપર ચીકણી માટીનો લેપ કરી પુટપાક કૃતિએ અગારામા સેકી, રસ કાઢી તેમા મધ નાખી આપવુ (૭) લઘુપચમૂળના કાઢામા એરડતેલ નાખી આપવુ (૮) બૃહત્પચમૂળના કાઢામા એરડતેલ નાખી આપવુ (૯) ગળો, સૂઠ, એરડમૂળ અને આસગંધનો કાઢો આપવો (૧૦) ગળોના કાઢામા એરડતેલ આપવુ. (૧૧) પાશેર ખજૂર ફોલી પલાળી પી જવુ. (૧૨) ચિત્રક, કડુ, પહાડ-મૂળ, ઇદ્રજવ, અતિવિષ, ગળો, દેવદાર, નાગરમોથ, સૂંઠ અને બાલહરીતકીનું ચૂર્ણ ઉષ્ણોદકમા આપવુ (૧૩) રાત્રે ત્રણ માસા કરિયાતામા બે તોલા પાણી નાખી પલાળી રાખવુ સવારે વસ્ત્રગાળ કરી તેમા બે ગુજા કપૂર, બે ગુજા શિલાજિત અને અર્ધો તોલો મધ એ પ્રમાણે દરરોજ સેવન કરવાથી જીર્ણજ્વર અને સર્વ પ્રકારનો શરીરમા જામેલો ગરમીનો રોગ ૭ દિવસમા દૂર થઈ સારી શક્તિ આવે છે. **પથ્ય**—રૂક્ષ, પદાર્થ, પરસેવો કાઢવો, લાઘણ, સ્નેહપાન, જૂના ચોખા, જવ, કુલિત્થ, સામો, વાતકફનાશક એવા પદાર્થ, છાશ, લસણ, પરવળ, કારેલા, વેગણ, શેકટો, ગરમ પાણી, કડવા, તીખા એવા પદાર્થ **અપથ્ય**—દહી, ક્ષાર પદાર્થ, મચાળ, અડદનો લોટ, વિરુદ્ધાન્ન, મલમૂત્રાદિકનો રોધ, જાગરણ, વિષમાશન, જડ અને કફકારક પદાર્થ.

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦ મા-આદુ-૬, ૭, ૮, ૪૬; એરંડો-૧૬, ૩૭, કરિયાતુ-૧૧, કલીજીરુ-૧, ખજૂરી-૬, ગળો-૬, ગોખરુ બોડા-૬, ભીડા (શાક)-૨, મદાર-૨, રાસ્ના ૩, લસણ-૧૨, લીડીપીપર-૨૬, સૂરણ-૨, સોપારી-૪, હરડે-૪૧.

## ૭-આંખના રોગ

**કારણ**—અંગ સતપ્ત છતા ઠડા પાણીથી સ્નાન કરવુ દૂર દૃષ્ટિ કરી નિરતર જોવુ, યથાકાળે નિદ્રા ન કરવી, પરસેવો, ધૂળ તથા ધુમાડાનો આખોએ સ્પર્શ થવો ઊલટી થોભાવવી, અતિ ઊલટી, પાતળુ અન્ન અને પાણીનુ અતિ સેવન, મલ, મૂત્ર અને અપાનવાયુનો વેગ અટકાવવો, નિરતર રુદન, તાપ, ક્રોધ, શિરસ્તાડન (માથાફૂટ), અતિમદ્યપાન, જે ઋતુમા જે કરવાનુ હોય તે

તો કાલે બીજા સાધામા પણ થઈ જાય છે હૃદયની ગતિ દૂષિત બની જાય છે માટે હૃદયનુ રક્ષણ કરવા-
વાળી ઔપધિ આપવી જોઈએ રોગશામક ઔષધિની સાથે એરડિયુ, નસોતર અથવા બીજી વિરેચક દવા
આપતા રહેવુ જોઈએ નવા રોગમા અનાજનુ સેવન બધ કરી સવારે-સાજરે દૂધ અને બપોરના મોસબીનુ
સેવન કરે તો રોગ જલદી દૂર થાય છે

જૂના રોગમા મહાયોગરાજ ગૂગળ આદિ ઔષધિ અતિ હિતકર છે સાકર, ગોળ આદિ મધુર પદાર્થનુ
સેવન થાય તો આમવાત ફરીથી થઈ આવે છે એક વખત આમવાત થયો હોય તો જીવન પર્યંત છોડતો
નથી, વારવાર ત્રાસ આપ્યા કરે છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

ન કરવું, કલેશ, અભિઘાત, અતિ મૈથુન, અશ્રુનો વેગ રોકવો. અતિસૂક્ષ્મ પદાર્થોનું નિરંતર અવલોકન ઇત્યાદિ કારણોએ નેત્રરોગ ઉત્પન્ન થાય છે. એ ૭૮ પ્રકારનો છે.

**અભિષ્યંદ ( આંખો આવવી ) :**—નેત્રરોગમાં પ્રાય અભિષ્યદ કારણ છે. એ વાત, પિત્ત, કફ તથા લોહી એવા ચાર પ્રકારનો છે **અધિમંથ ( નેત્રશૂળ ) :**—અભિષ્યંદ ઉપર કંઈ ઔષધોપચાર કરવાથી તે વધી તેમાથી ચાર પ્રકારનો અધિમથ રોગ આખોમા થાય છે. આ રોગથી આખોને તીવ્ર વેદના થઈ અધી ડોક સુધી બહુ દુ:ખ થાય છે. **શુક્ર (ફુલું) :**—એ સવ્રણ અને અવ્રણ એવા બે પ્રકારના છે **( તિમિર–અંધારાં ) :**—દૃષ્ટિદોષના કારણથી આખો આગળ નાના પ્રકારના રૂપ દેખાય છે તેને તિમિર કહે છે. **કાચ ( મોતિયા ) બિંદુ :**—તૃતીય પટલગત દોષોને કાચ કહે છે **લિંગનાશ**—તે જ કાચ ચોથા પટલમા જાય એટલે દૃષ્ટિનો રોધ કરે તેને લિંગનાશ કહે છે. આ રોગ ઘણો વધ્યા પહેલા આકાશમાના ચંદ્ર, સૂર્ય, નક્ષત્રો, વીજળી અને તેજસ્વી પદાર્થો દેખાય છે **અર્મરોગ**—આખમા સફેદ ભાગ પર પાતળુ, વિસ્તીર્ણ, કાળું, શ્યામવર્ણ અને રાતુ, લાલ, ધોળુ, કઠિન, એવું જે માસ વધે છે તેને 'વડસ' કહે છે **અર્જુન ( અહિર ) :**—આખોમા ધોળા ભાગ પર સસલાના લોહી જેવુ એક બિદુ ઉત્પન્ન થાય છે, તેને 'અહિર' કહે છે. **સ્રાવ કિંવા નેત્રનાડી ( નાસૂર ) :**—વાતાદિ દોષ અશ્રુના માર્ગે સંધિમા પ્રવેશ કરી તે પોતાના લક્ષણોએ યુક્ત એવો સ્રાવ ઉત્પન્ન કરે છે, તેને નેત્રનાડી કહે છે. **અંજનાથ શલાકા :**—સીસુ તપાવી તે ત્રિફળા, ભાગરો અને સૂઠના કાઢામા અને ઘી, ગોમૂત્ર, મધ તથા બકરીના દૂધમા છમકારી શુદ્ધ કરવુ, અથવા ત્રિફળાના કાઢામા ૧૦૦ વાર તપાવી બોળવુ તથા તેની શલાકા કરવી. એ શલાકા આઠ આગળ લાબી અને બે છેડેથી કિંચિત્ બારીક હોવી જોઈએ તે છેડે વટાણા જેવડી જાડી હોવી જોઈએ એ સળી એકલી આખમા ફેરવવાથી ગુણકારી થાય છે અંજન કરવુ, તે પ્રથમ ડાબી આખમા કરી પછી જમણી આખમાં કરવુ આખમાં ટીપું પાડવું, તે કદી પણ રાત્રે પાડવુ નહિ. **અભિષ્યંદ ( આંખો આવે છે તે ) ઉપર ઉપચાર :**—(૧) કપૂર, હળદર, લોધ્ર, ફટકડી, કડવા લીમડાના બિયા, અફીણ અને રાતા બોળનો લીમડાના રસમા ખરલ કરી તેનો આખો પર લેપ કરવો (૨) એક રસભરિત લીબુ લઈ તેની એક ઝીણી અને એક મોટી એવી બે ચીરો પાડવી. મોટી ચીર ઉપર લોખંડનો કાટ અને દાતવણ એકત્ર કરી નાખવું અને એ ચીર હળદરથી પીળા કરેલા સ્વચ્છ કપડામા વીંટાળી તે પોટલી આખ ઉપર વારંવાર ફેરવવી, એટલે કંડૂ, રતાશ, ખુર્પરા ( ખીલ ) વગેરે વિકાર નાશ પામે છે. (૩) રસાજન, હરીતકી તથા આદાના પાદડાનો અથવા વજ, હળદર અને સૂંઠનો અથવા સૂંઠ અને ગેરુનો લેપ કરવો (૪) અરડૂસી, હરડે, કડવો લીમડો, આમળા, નાગરમોથ અને સુકાયેલા મૂળાનો કાઢો કરી આપવો. તે રક્તસ્રાવ તથા કફનો નાશ કરનાર છે અને આખોને હિતકારક છે. (૫) સુરવારી હરડે અને ફટકડી પાણીમા ઘસી અંજન કરવું (૬) દાતવણ અને અફીણનો લીંબુના રસમા લોખડની તવી ઉપર ખરલ કરી આખો ઉપર લેપ કરવો. (૭) હળદરની ભૂકી, ફટકડી અને અફીણમા લીમડાનો રસ નાખી, તાબાની કથરોટમા એક પહોર ખરલ કરી તેનો લેપ કરવો. (૮) સિંધવ, દારુહળદર, ગેરુ, સુરવારી હરડે અને રસાજન, એ પાણીમા ઘસી તેનો આખો પર લેપ કરવો; એટલે સર્વ નેત્રરોગનો નાશ થાય છે. (૯) ભોયઆમલી અને સિંધવ તાબાના વાસણમા ઠડા પાણીમા ખરલ કરી તેનો આખો ઉપર લેપ કરવો; એટલે નેત્રપીડા દૂર થાય છે. (૧૦) નિર્મળીના બિયા મધમા ઘસી તેમા થોડું કપૂર નાખી તેનુ અજન કરવુ. (૧૧) ત્રિફળાના કાઢાના કોકરવરણા ટીપા આખોમા નાખવા. (૧૨) આખો આવે એવુ જણાય એટલે તુરત બને આખો આગળ ભિલામાના બારીક ફૂલ કરવા (૧૩) ચૂનો, ગોળ અને ચૂલા ઉપરના ધુંવાસની બને આખો આગળ પટ્ટી લગાવવી; એટલે તુરત વિકાર દૂર થાય છે (૧૪) પીળા ધંતૂરાનો ( વિલાયતી ધતૂરાનો ) રસ આખમા નાખવો (૧૫) દાડમડીના પાદડા વાટી લેપ કરવો (૧૬) જસતના ફૂલ ૧ ભાગ અને ૪ ભાગ ફટકડીનો સારો ખરલ કરી તે ભૂકી ૨ ગુંજા લઈ, તેમા સવા તોલો પાણી નાખી દિવસમા બે વખત આખોમા નાખવુ, એટલે આવેલી આખો. ખીલ, પિયા અને રતાશની શાતિ થાય છે.

**(૧૯) નેત્રરોગાંતક લેપ**—જૂનુ અફીણ ૧ માસો, શુદ્ધ ગ્સવતી ૨ માસા, સાકર ૨ માસા, ફટકડી ફુલાવેલ ૨ માસા અને બાવળનો ગુદર ૨ માસા લઈ ગુલાબજળ ૫ તોલા મેળવી ખરલ કરવી. જ્યારે શીરા જેવો ઘાટો લેપ તૈયાર થાય, ત્યારે પહોળા મોઢાની શીશીમા ભરી રાખવો. જરૂર પડયે ૧ રતી લઈ બેત્રણુ ગ્તી પાણી મેળવી આંખોમા અજન કગ્વુ તથા પાપણ ઉપર તથા નીચે લેપ કરવો આ ઔપધિ સવારે તથા સાજે બે વખત ઉપયોગમા લેવાથી આખોની લાલી, બળતરા, પાણી પડવું, મેલ આવવો અને આખોમા સોય મારવા સમાન વેદના થવી એ સર્વ ૩–૪ દિવસમા મટી જાય છે. આંખો પર ઠંડુ પાણી લગાડવું નહિ તથા ઠડા વાયુથી આખોનુ રક્ષણ કરવુ. ધોવા માટે નવગેકા પાણી વડે એક કપડાથી આખો લૂછીને સાફ કરી લેવી. ભોજનમા ખાટી વસ્તુ અને ગૉળનો ત્યાગ કરવો ×

**વિશેપ ઉપચાર**—જુઓ વર્નો૦ મા:–અઘેડો–૬, આદુ–૨૮. આમલી–૧૧, ઉમરો–૫, એરંડો–૪, કદબ–૨, કુંવાર–૫, ખસખસ क (અફીણુ)–૧૧, ગળજીભી–૨, ચિમડ–૧, ડુંગળી–૨૯, દાડિમ–૧૧, દારહળદર–૬, દારૂડીની ટીપ, નાઉલ–૭, નિર્મળી–૪, પીળો ધતૂરો–૫, બકામલીમડી–૩, લીબુડી–૫, સરગવો–૧૭, સારફળ–૧, હરડે–૧, ૪૫; હળદગ્ની ટીપ ન–૫ **(આંખો દુખવા આવે એમ લાગે તો)** ભિલામો–૨૪. જુઓ ૨૦ વ૦ મા ફટકડી–૧૦, ચૂનો–૩, ધુંવાસ–૨

**નેત્રશૂળ ઉપર ઉપચાર:**—(૧) કાજી, સિધવ, તેલ અને મોરવેલીના મૂળ એકત્ર કરી કાસાના વાસણમા ખરલ કરી લેપ કરવો (૨) મીઠું, સરસિયું અને કાજી, કાસાના વાસણમાં નાખી પથ્થરના કકડાએ ઘૂંટવુ તથા છાણાના દેવતા ઉપર તપાવી તેમાં બકરીનુ દૂધ નાખવું અને લેપ કરવો; એટલે નેત્રશળ, સ્રાવ; સોજો, આરક્તતા (રતાશ), અભિષ્યદ અને અધિમથનો નાશ થાય છે (૩) સિંધવ અને લોધ્ર એકત્ર કરી ઘીમા શેકવા અને કાજીમા વાટી ધોળા વસ્ત્રમા બાધવા, તેનું ટીપુ નેત્રમા નાખવુ, એટલે કંડુ, દાહ તથા સણુકાનો નાશ થાય છે (૪) સિધવ અને લોધ્રને શેકી, મધ અને ઘીમા વાટી તેનો લેપ અને અંજન કરવુ, તે તુરત નેત્રરોગ શમાવે છે (૫) લીમડાનો રસ લોહપાત્રમા નાખી જાડો થાય ત્યા સુધી ઘૂટવો અને તેનો લેપ કરવો તે નેત્રરોગને શાત કરે છે (૬) તુલસી અને ખીલીપત્રનો સમભાગે રસ અને બનેની બરાબર સ્ત્રીનું દૂધ, એ કાસાના

---

× નેત્રરોગની ચિકિત્સામા શેક આદિ ૭ કર્મ ગાસ્ત્રમા કહેલા છે (૧) શેક–જળ વગેરેની ધારાથી નેત્રોને સ્વેદ આપવો. (૨) આશ્ચોતન ડ્રોપર આદિ વડે આખોમા ટીપા નાખવા (૩) પિડી–આખો પર પોટીસ બાધવી (૪) બિડાલક–નેત્ર પર લેપ કરવો (૫) તર્પણ–નેત્રોને ખુલ્લા રાખી દુગ્ધ આદિ નેત્રતૃપ્તિકર ઔપધિ ભરવી (૬) પુટપાક–રીતે કાઢેલો રસ આખમા નાખવો (૭) અજન–દોપ પાકી ગયા પછી દવાનુ અજન કરવુ એ બધાઓમા ઘણા વિભાગ છે અજનમા પણ લેખન, રોપન અને સ્નેહન એમ ત્રણ ભેદ છે સુરોખાર આદિ ક્ષાર, કાળા મરી આદિ તીક્ષ્ણ અને ખાટા લીંબુઓનો રસ આદિ અંજનને લેખન અજન કહે છે. હરડે, કસૈલા, લીમડા આદિ કડવા પદાર્થોના રસવાળા સ્નિગ્ધ અજનને રોપણ અજન તથા ઘી, મધ આદિ મધુર રસવાળા સ્નિગ્ધ અજનને સ્નેહન અજન કહે છે સામાન્ય રીતે વાતજ નેત્રરોગમા સ્નિગ્ધ અને ઉષ્ણ ઔપધિ, પિત્તજ વ્યાધિમા શીતળ અને મધુર રસવાળી ઔપધિ તથા કફજમા તીક્ષ્ણ, રુક્ષ, ઉષ્ણ અને વિશદ (ફેલાઈ જવાવાળી) ઔષવિ નાખવી જોઈએ. મિશ્રિત રોગમા વિચારપૂર્વક મિશ્રિત ઔપધિનો ઉપયોગ કરવો કાચો દોપ હોય ત્યા સુધી અજન, ઘૃતપાન, સ્નાન અને ગુરુભોજનનો ત્યાગ કરવો જોઈએ ઔપધિ આખોમા સવારે અને સાજે આજવી બપોરે ઔપધિ નાખવી નહિ કાળા ભાગની નીચે અજન કરવુ પહેલા ડાબી આખમા અને પછી જમણી આખમા આજવુ વર્ષાઋતુના દિવસોમા વાદળાં ન હોય ત્યારે અજન કરવુ અંતરદોપ વધી જવાથી તીક્ષ્ણ પીડા થતી હોય, ત્યારે દોપઘ્ન અજનનો ઉપયોગ ન કરવો કાચો દોપ બહાર આવી ગયા પછી દોપઘ્ન અજન કરવાથી નેત્ર જલદી નિર્દોપ બની જાય છે અતિ તીક્ષ્ણ અજન હોય તેનો ઉપયોગ રાત્રે કરવો, દિવસે નહિ લેખન અજનમા મધુર રસનો નિષેધ છે. જેમ કે વાતજ રોગમા લેખન અંજનનો ઉપયોગ કરવો હોય તો ખાટા અને ક્ષારવાળા દ્રવ્ય, પિત્તજ અને રક્તજ માટે કડવા અને કસેલા દ્રવ્ય તથા કફજ વ્યાધિમા કડવા, તીક્ષ્ણ અને કસૈલા રસવાળા દ્રવ્યોનુ અજન હિતકર છે, એમાના કોઈ પણ દોપમા મધુરરસ (સાકર આદિ) મેળવવા નહિ. જરૂર હોય તો મધ મેળવી શકાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

વાસણમા નાખી તેમા ગજપીપરનુ ચૂર્ણ નાખી તાળાની વાડકીથી એક પહોર ઘૂટી તેનુ અજન કરવુ.

**આંખોમાં ફૂલ* પડે છે તે ઉપર ઉપચાર:**—(૧) ધોળી સાટોડીના મૂળ ઘીમા ઘસી અજન કરવુ એટલે ફૂલ ઝરી જાય છે; મધમા ઘસી આજવાથી આખોને હમેશા પિયા લાગે તે દૂર થાય છે એ જ મૂળ તલના તેલમા ઘસી અજન કરવાથી તિમિરનો નાશ થાય છે, દૂધમા ઘસી અજન કરવાથી કડૂનો નાશ થાય છે, પાણીમા ઘસી અજન કરવાથી પડળ દૂર થાય છે અને કાજીમા ઘસી આજવાથી રતાધળાપણુ મટે છે. (૨) ગાયના દહીમા સૂઠ ઘસી અજન કરવુ. (૩) સુવર્ણ-માક્ષિક મધમા ઘસી અજન કરવુ (૪) વડના દૂધમા કપૂર વાટી અંજન કરવુ; એટલે બે મહિનાનુ ફૂલ હશે તોપણ દૂર થશે (૫) કરજનના બિયાના ચૂર્ણને ખાખરાના ફૂલના રસની અથવા કાઢાની પુષ્કળ ભાવનાઓ આપવી અને તેની લાબી લાબી ગોળીઓ કરી તેનુ અજન કરવુ. એથી કરી આખમાની માસવૃદ્ધિ તથા ફૂલનો નાશ થાય છે. (૬) સમુદ્રફીણ, સિધવ, શખ અને સરગવાના બિયાની લાબી ગોળી કરી તેનુ અજન કરવુ એટલે શસ્ત્ર વડે કાપી કાઢવા પ્રમાણે શુક્રદિકોનો નાશ થાય છે (૭) ઉપરસાલનો કાઢો મધ નાખી વ્રણ—શુક્ર પર આપવો. (૮) ચદન, ગેરુ, લાખ અને જાઈની કળીઓ વાટી તેની સળી કરી આજવી. તે વ્રણ—શુક્રનો નાશ કરે છે અને લોહીને સાફ કરે છે (૯) કડવા પડોળા, કુટકી, દારુહળદર, કડવો લીમડો, અરડૂસી, ત્રિફળા, ધમાસો, પિત્તપાપડો અને ત્રાયમાણ એ દરેક ૪ તોલા, આમળાનો રસ ૬૪ તોલા, પાણી ૧૦૨૪ તોલા, ઘી ૬૪ તોલા, કરિયાતુ, કડુ, નાગરમોથ, જેઠીમધ, ચદન અને લીંડીપીપરનો એકેક તોલાનો કલ્ક નાખી ઘી સિદ્ધ કરવુ, તે શુક્રરોગ ઉપર આપવુ એટલે આખોને હિત થાય છે અને નાક, કાન, નેત્રવર્ત્મ, નેત્રત્વચા, મુખરોગ, વ્રણ, કમળો, તાવ, વિસર્પ અને કંઠમાળનો નાશ કરે છે. (૧૦) લીડીપીપર, સમુદ્રફીણ અને સિધવનું ચૂર્ણ તથા મધ કાસાના વાસણમા નાખી ખરલ કરવું અને તેનુ આખોમા અજન કરવુ. (૧૧) મહુડાની અંતરછાલ અથવા બહેડા કિંવા સિધવ, એ મધમા ઘસી અજન કરવુ. (૧૨) જાઈના પાદડા અને જેઠીમધ ઘી ઉપર શેકી કોકરવરણા પાણીમા કિવા સ્ત્રીના દૂધમા વાટી તેનુ આખમા ટીપુ નાખવું. (૧૩) આમળા, કડવો લીમડો અને કોઠીના પાદડા, જેઠીમધ, લોધ્ર, ખેરની છાલ અને તલનો કાઢો ઠડો કરી આખમા નાખવો તે અનેક પ્રકારના નેત્રરોગનો નાશ કરે છે.

**વિશેષ ઉપચાર**—જુઓ વર્નો૦મા—અઘેડો—૭, આદું—૩૪, આવ૦—૬ ઉપરસાલ—૨, એરડો—૧૨, કડવી દૂધી (તુંબડી)—૩, કણુઝી—૭, કપૂર—૧૦, કાકડ—૨, નિર્મળી—૭, પીળો ધંતૂરો—૪, બાવળ—૨૦, મોથ—૪, વડ—૧૦, સમુદ્રફળ—૭, સાટોડી—૧, ૧૮; હરડે—૪૫, હેળુ—૫ જુઓ ૨૦ વૈ૦મા—કડીખાર—૪, સુવર્ણમાક્ષિક—૧૦.

**અજકાજાત**—(આખના કાળા ભાગ પર બકરીની સુકાયેલી લીંડી જેવુ અને ઘણુ દુખનારુ, રાતું, ચીકટા અશ્રુ વહન કરનારું, એવુ જે વધે તેને 'ઢીગ' પણ કહે છે તે) **ઉપર**:—સિંધવ, ઘોડાની ખરીઓ અને ગોરોચન, જેને ગૂદીની છાલના રસમા ઘસી તે આખોમા નાખવું એટલે તે અજકાજાતનો નાશ કરે છે.

**કાચબિંદુ (મોતિયા)— પર ઉપચાર**:—(૧) મરી ૧॥ માસો લીડીપીપર ૦। તોલો, સમુદ્રફીણ ૦। તોલો, સિધવ ૧॥ માસો અને સુરમો ૨। તોલા, એ એકત્ર કરી તેનો બારીક ખરલ કરવો. એને '**પૂર્ણાંજન**' કહે છે એ કડૂ, કાચ, કફ તથા મળનો નાશ કરે છે. (૨) મોઢાશિંગના પાદડા, સુરમો અને શખનું અજન કરવું. (૩) મનસીલ, સિધવ, હીરાકશી, શખ, સૂઠ, મરી,

* હીમજ અને સાકર સમાન લઈ ૧૬ પહોર સુધી વાટી તેનુ આખોમા અજન કરવાથી ફૂલનો અને પડનો નાશ થાય છે તથા આખની દૃષ્ટિ વધે છે આ ઔષધનો અનુભવ કરી જોયેલો છે

– મોતિયામા આખોમાથી વધારે પાણી પડે તેવી દવાનો ઉપયોગ ન કરવો મોતિયાનો દોષ લોહીમાંથી આવે છે માટે લોહીમા ઉત્પન્ન થતુ ઝેર દૂર કરાય તો મોતિયો વધી શકે નહિ ત્રિફળાના સેવનથી મોતિયાના પાકવમા સમય બહુ જ લાગી જાય છે માટે વૃદ્ધો માટે જેઓ ઓપરેશન ન કરાવી શકે, તેઓને માટે ત્રિફળાનુ સેવન અતિ હિતકારક છે

લીંડીપીપર અને રસાજન, એને મધમા ખરલ કરી ગોળી કરી તેનુ મધમા અંજન કરવુ તે કાચ, શુક્ર, વડસ અને તિમિરનો નાશ કરે છે (૪) લોઢાના વાસણમા ત્રિફળાનો કાઢો ઘી નાખી રાખી મૂકવો અને સાજે ભોજન પછી પ્રાશન કરવો; એટલે એક મહિનાના આધળાને પણ દેખાવા લાગે છે (૫) ભાગગનો રસ ૬૪ તોલા, તેલ ૧૬ તોલા, જેઠીમધ ૧૬ તોલા, દૂધ ૬૪ તોલા, એ સઘળુ એકત્ર કરી તેલ સિદ્ધ કરવુ તે ગયેલી આખોને કરી સારી કરે છે.

**તિમિર (અંધારાં) ઉપર ઉપચાર:***—(૧) દશમૂળોએ સિદ્ધ કરેલા ઘીમા ચોગ્ટ દૂધ અને ત્રિફળાનો કલ્ક નાખી તે પ્રાશન કરવુ, એટલે વાતજ તિમિરનો નાશ થાય છે (૨) ત્રિફળા અને દશમૂળના કાઢામા અને એરંડતેલ નાખી રેચનાર્થ આપવુ (૩) બલદાણા, શતાવરી, ધોળુ અતિવિષ શિલાજિત અને ત્રિફળાના કાઢામા ઘૃત સિદ્ધ કરી આપવુ એ ઉત્તમ તિમિરનાશક છે (૪) ઉપરસાલ, ત્રિફળા, વાળો, મોતી, ચદન અને પદ્મકાષ્ઠની લાખી ગોળી કરી અજન કરવુ, એટલે પિત્તજ તિમિરનો નાશ થાય છે (૫) મરી, જેઠીમધ, વાવડિગ અને દેવદારના કલ્ક વડે નસ્ય કરવુ (૬) તામ્ર, ત્રિફળા, શખ, એલચીદાણા, સૂઠ, મરી, લીંડીપીપર, એ સર્વ એકત્ર વાટી તેની ગોળી કરી અજન કરવુ. (૭) સગ્ગવાના પાદડાના રસમા મધ નાખી તે નેત્રમા નાખવુ, એથી ત્રિદોષ અને અનેક પ્રકારની નેત્રવ્યથા દૂર થાય છે. (૮) ત્રિફળાનો કાઢો અને કલ્ક તથા દૂધ એકત્ર કરી તેમા ઘી નાખી સિદ્ધ કરી તે રાત્રે પ્રાશન કરવુ. (૯) ચિત્રક, ત્રિફળા, કડવા પડોળા અને જવનો કાઢો ઘી નાખી રાત્રે પ્રાશનાર્થ આપવો આ કાઢો નેત્રોને હિતાવહ છે **પિત્તવિદગ્ધ દૃષ્ટિ (પિત્ત દુષ્ટ થઈ વધવાથી બધા પદાર્થો પીળા દેખાય છે તે) ઉપર ઉપચાર:**—(૧) રસાજન, ઘી, મધ, તાલીસપત્ર અને સોનાગેરુ, એને ગાયના છાણના રસમા ખરલ કરી અંજન કરવુ (૨) શિવણીના ફૂલ, જેઠીમધ, દારુહળદર, લોધ્ર અને રસાજનનુ મધમા અજન કરવુ **કફવિદગ્ધ દૃષ્ટિ (કફે કરી સર્વ પદાર્થ ધોળા દેખાય છે તે) ઉપર ઉપચાર:**—ખાખરાના બીજ, પીપળીના બિયા, બકરીની લીંડીઓના રસમા કિવા ગાયના છાણના રસમા ગોળી કરી અજન કરવુ **રતાંધળાપણા ઉપર:**—(૧) જાઈના અને કડવા લીમડાના પાદડા, હળદર, દારુહળદર અને રસવતી, મધમા ઘસી અજન કરવુ, અથવા ગાયના છાણના રસમા ગોળી કરી તે ઘસીને આજવુ. (૨) લીંડીપીપર ગાયના છાણના રસમા અગર ગોમૂત્રમા ઘસી તેનુ અંજન કરવુ અને અગથિયાની ભાજી રોજ ખાવી (૩) મરી દહીમા ઘસી તેનુ રોજ અજન કરવુ (૪) નદીમાના ક્ષુદ્ર શખ, સૂઠ, મરી, લીંડીપીપર, રસાજન, મનશીલ, હળદર, દારુહળદર અને ચદનની ગાયના છાણના રસમા ગોળી કરી તેનુ અંજન કરવુ; એટલે રાત્ર્યધ અને દિવાધનો નાશ થાય છે (૫) સૂઠ, મરી અને લીંડીપીપર મધમા ઘસી અજન કરવુ, એટલે રતાધળાપણાનો જલદી નાશ થશે (૬) કરજબીજ, કમળનો પરાગ, ચદન, કમળ અને ગેરુ, એને ગાયના છાણના રસમા ખરલ કરી તેનું અજન કરવુ. (૭) રસાજન, મનશીલ અને દેવદાર, એ જાઈના પાદડાના રસમા ખરલ કરી તેમા મધ નાખી અજન કરવુ (૮) સમુદ્રફીણ અને કાલ્પીની ખડીસાકર સમભાગે લઈ કાજળ જેવુ ચૂર્ણ કરી સવારસાજ આખમા આજવુ, એટલે રતાધળાપણું, રતાશ, અહીર અને કફૂનો નાશ થાય છે (૯) કાળી તુળસીના પાદડાનો રસ રોજ બે ટીપા આખમા નાખવો (૧૦) નાગરમોથ બોકડાના મૂત્રમા ઘસી અજન કરવુ, એટલે શુક્ર અને તિમિરનો પણ નાશ થાય છે (૧૧) રક્તચદન (રતાંજળી) અને ખારેકના બીજ લીમડાના રસમા ખરલ કરી અજન કરવુ. (૧૨) કડવી તુબડી બાળી તેની રાખ મધમા ખરલ કરી આખોમા આજવી, એટલે રતાધળાપણુ અને ફૂલાનો× નાશ થાય છે **વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા:—અઘેડો–૮, કડવી દૂધી (તુબડી)–૩, કારેલી–૩, જીરુ–૨, તુલસી–૧૧,

* બહુધા મગજ ખાલી પડી જવાથી અધારા આવે છે, માટે ઘી અને તીખાનુ સેવન અવશ્ય કરવુ એનાથી મગજ શાત થઈ તિમિરનો નાશ થાય છે

× ફૂલાનો નાશ કરવાને સાબરશિગ સાથે થોડી સૂઠ પાણીમા ઘસી દરરોજ અજન કરવુ આ પ્રયોગ પશુઓને પણ હિતાવહ છે

મોથ–લવ ગ–૩, લી ડીપીપર-૯, સાટોડી–૪

**નકુલાંધ્ય દૃષ્ટિ ( દૃષ્ટિદોષે કરી વ્યાપ્ત થઈ નોળિયાની દૃષ્ટિના જેવી જ ચમકે છે અને તે માણસ દિવસમાં નાના તરેહનાં રૂપો જુએ છે તે ) ઉપર ઉપચાર:**—વજ, નસોતર, ચ દન, કરિયાતું, કડવો લીમડો, હળદર અને અરડૂસીનો કાઢો કરી પ્રાશનાર્થ આપવો; **અર્મરોગ ( વડસ ) ઉપર ઉપચાર:**—મરી અને બહેડાં હળદરના રસમા ખરલ કરી તેનો અર્મ ઉપર લેપ કરવો. **અર્જુન ( અહિર ) રોગ ઉપર ઉપચાર:**—( ૧ ) ખડીસાકર, દહીંનું પાણી અને મધ એકત્ર કરી તેનુ આખમા ટીપું નાખવુ. ( મધમા ) શંખ ઘસી અ જન કરવું. ( ૩ ) નિર્મળીના બિયા અને સિંધવ કિવા સમુદ્રફીણ અને સાકરનું અ જન કરવુ ( ૪ ) હળકુ ડ ( હળદરના મૂળના લાકડા ) દાળમાં બાફી તે ઉપરની છાલ કાઢી છાબડીમા સૂકવી પાણીમા ઘસી અંજન કરવું; એટલે અહિર, ધોળા ફૂલ અને રતાશનો નાશ થાય છે. ( ૫ ) અહિરનો ગાગડો આંખ ઉપર ફેરવવો. (**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા–કેસર–૮, ગળજીભી–૨, જેઠીમધ–૧૫, નિર્મળી–૫, હળદર–૪

**નેત્રનાડી કિંવા નાસૂર ઉપર ઉપચાર:** ( ૧ ) ત્રિફળાનો કાટો, મધ, ઘી કિવા લીડી-પીપર નાખી પ્રાશનાર્થ આપવો. ( ૨ ) હરીતકી ૩ ભાગ, બહેડા ૨ ભાગ અને આમળા ૧ ભાગ એ પ્રમાણે એ ફળમાના બિયા લઈ તેની લાબી ગોળીઓ કરવી અને તેનુ આખમા અંજન કરવુ. ( ૩ ) કપાસના છોડવા અને રસાજન, જાંબુ અથવા આબાના કાઢામા ઘસી, તેમા મધ મિશ્ર કરી તે આખમા નાખવુ **વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા–ઉ દરકની–૫, ખસખસ ક ( અફીણ ) ૧૯, થુવર–૯ નગોડ–૬.

**અંજન નામિકા ( અ જુલીં અથવા આંજણી ) ઉપર ઉપચાર:**—( ૧ ) હાથ ઉપર અં-ગુલી ઘસી તેણે શેકવુ અને જળો મુકાવી બાજુનુ લોહી કઢાવવું ( ૨ ) આબાના પાદડાં તોડવાથી ચીકણો રસ નીકળે છે તે ચોપડવો. ( ૩ ) આજણી ફૂટયા પછી મનશીલ, એલચી, તગર અને સિંધવનુ ચૂર્ણ મધમા મેળવી ચોપડવુ. ( ૪ ) માટીના પાણિયારા ઉપરના બેડા નીચેની માટીનો લેપ કરવો. ( ૫ ) શૌચ માટે જઈ આવ્યા પછી હાથ ધોઈ ને ભીનો હાથ આજણી ઉપર લગાડવો એટલે બેસી જાય છે. ( ૬ ) રસાંજન, સૂંઠ મરી અને લીંડીપીપર, એકત્ર ઘૂંટી પે ડી કરવી તેનું અ જન કરવાથી કફૂ અને પાક એણે કરી યુક્ત આજણીનો નાશ થાય છે **આંખમાંથી પાણી ગરે અને બળતરા થાય તે ઉપર ઉપચાર:**—( ૧ ) હરડે, આમળા અને ખડીસાકર ઘસી અંજન કરવું. ( ૨ ) ત્રિફળાં ઘસી અ જન કરવુ. ત્રિફળાંનું અંજન મહિનામાં ચાર–પાચ વખત કરવાથી નેત્રોને કદી પણ રોગ થતો નથી અને દૃષ્ટિ સાફ રહે છે ( ૩ ) રસાજન, રાળ, જાઈનાં ફૂલ, મનશીલ, સમુદ્રફીણ, સિંધવ અને મરી સમભાગે લઈ મધમા ઘૂંટી તેનું અંજન કરવુ; એટલે આખોના પોપચાની સૂજ, સ્રાવ અને કફૂનો નાશ થાય છે તથા. પાંપણોને કેશ આવે છે. **પક્ષ્મરોગ** ( એટલે વાયુએ કરી આંખોની પાપણો ઊખડી જઈ તેના વાળ વારંવાર આખના અંદરના ભાગમા ઘસાય છે તે કારણથી આખોમાનો ધોળો અને કાળો ભાગ સૂજે છે, તે કેશ મૂળથી ઊપડી જાય છે, એને લોકમા 'પડકેશ' કે 'પડળ' કહે છે તે )**ઉપર:**—નેત્રને સંભાળી લોહશલાકાએ ( લોઢાની ચીમટીએ ) પક્ષ્મ ( પાંપણો ) જે અંદર વળી હોય તે કાઢી નાખવી અથવા હલકે રહી ચૂટવી; એટલે પુનઃ ઉત્પન્ન થતી નથી.× અથવા નીલી હીરાકસી લઈ તેને તુલસીના રસ વડે તાંબાના વાસણમા ૧૦ દિવસ ભાવના આપી તેનો લેપ કરવો. **ખુપરા ( આંખનાં ખીલ ) ઉપર ઉપચાર:**—( ૧ ) મોરથૂથાની સળી ફેરવવી ( ૨ ) કાદીખાર પાણીમા ઓગાળી તેનું ટીપુ આખમા પાડવું ( ૩ ) કુરંદના પથ્થર પર લોઢું ઘસી તે ભૂકી વસ્ત્રગાળ કરવી અને ખુપરા ઉપર આજવી ( ૪ ) ખડીસાકર અને જસતના ફૂલ સમભાગે કાજળ પ્રમાણે વાટી રાત્રે ઊ ઘતી વેળાએ આખમા આજવા, એટલે ફૂલાં, છારી અને ખુપરા-નો નાશ થાય છે **આંખોમાં બળતરા થાય કિંવા તેજ કમી થાય તે ઉપર ઉપચાર:**—( ૧ ) ગાયનું માખણ, એલચીદાણા, જાયપત્રી ( જાવંત્રી ) અને બદામ એકત્ર કરી સવારે ખાવાં.

× આ પ્રમાણે મૂકેલી પાપણો પાછી ઊગી નીકળતી અમે પ્રત્યક્ષ જોઈ છે

(૨) ગુલાબજળ આંખોમા નાખવું (૩) સીસાની ભસ્મ તથા ખડીસાકર સ્ત્રીના દૂધમાં મેળવી તેનું અંજન કરવું. (૪) ત્રિફળાનુ ચૂર્ણ રાત્રે ઘી અને મધ નાખી આપવું. **જસતના ફૂલની ક્રિયા :—** જસતની ભસ્મને ગાયની છાશ, ત્રિફળાનો કાઢો, ગોમૂત્ર, લીમડાનો રસ અને પુનઃ ત્રિફળાં એની સાત–સાત ભાવના આપી, પછી કુંવારના રસની ભાવના આપી ગાળી રાખવી. **ધુમાડાથી આંખોને વિકાર થાય છે તે ઉપર ઉપચાર:—** ગોળ કિંવા સાકર આખમા આંજવી. **સર્વ નેત્રરોગ+ ઉપર ઉપચાર:—** (૧) કાળા તલના કલ્કથી સ્નાન કરવાથી તે આંખોને હિતકારક

---

+ આંખો દુખવા આવે તેના ઉપર:–(૧) ચામટને કપડામાં બાંધી જવેટાના લીંટામાં પકવ્યા પછી તે ઉપરનાં છોડા કાઢી નાખી અંદરના મીંજ ખૂબ ઝીણાં વાટી ઝીણા લુગડે ચાળી આખની પાંપણ ઊંચી કરી તેમાં ભરવું એને ભગા કરે છે. વળી કોઈ કોઈ તો આ ચામટ ઉપર પ્રમાણું નહિ બાકતા એમ ને એમ કોચલી અંદરના મગજ વાપરે છે આ ભગા ભરીને આંખો ઉપર રૂનાં પૂમડાં પાણીમાં પલાળી બાંધે છે એ રીતે ત્રણ દિવસ ભગા ભરવાથી આંખો દુખતી મટે છે. (૨) કપૂર, હળદર, લોધર, ફટકડી, લીંબુનાં બી, અફીણ અને હીરાબોળ, એ સર્વને લીંબુના રસમાં ખરલ કરી આંખો ઉપર લેપ કરવો (૩) લોઢાનો ચૂરો અને મરી, એકઠાં કરી લીંબુની ચીરી ઉપર મૂકી પીળા લુગડામા પોટલી બાંધી આંખો ઉપર ફેરવતા રહેવું જેથી આંખોમા લાલી ફરે છે તે અને ચળ, ઝાંખ વગેરે સર્વ વિકાર દૂર થાય છે (૪) સાટોડી મધ સાથે ઘસીને આંજે તો આંખમાંથી પાણી ગળતુ બંધ થાય છે. (૫) હરડે, આમળાં તથા સાકર ઘસીને અંજન કરવું અથવા ત્રિફળા ઘસીને મહિનામા ચાર–પાંચ વખત અંજન કરવાથી આંખોને કદી પણ વિકાર થતો નથી તથા દૃષ્ટિ સાફ રહે છે (૬) મરડક ટાંક ૧, ઓળિયો ટાંક ૧, ડીકર ટાંક ૧, મુરદાસિંગ ટાંક ૧, જંગાલ ટાંક ના, એ સઘળાં એકત્ર કરી એમાંથી થોડુંક પલીતા સાથે વળગાડી તે પલીતો આંખના નાસૂરમાં દરરોજ મૂકે તો તે નાસૂર (જે આંખને ખૂણેથી જખ્મ, પીપ હમેશાં ગળે છે તે) જલદી મટી જાય છે. (૭) બાપુરિયો ૧ રૂા. ભાર, ચિનાઈ સાકર ૧ રૂા. ભાર, પુરતગાલી તપકીર ૧ રૂા ભાર, અને ટિમરુ હરડે રૂા ૧ ભાર લઈ બારી બારીક કરી લીંબુના રસમા સાત દિવસ સુધી ખરલ કરી છાયામાં સૂકવી તેમાંથી દરરોજ આંખમાં આંજે તો મોતિયો, પરવાળું અને આંખના બીજા રોગો મટે (૮) પીપર ગોમૂત્રમા ઘસી અંજન કરે અથવા વગર વિયાયેલ ભેંસના કાનના મેલમાં કાળાં મરી ઘસી અંજન કરે તો રતાંધળાપણું જાય. એ રોગવાળાએ તેલ ખાવું નહિ (૯) આંખમા ફૂલું પડે છે તે જો આંખના વચલા કાળા ભાગ ઉપર હોય તો આંખનુ તેજ રહે નહિ અને જો સફેદી ઉપર હોય તો હરકત નથી ફૂલાનો ઇલાજ ફટકડી જેવો બીજો નથી ફૂલું યથાવત ઉપાય કરે તો આરામ થાય ફૂલું નરમ અને કાચું હોય ત્યારે ઝરાનુ પાણી હમેશાં જરાજરા આખમા નાખે તો ફૂલુ જતું રહે, અથવા ધોળી મૂસળી સ્ત્રીના દૂધમાં ઘસીને ૨૧ દિવસ સુધી આંખમા આંજે તો ફૂલું કપાય, અથવા સમુદ્રફીણ, ટંકણખાર, કલાઈ, સફેદો, ચામટ, મોરથુથુ, ધોળી ચણોઠી, એ સર્વ સમાનભાગે લઈ બારીક કરી લીંબુના રસમાં બે પહોર ખરલ કરી ત્રાંબાની સળીએ આખમાં અંજન કરે તો ફૂલું જતુ રહે; અથવા પીપર મધમા ઘસી અંજન કર્યેથી ફૂલુ જાય (૧૦) આંખમા બળતરા થતી હોય અને તેનું તેજ ઓછું થતુ હોય તો દરરોજ સવારે ગાયનુ માખણ, સાકર, એલચીદાણા, જાવત્રી તથા બદામનાં મીંજ એકઠા કરી ખાવાં એથી બળતરા મટી તેજ આવે. ગુલાબજળ આંખમા નાખતા રહેવું. (૧૧) ગોળ અથવા ગંઠી ખાંડ આંખમા આંજવાથી તેમાથી પાણી નીકળી આંખોમા ધુમાડાથી થયેલ વિકાર દૂર થાય છે. (૧૨) બાપુરિયો તોલા ૨, મોતી (આબદાર) નંગ ૨, પારો ટાંક ૧, સુરમો ટાંક ચા એ ચારેને બારીક ખરલ કરી સુરમાની માફક આંખમા હંમેશા આંજે તો આંખનુ તેજ વધે (૧૩) રાતાંચંદનના બાલ ઉપર શેકેલો ઓળિયો તથા સિંધવ બારીક વાટી ઝીણા લુગડે ચાળી પાણીમાં મેળવી રાત્રે સૂતી વખતે આંખો ઉપર બાંધવું એમ ત્રણ દિવસ કરવાથી રોગ મટી આંખ સાફ થાય છે (૧૪) સરગવાના પાંદડાંના રસ મધ સાથે અંજન કરવાથી અથવા એનુ મૂળ મધમા ઘસી આંજવાથી વાયુ વગેરે રોગ જઈ આંખ નિર્મળ થાય છે (૧૫) સાકર અને એલચીદાણા સમાનભાગે બાટી તેમાથી ચાર માસા ફાકી, તેટલુ જ કરંડિયુ અને એરંડીનાં મીંજ લઈ સવારે દાતણ કર્યા પછી લેવાથી માથામાંહેની ગરમી ફૂટી, મટી મગજ ઠંડુ થઈ આંખમાંહેની ગરમી પણ જાય છે અને આંખોમાં તેજ આવે છે માફક આવે તો એ વધારે વખતમા લેવું. (૧૬) દહાડે પણ રાતના જેવું અંધારું દેખાયા કરે તેના (દૃષ્ટિરોગના) ઉપર:— ખસખસ શેર ૬ તથા કૂવાનું મીઠું પાણી મણ ૪ માટીના વાસણમા ઉકાળી અર્ધું પાણી રહે ત્યારપછી લુગડે ગાળી લઈ તેમાં સાકર શેર ૬ નાખી ફરીથી ઉકાળવું જ્યારે ચાસ પર આવે ત્યારે નીચે ઉતારી ઠંડું થયેલી ગીઠા વાસણમા ભરી, તેમાથી એ રોગવાળાને દરરોજ સવારે આપે તો ગરમીથી થયેલ ફરક

તથા વાતનાશક થાય છે જેઠીમધ અને આમળાથી સ્નાન કરવાથી તે પિત્ત અને તિમિરનો નાશ કરે છે ઘોડાવજ આદિ ઔષધિએ સ્નાન કરવાથી તે કફ તથા તિમિરનો નાશ કરે છે (ઘોડાવજ, નાગરમોથ, અતિવિષ, હરડે, દેવદારુ તથા નાગકેસર, એ વચાદિગણની વસ્તુઓના સ્નાનથી કફ તથા તિમિરનો નાશ થાય છે.) દરરોજ આમળા વાટી શરીરે લગાવી સ્નાન કરવાથી દૃષ્ટિને બળ આપે છે ત્રિફળાના કાઢાએ આખો ધોવાથી નેત્રરોગ નાશ પામે છે અને તેના કોગળા મુખરોગનાશક છે ત્રિફળાનુ પ્રાશન કમળો અને પ્રમેહનાશક છે ભોજન કર્યા પછી આચમન કરી એક હથેળીમા પાણી લઈ બીજા હાથે ઘસી તે પાણી આખમા છાટવુ, એટલે તે થોડા દિવસમા તિમિરરોગનો નાશ કરે છે. (૨) ગળો અને ત્રિફળાનો કાઢો મધ અને લીડીપીપરનુ ચૂર્ણ નાખી પ્રાશનાર્થ આપવો તે સપૂર્ણ નેત્રરોગનો નાશ કરે છે (૩) જેઠીમધ, ગળો અને ત્રિફળાનો કાઢો પ્રાશન કરવો (૪) જેઠીમધ, ગેરુ, સિંધવ, દારુહળદર અને રસાજન, એ સમભાગે લઈ પાણીમા વાટી આખોની બહાર લેપ કરવો તે સપૂર્ણ નેત્રરોગનો નાશ કરે છે (૫) ત્રિફળા, કડવા પડોળ, કડવો લીમડો અને અરડૂસીના કાઢામા ઘૃત કરી સિદ્ધ કરવુ અને પ્રાશનાર્થ આપવુ તે સર્વ નેત્રરોગનો નાશ કરે છે. (૬) શતાવરી ૧૨ તોલા, એલચી ૨૧ તોલા, વાવડિગ ૮ તોલા, આમળાના બિયા ૪ તોલા, મરી ૪ તોલા, લીંડીપીપર ૩ તોલા અને રસાજન અર્ધો તોલો, એનુ ચૂર્ણ મધમા આપવુ; એટલે કડૂ, તિમિર, અર્મરોગ, કાચબિંદુ, ત્રિદોષાત્મક નેત્રપટલ અને સર્વ નેત્રવિકારનો નાશ કરે છે (૭) **ત્રિફળાદિ ચૂર્ણ**:—ત્રિફળા, તજ, જેઠીમધ મહુડાના ફૂલ (મહુડા) એ સમભાગે લઈ ચૂર્ણ કરી તે ઘી અને મધમા સાજે આપવુ, એટલે તિમિર, અર્બુદ, રતાશ, કડૂ, રતાધળાપણુ, દાહ, શૂળ, સણકા, પડળ, શુકલપડળ અને કાચનો નાશ થાય છે એ ચૂર્ણ ગરદનથી ઉપરના ભાગમા થતા સર્વ રોગનો નાશ કરે છે વૃદ્ધ સ્ત્રીઓએ એ ચૂર્ણનુ સેવન કરવાથી તે તરુણ થાય છે પુરુષોએ લેવાથી સ્મૃતિ, પરાક્રમ, બુદ્ધિ અને શક્તિએ યુક્ત થઈ સો વરસ સુધી જીવે છે વળી એ મૂળવ્યાધિ, ભગદર, વ્રણ, પ્રમેહ, હલીમક, કિલાસકુષ્ઠ (કોઢની એક જાત છે) અને પલિતનો નાશ કરે છે તથા નષ્ટાગ્નિને વધારે છે. એનાથી મુખની વાસ કમળ જેવી, કેશ ભ્રમર જેવા કાળા અને દૃષ્ટિ ગીધના જેવી થાય છે. (૮) **બૃહત વાસાદિ ક્વાથ**:—અરડૂસી, નાગરમોથી, કડવો લીમડો, કડવા પડોળા—એટલાના પાદડા; કડુ, ગળો, લાલ ચદન, કડાની છાલ, ઇંદ્રજવ, દારુહળદર, ચિત્રક, સૂઠ, કરિયાતુ, આમળા, હરડે, બહેડા, ઉપરસાલ અને જવનો કાઢો કરી સવારે પ્રાશન કરવો, એટલે તિમિર, કંડૂ, પટલ અર્બુદ, ખીલ, શુક્ર (ફૂલુ). વ્રણશુક્ર, નેત્રવ્રણ, દાહ, રક્તતા, સણકા અને સર્વ નેત્રરોગનો નાશ થાય છે (૯) લીડીપીપર, ત્રિફળા, લાખ, લોધ્ર અને સિધવ, એ સમભાગે લઈ ભાગરાના રસમા ખરલ કરી ગોળી કરવી. તેનુ અજન કરવાથી અર્મરોગ, તિમિર, કાચ, કડૂ, નેત્રશુક્ર, અર્જુન વગેરે નેત્રરોગનો નાશ થાય છે (૧૦) નિર્મળીના બિયા, શખ, સિધવ, સૂઠ, મરી, લીડીપીપર, સાકર, સમુદ્રફીણ, રસાજન,

---

મટે જો નજરથી દરદ થયેલ હોય તો કબાબચીની તથા અક્કલગરો સરખા વજને લઈ મધમા ચાટવાથી તે મટે તેલ તથા ખાટી ચીજ ખાવી નહિ (૧૭) ભીમસેની બરાસ રૂા ૧ ભાર, સાચા મોતીવાળો સુરમો રૂા ૧ ભાર, લીમડાની કુમળી ટીશીઓ એક રૂા ભાર તથા કેસર રૂા ૧ ભાર લઈ તાબાના વાસણમા લીમડાના વોકાથી દિવસગત સુધી ઘૂટી તેનુ અજન કરવાથી આખની ઝાખ અને ફૂલુ જાય, અથવા કેસર, ગોરોચદન, ફટકડી, બાવળનો ગૂદ, સુરમો, અફીણ અને હેમકપૂર એકત્ર કરી આજવુ આ ઉપાયો અજમાવેલા છે (૧૮) લવગ વસી આજે તો આંખની પીડા મટે (૧૯) સાકર, અફીણ અને ફટકડી તુલસીના રસમા ખરલ કરી આજે તો આખો દુખતી મટે (૨૦) જાબુના ફૂલ સ્ત્રીના દૂધમા ઘસી આજવાથી અથવા અરીઠાની મીજ દહીની આસમા વસી આજવાથી અથવા ગાયના છાણના રસમા છ લીડીપીપર ઘસી આજવાથી રતાધળાપણુ જાય (૨૧) કારેલીનુ મૂળ ઘોડાના મૂત્રમા ઘસી આજવાથી આખના ખીલ, છાયા, ફૂલુ વગેરે જાય (૨૨) સમુદ્રફીણ અને (સુવર્ણમાક્ષિક) સોનામુખી મધ સાથે આખમા આજે તો ધોળુ ફૂલુ જાય (૨૩) સમુદ્રફીણ, સાજીખાર, સિધવ, સોનાગેરુ, મનશીલ અને મરી, એ સર્વની સમભાગે ગોળી કરી મધમા વસી આજે તો તિમિર જાય (૨૪) સાટોડીની જડ પાણીમા ઘસી આજવાથી રતાધળાપણું જાય આ સર્વ ઉપાયો હાથના લખેલા જૂના ગ્રથોમાથી સગ્રહિત કરેલા છે

મધ, વાવડિંગ અને મનસીલ, એ સર્વ એકત્ર કરી સ્ત્રીના દૂધમા ખરલ કરી **વર્તી બનાવવી. આ વર્તી ઘી અથવા દૂધમાં ઘસી અંજન કરવાથી** તિમિર, પટલ, કાચબિંદુ, અર્મ, નેત્રશુક્ર કંડૂ, ક્લેદ નેત્રાર્બુદ અને મળનો નાશ કરે છે (૧૧) ગળોનો સ્વરસ ૧ તોલો, મધ ૧ માસો અને સિંધવ ૧ માસો એકત્ર ખરલ કરી અંજન કરવુ, એટલે પિત્ત, અર્મ, તિમિર, કાચબિંદુ, કંડૂ, લિંગનાશ તથા શુક્લ અને કૃષ્ણ પટલગત રોગનો નાશ થાય છે. (૧૨) લીંડીપીપર, સૂંઠ, મરી, રસાંજન, સુરમો, સમુદ્રફીણ, ધોળી વસુના મૂળ, હળદર, રક્તચંદન, મધ, મોરથૂથુ, હરીતકી, મનશીલ, કડવા લીમડાના પાન, આંબાહળદર, સ્ફટિક અને શંખની ભસ્મ તથા કપૂરનુ વસ્ત્રગાળ બારીક ચૂર્ણ લોઢાના વાસણમા મધ નાખી વાડકીથી ઘૂટવુ. એ **નયનશાણ નામક અંજન** તિમિર, પટલ અને ફૂલનો નિશ્ચય નાશ કરે છે. (૧૩) શંખ ૪ ભાગ, મનશીલ ૨ ભાગ, મરી ૧ ભાગ અને લીંડીપીપર અર્ધો ભાગ, એ પ્રમાણે એકત્ર કરી **બકરીના દૂધમાં** તેની ગોળી કરી રાખવી તે પાણીમા તિમિરરોગ, કાંજીમા અર્બુદરોગ, મધમા પિચ્ચટરોગ તથા સ્ત્રીના દૂધમા ઘસી અંજન કરવાથી અર્જુનરોગનો નાશ કરે છે. (૧૪) **ચંદ્રોદયવર્તી**:—રસાંજન, શિલાજિત, કેસર, મનશીલ, શંખ, ધોળા મરી અને સાકર ગાયના દૂધમા ઘૂટી તેની ગોળી કરવી એ વિદેહ રાજાએ નિર્માણ કરેલી છે. આ ગોળી પિલ્લ, કંડૂ, શુક્ર, તિમિર અને અર્બુદનો નાશ કરે છે. (૧૫) **બીજી ચંદ્રોદયવર્તી**:—હરીતકી, વજ, કોઠ, લીંડીપીપર, મરી, બહેડાનો ગર, શંખ અને મનસીલ, એ સર્વ સમભાગે એકત્ર કરી ગાયના અથવા બકરીના દૂધમા ઘૂટવુ, અને તેની ગોળી કરવી એ તિમિર, કંડૂ પટલ, અર્બુદ અને ત્રણ વર્ષના ફૂલાનો એક મહિનામા નાશ કરે છે વળી અધિક વધેલુ માસ, રતાંધળાપણુ, વડસ અને અહિરનો પણ નાશ કરે છે. (૧૬) **નયનામૃત**:—પારો અને સીસાની ભસ્મ સમભાગે, એ બંનેના દુપ્પટ સુરમો અને પારાનો ચતુર્થાંશ ભીમસેની કપૂર, એને એકત્ર ખરલ કરી અંજન કરવાથી તિમિર, પટલ, કાચ, શુક્ર, અર્મ અને અર્જુનનો પથ્ય કરવાથી નાશ કરે છે; અને બીજા નેત્રરોગોનો પણ નાશ કરે છે (૧૭) **શશીકલાવર્તી**—કલખાપરી (ખાપરિયો), શંખ રાતો બોળ અને મોરથૂથુ, એ સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ; તે ચૂર્ણ લીંબુના રસમા ઘૂટી તેની ગોળી કરવી એ ગોળી તિમિર, સ્રાવ, અર્મ અને પિલ્લરોગનો નાશ કરે છે (૧૮) **કુસુમિકાવર્તી**:—તલના ફૂલ ૮૦, પીપળીના ચોખા ૬૦, જાઈના ફૂલ ૫૦, મરી ૧૬, એ પ્રમાણે લઈ પાણીમા બારીક વાટી ગોળી કરવી એ ગોળી તિમિર, અર્જુન, શુક્ર અને માંસવૃદ્ધિનો નાશ કરે છે (૧૯) **ચંદ્રપ્રભાવર્તી**:—હળદર, કડવા લીમડાના પાંદડા, લીંડીપીપર, મરી વાવડિંગ, નાગરમોથ અને હરીતકીને બકરીના મૂત્રમા ઘૂટી સળી જેવી લાંબી કરી છાંયે સૂકવવી એનુ પાણીમા અંજન કરવુ, એટલે તે તિમિરનો નાશ કરે છે ગોમૂત્રમાં અંજન કરવાથી પિષ્ટિકનો નાશ કરે છે; મધમા અંજન કરવાથી પડલનો નાશ કરે છે અને સ્ત્રીના દૂધમા અંજન કરવાથી ફૂલનો નાશ કરે છે. (૨૦) **રસકેશ્વરવટી**:—કલખાપરી, સિંધવ, મોરથૂથુનું ફૂલ, ટંકણખારના ફૂલ, સૂંઠ, મરી અને લીંડીપીપર, એ ઓષધો કૂટી વસ્ત્રગાળ કરી લીંબુના રસમા ખરલ કરવા, પછી ગોળીઓ કરી છાયામા સૂકવવી. એ ગોળો મધમા ઘસી અંજન કરવુ. એટલે સર્વ નેત્રરોગ દૂર થાય છે (૨૧) સિંદૂર ૨ ભાગ, કપૂર ૩ ભાગ, મોરથૂથુના ફૂલ ૧ ભાગ, ધોળો કાથો ૩ ભાગ અને મુરદાલશિંગ ૧ ભાગ ગાયના માખણમા ખરલ કરી તે ઉપર ભિલામાના તેલના ૧૦–૧૨ ટીપા પાડવા. પછી તાંબાની કથરોટમા તાંબાના વાસણમા ખરલ કરી વીસપચીસ વખત પાણીએ ધોઈ ડબામા ભરી રાખવુ અને નિત્ય રાત્રે આંખોમા આંજવુ, એટલે પિયા, રતાશ, કંડૂ, ગળતી (આંસુ પડવા), ફૂલ, કાચ ઇત્યાદિ સર્વ રોગ દૂર થાય છે અને દૃષ્ટિ સ્વચ્છ થાય છે (૨૨) મધ અને ઘોડાની લાળમા મરી ઘસી અંજન કરવુ તેથી કરી અતિનિદ્રાનુ શમન થાય છે (૨૩) જાઈના ફૂલ, પાન, મરી, કુટકી, વજ, સિંધવ વગેરે બોકડાના મૂત્રમા ખરલ કરી અંજન કરવુ.× એટલે તંદ્રાનો નાશ થાય છે.

---

× સૂચના—થાકેલો, બહુ ગયો હોય, ભયભીત, દારૂ પીધેલો, નવા તાવવાળો, અજીર્ણ રોગી અને જેણે

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા.—કાળા તલ-૧, નિર્મળી-૧, શિળીંદ-૪, સરગવો-૧, ૧૭; હરડે-૨૬, ૪૫; હળદર-૪, ૧૬ **આંખમાં** આગ (બળતરા) થતી હોય તે શાત થવા માટે-આમળા-૧૩, બાવળ-૨૦, શિગ્ડોડી-૧૧, સારફળ-૧ **અંધત્વ** (આધળાપણું) દૂર થવા માટે-નિર્મળી-૨ **આંખમાં માંસવૃદ્ધિ** થઈ હોય તે માટે-કણઝી ૭ **નેત્રસ્રાવ** (આખમાથી પાણીનુ ઝરવુ)-ઇગોરિયા-૪, બાવળ-૧૩. **આંખો આરક્ત** (લાલ) કરવા માટે-ભીંભી (ભો)રિંગણી-૩. **આંખોમાં બળતરા** થાય કે તેજ કમી થયુ હોય તે માટે—એલચી-૪, ગુલાબ-૫, પિત્તપાપડો -૫, **આંખની લાલાશ** જવા માટે—મખમલી-૧. **આંખનાં તિમિર** (અધારા) માટે-ગળો-૬, ચણોઠી-૨૨, મોથ-૪, **ધુમાડાથી** આખોને વિકાર થયો હોય તે માટે—શેલડી-૧૪. **આંખનો ભાગ લાલ** થઈ બળતરા થાય તો તે માટે—હળદર-૬ **રાંઝણુ** (આજણી, પાપણી) માટે—આબો-૭, **નેત્રની ખરજ** (કંડૂ) દૂર થવા માટે—સાટોડી-૨. **પડળ માટે** રિસામણી-૪, સમુદ્રફળ-૪, સાટોડી-૩. **દૃષ્ટિ સ્વચ્છ** થવા માટે—આસધ-૫ **આંખમાં છારી** વળે તે માટે—આવળ-૬ **પાંપણના** રોગ માટે—ચણોઠી-૨૦. **પાંપણ ખરી જતી હોય** તે માટે—કપૂર-૫.

જુઓ ગો૦ વૈ૦મા—આખો બળતી હોય તો—દૂધ-૧૧, માખણ-૨. જુઓ પ્રા૦ ઔ૦માઃ-**નાસૂર** ઉપર—અસ્થિવર્ગ-૮. **આંખોની બળતરા માટે** ઘૃતવર્ગ-૧. **આંખોમાં ખુપરો નાખતો હોય તો**—ઘૃતવર્ગ-૪. **રતાંધળા અને અહિર ઉપર**—સમુદ્રફીણ-૧.

જુઓ **અનુભૂત** ઔષધ*—ઔષધિક્રિયાના અજનપ્રયોગની ટીપમા ન. ૨, ૩, ૪, ૫.

**પથ્ય**—ચોખા, ઘઉં, મગ, જવ, કુલિત્થ, લસણ, પડોળા, તાદળજો, કારેલા, મધ, દૂધ, ઘી, કડવા પદાર્થ. **અપથ્ય**—ક્રોધ, શોક, મૈથુન, તડકો, દહી, છાશ, ભાજીપાલો, કાનીગડું, અડદ, મધ, તાબૂલ તથા ખારા, તીક્ષ્ણ, તીખા અને ઉષ્ણ પદાર્થ

## ૮ : ઉદરરોગ

**કારણ**—અગ્નિમાદ્ય (અગ્નિમાદ્યમાથી જ સર્વ રોગ થાય છે તથા ઉદરરોગ તો વિશેષ કરીને તેનાથી જ થાય છે), અજીર્ણ, વિરુદ્ધાહાર, મલાવરોધ ઇત્યાદિ કારણોથી ઉદરરોગ થાય છે.

**લક્ષણો**—આધ્માન (વાયુ રોકાઈ રહેવો), ચાલવા માટે અસામર્થ્ય, દુર્બળતા, અગ્નિમાદ્ય, સોજો, ગ્લાનિ, દાહ, તદ્રા એ સામાન્ય લક્ષણો થાય છે.

**ઉદરરોગની સંખ્યા**—જુદા જુદા દોષે કરી વાતોદર, પિત્તોદર, કફોદર, સન્નિપાતોદર, પ્લીહોદર, બદ્ધગુદોદર, ક્ષતોદર અને જલોદર મળી ૮ પ્રકારના ઉદરરોગ થાય છે. **વાતોદર**—વાતોદરમા હાથ, પગ, નાભિ તથા કૂખ, એ ઠેકાણે સોજો, સાધા તૂટવા, ખાલી ઉધરસ, શરીર મગડાઈ જવું, કમ્મરથી નીચે જડપણુ જણાવું, મળનો સચય થવો ત્વચા, નખ, નેત્રાદિક કાળા રાતા થવા, પેટનુ અકસ્માત્ મોટું ફૂલવુ અથવા નાનુ થઈ જવુ, પેટ ઉપર ચારે દિશાએ ઝીણી કાળી શિરાઓનુ ઊપડવું, પેટ ઉપર ટકોર મારવાથી ફૂલેલી પખાલ જેવો શબ્દ થાય છે એ ઉદરમા વાયુ ચોદિશ ફરી ગળ કરે છે અને બગડે છે કોઈ **શોથોદર** કરીને ઉદરરોગનો એક જુદો પ્રકાર માને છે, તેમા પેટ મોટુ થાય છે. સર્વાંગે મોટો સોજો ઉત્પન્ન થાય છે અને રોગી તાટ જેવો થાય છે; એ લક્ષણો થાય છે **પિત્તોદર**—જ્વર, મૂર્છા, દાહ, તૃષા, મોઢામા કડવાશ, ભ્રમ, અતિસાર, નખ તથા નેત્રોમા પીળાશ, પેટ લીલી-પીળી-રાતી રેખાઓથી વ્યાપ્ત, પરસેવાથી ભિન્ન ગેલી, કઢવાથી જળજળિત થાય, અદર ધૂણી નીકળ્યા જેવું જણાય, હાથને મૃદુ લાગે, જલદી પાક થાય, એટલે જળોદર ઉત્પન્ન થાય છે અને તેને ઘણી વ્યથા થાય, એ લક્ષણો થાય છે **કફોદર**—કફોદરમા હાથપગ ગળતા જાય છે, સ્પર્શ જણાતો નથી, સોજો આવે છે, અગ જડ થાય, ઊંઘ બહુ આવે, ઊલટી થશે એમ જણાય, અરુચિ થાય, શ્વાસ થાય, ઉધરસ આવે, ત્વચાદિક ધોળા થાય, પેટ નિશ્ચળ તડતડતું, ધોળી રેખાએ વ્યાપ્ત અને મોટુ થાય છે, તેની વૃદ્ધિ લાબા વખતે થાય છે, કઠણ અને

*મજમૂનનો વેગ ધારણ કર્યો હોય તેવા મનુષ્યના નેત્રમા અજન નાખવુ નહિ

ઠંડું લાગે છે તેમ જ જડ અને સ્થિર હોય છે **સન્નિપાતોદર**—દુષ્ટ ચાલની સ્ત્રીઓ જે પુરુષને નખ, કેશ, મૂત્ર, વિષ્ઠા તથા મેલ, એ મેળવી અન્નપાન આપે છે, અથવા જેને શત્રુ વિષપ્રયોગ કરે છે તેને કિંવા દુષ્ટાણુ (એમા સવિષ પાણી, મેલુ, પાન કોહેલા હોય એવુ પાણી) તથા દૂષીવિષ (મંદ વિષ) એનું સેવન થવાથી તે યોગે રક્ત તથા વાતાદિ દોષ જલદી કુપિત થઈ અત્યંત ભયંકર ત્રિદોષાત્મક ઉદરરોગ ઉત્પન્ન કરે છે તે શીતકાળે કિવા વાવટોળ છૂટે, અથવા કરાનો વરસાદ થાય ત્યારે અથવા જે દિવસોમા વર્ષાની ઝડી હોય છે, તે દિવસોમા વિશેષ કરી કોપ પામે છે તથા બળે છે; કારણ કે તે વખતે દૂષીવિષનો કોપ હોય છે તે રોગી નિરંતર વિષયોગે મૂર્ચ્છા પામે છે, પાંડુવર્ણ અને કૃશ થાય છે તથા મહેનત કરવાથી શોષ લાગે છે. એને 'દૂષ્યોદર' કહે છે. **પ્લીહોદર**—વિદાહી (વાલ, કેરડા આદિ) એટલે દાહ કરનાર તથા અભિષ્યંદિ (દધ્યાદિ સ્રોત સ્રાવક મલવાહી નાડીઓમા જેનો રસ વહન કરે છે તે) એવા અન્નનુ નિરંતર સેવન કરનાર પુરુષનું અત્યંત દુષ્ટ થયેલું લોહી તથા કફ વધી પ્લીહા(બરોળ)ની વૃદ્ધિ કરે છે. એ ઉદરને મરાઠીમા 'પાણથરી (કવલું)' કહે છે. એ ડાબી બાજુથી વધે છે તે અવસ્થામા રોગી ઘણો જ ગળી જાય છે, શરીરમા ઝીણો તાવ હોય છે, અગ્નિ મંદ હોય છે તથા કફ-પિત્તોદર એમા હોય છે બળ ક્ષીણ થઈ રોગી ધોળો જોવામા આવે છે. પ્લીહોદર પ્રમાણે જ યકૃતઉદર પણ થાય છે, જમણી બાજુએ જે યકૃત એટલે કાળજુ હોય છે તે દુષ્ટ એટલે રોગયુક્ત થવાથી પ્લીહોદર જેવુ જ ઉદર થાય છે. તેને **યકૃતઉદર** કહે છે **બદ્ધગુદોદર**—જે પુરુષના આતરડા ઊપમેલા એટલે મૃદુ અન્ન(શાકાદિક)થી અથવા બારીક બારીક ગાગડાએ દટાતા જાય છે, તે પુરુષનો દોષયુક્ત મળ હળવે હળવે અંદર તેની નળીમા જેવો સાવરણીએ વાળેલો કચરો ખૂણામા સંચિત થાય છે તેવો સંચિત થાય છે. પછી ગુદામા તે મળ ગૂંથાય છે, તે ભારે કષ્ટથી થોડો થોડો બહાર આવે છે, તેથી ઉદર, હૃદય તથા નાભિ, એમા મોટુ થાય છે, તે ઉદરને બદ્ધગુદોદર કહે છે ગુદાની ઉપર આતરડા બંધાયા જેવા થાય એટલે બદ્ધગુદ થાય એવુ **ચરકે** કહેલુ છે **ક્ષતોદર**—કંટકાદિ શલ્ય અન્નમા મળી પેટમા જાય એટલે પક્વાશયમા વિલોમ (વાકુચૂકુ) જવાથી આતરડામા કાણા પડે છે, તે સીધા જાય તો કાણા પડતા નથી, અથવા બગાસુ અને અત્યશન (અધિક ભોજન) કરવાથી આતરડા ફાટે છે, તે આતરડા-માથી ગળેલા પાણી જેવો સ્રાવ પુન. ગુદાવાટે ઝરે છે પેટ ડૂંડીના ઉપર મોટુ થાય છે, ટટોરા જેવુ અને ભેદાતુ હોય એવી પીડાથી અત્યંત વ્યથિત થાય છે એને 'પરિસ્રાવી ઉદર' પણ કહે છે, **જલોદર**—સ્નેહપાન કરેલો, અનુવાસન બસ્તી લીધેલો, વમન થવાને દવા લીધેલો, રેચ લીધેલો અથવા નિરુહબસ્તિ લીધેલો એવો પુરુષ ઠંડુ પાણી પીએ તો તેના તે ઉદક વહન કરનારા સ્રોતો તુરત દુષ્ટ થાય છે, તે પાણી અને સ્રોતો સ્નેહે ઉપલિપ્ત થવાથી પહેલા પ્રમાણે (એટલે અન્નરસ ઉપસ્નેહન્યાયે) જલોદર (એટલે બહાર આવી ઉદર ઉત્પન્ન કરે છે.) થાય છે—તે ઉપર તગતગતુ દેખાય છે, મોટું થાય છે, ડૂંટી પાસે ઘણુ ઊંચુ થાય છે, ચારે તરફ તડતડવા લાગે છે, પાણીએ પેટ સઘળુ ભર્યા જેવુ જણાય છે અને જેવી પાણીએ ભરેલી પખાલ ડમડમે છે, હાલે છે, ડબક ડબક વાગે છે તેવું પેટ થાય છે. તેને જ જલોદર કહે છે **સાધ્ય લક્ષણ**—સર્વ પ્રકારના ઉદરરોગ જન્મત· અત્યંત કષ્ટસાધ્ય છે. બળવાન પુરુષને નવીન થયેલુ, અંદર પાણી થયેલુ ન હોય તો મોટા પ્રયત્ને સાધ્ય થાય છે **અસાધ્ય લક્ષણ**—જેની આખોને અંધારી આવેલી હોય, શિશ્ન વાકું થયેલુ હોય, પેટની ત્વચા કલેદયુક્ત અને પાતળી હોય બળ, રક્તમાસ અને અગ્નિ એ જેના ક્ષીણ થયેલા હોય તે રોગીને છોડવો; તેમ જ કાટા ફૂટવા, અન્નદ્વેષ, શોષ અને અતિસારથી પીડાયેલો તથા રેચ આપવા છતા જેનુ પેટ પુન· ભરાય છે, એવા રોગીને વૈદ્યોએ છોડવા

**ઉપચાર—શોથોદર ઉપર :**—(૧) સર્વ ઉદરો પર રેચ એક મુખ્ય ઔષધ છે. સૌથી પ્રથમ તે આપવો ત્રિફળાનુ ચૂર્ણ ગોમૂત્રમા આપવુ (૨) લીંડીપીપર અને સૂઠ ગોળમા આપવા (૩) બાળહરડે, સૂઠ, દેવદાર, સાટોડી અને ગળોનો કાઢો ગૂગળ અને ગોમૂત્ર નાખી આપવો

**સન્નિપાતોદર ઉપર :**—(૧) બાળહરડે અને નગોડના પાદડા ગોમૂત્રમા એકત્ર વાટી તેનો

રસ બલાબલ જોઈ આપવો (૨) ત્રિકટુ, જવખાર અને સિંધવ નાખી છાશ પાવી. (૩) ધુવાસ અને તાદળજાના મૂળિયા પાણીમા વાટી તેમા ચોગણુ ઘી નાખવુ. ઘીથી ચારગણું દૂધ નાખવુ. ઘી શેષ રહે ત્યા સુધી ઉકાળી ઘી સંભાળપૂર્વક ગાળી લેવુ. પછી આ ઘી પાવું, એટલે સર્વ કૃત્રિમ વિષોનો નાશ થશે, **વિશેપ ઉપચાર** જુઓ વનૌ૦ મા શંખાવલી-૩

**પ્લીહોદર**× **(બરોળ) ઉપર**:—(૧) નગોડનો રસ ૨ તોલા અને ગોમૂત્ર ૨ તોલા એકત્ર કરી આપવુ (૨) રાતો રોહીડો અને હરડેનો કલ્ક ગોમૂત્રમા અથવા ભેંસના મૂત્રમા આપવો એટલે પ્લીહા (બરોળ) અને સર્વ ઉદરરોગ, પ્રમેહ, મૂળવ્યાધિ અને ગુલ્મનો નાશ થાય છે. (૩) લસણુ, પીપળીમૂળ અને હરડે એકત્ર કૂટી ખાવા અને ઉપર ગોમૂત્રનો ઘૂટડો પાવો (૪) શેકટાના રસમા સિંધવ, ચિત્રકમૂળ, લીંડીપીપર, ખાખરાનો ક્ષાર અને જવખારનું ચૂર્ણ નાખી પાવો (૫) એળિયો ૨ ભાગ, મરી ૦। ભાગ, લવંગ ૦। ભાગ, દિકામાળી ૦। ભાગ, બદામ ૦॥ ભાગ, એ પ્રમાણે લઈ પાણીમા બોરના ઠળિયા જેવડી ગોળીઓ કરવી અને તે આપવી (૬) વાસના પાન છાશમા વાટી સિંધવ નાખી આપવા (૭) કુવારનો રસ હળદર નાખી આપવો. (૮) લીંડીપીપર અને મધ નાખી છાશ પાવી. (૯) આકડાના પાન અને સિંધવ માટલામા, મોઢું બંધ કરી, ગજપુટ પ્રમાણે બાળવા અને તે રાખ દહીંમા આપવી. (૧૦) શેકટાની છાલના કાઢામા લીંડી પીપર અને મરીની ભૂકી નાખી તે આપવો. યકૃતઉદર ઉપર પણ એ જ ઉપાય કરવો **વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા –અઘેડો–૨૭, અબર્જ (આબુવો)–૧ આકડો–૩૪, આદુ–૮–એરંડો–૪૨, કંકોડી–૧૨, કુવાર–૨, ખાખરો–૧૧, ખોરેતી–૨, ૪, ગરણી–૧૨, ગળો–૨૪, ચણા–૭, ચિત્રક–૧૪, નગોડ–૩, નાળિયેરી–૧૨, પિઠવણુ–૩, પોપૈયુ–૩, બિજોરુ–૨૨, બોળ (હીરાબોળ)–૨, ભિલામો–૧૭, મરી–૧૩, મોરવેલ–૩, રગત–રોહિડો–૧, રાઈ–૬, લસણુ–૫, લીંડીપીપર–૧૦, વસુ–૨, શરપુંખા–૮, શીમળો–૮, શ્રાવડ–૪, સરગવો–૧૪, સાટોડી–૭, હરડે–૨૭, હેદ–૩ **યકૃતઉદર ઉપર**—ગરણી–૧૨, ચિત્રક–૧૪, રાઈ–૬, સોમવલ્લી–૧, હેદ–૩.

જુઓ અનુભૂત ઔષધ: ઔપધિક્રિયાના રસાયનપ્રયોગની ટીપમા નં.–૧

**બદ્ધગુદોદર** (વિટબંધ, ગુ૦ બંધકોશ) **ઉપર**:—(૧) થોરસેરણી (શેરણી), ઝાઉ, હાઉવેર, અજમો, જીરુ અને સિંધવનું ચૂર્ણ આપવુ **વિશેપ ઉપચાર** જુઓ વનૌ૦મા–આમલી–૨૩, આલુ–૧, ઓથમી જીરુ–૪, બીલી–૨૬, ભાગરો–૧૩, વાવડિંગ–૭, શેરડી–૨, હરડે–૧૬.

જુઓ ગો૦ વૈ૦મા છાશ–૩

**જલોદર*** **ઉપર**:—(૧) સૂંઠ, મરી લીંડીપીપર અને સિંધવનુ ચૂર્ણ નાખી છાશનુ પાન

× (૧) ડાબા હાથની છેલ્લી અને તેનાથી પહેલી આગળીની વચ્ચેની નસ ખોલવી અથવા તેના ઉપર મરી જેટલો ડામ દેવો (૨) રેવચીનો શીરો વાલ ૯, એળિયો વાલ ૪, હીરાબોળ વાલ ૪, શેરડીનો સરકો તોલા ૨॥, પાણી તોલા ૫, એમાથી પહેલા ત્રણ ઓસડોને ખાંડી ઝીણે લૂગડે ચાળી સરકા તથા પાણીમા મેળવીને સવારે પાવુ એમ બે–ત્રણ દિવસ પાવાથી પણ બરોળ નરમ ન પડે તો સાત દિવસ સુધી સવાર-સાંજ લાગલાગટ પાવુ (૩) ચંદ્રસ ખાંડી ભૂકો કરી દરરોજ એક માસા સુધી સરકામા મેળવી ચટાડવો (૪) રાઈ ટાંક ૯ ગાયના મૂત્રમા મેળવીને દરરોજ સવારે પીવી (૫) ઇદ્રવરણા(ત્રુસડા)ને ચોકડીની માફક ચીરો પાડી તે ચારે ચીરો છેડામા ભેળા જ રાખી તેમા ખાંડ ભરી ગરમ કરીને પછી તેમાનો રસ નીચોવી લઈ તેમાથી દરરોજ તોલા ૨॥ પીએ તો બરોળ અને ઉદરમાના અનેક વિકારો શાંત થાય (૬) સૂકા ત્રુસડાનો ગરભ, જાયફળ, હિંગ, અજમો, ઇદ્રજવ અને વાવડિંગની ત્રુસડાના અંગરસમા ચણા જેવડી ગોળી કરી આપે તો રેચ લાગી પેટમાની બરોળ, ગાંઠ, ભાર વગેરે દરદોનો નાશ થાય (૭) મહુડા શેર ૨, સાજીખાર તોલો ૧, બંગડીખાર તોલો ૧, ટંકણખાર તોલો ૧, જવખાર તોલો ૦॥, પાણી મણ ૦॥ એકઠુ કરી તેમા લોઢુ શેર ૭ ઊનુ કરી ઠારવુ આમ ૨૫ વખત કરી (ઝામી) તે પાણી દરરોજ તોલો ૧ પાવુ (૮) લીંડીપીપર, સૂંઠ, મરી, સિંધાલૂણ, સંચળ, મીઠુ, નવસાર, ટંકણખાર, બંગડીખાર, સાજીખાર, પાપડિયોખાર અને જવખાર સમભાગે લઈ ઝીણા ખાંડી બિજોરાના રસની ૨૧ ભાવના આપી છાંયે સૂકવી એની ફાકી બનાવી તે દરરોજ લેવી

* જલોદર અને સર્વાંગશોથની ચિકિત્સા એક જ પ્રકારની છે બન્ને રોગોમા મૂત્રલ અને વિરેચન

કરવુ (૨) સિંધવ અને રાઈ સમભાગે એકત્ર કૂટી ગાયના મૂત્રમા આપવુ (૩) ધોળા બરુના મૂળિયાનુ ચૂર્ણ મધમા આપવુ. (૪) દેવદાર, ખાખરાના ફૂલ, આકડાના મૂળિયા, ગજપીપર, શેકટાની છાલ અને આસગધ ગોમૂત્રમા વાટી પેટ ઉપર લેપ કરવો, એટલે સર્વ ઉદરરોગનો નાશ થાય છે (૫) ૪૫ તોલા કાદાના બિયા વાટી ચૂર્ણ કરવુ, અને ૪૫ તોલા જૂના કામળાની રાખ વસ્ત્રગાળ કરી તે દરેકમાથી ૭ ૭ માસા લઈ એકત્ર કરી, એક તોલાની પડીકી બાધવી દરરોજ એક પડીકી પાણીમા લેતા જવી, એટલે સચય થયેલુ જલોદરનુ પાણી ઇદ્રિયદ્વારે રોજ ઝરી જઈ રોગીને આરામ જણાશે અને ત્રણ મહિનામા રોગી સારો થશે પેટને નસ્તર મૂકી પાણી કાઢવાથી કેટલાક રોગીઓને આરામ જણાય છે, પરતુ કેટલાક રોગીને નસ્તર મૂકવાથી કાળજુ જલદી સડી જઈ તેમાના ઘણા મરણ પામે છે એટલા માટે પાણી કાઢવુ તે બહુ વિચારીને કાઢવુ

**વિશેષ ઉપચાર** જુઓ પ્રા૦ આ૦ મા૦-અસ્થિવર્ગ-૩

જુઓ **અનુભૂત** ઔષધ —ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગની ટીપમા ન —૭ બૃહત્પાકસગ્રહમા પાકપ્રયોગની ટીપમા ન-૪

**સર્વ ઉદરરોગ ઉપર ઉપચાર×:**—(૧) દેવદાર અને ચિત્રકનો કાઢો આપવો. (૨) ચવક

---

ઔષધિ અપાય છે. એ સંબધમા સર્વાગશોથ રોગમા ટિપ્પણી લખેલી છે જલોદરના રોગમા જલોદરારિ રસ ઉંટડીના દૂધની સાથે અપાય, તો બહુજ સારુ કામ કરે છે એ ઉપચારથી અનેક રોગીને સારા કરેલા છે ડૉક્ટરીમા પેટમા રહેલું પાણી નળી લગાડીને કાઢી લે છે તેમા પણ એકજ વખત બધુ પાણી કાઢી લેવાય, તો રોગીનુ જીવન ભયમા આવી પડે છે બેત્રણ વખતમા પાણી કાઢે તો બની શકે છે પણ ફરીથી પાણી ભરાવાનો ભય રહે છે વિરેચન અને મૂત્રલ ઔષધિ-જલોદરારિ રસ અથવા બીજી કોઈ આપીને પાણી ઓછું કરાય તથા ઝેરને કાઢી નાખવામા આવે તો ભાવિ નુકસાનનો ભય રહેતો નથી

પુનર્નવા, નસોતર, નેપાળો, ઇદ્રામણા વગેરે હિતકારક ઔષધિઓ છે એ સબધમા વનૌષધિ ગુણાદર્શમા બધાની ટિપ્પણી લખેલ છે પાતળા પાણી જેવા ઝાડાઓ થાય તેવી દવા અપાય છે લોહીમાથી પાણી જેટલું બહાર નીકળે તેટલુ જ પેટમા રહેલુ પાણી અથવા સોજામા રહેલુ પાણી લોહીમા આકર્ષિત થઈને જલોદર અને સોજો ઘટી જાય છે —સ્વામી કૃષ્ણાનંદ

× પેટમાંના ભાર ઉપર -(૧) પેટમા ભાર વળગી રહેલ હોય તો કૂટી નીચે વાઢકાપ જેવુ થાય, રાતદિવસ કળ ન પડે, તે રોગ ઉપર તુલસી શેર ૦।।, હિંગ શેર ૦।, હરડે શેર ૦।, અક્કલગરો શેર ૦।, પંચલવણ શેર ૧।, જવખાર શેર ૦।, સાજીખાર શેર ૦। લઈ એકઠા વાટી કાચાપાકા ૧૦૦ લીબુ લઈ તેની અથાણાની માફક ચાર ચાર ચીરીઓ વળગેલી રાખીને તેમા તે મસાલો ભરવો પછી એ માટલામા નાખી દિવસ ૧૫ જમીનમા રાખી દરરોજ ખવડાવવાથી સર્વ ઉદરરોગ મટે છે (૨) આકડાના સ્વાઈડા, કાળા મરી તથા સાજીખાર ઝીણા વાટી લીબુના રસમા ગોળીઓ વાળવી તે દરરોજ ખાવાથી નળવાયુ આદિ સર્વ ઉદરવાયુ જાય છે (૩) હળદર ટાંક ૧, સાજીખાર ટાંક ૧, ટંકણખાર ટાંક ૧, કટકડી (ફુલાવેલી) ટાંક ૧, અસેળિયો ટાંક ૨, રાઈ ટાંક ૧, બીજાબોલ ટાંક ૧, સિંધાલૂણ ટાંક ૧, લીંડીપીપર ટાંક ૧, અજમો ટાંક ૧, લવંગ ટાંક ૩ અને કોલીંજન ટાંક ૧ લઈ બારીક ખાંડી ગોળ ટાંક ૧૯ મા ગોળી ૧૪ કરવી તે ગોળી ખાઈ પથ્ય પાળવાથી કીટો, છીણી, વાયુ, ગોળો, માસની ગાઠ, વાની ગાઠ અને પેટના તમામ રોગો જાય છે (૪) બિજોરાની ગોળી —તજ, સૂઠ, લીંડીપીપર, મરી, પીપળીમૂળ, લવગ, હરડેદળ, વાવડિંગ, ચિત્રકછાલ, હિંગ, બીડલવણ, સિંધાલૂણ, સચળ, જીરુ, ગાહજીરુ, ખાડી અજમો, કોકમ, અમ્લવેતસ, દાડમના ફૂલની છાલ, પુષ્કરમૂળ, ભારંગ, કાકડાશિંગ, અજમો, ટંકણખાર, ચવક, જવખાર અને વડાગરુ મીઠુ લઈ બિજોરા નંગ ૨ના રસ મધ્યે ગોળી જંગલી બોર જેવડી વાળવી તે પેટના સર્વ રોગને ગમાવે છે (૫) બીડલવણ શેર ૦।।, અજમો શેર ૦।।, સિંધાલૂણ શેર ૦।।, સચળ શેર ૦।।, એ ચારે ઝીણા વાટીને લીંબુના રસના બે પુટ આપી કથાળા થોરનુ ડેઢ હાથ ૧।। નું લાવી તેને કોરી તેમા વાટેલા ઔષધ ભરવા ડેડાના મોઢામા તેમાથી નીકળેલો તેનો જ ગર્ભ દાબીને ભરવો પછી અગ્નિમા બાફવો ઠંડો થયે ગર્ભ સમેત વાટી ૦। થી ૦।। તોલાના અંદાજે સવારસાંજ ખવડાવવાથી પેટની પીડા જાય છે (૬) મોથ, સચળ, અજમો, સૂઠ, હિંગ તથા પોકરમૂળ (પુષ્કરના મૂળ)નુ સમભાગે ચૂર્ણ ઊના પાણીમા આપવાથી પેટમાનો દુખાવો મટે (૭) કાસકીનું મૂળ સોમવારે સાંજરે નોતરી મંગળવારે કાગડા જાગ્યા પહેલા તેના ઉપર આપણા શરીરનો પડછાયો ન પડે તેવી રીતે તેની જડનો એક હાથનો કકડો લાવી રાખવો તે જમણા હાથે બાધવાથી (આબોઈ) ઠેકાણે

અને નાગરમોથનો કાઢો આપવો. (૩) દેવદાર, ગેકટો, મસૂર અને આસોદ ગોમૂત્રમા વાટી પ્રાશનાર્થ આપવું, એટલે સર્વ ઉદરરોગ, કૃમિ અને સોજાનો જલદી નાશ થાય છે. (૪) ચવક ૧ ભાગ, ચિત્રક ૨ ભાગ, સૂંઠ ૩ ભાગ અને દેવદાર ૪ ભાગ, એના કાઢામા ગોમૂત્ર અને નસોતરનુ ચૂર્ણ નાખી આપવુ (૫) હરડે અને નગોડના પાન ગોમૂત્રમા વાટી તેનો રસ શક્તિ અનુસાર આપવો; એટલે સર્વ ઉદરરોગ, પ્રમેહ, અર્શ, કૃમિ અને ગુલ્મનો નાશ થાય છે. (૬) ઊંટડીનું દૂધ પાવુ (૭) મીઠું, સંચળ, સિંધવ, જવખાર, અજમો, લીંડીપીપર, ચિત્રકમૂળ, સૂંઠ, હિંગ અને વાવડિંગનું ચૂર્ણ, ઘી અને ભાત સાથે આપવું, એટલે વાતોદર, ગુલ્મ, અજીર્ણ, વાયુનો પ્રકોપ, સંગ્રહણી, પાંડુ, ભગંદર અને દૂઝણુ મસા(હરસ)નો નાશ થાય છે (૮) વાવડિંગ, સાજીખાર અને બાળ-હરડે, એ સમભાગ અને એમાના એક ઔષધનો ચતુર્થાંશ લાકડિયા થુવરનુ દૂધ, એ સર્વ એકત્ર ખરલ કરી બલાબલ જોઈ ગરમ પાણી સાથે આપવુ (૯) કડવી ઇંદ્રવરણીનુ ફળ (કડવી કોઠીંબી કે ત્રુંસડું) ભેસના મૂત્રમા બાફી તેમાનો ગર્ભ થોડો ખાવા આપવો અને તે ઉપર મૂત્ર પાવું. (૧૦) ખોપરાની એક કરચ લઈ બંને દાઢે તે થોડી ચાવી ખાવી પછી તે ઉપર એક ભિલામુ ખાવુ પછી પાછો થોડો ખોપરાનો કકડો ખાઈ તે ઉપર બીજુ ભિલામું ખાવું અને તે ઉપર રહેલી ખોપરાની કટકી ખાવી. એ પ્રમાણે સાત દિવસ કરવુ ગરમ પાણી પીવા આપવુ. આઠમે દિવસે ઉતાર—ચણાની દાળ *

આવે (૮) શંખની નાભિ ૬ પૈસાભાર લઈ લીંબુ નંગ ૩૫ના રસમાં કાલવી પથ્થરના વાસણમાં નાખી દિવસ ૭ ઢાંકીને રાખી મેલવુ પછી તેમાં લીંડીપીપર, સૂંઠ, મરી, સિંધવ, સંચળ, કાચલવણ અને જવખાર, એ સાતે ચીજો દરેક સાત સાત પૈસાભાર તથા અમલસારો ગંધક અને શુદ્ધ પારો બબ્બે પૈસા-ભાર, તૈયાર કરેલી કાજળી હિંગ ૨ પૈસાભાર, શુદ્ધ વછનાગ ૧॥ પૈસાભાર, અક્કલગરો ૭ પૈસાભાર અને આમલીના છોડાની રાખ ૪॥ પૈસાભાર લઈ સર્વને એકત્ર કરી ખૂબ વાટી પછી તેમા ઉપર જણાવેલ લીંબુના રસમા મેળવી રાખેલી શંખભસ્મ ભેળવી, ખરલમાં બે પહોર સુધી ખૂબ ઘૂંટી, ચણા પ્રમાણે ગોળી વાળવી. એ એકેક ગોળી સવારસાંજ આપવાથી પેટમાના તમામ રોગ, ઉધરસ, શ્વાસ, ચોરાશી વાયુ, વાગોળો, છાણિ અને બગેળ વગેરે રોગો જાય (૯) નવરસાદિ ગુટિકા —લોહભસ્મ ૧ પૈસાભાર, મંડૂર ૨ પૈસાભાર, હરડે (મોટી) ટાંક ૨, પીપરીમૂળ ટાંક ૨, વાવડિંગ ટાંક ૨, મોથ ટાંક ૨, ચિત્રકમૂળની છાલ ટાંક ૨॥, સૂંઠ ટાંક ૨, લીંડીપીપર ટાંક ૨, મરી ટાંક ૨, હરડા ટાંક ૨, બહેડા ટાંક ૨, આમળા ટાંક ૨ અને સોનામુખી (ઉપધાતુ)ની ભસ્મ ટાંક ૧ લઈ ખાંડી ઝીણું કરી પછી લોહભસ્મ અને મંડૂર નાખી સમાન ગોળમાં બોર જેવડી ગોળી કરવી પછી દોઢ શેર પાણીમા મરી ૪ પૈસાભાર કોરા હાંડલામાં ઉકાળી ૩ પૈસાભાર પાણી રહે ત્યારે ઉતારવુ ઠંડું થયે ગોળી ચાવીને ઉપર મરીનો ક્વાથ પીવો આ પ્રમાણે ૪૯ દિવસ સુધી આપ-વાથી પિત્તપાંડુ, પાંચે જાતનો પિત્તકમળો (પિત્તકમળી), પાણીરસો સોજો, પીલક (પાણી લાગ્યુ હોય તે), વાતોદર, કફોદર, શોફોદર, ગોળો, તાવ અને વિષમજ્વર જાય અને પેટની વ્યાધિને શમાવે (૧૦) બકરીનું અર્ધો શેર દૂધ લઈ તેમા વિલાયતી એરંડિયુ (કેસ્ટર ઑઈલ) તોલા ૩ નાખી પાવાથી રેચ લાગી જળોદર જાય.

* સર્વ પ્રકારના ઉદરરોગ ઉપર શાસ્ત્રસિદ્ધ ઔષધિઓમાથી નારાયણ ચૂર્ણ, સામુદ્રાદ્ય ચૂર્ણ, ઇચ્છાભેદી રસ, નારાચ રસ, અશ્વકંચુકી ગુટિકા, પીપલ્યાદ્ય લોહ, ચિત્રક ઘૃત, મહાબિંદુ ઘૃત, કુમારીઆસવ, અભયારિષ્ટ, ચવિકાસવ, અભયાદિ મોદક, અગ્નિકુમાર રસ, ગુલ્મકુઠાર રસ, ત્રિભુવનકીર્તિ રસ, તામ્રભસ્મ, આરોગ્ય-વર્ધની રસ વગેરે ઔષધિ વારવાર વાપરવામા આવે છે આરોગ્યવર્ધની અતિ પ્રસિદ્ધ ઔષધિ છે તેની બનાવટ નીચે મુજબ છે —

**આરોગ્યવર્ધની :**—શુદ્ધ પારો, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ તથા તામ્રભસ્મ, એ પાંચે વસ્તુ એકેક તોલો લેવી તથા ત્રિફળા ૧૦ તોલા, શુદ્ધ ગૂગળ ૨૦ તોલા, કડુ ૭૦ તોલા, ચિત્રકમૂળનું ચૂર્ણ ૨૦ તોલા અને શિલાજિત ૧૫ તોલા લેવા પ્રથમ પારાગંધકની કજ્જલી કરી તેમા લોહ, અભ્રક તથા તામ્રભસ્મ મેળવી પછી દરેક ઔષધિને અલગ અલગ ખાંડી ચૂર્ણ કરી ઉપરની ભસ્મની સાથે મેળવી તેમા શિલાજિતનો પાણી-મા રસ કરીને મેળવવો ત્યાર પછી લીમડાના પાનના રસમા ત્રણ દિવસ ખરલ કરી ગોળી બનાવી છાયે સૂકવી લેવી **માત્રા**—૧ થી ૩ માસા સુધી દિવસમા ત્રણ વખત દૂધ અથવા પાણી સાથે આપવી આ ઔષધિના સેવનથી ઉદરરોગ, જૂનો તાવ, યકૃત, પ્લીહા, કુષ્ઠ, રક્તવિકાર, સોજો, પાંડુ વગેરે દૂર થાય છે. જૂના હઠીલા દર્દો માટે ઔષધિ સારુ કામ કરે છે

**બીજો પ્રકાર :**—શુદ્ધ પારો, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, એ દરેક એકેક તોલો લેવાં.

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા —આદુ-૧૨, કામાળુ-૫, ચિત્રક-૫, તાદળજો-૧૪, તુવર-ફળ-૧, મરી, ૧૩, માલકાગણી-૬, લસણ-૧૫, લીંડીપીપર-૧૧, સાટોડી-૧૯, હરડે-૪૪. **વાતોદર માટે :**—સમેરવો-૨૦. **પિચોટી એટલે અંબોઈ ટળી હોય તો :**—ખરસાણી-૪, બાવળ-૮, અહેડા-૧, રાનમોગરો-૧. **ઉરમાંથી અને પેટમાંથી લોહી પડતું હોય તો :**—કળથી-૫. **પેટમાં વાળ કે લોઢું ગયું હોય તો :**—અનેનાસ-૪, જાંબુ-૧૧ **નળ ફૂલવા ઉપર :**—ઇંદ્રજવ-૭, એરંડો-૨૯, કાળીજીરી-૨, કુઓ-૨, ખગશિંગી-૧, નાગરવેલ-૨, મેઢાશિંગ-૧, વગડાઉ સૂરણ-૧, હુરા-૪. **પેટમાં કાંઈ પણ આજારથી ગાંઠ થઈ હોય તો :**—ભોરિંગણી-૭ **નળવાયુ માટે :**—અરડૂસો -૨, અરીઠાં-૪, અળવી,-૩, ઉક્ષી-૧, મૂળા-૫, મોરવેલ-૧, સરગવો-૯, સાત્વીન-૧, હેદ-૪. **નળવિકાર ઉપર :**—અજમો-૧, કરિયાતું-૩, કાજુ-૫, થુવેર-૧૨, રાઈ-૧૦, શેલડી-૧૦, સુરપીણ -૫. **પેટમાંની ગરમી દૂર થવા માટે :**—અંજીર-૧, ઉદરકની-૪, ઉદરકની ક-૭. **પેટમાં વાયુ સંચય થયો હોય તો :**—નગોડ-૧. **પેટમાં કાંઈ ઉપદ્રવ થયો હોય તો :**—જામફળ-૧. **ફેફસાંના સોજા માટે :**—અળશી-૭ જુઓ ગૌ૦ વૈ૦ મા —ગોમૂત્ર-૩, ૫, ૭ ની ટીપમા ન ૩. જુઓ પ્રા૦ ઔ૦ મા—મીરમહોટી **પેટશૂળ ઉપર :**—ખીરણહોટી-૬.

જુઓ અનુભૂત ઔષધ—ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા ન -૨૮,-૩૩. ગુટિકાપ્રયોગની ટીપમા નં -૧૨. મલપ્રયોગની ટીપમા ન. ૩

**પથ્ય**—કળથી, મગ, જવ, ચોખા, છાશ, લસણ, પરવળ, કારેલા, શેકટો (સરગવો), દૂધ અને પાન **અપથ્ય**—તળેલા પદાર્થ, ભાજીપાલો, તલ, ગરમ, દાહક અને ખારા એવા ભોજનો અને દિવસે નિદ્રા.

## ૯—ઉદાવર્તરોગ

**કારણ**—ક્ષુધા, તૃષા, નિદ્રા, શ્વાસ, ઊલટી, છીંક, બગાસુ, ઓડકાર, નેત્રસંબંધી જળ, શુક્ર-ધાતુ, મળ, મૂત્ર અને વાયુ, એ તેરના પ્રાપ્ત થયેલા જે વેગ તેનો નિરોધ કરવાથી વાયુની ઊર્ધ્વ ગતિ થઈ તેર પ્રકારના ઉદાવર્ત રોગ ઉત્પન્ન થાય છે. તે મધ્યે મલ, મૂત્ર તથા વાયુ, એ ત્રણેના નિગ્રહો કરી જે ઉદાવર્ત થાય છે તે મોટું ઘોર પ્રાણસંકટ ઉત્પન્ન કરે છે

**સામાન્ય લક્ષણ**—જે રોગમા વાયુના આવર્ત (ચક્કર) ઉપર ચડે છે તેને ઉદાવર્ત કહે છે આ રોગમા વાયુ મુખ્ય છે. અતિ શોષ, ગ્લાનિ, અતિ ક્ષીણતા, શૂળ, વિષ્ઠાયુક્ત ઊલટી, એવા લક્ષણો જે ઉદાવર્તના હોય છે તે અસાધ્ય જાણવા.

**ઉપચાર**—(૧) જવખાર અને સાકર એકત્ર કરી આપવા (૨) ચોગણું પાણી નાખી દૂધ પ્રાશન કરવુ (૩) ધમાસાનો સ્વરસ કિંવા કાકડીના બિયા વાટી તેના પાણીમા કેસર મિશ્ર કરી આપવુ (૪) ગોમૂત્રમા જવાસાનુ ચૂર્ણ નાખી પાવું (૫) એલચીનુ ચૂર્ણ દૂધમા પ્રાશન કરવુ. (૬) આમળાનો સ્વરસ અથવા કાઢો ત્રણ દિવસ પ્રાશન કરવો. (૭) ગધેડીની લીંદનો રસ આપવો. (૮) સુકાયેલા મૂળા, આદુ, સાટોડી, બૃહત્ પંચમૂળ અને ગરમાળામા ઘી શુદ્ધ કરી પ્રાશન કરવુ (૯) તલની સાઠીઓની રાખ અથવા ક્ષાર ૧ માસો, દૂધમા ગોળ ૧ તોલો નાખી આપવો ×

---

શિલાજિત ૩ તોલા, ત્રિફલાચૂર્ણ ૬ તોલા, કડુ ૨૨ તોલા, ગૂગળ શુદ્ધ ૪ તોલા તથા ચિત્રકમૂળની છાલ ૮ તોલા લેવી ઉપર મુજબ આ ઔષધિ તૈયાર કરાવી **માત્રા**—૩ રતીથી ૧૨ રતી સુધી દિવસમા ત્રણ વખત દૂધ અથવા પાણીની સાથે આપવી એટલે ઉદરરોગ તથા ઉપર જણાવેલા સર્વ દોષોનો નાશ કરે છે આરોગ્યવર્ધની સેવન કરનારે દૂધ-ભાત અથવા માત્ર દૂધનુ સેવન કરવુ કે જેથી ઔષધિ તરત કાર્ય કરી શકે.

× અપાનવાયુનો વેગ રોકવાથી ઉદાવર્ત થયેલ હોય તો સ્નેહપાન, સ્વેદન, ફલવર્તિ (ગુદામા બત્તી-વાટ પ્રવેશ કરાવવી) તથા બસ્તિ (પિચકારી) હિતકારક છે મળના વેગને રોકવાથી થયેલ હોય તો જુલાબ, બસ્તિ, ફલવર્તિ અને દસ્તાવર અન્ન લાભદાયક છે મૂત્રનો વેગ રોકવાથી થયેલ હોય તો દૂધ-પાણી મેળવી પીવુ મૂત્રકૃચ્છ્ર અને પથરીના ઉપાય કરવા બગાસાનો વેગ રોકવાથી થયેલ હોય તો સ્નેહન, સ્વેદન તથા અન્ય વાતનાશક ઉપાય કરવા આસુના વેગને રોકવાથી સ્વેદન, માલિસ, અવગાહન (તેલ અથવા જળમા બેસવુ),

વિશેષ ઉપચાર જુઓ વનૌ૦ મા.–આદુ–૩૧, ગળગી–૯, ગૂગ–૧, પીપ–૧, લીંડીપીપર–૨૭ મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાવરોધથી થયેલ ઉદાવર્ત માટે:—અરજુનસાદડ–૯, બાહિરા–૧૩.

જુઓ ગો વૈ૦ મા મૂત્રાવરોધથી થયેલ ઉદાવર્ત માટે:—દૂધ–૨૩

પથ્ય—ચોખા, દૂધ, લંઘન, પાચન ઇત્યાદિ. અપથ્ય—વમન અને મળમૂત્રના વેગનો રોધ, દ્વિદલ ધાન્યો, કમલકંદ, જાંબુ, કાકડી, આંબલી, વાસના કોંટા, તુરા પદાર્થ અને જડ અન્ન.

## ૧૦–ઉધરસ (કાસરોગ)

કારણ—મોમા અથવા નાકમા ઘણી ધુમાડી જવાથી, અતિ વ્યાયામથી, ખાટા પદાર્થ ખાવાથી, ઉતાવળે ભોજન કરવાથી અને મળમૂત્ર, તથા છીંકના અવરોધથી પ્રાણવાયુ દુષ્ટ થઈ ઉદાનવાયુને મળી કાસરોગ ઉત્પન્ન કરે છે+

---

થયેલ હોય તો ખૂબ રોવુ, પછી સુઈ જવુ છીંકના વેગને રોકવાથી થયેલ હોય તો તીક્ષ્ણ પદાર્થ નાકમા અથવા નાકમા વસ્ત્રની બત્તી કરી નાખવી ઓડકારના વેગને રોકવાથી થયેલ હોય તો સ્નેહયુક્ત પદાર્થોનું ધૂમ્રપાન કરવુ વમનના વેગને રોકવાથી થયેલ હોય તો વમન તથા ઉપવાસ કરવા, તેમ જ તેલનુ મર્દન અને જુલાબ પણ લાભદાયક છે વીર્યના વેગ રોકવાથી થયેલ હોય તો દૂધમા ચારગણુ પાણી મેળવી ઉકાળવું, પાણી બધું બળી જાય ત્યારે દૂધમા સાકર મેળવીને પીવુ, તથા તેલમર્દન અને સ્ત્રીસેવન કરવું ક્ષુધાનો વેગ રોકવાથી થયેલ હોય તો તેમા સ્નિગ્ધ, હલકુ, રુચિકર, મનોવાંછિત અલ્પ ભોજન કરવુ તૃષાથી થયેલ રોગમા શીતળ ઉપચાર કરવો શ્વાસના રોકવાથી થાય તેમા વિશ્રાન્તિ કરવી તથા દૂધ–ઘીનુ સેવન કરવુ નિદ્રાનો વેગ રોકવાથી થયેલ હોય તો સાકર મેળવલુ ગરમ દૂધ પીવુ તથા નિદ્રા લેવી

**(૧) ગુદામાં રાખવા માટે ફળવર્તિ:**—હિંગ, મધ અને સિંધાલૂણ મેળવી બત્તી બનાવવી તે ઘીમા ભીંજવી ગુદામા પ્રવેશ કરાવવી **(૨) મદનફલાવર્તિ:**—મીંઢળ, લીંડીપીપર, કોઠ (ઉપલેટ), ઘોડાવજ અને સફેદ સરસવ લઈ બારીક વાટી ગોળ તથા દૂધ મેળવી બત્તી બનાવવી ઉપરની બત્તી પ્રમાણે તે ઉપયોગમા લેવી **(૩) ત્રિકટુકાદિવર્તિ:**—સૂંઠ, મરી, લીંડીપીપર, સિંધાલૂણ સરસવ, ધુંવાસ, ઉપલેટ અને મીંઢળનું ચૂર્ણ કરી મધ અથવા ઘીમા રોકવુ. પછી અંગૂઠા જેટલી જાડી બત્તી બનાવી ઉપર પ્રમાણે ઉપયોગમા લેવી. આ પ્રકરણમા કહ્યા ઉપરાંત નારાચચૂર્ણ, ગુડાષ્ટક, ઇચ્છાભેદી રસ, ત્રિવૃતાદિ વટી, વૈદ્યનાથ વટી, સ્થિરાદ્ય ઘૃત વગેરે શાસ્ત્રીય ઔષધિ પણ ઉપયોગમા લેવાય છે

+ વાત, પિત્ત, કફ, ક્ષત અને ક્ષયના ભેદથી ઉધરસના પાંચ પ્રકાર કહેલ છે તેના ઉપર વખતસર ઉપચાર કરવામા ન આવે તો તેમાથી ક્ષયરોગ થાય છે. એ ઉધરસો અનુક્રમે એકએકથી વિશેષ બળવાન છે (૧) વાતકાસથી જડબું, છાતી, માથું, પેટ અને પાસળામા શૂળ ફૂટે છે, મોઢું ક્ષીણ અથવા શુષ્ક થાય છે, બળ, સ્વર અને ધાતુનુ તેજ કમી થાય છે, ઉધરસનો ઠાસો વારંવાર આવે છે, અવાજ ખરે છે અને લુખી (ખાલી) ઉધરસ થાય છે (૨) પિત્તકાસથી છાતીમા બળતરા થાય, તાવ આવે, મોઢુ શુષ્ક અને કડવુ લાગે છે, તરસ વારવાર અને ઘણી લાગે છે, પીળી અને તીખાશવાળી ઉલટીઓ થાય છે અને શરીરમા અગ્નિની માફક દાહ થાય છે (૩) કફકાસથી મોઢુ અંદરના ભાગમા લિંપાયેલું રહે છે, ઉદાસી અને સુસ્તી રહે છે, માથામા અત્યંત વેદના થાય છે, બધુ શરીર કફથી ભરાય છે, અનાજ દેખી ઉબકા આવે છે, અંગ જડ (ભારે) લાગે છે, ચળ આવે છે અને વારવાર બહાર આવતા કફના ગળફા ઘટ્ટ હોય છે આને કફકાસ કહે છે (૪) ક્ષતકાસ શ્વાસ ચડી આવે એવા કાર્યો વારવાર કરવાથી અને લૂખુ ખાવાથી વાયુ હૃદયમા જઈને ક્ષત (ચાંદુ) કરી ઉધરસ ઉત્પન્ન કરે છે એનાથી પ્રથમ લૂખો ઠાસો, પછી લોહી થૂંકે, કંઠ ઘણો દુખે, શૂળ શાલે, સાંધેસાંધે પીડા થાય, તાવ, શ્વાસ, તરસ હોય, સ્વર ખોખરો થાય અને કબૂતરની માફક બોલ્યા કરે એ લક્ષણ ક્ષતકાસના છે (૫) ક્ષયકાસ કુપથ્ય અને વિષમાશન કરવાથી, બહુ મૈથુન કરવાથી, મળમૂત્ર રોકવાથી, ઘણો શોક કરવાથી, ઘણુ સૂવાથી માણસને મંદાગ્નિ થઈ વાત, પિત્ત અને કફ એ ત્રણેના કોપથી ક્ષયરોગની ખાસી પેદા થાય છે એનાથી શરીર ક્ષીણ થઈ તાવ, દાહ અને મોહ થાય છે ત્યારે દેહ ટકતો નથી એ રોગી સુકો ખાસે છે, દૂબળો થતો જાય, શરીરનુ માંસ અને લોહી સુકાય અને પરુ થૂંકે ત્યારે અસાધ્ય જાણવો આ પાંચે ઉધરસને લોકો ખાલી ઉધરસ, ગળફા છૂટે તેવી ઉધરસ અને લોહીવાળી ઉધરસ, એમ ત્રણ પ્રકારની માને છે તે ઉપર —(૧) ખસખસના છોડવા રૂા ૦ાા ભાર, સાકર તોલો ૧ અને ખસખસ તોલો ૦ાા લઈ, પાણી શેર ૦ાા મા ઉકાળી સવારસાંજ પાતા રહેવાથી ખાલી (સૂકી) ઉધરસ મટે છે આ ખાસીવાળાને ગાયનુ ઘી, માખણ, બદામનુ તેલ એવુ એવુ ચીકણુ ખવડાવવુ બદામનું તેલ છાતી

**ઉપચાર:** (૧) આકડાના ફૂલમાના રવાઈડા લઈ, તેના સમભાગે મિરપૂડ (મરીની ભૂકી) નાખી ખરલ કરી, ચારચાર વાલની ગોળીઓ કરવી અને રોજ એકેક ગોળી આપવી, એટલે કાસ, શ્વાસ (દમ) દૂર થાય છે. (૨) અરડૂસીનો રસ મધમા આપવો (૩) લવગાદિ વટિકા આપવી (૪) મરીચાદિની ગોળી આપવી (૫) સૂઠ, બાલહરડે અને નાગરમોથને કૂટી તેમા બમણો ગોળ નાખી ગોળીઓ કરીને એકેક ગોળી મોઢામા રાખવી, એટલે કાસ તથા શ્વાસ દૂર થાય છે (૬) બહેડાની છાલ મોઢામા રાખી તેનુ પાણી ગળી જવુ (૭) હરડે અને બહેડાનું ચૂર્ણ મધમા આપવુ (૮) બકરીના મૂત્રમા બહેડાના દળની ગોળીઓ કરવી અને મધમા ગોળી આપવી, એટલે કાસ તથા શ્વાસ જાય છે (૯) આદાનો રસ મધમા નાખી આપવો, તેથી કરી કાસ, શ્વાસ વગેરે દૂર થાય છે (૧૦) ભોરિંગણીના મૂળનો કાઢો કરી તેમા લીંડીપીપરનુ ચૂર્ણ અને મધ નાખી આપવો (૧૧) ડોરલી(ઊભી ભોરિંગણીનો)નો કાઢો, લીંડીપીપર અને ખડીસાકર નાખી આપવો (૧૨) સરપખાના મૂળનુ ધૂમ્રપાન કરાવવુ (૧૩) બોરડીના પાદડા વાટી, સિંધવ અને ઘી નાખી

---

ઉપર ચોળવુ (૨) જેઠીમધનો શીરો ૨ તોલા, બાવળનો સફેદ ગુંદર ૨ તોલા, કડાયો (કતીરો) ગુંદર ૨ તોલા, ઘઉનો નિગાસ્તો ૧ તોલો, કાળા મગી ০ તોલો, કેસર ০ તોલો અને સાકર ૨ તોલા, એ સર્વને ઝીણા ખાડી લુગડે ચાળી પાણી સાથે ઘૂંટી ગોળીઓ વાળવી એમાથી સવારથી સાજ સુધીમા ૫ થી ૧૫ સુધી ગોળીઓ મોઢામા રખાવી ચૂસવા દેવી, કે જેથી એનો રસ ગળામા ઊતરે અને સૂકી ઉધરસ મટે (૩) લોહીના ગળફાવાળી ઉધરસ પર મોટા ગૂદા પાકા શેર ૧ લઈ તેના રસમા સાકર શેર ০। નાખી ઉકાળવુ; અને ચાસણી જેવુ થયે ઉતારી કાચના વાસણમા ભરી લેવુ તેમાથી દરરોજ ૨ તોલાને આશરે સવાર-સાજ ચટાડવુ ગૂદા ન મળે તો ગુંદીના પાદડાનો રસ અને સાકર મેળવી હમેશા પાવુ એ ખાસીવાળાને તાવ ન હોય તો સ્ત્રીનુ દૂધ અથવા ગધેડીનુ દૂધ પાવુ ગાયનું દૂધ, માખણ કાઢ્યા વગરની છાશ (ઘોળવુ), જવની કાજી તથા જવનું પાણી પીવા આપવુ આ રોગીને લખવા-વાચવા કે મહેનતનુ કામ કરવા દેવુ નહિ (૪) ખાસી વગર હાફણુ હોય તો બુદનો અગર દૂધનો કાવો એકલી થોડી સાકર નાખી પાવો હાફણવાળાના પગ ઘણા ગરમ પાણીથી ઝારવા અથવા દાઝ ન લાગે તેવા ગરમ પાણીમા બોળી રાખવા (૫) હળદર, મેથી, ઘીમા તળેલ હીમજ, સાજીખાર અને સચળને લાલ સાટોડીના મૂળના રસની ભાવના આપી તેની ০થી ০। તોલાની ફાકી આપવાથી શૂળ અને તાવ સહિત ઉધરસ જાય છે (૬) આકડાના રવાઈડા શેર ૨ ને માટીના વાસણમા નાખી મોઢે કપડમાટી કરી એક પહોર સુધી ધીમી આચે બાળી રાખ કરવી, તેમાથી પાન સાથે વાલ ૧ પ્રમાણે દિવસ ૭ આપવાથી ઉધરસ અને દમ મટે છે (૭) આકડાના દૂધમા સિંધાલૂણના વગડાઉ બોર જેવડા કકડા કરીને નાખવા અને તેને એક દિવસ-રાત પલાળી રાખી ફરીથી તેટલુ જ દૂધ નાખી કપડમાટી કરી ભસ્મ કરવી એ પણ પાન સાથે વાલ એક ઉધરસ અથવા દમવાળાને આપવી (૮) રાતી ફટકડી ત્રણધારા થુવરમા નાખી ભઠ્ઠી કરી રાખ કરવી અને તે પાન સાથે એક રતી આપવાથી ખાસી અને દમ મટે (૯) અવેડાના બીજ, અજમો, ભોરિંગણી અને સૂઠ સમાનભાગે લઈ હાડલામા નાખી કપડમાટી કરી બાળી ભસ્મ કરી તૈયાર થયે તોલો ০। ફકાવવુ (૧૦) જવખાર, લીંડીપીપર અને મરી સમાનભાગે લઈ જૂના ગોળમા બોર જેવડી ગોળી વાળી આપવી (૧૧) આકડાના રવાઈડા શેર ૧, મીઠુ શેર ০, લવગ તોલા ૨ અને મરી તોલા ૪ લઈ ખૂબ મસળી માટીના ઠીકરામા શેકવા તેનો લાલ રગ થાય કે ઉતારી લેવુ, એની ફાકી કરી તોલા ০ પ્રમાણે આપવી (૧૨) લવગ, કાળા મરી, લીંડીપીપર, જાયફળ અને સૂઠ લઈ ખાડી તેમાથી નિત્ય જળ સાથે ০। તોલો ફાકવુ તથા લીમડાના પાદડા તોલો ০। ખાવા (૧૩) પાકુ અને કાચુ દાડમ તોલા ૨, બહેડા તોલા ૨, કાળા મરી તોલો ૧, સિંધવ તોલો ০। વાટી ચણા જેવડી ગોળીઓ કરી તે મોઢામા રાખી રસ ઉતારવાથી ઉધરસ મટે (૧૪) શુદ્ધ પારો તોલો ૧ અને આમલસારો ગંધક તોલો ૧, બન્નેની કાજળી, શુદ્ધ વછનાગ તોલો ૧, મરી તોલા ૬, સૂઠ તોલા ૫, લીંડીપીપર તોલા ૨, ફુલાવેલ ટંકણખાર તોલા ૨ લઈ વાટી નાગરવેલના પાનના રસમા ચણા જેવડી ગોળી કરી મુખમા રાખવી, એથી ભૂખ ઊઘડે અને ઉધરસ જાય (મરી અને વછનાગ તથા પારો અને ગંધક એ બબ્બે ચીજો જુદી વાટી સર્વ એકત્ર કરવુ) (૧૫) બિજોરાની ગોળી —તજ, સૂઠ, લીંડીપીપર, મરી, પીપળીમૂળ, લવગ, હરડે મોટી, વાવડિંગ, ચિત્રાછાલ, હિંગ, બીડલવણ, સિંધવ, સચળ, જીરું, શાહજીરુ, ખાડી અજમો, કોકમ ગરમાળો, દાડિમસાર, પુષ્કરમૂળ, ભારંગ, કાકડાશિંગ, અજમો, ટંકણખાર, ચવક, જવખાર અને મીઠુ સમાન લઈ લીંબુના શેર ૧ રસમા અને બિજોરા નંગ ૧ના રસમા ખરલ કરી ચણીબોર પ્રમાણે ગોળી આપવી એનાથી કફ, શ્વાસ, ઉધરસ, દમ વગેરે રોગો જાય અને ભૂખ લાગે

તવી પર શેકી આપવા. (૧૪) કાળા ધંતૂરાના પચાગ ચલમમા નાખી પીવાં. (૧૫) ધમાસાનાં મૂળ ચલમમા નાખી પીવા (૧૬) ભોરિંગણી અને લીંડીપીપરનું ચૂર્ણ મધમા આપવું (૧૭) બહેડા બે ભાગ અને લીડીપીપર એક ભાગ, એનું ચૂર્ણ મધમા આપવું. (૧૮) લીડીપીપર, પીપળીમૂળ, સૂઠ અને બહેડાનુ ચૂર્ણ મધમા આપવું.*

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા:—અઘેડો-૨૨, અજમો-૬, અતિવિષ-૪, અર્જુનસાજડ-૬, અરડૂસી-૧, ૧૦, ૧૨, ૧૬, ૨૧, ૨૨, ૨૪; આકડો-૨, ૨૫, આદુ-૯, ૧૬, ૧૯, ૩૨, ઇંગોરિયા ૯, ઇંદ્રવરણા-૨, ૧૫, ઉટકટારી-૬ ઊભી (ભોરિંગણી)-૧, એલચી-૬, કાયફળ-૨, કુવાર-૩, ૪; ખરસાણી-૨, ખાખરો-૧૮, ખેર-૧૦, ગરમાળો-૭, ગળો-૮, ૨૪; ગંગેટી-૩, ચણોઠી-૧૯, જવ-૭, જેઠીમધ-૧૦, ૧૩ તરટી-૧, થુવેર ચોધારો-૧૧, ૧૩; દાતી-૨, ધમાસો-૧, ધતૂરો-૨, પારસ પીપળો-૪, પીપળો-૨૬, પુષ્કરમૂળ-૧ ફુદીનો-૬, બાફ્રજી (હિંગોત્રી)-૪, બહેડાં-૨, ૪, ૫, ૮, ભિલામો-૮, ભોયઆમળી-૫, ભોરિગણી-૧, ૯, મરી-૪, ૮; મરેઠી-૧, મર્યાદવેલ-૩; મીઢળ-૯, મોથ-૧૩, મોહડી ઘોટ-૧, રાસ્ના-૬, લવંગ-૪, ૭, ૮, ૧૦; લીડીપીપર-૧ ૧૭ ૧૭, ૨૩, ૨૮, ૩૪, ૩૫, વગડાઉ અજમો ૧, વજ (ઘોડાવજ)-૧૦, શરપુંખા-૫, શિળીદ-૧, સણ-૧, સમુદ્રફળ-૮, સમેરવો-૧૪, ૧૫-૧૬, સાટોડી-૧૯, સાજડ-૬, હરડે-૨૩, હળદર-૧, ૯, ૧૫, હેળુ-૪ **ઉધરસમાં લોહી પડે તે માટે**:—હરડે ૩૮. **કફવિકાર માટે**:—અગથિયો-૫, અઘેડો-૧૦, અજમો-૬, અરડૂસો-૩, ગરણી-૭ **ક્ષતકાસ માટે**:—આમલી-૬, એખરો-૨, દ્રાક્ષ-૯, પીપળો-૯ **કફ જાડો થઈ છાતી ઘેરાય તે માટે**—અરડૂસી-૧૧, અરીઠા-૩, અળશી-૭. **કફ પાતળો કરવા માટે**:—ચિત્રા-૨, શિકેકાઈ-૨ **ઉષ્ણતાથી કફ સુકાયો હોય તો**:-જેઠીમધ-૧૦. **ઉષ્ણતાથી આવનાર ઉધરસ માટે**:-વરિયાળી-૩. **શરદીની ઉધરસ માટે**:—નાગરવેલ-૬. **કફવાત માટે**:—મીઢળ-૪ લાણાની ટીપ નં. ૧, ૨; ધંતૂરાની ટીપ નં. ૧.

જુઓ ગો૦ વૈ૦મા—**કફરોગ માટે**:—ગોમૂત્ર-૧ જુઓ પ્રા૦ ઔ૦ **ઉધરસ માટે** ખીર બહોટી-૩, મૂત્રવર્ગ-૧. જુઓ **અનુભૂત ઔષધ**:—ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા નં-૧૦.

**પથ્ય**—ચોખા, ઘઉં, સામો, જવ, અડદ, મગ, કળથી, ઘી, દૂધ, ચાકવત (ટાંકો), વેગણ, મૂળા, લસણ, ઘિલોડા અને ગરમ પાણી **અપથ્ય**—દાહકારક પદાર્થ, કંદ, દૂધી, ઘણુ ખાવું, જડ, શીતળ, ખાટા અને દુષ્ટ અન્નપાન.

## ૧૧—ઊનવા (મૂત્રકૃચ્છ્ર)

**કારણ**—વ્યાયામ, તીક્ષ્ણૌષધ, રક્ષ પદાર્થ, દરરોજ મદ્યપાન, નિરંતર ઘોડા ઉપર બેસી પ્રવાસ કરવો, જળ નજદીક સચાર કરનારા પક્ષ્યાદિકોનુ માસ અને મત્સ્ય, જમ્યા ઉપર જમવું અને કાચા પદાર્થ ઇત્યાદિના સેવનથી મૂત્રકૃચ્છ્ર રોગ થાય છે આ રોગ આઠ પ્રકારનો છે ×

* ઉધરસ ઉપર ગડૂચ્યાદિ ક્વાથ, બૃહત્ પચમૂલક્વાથ, ચિતામણિ ચૂર્ણ, કટકાર્યાદિ કષાય, કપૂરાદિ ચૂર્ણ, ખદિરાદિ ગુટિકા, સિતોપલાદિ ચૂર્ણ, કાસકુઠાર રસ, કફકુઠાર રસ, આર્દ્રક પાક, આર્દ્રક અવલેહ, અગ્નિરસ, કફકેતુ રસ, ચદ્રામૃત લોહ, તામ્રપર્પટી, તામ્રરસાયન, સમશર્કર ચૂર્ણ, વાસાવલેહ, તાલીશાદિ ચૂર્ણ, અભ્રકભસ્મ, શૃગારાભ્ર, દશમૂલાદ્ય ઘૃત વગેરે અપાય છે, તથા મર્દન કરવા માટે ચદનનાદ્ય તેલ અપાય છે

**કર્પૂરાદિ વટી**—કપૂર, લવિંગ તથા દાડમના ફળની છાલ એકેક તોલો લેવી સફેદ મરી, લીડીપીપર, બહેડા તથા પાનની જડ બબ્બે તોલા લેવી, તથા સર્વ વસ્તુની બરાબર (૧૧ તોલા) કાથો લેવો સર્વને બારીક ખાડી ૨-૩ કલાક બાવળની છાલના ક્વાથમા ખરલ કરી નાની નાની ગોળીઓ વાળવી દિવસમા ૧૦-૧૫ ગોળીઓ એકેક કરીને મોઢામા રાખી રસ ચૂસવો આ ગોળીથી વાતિક ઉધરસ કે જેમા વારવાર સૂકી ઉધરસ આવ્યા કરે છે, રાત્રે શાંતિથી નિદ્રા પણ આવતી નથી, એ ઉધરસને બહુ જ જલદી દૂર કરી આપે છે (ગોળીઓ બનાવવા માટે ક્વાથનુ પાણી બહુ જ ઓછુ નાખવું થોડું વધારે થશે તો જલદી ગોળી બનશે નહિ અને કપૂર ઊડી જશે)

× (૧) સાથળ અને પેડુની સંધિમાં તથા પેડુ અને ઇદ્રિયમા ઘણી પીડા થાય અને થોડેથોડે વારવાર મૂ. ઊતરે તે વાયુનો (૨) પીળુ, લાલ અને ઘણુ ગરમ મૂત્ર ઘણા કષ્ટે ચાસો પાડીને ઊતરે તે પિત્તનો.

**સંપ્રાપ્તિ**—ઍકારણોએ કુપિત થયેલા વાતાદિ અથવા સર્વ દોષ બસ્તિમા કોપ પામી જ્યારે મૂત્રનો માર્ગ પીડિત કરે છે, ત્યારે માણસને ઘણા કષ્ટથી મૂત્ર કરવાનુ બને છે

**ઉપચાર**—(૧) ગોખરુ, ગરમાળો, દર્ભ, કાશ, ધમાસો, આમળા અને પાષાણભેદનો કાઢો મધ નાખીને પાવો, એટલે મૂત્રકૃચ્છ્ર અને કઠણ પથરીનો પણ નાશ થશે (૨) એલચીદાણા, પાષાણભેદ, શિલાજિત, ગોખરુ, કાકડીના બિયા, સિંધવ અને કેસરનુ ચૂર્ણ ચોખાના ધોવરામણ સાથે પાવુ; એટલે જો મૂત્રકૃચ્છ્રી આસન્નમૃત્યુ (મરવાની અણી પર) હશે તોપણ તે બચશે. (૩) દ્રાક્ષ અને ખડીસાકર એકત્ર કૂટી તે દહીંના મડ (દહીની તર) સાથે પીવી. (૪) દૂધ ઉષ્ણ કરી ગોળ નાખી પાવુ એટલે મૂત્રકૃચ્છ્ર, શર્કરા અને વાતરોગને દૂર કરશે (૫) નાળિયેરનુ પાણી ગોળધાણામા મેળવી પાવુ. તે દાહ સાથેના મૂત્રકૃચ્છ્ર અને રક્તપિત્તનો નાશ કરશે. (૬) શતાવરીનો કાઢો મધ નાખી પાવો, તે ત્રિદોષજ મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. (૭) પાચ માસા જવખાર સાકરમા આપવો (૮) ગોખરુના કાઢામા જવખાર નાખી પાવો. (૯) આમળાનો કાઢો કરી તેમાં ગોળ નાખી આપવો તે રક્ત, દાહ તથા શૂળથી યુક્ત એવા મૂત્રકૃચ્છ્રનો પણ નાશ કરશે (૧૦) આમળાના રસમા એલચીદાણા ખાવા. (૧૧) લાબડીના બિયા છાશ સાથે આપવા (૧૨) ખજૂર, આમળા, લીડીપીપર, શિલાજિત, એલચીદાણા, જેઠીમધ, પાષાણભેદ, ચદન, ચીભડાના બિયા અને ધાણાનુ ચૂર્ણ, સાકર તથા જેઠીમધના કાઢા સાથે પાવુ; તે અંગ, લિગ, ગુદા, વક્ષણ, શુક્ર, એ ઠેકાણાનો દાહ શર્કરા, પથરી અને શૂળનો નાશક, બલ્ય તથા વૃષ્ય છે (૧૩) ત્રિફળા, વાયવરણા, કંકોળ (ચણકબાબા) અને સિંધવનુ ચૂર્ણ કરી આપવુ. (૧૪) શિલાજિત, પાષાણભેદ, લીડીપીપર અને એલચીદાણાનુ ચૂર્ણ પાણીમા પાવુ (૧૫) ભોરિંગણીનો રસ મધમા આપવો. (૧૬) મૂળિયા સુદ્ધા ગોખરુના ઝાડનો કાઢો સાકર અને મધ નાખી પાવો, તેથી કરી મૂત્રકૃચ્છ્ર અને ઉષ્ણવાત દૂર થાય છે. (૧૭) ઉદરની લીડીઓ વાટી તેનો બસ્તિ ઉપર કિંચિત્ ઉષ્ણ લેપ કરવો (૧૮) ગાયના દૂધમા કડાની છાલ વાટી પાવી, તે ભયકર મૂત્રકૃચ્છ્રનો નાશ કરશે. (૧૯)

---

(૩) પેડુ અને લિંગ એ બન્ને ભારે થાય અને ત્યા સોજો હોય, મૂત્રમા ફીણ આવે અને મૂત્ર કષ્ટથી ઊતરે તે કફનો (૪) ત્રણેના મિશ્ર ચિહ્નો દેખાય તે સન્નિપાતનો (૫) મૂત્રને લઈ ચાલનારી નસોમા કોઈ પણ પ્રકારે ચોટ લાગવાથી મૂત્રકૃચ્છ્રના જેવા સર્વ લક્ષણો દેખાય છે તે ચોટ લાગવાનો (૬) ઝાડો રોકવાથી વાયુ કુપિત થઈને પેડુ અને પેટમા આફરો કરે છે અને ત્યા પીડા કરે છે તે મલાવરોધનો (૭) પેડુમાં શૂળ ચાલી વીર્ય સહિત મહાકષ્ટથી મૂત્ર ઊતરે તે વીર્ય રોકવાનો (કારણ વીર્યના રોકવાથી મૂત્રનો માર્ગ રોકાઈ જાય છે) (૮) પથરી અને શર્કરા એ બને અંડમા રહે છે તેનાથી મૂત્રકૃચ્છ્ર થાય છે, એ પથરી પિત્તે કરીને પોચી, વાયુથી સૂકી, કફથી રહિત પથરીનું રૂપ થઈ નીકળી મૂત્રને રોકે છે, જ્યારે ઊનવાથી હૃદયમા પીડા થાય, શરીર કપે, કૂખમા શૂળ ચાલે, મદાગ્નિ અને મૂર્ચ્છા થાય ત્યારે તે માણસ મરી જાય. **ઉપચાર**—(૧) ઉબરાનુ દૂધ સાકર સાથે આપવાથી ઊનવા મટે (૨) લુહારની કોઢમાની ધમણની ફૂંક પાસેની રાખ પાણીમા પલાળી પેડુ ઉપર જાડો થર કરવો (૩) આમલીનો રસ સાકર નાખીને પાવો (૪) એલચી, પાષાણભેદ, કપૂર, શિલાજિત અને લીડીપીપરનુ ચૂર્ણ દૂધ-પાણીની સાથે પાવુ એનાથી મૂત્રકૃચ્છ્ર મટે, બધ છૂટે (૫) હરડા, બહેડા, આમળા, કમળકાકડી અને સિંધવ સમભાગે લઈ ચૂર્ણ કરી ઊના પાણીમા આપવુ (૬) ઈસબધ, ઘી અને ખાડ ભેળવી ખાવાથી શિયાળાની મોસમમા ઊંઘમા પેશાબ થવાનુ દરદ મટે અને ગરમીના દિવસોમા થતુ હોય તો એક પૈસાભાર ધાણા ખાડી તેમા ખાડ ૪ પૈસાભાર મેળવી ફાકે તો આરામ થાય (૭) એલચી, અરડૂસી, પાષાણભેદ, ધોળા એરંડાની જડ, શિલાજિત, શુદ્ધ આમલસારો ગંધક અને જવખાર એકેક પૈસાભાર લઈ ઝીણુ ખાડી દરરોજ સવારે એક પૈસાભાર ખાય તો વાયુથી થયેલ મૂત્રકૃચ્છ્ર જાય (૮) હરડે મોટી, પાષાણભેદ, કાકડીના બીજ, એ એકેક માસાભાર લાવી પાણી શેર ૬માં ઉકાળી શેર એક રહેથી લૂગડે ગાળી તેમા ૧ પૈસાભાર મધ અને શિલાજિત ૧ માસો મેળવી ત્રણ દિવસ સુધી રોજ સવારે પીવાથી પિત્તનો મૂત્રકૃચ્છ્ર જાય ઘઉ તથા બીજી હરેક ભારે ચીજ ખાવી નહિ (૯) એલચી, અરડૂસી, પાષાણભેદ, ધોળા એરંડાની જડ, ચીનીકબાલા અને ગોખરુ, એ સર્વે ત્રણ ત્રણ માસા લઈ, પાણી શેર ૮મા ઉકાળી શેર એક રહે ત્યારે લૂગડે ગાળી તેમા સાકર અને શિલાજિત નાખી ચાર દિવસ સુધી રોજ સવારે પીવાથી મૂત્રકૃચ્છ્ર જાય

કાટેસાવરી (શીમળા)ની છાલનુ ચૂર્ણ સાકરમા આપવુ

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા—અળસો–૪, , આમળા– ૭, ઇન્દ્રજવ–૧૯, ઉટકટારી–૨, ઉમરો–૧૨, એલચી–૮, કપૂરકાચલી–૧, કંકોડી–૨, કાકડી–૮, ૧૦, કાસ–૧, કાટીગોખરુ–૬, કાસકી (પેટારી)–૩, કેળ–૧૨, ખીજડો–૫, ખેર–૯, ગળો–૧૦, ગોખરુ ખોડા–૩, ૧૧; ચણકબોબા–૭, ચણોઠી–૧૧, ચીકુ–૧, જેઠીમધ–૧૮, ડુંગળી–૧૮, તરબૂચ–૩, તાડ–૬ દ્રાક્ષ–૧૫, ૧૮; ધમાસો–૬, નાઉગ–૧, નાળિયેરી–૧૭, પાષાણભેદ–૧, પાટલા–૩, બિહી–૧, બોરડી–૪, ભોયકોળુ–૧૪, ભોરિંગણી–૧૩, રાકોડી મા–૧, લાબડી–૩, લૂણીની ભાજી–૧, વાયવરણો–૬, વાળો–૫, શીમળો ૨, શેરડી–૪, ૧૧, શેવાળ–૩, સમેરવો–૧૮, સાગ–૫, ૯; સાત્વીન–૨, સુખડ–૩, હિંગ–૧૮. **કફ મૂત્રકૃચ્છ્ર માટે:**—એલચી ૧૩ **પથરીથી થયેલ મૂત્રકૃચ્છ માટે:**—પાષાણભેદ–૫ **ત્રિદોષજ મૂત્રકૃચ્છ્ર માટે:**—શતાવરી–૧૫ **દાહયુક્ત મૂત્રકૃચ્છ્ર માટે:**—તલ–૧, રાનતુલસી–૩, ૫. જુઓ ગો૦વ૦–દૂધ–૧૦ જુઓ અનુભૂત ઔષધિ.—ઔષધિક્રિયાના કાથપ્રયોગની ટીપણીમા ન ૫

**પથ્ય**—સ્નાન શીતળ, ઉમટણુ, જૂનો રાતો ભાત, છાશ, દૂધ, દહી, મગની દાળ, સાકર, જૂનુ કોળુ, પડોળા, આદુ, કાકડી, ખજૂર, નાળિયેર, તાદળજો, શીતળ એવા અન્ન અને પાન. **અપથ્ય**—મદ્ય, શ્રમ, મથુન, હાથી–ઘોડા ઉપર બેસવુ, વિષમાસન, વિરુદ્ધાસન, તામ્બૂલ, મત્સ્ય, મીઠુ, તૈલપકવ પેંડ (તેલ પોરી), હિંગ, તલ, સરસવ, મૂત્રવેગ, અડદ, વાસના કાદા; અતિ તીક્ષ્ણ, વિદાહી, રુક્ષ અને ખાટા પદાર્થ

## ૧૨–ઊલટી (વમન, છર્દિ)

**કારણ**—×અતિ અજીર્ણ, અતિ ખારા તથા અતિ અપ્રિય પદાર્થોનું ભક્ષણ, અતિ ઉતાવળે ભોજન કરવું, અતિ પાતળા પદાર્થ ખાવા, અકાળે ભોજન કરવુ, શ્રમ, ભય, ઉદ્વેગ અને અતિ ચીતરી ચઢે એવા પદાર્થોનુ દર્શન કિંવા ભક્ષણ અને તેવા પદાર્થોની દુર્ગંધી લેવી એ કારણોથી ઊલટી ઉત્પન્ન થાય છે+

* ઊનવા ઉપર એલાદિ ક્વાથ, ધાત્ર્યાદિ ક્વાથ, મૂત્રકૃચ્છ્રાતક રસ, તારકેશ્વર રસ, વરુણાદ્ય લોહ, ચિત્રકાદ્ય ઘૃત, વિદારી ઘૃત, ગોક્ષુર ક્વાથ વગેરે ખાવા માટે અપાય છે મર્દન કરવા માટે ઉશીરાદ્ય તેલ તથા કુશાદિ તેલ અપાય છે મૂત્રેન્દ્રિયમા પ્રવેશ કરાવવા માટે કપૂરવર્તિ ઉપયોગમા લેવાય છે બંગભસ્મ સિતોપલાદિ ચૂર્ણની સાથે અથવા આમળા, હળદર અને સાકરના ચૂર્ણની સાથે લેવી અતિ લાભદાયક છે

× અજીર્ણ અને પિત્તપ્રકોપથી વારવાર ઊલટી થાય છે એ સિવાય સારણગાઠ, આતરડાનો સોજો, હોજરીનુ ક્ષત, યકૃતનો રોગ, કૉલેરા, પથરી તથા ઝેરી જંતુ પેટમા જવાથી પણ ઊલટી થાય છે

+ વાત, પિત્ત, કફ, સન્નિપાત અને અણગમતી વસ્તુઓના જોવાથી, એમ પાંચ પ્રકાર ઊલટીના છે તેમાં (૧) વાયુની હોય તો —છાતી અને પસવાડામા પીડા, મુખશોષ હોય, મસ્તક અને નાભિ દુખે, શ્વાસ અને સ્વરભેદ હોય, ઓકવાનો અવાજ ઘણો (ઊચો) હોય, ઊલટીમા ફીણ હોય, રંગ બગડેલો હોય અને ઘણા વેગથી ઊલટી થાય (૨) પિત્તથી હોય તો —મૂર્છા, તૃષા અને મુખશોષ થાય, મસ્તક ગરમ રહે, તાળવામા અને આખોમા ગરમી રહે, આખે અંધારા તથા ફેર આવે અને ગરમ, લીલુ અને લાલ રંગનુ ઓકે (૩) કફથી હોય તો —તંદ્રા તથા મુખ ગળચટ્ટુ થાય, કફ ઓકે, ઊંઘ આવે, ભોજનમા અરુચિ રહે, શરીર ભારે રહે, ચીકણી, ગળી, જાડી, શીતળ અને કફયુક્ત ઊલટી કરે, રોમાચ રહે (૪) સન્નિપાતની ઊલટીમા શૂળ, અપચો, અરુચિ, દાહ, તરસ, શ્વાસ, પ્રમેહ, એ સર્વ હમેશા વધારે રહે છે અને ખાટી, ખારી, લીલી, જાડી, ગરમ અને લાલ ઊલટી કરે છે (૫) ચીતરી ચડવાથી ઉત્કલેદ થઈ ઓકવા મંડી જાય છે

નિર્બળ મનુષ્યને વારવાર ઊલટી થતી હોય તથા સાથે જ ઉધરસ, શ્વાસ, તાવ, હેડકી, તરસ, બેહોશી, હૃદ્રોગ અને આખો ઉપર વારવાર અંધારા આવવા, એ ઉપદ્રવ થતા હોય અને ઊલટીની સાથે લોહી અને પરુ નીકળતુ હોય અને વમનનો રંગ મોરપીછાના ચાદલો સમાન હોય એવી ઊલટી અસાધ્ય સમજવી

**ઉપચાર**—ત્રિફળા, વાવડિંગ અને સૂંઠ સમાનભાગે લઈ ચૂર્ણ કરી મધ સાથે આપવુ અથવા લીબુના પાદડા ઉકાળી પાવા અથવા ખીજડાની છાલ અને પીપળાનો ક્વાથ કરી પાવો જો નાભિ પાસેની ચામડી નગારાની માફક થરથરતી હોય તો નાભિમા વાયુ ભરાવાથી ઊલટી થયેલ ગણી, લોબાન તોલો ૦ાા બશેર પાણીમા વાટી તે પાણી ઝમીને પાવુ

**ઉપચાર**—(૧) આમળાનુ ચૂર્ણ ચંદન અને મધમા આપવુ (૨) બાળહરડે, મધ, ધાણી અને આમળા, એ એકેક તોલો લઈ તેમા ૧૬ તોલા પાણી નાખી હાથ વડે ચોળી તે ગાળી પાવુ. (૩) સિંધવ ઘીમા નાખી આપવો (૪) મધપૂડાનુ મીણ મધમા પાવુ. (૫) કાકોલીના મૂળ અને હિંગ એકત્ર કરી આપવા (૬) હરડેનુ ચૂર્ણ મધમા આપવુ. (૭) વાવડિંગ, ત્રિફળા અને સૂંઠ એ પદાર્થોનુ ચૂર્ણ મધમા આપવુ. (૮) પીપળાના ઝાડ ઉપરના છોડા અંગારામા બાળી પાણીમાં છમકારી, તે પાણી ગાળી પાવુ, એટલે વાતિ અને ઊચકીનો નાશ થાય છે. (૯) બીલીની છાલ અથવા ગળોનો કાઢો મધ નાખી આપવો, એટલે ત્રિદોષજનિત વાતિ (ઊલટી) દૂર થાય છે (૧૦) પિત્તપાપડાનો કાઢો મધ નાખી આપવો (૧૧) સુકાયેલા લીમડાની રાખોડી મધમા આપવી (૧૨) મસૂર શેકી તેનો લોટ કરી પછી પાકેલા દાડમના દાણાનુ પાણી કરી તેમા લોટ કાલવી ભક્ષણ કરવો, એટલે ત્રિદોષજન્ય વાતિ (ઊલટી) તુરતજ દૂર થાય છે ×

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌંમા—અરડૂસી-૨૪, આદુ-૩૮, આમળા-૮ ૧૦; ઉપરસાલ-૫, એલચી-૧૪, કડુ-૩, કણજી-૧૧, કેળ-૨૪, કોલિંજન-૬, ધાસપિત્તપાપડો-૪, ચંબેલી-૫, જાયફળ-૫, જાંબુ-૧૨, છરું-૧૨, જેઠીમધ-૫, ધમાસો-૭, ધોળી પીલુડી-૪, નાળિયેરી-૯, પટોલ (કડુ)-૬, પદ્મકાષ્ઠ-૧, પિત્તપાપડો-૫, પીપળો-૩, બિજોરું-૯, બીલી-૧૬, બોરડી-૧૧, મકાઈ-૧, મગ-૨, મીઠું લીંબુ (મોસંબી)-૧, મીંઢળ-૯, મોથ-૯, રતાદળી-૧, લીંડીપીપર-૭, ૨૧, કડવો લીમડો-૩૪, શંખાવળી-૨, સોપારી-૧, હરડે-૧૪, ૩૮. **રક્તજનિત એટલે લોહીની ઊલટી ઉપર :**-આબો-૧૬, જેઠીમધ-૨૧. **પિત્ત થઈ ઊલટી** થતી હોય તે ઉપર:—તજ-૨ **ત્રિદોષજનિત ઊલટી ઉપર :** ગળો-૧૯, તુલસી-૨૧, દાડમ-૧૬, બીલી-૨૨, મસૂર-૧

જુઓ પ્રા૦ ઔંમા મોરના પીછા-૧

**પથ્ય**—ચોખા, મગ, વટાણા, ઘઉં, જવ, આમળા, સાકર, કોઠું, દાડમ, નાળિયેર, લીંબુ

**અપથ્ય**—ઉષ્ણ પદાર્થ, નઈ (દૂધી), મીઠા ગોળા, કોળુ, વ્યાયામ, દુષ્ટ અન્નપાન

## ૧૩-ઊલટીની આવશ્યકતા અને ઔષધો

**કારણ**—કફ, વિષદોષ, અગ્નિમાંદ્ય, હૃદ્રોગ, કુષ્ઠ (કોઢ), વાતરક્ત, ભ્રમ, કાસ, શ્વાસ, જ્વર, અતિસાર અને અરુચિ, એ રોગમાથી એકાદો રોગ કોઈ રોગીને હોય તો તેને વમન આપવુ

**વમન (ઊલટી) થવા માટે ઉપચાર-(૧) કફ પડવાને**—લીંડીપીપર, મીંઢળ અને સિંધવનુ ચૂર્ણ કરી કોકરવરણા પાણીમા પાવુ (૨) **પિત્ત પડવાને માટે**—પંડોળા, અરડૂસી અને કડવા લીમડાના પાનનુ ચૂર્ણ કરી ઠંડા પાણીમા નાખી પાવુ (૩) **કફ-વાયુની પીડા હોય તો :**—મીંઢળના મગજનુ ચૂર્ણ દૂધમા નાખી પાવુ (૪) **અજીર્ણ ઉપર :**—કોકરવરણા પાણીમા સિંધવ નાખી પાવાથી માણસને ઊલટી થઈ અજીર્ણ દૂર થાય છે (૫) જેઠીમધનો કાઢો ૩ માસા રાઈનુ ચૂર્ણ નાખી આપવો, એટલે વિષદોષ, અજીર્ણ અને કફ મટે છે (૬) તોલો દોઢ તોલો રાઈનું ચૂર્ણ ગરમ પાણીમા મેળવી પાવુ (૭) ૦। તોલાથી અર્ધા તોલા પર્યંત આકડાના મૂળિયાની છાલનું ચૂર્ણ* ગરમ પાણીમા આપવુ એથી કરી થોડો રેચ પણ થાય છે એક વર્ષની અંદરના બાળકને ૨॥ થી ૪ ચણોઠીભાર સુધી આપવુ (૮) કારેલીના કિંવા અરડૂસીના પાંદડાનો રસ આપવો (૯)

× (૧) સૂંઠ, ધાણા, સાકર તથા નાગરમોથ, એ ચારે વસ્તુનુ ચૂર્ણ બે તોલા લઈ ૩૨ તોલા પાણીમા કવાથ કરવો ૮ તોલા પાણી રહે ત્યારે ગાળી ઠંડુ થયેથી પિવડાવવુ, એટલે સર્વ પ્રકારની ઊલટી બંધ થઈ જાય છે સગર્ભા સ્ત્રીને પણ આ ઔષધિ લાભકારક છે (૨) કપૂરકાચલી પાણી સાથે આપવી (૩) રસસિંદૂર, ધાણા, જીરુ, ત્રિકટુ અને મધ મેળવી આપવુ પ્રકરણમા જણાવ્યા ઉપરાંત એલાદિ ચૂર્ણ, કરંજબીજાદિ કષાય, ચંદનાદિ કલ્ક, ગુડૂચ્યાદિક્વાથ, જાંબુનુ શરબત, છરકાદિ રસ, તૃષ્ણાછર્દિહરો રસ, પદ્મકાદિ ઘૃત, નારિકેલ ખંડ, કુષ્માંડ ખંડ, ચ્યવનપ્રાશ અવલેહ વગેરે અપાય છે

* આ ચૂર્ણ અડધો તોલો આપવાથી ઊલટી અને પાંચ વાલ આપવાથી પરસેવો થાય છે, પરંતુ એ જેઠ માસમા કાઢી રાખેલુ જોઈએ હડકાયા કૂતરાનો પણ એજ ઉપાય કેટલાક વૈદ્યો બતાવે છે

ગુંજા કિંવા અર્ધા ગુંજા પ્રમાણે મોરથૂથુ ફુલાવી તે ગરમ પાણીમાં લઈ, ઉપર પેટભર પાણી પી જવુ. એથી ઊલટી થઈ વિષદોષ આદિ મટે છે (૧૦) **ઊલટી બંધ થવાને :**—હલકો રેચ આપવો કિંવા મકાઈના કણસલાને દાણા સિવાય બાળી તેની રાખ અર્ધા પૈસાભાર પાણીમા આપવી અથવા પીપળાના છોડિયા બાળી પાણીમાં ઝામી તે પાણી પાવુ

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા :–બિજોરું—૧૦, લીંડીપીપર–૧૫. **ઊલટી બંધ** થવા માટે :—મોગલી એરંડો–૧

જુઓ **અનુભૂત** ઔષધ :—ઔષધિક્રિયાના ગુટિકાપ્રયોગની ટીપમા નં. ૨.

## ૧૪–કમળો (મ૦ કામલા)

**કારણ અને લક્ષણ**—અતિ પિત્તકારક પદાર્થોના સેવનથી પિત્ત, લોહી અને માસ, એ દૂષિત થઈ ચામડી, નખ અને મુખ, એ હળદર જેવા પીળા થાય છે. મળ અને મૂત્ર રક્તવર્ણ અને પીતવર્ણ થાય છે, અને દાહ, અગ્નિમાદ્ય, દુર્બળપણુ, અરોચક ઇત્યાદિ લક્ષણો થાય છે ×

**ઉપચાર**—(૧) એરંડાના પાદડાનો અથવા કૂંખોનો રસ ૪ તોલા કાઢી તેમા ગાયનુ દૂધ નાખી આપવો. (૨) ઘઉની ઢગલી ઉપર લોખંડની કડછી અગ્નિમાં લાલ કરી દાબવી અને તેનો જે હિરવણ (રસ) આવે તે આખોમા આજવો (૩) ગાયના દૂધમા સૂંઠનુ ચૂર્ણ નાખી આપવુ (૪) નરમા (કપાસ)ના જીંડવાનો રસ નાકમા નાખવો. (૫) દેવડાગર (કૂકડવેલ)ના ફળનુ ચૂર્ણ ચોખાભાર નાકમા સૂંઘવુ, એટલે નાકમાથી પીળો સ્રાવ થઈ બે પહોરે કમળો ઊતરશે આ ઉપાયથી નાકમા બળતરા થાય છે, તેને માટે ઘી સૂંઘવુ. (૬) કડવા તુરિયાનુ ચૂર્ણ એક ચોખાભાર નાકમા સૂંઘવુ (૭) સવારમા રાતી શેરડી ખાવી. (૮) કડવા લીમડાની અંતરછાલનો કાઢો કરી તેમા મધ અને કિંચિત્ સૂંઠની ભૂકી નાખી આપવો. (૯) એરંડાના મૂળ મધમા ઘસી ચટાડવાં (૧૦) ધોળી ડુંગળી અને ગોળ એકત્ર વાટી તેમા થોડી હળદર નાખી આપવી (૧૧) ગળોનો રસ મધમા આપવો +

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા .—અઘેડો–૧૫, અરડૂસી–૨, આકડો–૩, આમળા–૩૯, ઇંદ્રજવ–૬, કાળીજીરી–૩, કુકરપાડાનો વેલો–૨, કુબો–૬, કુવાર–૧૩, કેળ–૯, કોઠી–૨, ઘઉ–૨, ગળો–૪, ગોરખમુંડી–૧, ડુંગળી ૨૪, થુવેર ચોધારો–૪, દારુહળદર–૧, પાંડેરવો–૧ બીલી–૨૬,

× જ્યારે કમળો ઘણા દિવસનો જૂનો થાય, ત્યારે તેને કુંભકમળો કહે છે વળી જે પાંડુરોગીને વાયુ, પિત્ત વધે ત્યારે તેની ચામડી લીલી, પીળી, કાળી થઈ જાય, તથા બળ, ઉત્સાહ જતા રહે, અને તંદ્રા, મંદાગ્નિ, સૂક્ષ્મજ્વર, દાહ, તરસ, અરુચિ, ભ્રમ, એ સર્વ થઈ આવે અને સ્ત્રીસંગ પ્યારો લાગે નહિ, અંગમા પીડા થાય, તેને હલીમક રોગ કહે છે આ બે કમળાના ભેદ છે કમળો એ પાંડુરોગનો ભેદ હોવાનું અમૃતસાગરમા બતાવે છે કમળાના જે રોગીનો મળ કાળા રંગનો, મૂત્ર પીળા રંગનુ, શરીર પર સોજો ઘણા જ પ્રમાણમા, આખ, મોઢુ, ઊલટી એ અત્યંત લાલ રંગના હોય, મળમૂત્ર કાળા, પીળા અથવા લાલ રંગના થઈ જાય, મન સ્થિર ન હોય, એવો રોગી બચશે નહિ, તેમ જ કમળાના જે રોગીને દાહ, અરુચિ, તરસ, આફરો, તંદ્રા, મંદાગ્નિ અને મોહ ઉત્પન્ન થાય તે રોગી બચશે નહિ ઉપચાર—(૧) કમળાના દરદીને મધની સાથે હરડા, બહેડા, આમળા એનુ સમાન ભાગવાળુ ચૂર્ણ તેની ઉંમર જેટલા વાલના વજને આપવુ ખોરાકમા ઘઉંની રોટલી અને મધ, તથા મસાલા અને મીઠા વગરની મગની દાળ, આ ત્રણ જ આપવા, તેમ જ એકાતરે રાત્રે સૂતી વખતે હીમજ તોલો ૦ાા અને મીઠુ તોલો ૦ાાની ફાકી ઊના પાણી સાથે ફકાવવી (ઝાડો સાફ ન આવે તો જ) આ અમારો અનુભવેલો પ્રયોગ છે (૨) ગેરુ, ફટકડી, હળદર અને આમળા ઠંડા પાણીમા ઘસી અંજન કરવુ (૩) ત્રિફળા, અરડૂસી, કરિયાતુ, લીમડાની સળીઓ, કડુ અને ગળોનો ઉકાળો આપવો

+ કમળામા વાસાદિ કષાય, ફલત્રિકાદિ કષાય, નવાયસ લોહ, ધાત્રીલોહ, પુનર્નવા, મંડૂર ભસ્મ, લોહભસ્મ, કુષ્માંડખંડ, ત્રિકલાગ્નિ, ત્રૈલોક્યસુંદર રસ, ગોમૂત્ર, હરીતકી વગેરે ખાવા માટે અપાય છે પુનર્નવાદિ તેલ, હીબેરાદિ તેલ તથા ચંદનાદિ તેલ મર્દન કરવા માટે અપાય છે ચંદ્રપ્રભાવર્તિ અંજન માટે અપાય છે, તથા કૂકડવેલાના ફળ ચૂર્ણ સૂંઘવા માટે અપાય છે કમળાના રોગમા જુલાબ આપવો અતિ લાભકારી છે.

ભાંગરો-૫, ભોંયઆમળી-૪, મોથ-૭, રિસામણી-૧, રેવચી-૫, લીમડો (કડવો)-૧૧, ૩૧; વિષ્ણુકાંતા-૫, શિળીદ-૨, શેલડી-૧, શ્રાવડ-૨, સમુદ્રફળ-૫, સાટોડી-૮, સોમવલ્લી-૧, હળદર-૨૦, હેદ-૫.

જુઓ અનુભૂત ઔષધ:—ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગની ટીપમા નં ૭ અને અંજનપ્રયોગની ટીપમા નં ૧

પથ્ય—જવ, ઘઉં, ચોખા, મગ, મસૂર, તુવેર, પરવળ અને તાદળજો. **અપથ્ય**—ભાજીપાલો, હિંગ, પેંડ (તેલપોળી), પાન, તીખું, ખાટું અને ઉષ્ણ અન્ન.

## ૧૫-કરમિયા (કૃમિરોગ)

કારણ—ખાધેલું પચ્યું ન હોય ને બીજું ખાવું, રોજ મધુરામ્લ ખાવું, ખાવાના વખતનો નિયમ ન હોવો, દુગ્ધાદિક પીવા, મિષ્ટાન્ન અને ગોળ, સાકર ઇત્યાદિ ભક્ષણ કરવા, વ્યાયામ ન કરવો. એ કૃમિરોગના સાધારણ કારણો જાણવા ×

લક્ષણ—તાવ, નિસ્તેજપણું, ગળ, હૃદયની પીડા, ઓકારી, ભ્રમ, અન્નદ્વેષ, અતિસાર ઇત્યાદિ લક્ષણો જાણવા

ઉપચાર—(૧) કિરમાણી અજમો સવારે ઠંડા પાણીમા લેવાથી કૃમિરોગ દૂર થાય છે ગોળ કૃમિ માટે આ ઉત્તમ ઔષધ છે એ જ કિરમાણી અજમાનું જે સત્ત્વ કાઢવામા આવે છે, તેને અંગ્રેજી ભાષામા 'સાટોનાઈન' કહે છે (૨) પિત્તપાપડો અધકચરો શેકીને મગની દાળ જેટલો ઘીમા આપવો કિંવા પિત્તપાપડો કૂટી પલાળી રાખવો અને તે પાણી ગાળી લઈ શક્તિ પ્રમાણે

---

× પૂર્વાચાર્યોએ બાહ્ય અને આભ્યંતર એવા બે પ્રકારના કૃમિ(જીવાત)ની ૨૧ જાતો વર્ણવેલી છે તેમાં જૂ અને લીખ એ બહારના કૃમિ કહેલા છે આભ્યંતર ૧૯ પ્રકારના કૃમિ (કરમિયા) ઉત્પન્ન થાય છે કફમા ઉત્પન્ન થયેલ હૃદયાદ, અંત્રાદ, ઉદરાવેષ્ટ, ચુરવ, મહાગુદ, સુગંધ અને દર્ભકુસુમ, એ સાત છે રક્ત-(લોહી)મા ઉત્પન્ન થયેલ માતંગ, સૌરસ, લોમવિધ્વંસ, રોમદ્વીપ, ઉદુંબર અને કેશાદ, એ છ છે વિષ્ઠામા થયેલા મકેરુક, લેલીહ, મલુન, સૌસુરાદ અને કકેરુક, એ પાંચ છે કફરક્તમા થયેલ સ્નાયુક નામનો એક છે (એનું વર્ણન વાળાના પ્રકરણમા કરેલું છે) એ કફમા થયેલા કૃમિ આમાશય અને હૃદયપ્રદેશની અંદર રહે છે એ ઘણા મોટા થતા ચારે બાજુ ફરે છે એમાના કેટલાક ચામડાની વાધર જેવા ચપટા, કેટલાક વર-સાદનાં અળસિયાં જેવા અને કેટલાક અનાજના અંકુરો જેવા, તો કેટલાક ઝીણા, લાંબા અને ટૂંકા પણ હોય છે તેમનો રંગ રાતો અને ધોળો હોય છે. આ કૃમિથી છાતીમા બળેની, મોઢું ફિક્કું, અપચો, અન્ન પર અભાવો, ઝેર, ઓકારી, તરસ, પેટનું ફૂલવું, શરીરની દુર્બળતા, સોજો, સળેખમ વગેરે ઉપદ્રવો થાય છે લોહીમા થયેલા કૃમિ લોહીને વહેનારી શિરાઓ(નસો)મા રહે છે તે ઝીણા, પગ વગરના, ગોળ અને રાતા રંગના હોય છે કેટલાક તો એટલા ઝીણા હોય છે કે તેને જોવાને માટે સૂક્ષ્મદર્શક યંત્રની જરૂર પડે છે કોઢ, દાદર, ખસ, ખરજ વગેરે ચામડીના દરદો એ જ જંતુઓથી ઉત્પન્ન થાય છે વિષ્ઠામા થનાર કૃમિ વિષ્ઠામાથી બહાર આવે છે તે મોટા થયા પછી આમાશય તરફ આવે છે, ત્યારે તેવા કરમ પડેલા રોગીના ઓડકારમાથી વિષ્ઠાની દુર્ગંધ ફેલાય છે એ કૃમિ જાડા, પુષ્ટ, ગોળ, બારીક, લઠ્ઠ અને રંગે લીલા, પીળા, કાળા કે ધોળા હોય છે આ જંતુઓ પેટમા આડાઅવળા ફરતા થવાથી પાતળો ઝાડો, ચૂંક, પેટે આફરો, શરીર સુકાવું, અંગ લુખુ પડી પીળા રંગનું થવું, રૂંવાડા ઊભા થવા, મંદ જઠરાગ્નિ અને મળદ્વારમા ચળ વગેરે ઉપદ્રવો થાય છે

કેટલાક કૃમિ હોજરીમા રહે છે કેટલાક નાના આતરડામા અને કેટલાક મોટા આતરડામા રહે છે કેટલાક ચપટા અને ૧૦-૨૦ ફૂટ લાંબા હોય છે બધાના ઉપચાર અલગ અલગ છે સામાન્ય રીતે એ ત્રણે સ્થાનોના કૃમિઓનો નાશ કરવાને આ ઓસડ આપવું —(૧) કપીલો તોલો ૦ા ઝીણો ખાંડી દહીં મા મેળવીને ખાવો, પરંતુ એ ઓસડ ખાવાની આગલી રાત્રે ગોળ ખાવો, કે જેથી તમામ કૃમિ તે ગોળને જઈ વળગે (૨) દાડમના ઘણા જૂના ઝાડની છાલ ટાંક ૪, પાણી શેર ૬મા ઉકાળી શેર ૧ પાણી રહે ત્યારે ઉતારી લૂગડે ગાળી, તે પાણી દર-રોજ સવારે પીએ તો મેદા(હોજરી)મા કૃમિ હોય તો મરી જાય (૩) શણના બી તોલો ૧ ગોમૂત્રમા ૪ માસ સુધી પીએ તો કૃમિનો નાશ થાય મીઠાશ તથા હુંગળીની પરહેજી રાખવી (૪) કિરમાણી અજમો તથા ખાખરાના બિયા સમાન લઈ ઝીણા ખાંડી ઘણા દિવસ સુધી ખાય તો ભાતભાતના કૃમિનો નાશ થાય.

મધ નાખી આપવુ. (૩) વાવડિંગનો કાઢો ગોળ નાખી આપવો. નાના કૃમિઓની ઉત્પત્તિ આથી ગેકાઈ જાય છે (૪) સૂઠ, વાવડિગ અને ભિલામાનુ ચૂર્ણ મધમા આપવુ. (૫) કૌચ પગના કાટા દૂધમા નાખી આપવા ઘણા જ નાના બાળકને એ આપવુ નહિ.× (૬) ફુદીનાનો રસ અને ડમરાનો રસ એકત્ર કરી આપવો એટલે સૂક્ષ્મ કૃમિઓ મરી જાય છે (૭) બિજોરાની છાલનો કાઢો આપવો (૮) અનેનાસ ખાવુ, એટલે કૃમિનુ પાણી થશે (૯) કાચકીના પાદડાના રસમા આબાહળદર ઘસી પાવી (૧૦) કાચકી અને હિગ શેકી તેમા મીઠું નાખી ઘીમા ખરલ કરી પાવુ (૧૧) વડની વડવાઈઓના કુમળા અકુર વાટી તેનો રસ ત્રણ દિવસ આપવો. (૧૨) એરોદસ ખાવા આપવું, કિવા ચૂર્ણ કરી મધમા આપવુ. એ ખાધાથી મીઠુ લાગે છે (૧૩) કિરમાણી અજમો ૧ તોલો, વાયવરણાની છાલ ૧ તોલો અને ખડીસાકર ૩ તોલા, એનુ ચૂર્ણ મોટા માણસને ૭ માસાથી એક તોલા સુધી એક નાના બાળકને ૨ કિવા ત્રણ ગુજા સુધી આપવુ (૧૪) ઉદરકનીના પાદડાનો રસ ચાગળુ ભરી પાવો, કિવા તેના જ સૂકાં પાદડાનુ ચૂર્ણ અર્ધો માસો સુધી આપવુ (૧૫) કપૂર અર્ધી રતી અને થોડુ કેસર રાત્રે આપવા, એટલે સવારમા કૃમિ પડે છે (૧૬) ઇંદ્રજવનુ ચૂર્ણ થોડી હિગ નાખી આપવુ. (૧૭) એક ચણોઠીભાર ફટકડી મધમા આપવી (૧૮) બકામ લીમડાની અથવા પાડેરવાની અને બકાલ લીમડાની બન્નેની અતરછાલનુ ચૂર્ણ ૨ માસા મધમા અથવા દૂધમા આપવુ (૧૯) વાયવરણાની છાલ, એરોદસ, કિરમાણી અજમો, સૂઠ, વાવડિગ અને સચળનુ ચૂર્ણ મધમા આપવું (૨૦) કપિલાનું ચૂર્ણ ગોળમા આપવુ. (૨૧) નાગરમોથ, વાવડિગ, લીડીપીપર, ઉદરકની, અરલુમૂળ, દાડમની છાલ અને ખીલાનુ ચૂર્ણ મધમા આપવુ આ ઉપરાત પારસીયાદિ ચૂર્ણ, કૃમિમુદ્દગર રસ, મુસ્તકાદિ કષાય, ત્રિફલાદ્ય ઘૃત, વિડગ રસ, કૃમિઘ્ન રસ વગેરે ખાવા માટે અપાય છે, તેમ જ વિડગ તેલ અને ધુસ્તર તેલ શરીર પર મર્દન કરવા માટે અપાય છે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા —અકોલ–૩, અખરોડ–૫, અનેનાસ–૨, અરજુનસાજડ–૧૦, અળવી–૭, આદુ–૫૩, આબાહળદર–૪, આખો–૨, ઈંદ્રજવ–૧, ઉદરકની–૪, ઉદરકની ખ–૧, ઉદરકની ગ–૧, એરોદસ–૧, કચૂરો–૩, ૬, કપૂર–૮, કારેલી–૧૦, કાસાળુ–૧૨, કાળીજીરી–૬, કાચકી–૪, ૧૩, કિરમાણી અજમો–૧, કીડામારી–૬, કેસર–૧૧, કોલકદ–૧, કાચ–૧, ખરશિગી–૨, ખાખરો–૮, ૧૩; ગળો ૧૩, દિકામાલી–૨, દાડમ–૩, નાગછત્ર–૧. પટોલકટુ–૭, પાનઅજમો–૧, પીલુ–૧, પપૈયું–૪, ફાગળો–૪, ફુદીનો–૩, બાફળી (હિગોત્રી)–૩, બિજોરુ–૧, ખીલી–૪, ભારગી–૧૧, ભિલામો–૧,૪, મરવો–૭, મેઢાશિગી–૨, લીમડો (કડવો)–૧૪, ૨૧, ૨૬, વડ–૫, વાવડિગ–૧૧, શિરદોડી–૧૦, સતાપા–૧ સમુદ્રફળ–૧૨, સોપારી–૭ **પિત્ત, કફ, સંબંધી જંતુ** એટલે કરમ હોય તો તે માટે –લીમડો કડવો–૩૪.

જુઓ અનુભૂત ઔષધ.—ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા ન ૧૯, ગુટિકાપ્રયોગની ટીપમા નં ૧૯

**પથ્ય**—ચોખા, ઘઉ, ઘી, તુવેર, મગ, કુમળા વેગણ, કોઠુ **અપથ્ય**—ગોળ, સાકર, દૂધ, કેળા, બોર, કોળુ અને તેલ

## ૧૬–કાનના રોગ (કર્ણરોગ)

કારણ—ટાઢી, જળમા ક્રીડા કરવી, કાન ખજોળતા દુખાવુ, શસ્ત્રાદિકોનો મિથ્યા યોગ અને બીજો દોષ કોપાવનાર હેતુ, એ દોષનો કોપ થઈ, કર્ણશિરામા પ્રવેશ કરી, તેમા શૂળ ઉત્પન્ન કરે છે આ કર્ણરોગ ૨૮ પ્રકારના છે * કાનમા રસાદિક નાખવા તે ભોજનના પહેલા નાખવા

× ગોળમા ગોળી કરીને બાળક તેમ જ મોટા માણસને અપાય છે

* કાનના ૨૮ રોગો આ પ્રમાણે છે —૧ કર્ણશૂળ, ૨ કર્ણનાદ, ૩ બાધિર્ય, ૪ વાસ કાટવા જેવા કાનમા ધડાકા થવા, ૫ કર્ણસ્રાવ, ૬ કર્ણકંડૂ (કાનમા ચળ અથવા ખસ જેવી ફોલ્લીઓ થાય છે તે), ૭ કર્ણગુથ (પિત્તની ગરમીથી કાનમાથી મળ ઘણો ઝરે તે), ૮ કર્ણપ્રતિનાદ (કર્ણગુથ–કાનનો મેલ પાતળો

અને તેલાદિક સૂર્યાસ્ત પછી નાખવા.

**કર્ણશૂળ (કાનનો દુખાવો, કાનનું કહોવું–કહવું) ઉપર :**—(૧) આદાનો રસ, મધ, સિંધવ અને સરસવનું તેલ એકત્ર કરી શેષ રહે ત્યા સુધી પચન કરવુ. પછી ગાળી ભરી રાખવુ. જરૂર પડે થોડું નવશેકુ (ગરમ) કરી કાનમા નાખવુ (૨) લસણ, આદુ, શેકટો, વાયવરણા, મૂળા અને કેળનો રસ ગરમ કરી કાનમા નાખવો. (૩) આકડાના પાકેલા પાદડાને ઘી ચોપડી દેવતા ઉપર શેકી તેનો રસ કાઢી કાનમા નાખવો (૪) દીટાના મૂળનો કલ્ક કરી તેમા તેલ નાખી પચન કરવુ; તે કાનમા નાખવુ એટલે ત્રિદોષજનિત કર્ણશૂળનો નાશ થાય છે (૫) હિંગ, સિંધવ અને સૂંઠના કલ્કમા તેલ નાખી પચન કરી તે કાનમા નાખવુ. (૬) ખરસાણીની ડાખળીને અંગારામા નાખી રસ કાઢી તે કાનમા નાખવો. (૭) લીંબુના રસમા કિંવા હોકામાના પાણીમા કોડીની ભસ્મ નાખી તે કાનમા નાખવી (૮) ભાંગરાનો રસ, ફૂવાડિયાના મૂળનો રસ, લસણનો રસ, કાદાના પાનનો રસ અને આદાનો રસ એકત્ર ગરમ કરી કાનમા નાખવો. (૯) સમુદ્રફીણની વસ્ત્રગાળ ભૂકી કાનમા નાખી તે ઉપર લીંબુના રસનુ ટીપુ પાડવુ.

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્ણોમા—અરલુ–૧, આકડો–૧૪, ૨૦, આમલી–૧૭, આબો–૨૦, ખરસાણી–૬, ચંબેલી–૮, બિજોરુ–૧૧, મીંઢીઆવળ–૨, વાદો–૧, સમેરવો–૭, સરસવ–૪

**કર્ણસ્રાવ (કાનમાંથી પરુ વહે છે તેના) ઉપર :**—(૧) સિંદૂર મધમા મેળવી કાનમા નાખવુ (૨) મરેલો વીંછી તેલમા કઢની તે તેલ કાનમા નાખવુ એટલે સર્વ જાતના કર્ણરોગનો નાશ થાય છે (૩) મૂર્ડ, સિંધવ, દેવદાર, હિંગ અને ઘોડાવજના કાઢામા તેલ નાખી, તેલ સિદ્ધ થયા પછી તે કાનમા નાખવું, એટલે તણખા તથા સ્રાવ બંધ થાય છે (૪) ટંકણખાર ફુલાવી કાનમા નાખવો (૫) બબ્રાનુ તેલ કાનમા નાખવુ. (૬) ફુલાવેલી ફટકડીની પિચકારી મારવી અથવા ભૂકી કરી કાનમા નાખવી. (૭) રાળથી ત્રમણું તેલ લઈ એકત્ર કઢવી પછી ગાળી તે કાનમા નાખવુ (૮) કાળી તુલસીનો રસ અને ભાંગરાનો રસ દિવસમા ચારપાંચ વખત કાનમા નાખવો. (૯) ગેકટાના સુકાયેલા ફૂલનુ ચૂર્ણ અથવા તેલ સિદ્ધ કરી કાનમા નાખવુ (૧૦) આકડાના ફૂલનો અને ભોંયઆમળીનો રસ કાનમા નાખવો. (૧૧) મધ કાનમા નાખવુ (૧૨) બાવળિયાના છાલના કાઢાથી તથા ત્રિફળાના કાઢાથી અથવા કાથાનુ પાણી કરી તેણે કાન ધોવો (૧૩) તલના તેલમાં લસણની કળીઓ તળી તે તેલ કાનમા નાખવુ (૧૪) બિજોરાના રસમા સાજીખાર નાખી તે કાનમા નાખવો; એટલે સણકા અને સ્રાવ દૂર થાય છે (૧૫) સમુદ્રફીણનુ ચૂર્ણ કાનમા નાખવુ

---

પડવાથી તે નાકમા અથવા મોમા આવી રહે તે), ૯ કૃમિકર્ણ, ૧૦ કૃમિવિદંધિ (ચોટ લાગવાથી થાય તે), ૧૧ વ્રણ, ૧૨ કર્ણપાક, ૧૩ પૂતિકર્ણ (પાકેલા કાનમાથી પરુ અને પાણી વહે તે), ૧૪થી ૧૭ વાયુ, પિત્ત, કફ અને લોહીના પ્રભાવથી થયેલા અર્શ એટલે મસા, ૧૮થી ૨૧ વાયુ, પિત્ત, કફ અને લોહીના સોજા (શોથ); ૨૨થી ૨૮ વાયુ, પિત્ત, કફ, લોહી, માસ, મેદ અને નસોના કર્ણાર્બુદ (અર્બુદ જેવી ગાઠો થાય છે તે) ઉપચાર—(૧) પાકુ તુવરનુ પાન ગોડાવજ સાથે ઘસી ટીપુ પાડીએ તો વહેતો કાન મટે (૨) મરી, ચામડાની જૂની વાધર અને લીમડાની ટીશીઓ તેલમા ઉકાળી કાનમા ટીપુ પાડવાથી દુખતો કાન મટે (૩) પાડીના મૂત્રમા સિંધવ ઘસી કાને ભરીએ તો વહેતો કાન મટે (૪) ઉપલેટ, આકડાનુ દૂધ (અથવા પીળા પાદડાને ઊના કરી નીચોવેલુ પાણી) અને સરસવનુ તેલ ગરમ કરી સહેવાતુ કાનમા નાખવાથી બહેરાપણુ મટે (૫) કાનમા બગઈ ગઈ હોય તો, ફૂવાડિયાના પાદડાનો રસ કાનમા નાખવાથી જીવતી બગઈ નીકળી પડે અને દરદ શાંત થાય (૬) બહેરાપણાનો ઉપાય—આકડાના પીળા પાદડાને અગ્નિ ઉપર તપાવી તેને હાથેથી મસળીને નીચોવી કાઢેલો રસ કાનમા નાખવાથી કાનમા ધાક અને બહેરાપણુ જાય (૭) કાનમા ચસકા નાખે તેના ઉપર—સુવા તોલો ૦॥ અને બકરીની લીંડીઓ નંગ ૪ લઈ બાળકના મૂત્રમા ઉકાળી તેનો કાનમા બાફ આપવાથી કાનના ચસકા મટે કાનમા તીવ્ર શૂળ નીકળતુ હોય ત્યારે તેલવાળી દવા ન નાખવી, રસવાળી દવા નાખવી વચ્છનાગનો લેપ બહાર કરી શકાય છે અથવા શેક કરી શકાય છે પરુ નીકળ્યા પછી તેલવાળી દવા નાખી શકાય છે ઠંડો વાયુ, ઠંડુ પાણી કાનને ન લગાડવુ. સાકર–ગોળ ન ખાવા સ્નાન વખતે માથા પર પાણી ન રેડવુ

તે સ્રાવ, વ્રણ અને સણકાનો નાશ કરે છે (૧૬) ગોમૂત્ર મંદોષ્ણ કરી તેનાથી, ગરમાળાના કાઢાએ અથવા તુલસીના રસે કાન ધોવો. (૧૭) રસાંજન સ્ત્રીના દૂધમા ઘસી તેમા મધ નાખી તે કાનમાં નાખવુ (૧૮) જાઈના રસમા તેલ પચાવી તે કાનમા નાખવુ. (૧૯) ડમરાનો રસ કાનમા નાખવો (૨૦) વડ, આબો, જાંબુ અને મહુડાના કુમળા પાદડાના કલ્કમા તલનુ તેલ ચોગણું નાખી તેલ સિદ્ધ કરી કાનમા નાખવુ (૨૧) ઘોડાવજ, સમુદ્રફીણનું ચૂર્ણ અને કપૂર તલના તેલમા કઢવી તે કાનમા નાખવુ

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં–ઇદ્રજવ–૯, ઉંદરકની–૩, કિંજળી–૪, દારુહળદર–૭, ધતૂરો–૧૬, બાવળ–૧૭, બિજોરું–૧૫, ભિલામો–૧૩, મરવો–૫, રાળ–૭, લસણ–૧, ભગડાઉ તૂરિયુ–૩, વજ–૭, સરગવો–૪, જુઓ ગો૦ વં૦ મા —ગોમૂત્ર–૭. જુઓ પ્રા૦ઔ૦મા કસ્તૂરી–૧, મધ–૧, સમુદ્રફીણ–૩. **કર્ણસ્રાવ, વ્રણ અને ચિકટો ઉપર :**—સમુદ્રફીણ–૩. જુઓ અનુભૂત ઔષધ.—ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા નં. ૬.

**કૃમિકર્ણ (કાનમાં કીડા પડે છે કિંવા બગાઈ ઈંડું મૂકે છે તે) ઉપર :**—(૧) સરસવનુ તેલ કાનમા નાખવુ (૨) રીંગણીના ફળની ધુમાડી આપવી (૩) નગોડ, શેકટા અથવા કલગારીના કાદાનો રસ કાનમા નાખવો (૪) કપૂરનુ પાણી કરી કાનમા નાખવુ. (૫) કાંગળાનુ મૂળ ગોમૂત્રમા ઘસી કાનમા નાખવુ.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા :—કલગારી–૮, ભોરિંગણી–૧૦, સરસવ–૩

**બગાઈ, કીડા, કાનખજૂરો વગેરે કાનમાં ગયાં હોય તે ઉપર :**—(૧) કાગનો, ઉતરણીનો અથવા તિલવણીનો રસ કાનમા નાખવો (૨) કામસુદરાનો અથવા શેકટાનો રસ કાનમા નાખવો. (૩) ઘિલોડીના પાદડાનો રસ અને તેલ કાનમા નાખવુ (૪) દીવીના નીચે ઝમેલું તેલ કિંવા મધ કિંવા એરંડતેલ કાનમા નાખવું (૫) તગર અને ખાખરાના મૂળ દાતે ચાવી તેની લાળ કાનમા નાખવી, તે તુરત બગાઈનો નાશ કરે છે. (૬) કલગારી, કાળો ભાગરો, સૂંઠ, મરી અને લીંડીપીપરને એકત્ર કરી વસ્ત્રમા બાધી તે પોટલી કાનમા પીલવી; તેથી કાનખજૂરો, કૃમિ, કીડી વગેરેનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —અઘાડી–૨, એરંડો–૩૯, કાસુદરો–૬, ખાખરો–૧૯, ઘોલી (ઘિલોડી)–૧, તલવણુ–૬, નાગલા દૂધેલી–૨, પીલુડી–૪, મરડાશિંગ–૨, જુઓ પ્રા૦ ઔ૦ મા—મધ–૨, ૭

**કર્ણનાદ** (એટલે વાયુની ગતિ શબ્દવાહિની શિરા–રેષા–મા જવાથી નોબત, મૃદંગ, શંખ ઇત્યાદિના શબ્દ જેવો શબ્દ સાભળવામા આવે છે તેને) **માટે :**—(૧) કાગનો રસ કાનમા નાખવો. (૨) અઘેડીના ક્ષારનું પાણી અને કલ્ક, એમા તલનું તેલ નાખી સિદ્ધ કરી કાનમા નાખવું. (૩) હિંગ, તુંબરુફળ અને સૂંઠ સરસિયામા નાખી કઢવી તે કાનમા નાખવું એ ત્રણે ઉપચારો કર્ણનાદ અને બાધિર્યનો નાશ કરશે (૪) **હિંગ્વાદિ તેલ:**×—હિંગ, નાગરમોથ, દેવદાર વરિયાળી, મૂળાની રાખ, ભોજપત્ર, યવક્ષાર, સિંધવ, સંચળ, સોડા (સૂરોખાર), સરગવો, સૂંઠ, સાજીખાર, બિડલોણ, સુરમો, બિજોરું, કેળનો રસ અને મધુસૂક્ત (લીમડાનો રસ ૬૪ તોલા, મધ ૧૬ તોલા અને લીંડીપીપર ૪ તોલા નાખી ઘીના વાસણમા બંધ કરી, ડાગરની ભરેલી કોઠીમા દાબી રાખવુ. એક મહિનો થયા પછી કાઢવુ તેને મધુસૂક્ત કહે છે) એમા તલનુ તેલ નાખી સિદ્ધ કરવું તે કર્ણરોગ, કર્ણનાદ, બહેરાપણુ, ભાભેર, મસ્તક કાન, કાનની નળી અને કાનના શૂળનો નાશ કરે છે આ ચરક અને સુશ્રુતને માન્ય છે (૫) કપાસના જીંડવાનો રસ રોજ કાનમા નાખવો. **વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —અઘાડી–૪, અઘેડો–૫, મરવો–૫, રાસ્ના–૧, સરસવ–૪, હિંગ–૧૬.

**બહેરાપણા** (સં૦ બાધીર્ય) **ઉપર :**—(૧) ગોમૂત્રમા ખીલા વાટી તેમા પાણા, બકરીનુ દૂધ અને તેલ નાખી પચવી સિદ્ધ કરવુ અને તે કાનમા નાખવું. (૨) બૃહત્પંચમૂળની સાઠીઓ લાવી, તે આઠ આગળ પ્રમાણે કાપી તેને ૩ વીંટાળી તેલમા પલાળી સળગાવવી; તેમાથી જે તેલ પડે

× સર્વ ઔષધિને ચટણીની માફક પીસી તેનાથી ચારગણુ તેલ તથા સોળગણુ પાણી મેળવી ઉકાળવુ તેલ શેષ રહે ત્યારે ઉતારવુ ઠંડુ થયેથી ગાળી લેવુ આ તેલ પિત્તળના કલાઈવાળા વાસણમા તૈયાર કરવુ

તે સુખોષ્ણ (સહેવાય તેવું) કાનમા નાખવુ (૩) કાંજી, બિજોરાનો રસ, મધ અને ગોમૂત્રમાં કિંવા આદાનો રસ, મધ, સરગવાના મૂળાનો રસ અને કેળના કાંદાનો રસ એમા, અથવા સૂંઠ, ધાણા અને હિંગના કલ્કમા તેલ સિદ્ધ કરી નાખવુ. (૪) નગોડ, જાઈનાં પાદડા, આકડો, ભાંગરો, જાંબુ, કેળ, કપાસ, સરગવો તુલસી આદુ અને કારેલાંના રસમા તલનું તેલ નાખી તેમા વછનાગ નાખવો તથા પચન કરવુ તે કાનમા નાખવાથી બાધીર્ય, કર્ણનાદ, કૃમિ, સણકા અને પરુનો નાશ થાય છે (૫) સૂંઠ, સિંધવ, લીંડીપીપર, નાગરમોથ, હિંગ, ઘોડાવજ અને લસણના કલ્કમા તલનુ તેલ નાખી તેમા આકડાનો અને ખાખરાનો રસ નાખી સિદ્ધ કરવુ તે કર્ણરોગ અને બહેરાપણાનો પણ નાશ કરે છે +

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં'—અઘાડી-૮, ખીલી-૬, મરવો-૫, સરસવ-૪, હિંગ-૬ **કર્ણપાક એટલે કાનના વ્રણ, કાન પાકવો અને ફોલ્લા થાય તેના માટે**'—ઉંદરકની-૩, ખેર-૧૧, તલવણ-૧, તુલસી-૧૯, ભારંગી-૬, વાંદો-૧, સુરપીણુ-૧. **શરદીથી કાનમાં ધાક પડવા માટે**'—લસણ-૧૨, વછનાગ-૩, હિંગ ૧૯ **ગરમીથી કાન ઉપર સોજો આવે તે માટે** — ઉંદરકની-૨ **કાનમાં અતિ દાહ થાય તે માટે**:—કુંવાર-૧૨

જુઓ ગો૦ વૈ૦મા :—**કાનમાં અતિશય બળતરા થતી હોય તો**:—માખણ-૫ **કાનમાં દાહ થાય તો**:—માખણ-૧. જુઓ આ૦ ઔ૦મા—**કાનમાં સણકા વગેરે ઉપર**: સમુદ્રફીણ-૨. જુઓ **અનુભૂત** પ્રયોગ.—ઔષધિક્રિયાના મલપ્રયોગની ટીપમા ન ૨૩

**કર્ણમૂળ**:—સન્નિપાતના જ્વરમા કાનના મૂળમા જે સોજો આવે છે તેને શાસ્ત્રપરિભાષા મુજબ 'કર્ણમૂળ' કહે છે. એને ગામડાઓવાળા કર્ણકવા કહે છે આ સોજો આવ્યા પછી રોગી ઘણું કરીને બચવો કઠિન છે આવો સોજો તાવ આવવા પહેલાં કે પછી અને નહિ તો કદાચ તાવ હોય છે તે વખતે પણ આવે છે. આવો સોજો તાવના આગળ આવે તો અસાધ્ય, તાવની વખતે આવે તો કષ્ટસાધ્ય અને પાછળથી આવે તો સાધ્ય ગણવો, એવો માધવનિદાનકારનો મત છે. **તેના ઉપર ઉપચાર**—(૧) વછનાગ લીંબુના રસમા ઘસી વારવાર લેપ કરવો. (૨) ધંતૂરાના બિયા, રાઈ અને ગોળ એકત્ર કરી તે લગાડવુ. (૩) ઇંગોરિયા, હળદર, સિંધાલૂણ, દેવદાર અને આકડાનુ દૂધ, એ ખરલ કરીને તેનો લેપ ઉપરાઉપરી કરવો. (૪) સરગવાની છાલ અને રાઈ પાણીમા વાટીને તેનો લેપ કરવો એટલે સોજો ઊતરશે. (૫) પુષ્કરમૂળ, દાલચીની, ચિત્રક, ગોળ કાયફળ, ઉપલેટ અને હીરાકસી, એ ઔષધો આકડાના દૂધમા વાટી તેનો લેપ કરવો (૬) દાતીમૂળ, ચિત્રકમૂળ, થુવેરિયાનુ દૂધ, આકડાનું દૂધ, ગોળ, ભિલામાનું મગજ અને હીરાકસી, એ બધુ ખરલ કરીને લેપ કરવો. (૭) ચૂનાનો અને ગોળનો લેપ ઉપરાઉપરી લેપ કરતા કહેવું. (૮) જળો લાવી વારવાર લોહી કઢાવવુ અને ઘી પાવુ. (૯) વજ્રમુષ્ટિ એટલે વગડાઉ સૂરણના કાદા ઘસી ચોપડવા. (૧૦) રાતો રોહીડો, પીલુની છાલ, મોતીની છીપ, ઇંદ્રવરણા, નાની કારેલી, ભારંગમૂળ, મોરથૂથુ, હરતાલ, શિંગરફ, મનશીલ, નવસાર, ગંધક, હીરાકસી, કોઠ, કડવા પરવળ, રાતી રિસામણી, કાચકી, ગૂગળ અને જવખારનો લેપ કરવો; તેથી તત્કાળ કર્ણમૂળની વેદના દૂર થાય છે (૧૧) કલગારીનુ મૂળ ઘસી લેપ કરવો **વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા'—ઈંગારિયા-૬, ઉંબરો-૨૨, કાળીવેલ-૧, ત્રિજળી-૩, રાઈ-૫, વગડાઉ સૂરણ-૩, વછનાગ-૧

**પથ્ય**—ઘઉં, ચોખા, મગ, જવ, ઘી, પરવર, સરગવો, વંતાક અને કારેલા **અપથ્ય**—માથા ઉપરનુ સ્નાન, વ્યાયામ, કફકારક અને જડ એવા પદાર્થ

---

+ પ્રકરણમા આપવા ઉપરાત કર્ણરોગમા ભૈરવ રસ, સારિવાદિ વટી, ઇંદુવટી, રાસ્નાદિ ગૂગળ વગેરે ઔષધિ ખાવા માટે આપવામા આવે છે ગંધક તેલ, ગુંજાફળ તેલ, કુષ્ઠાદિ તેલ, બિલ્વાદિ તેલ, બૃહત્ ગણુકાદિ તેલ, ક્ષાર તેલ, હિંગ્વાદિ તેલ, દશમૂલાદિ તેલ, ધત્તુર તેલ વગેરે તેલ કાનમા નાખવા માટે અપાય છે ગૈરિકાદિ લેપ, અર્કાદિ લેપ, જબ્વાદિ તેલ બહાર લગાડવા માટે અપાય છે

## ૧૭–કોગળિયું અથવા વિપૂચિકા

**કારણ**—વિપૂચિકા એ એક અજીર્ણનો પ્રકાર છે જે અજીર્ણની અંદર નસોને સોયા ભોંક જેવી વાયુની પીડા થાય છે તે રોગને વિપૂચિકા કહે છે. જેનો આહાર પરિમિત છે અને જે વૈ શાસ્ત્રનું પ્રમેય (લક્ષ્ય) જાણે છે, તેને એ રોગ થતો નથી. જે અજ્ઞાની છે અને જેની ઇંદ્રિયો સ્વા નથી તથા જે ખાવાનો લાલચુ હોય છે એવા માણસને આ રોગ અવશ્ય થાય છે. એ રોગ થવા **મૂળ કારણ અજીર્ણ જ** છે માંસાહારી લોકોને ખાવાપીવામા નિયમિતપણું ન હોવાથી તેઓમા રોગનો પ્રાદુર્ભાવ વિશેષ હોય છે હમણાના કાળમા જેને 'કોલેરા'× કહે છે તે રોગ પૂર્વે આ આપણા દેશમા સમૂળગો ન હતો. શીતળાના રોગની પેઠે કોલેરાનો રોગ પ્રકટ થવાથી હજારો લો મરણ પામે છે. જે ઠેકાણે અતિશય ગાઢી વસ્તી અને ગંધાતા પદાર્થો હોય છે ત્યાં આ રોગ જલ્દ ફેલાય છે એ ઉપરથી યુરોપિયન વૈદ્યોનો એવો મત છે કે, આ રોગનુ મૂળ કારણ **અસ્વચ્છતા** છે

**લક્ષણ**—મૂર્છા, ઝાડો, ઊલટી, શોષ, ફેર ચડવા, પગમા ગોટલા ચડવા, બગાસાં, દાં શરીરનો વર્ણ બદલાવો, કપારી છૂટવી, હૃદયમા દુ:ખ થવુ અને મસ્તકશૂળ, એ લક્ષણો થાય છે **અસાધ્ય લક્ષણ**—જેના દાત, હોઠ અને નખ કાળા થયા હોય, શક્તિ ઘણી જ ક્ષીણ થઈ હોય ઊલટીએ ઘણી જ પીડા થતી હોય, નેત્ર ઊંડા ગયા હોય, સ્વર પણ ઘણો ઝાંખો થઈ ગયો હોય, સ સાંધાઓ શિથિલ થયા હોય ઇત્યાદિ લક્ષણોએ યુક્ત જે રોગી હોય તે અસાધ્ય જાણવો **વિપૂચિકાનો ઉપદ્રવ**—નિદ્રાનાશ, અણગમો, કંપ, મૂત્રનિરોધ અને મૂર્છા, એ પાંચ ઉપદ્રવો થાય છે **ઉપચાર**—(૧) લીંબુ અજીર્ણનાશક છે. એટલા માટે તેનુ સેવન કરવાથી વિપૂચિકાનો ઉપદ્ર થતો નથી. (૨) કેસર લીંબુના રસમા પાવુ (૩) લસણ, જીરું, સિંધવ, સંચળ, સૂંઠ, મરી, લીંડી પીપર અને હિંગનુ ચૂર્ણ લીંબુના રસમા ખરલ કરી ૨–૨ રતીની ગોળીઓ બાંધી ૨–૨ ગોળીઓ વારવાર આપવી (૪) અઘેડાના મૂળ પાણીમા ઘસી પાવા. (૫) કારેલીનો રસ તેલ સાથે પાવો (૬) છાશમા સાતુનુ (શેકેલા જવનુ, સાથરાનુ,) ચૂર્ણ નાખી ગરમ કરી જવખાર નાખી તે છાશ પીવા આપવી (૭) બીલી અને સૂંઠનો કાઢો કિંવા બીલી, સૂંઠ અને કાયફળનો કાઢો આપવે એટલે ઓકારી (ઊલટી) અને વિપૂચિકાનો નાશ થાય છે (૮) **લવંગાદિ ચૂર્ણ**:—લવંગ ૮ માસા

---

× કોગળિયુ (કોલેરા) બે પ્રકારનુ છે. ૧ અજીર્ણજનિત અને ૨ કીટાણુજનિત અજીર્ણજનિત કોલેરામ લસણ, ડુંગળીનો રસ, લીંબુનો રસ અને બીજા અજીર્ણનાશક ઉપચાર કરવાથી લાભ થઈ જાય છે. અજીર્ણ જનિત કોલેરામા ઊલટી, ઝાડાઓ થાય છે પણ એટલા વેગપૂર્વક થતા નથી, તેમ જ પેશાબ બંધ થતો નથી તે શરીર ઠંડું પડતુ નથી કીટાણુજનિત કોલેરામા ઊલટી અને ઝાડાઓ ૫–૫ મિનિટે થતા જાય છે. તરસ લાગે છે, પેશાબ આવતો નથી, હાથપગની નાડીઓ ખેંચાય છે, ગોટલા ચડે છે, ઝાડાઓ સફેદ પાણ સરખા (પણ કીટાણુવાળા) આવે છે જો ૧૨ કલાક સુધી ઉપચાર ન કરાય તો રોગીના જીવનની આશા છૂટ જાય છે એના ઉપર કપૂર ઉત્તમ ઔષધિ છે કપૂરનો અર્ક અથવા અમૃતધારા (કપૂર, પીપરમેંટના ફૂલ અને અજમાના ફૂલને મેળવી કરેલુ પાણી) બહુ જ સારુ કામ કરે છે ા–ા કલાક પછી ૨–૪ બુંદ પતાસામ અથવા ખાંડની સાથે અપાય છે પાણી ચમચો ચમચો પિવરાવવુ જોઈએ બરફનું પાણી હિતકર છે અથવ ગરમ કરીને ટાઢું કરેલુ પાણી હિતકર છે પાણી એકસાથે વધારે ન આપવુ ખાવા માટે બીજુ કાંઈ પણ ન આપવું દસ્તને ખાડામા દબાવી દેવો પાણી જાણીને તે રસ્તામા ફેંકવો નહિ હાથ પણ બહુ જ સંભાળપૂર્વક માટી લગાડી અથવા સાબુ લગાડીને ધોવા, માખીઓ દસ્ત અને ઊલટી પર ન બેસે એ સંભાળવુ એ રોગ માખીઓ મારફત ફેલાય છે એ નિશ્ચિત થયેલું છે લસણ, કાંદાનો રસ, દારૂ, હોકાનું પાણી, ફુદીનાનો રસ એ બધી વસ્તુઓ ખરી દવા ન હોય ત્યારે વપરાય છે આ રોગ વધારે કરીને રાત્રે ૧૨ વાગ્યે શરૂ થાય છે શરૂ થવાની સાથે જ ઉપચાર શરૂ કરવા જોઈએ ઊલટી અને દસ્ત રોકાય અને પેશાબ સાફ આવે ત્યારે રોગબળ ઘટ્યુ એમ માની શકાય છે દૂષિત મળ નીકળી જવા પછી અફીણવાળી દવા પણ આપી શકાય છે અફીણની માત્રા ૧/૧૬ રતીથી વધારે ન હોવી જોઈએ જ્યા સુધી કપૂરનો અર્ક અથવા અમૃતધારા અથવા વૈદ્ય-ડૉકટરની દવા ન આવે ત્યા સુધી ઘરના ઉપચાર કરવા જોઈએ વૈદ્ય અથવા ડૉકટરના આવવા પછી એમની આજ્ઞા પ્રમાણે વર્તન કરવુ જોઈએ

—સ્વામી કૃષ્ણાનંદ

એલચી અને જાયફળ એ અર્ધો તોલો, અફીણ ૧ માસો, એ બધી જણસોનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમા અર્ધો તોલો પાવુ, એટલે દારુણ કોલેરા, શૂળ, અતિસાર અને વાંતિ( ઊલટી )નો નાશ થાય છે (૯) વિષૂચિકા અતિ વધી હોય તો છાશ કિવા દહી સમભાગે પાણી નાખી પાવુ (૧૦) ચણાનો ક્ષાર ઠડા પાણીમા પાવો (૧૧) તૃષા કિવા શોષ ઉપર લવંગ કિવા જાયફળ અથવા નાગરમોથનુ પાણી તપાવી ઠડુ પાડીને પાવુ (૧૨) લીમડાના રસમા જૂની આમલી મેળવી પાવી. (૧૩) આદાનો રસ બે તોલા અને ધોળી ડુગળી( કાદા )નો રસ બે તોલા મિશ્ર કરી થોડુ ઘી નાખી પાવો પછી વારવાર બે તોલા કાદા( ડુગળી )નો રસ પાતા જવુ (૧૪) ૩ માસા જાવત્રી દૂધમા વાટી પાવી (૧૫) આમલી ૯ ભાગ અને ભિલામો ૮ ભાગ એકત્ર વાટી, ધોળી ડુગળીના રસમા મેળવી ગાળી તે રસ ૨ તોલા પાવો, એટલે ઊલટી અને ઝાડો તત્કાળ બંધ થશે અને સવિષ જંતુ પણ મરી જશે (૧૬) હિંગ, બીડલવણ, ઘોડાવજ, સૂઠ, અજમો અને બાળહરીતકીનુ ચૂર્ણ ૬ માસા લઈ નવટાક છાશમા નાખી તે પાવી, તેથી કોગળિયું, શૂળ મૂળવ્યાધિ, અગ્નિમાદ્ય, મલાવરોધ અને ઉદરરોગ વગેરેનો નાશ થાય છે (૧૭) મોગલી એરડાના મૂળિયા છાશમા ઘસી, હિંગ અને સિંધવ નાખી પાવા ×

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા —અઘેડો-૧૪, આમલી-૨૧, આબો-૧, ૨૭, ઈંગોરિયા-૮, ઉંબરો-૨૧, કચૂરો-૫, કપાસ-૨, કપૂરની ટીપમા કપૂર-૧, કાયફળ-૭, કારેલી-૬, કિજળી-૨, કેસર-૫, કોલિંજન-૫, ખસખસ ક ( અફીણ ) ૧, ૪, ૬, ૭; ગરવેલ-૧, ચણા-૪, જવ-૫, જાયફળ-૬, ૮, ૧૩, જેઠીમધ-૨૦, દિકામળી-૩, ડુગળી-૫, નાદરૂખ-૪, નેપાળો-૪, પાટલા-*, ફુદીનો-૬, બીલી-૨૧, ૨૬, ૨૯, બોરસલી-૫ ભાગરો-૯, ભોયકોળુ-૯, મરચી-૨, મરી-૭, મોગલી એરડા-૨, મોરસ કાદો-૧, લવગ-૬, ૯, લીબુડા-૪, વડગુદો-૨, સાપસૂન-૩, સોનારવેલ-૧, હરડે ૪૦, હિંગ-૧૪, હેળુ-૩ **કોલેરામાં હાથેપગે ગોળા ચડે તે માટે**:—જાયફળ-૧૧ **કોલેરામાં થતી તરસ અને બકારી માટે**:—લવગ-૯ **કોલેરા કદી ન થવા માટે**:—અરડૂસો-૫, ડુગળી-૬, લીબુડી-૨. જુઓ ગો૦વૈ૦મા:—દહી-૧ જુઓ પ્રા૦ ઔ૦મા —ઘોડાની લીદ—૩

**પથ્યાપથ્ય**—અજીર્ણમા બતાવ્યા પ્રમાણે

## ૧૮—કોઢ* અથવા કુષ્ઠ

**કારણ અને સંપ્રાપ્તિ**—વિરુદ્ધ પદાર્થોનુ સેવન, મલમૂત્રાદિના વેગો રોકવા, અતિ સ્ત્રીસેવન,

× કોલેરાના રોગમા કર્પૂરઅર્ક, કર્પૂરરસ, અહિફેનાસવ, ક્રવ્યાદરસ, કર્પૂરાસવ, સજીવની વટી, ગધક વટી, મુસ્તાદ્ય વટી, કૃમિકુઠાર રસ વગેરે ખાવા માટે અપાય છે પેશાબ બધ હોય તો મૂત્રેદ્રિયમા કપૂર રાખવા અપાય છે પેડુ પર બાધવા માટે કેસૂડા તથા સૂરોખાર મેળવીને અપાય છે તૃષા બહુ જ લાગતી હોય તો વરિયાળીને પાણીમા લસોટી તથા ગાળીને કાઢેલુ પાણી અથવા એકેક તોલો ગુલાબજળ પીવા માટે અપાય છે રોગ કાબૂમા આવે ત્યા સુધી ખાવાની ઔષધિ અર્ધા અર્ધા કલાકે અપાય છે રોગ થયા પછી પણ બેત્રણ દિવસ ખાવા માટે મગનુ ઓસામણ જ માત્ર આપવુ જોઈએ

* આપણા પૂર્વાચાર્યોએ ૧ કપાળ, ૨ ઉદુબર, ૩ મડળ, ૪ ઋક્ષજિહ્વ, ૫ પુડરીક, ૬ સિધ્મ ( વિભૂતિ ) અને ૭ કાકણ, એ સાત મહાકુષ્ઠ, અને ૧ એકકુષ્ઠ, ૨ ગજચર્મ, ૩ ચર્મદલ, ૪ વિચર્ચિકા, ૫ પામા, ૬ દદ્રુ, ૭ વિસ્ફોટક, ૮ વૈપાદિક, ૯ કિટિભ, ૧૦ અલસક અને ૧૧ શતારુ, એ અગિયાર મધ્યમ કોઢ મળી અઢાર પ્રકારના કોઢ કહ્યા છે આ સિવાય શ્વિત્રી અને કિલાસ નામના બીજા બે કોઢનું વર્ણન પણ મળી આવે છે એ જ શ્વિત્રીને આપણે ધોળો કોઢ અને કીલાસને ચીતરી તરીકે ઓળખતા હોઈએ એવુ તેના લક્ષણો ઉપરથી સમજાય છે અઢાર કોઢની ઓળખાણ નીચે પ્રમાણે છે —

(૧) કપાળકોઢવાળાની ચામડી કાળી, લાલ અને ઘણે ઠેકાણે ફૂટેલી, ઠીબડીની માફક ફાટેલી, લૂખી તથા કઠોર અને સૂકી હોય છે અને તેમા પીડા વણી થાય છે (૨) ઉદુબરકોઢમા ચામડીમા બળતરા અને લાલાશ ઘણી હોય છે કોઢની જગ્યાના વાળ કાળા થાય છે (૩) મડળકોઢમા ચામડી ધોળી તથા લાલ

મદ્ય, માસ તથા દુષ્ટ પાણી એનુ અતિ સેવન, દહી, મીઠું, ખાટું, અડદ, મૂળા, દિવસે ઊંઘ, અતિ વ્યાયામ, અતિ સતાપ ઇત્યાદિ કારણોએ વાતાદિ દોષ કુપિત થઈ ચામડી, રક્ત, માસ અને પાણી, એમને દૂષિત કરી કુષ્ઠરોગને ઉત્પન્ન કરે છે દાદર, ખસ, ખરજવા ઇત્યાદિ એ કુષ્ઠરોગનો જ ભેદ છે. હમણાના કાળમા દૂધ-ઘીનો અભાવ થતો જવાથી આ દેશમા કુષ્ઠરોગનો ઘણો જ

---

સ્થિર, ઊચી, ચીકણી અને હવાયેલી રહ્યા કરે છે (૪) ઋક્ષજિહ્વકોઢ ચોતરફ રાતો અને વચ્ચે કાળો, વેદનાયુક્ત રીછની જીભ જેવો હોય છે (કેટલાક લોકો એને લોહીમા રહેલ કાળી દાદર માને છે, એ પોતાની જગ્યાથી આજુબાજુમા નહિ પ્રસરતા ઠેકઠેકાણે નવા ચકામા ઊપડે છે. એટલુ જ દાદર અને તેના વચ્ચે અતર છે (૫) પુડરીકકોઢ લગાર ધોળો, કોર ઉપર રાતો અને કાઈક ઊચો હોય છે (૬) સિધ્મકોઢ બહુધા છાતી ઉપર થાય છે તે રગે સફેદ, લાલ, પાતળો અને વલૂરવાથી શીતળાની પેઠે ઊપસી આવે છે લોકો તેને વિભૂતિ અથવા કરોળિયાના નામથી ઓળખે છે (૭) કાકણકોઢ તીવ્ર વેદનાયુક્ત વચ્ચે લાલ અને કોરે કાળો એટલે ચણોઠી જેવો હોય છે, એ સાત મહાકુષ્ઠ મનાય છે (૮) જેનુ સ્થાન મોટુ તથા જેમા પસીનો આવતો નથી તેમ જ માછલીના ભીગડા સરખો હોય તે એકકુષ્ઠ (૯) હાથીની ચામડી જેવી જેની ચામડી હોય તે ગજચર્મ (૧૦) શૂળ સહિત લાલ ચામડી હોય, ચળ છૂટે, ફોડલા ફૂટેલા જેવા હોય અને હાથનો સ્પર્શ સહી ન શકાય તે ચર્મદળ (૧૧) વલૂર છૂટે એવી કાળા રગની ઝરતી ફોડલીઓ હોય તે વિચર્ચિકા (એને લોકો ખરજવુ કહે છે) (૧૨) ઝીણી એને ઘણી ફોડલીઓ હોય તેમાથી રસી ઝરે અને વલૂર છૂટે તે પામા (એને ખસ કહે છે) (૧૩) લાલ રગની ફોડલીઓ મુક્ત તેમ જ રોગ થતા જ ચામડી ઊપસી આવે, મડળની સમાન ગોળ હોય તથા ખજવાળ છૂટે તે દદ્રુ એટલે દરાજ કે દાદર (૧૪) કાળાગવાળી લાલ ફોડલીઓ જે પાતળી ચામડીવાળી ઉત્પન્ન થાય છે તેને વિસ્ફોટક કહે છે. આ ક્ષુદ્ર કુષ્ઠ છે આ ઉપરાત વિસ્ફોટક એક રોગનું નામ છે તે મહાભયકર રોગ છે જેનું વર્ણન આ ગ્રંથમા આગળ કરેલુ છે (૧૫) હાથપગ વગેરે ફાટી અસહ્ય વેદના થાય છે તે વૈપાદિક આ રોગને તજાગરમી, વ્યાઉ તથા વ્યાફાડવી વગેરે કહે છે (૧૬) ચામડીમા સૂકા વ્રણના સ્થાન માફક કાળો, કઠોર, ખડબચડો અને કઠોર સ્પર્શવાળો હોય તે કિટિભ (૧૭) ઘણી ખજવાળ આવે અને રાતા ફોડલાથી વ્યાપ્ત હોય તે અલસક (૧૮) લાલ રગનો, શૂળયુક્ત બળતરાવાળો અને જખમો હોય તેને શતારુ કોઢ કહે છે કચ્છ કુષ્ઠ નામે એક પામાનો ભેદ છે તેનાથી ખસના કરતા મોટી ફોડલીઓ થઈ તીવ્ર દાહ થાય છે, તેને લોકો ઊટી ખસ કહે છે

સંગૃહીત ઉપચારો —(૧) પહેલા કાચા એરડિયા તેલનો રેચ આપી પછી તલના તેલમા ગધક ચોપડવો અથવા રેવચીનો શીરો ૪ માસા, તજ ૨૦ વઉભાર, સૂઠ માસો ૧, શીકોતરી એળિયો માસા ૪, એલચીદાણા ૧૫, લીડીપીપર ૧ માસો અને નાહવાનો સાબુ ૮ માસા, એ રીતે પહેલી છ ચીજો ખાડી લૂગડાથી ચાળી સાબુ સાથે ખરલ કરવી તેની ચણા જેવડી ગોળીઓ વાળી સુકાયા પછી તેમાથી રોજ ૩ થી ૭ સુધી રાત્રે સૂતી વખતે ગરમ પાણી સાથે સાત દિવસ આપવી અથવા ૧૪ દિવસ આપવી ગધક, સચળ અને બાવચાનો મલમ ઘી મધ્યે ચોપડવો અથવા મનશીલ ૩ તોલા લઈ વાટી ઘીમા કકડાવી ટાઢા પાણીમા નાખી કાઢી લઈ તે ચોપડવાથી ખસ, વિસ્ફોટક વગેરે જાય અથવા ગધક-૧, સચળ-૧, બાવચો-૩, લીડીપીપર-૧, મોરથૂથુ-૧, મનશીલ-૧॥, ઓદારશિગ-૧ અને સિદૂર ૧ તોલો લઈ તલના તેલ અને મીણના ઊના કરેલા મલમમા મેળવી તે મલમ ચોપડવો અથવા આમલસારો ગધક, મરી અને આબાહળદર સમાન ભાગે વાટી ચોપડવુ અથવા ગધક અને માળવી બાવચો અગર ગધક, મોરથૂથુ, પારો, બાવચો, મરી, રાળ અને આમળા સરખે ભાગે વાટી તલના તેલમા ચોપડવાથી ખસ મટે છે (પારો-ગધક કાજળી કરીને મેળવવા જોઈએ) તેમ જ લુખસ પણ મટે છે કૂવાડિયાના બીજને ઝીણા વાટી કપડાથી ચાળી તેની ઘેટીના દૂધમા ખીર કરી ચોપડવી આ ખસને માટે દાહ વિનાનો અકસીર ઉપાય છે (૨) દાદર ઉપર પહેલો ઉપાય —થતી દાદરને કાથાની દોરડીથી સારી પેઠે ચોળીને પછી ગુલાબકળીના પાદડામા મીઠુ નાખી ઘૂટીને તેનો રસ કાઢી દિવસમા બેત્રણ વાર ચોપડવો બીજો રાઈના છાલા કાઢી દહીમા ઘૂટી પાતળુ કરી ચોપડવુ ત્રીજો -દિવસમા બેત્રણ વાર કાથાની દોરડી દાદર ઉપર ઘસી ઉપર આમલસારો ગધક ઝીણો વાટી ભભરાવવો ચોથો દરાજને સવારસાજ સારા સાબુથી ધોઈ લૂગડે લૂછી નાખી ઉપર ચૂનાનુ પાણી ચોપડવુ પાચમો વાશી થૂક અથવા જીભ ઉપરનો મેલ અથવા બાજરીના લીલા પાદડાનો રસ અથવા જુંથરી(કુતેલા)ના પાદડાનો રસ દાદરને વલૂરી તે ઉપર ચોપડવો છઠ્ઠો -એળિયો દહીમાં મેળવી ચોપડવો સાતમો -વછનાગ, ઝેરકચૂરો અને મોરથૂથુ દહીમા ઘસી ૧૪ દિવસ લેપ કરવો આઠમો આબાનો ગુદ તાજો જ ચોપડવો નવમો ફુલાવેલો ખડિયોખાર, ગધક, લોબાન અને રાળ સરખે ભાગે લઈ વાટી ચાળીને મીઠા લીબુના રસમા ચોપડવુ દશમો -કાળી રીગણી(ગાકની)ના પાદડાના ાા શેર રસમા ફોડવાનો દારૂ ઘૂટી

પ્રાદુર્ભાવ થયો છે.×

**ઉપચાર**—(૧) જળો લગાડી વારંવાર લોહી કાઢવું. (૨) ખેરની અંતરછાલ, ત્રિફળા, કડવા લીમડાની છાલ, કડવા પરવળ (પંડોળા), ગળો અને અરડૂસીના પાંદડાનો કાઢો કરી આપવો, એટલે સર્વ કુષ્ઠ (કોઢ) દૂર થાય છે (૩) આમળા અને ખેરની અંતરછાલનો કાઢો કરી, તેમા બાવચીનું ચૂર્ણ ૩ માસા મેળવી પાવાથી ધોળો કોઢ દૂર થાય છે. (૪) ખેરના પંચાગ(મૂળ, પાદડા, ફૂલ, છાલ અને ફળ)નો કાઢો કરી રાખવો તેનાથી સ્નાન, પાન, ભોજન, ઉદ્વર્તન(મર્દન) અને લેપ કરવાથી સર્વ કોઢ દૂર થાય છે (૫) શુદ્ધ ગંધક, પારો, મનશીલ, હરતાળ, મરી, હળદર, આંબા-હળદર, સિંદૂર, મોરથૂથુ, કૂંવાડિયાના બિયા, બાવચો, જીરું અને કડુજીરુ, એ તેર ઔષધનું બારીક ચૂર્ણ કરી તેમા લીમડાનો રસ અને ઘી નાખી લોખંડના તાવેથાએ ૪ પહોર સુધી ઘૂંટવું, પછી ચોપડવું; એટલે દદ્રુ, પામા, કંડૂ ઇત્યાદિ રોગ સાગ થાય છે (૬) ધોળી ગોકર્ણી(ગરણી)ના મૂળનો પાણીમા ઘસી લેપ કરવો, તેથી શ્વેત કોઢ દૂર થાય છે (૭) લીંડીપીપર, જાઈ, હીરાકસી, વાવડિંગ, મનશીલ, ગોરોચન અને સિંધવને ગોમૂત્રમા વાટી લેપ કરવો; એટલે શ્વેત કોઢ દૂર થશે (૮) કાકોલી, કૂંવાડિયાનાં બિયા, કોષ્ઠ અને લીંડીપીપર, એ બધાને બોકડાના મૂત્રમા વાટી લેપ કરવો, એટલે ધોળો કોઢ દૂર થશે. (૯) લાખ, વિશેષ ધૂપ(ગંધબીરોજા) કિંવા વાવડિંગ, હળદર, દારુહળદર, ધોળો સરસવ, સૂંઠ, મરી, લીંડીપીપર, મૂળાના બિયા અને કૂવાડિયાના બિયા, એ સમભાગે લઈ ચૂર્ણ કરવું, અને કુષ્ઠ, કરોળિયા, કિટિભકુષ્ઠ તથા ખરજવા ઉપર પાણીમા અથવા બોકડાના મૂત્રમા લેપ કરવો. (૧૦) મનશીલ, હીરાકસી અને મોરથૂથુ ગોમૂત્રમા વાટી લેપ કરવો. તે કિટિભ, વિસર્પ(રતવા) અને સર્વ કોઢનો નાશ કરે છે (૧૧) ધંતૂરાના બિયા અને સિંધવનો પાણીમાં

---

કાળી દાદર પર ચોપડવુ અગિયારમો —ખસખસ, કુવાડનાં બીજ, નવસાર, ખેરછાલને લીંબુમા વસીને લેપ કરવો.
'અફીણબીજ કુવાડ કે નવસાગર અરૂ ખેર, નિંબુરસમે ઘોલકે, કરો દાદસો વૈર'

(૩) કોઢ ઉપર **પહેલો ઉપાય**:—ઉમરડાના ઝાડની છાયડે સુકાવેલી છાલ શેર આઠ તથા બાવચી શેર ૨ લઈ ઝીણી ખાડી તેની ફાકી હમેશા ૬ પૈસાભાર ફાકવાથી અઢારે જાતના કોઢ અને ગલતકોઢ પણ મટી જાય છે પરહેજી અવશ્ય પાળવી, નહિ પળાય તો રોગ નહિ જાય મીઠાઈ, મીઠું, હલવો, સાકર, ગોળ તથા ચીકણી વસ્તુઓ ખાવી નહિ મોળું તથા મગ ખાવા **બીજો**:—હરિણની લીંડીઓ શેર ૫ નો પાતાલયંત્રે ચૂવો કાઢી દરેક કોઢ રગડી તે ઉપર ચોપડવાથી ધોળો કોઢ જાય **ત્રીજો**:—(કુષ્ઠહરણ ચૂર્ણ) લીમડાના પાન, આવળનાં પાન, મીંઢીઆવળ, હળદર, દારુહળદર, જીરું, ધાવડી, લીંબોળી, હરડા, બહેડા, આમળા—એ અગિયાર ચીજો સમાન ભાગે લઈ ચૂર્ણ કરી ટાઢા પાણીમાં ફાકવાથી અઢારે કોઢ જાય, બહેર જાય, રગતપિત્ત(ગળતકોઢ) જાય અને ઝાઝણી(ખાલી ચઢે તે) રોગ મટે

× વાતદોષથી કાપાલિક, પિત્તથી ઔદુંબર, કફથી મંડલ અને વિચર્ચિકા, વાતપિત્તથી ઋક્ષજિહ્વ, વાતકફથી વિપાદિકા, સિધ્મ, એકકુષ્ઠ, કિટિભ, ગજચર્મ અને અલસક, પિત્ત અને કફથી દદ્રુ, પામા, વિસ્ફોટક, ચર્મદલ, પુંડરીક અને શતારૂ અને ત્રિદોષથી કાકણકોઢ ઉત્પન્ન થાય છે ચિતરી વાતિક, પૈત્તિક અને શ્લેષ્મિક છે જો કોઢ રસમા પ્રાપ્ત હોય તો અંગમા વિવર્ણતા અને રુક્ષતા હોય છે તથા પસીનો બહુ જ આવે છે લોહીમા પ્રાપ્ત થયા પછી ખાજ તથા રસી થાય છે માંસમા ગયા પછી માંસ પુષ્ટ દેખાય છે શોષ, શરીરમા કર્કશતા, મોટા મોટા ફોડલા તથા સોય લાગવા જેવી તીવ્ર વેદના થાય છે મેદમા પ્રાપ્ત થયા પછી ચાલવાની શક્તિ નષ્ટ થાય છે તથા ઘા ફેલાય છે હાડકાં તથા મજ્જામા પ્રાપ્ત થયા પછી નાક બેસી જાય છે, આંખ લાલ થઈ જાય છે અને ઘામા કીડા પડે છે શુક્રમા પ્રવેશ કર્યા પછી જે સંતાન પેદા થાય તેને પણ કોઢ થાય છે રસ, લોહી અને માંસમા પ્રાપ્ત થયેલા તેમ જ વાતકફથી થયેલા કોઢ સાધ્ય છે મેદમા પ્રાપ્ત થયેલા તેમ જ બે દોષથી ઉત્પન્ન થયેલ કષ્ટસાધ્ય કહેવાય છે મજ્જા અને અસ્થિમા પ્રાપ્ત થયેલા તેમ જ ત્રિદોષથી થયેલા અસાધ્ય છે સિધ્મ, એકકુષ્ઠ, ગજચર્મ, વિપાદિકા, કિટિભ અને અલસક વાત તથા કફથી થયેલા હોવાથી સાધ્ય છે વાતદોષથી થયેલા કોઢ કાળા અથવા લાલ, રુક્ષ અને વેદનાયુક્ત હોય છે પિત્તથી થયેલા હોય તેમા દુર્ગંધ, દાહ, ભીનાપણું, લાલ અને સ્રાવયુક્ત હોય છે કફથી થયેલામાં સ્નિગ્ધતા, ખાજ, શીતળતા અને ભારીપણુ હોય છે બે દોષથી થયેલા કોઢમા બેના લક્ષણ તથા ત્રિદોષ-જનિતમા ત્રણેના લક્ષણ જોવામાં આવે છે ફાટેલા અંગવાળા, લાલ નેત્રવાળા, સ્વરભંગવાળા તથા વમન-વિરેચનાદિ પંચકર્મ જેને ગુણ ન કરે તેને કુષ્ઠ નષ્ટ કરે છે

કલ્ક કરી, સરસવના તેલમા પચન કરી, તે તેલ વૈપાદિક કોઢ એટલે જેના યોગે હાથપગ ફાટી ચીરા પડે છે તે ઉપર ચોપડવુ. (૧૨) કૂવાડિયાના બિયા, આમળા, રાળ અને થોરિયાનુ દૂધ, એ કાંજીમાં વાટી તેનો દદ્રુ નામના કોઢ ઉપર લેપ કરવો. (૧૩) હિંગળોક, ગંધક, પારો, લીંડીપીપર, વછનાગ, વાવડિંગ, હળદર, ચિત્રક મરી, હરડે, સૂંઠ, નાગરમોથ, સમુદ્રફીણ, બાવચો, કડુ, ગરમાળો અને કૂવાડિયાના બિયા, એ પદાર્થો સમભાગે લઈ તેનો લીમડાના રસમા ખલ કરવો તેનો લેપ કરવાથી દદ્રુ, ખરજ, વિસર્પ (રતવા), લૂતા, ભગંદર અને મંડળકુષ્ઠ એ સર્વનો જલદી નાશ થાય છે (૧૪) પારો, ગંધક(કાજળી કરી) અને નાગકેસર સરસવના તેલમા ખરલ કરી શરીરે ચોળવુ; એટલે સર્વ કુષ્ઠોનો નાશ થાય છે (૧૫) કરંજના બિયા, કોષ્ઠ અને કૂંવાડિયાના બિયા ગોમૂત્રમા વાટી લેપ કરવો. તે કુષ્ઠ ઉપર પ્રશસ્ત છે (૧૬) ધોળી કરેણનો રસ, વાવડિંગ અને ચિત્રકમૂળની છાલ, એ તેલમા નાખી કઢવી તે શરીરે ચોપડવુ (૧૭) ત્રિફળા, વાવડિંગ અને લીંડીપીપરનુ ચૂર્ણ મધમા ચાટવુ. એટલે કોઢ, કૃમિ, પ્રમેહ, નાડીવ્રણ અને ભગંદરનો નાશ થાય છે (૧૮) પારો, ગંધક, એની કજલી સરસવના તેલમા ખરલ કરી પછી ભાગરાના રસમા ખલ કરી લેપ કરવો, એટલે સર્વ કુષ્ઠોનો નાશ થાય છે. (૧૯) ધોળી કણેરના મૂળ, કોષ્ઠ અને કરંજની છાલ, દારુહળદર અને જાઈના પાદડાનો લેપ કરવો (૨૦) શિલાજિત, કપિલો, જેઠીમધ, ફટકડી, રાળ અને મનશીલ, એ દરેક ૪ તોલા લઈ, તેને માખણમા ખરલ કરી સ્રાવવાળા કુષ્ઠ ઉપર લેપ કરવો (૨૧) ખેરના ઝાડ નીચે ખાડો કરીને તેમા વાસણ રાખી ખેરનુ મૂળિયું છૂંદી તે ઉપર અગ્નિ કરવો એટલે તેનો રસ ઝમે છે, તેમા આમળાનો રસ અને મધ નાખી આપવો તે કોઢનો નાશ કરે છે અને રસાયન પણ છે. (૨૨) લીમડાના ૧૦૦ પાદડા, લીંબોળીઓ, આમળા, વાવડિંગ અને બાવચીનો કલ્ક પ્રાશન કરવો. (૨૩) મોરથૂથુના પાણીમા સાત વખત માલકાકણીનુ તેલ પચન કરવું. તે શરીરે ચોપડવાથી ધોળો કોઢ જાય છે (૨૪) **વજ્રતૈલ**:—સાતવીણ, કરંજ, આકડો, જાઈ, કરેણ, થુરિયો તથા સરસડાના ઝાડના મૂળિયા, તેમજ ચિત્રક અને રાનમોગરીના મૂળિયા, કરંજના બિયા, હરડા, બહેડા, આમળા, સૂંઠ, મરી, લીંડીપીપર, હળદર, દારુહળદર, શ્વેત સરસવ, વાવડિંગ અને કૂવાડિયાનો ગોમૂત્રમા કલ્ક કરી તેમા તેલ સિદ્ધ કરવુ. એ શરીરે ચોપડવાથી કોઢ, નાડીવ્રણ તથા દુષ્ટ વ્રણનો નાશ થાય છે*

**સફેદ કોઢ ઉપર**:—સોમલનાં ફૂલ મુનકામા ગળાવી ઉપર બકાન લીમડી, લીમડો, દાતીમૂળ, ચિત્રકમૂળ તથા ભોરિંગણીના મૂળનો કવાથ પિવડાવવો; તેમજ હરતાલ, બાવચી, સોનાગેરુ તથા મનશીલને ગોમૂત્રમા ચાર પ્રહર ખરલ કરી સોગઠી કરી રાખવી આ સોગઠીને ગોમૂત્રમા ઘસી લગાડવી. કોઈ કોઈને આ ઉપાયથી (લેપથી) ચાઠા પડી જાય છે, પણ તેથી નુકસાન થતુ નથી. પથ્ય—ચણાના ખાખરા તથા ઘી, મગની દાળ, ધોળુ સિંધાલૂણ નાખેલું હોય તેવી પાવી. દૂધ, દહી, માખણ, છાશ કાંઈ પણ ન ખાવુ ઘી ખૂબ ખાવુ, એથી ૪૦ દિવસમા અવશ્ય મટે છે

**વિશેષ ઉપચાર**—જુઓ વર્નોમા:–કાસુદરો–૭, કોશિંબ–૨, ખેર–૨, ૧૩; ગરણી–૧, ગરમાળો–૧, નાગરવેલ–૪, મજીઠ–૬, માલકાગણી ૭ની ટીપમા, લીમડો (કડવો)–૨૩, ૩૪. **રક્તકૃષ્ઠ** માટે—મંદાર–૨. **સિધ્મકુષ્ઠ** માટે—સહદેવી–૭ **મહાકુષ્ઠ** માટે—કડવી કવઠ–૪ **મંડળકોઢ** માટે—ચિત્રક–૧૧.

**ખરજ, ખસ, દાદર ઇત્યાદિ ઉપર ઉપચાર**:—(૧) પારો, ગંધક (કજલી લેવી), કાથો, મોરથૂથુ, પાષાણભેદ અને મુરદારશિંગ એ સમભાગે અને એથી ચોગણુ ઘી લઈ તાબાના વાસણમાં

* આ ઉપરાત પંચનિંબક અવલેહ, સ્વયંભૂ ગૂગળ, એકવિંશતિક ગૂગળ, અમૃતભલ્લાતક અવલેહ, મહાભલ્લાતક અવલેહ, મંજીષ્ઠાદિ કવાથ, તાલકેશ્વરરસ, ગલિતકુષ્ઠારિ રસ, માણિક્ય રસ, પંચતિક્ત ઘૃત, ખદિરાષ્ટક કષાય, ગંધક રસાયન, આરોગ્યવર્ધની, ખદિરાદિ વટી, ખદિરાસવ, કુષ્ઠ કાલાનલ રસ, હરતાલ ભસ્મ વગેરે ખાવા અપાય છે કુષ્ઠકાલાનલ તેલ, આરગ્વધાદિ તેલ, કરવીર તેલ, કચ્છુરાક્ષસ તેલ, સોમરાજી ઘૃત, ચિત્રક તેલ, ગંધકાદિ લેપ, ગુંજાદિ લેપ, ચક્રમર્દાદિ લેપ, કંદર્પસાર તેલ વગેરે ચોપડવા માટે તથા મર્દન કરવા માટે અપાય છે ચોપચીન્યાદિ બાષ્પ પસીનો લાવી રોગ કાઢી નાખવા અપાય છે ભિલામુ, હરતાલ, સોમલ, ચાવલ, મોગરાનુ તેલ એ બધી દવાઓ મહાકુષ્ઠ અને ગલતકુષ્ઠ(રગતપિત્ત)મા પણ લાભદાયી છે

ખરલ કરી તે ચોપડવુ, એટલે ખરજવુ, ખસ, દાદર, વિસ્ફોટક, નાયટા (ચાંદા) અને ખસ દૂર થાય છે (૨) આમલસારો ગધક અને મરી, એનાથી ચોગણુ ઘી લઈ તાબાના વાસણુમા ખરલ કરી તેનો લેપ ત્રણુ દિવસ કરવો અને લેપ કર્યા પછી કેટલીક વાર તડકામા બેસવુ (૩) નાળિયેરની કાચલીનુ તેલ પાડી લેપ કરવો; એટલે ખરજવુ અને દાદરનો નાશ થાય છે. (૪) ચદનતેલ, લીબુનો રસ તથા કપૂરનો ખરલ કરી તે ચોપડવુ (૫) આમલસારો ગધક, કપૂર, ટકણુખાર અને કિચિત્ મીણુ ને કોપરેલનો ખરલ કરી તે મલમ ચોપડવો, એટલે ખસ અને દાદરનો નાશ થાય છે (૬) મુરદારશિંગ અને ફુલાવેલી ફટકડીને એકત્ર કરી શતધૌત (સો વખત ધોયેલા) ઘીમા ખરલ કરી તે ચોપડવુ (૭) ૫ તોલા શતધૌત ઘીમા રસકપૂર ૪–૬ રતી ખરલ કરીને ચોપડવા, એટલે ખરજવા ખસ, દાદર, ખોડો, નાયટા અને ચળનો નાશ થાય છે (૮) પારો અને ગધકની કજલી માખણુમા ખરલ કરી ચોપડવી (૯) કકોલ, ગુરુ, કોઠ, મોરથૂથુ જીરુ અને મરી, એ દરેક તોલોતોલો, મનશીલ, ગધક અને પારો એ ૭ ૭ તોલા, તથા ઘી ૨૦ તોલા લઈ તાબાના વાસણુમા નાખી ખરલ કરવો એનો ત્રણુ દિવસ લેપ કરવો, એટલે તીવ્ર ગજકર્ણની વ્યથા પણુ દૂર થશે (૧૦) ચણોઠી, ચિત્રક, શખભસ્મ, હળદર, ધરો, હરડે, કલગારી, થુરિયો, સિધવ, કુવાર, નાગરમોથ, આકડાનુ દૂધ, ધુવાસ, પારો, બાવચો, કૂવાડિયો, વાવડિગ અને મરીને મધમા ઘૂટી લેપ કરવો; એટલે કડૂ અને દાદરનો નાશ થાય છે. (૧૧) ધરો, હરડે, સિધવ કૂંવાડિયાના બિયા, અજવલો અને કાજી એકત્ર કરી વાટી લેપ કરવો, એટલે ત્રણુ લેપથી બદ્ધમૂલ એવા દરદ અને કડૂનો નાશ થાય છે કુષ્ઠરોગ ઉપર લગાવેલા અથવા ચોપડેલા ઔષધો બીજે દિવસે અરીઠા લગાવી સાફ ધોઈ નાખવા અને પછી તેના ઉપર ઔષધો ચોપડવા (૧૨) ગધક, ટકણુખાર, માયાફળ (માયા) અને કપૂરને મેંઢીના દૂધમા ખરલ કરી ચોપડવા (૧૩) આવળના અથવા કૂવાડિયાના બિયા, લસણુ અને કડવા લીમડાના પાદડાને તેલમા શેકવા બળી જાય એટલે તેનો મલમ કરી ચોપડવો.×

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા. **ખરજ** માટે·—આબાહળદર–૧, ઈદ્રજવ ૨૨, કેતકી–૧, કોશિબ–૩, ખસખસ **क** (અફીણુ)–૧૦, ગજકર્ણી–૪, ચિત્રક–૧૩, નાગચપો–૩, પીલુ–૬, મરી–૨, મુગવેલ–૧, ૨, મોરવેલ–૧, વાપુંબા–૧. **ખસ** માટે:—અરડૂસી–૬, આમળા–૫, આબાહળદર–૧, ઉડણુ–૩, કડવી કવડ–૨, કણુઝી–૨, કરમદી–૨, કોશિબ–૨, ખરશિગી–૩, ખરસાણી–૫, ગરમાળો–૧, ૫; ગૂગળ–૮, ચિત્રક–૧, ૭, ચિત્રો–૭, તુવેર–૨, ધતૂરો–૧૩, ધોળો ચપો–૭, નાગચપો–૩, નાળિયેરી–૧૦, ૧૧, નિબારા–૧, પીપળો–૫, પીળો ધતૂરો–૯, બાવચી–૧, ૨; માલકાકણી–૨, મુગવેલ–૧, ૨; મેંઢાશિગ–૩, મોરવેલ–૧, લીમડો (કડવો)–૩, ૧૨, ૧૫; શિરદોડી–૫, સુખડ–૨, સોપારી–૮ **દાદર** માટે:—અઘાડી–૫, એરડો–૬, કાસુદરો–૧, ૭, દિકામાલી–૨, કૂવાડિયો–૩, આખરો–૨, ખાજકોલતી–૩, ગજકર્ણી–૨, ગરમાળો–૧, ગત્રાર–૧, ગૂગળ–૮, ચબેલી–૨, જાનવેલ–૨, તુલસી–૮, ૧૪, થૂવર–ત્રણુધારીઓ–૬, નાગદમની–૩, નાળિયેરી–૧૦, પારિજાતક ૭, પોપૈયો–૧, ફુદીનો–૫, બોળ(હીરાબોળ)–૧, ભિલામો–૨૨, ભોયમગ–૧, મીઠીઆવળ–૩, લસણુ–૧૯, વછનાગ–૫, વાપુબા–૧. **શરીરને ખરજ આવે** તે માટે.—ઉદરકની **ग**–૪.

જુઓ ગો૦ વૈ૦મા **ખરજ(ચેળ)** જવા માટે·–છાણુ–૪ જુઓ પ્રા૦ ઔ૦મા **દાદર** માટે —હરિશ્રૃગ–૪. **સડેલાં કુષ્ઠ (કોઢ)** માટે.—અસ્થિવર્ગ–૪ **ખરજ (ચેળ)** જવા માટે:–ગોરોચન–૪, સમુદ્રફીણુ–૪, હરિણુશ્રૃગ–૪.

જુઓ **અનુભૂત** ઔષધ—**દાદર** માટે ઔષધિક્રિયાના મલમપ્રયોગની ટીપમા–ન. ૧૨, ૧૩, ૧૯ ૨૭, ૩૪ **ખસ** માટે —ન ૩૦, ૩૬.

**ખરજવા+ ઉપર ઉપચાર:**—(આ રોગ હાથ અને પગ ઉપર પ્રથમ ખરજયુક્ત ઉત્પન્ન

× આ સિવાય તનગરમી [પૈપાદિક] આદિ ઉપર કેટલાક ઉપચાર મ૦ પહેલીએ ક્ષુદ્રરોગમા આપ્યા છે, માટે તે ત્યા જોવા

+ સગ્રહિત ઉપચાર —(૧) ભેસના ગિગડાની સપુટમા ખાખ કરી આકડાના પીળા પાદડાની રાખમા

થઈ, લોહીને દૂષિત કરી ઉપર ને ઉપર પ્રસરતો જાય છે. એમા અતિશય દાહ અને ખરજ હોય છે એને મહારાષ્ટ્રી ભાષામા 'ઈસબ' કહે છે. (૧) ઘેટાની લીંડીઓનું પાતાળયંત્ર વડે તેલ પાડી ચોપડવુ. (૨) મોરથૂથુ અને કળીચૂનો એકત્ર કરી લેપ કરવો. (૩) ગાયના મૂત્રમા રોજ પગ ધોઈ નાખવા. (૪) ભિલામો અને રાળ તેલમા કઢવી. તે તેલ ચોપડવું. (૫) શતધાત ઘૃતમા મોરથૂથુ, મુરદારશિંગ અને કપીલો, એ થોડુ થોડું નાખી તાંબાની કથરોટમા તાબાના વાસણ વડે ખરલ કરી તે ચોપડવુ. (૬) શતધૌત ઘીમા રસકપૂર ખરલ કરી ચોપડવુ; એટલે ખરજવું ખસ, દાદર, ચાદી, ખોડો, ફોલ્લા, ઉંદરી વગેરેનો નાશ થાય છે (૭) ગાજર પીસી કિંચિત્ મીઠું નાખી તેને જરા બાફ આપી તે ખરજવા ઉપર બાધવુ એ પ્રમાણે ૩ દિવસ કરવું. (૮) કૂવાડિયાનાં બિયા ૩ ભાગ, બાવચો ૨ ભાગ અને ગાજરના બિયા ૧ ભાગ લઈ ગોમૂત્રમા આઠ દિવસ પલાળી રાખવા. પછી તેનો લેપ કરવો; એટલે ત્વરિત ગુણ આવે છે. આ ઔષધમાં ઉપરાઉપરી ગોમૂત્ર નાખી સુકાવા ન દેવાથી વર્ષભેર ટકે છે. (૯) પિત્તપાપડો, હરતાલ અને વછનાગને સમભાગે જૂના ઘીમા ઘસી ચોપડવા (૧૦) મનશીલ, રસકપૂર, નેપાળો અને ગંધક એ એકેક ભાગ, ફુલાવેલું મોરથૂથુ અર્ધો ભાગ તથા એ બધા ઔષધોથી બમણુ આકડાનુ દૂધ અને દૂધથી બમણું માખણ લઈ કાસાના વાસણમા ખરલ કરી લેપ કરવો (૧૧) વેગણ શેકી લેપ કરવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —અધાડી–૫, અરલુ–૯, કપૂર–૩, કલગારી–૧૦, કાળીજીરી–૮, કૂવાડિયો–૧, ૭, ખજૂરી–૩, ખાખરો–૭, ખીજડો–૧. ગાજર–૧, ગૌરીનો ફણો–૨, જાનવેલ–૧, ધરો–૩, પારિજાતિક–૨, પેડકુળી–૧, ભિલામો–૨૧, રતાદળી–૮, વડ–૧૪, શરપુખો–૩, સિવણ–૧, સુગ્રીણ–૧.

જુઓ પ્રા૦ ઔ૦મા—**ખરજવા** માટે:—ગધેડાની લીદ—૨.

**પથ્ય**—જવ, ઘઉં, ચોખા, ઘી, મગ, તુવેર, મસૂર, પડવળ (પડોળા), લસણ, ચાકવત (ટાકા), ગલકાં, કડવા પદાર્થ. **અપથ્ય**—પરસેવો કાઢવો, મૈથુન, શેલડી, ગોળ, દહી, દૂધ, ખાટા પદાર્થ, તલ, અડદ, મધ અને ભાત.

## ૧૯: કંઠમાળ, અપચી અને લાપોટિયું

**ગંડમાલાની સંપ્રાપ્તિ**—નાના બોર જેવડી, મોટા બોર જેવડી અને આમળા જેવડી ગાઠો કાખ, બાહુમૂળ, બોચી અને ગળું એવા ઠેકાણે, કફથી મેદ દુષ્ટ થઈ ઉત્પન્ન થાય છે તેને **ગંડમાલ** (કંઠમાળા) કહે છે તે ગડમાલા ઘણીક ગાઠોએ યુક્ત હોઈ ઘણા કાળે કરી હલકી પાકદશા પર જાય છે, એવું જાણવુ. પૂર્વોક્ત ગંડમાલની ગાઠો કેટલી પાકી ફૂટી વહે છે અને નહિ જેવી થઈ ફરી બીજી ઉત્પન્ન થાય છે અને તેનો સબધ ઘણો હોય છે. એ રોગને **અપચી** કહે છે ×

મેળવી લૂગડાથી ચાળી ગાયના ઘીમા મલમ કરી ચોપડવો (૨) મનુષ્યના હાડકા તથા શેળાના કાટાની સંપુટથી કરેલી ખાખ અને કેરડાના કોલસાનો ઘીમા મલમ કરી ચોપડવો (૩) શેળાના કાટાની ખાખ, કેરડાના કોલસા અને મોરથૂથુ સો વાર ધોયેલા ગાયના ઘીમા મેળવી ચોપડવુ (૪) કાચકાની અદરનાં મીજ, ફુલાવેલુ મોરથૂથુ અને આમલસારા ગંધકને લીબુના રસમા ખરલ કરી ચોપડવું એમ ચારપાચ દિવસ ચોપડ્યા પછી ઉપર હીરદખણ અને ચામડાની રાખ ચોપડવા (૫) ગામડી ગાડાના પૈડામાની મળી, ઘોડાનો બાળેલો નખ અને એરંડિયુ તેલ મેળવી ચોપડવું (૬) ડામર ચોપડી ઉપર પાટો બાધી એ પાટો પદર દિવસ સુધી છોડવો નહિ તેમ દરદને પણ પાણીથી પલાળવુ નહિ (૭) પારા–ગધકની સમાનભાગે કરેલી કાજળી તોલા ૨, મોરથૂથુ તોલો ૧ અને સોનાગેરુ તોલો ૧ વાટી ગાયના સો વખત ધોયેલા બમણા ઘીમા મલમ કરી ચોપડવો

× ગળામા વૃષણ જેવી એક ગાઠ હોય તે ગલગડ, નાની નાની કેટલીય થાય તેને ગડમાળા, તેમાથી પાકે, ફૂટે, મટે તથા પુન થાય તેને અપચી કહે છે ગલગડ ૩ પ્રકારના થાય છે કાળી શિરાથી વ્યાપ્ત, તીક્ષ્ણ, પીડાયુક્ત અને કઠણ હોય તે વાતજ, સ્થિર, ત્વચાના સમાન વર્ણવાળો, ભારી, ખાજયુક્ત, શીતળ, મોટા અને મદ પીડાયુક્ત હોય તે કફજ તથા જે ગલગડ નરમ, પાડુવર્ણ, દુર્ગંધયુક્ત, ખાજવાળો, પીડારહિત અને તુબડીની સમાન લટકતો રહે તે મેદ સંબધી જાણવો ગલગડનો રોગ એક વર્ષ પછી અસાધ્ય

**ગલગંડની સંપ્રાપ્તિ**—બોચી, ગળું અને હડપચી, એની સંધિના ઠેકાણે વૃષણ જેવી ગ્રંથિરૂપ સોજો થવા લાગે છે; અને તે સોજો નાનો અથવા મોટો હોય છે તેને ગલગંડ કહે છે તે ગલગંડ વાયુ અને કફ ગળાને ઠેકાણે દુષ્ટ થવાથી થાય છે

**ગંડમાળા પર ઉપચાર**—(૧) આકડાના દૂધમા હીરાકસી ઘસી લેપ કરવો. (૨) લીમડાના રસમા વછનાગ ઘસી લેપ કરવો. (૩) કડવી પાકેલી તુંબડીમા પાણી નાખી રાખી તે પછી તે પાણી ૭ દિવસ સુધી પાવું (૪) ચિત્રક, ભિલામો, હીરાકસી અને થોરના મૂળ આકડાના દૂધમા વાટી લેપ કરવો (૫) કંચનારના ઝાડની છાલનો કાઢો કરી તેમા સૂંઠનુ ચૂર્ણ નાખી આપવો. (૬) વાયવરણાની છાલનો કાઢો કરી તેમા મધ નાખી આપવો. (૭) એરંડમૂળ અને ખાખરાના મૂળ ચોખાના ધોવરામણમા ઘસી લેપ કરવો. એનાથી ગલગંડ પણ દૂર થાય છે. (૮) કડવી તુંબડીનો રસ તથા સરસિયું એકત્ર કરી દેવતા પર કઢવી રસ બળી જાય એટલે તે તેલ લઈ ચોપડવું (૯) શરપુંખાના મૂળ અને હળદરનો ગાયના દૂધમા ઘસી લેપ કરવો. (૧૦) કડવા સરગવાની છાલ અને ઇંદ્રવરણાના મૂળની છાલ સમભાગે એકત્ર કૂટી તે ભૂકી હોકામા પીવી. (૧૧) આકડાનુ દૂધ, સિંધવ, સમુદ્રફળ અને ખાખરાના બિયા, એ સર્વને લીમડાના રસમા ખરલ કરી ચોપડવા (૧૨) મૂળાના બિયા, સરસવ, સરગવાના બિયા, શણના બિયા, જવ અને અળશી, એ ખાટી છાશમા વાટી ચોપડવા; એટલે ગંડમાલા અને ગલગંડનો નાશ થાય છે. (૧૩) ભોંયચંપાના મૂળ, ઝેરકોચલાના બિયા અને વછનાગ કડા પાણીમા ઘસી લેપ કરવો. આ લેપથી ખેંચ લાગે છે એથી કરી ગલગંડ કે કોઈ પણ ગાંઠ તુરત બેસે છે, ફૂટેલી ગાંઠો ભરાઈ આવવા માટે મલમની પટ્ટીઓ લગાવવી. (૧૪) ચંદન, હરડે, લાખ, ઘોડાવજ અને કડુથી તેલ સિદ્ધ કરી પ્રાશન કરવું; એટલે અપચીનો નાશ થાય છે (૧૫) ગરમાળાના મૂળ ચોખાના ધોવરામણમા વાટી સૂંઘવા તથા તેનો લેપ પણ કરવો. (૧૬) કળથી અને મરીનો કાઢો આપવો.*

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા–આકડો–૧૫, ઇંદ્રવરણા–૧૪, ઉંબરો–૨૪, એરંડો–૨૪, કડવી દૂધી (તુંબડી)–૪, કણુગ્રી–૩, કપાસ–૪, કપૂરભેંડી–૬, કલગારી–૩, કળથી–૨, કંચનાર–૧, ૪, કુકડપાડાનો વેલો–૪, ગરમાળો–૯, ગોરખમુંડી–૨, ચણોઠી–૨૧, જીયાપોતો–૧, પીલુ–૬, બ્રહ્મદંડી–૨, ભારંગી–૪, ભિલામો–૭, ભુંયશિરડ–૩, મૂળા–૧૦, રિસામણી–૧, વછનાગ–૧, વાયવરણો ૩, ૧૪, વાકેરી–૩, વીંછુડા–૨, શરપુંખો–૪, સરગવો–૭, સહદેવી–૫. **અપચી** માટે:–કપાસ–૪, કલગારી–૨, કુંવારી–૨, દેવદાર–૩, રિસામણી–૧, વાયવરણો–૩, સરસવ–૨

કંઠમાળા માટે જુઓ અનુભૂત ઔષધ ઔષધિક્રિયાના મલમ-પ્રયોગની ટીપમા નં. ૨૧.

**ગલગંડ ઉપર ઉપચાર**—(૧) હરતાલ ગોમૂત્રમા ઘસી લેપ કરવો (૨) ચૂનો, ગોળ અને ધુંવાસ એકત્ર કરી લેપ કરવો; એથી કરી ગાલની સૂજ પણ દૂર થાય છે (૩) ધતૂરાના પાદડા

---

થાય છે અપચી જે ઉપદ્રવરહિત હોય તે સાધ્ય છે, પણ જેની સાથે પીનસ, પાર્શ્વશૂળ, ઉધરસ, તાવ તથા વમન થયા કરે તે અસાધ્ય રોગ જાણવો

* ધોળી ગરણીનુ મૂળ, તુંસડાનું (ઇંદ્રવરણાનુ) મૂળ, ઘોડાવજ, દેવદાર અને સરસવનુ મૂળ, એ ગોમૂત્રમા ઘસી લેપ કરવો (૨) મગ શેર ૦ાા આકડાના દૂધમા દિવસ ૭ ભીંજવી છાયામા સૂકવી ધીમા મલમ કરી લગાડવાથી કંઠમાળ અને હૈયાહોળી આદિ દરદો જાય છે

આ ઉપરાંત કાંચનાર ગૂગળ, વિડંગ, અરિષ્ટ, સોમલના ફૂલ, ગંડમાળાકંડન રસ, ત્રિગુણાખ્ય તામ્રયોગ, ત્રિફલા, ગૂગળ વગેરે ખાવા માટે અપાય છે, તથા ગુંજાદિ તેલ, ચંદનાદિ તેલ, તુંબી તેલ, સિંદૂરાદિ તેલ, ગંધકાદિ લેપ વગેરે ચોપડવા માટે અપાય છે તથા લીંડીપીપરનુ ચૂર્ણ મેળવેલો કડવા તૂરિયાનો રસ, લીમડાનુ તેલ, ઘોડાવજ અને દાતીમૂળનુ ચૂર્ણ તથા નગોડની જડને પાણીમા ઘસી તૈયાર કરેલુ પાણી વગેરે નાકમા નાખવા માટે અપાય છે મનુષ્યની ખોપરીને બહુ જ બારીક ખાંડી પછી માખીની વિષ્ઠા (માખી જે દોરીના ઉપર બેસી હગાર મૂકે છે તે) સમાન ભાગે મેળવી મનુષ્યના મૂત્રમા ખરલ કરી જ્યારે બહુ જ ચેપદાર (ચીકણુ) થઈ જાય, ત્યારે કપડા ઉપર ચોપડી ગાંઠ પર બેત્રણ વાર લગાડવાથી ગલગંડ બેસી જાય છે અનેક પ્રકારની ગાંઠો આ ઔષધિથી બહુ જ થોડા સમયમા સારી થઈ જાય છે

વાટી તેમા ચૂનો મેળવી તે ઉપર બાધવો

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા :–ઉ બરો–૬, કડવી દૂધી ( તુ બડી )–૧, કાકડી–૫, ખાખરો–૪, જીવાપોતો–૧, જેઠીમધ–૧૭, ધ તૂરો–૧, ૯, પારિજાતક–૩, પાણકુંભા–૧, મૂળા–૧૦, રિસામણી–૧, વછનાગ–૧, વાયવરણો–૩, શિરદોડી–૧. સોપારી–૯. **કફગલગંડ** ઉપર –દેવદાર–૨ **વાતગલગંડ** માટે–જળજાંબવો–૨, સમેરવો–૫

જુઓ પ્રા૦ ઔ૦મા —**લાપોટિયા** માટે–સાબરશિંગ ૧. **અપચી** માટે સાબરશિગ–૭.

**પથ્ય**—જૂની ગતી ડાગર, જવ, મગ, પડોળા, સરગવો, કારેલી, શેલડી તથા રુક્ષ, તીખા અને અગ્નિદીપક પદાર્થ **અપથ્ય**– દૂધ અને શેલડીથી જે પદાર્થ થાય છે તે, મિષ્ટાન્ન, ખાટા, મધુર, જડ અને કફકારક અન્ન

## ૨૦–ગળતી (શોષરોગ)

**કારણ અને લક્ષણ**—શોષરોગ એ ક્ષયનો જ ભેદ છે. ( ૧ ) અતિ સ્ત્રીસેવનથી, ( ૨ ) શરીરના વ્રણ કિ વા આગ તુક વ્રણથી ( ૩ ) રસ્તે ઘણુ ચાલવાના શ્રમે કરી, ( ૪ ) શરીરને ઘણી મહેનત પડ્યાથી, ( ૫ ) શરીર જર્જરીભૂત થવાથી અને ( ૬ ) કોઈ પણ પ્રકારનો શોક થઈ તેનાથી થયેલો, આ પ્રકારે ૭ જાતનો **શોષરોગ** જાણવો રસાદિ ધાતુનું શોષણ થઈ શરીર ક્ષીણ થાય છે તેને પણ **શોષ** કહે છે

**ઉપચાર**—( ૧ ) જેઠીમધ, આમળા, લવ ગ, ખડીસાકર અને ધાણાનો કાઢો આપવો. ( ૨ ) ડાગરની ધાણીનો કાઢો આપવો. ( ૩ ) વાવડિ ગ, આમળા અને જેઠીમધનો કાઢો આપવો ( ૪ ) પિત્તપાપડાનો કાઢો આપવો. ( ૫ ) કોષ્ઠ, જેઠીમધ, નીલકમળ અને વડની ડૂંખોનું ચૂર્ણ કરી મધ નાખી ચાટણ કરી ને ઉપરાઉપરી ચાટતા જવુ; એટલે તૃષા શાત થશે ( ૬ ) **આમલકાદિ ગુટિકા**—આમળા, કમળ, કોષ્ઠ, મરમરા (ચોખાની ધાણી) અને વડની કુમળી વડવાઈઓની ડૂંખોનું ચૂર્ણ મધમા મેળવી ગોળી કરી મોઢામા રાખવાથી તરસ છીપી મોઢામા અમી રહે છે.+

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —આલુ–૩,ડાગર–૬, દાડમ–૧૩, પિત્તપાપડો–૪, બિજોરું–૧૮.

**પથ્યાપથ્ય**—ક્ષયરોગમા કહ્યા પ્રમાણે.

## ૨૧–ગાંઠ (ગ્રંથિરોગ) અને રસોળી અથવા અર્બુદરોગ

**ગ્રંથિરોગની સંપ્રાપ્તિ**—વાતાદિ રોગ, માસ અને લોહી દુષ્ટ થઈ મેદ અને શિરાઓને દૂષિત કરી, ગોળ, ઊચો અને ગાઠ જેવો સોજો ઉત્પન્ન કરે છે, તે રોગને ગ્ર થિ કહે છે.

**અર્બુદરોગની સંપ્રાપ્તિ**—શરીરના ઠેકાણે વાતાદિ દોષ કુપિત થઈ લોહી અને માસને દૂષિત કરી, ગોળ, સ્થિર, મ દ, પીડાયુક્ત, મોટો, અંદરથી ઊ ડો ગયેલો, લાબા કાળે વધનારો અને પાકનાર એવો માસનો ગોળો થઈ ઊઠે છે તેને અર્બુદ કહે છે.

**ઉપચાર**—( ૧ ) વ્રણ (ગૂમડા) ઉપર જે ઉપચાર કહેલા છે તે યોજવા ( ૨ ) સાજીખાર, હળદર અથવા મૂળાનો ખાર અને શ ખચૂર્ણને પાણીમા વાટી લેપ કરવો ( ૩ ) હળદર, લોધર, પતંગ અથવા રક્તચ દન, ધુંવાસ, ગોળ અને મનશીલને મધમા વાટી લેપ કરવો ( ૪ ) કોષ્ઠ અને તમાલપત્ર વડના દૂધમા વાટી લેપ કરવો અને ઉપર વડના પાદડા બાધવા, એટલે સાત દિવસમા અર્બુદનો નાશ થાય છે ( ૫ ) સરગવાના બિયા, મૂળાના બિયા, સરસવ, તુલસી અને ઇંદ્રજવને ભેંસની છાશમાં વાટી લેપ કરવો.*

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦માઃ—અ કોલ ૧૬, ચણોઠી–૭, ધ તૂરો–૯, મયાળ–૧

---

+ શોષરોગમા સીતોપલાદિ ચૂર્ણ, પ્રવાલભસ્મ, મૌક્તિકભસ્મ, બ ગભસ્મ, સુવર્ણભસ્મ, એલાદિચૂર્ણ, દ્રાક્ષાસવ, તેમ જ ક્ષયના પ્રકરણમા કહેલી ઔષધિઓ અપાય છે

* ગ્ર થિ ( ગાઠ ) તથા અર્બુદ( રસોળી )ના ઉપર અર્બુદહરોરસ, ત્રિફળા, ગૂગળ, કાચનાર ગૂગળ, વિડગારિષ્ટ વગેરે ઔષધિ ખાવા માટે અપાય છે લેપની ઔષધિ પ્રકરણમા લખેલી છે

જુઓ પ્રા૦ઔ૦માં:—સાબરશિંગ-૭, જુઓ અનુભૂત ઔષધ —ઔષધિક્રિયાના મલમપ્રયોગની ટીપમા નં. ૩૫

**પથ્યાપથ્ય**—કંઠમાળ× પ્રમાણે.

## ૨૨—ગાંઠિયો વા, અંગનું અકડાઈ જવું (વાતરક્ત)

**કારણ**—ખારા, ખાટા, તીખા, ખારવાળા, સ્નિગ્ધ, ઉષ્ણ, અપકવ, ઉબાઈ ગયેલા, શુષ્ક, એવા પદાર્થોનુ સેવન તથા મત્સ્યાદિકોનું માસ અને ખોળ. મૂળા, કળથી, વાલ ઇત્યાદિ ઠડા ધાન્યો, શાકાદિક, શેકેલા તલ, શેરડીનો રસ, દહી, કાજી, છાશ, મદ્ય, વિરુદ્ધ અન્ન, અધ્યશન (અતિભોજન) ઇત્યાદિ પદાર્થોનું સેવન, ક્રોધ અને દિવસે નિદ્રા તથા રાત્રે જાગરણ, એ કારણોએ તેમ જ ઘણુ કરી સુકુમાર પુરુષ અને મિથ્યા આહારવિહાર કરનાર અને સ્થૂલ (જાડા) તથા સુખી એવા માણસનુ વાતરક્ત કુપિત થાય છે.

**સંપ્રાપ્તિ**—હાથી, અશ્વ તથા ઊંટ ઉપર ગમન કરનાર અને વિદાહજનક અન્નભક્ષણ કરનાર, એવા માણસનુ આખા શરીરમાંનું રક્ત દૂષિત થઈ પગમાં એકઠું થાય છે. પછી દુષ્ટ વાયુમા મળે છે. આ રોગમા વાયુનુ પ્રાબલ્ય છે, એટલા માટે એને વાતરક્ત કહે છે+

**પૂર્વરૂપ**—ઘણો પરસેવો આવે છે, કિંવા સમૂળગો આવતો જ નથી. શરીર કાળાશ પર જણાય છે. સ્પર્શનુ અજ્ઞાનપણું, ક્ષતની અંદર ઘણા જ સણકા, આળસ, અંગ ગળી જવા જેવું થવુ, શરીર ગળ્યા જેવુ થવુ. ઢીંચણ, કોણી, ફૂલા, કમર, ખાંધ, હાથ, પગ ઇત્યાદિની સંધિમાં શૂળ, અંગનુ સ્ફુરણ, સણકા, શરીરે બહેરાપણું, કંડૂ, સંધિમધ્યે શૂળ, વારવાર દાહ થઈ મટે છે અને પુન. દાહ થાય છે, એ વર્ણ બદલાય છે અને અંગ ઉપર મંડળની ઉત્પત્તિ, એ વાતરક્તના પૂર્વરૂપો જાણવા.

**અસાધ્ય લક્ષણ:**—ઢીંચણ પર્યંત વ્યાપ્ત થયેલો, સમૂહ થયેલો, સ્રાવ થનાર અને બળ, માસ કે ક્ષયાદિ ઉપદ્રવથી યુક્ત જે વાતરક્ત તે **અસાધ્ય;** અને એક વર્ષ ઉપર થયેલો વાતરક્ત **કષ્ટ-સાધ્ય** તથા ફાટ કે ચીરા પડ્યા વગરનો **સાધ્ય** જાણવો.

**ઉપચાર**—(૧) ગળોના કાઢામા શુદ્ધ કરેલું શિલાજિત નાખી તે કાઢો પાવો. (૨) **મંજિષ્ઠાદિ કાઢો:**—મજીઠ, કડાછાલ. ગળો, નાગરમોથ, વજ, સૂંઠ, હળદર, દારુહળદર, અરડૂસો, પિત્ત-પાપડો, ઉપરસાલ, અતિવિષ, ધમાસો, ઇંદ્રવરણા, વાળો, ભોરિંગણી, કડવા લીમડાની છાલ. કડવાં પટોળાં, ઉપલેટ, કડુ, ભારંગમૂળ, વાવડિંગ, ચિત્રો, મોરવેલ, દેવદાર, ઇંદ્રજવ, ભાગરો, લીંડીપીપર, મેંદી, પહાડમૂળ, શતાવરી, ખેર, ત્રિફળા, કરિયાતુ, બકામ લીમડો, અસાણા, ગરમાળો, કાળું નસોતર, બાવચો, ચંદન, વાયવરણા, કરંજ અને સાગ, એ સર્વ સમભાગે ઔષધોનો કાઢો કરી

× મરાઠી ગ્રંથમા અહી ભૂલથી ગુલ્મ લખાયેલ છે સંસ્કૃત ગ્રંથોમા કંઠમાળ ગ્રંથિ અને અર્બુદ એક જ પ્રકરણમા કહેલ છે પથ્ય પણ સર્વનુ એક જ કહેલુ હોવાથી સુધારી લીધેલ છે

+ શરીરે દાહ, ભારેપણુ, પીડા, તોડ, ચળ-ચકામા, ઘગડા ઉપર ફોડલા, સોજો, એ વાતરક્તના લક્ષણ છે વિશેષ કરી એ રોગ પગે થાય છે. વાતરક્તનો શબ્દાર્થ એવો છે કે, વાયુથી ઘેરાયેલુ લોહી, તે વાત, પિત્ત, કફ, વાતપિત્ત, વાતકફ, પિત્તકફ, ત્રિદોષ અને લોહીથી, એ પ્રમાણે ઉત્પત્તિના કારણસર આઠ પ્રકારનો થાય છે વાતરક્ત રોગ જુવાનીની કરતા વૃદ્ધાવસ્થામા વધારે થાય છે. તેની નિશાની એ છે કે, એ રોગ પગના અંગૂઠામાથી ઉત્પન્ન થઈ પગની પાટલી તથા ઘૂંટણ સૂજે છે અને તેમા બહુ દરદ કરે છે તે ઘણી મુદ્દત થયાથી હાથના પોચામા તથા આગળામા દાખલ થઈ સાધાઓ રહી જાય છે પછી તે સાધાઓ પોતાની મેળે ફાટી તેમાથી પરુના ઠેકાણે સફેદ ચૂના જેવો સૂકો મવાદ નીકળે છે માટે એ રોગવાળાને જુલાબ આવે એવુ ઔષધ આપવુ, એ આજારવાળાને ગંધકની ખાણવાળા ગરમ પાણીમા નવડાવવાથી તથા બેસાડવાથી ઘણો ગુણ થાય છે એ ખાણનું પાણી સુરત જિલ્લામા વાસદા તથા નવસારીની હદમાં ઉનાઈની જ્યા જાત્રા ભરાય છે, ત્યાના કુંડમા તથા વજરાબાઈમા તથા મલબાર કોસ્તામા છે ગુજરાતમા ડાકોર અને ગોધરા વચ્ચે 'ટુવા' નામે સ્ટેશનથી અર્ધો માઈલ દૂર એ જાતના કુંડ છે, તથા કપડવંજ તાલુકાના એક ગામમા પણ છે

નિત્ય પાવાથી ત્વચાનો દોષ, અઢાર પ્રકારના કોઢ, વાતરક્ત, વિસર્પ, વિદ્રધિ અને સર્વ દોષોનો જલદી નાશ થાય છે (૩) **લઘુમંજિષ્ઠાદિ કાઢો:**—મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારુહળદર, ગળો અને કડવા લીમડાની છાલનો કાઢો વાતરક્ત, ખસ, કાપાલિક કુષ્ઠ અને રક્તમંડળનો નાશક છે. (૪) અરડૂસી, ગળો અને કડુનો કાઢો આપવો. (૫) ગળોના કાઢામા એરંડતેલ નાખી તે આપવો (૬) સુરવારી હરડેનુ ચૂર્ણ મેળવી આપવુ. (૭) મીણ, મજીઠ અને રાળના તેલ વડે કિંવા રાતા ખોળના તેલ વડે અભ્યગ કરવો; એટલે વાતરક્તની પીડા દૂર થશે. (૮) એરંડમૂળ, અરડૂસી અને ગળોનો કાઢો આપવો (૯) ખેરનો કાઢો બે વાર આપવો. ઉપર ઘી–ભાત ખાવા તથા **નિર્વાત** (વિશેષ વાયુના ઉપદ્રવથી રહિત) સ્થાનમા રહેવુ એ **પથ્ય** કરવુ, એટલે કુષ્ઠાદિ સર્વ રોગનો નાશ થાય છે. (૧૦) શુદ્ધ કરેલો કલગારીનો કદ, સૂઠ, મરી, લીડીપીપર અને મીઢાનુ ચૂર્ણ એકત્ર મિશ્ર કરવુ, તે મધ અને ગાયના ઘીમા ૧૦ માસા આપવુ. આથી અનેક પ્રકારના રક્તવિકાર, પાદદોષ (પગ ફાટે છે તે), માથાનુ દુખ, અસાધ્ય વાતરક્ત અને કોઢનો નાશ કરે છે (૧૧) ગોરખ મુડી અને કડુનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. (૧૨) કડવા લીમડાના પાદડાનો અગરસ કિંવા તેના પાદડા ગાયનાં દૂધમા વાટી રસ કાઢવો અને તે પાવો (૧૩) ખજૂરનો કલ્ક કાઢી તેમા એરડ-તેલ નાખી તે આપવાથી વાતરક્ત અને ધનુર્વાત દૂર થાય છે. (૧૪) મોગલી એરડા બિયાનુ તેલ રોગગ્રસ્ત એવી સર્વ જગ્યાએ દિવસમા ચારપાચ વાર ચોપડતા જવુ (૧૫) ધોળી ગુલબાશીનો કદ ૧ તોલા ગાયના તાજા દૂધમા દિવસમા ત્રણ વાર લેવો એ ઔષધ હમેશા ૩ મહિના આપવુ (૧૬) **અમૃતાઘૃત:**—ગળો લાવી થોડી કૂટી તેમા તેનાથી ચારગણું પાણી નાખી ચોથો ભાગ પાણી રહે ત્યાં સુધી કાઢો કરી તેમા કાઢાના ચતુર્થાશ જેટલુ ઘી નાખવુ અને ઘીનો ચતુર્થાશ ગળોનો કલ્ક કરી અને ઘીથી દૂધ ચોગણું તેમા નાખી ઘી શેષ રહે, ત્યા સુધી પાક કરી, પછી તે ગાળી લઈ પીવુ. તેથી કરી વાતરક્ત અને કોઢ જલદી દૂર થાય છે.+

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા '—આમળા–૯, ઉબરો–૧, એરડો–૧૪, કપૂરભેડી–૫, કાસાળુ–૨, કોલિજન–૩, ખજૂરી–૧૨, ખટખટી–૩, ગળો–૧૫, નગોડ–૨, પાડેરવો–૨, મજીઠ–૬, મરી–૧, માંકડી–૧, મોગલી એરડો–૧૦, રાળ–૧૪, હરડે–૧ જુઓ પ્રા૦ ઔ૦માં—ઘૃતવર્ગ–૨.

**પથ્ય**—રાતા ચોખા, ઘઉ, ચણા, મગ, તુવર, મઠ, બકરી, મેઢી, ભેંસ અને ગાયનું દૂધ, મયાળ, કાકોલી, નેતરના અંકુર, લાબડી, ચાકવત, કારેલા, તાદળજો, પડવળ (પડોળા), આમળા, આદુ, સૂરણ, સરગવો, સાકર, દ્રાક્ષ, જૂનુ કોળું, માખણ, તાજું ઘી, કડવા પદાર્થ. **અપથ્ય**—દિવસે નિદ્રા, શેક લેવો, ઉદ્યોગ, મૈથુન, અડદ, કળથી, વાલ, વટાણા તેમ જ માસ, વિરુદ્ધ ભોજન, દહી, શેલડી, મૂળા, મદ્ય, માંસ, પાન, કાજી, તલ, તીખા, ઉષ્ણ, તૂરા, ચીકટા, મીઠું અને લોટના પદાર્થ

## ૨૩—ગોથું અથવા વાઈ (મૃગી, અપસ્માર)

**સ્વરૂપ**—વાતાદિ દોષ દુષ્ટ થઈ આખો આગળ અંધારા આવી સ્મૃતિરૂપ જ્ઞાન અને અનુભવજન્ય જ્ઞાન નષ્ટ થાય છે. નેત્ર અને હાથપગ વિકળ થાય છે. હૃદયને કંપ, શરીરને પરસેવો ઇત્યાદિ લક્ષણો થાય છે, એનો કોપ કદી દશ દિવસે, કદી પંદર દિવસે, કિંવા મહિને બે મહિને દોષસચય થઈને થાય છે.× જે વાઈના દરદીનુ શરીર વધારે કરકે છે તેમ જ શરીર ક્ષીણ, નેત્ર

+ વાતરક્ત રોગમા અહી લખ્યા ઉપરાત અમૃતાદિ ક્વાથ, રાસ્નાદિ ક્વાથ, નિબાદિ ચૂર્ણ, ચદ્રપ્રભા-વટી, પુનર્નવા ગૂગળ, કિશોર ગગળ, રસાભ્ર ગૂગળ, વાતરક્તાતક રસ, મહાતાલેશ્વર રસ, ગુડૂચ્યાદિ લોહ, વિશ્વેશ્વર રસ, અમૃતભલ્લાતક અવલેહ, લાગુલી ગુટિકા વગેરે ખાવા માટે અપાય છે તથા ગુડૂચી તેલ, રુદ્ર તેલ, મહાપિડા તેલ વગેરે મર્દન કરવા માટે અપાય છે હરતાલ ભસ્મ વાતરક્ત માટે અતિ લાભદાયક છે

× ગોથું–વાઈ ચાર પ્રકારની છે તે પૈકી (૧) કપારો થાય, દાત કચડાવે, મોઢે ફીણ આવે, શ્વાસ થાય, કાળુ પીળું દેખે તે વાયુની, (૨) મોટે પીળું ફીણ આવે, શરીરની ચામડી, મોઢું અને આખો પીળા પડી જાય, સર્વત્ર લાલપીળુ દેખાય, તરસ લાગે અને શરીર ગરમ રહે તે પિત્તની, (૩) મુખમા સફેદ ફીણ આવે, શરીરની ચામડી, આખ અને મુખ ધોળા પડી જાય, ઠડી લાગે, રોમાચ થાય અને સર્વત્ર ધોળું

વિકૃત અને ભમર ચલાયમાન હોય તે અસાધ્ય જાણવુ. વાતદોષયુક્ત વાઈ ૧૨ દિવસે, પિત્તની ૧૫ દિવસે તથા કફયુક્ત ૧ મહિને ઉત્પન્ન થાય છે. વચ્ચે પણ કોઈ કોઈ વખત વેગ આવે છે. વાઈના વેગ આવવા પહેલા અથવા વેગ આવે ત્યારે તરત અરીઠાનુ ફીણ આજવાથી વેગ રોકાઈ જાય છે વાઈના ઉપર શાસ્ત્રીય ઔષધિ બ્રાહ્મીઘૃત, કલ્યાણ ચૂર્ણ, સારસ્વત અરિષ્ટ, કુષ્માડ ઘૃત, ભૂતભૈરવ રસ, વાતકુલાતક રસ, ચંડભૈરવ રસ વગેરે અપાય છે. મલયચંદ્રોદય રસ વાઈમા બહુ જ સારું કામ કરે છે સાથે સૂધવા માટે નવસાર મેળવેલો કેળનો રસ આપવો કે જેથી નાકમાથી કેટલાક કીડા નીકળી જાય.

**ઉપચાર :**—(૧) થુરિયાનાં પાદડાને આકડાના દૂધમા ૨૧ પુટો આપી સૂકવી ચૂર્ણ કરવુ અને તે છીંકણી પ્રમાણે સૂધવુ, એટલે નાકમાના કીડા ખરી પડી રોગી સારો થશે (૨) દેવડાગર-(કૂકડવેલ)નો રસ અને થુરિયાનુ દૂધ એકત્ર કરી નસ્ય આપવુ (૩) માલકાકણી, ખુરાસાની અજમો, અક્કલગરો, જાયફળ, લવગ એલચીદોડા, અજમો, વાવડિગ અને નાગકેસર, એ સમભાગે લઈ ભાગરાના રસમા બોર. જેવડી ગોળી કરી તે દરરોજ એક ગોળી પાણી સાથે આપવી એટલે અપસ્માર, ચિત્તભ્રમ ઇત્યાદિ દૂર થાય છે (૪) અગથિયાના પાદડાના રસમા ગોમૂત્ર અને મરીની ભૂકી નાખી તેનુ નસ્ય આપવુ. (૫) વાઝક કોડીના મૂળ ઘીમા ઘસી તેમા સાકર નાખી તેનું નસ્ય આપવુ (૬) જેઠીમધ, હિગ, ઘોડાવજ, તગર, સરસડો, લસણ—આ પદાર્થો બકરીના દૂધમા અથવા મૂત્રમા ઘસી અજન કરવું (૭) નગોડના રસમા અખડ ઘસી તેનુ નસ્ય કિવા અંજન કરવુ (૮) રાઈ ગોમૂત્રમા વાટી તેનો શરીરે લેપ કરવો. (૯) ધોળી ડુગળીનો રસ નાકે સૂધવો અને અંજન કરવું. (૧૦) વગડાઉ છાણાની રાખ આકડાના દૂધમા ભીજવી સુકાયા પછી તપખીર પ્રમાણે સૂધવી (૧૧) અરીઠા લીબુના રસમા ઘસી તેનુ નસ્ય આપવું. (૧૨) ગધકની ધૂણી નાકમા લેવી (૧૩) હાથીનું મૂત્ર નાકના બને છિદ્રોમા નાખવુ, એટલે માથામાના કીડા દૂર ખરી પડી રોગી સારો થાય છે. (૧૪) ઘોડાવજ, ગળો, સૂઠ, મરી, લીડીપીપર, મહુડાનો ગુંદર, રુદ્રાક્ષ, સિધવ, રીગણીના ફળ, સમુદ્રફળ અને લસણ, એ સર્વ એકત્ર વાટી નાકે સૂધવુ; એટલે અપસ્માર, વાયુ, કફ, મસ્તકશૂળ, બકબક, મોહ, સન્નિપાત અને પીનસ (નાકના છોડ) દૂર થાય છે

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા—અક્કલગરો-૬, અખરોડ(નાના)-૨, અગથિયો-૯, અરીઠા-૧૦, ૧૬; આકડો-૭, ઉદરકની ક-૧, ઉદરકની ગ-૬, કકોડી-૧૦, પૃષ્ઠ ૧૬૩માની કાયફળને લગતી છેલ્લી ટીપણી, કેવડાનુ ઝાડ-૨, જેઠીમધ-૧૨, ડુગળી-૨૩, તલ-૬, બિજોરુ-૩, મહુડો-૧, મોથ-૮, ૧૦; રાયણ-૧, લસણ-૧૧, લીડીપીપર-૨, ૧૮, વજ-૨, શણપુષ્પી-૧, શતાવરી-૯, શંખાવળી-૧, હળદર ૨૨ની ટીપમા ન. ૨, હિગ-૩. **પિત્તાપસ્માર માટે :**—કારિવણા-૩. **ચિત્તભ્રમ અપસ્માર માટે :**—કારિવણા-૯, કાસાળુ-૬ **ભમરી આવે તેને માટે :**—કારિવણા-૧, ઘાસ પિત્તપાપડો-૧, વાવડિગ-૪

જુઓ ગો૦ વૈ૦મા —ઘી-૯. જુઓ પ્રા૦ ઔ૦મા મૂત્રવર્ગ-૨ અસ્થિ (હાડકા) ૧૨ની ટીપમા ન -૨

---

જણાય તે કફની અને (૪) ત્રણે દોષના લક્ષણ જણાય તે સન્નિપાતની વાઈ-મૃગી જાણવી વળી નાની વાઈ ૧૨ દિવસે, પિત્તની ૧૬ દિવસે, કફની એક મહિને અને સન્નિપાતની વારવાર અથવા અનિયમિત વખતે આવે છે ઉપચાર —(૧) ભાદરવા માસમા ઝીલના છોડવા ઉપર દિવસ ઊગતી વખતે જે થૂકના જેવુ જામેલુ દેખાય છે તેને ખડવેલો કહે છે તેમા મરી શેર ૦ાા એક મહિના સુધી પલાળી રાખી છાયે સૂકવી ૨ દિવસ સુધી (૧૬ પહોર) વાટી ભૂકી કરી તેમાથી ૨ વાલ દરરોજ અથવા દરદ આવવાના ટાઈમે ફકાવે તો ગોલુ અને દમનુ દરદ જાય (૨) જવાન થુવર કોચીને તેમા કોથળીમા નાખેલા મરી અથવા લવગ તોલા પાચ નાખી તેના જ કકડાથી બધ કરી છ માસ રાખી મકવું, પછી તે કાઢી લઈ દરદીને એકેક સુંવાડવુ અને દરરોજ એકેક ખવડાવવાથી ગોલુ જાય આ લવગનો ધુમાડો બળદના નાકમા આપવાથી બળદની કભોડી (શિગડું સડીને વળી જઈ ભાગી જાય છે તે) મટે (૩) અમરવેલનો રસ નાકમા નાખવો

પથ્ય—મગ, ઘઉં, ઘી, દૂધ, પંડોળા, જૂનું ગોળ, માખણ, દાડમ, અંગૂરો, દ્રાક્ષ, આમળા, ચોખા. અપથ્ય—ગરમ પદાર્થ, વિરુદ્ધાન્ન, અતિમૈથુન, મોડેનન, બાહ્યપાલો, ટીખાં અને ખાટા પદાર્થો.

## ૨૪–ગોળો (ગુલ્મ)

**કારણ અને સંપ્રાપ્તિ**—મિથ્યા આહાર તથા વિહાર, જેથી વાતાદિક દોષ કુપિત થઈ પેટમાં પ્રથિરૂપ પાંચ પ્રકારના ગુલ્મ ઉત્પન્ન કરે છે. તે ગાંઠો ગોટલા જેવી હોઈ ગમ ગળવા અથવા અને ગોળ હોય છે અને કદી મોટી અને કદી નાની હોય છે આ રોગને ગુલ્મ કહે છે; પૂર્વરૂપ–ઘણા ઓડકાર, મલબદ્ધતા, અન્ન ઉપર અરુચિ, આંતરડા ખડક વાગે તથા દુખે છે, પેટ ચડે છે અને અગ્નિમાંદ્ય, એ ગુલ્મરોગનું પૂર્વરૂપ જાણવું ×

**ઉપચાર**—(૧) લીંડીપીપર અને જવખારનું ચૂર્ણ, આદાનો રસ અને મધ આપવું એટલે ગુલ્મ તથા શ્વાસકાસ દૂર થાય છે (૨) ત્રિફળા, સિંધવ, સંચળ, વિડલવણ, અજમોદ, એરંડમૂળ, જવખાર, બાળહરડે, શેકેલી હિંગ અને વાવડિંગ, એ દશ ઔષધો સમભાગે લેવા અને નસોતર ૩ ભાગ, બધાનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં આપવું. એટલે ગુલ્મ, બરોળ, પેટનું ચડવું અને ઉદરના સર્વ રોગો દૂર થાય છે. (૩) હિંગાષ્ટક ચૂર્ણ આપવું. (૪) અઘેડીના પાંદડાનો રસ દરેક વખતે નવટાંક પ્રમાણે ૭ દિવસ આપવો. (૫) આકડાના પાંદડાના રસમાં મરીની ભૂકી અને તલનું તેલ ૭ ટીપાં નાખી ૩ દિવસ આપવું (૬) સરગવાના પાંદડાંનો રસ પાશેર, તેમાં બે તોલા ખડીસાકર મેળવી ૩ દિવસ આપવો આ ત્રણ ઉપચારોથી વાતગુલ્મ દૂર થાય છે. (૭) ભોરિંગણી મૂળિયા સહિત સૂકવવી, તે પછી તેનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં રોજ ૧૦ માસા સુધી દિવસમાં બે વખત પ્રમાણે ૭ દિવસ આપવું; એટલે પેટમાં કોઈ પણ આંતરની ગાંઠ હશે તોપણ તે દૂર થશે. (૮) કાયફળ (કાકસ) શેકી તેનું ચૂર્ણ ગોળમાં આપવાથી પ્રસૂતિકાળે ઉત્પન્ન થયેલા વાયુનો ગોળો શમે છે. (૯) દશમૂળના કાઢામાં જવખાર અને સિંધવ નાખી આપવો, એટલે ગુલ્મ, શૂળ, હૃદ્રોગ અને શ્વાસનો નાશ થાય છે. (૧૦) શરપુંખાનો ક્ષાર અને હરડેનું ચૂર્ણ, એ બંને ચાર ચાર માસા એકત્ર કરી ગરમ પાણીમાં આપવું.–

**વિશેષ ઉપચાર જુઓ વનૌષધિમાં**:–આદું–૩૧, એરંડો–૪૦ કડુ–૨, ખારેતી–૭, ગૂગળ–૧૮, ચૂકો–૧, તુવરફળ–૧, નાકછીકણી–૩, પાલુ–૧ બીલી–૨, બીવલો–૪ મરી–૧૩, મિરજોળી–૪, લવંગ–૧૦, લીંડીપીપર–૧૪, ૨૭, વછનાગ–૭ની ટીપમાં નં. ૪, વસુ–૨, ૭, શરપુંખો–૭.

× ગુલ્મરોગ (રક્તગુલ્મ) એ મિથ્યા આહાર-વિહારના કુપથ્યથી વાયુ, પિત્ત, કફ, દુષ્ટ થઈ પુરુષ અથવા સ્ત્રીના હૈયાથી લઈ પેઢુ સુધી ગોળાના આકાર ઉત્પન્ન થાય છે. તે વાત, પિત્ત, કફ, સન્નિપાત અને રક્ત-(લોહી)નો, એમ પાંચ પ્રકારનો થાય છે. એના ઉપર મેંદો તથા હળદર એકઠા કરીને તેની રોટલી ચાર માસ સુધી ખાવી અનુભૂત ઉપાય —સંચળ, મીઠું, સિંધવખાર, કાળા મરી અને કાળીજીરી સમાનભાગે લઈ ઝીણું વાટી લીણું નંગ ૦॥ ઉપર ખૂબ ભભરાવી, આગળથી દાબી તેને ગરમ કરવું એ દવા ગરમ થઈ લીંબુના રસમાં રસબસ થયા પછી તે દરદીને ચુસાડવું આમ બબ્બે કલાકે કરવાથી ઉદરનો વાગોળો સત્વર ભાગી જાય છે આ અનુભવસિદ્ધ છે

– ગુલ્મ અને અંતર્વિદ્રધિ (અંદર થતું ગૂમડું) બન્ને રોગો એક સમાન હોય છે સ્થાન પણ બન્નેનું એક જ છે, પણ ગુલ્મ નિરાશ્રય છે અને અંતર્વિદ્રધિ સાશ્રય છે ગુલ્મ દોષમાં રહે છે, ત્યારે અંતર્વિદ્રધિ માંસ અને રક્તમાં રહે છે ગુલ્મ એક મૂઠી જેટલા આકાર સુધી વધે છે, પણ વિદ્રધિ ગુલ્મથી બહુ જ મોટી થઈ જાય છે તેમ જ પાકે છે જો ગુલ્મરોગીને ઊલટી અને દસ્ત થતા હોય, હૃદય, નાભિ અને હાથપગમાં સોજો આવેલો હોય, ઉપરાંત તાવ અને શ્વાસ પણ રહેતો હોય, તો એ રોગી બચવાની આશા નથી ગુલ્મરોગમાં વજ્રક્ષાર, કુમારીઆસવ, હિંગ્વાદિ ચૂર્ણ, વચાદિ ચૂર્ણ, દંતી હરીતકી, કાંકાયન ગુટિકા, ગુલ્મ કાલાનલ રસ, પંચાનન રસ, નારાચ ઘૃત, અગ્નિકુમાર રસ, ગુલ્મકુઠાર રસ, તામ્રભસ્મ, ચિત્રકાદ્ય ઘૃત વગેરે ખાવા માટે અપાય છે ગુદામાં રાખવા માટે નીચે લખેલી ગુલ્મહરીવર્તિ અપાય છે

**ગુલ્મહરીવર્તિ**:—ગુલ્મરોગમાં જ્યારે મલાવરોધ હોય ત્યારે મીઠું, આદું, સરસવ અને કાચાં મરીનું ચૂર્ણ કરી ગોમૂત્રમાં બત્તી બનાવી સૂકવી લેવી અથવા ગોળમાં બત્તી બનાવી ઉપયોગમાં લેવી

શિકેનાઈ–૧, સમેરવો–૧, સાટોડી–૭, ૧૭, સાતીન ૩, હરડે–૪૪.

**રક્તગુલ્મનાં લક્ષણ**—સ્ત્રી નવી સુવાવડી હોવાથી અથવા અપક્વ ગર્ભપાત થવાથી કિંવા ઋતુકાળે અપક્વ પદાર્થ સેવવાથી, વાયુ તેના ગર્ભાશયને ઠેકાણે લોહીને જમાવી શૂળ અને દાહથી યુક્ત એવા ગુલ્મને ઉત્પન્ન કરે છે. આ ગુલ્મ ઘણા દિવસ પિંડીભૂત હોવા છતાં અવયવ નહિ એવા ગર્ભ જેવાં દુખણાં કરે છે શૂળયુક્ત હોય છે, ગર્ભના લક્ષણો, જેમ કે આર્તવપ્રતિબંધ, સ્તનની ડીંટડી ઉપર કાળો વર્ણ ઈત્યાદિથી યુક્ત હોય છે એની ચિકિત્સા દશ મહિના પછી કરવી. (નવા મત પ્રમાણે રોગ નિર્ણિત થઈ જાય તો તરત ઉપચાર કરવો જોઈએ)

**રક્તગુલ્મ ઉપર**—(૧) દંતીમૂળ, હિંગ, જવખાર, કડવી તુંબડીના બિયા, લીંડીપીપર અને ગોળને થુરિયાના દૂધમાં ખરલ કરી તોલા પ્રમાણે ગોળી કરી ભક્ષણ કરવી; એટલે રક્તગુલ્મનો નાશ થાય છે અને ગયેલો અટકાવ પણ આવે છે (૨) ખાખરાના ક્ષાર વડે ઘૃત સિદ્ધ કરી તે પ્રાશન કરવું (૩) શતાવરી, કરંજની છાલ, દારુહળદર, ભારંગમૂળ અને લીંડીપીપરનું ચૂર્ણ તલના કાઢા સાથે પાવું (૪) તલનો કાઢો, ગોળ, અને ઘી, એમાં સૂંઠ, મરી, લીંડીપીપર અને ભારંગમૂળનું ચૂર્ણ નાખી પાવો, એટલે રક્તગુલ્મ અને નષ્ટાર્તવનો નાશ થાય છે. (૫) ભારંગમૂળ, લીંડીપીપર, કરંજની છાલ, પીપરીમૂળ અને દેવદારનું ચૂર્ણ તલના કાઢા સાથે પાવું (૬) સુંડી અને વંશલોચનનું ચૂર્ણ સાકર અને મધમાં મેળવી રક્તગુલ્મ ઉપર રેચ માટે આપવું. (૭) અરીઠાના પાણીમાં કડવી ઈંદ્રવરણીના મૂળિયા ઘસી આપવા.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ માં —**રક્તગુલ્મ** માટે.—અરીઠા–૧૨, આકડો–૨૮, ઇંદ્રવરણાં ૧૭, તલ–૨૦. **વાતગુલ્મ** માટે —અળવી–૪, આશેત્રી ૧, ઇંદ્રજવ–૨૨, કાચકી–૫, તજ–૫, પીપર–૧, મોરવેલ–૩, રતનજોત–૧, લીંડીપીપર–૨, સરગવો–૫, હિંગ–૧ **પિત્તગુલ્મ** માટે —નસોતર–૬, રેણુકા–૩, હરડે–૧૨ **કફગુલ્મ** માટે.—અજમો–૭ **ત્રિદોષગુલ્મ** માટે.—અરણી–૬, ગોરખમુંડી–૭, વાયવરણો–૨

**પથ્ય**—જૂના ચોખા, દૂધ, કળથી, દાડમ, આમળા, લીંબુ, છાશ, લસણ, કુમળો મૂળો, ચાકવત, સરગવો, હિંગ અને ગરમ અન્ન. **અપથ્ય**—અડદ, જવ, મીઠા ફળ, વેંગણ, કોળું, મૂળા, દ્વિદલ ધાન્ય (કઠોળ), જડ અન્ન અને તેલવાળા પદાર્થ

## ૨૫–ચાંદી–ગરમી–ટાંકી (ઉપદંશ)

**કારણ**—જે સ્ત્રીઓ ઘણા પુરુષોથી સંગ કરે છે એવી સ્ત્રીઓનો સંગ થવાથી, મૈથુન પછી શિશ્ન ન ધોવાથી, રજસ્વલા, સુવાવડી અને રોગી સ્ત્રીઓનો સંગ કરવાથી આવા શિશ્નની જગાએ હાથ, નખ અને દાંતનો કઠોર સ્પર્શ થવાથી આ રોગ થાય છે–

**લક્ષણો**—ઇંદ્રિય ઉપર અને અંદરની બાજુએ ચાંદી પડવી અને મહિનો કડો (ઉપરનો ભાગ) સૂજવો, બન્ને બાજુની જંઘાના મૂળોમાંના નળની મુખની નીચેની ગાંઠ સૂજી મોટી થવી એટલે જેને બદ કહે છે તે થવું અને તે પક્વદશાએ આવી ફૂટ્યા પછી સર્વ શરીરમાં લોહીનું દુર્ગંધયુક્ત રસી થઈ વહી જવું, ધાતુસ્થાન બગડવું તથા તે યોગે બધા શરીરમાંનું લોહી દૂષિત થઈ સર્વ શરીર ઉપર અને હાથ, પગ, અંડ. તથા મુખ ઉપર નાયટા (ખરજવું) જેવી ચાંદીઓ પડી તેનું પરિણામ દુસ્તર વ્યાધિ જેવું (મહારોગ જેવું) થવું અને અતિશય દુઃખે (ગરમીઓ) લિંગનાશ, કૃમિ, મૂત્રસંકોચ, મૂત્રનું ઝરવું,

– જો કે આ રોગને લોકો 'ગરમી'ના નામથી જ ઓળખે છે, પરંતુ તેના ઉપર ઠંડા ઉપચાર કરવાથી હાથપગના સાંધા ઝલાઈ જઈ રોગી વાયુની સખત બીમારી ભોગવે છે, માટે જ એના ઉપર ગરમ ઉપચારો કરવા એ રોગવાળાને મૂત્રરેચ પણ અવશ્ય આપવા વાતોપદંશથી પીળા રંગની ફોડલીઓ થઈ પીડા થાય છે તે ફોડલીઓ ફૂટે છે અને તેનું સ્ફુરણ થાય છે પિત્તોપદંશથી કાળા રંગની ફોડલીઓ થઈ બળતરા બળી તેમાંથી પાણી ઝરે છે કફોપદંશથી સફેદ રંગની મોટી ફોડલીઓ ઊઠી વલૂર છૂટે છે, સોજો આવે છે અને જાડું પરુ વહે છે સન્નિપાતોપદંશથી ઘણા પ્રકારની વેદના થાય છે અને પરુ ઝરે છે રક્તોપદંશથી ફોડલીઓ માંસના જેવી લાલ રંગની થાય છે એમ એ રોગ પાંચ પ્રકારનો છે

ગાંઠ ઇત્યાદિ વિકાર અને તણખા ઇત્યાદિ લક્ષણો થાય છે.

**ઉપદંશથી થનારાં પરિણામ**—આ રોગ ઉપર તુરત ઉપચાર કરવા ઉપદંશના યોગે મુખ્યત્વે કરી શરીરમાનું શુક્ર અને શોણિત (ધાતુ અને લોહી) બગડી પહેલા સર્વ વીર્યનો નાશ થાય છે. પછી લોહીનું શોષણ થાય છે સંતતિનો અભાવ થાય છે. શક્તિ ક્ષીણ થયા પછી શરીર ધોળું અને નિસ્તેજ થાય છે અરુચિ, અત્યાહાર એ લક્ષણો થઈ શરીરમા તાવનો સંચાર થાય છે તેમ જ ઉધરસ ઉત્પન્ન થાય છે અને સર્વ હાડકાંમાનુ તેજ નષ્ટ થઈ ક્ષયરોગ ઉત્પન્ન થાય છે બંદ થયેલુ હોય તે જ વખતે યોગ્ય ઉપચાર થઈ ન બેસી જાય અથવા ફૂટી તેમાનો દમ નીકળી જઈ તેનો ઉપશમ ન થાય તો ગરમી શરીરમા મળી(ફેલાઈ)મધુ અંગ, વૃષણ અને ઇદ્રિયે ચાંદી પડી, તે ફૂલવા લાગી તેમાથી દુર્ગંધયુક્ત પરુ અને પાચનો સ્રાવ થાય છે. તે યોગે શરીરનું સર્વ લોહી બળી જઈ શોષણ થાય છે, શરીરને દુર્ગંધી આવવા લાગે છે, દાતો ઉપર મળ ચોટે છે, પેટમા કીડાનો સંચય થાય છે, જ્વરોદ્ભવ થાય છે, પગે સોજો આવે છે અને તેવા જ પરિણામ થાય છે

**ફિરંગોપદંશની સંપ્રાપ્તિ અને લક્ષણ**—ફિરંગ નામના દેશમા એ રોગ ઉત્પન્ન થાય છે. ફિરંગી લોકો આ દેશમા આવ્યાથી એ રોગનો પ્રાદુર્ભાવ થયો આ રોગ કીટાણુજનિત હોવાથી જે સ્ત્રીને અથવા જે પુરુષને થયો હોય તેનો સહવાસ કરનારને પણ થઈ જાય છે. અતિ સહવાસ કરનારા જે માણસ હોય તેમને પણ એ થાય છે **તેના પ્રકાર:—બાહ્યફિરંગ**—શરીર ઉપર વિસ્ફોટકના જેવા ફોડલા અને તેને ઠેકાણે વેદના મંદ, તે ફોલ્લા ફૂટવાથી વ્રણ જેવા જણાય છે. એ સુખસાધ્ય છે. **આભ્યંતર ફિરંગ:**—એમાં શરીરની અંદર સંધિને ઠેકાણે ફોલ્લા થઈ ફૂટી વ્રણ થાય છે અને તે ઘણા દિવસ રહે છે, તેથી વેદના ઘણી થાય છે આ રોગ કષ્ટસાધ્ય જાણવો. એ બન્નેના લક્ષણે જે યુક્ત હોય તે બાહ્યાભ્યંતર જાણવો ફિરંગોપદંશના સાધારણ ઉપદ્રવ — કૃશપણુ, બલક્ષય, અગ્નિમાંદ્ય, દુર્ધર વ્રણ, નાકનુ ઝરવુ અને હાડકું વાંકું થવુ, એ ઉપદ્રવો જાણવા –

**ઉપદંશ ઉપર ઉપચાર:×**—પહેલા રેચ આપવો. (૧) વરધારા, ભિલામા નંગ ૩, સૂંઠ, બાળ-

---

* ભાવમિશ્રે ભાવપ્રકાશમા ઉપદંશરોગ ઉપર ફિરંગનુ વર્ણન કર્યુ છે જે ઉપદંશ રોગમા પ્રથમ વીર્ય તથા લોહી ખરાબ થઈ પછી સર્વ ધાતુઓને દુષ્ટ કરે છે તેને 'ફિરંગ' કહેલ છે આ ફિરંગ રોગ અંદર અને બહાર બંને પ્રકારથી ઉત્પન્ન થયેલ ક્ષીણ શરીરવાળા મનુષ્યનો જૂનો થાય તથા ઉપદ્રવયુક્ત હોય તો અસાધ્ય છે ઉપદંશરોગ સહજ સાધ્ય છે પણ ફિરંગ અતિ દુઃખદાયી છે ઉપદંશ રોગમાં કહેલી ઔષધિ ફિરંગરોગમાં અપાય છે ભાવપ્રકાશમા રસકપૂર, સપ્તશાલિ–વટી તથા તેવા પ્રકારની અન્ય ઔષધિ આપવાનુ લખેલ છે ફિરંગ રોગ જવા પછી પણ ચોપચીની ઇત્યાદિનુ ચૂર્ણ, પાક અથવા અવલેહ બનાવી લોહી સારી રીતે શુદ્ધ થાય ત્યા સુધી સેવન કરવાની જરૂરત રહે છે લોહીમા દોષ રહી જાય તો જીવન પર્યંત સાધાઓમા દરદ રહે છે, તેમ જ દાત અને હાડકા નબળાં થઈ જાય છે.

× (૧) ઇદ્રિયને જખમ થયો હોય તો કપીલો સરસિયા તેલમા મેળવી ચોપડવો, અથવા મેંદી સરસિયા તેલમા મેળવીને ચોપડવાથી રુઝ આવે છે, અથવા ચોમાસામાં બિલાડીના ટોપ જેને ફારસીમા સમારુગ અને સિંધીમાં ખુંભો કહે છે તે ટોપ લીલો હોય છે ત્યારે સફેદ હોઈને સુકાયા પછી કાળો થયેલો હોય છે, તે સમૂળ ઉખેડી લાવી તેનો ભૂકો લીલા જખમ ઉપર મૂકે તો આરામ થાય (૨) પહેલો —ચાંદીના ગમે તેવા મોટા ઘારા પડ્યા હોય અને મોટા ઢોલ્લા થયા હોય તે ઉપર હીમજી હરડે તોલા ૮, રસકપૂર તોલા ૪, દાડમનાં સૂકા ફૂલ તોલો ૧, ઓગ્દારગિગ, જાયફળ, એલચી, ધાણા, લવંગ અને મરી—એ સર્વે એકેક તોલા લઈ ખાંડી ઝીણા કરી ૧૦૦ લીંબુના રસમા ખરલ કરવુ લીંબુનો રસ ખરલ કરતા સુકાય ત્યારે ચણા જેવડી મોટી ગોળીઓ વાળી તેમાથી એકેક ગોળી સવારસાંજ ઘી સાથે ગળી જાય તો આરામ થાય એ ઉપર મીઠુ ખાવુ નહિ, મોળુ ખાવુ બીજો —ઓગ્દારગિગ તોલો ૧, દાડમની છાલ તોલો ૧ અને ગોળ તોલા ૨ લઈ, પહેલી બે વસ્તુઓને ખાંડી ઝીણી કરી તેની ગોળી કર ગોળમા વાળી એકેક ગોળી સવારસાંજ ખાય અને ઉપર ગાયનુ ઘી શેર ૦ા ખાય તો દિવસ ૧૪મા આરામ થાય છે ત્રીજો —હીમજી હરડે ૨ તોલા, ફુલાવેલુ મોરથુથુ ૧ તોલો અને સાકર ૧ તોલો લઈ ખાંડી લીંબુ ૧૦૦ના રસમાં ખરલ કરી ચણીબોર જેવડી ગોળીઓ વાળી, તેમાથી ગોળી ૧ ટાઢા પાણી સાથે (લીંબુના રસની સાથે) ગળાવવી બીજા દિવસે બે અને ત્રીજા દિવસે ત્રણ લેવી એમ જ્યા સુધી એ દવાથી ઉલટી ન થાય, ત્યા સુધી એકેક

હરડે, આસગંધ અને ગોખરુનુ ચૂર્ણ કરી ૧ તોલો છાશમા નાખવુ, અને તેમા ૧ તોલો ગોળ મેળવી આપવુ (૨) કાચકીના પાદડાનો રસ કાઢી તેમા ઘી નાખી તે ૭ દિવસ આપવો (૩) રાતી ચણોઠીના પાદડાના રસમા જીરાની ભૂકી અને ખડીસાકર નાખી તે ૭ દિવસ આપવો. પથ્ય-ઘઉ અને તુવેરની દાળ અલૂણી (૪) કડવા લીમડાના પાદડા અને ખડીસાકર એકત્ર વાટી સવારે ૭ દિવસ ખાવા આપવા. પથ્ય ઉપર મુજબ (૫) અઘેડાના ઝાડ મૂળ સુદ્ધા ઉપાડી લાવી પછી તેના મૂળ કાપી નાખવા અને રહેલા છોડનો રસ ૪ તોલા કાઢો તેમા જીરાની ભૂકી પૈસાભાર નાખી ૭ દિવસ આપવો. પથ્ય ઉપર મુજબ **ઉતાર:**—જાસ્વંદ (જાસુદી) અથવા બોરના પાદડાનો રસ આપવો, એટલે આગ મટશે (૬) ઝિઝરના પાદડા એક મૂઠી વાટી તેમા થોડુ જીરુ અને ધાણા નાખી ૭ દિવસ આપવા (૭) શિવલિંગીના વેલાનો રસ ગાયના દૂધમા ૪ તોલા પર્યંત મેળવી તેમા જીરુ અને સાકર નાખી આપવો (૮) કડવા પરવળ, કડવો લીમડો, હરડે, આમળા અને કરિયાતાનો કાઢો આપવો, કિવા ખેર અને અસાણાનો કાઢો ત્રિફળા સહિત કિવા ગૂગળ સાથે પાવો; એટલે સર્વ પ્રકારના ઉપદશનો નાશ થાય છે (૯) આબાની છાલનો ૪ તોલા સ્વરસ લઈ ૧૬ તોલા બકરીના દૂધમા નાખી ૭ દિવસ પ્રાશન કરવો. તે ઉપદશ-વ્રણને હિતકારક થાય છે (૧૦) જાઈના કુમળા પાદડાનો સ્વરસ ૨ તોલા, ગાયનુ ઘી ૨ તોલા અને કિંચિત્ રાળ નાખી તેનુ સવારે સેવન કરવુ; એટલે પાચે પ્રકારના ઉપદશનો નાશ થાય છે એ ઉપર ઘઉ અને ઘીનુ પથ્ય પાળવુ. (૧૧) આકડાના અને રીગણીના મૂળની છાલ, હિંગળોક, હરતાલ અથવા ભિલામો એકત્ર કૂટી ચલમમા નાખી હોકામા પીવા આપવુ, એટલે મોઢુ આવશે પછી રોગ સારો થયા પછી ફટકડી અથવા ખેરની છાલ અને બાવળિયાની છાલ ઇત્યાદિનો કાઢો કરી તેને લૂગડાથી ગળી કોગળા કરાવવા

**શરીરમાં જામેલી ગરમી નીકળી જવા માટે:**-ખાવાની ઔષધિ -(૧) ગોખરુ ૧ તોલો, કંકોલ ૦॥ તોલો અને ખડીસાકર ૧ તોલો, એનો અષ્ટમાશ કાઢો આપવો (૨) સતત એક વર્ષ પર્યંત વાકેરીનુ ભોથુ ગાયના દૂધમા ઘસી દરરોજ એક વખત સેવન કરવાથી, શરીર ઉપર ઊઠેલા ડાઘ અને સાધારણ ચાંદીઓ સારી રીતે સારા થઈ શરીરમાનુ લોહી શુદ્ધ થાય છે, એટલુ જ નહિ પણ ક્ષય, નાડીવ્રણ ઇત્યાદિ વિકારો ઉપર એ દિવ્ય ઔષધ છે. જે રોગીના શરીર પર ચાદીઓ ઊઠતી હોય તેને આ જ ઔષધ ઠંડા પાણીમા ઘસી ઉપર ચોપડવુ. (૩) ઉબરાના મૂળ સાધારણ જંઘા જેવડા મોટા હોય તે જગ્યા ખોદી મૂળ મોકળા કરવા તે મૂળ નીચે એક વાસણ રાખી કરવતથી તે મૂળ વહેરવુ. એ પ્રમાણે સાજે કરવાથી ચાર પહોર રાત્રિમા તે વાસણમા ઉબરાનો દ્રવ ઠરશે તે વસ્ત્રગાળ કરી બાટલીમા ભરી રાખવો અને રોગીની શક્તિ અનુસાર ૪ તોલા પર્યંત લઈ તેમા જીરાની ભૂકી અને ખડીસાકર ૧। તોલા પર્યંત નાખી, સૂર્યોદય થયા પછી સવારે અને સૂર્યાસ્ત થયા પહેલા બે ઘડી દિવસ હોય તે વેળા સાજે, એ પ્રમાણે એક અઠવાડિયુ આપવાથી સારો ગુણ આવે છે રોગી સશક્ત અને ઉષ્ણ પ્રકૃતિનો હોય તેને જ આ ઔષધ આપવુ એ ઔષધથી તણખિયો પ્રમેહ પણ જાય છે. પથ્ય-ફક્ત ઘઉની રોટલી, ઘી અને સાકર. (૪) ધોળા કમળનો કંદ લાવી સ્વચ્છ ધોવો અને કૂટવો, એટલે તેમાથી જે રસ નીકળે તે શક્તિ અનુસાર પાશેર પર્યંત લઈ તેમા આસુદરાની અંતરછાલનુ ચૂર્ણ અને ગાયનુ દૂધ નાખી સર્વ મિશ્રણ સરખુ કરવુ. પછી જીરુ અને ખડીસાકરનુ ચૂર્ણ નાખી આપવુ (૫) ચોપચીનીનુ ચૂર્ણ આપવુ (૬)

---

ગોળી વધારતા જવી જેટલી ગોળીથી ઊલટી થાય તેથી એક ગોળી ઓછીની દરરોજની માત્રા સમજવી થયેલ ઊલટી બંધ કરવાને તુરત શેકેલા ચણા ખવરાવવા એથી ટાકીનો આજાર તથા શરીરમા ગમે તેવા ફોડલા કે નારૂ (કાણુ) હોય તે મટે જો ઊલટી થાય, તો ઊલટી રોકવા માટે શેકેલા ચણા ખાવા ટાકીના દરદમા મોઢુ આવે તો ઘણો ફાયદો થાય દરદને જડમાથી કાઢે ચોથો -રસકપૂર તોલો ૧, લવંગ તોલો ૧, ખુરાસાની અજમો તોલો ૧, સોપારી ચીકણી તોલો ૧, નાગરવેલના પાન ૨૫, એલચી તોલો ૧, એ સર્વને ખરલમા વાટી ચણા જેવડી ગોળી કરી બકરીના દૂધ સાથે ગોળી ૧ ખવરાવવી એથી હાથ, પગ, જીભ, મોઢુ વગેરે અંગોમા ગરમી નીકળશે નહિ પાચમો પ્રકાર -રાળ, કાથો, મનુષ્યના હાડકાની ભસ્મ, કોડીની ભસ્મ, મોરથૂથુ ફુલાવેલુ, હીરાદખણ, એ સરખે ભાગે લઈને ઘી સાથે મલમ કરી ચોપડવો

ચોપચીનીનો પાક આપવો

**ગરમી ચાંદી (ઉપદંશ) ઉપર ઉપચાર (લગાડવાની ઔષધિ):**—(૧) કરેણના મૂળ વાટી તેનો શિશ્ન ઉપર લેપ કરવો, એટલે ઉપદંશ સંબંધી અસાધ્ય પીડા પણ દૂર થાય છે. (૨) વિલાયતી ધતૂરાનું અથવા મોગલી એરંડાનુ દૂધ (રસ) ચાદી ઉપર ચોપડવુ, એટલે ચાદી જલદી ભરાઈ આવે છે (૩) ત્રિફળાના કાઢાએ અથવા ભાંગરાના રસે વ્રણ ધોવો. (૪) મોચરસ, ચીકણી સોપારીની રાખ, બોરડીની છાલનુ ચૂર્ણ, શંખજીરું, એ ઔષધો ઝીણા વાટી તેનું ચૂર્ણ ક્ષત ઉપર લગાડી બાધવુ (૫) ધોળો કાથો અને ચીકણી સોપારીની રાખનુ ચૂર્ણ ક્ષત ઉપર નાખવુ. (૬) રસકપૂર, ધોળો કાથો, મુરદારશિંગ, શંખજીરું, માયફળ (માયા) અને સોપારીના કોલસા–એ ઔષધો ઝીણા કરી ઘીમા ખરલ કરી ચોપડવા (૭) મધપૂડાનું મીણ, સિંદૂર અને બોડી અઘાડીનો રસ એકેક તોલો લઈ આઠ તોલા ઘીમા કઢવી, જાડું થયા પછી ઉતારવુ એ મલમ ચોપડવાથી ગરમીની ચાદીઓ, વ્રણ, નાડીવ્રણ (હાડવ્રણ) સારાં થાય છે (૮) ગોપીચદન અને મોરથૂથુ પાણીમા ખરલ કરી ચોપડવુ. (૯) શખજીરું લીંબુના રસમા વાટી ચોપડવું અને ગોખરુની ભૂકીની ધૂણી આપવી (૧૦) હિંગળોક, આકડાના અને રીગણીના મૂળની છાલ, એની ધૂણી આપવી અથવા ધુમ્રપાન કરવુ, એટલે સર્વવ્રણ, ઉપદશવ્રણ, પ્રમેહ અને અમ્લપિત્તનો નાશ થાય છે *

**વિશેષ ઉપચાર**× જુઓ વનૌ૦—**ઉપદંશ** માટે—અઘેડા–૧૮, અળઈ–૩, આવળ–૫, આબો–૧૪, ઉબરો–૧૩, કણેર–૨, કારિંદા–૩, કાચકી–૩, ખેર–૧, ચણોઠી–૧૩, ૧૮; ચબેલી–૭, ચોપચીની–૧, ઝિઝરૂટ–૨, દાડમ–૧૫, દારૂડી–૪, નાઉળ–૩, પીપળો–૧, બાવળ–૧૮, ભાગરો–૧ મદાર–૨, રતનજોત–૯, રોમફળ–૨, લીમડો (કડવો)–૩૯, વાકેરી–૧, **ઉપદંશ વ્યાધિએ સાંધા પકડાય** તે માટે–વાસનવેલ–૮ **ગરમી**– માટે–અજમો–૫, ઉપરસાલ–૩ કાકડી–૭, કાતગ્વેલ –૧, કારિવણા–૪, કાડોળી–૪, ખીજડો–૭, ગોખરુ મોટા–૧૧, ડમરો–૨ ડુંગળી–૧૫, ધોળો મરવો–૧, લીમડો (કડવો)–૬, વાકેરી–૩, શિમળો–૪, **આગંતુક ગરમી** માટે:–ગોમટો–૧, ચણકબોબા–૪, મરવો–૯, સાગ–૪, સુખડ–૭ **સર્વ પ્રકારની ગરમી** દૂર થવા માટે—અરલુ

---

* આ પ્રયોગમા કોઈ કોઈ રીંગણીના મૂળને બદલે ચણકબોબા વાપરવાનુ કહે છે ગરમીના અનાડી પ્રયોગમા હિગળોક, રસકપૂર વગેરેનો ધુમાડો લેવાથી મોઢું આવી મોઢેથી અત્યત લાળ પડે છે, રોગી ભારે હેરાન થાય છે, અને જેમ જેમ લાળ પડે છે, તેમ તેમ શરીરમાથી વ્યથા નીકળતી જાય છે વખતે અનાડીના હાથથી એ પ્રયોગ થવા પામે તો દરદીનો જીવ પણ જાય છે એથી એમા ધુમાડો આપવાની કે ધુણી પાવાની રીત ગ્રથકારો બતાવતા નથી, કેમ કે એ પ્રયોગ વણો સાવચેતીથી કરવા જેવો છે, માટે ગુરુની રૂબરૂ અનુભવ મેળવ્યા સિવાય એવા પ્રયોગો કરવા નહિ કેટલાક હિગળોક, ઘી અને એલચીની ધૂણી પણ આપે છે એનો ઉતાર તાદળજાથી થાય છે કોઈ પણ રસાયન પ્રયોગથી મોઢુ આવેલું હોય તો આબો, જાબુ બોરડીના મૂળ, બાવળ, આમલી, ગૂદી અને લીમડો, એ સાતની છાલના ઉકાળાના કોગળા કરાવવા એ સાતમાથી લીમડો અડધભાગે અને બાકી સમાનભાગે લેવા, એકલી બોરડીમૂળની છાલના કોગળાથી પણ શાતિ થાય છે

× (૧) ઉપદશના નવા થયેલા દરદમા દારૂડીના મૂળને પાણીમા ઘૂટી પાણી ગાળી પીવુ તથા દારૂડીનું દૂધ ચાદી ઉપર ચોપડવુ આવી રીતે કરવાથી ૭ દિવસની અદર ચાદી નિર્મૂળ થાય છે (૨) કેશરાદિ ગુટિકા જે રસકપૂરની ટિપ્પણમા આપી છે તે લેવી (૩) પારદ ભસ્મ ગધકના તેજાબથી બનાવેલી લેવી. (૪) સોમલના ફૂલ શીરામા ખાવા અથવા દૂધની તરમા ગોળી કરી ગળી જવી (૫) પચવલ્ક ક્વાથથી, ત્રિફલા ક્વાથથી, ભાંગરાના રસથી અથવા રસકપૂરના પાણીથી ચાદી વારવાર ધોવી રસકપૂર ૧ રતીમા ૨૦ તોલા પાણી મેળવવુ આ ઉપરાત ઉપદશોપસિહ રસ, નિબપત્રાદિ ચૂર્ણ, ઉપદશકુઠાર રસ, ચોપચીન્યાદિ ચૂર્ણ, રસશેખર, વરાદિ ગગળ, ગધકયોગ, ચોપચીની પાક વગેરે ખાવા માટે અપાય છે તથા જાત્યાદિ તેલ, જાતિફલાદિ લેપ, તુત્થાદિ મલમ, કરજાદ્ય ઘૃત, ગોજી તૈલ લગાડવા માટે અપાય છે તથા પ્રકરણમા આપેલો ધુમાડો અપાય છે

– શરીરની અદરની આતસને પણ ગરમી કહે છે, તેમજ આ ગ્રથમા મૂત્રકૃચ્છ્રને પણ ગરમી કહેલ હોય એમ જણાય છે, પરતુ ગરમી શબ્દથી ઉપદશ (ચાદી) જ ગ્રહણ કરવાનો બહુધા રિવાજ ચાલુ છે; તેથી જ અમે ગરમી શબ્દના ઉપાયોને વનૌ૦માથી અહી જુદા અનુસધિત કર્યા છે માટે સુજ્ઞ બધુઓએ એ ઉપાયો વિચારીને જ કરવા

-૭, આબો-૧૮, કમળ-૨, કરિયાતુ-૧, કાડવેલ-૧. કેવડાનુ ઝાડ-૫ **ગરમીના યોગે શરીરે ચાંદાં** થાય તે માટે —અરલુ-૮, અરીઠા-૭, કડવી કવઠ-૧, કપૂર-૬, કાટી ગોખરું-૪, ખપાટ-૨, ગલફી-૪, ગોરખ આમલી-૫, પીળો ધંતૂરો-૩, મુગવેલ-૨, મોગલી એરંડો-૫, મોરવેલ-૧, લસણુ-૧૯, શરસડો-૬, સોનારવેલ-૨, હરડે-૧૮. **ઈંદ્રિય લાલ થાય કે ઉપર ચાંદીઓ થાય** તે માટે:—આમળાં-૩૮, તરબૂચ-૪, દારૂડીની ટીપણી

જુઓ **અનુભૂત** ઔષધ:—ઔષધિક્રિયાની ગુટિકાપ્રયોગથી ટીપણીમા નં ૫, રસાયનની ટીપણીમા નં ૧, મલમની ટીપણીમા નં ૯, ૧૦, ૧૧, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૨૬

**બદ:**—ગરમી અંદર થઈ શિશ્નની ઉપરની સંધિમા લાબી ગાઠો આવે છે તેને બદ કહે છે તેની ઉપેક્ષા થવાથી મોટા કષ્ટે અને ઘણા કાળે પાકે છે અને વેદના અતિ દુ:સહ થાય છે. **બદ ઉપર ઉપચાર:**—(૧) સારી ગાઠ બંધાય તો જ તેને પુષ્કળ જળો લગાડી લોહી કઢાવવુ અને કડવા લીમડાના પાદડા થોડુ પાણી નાખી વાટી તેમા હળદર અને ઘી નાખી, ગરમ કરી ઉપર બાંધવુ (૨) ચૂનો, પથરી, પાષાણભેદ અને ભિલામો એકત્ર બાળી તેને પટી લગાવવી. (૩) લસણુ, ભિલામો અને શેકટાની છાલ એકત્ર વાટી ઉપર બાધવી (૪) ચિત્રાના મૂળ લીબુના રસમા ઘસી ચોપડવાં. (૫) ધૂપ, ગૂગળ, એળિયો, વછનાગ અને ચણોઠીની દાળ પાણીમા ઘસી કિંચિત્ ગરમ કરી લેપ લગાવી તે ઉપર અસાળિયો ચોપડવો આ ઔષધ ઘણુ જ આકર્ષણ કરનાર અને ગાઠ વેરનાર છે. (૬) ચીકણીના ઝાડના લાલ વર્ણનાં કુમળા પાદડા લાવી ચંદન પ્રમાણે બારીક વાટી તેનો ગોળો કરી બદ પર લગાવી તે ગોળા ઉપર વારવાર ઠંડુ પાણી નાખતા રહેવુ. એ ઔષધથી કેટલીએક ગરમ ગાઠ હોય તોપણુ તે તુરત પાકી નરમ થાય છે અને તે ઉપર સળ પડે છે (૭) ગાઠ કઠણુ હોય તો તેને કાથો અને રેવંચીનો શીરો, આકડાના દૂધમા ઘસી દિવસમા બે વખત ત્રણુ દિવસ લેપ કરવો; એટલે ગાઠ બેસે છે (૮) ત્રિધારી થોરિયાના ઝાડના મૂળનો રસ ચોપડી, ઉપર તે જ ઝાડના મૂળ પાસેની માટી ચોપડવી, એટલે ત્રણુ દિવસમા ગુણુ આવે છે. (૯) સાબુ, ચૂનો અને ભિલામો ઘસી લેપ કરવો; એટલે સર્વ પ્રકારની ગાઠો બેસે છે

**પથ્ય**—વમન, રેચન, જવ, ચોખા, મગની કણકી, ઘી, કારેલા, પરવળ, કુમળા મૂળા, કડવા અને તૂરા પદાર્થ, મધ, તલનું તેલ. **અપથ્ય**—દિવસે નિદ્રા, મૂત્રરોધ, જડ અન્ન, મૈથુન, ગોળ, મહેનત, ખાટા પદાર્થ, તેલવાળા પદર્થ, વાતુલ પદાર્થ.

## ૨૬-ચિત્તભ્રમ (ઉન્માદરોગ)

**કારણુ**—ભય, શોક, કામ, ઇચ્છિત સ્ત્રી અગર પુરુષ એમની પ્રાપ્તિ ન થવી, વિરુદ્ધ ભોજન, બળવાન પુરુષાદિથી મસ્તી કરવી વગેરે કારણોથી અલ્પસત્ત્વગુણી પુરુષના વાતાદિ દોષ કુપિત થઈ પોતાનો નિત્યનો માર્ગ છોડી અન્ય મનોવાહિની જે નાડી, ત્યા સુધી જઈ જ્યારે ચિત્તનો વિભ્રમ કરે છે, ત્યારે તે રોગને ઉન્માદ× એટલે ચિત્તભ્રમ કહે છે

× (૧) જે ઉન્માદથી રોગી વાતચીત સહન કરી શકતો નથી, ચિડાય છે, શરીરે અર્ધો નગ્ન ફરે છે, ઘડીમા ભય પામે છે, નાસે છે, શરીર ગરમ રહે છે શીતળ છાયામા બેસવું ગમે છે, ઠંડા પદાર્થની ઇચ્છા કરે છે અને શરીરનો રંગ પીળાશ પકડે છે તે પિત્તોન્માદ (૨) ઉપવાસાદિક કારણોથી વધી ગયેલો વાયુ મનને ચિંતાતુર અને દુષ્ટ કરી બુદ્ધિ અને યાદશક્તિને નહિ જેવી કરી નાખે છે, એથી દરદીને કારણ વિના હસવુ, પ્રસંગ વિના નાચવુ, ગીત ગાવુ, હસવુ અને ભાષણ કરવુ, હાથના ચાળા કરવા, લટકા કરવા અને રડવુ વગેરે વિચિત્ર હાવભાવ પ્રગટે છે રોગીનુ શરીર ખરબચડુ, પાતળુ, તાંબાના રંગ જેવું થાય છે અને અનાજ પચ્યા પછી દરદ વધારે દેખાય છે તે વાતોન્માદ (૩) જેનાથી રોગી વધારે બોલતો નથી, અનાજ ઉપર અભાવ, સ્રીસંગ અને એકાત ગમે છે, ઊંઘ ઘણી અને ઊલટી થાય છે, મોઢેથી લાળ પડે, જમ્યા પછી રોગ વધારે દાખવે અને છભ, મૂત્ર, નેત્રાદિક સફેદ હોય તે કફોન્માદ સમજવો (૪) ત્રણેના મિશ્ર લક્ષણવાળો ઉન્માદ સન્નિપાતોન્માદ કહેવાય છે એ કેવળ અસાધ્ય છે (૫) ભય કિંવા પ્રિય વસ્તુના વિયોગથી થયેલો ઉન્માદ શોકોન્માદ કહેવાય છે એમા દરદી ઇચ્છા પ્રમાણે બકે છે, વખત પર મનની ગુપ્ત વાત કહી

**લક્ષણ**—કારણ નહિ છતા હમવુ, ગાવુ, નાચવું, પ્રીતિ કરવી, લજ્જા છોડવી, બુદ્ધિવિપર્યય થવો, રોવુ, ઊંઘનો નાશ, એકાંતે જઈ કંઈ કહેવાથી ઉદ્વેગ કરવો અને ભ્રમ, એ લક્ષણો હોય છે. **અસાધ્ય લક્ષણ**—જે રોગી મોઢું ઉપર કિંવા નીચે રાખી રહે છે, સર્વકાળ જાગ્રત રહે છે અને ક્ષીણ ગઈ ગયો હોય છે તેને અસાધ્ય જાણવો.

**ઉપચાર**—(૧) ગોથા (વાઈ) ઉપરના ઔષધો આપવા. (૨) નવસાર અને ચૂનો એકત્ર કરી દાબડીમા ભરી તે સૂંઘવાને આપવુ. (૩) ધોળી ડુંગળીના રસનું અંજન કરવુ (૪) સૂંઠ, મરી, લીંડીપીપર, હિંગ, સિંધવ, ઘોડાવજ, કડુ, સરસવ, કરંજના બિયા, ધોળો શિરસ–એ સમભાગે લઈ ગોમૂત્રમા વાટી ગોળી કરી તેનુ અંજન કરવુ, એટલે ચોથિયો તાવ, ઉન્માદ (ઉન્મત્ત વાયુ) અને ગોથુ (વાઈ) દૂર થાય છે. (૫) રોગીને બાંધી રાખવો સર્પ ઇત્યાદિ ભયંકર જનાવરો દેખાડી બિવડાવવો અને શરીરે સરસવનુ તેલ ચોપડી ગરમીમા બેસાડવો અથવા જમીન પર સુવાડવો. ગરમ પાણી તેના શરીર પર છાંટવુ, કિંવા લોહાદિક તપાવી ડામ દેવાનો ભય દેખાડવો. (૬) બ્રાહ્મી કોળુ, ઘોડાવજ અને શંખાવળીનો અંગરસ જુદોજુદો કાઢી તેમા મધ અને કોઠનુ ચૂર્ણ મેળવી પાવાથી બધા ઉન્માદરોગ દૂર થાય છે (૭) ધતૂરાના પાદડાનો રસ અથવા બિયા ૪ અથવા ૫ ઘીમા આપવા. (૮) ધમાસાનો અથવા બાળહરડેનો કાઢો ઘી નાખી આપવો (૯) દશમૂળનો કાઢો ઘી નાખી આપવો ×

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —અગથિયો–૩, કારિવાણા–૯, ડુંગળી–૨, તુવેર–૫, ધતૂરો–૧૦ તથા ટીપણીમા નં ૨ કનકવટી પટોલકટુ–૯, બિજોરુ–૧૫. ૨૦; બ્રાહ્મી–૧, ૪, ૩ની ટીપમા બ્રાહ્મીક્વાથ, મહુડો–૧, મોથ–૯, વજ–૪ શંખાવળી–૧. જુઓ ગો૦ વૈ૦મા :–ઘી–૯.

**પથ્ય**—ઘઉ, મગ, ચોખા, ધારોષ્ણ દૂધ, ઘી, જૂનુ કોળુ, પડવળ, ચાકવત, તાદળજો, નાળિયેર, કોઠું અને ફણસ **અપથ્ય**—ગરમ ભોજન, મદ્ય (દારૂ), વિરુદ્ધાશન તથા નિદ્રા, ક્ષુધા અને તૃષાનો રોધ કરવો, વ્યાયામ કરવો, કારેલા અને ભાજીપાલો

## ૨૭–જૂનો ઝાડો (સંગ્રહણી)

**કારણ**—અતિસાર બંધ થવા છતા અગ્નિ મંદ હોય છે. તેમા વિરુદ્ધાહાર થાય તો તેથી કરી અમાશ થઈ અગ્નિનું સ્થાન દુષ્ટ થાય છે એથી આમરૂપ મળ પડવા લાગે છે, તેને સંગ્રહણી કહે

દે છે, અક્કલ ઊલટાઈ જાય છે, ગાય છે, હસે છે અને છેક મૂર્ખ બને છે. આમ પાંચ પ્રકારના ઉન્માદ ચરકે બતાવ્યા છે માધવનિદાનમા જે રોગીની આખો બહુ જ લાલ–વટ્ટ લાલ બને છે, બળ, ઈંદ્રિયો અને શરીરની કાંતિ નાશ પામે છે, અત્યંત રાંક જેવો બને છે, મુખ કાળુ પડી જાય છે અને બરાબર શુદ્ધિ રહેતી નથી તેને છઠ્ઠો વિષોન્માદ અને સાતમો ભૂતોન્માદ બતાવ્યો છે, તેમ જ ભૂતોન્માદના પણ પંદર ભેદો બતાવ્યા છે ચરકે તેને બદલે દેવોન્માદનો ઇશારો આપ્યો છે ઉપચાર —(જૈન ગ્રંથમાથી) રાસ્ના ટાંક–૨, બ્રાહ્મી ટાંક–૯, કરિયાતું ટાંક–૨, ચવક ટાંક–૨, માલકાંગણી ટાંક–૨, લીંડીપીપર ટાંક–૨, સૂંઠ ટાંક–૨, પીપળીમૂળ ટાંક–૨, અજમો ટાંક–૨ લઈ, પડીકા ૭ વાળી એકેક પડીકુ પાણી શેર ૧ મા ઉકાળી નવટાંક પાણી રહેથી ઉતારી ગાળીને પાવુ

× ઉન્માદરોગીને રોજ સવારે ૫ તોલા ઘી નવશેકુ કરી પિવડાવવુ. એક કલાક પછી ધતૂરાના ૫ બિયા શેકેલા ખવડાવી ઉપર તાજું ગાયનું દૂધ પિવડાવવુ ત્રણ કલાક પછી ભોજન કરાવવુ બપોરના તાપ બહુ હોય ત્યારે શંખાવળીને બારીક ચટણી માફક વાટી સાકર તથા પાણી મેળવી ગાળીને પિવરાવવું. ભોજનમા ઘી, દૂધ વધારે આપવુ. આવી રીતે ઔષધિ આપવાથી ઉન્માદરોગ થોડા દિવસમા ચાલ્યો જાય છે દારૂ અથવા તમાકુ પીવાનુ વ્યસન હોય તો તે છોડાવી દેવુ

આ રોગમા સારસ્વત ચૂર્ણ, સારસ્વત અરિષ્ટ, ઉન્માદગજાંકુશ રસ, ઉન્માદભંજન રસ, ભૂતાંકુશ રસ, બ્રાહ્મી ઘૃત, ક્ષીરકલ્યાણ ઘૃત, અશ્વગંધા અરિષ્ટ, ચ્યવનપ્રાશ અવલેહ, ચતુર્મુખ રસ વગેરે ખાવા માટે અપાય છે અંજન તથા નસ્ય પ્રકરણમા આપેલ છે

ઉન્માદ રોગનો મનથી તથા જ્ઞાનતંતુ સાથે સંબંધ છે. માટે મનને દુઃખ ઉપજાવે એવા પ્રસંગો ઉન્માદ-રોગીની સામે ન આવે તેમ જ જ્ઞાનતંતુઓને ઉશ્કેરે એવી ઔષધિ તથા આહારવિહારથી ઉન્માદરોગી દૂર રહે એવો પ્રયત્ન કરવો, શરીરે રોજ તેલમર્દન કરવુ અને કબજિયાત ન થવા પામે તે તરફ પણ પૂર્ણ લક્ષ રાખવુ.

છે. અતિસાર સિવાય પણ મિથ્યા આહારાદિ કે કરી સગ્રહણી થાય છે જે સંગ્રહણી પ્રતિદિવસ આમને સંગ્રહ કરી વારવાર શૂળયુક્ત ક્ષુભિત થઈ આમ છોડે છે, તેનું નામ **ન્યાસ ગ્રહણી.**+

**લક્ષણ**—આમ પડે છે તે આમને દુર્ગંધી તથા મરડો હોય છે, અને વાયુ વડે કરી ક્ષણે ક્ષણે બધ પડે છે પિત્તના યોગે ક્ષણે ક્ષણે પડવા લાગે છે. તે કાચા આમ જ પડે છે અથવા તે આમનો પાક થઈ પડે છે

**પૂર્વરૂપ**—તરસ, આળસ, શક્તિક્ષીણતા, એ લક્ષણો થાય છે જઠરાગ્નિ મદ થાય છે તેટલા માટે અન્ન વિદગ્ધ થાય છે. એટલે બળતગ થયા જેવુ થાય છે, તેથી તે અન્નનો પાક જલદી થતો નથી અને શરીરને જડપણુ ઇત્યાદિ લક્ષણો થાય છે

**ઉપચાર**—(૧) સૂઠના કલ્કમા ઘી નાખી અગ્નિ ઉપર સિદ્ધ કરવુ તે વાયુનુ અનુલોમન કરે છે અને સગ્રહણી, પાડુરોગ, બરોળ, ઉધરસ તથા જ્વરનો નાશ કરે છે (૨) સગ્રહણીની શાતિને અર્થે સૂઠનુ ચૂર્ણ નાખી છાશ પીવી અન્ન હળવે હળવે કમી કરવુ અને છાશ વધારતા જવી; એટલે સુધી કે એકલી **છાશનો જ** અન્ન સિવાય આહાર થઈ શકે. **મૈથુન** અને **ક્રોધ** એ વર્જવા (૩) હિગ, જીરુ અને સિધવ એણે યુક્ત કેવળ દહી ભાગેલી છાશ આપવી, તે સગ્રહણી, અર્શ, અતિસાર અને વાયુનો નાશ કરે છે (૪) કુમળા બીલાના કલ્કમા સૂઠનુ ચૂર્ણ અને ગોળ નાખી આપવું અને **છાશ** તથા **ભાત** પથ્યને માટે આપવા. (૫) અજમો, પીંપળીમૂળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂઠ, ધાવડીના ફૂલ, આમલી, લીંડીપીપર તથા વાળો, એ એકેક તોલો અને સાકર ૭ ભાગ, એ બધાનુ ચૂર્ણ કરી રોજ એક તોલો આપવું અને ઉપર બકરીનુ દૂધ પાવું એટલે સગ્રહણી, પિત્તસગ્રહણી અને પ્રવાહિકાનો નાશ થાય છે. (૬) જેને કષ્ટવડે તથા કઠિન એવો મળ થાય છે તેને ઘીમા મીઠું નાંખી પાવુ (૭) **તાલીસાદિ વટી :**—તાલીસપત્ર, ચવક, મરી એ ચાર-ચાર તોલા, લીડીપીપર અને પીંપળીમૂળ એ આઠ-આઠ તોલા, સૂઠ બાર તોલા, ચાતુર્જાત અને વાળો એ એકેક તોલો, એ બધાનુ ચૂર્ણ તથા ચૂર્ણથી ત્રણગણો ગોળ મેળવી બે તોલાની ગોળી કરવી તે ભક્ષણ કરવાથી કષ્ટતર સંગ્રહણી, ઊલટી, ઉધરસ, દમ, જ્વર, અરુચિ, સોજો, ગુલ્મ, ઉદર અને પાડુરોગનો નાશ થાય છે (૮) કાળી મૂસળી છાશમાં કિવા ચોખાના ધોવણમણુમા વાટી એક તોલો આપવી અને પથ્ય માટે છાશ તથા ભાત આપવા (૯) શખભસ્મ અને સિધવ સમભાગે લઈ ત્રણ માસા પર્યંત મધમા ચટાડવુ, એટલે મોટો સગ્રહણી રોગ પણ નાશ પામે છે (૧૦) કાકાયન ગુટી આપવી (૧૧) સાટોડીના મળિયા, મરી, શરપુખો, સૂઠ, ચિત્રાના મૂળિયા, બાળહરડે, કરજની છાલ અને કાચા બીલાનો કાઢો કરી પાવો; એટલે

---

+ અતિસાર થઈ મટી ગયા પછી જ્યારે રોગી ખાવાપીવાનો વિચાર રાખતો નથી, ત્યારે તેનો જઠરાગ્નિ બગાડ પામી સગ્રહણી રોગ ઉત્પન્ન કરે છે, તેને સગ્રહણી કે ગ્રહણી કહે છે એનાથી તરસ, આળસ, દાહ, અપચો, શરીરનુ ભારેપણુ વગેરે થવા માડી બળનો ક્ષય થાય છે પછી જે ખાધુ હોય તેનો આમ (કાચો ઝાડો) થઈને તે ગુદા વાટે પડે છે વખતે પક્વ થઈને પણ પડે છે અને વખતે તે કઠણ કે પાતળો હોય છે ઝાડો થતા મરડો થાય છે

એ રોગ વાત, પિત્ત, કફ, સન્નિપાત અને આમ, એ દોષોના કારણથી પાચ પ્રકારનો છે વાતાદિ દોષથી ઉત્પન્ન થયેલા સગ્રહણીરોગમા તે તે દોષના લક્ષણો જોવામા આવે છે (હવે પછીના 'ઝાડા'ના પ્રકરણમા આ લક્ષણ જોવા) તે ઉપરથી કયા પ્રકારનો ગ્રહણી રોગ છે તે સમજાય છે ત્રિદોષ સગ્રહણીમાં ત્રણે દોષના લક્ષણ મિશ્ર હોય છે આમસગ્રહણીમા આતરડા બોલે, આળસ અને દુર્બળતા થાય, ઝાડો નરમ, જાડો, ચીકણો, ધોળો, શબ્દ સહિત, કેડમા વેદના સહિત અને થોડા મરડા સહિત આમવાળો થાય; દિવસે રોગ વધે અને રાત્રે શાતિ માલૂમ પડે

સગ્રહણીના રોગીનો ઝાડો પાણીમા નાખવાથી ડૂબી જાય છે, કારણ કે અનાજ પાચન થઈને ઝાડો થતો નથી તથા દસ્ત થતી વખતે પણ એક પ્રકારનો અવાજ ઉત્પન્ન થાય છે, જ્યારે પક્વ અતિસારના દસ્તીનો ઝાડો પાણીમા નાખવાથી ઉપર તરે છે (આમાતિસારમા પણ ઝાડો ડૂબી જાય છે)

સૂતેલા રોગીના પાસામા શૂળ અને જળવટીયત્ર જેવો શબ્દ થાય તેને ઘટીયત્ર નામે અસાધ્ય સગ્રહણી રોગ કહે છે

દૂઝણુમસા, ગુલ્મ અને સંગ્રહણી, એ બધાનો નાશ થાય છે. (૧૨) અતિવિષ, નાગરમોથ, વાળો, ધાવડીના ફૂલ, કડાની છાલ, લોદર અને પહાડમૂળનો કાઢો પાવો; એટલે સંગ્રહણી, સર્વ પ્રકારનો તાવ, અરોચક અને અગ્નિમાદ્યનો નાશ થાય છે. (૧૩) **તાલીસાદિ ચૂર્ણ :**—તાલીસપત્ર, વજ, હળદર, ત્રિકટુ, પીપળીમૂળ, ચિત્રકમૂળ, ચવક, આંબાહળદર, બીલા, અજમોદ, કચોરા, ચાતુર્જાત, લવંગ, ધાવડીના ફૂલ, અતિવિષ, જાયફળ, અજમો, પહાડમૂળ, મોચરસ, કોકમ, પંચલવણ (કાચલવણ, બીડલોણ, સિંધાલૂણ, સચળ અને મીઠું), જીરું, શાહજીરુ, વાવડિંગ, અમ્લવેતસ, આમલી, ત્રિફળા, પિત્તપાપડો, જટામાસી, આવળ, વાળો, એલચી, બ્રાહ્મી, જવાસા, ભોંયઆમળી અને કોષ્ટ, એ સમભાગે તથા એ બધાની બરોબર હરડે અને તે સુદ્ધા બધાની બગણર માકર મેળવી ચૂર્ણ કરવુ તે ૧૫ દિવસ લેવાથી **સંગ્રહણી, ક્ષય, ઉધરસ, દમ, અરુચિ, પ્લીહા, દૂઝણુમસા (હરસ), દૂઝતા મસા, ઝાડો, તાવ, વાયુ, સ્થૂલતા, પ્રમેહ, ગોથું, પાંડુ, ગોળો, ઉદરરોગ, કફજ વ્યાધિ, પિત્તજ વ્યાધિ, ચિત્તભ્રમ, આફરો, વિષૂચિકા, અગ્નિમાંદ્ય વગેરે સંપૂર્ણ રોગોનો નાશ કરે છે. વળી તે પુષ્ટિ, આયુષ્ય, બળ, કાંતિ, બુદ્ધિ, સ્મૃતિ, ધારણા અને વાચાને** આપનારુ છે (૧૪) મસૂરના કાઢામાં બીલાનું મગજ બાફીને આપવું. તે સપૂર્ણ **કુક્ષિરોગ, સંગ્રહણી, પાંડુ અને કમળાનો** પણ નાશ કરે છે. (૧૫) દશમૂળ અને સૂંઠનો કાઢો સોજો તથા આમસગ્રહણીનો નાશ કરે છે. (૧૬) **ભલ્લાતક ક્ષાર :**—ભિલામો, ત્રિફળા, ત્રિકટુ, સિધાલૂણ, સંચળ, મીઠુ અને ધુંવાસ, એ આઠ તોલા લઈ છાણાના દેવતામા બાળવુ. તેનો ક્ષાર ઘીમા અથવા ભોજનમા આપવો, એટલે **હૃદ્રોગ, પાંડુરોગ, સંગ્રહણી, ગુલ્મ, ઉદાવર્ત અને શૂળનો** નાશ થાય છે. (૧૭) ચરક, ચિત્રક, બીલા અને સૂંઠનુ ચૂર્ણ છાશ સાથે આપવુ; એટલે તે ઘણી દુષ્ટ સગ્રહણીનો નાશ કરશે (૧૮) સંચળ, ચિત્રક અને મરીનુ ચૂર્ણ છાશ સાથે સેવન કરવું, એટલે સગ્રહણી, ઉદર, ગુલ્મ, દૂઝણુમસા, અગ્નિમાદ્ય અને બરોળનો નાશ થાય છે (૧૯) **કપિત્થાષ્ટક ચૂર્ણ :**—કોઠું ૮ ભાગ, સાકર ૮ ભાગ તથા દાડમની છાલ, આમલીની છાલ, કુમળા બીલા, ધાવડીના ફૂલ, અજમોદ, તજ, એલચી અને લીંડીપીપર એ ત્રણ ભાગ અને મરી, જીરુ, ધાણા, પીપળીમૂળ, વાળો, સંચળ, અજમોદ, તમાલપત્ર, નાગકેસર, ચિત્રક, સૂંઠ-એ તેર ઔષધો એકએક ભાગ, એ બધાનું ચૂર્ણ કરવું અને તે આપવું. એ ચૂર્ણ કંઠરોગ, અતિસાર, ક્ષય, ગુલ્મ અને સગ્રહણીનો નાશ કરે છે.×

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા અતિવિષ–૫, ૧૦, અરડૂસો–૩, આદુ–૮, આંબો–૨૨, ઇંદ્રજવ–૧૬, ખસખસ क (અફીણ)–૨, ગાજો–૬, ચણકબોબા ૫, ચિત્રક–૨૦ ની ટીપમાં ન ૪. ઝેરકોચલા–૯, દાડમ–૬, પાઢ (કાળીપાઢ)–૧૨, પીલુ–૧, બીવલો–૧, મરી–૧૩, મૂસળી–૫, મોથ–૬, રાળ–૧, લવગ–૧૦, સમેરવો–૧૫, સાલમ–૩ **આમ સંગ્રહણી માટે :** બીલી–૭. જુઓ ગો૦ વૈ૦ મા ; દૂધ–૨૧, છાશ–૨, ૬, ૭. જુઓ પ્રા૦ ઔ૦ મા : છાશ વર્ગ–૧

જુઓ **અનુભૂત ઔષધ**—ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગની ટીપમા ન. ૯.

**પથ્ય**—જૂના સાઠીચોખા, મસૂર, તુવેર અને મગની–દાળ નિશેષ માખણ કાઢી લીધેલી છાશ, દૂધ, માખણ, દહીં, તલનુ તેલ, મધ, ફણસ, દાડમ, કેળફૂલ, જૂના કેળા, કોઠું, જાબુ, ધોળું કોળું (દૂધી), તૂરા પદાર્થ. **અપથ્ય**—ઘઉં, વટાણા, અડદ, જવ, ચોળા, મયાળ ચાકવત, કોળું, સરગવો, કંદ, નાગરવેલના પાન, શેલડી, બોર, કેરી, કાકડી, સોપારી, ગોળ, નાળિયેર, ભાજીપાલો, ખાર, દ્રાક્ષ અને ખાટુ–મીઠું જડાન્ન

---

× સગ્રહણી રોગમા ચિત્રકાદિ વટી, કલ્યાણગુડ, કુષ્માંડ કલ્યાણગુડ, રસાજનાદિ ચૂર્ણ, જીરકાદિ ચૂર્ણ, કામેશ્વર મોદક, ગ્રહણીકપાટ રસ, ગ્રહણીગજેંદ્ર વટિકા, અગ્નિકુમાર રસ, મહાગધક, ચાગેરી ઘૃત, દુગ્ધવટી, લોહપર્પટી, સુવર્ણપર્પટી, રસપર્પટી, પંચામૃતપર્પટી, અભયારિષ્ટ, કુટજા અવલેહ, તામ્ર રસાયન વગેરે અપાય છે અરલુની છાલને સાઠીચોખાના પાણીમા વાટી પુટપાક વિધિથી રસ કાઢવો રોજ એકેક તોલો દિવસમા ત્રણ વખત જીર્ણ સગ્રહણીવાળાને પિવડાવવો ખાવા માટે માત્ર ઘીની પૂરી તથા મૂળાનુ શાક આપવુ આ ઔષધિ પથ્યપાલનની સાથે ૭ દિવસમા પૂરો લાભ બતાવી આપે છે

## ૨૮–ઝાડો (અતિસાર) અને મરડો+ (પ્રવાહિકા)

કારણ—પ્રમાણ કરતા અધિક ખાવુ, જડ પદાર્થનુ સેવન કરવુ, અતિ સ્નિગ્ધ, અતિ તીક્ષ્ણ, અતિ રુક્ષ, અત્યંત પાતળા, એવા પદાર્થ ખાવા; વિરુદ્ધાશન (અપથ્ય પદાર્થનુ સેવન), અન્ન પાચન થયા સિવાય તે ઉપર ફરી ભોજન કરવું, અપક્વ અન્ન ખાવુ, અતિ મદ્યપાન કરવુ, દુષ્ટ પાણી અથવા પ્રકૃતિને ગમે નહિ એવા પદાર્થનુ ભક્ષણ કરવુ, મળમૂત્રનો અવરોધ કરવો અને કૃમિનો કોપ ઇત્યાદિ કારણોએ અતિસાર ઉત્પન્ન થાય છે. **લક્ષણો**—હૃદય, નાભિ, ગુદા, ઉર અને કુક્ષિમા વ્યથા થવી; હાથપગનુ ગળવુ, અપાનવાયુનો અને મળનો અવરોધ થવો, પેટનુ ફૂલવુ, અન્ન સારુ પાચન ન થવુ, ઇત્યાદિ લક્ષણો થાય છે જે અતિસારમા આમ પડે છે તેને આમાતિસાર અને જે અતિસારમા લોહી પડે છે તેને રક્તાતિસાર કહે છે **ઉપદ્રવ**—ઊલટી, મૂર્છા, ઊચકી, સોજો, શૂળ, દમ, ઉધરસ અને અન્નદ્વેષ, એ ઉપદ્રવ સપૂર્ણ થવાથી આ અતિસાર અસાધ્ય થાય છે **આમાતિસાર ઉપર:**—કોઈ પણ અતિસાર ઉપર ઉપચાર કરવાનો હોય તો પ્રથમ આમ પાકા થયેલા છે કે નહિ એની ચોકસી કરી, આમ પાકા થયા હોય તો **દોષ પ્રમાણે ચિકિત્સા** કરવી (૧) બાળ-

---

+ વાત, પિત્ત, કફ, સન્નિપાત, શોક અને આમ, એમ છ પ્રકારનો ઝાડો છે ભયાતિસાર, રક્તાતિસાર અને મરડો પણ એ સર્વના પેટામા આવી જાય છે ૧–ઝાડો કાઈક લાલાશ ઉપર ઊતરે અને ઝાડામા ફીણ મળેલુ હોય તથા લૂખો અને થોડોથોડો વારવાર આમ સહિત આવે અને ઝાડો થતી વખતે પેડુમા પીડા થાય તે વાયુનો ૨–ઝાડો પીળો, લાલ, કાળો તથા દુર્ગંધયુક્ત પાતળો થાય તથા ગુદા પાકી જાય, શરીરમા પરસેવો આવે, તરસ લાગે, શરીરમા દાહ તથા મૂર્છા થાય એ પિત્તનો ૩–ઝાડો ચીકણો, સફેદ, દુર્ગંધવાળો, શીતળ, થોડી પીડાની સાથે ઊતરે તથા શરીર ભારે રહે અને ભોજનમા અરુચિ હોય તે કફનો ૪–ઝાડો ભૂંડના માસ સરખો હોય, અનેક રંગનો હોય, નેત્રમા તદ્રા રહે, તરસ, મુખશોક, ભ્રમ અને મોહ થાય તે ત્રિદોષનો જો એવા લક્ષણ બળહીન, વૃદ્ધ કે બાળક રોગીને થાય તો તે અસાધ્ય છે ૫–પુત્ર, મિત્ર, ધન, સ્ત્રી આદિના નાશથી શોક કરે, આ શોક પેટના અગ્નિને મંદ કરે છે, તથા શરીરની બહારનુ તેજ પેટમા જઈને રુધિરને બગાડે છે, જેથી લોહી ઝાડા સાથે જાય છે અથવા માત્ર લોહી ચણોઠીના સમાન લાલ રંગનુ નીકળે તો તેને શોકનો અતિસાર જાણવો, અને તે શોક દૂર થવા પછી જાય છે એવી જ રીતે કોઈ પણ પ્રકારના ભયથી થાય તેને ભયાતિસાર જાણવો ૬–આમાતિસારથી પ્રથમ ભોજનનું અજીર્ણ થાય અને પછી ન પચે એવા ભારે પદાર્થો ખાય તો તેથી કોઠમાના વાત, પિત્ત, કફ, આ ત્રણ દોષો રસરક્તાદિ ધાતુઓને તથા ઝાડાને બગાડે છે એમા ઝાડો શૂળસયુક્ત, દુર્ગંધ સાથે અનેક રંગનો હોય છે જે મળ પાણી ભરેલા વાસણમા નાખવાથી ડૂબી જાય છે, અત્યત દુર્ગંધીવાળો તથા ચીકણો હોય તે કાચા આમવાળો છે પણ જો મળ પાણીમા તરે, બહુ દુર્ગંધ તથા ચીકાશ ન હોય તો પકવ આમવાળો મળ જાણવો રક્તાતિસાર એ પિત્તાતિસારનો ભેદ છે એમા અત્યંત ગરમ વસ્તુઓ ખાવાથી પિત્ત વધી જઈ લોહીને બગાડે છે, જેથી ઝાડો રુધિર સાથે ઊતરે છે મરડો (પ્રવાહિકા)—અતિસારનો ભેદ મરડો છે કુપથ્યના કરનારા પુરુષને વાયુ વધીને કફમા મળી મરડો કરે છે ક્ષણક્ષણમા અમળાઈને થોડો અથવા ઘણો ઝાડો ઊતરે તેને મરડો કહે છે. એને કોઈ આકડી પણ કહે છે એ મરડો વાયુનો, પિત્તનો, કફનો અને લોહીનો એમ ચાર પ્રકારનો છે જેમા ઘણી પીડા થઈ ઝાડો ઊતરે તે વાયુનો, દાહ હોય તે પિત્તનો, કફસયુક્ત ઝાડો થાય તે કફનો, અને સયુક્ત ઝાડો હોય તેને લોહીનો મરડો કહે છે

ઝાડા ઉપર ઉપચાર —(૧) જીરુ અને દહી પાવા (૨) લીંડીપીપર તોલો ૦ાા, પીપળીમૂળ તોલો ૦ાા, જાવત્રી તોલો ૧, જાયફળ તોલો ૧, લવંગ તોલો ૧, તજ તોલો ૧, અફીણ તોલો ૦ાા, સર્વને વાટી ઝીણા કરી ઠળિયો કાઢી નાખેલી ખારેકમા ભરી વડની કણકથી લપેટી આટાનો દડો કરી દેવતાના ભાઠામા પકવી પછી તેમાથી ખારેક કાઢી લેવી અને તેને ખૂબ લસોટીને પછી ચણા જેવડી ગોળીઓ વાળવી એનાથી લોહીવા એટલે રક્તાતિસાર જાય (૩) રાળ અને અમતુ જીરુ દહીમા ખાવુ (૪) બાવળિયો ગુંદ, ખસખસ અને સાકર ઝીણા વાટીને ખાવા (૫) ખોડી અજમો, મોચરસ, સૂઠ, ધાવડીના ફૂલ એ સર્વ સમાનભાગે લઈ ઝીણા વાટી ગાયના ગોળવામા ટાંક રાના અદાજે આપવુ ઉપર દહી અને ખીચડી જમાડવી (૬) સૂઠ, હળદર, લીંડીપીપર, દારુહળદર, કરજબીજ અને બિજોરાની જડ સમાન ભાગે લઈ વાટી કાજીના પાણી સાથે મરી જેવડી ગોળીઓ કરવી એ ચોખાના ધોવરામણમા આપવાથી ઝાડો મટે, વાસી પાણી સાથે આપવાથી વાસી વિકાર મટે ઘોડાની ચૂક પર એ જ ગોળી ૨૧ ઉષ્ણોદક સાથે આપવી

હરડે અને લીંડીપીપરનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ; કિંવા આમનો ઝાડો થવા માટે એરંડતેલ અથવા ઘી ગરમ પાણીમા આપવુ (૨) સૂંઠનુ ચૂર્ણ કરી તેમા લગારેક ઘી નાખી ગોળો કરવો અને તેને એરંડાના પાદડા વીંટાળી ઉપર છાણમાટીએ લીપી અંગારામા બાફવુ. માટી બળવા લાગે એટલે બહાર કાઢી અંદરનું ઔષધ કાઢી લેવુ અને તે સાકર તથા ઘી સાથે અથવા ગોળ સાથે ત્રણ માસાથી ૭ માસા પર્યંત આપવુ, એટલે આમાતિસાર બંધ થઈ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. (૩) સૂંઠ ગોળ અને ઘીની ગોળી× કરી આપવી, તેથી કરી આમનુ પાણી થઈ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે. (૪) કુમળી કાકડીમા સિંધવ અને થોડીક હિંગ ભરી, એરંડાનાં પાદડામા વીંટાળી ભુંભરેટમા શેકી તે ખાના; તેથી આમનું પાણી થઈ આમાતિસાર બંધ થાય છે (૫) સૂંઠ, વરિયાળી અને ખસખસ, અથવા સૂંઠ અને વરિયાળી ઘીમા શેકી ઝીણી વાટવી અને તેની ફાકી લેવી. (૬) ધાણા અને સૂંઠનો કાઢો આપવો. (૭) સૂંઠ, અતિવિષ, તળેલી હિંગ નાગરમોથ ઈંદ્રજવ અને ચિત્રકનુ ચૂર્ણ કરી તે ચોગણા પાણીમા આપવુ (૮) બાળહરડે, અતિવિષ, સિંધવ, સંચળ, ઘોડાવજ અને હિંગનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. (૯) સૂરણને સૂકવી ચૂર્ણ કરવુ અને ઘીમા તળી આપવુ (૧૦) જાયફળ, સૂંઠ, રાળ, માયફળ (માયા) અને ખજૂર, એ દરેક ૭ ૭ માસા લઈ ચૂર્ણ કરવુ, અને તે ચૂર્ણના વજન જેટલી તેમા વગડાઉ છાણાની રાખ મેળવી ચોખાના ધોવરામણમા દરેક વખત દોઢ માસા પ્રમાણે બે વખત આપવાથી જીર્ણાતિસાર, આમાતિસાર અને શૂળ દૂર થાય છે. (૧૧) લસણની કળીમા અડદના દાણા જેટલુ અફીણ ભરવુ અને અંગારા ઉપર શેકી ખાવી એટલે આમાતિસાર તરત દૂર થાય છે. **રક્તાતિસાર ઉપર ઉપચાર**—(૧) જાંબુ, કેરી અને આમલીના પાદડાનો અંગરસ કાઢી તેમા મધ, ઘી અને દૂધ નાખી લેવાથી મહાન રક્તાતિસાર મટી જાય છે. (૨) લસણ ૪ તોલા અને થોડા આકડાના કુમળા પાદડા એકત્ર વાટી તેનો રસ ગરમ કરી ૩ દિવસ આપવો. (૩) ખીલુ જરા ભાગી બાફવુ અને તેના ગરમા ગોળ ઘાલી વાટી ગરમ પાણીમાં શરબત કરી પાવુ (૪) ડુંગળી બારીક ચીરી ચારપાચ વખત ધોઈ નાખવી અને તે ગઠ્ઠાદાર ચોખ્ખા દહી સાથે ખાવા આપવી (૫) ગાયના માખણમા તલની ભૂકી મિશ્ર કરી ઉંબરાના પાદડાં ઉપરની પાચ ફોડ અને સાકર નાખી આપવુ. (૬) કડાની છાલ, અતિવિષ, ખીલાનો ગર્ભ, વાળા અને નાગરમોથનો કાઢો આપવો (૭) દાડમની છાલ અને કાચા ખીલાનો કાઢો મધ નાખી આપવો. (૮) ચોખાના ધોવરામણમા ચોખ્ખુ ચંદન ઘસી તેમા મધ અને સાકર નાખી આપવું; એટલે રક્તાતિસાર, દાહ, શોષ અને મોહ દૂર થાય છે. (૯) કાચાં ખીલાનુ ચૂર્ણ ગોળ સાથે આપવાથી રક્તાતિસાર, પેટશૂળ અને આમશૂળ દૂર થાય છે (૧૦) આબાની ગોટલી છાશમા અથવા ચોખાના ધોવરામણમા ઘસી આપવી (૧૧) શતાવરીનો રસ સાકર નાખી આપવો. **સર્વાતિસાર તથા મરડા ઉપર ઉપચાર**:—(૧) અફીણ અને કેસર સમભાગે ખરલ કરી અર્ધા ગુંજા(ચણોઠી) ભારના પ્રમાણની ગોળીઓ કરવી અને એક ગોળી મધ સાથે આપવી. (૨) લીંબુ કાપી અંદર રાઈ ભરી ગરમ કરી આપવુ (૩) કાદાના રસમા અફીણ મેળવી આપવુ (૪) નિષ્કંટક મોટા બાવળિયાના પાદડાંનો અથવા છાલનો રસ કિંવા અરલુની છાલનો રસ, અથવા કડાની છાલનો રસ, એમાનો કોઈ પણ અંગરસ લેવાથી સર્વ અતિસાર દૂર થાય છે (૫) અજમોદ, મોચરસ, સૂંઠ અને ધાવડીના ફૂલનુ ચૂર્ણ ગાયના દહીમા આપવુ, એટલે અતિસાર દૂર થાય છે (૬) વાળો, કાળો વાળો, નાગરમોથ, ધાણા, મજીઠ, કાચા ખીલા, ધાવડીના ફૂલ, લોધર અને સૂંઠનો કાઢો આપવો (૭) કુમળા ખીલા અને આબાની ગોટલીનો કાઢો અથવા ખીલાનો ગર અને ગોટલીમાનુ મગજ, સાકર અને મધ નાખી આપવુ. (૮) આબાની અંતરછાલ અથવા ગોટલી દહીમા વાટી આપવી, એટલે દાહ અને અતિસાર દૂર થાય છે (૯) જાયફળ, અફીણ અને ખારેક સમભાગે લઈ નાગરવેલના રસમા ખરલ કરી વાલવાલની ગોળીઓ કરી નવટાક છાશમા આપવી. (૧૦) અંકોલના મૂળની છાલ ચોખાના ધોવરામણમા ઘસી મધ નાખી આપવી, એટલે દુર્ધર અતિસારનો પણ નાશ થાય છે. (૧૧) વડની

× આને અવેળી કહે છે

વડવાઈઓ ચોખાના ધોવરામણુમા વાટવી અને તેમા છાશ નાખી તે આપવી (૧૨) રાળ સાકરમાં નાખી આપવી. (૧૩) પહાડમૂળ દહીમાં વાટી આપવા (૧૪) અફીણુ શેકી ખાવુ. (૧૫) કાયફળ મધમા ઘસી આપવુ. (૧૬) સોળ તોલા કડાની છાલ ચોખાના ધોવરામણુમા વાટી ગોળો કરવો; તે પછી જાણુડીના પાદડામા વીટાળી તેને સૂતરથી બાધી ઉપર ઘઉના લોટનો લેપ કરી તે ઉપર માટીનો લેપ કરવો. પછી તે ગોળાની ઉપર છાણા મૂકી દેવતા સળગાવી ગોળાની માટી લાલ થાય ત્યા સુધી અગ્નિ કરવો. પછી ગોળો બહાર કાઢી પાદડા અને માટી દૂર કરી પીલી, રસ કાઢી તે ઠંડો થયા પછી તેમા મધ મેળવી પાવો આ કૃતિને પુટપાક કહે છે (૧૭) અરલુની છાલનો પુટ-પાક વડે રસ કાઢી તેમા મધ અને મોચરસનું ચૂર્ણ નાખી તે આપવુ (૧૮) પાકા દાડમનો પુટ-પાક વડે રસ કાઢી મધ નાખી તે આપવો (૧૯) જીરું, ભાગ, ખીલાનો ગર્ભ અને અફીણ, એ સમભાગે લઈ દહીના નીતર્યા પાણીમા ખરલ કરી વાલ બરોબર ગોળી વાળી મધમા આપવી. **આર્દ્ર કુટજાવલેહ**—કડાના મૂળિયાની છાલ તાજી એકતુળા (૪૦૦ તોલા) પ્રમાણુમા લાવી તેમા પાણી એક દ્રોણ (૧૦૨૪ તોલા) પ્રમાણુમા નાખી ચોથો હિસ્સો પાણીનો રહે ત્યા સુધી કાઢો કરી ગાળી, પછી લાજાળુ, ધાવડીના ફૂલ, કુમળા ખીલા, પહાડમૂળ, મોચરસ, નાગરમોથ અને અતિવિષ, એ સાત ઔષધો પલ (૪ તોલા) પ્રમાણે લઈ ચૂર્ણ કરી તે કાઢામા નાખી હલાવી લેપ થાય એવુ ઘટ્ટ કરવુ પછી આ અવલેહ પાણીમા અથવા બકરીના દૂધમા આપવો; તેથી કરી વેદનાયુક્ત અને નીલપીતાદિક નાના પ્રકારના વર્ણ જે અતિસારમા હોય છે તે અને ઘોરરૂપ એવા સંપૂર્ણ અતિ-સાર દૂર થાય છે, તથા સ્ત્રીઓને સંપૂર્ણ પ્રકારની ધૂપણી (પ્રદર) થાય છે તે અને સંપૂર્ણ મૂળ-વ્યાધિ તથા પ્રવાહિકા (મરડો) વગેરે રોગ દૂર થાય છે *

**વિશેષ ઉપચાર:** જુઓ વર્નૌ૦મા—અંકોલ-૧, ૧૦, અજમોદ-૩ અરલુ-૨, આદુ-૧૧, આમલી-૧૦, આંબો-૧૧, ૧૩, ઇંદ્રજવ-૨, ૧૬, ૧૯, એખરો-૧, કરબળ-૩, કળથી-૩, કાકડા-શિંગ-૩, કાયફળ-૮, કારિંદા-૪, કાડોળી-૨, ખટખટી-૪, ખસખસ ક (અફીણ)-૪, ૬, ૧૬; ખાખરો-૧૭, ગાજો-૪, ૬; ગોરખઆમલી-૩, ચીણો-૧, ચેર-૧, જાયફળ-૯, ૧૪, જાંબુ-૮. ડુંગળી-૨૭, દીપમાળ (ગલગોટા)-૧, ધામણુ-૧, પાઢ (કાળીપાડ)-૪, ફુદીનો-૬, બાવળ-૪, ૯; બીલી-૧૧, ૧૫, ૧૬, બીવલો-૧, ૨; બોરસળી-૧, મગ-૨, મીઠી આળ-૭, મૈદાલકડી-૮, રાળ-૩, રોમફળ-૩, વડ-૧૧, વહગૂદો-૧. વેલતુર-૧, શીમળો-૧૪, શેમટ-૧, સમરવો-૧૫ **આમા-તિસાર** માટે —અરડૂસો-૩, આદુ-૩૭, આંબો-૧, ઉંબરો-૯, ખસખસ-૧, ખસખસ ક (અફીણ)

---

* અતિસાર રોગમા લઘુ ગંગાધર ચૂર્ણ, વૃદ્ધગંગાધર ચૂર્ણ, ચંદનકલ્ક, અંકોટ વટક, શંખપોટલી રસ, વિજયા અવલેહ, અતિવિષ અવલેહ, પ્રાણેશ્વર રસ, અમૃતાર્ણવ રસ, કપૂર રસ, અહિફેનાસવ, આનંદ-ભૈરવ રસ, કુટજ અરિષ્ટ, કંચટાદિ ચૂર્ણ, જાતીફલાદિ વટી, ગંગાધર રસ વગેરે ઔષધિ અપાય છે

અતિસારનો ઉત્તમ ઉપાય ઉપવાસ છે પિત્તાતિસાર તથા રક્તાતિસાર સિવાય અન્ય જાતના અતિ-સારમા લંઘન અતિ લાભદાયક છે તૃષાગમન કરવા માટે લંઘન કરનારને ધાણા તથા વાળાનુ ઉકાળી ઠંડુ કરેલુ પાણી પીવા આપવુ, તેવી જ રીતે ધાણા તથા સૂંઠનુ, મોથ તથા ધાસ પિત્તપાપડાનુ અથવા મોથ અને વાળાનુ પાણી ઉકાળી ઠંડુ કરેલુ આપી શકાય છે અજીર્ણ તથા આમનો ઝાડો હોય તો ઉપવાસ કરાવ્યા પછી હલકુ ભોજન આપવુ તથા આમને પકાવે તેવી દીપનપાચન અને સ્તંભન ઔષધિ આપવી

મરડામા મોટા આતરડામા સોજો થાય છે, જેથી તેની ચામડી લાલ બને છે ત્યાર પછી મરડાનો રોગ જૂનો થવાથી તેમા લાબા અને ગોળ ચાદા પડે છે ચાદા પડ્યા પછી પરુ પડે છે આ તીક્ષ્ણ મરડો એક માસ કરતા વધારે વખત રહે તો કષ્ટસાધ્ય બની જાય છે

મરડા ઉપર અફીણવાળી બનાવટ રામબાણ જેવુ કામ કરે છે તેમા જાતિફલાદિ વટી, કપૂર રસ, અહિફેનાસવ મુખ્ય છે હિંગાષ્ટક ચૂર્ણની સાથે પણ અફીણ આપી શકાય છે તેવી જ રીતે બીલાનો મુરબ્બો અથવા બીલાવાળી કોઈપણ ઔષધિ તરત લાભ બતાવે છે, તેમ જ રીંગીના જૂના બૂચને બાળી કોલસા કરવા તે કોલસા ૨ વાલ દહીની સાથે દિવસમા ત્રણ વખત આપવાથી લોહી અને પરુમિશ્રિત ભયંકર મરડો થોડા સમયમા મટી જાય છે

–૧, ૨, ૨૦; જાયફળ–૯, પાઢ (કાળીપાડ)–૧૧, લીંડીપીપર–૮, વજ–૧૦, વરિયાળી–૧, હરડે–૪૦. **જ્વરાતિસાર** માટે –ઓથમીજીરુ–૩, ૮ **પક્વાતિસાર** માટે —ખસખસ क (અફીણ) ૧૪. **પિત્તાતિસાર** માટે.—અતિવિષ–૩. **રક્તાતિસાર** માટે·—અરજુનસાજડ–૧૧, અરલુ–૪, અળાઈ–૫, આમળા–૩૫, આબો–૧૨, ૧૫, ૧૯, ૨૩; ઉબરો–૧૦, ઓથમીજીરુ–૩, કનક–૧, કારિંદા–૫, ખસખસ क (અફીણ –૨, ૨૦; ચારોળી–૧, જાંબુ–૨, તલ–૨૧, તુલસી–૫, દાડમ–૧૪, પાઢ (કાળીપાડ)–૭, પીપળો–૧૬, કણસ–૫, બીલી–૧૦, બોરડી–૩, ૮; મંદાર–૨, મેથી–૪, મેંદી–૫, રતનજોત–૭, વજ–૧૦, શતાવરી–૧૪ સારફળ–૩, ૪, સુખડ–૩ **શૂળયુક્ત અતિસાર** માટે —તજ–૬, મોથ–૧૨. **મરડા** માટે:—ઓથમીજીરુ–૭, આદુ–૪૫, સાબરશિંગ–૩, અળશી–૮ ગુલાબ–૬, મરડાશિંગ–૩, કાચકી–૮, કોથમીર–૨, ઝેરકોચલા–૯, બીવલો–૧, મેથી–૨, હરડે–૪૧. **લોહીના મરડા ઉપર**:—બીલી–૧૩, લસણ–૬, કોકમ–૨, રાનતુલસી–૧. **જીર્ણાતિસાર** માટે:–ઓથમીજીરુ–૧૩, શીમળો–૧૩, જુઓ ગૌ૦વૈ૦મા—છાશ–૨ **રક્તાતિસાર** માટે —માખણ–૮. જુઓ પ્રા૦ઔ૦મા—**રક્તાતિસાર** માટે:—માખણવર્ગ–૩, સાબરશિંગ–૩. જુઓ **અનુભૂત ઔષધો**—ઔષધિક્રિયાના ગુટિકાપ્રયોગની ટીપમા–ન ૫, ૧૬, ૧૭, ૨૦; તથા ચૂર્ણપ્રકરણની ટીપમા ન ૧, ૨, ૨૦ **આમ ઉપર**:—કાચકી–૮, કોથમીર–૩, ઝેરકોચલા–૯, બીલવો–૧, મેથી ૨, હરડે–૩ **આમરક્ત ઉપર**:—બીલી–૧૩, લસણ–૬. **આમાંશ ઉપર**:—આદું–૪૫, ઓથમીજીરુ–૭, ખસખસ क (અફીણ)–૪, નાગકેસર–૩, માયફળ(માયા)–૭ **રક્તયુક્ત આમાંશ ઉપર**:—કોકમ–૨ **રાતા આમાંશ ઉપર**:—રાનતુલસી–૧.

**પથ્ય**—ઊલટી, લાઘણ, નિદ્રા, જૂના ચોખા, મસૂર, તુવેર ઘી, મધ, દહી, તેલ, દૂધ, છાશ, માખણ, કેળફૂલ, જાંબુ, આદુ, કોઠી, બોર, દીપન અને લઘુ એવાં અન્ન તથા પેય પદાર્થ. **અપથ્ય**—મૈથુન, મલમૂત્રવિરોધ, ઘઉ, અડદ, જવ, ચાકવત, વાલ, પાકી કેરી, દૂધી, ગોળ, ભાજીપાલો, રાતુ કોળું, જડ અને સ્નિગ્ધ ભોજન, વ્યાયામ, પાન, કાકડી, મીઠું અને ખાટા પદાર્થ.

## ૨૯–ઝેર (વિષ)

વિષ ત્રણ પ્રકારનું છે: **સ્થાવર, જંગમ** તથા **દૂષિવિષ.** મૂળાદિક વિષ તે **સ્થાવર,** સર્પાદિક વિષ તે **જંગમ** તથા વિનાશક ઔષધિઓના **હતવીર્ય** થયેલા વિષ કિંવા ગરમી વગેરેથી **શોષાઈ** ગયેલા, જે સ્વભાવમા તથા ગુણમા કમી છે અને જૂના થયેલા એવા **સ્થાવર–જંગમાત્મક** વિષ તે **દૂષિવિષ** જાણવા. **વિષાદ** એટલે ખેદ ઉત્પન્ન કરે છે, માટે તેની વિષ એવી સંજ્ઞા છે **સ્થાવર વિષ**—મૂળ, પાદડા, ફળ, ફૂલ, છાલ, દૂધ, સાર (મજ્જા), ગુંદર, ધાતુ અને કંદ, એવી રીતે ૧૦ પ્રકારના સ્થાવર વિષ છે **જંગમ વિષ**—દૃષ્ટિ, નિઃશ્વાસ, દંત, નખ, મૂત્ર, પુરીષ, શુક્ર, લાળ, કેશ, ચિમટા (મોઢાની પકડ) વા–છૂટ થવી, ગદા, અસ્થિ, પિત્ત, શુક (ડંખ અથવા કાટા) તથા શવ, એવા સોળ પ્રકારના જંગમ વિષ છે. **દૂષિવિષ**—દેશ, કાળ, અન્ન અને દિવાનિદ્રા, એ વડે વારંવાર દૂષિત થયેલ વિષ શરીરધાતુને દુષ્ટ કરે છે, તેને દૂષિવિષ કહે છે એ બે પ્રકારનું છે. એક **કૃત્રિમ** અને બીજું **ગરસંજ્ઞક** સવિષ પદાર્થોથી જે ઉત્પન્ન થાય છે તે કૃત્રિમ વિષ તથા નિર્વિષ દ્રવ્યોના સંયોગથી જે વિષ ઉત્પન્ન થાય છે તે **ગરસંજ્ઞક** વિષ જાણવું.

**વિષ પીવામાં આવ્યું છે તે જાણવાનાં લક્ષણો**:—વાતયુક્ત અને ધુંવાસ જેવો મળનો અતિસાર થાય છે તથા મોઢા વાટે ફીણની ઊલટી થાય છે, તે લક્ષણોવાળાએ વિષ પીધું છે એમ જાણવું **સ્થાવર વિષનાં સામાન્ય લક્ષણ**:—સ્થાવર વિષથી જ્વર, હેડકી, દાત બંધાઈ જવા, ગળું અકડાઈ જવુ, મોઢામાના ફીણોનો સ્રાવ, ઊલટી, અરુચિ, શ્વાસ, મૂર્ચ્છા ઇત્યાદિ ઉપદ્રવ થાય છે **કંદવિષનાં લક્ષણો**:—ઉગ્રવીર્ય એવા કંદવિષ તેર પ્રકારના છે એ સર્વ દશ ગુણ જાણવા જે સ્થાવર, જંગમ તથા કૃત્રિમ વિષ દશ લક્ષણોથી યુક્ત હોય છે, તે **તત્કાળ મરણ** પમાડે છે. **જંગમ વિષનાં લક્ષણો**:—જંગમ વિષના યોગથી ડોલા આવવા, મૂર્ચ્છા, ગ્લાનિ, દાહ, અન્નનો અપાક, રોમાચ થવા અને સોજો તથા અતિસાર, એ લક્ષણો થાય છે. **વિષનાં દશ લક્ષણો**:—રુક્ષ, ઉષ્ણ,

શીન, સૂક્ષ્મ, આશુકારી, વ્યવાયી, વિકાશી, વિષદ, લઘુ તથા અપાકી, એ દશ વિષના ગુણ જાણવા. **મૂળાદિ વિષનાં લક્ષણો—મૂળાનાં** વિષ વડે હાથે-પગે રેવાઓ ઉત્પન્ન થાય છે, બડબડે છે અને મોહ પામે કે **પાંદડાંના** વિષ વડે બગાસા, કંપ, શ્વાસ, મોહ ઇત્યાદિ વિકારો થાય છે **ફળના** વિષ વડે મોટું સૂઝી જાય છે દાહ, અન્નદ્વેષ, એ લક્ષણો થાય છે **પુષ્પના** વિષ વડે ઊલટી, પેટ ચડવું, શ્વાસ, એ લક્ષણો થાય છે **છાલ, સાર, ગુંદ,** એ ત્રણ પ્રકારના વિષથી મોઢામાં દુર્ગંધી, અંગને ખડબચડાપણું, માથું દુખવું, મોમાથી કફસ્રાવ, એ લક્ષણો થાય છે. **ક્ષીર** વિષથી મોઢામાં ફીણ આવે છે, રેચ લાગે છે અને જીભ જડ થાય છે **ધાતુના** વિષથી ઉરની અંદર દુખે છે, મૂર્છા આવે છે તથા તાળવાનો દાહ થાય છે **દૂષિવિષનાં લક્ષણો :—**દૂષિવિષ એ **અલ્પવીર્ય** છે એ તત્કાળ મારક થતું નથી દૂષિવિષ વડે પીડિત થયેલા માણસને ઝાડો થાય છે, તેનો રંગ (વર્ણ) બદલાય છે, મોઢામાથી વાસ આવે છે, મુખમા સ્વાદ રહેતો નથી, તરસ લાગે છે, મૂર્છા આવે છે, અંધારી આવે છે, ભાગ્યા-તૂટ્યા શબ્દો બોલે છે, ઊલટી થાય છે અને ગાંડાના જેવા લક્ષણો કરે છે. દૂષિવિષવાળા માણસને કોઈ પ્રકારનું ચેન પડતું નથી. **દૂષિવિષનાં બીજાં લક્ષણો :—** દૂષિવિષ વડે ઝોલાં, બગાસા, જડપણું, અંગે શિથિલતા અને રોમાંચ ઊભા થવા, અંગ મરડાઈ જવું, એનું પ્રથમ થઈ જમ્યા પછી હર્ષ વધવો, અન્ન પાચન ન થવું, અરુચિ, અંગ ઉપર નાના પ્રકારના ઢીમણા ઊઠવા, માંસક્ષય, હાથપગે સોજો, મૂર્છા, ઊલટી, ઝાડો, શ્વાસ, તરસ, જ્વર, ઉદરરોગ વગેરે વિકારો થાય છે, અને વળી એકાદ વિષથી દાહ, એકાદ વિષથી ઉન્માદ, એકાદ વિષથી નપુંસકત્વ, દાહ, ખેદ, કોઢ, વિસર્પ, મોટા ફોલ્લા, એવા નાના પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે. પોતાના હાથમાં સર્વ મિલકત કિંવા અધિકાર આવે એ હેતુથી અથવા પતિ પોતાની આજ્ઞા પ્રમાણે ચાલે એટલા માટે બાયડીઓ પોતાના પતિને વિષારી પ્રાણીનો પરસેવો, વિટાળ (રજસ્વલા સ્ત્રીનું નીકળેલું લોહી), શરીર ઉપરનો ઠેકઠેકાણાનો મળ અન્નમા મસળી તે અન્ન ખાવા આપે છે તેથી કિંવા શત્રુ ગરવિષનો પ્રયોગ કરે છે તે યોગે કરી પુરુષ ધોળો, સફેદ અને કૃશ થાય છે, તેનો અગ્નિ મંદ થાય છે, તાવ આવે છે, મર્મસ્થાને પીડા થાય છે, પેટ ચડે છે, હાથેપગે સોજા આવે છે, ઉદરરોગ, ગ્રહણીરોગ, રાજયક્ષ્મા, પાંડુ, ગુલ્મ, ક્ષયજન્ય જ્વર, એ વ્યાધિના તથા બીજા અનેક પ્રકારના વ્યાધિના લક્ષણો થાય છે.

**સ્થાવર-જંગમ વિષ ઉપર સામાન્ય ઉપચાર :—**સિંધવ અને મરી સમભાગે તથા એ બન્નેની બરાબર લીંબોળીઓ લાવી વાટી મધ અને ઘી સાથે ખાવી; એટલે સ્થાવર-જંગમ વિષનો નાશ થાય છે *

**વિશેષ ઉપચાર+ :—**જુઓ વનૌ૦મા—અંકોલ-૧, અરડૂસો-૮, અરીઠા-૧, આકડો-૧૦, ઇંદ્રજવ-૬, કડવા તૂંબિયા-૬, કડવી ગલકી-૧, કડવી દૂધી (તૂંબડી)-૨, નાગદમની-૧, પીળો ધંતૂરો-૧, લીમડો (કડવો)-૨૮, વીંછુડા-૨, શરસડો-૩, ૫, શિરદોડી-૭, સાપસૂન-૨. **પેટમાં વિષ ગયું હોય** તે માટે.—કેળ-૧ **વિષારની પરીક્ષા :—** કરમદી-૧ **વિષાર** માટે.—કંકોડી -૬, પટોલકટુ-૧૦ **અંગ ઉપર વિષ ફૂટી નીકળવા** માટે —વિષમોગરી-૨ **વિષના ફોલ્લા** માટે —જિયાપોતો-૧. **દૂષિવિષ** માટે —જિયાપોતો-૩ **વિષ ઉપર વમન** માટે :—ગાઈ-૧

જુઓ પ્રા૦ ઔ૦ મા-વિષબાધા દૂર થવા માટે —મોરપીછા-૪

---

* સર્વાંજન ગુટિકા –સૂંઠ, લીંડીપીપર, મરી, ફટકડી ફુલાવેલી, મોરથૂથુ ફુલાવેલુ, હિંગ અને લસણ સમાનભાગે લઈ લીંબુના રસમા મર્દન કરી મરી જેવડી ગોળી કરવી એ ગોળી લીંબુના રસમા અંજન કરવાથી પરડ, સાપ, ફતરુ અને શિયાળ આદિના દંશનુ તથા અફીણનુ ઝેર ઊતરે

+ અંકોડાના બીજ, સરસડાના બીજ, બંને ગરણી (અપરાજિતા) તથા પીલુડીને ગોમૂત્રમા વાટી કલ્ક કરવો કલ્કથી ચારગણું ઘી, તથા ઘીથી ચારગણું દૂધ લઈ ઘી સિદ્ધ કરવુ આ ઘીના પીવાથી સ્થાવર તથા જંગમ સર્વ પ્રકારના વિષની શાંતિ થાય છે સુશ્રુતમા લખેલુ છે, કે વિષથી મરેલો પણ આ 'અમૃતાખ્ય ઘી'ના સેવનથી જીવતો થાય છે

આ ઉપરાંત અજેય ઘૃત, મહાસુગંધી અગદ, મૃતસંજીવની, વિષઘ્ન યવાગૂ, ક્ષારાગદ વગેરે કહેલ છે

## क-स्थावर झेर (विष) अने तेना उपाय

### (૧.) સોમલનું વિષ

**લક્ષણો**—સોમલ પેટમા ગયા પછી અર્ધા કલાકમા કિંવા એક કલાકમા વિષયોગ પ્રાપ્ત થયાના લક્ષણો જણાય છે ગ્લાનિ આવે છે, પેટમા આગ થવા માડે છે, ઊલટી થવા લાગે છે, પેટમા અતિશય દુખવા લાગે છે, પછી જુલાબ થવા લાગે છે (કૉલેરા જેવા સફેદ પાતળા પાણી જેવા દસ્ત લાગે છે ) અને અતિશય તરસ લાગે છે, પેશાબ બરોબર નહિ થતા બે-ત્રણ ટીપા પડે છે, આખા શરીરે બળતરા થઈ દર્દી ઉપર નીચે થઈ જાય છે, આખો લાલ થયેલી હોય છે અને જીભ ધોળી થઈ જાય છે

**ઉપચાર**—(૧) ઊલટી થવાના ઉપાય યોજવા એક અથવા બે તોલા રાઈની ભૂકી અને થોડુ મીઠું પાશેર ગરમ પાણીમા નાખી તે પાણી પીવા આપવુ; એટલે ઊલટી થવા લાગે છે. સારી રીતે ઉપરાઉપરી ઊલટી થવાને માટે ગરમ પાણી પીવા આપવુ. પેટમાંની બળતરા કમી થવા માટે દૂધ કિંવા દહી પીવા આપવુ અને તે ઊલટીના યોગે પાછું કાઢી નખાવવુ (૨) ઊંટિયુ જીરુ (ઈસબગોલ) પાણીમા વાટી ગાળી તેમા બેદાણા, દહી અને ગુલાબજળ મિશ્ર કરી પાવું, એટલે સોમલનુ વિષ ઊતરે છે (૩) સરગવાની છાલનો રસ ૪ પૈસાભાર અને દૂધ અર્ધો શેર એ બન્ને એકઠા કરી પાવા (૪) કાથાનુ પાણી કરી વારવાર પાતા જવુ (૫) તાદળજાનો રસ સાકર નાખી પાવો (૬) કડવા લીમડાના પાદડાનો રસ પાવો. (૭) નવટાક માખણમા ૬ માસા મરીનુ ચૂર્ણ નાખી તે આપવુ. (૮) **ઢોરને સોમલનુ વિષ ચડ્યું હોય તો**:—ઢોરચણોઠી(આસાદ)ના મૂળ છાશમા વાટી તેમા શિકેકાઈના બે-ચાર બિયાનુ ચૂર્ણ નાખી તે પાવું. (૯) કેળનો પાશેર રસ પાવો (૧૦) કાથો ગાયના દૂધમા ઘસી પાવો.×

**વિશેષ ઉપચાર**:—જુઓ વનૌ૦મા :-ઉંબરો-૪, ઓથમીજીરું-૧, કેળ-૭, કાચ-૬, ખેર-૪, મરી-૧૦, લીમડો (કડવો)-૨૧, સરગવો-૧૩. જુઓ ગો૦ વૈ૦મા :-દૂધ-૩. પ્રા૦ ઔ૦ મા—કૂકડાની વીઠ—૩

### (૨) તાંબાનો કાટ

**લક્ષણો**—જે તાબાના વાસણને કલાઈ નથી હોતી તે વાસણમા અન્ન રાખવાથી તે કટાઈ જાય છે અને તે અનાજ ખાધાથી જીભ સૂકી અને કર્કરી થઈ જાય છે, પેટમા ઘણુ દુખે છે, લોહીનો ઝાડો થાય છે અને ઊલટી થાય છે. એ ઉપર ઊલટી થવાનો ઉપાય યોજવો.*

× સોમલની ઘાતક માત્રા ૧થી ૨ રતી છે આ ઝેરની અસર છસાત ઘડી પછી થવા માડી ૨૫ ઘડી પછી પૂરેપૂરી જણાય છે ટંકણખાર ઘી સાથે પિવરાવવાથી સોમલનુ ઝેર નાશ પામે છે ટંકણખાર સર્વ પ્રકારના વિષનો નાશ કરે છે ઘી પિવરાવી પછી ગરમ પાણી પાઈ વમન કરાવવાથી વિષ ઘીમા મળી તરત નીકળી આવે છે અદરની બળતરા પણ ઘી તરત શાત કરે છે ઘી પિવરાવ્યા પછી વમન ન થાય તો પક્ષીનુ પીછુ ગળામા ફેરવવુ

સોમલના ઝેરવાળાને ઠંડુ પાણી અતિ હાનિકારક છે પીવા માટે, સ્નાન માટે અથવા માથા પર છાટવા માટે તે ઉપયોગમા ન લેવુ

* (૧) કોઈ શખ્સે તાબાના વાસણમા કટાઈ ગયેલી વસ્તુ ખાધી હોય અથવા પિત્તળના વાસણમાં કટાઈ ગયેલી વસ્તુ ખાધી હોય અગર જગાલ કે જે તાબામાથી બને છે તેવી વસ્તુ ખાધામા આવી હોય તો તેના ઝેરથી ગળામા બળતરા બળે, પેટમા વાઢ થાય, તાવ આવે અને ઊબકા આવે છે એવુ થાય કે તરત જ તે માણસને ગળામા આગળી નાખીને અથવા ગરમ પાણી ખૂબ પાઈને ઊલટી કરાવવી, અથવા ગરમ પાણી, બદામનુ તેલ, માખણ, ગાયનુ ઘી-એ સર્વ એકઠુ કરી વારવાર પાવુ અને ઊલટી કરાવતા જવુ ઊલટી થાય પછી બાવળનો સફેદ ગુદર તોલા ૩ લઈ ઝીણો ખાડી ગરમ પાણી શેર ૧ માં મેળવી કલાકમા દશ-બાર વાર પાવુ (૨) અળશીના બીજની ચા બનાવી ટાઢી પાડી પાવી (૩) ગાયનું ઘી, માખણ કે દૂધ છૂટથી આપવુ જે માણસના ખાધામા પારો કે હડતાલ આવેલ હોય તેને પણ આ ત્રાબાના ઝેર માટે કહેલા ઉપચાર કરવા

## ( ૩ ) જંગાલનું વિષ

જંગાલ એ લીલા રંગની ભૂકી છે એમા સોમલ હોવાથી તે પેટમા ગઈ હોય તો સોમલના જેવા વિકારો થાય છે **જંગાલના વિષ ઉપર ઉપચાર**:—સોમલના જ ઉપચાર કરવા.

**વિશેપ ઉપચાર**:—જુઓ વનૌ૦મા '—દ્રાક્ષ-૩

## ( ૪ ) હડતાલ અને મનશીલનું વિષ

આ બને પદાર્થોમા સોમલ હોય છે એના વિષના લક્ષણ સોમલના વિષ પ્રમાણે થાય છે **હડતાલ, મનશીલ અને જંગાલના વિષ ઉપર ઉપચાર**—(૧) સોમલ ઉપરના ઉપચાર કરવા. (૨) જીરુ અને સાકર ૭ દિવસ ખાવા આપવા (૩) કોળાનો રસ આપવો. (૪) ધમાસો, ગજહંસ, પીળી જૂઈ, કરિયાતું, એમાથી એકનો કાઢો પીવા આપવો. (૫) સર્પાક્ષીનો (નોળવેલનો) રસ સાકરમા આપવો. (૬) ધોળી ગગણીનાં પાદડાનો રસ પીવા આપવો (૭) અળશીના બિયાં અને મરવાના બિયાને ઉકાળી મધ નાખી પાવા, એટલે ઊલટી થાય છે ઊલટી થયા પછી દૂધ અને બેદાણાનો લુઆબ પીવા આપવા. (૮) દસ તોલા દૂધમા ૫ તોલા ઘી અને તેટલી જ સાકર નાખી તે પાવુ

**વિશેપ ઉપચાર**:—જુઓ વનૌ૦માં:—કરિયાતુ-૬, ગરણી-૫, જીરુ-૬, દ્રાક્ષ-૩, ધમાસો-૭, નોળવેલ-૨, મરી-૯, ગજહંસ-૨, જુઓ ગો૦ વૈ૦મા -દૂધ-૪.

## ( ૫ ) રસકપૂરનું વિષ

આ વિષથી સોમલના જેવા જ વિકારો થાય છે. વધારામા જુલાબ માત્ર થાય છે અને આજારીની જીભને ખાટા-ખારાનો સ્વાદ જણાય છે.*

**ઉપચાર**—(૧) પુષ્કળ દૂધ પીવા આપવું અને તે ઊલટીના યોગે બહાર કાઢી નખાવવું. ઊલટી થયા પછી માયાનુ અથવા આમળાનું ચૂર્ણ ગરમ પાણીમા નાખી તે પાવુ. (૨) ઘી પુષ્કળ પાવુ.

**વિશેપ ઉપચાર**:—જુઓ વનૌ૦મા-રોહીસ (ઘાસ)-૨. જુઓ ગો૦ વૈ૦મા-ઘી-૬.

## ( ૬ ) કાચની ભૂકી

**લક્ષણો**—કાચની ઝીણી ભૂકી પેટમા જવાથી વિપયોગ પ્રમાણે વિકાર થાય છે. કાચના કકડાઓને ઘણી જ તીક્ષ્ણ ધાર હોય છે. તે પેટમાના આતરડામા વાગવાથી તેને ઈજા થાય છે. ઊલટી,

* પારો, હિંગળોક અને રસકપૂર, એ રસાયન કહેવાય છે કેટલાક દરદો ઉપર એ ત્રણમાના એકાદના ઉપયોગથી મોઢુ લાવી લોહીમાનો વિકાર મોઢાની લાળ વાટે બહાર કાઢવામા આવે છે એનાથી દરદીના રોગનો નાશ થાય છે ખરો, પરતુ કેટલીક વખત એવા ઔષધો ઊટવૈદ્યના હાથથી લેવામા આવતા જ્યારે પારો અથવા પારાનો કઈ પણ અંશ શરીરમા રહી જાય છે, ત્યારે દરદી ઘણી સખત પીડા ભોગવે છે અને રિબાઈ રિબાઈ મરણ પામે છે આવા દરદીને એ ખાધેલો પારો નીકળી જાય તો જ આરામ થાય છે એ પારો બહાર કાઢવા માટે લોલાડાવાળા શાહ પોપટલાલ ઉજમશી પોતાની પાસેના ગોરજીના હાથના લખેલા એક ગ્રથ ઉપરથી અનુભવ સાથે બતાવે છે કે, 'એવા દરદીને પ્રથમ ત્રણ દિવસ સુધી જુલાબ આપવો પછી પેશાબના રેચ માટે દૂધ, સૂરોખાર, એલચી, સોનાગેરુ અને દગડી પાષાણભેદના જુલાબ ચાર દિવસ આપવા જળભાગરાનો રસ પહેલા દિવસે તોલા ૫, બીજા દિવસે તોલા ૧૫ અને ત્રીજા દિવસે તોલા ૨૦ સુધી દરદીની પ્રકૃતિ અનુસાર આપવો આ ત્રીજા દિવસે દરદીને પાણીના કડાયામા તળિયે પાટલો નાખી બેસાડીને દરદીથી સહન થાય તેટલુ પાણી ઊનુ કરવુ પછી તે પાણી ઠરી પણ ન જાય તેમ વધારે ગરમ પણ ન થઈ જાય તેટલી આચ કડાયા નીચે રાખવી દરદીને પેશાબ થાય તોપણ તે પાણીમા થવા દેવો આ પ્રમાણે રોજરોજ ચાર દિવસ સુધી પ્રયોગ કરવો અને તે પછી પાછો દરરોજ ભાગરાનો રસ તોલા ૫ સુધી પાવો શરીર ઉપર ચાદા હોય તો બોરડીના મૂળની છાલ વાટી જળભાગરાના રસમા મેળવી ચોપડવી ખોરાક હલકો બટીના તાફળા જેવો એક ટક આપવો અને જો દૂધ ઉપર જ રહે તો વધારે સારુ '

રસકપૂર જ્યારે કાચો ખાવામા આવે છે, ત્યારે દરદીને કોઠામા અગારા નાખ્યા હોય એવી બળતરા ઊઠી તે મરણને શરણ પણ થાય છે

જુલાબ, પેટ ચઢીને દુખવું, તાવ, તરસ, દાહ ઇત્યાદિ વિકારો થાય છે.

**ઉપચાર :**—(૧) પુષ્કળ દહી, દૂધ, આમલી વગેરે પાવા અને તે ઊલટી કરી કાઢી નખાવવા. (૨) એરંડાના મૂળ પાવા (૩) નવસાર અથવા ગોપીચંદન ઘસી પાવુ.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૰મા—એરંડો—૩૨. જુઓ ગો૰ વૈ૰મા—દૂધ—૬, દહી—૨. પ્રા૰ ઔ૰મા :—ગધેડાની લીંદ—૩.

## (૭) વછનાગનું વિષ

**ઉપચાર***—(૧) ગાયનુ દૂધ, ઘી, માખણ અને બેદાણાનો લુઆબ (પલાળી, મસળી, ઉકાળી, ગાળી+ કાઢવા તે) એ જણસો ખવરાવવી (૨) કપૂર પાણીમા નાખી તે પાણી પાવુ. (૩) ગરમ ગરમ દૂધ પાવુ (૪) ઉબરાની છાલનો રસ દૂધમા નાખી ગરમ કરી પાવો. (૫) પિઠવણનો રસ ૪ તોલા સાકર નાખી પાવો (૬) મૂળ સુદ્ધા તાદળજાના રસમા ગાયનુ દૂધ નાખી તે પાવો ×

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ મા—ઉબરો—૩, કપૂર—૪, જાંબુ—૯, તાદળજો—૮, પિઠવણ—૨, હિંગ—૨૨ જુઓ ગો૰ વૈ૰મા દૂધ—૩

## (૮) મુરદાડશિંગ(બોરદારશિંગ)નું વિષ

**ઉપચાર :**—(૧) ઊલટી કરાવવી (૨) જુલાબનાં ઔષધ આપવાં. (૩) મૂળા અને સુવા ખવડાવવા. (૪) ગાયનું દૂધ સાકર નાખી પાવુ (૫) દાડમનો રસ પાવો.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૰મા.—દાડમ—૧૦, મૂળા—૨. જુઓ ગો૰ વૈ૰મા—દૂધ—૩

## (૯) સિંદૂરનું વિષ

**ઉપચાર**—(૧) અક્કલકરો અને ઘોડાવજ પાણીમા ઘસી તે પાવુ. (૨) લીંબુનો રસ સાકર નાખી પાવો. (૩) ચણોઠીના પાદડા ૭ દિવસ ચાવી ખાવા. (૪) ગળુ બેસી ગયું હોય તો માફક આવે તેણે પાનમા સવાર-સાજ ભિલામો ખાવો.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૰મા :—અક્કલકરો—૩, ચણોઠી—૧૪, ભિલામો—૨૦.

## (૧૦) મોરથૂથુનું વિષ

**ઉપચાર**—(૧) ઇડલીંબુનો રસ સાકર નાખી પાવો. (૨) ધાણીનો મંડ (ચૌદગણુ પાણી નાખી બાફી સાર કાઢી લેવાય છે તે) એલચીની છાલની રાખ અને સાકર નાખી પીવા આપવો. (૩) વમન કરાવવુ (૪) કાથાનુ પાણી કરી પાવુ (૫) બિલાડાની વિષ્ટા પાણીમા મેળવી પાવી. (૬) દૂધમા સાકર આપવી

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૰મા.—ઇડલીબુ—૪. જુઓ ગો૰ વૈ૰મા :—દૂધ—૩.

## (૧૧) હિંગળોકનું વિષ

**ઉપચાર**—અર્ધો શેર આમલીને ચાર શેર પાણીમા કઢવી, તેના ૭ દિવસ કોગળા કરાવવા –

---

* વછનાગથી ગળુ પકડાય છે, મળમૂત્ર તથા નેત્ર પીળા થાય છે, શરીર શિથિલ થાય છે, પેટ ફૂલે છે તથા બળતરા થાય છે એ ઉપર હૃદયપૌષ્ટિક ઔષધિ લાભદાયક છે દારૂ, કોફી, રસસિંદૂર આદિ આપી શકાય છે

\+ બેદાણાને પાણીમા એકાદ કલાક ભીજવી રાખવાથી લુઆબ તૈયાર થાય છે તેમા સાકર નાખી તે પિવડાવવો

× વછનાગના ઝેરની ઘાતક માત્રા ૨ માસાથી ૪ માસા સુધી છે અર્ધા કલાક પછી ચિહ્ન જણાવા શરૂ થાય છે ૪ કલાક પછી વધારે પ્રમાણમા અસર જણાય છે વછનાગના ઝેરથી જીભ બળે છે, મોઢામાથી પાણી છૂટે છે, વારવાર ઊલટી થવી, આખે અંધારા આવવા, કાનમા ઘોઘાટ, શરીરે કંપ, હાથપગ ઠંડા થવા, આંખની કીકી પ્રથમ પહોળી થવી, પછી સંકુચિત થવી, શરીર શૂન્ય થવુ, શ્વાસ ધીમો થવો, નાડી ક્ષીણ થવી તથા ધીરે ધીરે બેશુદ્ધિ વધતી જઈ છેવટે આચકી આવી શ્વાસ રૂંધાઈને મૃત્યુ થાય છે

'विषस्य विषमौषधम्–વિષની ઔષધિ વિષ છે' સાપ વગેરે જંગમ વિષમા સ્થાવર વિષ અપાય છે. તેવી જ રીતે વચ્છનાગવિષ પર સાપનુ ઝેર ખવરાવવુ અથવા શિરાવેધ કરવો

– હિંગળોક અને પારાના વિકાર ઉપર ગંધકનુ સેવન સર્વોત્તમ ઇલાજ છે

**વિશેપ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—આમલી-૧૪.

## (૧૨) પારાનું વિષ

**અશુદ્ધ પારો:**—ઊટવૈદ્યો ઔષધમા નાખી આપે છે, તે અગ ઉપર ફૂટી નીકળી તેમાથી કેટલાકના હાથપગ ગ્હી જાય છે, શરીર પર ચાદીઓ પડે છે, સોજો અને ચળ ઉત્પન્ન થાય છે, શરીરમા ઠેકાણે ઠેકાણે ચમકાટ દેખાય છે, કાળા ચાઠા થાય છે વગેરે ઘણા વિકારો ઉત્પન્ન થાય છે.

**ઉપચાર:**—(૧) શુદ્ધ ગધક દૂધમા નાખી તે પાવુ (૨) નાગરવેલના પાનના રસમા એક માસો ગધક નાખી તે પાવો (૩) ગળજીભીના રસમા ગંધક નાખી આપવો (૪) નાગરવેલ, ભાગરો અને તુળસીનો રસ ૬૪ તોલા એકત્ર કરી શરીરે મર્દન કરવો અને બે પહોર પછી સ્નાન કરવુ એમ ૩ દિવસ કરવુ. (૫) વાસના પાદડાનો રસ સાકર નાખી પાવો. (૬) કારેલીના મૂળ પાણીમા વાટી પ્રાશન કરવા (૭) અગથિયાના પાદડાનો રસ, ભાગરાનો રસ અને સૂરોખાર, એ છાશમા વાટી તે છાશ ચાર તોલા પાવી, એટલે મૂત્રનો પારો નીકળી જાય છે (૮) કાસુદરાના પાદડાનો રસ કાઢી પાવો (૯) ગળજીભીના મૂળનો રસ પાવો, શરીરે ચોપડવો અને ગળજીભીની ભાજી કરી ખાવી

**વિશેપ ઉપચાર:**—જુઓ વનૌ૦માં.—**પારો શરીરમાં ફૂટી નીકળ્યો હોય** તે માટે:—કારેલી-૪, નાગરવેલ-૪, ભાગરો-૭ **પારા ઉપર ઉતાર:**—કાસુદરો-૪, ગળજીભી-૧ **પારો શરીરમાં રહે** તે માટે —વાસ-૨ **રસાયનો** માટે —કુવાર-૮, કોઠી-૭, તાદળજો-૧૫ **અશુદ્ધ અભ્રક ભસ્મ ખાધાથી થનાર** વિકાર માટે:—આમળા-૭

## (૧૩) ગંધકનું વિષ

**ઉપચાર**—દૂધમા ઘી નાખી પાવુ.

**વિશેપ ઉપચાર**—જુઓ ગો૦ વૈ૦મા —દૂધ-૭.

## (૧૪) અફીણનું વિષ

**લક્ષણ**—અફીણ ઘાણુ ખાધામા આવવાથી માણસ બેશુદ્ધ થઈ જાય છે, શ્વાસોચ્છ્વાસ ઘણો જ સાવકાશ અને હળવો ચાલવા માડે છે, આખની કીકી સંકુચિત થઈ ઘણી જ ઝીણી સોયની અણી જેવી બારીક થાય છે, હાક મારી ઉઠાડવા છતા માણસ ઊઠતો નથી, એ વગેરે વિકારો થાય છે.*

**ઉપચાર**—(૧) વમન કરાવવું (૨) ફટકડીનુ ચૂર્ણ અને કપાસિયાનુ ચૂર્ણ એકત્ર કરી પાવુ. (૩) હિંગ પાણીમા મેળવી તે પાણી પાવુ (૪) માલકાગણીના પાદડાનો રસ પાવો (૫) નરમા—(હીવરણ કપાસ)ના પાદડાનો રસ પાવો (૬) અરીઠાનુ પાણી કરી પાવુ ×

---

* કોઈ કોઈ વખતે અફીણ ખાઈને તેના પર તરત જ તલનુ તેલ પીવેલુ હોય છે અથવા તલના તેલમા જ અફીણ ઘાળી પીવેલુ હોય છે એથી અફીણના ઝેરની ઘણી સખત અસર થાય છે અફીણ ૮ માસાના વજને ખાધામા આવ્યુ હોય તો બહુ ઝેર ચડે છે, તે એવુ કે તેને સુસ્તી અને બેહોશી થાય, જીભ એચાઈ જાય, બોલાય નહિ, હોઠ કાળા થાય, હાથે-પગે ઝઝણી અને ગોટલા ચડે, આખોમા ફૂવા પડે, ટાઢો પરસવો થાય, આખે દેખાય નહિ, એવી અનેક ચેષ્ટાઓ જોવામા આવે છે ઉપચાર -(૧) સુવા, મૂળાના બીજ, મીઠુ અને મધ દરેક બબ્બે તોલા લઈ તેમા પાણી શેર ૦।। નાખી ઉકાળતા અડધુ રહેથી તેને ગાળી ગાળી લઈને પાવુ એથી કદાપિ ઊલટી ન થાય તો ફકડાનુ પીછુ ગળામા ફેરવી ઊલટી કરાવવી એ ઔષધ પાયા પછી તેના પગ ઊના પાણીથી ઘૂંટણ સુધી ઝારવા અથવા ઊનના લૂગડા પગે લપેટવા (૨) મધ અને પાણી ઉકાળી તેમા સારી હિંગ માસો ૧ બારીક વાટેલી નાખી પાય તો આરામ થાય (૩) સર્વોત્તમ અનુભૂત ઉપાય —ખાવેલા અફીણના વજનથી બમણુ એરડાનુ મૂળ ખાડી ફકાડવુ એનાથી ઝેર બિલકુલ બાધા નહિ કરતા અફીણ હજમ થઈ જાય છે (૪) ગોલીવાડના પાદડાનો રસ શેર ૦। પાવો (૫) ખાખરાના મૂળની છાલનો રસ પાવો (૬) છાશમા ચોખા વાટીને પાવા અફીણના વ્યસનીએ અફીણનુ વ્યસન છોડી દેવુ હોય તો —ઝેરકોચલાની ટિપ્પણીમા લખેલ પ્રયોગનુ સેવન કરવુ

× ઘી પિવડાવી વમન કરાવવાથી બધુ ઝેર વમનમા બહાર આવી જાય છે

અફીણના ઝેરની અસર દરેક નાડીમા પહોચી ગઈ હોય તો રોગીને સૂવા ન દેવો માથા ઉપર ઠંડુ

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦મા :—કપાસ–૧૧, કિંજળી–૧, ખસખસ (क), અફીણ–૨૧, (તેમા જુદા જુદા ૨૨ ઉપચારો છે), ખાટીલૂણી–૧, પીલુડી–૩, પીપળો–૮, માલકાગણી–૧, લીમડો (કડવો)–૨૨, હિંગ–૫

## (૧૫) નેપાળાનું વિષ

**ઉપચાર**+—(૧) એલચીના દાણા દહીમા વાટી આપવા (૨) ધાણાનુ ચૂર્ણ, સાકર અને દહી એકત્ર કરી આપવું.

**વિશેષ ઉપચાર**:—જુઓ વનૌ૦ મા :—એલચી–૩, કોથમીર–૧૧.

## (૧૬) ભાંગ અને ગાંજાનું વિષ

ગાજાનુ ઝેર ચડવાથી આખો લાલ થાય છે, મનુષ્ય ગાડો થઈ હસે છે, નાચે છે, મારવા દોડે છે અને અનેક રીતે તોફાન કરે છે.

ભાગની ઝેરી અસરથી મનુષ્ય હસે છે, નાચે છે અથવા પડી રહે છે ભાંગ કરતા ગાજો ઉગ્ર છે અને ગાજા કરતા તેમાથી બનાવેલો ચરસ નામે માદક પદાર્થ વધારે ઉગ્ર છે.

**ઉપચાર**—(૧) દહી કિંવા છાશ અને ભાત ખાવો. (૨) જાયફળ ખાવા. (૩) તુવેરની દાળ વાટી ખાવી. (૪) ગાયનુ દહી સૂઠ નાખી આપવુ.

**વિશેષ ઉપચાર**—જુઓ વનૌ૦ મા —**ભાંગ** માટે :—આદુ–૩૩, આમલી–૨૦, જાયફળ–૨, ડાગર–૫, તુવેર–૧, લાબડી–૨ **ગાંજા** માટે :—લાબડી–૨

## (૧૭) કરેણનું વિષ

**લક્ષણ**—કરેણના સર્વ ભાગોમા વિષ હોય છે કરેણના વિષથી કોલેરાના આજાર પ્રમાણે લક્ષણો થાય છે *

**ઉપચાર**—(૧) માખણની પરાશ આપવી. (૨) દૂધમા અથવા દહીમા સાકર નાખી તે પાવું.

**વિશેષ ઉપચાર**—જુઓ ગો૦ વૈ૦મા —દૂધ–૨, દહી–૪, માખણ–૭

## (૧૮) ઝેરકોચલાનું વિષ

**ઉપચાર**—નાગરવેલના પાનના ડીટનો રસ પાશેર ૩ દિવસ પાવો ×

---

પાણી છાટતા રહેવુ પા પા કલાક પછી કોફી પિવડાવવી, 'તિબ્બે અકબરી'મા લખે છે કે તેજ જુલાબ આપવો મધ તથા પાણી મેળવી તેમા હિંગ, તજ તથા ઉપલેટ મેળવી પિવડાવવુ બેહોશ હોય તો છીક લાવનારી ઔષધિ સુઘાડવી તથા પરસેવો લાવનારી ઔષધિ આપવી

+ નેપાળો ૧ રતી લેવાથી ઘણા જુલાબ લાગે છે, તેમ જ વમન થાય છે આતરડામા ચાદા, પેટમા સખત દરદ તથા હાથપગમા ખેચતાણ થાય છે ઉપચાર —(૧) થોડુ અફીણ ખવડાવી ઉપર ઘી મેળવેલુ દૂધ પિવડાવવુ કોઈ પણ રેચથી જ્યારે ઝાડામા લોહી આવવા લાગે ત્યારે જાણવુ કે તે રેચ આતરડાને કાપે છે તરત ઉપચાર ન કરે તો એવો દરદી બચી શકતો નથી

* કરેણના મૂળનુ ચૂર્ણ ૧ તોલો લેવાથી અથવા મૂળનો કવાથ ૨॥ તોલા લેવાથી ઝેરની અસર જણાય છે. આ અસર ધીરે ધીરે થાય છે કદાચ ૧ યા ૨ દિન પછી જણાય છે કરેણ ખાવાથી ગળા તથા આમાશયમા બળતરા, જીભ પર સોજો, મોઢા પર લાલાશ, પેશાબ રોકવો, પેટમા મરડો, આફરો, શ્વાસ રોકાવો તથા બેહોશી ઉત્પન્ન થાય છે ઉપચાર —(૧) વમન કરાવવુ પછી દૂધ અથવા માખણ ખવરાવવુ (૨) શીતળ જળથી ભરેલા હોજમા રોગીને બેસાડવો

× ઝેરકોચલાના ચૂર્ણની ઘાતક માત્રા ૨ માસા છે ખાધા પછી એકાદ કલાકમા જ ચિહ્ન જણાવા શરૂ થાય છે કોઈ કોઈ વખતે દરદી બે કલાકની અંદર મરી જાય છે ઝેરકોચલાના ઝેર ઉપર ફુલાવેલો ટંકણખાર અરધો અરધો માસો મધની સાથે મેળવી પાચ પાચ મિનિટે ચડાવતા રહેવું એ લાભદાયક છે અફીણ અને કપૂર પણ ઝેરકોચલાના ઝેરની અસર દૂર કરવા માટે ઉપયોગી છે ઝેરકોચલાની ઝેરી અસરથી ધનુર્વાતની માફક શરીરમા ખેચાણ થાય છે પેટમા મરડો, ગળામા શોષ, દાત બંધ થવા, તૃષા લાગવી, હાથપગમાં કંપ, મોઢા પર લાલાશ વગેરે ચિહ્ન દેખાય છે ઉપચાર –(૧) ઘી પિવડાવી વમન કરાવવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—નાગરવેલ-૩, બાવળ-૬. જુઓ પ્રા૦ઔ૦મા—મધ-૧૧.

## (૧૯) ધતૂરાનું વિષ

**લક્ષણ**—ધતૂરાના પાદડા કિંવા બિયા પેટમા જવાથી ગળામા શોષ થાય છે. આંખોમાની કીકીઓ મોટી થાય છે, સ્મૃતિનાશ થઈ માણુસ બડબડ કરે છે, દીવાનો પ્રકાશ જોવામા આવે તો કેફ વધારે ચડે છે એ લક્ષણો થાય છે+

**ઉપચાર**—(૧) સમુદ્રફળ ગોમૂત્રમા ઘસી આપવુ (૨) દહી, ભાત અને ઘોડાવજ ખાવા આપવા. (૩) દૂધમા સાકર નાખી પાવી (૪) તલનુ તેલ અને ગરમ પાણી એકત્ર ધરી પાવુ. (૫) દૂધમા દ્રાક્ષનો શિરકો નાખી તે પાવો (૬) લાલ એરંડાના મૂળ પાણીમાં વાટી પાવા (૭) ઘી પાવુ (૮) રીંગણીનો રસ ૪ તોલા આપવો (૯) કપાસના બિયા અને ફૂલનો કાઢો આપવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—એરંડો-૧૦, કપાસ-૧૬, ચૂકો-૪, તલ-૯, દ્રાક્ષ-૨, ધતૂરો-૪, વંતાકડી-૫, સમુદ્રફળ-૯. જુઓ ગો૦ વૈ૦મા—દૂધ-૨, ઘી-૬

## (૨૦) મદ્ય(દારૂ)નો કેફ

**ઉપચાર**—(૧) ઘી અને સાકર ચાટવા. (૨) માથા પર ઠંડુ પાણી રેડવુ (૩) કોળાનો રસ ગોળ નાખી પાવો (૪) કોઠાનો ગર્ભ, દ્રાક્ષ, દાડમનો રસ અને દહી, એ સમભાગે લઈ તેમા ધાણાની ભૂકી અને સાકર નાખી તે આપવુ (૫) મધ, ખજૂર, દ્રાક્ષ, કોકમ, ફાલસા અને દાડમ એકત્ર કરી આપવુ (૬) કાકડી ખાવી

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—કાકડી-૩, ખજૂરી-૧૫, બિજોરુ-૧૬, માઠ-૨, વડ-૧. જુઓ ગો૦ વૈ૦મા—ઘી-૭.

## (૨૧) મીણા-કોદરાનું વિષ×

**ઉપચાર**—(૧) કોળાનો રસ ગોળ નાખી આપવો (૨) ઠંડુ દૂધ પાવુ. (૩) પારિજાતકના પાદડાનો રસ કાઢી ઢોરોને પાઈ દેવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા '—આગિયો-૧, પારિજાતક-૧. જુઓ ગો૦ વૈ૦મા—દૂધ-૫

---

(૨) અમાશયમા ઝેર ગયુ હોય તો તેજ જુલાબ આપવો (૩) વમન-વિરેચન કરાવ્યા પછી કપૂરનુ પાણી પિવડાવવુ

+ (૧) ધતૂરાના વિષ ઉપર કપાસિયાના મીંજનો ઉકાળો આપવો (૨) તળાવમા થનારા નાળાના પાદડાનો રસ બે તોલા સુધી પાવાથી ધતૂરો, અફીણ, સોમલ, વછનાગ વગેરેનુ ઝેર ઊતરી જાય છે (૩) આકડાનુ મૂળ પાણીમા ઘસી પાવાથી અફીણનુ ઝેર ઊતરે છે

– ધતૂરાના બીજ ૧ માસા જેટલા ખાવાથી ઘાતક અસર થાય છે ચિહ્ન અરધા કલાકમા જણાવા માંડે છે ઉપાય કરવામા ન આવે તો ૧૨ કલાકની અંદર મૃત્યુ નીપજે છે ધંતૂરાનુ ઝેર દૂર કરવા તરત ઊલટી કરાવવી શીતળ જળ મસ્તક પર છાંટવુ ગંભારીની જડ પાણીમા વાટી, પાણી ગાળી પિવડાવવુ

× જે જાર અથવા છાસટિયો વાવ્યા પછી ઊગી નીકળી તેના ઉપર કાચુ યા પાકુ કણસલુ બેઠુ ન હોય (નિંઘલી ન હોય) ત્યા સુધી તેની છેલ્લી કાતરીની (સરાળી નીકળનાર) ગાઠમા એક કેકી જીવડો હોય છે એ લીલું ધાન મોહવશ થઈને થોડુ અથવા ઘણુ જ્યારે ઢોર ખાય છે, ત્યારે તેને મીણો ચઢે છે એનાથી ઢોરને આફરો થઈ થોડી વારમા પ્રાણ જાય છે લીલા એરંડાના પાદડા, એરંડાની માળો, સૂકા એરંડાના ચોપટાની કોતરી વગેરે ખાવાથી પણ એ જ પરિણામ આવે છે આ રોગ ઘોડાને થતો નથી, કારણ મીણાવાળી કાતરી ખારી હોવાથી એટલો ભાગ ઘોડુ કદી ખાતુ જ નથી જ્યારે ઢોરને મીણો ચઢે ત્યારે પ્રથમ તો એટલી જ સાવચેતી રાખવી કે, તેને ભૂલેચૂકે પહોર ૪ સુધી કે વધારે વખત સુધી પાણી પાવું નહિ અને તેના શરીર પર પુષ્કળ પાણી રેડવુ જ્યારે ઢોર પેશાબ અને ઝાડા વારવાર કરે ત્યારે જાણવુ કે હવે તેને જલદી આરામ થશે એ બે વાના ન થાય ત્યા સુધી તેને જોખમમા સમજવુ આવો મીણો ઘણી ચીજોમા રહેલો કહેવાય છે

## (૨૨) સોપારી લાગે તો

**ઉપચાર**—(૧) ગોળ ખાવો અથવા સાકરનુ પાણી પીવુ. (૨) ટાઢું પાણી પીવુ. (૩) નખલાનુ ચૂર્ણ ચાવવા આપવુ

## (૨૩) થુરિયાનું વિષ

**ઉપચાર**—(૧) ટાઢા પાણીમા સાકર નાખી પાવી (૨) આમલીના પાદડા વાટી લેપ કરવો.
**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—આમલી-૧૫.

## (૨૪) કૌચનું (કૌહીલીનું વિષ)

**ઉપચાર**—ઘી, સાકર અને મધ એકત્ર કરી પાવુ
**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—કૌચ-૨.

## (૨૫) ભિલામા ઉપર

**ઉપચાર**—(૧) સરસવ, તાદળજો અને માખણનો લેપ કરવો. (૨) દારૂહળદર, સરસવ, નાગરમોથ અને માખણનો લેપ કરવો (૩) માખણ, તલ અને દૂધનો લેપ કરવો. (૪) બકરીનુ દૂધ અથવા કોપરેલ ચોપડવુ (૫) કોથમીર વાટી ચોપડવી (૬) બદામ ઘસી ચોપડવી (૭) દૂધની મલાઈ અને સાકર ચોપડવી (૮) તલ વાટી. તેમા કાળી માટી નાખી, ફોલ્લો ઊઠેલી જગ્યાએ લેપ કરવો (૯) જેઠીમધ, તલ, માખણ અને દૂધનો લેપ કરવો. (૧૦) અરજુન સાજડની છાલ અને પાન વાટી લેપ કરવો ×

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—અરજુન સાજડ-૧, કાસુદરો-૮, કોથમીર-૧, ગરમાળો-૧૦, ગામેટો-૩, નાળિયેરી-૬, બહેડા-૯, ભિલામો-૩. જુઓ ગો૦ વૈ૦મા -માખણ-૬.

## (૨૬) ચણોઠીનું વિષ

**ઉપચાર**—તાંદળજાનો રસ સાકર નાખી આપવો. **વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—તાદળજો—૯

## (૨૭) આકડાનું વિષ

**ઉપચાર**—આમલીના પાન વાટી લેપ કરવો.*
**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં.—આકડો-૪, આમલી-૧૮

## (૨૮) ખરસાણીનું વિષ

**ઉપચાર** —(૧) પાણીમા મધ નાખી પાવુ (૨) માખણ ખાવુ અને લેપ કરવો. (૩) દહીં કિંવા ખાટી છાશ પીવી -

**વિશેષ ઉપચાર**-જુઓ વનૌ૦મા-ખરસાણી-૩. જુઓ ગો૦વૈ૦માં-માખણ-૬, પ્રા૦ ઔ૦મા —મધ-૧૦

---

× ભિલામાના અધિક સેવનથી મોઢુ, તાળવુ તથા દાતમા સોજો, ગળામા ફોલ્લા, ચિંતા, દાહ, રક્તવિકાર વગેરે દોષ ઉત્પન્ન થાય છે કેટલીક વખત દાતને હલાવીને પાડી નાખે છે શરીર પર ભિલામાનો ધુમાડો લાગે તો શરીર પર સોજો, ખાજ તથા ચાદા થઈ જાય છે (૧) **ભિલામાં ખાવાથી વિકાર થયો હોય તો.**—અખરોટ અથવા ટોપરુ અથવા ચારોળી ખૂબ ખાવી (૨) દહીમા સાકર મેળવી ખાવી જેથી તરત ગરમી શાત થાય છે (૩) **બહારના ફોલ્લા, સુજન તથા ચાંદા ઉપર**—કાળા તલનો દૂધ અથવા દહીમા વાટી લેપ કરવો

* આકડાનુ દૂધ લગાડવાથી ચાદામા વિકાર થયો હોય તો પલાશનો કાટો કરી ચાદા ધોવા તથા સૂકી છાલનુ ચૂર્ણ ઉપર ભભરાવવુ ખાવાથી ઝેર ચડયુ હોય તો કાટો પિવડાવવો

- ખરસાણીનુ દૂધ અથવા અન્ય થોરનુ દૂધ વધારે પ્રમાણમા ખાવામા આવે તો તેથી જુલાબ લાગે છે તથા વારવાર લોહી પડે છે તેને માટે માખણ અથવા દૂધ સાકર મેળવી પીવુ

## (૨૯) કેરોસીન તેલ પેટમાં ગયું હોય તો

**ઉપચાર**—બાવળના ગુંદનું નવટાંક પાણી કરી પાવું, પછી પાશેર દૂધ પાવું અને મીઠા તેલના કોગળા ઉપરાઉપરી કરાવવા, એટલે મોઢામાં ફોલ્લા અને ચાંદીઓ થશે નહિ.

**વિશેષ ઉપચાર**:—જુઓ વનૌષધિમાં–બાવળ–૧૨

### ખ–ઝેરી ડંખ (જંગમ વિષ) અને તેના ઉપાય

## (૧) સાપનું ઝેર–સર્પવિષ

**સર્પની જાતિ અને તેનાં લક્ષણો**:—**ભોગી, મંડળ, રાજીલ** એઓ અનુક્રમે વાત, પિત્ત અને કફ એની પ્રકૃતિના છે **દ્વયંતર** એટલે બંનેના લક્ષણો જેમાં વિશેષ છે એવા ઉદાહરણ:—કાળા સર્પથી **મંડળ** કિંવા **ઘોણસમાં** ઉત્પન્ન થયેલા સર્પ. કિંવા ઘોણસથી થયેલા સર્પ અથવા **કાળી નાગણીની** અંદર **ઘોણસથી** ઉત્પન્ન થયેલા સર્પ એ પ્રમાણે બીજી મિશ્ર જાતિ કલ્પવી, તે દ્વંદ્વ પ્રકૃતિના સર્પ **ભોગી** એટલે જે સર્પને ફેણ ન હોઈ રંગે કાળો હોય છે તે **રાજીલ** એટલે જે ઉપર ચિત્રવિચિત્ર રેખાઓ હોય છે તે **ચક્ર, નાગર. છત્ર, સ્વસ્તિક, અંકુશ** એઓને ધારણ કરનારા તથા ફેણ કરનારા અને શીઘ્ર ગમન કરનારા એવા સર્પ હોય છે. તેઓને **દર્વીકર** (નાગ) કહે છે સર્પોમાં અનેક જાતો છે, પરંતુ તે બધા સર્પ **વિષારી** હોતા નથી **વિષારી** સર્પને ઉપરના જડબાની અંદરની બાજુએ એક બિલાડીના નખ જેવી એક દાંતની દાઢ હોય છે એ દાઢ હંમેશા બંધ થયેલી રહે છે અને તે દાંતનો મધ્યભાગ પોલો હોય છે તથા અણીએ એક છિદ્ર હોય છે. દાંતની પાછળની બાજુએ તાળવામાં એક કોથળી હોય છે તે કોથળીનું મુખ દાંતની સાથે જોડાયેલું હોય છે એ કારણથી સાપ જ્યારે દંશ કરે છે, ત્યારે એ દાંત બહાર કાઢી જોરથી માણસની નસ પર દબાવે છે તેની અણીવાળી દાઢ વડે ચામડીમાં જખમ થાય છે તથા વિષની કોથળીમાંનો પાતળો પદાર્થ દાંતના છિદ્રની વાટે જખમમાં પડે છે; તેથી માણસના શરીરમાં વિષ પ્રવેશ કરે છે. **ભોગી, રાજીલ ઇત્યાદિ સર્પોએ કરેલા દંશનાં લક્ષણો**:—કૃષ્ણ સર્પે કરેલો દંશ કાળો હોય છે તથા સર્વ પ્રકારના વાતવિકારોને ઉત્પન્ન કરે છે **મંડળનો** દંશ **પીળો** અને સોજાયુક્ત હોય છે તથા સર્વ પ્રકારના પિત્તવિકારને ઉત્પન્ન કરે છે. **રાજિલ** સર્પનો દંશ પરપોટાવાળો હોઈને તડતડનો હોય છે તેનો સોજો સણકા સહિત હોય છે. અને તે દંશથી જાડું લોહી નીકળે છે, તેથી સર્વ પ્રકારના **કફના** વિકારો થાય છે **ફુરસા** (બારેલો સાપ)—એ સર્પ વેંત–દોઢવેંત લાંબો હોઈ અંગૂઠા જેટલો જાડો હોય છે એનો રંગ કાળો જાબુડિયા રંગનો હોય છે એ બારેલા સર્પના દંશના વિકારો રાજીલના દંશ પ્રમાણે જ થાય છે કાંડગને (કોડિયું) ફેણ હોતી નથી એ સર્પના જેવો જ હોય છે એના દંશ વડે આખા શરીરમાંના લોહીનો કફ થાય છે અને તે કફ ગળા પર્યંત આવી ગળાને ભરી નાખે છે. ઘોણસ કરીને ચિત્રો જેવો સર્પ થાય છે, તે **લીલા** રંગનો હોય છે એમાં આગિયો ઘોણસ અને કુસડો ઘોણસ એવી બે જાત છે. આગિયા ઘોણસના દંશથી સર્વાંગે અગ્નિ લગાડ્યા પ્રમાણે દાહ થાય છે. શરીર પર મોટી મોટી ગાંઠો થઈ આવે છે, મૂત્રસ્થાને ઘણો જ સોજો આવે છે અને વારવાર ટીપું–ટીપું પેશાબ થાય છે. કુસડા ઘોણસના વિષથી પ્રથમ દંશસ્થાને ખરજ ઉત્પન્ન થાય છે અને ચાર પહોરમાં તે જગ્યા ખરજવા જેવી થઈ, દિવસે દિવસે તે ફેલાતું જઈ અંગ પણ ફૂલી જાય છે. **મણિયાર** કરીને સર્પ થાય છે, તે એક વેંતથી બે વેંત પર્યંત લાંબો અને હાથના અંગૂઠા જેવડો હોય છે તેનો રંગ લીલો જાબુડી હોય છે **મણિયાર** સર્પમાં ત્રણ–ચાર જાત છે એક જાતનો **મણિયાર** છે તે રાત્રે શરીર પર થઈને જાય અથવા તેની છાયા શરીર ઉપર પડી હોય તો સૂર્યોદય થવાની સંધિમાં મનુષ્ય નિશ્ચેષ્ટ માલૂમ પડે છે બીજી જાતનો મણિયાર થાય છે તેણે અંગે ચાટવાથી કિંવા કોઈ પણ પદાર્થ ઉપર તેની લાળ પડી હોય અને પદાર્થ ખાવામાં આવે અથવા તે લાળ

શરીરના કોઈ ભાગ પર લાગવાથી જ વિષ બાધ કરે છે. એ વિષના ગોગે ઊંઘ આવે છે, પરંતુ તેની છાયા બાધક થતી નથી ત્રીજી જાતના મણિયાર સર્પનો દંશ દિવસે થાય તો રાત્રિ થયા પહેલા અને રાત્રે થાય તો સૂર્યોદય થયા પહેલા માણસને વિષ બાધ કરે છે.

**સર્પદંશ ઓળખવાની યુક્તિ**:×—ખાવાનુ એક પાન દંશ ઉપર દાબી રાખવુ; એટલે

× સર્પમા આશરે ૩૦૦ જાત છે એમા ૩૦ જાતના સર્પ ઝેરી છે બાકીની જાતમા ઝેર નામમાત્રનુ છે સાધારણ સર્પ કરડે ત્યારે વધારે ઝેરી ન હોવાથી સાધારણ ઔષધોપચારથી લાભ થઈ જાય છે, તેમ જ અંદર રહેલી રોગનિરોધક શક્તિ પણ ઝેરની વિરુદ્ધ ક્રિયા કરીને ઝેરને નષ્ટ કરી નાખે છે એવા સર્પનુ ઝેર બહારની સહાયતા (પાવાની અથવા લગાડવાની દવા) ન મળે તો પણ ૧૨ કલાકમા ઉતરી જાય છે કેટલાક માણસોની રોગનિરોધક શક્તિ વધારે નબળી હોવાથી મરી જાય છે તેમ જ કેટલાક સર્પવિષના મિથ્યા ભયથી ડરીને મરી જાય છે એવે વખતે ઝાડ ફૂંકના સાધારણ મંત્રના આવાહન માત્રથી પણ શ્રદ્ધાબળ વધીને ભય ઘટી જવાને લીધે બચી જાય છે

૩૦ જાતના ઝેરી સાપ છે તેમાના ૨૫ જાતમા ઝેર, ઉપચાર ન થાય તો મારી નાખવા જેટલુ ઝેર છે એના ઉપર તત્કાળ યોગ્ય ઉપચાર કરાય તો લાભ પહોચી શકે છે ૫ જાતના સર્પ અતિ મારક છે એનુ ઝેર શિરા વાટે ઉપર ચડી ગયુ તો પછી ચિકિત્સા સફળ થઈ શકતી નથી

સર્પનુ ઝેર ઉતારવાવાળી દવા બધી વખતે સમાનરૂપે કામ કરી શકતી નથી તેના કારણોમા ઉપર પ્રમાણે સર્પની જાતિભેદ, રોગનિરોધક શક્તિભેદ છે બીજુ કારણ કેટલુ ઝેર નાખી શક્યો છે તે ઉપર આધાર રાખે છે સર્પ કરડતી વખતે તરત ઝટકો મારીને છોડાવી લેવાય તો વધારે ઝેર અંદર જઈ ન શકે ત્રીજુ કારણ તત્કાળ ઉપચાર ન થાય તો દવા કામ કરી શકે નહિ સર્પ હાથપગ અથવા બીજા કોઈ પણ ભાગના કરડે ત્યારે ઝેર શિરાઓ વાટે ઉપર ચડીને હૃદયના જમણા ભાગમા જાય છે પછી હૃદયમાથી ફેફસામા જઈ પાછુ હૃદયના ડાબા ભાગમા થઈ ધમનીઓ વાટે શરીરના શુદ્ધ લોહીમા મળીને મગજ અને આખા શરીરના લોહીને દૂષિત કરે છે શિરામા ઉપર ચડતી વખતે કેટલાક ભાગમા લોહી જાડું થઈને જામી જાય છે જ્યારે કરડેલા ભાગની શિરામા દૂર સુધી લોહી જામી જાય, ત્યારે બહારનો ઉપચાર કામ આપતો નથી અને મગજના કેંદ્ર ઉપર અત્યંત ઝેરી અસર પહોચી જાય અને આખા શરીરનુ લોહી ઝેરી બની જાય ત્યારે પેટમા લેવાની વસ્તુ અથવા ઇન્જેક્શન કામ આપતુ નથી એટલા માટે જ સર્પ કરડવાની સાથે ઝેર ન પહોચ્યુ હોય એવા ઉપરના ભાગમા તત્કાળ દોરી તાણીને બાધી આપવા માટે વિધાન કરેલ છે. ઝેર જ્યા સુધી ઉપર ચડે છે ત્યા સુધીના વાળની શક્તિ મારી જાય છે તેમ જ ચામડીના રંગમાં પણ કાઈક ફેર પડે છે પછી બહારના લેપ આદિ ઉપચારો કરવા અથવા આગળી જેવો ભાગ હોય તો કાપી નાખવો બહાર નવસારના ચૂર્ણની માલિશ કરાય તો પરસેવો લાવી ઝેરને બહાર કાઢી નાખે છે કેટલીક દવાઓના લેપ ઝેરનુ રૂપાતર કરાવી આપે છે પોટાસ પરમેંગનેટ પણ તરત મળી આવે તો ઉપયોગમા આવી શકે છે ગૂગળનો ધુમાડો અપાય તો તેથી પણ ઝેરનુ રૂપાતર થવામા સહાયતા મળી આવે છે

સર્પના ઝેર માટે અનેક દવાઓ શાસ્ત્રમા લખેલ છે કઈ દવા કયા સાપ માટે કેટલા પ્રમાણમા કામ કરે છે તે હજી સુધી નક્કી થયુ નથી. બીજુ સર્પ કરડે ત્યારે કઈ દવા તરત મળી શકશે એ પણ નિર્ણય કરી શકાય નહિ સર્પ શરીરના કયા ભાગમા કરડે, કેવે સમયે, (રાત્રે, દિવસે, ભોજન કર્યા પહેલા અથવા પછી) કરડે, કયા સ્થાનમા (ઘર પર, જંગલમા અથવા મુસાફરીમા પરાયા ઘર પર) કરડે એ કાઈ પણ પહેલાથી કહી શકાય નહિ, એ કારણથી ચિકિત્સામા સફળતા ઓછી મળે છે સર્પ કરડવાની સાથે જ દોરી અથવા ધોતિયાને ફાડીને બનાવેલી દોરી વિષસ્થાનથી ઉપર બાધી દેવામા આવે વિષ હૃદયમા જઈ ન શકે તો રોગીનુ કદાપિ મરણ થાય નહિ, નિસંદેહ બચી જ જાય છે કેટલીક વખતે મંત્રવાળાઓ દોરી છોડાવી નાખે છે એવે વખતે દોરી છોડી નાખે અને ઝેર ઉપર ચાલ્યુ જાય તો માણસ મરી જાય છે એવી રીતે મરી જવાના ઉદાહરણો પણ રજપૂતાનામા વારંવાર બન્યા કરે છે દોરી બાધ્યા પછી બહારના ઉપચારો કરવા. તેમ જ અંદરના ઉપચાર પણ કરવા જોઈએ, એથી લોહીમા એક પ્રકારની વિષઘ્ન શક્તિ ઉત્પન્ન થઈ થોડા થોડા પ્રમાણમા અંદર ગયેલા ઝેરને નષ્ટ કરી શકે અંદરના ઉપચાર કરવા પહેલા હોજરી અને આતરડામાં અન્નરસ હશે તો તે બધો ઝેરી બની જશે અને લોહીને પણ ઝેરી બનાવી દેશે એટલા માટે તરત તમાકુ અથવા અરીઠાનુ પાણી અથવા ઘી પિવડાવી પછી ગરમ પાણી પિવડાવીને ઊલટી કરાવી નાખવી, જેથી હોજરીમા રહેલ અન્ન નીકળી જાય તેમ જ ઘી-પાણીનો કાઈક ભાગ આતરડામા જશે તો તે દસ્ત સાફ લાવશે એટલે આતરડામા રહેલ મળ પણ નીકળી જશે

ગળોના કંદનો સ્વરસ તુરત પિવડાવાય તો તેથી ઊલટી થઈને ઝેર અને હોજરીમા રહેલું અન્ન બહાર

**વિપાર દંશ** હશે તો પાન ઉપર દશ જેટલો જ ને અગ્નિએ શેકવાથી પડેલા ચાઠા પ્રમાણે ડાઘ પડશે અને એ જ પાન દંશ ઉપર ચોળવાથી કાળો થશે **વિપાર દંશ** નહિ હોય તો ઉપર કહ્યો તે પ્રકાર થશે નહિ સર્પદંશ થયેલા માણસને **મરચાં, મીઠું અને કડવા લીમડાનાં પાંદડાં** ખાવા આપવાથી તે માણસ એ પદાર્થોનો સ્વાદ બિલકુલ જાણતો નથી તેને એ પદાર્થો ઘણા મીઠા લાગે છે. એ ઉપરથી પણ સર્પદંશ થયો છે કે નહિ એ સમજાય છે. વળી **કાળી માટી** દંશ થયેલા માણસને ખાવા આપવી તે માટી જો તીખી હોય તો **સર્પદંશ** અને મીઠી લાગે તો **ઉંદરનું** વિષ જાણવુ **કરમદીનાં મૂળિયાં** પાણીમા ઘસી થોડા પાઈ જોવાં જો દંશ વિપારી હશે તો **વમન** (ઊલટી) થશે નહિ. સર્પદંશ થયેલા માણસને ઔષધ આપી ઉતાર થવા સાથે જ તેને ઉપલા ત્રણ પદાર્થો ખવડાવવામા આવે તેથી સ્વાદ સમજાય છે; એટલા માટે એ પદાર્થો ખાવા આપી, ઔષધથી ગુણ થયો છે કે નહિ તે અવશ્ય જોવુ. સર્પ કરડે કે તુરત જ **પહેલો ઉપાય** એ કરવો કે તત્ક્ષણ સર્પ જેટલો ચઢ્યો હોય તે જગ્યાથી ચાર આગળને છેટે ઉપરની બાજુએ એક **દોરડી** અથવા કપડું જોરથી તાણી બાધવુ, તેથી વિષ વડે મિશ્રિત થયેલુ રક્ત (લોહી) ત્યાનુ ત્યા જ રહે છે, આખા શરીરમા વ્યાપી જતુ નથી જખમને જરા છેદી તેમાનુ લોહી કાઢી નાખવુ; એટલે માણસને વિષ ચડવાની બહુ ભીતિ રહેતી નથી લોહી સારી રીતે નીકળી ગયા પછી તે જગ્યા અગ્નિ વડે શેકી નાખવી, એટલે ત્યા લાગેલુ વિષ બળી જાય છે

**અસાધ્ય લક્ષણો**—પીપળાની નીચે, રાફડા નજીક, દેવળમા, બાગમા, જૂના વહેળામા, વડ નીચે, સુકાયેલા ઝાડ નીચે, સ્મશાનમા, ઝાડ ઉપર, એ સ્થાનોએ અને સંધ્યાકાળે, ચોકઠામા (ચાર રસ્તા જ્યા મળે ત્યા), ભરણી નક્ષત્રમા તથા મર્મસ્થાનમા સર્પદંશ થયો હોય તો તે અસાધ્ય જાણવો આર્દ્રા, મઘા, મૂળ, કૃત્તિકા, ભરણી, શ્રવણ, વિશાખા, પૂર્વા, ચિત્રા, એ નક્ષત્રો; પંચમી, અષ્ટમી, અમાવાસ્યા, પૂર્ણિમા, ચતુર્દશી, એ તિથિ, મધ્યાહ્ન, સાંજ, સવાર, મધ્યરાત્રિ, એ વખતે તથા મર્મસ્થાનમા દંશ થયો હોય તો અન્ય મનુષ્યાદિકની સહાયતા હોય તો જ મોટા કષ્ટ વડે બચી શકે છે અજીર્ણ, પિત્ત, સૂર્યના સંતાપ વડે પીડા પામેલો, બાળ અને વૃદ્ધ, કૃશ થયેલો, વ્રણરોગી, મેહી, કોઢવાળો, રુક્ષ, નિર્બળ, તથા સગર્ભા—ગર્ભવતી સ્ત્રી, એઓને સર્પદંશ થવાથી તેઓ તત્કાળ મરણ પામે છે જેના આખા અંગમા વિષ પ્રસરી ગયુ હોય તેને કાપવાથી લોહી નીકળતુ નથી, મારવાથી તેને સોળ પડતા નથી અને શરીર ઠંડુ પાણી નાખવા છતા રોમાંચ થતા નથી; તે રોગી સાધ્ય નથી એમ જાણવુ. જેનુ મુખ વાંકુ થઈ જાય છે, વાળ ગરી

---

નીકળી જાય છે તેમ જ ગળોનુ સૂક્ષ્મ સત્ત્વ લોહીમા મળી જઈને લોહીને નિર્વિષ કરે છે

આતરડામા મળ હોય અને ઝેર ફેલાઈ ગયુ હોય તો ઇદ્રવરણા અથવા બીજી રેચક દવા આપવી, નહિતર આપવાની જરૂર રહેતી નથી

હોજરી અને આતરડામા અન્ન હોય તો અંદરની શક્તિને પાચન કરવાની ક્રિયા કરવી પડે છે, એ ક્રિયા ન કરવી પડે તો અંદરની શક્તિને માત્ર સર્પવિષથી રક્ષણ માટે જ પ્રયત્ન કરવો પડે સર્પવિષ નીચેથી ઉપર ચડે છે, તેથી વિપરીત ગતિ સ્થાવર વિષની છે સ્થાવર વિષ ઉપરથી નીચે ઊતરે છે એટલે સ્થાવર વિષ યોગ્ય પ્રમાણમા અપાય તો લાભ પહોચી શકે છે પણ બધા સ્થાવર વિષ નહિ, જેમ કે સ્થાવર વિષમા વચ્છનાગ વધારે માત્રામા અપાય તો તે હૃદયની ગતિ મંદ કરે છે હૃદયગતિ મંદ થાય તો સર્પ-વિષ દૂર થઈ શકે નહિ આકડો, રસકપૂર, પૂર્ણચંદ્રોદય, સોમલ, તમાકુ, અરીઠા, મોરથૂથુ, ફટકડી, સાપસૂન, નોળવેલ, ઇદ્રવરણુ, કરેણ આદિ દવાઓ હિતકર ગણાય છે સર્પરોગીને ઝેરની અસર વધારે પહોચી જાય ત્યારે નિદ્રા આવવા માડે છે પછી બેહોશ બની જાય છે નિદ્રા અને બેહોશીમા ઝેર બહુ જ વધારે પ્રમાણમા ફેલાય છે, માટે સર્પવિષના રોગીને સૂવા દેવો ન જોઈએ એટલા માટે આખોમા તેજ અંજન આજવુ જોઈએ તેમ જ કડક કોફી પિવડાવીને અને હૃદયઉત્તેજક દવા—પૂર્ણચંદ્રોદય, રસસિંદૂર આદિ આપીને જાગૃત રાખવો જોઈએ

સર્પવિષ દૂર થયા પછી કેટલાક દિવસો સુધી સફેદ મરી અને ઘીનુ સેવન કરાવવુ જોઈએ, જેથી ઝેરથી મગજના કેદ્રોને જે નુકસાન પહોચ્યુ હોય તે દૂર થઈ જાય ઘીનુ સેવન ન કરાવાય એવા અનેક રોગીઓને આખોની નિર્બળતા, સ્મરણશક્તિમા કમજોરી વગેરે દોષ રહી જાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

પડે છે, નાકનો અગ્ર ભાગ વાંકો થઈ જાય છે, ગળાની નસો શિથિલ થવાથી ડોક સીધી રહેતી નથી અને તે જગાએ **લાલ** તથા **કાળો** સોજો આવે છે, હલાતું ચલાતું નથી, એવા લક્ષણોએ યુક્ત રોગીઓને વૈદ્યોએ ચિકિત્સા કરવાના કામથી તજવા. જે માણસના મુખ વાટે **જાડી લાળ** વહે છે અને નાક, મોઢું તથા ગુદામાંથી રક્ત નીકળતું હોય; અને જેઓને દંશસ્થાને **ચાર દાંત** લાગેલા હોય તે માણસ **અસાધ્ય** જાણવો. અત્યંત ઉન્મત્ત થયેલો જ્વર, અતિસાર ઇત્યાદિ ઉપદ્રવો વડે વ્યાપ્ત, જેને બોલવાની શક્તિ નથી એવો અને કાળો ઠીકરા જેવો થઈ કુલક્ષણોએ યુક્ત થયેલો અને જેનો વેગ તથા ગોળો ઊછળતો નથી એવો **વિષરોગી,** કિંવા મળમૂત્રાદિના વેગરહિત એવો વિષરોગી માણસ **અસાધ્ય** જાણવો.

**સર્પદંશ ઉપર ઉપચાર:**×—(૧) વાંઝણી કંકોડીના મૂળ પાણીમાં ઘસી પાવાં તથા લેપ કરવો એટલે **સર્પ, ઉંદર, બિલાડી, વીંછી** ઇત્યાદિના વિષનો નાશ છે (૨) તાંદળજાના મૂળિયાં ચોખાના ધોવડામણમાં વાટી પાવાં. (૩) ઘી, મધ, માખણ, લીંડીપીપર અને આદુ, મરી અને સિંધવ એકત્ર કરી ખાવાં (૪) શિરસ (સરસડો) વૃક્ષના ફૂલના રસમાં મરીને સાત ભાવનાઓ આપી તેનું સેવન અને અંજન કરવું (૫) કરંજના ફળ, સૂંઠ, મરી, લીંડીપીપર, બીલીના મૂળ, હળદર, દારુહળદર, તુંમરુના (તિરફળના) ફૂલ અને બકરીના મૂત્રનું અંજન કરવું (૬) કલગારીનો કંદ પાણીમાં વાટી નસ્ય કરવું. (૭) આકડાના મૂળિયાં પાણીમાં ઘસી પ્રાશનાર્થ આપવાં (૮) પાણીમાં ટંકણખાર નાખી પ્રાશનાર્થ આપવો (૯) ફટકડીનો ગાંગડો આંખોમાં ફેરવવો અને પાણી કરી પાવું. (૧૦) અરીઠાનું પાણી પાવું અને અંજન પણ કરવું. (૧૧) પારેવા(કબૂતર)ની હગાર, માણસના કેશ, ગાયનું શિંગડું, મોરની પીંછીનું ચાંદલું, જવ, ધાણા, તુસ (ભૂસો), કપાસનું ઊંડવું અને સુકાયેલી ફળની માળાનો ધૂપ ઘરમાં કરવો, તેથી કરી સર્પ અને ઉંદર ઘરમાંથી જતા રહે છે. (૧૨) ધોળી ચણોઠીના મૂળિયાં પાણીમાં ઘસી પાવાં (૧૩) સાપસનના મૂળિયાં ઘસી

× ઉપચાર —(૧) દંશ થતાં જ દંશની ઉપરની બાજુએ બે આંગળને છેટે દોરી એવી તાણી બાંધવી કે તે માંસમાં ખૂંચી જાય (૨) આંગળીએ કરડવાથી કેટલાક માણસોએ સૂડીથી તત્કાળ જ આંગળી કાપી નાખવાથી બચી જવાના દાખલા મળી આવે છે (૩) બળતા લાકડાથી કે અંગારાથી દંશ થયેલા ભાગને સારી પેઠે બાળી નાખવો (૪) તે જગ્યાનું માંસ કાપી કાઢી લોહી વહેતું કરવું કે જેથી તે વાટે ઝેર નીકળી જાય (૫) કેટલાક માણસો દંશને ચૂસીને થૂંકી નાખે છે ખરા, પરંતુ એમ કરતાં વખતે ચૂસનારનો જીવ જવાનો વખત આવી જાય છે, કારણ એ જ કે, ચૂસેલું ઝેર મોઢામાં વધારે થઈ જવાથી થૂંકની સાથે પેટમાં પણ જતું રહેવા સંભવ છે (૬) સાબરશિંગનો ત્રણ તોલા ભૂકો લઈ તેને પાણીમાં ખૂબ ઉકાળી તે પાણી પાવું, અથવા તો પાણીમાં ઘસી ગરમ કરી પાવું. (૭) બિજોરાના બીજ તોલો ૧ ખાંખરા કરી ખળખળતા પાણીમાં ભીંજવી ઠંડું થયે તે ચોળી લૂગડે ગાળી પાવું બિજોરાના બી તમામ જનાવરોના ઝેર ઉપર ઘણા ફાયદાકર્તા છે (૮) લસણને છૂંદી ગાયના ઘીમાં મેળવી ડંખ ઉપર બાંધવું (૯) આમલસારો ગંધક નાના બાળકના મૂત્રમાં મેળવી ડંખ ઉપર ચોપડવો તેથી ઝેર ઊતરશે (૧૦) ઘોડાવજ, આકડાની જડ તથા સિંધવ, એ ત્રણે સમાન વજને લઈ વાશી પાણીમાં ઘસીને પાવું અને ઉપર ગાયનું પુષ્કળ દૂધ પાવું, અથવા ૫ પૈસાભાર મરી ઝીણાં ખાંડી ગાયના ઘી શેર ૧માં પાવું, અથવા ખાંડ અને ઘી પેટપૂર પાય તો ઝેર જલદી ઊતરી જાય (૧૧) મરી ગયેલા તાજા સાપના મોઢામાં સોમલ તોલો ૧ ભરી તે સાપને જાંબુ, આમલી, આંબા, બોરડી તથા પીપરના ઝાડના બબ્બે શેર છોડાં લઈ તે વડે અડધું માટલું ભરી પછી તે ઉપર તે સાપને ગોઠવી બાકીનાં છોડાં તે ઉપર ભરી માટલાને કપડમાટી કરી ભસ્મ કરવી, ઠંડું થયેથી કમરપૂર પાણીમાં લઈ બે જણાએ સામસામા પકડી રાખેલા લૂગડામાં તે ભસ્મને નાખી પાણી સાથે મસળવી, એટલે તેમાંની રાખ પાણીમાં ધોવાઈ જઈ જે કણીઓ લૂગડામાં રહી જાય તેને સોની પાસે ગળાવી ઢાળકી પડાવી રાખવી આ ઢાળકી ગરમ કરી પાણીમાં છાંટી (છમકારી, બોળી), તે પાણી પાવાથી સાપનું ઝેર તરત ઊતરી જાય છે, એમ જૈન ગ્રંથોમાં લખ્યું છે (૧૨) લીમડાના બે તોલા પાદડામાં આકડાની જડની છાલ બે તોલા વાટી પાવાથી સાપનું ઝેર ઊતરે (૧૩) કંકોડી સારી અથવા કંકોડીની જડ ટાંક ૧॥ પાણીમાં પાવાથી સાપનું ઝેર જાય (૧૪) હિંગ ટાંક ૫ ખવડાવવાથી સાપનું ઝેર વધું ચડી શકતું નથી (૧૫) ઘોડાવજની ધૂણી ઘરમાં કરવાથી સર્પ ઘરમાં ન રહે (૧૬) કડવી તુંબડીના લીલા પાદડાં ખવડાવવાથી સાપનું ઝેર જાય

પાવા. (૧૪) નાગદમણીના મૂળિયા ઘસી પાવા (૧૫) ધોળા કરેણના મૂળિયા પાણીમા ઘસી શક્તિ પ્રમાણે પાવા (૧૬) દેવડાગરી(કૂકડવેલ)ના ફળ પાણીમા વાટી પાવા. (૧૭) નાગરવેલીના મૂળિયા ખાવાના પાનમા ઘાલી ૨-૩ બીડાં કરી ખાવા આપવા (૧૮) કડવી ઇંદ્રવરણીના મૂળિયા પાનમા ઘાલી ખાવા (૧૯) ગળો પાણીમા વાટી પાવી એટલે ઊલટી થઈ વિષ ઊતરે છે અથવા ગળોના કાદા અગર મૂળિયા સર્પવિષથી મૂર્છિત થયેલા માણસના તાળવા ઉપર સારી પેઠે ચોળવા એટલે વિષ ઊતરે છે રોગીને માટે તેનો ઉપયોગ કરવો હોય તો જીભ ઉપર તે ચોળવા (૨૦) લસણના રસમા સમુદ્રફળ ઘસી અંજન કરવુ (૨૧) ધોળા ચ પાની અને બીલીની છાલ એકત્ર કૂટી તેનો રસ પાવો (૨૨) એરંડાના પાદડાનો રસ કાઢી તેમા થોડું પાણી નાખી પાવો. (૨૩) દવણાનાં (ડમરાના) મૂળનો રસ પાવો (૨૪) કડવા લીમડાના પાદડા કડવા ન લાગે ત્યા સુધી ખવડાવવા ઝેરની અસર હશે ત્યા સુધી મીઠા લાગશે.*

જુઓ **અનુભૂત ઔષધ**:—ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગોમા ન. ૨.

**વિશેષ ઉપચાર**:—જુઓ વર્નો૦મા—અનત-૨, આકડો-૨૧, ઇંદ્રવરણા-૧, ઉટકટારી-૪, ઉદરકની ક્-૨, ઉપરસાલ-૮, એરંડો-૨૨, કપાસ-૩, કપૂરભેડી-૧, કરમદી-૪, કરેણ-૧, ૭, કલગારી-૯, કંકોડી-૫, કાયફળ-૧, કાસઠી (પેટારી)-૧, કુકરપાડાનો વેલો-૧, ખાખરો-૨૦, ગળજીભી-૩, ગળો-૨, ૧૭, ૨૫, ચિત્રક-૩, ડમરો-૧, તબાકુ-૬, તાદળજો-૧, તુવેર-૯, ધતૂરો-૩, ધોળો ચંપો-૩, ૬; નાગફણી-૧, નાગરવેલ-૧, નેપાળો-૨, નોળવેલ-૧, પારિજાતક-૬, બીલી-૩, ભારંગી-૫, મરવો-૧, મહુડો-૪, માલકાકણી-૭, મીંઢીઆવળ-૭, મ્હાદ-૧, લીમડો (કડવો)-૪, વિખમોગરી-૧, વીછુડા-૨, સરસડો-૧, સમુદ્રફળ-૧, સરગવો-૨, સાગ-૨, સાપસૂન-૧, સોનારવેલ-૧, હુરા-૧.

**કુરસાના- વિષ ઉપર ઉપચાર**—(૧) વામનવેલના મૂળિયા ઘસી પાવા (૨) રાતા

* **સર્પવિષ ઉપર ઉપચાર**:—(૧) નેપાળાને ઘીમા વાટી ઠંડા પાણી સાથે પિવડાવવો તથા નેપાળાને લીંબુના રસમા ઘસી આખમા અજન કરવુ (૨) ટંકણખાર ખવડાવી ઉપર ઘી પિવડાવવુ (૩) જહરમોહરો પાણીમા ૧ રતી આગરે ઘસી ચટાડવો તથા ડંખ પર ચોપડવો ચાટવાથી ઊલટી થાય ત્યાર પછી ફરી ચટાડવો એવી રીતે વારવાર કરતા રહેવુ (૪) મોરથૂથુ પાણીમા મેળવી પિવડાવવુ આ ઉપરાત શાસ્ત્રકારોએ મહાઅગદ, અજિતઅગદ, મૃત્યુપાશાપહ ઘૃત, નાગદત્યાદિ ઘૃત, ચંદ્રોદય અગદ, અજેય ઘૃત, ભીમરુદ્ર રસ, ગિરિપારિષ્ટ વગેરે અનેક ઔષધિ કહેલી છે

સર્પદંશથી ઘણી વખત દરદીની નાડી બધ થઈ મરી ગયો હોય એમ જણાય છે, પરંતુ બહારના અને અંદરના ઉપચાર કરવાથી કેટલાક દરદી સારા થયા છે

– કુરસા નામનો નાગ ઘણો નાનો હોય છે આ નાગ પક્ષીની પેઠે ઊડીને રસ્તે ચાલતા માણસ કે પશુને કરડે છે, અને પાછો તરત જ કૂદી જાય છે જેથી ઘણી વખતે તો દરદીને શુ કરડયુ તેની પણ ખબર પડતી નથી કુરસાના કરડવા પછી દરદી બચતો નથી

કુરસા વગેરેની ઓળખાણ આપતા એક મરાઠી ગ્રંથમા લખ્યુ છે કે —

**કુરસા**—આ પ્રાણી શુમારે એક વેંતથી લાબુ નથી હોતુ મોટામા મોટો હાથના અગૂઠા જેવડો જાડો હોય છે રંગ છેક કાળો હોઈ તેના શરીર ઉપર સફેદ વર્ણના ડાઘ હોય છે તેની નજીક મનુષ્ય જવાથી તે મોટા અવાજથી ફૂફાડો મારે છે શાકનો વઘાર કરતા અવાજ થાય તેવો તેનો અવાજ થાય છે એના દાંત બેસવાથી જે ખાડા પડે છે તે બારીક સોયો ચોચ્યા પ્રમાણે હોઈ તેમાથી લોહી વહેવા લાગે છે અને તે ઠેકાણે સોજો આવે છે, મસ્તક ભારે થાય છે, તેલનો દીવો જોવામા આવે અથવા કાળા વસ્ત્ર પહેરેલી સ્ત્રીનો સ્પર્શ થવાથી ઝેરનુ જોર તેજ વખતે વધારે થઈ દરેક વાળના છિદ્રોમાથી લોહી વહેવા લાગે છે આમ થાય ત્યારે ઝેર ઊભર્યુ એમ કહેવાય છે એમા બે મુખ્ય જાતો છે એક ઘણસા કુરસા અને બીજો વાતેરો કુરસા વળી તે દરેકમા પણ પેટાભેદ છે તે તો જુદા, પરંતુ તેમા વિશેષ ફરક ન હોવાથી અમે તે છોડી દીધા છે

**ઘણસા કુરસા**—રંગે કાળાશ પર, મોઢુ મોટુ અને વેંત જેટલો લાબો હોઈને પગના અગૂઠા જેટલો જાડો તથા અંગ ઉપર ઘણા મોટા ચાઠાચાઠાવાળો હોય છે. એનો દંશ થતા જ ઔષધોપચાર થાય તો મનુષ્ય

કુંભાની છાલનો રસ મરીની ભૂકી નાખી આપવો. ઉતાર–કાળી તુળસીનો રસ. (૩) ધાવડીના મૂળ પાણીમાં ઘસી પાવાં અને ઇંદ્રવરણાના મૂળ ઘસી દંશ તથા અંગ ઉપર ચોપડવાં. (૪) ફાગળાનાં અથવા ઘોટવેલીનાં મૂળ ઘસી ૩ તોલા પર્યંત પાવાં. (૫) કાળા વઘારાના વેલાના મૂળ ઘસી પાવાં. (૬) ખરસાણીની ડૂંખો પાનમાં વીંટાળી અંગારામાં બાફી કઢવી, તેનો રસ બે પળીઓ પર્યંત પીવા આપવો અને થોડો તાળવા ઉપર અને દંશસ્થાને ચોળવો. (૭) કાળા કડાના મૂળિયાં ઘસી પાવાં. (૮) નોળવેલનો રસ પાવો. (૯) સર્પદંશ ઉપરના ઉપચાર કરવા. **કુરસાના વિષથી મૂત્રાવરોધ થાય તો:**—ખાખરાના ફૂલ બાફી ડૂંટી નીચે બાંધવાં. વિષ ઊકળી રક્ત વહેવા લાગે તો સાગના કુમળા અંકુરો લાવી તેને બારીક વાટી પાણીમાં મેળવી તે પાણી ૭ તોલા પર્યંત પીવા આપવું અથવા ધાવડીના કુમળા અંકુરો અને ૭ મરી એકત્ર વાટી ગોળી કરી ખાવા આપવી. **સોજો આવે**

---

દબાઈ જવાની બીક રહેતી નથી

**વાતેરો કુરસા**—એ ઘણું કરીને નાની આંગળી જેવો જાડો અને લંબાઈમાં દોઢ હાથ સુધી હોય છે. તેના શરીર પર ધોળા ચાઠા અને વર્ણ કાળો હોય છે એનું ઝેર જરા વધારે હોય છે આ પ્રાણી ડુંગરાળ પ્રદેશમાં અને કોંકણ પ્રાંતમાં ઘણા હોય છે. એનું ઝેર ૬–૭ દિવસ અને કદી કદી વધુ પણ રહે છે

**મણિયારી**—આ જનાવરની ત્રણ જાતિ સાંભળવામાં આવે છે લંબાઈ શુમારે બે–અઢી હાથ હોઈ જાડાઈ બારીક નેતરની સોટી જેટલી, વર્ણ કાળાશપડતો અને પીઠ ઉપર ચાઠા હોય છે ત્રણ પૈકીની એક જાત તો એવી ઝેરી હોય છે કે, તે જો રાત્રે શરીર ઉપર થઈને ગયેલ હોય અથવા તેની છાયા પણ શરીર ઉપર પડી હોય તો સૂર્યોદય થયા પહેલા જ મનુષ્ય મરે છે. એ જાતને કાળી મણિયાર કહે છે. હવે બીજી જાત.–એણે જો શરીર ચાટ્યું હોય અગર એની લાળ પડેલો પદાર્થ ખાવામાં આવે અથવા તે લાળ કે ઝેર શરીરને લાગે તો તેથી પણ ઝેર ચઢીને ઘેન આવે છે, એની છાયા વગેરેનો બાધ નથી ત્રીજી જાત —એનો દંશ દિવસે થવાથી રાત્રિ પડતા પહેલા અને રાત્રે થવાથી દિવસ ઊગતા પહેલા મનુષ્ય મૃત્યુ પામે છે

**ઘણુસ કે ઘોણુસ**—આ જનાવરમાં ઘણા જ પ્રકાર હોય છે એનું ઝેર પ્રાણઘાતક નથી, પણ ઘણા દિવસ સુધી રહેનાર છે આ દોઢ હાથ સુધી લાંબો હોઈ વચ્ચેથી જાડો હોય છે રંગે ભૂરાશ પડતો અને શરીર ઉપર ધોળા ચાઠાચાઠાવાળો હોય છે એનો દંશ થતાં જ અગ્નિથી દાઝ્યા પ્રમાણે બળતરા થાય છે શરીર ઉપર ગાંઠો થાય છે, પેશાબે બળતરા થાય છે, સોજો આવે છે અને પેશાબ ટીપેટીપે ઊતરે છે ક્યાંક ક્યાંક તો એક મહિના સુધી એના ઝેરની અસર રહે છે એ અસર મટતાં સુધી ઔષધ ચાલુ રાખવું જોઈએ કુપથ્ય કરવાથી ગરમી (ઉપદંશ) પ્રમાણે વિકાર થાય છે આગિયો ઘોણસ–જરા ચપળ, વિશેષ લાંબો અને કરડવાથી બળતરા થાય છે કાબરો ઘોણસ–ઉપર પ્રમાણે જ વિકાર થાય છે ડુર્યો ઘોણસ–જાડો હોય છે ઝેરી પ્રાણીઓમાં એવડો જાડો બીજો નથી એમ કહીએ તો ચાલે એના શરીર ઉપર ચાઠા હોય છે, રંગ તપખીરી, જાડું મોઢું, ગમે તે જગ્યાએ કરડનાર, ઊડીને મસ્તકે પણ કરડનાર અને એકાદ માણસથી તો મારવો પણ ભારે પડે એવો છે તેના ઉપર મોટા મોટા પથ્થર નાખીએ અગર મોટા મોટા લાકડા ઘાલીએ તોપણ એને કાંઈ ઈજા થતી નથી, એવી એની ચામડી મજબૂત હોય છે રાયઘોણસ–ઉપર પ્રમાણે, પરંતુ પૂંછડેથી ઝીણો હોય છે આ કરડવાથી બળતરા થતી નથી, કફ વધે છે અને તે કફ ગળા સુધી આવે છે કુસડ્યા ઘોણસ કરડે ત્યારે દંશસ્થાન પાસેનું શરીર સડી જાય એ જ તેની પરીક્ષા છે

**કાંડર**—એ સર્પ પ્રમાણે જ લાંબો અને જાડો હોય છે પરંતુ તે ફણા ચડાવતો નથી એના દંશથી જે ખાડા પડે છે તે જ્યારે સર્પના દંશ પ્રમાણે હોય છે, ત્યારે દંશ થયા પછી એક ઘડીમાં તે ભરાઈ આવે છે તેના ઝેરથી આખા શરીરમાં લોહીનો કફ થાય છે, તે કફ ગળા સુધી આવ્યા પહેલાં જ ઔષધ આપવું જોઈએ, કેમ કે ગળું ભરાય ત્યાં સુધી માણસ શુદ્ધિમાં હોય છે આ માણસનું એઠું બીજાના ખાવામાં આવે તો તેને પણ દંશ થયા પ્રમાણે જ ઝેર ચડે છે સર્પ પ્રમાણે તે થોડો વખત દ્વેષ રાખે છે જો રાત્રે કરડ્યો હોય તો દિવસ ઊગ્યા પહેલા અને દિવસે કરડ્યો હોય તો સૂર્યાસ્ત પહેલા મનુષ્ય મરણ પામે છે આથી ઉપચાર તાબડતોબ કરવા જોઈએ

**નાનેટી**—આ પ્રાણીના અંગનો રંગ રતાશ પડતો હોઈ પીઠ ઉપર કાળા ચાઠા હોય છે અને તે શુમારે દોઢ હાથ લાંબો હોય છે

**નાનેટા**—નાનેટા એ એક સર્પના આકારનું લાંબું ઝેરી પ્રાણી છે, જે પ્રમાણે ચાબુક હોય છે તે પ્રમાણે જ એ મોઢા આગળ કાંઈક જાડો અને છેવટે બહુ જ પાતળો તથા શુમારે અઢીએક હાથ સુધી લાંબો, હાથની આંગળી જેટલો જાડો અને કાળાશપડતા રંગનો હોય છે આ ઝાડ ઉપર જવામાં ઘણો ચપળ

તો.—ધંતૂરાના પાદડાનો રસ કાઢી ગરમ કરી એના જ મૂળિયા ગોમૂત્રમા ઘસી ઉપર ચોપડવા. **ડોક ઉપર ભાર લાગે તો:**—કાળા કડાના મૂળિયા ઘસી ડોક ઉપર લેપ કરવો **પેટ દુખતુ હોય તો:**—તે જ મૂળ ખાવા. **શોપ લાગે તો:**—આમળાની છાલ ખાવા માટે આપવી. **પેટમાં વિષનો ગોળો થાય તો:**—અગથિયાના ઝાડની ઉત્તર બાજુની છાલ પાણીમા ઘસી પાવી. **અંગ ઉપર વિષ ફૂટે તો:**—કડવી કારેલીના પાદડા ગરમ કરી અંગે પાટો બાધવો અથવા તેનો જ રસ અંગે ચોળવો.

**કોઢીઆ(કાંડરા)ના વિષ ઉપર ઉપચાર:**—(૧) અરીઠાનુ પાણી કરી વારવાર પાવુ. (૨) બે-ત્રણ ગુંજ મોરથૂથુ ફુલાવી દહીંમા આપવુ

**ચિત્રા(ઘોણુસા)ના વિષ ઉપર ઉપચાર:**—(૧) ઘોણુસીના રસમા ઘણુસરીના મૂળિયા, અરીઠા અને કડવા કારેલાં વાટી, ગોમૂત્ર નાખી દંશ ઉપર લેપ કરવો (૨) કાળા કડાના મૂળ પાણીમા ઘસી થોડી થોડી વારે પાવા. (૩) ઘણુસરીના મૂળ અને સૂંઠ ઘસી પાવી અને ગાઠો વગેરે થઈ આવી હોય તો તે ઉપર લેપ કરવો (૪) ભારગમૂળ પાણીમા ઘસી પાવા (૫) ઢોરોને ઘોણુસીનો રસ ગેરભાર પાવો.

**મણિયારીના વિષ ઉપર ઉપચાર:**—(૧) કાળી તુલસીનો રસ પીવા આપવો મસ્તક ઉપર પણ તે રસનો લેપ કરવો અને દંશ ઉપર પણ ચોળવો (૨) કાજુની છાલનો રસ શક્તિ પ્રમાણે પાશેરથી અર્ધોશેર પર્યંત પાવો અને તે ઉપર દૂર્વાનો (ધરોનો) રસ પાવો તથા તાળવા ઉપર તે રસ ચોળવો. (૩) સર્પદંશ ઉપરના ઉપચાર કરવા. (૪) ધાવડાના પાલાનો રસ પાવો અને માથે ચોળવો.

**વિશેપ ઉપચાર:**—જુઓ વર્ગોમા:—**કુરસાના** વિષ માટે:—અગથિયો-૪, અળવી-૧, ઇંદ્રજવ-૪, કાળવેલ-૧, ખરસાણી-૮, ઘણુસરી-૧, ઘોલી (ઘિલોડી)-૩, પાટલા-૨, ફાગળો-૧, ભમરડીનો વેલો-૭, સાગ-૭. **આગિયા ઘણુસના** વિષ માટે —અબાડો-૨, તાદળજો-૫. **ઘોણસ એટલે ઘોયડા કે મંડળ માટે.**—ઘણુસરી-૧, ઘોણુસી (ગોનસી)-૨, દાડમ-૯, ભારંગી-૨, હુરા-૨.

---

હોઈ કેટલીક ઊંચાઈ સુધી ઊડીને જાય છે કોકણ પ્રાતમા તે પુષ્કળ થાય છે બીજા દેશોમા તે ક્વચિત જ હોય છે તાળવાની જગ્યાએ દંશ કરવામા આની વિશેષ પ્રખ્યાતિ છે

**અઘેલા:**—આ પ્રાણી એક વામ જેટલુ લાબું અને હાથના કાડા જેટલું અથવા તેથી પણ જાડુ હોય છે. આ કોઈને કરડતુ નથી, પરતુ અહીંતહી રખડે છે માહિતગાર ન હોય તે જ એનાથી ડરે છે એને ઓળખવાનુ સાધન એવુ છે કે એ વારવાર જીભથી પોતાના હોઠ ચાટે છે અને ચાલમા ધીમો હોઈ સર્પના પ્રમાણે વેગવાળો નથી એના અંગ ઉપર બગડી પ્રમાણે બબ્બે આગળના અતરે લીટા હોય છે આ જનાવરની પેઠે કોઈ પણ પ્રાણી હોઠ ચાટતુ નથી આ જ લક્ષણ ઉપરથી તેનાથી બીવાનુ કે તેને મારવાનુ કારણ નથી તે મનુષ્ય તરફ બિલકુલ જતો નથી

**અજગર**:—જમીનની ઉપર સર્પની પ્રમાણે ચાલનાર પ્રાણીઓમા આના જેટલુ મોટુ અને સુસ્ત પ્રાણી કોઈજ નથી અજગર અતિશય મોટો અને ક્વચિત જ ફરતો હોય છે આ દંશ કરતો નથી, કારણ કે એને દાત જ નથી, ત્યારે મનુષ્ય અગર કોઈ એના મોઢામા આવી પડે ત્યારે જ કામ કથળે છે કારણ કે મનુષ્ય ગમે તેવડો હોય તોપણ તેને તે આખો જ ગળે છે અને પછી તે કોઈ એક ઝાડને વીટાઈ જોર કરે છે એટલે ખાવેલો મનુષ્ય પેટમા ગળવા માડે છે, એવુ ભયકર આ પ્રાણી છે એક મનુષ્યને ગળતા એને ચાર ઘડી વાર લાગે છે અને મનુષ્ય એક વાર એના મોઢામા આવ્યા પછી છૂટી શકવો અશક્ય છે એના ઉપર ઉપાય એક જ છે તે એ કે ગળવાની શરૂઆત કરે કે બીજો પગ પહોળો કરી છેટો રાખવો એટલે તેને એક જ પગ ગળવા મળે અને આપણું જોર ન ફાવે તો બીજા મનુષ્યોએ શસ્ત્ર વતી એને બને બાજુથી ઊભો ચીરવો, એટલે મનુષ્ય બચી જાય આ બીજી કોઈ પણ પ્રકારની ઈજા કરતો નથી, જેથી તેનાથી બીવાનુ કારણ નથી તેનો રગ તપખીરી તથા કાળાશ પડતો હોય છે શરીર ઉપર ક્વચિત્ ટપકા હોય છે એનુ તેલ કાઢે છે હાડકાના દુખતા ભાગ પર અથવા બીજે જ્યાં દુખતુ હોય તેના ઉપર અતિ ઉત્તમ ઔષધ છે

**ઇંગળી**.—એને સસ્કૃતમા ઉચ્ચિટીંગ કહે છે એ વીછીની એક જાત છે, પરતુ અતિશય મોટો હોઈ તેનો રગ ઘણું કરીને કાળો હોય છે ઘણું કરીને તે વગડામા પથ્થર નીચેથી મળી આવે છે

**ફુરસા** કિંવા **ઘોણસાના** વિષથી આવેલા સોજા માટે:—ઉક્ષો-૪, **મણિયારીના** વિષ માટે:-કાળુ ૩, તુલસી-૨, ધાવડી-૭, પારસપીપળો-૨. **આગિમણિયારીના** વિષ માટે —કંકોડી-૩. **સર્પનું વિષ કદી ન ચડવા** માટે—લીમડો (કડવો)-૧૮, **કાંડરા એટલે કોડીઆના** વિષ માટે:-કુક્કરક ૬-૧.
જુઓ પ્રા૦ઔ૦મા:—અસ્થિ-૧૧, ગારુળ-૨, મૂત્રવર્ગ-૩, મોરનાં પીછા-૨.

## (૨) કૂતરાનું ઝેર-શ્વાનવિષ

**હડકાયેલાનાં લક્ષણો**:—કૂતરાના કફાધિક દોષ, જ્ઞાન વહન કરનારી નાડીમા રહી જ્ઞાનનો નાશ કરે છે તથા ધાતુક્ષોભ કરે છે, તે યોગથી મોઢામાથી લાળ પડે છે, તે આંધળો અને બહેરો થઈ અહીતહી દોડે છે, તેના પગ, ખાધ ડોક વગેરે લૂલા થઈ જાય છે અને ડોક નીચી નમી પડે છે.+

**દંશના લક્ષણો**:—હડકાયુ કૂતરું કરડે એટલે મોઢાનો ચહેરો બદલાઈ જાય છે. તેમાથી કાળુ લોહી વહે છે, તે યોગ વડે છાતીમા અને મસ્તકમા દુ:ખ થાય છે, તાવ આવે છે, અંગ ધ્રૂજે છે, તરસ લાગે છે, મૂર્ચ્છા આવે છે, બુદ્ધિભ્રંશ, સંતાપ, શ્વાસ, કાસ, આખોમા પીળાશ, મૂત્રમા કીડા, ઉન્માદ, કૂતરાના જેવુ ભસવુ અને બીજા માણસને કરડવા જવુ ઇત્યાદિ લક્ષણો થાય છે તેના ઉપાયને કાળાતિક્રમ થયા પછી, ચોમાસાના પ્રારંભમા તે વિશેષ વિકળ થાય છે અને **અસાધ્ય** પણ થાય છે આ પ્રકારનુ કૂતરાનું વિષ કેવળ વાતપ્રધાન હોઈ સર્વ દોષમાત્રને કોપાવે છે જે રોગી પાણીના શબ્દ, સ્પર્શ અને અવલોકનના યોગથી ભયભીત થાય છે, તેને વૈદ્યકમા '**જલસંત્રાસ**' એવુ નામ આપેલુ છે, એ રોગ **અસાધ્ય** જાણવો. ઉપર કહેલા લક્ષણો ઉપરથી **દંષ્ટ્રપ્રહાર** કરનાર શિયાળ, ખચ્ચર, ઘોડા, રીંછ, ચિત્તા, વાઘ, વરુ, બિલાડી ઇત્યાદિના દંશના લક્ષણો જાણવા

**સવિષ અને નિર્વિષ દંશનાં લક્ષણો**:—કંડૂ (ખરજ), ચટકા થવા, રંગ બદલાવો; જ્વર, ભ્રમ, દાહ, રતાશ, સણકા, સોજા, ગૂમડા પાકવા, ગાંઠો ઉત્પન્ન થવી, ગૂમડું ફાટવુ, કોલા, કર્ણિકા, ઢીમણા એ લક્ષણો સવિષ દંશના જાણવા. એ લક્ષણોથી વિપરીત લક્ષણો નજરે પડે તો નિર્વિષ છે એમ જાણવુ. હડકાયેલુ કૂતરું જેને કરડયુ છે એવો રોગી નીરોગી માણસને કરડે તો તેને પણ તે દંશ ઉપાધિ કરે છે.×

---

+ ઉપાય —(૧) કંકોડાનુ મૂળ ઘસીને પાવુ (૨) આકડાની જડ જમીનમાથી કાઢી ઝીણા કકડા કરી ૨-૩ કલાક રાખી પછી ઉપરની છાલ કાઢી લઈ ઉપરથી છોલીને અંતરછાલ લેવી તેને છાયામા સૂકવી ખાડી ઝીણો લોટ કરીને ઊના પાણીમા નાખી પાવાથી વિષની જાળ છાતીએથી મટે (૩) કડવી તુબડીનો ગરભ ટાંક ૫, મરી ટાંક ૬, હીંગળો ટાંક ૫, નેપાળાના મીંજ ટાંક ૨॥, ટંકણખાર ટાંક ૨॥-એ સર્વની ગોળ ટાંક ૧૬મા, ટાંક ત્રણ પ્રમાણે ગોળી વાળવી તે ગોળી હડકાયુ કૂતરુ કરડ્યા પછી ૭ મા દિવસે આપવી ઉપર ઊનુ પાણી પાવુ એથી ઝાડો ઊલટી થઈ વિષ નીકળી જશે

× **હડકાયા કૂતરાના કરડવાની પરીક્ષા**:—(૧) અખરોટનો ગર્ભ દંશ પર એક કલાક રાખવો પછી કૂકડાની પાસે નાખવો જો કૂકડો ન ખાય અથવા ખાવાથી મરી જાય તો સમજવુ કે હડકાયુ કૂતરું કરડયું છે. (૨) એક રોટલાનો ટુકડો દંશ પર રાખી દંશના લોહીથી ભરી કૂતરા તરફ ફેંકવુ. જો કૂતરો ન ખાય અથવા ખાવાથી મરી જાય તો હડકાયાનો દંશ સમજવો

**હડકાયા કૂતરાના ઝેરના ઉપાય**:—(૧) કરડવાની સાથે જ લોહી આજુબાજુથી કાઢી નાખવુ દંશસ્થાનનો ઘા વધારે પહોળો કરવો ૪૦ દિવસ સુધી ભરાવા ન દેવો રોગીને વારવાર ખૂબ દોડાવવો કે જેથી પરસેવા દ્વારા ઝેર બહાર નીકળતુ રહે મૂત્રલ ઔષધિ આપવાથી પાણીનો ભય નહિ રહે (૨) દંશસ્થાનમાથી બની શકે તેટલુ લોહી કાઢી નાખી પછી ગરમ ઘી રેડીને બાળવુ (૩) આકડાના દૂધનો દંશસ્થાન પર લેપ કરવો તથા આકડાના દૂધવાળી ઔષધિનો જુલાબ આપવો (૪) દંશસ્થાન પર કેરોસીન તેલ ચોપડી ઉપર લાલ મરચાનો ભૂકો ભરવો પછી ઉપર કરોળિયાનુ સફેદ જાળુ મૂકી મજબૂત બાધી લેવુ (૫) કૂકડવેલનો રસ પિવડાવવાથી ઊલટી તથા દસ્ત થઈને વિષવાળા જંતુ મરેલાં નીકળી જાય છે (૬) શુદ્ધ ઝેરકોચલા, વછનાગ તથા ટંકણખાર સમાન ભાગે લઈ બારીક ચૂર્ણ કરી આકડાના દૂધમા ગોળી એકેક રતીની કરવી તે ૨૧ દિવસ સુધી ખવડાવવાથી આરામ થશે (૭) શરીર પર કોઢના જેવા ચકતા થઈ ગયા હોય તો ગંધક, મોરથૂથુ તથા જમાલગોટા ત્રણેને વાટી ઘીમા મેળવી દેવું, પછી ઘીને ત્રાબાના વાસણ-

**અસાધ્ય લક્ષણો :**—જે પ્રાણીનો દશ જેને થયો છે તે, તે પ્રાણી જેવી ચેષ્ટા કરે છે, બરાડા પાડે છે અને આરસી, પાણી વગેરે પદાર્થોમા તેનુ પ્રતિબિબ વારેવારે જોઈ ખુશી થાય છે. આવો રોગી નિશ્ચય મૃત્યુ પામશે એમ જાણવુ

**ઉપચાર :**—(૧) કાળા ઉબરાના મૂળ અને ધતૂરાના ફળ ચોખાના ધોવડામણમા વાટી આપવા. (૨) ઝેરકોચલાના બિયા ઘીમા શેકી, તે દૂધમા ઘસી સેવન કરવા. ઝેરકોચલાના બિયા ઘસી દશ ઉપર લેપ કરવો. (૩) અઘેડાના મૂળ એક તોલો વાટી મધ સાથે ખાવા અને દશ ઉપર કુવાર અને સિધવ બાધવો, એટલે ત્રણ દિવસમા કૂતરાના વિષનો નાશ થાય છે. (૪) ગરમાળાના પાનના રસમા કસ્તૂરી નાખી તે પ્રાશનાર્થે આપવી (૫) દેવબાવળિયાના તાજા મૂળ ઠંડા પાણીમાં એક તોલાથી ચાર તોલા પર્યંત ઘસી, તેમા થોડુ થોડુ પાણી નાખી સવારસાજ સાત દવિસ પીવા આપવુ. (૬) કૂતરુ કરડે કે તગત જ કરડેલી જગ્યા અગ્નિ વડે બાળી નાખવી, એટલે રોગીને નુકસાન થશે નહિ. (૭) શતાવરીના મૂળનો રસ અને ગાયનુ ઘી એકત્ર કરી પ્રાશનાર્થે આપવુ (૮) ગોળ, તેલ અને આકડાના દૂધનો દશ ઉપર લેપ કરવો. (૯) તલનુ તેલ, ખોળ, ગોળ, આકડાનુ દૂધ, એ સમભાગે લઈ એકત્ર કરી પાવુ (૧૦) કૂકડાની હગારનો લેપ કરવો (૧૧) બકામ લીમડીના મૂળનો રસ કાઢી તે રસ પાવો (૧૨) જૂનો ગોળ, કડવી દૂધી, હોકાનુ પાણી અને ઝિઝરૂટીના બિયા એકત્ર કૂટી ૩ દિવસ પાવા. (૧૩) કડવા તૂરિયાની અદરના રેસા પાણીમાં મસળી તે પાણી પીવા આપવુ. વિષનું જોર જેમ જેમ કમી થતુ જશે, તેમ તેમ એ ઔષધથી ઊલટી થતી જશે (૧૪) પાકેલા વગડાઉ કેળાના બિયા વાટી પાણીમા મેળવી પાવા અને દશ ઉપર પણ લેપ કરવો. (૧૫) અકોલમૂળનો કાઢો ઘી નાખી પાવો. (૧૬) ઘોડાના લીડા બે અને મરી અઢી તોલા, પાશેર પાણીમા મેળવી તે પાણી પાઈ દેવુ (૧૭) બાવળના પાનનો રસ ચાર પૈસાભાર ત્રણ દિવસ આપવો. (૧૮) સાટોડીનો રસ આપવો (૧૯) રીગણીનો રસ ઘી નાખી આપવો (૨૦) ગળજીભીનો કાઢો ઘી નાખી આપવો.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—અકોલ-૧૫, અઘેડો-૩, આકડો-૮, ઇંગોરિયા-૭, કાળો ઉમરડો-૧, ગળજીભી-૫, ઝિઝરૂટ-૩, ઝેરકોચલા-૨, ૧૨, તલ-૮, પીલુ-૩, બકામલીમડી-૧, ભોરિંગણી-૧૫, મરચી-૪, લસણુ-૯, વગડાઉ મરચીવેલ-૨, વસુ-૮, શતાવરી-૫, સાટોડી-૨૦. **હડકાયા કૂતરાના વિષ** માટે :—કડવા તૂરિયા-૨, કેળ ૨, દેવબાવળિયો-૧ જુઓ પ્રા૦ ઔ૦ મા —અસ્થિવર્ગ-૫, કૂકડાની વિષ્ટા-૨.

## (૩) લૂતા (કાંતરણ) વિષ×

**લક્ષણો :**—લૂતાએ દશ કરવાથી તે જગા સડે છે અને તેમાથી રક્ત વહે છે, તથા જ્વર,

મા રાખી ૧૦૧ વાર ધોવુ આ ઘીથી મર્દન કરી સૂર્યના તાપમા બેસવુ બીજે દિવસે છાણ મસળીને સ્નાન કરવુ આ ઘીને ગળાથી ઉપરના ભાગમા લગાડવુ નહિ (૮) દગસ્થાન પર ઝેરકોચલુ મનુષ્યના મૂત્રમા અથવા દારૂમા ઘસી લગાડવુ

× લૂતા (કરોળિયો) જેને હિન્દીમા મકડી અને મરાઠીમા કાતની કહે છે, તેનુ બચ્ચુ કોઈ વખત મનુષ્યના ખાવામા બીજી વસ્તુની સાથે આવી જાય છે, અથવા લાળ બીજા ખાવાના પદાર્થને લાગી જવાથી ખાવામા આવતા આખા શરીર ઉપર નાના નાના ગૂમડા થાય છે, પાકે છે અને ફૂટે છે જ્યા ગૂમડા નથી થતા ત્યા ખાજ વારવાર આવ્યા કરે છે આવા રોગીને ગધક રોજ સવારે અને સાજરે દિવસમા બે વખત ૦ા થી ૦ાા તોલા સુધી સાકર સાથે મેળવી ખવડાવવો, ઉપર દૂધ પિવડાવવુ આ ઉપરથી લોહી શુદ્ધ થઈને ઝેરની અસર દૂર થશે

લૂતા (કરોળિયો) કોઈ વખત કપડામા દબાઈ જવાથી કરડે છે તો તે જગ્યા લાલ થઈ જાય છે, તેમ જ તેમા બળતરા થાય છે, ખાજ આવે છે, તેમ જ તેમાથી પાણી (પરસેવો) શરૂઆતના બે ત્રણ દિવસ આવ્યા કરે છે આ પરસેવાનું પાણી જ્યા જ્યા લાગે છે, ત્યા ત્યા ફોડકીઓ થઈ જાય છે આ ફોડકીઓનો જલદી ઉપાય ન થાય તો બધી પાકે છે અને તેમાથી રસી વહે છે, માટે શરૂઆતથી જ લીમડાના ક્વાથના પાણીથી દિવસમા બે વખત લૂતાના દશવાળો ભાગ ધોઈને પ્રકરણમા કહેલી ઔષધિનો લેપ કરતા

દાહ, અતિસાર અને ત્રિદોષ રોગ, નાના પ્રકારના ફોડા, મોટા ગચ્ચિયા અને મોટો, મૃદુ, રાતો, લીલો, નીલ અને ચંચળ એવો સોજો આવે છે. **દૂષિવિષ દંશલક્ષણો:**—દંશનો મધ્યભાગ કાળો, રાતો, બળેલા જેવો, ઉપર ઊપસેલો, વારવાર પાકનારો અને પરુ વહેનારો હોય છે, તેથી કરી અંગ ઉપર ઢીમણા અને તાવ આવે છે **પ્રાણહર લક્ષણ:**—સર્પના મળમૂત્રમાથી કિંવા મરી ગયેલો સર્પ સડી કોહી જાય છે તેમાથી દૂષિવિષવાળા કીડા થાય છે, તે પ્રાણનાશનુ કારણ છે. તેનો દંશ સૂજે છે અને તે ધોળો, કાળો, રાતો અને પીળો થાય છે. તે ઉપર પરુ આવે છે અને રોગીને તાવ આવે છે. દાહ થઈ ઊચકી ( હેડકી ) થાય છે અને કપાળે શૂળ થાય છે

**ઉપચાર**—(૧) હળદર, દારુહળદર, મજીઠ, પતંગ અને નાગકેસરને ઠંડા પાણીમા વાટી દંશ ઉપર લેપ કરવો. તે તત્કાળ લૂતાવિષનો નાશ કરે છે (૨) કાળી અને ધોળી ગરણી, ગૂંદી, કાળીપાટ, રાતી અને શ્વેત સાટોડી, કોઠ અને સરસડાના ઝાડના બિયાને વાટી લેપ કરવો (૩) કાળી તુલસીનાં પાદડાના રસમા ધોળી ચણોઠી અને ધોળી ગરણીના મૂળ ઘસીને પાવા.

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નો૦મા—આગિયો–૩, વંતાકડી–૩.

## (૪) ઉંદરનું વિષ

**લક્ષણો:**—વિષવાળો ઉંદર કરડ્યો હોય તો તેના દંશમાથી લોહી વહે છે. તે ધોળું હોય છે અને શરીર ઉપર ગચ્ચિયા થાય છે, તથા તાવ, અરુચિ અને અંગે દાહ, એ લક્ષણો થાય છે. **પ્રાણહર લક્ષણ:**—મૂર્ચ્છા આવે છે, ઉંદરના અંગ જેવો સોજો આવે છે, રંગ બદલાય છે, કલેદ, બહેરાપણું, જ્વર, માથાને જડત્વ અને મુખમાંથી લાળ તથા લોહીની ઊલટી, એવા લક્ષણો થાય ત્યારે **પ્રાણહર** ઉંદરનો દંશ જાણવો.

**ઉપચાર:**—(૧) ધુંવાસ, મજીઠ, હળદર અને સિંધવ, એ જણસો વાટી લેપ કરવો (૨) ધોળી ગલકીના પાદડા વાટી લેપ કરવો (૩) સાપની કાચળીની ધૂણી ત્રણ દિવસ આપવી અને પથ્ય પાળવુ (૪) ચિત્રકના મૂળિયાનુ ચૂર્ણ તેલમા પચન કરવુ અને શસ્ત્ર વડે **બ્રહ્મરંધ્ર**( તાળવા ) ઉપર ક્ષત કરી તે ઉપર ચોળવુ, એટલે ઉંદરનુ વિષ નાશ પામે છે. (૫) આમલી ૪ તોલા, ધુંવાસ ૨ તોલા, એ જૂના ઘીમા ખરલ કરીને ૭ દિવસ ખાવુ. (૬) પારો, ગંધક, કપાસ, ધુંવાસ અને સરસડો, એ સર્વ પદાર્થો આકડાના દૂધમા વાટી લેપ કરવો, એટલે તે સર્વ વિષનો નાશ કરે છે; તેમા વિશેષે ઉંદરના વિષનો નાશ કરે છે. (૭) સૂંઠ, મરી, લીંડીપીપર, કડવા લીમડાની લીંબોળીઓ અને સિંધવનુ ચૂર્ણ ત્રણ માસા સાકર અને મધમા આપવું. (૮) ઉંદરકનીના પાદડાનો અંગરસ ૧ તોલાથી ૨ તોલા પર્યંત પાવો અને અંગે પણ ચોળવો, અથવા ઉંદરકનીના કાદા ગાયના દૂધમાં વાટી તે ૭ દિવસ પાવા. (૯) અઘેડાના કુમળા તોરાઓનો રસ કાઢી મધમા ૭ દિવસ પાવો અથવા અઘેડાના બિયા મધમા ખાવા આપવા (૧૦) કેદના અંકુરનો રસ ૪ પૈસાભાર અને ઘી બે પૈસાભાર એકત્ર કરી પાવા (૧૧) ભારંગમૂળ પાણીમા ઘસી પાશેર પર્યંત પાવા અને શરીરે ચોળવા, તે ચડે તો તાજુ ગાયનુ દૂધ પાવુ (૧૨) કડવા તૂરિયાનો લેપ કરવો. (૧૩) ખોરું કોપરુ મૂળાના રસમા ઘસી લેપ કરવો (૧૪) તુલસીના રસમા અફીણ ખરલ કરી શરીરે તથા દંશ ઉપર ચોળવુ +

રહેવુ, પાકી જાય તો ખસના ઉપર લગાડવાનો મલમ અથવા ગંધકનું ઘી રોજ ત્રણ વખત લગાડતા રહેવુ, કે જેથી થોડા દિવસમા ઝેરની અસર દૂર થઈ જશે જરૂર જણાય તો રક્તશોધન કરનારી ઔષધિ ખાવા માટે પણ લેવી

+ ઝેરી ઉંદરના કરડેલા ભાગને પથ્થર અથવા સીસુ તપાવી બાળવુ પછી સરસડો, હળદર, ઉપલેટ, કેસર તથા ગળોને વાટી લેપ કરવો; તથા કુકડવેલનો કાઢો પિવડાવી વમન કરવા પહેલા દહી પિવડાવવું છાણના રસમા ત્રિકટુ ઘસીને અંજન કરવું ઝેરી ઉંદરના કરડવા પછી સખત પથ્ય પાળવુ તથા રક્તશોધક ઔષધિ લેવી, કારણકે ૪–૬ માસ પછી પણ કોઈ કોઈ વખત અપથ્યસેવનથી ઊથલો મારે છે

**ઝેરી ઉંદરના કરડેલા માટે અપથ્ય**—શીતળ હવા, શીતળ ભોજન, શીતળ જળથી સ્નાન, વરસાદમા બહાર ફરવુ, દિવસે સૂવુ તથા અજીર્ણ કરે તેવા પદાર્થોનુ ભોજન, એ સર્વ હાનિકારક છે.

અજીર્ણ થઈ જાય ત્યારે ત્રિફલા, નસોતર અથવા દાંતીની જડનુ ચૂર્ણ જુલાબ માટે આપવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌંમા:–અઘેડો-૨, આમલી-૯, ઉદરકની ગ-૭, કણુઝી-૧, કોઠી-૫, ચિત્રક-૪, નાગફણી-૨, નાળિયેરી-૮, નેળવેલ-૧ ભારંગી-૩, મછ્છ-૨, ગતુ કોળુ-૩, વડ-૩, ધુરા-૭, હેદ-૧. ખડક ઉપરના કોળ એટલે ઘુસ માટે —અળઈ-૨ કોળ, **ઉંદર વગેરે 'કમી** થવા માટે:—ઝેરકોચલા-૬. જુઓ પ્રા૦ ઓંમા –અસ્થિવર્ગ-૧૧, દૂધ-૧, સર્પની કાચળી-૫ **ધોળા ઉંદર અંગ ઉપર પડી ગાંઠો થાય છે તે માટે:**—ગધેડાની લીદ-૧

## (૫) ભમરી અને માખીનું વિષ

**ભમરીના વિષ ઉપર ઉપચાર:**—મરી, સૂઠ અને સચળને પાનના રસમા વાટી લેપ કરવો. **માખી, વનમાખી, મધમાખી, કીડી અને ભમરી,** એ સર્વના દંશ ઉપર ગન્ડાની કાળી માટી અને ત્રિફળાનો ગોમૂત્રમા લેપ કરવો. **સવિષ મક્ષિકાદંશનાં લક્ષણો:**—સવિષ માખી કરડવાથી તે ઠેકાણે કાળુ ઢીમણુ થાય છે અને તે લાગલુ વધવા માડે છે તથા તે જગ્યાએ આગ થાય છે તેના યોગથી મૂર્છા અને જ્વર આવે છે આ માખોમા **સ્થાવિક** નામની જે માખ થાય છે. તે પ્રાણ લેનારી છે. **સર્વ કીડાના વિષ ઉપર ઉપચાર:**—ઘોડાવજ, મરી, સૂઠ, લીડી-પીપર, હિંગ, વાવડિંગ, સિંધવ, ગજપીપળી, કાળીપાટ, અતિવિષ, એ સર્વ ઔષધોનો કાઢો કરી પાવો **મક્ષિકાપીટિકા (માખીના દંશની ફોડકી) ઉપર ઉપચાર:**—અરીઠા, લઘુ રાળનુ ઝાડ, ગળજીભી હંસપદી, હળદર, દારુહળદર અને ગેરુનો લેપ માખીના દંશ સબંધી પીટિકાનો નાશ કરે છે. **ભ્રમરવિષ ઉપર ઉપચાર:**—(૧) સૂઠ, કબૂતરની વિષ્ટા, હરતાલ અને સિંધવને બિજોરાના રસમાં ખરલ કરી લેપ કરવો (૨) ભેંસનુ માખણ ચોપડવુ (૩) થુરિયો અને લીંડીપીપર વાટી લેપ કરવો. **વિષ ઉપર વમન:**—કડવી ગલકીનો કાઢો મધ અને ઘી નાખી પાવો અથવા કડવી દૂધીના મૂળ કિંવા પાન પાણીમા વાટી પાવા; એટલે વિષ નાશ પામે છે **ઝેર ઉપર લેપ:**—સરસડાના મૂળ, છાલ, પાદડા, ફૂલ અને બીજ, એ પંચાગ લઈ ગોમૂત્રમા વાટી લેપ કરવો તે અત્યંત વિષ-નાશક છે. **પરિષેક:**—પ્રત્યેક જાતિના વિષ અત્યંત ઉષ્ણ અને તીક્ષ્ણ છે, એટલા માટે તે સર્વ પ્રકારના વિષ ઉપર ઠડા પાણીનો અભિષેક કરવો વિષની અદર તીક્ષ્ણતા તથા ઉષ્ણતા છે, એટલે તે પિત્તને કોપાવે છે, માટે પ્રથમ વામક ઔષધો આપી પછી અંગ પર પાણી રેડવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌંમા:—**મધમાખીના** વિષ માટે –કાળીજીરી-૧, તબાકુ-૩ **માખીના ઝેર માટે:**–લાણોની ટીપમા નં ૬, હરડે-૪૬. **ભમરીના દંશ માટે:**—ડુંગળી-૧૪, શુવર-૬, પાન અજમો-૨, હરડે-૪૬.

## (૬) નખદંત-વિષ

**નખદંત-વિષ ઉપર ઉપચાર:**—કડવો લીમડો, ખીજડી અને વડની વડવાઈઓના કલ્કમા ગરમ પાણી નાખી તેનો દંશ ઉપર લેપ કરવો, એટલે નખ તથા દાતના વિષનો સંપૂર્ણ નાશ થશે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌંમા.–ઇંદ્રવરણા-૧૧, ખીજડો-૨.

## (૭) સરડા(કાકિંડા, કાચિંડા)નું વિષ

**લક્ષણ:**—સરડો કરડ્યો હોય તો શરીરનો રંગ લીલો, કાળો, ઉદો અથવા અનેક પ્રકારનો થાય છે; અને તે રોગીને ભ્રાન્તિ, અતિસાર વગેરે થાય છે

**ઉપચાર:**—(૧) આકડાના મૂળ ઠડા પાણીમા વાટી પાવા (૨) નાળિયેરીનો કુમળો ગર્ભ પાણીમા ઘસી તેમા કોકમ નાખી ગરમ કરી લેપ કરવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌંમા —નાળિયેરી-૭.

## (૮) વીંછીનું વિષ

**ઉત્પત્તિ:—સર્પની વિષ્ટા, મૂત્ર અને મળ,** ઉકરડા ઉપર અથવા બીજે ઠેકાણે પડી **કોહી** જવાથી, તેમાથી **વીંછી (વૃશ્ચિક),** કાળી **વીંછણ** ઇત્યાદિ ઝેરી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે

**લક્ષણ:**—વીંછી કરડવાથી તે જગ્યાએ પહેલા અગ્નિ અડકાડ્યા પ્રમાણે આગ થાય છે, પછી

દાહ, અતિસાર અને ત્રિદોષ રોગ, નાના પ્રકારના ફોડા, મોટા ગચિયા અને મોટો, મૃદુ, રાતો, લીલો, નીલ અને ચચળ એવો સોજો આવે છે. દૂષિવિષ દંશલક્ષણો:—દંશનો મધ્યભાગ કાળો, રાતો, બળેલા જેવો, ઉપર ઊપસેલો, વારંવાર પાકનારો અને પરુ વહેનારો હોય છે; તેથી કરી અંગ ઉપર ઢીમણા અને તાવ આવે છે પ્રાણહર લક્ષણ:—સર્પના મળમૂત્રમાથી કિંવા મરી ગયેલો સર્પ સડી કોહી જાય છે તેમાથી દૂષિવિષવાળા કીડા થાય છે, તે પ્રાણનાશનું કારણ છે. તેનો દંશ સૂજે છે અને તે ધોળો, કાળો, રાતો અને પીળો થાય છે તે ઉપર પરુ આવે છે અને રોગીને તાવ આવે છે. દાહ થઈ ઊચકી (હેડકી) થાય છે અને કપાળે ગાળ થાય છે

**ઉપચાર**—(૧) હળદર, દારુહળદર, મજીઠ, પતંગ અને નાગકેસરને ઠંડા પાણીમા વાટી દંશ ઉપર લેપ કરવો. તે તત્કાળ લૂતાવિષનો નાશ કરે છે (૨) કાળી અને ધોળી ગરણી, ગૂંદી, કાળી-પાટ, રાતી અને શ્વેત સાટોડી, કોઠ અને સરસડાના ઝાડના બિયાને વાટી લેપ કરવો (૩) કાળી તુલસીના પાદડાના રસમા ધોળી ચણોઠી અને ધોળી ગરણીના મૂળ ઘસીને પાવા.

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્ગોમા—આગિયો-૩, વતાકડી-૩

## (૪) ઉંદરનું વિષ

**લક્ષણો:**—વિષવાળો ઉંદર કરડ્યો હોય તો તેના દંશમાથી લોહી વહે છે તે ધોળુ હોય છે અને શરીર ઉપર ગચિયા થાય છે, તથા તાવ, અરુચિ અને અંગે દાહ, એ લક્ષણો થાય છે. **પ્રાણહર લક્ષણ:**—મૂર્ચ્છા આવે છે, ઉંદરના અંગ જેવો સોજો આવે છે, રંગ બદલાય છે; ક્લેદ, બહેરાપણુ, જ્વર, માથાને જડત્વ અને મુખમાથી લાળ તથા લોહીની ઊલટી, એવાં લક્ષણો થાય ત્યારે પ્રાણહર ઉંદરનો દંશ જાણવો

**ઉપચાર:**—(૧) ધુંવાસ, મજીઠ, હળદર અને સિંધવ, એ જણસો વાટી લેપ કરવો. (૨) ધોળી ગલકીના પાદડાં વાટી લેપ કરવો (૩) સાપની કાચળીની ધૂણી ત્રણ દિવસ આપવી અને પથ્ય પાળવુ (૪) ચિત્રકના મૂળિયાનુ ચૂર્ણ તેલમા પચન કરવુ અને શસ્ત્ર વડે બ્રહ્મરંધ્ર (તાળવા) ઉપર ક્ષત કરી તે ઉપર ચોળવુ, એટલે ઉંદરનુ વિષ નાશ પામે છે. (૫) આમલી ૪ તોલા, ધુંવાસ ૨ તોલા, એ જૂના ઘીમા ખરલ કરીને ૭ દિવસ ખાવુ. (૬) પારો, ગંધક, કપાસ, ધુંવાસ અને સરસડો, એ સર્વ પદાર્થો આકડાના દૂધમા વાટી લેપ કરવો; એટલે તે સર્વ વિષનો નાશ કરે છે, તેમા વિશેષે ઉંદરના વિષનો નાશ કરે છે. (૭) સૂંઠ, મરી, લીંડીપીપર, કડવા લીમડાની લીંબોળીઓ અને સિંધવનુ ચૂર્ણ ત્રણ માસા સાકર અને મધમા આપવું. (૮) ઉંદરકનીના પાદડાનો અંગરસ ૧ તોલાથી ૨ તોલા પર્યંત પાવો અને અંગે પણ ચોળવો, અથવા ઉંદરકનીના કાદા ગાયના દૂધમાં વાટી તે ૭ દિવસ પાવા (૯) અઘેડાના કુમળા તોરાઓનો રસ કાઢી મધમા ૭ દિવસ પાવો અથવા અઘેડાના બિયા મધમા ખાવા આપવા (૧૦) કેદના અંકુરનો રસ ૪ પૈસાભાર અને ઘી બે પૈસાભાર એકત્ર કરી પાવા (૧૧) ભારંગમૂળ પાણીમા ઘસી પાશેર પર્યંત પાવા અને શરીરે ચોળવા; તે ચડે તો તાજુ ગાયનુ દૂધ પાવુ (૧૨) કડવા તૂરિયાનો લેપ કરવો. (૧૩) ખોરુ કોપરુ મૂળાના રસમા ઘસી લેપ કરવો (૧૪) તુલસીના રસમા અફીણ ખરલ કરી શરીરે તથા દંશ ઉપર ચોળવુ +

રહેવુ, પાકી જાય તો ખસના ઉપર લગાડવાનો મલમ અથવા ગંધકતું ઘી રોજ બેત્રણ વખત લગાડતા રહેવુ, કે જેથી થોડા દિવસમા ઝેરની અસર દૂર થઈ જશે જરૂર જણાય તો રક્તશોધન કરનારી ઔષધિ ખાવા માટે પણ લેવી

+ ઝેરી ઉંદરના કરડેલા ભાગને પથ્થર અથવા સીસુ તપાવી બાળવુ પછી સરસડો, હળદર, ઉપલેટ, કેસર તથા ગળોને વાટી લેપ કરવો, તથા કૂકડવેલનો કાઢો પિવડાવી વમન કરવા પહેલા દહી પિવડાવવું છાશના રસમા ત્રિકટુ ઘસીને અંજન કરવુ ઝેરી ઉંદરના કરડવા પછી સખત પથ્ય પાળવુ તથા રક્તશોધક ઔષધિ લેવી, કારણકે ૪-૬ માસ પછી પણ કોઈ કોઈ વખત અપથ્યસેવનથી ઊથલો મારે છે

**ઝેરી ઉંદરના કરડેલા માટે અપથ્ય**—શીતળ હવા, શીતળ ભોજન, શીતળ જળથી સ્નાન, વરસાદમાં બહાર ફરવુ, દિવસે સૂવુ તથા અજીર્ણ કરે તેવા પદાર્થોનુ ભોજન, એ સર્વ હાનિકારક છે

અજીર્ણ થઈ જાય ત્યારે ત્રિફલા, નસોતર અથવા દાતીની જડનુ ચૂર્ણ જુલાબ માટે આપવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌષધીમા:-અઘેડો-૨, આમલી-૯, ઉંદરકની ગ-૭, કણઝી-૧, કોઠી-૫, ચિત્રક-૪, નાગફણી-૨, નાળિયેરી-૮, નોળવેલ-૧, ભારંગી-૩, મજીઠ-૨, રાતું કોળું-૩, વડ-૩, હુરા-૭, હેદ-૧ **ખડક ઉપરના કોળ એટલે ઘુસ માટે:**—અળઈ-૨ **કોળ, ઉંદર વગેરે ’ફમી** થવા માટે.—ઝેરકોચલા-૬ જુઓ પ્રા૦ ઔ૦મા.-અસ્થિવર્ગ-૧૧, દૂધ-૧, સર્પની કાચળી-૫. **ધોળા ઉંદર અંગ ઉપર પડી ગાંઠો થાય છે તે માટે:**—ગધેડાની લીદ-૧

## (૫) ભમરી અને માખીનું વિષ

**ભમરીના વિષ ઉપર ઉપચાર:**—મરી, સૂંઠ અને સંચળને પાનના રસમા વાટી લેપ કરવો. **માખી, વનમાખી, મધમાખી, કીડી અને ભમરી,** એ સર્વના દંશ ઉપર રાફડાની કાળી માટી અને ત્રિફળાનો ગોમૂત્રમા લેપ કરવો **સવિષ મક્ષિકાદંશનાં લક્ષણો:**—સવિષ માખી કરડવાથી તે ઠેકાણે કાળુ ઢીમણુ થાય છે અને તે લાગલુ વધવા માડે છે તથા તે જગ્યાએ આગ થાય છે. તેના યોગથી મૂર્ચ્છા અને જ્વર આવે છે આ માખોમા **સ્થાવિક** નામની જે માખ થાય છે, તે પ્રાણ લેનારી છે. **સર્વ કીડાના વિષ ઉપર ઉપચાર:**—ઘોડાવજ, મરી, સૂંઠ, લીંડીપીપર, હિંગ, વાવડિંગ, સિંધવ, ગજપીપળી, કાળીપાટ, અતિવિષ, એ સર્વ ઔષધોનો કાઢો કરી પાવો **મક્ષિકાપીટિકા (માખીના દંશની ફોડકી) ઉપર ઉપચાર:**—અરીઠા, લઘુ રાળનુ ઝાડ, ગળજીભી હંસપદી, હળદર, દારુહળદર અને ગેરુનો લેપ માખીના દંશ સબંધી પીટિકાનો નાશ કરે છે. **ભ્રમરવિષ ઉપર ઉપચાર:**—(૧) સૂંઠ, કબૂતરની વિષ્ટા, હરતાલ અને સિંધવને બિજોરાના રસમા ખરલ કરી લેપ કરવો. (૨) ભેંસનુ માખણ ચોપડવુ. (૩) થુરિયો અને લીંડીપીપર વાટી લેપ કરવો **વિષ ઉપર વમન:**—કડવી ગલકીનો કાઢો મધ અને ઘી નાખી પાવો અથવા કડવી દૂધીના મૂળ કિંવા પાન પાણીમા વાટી પાવા, એટલે વિષ નાશ પામે છે **ઝેર ઉપર લેપ:**—સરસડાના મૂળ, છાલ, પાંદડા, ફૂલ અને બીજ, એ પંચાગ લઈ ગોમૂત્રમા વાટી લેપ કરવો તે અત્યંત વિષનાશક છે. **પરિષેક:**—પ્રત્યેક જાતિના વિષ અત્યંત ઉષ્ણ અને તીક્ષ્ણ છે, એટલા માટે તે સર્વ પ્રકારના વિષ ઉપર ઠંડા પાણીનો અભિષેક કરવો વિષની અંદર તીક્ષ્ણતા તથા ઉષ્ણતા છે, એટલે તે પિત્તને કોપાવે છે, માટે પ્રથમ વામક ઔષધો આપી પછી અંગ પર પાણી રેડવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌષધીમા:—**મધમાખીના** વિષ માટે -કાળીજીરી-૧, તંબાકુ-૩. **માખીના ઝેર માટે:**-લાણોની ટીપમા નં ૬, હરડે-૪૬ **ભમરીના દંશ માટે:**—ડુંગળી-૧૪, શુવર-૬, પાન અજમો-૨, હરડે-૪૬.

## (૬) નખદંત-વિષ

**નખદંત-વિષ ઉપર ઉપચાર:**—કડવો લીમડો, ખીજડી અને વડની વડવાઈઓના કલ્કમા ગરમ પાણી નાખી તેનો દંશ ઉપર લેપ કરવો, એટલે નખ તથા દાતના વિષનો સંપૂર્ણ નાશ થશે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌષધીમા -ઇંદ્રવરણા-૧૧, ખીજડો-૨.

## (૭) સરડા(કાકિંડા, કાચિંડા)નું વિષ

**લક્ષણ:**—સરડો કરડ્યો હોય તો શરીરનો રંગ લીલો, કાળો, ઉદો અથવા અનેક પ્રકારનો થાય છે, અને તે રોગીને ભ્રાન્તિ, અતિસાર વગેરે થાય છે

**ઉપચાર:**—(૧) આકડાના મૂળ ઠંડા પાણીમા વાટી પાવા (૨) નાળિયેરીનો કુમળો ગર્ભ પાણીમા ઘસી તેમા કોકમ નાખી ગરમ કરી લેપ કરવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌષધીમા:—નાળિયેરી-૭.

## (૮) વીંછીનું વિષ

**ઉત્પત્તિ:**—**સર્પની વિષ્ટા, મૂત્ર અને મળ,** ઉકરડા ઉપર અથવા બીજે ઠેકાણે પડી **કોહી** જવાથી, તેમાથી **વીંછી (વૃશ્ચિક), કાળી વીંછણ** ઇત્યાદિ ઝેરી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.

**લક્ષણ:**—વીંછી કરડવાથી તે જગ્યાએ પહેલા અગ્નિ અડકાડ્યા પ્રમાણે આગ થાય છે, પછી

તે પીડા ઊર્ધ્વ ગતિએ શરીરમા ભેદ કરે છે. પછી દશસ્થાન પાસે આવી ચચરે છે.

**અસાધ્ય લક્ષણ :**—હૃદય, ગુહ્યેન્દ્રિય (શિશ્નાદિ), નાક અને જીભની જગ્યાએ વીંછી કરડવાથી તથા માંસ ગળી જઈ અત્યંત વેદના થવાથી માણસ મરણ પામે છે.

**ઉપચાર* :**—(૧) કપાસના પાન અને રાઈ વાટી તેનો કિંવા વછનાગનો લેપ કરવો (૨) ધોળી વસુ કિંવા કપાસના મૂળ રવિવારે કાઢવા. એને ચાવવાથી અથવા લેપ કરવાથી વીંછીનુ વિષ ઊતરી જાય છે. (૩) નેપાળો પાણીમા વાટી લેપ કરવો એટલે તત્કાળ વિષ ઊતરી જાય છે. (૪) નવસાર અને હડતાલ પાણીમા વાટી લેપ કરવો એટલે તત્કાળ વિષ ઊતરી જાય છે (૫) મોરથૂથુ દહીમા ઘસી ચોપડવુ અને શેકવુ (૬) થોડા અરીઠા ગોળમા ખાવાં અથવા અરીઠાનુ ધૂમ્રપાન કરવુ. (૭) હિંગ આકડાના દૂધમા વાટી તેનો લેપ કરવો. (૮) તાદળજાનો રસ સાકર નાખી પાવો (૯) ખરસાણીનો રસ ચોપડવો (૧૦) કડવા લીમડાના પાન ચાવી, બાફ જવા ન દેતા, દંશના વિષમ ભાગના કાનમા ફૂંક મારવી, અથવા કડવા લીમડાના પાનનુ ધૂમ્રપાન કરાવવુ (૧૧) હળદરની ભૂકી અને મોરપીંછની ટીલડી ચલમમા નાખી પીવા તે ધૂણી ગળી જવી અને દંશસ્થાને પણ ધૂણી દેવી. (૧૨) આમલીનો કચૂકો શેકી ઉપલી છાલ કાઢી નાખવી અને દંશના ઠેકાણે તે જોરથી દબાવવો (૧૩) પાણીમા ફટકડીની ભૂકી નાખી તે પાણી આંખમા નાખવુ. (૧૪) ધોળા શીમળાનાં મૂળ પાણીમા પલાળી રાખી વીંછી ચડવા માંડ્યો હોય તે ઠેકાણેથી એક આગળના અંતર પર પકડી તે વીંછી ચડેલા ઠેકાણા સુધી વારંવાર ફેરવતા જવુ; એટલે વીંછીનો વેગ મૂળ સાથે તુરત જ નીચે ઊતરે છે. આ મૂળ ચડેલા ઠેકાણેના એક આગળના અંતરે પકડવુ, એટલે વેદના કમી થતી જાય છે વેદના કમી ન થાય તો મૂળિયું ઘસી દંશ ઉપર ચોપડવુ. (૧૫) ધતૂરાના પાદડા હાથમા મસળી દંશ ઉપર તેનો રસ ચોપડવો. (૧૬) અઘેડાના મૂળિયાં ચાવી ખાવા અને દંશ ઉપર લેપ કરવો ×

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —અઘેડો–૧, અરડૂસી–૧૪, અરીઠા–૨, આકડો–૧૮, આમલી–૫, ઉટકટારી–૪, ઉંબરો–૨૦, એરંડો–૧૯, એલચી–૨, કપાસ–૧૦, કપૂર–૧, કારેણા–૧, કંકોડી–૭, કાટાસરિયો–૧૧, ખપાટ–૭, ખરસાણી–૧, જાંબુ–૩, ડુંગળી–૮, તલવણ–૪, તંબાકુ–૧, તાદળજો–૭, તુલસી–૯, ૧૭; ધંતૂરો–૮, નેપાળો–૧, નોળવેલ–૧, પાડેરવો–૩, પીળો ધતૂરો–૧, બોરડી–૧૦, મરવો–૪, મોગલી એરંડો–૩, રતાળુ–૧, રાતું કોળું–૨, લીમડો (કડવો)–૪૪, વછનાગ–૨, વડ–૩, વસુ–૪, વાલોળ–૧, વાદો–૮, વીછુડા–૨, શિકેકાઈ–૩, શીમળો–૩, શિરદોડી–૪, સાટોડી–૧૧, સૂર્યફૂલ ૪, હળદર–૧૮, હંસરાજ–૧, હિંગ–૧૨, હુરા–૩ જુઓ પ્રા૦ ઔ૦ મા :—મધ–૩.

## (૯) કાળી વીંછણનું વિષ

**લક્ષણ :**—કાળો વીંછણ કરડવાથી શરીર ઉપર રોમાંચ (રૂવાડા ઊભા) થાય છે. શિશ્ન ફૂલી જાય છે, ઘણી જ વેદના થાય છે અને સર્વાંગ ઉપર હિમ પડ્યા જેવુ જણાય છે

**ઉપચાર :**—(૧) કપાસનુ લાકડુ ઘસી લેપ કરવો અથવા કપાસના પાદડા, વછનાગ અને રાઈ વાટી લેપ કરવો (૨) વગડાઉ હુરાનો રસ ચોપડવો.

## (૧૦) દેડકાનું વિષ

**લક્ષણ :**—દેડકુ કરડવાથી તેનો એક દાત બેસી જાય છે; તે સ્થળે **પીળો** સોજો આવે છે;

---

* (૧) દંશ ઉપર માખણ મસળવુ, (૨) લસણ મસળવુ અને (૩) ધોળા આકડાની જડ વીંછી કરડે તેજ વખતે બને કાનમા ખોસવી

× **વીંછીના વિષ પર લેપ :**—(૧) નિર્મળીના બીને ઘસી ચોટાડી દેવુ ઝેર ચૂસીને પછી ઊખડી જશે. (૨) ધોળો સોમલ પાણીમા ઘસી ચોપડવો (૩) નવસાર, કળીચૂનો તથા ટંકણખાર એ ત્રણેને સમભાગે હથેળીમા લઈ મસળીને સુંઘાડવુ (૪) ઉંદરની લીંડી પાણીમા વાટી દંશસ્થાન પર ચોપડવી (૫) દારૂડીની છાલ પાનમાં રાખી ખાવી (૬) જહર મોહરાને પાણીમા ઘસી ચોપડવો (૭) અર્ધી રતી સુધી શુદ્ધ વછનાગ ખવરાવવો અને ઉપર ઘી પિવડાવવુ (૮) ચૂનો ચોપડી ઉપર ગંધકના તેજાબનુ ટીપુ નાખવુ એટલે તરત આરામ થાય છે (૯) અઘેડાના લાલ અને ગોળ પાન ખવડાવવા

સણકા, તૃષા, ઊલટી અને નિદ્રા, એ લક્ષણો થાય છે

**ઉપચાર :**—સરસડાના ઝાડના બિયા થુરિયાના દૂધમા વાટી લેપ કરવો.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :-સરસડો-૨

## ( ૧૧ ) માછલાનું વિષ

**લક્ષણ :**—વિષયુક્ત માછલુ કરડવાથી દાહ, સોજો અને શૂળ, એ લક્ષણો થાય છે.

**ઉપચાર :**—( ૧ ) કાળા બરુના કલ્કમા ઘી નાખી કાઢો કરી તેનો લેપ કરવો ( ૨ ) મોરની પીછીની ધૂણી આપવી.+

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—નેતર-૧. જુઓ પ્રા૦ઔ૦મા -મોરપીછા-૩.

## ( ૧૨ ) ગરોળીનું વિષ

**લક્ષણ :**—દાહ થાય છે, સોજો આવે છે, સોયો ભોકાયા જેવુ થાય છે, પરસેવો વળે છે અને શરીર પર ગતા ગગની ફોડકીઓ થાય છે

**ઉપચાર :**—કકોડીના કાદા પાણીમા ઘસી પાવા *

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —કપાસ-૭ કકોડી-૧, ધણસરી-૪

## ( ૧૩ ) કાનખજૂરાનું વિષ

**લક્ષણો :**—કાનખજૂરો કરડવાથી દંશની જગ્યાએ પરસેવો આવે છે, શૂળ થાય છે અને આગ બળે છે

**ઉપચાર :**—( ૧ ) બળેલા તેલને કડુ કરી તેનો લેપ કરવો કિંવા દારુહળદર, હળદર અને મનશીલનો લેપ કરવો ( ૨ ) ગૂગળની ધૂણી આપવી. ( ૩ ) કાળુ ખજૂર તેલમા ઘસી તેનો લેપ કરવો. ( ૪ ) ગોળ બાળી લગાવવો ( ૫ ) બદામનું તેલ ચોપડવુ

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —કાળી ખજૂરી-૩, ગૂગળ-૫, બદામ-૪, શેરડી-૯.

## ( ૧૪ ) મશક( ડાંસ )નું વિષ

**દંશલક્ષણો :**—સોજો આવે છે, ચેળ છૂટે છે અને થોડી પીડા થાય છે ડુંગરો ઉપર વિષારી ડાસ હોય છે. તે ડાસના દંશનો ક્ષત **અસાધ્ય** કીડાના ક્ષત પ્રમાણે જ **અસાધ્ય** હોય છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા.-**ચાંચડ** જવા માટે —ગગાવતી-૨, ગોરખમુડી-૫. **માકણ** અથવા **માંકડનો** નાશ થવા માટે —તલ-૧૯, ભમરડીનો વેલો-૧, મરચી-૩. **કૃત્રિમ વિષ** માટે —તાદળજો-૧૬ **કોલુ એટલે શિયાળના** ઝેર માટે —ખાજકોવતી-૧ નાગરવેલ-૫. **જૂ મારવા** માટે —કાળીવેલ-૩, ટીબરુ-૧, તમાકુ-૮, નસોતર-૧, મીંઢળ-૭, સીતાફળ-૧ **વાઘ કરડ્યો** હોય તે માટે.—અરણી-૩, આવળ-૪, કુવાર-૭, પાણકાદા-૩, વાઘાટી-૩. **તમાકુ લાગી** હોય તે માટે :-ડુંગળી-૧૦ **માટી, ગેરુ** વગેરેના વિષ માટે.-જુઓ પ્રા૦ ઔ૦મા : ગધેડાની લીદ—૩.

## ( ૧૫ ) વિષોપસંહાર

**ચતુષ્પાદાદિકોનાં સાધારણ વિષલક્ષણ :**—વ્યાઘ્રાદિક ચતુષ્પાદ જનાવરો અને માણસ, વાનરાદિ દ્વિપાદ એઓના નખોનુ અને દાતોનુ વિષ સૂજે છે, વધે છે અને તાવ આવે છે×

+ તેલમા ઇદ્રજવ વાટીને લગાડવા અથવા અકોલના પાનનો ધુમાડો આપવો

* ગરોળી કરડવાથી દાત દંશસ્થાનમા રહી જવાથી કેટલાક વિકારો થાય છે તે માટે પહેલા તેલ અને રાખ મસળવી અથવા રેગમ મસળવુ અથવા ઊનના ટુકડાને ઓથમીજીરુ તથા બાવળના ગુદનો લુઆબ ચોપડી દંશસ્થાન પર રાખી એકાદ કલાક પછી જોરથી ખેંચવુ કે જેથી દાત નીકળી આવે

× ( ૧ ) બિલાડી કરડે તો હળદી અને કુદીનો વાટીને ચોપડવો તથા કુદીનો પાવો ( ૨ ) નોળિયાના કરડવા ઉપર—લસણ અથવા વટાણાનો લોટ અથવા કાચા અંજીર વાટીને લેપ કરવો ( ૩ ) માણસના બટકા ભરવા ઉપર—સોજા ઉપર મુરદારશિંગ પાણીમા ઘસી લેપ કરવો અથવા ગળજીભીના પાન મધમા વાટી તેનો લેપ કરવો ( ૪ ) વાઘ, સિંહ, વરુ, શિયાળ વગેરે જંગલી પશુઓના નખ અને દાત લાગવાથી તે

**વિષ ઊતરી ગયાનાં લક્ષણો:**—જે પુરુષના વાતાદિક દોષ નિર્મળ થયા હોય છે, રક્તાદિ ધાતુ આરોગ્યાવસ્થામા જે પ્રમાણે હોય તે પ્રમાણે થાય છે, અન્ન ઉપર ઇચ્છા થાય છે, રક્તાદિ સાફ થાય છે, શરીરની કાંતિ ઇંદ્રિયો, મન, ઇંદ્રિયોનો વ્યાપાર સારો થાય છે, તે રોગીનું વિષ ઊતરી ગયુ છે એમ સમજવુ.

**વિષ ઉપર પથ્ય**—રીંગણા શાકના, કળથી, ચૂકા, આમળા, શાકભાજી, તાદળજો, કાલશાક, લસણ, દાડમ, સિંધવ, એ વિષાર્તને પથ્યકારક છે. **અપથ્ય**—સાઠીચોખા, કોદરા, ચીણો, મગ, વટાણા, તેલ, ઘી, એ કોઈ દિવસ ભોજનમા આપવા નહિ વિરુદ્ધાન્ન, ખાવા ઉપર તરત જ ખાવુ, ક્રોધ, ક્ષુધા, આયાસ, મૈથુન, દિવસે નિદ્રા, એ બાબતો વિષાર્ત થયેલાએ છોડવી

## ૩૦—તરસ (તૃષારોગ)

**કારણ:**—ભય, શ્રમ, બળહાનિ, એણે કરી અને તીખા ખાટા પદાર્થોના યોગે, કિંવા ઉપવાસાદિક કરી વાયુસહવર્તમાન જે પિત્ત, તે કુપિત થઈ તાલુસ્થાન પ્રતિ જઈ તૃષાને ઉત્પન્ન કરે છે

**લક્ષણ:**—મનુષ્યને ઘણી વખત પાણી પીવાની ઇચ્છા થાય છે તથા પાણી પીવા છતા પણ તરસ છીપતી નથી અને પુન ઇચ્છા થાય છે તેને **તૃષા** કહે છે ×

**ઉપચાર:**—(૧) આમળા, કમળ, કોષ્ઠ, ચોખાની ધાણી અને વડની કુમળી વડવાઈઓની ડૂંખોનુ ચૂર્ણ કરી તેમા મધ મેળવી ગોળીઓ કરી મોઢામા રાખવાથી તૃષા ઘણી લાગે છે તે અને ગળુ સુકાવુ એ બન્ને દૂર થાય છે (૨) **શ્રીખંડ**—પૂર્વ દિવસે જમાવેલુ સુંદર ચકતાવાળું દહી ૨ શેર, ધોળી શુભ ખડીસાકર ૧ શેર, ઘી ૪ તોલા, મધ ૪ તોલા, મરી ૨ તોલા, સૂંઠ ૨ તોલા, એલચીદાણા ૨ તોલા, એટલા પદાર્થ બારીક કરી સ્વચ્છ કપડામા નાખી કપૂરના ચૂર્ણ કરી સુગંધિત એવા પાત્રમા છણવા, એને શ્રીખંડ કહે છે. એનુ સેવન કરવાથી તૃષા દૂર થાય છે. (૩) સોનુ, રૂપુ, લોઢુ તપાવી પાણીમા બોળી તે પાણી પીવા આપવુ (૪) પાણીમા સાકર કિંવા મધ નાખી આપવુ (૫) કાળી દ્રાક્ષ અને જેઠીમધનો કાઢો કરી આપવો (૬) ચોખાના ધોવડામણમા મધ નાખી આપવુ (૭) ઠંડુ પાણી અને મધ એકત્ર કરી શેરભર પાવુ ઊલટી થશે, પછી તૃષા અને દાહ શમશે (૮) ઘી અને દૂધ એકત્ર કરી પાવુ (૯) નાના પ્રકારના શરબતો પાવા (૧૦) જવ શેકી લોટ કરી ઠંડા પાણીમા—ઘણુ પાતળુ નહિ અને ઘણુ જાડુ નહિ એવી રીતે મેળવી તેમાં ઘી મેળવી પાવાથી તૃષા, દાહ તથા રક્તપિત્ત દૂર થાય છે *

**વિશેષ ઉપચાર:**—જુઓ વ૦ૌ૦મા —અતિવિષ—૬, કોથમીર—૫, ૧૮, ઘાસ પિત્તપાપડો—૫, જવ—૧, જેઠીમધ—૨, ડાંગર—૭, દ્રાક્ષ—૫, પાઢ (કાળીપાડ)—૧૦, રતાદળી—૧૦, શેલડી—૧૩. **ગરમીથી તરસ** લાગે તો તે માટે:—ઓથમીજીરુ—૨ જુઓ ગો૦વૈ૦મા —દહી—૩, ૬; ઘી—૧૪. જુઓ પ્રા૦ ઔ૦મા.—મધ—૯

---

સ્થાન પર સોજો આવે છે, રસી ઉત્પન્ન થાય છે તેમ જ તાવ આવે છે એટલા માટે પહેલા લોહી નીકળતુ હોય તો સારી રીતે દબાવી લોહી તથા ઝેર કાઢી નાખવુ પછી ચાના પાણીથી ઘા ધોવો ત્યાર પછી તેલ મર્દન કરવુ અથવા શેરડી, રાળ, સરસવ, ધતૂરાના પાન અને આકડાના પાનનો ધુમાડો આપવો સિંહ અથવા વાઘનો વાળ ખાવામા આવ્યો હોય તો પેટમા ભયંકર વ્યથા થાય છે (એવે વખતે એરંડીના પાન ઉપર પેશાબ કરી પરીક્ષા કરવી વાળ પેટમા ગયો હશે તો પાનના ટુકડે ટુકડા થઈ જશે) તેના ઉપર કાસુંદરાના પાનનો રસ ૩ દિવસ પાવો

× ૧ વાતની, ૨ પિત્તની, ૩ કફની, ૪ ક્ષત(વાગવા)ની, ૫ ક્ષય(રસ ધાતુનો ક્ષય થયા)ની, ૬ આમની (આમ નામે ચીકણો પદાર્થ વધવાથી થનારી) અને ૭ ભોજનની (ચીકણુ, ખારુ, ખાટુ, ભારે અન્ન ખાવાથી થનારી), એમ તરસ સાત પ્રકારની છે, તેના ઉપર ઉશીર (કાળો વાળો), જેઠીમધ, વડવાઈ અને વરુણા(વાયવરણા)મૂળ, એનો ક્વાથ દરરોજ કાથો નાખી પીવાથી તરસ મટે છે

* શાસ્ત્રીય ઔષધ કુમુદેશ્વર રસ, આમલક્યાદિ ગુટિકા, આમ્રાદિ કષાય, તૃષ્ણાહારી રસ, તૃષ્ણાછર્દિહરો રસ, જીરકાદિ ચૂર્ણ, ચંદનાદિ લેપ વગેરે અપાય છે

**પથ્ય**—કોદરા, પાન, ધાણીનો લોટ, શેકેલા મગ અને ચણા, કેળદોડા, કોઠ, બોર, આમલી, કોળું, મચાળ, કંકોડા, આમળાં, જંગલી લીંબુ, કમ્મરકા, બિજોરું, ગાયનું દૂધ, કડવા અને મીઠા પદાર્થ, ચંદનનું પાણી **અપથ્ય**—પરસેવો કાઢવો, અંજન, તેલાભ્યંગ, ધૂમ્રપાન, વ્યાયામ, નસ્ય, તડકો, દંતકાષ્ઠ, જડાન્ન, આમ્લ, લવણ, તૂરા અને અતિ તીક્ષ્ણ પદાર્થ, ત્રિકટુ

## ૩૧-તાવ અથવા જ્વર

**કારણ**—મિથ્યા આહાર તથા મિથ્યા વિહારથી દુષ્ટ થયેલા વાતાદિ દોષ આમાશયનો આશ્રય કરી કોષ્ઠાગ્નિને બહાર કાઢી રસધાતુને મળી જ્વર (તાવ) ઉત્પન્ન કરે છે. એ જ્વરના અનેક ભેદો વર્ણવેલ છે.

**જ્વરનું પૂર્વરૂપ**:—બગાસા, અંગનું દુખવું, ચિત્તનું અવ્યવસ્થિતપણું, નેત્રનોક દાહ, જડતા, અરુચિ, શરીર ઉપર રોમાંચ થવા, આંખો આગળ અંધારાં, હાથપગ ઠંડા થવા, ચિત્તને આનંદ ન હોવો, શીત, વાયુ તથા ગરમી, એ વિષયોમાં વારંવાર ઇચ્છા તથા વારંવાર દ્વેષ, અન્ન ન પચવું; બળ, શરીર અને કાંતિની હાનિ તથા વાયુનું પ્રાધાન્ય હોવાથી બગાસા વધારે આવે છે પિત્તનું પ્રાધાન્ય હોય તો આંખોમાં ઘણો દાહ થાય છે કફનું પ્રાબલ્ય હોય તો અન્ન ઉપર અરુચિ હોય છે દ્વિદોષોનો કોપ હોય તો બંને લક્ષણો થાય છે ત્રિદોષનો કોપ થવાથી સર્વ લક્ષણો થાય છે

**વાતજ્વરનાં લક્ષણ**:—શરીરને કંપ, કંઠ અને હોઠ શુષ્ક થવા, મલાવરોધ, છીંકો ન આવવી, માથું, પેટ, કમ્મર, આંખો અને અંગ દુખવા, ઊંઘ ન આવવી, તાવ કોઈ વખત ઘણો અને કોઈ વખત થોડો થવો, અરુચિ, બગાસા આવવા, પેટ ચડવું, અજીર્ણ, ભ્રમ, મોહ અને શૂળ થવું, શરીર ઉપર રોમાંચ થવા, આંખો ઉપર આળસ, ખાલી ઉધરસ, દાંત કડકડવા વગેરે લક્ષણો થાય છે. **પિત્તજ્વરનાં લક્ષણો**:—શરીર પીતવર્ણ, સર્વ શરીરે દાહ તૃષા, મૂર્ચ્છા, અલ્પ નિદ્રા, મોઢું કડવું, ઊલટી, ચકરી, બડબડવું, અતિસાર, જ્વરનો વેગ તીવ્ર, કંઠ, હોઠ, મુખ અને નાક ઉપર ફોલ્લા, કેફ કર્યા જેવું થવું, ઠંડા પદાર્થો ઉપર ઇચ્છા; મળ મૂત્ર, નેત્ર તથા ત્વચા એ પીતવર્ણ, એ લક્ષણો પિત્તજ્વરમાં થાય છે **કફજ્વરનાં લક્ષણો**:—શરીરે જડપણું, ખાલી ઉબકા (બકારી), મોઢું મીઠું, સળેખમ, અરુચિ, ઉધરસ, આળસ, તૃપ્તિ, અંગ ટાઢું, મળ, મૂત્ર તથા નેત્ર શુભ્રવર્ણ; સ્વરભંગ, ઊંચકી, શબ્દ જડ, નાકમાંથી પાણી વહેવું, માથું દુખવું, ઊંઘ ઘણી આવવી, શરીર પર રોમાંચ, ઉત્સાહનો અભાવ, આંખ ભારી થવી અને ચહેરા પર ફિક્કાશ એ લક્ષણો થાય છે **વાતપિત્તજ્વરનાં લક્ષણો**:—તરસ, મૂર્ચ્છા, ભ્રમ, દાહ, નિદ્રાનાશ, મસ્તકશૂળ, ગળું અને મુખનો શોષ, રોમાંચ, અરુચિ, અંધારામાં અકસ્માત્ પડવા જેવું ભાસવું, સાંધાને ઠેકાણે વેદના તથા બગાસા એ લક્ષણો થાય છે. **વાતકફજ્વરના લક્ષણો**:—શરીર ભીને કપડે વીંટાયા જેવું ભાસવું, સાંધામાં ફાટ, ઊંઘ ઘણી આવવી, શરીર જડ, માથા પર ભાર, સળેખમ, ઉધરસ, કિંચિત્ પરસેવો આવવો, શરીરનો દાહ અને જ્વરનો વેગ મધ્યમ, એ લક્ષણો થાય છે **કફપિત્તજ્વરનાં લક્ષણો**:—મોઢું કડવું અને ચીકણું, ઊંઘ, મોહ, ઉધરસ, અરુચિ, તરસ, વારંવાર દાહ થવો અને વારંવાર ટાઢ આવવી; એ લક્ષણો થાય છે **વિષમજ્વરનાં કારણો અને લક્ષણો**:—તાવે તરત જ છોડેલા માણસને અપથ્ય સેવન થવાથી તેનો દોષ પુનઃ થોડો કુપિત થઈ રસરક્તાદિ ધાતુમાંની કોઈ ધાતુ સાથે મળી વિષમજ્વર ઉત્પન્ન કરે છે અથવા (માદા મચ્છરના કરડવાથી) પહેલાથી પણ વિષમજ્વર થાય છે એમાં તાવ આવવાના વખતનો નિયમ નથી. કોઈ વખત ટાઢ સાથે મોટા વેગથી આવે છે, કોઈ વખત શરીરને દાહ થઈ મોટા વેગથી આવે છે. એવા લક્ષણો થાય છે. **વિષમજ્વરનાં નામ અને સંખ્યા**—સંતત, સતત, અન્યેદ્યુ (એકાંતરિયો), તૃતીયક (ત્રીજા દિવસે આવનાર તરિયો) તથા ચાતુર્થિક (ચોથા દિવસે આવનાર ચોથિયો) એવા પાંચ

* સંતત જ્વર—જે તાવ ૭, ૧૦ અથવા ૧૨ દિવસ સુધી રહે, વચમાં ઊતરે નહિ તે સંતત જ્વર સતત—દિવસરાત્રિમાં મળીને બે વખત આવે તે અન્યેદ્યુ—અહોરાત્રમાં એક વખત આવે છે પણ ૨૪ કલાકથી થોડો વખત વધારે થયા પછી આવે તે તૃતીયક—વચ્ચે એક દિવસ નહિ આવી ત્રીજે દિવસે આવનારો તાવ ચાતુર્થિક—વચ્ચે બે દિવસ નહિ આવી ચોથે દિવસે આવનાર તાવ

પ્રકારના વિષમજ્વર છે **મધુરા× જ્વર( મોતીઝરો તાવ )નાં લક્ષણો** :—જ્વર, દાહ, મોહ, ભ્રમ, અતિસાર, ઊલટી, તૃષા, નિદ્રાનાશ, મોઢા ઉપર રતાડ ( રતાશ ), તાળવું અને જિહ્વામા શોષ, ગળા ઉપર સફેદ મોતી જેવી ફોડકીઓ થવી, આંખો ઉપર ઊંઘ, દાત અને હોઠ શ્યામવર્ણ અને તાવ આવ્યાથી સાત દિવસ પછી તે દાણા આવવા માંડી ૨૧ દિવસ પર્યંતમા પૂરા થાય છે. મધુરાનો 'કૃષ્ણમધુરો' કરીને એક ભેદ છે તેમા રોગીના દાત, હોઠ, જીભ, કંઠ, મોઢું અને નાક, એ સર્વ કૃષ્ણવર્ણ થાય છે. **આગંતુક જ્વર** :—શસ્ત્ર, માટીનું ઢેફું, મુક્કી, લાકડી ઇત્યાદિક કરી માગ્વાથી કિંવા શ્યેનાદિ યાગ કરવાથી અથવા ઊલટસૂલટ મંત્રોએ લોખંડની સુચિ ( હોમવાના ) પાત્રથી સરસવાદિકનો હોમ કરવાથી કિંવા કામાદિક અને ભૂતાદિકનો ઉપદ્રવ થવાથી, એકાદ ઉગ્ર ઔષધિની વાસથી અથવા બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ, સિદ્ધ પુરુષ, એમના શાપથી આગંતુક જ્વર ઉત્પન્ન થાય છે તે આગળ જણાવેલા જે જે દોષ કુપિત થાય તે તે લક્ષણો ઉપરથી જાણવો. **વિષજન્ય આગંતુક જ્વર** :—સ્થાવર, જંગમ વિષભક્ષણ કરવાથી જે જ્વર આવે છે તેમા મોઢું શ્યામવર્ણ થાય છે તથા અતિસાર, અન્નદ્વેષ, તરસ, સોયા વાગ્યા પ્રમાણે પીડા અને મૂર્છા, એ લક્ષણો થાય છે **કામજ્વર** —કામજ્વર એટલે ઇચ્છેલી સ્ત્રીની પુરુષને અથવા પુરુષની સ્ત્રીને પ્રાપ્તિ ન થવાથી જે જ્વર આવે છે, તેથી કરી ચિત્તભ્રંશ, ઊંઘ, આળસ, ખાવા ઉપર ઇચ્છા ન થવી, હૃદયમા પીડા, એ લક્ષણો થાય છે અને તે પુરુષનું અથવા સ્ત્રીનું શરીર સુકાતું જાય છે. **ભય, શોક તથા કોપથી થયેલો તાવ** :—ભયથી ઉત્પન્ન થયેલા તાવમા બડબડ ઘણી હોય છે. શોકથી થયેલા તાવમા પણ બડબડ હોય છે કોપથી થયેલા તાવમા કંપારો છૂટે છે **ભૂતાભિષંગ જ્વર ( ભૂતજ્વર, ભૂતાવેશ જ્વર )** :—ભૂતબાધાએ જ્વર આવે ત્યારે ચિત્ત ઉદ્વિગ્ન થાય છે, હસવું, રડવું તથા કંપવું વગેરે લક્ષણો થાય છે. **દુર્જલજનિત જ્વર** :—પ્રવાસમા અનેક ઠેકાણાના પાણી પીવામાં આવે છે, તે પ્રકૃતિને સમાન નહિ હોવાથી જે જ્વર આવે છે તે **સપ્તધાતુગત જ્વરોનાં નામ** :—રસગત, રક્તગત, માંસગત, મેદોગત, અસ્થિગત, મજ્જાગત અને શુક્રગત જ્વર **રસગત જ્વર** :—જડપણું, હૃદયસ્થ દોષ ઊલટીથી પડશે એવું જણાવું, ગ્લાનિ, ઊલટી, અન્નદ્વેષ તથા દૈન્ય એટલે મનને ખેદ વગેરે લક્ષણો થાય છે **રક્તગત જ્વર** :—કફમા લોહી આવવું, દાહ, મોહ, ઊલટી, ભય, બડબડ, શરીર પર ગાંઠ કિંવા ફોલ્લા અને તૃષા, એ લક્ષણો થાય છે. **માંસગત જ્વર** :—પેટનું સુકાવું, તરસ, મળમૂત્રનો વિસર્ગ થવો, તલખી, અંતર્દાહ, હાથપગ તૂટવા અને ગ્લાનિ, એ લક્ષણો થાય છે **મેદોગત જ્વર** :—અત્યંત પરસેવો થવો, તરસ, મૂર્છા, બડબડ, ઊલટી, શરીરે દુર્ગંધી, અન્ન ઉપર અરુચિ, ગ્લાનિ અને વેદના સહન ન થવી, એ લક્ષણો થાય છે **અસ્થિગત જ્વર** :—હાડકા તૂટ્યા જેવા, ચૂંથારો, શ્વાસ, રેચ, ઊલટી, હાથપગ તૂટવા, એ લક્ષણો થાય છે **મજ્જાગત જ્વર** :—અંધારા આવવા, ઊચકી, ઉધરસ, ઠંડી આવવી, ઊલટી, અંતર્દાહ, મહાશ્વાસ અને મર્મચ્છેદ ( હૃદયભેદ ), એ લક્ષણો થાય છે **શુક્રગત જ્વર** :—રસાદિ ધાતુગત જ્વરો પૈકી શુક્રસ્થાને જ્વર જવાથી રોગી મરણ પામે છે. એ જ્વરમા શિશ્નને તાટપણું—કરડાપણું હોય છે શુક્રનો સ્રાવ વિશેષ થાય છે અને બીજા રક્તાદિ પદાર્થનો પણ થોડોથોડો સ્રાવ થાય છે **પ્રાકૃત તથા વૈકૃત જ્વર** :—વર્ષાઋતુ, શરદઋતુ અને વસંતઋતુ એમા વાતાદિકોએ ક્રમે કરી જે જ્વર આવે છે તે પ્રાકૃત જ્વર, એટલે વર્ષાકાળે વાતજ્વર, શરદકાળે પિત્તજ્વર અને વસંતકાળે કફજ્વર, એ સિવાય જે બીજા જ્વર થાય છે તે વૈકૃત જ્વર જેમકે વર્ષાકાળે પૈત્તિક, શરદકાળે શ્લૈષ્મિક અને વસંતકાળે વાતિક. આ વૈકૃત જ્વર દુઃસાધ્ય છે, તેમ જ વાતજન્ય પ્રાકૃત જ્વર પણ દુઃસાધ્ય ગણાય છે જ્વરમા ઋતુ અને દોષ એ તુલ્ય હોય છે પ્રમેહમા દૂષ્યો ( જેથી વિકાર થાય છે તે ) તુલ્ય હોય તથા રક્તગુલ્મ જૂના

× માધવનિદાનના મધુરાને પિત્તજ્વરમા સમાવેશ કરેલો છે આ મોતીઝરા જેવો જ પાણીઝરો પણ થાય છે. મોતીઝરામા તાવ પહેલા અઠવાડિયામા ક્રમના વધે છે બીજા અઠવાડિયામા સવારે લગભગ ૯૯-૧૦૦ ડિગ્રી અને રાત્રે ૧૦૨-૧૦૩ ડિગ્રી રહે છે ત્રીજા અઠવાડિયામા વિપરીત ક્રમે તાવ ઓછો થઈને ઊતરી જાય છે પહેલા અઠવાડિયામા કબજિયાત રહે છે પછી પાતળા પીળા પાણી જેવા દુર્ગંધવાળા દસ્ત થાય છે

હોય, એ સુખસાધ્યના લક્ષણ છે **જીર્ણજ્વર ( જૂનો તાવ, મદિયો તાવ, હાડજ્વર, હાડફુચ્ચર તાવ )નાં કારણ અને લક્ષણ :**—પૂર્વે મોટો તાવ આવવાથી તે તાવના ત્રણ અંશ ઔષધિઓથી ગયેલા અને એક અંશ તેમનો તેમ જ શરીરમા રહે તો તે આગળ હાડમા પ્રવેશ કરે છે અને તેની ઉપેક્ષા કરવાથી તેના પરિણામે પાંડુ અને ક્ષય થાય છે એ જીર્ણ જ્વરમા ઉત્તરોત્તર મંદ ગતિએ આહાર ઓછો ઓછો થતો જાય છે, અન્ન પાચન થતુ નથી, બરોળ ઉત્પન્ન થાય છે, મળશુદ્ધિ થતી નથી, હાડકામા ધગારો રહે છે અને મુખમા પાણી છૂટે છે, એ લક્ષણો થાય છે **અજીર્ણ જ્વર :**—પૂર્વ દિવસે ચણા, તૂરા પદાર્થ, વાલ, સ્નિગ્ધ ધાન્ય, શાક, ફળ, કંદ, એના અતિભક્ષણથી અને ભોજન કરવા છતા લાગલુ જ અતિ ભોજન કરવાથી, જડ અન્ન ખાવાથી તથા અતિ મદ્યપાન કરવાથી અજીર્ણ જ્વર ઉત્પન્ન થાય છે આ તાવમા ઓડકાર, ઊલટી, ભ્રમ, મસ્તકમા પીડા, કટી, બરડો, ગુદા તથા પેટ દુખે છે, અને અન્ન ઉપર અરુચિ, શોચ, મોહ તથા હેડકી, એ લક્ષણો થાય છે **ઊલટેલા તાવ :**—તાવ જતા રહ્યા પછી અપથ્યથી ફરી જ્વર આવી ત્રાસ આપવા લાગે છે તે. **જ્વરના દશ ઉપદ્રવ થાય છે તે :**—શ્વાસ, મૂર્છા, અરુચિ, તૃષા, ઊલટી, અતિસાર, મલબદ્ધતા, હેડકી, ઊધરસ અને શરીરને દાહ, એ દશ જ્વરના ઉપદ્રવ છે. ચિકિત્સા કરવા માટે **આમ, પચ્યમાન તથા નિરામ જ્વરનાં લક્ષણો :**—લાળનો સ્રાવ, ઊલટી થાય એવુ જણાવુ, છાતીમા જડતા જણાય, અરુચિ, ઊંઘ, આળસ, અન્નપાચન ન થવુ, મોઢુ ફીકું, શરીરે જડપણું, ભૂખ ન લાગવી, વારવાર પેશાબ થવો, શરીર તાટ જેવુ થઈ જવુ, શરીરમા તાવ પુષ્કળ હોવો, એ અપક્વ જ્વરોના લક્ષણો જાણવા એ તાવ ઉપર ઔષધ આપવુ નહિ. અપક્વ જ્વરમા ઔષધ આપવાથી તાવ વધે છે શોધન કિંવા શમન ઔષધ આપવું તો વિષમ જ્વર ઉપર આપવુ. **પક્વજ્વર કિંવા નિરામ જ્વરના લક્ષણો :**—ભૂખ લાગવી, શરીર કૃશ થવુ, મંદ જ્વર, અધોવાયુની પ્રવૃત્તિ થવી અને મનને ઉત્સાહ જણાવો, એ નિરામ જ્વરનાં લક્ષણો છે **સાધ્ય જ્વર :**—બળવાન પુરુષ દોષ અલ્પ હોઈ જે શ્વાસાદિ ઉપદ્રવથી રહિત જ્વર આવે છે તે સાધ્ય જાણવો. **અસાધ્ય જ્વર :**—જે જ્વર ઘણા જ પ્રબળ કારણોથી થયેલો અને જેમા લક્ષણો ઘણા હોય છે, તે જ્વર પ્રાણાંત કરનારો છે તથા જે જ્વર ઉત્પન્ન થતા જ એકાદ ચક્ષુરાદિ ઇંદ્રિયની શક્તિ નષ્ટ ( એટલે આંધળો, બહેરો વગેરે ) કરે છે, તે અસાધ્ય જાણવો ક્ષીણ અને સોજો આવેલા પુરુષનો જ્વર અસાધ્ય છે. ધાતુમા રહેલો, અંદર વેગવાળો અને ઘણા દિવસ રહેનારો તથા જે બળવાન અને જેના યોગે વાળોમા ભંગ પડે છે, તે પણ અસાધ્ય જાણવો. અંતર્દાહ, તરસ, એ દોષોએ અત્યંત તાટ જેવુ દેખાવુ; તથા શ્વાસ, ઉધરસની ઉત્પત્તિ, એ લક્ષણોએ ગંભીર જ્વર જાણવો. જેનો તાવ મૂળથી વિષમ થયેલો છે તે, જેનો તાવ ઘણા દિવસનો છે તે, તથા ક્ષીણ અને અત્યંત રુક્ષ પુરુષનો ગંભીર જ્વર મૃત્યુપ્રદ હોય છે જે જ્વરમા બેસાવધ થઈ મોહ પામે છે તથા જે સર્વદા પાથરણા પર પડી રહે છે, એટલે જેનાથી ઉઠાતું નથી, બહારથી ટાઢ વાય અને અંદરથી દાહ થાય, એવા પ્રકારના તાવે રોગી મરે છે જેના શરીર પર રોમાંચ થયા કરે છે, આંખો લાલ થાય છે, હૃદયમા એકાદ ગાંઠ થયા જેવી પીડા થાય છે અને કેવળ મોઢાથી જ શ્વાસ કાઢે છે, એવા પુરુષને તાવ મારે છે હેડકી, શ્વાસ, તૃષા, એથી વ્યાધિત થયેલો; મોહ પામેલો, આંખો આમતેમ ફેરવનારો, નિરંતર શ્વાસે પીડાનારો, એવા માણસને જ્વર મારે છે. જેની ઇંદ્રિયોની શક્તિ નષ્ટ થયેલી છે; કિંવા શરીરની કાંતિ નિસ્તેજ થયેલી છે તથા ઇંદ્રિયો નષ્ટ થયેલી છે; જે કૃશ અને અન્નદ્વેષથી ઘણો જ પીડાયેલો તથા ગંભીર અને તીક્ષ્ણ વેગે પીડિત થયેલો છે, એવા તાવવાળા પુરુષને વૈદ્યોએ છોડવો. જે સ્વપ્નમા પ્રેતો સાથે મદ્ય પીએ છે, કિંવા જેને કૂતરા ખેંચી લે છે, તેને ભયંકર તાવ આવી મારે છે જેને પૂર્વે પણ મોટો જ્વર આવે છે, ખાલી ઉધરસ હોય છે તથા બળ અને માંસ નષ્ટ થાય છે, તેને પ્રેત સમાન જાણવો જેને સાંજે જ્વર આવી કફ તથા ઉધરસ ઘણી થાય છે અને બળ તથા માંસનો નાશ થાય છે, તે પ્રેત જેવો જાણવો અકસ્માત્ જ્વરનો દાહ, તૃષા, મૂર્છા તથા બલક્ષય, સાંધા ઢીલા પડવા, એ લક્ષણો આસન્નમરણનાં

થાય મળનકે જેના મોઢા પરથી ઘણો પરસેવો નીકળે છે અને જ્વરે વ્યાપ્ત હોય છે, તેનુ બચવું ભાગ્યે જ થાય છે જેના કપાળ પર કડોગાર જેવો પરસેવો આવે છે ટાઢ ઘણી લાગે છે, શરીર ભિજાયેલું રહે છે, તથા ગળા પરનો પરસેવો ઉર:સ્થાન પર આવતો નથી, તે માણસ યમના ઘેર જલદી જાય છે જે રોગીને ભિજાય એવો પરસેવો ચારે તરફ સર્વાંગે આવે છે અને શરીર ઠડુ થાય છે તેનુ તત્ક્ષણ મરણ થશે એમ જાણવુ **જ્વરમુક્તિનું પૂર્વરૂપ :**—દાહ, પરસેવો, દમ, તરસ, ભ્રમ, કંપારો, મળ પાતળો થવો, બેશુદ્ધિ, ચૂથ, શરીરે અત્યત દુર્ગંધી, એ લક્ષણો તાવ છોડવાથી થાય છે. એ ઉપર કોઈ એવી શંકા કરશે કે, દોષક્ષય થયા સિવાય વ્યાધિ કેમ જશે? તથા દોષક્ષય થયો તો એવા દાહાદિ લક્ષણો કેમ કરશે? તે ઉપર એવુ સમાધાન છે, કે કોઈ કોઈનો એવો સ્વભાવ હોય છે કે ક્ષીણ થતા પણ વિનાશકાળે પોતાની શક્તિ દાખવે છે ઉદાહરણ દીવામાનુ તેલ બળી જવા લાગે એટલે તેની જ્યોત પહેલા કરતા ચારપાચ વખત મોટી થઈ પછી તે હોલવાય છે આ વાત સર્વના જોવામા છે જ, અથવા દોષોએ પીડેલો ધાતુનો દોષ ગયા પછી ક્ષોભ થઈ દાહાદિક લક્ષણો થાય છે એમ જાણવુ **જ્વરમુક્તિનુ લક્ષણ** —પરસેવો આવવો, શરીરને હલકાપણ, ગરદને ખજવાળ મુખપાક એટલે મોઢુ આવવુ (જેને બરો મૂતર્યો કહીએ છીએ તે), છીંક આવવી તથા અન્ન ઉપર વાચ્છના થવી, એ લક્ષણો થયા એટલે તાવ જવા માડ્યો એમ સમજવુ **તાવ આવતાં જ પ્રથમ શું કરવું ?**—તાવવાળાએ પહેલા લાઘણ કરવી અને ભૂખ લાગે ત્યારે જ અન્ન ખાવુ; પરતુ વાતજ્વરી, ક્ષયી, ક્ષુધિત, ગર્ભિણી, દુર્બળ, બાળક, તૃષિત, ઉચ્છ્વાસી એવા માણસોએ લાઘણ કરવી નહિ મગ, મસૂર, ચણા, કળથી, મઠ, એ પાચ ધાન્યોનો યૂષ કિવા મડ (કાટો) કરી આપવો, અથવા ચોખાનુ કિવા ઘઉંનુ થૂલુ (કસાર) આપવુ. **તાવ પર પાચન :**—સૂઠ, દેવદાર, ધાણા, રીંગણી તથા ઊભી ભોરિંગણી (ડોરલી) એ પાચ ઔષધનો કાઢો કરી જ્વર આવ્યા પછી બેત્રણ દિવસ આપવો, એટલે આમજ્વરનુ પાચન (અપક્વ જ્વર હોય તે પક્વ) થાય છે.

**વાતજ્વર ઉપર[*] ઉપચાર**—(૧) ગળો, સૂઠ અને પીપળીમૂળનો કાઢો તથા નિકાઢો

---

* તાવ ઉપર અમે સંગ્રહ કરેલા કેટલાક ઉપચારો અહીં આપીએ છીએ (૧) જ્યારે તાવ આવવાનો વખત થાય તે વખતે લીમડાની લીલી સળીઓની છેલ્લી ગાઠો નગ ૨૧, તીખા નગ ૨૧ અને એ બનેના વજન જેટલો અજમો પાણીમા વાટી ગરમ કરી ચાટવા જેવો થયેથી ચટાડવુ. આ ઉપાય અજમાવેલો છે. (૨) એકાતરિયા તાવવાળાને કાળા તુલસીના પાદડા નગ ૨ાાની ગોળમા ગોળી કરી આવતા તાવે આપવાથી બીજે દહાડે તાવ નહિ આવે આ પણ અનુભૂત ઉપાય છે (૩) ભૈરવી ગોળી—દૂધમા શોધેલો વછનાગ તથા મરીને ઝીણા વાટી કુવારના રસમા મગ જેવડી ગોળી વાળવી એ ગોળી હરડેમા ખાવાથી તાવ જાય અને આદાના રસમા ખાય તો વાયુ જાય (૪) કરિયાતાના સુકા પાદડા તોલો ૦ા રાત્રે પાણીમા પલાળી રાખી સવારે લુગડાથી ગાળીને તે પાવુ (૫) જૂનુ ઘી અને જૂની હિંગ એકત્ર કરી તાવ આવવા વખતે આપવાથી ચોથિયો તાવ જાય (૬) મોરથૂથુ તોલા ૨ અને ભોયદૂધેલીનો રસ શેર ૦ાા કુલડીમાં નાખી નીચે અગ્નિ કરવો. તે પાણી બળી ગયા પછી મોરથૂથુ પાકુ થશે તેને ડબીમા ભરી લેવુ પછી તેને જીરુ તોલો ૦ા અને સાકર તોલો ૦ાા સાથે રોજ એક રતી ૭ દિવસ સુધી આપવાથી તાવ જાય (૭) તમાકુ શેર ૦ા લઈ આકડાના દૂધમા પલાળી છાયડે સુકવી કુલડીમા કપડછાણ કરી ૫૦ છાણાથી ફૂકી દઈ તે ખાખ નાગરવેલના પાનમાં મોટા માણસને બે વાલ અને નાના માણસને ૧ વાલ આપવાથી તાવ, ચાદી વગેરે મટી જાય (૮) મીંઢીઆવળ તથા કરિયાતુ એકેક તોલો લઈ ઉકાળી શેર ૦ા રહે એટલે પાવુ એમ બે દિવસ કબજિયાતવાળા રોગીને સવાર-સાજ પાવુ પછી કરિયાતુ તથા ધાણાનો ક્વાથ સાકર નાખી પાવાથી જીર્ણ જ્વર મટશે (૯) સમશમની દવા—આકડાની ટીશીઓ ૭, ભાગ તોલો ૦ાા, લીમડાની ટીશી ૭, અફીણ જૂનુ તોલો ૦ાા, મરી તોલો ૦ાા સર્વને વાટી ચણીબોર જેવડી ગોળીઓ કરવી નિત્ય એક ગોળી ખાવાથી એકાતરિયો તાવ જાય, ખટાશ ખાવી નહિ (કબજિયાત ન રહેતી હોય તો આ દવા આપવી) (૧૦) ધતૂરાના બીજ તથા મરી સરખા વજને લઈ મગ જેવડી ગોળીઓ બાધી દિવસ ૩ આપવાથી ટાઢિયો તાવ જાય (૧૧) આકડાના ફૂલના આગળિયા ટાક ૧ની ગોળમા ગોળીઓ કરી રાખી તે મંદ જ્વરવાળાને આપવાથી તાવ જાય (૧૨) જ્વરારિ રસ —પારો ટાક ૩ અને આમલસારો ગધક ટાક ૩ની કાજળી કરી તેમા હરતાલ ટાક ૩, સીંદરપીપર ટાક ૩ નાખી તેને પાચ પહોર સુધી ખરલ કર્યા પછી તેની ૧ રતીની

તૈયાર કરી તેમા મધ નાખી તાવના સાતમા દિવસથી ત્રણ દિવસ, સવાર-સાજ આપના જવુ; એટલે જ્વરનુ પચન થાય છે (૨) ધમાસો, સૂઠ, નાગરમોથ અને ગળોનો કાઢો આપવો. (૩) નિદ્રા ન આવતી હોય તો પીપળીમૂળનુ ચૂર્ણ ગોળમા આપવુ કિવા પીલુડીની વેલના મૂળિયા હાથે બાધવા.[1]
**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા:-ઇદ્રજવ-૧૭, પિત્તપાપડો-૯, શતાવરી-૧૦.

**પિત્તજ્વર ઉપર ઉપચાર:**—(૧) કાયફળ, ઇદ્રજવ, પહાડમૂળ, કડુ તથા નાગરમોથનો કાઢો દશ દિવસ પછી જ્વરપાચનાર્થ ત્રણ દિવસ આપવો.[2] (૨) પિત્તપાપડો, વાળો, રક્તચદન, ધાણા તથા સૂઠનો અથવા એકલા પિત્તપાપડાનો કાઢો આપવો. (૩) ઉબરાના મૂળનુ સ્વેલુ પાણી સાકર નાખી આપવુ[3]

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —ઉપરસાલ-૭, ઉબરો-૧૧, કમળ-૫, કોથમીર-૮, ઘાસ પિત્તપાપડો-૨, દ્રાક્ષ-૧૨, પટોલ કડુ-૮, પિત્તપાપડો-૧, ૮, રતાદળી-૧૦, લીમડો (કડવો)-૧, વરિયાળી-૪, સિવણ-૩ જુઓ અનુભૂત ઔષધ —ઔષધક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા ન. ૩

**કફજ્વર ઉપર ઉપચાર:**—(૧) નાગરમોથ, સૂઠ, ધમાસો તથા અરડૂસીનો કાઢો બાર દિવસ પછી પાચનાર્થે આપવો આ કાઢો તાવ, ઉધરસ, શ્વાસ તથા શળનો નાશ કરે છે. (૨) નાગરમોથ, ધમાસો, સૂઠ, ભારગમૂળ અને અરડૂસીના પાદડાનો કાઢો આપવો (૩) ત્રિકટુ-(સૂઠ, મરી, લીડીપીપર)નુ ચૂર્ણ આદાના રસ અને મધ સાથે આપવુ તે ઉધરસ, શ્વાસ, ઊલટી, અરચિ, શરદી, વાયુ અને કફજ્વરનો નાશ કરે છે[4]

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—અઘેડો-૨૩, અરડૂસી-૧૩, ૨૧, મોથ-૧૧, રતાદળી-૧૦.

**વાતપિત્તજ્વર ઉપર ઉપચાર:**—(૧) ગળો, પિત્તપાપડો, નાગરમોથ, કરિયાતુ તથા સૂઠનો કાઢો આપવો (૨) મુનક્કા (દ્રાક્ષ), કરિયાતુ, ગળો, અરડૂસી તથા ષટ્કચૂરાનો કાઢો આપવો[5]

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:-ડાભ-૩, ધાવડી-૫

---

પડીકીઓ કરી કરિયાતાની જડ, ભારગ તથા હરડેને પાણીમા ઘસી તેની સાથે આપવાથી જ્વર અને પાચે જાતના પાહુ જાય રોગીને માત્ર દૂધ પર રાખે તો જલદી લાભ થાય છે (૧૩) કાકજઘા (અઘાડી) વાટી લૂગડે ચાળી તાવની વખતે ખવડાવવાથી તાવ જાય (૧૪) ગખિયો સોમલ ચોખામા ઘાલી અગ્નિ ઉપર ચઢાવી પહોર બે સુધી બાફવો. એ ઔષધિ બે ચોખાભાર ખવડાવવી, ઉપર શીરો અને દૂધ ખવડાવવુ, તેથી સર્વ જીર્ણમહજ્વર જાય (૧૫) બાર વરસ સુધીના જૂના તાવ માટે —કડુ, કરિયાતુ, પીપળીમૂળ, હળદર, એ દરેક ત્રણ ત્રણ ટાક, મીઠીઆવળ ૧ ટાક, હિમજીહરડે ટાક ૫, આબાહળદર શેર ૦।, સચળ ટાક ૩, આવળની છાલ ટાક ૩, કાકચ (શેકેલા) નગ ૪, દિકામાળી ટાક ૩ એ સર્વને વાટી તેમાથી સૂતી વખતે ટાક ૧ની ફાકી કરી એ ઉપર ઠડુ પાણી પાવુ, એથી પાચન થઈ એક વખત ઝાડો ઊતરે છે તથા તાવ જાય છે ઊનુ પાણી પાવાથી થોડો જુલાબ લાગીને ભાર નીકળી જશે અને તાવ જશે, તથા નળબધ વાયુ પાણીવિકાર, પિત્તપાહુ, ફીહો અને બરોળ પણ મટે (૧૬) તાવ ગયા પછી મદાગ્નિ તથા નબળાઈને માટે કરિયાતાની પાદડી તોલો ૧, ધાણા તોલો ૧, અને સાકર તોલો ૧ લઈ ઉકાળીને એ પાણી ગાળીને સવાર-સાજ પીએ તો શક્તિ આવે અને ભૂખ લાગે છે તાવવાળાએ કોઈ પણ જાતનું શરબત પીવુ નહિ અને ખોરાક પાચન થઈ શકે તેવો હલકો લેવો

૧ વાતજ્વર પર સિદ્ધૌષધિ—મહાજ્વરાકુશ રસ, શીતારિ રસ, નવજ્વરેભસિંહ રસ, ત્રિભુવનકીર્તિ રસ, હિગુલેશ્વર રસ, જ્વરકેસરી વટી, મૃત્યુજય રસ, કલ્પતરુ રસ, દશમૂલાદિ ક્વાથ, સૂઠયાદિ ક્વાથ વગેરે

૨ આ કાઢો મધ ચાટીને પીવો, તેમ જ પીધા પછી પણ મધ ચાટવુ, નહિતર ગળુ પકડાય છે

૩ પિત્તજ્વર ઉપર બીજા ઔષધ —અભયાદિ ક્વાથ, અમૃતાદિ ક્વાથ, કલિગાદિ ક્વાથ, અમૃતારિષ્ટ, પ્રવાલ ભસ્મ, મૌક્તિક ભસ્મ, જ્વરકેસરી વટી, કિરાતાદિ ક્વાથ, ગુડૂચીસ્વરસ, ધનચદનાદિ, ચદ્રસુધા રસ વગેરે.

૪ કફજ્વર ઉપર બીજા ઔષધ —ત્રિફલાદિ કષાય, ત્રિકટકાદિ કષાય, તામ્રભસ્મ, જ્વરકેસરી વટી, ચડેશ્વર રસ, મહાજ્વરાકુશ રસ, જ્વરમુરારિ રસ, આરગ્વધાદિ ક્વાથ, કકકુઠાર રસ, પિપલ્યાદિ ક્વાથ, પિપલ્યવલેહ, અષ્ટાગ અવલેહ વગેરે

૫ વાતપિત્તજ્વર ઉપર બીજા ઔષધો —જ્વરકેસરી વટી, નવજ્વરેભસિંહ રસ, મૃત્યુજય રસ, આરગ્વધાદિ ક્વાથ, કિરાતાદિ ક્વાથ, ખર્જૂરાદિ ક્વાથ, મહાજ્વરાકુશ રસ વગેરે અપાય છે

**વાત-કફજ્વર ઉપર ઉપચાર :**—(૧) રીંગણી, સૂંઠ, ગળો અને એરંડમૂળનો કાઢો આપવો (૨) રીંગણી, અજમો અને ગળોનો કાઢો લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવાથી કફ. વાતજ્વર, શ્વાસ, શૂળ, સળેખમ તથા ઉધરસનો નાશ થાય છે પરસેવો અતિશય આવતો હોય તો કળથી શેકી તેનો લોટ શરીરે લગાડવો એટલે પરસેવો બંધ થાય છે ૬

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નો૦મા—મૂળા-૧૨, લીંડીપીપર-૨૨.

**કફપિત્તજ્વર ઉપર ઉપચાર :**—(૧) રીંગણી, ગળો, સૂંઠ, કરિયાતુ, પુષ્કરમૂળ અથવા કોષ્ટનો કાઢો આપવો. તે સર્વ જ્વરોને તત્કાળ દૂર કરે છે. (૨) અરડૂસીના પાદડાનો ફૂલ સહિત રસ કાઢી, તેમા સાકર અને મધ નાખી આપવો, એટલે કફ, પિત્તજ્વર, રક્તપિત્ત અને કમળો દૂર થાય છે આ કાઢો સાકર નાખ્યા વિનાનો આપવાથી શ્વાસ અને ઉધરસ જાય છે ૭

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નો૦મા—અરડૂસી-૨, કડુ-૪, કારેલી-૨, પાઢ (કાળીપાટ)-૧૩.

**વિષમજ્વર ઉપર ઉપચાર :**—(૧) મીંઢીઆવળ, બાળહરડે, કાળી દ્રાક્ષ અને જીરાનો કાઢો, વિષમજ્વરને પાચનાર્થ આપવો. (૨) કુવારના કાદા ૧૦ માસા સુધી લઈ તે ટોકરવરણા પાણીમા આપવા; એટલે ઊલટી થઈ કફાશયનુ શોધન થાય છે અને વિષમજ્વર દૂર થાય છે. (૩) નિંબાદિ ચૂર્ણ —કડવા લીમડાનાં પાદડા ૪ તોલા, સૂંઠ, મરી અને લીંડીપીપર ૧૨ તોલા; જવખાર તથા સાજીખાર એ આઠ તોલા અને અજમો ૨૦ તોલા એનું ચૂર્ણ કરવુ.+ તે ઐકાહિક (દિવસરાત્રિમા બે વખત આવનાર), દ્વયાહિક (રોજ એક વખત આવનાર), ત્ર્યાહિક (તરિયો,), ચાતુર્થિક (ચોથિયો) અને સતત જ્વરવાળાને આપવો (૪) અગથિયાના પાદડાનો રસ કાઢી નાકમા નાખવો, એટલે ચાતુર્થિકજ્વર અને આદાશીશી દૂર થાય છે. (૫) રવિવારે સહદેવીના મૂળ રોગીના હાથે અથવા ગળે બાધવા. (૬) ધોળા કરેણના મૂળિયા રવિવારે કાને બાધવા. (૭) ધોળો મંદાર, ધોળી ગરણી અને સહદેવીના મૂળનો રસ કાઢીને બે તોલા સુધી આપવો. (૮) ધોળા ચંપાની કળીઓ ડીંટા સુદ્ધાં નાખી ત્રણ પાનબીડીઓ કરી તાવ આવતા પહેલા એક એક ઘડીના અવકાશે પાનનું બીડું ખાવું.

---

૬ વાતકફજ્વર ઉપર બીજા ઔષધો —મહાજ્વરાંકુશ રસ, મૃત્યુંજય રસ, જ્વરકેસરી વટી, નવજ્વરેભસિંહ રસ, મુસ્તાદિ ક્વાથ, કંટકાયાદિ ક્વાથ, ચંડેશ્વર રસ, શીતારિ રસ, દશમૂળ ક્વાથ, સૂર્યશેખર રસ વગેરે અપાય છે

૭ કફપિત્તજ્વર ઉપર બીજા ઔષધ —પટોલાદિ ક્વાથ, અમૃતાષ્ટક, જ્વરકેસરી વટી, મહાજ્વરાંકુશ રસ, મૃત્યુંજય રસ, જ્વરારિ રસ, અમૃતાષ્ટક ક્વાથ વગેરે અપાય છે

+ મુદ્દતી તાવ જે ૨૧ દિવસનો કહેવાય છે, જેને અંગ્રેજીમા 'ટાઈફોઈડ' કહે છે, જે તાવ સવારે ૧૦૨ ડિગ્રી જેટલો તથા રાત્રે ૧૦૪ ડિગ્રી જેટલો રહે છે, જે તાવમા બીજા અઠવાડિયામા ગુલાબી રંગના મોતી જેવા દાણા શરીર ઉપર જણાય છે, દરદી, બકવાદ તથા તોફાન કરે છે, જીભ લાલ બની જાય છે તથા હોઠ સુકાય છે, તે તાવમા રેચની અથવા ઝાડો બંધ કરવાની દવા અથવા તાવ ઉતારનારી તીવ્ર દવા આપવી નહિ તેમ જ દરદ મટયા સિવાય મગનુ ઓસામણ અથવા દૂધ વિના બીજો કાંઈ પણ ખોરાક આપવો નહિ ૧૪ દિવસના મુદ્દતી તાવમા પણ લગભગ આ તાવ જેવા જ લક્ષણ જણાય છે ૨૧ દિવસના તાવમા ઘણેભાગે પાતળા ઝાડા થાય છે, ત્યારે ૧૪ દિવસના તાવમા કબજિયાત વિશેષ પ્રમાણમા રહે છે ૧૪ દિવસના તાવમા શરીર ઉપર ઓરીના જેવા દાણા જણાય છે બંને તાવમા ઔષધિ પ્રકરણમા લખેલી આપવી

ઉપરના મુદ્દતી તાવ ઉપરાંત વિષમજ્વરના ભેદરૂપે મુઆરો તાવ કહેવાય છે, જેને અંગ્રેજીમા 'ન્યૂમોનિયા' કહે છે આ તાવ સન્નિપાત પ્રકરણમા લખેલ ગેલિયા મુઆરાથી ભિન્ન છે આ તાવમા છાતી અને મસ્તકમા દુખાવો, પેશાબ લાલ, કબજિયાત, નાડી ઉતાવળી, ઉધરસ, શ્વાસ, ગળામા કફનો અવાજ, કોઈ કોઈને ઉધરસમા કફની સાથે રક્ત પડવુ, ફેફસામા દરદ અને સોજો તથા બેભાન અવસ્થા જોવામા આવે છે તાવનો વેગ ૧૦૩ ડિગ્રીથી ૧૦૫ ડિગ્રી સુધી ઘણેભાગે રહે છે આ તાવવાળા માટે ફેફસા ઉપર અળસીની પોટીસનો શેક, દરદીને ઠંડા વાયુથી બચાવવો, ખોરાકમા મગનુ ઓસામણ તથા કફ છૂટો જલદી થાય એવી જાતની ખાવાની ઔષધિ તથા છાતી અને ફેફસા ઉપર લગાડવાનુ તેલ આપવુ જો ન્યૂમોનિયામા પેશાબનો રંગ કાળો થઈ જાય, શરીર અતિ ઠંડુ થઈ જાય, તો દરદીની બચવાની આશા રહેતી નથી, ઉપર વિષમજ્વર પ્રકરણમા લખેલી ઔષધિમાથી યોગ્ય જણાય તેનો ઉપયોગ કરવો

(૯) જૂના ટાટની રાખ મધમાં અગર ઘીમા આપવી. (૧૦) ચીકણાના મૂળ અને સૂઠનો કાઢો આપવો. (૧૧) બાળહરડે અને ઇંદ્રજવનુ ચૂર્ણ ગોળમા આપવુ. (૧૨) પટોલ, ઇંદ્રજવ, દેવદાર, ત્રિફળાં, નાગરમોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો અને અરડૂસીનો કાઢો મધ નાખી આપવો; એટલે નવ જ્વરાદિક સર્વ જ્વર દૂર થાય છે.×

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નો૦મા:—અરડૂસો–૩, કચૂરો–૧, કડુ–૨, કપૂરીમધુરી–૨, કરમદી ૫, કરેણુ–૩, કાસકી (પેટારી)–૫, કુબો–૧, કુંવાર–૧, કેસરી ચંપો–૩, કોથમીર–૬, ખરસાણી ૭, ખુરાસાની અજમો–૧, ગરણી–૯, ગળો–૧, તાન્દળજો–૪, તુલસી–૩, ૧૬; ત્રાયમાણ–૧, દુધેલી–૩, ધતૂરો–૧૫, નાગચંપો–૧, નાગલાદુધેલી–૧, નોળવેલ–૩, પતુર–૨, પદ્મકાષ્ટ–૮, ફુદીનો–૧, બીલી ૧૭, બ્રહ્મદંડી–૧, મરી–૫, મદાર–૧, લસણ–૧૭, લીમડો (કડવો)–૧૩, ૪૧, ૪૨, લીંડીપીપર ૩૪, વજ–૧૩, વાલોળ–૪, વાદો–૬, સરગવો–૨૦, સહદેવી–૧ **વિષમજ્વરમાં શુદ્ધિ નષ્ટ થઈ ભ્રમ થાય તો** તે માટે —વાયવરણો—૭.

**મધુરા (મંથરો કે મોતીઝરો) જ્વર ઉપર ઉપચાર**—(૧) નાગરમોથ, પિત્તપાપડો, જેઠીમધ તથા કાળી દ્રાક્ષનો કાઢો મધ નાખી આપવો. (૨) વડના પાકા પાદડા અને બાજરીના લોટનો કાઢો કરી આપવો (૩) ફુદીનો, રાનતુલસી અને કાળી તુલસીનો અંગરસ કાઢી તેમા ખડીસાકર નાખી તે ત્રણ કિવા સાત દિવસ આપવો (૪) ગરદન અને ગળા ઉપર ફોલ્લા આવે છે, તેના પ્રતિકાર માટે મોતીનો હાર ગળામા નાખવો. આ ઉપચાર અમોએ અહી કહ્યો છે ખરો, પરતુ મોતીને બદલે છીપો પણ મળવાની હમણા મારામાર છે, એટલી પરદેશીઓએ આપણા હિંદુસ્તાનમાની સપત્તિ લૂંટી અને ધોઈ લીધી !! (૫) અજમોરનુ ચૂર્ણ કરી મધમા આપવુ (૬) અરડૂસી, દ્રાક્ષ અને હરડેનો કાઢો મધ અને સાકર નાખી આપવાથી રક્તપિત્ત, જ્વર, દમ, ઉધરસ અને મથજ્વરને દબાવે છે. (૭) જગલી શેરડીનો રસ આપવો (૮) નાગરમોથ, રાનતુલસી, પિત્તપાપડો અને સૂઠનો કાઢો આપવો +

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નો૦મા:—અજમોદ–૧, કપૂરીમધુરી–૨, કુકરપાડાનો વેલો–૫, ગળો–૧૧, ડાગર–૧૧, તુલસી ૨, ફુદીનો–૨, મોથ–૧, રતાદળી–૧, રુદ્રાક્ષ–૧, વડ–૯, શેલડી–૨

**જીર્ણજ્વર ઉપર ઉપચાર :**—(૧) કડુ, કરિયાતુ, નાગરમોથ, પિત્તપાપડો અને ગળોનો કાઢો સતત સેવન કરવાથી અસાધ્ય જ્વર પણ દૂર થાય છે. (૨) કાયફળ, નાગરમોથ, કડુ, કચોરા, કાકડાશિંગી, પુષ્કરમૂળ અથવા કોષ્ઠનુ ચૂર્ણ મધમા અથવા આદાના રસમા આપવું. તે જીર્ણજ્વર, ઉધરસ, દમ, અરુચિ, વાયુ, શૂળ, ઊલટી અને ક્ષયનો નાશ કરે છે. (૩) તાલિસાદિ ચૂર્ણ આપવુ. (૪) મધમા લીંડીપીપર આપવી, એટલે તે મેદ, શ્વાસ, ઉધરસ, જ્વર. પાડુરોગ અને બરોળનો નાશ કરે છે. (૫) સાકર, ઘી, સૂઠ, ખારેક અને કાળી દ્રાક્ષ એ સર્વ ઔષધો ગાયના દૂધમા નાખી ઉકાળી આપવા. એથી સપૂર્ણ જ્વર દૂર થાય છે અને શક્તિ આવે છે. (૬) ગળોનું સત્ત્વ, ઘી–સાકર સાથે કિંવા મધ–સાકર સાથે આપવુ. (૭) જીરાનું ચૂર્ણ જૂના ગોળમા આપવુ. (૮) જીર્ણજ્વર ઉપર દુગ્ધપાન અમૃત સમાન છે ગાયના દૂધમા લીંડીપીપર ૫–૭ નાખી તે દૂધ ગરમ કરી ૨૧ દિવસ આપવુ (૯) એલચીદાણા, બીલા, પુનર્નવા (વસુ), દૂધ અને પાણી એકત્ર કરી દૂધ શેષ રહે ત્યા સુધી કઢની પ્રાશન કરવુ; એટલે તે સર્વ જ્વરનો પરિહાર કરે છે (૧૦) તુલસીનો રસ મરીની ભૂકી અને મધ નાખી આપવો. (૧૧) દ્રાક્ષ, ગળો અને સૂંઠના કાઢામા લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવું; એટલે શ્વાસ, શૂળ, કાસ, અગ્નિમાદ્ય, જીર્ણજ્વર અને તૃષાનો નાશ થાય છે.

× તરિયા તથા ચોથિયા તાવમા વમન–વિરેચન આપ્યા પછી ઔષધિ આપવી વિષમજ્વર માટે બીજાં ઔષધ –સુદર્શનમોદક, ભૂતભૈરવ ચૂર્ણ, મહાજ્વરાંકુશ રસ, પટોલાદિ ક્વાથ, સુદર્શન ચૂર્ણ, સર્વજ્વરહર લોહ, જયમગળ રસ, કલ્પતરુ રસ, ત્ર્યાહિકારી રસ, ચાતુર્થકારી રસ, અમૃતારિષ્ટ વગેરે અપાય છે

+ મધુરા પર બીજાં ઔષધ —ચંદનાદિ પાચન, લક્ષ્મીનારાયણ રસ, સંજીવની વટી, ગતશેખર, કસ્તુરીભૈરવ રસ વગેરે અપાય છે

જુઓ **અનુભૂત ઔષધ :**—ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા નં. ૯૪

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—અજમોદ–૮, અગ્લુનસાજડ–૭, અરણી–૫, આદું–૧૭, ઇંદ્રજવ–૮, ૧૬, એલચી ૧૨, કચૂરો–૧, કરિયાતું–૧, ખજૂરી–૯, ગળો–૧૪, ૨૪, ચંબેલી–૬, જીરૂ–૩, ૭, ૧૧, પત્તુર–૧, બીલી–૨૮, ભોયઆમળી–૨, ૪, ૫, ભોરિંગણી–૧૨, લોધર–૪, વાસનવેલ–૩, વાકેરી–૩, સમેરવો–૧૪. જુઓ ગો૦ વ૦મા—દૂધ–૯, ગોમૂત્ર–૭ની ટીપમા નં. ૨.

**ભૂતાવેશજ્વર ઉપર ઉપચાર :**—(૧) તુલસીના આઠ પાન લઈ તેના રસમા થોડી ત્રિકટુની ભૂકી નાખી તે રસ નાકમા સુંઘાડવો. (૨) ગંધક અને આમળાંનું ચૂર્ણ ઘીમા આપવું.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા:—ખપાટ ૩, ખિલખિલા–૧, ગાજો ૮, ધોળી પીલુડી–૮, શિરદોડી–૧૩, સૂર્યફૂલ–૧.

**વિષજન્ય આગંતુક જ્વર ઉપર ઉપચાર :**—પિત્તશામક અને વિષ ઉપરના ઉપચાર કરવા.

**કામજ્વર ઉપર ઉપચાર :**—સુસ્વરૂપ, શૃંગારિત, સુગંધચર્ચિત, રસિક, કામવડે રસભેલી અને શૃંગારિક ભાષણ કરનારી એવી તરુણ સ્ત્રીઓનું આલિંગન, સંભાષણ, સ્પર્શાદિ કરવાથી કામજ્વર શાંત થાય છે. નિર્મળ સ્થળો, કમળો, સુગંધિત ફૂલ ઉપરથી આવેલો વાયુ, જલક્રીડા, સુંદર બાગમા ફરવું, સુસ્વરૂપ સ્ત્રીઓનો સમાગમ, એ ઉપચારોએ કામજ્વર જાય છે કામજ્વરિત પુરુષે સ્ત્રીસંગ કરવો નહિ

**દુર્જલજનિત જ્વર ઉપર ઉપચાર :**—(૧) કડવા પંડોળા, નાગરમોથ, ગળો, અરડૂસી. સૂંઠ, ધાણા, કરિયાતુ અને કડુનો કાઢો મધ નાખી આપવો (૨) સૂંઠ અને જવખારનું અથવા હળદર અને જવખારનું ચૂર્ણ ગરમ પાણીમા આપવું. (૩) બાળહરડે, કડવા લીમડાનાં પાન, લીંડીપીપર, સિંધવ અને ચિત્રકનું ચૂર્ણ ગરમ પાણીમા આપવું.*

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —આદું–૫૦. હળદર–૧૯.

× જીર્ણજ્વરમા દૂધ સર્વોત્તમ ખોરાક છે તેમ જ ઘી પણ થોડા પ્રમાણમાં આપવું હિતકર છે, જ્યારે કેટલાક નવીન તાવમા દૂધ અને ઘી અતિ હાનિકારક ગણાય છે જીર્ણજ્વર પર બીજાં ઔષધ—સુદર્શન ચૂર્ણ, સુવર્ણમાલિની વસંત, જ્વરભૈરવ ચૂર્ણ, ગુડુચ્યાદિ ક્વાથ, સર્વજ્વર લોહ, જયમંગળ રસ, કલ્પતરુ રસ, અમૃતારિષ્ટ, વાસાદ્યઘૃત, પિપ્પલાદ્યઘૃત ત્રૈલોક્યચિંતામણિ રસ, જીર્ણજ્વરાંકુશ રસ વગેરે ખાવા માટે અપાય છે, તેમ જ લાક્ષાદિ તેલ, કિરાતાદિ તેલ, અંગારક તેલ વગેરે મર્દન કરવા માટે અપાય છે

* દુર્જલજનિત જ્વર ઉપર દુર્જલજેતા રસ, અમૃતારિષ્ટ તથા જીર્ણજ્વરની ઔષધિ અપાય છે નવીન તાવ હોય તો જ્વરકેસરીવટી, મહાજ્વરાંકુશ રસ, પટોલાદિ ક્વાથ, વૈદ્યનાથ વટી, અશ્વચોળી રસ વગેરે અપાય છે જીર્ણજ્વર તથા દુર્જલજનિત જ્વર પર સંશમની ગુટિકા અતિ લાભદાયક ગણાય છે. સંશમની બનાવવાની વિધિ આ પ્રમાણે છે

**સંશમની ગુટિકા :** લીલી ગળોના કટકા કરી ખાંડી–છૂંદી ચારગણા પાણીમા ત્રણ કલાક ભિંજાવી રાખવા; ત્યાર પછી સારી રીતે ચોળી કૂચા જેવો ભાગ બહાર કાઢી નાખવો અને જળ રહે તેને કપડાથી ગાળી ધીમા તાપ પર ચડાવી અવલેહ જેવો પાક બનાવવો નીચે ઉતારી વનનો દશમો ભાગ લોહભસ્મ મેળવી ઘૂંટાઈ કરવી ગોળી બાધવા લાયક થાય ત્યારે વીવાળો હાથ કરી એકેક રતીની ગોળી કરવી, સવાર-સાંજ પાણી અથવા દૂધ સાથે ૨ થી ૪ ગોળી લેવાથી થોડા દિવસમા જીર્ણજ્વર, દુર્જલજનિત જ્વર, નબળાઈ, મંદાગ્નિ, દાહ, ક્ષય, હૃદ્રોગ, પાંડુ વગેરે દૂર થાય છે

**બીજી બનાવટ :**–લોહભસ્મને બદલે સુવર્ણમાક્ષિકની ભસ્મ નાખીને ગોળી ઉપર મુજબ બનાવવી સ્ત્રીઓ માટે આ બનાવટ વધારે લાભદાયક છે સફેદ પ્રદરને પણ દૂર કરે છે

**ત્રીજો પ્રકાર :**–ભસ્મ નાખ્યા વિના ઉપર મુજબ ગોળી બનાવવી સુવાવડી તથા બાળકોના તાવ માટે આ બનાવટ ઉપયોગી છે.

**ચોથો પ્રકાર :** ઉપર મુજબ ગળોનું ઘન તૈયાર કરી તેમા દશમો ભાગ અભ્રક ભસ્મ, દશમો ભાગ લોહભસ્મ, વીસમો ભાગ સુવર્ણમાક્ષિક ભસ્મ તથા વીસમો ભાગ પ્રવાલ ભસ્મ મેળવી ગોળી બનાવવી આ બનાવટ સ્ત્રીપુરુષો બંનેને માટે જીર્ણજ્વર, દુર્જલજનિત જ્વરની સાથે ધાતુક્ષીણતા, વીર્યસ્રાવ, સ્વપ્નદોષ વગેરેમા પણ હિતકર છે

**સપ્તધાતુગત જ્વર ઉપર ઉપચાર :**—ગળોનુ સત્ત્વ, આમળા, જીરું, લીંડીપીપર, ચિત્રક-મૂળ, કૌચબીજ તથા હરડેનુ ચૂર્ણ કરી મધમાં અથવા એક વર્ષના જૂના ગોળમા ગોળીઓ કરી તે ગાયના દૂધમા આપવી ×

**અજીર્ણ જ્વર ઉપર ઉપચાર :**—(૧) રીંગણી અને પિત્તપાપડાનો કાઢો આપવો. (૨) નાગરમોથ તથા સૂંઠનો કાઢો આપવો (૩) કરિયાતું, ગળો, સૂઠ, મોથ તથા લીંડીપીપરનો કાઢો આપવો. (૪) અજમોદ, હરડે, કચૂરા તથા સંચળનું ચૂર્ણ આપવુ. (૫) આમળાં, ચિત્રક, બાળહરડે, લીંડીપીપર તથા સિંધવનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ; એટલે સર્વ જ્વર દૂર થાય છે અને મલાદિકનો ભેદ થાય છે, રુચિ આવે છે, કફ દૂર થાય છે અને અગ્નિ પ્રદીપ્ત થઈ અન્ન પાચન થાય છે +

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—ભોરિંગણી-૧૧

**ઊલટેલા (ઊથલો ખાઈ આવેલા) તાવ ઉપર ઉપચાર :**—(૧) રોગી બલિષ્ઠ હોય તો લાઘણ કરવી કડુ, નાગરમોથ, પિત્તપાપડો અને ગળોનો કાઢો આપવો. (૨) કડુ, પીપળીમૂળ, નાગરમોથ, બાળહરડે અને ગરમાળાની શિંગોમાના મગજનો કાઢો આપવો (૩) કડુ, વાળો અને નાગરમોથનો કાઢો ત્રણ દિવસ આપવો

**સર્વ જ્વર ઉપર ઉપચાર :**—(૧) ગળો, પીપળીમૂળ, લીંડીપીપર, હરડે, લવંગ, કડવા લીમડાની છાલ શ્વેતચંદન, સૂઠ, કડુ અને કરિયાતાનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. (૨) આમળા ચિત્રક, બાળહરડે અને લીંડીપીપરનો કાઢો આપવો; અથવા એ ચાર જણસોમા સિંધવ નાખી તેનું ચૂર્ણ કરી તે ગરમ પાણીમા આપવુ, એટલે સર્વ જ્વર દૂર થાય છે. (૩) સુદર્શન ચૂર્ણ આપવું (૪) પટોલ, સૂંઠ અને કરિયાતાનો કાઢો મધ નાખી આપવો (૫) કરિયાતુ, સૂઠ અને દિકામાળીનો કાઢો એકીવારે કરી રાખવો અને રોજ સવારે, ત્રીજા પહોરે અને સાંજે એ પ્રમાણે ત્રણ વખત લેવાનો ક્રમ રાખવો; એટલે સાધારણ પ્રકારના સર્વ આગંતુક જ્વર અને જીર્ણજ્વર દૂર થાય છે (૬) ગોરોચન, મરી, રાસ્ના, કોષ્ઠ અને લીંડીપીપરનું ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. (૭) ધમાસો, વાળો, નાગરમોથ, સૂઠ અને કડુનું ચૂર્ણ ગરમ પાણીમા આપવું; એટલે તે સર્વ જ્વરનો નાશ કરી અગ્નિને પ્રદીપ્ત કરે છે. (૮) ભારંગમૂળ, કાકડાશિંગ, ચવક, તાલીસપત્ર, મરી અને પીપળીમૂળ, એ દરેક આઠ આઠ તોલા, સૂઠ ૨૪ તોલા અને લીંડીપીપર, ચાતુર્જાત, વાળો તથા સાકર ચાર ચાર તોલા; એ સર્વ ચૂર્ણો એકત્ર કરવા એ ભારંગાદિ ચૂર્ણ આઠ પ્રકારના જ્વર, ઉધરસ, શ્વાસ, સોજો, ઉદરરોગ, પેટનુ ચડવું તથા ત્રિદોષનો નાશ કરે છે -

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—અતિવિષ-૫, અરડૂસી-૨૨, ૨૪, આગિયો-૨, આમળા-૨, ઇંદ્રજવ-૨૨, ઉંદરકની ગ-૨, એલચી-૧૨, ઓથમીજીરુ-૩, કરિયાતુ-૨, કાળીજીરી-૧૧, કાચરી-૭, ૧૨; ગળી-૧, ગળો ૧૮, ઘાસપિત્તપાપડો-૩, જીરુ-૧૦, દિકામાળી-૩, ધંરો-૮, પટોલ કડુ-૩, ૪, પાટલા-૪, ફુદીનો-૧, ભોરિંગણી-૫, મગ-૨, મરી-૧૫, મસૂર-૨, મોથ-૯, લવંગ-૧૦, લીંડીપીપર-૨૩, વાવડિંગ-૩, વાંદો-૫, ૭, શતાવરી-૬, શીળીંદ-૩, સતાપા-૭, સમેરવો-૧૫, સહદેવી-૬, સાટોડી-૯, સાતીન-૩, સોમવલ્લી-૨ **દાહજ્વર માટે :**—અંકોલ-૧૩, વડ-૭ **ચોથિયા તાવ** માટે :—અગથિયો-૧, અઘેડો-૧૧, ૪; કુબો-૫, ખપાટ-૩, ગળો-૧૩, ગાંજો-૭, ચોધારી-૧, ધંતૂરો-૧૫, બીલી-૧૭, મોથ-૫, વજ્ર-૬, સરસડો-૮, સાટોડી-૧૫, હિંગ-૮. **આગંતુક જ્વર માટે** .—કપાસ ૨૦, તુલસી-૧૮, સુગંધી (લીલી) ચા-૩ **રાત્રિના એટલે લેસો-**

× સપ્તધાતુગત જ્વર ઉપર જયમંગલરસ તથા વિષમજ્વરમા કહેલી ઔષધિ આપવામા આવે છે

+ અજીર્ણ જ્વર ઉપર બીજી ઔષધિ જ્વરકેસરી વટી, વૈદ્યનાથ વટી, અશ્વચોલી રસ, નારાયણ ચૂર્ણ, કિરાતાદિ ક્વાથ, નારાયણ જ્વરાંકુશ, તામ્રભસ્મ, જીરકયોગ, ગદમુરારિ રસ, ચિંતામણિ રસ વગેરે અપાય છે

- સર્વ જ્વર ઉપર (કઈ જાતનો તાવ છે તે જાણ્યા વિના સર્વ પ્રકારના તાવ ઉપર) —જ્વરકેસરી વટી, જ્વરઘ્ની ગુટી, અમૃતારિષ્ટ, ચિંતામણિ રસ, ચૂડામણિ રસ, તાલીસાદિ ચૂર્ણ, સુદર્શન ચૂર્ણ, જ્વરભૈરવ ચૂર્ણ, અશ્વચોળી રસ, ગુડૂચીસ્વરસ વગેરે અપાય છે

**ઢિયા તાવ** માટે —કુકરપાડાનો વેલો-૭. **જ્વર માટે અષ્ટગુણમંડ** —ડાગર-૨. **શીતજ્વર** માટે :—અરણી-૨, આકડો-૧૩, કાકડી-૧૧, કીડામારી-૫, ખજૂરી-૮, ગળજીભી-૪, જીરુ-૯, ઝેરકોચલા-૭, ૯, તલવણુ-૩, દારડી-૬, ધોળો ચંપો-૫, ૮; પટોલ કટુ-૪, પાઢ (કાળીપાડ)-૩, પીળો ધતૂરો-૨, ફુદીનો-૧, રાસ્ના-૬, શતાવરી-૩, સાટોડી ૨૩ ની ટીપમા નં.૨, સુગંધી (લીલી)ચા-૩, હરડે-૩૯. **ઉષ્ણ એટલે ઊના જ્વર** માટે —આબો-૧૦, લીમડો (કડવો)-૧૦. **હાડિયો એટલે હાડજ્વર કે હાડકસર** માટે —કુંવાર-૮. **ધાતુગત જ્વર** માટે.-લીંડીપીપર-૩૫. **તાવથી ઘણો પરસેવો થાય એટલે સેદિયા** માટે :—અગરુ-૪, આબો-૫, કળથી-૪, ખસખસ ક (અફીણ)-૧૨, ચણા-૩, નાગકેસર-૯, મીઠીઆવળ-૪ **તાવ ઉપર પાચન** માટે :-કોથમીર-૭. **તાવમાં શોષ પડે** તે માટે —આમળા-૧૫ **તાવમાં અરુચિ** માટે —આમળા-૧૬ **તાવમાં માથાના દુખાવા** માટે :—આશેત્રી-૬, ચણોઠી-૧૨. **તાવથી અતિશય બળતરા થાય** તે માટે :—એરંડો-૪૧. **તાવથી શરીર** ઉપર **કંડૂ એટલે ખરજ** આવે તે માટે.—કપાસ-૮ **પરસેવો આવવા** માટે -વડ-૮, સહદેવી-૪, સુગંધી (લીલી) ચા-૧, ૪. **હોઠ ઉપર તાવનું ઉઠવું એટલે બરો મૂતરે** તે માટે :—જીરુ-૧. **શરદી** માટે :—અગથિયો-૧, અજમોદ-૮, મોરવેલ-૩, રાઈ-૪ લવંગ-૧, સુગંધી (લીલી) ચા-૩. **શરદ ગરમી** માટે —ડાગર-૩, મેંદી-૪. **લૂખ લાગે તે** માટે.—ઇંદ્રજવ-૧૦ કાયફળ ૩, ખરંભૂચુ-૧, ગાજો-૧, ડુંગળી-૨, મેથી-૬. **લૂખ ન લાગવા** માટે :—કોથમીર-૧૬, ડુંગળી-૯ **પરસેવા લાવવાને** માટે :—હરડે-૩૫. **ઉષ્ણકાળમાં શરીરમાંનો દાહ શાંત થઈ ઠંડી આવવા** માટે. લીમડો (કડવો)-૩૫

જુઓ અનુભૂત ઔષધો —ઔષધિક્રિયાના કવાથ પ્રયોગની ટીપમા : **તાવ ઊતરી ગયા પછીની નબળાઈ ઉપર** :—નં-૮ **તાવ ઉપર** :—ચૂર્ણપ્રયોગની ટીપમા નં ૪. ગુટિકાપ્રયોગની ટીપમા નં.૭, ૮ કવાથપ્રયોગની ટીપમા નં. ૪, ૧૧. **ચોરિયા તાવ ઉપર** : કવાથપ્રયોગની ટીપમા નં. ૩, મલમપ્રયોગની ટીપમા નં ૩૧ **ચોથિયા તાવ ઉપર** :—ચૂર્ણપ્રયોગની ટીપમા નં ૧૭. **ટાઢિયા તાવ** ઉપર—ગુટિકાપ્રયોગની ટીપમા નં. ૧૭.

**પથ્ય**—તાદળજો, ચાકવત, કુમળા મૂળા, પિત્તપાપડો, પડવળ, વાયવરણા, ગળો, કાલશાક, માડ, ગળજીભી, ચૂકો, વેંગણ, કંચુકશાક, તૂરિયા, પંડોળા, કંકોડા, એક વર્ષના જૂના ચોખા **અપથ્ય**—વિરુદ્ધ અન્ન વિદાહી અને જડ પદાર્થ, ક્ષાર, ખટાશ, ભાજીપાલો, પાદડા, કાલીંગડું, ફણસ, નવું ધાન્ય, લોટનો પદાર્થ અને પૌષ્ટિક પદાર્થ છોડવા; તેમજ મહેનત, સ્ત્રીસંગ, સ્નાન, ક્રીડા ઇત્યાદિ જ્વરયુક્ત રોગીએ શક્તિ આવ્યા સિવાય કરવું નહિ ભારે પદાર્થ ખાવા નહિ

**સન્નિપાત+ જ્વર અથવા મૂંઝારો :**

+ સન્નિપાતની બાવન જાતોમા ૧૩ મુખ્ય છે, એમ 'અમૃતસાગર'મા લખ્યુ છે યદ્યપિ સન્નિપાત ત્રણે દોષોના એકત્ર થવાથી થાય છે, તોપણ ઘણી વખતે તેમા વાતાધિક્ય કે પિત્તાધિક્ય પણ જોવામા આવે છે તેનો ઇલાજ એ છે કે—(૧) ટંકણખાર ટાંક ૨, મરી ટાંક ૨, લીંડીપીપર ટાંક ૨, અક્કલકરો ટાંક ૨, પારાથી બમણો ગંધક લઈ વાટેલી કજ્જલી ટાંક ૬, ચિત્રાની છાલ ટાંક ૧, સૂંઠ ટાંક ૨ અને ચણકબાબા ટાંક ૨, એ સર્વને ખાંડી લૂગડે ચાળી ભાગરાના રસમા પહોર ચાર સુધી ખરલ કરી, તેની ચણોઠી જેવડી ગોળીઓ કરી છાયામા સૂકવી લેવી એમાથી સન્નિપાતના ન બચે એવા દરદીને ગોળી ૧ ખવડાવી જોવી જો ગળામા તે ગોળી ઊતરે તો આરામ થાય (૨) સોનાનો વરખ ૧, લીંડીપીપર ટાંક ૧, કાળા મરી ટાંક ૧, નાગરવેલના પાદડા નંગ ૪, એ સર્વે ફુદીનાના રસ સાથે ઘૂંટી લૂગડે ગળી તેમા સોનાનો વરખ મેળવીને ચોળી નાખી સવારસાંજ પાવાથી આરામ થાય (૩) જો વાયુથી સન્નિપાત હોય તો ગધેડીનુ દૂધ શેર ૦ા થી ૦ાા સુધી લૂગડે ગાળી થોડેથોડે પાઈ દેવુ, અથવા ગધેડીના લીંડા નંગ ૪, સુવા તોલા ૫, તજ તોલો ૧, સંચળ તોલો ૧, એ સર્વને ઉકાળી લૂગડે ગાળી તેમા હિંગ નાખી પાવુ (૪) કફાધિક્ય હોય તો કફના ઉપાયો પણ યોજવા કેટલાક સન્નિપાતમા આંખોનો રંગ લાલ કે પીળો હોય છે. લાલ રંગ હોય તો મોતી, પ્રવાલ, સૂતશેખર, ગળોનું સત્વ આદિ શીતળ દવા આપવી જોઈએ ઉપચારમા ભૂલ થાય તો રોગી ભાગ્યે જ બચે છે

**કારણ:**—ખાટા, સ્નિગ્ધ, ઉષ્ણ, વિદાહી, તીખા, મધુર, અતિ રુક્ષ અને જડ પદાર્થનું આકંઠ ભોજન, મદ્ય, તડકો, શેક લેવો, કામ, ક્રોધ, માંસભક્ષણ, શીત પદાર્થનું સેવન, શોક, શ્રમ, ચિંતા, પિશાચબાધા, અતિ સ્ત્રીસંગ, એ કારણે ઘણું કરીને ચૈત્ર, વૈશાખ, અશ્વિન કાર્તિક, ભાદ્રપદ, એ મહિનાઓમાં સન્નિપાતનો પ્રકોપ થાય છે સન્નિપાત જ્વર એટલે ત્રિદોષ જ્વર આ કેવળ મૃત્યુ જ છે × સન્નિપાતને જે વૈદ્ય મટાડે છે, તેને મૃત્યુંજય એટલે સાક્ષાત્ પરમેશ્વર જ સમજવો જોઈએ. તેને રોગી ઉપકારાર્થે સર્વસ્વ દાન કરે તોપણ વધારે નથી. વાતાદિ ત્રિદોષ કોઈ નિમિત્તે પ્રબુધ્ધ થવાથી જે જ્વર આવે છે, તે સન્નિપાત જ્વર એ કષ્ટસાધ્ય છે, કારણ ત્રણેનો પ્રકોપ છે. એકના ઉપશમનાર્થે ઔષધ આપે તો બીજા અધિક થાય છે.

**સન્નિપાતજ્વરનાં લક્ષણ:**—ક્ષણમાં દાહ અને ક્ષણમાં ઠંડી, હાડ, સંધિ અને મસ્તક એ ઠેકાણે શૂળ; આંખોમાં પાણી આવવું અને તે ડોળાયેલું, લાલ અને આંખ ફાટેલી હોય છે. કાનમાં શબ્દ થાય છે અને શૂળ થાય છે, ગળામાં ડાંગરનું ફોતરું ભરાઈ રહે તેમ દુખે, ટોળા, મોહ, બડબડ, ઉધરસ, શ્વાસ, અરુચિ, ભ્રમ અને જીભ કેટલીક બળેલા જેવી અને સાગના પાંદડા જેવી ખરખરી, શરીર અત્યંત ગળવું, રક્તપિત્તમિશ્રિત એવા કફના ઓડકાર આવવા અને માથાનું ડોલવું, તરસ, ઊંઘ ન આવવી, ઉરમાં દુખવું, પરસેવો, મળમૂત્ર ઘણી વારે અને થોડા થાય છે; ગાત્રો અત્યંત કૃશ થતા જાય છે, નિરંતર ગળું ઘુરઘુર વાગે છે, મધમાખ કરડ્યા પછી દંશસ્થાનમાંથી જે ગંધ આવે છે તેના જેવી ગંધ આવે છે કાળા અને રાતા ચકામાં ઊઠે છે અને વાચા તોતડી થાય છે; કાન, નાક, મોઢું એ ઠેકાણે ફોલ્લા થાય છે અને પેટ જડ થાય છે, કાળે કરી વાત, પિત્ત અને કફનો પાક થાય છે એ સન્નિપાત જ્વરના લક્ષણો જાણવા સન્નિપાત જ્વરના તેર પ્રકાર છે અને તે જુદા જુદા પ્રકારના વર્ણવેલા છે

**સન્નિપાતનાં નામો:**—સંધિક, અંતક, રુગ્દાહ, ચિત્તવિભ્રમ, શીતાંગ, તંદ્રિક, કંઠકુબ્જ, કર્ણક, ભુગ્નનેત્ર, રક્તષ્ઠીવી પ્રલાપક, જિહ્વક અને અભિન્યાસ

**તેમની દિનમર્યાદા:**—સંધિકને–૭, અંતકને–૧૦, રુગ્દાહને–૨૦, ચિત્તવિભ્રમને–૨૪, શીતાંગને–૧૫, તંદ્રિકને–૨૫, કંઠકુબ્જને–૧૩, કર્ણકને–૯૦ (ત્રણ મહિના), ભુગ્નનેત્રને–૮૦, રક્તષ્ઠીવીને–૧૦, પ્રલાપકને–૧૪, જિહ્વકને–૧૬ અને અભિન્યાસને–૧૬ દિવસ આયુષ્યની પરમાવધિ કહેલી છે. પરંતુ રોગી તત્ક્ષણે મરે છે સન્નિપાતજ્વરના અંતમાં કાનના મૂળની પાસે ભયંકર સોજો આવે છે, જેને કર્ણક અથવા 'કર્ણમૂળ' કહે છે એને કર્ણકસન્નિપાત પણ કહે છે એ સોજો આવે તો ઘણું કરીને રોગી બચતો નથી. જ્વરની શરૂઆતમાં સોજો આવે તો સાધ્ય, વચ્ચેના સમયમાં સોજો આવે તો કષ્ટસાધ્ય તથા છેવટના સમયે આવે તો રોગ અસાધ્ય જાણવો બીજા પ્રકારના તાવમાં પણ જો આવી જાતનો સોજો આવે તો તે સાધ્ય અને કોઈ વખત તો સુસાધ્ય જ થાય છે. (આના ઉપર ઔષધિ કાનના રોગના પ્રકરણમાં લખેલ છે)

**સાધ્યાસાધ્ય વિચાર:**—*સંધિક, તંદ્રિક, કર્ણક, કંઠકુબ્જ, જિહ્વક અને ચિત્તવિભ્રમ, એ છ

---

× **सन्निपातस्य कालस्य कश्चिद्भेदो न विद्यते।**
**चिकित्सको जयेद्यस्तं तस्योक्तोऽस्ति प्रतापवान्॥ १॥**

* સન્નિપાત જ્વરમાં પ્રથમ લંઘન, વાલુકાસ્વેદ, નસ્ય, નિષ્ઠીવન, અવલેહ તથા અંજન ઇત્યાદિ પ્રયોગ કરવા લંઘન ૩ થી ૧૦ દિવસ સુધી અથવા જ્યાં સુધી આરોગ્ય ન થાય ત્યાં સુધી કરાવવું વાત અને કફની અધિકતાવાળાને સૂકા પદાર્થનો શેક કરવો માત્ર વાતથી ઉત્પન્ન થયેલા જ્વરને બાદ કરતાં બાકીના સર્વ જ્વરમાં સ્નિગ્ધ પદાર્થનો શેક આપવો નહિ, તેમ જ સિંધાલૂણ, સરગવાના બીજ, સરસવ અને ઉપલેટ, એ સર્વને બકરાના મૂત્રમાં વાટી નસ્ય કરવાથી તંદ્રા દૂર થાય છે દ્રાક્ષને મધમાં વાટી ઘીમાં મેળવી જીભ પર મસળવાથી જીભ રસયુક્ત તથા નરમ થાય છે આ ક્રિયાને 'નિષ્ઠીવન' કહે છે એવી જ રીતે કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, સૂંઠ, મરી, લીંડીપીપર, જવાસો અને કલોંજી જીરું, એ આઠ વસ્તુ સમાનભાગે લઈ ખાંડી બારીક ચૂર્ણ કરી મધમાં ચટાડવાથી હિચકી, શ્વાસ, ખાંસી તથા કંઠના રોગ નષ્ટ થાય છે આ ક્રિયાને 'અવલેહ' કહે છે, તેમ જ તંદ્રા નાશ કરવા માટે સરસડાના બીજ, લીંડીપીપર, મરી, સિંધા-

સાધ્ય; બાકીના રહેલા સાત તે મારક છે. **સન્નિપાતનાં ભિન્ન ભિન્ન લક્ષણો :—સંધિક :—** જેના પૂર્વરૂપમા શૂળ, શોષ, વાયુની ઘણી વેદના, શ્લેષ્મોદ્રેક સતાપ, બલહાનિ અને જાગરણ, એ લક્ષણો થાય છે, તેને સધિક સન્નિપાત જાણવો **અંતક :—**દાહ કરે છે, સંતાપને વધારે છે, મોહ કરે છે, શિર કપાવે છે, હેડકી કરે છે તથા ઉધરસ વધારે છે સન્નિપાતવેત્તાઓએ છોડેલો એવો આ અંતક સન્નિપાત જાણવો. **રૂગ્દાહ :** બડબડ, સતાપ, ઘણો મોહ, મંદન અનાયાસે શ્રમ, ચકરી—એ વેદનાથી યુક્ત, કંઠ, ગરદન, હડપચી, એ ઠેકાણે વેદના, નિરંતર તૃષા લાગવી, શ્વાસ, કાસ તથા ઊચકી એ લક્ષણોથી વ્યાપ્ત એવો આ રૂગ્દાહ કષ્ટસાધ્ય છે. આ સન્નિપાત મારે છે **ચિત્તવિભ્રમ :—**કોઈ પણ પ્રકારે શરીરે પીડા થતી હોય એવો ભ્રમ, ધંતૂરો ખાવા જેવી અવસ્થા, સતાપ, મોહ, વિકળપણુ. આખો વ્યાકુળ થવી, હસવુ, ગાવુ, નાચવુ તથા બડબડ કરવુ, એ લક્ષણો થાય છે. આ સન્નિપાતને કોઈ અસાધ્ય કહે છે **શીતાંગ :—**શરીર બરફ જેવુ ઠંડુ, કપ, શ્વાસ, હેડકી, સપૂર્ણ અગ ઢીલુ થવુ, સ્વર બેસી જવો, અભ્યતરે ઉગ્ર સંતાપ, અનાયાસે શ્રમ, મનને સતાપ, ઉધરસ, ઊલટી, અતિસાર, એ લક્ષણોથી યુક્ત થયેલા સન્નિપાતને શીતગાત કહેવો; એ પ્રાણનો તુરત નાશ કરે છે. **તંદ્રિક :—**તંદ્રિક સન્નિપાતમા ઊંઘ ઘણી હોય છે. શૂળ, કફ, જ્વર, તરસ, એથી રોગી ઘણો પીડિત થાય છે, જીભ શ્યામવર્ણ, જાડી, કઠિન તથા કાટાવાળી હોય છે, અને અતિસાર, શ્વાસ, ગ્લાનિ, તલખી, કર્ણશૂળ, ગળામા જડત્વ તથા રાત્રિદિવસ ઊઘ એ લક્ષણો થાય છે. આ રોગ અસાધ્ય છે. **કંઠકુબ્જ :—**કપાળ દુખવુ, ગળુ દુખવુ દાહ, બેસાવધપણુ, કપ, જ્વર, રક્તવાત સબધી પીડા, હડપચી જખડવી, સતાપ, બડબડ તથા મૂર્ચ્છા, એ લક્ષણોએ યુક્ત થયેલા સન્નિપાતને કંઠકુબ્જ કહેવો. આ કષ્ટસાધ્ય છે **કર્ણક :—**બડબડ, બહેરાપણુ, ગળુ પકડવુ, શરીરમા દુખાવો, શ્વાસ, ઉધરસ, લાળ ગળવી જ્વર, સંતાપ, કાન અને ગાલ એ ઠેકાણે પીડા, એ લક્ષણોથી યુક્ત તેને કર્ણક કહે છે. એ કષ્ટસાધ્ય છે. **ભુગ્નનેત્ર —**તાવ, બલક્ષય, સ્મૃતિનાશ, વક્રદૃષ્ટિ, બેસાવધપણુ, બડબડ, ભ્રમ, કંપ તથા સોજો, એ લક્ષણો ભુગ્નનેત્ર સન્નિપાતમા થાય છે. આ રોગી જલદી મરે છે **રક્તષ્ઠીવી :—**રક્તની ઊલટી, જ્વર, ઊલટી, તૃષા, મૂર્ચ્છા, શૂળ, અતિસાર, હેડકી, પેટ ચડવુ, ચક્રના ભ્રમણ જેવુ ભમવુ, તલખી, શ્વાસ, સંજ્ઞાનાશ, જીભ કાળી કિંવા લાલ હોય છે અને તેના પર મડલો ઊઠે છે, એ લક્ષણોથી યુક્ત જે સન્નિપાત તેને રક્તષ્ઠીવી જાણવો. એ પ્રાણનો નાશક છે **પ્રલાપક :—**કપ, બડબડ, સતાપ, કપાળ દુખવુ, પ્રૌઢ વાતો કહેવી તથા રોગી સ્વચ્છપણા વિષે આસક્ત, બીજાની કાળજી કરનાર, બુદ્ધિનાશ થયેલો, વિકળ અને પુષ્કળ બડબડ કરનાર એવો આ પ્રલાપક સન્નિપાત રોગી યમસદને જાય છે **જિહ્વક :—** ઉધરસ, દમ, સતાપ તથા વિહ્વળ, કઠિન અને કાટાએ વ્યાપ્ત થયેલ જિહ્વા, બહેરાપણુ. મૂગાપણુ તથા બળહાનિ, એ લક્ષણોથી યુક્ત એવો જિહ્વક સન્નિપાત કષ્ટસાધ્ય છે **અભિન્યાસ :—**ત્રિદોષના કોપે મોઢા પર ચળકાટ મારવી, નિદ્રા, વિકળપણુ, નિશ્ચેષ્ટ પડવુ, મોટા પ્રયાસે એકાદો શબ્દ બોલવો, બલનાશ, શ્વાસાદિકનો અવરોધ, એ લક્ષણો અભિન્યાસ સન્નિપાતમા થાય છે આ રોગ કેવળ ભયકર મૃત્યુ તુલ્ય છે **હારિદ્રક :—**દેહ, નખ, નેત્ર, હાથ, પગ, એ હળદર ચોપડ્યા જેવા પીળા હોય, જ્વર, થૂક તથા ઉધરસ એ લક્ષણોએ હારિદ્રક સન્નિપાત ઓળખવો આ જ્વરરૂપી

---

લૂણ, લસણ, મનશીલ અને ઘોડાવજને ગોમૂત્રમા વાટી અજન કરવુ આ ઉપરાત બેહોશી હોય તો પારો, વછનાગ, કાળા મરી, મોરથૂથુ અને નવસાર, એ સર્વને ધતૂરાના રસમા અને લસણના રસમા મર્દન કરી, મસ્તકના વચ્ચેના ભાગમા હજામત કરાવીને લેપ કરવો, તેમ જ જે જે હાડકામા દરદ થતુ હોય ત્યા ત્યા લેપ કરવો સન્નિપાતમા પહેલા આમદોષ અને કફની ચિકિત્સા કરવી ત્યાર પછી પિત્ત અને વાયુને ઉપશમ કરવા, અથવા વાત, પિત્ત અને કફ એમાથી જે દોષ વધારે પ્રબળ હોય, તેનુ શમન પહેલુ કરવુ

સન્નિપાતના રોગીને ઠંડુ પાણી પિવડાવવુ એ મૃત્યુને બોલાવવા સમાન છે, તેમ જ ઘી પણ અતિ હાનિકર છે સન્નિપાતરોગીને મધ પણ અનુપાનરૂપે બને ત્યા સુધી ન આપવુ, કારણ શીતળ ઉપચારની મના છે શરીરે પરસેવો આવે તો તરત તે બધ કરવા પ્રયત્ન કરવો જોઈએ તદ્રા ઉત્પન્ન થાય તો બુદ્ધિમાનીથી તરત દૂર કરવી જોઈએ સન્નિપાતરોગીનો પેશાબ કાળા રગનો થવો એ હાલત ખરાબ છે

કાળ જ છે, એ વૈદ્યોને સાધ્ય થતો જ નથી. આ 'હારિદ્રક' ત્રયોદશ સન્નિપાત સિવાયનો છે. એ વિરલ જોવામા આવે છે. સન્નિપાત થયા પછી તત્કાળ ત્રણ, પાચ, સાત, દશ તથા બાર કે એકવીસ દિવસ થઈ જાય. એટલે શુદ્ધ થઈ સન્નિપાત રોગી બચી જાય છે.

**ત્રિદોષ જ્વરની સાધારણ મર્યાદા :**—ત્રિદોષ થયેલા દિવસથી ૭ કિવા ૧૪ તથા ૯ કિવા ૧૮ તેમ જ ૧૧ કિવા ૨૨ દિવસ પર્યંત એ ત્રિદોષની મર્યાદા જાણવી એ પછી જ્વર જાય છે કિવા મૃત્યુ આવે છે. ૭, ૯ કિંવા ૧૧, એ મર્યાદા વાતાધિક, પિત્તાધિક તથા કફાધિક સન્નિપાતની અનુક્રમે જાણવી. પિત્ત, કફ તથા વાયુની વૃદ્ધિએ ક્રમે કરી દશ દિવસે, બાર દિવસે તથા સાત દિવસે ત્રિદોષજન્ય ધાતુપાક થવાથી મારે છે અથવા મલપાક થવાથી રોગીને છોડે છે

**ધાતુપાકનાં લક્ષણો :**—નિદ્રાનાશ, હૃદય ટાટ જેવુ થવુ, મૂત્ર તથા ઝાડનો અવષ્ટંભ, શરીરને જડપણુ, અન્નદ્વેષ, અસ્વસ્થપણું તથા બળનો નાશ એ લક્ષણો ધાતુપાક થવાથી થાય છે ધાતુપાક એટલે ઉત્તરોત્તર રોગોની વૃદ્ધિ તથા બળની હાનિ થઈ શુક્રાદિ ધાતુ સહિત મૂત્રાંદિકોનો જે પાક થવો તેને ધાતુપાક કહે છે. **મળપાકનાં લક્ષણ :**—દોષોનો સ્વભાવ બદલાવો તથા હલકો થવો, ઇંદ્રિયોની નિર્મળતા એ મળપાકનાં લક્ષણો જાણવાં ધાતુપાક તથા મળપાક થવો એ કેવળ દૈવ ઉપર છે. આ વિષયમા બીજો કાંઈ હેતુ દેખાતો નથી **સન્નિપાતનાં અસાધ્ય લક્ષણો :**—મળાદિક અને પિત્તાદિક દોષ બદ્ધ થવાથી અને અગ્નિ શાંત થવાથી સન્નિપાત જ્વર અસાધ્ય થાય છે, તથા એથી ઊલટું એટલે દોષપ્રવૃત્તિ હોઈ અગ્નિ લગારેક પ્રદીપ્ત થઈ સર્વનાં લક્ષણો થોડા થોડા થવાથી સન્નિપાત જ્વર કષ્ટસાધ્ય થાય છે

**સંધિક સન્નિપાત ઉપર ઉપચાર :**—(૧) રાસ્ના, સૂંઠ, ગળો, કાટાસરિયો, નાગરમોથ, શતાવરી, હરડે, દેવદાર, કડુ, કચૂરા, અરડૂસી, એરંડમૂળ અને દશમૂળનો કાઢો, સંધિક સન્નિપાત. મન્યાસ્તંભ, અંત્રવૃદ્ધિ, સર્વ પ્રકારના જ્વર, ફાડલી, કમ્મર અને સંધિનું શળ તથા સર્વાંગમાના સણકાનો નાશ કરે છે. (૨) દેવદાર, કચૂરા, ગળો, રાસ્ના અને સૂંઠનો કાઢો ગૂગળ નાખી આપવો; એટલે સંધિક સન્નિપાત અને વાયુનો નાશ થાય છે. (૩) ઘોડાવજ, ધમાસો, ગળો, ભારંગમૂળ, કાટાસરિયો, દેવદાર, નાગરમોથ, સૂંઠ, વરધારો, રાસ્ના, ગૂગળ, અશ્વગંધા, એરંડમૂળ અને શતાવરીનો કાઢો આપવાથી સંધિક સન્નિપાત, જડતા, ગ્લાનિ, ચકરી અને પક્ષાઘાત મટે છે. (૪) ગળો, એરંડ-મૂળ, સૂંઠ દેવદાર, રાસ્ના અને હરડેનો કાઢો સવારે આપવાથી સર્વ વાતરોગનો નાશ થાય છે. (૫) નગોડ, ગૂગળ, ગઈ, કડવા લીમડાના પાદડા અને રાળનો ધૂપ સંધિક સન્નિપાતનો નાશ કરે છે

**વિશેપ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—હરડે-૩૩

**અંતક સન્નિપાત ઉપર :**—(૧) નાચણીનો લોટ લસણના રસમા મેળવી, તેની ભાખરી (રોટલો) તેલમા કિવા ઘીમા અથવા એરંડતેલમા શેકી, તે ગરમ ગરમ મસ્તક ઉપર બાધવી. (૨) હરડે, અરડૂસી, ફાલસા, રાસ્ના, દેવદાર, ગળો, કડુ અને કોઇનો કાઢો આપવો.

**વિશેપ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—હરડે-૩૭

**રુગ્દાહ સન્નિપાત ઉપર :**—(૧) નાગરમોથ, રક્તચંદન, સૂંઠ, વાળો, કાળો વાળો અને પિત્તપાપડાનો કાઢો ઠંડો થયા પછી આપવો. (૨) હરડે, પિત્તપાપડો, નાગરમોથ, કડુ, ગરમાળાનો મગજ અને દ્રાક્ષનો કાઢો આપવો (૩) નાગરમોથ, કડુ, ત્રિફળા, ચીકણા, કડવો લીમડો, કડવું તૂરિયુ, ઘોડાવજ, ગરમાળો, વાળો, દશમૂળ અને કરિયાતાનો કાઢો સકલ વાતવ્યાધિ અને રુગ્દાહ સન્નિપાતનો નાશ કરે છે. (૪) કૃષ્ણાગરુ, કપૂર, સાલેડાની છાલ, નખલા, તગર, વાળો, ચંદન અને રાળનો ધૂપ આપવો. (૫) બોરડીના પાદડા, દહીમા મેળવી શરીરે લેપ કરવો અથવા કપૂર, ચંદન અને લીમડાના પાન્દડાને છાશમા વાટી તેનો લેપ કરવો, એટલે દાહ શમે છે (૬) દાહ અને ઊલટીએ કરી કૃશ થયેલો, અન્ન ભાવે નહિ અને તૃષાર્ત એવા રોગીને ધાણીનો લોટ સાકર અને મધ નાખી આપવો (૭) સુરૂપ, પીનસ્તની અને વિલાસચતુર એવી સ્ત્રીનુ આલિંગન કરાવવુ એટલે રુગ્દાહ શમે છે, મૈથુન વર્જ્ય. (૮) હરડેનું ચૂર્ણ ઘી અથવા મધમા આપવુ, એટલે દાહ, જ્વર,

કાસ, રક્તપિત્ત, વિસર્પ, શ્વાસ અને ઊલટીનો નાશ થાય છે.

**ચિત્તભ્રમ સન્નિપાત (ગેલીઓ મુઝારો) ઉપર:**—(૧) મહુડાની છાલ, નખલા, ગેગળાની છાલ, લીંડીપીપર, અરજુનસાજડની છાલ, હરડે, મોગમાસી, અગરુ અને રક્તચંદનનો કાઢો આપવો. (૨) દ્રાક્ષ, દેવદાર, નાગરમોથ, આમળા, ગળો, હરડે, ગરમાળાનો મગજ, કરિયાતુ, પિત્તપાપડો અને કડવા પડોળાનો કાઢો આપવો. (૩) બ્રાહ્મી, દ્રાક્ષ, કડવાં પંડોળા, ગળો, હરડે, પિત્તપાપડો, ગરમાળાનો મગજ, કડુ અને શંખાવળીનો કાઢો ચિત્તભ્રમ શમાવે છે (૪) હરડે, પિત્તપાપડો, કાળી દ્રાક્ષ, શંખાવળી, નાગરમોથ, દેવદાર, ગરમાળાનો મગજ અને બ્રાહ્મીનો કાઢો આપવો. (૫) લીંડીપીપર, મરી, સિંધવ, ઘોડાવજ, કરંજના બિયા, હળદર, આમળા, હરડે, બહેડા, રાઈ, સૂંઠને અને હિંગના ચૂર્ણને બકરાના મૂત્રમા ખરલ કરી ગોળીઓ કરી રાખવી. એનુ આંખોમા અંજન કરવાથી ચેતન આવે છે અને ચિત્તભ્રમ, ગોલુ, ઉન્માદ, ભૂતબાધા, મસ્તકરોગ, નેત્રરોગ અને ભ્રમનો નાશ કરે છે (૬) અગથિયાના પાદડાનો રસ ગોળ, સૂંઠ અને લીંડીપીપર નાખી આપવો. મોરમાસી, જેઠીમધ, ચંદન, દેવદાર, મધ, નખલા, પિત્તપાપડો, વાળ (કેશ), અગરુ, પીળો (સુગંધ) વાળો, એલચીદાણાનો ધૂપ, ચિત્તભ્રમ, સન્નિપાત અને ગ્રહદોષનો નાશક, લક્ષ્મીપ્રદ અને કાંતિપ્રદ છે. **શીતાંગ સન્નિપાત ઉપર:**—(૧) આકડાના મૂળ, ગળો, ત્રિકટુ, ભારંગમૂળ, રીંગણી, કાકડાશિંગ અને પુષ્કરમૂળનો કાઢો ગોમૂત્રમા સિદ્ધ કરી આપવો અગર પાણીમા સિદ્ધ કરી ગોમૂત્રમા નાખી આપવો. (૨) બિજોરું, કરિયાતુ, પીપળીમૂળ, દેવદાર, દશમૂળ, અજમોદ અને સૂંઠનો કાઢો આપવો. (૩) કંકોડીના કાંદા, પિત્તપાપડો, કળથી, લીંડીપીપર, ઘોડાવજ, કાયફળ, શાહજીરુ, કરિયાતું, ચિત્રક, કડવી દૂધી અને હરડે, એનુ ચૂર્ણ શરીરે ચોળવાથી શીતાંગ સન્નિપાતનો નાશ થાય છે

**તંદ્રિક સન્નિપાત ઉપર:**—(૧) ભારંગમૂળ, ગળો, નાગરમોથ, રીંગણી, હરડે, પુષ્કરમૂળ અને સૂંઠનો કાઢો આપવો (૨) ગળો, કડવા પડોળાં, અરડૂસી અને ત્રિકટુનો કાઢો આપવો. (૩) લીંડીપીપર, મનશીલ અને હરતાલનું અંજન કરવું (૪) ગળો અને કડવાં પંડોળાનો કાઢો ત્રિકટુનુ ચૂર્ણ નાખી આપવો

**કંઠકુબ્જ સન્નિપાત ઉપર:**—(૧) ત્રિકટુ, ઇંદ્રજવ, કડુ, ત્રિફળા, દારુહળદર અને હળદરનો કાઢો આપવો (૨) લીંડીપીપર, અઘેડાનો રસ, કિંવા ત્રિકટુ અને કડવી દૂધીના બિયા પાણીમા ઘસી તેનુ નસ્ય આપવુ (૩) કરિયાતુ, કડું, લીંડીપીપર, ઇંદ્રજવ, રીંગણી, કચૂરા, બહેડા, દેવદાર, હરડે, મરી, કાયફળ, નાગરમોથ, અતિવિષ, આમળા, પુષ્કરમૂળ, ચિત્રક, કાકડાશિંગી, અરડૂસી અને સૂંઠનો કાઢો આપવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—અઘેડો—૨૧

**કર્ણ સન્નિપાત ઉપર:**—(૧) રાસ્ના, આસગંધ, નાગરમોથ, રીંગણી, ભારંગમૂળ, ઘોડાવજ, પુષ્કરમૂળ, કડુ, કાકડાશિંગી અને હરડેનો કાઢો આપવો (૨) દશમૂળ, કડુ, લીંડીપીપર, મરી, ત્રિફળા, સૂંઠ અને કરિયાતાનો કાઢો આપવો (૩) ગરમ પાણીમા મરી, લીંડીપીપર અને સિંધવ ઘસી તેનુ નસ્ય આપવુ.

**ભુગ્નનેત્ર સન્નિપાત ઉપર:**—(૧) દારુહળદર, નાગરમોથ, કડવા પડોળા, કડુ, હળદર, કડવો લીમડો અને ત્રિફળાનો કાઢો આપવો (૨) લીંડીપીપર, કડવા પડોળાં, નાગરમોથ, કડુ, રીંગણી, કડવો લીમડો અને દેવદારનો કાઢો પિત્તજ્વર અને ઉગ્ર સન્નિપાત જ્વરનો નાશ કરે છે. (૩) કરિયાતુ, લીંડીપીપર, ઘોડાવજ, મરી, લસણ અને રાઈનું ચૂર્ણ મધમા આપવુ તથા સિંધવ અને લીંડીપીપરનુ અંજન કરવુ.

**રક્તષ્ઠીવી સન્નિપાત ઉપર:**—(૧) પિત્તપાપડો, ધમાસો, અરડૂસી અને સુગંધી રોહિસ ઘાસનો કાઢો સાકર નાખી આપવો તથા ત્રિફળાના કાઢાનું નસ્ય આપવુ (૨) નાગરમોથ, પદ્મકાષ્ઠ, પિત્તપાપડો, ચંદન, જાઈ, શતાવરી, જેઠીમધ, મધ, કડવો લીમડો, વાળો, ચિત્રક અને

રક્તચંદન(રતાંદળી)નો કાઢો આપવો. (૩) દૂર્વાના રસનુ, કાદા(ડૂંગળી)ના રસનુ કિવા દાડમના રસનુ નસ્ય આપવું

**વિશેષ ઉપચાર :**—જુઓ : વર્નોંમા –ચણકબોબા–૩

**પ્રલાપક સન્નિપાત ઉપર :**—(૧) નાગરમોથ વાળો, દશમૂળ, સૂઠ, પિત્તપાપડો, રક્તચદન, ધાવડીની છાલ અને અરડૂસીનો કાઢો આપવો (૨) તગર, આસગધ, કાયફળની છાલ, શંખાવળી, દેવદાર, બ્રાહ્મી, જટામાસી. નાગરમોથ, ગરમાળો, હરડે અને દ્રાક્ષનો કાઢો આપવો

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નોંમા—તગરગ ઢોડા–૧.

**જિહ્‌વક સન્નિપાત ઉપર :**— (૧) ઘોડાવજ, રીંગણી, ધમાસો, રાસ્ના, ગળો, સૂઠ, કડુ, કાકડાશિંગી, પુષ્કરમૂળ, બ્રાહ્મી, ભારગમૂળ, કરિયાતુ. અરડૂસી અને કચૂરાનો કાઢો આપવો. (૨) રીંગણી, સૂઠ, પુષ્કરમૂળ, કડુ, રાસ્ના, ગળો, ભારગમૂળ, કાકડાશિંગી, કચૂરો. ધમાસો, અરડૂસી, નાગરમોથ, બ્રાહ્મી, ઘોડાવજ અને કરિયાતાનો કાઢો આપવો. (૩) દેવદાર, કડવો લીમડો, બહેડા. હરડે. કડવા પટોળા, હળદર, દારહળદર, સૂઠ, રીંગણી, પુષ્કરમૂળ, નાગરમોથ, ગળો અને અરડૂસીનો કાઢો આપવો

**અભિન્યાસ સન્નિપાત ઉપર :**—(૧) ભોરિંગણી, ઊભી ભોરિંગણી, ગળો, દ્રાક્ષ, જીરુ, સૂંઠ, મરી, લીંડીપીપર, કાકડાશિંગી અને વાવડિંગનો કાઢો કરી ઘીમા શેકેલા ચોખાની તે કાઢામા તેની રાબડી કરી અને તે ગરમ ગરમ પાવી, એટલે શ્વાસ, ઉધરસ, હેડકી, અભિન્યાસ સન્નિપાત તથા વાયુ અને મળમૂત્રનો અવરોધ દૂર થાય છે (૨) ઇંદ્રવરણું, ત્રિફળા, કડુ અને ગરમાળાના મગજનો કાઢો જવખાર નાખી આપવો. તે રેચક અને સર્વ જ્વરનાશક છે (૩) રીંગણી, ધમાસો, કચૂરો, કાકડાશિંગી અને પુષ્કરમૂળનો કાઢો આપવો, એટલે કફ, પેટનુ દુખવુ અને અભિન્યાસ સન્નિપાત દૂર થાય છે (૪) કાકડાશિંગી, ભારગમૂળ, હરડે, જીરુ, લીંડીપીપર, કરિયાતુ, પિત્તપાપડો, દેવદાર, ઘોડાવજ, કોષ્ટ, ધમાસો, કાયફળ, સૂઠ, નાગરમોથ, ધાણા, કડુ, ઇંદ્રજવ, પહાડમૂળ, રેણુકબીજ, ગજપીપળી, અઘેડો, પીપળીમૂળ, ચિત્રક, કડવુ ઇંદ્રવરણું ગરમાળાનો મગજ, કડવો લીમડો, કચૂરો, બાવચાના બિયા, વાત્રડિંગ, હળદર, દારુહળદર, અજમો અને કિરમાણી અજમાનો કાઢો કરી તેમાં હિંગ અને આદુંનો રસ નાખી તે લેવાથી તેર પ્રકારના સન્નિપાત, ઘેન(ઝોકા ખાવા), મોહ, કર્ણમૂળ, હેડકી, શ્વાસ, ઉધરસ અને જ્વરના ઉપદ્રવનો નાશ થાય છે

**તેર પ્રકારના સન્નિપાત ઉપર ઉપચાર :**—(૧) સન્નિપાત ઉપર પહેલાં કફનાશક ઔષધ આપવા પછી પિત્ત શમાવવું દેવદાર, કાયફળ, ત્રિફળા, રતાંદળી, ફાલસા, કડુ, પદ્મકાષ્ઠ અને વાળાનો કાઢો આપવો તે ત્રિદોષ, દાહ અને તૃષાને શમાવે છે અને દીર્ઘ કાળના તાવને કેવળ અમૃતોપમ થાય છે. (૨) મધ, ઘી અને દ્રાક્ષ એકત્ર ખરલ કરી તેનો જીભે લેપ કરવો એટલે જીભ સારી રસયુક્ત મૃદુ થાય છે. (૩) સિંધવ અને ત્રિકટુની આદાના રસમા ગોળીઓ કરી મોઢામા રાખવી. એટલે ગળામા દબાયેલો કફ બહાર પડી જઈ શરીરને હલકાપણુ આવે છે અને જ્વર, મૂર્છા, શ્વાસ, ગલરોગ તથા મોઢામાથી પાણી છૂટવુ એ વ્યાધિ દૂર થાય છે (૪) કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, ત્રિકટુ, ધમાસો અને અજમોદનુ ચૂર્ણ મધમા આપવુ, જેથી દારુણ સન્નિપાત, હેડકી, શ્વાસ, ઉધરસ અને કંઠરોગ મટે છે (૫) સમુદ્રફળ પાણીમા ઘસી અંજન કરવુ (૬) ધાણીનો લોટ સિંધવ નાખી આપવો તે જો નિર્વિઘ્નપણે પચે તો રોગી નક્કી બચશે. એકલો ધાણીનો લોટ ઠંડો છે, માટે સન્નિપાત ઉપર કોઈ દિવસ આપવો નહિ, તેમજ ઠંડુ પાણી પણ આપવુ નહિ. (૭) કરિયાતું, કડુ, કોષ્ઠ, અજમો, ઇંદ્રજવ અને કચૂરાનુ ચૂર્ણ શરીરે ચોળવુ અને સંધિના ઠેકાણે વિશેષ ચોળવુ, એટલે કફથી થયેલો કંઠાવરોધ અને સન્નિપાત જ્વરનો નાશ થાય છે. (૮) ધમાસો, ગોખરુ અને રીંગણીના કાઢામા સિદ્ધ કરેલો આહાર આપવો; તેથી કરી દોષશાંતિ થાય છે તથા બલ અને અગ્નિ વધે છે ત્રિદોષયુક્ત રોગીને તે હિતકારક છે (૯) સરગવાની છાલ, લીંડીપીપર, મરી અને સિંધવને ગોમૂત્રમા ઘસી અંજન કરવુ, અથવા મનશીલ અને ઘોડાવજનુ લસણના રસમાં

અંજન કરવું. (૧૦) કાયફળ, નાગરમોથ, ઘોડાવજ, પહાડમૂળ, પુષ્કરમૂળ, જીરું, પિત્તપાપડો, દેવદાર, હરડે, કાકડાશિંગી, લીંડીપીપર, કરિયાતું, સૂંઠ, ભારંગમૂળ, ઇંદ્રજવ, કડુ, કચૂરો ગોખરુ અને ધાણાનો કાઢો કરી તેમાં હિંગ અને આદાનો રસ નાખી તે આપવો, એટલે કર્ણમૂળ, ગરદન અને ગળા સંબંધી સોજો, કફવાતજ્વર, શ્વાસ, ઉધરસ, હેડકી, હનુગ્રહ, ગલગંડ, ગંડમાલા, કફથી થયેલો સ્વરભેદ, મસ્તકની જડતા, બહેરાપણું, કફ અને મેદની વૃદ્ધિ, દશ પ્રકારના તાવ, સન્નિપાત, અભિન્યાસ તથા સંજ્ઞાનાશ મટાડે છે. (૧૧) કચૂરો, પુષ્કરમૂળ, રીંગણી, કાકડાશિંગી, ધમાસો, ઇંદ્રજવ, કડવા પડોળા અને કડુનો કાઢો આપવો તે સન્નિપાતજ્વર, દમ ઉધરસ, દિવસે નિદ્રા, રાત્રે જાગરણ, મુખશોષ, તરસ તથા ત્રિદોષનો નાશ કરે છે. (૧૨) ભારંગમૂળ, કરિયાતું, કડવો લીમડો, નાગરમોથ, કડુ, ઘોડાવજ, ત્રિકટુ, અરડૂસી, કડવા ઇંદ્રવરણા, રાસ્ના, ધમાસો, કડવા પંડોળા, દેવદાર, પહાડમૂળ, ઝેરકોચલા, બ્રાહ્મી, દારુહળદર, ગળો, નસોતર, અતિવિષ, પુષ્કરમૂળ, ત્રાયમાણ, ભોરિંગણી, ઊભી ભોરિંગણી, ઇંદ્રજવ, ત્રિફળા અને કચૂરાનો કાઢો કરવો. એનું નામ '**બત્રીસો કાઢો.**' એ તેર પ્રકારનો સન્નિપાત, શૂળ, ઉધરસ, હેડકી દમ, પેટ ચડવું, ઉરુસ્તંભ, અંત્રવૃદ્ધિ, ગલરોગ, અરુચિ અને સંધિગ્રહનો સિંહ જેમ હાથીઓની પંક્તિનો નાશ કરે છે તે પ્રમાણે નાશ કરે છે (૧૩) કરિયાતુ, દેવદાર, દશમૂળ, સૂંઠ, નાગરમોથ, કડુ, ઇંદ્રજવ, ધાણા અને ગજપીપળીનો કાઢો કરી આપવો આ '**અષ્ટાદશાંગ કાઢો**' ઘેન (ઝોકા ખાવા), બડબડ, ઉધરસ, અરુચિ, દાહ, મોહ, દમ, એથી યુક્ત સર્વ જ્વરનો નાશ કરે છે આ કાઢો મૃત્યુ તુલ્ય જ્વરનો પણ નાશ કરે છે. (૧૪) દશમૂળ, પુષ્કરમૂળ અને લીંડીપીપરનો કિંવા એકલા દશમૂળ અને ગળોનો કાઢો આપવો, એટલે દમ, ઉધરસ અને સન્નિપાતનો નાશ થાય છે (૧૫) સૂંઠ દેવદાર, કચૂરા, પિત્તપાપડો, રીંગણી, કડુ, કરિયાતુ, નાગરમોથ અને ધમાસાનો કાઢો લીંડીપીપરનુ ચૂર્ણ અને મધ નાખી આપવો, એટલે તે સન્નિપાત, જીર્ણજ્વર અને ઉધરસનો નાશ કરે છે (૧૬) આકડાના મૂળ, ધમાસો, કરિયાતુ, દેવદાર, રાસ્ના, નગોડ, ઘોડાવજ, અરણી, સરગવો, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, અતિવિષ તથા ભાગરાનો કાઢો આપવો આ '**અર્કાદિ કાઢો**' તીવ્ર એવા ત્રિદોષ, ધનુર્વાત, વાયુએ દાંત ચોટી જાય છે તે તથા શરીરમા ઠંડી, શ્વાસ, ઉધરસ અને સુવારોગનો નાશ કરે છે (૧૭) દેવદાર, સૂંઠ, કરિયાતુ, ધાણા, કડુ, ઇંદ્રજવ, ગજપીપળી, દશમૂળ અને નાગરમોથ એ અઢાર ઔષધનો કાઢો આપવો. આ '**દેવદાર્વાદિ કાઢો**' અત્યંત કઠિન જ્વર, મૃત્યુ જેવો સન્નિપાત, જ્વર, ઉધરસ, હૃદયશૂળ, પાર્શ્વપીડા, દમ, હેડકી તથા ઊલટીનો નાશ કરે છે. (૧૮) પીપળીમૂળ, ઇંદ્રજવ, ગૂગળ, વાવડિંગ, ભારંગમૂળ ભાગરો, ચિત્રક, કાયફળ, પુષ્કરમૂળ, રાસ્ના, હરડે, રીંગણી, ડોરલી (ઊભી ભોરિંગણી) અજમો, નગોડ, કરિયાતુ, ચવક અને પહાડમૂળ, એનો કાઢો બધા સન્નિપાત, બુદ્ધિભ્રંશ, પરસેવો, શૈત્ય (શીતળતા, ઠંડી), બડબડ, પેટ ચડવુ, વિદ્રધિ, કફવાત, વાતરોગ અને સૂતિકારોગનો નાશ કરે છે ×

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—અરડૂસી–૧૮, કચૂરો–૧, જેઠીમધ–૧૪, બ્રાહ્મી ૩ની ટીપમા બ્રાહ્મીક્વાથ, મહુડો–૧, મિરજોળી–૩, મોથ–૬, ૧૪, સમુદ્રફળ–૧૦, સમેરવો–૩, ૬. **સન્નિપાત જ્વરમાં જીભે કાતરા** થાય છે તે માટે :—દ્રાક્ષ–૭ **સન્નિપાત** જ્વરમા મૂર્ચ્છા એટલે તંદ્રા થાય છે તે માટે :—આદુ–૩૯, સરસડો–૭

જુઓ ગો૦ વૈ૦મા :—**શરીરમાંના ઝીણા તાવ** ઉપર :—માખણ–૩, જુઓ. પ્રા૦ ઔ૦મા :—**ચાતુર્થિક જ્વર** માટે :—કાતણીનુ ઘર–૫ **જ્વરમા શોષ પડે તો :**—કસ્તૂરી–૪ **મધુરા ઉપર :**—ગધેડાના લીંડા–૪, ભેંસનુ છાણ–૨, **સન્નિપાત જ્વરમા તંદ્રા (મૂર્ચ્છા) થાય તે :**—કસ્તૂરી–૩. **શીતાંગ સન્નિપાત** ઉપર :—કસ્તૂરી–૫ **વિષમજ્વરાદિ** ઉપર :—સર્પની કાચળી–૬.

× સન્નિપાત જ્વરમા બીજી ઔષધિ :–દશમૂળક્વાથ, મૃતસંજીવની વટી, ત્રિનેત્ર રસ, અગ્નિકુમાર રસ, પંચવક્ત્ર રસ, શીતભંજી રસ, યોગરાજક્વાથ, શૃંગ્યાદિ ક્વાથ, લક્ષ્મીવિલાસ, કસ્તૂરીભૈરવ રસ, કફકેતુ રસ, સ્વચ્છંદનાયક રસ, કાલાનલ રસ, સૂચિકાભરણ રસ, ઘોર નૃસિંહ રસ વગેરે અપાય છે મર્દન કરવા માટે જાત્યાદિ તેલ તેમ જ અન્ય તેલ અપાય છે ધૂપ, નસ્ય, અંજન વગેરે ઉપર લખેલ છે

## ૩૨—દમ ( શ્વાસરોગ )

**કારણ :**—જે કારણો કાસરોગ ઉત્પન્ન થવાના કહેલા છે તે જ કારણો શ્વાસરોગના પણ જાણવા. **પૂર્વરૂપ:**—હૃદયને પીડા, શૂળ, પેટ ચડવુ, પેટ તણાઈ જવા જેવુ થવુ, મોઢુ, હડપચી તથા ગરદન એ ઠેકાણે સોયો ભોંકાયા જેવી પીડા, એ શ્વાસરોગનુ પૂર્વ રૂપ જાણવુ

**સંપ્રાપ્તિ :**—જે વખતે વાયુ કફયુક્ત થઈ પ્રાણોન્નોદક વહન કરનાર સ્રોતસોના માર્ગનો રોધ કરી ચારે તરફ જાય છે, ત્યારે તે શ્વાસને કોપાવી ઉત્પન્ન કરે છે **મહાશ્વાસ, ઊર્ધ્વ, છિન્ન, તમક અને ક્ષુદ્ર,** એ ભેદોએ **શ્વાસરોગ પાંચ પ્રકારનો છે.**+

---

* ઘણું કરીને ઉધરસ, દમ અને ક્ષય, આ ત્રણે એકબીજાની નજીકના દરજ્જે હોઈ ઉત્તરોત્તર એકબીજાથી વધારે બળવાન છે. એમના ઉપરના ઉપચાર પણ ઘણે ભાગે મળતા જ છે તોપણ એમા ચોક્કસ જુદાપણું કે ઉધરસના દમમા શ્વાસ ચડવાનો બનાવ ક્વચિત જ નજરે પડે છે પરંતુ દમ અને ક્ષયનુ પૂર્વરૂપ જ ઉધરસ છે ઉધરસ જૂની થવાથી આ બે રોગનો જન્મ થાય છે ઉધરસ જૂની થવા પછી તે પોતાના સ્વરૂપમા ઉત્તરોત્તર વધારો કરી ફેફસાને સડાવવાનુ શરૂ કરે છે, ત્યારે તે ક્ષય કહેવાય છે ક્ષયરોગથી ફેફસામા જખમ પેદા થઈ તેથી ખાંસી વધારે થાય છે ખાંસીની સાથે કફ અને પરુ બહાર નીકળે છે, જીવ ગભરાય છે, નાડી ઘણી જલદી અને સખત કૂદે છે, થૂંકની જગ્યાએ લોહી અને પરુ બહાર આવે છે, એ રોગ થતા જ ગધેડીનુ દૂધ આપવુ જોઈએ, કેમ કે એ રોગ જૂનો થયા પછી મટવો મુશ્કેલ થઈ પડે એવું વધારેમા વધારે આયુષ્ય ૧૦૦૦ દિવસનુ મનાય છે, આ રોગ થતા શ્વેત સોનાની ખાખ અથવા વરખ ૧/૧૬ રતી માત્રામા મધમા આપવાથી ઘણાકોને આરામ થાય છે દમના દરદીને પ્રથમ તો ઉધરસમાથી બોલતા–ચાલતા હાંફવુ શરૂ થઈ દમ ચડે છે. એનો જેમ જેમ વધારો થતો જાય છે, તેમ તેમ શરીર નિર્બળ થતુ જાય છે, ચાલવાથી અને બોલવાથી શ્વાસ ભરાઈ આવે છે અને શ્વાસ જોરથી ચઢી આવે ત્યારે જીવ નીકળી જાય એવી ગભરામણ થઈ આવે છે, છતા ક્ષયના રોગી કરતા ઘણું વધારે આયુષ્ય દમનો રોગી ભોગવી શકે છે

+ **દમના પાંચ પ્રકાર :—(૧) ક્ષુદ્રશ્વાસ :**—એમા ઉપર બતાવેલી સ્થિતિ હોય છે એમા દરદી ખુશીથી હરીફરી શકે છે, એમા બીજા પ્રકારના શ્વાસો જેવી એની પીડા થતી નથી, તેમ તે ઇંદ્રિયોને પણ કોઈ જાતની વ્યથા આપતો નથી જ્યારે તે એકદમ વધી જાય છે, ત્યારે તેની જાતિ બદલાઈને છિન્ન, ઊર્ધ્વ અને મહાશ્વાસ નામ ધારણ કરે છે. **(૨) છિન્નશ્વાસવાળો** રોગી રહીરહીને તેનામા જેટલી શક્તિ હોય તેટલી શક્તિથી શ્વાસ લે છે અને મૂકે છે, અથવા દુખ પામી શ્વાસોચ્છ્વાસ લેતો—મૂકતો નથી, હૃદયની પીડાથી ગભરાય છે, પેટ ચડે છે, પરસેવાના રેલા ચાલે છે, મૂર્છા આવે છે, ટગરટગર જોઈ આંખો ચારે તરફ ફરે છે મનને ઉદ્વેગ, મોઢુ લખુ, શરીરનો રગ બદલાવો અને શરીરના સાધાઓ છૂટી જઈ શિથિલ થાય છે આવો છિન્નશ્વાસનો રોગી પ્રાણ ગયેથી જ રોગમુક્ત થાય છે **(૩) ઊર્ધ્વશ્વાસનો** રોગી શ્વાસને જલદીથી નીચે ઉતારી શકતો નથી તેનુ મુખ અને શ્વાસોચ્છ્વાસ લેવાના અન્ય માર્ગો કફથી લેપાય છે કોપાયમાન વાયુથી તે રિબાય છે નેત્ર ઊંચા ચઢાવી ચચળ દૃષ્ટિથી તે અહીંતહીં જોયા કરે છે, મૂર્છા અને વેદનાથી ગભરાયેલો રહે છે, મોઢુ સુકાય છે અને અત્યત બેચેની રહે છે **(૪) મહાશ્વાસના** રોગીનો વાયુ ઉપર ચઢવાથી તે દુખ પામી તેનો શ્વાસ કષ્ટથી અને શબ્દયુક્ત ચાલે છે ખિજવાયલા કે વગરઆકેલા સાઢની માફક તે રોગી રાતદિવસ શ્વાસથી રિબાય છે, તેની જ્ઞાનશક્તિ અને માનસિક શક્તિઓ નષ્ટ થાય છે, મોઢુ અને આખ વાસ મારે છે, મળમૂત્ર કબજ થાય છે, તે પરાણે બોલે તોપણ શબ્દ સ્પષ્ટ સંભળાતો નથી અને દૂરથી જ તેનો શ્વાસ વર્તાય છે આવી દશાવાળો રોગી થોડીવાર પણ જીવી શકતો નથી **(૫) તમકશ્વાસ** કષ્ટસાધ્ય છે, જે સમયે વાયુ ડોક અને મસ્તકને જકડી લઈ કફને ખેંચી ઉપર અંતસો સુધી પહોંચે છે ત્યારે કફ રૂંધાવાથી સળેખમ અને ગળામા 'ઘરઘર' શબ્દ ઉત્પન્ન કરે છે અને ઘણા તીવ્ર વેગવાળો તથા પીડાકારક શ્વાસ પેદા કરે છે શ્વાસના વેગથી તથા ઉધરસ ખાતાખાતા પણ રોગી વારવાર બેભાન થાય છે અને ત્રાસ પામે છે ગળામા ગળ છૂટે છે અને ગળફો પરાણે કાઢી નાખે છે, ઇત્યાદિ લક્ષણો થાય છે

**ઉપચાર** —(૧) બોળિયો મધ સાથે ખાવો (૨) કફશોધન કરાવવો હોય, તો સૂતી વખતે ભાવે તેટલી સાકર ખાઈ ઉપર પાણી પીધા વિના સૂઈ રહેવુ (૩) મોથ, ખેરસાર, મરી, લીંડીપીપર, વાવડિંગ, ચિત્રાછાલ અને સૂઠ સમાનભાગે ખાંડી દરરોજ એકેક પૈસાભાર કાકવાથી શ્વાસ, પાડુરોગ, કમળો, શૂળ અને વાયુગોળો મટે છે (૪) સાકર, વંશલોચન, લીંડીપીપર, એલચી અને તજ, એ અનુક્રમે એકએકથી અડધા

**ઉપચાર :—(૧) શૃંગ્યાદિ ચૂર્ણ :**—કાકડાશિંગ, સૂંઠ, મરી, લીંડીપીપર, ત્રિફળા, રીંગણી, ભારંગમૂળ, પોખરમૂળ, જટામાસી, સિંધવ, સંચળ, બિડલોણ, કાચલવણ અને મીઠાનું ચૂર્ણ, ગરમ પાણી સાથે ખાવું; એટલે તે હેડકી, શ્વાસ, ઊર્ધ્વવાત, ઉધરસ અને અરુચિનો નાશ કરે છે. (૨) સૂંઠ ૬ ભાગ, લીંડીપીપર ૫ ભાગ, મરી ૪ ભાગ, નાગરવેલના પાન ૩ ભાગ, તજ ૨ ભાગ અને એલચી ૧ ભાગ, એ પ્રમાણે લઈ ચૂર્ણ કરી, ચૂર્ણ બરોબર સાકર નાખી ખાવાથી હરસ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરુચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદ્રોગનો નાશ થાય છે. (૩) કોચના બિયાનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવું. (૪) ભારંગમૂળ અને સૂંઠનું ચૂર્ણ આદાના રસમાં આપવું, એટલે કઠિન શ્વાસનો પણ નાશ થાય છે. (૫) **વાવડિંગાદિ ચૂર્ણ :**—વાવડિંગ, તજ, લીંડીપીપર, એલચી, એ એક તોલો, મરી ૨ તોલા અને સૂંઠ ૧૬ તોલા એ સર્વેમાં સમાન સાકર નાખી ૧ તોલો આપવું તે શ્વાસ, કાસ, જ્વર, બરોળ અને પાંડુરોગનો નાશ કરે છે. (૬) બહેડા મોઢામાં રાખવા એટલે ઉધરસ અને શ્વાસનો નાશ થાય છે. (૭) અરડૂસીનો રસ અને ગાયનું માખણ એકત્ર કઢવી તેમાં ત્રિફળાનું ચૂર્ણ નાખવું અને તે પાવું. (૮) રીંગણી, છીકર અને આમળાનું ચૂર્ણ મધમાં આપવું, એટલે સર્વ પ્રકારના શ્વાસનો ક્ષણમાં નાશ થાય છે. (૯) આદાનો સ્વરસ મધ નાખી પ્રાશન કરવો, એટલે શ્વાસ, કાસ, સળેખમ અને કફ, એ રોગો દૂર થાય છે. (૧૦) બહેડાનું દળ બકરીના મૂત્રમાં પચન કરી પછી તેનું ચૂર્ણ મધમાં આપવું, એટલે શ્વાસ, કાસ ઇત્યાદિ રોગો દૂર થાય છે. (૧૧) કાળી દ્રાક્ષ, હરડે, નાગરમોથ, કાકડાશિંગી અને ધમાસાનો લેહ મધ અને ઘી નાખી કરવો તે ખાવાથી ઘણો ભયંકર શ્વાસ પણ દૂર થાય છે (૧૨) દશમૂળનો કાઢો કરી તેમાં એરંડાના મૂળનું ચૂર્ણ નાખી પ્રાશન કરવાથી શ્વાસ અને પાર્શ્વશૂળ નાશ પામે છે (૧૩) ગોળ અને સરસવનું તેલ ખાવું (૧૪) કાકડાશિંગ, સૂંઠ, લીંડીપીપર, નાગરમોથ, એરંડમૂળ, કચોરું અને મરીનું ચૂર્ણ સમભાગે કરી ગળો, અરડૂસી અને પંચમૂળનો કાઢો કરી કાઢામાં ચૂર્ણ અને સાકર નાખી પ્રાશન કરવાથી, મોટો ઘોરરૂપ શ્વાસ, ત્રણ દિવસમાં નાશ પામે છે (૧૫) સૂંઠ અને ભારંગમૂળનો કાઢો પાવો. (૧૬) કોળાના મૂળનું ચૂર્ણ કોકરવરણા પાણીમાં પ્રાશન કરવું (૧૭) હળદર, મરી, દ્રાક્ષ, લીંડીપીપર, રાસ્ના, સૂંઠ અને ગોળનું ચૂર્ણ સરસવના તેલમાં ચાટવાથી પ્રાણ-

---

પ્રમાણમાં એકંદર ૩૧ તોલા લઈ ઝીણું ખાંડવું તેને સિતોપલાદિ ચૂર્ણ કહે છે એ ચૂર્ણ મધ અને ઘીમાં દરરોજ સવારસાંજ બબ્બે માસા આપવાથી પિત્તપ્રકોપજનિત ક્ષય, ઉધરસ, દમ, મંદાગ્નિ, અરુચિ, વાતશૂળ, તાવ અને સળેખમ, રક્તપિત્ત તથા હાથપગની બળતરા વગેરે રોગો મટે છે (૫) લીંડીપીપર, ધોળા મરી, હરડેદળ, છરુ, સિંધવ, સંચળ, જવખાર અને ચિત્રો, એ સર્વ સમાનભાગે લઈ ખાંડી ઝીણું કરી દરરોજ ફાકે તો શ્વાસ મટે (૬) કાળા મરી શેર ૦। આકડાના દૂધમાં ભીંજવી છાંયે સુકાવવા આવી ૩ થી ૭ ભાવના આપી ભરી રાખવા પછી રોજ સવારે ૫ થી ૧૦ દાણા ગળી ઉપર ઘી ૨ થી ૪ તોલા પીવું. (૭) દમ અને ક્ષયવાળાને ગાયના દશ તોલા દહીમાં થોડું મીઠળ નાખી પાવાથી ઊલટી થઈ કોથળી નીકળે ઉતારમાં સાકર અથવા કાથો પાવો (૮) રાતી કટકડી ત્રણધારા થુવરમાં નાખી ભઠ્ઠી કરી ખાખ બનાવીને તેમાંથી ૧ થી ૩ રતી પ્રમાણે પાનમાં આપવી એજ ખાખ માખણમાં આપવાથી ઊલટી મટે અને વડના દૂધમાં આપવાથી મરફાઈ આવે છે (૯) કૂકડવેલના કંકોડા જેવા ફળ થાય છે તે ફળની ભૂકીની એરંડાના પાણી સાથે ફાકી લેવાથી ઊલટી થઈ દમની કોથળી કાઢી નાખે (૧૦) થડમાંથી કાપી આણેલી, ભોંયરીંગણી, અજમો શેર ૦। અને સંચળ શેર ૦। હાંડલામાં નાખી કપડમટ્ટી કરી ગજપુટમાં ભસ્મ કરવી એ ખાખ પહેલે દિવસે તોલો ૦॥, બીજા દિવસે તોલો ૦॥।, ત્રીજે દિવસે તોલો ૧ અને પછી દરરોજ ૧ તોલા પ્રમાણે ફાકવાથી દમ તથા ઉધરસ જાય (૧૧) શ્રીફળના ગોળામાં ટંકણખાર તોલા ૫ તથા ધતૂરાના બીજ તોલા ૧ ભરી, કપડમટ્ટી કરી ખાખ બનાવીને તે દરરોજ ૧ વાલ આપવી (૧૨) હરડે, સૂંઠ, મોથ, લીંડીપીપર, દેવદાર, ભારંગ અને સિંધવ, એ આઠ ચીજોને સમાનભાગે લઈ ચૂર્ણ કરી મધમાં ચાટવું અથવા કાઢો કરીને આપવાથી ઉધરસ અને દમ મટે (૧૩) ગાગનકોગ વિધિ —સૂંઠ, લીંડીપીપર, ફુલાવેલ ટંકણખાર, વછનાગ, એ બબ્બે ટાંક લઈ ઝીણા વાટી રતી ૧ પ્રમાણે પાનમાં લેવાથી શ્વાસ કફ અને દમ મટે (૧૪) ઈંટોનો ઈંટવા પાકતા ઉપર ધુમાડાની સાથે ફૂટી નીકળેલો ધોળા રંગનો ખાર, કાથો નાખેલા પાનની સાથે વાલ ૪ પ્રમાણે ખાવાથી દિવસ આઠમાં દમ અને ઉધરસ જાય

નાશક એવો શ્વાસ અને ઉધરસ પણ નાશ પામશે. (૧૮) દ્રાક્ષ, ગળો અને સૂંઠના કાઢામા લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવુ, એટલે શ્વાસ, ઉધરસ, શૂળ, અગ્નિમાદ્ય, જીર્ણજ્વર અને તૃષાનો નાશ થાય છે (૧૯) કળથી, અરડૂસી, સૂંઠ, રીંગણી અને પુષ્કરમૂળનો કાઢો પ્રાશન કરવો. (૨૦) અરડૂસી, હળદર, લીંડીપીપર, ગળો ભારંગમૂળ, નાગરમોથ, સૂંઠ અને રીંગણીનો કાઢો મરીનુ ચૂર્ણ નાખી પાવો. (૨૧) ગોળ, દાડમ, દ્રાક્ષ, લીંડીપીપર અને સૂંઠનું ચૂર્ણ બિજોરાના રસમા આપવુ. (૨૨) **વાસાદ્યવલેહ:**—અરડૂસી ૪૦૦ તોલા અને પાણી ૩૨૦૦ તોલા લઈ ચતુર્થાંશ કાઢો કરી, તેમા હરડેનું ચૂર્ણ ૨૫૬ તોલા અને સાકર ૨૫૬ તોલા નાખી પુન પચન કરવું જાડું થાય એટલે ઉતારી ઠંડું થયા પછી મધ ૩૨ તોલા, વંશલોચન ૮ તોલા, લીંડીપીપર ૨ તોલા અને ચાતુર્જાત ૪ તોલા નાખી તેમાથી બે તોલા દરરોજ લેતા જવુ, એટલે શ્વાસ, કાસ, ક્ષય, રક્તપિત્ત, કફ, સળેખમ, હૃદ્રોગ, કૃશતા વિદ્રધિ, ઉરક્ષત અને લોહીની ઊલટીનો નાશ થાય છે. (૨૩) **લવંગાદિ વટી:**—લવંગ, મરી અને ત્રિફળાનુ ચૂર્ણ સમભાગે અને એ ત્રણેના સમાન ખેરસાર એકત્ર કરી બાવળિયાની છાલના કાઢામા ગોળી કરવી × તે શ્વાસ અને કફનો નાશ કરે છે. (૨૪) ત્રિફળા અને ફુલાવેલા તેલિયા ટંકણખારનુ (ખડિયો ખાર) ચૂર્ણ સમભાગે લઈ એકત્ર કરી તેને ખાવાના પાનના રસમા ઘૂટી મરી જેવડી ગોળી કરવી અને તે આપવી (૨૫) બે વાલ થુરિયાનુ દૂધ લઈ ગોળમા ખાવુ; એટલે ઉધરસ, શ્વાસ, ક્ષય અને હૃદ્રોગનો નાશ થાય છે (૨૬) આકડાના ફૂલમાની કળીઓ લઈ તેના સમભાગે મરીની ભૂકી નાખી ખરલ કરી ચાર ચાર વાલની ગોળીઓ કરવી અને તે ગોળી ખાવા આપવી; એટલે શ્વાસ, કાસ દૂર થાય છે. (૨૭) કોઠ, સિંધવ, નાગરમોથ, જીરુ, શાહજીરુ, જવખાર, સાજીખાર, ચિત્રકના મૂળ, અજમોદ, અજમો અને હરડે તથા એ બધાંથી બમણો જૂનો ગોળ લઈ એનો અવલેહ કરી મધ નાખી આપવો, તેથી શ્વાસ, કાસ, અગ્નિમાદ્ય, કમળો, પાડુ, ગુલ્મ, હેડકી, રાજયક્ષ્મા, જ્વર, હરસ, બરોળ, ઊર્ધ્વવાત અને આનાહવાયુનો નાશ થાય છે. (૨૮) સૂંઠ, બાળહરડે, નાગરમોથ એ ઔષધો કૂટી તેમા બમણો ગોળ નાખી ગોળીઓ કરીને મોઢામા રાખવી; તેથી શ્વાસ, કાસ એ રોગો દૂર થાય છે. (૨૯) અરડૂસીનો કાઢો સાકર અને મધ નાખી પાવો. (૩૦) કેળાની અંદરનો કેસરયુક્ત ભાગ કાઢી, તેમા મરીનુ ચૂર્ણ ભરી રાત્રિએ રાખી મૂકવું અને સવારે મંદાગ્નિ ઉપર શેકી તે ખાવું. એટલે **શ્વાસ, કાસ** દૂર થાય છે (૩૧) બે પૈસાભાર ગરમ પાણીમા ચોખ્ખુ ઘી, મધ, સાકર અને થોડો સિંધવ નાખી પાવું. એ પ્રમાણે બે-ચાર દિવસ કરવાથી કફ પાતળો થઈ પડે છે અને શ્વાસ, કાસ, એ રોગો દૂર થાય છે. (૩૨) ધમાસો, કાળો ધતૂરો, તમાકુ અને અજમો, એ સમભાગે લઈ એનું ચૂર્ણ સાધારણ કૂટી હોકામા નાખી પાવું અને ધૂણી ગળી જવી આ યોગવડે ત્વરિત ગુણ આવે છે. (૩૩) પાશેર દૂધમા ૬ માસા સમુદ્રફળ અને તેટલા જ ધોળી ગરણીનાં મૂળ ઘસીને પાવા. એક ઊલટી કિંવા રેચ થઈ શ્વાસ ત્વરિત છૂટો થાય છે (૩૪) અરડૂસીનો રસ ૪ તોલા કાઢી તેમાં અઘેડાના મૂળની રાખ ૪ માસા અને મધ બે તોલા એકત્ર ઘૂટી ચાટણ કરી રાખી, તે દિવસમા ૨-૩ વાર આપવુ (૩૫) આકડાના ફૂલ, અઘેડાના અને ગરણીના મૂળ, સમભાગે લઈ ચૂર્ણ કરી તેને ત્રિધારી થુરિયો અંગારામા શેકી તેનો રસ કાઢી તે રસમા ૧૪ પુટ આપી ભસ્મ કરવી; અને નિત્ય ત્રણ માસા મધમા બહેડા ઘસી તેમા બે ગુંજા પ્રમાણે આપવી (૩૬) આકડાના કુમળા તોરા અને ફૂલ એકત્ર વાટી ગોળમા સારો પાક કરવો નિત્ય સવારે સોપારી જેટલો આ પાક સતત સેવન કરવો (૩૭) લીંડીપીપર ૬૪ પહોર ખરલ કરી તેનુ ચૂર્ણ મધમા આપવુ. (૩૮) અઘેડાની રાખ મધમા આપવી *

---

× લોલિંબરાજે તો આ ગોળી માત્ર લવંગ, મરી અને બહેડાની છાલ લઈ, એ ત્રણેની બરાબર ખેરસાર નાખી બાવળની છાલના ઉકાળામા બાધવા કહેલુ છે

* કફપ્રધાન શ્વાસરોગીને સોમલ આપવાથી વીસ વરસનુ જૂનુ દરદ પણ નાબૂદ થાય છે આપવાની રીત સોમલની ટીપણીમા લખેલી છે શ્વાસરોગ પર બીજી ઔષધિ –શ્વાસકુઠાર રસ, અભ્રકભસ્મ, ઉદયભાસ્કર

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌષધિમાં—અતિવિષ–૪, અગ્નિ–૩, અરડૂસી–૧, ૫, ૧૦, ૧૨, ૨૨, ૨૪, આકડો–૨, ૨૫, ૩૫; આદુ–૯, ૧૯, આમળા–૮, એરંડો–૨૧, કાયફળ–૪, કાગુંદરો–૨, કેળ–૩, કોથમીર–૬, કૌચ–૮, ગરમાળો–૧. ગંગેટી–૩, ગાજર–૫, ગોરખ આમલી–૧, જવ–૭, ટીમરૂ–૨, થુવેર–૧૩, થુવેર (ત્રણ ધારિયો) ૫, ધતૂરો ૨૦ની ટીપમાં નં. ૧, પારસપીપળો–૩, પીપળો–૨૬, પુષ્કળમૂળ–૧, બહેડા–૨ ભારંગી–૧, ભોરિંગણી–૧૪, રાસ્ના–૬, લાજાની ટીપમાં નં ૩, લીંડીપીપર–૧, ૫, ૭, ૩૪, ૩૫; સમેરવો–૧, ૧૪, ૧૬, સરસવ–૧, સૂરપીયુ–૪, હરડે–૨, ૨૩, ૩૮, હેળુ–૪. જુઓ પ્રા૦ ઔષધ—કસ્તૂરી ૯ની ટીપમાં નં–૪ પેટુ બઝા–૧, ખીર–બહોટી–૩, સાબરશિંગ–૭, સાબરશિંગની ટીપમાં નં ૧.

જુઓ અનુભૂત ઔષધ—ઔષધિક્રિયાના ગુટિકાપ્રયોગની ટીપમાં—નં. ૧, ૯.

**પથ્ય**—જૂના સાઠી ચોખા, કળથી, ઘઉં, જવ, દૂધ, પડોળાં, વંતાક, લસણ, તાંદળજો, ઘોલા અને ગરમ પાણી **અપથ્ય**—લોહી કાઢવું, બકરીનું દૂધ, ઘી, દહીં, રાઈ, રૂક્ષ અને જડ અન્નપાન.

## ૩૩ : નાકના રોગો

**કારણ:**—કપાળમાં ચોટ લાગવી, વાયુ, અતિ ભાષણ, અતિ નિદ્રા, અતિ જાગરણ, નિર્વાતિક અને ઊંચા એવા ઉપધાન, દુષ્ટ ઉદકનું પ્રાશન જલક્રીડા ઊલટી અને રડવાનો નિગ્રહ તથા વાત–પ્રધાન દોષોનો કોપ થઈ, તે નાસારોગને ઉત્પન્ન કરે છે એ નાસિકારોગ ૩૪ પ્રકારના છે×

---

ચૂર્ણ, સૂર્યાવર્ત રસ, કુલિથ ગુડ, કુલિત્થ પટ્પલ ઘૃત, યોગવાહક રસ, ભાર્ગી ગુડ, શૃંગી ઘન, મહાશ્વાસારિ લોહ, ચિંતામણિ રસ, કનકાસવ, તામ્ર રસાયન વગેરે અપાય છે

× નાકના ૩૪ રોગો આ પ્રમાણે છે —૧-પીનસ, ૨-પૂતિનાસ, ૩-પૂયરક્ત, ૪-ક્ષવથુ (વારંવાર છીંકોનું આવવું તે), ૫-ભ્રંશથુ (છીંકો નહિ આવવી), ૬-દીપ્ત (નાકનું બળવું), ૭-પ્રતિનાહ ૮-નાસાસ્રાવ ૯-નાસાશોષ, ૧૦-નાસાપાક, ૧૧-૧૫ વાત, પિત્ત, કફ, સન્નિપાત અને રક્તજ, એમ પાંચ પ્રકારના પ્રતિશ્યાય (શરદી), એ ૫ંદર પૈકી નં ૧, ૨, ૩, ૯ અને ૧૦માંમાં બતાવેલા પાંચ રોગોનું નિદાન આગળ આપ્યું છે, ૪, ૫ અને ૬નું શબ્દાર્થથી સિદ્ધ છે ૭ પ્રતિનાહમાં કફ શ્વાસ લેવાના માર્ગને રૂંધે છે નાકના સ્વરની ગતિ સરળ રહેતી નથી ૮ નાસાસ્રાવમાં નાકમાંથી કઠણ અને પીળો અથવા ધોળો સ્રાવ વહે છે. ૧૧-૧૫ પાંચ પ્રકારના પ્રતિશ્યાયને સળેખમ કહે છે મળમૂત્રાદિકની ગતિ રોકવાથી, અજીર્ણથી, ધૂળ જવાથી, બોલ બોલ કરી માથાકૂટ કરવાથી, ગુસ્સે થવાથી, ઋતુના ફેરફારથી, માથું દુખવાથી, જાગરણ કરવાથી, દિવસે ઊંઘવાથી, નવા (કાચા) પાણીથી, ટાઢ લાગવાથી, ઝાકળથી ઇત્યાદિ કારણોથી મસ્તકમાં ઘટ્ટ રીતે સંચય થઈ રહેલો કફ કુપિત વાયુને લીધે નાકવાટે ગળવા માંડે છે હવે બાકી રહેલા ૧૯ પૈકી ૭ પ્રકારના અર્બુદ (ફોડકા), ચાર પ્રકારના સોજા, ચાર પ્રકારના અર્શ અને ચાર પ્રકારના રક્તપિત્ત નાકમાં પણ થાય છે તેનું નિદાન તે રોગ પ્રમાણે જાણવું વળી કોઈ કોઈના મતથી પીનસના રોગને નાકનું છોડ કહે છે

ઉપચાર -(૧) કીંદરૂ, અફીણ, મજીઠ અને કરોળિયાના પડ, એ ચારે ચીજો સરખા ભાગે લઈ ઝીણાં ખાંડી તેની દિવેટ કરી નાકમાં રાખે તો કોઈ પણ પ્રકારની નસકોરી ફૂટી હોય તે બંધ થાય (૨) નાક બંધાય તો ગધેડાના પેશાબમાં કલીજી મેળવી હમેશાં નાકમાં મૂકવું બદામનો રસ અથવા પુરુષનો પેશાબ નાકમાં મૂકવાથી પણ ફાયદો થાય છે (૩) સળેખમ ગરમીથી (પિત્તથી) થયું હોય તો કફ પાતળો અને ગરમ નીકળે છે જો જાડો અને પરાણે નીકળતો હોય તો શરદીથી થયેલું જાણવું એના ઉપર ખસખસનાં જીંડવા ૨ પૈસાભાર, સૂંઠ ૧ પૈસાભાર અને ધાવડીનાં ફૂલ ૧ પૈસાભાર, ત્રણેને પાણી શેર ૧માં ઉકાળી છઠ્ઠો ભાગ રહેથી ઉતારી ગળી લઈ સૂતી વખતે રાત્રે ત્રણ દિવસ સુધી દરરોજ પીવાથી મટે, અથવા એળિયો અને લવંગ સમાન લઈ મોઢામાં રાખે તો શરદીથી થયેલ સળેખમ મટે, અથવા સરસિયું તેલ અગર કલૌંજીરૂ કેટલાક દિવસ સૂંઘવું વળી સળેખમ ઉપર દૂધ ગરમ કરી તેમાં સાકર સાથે મરીનો ભૂકો અથવા જાયફળ નાખી આપવું, અથવા શેકેલા ચણા સૂતી વખતે ખવડાવવા, ઉપર પાણી ન પાવું. (૪) મીઠું તથા મધ સૂંઘવાથી મુદ્દતોનું લોહી નીકળી નાકનું નાસૂર મટે (૫) અરડૂસીનો રસ મધ સાથે પીવાથી નાકમાંથી વહેતું લોહી મટે (૬) ખેતરની માટી અથવા ચામડાની માટી અગર નદીની સેવાળ મગજ (તાળવા) ઉપર મૂકે તો નાકમાંથી પડતું લોહી અટકે (૭) કોડી બાળી રાખ કરી ઝીણી વાટી લીંબુના રસમાં મલમ કરી ચોપડવાથી નાસૂર મટે છે

**પૂતિનાસ:**—ગળું અને તાળવુ એમા દુષ્ટ થયેલા દોષોમા વાયુમિશ્રિત થઈ નાક અને મોઢું એ માર્ગે દુર્ગંધયુક્ત શ્લેષ્મ બહાર નીકળે છે, તેને **પૂતિનાસ** કહે છે **નાસાપાક:**—નાસિકાશ્રિત પિત્ત દુષ્ટ થઈ નાકમા વ્રણ (ગૂમડુ) ઉત્પન્ન કરે છે તથા નાક અદર પાકે છે. ગંધયુક્ત લીટ વહે છે, તેને **નાસાપાક** કહે છે **પૂયરક્ત:**—મસ્તકમા વાતાદિ દોષ પોતપોતાના કારણે કુપિત થવાથી અથવા તે ઠેકાણે કાષ્ટાદિકોનો અભિઘાત થવાથી, નાકમાથી પરુએ યુક્ત રક્ત વહે છે. તેને **પૂયરક્ત** કહે છે **પીનસ:**—કફવાતના કોપે કરી માણસનુ નાક સુકાયા જેવુ થઈ ફરી ફરી નીતરે છે. વળી બધ થાય છે સુગધ દુર્ગંધનુ જ્ઞાન રહેતુ નથી ધુમાડા જેવો શ્વાસોચ્છ્વાસ નીકળે છે અને સળેખમના લક્ષણે કરી યુક્ત હોય છે, એ રોગને **પીનસ** રોગ કહે છે **નાસાપરિશોષ:**—નાકનુ દ્વાર વાયુએ અત્યત તપી સુકાવાથી માણસ મોટા કષ્ટે નીચે ઉપર શ્વાસ નાખે છે તેને નાસાપરિશોષ કહે છે

**પીનસરોગ ઉપર ઉપચાર:**—(૧) કોઈ પણ પીનસ થવાથી દહીંમા મરીની ભૂકી અને ગોળ નાખી ભક્ષણ કરવુ એટલે, દુર્નિવાર પીનસનો નાશ થાય છે **પથ્ય**—ઘીયુક્ત ઘઉનુ અન્ન (૨) મરીની ભૂકી અને ઘઉંનુ અન્ન ખાઈ ઊંઘતી વેળાએ ઠડુ પાણી પીવુ એટલે પીનસ દૂર થાય છે. (૩) કેસર ઘીમા ખરલ કરી નસ્ય કરવુ, એટલે પીનસ અને આધાશીશી વગેરે મસ્તકરોગનો નાશ થાય છે. (૪) જૂની છીંકણી સૂઘવી. (૫) **પાઠાદિ તૈલ:**—પહાડમૂળ (કાળીપાડ), હળદર, દારુહળદર, મોરવેલ, લીડીપીપર, જાઈના પાદડા, દાતીના મૂળ, એ સાત ઔષધો સમભાગે લઈ તેનો કલ્ક કરી તેનાથી ચોપટ તલનુ તેલ લઈ તે કલ્કનો પાક સારો થવા માટે તેલથી ચોપટ પાણી નાખી, તેલ શેષ રહે ત્યા સુધી પાક કરી તેલ ગાળીને આપવું, તે તેલ નાકે સૂઘવુ, તેથી કરી મોટો દુર્ધર પીનસરોગ પણ દૂર થાય છે (૬) જાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, સૂઠ, મરી, લીંડીપીપર, ધમાસો અને વરિયાળીનો કાઢો કિંવા ચૂર્ણ આદાના રસમા આપવું એટલે પીનસ, સ્વરભગ, તમકશ્વાસ, હલીમક, સન્નિપાત, કફ, વાત, ઉધરસ અને દમનો નાશ થાય છે (૭) એરડ તેલ વારંવાર નાકે સૂઘવુ **પૂતિનાસ ઉપર ઉપચાર:**—(૧) **વ્યાઘ્રીતૈલ**—રીગણી, દંતીમૂળ, વજ, સરગવાની છાલ, તુલસીના પાદડા, રાસ્ના, સૂઠ, મરી, લીડીપીપર અને સિધવ સમભાગે લઈ કલ્ક કરી પાઠાદિ તેલ પ્રમાણે સિદ્ધ કરી નાકે સૂઘવુ (૨) **શિગ્રુતૈલ**—સરગવાની છાલ, રીંગણી, તજ, બળબીજ, સૂઠ, મરી, લીડીપીપર અને બીલીના પાદડાના રસમા તેલ સિદ્ધ કરી (તેલમા કાકડો પલાળી સળગાવવો, તડતડે નહિ તો તેલ સિદ્ધ થયુ સમજવુ) નાકે સૂઘવુ **નાસાપાક ઉપર ઉપચાર:**—રાળ, અર્જુન સાજડ, ઉબરો અને કડાની છાલનો કાઢો કરી નાસાપાકને ધોવો અને એના કાઢા અને કલ્કમા ઘૃત સિદ્ધ કરી નાકે સૂઘવુ **પૂયરક્ત ઉપર ઉપચાર:**—ભાગરો, લવગ, જેઠીમધ, કોઠ અને સૂઠના કાઢામા ઘી સિદ્ધ કરી તેનુ નસ્ય કરવુ, એટલે તે અસ્થિગત રોગ અને પીનસનો નાશ થઈ બીજા શિરોગત રોગો પણ મટશે. **નાસાપરિશોષ ઉપર ઉપચાર:**—સાકર નાખી દૂધ પ્રાશન કરવુ. **નાકમાંથી લોહી પડે તે ઉપર ઉપચાર:**—(૧) ઠડા પાણીમાં કપડુ પલાળી તે તાળવા પર મૂકવુ (૨) દાડમના ફૂલનો અથવા આબાની ગોટલીનો, ડુગળીનો કે ધરોનો રસ, એમાનો એક રસ નાકમા નાખવો (૩) ઘીમા આમળા શેકી-વાટી તેનો માથા ઉપર લેપ કરવો. (૪) કુંભારના ચાકડા ઉપરની માટી લાવી પાણીમા કાલવી માથા ઉપર લેપ કરવો. **સળેખમ ઉપર ઉપચાર:**—(૧) ઊઘતી વેળાએ તાજા શેકેલા વટાણા કે ચણા ખાવા અને ઉપર પાણી પીવુ નહિ (૨) આમળા, સૂઠ, મરી અને લીડીપીપરનુ ચૂર્ણ ઘી અને ગોળમા આપવું. (૩) અફીણ ઘસી નાક પર લેપ કરવો (૪) સૂઠ, તજ અને મરીનો કાઢો કરી સફેદ સાકર નાખી ઊંઘતી વેળાએ આપવો (૫) વાકડી (ખગ્ણેર) કિવા નાકછીકણીના પાદડા સૂઘાડવા. (૬) નવસાર અને ચૂનો હાથ પર ચોળી સૂઘવો, એટલે સળેખમ અને મસ્તકશૂળ દૂર થાય છે (૭) કડવા તૂમ્બિયાની ભૂકી સૂઘાડવી (૮) આકડાના દૂધમા રાખ પલાળી તે સૂકવી નાકે સૂઘવી, એટલે છીકો આવી માથું હલકુ થાય છે (૯) જાયફળ દૂધમા ઘસી કિંચિત્ ઉષ્ણ કરી માથે લેપ કરવો. (૧૦) સૂઠ અને તજનો લેપ કરવો (૧૧) લીલી ચા, આદુ અને તજને કઢવી તેનો ચા પાવો (૧૨),

ઘી, તેલથી યુક્ત જવનો ધુમાડો પ્રાશન કરવો તે સળેખમ, ઉધરસ અને હેડકીનો નાશ કરે છે. (૧૩) વજનુ કિવા અજમાનુ ચૂર્ણ કરી તે કપડામા બાધી સૂઘવુ. (૧૪) ઝેરકોચલુ, ભોયઆમળા, સૂઠ, મરી અને લીડીપીપરનુ ચૂર્ણ ઘી અને ગોળમા આપવુ તે મહાઘોર સળેખમનો અને પીઠ, હૃદય તથા બસ્તિ, એ ઠેકાણેના શળનો પણ નાશ કરે છે. (૧૫) અગથીના પાદડાંનો પુટપાક રીતે રસ કાઢી, તલનુ તેલ અને સિધવ નાખી સપૂર્ણ પ્રતિશ્યાય ઉપર ભક્ષણાર્થે આપવો આ પરમ ઉત્કૃષ્ટ ઔષધ છે +

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—**નાસારોગ** માટે:—અડદ–૮, આદુ–૨૧, માલકાગ (માવાં)–૧ **નાસાર્શ** માટે—અઘેડો–૨૫ **સળેખમ** માટે —અજમો–૩ આદુ–૯, ૨૨, ખસખસ ફ (અફીણ)–૮, ચણા–૪, જાયફળ–૪, ડુગળી–૨૫, મરી–૧૧, વજ–૧, સિરેટી–૮, સમેરવા–૧૪, સુગધી (લીલી) ચા–૩, ૫, હળદર–૯ **નાકના વ્રણ** માટે —શણપુષ્પી ૩ **છીંકો લાવવા** માટે.—શિરેટી–૮. **નાકમાંથી લોહી** પડે છે તે માટે.—આમળા–૧૯, ૨૯, આબા ૯ કપાસ–૧૩, ગલનૂરી–૧, ગહુ–૬, ચિત્રક–૧૦, ડુગળી–૪, ધરો–૧, શેવાળ–૨ **ગરમીને લીધે નાકમાંથી લોહી પડે તે માટે:**—દાડમ–૭ **પીનસ એટલે નાકના છોડ** માટે —એરડો–૨૭, કેસર–૩, તબાકુ–૮, પાટ (કાળીપાડ)–૨, ફુદીનો–૪, ભાગર ૧૪ની ટીપમા ભૃગરાજ તેલ, મરવો–૬, શણપુષ્પી–૩. જુઓ ગો૦વૈ૦મા —**સળેખમ** માટે.—દૂધ–૧૪ **નાકમાંથી લોહી પડે તે** ઉપર.—ઘી–૨. જુઓ પ્રા૦ ઔ૦મા:—**પીનસ** માટે.—અસ્થિવર્ગ–૨ જુઓ અનુભૂત ઔષધ:—ઔષધિક્રિયાના મલમપ્રયોગની ટીપમા **નાસૂર** માટે —ન. ૨૨

## ૩૪—નામર્દાઈ રોગ અને ધાતુપુષ્ટિનાં× ઔષધો*

**વાજીકરણ અને ધાતુપુષ્ટિનાં ઔષધો:**—જે ઔષધો ધાતુને વધારી પુરુષોને સ્ત્રીઓ વિષે તથા સ્ત્રીઓને પુરુષો વિષે હર્ષ આપે છે તે **વાજીકરણ** ઔષધો જાણવા **ધાતુપુષ્ટિના ઔષધો:**—

+ નાકના વ્યાધિમા ખાવા માટે શાસ્ત્રીય ઔષધિ -વ્યોષાદ્ય ચૂર્ણ, ચિત્રક હરીતકી, લક્ષ્મીવિલાસ રસ વગેરે અપાય છે

× ધાતુપુષ્ટિરૂપે ઔષધિ લેવા ઇચ્છનારે પ્રથમ શરીરમાથી સર્વ પ્રકારના રોગ દૂર કરી વમન–વિરેચનથી શરીર શુદ્ધ કરીને દેશકાળ અને શરીરનો વિચાર કરીને લેવી

* સુશ્રુતાદિકે વર્ણન કરેલા આસેક્ય (મુખયોનિ), સૌગધિક (નાસ્તયોનિ), કુભિક, ઈર્ષ્યક અને મહાષઢ, એ પાંચ પ્રકારના ષઢત્વ તરફ દૃષ્ટિ ન કરીએ તો પુરુષોને ધાતુ સબધી ત્રણ પ્રકારના રોગો જોવામાં આવે છે (૧) ધાતુનુ પાતળુ પડવુ, સ્વપ્નમા, પેશાબમા કે લૂગડામા ઇત્યાદિ રીતે ધાતુનુ જવું, તેના માટે ધાતુપુષ્ટિની દવાઓ આપવી જોઈએ (૨) પુરુષને સ્ત્રીસગની ઇચ્છા થાય, પરંતુ શિશ્નમા જાગૃતિ ન આવે અને કદાચ આવે તોપણ વીર્ય છૂટે જ નહિ, આવી અનેક ચેષ્ટા નજરે આવે છે, આના માટે પુરુષત્વ લાવવાના ઉપાય કરવા જોઈએ (૩) કામક્રિયા થઈ શકે, પરતુ સ્ત્રીને રજદ્રાવણ થયા પહેલા પુરુષનુ વીર્ય સ્ખલિત થઈ જાય તો તેથી સ્ત્રીનો મદ શાત થાય નહિ, તેમ સતાનપ્રાપ્તિનો એવો નિયમ છે કે, પુરુષથી પ્રથમ સ્ત્રીરજ દ્રવીભૂત થવુ જોઈએ, માટે તેમ ન થવાથી સતાનપ્રાપ્તિમા પણ ખામી જ રહે તેના માટે સ્તભન ઉપચારોની જરૂર બતાવી શ્રીમાન પટેજીએ નામર્દાઈ ઉપરના ઉપચારો ત્રણ ભાગમાં વહેંચી નાખ્યા છે.

ઉપચાર –(૧) અક્કલકરો, મોચરસ, કાળી મૂસળી, જગલી બહુફળી, ઇદ્રજવ, મીઠા ગોખરુ, ગળોનુ સત્વ, સૂકા ગડગૂદા, શોધેલા કૌચ, ઉટગણ, બળબીજ, એખરો, ચણકબાબા અને બાવચી, એ સર્વે વસાણા બરાબર વજને લઈ અને ઝીણા ખાડી તે વસાણાથી બમણી ખાડ ભેળવી, એ ઓસડ હથેળી ૧ ભરીને સવારે ખાય તો નબળાઈ જાય અને મર્દાઈ ઘણી આવે (૨) મૂસળી તથા કાળા તલ સરખે વજને લઈ બારીક ખાડી ગોળમા બબ્બે ટાકની ગોળીઓ કરી એકેક ગોળી સવાર–સાજ ખાઈ, ઉપર ગાયનુ દૂધ શેર ૦।। પીએ તો મર્દાઈ આવે (૩) સૂઠ ટાક ૧, શેહેરી લોબાન ટાક ૧ તથા સાકર ટાક ૧, એ પ્રમાણે દરરોજ ખાય તો મર્દાઈ આવે અને કમર દુખતી બધ થાય તથા પગતોડ બધ થાય (૪) લવગ ટાક ૫, લીડીપીપર ટાક ૫, અક્કલકરો ટાક ૫ અને ઉપલેટ ટાક ૫ લઈ, જો વીર્ય પાતળુ હોય તો તેમા ભાગ ટાક ૫ ભેળવી ખાડી, બારીક કરી મધ શેર ૦।।મા મેળવી દિવસ ૭ ખાય તો ગયેલી મર્દાઈ આવે (૫) જાયફળ ટાક ૨, જાવત્રી ટાક ૨, લવગ ટાક ૨।।, મસ્તકી ટાક ૧।।, કેસર ટાક ૧।।, સૂકુ કોપરુ ટાક ૨૪ અને તજ ટાક ૨।। લઈ

(૧) ધોળા ભોયકોળા(ક્ષીરવિદારી)નુ ચૂર્ણ કરી, તે ઘી અને સાકરમા ખાવા આપવુ અને ઉપર સાકર નાખી દૂધ પાવુ; એટલે ઉત્તમ પ્રકારે **ધાતુપુષ્ટિ** થાય છે (૨) તાલીમખાનુ (એખરો) અને કૌચબીજનું ચૂર્ણ સાથે ખાવા આપવુ અને ઉપર ધારોષ્ણ (તુરત દોહેલુ) દૂધ પાવું (૩) મોચ-રસનુ ચૂર્ણ અર્ધો તોલો, સાકર અને દૂધ પાકો પાશેર (૨૦ તોલા) એકત્ર કરી આપવું. (૪) ગાયના ગરમ દૂધમાં ગાયનુ ઘી અને સાકર નાખી તે પાવુ આના જેવો **પથ્ય, તેજોવર્ધક અને પુષ્ટિકારક** પ્રયોગ બીજો નથી. (૫) મોચરસના ઝાડના તાજા મૂળ ૪ તોલા કચરી ગાયના પાશેર દૂધમા રાત્રે પલાળી રાખી, સવારે ગાળી તેમા સાકર ૧ તોલો નાખી સાત દિવસ પીવાથી

---

ખાડી બારીક કરી મધ શેર ૧ા અને સાકર શેર એકની ચાસણી કરી તેમા તે નાખી એકરસ કરી તેમાથી સવાર-સાજ દરરોજ ટાક ૨ પ્રમાણે ખાય તો કૌવત વધે (૬) રાતી ફટકડી ત્રણધારા થુવરમા નાખી ભઠ્ઠી કરી ખાખ કરવી એ ખાખ વડના દૂધમા ખાય તો મર્દાઈ આવે (૭) ધાવણીના ફૂલ તોલો ૧, સૂઠ તોલો ૧ તથા ખસખસ તોલો ૧ લઈ પાણી શેર ૬મા ઉકાળી ૧ શેર રહે ઉતારી, સ્ત્રીસગની પૂર્વે એક પહોર પહેલા ૧૦ તોલા પીવાથી તાકાત ઘણી આવે (૮) ધોળા તલનુ તેલ શેર ૨ા, ચોખ્ખુ મધ શેર ૨ા, છોરી ખારેક શેર ૨ા, કેસર તોલો ૦ા, જાવત્રી તોલો ૦ા, જાયફળ તોલા ૦ા, એ ચીજોને વીવાળા રીઢા માટીના વાસણમા ભરી ઢાકણુ ઢાકી ઘઉના લોટથી મીણકાપડ કરી રાધવાના ચૂલામા સાધારણ ઊડું ખોદી જમીનમા દાટવુ તે ઉપર રાખ તસુ ૫ રાખવી, ઉપર દેવતા કરી રાધણુ રાધતા જવુ આમ ૪૦ દિવસ કર્યા પછી બહાર કાઢી દરરોજ ૩ તોલા પ્રમાણે ૪૦ દિવસ ખાવું બે માસ સ્ત્રીસંગ ન કરવો આને આથો કહે છે (૯) ભાગ તોલો ૧, જાવત્રી તોલો ૧ તથા ધતૂરાના મૂળ વાલ ૪ની તુવેરની દાળ જેવડી ગોળીઓ કરવી તે ખાઈ ઉપર દૂધ શેર ૦ા પીવું આથી ૪ ઘડીમા કામદેવ જાગે. (૧૦) ગોખરુ તોલા ૨ા, એખરો તોલા ૨, આસન તોલા ૨, શતાવરી તોલા ૨, ધોળી મૂસળી તોલા ૨, જેઠીમધ તોલા ૨, ખરેટીના બીજ તોલા ૨, ગગેટીની છાલ તોલા ૨ અને વિદારીકદ તોલા ૨, એ સર્વનુ ચૂર્ણ કરી યોગ્ય માત્રાથી સાકર સાથે દરરોજ સાજે દૂધમા ઉકાળી પાવુ (૧૧) શતાવરી તોલા ૨, ગોખરુ તોલો ૧, કૌચબીજ તોલા ૨, તાલીમખાના(એખરો) તોલા ૨, એ સર્વનુ ચૂર્ણ કરી તેમા સાકર શેર ૦ નાખવી એમાથી યોગ્ય માત્રાથી ગાયના દૂધ સાથે પાવુ (૧૨) ધંતૂરાના બીજ ટાક ૧, મરી ટાક ૧, રૂમી મસ્તકી ટાક ૧, ભાગ ટાક ૧, સર્વની ગોળી વટાણા પ્રમાણે કરીને ગોળી ૧ સવાર-સાજ ખાવી ખટાશ ખાવી નહિ (૧૩) ધાતુ જતી હોય તો —સમુદ્રફીણને વાટી લીબુના અડધા ફાડિયામા ભરી, દેવતા ઉપર તપાવી ૩ દિવસ ચુસાડવુ, અથવા દૂધેલી તોલો ૦ા લઈ સાકર તોલા ૦ા સાથે આપવી અમતુજીરુ તોલો ૦ા દરરોજ ખાવાથી ધાતુ બધ થાય અથવા ભોયબહુફળી તોલો ૦ા દરરોજ ખાવાથી ધાતુ બધ થાય (૧૪) ધતૂરાના બીજ શેર ૧, તેલ શેર ૦મા ભીજવી પાતાળયંત્ર વડે તેલ કાઢી શરીરે મર્દન કરવાથી નામર્દપણુ મટે (૧૫) ધતૂરાના પાકા જીંડવા ૭, ગાય દોહતી વખતે વાસણમા મૂકી ઉપર ગાય દોહવી પછી તે જીડવા સહિત દૂધ ઊનુ કરી રીત પ્રમાણે મેળવી દહી કરવુ તે દહી વલોવી ઘી કરી તે ઘીનો પગે લેપ કરવાથી સ્તભન થાય (૧૬) ખેરી ગુંદ ૧૫ પૈસાભાર મેદાલકડી ૩ પૈસાભાર, રાતી ખુરાની (બગાળી) ખાડ ૧૫ પૈસાભાર, એનો વીમા અવલેહ કરી ખાવાથી ધાતુ જતી અટકે છે (૧૭) આસોદ, ગોખરુ, બને મૂસળી, સમુદ્રશોક, ખાખરાનો ગુદ, એખરો અને માલકાગણી સમાનભાગે લઈ બમણી ચિનાઈ ખાડ સાથે વાસી પાણીમા ફાકવી અથવા દૂધમા લેવુ, એથી ધાતુ જતી હોય તે અટકે છે (૧૮) મર્દાઈનો ઉપાય —અક્કલકરો ટાક ૨, આસધ ટાક ૦ા અને શોધેલો વછનાગ ટાક ૨ લઈ ઝીણુ વાટી, કાળા ધતૂરાના ડોડા(જીડવા)મા ભરી ગાય અથવા બકરીના દૂધમા નાખી દિવસ ૭ રાખી ડોડા સમેત ખૂબ વાટવુ પછી શિશ્નનુ ફૂલ બચાવીને ડાડી ઉપર લેપ કરવાથી ઇદ્રિય દૃઢ થાય, ભાગી નસો સધાય, ગયેલ પુરુષાર્થ પુન પ્રાપ્ત થાય અને વીર્યસ્તભન થાય (આ પ્રયોગ જૈન ગ્રથમાથી મળી આવ્યો છે એ હસ્તદોષથી થયેલ નબળાઈને માટે હોવો જોઈએ) (૧૯) શીમળાના ફૂલ અને સાટોડીની જડ ગાયના દૂધમા ઘસી આપવાથી નપુસકપણું જાય (૨૦) ધતૂરાના બીજ શેર ૦ તથા ધોળી કનેરની જડ શેર ૦ લઈ છાયામા સૂકવી તેનુ પાતાળયત્ર વડે તેલ કાઢવુ તે તેલ રતી ૨ પાનમા ખવડાવવી ઉપર મીઠાઈ ખવડાવવાથી સ્તભન થાય (૨૧) મર્દાઈ માટે —જૂની કૌવચનુ મૂળ લાવી દરરોજ તોલો ૧ પાણીમા પલાળી રાખીને તેમા સાકર તોલા ૨ નાખી પાવુ આમ સાત દિવસ કરવું અને ૧૪ દિવસ ખાટુ ખારું ખાવુ નહિ આથી કામ ઘણો વ્યાપે (૨૨) પુષ્ટિ —મજીઠ ૧ પૈસાભાર, બળબીજ ૧ પૈસાભાર, એખરો ૧ પૈસાભાર અને સાકર ૩ પૈસાભાર લઈ ઝીણુ ખાડી તેમાથી ટાક ૨ની ફાકી લઈને ઉપર ગાયનુ ધારોષ્ણ દૂધ શેર ૦ા પીવાથી ધાતુ જતી અટકે તથા પ્રમેહ મટે (૨૩) નપુસકપણાનો ઉપાય —ચિત્રક શેર ૧,

ધાતુપુષ્ટિ થઈ **વીર્યસ્રાવ** બંધ થાય છે (૬) સાલમમિશ્રી, ધોળી મૂસળી, કાળી મૂસળી, ગોખરુ, તાલિમખાનુ, બળબીજ અથવા બળદાણાના પાદડા અને ખારેકના મગજનુ ૬ માસા ચૂર્ણ, ૧ તોલો સાકર અને પાશેર દૂધમા પાવુ, એટલે ધાતુપુષ્ટિ થઈ સ્વપ્નાવસ્થામા થતો વીર્યસ્રાવ બંધ થાય છે. (૭) ઉટકટારીના મૂળની છાલ સૂકવી ખાડી રાખવી. રાત્રે મોગલી બેદાણા ૧ તોલો અને સાકર બે તોલા મળી પાશેર પાણીમા ભીજવી ગખી સવારે તેનો કલ્ક વસ્ત્રથી ગાળી કાઢવો પછી તેમા તે છાલનું ૬ માસા ચૂર્ણ નાખી પાવુ એટલે **વીર્યવૃદ્ધિ અને પુષ્ટતા** થઈ ઘણા દિવસોનો **પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર** અને મૂત્ર સાથે ધાતુ જતી હશે તો તે બંધ થશે. (૮) આમળા અને ગોખરુનું ૩ માસા ચૂર્ણ, ગળોનુ સત્ત્વ ૧ માસો, એ ૨ તોલા ઘી અને ૨ તોલા સાકરમા મેળવી આપવુ એટલે ઉત્તમ પ્રકારની **ધાતુપુષ્ટિ** થશે અને **ધોળા** વાળ **કાળા** પણ થશે. (૯) સફેદ મૂસળી, સાલમમિશ્રી, કૌચબીજ, ગોખરુ, શતાવરી અને આમળાંનુ ચૂર્ણ ૧ તોલો **ગાયના** પાશેર દૂધ અને ૧ તોલા ઘીમા પાવુ (૧૦) અડદનો કાઢો કરી તેમા **ગાયનું** દૂધ અને **ગાયનું** ઘી તથા સાકર નાખી પાવો. (૧૧) શતાવરી, બળદાણા, કૌચબીજ, તાલીમખાનુ, ગોખરુ, તલ અને અડદનુ ચૂર્ણ ઉકાળેલા **ગાયના** દૂધમા સાકર નાખી પાવુ. (૧૨) જેઠીમધનુ ચૂર્ણ મધ અને ઘી નાખી આપવુ, ઉપર દૂધ પાવું. (૧૩) ભોયકોળાના ચૂર્ણને તેના અંગરસની સાત ભાવનાઓ આપી તે ચૂર્ણ ઘી અને મધમા આપવુ (૧૪) ઉટકટારીની છાલ, ગોખરુ અને કૌચબીજનો દૂધમા પાક કરી પાવો. (૧૫) ઉટકટારીના મૂળની છાલનુ ચૂર્ણ કરી દૂધમા નાખી પકવ કરી તેમાં સાકર નાખી પાવુ, એટલે ઉત્કૃષ્ટ પુરુષત્વ આવે છે. (૧૬) તાલીમખાનુ, મૂસળી, ગોખરુ અને સાકર, એ ગાયના દૂધમા આપવું (૧૭) ઓથમીજીરુ ૨ ભાગ, એલચીદાણા ૧ ભાગ અને સાકર ૩ ભાગ, એ રાત્રે પાણીમા પલાળી રાખી સવારે ખાવા આપવુ, કિંવા એની ફાકી મારી ઉપર ગાયનુ થોડુ દૂધ પાવુ (૧૮) માલકાકણી, સાકર અને એલચીદાણા સમભાગે લઈ એકત્ર કૂટી પછી તેમાથી ૪ માસા ભૂકી લઈ ચાર માસા એરંડબીજમા વાટી સવારે દાતણ કર્યા પછી ખાવું. પ્રકૃતિનું પ્રમાણ જોઈ વજન અધિક વધારવું. એ લેવાથી મસ્તકની અને આખોમાની ગરમી જઈ આખોનું તેજ વધે છે. (૧૯) બદામ ૧ ભાગ, એરંડબીજ ૨ ભાગ અને એલચીદાણા ૧ ભાગ લઈ એકત્ર ખાડી તેમા ૪ ભાગ સાકર તથા ૪ ભાગ ગાયનું ચોખ્ખુ ઘી નાખી તે સારું એકત્ર મેળવી, રાત્રે પૂર્ણિમાના પ્રકાશમા રાખી સવારે લાવવું રોજ સવારે ૪ માસા કિંવા ૬ માસા ખાવુ. એથી મગજમાની ગરમી જઈ નેત્રવિકાર દૂર થઈ તેજ આવે છે. (૨૦) જવનો લોટ, ચોખ્ખું ઘી અને સાકર, એ દરેક શેર શેર અને ધોળા મરી એક તોલો તથા એલચીદાણાની ભૂકી ૨ તોલા, એ બધા ઔષધો એકત્ર કરી સારી રીતે મેળવી એકરૂપ થાય એટલે કલાઈ દીધેલા વાસણમાં તપાવી પૂર્ણિમાની રાત્રિએ પ્રકાશમા મૂકી સવારે લેવુ રોજ સવારે ૪ કિંવા ૫ તોલા ખાવા આપવુ. ઉપર ગાયના દૂધનો એક ઘૂટડો પાવો. (૨૧) આસોદપાક, કુષ્માડપાક, ગોખરુપાક, સાલમમિશ્રીપાક અને ભોયકોળાપાક ખાવા આપવા. (૨૨) કુંગળીનો રસ અને મધ એકત્ર કરી સેવન કરવું. (૨૩) ઘી અને મધમા આસોદનુ ચૂર્ણ ખવડાવવુ. (૨૪) ચણોઠીના મૂળ દૂધમા બાફી સાકરમા ખાવા આપવા. (૨૫) આમળાનો રસ અને ઘી એકત્ર કરી પાવું (૨૬) ઘી અને મધ વિષમ ભાગે એકત્ર કરી પાવુ. (૨૭) ધોળી સાવરીના (મોચરસના ઝાડના) નાના છોડવાના કંદ સૂકવી બારીક ભૂકી કરવી

---

આસંધ શેર ૧, ઘઉં છડેલા શેર ૧, શેકેલા તલ શેર ૧, છડેલા અડદ શેર ૧, એ સર્વને દળી આટો કરી ઘી શેર ૨ અને ગોળ શેર ૨મા મેળવી લાડુ શેર ૦ના કરી દરરોજ ખાવાથી સ્ત્રી તથા પુરુષને બળ વધે. (૨૪) તલ શેર ૪ તથા ખજૂર શેર ૪ને ખાંડી થેપલા–વડા કરી ઘીમા તળી તે ટાંક ૯, દૂધ શેર ૧મા ચોળી રાત્રે પીવાથી વીર્ય સબળ થાય (૨૫) વડનુ કૂંપળ ટાંક ૨, ચિનાઈ ખાડમા ખવડાવવાથી ધાતુ જતી અટકે (૨૬) જાયફળ ૨ પૈસાભાર, મોચરસ ૩ પૈસાભાર અને જૂનો ગોળ ૯ પૈસાભાર, એની ગોળી ૨૧ કરી, ૨૧ દિવસ ખાવાથી ધાતુ જતી અટકે (૨૭) લીંડીપીપર ૧ ભાગ, પીપળીમૂળ ૧ ભાગ અને તુલસીના બીજ ૨ ભાગ લઈ ૧૬ પહોર સતત ખરલ કરી યોગ્ય માત્રા આપી ઉપર દૂધ પીવાથી ધાતુપુષ્ટિ થાય

તથા દરરોજ સવારે અર્ધો તોલો ભૂકી ઘીમા શેકી ગાયના દૂધમા સીઝવી તેમા સાકર, બેદાણા અને બદામ નાખી નિત્ય સવારે એક વાર સેવન કરવાથી અનેક પ્રકારના ધાતુ સંબંધી રોગ શમી જઈ મગજ તર થાય છે અને **સ્મરણશક્તિ** વધે છે. (૨૮) ધોળી ગુલબાશીના કાદા ગાયના તાજા દૂધમાં ઘસી ૮ દિવસ આપવા (૨૯) કાળી મૂસળીનું ચૂર્ણ દૂધ અને સાકર સાથે આપવુ. (૩૦) આસોદ અને વરધારાનું ચૂર્ણ દરરોજ અર્ધો તોલો, **ગાયના** અર્ધો શેર દૂધમા ઘી અને સાકર સાથે આપવુ; એટલે **વીર્યવૃદ્ધિ** ઉત્તમ પ્રકારે થાય છે (૩૧) મહુડાની અંતરછાલનું ચૂર્ણ સવાર-સાંજ દર વખતે ૨–૩ માસા પ્રમાણે ગાયના ઘી અને મધમા આપી, ઉપર પાશેર **ગાયનું** ગરમ દૂધ, ઘી અને સાકર સાથે પાવું એથી કરી **કામોત્પત્તિ** ઘણી જ સરસ થાય છે (૩૨) સફેદ મૂસળી, ગળોનુ સત્ત્વ, કૌચબીજ, ગોખરુ, ધોળા શીમળાના કંદ, મૂળ, કિંવા છાલ અને આમળા આ ઔષધનું ચૂર્ણ સમભાગે કરી, સર્વની બરાબર સાકર મેળવી (આ ચૂર્ણને 'વૃદ્ધદ઼ચૂર્ણ' કહે છે) આ ચૂર્ણ અર્ધો તોલા પર્યંત ગાયના **ધારોષ્ણ** કિંવા ગરમ કરેલા દૂધમા ઘી નાખી આપવુ, એટલે ધાતુની વૃદ્ધિ થઈ કામોદ્દીપન થાય છે અને **ષંઢત્વ** પણ દૂર થાય છે આ ચૂર્ણ ખાવાથી **કમરમાં** ઉત્તમ પ્રકારનુ બળ આવે છે. (૩૩) આમળાના ચૂર્ણને આમળાના રસના ૨૧ પુટો દઈ **છાયાશુષ્ક** કરી તે ૨ માસા ચૂર્ણ સાકરમા આપી, ઉપર દૂધ પીવાથી વીર્યવૃદ્ધિ થઈ કામોત્તેજન થાય છે. (૩૪) બળદાણાનુ ઝાડ મૂળસુદ્ધા લાવી, ધોઈ પાણી નાખી, કચરી, રસ કાઢવો; તે વસ્ત્રગાળ કરી નાખી દરરોજ કાચા પાશેર પ્રમાણે ૭ દિવસ પાવો, એટલે **વીર્ય-પતન** બંધ થાય છે. (૩૫) ગોખરુ, વરિયાળી અને સાકરનો કાઢો કરી બે વખત આપવો, એટલે ૭ દિવસમા વીર્યપતન બંધ થાય છે ×

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦ મા;—**ધાતુપુષ્ટિ માટે:**—અસાળિયો–૭, આમળા–૪૦, એખરો–૩, એલચી–૩, ઓથમીજીરું–૬, કણેર–૧૦, કોઠી–૪, કૌચ–૫, ખજૂરી–૭, ચણા–૫, ચીકુ–૧, જવ–૪, બાવળ–૫, બીલી–૮, ૨૪; બેહેકાળ–૧, ભીંડા (શાક)–૧, ભોયકોળું–૧૩, મહુડો–૩, મૂસળી–૧, ૨; વડ–૬, શીમળો–૫, શિરકસિયો–૧ **પુષ્ટતા એટલે પુષ્ટિ** માટે—અડદ–૭, અંજીર–૨, ઉટાકટારી–૫, એખરો–૬, કૂંવાડિયો–૫, ખટખટી–૨, ખસખસ–૫, ગુલબાશી–૨, ગોખરુ બોડા–૪, ગોમેટા–૪, તરબૂચ–૧, બળ (બોળ)–૧, બાવળ–૧૯, બીવલો–૩, ભોયકોળું–૭, મુસળી–૧, મૈદાલકડી–૧, રતનજોત–૬, રાતું કોળુ–૨, શતાવરી–૮, સાલમ–૨, ૪; હરણસુરી–૨. **ધાતુ જતી હોય** તેના માટે.—અડદ–૬, આદુ–૫૨, આશેત્રી–૬, કપાસ–૧૨, કમળ–૨, કંકોડાં–૨, કેસર–૧૦, ગુલબાશી–૩, ગોમેટા–૨, ચણોઠી–૩, બીલી–૧૮, શીમળો–૯, શેલડી–૪, ૭ **પેશાબમાં ધાતુ જાય** તેના માટે.—ખીજડો–૬, શીમળો–૧૫, સાલમ–૧, જુઓ પ્રા૦ ઔ૦મા–સાબરશિંગની ટીપમાં નં. ૪. **ધાતુક્ષય માટે:**—આસંધ–૧૧, દ્રાક્ષ–૪, લીંડીપીપર–૩૫, હરણસુરી–૧ **ધાતુસ્થળની ઉષ્ણતા માટે:**—કાટીગોખરુ–૫, કુંવાર–૮, ખીજડો–૪, ધોળી પીલુડી–૬, સાગ–૪, ૫. **વીર્યવૃદ્ધિ માટે:**—આદુ–૨૭, આમળા–૨૬, આસંધ–૧, ૧૦; ઉટકટારી–૨, ચણોઠી–૩, જેઠીમધ–૬, ડુંગળી–૧૩, ૨૨; શતાવરી–૮ **ધાતુવિકાર માટે:**—આસંધ–૮, કાટીગોખરુ–૫, કાડોળી–૩, કેળ–૧૭, ગુલાબ–૭, પાડેરવો–૨, પિસા–૧, બળ (બોળ)–૨, બીવલો–૧, બોરસળી–૪, રતનજોત–૮, ૯. ૧૧, રાનભીંડા–૨, સાલમ–૧, હરણસુરી. **સ્વપ્નાવસ્થા વગેરેના ધાતુવિકારો** માટે:—દુદરલી–૧ **મગજ તર થઈ ધાતુપુષ્ટિ પ્રાપ્ત થવા** માટે;—બદામ ૩, ૭, ૮. **બળ અને પુષ્ટિ પ્રાપ્ત થવા** માટે:—ભોયકોળુ–૧ **વીર્યસ્રાવ એટલે પતન** માટે —ઉંદરકની ગ–૩, કાટા-સરિયો–૨, તલ–૧૧, લાણોની ટીપમા નં. ૯.

જુઓ ગો૦ વૈ૦મા—**ધાતુપુષ્ટિ માટે:**—દૂધ–૮, ૧૨. **વીર્યસ્રાવ અને ધાતુક્ષીણતા**

---

× વાજીકરણ ઔષધિ —મદનમંજરી વટી, સ્રીરતિવલ્લભ પૂગપાક, કામેશ્વર મોદક. મન્મથાભ્રરસ, આમ્રપાક, વાનરીવટિકા, ચંદ્રોદય રસ, સુવર્ણભસ્મ, અશ્વગંધારિષ્ટ, શુક્રમાતૃકા, નારસિંહ ચૂર્ણ, શતાવરી ઘૃત, ચ્યવનપ્રાશ અવલેહ, લક્ષ્મીવિલાસ રસ, વસંતકુસુમાકર રસ, શુક્રવલ્લભ રસ, ગોખરુપાક વગેરે અપાય છે.

ઉપર.—દૂધ-૩. **બળ અને વીર્યવૃદ્ધિ** માટે —દૂધ-૮

જુઓ પ્રા૦ ઔ૦મા —**પુરુષત્વ કમી થયું હોય તો :**—કસ્તૂરી-૭, ગાડૂળ-૩ **પુષ્ટતા, બળ અને વીર્યવૃદ્ધિ** માટે.—કસ્તૂરી-૮. **ધાતુવૃદ્ધિ** માટે :—સાબરશિગ-૬.

**પુરુષત્વ આવવાના ઉપાયો**× :—(૧) ધોળી ડુગળીના રસમા અજમો પલાળી તે દરરોજ ઘી ૧ તોલો અને સાકર ૨ તોલામા ૨૧ દિવસ ખાવા આપવો, એટલે પુરુષત્વ આવશે (૨) ખાખરાના મૂળ ચીરી રીઢા માટલામા નાખી માટલામા પોણા ભાગમા ભરીને બાકી રહેલા ખાલી ભાગમા માટીનો રીઢો વાટકો અથવા પિત્તળનો બેઉ તરફ કલાઈવાળો છતો મૂકવો પછી તે માટલાના મોઢા ઉપર માટીનુ તાસળુ છતુ મૂકીને સધિ આટાથી બધ કરી લેવી પછી તે તાંસળામા ટાઢુ પાણી ભરવુ અને તે સહિત તે માટલું ચૂલા પર ચડાવી નીચે અગ્નિ બે કલાક સુધી બાળવો અને વચમાં તાસળામાનુ પાણી બહુ ગરમ થતા કાઢી લઈ તેને ઠેકાણે ઠડુ પાણી નાખવુ. મૂળિયાના ભેગુ જરાય પાણી નાખવાનુ નથી. આ પ્રકારે તે મૂળિયામાનુ પાણી વરાળરૂપે ઊડીને મૂળિયા ઉપર મૂકેલા વાટકામા અર્કરૂપે ભેગું થશે. (આ ખાખરાના મૂળિયાનો અર્ક છે, અને સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયમા હાલ જે અર્ક મળે છે તે એ જ પ્રકારે કાઢેલો હોય છે.) એ અર્કને પાનમા ચોપડીને તે પાનમા મરેઠીનુ જીડવુ એક મૂકી તે પાન ખાવુ એટલે એક જ દિવસમા પુરુષત્વ આવશે. ઉતાર-સ્ત્રીસગ. (૩) કાળા ધતૂરાના મૂળ બશેર, માલકાગણીના બિયા બશેર, ઉટકટારીના મૂળ બશેર એમનુ પાતાળયત્ર વડે તેલ કાઢી, માસો કે અર્ધો માસો પાનમા ૭, ૧૪ અગર ૨૧ દિવસ ખાવા આપવુ. (૪) પથરાયેલા મોટા પાદડાવાળી દારૂડીની છાલ ૧ માસો લઈ વડના દૂધમા મેળવી તેની ચણા જેવડી ગોળી કરી પાનમા ખાવા આપવી. પાનમા લવગ, જાયફળ, જાવંત્રી વગેરે મૂકી સવારસાજ આપવુ; એટલે સાત અથવા ચૌદ દિવસમા પુરુષત્વ આવશે (૫) વગડાઉ ભેંડીનાં મૂળનુ ચૂર્ણ ૧ તોલો પાશેર દૂધમા પાવુ.

**વિશેષ ઉપચાર** :—જુઓ વનૌ૦મા :—**શિથિલત્વ દૂર થવા અને પુરુષત્વ આવવા** માટે:—ઉંદરકની ક-૧૦, ખાખરો-૬, ડુગળી-૨૦, દારૂડી-૨, ધતૂરો-૧૮, રાનભીંડી-૧, **શક્તિ આવવા** માટે :—ખસખસ-૫, નાગલી-૧, ભીડા (શાક)-૧. **શરીર બળવાન થવા** માટે :—શીમળો-૬. **શરીરની કાંતિ સારી થવા** માટે :—આમળા-૨૫, ૨૮. **કદી કોઈ પણ રોગ ન થવા** માટે :—વસુ-૩, સાટોટી-૧૦, હરડે-૪ **જરા એટલે વૃદ્ધપણું ન આવવા** માટે.—આમળા ૧૨, ૨૭, આસધ-૩, વસુ-૩. **સર્વ રોગ દૂર થવા માટે** :—આસધ-૬, લાણો-૧.

**સ્તંભન ઔષધો** :—(૧) લવગ, જાવત્રી, તજ, અફીણ, અક્કલકરો અને સમુદ્રશોકના બિયા, એ સર્વ ચૂર્ણો બરાબર લઈ, તે બધા જેટલી સાકરની ભૂકી નાખી, મધમા ખરલ કરવું તથા એક વાલ પ્રમાણે ગોળીઓ કરવી. તેમાથી સાજના ચાર વાગતા એક ગોળી પાણીના અથવા દૂધના ઘૂંટડામા ગળવી તથા એક કલાક પછી ગાયનુ ધારોષ્ણ દૂધ પીવુ અને મૈથુન પહેલાં કસુબીના તેલમા આકડાના મૂળનુ ચૂર્ણ ખરલ કરી તેનો પગના તળિયામા લેપ કરવો; એટલે વીર્યનુ પતન થતુ નથી, ઉતાર-લીબુ ચૂસવુ (૨) કસ્તૂરી, કેસર, જાયફળ, લવંગ, અફીણ, ભાગ, સૂંઠ અને એલચીદાણાની વસ્ત્રગાળ ભૂકી એકત્ર કરી વાલ વાલ સવારસાજ મધમાં આપવી, તથા ઉપર ધારોષ્ણ દૂધ પાવુ. (૩) કૌચબીજ, શતાવરી, ગોખરુ, ગગેટી, બળદાણા અને તાલીમખાનાનું ચૂર્ણ તાજા દૂધમા રાત્રે પ્રાશન કરવુ. (૪) જાયફળ, ખુરસાની અજમો, અજમોદ અને અફીણ સમભાગે લઈ ચૂર્ણ કરી, ચૂર્ણ સમાન ત્રણ વર્ષનો જૂનો ગોળ મેળવી, અર્ધા અર્ધા વાલની ગોળીઓ કરી, તે સાજે ખાવા આપવી ઉતાર—લીબુ+

× પુરુષત્વ આવવા માટે (ઇદ્રિયની શક્તિ પ્રબળ કરવા માટે) વાનરીવટિકા, મન્મથાભ્ર રસ, અષ્ટાવક્ર રસ મહાલક્ષ્મીવિલાસ રસ, શુક્રવલ્લભ રસ, રતિવલ્લભ મોદક તેમ જ ઉપર કહેલી વાજીકરણ ઔષધિ ખાવા માટે અપાય છે તથા અનેક પ્રકારના લેપ (તીલા) ઇદ્રિય પર લગાડવા માટે અપાય છે

+ સ્તભન માટે શાસ્ત્રીય ઔષધ કામેશ્વર રસ, કેસરાદિ વટી, કસ્તૂર્યાદિ ગુટિકા, જાતીફલાદિ વટી મદનાનદ મોદક, શુક્રવલ્લભ રસ, કામિનીવિદ્રાવણ રસ ચદ્રોદય રસ વગેરે અપાય છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌષ્મા '—આસધ-૧૦, ખસખસ ક-અફીણ-૧૩

જુઓ **અનુભૂત** ઔષધ :—ઔષધિક્રિયાના ગુટિકાપ્રયોગની ટીપમા નં ૧૧ મલમપ્રયોગની ટીપમા નં ૩૨ બૃહત્પાકના પાકપ્રયોગની ટીપમા નં. ૨.

## ૩૫–પથરી ( અશ્મરી )

**કારણ :** વાત, પિત્ત, કફ, અને શુક્ર થકી પથરીનો રોગ થાય છે, તોપણ તે ઘણું કરી કફાશ્રિત હોય છે. એની સારી રીતે ચિકિત્સા ન થાય તો તે પ્રાણહરણ કરે છે *

**સંપ્રાપ્તિ :**—જે વખતે વાયુ બસ્તિમાનું શુક્રયુક્ત કિવા પિત્તયુક્ત મૂત્ર અથવા કફ એને શોષે છે ત્યારે અશ્મરી થાય છે. જેમ ગાયના પિત્તમા ગોરોચન એકઠું થાય છે, તેમ બસ્તીમા શુક્રાદિક એકઠુ થઈ ગઠ્ઠો બધાય છે, બસ્તિની ઉપગત મૂત્રપિંડો( વૃક્કો )મા પણ પથરી ઉત્પન્ન થાય છે. બસ્તિની પથરીના કરતા વૃક્કસ્થાનની પથરી વધારે દુઃખદાયી ગણાય છે. એ પથરીઓમા પણ જે વાતપથરી છે, તે દવાથી કપાતી નથી ઓપરેશન કરીને જ કાઢવી પડે છે પથરી માટેનો દોષ લોહીમાથી વૃક્કમા આવે છે

**પૂર્વરૂપ :**—સર્વ અશ્મરી અનેક દોષાશ્રિત છે. બસ્તિ ફૂલવી, બસ્તિની આસપાસ અત્યંત પીડા થવી, મૂત્રની ગધ બોકડાના મૂત્રની ગધ જેવી આવવી, મૂત્રકૃચ્છ્ર, જ્વર તથા અરુચિ, એ એનુ પૂર્વરૂપ છે.

**સામાન્ય લક્ષણો :**—નાભિ, શિવણ તથા બસ્તિ( મૂત્રાશય )ની આગળ શૂળ થાય છે. અશ્મરીના યોગે મૂત્રનો માર્ગ રોકાય એટલે મૂત્રની ધાર ફાટે છે અશ્મરી મૂત્રમાર્ગ થકી પેલી તરફ જાય એટલે મૂતરવાને ઈજા થતી નથી તથા મૂત્ર સ્વચ્છ ગોમેદ ( પાણી ) જેવું થાય છે અશ્મરીના યોગે બસ્તિમા ક્ષત થવાથી રક્તમિશ્રિત મૂત્ર થાય છે, અને મૂતરતા જોર કરે તો ઘણો કલેશ અને પીડા થાય છે, ત્રિદોષ જ અશ્મરી બહુધા બાળકોને જ થાય છે. શુક્રાશ્મરી માત્ર મોટા માણસને જ થાય છે.+

**ઉપચાર :**—(૧) કડાની છાલ દહીમા ઘસી આપવી (૨) ધોળો એરડો, બેઠી ભોયરીગણી ઊભી ભોયરીગણી, ગોખરુ અને કાળી શેલડીના મૂળ દહીમા વાટી પાવા. (૩) શિલાજિત મધમા આપવુ. (૪) ગોખરુના કાઢામા જવખાર નાખી આપવો. (૫) હિંગ, એલચીદાણા, દૂધ અને ઘી એકત્ર કરી પાવાથી મૂત્રરોગ તથા શુક્રરોગનો નાશ થાય છે. (૬) આદુ, જવખાર, હરડે, દારુહળદર, હળદર અને કાળો સગવો, એ બકરીના દૂધમા વાટી પાવા એટલે મૂત્રાશ્મરી ફૂટી જાય છે. (૭) તલ, અઘેડો, કારેલી, જવની સળીઓ, ખાખરાનુ લાકડુ, એ સર્વ સમભાગે લઈ માટલામા નાખી પુટ દઈ બાળવા; પછી તેની ચાર માસા રાખ લઈ બકરીના મૂત્રમા ગોળી કરી ખાવી એ પ્રમાણે સાત દિવસ ખાવાથી અશ્મરીનો નાશ થાય છે (૮) ગોખરુનુ ચૂર્ણ મધ સાથે મેઢીના દૂધમા

---

* વાત, પિત્ત, કફ અને શુક્રની એમ ચાર પ્રકારની પથરી છે વળી જેમા નાના નાના કકડા હોય તે શર્કરા અને જેમા રેત હોય તેને સિક્તા કહે છે એ બે પણ પથરીના ભેદ છે

ઉપચાર —(૧) હરડા, બહેડા, પાષાણભેદ, ધમાસો, ધાણા, ગોખરુ અને કાકડીના બી સમાન ભાગે લઈ જરા ખોખરા કરી, પાણીમા ઉકાળી એ પાણી હમેશા સવારે પીએ તો પથરીનો ભૂકો થઈ ઝરી જાય અને આરામ થાય એ ઉપર મૂળા ખાવાથી પણ ફાયદો થાય છે (૨) ટંકણખાર ઝીણો કરી ટાઢા પાણી સાથે ખાય તો રાખની માફક પથરીના ચૂરેચૂરા થઈ જાય આ રોગીને દૂધ, ગોળ, મીઠાઈ, ઘી એવી ભારે ચીજો ખાવા આપવી નહિ (૩) તલસરાની રાખ તોલો ૧ મધમા અવલેહ કરી આપવાથી પથરી જાય. (૪) બિજોરાનુ મૂળ વાટી ભૂકો કરી વાસી પાણીમા આપવાથી પથરી જાય (૫) તેલિયો દેવદાર, સચળ, તલ, તલસરાની રાખ, એ સર્વ મધ અને દૂધમા અવલેહ કરી આપવાથી પથરી મટે

+ અશ્મરી, શર્કરા તથા સિક્તારોગમા નાભિ અને અડકોષમા સોજો, મૂત્રરોધ અને શૂળની માફક પીડા થાય તો અસાધ્ય રોગ સમજવો શાસ્ત્રીય ઔષધ અશ્મરીભેદક રસ, ત્રિવિક્રમ રસ, કુલત્થાદ્ય ઘૃત, વરુણાદ્ય ઘૃત, તિલાદિ ક્ષારયોગ વગેરે અપાય છે

નાખી સાત દિવસ પાવુ. (૯) જૂના ઘીમા કેસર નાખી ત્રણ દિવસ પ્રાશન કરવાથી શર્કરાનો નાશ થાય છે. (૧૦) તલના ફૂલનો ક્ષાર, મધ અને દૂધને એકત્ર કરી ત્રણ દિવસ પાવું, અથવા સિંધવ અને બિજોરાનુ સેવન કરાવવુ. (૧૧) ચીભડાના મૂળ ઠડા પાણીમાં વાટી પાવા. તે ઔષધ ત્રણ દિવસમા અશ્મરીનો નાશ કરશે. (૧૨) અર્કપુષ્પી એટલે જેને શિદદોડી કહે છે, એના મૂળ ગાયના દૂધમા વાટી સવારે ત્રણ દિવસ પાવા, એટલે દાહયુક્ત તીવ્ર અશ્મરીનો નાશ થાય છે (૧૩) શતાવરીના મૂળનો રસ ગાયના દૂધમા પાવો, એટલે ઘણા દિવસની અશ્મરીનો પણ નાશ થશે. (૧૪) વાયવરણાની છાલ, સૂઠ, ગોખરુ, જવખાર અને ગોળનો કાઢો કરી ઠડો થયા પછી તે કાઢો પાવો તે મૂત્રાશ્મરી, શર્કરા મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાતનો નાશ કરે છે. (૧૫) વાયવરણાની છાલનો કાટો ગોળ નાખી પાવો (૧૬) સરગવાના મૂળનો કાઢો, તીખો ઉષ્ણ અને અશ્મરીનો નાશ કરનાર છે અથવા ગંઠોડાના મૂળ ચોખાના ધોવડામણમાં વાટી પાવા. દૂધ ને ભાત ખાવા. (૧૭) તુષોદક (જવની કાજી)મા હળદર અને ગોળ નાખી પ્રાશન કરવુ (૧૮) મેઢીનું દૂધ મધમા મેળવી પાવુ. (૧૯) નસોતર અને ઇદ્રજવ, એ બનેનુ ચૂર્ણ દૂધમા કિવા ચોખાના ધોવડામણમા આપવું. (૨૦) કળથીનો કાઢો ૮ તોલા, શરપુખાનું ચૂર્ણ અને સિધવ બે માસા નાખી આપવો. (૨૧) કોળાનો રસ, હિગ અને જવખાર એ એકત્ર કરી પાવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦ મા.—અક્કલગરો-૧, અગ્લુ-૬, ૧૦; ઈંદ્રજવ-૩, ૨૦; ઉદગ્રકની ગ-૩, ઊબરો-૧૧, કડવી ગલફી-૨, કળથી-૭, કાકડી-૪, કાસ-૧, કાટી ગોખરુ-૭, ગોખરુ બોડા-૧૦, ચીભડું-૧, તલ-૧૫, ૨૨; તૂરિયા-૩, દ્રાક્ષ-૧૮, ધમાસો-૬, નસોતર-૨, પાષાણભેદ-૪, પાઢ (કાળીપાડ)-૯, પિત્તપાપડો-૬, બિજોરુ-૨૧, મૂસળી-૩, મૂળા-૩, મોરશિખા-૧, લાબડી-૧, વાયવરણો-૬, ૧૦; શતાવરી-૫, શિરદોડી-૬, સમેરવો-૧૮, સગ્ગવો-૨૧, સાગ-૧, હળદર-૧૪ **શુક્રાશ્મરી** માટે —તલ-૫ પાષાણભેદ-૩, મૂળા-૧૧, **મૂત્રશર્કરા** માટે:— અઘેડો-૨૯, વાયવરણો-૬

જુઓ ગો૦ વૈ૦મા—**શર્કરા** માટે:—દૂધ-૧૦, પ્રા૦ ઔ૦માં—**પથરી** માટે:-કબૂતરની હગાર-૩.

**પથ્ય**—જવ, કળથી, જૂના ચોખા, જૂનુ કોળુ, આદુ, વાસનો કાઢો. **અપથ્ય**—મૂત્ર, મળ અને શુક્રનો અવરોધ તથા વિષ્ટભકારક જડ એવા અન્નપાન તથા વિરુદ્ધાન્ન

## ૩૬—પ્રમેહ (પરમિયા સહિત)+

**કારણ:**—એક ઠેકાણે નિશ્ચેષ્ટ બેસવુ, નિદ્રા, દધિભક્ષણ, ગામમાના અને પાણીમાના જીવના, માસના રસ અને દૂધ, નવુ અન્ન, નવોદક(વરસાદનુ પાણી)નું સેવન, ગોળ વગેરે પદાર્થ અને કફકારક પદાર્થ એ પ્રમેહ થવાનું કારણ જાણવુ

**સામાન્ય લક્ષણો:**—મૂત્ર ઘણુ હોઈ ડહોળાયેલા જેવુ હોય છે મૂત્રના વર્ણભેદથી પ્રમેહના ૨૦ ભેદ કહેલા× છે વ્યવહારમા પેશાબની વખતે જે પ્રમેહમા અતિશય આગ થાય છે તેને **તણ-**

+ પ્રમેહની ઉત્પત્તિ અપથ્ય સેવનથી થાય છે અને પરમિયાની ઉત્પત્તિ દુષ્ટ સ્ત્રી અથવા દુષ્ટ પુરુષ-(પરમિયાના રોગી)ના સહવાસથી થાય છે એટલે બંને રોગની સપ્રાપ્તિમા બહુ જ અંતર રહેલ છે. પ્રમેહ રોગમા પેશાબની સાથે ક્ષાર, લોહી, ચરબી, રસ, મજ્જા, સાકર આદિ દ્રવ્ય જાય છે, ત્યારે પરમિયામા પરુ જાય છે પરમિયાના રોગમા પેશાબમા બળતરા પણ બહુ થાય છે

× મૂત્રના જુદાજુદા રૂપ ઉપરથી પરમિયાના વીસ ભેદ કર્યા છે તેમા ૧ ઉદક, ૨ ઈક્ષુ, ૩ સાન્દ્ર, ૪ સુરા, ૫ પિષ્ટ, ૬ શુક્ર, ૭ સિકિતા, ૮ શીત, ૯ શનૈ, ૧૦ લાલા, એ દસ પ્રમેહો કફથી થાય છે અને તે સાધ્ય છે. ૧૧ ક્ષાર, ૧૨ નીલ, ૧૩ કાળો, ૧૪ હારિદ્ર, ૧૫ મજિષ્ઠ, ૧૬ રક્ત, એ પિત્તથી થનારા છ પ્રમેહો કષ્ટસાધ્ય છે, અને ૧૭ વસા, ૧૮ મજ્જાન્ન, ૧૯ સાર તથા ૨૦ હસ્તી, એ ચાર વાયુથી થનારા અસાધ્ય પ્રમેહો છે તેના ઉપદ્રવો ઉપરથી તેને ઓળખવા અપચો, અરુચિ, બકારી, ઊલ્ટી, ખાસી, સળેખમ ઇત્યાદિ કફના; પેડુ અને લિગમા તોડ, અડકોશમા ફાટ, તાવ, દાહ, તરસ, મૂર્છા, ભાગો, ઝાડો ઇત્યાદિ પિત્તના, તથા ઉદાવર્ત, કપ, હૃદ્ગ્રહ, શૂળ, નિદ્રાનાશ, શોષ, ખાસી ઇત્યાદિ વાયુના ઉપદ્રવો છે

આત્રેયના મત પ્રમાણે ૧ પૂય, ૨ તક્ર, ૩ પિટકા, ૪ શર્કરા, ૫ ઘૃત અને ૬ અતિમૂત્ર, એમ છ

ખિયો ( મ૦ તિક્ક ) **પ્રમેહ** કહે છે પેશાબના વખતે આગ થતી નથી તેને ઠંડો ( મ૦ હિં૦ શીત ) **પ્રમેહ** કહે છે પેશાબના આરંભે તતુ કિંવા ગોળી પડે છે અને તે સળીથી ઊંચકીએ તો હાથ–બે હાથ લબાઈનો તાર થાય છે. તેને **તંતુમેહ, તારમેહ** કિવા **લાલામેહ** કહે છે જે પ્રમેહમા ધાતુ જાય છે તેને **ધાતુપ્રમેહ** કહે છે. જેમા પરુ પડે છે તેને **પૂયપ્રમેહ** કહે છે. કંઈક તૂરો અને મધુર એવો જે પ્રમેહ પેશાબ સાથે પડે છે તેને **મધુમેહ** કહે છે મધુમેહી પુરુષ જે ઠેકાણે પેશાબ કરે છે, તે ઠેકાણે સાકર ખાવા માટે કીડીઓ બહુ ભેગી થઈ જાય છે હમણા પ્રમેહરોગનો ઘણો જ પ્રાદુર્ભાવ થયેલો છે પ્રમેહનો રોગ ઘણે ભાગે પુરુષોને થાય છે, સ્ત્રીઓને પ્રતિમાસે રજઃ–પ્રવૃત્તિ થાય છે તેથી કરીને શરીર સંબધી સર્વ દોષો શુદ્ધ થાય છે, એટલે સ્ત્રીઓને પ્રમેહ થતો

---

પ્રમેહો બીજા પણ છે તે મેળવતા કુલ ૨૯ ભેદ થાય છે

**ઉપચાર** —(૧) પેશાબ ઘણો થતો હોય તો કાળા તલ ૯ પૈસાભાર સવારના પહોરમા હમેશા ખાય તો હમેશા પેશાબ ટપકતો હોય અથવા થોભતો ન હોય તેને આરામ થાય (૨) મારેલુ લોઢું તથા સૂઠ અગબર વજને લઈ ખાંડી ઝીણુ કરી તેની બમણી તેમા સાકર ભેળવી દરરોજ સવારે નયણે કોઠે ફાકે તો પેશાબ ગળતો હોય અથવા ઘણો થતો હોય કે થોભતો ન હોય તે મટે (૩) સુવા શેર ૧, મેંદો શેર ૦ાા, ગુદ શેર ૦ાા, રાતી ખાંડ શેર ૧ાા અને ઘી શેર ૦ાાા, એ સર્વે વસાણા ખાંડીને એના લાડુ બનાવવા તેમાથી સવારસાંજ એકેક ખાય તો પેશાબ ગળતો હોય તે મટીને ધાતુ વધે (૪) ગવારનો આટો શેર ૧ અને સાકર શેર ૦ાા, ખાંડી ઝીણુ કરી ગાયના ઘી સાથે સવાર–સાજ દિવસ ૧૦ સુધી ખાય તો આરામ થાય (૫) સરવાળા નામનું ઘાસ જેને ઉખડ઼રા કહે છે અને છોકરા જેને કૂતરા કહે છે, તે લૂગડા ઉપર ચોંટાડવાથી ચોટી જાય છે, તે જડ સુદ્ધા ઉખેડી લાવીને છાયામા સૂકવી ખાંડી તેની બરાબર ખાંડ ભેળવી સવારસાજ એકેક હથેળી ભરીને ખાય તો ભાતભાતના પ્રમેહ મટે (૬) ધોળો ગુંદર શેર ૦ા, રિંગોડા શેર ૦ા, ખુરા ખાંડ શેર ૦ાા, મેંદો શેર ૦ાા, એ બધા વસાણા એકઠા કરી એક કાચના વાસણમા ભરી તેમા ઘી શેર ૦ા ભેળવીને તેમાથી ૫ પૈસાભાર દરરોજ સવારે કેટલાક દહાડા સુધી દૂધની સાથે મેળવીને પીએ તો ભાતભાતના પ્રમેહ મટે અને મરદાઈ વધે (૭) કેવડાની જડનો રસ તોલા ૨મા તોલો ૧ સાકર નાખી પીએ તો આરામ થાય (૮) આમળા તોલા ૨નો ઉકાળો કરી બે માસા હળદર તથા મધ નાખી આપવો (૯) ગળોનો રસ મધ નાખી આપવો (૧૦) છુહારી ખારેકો દૂધમા બાફી તેમાથી ઠળિયો ખેચી કાઢી તેની જગાએ લોબાન અને ભેંસાગ્ગળ સમાનભાગે લઈ વાટીને ભરવો, તે દરેક જુદી જુદી ખારેક ઉપર ઘઉંના લોટની કણક ચડાવી અંગારા ઉપર શેકી, પછી તે ખારેકો અંદરના ઔષધ સહિત કાઢી લઈ વાટીને ચણા જેવડી ગોળીઓ કરી દરરોજ એક એક આપવી અગારામા શેકતા તે ખારેકમાથી ગૂગળનો ધુમાડો બહાર નીકળવો ન જોઈએ, એટલે કે અગારાની ભરસાળમા ભારી રાખીને શેકવુ (૧૧) ગળો તોલો ૦ાા, પિત્તપાપડો તોલો ૧, આમળાં તોલો ૧, બહેડા તોલો ૧, હરડા તોલો ૧ અને ધરો વાલ ૨ લઈ ૧ાા શેર પાણીમા ઉકાળી પાચ તોલા રહેથી તેમા તોલો ૧ મધ નાખી પાવુ (૧૨) કાસકીના પાદડા તથા ચણકબોબા વાટી પાણીમા પાવા (૧૩) દાડમ અને જાબુના પાદડાનુ શરબત કાઢી પાવું (૧૪) વડનું દૂધ પતાસા ૪ ભરી દિવસ ૭ આપવુ (૧૫) ફટકડી ફુલાવેલ તોલો ૧, એલાયચી તોલો ૧ તથા સાકર તોલા ૨ના પડીકા ૩ કરી આપવા (૧૬) શખાવળી, સાકર, ધાણા અથવા વરિયાળી ત્રણે વાટી રાત્રે હવામા રાખી સવારે વૂટીને પાવુ (૧૭) સૂરોખાર ટાંક ૧, એલચી ટાંક ૧, લીંડીપીપર ટાંક ૧, પાષણભેદ ટાંક ૧, ગોળ ટાંક ૪મા ગોળી વાળી ચોખાના ધોવરામણમા આપવી (૧૮) એખરો ૧ પૈસાભાર, બળબીજ ૧ પૈસાભાર, પાષાણભેદ ૧ પૈસાભાર, તવખીર ૧ પૈસાભાર અને સાકર ૪ પૈસાભાર એની ફાકી બકરીના દૂધમા લેવી (૧૯) ગાયના ૧૦ તોલા દૂધમા અર્ધા લીબુનો રસ નાખી તરત પાવાથી તણખિયો પ્રમેહ મટે (૨૦) કુવારની જડ જાડી હોય તે દેવતામા શેકી તેને છોલી નાખી તેના ગરભના જેટલી સાકર નાખી દરરોજ ટાંક ૨ાા લેવાથી પ્રમેહ જાય (૨૧) વછનાગ ટાંક ૧, ધતૂરાના બીજ ટાંક ૧, ખુરાસાની અજમો ટાંક ૧, ભાગ ટાંક ૧, ચણકબોબા ટાંક ૧, જાયફળ ટાંક ૧, ગહુલા ટાંક ૧ અછે મૂસળી ટાંક ૧ લઈ, પોસ્તના પાણીથી ગોળી વાલ ૧ પ્રમાણે વાળી દરરોજ એક એક આપવી (૨૨) હરડેદળ ટાંક ૨, આમળા ટાંક ૨ અને બહેડા ટાંક ૨ વાટી, શેરડીના રસમા ૭ પુટ આપી તડકે સૂકવવા તે ચૂર્ણ ટાંક ૨, સાકર ટાંક ૨મા મધ નાખી ચટાડવુ ઉપર દૂધ શેર ૦ાા પાવુ આથી પ્રમેહ મટી વીર્ય વધે (૨૩) હરડા, બહેડા, આમળા લોહચૂર્ણ, શિલાજિત, મોટી હરડે, એ સર્વનુ ચૂર્ણ કરી મધમા અવલેહ કરી ૭ દિવસમા ખવડાવવુ, અલૂણુ ખવડાવવુ (૨૪) મૂસળી ટાંક ૮, ચણોઠીનું મૂળ ટાંક ૪ વાટી, ફાકી કરી ઉપર દૂધ પીવાથી ધાતુ-

નથી, પણ ગર્ભાશય આદિ પ્રજનન સંસ્થામા વિકાર થાય તો પ્રદર થઈ જાય છે.

**અસાધ્ય પ્રમેહલક્ષણ :**—માતાપિતાની પરંપરાથી પ્રમેહ થયેલ હોય તે અસાધ્ય પ્રમેહ છે, તેમ જ સર્વ પ્રકારના પ્રમેહ વિશેષ સમય સુધી ચિકિત્સા વિના રહે તો મધુપ્રમેહના રૂપમા આવી જઈ અસાધ્ય બને છે

જનનેંદ્રિયના દરદવાળી દુષ્ટ સ્ત્રીઓના સંબંધથી પ્રમેહ, પરમિયો ( સુજાક ) થાય છે તે અહી કહેલા પ્રમેહથી જુદી જાત છે. ( અથવા પુયપ્રમેહ કહી શકાય, આ પ્રમેહના પૂરા લક્ષણ મળતા નથી. ) સુજાકમા પેશાબરસ્તે પરુ નીકળે છે, કે જે પરુ ચેપી છે. તેમ જ મૂત્રેંદ્રિયમા સોજો તથા દાહ થાય છે, પેશાબની નળીનુ મો લાલ થઈજાય છે, વારંવાર ઘણી બળતરા સાથે થોડો થોડો પેશાબ થાય છે, સખત વ્યાધિમા શરીરમાં તાવ પણ આવી જાય છે આ રોગ મટી ગયા પછી પણ વારવાર ઊખળે છે આ રોગમાથી કેટલાકને બદ થાય છે તેમ જ કેટલાકના સાધા ઝલાય છે

**પરમિયા ( સુજાક ) પર ઉપચાર :**—(૧) જૂના રોગો માટે ચંદ્રપ્રભા વટી સર્વોત્તમ ઇલાજ છે. (૨) તીક્ષ્ણ નવા રોગોમા પ્રથમ ઇદ્રિયજુલાબ લેવો. ગરમ પાણીથી શેક કરવો, કમ્મરબૂડ ગરમ પાણીમા બેસવુ. (૩) પ્રમેહાતક વટી–વંશલોચન, શિલાજિત, રૂમી મસ્તકી, ઇસેસ, રાળ, ચણકબાબ, ઇલાયચી તથા હળદર, એ આઠ વસ્તુ સમભાગે લઈ બારીક ચૂર્ણ કરી ચંદનના તેલમા ઘૂંટી વટાણા જેવડી ગોળી બનાવવી બબ્બે ગોળી દિવસમા ત્રણ વખત લેવાથી પેશાબમા બળતરા થવી, રસી વગેરે પીડા માત્ર ૧ દિવસમા જ શાત થઈ જાય છે (૪) જૂના રોગમા ચંદ્રપુટી પ્રવાલ તોલા ૨ તથા ચાદીના વરખ તોલો ૧ મેળવી ખરલ કરવી. માત્રા ૩ થી ૬ રતી મલાઈ( તર )ની સાથે દિવસમા બે વખત લેવાથી પ્રમેહ, સુજાક, સ્વપ્નદોષ, પ્રદર, નબળાઈ વગેરે દૂર થાય છે (૫) બાવળની કાચી ફળી સુકાયેલી, ચણકબાબ તથા શંખજીરું, દરેક એકેક તોલો લેવા. અને કમળકાકડીના બીજની ગિરી, ઇલાયચી તથા ઇંદ્રજવ દરેક અર્ધો અર્ધો તોલો લેવા અને ફુલાવેલી ફટકડી ૪ માસા લેવી એ સર્વને બારીક ખાડી ચૂર્ણ કરવુ. આ ચૂર્ણ ૭ માસા દિવસમા બે સમય દૂધની લસ્ત ( દૂધ–પાણી મેળવેલા હોય તે )ની સાથે લેવાથી ત્રણ દિવસની અંદર સુજાક નષ્ટ થાય છે (૬) સુજાક પર પિચકારી–મુરદાશિંગ, ફટકડી, રસાંજન, સુરમો તથા કાથો દરેક દશ દશ તોલા મોરથૂથુ તથા રસકપૂર સવા સવા તોલો, એ સર્વ ઔષધિ ખાડી મેળવવી, પછી પાણી તો ૧૦૦( રાા શેર )મા મેળવી શીશીમા ભરવી. આ પાણી ાા તોલો ૧૦ તોલા પાણીમા મેળવી દિવસમા ત્રણ વખત પિચકારી મારવાથી નવા તથા જૂના પ્રમેહ( સુજાક )મા મૂત્રેંદ્રિય અને મૂત્રાશયમા ભેગો થયેલો વિકાર નીકળી જાય છે. (૭) જૂના રોગમાં ગોખરુ, ગૂગળ અથવા ગોખરુનો અવલેહ સેવન કરવો

**તણખિયા પ્રમેહ ઉપર ઉપચાર :**—(૧) ધોળી ગોકર્ણી( ગરણી )ના મૂળ ઠંડા પાણીમાં ઘસી આપવા. (૨) ગાયના ચોખ્ખા દૂધમા ભિલામો ઘસી પાવો (૩) આમળાના ઝાડની છાલનો રસ બે તોલા પર્યંત કાઢી તેમા કિંચિત્ હળદર અને મધ નાખી તે આપવું (૪) ઉંબરાનો દ્રવ દર વખતે બે તોલા લઈ તેમા કિંચિત્ જીરાનુ ચૂર્ણ અને ખડીસાકર ૧ તોલો નાખી, બે વખત આપવો

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્ગોમા .—કમળ–૩, ખેર–૬, ગરણી–૪, ગોખરુ બોડા–૫, ચિત્રક–૧૨, તલ–૧૭, ૧૮, દુદરલી–૨, ભિલામો–૧૬

**મધુમેહ ઉપર ઉપચાર :**—(૧) જાંબુડીની છાલ નિત્ય ૨ તોલા પર્યંત ખાવી કિંવા પાકા જાંબુ અથવા જાંબુડાની ભૂકી ખાવી. (૨) કડાના મૂળ ઉપરની છાલ, અસાણાની છાલ, નાગર-

પ્રમેહ જાય (૨૫) રાસ્ના ટાંક ૫ અને લીંડીપીપર ટાંક ૧ અને સાકર ટાંક ૭ ભેળા વાટી ત્રણ દિવસ ખવડાવવાથી સાન્દ્ર પ્રમેહ જાય (૨૬) કેસૂડા પલાળી પાણીમા બંગાળી સાકર નાખી પાઈએ તો પ્રમેહ-પીડા જાય (૨૭) ધતૂરાના બીજ, બંગ મારેલ પારો, હિંગળોક, આમલસાર ગંધક એની પાનના રસમા ગોળી વાળી આપવાથી સર્વ પ્રમેહ જાય (૨૮) સાકર અને જવખાર ગાયની છાશમા ફકાવવાથી ઊનવા ( મૂત્રકૃચ્છ્ર ) જાય (૨૯) કસુબો ગાયના દૂધમા સાથે આપવાથી પ્રમેહ જાય (૩૦) ડમરાનો રસ તોલો ૧ાા, સાકર તોલો ાા નાખી પીવાથી રગતિયો ( રક્ત ) પ્રમેહ મટે (૩૧) દાડમના બીજનો રસ સાકર તોલો ૧ નાખી પાવાથી રક્તપ્રમેહ તથા તણખિયો પ્રમેહ જાય

મોથ અને ત્રિફળાનો કાઢો કરી આપવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નોમા —અળઈ-૪, જાંબુ-૬, દુદરલી-૨.

**બહુમૂત્ર ઉપર ઉપચાર:**—(૧) ત્રિફળા, વાસના પાદડા, નાગરમોથ અને પહાડમૂળનો કાઢો મધ નાખી આપવો. એટલે તે તુરત બહુમૂત્રનો નાશ કરશે (૨) આદાનો રસ, ખડીસાકર નાખી બે વખત આપતા જવું. (૩) વાસના સુકાયેલા પાદડાનો કાઢો બે વખત આપવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નોમા —અજમો-૪, અનેનાસ-૩, આદું-૪૦, આમળા-૨૧, કોલિંજન-૬, ખસખસ ક (અફીણ)-૫, ભોયકોળું-૬, મેથી-૩, વાસ-૬.

**સર્વ પ્રમેહો ઉપર ઉપચાર:**—(૧) ગળોનો અંગસ મધમા આપવો. (૨) ત્રિફળા દેવદાર, દારુહળદર અને નાગરમોથનો કાઢો મધ નાખી આપવો (૩) ખાખરાના ફૂલનો કાઢો સાકર નાખી આપવો. (૪) વડના અંકુરનો કાઢો મધ નાખી આપવો (૫) વાવડિંગ, હળદર, જેઠીમધ, સૂંઠ અને ગોખરુનો કાઢો મધમા આપવો. તે દુસ્તર પ્રમેહનો પણ નાશ કરશે (૬) ભોયઆમળી, તજ, એલચીદાણા, તમાલપત્ર, ચણકબાબા અને ૨૦ મરી એકત્ર વાટી ખાવા, એટલે અસાધ્ય પ્રમેહનો પણ નાશ થશે (૭) નિર્મળીના બિયા એકેક તોલો છાશમા વાટી પાવા. (૮) બકામલીમડીની લીંબોળીઓ ચોખાના ધોવરામણમા વાટી ઘી નાખી ખાવી, એટલે પ્રમેહનો ત્વરિત નાશ થશે (૯) બાવળના અથવા ખીજડીના કુમળા પાદડા અને થોડું જીરું બારીક વાટી ગાયના ચોખ્ખા દૂધમા મેળવી, ૧ તોલો ખડીસાકર નાખી સવારસાંજ આપવું (૧૦) ચણકબાબા ૧ તોલો લઈ કાઢો કરી તેમા ચંદનના તેલમા ચાર ટીપા નાખી તે આપવો (૧૧) વંશલોચન ૧ તોલો, એલચીદાણા ૧ તોલો, ચણકબાબા ૧ તોલો, ધોળો કાથો ૧ તોલો અને માયફળ ૧ તોલો લઈ, તેનુ ચૂર્ણ કરી, તે ચૂર્ણ પલળે એટલુ તેમા સુખડનુ તેલ નાખી નાના બોર જેવડી ગોળીઓ કરવી પછી તે ગોળી સવારસાંજ ૪ તોલા ઠંડા પાણીમા મેળવી તેમા ખડીસાકર અર્ધો તોલો નાખી તે પાણી પાવુ એ ઔષધથી પ્રદર પણ જાય છે. (૧૨) ત્રિફળાનુ ચૂર્ણ ૩ ભાગ, હળદરનું ચૂર્ણ ૧ ભાગ અને ખડીસાકર ૩ ભાગ, એ સઘળુ મધમા આપવુ એટલે સાત દિવસમા દુસ્તર પ્રમેહનો પણ નાશ થાય છે. (૧૩) નવટાંક ઘઉં રાત્રે પાણીમા ભીંજવી રાખી સવારે વાટી વસ્ત્રગાળ કરી, તે પાણીમા ૧ તોલો ખડીસાકર નાખી તે ૭ દિવસે આપવુ * **પ્રમેહપિટિકા:**—પ્રમેહની ઉપેક્ષાએ ફોડકી થાય છે તે સર્વ સંધિના ઠેકાણે થાય છે તૃષ્ણા, શ્વાસ, માસનો સંકોચ, હેડકી, મદ, વિસર્પ, મર્મસંગેધ (મર્મસ્થાનની પીડા), એ બધા ઉપદ્રવ જાણવા. એમાથી કોઈ ને કોઈ પ્રમેહરોગીને અપથ્ય કરવાથી થઈ આવે છે **પ્રમેહપિટિકા ઉપર ઉપચાર:**—(૧) ઉંબરાના દૂધનો લેપ કરવો. (૨) બાવચો વાટી લેપ કરવો (૩) વ્રણ ઉપરની ચિકિત્સા કરવી. મધુમેહ પછી ઘણેભાગે પ્રમેહપિટિકા થાય છે એ બહુ જ ઘાતક રોગ ગણાય છે માટે અનુભવીની સલાહ પ્રમાણે તુરત યોગ્ય ઉપચાર કરવો

---

* પ્રમેહરોગ પર વધુ ઔષધિ —મેહકુલાંતક રસ, વસંતકુસુમાકર રસ, શિલાજિત વટી, બૃહત્ બંગેશ્વર, સોમનાથ રસ, એલાદિ ચૂર્ણ, ચંદ્રપ્રભા વટી, ખદિર ગુટિકા, ચંદનાદિ ક્વાથ, ગોક્ષુરાદિ ક્વાથ, ગોક્ષુરાદિ ગૂગળ, ગોખરુપાક, ચંદનાસવ, ગંધકયોગ, ચંદ્રપ્રભા રસ, ચંદ્રોદય રસ વગેરે ખાવા માટે અપાય છે. પ્રમેહમિહિર તેલ મર્દન કરવા માટે અપાય છે પ્રમેહપિટિકા ૧૦ પ્રકારની થાય છે જે મનુષ્યની હોજરી દોષવાળી હોય તેને પ્રમેહ વિના પણ થાય છે ગુદા, હૃદય, ગિગ, કાંધ તથા પીઠના મર્મસ્થાનોમા ઉત્પન્ન થયેલી અતિ વેદનાવાળી મંદાગ્નિવાળાને થાય તો અસાધ્ય સમજવી પ્રમેહ સંબંધી પિટિકા થઈ હોય તો પ્રથમ લોહી કઢાવવુ જો પાકી ગઈ હોય તો શસ્ત્રથી ચિરાવવી ત્યાર પછી બકરાના મૂત્ર અથવા લીમડાના પાનના ક્વાથથી ધોઈ ઉમરડાનુ દૂધ અથવા બાવચીના બીજ વાટી લેપ કરવો, તથા ઉપલસરી, મુનકા, નગોતર, મીંઢીઆવળ, કડુ, હરડે, અરડૂસાની છાલ, લીમડાની છાલ, હળદર, દારુહળદર તથા ગોખરુના બીજ સમભાગે લઈ કાઢો કરી પિવડાવવો શાસ્ત્રીય ઔષધ સારિવાદિ લોહ, સારિવાદ્યાસવ, મકરધ્વજ રસ વગેરે અપાય છે પ્રમેહપિટિકા (કાર્બંકલ) બહુ જ અસાધ્ય દરદ ગણાય છે માટે સાધારણ ઘરના ઉપચારો પર ન રહેતા અનુભવીની સલાહ લેવી, એ વધારે સારું ગણાય છે

જુઓ **અનુભૂત** ઔષધ —ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા નં ૨૭ ક્વાથપ્રયોગની ટીપમા નં. ૧૩

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા-**સર્વપ્રમેહ** માટે.-અંકોલ-૧૩, અગ્લુ-૫, અળસી-૬, આમળા-૧૧, ૨૨; આશેત્રી-૨, ઉટકટારી-૨, ઉબરો-૧, એખરો-૪, ઓથમીજીરું-૩, કાકડ-૩, કાડોળી-૩, ૪, કુવાર-૮, કેવડાનુ ઝાડ-૪, કેળ-૧૫, ખાખરો-૯, ખીજડો-૩, ખેર-૯, ગહુ-૭, ગળો-૩, ખોખરુ બોડા-૨, ૭, ચણકબોબા-૨, ૪; ચણોઠી-૯ ચિત્રક (ચિત્રો)-૪, તલ-૧૧, નિર્મળી-૬, પાષાણભેદ-૨, પિસા-૧, પીળો ધતૂરો-૭, બકામ લીમડી-૫, મલ (બોળ)-૨, બાવળ-૧૬, બિહી-૧, ભોયઆમળા-૩, ભોયકોળુ-૪, મેદી-૬, મેદાલકડી-૨, રતનજોત-૯, રાનભીડા-૨, લવગ-૩૦, લાણોની ટીપમા નં ૮, લીમડો (કડવો)-૧૪, ૩૯, વડ-૨ વાસ-૪, શતાવરી-૧૯, શરપુંખો-૨, શિરદોડી-૨, સીસમ-૧, શેરણી-૩, સુખડ-૬, હરડે-૧૯, ૩૪, ૪૨; હરણસુરી-૨, હાશા-૩, **ઠંડા એટલે શીતપ્રમેહ** માટે.—આમલી-૨, કમળ-૩, પાટલા-૪, પાઢ (કાળીપાડ) -૫, બોળ (હીરાબોળ)-૪, રતનજોત-૮, વાસ-૫, શીમળો-૧૨ **તંતુ કે લાલાપ્રમેહ** માટે:-કાટી ગોખરુ-૫, ચણોઠી-૭, દુદરલી-૧, મેઢી-૨, વગડાઉ તૂરિયું-૧ **ધાતુપ્રમેહ** માટે —કાયફળ-૫. **પૂયપ્રમેહ** માટે:—કપૂરી મધુરી-૧, સુખડ-૫ **વસામેહ** માટે —અરણી-૭, કૂવાડિયો-૮, સીસમ-૨. **રક્તમેહ** માટે:-એલચી-૫, બોળ (હીરાબોળ)-૭ **પિષ્ટમેહ** માટે -હળદર-૧૨. **શનૈર્મેહ** માટે -હરડે-૨૦. **સાન્દ્રમેહ** માટે:-સાત્વીન-૩. **નીલમેહ** માટે —પીપળો-૨૧. **ઇક્ષુ અને સિક્તામેહ** માટે.-લીમડો (કડવો)-૩ **સુરામેહ** માટે -શીમળો-૧૧. **હરિદ્રામેહ** માટે:-ગરમાળો-૬ **ઉષ્ણમેહ** માટે -ગોખરુ-૫, મેદી-૨ **ઉદકમેહ** માટે -નિર્મળી-૬, પારિજાતક-૪, રતનજોત-૧૦ **મંજિષ્ટમેહ** માટે:—મજીઠ-૪ **તરતના પ્રમેહ** માટે.—આંબો-૮, લાણોની ટીપમા નં. ૯.

જુઓ પ્રા૦ ઔ૦ મા-ઉદરની લીડીઓ-૩ **તણખિયા પરમા** માટે.-ભેસનું છાણ-૩.

**પથ્ય**—ચોખા, જવ, સામો, મઠ, ઘઉં, કળથી, મગ, તુવર અને ચણાની દાળ, સરગવો, પડોળા, લસણ **અપથ્ય**—મૂત્રવેગનો અવરોધ, ધૂમ્રપાન, દિવસે ઊંઘવુ, મૈથુન, વાલ, મિષ્ટાન્ન, તેલ, છાશ, ગળપણ, દૂધી, કોળુ, શેલડી, ખાટા અને ખારા પદાર્થ

## ૩૭—પાંડુ

**કારણ અને સંપ્રાપ્તિ:**—અતિ મૈથુન, અત્યમ્લ પદાર્થ, ખારા અને તેલવાળા પદાર્થોનુ અતિ સેવન, અતિ મદ્યપાન, મૃત્તિકાભક્ષણ, દિવસે ઊંઘવુ, અત્યંત તીખા પદાર્થ, દૂધ, અડદ, મિષ્ટાન્ન, તલ, માછલાનું અતિભક્ષણ, એ પદાર્થોનુ સેવન કરનારાઓનું લોહી દોષોએ કરી દુષ્ટ થઈ શરીરની ત્વચા પાડુવર્ણી થાય છે એ રોગને પાડુરોગ કહે છે. વાત, પિત્ત, કફ, સન્નિપાત અને મૃત્તિકાભક્ષણજન્ય, એમ પાચ પ્રકારનો પાડુરોગ થાય છે

**પૂર્વરૂપ:**—ચામડી ફાટવી, મોમા વારવાર થૂક આવવુ, શરીર ગળવુ, મૃત્તિકાભક્ષણની ઇચ્છા, નેત્ર અને ગાલોએ સોજા, મળમૂત્રનું પીળાપણુ, અન્નનુ પાચન ન થવુ, એ લક્ષણો પાડુરોગ થવા પહેલા માણસને થાય છે

**વાતપાંડુ:**—ચામડી, મૂત્ર, આંખો ઇત્યાદિને રુક્ષતા, કાળાપણું, કંપ, સોય ભોકાયા જેવી પીડા, પેટનુ ફૂલવુ, ભ્રમ ઇત્યાદિ થાય છે **પિત્તપાંડુ:**—મૂત્ર, વિષ્ટા અને આંખો પીળા થાય છે, દાહ, તૃષા અને જ્વરે પીડિત હોય છે, મળ પાતળો થાય છે અને શરીરકાંતિ અત્યંત પીળી થાય છે. **કફપાંડુ:**—મુખમાથી કફનો સ્રાવ, સોજો, ડોલા, આળસ, શરીરે ભાર, ત્વચા, આંખો અને મોઢે શ્વેતતત્ત્વ, એ પ્રમાણે થાય છે **સન્નિપાત પાંડુ.**—ઉપર કહેલા ત્રણ લક્ષણોએ યુક્ત હોય છે **મૃત્તિકાભક્ષણજન્ય પાંડુ:**—માટી ખાવાની જેને ટેવ પડેલી છે, તેના વાતાદિકો પૈકી એકાદો દોષ કુપિત થાય છે, માટી તૂરા રંગની હોય તો વાયુ કુપિત થાય છે, ખારી હોય તો પિત્ત કોપે છે, મીઠી હોય તો કફ કુપિત થાય છે. તે માટી પેટમા ગયા પછી રસાદિક ધાતુને રુક્ષ કરે છે અને

રોક્ષ્ય ગુણ પ્રબળ થયો એટલે અન્ન ખાવામા આવે તે રુક્ષ થઈ જાય છે તે માટી કોષ્ઠાદિકોના અગ્નિએ પચન થયા સિવાય રસ વહન કરનાર માર્ગમા જામે છે અને તેનો રોધ કરે છે, તેથી કરીને ઈંદ્રિયોનુ બળ એટલે સ્વવિષય ગ્રહણશક્તિ નષ્ટ થાય છે શરીરની દીપ્તિ, શક્તિ અને ઓજ એટલે સર્વ ધાતુનો સાર (હૃદયમા હોય છે તે) એને ક્ષીણ કરી પાડુરોગ ઉત્પન્ન થાય છે; તેમાં બળ, અગ્નિ અને વર્ણનો નાશ થાય છે. **વિશેષ લક્ષણ:**—નેત્ર, ગાલ, ભ્રૂકુટિ, પગ, નાભિ, શિશ્ન એ ઠેકાણે સોજો, કોઠામા કૃમિ અને રક્તકફમિશ્રિત દસ્ત, એ લક્ષણો થાય છે આ પ્રકારને કોઈ 'કૃમિપાંડુ' પણ કહે છે **અસાધ્ય લક્ષણો:**—ઘણા દિવસનો પાડુરોગ ઘણો કાળ થવાથી જડ થાય એટલે સાધ્ય થતો નથી આખા શરીરે સોજો આવેલો હોઈ જે રોગી સર્વ પદાર્થ પીળા જુએ છે તે; જે માણસનો બધાયેલો થોડો મળ લીલા રગનો કફમિશ્રિત પડે તે; જે પુરુષ દીન એટલે દુ:ખી થાય છે અને ધોળો પૂણી જેવો થાય છે તથા ઊલટી, મૂર્ચ્છા અને તૃષાની પીડા પામે છે તે; રક્તક્ષય થકી જે પાડુરોગી ધોળો થાય છે તે, જેના દાત, નખ આખો પીળા થયેલા છે તે, જે પાડુવર્ણના પદાર્થસમૂહ જુએ છે અને હાથ, પગ, ડોક એ ઠેકાણે સોજા હોય અને મધ્યદેહ જેનો શુષ્ક થયો છે તે અસાધ્ય છે, એથી ઊલટો સાધ્ય જાણવો મધ્યદેહને સોજા, હાથ, પગ અને ડોક એ શુષ્ક થયેલા; ગુદા અને શિશ્ન એ ઠેકાણે સોજો, મૃત પ્રાય થયેલો તેમ જ અતિસાર અને તાવે કરી પીડાયેલો રોગી વૈદ્યોએ છોડવો **પાંડુરોગમાં+ કમળો થાય છે:**—જે પાડુરોગી અત્યત પીળા દ્રવ્યોનુ સેવન કરે છે, તેના પિત્ત રક્તમાસને બાળી દુષ્ટ કરી કમળારૂપ રોગ કરવાને સમર્થ થાય છે; તેની આખો અત્યત પીળી થાય છે, ઇદ્રિયોની શક્તિ નષ્ટ થાય છે, ત્વચા, નખ, મુખ, એ અત્યંત પીળા થાય છે, મૂત્ર, પુરીષ લાલ અને પીળા થાય છે; તે પુરુષ ચોમાસામાના દેડકા જેવો પીળો થાય છે દાહ, અન્ન ન પચવુ, દુર્બળતા, અગગ્લાનિ અને અન્નદ્વેષે તે રોગી પીડિત થાય છે, જેમા પિત્ત પ્રબળ એવો કમળો એક કોષ્ઠાશ્રય તથા બીજી શાખા-(રક્તાદિ ધાતુ)-શ્રિત હોય છે, જેમ રાજયક્ષ્મા સ્વતત્ર હોય છે, તેમ કમળો પણ સ્વતત્ર હોય છે. એની જ બીજી અવસ્થા **કુંભકમળો:**×—કાળાતરે જડ થયેલો જે કમળો જઠરાગ્નિને જ્યારે રોકી લે છે, જેથી કુંભ (ઘડા) સમાન પેટ મોટુ થઈ જાય છે, ત્યારે કુભકમળો કહેવાય છે **પાંડુરોગમાં હલીમક રોગ થાય છે:**—શરીરમા વાત અને પિત્ત વધવાથી જે વખતે પાડુરોગનો વર્ણ લીલો, નીલો કિંવા પીળો થાય છે અને બળ તથા ઉત્સાહનો નાશ, ઊંઘ, અગ્નિમાદ્ય, ઝીણો તાવ, સ્ત્રીભોગની ઇચ્છાનો અભાવ, અગ મગડાઈ આવવુ, દાહ, તૃષ્ણા, અન્નદ્વેષ, ભ્રમ એ ઉપદ્રવ થાય છે, ત્યારે વાતપિત્ત થકી રોગીને હલીમક રોગ થયો છે એમ જાણવુ

**ઉપચાર**:—(૧) લોઢાના વાસણમા તપાવી રાખેલુ દૂધ સાત દિવસ પાવુ અને પથ્ય પાળવુ; એટલે પાડુરોગ, ક્ષય અને સગ્રહણી રોગ દૂર થાય છે (૨) દશમૂળ અને સૂઠનો કાઢો આપવો. એટલે કફયુક્ત પાડુ, જ્વર, અતિસાર, સોજો, સગ્રહણી, ઉધરસ, અરુચિ, કઠરોગ અને હૃદ્રોગનો નાશ થાય છે. (૩) ત્રિફળા, ગળો, અરડૂસી, કડુ, કરિયાતુ અને કડવા લીમડાનો કાઢો મધ નાખી પાવો; એટલે પાડુરોગ અને કમળાનો નાશ થાય છે. (૪) સાટોડી, કડવો લીમડો, કડવા પડોળા સૂઠ, કડુ, ગળો, દારુહળદર અને હરડેનો કાઢો-સર્વાગના સોજા, ઉદર, પાડુ, સ્થૂલતા, મુખમા હમેશા ગળફા (કફ) આવવા અને કફરોગનો નાશ કરે છે (૫) અરડૂસી, ગળો, કડવો લીમડો, કરિયાતુ અને કડુનો કાઢો મધ અને ઘી નાખી આપવો, એટલે કમળો, પાડુ, રક્તપિત્ત, હલીમક અને કફાદિક વ્યાધિનો નાશ થાય છે (૬) શિલાજીત, મધ, વાવડિગ, હરડે અને સાકરનુ સમ-

---

+ પાડુરોગ લોહીમા રાતા રજકણો ઓછા થયેથી અથવા લોહી ઓછુ થવાથી થાય છે કમજોર પિત્તાશયનુ પિત્ત આડે માર્ગે જઈને લોહીમા મળી જાય ત્યારે થાય છે બને રોગની સપ્રાપ્તિમા બહુ જ ભેદ રહેલો છે સાધારણ અવસ્થામા ઉપચારની અદર કેટલુક મળતાપણું છે તીવ્રાવસ્થામા બંનેની ચિકિત્સા જુદી જુદી છે

× કુભકમળા રોગમા વમન, અરુચિ, ઊબકા, તાવ, પરસેવો, શ્વાસ, ઉધરસ અને મળ પાતળો થાય છે ત્યારે રોગ અસાધ્ય બની જાય છે

ભાગે ચૂર્ણ કરી મધમા આપવુ, એટલે ૫દર દિવસમા દેહ બળવાન થાય છે (૭) ચિત્રકચૂર્ણને આમળાના કાઢાની ત્રણ ભાવના આપવી; પછી તે ગાયના ઘીમા રાત્રે લેવુ. (૮) દેવદારના પંચાગનું ચૂર્ણ દૂધમા કિંવા પાણીમા ચાર માસા લેતા જવુ, એટલે એક મહિનાની અદર પાડુરોગનો નાશ થશે (૯) હરડે ગોમૂત્રમા ૨૧ દિવસ ભીજવી રાખવી અને તેમાથી એકેક ભક્ષણ કરવી (૧૦) મૂળ સહિત કાસાળુ લઈ તેનુ ચૂર્ણ કરી તે આપવુ. (૧૧) માટીને નાગકેસર, જેઠીમધ, લીંડીપીપર અને નસોતરનો કાઢો કરી તેની ભાવના આપવી, પછી તે ભાવના આપેલી માટી ખાવા આપવી, એટલે ખાધેલી માટી નીકળી જઈ વિકાર દૂર થાય છે (૧૨) હરડેનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ (૧૩) ગોખરુનો કાઢો મધ અને સાકર નાખી પાવો (૧૪) ગળોનુ સત્ત્વ મધ અને ઘીમાં આપવુ (૧૫) હિંગાષ્ટક ચૂર્ણ ચારગણા ઘીમા પ્રથમ ગ્રાસમા ભોજનની અંદર આપવું; એટલે અગ્નિ વધે છે (૧૬) પ્રવાળ ભસ્મ દૂધસાકરમા આપવી (૧૭) સૂઠ, મરી, લીંડીપીપર, ચિત્રકમૂળ અને બાળહરડેનુ ચૂર્ણ કરી તેમા બમણો ગોળ નાખી ત્રણ ત્રણ માસાની ગોળીઓ કરવી અને તે પાણીમા આપવી, એટલે પાડુરોગ અને હરસનો નાશ થાય છે વાકેરીનું બીજુ ઠડા પાણીમા અગર દૂધમા ઘસી દરેક બે વખત પ્રમાણે સતત ત્રણ મહિના આપવુ; એટલે પાડુરોગ, જીર્ણજ્વર, નાડીવ્રણ, ભગદર, ગંડમાળ, જામેલી ગરમી વગેરે અનેક રોગોનો નાશ થાય છે×

જુઓ અનુભૂત ઔષધ —ઔષધિક્રિયાના ગુટિકાપ્રયોગની ટીપમા ન. ૨૩

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં—આમલી–૩, ઈંદ્રજવ–૧૬, ઉક્ષી–૩, કાસાળુ–૭, કુકરપાડાનો વેલો–૮. ગોખરુ બોડા–૧, ચિત્રક–૯, પિસા–૨, ભાગરો–૧૩, ભોયઆમલી–૪, ૫; મીઢીઆવળ–૬, લીંડીપીપર–૩૫, વાકેરી–૩, શ્રાવક–૩, સમેરવો–૧૫. સાટોડી–૧૯, હરડે–૮. **મૃત્તિકાજન્ય પાંડુરોગ** માટે:—કેસર–૬.

જુઓ ગો૦વૈ૦મા:—દૂધ–૨૧, ગોમૂત્ર ૬, ૭ની ટીપમા ન. ૨. પ્રા૦ ઔ૦મા:—મૂત્રવર્ગ–૧

**પથ્ય**—જૂના જવ, ઘઉં, ભાત, મગ, તુવેર અને મસૂરની દાળ, પરવળ, જૂના કોળા, જૂનાં કેળા, ગળો, કાળી શેરડી, તાદળજો પુનર્નવા, વતાક, ડુગળી, લસણ, પાકી કેરીઓ, ઘિલોડા, આમળા, છાશ, ઘી, તેલ, જવ અને ઘઉની કાજી, માખણ, હળદર, તૂરા પદાર્થ અને કેસર. **અપથ્ય**—રક્તસ્રાવ, ધૂમ્રપાન, ઊલટી, મળમૂત્રાદિકોના વેગનું ધારણ, પરસેવો, મૈથુન, શિંગો અને પાનની ભાજી, હિંગ, અડદ, પેડ, ખજૂર, તાબૂલ, સરસવ, મદ્ય, ખાટા પદાર્થ, વિરુદ્ધાન્ન, જડ અને વિદાહી અન્ન.

## ૩૮: બળતરા (દાહરોગ)

**કારણ અને લક્ષણ:**—અતિ ઉષ્ણ પદાર્થોનુ સેવન, પિત્તકારક પદાર્થોનુ ભક્ષણ, મર્માભિઘાત, મહાશસ્ત્રાદિકોનો પ્રહાર, એ કારણ વડે આ રોગ થાય છે. શરીર શુષ્ક અને તપ્ત થવુ, નેત્ર આરક્ત કિંવા પીતવર્ણ, એ દાહરોગના લક્ષણો જાણવા*

× પાડુરોગ તથા હલીમક રોગમા શાસ્ત્રીય ઔષધિ —પુનર્નવાદિ મડૂર, નવાયસ ચૂર્ણ, અષ્ટાદશાગ લોહ, ત્ર્યૂષણાદિ મડૂર વટક, અમૃતલતાદિ ઘૃત, હરિદ્રાદિ ઘૃત, દશમૂળારિષ્ટ, ચદ્રપ્રભા વટી, લોહાસવ, પાડુપચાનન રસ, ત્રિફલારિષ્ટ, ત્રૈલોક્યસુદર રસ વગેરે ખાવા માટે અપાય છે તથા કમળા પર ચદ્રપ્રભા ગુટી અજન કરવા માટે અને સૂઘવા માટે કૂકડવેલના ફળનુ ચૂર્ણ આપવાથી ફાયદો થાય છે બાળકો માટે મડૂરની બનાવટ તથા મોટી ઉમરવાળા માટે લોહભસ્મવાળી ઔષધિ ચ્યવનપ્રાશ અવલેહ સાથે આપવી વિશેષ લાભદાયક છે સ્ત્રીઓને રક્તપ્રદરથી અથવા હરસથી પાડુરોગ થયો હોય તો મૂળરોગ દૂર કરવા માટે પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ

* અગ્નિ વડે દાઝવાથી, સૂર્યના તાપમા ફરવાથી, ગરમ પદાર્થનુ સેવન કરવાથી કે પિત્તના પ્રકોપ વગેરેથી અતર્દાહ (શરીરની અદરની બળતરા) અને બહિર્દાહ (બહાર અગન બળે તે) કે કેવળ દાહ નામે બે દાહ ઉત્પન્ન થાય છે તેના ૧–રક્તપિત્તદાહ, ૨–રક્તદાહ, ૩–પિત્તદાહ, ૪–તૃષ્ણાદાહ, ૫–રક્તપૂર્ણોદર દાહ, ૬–ધાતુક્ષય દાહ, ૭–મર્મઘાતદાહ, આ સાતે પ્રકાર અને તેમના લક્ષણો નામ ઉપરથી જ સમજાય તેવા છે. હૃદય, મસ્તક અથવા પેડુ પર માર લાગવાથી દાહરોગ ઉત્પન્ન થાય, તે અસાધ્ય કહેવાય છે, તેમ જ જે રોગીને અદર બળતરા થતી હોય, પણ ઉપર શરીર ઠંડુ જણાતુ હોય, એ રોગીને આરામ થવાની આશા નથી.

**ઉપચાર:**—(૧) ધાણા અથવા ધાણા અને વરિયાળી અધકચરી કૂટી રાત્રે ૨૪ તોલા પાણીમા પલાળી રાખી સવારે તે પાણી ગાળી લઈ તેમા ખડીસાકર ૪ તોલા નાખી પાવી. (૨) સો વખત ધોયેલુ ઘી શરીરે ચોપડવુ. (૩) અરીઠાનુ ફીણ કિવા કડવા લીમડાના પાદડા વાટી તેનું ફીણ શરીરે ચોળવુ. (૪) ચંદનાદિનુ ચૂર્ણ દૂધમા આપવુ એટલે દાહ, પિત્ત અને ઊનવા દૂર થાય છે (૫) ચોખાની ધાણી અને ખડીસાકરનો કાઢો કરી તે વારવાર આપતા જવુ (૬) ખજૂરનુ શરબત કરી આપવું (૭) ગળોનુ સત્ત્વ જીરું અને ખડીસાકરમા આપવુ. ગોવરું અને શીતળાના રોગના દાહ ઉપર એ આપવુ. (૮) ચોખાના ધોવડામણમા રક્તચદન (રતાદળી) ઘસી તેમા થોડી ખડીસાકર નાખી તે પાવુ +

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —અગરુ-૨, આબો-૧૧, ઉબરો-૨૬, કમળ-૪, કચનાર-૩, કેળ-૧૩, કોકમ-૬, કોથમીર-૫, ૮, ૯, ખજૂરી-૧૦, ખાટી લૂણી-૪, જવ-૧, ડાંગર-૧૨, તડબૂચ-૨, પદ્મકાષ્ઠ-૧, પાઢ (કાળીપાડ)-૪, ફાલસા-૨, બિજોરુ-૫, બહેડા-૩ મગ-૨, મરવો-૨, મોથ-૯, ૧૪; રતાળી-૧, ૧૦; વાળો-૨, ૪, શતાવરી-૨, સીતાફળ-૩, સિવણ-૭, સુખડ-૧ **રક્તજન્ય દાહ માટે.**—વાસ-૩

જુઓ ગો૦વૈ૦માં —છાશ-૧, ઘી-૧૫ **હાથપગમાં થતા દાહ માટે** —ઘી-૪ **તાવ વગેરે કારણોથી અતિ બળતરા થાય તો:**—ઘી-૫

જુઓ પ્રા૦ ઔ૦મા:—ઘૃતવર્ગ-૨ **હાથપગમાં થતા દાહ માટે:**—ઘૃતવર્ગ-૧.

**પથ્ય**—ચોખા, મગ, મસૂર, ચણા, જવ, સાકર, ઘી, દૂધ, માખણ, કાકડી, કોળુ, દાડમ, પડોળા, મીઠા રસ. **અપથ્ય**—રસ્તે ચાલવુ, ખારા અને પિત્તકર એવા પદાર્થ, ગરમી લેવી. છાશ, પાન, હિંગ, મૈથુન, કડવા, તીખા અને ઉષ્ણ પદાર્થ

## ૩૯—બાલરોગ

**કારણ:**—માતાનું જડાન્નાદિ ભક્ષણ, વિષમાશન અને દોષકારક અન્નભક્ષણને લીધે દેહમા પ્રકોપ થઈ શરીર ઉપરનુ દૂધ વિકૃત થાય છે, તે કારણોએ બાળકને વ્યાધિ ઉત્પન્ન થાય છે; તેમ જ માતાપિતાના ઉત્પત્તિસ્થાનો વ્યથિત હોય, બાળકોને અનિયમિત આહાર, ઘણી જ વખત ઊંઘાડવું, ઘણી જ વખત પાણી પાવું, ગરમીમા બહાર લઈ જવુ, દુગ્ધાદિ પદાર્થ ઉઘાડા રાખવાથી વિકૃત થયેલા એવા પેય પાવાં વગેરે કારણોએ બાલરોગ ઉત્પન્ન થાય છે. દૂધ પીનારાં, દૂધ અને અન્ન ખાનારા અને કેવળ અન્ન ખાનારાં, એવા ત્રણ પ્રકારના બાળકો હોય છે. તે અન્ન અને દૂધ દુષ્ટ ન હોય તો બાળક નીરોગી હોય છે. દતોદ્ભવ એ સર્વ બાલરોગોનુ કારણ છે, પરંતુ તેના ઠેકાણે વિશેષ કરી જ્વર, વિડ્ભેદ (ઝાડો, હગામણ), કૃશત્વ, ઊલટી, કપાળ દુખવુ, અભિષ્યંદ, શોથ અને વિસર્પ, એ ઉપદ્રવ થાય છે

**બાળકોની અંતર્ગત વેદના જાણવાનો ઉપાય:**—બાળકોના રડવા ઉપરથી તેની કમીજાસ્તી પીડા સમજવી. બાળક વારંવાર જે ઠેકાણે હાથ હલાવે તે ઠેકાણે અને જ્યા આપણને હાથ અડકાડવા દે નહિ તે ઠેકાણે તેને કાઈક પણ દુઃખ છે એવુ સમજવુ આખો મિચાવા ઉપરથી મસ્તક દુખે છે, એમ સમજવુ મલાવરોધ, ઊલટી, સ્તન ચાટવા અને પેટમા ગડગડવુ, પેટનુ ચડવું અને પેટનુ ઊંચુ થવું, એ લક્ષણોએ તેના ગળામા પીડા છે એમ સમજવુ મળમૂત્ર બંધ થવુ, ડચકણુ તથા ચારે તરફ જોવું, એ લક્ષણોએ તેની બસ્તીમા તથા ગુહ્યસ્થાને પીડા થાય છે એમ સમજવુ. વૈદ્યોએ તેના સ્રોતો (નાક, મુખ, કાન વગેરે દ્વારો), હાથ, પગ વગેરે અવયવ તથા સાધા વારવાર જોવા **બાળકને ઔષધ આપવાનું પ્રમાણ:**—બાળક ઉત્પન્ન થાય એટલે તેને વાવડિંગના ફળ જેટલુ અથવા ગુજાના પ્રમાણમા ઔષધ આપવુ; તેમ જ બાળક મોટુ થતું

+ દાહરોગમા સિદ્ધ ઔષધિ દાહાંતક રસ, સુધાકર રસ, ચદનાદિ કવાથ, ચદ્રકલા રસ, ચંદનાદિ અવલેહ વગેરે ખાવા માટે તથા કાજીક તેલ અને ચદનાદિ લેપ શરીર પર લગાડવા માટે અપાય છે

જાય તેમ વધારતા જવુ એક વર્ષ પછી એકેક માસો વધતા જવુ **કુકૂણક**× (**બાળખુપર્યા**) :— આ રોગ દૂધના દોષે કરી થાય છે તેના યોગે પાપણની નીચે ખાજ આવે છે, બાળકની આખો દુખે છે અને પિયા લાગે છે તે આખને ખૂબ લાગે એટલે બાળક કપાળ, નાક તથા આખો ચોળે છે અને તેનાથી ગરમીમા જોવાતું નથી કે આખો ઊઘડતી નથી. **પારિગર્ભિક** (**પરિભવ, પારેગડું**, મ૦ અવથણે, આયનેર) —ગર્ભિણી માતાનુ દૂધ બાળકને પાવાથી તેને ઉધરસ, અગ્નિમાદ્ય, ઊલટી, ઝાપડા, અરુચિ તથા ભ્રમ થાય છે; તે રોતુ થાય છે અને તેનુ પેટ મોટું થઈ તગતગતુ દેખાય છે આ રોગને પારિગર્ભિક અથવા પરિભવ કહે છે એ ઉપર અગ્નિદીપન ઔષધ આપવા **તાલુકંટક** (તાળવુ પડવુ, ગળુ પડવુ, મ૦ ટાળુ. તાન) —તાળવાના માસમા કફ કુપિત થઈ તાલુકંટક રોગ થાય છે, તેથી કરી તાળવામા ખાડો પડે છે અને તાળવું નીચે લટકે છે બાળક થાન લેતુ નથી, મહાકષ્ટે ધાવે છે, પાતળો મળ થાય છે, તૃષા લાગે છે, આખો, ગળું અને મોઢુ દુખે છે, ગળુ ચોખ્ખુ રહેતુ નથી તથા જે દૂધ પીએ તે ઓકી કાઢે છે. **મહાપદ્મ વિસર્પ** (ગતવા—મળ ધાવરે, રક્તબાડિ, મોનેરક્ત) —બાળકના ગળાને કિંવા બસ્તીને ધાવરુ થાય છે, તેથી કરી બાળક જીવતુ નથી તે ધાવરુ રાતા કમળાના પાદડા પ્રમાણે લાલ હોય છે આ મહાપદ્મરોગ ત્રિદોષ જ છે. એ આખો ઉપર ઉત્પન્ન થઈ ઉર પર્યંત આવે છે, અથવા હૃદય ઉપર થઈ ગુદા પર્યંત જાય છે **સસણી** (**વરાધ, ગધેડી, ભુંડી**. મ૦ સુશી, ઉડતેં).—નાના બાળકની પ્રકૃતિ કફપ્રધાન હોય છે, તે કારણથી તેને પ્રાય. કફાશ્રયના રોગ થાય છે કફકારક પદાર્થ સેવન કરવાથી આ રોગ થાય છે પેટમા કફનુ જાળું થઈ તે વાયુની નૈસર્ગિક ગતિનો અવરોધ કરે છે અને તે ઉપર ચઢતુ ચઢતુ કાળજાએ વ્યાપી આગળ કંઠાવરોધ થાય છે પેટ એકસરખું ઊડતુ હોય છે એ સસણી જેવો અતિ સત્વર વર્ધિષ્ણુ એવો પ્રાણઘાતક બીજો રોગ નથી. **આંકડી** (**આંચકી તાણ**):—માતાએ ઉષ્ણ અને વાતુલ પદાર્થો સેવન કરવાથી તેનુ દૂધ દૂષિત થાય છે. તે બાળકે પ્રાશન કરવાથી તેનુ મગજ તપ્ત થઈ પ્રાણવાહક તંતુ (મજ્જાતંતુ) ક્ષુબ્ધ થાય છે, તેથી હસ્તપાદાદ્યવયવ થરથર થઈ આખો સુકાઈ જાય છે હાથપગને વારવાર આચકા આવે છે, શુદ્ધિ નષ્ટ થાય છે અને સ્તનપાનાદિક વ્યાપાર બધ થાય છે. આકડી એ મોટો ભયકર અને પ્રાણનાશક રોગ છે. આ રોગમા અપસ્મારના સર્વ લક્ષણો થાય છે આ રોગવાળા છોકરા નભાવવા ભારે કઠિન હોય છે જે બાળકના મસ્તકમા ઉષ્ણતા ઘણી હોય છે. તેને પ્રાયઃ આકડીનો રોગ થાય છે. **ભાર**:—આ રોગ દૂધની મલાઈ કિંવા એવા પ્રકારના પદાર્થોનુ સેવન થવાથી પેટમા મલાઈ જેવો કિંવા દેડકા જેવો આકાર થઈ આતરડામા ચિટકાઈ રહે છે પછી ઉત્તરોત્તર તે ઉપર મલાઈ જેવા પુટ ચડી તે વધતો જાય છે પછી તેનો આકાર ડબ્બા જેવો જામે છે તેને નીચે કિંવા બાજુએ અથવા ઉપર છિદ્ર હોય છે, તે તેનુ મુખ તેમા ઊર્ધ્વમુખ હોય તે સાધ્ય, બાજુએ મુખ હોય છે તે કષ્ટસાધ્ય તથા અધોમુખ હોય છે તે બહુધા અસાધ્ય આ રોગ છ મહિનાની ઉપરના બાળકને થાય છે **કવલુ** (**બરોળ**):—આ રોગ પાનથરી (બરોળ) જેવો પેટમા ડાબી બાજુએથી ઠીકરાના કકડા જેવો થાય છે **ઉત્કુલ્લિકા**:—જેમા પેટ ફૂલે છે અને દમ, સોજાથી યુક્ત એવી બાળકની જમણી કૂખમા ઉત્કુલિકા થાય છે

**બાળખુપરા ઉપર ઉપચાર**:—(૧) ત્રિફળા, લોધર, સાટોડી, આદુ, રીંગણી અને ઊભી ભોરિંગણી, એ વાટી કાઢવી તે કલ્કનો સુખોષ્ણ લેપ કરવો (૨) જસતના ફૂલ આખોમા આજવા.

× બાળકોની આખમા વણુ કરીને ૪ રોગ થાય છે. ૧ કુકુણક, ૨ અભિષ્યદ (આખો લાલ થવી, ઊઠવી), ૩ ખીલ (ઉપરની પલકની નીચે ફોડકી થવી) અને ૪ ફૂલુ (ટીકી ઉપર ફૂલ થાય છે તે). કુકુણક (પલકની નીચે થતી ખીજ) માટે અહી ઉપાય બતાવેલ છે બાકીના ત્રણ રોગ માટે 'આંખના રોગ'ના પ્રકરણમા જોઈ લેવુ ખીલ ઉપર —મરી, મનસીલ, રસાજન, શખ અને સિંધાલૂણનું ચૂર્ણ કરી મધ મેળવીને આખમાં આજવુ (શખને પથ્થર પર ઘસીને ચૂર્ણ કરવુ પછી ખરલમા પણ સારી રીતે ઘૂટવુ).

**ફૂલા ઉપર**—(૧) અરેડાની જડનો રસ મધ મેળવી આખમા આજવો (૨) અફીણ, શુદ્ધ નવસાર અને ફુલાવેલી ફટકડી, એ ત્રણે વસ્તુ સમભાગે લઈ અરેડાના રસમા ઘૂંટી અજન કરવુ

(૩) કુરંદના પથ્થર ઉપર લોખંડ ઘસી તે ભૂકી વસ્ત્રગાળ કરી ખુપગ પર નાખવી.

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નોંમા :—હિંગ-૯.

**પારિગર્ભિક ઉપર ઉપચાર :**—(૧) લીંડીપીપર મધમા નાખી ચાટવા આપવી. બાળક પોતાની મેળે ચાટી ન શકે તેમ હોય તો તેની માતાએ ચટાડવુ. (૨) સુરવારી હરડે અને તજ ઠંડા પાણીમા ઘસી આપવી (૩) અજમો, ખોડીઅજમો, જીરુ, શાહજીરું અને સૂંઠનું ચૂર્ણ મધમા આપવુ (૪) પ્રવાળભસ્મ ગુલકંદમા અથવા મધ અને ઘીમા આપવી. (૫) મરી પાણીમા ઉકાળી તેમા સાકર નાખી તે પાણી આપવુ.

**વિશેષ ઉપચાર** જુઓ વર્નોંમા :—પાઢ (કાળીપાડ)-૭, લીંડીપીપર-૨૪, હરડે-૩૧. જુઓ પ્રા૦ ઔંમા :—દૂધ-૪.

**તાલુકંટક-તાળવું (ગળું) પડે છે તે ઉપર× ઉપચાર :**—(૧) હરડે, વજ અને ઉપલેટનો કલ્ક કરી મધ નાખી તે માતાના દૂધમા પાવું. (૨) સાબરશિંગ ગાયના દૂધમા કિંવા ઘીમા ઘસી તાળવા ઉપર લેપ કરવો; અને ગાયના દૂધમા સાબરશિંગ ઘસી પાવુ (૩) વજ અને જાયફળ દૂધમા અગર ઘીમા ઘસી તાળવા ઉપર લેપ કરવો તથા સાબરશિંગ ઘસી પાવુ. (૪) વાસનવેલ અગર પાડળીના વેલાના પાદડા બારીક વાટી પેંડી કરી તે તાળવા ઉપર લગાવવી. (૫) કડવા કારેલા અને આબાહળદરનુ ચૂર્ણ માખણમા મેળવી તેની પિંડી તાળવા ઉપર લગાવવી અને ઉપર એરંડાના પાદડા ૩ દિવસ બાધવા. (૬) કારીવણાનાં પાદડાનો અથવા ડુંગળીનો રસ કાઢી તેમા જીરાની ભૂકી અને ખડીસાકર નાખી તે પાવો. (૭) ડુંગળી શેકી વાટી તેનો લેપ કરવો અને સાંજે તે કાઢી તાળવા ઉપર ગાયનું ઘી ચોપડવુ. (૮) જવખાર અને મધ આગળી પર લઈ તાળવા ઉપર ચોળવુ.

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નોંમા :—એરંડો-૭, કદંબ-૧, કારિવણા-૮, ડુંગળી-૨૬, પાટલા-૧૦, વજ-૧૧ વાસનવેલ-૬, શિરદોડી-૯, હરડે-૧૩, હળદર-૧૭ જુઓ પ્રા૦ ઔંમા.—સાબરશિંગ-૪.

**ધાવરાં (રતવા) ઉપર ઉપચાર :**—(૧) ગતી કરેણના ફૂલ તથા ચોખા અને તેના સમભાગે વજ લઈ રાત્રે ઠંડા પાણીમા ભીંજવી રાખી તે વાસણ ઝાકળમાં ઉઘાડું રાખવુ. સવારે વાટી તેનો લેપ કરવો (૨) ધોળી ચણોઠીના પાદડા વાટી તેનો લેપ કરવો (૩) ગુલાબનું મૂળ પાણીમાં ઘસી લેપ કરવો (૪) સાગના પાદડા અને કામળાના કકડાની રાખ કરી તેલમા ખરલ કરી ચોપડવુ. (૫) ગોપીચદન ઘસી ચોપડવું

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નોંમા :—કરેણા-૫, કાળીવેલ-૧, ગુલબાશી-૧, ગૌરીનો કણો-૧, ચણોઠી-૮, દુદરલી-૨, ધાવડી-૬, મીંઢળ-૬, સાગ-૪, હુરા-૬

**સસણી* (વરાધ, ગરધણી) ઉપર ઉપચાર :**—(૧) સુરવારી હરડે, બહેડા અને જેઠીમધ

---

× તાલુકંટક (તાળવુ પડે છે તે)ની પરીક્ષા —બાળકના તાળવાના ખાડામા ૧થી ૨ માસા ગૌળનો ટુકડો રાખી ઉપર વઉના લોટની ટીકડી રાખી વસ્ત્રથી બાધવુ ત્રણચાર કલાક પછી ખોલીને જોવુ જો ગોળ ઊડી જાય તો રોગ છે જો તાલુકંટક નહિ હોય તો ગોળ પડ્યો રહેશે તાલુકંટકની ઔષધિ —(૧) મહામરિચાદિ તેલ જે ભાવપ્રકાશમા કુષ્ઠ પ્રકરણમા કહેલ છે તેનુ મર્દન કરવુ, તેમ જ નારાયણ તેલનું મર્દન પણ લાભદાયક છે (૨) શેકેલી હિંગ સરસવના દાણા જેટલી, આદાનો રસ, તુલસીનો રસ, ભેંસના છાણનો રસ તથા મધ ચાર ચાર ટીપા લઈ, સર્વ મેળવી દિવસમા બે વખત ચટાડવાથી એક માસની અંદર તાલુકંટક દૂર થાય છે

* આ દરદ બહુધા બાળકને પેટમાં ભાર રહેવાથી થાય છે એથી કાળજા પાસે દબદબો ભરાઈ રહેલો હાથથી તપાસતા જણાઈ આવે છે, તેમ તે થયા પછી બાળકને ઝાડાની કબજિયાત રહે છે, માટે એમા બનતી સાવચેતીથી તાકીદે ઝાડો ઊતરે તેવા ઉપાય લેવા કેટલાક વૈદ્યો ત્રિફળાનો ઉકાળો પણ અપાવે છે કેટલાક બાળકોને કફપ્રકોપ પણ સાથે હોય છે, માટે એક ઊલટી થઈ જાય એવી દવા પણ આપવી પડે છે સસણી રોગમા ઘોડાની લાદ લઈ તેમા થોડુ પાણી નાખી, રસ નીચોવી પિવડાવવાથી તરત દરદ શાંત થાય છે વધારે

એ ઉષ્ણોદકમા ઘસી તેમા લગાર સિંધવ અને મધ નાખી તે ચટાડવું. (૨) નાગરવેલના પાકેલા પાનને એરંડતેલ ચોપડી તે પેટ ઉપર મૂકી પેટ શેકવું (૩) બાળગોળીમા ચણાની દાળ કરતા પણ કમી પાપડખાર અથવા સાજીખાર નાખી તેમા થોડું બાળકની માતાનું દૂધ નાખી તે પાઈ દેવું, તેથી ઊલટી થશે (૪) ગોરોચન અને હળદર નાગરવેલના પાનના રસમા આપવું (૫) પાન સાથે કાળીજીરી અને હળદર નાખી રસ કાઢી આપવો. (૬) કાગ્લીના પાનનો રસ કાઢી તેમા હળદર નાખી તે રસ પાવાથી ઊલટી થઈને કફ નીકળી જાય છે. પછી રોગ શમન થઈ જાય છે. (૭) બાવળીના બિયા નાગરવેલના પાનના રસમા, દૂધમા અગર પાણીમા ઘસી પાઈ દેવા. (૮) સનાપાના પાનનો રસ મધ નાખી આપવો. (૯) ગોમૂત્ર એક-બે વખત ગાળી હળદર નાખી પાઈ દેવું. (૧૦) દિકામાલી, રેવચીનો શીરો અને એળિયો ગરમ પાણીમા વાટી પેટ ઉપર ડૂંટી સિવાયની જગ્યાએ લેપ કરવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—એંડો-૧૭, કાળીજીરી-૪, કેસરીચ પો-૨, દિકામાળી-૬, તુવેર-૮, નાગકેસર-૪, નાગદમની-૫, બાફળી (હીંગોત્રી)-૧, સતાપા-૬, સોનવેલ-૧, હળદર-૮, ૧૦. જુઓ પ્રા૦ ઔ૦મા —કસ્તૂરી-૯ની ટીપમા નં. ૧.

**આંકડી×(આંચકી, તાણ) ઉપર ઉપચાર:**—(૧) ધોળી કુંગળી લગારેક ચીરી, નાકમા ધરી રાખવી અને સુંઘાડવી. (૨) તાળવા સિવાય સર્વ મસ્તકે, નાક આગળ, કપાળ ઉપર તથા આંખો ઉપર ગુલાબજળ ચોપડવું. (૩) સુરવારી હરડે ઠંડા પાણીમા ઘસી હૈયાને, જીભ નીચે અને લગારેક જીભને પણ ચોપડવું. એટલાથી ઉપશમ ન થાય તો હરડે, આમળા તથા ખડીસાકર ઘસી અંજન કરવું તથા કુંગળીનો ઉપાય આસ્તેઆસ્તે ચાલુ રાખવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:-ગોખરુ બેઠાની ટીપણી, કુંગળી-૩, મરડાશિંગ-૧, હરડે-૯.

**ભાર ઉપર ઉપચાર:** (૧) કડુવૃંદાવન (ઇંદ્રવરણું) ભેંસના મૂત્રમાં બાફી તે મૂત્ર સુદ્ધા ખરલ કરી, પછી તે વાલભાર લઈ એક ચણોઠીભાર પાપડિયોખાર અથવા સંચળની ભૂકી સાથે મધમા આપવું. (૨) ગોમૂત્રમા સાકર તથા મીઠું સમભાગે નાખી તે પીવું. (૩) એળિયો અને દિકામાળી એકત્ર કરી પાવી (૪) કબૂતરની અથવા પારેવાની હગાર મધમા ચટાડવી (૫) તોલા ભાર પાપડખાર અને એક મોટું વંતાક કલાઈવાળા વાસણમા બાફી તેને ગોમૂત્રમાં ખરલ કરી તેમાથી બે વાલ લઈ ગોળના પાણીમા પાવું. (૬) બેઠી ભોરિંગણી અને ઊભી ભોરિંગણીના કાઢામા તોલાભાર પાપડખાર ખરલ કરી બેએક આગળી ચટાડવું. (૭) કડવી પંડોળીનાં મૂળ ગધેડીના દૂધમા ઘસી મધ્યરાત્રે પાવા. (૮) જંગલી શેરડીનો રસ થોડા દૂધમા પાવો (૯) સૂર્યકમળનાં ફૂલનો રસ દશ ટીપાં શક્તિ અનુસાર દૂધમા આપવો. (૧૦) ખેરેતીની છાલ, પાણીશાક અને નાળિયેરની કાચલી ગોમૂત્રમા ઘસી દરરોજ બે વખત શક્તિ પ્રમાણે ૨૧ દિવસ આપવી (૧૧) ખેરેતીની છાલ,

---

જરૂર જણાય તો બે ત્રણ કલાક પછી ફરીને રસ પાવો જે બાળકો માત્ર દૂધ પર રહે છે, તે બાળકોના રોગમા કદાચ માતાના શરીરમા કોઈ રોગ હોય તો તેને પ્રથમ દૂર કરવો જોઈએ માત્ર બાળકને ઔષધિ આપવાથી પૂરો લાભ થતો નથી

× કેટલીક જગ્યાએ જે અતિસારનો ભેદ મરડો છે, તેને પણ આકડી કહે છે, કે જેમા દરદી કરાગત જતા મહાન કષ્ટ ભોગવવા છતા આડો ઊતરતો નથી, પરંતુ આ જગ્યાએ આકડી શબ્દનો એ અર્થ થતો નથી જ્યા મરડાને આકડી કહેવાનો રિવાજ છે, એવી જગ્યાએ આ દરદને આચકી કહે છે આ દરદથી બાળક બચવું ઘણું મુશ્કેલ હોય છે એ દરદ શરૂ થયા અગાઉ કોઈ બાળકને ઊલટી થતી માલૂમ પડે છે આ ઊલટી થતા જ બાળકને પાટિયો ટંકણખાર ફુલાવી ૧-૧ રતી શુમારે માતાના ધાવણમા અગર મધમા ૩-૩ કલાકે આપતા રહેવું એથી ઊલટીમા ચીકણા તાતા નીકળી જશે અને આ આચકીનું દરદ થઈ આવવાની ધાસ્તી રહેશે નહિ આચકીવાળા બાળકને માળવી ગોખરુ ૫ અને સૂકી આમલી (આમલીના ફળ) પાણીમાં એકઠા વાટી લૂગડાથી ગાળી બે તોલા પાણી પાવું આ ઉપાય અજમાવી ખાતરી કરેલો છે જ્યારે હોજરી અને આતરડાની ખરાબીથી આચકી થઈ હોય, ત્યારે આ ઉપાયથી હોજરી અને આતરડાનો દોષ દૂર થઈ આચકી(ધનુર્વાત)ની ઉત્પત્તિ બંધ થઈ જાય છે

ચિત્રકના મૂળ અને અઘેડીના મૂળ ગોમૂત્રમા ઘસી આપવા રેચ થયે ઉતાર—દહીં અને ભાત

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—ઇંદ્રવરણા–૪, ૧૩; કારેલી–૯, કાચકી ૧૧, કુવાર–૧૪, ખેરેતી–૩, ૪, ૬; દિકામાળી–૫, ખોળ (હીરાબોળ)–૩, ભાગરો–૬, ભિલામો–૨૫, ભોરિંગણી–૮, વંતાકડી–૪, સરગવો–૧૨, સૂર્યફૂલ–૩, હેદ–૩.

જુઓ પ્રા૦ ઔ૦મા :—અસ્થિવર્ગ-૯, કબૂતરની હગાર–૪, ખીરબહોટી–૧, ૨.

**ડવલુ (બરોળ) ઉપર ઉપચાર :**—ભાર ઉપરના ઉપચાર કરવા *

**ઉત્ફુલ્લિકા રોગ ઉપર ઉપચાર :**—(૧) જળો લગાડી રક્ત કઢાવવુ, અને કકોડી, સૂઠ, નાગરમોથ, ચણકબોબા તથા અતિવિષનુ ચૂર્ણ માતાને પાવુ, એટલે દુગ્ધદોષનુ નિવારણ થાય છે (૨) પેટ શેકવુ અને ખીલીના મૂળ, નાગરમોથ, પહાડમૂળ, ત્રિફળા, બેઠી ભોરિંગણી તથા ઊભી ભોરિંગણીનો કાઢો ગોળ નાખી પાઈ દેવો

**દંતોદ્ભવ (દાત આવવા) ઉપર ઉપચાર :**—(૧) દાત આવવાની વખતે ધાવડીના ફૂલ લીંડીપીપર અને આમળાંના રસમા મધ નાખી દાતના માસવાળા ભાગને ચોળવુ, એટલે બાળકને દંતપીડા થતી નથી. (૨) દાતની પીડા ઘણી થઈ હોય તો ધોળી નગોડના પૂર્વ બાજુના મૂળ લાવી ગળામા બાધવા; એટલે દાત સંબંધી ઉપદ્રવ અને કુરંડ એટલે એક અંડ ઊતરે છે તેનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—કેળ–૧૪, ધાવડી–૩.×

**બાળકના તાવ ઉપર+ ઉપચાર :**—(૧) પદ્મકાષ્ઠ, કડવો લીમડો, ધાણા, ગળો અને રક્તચંદનનો કાઢો બાળકને તથા તેની માતાને આપવો. એટલે સર્વ પ્રકારના તાવનો નાશ થાય છે (૨) જેઠીમધ, વંશલોચન, ધાણી અને રસાજનનો લેહ બાળકોને આપવો, તે સર્વ જ્વરનો નાશ કરે છે. (૩) નાગરમોથ, પિત્તપાપડો, વાળો, કાળો વાળો અને પદ્મકાષ્ઠનો કાઢો ઠંડો થયા પછી આપવો, તે દાહ, ઊલટી તથા જ્વરનો નાશ કરે છે (૪) ભદ્રમોથ, હરડે, કડવો લીમડો, કડવા પંડોળા અને જેઠીમધનો મંદોષ્ણ કાઢો આપવો તે બાળકના નિ:શેષ જ્વરનો નાશ કરે છે (૫) દશમૂળનો કાઢો કરી તેમા લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવો, તે મોહ, ઘેન તથા સન્નિપાત-જ્વરનો નાશ કરે છે (૬) નાગરમોથ, રક્તચદન, અરડૂસી, સૂઠ, જેઠીમધ અને ગળોનો કાઢો પિત્ત, તૃષા, દાહ તથા જ્વરનો નાશ કરે છે. (૭) અરડૂસી, પિત્તપાપડો, વાળો, કડવો લીમડો તથા કરિયાતાનો કાઢો આપવો; તે ઊલટી, દમ, ઉધરસ, પિત્ત અને જ્વરનો નાશ કરે છે. (૮) લીંડીપીપરનું ચૂર્ણ મધમા આપવુ, એટલે જ્વર, દમ, ઉધરસ, કગળો તથા અગ્નિમાદ્યનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—અતિવિષ–૧, ૨, એરોદસ–૨, કાકડાશિંગી–૧, લીંડીપીપર–૨૦ **જીર્ણજ્વર માટે :**—માયફળ (માયા)–૬

**બાળકના અતિસાર (ઝાડો, હગામણ) ઉપર ઉપચાર :**—(૧) લીંડીપીપર, મજીઠ, કાકડાશિંગી અને નાગરમોથનુ ચૂર્ણ મધમા આપવુ, એટલે જ્વર, ઉધરસ, ઊલટી અને અતિસારનો નાશ થાય છે (૨) દાડમપાક આપવો. (૩) કડાના મૂળના ઉપરની છાલ છાશમા વાટી હિંગ નાખી આપવી (૪) કડાપાક આપવો, એટલે સંગ્રહણી અને અતિસારનો નાશ થાય છે. (૫) ધાણી, સિંધવ તથા આબાની ગોટલીનુ સમભાગે ચૂર્ણ મધમા આપવુ, તે ઊલટી અને અતિસારનો નાશ કરે છે. (૬) લીંડીપીપર, રસાજન અને આબાની ગોટલીનુ ચૂર્ણ મધમા આપવુ, તે ઊલટી તથા અતિસારનો નાશ કરે છે (૭) ધાવડીના ફૂલ, બીલા, ધાણા, લોધર, ઇદ્રજવ અને વાળાનુ ચૂર્ણ મધમા આપવુ; તે જ્વર અને અતિસારનો નાશ કરે છે. (૮) લોધર, લીંડીપીપર અને વાળાનુ

---

* બાળકોની બરોળ ઉપર ઉપચાર —શરપખા અને ગોરખમુડીનો રસ કાઢી મધ મેળવી દિવસમા બે વખત પિવડાવવાથી યકૃત તથા પ્લીહારોગ દૂર થાય છે

× બાળકોના દાત આવતી વખતે થતા દરદ માટે દંતોદ્ભેદ, ગદાતક અથવા કનકસુંદર રસ અપાય છે

\+ બાળકોના તાવ ઉપર બીજી ઔષધિ કુમારકલ્યાણ રસ, બાલરોગાતક રસ, ગોદંતી ભસ્મ વગેરે અપાય છે જીર્ણજ્વરમા લાક્ષાદિ તેલ મર્દન કરવા માટે અપાય છે

ચૂર્ણ આપવું (૯) વાવડિંગ, અજમોદ અને લીંડીપીપરના તાદુળનુ ચૂર્ણ ગરમ પાણીમા આમાતિસાર ઉપર આપવુ. (૧૦) વાળો, સાકર અને મધ, એ ચોખાના ધોવડામણમા આપવુ, એટલે રક્તાતિસાર, ઉધરસ, દમ અને ઊલટીનો નાશ કરે છે*

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —અતિવિષ–૮, આમળા–૩૭, ઈંદ્રજવ–૧૨ કપાસ–૧૭, કારિયણા–૭, કેસર–૧૩, કોલિંજન–૮, તુલસી–૭, દાડમ–૨, માયફળ (માયા)–૩, રાળ–૨, લીંડીપીપર–૨૦, વાળો–૩, સુરપીણુ–૨ **શરદીની હગામણ** માટે —જાયફળ–૩ **રક્તાતિસાર એટલે લોહીવા** માટે.—ધામારી–૨, રાળ–૨, વાળો–૩ **આમાતિસાર** માટે —અતિવિષ–૭.

**બાળકોને આપવાના સૂક્ષ્મ રેચ :**—(૧) સોનામુખીનો (મીઢીઆવળનો) કાઢો, ગોળ નાખી શક્તિ પ્રમાણે આપવો (૨) સુરવારી હરડે ગરમ પાણીમા ઘસી પાવી (૩) રેવચીનો શીરો ચણોઠીભાર અથવા બે ચણોઠીભાર મધમા અથવા ગોળમા આપવો (૪) ગુલાબકળી, બાળહરડે અને સોનામુખીનો કાઢો આપવો (૫) એરંડા અને ઉંદરની લીંડીઓનુ ચૂર્ણ લીંબુના રસમા ખરલ કરી ગુદા અને નાભી ઉપર લેપ કરવો

**બાળકના ઝાડા અને પેશાબના બંધ** ઉપર :—ઉંદરની લીંડીઓ–૧

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા .–એરંડો–૩૧, રેવચી–૪, હરડે–૧૭ જુઓ પ્રા૦ઔ૦મા—ઉંદરની લીંડીઓ–૪

**બાળકની સંગ્રહણી ઉપર ઉપચાર :**—(૧) અજમો, જીરુ, મરી, લીંડીપીપર, ઇંદ્રજવ અને સૂંઠનુ ચૂર્ણ મધમા આપવુ (૨) લીંડીપીપર, ભાગ તથા સૂંઠનું ચૂર્ણ મધમા આપવુ. (૩) લીંડીપીપર, સૂંઠ, બીલા, નાગરમોથ તથા અજમાનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. (૪) સૂંઠ અને બીલાનુ ચૂર્ણ ગોળમા આપવુ. એથી ત્રિદોષ સંગ્રહણીનો નાશ થાય છે. (૫) નાગરમોથ, અતિવિષ, બીલા અને ઇંદ્રજવનુ ચૂર્ણ મધમા આપવું.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :–દાડમ–૨, બીલી–૨૦, માયફળ (માયા)–૩, લસણ–૧૦. **આમસંગ્રહણી** માટે–આદું–૨૫, ફણસ–૩ **રક્તસંગ્રહણી** માટે :–આમલી–૧૯, ઓથમીજીરું–૫, તલ–૧૬, નાગકેસર–૩, માયફળ (માયા)–૨

**બાળકોના શ્વાસ–કાસ ઉપર ઉપચાર :**—(૧) ધાણા અને ખડીસાકર ચોખાના ધોવડામણમા આપવા (૨) ધમાસો લીંડીપીપર, દ્રાક્ષ અને હરડેનુ ચૂર્ણ મધમા આપવુ (૩) લીંડીપીપર, ધમાસો, દ્રાક્ષ, કાકડાશિંગી અને કૂંવાડિયાનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. એ શ્વાસ, કાસ અને જ્વરનો નાશ કરે છે (૪) કાકડાશિંગી, નાગરમોથ તથા અતિવિષનું ચૂર્ણ મધમા આપવુ. તે ઉધરસ, જ્વર અને ઊલટીનો નાશ કરે છે (૫) વંશલોચનનુ ચૂર્ણ મધમા આપવુ. (૬) અતિવિષનુ ચૂર્ણ મધમા આપવુ; એટલે તે શ્વાસ, કાસ, જ્વર, ઊલટી અને સૂતિકારોગનો નાશ કરે છે (૭) ધોળી અરડૂસીના પાદડા ચોખ્ખા કપડામા વીંટાળી શેકી રસ કાઢવો અને તેમાં મધ, લીંડીપીપર તથા તેલિયા ટંકણખારની ફુલાવેલી ભૂકી નાખી ચાટણ આપવુ (૮) અરડૂસી, સૂંઠ, રીંગણી અને ગળોનો કાઢો મધ નાખી આપવો ×

---

* ગંગેટીની જડ, ખાખરનો ઠળિયો અને અતિવિષ અથવા સૂંઠ સમાનભાગે ઘસી પાવાથી બાળકનો અતિસાર જાય લવંગ નંગ ૭ અને શેકેલા મોટા ચણાના ફોતરાં ટાંક ૨ને ઝીણા વાટીને નદીની છીપ પાચ લાવી ચૂલામા બાળી પાછી પાણીમા ઉકાળવી તે પાણીમા પડીકી ૧ બાળકને આપવાથી બાળક દૂધ ઓકતુ હોય તો શાંત થાય બાળકોના અતિસાર, મરડો તથા સંગ્રહણી ઉપર બાલકુટજાવલેહ, બાલચતુર્થી (પિપ્પલ્યાદિ ચૂર્ણ) બાલગાંગેરી ઘૃત, લાજાદિ ચૂર્ણ વગેરે અપાય છે

× (૧) બાળકોના શ્વાસકાસ ઉપર બીજી ઔષધિ —કંટકારી ઘૃત, કુમારકલ્યાણ રસ, મુસ્તકાદિ સ્વરસ, [illegible]દિ ચૂર્ણ વગેરે અપાય છે (૨) ઉટાટિયો (મોટી ઉધરસ) જે દૂધ પીતા બાળકને થાય તેની માને લીંડીપીપર અને ઘીથી વઘારેલો અડદના યૂષ પિવડાવવાથી ધાવણ ગુણદાયક બને છે. બાળકને લીંડીપીપર, [illegible] તથા સૂંઠનુ ચૂર્ણ ઘી તથા મધ મેળવી ચટાડવુ અથવા ધાવણમા મેળવી પિવડાવવુ (૩) બાળકોને [illegible] ઉધરસની સાથે ગળાનો કાકડો ટીલો થઈ જાય છે, તેના ઉપર કાળાં મરી તથા ચૂલાની માટી

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—**ઉધરસ** માટે:—અતિવિષ-૧, એગેદસ-૨, કાકડાશિંગી ૧, ૨; કાટાસરિસા-૧, કોથમીર-૧૭, ગોડાળ-૨, દક્ષિણ શુરિયો-૧, દાડમ-૧, દારુડીની ટીપનો છેલ્લો પેરો, બોરસલી-૭, મોરશિખાની ટીપમા નં. ૨, રાજહંસ-૧, લીંડીપીપર-૨૦, વાવડિંગ-૫, વાળો-૩, વાસ-૭, શિરદોડી-૩ સતાપા-૫, ૮; સુરપીણ-૩ **શ્વાસ એટલે દમ** માટે:—અતિવિષ-૧, કોથમીર-૧૭, વાવડિંગ-૫, વાળો-૩, વાસ-૭

**હેડકી ઉપર ઉપચાર:**-(૧) સોનાગેરુનુ ચૂર્ણ મધમા આપવુ (૨) લીંડીપીપર અને રેણુકબીજના કાઢામા હિંગ અને મધ નાખી આપવુ. (૩) કડુનુ ચૂર્ણ મધમા આપવુ; તે હેડકી અને ઘણા દિવસની ઊલટીનો પણ નાશ કરે છે **ઊલટી ઉપર ઉપચાર:**—(૧) હરડેનુ ચૂર્ણ મધમા આપવુ. (૨) પીપળાની છાલની રાખ પાણીમા નાખી તે પાવી (૩) આબાની ગોટલી, ધાણી અને સિંધવનું ચૂર્ણ મધમા આપવુ. દૂધ પી ઊલટી કરનાર બાળકને પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રક અને સૂંઠ, એ પચકોલનું ચૂર્ણ મધમા આપવુ (૪) મહાળુગ(બિજોરા)ના મૂળ દૂધમા ઘસી પાવા (૫) બાળ આબો, જેઠીમધ અને લીંડીપીપર, મધમા ઘસી ચાટણ આપવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—અજવલો-૨, અતિવિષ-૧ ૨, કાકડાશિંગી-૧, તુલસી-૬, ૭, બિજોરુ-૪, રાનતુલસી-૨, લીંડીપીપર-૧૦, વાળો-૩.

**તૃષા (તરસ) ઉપર ઉપચાર:**—(૧) લીંડીપીપર, જેઠીમધ અને આબાના પાદડાનુ ચૂર્ણ મધમા આપવુ (૨) કાળી દ્રાક્ષ અને જેઠીમધનો કાઢો આપવો **આનાહવાયુ (આફરા)* ઉપર ઉપચાર**—સિંધવ, સૂંઠ, એલચી અને ભારગમૂળનુ ચૂર્ણ ઘીમા આપવુ, તે આનાહ અને વાતશૂળનો નાશ કરે છે. **રડતા બાળકને માટે:**—ત્રિફળા અને લીંડીપીપરનું ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. **બાળકની ક્ષીણતા+ ઉપર ઉપચાર:**—(૧) ભોયકોળુ, ઘઉ અને જવનુ ચૂર્ણ કરી તેમા ઘી નાખી આપવુ અને પછીથી લાગલુ જ સાકર અને મધ નાખી દૂધ આપવું (૨) ઉંબરફળ(ઉબગ)નુ ચૂર્ણ, ઉપલેટ અને વજનુ ચૂર્ણ મધ અને ઘીમા આપવુ, કિંવા કાકોલી, શખાવળી તથા ઉબરાનુ ચૂર્ણ મધ અને ઘી નાખી આપવુ, અથવા અર્કપુષ્પી (શિરદોડી) અને ઉબરાનું ચૂર્ણ મધ અને ઘીમા આપવું કિંવા ઉંબરાનુ ચૂર્ણ, કાયફળ અને ધોળી ધગનું ચૂર્ણ મધ અને ઘીમા આપવુ. એ ચાર પ્રાશ્ય (ચાટણ) બાળકના દેહ, બળ તથા પુષ્ટિને વધારે છે (૩) આસગધનો કલ્ક એક ભાગ તથા દૂધ આઠ ભાગ, એમા ઘી નાખી પચન કરી તે બાળકને આપવું, એટલે પુષ્ટિ કરે છે તથા બળને વધારે છે. **સોજા ઉપર ઉપચાર:**—(૧) નાગરમોથ અને કોળાના બિયા, દેવદાર અને ઇદ્રજવના પાણીમા વાટી લેપ કરવો (૨) સાટોડીના મૂળ વાટી લેપ કરવો (૩) ડૂટીને સોજો આવ્યો હોય તો માટીનુ ઢેફુ તપાવી તે ઉપર દૂધ નાખવુ અને ગરમ હોય તેના વડે નાભિ પર શેક કરવો. **નાભિપાક ઉપર ઉપચાર:**—(૧) હળદર, લોધર, ઘહુલા અને જેઠીમધના કાઢામા તેલ સિદ્ધ કરી તે ઉપર ચોપડવુ અને એનુ જ ચૂર્ણ કરી તે ઉપર નાખવુ (૨) બકરીની લીંડીઓ દૂધમા વાટી લેપ કરવો (૩) તજ તથા ચદન અથવા ક્ષીરવૃક્ષ(ઉબરા)નુ ચૂર્ણ ઉપર નાખવુ **ગુદપાક ઉપર× ઉપચાર:**—(૧) પિત્તનાશક ક્રિયા કરવી બાળકોને વિશેષ કરી પ્રાશન અને

---

પાનીમા વાટી લગાડવું અથવા માયફળ પાણીમા ઘસી કકડા પર ચોપડવુ

* આફરા ઉપર ઔષધિ —(૧) એળિયો તથા સાબુ સમભાગે લઈ પાણીમા વાટી નવશેકું કરી દૂધ પીતા બાળકના પેટ અને પેઢુ ઉપર લેપ કરવાથી દસ્ત આવીને સોજો તથા આફરો દૂર થાય છે (૨) હિંગ પાણીમા ગોળી ગરમ કરી નાભિની ચારે તરફ લેપ કરવો અથવા સરસવનો ખોળ(ખીલી)નો લેપ કરવો. (૩) સિંધાલૂણ અને હિંગની મધમા પાતળી બત્તી બનાવી ઘીમા ભિજાવી બાળકની ગુદામા રાખવાથી ઉદાવર્ત (ચાકર) તથા આફરો દૂર થાય છે

\+ બાળકોની ક્ષીણતા ઉપર વધુ ઔષધિ —કુમારકલ્યાણ ઘૃત, અશ્વગધા ગધ અને અષ્ટમગલ ઘૃત વગેરે અપાય છે

× જે બાળકની ગુદા પાકે તે બાળકની માનુ દૂધ પિત્તકફનાશક ઔષધિથી શુદ્ધ કરવુ જોઈએ તેમ જ વ્રણની ચિકિત્સા પિત્તકફનાશક ઔષધિ દ્વારા કરવી

લેપન એ વિષયમા રસાજન હિતકારક છે (૨) શખ, જેઠીમધ અને રસાજનનુ ચૂર્ણ ઉપર ચોપડવુ. **ક્ષત, ફોલ્લા ઇત્યાદિ ઉપર ઉપચાર:**—(૧) કડવા પડોળા, ત્રિફળા, કડવા લીમડાની છાલ અને હળદરનો કાઢો આપવો, એટલે ક્ષત, ફોલ્લા અને જ્વર શાત થાય છે (૨) પીપળાની છાલ, રક્તચદન (રતાદળી) અથવા ગેવચીનુ લાકડુ પાણીમા ઘસી લેપ કરવો **ખસ ઉપર ઉપચાર:**—(૧) ધુમાસ, હળદર, ઉપલેટ, ગાઈ અને ઇદ્રજવ, એ છાશમા વાટી લેપ કરવો; તે કરોળિયા, ખસ અથવા ખરજ અને કોઢનો નાશ કરે છે (૨) ગધક અને કપૂર કોપરેલમા ખરલ કરી લેપ કરવો. (૩) રેચ આપવો. **મુખપાક– ઉપર ઉપચાર:**—(૧) જાઈના પાદડા, દુવ, દ્રાક્ષ, પહાડમૂળ અને ત્રિફળાના કાઢાએ ગલકોરા ભરવા (૨) પીપળાની છાલ અને પાદડાના ચૂર્ણનો લેપ કરવો (૩) તપખીર લગાડવી **ખરજવા ઉપર ઉપચાર:**—(૧) ખીજડીના પાદડા ગાયના દહીમા વાટી લેપ કરવો. (૨) ચોખાના દાણા ધરોના રસમા વાટી લેપ કરવો. (૩) કપીલો અગર સોનાગેરુ દહીમા વાટી લેપ કરવો (૪) ગોપીચદન ઘમા ચોપડવુ **માથા ઉપર ફોડલી જો થઈ આવે છે તે ઉપર ઉપચાર:**—(૧) ચદન અને અગર ગુલાબજળમા વાટી તેનો લેપ કરવો (૨) ગોપીચંદનનો લેપ કરવો. (૩) સોનાગેર, રક્તચદન (રતાદળી) અને ગુલેઅરમાનીને ઠંડા પાણીમા અથવા ગુલાબજળમા વાટી લેપ કરવો. એનાથી ખરજવુ પણ જાય છે. **અળાઈઓ ઉપર ઉપચાર:**—(૧) ચદન, ધાણા અને વાળાનો ગુલાબજળમા લેપ કરવો. (૨) આમળા, ધાણા, વાળો અને નાગરમોથનો લેપ કરવો (૩) ચણાનો લોટ ઠડા પાણીમા મેળવી ચોપડવો અને સુકાયા પછી સ્નાન કરવુ. **પેટપીડ (ઉદરશૂળ) ઉપર× ઉપચાર:**—એક લીબુ ચીરી તેની એક ફાડ ઉપર દિકામાળી ભરી, બીજી ફાડનો રસ તે ઉપર નિચોવી દિકામાળી ભરેલી ફાડ અંગારા પર રાખી ખદખદાવવી, પછી કાઢી લઈ ચુસાડવી એટલે પીડ બધ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને કોઠો શુદ્ધ થાય છે **બાળકની ઊલટી, ઝાડા, તાવ તથા ઉધરસ ઉપર:**—(૧) પીપલ્યાદિ ચૂર્ણ (લીડીપીપર, નાગરમોથ, અતિવિષ અને કાકડાશિગનું ચૂર્ણ) મધમા ચટાડવુ (૨) ચૂનાનું નીતર્યું પાણી, ગાયનુ દૂધ તથા વરિયાળીનો અર્ક મેળવી થોડુંથોડું પિવડાવતા રહેવાથી દૂધ પાચન થઈ જાય છે. (૩) પેટ ઉપર સરસવનુ તેલ ચોપડી ફલાલીન અથવા ગરમ કપડાથી પેટ ઢાકી રાખવાથી દૂધની ઊલટી બધ થાય છે **બાળકને કોગળા:**—પાનમાં ચમચાભાર અજમો અધીં મૂઠી સૂવા, થોડી હરડે અને થોડા સચળ નાખી પાન સારી પેઠે ચાવી, સર્વે જણસોનુ એકરૂપ થાય પછી તે રસ હથેળીમા કાઢી બે-ત્રણ આગળા પાવો આ કોગળા આઠદશ દિવસે આપવાનો ક્રમ રાખવો; એટલે કફવાતજન્ય વગેરે વિકાર થઈ શકતા નથી. **મૂત્રકૃચ્છ્ર (ઊનવા) ઉપર ઉપચાર:**—(૧) ગાયના ગરમ દૂધમા ગોળ નાખી પિવડાવવુ. (૨) એરડીના તેલમા દૂધ અથવા ગોમૂત્ર મેળવી પછી તેમાં શુદ્ધ ગૂગળ નાખી પિવડાવવુ એટલે મૂત્રરોગ તથા વાતરોગનો નાશ થાય છે. **મૂત્રનિગ્રહ (મૂત્ર પેડુમાં ભરાયેલું રહે તે)+ઉપર:**—લીડીપીપર, સૂંઠ, મરી, એલચીદાણા અને સિંધવનું ચૂર્ણ કરી તેનો સાકરના પાકમા લેહ કરી આપવો **ગંડમાળ (કંઠમાળ) ઉપર ઉપચાર:**—(૧) વછનાગનો ગોમૂત્રમા લેપ કરવો (૨) વગડાઉ કપાસના મૂળ ચોખામા મેળવી તેનો લોટ કરી

– મુખપાક ઉપર—ગેરુ, ફૂલાવેલ ટકણખાર, ફટકડીની ફૂલી તથા શંખજીરુ, એનુ ચૂર્ણ કરી લગાડવુ; એટલે ચાદી, બળતરા તથા લાળ ટપકતી બધ થાય છે (૧) કપૂર, ચણકબાબ તથા કાથાનુ ચૂર્ણ પાણીમા ઘૂટીને ચોપડવું

× પેટપીડ (ઉદરશૂળ ઉપર) —(૧) કાળા તલને પાણીમા વાટી ગરમ કરી પોટલીમા બાધી પેટ ઉપર શેક કરવો (૨) ઇલાયચી, ભારગી, સિધાલૂણ, સૂંઠ તથા તળેલી હિંગ સમભાગે લઈ ચૂર્ણ કરવુ આ ચૂર્ણ ૧થી ૪ રતી સુધી નવશેકા જલમા ઘોળીને પિવડાવવુ, જેથી ઉદરશૂળ તથા આનાહ (કબજિયાત અને આફરો) તેમ જ પાચનશક્તિ દૂર થાય છે

– મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર અને પથરી ઉપર —કપૂર અને પાણીને મેળવી તેમા પાતળા વસ્ત્રના ટુકડાને ભીજવી બત્તી કરી મૂત્રેદ્રિયના છિદ્રમા પ્રવેશ કરાવવાથી દારુણ મૂત્રાવરોધ તરત દૂર થાય છે

રોટલી કરી ખાવી. **અપસ્માર (થોથું) અને ઉન્માદ (ચિત્તભ્રમ) ઉપર ઉપચાર :**—(૧) શિગ્રુવૃક્ષ અને કરંજના બિયા ઘસી આંખોમા આંજવા, એટલે ઉન્માદ, અપસ્માર અને અપતંત્રકનો નાશ થાય છે (૨) કોળાના રસમા જેઠીમધનુ ચૂર્ણ નાખી તે સાત દિવસ પ્રાશન કરવુ (૩) ગાયનુ ઘી, દૂધ, દહી અને છાણના રસમા ઘી સિદ્ધ કરી આપવુ, એટલે અપસ્માર, ઉન્માદ અને ચાતુર્થિક જ્વરનો પણ નાશ થાય છે. **મૂર્ચ્છા (બે શુદ્ધિ) ઉપર+ ઉપચાર :**—(૧) ખીલીનો ગર, પદ્મકાષ્ટ, વાળો, ચંદન અને નાગકેસરનું ચૂર્ણ મધમાં આપવુ. (૨) દ્રાક્ષ અને આમળા બાફીને વાટવા તથા મધમા આપવા, એટલે સંપૂર્ણ દોષથી થયેલી જ્વરયુક્ત મૂર્ચ્છા પણ દૂર થાય છે. (૩) ધમાસાનો કાઢો ગાયનુ ઘી નાખી પાવો. **દાહ ઉપર ઉપચાર :**—(૧) પદ્મકાષ્ટ, ચંદન અને વાળાનું ચૂર્ણ દૂધમા આપવુ (૨) કપૂર, ચંદન, વાળો અને કાયફળનુ ચૂર્ણ શરીરે લગાવી પછી પલ્લવ-(પાદડા)ના બિછાના ઉપર ઉઘાડવુ **શીતળા ઉપર ઉપચાર :**—(૧) ગધેડીનુ દૂધ પાવુ કિંવા તુલસીના પાદડાંનું ભક્ષણ કરાવવુ (૨) રક્તચંદન, અરડૂસી, નાગરમોથ, ગળો અને દ્રાક્ષનો કાઢો ઠંડો કરી આપવો. (૩) કડવા લીમડાની છાલનો હિમ કરી આપવો તેથી અંતર્દાહક જ્વર, જીર્ણ-જ્વર, શીતળાના યોગે શરીરમા ભરેલી કડકી (ગરમી) દૂર થાય છે. **બાળકો માટી ખાઈ રોગી થાય છે તે ઉપર ઉપચાર :**—માટીને બદલે સોનાગેરુ ખાવા આપવો, એટલે રેચ થઈ માટી ખાવાથી થયેલો વિકાર દૂર થાય છે. **બાળકઘૂંટી :**—સુરવારી, હરડે, બહેડા, અતિવિષ, નાગરમોથ, ઇંદ્રજવનો એક દાણો, વાવડિંગના ત્રણ દાણા અક્કલગરો, જેઠીમધ, એ ઔષધો અર્ધી મૂઠી વગિયાળી અને સુવા ચપટીભર, એ સર્વ લઈ અધકચરા કૂટી પાણીમા ઉપલી જણસો ઘસી તેમા થોડો સિંધવ અને મધ નાખી તે ચાગળાભર પાઈ દેવુ એ પ્રમાણે બાળક એક મહિનાનુ થયા પછી નિત્ય ચાલુ રાખવુ. બાળક ૭ મહિનાનુ થયા પછી ઘૂંટડો બે-અઢી ચાગળા પર્યંત વધારવો નાના બાળકને ખારેક ઘસી પાવી નહિ, કારણ કે તેથી પેટમા જાળુ બંધાય છે અને કોઠામા ગરમી થાય છે.*

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા.—**ઉટાંટિયા** માટે —ઉટકટારી-૧, કોલિંજન-૧, રિસામણી-૫, હેળુ-૨ **બાળકને કાંટા આવે છે તે** માટે :—કાળીજીરી-૧૦ **આમ** માટે :—કોથમીર-

---

+ મૂર્ચ્છારોગમા કસ્તૂરી અને મકરધ્વજ, અથવા એકલી કસ્તૂરી મધમા મેળવી ચટાડવી

* બાળાગોળી —જાયફળ, જાવંત્રી, તજ, લવિંગ, ઇલાયચી, અજમોદ, સફેદ મરી, વાપુંબા, સુવા, સંચળ, હરડે, કરિયાતુ, કાકચ(શેકેલા), અતિવિષ, દાડમના ફળની છાલ, પીપળીમૂળ, વંશલોચન, હીમેજ, હીરાબોળ, ખસખસ, લોબાન તથા કેસર, આ સર્વ વસ્તુ સમભાગે લેવી મધની સાથે ઘૂંટી મગના દાણા જેવડી ગોળી બનાવી સુકાવી ભરી રાખવી માત્રા ૭ માસ સુધીના બાળક માટે ૧ થી ૨ ગોળી ૭ માસથી ૧૨ માસ સુધીના બાળક માટે ૨ થી ૪ ગોળી દિવસમા બે વખત માતાના દૂધ સાથે આપવી આ ગોળીના સેવનથી બાળકના તમામ રોગ દૂર થાય છે, દૂધ પાચન થાય છે, દસ્ત સાફ આવે છે, તાવ, ખાસી, વમન, દસ્ત, વાયુ, અજીર્ણ વગેરે દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે નિત્ય પ્રતિ ઉપયોગ કરવાથી બાળક મજબૂત થાય છે

બાળકો માટે ચાટણ —અભ્રકભસ્મ ૧ તોલો, મંડૂર ભસ્મ તોલા ૨ા ગળોનુ સત્ત્વ તોલા ૨ા, અતિવિષ, વંશલોચન, મરી, સૂંઠ, લીંડીપીપર, વાવડિંગ, એ ૭ વસ્તુ એકેક તોલો, જેઠીમધ ૨ા તોલા તથા શેકેલ કાકચનો મગજ ૦ાા તોલો લઈ સર્વને બારીક ખાંડી ૩૦ તોલા મધમા ઘૂંટી ડબામા ભરી લેવુ માત્રા ૧ થી ૪ વાલ સુધી દિવસમા બે વખત આપવાથી જીર્ણજ્વર, રતવા, ખાસી, ઝાડો, મંદાગ્નિ, ઊલટી, કબજિયાત, ઉદરશૂળ, સોજો, રક્તવિકાર વગેરે દરદ દૂર થઈ બાળક પુષ્ટ બને છે

બાળકના તોતડાપણા ઉપર —(૧) અજમો, ઉપલેટ, લીંડીપીપર, ઘોડાવજ, જેઠીમધ, જીરુ, સિંધાલૂણ, સૂંઠ અને હરડે દરેક બબ્બે તોલા લેવી તથા ગાયનુ ઘી ૧ શેર અને દૂધ ૪ શેર લેવા પછી ઉપરની ઔષધિને દૂધની સાથે ચટણી માફક વાટી ચટણી, દૂધ તથા ઘી એક કડાઈમા નાખી ધીમી આચ પર પાક કરવો. જ્યારે દૂધ બળી જઈ ઘી શેષ રહે, ત્યારે ઉતારી ગાળી લેવુ આ ઘીના સેવનથી બાળકની વાણી શુદ્ધ બને છે (૨) સારસ્વત ઘૃત આપવુ

અહી આપેલા રોગ ઉપરાંત બાળકોને ઓરી (ગોવરુ), અછબડા વગેરે થાય છે તેના ઉપાયો ક્ષુદ્રરોગમાં જોવા ગૂમડા તથા શીતળાના વિશેષ ઉપચાર વિદ્રધિ તથા શીતળાના પ્રકરણમા જોવા

૧૪, ખસખસ-૨, બીલી-૧, લસણ-૧૦ **અજીર્ણ** માટે :—કોથમીર-૧૪, **પેટપીડ એટલે પેટમાંના દુખાવા** માટે :—આશા-૧, કોથમીર-૧૪, નાની અરણી-૧, પાટલા-૬, સમુદ્રફળ-૩, **કૃમિ એટલે કરમિયા** માટે :—આશા-૧, એરંડો-૧૮, કપૂર-૮, ખાખરો-૧૧, ડુંગળી-૭, નાની અરણી-૧, સાપસૂન-૪, સુરપીણ-૩. **શક્તિવર્ધન એટલે શક્તિ આવવા** માટે :—આસંધ-૪, ખજૂરી-૧૩, ખસખસ-૭, તવખીર વૃક્ષ-૩, નાગલી-૧, ૩, **અશક્ત, દૂબળા અને અનાજ નહિ પચે તેવા બાળક** માટે —ભોયકોળું-૧૨. **સરેખમ** માટે :—કાંટાસરિયો-૧ ખસખસ-ક (અફીણ)-૧૫, સુરપીણ-૩. **શરદી** માટે :—અગથિયો-૮, ખસખસ-ક (અફીણ)-૧૫, ભાગરો-૧૩, રાનમોગરો-૩, સમુદ્રફળ-૧. **કફવિકાર વાયુગમન** માટે :—રાનમોગરો-૨, વજ-૧૨ **મોડશી** માટે :—આવળ-૩. ઇંદ્રજવ-૧૩, ડુંગળી-૭, **છાતીના દરદ** માટે —ગલફી-૧ **વાંગ** માટે :—આબાહળદર-૫, ગરામાળો-૪, મજીઠ-૩, વાયવરણા-૧૧. **વિદ્રધિ એટલે ગળુંબે** થાય છે તે માટે —દક્ષિણી થુરિયો-૨, **ઠંડી હવા હોય કે બાળકને શરદીવિકાર હોય** ત્યારે તેને આપવાનો ખોરાક :—ખજૂરી-૧૪ **હૃદ્રોગ** માટે :—થુવેર ત્રણધારીઓ-૩ **મુબારકી** માટે :—કંડોળી-૧૦ ખેર-૫, દુધેલી-૨ **આંખ દુખવા આવી હોય તે** માટે :—કોથમીર-૧૫ **શીતળા અને ઓરી** માટે :—ઉબરો-૧૪, કાટી ગોખરુ-૫, ખાખરો-૧૨, તુલસી-૧૫, દ્રાક્ષ-૧૩, પીપળો-૬. **ટૂંટિયું આવે** તે માટે —ઉક્ષી-૬. **મળ ફુળ થવા** માટે :—કીડામારી-૪ **નાના બાળકને માથામાં ગરમીથી ફોડલીઓ** થાય છે તે માટે :—કડવી કવઠ-૩. **પેટ ચઢે** તે માટે —કારેલી-૫ **બાળક જલદી વધવા** માટે :—ડુંગળી-૧૫ **બાળકને જન્મથી બાર દિવસ અંદર રાતી ફોડલીઓ થાય** તે માટે —ગુલછળુ (ગુલછડી)-૧. **ગરમીથી થતી ગાંઠો** માટે :—કારિવણા-૫ **બાળકને શબ્દોચ્ચાર સ્પષ્ટ થવા** માટે —કારિવણા-૨ **પેટમાં લોહીની ગાંઠ બને છે** તે માટે :—કાયફી-૯, રતાદળી-૫, સમુદ્રફળ-૩. **નવા બાળકનું ગળું કફથી બંધાઈ જાય** તે માટે :—થુવેર ચોધારો-૭ **રક્તમૂળ વ્યાધિ** માટે :—નાગકેસર-૧. **બાળકની બોબડી વાચા શુદ્ધ થવા** માટે :—પીપળો-૧ **મોઢું આવી ચાંદીઓ પડે** છે તે માટે —પીપળો-૭ જુઓ પ્રા૦ ઔ૦મા :—દૂધ ૪ ની ટીપમા. **ચામડીના રોગ** માટે :—જેઠીમધ-૯ **બાળકના શરીરે ફોડલીઓ થાય છે તે** માટે :—પીપળો-૨૦, રતાદળી-૭, રેવચી-૩. **બાળકને લાળ પડે તે** માટે :—માયફળ (માયા)-૮, વાધાટી-૪ **બાળક નીરોગી થવા** માટે :—વાવડિંગ-૨. **બાળકની છાતી જકડાઈ જઈ શ્વાસ જોરથી ચાલે છે તે** માટે —સતાપા-૩. **બાળકને અળાઈ થાય તે** માટે :—સુખડ-૪

જુઓ ગો૦વૈ૦મા —**છોકરાંઓની છાતીમાં કફનો ગઠ્ઠો બાઝે તે** માટે :—ઘી-૧૨. જુઓ પ્રા૦ઔ૦મા —**ઊલટી, વરાધ વગેરે બાળકના રોગો** માટે —ગોરોચન-૧. **બાળકને શીતળા હલકા આવવા** માટે :—ગોરોચન-૩. **કફ, ઉધરસ, શ્વાસ, અશક્તિ ઇત્યાદિ બાળરોગ** માટે —દૂધ-૨, જુઓ **અનુભૂત** ઔષધ-ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા નં. ૧૬ અને ગુટિકાપ્રયોગની ટીપમા ન ૧૫ ૧૬

## ૪૦—બેશુદ્ધિ (મૂર્ચ્છારોગ)

**કારણ અને સંપ્રાપ્તિ :**—ક્ષીણ થયેલા, પુષ્કળ દોષસંચય થયેલા, વિરુદ્ધ આહાર સેવન કરનારા, એવા પુરુષે મળમૂત્રાદિ વેગ ધારણ કરવાથી, અભિઘાતથી અથવા જે પુરુષનો સત્ત્વગુણ ક્ષીણ થયો હોય એવા પુરુષના બહારના અને અંદરના મનોવહ સ્રોતોમા જ્યારે દોષ પ્રવેશ કરે છે, ત્યારે મનુષ્યને મૂર્ચ્છા આવે છે; એટલે સંજ્ઞા વહન કરનાર નાડી વાતાદિકોએ આવૃત્ત થવાથી સુખદુઃખનું જ્ઞાન નષ્ટ કરનારુ એવું અજ્ઞાન અકસ્માત પ્રાપ્ત થાય છે સુખ-દુ:ખનુ જ્ઞાન નષ્ટ થયુ એટલે મનુષ્ય [illegible] પડે છે આ રોગને **મોહ** કિંવા **મૂર્ચ્છા** કહે છે. મૂર્ચ્છામા **પિત્ત** એ

વ્યાપક હોય છે.×

**પૂર્વરૂપ :**—હૃદયમા પીડા. બગાસા, ગ્લાનિ, ભ્રાંતિ એ થાય છે; **મૂર્ચ્છા, ભ્રમ, તંદ્રા અને નિદ્રા, એના ભેદ :—મૂર્ચ્છામાં પિત્ત અને તમોગુણ** અધિક હોય છે **રજોગુણ, પિત્ત અને વાયુથી ભ્રમ** થાય છે **તમોગુણ, વાયુ અને કફથી તંદ્રા** તથા **તમોગુણથી નિદ્રા** ઉત્પન્ન થાય છે. મૂર્ચ્છાદિ રોગથી **સંન્યાસ** જુદો રોગ છે. તે દોષોનો વેગ જવાથી મદ મૂર્ચ્છાદિક પોતે પોતાની મેળે શાંત થાય છે; પરંતુ **સંન્યાસ** પોતે પોતાની મેળે શાંત થતો નથી **સંન્યાસે** પીડાયેલો મનુષ્ય કાષ્ટવત્ થઈ મરી ગયા જેવો પડે છે તેને સોયો ભોકવી, કૌચ લગાડવી વગેરે ઉપાય કરવાથી તે શુદ્ધિમાં આવે છે.

**ઉપચાર :**—(૧) શરીર પર પાણી છાટવુ, સ્નાન કરાવવુ, રત્નો તથા રત્નોનો હાર અને ઠંડા લેપનુ ધારણ, વીજણાથી નાખેલો વાયરો, સુગંધ અને શીત એવા પાદડા, એ ઉપચારોએ મૂર્ચ્છા દૂર થાય છે. (૨) ધમાસાનો કાઢો ઘી નાખી આપવો, એટલે ભ્રમની શાંતિ થાય છે (૩) પંચમૂળનો કાઢો મધ અને સાકર નાખી આપવો, ને જ્વરનાશક કષાય તે પણ દોષ જોઈ આપવો. (૪) રીંગણી, ગળો, પીપળીમૂળ, સૂંઠ અને વાયવરણાનો કાઢો આપવો (૫) કાળી દ્રાક્ષ, સાકર, દાડમની છાલ, લાજાળુ તથા રાતા, લીલા અને ધોળા કમળનો કાઢો આપવો (૬) બોરના ઠીલામાનુ મગજ, લીંડીપીપર, વાળો અને નાગકેસર પાણીમા વાટી પાવા અથવા મધમા લીંડીપીપર ખાવી (૭) રાત્રે મધમા ત્રિફળા આપવા અને સવારે આદુ અને ગોળ એકત્ર કરી તેમા ત્રિફળાનું ચૂર્ણ આપવુ. (૮) નાળિયેરના પાણીમા જવનો લોટ અને સાકર નાખી પાવુ, એટલે હૃદયમાનો કફ, તૃષ્ણા, મૂર્ચ્છા અને ભ્રમ, એ ભયંકર હશે તોપણ તેનો નાશ થશે. (૯) લસણ, મનશીલ અને વજનુ અંજન કરવુ *

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —અરીઠા–૧૧, આદુ–૩, આમળા–૩૨, ઉંદરકની–૪, કાચ–૭, તુવેર–૫, દ્રાક્ષ–૬, ધમાસો–૫, ભિલામો–૨૭, લવંગ–૨, લીંડીપીપર–૨૫, હરડે–૧૦, હળદર–૧૩.

**પથ્ય**—રેચન, ઊલટી, લાઘણ, મૃદુ–કડવો રસ, ધાણીનો મંડ, જૂના જવ, ગતી ડાંગર, મગ અને વટાણાનો યૂષ, સાકર, જૂનુ કોળુ, પંડોળા, દાડમ, નાળિયેર અને તાદળજો. **અપથ્ય**—તાંબૂલ, ભાજીપાલો, દાત ઘસવા, ગરમી લેવી, વિરુદ્ધ ભક્ષણ–પ્રાશન, મૈથુન, તીખા પદાર્થ,

× વાત, પિત્ત, કફ, સન્નિપાત, રુધિર, વિષ અને દારૂની એમ સાત પ્રકારની મૂર્ચ્છા છે મૂર્ચ્છાવાળાને (૧) દ્રાક્ષ, ગળો, સૂંઠ, પુષ્કરમૂળ, પીપળીમૂળ, એનો ઉકાળો કરી તેમા લીંડીપીપર અને મધ નાખી આપવો. (૨) ધમાસાનો ઉકાળો ઘી નાખી આપવો (૩) નવસાર અને ચૂનો એકત્ર કરી એક શીશીમા ભરી તેનુ મોઢું બંધ કરી રાખવુ જરૂર પડયેથી તે શીશીનુ મોઢુ ઉઘાડી તેની વાસ સુંઘાડવી (૪) વછનાગ ૨ પૈસાભાર, લીંડીપીપર ૦॥ પૈસાભાર અને સોનાગેરુ ૧॥ પૈસાભાર લઈ, વાટી રતી ૧ની માત્રા આપવાથી ગરદી મટે અને વાયુની મૂર્ચ્છા જાય

* મૂર્ચ્છા, ભ્રમ તથા સંન્યાસ રોગમા રસસિંદૂર, મૂર્ચ્છાંતક રસ, અશ્વગંધારિષ્ટ, સારસ્વત અરિષ્ટ વગેરે ઉપાય છે મૂર્ચ્છા રોગમા માથામા લોહીનો અતિયોગ (રક્તદબાવવૃદ્ધિ), લોહીનુ ઓછાપણું, જ્ઞાનતંતુઓ અથવા જ્ઞાનતંતુ કેંદ્રસ્થાન પર ચોટ, માનસિક આઘાત, વિષપ્રકોપ વગેરે ઘણા કારણો હોય છે જો આખો લાલ લાલ દેખાતી હોય તો માથુ ઓશીકા ઉપર ઊંચું રાખવું, જેથી વધારે લોહી મગજમા ન ચડે આખો નિસ્તેજ દેખાતી હોય તો માથું સમાન ઊંચાઈ પર (અથવા કાઈક નીચું) રાખવુ માથામા લોહી વધારે ચડી ગયુ હોય તેવા રોગીને ઠંડું પાણી છાટી જાગૃત કરી શીતળ શામક દવા (મોતીપિષ્ટી આદિ) આપવી તેમજ જુલાબ આપી રક્તદબાવ ઓછો કરવો લોહી ઓછુ હોય તેવા રોગીને શુદ્ધિ પર આવ્યા પછી ઉત્તેજક હૃદયપૌષ્ટિક દવા ૬૪ પહોરી પીપર મધમા આપવી કૉફી પિવડાવવી, અભ્રકભસ્મ કે રસસિંદૂર આપવો ચોટ લાગવાથી, માનસિક આઘાતથી અથવા ઝેરથી મૂર્ચ્છા આવી હોય તો તેના મૂળ કારણને દૂર કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ મધુપ્રમેહના રોગમા સેંદ્રિય વિષ (લોહીમા એક પ્રકારનુ ઝેર) વધવાથી શ્વાસોચ્છ્વાસમા ખરબૂચા જેવી મીઠી સુગંધ આવે છે એ ઝેર વધી જવા પછી રક્ત મૂર્છા (સંન્યાસ)ની પ્રાપ્તિ થાય છે એ રોગમા તરત સોડા (સાજીખાર) આપવો અથવા સોડાવૉટર પિવડાવવું તુરત ઉપચાર ન કરાય તો પક્ષઘાત થઈ જવાનો ભય રહે છે

—સ્વામી કૃષ્ણાનંદ

મળમૂત્રનો રોધ અને છાશ.

## ૪૧–ભગંદર રોગ

**કારણ:**—મૂળ વ્યાધિના પ્રકરણમા કહેલા કેટલાક કારણોથી તથા ગરમી ભરેલી છતા તેના ઉપશમાર્થ અતિ દુઃસહ ઔષધો સેવવાથી, તીખા પદાર્થોના અતિ ભક્ષણથી અને અતિ જાગવાથી ભગદર રોગ થાય છે

**લક્ષણો:**—ગુદાથી બે આગળ ઉપર, વૃષણથી બે આંગળ નીચે, પીડા કરનારી એવી ફોલ્લી ઉત્પન્ન થઈ ફૂટી ગુદા, બસ્તિ અને ભગનુ વિદારણ કરે છે તેને ભગદર કહે છે કમરના કપાલાસ્થિને સોયા લાગવા જેવી વેદના થાય, આગ થાય, કડૂ છૂટે, સણકા લાગે, એ લક્ષણો ભગદર થવાનુ હોય ત્યારેજ થાય છે.×

**ઉપચાર:**—(૧) સોનાની સળી તપાવી છિદ્ર મોટુ કરવુ પછી અગ્નિવ્રણ ઉપરના ઉપચાર કરવા. (૨) ખેર, હરડે, બહેડા અને આમળાનો કાઢો ભેસનુ ઘી અને વાવડિંગનુ ચૂર્ણ નાખી આપવો (૩) ચિત્રક, આકડો, નસોતર, પહાડમૂળ, બાવચી, કરેણ થુવેર, ઘોડાવજ, કલગારી, હડતાળ, સાજીખાર અને માલકાગણી, ઔષધો નાખી તેલ કઢવવુ, આને **સ્યંદન** તેલ કહે છે તે ભગદર ઉપર ચોપડવુ. એ શોધન, રોપણ અને વ્રણઘ્ન છે (૪) હળદર, આકડાનું દૂધ, સિંધવ, ચિત્રક, શરપુંખો, મજીઠ અને કડુમા સિદ્ધ કરેલુ તેલ ભગદરનાશક છે. એને **નીશાદિ** તેલ કહે છે (૫) **કરવીર તૈલ:**—ધોળી કરેણના મૂળ, હળદર, દંતીમૂળ, કલગારી, મીઠું, ચિત્રક, બિજોરાનો રસ તથા આકડાનું દૂધ નાખી તેલ પાચન કરી ભગદર ઉપર ચોપડવુ (૬) ઉપલેટ, નસોતર, તલ, દતીમૂળ, લીડીપીપર, સિંધવ, મધ, હળદર, હરડે, બહેડા, આમળા અને મોરથૂથુનો લેપ કરવો (૭) ધોળો અજવલો, ઈંટ, સૂઠ, ગળો અને સાટોડીનો લેપ કરવો (૮) તલ, નસોતર, મોટી દાતી, ઘી તથા સિંધવનો મધ નાખી લેપ કરવો (૯) તલ, હરડે, લોધર, કડવા લીમડાનાં પાદડા, હળદર, વજ, ઉપલેટ અને ધુવાસનો લેપ કરવો તે ભગદર, નાડીવ્રણ, ઉપદશવ્રણ અને દુષ્ટ વ્રણનો શોધક તથા રોપણ છે (૧૦) મોગલી એરડાના તેલમા રૂ ભીજવી વ્રણ ઉપર લગાડવુ–

× ભગદર રોગ પાચ પ્રકારનો છે તેમા (૧) શતયોનિ–એ વાયુથી થાય છે એમા થયેલી ફોડલીનો તાત્કાલિક ઉપાય ન કરવાથી તે પાકીને પીડા કરી છિદ્ર પડતા તેમાથી પરુ સાથે મળમૂત્ર અને વીર્ય પણ નીકળે છે (૨) ઉષ્ટ્રગ્રીવ–એ પિત્તથી થાય છે, તેમ જ એ ગુદાની ચારે તરફ બબ્બે આગળ ફરતી ચામડીમા લાલ ફોડલી થઈ તત્કાળ પાકી જાય છે, તેમાથી ગરમ પરુ વહે છે અને તે ઊટની ગરદનની માફક ઊચી હોય છે (૩) પરિશ્રાવી–એ કફથી થાય છે, તેમા ચેળ ઘણી, પરુ જાડુ, પીડા થોડી અને ફોડલી ધોળી હોય છે અને તે હમેશા વહ્યા કરે છે (૪) શબુકાર્વત–એ સન્નિપાતથી થાય છે, તેમા ઘણા પ્રકારની પીડા, ઘણા પ્રકારના રગ હોય, વહ્યા કરે અને એ ફોડલી કાળી દ્રાક્ષ જેવી હોય છે તથા એનો આકાર શખની નાભિ જેવો હોય છે (૫) ઉન્માર્ગી ભગદર–એ શસ્ત્રાદિકની ચોટથી થાય છે, એ ચેપી હોય છે

ઉપાય —(૧) લોહી કઢાવવુ (૨) સોનાના જાડા વાળાથી ડામ આપી છિદ્ર કરી તેમા દારુહળદરની દિવેટ ગોર અને આકડાના એકઠા કરેલા દૂધમા બોળી તે એ છિદ્રમા નાખવી આથી મોઢુ મોટુ થાય છે પછી યોગ્ય મલમ લેપ વગેરે ઉપચાર કરવો (૩) બાળેલા માણસના હાડકા વાટી શેર ૦ા ઝીણા વાટી, લૂગડે ચાળી ઉબરાના ઝાડના મૂળમાથી કાઢેલા રસમા નાખી મલમ કરી રૂના પેલ મૂકી પાટો બાધવો (૪) તલનુ તેલ ટાંક ૬ કડાઈમા કકડાવી નીચે ઉતારી તેમા ખાપરિયો ટાક ૫ અને મીણ ટાક ૧૪ નાખી ઠરવા દઈ એ મલમ જરા હલાવી ચોપડે તો ધારા, ચાદી અને ભગંદર જાય (૫) જાસુદના ફૂલ, વડના પાદડા, ગળો, સૂઠ અને સિંધવનો છાશથી લેપ કરવો (૬) દાત, અરણી અને હળદરનો લેપ કરવો (૭) વેવ નામનો વેલો થાય છે તેના પાદડા ૭ પુષ્યાર્કયોગે આમત્રીને લાવી વાટી, તે થેપલી ભગદરે બાધે તો જેમ થેપલી સુકાય તેમ ભગદર પણ સુકાતુ જાય (૮) જુવાર તોલા ૫, સિંદૂર તોલા ૩ એકત્ર કુલડીમા નાખી કપડછાણ કરી ભસ્મ કરી એ ભસ્મને તેલ અને મીણમા મેળવી મલમ બનાવી ચોપડી ઉપર એરડાનુ પાદડુ બાધવાથી ભગદર જાય

– ભગદર રોગમાં ખાવા માટે સપ્તવિંશતિ ગૂગળ, નવકાર્ષિક ગૂગળ, વ્રણગજાંકુશ, તામ્રભસ્મ વગેરે અપાય છે. લગાડવાની ઔષધિ પ્રકરણમા આપેલી છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા '—કપૂરભેંડી–૩, ખેર–૩, દારુહળદર–૫, નગોડ–૬, મોગલી એરંડો–૧૦, રામબાણ–૨, હરડે–૨૯, ૪૨ જુઓ પ્રા૦ ઔ૦માં —અસ્થિવર્ગ–૧, ૭, ૧૦.

**પથ્ય**—ચોખા, મગ, પડોળા, સરગવો, સર્વ કડવા પદાર્થ, ઘી, દૂધ **અપથ્ય**—વ્યાયામ, મૈથુન, વાહન ઉપર બેસવું અને જડાન્ન તે એક વર્ષ સુધી વર્જ્ય કરવા

## ૪૨–ભસ્મક રોગ

**જઠરાગ્નિના પ્રકાર :**—જઠરાગ્નિના વિકાર ચાર પ્રકારના છે વાતદોષે કરી વિષમાગ્નિ,* પિત્તદોષે કરી તીક્ષ્ણાગ્નિ, કફદોષે કરી મંદાગ્નિ, વાતપિત્તદોષે કરી ભસ્માગ્નિ એને જ તીક્ષ્ણાગ્નિ પણ કહે છે. ભૂખ ઘણી લાગે છે એટલે વારંવાર અન્ન ભક્ષણ કરે છે અને તે પચન થાય છે; પરંતુ શરીરને લાગે નહિ અને શરીર કૃશ થાય તેને ભસ્મકાગ્નિ જાણવો.

**ભસ્મક રોગનાં કારણો :**—ગાંજા, હિંગ, રાઈ, ગંધક ઇત્યાદિ અતિ તીક્ષ્ણ પદાર્થોનું અને તામ્રભસ્મનું અતિસેવન, અને કાકમાંસ (કાગડાનું માંસ) તથા માંજારમાંસ(બિલાડીના માંસ)ના ભક્ષણથી પિત્ત અતિ કુપિત થાય છે તેણે કરી તીક્ષ્ણાગ્નિ થાય છે ગમે તેટલું ખાવા છતાં તે ખાધેલું પચન ન થતાં ભસ્મ થઈ જાય અને અગ્નિ દરરોજ પ્રદીપ્ત થાય છે, તે જ **ભસ્મક રોગ.** તે વાત, પિત્ત અને કફ એ ક્રમે કરી વૃદ્ધ, અતિવૃદ્ધ અને ક્ષીણ થવાથી ઉત્પન્ન થાય છે **ઉપચાર :**—(૧) ભેંસનું દહીં, દૂધ અને ઘીનું સેવન કરાવવું (૨) વારંવાર ખીર ખવડાવવી (૩) કાળું અથવા ધોળું નસોતર નાખી ઉકાળેલું દૂધ રેચનાર્થ આપવું. (૪) બોરના ઠળિયાની અંદરનું મગજ પાણીમાં વાટી પાવું, (૫) સ્ત્રીના દૂધમાં ઉંબરાની છાલ વાટી પાવી (૬) ધોળા ચોખા, ધોળા કમળ અને બકરીના દૂધની ખીર કરી ઘી નાખી ૧૨ દિવસ ખાવી. (૭) ત્રિફળા, નાગરમોથ, વાવડિંગ, લીંડીપીપર, સાકર અને ધોળા ઘેડાના બિયાએ કરેલો લેહ આપવો. (૮) અઘેડાના બિયા છડીને સ્વચ્છ કરી તેની દૂધમાં ખીર કરી ખાવી. (૯) ૪૮ દિવસ પર્યંત સવારે ૨૪ તોલા પાકેલાં કેળાં ઘીમાં ખાવાં; એટલે તે અગ્નિની સંપૂર્ણ તીવ્રતા અને ભસ્મક રોગનો નાશ કરે છે. (૧૦) ભોંયકોળાનો રસ દૂધ અને ઘી નાખી આપવો (૧૧) કેળનું પાણી પાવું (૧૨) ઉંબરાના મૂળિયાનું પાણી પાવું, એથી કરી રક્તવિકાર, અંગમાં જામેલી ગરમી અને કડકી, એ વિકાર પણ દૂર થશે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦ મા.—આમલી–૧૩, ઉંબરો–૧૭, એરંડો–૨૦, કેળ–૧૦, ડાંગર–૯, નસોતર–૪, બોરડી–૬, ભોંયકોળું–૫

**પથ્યાપથ્ય**—અજીર્ણ પ્રમાણે.

## ૪૩–ભારે શરીર (મેદરોગ)

**કારણ :**—કફકારક પદાર્થ, મધુર અન્ન, મધુર રસ, સ્નિગ્ધ અન્ન, એટલે ઘૃતપક્વ ખીચડી વગેરેનું સેવન કરવાથી મેદ વધે છે

**લક્ષણો :**—મેદ વધવાથી અન્ય ધાતુ જે અસ્થિ વગેરે તેનું પોષણ થતું નથી તથા મેદ વધવાથી માણસ સર્વ કાર્યને વિષે અશક્ત થાય છે; તૃષા, અલ્પ શ્વાસ, નિદ્રા, શ્વાસાવરોધ, નિદ્રા વખતે ઘણું ઘોરવું, શરીરને વિષે ગ્લાનિ, છીંકો, દુર્ગંધી પરસેવો, થોડા પ્રમાણમાં વ્યાયામ, અલ્પ મૈથુન, ઇત્યાદિ ઉપદ્રવ થાય છે અને તેના ઉદરથી પ્રાયઃ વૃદ્ધિ થાય છે; વાયુ અગ્નિને પ્રદીપ્ત કરી આહારને શોષે છે; તેથી ભક્ષણ કરેલું અન્ન જલદીથી પચી જઈ બીજા આહારની ઇચ્છા કરે છે. કદાપિ જમવાનો વખત ચૂકી જાય તો મોટા ઘોર વિકાર થઈ પ્રમેહપિટિકા, જ્વર, ભગંદર, એમાંથી એકાદો રોગ થાય છે તથા એ અગ્નિ અને વાયુનો ઉપદ્રવ કરતા મેદો–રોગીનું શરીર બાળે છે.

**ઉપચાર :**—(૧) ત્રિફળાના કાઢામાં ૧ તોલો મધ નાખી તે પાવો. (૨) સવારે ટાઢા પાણીમાં

---

* વિષમાગ્નિમાં કેટલીક વાર પેટ ભરેલું જ માલૂમ પડે છે તેમ જ કેટલીક વાર અનાજ પચન થઈ જાય છે તીક્ષ્ણાગ્નિમાં ભૂખ ઘણી લાગે છે અને ખોરાક વધી જાય છે મંદાગ્નિમાં ખોરાક ઉપર અરુચિ થાય છે અને ભસ્મકાગ્નિથી ખાધેલું હજમ થઈ જાય છે, પણ શરીરની રક્ત, માંસ વગેરે ધાતુઓને તેથી પોષણ મળતું નથી

૪ તોલા મધ નાખી પાવુ, અથવા ગરમ પાણી ઠડું કરી મધ નાખી પાવુ, એટલે શરીર કૃશ થાય છે (૩) ચવક, જીરુ, સૂઠ, મરી, લીડીપીપર, હિગ, સચળ અને ચિત્રાનુ ચૂર્ણ મધમા ખાવુ. તે મેદનું નાશક અને અગ્નિદીપક છે×

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નો૦ મા '—ખીલી–૨૩, ભાગરો–૧૧, સમેરવો–૯, સાગ–૬, આટોડી –૧૯, હરડે–૨૫ જુઓ. પ્રા૦ ઔ૦ મા૦—મધ–૪.

**પથ્ય**—ચિંતા, શ્રમ, જાગરણ, મૈથુન, વ્યાયામ, ચોખા, જવ, ચણા, મસૂર, કળથી, મધ, તુવેર, તીખું, છાશ, તેલ, ભાજીપાલો. **અપથ્ય**—ઘઉં, શેલડી, અડદ, દિવસે ઊઘવુ, સુગધી પદાર્થ, મધુરાન્ન, વમન

## ૪૪–માથાના રોગ

**કારણ:**—ધુમાડો, તાપ, તુષાર, જળક્રીડા, અતિ નિદ્રા, અતિ જાગરણ, ઊચી જગાનો પૂર્વ દિશાનો વાયરો, આસુનો નિગ્રહ, રડવુ, અતિ જળ કિવા મદ્યનુ પ્રાશન, કૃમિ, મળ–મૂત્રના વેગનો અટકાવ, દોડવુ, કૂદવુ, એકી નજરે ઘણી વાર સુધી અવલોકન કરવુ, દુષ્ટ ગધ, દુષ્ટ અન્ન અને ઘાટો પાડી ભાષણ કરવુ એ કારણોએ મસ્તકરોગ ઉત્પન્ન થાય છે. વાત, પિત્ત અને કફે કરી સન્નિપાત વડે, રક્ત વડે, ક્ષય વડે, કૃમિ વડે, સૂર્યાવર્ત, અનતવાત, અર્ધાવભેદક, શંખક, એમ **અગિયાર પ્રકારના શિરોરોગ (મસ્તકશૂળ)** થાય છે

**કૃમિજ શિરોરોગ**—માથામા ભાલા મારવા જેવી પીડા થાય છે અને માથામાનુ મગજ કીડા ખાય છે એવું જણાય છે. નાકમાથી પરુ, લોહી અને કીડા પડે તેને **કૃમિજ શિરોરોગ** કહે છે આ મોટો ભયકર રોગ છે. **સૂર્યાવર્ત:**—સૂર્યોદય સાથે જ કપાળ દુખવાનો હળવે હળવે આરભ થઈ જેમ જેમ સૂર્ય ચઢે છે, તેમ તેમ શૂળ આંખો અને ભ્રમરોમા અધિક થવા માડે છે તથા સૂર્ય નમ્યા પછી ઓછું થવા માડી, સૂર્ય આથમ્યા પછી સમૂળગું બધ થાય છે. શીત કિવા ઉષ્ણ ઉપચારો વડે માણસને સુખ થાય છે. એ વિકારોને **સૂર્યાવર્ત** કહે છે **અનંતવાત**—ત્રણે દોષ દુષ્ટ થઈ ગળાની પાછલી શિરને પકડી, આંખો અને ભમરોને ઠેકાણે રહી અત્યત તીવ્ર વેદના કરે છે અને કાનના આગળના ભાગ પર કપ થાય છે, હનુવટી પકડાઈ ભય છે નેત્રરોગ થાય છે આ ત્રિદોષજન્ય મસ્તકરોગને **નંદવાયુ** એમ પણ કહે છે **અર્ધાવભેદક (આદાશીશી, આદાશીશી):**—રુક્ષાન્ન, અતિ ભક્ષણ, અધ્યયન (બહુ વાચવું, ગોખવુ) પૂર્વ દિશા તરફનો પવન, બરફ, મૈથુનવેગધારણ, આયાસ, વ્યાયામ, એ કારણોએ કુપિત થયેલો કેવળ વાયુ કિવા કફયુક્ત વાયુ, અર્ધું મસ્તક પકડી ગળાની શિરા (નસ) ભમરો, આખ, કાન, ડોળા, કપાળ સર્વ એક બાજુ ભણીના પકડી કુહાડી વડે ઘા માર્યા જેવી વેદના કરે છે, તેને **અર્ધાવભેદક (આદાશીશી):**—કહે છે આ રોગ ઘણો વધવાથી તે બાજુના આખ જાય છે, કિવા કાન પણ બહેરો થાય છે **શંખક:**—દુષ્ટ થયેલા પિત્ત, રક્ત તથા વાયુ ઘણો વધી આંખો ઉપર ભયકર સોજો ઉત્પન્ન કરે છે, તેથી ઘણા જ સણકા આવે છે, બળતરા બહુ બળે છે તેનાથી ને ભાગ ઘણો રાતો થાય છે, તે વિષવેગ પ્રમાણે વધી ગળા સુધી જઈ ત્વરિત તેનો રોધ કરે છે. આ શંખક રોગ વડે ત્રણ દિવસમા પ્રાણનાશ થાય છે,

**વાતજ શિરોરોગ+ ઉપર ઉપચાર:**—(૧) કોષ્ઠ, એરડાના મૂળ અને સૂઠ, એ

× મેદરોગમા અમૃતાદિ ગગળ, યોગરાજ ગૂગળ, વ્યૂષણાદિ લોહ, ત્રિમૂર્તિ રસ, ગુડૂચ્યાદિ યોગ વગેરે અપાય છે તથા ત્રિફલાદિ તેલ પીવા, સૂઘવા, મર્દન તથા બસ્તિકાર્ય માટે અપાય છે ઘી, સાકર, ભાત બને તેટલા ઓછા ખાવા બની શકે તેટલું ફરવુ ભોજન મર્યાદામા કરવું (ઓછા ભોજનથી ચાલતુ હોય તો વધારે ન ખાવુ) એ નિયમો પાલન કરવા

+ માથાના રોગો માટે સગ્રહિત ઉપચારો (૧) વોડાવજ, મરી, લીડીપીપર અને સૂઠ પાણીમા ઘસી લૂગડે ગાળી નાકમા સૂઘે તો આદાશીશી મટે અને વાયુની હોય તો શતાવરીના તેલથી મટે (૨) સૂંઠ માસા રા અને કેસર માસા રા ઝીણા વાટી ગાયના ધા પૈસાભાર ઘીમા મેળવી નાકમા સૂઘવાથી માથાના અનેક જાતના

છાશમા વાટી ગરમ કરી માથે લેપ કરવો. (૨) મુચકંદના ફૂલનો લેપ કરવો. (૩) સૂંઠ અથવા તજ ઘસી ગરમ કરી લેપ કરવો. (૪) નવસાર અને ચૂનો શીશીમા નાખી તે શીશી સૂંઘવા આપવી **પિત્તજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) સાકર, દૂધ અને પાણી મસ્તક ઉપર સિંચન કરવુ અથવા ઠંડા પાણીની ગડી મૂકવી (૨) ગાયનુ ઘી ચોળવુ અથવા શતધૌત ઘીનો લેપ કરવો (૩) ચંદન, વાળો, કમળ, જેઠીમધ, ચિકણામૂળ, થૂરિયાના મૂળ, એ જણસોને દૂધમા વાટી લેપ કરવો. **કફજ શિરોરોગ ઉપર ઉપચાર.**—(૧) ચંદનનો લેપ કરવો (૨) રેણુકબીજ, તગર, શિલાજિત, નાગરમોથ, એલચી, કૃષ્ણાગર, દેવદાર, જટામાસી અને એરંડાના મૂળનો મંદોષ્ણ લેપ કરવો (૩) સૂંઠ, કોઠ, કૂવાડિયાના મૂળ, દેવદાર અને ભેસાગૂગળને ગોમૂત્રમા વાટી ગરમ સુખોષ્ણ લેપ કરવો. **સન્નિપાતજ શિરોરોગ ઉપર ઉપચાર:**—મીંઢળ, તિલવણીના બિયા, નાકછીકણીના પાદડા, એ સમભાગે, વડના બિયા અને છાલનુ ચૂર્ણ અર્ધો ભાગ લઈ તેને બારીક તપખીર જેવું ચૂર્ણ કરી સૂંઘવાને આપવુ; એટલે તત્કાળ મસ્તકશૂળ, પ્રલાપ, ઘેન, કફ અને સન્નિપાતનો નાશ થાય છે. **રક્તજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) શતધૌત ઘૃત માથા પર ચોળવુ. (૨) સૂંઠના કલ્કમા દૂધ નાખી તેનુ નસ્ય આપવુ તે અનેક દોષોથી ઉત્પન્ન થયેલા તીવ્ર મસ્તકશૂળનો નાશ કરે છે (૩) કમળ અને રાસ્ના વાટી તેનો લેપ કરવો (૪) ઉંબરાના પાકેલા ફળ લઈ ઘીમા સાકર નાખી તે સાથે પચાવવા, તેમા એલચી અને મરી નાખી ભક્ષણને માટે આપવા એટલે રક્તસ્રાવની શાંતિ થાય છે (૫) રીંગણીના ફળનો રસ કાઢી તેનો મસ્તક ઉપર લેપ કરવો તે મસ્તકશૂળનો નાશ કરે છે **કૃમિજ શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) સૂંઠ, મરી, લીંડીપીપર, કરંજની છાલ અને સરગવાની છાલ, એ સર્વેને બકરીના મૂત્રમા વાટી તેનું નસ્ય આપવુ (૨) વાવડિંગ, સાજીખાર, દંતીમૂળ અને હિંગને ગોમૂત્રમા વાટી તે કલ્કમા સરસવનુ તેલ નાખી પચન કરી તેનુ નસ્ય કરવુ. (૩) કાંટાસરિયાના પાદડાનો રસ અને ઘી એકત્ર કરી નાકમા પાડવા (૪) રીંગણીના ફળની બીડી કરી નાકમાથી ધુમાડી કાઢવી અને બે-ત્રણ દિવસ થયા પછી કડવા તૂરિયાનું ચૂર્ણ નાકે સૂંઘવુ, એટલે કૃમિ પડશે (૫) કડવા લીમડાના પાદડા અને મરી વાટી તે રસ નાકમા નાખવો. **સૂર્યાવર્ત શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) ગોળ નાખી ઘી પાવું અને તલ દૂધમા વાટી તેનો લેપ કરવો આ ઔષધ ત્રણ દિવસમા સૂર્યાવર્ત રોગને શાંત કરે છે. (૨) દૂધ તથા ઘીનુ ભક્ષણ અને નસ્ય કરાવવુ તથા તેનો જ રેચ આપવો (૩) દશમૂળનો કાઢો કરી તેમા ઘી અને સિંધવ નાખી તેનુ નસ્ય કરવુ તે આદાશીશી, સૂર્યાવર્ત અને મસ્તકશૂળનો નાશ કરે છે (૪) ઉપરસાલ, નીલકમળ કોઠ, વજ, લીંડીપીપર અને જેઠીમધને કાંજીમા વાટી તેમા ઘી અને તેલ નાખી તેનો **સૂર્યાવર્ત** અને **આદાશીશી** ઉપર લેપ કરવો (૫) ભાંગરાના રસમા સમભાગે બકરીનું દૂધ નાખી સૂર્યના કિરણોમા તપાવવુ અને તેનુ નસ્ય કરવુ. (૬) સરસ-

---

રોગ મટે (૩) જો વાથી માથુ દુખતુ હોય તો એરંડાની જડ છાયે સૂકવી પાણીમા ઘસી કપાળે અને પગના તળિયે ચોપડવુ ગરમીથી અને પિત્તથી દુખતુ હોય તો સુખડ પાણીમા ઘસીને અગર ગાજાના બિયા પાણીમા વાટીને કપાળે ચોપડવા **મરી ઘસીને ચોપડવાથી પણ** ફાયદો થાય છે અથવા ચિનાછાલ વમીને ચોપડવી (૪) નગોડના પાદડા અને ઓળખી હિંગ બે ચણાભાર વાટી પોટલી કરી નાકમા ટીપા પાડે તો આદાશીશી જાય (૫) અગેડાની છાલ, ધોળા મરી, કળીચૂનો, સૂંઠ તથા નવસાર ઝીણા વાટી છીંકણી કરી તે સૂંઘવાથી ઝામરવાયુ જાય તીવ્ર શૂળ અને નેત્રશૂળ માટે સંભાળપૂર્વક આ ઉપચાર કરવો (૬) નાળિયેરના ગોળામા ખાંડેલી સૂંઠ ભરી ઘઉંના આટામા લપેટી અગ્નિમા પકવી, ખાંડી, ગોળ-ઘી ભેળવી ખવડાવવાથી ઝામરવાયુ જાય (૭) ધાણા, જીરુ અને સાકર સમાનભાગે વાટી વાસી પાણીમા કાકી આપવાથી પિત્તથી માથુ દુખતુ મટે (૮) લીંડીપીપર, મરી, લોધર, સાકર અને મનશીલ પાણીમા વાટી નાસ આપવાથી આદાશીશી જાય, (૯) ગોળના પાણીમા સૂંઠ ઘસીને નાકમા ટીપા ૩ પાડવાથી આદાશીશી મટે (૧૦) ઊંઘ લાવવાનો ઉપાય —જીરાની પોટલી ખાદીના મજબૂત લૂગડામાં બાંધી રોગીને ગંધ લેવડાવવાથી ઊંઘ આવે અથવા કસ્તૂરી ગોડાની લાદના રસમા આંખે આંજે તો નિદ્રા આવે, અગર શેકેલી ભાગ વાલ રા, લીંડીપીપર ટાંક ૧ અને ગોળ ટાંક ૧ લઈ તેની ત્રણ ગોળીઓ કરી ૧ ગોળી ખવડાવવાથી ઊંઘ આવે

ડાના ઝાડનાં મૂળ કિંવા ફૂળોની અથવા જવ અને લીંડીપીપરની પોટલી સૂંઘવાને આપવી (૭) ચણોઠીનું મૂળ ઘસી તેનું નસ્ય આપવું; એટલે સૂર્યાવર્ત, રતાંધળાપણું, નેત્રમાં પડળ આવે છે તે અને મસ્તકશૂળ, એ રોગો દૂર થાય છે. **અનંતવાત શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) **સૂર્યાવર્તનાશક** વિધિ કરવી (૨) મધ, દહીં ઉપરની તર, ઘેબર, ઘી, પૂરી વગેરે વાતપિત્તનાશક આહાર આપવો (૩) અનંતના ઝાડની ઉત્તર દિશા ભણીની મૂળાડી કાઢી ઠંડા પાણીમાં ચંદન પ્રમાણે ઘસી આખા મસ્તકે લેપ કરવો અને તાળવા ઉપર ચોળતા રહેવું તથા મૂળનો એક કકડો વાળો બાંધી રાખવો અને શક્તિ પ્રમાણે ઠંડા પાણીમાં મૂળિયું ઘસી પાવું (૪) કાળા કાસાળુના કાંદા પીસી તેની પોટલી તવી પર ગરમ કરી તેનો મસ્તકે શેક કરવો, પછી કેટલીક વારે તે જ પોટલીમાંના કાંદા ગરમ કરી તેનો મસ્તકે પાટો બાંધવો (૫) અરીઠા હાથમાં ચોળી તેના ફીણનું અંજન કરવું વાયુ ઊતરી ગયા પછી આંખોમાં માખણ આંજવું આ અંજનથી મહાન સર્પનું પણ વિષ ઊતરે છે (૬) બંટીના તાંદુલનો ભાત કરી ખાવા આપવો. એ ભાત વિષમજ્વર અને વિષ ચટેલા માણસને પણ હિતકર છે **આદાશીશી ઉપર ઉપચાર:**—(૧) બકરીના દૂધમાં અથવા પાણીમાં સૂંઠ ઘસી તેનું નસ્ય આપવું, તે **મસ્તકશૂળનો** નાશ કરે છે. (૨) સરગવાના પાંદડાના રસમાં મરી ખરલ કરી તેનો લેપ કરવો. (૩) લીંડીપીપર અને સિંધવનું ચૂર્ણ તેલમાં કિંવા ઘીમાં પચન કરવું અને નસ્ય આપવું અથવા પાણીમાં ઘસી નસ્ય આપવું (૪) કોષ્ઠ, એરંડમૂળ અને કૂવાડિયાના મૂળ કાંજીમાં વાટી તેનો લેપ કરવો. (૫) અગથિયાના પાંદડાનો કિંવા ફૂલનો રસ જે ભાગનું કપાળ દુખતું હોય તેના બીજા ભાગના નાકમાં પ્રથમ બે ટીપાં વધારે નાખી પછી બીજા નાકમાં નાખવાં; એના યોગથી **ચાતુર્થિક જ્વરનો** પણ નાશ થાય છે (૬) કેસર અને ઘી એકત્ર ખરલ કરી તેનું નસ્ય આપવું ને તત્ક્ષણ આદાશીશીનો નાશ કરે છે. (૭) રીંગણી તથા જટામાંસીના કલ્કમાં ઘી નાખી પચન કરવું તેનું નસ્ય આપવાની સાથે જ આદાશીશીનો નાશ થાય છે. (૮) સહેવાતું હોય તેણે ભિલામાનું તેલ બારીક સળી ઉપર લઈ, જે બાજુનું કપાળ દુખતું હોય તેની બીજી બાજુ આંખમાં નાકની પાસે જ્યાં રાતી જગ્યા હોય છે તે જગ્યા ઉપર ટપકું પાડવું. બહારની બાજુએ ઘી ચોપડવું કે જેથી આંખમાંથી પાણી નીકળી બહાર લાગીને સોજા ન કરે. આ યોગ વડે **દુ:સહ** આદાશીશી પણ દૂર થાય છે (૯) તુવેરના પાંદડાં અને ધરોનો રસ એકત્ર કરી તેનું નસ્ય આપવું તે તુરત આદાશીશીનો નાશ કરે છે (૧૦) વાવડિંગ અને કાળા તલ સમભાગે લઈ વાટી તેનો લેપ કરવો અને નસ્ય આપવું (૧૧) મરી અને ચોખા ભાગરાના રસમાં વાટી તેનો લેપ કરવો (૧૨) ગરણીનાં ફળ કિંવા મૂળ પાણીમાં વાટી તેનું નસ્ય કરવું કિંવા મૂળ કાને બાંધવાં (૧૩) દૂધ કિંવા નાળિયેરનું પાણી સાકર નાખી પાવું કિંવા ઠંડું પાણી પાવું અથવા ઘીનું નસ્ય આપવું (૧૪) ખડીસાકર અને મીંઢળ ગાયના દૂધમાં ઘસી સૂર્ય ઊગ્યા પહેલાં તેનું નસ્ય આપવું. (૧૫) કરંજના બિયાં ઘસી તેમાં ગોળ નાખી તેનું નસ્ય આપવું. (૧૬) રાસ્ના, સૂંઠ, વાવડિંગ, એરંડાનાં મૂળ, ત્રિફળા, દશમૂળ અને હરડેનો કાઢો આપવો તે વાતરોગ, આદાશીશી, આઢ્યવાયુ, અર્દિતવાયુ, ખંજવાયુ, નેત્રરોગ, મસ્તકશૂળ, જ્વર અને અપસ્મારનો નાશ કરે છે (૧૭) કુકરપાડાની ભૂકી નાકે સૂંઘવી; એટલે શ્લેષ્માદિક ભાગ નીકળી જઈ આદાશીશી દૂર થાય છે. (૧૮) મોટા પરોઢિયે બે કિંવા ત્રણ નેપાળાના બિયામાંનું મગજ લઈ, લીંબુના રસમાં ઘસી, જે બાજુનું મસ્તક દુખતું હોય તે આંખની ભમર ઉપર સળી વડે ચોપડવું, એટલે આદાશીશી જલદીથી દૂર થાય છે+ (૧૯) નગોડના રસમાં મરી ઘસી તેનું નસ્ય આપવું (૨૦) આમળાનું ચૂર્ણ ઘી અને સાકર સાથે ખાવા આપવું (૨૧) દૂધનો માવો સાકરમાં ખાવો (૨૨) આદુ અને ગોળ એકત્ર કૂટી ગોળી કરી તેનો રસ નાકમાં પાડવો (૨૩) સવારસાંજ ગાયનું ચોખ્ખું તાજું ઘી નાકમાં નાખવું, એટલે સાત દિવસમાં આદાશીશી દૂર થાય છે (૨૪) સમુદ્રફળ બકરીના મૂત્રમાં

+ આ ઉપાય કરનારાઓએ શિરદર્દ જતાની સાથે જ ભીના કપડાથી લેપ લૂછી નાખી તરત ઘી ચોપડી લેવું નહિ તો સોજો આવશે અને બળતરા થશે

ઘસી તેનું નસ્ય આપવુ. (૨૫) નાકછી કણીનુ ચૂર્ણ પ્રથમ વિષમ બાજુના નસકોરામા સૂંઘી પછી બીજા નસકોરામા સૂંઘવું. (૨૬) અરીઠા ઘીમા ઘસી નસ્ય કરવુ. (૨૭) દૂધમા બદામની ખીર કરી આપવી

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —અગથિયો–૨, આકડો–૬, આદુ–૨૯, આસધ–૧૮, કડવા તૂરિયા–૪, કણઝી–૮, કુબો–૮, કેસર–૪, ગરણી–૩, ૬, ગગાવતી–૪, ચણોઠી–૧, ડાગર–૧૦, તંબાકુ–૫, તલ–૭, તાદળજો–૧૧, તુવેર–૬, નેપાળો–૩, ફુદીનો–૮, ભાગરો–૨, ભિલામા–૯, મરી–૧૪, મીંઢળ–૫, મુચકદ–૨, મોથ–૧, લસણ–૪, લીંડીપીપર–૩૩, વજ–૩, સમુદ્રફળ–૬, સમેરવો–૮, સોપારી–૫, હિંગ–૧૫, હેદ–૬ જુઓ ગો૦વૈમા:—દૂધ–૧, ઘી–૧

**શંખક શિરોરોગ ઉપર ઉપચાર:**—(૧) કેસર અને સાકર સમભાગે અને બંનેની સમાન ઘી અને ઘીથી ચોગણું પાણી નાખી ઘી શેષ રહે તે પર્યંત તે સર્વનુ પચન કરવુ અને પછી ઘીનું નસ્ય આપવુ એટલે શંખક, મસ્તક અને નેત્રની જગ્યાનું શૂળ નાશ પામે છે. (૨) ઠંડું પાણી મગજ પર સિંચતા જવુ * (૩) દારુહળદર, મજીઠ, કડવો લીમડો અને પદ્મકાષ્ઠનો લેપ કરવો. (૪) ચીકણા, નીલા કમળ, ધરો, કાળા તલ અને સાટોડીનો લેપ કરવો. તે શંખક, અનંત વાત અને સર્વ પ્રકારના મસ્તકરોગનો નાશ કરે છે (૫) કરંજ અને સરગવાના બિયા, તમાલપત્ર, સરસડો અને તજનુ નસ્ય આપવું. તે સર્વ પ્રકારના શિરોરોગ ઉપર પ્રશસ્ત છે. (૬) ગોળ, આદાનો રસ, લીંડીપીપર અને સિંધવ પાણીમા ઘસી તેનુ નસ્ય આપવું, એટલે **ભુજસ્તંભાદિક રોગ અને સર્વ પ્રકારના શિરોરોગ** દૂર થાય છે. (૭) સાકર તથા કેસર ઘીમા તળી તેનુ નસ્ય આપવું, તેથી વાયુ અને રક્તથી થયેલ તેમ જ ભ્રમર, આખ, કાન, ડોળા એ ઠેકાણાનુ શૂળ, અર્ધમસ્તકશૂળ અને સૂર્યાવર્ત, એ રોગો દૂર થાય છે (૮) દેવદાર, તગર, કોષ્ઠ, વાળો અને સૂઠ એ કાંજીમા વાટી તેમા તેલ નાખી લેપ કરવો, એટલે મસ્તકશૂળનો નાશ થાય છે. (૯) શરપુંખો અને નવસાર એકત્ર ખરલ કરી સૂંઘવા માટે આપવો, એટલે મસ્તકની વાયુ સંબંધી પીડાનો નાશ થાય છે. (૧૦) સૂંઠ, મરી, લીંડીપીપર, પુષ્કરમૂળ, હળદર, રાસ્ના, દેવદાર અને વજનો કાઢો નાક વડે પ્રાશન કરવો. તે મસ્તકરોગનો નાશ કરે છે (૧૧) ગોળ અને સૂંઠના કલ્કનુ નસ્ય આપવુ. તે મસ્તકશૂળનો નાશ કરે છે અને સૂંઠના કલ્કમા દૂધ નાખી તેનુ નસ્ય આપવું, તે અનેક પ્રકારના દોષ વડે થયેલી મસ્તકપીડાનો નાશ કરે છે. (૧૨) એરંડમૂળ, તગર, શતાવરી, જીવંતી, રાસ્ના, સિંધવ, ભાગરો, વાવડિંગ, જેઠીમધ, સૂંઠ, કાળા તલનુ તેલ અને બકરીનુ દૂધ, એ સઘળું એકત્ર કરી તેમા ભાગરાનો રસ નાખી પચન કરવુ. આ સિદ્ધ થયેલા તેલના છ ટીપા નાકમા નાખવા તે બધા પ્રકારના મસ્તકવિકાર દૂર કરશે, ગરી ગયેલા કેશ અને હાલનારા દાતને મજબૂત કરશે તથા ગરુડની જેવી દૃષ્ટિ કરી બાહુઓમા અધિક બળ આપશે (૧૩) ત્રિફળા, કરિયાતું, હળદર, કડવો લીમડો અને ગળોનો કાઢો ગોળ નાખી પાવો, તે ભ્રૂકુટી, આખ અને કાન, એ ઠેકાણાનુ શૂળ, આદાશીશી સૂર્યાવર્ત શંખક, દંતશૂળ, રતાંધળાપણુ, પડળ અને નેત્રપીડાનો નાશ કરશે (૧૪) કડવા લીમડાના પાદડાના રસમા મરી નાખી નસ્ય આપવુ, તેથી મસ્તકશૂળ અને અપસ્મારના રોગો દૂર થાય છે અને કૃમિ પણ પડે છે **ક્ષયજ શિરોરોગ (મસ્તકમાંનો મગજ શુષ્ક થઈ ભયંકર મસ્તકશૂળ થાય છે તે) ઉપર ઉપચાર:**—(૧) ગોળ, ઘી અને પૂરીઓ ખાવા આપવી અને દૂધ તથા ઘીનુ નસ્ય આપવુ અને પાવું. (૨) દૂધમા બદામ વાટી ખીર કરી ચોખ્ખુ ઘી અને સાકર નાખી ખાવી તથા માથા પર બદામનું તેલ ચોપડતા જવુ.×

---

* જો કાન પાકવાથી અથવા બીજા કોઈ ભાગમા રસી થઈને માથામા પરુ પહોચ્યુ હોય અને તેથી ભયંકર મસ્તકશૂળ ચાલતુ હોય તો ઠંડું પાણી ન સિંચવુ પણ ગરમ પાણીની થેલીથી ૧–૨ દિવસ સુધી નિરંતર શેક કરવો જોઈએ —**સ્વામી કૃષ્ણાનંદ**

× શિરોરોગ વાયુથી ઉત્પન્ન થયો હોય તો સ્નેહન, સ્વેદન તથા મસ્તક ઉપર તેલનું મર્દન કરવુ. **શાસ્ત્રીય ઉપચાર** શિરોબસ્તિ આપવાનો છે પિત્તથી થયેલ શિરોરોગમા ચંદનાદિ શીતલ ઔષધનો લેપ તથા શીતલ પવન, જલ, પુષ્પ વગેરે સેવન કરે, તથા શ્વાસકુઠાર રસ, કપૂર, કેસર, સાકર, સફેદ ચંદન

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —**મસ્તકરોગ** માટે:—અઘેડા–૧૩, અરીઠા–૫ ઉંદરકની ક–૧, ગ–૫, એરંડો–૩૪, કરેણુ–૬, કેસર–૭, ચણોઠી-૧૫, બદામ–', સાટોડી–૯. **મસ્તકવાયુ** માટે —આકડો–૫, ચણા–૨. **મસ્તકશૂળ** એટલે મસ્તક સંબંધી પીડા–માથાનું દુખવું, એના માટે —અગથિયો–૧, અજમો–૩, અનંત–૪, આમળા–૩૦, ઉંદરકની–૩, ઉપરસાલ–૯, કડુ–૧, કપાસ–૧૮, કાયફળ–૯, ખાટી લૂણી–૨, ગરણી–૩ ચૂકો–૫, જાયફળ–૧ તગર–૧, બદામ–૬, ખેરસળી–૯, ભોંયકોળુ–૮, મરી–૬, મર્યાદવેલ–૨. વજ–૧, સમેગવો–૧૪, સરગવો–૨૨, ૨૪, હરડે–૩૬. **માથું ચઢેલું ઉતારવા** માટે.—આકડો–૭, કોલિંજન–૨, ખજૂરી–૪, ખસખસ–ક (અફીણ) ૯, ગૂગળ–૧, નાકછીંકણી–૧, પિત્તપાપડો–૩, બૂતાકશીશી–૧. **શૈત્યથી મસ્તક ચઢયું હોય તે** માટે —પપનસ–૨ **શરદીથી માથું દુખતું હોય તો** તે માટે —તજ–૩. **ઉષ્ણતાથી કપાળ દુખે તે માટે:**—દેવડાનું ઝાડ–૩ ડુંગળી–૩ **માથે વાયુ ચઢયો હોય** તો તે માટે:–નાદરૂખ–૨. **વાતજ મસ્તકશૂળ** માટે:—કંકોડી–૧૧, મુચકંદ–૧ **મસ્તકના તાપ** માટે —પિત્તપાપડો–૫. **રક્તજ અને પિત્તજ શિરોરોગ** માટે —શિરદોડી–૧૨ **માથામાં દારુણ રોગ થાય તે** માટે?—આંબો–૨૧. **મગજમાંથી ગરમી દૂર થવા** માટે —ઉંદરકની–૧. **માથામાંથી ગરમી અને પિત્તવિકારનું શમન થઈ મગજ સુધારવા** માટે:—દ્રાક્ષ–૧૪ **મગજ સાફ થવા** માટે:—ઉંદરકની ક–૪ **મગજ શાંત થવા** માટે'—કપાસ–૧૮ **મસ્તકશૂળથી નાકમાંથી લોહી ટપકતું હોય તે** માટે —ઉંબરો–૨૫ **આગંતુક મસ્તકશૂળ** માટે:—ભારંગી–૬. **સૂર્યાવર્ત શિરોરોગ** માટે —ભાંગરો–૨, વજ–૩, શરસડો–૧૦, શેલડી–૬. જુઓ ગો૦ વૈ૦મા **રક્તજ પિત્તજ શિરોરોગ** માટે:—દૂધ–૧૯, ઘી–૧૧. **માથાના દુખાવા** ઉપર:—દૂધ–૨૫. **સૂર્યાવર્ત** માટે:—દહીં–૫.

જુઓ પ્રા૦ઔ૦માં - **માથાના દુખાવા** માટે:—સાબરશિંગ–૨. **શિરોભ્રમણ** માટે.—ઘૃતવર્ગ–૧ **કેશ આવવા** માટે —હસ્તિદંત–૧ જુઓ અનુભૂત ઔષધ ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા:–નં ૧૪, ૩૨ મલમપ્રયોગની ટીપમાં નં. ૮

**પથ્ય**—ઘી, દૂધ, ચોખા, પટોળ, સરગવો, ચાકવત, કારેલા, પાકી કેરી, આમળા, દાડમ, તુવેર, ઘઉં, મગ. **અપથ્ય**—મળમૂત્રનો અવરોધ, દુષ્ટ પાણી, વિરુદ્ધાન્ન, દિવસે નિદ્રા

## ૪૫–મૂત્રબંધ (મૂત્રાઘાત+)

**કારણ:**—મૂત્રપુરીષાદિના વેગોના વિઘાતને લીધે વાતાદિ દોષ કુપિત થવાથી વાનકુંડલિકા.

આ સર્વ ને વસ્તુને બકરીના દૂધમા ઘસી સૂંઘે, લોહીથી શિરોરોગ થયો હોય તો પિત્તજ શિરોરોગની સમાન ઇલાજ કરે કફથી શિરોરોગ થયો હોય તો ઉપવાસ કરાવે તથા ગરમ, રુક્ષ અને ઉષ્ણ પદાર્થોથી સ્વેદન (પરસેવો કઢાવવો) આપે સન્નિપાતથી શિરોરોગ ઉત્પન્ન થયો હોય તો જૂનું ઘી પાવું તથા ષડ્બિંદુ તેલ સૂંઘાડવું ક્ષયથી થયેલ હોય તો પુષ્ટિકારક ઔષધિ સેવન કરવી તથા વાયુનો નાશ કરવાવાળા મધુર પદાર્થોથી સિદ્ધ કરેલું ઔષધ પીવું તથા સૂંઘવું કૃમિજન્ય શિરોરોગમા નસ્ય લેવાનું પ્રકરણમાં બતાવેલું છે સૂર્યાવર્તરોગમા પણ પહેલા નસ્ય આપવું, ત્યાર પછી અન્ય ઔષધિ આપવી કુમારી તેલનું મર્દન કરવું. ભાગનો રસ તથા બકરીનું દૂધ સમાનભાગે લઈ સૂર્યના તાપમા ગરમ કરી નાકમા નાખવું અર્ધાવભેદક (આધાશીશી) ઉપર પ્રથમ સ્નેહન, સ્વેદન, વિરેચન, અન્ય રીતિથી શરીરનું સંશોધન, ધૂપ તથા સ્નિગ્ધ અને ઉષ્ણ ભોજન, એ ઉપચારો કરવા અનંતરોગમા સૂર્યાવર્તની માફક ઉપચાર કરવા તથા નસને વીંધી લોહી કઢાવવું તેમજ પિત્ત અને વાતનાશક ભોજન કરાવવું શંખરોગમા શીતળ જલનું સિંચન, ઠંડા દૂધનું સેવન તથા દૂધવાળા વડાદિ વૃક્ષના કલ્કનું લેપન કરવું

શિરોરોગ માટે—વિશેષ ઔષધિ શિરઃશૂલાદિ વજ્રરસ, ચંદ્રકાંત રસ, શ્વાસકુઠાર રસ, આનંદભૈરવ રસ વગેરે ખાવા માટે અપાય છે સૂંઘવા માટે ષડ્બિંદુ તેલ, મહાદશમૂળ તેલ, અપામાર્ગ તેલ વગેરે અપાય છે. ઉપરના તેલો મસ્તક પર મર્દન કરવા માટે અપાય છે

+ મૂત્ર, વીર્ય, ઝાડો વગેરે રોકવાથી કોપાયમાન થયેલા વાતાદિક દોષથી તેર પ્રકારનો મૂત્રાઘાત રોગ થાય છે (૧) મળદ્વારનો કુપિત થયેલો વાયુ વેદનાયુક્ત થઈ મૂત્રને રોકી સ્વાભાવિક ગતિમા વિરુદ્ધ બની

દિક પ્રકારના ૧૩ મૂત્રાઘાત થાય છે. **મૂત્રકૃચ્છ્ર** અને મૂત્રાઘાત, એ ઉભયનો ભેદ એટલો જ કે, મૂત્રકૃચ્છ્રને ઠેકાણે કલેશ અધિક હોય અને મૂત્રાઘાતને ઠેકાણે નિબંધ હોઈ કલેશ અલ્પ હોય છે*

**ઉપચાર:—મૂત્રકૃચ્છ્ર, મૂત્રાશ્મરી** ઉપર જે ઔષધો કહેલા છે, તે દેશ અને કાળ જોઈ સર્વ મૂત્રાઘાત ઉપર યોજવા (૧) સૂંઠ, મરી, લીંડીપીપર, ત્રિફળા એ સમભાગે અને સર્વેના સમભાગે શુદ્ધ ગૂગળ લઈ તેની ગોખરુના કાઢામા ગોળી કરવી. એ ગોળી ખાવા છતા કોઈ પ્રણ પ્રકારના ખાવાપીવાને પ્રતિબંધ નથી એ પ્રમેહ, વાતરોગ, વાતરક્ત, મૂત્રાઘાત, મૂત્રદોષ અને પ્રદરનો નાશ

---

ધૃમતો કરે છે, તેથી મૂત્ર પરાણે થોડુંથોડું થાય અને તણખા નાખે, તેને વાતકુંડલા કહે છે (૨) શિશ્નના છિદ્ર અને મળદ્વારને ફુલાવી તેના માર્ગને રોકી કઠણ, ઊંચી અને ચંચળ ગાંઠ કરે છે, તેથી મૂત્ર રોકાઈ તીવ્ર વેદના થાય છે તેને અષ્ઠીલા કહે છે (૩) મૂત્રની હાજત થયા છતા મૂત્ર નહિ કરવાથી પેડુનો વાયુ પેડુનું મોઢુ બંધ કરી મૂત્રને રોકે છે, તેને વાતબસ્તિ કહે છે (૪) મૂત્રની હાજતને પરાણે રોકવાથી તે જલદી ન થતા ધીરે ધીરે થાય છે તેને મૂત્રાતીત કહે છે (૫) મૂત્રનો વેગ દાબી રાખવાથી અપાનવાયુ કુપિત થઈ પેડુને ચઢાવે છે અને નાભિની નીચે આધ્માન ઉત્પન્ન કરી તેમા વેદના કરે છે, તેને મૂત્રજઠર કહે છે (૬) મૂત્ર મળદ્વારમા આવી એકદમ અટકી પડે છે તેને પરાણે ગતિ આપવા જતા વાયુથી શિશ્નનુ છિદ્ર ફાટી જઈ ધીરેધીરે થોડુ થોડુ રક્તમિશ્રિત મૂત્ર ઊતરે છે અને તેની સાથે તણખા લાગે તેને મૂત્રોત્સંગ કહે છે (૭) રુક્ષ શરીરવાળા પુરુષના શરીરમાનો અપાનવાયુ મૂત્રનો ક્ષય કરે છે તેને મૂત્રક્ષય કહે છે (૮) પેડુની વચ્ચે ગોળ અને સ્થિર નાની વાયુની ગાંઠ એકાએક થાય છે તેને મૂત્રગ્રંથિ કહે છે. (૯) મૂત્રની પહેલા અને મૂત્રની પછી અડાયા છાણાની રાખના પાણી જેવુ પ્રવાહી નીકળે તેને મૂત્રશુક્ર કહે છે. (૧૦) હળદરના જેવુ અથવા લોહી સહિત બહુ કષ્ટે મૂત્ર ઊતરે તેને ઉગ્રવાત કહે છે (૧૧) મૂત્ર અત્યંત કષ્ટે પીળું કે લાલ, ધોળું, ઘણુ જાડું, ગરમ, ગોરુ, શંખ જેવુ, ચૂનાની રાખ જેવુ થોડું ઊતરે અને શરીર સુકાઈ જાય તેને મૂત્રસાદ કહે છે (૧૨) જે મૂત્ર મળ સહિત ઊતરે અને જેના મૂત્રમા મળ જેવી વાસ આવે, ઘણા કષ્ટે મૂત્ર ઊતરે તેને વિડવિવાત કહે છે (૧૩) બસ્તિ પોતાનુ સ્થાન છોડી ગર્ભની માફક મોટી થાય છે, જેથી દાહ–કંપ થાય, પીડા કરે, શૂળ ચાલે, ગર્ભ માફક રહે–ફરકે, હાથથી તેને દાબે તો મૂત્રનુ બુંદ ઊતરે, પીડા બહુ થાય તો ધાર છૂટે, તેને બસ્તિકુંડળ કહે છે સંગૃહીત ઉપચાર —(૧) ઇંદ્રવરણાની જડ ૧ પૈસાભાર આપે તો ત્રણ કલાકમા મૂત્ર અને ઝાડો બન્ને છૂટે (૨) ગદ્દાનાં બિયા, ગોખરુ, કપાસ અને કાકડીના બિયા તોલા ૨ લઈ ખોખરા કરી, પાણી ૬ શેર મધ્યે ઉકાળી ૧ શેર રહે ત્યારે તેમા સાકરની ચાસણી નાખીને પાય તો પહોર ૧ પછી મૂત્ર છૂટે નાભિની નીચે ગાંઠ બંધાઈ હોય તો મોતની નિશાની છે. (૩) ઇંદ્રિયના છેદમા શુદ્ધ કપૂર મૂકે તો વડી એકમા મૂત્ર છૂટે (૪) કળથી ઉકાળો પાય તો આરામ થાય. (૫) સાકર ૦। શેર અને કેળનો રસ ૦। શેર મેળવી પાય તો મૂત્ર છૂટે (૬) મૂત્રબંધમા પથરી ઉપર કહેલા ઉપચાર કરવા (૭) લુહારની કોઢમાથી ધમણની ફૂંક લાગે તે ઠેકાણાની રાખ લઈ પાણીમા મેળવી પેડુ ઉપર જાડો લેપ કરવો (૮) શિરકસિયા(સુડિયાના વેલા)ની ગોટલી પાવી. (૯) પેડુ ઉપર નદીની શેવાળ બાંધવી (૧૦) ગૂંદી, બાવળ અને રાનબોરડીના પાદડા રાત્રે પાણીમા નાખી, ઝાકળમા રાખી, સવારે વાટી ગાળીને તે પાવું (૧૧) સૂરોખાર તોલો ૦। અને જવખાર તોલો ૦। ગોમૂત્રમા વાટી અથવા દૂધ–પાણીમા મેળવીને પાવા (૧૨) સાકર અને જવખાર અર્ધોઅર્ધો તોલો લઈ ઘીમા મેળવી ચટાડવા (૧૩) સૂરોખાર તાદળજાના રસમા પાવો (૧૪) સાભરલૂણ બાળકના પેશાબમા વાટી નાભિમા ભરવુ (૧૫) બાળકના પેશાબમા બકરીની લીંડી પલાળી ગરમ કરી પેડુ ઉપર બાંધવુ

* મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત એ બંને રોગમા ફેર એ છે કે, મૂત્રકૃચ્છ્ર રોગમા મૂત્રમાર્ગ સંકોચ પામે છે, જેથી પેશાબ વારંવાર થોડો થોડો ઊતરે છે, પણ મૂત્રાઘાતમા મૂત્રાશય બગડી જાય છે અથવા પેશાબની ઉત્પત્તિ બહુ જ ઓછી થઈ જાય છે મૂત્રાશય ચૈતન્યરહિત થવાથી મૂત્રાઘાત થાય તો પેડુ ભરાઈ આવે છે, પણ પેશાબ ઊતરતો નથી મૂત્રાઘાતમા પેશાબ રોકાઈને થોડો થોડો આવે છે પ્રમેહ થયા પછી પણ કેટલીક વખત મૂત્રાઘાત રોગ ઉત્પન્ન થાય છે મૂત્રકૃચ્છ્રમા તીવ્ર વેદના થાય છે, પણ મૂત્રાઘાતમા કલેશ અલ્પ હોય છે મૂત્રાઘાત રોગના સાધારણ લક્ષણ —ટીપે ટીપે પેશાબ થવો, મૂત્રની સાથે લોહી જવુ, મૂત્રાશય ફૂલવુ, આફરો, તીવ્ર વેદના, બસ્તીમા પથ્થરના જેવી ગાંઠ થવી, પેશાબ જાડો થવો, મળની દુર્ગંધવાળો અથવા મલમિશ્રિત પેશાબ થવો વગેરે લક્ષણ મૂત્રાઘાત રોગમા જોવામા આવે છે સર્વ પ્રકારના મૂત્રાઘાત અતિશય કષ્ટદાયક અને કષ્ટસાધ્ય છે અસાધ્ય બસ્તિકુંડલ લક્ષણ—જે મૂત્રાશય પિત્તથી ઊંચુ થઈ ગયુ હોય તેમ જ મૂત્રાશયનુ મુખ કફથી રોકાઈ ગયુ હોય તે અસાધ્ય બને છે

કરે છે (૨) ગરમ કરી ઠંડુ કરેલું દૂધ, જટામાસી, ચંદન, ચોખાનુ ધોવડામણ અને સાકર એકત્ર કરી પીવાથી રક્ત સહિત ઉષ્ણવાતનો નાશ થાય છે. (૩) ધમાસો કિંવા અરડૂસીનો કાઢો આપવો. (૪) દશમૂળનો કાઢો શિલાજિત અને સાકર નાખી આપવો. (૫) ગોખરુનો કાઢો શિલાજિત અને ગૂગળ નાખી આપવો. (૬) વાયવરણા, ગોખરુ અને સૂંઠનો કાઢો ગોળ તથા જવખાર નાખી આપવો એટલે તે પથરી, મૂત્રાઘાત અને મૂત્રશર્કરાનો નાશ કરે છે. (૭) તાડના મૂળ ચોખાના ધોવડામણમા વાટી તેમા સાકર નાખી આપવા. (૮) કેસર રાત્રિએ પાણીમા ભીંજવી રાખી સવારે તેમા મધ નાખી હલાવી પાવુ (૯) શુદ્ધ શિલાજિત, સાકર અને કપૂર એકત્ર કરી ખાવું. (૧૦) કાકડીના બિયા, સિંધવ અને ત્રિફળાનુ ચૂર્ણ ગરમ પાણીમા પાવુ (૧૧) કાળો વાળો, તમાલપત્ર, ઉપલેટ, આમળાં, વાળો, ધોળી મૂસળી, એલચીદાણા, રેણુકબીજ, દ્રાક્ષ, કેસર, નાગકેસર, કમળમાનુ કેસર, કપૂર, ચંદન, રક્તચંદન, ત્રિકટુ, પીપળીમૂત્ર, આસગંધ, શતાવરી, ગોખરુ, કાકડાશિંગી, જાઈ, કંકોળ અને ડાંગરની ધાણી સમભાગે લઈ ચૂર્ણ કરવુ અને એક ભાગ ચૂર્ણ, બે ભાગ ઘી અને સાકર એ પ્રમાણે ખાવુ; અથવા ખડીસાકર અને મધની સાથે સવારે સેવન કરવાથી તે ક્ષય, રક્તપિત્ત, પાદદાહ, અસૃગ્દર (રક્તપ્રદર,) મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, રક્તસ્રાવ વગેરે એંસી પ્રકારના વાયુ અને વિશેષ કરી પ્રમેહનો નાશ કરશે. (૧૨) એલચી, પાષાણભેદ, લીંડીપીપર, શિલાજિત, એ સર્વ એકત્ર કરી ચોખાના ધોવડામણમા આપવુ ॰

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં—અંકોલ–૧૪, અરડૂસી–૨૩, આકડો–૨૩, આવળ–૭, કપૂર–૧૧, કાકડી–૧, કારેલી–૮, કેસર–૯, કેળ–૧૬, કોથમીર–૧૦, ખાખરો–૧૫, ગોખરુ બેઠા–૫, ગોડળ–૧, તલ–૧, ધમાસો–૭, નળ–૨, નાઉળ–૧, નેવારી–૧, કાગણો–૩, બિહી–૧, ભોરિંગણી–૪, મરી–૧૨, મૂળા–૧૩, રાનતુલસી–૬, લાબડી–૧, વાયવરણો–૬, વાસ–૧, સીતાફળ–૨, સાગ–૧, સિવણ–૪, સોપારી–૩ **મૂત્ર વડે આજારી થયેલાને માટે:**—સરગવો–૬. **મળમૂત્ર બંધ થયાં હોય તે** માટે —વડ–૧૫ **મૂત્રશુદ્ધિ** માટે–ગળજીભી–૭, ડાભ–૨ **લિંગેન્દ્રિયથી લોહી પડે તે માટે** —અળશી–૯, જુઓ ગો૦ વૈ૦મા ગોમૂત્ર–૯ની ટીપમા નં. ૪

**પથ્ય**—રાતી ડાંગર, છાશ દૂધ, દહીં, જૂનુ કોળુ, પડોળા, ચીભડા, ખજૂર, નાળિયેર અને તાડફળ **અપથ્ય**—વિરુદ્ધાન્ન, માર્ગે ચાલવુ, રુક્ષ, વિદાહી, વિષ્ટંભી એવા પદાર્થ; મૈથુન, મૂત્રાદિકોનો વેગ ધારણ કરવો, વાસના અંકુર અને વમન

## ૪૬–મૂત્રરેચનની આવશ્યકતા અને ઔષધો×

ગરમી, પ્રમેહ, (પરમિયો), મૂત્રાઘાત વગેરે રોગ પર મૂત્રરેચન અપાય છે **મૂત્રરેચનમાં આપવાના ઔષધો:**—(૧) સૂરોખાર, ચણકબાબા, એલચીદાણા અને રેવંચી, એ સમભાગે લઈ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ, પાશેર દૂધ અને પાશેર પાણી એકત્ર કરી તેમા આપવુ. (૨) સોનામુખી (મીંઢીઆવળ) ૧ તોલો રાત્રે પાશેર પાણીમા પલાળી રાખી સવારે તે ગાળી તેમા સાકર ૧ તોલો નાખી તે આપવી. એથી કરી રેચ પણ થાય છે (૩) ગાયનુ દૂધ ઊકળતુ રાખી તેમા લીંબોળીઓનો રસ નાખી પછી સાકર મેળવી ૭ ગણા કપડાથી ગાળીને, તે પાણી સાત વાર ઊલટાપાલટી કરી પાવુ (૪) એક શેર દૂધમા એક શેર પાણી મિશ્ર કરી તેમા ૨ માસા સૂરોખાર અને ૬ માસા સોનાગેરુ નાખી તે હલાવી ઊભા રહી પેટભર પીવુ અને ફરતા રહેવુ; એટલે મૂત્રરેચ થાય છે. (૫) દૂધ બશેર સુધી લઈ કલઈના વાસણમા સારું ગરમ કર્યા પછી તેમા ફટકડીની ભૂકી ૨ માસા પર્યંત નાખવી એટલે તે ફાટી જાય છે. પછી દેવતા ઉપરથી ઉતારી ગાળી

---

* મૂત્રાઘાત રોગમા શાસ્ત્રીય ઔષધ —વિદારી ઘૃત, ધાન્યગોક્ષુરક ઘૃત, ક્ષૌદ્રાર્દ્ધભાગ ઘૃત, કુશાવલેહ, તારકેશ્વર રસ તથા મૂત્રકૃચ્છ્ર રોગમા કહેલ ઔષધિ અપાય છે

× (૧) શંખજીરુ, જીરું અને સૂરોખાર દૂધમા નાખી પાણી મેળવી પાવુ (૨) સોનાગેરુ ૦ા તોલો, સૂરોખાર ૧ તોલો, એલાયચી ૦ા તોલો, મજીઠ ૦ા તોલો, દૂધ ૨ શેર અને પાણી ૪ શેર નાખી એકત્ર કરી પાવુ.

લઈ તેમા એલચીદાણાની ભૂકી અને ખાંડ નાખી તે ઠંડુ થયા પછી પ્રાશન કરવુ. ( ૬ ) ખાખરાના સુકાયેલા ફૂલ શુમારે ૧૦ તોલા પર્યંત લઈ તે ધોઈ તેમા પાણી નાખી ઉપર ઢાકણું દઈ મંદાગ્નિ ઉપર વરાળ થાય ત્યા સુધી બાફવા. પછી તે પીલી તેનુ પાણી પાશેર સુધી લઈ તેમા ૨ માસા સૂરોખાર નાખી તે પાવુ અને બાકી રહેલા પાણીમા તે બાફેલા ફૂલ મેળવી પેટ પર બાધવા (૭) કાળી દ્રાક્ષ ૪ તોલા રાત્રે ઠંડા પાણીમા પલાળી રાખી સવારે તે મસળી, તેનુ પાણી ગાળી લેવું અને તે પાણીમા થોડી જીરાની ભૂકી નાખી શક્તિ પ્રમાણે એક શેર પર્યંત પ્રાશન કરવુ; એટલે મૂત્રદ્વારે શરીરમાની ગરમી નીકળી જાય છે. એથી કોઈને રેચ પણ થાય છે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —કાકડી-૯, ખાખરો-૧૫, ડાંગર-૪, દ્રાક્ષ-૪, રેવચી-૨૮.

**પથ્ય**—ચોખા, દૂધ, ઘી, તુવેરની દાળ, સાકર, ઘઉ. **અપથ્ય**—ગોળ, તેલ, તીખા, ખાટા, કફ અને વાયુ કરે એવા પદાર્થ.

## ૪૭–મોઢાના રોગ (મુખરોગ)

**કારણ**—જળચર પ્રાણીનું માસ, દૂધ, દહી, અડદ વગેરે પદાર્થોના સેવનથી કુપિત થયેલા કફાદિક દોષો મુખમા રોગ ઉત્પન્ન કરે છે, તેમ જ દાત ન ઘસવા, ધૂમ્રપાન એ કારણોથી પણ રોગ થાય છે.

**મુખરોગની સંખ્યા**—દતરોગ-૮, ઓષ્ઠરોગ-૮, દતમૂળરોગ-૧૫. તાળવાના રોગ-૯, જીભના રોગ-૫, કંઠરોગ-૧૭ તથા સર્વસર રોગ-૩ મળી કુલ ૬૫ પ્રકારના મુખરોગ છે ×

---

× ૧-દાતમા કાળા છિદ્ર પડી જઈ નિમિત્ત વગર પીડા થાય તે કૃમિદંત ૨-દાતની નસોમા પીડા થાય તે દાલન ૩ ટાઢુ-ઊનુ ખાવુ, પવન વગેરે સહન ન થાય તે દંતહર્ષ ૪-ધીમેધીમે વાયુ દાંતને મોટા અને બેડોળ કરે તે કરાલ ૫-દાતનો મેલ કઠણ થઈ જાય છે તે દંતશર્કરા ૬-દાત કાળો પડી જાય તે શ્યામદંત ૭-મોઢુ વાકુ અને દાત ભાગી જાય તે ભંજનક ૮-દંતશર્કરા વધીને ગાલને નડે તે કપાલિકા એ દાતના આઠ રોગો છે વાત-૧, પિત્ત-૨, કફ-૩, સન્નિપાત-૪, લોહીનો-૫, માસનો-૬, મેદનો-૭ અને ચોટ લાગવાનો-૮, એમ ઓઠ(હોઠ)ના રોગો છે

(૧) કારણ વિના અકસ્માત પારામાથી દુર્ગંધયુક્ત લોહી પડે તે શિતાદ (૨) કફલોહીના કોપથી બે ત્રણ પારામા ઘણો સોજો થાય તે દંતપુપ્પુટ (૩) પારાને સોજો થઈ પીડા થાય, લાળ પડે અને ચળ આવે તે સૌષિર (૪) પારામા દાત હાલવા લાગે અને તાળવુ બેસી જાય કે છિદ્ર પડે તે મહાસૌષિર (૫) પારામાથી પરુ સહિત લોહી નીકળી દાત હાલે તે દંતવેષ્ટ (૬) પારા ચીખરાઈ ગયા છતા લોહી ન નીકળે તે પરિદર (૭) પારામા બળતરા થઈ દાત હાલવા લાગે, ઔષધ ઘસતા લોહી નીકળે અને પીડા થાય તે ઉપકુશ (૮) ચોટ લાગવા કે ઘસાવાથી સોજો ચઢી દાત હાલી પીડા કરે તે વૈદર્ભ (૯) પારામા બીજા કરતા એક દાત વધારે વધે તે ખલ્લીવર્ધન (૧૦) નીચેના દાઢના અંતમા સોજો હોય, લાળ પડે અને પીડા થાય તે અધિમાસ આ દશ સિવાય પારાની નસોમા વાયુ, પિત્ત, કફ તથા સન્નિપાતથી અને ચોટ લાગવાથી એમ પાચ પ્રકારે નસોના રોગો થાય છે તે મળી ૫૬૨ પારાના રોગો છે વળી દાતના પારામાથી પરુ સહિત લોહી નીકળે, ઘણો સોજો હોય અને તેમા દાહ તથા પીડા હોય તે દંતવિદ્રધિ કહેવાય છે દાતના મૂળને જ દાતના 'પારા' કહે છે

વાત ૧, પિત્ત ૨, કફ ૩, અલસ (જીભ નીચે કફ તથા લોહીના પ્રકોપથી દારુણ સોજો થાય તે) ૪, ઉપજિહ્વ (જીભ, કફ તથા લોહીના પ્રકોપથી સૂજીને જાડા થઈ જાય છે તથા લાળ ગળવી, દાહ તથા સોજો થાય છે તે) ૫, એમ પાચ જીભના રોગો છે

તાળવાના રોગ—(૧) ગલસુંડી, (૨) તુંડીકેરી, (૩) અધ્રુષ, (૪) કચ્છપ તથા (૫) તાલુ અર્બુદ, એ પાચ પ્રકારના તાળવામા થતા સોજા, (૬) માસસંઘાત (ભેગુ થયેલુ દુષ્ટ માસ), (૭) તાલુપુપ્પુટ (બોરના જેવડી ગાઠ), (૮) તાલુશોષ તથા (૯) તાલુપાક

ગળાના રોગ—(૧ થી ૫) વાતવિદ્રધિ, પિત્તવિદ્રધિ, કફવિદ્રધિ, ત્રિદોષ તથા રક્તદોષયુક્ત વિદ્રધિ (ફોટકી) તથા (૬) કંઠશાલુક, (૭) ગલાયુ (કઠણ ગાઠ), (૮) અધિજિહ્વક, (૯) વલય, (૧૦) બલાસ, (૧૧) એકવૃંદ, (૧૨) વૃંદ, (૧૩) કંઠવિદ્રધિ, (૧૪) ગલૌઘ, (૧૫) માસતાન, (૧૬) વિદારી (ગળામા થતા સોજા), (૧૭) શતઘ્ની (માસ અંકુરમાથી થયેલી બત્તી), (૧૮) સ્વરઘ્ન (સ્વર બગાડનાર રોગ), એકવૃંદ

**દાંતરોગ ઉપર ઉપચાર**—(૧) સૂંઠ અને ધોળા સરસડાના કિંવા ત્રિફળાના કાઢાએ ગલફોરાં ભરવા, એટલે અવાળુમાથી લોહી નીકળે છે, માસ ભરેલુ કાઢી નાખે છે અને અવાળુ પાકે છે તેને મટાડે છે (૨) લોધર. પતગ, જેઠીમધ અને લાખનુ ચૂર્ણ કરી તેમા મધ નાખી તેનો કોગળો કરવો, એટલે દાતમાથી લોહી અને પરુ વહે છે તે બધ થઈ હાલનારા દાત ઘટ્ટ થાય છે. (૩) કાટાસરિયાનો રસ અને મધ દાતે ઘસવું, એટલે રક્તવિકાર બધ થાય છે (૪) તુવેરની દાળ, ભિલામો અને કાટાસરિયાના મૂળિયાને માટલામા નાખી રાખ કરી દાતે લગાડતા રહેવાથી દંતરોગ દૂર થાય છે (૫) લોહચૂર, એલચીદાણા, હીરાકસી અને માયફળનુ ચૂર્ણ કરી રોજ દાતે ઘસવુ એથી કરી સર્વ દંતરોગ શમે છે (૬) મોગલી એરડાના તાજા દાતણે દાત ઘસવા અને તેનો રસ દાતે ચોપડવો. (૭) જીરું, મીઠુ, હરડે અને શીમળાના કાટાના ચૂર્ણ વડે દાત ઘસવા; એટલે દતમૂળના ક્ષતો, ચીરા પડે છે તે સણકા, રક્તસ્રાવ, દાત હાલવા અને સોજાનો નાશ થાય છે (૮) લીંડીપીપર, સિધવ અને જીરાનુ ચૂર્ણ દતમૂળને ઘસવુ. (૯) ફટકડીની ભૂકી મધ અને ઘીમા કાલવી ચોપડવી, એટલે રક્ત બધ થાય છે અને મુખપાક દૂર થાય છે. (૧૦) જાઈના પાદડા, મીંઢળ, ગોખરુ, બહેડળ, મજીઠ, લોધર, ખેરની છાલ અને જેઠીમધનો કાઢો કરી તેમા તેલ નાખી પચન કરવુ અને તે લગાવવુ તે દતનાડીનો નાશ કરે છે. (૧૧) ગળો પાણીમા વાટી તેમા આકડાનુ દૂધ નાખી કઢવવી, તેના વડે દાત ઘસવા એટલે હાલનારા દાત ઘટ્ટ થાય છે. (૧૨) જાઈના પાદડા, સાટોડી, ગજપીપળી, કાટાસરિયો અને ઘોડાવજ, સૂઠ, અજમો, હરડે અને તલનુ ચૂર્ણ મોઢામા રાખવાથી દુર્ગંધ, દાતના સણુકા, દાત હાલવા, વ્રણ, સોજો, કડૂ અને કૃમિનો નાશ થાય છે.×

---

તથા વૃદનો કોઈ આચાર્યોએ એકમા જ સમાવેશ કરેલ છે

(૧) મુખમા સર્વત્ર ફોડલા થઈ ઘણી પીડા થાય તે વાયુનો, (૨) લાલ કે પીળા ફોડલા થાય અને દાહ હોય તે પિત્તનો, (૩) પીડા વિના પણ ચેળયુક્ત ધોળા ફોડલા હોય તે કફનો, એમ ત્રણ પ્રકારના સર્વસર-રોગ છે તેને જ મુખપાક કહે છે વળી જે હોઠમા તથા પારામા લોહીના કોપથી અથવા ત્રિદોષથી થયેલા ફોલ્લા હોય, તે સન્નિપાતનો અસાધ્ય મુખપાક રોગ કહેવાય છે સંગૃહિત ઉપચાર —(૧) દાતની જડમા કીડા થયા હોય તો હિગનો ગાગડો ગરમ કરી દાત નીચે રાખે તો કીડા મરી જાય (૨) ફટકડીનો ઝીણો ભૂકો કરી તેમા થોડું મીઠુ નાખી પછી એક રૂનુ પૂમડુ પાણીમા પલાળી તે ઉપર ભભરાવવી, તે દાઢ ઉપર મૂકવાથી દાઢ દુખતી મટે (૩) મુખપાક ઉપર કસ્તૂરી, વાસકપૂર, નિસાસતો (ઘઉનો બનાવે છે), એ ત્રણે બરાબર લઈ ખાડી બારીક મોઢામા ભભરાવે અને લાળ નીતરવા દે તો મટે, અથવા સરકો ગુલાબ જળમા મેળવી કોગળા કરાવવા, અગર હીમજ મોઢામા રાખવી અથવા જીરુ ખાડી તેના પાણીમા રતાદળી ઘસી તેમા એલચીનો ભૂકો અને ફુલાવેલી ફટકડી નાખી કોગળા કરાવવા, અથવા બાવળ તથા જાબુડીની અતરછાલનો ઉકાળો કરી તેમા ફુલાવેલી ફટકડી નાખી કોગળા કરાવવા, અથવા ચોખાના ઓસામણમા વાટેલી ફટકડી નાખી કોગળા કરાવવા (૪) કફ ગધાતો હોય તો લસણ મધ સાથે ખાવુ (૫) અરડ્સીનો રસ ૧ તોલો ૦ા શેર બકરીના દૂધમા સવારે પીએ તો મોઢામાથી લોહી પડતુ મટે (૬) આકડાનુ દૂધ ૦ા શેર કુલડીમા ભરી મીણકપડ કરી છાણા ૫ શેરમા ભઠ્ઠી કરી ખાખ કરવી, એ ખાખ દાતે ઘસવાથી દાત હાલતા હોય તો મજબૂત થાય અથવા માયા અને ફટકડી ફુલાવેલ ઘસવી (૭) ખડિયોખાર ફુલાવી મધમા ચટાડવાથી મુખપાક મટે (૮) ફટકડી ૧ તોલો, કાળા મરી ૧ તોલો, અને સોપારી કાળી ૪ તોલા, એમની ભસ્મનુ ચૂર્ણ દાતે ઘસવુ અથવા એલાયચી ટાક ૧, કાથો ટાક ૧, ફુલાવેલી ફટકડી ટાક ૧ અને સોપારી કાળી ૪ તોલા, એમની ભસ્મનુ ચૂર્ણ દાતે ઘસવુ અથવા એલાયચી ટાક ૧, કાથો ટાક ૧, ફુલાવેલી ફટકડી ટાક ૧ અને હીરાકસી ટાક ૧, સવારમા દાતે ઘસવાથી દાત દુખતા મટે હીરાકસીથી દાત કાળા થાય છે પણ લાભ પહોચે છે (૯) મોરથૂથુ ફુલાવી જ્યારે સફેદ થાય, ત્યારે તેમા સોનાગેરુ નાખી મોઢામા ઘસવાથી મોઢાનાં ચાદા મટે (૧૦) પડજીભી ઉપર —એલચી, જાવત્રી, સિધવ, જાયફળ અને ધુવાસ, એ સમાનભાગે લઈ પાણીમા ગોળી કરી મોઢામા રાખવુ

× દતરોગ પર શાસ્ત્રીય ઔષધિ —મુસ્તાદિ વટી, સહચરાદ્ય તેલ, જાત્યાદિ તેલ, લાક્ષાદિ તેલ વગેરે મોમા રાખવા માટે અપાય છે. દશનસસ્કારચૂર્ણ તથા અન્ય દંતમજન દાત ઘસવા માટે અપાય છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —ઉપરસાલ-૬, કાયફળ-૧૧, કોલિંજન-૧૦, તુવેર-૪, ખોરસળી-૮, મોગલી એરંડા-૧૧, લીંડીપીપર-૨૯, લોધર-૩, સાટોડી-૧૧. જુઓ ગો૦ વૈ૦મા :— છાણાની રાખ ૩ ની ટીપમા નં. ૨

**દંતકૃમિ ઉપર ઉપચાર :**—(૧) કપૂર અથવા શેકેલી હિંગ દાઢની નીચે રાખવી (૨) કાટાસરિયાના પાદડા અથવા મૂળિયા ચાવવા (૩) અક્કલકરો દાઢમા રાખવો એટલે દંતશૂળ બંધ થાય છે (૪) સૂંઠ ૧ ભાગ અને ફુલાવેલી ફટકડી ૨ ભાગ લઈ એકત્ર કરી તે ૨-૩ વખત ચોપડવી; એટલે દંતશૂળ તરત બંધ થઈ જાય છે. (૫) રીંગણીના સુકાયેલા ફળ અંગારા પર નાખી તે ઉપર નળીવાળુ ઢાંકણુ મૂકી નળી વડે મોઢામા ધૂણી આપવી એટલે કૃમિ દૂર થાય છે કાનમા પણ આ ધૂણી આપવાથી કર્ણકૃમિ દૂર થાય છે (૬) લીલી નગોડ, બોડી અઘાડી અને કડવી તુંબડી, એ દરેકના મૂળિયાનુ ચૂર્ણ કરી દાતમા રાખવુ, એટલે કૃમિને પાડી નાખે છે. (૭) ધોળી ઉપરસાલનાં પાદડા વાટી ગોળી કરી દાતમા રાખવી. એટલે કૃમિ પડી દાત ઘટ્ટ થાય છે. (૮) હીરાકસી, હિંગ, ફટકડી અને દેવદાર પાણીમા વાટી ગોળી કરી દાતમા રાખવી; એટલે કૃમિજ દંતશૂળનો નાશ થાય છે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—ઇંદ્રવરણા-૩, ઉંદરકની-ફ-૪, કડવા તૂરિયા-૩, કપૂર-૯, કાંટાસરિયો-૮. ડુંગળી ૩૩ ની ટીપમા પાષાણભેદ-૬, ભોરિંગણી-૩, હિંગ-૨૧.

**દાંત બળવાન થવા માટે ઉપચાર :**—(૧) બકુલી(બોરસલી)ની અંતરછાલનુ દંતમંજન રોજ ઘસવુ એટલે દાત ઘટ્ટ થાય છે (૨) બદામના છોડિયા બાળી તેને દાતે ઘસવા (૩) નાગરમોથ, હરડે, સૂંઠ, મરી, લીંડીપીપર, વાવડિંગ અને કડવા લીમડાના પાદડા, એ ગોમૂત્રમા વાટી ગોળી કરી છાયામા સૂકવી, રાત્રે તે મોઢામા રાખી ઊંઘવુ, એટલે દાત વજ્રતુલ્ય થાય છે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —**દંતશૂળ** માટે.-અઘેડો-૪, આદુ-૪૮, કપૂર-૯, કેરડો-૧, ખોરેતી-૮, નાકછીકણી-૪ **દાંત દુખતા હોય** તે માટેઃ-અક્કલકરો-૧, ગુંદી-૧, લવંગ-૫. **દાંતનાં પેઢાં દુખતાં હોય** તે માટે—મોગલી એરંડો-૯ **દાંત કઠણ એટલે મજબૂત થવા** માટેઃ- તુવેર-૪. બદામ-૫, બોરસળી-૨. **દાંત હાલતા હોય તે** માટે—ખોરેતી-૮, માયફળ (માયા)-૫. **દાંતમાંથી લોહી આવે તે** માટે—કાટાસરિયો-૭ **દુખતી દાઢ હોય તે** માટે— કાટાસરિયો-૪, ગૂગળ-૩, ડુંગળી-૩૩, બોળ (હીંગબોળ)-૫, હિંગ-૨૧.

જુઓ અનુભૂત ઔષધ —ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા.—ન-૭, ૮

**કંઠ(ગળાના)રોગો ઉપર ઉપચાર :**—(૧) જવખાર, તેજબળ, પહાડમૂળ, રસાંજન, દારુહળદર અને લીંડીપીપરના ચૂર્ણની મધમા ગોળી કરી મોઢામા રાખવી (૨) દારુહળદર, તજ, કડવો લીમડો, રસાંજન અને ઇંદ્રજવનો કાઢો આપવો કિંવા હરીતકીનો કાઢો મધ નાખી આપવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—કેવડાનુ ઝાડ-૬, પાઢ (કાળીપાડ)-૧, ફણુસ-૪, શણપુષ્પી-૨. સમેરવો-૧૫

જુઓ અનુભૂત ઔષધઃ—ઔષધિક્રિયાના મલમપ્રયોગની ટીપમા —ન ૩૭

**કંઠસર્પ :**—ગળામા કફને લીધે ઊંચી, લાબી એવી ગાઠ ઉત્પન્ન થાય છે, તેથી કરી ગળાનો અવરોધ થાય છે, અન્નપાણી જતું નથી, બોલવુ ભારે કઠિન પડે છે અને કફનો અતિશય પ્રકોપ થઈ પ્રાણાતક સ્થિતિ થાય છે એને વૈદ્યકશાસ્ત્રમા **'વલય-કંઠરોગ'** અને મ૦ 'ઘાટસર્પ' એવા નામો આપેલા છે. એ ઉપર **ઉપચાર:**—(૧) વગડાઉ બોરડીની છાલ ૧ તોલો વાટી પીવા આપવી. (૨) વાસનવેલોના મૂળ વાટી પાવા (૩) મહુડાના ફળમાના બિયા પાણીમા ઘસી પાવાં. (૪) બહેડાના ઝાડની અંતરછાલ પાણીમા વાટી તે પાણી પાવુ. (૫) ઇંદ્રવરણા, સીસમના લાકડાનો વહેર કિંવા કડવુ તૂરિયું હોકામા નાખી પીવુ (૬) કરોળિયાનુ ઘર અને મલિયાગરુનુ સમભાગે ચૂર્ણ કરી ચલમમા નાખી પીવુ. (૭) કેવડાના કણુસાનુ ફૂલ ચલમમાં નાખી પીવુ. (૮) તોરણીના પાદડા ચોળી મોઢામા ભરી રાખવા અને ચાવીને થોડો રસ ગળામા જવા દેવો; એટલે કફ પડી

ગળુ મોકળુ થાય છે (૯) ખુળખુળાનુ ફળ ચલમમા નાખી પાવુ. (૧૦) ખુળખુળા, સગ્સડાની શિંગોની છાલ અને પરિપાઠ (ધાણાના ઝાડ જેવુ ઝાડ થાય છે). એ ચલમમા નાખી પીવુ.*

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—**ગળામાં અને જીભ પાસે સૂજી આવ્યું હોય** તે માટે:—અજીર-૪. **પડજીભ** એટલે ગળામાના સોજા માટે તથા ગળામાનો કાકડો ઢીલો થઈ જાય તે માટે:—આમલી-૪, કાસાળુ-૯, ભિલામો-૮. ૧૫ **ગલશોથ** માટે:—ખેરસળી-૬, વિષ્ણુક્રાન્તા-૧. **પિત્તથી ગળામાં બળતરા થાય તે** માટે:—રાઈ-૭ **કંઠવિકાર** માટે:—પરિપાઠ-૩. **કંઠસર્પ** માટે:—આકડો-૩૬, કડવા તૂરિયા-૭, ગૌલણુ-૧, તોરણુ-૩, દીપમાળ (ગલગોટા)-૩, નળ-૩, પરિપાઠ-૩, બહેડા-૬, બોરડી-૫, મહુડો-૨, વાસનવેલ-૧. **ગળાનાં દુખે તે** માટે:—ખીલી-૯. જુઓ પ્રા૦ ઔ૦મા-કાતણીનુ ઘર-૬

**મુખપાક (મોઢામાં ચાંદીઓ પડે તે) ઉપર ઉપચાર :**—(૧) પંચવલ્કલો અથવા બાવળની છાલ કિંવા ત્રિફળાના કાઢાના કોગળા કરવા (૨) ફુલાવેલી ફટકડી પાણીમા નાખી તેના કોગળા કરવા (૩) જાઈના પાદડા રોજ ચાવવાં (૪) ચણકબાબા અને ખડીસાકર દાઢની નીચે રાખી રસ ગળતા જવો (૫) ફુલાવેલી ફટકડી અને એલચીદાણાની ભૂકી મોઢામા નાખી લાળ ગળવી (૬) અક્કલકરાની ભૂકી મોઢામા જીભ વડે ફેરવવી (૭) ધોળી ચણોઠીના પાદડા ચાવવા. (૮) અરડૂસીના રસમા મધ નાખી તેમા ઉપરસાળના મૂળ ઘસી તેનો મોઢામા લેપ કરવો (૯) શંખજીરું માખણમા કાલવી તેનો મોઢામા લેપ કરવો (૧૦) ભાગરાના અથવા તુવેરના પાદડા ચાવી લાળ પાડવી, એટલે ત્વરિત ગુણ આવે છે (૧૧) લીંડીપીપર, મરી, ઉપલેટ અને ઇંદ્રજવનુ ત્રણ દિવસ ચર્વણ કરવુ એટલે મુખપાક તથા દુર્ગંધની શાંતિ થાય છે તલ ખાવા અથવા તલના તેલના કોગળા કરવા. (૧૨) ખેરની છાલ ૪૦૦ તોલા લઈ તેનો ૧૦૨૪ તોલા પાણીમા અષ્ટમાંશ કાઢો કરી ગાળીને આપવો, તેમા જાયફળ, કપૂર, ચીકણી સોપારી, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, કસ્તૂરી, એ એકેક તોલો લઈ ચૂર્ણ કરી તે કાઢામા મેળવવુ. તેની ચણા જેવડી ગોળી કરી તે મોઢામા રાખવાથી સર્વ મુખપાકરોગ, જિહ્વારોગ, ઓષ્ઠરોગ, દંતરોગ, ગલરોગ અને તાલુરોગનો નાશ થાય છે+

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—**મુખરોગ** માટે:—અરડૂસી-૨૦, અળઈ-૨, એલચી-૧૦, કદંબ-૩, ખાખરો-૧૮, ૨૧, ચણકબાબા-૧, જાબુ-૭, જીરું-૮, દાડમ-૧૩, બાવળ-૧૪, વડ-૧૩, સહદેવી-૩ **મુખપાક** માટે.—અરડૂસો-૯, અરલુ-૧૨, કારિંદા-૧, કાળી ખજૂરી-૨, કાટાસરિયો-૫, ચંબેલી-૮, તલ-૫, તુવેર-૭, બાવળ-૧, બિહી-૨, બીલી-૧૨, બોરસલી-૬, ભાગરો-૧૨. **મુખવિકાર** માટે:—તોરણુ-૧, વરિયાળી-૨. **લાલાસ્રાવ એટલે લાળ પડવા** માટે:—માયફળ (માયા)-૮ **મુખમાધુર્ય** માટે:—અક્કલકરો-૭, ચણકબાબા-૬, **મોઢા ઉપરની કાળાશ દૂર થવા** માટે:—આકડો-૧૯. **મોઢું ફાટયું હોય** તે માટે:—ફણસ-૧ **મુખદુર્ગંધ દૂર થવા** માટે—કોલિંજન-૯, **મોઢામાં ચાંદીઓ પડે છે તે** માટે:—જેઠીમધ-૭, પીલુ-૩. **ગરમીથી મોઢામાં ફોડલીઓ થાય** તે માટે:—ચણોઠી-૬, તવખીરવૃક્ષ-૧ **મુખ સંબંધી કફવાત રોગ દૂર થવા** માટે:—બિજોરુ-૧૮. **હોઠમાં ચીરા પડે તે** માટે—એરંડો-૩૬, કોકમ-૫ **જીભ શુદ્ધ થવા** માટે:—અક્કલગરો-૨, ૭ **જીભે કાતરા** પડે તે માટે:—કાચકી-૧૦, કેળ-૮, ચંબેલી-૧, સરગવો-૧૦. **જીભ ઉપર બુખાર એટલે છારી આવે તે** માટે.—કચૂરો-૨. **તાવના યોગે જીભ બળતી હોય તો** તે માટે:—કાળી ખજૂરી-૨. **જીભ, ગળું અને તાળવાનો શોષ શાંત**

* ગળાના તથા તાળવાના રોગ ઉપર ક્ષારગુટિકા, યવક્ષારાદિ ગુટી, ખદિરવટી, ફુલાવેલ ટંકણનું ચૂર્ણ વગેરે મોમા રાખવા માટે અપાય છે. ગળાના રોગમા નસ્ય આપવાની ઔષધિ પ્રકરણમા લખેલી છે

+ મુખપાક તથા જીભના રોગમા ખદિરવટી જાતિપત્રાદિ ચૂર્ણ, ગુંજાદિમૂલયોગ, તિલાદિ ગંડૂષ વગેરે અપાય છે હોઠ ફાટવા, ગાલ ફાટવા વગેરે પર જીવંત્યાદિ લેપ, તથા અન્ય તેલ અને મલમ ચોપડવા માટે અપાય છે મોઢા પર થતા ખીલ (મુખદૂષિકા) ઉપરના ઉપચાર ક્ષુદ્ર રોગમા આપેલ છે

**થઈ મોઢામાં રુચિ આવવા** માટે.—દ્રાક્ષ-૧૧. **જીભ કાળી થાય છે તે** માટે:—ભિલામો-૧૪. **જીભ નીચેના ભાગ સૂજ્યો હોય** તો તે માટે.—મરેઠી-૨. **ગરમીથી જીભ ઉપર કાંટા આવ્યા હોય** તો તે માટે.—ઉબગે-૧૫ **તાળવામાં કાતરા પડે છે** તે માટે:—ધમાસો-૨

જુઓ પ્રા૦ઔ૦મા:—**મુખરોગ** માટે:—મધ-૫.

**પથ્ય:**—ચોખા, જવ, મગ, કળથી, કારેલા, પડોળા, કુમળા મૂળા, પાન, તીખો અને કડવો રસ

**અપથ્ય:**—ખટાશ, દહી, દૂધ, ગોળ, અડદ, રુક્ષાન્ન, કઠિનાન્ન, જડ અને પૌષ્ટિક અન્ન, દિવસે નિદ્રા.

## ૪૮: રક્તપિત્ત-લોહી પડવું

**કારણ અને સ્વરૂપ:**—તાપ, અગ્નિનો શેક, પરિશ્રમ, શોક, મુસાફરી કરવી, મૈથુન ઇત્યાદિના અતિ સેવનને લીધે તેમજ તીક્ષ્ણ, ઉષ્ણ, ખારા તથા ખાટા, એ પદાર્થોના અતિ સેવનને લીધે પિત્તનો ક્ષોભ થઈ તે રક્તને કોપાવે છે; પછી મુખવાટે અને ગુદાવાટે રક્ત પડવા લાગે છે, એને રક્તપિત્ત કહે છે.

**રક્તપિત્તના ઉપદ્રવ:**—અન્ન પચન ન થવું, ઊલટી, તૃષા, શ્વાસ, ઉધરસ, બલહાનિ, પાંડુરના (શરીરનો વર્ણ પીળો થવો), ભોજન કરવા છતાં પણ દાહ, ભ્રમ, માથાનું દુખવું, અતિસાર, ક્ષુધાનાશ ઇત્યાદિ ઉપદ્રવ થાય છે મુખવાટે લોહી પડે છે તે **સાધ્ય;** ગુદાવાટે પડે છે તે **કષ્ટ-સાધ્ય;** મુખવાટે અને ગુદાવાટે બન્ને ઠેકાણેથી પડે છે તે **અસાધ્ય** જાણવો ×

**ઉપચાર:**—(૧) અરડૂસીનો રસ અને મધ સમભાગે કરી આપવા (૨) બકરીના દૂધમા મધ અને સાકર નાખી તે દૂધ આપવું (૩) અરડૂસી, મુનકા દ્રાક્ષ અને બાળહરીતકીનો કાઢો આપવો. (૪) ગાયના દૂધમા પાંચગણું પાણી કઢવવું. પાણી બળી જાય એટલે તે દૂધ પીવું. (૫) આમળાનો અથવા હરીતકીનો મુરબ્બો આપવો (૬) આમળાનું ચૂર્ણ, સાકર અને ઘી એકત્ર કરી આપવું; અથવા આમળા ઘીમા શેકી તાળવા ઉપર તેની થેપલી કરી મૂકવી. (૭) જેઠીમધ, ધાણા, રતાંદળી, અરડૂસી અને વાળાનો કાઢો મધ અને સાકર નાખી આપવો; એટલે શોષ, દાહ, રક્તપિત્ત તથા જ્વરનો નાશ થાય છે (૮) શખજીરું, ઘી અને સાકર એકત્ર કરી આપવું (૯) દૂધની મલાઈ આપવી. (૧૦) દ્રાક્ષ, બેદાણા અને ધાણાનો કાઢો સાકર નાખી આપવો (૧૧) ઉબરાના પાકેલાં ફળ ગોળમા કિંવા મધમા ખાવા આપવા.+

**વિશેષ ઉપચાર:**—જુઓ વ૦ૌ૦મા:—અડદ-૬, અર્જુન સાજડ-૭, અરડૂસી-૧,૨,૩,૧૦,૧૯ ૨૨, આમળા-૩૩, ઉમરો-૨, કેસર-૬, કોથમીર-૧૩, ગરમાળો-૮, જવ-૬, તુવેર-૮ દ્રાક્ષ-૧૭, નાળિયેરી-૧૭, પદ્મકાષ્ઠ-૧, પીપળો-૨૪, ધતૂરો-૮ નીવલો-૧, રાયણ-૨ લીંડીપીપર-૩૬, વડ-૧૨, વાંકેરી-૬, સિવણ-૫ જુઓ ગો૦વૈ૦મા —દૂધ-૧૬ **પિત્ત મસ્તકે ચડી ગયું હોય તો:**—ઘી-૩ **પ્રવાહિકા (મરડો) અને રક્તપિત્તાદિક માટે:**—દૂધ ૨૦ પ્રા૦ઔ૦મા.—**રક્તપિત્ત** માટે —મધ-૮

**પથ્ય.**—જૂના સાઠીચોખા, કોદરા, રાઈ, દેવડાંગર, જવ મગ, મસૂર, ચણા, તુવેર, મઠ, તૂરા પદાર્થ, દૂધ, ઘી, કણસ, કેળું, તાદળજો, પડોળા, જૂનું કોળું, દૂધી, કાળિંગડું, શેલડી તથા સાકર

× જે રોગીને લોહીની ઊલટી થાય, આંખો લાલ થઈ જાય, સર્વત્ર લાલ રંગની જ વસ્તુ દેખાય, એ રોગી બચશે નહિ જે રક્તપિત્તમા માંસના ધોયેલા પાણી બરાબર, મેદ, રસી અથવા કાળજાના ટુકડાયુક્ત, પાકા જાબુના જેવા રંગયુક્ત અને મડદાના જેવી વાસવાળું રક્ત પડે તથા શ્વાસાદિ ઉપદ્રવ પણ હોય તેને આરામ થવો અશક્ય છે ઊલટીમા રક્તપિત્તનું લોહી છે કે શુદ્ધ લોહી છે તે જાણવા માટે પરીક્ષા પ્રકરણમાં બતાવેલું છે

+ રક્તપિત્તમા એલાદિ ગુટિકા, કુષ્માડખંડ, ખડકાદ્ય લોહ, રક્તપિત્તાતક લોહ, વાસાવત, હ્રીબેરાદ્ય તેલ (મર્દન કરવા માટે), ચદનાદિ લેપ, ચંદનાદિ ક્વાથ, વાસાવલેહ, કેસરલેહ, ઉશીરાસવ, ચ્યવનપ્રાશાવલેહ, કર્પૂરક રસ વગેરે અપાય છે

**અપથ્ય:**—વ્યાયામ, મુસાફરી કરવી, તાપ વેઠવો, મળમૂત્રના વેગનો અટકાવ, ઘોડા ઉપર બેસવું, ઉજાગરો, ધૂમ્રપાન, મૈથુન, કળથી, ગોળ, તલ, અડદ, દહીં, ખારા પદાર્થ, તાંબૂલ, લસણ, કઠોળ ધાન્ય, વિરુદ્ધાશન, કડવા અને ખાટા પદાર્થ, મીઠું.

## ૪૯—રતવા (વિસર્પ)

**કારણ:**—ખારું, ખાટું, કડવું, ઉષ્ણ અને લીલા શાક વગેરે પદાર્થો ભક્ષણ કરવાથી વાતાદિ દોષ કુપિત થઈ સાત પ્રકારના— વિસર્પ રોગને ઉત્પન્ન કરે છે. આ રોગ શરીર ઉપર સર્પની પેઠે પ્રસરે છે, માટે તેને વિસર્પ કહે છે. એને મરાઠીમાં 'ધાવરે' કહે છે.×

**અગ્નિવિસર્પ:**—વાતપિત્તથી ઉત્પન્ન થયેલો વિસર્પરોગ-જ્વર, ઊલટી, મૂર્છા, અતિસાર, તૃષા, ઘેન, હાડ ફૂટવા, અગ્નિમાંદ્ય, અંધારાં, ભ્રમ ઇત્યાદિ લક્ષણોથી યુક્ત હોય છે એનાથી આખું શરીર અંગારા સળગાવ્યા પ્રમાણે થાય છે. જે જે ઠેકાણે તે વિસર્પ પ્રસરતો જાય છે તે તે ઠેકાણે કોલસા પ્રમાણે કાળો, નીલ રાતો રંગ થઈ ત્વરિત સોજો આવે છે અગ્નિથી દાઝ્યા પ્રમાણે ઉપર ફોલ્લા થાય છે. તેની શીઘ્ર ગતિ હોવાથી તે ઝડપથી હૃદય સુધી પહોંચી જઈ અત્યંત બળવાન થાય છે એ શરીરે વ્યથા કરે છે. સંજ્ઞા તથા નિદ્રાનો નાશ કરે છે, શ્વાસ વધારે છે અને ઊચકો (હેડકી) ઉત્પન્ન કરે છે. એવા અસ્વસ્થપણાના કારણથી પથારી ઉપર સૂવાથી કિંવા બેસી રહેવાથી પણ સુખ થતું નથી હાલચાલ કરવાથી ક્લેશ થાય છે, મનને અને દેહને ક્લેશ થવાથી ઉત્પન્ન થનારી એવી દુર્બોધ નિદ્રા (મરણ) તેને પ્રાપ્ત થાય છે. આ રોગને અગ્નિવિસર્પ (આગિયો રોગ) કહે છે

**ગ્રંથિવિસર્પ:**—અકારણે કોપેલો કફ વડે વાયુ કુપિત થઈ કફનો ભેદ કરી અથવા વધેલા લોહીનો ભેદ કરી ત્વચા, શિરા, સ્નાયુ તથા માંસ સુધી લાવી દુષ્ટ કરી લાંબી, નાની, ગોળ, મોટી, રાતી ગાંઠોની માળા કરે છે, તે ગાંઠોમાં સણકા ઘણા થાય છે; ઘણો કડક તાવ આવે છે, શ્વાસ, ઉધરસ, અતિસાર, મોઢામાં સૂકાપણું, ઊચકી (હેડકી), ઊલટી, ભ્રાંતિ, વર્ણ બદલાવો, મૂર્છા, અંગ ભાગી જવું, અગ્નિમાંદ્ય, એ લક્ષણો થાય છે. આ રોગને ગ્રંથિવિસર્પ રોગ કહે છે આ રોગ કફ-વાયુના કોપથી ઉત્પન્ન થાય છે.

**ક્ષતજવિસર્પ:**—બાહ્ય કારણોએ (શસ્ત્રાદિકના આઘાતથી અથવા સિંહાદિના દાંત અથવા નખ લાગવાથી) ક્ષત (ચાંદી) થઈ તેથી વાયુ કુપિત થઈ, તે રક્ત સહિત પિત્તને વ્રણમાં લાવી વિસર્પ ઉત્પન્ન કરે છે. તે ઉપર જારના દાણા જેવી ફોલ્લીઓ થાય છે, સોજો આવે છે, તાવ આવે છે, સણકા થાય છે તથા દાહ થાય છે તેનું લોહી કાળું હોય છે

**ઉપચાર:**—(૧) સન્નિપાતજ વિસર્પ ઉપર વારંવાર શતધૌત ઘૃતનો લેપ કરવો. (૨) સરસડાના ફૂલ અથવા છાલ કિંવા મૂળ, જેઠીમધ, તગર, ચંદન, એલચી, જટામાસી, હળદર, દારુહળદર, કોષ્ઠ તથા વાળો, એ દશ ઔષધોનો કલ્ક કરી તેમાં ઘી નાખી તેનો લેપ કરવો તે વિસર્પ, કોઢ, વ્રણ તથા સોજાનો નાશ કરે છે (૩) જટામાસી, રાઈ, લોધર, જેઠીમધ, રેણુકબીજ, મોરવેલ, લીલા કમળ અને સરસડાના ફૂલનો લેપ કરવો તે અગ્નિવિસર્પનો નાશ કરનાર છે (૪) વડ, ઉંબરો, પીપળો, પીપળી અને વેતસ (નેતર), એ પાંચેની છાલનો કલ્ક કરી તેમાં શતધૌત ઘી નાખી લેપ કરવો, તે દાહયુક્ત વિસર્પનો નાશ કરે છે (૫) વડની વડવાઈઓ, ચણોઠી, કેળનો ડોડો, એનો ડોડો શતધૌત ઘૃતયુક્ત લેપ કરવો; એટલે તે ગ્રંથિવિસર્પનો નાશ કરે છે (૬) સરસડાના ઝાડની છાલનું ચૂર્ણ શતધૌત ઘીમાં નાખી તેનો લેપ કરવો, એટલે કર્દમ વિસર્પનો નાશ કરે છે. (૭) કરંજ

– વાત, પિત્ત, કફ, વાતપિત્ત, પિત્તકફ, કફવાત અને સન્નિપાત એ સાત તથા આઠમા ક્ષતજવિસર્પનો સમાવેશ પિત્તમાં કરેલો છે

× વિસર્પના ઉપદ્રવ—જ્વર, અતિસાર, ચામડી ફાટવી, માંસ ફાટવું, ગ્લાનિ, અરુચિ તથા પાક એટલા ઉપદ્રવ વિસર્પના રોગમાં થાય છે વિસર્પના અસાધ્ય લક્ષણ —સાન્નિપાતિક તથા ક્ષતજ અસાધ્ય છે પિત્તથી ઉત્પન્ન થયેલ જે કાળા રંગના રોગ હોય તે પણ અસાધ્ય, તેમ જ અન્ય જે સાધ્ય વિસર્પ છે તે પણ મર્મસ્થાનમાં ઉત્પન્ન થાય તો અસાધ્ય

અને સાતવિણની છાલ, કળગારી, થુરિયાનુ અને આકડાનુ દૂધ, ચિત્રો, ભાગરો, હળદર અને વછનાગનો કલ્ક તથા ગોમૂત્રમા ઘી સિદ્ધ કરવું. તે ઘી વિસ્ફોટક, વિસર્પ તથા વિચર્ચિકાનો નાશ કરે છે. (૮) પટોલ, અરડૂસી, કરિયાતુ, કડવો લીમડો, કડુ, હરડે, બહેડા, આમળા અને ચદનનો કાઢો ગૂગળ નાખી આપવો. તે સંપૂર્ણ દોષથી ઉત્પન્ન થયેલા ઉગ્ર વિસર્પ, ઊલટી, દાહ, જ્વર, સોજો, ખરજ, વિસ્ફોટક, ભ્રાંતિ તથા તરસનો નાશ કરે છે. (૯) ધમાસો, પિત્તપાપડો, ગળો અને સૂઠને ગત્રે પલાળી રાખી વાટી કલ્ક કરી આપવો. તે તૃષ્ણા અને વિસર્પની શાતિ કરે છે (૧૦) એગડો, કડવી દૂધી, કડવો લીમડો, દૂવાડિયાના બિયા, બાવચો અને અંકોલના બિયા એ સમભાગે લઈ પાતાળયંત્ર વડે તેલ કાઢી ચોળવુ, તેથી વિસર્પાદિકનો નાશ થાય છે (૧૧) ચણોઠીના પાદડાના રસનો લેપ કરવો +

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦ મા:—એગડો–૬, કિંજળી–૫. વછનાગ–૫, સરસડો–૫, સોપારી–૬, હરડે–૩૮ કર્દમ **વિસર્પ** માટે —સરસડો–૯. જુઓ ગો૦વૈ૦મા:—સન્નિપાત વિસર્પ માટે ઘી ૧૭ તથા પ્રા૦ ઔ૦ મા:—ઘૃતવર્ગ–૨

**પથ્ય:**—વડિ, સાઠીચોખા, મગ, મસૂર, ચણા, તુવેર, કારેલા, પટોલ, દ્રાક્ષ. **અપથ્ય:**—જડાન્ન, જડપાન, લસણ, કળથી, તલ, અડદ, મીઠુ, ખાટા તથા તીખા પદાર્થ અને મદ્ય

## ૫૦–રેચનની આવશ્યકતા અને ઔષધો

જીર્ણજ્વર, વછનાગાદિ વિષદોષ, વાતરક્ત, ભગદર, હરસરોગ, પાડુરોગ, ઉદરરોગ, હૃદ્રોગ, પ્રમેહ, ગુલ્મ, ઊલટી, બરોળ, વિષૂચિકા, કોઢ, ઉપદશ, કૃમિ વાતરોગ, શૂળ, મૂત્રાઘાત એટલામાથી એકાદા રોગે કરી વ્યાપ્ત જે માણસ હોય, તે રેચ આપવાને યોગ્ય છે એમ જાણવુ. **અશક્ત, નાનું બાળક અને ગર્ભિણીને** રેચ આપવો નહિ. **રેચ× આપવાનાં ઔષધો:**—(૧) જેનો

+ વિસર્પ રોગ પર કુષ્ઠ, સ્ફોટ અને મસૂરિકા રોગમા કહેલી ચિકિત્સા કરવી ખાવા માટે અમૃતાદિ કષાય, નવકષાય ગૂગળ, કાલાગ્નિરુદ્રરસ, સિંહનાદ ગૂગળ, વૃષાદ્ય ઘૃત, ત્રાહિમાણાદિ ક્વાથ વગેરે અપાય છે કરંજ તેલ, એરડાદિ તેલ વગેરે મર્દન કરવા માટે અપાય છે

× શાસ્ત્રીય સિદ્ધાત મુજબ જુલાબ આપવા પહેલા પ્રથમ સ્નેહન (સ્નેહપાન) કરાવવુ, પછી સ્વેદન કરવું (સ્વેદ આપવો), ત્યારપછી વમન (ઊલટી) કરાવવી આટલી ક્રિયા કર્યા પછી (અને વ્યાધિ પૂરો મટચો હોય નહિ તો જ) જુલાબની ઔષધિ આપવી. એ પ્રમાણે બીજી ક્રિયાઓ કરાવ્યા વિના જે વિરેચન આપે તો અગ્નિ મદ થાય છે તથા શરીરમા જડતા આવે છે અથવા મરડો ઇત્યાદિ રોગ ઊપજે છે શરીરશુદ્ધિ માટે વસત અને શરદઋતુમા જુલાબ હિતકારી છે અને રોગ દૂર કરવા માટે બીજી ઋતુઓમા પણ વિચાર કરીને જુલાબ આપવો હિતકારી છે મદાગ્નિરોગ, મદાત્યય, બાણ અથવા અન્ય શસ્ત્રથી વાયલ થયેલાને, રુક્ષ શરીરવાળાને, તૃષાથી પીડિતને, અત્યંત સ્થૂળ શરીરવાળાને, ભયભીતને, સગર્ભા સ્ત્રીને, ક્ષતથી ક્ષીણ મનુષ્યને, બાળકને, અતિવૃદ્ધને, નવા તાવવાળાને અને પ્રસૂતા (સુવાવડી) સ્ત્રીને, એટલાને જુલાબ આપવો નહિ.

રેચનની આવશ્યકતા અને ઔષધો જુલાબ લેવા પહેલા આયુર્વેદ પદ્ધતિ પ્રમાણે વમન, સ્નેહન કરવાની આવશ્યકતા રહે છે, તે પ્રમાણે યુનાની સિદ્ધાતમા મુંજિસ આપવાનો રિવાજ છે મુંજિસથી પણ સ્નેહન અને સ્વેદનનું કામ કેટલેક અંશે થઈ જાય છે ડૉક્ટરી પ્રથા છે તે ઘણી હાનિકારક છે, જેથી વિરેચનવાળી ડૉક્ટરી ઔષધિ સેવન કરનારાઓ ઘણે ભાગે મદાગ્નિ અને કબજિયાતના રોગથી પીડાયા કરે છે

હકીમી મુંજિસ અને જુલાબની ઔષધિ અને વિધિ નીચે મુજબ છે —

મુંજિસ—ગુલ બનફ્સા, બર્ગ ગાવજબા, ગુલે ગાવજુબા, ખુબ્બાજી, બર્ગે અયના, એ પાચ ઔષધિ ત્રણત્રણ માસા લેવી તુખ્મ ખતમી, તુખ્મ કાસની, બેખ બાદીઆન, બેખ કાસની, મકોય, બાદીઆન, અસલસૂસ એ સાત ઔષધિ પાચપાચ માસા લેવી ઉનાબ ૯ નગ લેવી સુનકા ૯ લેવી તથા સાકર ૨ તોલા લેવી સાકર વિનાની સર્વ ઔષધિ રાત્રે ૧ શેર (૪૦ તોલા) પાણીમા ભિજાવી દેવી સવારે ચૂલા પર ગરમ કરી અરધુ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવુ તેમા ઉપર લખેલી સાકર તોલા ૨ મેળવી પી જવુ આ ઔષધિ પાચ દિવસ સુધી રોજ સવારે લેવાથી આતરડામા રહેલો મળ પાકીને ફૂલી જાય છે પછી છઠ્ઠે દિવસે રેચની ઔષધિ આપવી

હકીમી રેચની ઔષધિ—(સર્વ પ્રકૃતિવાળાને અનુકૂળ રહે તેવી) ગુલાબના ફૂલ, ગુલ બનફ્સા, તુરબત

કેઠો મૃદુ છે તેને ત્રિફળાના કાઢામા કિંવા સૂંઠના કાઢામા ૧ તોલો એરંડતેલ આપવુ, કિંવા બાળ-હરીતકી અને સોનામુખી(મીંઢીઆવળ)નું ૬ માસા ચૂર્ણ થોડો ગોળ નાખી ગરમ પાણીમા આપવુ. (૨) જેનો કોઠો મધ્યમ છે તેને નસોતર અને સાકર, એ સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણમાં તોલાએ ૪ વાલ, એ પ્રમાણે લીંડીપીપરનુ ચૂર્ણ મેળવી તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ૬ માસા સુધી આપવુ (૩) ઉપલા ચૂર્ણ પ્રમાણે જ દંતીમૂળનુ ચૂર્ણ આપવુ. (૪) રેવંચીનો શીરો શક્તિ પ્રમાણે ૧ માસા સુધી સાકરમા આપવો (૫) જેનો **કોઠો કઠોર** છે, તેને દારૂડીના મૂળનું ચૂર્ણ ૧ તોલા પર્યંત ગરમ પાણીમા સાકર નાખી આપવુ (૬) **સર્વ સાધારણ રેચકો:**—ગરમાળાનુ મગજ પાણીમા કાઢી શક્તિ પ્રમાણે તે પાણી પીવુ આ ઉપાય તાવમા કબજિયાત હોય ત્યારે વધારે સારો ગણાય છે. (૭) ગુલાબના ફૂલ, કાળી દ્રાક્ષ, મીંઢીઆવળ (પાનના ડીંટા કાઢી નાખેલી) તથા હીમજના ચૂર્ણને રાત્રે પાણીમા ભિંજાવી સવારે ઉકાળી તે પાણી પીવુ. (૮) સુરવારી હરડે, બહેડા અને આમળાનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ અથવા એનો કાઢો આપવો એટલે રેચ થાય છે (૯) **સુખથી ઝાડો થવા માટે અભયાદિ મોદક:**—હરીતકી, મરી, સૂંઠ, વાવડિંગ, આમળા, લીંડી-પીપર, પીપળીમૂળ, તજ, તમાલપત્ર અને નાગરમોથ, એ દશ ઔષધો સમભાગે દાંતીના મૂળ ત્રણ ભાગ, નસોતર આઠ ભાગ અને સાકર ૭ ભાગ, એ પ્રમાણે લઈ ચૂર્ણ કરી મધમા ૬મ માસા વજનની ગોળીઓ કરવી એ ગોળી સવારે ખાઈ ઉપર થોડુ ઠંડુ પાણી પીવુ આ મોદકથી ઉષ્ણ પાણી ન પીએ ત્યા સુધી દસ્ત થવા કરે છે માટે જ્યા સુધી મળ સાફ ન થાય, ત્યા સુધી ઉષ્ણ પદાર્થોનુ સેવન કરવુ નહિ. નિયમિત વર્તન કરવુ, જેથી કરી વિષમજ્વર, અગ્નિમાંદ્ય, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, કોઢ, ગુલ્મ, અર્શ (હરસ), ગલગંડ, ભ્રમ, ઉદરરોગ, વિદાહ, બરોળ, પ્રમેહ, રાજયક્ષ્મા, નેત્રરોગ, પેટ ચડવુ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી રોગ અને પાર્શ્વ (પડખા), પીઠ, કમર તથા ઉદર—એ ઠેકાણે જ પીડા થાય છે તે સર્વ રોગ દૂર થાય છે. આ **અભયાદિ મોદક** નિરંતર સેવન કરવાથી ધોળા કેશ કાળા થાય છે અને આ મોદક ઉત્તમ રસાયનરૂપ છે એમ જાણવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —અખરોડ-૬, અબઈ (આણુવો)-૨, અસાળિયો-૨, આમળા-૨૩, આલુ-૨, એરંડો-૮ કોશિબ-૧, ખજૂરી-૧, ૧૭, ગરણી-૨, ગુલાબ-૧, ઘણુસરી-૨, દારૂડી-૧, દાંતી-૧, ધોળો ચંપો-૪, નસોતર-૩, નાળિયેરી-૧૭ ની ટીપમા, પીળો ધંતૂરો-૬, બાવળ-૧૫, બિજોરુ-૧૦, મીંઢીઆવળ-૧, ૧૧ ની ટીપમા, રાયઆમળી-૧, રેવંચી-૧, સૂર્યફળ-૫, હરડે-૨૧, ૩૦, બુરા-૫ **સુખ એટલે સૂક્ષ્મ રેચ** માટે.—ગરમાળો-૧૧.

જુઓ **અનુભૂત** ઔષધ —ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા—નં. ૯, ૩૦, ગુટિકાપ્રયોગની ટીપમાં—નં. ૨, ૧૭, ૨૨, ૨૪ અને રસાયનપ્રયોગની ટીપમા—નં. ૨

**રેચ બંધ થવા માટે ઉપચાર:**—(૧) ખડીસાકર પાણીમા ઓગાળી પાવી (૨) ઠંડે

---

સફેદ, બાદીઆન (વરિયાળી), કાબૂલી હરડના બક્કલ, મકોય (પીલુડી), ગાજીફૂન, જુફા, તાજી ગળો—એ નવ વસ્તુ પાચ પાચ માસા લેવી મીંઢીઆવળ, બેખ હંજલ (ઇંદ્રવરણાની જડ), તુખ્મ હંજલ (ઇંદ્રવરણાનાં બીજ), એ ત્રણ વસ્તુ ૭ ૭ માસા લેવી અસબંદ ૩ માસા, અંજીર ૮ નંગ, મુનકા ૧૩ તથા ગુલકંદ ૨ તોલા લેવો ગુલકંદ વિનાની બાકીની વસ્તુ રાત્રે ૪૦ તોલા પાણીમા ભિંજાવી રાખવી સવારે ચૂલા પર ક્વાથ કરી આશરે ૧૫ તોલા રહે ત્યારે ઉતારી, ગાળી ગુલકંદ મેળવી પી જવુ એક કલાક પછી વરિયાળીનો અર્ક આશરે ૧૦ તોલા પીવો અથવા નવશેકુ પાણી પીવુ આ ઔષધિથી ૨-૩ કલાક પછી ૫-૬ દસ્ત સાફ આવે છે (જુલાબની સાથે વરિયાળીનો અર્ક લેવાથી આમદોષ દૂર થાય છે) રેચ લીધા પછી સૂવુ નહિ તેમ જ તેજ હવામા ફરવુ નહિ હાથપગ ધોવા માટે નવશેકા પાણીનો ઉપયોગ કરવો રેચની તીવ્ર અસર જણાય તો તરત વમન કરવાની ઔષધિ આપવી, કે જેથી વધારે દસ્ત ન થાય કેટલાક માણસો વારંવાર જુલાબ લીધા કરે છે આવી રીતે જુલાબ લેવાથી આંતરડા નિર્બળ બને છે, તેમ જ અગ્નિ મંદ થાય છે, ઉપરાંત ધીરે ધીરે શરીરની શક્તિ ઘટતી જાય છે માટે ખાસ જરૂર વિના રેચ લેવો નહિ વિરેચન આપવા માટે ઇચ્છાભેદી રસ, નારાચ રસ, વૈદ્યનાથ વટી, નારાયણ ચૂર્ણ, અશ્વગોળા વટી, નારાચ ચૂર્ણ વગેરે પણ અપાય છે જુલાબ લેનારે બેત્રણ દિવસ સુધી વિશેષ વાયુ, ઠંડુ પાણી, તેલમર્દન, અજીર્ણ કરે એવા પદાર્થ, વ્યાયામ તથા મૈથુનનો ત્યાગ કરવો

પાણીએ શરીર ભિન્જાવવું. (૩) ચોખાના ધોવરામણમા મધ મેળવી હલકી ઊલટી કરાવવી. (૪) આમાની છાલ ગાયના દહીમા વાટી નાભિ ઉપર લેપ કરવો. (૫) બકરીનુ દૂધ પાવુ. (૬) દાડમ વગેરે શીતળ પદાર્થનુ સેવન કરવું. **પથ્ય**—ઘી અને ભાત કિંવા દહીં અને ભાત ખાવો.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —મોગલી એરંડો–૧, લીમડો (કડવો)–૩૫, શેલડી–૧૫.

## ૫૧ :–વધરાવળ અથવા અંતરગળ કે અંડવૃદ્ધિ અને સારણગાંઠ*

**કારણ :**—વાયુને કુપિત કરનારા આહાર કરવાથી, શીતોદકમા ડૂબકી મારીને સ્નાન કરવાથી, મૂત્રાદિકનો વેગ અટકાવ્વાથી શરીર પર ઘણો ભાર લેવાથી, બહુ ચાલવાથી, ચઢ–ઊતર કરવાથી, અવઘડ જગાની સિરા( નાના આતરડા )ને ઉપદ્રવ થઈ તે સરી જવાથી અને બળવાનની સાથે અંગયુદ્ધ કરવાથી તથા અતિ સ્ત્રીસંગ ઇત્યાદિ કારણોએ આ રોગ થાય છે જે પ્રદેશમા પાણી સારુ ન હોઈ હવા ખરાબ અને નબળી થાય છે, તે પ્રદેશમા આ રોગનો પ્રાદુર્ભાવ ઘણો થાય છે×

---

* **સારણગાંઠ**—આતરડુ સાથળના મૂળમા સરીને નીચે ઊતરે છે તેને **સારણરોગ** કહે છે. આ રોગ નવો હોય તો શીર્ષાસન (વિપરીત કરણી મુદ્રા) કરવાથી ઘણી વખત મટી જાય છે જૂના રોગ માટે ઑપરેશન કરાવવુ પડે છે સારણગાઠના રોગીએ કબજિયાત કરનારો ખોરાક ખાવો નહિ

× વાત, પિત્ત, કફ, સન્નિપાત, રક્ત, મૂત્ર અને આતરડા, એમ સાત પ્રકારની વધરાવળ કહેલી છે અંડમા દુખ ઘણુ થાય તો તે મટવાનો ઇલાજ —

(૧) હાથના અંગૂઠાની નીચે એક જાડી મોટી રગ છે, તે રગ ઉપર લોઢાનો ડામ દે તો અંડવૃદ્ધિ મટે, પરંતુ ડાબી બાજુનો અંડ વધતો હોય તો જમણા હાથની રગે ડામ દેવો જમણો વધતો હોય તો ડાબા હાથે ડામ દેવો, તેથી ફાયદો થાય (કોઈ કોઈ આ જ પ્રમાણે પગની અંદરની બાજુએ પગના કાંડામા એડીથી ઊંચા ઢંચા (વેઢા)થી ચાર આગળ ઉપર સોયા વડે આડો ડામ પણ દે છે ) (૨) કિંદરૂ તોલો ૦ાા તથા ખાંડ તોલો ૧ હમેશા ગાયના દૂધ સાથે ખાય તો ફાયદો થાય (૩) સુવા તોલા ૩, મેથી તોલા ૪ ને કૂવાના મીઠા પાણી ૮ શેરમા ઉકાળી તેમાથી ૧ શેર રહે ત્યારે લૂગડે ગાળીને તેમા મધ અથવા બકરીનુ ઘી કે ગાયનુ ઘી તોલા ૫ નાખીને આઠ દિવસ અથવા વધારે દિવસ સુધી સવારે ઊભા ઊભા પીએ તો નવો થતો અંતરગળ મટે, જૂનો અંતરગળ ન મટે

આતરડુ ગોળીમા ઊતરે ત્યારે ગોળી કઠણ થાય ને એવુ જણાય કે જાણે એક પથ્થર ગોળી સાથે ટાંગેલો છે એ રોગવાળો પોતે ચતો સૂઈ જઈ પોતાના હાથે ધીમેધીમે ગોળાને દાબી આતરડાને પાછુ ઉપર ચઢાવે તો ચઢી જાય છે, ચઢી જતી વેળા કડકડ બોલે છે, કદાપિ એ રીતે ધીમે દાબ્યાથી ઉપર ન ચઢે તો ગોળી ઉપર તથા પેડુ ઉપર ગરમ પાણી રેડવુ અથવા ગરમ પાણીમા બેસવુ અને સુવા બાફી વાટી તેનો લેપ ગોળી ઉપર બાધવો કે જેથી ગોળી નરમ થાય પછી ધીમેથી ગોળીને દાબ્યેથી આતરડુ ચઢી જાય છે ચઢી ગયા પછી નીચલા ઔષધની પટ્ટી મારવી કે ફરી ઊતરી ન શકે —

મસ્તકી, હીરાદખણ, શાકોતરી એળિયો અને હીરાબોળ, એ સરખા વજને લઈ બારીક ખાડી મધની ચાસણી કરી તેમા મેળવી ગોળી ઉપર રહે એવડું લૂગડુ લઈને, તે ઉપર મલમની પેઠે તે દવા ચોપડી પછી અંડ ઉપરના વાળ કાઢી નાખી તે પટ્ટી ગોળી ઉપર ચોટાડવી અને ઉપર લંગોટ વાળવો દરદીએ દિવસ ત્રણ સુધી ચતા સૂઈ રહેવું, હાલવુ–ચાલવુ નહિ ત્રણ દિવસ પછી ચાલવુ હોય તો ધીમે ધીમે ચાલવુ, ઘાંટો કાઢીને બોલવુ નહિ તેમ ઉધરસ પણ ખાવી નહિ બંને તરફની ગોળી મોટી થતી હોય તો જીરાપાક જાવુ ખાવાને આપવો સફેદ જીરુ ૫ તોલા લઈને શેલડીના રસમા ૮ પહોર પલાળી છાયડે સૂકવી ખાંડી બારીક કરવુ, પછી ઝીણી ખાંડેલી સૂંઠ તોલા ૨ાા તેમા મેળવી મધની ચાસણીમા નાખી પાક કરી રાખવો તેમાથી તોલો ૦ાા સવારસાંજ ખવડાવવો હમેશા ખાટા ઓડકાર આવતા હોય અને પેટ દુખ્યા કરતુ હોય તેને એ જીરાપાક ઘણો ગુણકારી છે

પવન ગોળામા ઊતર્યો હોય તો તે ગોળી દાબ્યાથી તરત પાછો ઉપર ચડી જાય છે ચડતી વેળા કડકડ બોલે છે એ આજારવાળાએ મજબૂત કચ્છો (લંગોટ) ભીડી રાખવો અને ઉપર જે જે પરહેજીઓ કરવા કહી છે તે સઘળી આ આજારવાળાએ પણ કરવી જોઈએ તથા તેમા કહેલો જીરાપાક પણ ખાવો જોઈએ

જેને રસ એટલે નઠારો મવાદ ગોળીમા ઊતર્યો હોય તેની ગોળી કઠણ થાય અને ગોળીની આસપાસ એક માસના લોચા જેવુ વળગેલું રહે તે રોજ રોજ વધતુ જાય તેણે પણ આ મજબૂત કચ્છો ભીડી

**સંપ્રાપ્તિ :**—વાયુ કોઈ કારણે કુપિત થઈ સોજો, શૂળ ઉત્પન્ન કરે, છતા અધોભાગી થઈ અંડસંધિના દ્વારે વૃષણ સુધી જઈ વૃષણવાહિની શિરાને દૂષિત કરી, વૃષણમાની ગોળીઓ અને કોશ–એટલે તે ઉપરની ચામડીની વૃદ્ધિ કરે છે, તે રોગને વૃદ્ધિ કહે છે. અંત્રવૃદ્ધિ (આતરગાઠ) વગેરે આ રોગના જ નામ છે. **ઉપચાર :**—(૧) પગના અંગૂઠાને ચપટ બેસે એવી વીંટીઓ પહેરવી. (૨) વૃષણ ઉપર એરંડતેલ નિત્ય ચોપડવું (૩) એરંડ તેલમા બાળહરડેનું ચૂર્ણ આપવુ (૪) દૂધ અને એરંડતેલ એકત્ર કરી એક મહિના સુધી આપવુ. (૫) દારુહળદરનું ચૂર્ણ ગોમૂત્રમા દોઢ બે માસ આપવુ (૬) રાસ્ના, ગળો, બળ (બોળ), જેઠીમધ, ગોખરુ અને એરંડ-મૂળના કાઢામા એરંડતેલ નાખી આપવુ (૭) લઘુ ઇંદ્રવરણા(ખારી કોઠીબી)ના મૂળનું ચૂર્ણ કરી એરંડતેલમા ખરલ કરી ચોપડવુ અને તે ચૂર્ણ ગાયના દૂધમા આપવુ; એટલે ત્રણ દિવસમા રોગી સારો થાય છે. (૮) ઘોડાવજ અને રાઈ એકત્ર વાટી લેપ કરવો (૯) તંબાકુના પાદડા એકલા કિંવા શિલારસ ચોપડી બાધવા આથી ઘણી ખરજ થાય અથવા ઊલટી થાય કિંવા ઊલટીની લાગણી જણાય તો તરત છોડી નાખવા. (૧૦) ઉંડણીના ઝાડની અંતરછાલ બારીક કૂટી વધેલા ભાગ પર બાધી સતત ત્રણ દિવસ પાટો રાખવો, એટલે ગુણ જણાય છે પછી નક્કી ગુણ આવતા સુધી આ પાટો ૧૦ દિવસ બાધવો. (૧૧) ઊંચી છીંકણી અને કળીનો (નવો પાણી મેળવેલો) ચૂનો એકત્ર કરી અગર ગોમૂત્રમા લેપ કરવો અને સહેવાય તેટલો શેક કરવો. એટલે ઊલટી થઈ શિરામાથી પાણી પડશે પછી ઉંડણીની અંતરછાલનુ ચૂર્ણ લગાવી સતત ત્રણ દિવસ પાટો બાધવો. (૧૨) ભિલામો અને હળદરનો ગાંઠિયો એકત્ર ઘસી તેનો લેપ કરવો અને છાણાના દેવતાએ શેકવુ. (૧૩) વેંગણીના મૂળ ઘસી લેપ કરવો (૧૪) ત્રિફળા (હરડે, બહેડા, આમળા) દૂધમાં આપવા (૧૫) નાદરૂખીના અને કાળી તુલસીના પાદડાનો રસ કાઢી તે રસમા તેટલુ જ ઘી નાખવું અને અગ્નિ પર મૂકી સર્વ રસ બાળી ઘી શેષ રાખવુ એ પ્રમાણે ૨૧ પુટો આપી ઘી તૈયાર કરવું. આ ઘી દિવસમા ચારપાચ વખત ચોળી જીરવવુ અને જૂની ઈંટ, કાળો પથ્થર અગર નળિયું તપાવી કપડામા વીંટાળી સહેવાય તેટલે શેક કરવો. આ ઉપરથી વૃદ્ધિમાંનુ દુખ તરત બંધ થાય છે. (૧૬) લાજાળુના પાદડા વાટી ગરમ કરી બાધવા. (૧૭) ગાયના ઘીમા સિંધવ નાખી વૃષણ પર વારવાર લેપ કરવો. (૧૮) ભિલામાના ઝાડના પાદડા થોડાક ચૂંટી તેમા થોડી હળદર નાખી ગરમ કરી વૃષણ ઉપર ૭ દિવસ બાધવા.*

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —અરણી–૪, આંબો–૨૪, ઇંદ્રવરણા–૯, ઉંડણ–૫, એરંડો–૧૩, કણઝી–૩, ખપાટ–૬, ચિત્રો–૫, તલવણ–૭, તંબાકુ–૨, દારુહળદર–૪, નળ–૧, નાદરૂખ–૩, પીલુ–૬, ભારંગી–૫, ભિલામો–૨૬, રાસ્ના–૨, ગિસામણી–૨, વજ–૯, વંતાકડી–૬, વાઘાટી–૧, શરપુંખો–૯, હરડે–૨૨, ૪૧ **વૃષણના સોજા માટે :**—હરડે–૨૮ **વૃષણવાયુ માટે :**–આદુ–૧૦. જુઓ પ્રા૦ ઔ૦મા —સાબરશિંગ–૭.

**પથ્ય :**—ચોખા, ઘઉં, મગ, વટાણા, ઘી દૂધ, પરવળ, લસણ, શેકટો.—**અપથ્ય :**—દહી, અડદ,

રાખીને ઉપર કહ્યા પ્રમાણે બધી વાતની સાવધાની રાખવી જુલાબ લઈ કોઠાને સાફ રાખવો (૧) ઇંદ્રવરણાની જડ અથવા રેવંચીની ખટાઈનો જુલાબ રાતે સૂતી વેળાએ ગરમ પાણી સાથે લેવો (૨) શિલારસને તમાકુના પાદડા ઉપર ચોપડી જરા ગરમ કરી તે પાદડુ ગોળી ઉપર મૂકી કચ્છો ભીડવો પાણી ગોળીમા ભરાય છે, તેમા ગોળી દાબવાથી કડકડ અવાજ થતો નથી અને મૂત્ર થોડી થોડી વારે આવ્યા કરે છે આ દરદવાળાએ પાણી થોડુ પીવુ જોઈએ એના ઉપર મોથ, જવનો આટો તથા ગાયનું છાણ, એ ત્રણે મેળવી અંડ ઉપર ચોપડવુ અંડમા પાણી ઘણુ ભર્યું હોય અને અંડ મોટા થતા હોય ત્યારે હોશિયાર દાક્તર પાસે અંડ ચિરાવી પાણી કઢાવવુ જોઈએ પછી આતસી અથવા ડામની દવા પિચકારી ભરી પેલા ચીરેલા છેદમા પિચકારી મારી દવાનો ડામ મૂકવો ન મૂકે તો થોડી મુદતમા પાછુ અંડમાં પાણી ભરાય છે.

* અંડવૃદ્ધ રોગ ઉપર વૃદ્ધિબાધિકા વટી, વૃદ્ધિનાશન રસ, ભક્તોત્તરીય, વાતારિ રસ, શતપુષ્પાદ્ય ઘૃત, ગંધર્વહસ્ત તેલ, ચવિકાસવ વગેરે ખાવા માટે અપાય છે અને ચંદનાદિ લેપ, ત્રિફલાદિ લેપ, સિંધવાદિ ઘૃત ચોપડવા માટે આપવામા આવે છે

ખરાબ અન્ન, ઘણું જમવુ, ઉપવાસ, જડ અન્ન, વેગનો અવરોધ, મિષ્ટાન્ન અને મૈથુન

## ૫૨—વાયુના રોગ

**કારણ:**—રુક્ષ, શીત, અલ્પપ્રમાણ તથા લઘુ એવા અન્ન ભક્ષણ કરવાથી, અતિ મૈથુનથી, અત્યંત જાગરણ કરવાથી, વિષમ ઉપચાર કરવાથી, દોષ (કફ, પિત્ત, મળ, મૂત્ર ઇત્યાદિ) તથા રક્તનો સ્રાવ કરવાથી, એકાદો ખાડો વગેરે ફલગ મારી ઓળંગવાથી, નદી વગેરેમા તરવાથી, અત્યંત માર્ગક્રમ કરવાથી, અત્યત આયાસ કરવાથી, અત્યંત વિરુદ્ધ ચેષ્ટા કરવાથી, રસરક્તાદિ ધાતુનો ક્ષય થવાથી, ઘણી ચિંતાથી, શોક વગેરે કારણોથી, કૃશત્વ આવવાથી, મળમૂત્રાદિકોનો અભિઘાત થવાથી; ઊંટ, ઘોડા ઇત્યાદિ શીઘ્ર વાહન ઉપર બેસવાથી કુપિત થયેલો બળવાન વાયુ ખાલી સ્રોતોમા ભરાઈ સર્વાંગમા કિંવા એકાંગ વ્યાપનારા અનેક તરેહના વ્યાધિ ઉત્પન્ન કરે છે.

**પૂર્વરૂપ:**—ઉપર કહેલા વાતવ્યાધિનુ જે અસ્પષ્ટ લક્ષણ, તેને જ પૂર્વરૂપ કહે છે જ્વરાદિક પ્રમાણે વિશિષ્ટ નથી તથા જે રૂપે વ્યક્ત થાય છે, એટલે દોષાદિ ભેદે કરી સ્પષ્ટ દેખાવામા આવે છે, તેજ તેનુ લક્ષણ જાણવુ અપાનવાયુના ચચલત્વથી સ્તભ, સંકોચ, કપાદિકનો કદાપિ અભાવ થાય છે તથા શરીરની લઘુતા વાયુએ શોષણ કરવાથી અથવા અપાય લઘુતા એટલે સર્વ વાતવિકારોનો અપાય એટલે કે અભાવ થાય છે તથા વાતવિકારની લઘુતા અલ્પત્વે કરી સ્થિતિ (આ સર્વ વાતવ્યાધિનુ પૂવરૂપ અસ્પષ્ટ રહેવામા હેતુ છે.) તોપણ નિ.શેષ નિવૃત્તિ થતી નથી. **નાના પ્રકારના વ્યાધિ કરે છે એવું કહ્યું તે વ્યાધિ**—સધિનો સકોચ તથા સ્તભ, અસ્થિનો તથા સધિનો ભગ એટલે હાડકું ભાગ્યા જેવી પીડા, રોમાચ, અસબદ્ધ ભાષણ, હાથ, પગ તથા મસ્તક સ્તબ્ધ થવુ એટલે ડોક હાલતી-ચાલતી રહી જવી, ખજત્વ, પાગળાપણુ, કૂબડાપણુ, અંગે સોજા, નિદ્રાનાશ, ગર્ભધારણ ન થવો, શુક્ર તથા રજ (સ્ત્રીના આર્તવ) નો નાશ, કપ, અગનો સોજો, મસ્તક, નાસિકા, આંખો, જત્રુ તથા ગરદન, એનુ અદર જવું કિવા વાકું થઈ જવુ, ભેદવત્ પીડા, સોયો ભોંક્યા પ્રમાણે પીડા, શૂળ, આક્ષેપ, મોહ, શ્રમ, કુપિત થયેલો વાયુ, એ પ્રમાણે લક્ષણો કરે છે, તે હેતુ તથા સ્થાનના ભેદ વડે વિશિષ્ટ રોગ ઉત્પન્ન કરનારો થાય છે જેમ કે કફથી આવૃત્ત થાય એટલે મન્યાસ્તભ કરનારો થાય છે, પક્વાશયમા હોય એટલે આત્રકુજનાદિ (આતરડામા ગડગડાટ) કરે છે વાયુરોગ ૮૦ પ્રકારનો છે. તેના નામ અને લક્ષણ આગળ આપેલા છે×

---

× વાતરોગ વાયુક્ષય થવાથી ઉત્પન્ન થાય છે તેમ જ વાતપ્રકોપ થવાથી પણ ઉત્પન્ન થાય છે શરીરમા એ સર્વ રોગોને ત્રણ વિભાગમા વહેચી શકાય છે (૧) જ્ઞાનતતુને નિર્બળ બનાવવાથી થતા દરદ, (૨) કોષ્ઠમા વાયુપ્રકોપ વધવાથી થતા અનેક પ્રકારના દરદ અને (૩) વાતક્ષયથી ઉત્પન્ન થતા સાધાઓના પકડાવાને લગતા દરદો વાતવ્યાધિમા પેટમા લેવાની વાતનાશક ઔષધિ ઉપરાત નસ્ય, નિદ્રા, ફસ ખોલાવવી, સૂર્યનો તાપ, શેક, સ્વેદ, વિરેચન, બસ્તિ, તર્પણ, તેલમર્દન, લેપ તથા ડામ દેવા વગેરે અનેક પ્રકારથી ઉપાય કરવા પડે છે શરીરની સાત ધાતુમા જે ધાતુનો વાયુ આશ્રય કરે છે, તેને અનુસરીને ઇલાજ કરવો જોઈએ જેમકે રસધાતુમા હોય તો તેલમર્દન તથા સ્વેદ, લોહીમા હોય તો લેપ, વિરેચન તથા ફસ ખોલાવવી, માસ અને મેદમા હોય તો વિરેચન તથા બસ્તિ, હાડકા તથા મજ્જામા હોય તો ઘૃતપાન, તેલપાન તથા તેલમર્દન, શુક્રમા હોય તો ધાતુપૌષ્ટિક ઔષધિ આપવી વાયુના તીક્ષ્ણ દરદમા એરડી અને રાસ્નાવાળી ઔષધિ અતિ લાભદાયક ગણાય છે એવી ઔષધિ લેવાથી શૂળ, સોજો, સાધાનુ દરદ, નાડીઓની નિર્બળતા વગેરે દૂર કરે છે જીર્ણ દરદમા આમ સહિત વાત હોય તો ગૂગળ ઉત્તમ ઔષધિ છે ગૂગળવાળી ઔષધિનો ઉપર લેપરૂપે તેમ જ ખાવા તરીકે બને રીતે ઉપયોગ કરાય છે ગૂગળથી વાયુ નાશ થવાની સાથે શરીરને શક્તિ પણ આપે છે એવી જ રીતે શુદ્ધ વછનાગ, ઝેરકોચલા, શતાવરી તથા માલકાકણીનો પણ અનેક ઔષધિઓમા ઉપયોગ કરેલો છે ખાવાની વસ્તુઓમા લસણ, અડદ તથા મેથી વાયુના દરદમા અતિ હિતકર ગણાય છે તેમ જ ઔષધિરૂપે પણ ખાવા માટે તથા મર્દન કરવાના તેલમા ઉપયોગ કરાય છે, સિદ્ધ ઔષધિરૂપે વાતગજાકુશ રસ, વાતારિ રસ, વિષમુષ્ટિ ગુટિકા, અમરસુદર વટી, રાસ્નાદિ ક્વાથ, અજમોદાદિ ચૂર્ણ, યોગરાજ ગૂગળ, ચદ્રપ્રભા ગૂગળ, ત્રયોદશાગ ગૂગળ, રાસ્નાદિ ગૂગળ, દશમૂલારિષ્ટ, કલ્યાણ અવલેહ, સ્વલ્પ રસોનપિંડ, દશમૂલાદ્ય ઘૃત,

**૧-આક્ષેપક :**—વાયુ કોપ કરી આખા શરીરમા પ્રસરી હાથી પર બેસવાથી જેમ માણસનુ શરીર ડોલે છે, તેમ વારવાર શરીરને વાયુ ડોલાવે છે તે

**૨-હનુસ્તંભ :**—વાયુ કોપ હનુવટી(દાઢી)નો સ્તંભ કરે છે અને મોઢુ ફેરવી પકડી રાખે છે અથવા મોઢુ વાકા જેવુ કરે છે તે

**૩-ઉરુસ્તંભ :**—વાયુ કફ તથા મેદમા મળી પગની ઘૂટીઓમા પ્રસરી, ઘૂંટીઓ જડ કરી સજ્જડ પકડી રાખે છે, તેથી ઘૂટીઓ અચેતન થઈ ચાલવાનુ સામર્થ્ય રહેતું નથી તે.

**૪-શિરોગ્રહ :**—જે વાયુ રક્તાશ્રિત થઈ, મસ્તકને પકડનાર જે રેસાઓ તેને નિસ્તેજ કરી વેદના ઉત્પન્ન કરે છે તે આ વાયુ અસાધ્ય છે (કોઈ આચાર્ય શિરોગ્રહ કહે છે.)

**૫-બાહ્યાયામ :**—જે વાયુ માણસને પીઠ આગળથી ધનુષ્યના જેવો વાળી દે છે તે

**૬-અભ્યંતરાયામ :**—જે વાયુ ઉર પાસેથી માણસને ધનુષ્યની પેઠે વાળી દે છે તે.

**૭-પાર્શ્વશૂળ :**—જે વાયુ કોષ્ઠને ઠેકાણે કોપ કરી પાસામા શૂળ ઉત્પન્ન કરે છે તે

**૮-કટિગ્રહ :**—જે વાયુ કમરનો સ્તંભ કરે છે તે

**૯-દંડાપતાનક :**—જે વાયુ દડની માફક ગાત્રોનો સ્તભ કરે છે તે

**૧૦-ખલ્લી :**—જે વાયુ પગ, પેટ, પેઢું, ફૂલા, જંઘા, પિંડીઓ અને હાથ, એ ઠેકાણે, ક્રમે કરી પ્રસરી શૂળ ઉત્પન્ન કરે છે, તે **ખલ્લી.** એને ખાલી પણ કહે છે.

**૧૧-જિહ્વાસ્તંભ :**—જે વાયુ શબ્દવાહિની શિરા સુધી જઈ જીભનો સ્તભ કરે છે તેથી કરી અન્નપાણી મોટા કષ્ટે ગળામા ઊતરે છે અને બોલાતુ નથી તે

**૧૨-અર્દિત :**—જે માણસ ઊચા પદાર્થોને હસ્તાદિક વડે પકડી લે છે, ઘણા કઠિન પદાર્થોનું ભક્ષણ કરે છે, ઘણુ હસે છે, અગ ઉપર ઘણો ભાર ઊચકે છે અને વિષમ શયન કરે છે એટલે ઊધમા માણસનુ ગળું, માથું અથવા શરીર વાકુચૂકું, નીચું રહી જાય; ઇત્યાદિ કારણે વાયુ કોપ કરી મસ્તક, નાક, ઓષ્ઠ, ગાલ, લલાટ અને આંખોની સંધિમાં મોઢુ વાકું ફેરવી નાખે છે તેથી કરી ગળુ પણ વાકુ થાય છે, મસ્તક કપે છે, મોઢામાથી શબ્દ નીકળી શકતો નથી, ભમરો અને આંખો વાકી થાય છે તે.

**૧૩-પક્ષાઘાત :**—વાયુ અર્ધા અંગમાં જઈ શિરા (રેષા) અને સ્નાયુનું શોષણ કરી, સંધિનાં બધનો શિથિલ કરતો અર્ધું અગ ચેતનરહિત કરે છે તે. તેને **અર્ધાંગવાયુ** પણ કહે છે.

**૧૪-ક્રોષ્ટુશીર્ષ :**—વાયુ રક્તાશ્રિત થઈ જાધમા પ્રસરી, સોજો ઉત્પન્ન કરે છે; તેથી કરી તે સોજાથી જાધ શિયાળના મસ્તક જેવી મોટી થાય છે તથા એની અદર વેદના ઘણી થાય છે તે.

**૧૫-મન્યાસ્તંભ :**—જે વાયુ કફાશ્રિત થઈ ગળુ સ્તભ જેવુ સ્તબ્ધ કરે છે, તેથી કરી ગળુ અહી-તહી ફેરવાતુ નથી તે.

**૧૬-પંગુવાયુ :**—વાયુ કમરમા પ્રસરી ઘૂટીઓની મોટી શિરા સુધી જઈ માણસના બન્ને પગ લૂલા કરે છે તે

**૧૭-કલાયખંજ :**—જે વાયુ વડે માણસ ચાલતી વેળાએ શરીરે કપે છે તથા ચાલતાં ચાલતા પગ વાકાચૂકા કરી ચાલે છે તે

**૧૮-તૂની** —જે વાયુ વડે પકવાશય અને મૂત્રાશયને ઠેકાણે બળતરા ઉત્પન્ન થઈ ગુદા અને ઉપસ્થને ઠેકાણે બળતરા ઉત્પન્ન થાય છે તે

**૧૯-પ્રતિતૂની :**—જે વાયુના યોગે ગુદા અને ઉપસ્થને ઠેકાણે બળતરા ઉત્પન્ન થઈ પકવાશય અને મૂત્રાશયના સ્થળોએ બળતરા ઉત્પન્ન થાય છે.

**૨૦-ખંજ :**—જે વાયુ પગુ વાયુના લક્ષણે યુક્ત થઈ માણસનો એક પગ લૂલો કરે છે તે

જ્યોતિષ્મતી ગુટિકા, ચિંતામણિ ચતુર્મુખ રસ, યોગેદ્ર રસ, ત્રિપુરભૈરવ રસ વગેરે ખાવા માટે અપાય છે; તેમ જ નારાયણ તેલ, વિષ્ણુ તેલ, સિદ્ધાર્થક તેલ, હિમસાગર તેલ, પ્રસારિણી તેલ, વાયુચ્છાયાસુરેન્દ્ર તેલ, માષબલાદિ તેલ વગેરે શરીર પર મર્દન કરવા માટે અપાય છે

**૨૧-પાદહર્ષ :**—જે વાયુ કફાશ્રિતે કરી પગોમા ઝઝણી કરે છે તે

**૨૨-ગૃધ્રસી :**—જે વાયુ કૂલા, પીઠ, કમર, જઘા, ઘૂટીઓ. પિંડી અને પગ, એ સ્થળોએ અનુક્રમે પ્રવેશ કરી, આ સ્થાનમાથી આ સ્થાનમા એમ વારવાર થોડો થોડો ફરતો છતા સ્તભ, શૂળ અને કલેશ કરે છે તે

**૨૩-વિશ્વાચી '**—જે વાયુ હાથને ઠેકાણે હથેલી પાસેની જે આગળી તે ઉપરની મોટી શિરા સુધી પ્રવેશ કરી, બાહુ પર્યંત તે શિગમા વ્યાપી વાયુના કર્મનો ક્ષય એટલે હાથ ઊચોનીચો થતો નથી, વગેરે કરે છે તે

**૨૪-અપબાહુક :**—જે વાયુ બાહુમા જઈ બાહુ સબધી નસોનુ આકર્ષણ કરી, બાહુને સ્તંભ કરે છે એટલે બાહુને જોરથી પકડી રાખે છે તે.

**૨૫-અપતાનક :**—જે વાયુના હૃદયમા જવાથી દૃષ્ટિનો સ્તભ તથા જ્ઞાન નષ્ટ થાય છે અને કઠમાથી વિલક્ષણ શબ્દ થાય છે; તથા જે વાયુ હૃદયમાથી નીકળવાથી માણસ સાવધાન થાય છે અને ફરી હૃદયમા જવાથી પુન માણસ મોહ પામે છે તે

**૨૬-વ્રણાયામ :**—જે વાયુ અભિઘાત નિમિત્તે ઉત્પન્ન થયેલા વ્રણમા જઈને પીડા કરે છે તે.

**૨૭-વાતકંટક :**—માણસનો પગ ચાલતા ચાલતા ઊંચોનીચો અથવા વાકોચૂકો પડવાથી અથવા ચાલવાનો શ્રમ થવાથી જે વાયુ પગોની ઘૂટીમા જઈ વેદના કરે છે તે

**૨૮-અપતંત્રક અથવા હિસ્ટીરિયા :**—જે વાયુ ઊર્ધ્વગતિ થઈ હૃદય, મસ્તક, શંખ (કાનપટી) તથા ગાત્રોને પીડિત કરી, ધનુષ્યની પેઠે શરીરને નમાવે છે અને તેથી કરી દૃષ્ટિ સ્તબ્ધ થાય છે, મોહ થાય છે અને માણસ કપોત (કબૂતર) પક્ષી જેવો શબ્દ કરે છે તે+

**૨૯-અંગભેદ :**—જે વાયુ સર્વ અગને પીડા કરે છે તે

**૩૦-અંગશોષ :**—જે વાયુ આખા શરીરનુ શોષણ કરે છે તે

**૩૧-મિણમિણ :**—જે વાયુ વડે માણસ નાકમા (ગૂગણુ) બોલે છે તે

**૩૨-કલ્લતા :**—જે વાયુ વડે કરી કઠમાથી શબ્દ સ્પષ્ટ નીકળતો નથી તે.

**૩૩-અષ્ટીલિકા :**—જે વાયુએ કરી ડૂટીના નીચલા ભાગમા પાષાણ જેવી હોઈ ઊંચી ગોળ અને સંચાર કરનાર અથવા સ્થિર અને ઘન એવી ગાઠ ઉત્પન્ન થાય છે અને મળ, મૂત્ર તથા વાયુનો નિરોધ કરે છે અને અન્ય સ્થળોએ વેદના મદ હોય છે તે

**૩૪-પ્રત્યષ્ટીલા :**—જે અષ્ટીલિકા વાયુની ગાઠ વાકી, તિરકસ, લાબી હોઈ તેમા વેદના ઘણી હોય છે અને મળમૂત્ર તથા વાયુનો નિરોધ થાય છે તે

**૩૫-વામનત્વ :**—જે વાયુ દુષ્ટ થઈ ગર્ભમા મળી ગર્ભને વિકૃત કરે છે તેથી બાળક નાનું

---

+ આ અપતંત્રક વાયુને અગ્રેજીમા 'હિસ્ટીરિયા' કહે છે આ રોગ ઘણે ભાગે સ્ત્રીઓને થાય છે ભાગ્યે કોઈ વખતે પુરુષોને પણ થાય છે અપતત્રક (હિસ્ટીરિયા) રોગી પણ મૃગીના રોગીની માફક પડી જઈ બેશુદ્ધ બની જાય છે બનેમા અતર એ છે કે મૃગી(અપસ્માર)મા સ્મૃતિનો નાશ થાય છે ત્યારે અપતત્રકમા પૂરેપૂરી સ્મૃતિ રહે છે મૃગીમા મોઢામા ફીણ આવે છે, ત્યારે અપતત્રકમા મોઢામા ફીણ આવતા નથી કેટલીક સ્ત્રીઓને સતાન થયા પછી ઔષધિ વિના અપતત્રક રોગ મટી જાય છે આ રોગ માટે મહાયોગરાજ ગૂગળ, સખીઆવાળી ઔષધિ તેમ જ બ્રાહ્મીમાથી બનેલી ઔષધિ વિશેષ લાભદાયક છે નીચે લખેલી ઔષધિ પણ અતિ લાભદાયક જણાયેલી છે —(૧) તળેલી હિંગ તોલો ૧, ઘોડાવજ તોલા ૨, ઉપલેટ તોલા ૪, સચળ તોલા ૮ તથા વાવડિંગ તોલા ૧૬ મેળવી ખાડી બારીક ચૂર્ણ કરવુ આ ચૂર્ણ ૨થી ૩ માસા સુધી દિવસમા ત્રણ વખત નવશેકા પાણી સાથે બેત્રણ માસ સુધી આપવુ (૨) કપૂર તોલો ૧, ગાજો તોલો ૧, ખુરાસાની અજમો તોલા ૪ લઈને સર્વને મેળવી બારીક ચૂર્ણ કરી થોડુ પાણી મેળવી એક એક રતીની ગોળી કરવી આ ગોળીઓમાથી બબ્બે ગોળી દિવસમા બે વખત આપવી આ ગોળીની ઉપર નીચે લખેલ કવાથ પિવડાવવો, આસંધ તોલો ૧, ખુરાસાની અજમો તોલો ૧ તથા જટામાસી તોલા ૪ લઈ, ખાંડી જાડો ભૂકો કરવો આ ભૂકો ૧ તોલો લઈ ૨૦ તોલા પાણીમા કવાથ કરી ૫ તોલા રહે ત્યારે ઉતારી ગોળીને પિવડાવવો ૨ા તોલા પાણી સવારે પિવડાવવુ અને ૨ા તોલા સાંજરે આપવુ

ઉત્પન્ન થાય છે તે

૩૬-**કુબ્જત્વ**:—શિરાગત વાયુ દુષ્ટ થઈ તેમાથી પીઠે અથવા છાતીએ (ખૂંધ) આવે છે તે.
૩૭-**અંગપીડ**:—જે વાયુએ કરી સર્વાંગે પીડા ઉત્પન્ન થાય છે તે.
૩૮-**અંગશૂળ**:—જે વાયુ સર્વાંગે શળ ઉત્પન્ન કરે છે તે
૩૯-**સંકોચ**:—જે વાયુએ કરી સર્વાંગનો સંકોચ થાય છે એટલે શિરાદિક શુષ્ક થાય છે તે.
૪૦-**સ્તંભ**:—જે વાયુએ કરી શરીર સ્તબ્ધ થાય છે તે
૪૧-**રુક્ષ**:—જે વાયુથી અગમા સણુકા થાય છે તે
૪૨-**અંગભંગ**:—જે વાયુથી અગમા સણુકા થાય છે તે
૪૩-**અંગવિભ્રંશ**:—જે વાયુ વડે શરીરનો એકાદો અવયવ કાષ્ઠ જેવો ચેતનરહિત થાય છે તે.
૪૪-**વિડ્ગ્રહ**:—જે વાયુએ કરી મળ સાફ થતો નથી તે
૪૫-**બદ્ધવિટ્કતા**:—પક્વાશયમા વાયુ કુપિત થઈ મળને જાડો કરે છે તે
૪૬-**મૂકત્વ**:—જે વાયુએ કરી કંઠમાથી શબ્દાક્ષર મૂળે જ નીકળતો નથી (મૂંગો) તે
૪૭-**અતિજૃંભા**:—જે વાયુ દુષ્ટ થઈને તે વિકારથી બગાસા આવે છે તે.
૪૮-**અત્યુદ્ગાર**:—આમાશય મધ્યે વાયુ કુપિત થવાથી ઓડકાર ઘણા આવે છે તે.
૪૯-**આંત્રકૂજન**:—જે વાયુ પક્વાશયમા રહી આતરડામા જઈ શબ્દ કરે છે તે
૫૦-**વાતપ્રવૃત્તિ**:—જે વાયુ ગુદામાર્ગે ઘણો જ નીકળે છે તે
૫૧-**સ્ફુરણ**:—જે વાયુથી અંગ ફરકયા કરે છે તે
૫૨-**શિરાપૂરણ**:—જે વાયુ શિરાગત થઈ નસોને ફુલાવે છે તે
૫૩-**કંપ**:—જે વાયુ આખા શરીરને કંપાવ્યા કરે છે તે
૫૪-**કાર્શ્ય**:—જે વાયુ આખા શરીરને કૃશ કરે છે તે
૫૫-**શ્યામતા**:—જે વાયુથી શરીરનો વર્ણ કાળો થાય છે તે
૫૬-**પ્રલાપ**:—જે વાયુના યોગે કરી માણુસ અસબદ્ધ ભાષણ કરે છે તે
૫૭-**ક્ષિપ્રમૂત્રતા**:—જે વાયુના યોગે માણુસને પેશાબ ઘણો અને વારવાર થાય છે તે.
૫૮-**નિદ્રાનાશ**:—જે વાયુ પ્રકટવાથી ઊંઘ આવતી નથી તે
૫૯-**સ્વેદનાશ**:—જે વાયુથી શરીરને પરસેવો આવતો નથી તે
૬૦-**દુર્બલત્વ**:—જે વાયુના યોગે માણુસ દુર્બળ એટલે શક્તિહીન થાય છે તે
૬૧-**બલક્ષય**:—જે વાયુના યોગે માણુસ ઘણો શક્તિહીન થાય છે તે
૬૨-**શુક્રાતિપ્રવૃત્તિ**:—જે વાયુ શુક્ર-ધાતુગત થઈ ધાતુને ઘણી જ પાતળી કરી વારવાર બહાર કાઢી નાખે છે તે
૬૩-**શુક્રકાર્શ્ય**:—જે વાયુ શુક્ર-ધાતુને કિંચિત્ ક્ષીણ કરે છે તે
૬૪-**શુક્રનાશ**:—જે વાયુ શુક્ર-ધાતુને ઘણી જ ક્ષીણ કરે છે તે
૬૫-**અનવસ્થિતચિત્તત્વ**:—જે વાયુના યોગે ચિત્ત સ્વસ્થ રહેતુ નથી તે
૬૬-**કાઠિન્ય**:—જે વાયુથી શરીર કઠિન થાય છે તે
૬૭-**વિરસતા**:—જે વાયુના યોગથી મુખમાનો સ્વાદ જતો રહે છે તે
૬૮-**કષાયવક્ત્રતા**:—જે વાયુથી મોઢુ તૂરુ થાય છે તે
૬૯-**આધ્માન**:—જે વાયુ પક્વાશયમા રહી ધમણના જેવુ પેટ ફુલાવી ગડગડ શબ્દ કરી પીડા કરે છે તે
૭૦-**પ્રત્યાધ્માન**:—જે વાયુ આમાશયમા જઈ કફને મળી પેટ ફુલાવી પીડા કરે છે તે.
૭૧-**શીતતા**:—જે વાયુના યોગે શરીર ઠંડુ થઈ જાય છે તે (**શીતાંગ**).
૭૨-**રોમહર્ષ**:—જે વાયુ ત્વચાગત થઈ શરીરની અંદર રોમાચ કરે છે તે.
૭૩-**ભીરુત્વ**:—જે વાયુના યોગે ભય ઉત્પન્ન થાય છે તે

૭૪-ભેદવાયુ:—જે વાયુના યોગે સોય ભોકાવા જેવી પીડા થાય છે તે.
૭૫-કંડુ:—જે વાયુ શરીરે ખરજ ઉત્પન્ન કરે છે તે
૭૬-રસાજ્ઞતા:—જે વાયુથી રસાદિ પદાર્થોનો સ્વાદ સમજવામા આવતો નથી તે
૭૭-શબ્દાજ્ઞતા:—જે વાયુથી કાને શબ્દ સભળાય નહિ તે
૭૮-પ્રસુપ્તિ:—જે જે વાયુથી ચામડી પર સ્પર્શ કરવા છતા સમજાતુ નથી તે
૭૯-ગંધાજ્ઞત્વ:—જે વાયુના યોગે સુગધ કે દુર્ગધનુ જ્ઞાન થતુ નથી તે
૮૦-દૃષ્ટિક્ષય:—જે વાયુના યોગે દૃષ્ટિનો નાશ થાય છે તે

**સાધ્યસાધ્ય વિચાર:**—**હનુસ્તંભ, અર્દિત, આક્ષેપક, પક્ષાઘાત, અપતાનક** એ વાતવ્યાધિ ઘણા દિવસોએ મોટા પ્રયત્ને સાધ્ય થાય છે અથવા કદી સાધ્ય થતા પણુ નથી જ, પરંતુ બળવાન પુરુષને એ વ્યાધિ નવો થયેલો હોઈ ઉપદ્રવરહિત હોય તો તે સાધ્ય જાણુવો, એટલે ચિકિત્સા કરવી

**અસાધ્ય લક્ષણુ:**—જે પક્ષાઘાતાદિક વાયુની અદર **વિસર્પ, દાહ, શૂળ, મૂર્ચ્છા, અરુચિ, અગ્નિમાંદ્ય** એ ઉપદ્રવથી માણુસનુ બળ અને માસ ક્ષીણુ થાય છે તે વાયુ અસાધ્ય જાણુવો જે વાતરોગમા સોજો, ચામડીને સ્પર્શ ન સમજાય, નાના પ્રકારની પીડા, શરીરની વક્રતા, કંપ, પેટ ચડવુ, એ લક્ષણો થાય તે અસાધ્ય જાણુવો

**વાતરોગ ઉપર ×ઉપચાર:**—(૧) પીળો કાટાસરિયો, દેવદાર અને સૂંઠનો કાઢો, એરડતેલ

× લક્વો —જેને લોકો પક્ષાઘાત કે અર્ધાગવાયુ અથવા વાણુ ફરી ગયુ એમ પણુ કહે છે, તેના લક્ષણુ એ છે કે એકજ તરફનો હાથ અથવા હાથપગ અને અર્ધુ અગ રહી જાય છે અને લૂલુ થઈ જાય છે કોઈનુ મોઢું પણુ બધ થઈ જાય છે ને બોલાતુ નથી અને કોઈને એકલુ ડાચુ જ ફરી જાય છે. એકલુ ડાચુ ફરવાના રોગને લકવો કહે છે એ લકવો અને અર્ધાગ બે પ્રકારનો થાય છે એક તો હવામા ખુલ્લુ સૂવાથી અથવા બેઠાથી અને નઠારો વાયુ શરીરને લાગવાથી થાય છે એ રોગવાળાને ઝાડો કબજ હોય છે અને બીજી જાતનો અર્ધાગ મગજમાથી રસવિકારના ઉપદ્રવથી થાય છે એ બને જાતના રોગના ઉપાય એકજ રીતના છે તે—રેવચીનો શીરો માસા ૪, તજનો ભૂકો માસા ૪, શાકોરી એળિયો માસા ૪ અને વિલાયતી સાબુ માસા ૮, એ સર્વને ખાડી કપડછાણુ કરી તેમાથી ૬૦ ગોળીઓ વાળવી પછી દરરોજ ૨થી ૪ સુધી રાત્રે સૂતી વેળા ગળાવવી તેથી ઝાડો સાફ આવી ફાયદો થાય છે વળી નીચલા ઔષધો શરીર ઉપર ચોપડવા રાઈ છાલા કાઢેલી તોલા ૨ા, તલનુ તેલ તોલા ૧૦ અને ટરપેન્ટાઈન તેલ તોલા ૨ા, એ ત્રણેને મેળવી જે હાથ કે પગ રહી ગયો હોય તે ઉપર દિવસમા બે-ત્રણુ વાર ખૂબ જોરથી મસળવુ એ રોગ થતાની સાથેજ યોગ્ય ઉપચાર કરવો જોઈએ રોગ જૂનો થવા પછી દવાથી લાભ ઓછો થાય છે કપવા ઉપર —પીપળાની વડવાઈ વાલ ૪, શખનો કીડો વાલ ૧, એ દિવસમા બે વખત આપવું કેડ દુખે તે ઉપર —(૧) ખજૂર ટાક ૬ અને ઘી ટાક ૬ એકઠું કરી ખાય તો કેડમાનો વાયુ જાય (૨) એરડાના બીજની ખીર ગાયના દૂધમા રાધીને ઘી અને ખાડ નાખી આપવી પ્રથમ ટાક ૪ના પ્રમાણથી આપવી પછી થોડે થોડે ચઢતા દરરોજ શેર ૦ા સુધી આપવી, તેથી કેડનું દુખ ટળે (એરડાની બીજમાથી જીભી કાઢી નાખવી, નહિતર ઊલટી થશે)

કાળો રસ સર્વ વાયુ ઉપર —પારો ટાક ૩ અને આમલસાર ગંધક ટાક ૩ની કાજળી, વછનાગ ટાક ૩, અને મરી ટાક ૬ની કાજળી, અક્કલકરો ટાક ૬, ટકણુખાર ટાક ૫, સૂઠ ટાક ૬, ધંતૂરાના બિયા ટાક ૩, લીડીપીપર ટાક ૧૦, જાયફળ ટાક ૩ અને લવગ ટાક ૩, લઈ ૨૪ પહોર સુધી આદાના રસની ભાવના આપતા જઈ ખરલ કરવુ પછી તેની ગોળીઓ વાલ ૧ પ્રમાણે વાળવી એ ગોળી ૮૪ પ્રકારના વાયુ, શ્વાસ, કફ, સુસ્તી, મદાગ્નિ, ધાતુક્ષય, અઢારે પ્રમેહ અને નિર્બળતા, એ રોગોનો નાશ કરે છે

ચોરાશી વાયુ ઉપર ગોળી —આમલસારો ગધક ટાક ૧ અને પારો ટાક ૧ની કાજળી, વછનાગ ટાક ૧ અને મરી ટાક ૧ની કાજળી, લવગ ટાક ૧, લીડીપીપર ટાક, ૧, ફુલાવેલો ટકણુખાર ટાક ૧, જાવત્રી ટાક ૧, અક્કલકરો ટાક ૧, એ સર્વને ઝીણા વાટી નાગરવેલના પાનના રસના તથા આદાના રસના ત્રણ ત્રણ પુટો આપવા. પછી તેની ગોળીઓ ચણા જેવડી વાળવી તે નાગરવેલના કાથા-ચૂના સહિત બે પાનમા ગોળી બે મૂકી ચવરાવવી. એથી ૮૪ પ્રકારનો વાયુ, સધિવા, ચિત્તભ્રમ અને સુવારોગ જાય, ક્ષુધા લાગે, ધાતુ પુષ્ટ થઈ નિર્બળતા જાય.

સર્વ વાયુ ઉપર —(૧) લીડીપીપર, અજમોદ, જીરુ, શાહજીરુ, સિધવ, વાવડિંગ, અગરિયુ મીઠું

નાખો આપવો, એટલે વાયુથી શરીર અકડાઈ ગયું હશે તે સારુ થઈ જોઈએ તેવી રીતે ચાલશે (૨) **મહારાસ્નાદિ કાઢો :**—રાસ્ના, એરંડમૂળ, ગળો, વજ, પીળો કાંટાસરિયો ચવક, કરિયાતુ, નાગરમોથ, ભારંગમૂળ, અજમો ગતો ધમાસો, કિરમાણી અજમો, પહાડમૂળ, દેવદાર, વાવડિંગ, કાકડાશિંગ, સૂંઠ, બળ(બોળ)ના મૂળ, મોરવેલ, કડુ, મજીઠ, કાળુ અને ધોળુ અતિવિષ, કચૂરા, ત્રિફળા, લીંડીપીપર, જવખાર, રક્તચંદન (રતાંદળી) ગરમાળાની શિંગોનુ મગજ, કાયફળ, કડાના મૂળની છાલ, રાતી સાટોડી અને દશમૂળ, એ સર્વ સમભાગે લઈ તેનો અષ્ટમાંશ કાઢો કરવો આ કાઢો **સર્વાંગવાત, એકાંગવાત, શ્વાસ, કાસ, પરસેવો, શૈત્ય, અતિ તંદ્રા, શૂત, તુની, પ્રતિતૂની, ગલરોગ, સર્વ અંગોની અંદર સણકા, કંપવાત, ખલ્લીવાત, વિશ્વાચી, શ્લીપદ, આમવાત, સંપૂર્ણ સુવારોગ, ગૃધ્રસિવાત, જિહ્વાસ્તંભ, અપતાનક, દુખાવો, કલીબવાત, આક્ષેપક, કુબ્જવાત, સોજો, આટોપ, અપતંત્ર, અર્દિત, ખુડવાત (વાતકંટક), હનુગ્રહ, ગૃધ્રસી, પાદશૂળ અને વાતશ્લેષ્મ** વ્યાધિનો

સંચળ, જવખાર, ચિત્રકછાલ, ગજપીપર, પીપળીમૂળ, અજમો, સૂંઠ અને હિંગ સમાનભાગે લઈ લીંબુના રસમા વાટી ૧ા પૈસાભારની ગોળી તે વાયુ ઉપર ખાવી (૨) સૂંઠ ટાંક ૯, હિંગ ટાંક ૮, સંચળ ટાંક ૬, ખુરાસાની વજ ટાંક ૬ અને લવંગ ટાંક ળાનુ ચૂર્ણ કરી યોગ્ય માત્રાથી આપવાથી વાયુમાત્ર જાય અને મરડો પણ બંધ થાય

વાતવિધ્વંસક તેલ —કાંટાળો તુવેર, ધતૂરો, આકડો, કણેણુ, કડવો લીમડો, સરસવ, કાળો ભાંગરો, એરંડો, અરણી, રીંગણી, ભોરિંગણી, ખાખરો, સહદેવી, કાંગ્લી, નગોડ, ઘોડાવજ એ ઓષધોના લીલા પાંદડા લાવી દરેકનો રસ એકેક શેર કાઢવો, તથા લોદર, માલકાંગણી, આસોદ, એ ઓષધોનો જુદો જુદો કરેલો કાઢો એકેક શેર લેવો એ બધાની બરાબર ગાડરનુ દૂધ અને થોડો કુંવારનો લુઆબ તથા તલિયુ તેલ શેર ૩ લેવુ લીલા સરસવ ન મળે તો સરસવનુ તેલ શેર ૧ લેવુ, એ સઘળુ એકઠુ કરીને કઢાઈમા નાખી તેલ સિદ્ધ કરવુ એ તેલ તૈયાર થયે જાડા લૂગડાથી ગાળી લઈ તેમા કપૂર તથા કસ્તૂરી નાખવી આ તેલ હરેક જાતના વાના દુખાવા ઉપર ગરીરે ચોળવુ, તેમજ સોજા ઉપર શેક કરવો એ તેલ કાનમા નાખવાથી તે વહેતો હોય અથવા વાયુથી દુખતો હોય તોપણ રામબાણ જેવી અસર કરે છે

નખતેલ અર્થાત ટરપેન્ટાઈન અથવા દેવદારનુ તેલ, એરંડિયુ, અળશીનુ તેલ, સરસિયુ અને મીઠું તેલ, એ સઘળી જાતના તેલથી વાયુ મટે છે કેરોસીન તેલમા વાટેલી રાઈ મેળવી શરીરે સારી પેઠે ચોળી તડકો સેવવાથી પણ આબાદ અસર થાય છે, પરંતુ કસુંબીનુ (કાબરીનુ) તેલ ઠંડુ હોવાથી તે મસળે તો શરદી પેદા કરે છે

ગૂગળપાક —પ્રથમ છુહારી ખારેકો શેર ગા લઈ રાત્રે પાણીમા પલાળી રાખીને સવારે તે ખારેકોને ભાગ્યા વગર ઝીણી સાણસી કે ચીપિયા વડે તેમાથી ઠળિયા ખેંચી કાઢવા પછી તેમાથી સારી જોઈને ૭ ખારેક લઈ તેમા સમાય તેટલો શુદ્ધ ગૂગળ ભરી તેને બીજી ખારેકના કકડાની બંધબેસતી ડગળી બેસાડી તેના દરેકના ઉપર ઘઉંનો લોટ જુદો જુદો ચઢાવવો. ત્યારપછી એકજ બાખડી ભેસનુ દૂધ શેર ૫થી ૮ સુધી હોય તેટલુ લઈ કઢાઈમા નાખી ચૂલા ઉપર મૂકી ગરમ થયા પછી ઉપરની લોટ ચઢાવેલી ૭ ખારેકો એક પછી એક એમ છૂટી છૂટી એકી વખતે નાખવી ત્યાર પછી તે ખારેક દાઝે નહિ તે રીતે ધીમે ધીમે હલાવતા રહીને માવો કરી નાખવો માવો કરતા જો ખારેક ફૂટીને તેમાના ગૂગળનો કસ દૂધને લાગશે તો દૂધ બગડી જશે અને એ બધુ નકામુ જશે, માટે તેમ નહિ થવા બાબતની ખાસ કાળજી રાખવી તે માવો તૈયાર થયા પછી ખેરીગુંદ શેર ૧ (પણ સ્ત્રીઓ માટે હોય તો બાવળિયાનો ગુંદર લેવો), સૂંઠ શેર ળા, પીપળીમૂળ તોલા ૫, લીંડીપીપર તોલા ૨ા, જાયફળ નંગ ૧, તીખા તોલા ૨ા, તજ તોલા ૨ા, જાવંત્રી તોલો ળા, અક્કલકરો તોલો ળા, ધોળી મૂસળી તોલા ૫ (સ્ત્રીઓ માટે હોય તો કાળી મૂસળી લેવી), પંજાબી સાલમ તોલા ૫, ચોપચીની શેર ૦ા (સ્ત્રીઓ માટે હોય તો આ બે ચીજો ન નાખવી), લોધર તોલા ૨ા, એ સઘળી ચીજો ખાંડી માવા અને ખારેકને જુદી જુદી ફેંદી નાખી તેમાં ભેળવી તેમા સાકર શેર ૨ ખાંડેલી નાખવી પછી ગોળ શેર ૨ અને ઘી શેર ૩ મેળવી, તેમા તે નાખીને લાડુ શેર ૦થી ળા સુધીના વજને બાંધી દરરોજ એકેક ખાવો પરેજી—ખાય તેનાથી બમણા દિવસ સુધી ખાટું, ખારુ, તેલ, મરચુ તથા ગચરકા આવે તેવી ચીજો તજવી ગરમ વસ્તુ વિચારીને ખાવી આ પાક શિયાળામા ઉપયોગી છે એ વાયુના તમામ દરદો નાબૂદ કરી ધાતુની પુષ્ટિ કરે છે

નાશ કરે છે. (૩) **બીજો પ્રકાર**:—રાસ્નાના ૨ ભાગ, ધમાસો ૧ ભાગ, બળદાણા, એરંડમૂળ, દેવદાર, કચોરું, વજ, અરડૂસી, સૂંઠ, હરીતકી, ચવક, નાગરમોથ, સાટોડી, ગળો, વરધારો, સુવા, ગોખરુ, આસંધ, અતિવિષ, ગરમાળો, શતાવરી, લીંડીપીપર, કાટાસરિયો, ધાણા, રીંગણી અને ઊભી રીંગણી, એ સમભાગે નાખી અષ્ટમાંશ કાઢો કરી અંદર સૂંઠનું ચૂર્ણ કિંવા લીંડીપીપરનું ચૂર્ણ અથવા યોગરાજ ગૂગળ, અજમોદ કિંવા એરંડતેલ નાખી આપવો; એટલે **સર્વાંગવાત, કુબ્જવાત, પક્ષાઘાત, અપબાહુક, ગૃધ્રસી, આમવાત, શ્લીપદ, અપતાનક, અંત્રવૃદ્ધિ, આધ્માન, જંઘાવાત, જાનુવાત, અર્દિત, શુક્રદોષ, મેઢ્રવાત, વંધ્યાના યોનિરોગ,** એટલા રોગનો આ કાઢો નાશ કરે છે આ કાઢો **ગર્ભધારક** છે. (૪) ખરેટીના મૂળ અને સૂંઠનો કાઢો લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવો, જેથી **શીતવાત, કંપવાત,** અને **દાહનો** બે દિવસમાં નાશ થાય છે (૫) પંચમૂળનો અથવા દશમૂળનો કાઢો **મન્યાસ્તંભ** વાયુ ઉપર આપવો. (૬) આસગંધ, ચિકણા, મોટી ચિકણા, લઘુ ચિકણા, બોર, લઘુ બોર, રાસ્ના એ ચીજોનો કાઢો પાવો, તે **વાતનાશક** છે (૭) ભિલામાના ટુકડા દોઢ તોલો અને ૧૬ તોલા પાણીનો કાઢો **ચતુર્થાંશ** શેષ રહે એટલે ઉતારી તેમાં સાકર અર્ધો તોલો, ઘી ૨ તોલા અને ગાયનું દૂધ ૪ તોલા નાખી પાવું, એટલે **સર્વ વાયુનો** નાશ થાય છે એ કાઢાનું **સમીદાવાનળ** એવું નામ છે× (૮) કડવી ઇંદ્રવરણી અથવા ચિત્રા (નાનીમોટી), ઇંદ્રવરણીના મૂળ, લીંડીપીપર અને ગોળ એકત્ર કરી ૧ તોલાભાર ભક્ષણ કરવા, એટલે **સંધિવાત નામે** વાયુનો નાશ થાય છે (૯) દશમૂળનો કાઢો પ્રાશન કરવો અથવા એનું નસ્ય કરવું એટલે **ધનુર્વાતનો** નાશ થાય છે (૧૦) એરંડમૂળ, બીલીના મૂળ, રીંગણી, ઊભી રીંગણી, સંચળ, મરી, સૂંઠ લીંડીપીપર, હિંગ, બિજોરાના મૂળ અને સિંધવનો કાઢો આપવો; એટલે **ધનુર્વાતનો** (તાણનો) નાશ થાય છે. (૧૧) અડદ, કૌંચના મૂળ, એરંડમૂળ અને બળ(બોળ)ના મૂળ એ સર્વનો કાઢો હિંગ અને સિંધવ એકેક માસો નાખી આપવો, એટલે **પક્ષાઘાતનો** નાશ થાય છે (૧૨) અડદ, બળ(બોળ)ના મૂળ, કૌંચના મૂળ, લઘુરોહિસ ઘાસ રાસ્ના, આસગંધ અને એરંડાનો કાઢો હિંગ અને સિંધવ નાખી સવારે આપવો તે **પક્ષાઘાત, મન્યાસ્તંભ, કર્ણનાદ** અને **અર્દિતવાયુનો** ૭ દિવસમાં નાશ કરે છે (૧૩) રાળનું ચૂર્ણ કરી તેનું નલિકાયંત્ર વડે તેલ કાઢવું અને અંગે મર્દન કરવું, એટલે **પક્ષાઘાત** વાયુનો નાશ થાય છે (૧૪) કડવા ધોળા કોળાના બિયા વાયુ વાટી તેનો કિંવા કડવા લીમડાના બિયાના તેલનો લેપ કરવો, એટલે **પક્ષાઘાતનો** નાશ થાય છે (૧૫) સૂંઠનું ચૂર્ણ ૨૮ તોલા, ૨૮ તોલા ઘીમાં શેકવું. પછી લસણ છોલી વાટી ૨૮ તોલા તેમાં નાખવું અને અગ્નિબળ જોઈ તે આપવું એટલે **પક્ષાઘાત, હનુસ્તંભ, કટિભંગ, બાહુપીડા** અને **વાતરોગનો** નાશ થાય છે. (૧૬) અડદનો લોટ કિંવા વડા માખણ સાથે ખાઈ દશમૂળનો કાઢો પીવો (૧૭) લસણનો કલ્ક તલનું તેલ મેળવી પાવો (૧૮) ત્રિફળા, કડવા લીમડાની લીંબોળીઓ, અરડૂસી અને કડવા પંડોળાનો કાઢો કરી તેમાં ગૂગળ નાખી તે કાઢો આપવો, એટલે **અર્દિતવાયુનો** નાશ કરે છે. (૧૯) ચાર તોલા કિંવા બે તોલા લસણના રસમાં હિંગ, જીરુ, સિંધવ, સંચળ અને ત્રિકટુ, એ દરેક એકેક માસો લઈ ચૂર્ણ કરી રાખવું, પછી યથાશક્તિ ભક્ષણ કરવું એનું અનુપાન એરંડમૂળનો કાઢો. ઉપરનું ઔષધ પ્રાતઃકાળે દરરોજ એક મહિનો સેવન કરવાથી **સામાન્ય વાતરોગ, અર્દિત, અપતંત્રક, એકાંગ વાત, સર્વાંગ વાત, ઉરુસ્તંભ, ગૃધ્રસી, શૂળ, હૃદ્રોગ, કૃમિ, કટિરોગ, પૃષ્ઠરોગ** અને **પેટની અંદરના** વાયુનો નાશ થશે (૨૦) **હનુગ્રહ, હનુસ્તંભ** અને **માન(ગળુ)નો સ્તંભ** તથા **અર્દિતવાયુ** એ ઉપર દશમૂળ અને લીંડીપીપરનો કાઢો આપવો; કિંવા પીપળાના રસમાં લીંડીપીપર નાખી તે રસ આપવો. (૨૧) લસણ ફોલી તેની કળીઓ તલના તેલમાં વાટી સિંધવ નાખી તે લસણ ખાવું. એટલે **હનુસ્તંભ** દૂર થાય છે (૨૨) એરંડતેલ ગોમૂત્રમાં નાખી

× આ કાઢો કરતી વખતે ભિલામાવાળી વરાળ ન લાગે તે સંભાળવું, કારણ કે ભિલામાની અસર થવાથી શરીર પર સોજો આવે છે તથા ચાઠા પડે છે

એક મહિના પર્યંત સેવન કરવું, એટલે તે **ગૃધ્રસી** અને **ઉરુસ્તંભનો** નાશ કરશે (૨૩) તેલ કિંવા ઘીમા આદુ અને વગડાઉ લીંબુનો રસ પાવો કિંવા ખાટી આમલી અને ગોળ એકત્ર કરી પાવા; એટલે ઘૂંટણ, પીઠ અને હાડ એ ઠેકાણેનું શૂળ, ગુલ્મ, ઉદાવર્ત અને ગૃધ્રસી વાયુનો નાશ થશે. (૨૪) એરંડિયા છોલી કૂટી તેની દૂધમા લાપસી બાંધી સેવન કરવાથી **કમરનું શૂળ અને ગૃધ્રસી**-નો નાશ થશે (૨૫) બકામલીમડીના મૂળનો અથવા છાલનો કલ્ક કરી આપવો, એટલે **ગૃધ્રસીનો** નાશ થશે. (૨૬) અરડૂસી, દંતીમૂળ અને ગરમાળાનો કાઢો એરંડિયું મિશ્રણ કરી પાવો, એટલે જેનુ **ચાલવુ બંધ થયું હોય, સ્પર્શ જણાતો ન હોય એવા ગૃધ્રસી વાયુનો રોગી** શીઘ્ર ગમન કરનારો થશે (૨૭) **મંદાગ્નિ ઉપર** કહેલો કાળી નિર્ગુંડીના પાદડાંનો કાઢો પાવો; એટલે ગૃધ્રસીનો નાશ થશે. (૨૮) આસગંધ અને ખડીસાકરનું ચૂર્ણ ઘીમા આપવુ, એટલે કટિ-શૂળનો નાશ થશે (૨૯) ગળો અને ત્રિફળાના કાઢામા ગૂગળ નાખી તે પાવો, અથવા ૪ તોલા દૂધમા ૧ તોલો એરંડતેલ અથવા વરધારાનુ ચૂર્ણ સેવન કરવુ એટલે **ક્રૌષ્ટુશીર્ષનો** નાશ થાય છે (૩૦) દૂધ, તેલ, ઘી કિંવા સાઠીચોખાના ભાત સાથે બે બે તોલા લસણ ચઢતા ક્રમથી સાત દિવસ ભક્ષણ કરવાથી વાયુથી થયેલો **વ્યાધિ, વિષમજ્વર, શૂળ, ગુલ્મ, અગ્નિમાંદ્ય, પ્લીહા અને હાથ, પાસું (પડખાં) તથા મસ્તકની અંદરનું શૂળ અને શુક્રદોષનો** નાશ થાય છે (૩૧) સૂંઠ, એરંડમૂળ, દેવદાર, કાટાસરિયો અને ગળોનો કાઢો પીવાથી **અસ્થિગત અને સંધિગત** વાયુનો નાશ થાય છે (૩૨) અસેળિયો, ખસખસ, ખારેક, મેથી, તલ, સુવા, વરિયાળી, ગોડંબી (ભિલામાના બીજ), બદામ, ગુંદર અને ચારોળી એ દરેક ૪ તોલા, ગોળ અને ઘી એ દરેક ૩૨ તોલા લઈ તેના બબ્બે તોલાના લાડુ કરવા તેમાથી રોજ સવારે એક ભક્ષણ કરવો તે **કટિવાયુનો** નાશ કરે છે અને ધાતુનુ સ્તંભન તથા ધાતુની વૃદ્ધિ કરે છે (૩૩) પીંપળી-મૂળ દૂધમા વાટી તેમા અરડૂસીનો રસ નાખી આપવો, એટલે ઊર્ધ્વવાત (ઘણા ઓડકાર આવવા) નાશ પામે છે (૩૪) **લઘુરાસ્નાદિ કાઢો :**—રાસ્ના, એરંડમૂળ, દેવદાર, વજ, સૂંઠ, ધમાસો, હરડે, અતિવિષ, નાગરમોથ, શતાવરી અને અરડૂસીનો કાઢો પ્રાશનાર્થ આપવો, એટલે **ઉધરસ, આમ-વાત, શ્લેષ્મવાત, સંધિવાત અને મજ્જા, અસ્થિ અને સ્નાયુનો** વાયુ તથા **સર્વાંગ વાયુ** એ નક્કી નાશ પામે છે (૩૫) **આભાદિ ચૂર્ણ :**—બાવળના બિયા, રાસ્ના, ગળો, શતાવરી, મહા-શતાવરી, સૂંઠ, વરિયાળી, આસગંધ, શેગણી, વરધારો, અજમો અને અજમોદ, એ સર્વ સમભાગે લઈ તેનુ ચૂર્ણ કરી યૂષ, છાશ, ગરમ પાણી, ઘી અને દહીના કૂચા એમાના એક અનુપાનમા ૨ તોલા પ્રમાણે ખાવુ, એટલે **અસ્થિ, સ્નાયુ, મજ્જા અને કમરનો વાયુ, ગૃધ્રસી, મન્યાસ્તંભ.** હનુગ્રહ અને **કોષ્ઠગત રોગનો** નાશ થશે. એ ચૂર્ણ **સર્વવ્યાધિનાશક** છે (૩૬) **અજમોદાદિ** ચૂર્ણ આપવુ (૩૭) **અજમોદાદિ ગોળી :**—અજમો, લીંડીપીપર, વરિયાળી, નાગરમોથ, મરી અને સિંધવ, એ દરેક એકેક ભાગ, હરડે ૫ ભાગ, સૂંઠ ૧૦ ભાગ, વરધારો ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૭ ભાગ એ પ્રમાણે ઔષધોના ચૂર્ણો લઈ ગોળના પાકમા ગોળીઓ બનાવવી તે ગરમ પાણીમા ખાવી, એટલે **સંધિવાત, આમવાત, સંપૂર્ણવાત, આઢ્યવાત, હનુસ્તંભ, સિરોવાત, અપતાનકવાત** અને **ભ્રૂકુટિ, આંખ, કાન, નાક** તથા **જીભનો સ્તંભ, પંગુવાત, સર્વાંગવાત, એકાંગવાત, અર્દિત, પાદહર્ષ** અને **પક્ષાઘાતનો** નાશ થાય છે. (૩૮) **મરીનું** ચૂર્ણ, ઘી તથા તુલસીના રસને **લઘુ મૃગાંક** કહે છે એ **સંપૂર્ણ વાત-રોગનો** નાશ કરે છે (૩૯) **લસણપાક :**—લસણની કળીઓ છોલી ૬૪ તોલા લઈ ૧૦૨૪ તોલા દૂધમા ૧૬ તોલા ઘી લઈ તેમા તે લસણ બાફવુ તેનો સારો પાક થઈ મધુવર્ણ થાય એટલે તેમા ૧૨૮ તોલા સાકર, સૂંઠ, મરી, લીંડીપીપર, ચવક, ચિત્રકમૂળ, હળદર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીપળી-મૂળ, વાત્રડિંગ, દારુહળદર, શેરણી, વરધારો, પુષ્કળમૂળ, અજમો, લવંગ, દેવદાર, સાટોડી, ગોખરુ, કડવો લીમડો, રાસ્ના, સુવા, શતાવરી, કચોરુ, આસગંધ અને કૌચના બીજ, એ દરેકના તોલાતોલા પ્રમાણે ચૂર્ણો લઈ તેમા નાખી તૈયાર કરવો. આ **લસણપાક** અગ્નિ અને બળ જોઈ સેવન કરવો; એટલે

સંપૂર્ણ વાતરોગ, શૂળ, અપસ્માર, ઉરઃક્ષત, ઉદરરોગ, ઊલટી, બરોળ, ગોળો, અંડવૃદ્ધિ, કૃમિ, મળબંધ, આનાહવાત, સોજો, અગ્નિમાંદ્ય, બાલક્ષય, હેડકી, દમ, ઉધરસ, અપતંત્રકવાયુ, ધનુર્વાત, અંતરાયામ, પક્ષાઘાત, અપતાનકવાયુ, અર્દિતવાયુ, આક્ષેપકવાયુ, કુબ્જવાયુ, હનુગ્રહ, શિરોગ્રહ, વિશ્વાચી, ખલ્લી, ગૃધ્રસી, પંગુ, સંધિવાત, બધિરપણું અને સંપૂર્ણ શૂળ એ સર્વ રોગોનો આ લસણપાક અતિ ત્વરાથી નાશ કરે છે. વળી આ લસણપાક વાતવ્યાધિરૂપ હાથીના સિંહની પેઠે નાશ કરે છે તથા કફવ્યાધિને શાંત કરીને બળ અને પુષ્ટિ આપે છે (૪૦) વાતવ્યાધિ ઉપર:—નિર્ગુંડીના પાદડાની થેપલી બાધવી. (૪૧) ઇંદ્રજવ, ચિત્રો અને સૂંઠનુ ચૂર્ણ ઘીમા આપવુ તે સંપૂર્ણ વાતવિકારોનો નાશ કરે છે. (૪૨) દશમૂળના કાઢામા કિંવા કલ્કમા તેલ સિદ્ધ કરી તે અંગે ચોપડવુ, એટલે અનેક પ્રકારના વાયુનો નાશ થાય છે (૪૩) માલકાંગણી, ચંદ્રસૂર (વગડાઉ મેથી), કલૌંજી જીરુ, અજમો, મેથી અને તલનુ ચૂર્ણ કરી તેનુ યંત્રમા તેલ કાઢવુ અને અંગે ચોપડવુ, એટલે સર્વ પ્રકારના વાતવ્યાધિનો નાશ થાય છે (૪૪) નારાયણ તેલ:—શતાવરીના મૂળનો રસ, તેલ અને દૂધ, એ દરેક ૬૪ તોલા અને વાયવરણા, અરલુ, દેવદાર, શિલાજિત, જટામાસી એ પ્રત્યેક ૪ તોલા લઈ તેનો કલ્ક કરી તે કલ્ક તેલ વગેરેમા નાખી તેલ સિદ્ધ કરવુ એ સિદ્ધ થયેલા તેલને નારાયણ તેલ કહે છે અનેક પ્રકારના વાતવ્યાધિ ઉપર અભ્યંગાર્થે (મર્દન કરવા અર્થે) યોજવાથી ઘણું જ હિતકારક અને ગુણાવહ થાય છે (૪૫) આકડાના દૂધનો જાડો લેપ કરી તે ઉપર રાઈની ઝીણી ભૂકી લગાવી પાટો બાધવાથી ચમક થવી, અંગ પકડાઈ જવું વગેરે વાતવિકારો દૂર થાય છે (૪૬) વાયવરણાના પાદડા બારીક વાટી લેપ કરવો અને ઉપર કેળના પાદડા બાધવા; એટલે ઢીંચણ, સાંધા વગેરે અકડાઈ ગયેલા હોય તે છૂટે છે અને ચમક તથા બળતરા પણ બંધ થાય છે (૪૭) વિશેપ ધૂપ (ઇસેસ) અને ગૂગળ એકત્ર વાટી પાણીમા કાલવી ગરમ કરી લેપ કરવો અને તે ઉપર અસાળિયો ચોટાડવો; એટલે તેના લેપ વડે અનેક પ્રકારની વાતવેદના અને સોજો એ રોગો ત્વરિત દૂર થાય છે (૪૮) બાવળિયાની અને સરગવાની છાલ બારીક કૂટી અંગનો જે ભાગ વાયુથી અકડાઈ ગયો હોય તે જગાએ તેની થેપલી બાધવી. એમ બે-ત્રણ વાર પાટો બાધવાથી ગુણ આવે છે (૪૯) માષતૈલ:—અડદ ૬૪ તોલા લઈ તે ૨૫૬ તોલા પાણીમાં બાફવા. ચતુર્થાંશ શેષ રહે એટલે તેમા તલનુ તેલ ૬૪ તોલા અને જીવનીય ગણના આઠ ઔષધો (ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી વગડાઉ મગ અને વગડાઉ અડદ), વરિયાળી, સિંધવ, રાસ્ના, કૌચના બિયા, જેઠીમધ, બળદાણા, સૂંઠ, મરી, લીંડીપીપર અને ગોખરુ, એ પ્રત્યેક ચીજ તોલો તોલો લઈ તેનો કલ્ક કરી તે વડે તેલ સિદ્ધ કરવુ તે તૈલ પક્ષાઘાત, અર્દિતવાયુ, કર્ણશૂળ, બાધિર્ય (બહેરાપણું), તિમિરરોગ, સન્નિપાતજ રોગ, હસ્તકંપ, શિરઃકંપ, બાહુશોષ, અપબાહુક અને કલાયખંજ, એ રોગો ઉપર પીવુ અથવા શરીરે લગાડવુ. બસ્તિકર્મ એ વિષયમા પણ યોજવુ એ માષતૈલ, ઊર્ધ્વજત્રુગત રોગ નાશ કરવામા શ્રેષ્ઠ છે. (૫૦) લઘુમાસ તૈલ:—અડદ, સિંધવ, બળ(બોળ)ના મૂળ, દશમૂળ, હિંગ, વજ, શતાવરી અને સૂંઠ, એ પદાર્થો લઈ તેલ સિદ્ધ કરવુ તે સર્વ વાતનાશક છે (૫૧) કલ્યાણકાવલેહ:—હળદર, ઘોડાવજ, ઉપલેટ, લીંડીપીપર, સૂંઠ, જીરુ, અજમોદ, જેઠીમધ અને ઘીનો લેહ (ચાટણ) એક દિવસ સેવન કરવાથી તે બહેરાપણું, તોતડાપણું અને બોબડાપણાનો નાશ કરી નોબત જેવો ગંભીર અથવા કોકિલ જેવો મંજુલ શબ્દ કરે છે (૫૨) આદાનો રસ ૧ શેર, સરગવાનો રસ ૧ શેર, બકરીનું દૂધ ૧ શેર, પાણી ૪ શેર, એ સર્વ એકત્ર કરી તેલ એક શેર નાખી કઢવવુ પાણી બળી જઈ તેલ શેષ રહે એટલે ગાળી નાખવુ. એ તેલ વાયુના દરદ ઉપર ઘણું ગુણકારક છે. (૫૩) પીંપળીમૂળ, ચિત્રક, લીંડીપીપર, સૂંઠ, રાસ્ના અને સિંધાલૂણનો કલ્ક કરી અડદના કાઢામાં તેનું તેલ સિદ્ધ કરી શરીરે ચોળવુ, એટલે પક્ષાઘાતનો નાશ થાય છે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌષધિઓમા —વાયુ, સર્વાંગવાયુ અને વાતવિકાર માટે.—અજમોદ ૪, ૭, અરજુનસાજડ-૧૨, અરડૂસો-૬, આકડો-૨૭, ૨૯, ૩૧, આસંધ-૧૪, ૧૭; ઇંદ્રજવ

૨૨, કઠ-૪, કાસાળુ-૧૧, કાળીજીરી-૭, કાટાસરિયો-૯, કાડોળી-૫, ગળો-૨૨, ગોરખમુડી-૩, ચણોઠી-૧૬, ચિત્રક-૧૮, તજ-૧, ઝેરકોચલા-૧૧, તુલસો-૪, ૧૦; નારી (પ્રમારિણી)-૧, નાળિયેરી-૧૩, પીલુ-૨, ફુદીનો-૩, બાફળી (હિંગોત્રી)-૨, માકડી-૨, માલકાકણી-૩, મોરવેલ-૩, રાઈ-૨, રાસ્ના-૩, ૪, ૫, લસણ-૭, ૧૭, લીંડીપીપર-૧, ૩૧, વગડાઉ અજમો-૧, વછનાગ-૭-ની ટીપમા ન ૧, ૨, વાયવરણો-૧, ૨, સમુદ્રશોક-૧, સરગવો-૧૬, સવા-૧, હરડે-૪૪, હાડસાખળ-૨ **આક્ષેપક અને સપ્તધાતુગત વાયુ** માટે.-રાસ્ના-૪. **હનુસ્તંભ એટલે મોઢું રહી ગયું** હોય તે તથા **હનુગ્રહ** માટે.—આદું-૩૧, ચૂકો-૧, પીપળો-૨૩ **ઉરુગ્રહ** અને **ઉરુસ્તંભ** માટે:—આકડો-૩૨, આસધ-૧૬, એરંડો-૩૦, કણુઝી-૧૦, દેવદાર-૧, નાળિયેરી-૧૪; લીમડો (કડવો)-૩૮ **પૃષ્ઠ, ઉરુ, ત્રિક એટલે બરડો, કટિમાંના વાયુ** માટે —આદુ-૩૧, ચૂકો-૧. **ખાલી (મોહરી)** માટે -કણુઝી-૪. કપૂર-૭, ગજકર્ણી-૩, ચણોઠી-૧૦, ચૂકો-૧, ધરો-૪, **જિહ્વાસ્તંભ, બુદ્ધિજાડ્ય અને મૂકત્વ,** એ માટે:—ભિલામો-૧૯ **અર્દિતવાયુ** માટે:-રાસ્ના-૧, લસણ-૧૧ **પક્ષાઘાત એટલે લકવો કે અર્ધાંગવાયુ** માટે —અરણી-૯, આદુ-૩૫, કરેણુ-૯, ખસખસ-૮, ધંતૂરો-૧૪, ભિલામો-૨૯, રાઈ-૯. રાસ્ના-૧, રેણુકા-૨, સમેરવો-૧૨, સાજડ-૫. **મન્યાસ્તંભ** માટે -રાસ્ના-૧ **પગ વળે છે** તે માટે —કરંબળ-૨. **ગુડઘી એટલે ઢીંચણના સોજા** માટે:—આકડો-૧૬, કાકડી-૨, દક્ષિણી થુરિયો-૩, નાગલી-૪, શેલડી-૧૬, **ઘૂંટણ રહી જવા** માટે:—આકડો-૧૧, ભુયશીરડ-૨ **ગૃધ્રસી વાયુ** માટે:—અસાળિયો-૪, આદુ-૩૧, એરંડ-૧૬, ૩૦, ચૂકો-૧, બકામલીમડી-૨, હરડે-૪૧ **અપતંત્રક વાયુ** માટે:—મહુડો-૧. **ધનુર્વાત એટલે તાણ આવે છે તે** માટે —અરડૂસો-૧૦, ખજૂરી-૧૨, તુલસી-૨૨, ભાગરો-૪ સમેરવો-૧૩. **સંધિવાયુ** માટે —અરણી-૯, ઈંદ્રવરણા-૮ એરંડો-૧૧, કાસાળુ-૩, ગોરખમુંડી-૬, થુવેર ત્રણ ધારિયો-૧, નગોડ-૨, પીલુ-૫, બાબ-૧, ભિલામો-૨૯, માકડી-૩, વછનાગ-૧, વાસનવેલ-૮, શ્રાવડ-૧, સારફળ-૨, હાડસંધિ-૩ **વાયુથી અગર શરદીથી સણકા આવે તે** માટે:—આકડો-૧, ગૂગળ-૪, ફાગળો-૬, ભિલામો-૧૮ **વાયુથી હાથપગે કળતર થાય** તે માટે:—પરિપાઠ-૧, મેથી-૧. **કટિશૂળ એટલે કેડ ફાટવા** માટે.—અસાળિયો-૪, એરંડો-૩૮, સરગવો-૧૫. **શરીર વાંકું થાય** તે માટે:—ઉદરકની-ક-૧, ગ-૬. **પેટમાંના વાયુ** માટે —એરંડો-૧૫, ખસખસ-૪ **વાયુએ અતિશય જોર માર્યું હોય** તે માટે:—કુબો-૩ **દુખતા ભાગની વેદના શમન થવા અને દુખતા ભાગ** માટે:—કપૂર-૧૨, ખસખસ-૩, તલવણ-૫. **પગના સાંધા પકડાઈ ગયા હોય** તે માટે.—ખાખરો-૧૦. **વાયુના યોગે 'અંગ બહેરું થયું'** હોય તે માટે:—ધોળો ચંપો-૧ **કળતર થાય** તે માટે —તુનરુફળ-૨. **અંગમાં કળ લાગે** તે માટે.—મિરજોળી-૨ **તિડક એટલે શૂળ** માટે.—અળવી-૩ **કંપવા** માટે.—કરિયાતુ-૪. **વાયુનો વિકાર કદી ન થવા** માટે —કળથી-૧, મરી-૧૬ **વાયુબદ્ધ શરીર હોય તે** માટે —અગથિયો-૭.

જુઓ પ્રા૦ઔ૦મા **અર્ધાંગ, અર્દિત, પક્ષાઘાત અને બીજા** વાયુ માટે:—ખીરબહોટી-૫. **સંધિવાયુ** માટે.—વાઘની ચરબી-૨. **વાયુથી અંગે સણકા નાખે તે માટે**:—સાબરશિંગ-૧

જુઓ **અનુભૂત** ઔષધ:—ઔષધિક્રિયાના ચૂર્ણ પ્રયોગની ટીપમા નળબંધ વાયુ ઉપર નં. ૧૮, ક્વાથપ્રયોગની ટીપમા શૂન્યવાયુ ઉપર ન. ૧, સંધિવા ઉપર નં ૬.

**પથ્ય**:—દૂધ, ઘી, તેલ, મીઠા રસ, નવા તલ, ઘઉં, અડદ, એક વર્ષના જૂના સાઠીચોખા, કળથીનું કઢણ, પડોળા, સરગવો, લસણ, દાડમ, પાકી કેરી, સ્નિગ્ધ અને ઉષ્ણ એવા ભક્ષ્ય પદાર્થ.

**અપથ્ય**:—ચિંતા, જાગરણ, મળમૂત્રનો અવરોધ, વમન, શ્રમ, ઉપવાસ, ચણા, વટાણા, બંટી, કોદરા, સામો, રાજગુ, કાગ, ચોળા, મગ, જાંબુ, સોપારી, વાલ, તાડફળ, કારેલા, ઠંડું ધાન્ય, પત્રશાક, ઉંબરા, ઠંડું પાણી, વિરુદ્ધાન્ન, ક્ષાર, શુષ્ક માસ, રક્તસ્રાવ, તૂરા, કડવા અને તીખા રસ, મૈથુન, વાહન પર ફરવું.

## ૫૩—વાઈ

જુઓ ગોથુ—પૃષ્ઠ ૫૧૮

## ૫૪—વાળો ( સ્નાયુક )+

**વાળાની ઉત્પત્તિનું કારણ:**—જેમા ઘણું જીવતું પાણી નથી હોતુ, જેનો પ્રવાહ નથી અને જેમા કપડા વગેરે ધોવાતા જાય છે, એવા નાના તળાવ અથવા વહેળાનુ અને ગંદકીવાળુ પાણી પીવાથી અથવા તે વાપરવાથી શરીરમા વાળો ઉત્પન્ન થાય છે વાળાના યોગે સોજો ઉત્પન્ન થાય છે, તે ફૂટે છે અને તેમાથી સૂતર જેવો લાંબો અને ધોળો જીવ ઉત્પન્ન થાય છે, તે પેલા ક્ષતમાથી હળવે હળવે બહાર નીકળે છે અને તે તૂટવાથી વધારે કોપ પામે છે ફરી સ્થાનાતરે ઉત્પન્ન થાય છે અને બહાર નીકળવાથી સોજાની શાંતિ થાય છે. આ રોગને સ્નાયુક (વાળો) કહે છે. વાળો હાથના કિંવા પગના ધક્કાએ દુખાવાથી કિંવા તૂટવાથી અંગ બગડે છે કિંવા વાંકુ કરે છે. વાળો શરીરમાં ઉત્પન્ન થવાનો હોય ત્યારે પહેલા કોઈ કોઈના અગ ઉપર પિત્ત જેવી લાલ ફોલ્લી ઉત્પન્ન થાય છે અને તેથી કરી શરીરમા ઘણી આગ થાય છે એને શીળસ (શીતપિત્ત) પણ કહે છે

**સ્નાયુકનું રૂપ:**—વાતાધિક વાળો કાળો અને રુક્ષ હોય છે; તેમા સણકા આવે છે. પિત્તે કરી લીલો અને પીતવર્ણ હોઈ દાહયુક્ત હોય છે કફે કરી જાડો, મોટો, જડ, એવો હોય છે. દ્વિદોષ ઉત્પન્ન થાય છે તે બે દોષના લક્ષણોએ યુક્ત હોય છે. લોહીથી થાય છે તે આરક્તવર્ણ હોય છે તેમા દાહ ઘણો થાય છે તથા ત્રિદોષ થકી થાય છે તે ત્રણે દોષોના લક્ષણોએ યુક્ત હોય છે. વાળા ઉપર વિસર્પ ઉપરના ઉપચાર કરવા.

**ઉપચાર:—(૧) વાતજ વાળા ઉપર:**—દક્ષિણી થોરનાં મૂળ ગોમૂત્રમા વાટી તેનો લેપ

---

+ જ્યારે શરીરમાથી વાળો નીકળવાનો હોય છે, ત્યારે પ્રથમ જ્યાં વાળાનુ ગૂંચળું હોય તે ઠેકાણે નાની ગાઠ દેખાય છે પછી બે–ત્રણ દિવસમા તેને આખા શરીરે શીળસ થઈ આવી વાળાની જગ્યાએ દેવતાથી દાઝ્યા હોય એવા દેખાવની નાની ફોડલી થાય છે એ ફૂટયા પછી તેમાથી વાળો નીકળે છે એ સંપૂર્ણ નીકળી જાય તો તો ઠીક, પરંતુ જો તે સપૂર્ણ નીકળી ગયા પહેલા જ તૂટી જાય તો તે અદરથી પીડા વધારી બીલા(ગાઠો) ઉત્પન્ન કરે છે, જે લાંબી મુદત સુધી રુઝાતા નથી એ વાળાની બીમારીથી કેટલાકના શરીરે ખોડ પણ આવે છે અને કેટલાક મૃત્યુવશ પણ થાય છે, માટે વાળાના દરદમા જેમ બને તેમ તાત્કાલિક ઉપાય લેવા જોઈએ ઉપાય —(૧) શીળસ દેખા દે તે જ વખતે દરદીને ઘી શેર ૦ામા મરી તોલા ૪ નાખી પાઈ દઈ ખૂબ ઓઢાડી સુવાડી રાખવો એથી વખતે ઊલટી થઈ દવા નીકળી જશે તો તેની અડચણ નહિ, પણ તેને આખા શરીરે પરસેવો વળશે એટલે તમામ વાળા બળી જઈ આખી ઉંમરમા તેને ફરીથી એ દરદ થશે નહિ (૨) વાળો નીકળ્યા પછી પણ પહેલો જ ઉપાય સર્વોપરી છે, અથવા તે વાળાને ત્રાબાના પતરા ઉપર રાખી વીછીનો ડખ લગાડવો એટલે વાળો તુરત જ નીકળી જશે (૩) બીલીપત્ર ૧૦, ધતૂરાનુ પાદડુ ૦ાા અને ફટકડી ૭ આની ભાર લઈ, એ પ્રમાણે ત્રણ દિવસ સુધી ગાયના દહીમા આપવુ (૪) શીકોતરી એળિયો ધાણાની ભાજીના રસમા અથવા ગળીના પાદડાના રસમા ઘસી ગરમ કરી વાળો નીકળ્યા અગાઉના ફોડલા ઉપર ચોપડવો (૫) શીકોતરી એળિયો ગળીના પાદડાના પાણીમા ઘોળીને પાય તો વાળાનો રોગ જડમૂળથી જાય અને ફરીથી થાય નહિ, પણ તે એવી રીતે કરવુ કે પહેલે દિવસે શીકોતરી એળિયો માસા ૨ લઈ રાત્રે ગળીના પાદડાના રસમા ભીજવી મૂકવો તે સવારે ઘોળી પાઈ દેવો વળી એ જ રીતે બીજે દિવસે માસા ૪ અને ત્રીજે દિવસે તોલો અડધો એળિયો લેવો અને ઉપર લખ્યા પ્રમાણે કાસનીના પાદડાના રસમા પાવો. એથી આરામ થાય છે (૬) હરડેપાક—મોટી હરડેનુ દળ, બહેડાની છાલ અને આમળાની છાલ, સૂઠ, ભૂંગળિયો નસોતર, એ સર્વેને બરાબર વજને લઈ ખાડી ઝીણે લૂગડે ચાળી મધ અથવા સાકરના શીરામા મેળવી પાક કરી રાખવો તેમાથી દિવસ ૨૦ સુધી લાગટ માસા ૮ના પ્રમાણથી સવારે ગરમ પાણી સાથે ખાવાથી વાળાનો રોગ જઈને કદી થશે નહિ (૭) હમેશા હિંગ ખાનારને વાળો નીકળતો નથી (૮) કૂકડવેલના ડોડા વાટી ઝીણા કરી પિંડી બાધવી (૯) કારેલી વાટીને બાધવી (૧૦) ઇગોરાની જડ ખાટી છાશમા વાટી વડી કરી તે બાધવી અને દિવસ ૩ સુધી પાટો છોડવો નહિ પછી છોડીએ ત્યારે તે વાળો નીકળી પડે અથવા બળી જાય પણ પીડા ન કરે

કરવો (૨) **પિત્તજ વાળા ઉપર :**—વડ, ઉબરો, પીપળો, નાદરૂખ અને વાંસની છાલનો કલ્ક કરી લેપ કરવો. (૩) **કફજ વાળા ઉપર :**—કચનારની છાલનો કલ્ક કરી લેપ કરવો (૪) **દ્વંદ્વજ** (જે દ્વિદોષથી ઉત્પન્ન થાય છે તે) **વાળા ઉપર :**—પૂર્વે કહેલામાથી બે ઔષધોનો લેપ કરવો અને **ત્રિદોષજ ઉપર** એ ત્રણે ઔષધનો લેપ કરવો. (૫) **રક્તજ વાળા ઉપર :**—વડ અને આમલીની છાલનો લેપ કરવો. (૬) કોષ્ઠ, હિગ, સૂંઠ તથા સરગવાનુ ચૂર્ણ વાટી પાવુ અને લેપ પણ એનો જ કરવો (૭) સરગવાના મૂળ અને બિયા વાટી, સિધવ અને કાજી સહિત એકત્ર ખરલ કરી એનો લેપ કરવો, અથવા લસણ, ચિત્રક અને રાઈનો લેપ કરવો; તેથી સ્નાયુકપિંડિકા શિરાગત વાળો ઇત્યાદિ શાંત થાય છે. (૮) બાવળીના બિયા ગોમૂત્રમા વાટી લેપ કરવો (૯) ચૂનો અને ખીડલોણ પાણીમા મેળવી તેનો લેપ કરવો (૧૦) તાણ(વાસનવેલી)ના મૂળ પાણીમા વાટી પાવા (૧૧) છાશમા કિંવા તેલમા આસગધનો અથવા ધોળી ગરણીનો કિવા સરગવાના મૂળનો લેપ કરવો (૧૨) પુરુષના મૂત્રમા હળદર વાટી તેનો લેપ કરવો (૧૩) ઊભી રીંગણીના મૂળ પુરુષના મૂત્રમા કિવા પીપળાના પાદડામા વાટી ગરમ કરી તેનો પાટો બાધવો. (૧૪) ગળોના રસમા ટંકણખાર પાવો. (૧૫) શણના બિયા અને ઘઉનો લોટ એકત્ર કરી ઘીમા તળી ગોળ સાથે ત્રણ દિવસ ખાવો (૧૬) નગોડના પાદડાનો રસ ૨ તોલા, તેમા ગાયનુ ઘી ૨ તોલા નાખી તે ૭ દિવસ આપવો. (૧૭) હિગ અને ટકણખાર, એ દરેક ત્રણ ત્રણ માસા લઈ ચૂર્ણ કરી સાત દિવસ સવાર–સાજ આપવુ એટલે નક્કીપણે મોટા વધેલા વાળાનો પણ નાશ થશે. (૧૮) અતિવિષ, નાગરમોથ, લીંડીપીપર, ભારગમૂળ અને બહેડાનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. (૧૯) પારેવાની હગાર મધમા મેળવી ગોળી કરી ગળી જવી. તે મોટા વધેલા વાળાનો પણ નાશ કરે છે. (૨૦) વંતાક શેકી દહીમા ભરત કરી સાત દિવસ વાળા ઉપર બાધવુ (૨૧) ધતૂરાના પાદડાનો રસ ૨ તોલા અને ઘી ૨ તોલા એકત્ર કરી આપવુ, એટલે કેફ આવશે. તેનો બીજે દિવસે ઉતાર–દહી–ભાત આપવા (૨૨) આકડાના અથવા ખરસાણીના દૂધનો લેપ કરવો (૨૩) ધંતૂરાનાં પાદડા ૨॥ ખાવાના પાનમા આપવા (૨૪) પાપડિયા ખારાનુ ચૂર્ણ ૩ માસા નવટાંક દહીમા નાખી દિવસમા ત્રણ–ચાર વખત આપવુ; દિવસે ભોજન વર્જ્ય, રાત્રે ભોજન કરવું. આ પ્રમાણે એક દિવસ કરવું. (૨૫) એક નાળિયેર કોચી તેના છિદ્રમા નવસારની ભૂકી ૩ માસાથી ૬ માસા સુધી ભરવી અને છિદ્ર બધ કરી નાખવું. બીજે દિવસે સવારે તેમાંનું બધું પાણી પાવું અને ટોપરું ખાવા આપવું. સાજ સુધી પાણી ન પીતા ઉપોષિત રહેવુ. સૂર્યાસ્ત પછી શરીરે છાણ ચોપડી ગરમ પાણીથી સ્નાન કરવુ પછી દહી સાથે ભાત ખાવો; એટલે અગમાના સર્વ વાળા મરી જાય છે. (૨૬) **વાળાના ફોલ્લા ઉપર :**—કલગારીનો કાંદો ઘસી તેના ઝીણા ટપકા કરવા; એટલે ફોલ્લા ફૂટે છે પછી તેના છિદ્ર ઉપર સળી વડે ઉપલા જ ઔષધનું એક ટપકુ નાખવુ (૨૭) કૂકડાની હગાર, કબૂતરની હગાર અને હિગ, એ ત્રણ સમભાગે લઈ થેપલી કરી તે વાળા ઉપર મૂકી પાટો બાધવો (૨૮) પાનમા અથવા ગોળમા કરોળિયાનુ ઘર અથવા સર્પની કાચળી એક, બે કે ત્રણ દિવસ ખાવી (૨૯) ઝેરકોચલાના બિયા અથવા તેની સાથે સોમલનો ત્રણ દિવસ લેપ કરવો. (૩૦) સરગવાની છાલ કૂટી બાધવી. (૩૧) શણના બિયા વાટી ગરમ કરી સહેવાય એટલા ગરમ ગરમ વાળા ઉપર બાધવા. (૩૨) કપડુ ધોવાનો સાબુ અને કાદાની કળીઓ ઘીમા તળી વાળા ઉપર બાધવી (૩૩) રીગણીના મૂળ અને હિગને વાટી તેની પેડી કરી ત્રણ દિવસ બાધવી. (૩૪) વાળો ફૂટ્યા પછી અરીઠા અને ધોળો કાથો સમભાગે લઈ પાણીમા ઘસી તેનો લેપ કરવો અગર નાગરવેલના ચાર–પાચ પાનને ચોપડી તે પાન ઉપર એક એવી રીતે વાળા ઉપર મૂકી બાધવા અને ત્રણ દિવસ છોડવાં નહિ; એટલે વાળો મરી જાય છે. (૩૫) લસણ, ચિત્રક અને રાઈને પાણીમા વાટી તેની પેડી કરી વાળા ઉપર બાધવી. (૩૬) નવસારની ભૂકી અર્ધો તોલો ઘી અને ભાતમા ખાવી. (૩૭) ૬ ગુંજ હિગ અગ્નિ ઉપર શેકી દિવસમાં ત્રણ વખત ખાવા આપવી (૩૮) ૩ માસા ફુલાવેલી ફટકડી ગોળમા મેળવી ૩ દિવસ આપવી; એટલે શરીરમાના સર્વ વાળા

બળી જાય છે અને પુનઃ જન્મભર વાળો થવાની ધાસ્તી રહેતી નથી (૩૯) વાળો તૂટે એટલે તે ઉપર રામેઠાના તાજાં પાંદડા વાટી બાંધવા; એટલે વાળો ચાર પહોરમાં મરી બહાર આવે છે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦માં —અડદ-૫, અરડૂસો-૪, અરીઠા-૯, આકડો-૨૬, આસંધ ૧૯, ઇંગોરિયા-૧, ઊભી રીંગણી-૪, કપૂર-૧૩, કલગારી-૧, ખસખસ-ક (અફીણ)-૧૮, ખાખરો-૧૪, ખાજકોલતી-૨, ગરણી-૧૧ ગહું-૫, ઝેરકોચલા-૮, તલ-૨૩, ધતૂરો-૫, ૭; નાગ-દમની-૨, નાળિયેરી-૫, નીપાણી-૨, પાણકાદા-૨, બાવળ-૩, ભમરડીનો વેલો-૩, લસણ-૧૬, લીમડો (કડવો)-૩૭, લીંડીપીપર-૩૮, વંતાકડી-૧ વાવળા-૨, વાસનવેલ ૭, સરગવો-૮, શણ-૨ હળદર-૨૨, હાડસંધિ-૨, હિંગ-૧૭, હેદ-૭. **વાયુથી ઉત્પન્ન થયેલ વાળા માટે.**—દક્ષિણી થુરિયો-૬. **કફથી થયેલ વાળા માટે:**—કંચનાર-૨. **રક્તજ વાળા માટે:**—વડ-૧૬. **શરીરમાં વાળો મર્યો હોય તે માટે:** ઝેરકોચલા-૩.

જુઓ પ્રા૦ ઔ૦માં.—કસ્તૂરી-૨, કબૂતરની હગાર-૨, કાતણીનું ગર-૧. ગાકુળ-૧

## ૫૫-વિદ્રધિ રોગ (ગડાં ગૂમડાં)×

**કારણો-લક્ષણ:**—પોતપોતાના દોષે કરી વાતાદિ દોષ કુપિત થઈ ત્વચા, રક્ત, માંસ અને મેદને દૂષિત કરી અસ્થિ એટલે હાડકા સુધી જઈ, હળવે હળવે મોટા ઘોર અને જેના મૂળ ઘણા ઊંડાં અને ઉત્પત્તિકાળથી જ પીડાયુક્ત અને ગોળ અથવા લાંબા એવા ગ્રંથિમય શોથ (સોજા) ઉત્પન્ન કરે છે, તે રોગને **વિદ્રધિ** કહે છે *

**ઉપચાર:**—(૧) વડ, ઉંબરો, પીપળો, પીપર તથા નેતર, એ પંચવલ્કલની છાલ સરગવાના રસમાં વાટી લેપ કરવો (૨) હીરાકસી, સિંધવ, શિલાજિત અને હિંગના ચૂર્ણ વડે મિશ્રિત વાયવરણાનો કાઢો અંદરથી અપકવ અને મોટા શોથયુક્ત એવા વિદ્રધિનો નાશ કરે છે, (૩) ધોળી સાટોડી અને વાયવરણાના મૂળનો કાઢો આપવો. (૪) ધમાસાના મૂળ ચોખાના ધોવડામણમાં ઘસી મધ નાખી તે પાવા. (૫) હરડે, સિંધવ અને ધાવડીના ફૂલનું ચૂર્ણ મધ અને ઘીમાં આપવું. (૬) સરગવાનો ગુંદર, હિંગ અને સિંધવનું ચૂર્ણ સેવન કરતા જવું. (૭) સરગવાનું મૂળ પાણીમાં ઘસી તેમાં મધ નાખી તે આપવું અને તે જ રસમાં વછનાગમાં ચૂર્ણ નાખી લેપ કરવો; એટલે અંતર્વિદ્રધિનો નાશ થશે (૮) **વિદ્રધિ પાકવા માટે:**—અળસી, ઘઉં, મગ, જવ, શણ એમાંથી એકનો લોટ બાફી તેની પોટીસ બાંધવી; એટલે થોડા સમયમાં અપકવ વિદ્રધિ પકવ થાય છે (૯) ચિકણાના પાંદડા વાટી ઉપર બાંધવા; એટલે વિદ્રધિ પાકીને ફૂટશે. (૧૦) મોરથૂથુ અને સાબુ અથવા ટંકણખાર ઘસી લેપ કરવો; એટલે પાકો થયેલો સોજો ફૂટશે. (૧૧) પુંગળવેલના પાંદડા વાટી ઉપર બાંધવા એટલે પાકો થયેલો સોજો ક્ષણવારમાં ઊતરશે +

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં —અઘાડીની ટીપમાં, એરંડો-૫ કાળો ઉમરડો-૪, ખપાટ ૧, ચિત્રક ૨૦ની ટીપમાં ૧, દિડા-૧, ધાવડી-૧, નસોતર-૫, રાળ-૮ની ટીપમાં, લસણ-૨,

× વાત, પિત્ત, કફ, સન્નિપાત અને અભિઘાતથી થયેલા તથા રક્તજ અને અંતર્વિદ્રધિ, એમ વિદ્રધિના ૭ પ્રકાર છે વિદ્રધિ ઘણું કરીને મળદ્વાર, ઇંદ્રિયનું મુખ, કૂખ, આડસંધિ કુક્ષિપિંડ, તલ્લી (બરોળનું સ્થાન), કલેજું, હૃદય, પિયાસાસ્થાન, એ જગા પર થાય છે મૂઠી જેટલો લાગે ત્યાં સુધી તે ગુલ્મ જેવો લાગે છે, પણ તેથી મોટો થાય એટલે તેને વિદ્રધિ જાણી તે પ્રમાણે ચિકિત્સા કરવી ગુલ્મ કોઠામાં થાય છે અને વિદ્રધિ માંસ તથા લોહીમાં થાય છે અને તેથી વિદ્રધિ પાકે છે પણ ગુલ્મ પાકતો નથી

* હૃદય, નાભિ અને બસ્તિમાં થયેલ અંતર્વિદ્રધિ તથા સન્નિપાતિક વિદ્રધિ અસાધ્ય છે ગુદાદ્વાર, કાખ, જંઘા, મૂત્રપિંડ, પ્લીહા, યકૃત, ફેફસાં, એ સ્થાનોમાં થયેલ અંતર્વિદ્રધિ જે પાકીને ફૂટે છે તે કદાચિત્ સાધ્ય થાય છે બાકી રહેલા પાંચ વિદ્રધિ સાધ્ય છે

+ વિદ્રધિ તથા વ્રણરોગમાં ખાવાની ઔષધિરૂપે વરુણાદિ ઘૃત, સપ્તાંગ ગૂગળ, ગૂગળવટી, ત્રિફલાગૂગળ, મંજીષ્ઠાદિ ક્વાથ, ચંદ્રપ્રભાવટી, કાંચનાર ગૂગળ વગેરે અપાય છે. ઉપર લગાડવા માટે દશાંગ લેપ, જાત્યાદ્ય ઘૃત, ગૌરાદ્ય ઘૃત, વિપરીતમલ્લ તેલ, કરંજાદ્ય ઘૃત, સર્જીકાદ્ય તેલ વગેરે અપાય છે.

વાયવરણા-૪, **અંતર્વિદ્રધિ** માટે :—સરગવો-૧૮, સાટોડી-૧૩, હરડે-૪૩. જુઓ પ્રા૦ ઔ૦મા.—મીણ-૩ **ગૂમડું ફૂટવા માટે** :—હરિણશૃંગ-૨.

**પથ્ય** :—સામો, ચોખા, કળથી, લસણ, વાલ, કારેલા, ઘી, તેલ, મગ, પડોળા, તપાવી ઠંડું કરેલુ પાણી, **અપથ્ય** :—સુકાયેલું શાક, ગોળ, દહીં, ખીચડી, ખાટું, ધાણી, ઘણું ખાવું, દાહક પદાર્થ, મૈથુન

## ૫૬–વિસ્ફોટક રોગ+ (ફોલ્લા)

**કારણ** :—તીખા, ખાટા, તીક્ષ્ણ (રાઈ વગેરે), ઉષ્ણ વિદાહી, રુક્ષ અને ક્ષાર એવા રસ-સેવન કર્યાથી અને અજીર્ણ, અધિક ભોજન, ઊનુ ઋતુદોષ એટલે શીતોષ્ણાતિયોગ અને ઋતુ-વિપર્યાય (ઋતુનુ બદલાવુ), ઇત્યાદિ કારણોએ વાતાદિ દોષ કુપિત થઈ ત્વચાનો આશ્રય કરી રક્ત, માસ તથા અસ્થિ એમને દૂષિત કરી ભયકર વિસ્ફોટક (ફોલ્લા) ઉત્પન્ન કરે છે તે રોગો થયા પહેલા જોરાવર તાવ આવે છે. **સન્નિપાતજ** અને **રક્તજ** વિસ્ફોટક સેકડો અનુભવી ઔષધો કરે તોપણ **સાધ્ય** થતા નથી.×

**સ્વરૂપ** :—રક્તપિત્તથી થયેલા એવા અગ્નિએ દઝાયેલા જેવા ફોલ્લાઓ શરીર પર કોઈ કોઈ ઠેકાણે કિવા આખા શરીરે પણ થઈ આવે છે અને તે કારણથી તાવ આવે છે તેને વિસ્ફોટક કહે છે

**ઉપચાર** :—(૧) કરિયાતું, કડવો લીમડો, જેઠીમધ, નાગરમોથ, પિત્તપાપડો, પટોલ અરડૂસી, વાળો, ત્રિફળા અને ઇંદ્રજવનો કાઢો આપવો અને પથ્ય પાળવુ, એટલે **દ્વંદ્વજ, ત્રિદોષજ** અને **રક્તજ** એવા વિસ્ફોટકનો નાશ થાય છે (૨) ગળો, અરડૂસી, પટોળ, નાગરમોથ, સાતવીણ, ખેરની છાલ, કાષ્ઠાગરુ, નેતરની ટીશીઓ, કડવા લીમડાના પાંદડા, હળદર અને દારુહળદરનો કાઢો, વિસર્પ, કોઢ, વિસ્ફોટક, કંડૂ, મસૂરિકા અને પિત્તજ્વરનો નાશ કરે છે (૩) પટોલ, ગળો. કરિયાતું, અરડૂસી, કડવો લીમડો, પિત્તપાપડો, ખેરની છાલ અને નાગરમોથનો કાઢો વિસ્ફોટક-જ્વર-નાશનાર્થ આપવો. (૪) ધરો, વજ, ઉબરો, જાબુઓ, અરજુનસાજડ, સાતવીણ અને પીંપ-

+ જેને પ્રથમ ચાદી અથવા પરમિયો થયો હોય અને તેની અસર શરીરમા રહી ગઈ હોય, બરાબર ઓસડ થઈ શક્યુ ન હોય, તેથી તમામ શરીરનુ લોહી બગડી જવાથી આ વિસ્ફોટકનો આજાર થાય છે

ઉપાય —(૧) રસકપૂર તોલા ૪ લઈ આઠ પહોર સુધી ખરલ કરવો, પછી ગાયનુ ઘી ૪૦ તોલા ૧૦૮ વાર ધોઈ તેમા નાખી મેળવી તમામ શરીર ઉપર ચોપડવુ, તેથી તમામ રોગ બન્ને જાતના મટી જશે, પણ એ ઓસડ ચોપડ્યા પછી સાત દિવસ સુધી પાણી શરીરને બહારથી અડવા દેવુ નહિ (૨) મનશીલ તોલા ૨ ખરલ કરી માખણમા મેળવી ચોપડવો તેલ, મરચા તથા હરેક ગરમ ચીજ ખાવાની મનાઈ કરવી (૩) વિસ્ફોટક ઉપર પ્રથમ રેચ આપવો એરડિયુ દૂધમા આપવુ કરિયાતુ, કડુ, જેઠીમધ, વાળો, પિત્તપાપડો, અરડૂસી, મોથ, ત્રિફળા અને કડાની છાલનો ઉકાળો આપવો (૪) સુખડ, નાગકેસર, તાદળજો, શીરસ (સરસડો)ની છાલ અને જાઈના પાદડા, એ ઓસડ વાટી લેપ કરવો (૫) શરપુખો અને ઓડી અઘેડી સમાન ભાગે લઈ વાટીને પીવાથી વિસ્ફોટક જાય (૬) આકડાની જડની છાલ, બોરડીની જડની છાલ, લીમડાની અતરછાલ, બાવળની છાલ અને હિંગળો ટાંક ૦ાા લઈ ગળીએલ લૂગડામા મૂકી હોકામા પાવુ. તેથી મોઢુ આવી વિસ્ફોટક જાય ઉતાર-બોરડીના મૂળના કોગળા કરાવવા મોઢુ લેવડાવવાથી ઘણાઓ બહુ દુખી થઈ માર્યા પણ જાય છે, માટે બહુ અનુભવીના પાસે જ લેવડાવવુ અને છેક છેવટના ઉપાય તરીકેના ઉપાયે જ લેવડાવવુ

× વિસ્ફોટક રોગ નવ પ્રકારનો છે આઠ પ્રકારનો બાહ્ય તથા એક આતર-બાહ્ય વિસ્ફોટકના વાતજ, પિત્તજ, કફજ, કફપિત્તજ, વાતપિત્તજ, વાતકફજ, ત્રિદોષજ તથા રક્તજ, એ આઠ પ્રકાર છે અદરના વિસ્ફોટકમા તીવ્ર પીડા તથા તાવ પણ હોય છે વિસ્ફોટક રોગમા હેડકી, શ્વાસ, અરુચિ, તૃષા, શરીરમા તૂટ થવી, હૃદયમા વ્યથા, વિસર્પ, ઊબકા તથા તાવ, એ ઉપદ્રવ જણાય છે એક દોષથી ઉત્પન્ન થયેલ સાધ્ય બે દોષથી થયેલ કષ્ટસાધ્ય તથા સર્વ દોષોના લક્ષણથી યુક્ત અનેક ઉપદ્રવ જેમા થાય તે રોગ અસાધ્ય ગણાય છે બીજા ઔષધ—કાલશિરુદ્ર રસ, નવકષાય ગૂગળ, અમૃતાદિ ગૂગળ, અમૃતાદિ કષાય વગેરે અપાય છે બહાર ચોપડવા માટે કરજ તેલ અપાય છે

ળાનો કાઢો બાળી, તેમા સિદ્ધ કરેલુ ઘી મર્દન કરવાથી સર્વ પ્રકારના તાવ, દાહ, પાક, વિસ્ફોટક અને શોથનો નાશ થાય છે (૫) કડવા લીમડાની છાલ, ખેરની અ તરછાલ, ગળો અને ઇંદ્રજવનો કાઢો મધ નાખી પાવો. તે વિસ્ફોટક અને તાવનો નાશ કરે છે. (૬) કરિયાતું, અરડૂસી, કડુ, પટોલ, ત્રિફળા, ચ દન અને કડવા લીમડાનો કાઢો, વિસર્પ, દાહ, જ્વર, સોજો, કફ, વિસ્ફોટક, ભ્રાંતિ, તરસ તથા ઊલટીનો નાશ કરે છે. (૭) ચંદન, નાગકેસર, સરસડાની છાલ, જાઈના પાદડાને તાદળજાના રસમા વાટી લેપ કરવો. તે દાહનો નાશ કરે છે (૮) બોરડીના અને બાવળિયાના કુમળા પાદડા પાણીમા વાટી જીરું અને સાકર નાખી ખવડાવવા, એટલે વિસ્ફોટક અને દાહનો નાશ કરે છે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્ગોમા —કિ જળી–૫, સરસડો–૫. જુઓ **અનુભૂત** ઔષધ — ઔષધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા ન ૧૨, ૧૩, ૩૧

**પથ્ય :**—ભાત, જવ, મગ, તુવેર અને મસૂરના કાઢામા સૂઠ નાખીને આપવુ નેતરના અ કુર, તાદળજો, ક ટોલા, પરવળ, શતાવરી, પિત્તપાપડો, વટાણા, કારેલા, કડવા લીમડાના પાદડા, બીલીનાં પાદડા તથા કડવા એવા યૂષનુ ભોજન કરાવવુ **અપથ્ય :**—તેલ, અડદ, કળથી, મીઠું, ખાટા, તીખા, દાહકારક, રુક્ષ તથા ઉષ્ણ પદાર્થ.

## ૫૭–વ્રણરોગ (જખમ અને ગૂમડાં)

**કારણ :**—વ્રણ બે પ્રકારના છે.* શરીરજ અને આગ ચુક, પહેલો રોગ શરીરદોષે થાય છે અને બીજો શસ્ત્રાદિકનો ઘા લાગવાથી થાય છે વાતાદિ દોષ પોતપોતાને કારણે કરી કુપિત થઈ ત્વચા, રક્ત, માસ, મેદ એમને દૂષિત કરી વ્રણને ઉત્પન્ન કરે છે. **નાડીવ્રણ :**—જે માણસ પાકેલુ ગૂમડુ અપક્વ છે એમ ધારી ફોડતો નથી, કિવા પુષ્કળ પરુ થયેલા વ્રણની ઉપેક્ષા કરે છે તેનુ તે પરુ (પાચ–લોહી), ત્વચા, માસ, નાડી ઇત્યાદિનુ વિદારણ કરી અ દર જવા માટે રસ્તો કરે છે અને અ દર લાબુ ઘર કરે છે તથા તે પરુ નાડી જેવુ વહે છે, એટલા માટે તેને નાડીવ્રણ (હાડવ્રણ) અથવા **નાસૂર** કહે છે.

**ઉપચાર**× :—ગૂમડાને પહેલા **વિમ્લાપન** (પકવવાની ક્રિયા કરવી), પછી **અવસેચન** (રક્ત કાઢવુ), **ઉપનાહ** (થેપલી બાધવી), **પાટન** (ફોડવુ), **શોધન, રોપણ** (ભરાવવુ) અને સાતમો ઉપાય **વિકૃતિનો** નાશ કરવો; એવા સાત ઉપચાર અનુક્રમે કરવા. **વિમ્લાપન :**—અભ્ય ગ કરી તે જગાએ કપડુ તપાવી તેણે શેકવી અને અ ગૂઠા વડે તેલ ચોપડી ચોળતા જવુ. **રક્તાવસેચન :**—જ્યારે વ્રણને ઘણો જ સોજો તથા સણકાના વિકારો હોય ત્યારે પ્રથમ લોહી કઢાવવુ પ્રથમ રક્તને વિકાર થાય છે તે રક્ત કાઢવાથી તે સ બ ધી વિકાર શાત થાય છે; એટલા માટે સ પૂર્ણ ક્રિયા કરતા રક્ત કાઢવુ એ ક્રિયા સારી છે **ઉપનાહ :**—અળસી, જવ, ઘઉ, શણ, એ પૈકી એકના

* વ્રણરોગ ૬ પ્રકારનો છે –વાતજ, પિત્તજ, કફજ, ત્રિદોષજ, રક્તજ તથા આગ તુક વિદ્રધિ તથા વ્રણરોગ બ ને એક જ જાતના રોગ છે ફરક માત્ર એટલો કે વિદ્રધિ રોગની જડ બહુ ઊ ડી હોય છે તેમ જ શરીરમા ભય કર વેદના ઉત્પન્ન કરે છે ભાવપ્રકાશકારે બ નેને અલગ જણાવવા માટે વિદ્રધિની જડ હાડકામા હોય છે, એમ જણાવેલ છે પણ વ્રણરોગની જડ ત્વચાથી થોડી ઊ ડી અથવા નાડીમા હોય છે શાસ્ત્રીય ઔષધ વિદ્રધિરોગ અને વ્રણરોગ બ નેમા સમાન છે

× સ ગૃહીત ઉપચાર —(૧) મીણ, રાળ, કપિલો, બોદાર, હીરાદખણ, આમળા, સિ દૂર, માયા, એ સર્વનો રીતસર મલમ બનાવી વ્રણ ઉપર ચોપડવો (૨) સરસિયુ તેલ તોલા ૪, મીણ તોલો ૧, કપિલો તોલો ૧, બેરજો તોલો ૧, સિ દૂર ટાક ૨, સૂરોખાર ટાક ૨, મુરદારશિ ગ ટાક ૨ લઈ પિત્તળના વાસણમા મધુરી આચે પકવી ફીણને વ્રણ ઉપર ચોપડવુ (૩) હીરાકસી, ચૂનો, સાજીખાર, સિ દૂર, કડુ, સૂરોખાર, શેકેલુ મોરથૂથુ, મરી એ બધાને સમાનભાગે લઈ વાટી તેલ શેર ૦। અને મીણ તોલા ૨ના મલમમા મેળવી વ્રણ ઉપર ચોપડવુ (૪) હરડા, બહેડા, આમળા, ધાણા અને સુખડ એ પાચ ચીજોને માટીના વાસણમા નાખી તેને મીઠા કૂવાના પાણીમા ભીજવી રાખી તે પાણી ગૂમડા થયા હોય તેને પીવાના પાણીને બદલે પાયા કરવાથી ગુણ થાય છે પછી ૭ માસ સુધી તેલ, મરચા, ગોળ તથા કોઈ પણ ગરમ ચીજો ખાવી નહિ

લોટમા થોડું તેલ કિંવા ઘી નાખી ખદખદાવી, તેની થેપલી કરી તે ગરમ ગરમ સોજા પર બાધવી; એટલે સોજો નાશ પામે છે **પાટન (ફોડવું):**—વ્રણના મુખમા પરુ થાય અથવા બાજુના ઠેકાણે પરુ થયેલુ માલૂમ પડે અથવા વ્યાધિ પ્રસરવા લાગે તે ગૂમડુ ફોડવુ. (૧) કરજ, ચિત્રક અને દાતીના મૂળિયાનો કિંવા પારેવાની હગાર્નો લેપ કરવો એટલે ગૂમડાનો સોજો ફૂટે છે (૨) જવખાર, સાજીખાર, ટંકણખાર ઇત્યાદિ ક્ષારનો લેપ કરવો, એટલે ગૂમડુ ફાટે છે (૩) પીસોળાના મૂળનો લેપ કરવો. (૪) શણ, મૂળા, સરગવાના બિયા, તલ, સરસવ, જવ અને અળસીને એકત્ર વાટી તેનો લેપ કરવો. તે વ્રણશોષને ફોડનાર છે (૫) દંતીમૂળ અને ચિત્રકમૂળની છાલ, થોરનું દૂધ, આકડાનુ દૂધ, ગોળ, ભિલામાનુ ચૂર્ણ, હીરાકસી અને સિંધવનો લેપ કરવો (૬) હસ્તીદંત પાણીમા ઘસી સોજાના મોઢા પર એક બિંદુ મૂકવુ એટલે ઘણા કઠિન સોજાને પકવીને ફોડે છે. (૭) જવ અગર ઘઉના લોટમા ક્ષાર નાખી લેપ કરવો, કિંવા હળદરની રાખ અને ચૂનો અથવા બકરીની લીંડીઓની રાખનો ક્ષાર અને વડાગરુ મીઠું એકત્ર કરી તેનો લેપ કરવો તે ગૂમડુ ફોડવા વિષે ઉત્તમ છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦ મા —આસંધ–૧૩, દારૂડી–૩, નાગલા દૂધેલી–૩, પાણકાદા–૨, પુંગળવેલ–૧, માઠ–૧, રાળ ૮ ની ટીપમા, ગજગરો–૧, શેવાળ–૧, સમુદ્રશોક–૨ જુઓ પ્રા૦ ઔ૦ મા —કબૂતરની હગાર–૧, કૂકડાની વીઠ–૧

**શોધન:**—(૧) તલ, સિંધવ, જેઠીમધ, કડવા લીમડાના પાદડા, હળદર તથા નસોતરનું ચૂર્ણ મધમા ઘૂંટી તે વડે લેપ કરવો, તે વ્રણનું શોધન કરનાર છે. (૨) તલનો કલ્ક, મીઠુ, હળદર, દારુહળદર, નસોતર, ઘી, જેઠીમધ તથા કડવા લીમડાના પાદડાનો લેપ વ્રણને શુદ્ધ કરે છે. (૩) કડવો લીમડો અને બોરડીના પાંદડા વાટી લેપ કરવો, કિંવા લીમડાના પાદડા અને તલના કલ્કનો મધમાં લેપ કરવો; અથવા લીમડાના પાદડાં, તલ, દંતીમૂળ, નસોતર સિંધવ તથા મધમા લેપ કરવો. (૪) હરડે, નસોતર, દાતી, કલગીરી, મધ, સિંધવ, કારેલીના પાદડા, ધતૂરાના પાદડા, બાવચાનાં પાદડા તથા અજવલાનો પૃથક્ પૃથક્ લેપ કરવાથી તે ગંભીર વ્રણનું પણ શોધન કરે છે (૫) કડવા લીમડાના પાદડા અને મધનો લેપ વ્રણનુ શોધન કરે છે, કિંવા એકલા ઉપરસાલના મૂળ વાટી લેપ કરવો એટલે વ્રણની શુદ્ધિ થાય છે (૬) કડવા લીમડાના પાંદડા, ઘી, મધ, દારુહળદર અને જેઠીમધનુ ચૂર્ણ એકત્ર કરી તેનો લેપ કરવો અથવા તેની બત્તી કરી ઘાલવી એટલે તે શોધન કરી ભરી લાવે છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —કાયફળ–૧૦

**રોપણ:**—(૧) વડ, ઉંબરો, પીપળો, કદંબ, પીપર, નેતર, કરેણ, આકડો તથા કડુના કાઢા વડે વ્રણ ધોવો એટલે વ્રણ જલદી રુઝાઈ આવે છે (૨) સાતવીણની છાલ દૂધમા વાટી લેપ કરવો. તે દુષ્ટ વ્રણનો શામક છે (૩) શરપુંખાના મૂળનુ ચૂર્ણ મધમા ચોપડવુ એ સર્વ વ્રણોને ભરી લાવે છે (૪) પંચવલ્કલનુ ચૂર્ણ, છીપનો ચૂનો, ધાવડીના ફૂલ અને લોધરનુ ચૂર્ણ ઉપર ચોપડવું. (૫) તલના કલ્કનો લેપ કરવો (૬) તલ તથા જેઠીમધનુ ચૂર્ણ ઉપર ચોપડવુ (૭) કડવો લીમડો અને કડવા પંડોળાના કાઢા વડે અથવા આસુંદરાના કાઢા વડે વ્રણ ધોવો એટલે જલદી ભરાઈ આવે છે

**વ્રણમાંના કીડા નીકળી જવા માટે ઉપચાર:**—(૧) કરજ, કડવો લીમડો તથા નગોડનો રસ વ્રણમાના કૃમિનો નાશ કરે છે (૨) લસણ વાટી તેનો લેપ કરવો. (૩) લીમડાના પાદડા, વજ, હિંગ, ઘી, મીઠુ અને સિંધવનો ધૂપ ગૂમડાને આપવો, એટલે તે કૃમિ, રાક્ષસવ્રણ તથા કંડૂનો નાશ કરે છે, (૪) ફાગળાના પાદડાનો રસ વ્રણ ઉપર ચોળવો અને તેના જ પાદડાની થેપલી કરી વ્રણ ઉપર લગાવવી (૫) કપૂરના પાણી વડે વ્રણ ધોવો. (૬) કડવો લીમડો, ગરમાળો, જાઈ, આકડો, સાતવીણ, ધોળી કરેણ તથા ગોમૂત્ર વડે વ્રણ ધોવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં —કણઝી–૬, કરમદી–૩, કુંવાર–૧૦, પારસપીપળો–૧, ફાગળો–૨, મરવો–૮, લસણ–૮, વગડાઉ અળવી–૨, હિંગ—૧૩.

**અગ્નિદગ્ધ વ્રણ ઉપર ઉપચાર:**—(૧) શિરગોળા (દૂધિયો પાષાણ) શેકી બારીક વાટી તેલમા ખરલ કરી તે મલમ ચોપડવો. (૨) જવ અથવા જવની સળીઓ બાળી તેલમા ખરલ કરી લેપ કરવો. (૩) ડાગના કુશકાની રાખ ઘીમા ખરલ કરી તેનો લેપ કરવો (૪) કુંવારનો ગર્ભ અથવા મધ ચોપડવુ એટલે આગ શાંત થાય છે (૫) તેલમા ચતુર્થાંશ ચૂનાનુ નીતર્યું પાણી નાખી હલાવવુ એટલે મલમ જેવુ થશે તે મોરના પીછા વડે વ્રણ ઉપર ચોપડવુ (૬) શખજીરુ માખણમાં નાખી ખરલ કરી ચોપડવુ (૭) ધાવડીના ફૂલ તથા જવાસાનું ચૂર્ણ તેલમા ખરલ કરી ચોપડવાથી અગ્નિદગ્ધ વ્રણ, વિસર્પ, કીટવ્રણ, સણુકા, લૂતાવ્રણ, ઘણા દિવસનુ દુષ્ટ નાડીવ્રણ, એ જલદી સારા થાય છે (૮) કડવા પંડોળાનો કાઢો તથા કલ્કમા સરસવનુ તેલ સિદ્ધ કરવુ. તે અગ્નિદગ્ધ વ્રણ, સણુકા. સ્રાવ, દાહ તથા કોડને હઠાવી નાશ કરે છે. (૯) ગાયનુ ઘી ચોપડવુ.* (૧૦) શીમળાનું રૂ વાટી તેનો પાણીમા લેપ કરવો. (૧૧) ત્રિફળા અને રેશમની રાખ તેલમા ચોપડવી. (૧૨) મીણ, જેઠીમધ, લોધર, રાળ, મોગવેલ, ચંદન અને મજીઠના કલ્કમા ઘૃત સિદ્ધ કરી તે ચોપડવુ. (૧૩) પીપળાની સુકાયેલી છાલનું ચૂર્ણ ઘીમા મેળવી ચોપડવુ (૧૪) કેશ બાળી તેની રાખ તેલમા ખરલ કરી ચોપડવી. (૧૫) રાળ બારીક વસ્ત્રગાળ કરી તેમા તલનુ તેલ અને પાણી નાખી ખરલ કરી પીછા વડે કે રૂ વડે ચોપડવુ (૧૬) ગૂદીની છાલ, ત્રિફળા અને દારુહળદરના કાઢામા ગોરોચન નાખી તેનાથી આખો ધોવી પછી આખોને ગાયનુ ઘી અથવા માખણ ચોપડવુ, એટલે આખો બળતી હશે તે તથા થુવેર અને આકડાના દૂધ વડે આખ બગડેલી હોય તે સારી થાય છે (૧૭) રસકપૂર તથા ધોળો કાથો એકેક ભાગ અને અર્ધો ભાગ સિંદૂર, એ ત્રણ જણસોનો એકત્ર ખરલ કરી તેથી ચોગણું ઘી લઈ તેને ૨૧ વાર પાણી વડે ધોવુ અને તે કાસાના વાસણમા નાખી તેમા ખરલ કરેલું ઔષધ નાખી કાસાની વાડકી વડે સારો ખરલ કરવો અને તે મલમ દાઝેલા ભાગ પર ચોપડવો. એ મલમથી આગંતુક વ્રણ, ઉપદંશ વ્રણ, કર્ણ સંબંધી વ્રણ અને ખરજવા, એ રોગ પણ સારા થાય છે.×

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નો૦મા:—અળશી–૩, ઉક્ષી–૫, કાયફળ–૬, કુવાર–૯, જવ–૩, ટાકો–૨, ડાગર–૮, તલ–૩, તાદળજો–૧૩, થુવેર ૧, પટોલ કટુ–૨, પીપળો–૧૧, પોકળો–૧, ભાગળો–૧૦, મરવો–૧૨, રતાદળી–૪, રાળ–૪, ૬; લીમડો–૪૫, શીમળો–૧ **તેલથી દાઝેલ માટે:**—સમેરવો–૧૧.

જુઓ પ્રા૦ઔ૦મા:—ઘૃતવર્ગ–૧, મધ–૬.

**આગંતુક વ્રણ ઉપર ઉપચાર:**—(૧) આગંતુક વ્રણ ઉપર જેઠીમધનુ ચૂર્ણ અને ઘીનો

* ચામડીના દરદો ઉપર બીજા ઔષધોની સાથે અથવા તો એકલું જ ઘી ચોપડવા માટે વાપરવાનુ હોય ત્યારે તેને ૧૦૮ વખત ધોયા સિવાય વાપરવુ નહિ પરતુ ખોરાકમા તો ધોયેલું ઘી ઝેરજ છે

× અગ્નિદગ્ધ વ્રણ ઉપર સંગ્રહીત ઉપચાર –દાઝેલા ભાગ પર ઠંડુ પાણી લગાડવુ નહિ ઠડુ પાણી લાગવાથી ફોલ્લા ઊઠે છે અને પાકી જાય છે (૧) કોઈ માણસ દેવતાથી, ગરમ પાણીથી કે ઘી, તેલ અથવા બીજી દરેક ગરમ વસ્તુ શરીર ઉપર પડવાથી દાઝે તો તેજ વેળા તે માણસને તલનુ અથવા કોપરાનુ તેલ ચોપડવુ કેટલાક છાશ કે દહીં ચોપડે છે, પરતુ એ તાત્કાલિક ઠડક આપી પાછળથી દાઝેલી જગાએ ફોલ્લા ઉત્પન્ન કરે છે (૨) કળીચૂનો પાણીમા પલાળી તે ઉપરનુ નીતર્યું પાણી કાઢી નાખી, વળી ફરીથી બીજુ રેડી પલાળવો એ રીતે સાત વાર તે ચૂનાનું પાણી બદલવુ પછી તે ધોયેલો ચૂનો કાઢી સૂકવી લૂગડા વડે ચાળીને તેમાથી થોડો ચૂનો લઈ તલના કે કોપરાના તેલમા અથવા અળસીના તેલમા કે ગાયના ધોયેલા ઘીમા મેળવી નરમ મલમ જેવો કરી તે મલમ દાઝેલી જગાએ કૂકડાના પીછા વડે ચોપડવો, અથવા જૂના રૂના પોલ ઉપર એ મલમ ચોપડી તે પોલ દાઝેલી જગાએ બાધવો દાઝેલી જગાએ પરુ થાય તો ગરમ પાણીથી સાફ ધોઈ ઝીણા લૂગડાથી ઉપરનુ પાણી ખેંચી લેવુ પછી ઉપરનો મલમ ચોપડવો, એટલે એ મલમમા સારી ઊંચી જાતની ગળી નાખવાથી તે ઘણી સારી અસર કરે છે (૩) જૂની સુજની દોરી બાળી તે તલના તેલમા અગર ધોયેલા ઘીમા મેળવી ચોપડવુ (૪) રાખનો અથવા જસતનો મલમ ચોપડવાથી દરદ જલદી શાત થાય છે (૫) કેરોસીન ચોપડવાથી પણ લાભ થાય છે

કિંચિત્ ઉષ્ણ લેપ કરવો તથા શક્તિ અનુસાર કિંચિત્ પિત્તકારક, રક્તશોધક ઉષ્ણ એવા પદાર્થો અને ઘી તથા મધ રાત્રે સેવન કરવા (૨) છિન્ન, ભિન્ન તથા વિદ્ધ, એવા પ્રકારના વ્રણને પ્રથમ રેશમ વડે બાંધવો તથા રોગી વારંવાર જેમ દુઃખ પામે નહિ તેમ ઉપચાર કરવા. (૩) **જાત્યાદિ તેલ:**--જાઈ, કડવો લીમડો, કડવા પડોળા અને કરંજના પાદડા, મીણ, જેઠીમધ, ઉપલેટ, હળદર, દારુહળદર, કડુ, મજીઠ, પદ્મકાષ્ઠ, લોધર, હરડે, નીલકમળ, મોરથૂથુ, ઉપસાર તથા કરંજના બિયા સમભાગે લઈ તેના કલ્કમા તેલ સિદ્ધ કરવુ. તે તેલ વિષવ્રણ, સંપૂર્ણ સ્ફોટ, ખસ, કંડૂ, વિસર્પ, કૃમિનો દંશ, શસ્ત્રપ્રહાર, દગ્ધ અને વિદ્ધ એવા ક્ષતો તથા નખ-દંતથી થયેલા ક્ષતો અને માંસનું ઘર્ષણ ઇત્યાદિ ઉપર ભરાઈ આવવા વિષે હિતકારક છે. (૪) ધરોના રસમા કિંવા અરલુના રસમા કિંવા દારુહળદરની છાલના કલ્કમા તેલ સિદ્ધ કરવુ તે વ્રણ ભરાઈ આવવા વિષે ઉત્તમ છે. (૫) મોગલી એરંડાના બિયાના તેલમા રૂ ભીંજવી, તે વ્રણ ઉપર બેસાડતા જવુ એણે કરી સર્વ પ્રકારના વ્રણ ભરાઈ આવે છે. (૬) રાળ, મીણ, તલનુ તેલ, એ સમભાગે લઈ તેમા થોડું સિંદૂર નાખી સર્વનો એક મેળાપ થાય ત્યા સુધી કઢવવુ અને એ મલમની પટ્ટી લગાવવી (૭) **ઢોરનું શિંગડું ભાંગી ગયું હોય તે ઉપર:**—તેલ, સિંદૂર, માણુસના વાળ, એ સર્વ એકત્ર કરી બાંધવા અથવા થોરના ૧ શેર દૂધમા ૪ તોલા સિંદૂર નાખી શિંગડાને ચોપડવુ અને ઉપર કપડું લપેટવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—અરલુ-૩, કપૂરભેંડી-૨, ગંગાવતી-૧, જેઠીમધ-૩, દારુહળદર-૩, ધમાસો-૩, ધરો-૯, પાઠ (કાળીપાઠ)-૧૪, ભિલામો-૩૦ લીમડો (કડવો)-૪૩, વડ-૩, વીંછુડા-૧, સાજડ-૧

**નાડીવ્રણ ઉપર ઉપચાર:**—(૧) જાઈ, આકડો, ગરમાળો, કરંજ, દંતીમૂળ, સિંધવ, સંચળ, જવખાર એ સર્વ એકત્ર ખરલ કરી તેની દિવેટ કરી તે નાડીવ્રણમા ઘાલવી, અથવા થોરનુ દૂધ અને સિંધવ એકત્ર ખરલ કરી તેની દિવેટ કરી ઘાલવી, તેથી કરી નાડીવ્રણ સારુ થાય છે (૨) મૂળ અને પાદડા સુદ્ધા નગોડનુ ઝાડ કૂટી તેનો રસ કાઢી તેના બરોબર તેલ લઈ એકત્ર કઢવી. તેલ સિદ્ધ કરી તે ચોપડવુ (૩) ગરમાળો, હળદર અને બોરડીની છાલનુ ચૂર્ણ કરી તેમાં મધ અને ઘી નાખી તેમા સૂતરની દિવેટ ભીંજવી તે વ્રણમા ઘાલવી. (૪) ગૂગળ, ત્રિફળા, સૂંઠ, મરી, લીંડીપીપર, એ સમભાગે વાટી એનો લેપ કરવો તે દુષ્ટ નાડીવ્રણનો તથા ભગંદરનો નાશ કરે છે. (૫) **શલ્યજ નાડીવ્રણ ઉપર:**—તલ, મજીઠ, મધ તથા ઘીનો વારંવાર લેપ કરવો. (૬) રસાંજન, દારુહળદર, હળદર, મજીઠ, કડવા લીમડાના પાદડાં, નસોતર, માલકાંગણી અને દંતીમૂળના ચૂર્ણનો લેપ કરવો **ભગંદર** ઉપર પણ આ ઉપાય યોજવો. (૭) ત્રિફળા, વાવડિંગ અને લીંડીપીપરનુ ચૂર્ણ મધ સાથે ચાટવુ, એટલે નાડીવ્રણ, ભગંદર, કોઢ, કૃમિ અને પ્રમેહનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—ગવાર-૨, તુવેર-૩, થુવેર-૯, ગયઆમળી-૩, હરડે-૪૨. જુઓ પ્રા૦ઔ૦મા.—અસ્થિવર્ગ-૧, ૪, ઘૃતવર્ગ-૩, વાઘની ચરબી-૧

**સર્વ પ્રકારના વ્રણ ઉપર ઉપચાર:**—(૧) **પારદાદિ મલહરઘૃત:**—પારો અને ગંધકની કાજળી, એ કાજળી બરાબર મુરદાડશિંગ અને એ બધાના બરાબર કપિલો, કિંચિત્ મોરથૂથુ (ફુલાવેલુ), એ સર્વ એકત્ર ખરલ કરી તેમા ચારગણુ જૂનું ઘી નાખી ખરલ કરવો, અને એ મલમ રૂની ગડી ઉપર નાખી ચોપડવો, એટલે સંપૂર્ણ વ્રણ અને નાડીવ્રણનો નાશ થાય છે. જે વ્રણ સેંકડો ઔષધોએ શાંત થતા નથી, તે એના યોગ વડે અલ્પ કાળમા સારા થાય છે (૨) પારો, ગંધકની કાજળી, સિંદૂર, રાળ, કપિલો, મુરદાડશિંગ, મોરથૂથુ અને કાથો, એ સર્વનું એકત્ર ચૂર્ણ કરી તેમા ચોગણુ ઘી નાખી તેનો ખરલ કરવો, અને તે રૂની ગડી ઉપર ચોપડી તે વ્રણ ઉપર લગાવવી; એટલે સંપૂર્ણ વ્રણોનો નાશ થાય છે (૩) ચિકાળ (પરુથી ભરેલો), પાક, સ્રાવ અને ગંધે યુક્ત તથા મોટો તેમ જ સણકા તથા સોજાએ વ્યાપ્ત જે વ્રણ તેનો નાશ થવા માટે ત્રિફળાના કાઢામા ૩ માસા શુદ્ધ ગૂગળ નાખી આપતા જવુ; અથવા ત્રિફળાના ચૂર્ણ સમાન ગૂગળ લઈ તેની ગોળીઓ કરી તેમાથી એકએક આપવી, એટલે તે મલબદ્ધતાનો નાશ કરે છે અને વ્રણને શુદ્ધ કરી રૂઝવી નાખે છે.

(૪) **જાત્યાદિ ઘૃત :**—જાઈના પાદડા, કડવા પડોળાના પાદડા અથવા ફળ, કડવા લીમડાના પાદડા, કડુ, દારુહળદર, ઉપરસાળ, મજીઠ, કાળો વાળો, સિંધવ, મોરથૂથુ, જેઠીમધ અને કરંજના બિયાના કાઢામા ઘી નાખી સિદ્ધ કરવુ અને તેમા રૂ ભીંજવી તેનો લેપ કરવો, એટલે તે ઝીણા મોઢાનું, મર્મ ઉપરનું, વહેનારુ, અંદર ઘર કરનારું તથા પીડા કરનારું, હરકોઈ વ્રણ હોય તેને શુદ્ધ કરે છે અને ભરી લાવે છે. એ ઘૃત સિદ્ધ કરતી વેળાએ તેમા મીણ નાખવુ એવો પણ પાઠ છે. (૫) **સ્વર્જિકાદિ ઘૃત :**—સાજીખાર, જવખાર, કાંપલો, રેણુકબીજ, ટંકણખાર, ધોળો કાથો, મોરથૂથુ, એ સર્વનું ચૂર્ણ એકત્ર કરી ગાયના ઘીમા એક પહોર સુધી ખરલ કરવુ આ સ્વર્જિકાદિ ઘૃત સંપૂર્ણ વ્રણોનો નાશ કરે છે, વ્રણને ભરી લાવે છે તથા કૃમિ અને કંડૂનો નાશ કરી ચામડીનો રંગ સારો કરે છે (૬) **સિંદૂરનો કાળો મલમ :**—સિંદૂર ૬ તોલા, મીણ ૦ાા તોલો અને તલનુ તેલ ૯ તોલા, એ પ્રમાણે લઈ પ્રથમ મીણ અને તેલ એક વાસણમા નાખી દેવતા સળગાવી ચૂલા ઉપર મૂકવું. અગ્નિ મંદ સળગાવવો, મીણ ઓગળ્યા પછી તેમા થોડુ થોડુ સિંદૂર નાખી લાકડી વડે હલાવતા જવુ એટલે સિંદૂર કાળુ થવા માંડે છે ત્રણચાર ઊભરા આવ્યા પછી આગળી વડે તપાસવુ; ગોળી થવા જેવું થાય કે તુરત નીચે ઉતારવુ પછી આ તૈયાર થયેલા મલમની પટ્ટી વ્રણ ઉપર લગાડવી (૭) તિપાનીના વેલાના પાદડા બાળી તેની રાખ કરી ઘીમા ખરલ કરી તે ચોપડવી.* (૮) કાગ (બોડી અઘાડી) ના પાદડા બાળી તેની રાખ કરી ઘીમા ખરલ કરી તે ચોપડવી. (૯) ગૂમડાને ઘીનો લેપ કરી તે ઉપર અર્જુનસાજડની છાલનુ ચૂર્ણ ચોપડવુ (૧૦) મીણ ૧ તોલો, સિંદૂર ૧ તોલો, કાગનો રસ ૪ તોલા અને ઘી ૪ તોલા લઈ પકવ કરી જાડું થયા પછી નીચે ઉતારવું અને મલમની પટ્ટી લગાવી, એટલે ઉપદંશવ્રણ, નાડીવ્રણ (હાડવ્રણ) અને સર્વ પ્રકારના વ્રણ જલદીથી સારા થાય છે (૧૧) સિંદૂર ૬ તોલા, ગેરુ ૧ તોલો, મુરદાડશિંગ ૧ તોલો, મોરથૂથુ ૦ાા તોલો અને મીણ ૧ તોલો લેવા પ્રથમ તલનુ તેલ ૬ તોલા લઈ તેમા મીણ નાખવુ તથા અગ્નિ ઉપર તે મૂકી પાતળુ થાય એટલે તેમા સિંદૂર નાખવુ અને મંદાગ્નિ ઉપર રાખી ઊભરા આવવા દેવા ચીકટું થાય એટલે બાકીના ઔષધો અંદર નાખવા એ મલમની પટ્ટી લગાડવાથી વ્રણ, સદ્યોવ્રણ, નાડીવ્રણ, ગડું, ખાડુક, બદ, એ સર્વ સારા થાય છે. (૧૨) વાકેરીની ગોટી દૂધમા ઘસી તે પાવુ પથ્ય—અલૂણી કરવી, એટલે નાડીવ્રણ, ભગંદર, મૂળવ્યાધિ, જીર્ણજ્વર, પાડુ, ક્ષય, ગંડમાળ ઇત્યાદિ રોગો દૂર થાય છે (૧૩) કડવા લીમડાના પાદડા, ઘોડાવજ, હિંગ, ઘી, મીઠુ અને સિંધવની ધૂણી આપવી, એટલે કૃમિ, કંડૂ અને વ્રણનો નાશ થાય છે. (૧૪) મનશીલ, ગૂગળ, સરસવ, દેવદાર, પુષ્કરમૂળ, કલગારી, રાળ અને ઘીની ધૂણી આપવી, એટલે અર્શ, ભગંદર, પીનસ અને દુર્ગંધીયુક્ત વ્રણનો નાશ થાય છે. (૧૫) વડની છાલ, પીપર, અંબાડા, નેતર અથવા જળજાંબવો, બોરડીની છાલ, નાદરૂખ, જેઠીમધ, ચારોળી, રાતો લોધર, ઉંબરો, પીપળાની છાલ, મહુડાની છાલ, પારસપીપળો, સાળઈ (ધુપેડો), અરલુ, નાના જાંબુ, મોટા જાંબુ, કેરી, બાળહરડે, કદંબની છાલ, આસુંદરો, ભિલામો, એ ૨૩ ઔષધોમાથી જે મળે તે મેળવી, તેનો કાઢો કરી પાવાથી મળનો અવષ્ટંભ કરનાર વાયુ દૂર થઈ **વ્રણરોગ** અને **અસ્થિભંગ** દૂર થાય છે; અને **યોનિદોષ, દાહ, મેદરોગ** તથા **વિષદોષનો** પણ નાશ થાય છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌષધિમા —અંકોલ–૫, અઘાડી–૧, ઇસેસ–૧, ઉપરસાલ–૪, ઉક્ષી–૨, કપૂરભેંડી–૪, કલગારી–૩, કાકડ–૧, કોશિંબ–૨, ખપાટ–૧, ગલકી–૪, ગોરખઆબલી–૫, ગોરખમુંડી–૪, (ગૌરીનો ફણો–૩), ગંગેટી–૧, ધાપાન–૨, ચંબેલી–૩, ડુંગરી–૨૧, તિપાની–૧, તોરણ–૬, નગોડ–૬, પુગળવેલ–૨, મીંઢળ–૬, મોગલી એરંડો–૧૦, રાનતુલસી–૪, રામબાણ–૧,

---

* તલનુ તેલ ૧૫થી ૧૮ તોલા જેટલું તથા મીણ ૧થી ૨ તોલા જેટલુ લેવાથી મલમ સારો બને છે. ધીમી આચ પર એક બે ઊભરા આવતા જ ઉતારવો પડે છે વધારે વખત રહેવાથી મલમ બળી જાય છે. મલમ બનાવવાનુ વાસણ મોટુ લેવુ, કારણ કે ઊભરો આવવાનો ભય રહે છે ઊભરો આવી અગ્નિમા તેલ પડશે તો અગ્નિ લાગી જશે, તેમ જ કડાઈમા એક ટીપું કદાચ નાખવામા આવશે તોપણ તેલમાથી અગ્નિ ઉત્પન્ન થઈ જશે માટે સંભાળીને મલમ બનાવવો.

રાળ-૮ના ટીપમા, લીમડો (કડવો)-૧, ૨૯, ૪૩, લેંડી-૧, વાકેરી-૧, ૨, ૩; વીછુડો-૧, શરપુંખા-૬, સરસડો-૫, સણ-૨, સરગવો-૨૩, હરડે-૧૮. **વ્રણ બેસી જવા માટે**.—હાશા-૨. **વ્રણ રુઝવવા** માટે:—બળ (બોળ)-૩, લીમડો (કડવો)-૨. સરસડો-૬. **વ્રણ ભરાઈ આવવા** માટે.—અઘેડો-૩૦, અરજુનસાજડ-૨, કપાસ-૯, ધવ-૧, સાત્વીન-૪, હાશા-૧. **જખમમાંથી રક્તસ્રાવ થાય તે** માટે —તુલસી-૨૦. ગૂમડા **વગેરે ગાંઠો બેસી જવા** માટે -ધોળો ચપો-૨. **નવીન વ્રણની ગાંઠ** માટે:—લસણ-૨ **વ્રણ ધોવા માટે** કાઢો '—પટોલ કટુ-૧. **જખમ રૂઝવવા** માટે —ગગેટી-૨, ઘામારી-૧, મખમલી-૩, મરડાશિંગ-૪, રામબાણ-૧. **ગરદનના ભાગ ઉપર થયેલ વ્રણ** માટે —ખેરેતી-૫. **માર પડવાથી બંધાયેલ લોહી** માટે:—રગતરોહીડો-૫ **ગૂમડું કઠણ હોય તો તે પાકવા** માટે.—અળશી-૨, નાગચંપા-૫, બળ (બોળ)-૪, શતાવરી-૨૧ **મસ્તકમાંહેના વ્રણ** માટે —વાયવરણો-૧૩

જુઓ ગો૦વૈ૦મા:—છાણની રાખ-૨ જુઓ પ્રા૦ઔ૦મા.—ધૃતવર્ગ-૩ **દુષ્ટ વ્રણ માટે**.—અસ્થિવર્ગ-૧૦ **જખમ** ઉપર —સાબરશિંગ-૧

**પથ્ય** —જૂના ચોખા, જવ, ઘી, મસૂર તુવેર, પંડોળા, કારેલા, ઘઉં, તાંદળજો, ચીલ, સિંધવ. મીઠા, કડવા, તૂરા એવા પદાર્થો અને તપાવી ઠંડુ કરેલુ પાણી **અપથ્ય**:—નવુ ધાન્ય, તલ, વટાણા અડદ, કળથી, ખીચડી ઠંડુ પાણી, દૂધ, શેલડી, ગોળ, ભાજીપાલો, તીખા, ખાટા, ખારા, ઠંડા પદાર્થ, મૈથુન, શ્રમ, દિવસે નિદ્રા, તાંબૂલ

## ૫૮-શીળસ* અથવા પિત્તનું ઊપડવું (શીતપિત્ત)

**કારણ અને લક્ષણ**:—શીતળ વાયુના સંપર્કે કરી કફ અને વાયુ દુષ્ટ થઈ પિત્તને મળી અભ્યંતરમા રક્તાદિ ધાતુને ઠેકાણે અને બહાર ચામડીમા મધમાખીના દંશથી જેવુ ઢીમણુ થાય છે, તેવા ઢીમણા થાય છે તેમા ખરજ, પીડા અને દાહ ઉત્પન્ન થાય છે

**ઉપચાર**:—(૧) સિંધવ ઘીમા વાટી ચોપડવો (૨) ત્રિફળાનુ ૬ માસા ચૂર્ણ એક તોલા મધમા આપવુ (૩) મરીની ભૂકી ઘીમા મેળવી શરીરે ચોળવી (૪) નગોડના પાદડાનો રસ ૨ તોલા કાઢી તેમા ગાયનુ ઘી એક તોલો નાખી ત્રણ દિવસ પાવુ (૫) કોઠીના પાદડા બારીક વાટી તેનો લેપ કરવો અને કોઠીના પાદડાનો રસ દૂધમા પાવો (૬) સિવણના સૂકા ફળ બાફી તે વાટી તેનો કલ્ક દૂધમા આપવો અને પથ્ય પળાવવુ (૭) ગળો, હળદર, કડવો લીમડો અને ધમાસો, એ દરેકનો કાઢો શીતપિત્ત ઉપર આપવો, તે પ્રાણનુ સંરક્ષણ કરે છે (૮) ગોળ તથા અજમો એકત્ર કરી સાત દિવસ આપવુ (૯) કૂંવાડિયાના મૂળનુ ચૂર્ણ ઘીમા પ્રાશનાર્થે આપવુ (૧૦) તુલસીનો રસ શરીર ચોળવો (૧૧) કડવા લીમડાના પાદડા વાટી ઘી સાથે કિંવા આમળા સાથે ખાવાં તેથી વિસ્ફોટક કોઢ, ક્ષત, શીતપિત્ત, કંડૂ અને રક્તપિત્ત નાશ પામે છે (૧૨) ગલકીના પાદડાનો રસ ઘીમા નાખી તેનો લેપ કરવો (૧૩) ગરમાળાના મૂળ દૂધમા ઘસી પાવા એટલે કંડૂ અને શીતપિત્ત ત્રણ દિવસમા દૂર થાય છે×

**વિશેષ ઉપચાર**:—જુઓ વનો૦મા **-શીતપિત્ત** માટે.-અજમો-૨, અરણી-૮ આમળા-૨૪, કૂવાડિયો-૧૧, કોકમ-૩, ખાટી લૂણી,-૩, ગળો-૨૦, ચારોળી-૨, તુલસી-૧૩, ધમાસો-૭, મરી-૩, રાયઆમળી-૨, લીમડો (કડવો)-૨૭, સાગ-૮ સિવણ-૬ **+પિત્ત** માટે —અઘેડો-૯, અરજુનસાજડ-૪, ૬;

* કરોળિયાની જાળ પેટમા જવાથી પણ શીળસ થાય છે એ વ્યાધિ મટે છે અને પાછો થઈ આવે છે. થોડો દેશી ચૂનો થોડી વાર સુધી ૧૬ગણા પાણીમા પલાળી રાખી તેના ઉપરથી પાણીની આછ ઉતારી લઈ તે આછ આગરે તોલા ૫ દરરોજ પાવાથી આ દરદ મટે છે આ ઉપચારનો અમે અનુભવ લીધેલો છે

× સિદ્ધ ઔષધિ હરિદ્રાખંડ, આર્દ્રકખંડ, પટોલાદિ ક્વાથ, અગ્નિમંથ ચૂર્ણ વગેરે અપાય છે વમન માટે કડવા પરવળ તથા લીમડાની છાલનો ક્વાથ, જુલાબ માટે ત્રિફળા, લીંડીપીપર તથા ગૂગળનુ ચૂર્ણ; તથા મર્દન કરવા માટે સરસવ અથવા કરંજનુ તેલ અપાય છે

+ પિત્તના જુદા જુદા વિકારો ઉપર વનૌષધિના પ્રકરણમાથી ઉપચારો મળી આવે છે, પરંતુ પિત્તના

અળવી-૫, આમલી-૨૨, ૨૩; આમળા-૩, ૧૪, એરંડો-૩૩, કાટાસરિયો-૩, કેળ-૧૯, કોકમ-૪, ગળો-૭, ગોમેટો-૫, જાંબુ-૪, તવખીરવૃક્ષ-૨, દાડમ ૧૨, પિત્તપાપડો-૨, પીલુડી-૨, બિજોરુ-૫, લીમડો (કડવો)-૨૪, શતાવરી-૨. **પિત્તવિકાર** માટે.—આદુ-૩૯, ૪૧; આમળા-૩૮, કારેલી-૧, કાસાળુ-૬, ખેગ-૧૨, ગળો-૭, જાબુ-૧૦, ડુગળી-૩૨, દ્રાક્ષ-૧૬, પાટલા-૭, ફાલસા-૩, બિજોરુ-૧૯, ૨૦, વાસનવેલ-૪. **ભ્રમયુક્ત પિત્ત** માટે.—આદુ-૪૨ ૪૩, કાટી ગોખરુ-૧, **પિત્ત પાડવા** માટે—કણુઝી-૫, કાળી ખજૂરી-૨, મીંઢળ-૨, લીમડો (કડવો)-૫ **પિત્ત શમન થવા** માટે કોઠી-૧, રતનજોત-૨, લીબુડી-૬ **પિત્તથી શરીરે ઊઠેલા ફોડલા** માટે:-કોઠી-૬, તલ-૧૦. **પિત્તથી શરીર ક્ષીણ થાય તે** માટે:—હરડે-૫. જુઓ ગો૦વૈ૦મા —**પિત્તવિકાર** માટે:—દૂધ-૧૩.

**પથ્ય:**—ચોખા, મગ, કળથી, કારેલા, દાડમ, ગરમ પાણી, કફ, પિત્તહારક પદાર્થ

**અપથ્ય:**—સ્નાન, ગરમી (તાપ), ખાટુ તથા જડાન્ન

## ૫૯—શીતળા⁻ (મસૂરિકા) ગોવરું અથવા ઓરી (રોમાંતિકા)

**કારણ:**—તીખું, ખાટું. ખારુ, ઠડુ અને ઉબાઈ ગયેલુ અન્ન તથા વિષાદિકોએ દુષ્ટ થયેલું અન્ન સેવન કરવાથી વાતાદિ દોષ કુપિત થઈ, દુષ્ટ થયેલા રક્ત(લોહી)મા મળી, શરીરને ઠેકાણે મસૂર જેવી અને અડદ જેવી ફોડલીઓ ઉત્પન્ન કરે છે, તેને મસૂરિકા કિવા શીતળા કહે છે એ રોગમા તાવ, કડૂ. અગ ફૂટવુ, ભ્રમ, ચામડીના ઠેકાણે સોજો, એ લક્ષણો થાય છે જેમ શીતળા આવે છે, તેમ ગોવરું એટલે ઓરી પણ આવે છે ગોવરુ× એ ફક્ત બાળકને જ આવે છે શીતળા

---

તે તે વિકાર વિષેની માહિતી આ ગ્રંથમાં નહિ આપેલી હોવાથી નીચે આપી છે

મહર્ષિ ચરકાચાર્યે પિત્તના ૪૦ વિકાર આ પ્રમાણે દર્શાવ્યા છે -૧ જુવાનીમા ધોળા વાળ થવા, ૨ લાલ આખો રહે, ૩ મૂત્ર લાલ રહે, ૪ આખો પીળી રહે, ૫ મૂત્ર પીળુ ઊતરે, ૬ ઝાડો પીળો રહે, ૭ નખ પીળા રહે, ૮ શરીર પીળું રહે, ૯ અધારા આવ્યા કરે, ૧૦ દાત પીળા રહે, ૧૧ સર્વત્ર પીળુ દેખ્યા કરે, ૧૨ ઊઘ થોડી આવે, ૧૩ મોઢું સુકાય, ૧૪ મુખમા દુર્ગંધી આવે, ૧૫ મુખ તીખુ રહે, ૧૬ ગરમ શ્વાસ નીકળે, ૧૭ મોઢું ખાટું રહે, ૧૮ ઓડકારમા ધુમાડા નીકળે, ૧૯ ચકરી આવે, ૨૦ ઇંદ્રિયો શિથિલ થઈ જાય, ૨૧ ક્રોધ વધો આવે, ૨૨ દાહ રહે, ૨૩ અતિસાર રહ્યા કરે, ૨૪ ગરમી ગમે નહિ અને શીતળતા ગમે, ૨૫ કોઈ પણ વસ્તુની તૃપ્તિ થાય નહિ, ૨૬ સર્વ વસ્તુમા અપ્રીતિ રહે, ૨૭ ભોજન કર્યા પછી બળતરા થાય, ૨૮ ભૂખ ઘણી લાગે, ૨૯ નસકોરી આદિ ફૂટે, ૩૦ ઝાડો પાતળો હોય, ૩૧ ઝાડો ગરમ ઊતરે, ૩૨ મૂત્ર ગરમ ઊતરે, ૩૩ ઊનવા હોય, ૩૪ વીર્યની અલ્પતા હોય, ૩૫ શરીર ગરમ રહે, ૩૬ પસીનો ઘણો આવે, ૩૭ પસીનામા દુર્ગંધ આવે, ૩૮ હાથ-પગમા રોગ બહુ હોય, ૩૯ શરીરમા હાડકળતર થાય અને ૪૦ ફોડલાફોડલીઓ ઘણી થાય

- શીતળાના ફોડલા મસૂરની દાળ જેવડા થાય છે કોઈ કોઈને એથી નાના અથવા મોટા પણ થાય છે એ નાના છોકરાથી માડી ૮૦ વરસના ડોસાને પણ આખી ઉમરમા એકાદ સમય થાય છે જ, તેને માતા પણ કહે છે માતાનો ભેદ ઓરી અને અછબડા છે ઓરીના દાણા અળાઈ જેવા પણ સફેદ રગના હોય છે અછબડા પણ તેને જ મળતા, પરતુ કાઈક તફાવતવાળા હોય છે આ બે દરદો બહુધા ૧૬ વર્ષની ઉમર થયા પહેલા જ થાય છે શીતળારોગમા કુષ્ઠરોગ પર કહેલ લેપ તેમ જ કફપિત્તથી ઉત્પન્ન થયેલ વિસર્પ પર કહેલી ચિકિત્સા કરવી સિદ્ધ ઔષધિ એલાદ્યરિષ્ટ, નિબાદી કવાથ, ઉષ્ણાદિ ચૂર્ણ, સર્વતોભદ્ર રસ, ઇદુકલા વટી, પટોલાદિ કવાથ, ખદિરાષ્ટક, મસૂરિકાહર રસ, રુદ્રાક્ષ યોગ (રુદ્રાક્ષ અને મરીનુ ચૂર્ણ) વગેરે અપાય છે

× ઓરી(રોમાતિકા)નો રોગ થવા પહેલા સળેખમ થાય છે પછી તાવ, તૃષા, બેચેની, ગળામા દરદ, માથામા દુખાવો, ઝાડા, પરસેવો, શ્વાસ વગેરે ઉપદ્રવ જોવામા આવે છે ત્યાર પછી ચામડીનો વર્ણ બદલાઈ જાય છે આવી રીતે ત્રણ ચાર દિવસ જવા પછી મોઢા ઉપર ઓરીના દાણા દેખાયા પછી આખા શરીર પર અળાઈ જેવા ગોળ દાણા થાય છે ઓરી ઘણું કરીને ૭મે દિવસે સુકાવા માડે છે, તેમ જ તાવ પણ ઓછો થઈ જાય છે ઓરીનું પૂર્ણ રૂપ પ્રકટે છે ત્યારે દાણા જાબુડિયા રગના થાય છે આવે વખતે શીતળાના રોગમા કહેલા ઉપચારો સભાળપૂર્વક કરવા જોઈએ દવા આપતી વખતે ઝેરશમન માટે પ્રવાલપિષ્ટી આપવી તેમ જ રોગ મટી ગયા પછી પણ ૧-૨ માસ સુધી પ્રવાલપિષ્ટી આપવાથી લોહી અને બીજી ધાતુઓમા લીન ઝેર બળી જાય છે

મોટા માણસને પણ આવે છે શીતળાના રોગોમા સ્વચ્છતા વધારે રાખવી.

**ઉપચાર :**—(૧) કડવા પંડોળા, કડવો લીમડો, કડુ, નાગરમોથ અને અરડૂસીનો કાઢો આપવો; એટલે અપક્વ શીતળા હશે તો પાકા થઈ તેનું શોધન થાય છે. (૨) બોરડીના પાદડાનો રસ ભેંસના દૂધમા આપવો. (૩) ગોરોચન ભેંસના ઘીમા અથવા ભેંસના દૂધમા શક્તિ પ્રમાણે ૩ દિવસ આપવુ; અથવા ગધેડીનું દૂધ પાવુ એટલે શીતળા સારા નીકળે છે. (૪) રાળ, હિંગ અને લસણની ધૂણી આપવી; એટલે ક્ષતમા કીડા પડતા નથી (૫) ગોવરુ અને શીતળાનો બાળકના શરીરે દાહ ઊઠે છે, તે નીકળી જવા માટે ગુલકંદ આપવો; ગોખરુનુ ચૂર્ણ ઘી–સાકરમા આપવુ ગાયના ચોખ્ખા દૂધમા ઘી અને ખડીસાકર નાખી તે આપવું. ગાયના માખણમા જીરાની ભૂકી અને ખડીસાકર નાખી તે આપવું (૬) ગારા(બરફ–કરા)નું પાણી અથવા પોઈસરના પાન ઉપરનુ પાણી આપવુ. (૭) શીતળામાના ફોલ્લા ફૂટી દાહ થાય છે તેના ઉપર છાણાની રાખ વટાણા અને રાતા રોયડાનું ચૂર્ણ લગાવવુ, એટલે સુકાય છે. (૮) કડવા પંડોળા, ગળો, નાગરમોથ, અરડૂસી, ધમાસો, કરિયાતું, કડવો લીમડો, કડુ અને પિત્તપાપડાનો કાઢો આપવો આ કાઢો આમમસૂરિકાને શમાવે છે અને પાક થયો હોય તેનુ શોધન કરે છે, તેમ જ દાહ, જ્વર, વિસર્પ, વ્રણ અને પિત્તવ્રણ ઉપર પણ આપવો શીતળાનો તાવ શાંત કરવા માટે આના જેવુ બીજુ ઉત્તમ ઔષધ નથી. (૯) આંખોમા શીતળા આવે તો કાસકાના બિયા અને જેઠીમધના કાઢાએ આંખો ધોવી (૧૦) કડવા લીમડાના પાદડાના કાઢાથી શીતળાના વ્રણ ધોવા. (૧૧) વડ, ઉંબરો, પીપળી, પીપર અને નાદરૂખીનુ ચૂર્ણ વહેનાર શીતળા ઉપર નાખવુ કિંવા છાણાની રાખ અથવા છાણાનું ચૂર્ણ નાખવુ. (૧૨) ચાકવત (ટાંકા)નો અથવા બ્રાહ્મીનો રસ મધમા આપવો. (૧૩) શીતળાએ આંખમા ફૂલ પડ્યુ હોય તો—મોગલી એરંડાના રસમા ધોળી ચણોઠી ઘસી અંજન કરવુ. (૧૪) આમલીના કચૂકાનું અને હળદરનુ ચૂર્ણ સમભાગે ઠંડા પાણીમા કિંવા અરડૂસીનો રસ અને જેઠીમધ અથવા ચંબેલીનો રસ અને જેઠીમધ, એમાનુ એક ઔષધ શીતળાની શરૂઆત ગામમા થતા જ આરંભે ૩ કિંવા ૭ દિવસ પ્રાશન કરવુ, એટલે તે પ્રાશન કરનારને શીતળા કોઈ દિવસ થતા નથી.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા.—**શીતળા** માટે:—કારિવણા–૧૦, ટાંકો–૧, બ્રાહ્મી–૩, શતાવરી–૨૨ **શીતળા એટલે માતા હલકાં આવવા** માટે —ઉંબરો–૧૮, કેળ–૧૫, તોગણુ–૪, નાગલી–૨, બોરડી–૭, વાદો–૨, સુગ્રીણુ–૨ **શીતળા કદી પણ ન થવા માટે :**—શીમળો–૧૭. **શરીરમાંથી શીતળાની ગરમી નીકળી જવા માટે :**—કોથમીર–૨. **શીતળાનો આજાર ન આવવા** માટે :—અરડૂસી–૧૫, આમલી–૮ **શીતળાના ક્ષતમાં કીડા ન પડવા** માટે: લસણ–૩. **શીતળાથી આંખોમાં ફૂલ પડ્યુ હોય તો તે** માટે.—ચણોઠી–૨ **શીતળા અને ગોવરું પેટમાં ન જવા** માટે:—ફૂગ–૨ **શીતળા અને ગોવરુંથી શરીર ઉપર કાટા ન ઊઠે તે** માટે —આંબા-હળદર–૩ **શરીરમાંથી ગરમી અને ગોવરાનું દુઃખ નીકળી જવા** માટે :—પરિપાઠ–૨

જુઓ ગો૦વૈ૦મા —**શીતળા ફૂટી નીકળેલા ફોલ્લા** માટે.—છાણાની રાખ–૧ **શીતળાના તાવ** માટે:–દૂધ ૧૪, માખણ–૪.

જુઓ પ્રા૦ઔ૦મા —**શીતળા થોડા આવવા** માટે.—વાઘની ચરબી–૨ **શીતળાથી આંખમાં ફૂલ પડે તે** ઉપર :—ગધેડાનો દાત–૧.

**પથ્ય :**—ચોખા, ચણા, મગ, મસૂર, જવ, પંડોળા, કારેલા, સરગવો, દાડમ, ધાતુવર્ધક અન્નપાન, શેલડી અને ઘી **અપથ્ય :**—ગરમ, તીખુ, ખાટું, શ્રમ અને હવા. મીઠું ખાવાથી ખાજ ચાલે છે માટે મીઠુ પણ ન અપાય તો સારું.

## ૬૦–શૂળરોગ

**કારણ :**—ઉદરમા વાયુનો પ્રકોપ થાય એટલે તે હૃદય, કુક્ષિ, પીઠ, પાસળી, ઘૂંટી અને પેટની જગાએ શૂળ ઉત્પન્ન કરે છે.

શૂળના પ્રકાર:—પૃથક દોષો વડે ત્રણ, સન્નિપાત વડે એક, આમ વડે એક તથા દ્વંદ્વજ વડે ત્રણ મળી આઠ પ્રકારના શૂળ થાય છે આ બધાં શૂળની અંદર ઘણુ કરી વાયુ પ્રબળ હોય છે શૂળના **પરિણામશૂળ અને અન્નદ્રવશૂળ** એવા બીજા પણ ભેદ છે.×

શૂળના ઉપદ્રવ:—વેદના, તૃષા, મૂર્ચ્છા, મલબદ્ધતા, કફ, શ્વાસ, હેડકી એ ઉપદ્રવો થાય છે.

ઉપચાર —(૧) દસમૂળના કાઢામા એરંડતેલ, હિંગ અને સંચળ નાખી પાવો, એટલે પેટનુ ચઢવું અને શૂળનો નાશ થાય છે. (૨) સૂંઠ અને એરંડમૂળના કાઢામા હિંગ અને સંચળ નાખી પાવો; એટલે તત્કાળ શૂળનો નાશ થાય છે. (૩) સંચળ, ગરમાળો, બીડલોણ, સિંધવ, અતિવિષ અને ત્રિકટુનુ ચૂર્ણ બિજોરાના રસમા આપવુ એટલે ગુલ્મ અને શૂળનો નાશ થાય છે. (૪) એરંડમૂળ, ધાણા, બીડલોણ, અજમો, હરડે અને હિંગનું ચૂર્ણ પાણીમા આપવું, એટલે શૂળ અને ગુલ્મનો નાશ થાય છે (૫) પંચલવણ (બીડલોણ, કાચલવણ, સિંધાલૂણ, સંચળ અને મીઠું) સમભાગે લઈ આદાના રસમા પંદર દિવસ પચન કરવુ. પછી તેની ચણા જેવડી ગોળી કરી તે વાતશૂળ ઉપર આપવી (૬) હિંગ, તેલ અને સિંધવને ગોમૂત્રમા પચન કરી તેનો ડૂંટી ઉપર લેપ કરવો તે વેદનાયુક્ત શૂળનો નાશ કરે છે (૭) રીંગણી, ગોખરુ, એરંડમૂળ, કુશ, કાસ અને શેરડીના મૂળનો કાટો પાવો. (૮) ત્રિફળા અને ગરમાળાનાં મગજનો કાઢો સાકર અને મધ નાખી પાવો, તેથી કરી દાહ, પિત્તશૂળ અને પ્રદર દૂર થાય છે (૯) બિજોરાના રસમા ગોળ નાખી પાવો; તે કફશૂળ, હૃદરોગ, વાતશૂળ અને ગુલ્મનો નાશ કરે છે. (૧૦) કાયફળ, પોખરમૂળ. કાકડાશિંગ, નાગરમોથ, સૂંઠ, મરી, લીંડીપીપર અને કચોરાનુ ચૂર્ણ આદાનો રસ કિંવા મધમા આપવુ, એટલે શૂળ, વાયુ, ઊલટી, કાસ, શ્વાસ અને ક્ષય, એ રોગો દૂર થાય છે. (૧૧) ચિત્રક, પીપળીમૂળ, એરંડમૂળ, સૂંઠ અને ધાણાનો કાટો, હિંગ, સિંધવ અને બીડલોણ નાખી આપવો. (૧૨) રાઈ અને ત્રિફળાનું ચૂર્ણ મધ અને ઘીમા આપવુ એ સર્વ પ્રકારના શૂળરોગનુ નાશક છે (૧૩) અજમો, સિંધવ, હરડે અને સૂંઠનું ચૂર્ણ આપવુ. તે મંદાગ્નિ અને શૂળનો નાશ કરે છે (૧૪) શતાવરીનો રસ મધમા આપવો. (૧૫) એલચી, હિંગ, જવખાર અને સિંધવનો કાઢો એરંડતેલ નાખી આપવો તે કમ્મર, હૃદય, ઉદર, નાભિ, પીઠ, કુક્ષિ, મસ્તક અને કર્ણ, એ ઠેકાણેના શૂળનો અતિ વેગથી નાશ કરે છે. (૧૬) સૂંઠના કાઢામા એરંડતેલ, હિંગ અને સંચળ નાખી પાવો (૧૭) બહેડા ૧

× લૌકિકમાં શૂળ બે પ્રકારના મનાય છે, હુક અને ચૂક જેથી પેટના ભાગ સિવાય બીજી જગાએ સોયો ટોચ્યા જેવી પીડા થાય છે, તેને શૂળ અથવા હુક કહે છે, અને જ્યારે પેટના ભાગમા જ એવી પીડા થાય છે ત્યારે તેને ચૂક કહે છે એ ચૂકને જ આ ગ્રથમા પેટપીડના નામથી ઓળખાવેલ છે જ્યારે હોજરી અથવા આંતરડાના ઉપરના ભાગ(ગ્રહણી)મા વિદગ્ધિ થાય, ત્યાં પરિણામશૂળ અને અન્નદ્રવશૂળની પ્રાપ્તિ થાય છે એ રોગમા ભોજન કર્યા પછી ૨-૩ કલાકે શૂળ ચાલે છે કેટલાકને ઊલટી થઈ જાય ત્યારે શૂળ શમન થાય છે અથવા અન્ન આગળ ચાલ્યુ જાય ત્યારે શૂળ મટે છે, શૂળના રોગમા ઘણે ભાગે ઝાડો કબજ હોય છે, માટે પ્રથમ તેનો ખુલાસો કરાવવો શૂળ જ્યારે વાયુ અને કફના જોરથી થાય છે, ત્યારે તેની સાથે ઉધરસ પણ ઊપડી આવે છે આવા પ્રસંગે પ્રથમ ઉધરસને શાંત પાડવી

સંગૃહિત ઉપચાર —(૧) સૂંઠ તોલો ૦ાા, સંચળ તોલો ૦ા, સિંધવ તોલો ૦ા, મરી તોલો ૦ાા અને લીંડીપીપર તોલો ૦ાા લઈ ખાંડી એના ૮ ભાગ કરી તેમાથી એક ભાગ મધમા મેળવી ચટાડવો અને ઉપર ગરમ પાણી અથવા ફૂદીનાનો રસ પાવો; એથી શૂળ મટે છે (૨) ચૂક ઉપર —હીરાહિંગ ટાંક ૧, સૂંઠ ટાંક ૪, ખોટી અજમો ટાંક ૨ અને સંચળ ટાંક ૨, ખાંડી વાસી પાણી સાથે ફાકી આપવી, અથવા પીપળીમૂળ, ઇંદ્રજવ, કાળીજીરી, મરી અને વોડાવજ, એ સર્વ એકેક પૈસાભાર લઈ ખાંડી ફાકી કરવી તે મધ સાથે ચટાડવુ અથવા સૂંઠ, સંચળ, હિંગ અને અજમો સમાનભાગે લઈ ખાંડી ગોળમા ગોળી કરી ખાવી, અથવા કળથીના ઉકાળામા સૂંઠ, હિંગ અને વડાગરુ મીઠું, એનુ ચૂર્ણ નાખી તે ઉકાળો પાવો (૩) એરંડાનાં પાંદડાનો રસ વાલ ૩, જવખાર વાલ ૧ અને હિંગ વાલ ૧ મેળવી આપવુ (૪) હરિણના શિંગડાની અથવા સાબરશિંગની ભસ્મ ગાયના દૂધમાં પાવાથી હૃદયશૂળ, પાર્શ્વશૂળ વગેરે જાય (૫) બિજોરાનો રસ ટાંક ૪ અને સિંધવ ટાંક ૨ પાવાથી છાતીનુ શૂળ જાય (૬) સૂંઠ, સિંધવ અને હિંગ વાટી પાણી સાથે આપવુ અથવા ગળોનો રસ ટાંક ૪, મરી ટાંક ૧નો ભૂકો નાખી પાવાથી છાતીનુ શૂળ જાય

ભાગ, સૂંઠ ૧ ભાગ અને કાચકાનો મગજ ૩ ભાગ એનું ચૂર્ણ એરંડતેલમા ઘૂટી આપવું; એટલે સર્વ પ્રકારના શૂળનો નાશ થશે (૧૮) **નારાયણ** ચૂર્ણ આપવું (૧૯) **ક્ષારયોગે** ખાખરાના મૂળ, આસુંદરાની છાલ, ધાવડીની છાલ, અઘેડો, કેળનો ડોડો, તલ, હરણદોડી, ધંતૂરો, હળદર, કોળાનો વેલો, અરડૂસી અને સૂરણ એકત્ર કરી માટલામા ઘાલી જમીનમા ખાડો ખોદી તેમા છાણા મૂકી રાખ કરવી તે રાખ પાણીમા મેળવી, પાણી ગાળી તે પ્રાશનાર્થ આપવું; એટલે હરસ, આનાહવાયુ, મલબંધ, ગુલ્મ, કફ સબંધી રોગ કમળો, વિદ્રધિ, હૃદયશૂળ, પાડુ, સંગ્રહણી, સોજો, શૂળ, સળેખમ, અગ્નિમાદ્ય, ઉદરરોગ, પીનસ, પ્લીહા અને પ્રમેહ ઇત્યાદિનો નાશ થાય છે. જડ પથ્થર જેવું ભક્ષણ કર્યું હોય તથાપિ આ ક્ષાર ભસ્મ કરી નાખે છે (૨૦) સૂંઠ, સાજીખાર અને હિંગનું ચૂર્ણ ગરમ પાણીમા આપવું, તે ક્ષણમા સંપૂર્ણ શૂળનો નાશ કરે છે (૨૧) સંચળ, હિંગ અને સૂંઠનું ચૂર્ણ સમભાગે લઈ ગરમ પાણીમા આપવું તે કફ-વાતથી હૃદય, કૂખ, પીઠ અને પેટમા થયેલું શૂળ તથા વિપૂચિકાનો નાશ કરે છે મળબંધ ઉપર જવના કાઢામા આપવું (૨૨) **ચિત્રકાદિ વટી :**—ચિત્રકમૂળ, મીઠું, પહાડમૂળ, સૂંઠ, મરી, લીંડીપીપર, કાચલવણ, સિંધવ, ખીડલોણ, સંચળ, જીરું, ધાણા, જટામાસી, પીપળીમૂળ અને અજમો સમભાગે લઈ તેનું સૂક્ષ્મ ચૂર્ણ કરવું. તે એકત્ર કરી તેને લીંબુના રસમા ખરલ કરી ગોળી કરવી તે હૃદયશૂળ, પાર્શ્વશૂળ, આમશૂળ, અરુચિ અને ૮૦ પ્રકારના વાયુના વ્યાધિ, એ સર્વનો તરત નાશ કરે છે (૨૩) સૂંઠ, તલ અને ગોળનો કલ્ક દૂધમા કરી પાવો, એટલે પરિણામશૂળ અને આમવાતનો નાશ થાય છે. (૨૪) ઇંદ્રવરણીના મૂળ પાણીમા ઘસી તેમા સૂંઠ, મરી અને લીંડીપીપરનું ચૂર્ણ નાખી પાવું એ અત્યંત દુ:સહ શૂળનો નાશ કરે છે (૨૫) એરંડમૂળ, ચિત્રક, નાનો શંખ, સાટોડી અને ગોખરુ, એ સમભાગ લઈ પુટમા બાળી તેની ભસ્મ કરી પાણી સાથે પાવી (૨૬) પાણી ભરેલું નાળિયેર લઈ તેના મુખ પર કાણું પાડી તેમા મીઠું ભરી બહાર માટી ચોપડી સૂકવી છાણાના દેવતામા બાળવું. પછી બારીક ચૂર્ણ કરી લીંડીપીપરના ચૂર્ણ સાથે તે ચૂર્ણ શક્તિ પ્રમાણે ખાવું; એટલે પરિણામશૂળનો તથા વાત, પિત્ત, કફ અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલા શૂળનો નાશ થાય છે (૨૭) ક્ષુદ્ર શંખની ભસ્મ પાણીમા આપવી. તે તુરત પંક્તિશૂળનો નાશ કરે છે (૨૮) મીઠી-આવળના મૂળ ગરમ પાણીમા પાવા (૨૯) મીંઢળ અને કડુ પાણીમા વાટી કિંચિત્ ગરમ કરી ડૂંટી ઉપર લેપ કરવો (૩૦) એકલી કાકચ ત્રણસો શૂળનો નાશ કરે છે, તો પછી તેમા સિંધવ, લસણ અને હિંગનું ચૂર્ણ મળવાથી તે શૂળનો નાશ કરે તેમા શું સંશય? (૩૧) અડદના વડા સિંધવયુક્ત, મૃદુ, તૈલપકવ એવા ઘી સાથે ખાવા, એટલે અન્નદ્રવશૂળનો નાશ થાય છે (૩૨) ઘોડીની લાદ પીલી તેનો રસ કાઢી તેમા હિંગ નાખી તે રસ પાવો, કિંવા કળથીના કાઢામા હિંગ, સૂંઠ અને ખીડલોણનું ચૂર્ણ નાખી આપવું; એટલે મહાન શૂળનો નાશ થાય છે. (૩૩) સામો કોદરા અને કાગના તાદળાની ખીર કરી ખાવી તે અન્નદ્રવશૂળ ઉપર હિતકારક છે (૩૪) ઘઉંના લોટનો ગોળ અથવા સાકરનો શીરો દૂધ સાથે ૪૮ દિવસ ખાવો, એટલે અન્નદ્રવશૂળનો નાશ થાય છે. (૩૫) વિષ્ણુક્રાતાના મૂળનો કલ્ક, સાકર, મધ અને ઘી નાખી પાવો, એટલે પરિણામશૂળ દૂર થાય છે. (૩૬) શંખભસ્મ અથવા આમલીની છાલની ભસ્મ ગરમ પાણી સાથે પાવી (૩૭) ખીલી, એરંડો અને ચિત્રકના મૂળ, સૂંઠ, હિંગ, સિંધવ, એ સર્વનું ચૂર્ણ આપવાથી તત્કાળ શૂળનો નાશ કરે છે *

જુઓ **અનુભૂત** ઔષધ :—ઔષધિક્રિયાના ગુટિકાપ્રયોગની ટીપમા નં ૧૮, મલમપ્રયોગની ટીપમા નં ૭

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા:-**શૂળ એટલે** હુંક માટે :—અજમોદ-૫, આદું-૭, ૩૧, ૫૧; આંબલી-૭, આશેત્રી-૧, ઇગોરિયા-૫, ઇંદ્રવરણા-૭, એરંડો-૧, એલચી-૧૧, કલોંજી જીરુ-૧, કળથી-૬, કુબો-૨, ગૂગળ-૧૮, ઝેરકોચલા-૭, તુવરફળ-૧, દ્રાક્ષ-૧૦, નાગલા દૂધેલી-૬, નાળિ-

* શૂળરોગ પર સિદ્ધ ઔષધિ —શૂલગજ કેસરી, શૂલવજ્રિણી વટી, શૂલગજેન્દ્ર તેલ (મર્દન માટે), શંખવટી, આમલકી ખંડ, ધાત્રીલોહ, તામ્રભસ્મ ત્રિફલાલોહ, ગંધક વટી વગેરે અપાય છે

પેર-૧૬, બિજોરુ-૮, ૧૩, ભોયઆમળી-૬, મીઠીઆવળ-૯, લસણ-૧૮, શતાવરી-૨, ૪; સમુદ્રફળ-૨, સમેરવો-૧, ૧૭, ૨૦; સાત્વીન-૩, હરડે-૨૪ **પેટપીડ એટલે પેટમાં દુખાવો કે પેટના શૂળ માટે:**—અઘેડો-૧૯, અજમો-૧, અજમોદ-૨, અજવલા-૧, ઉપરસાલ-૧૦, કપૂરવેલ-૧, કરિયાતુ-૩, કારિંદા-૪, કાળી ખજૂરી-૪, કાયફી-૧, કીડામારી-૩, ખરશિંગી-૧, ચણા-૬, ચૂંકો-૧, ઝેરકોચલા-૯, ૧૦; દિકામાળી-૧. નાળિયેરી-૧૨, પાટલા-૪, ફુદીનો-૭, બાફળી (હિંગોત્રી) -૪, ૫, બાવળ-૯, મરચી-૧, મરવો-૧૦, મેઢાશિંગ-૧, મોગલી એરંડો-૭, મોરસકાદો-૧, રાઈ-૩, વાસનવેલ-૪, સુગંધી (લીલી) ચા-૧, હિવર-૧, હિંગ-૬, ૭ **આગંતુક પેટશૂળ** માટે:—મીંઢળ-૧. **ઉદરરોગમાંના પાણીથી થયેલ શૂળ** માટે.—આદુ-૧૯ **વાતશૂળ** માટે —આદુ-૩૬, ઇંદ્રજવ-૧૪, ગળો-૨૧, મંદાગ-૩ **પિત્તશૂળ** માટે:—આમળા-૩૧, શતાવરી-૪ **આમશૂળ** માટે —લીંડીપીપર-૧૬. **પરિણામશૂળ** માટે.—આદું-૨૪, ઇંદ્રજવ-૧૧, ગેરુ-૫, લીંડીપીપર-૩૨, વિષ્ણુકાન્તા-૨, હિંગ-૨૦ **અન્નદ્રવશૂળ** માટે.—કાગ-૧, કોદરા-૧, સામો-૧ **હૃદયશૂળ** માટે —ગળો-૨૧, વાળો-૬, શતાવરી-૪, સમેરવો-૨ **કુક્ષિશૂળ** માટે —એરંડો-૨, શતાવરી-૪. **પાર્શ્વશૂળ** માટે:—સમેરવો-૧૬ **પૃષ્ઠશૂળ** અને **કટિશૂળ** માટે —આસંધ-૨૦, સમેરવો-૨. જુઓ પ્રા૦ ઓં૦માં સાબરશિંગની ટીપમાં નં ૩.

જુઓ પ્રા૦ ઓં૦માં:—**શૂળ** માટે.—ઘોડાની લીદ-૧ **વાતશૂળ** માટે —સાબરશિંગ-૫. **કટિગ્રહ, સંધિશૂળ** અને **હૃદયશૂળ** માટે —હિરણશૃંગ-૧.

**પથ્ય**—એક વર્ષના જૂના ચોખા, ગરમ દૂધ, પટોલ, સરગવો, કારેલા, મીઠું, સુવા, લસણ, કળથી અને કેરી. **અપથ્ય**—વિરુદ્ધ અન્નપાન, જાગરણ, વિષમાશન, રુક્ષ, કડવા, તૂરા, ઠંડા, ગુરુ એવા પદાર્થોનું સેવન, ઉદ્વેગ, મૈથુન, મધ, દ્વિદલ ધાન્ય (તુવેર, વટાણા ઇત્યાદિ), તીખા પદાર્થ, શોક અને ક્રોધ.

## ૬૧—સોજો (શોથ)

**કારણ:**—વમન, વિરેચનાદિ શોધન, જ્વરાદિ રોગ તથા ઉપવાસથી કૃશ અને દુર્બળ થયેલા માણસને ખાટા, ખારા, તીખા, ઉષ્ણ તથા જડ એવા પદાર્થોનું સેવન, દહીં, અપક્વ અન્ન, મૃત્તિકા, ભાજી, સમુદ્રમાંના મચ્છ, વિષ વડે દૂષિત થયેલા અન્નનું સેવન, મૂળવ્યાધિ, અવ્યાયામ, શોધન કરવા યોગ્ય દોષો થાય તોપણ તેનું શોધન નહિ કરવું, હૃદયાદિ મર્મસ્થાનને દોષોએ કરેલો ઉપઘાત, આમ, ગર્ભપતન આદિ ખરાબ પ્રસૂતિ, વમનાદિ પંચકર્મનો મિથ્યાયોગ, એ સર્વે દોષો સોજાના કારણો છે.+

+ વાત, પિત્ત, કફ, વાતપિત્ત, વાતકફ અને કફપિત્ત, સન્નિપાતનો, વાગવાનો અને ઝેરનો, એમ સોજો નવ પ્રકારનો ગણાય છે. શોથરોગ હૃદય, વૃક્ક અને યકૃતની ખરાબીથી થાય છે હૃદય નબળું પડ્યાથી શોથ આવે ત્યારે પહેલાં હાથ અને પગ ઉપર સોજો આવે છે દિવસમાં આવે છે રાત્રે સોજો ઓછો થઈ જાય છે સવારે ઊઠતી વખતે સોજો જણાતો નથી વૃક્ક (મૂત્રપિંડ) બગડવાથી સોજો આવે ત્યારે પહેલાં મોઢા ઉપર સોજો આવે છે પછી નીચે ઊતરતો જાય છે એ સોજો ઘણે ભાગે દિવસમાં ઓછો થઈ જાય છે દિવસમાં પરસેવા દ્વારા ઝેર બહુ બહાર નીકળી જાય છે એટલે વૃક્કોને ઓછું કામ કરવું પડે છે યકૃતના દોષથી ઉત્પન્ન શોથમાં હાથ પર અને મોઢા પર એકસાથે સોજો વધે છે હૃદય અને યકૃતવિકારમાં મૂત્રલ અને પાણી જેવા ઝાડા કરાવનારી રેચક ઔષધિ આપવાથી લોહીમાંનું પાણી બહાર નીકળી જાય છે પછી ચામડીના નીચે રહેલું પાણી આકર્ષિત થઈ જાય છે, જેથી સોજો ઊતરી જાય છે વૃક્કવિકારમાં તીવ્ર મૂત્રલ ઔષધિ અપાતી નથી નહિતર લાભને બદલે હાનિ પહોંચે છે એ રોગમાં રેચ અપાય છે તેમ જ પરસેવા દ્વારા ગેસ બહાર નીકળવાવાળી દવા અપાય છે વૃક્કવિકારથી થયેલા સોજામાં પેશાબની અંદર એલબ્યુમિન (ઓજસ દ્રવ્ય) જાય છે. એ પેશાબની પરીક્ષા કરવાથી જાણી શકાય છે **સૂચના:**—આવી જાતના સોજામાં તેલની માલીશ કરવી નહિ નહિતર પરસેવો રોકવાથી સોજો વધી જાય છે જે સ્થાનિક શોથ બાહ્ય કારણથી થયેલ હોય તેના ઉપર કારણભેદથી તેલની માલિશ થઈ શકે છે કેટલાકના ઉપર શેક કરાય છે વ્રણનો સોજો હોય તો પોટીસ બાંધવી ઝેરથી, રક્તવિકારથી અથવા બીજા બાહ્ય કારણથી સોજો થઈ, ખરાબ લોહી ભેગું થઈ ગયું હોય તો જળો લગાડી કઢાવી નાંખવું અથવા શિંગડીથી કઢાવી નાખવું —**સ્વામી કૃષ્ણાનંદ**

સંગૃહીત ઉપચાર —(૧) એરંડાની જડ, ઇંદ્રજવ, સૂંઠ, લીંડીપીપર, સાજીખાર, જવખાર, હળદર,

**લક્ષણ**:—અંગે જડપણુ, ચિત્ત સ્વસ્થ ન હોવુ, સોજો, દાહ, શિરા બારીક થવી, રોમાંચ થવા તથા અંગનો રંગ બદલાવો એ સોજાના **સામાન્ય** લક્ષણો છે.×

**ઉપચાર**:—(૧) સાટોડી, દારુહળદર, હળદર, સૂંઠ, બાળહરડે, ગળો, ચિત્રો, ભારંગમૂળ અને દેવદારનો કાઢો સર્વાંગનો સોજો દૂર કરે છે (૨) વછનાગ, સૂંઠ અને સાટોડીના મૂળને ગોમૂત્રમા વાટી લેપ કરવો. (૩) ગલકીના પાદડાનો રસ ગોમૂત્રમા નાખી ગરમ કરી ચોપડવો. (૪) કાચકી, આકડો અને એરંડાના પાદડાને વાટી ગરમ કરી સોજા ઉપર લેપ કરવો, એટલે ત્રણ દિવસમા સોજો ઊતરે છે. (૫) આદાનો રસ કિંવા સૂંઠનો કાઢો દૂધ નાખી પાવો તથા તે પચી ગયા પછી ત્રિફળાનો કાઢો શિલાજિત નાખી પાવો, એટલે ત્રિદોષજ સોજાનો નાશ થશે (૬) સચળ અને રાઈ એકત્ર વાટી લેપ કરવો. (૭) કાળી નગોડ, ચિત્રો, સૂંઠ, નાગરમોથ, છરુ, રીંગણી, કાળીપાટ, હળદર, લીંડીપીપર, ગજપીપળી અને જટામાસીનું ચૂર્ણ મંદોષ્ણ પાણીમા મેળવી આપવુ. આ સર્વોત્તમ ઉપાય છે (૮) ગોળ, લીંડીપીપર અને સૂંઠનું ચૂર્ણ સોજો, આમાજીર્ણ અને શૂળનું નાશક તથા બસ્તિશોધક છે. (૯) ત્રિફળાનો કાઢો ભેંસનુ ઘી નાખી પાવો; એટલે સોજો, પ્રમેહ, નાડીવ્રણ અને ભગંદરનો નાશ થાય છે (૧૦) અરડૂસી ભોયરીંગણી તથા ગળોનો કાઢો મધ નાખી આપવો, એટલે દુર્ધર સોજો, શ્વાસ, કાસ, તાવ અને ઊલટીનો નાશ થાય છે (૧૧) સાટોડી, ચિત્રો, નગોડ, ગૂગળ, એરંડાના પાદડા અને કાંટાસરિયો પાણીમા નાખી ઉકાળવા અને તેની વરાળની બાફ આપવી (૧૨) ઠીકરાનો કકડો તપાવી તે ઉપર ગોમૂત્ર અને કારેલા તથા આંબાહળદરની ભૂકી નાખી તેની ધૂણી સોજાને આપવી.+

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦ મા —અંકોલ ૧૧, અગથિયો–૬, અરડૂસી–૨૪, અગણી–૧, ૯, આકડો–૯, ૨૭, ૩૦; આદુ–૩૦, આવળ–૨, આશેત્રી–૯, આસંધ–૧૩, ઉંદરકની–ક–૬, ઉંબરો–૮, કડવી ગલકી–૨, કારિવણા–૬, કાસુંદરો–૩, કાળો ઉમરડો–૫, કાચકી–૨, કાંટાસરિયો–૧૦, કીડામારી–૭, કુબો–૭, કેળ–૧, ખસખસ–૪, ગલકી–૨, થુવેર–૧૦, થુવેર ત્રણ ધારિયો–૨, ધંતૂરો–૭, નગોડ–૫, પાઢ (કાળીપાડ)–૬, બાવચી–૨, ખીલી–૨૬, ભાગરો–૮, ભિલામો–૧૯, રાઈ–૨૨, લીંડીપીપર–૧૬, વગડાઉ સાટોડી–૧, વછનાગ–૪, વસુ–૧, વંદો–૪, સરસડો–૫, સમેરવો–૧૫, ૨૦; સાટોડી–૫, ૧૬, ૧૯, ૨૧, ૨૩ ની ટીપમા નં ૩, હળદર ૨૨ ની ટીપમાં નં. ૪, હરડે–૪૨ **વાયુથી શરીર સૂજે તે** માટે:—અંકોલ–૭. **વાયુથી આવેલા સોજા**

દેવદાર, એ સમાનભાગે લેવું એ સર્વનો ત્રીજો ભાગ મંડૂર ભસ્મ મેળવી તેની ફાકી સવારે ૨૪ રતીની લેવી, તેથી અનેક જાતના સોજા, પિંડરોગ તથા દમ એ મટે એ ઔષધ એક માસ સુધી લાગટ ફાકવું. ખટાઈ, બાદીની શરદી કરે એવી ચીજ, તમામ મીઠાઈ, મઠ તથા મીઠી ચીજની પરેજી રાખવી (૨) એરંડિયુ સોજા ઉપર મસળે તો વાયુનો સોજો જાય, પણ ગરમીનો હોય તો વધારે થાય (૩) નવો વાંસ, સિંધવ અને હળદર, એ સર્વને ઘસી સોજા ઉપર ચોપડે તો આરામ થાય (૪) સોજો લાલ રંગનો હોય તો લોહીથી થયો છે એમ જાણવુ સોજામાં બળતરા થતી હોય તો જળો મુકાવી લોહી કમી કરાવવુ અને નીચલો મલમ ચોપડવો —મહુડા શેર ૦।, હળદર ૨ પૈસાભાર, સાજીખાર ૨ પૈસાભાર, નિમક ૧ પૈસાભાર, એ સર્વને મીઠા તેલમા ઘૂંટી મલમ કરવો અને તે દરદ ઉપર ચોપડવો અથવા સોજાવાળા ભાગ ઉપર તેની પટ્ટી મારવી, તેથી લોહીવિકારનુ દરદ મટી જશે પણ લોહીવિકારનુ દરદ ન હોય તો લોહી કઢાવવું નહિ જો કઢાવે તો નુકસાન થાય સોજા ઉપર કુંવારનો ગરભ મસળે તો સોજો ઊતરે (૫) એરંડાનુ મૂળ, હિમજ, સિંધવ અને નુંસડાનુ મૂળ સમાનભાગે તોલો લઈ પાણી સાથે ફકાવવાથી હાથપગનો સોજો ઊતરે પથ્ય–દૂધભાત

× જે સોજો નીચેના શરીરમા ઉત્પન્ન થઈ ઉપર માથા સુધી ચડી ગયો હોય તે અસાધ્ય ગણાય છે જે સોજારોગમાં શ્વાસ, તરસ, ઊલટી, દુર્બલતા, તાવ, અને અરુચિ હોય તે રોગીને બચવાની આશા રહે નહિ

+ શોથરોગમા પુનર્નવા, અષ્ટક, પુનર્નવા મંડૂર, શોથારિ માંડૂર, સુધાનિધિ રસ, દુગ્ધવટી, તક્રમંડૂર, શોથકાલાનલ રસ, ચિત્રકાદિ ઘૃત વગેરે ખાવા માટે અપાય છે મર્દન માટે પુનર્નવાદિ તેલ, શુષ્કમૂલાદ્ય તેલ વગેરે અપાય છે.

માટે :—અખરોટ-૩, તુલસી-૨૩. **દાહયુક્ત સોજા** માટે :—લીમડો (કડવો)-૮. **સર્વાંગ સોજા** માટે—ઉંદરકની-क-૨.

જુઓ ગો૦વૈ૦માં :—ગોમૂત્ર ૭ની ટીપમાં નં. ૨. જુઓ પ્રા૦ ઔ૦માં :—ખીરબહોટી-૭, સાબરશિંગ-૧.

**પથ્ય**—રેચન, ઉષ્ણોદકનો શેક, જૂના ચોખા, કળથી, જવ, મગ, કારેલા, લસણ, ગાજર, પરવળ, દૂધ, કડવા, તીખા, અગ્નિ પ્રદીપ્ત કરે એવા પદાર્થ અને ઊનું પાણી. **અપથ્ય**—નવું અન્ન, જડાન્ન, સુકાયેલું શાક, ગોળ, આટો, દહીં, ખીચડી, ખાટા, દાઝેલા તથા દાહક પદાર્થ અને મૈથુન.

## ૬૨—સ્ત્રીઓના રોગ

## (૧) પ્રદર* (ધૂપણી, વાંઘું, લોહીવા, રક્તસ્રાવ)

**કારણ** :—વિરુદ્ધ ભક્ષણ, મદ્ય, અધ્યશન (ભોજન ઉપર ભોજન), વિરુદ્ધાહાર, અજીર્ણ, ગર્ભપાત, અતિ મૈથુન, ઘણું ચાલવું, અતિશોક, ઘણા ઉપવાસ કરવા, જડ ભાર ખેંચવાથી, કાષ્ઠાદિકના પ્રહાર વડે, દિવસે સૂઈ રહેવાથી, એ સર્વ કારણોથી કફ, પિત્ત, વાયુ અને સન્નિપાત એ ચાર ભેદોએ **પ્રદરરોગ** (યોનિમાર્ગથી ધાતુનું જવું) થાય છે +

**પ્રદરનો ઉપદ્રવ** :—સર્વ પ્રકારના પ્રદરમાં અંગ મરડાઈ જાય છે અને હાથપગ તોડાય છે. તે પ્રદર અતિ વધવાથી શક્તિ કમી થાય છે, ચકરી આવે છે, મૂર્છા આવે છે, તૃષા લાગે છે, દાહ થાય છે, રોગી સ્ત્રી બડબડ કરે છે અને અંગ ધોળું સફેદ થાય છે, આંખે છારી વળે છે તથા **વાતજ રોગ** આક્ષેપકાદિ લાગે છે. **કફજ પ્રદર** :—ખાટો, ઘટ્ટ, પરપોટાવાળો, કિંચિત્ ધોળો, ચોખાના ધોવડામણ જેવો સ્રાવ થાય છે, એને **શ્વેત પ્રદર** કહે છે. **પિત્તજ પ્રદર** :—કિંચિત્ પીળો, નીલ, કાળો, રાતો અને કાદા જેવો પ્રદર વહે છે, તેમાં દાહ, ચચરવું ઇત્યાદિ પિત્તની પીડા થાય છે, અને તે પ્રદરનો વેગ ઘણો હોય છે. **વાતજ પ્રદર** :—રૂક્ષ, રાતો, ફીણવાળો, થોડો થોડો માંસ ધોયેલા પાણી જેવો પ્રદર વહે છે અને તેમાં વાયુની પીડા થાય છે. **ત્રિદોષજ પ્રદર** :—જે પ્રદર મધ, ઘી, હરતાલ અને મજ્જાના રંગ જેવો અને દુર્ગંધીયુક્ત હોય છે તે **ત્રિદોષજ** જાણવો; એ **અસાધ્ય** છે. લોકો આ રોગના શ્વેત પ્રદર અને રક્ત પ્રદર એવા બે પ્રકાર માને છે.

**શ્વેત પ્રદર ઉપર ઉપચાર** :—(૧) કાળા ઉંબરાના ફળનો રસ કાઢી મધમાં પાવો; એટલે

---

* ગોરખઆમલી નંગ ૧ આખી લઈ તેના ગર્ભનો આટો તથા સાકર શેર ૦ાા અને કાગદી એલચી ૨ પૈસાભાર એકત્ર કરી દિવસ ૧૪ પાણીમાં આપવાથી મહાપ્રદર જાય. આ ઉપાય જૈન ગ્રંથમાં છે. કપાસિયાના મીંજ ફરંગાજ તોલો ૧ લઈ સાકર સાથે ૧૫ દિવસ સુધી ખાય, તો પ્રદરરોગ નક્કી જાય છે. આ પ્રયોગ અમે જાતે અજમાવેલો છે.

+ પ્રદરરોગ યોનિમાર્ગ, ગર્ભાશય, બીજકોષ અને ગર્ભાશયના ઉપર રહેલી નલિકાઓની ખરાબીથી ઉત્પન્ન થાય છે. પ્રારંભિક ઉષ્ણતાથી પાતળું ગરમ પાણી પડે છે. એ પાણી રોગ જૂનો થવા પછી જાડું થઈ જાય છે. ત્યાર પછી પીળું બને છે. અંદર વ્રણ થઈ જાય તો લાલ બને છે. પરુ પડે તો દુર્ગંધવાળું પાણી નીકળે છે. પરુવાળા પાણીમાં ખાવા માટે દવા આપવી. તેમજ બહારથી પિચકારી વડે ગર્ભાશય ધોતા રહેવું જોઈએ. રોગ બહુ વધી ગયો હોય તો ઓપરેશન કરાવવું પડે છે. લોહીમાં કમજોરી હોય તો લોહભસ્મ, મંડૂરભસ્મવાળી દવા આપવી જોઈએ. તેમજ ૬ માસા આમળાને ૧૦ તોલા પાણીમાં રાત્રે ભીંજવી સવારે પાણી ગાળી ૦ાા તોલો મધ મેળવીને પિવડાવવું. એવી જ રીતે સવારે આમળા ભીંજવી સાંજરે પાણી પિવડાવવું. રાળ, રસવંતી, માયફળ, લોધ્ર, તાદળજાના મૂળ, સોપારી, એ બધી દવાઓ પ્રદરરોગ પર લાભદાયક છે. સફેદ શીતળ જાડું પાણી પડતું હોય તો હીરાબોળ, ગળોનું સત્ત્વ અપાય છે. ગર્ભાશયમાં અથવા મૂત્રાશયમાં ઝેર ભેગું થઈ જવાથી પ્રદર અને નિર્બળતા આવી હોય તો મૂત્રવિરેચન આપવું. અજમો ૨ાા તોલા રાત્રે ૧૦ તોલા પાણીમાં ભીંજવવો. સવારે પાણી ફેંકી દેવું. અજમાને ચટણીના જેવો વાટવો. પછી ૧૦-૨૦ તોલા પાણી મેળવી ગાળીને પિવડાવવો. આથી અંદર રહેલું ઝેર નીકળી જાય છે. આ ઉપચાર જરૂરત પ્રમાણે ૩-૪ દિવસ કરવો. અજમાનું પાણી સવારે એક જ વખત આપવું. ત્યાર પછી ઉપચાર કરવાથી જલદી લાભ પહોંચે છે.

**—સ્વામી કૃષ્ણાનંદ**

**ધોળો અને રાતો પ્રદર** દૂર થાય છે. પથ્ય—દૂધ અને ભાત. (૨) ખોડી અઘાડીના મૂળનો રસ લોધર અને મધ નાખી આપવો (૩) અરડૂસીના પાદડાનો કિંવા ગળોનો રસ મધમા આપવો. (૪) રગતરોહીડાના મૂળનો કલ્ક મધમા આપવો (૫) કપાસના મૂળ ચોખાના ધોવડામણમા બે વખત ઘસી પાવા અથવા ફળ કે મૂળ આપવા. (૬) આમળાનો રસ કિંવા ચૂર્ણ મધમા આપવું. (૭) દરરોજ સવારે અને રાત્રે ઊંઘવાની વખતે ગાયના ૧૪ તોલા દૂધમા ૨૧ તોલા પાણી અને ૪ માસા સૂંઠ નાખી કઢવી, પાણી બાળી ફક્ત દૂધ શેષ રાખવુ અને તેમા ખડીસાકર નાખી પાવું. (૮) ખડીસાકર અને જીરાનુ ચૂર્ણ ચોખાના ધોવડામણમા આપવુ (૯) કાકડીના બિયામાનુ મગજ ૧ તોલો અને ધોળા કમળની કળીઓ ૧ તોલો બારીક વાટી તેમા જીરુ અને ખડીસાકર નાખી તે સાત દિવસ આપવુ. (૧૦) અડદનો લોટ, જેઠીમધનું ચૂર્ણ, ભોયકોળાનુ ચૂર્ણ, મધ, સાકર અને ગાયનુ દૂધ એ એકત્ર કરી આપવા. (૧૧) આમળાના બી પાણીમા વાટી, તેમા સાકર અને મધ નાખી ૩ દિવસ આપવુ. (૧૨) નાગકેસર છાશમા વાટી ત્રણ દિવસ આપવુ અને છાશ-ભાત ખાવા.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—અઘાડી-૭, અખોલી-૧, અરડૂસી-૮, આદુ-૨૬, આમળા-૧, ૩૧, કાકડી-૬, રગતરોહીડો-૩ **કફ પ્રદર** માટે:—કાળો ઉમરડો-૩

**રક્ત પ્રદર ઉપર ઉપચાર**:—(૧) અશોકની છાલનો કાઢો, દૂધ અને પાણી મેળવી દુગ્ધાવશેષ કરી ઠંડો થયા પછી પાવો તે **તીવ્ર રક્ત પ્રદરનો** નાશ કરે છે. (૨) શુદ્ધ સ્થાન ઉપરની વાઘાટીમા ઉત્તર દિશા ભણીના મૂળ ઉત્તરાભાદ્રપદ નક્ષત્રમા કાઢી લેવા અને તે કમરે બાધવા (૩) કેવડાના મૂળ ચોખાના ધોવડામણમા ઘસી સાકર નાખી આપવા. (૪) તપખીર, રાળ અને ગેરનુ ચૂર્ણ ઘીમા આપવુ (૫) નાગકેસરની ભૂકી ઘીમા પલાળી રાખી સોપારી જેવડી ગોળી કરી બે વખત આપવી (૬) બાવળની શિંગો, બાળકેરી (કાચી કેરી), મોચરસના ઝાડની છાલ અને ગૂંદીના બિયાનુ ચૂર્ણ, એ એકત્ર કરી દૂધમા આપવુ (૭) ઉંદરની લીંડીઓ બલાબલ જોઈ દૂધમા મેળવી ૨-૩ દિવસ આપવી (૮) બેરી ગુંદ રાત્રે પાણીમા ભીજવી રાખી સવારે સાકર નાખી આપવો; એટલે રક્ત પ્રદર અને પ્રમેહનો નાશ થાય છે. (૯) જૂની ઈંટનુ ચૂર્ણ ૬ માસા, માયફળ ૩ માસા અને ગાયનું ઘી ૧ તોલો એકત્ર કરી ૭ દિવસ આપવુ. (૧૦) ખપાટના પાદડાનો રસ ૨ તોલા કાઢી તેમા નાગકેસરનું ચૂર્ણ ૨ માસા નાખી ૭ દિવસ આપવુ. (૧૧) કેસર, એલચી, જાયફળ, વંશલોચન, નાગકેસર અને શંખજીરું, એ સર્વેનુ સમભાગે ચૂર્ણ કરી તે ૨ માસા ચૂર્ણ, ૨ માસા મધ, ૬ માસા ગાયનુ ઘી અને ૩ માસા સાકરમા સેવન કરવું, એટલે **રક્ત પ્રદર, રક્ત પ્રમેહ, રક્તાર્શ,** એ રોગો દૂર થાય છે આ ઔષધ બે વખત લઈ ઉપર ગાયનુ તપાવેલુ દૂધ સાકર નાખી પાવુ (૧૨) પાકેલુ કેળુ એક અર્ધો તોલો ઘીમા દરરોજ સવારસાંજ ખાવુ, એ ખાવાથી કોઈને ટાઢુ પડે તો તુરત જ કેળાની અંદર મધ નાખી લેવું; એટલે **રક્ત પ્રદર** અને **ધાતુવિકાર** દૂર થાય છે. સાખરૂંઢના (પડવાસના) ફળ તલના તેલમા ૩ માસા આપવા, એટલે સર્વ પ્રકારના પ્રદરોનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—આસોપાલવ-૧, ઉંબરો-૨૭, એલચી-૫, કાળો ઉમરડો-૩, કેવડાનુ ઝાડ-૧, તવખીર વૃક્ષ-૪, નાગકેસર-૪, ૬; નાની અરણી-૧, બાવળ-૧૧, કડવો લીમડો-૩૦. જુઓ પ્રા૦ઔ૦મા—મીણ-૪

**સર્વ પ્રદરો ઉપર ઉપચાર**:—(૧) નવા થયેલા પ્રદર ઉપર એરંડતેલનો રેચ આપવો અને દરરોજ સૂર્ય રહેતી વેળાએ ગાયના ગરમ કરેલા દૂધમા ખાંડ અને થોડી સૂંઠની ભૂકી નાખી તે પાવુ. (૨) ડાભનાં મૂળ ચોખાના ધોવડામણમા વાટી ત્રણ દિવસ પાવા. (૩) ત્રિફળા, સૂંઠ, દારુહળદર અને લોધરનો કાઢો મધ અને લોધરનુ ચૂર્ણ નાખી આપવો, તે ત્રિદોષજ પ્રદરનો નાશ કરે છે. (૪) ઉંબરાના ફળનુ ચૂર્ણ કરી તેમા સાકર અને મધ નાખી મોદક કરી તે આપવા (૫) દારુહળદર, રસાંજન, અરડૂસી, નાગરમોથ, કરિયાતુ, બેલકાચરી (સૂકા બીલા) અને ભિલામાનો કાઢો મધ નાખી પાવો. (૬) ભોયઆમળીના મૂળ ચોખાના ધોવડામણમા ત્રણ દિવસ પાવા, એટલે તે

દુઃસાધ્ય પ્રદરની શાંતિ કરે છે. (૭) ધાવડીના ફૂલનો કાઢો ત્રણ દિવસ પાવો અથવા પાનનો રસ સાકરમાં પાવો. (૮) ત્રિફળા, દેવદાર, વજ, અરડૂસી, ધરો, પીતવણુ અને બળદાણાનો કાઢો મધ નાખી પાવો. (૯) કાંટાસરિયાના મૂળ, મહુડાની છાલ, ધોળુ ચંદન અને જેઠીમધ, એ વાટી ચોખાના ધોવડામણમાં પાવું. (૧૦) કોઠી અને વાસના પાદડા વાટી તે કલ્ક મધ નાખી આપવો. (૧૧) તાદળજાના મૂળિયા અથવા અશોકની છાલ ચોખાના ધોવડામણમા વાટી તેમા મધ અને રસાજન નાખી તે આપવું (૧૨) ઉંદરની લીંડીઓ, ધાવડીના ફૂલ અને હીંગબોળ સમભાગે લઈ ચૂર્ણ કરી તે એક તોલો આપવું; એટલે સાત દિવસમા સર્વ પ્રકારના પ્રદરનો નાશ થશે. (૧૩) શેરણીનાં પાદડાનુ ચૂર્ણ ઘીમાં આપવુ, એટલે શૂળયુક્ત પ્રદર દૂર થશે (૧૪) દારુહળદર, ભિલામો, લાજાળુ, તલના ફૂલ અને રસાંજનનો કાઢો આપવો (૧૫) મોચરસના ઝાડની છાલનુ ચૂર્ણ દૂધમા આપવુ. (૧૬) દારુહળદરના કાઢામા ૩ માસા શિલાજિત નાખી ૭ દિવસ આપવુ (૧૭) ખારેકો ભાગી ઘીમા તળી તેમા ગોપીચંદનની ભૂકી નાખી તે આપવી (૧૮) જાસુદીના ફૂલની કળીઓ સવાર-સાજ ચાર-પાંચ લઈ ૬ માસા ખડીસાકરમાં આપવી અને ઉપર ૭ તોલા દૂધ સાકર નાખી પાવું; એટલે **પ્રદર અને ધાતુવિકાર** દૂર થઈ પુષ્ટિ આવે છે (૧૯) આસોદનુ ચૂર્ણ ગાયના દૂધમા સાકર નાખી બે વખત આપવુ; એટલે પ્રદર અને ધાતુવિકાર થઈ શક્તિ આવે છે. (૨૦) જાસુદીના મૂળ ગાયના દૂધમા ઘસી સાકર નાખી સવાર-સાજ બે વખત આપવા, એટલે પ્રદર, ધાતુવિકાર રક્તાર્શ એ રોગો દૂર થઈ પુષ્ટિ આવે છે (૨૧) ગુલાબના તાજાં ફૂલ સવાર-સાજ ૫ લઈ સાકર સાથે ખાઈ ઉપર ગાયનુ દૂધ પીવુ, એટલે પ્રદર, ધાતુવિકાર, મૂત્રવિકાર, પિત્ત અને રક્તાર્શ એ દૂર થઈ ઝાડો સાફ થાય છે (૨૨) બકુલ(બોરસલી)ના ઝાડના તાજા ફૂલ એક તોલો લઈ તેમા ત્રણચાર બદામ નાખી સાકર સાથે તે બે વખત ખાવા આપવા અને તે ઉપર ઠંડુ પાણી ૧ તોલો પાવુ, એટલે પ્રદર, ધાતુવિકાર, એ રોગો દૂર થાય છે (૨૩) સવાર-સાજ સાલમમિશ્રી, સફેદ મૂસળી અને પંજાબી મિશ્રીનુ સમભાગ ચૂર્ણ ૩ માસા લઈ દૂધમા સાકર નાખી આપવુ, એટલે પ્રદર અને ધાતુવિકાર એ રોગો દૂર થાય છે. (૨૪) ધોળી જાસુદીના મૂળ, કમળકંદ, ધોળી સેમળનો કંદ અથવા છાલ, એની ૬ માસા વસ્ત્રગાળ ભૂકી નિત્ય સવાર-સાજ ગાયના દૂધમા સાકર નાખી આપવી; એટલે **પ્રદર અને ધાતુવિકારનો** નાશ થાય છે (૨૫) કુલડીમા ૪ ભાગ ગોપીચંદન અને ૧ ભાગ ફટકડી નાખી તેની ભસ્મ કરવી. તે ચણોઠીભાર જેટલી ચોખાના ધોવડામણમાં મધ અગર સાકર નાખી આપવી×

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—અજવલા-૩, આસંધ-૯, આસોપાલવ-૨, આંબો-૪, ૨૫; કપાસ-૧, કાંટીગોખરુ-૫, કંકોળી-૪, કેસરીચંપો-૧, કેળ-૧૧, ૧૭, ૨૩; કોઠી-૩, ખજૂરી-૧૬, ગુલાબ ૭, ગોરખઆમલી-૩, ગોરીનો ફણો-૪, જીરુ-૪, ડાભ-૧, તાદળજો-૨, તોગણુ-૨, દારુહળદર-૨, ધાવડી-૪, ધોળી પીલુડી-૨, નાગકેસર-૭, પીપળો-૨૫, બિહી-૧, બીવલો-૧, બોરસળી-૪, બોળ (હીંગબોળ)-૭, ભોયઆમળી-૧, મૂસળી-૪, રતનજોત-૬, ૯, ૧૧; લીમડો (કડવો)-૩૦, લોધર-૧, વરી (મોરિયો)-૧, સરસડો-૧, શીમળો-૧, સાગફળ-૩, સાલમ-૧, સુખડ-૬. **પિત્તપ્રદર** માટે:—અરડૂસી-૭, જેઠીમધ-૮, શતાવરી-૭ **વાતપ્રદર** માટે —ગળો-૧૬. **વાતપિત્તપ્રદર** માટે.—દારુહળદર-૮, રાયણુ-૨. **શૂળયુક્ત પ્રદર** માટે—શેરણી-૧ જુઓ પ્રા૦ઔ૦મા.—ઉંદરની લીંડીઓ-૨

**પથ્ય**—જૂના ચોખા, જવ, મગ, મસૂર, ચણા, તુવેર, દૂધ, ઘી, તાદળજો, પડોળા, દૂધી અને ઠંડું પાણી **અપથ્ય**—વ્યાયામ, મુસાફરી કરવી, તડકો, મૈથુન, કળથી, રીંગણા, ગોળ, તલ, અડદ, દહી, ક્ષાર, પદાર્થ, તામ્બૂલ, કઠોળ (દ્વિદલ ધાન્ય), ખાટા પદાર્થ અને મીઠુ.

---

× **પ્રદર માટે સિદ્ધ ઔષધ:**—અશોકઘૃત, શીતકલ્યાણ ઘૃત, કુટજાષ્ટક અવલેહ, ચંદનાદિ ચૂર્ણ, પુષ્પાનુગ ચૂર્ણ, પ્રદરાંતક લોહ, પ્રદરારિ રસ, શતાવરી ઘૃત, દાર્વ્યાદિ ક્વાથ, ફલઘૃત વગેરે

## (૨) સોમરસ (જળપ્રદર)

કારણ:—સ્ત્રીઓને મૈથુનનો અતિ પ્રસંગ, શોક, શ્રમ, અતિસાર કિંવા વિષદોષે કરી સંપૂર્ણ શરીરમાનુ ઉદક ક્ષોભ પામી, તે મૂત્રમાર્ગ સુધી આવી મૂત્રદ્વારે સ્ત્રવે છે. **શ્વેત પ્રદર** જેવો જ આ એક પ્રકારનો રોગ છે

**લક્ષણ અને નિરુક્તિ:**—તે વખતે તેના વેગનું ધારણ ન થવાથી કાંઈ પણ સુખ જણાતુ નથી અને તેનુ મસ્તક શિથિલ થાય છે; મોઢું અને તાળવુ સુકાય છે; મૂર્છા, બડબડ તથા શરીરની ચામડીને અતિ રુક્ષતા આવે છે અને ભોજન કે પ્રાશનીય પદાર્થોથી તેની તૃપ્તિ થતી નથી. ઉદકો શરીરનુ ધારણ કરે છે, એટલે તે ઉદકને પણ **સોમ** સંજ્ઞા આપેલી છે. તે **સોમનો** ક્ષય થાય છે, એટલા માટે એ વ્યાધિને **સોમરોગ** કહે છે. **મૂત્રાતિસાર**—તે ઉદકરૂપ સોમનો ક્ષય થાય છે તેથી દેહને નિશ્ચેષ્ટતા આવે છે તે સોમરોગ જે વખતે વેદનાયુક્ત સ્ત્રવે છે તથા સોમ-લક્ષણો થઈ ઘણા દિવસ જાય છે અને ને કાજી જેવો વારંવાર મૂત્રમાર્ગે સ્ત્રવે છે, ત્યારે તેને મૂત્રાતિસાર કહે છે. આ રોગ બળનો નાશ કરે છે. **સોમલક્ષણ:**—ઘણો જ સ્વચ્છ, ઠંડો, ગંધ તથા વેદનાથી રહિત, ધોળો એવો અતિસ્ત્રાવ થાય છે, તેમા તે સ્ત્રી અતિ દુર્બળ થાય છે.+

**ઉપચાર:**—(૧) કાળી મૂસળી, ખારેક, જેઠીમધ તથા ભોયકોળાનુ ચૂર્ણ, મધ અને સાકરમા આપવુ (૨) ફૂવાડિયાના મૂળ ચોખાના ધોવડામણમા વાટી સવારે પ્રાશન કરવા. (૩) પાકેલાં કેળા અને આમળાનો રસ એકત્ર કરી તેમા સાકર નાખી તે આપવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—ફૂંવાડિયો–૪, નાગકેસર–૨.

**રજોદોષ:**—કેટલીક સ્ત્રીઓને એવો રોગ થાય છે કે દરેક મહિનામા બે વાર રજસ્વલા થાય છે, અને રજસ્વલા થયા પછી આઠ આઠ દિવસ પર્યંત નિત્ય સ્ત્રાવ થતો રહે છે, તે કારણથી ક્ષીણતા, ગ્લાનિ, હાથપગનો દાહ, એ વિકારો થાય છે.

**શુદ્ધાર્તવનાં લક્ષણો:**—જે આર્તવ (અટકાવ) પરપોટાવાળો નથી હોતો; જેની અંદર દાહ, શૂળ, ઇત્યાદિ હોતા નથી, જે મહિનામા પાચ દિવસ સુધી નિયમ પ્રમાણે હોય છે, ઘણો વધારે તેમ ઘણો થોડો પણ નહિ એવો મધ્યમ સ્ત્રવે છે, તે શુદ્ધ એમ સમજવુ. તથા **સસલાના** લોહી જેવો કિંવા અળતા જેવો લાલ હોય છે અને જેમ વસ્ત્ર પલાળી ધોઈ નાખવાથી ડાઘ રહેતો નથી તે આર્તવ શુદ્ધ સમજવો.

**રજોદોષ પર ઉપચાર:**—(૧) કાડવેલ અંગારામા શેકી ૨ તોલા પર્યંત રસ કાઢી તેમા તેટલુ જ ઘી, ગોપીચંદનની ભૂકી ૧ તોલો અને સાકરની ભૂકી ૧ તોલો નાખી તે પાવો (૨) શંખજીરુ અને પાષાણભેદનુ ચૂર્ણ દૂધમા આપવુ (૩) **માસિકધર્મ (અટકાવ) આવતી વખતે પેટ અને કમરમાં દુખાવો થવો તથા અટકાવ સાફ ન આવવા ઉપર:**—ઘી ૪॥ તોલા, ગોળ ૨॥ તોલા, અજમાનુ ચૂર્ણ ૬ માસા, સૂંઠનુ ચૂર્ણ ૬ માસા, હળદરની ભૂકી ૨ માસા, એ પ્રમાણે સર્વ વસ્તુઓ લઈ તેના બે હિસ્સા કરવા તેને પ્રથમ ૨૦ તોલા પાણીમા ઉપર કહેલ ગોળ મેળવી પછી બાકીની ઔષધિ નાખી તે મિશ્રણ ચૂલા ઉપર મૂકી શેકવુ, (અર્ધો ભાગ એક દિવસ માટે લેવો, અર્ધો ભાગ બીજા દિવસ માટે રાખવો એક દિવસમા પણ બે વખત લેવુ, ભોજનની પહેલા) આ ઔષધનો અનુભવ કરેલો છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—કાડવેલ–૨

## (૩) યોનિરોગ*

**યોનિરોગ ઉપર ઉપચાર:**—(૧) વડ, પીપળો, ઉબરો, પીપળી, વાસ, પારસપીપળો, મહુડો,

+ સોમરોગ મૂત્રમાર્ગ અથવા મૂત્રનળીમા થાય છે, પણ પ્રદરરોગનું મૂળ ગર્ભાશયમા હોય છે અરીઠાના ફળમાનો પીળો ગર્ભ એક રતી લઈ પાકા કેળના ગર્ભમા મેળવીને ખાવો અને તેની ઉપર માખણ તથા સાકર મેળવીને એક તોલો ચાટવુ આ પ્રમાણે રોજ બે વાર સવારસાજ કરવાથી થોડા દિવસમા સોમરોગ મટે છે

* કેટલાક ગ્રંથોમા યોનિરોગ ૨૦ પ્રકારના બતાવેલા છે, તે આ પ્રમાણે —૧ રજસ્વલા થતા ઘણો

અંબાડા, નાંદરુખ, કદબ, અર્જુનવૃક્ષ અને બોરડીની છાલ, જેઠીમધ, ચારોળી, રાતો અને ધોળો લોધર, ધુપેડો. અરલુ, નાના જાંબુ, મોટા જાંબુ, કેરી, બાળહરડે અને અસાણા, એમાથી જે મળે તે મેળવી તેનો કાઢો કરી આપવો; એટલે **યોનિરોગ, વ્રણ, અસ્થિભંગ, દાહ, મેદોરોગ, પ્રમેહ અને વિષદોષ** દૂર થાય છે. (૨) સિવણ, ત્રિફળા, દ્રાક્ષ, કાસુદરો, આબાહળદર, હળદર, ગળો, કાંટાસરિયાના મૂળ, શતાવરી, સાટોડી, કાલસા; એ ઔષધો તોલો તોલો લઈ એ બધાથી સોળગણું પાણી નાખવુ અષ્ટમાશ પાણી બાકી રહે એટલે તેમા શેરભર ઘી નાખી **ઘૃત સિદ્ધ** કરવું તે નિત્ય ભક્ષણ કરવાથી **યોનિ સબંધી સર્વરોગ**× દૂર થાય છે તથા **ગર્ભ** રહે છે. (૩) લીંડીપીપર, મરી, શતાવરી, અડદ, કોષ્ટ અને સિંધવની આગળી જેવી જાડી દિવેટ કરી યોનિમા રાખવી. (૪) ગળો, ત્રિફળાં અને દંતીમૂળનો કાઢો કરી તેનાથી યોનિ ધોવી એટલે કંડૂની શાતિ થાય છે. (૫) **યોનિસ્રાવ ઉપર:**—મગના ફૂલ, કાથો, હરડે, જાયફળ, પહાડમૂળ તથા સોપારીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી યોનિમા રાખવુ; એટલે તે ઘટ્ટ થઈ તેમાથી પાણી વહેશે નહિ. (૬) આમળાનો રસ સાકર નાખી આપવો એટલે યોનિદાહ શાત થશે. **નષ્ટાર્તવ:**—કોઈ કોઈ વખતે આ રોગને લીધે તરુણ અવસ્થામા જ તેમ જ પાકી ઉમરે પણ સ્ત્રીને અટકાવ આવતો નથી. ફરી અતિશય ક્ષીણતા પ્રાપ્ત થઈ કદી પ્રાણનો નાશ થાય છે

**યોનિશૂળ ઉપર ઉપચાર:**—(૧) ગરના આસોદ, અરડૂસી, એ ચીજો નાખી દૂધ સિદ્ધ કરવું અને તે પાવુ (૨) ગળો, ત્રિફળા અને દતીમૂળના કાઢા વડે યોનિને શેક કરવો. (૩) તગર, રીગણી, કોષ્ટ, સિંધવ, દેવદાર એ પદાર્થોના કાઢામા તેલ સિદ્ધ કરી તેમા રૂ ભીજવી યોનિમા

---

કષ્ટથી ફીણ સહિત લોહી છોડે તે **ઉદાવૃતા** યોનિ ૨-રજસ્વલા ન થાય તે વધ્યા અથવા **વાંઝણી** યોનિ. ૩-યોનિમા હમેશ પીડા રહે તે **વિપ્લુતા** યોનિ ૪-યોનિ કઠોર હોય અને યોનિમા શૂળ ચાલે તે **વાતલા.** ૫-યોનિમા બળતરા રહે અને લોહી નીકળ્યા કરે તે **લોહિતક્ષયા.** ૬-જે યોનિ પોતાના સ્થાનથી હઠી જાય તથા પ્રસવ થતા કષ્ટ થાય તે **પ્રસ્રંસિની.** ૭-યોનિમાથી પવનયુક્ત લોહીની સાથે વીર્ય નીકળે તે **વામિની.** ૮-ગર્ભ રહે અને નીકળી જાય તે **પુત્રઘ્ની** ૯-જે યોનિમા બળતરા ઘણી રહે, પાકી જાય તથા શરીરમા તાવ રહે તે **પિત્તલા.** ૧૦-જેને પુરુષના સંગથી-મૈથુનથી સંતોષ ન થાય તે **અત્યાનંદા.** ૧૧-જે યોનિમા કફ તથા લોહીવિકારથી ગાઠ બની જાય તે **કર્ણિની** ૧૨-જે યોનિમા વીર્ય ન ટકે એટલે પુરુષના પછી દ્રવિત થાય તે **અચરણા.** ૧૩-યોનિ પુરુષથી પહેલા દ્રવિત થઈ જાય તે **અતિચરણા** યોનિ કહેવાય છે. યોનિના આ બે દોષો સંતાનપ્રાપ્તિમા બાધક છે ૧૪-જે યોનિ અત્યંત ચીકણી, શીતલ તથા ખાજ્યુક્ત હોય છે તે **શ્લેષ્મલા.** ૧૫-જે યોનિ રજરહિત રહેતી હોય તથા મૈથુન કરતી વખતે ખરટી જણાય તે **ષંઢી.** આવી સ્ત્રીઓના સ્તન પણ નાના હોય છે ૧૬-જે યોનિનુ મોઢુ નાનું હોય તથા વૃષણની સમાન બહાર લટકી આવે તે **અંડિની.** ૧૭-જે યોનિનું મુખ મોટુ હોય તે **મહાવિવૃતા.** ૧૮-સોયા સરખુ ઝીણુ છિદ્ર હોય તે **સૂચિવક્ત્રા.** ૧૯-વાતલા, પિત્તલા, શ્લેષ્મલા વગેરેના દોષોના કોપના સર્વ લક્ષણ થાય તે **સન્નિપાતિકા યોનિ.** ૨૦-જે સ્ત્રીને સ્ત્રીધર્મ પ્રાપ્ત થતા કે મૈથુનસમયમા ઘણી પીડા થાય તે **પરિપ્લુતા** યોનિ કહેવાય છે એ પ્રમાણે સ્ત્રીઓને મિથ્યા આહારવિહારથી વાયુ, પિત્ત તથા કફ દુષ્ટ થઈ સ્ત્રીઓની યોનિમા વીસ પ્રકારના રોગો ઉપજાવે છે

× યોનિરોગ કેટલાક કષ્ટસાધ્ય છે તથા કેટલાક અસાધ્ય છે યોનિરોગમા વિશેષ કરી વાતનાશક ઉપચાર કરવા બસ્તિ, મર્દન, પરિષેક (કાઢાથી ધોવુ), લેપ તથા તેલથી ભીજાવેલ વસ્ત્રનો કકડો યોનિમા રાખવો આ ઉપરાત ખાવાની ઔષધિ પણ આપવી શતાવરી ઘૃત તથા ફલઘૃત યોનિરોગની ઉત્તમ ઔષધિ છે. અંદર લગાડવા માટે બલા તેલ, ગુડૂચ્યાદિ તેલ, ધાતક્યાદિ તેલ, નતાદ્ય તેલ, પ્રિયંગ્વાદિ તેલ અપાય છે. (૧) કડવા લીમડાની લીંબોળીને લીમડાના પાનના રસમા વાટી યોનિમા લેપ કરવાથી યોનિશૂળ મટે છે (૨) મીઢોળ, કપૂર અને મધને વાટી યોનિમા લગાડવાથી વાકી થયેલી નસ સીધી થાય છે તથા યોનિ સંકોચાય છે આવી જ રીતે માયફળ, કપૂર તથા મધ મેળવીને પણ લગાડાય છે (૩) **કષ્ટાર્તવ માટે:**—એળિયો, હીરાબોળ, શુદ્ધ હિંગ શેકેલી, ટંકણખાર ફુલાવેલો, હીરાકસી તથા જટામાસી વગેરે એકેક તોલા લેવા તથા શુદ્ધ સોમલ ૫ રતી મેળવી સારી રીતે ખરલ કરી કેળના રસમા વટાણા જેવડી ગોળી બનાવવી ઋતુ આવ્યા પહેલા ૮-૧૦ દિવસ આગળથી દિવસમા બે વખત બબ્બે ગોળી પાણી સાથે આપવાની શરૂઆત કરવી, ઋતુ સાફ આવે છે અને મગજની નબળાઈ તથા શરીરમા રહેલ વાતદોષને દૂર કરે છે

ધારણ કરવું (૪) રૂ લઈ ઘીમા બોળી તે ઉપર ચંદનનું પાણી સિંચી યોનિમા ધારણ કરવું. (૫) જૂની ઈંટની અથવા મીંડાની ભૂકીની પોટલી વડે શેક કરવો. (૬) સૂઠ, મરી અને લીંડીપીપરનું ચૂર્ણ મધમા ચાટવા આપવું. (૭) બીલીના પાંદડા અથવા કાચરી, કલૌંજી જીરું, અરડૂસી, સૂઠ, મરી, લીંડીપીપર, પીપળીમૂળ, એ ઔષધો વાટી ગરમ પાણીમા મેળવી ગાળી તે પાવું. (૮) સૂઠની ભૂકી એરંડતેલમા કાલવી અથવા સૂંઠ અને એરંડમૂળ પાણીમા ઘસી લેપ કરવો. (૯) સિંધાલૂણ, અફીણ, હીરાબોળ અને આંબાહળદર, એ ઔષધો કૂટી પાણીમા વાટી ગોળી કરી તે યોનિમા રાખવી (૧૦) કડવી ઇંદ્રવરણીના મૂળ મેંઢીના ઘીમા કિંવા દૂધમા ઘસી અંદર લેપ કરવો. (૧૧) કાળા ધતૂરાના બે-ત્રણ પાંદડા બારીક વાટી સિંધવ અને ઘી નાખી પોટલી કરી તે યોનિમાં રાખવી, એટલે સર્વ પ્રકારનું શળ બંધ થઈ જાય છે (૧૨) બીડલોણ, બાવચો, અરડૂસીના મૂળ, લીંડીપીપર, વજ, મરી, પીપળીમૂળ અને સૂઠનો કલ્ક કરી કોકરવરણા પાણીમા આપવો. (૧૩) કલગારી, અઘેડો, કિંવા ઇંદ્રવરણાના મૂળ યોનિમા ધારણ કરવા, એટલે યોનિશૂળ અને પુષ્પાવરોધનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા '—આદુ-૪, ઇંદ્રવરણા-૧૨, એરંડો-૨૮, કલગારી-૭, ધતૂરો-૧૧, લીમડો (કડવો)-૨૫, સમેરવો-૬.

**રજોદર્શનના ઉપાય:**—(૧) કાળા તલના કાઢામા ગોળ નાખી ઠંડો કરી પાવો (૨) તલ, વડગૂંદા અને વગ્યિાળીનો કાઢો ઠંડો કરી ગોળ નાખી પાવો (૩) ધોળી ધરોના રસમા દાડમની મોટી મોટી કળીઓ વાટી, તે રસ વાસી પેજ (ચોખાની કાંજી)મા આપવો. (૪) કડવી દૂધીના બિયા, દંતીબીજ, લીંડીપીપર, ગોળ, મીંઢળ, દારૂ કરવા માટે સડાવીને તૈયાર કરે છે તે કિણ્વ, યવક્ષાર અને થોરિયાનું દૂધ એકત્ર કરી તેની દિવેટ તૈયાર કરી તે યોનિમા ધારણ કરવી, એટલે રજને ઉત્પન્ન કરે છે. (૫) કાંજી, તેલ, અડદ, દહીમા પાણી નાખ્યા સિવાય કરેલી છાશ અને દહીંનું સેવન કરવું; તથા માલકાંગણીના પાદડાં વાટી તે તથા રાઈ, ઘોડાવજ, અસાણાનું ચૂર્ણ દૂધમા ત્રણ દિવસ આપવું. (૬) પીપળાની અને આમલીની છાલ પાણીમા ઘસી તે પાવી (૭) કડવી ઇંદ્રવરણીનાં મૂળ યોનિમા રાખવા અથવા કડવી ઇંદ્રવરણીના ફળ માખણમા ખાવાં. (૮) તલના કાઢામા સૂઠ, મરી, લીંડીપીપર, હિંગ અને ભારંગમૂળનું ત્રણ માસા ચૂર્ણ નાખી તે આપવો, એટલે અટકાવ આવશે અને રક્તગુલ્મ પણ દૂર થશે (૯) ભારંગમૂળ, સૂંઠ, મરી અને લીંડીપીપરનો કાઢો ગોળ નાખી આપવો. (૧૦) રાયણના બિયામાનું મગજ કાઢી તેની પોટલી યોનિમા રાખવી (૧૧) ગાજરના બિયા પાણીમા વાટી પાંચ-સાત દિવસ આપવા

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—**યોનિદાહ** માટે —આમળા-૨૦ **પુષ્પાવરોધ એટલે ઋતુપ્રાપ્તિ** માટે —અઘેડો-૧૬, ઇંદ્રવરણા-૫, કલગારી-૭, ખોરેતી-૯, ગાજર-૨, તલ-૪, ૨૦; ધરો-૫, પીપળો-૧૭, માલકાંગણી-૪. **નષ્ટપુષ્પ** એટલે અટકાવ યોગ્ય વખતે અથવા બરાબર ન થતો હોય તે માટે:—કપાસ-૧૪, નાગછીકણી-૨ **પુષ્પાવરોધ એટલે ઋતુપ્રાપ્તિ કે આર્તવ-દોષ થવા** માટે.—ખાખરો-૫, બોળ (હીરાબોળ)-૬, મજીઠ-૫, રાયણ-૩. **સ્ત્રીઓની કેડે કળતર થાય** તે માટે.—નાગદમની-૪.

જુઓ **અનુભૂત** ઔષધ —ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગમા નં ૧૨ મલમપ્રયોગમા નં.-૨૦-૨૪.

## (૪) યોનિકંદ

દિવસે ઊંઘવાથી, અત્યંત ક્રોધ કરવાથી, અતિ મૈથુનથી, યોનિમા નખ-દાંત વડે ક્ષત થવાથી વાતાદિ દોષ કુપિત થઈ પરુ અને રક્તના રંગ જેવા રંગનો, અંગૂઠા જેવડો ગોળ એવો માંસનો ગોળો યોનિમા ઉત્પન્ન થાય છે, તેને યોનિકંદ કહે છે

**ઉપચાર:**—(૧) ગેરુ, આંબાની ગોટલીની અંદરનું મગજ, હળદર, સુરમો અને માયાનું ચૂર્ણ મધમા કાલવી યોનિમા ધારણ કરવું તથા ત્રિફળાના કાઢામા મધ નાખી સેવન કરવું. (૨) ગળો, ત્રિફળા અને દંતીમૂળના કાઢામા લીંડીપીપર, મરી, અડદ, શતાવરી, કોષ્ઠ અને સિંધવ વાટી તેની

આગળી જેવડી દિવેટ કરી યોનિમા રાખવી; એટલે તે યોનિમાનુ દર્દ કાઢી યોનિ સ્વચ્છ કરશે. (૩) નાંદરૂખી અને પીળા લોધરને કૂટી આમલી સાથે પકવ કરી તેનો લેપ કરવો. (૪) પિત્તપાપડો કૂટી કણકમા મેળવી, હથેળી જેવડી પૂરી કરી તે ગોળા ઉપર બાધવી. (૫) કડવા લીમડાના બિયાં તેલમા તળી તેમાં જ ખરલ કરવા તથા તેમા થોડી મોગથૂથાની ફુલાવેલી ભૂકી નાખી તે મલમ કદ ઉપર ચોપડવો; એટલે કદ ગરી પડે છે. આ ઔષધ મૂળ વ્યાધિના મસા ઉપર પણ ચોપડવુ એટલે તેનો પણ નાશ થશે

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નૌ૦મા —ખાખરો-૧૬, નાદરૂખ-૧, રિસામણી-૩, શિરકસિયો-૭, સહદેવી-૨.

## (૫) ગર્ભિણીરોગ

**ગર્ભધારણ થયેલી સ્રીનાં લક્ષણો:**—ગર્ભ ધારણ થવાની સાથે જ સ્રીને તૃપ્તિ અને આનંદ જણાય છે દૂંટી પર કડુ પાણી રેડવુ; જો તેને તાવ આવ્યા જેવુ જણાય તો ગર્ભ ધારણ થયો છે એમ સમજવું રહેતાં રહેતા તેના અગે જડપણુ આવે છે, સૂર્યના કિરણ જોતા ત્રાસ આવે છે, આળસ આવે છે, મુખમા મોળાશ છૂટે છે, કોઈ પણ પદાર્થ ઉપર પ્રીતિ થાય છે, અન્ન પચન થતુ નથી, હૃદય ધડકવા લાગે છે ગ્લાનિ અને અગ ઉપર પ્રસ્વેદ આવે છે, એ લક્ષણો સાધારણ ગર્ભિણીને થાય છે ગર્ભિણીના શરીર ઉપર સફેદાઈ આવવા માડે છે અને તેના સ્તનનો અગ્રભાગ કાળાશ પકડતો જાય છે ગર્ભિણી સ્રીએ પોતાનો ખોરાક સાત્ત્વિક રાખવો, ઘણી મહેનત કરવી નહિ તેમ જ ઘણુ જ બેસી રહેવુ પણ નહિ. શક્તિ પ્રમાણે કામ કરવુ એટલે પ્રસૂતિસમયે વધારે પીડા થશે નહિ ગર્ભિણી સ્રીએ ૭ મહિના થયા પછી **પુરુષસહવાસ** અને **પ્રવાસ** કરવો નહિ તથા પાન ખાવા નહિ

**ગર્ભિણીના હૃદયમાં બળતરા થાય તે ઉપર ઉપચાર:**—(૧) આમળા અને દ્રાક્ષનુ ચૂર્ણ ખડી સાકર સાથે આપવુ (૨) ગાયના દૂધમા ખડીસાકર નાખી તેમા ગળોનુ સત્ત્વ અથવા પ્રવાલ આપવી. **જ્વર ઉપર:**—(૧) ચદન, ઉપરસાળ, લોધર અને દ્રાક્ષનો કાઢો સાકર નાખી ગર્ભિણીના તાવ ઉપર આપવો (૨) દૂધી, ઉપરસાલ, પહાડમૂળ, વાળો અને નાગરમોથનો કાઢો ઠડા કરી પાવો. (૩) મહુડાની છાલ, ચંદન, વાળો, ઉપરસાલ, જેઠીમધ અને પદ્મકાષ્ઠનો કાઢો મધ નાખી આપવો. **પિત્તજ્વર ઉપર:**—દ્રાક્ષ, પદ્મકાષ્ઠ, વાળો, સાલવણ, ચદન, જેઠીમધ, દૂધી, ઉપરસાલ અને આમળાનો કાઢો કરી પાવો **વિષમજ્વર ઉપર**—સૂઠ બકરીના દૂધમા વાટી પાવી **જ્વરાતિસાર ઉપર:**—મજીઠ, જેઠીમધ અને લોધરનુ ચૂર્ણ સાકરના પાકમા નાખી આપવુ, એટલે ગર્ભિણીની પ્રવાહિકા (મરડો) તથા રક્તાતિસારનો નાશ થાય છે. **સાધારણ અતિસાર ઉપર:**—(૧) આબાની ગોટલી શેકી ખાવા આપવી (૨) બાળબીલા, જાયફળ અને મરડાશિગને પાણીમા ઘસી આપવા (૩) ધાવડીના ફૂલ, મોચરસ અને ઇદ્રજવ, એ સર્વ સમભાગે લઈ ચૂર્ણ કરી તે ૨ માસા પાણીમા આપવુ. (૪) પાકેલા ઉબગ મધમા આપવા અથવા પાકેલા જાબુ આપવા

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નૌ૦મા —આબો-૩, ઉબરો-૧૬, જાબુ-૫, ધાવડી-૨, બીલી-૧૯, ૩૦; મજીઠ-૧.

**સંગ્રહણી ઉપર:**—આબો અને જાબુઆની છાલના કાઢામા ચોખાની ધાણી તથા જવનુ ચૂર્ણ નાખી ચાટવાને આપવુ. **શ્વાસકાસ ઉપર:**—(૧) પીકવણ, બળદાણા અને અરડૂસીનો રસ પ્રાશન કરવો, એટલે શ્વાસ, કાસ, રક્તપિત્ત, કમળો, સોજો અને જ્વરનો નાશ થાય છે (૨) ભારગમૂળ, સૂંઠ અને લીંડીપીપરનુ ચૂર્ણ ગોળમા આપવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નૌ૦મા:—પીઠવણુ-૧, ભારગી-૮

**ઊલટી ઉપર:**—(૧) ધાણાનો કલ્ક અથવા કોથમીરનો રસ ચોખાના ધોવડામણમા પ્રાશનાર્થે આપવો (૨) બીલાની અંદરનો ગર્ભ અને ધાણીનુ પાણી એકત્ર કરી આપવુ. (૩) તરવડનાં (આવળના) ફૂલ ૧ તોલો, ગાયના ૮ તોલા દૂધમા વાટી તેમા ખડીસાકર ૧ તોલો નાખી તે આપવુ.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—આવળ ૧, કોથમીર-૧૨ તથા તેની જ ટીપમા બીલી-૧૪, ૧૯.

**વાયુ ઉપર:**—બીલા, કૂંવાડિયો કિંવા પહાડમૂળ તથા સૂઠ નાખી કાઢો કરી તે ઠંડો થયા પછી આપવો **ગર્ભિણીના સોજા ઉપર:**—(૧) ચદન, જેઠીમધ, વાળો, નાગકેસર, તલ, મેઢાશિગી મજીઠ, આકડાના મૂળ અને સાટોડીનો લેપ સોજાનો નાશ કરે છે. તેમા ગર્ભિણીના સોજાનો વિશેષ કરી નાશ કરે છે. (૨) શાહજીરુ, ધોળુ જીરું અને કડુ, એ વસ્તુનો કાઢો ગર્ભિણીના સોજાનો નાશ કરે છે. (૩) આસોદના તાજા મૂળ ગોમૂત્રમા અગર પાણીમા ઘસી ગરમ કરી લેપ કરવો. (૪) ધોળી સાટોડીના (વસુના) મૂળિયા ઘસી લેપ કરવો. અને એનો જ કાઢો કરી પીવા માટે આપવો **ગર્ભિણીનો જઠરાગ્નિ પ્રદીપ્ત થવા માટે**—અજમોદ, સૂઠ, લીંડીપીપર અને જીરાનુ સમભાગે ચૂર્ણ કરી, તે ગોળ અને મધમા આપવુ **ગર્ભિણીના શૂળ ઉપર:**—(૧) દાભ, કાસ (કાસડો), એરંડો અને ગોખરુના મૂળ લઈ તેનો દૂધમા કાઢો કરી સાકર નાખી આપવો (૨) ગોખરુ, જેઠીમધ અને દ્રાક્ષ દૂધમા વાટી તેમા સાકર નાખી પાવું. (૩) કચરા, શિગોડા, પદ્મકાષ્ઠ, નીલકમળ, વગડાઉ મગ અને જેઠીમધનો કાઢો સાકર નાખી પાવો ભાત અને દૂધ ખવડાવવુ એટલે ગર્ભિણીનુ શૂળ અને અતિસારનો નાશ થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—કેસર-૧૨, ગોખરુ બોડા-૯.

**ગર્ભિણીના પ્રદર (ધૂપણી) ઉપર:**—(૧) કુંભારના ઘરની માટી (કુંભારના ચાકડાની માટી), મોગરીના પાદડા, લાજાળુ, ધાવડીના ફૂલ, ગેરુ, રસાંજન અને રાળ, એમાંથી મળે તે પદાર્થો લઈ તેનુ ચૂર્ણ કરી મધમા આપવુ. (૨) વાળો, અતિવિષ, નાગરમોથ, મોચરસ અને ઇંદ્રજવનો કાઢો ગર્ભનુ ચલન, પ્રદર અને શૂળ ઉપર આપવો

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—ઉપરસાલ-૧, કાટીગોખરુ-૨, કેસર-૧૨, ખીજડો-૩, ગહુલા-૧, તલ-૧૪, તાદળજો-૬, મોગરો-૨, શિગોડા-૧.

**ગર્ભિણીના આનાહ (મળમૂત્રબદ્ધ રોગ) વાયુ ઉપર:**—વજ અને લસણ નાખી દૂધ ગરમ કરવુ તેમા હિગ અને સચળ નાખી તે પ્રાશનાર્થે આપવુ એટલે સુખી થશે.

**વિશેષ ઉપચાર** જુઓ વનૌ૦મા —વજ-૭.

**ગર્ભિણીને મૂત્રબંધ થાય તે ઉપર:**—(૧) સાળી (ચોખા), શેરડી, ડામ, કાસ અને શરતૃણ, એ તૃણ-પચમૂળનો કલ્ક નાખી દૂધ કઢવવુ અને તે પ્રાશન કરવુ, એટલે મૂત્રબંધ, તૃષા, દાહ અને રક્તપિત્તનો નાશ થાય છે. (૨) ખાખરાના ફૂલ બાફી પેઢુ પર બાધવા. (૩) સૂરોખાર પાણીમા વાટી ડૂંટી પર લેપ કરવો **ગર્ભિણી અને સુવાવડીના રક્તસ્રાવ ઉપર:**—(૧) વાળો, કમળ, રતાંદળી અને ક્ષીરવૃક્ષપચક(વડ, ઉબરો, પીપળો, પીપળી, જાબુઓ)ની છાલ, એ ઔષધો પાણીમા કૂટી ઘી નાખી તેમા ફટકડી પલાળી યોનિમા રાખવી અને ડૂંટી ઉપર લેપ કરવો (૨) **શતધૌત ઘૃત** શરીરે ચોળવું (૩) ખડીસાકર, મધ, નીલ કમળ, રાતું કમળ અને નાગકેસરનો કાઢો કરી તેમા ઘી અને મધ નાખી આપવો. (૪) શિગોડા અને કચરાની દૂધમાં લાપસી કરી ખવડાવવી (૫) ગહુલા, કમળકદ અને કુમળા ઉબરાને દૂધમા બાફી તે દૂધ પાવુ. (૬) તાદળજાના મૂળ ચોખાના ધોવડામણમા વાટી આપવા (૭) સાકર, તલ, જવ, અથવા પદ્મકાષ્ઠનુ એક તોલો ચૂર્ણ મધમા આપવુ. (૮) ધાણા, નાગરમોથ, કાળો વાળો, ધોળો વાળો, લાજાળુ, ગળો, વાવડિગ, પિત્તપાપડો અને ધમાસાનો કાઢો કરી તે ઠડો થયા પછી પાવો, એટલે રક્તસ્રાવ અને અતિસાર દૂર થાય છે (૯) કબૂતરની હગાર નાગરવેલીના રસમા અથવા ચોખાના ધોવરામણમાં નાખી પાવી. (૧૦) નીલકમળ, રાતા કમળ, કલ્હાર (ગોરખમુડી), કુમુદ (પોયણી), શ્વેતકમળ, મહુડાના ફૂલ, +એ ઉત્પલાદિગણનો કાઢો કરી આપવો, એટલે રક્તસ્રાવ, દાહ, તૃષા, હૃદ્રોગ, રક્તપિત્ત, મૂર્ચ્છા, ઊલટી અને અરુચિનો નાશ થાય છે. **ગર્ભિણી સ્ત્રી રજસ્વલા થાય તો:**—

+ મહુડાના ફૂલને બદલે કોઈ જેઠીમધ લે છે

આમળાંનાં બીજ ચોખાના ધોવડામણમા વાટી તે ધોવડામણ પાશેર સુધી પાવુ. **ગર્ભિણીના સ્તને ક્ષત અને દાહ થાય તે ઉપર:**—(૧) કુવારના મૂળ, હળદર, માયફળ અને ફટકડીને પાણીમા ઘસી ગરમ કરી લેપ કરવો. (૨) ફટકડીના પાણી વડે સ્તનની ડીટડીઓ ધોવી અને કરોળિયાનું પડ તથા કાથો ઘસી લેપ કરવો. એટલે દાહનુ શમન થાય છે. **ગર્ભિણીને પુષ્ટિકર યોગ:**—આસોદના મૂળનો કાઢો કરી આપવો; એટલે ગર્ભિણી પુષ્ટ થઈ બાળક સુદઢ જન્મે છે.×

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦ માં:—**ગર્ભિણીના સોજા ઉપર:**—કાળીજીરી-૫ **સગર્ભાને પહેલે મહિને ઊલટી અને ચક્કર આવે તે માટે:**—અળશી-૯ **ગર્ભિણીના વિષમજ્વર માટે:**—આદું-૧૪. **ગર્ભિણીના તાવ અને કમળા માટે**—પિઠવણ-૧ **ગર્ભિણીને વાયુના ઉપદ્રવ ન થવા અને પ્રસૂતિ વખતે કષ્ટ ન થવા માટે:**—એરંડો-૪૨, સાટોડી ૨૩ ની ટીપમાં નં. ૧. **ગર્ભિણીના જઠરાગ્નિ પ્રદીપ્ત થવા માટે:**—અજમોદ-૬ **ગર્ભિણીને અધૂરે માસે રજોદર્શન થાય તે માટે:**—ધોલી (ધિલોડી)-૨. **ગર્ભિણીને પુષ્ટિકર યોગ:**—આસધ-૨. **ગર્ભિણીના રક્તસ્રાવ માટે:**—જુઓ ગો૦ વૈ૦મા —ઘી-૮. પ્રા૦ ઔ૦ મા ધૃતવર્ગ-૨, કસ્તૂરી-૯ ની ટીપમાં નં. ૨

## (૬) ગર્ભચલન

સ્રીના પેટમા ગર્ભ ચલન પામે છે, તે યોગે કરી તેની કમ્મર, પીઠ, પેઢુ દુખવા લાગે છે, પેટમા દુખે છે અને તેથી કરી સ્વસ્થ ન રહી તે માંદી પડે છે તથા કોઈ વખતે બેશુદ્ધ થઈ પડે છે ગર્ભચલનનો આવો પ્રકાર ગર્ભિણીએ શક્તિ કરતા ઘણુ કામ કરવાથી કિંવા ગર્ભાશયમા ઉષ્ણતા પ્રબળ થવાથી અથવા ગર્ભિણીને જે વાત વર્જ્ય કહેલી છે તે કરવાથી થાય છે

**ઉપચાર:—પ્રથમ માસમાં ગર્ભનુ ચલન થાય તો:**—(૧) દ્રાક્ષ, જેઠીમધ, ચંદન અને ગતાદળી ગાયના દૂધમા વાટી તેમા ઘી નાખી તે પ્રાશનાર્થ આપવુ, એટલે ગર્ભ સ્થિર થાય છે. (૨) નીલકમળ, વાળો, શિંગોડા અને કચરાને ઠંડા પાણીમા વાટી દૂધમા મેળવી પ્રાશનાર્થ આપવુ, એટલે ગર્ભ પડતો નથી અને શૂળની શાંતિ થાય છે **બીજા માસમાં:**—ગર્ભચલન થવા લાગે તો કમળના તંતુઓ અને નાગકેસરને વાટી દૂધમા પાવું. શૂળ થતું હોય તો તગર, કમળ, બીલું અને કપૂરને બકરીના દૂધમા વાટી દૂધમા કાલવી પાવુ. **ત્રીજા માસમાં:**—નાગકેસર વાટી દૂધમા મેળવી સાકર નાખી પ્રાશનાર્થ આપવુ, અને શૂળ હોય તો પદ્મકાષ્ઠ, ચંદન, વાળો અને કમળની ડાંડીને ઠંડા પાણીમા વાટી દૂધમા કાલવી પ્રાશનાર્થ આપવુ એટલે ગર્ભ પડતો નથી અને શૂળની શાંતિ થાય છે. **ચોથા માસમાં:**—ચલન, તૃષા, શૂળ, દાહ તથા જ્વર હોય તો કેળના કાંદા, લીલા કમળ અને વાળો વાટી દૂધમા પ્રાશનાર્થ આપવા **પાંચમા માસમાં:**—દાડમના પાંદડા તથા ચંદન વાટી તેમા દૂધ અને દહીં નાખી પ્રાશનાર્થ આપવુ, અને નીલકમળ, કમળમાનું કેસર, બોરડીના પાંદડા, નાગકેસર તથા પદ્મકાષ્ઠને પાણીમા વાટી દૂધમા પીવા માટે આપવુ, એટલે ગર્ભ સ્થિર થઈ શૂળની શાંતિ થાય છે. **છઠ્ઠા માસમાં:**—ગેરુ, ગાયના છાણાની રાખ, લીંડીપીપર અને ગોપીચંદનનો કાઢો કરી ઠંડો થયા પછી તેમા દૂધ, સાકર અને ચંદન નાખી આપવો. **સાતમા માસમાં:**—વાળો, ગોખરુ, નાગરમોથ, લાજાળુ કંદ, નાગકેસર અને પદ્મકાષ્ઠનો કાઢો સાકર નાખી પાવો **આઠમા માસમાં:**—લોધર અને લીંડીપીપરનુ ચૂર્ણ મધમા આપવુ. **નવમા માસમાં:**—પ્રસૂતિ થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં —ધોલી-૨.

× ગર્ભિણીના જ્વર, શૂળ તથા મલાવરોધ માટે ગર્ભવિલાસ રસ, ગર્ભપીયૂષ વલ્લી તથા એર ડાહિ-ક્વાથ અપાય છે જ્વર, દાહ અને પ્રદર માટે ગર્ભચિંતામણિ રસ, રક્તાતિસાર, ગ્રહણી, વમન, દુર્બલતા, શ્વાસ, કાસ તથા જ્વર ઉપર ઇંદુશેખર રસ તથા ગર્ભસ્થાન ભ્રષ્ટ થાય તો ગર્ભવિલાસ તેલ મર્દન કરવા માટે અપાય છે આ ઉપરાંત ગર્ભપાલ રસ, ગર્ભવિનોદ રસ, ગર્ભિણીના સંપૂર્ણ રોગ ઉપર અપાય છે

## (૭) ગર્ભસ્રાવ અને ગર્ભપાત*

ચોથા માસ સુધી ગર્ભ પાતળો હોય છે, એટલે વહન થવા લાગે છે તેને સ્રાવ કહે છે. તે પછી પાચમા મહિનાથી છઠ્ઠા મહિના પર્યંત કઠિન થઈ દેહરૂપ થવા માડે છે. તે પડે તો તેને ગર્ભ-પાત કહે છે. સાતમા મહિનાથી પ્રસૂતિ થાય છે

**ગર્ભસ્રાવ અને પાતનાં લક્ષણો :**—ભય, અભિઘાત, વિષમાશન, ઊચેથી નીચે પડવું, અતિશય ચઢ–ઊતર કરવુ, ક્રોધ કરવો, અત્યાનંદ જણાવો, તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થોનું સેવન, ભાર ઊચકવો, અતિશય શ્રમ કરવો, તીવ્ર રેચન ઇત્યાદિ કારણોએ સ્રાવ અથવા પાત થાય છે. ગર્ભસ્રાવ થવા લાગે એટલે દાહ, પાર્શ્વ (પાસુ) અને પીડમા શૂળ, પ્રદર, આનાહ, (આફરો) તથા મૂત્રબંધ, એ ઉપદ્રવો થાય છે **ગર્ભપાત થવાથી ગર્ભકોષ્ઠશુદ્ધિ કરવા તથા દુ:ખ વિસારે પડવા માટે ઉપચાર :**—(૧) બેઠી ભોરિંગણી, ઊભી રીંગણી, સાલવણ, પીઠવણ તથા ગોખરુનો કાઢો કરી તેમા તૈયાર કરેલી કાજી ઘી નાખ્યા સિવાય આપવી. (૨) કળથી બાફી તેનુ કટણ પીવા આપવું. **પહેલા માસમાં ગર્ભસ્રાવ થતો હોય તો :**—જેઠીમધ, સાગના બિયા, શતાવરી અને દેવદાર, એ ઔષધો દરેક તોલો તોલો લઈ ઠંડા પાણીમા વાટી ૪ તોલા દૂધમા નાખી પ્રાશન કરવા. **બીજા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો :**—આસુંદરાની છાલ, કાળા તલ, તામ્રવલ્લી (ચિત્રકૂટ ઉપર મળશે, ન મળે તો મજીઠ લેવી) અને શતાવરીનુ ઉપર પ્રમાણે સેવન કરવુ. **ત્રીજા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો :**—ગળો, શતાવરી, ગહુલા અને ઉપરસાલનુ ઉપર પ્રમાણે સેવન કરવુ. **ચોથા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો :**—ધમાસો, ઉપરસાલ, રાસ્ના, કમળનુ દીટુ અને જેઠીમધનુ ઉપર પ્રમાણે સેવન કરવું. **પાંચમા માસમાં ગર્ભ પડતો હોય તો :**—ભોરિંગણી, ઊભી રીંગણી, શિવણ, ક્ષીરવૃક્ષોની (વડ, ઊબરો, પીપળો, પીપળી, જાબુઓ) છાલ, કાકડાશિંગ અને તજનો કાઢો અથવા ચૂર્ણ ઘૃતયુક્ત કરી આપવું અને ઉપર દૂધ પાવું. **છઠ્ઠા મહિનામાં :**—પીઠવણ, બલદાણા, સરગવો, ગોખરુ અને સિવણનો કાઢો અથવા ચૂર્ણ દૂધમાં આપવુ. **સાતમા મહિનામાં :**—શિંગોડા, કમળતંતુ, દ્રાક્ષ, કચરા અને જેઠીમધના ચૂર્ણની દૂધ અને સાકર નાખી લાપસી કરી આપવી **આઠમા મહિનામાં :**—કોઠીના મૂળ, બીલા, ઊભી રીંગણીના મૂળ, પટોલ, શેલડીના મૂળ અને ભોરિંગણીનો કાઢો કરી તેમા દૂધ નાખી પુન. ઉકાળી તે દૂધ પાવુ **નવમા× મહિનામાં :**—જેઠીમધ, ધમાસો, શતાવરી અને ઉપરસાલનો કાઢો દૂધ નાખી દૂધ શેષ રાખી પાવો **દશમા મહિનામાં :**—સૂંઠનો, શતાવરીનો અથવા સૂંઠ, જેઠીમધ અને દેવદારનો દુગ્ધશેષ કાઢો કરી પાવો **અગિયારમા મહિનામાં :**—રાયણની છાલ, નીલકમળ, લાજાળુના કાદા અને આવળકટી(આમળા)ને દૂધમા વાટી પાવા; એટલે અગિયારમા માસમાં શૂળની શાતિ થાય છે **બારમા મહિનામાં :**—ધોળી ભોયકોળી, આસોદ, શતાવરી અને કમળના તંતુને વાટી બારમા માસમા શૂળની શાતિને માટે આપવુ, એટલે ગર્ભ પુષ્ટ થાય છે અને તીવ્ર શૂળ શાંત થાય છે. **ગર્ભપાત ઉપર :**—(૧) લાજાળુ, ધાવડીના ફૂલ, નીલકમળ, જેઠીમધ અને લોધરનો કાઢો સ્ત્રીએ પાણીમા બેસી પીવો, એટલે ગર્ભપાતનુ નિવારણ થાય છે. (૨) કુંભારના હાથ પર લાગેલી માટી બકરીના દૂધમા મેળવી મધ નાખી આપવી, કિંવા ધોળી ગરણીના મૂળ દૂધમા વાટી પાવા (૩) સાકર, કમળના તંતુ તથા તલ, એ સમભાગે લઈ વાટી મધમા ભક્ષ-ણાર્થ આપવા (૪) અતિબળાના મૂળ કુમારિકાએ કાતેલા સૂત્રમા વીંટી કમ્મરે બાધવા (૫) કસ્તૂરી ૧ ગુંજાભાર, જાવંત્રી ૩ ગુંજા, જાયફળ ૨ ગુંજા અને પારસપીપળાના બીજ ૬ ગુંજા પ્રમાણે લઈ ગોળી કરી દર મહિને એક આપતા જવી. એ પ્રમાણે સાત મહિના કરવુ

---

* ઉટકટારીની જડ સ્ત્રીની કેડે બાધે તો છોકરુ ખસે નહિ, એમ એક હસ્તલિખિત પુસ્તકમા લખી છેવટે તેમા લખ્યું છે કે આ અનુભૂત છે

× નવથી બાર માસ સુધી પ્રસૂતિ થવાના ઉત્તમ મહિના છે નવ મહિના પછી પ્રસૂતિ ન થાય તો ગર્ભ અને ગર્ભિણીનુ રક્ષણ થવા માટે આ યોગ આગળ કહેલા છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌષધિમા—**ગર્ભસ્રાવની ખોડ** માટે :—તલ-૧૨ **ગર્ભપાત થતો સ્તંભન કરવા** માટે :—જવ-૨, તાંદળજો-૩ **ગર્ભપાત થવા ઉપર** ઉપચાર —કાસકી (પેટારી) ૨, ગરણી-૧૦, સમેરવો-૧૦ **બીજા મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તો :**—આશેત્રી-૭

## (૮) ગર્ભજ રોગ

શાર્ઙ્ગધર વૈદ્યક ગ્રંથમા ગર્ભજ રોગ આઠ પ્રકારના કહેલા છે. તેમના **નામો :—ઉપવિષ્ટક, નાગોદર, મક્કલ, મૂઢગર્ભ, વિષ્ટંભ, ગૂઢગર્ભ, જરાયુદોપ તથા ગર્ભપાત.**

**ઉપવિષ્ટક :**—ગર્ભિણીએ અત્યંત વિદાહી પદાર્થોનું ભક્ષણ કરવાથી રક્તસ્રાવ ઘણો થાય છે. તે કારણથી તે ગર્ભ મોટો થતો નથી, પણ માત્ર હાલચાલ થયા કરે છે એવા ગર્ભને ઉપવિષ્ટક કહે છે. આ એક સલનો (છોડનો) ભેદ છે **નાગોદર :**—સંયોગકાળે વાયુના યોગે કરી ગર્ભનો આકાર સર્પ જેવો થાય છે, તેને **નાગોદર** કહે છે **મક્કલ :**—આ રોગનો પ્રકાર વાયુગોળા જેવો હોય છે. **મૂઢગર્ભ :**—કુંટિત ગતિ જેવો વાયુ ગર્ભને આડો કરે છે અને યોનિ તથા પેટમા શૂળ ઉત્પન્ન કરે છે તથા મૂત્રાવરોધ કરે છે. **વિષ્ટંભ** (છોડ) —ગર્ભિણીએ અકાળે ભોજન કરવાથી અથવા ખરાબ પદાર્થો ખાવાથી વાયુ કુપિત થઈ ગર્ભને શુષ્ક કરે છે; તેથી કરી તેનુ ચલનવલન અને વૃદ્ધિ બંધ પડવા માડે છે તથા કાળે કરી તેને વાયુની પીડા થઈ છોડ થાય છે **મૂઢગર્ભ, ગર્ભ ઝરવો, અસાધ્ય મૂઢગર્ભ તથા અસાધ્ય ગર્ભિણીનાં લક્ષણો :**—જેની ગરદનનો મેર તૂટવા જેવો થઈ ગરદન બરોબર રહેતી નથી અને અંગ ઢીલુ થઈ જાય છે, લાજ રહેતી નથી જેની કૂખો ઉપર કાળી, લાલ એવી શિરાઓ ઉત્પન્ન થાય છે, તે ગર્ભિણી અને ગર્ભ એક માસમા મરે છે, એમ જાણવું. **પેટમાં ગર્ભ મરી ગયાનાં લક્ષણો :**—ગર્ભની હાલચાલ બંધ પડે છે, પ્રસવવેદના બંધ થાય છે, અંગ કાળું અગર લીલુ થાય છે તથા શ્વાસોચ્છ્વાસ સાથે દુર્ગંધ આવે છે, અને અંદર બાળક મરી જઈ ફૂલવાથી પેટ ફૂલી જાય છે માતાના માનસિક અને આગંતુક દુઃખના કારણોએ કિંવા વ્યાધિએ કૂખમા ગર્ભ મરે છે. **ગર્ભિણીનાં બીજાં અસાધ્ય લક્ષણો :**—વાયુના યોગે યોનિનો સંકોચ થવો, કૂખમા ગર્ભ અટકી રહેવો, મક્કલશૂળ, આક્ષેપક, કાસ-શ્વાસાદિ ઉપદ્રવ તથા મૂઢગર્ભ, એ થાય એટલે તે ગર્ભિણી બચતી નથી **યોનિસંવરણ વ્યાધિ :**—વાતકારક ખાનપાન, મૈથુન અને જાગરણનુ અતિ સેવન કરનારી ગર્ભિણીના યોનિમાર્ગમા વાયુ કોપે છે તથા યોનિદ્વારને બંધ કરે છે. માર્ગ બંધ થયા પછી યોનિગત વાયુ ગર્ભાશયદ્વાર રોકે છે અને ગર્ભાશયને પીડા કરે છે, તેથી ગર્ભનુ મોઢુ, નાક બંધ થઈ શ્વાસોચ્છ્વાસ બંધ થઈ ગર્ભ નાશ પામે છે. આ કાળ જેવો વાયુ મારનારો છે એ ઉપર **ચિકિત્સાનો** આરંભ કરવો નહિ

**સુખે પ્રસવ થવા માટે ઉપચારો :**—(૧) સર્પની કાચળી કિંવા તગર અથવા માથાની કેશની ધૂણી યોનિને આપવી (૨) કલગારીના મૂળ સૂતરમા બાંધી તે હાથે-પગે બાંધવા (૩) સૂર્યવલ્લી, આકડો કિંવા કડવા ઇંદ્રવરણાના મૂળ ધારણ કરવા. (૪) લીંડીપીપર અને વજ પાણીમા વાટી તેમા એરંડતેલ નાખી તેનો ડૂંટી ઉપર લેપ કરવો, એટલે અનેક પ્રમાદો વડે ઘણી પીડા પામેલી સ્ત્રીને સુખેથી પ્રસવ થાય છે (૫) બિજોરાના મૂળ અને જેઠીમધનું ચૂર્ણ ઘીમા નાખી પાવુ અથવા બિજોરાના મૂળ કમરે બાંધવા (૬) શેલડીની ઉત્તર બાજુના મૂળ લઈ તે અથવા (૭) તાડની ઉત્તર બાજુના મૂળ લઈ તે સ્ત્રીના શરીર જેટલા લાંબા સૂતર વડે બાંધી કમરે બાંધવા. (૮) ધોળો અઘેડો અથવા કડવો લીમડો કિંવા બોડી અઘાડીના મૂળ કમરે બાંધવા. (૯) ઉટકટારીના મૂળ ચોટલે બાંધવા; અને તે પ્રસવ થતાની સાથે છોડી નાખવા (૧૦) કેળના કાંદાનાં ફોતરા નાભિ નીચે બાંધવા. (૧૧) ગાયનુ દૂધ પાકો પાશેર (વીસ તોલા) લઈ તેમાં ગાયનું છાણુ એક તોલાથી બે તોલા પર્યંત મેળવવુ અને વસ્ત્રગાળ કરી તે આપવું; એટલે ત્વરિત છૂટકો થાય છે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌષધિમા —અરડૂસી-૪, ઉટકટારી-૩, એરંડો-૨૫, કલગારી-૪, કેળ-૪, ધોળી પીલુડી-૧, બિજોરુ-૨, વજ-૮. **જલદી પ્રસવ ન થતો હોય તો** તે માટે.—

અઘેડો–૨૧, આકડો–૨૨, આશેત્રી–૩, ઇદ્રવરણા–૧૬, કાસુંદરો–૫, ગહુ–૩, દારૂડી–૫, બિજોરું–૧૨, મીંઢળ–૩, લીમડો (કડવો)–૨૦, સરગવો ૧૧, સાટોડી–૨૩ ની ટીપમા ન. ૧, સૂર્યફૂલ–૨. જુઓ ગ્રા૦ ઔ૦ માં :—**સુખપ્રસૂતિ** માટે :—કેશ–૨, ચિત્રક–૨૦ની ટીપમા ન. ૨, દારૂડી–૫. **શીઘ્રપ્રસૂતિ** માટે.—સર્પની કાચળી–૨.

**છોડ વધારવા× માટે :**—(૧) ધાણા, નાગરમોથ, વાળો, લાજાળુ, ગળો, વાવડિંગ, પિત્તપાપડો અને ધમાસાનો કાઢો આપવો (૨) વધારા અને ધોળી જાસુદીના ફૂલ ગાયના દૂધમાં વાટી તેમા ખડીસાકર નાખી તે સવારે પાવાં. (૩) આમળાનાં બિયા, આબાહળદર અને કોઠીના પાદડાં ગાયના ઘીમાં વાટી સાત દિવસ આપવા. (૪) શિંગોડા અને કચરાની લાપશી દૂધમા કરી ખાવી. (૫) ગહુલા, કમળકંદ અને ઉબરાના કૂણા ફળ દૂધમા બાફી તે દૂધ પાવુ

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —ઘોલી (ખિલોડી)–૪, પિત્તપાપડો–૭, વરધારો–૨.

**મૂઢગર્ભ ઉપર :**—(૧) ફાલસાના મૂળનો અથવા સાલવણીનાં મૂળનો લેપ, નાભિ, બસ્તિ અને ભગને ઠેકાણે કરવો; એટલે ગર્ભ સારો થાય છે (૨) મોરવેલ, વજ, આસોદ, મજીઠ, નીલ, (ગળી) અને બોરડીનાં મૂળનો ચતુર્થાંશ કાઢો ૧ તોલો ગોળ નાખી પાવુ.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—ફાલસાં–૧, સમેરવો–૪, શિંગોડા–૧.

**મૃતગર્ભ બહાર પડવા માટે :**—(૧) દોઢપાશેર પાણીમા પાચ તોલા ગાયનુ છાણ મેળવી ગાળી તે પાવુ (૨) રાઈ અને હિંગનુ ૩ માસા ચૂર્ણ કાંજીમાં નાખી આપવુ

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦ મા.—ફાલસા–૧, રાઈ–૮ જુઓ ગો૦ વૈ૦ મા —છાણ–૧.

**ગર્ભપાતકારક ઔષધો :**—(૧) ગાજરના બિયા, કલગારી, નગોડ, ચિત્રોના મૂળ, દેવડાગરી-(કૂકડવેલ)ના ફળ, કડવચીનો કંદ, હિંગ અને પિત્તપાપડાની રાખ, એ ગર્ભનાશક ઔષધો છે. (૨) ગાજરના બિયા, કાળા તલ અને કલૌંજી જીરુ ગોળમા ખાવાથી ગર્ભ પતન પામે છે. **પ્રસૂતા સ્ત્રીની ઓર ન પડતી હોય તો :**—(૧) ઓર નહિ પડવાથી શળ, પેટનુ ચઢવુ અને અગ્નિમાંદ્ય. એ ઉપદ્રવો થાય છે. ઓર પાડવાને માટે આગળીએ કેશ વીંટાળી તે વડે તેનો કંઠ ઘસવો તથા સર્પની કાંચળી, કડવી દૂધી, નાગરમોથ તથા સરસડાનું ચૂર્ણ રાઈના તેલમા ભીંજવી તેની ધૂણી યોનિને આપવી. (૨) કલગારીના કંદનો કલ્ક કરી તે હાથ–પગને ઘસવો તથા લેપ કરવો; એટલે ઓર પડે છે (૩) ઓર પડવા માટે પ્રથમ ૧૦ થી ૧૫ તોલા ઘી સમય અને પ્રકૃતિનો વિચાર કરી પાવુ, અને પછી વાળ ગળામા આપવો, તેથી ઊલટી થતા ઓર નીકળી જશે. વાળ આપવાથી ઊલટી ન થાય તો ગરમ પાણી પાવુ; તથા ઉપર કહેલી ધૂણી આપવી, તેમ જ પેડુ ઉપર સરસવનું તેલ મર્દન કરવુ અને વધુ જરૂર જણાય તો શેક કરવો. **યોનિ ક્ષતરહિત થવા માટે :**—કડવી દૂધીના અથવા ધોળા કોળાંના પાદડાં અને લોધર, એ સમભાગે લઈ બારીક વાટવુ અને તેનો લેપ યોનિએ કરવો.

**ગર્ભસ્થાન શુદ્ધ થવા માટે :—વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા.–બિજોરું–૬, લાણો–૨

**યોનિ ઘટ્ટ અને સંકુચિત થવા માટે :**—(૧) પિત્તપાપડો અને ઉબરાના ફળ વાટી તલના તેલમા મેળવી તેનો યોનિમા લેપ કરવો. (૨) માયફળનું ચૂર્ણ અને ફુલાવેલી ફટકડી એકત્ર કરી બારીક વસ્ત્રમા પોટલી બાધી અંદર રાખવી. (૩) માયા અને કપૂર મધમા ખરલ કરી અંદર લેપ કરવો. (૪) એખગના કાઢામા તેનું જ ચૂર્ણ નાખી અંદર લેપ કરવો

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦માં—એખરો–૫, કડવી દૂધી(તુબડી)–૬, માયફળ (માયા)–૪.

**નિર્લોમકરણ ઉપચાર :**—(૧) હરતાળ ૧ ભાગ, ગળ ૨ ભાગ તથા ચૂનો ૪ ભાગ એમાં પાણી નાખી કિંચિત્ ગરમ કરી લેપ કરવો. (૨) હરતાળ ૧ ભાગ, શંખચૂર્ણ ૬ ભાગ અને આખગની ભસ્મ ૧ ભાગ લઈ એકત્ર કરી ચોળવું. (૩) ગુલબાશીના કાદા પાણીમા ઘસી તેનો

× આસગંધ ટાંક ૧૮, સૂંઠ ટાંક ૧૮, ગોખરુ ટાંક ૧૮, અને ખાંડ શેર ૧ લઈ તેમાથી દરરોજ ટાંક ૫ ખાવાથી છોડ વધે

લેપ કરવો, એટલે કેશ ખરી પડે છે

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા:—ગુલબાશી–૫ **અનંત એટલે નંદવાયુ માટે**—અનંત–૧, અરીઠાં–૬, કાસાળુ–૧૦

**મક્કલશૂળ :**—*બાળકની પૃથ્વી ઉપર છાયા પડ્યા પછી, યોનિને મસળી અંદર વાયુ પ્રવેશ કરે નહિ એવી રીતે તેનું સંરક્ષણ કરવુ, નહિ તો યોનિગત વાયુ કોપી સ્રાવ તથા રક્તને અટકાવે છે, અને સુવાવડીને હૃદય, મસ્તક તથા બસ્તિમા શળ ઉત્પન્ન કરે છે તેને **મક્કલશૂળ** કહે છે **મક્કલશૂળ ઉપર :**—(૧) જવખારનું ચૂર્ણ કરી તે કોકરવરણા પાણીમા અથવા ઘી સાથે આપવુ (૨) **પિપલ્યાદિગણ :**—લીંડીપીપર, મરી, ગજપીપર, સુંઠ, ચિત્રો, ચવક, રેણુકબીજ, તજ, અજમોદ, સરસડો, હિંગ, ભારંગમૂળ, કાળીપાટ, ઇંદ્રજવ, જીરુ, બકામલીમડી, મોરવેલ, અતિવિષ, કુટકી (કડુ) અને વાવડિંગ, આ પિપલ્યાદિગણ કફ, વાયુ, ગુલ્મ, શૂળ અને જ્વરનો નાશ કરે છે આ ગણ દીપન–પાચન છે એનો કાઢો કરી તેમા મીઠુ નાખી પ્રાશન કરવાથી મક્કલશૂળ, ગુલ્મ અને કફવાતનો નાશ થાય છે (૩) સુંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર અને ધાણાનું ચૂર્ણ જૂના ગોળ સાથે ખાવા આપવુ. (૪) હિંગ શેકી ઘીમા કાલવી ખાવી **સુવાવડીને પથ્ય :**—પ્રસૂતા સ્ત્રીએ યુક્ત એવો આહારવિહાર કરવો તથા વ્યાયામ, મૈથુન, ક્રોધ અને ઠંડા પદાર્થ વર્જ્ય કરવા પ્રસૂતા સ્ત્રીના અપથ્યકારક આહારોએ કરી **કષ્ટસાધ્ય** કિંવા **અસાધ્ય** વ્યાધિ થાય છે, એટલા માટે પથ્ય અવશ્ય કરવુ

**ગર્ભધારણ×ના ઉપાય :**—ગર્ભધારણના ઉપચાર કર્યા પહેલા શરીરમાના બીજા વ્યાધિ કાઢી નાખવાના ઉપચાર પ્રથમ કરવા શિવલિંગીના ફળ ચોથા દિવસે ભક્ષણ કરવા, નાગકેસરનુ ચૂર્ણ ઘીમા આપવું **ગર્ભધારણ થવાના ઉપચાર :**—(૧) એરંડાના બિયાનો મગજ (જીભી કાઢી નાખેલો) તથા બિજોરાના બિયા વાટી ઘી સાથે પ્રાશનાર્થ આપવા. (૨) લક્ષ્મણામૂળ (ધોળી રીંગણીના મૂળ) ગળામા બાધવાં તથા તે ઘીમા અગર દૂધમા ઘસી નાકે પાવા, એટલે **અત્યંત વીર્યવાન પુત્ર** ઉત્પન્ન થાય છે; અથવા લક્ષ્મણાના મૂળ, પુષ્ય નક્ષત્રમાં કાઢી તે **કુમારિકાના** હાથ વડે દૂધમા વટાવી ઋતુસ્નાતા સ્ત્રીને પ્રાશનાર્થ આપવા (૩) તલનુ તેલ, દૂધ, કાકડી, દહી, ઘી, એ પદાર્થો એકત્ર કરી, હાથ વડે મસળી એમા લીંડીપીપરનુ ચૂર્ણ નાખી પ્રાશનાર્થ આપવુ. (૪) એક આખા બિજોરાના બધા બિયા વાટી ઋતુમતી સ્ત્રીને પ્રાશનાર્થ આપવા, એટલે **પુત્રપ્રાપ્તિ** થાય છે. (૫) આસોંદનો કાઢો નાખી દૂધ ઉકાળવુ તથા તેમા ઘી નાખી તે ઋતુસ્નાતા સ્ત્રીને પ્રાશનાર્થ આપવુ (૬) કાટાસરિયાના મૂળ, ધાવડીના ફૂલ, વડની વડવાઈઓ તથા નીલકમલ, એ વાટી દૂધમા પ્રાશનાર્થ આપવું; (૭) પારસપીપળો અને જીરાનું ચૂર્ણ ખાઈ પથ્ય કરવુ; એટલે પુત્રોત્પત્તિ ખચિત થાય છે (૮) કૌંચના મૂળ તથા કોઠાનો ગર્ભ એ પદાર્થો દૂધમા પાવા અથવા શિવલિંગીના

* ભાવપ્રકાશકારે મક્કલશૂળનુ લક્ષણ કાઈક અંતરવાળુ કહેલુ છે ભાવપ્રકાશમા પ્રસૂતા સ્ત્રીઓના રુક્ષ કારણથી વધેલો વાયુ તીક્ષ્ણ અથવા ઉષ્ણ કારણોથી શોષણ થયેલ લોહીને રોકીને નાભિની નીચે પાસળીમા, મૂત્રાશયમા અથવા મૂત્રાશયના ઉપરના ભાગમા ગાંઠ ઉત્પન્ન કરે છે આ ગાંઠથી નાભિ, મૂત્રાશય તથા પેટમા શૂળ ચાલે છે, પક્વાશય ફૂલે છે તથા મૂત્ર રોકાઈ જાય છે કેટલીક સ્ત્રીઓના શરીરમા ચરબી ઘણી વધી જઈને અને વાયુના યોગે ફૂલી જાય છે, ઋતુ (માસિક ધર્મ) બરાબર સાફ થતુ નથી એવી સ્ત્રીઓ માટે યોગરાજ ગૂગળ, ચંદ્રપ્રભાવટી અથવા મહારાસ્નાદિક ક્વાથ અથવા એવી જ બીજી ઔષધિ લાબા વખત સુધી આપવી જોઈએ જ્યારે શરીર શુદ્ધ બને ત્યારપછી જ ગર્ભ ધારણ કરવા માટે ઔષધિ આપવી જોઈએ

× સંગૃહીત ઉપાય –(૧) કોષ્ટ (ઉપલેટ) મૂળ ટાંક ૧, વરધારો ટાંક ૨, નાગકેસર ટાંક ૨, જીરુ ટાંક ૨, તમાલપત્ર ટાંક ૨, એલચી ટાંક ૨, એ ઔષધો ભેળા કરી તેમા શિવલિંગીનું બીજ ૧ નાખી પડીકા ૭ કરવા પછી એક પડીકુ માખણમા લઈ ઉપર દૂધ પીવુ અને શીરો કરી જમવો (૨) કોઠીનુ મૂળ, વરધારો, નાગકેસર, તમાલપત્ર, સાકર અને એલચી, એ સર્વને વાટી ભૂકો કરી તોલા ૨ સાથે ચટાડવુ, તેથી સંતાન થાય (૩) પારસપીપળાના બીજ, એરંડાના મીંજ (જીભીરહિત), સફેદ સાકર, પટોલ, સુખડ અને કેસરની ગોળી કરી ત્રણ દિવસ આપવાથી સંતાન થાય

બિયાથી પુત્ર ઉત્પન્ન થાય છે; કન્યા ઉત્પન્ન થતી નથી (૯) ખાખરાનાં બિયાની રાખ કરી* તે પાણીમા પીવા માટે આપવી (૧૦) અજમો, રીંગણી, લીંડીપીપર અને નાગકેસરનુ ચૂર્ણ ગાયના ઘીમા આપવુ (૧૧) કેળું ૧, કપૂર ૧ તોલો અને વંશલોચન (વાસકપૂર) ૧ તોલો, એ ઔષધો કેળના પાદડામા વીંટાળી આગલે દિવસે સાજે તુલસીના ઝાડ નીચે પૂરી રાખવા બીજે દિવસે સાજે કાઢી ખરલ કરી તેની ત્રણ ગોળીઓ કરવી. ચોથા દિવસથી ત્રણ દિવસ પર્યંત રોજ એકેક ખાવી તથા સંભોગ કરવો, એટલે ગર્ભ રહેશે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નોમા—આસધ-૮, કાટાસરિયો-૬, કૌચ-૪, ખાખરો-૩ નાગકેસર-૫, બિજોરુ-૧૪, મીઢીઆવળ-૫, મોરશિખા ૧ ની ટીપમા નં. ૩, રતનજોત-૩, વડ-૪, વાદો-૩

**ગર્ભધારણને માટે ઔષધોપચાર કરનારને અગત્યની સૂચના:**—કોઈએ કંઈ ઔષધ કહેતા જ કોઈ સુજ્ઞ માણસ પાસે શોધ કરાવ્યા સિવાય તે કદી પણ લેવુ નહિ; કારણ કે કોઈ એકાદો દુષ્ટ હેતુએ કિંવા અજ્ઞાનમા અથવા પ્રકૃતિનુ પ્રમાણ ધ્યાનમા ન લાવતા તરત જ ઔષધ બતાવે છે, અને તેથી કરી કોઈ વખતે જીવનુ નુકસાન થાય છે, એટલા માટે તીક્ષ્ણ, ભેદક, ઉષ્ણ કિંવા પૌષ્ટિક છતા પણ શરીરપ્રકૃતિ વાતાદિ દોષે કરી વિશેષ દૂષિત થયેલી હોય તો એમ ને એમ આવા ઔષધો લેવા નહિ. નીચેના ઔષધો **ગર્ભનિવારક** છે એવી શોધ છે.—(૧) લીંડીપીપર, વાવડિંગ તથા ટંકણખારનુ સમભાગે ચૂર્ણ મધમા ઋતુકાળે જે સ્ત્રી પ્રાશન કરશે તેને કદી પણ ગર્ભધારણ થશે નહિ (૨) જે રજસ્વલા સ્ત્રી જાસુદીના ફૂલ કાજીમા વાટી પ્રાશન કરી ઉપર ૪ તોલા જૂનો ગોળ ખાશે તેને ગર્ભધારણ થશે નહિ (૩) જે સ્ત્રી સિંધવનો ટુકડો તેલમાં બોળી યોનિમા ધારણ કરી, પછી પુરુષની સાથે રમશે તો તેને કદી પણ ગર્ભધારણ થશે નહિ. (૪) તાદળજાના મૂળ ચોખાના ધોવડામણમા ઋતુસ્નાતા સ્ત્રી ત્રણ દિવસ પ્રાશન કરશે તો વાઝણી થશે આવા ઔષધો યોગ્ય ખબરદારી રાખી ઉપયોગમા લેવા

## (૯) સૂતિકારોગ (સુવારોગ)

**લક્ષણ અને કારણ:**—અંગ મરડાઈ જવુ, જ્વર, કંપારી, તૃષા, અંગે જડપણું, સોજો શૂળ તથા રેચ, એ લક્ષણો થવાથી સૂતિકારોગ થયો છે એમ જાણવુ સુવાવડીને સમજ્યા વિનાના ઉપચારોથી કિંવા દોષજન્ય અન્નપાનનુ સેવન કરવાથી અથવા વિષમાશન, અજીર્ણ ભોજનાદિકથી જે રોગ થાય છે તે આ પ્રમાણે છે.—જ્વર, રેચ (ઝાડો), સોજો, શૂળ, પેટનું ચઢવુ તથા અશક્તિ અને કફવાતજન્ય રોગો થકી ઉત્પન્ન થનાર તંદ્રા, અન્નદ્વેષ તથા મોઢામા પાણી છૂટવુ ઇત્યાદિ વિકાર અશક્તિ અને અગ્નિમાંદ્ય હોવાના કારણને લીધે કષ્ટસાધ્ય થાય છે; તે સર્વ જ્વરાદિ રોગને સૂતિકારોગ કહે છે. એ પૈકી એકાદો રોગ પ્રધાન થઈ બાકીના ઉપદ્રવરૂપે હોય છે સૂતિકારોગ મટે નહિ તો તે અગિયાર માસમા રોગીને મારે છે

**સૂતિકારોગ+ ઉપર ઉપચાર:**—(૧) **વાતનાશક** ક્રિયા કરવી પાટો બાધવો. (૨) દશમૂળનો કાઢો ઘી નાખી પાવો (૩) **અમૃતાદિ કાઢો:**-ગળો, સૂંઠ, કોરાટા, ચાદવેલ (નારી), ઉટકટારી, પંચમૂળ અને નાગરમોથનો કાઢો કરી તે ઠંડો થયા પછી મધ નાખી પાવો (૪) **દેવાદાર્વાદિ કાઢો:**-દેવદાર, વજ, કોષ્ઠ, લીંડીપીપર, સૂંઠ, કાયફળ, નાગરમોથ, કડુ. કરિયાતું, ધાણા, હરડે, ગજપીપર, રીંગણી, ગોખરુ, ધમાસો, ભોરિંગણી, અતિવિષ, ગળો, બીલી અને શાહજીરાનો કાઢો કરી તેમા સિંધવ અને હિંગ નાખી સુવાવડીને પાવો, એટલે શૂળ, કાસ, શ્વાસ, મૂર્ચ્છા, કંપ, મસ્તકપીડા, બડબડ,

* ગર્ભધારણ થવા માટે સિદ્ધ ઔષધિ —ફલઘૃત, કલ્યાણઘૃત, શતાવરીઘૃત વગેરે ખાવા માટે તથા પ્રિયંગાદિ તેલ મર્દન કરવા માટે અપાય છે

+ અહીં આપેલ છે તે ઉપરાત સિદ્ધ ઔષધ —સૂતિકારિ રસ, સૂતિકાવિનોદ રસ, સૂતિકાતંક રસ, યવાદિઘૃત, પીપલ્યાદિ ઘૃત, સૂતિકાહર રસ, પ્રતાપલંકેશ્વર રસ, સૂતિકાગજકેસરી વગેરે રસ ખાવા માટે તથા હેમસુંદર તેલ મર્દન કરવા માટે અપાય છે

તૃષા, તદ્રા, અતિસાર, ઊલટી એટલે ઉપદ્રવોએ યુક્ત અને ત્રિદોષાત્મક એવા **સૂતિકારોગનો** નાશ થશે (૫) કોરાટા (કાંટાસરિયો), કળથી, પુષ્કરમૂળ, દેવદાર તથા નેતરનો કાઢો, હિંગ અને મીઠું નાખી આપવો. એટલે સૂતિકાના ગળ અને જ્વરનો નાશ થાય છે (૬) પંચમૂળનો કાઢો કરી તેમા લોખંડ તપાવી છમકારી તે કાઢો પાવો. (૭) અતિવિષનુ ચૂર્ણ ધમા આપવુ. (૮) આકડાનાં મૂળ, ધમાસો, દેવદાર, કરિયાતુ, રાસ્ના, નગોડના પાદડા, વજ, નાની અરણીના મૂળ, સરગવાની છાલ, લીંડીપીપર, પીપળીમૂળ, જીરું, ચવક, સૂંઠ, અતિવિષ અને ભાગરાનો કાઢો પાવો; તેથી કરી સન્નિપાત, ધનુર્વાતાદિ વાતરોગ, દાતખીલી (દાત બિડાઈ જવા), અગમાનુ શૈત્ય, શ્વાસ, કાસ, સુવારોગ, એ રોગો દૂર થાય છે. (૯) **બાફ આપવાનો:**—જૂના લીમડાની અંતરછાલ કાઢી લાવવી. તેના બારીક ટુકડા કરી તે પાણીના માટલામા નાખવા અને ઉપર ઢાંકણુ બેસાડવુ. એવુ ત્રણ માટલા પાણી આધણ આવે ત્યા સુધી ગરમ કરવુ પછી જે સ્ત્રીને સુવારોગ થયેલો છે તેને એક ખાટલા ઉપર સુવાડી, પ્રથમ એક માટલુ લાવી તેના મસ્તકની નીચે રાખવુ તેમાથી વરાળ કમતી થયા પછી બીજુ માટલુ લાવી તે માથા નીચે મૂકવુ, અને પ્રથમનુ માટલુ કમર નીચે મૂકવુ. પછી ચૂલા ઉપરનુ ત્રીજુ માટલુ મસ્તક નીચે મૂકવુ. માથા તળેનુ પ્રથમ કમર નીચે અને કમર નીચેનું પગ નીચે મૂકવુ આ પ્રમાણે ત્રણ દિવસ બાફ આપવો, એટલે શરીરમાથી પરસેવાના રૂપે સર્વ વ્યાધિ નીકળી જઈ રોગ દૂર થાય છે (૧૦) દશમૂળ કૂટી તેમા પાણી નાખી એક રાત્રિ પલાળી રાખવા પછી બીજે દિવસે નલિકાયંત્ર વડે એનો અર્ક કાઢો હમેશા બે વખત બે તોલા પર્યંત સેવન કરવો (૧૧) **પંચજીરક પાક:**—જીરું, શાહજીરુ, વરિયાળી, સુવા, અજમો, અજમોદ, ધાણા. મેથી, સૂંઠ, લીંડીપીપર, પીપળીમૂળ, ચિત્રો હપુશા (શેરણી), કોળાનુ ચૂર્ણ, ઉપલેટ અને અરલુ, એ દરેક ચાર તોલા. ગોળ ૪૦૦ તોલા, મધ ૧૨૮ તોલા અને ઘી ૧૫ તોલાનો પાક સિદ્ધ કરવો તે સુવારોગ, યોનિરોગ, જ્વર, ક્ષય, ઉધરસ, દમ, પાંડુરોગ, કૃશતા અને વાતરોગનો નાશ કરે છે (૧૨) **સૌભાગ્ય સૂંઠીપાક:**—સૂંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૨૫૬ તોલા, સાકર ૨૦૦ તોલા, શતાવરી, જીરું, સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, એલચી, તમાલપત્ર, અજમો, વરિયાળી, સુવા, ચવક. ચિત્રક અને નાગરમોથ, એ પ્રત્યેકનુ ચૂર્ણ ૪ તોલા નાખી પાક પચન કરવો; લેહ જેવો થાય એટલે સિદ્ધ થયો એમ સમજવુ તેને ઘીના વાસણમા ભરી રાખવો અને પછી તે અગ્નિ અને બળ જોઈ પ્રકૃતિ પ્રમાણે આપવો આ પાક સુવાવડીને આપવાથી બળ, વર્ણ અને પુષ્ટિ આપે છે અને વલિપલિતનો નાશ કરે છે તથા તે વયસ્થાપક, હૃદ્ય, મંદાગ્નિ મટાડનાર અને આમવાત, મક્કલશૂળ તથા સુવારોગનો નાશ કરે છે (૧૩) **મહારાસ્નાદિ કાઢો:**—રાસ્ના, એરંડમૂળ, ગળો, વજ, પીળો કોરાંટો (કાંટાસરિયો), ચવક, કૌચબીજ, નાગરમોથ, ભારંગમૂળ, અજમો, કિરમાણી અજમો, પહાડમૂળ, દેવદાર, વાવડિંગ, કાકડાશિંગી, સૂંઠ, બળદાણાના મૂળ, મોરવેલ, કડુ, મજીઠ, કાળુ અને ધોળુ અતિવિષ, કચોરા, ત્રિફળા, લીંડીપીપર, જવખાર, રતાદળી, ગરમાળો, માયા, કડાછાલ, સાટોડી અને દશમૂળ, એ સર્વ સમભાગે લઈ એનો કાઢો કરી પાવો; એટલે સૂતિકારોગ, ૮૦ પ્રકારના વાયુ, શ્વાસ, કાસ, પરસેવો, શૈત્ય, અતિતંદ્રા શૂળ, ગલરોગ, બધા અંગમા થતા સણકા, કંપ, શ્લીપદ, આમવાત, નપુંસકત્વ અને સોજાનો નાશ થાય છે. (૧૪) કોરાટા(કાંટાસરિયા)નો કાઢો લીંડીપીપરનુ ચૂર્ણ નાખી આપવો અથવા કોરાટાના મૂળ ચાવી ખાવા.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—**સુવાવડીના કાઢા** માટે—નીપાણી-૧. **સુવારોગ** માટે—અતિવિષ-૯, અરડૂસો-૧, કચૂરો-૧, કાયફી-૧, કાંટાસરિયો-૧૨, કેરડી-૧ માકડી-૩, લીમડો (કડવો)-૧૬, સમેરવો-૩ **પ્રસૂતા સ્ત્રીઓના મસ્તકશૂળ** માટે—અનંત-૩, ભારંગી-૧૦, **સુવાવડીના રક્તસ્રાવ** માટે:—તલ-૧૪, તાદળજો-૬. **પ્રસૂતાનાં ચક્કર એટલે ફેર અને શૂળ** માટે—હિંગ-૧૧

જુઓ ગો૦ વૈ૦મા:—ગોમૂત્ર-૭ની ટીપમા નં ૧ જુઓ પ્રા૦ઔ૦મા—કાતણીનુ ઘર-૪. જુઓ અનુભૂત ઔષધ—બૃહત્પાકસંગ્રહના પાકપ્રયોગની ટીપમા. ૧

## (૧૦) સ્તનરોગ

**કારણ:**—વાતાદિ દુષ્ટ દોષ, ગર્ભિણી અથવા પ્રસૂતા સ્ત્રીને દૂધથી ભરેલા અથવા ખાલી સ્તનો સુધી આવી, તે ઠેકાણાના માસને અને રક્તને દૂષિત કરી સ્તનરોગ-કફ, વાત, પિત્ત, સન્નિપાત અને આગતુક એવા પાચ પ્રકારના રોગ ઉત્પન્ન કરે છે તે પાચેના લક્ષણો રક્તવિદ્રધિ સિવાય બાહ્ય વિદ્રધિના સરખા હોય છે, એટલે સ્તનના ઉપર સોજો ઉત્પન્ન કરે છે તે વેદના, દાહ, ખરજ ઇત્યાદિ લક્ષણોએ યુક્ત હોય છે તથા વિદ્રધિ સરખી વેદના થઈ પાકીને ફૂટે છે; અથવા હલકો સોજો હોય ને ઉપચાર કરે તો પાકયા સિવાય બેસી જાય છે

**સ્તનરોગ ઉપર ઉપચાર*:**—સ્તનને સોજા વગેરે આવવાથી વિદ્રધિ ઉપરની ચિકિત્સા કરવી. (૧) જળો લગાડી રક્ત કાઢવુ અને પાટો બાધવો (૨) કવડળ (નાની ઇંદ્રવરણી) અથવા કડવી ઇંદ્રવરણીના મૂળ ઘસી લેપ કરવો. (૩) નરમાના છોડના મૂળ તથા દૂધિયું કોળુ (દૂધી) કાંજીમા વાટી લેપ કરવો. (૪) હળદર તથા લોધરના કલ્કનો લેપ કરવો. (૫) કડવી ઇંદ્રવરણીના મૂળ, કુવારના મૂળ અને હળદર, એ ઘસી ગરમ કરી લેપ કરવો. (૬) સમુદ્રશોકના પાંદડા ગરમ કરી બાધવા. (૭) વાંઝણી કકોડીના મૂળ ગરમ પાણીમા ઘસી લેપ કરવો (૮) પીપળાની છાલ શેકી પાણીમા નાખવી અને તેમા લોખંડનો ટુકડો વારવાર તપાવી છમકારવો તથા તે પાણી ગાળી સવારે અને સાજે પીવા આપવુ (૯) એરંડમૂળ, બિજોરાના મૂળ, ગોખરુ, રીંગણી, મોતરીંગણી અથવા ઊભી રીંગણી, લકડી પાષાણભેદ અને ખીલીના મૂળ, આ સાત ઔષધોનો મૂળનો કાઢો કરી એરંડિયું અને શેકેલી હિંગ, સિંધવ અને જવખારનુ ચૂર્ણ નાખી તે પાવો એટલે સ્તનરોગ તથા કમર, ખાંધ, શિશ્ન, છાતી, એ ઠેકાણે જે વાયુ સબંધી પીડા થાય છે, તે દૂર થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નૌ૦મા:—ઇંગોરિયા-૩, ઇંદ્રવરણા-૬, કપાસ-૬, કકોડી-૪, કાળીવેલ-૧, કુંવાર-૬, ચિત્રો-૬, પીપળો-૧૪, મીંઢળ-૮, મીંઢીઆવળ-૧૦, મોથ-૨, વાકેરી-૭, હળદર-૫, ૨૨ની ટીપમા નં ૩

**સ્તન્ય (દૂધના) રોગ:**—જડ અને દુષ્ટ એવા પ્રકારનાં અન્નોએ દુષ્ટ થઈ માતાનુ અથવા ઉપમાતાનુ દૂધ માફક આવતુ ન હોવાથી બાળકોને નાના પ્રકારના રોગો થાય છે **વાતાદિકોએ દૂષિત દૂધનાં લક્ષણો:**—જે દૂધ તૂરું અને પાણી ઉપર તરનારું હોય છે તે વાતદૂષિત જાણવુ. જે તીખુ, ખાટું તથા ખારું હોઈ જેના ઉપર પીળી રેષાઓ દેખાય છે તે પિત્તદૂષિત સમજવુ. જે દૂધ ઘટ્ટ અને પરપોટાવાળુ હોઈ પાણીમા નાખવાથી તળિયે બેસે છે તે કફદૂષિત જાણવું બન્ને દોષના લક્ષણો જેમા દેખાય તે બન્ને દોષથી દૂષિત જાણવું તથા જેમા ત્રણે દોષોના લક્ષણો હોય છે તે ત્રિદોષદુષ્ટ જાણવુ **શુદ્ધ દૂધનાં લક્ષણો:**—જે દૂધ પાણીમા નાખવાથી તેમા મળી જાય અને ધોળુ તથા મધુર હોઈ બેરંગી નથી હોતુ તે શુદ્ધ સમજવુ **દુગ્ધશોધક કાઢો:**—પહાડમૂળ, મોરવેલ, કરિયાતુ, દેવદાર, સૂંઠ, ઈંદ્રજવ, ઉપલસરી, તગર તથા કડુનો કાઢો આપવો. તે સ્તન્યશોધન કરનારો છે ઉપલા કાઢામા તગર જેટલી ગળો નાખી તે પીવાથી સ્તનમા દૂધ વધારે આવે છે **સ્તનમાં દૂધ વધારે આવવા માટે:**—(૧) ભોયકોળા (વિદારીકંદ અથવા ક્ષીરવિદારી કંદ)નો રસ દૂધમા સાકર નાખી પાવો (૨) શતાવરીના મૂળ દૂધમા વાટી પાવા (૩) મંદાષ્ણ દૂધમા લીંડીપીપર નાખી તે દૂધ પીવું. (૪) નરમો તથા શેલડી અથવા પિત્તપાપડાના મૂળ કાંજીમા વાટી પાવા (૫) આસોદ, ભોયકોળુ અને જેઠીમધનો કાઢો કરી તેમાં ગાયનુ ઘી નાખી પાવો (૬) ગળોના મૂળનો કાઢો દૂધ નાખી ત્રણ દિવસ પાવો. (૭) દૂધમા અસાળિયાની ખીર કરવી, તેમા થોડુ ઘી અને સાકરની ભૂકી નાખી દરરોજ સવારે એક વખત એ પ્રમાણે ૧૪ કિંવા ૨૧ દિવસ પર્યંત ખાવા આપવી (૮) મેથીની+ અથવા અળવીની ભાજી ખાવી. (૯) સૂઈ

* ઇંદ્રવરણાનુ મૂળ પાણીમા ઘસી લેપ કરવાથી સ્તનપીડા મટે છે

+ કેટલીક સ્ત્રીઓ અને દાઈઓ એમ માને છે કે, સુવાવડમા મેથી દૂધને સૂકવી નાખે છે

રહેતી વેળાએ પાનમા અર્ધી મૂઠી સુવા ખાવાનો મહાવરો રાખવો અને સવારે પણ ખાવા એટલે દૂધ નિર્વિકાર થાય છે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા —અખરોટ-૪, અળવી-૬, આસધ-૧૨, કપાસ-૫, ગળો-૧૨, નાની અરણી-૨, ભોયકોળુ-૩, ૧૧, મેથી-૫, લાણોની ટીપમા ન ૪, લીડીપીપર-૬, શતાવરી-૧. **સ્તનમાં દૂધ કફદોષથી દૂષિત થયું હોય** તે માટે —જેઠીમધ-૧૬ **સ્ત્રીઓના દૂધવિકાર** માટે·—રાજહસ-૩

**સ્તનવર્ધન:**—(૧) શિવણીનો રસ અને કલ્કમા તલનુ તેલ સિદ્ધ કરવુ તે તેલ રૂના પોલ ઉપર સિંચી તે પોલ સ્તન ઉપર બાધવુ, એટલે બેસી ગયેલા સ્તન ઉપર તરી આવે છે તથા હાથીના ગડસ્થળ જેવા ઊચાઈમા જણાય છે (૨) નાગબલાના મૂળ પાણીમા વાટી સ્તનને ચોળવા; એટલે સ્તન કઠિન, પુષ્ટ અને ઊચા થાય છે (૩) કમળાક્ષ (કમળકાકડી) વાટી તે દૂધ અને સાકર સાથે પ્રાશનાર્થ આપવુ, એટલે સ્ત્રીઓના સ્તન એક મહિનામા ઘટ્ટ થાય છે

**વિશેષ ઉપચાર:**—જુઓ પ્રા૦ઔ૦મા·—ખીરણહોટી-૮.

**પથ્ય:**—રક્તપિત્ત ઉપર જે પથ્ય કિવા અપથ્ય કહેલું છે, તે પ્રદર ઉપર પણ રાખવુ વાતવ્યાધિ ઉપર જે પથ્ય કહેલુ છે તે અને સાઠીચોખા, ઘઉ, જવ, ઘી, દૂધ, મધ, સાકર, ફણસ, કેળા, આમળા, દ્રાક્ષ, આલુ તથા મીઠા, શીતળ એવા પદાર્થ, કસ્તૂરી, ચદન, કપૂર, પ્રિય એવા અન્નપાન. **અપથ્ય:**—શોક, ઊલટી, વાસી અન્ન, વિષમાસન, અતિમૈથુન, ક્ષાર પદાર્થ, આયાસ, ભાર ઊચકવો તીખા, ખાટા, કડવા, તૂરા અને વાતુલ પદાર્થો ગર્ભિણીએ વર્જ્ય કરવા; કારણ વાતુલ પદાર્થ ભક્ષણ કરવાથી ગર્ભ જડ અને ખૂધો થાય છે. પિત્તલ પદાર્થો ભક્ષણ કરવાથી ગર્ભનુ માથુ વાળરહિત થાય છે અને તે પીળા વર્ણનો થાય છે તથા કફકારક પદાર્થો ભક્ષણ કરવાથી ગર્ભ શ્વેતકુષ્ઠી અને પાડુરોગી થાય છે.

## ૬૩-સ્વરભેદ

**કારણ:**—અતિશય ખાટા પદાર્થ ખાવા, મોટા સ્વરથી ગાવુ, સિદૂર ખાવુ કપૂર ખાવું, કઠ ઉપર લાકડી આદિનો પ્રહાર થવો, ઝેર ખાવુ ઇત્યાદિ કારણોથી કંઠના સ્વરનો ભેદ થાય છે× **ઉપચાર**·—(૧) ગાયના દૂધમા આમળાનુ ચૂર્ણ આપવુ (૨) જમ્યા ઉપર ઘીમા મરી નાખી પીવા આપવુ (૩) લીડીપીપર, પીપળીમૂળ, મરી અને સૂઠનુ ચૂર્ણ ગોમૂત્રમા આપવુ. (૪) ત્રિફળા, ત્રિકટુ અને જવખારનુ ચૂર્ણ આપવુ. (૫) કોલિજન અથવા પુષ્કળમૂળ કિવા બોરડીનુ મૂળ મોઢામા રાખી રસ ગળે ઊતરવા દેવો (૬) બોરડીના પાદડા શેકી વાટી તેમા સિધાલૂણ નાખી આપવુ (૭) જેઠીમધ, આમળા અને સાકરનો કાઢો આપવો (૮) ગાયના ગરમ દૂધમા સાકર અને મરીની ભૂકી નાખી તે પાવુ *

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—આમળા-૬, આબો-૨૬, કારિવણા-૧૨, કોલિંજન-૪ જેઠીમધ-૨૨, નાગકેસર-૮, પુષ્કરમૂળ-૨, બોરડી-૨. ભાગરો-૧૪. મરી-૧૭, હળદર-૧૧. **ગળાનો અવાજ ખૂલવા માટે અને સારૂ થવા** માટે.—ચણોઠી-૫, ધોળી પીલુડી-૩.

---

× સ્વરભેદ વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, મેદજ અને ક્ષયજ, એવી રીતે છ પ્રકારના છે સારસ્વત ઘૃત, ભૃંગરાજાદ્ય ઘૃત, મૃગનાભ્યાદિ અવલેહ, નિદિગ્ધિકાવલેહ વગેરે સ્વરભગની સિદ્ધિ ઔષધિ છે

* (૧) જાવત્રી, લીડીપીપર, લાજળુ, બિજોરુ, એલચી, જેઠીમધ, લવગ અને અક્કલગરો સમાન ભાગે ચૂર્ણ કરી તે ચૂર્ણ મધમા ચાટવાથી સ્વર ઊઘડે (૨) સિધવ, વજ, બાવચી, બ્રાહ્મી, ભારંગ, હળદર, મરી અને લીડીપીપર બરાબર વજને લઈ ખાડી મધ સાથે કેટલાક દહાડા ચટાડે તો આરામ થાય છે. (૩) એક હિંદી કવિ કહી ગયો છે કે, 'હડ કોલિજન લાઈચી, રાઈ પીપર પાન, ખટ મિલાઈ ગોળી કરે, કઠ કોકિલ સમાન ' એમા હડ તે હરડે, લાઈચી તે ઇલાયચી અને પીપર તે લીડીપીપર સમજવા

## ૬૪–સંગ્રહણી

જુઓ જૂનો ઝાડો–પૃષ્ઠ ૫૨૬.

## ૬૫–હરસ–મસા ( અર્શ )

**કારણ:**—વાતાદિ દોષ ત્વચા, માંસ તથા મેદને અને તે ઠેકાણાના રક્તને દૂષિત કરી, ગુદાસ્થાને નાના પ્રકારની આકૃતિના માંસના અંકુર ઉત્પન્ન કરે છે. તે અંકુરને અર્શ ( મૂળવ્યાધિ ) કહે છે. અર્શના બે ભેદ છે. એક સહજ એટલે દેહની સાથે ઉત્પન્ન થનાર, બીજો ઉત્તરજન્મ, એટલે જન્મ થયા પછી મિથ્યા આહારવિહારાદિથી વાતાદિક કુપિત થવાથી ઉત્પન્ન થાય છે તે વળી શુષ્ક અને આર્દ્ર એવા પણ બે પ્રકાર છે ગુદાદ્વારની બહાર હોનાર રક્તસ્રાવરહિત જે અર્શ તે શુષ્ક, એને લોકો 'મૂળવ્યાધિ' કહે છે બીજા ગુદાદ્વારની અંદરની બાજુએ થનારા અથવા લોહી ટપકાવનાર હરસ તે આર્દ્ર, એને લોકો 'દૂઝણુ મસ' અથવા 'રક્ત મૂળવ્યાધિ' કહે છે દૂઝતા મસા ગુદાદ્વારની અંદરની બાજુએ ઇંચ દોઢ ઇંચ ઉપર હોવાથી દેખાતા નથી, પરંતુ શૌચના વખતે જોર કરવાથી અંદરની વલી નીચે આવે ત્યારે તે કદી બહાર પડે છે ત્યારે માત્ર દૃષ્ટિએ પડે છે રક્તસ્રાવરહિત અર્શ ગુદાની બાજુએ હોઈ તે જાડા અને કઠિન હોય છે તે લગાર કઠોર, સ્થિર ખીલાના જેવા હોય છે. તેને સંસ્કૃતમા ચર્મકીલ કહે છે ×

**પૂર્વરૂપ:**—સોજો, અગ્નિમાંદ્ય, અન્ન ન પચવું, ફૂલાનું દુખવું, અલ્પપુરીષત્વ, સંગ્રહણી, પાંડુરોગની પીડા, ઉદરરોગની આશંકા, રક્તનાશ, બલહાનિ, પેટમા ગડબડ શબ્દ, ઓડકાર, એ પૂર્વરૂપના લક્ષણો જાણવા. **ઉપચાર+:**—(૧) ગંગાવતી(બોડિયા કલાર)નો રસ એક તોલો અને ઘી એક તોલો એકત્ર કરી આપવું (૨) મૂળનો કંદ પીલી તેનું પાણી ૨ તોલા કાઢવું અને તેમા ગાયનું ઘી ૧ તોલો નાખી આપવું (૩) શરપુંખાના મૂળ દહીંમા આપવા (૪) હરડે, સૂંઠ અને ચિત્રકના કાઢામા તજ અને જવખારનું ચૂર્ણ આપવું (૫) હરડે, મરી, વાવડિંગ, અજમો, ચિત્રક અને સૂંઠનો કાઢો આપવો (૬) અરલુ, ચિત્રકમૂળ, ઇંદ્રજવ, કરંજ, સિંધવ અને સૂંઠનું ચૂર્ણ સાત

× ગુદાની અંદર ૪।। આંગળ જેટલા ભાગમા દોઢ દોઢ આંગળની ત્રણ વલી હોય છે એ વલીમા કેટલાક પ્રકારના દોષોના કારણથી માંસાંકુર ઉત્પન્ન થાય છે તેને અર્શ ( હરસ ) કહે છે દૂઝતા હરસમા બે-ચાર ટીપાથી એક શેર સુધી લોહી પડતું જોવામા આવે છે સહજ હરસ જન્મની સાથે થાય છે તે ઔષધથી મટતા નથી જે હરસના રોગીના હાથ, પગ, મોઢું નાભિ, ગુદા અને વૃષણો પર સોજો આવેલો હોય તથા હૃદય અને પાંસળામા દરદ રહેતું હોય તે અસાધ્ય સમજવો જે હરસના રોગીને તરસ બહુ જ લાગે છે, અનાજ પર પ્રીતિ રહેતી નથી, શૂળ ચાલે છે, બહુ જ લોહી પડે છે અને શરીર પર ઘણો જ સોજો જણાય તે રોગીને બચવાની આશા રહેતી નથી

+ (૧) આંબાહળદર અને ફટકડીની થેપલી કરી બાંધવાથી મસા ખરી પડે છે (૨) કેરડાના મૂળની છાલ તોલા ૫ દોઢ શેર પાણીમા ઉકાળી તે પાંચ તોલા રહે ત્યારે ગાળીને ત્રણ દિવસ પાવું (૩) કૂકડવેલના પંચાંગનો ધુમાડો આપવો (૪) લીંબોળીના બીજ તથા એળિયો લઈ પાણીમા ચણોઠી જેવડી ગોળી કરી આપવાથી લોહી બંધ થશે એ ગોળી રસવંતીના પાણી સાથે વાળવી (૫) ભોરિંગણીના પાંદડા છાયામા સૂકવી સૂકામા ભેળવી ચલમમા પીવાથી મસા મટે (૬) ઇંદ્રજવ, માલકાંગણી તથા કાળીજીરી વાટી દરરોજ ફાકી કરવાથી ગુદામા દૂઝતા મસા મટે (૭) માણસના હાડકા ૧ તોલો, શોધેલું મોરથૂથુ ૧ તોલો અને દાલચીકનો ૦।। તોલો લઈ ૫ તોલા ધોયેલા ઘીમા મલમ કરી મસા ઉપર ચોપડવાથી મસા ખરી પડે આ અનુભૂત છે (૮) હરસ ઉપર ઊભી કાગસીના પાંદડાને ખાંડી તેમા થોડું પાણી નાખી ખૂબ ખાંડી તેમાથી કપડે ગાળી કાઢેલો રસ તોલા ૫ લઈ તેમા માફકસર સાકર, પતાસા અથવા ખાંડ, એ ત્રણમાથી એક વસ્તુ નાખી તે પાવો (૯) હરસ ઉપર —બે વરસનો જૂનો કપાસ વાડમા ઊગેલો હોય તેના મૂળને પાણી સાથે પથ્થર ઉપર ઘસી તૈયાર કરી તે માફકસર પાવું (૧૦) હીમજ તોલા ૫ લઈ કાચા એરંડિયા તેલમા તળી તેને ખૂબ ઝીણી ખાંડી ચૂર્ણ કરી દરરોજ અર્ધા તોલા પ્રમાણે ફાકવી આ દવા રેચક હોવાથી તે ઉદર સંબંધીના બીજા ઘણા દરદોને હઠાવે છે ઉદરમા જામી રહેલા સૂકા મળને પિગળાવી ઝાડાવાટે બહાર કાઢે છે અને હરસનો નિઃસંદેહ નાશ કરે છે

દિવસ પર્યંત પ્રાશન કરવાથી ગુદામાના અર્શ ખરી પડે છે. (૭) કડવા લીમડાના ૨૧ પાદડા બારીક વાટી ચોખ્ખા મગની વાટેલી દાળમા મિશ્ર કરી તેને બાખડી ગાયના ઘીમાં શેકી તે ૨૧ દિવસ ખાવુ; એટલે સર્વ અર્શ ખરી પડે છે. મીઠુ ખાવુ નહિ, સિંધવ થોડો ખાવો (૮) બાળહરડે, તલ અને ભિલામાના ચૂર્ણમાં દુપટ ગોળ નાખી ગોળીઓ કરવી તે અનુપાન જોઈ આપવી; એટલે મૂળવ્યાધિ, જ્વર, કુષ્ઠ, શ્વાસ અને પથરી વગેરે રોગો દૂર થાય છે (૯) મલાવષ્ટંભ થયો હોય તો અજમો અને બીડખારયુક્ત છાશ પીવાથી ગુદામાનો રોગ દૂર થાય છે તે કદી ઉત્પન્ન થતો નથી છાશપીવાથી રક્તવાહિનીમાનુ લોહી શુદ્ધ થઈ રસ, બલ, પુષ્ટિ અને વર્ણ સારો થાય છે અને આનંદ પણ થાય છે, તથા વાત અને કફના સેંકડો વિકારો નાશ પામે છે (૧૦) સૂરણ ૧૬ ભાગ, ચિત્રક ૮ ભાગ, સૂંઠ એક ભાગ અને મરી એક ભાગ લઈ તેનુ ચૂર્ણ કરી તેના સમાન ગોળ લઈ ગોળીઓ કરી આપવી. (૧૧) સૂરણના કંદને માટીનો લેપ કરી પુટપાક રીતે અગ્નિમા શેકી તેમા તલનુ તેલ અને સિંધવ નાખી ખાવુ (૧૨) સિંધવ, ઇંદ્રજવ, કરંજ અને કડવા લીમડાની છાલ, એ ઔષધો વાટી આપવા. (૧૩) વરધારો, ભિલામો અને સૂંઠ એ ત્રણ ઔષધો લઈ તેનુ ચૂર્ણ કરી તેમા તેનાથી બમણો ગોળ નાખી ગોળીઓ કરીને ખાવી. (૧૪) લીંડીપીપરનુ ચૂર્ણ છાશમા આપવુ

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌંમા.—અખરોટ-૧, ૫; અરલુ-૧૧, આકડો-૧૨, આદુ-૨૦, આબો-૧૭, ઉંડણ-૬, ઉંબરો-૨૨, કડવા તૂરિયા-૫, કનક-૧, કપાસ-૧૯, કરેણ-૪, કાગિંદા-૨, કુકરપાડાનો વેલો-૩, ૬; કોકમ-૭, ૯; ખજૂરી-૨, ગળી-૨, ગંગાવતી-૪, ગાજો-૨, ગોરખમુંડી-૯, ચિત્રક-૧૫, ૧૬; ડુંગળી-૩૧, ૩૪, દક્ષણી થુરિયા-૪, દિંડા-૩, દૂધી-૧, દૂધેલી-૧, નાગરચંપો-૨, પીલુ-૧, પીળો ધતૂરો-૩, પોપૈયા-૨, ફુગ-૪, બીલી-૨૬, ભિલામો-૨, ભોયકોળુ-૨, મરી-૧૩, મૂળા-૪, ૮, રતનજોત-૭, રાળ-૮, રિસામણી-૫, લીમડો (કડવો)-૧૪, ૧૭, ૧૯, ૩૬; લીંડીપીપર-૩૦, વગડાઉ સૂરણ-૨, વડ-૧૪, વીછુડા-૨, વિષ્ણુક્રાન્તા-૩, શરપુંખો-૧, સૂરણ-૧, ૩, હળદર-૩, ૭ જુઓ ગો૰વૈ૰મા —માખણ-૯, છાશ-૨, ૫. જુઓ પ્રા૰ ઔ૰-મા :—બીરબહોટી-૪, હરિણશૃંગ-૩.

જુઓ **અનુભૂત** ઔષધ :—ઔપધિક્રિયાના ચૂર્ણપ્રયોગની ટીપમા નં. ૫, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫. ગુટિકાપ્રયોગની ટીપમા નં ૧૦. મલમપ્રયોગની ટીપમા નં ૫, ૬. પાકની ટીપમા નં. ૩૩

**રક્તાર્શ (દૂઝતા મસા) ઉપર ઉપચાર :**—(૧) અઘેડાના બિયાનો કલ્ક કરી તે ચોખાના ધોવડામણમા પાવો. (૨) તલ વાટી માખણમા મેળવી ખાવા (૩) નાગકેસર વાટી માખણ અને ખડીસાકરમા મેળવી આપવુ. (૪) એકેરી મખમલીનાં શુમારે ૪૦ ફૂલ લાવી ફૂલની નીચેની લીલી રજ કાઢી નાખી વાટીને રસ કાઢવો. આ રસ એક તોલો અને તેમા તેટલુ જ ગાયનુ ઘી નાખી થોડુ ગરમ કરી તે આપવુ. એ પ્રમાણે ત્રણ દિવસ લીધા પછી સર્વ પ્રકારનો રક્તસ્રાવ બંધ થાય છે. (૫) વિષ્ણુક્રાંતાના પાદડા વાટી તેની વડી ગુદા ઉપર બાધવી (૬) તાજુ માખણ ખાવુ. (૭) ઈસબગોલ (ઓથમીજીરુ) રાત્રે પાણીમા ભીંજવી રાખી સવારે હાથથી ચોળી તે ગાળી લઈ તેમાં ખડીસાકર નાખી પાવુ. સર્વ પ્રકારના રક્તસ્રાવ, જ્વર અને દાહ એથી શમી જાય છે. (૮) ઘી તોલા ૪ લઈ તેટલા જ ગરમ પાણી સાથે પાવુ. (૯) ગાયનુ માખણ ૮ તોલા, પાણી ૧૬ તોલા અને ખડીસાકર ૨ તોલા એકત્ર કઢવી ઘી સિદ્ધ કરી આપવુ.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૰મા —અઘેડા-૧૨, અરીઠા-૧૫, આમલી-૧, આબો-૪, એલચી-૫, ઓથમીજીરુ-૩, કંકોડી-૯, કારેલી-૭, ગુલાબ-૭, તલ-૧૩, દારુહળદર-૯, નાગલા દૂધેલી-૬ ની ટીપમા, ભાગરો-૧૪ની ટીપમા, 'ભૃંગરાજવટી,' મખમલી-૨, માલકાગણી-૫, રતનજોત-૯, સાટોડી-૬. **ગુદામાં હરસના મસા સૂજી ત્રાસ આપતા હોય તે માટે :**—અળશી-૫ જુઓ પ્રા૰ ઔ૰મા —માખણ-૨

**લેપ અને ધૂણી :**—(૧) કડવા લીમડાના બિયા તેલમા તળી તેમા જ ખરલ કરવા અને તેમા થોડી મોરથૂથાની ભૂકી નાખી તે મલમ અર્શને ચોપડવો, તેથી બળતરા થશે. (૨) સિંધવ અને

દેવડાગરી(કૂકડવેલ)ના બિયા કાંજીમા વાટી લેપ કરવો. (૩) શંખજીરું, કલાઈસિફેતો, સોનાગેરુ, ફટકડીની લાહી, મરડાશિંગ, મીણુ અને હળદર, એ માખણુમા ખરલ કરી ચોપડવુ. (૪) સુરોખાર અને રસકપૂરનો માખણુમા લેપ કરવો. (૫) મોગથૂથુ લાવી લીંબુના રસમા ઘસી તેમા માખણુ મેળવી તેનો લેપ કરવો (૬) ભિલામાના ઉપરના ફૂલનો પેટ ઉપર લેપ કરવો. (૭) સરગવાનાં મૂળના રસમા સોમલ ઘસી લેપ કરવો. (૮) થોરના અને કરજાના રસમા હરતાલ ઘસી લેપ કરવો. (૯) મનુષ્યકેશ. સર્પની કાચળી, વાવડિંગ, આકડાના મૂળ, ખીજડાના પાદડા, જૂના શિંગડાના ઊગેલા અંકુર અને હિંગની ધૂણી આપવી (૧૦) શિળાનુ ચૂર્ણ, શિરસ અને તેલ એકત્ર કરી ધૂણી આપવી (૧૧) ખારેકના બિયા ઝીણા કરી તેની ધૂણી આપવી. (૧૨) કડવા તૂરિયાના બિયા અને આબલીની છાલની ધૂણી આપવી. (૧૩) શ્વેત કરેણુ અને જટામાસીનો લેપ કરવો. (૧૪) વાનરની વિષ્ટા, અજમાના ફૂલ અને કળીચૂનાની ધૂણી સાત દિવસ આપવી, એથી અર્શ ખરી પડે છે. (૧૫) પોપૈયાના કાચા ફળનો ચીકણો રસ મસાને ૩ દિવસ ચોપડવાથી મસા ખરી પડે છે.×

**પથ્ય :**—સાઠીચોખા, મગ, કળથી–સુવા, તુવેર, ચાકવત (ટાંકો), ચીલ, ધિલોડા, કોળુ, પરવળ, કારેલા, સૂરણુ, રાઈ, છાસ, ઘી, કુમળો મૂળો અને કુમળા વેંગણુ. **અપથ્ય :**—ચણા, મઠ, મમૂર, પાવટા (વાલ), ચોળી, શેલડી, કેળ, ફણુસનો ગર અને શાક, જડ પદાર્થ, સામો, દૂધ અને ગોળ.

**સૂચના :**—જેને ભિલામો ઊપડતો હોય તેણે ભિલામાના ઉપાય કરવા નહિ બીજાઓએ કરવા.

## ૬૬–હાથીપગો (શ્લીપદ)

**સંપ્રાપ્તિ :**—જે સોજો જ્વર સહિત તથા સાથળના મૂળમા અત્યંત પીડાયુક્ત ઉત્પન્ન થાય છે, પછી ક્રમે કરી માણુસના પગોમા ઊતરે છે, તે રોગને 'શ્લીપદ' કહે છે કોઈ એને (મ૦) વારૂળ પણુ કહે છે, જે દેશમા સર્વ કાળ ઘણું પાણી એકઠુ થઈ રહે છે, તે દેશમાં અને જે દેશમાં બધી ઋતુઓમા ઠંડી જ હોય છે તે દેશમા ઘણુ કરીને આ રોગ ઉત્પન્ન થાય છે.

**ઉપચાર :**—(૧) લોહી કઢાવવુ (૨) ધતૂરો, એરંડમૂળ, નગોડ, સાટોડી, સરગવો અને સરસવનો લેપ. ઘણા વખત ઉપરનો શ્લીપદ હશે તો તેનો પણુ નાશ કરશે. (૩) વરધારાનુ ચૂર્ણ કાંજી કિંવા ગોમૂત્ર સાથે લેવાથી મોટો કષ્ટસાધ્ય શ્લીપદ વર્ષ ઉપરનો હશે તોપણુ તેનો નાશ થશે. (૪) ખાખરાના મૂળનો અંગરસ અને ધોળા સરસવનુ તેલ, બન્ને સમાન લઈ પાવા (૫) ધોળા એરંડાના તેલ વડે હરડે તળી ગોમૂત્ર સાથે ૭ દિવસ ખાવી; એટલે શ્લીપદનો નાશ થાય છે (૬) સાગની છાલનો કાઢો કરી ગોમૂત્ર નાખી આપવો. એટલે **શ્લીપદ અને મેદોરોગ** દૂર થાય છે+

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા —આકડો–૧૭, જીયાપોતો–૨, વરધારો–૧, સાગ–૬, હરડે–૧૨, હળદર–૨

× અર્શરોગમા સિદ્ધ ઔષધ કર્પૂરાદ્ય ચૂર્ણ (વાતાર્શ માટે), કરંજાદિ ચૂર્ણ, ભલ્લાતક પાક, ભલ્લાતકામૃત યોગ, બૃહતસૂરણમોદક, કુટજાવલેહ, દંતીઅરિષ્ટ, અભયારિષ્ટ, ચવ્યાદિ ઘૃત, બાહુશાલગુડ, વિજયચૂર્ણ, અર્શકુઠાર રસ, ચક્રેશ્વર રસ, ચવ્યાદિ લોહ, તીક્ષ્ણમુખ રસ વગેરે ખાવા માટે તથા કાશીશાદિ તેલ, ચિત્રકાદ્ય તેલ વગેરે લગાડવા માટે અપાય છે **અનુભૂત ઔષધ :**—(૧) નાગલા દૂધેલી અથવા ચમાર દૂધેલીના પાન ૨ તોલા લઈ ઘીમા તળીને ખાવાથી લોહી પડતુ બંધ થાય છે (૨) રસાંજન (રસવતી) તથા કપૂર અષ્ટમાશ મેળવી પાણીની સાથે ઘૂંટી ચાર ચાર રતીની ગોળી બનાવવી એક અથવા બે ગોળી પાણી સાથે લેવાથી લોહી પડતુ બંધ થાય છે (૩) અરીઠાના છોતરાને બાળી રાખ કરવા, પછી કાથો સમાનભાગે મેળવી ખરલ કરી ચૂર્ણ તૈયાર કરી ૧ રતી માખણુ અથવા દૂધની મલાઈમા મેળવી ૭ દિવસ ખાવાથી દૂઝતા મસાનો નાશ થાય છે આ ઉપાય છ છ માસને અંતે ત્રણુ વખત કરવો (૪) હરતાલ તોલા ૨ તથા કાથો તોલા ૪ લઈ ધોયેલા ઘી તોલા ૬ મા મેળવી મલમ તૈયાર કરવો આ મલમ મસા ઉપર લગાડવાથી મસા મરી જાય છે

+ શ્લીપદ રોગમા શ્લીપદ ગજકેસરી, નિત્યાનંદ રસ, સૌરેશ્વર, ઘૃત, કૃષ્ણાદિ મોદક, પિપલ્યાદિ ચૂર્ણ, નિર્ગુંડયાદિ સંધાન, દંત્યાદિ ઘૃત, વાતરક્તાતક રસ વગેરે ખાવા માટે તથા પુનર્નવાદિ લેપ, વિડંગાદિ તેલ, વૃદ્ધદ્દાર્વાદિ તેલ વગેરે ચોપડવા માટે કામ આવે છે રોગ જૂનો થવા પછી લાભ થતો નથી

**પથ્ય :**—ચોખા, જવ, કળથી, લસણ, પડોળા, સરગવો, કારેલા, કડવા, તીખા અને અગ્નિદીપન કરનાર પદાર્થ. **અપથ્ય :**—વિષાન્ન, ગોળ નાખી જે દૂધના પદાર્થ કર્યા હોય તે, મીઠા, ખાટા પદાર્થ, જડ અને કફકારક પદાર્થ

## ૬૭–હેડકી* અથવા ઊચકી ( સં૦ હિક્કારોગ )

**કારણ :**—જડ અને મળબદ્ધ કરનારા પદાર્થોનુ સેવન, ઠંડુ પાણી પીવુ, ઠંડા પાણીથી સ્નાન કરવુ, ઠંડું અન્ન ખાવુ, ધુમાડી અને ધૂળ નાકમા જવી, ગરમી અને વાયુનુ અતિસેવન, ઉપવાસ કરવા ઇત્યાદિ કારણોથી આ રોગ થાય છે

**ઉપચાર :**—( ૧ ) લીંડીપીપરનુ ચૂર્ણ અને મોરના પીછાની ભસ્મ મધમા કાલવી વારવાર ચટાડવા; એટલે ઊચકી અને ઊલટીનો તુરત નાશ થાય છે ( ૨ ) જેઠીમધનુ ચૂર્ણ મધમા આપવુ. ( ૩ ) નગોડના બિયા અને લીંડીપીપરના કાઢામા શેકેલી હિંગ એક માસાભાર નાખી તે આપવુ. ( ૪ ) અળતાનુ નસ્ય આપવુ ( ૫ ) બિજોરાના રસમા મધ અને સચળ નાખી આપવુ ( ૬ ) ધમાસાના કાઢામા મધ નાખી આપવું ( ૭ ) સોનાના વરખ માખણમા આપવા ( ૮ ) નાગરમોથના બિયા લઈ તે આઠગણા પાણીમા ભીજવી રાખવા, અને મૃદુ થાય એટલે વસ્ત્રથી ગાળી તેનુ પાણી ૪ તોલા પ્રાશન કરવુ. ( ૯ ) આમળા, લીંડીપીપર અને સૂંઠનો કાઢો સાકર નાખી લેવાથી પ્રાણનો નાશ કરનારી ઊચકીનો નાશ થાય છે. ( ૧૦ ) કોઠીનો કિંવા આમળાનો અગરસ મધ નાખી લીંડીપીપર સહિત લેવાથી તે હેડકી અને શ્વાસનુ નિવારણ કરે છે ( ૧૧ ) ધૂણી વગરના અંગારા ઉપર હિંગ અને અડદનુ ચૂર્ણ નાખી તેની ધૂણી પ્રાશન કરવી ( ૧૨ ) કઢેલુ દૂધ અથવા શેરડીનો રસ પાવો. ( ૧૩ ) ઉધરસ ઉપરના અને ક્ષય ઉપરના સર્વ ઉપચાર વાત, ઉધરસ, ઊલટી તથા શ્વાસ ઉપર યોજવા ×

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા '—અડદ–૪, અસાળિયો ૫ કડુ–૩, કાસુદરો–૨, કેળ–૫, કોઠી–૮, જાયફળ–૫, જેઠીમધ–૪, ધમાસો–૪, ધરો–૨, નાળિયેર–૯, પાટલા–૧, પીપળો–૩, ૧૫; પુષ્કરમૂળ–૧, બિજોરુ–૭, ભારંગ–૯, મૂળા–૧, મોથ–૩, રતાદળી–૧, રેણુકા–૧, લીંડીપીપર–૭, શેલડી–૫, ૧૨; સરગવો–૩, સુખડ–૮, હરડે–૨, હિંગ–૪. જુઓ ગો૦વૈ૦મા —દૂધ–૧૨, ઘી–૧૬. પ્રા૦ઔ૦મા .—ઘોડાની લીદ–૨, મોરના પીછા–૧

જુઓ અનુભૂત ઔષધ —ઔષધિક્રિયાના ક્વાથપ્રયોગની ટીપમા નં ૧૦. મલમપ્રયોગની ટીપમા નં ૨

**પથ્ય :**—ઘઉં, કળથી, ચોખા, જવ, લસણ, પરવળ અને મૂળા **અપથ્ય :**—વાલ, અડદ, ઘેટીનું દૂધ, પેઢ, ખાટા પદાર્થ અને દૂધી

## ૬૮–હૃદયના રોગ અથવા હૃદ્રોગ

**કારણ :**—અતિ ઉષ્ણ, ખાટા, તૂરા, કડવા પદાર્થોના અતિસેવને કરીને તથા શ્રમ, અભિઘાત, અધ્યશન ( ભોજન પર ભોજન ), મૈથુન, મળમૂત્રાદિ વેગોનુ ધારણ, ચિંતા ઇત્યાદિ કારણોથી હૃદ્રોગ ઉત્પન્ન થાય છે.

---

* ( ૧ ) વણું ખાવાથી થયેલી હેડકી તે અન્નજા, ( ૨ ) બે-ત્રણ હેડકી સાથે આવે છે તે યમલા, ( ૩ ) ધીમે ધીમે આવે છે તે ક્ષુદ્રિકા, ( ૪ ) નાભિમાથી ઉત્પન્ન થતી ઘોર અવાજવાળી હોય તે ગંભીરા અને ( ૫ ) આખા શરીરને કંપાવે તે મહતી, એમ પાચ પ્રકારની છે ઉપાય —( ૧ ) અજમાની સુખડી ( માતર ) કરીને ખવડાવવી એ હેડકીને સત્વર અટકાવનાર અનુભૂત ઉપાય છે ( ૨ ) બકરીના દૂધમા સૂંઠ નાખી પકવી તે બન્ને ખાવા ( ૩ ) લવંગ ટાંક ૧, અક્કલગરો ટાંક ૧, લીંડીપીપર ટાંક ૧, સૂંઠ ટાંક ૧ અને સિંધવ ટાંક ૧ લઈ કુંવારના ગર્ભ સાથે ખરલ કરવુ તેની વડબોર જેવડી ગોળીઓ કરી આપવી ( ૪ ) સરગવાનુ મૂળ ગાયની છાશમા વાટી હિંગ નાખી પાવાથી હેડકી મટે.

× હિક્કારોગ પર પિપલ્યાદિ લોહ, શૃંગ્યાદિ ચૂર્ણ, મેવડબર રસ, યોગવાહક રસ તથા શ્વાસરોગમાં કહેલી સર્વ ઔષધિ અપાય છે

**સંપ્રાપ્તિ:**—વાતાદિ દોષ કુપિત થઈ હૃદયમા રહેલ રસધાતુને કુપિત કરી, હૃદયને ઠેકાણે પીડા ઉત્પન્ન કરે છે એ વ્યાધિને હૃદ્રોગ કહે છે*

**ઉપચાર:**—(૧) નસોતર, કચોરા, બળદાણા, રાસ્ના સૂંઠ, હરડે અને પુષ્કરમૂળનો કાઢો કિંવા ચૂર્ણ ગોમૂત્ર સાથે પાવુ (૨) વાવડિંગ અને ઉપલેટનુ ચૂર્ણ વાવડિંગના કાઢામા આપવુ, એથી હૃદયમાના અસાધ્ય કૃમિ પણ પડશે (૩) ગાયનુ દૂધ ૯૬ તોલા લઈ મંદાગ્નિ સળગાવી અર્ધું બળી જાય ત્યા સુધી ઉકાળવુ, અને ઠંડુ થયા પછી સાકર, મધ, ઘી, એ બબ્બે તોલા અને લીંડીપીપરનુ ચૂર્ણ ૧ તોલો નાખી પાવુ, તેથી કરી સર્વ પ્રકારના દોષોથી થયેલો હૃદ્રોગ જ્વર, ઉધરસ અને ક્ષયનો નાશ થાય છે. (૪) દશમૂળનો કાઢો જવખાર અને સિંધવ નાખી પાવો, તેથી કરી હૃદ્રોગ, ગુલ્મ, શૂળ, શ્વાસ અને કાસનો નાશ થાય છે (૫) એરંડમૂળ ૮ તોલા આઠગણા પાણીમા કઢવી, તે કાઢો જવખાર સાથે પાવો, એટલે હૃદય, કુક્ષી અને કમરના ઠેકાણાનુ શૂળ દૂર થાય છે (૬) સૂંઠનો ગરમ કાઢો પ્રાશન કરવો તે અગ્નિવર્ધક છે અને દમ, ઉધરસ, વાયુ, શૂળ અને હૃદ્રોગનો નાશ કરે છે (૭) સહદેવી અથવા તુપકદી ગંગેટી)ના મૂળ ગાયના દૂધમા પચન કરવા અને તે દૂધ પાવુ; હૃદ્રોગ, દમ તથા ઉધરસનો નાશ કરે છે (૮) શીમળાની છાલ દૂધમા બાફી એક મહિનો આપવાથી તે રસાયન ઉત્કૃષ્ટ બળકારક અને વાતનાશક છે એ જ એક વર્ષ પર્યંત લાગલાગટ સેવન કરનાર સો વર્ષ પર્યંત કોઈ પણ રોગનો ભોગ થતો નથી (૯) પુષ્કરમૂળનુ ચૂર્ણ મધમા ચાટવાથી હૃદ્રોગ, દમ, ઉધરસ અને ઊચકી–(હેડકી)નો જલદીથી નાશ થાય છે (૧૦) ઘી, મધ કે ગોળનુ પાણી એમાથી એક સાથે અરજુનવૃક્ષની છાલનુ ચૂર્ણ જે પીશે તે હૃદ્રોગ, જીર્ણજ્વર અને રક્તપિત્તને જીતી ચિરંજીવ થશે (૧૧) કડુ અને જેઠીમધનુ ચૂર્ણ ગરમ પાણીમા પાવુ. તે જીર્ણ-જ્વર, રક્તપિત્ત અને હૃદ્રોગનો નાશ કરે છે (૧૨) હરડે, વજ, રાસ્ના, લીંડીપીપર, સૂંઠ, નાગરમોથ અને પોખરમૂળનુ ચૂર્ણ આપવુ (૧૩) ઘઉં અને અરજુનસાજડનુ ચૂર્ણ બકરીના દૂધમા ગાયનુ ઘી નાખી બાફવુ અને મધ તથા સાકર સાથે આપવુ, એટલે શૂળ, હૃદ્રોગ અને ક્ષય, એ રોગો દૂર થાય છે×

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા:—અરજુનસાજડ–૪, ૫ ૭, ૮, ૧૩, આદુ–૧૯, એરંડો–૩૮, ગંગેટી–૩, જેઠીમધ–૧૯, નાળિયેરી–૧૪, પુષ્કરમૂળ–૧, ફાલસા–૩ બિજોરુ–૧૩, ખોરસળી–૩, લીંડીપીપર–૨૩, ૩૪, વાવડિંગ–૬, શીમળો–૧૬, સમેરવો–૧, ૧૫ **ઉરમાં સંચય થયેલું રક્ત શુદ્ધ થવા માટે.**—પીપળો–૪ **છાતી દુખે તે માટે.**—દાડમ–૮, બોરડી–૯ **છાતીમાં દુખતું હોય કે લોહી બગડેલું હોય તે માટે:**—રગતરોહિડો ૨ જુઓ ગો૦વૈ૦મા:—દૂધ–૧૫ જુઓ પ્રા૦ઔ૦મા:—હરિણશૃંગ–૧

**પથ્ય:**—ઘણા જ જૂના રાતા ચોખા, પડોળા, કેળા, જૂનુ કોળુ, કેરી, દાડમ, ગરમાળો, જૂનો ગોળ, લસણ, ધાણા, મધ, પાન વગેરે **અપથ્ય:**—તૃષા, ઊલટી, મૂત્ર, વાયુ, ઉધરસ અને ઓડકાર, શ્રમ, શ્વાસ, મળ અને રુદનના વેગનુ ધારણ, મેંઢીનુ દૂધ, તૂરો–ખારો રસ અને રક્તમોક્ષ

## ૬૯–ક્ષયરોગ

**કારણ:**—અતિ મૈથુન, અતિ માર્ગ ચાલવો, અતિ શ્રમ કરવો, વ્રણ, શોક, જ્વર, વિષમાશન (અકાળે થોડુ કિંવા ઘણુ ખાવુ), મળમૂત્રાદિ વેગોનો અવરોધ, એથી કરી કફ, વાત અને પિત્ત

* હૃદ્રોગ વાતજ, પિત્તજ, કફજ, ત્રિદોષજ તથા કૃમિજ મળી પાંચ પ્રકારના થાય છે આયુર્વેદમા કહેલ હૃદયરોગ હોજરી, યકૃત, ફેફસા આદિ અવયવોની ખરાબીથી હૃદયમા ઉત્પન્ન પીડાને કહેલો છે હૃદયની માસપેશી, હૃદયાવરણ, હૃદયખંડ, હૃદયકપાટ વગેરેની ખરાબીથી ઉત્પન્ન થયેલ રોગનુ નિદાન અથવા ચિકિત્સા કહેલ નથી

× હૃદ્રોગમા સિદ્ધ ઔષધિ —કલ્યાણસુંદર રસ, ચિંતામણિ રસ, હૃદયાર્ણવ રસ, અર્જુન ઘૃત, શ્વદંષ્ટ્રાદિ ઘૃત, ક્ષીરપિપ્પલી પંચસાર રસ વગેરે

કુપિત થઈને રસાદિ ધાતુને શુષ્ક કરી ક્ષયને ઉત્પન્ન કરે છે તે ત્રિદોષમા કફનું આધિક્ય હોય છે.

**સંપ્રાપ્તિ :**—કફપ્રધાન વાતાદિ દોષોએ રસવાહિની શિરાઓ રૂંધાઈ ગયાથી બધો રસ એક ઠેકાણે સુકાય છે પછી અનુક્રમે રસ, રક્ત, માંસ ઇત્યાદિ સપ્ત ધાતુ ક્ષીણ થાય છે. આ અનુલોમ ક્ષય જાણવો. અતિ મૈથુન કરનાર પુરુષનું વીર્ય ક્ષીણ થવાથી વાયુનો કોપ થાય છે તથા તત્સમીપસ્થ મજ્જાદિ સર્વ ધાતુઓ ઊલટા ક્રમે ક્ષીણ થાય છે, તેને પ્રતિલોમ ક્ષય કહે છે આવી રીતે સપ્ત ધાતુ ક્ષીણ થવાથી માણસ શુષ્ક થાય છે આ રોગને **રાજયક્ષ્મા** પણ કહે છે

**પૂર્વરૂપ :**—શ્વાસ, અંગગ્લાનિ, તાલુશોષ, કફનો સ્ત્રાવ, ઊલટી, અગ્નિમાંદ્ય, સળેખમ, ઉધરસ અને નિદ્રા ઇત્યાદિ લક્ષણો ક્ષય ઉત્પન્ન થવા પહેલા થાય છે. રોગીની આંખોને ધોળાપણુ, કોઈને માંસભક્ષણની ઇચ્છા, સ્ત્રીસહવર્તમાન ક્રીડાની ઇચ્છા ઇત્યાદિ લક્ષણો થાય છે.

**લક્ષણ :**—ખભા અને પડખાને ઠેકાણે દુઃખ હાથેપગે આગ, સર્વાંગે જ્વર, એ ૭ લક્ષણો થાય છે **અસાધ્ય લક્ષણો :**—ઉધરસ, અતિસાર, પાર્શ્વશૂળ, સ્વરભેદ, અરુચિ અને જ્વર, એ ૭ લક્ષણો જેમા છે તે અસાધ્ય જાણવો રક્તસ્ત્રાવ, ઉધરસ, જ્વર, એ ત્રણ જ લક્ષણો જેમા છે અને જેના બળ તથા માંસનો ક્ષય થયેલો છે તે પણ અસાધ્ય જાણવો જે રોગીના નેત્ર શુક્લવર્ણ, અન્નદ્વેષ કરનાર, ઊર્ધ્વશ્વાસી અને કષ્ટ વડે ઘણું મૂતરનાર એવા રોગીને ક્ષયરોગ મારે છે. ક્ષય ઉત્પન્ન થયેલા રોગીનુ એક **હજાર** દિવસની અંદર મૃત્યુ થાય છે **સાધ્ય લક્ષણો :**—જે રોગીને તાવ ન હોતા બળવાન હોય, ચિકિત્સા સહન કરનાર, વિચારવાન અને એનો અગ્નિ પ્રદીપ્ત તથા કેવળ કૃશ ન હોય એવા રોગીને ઉપચાર કરવા *

---

* ક્ષયરોગ ત્રિદોષથી ઉત્પન્ન થાય છે ક્ષય પ્રકટ થાય છે ત્યારે ખભા તથા પાસળીઓમા વેદના, હાથ-પગના તળિયામા બળતરા તથા તાવ રહે છે આ ક્ષયની પહેલી સ્થિતિ કહેવાય છે બીજી સ્થિતિમા અન્ન પર અરુચિ, તાવ, શ્વાસ, ખાંસી, કફમા લોહી પડવુ, સ્વરભેદ એ લક્ષણો દેખાય છે આ બીજી સ્થિતિથી જ્યારે રોગ આગળ વધે છે, ત્યારે છાતીમા ક્ષત, મંદજ્વર, બળ તથા માંસનો ક્ષય, પાસળીઓમાં દરદ, શરીર પર સોજો, અતિસાર, ઉધરસનો અતિવેગ, મૈથુનની ઇચ્છા, અવાજ બહુ જ મંદ થવો એ ત્રીજી સ્થિતિ છે પહેલી સ્થિતિ સાધ્ય, બીજી કષ્ટસાધ્ય તથા ત્રીજી અસાધ્ય છે ક્ષયરોગમા પેશાબનો રંગ કાળો થઈ જાય છે. પણ જો તે સફેદ થઈ જાય તો દરદ અસાધ્ય સમજવુ તાવ વધારે રહે તો મૂત્રનો રંગ લાલ થઈ જાય છે ક્ષયરોગમા અતિસાર થઈ આવે તોપણ દરદ અસાધ્ય સમજવુ ક્ષયરોગ ૭ પ્રકારનો છે —વ્યવાય-શોષ (અતિમૈથુનથી થાય છે), શોકશોષ (બહુ શોક કરવાથી થાય છે), વાર્ધક્ય શોષ (વૃદ્ધાવસ્થાથી થતો શોષ), વ્યાયામશોષ (અતિ કસરતથી થતો રોગ), અધ્વશોષ (બહુ જ ચાલવાથી થાય તે), અને વ્રણ (ચાંદા થવાથી) આ ૭ પ્રકાર ઉપરાંત ઉરઃક્ષત (છાતીમા ચાંદા થવાથી થાય છે) રોગનુ વર્ણન શાસ્ત્રમા અલગ કરેલ છે, પણ ચિકિત્સામા ભેદ નથી ક્ષયરોગમા મળ અને વીર્યનુ રક્ષણ કરવુ જોઈએ, કારણ કે શરીરબળ મળને આધીન છે તથા જીવન વીર્યને આધીન છે, માટે જુલાબની કાંઈ પણ ઔષધિ ક્ષયવાળાને આપવી નહિ અતિ જરૂર હોય અને કબજ હોય તો ગુલકંદ, આમળાનો મુરબ્બો, દ્રાક્ષાસવ અથવા બીજી સૌમ્ય-સારક ઔષધિ આપવી દૂષિત મળ પેટમા રહી જાય તો તે તાવને વધારી આપે છે રાજયક્ષ્મા તથા ઉર-ક્ષતક્ષય ઉપર વપરાતી ઔષધિ —સિતોપલાદિ ચૂર્ણ, ચ્યવનપ્રાશ અવલેહ, અભ્રકભસ્મ, સુવર્ણભસ્મ, કુષ્માંડ અવલેહ, તાલીસાદિ ચૂર્ણ, લવંગાદિ ચૂર્ણ, વાસાવલેહ, દ્રાક્ષાસવ, જાતિફલાદિ ચૂર્ણ, કર્પૂરાદ્ય ચૂર્ણ, ક્ષય-કેસરી, મૃગાંક રસ, હેમગર્ભપોટલી રસ, કુમુદેશ્વર રસ, એલાદિ ગુટિકા વગેરે ખાવા માટે તથા ચંદનાદિ તેલ તેમ જ લાક્ષાદિ તેલ શરીર પર મર્દન કરવા માટે અપાય છે ક્ષયરોગીની આસપાસ પાંચદસ બકરી બાંધી રાખવી, એ પણ હિતકર છે, કારણ કે ક્ષયના જંતુ બકરીને લાગતા નથી, તેમ જ બકરીનુ દૂધ તથા બકરીનુ ઘી ખાવું દારૂના અતિશય વ્યસનથી શરીરનો નાશ થઈ ક્ષયરોગ ઉત્પન્ન થાય છે તેને શાસ્ત્રમા 'મદાત્યય' રોગ કહેલો છે આ રોગમા શરીરમા બેચેની, બેશુદ્ધિ, ઊલટી, ઝાડો, માથામા તથા કલેજામા દરદ, બડબડાટ, અરુચિ, હૃદયમા પીડા તથા દાહ વગેરે ઉપદ્રવ જોવામા આવે છે દરદી નિસ્તેજ જણાય છે તથા શૂન્ય બની પડ્યો રહે છે નાડી પણ બહુ જ ધીમે ચાલે છે જે મદાત્યય રોગીનો નીચલો અથવા ઉપલો હોઠ લાંબો થઈ જાય, શરીર ઉપર ઠંડી લાગે તથા અંતરમા બળતરા જણાય, મોઢું તેલ ચોપડેલુ હોય એવું જણાય, જીભ, હોઠ અને દાંત કાળા અથવા નીલા રંગના બની જાય, આંખ પીળી અથવા લાલ થઈ જાય એવા રોગીને ઔષધિથી લાભ થવો મુશ્કેલ ગણાય મદાત્યય રોગમા જરૂર હોય તો જ જુલાબની

**ક્ષયરોગ ઉપર ઉપચાર :**—(૧) બકરીનુ દૂધ, ઘી અને સાકર એ સેવન કરવા (૨) માખણ, સાકર અને મધમા એક ચણોઠીભાર સોનાના વરખનુ સેવન કરવાથી ક્ષયનો નક્કી નાશ થાય છે (૩) સિતોપલાદિ ચૂર્ણ આપવુ (૪) લવંગાદિ ચૂર્ણ આપવુ (૫) અશ્વગંધાદિ ચૂર્ણ આપવુ (૬) **એલાદિ ચૂર્ણ :**—એલચીદાણા, તમાલપત્ર, નાગકેસર અને લવગ એકેક ભાગ, ખારેક બે ભાગ, કાળી દ્રાક્ષ, જેઠીમધ, સાકર, લીંડીપીપરના ચાર ભાગ એ સર્વ એકત્ર કરી ચૂર્ણ કરી મધમાં આપવુ (૭) **દ્રાક્ષાદિ ચૂર્ણ** —કાળી દ્રાક્ષ, ચોખાની ધાણી, સાકર, જેઠીમધ, ખારેક, ઉપલસરી, વંશલોચન, વાળો, આમળા નાગરમોથ, ચદન, તગર, ચણકબોળા, જાયફળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લીંડીપીપર અને ધાણા, એ સમભાગે અને સર્વેના બરોબર સાકર નાખો, એ ચૂર્ણ સવારે સેવન કરવાથી પિત્ત, પિત્તદાહ, મૂર્ચ્છા, ઊલટી અને અરુચિને શમાવે છે તથા શરીરને કાંતિવાન કરે છે, અને પાડુ, કમળો, રક્તપિત્ત, ઉદરદાહ અરુચિ, રાજયક્ષ્મા, રક્તપ્રમેહ, યોનિદોષ, રક્તાર્શ, અત્રવૃદ્ધિ અને વિદ્રધિનો નાશ કરે છે આ દ્રાક્ષાદિ ચૂર્ણ સર્વ પ્રકારના ચૂર્ણોમા અતિ ઉત્તમ છે (૮) જવ અને ઘઉં નું ચૂર્ણ દૂધમા બાફી તેમા ઘી, મધ અને સાકર નાખી આપવુ. (૯) **કર્પૂરાદિ ચૂર્ણ :** -ભીમસેનો કપૂર, તજ, ચણકબોળા, જાયફળ અને જાવત્રી, એ સમભાગે (એકેક ભાગ) અને લવગ ૧ ભાગ, જટામાસી ૨ ભાગ, મરી ૩ ભાગ, લીંડીપીપર ૪ ભાગ અને સૂઠ ૫ ભાગ, એ પ્રમાણે લઈ ચૂર્ણ કરી, ચૂર્ણ જેટલી સાકર નાખી તે ચૂર્ણ આપવુ તે હિતાવહ છે. એ દાહ, ક્ષય, કાસ, વૈવર્ણ્ય, પીનસ, દમ, ઊલટી અને કંઠરોગ ઉપર અનુપાનમા આપવુ (૧૦) લીંડીપીપર, દ્રાક્ષ, સાકર, મધ અને સરસવના તેલનો લેહ આપવો. (૧૧) મધ, આસોદ, લીંડીપીપર અને સાકરનો લેહ આપવો (૧૨) અરડૂસીના પાદડા, અશ્વગધા (આસોદ), શેરસડાના મૂળ અને સાટોડીનો કાઢો આપવો (૧૩) અરજુનસાજડની છાલ, સૂંઠ, બળદાણાના ઝાડના મૂળ, આમળા અને એરડાનુ ચૂર્ણ, ઘી અને મધ નાખી આપવું તે ક્ષય અને કાસનો નાશ કરે છે (૧૪) આસોદ, ગળો, શતાવરી, દશમૂળ, બળદાણા, ગગેટી, પુષ્કરમૂળ અને અતિબલા(ખપાટ)નુ ચૂર્ણ આપવુ અને પથ્યને માટે દુગ્ધાદિક આપવુ (૧૫) તાલીસાદિ ચૂર્ણ આપવુ. (૧૬) સાકર, મધ તથા માખણ આપવુ કિંવા દૂધ, મધ અને ઘી એકત્ર કરી આપવુ એટલે પુષ્ટિ આવે છે (૧૭) પત્રીની સાકર, લીંડીપીપર, દ્રાક્ષ ખારેક જેઠીમધ, કાગદી એલાયચી, લવગ, તમાલપત્ર અને નાગકેસરનુ ચૂર્ણ મધમા આપવુ, એટલે તે ભ્રમ, દાહ, મસ્તકશૂળ તથા ક્ષયરોગનો નાશ કરે છે (૧૮) પુટપાકકૃતિએ અરડૂસીના પાદડાનો રસ કાઢી તે મધમા આપવો, એટલે રક્તપિત્ત શ્વાસ અને ક્ષય દૂર થાય છે. (૧૯) કોળાના ગરનો રસ લઈ તેમા બે તોલા લાખનુ ચૂર્ણ નાખી આપવો, એટલે રક્તક્ષયનો નાશ થાય છે (૨૦) દશમૂળ, બળદાણા, રાસ્ના, પોખરમૂળ, દેવદાર અને નાગરમોથનો કાઢો પાવો, એટલે કુક્ષિ, ખાધ અને ડોકના ઠેકાણાનુ શૂળ, ઉરઃક્ષત, ઉધરસ તથા શ્વાસ શાંત થાય છે (૨૧) બળદાણા, ભોયકોળુ, સિવણ, કાટશેવતી અને સાટોડીને વાટી દૂધ તથા મધ સાથે પાવુ, એટલે ઉરઃક્ષતક્ષયનો નાશ કરશે. (૨૨) **એલાદિ ગુટિકા** આપવી (૨૩) ઉરક્ષતક્ષયી માણસને દૂધમા અને મધમા ધાણી ભક્ષણ કરવા આપવી. તે પચી ગયા પછી સાકર નાખી દૂધ પાવુ (૨૪) **ક્ષયથી ઊલટી થાય તે ઉપર :**—લાખનુ સારું બારીક ચૂર્ણ, મધ, ઘી તથા દૂધ એકત્ર કરી આપવુ (૨૫) **ઋક્ષ્યાદિ મોદક :**—ચણોઠીના મૂળ, શેરડીનો રસ, મધ અને વશલોચન એ દરેક ૬૪ તોલા, સાકર ૨૦૦ તોલા તથા કૌચબીજ, મરી, તજ, તમાલપત્ર અને એલચી, એ દરેક ૧૬ તોલા લઈ એનુ ચૂર્ણ કરી તેમા નાખી રવૈયાથી મથન કરી, તેના ચાર તોલાના મોદક કરી ભરી રાખવા તેમાથી બે વખત અથવા એક વખત તે મોદક અગ્નિબળ જોઈ આપવા એ ઉપર પથ્ય સારી રીતે પાળવુ, જિતેંદ્રિય રહેવુ અને બ્રહ્મચર્ય પાળવુ, એટલે તે મોદક સગ્રહણી અને અગિયાર પ્રકારના ક્ષયનો નાશ કરે છે એ વૃદ્ધ, વ્યાકુળ

ઔષધિ આપવી પૌષ્ટિક અને સ્નિગ્ધ ઔષધિ આપવી જોઈએ દૂધ, માખણ અને મલાઈ (દૂધની તર) અતિ લાભદાયક આહાર છે ક્ષયરોગમા કહેલા કેટલાક ઉપાયો મદાત્યયમા પણ ઉપયોગી છે

અને ધાતુક્ષીણ થયેલાને વાજીકરણ છે અને વાંઝણીને પુત્ર આપે છે, તથા યુદ્ધ, સ્ત્રી, મદ્ય અને ભારથી શ્રમિત થયેલા પુરુષોના બળને વધારે છે, અને હૃદરોગ, પ્લીહા, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, અપતંત્રક, અપસ્માર, વિષ અને ઉન્માદનો નાશ કરે છે આ રસાયન છે (૨૬) દ્રાક્ષ સાકર, મધ અને લીંડીપીપર કિંવા આસોદ, સાકર, મધ, ઘી અને લીંડીપીપર એકત્ર કરી તે આપવુ; એટલે ધાતુક્ષય દૂર થાય છે. (૨૭) મૂસળીનુ ચૂર્ણ ઘીમા તળવુ તથા તેમા કૌચબીજ, ગોખરુ અને શતાવરીનું સમભાગે ચૂર્ણ મિશ્ર કરવુ અને એ બધા જેટલી સાકરની ભૂકી અને બકરીનુ ઘી નાખી સવા તોલા પ્રમાણના લાડુ કરી રાખવા. નિત્ય સવારે એક લાડુ ખાવા આપવો અને ઉપર પાચ તોલા બકરીનું દૂધ સાકર નાખી પાવુ (૨૮) **અગસ્ત્યક હરીતકી:**—જવ એક આઢક (૨૫૬ તોલા) પ્રમાણના વજનને લઈ ખાંડી તેમા પાણી ચોપટ નાખી ચોથો ભાગ પાણી રહે ત્યા સુધી કાઢા કરી ગાળી તેમાથી જવ કાઢી નાખી રાખવુ; પછી દશમૂળના ઔષધો સર્વ મળીને ૮૦ તોલા, ચિત્રો, પીપળીમૂળ, અઘેડો, કચોરા, કૌચબીજ, શંખપુષ્પી, ભારંગથાલ ગજપીપર, બળદાણા, અને પુષ્કરમૂળ, એ દશ ઔષધો આઠ આઠ તોલા પ્રમાણે લઈ થોડા થોડા ખાંડી તેમા પાણી પાચ આઢક (૧૨૮૦ તોલા) નાખી ચોથો ભાગ પાણીમા રહે ત્યા સુધી કરી ગાળી તે જવના કાઢામાં મેળવી, તેમા મોટા હરડા ૧૦૦ નાખી, ઘી અને તલનુ તેલ બત્રીસ બત્રીસ તોલા અને ગોળ ૧ તુલા (૪૦૦ તોલા) તે કાઢામા નાખી લચકો થાય ત્યા સુધી પાક કરી, ઠંડું થયા પછી લીંડીપીપરનુ ચૂર્ણ અને મધ એ સોળ સોળ તોલા પ્રમાણે લઈ પાકમા મેળવવું. આ અવલેહમાથી રોગીએ દરરોજ ૨ હરડા લેહ સાથે ખાવા, તેથી કરી ક્ષય, કાસ, જ્વર, શ્વાસ, ઊચકી (હેડકી), મળવ્યાધિ, અરોચક, પીનસ અને સંગ્રહણી, એ રોગો દૂર થાય છે શરીરે કરચલીઓ પડે તે જતી રહે છે, કેશ ધોળા હોય છે તે કાળા થાય છે તથા બળ અને કાંતિ આવે છે આ અવલેહ રસાયન છે, એથી કરી સર્વ પ્રકારના રોગો દૂર થાય છે આ અવલેહ **અગસ્ત્ય** ઋષિએ કહેલો છે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌંમા —અરજુનસાજડ-૬, અરડૂસી-૧૦, ૧૭, ઇંદ્રજવ-૨૨, કંચકી-૧, જવ-૭, થુવેર ચોધારો-૧૩, પીપળો-૧૮, બિજોરુ-૧૩, લીંડીપીપર-૨૩, ૩૪, વાકેરી-૩. **કફક્ષય** માટે.—અરડૂસી-૧. **ઉરઃક્ષત ક્ષય** માટે:—જેઠીમધ—૧૧, ડુંગળી-૨૨, પીપળો-૯. **રક્તક્ષય** માટે:—બોરડી-૯. જુઓ ગૌ૦વ૦મા —મા દૂધ-૨૧, માખણ-૧ જુઓ પ્રા૦ઔ૦મા — મૂત્રવર્ગ-૧, સાબરશિંગ-૭.

**પથ્ય:**—ઘઉં, મગ, ચણા, બટી, માખણ, દૂધ, ઘી, કેળા, ફણસ, પાકી કેરી, આમળા, નાળિયેર, સરગવો, તાજી દ્રાક્ષ, સાકર, શરીરે સુગંધી તેલનુ અભ્યંગ, ઉત્તમ, સુંદર મનોરમ્ય એવા સ્થાનો અને ગૃહોમા નિવાસ, માળાધારણ, ગાવુ, કથા અને પુરાણનુ શ્રવણ, મૃદુ અને શીત પવન, નાચ, ચાંદરણી, વીણાવાદન, સ્ત્રીનુ દર્શન અને સુવર્ણ, મોતી તથા રત્નના અલંકારનુ ધારણ. **અપથ્ય:**—વિરેચન, મળમૂત્રાદિના વેગનુ ધારણ, શ્રમ, સ્વેદન, અંજન, જાગરણ, સાહસકર્મ, રુક્ષપાન, રુક્ષાન્ન, અનિયમિત સમય પર ખાવુ અને પાણી વગેરે પીવુ, કાલિંગડું, લસણ, હિંગ, ખાટા, તીખા, તૂરા અને કડવા રસ, ભાજીપાલો, ક્ષાર, વિરોધી-અપથ્ય-ભોજન, શક્તિ કરતા વધુ ખાવુ અથવા ખાધા ઉપર ખાવું, ઘોલા કે ટીંડોરા, કંકોડા, દાહકારક પદાર્થ, રાતી અને શ્વેત સાટોડી.

## ૭૦—ક્ષુદ્રરોગ—ફોલ્લા, ફોલ્લીઓ વગેરે

**શાર્ઙ્ગધર** ગ્રંથમા ક્ષુદ્રરોગ આઠ પ્રકારનો કહેલો છે. તે પૈકી જરૂર જણાય તેટલાનું જ અહીં વર્ણન કરેલુ છે× **વલ્મિક** (રાફડો):—ગળુ, ખાધ, હાથ, પગ અને સાંધાને ઠેકાણે ત્રણે

× સંગ્રહીત ઉપચાર —(૧) લોઢાના વાસણમા લીંબુના રસથી હીમજ ઘસી ચોપડવાથી નાની ફોલ્લી તથા ચાંદી મટે (૨) ચીણિયો કપૂર ટાંક ૧, ફુલાવેલો ટંકણખાર ટાંક ૧ અને સોપારી ૧, એ ત્રણેને લીંબુના રસમા ઘસી ૧૪ દિવસ ચોપડવાથી કરોળિયા મટે (૩) મીણ તોલો ૧, રાળ તોલો ૦ાા, કાથો

દોષોથી ગફ્ડા (મ૦ વાઉળ) જેવી ગાઠ ઉત્પન્ન થાય છે તેનો ઉપાય નહિ કરવાથી તે હળવે હળવે મોટી થાય છે, તેને પુષ્કળ છિદ્રો પડે છે, તેમાથી સ્રાવ થાય છે, ગળો ફૂટે છે અને તેનુ મુખ ઉપર ઊપસી આવેલુ હોઈ વિસર્પ પ્રમાણે પ્રસરે છે **કક્ષા** (કાખમાજરી, બાબલાઈ)–બાહુ, કાખ, ખાધ અને બરડાની જગાએ પિત્તકોપથી થયેલી, કાળા ફોલ્લાએ વ્યાપ્ત અને વેદનાયુક્ત ગ્રંથિ થાય છે. **અગ્નિરોહિણી:**—કાખની આજુબાજુએ માસ ફાડનારા જે ગૂમડા થાય છે તેના યોગે અંતર્દાહ અને તાવ આવે છે અને તે અગારા જેવા લાલ થાય છે. તેમા વાયુ અધિક હોય તો સાત દિવસે, પિત્તાધિક્ય હોય તો બાર દિવસે અને કફાધિક્ય હોય તો પદર દિવસે રોગી મરે છે. એ ત્રિદોષજ અગ્નિરોહિણી અસાધ્ય છે. **પાદદાહી** (તજાગરમી, વ્યાઉ ફાટવા):—જે માણસ સ્વભાવતઃ ઘણુ ફરે છે, તેના પગો ફૂટી વાયુના યોગે અત્યત બળતરા થાય છે, તળિયામા ફાટ પડે છે. ખાલ નીકળી જાય છે અને હાથેપગે દાહ થાય, તેને પાદદાહી અને મરાઠીમા જળવાત કહે છે. એ હાથે પણ થાય છે **ઓસાર (અલસ):**—કહોવણનો કચરો પગની આગળીઓમા ભરાવાથી તે આગળીઓની વચલી જગામા ચળ ઉત્પન્ન થાય છે, બળતરા થાય છે, ચામડી સૂજી જાય છે અને બળતરા થઈ સણકા આવે છે એને ઓસાર કહે છે **દારુણા**.—કફ-વાયુના યોગે કેશની જમીન અતિ કઠિન થઈ ચેળ આવે છે, ચગચર થાય છે અને ઝીણી ફોલ્લીઓ થઈ પાકે છે તેને દારુણક કિવા દારણા કહે છે **વ્યંગ** (વાગ) —શ્રમ તથા ક્રોધ વડે કોપેલો વાયુ પિત્ત સાથે મળી મુખ ઉપર આવે છે તથા એક મડળ ઉત્પન્ન કરે છે તે દુખતુ નથી અને પાતળુ તથા શ્યામવર્ણું હોય છે તેને વ્યગ કિવા વાગ કહે છે **ગુદભ્રંશ** (આમળ, ખુલુ મ૦ આગેરુ)–રૂક્ષ તથા અશક્ત પુરુષોની ગુદા કથળવાથી કિવા અતિસારના યોગથી બહાર આવે છે તેને ગુદભ્રશ કહે છે **સૂકરદંષ્ટ્ર**:—જે ગુદભ્રશ દાહયુક્ત લાલ કિનારીવાળો, જેની ચામડી પાકેલી, તીવ્ર વેદનાયુક્ત, કડૂયુક્ત અને જ્વર કરનાર હોય તથા જેમા સોજો કિવા વ્રણ થાય છે તેને સૂકરદષ્ટ્ર (ડુકરદાઢ) કહે છે.

**વલ્મિક (રાફ્ડા) ઉપર ઉપચાર** —મનશીલ, ભિલામો, કાગદી એલચી, અગરુ ચદન અને જાઈના પાદડાનો કલ્ક કરી તેમા કડવા લીમડાની લીબોળીઓનુ તેલ પચન કરવુ તે બહુ જ છિદ્રોના અનેક વ્રણયુક્ત વલ્મિકનો નાશ કરે છે

**વિશેષ ઉપચાર:**—જુઓ વર્નો૦મા —ભાગ-૬

**કક્ષા (કાખમાંજરી) ઉપર:**—(૧) વડના દૂધનો કિવા વછનાગનો વારંવાર લેપ કરવો, (૨) ગૂમડુ ફાટવાને માટે પુંગળવેલીના પાદડા વાટી બાધવા અથવા રાઈ અને કાચ એકત્ર વાટી પાટો બાધવો (૩) ધોળી કલગારીનો કદ ઘસી ચોપડવો

**વિશેષ ઉપચાર**:—જુઓ વર્નો૦મા —કલગારી-૧, કૌચ-૯, ગૂગળ-૨, ભિલામો-૫, રાઈ-૧૧ તથા તેની ટીપમા, લસણ-૨, વછનાગ-૭, વડ-૩

---

તોલો ૦ાા, મરી તોલો ૦ાા, સિંદૂર તોલો ૦ાા, બરાસ તોલો ૦ા અને મોરથૂથુ તોલો ૦ાા લઈ ઘી શેર ૦ામા મલમ કરી ચોપડવાથી તજાગરમી જાય (૪) રાળ, કાથો અને મરી એકેક તોલો, સિંદૂર તોલો ૦ાા, મીણ તોલા ૨ અને ઘી તોલા ૧૦મા મલમ કરી ચોપડવાથી તજાગરમી જાય (૫) કડુ, કરિયાતુ, ઇદ્રજવ, ત્રિફળા, લીમડાની છાલ, પિત્તપાપડો, ઉસબો, ગળો, ગ્રંઠ, લીડીપીપર, મરી અને કાળીજીરી ઉકાળી પાવાથી લોહીવિકાર મટે (૬) ત્રુસહુ લઈ બે ફાડો કરી ગર્ભ કાઢી, વડાગરુ મીઠુ તે પર ભભરાવી તેને ગરમ કરી, દરદ ઉપર મૂકી ઉપર તેની જ છાલ મૂકી પાટો બાધવો ત્રીજા દિવસે છોડવાથી કીડિયાનગરુ જાય. (૭) આમલસાર ગંધક ટાક ૧, મોરથૂથુ ટાક ૧, લોધર ટાક ૧, લીબુના રસમા ખરલ કરી ચોપડવાથી કરોળિયા જાય (૮) મલમ —પારો માસા ૫ અને આમલસાર ગધક માસા ૫ તથા ગધક ઊઠિયો માસા ૫ લઈ તેની કાજળી કરવી પછી મરી માસા ૫, કપીલો માસા ૫, રાળ માસા ૫, કાથો માસા ૫, ફુલાવેલુ મોરથૂથુ માસા ૫, મેદી માસા ૫, માલકાગણી માસા ૫, મીણ ૩ પૈસાભાર અને ગાયનુ ઘી ૩ પૈસાભાર લઈ પ્રથમ ઘી ગરમ કરી તેમા મીણ નાખી પછી બાકીની સર્વ ચીજો ઝીણી વાટેલી નાખી ગરમ કરતા ઊભરા બે આવ્યેથી ઉતારી પછી આગળીથી ચાઠા ઉપર ચોપડવાથી નાસૂર, ચાઠા, કીડિયાનગરુ (પગની એડીની નીચે કીડાના દર જેવુ થાય છે તે દદ-રાફડો), પાઠુ વગેરે જાય

**અગ્નિરોહિણી ( કાળપુળી-પાઠા ) ઉપર :**—(૧) કૂંવાડિયાના પાદડા સાત દિવસ બાધવા. (૨) ઇંદ્રવરણી અને કડવી ( લઘુ ) ઇંદ્રવરણીના મૂળ ઠંડા પાણીમા ઘસી વારંવાર લેપ કરવો. (૩) વગડાઉ સરગવાનાં મૂળ, તાનવડીના ( પાતાળ તુંબડીના ) મૂળ, દિંડીના મૂળ અને કલગારીના કાદાને પાણીમા એકત્ર ઘસી અથવા ફક્ત કલગારીનો કાદો ઘસી લેપ કરવો. (૪) ઝાડ ઉપરના કાસાળુના કાદા પાણીમા ઘસી પાઠા ઉપર લેપ કરવો પથ્ય-અલૂણી (૫) ગરમાળાનુ મૂળ છાશમા ઘસી પાઠા ઉપર લેપ કરવો અને તિવતીનાં મૂળ દૂધમા ઘસી પાવા. (૬) સાતવર્ષી ધાવડીના મૂળની ભૂમિમાની ગાઠ ગાયના તાજા દૂધમા ઘસી પાવી અને તેના ઉપર લેપ કરવો. (૭) પુત્રજીવ (જીયાપોતા) ઝાડની અંતરછાલ પાણીમા ઘસી ચોપડવી, એટલે કાળપુળી ( પાઠુ ), વિષના કોલ્લા, ગંડમાળ, ગલગંડ અને કાખમાજરીનો નાશ થાય છે (૮) વિષ્ણુક્રાતા તથા પેટારી, એ બંને કાંજીમા વાટી લેપ કરવો. એટલે તે કાળપુળી. સર્વ પ્રકારની ગાઠો અને ગૂમડાનો નાશ કરશે. આ ઔષધ કાળપુળીનો નાશ કરવા માટે મોટું સમર્થ ઔષધ છે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નો૦મા:—ઇંદ્રવરણા-૧૮, કલગારી-૩, કાસાળુ-૧, કૂંવાડિયો-૨, ખપાટ-૧, ગરમાળો-૩, ચિત્રો-૩, જીયાપોતો-૧, વાલોળ-૨, વાંકેરી-૫, વિષ્ણુક્રાતા-૪

કાળપુળી જેવુ જ બીજા પ્રકારનુ મોટું ભયંકર ગૂમડુ થાય છે તેના લોકોમા ચાલતા નામો, લક્ષણો અને ઉપચારો નીચે આપેલા છે. **જાળપુળી :**—જે ગૂમડામાથી અગ્નિથી દાઝ્યા પ્રમાણે દાહ થાય છે તે **ચારપુળી :**—જે ગૂમડાથી ચારણી પ્રમાણે છિદ્રો પડતા જાય છે અને કેટલાએક ઉપચારો કર્યા છતા તે પોતાનો ક્રમ ન છોડતા ઉપર ને ઉપર છિદ્રો પાડતુ જાય છે તે. **દેઠપુળી.**— ઉપર પ્રમાણે વિકાર થઈ શરીરના ભાગ ઉપર નખ જેવી કઠિન ચામડી વધારતુ જાય છે તે, **×પાઠું :**- આ કાળપુળીનો પ્રકાર હોઈ એ બહુધા પીઠ ઉપર જે ઠેકાણે દૃષ્ટિ પહોચતી નથી એવા કરોડના ભાગ ઉપર થાય છે **ઉપચાર :**—(૧) કડવા લીમડાના પાદડા પાણીમા વાટી ગૂમડા ઉપર વારવાર બાધતા રહેવુ, એટલે દાહ શાંત થશે (૨) કાળપુળી ઉપર કહેલા ઉપચારો સર્વ પ્રકારના ગૂમડાં ઉપર કરવા (૩) વાંકેરીની જડ ઠંડા પાણીમા ઘસી પાવી અને ગૂમડા ઉપર લેપ કરવો; કિંવા વાંકેરીના પાદડા પાણી નાખ્યા સિવાય વાટી ઉપર બાધવા. (૪) ત્રિધારી કાંડવેલ( હાડસાંકળ )નો રસ કાઢી તેમા વાંકેરીની જડ અને શંખજીરુ ઘસી તેનો ચારપુળી ઉપર વારવાર લેપ કરવો.

**માંડપુળી ( બદ ) એટલે સાથળ ઉપર ભયંકર ફોડલી થાય છે તે ઉપર :**—(૧) મર્યાદવેલીનો કંદ અથવા ફળ વાટી ચોપડવુ (૨) કોળું શેકી તેમા મીઠુ નાખી તે બાધવુ. (૩) મખમલીના પાદડા અને દૂધીના પાદડા મીઠુ નાખી વાટી બાધવા **પથ્ય**—અલૂણી

**વિશેષ ઉપચાર :**—જુઓ વર્નો૦મા —આકડો-૨૪, ઉંબરો-૭ કલગારી-૩, કાકડી-૨, કૌચ-૯, ખપાટ-૧, ખસખસ-ફ ( અફીણ )-૧૭, ગલકી-૪, ગહું-૧, ગુલછબુ-૨, ચિત્રક-૬, તૂરિયા-૧, તુવેર ત્રણધારીઓ-૭, દિંડા-૨, નરાળા-૧, પીપળો-૧૯, બાવળ-૭, ભિલામો-૬, ૧૨, મખમલી-૪, મર્યાદવેલ-૧, લીમડો ( કડવો )-૩૯, વછનાગ-૬, વાવળા-૧ વીંછુડા-૨, સણ-૨ **બદ પાકવા**

---

× **પાઠું ( ઇં૦ કાર્બંકલ ) અદીઠ :**—આ રોગમા તીવ્ર પીડા થાય છે, જેથી શરીરમા તાવ રહે છે, તેમ જ રાત્રે નિદ્રા પણ આવતી નથી આ રોગ પાછળના ભાગમા ગળાથી કમર સુધીના સ્થાનમા થાય છે પાઠું કાચબાની પીઠ જેવુ, કાળા રંગનુ, ઉપસેલુ તથા ગોળ દેખાય છે સોજો આવ્યા પછી નાની નાની ફોલ્લીઓ થાય છે તે ફૂટીને પાઠામા છિદ્ર પડે છે અને રસી નીકળ્યા કરે છે થોડા દિવસ ગયા પછી મોટો ખાડો થઈ જાય છે પછી સડેલુ માસ અને ગંધાતુ પરુ નીકળ્યા કરે છે **તેવા પાઠા ઉપર ઉપચાર :**—પારો ૨ તોલા, ગંધક ૨ તોલા, મુરદારશિંગ ૪ તોલા, કપીલો આઠ તોલા, મોરથૂથુ ફૂલાવેલુ ૨ માસા તથા ધોયેલુ ઘી સર્વના વજનથી ૮ગણુ, પારા ગંધકની પ્રથમ કજલી કરી પછી બીજી ઔષધિ મેળવવી સારી રીતે મળી ગયા પછી ઘી મેળવી મલમ તૈયાર કરવો આ મલમ લગાડવા પછી પહેલા દિવસથી જ રોગીને આરામ જણાય છે રોજ સવારે કાતરથી સંભાળપૂર્વક મરેલુ માસ કાપી લેવુ તથા આ ઔષધિ સારી રીતે લગાડવી, જેથી થોડા દિવસમા આરામ થઈ જશે આ ઉપાય કરવાની સાથે ખાવા માટે રક્તશોધક ઔષધિ બ્રહદ મંજીષ્ઠાદિ કવાથ જેવી આપવાથી જલદી લાભ થાય છે

માટે—અળસી–૨, કાળો ઉમરડો–૪, ડુંગરી–૧૮, શીમળો–૧૦, હળુ–૧ બદ ફૂટવા માટે:—કાજુ–૪, કાસાળુ–૪, કૂવાડિયો–૯, ઝાડ શેવાલ–૧, મિરજોળી–૧. બદ રુઝાવા માટે.—પીપળો–૧૨, મોગલી એરંડો–૪, વાકેરી–૪

**જળવાત (તજાગરસી, હાથપગનું ફાટવું) ઉપર ઉપચાર:**—(૧) ગાયના ઘીનું હમેશાં મર્દન કરવુ, એટલે દાહ શાંત થશે. (૨) આમળાનો રસ કાઢી તેમા ગાયનુ ઘી નાખી પક્વ કરી તે સેવન કરવુ, એટલે પિત્ત અને તજાગરમીનો નાશ થશે. (૩) ઐનના (અરજુનસાજડના) અંકુર, બોરડીના પાદડા અને આમળાને વાટી તેનો રસ હાથમા અને પગતળિયે મર્દન કરવો. (૪) લીલા પોપૈયા લાવી પીસી તે પીસેલા પોપૈયા તપેલામા નાખી ઉપર પાણી ભરેલું ઢાંકણુ ઢાંકી, મંદાગ્નિ વડે બાફ દઈ તે પીસેલા બફાયેલા પોપૈયા હાથતળિયામા અને પગતળિયામા બાધવાં. આ પ્રમાણે ચાર–પાચ વખત કરવુ, એટલે એ વિકાર નાશ પામે છે (૫) મીંઢળ, સિંધવ, ઘી, ગૂગળ, ગેરુ અને વાળાનું ચૂર્ણ મધમા અને ઘીમાં કાલવી તેનો લેપ કરવો (૬) મધ, મીણ, સિંધવ, ગોળ, ગૂગળ, રાળ તથા ગેરુને એકત્ર કરી તેનો લેપ કરવો (૭) મોટા માયફળ, શરસડો, કડવો લીમડો, મોચરસ, રાતુ કોળુ, કાકડી, શંખનુ પાણી, તેલ અને મીઠું એકત્ર કરી પચન કરી તે ચોપડવુ, એટલે તજાગરમીનો ત્વરિત નાશ થાય છે. (૮) છીપો બાળી ભસ્મ કરી માખણમા ખરલ કરી ચોપડવી. (૯) કડવી દૂધી ચીરી–કોરી તેમા કડવા લીમડાના પાંદડા અને તેલ નાખી કઢવી તે તેલ ચોપડવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦માં.—નાગલાદૂધેલી–૪, પોપૈયા–૫, ભીંડી–૩, સાજડ–૩.

**ઓસાર (અલસ) ઉપર:**—(૧) ડાગર(ચોખા)ના ફોતરા બાળી પગને કાળો રંગ જણાઈ આવે ત્યા સુધી ધૂણી કરવી. (૨) કરંજના બિયા, હળદર, હીંગકસી, પદ્મકાષ્ઠ, મધ, ગોરોચન અને હરતાલનો લેપ કરવો તે હિતકારક છે. (૩) ધોળા કાથાની અથવા શંખજીરાની ભૂકી ઉપર ચોપડવી. (૪) પાટલાવૃક્ષના પાદડાનો રસ ચોપડવો.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા·—કાજુ–૧, ગોરખમુંડી–૮, ડાગર–૧, ધતૂરો–૧૨, ભિલામો–૨૩, વિખરી–૧

**દારુણક ઉપર:**—(૧) દૂધમા ખસખસ વાટી તેનો લેપ કરવો. (૨) રીંગણીના રસમા કિંવા જાસુદીના ફૂલના રસમા સમભાગે તેલ નાખી પચન કરી તે તેલનો લેપ કરવો (૩) આંબાની ગોટલીનુ અથવા હરડેનુ ચૂર્ણ સમભાગે દૂધમા વાટી તેનો લેપ કરવો (૪) **ભૃંગરાજ તેલ:**—ભાગરાનો રસ, લોહકાટ, ત્રિફળા અને ઉપરસાલના કલ્કમાં તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો; એટલે દારુણક, અકાળે વાળ ધોળા થાય છે–તે પલિતરોગ, કંડૂ અને ઇન્દ્રલુપ્તનો નાશ થાય છે (૫) ભાગરાનો રસ અને ચણોઠીના કલ્કમા તેલ સિદ્ધ કરવું, તે કંડૂ, દારુણક, કુષ્ઠ અને મસ્તક–વ્યાધિનો નાશ કરે છે

**વિશેષ ઉપચાર·**—જુઓ વનૌ૦મા:—આંબો–૨૧, ખસખસ–૬, ૯

**વ્યંગરોગ ઉપર:**—(૧) વડની વડવાઈઓ અને મસૂરનો કિંવા મધમા મજીઠ નાખી તેનો લેપ કરવો (૨) અરજુનસાજડની છાલ મજીઠ, અરડૂસી અને મધનો લેપ કરવો. (૩) વાયવરણાના કાઢાથી મોઢુ ધોવુ એટલે વ્યંગરોગનો નાશ થશે (૪) જાયફળનો લેપ કરવો. (૫) મસૂર દૂધમા અને તેમા ઘી નાખી તેનો સાત દિવસ લેપ કરવો, એટલે મોઢુ કમલપત્ર જેવુ થાય છે.

**તારુણ્યપિટકા (ખીલ) ઉપર:**—(૧) બિજોરાના મૂળ, ઘી, મનશીલ અને ગાયના છાણના રસનો લેપ કરવો. તે મુખનો ઉત્તમ વર્ણ કરે છે અને તારુણ્યપિટકા, વાગ તથા કાળાપણાનો નાશ કરે છે (૨) જાયફળ, ચંદન અને મરી એકત્ર વાટી તેનો લેપ કરવો (૩) લોધ્ર, ધાણા અને વજનો કિંવા ગોરોચન અને મરીનો લેપ કરવો (૪) અરજુનવૃક્ષની છાલ દૂધમા વાટી લેપ કરવો (૫) મજીઠ મધમા વાટી લેપ કરવો (૬) મોચરસના ઝાડના (શીમળાના) કાટા દૂધમા વાટી તેનો લેપ કરવો ×

× તારુણ્યપિટકા ઉપર—ધોયેલા ઘીમા કુલાવેલા મોરથૂથાની થોડી ભૂકી મેળવીને ચોપડવાથી ખીલ મટે છે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—અર્જુનસાજડ-૧૪, ઈંગોરિયા-૨, જાયફળ-૭, તલ-૨, રતાદળી-૩, લોધર-૨.

**ગુદભ્રંશ ( આમળ )* ઉપર :**—( ૧ ) કમલિની( કમળની વેલ )ના કુમળા પાદડા શર્કરાયુક્ત ભક્ષણ કરવા. ( ૨ ) ચૂકો, બોર, દહી, કેરી, સૂદ તથા ક્ષાર, એમા ઘી સિદ્ધ કરવુ અને લેપ કરવો, એટલે ગુદભ્રંશનો નાશ થશે. ( ૩ ) કોકમ, ચિત્રો, ચૂકો, બીલા, પહાડમૂળ અને જવખારને છાશમા વાટી પ્રાશન કરવા. ( ૪ ) ગાયનુ છાણુ ગરમ કરી તે વડે શેક કરવો.+

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા—કમળ-૧, ચૂકો-૨, મુચકંદ-૪, સહદેવી-૨

**સૂકરદંષ્ટ્ર ઉપર :**—( ૧ ) ભાગરાનાં મૂળ અને હળદરના કલ્કનો લેપ કરવો. ( ૨ ) રાતા કમળના મૂળનો કલ્ક ગાયના ઘીમા પ્રાશન કરવો. તે નિયમ વડે સૂકરદંષ્ટ્રથી ઘોર તાવ ઉત્પન્ન થાય છે તેનો પણ નાશ કરે છે ( ૩ ) હળદર અને ભાગરાના મૂળ પાણીમા વાટી તેનો લેપ કરવો, તેથી કરી વિસર્પ અને સૂકરદંષ્ટ્રનો નાશ થાય છે

**ઇંદ્રલુપ્ત એટલે માથા ઉપર ટાલ થાય છે તે ( ઉંદરી, ટાલ ) ઉપર ઉપચાર :**—( ૧ ) રીગણીનો સ્વરસ કિંવા ચણોઠીનાં મૂળ અથવા ફળનો કિવા ભિલામાના રસનો મધમા લેપ કરવો. ( ૨ ) હાથીદાત શેકી તેની ભૂકી, બકરીનુ દૂધ અને રસાજન એકત્ર ખરલ કરી લેપ કરવો. ( ૩ ) કડવી પડોળીના પાદડાનો રસ ચોળવો. ( ૪ ) ગોખરુ, તલના ફૂલ, મધ અને ઘી, એ પદાર્થો સમાન લઈ મસ્તકે લેપ કરવો. ( ૫ ) જાઈ, કરજ, વાયવરણા અને કરેણના રસમા તેલ નાખી પચન કરવુ અને તે તેલ ચોપડવુ. ( ૬ ) રાતી જાસુદીના ફૂલ અથવા પાદડા ચોળવા ( ૭ ) મોટા કમળ, જેઠીમધ, લીડીપીપર, ચદન અને નાના કમળ એકેક ભાગ, તેલ ૧૧ ભાગ, આમળાનો રસ ૩૨ ભાગ કઢવી તેલ સિદ્ધ કરી ચોપડવુ : એટલે સર્વ પ્રકારના મસ્તકરોગ અને વાગ વગેરે દૂર થશે. તાદળજાનું શાક ભક્ષણ કરવું. ( ૮ ) નેપાળો પાણીમા ઘસી ચોપડવો. ( ૯ ) પોપૈયાનુ દૂધ ચોપડવુ.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—ગોખરુ બોડા-૭, ચણોઠી-૪, ૨૩, તાદળજો ૧૨, પટોલ કટુ-૫, બોરડી-૧, ભિલામો-૨૮, ભોરિંગણી-૨, રતનજોત-૫, સુરુ-૧.

**નખોરિયા ( એટલે નવેલો** એ રોગ નખ અને આગળી વચ્ચે થવાથી નખ ઉપરની બાજુએ ઊપસી આવે છે તે ) અને પેરૂ ( સ૦ ચિપ્પ, આગળીના વેઢા ) **ઉપર**—( ૧ ) છીપનો ચૂનો અને સિંદૂર માખણમા ખરલ કરી તેની પટ્ટી લગાડવી ( ૨ ) શસ્ત્ર વડે યથાયોગ્ય કાપી વ્રણોક્ત ચિકિત્સા કરવી ( ૩ ) શિવણીના કુમળા સાત પાદડા લઈ આગળીએ બાધવા. ( ૪ ) નખની બાજુએ ટકણખારનું ચૂર્ણ ભરવુ; એટલે ત્વરિત ગુણ આવે છે ( ૫ ) ઉકાળેલા મીણની લૂગદી નખ ઉપર બાધવી. ( ૬ ) કડવા લીમડાના પાદડા મીઠું નાખી વાટી ઘીમા શેકી તેનો પાટો બાધવો. ( ૭ ) રેવંચીનો શીરો ઘસી ચોપડવો એટલે સોજો ઊતરશે.

**વિશેષ ઉપચાર :**—જુઓ વનૌ૦મા :—લીમડો ( કડવો )-૪૦.

**અરુંપિકા એટલે ખોડા× ઉપર :**—( ૧ ) જૂની પેડ અને કૂકડાની હગારને ગોમૂત્રમા ખરલ

---

* ( ૧ ) ખેરી ગુદર અને મગનુ પીઠુ ઘી નાખી આપવાથી આમળ ન નીકળે ( ૨ ) કલાઈ સફેતો અને માયા ઝીણા વાટી આમળ ઉપર ભભરાવી લૂગડાના ડૂચાથી અથવા જૂના ખાસડાથી હળવે હળવે દાબી આમળને બેસાડવી આમ માસ ૬ સુધી કરે તો ૪૦ વરસનુ જૂનુ દરદ પણ મટે

+ ગુદભ્રંશ ઉપર—જૂના જોડાને બાળી રાખ કરીને તે રાખથી દાબીને બેસાડવી

× કપીલો ૧ પૈસાભાર, સિંધવ ૧ પૈસાભાર અને સાબુ ૧ પૈસાભાર લઈ ઝીણાં વાટી, ૪ પૈસાભાર ઊના કરેલા ઘીમા નાખી પહોર એક સુધી ખૂબ ઘૂટી મલમ કરી માથા ઉપર ચોપડવાથી ખોડો, દાદર, માથાના દરદ જાય છે.

કરી લેપ કરવો, એટલે ખોડો ત્વરિત જશે. (૨) લીંબુનો રસ ઉપર ચોળવો અને ઘોડાના મૂત્રમાં અથવા લીંદના રસમા સિંધવ નાખી તેનો લેપ કરવો (૩) ખેર, કડવો લીમડો, કડીછાલ અને જાંબુઆના ઝાડની છાલ વાટી, ગોમૂત્ર અને સિંધવમાં મેળવી તેનો લેપ કરવો. (૪) હળદર, દારુહળદર, કરિયાતુ, ત્રિફળા, કડવો લીમડો તથા ચંદનના કાઢામા કિંવા કલ્કમાં તેલ નાખી પચન કરી તેનો લેપ કરવો (૫) ભિલામો તેલમા ઘસી ચોપડવો. (૬) ખોડી અઘેડીના ઝાડની રાખ તેલમા ખરલ કરી ચોપડવી. (૭) મેંદી વાટી તેનો એક આગળ જાડો લેપ કરી ચાર પહોર પછી તે ધોઈ તે ઉપર તલના તેલમા નાળિયેરના છોડાની રાખ મેળવી તે ચોપડવી. (૮) શંખજીરું, ચીકણી સોપારી અને ધોળા કાથાનુ ચૂર્ણ માખણમા ખરલ કરી ચોપડવું. (૯) ગજકર્ણીના કિંવા ગરમાળાના પાદડા વાટી ઉપર ચોળવા. (૧૦) ગેરુ અને કાળી તુલસીનાં પાદડા એકત્ર વાટી ચોળવા (૧૧) કળીચૂનો અને હરતાલ પાણીમા વાટી તેનો લેપ કરવો (૧૨) તલના પાદડાની રાખ તલના તેલમા ખરલ કરી ચોપડવી અને એ જ રાખ સૂકી ખરજ ઉપર લીંબુના રસમા ચોપડવી (૧૩) લીંબુ અને મરવાના પાદડાનો રસ ચોપડવો (૧૪) ગોળને તવા ઉપર બાળી તેની રાખ માખણમાં ખરલ કરી ચોપડવી. (૧૫) મોરથૂથુ પાણીમા કાલવી તેમા તેલ કઢવી તે ચોપડવુ

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા–ઇદ્રજવ–૫, ઉંડણુ–૪, કદ–૩, કડવી કવઠ–૨, કણુઝી–૯, કાળીવેલ–૧, પીપર–૨, ભિલામો–૨૨, ભીંડી–૨, મરવો–૩, મુંગવેલ–૨, મેઢાશિંગ–૩, મેંદી–૭, સરગવો–૧૯

**પલિતરોગ (અકાળે કેશ ધોળા થાય છે તે) ઉપર ઉપચાર:**—(૧) લોહચૂર્ણ, ભાગરો, ત્રિફળા અને કાળી માટીને શેલડીના રસમા વાટી એક મહિનો લેપ કરવો; એટલે કેશ કાળા થાય છે (૨) આમળા ૮ તોલા, બહેડા ૪ તોલા, હરડા ૮ તોલા, આબાની ગોટલીમાનુ મગજ ૨૦ તોલા અને લોહચૂર્ણ ૧ તોલો એકત્ર વાટી તે કલ્ક લોહપાત્રમા મૂકવો અને રાત્રે તેનો લેપ કરવો (૩) કડવા લીમડાના બિયાનુ તેલ કાઢી તે વાળને ચોપડવુ, નસ્ય આપવુ તથા દૂધ અને ભાત જમવો. એટલે એક મહિનામા બધા કેશ કાળા થાય છે (૪) શિવણીના મૂળ, કાટાસરિયાંનાં ફૂલ, કેતકીના મૂળ, લોહચૂર્ણ, ભાગરો, એને ત્રિફળાના કાઢામાં તેલ નાખી પચન કરવુ તે એક મહિનો જમીનમા પૂરી રાખવુ પછી લેપ કરવો એટલે ધોળા થયેલા કેશ કાળા ભ્રમર જેવા થશે +

**અહિપૂતન એટલે બાળકની ગુદા પાકે છે તે ઉપર ઉપચાર:**—(૧) પહેલા માતાના દૂધનુ શોધન કરવુ, પછી ખેર અને ત્રિફળાના કાઢા વડે વ્રણ ધોવો. (૨) શંખ, સુરમો અને જેઠીમધનો લેપ કરવો (૩) કડવા પડોળાના પાદડા, ત્રિફળા અને રસાજનના કલ્કમા ઘૃત સિદ્ધ કરી તે પ્રાશનાર્થ આપવુ, એટલે કષ્ટસાધ્ય રોગ પણ દૂર થાય છે **ટાંચરૂસ (એડીના સોજા) ઉપર** ભેંસનું છાણ ઊનુ કરી બાધતા જવુ **હાથના પાસાને સોજો આવે છે તે ઉપર:**—(૧) અરણીના પાદડામા મીઠુ નાખી વાટી પાટો બાધવો (૨) કુવારપાઠું હળદર નાખી ગરમ કરી બાધવુ. (૩) આકડાના દૂધમા કણક મેળવી પોટીસ બાધવી (૪) ઝેરકોચલાના બિયા ઘસી ચોપડવા. **ઘૂંટણ ઉપર મોટો સોજો આવે છે તે ઉપર:**—(૧) ફણી થુરિયાના પાદડા અગારામાં શેકી તે ઉપર હળદર નાખી ગરમ ગરમ બાધવા (૨) અરણીના પાદડા તથા સોમલને થૂકમા ખરલ કરી લેપ કરવો એટલે હાથનો સોજો પણ જાય છે (૩) કાળા ગોળનો લેપ કરવો. (૪) આકડાનુ દૂધ ચોપડવુ (૫) મોટી કાકડીની જાડી છાલ બે–ત્રણ દિવસ બાધવી (૬) ભેંસના છાણમા નાચણી (નાગણી) અને કળથીનો લોટ મેળવી જાડો રોટલો શેકી ગરમ કરી બાધવો.

+ કલ્કથી ૪ગણું તેલ લેવુ લોઢાના વાસણમા તૈયાર કરવુ જમીનમા દાટવા માટે પણ લોઢાનુ જ વાસણ લેવુ વાળના રોગીએ માથા પર ઊના પાણીથી નાહવું નહિ તથા સાબુથી વાળ ધોવા નહિ, પણ માટીથી અથવા આમળાનુ ચૂર્ણ કરી પલાળીને તે વડે માથાના વાળ ધોવા

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા.—આકડા-૧૬, કાકડી-૨, દક્ષિણી થુરિયો-૩, નાગલી-૪, શેલડી-૧૬.

**શોફોદર:**—આ રોગમા સોજાનુ પ્રાધાન્ય છે નાના બાળકને પણ આ રોગ થાય છે. પ્રથમ હાથે અને પગે સોજો આવી મોઢા પર્યંત જાય છે, કિંવા મુખે પ્રથમ સોજો આવી હાથપગ પર્યંત જાય છે એવા એના બે પ્રકાર છે. આ રોગમા આખા શરીરે સોજો આવવાથી રોગી નિસ્તેજ થાય છે. જો રોગીના સોજામા બળતરા હોઈ ગળફા પડે છે તે રોગ અસાધ્ય જાણવો. બાળકને આ રોગ થવાથી તેમાથી તે બચવુ કઠિન છે. શોફ-શોથરોગનુ વર્ણન પહેલા થઈ ગયેલ છે ત્યાં કેટલાક ઉપચાર લખાયેલા છે **ઉપચાર:**—(૧) આમોદરો, ગ ગાવતી, કારેલી અને ભાગરાના પાદડાનો રસ એકત્ર કાઢી તેમાં મરીની ભૂકી અને ઘી નાખી તે ૩ દિવસ પાવો, કિવા આસોદરો, કારેલી અને ભાગરાના રસમા રાફડા ઉપરના કડાના મૂળ ઘસી પાવા ઔષધ લાગે તો ઉતાર-ઘી અને ભાત. (૨) ધોળી વસુનો કાટો સાત દિવસ આપવો, કિંવા વસુના મૂળનો લેપ કરવો (૩) ગલકીના પાદડાનો રસ ૨ તોલા ઘીમા પાવો અને પાદડા સોજા ઉપર વાટી ચોપડવા (૪) ગોરાડુનો કંદ કચરી મજબૂત કપડામા ઘાલી જોરથી પીલવુ તેનો રસ નીકળે તેમા ધોળી ગરણીના મૂળ ઘસી તેનો લેપ સર્વાંગે કરવો. આ યોગથી સોજો ઊતરી જાય છે (૫) રાફડા ઉપરના કડાનાં મૂળ ગરમ પાણીમા ઘસી દરરોજ બે વખત પાવા (૬) રોગીની કમરે ધોળી ગરણીનો વેલો બાધવો. (૭) ખોરેતીની છાલનો રસ ૪ પૈસાભાર ગાયના દૂધમા ત્રણ દિવસ આપવો (૮) ઝેરકોચલાના ઝાડ ઉપરની શિગોની ડાળ કાઢી કળથીમા નાખી કાઢો કરી પાવો (૯) પાટલાની વેલના મૂળ ગાયની છાશના નીતર્યા પાણીમા ઘસી બે વખત આપવા પથ્ય—કળથીનું કઢાણુ અને મીઠા વગરનો ભાત. એ જ વેલ કમરે બાધવી (૧૦) કાળા ઉમરડાના ફળના ૪ પૈસાભાર રસમા જીરાની ભૂકી નાખી તે આપવો અને ડૂંટી ઉપર ચોપડવો. (૧૧) નગોડના પાદડાનો રસ ૪ પૈસાભાર કાઢી તેમા લીંડીપીપરની ભૂકી અને પૈસાભાર મધ નાખી તે પાવો. (૧૨) ત્રિફળાનુ ચૂર્ણ ગાયના દૂધમા અથવા ગાયના મૂત્રમા આપવુ (૧૩) સાટોડી, કડવા લીમડાની છાલ, કડવા પટોળા, સૂઠ, કડુ, દારુહળદર, ગળો અને બાળહરડેનો કાઢો આપવો; એટલે સર્વાંગસોજો, ઉદર, પાડુ, સ્થૂળતા અને કફનો નાશ થાય છે.

**વિશેષ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—આકડો-૩૩, આશેત્રી-૪, ૮, ઇંદ્રજવ-૧૮, કરમદી-૬, કાળો ઉમરડો-૨, ખોરેતી-૧, ગરણી-૮, ગલકી-૩, ગોરાડુ-૧, ઝેરકોચલા-૫. તલવણ-૮, ધતૂરો-૧૭, નાગલાદૂધેલી-૫, નારી (પસારણી)-૨, પાટલા-૫, પીલુડી-૧, ફણસ-૨, સાટોડી-૫, હેદ-૪.

જુઓ અનુભૂત ઔષધ:—ઔષધિક્રિયાના મલમપ્રયોગની ટીપમા **કીડિયાનગરું** માટે નં. ૫૮. ગૂમડા માટે ચૂર્ણપ્રયોગની ટીપમા નં. ૨૯, મલમપ્રયોગની ટીપમા નં. ૧, ૪, ૨૫, ૨૯, ૩૩, ૩૬. **વાસી વિકારથી શરીર ઉપરનાં ચાંદાં** માટે—ગુટિકાપ્રયોગની ટીપમા નં. ૬.

**પરચૂરણ ઉપચાર:**—જુઓ વનૌ૦મા—**ત્વચા(ચામડી)ના રોગો** માટે:—અંકોલ-૬, અગરુ-૧, આસધ-૭, ગળજીભી-૬, ગુલાબ-૮, ૯, ૧૧, મીંઢીઆવળ-૧૧ **શરીરની દુર્ગંધી જવા** માટે:—બીલી-૨૫ **વલ્મિક** માટે:—અગરુ-૩ **નીલિકા (શરીર ઉપરના કાળા ડાઘ)** માટે—વાયવરણો-૪ **ફોળિયા** માટે—અઘેડો-૧૭, મજીઠ-૩, મૂળા-૯ **તાપમાં ફરી આવવાથી પગે બળતરા થાય તે** માટે—અરીઠા-૮, મેદી-૧. **કોઈ પણ પ્રકારની ગાંઠ** માટે.—અળઈ-૧, આકડો-૨૪, કૌચ-૯, ચિત્રક-૨, મર્યાદવેલ-૧ **જાળપુળી** માટે:—પુગળવેલ-૨. **બાલતોડા (રૂંતોડિયું ગૂમડું) ન થવા** માટે—રતનજોત-૧૨ **કીટિભ** માટે—કાસુદરો-૭. **અળાઈ** માટે—જાણુ-૧ **માથા ઉપર ભયંકર ગાંઠ થાય છે તે** માટે—દીપમાળ (ગલગોટા)-૨. **ગલગ્રંથિ** માટે.—આસધ-૧૩. **ગાંઠ કે ફોલ્લાના દાહ** માટે—ઇંદ્રવરણા-૧૦ **ફોલ્લા** માટે:—ગગેટી-૧, નાગચપો-૩, પેડકુળી-૨ **ફોલ્લા ફૂટવા** માટે—અળવી-૮, સાજડ-૪. **ડૂંટીએ ગાંઠ થાય છે તે** માટે—ઝીઝરટ-૧, કુગ-૩ **વિચર્ચિકા (ચટ્ટાં ચાઠાં)** માટે:—

અઘાડી-૫, ગજકર્ણી-૧, ગરમાળો-૧, ૨, ચમેલી-૭, લીમડો (કડવો)-૩૯, સોપારી-૬ **અગ્નિએ દાઝ્યા જેવા ફોલ્લા થાય તે માટે** —રતાળી-૨. **શરીરમાં ગરમીનો આજાર મરવાથી કાખમાં કે જાંઘના ખાંચામાં ચાંદીઓ પડે તે** માટે:—તૂમ્બિયા-૨. **રક્તશુદ્ધિ** માટે:—ગળજીભી-૬, ગુલઆશી-૪, દારુડી-૬ની ટીપમા લાણોની ટીપમા, નં. ૭, શતાવરી-૧૧, ૧૨, ૧૩. **શરીરમાં લોહી ઘણું ગયું હોય તો તે** માટે:—કેસર-૨ **શરીરે ઘણી આગ બળતી હોય તો** તે માટે —અગર-૭. **નિદ્રા આવવા** માટે.—અઘાડી-૬. વતાકડી-૭. **ચેતનપ્રાપ્તિ** માટે —ખજૂરી-૧૧ **મૂસળરોગ માટે:**—કેતકી-૨, કેવડાનુ ઝાડ-૭, ઘાપાન-૧. **ઊંઘ ન આવતી હોય તો તે** માટે —અળશી-૧, એરંડો-૨૩, ગાજો-૬, જાયફળ-૨, દક્ષિણી થુરિયો-૫, ધોળી પીલુડી-૮, લીંડીપીપર-૪, સહદેવી-૮ **નિદ્રા ન આવવા** માટે:—થુવેર—૩. **વાતભ્રમ** માટે:—આદું-૪૪, તુવરફળ-૪, વાયવરણો-૯. **ઠંડીને લીધે પગ ચોટી** જાય તે માટે:—આબો-૬. **શરીરમાંથી ગરમી નીકળી** જવા માટે —ગુલઆશી-૪, થુવેર-૫ **ઉઠાણું (અકટ ગૂમડાં)** માટે —ઉંડણ-૨, કંકોડી-૮, ઝેરકોચલા-૪, બિલામો-૧૧, લસણ-૨. **શરીરમાં થયેલી ગરમી** માટે.—ઉપરસાલ-૧, એરંડો-૯, કાટીગોખરુ-૩ **મૂત્રદોષ અને શુક્રરોગ** માટે:—એલચી-૧, ખપાટ-૫ **શીણ (થાક) ઊતરવા** માટે —કચૂરો-૪, કાડોળી-૫, ખેર-૮, ખીવલો-૪. **ગર્ભમાંની ગરમીથી બાળકના અંગની ચામડી** જાય તે માટે —કરંબળ-૧ **અંગમાં ગરમી થઈ લોહી રહેતું નથી તે માટે:**—ફૂવાડિયો-૫. **અંગમાં જામેલી ગરમી** માટે:—કુંવાર-૮, કેળ-૨૫. **ઉષ્ણપિત્ત** માટે.—દાડમ-૪. **જડત્વ** (જડપણા) માટે —બિજોરુ-૧૮. **મળમૂત્ર વડે આજારી** માટે —બ્રાહ્મી-૨ **પિત્તાંશ** માટે:—ભીંડી-૧ **ઉષ્ણતાને લીધે થયેલી ગાંઠ** માટે:—મેંદી-૩. **કોઈ પણ રોગ કદી ન થવા** માટે:—લીમડો-૩૩. **શરદી અને ગરમીથી પગ વળી જાય તે** માટે:—વિખમોગરી-૩ **મલાવરોધ થાય તે** માટે:—હળદર-૨૧. **અસ્રો (સજાયો) ઊઠે તે** માટે:—નાળિયેરી-૬.

જુઓ ગો૦વૈ૦મા —**મહેનત અને થાક** માટે:—દૂધ-૨૪. **દાઝેલા શરીર** ઉપર:—ઘી-૧૦, **શરીરમાં ગરમીથી લોહી બગડવા** ઉપર:—ઘી-૧૩ **તજાગરમી** માટે:—ઘી-૧૮. **ગુદભ્રંશ (આમળ)** માટે:—છાણ-૨ **પરસેવો નહિ થવા** માટે:—છાણ-૩.

જુઓ પ્રા૦ ઔ૦ મા—**કરોળિયો શરીર ઉપર મસળવાથી ઊઠેલા ફોડલા માટે:**—ઉંદરની લીંડીઓ-૫. **ચામખીલ (મસ) થયા હોય** તો:—ઘોડાનો વાળ-૧, સર્પની કાચળી-૪. **નવેલા (નખ ઊપડવા)** માટે —ભેંસનુ છાણ-૧, મીણ-૧ **તજાગરમી (પગ ફાટવા)** માટે:—મીણ-૨ **અંગ ઉપર પિત્ત ઊઠે તે** માટે:—સર્પની કાચળી-૧ **બદ** માટે.—સર્પની કાંચળી-૩. **ઘણા દિવસની નિદ્રાનાશ** માટે —કસ્તૂરી-૯

☆

# २—गोवैदक

## ॥ गावः कामदुघा मताः ॥

**વિષયોપન્યાસ :**—મનુષ્યોનુ જીવન શાતિ, સુખ અને સરળતાપૂર્વક વ્યતીત થાય એટલા માટે પહેલાથી જ સર્વ અનુકૂળ સાધનોની તજવીજ કરી લેવી, એ બુદ્ધિમાનોનુ કર્તવ્ય છે આ પ્રમાણે કરવાનું ફળ માત્ર મહેનત કરનારને જ મળે એમ નહિ, પરતુ તેનુ ફળ ભવિષ્યની પ્રજાને તેમ જ સર્વ જનસમાજને પણ મળે એવી સુજ્ઞ જનોના હૃદયમા ઉદાર ભાવના રહેલી હોય છે. આપણા પૂર્વજોએ એ પ્રમાણે અતિ પ્રયાસથી અને મહાન કષ્ટ સહન કરીને જે વિદ્યાકળાનો સંગ્રહ કરી ગએલો છે; તેઓએ જ ગાય સરખા પરમ ઉપયુક્ત પ્રાણીનો આપણા ધર્મકર્મમા સ્થાન—સ્થાન પર સબધ જોડી આપીને, તે પ્રાણી વિષે આપણા હૃદયમા વિલક્ષણ પ્રેમ ઉત્પન્ન કરી આપેલો છે. આ પ્રકાર માત્ર ધર્મસબધનો છે, એટલા જ કારણથી આપણે ગાયના ગીત ગાઈએ છીએ એવુ નથી, પણ તેની ઉપયોગિતાને લીધે વ્યાવહારિક દષ્ટિથી વિચાર કરીએ તોપણ એટલુ બધુ ઉપયોગીપણું દેખાય છે કે પરમેશ્વરે જાણે સર્વ સુખદાયક સ્વર્ગીય અમૃત જ આપણા કલ્યાણ માટે ગાયના રૂપમા ઉત્પન્ન કરેલું છે.

ગાયના વિષયમા મનુષ્ય કોઈ પણ દષ્ટિથી વિચાર કરે તો તેને આશ્ચર્યકારક ફાયદો જણાશે તેનું દૂધ, દહી, ઘી, છાશ, માખણ, મૂત્ર, છાણ ઇત્યાદિ પદાર્થોમા વૈદ્યકશાસ્ત્રના આધારે કેટલી બધી ઉપયોગિતા દેખાય છે; એ જો લખવા બેસીએ તો એક મહાભારત જ થાય આથી થોડામા સારાંશ-રૂપે એ વિષે મે જે વિવેચન કરેલું છે તે માત્ર વૈદ્યકીય છે આ ઉપરાત ખેતી, શરીરરક્ષણ, સ્વચ્છતા, વ્યાપાર ઇત્યાદિ ઘણા મુદ્દા બાકી રહેલા છે આ સર્વ વાતનો વિચાર કરવાથી ગાયનુ ઉપયોગીપણું કેટલું વ્યાપક છે, એ સ્પષ્ટ જણાઈ રહે તેમ છે ×

આપણે પૂર્વજોનો મોટો આભાર માનવો જોઈએ કે, આવા ઉપયોગી પ્રાણીની સેવા કરવાનું તેઓ આપણને શીખવી ગયા છે. તેઓએ જ્યા-ત્યા ગાયનુ ઉપયોગીપણુ દર્શાવી આપેલુ છે એ ઉપયોગિતા આપણી દષ્ટિમા વારંવાર આવે એટલા માટે તેઓએ સુદર યોજના કરેલી છે, જેમ કે ગાયનુ છાણુ શરીરે ચોળી શરીરશુદ્ધિ કરતી વખતે આપણા ધર્મકર્મમા છાણની મહત્તા ધ્યાનમાં રહે અને તેના ગુણ સાથે માણસની પોતાની ભાવના પણ ભળી વિશેષ લાભ થાય એટલા માટે ધર્મશાસ્ત્રમા છાણુ ચોળતી વખતે નીચેનો શ્લોક બોલવાનો રિવાજ ચાલતો આવે છે :—

**अग्रमग्रं चरंतीनां, औषधीनां रस वने ।**
**तासां ऋषभपत्नीनां, पवित्रं कायशोधनम् ॥**
**यन्मे रोगांश्च शोकांश्च, पापं मे हर गोमय ।**

**અર્થ** .—વનમાથી અનેક ઔષધિઓના રસનુ ભક્ષણ કરનારી જે ગાય, તેનુ પવિત્ર અને શરીરશોધન કરનાર છાણુ ! તુ મારા રોગ અને માનસિક શોક તેમ જ પાપનો નાશ કર.

આ શ્લોકમા ગાયની મહત્તા વિષે કેટલો સારાશ રહેલો છે ! આ શ્લોક તો માત્ર છાણુ વિષે જ છે, તો પછી તેના દૂધ ઘી વગેરેનો લાભ કેટલો બધો હશે, તેનો વિચાર કરવાનુ વાચનારાઓની કલ્પના ઉપર જ રાખુ છું હકીકત આવી હોવાથી તેની અનેકવિધ ઉપયોગિતાનો અને તેમા રહેલા અનેક પ્રકારના આપણા હિતનો જેઓ વિચાર કરતા નથી, તેઓ પોતાનુ એટલુ બધુ હિત ગુમાવશે કે જાણે તેઓ આપઘાત જ કરે છે

કેટલાકો કહે છે કે, જેટલી ગાયની ઉપયોગિતા છે તેટલી સર્વ જાનવરમા પણ હોવી જોઈએ; પણ તો પછી ગાયને જ શ્રેષ્ઠ શા માટે કહેવી ? બીજાં જાનવરોના ગુણ અને ઉપયોગની સાથે

× મૂઆ પછી પણ આપણને એ ગાય ગોરોચન જેવું વ્યાધિનાશક અમૃત આપે છે, તો આપણે એના ઉપકારનો બદલો શુ આપી શકીએ ? ગોરોચનના ગુણ અને વિશેષ ઉપયોગ પ્રાણિજ ઔષધિમા આપેલા છે.

ગાયના ગુણો અને ઉપયોગની સરખામણી કરી જોઈએ તો ગાયને જ શ્રેષ્ઠતા મળશે; એમ એ અનાદિસિદ્ધ અનુભવથી ઠરેલું છે

ગાયના દૂધ–ઘીના તેમ જ છાણમૂત્રના જે જે ગુણો કહેલા છે, તેની સરખામણીમા બીજા જાનવરોમાં ગુણ ઓછા છે, સર્વ દૂધમા ગાયના દૂધ જેટલું શુદ્ધ, ઔષધમા ઉપયોગી, સતેજ, ગુણ–કાંતિકર બીજું કોઈ દૂધ નથી, ભેંસનું દૂધ ગાયના દૂધ કરતા જડ, આળસ કરનારાવાળું કફકર અને ઔષધરૂપે પણ ઓછા ગુણવાળુ છે મતલબ કે, ભેંસનુ દૂધ ગાયના દૂધ કરતા ઓછા ગુણવાળુ છે. એવી જ રીતે ગાયના બીજા ગુણોથી પણ અન્ય પશુઓના ગુણોની સરખામણી કરીશુ તો અન્ય હરેક પશુ માટે નીચલો વર્ગ કબૂલ કરવો પડશે. ઉદાહરણાર્થે ઘોડીનુ મૂત્ર ઉષ્ણ, વ્રણદાહક મંત્રઘ્ન અને કાંતિહારક છે, તો ગાયના મૂત્ર કરતા તે અતિ કનિષ્ઠ કહેવાય. આમ છતા પૃથ્વીમાનો કોઈ પણ પણ પદાર્થ જો યુક્તિપૂર્વક ઉપયોગમા લેવામા આવે તો તે લાભદાયક હોવાથી ઉત્તમ જ છે અને એવી ગુણગ્રાહી દૃષ્ટિથી તો હું સર્વ પદાર્થનો આદર કરું છું પરંતુ સર્વમાન્ય થવા યોગ્ય તો સાધારણ રીતે ગાયના સમાન આદરણીય પ્રાણી અન્ય કોઈ પણ મળી શકશે નહિ, એટલા જ માટે આટલો ઉલ્લેખ લોકોની પાસે વિચાર કરવા માટે મૂકેલો છે આપણા સમાજની સ્થિતિ અત્યાર સુધી આ વિષયમા બાલ્યાવસ્થા જેવી થઈ રહેલી છે.

ગાયની ઉપયોગિતા આટલી બધી હોવા છતા તેના અમૃત સમાન દૂધ, દહીં, ઘી, છાશ, માખણ વગેરેનો આપણા દેશમા અભાવ થતો ચાલ્યો છે એ શુ? આવી રીતના ઉપયોગ ઉપરથી યક્ષે ધર્મરાજ યુધિષ્ઠિરને પ્રશ્ન કર્યો હતો કે, 'પૃથ્વી ઉપર અમૃત કયુ છે?' ધર્મરાજે પ્રત્યુત્તર આપ્યો કે, 'દૂધ ' પણ એ જ દૂધ આપણને કેટલું દુષ્પ્રાપ્ય થઈ ગયું છે તે જુઓ!

घृत न श्रूयते कर्णे, दधि स्वप्ने न दृश्यते।
दुग्धस्य तर्हि का वार्ता, तक्रं शक्रस्य दुर्लभम्॥

**અર્થ:**—ઘી સાંભળવામા પણ આવતુ નથી અને દહીં સ્વપ્નમા પણ દેખાતું નથી, તો પછી દૂધની વાત જ કેવી? અને છાશ તો ઇંદ્રને પણ દુર્લભ થઈ છે!

આ સંબંધમા વધુ નહિ લખતા છેવટે સર્વ કોઈને એટલી જ વિનતી કરું છુ કે ગાય વિષે ધાર્મિક બુદ્ધિ કદાચ બાજુએ મૂકો; તો માત્ર વ્યાવહારિક દૃષ્ટિથી પણ ગાયની પાસેથી અનેક પ્રકારે લાભ લઈ શકાય છે માટે આ પ્રાણી તરફ લક્ષ આપો! અને તેની પાસેથી આગળ લખ્યા પ્રમાણે વૈદ્યકીય દૃષ્ટિથી સંક્ષેપમા જણાવેલા મહાન લાભ અને વ્યાવહારિક દૃષ્ટિથી થનારા બીજા અનેક લાભ મેળવવા પ્રયત્ન કરો

**દૂધ:**—દૂધ જેવો પૌષ્ટિક અને અત્યંત ગુણવાળો એવો બીજો પદાર્થ નથી દૂધ એ મૃત્યુલોકનું અમૃત છે સર્વ દૂધમા પોતાની માનું દૂધ શ્રેષ્ઠ છે અને માનુ દૂધ ખૂટયુ, ત્યાથી ગાયના દૂધથી શ્રેષ્ઠ એવુ બીજુ કોઈ પણ દૂધ મળનાર નથી. માણસને બાળકથી તે વૃદ્ધપણા સુધી હમેશા ગાયના દૂધની અત્યંત જરૂર છે. માણસની શક્તિ અને બળ વધારનાર ગાયના દૂધથી શ્રેષ્ઠ એવો બીજો કોઈ પદાર્થ ત્રિભુવનમા મળનાર નથી ×ગોમાંસભક્ષક લોક આ દેશમા આવ્યાથી આ દેશમા ગાયનો ઘણો જ સંહાર થઈ રહ્યો છે, તેથી તેનો વધારો થવાને બદલે ઊલટો ઘટાડો થયો અને જ્યાત્યા ગાયનુ દૂધ નહિ મળવાથી લોકોમા બળ અને શક્તિ કમી થયા તેથી સાહજિક રીતે હતવીર્યપણું પ્રાપ્ત થયુ, તેમ જ જમીનનુ ઉત્તમ ખાતર જે તેનુ છાણ, તે ભરપૂર મળવાનુ સાધન કમી થવાથી, જમીનની અંદર ધાન્ય થોડુ અને ઓછા કસવાળુ ઉત્પન્ન થવા માંડયુ, તેથી લોકોની શક્તિ કમી થઈ, આયુષ્ય પણ કમી થયું પહેલાના વખતમા ધનધાન્ય અને દૂધ–ઘીની વિશેષતા હોવાથી અહીંના લોકોને બીજા દેશમા લોકો આગળ દીન થવાનો પ્રસંગ કોઈ દિવસ આવેલો નહિ; પરંતુ હમણાના કાળમા તે સર્વ વાતની અત્યંત ન્યૂનતા થવાથી પરદેશના લોક પાસે જવાની

× અહીંથી આ પરિચ્છેદ પૂરો થતા સુધીનો લેખ ગુજરાતી પહેલી આવૃત્તિથી ઉમેરાયો છે, મૂળ મરાઠીમા નથી

(માગવાની) હીન સ્થિતિ પ્રાપ્ત થઈ છે! આ દેશમા હમણા જે હીન સ્થિતિ પ્રાપ્ત થઈ છે, તેનું મુખ્ય કારણ ગાયનો હંમેશ થઈ રહેલો સંહાર એ જ છે. એટલા માટે ખરા દેશહિતચિંતકોએ ગાયનો સંહાર કમી થાય એવા કામમાં નિત્ય શરીર, મન અને વાણી વડે કરી મડવુ; એટલે આ દેશનો ઉદયકાળ આવશે. જો હાલ છે એવી જ સ્થિતિ કાયમ રહેશે, તો આ દેશનો કદી પણ ઉદયકાળ પ્રાપ્ત થનાર નથી. અસ્તુ. (વિચારવાન જનો માટે આટલુ બસ ધારી આપણા મૂળ વિષય તરફ વળીએ.)

**ગાયનું દૂધ**:—(સં૦ દુગ્ધ. મ૦ હિં૦ બં૦ દૂધ. ક૦ હાલુ તૈ૦ પાલુ ફા૦ શીરે અ૦ લબનુલ. ઈં૦ મિલ્ક લા૦ લકટસ) સ્વાદવાળુ, રુચિકર, સ્નિગ્ધ, બળકર, પથ્ય, કાંતિકારક, બુદ્ધિ, પ્રજ્ઞા, મેધા, કફ, તુષ્ટિ, પુષ્ટિ, વીર્ય અને શુક્રને વધારનાર, વયસ્થાપક, હૃદ્ય, રસાયન, ગુરુ, પુંસ્ત્વપ્રદ, મીઠું, અને વાત, પિત્ત, વિષ, વાતરક્ત, દાહ, રક્તપિત્ત, અતિસાર, ઉદાવર્ત, ભ્રમ, કામ, મદ, શ્વાસ, મનોવ્યથા, જીર્ણજ્વર, હૃદ્‌રોગ, પિપાસા, ઉદર, અપસ્માર, મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, અર્શ, પ્રવાહિકા, પાંડુ શૂળ, અમ્લપિત્ત, ક્ષયરોગ, અતિશ્રમ, વિષમાગ્નિ, ગર્ભપાત, યોનિરોગ, નેત્રરોગ અને વાતરોગનો નાશ કરે છે. કાળી ગાયનુ દૂધ વિશેષ કરીને વાતનો નાશ કરે છે, લાલ અને ચિત્રવર્ણની ગાયનુ દૂધ વિશેષ કરી વાતનાશક છે પીળી ગાયનું દૂધ વાતપિત્તનો નાશ કરે છે, શ્વેત (ધોળી) ગાયનું દૂધ વિશેષ કરી કફ કરનાર છે, મરી ગયેલા વાછરડાની અને બાળક વાછરડાની માનું દૂધ ત્રણે દોષ(વાત, પિત્ત, કફ)નો નાશ કરનાર છે, બાખડી ગાયનું દૂધ જાડુ, બળ વધારનાર, તર્પણ, કફવર્ધક અને ત્રણે દોષોનો નાશ કરનાર છે, ખોળ અને ખાણ ખાનારી ગાયનુ દૂધ કફ કરનાર છે અને કડબ, ઘાસ, પરાળ, ઇત્યાદિ ખાનારી ગાયનુ દૂધ સર્વ રોગો ઉપર હિતકર છે. જુવાન ગાયનું દૂધ મધુર, રસાયન અને ત્રિદોષનાશક છે. ઘરડી ગાયનું દૂધ દુર્બળ છે અને ગર્ભિણી ગાયનું ત્રણ મહિના ઉપરાતનુ દૂધ પિત્તકારક, ખારાશ પડતું, મધુર અને શોષ કરનાર છે. પહેલી વાર વિયાયેલી ગાયનું દૂધ નિઃસાર (સારવિનાનું) અને ગુણહીન છે, નવી વિયાયેલી ગાયનું દૂધ લૂખુ, દાહકારક, રક્તદોષકારક અને પિત્તવાળુ છે. વિયાએ ઘણા દિવસ થઈ ગયેલા હોય એવી ગાયનુ દૂધ મધુર, દાહકારક અને ખાટું છે. ધારોષ્ણ-તરતનું દોહેલું દૂધ વૃષ્ય, ધાતુ વધારનાર, નિદ્રાકારક, કાંતિકર, પથ્ય, સ્વાદવાળું, અગ્નિ પ્રદીપ્ત કરનાર, અમૃત જેવુ અને સર્વ રોગ દૂર કરનાર છે ઠડુ દૂધ (કાઢ્યાને એક પહોર થયેલુ) ત્રિદોષકારક છે ગરમ કરી ઠંડું પાડેલુ દૂધ પિત્તનાશક છે ઉકાળેલુ દૂધ પીવાથી કફનો નાશ થાય છે અને ઊનુ કર્યા વગરનુ ઠડું દૂધ બળવૃદ્ધિકર, વૃષ્ય, દોષકર, અપાચક અને મલસ્તભક છે સવારમા ગાયનુ દૂધ સાકર નાખી પીએ તો તે હિતકર છે. **દૂધની મલાઈ (તર)**:—શીતળ, સ્નિગ્ધ, વૃષ્ય, બળકર, શુક્રવાળી, તર્પણ, રુચિકર, કફવર્ધક અને ધાતુવર્ધક છે, અને પિત્ત, વાયુ, રક્તપિત્ત, દાહ અને રક્તરોગનો નાશ કરે છે

**ગાયના દૂધનો ઔષધિમાં ઉપયોગ**:—×(૧) **આદાશીશી ઉપર**:—ગાયના દૂધનો માવો ખાવો અથવા ગાયના દૂધની ખીર બદામ સાથે કરી તેમા સાકર નાખી ખાવા આપવી. (૨) **ધંતૂરા અથવા કરેણના વિષ ઉપર**:—પાશેર દૂધમા સાકર એક તોલો નાખી પાવુ (૩) **સોમલ, મોરથૂથુ, વછનાગ, સુરદાશિંગ ઇત્યાદિના વિષ ઉપર**:—ઊલટી થાય ત્યા સુધી દૂધ પાવુ અથવા દૂધમા સાકર નાખી તે પાવુ (૪) **મનશીલના વિષ ઉપર**:—દૂધમા મધ નાખી ત્રણ દિવસ પાવુ (૫) **કોદરાના વિષ ઉપર**:—ઠડુ દૂધ પાવુ (૬) **કાચની** ભૂકી અન્નની સાથે ખાધામા આવી હોય તો તે ઉપર દૂધ પાવુ. (૭) **ગંધકના વિષ ઉપર**: દૂધમા ઘી નાખી પાવુ (૮) **પુષ્ટિ, બળ અને વીર્યવૃદ્ધિ માટે**:—ગરમ કરેલ દૂધમા ગાયનું ઘી અને સાકર નાખી પાવુ આના જેવો પથ્ય, તેજોવર્ધક અને પુષ્ટિકારક પ્રયોગ બીજો નથી. (૯) **જીર્ણજ્વર ઉપર**: દૂધમા ગાયનુ ઘી, સૂઠ, ખારેક અને કાળી દ્રાક્ષ નાખી તે દેવતાથી ઉકાળી પાવુ. (૧૦) **મૂત્રકૃચ્છ્ર અને શર્કરા ઉપર**:—દૂધમા ગોળ અથવા ઘી-સાકર નાખી તે કાઈક ગરમ કરી ખાવુ.

× હરસના રોગીને ગાયનુ દૂધ અનુકૂળ રહેતુ નથી લોહી પડતુ હોય તો વધારે પડે છે ગરમ કરેલા દૂધના કરતા કાચુ દૂધ વધારે નુકસાન કરે છે હરસના રોગીને બકરીનુ દૂધ આપી શકાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

અથવા ગરમ કરેલુ દૂધ ઘી સહિત બરાબર સાકર નાખી પીવુ. (૧૧) **આંખો બળતી હોય તે ઉપર**:—ગાયના દૂધમા રૂનો પોલ કરી, ઉપર ફટકડીની ભૂકી નાખી આંખો ઉપર બાધવુ. (૧૨) **પુષ્ટિ આવવા માટે**:—ગાયનુ દૂધ ઘી અને મધ એ એકઠુ કરી પાવુ. (૧૩) **પિત્તવિકાર ઉપર**:—સાત તોલા દૂધ લઈ, તેમા અર્ધા તોલાથી એક તોલા સુધી સૂઠ ઉકાળી માવો કરી સાકર નાખી, ગોળી કરી તે દરરોજ રાત્રે સૂતી વેળાએ ખાવા આપવુ ઉપર પાણી પીવુ નહિ. એ પ્રમાણે ઘણા દિવસ એ ઔષધ આપવુ. (૧૪) **શીતળા અથવા શીળી આવવાથી** છોકરાના શરીરમાં આવતા તાવ ઉપર:—તુરતનુ દોહેલુ દૂધ અને ઘી એકઠુ કરી તેમા ખડીસાકર નાખી પાવુ. (૧૫) **છાતી અથવા હૃદયરોગ ઉપર**:-દૂધમા ભિલામાનુ તેલ ૧૦થી ૧૫ ટીપા સુધી નાખીને પાવુ. (૧૬) **રક્તપિત્ત ઉપર**:—દૂધમા પાચગણુ પાણી નાખી તે સારી પેઠે ઉકાળવુ અને પાણી બળી જાય એટલે દૂધ પાવુ (૧૭) **હાડકું ભાંગ્યુ હોય તે ઉપર**:—સવારમા બાખડી ગાયનુ દૂધ સાકર નાખી ગરમ કરવુ તેમા ઘી અને લાખની ભૂકી નાખી ઠડુ થયા પછી પાવુ એટલે અસ્થિભગનો નાશ થશે **બીજો પ્રકાર**:—લાખ, ઘઉ અને અરજુનસાજડની છાલનુ ચૂર્ણ દૂધમા ઘી નાખી તે છૂટા પડેલા સાધા અથવા ભાગેલા હાડકા ઉપર હાડ સધાવા આપવુ. (૧૮) **સળેખમ ઉપર**:—ગાયનું દૂધ ગરમ કરી તેમા ખડીસાકર અને મરીની ભૂકી નાખી પાવુ (૧૯) **માથાના રક્તજ અને પિત્તજ રોગ ઉપર**:—રૂની જાડી થેપલી કરી તે ગાયના દૂધમા પલાળી માથા ઉપર રાખવી, તે ઉપર પાટો બાધી રાખવો અને વારવાર દૂધ રેડતા રહેવુ. આ પ્રમાણે સવારથી સાજ સુધી રાખી સાજે માથુ ધોઈ નાખી માખણ ચોળવુ એ પ્રમાણે બે-ત્રણ દિવસ કરવુ (૨૦) **પ્રવાહિકા અને રક્તપિત્તાદિક ઉપર**:—અર્ધું પાણી અને અર્ધું દૂધ એકઠુ કરી દૂધ એકલુ રહે ત્યાસુધી ઉકાળવુ તે પેટની અદર વાયુ રહેલો હોય ત્યારે ગળ, પ્રવાહિકા, રક્તપિત્ત, તરસ વગેરે રોગો ઉપર પાવુ જેવુ અમૃત તેવુ જ એ દૂધ છે. એ સર્વ રક્તવિકારના રોગ ઉપર ઉપયોગમા લેવુ. (૨૧) **પાંડુરોગ, ક્ષય અને સંગ્રહણી ઉપર**:—લોટાના વાસણમા તપાવી રાખેલુ દૂધ સાત દિવસ પાવુ અને પથ્ય પાળવુ એટલે એ રોગ દૂર થશે (૨૨) **હેડકી ઉપર**:—ઉકાળેલુ દૂધ પાવુ (૨૩) **મૂત્રાવરોધથી થયેલા ઉદાવર્ત વાયુ ઉપર**:—દૂધપાણી એકઠુ કરી પાવુ. (૨૪) મહેનત કરી આવેલા થાકી ગયેલા માણસને ગરમ કરેલું દૂધ પાવુ એટલે થાક ઊતરી જઈ હોશિયારી આવે છે થાકી ગયેલા માટે આ અપ્રતિમ ઔષધ છે. (૨૫) **માથું દુખતું હોય તે પર**: ગાયના દૂધમા સૂઠ ઘસી માથા ઉપર લેપ કરવો અને ઉપર રૂ લગાવવુ; એટલે સાત-આઠ કલાકમા ચાહે તેટલી ભયકર પીડા હોય તે પણ દૂર થશે

**ગાયનું દહીં**:—(સં૦ દધિ. મ૦ દહી. હિં૦ દહી ક૦ મોસરૂ. ત૦ પરગુ ફા૦ દોગ અ૦ જુગરાન. ઇં૦ કર્ડલ્ડ મિલ્ક) સ્વાદુ, બળ વધારનાર, રુચિકારક, તેજસ્વી, દીપન, પૌષ્ટિક, મીઠુ, ગ્રાહક, ઠડુ અને વાતાર્શનુ નાશક છે દહી મદ, સ્વાદુ, સ્વાદ્વમ્લ, ખાટું અને અતિખાટુ એમ પાચ પ્રકારનુ છે **મંદ દહીં**:—એ જાડું, સ્વાદે દૂધ જેવુ, મૂત્ર ઉત્પન્ન કરનાર, સારક, દાહક અને ત્રિદોષકારક છે **સ્વાદુ દહીં**:—જાડું, મીઠું, વૃષ્ય, પાકકાળે મધુર, અભિષ્યદકારક, મેદ, વાયુ અને કફનો નાશ કરનાર, લોહીને સ્વચ્છ કરનાર તથા પિત્તને શમાવનાર છે **સ્વાદ્વમ્લ દહીં**:—જાડું. મીઠુ, કિંચિત્ ખાટુ અને તૂરૂ છે. બીજા ગુણ સ્વાદુ દહી જેવા જ છે. **ખાટું દહીં**:—લોહી, પિત્ત કફને કરનાર અને દીપન છે **અતિ ખાટું દહીં**:—દીપન, ગળામા દાહ કરનાર. શરીર ઉપર રૂવા ઊભા કરનાર, રક્તપિત્ત કરનાર અને દાંતને ખટાવનાર છે **ગરમ કરેલા દૂધનું દહીં**:—શીતળ, લઘુ, વિષ્ટભકારક, વાતલ, દીપન, મધુર, રુચિકર અને થોડું પિત્તકારક છે **તપાવી મલાઈ કાઢી લીધેલા દૂધનુ દહીં**:—ઠંડુ, લઘુ, વિષ્ટભકારક, વાતલ, ગ્રાહક, દીપન, મધુર, રુચિકર અને થોડુ પિત્તકારક છે. **સાકરમિશ્રિત દહીં**:—ખાવાથી પિત્ત, દાહ, તૃષા અને રક્તદોષનો નાશ થાય છે. **ગોળમિશ્રિત દહીં**:—તર્પણ, ધાતુવર્ધક, ગુરુ અને વાનો નાશ કરનાર છે **દહીંનુ નીચોવેલું પાણી**:—બળ વધારનાર, તૂરુ, પિત્તકારક, સારક, ગરમ, રુચિકર, ખાટું, લઘુ, સ્રોત-શોધક

અને પ્લીહોદર, તૃષા, કફાર્શ, વાયુ, વિષ્ટંભ, પાંડુરોગ, શૂળ અને શ્વાસનું નાશક છે. **દહીં ઉપરની તોર ( તર ):**—સારક, ગુરુ અને રક્તપિત્ત, કફ તથા વીર્યને વધારનાર અને જઠરાગ્નિ મંદ કરનાર તેમ જ વાતનાશક છે. બીજા ગુણ દહી જેવા છે **ઉપયોગ:—(૧) કોગળિયા ઉપર:**—ગાયનું દહી અથવા છાશ સમભાગે પાણી નાખી પાવુ, એટલે અતિ વધી ગયેલા કોગળિયાથી જીવનુ રક્ષણ થશે (૨) **કાચની ભૂકી અનાજ સાથે ખાવામાં આવી હોય તે ઉપર:**—ગાયનું દહી પાવુ. (૩) **તૃષ્ણારોગ ઉપર:**—જૂની ઈંટ ત્રણ્ છ ધોઈ અગ્નિમા નાખી લાલચોળ થાય ત્યા સુધી તપાવી ગાયના દહીમા નાખવી અને તે દહી થોડું થોડુ પાવુ (૪) **કરેણના વિષ ઉપર:**—ગાયના દહીમા સાકર નાખી પાવુ (૫) **સૂર્યાવર્ત ઉપર:**—સૂર્યોદય થયા પહેલા દહીં અને ભાત ૩ દિવસ જમવા આપવો (૬) **તૃષ્ણા( તરસ )રોગ ઉપર:**—ગાયનુ મધુર દહી ૧૨૮ ભાગ, સાકર ૬૪ ભાગ, ઘી ૫ ભાગ, મધ ૩ ભાગ, મરીનો ભૂકો ૨ ભાગ, સૂંઠની ભૂકી ૨ ભાગ, એલચીદાણા ૨ ભાગ, એ સર્વ એકત્ર કાલવી કલાઈના વાસણમા રાખી તેમાથી થોડું થોડું પાવુ. **બીજો પ્રકાર:**—પ્રથમ દહીં વસ્ત્રમા ગાળી પછી તેમા સાકર આદિ સર્વ મસાલા નાખી ધોળી રાખવું. એને **શ્રીખંડ** કહે છે તે તૃષા, દાહ અને પિત્તનાશક હોઈ મધુર છે *

**ગાયનું માખણ:**—( સ૦ નવનીત મ૦ લોણી હિં૦ મખ્ખન. ક૦ બેણ્ણે તૈ૦ પેન્ના. ફા૦ મસકા. અ૦ જુબદ ઇં૦ બટર લે૦ બુટિરમ ) શીતળ, ધાતુવર્ધક, વૃષ્ય કાંતિ વધારનાર, ગ્રાહક, બલપ્રદ, બાળક અને વૃદ્ધને માટે જડ, રુચિકર, મધુર, સુખકારક, આંખનુ તેજ વધારનાર. પુષ્ટિકારક અને વાત, પિત્ત, કફ, અર્શ, ક્ષય, રક્તવિકાર, અર્દિતવાયુ, સર્વાંગશૂળ, થાક અને ઉધરસનો નાશ કરે છે. **ટાઢું માખણ:**—બળ વધારનાર, વીર્યકારક, ગુરુ, કફકર, મેદોવર્ધક, આંખોને હિતકર, ધાતુ વધારનાર, અપ્રિય. અભિષ્યંદી તથા બે–ત્રણ દિવસનુ હોય તો ખારું, તીખુ, ખાટું અને વાતિ, અર્શ, કોઢ, એ દોષ સિવાય નેત્રરોગ અને બીજા સર્વ રોગનો નાશ કરનાર છે **ઉપયોગ:—(૧) ક્ષય મટી શક્તિ આવવા માટે:**—ગાયનુ માખણ, ખડીસાકર, મધ અને સોનાના વરખ, એકઠા કરી ખાવા આપવુ (૨) **આંખોએ દાહ થતો હોય તે ઉપર:**—ગાયનું માખણ આંખો ઉપર ચોપડવુ (૩) **શરીરમાંના ઝીણા તાવ ઉપર:**—ગાયનુ માખણ અને ખડીસાકર ખાવા આપવા. (૪) **શીતળા અથવા શીળીના રોગથી થયેલ છોકરાંના ઝીણા તાવ ઉપર:**—ગાયનુ માખણ અને ખડીસાકર એકઠું કરી તેમા જીરાની ભૂકી નાખી, નાની સોપારી જેવડી ગોળી કરી હમેશા સવારમા આપવી. (૫) **કાનમાં અતિશય બળતરા થતી હોય તો:**—ગાયનુ માખણ થોડુ ગરમ કરી કાનમા નાખવુ. (૬) **ખરસાણી, ભિલામો, ઇત્યાદિ** ઊઠ્યા હોય અથવા આંખમા પડ્યા હોય તો ગાયનું માખણ ચોપડવુ ખરસાણી ભૂલથી કદી ખાવામાં આવ્યાથી શરીરમા દાહ થાય તો ગાયનુ પુષ્કળ માખણ ખાવા આપવુ (૭) **કરેણના વિષ ઉપર:**—ગાયનું માખણ થોડુ ઊનુ કરી આપવુ (૮) **રક્તાતિસાર ઉપર:**—ગાયના દૂધમા માખણ કાઢી તેમા મધ અને ખડીસાકર નાખી પાવુ (૯) **મૂળવ્યાધિ ઉપર:**—ગાયનુ માખણ અને તેલ ખાવા આપવા, એટલે દાંતને મજબૂતી આવી પુષ્ટતા પણ પ્રાપ્ત થશે

---

* **(૧) સાપના ઝેર ઉપર.**—દહીં, મધ, માખણ એ દરેક ત્રણ ત્રણ તોલા લેવા તથા પીપર, સૂંઠ, મરી, વજ અને સિંધવ સમાનભાગે લઈ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ આ ચૂર્ણ ૩ તોલા લઈ ૧૨ તોલા મિશ્રણ તૈયાર કરવુ તેમાથી ૮ તોલા એક વખત સાપ કરડ્યો હોય તેને પિવડાવવુ દશ મિનિટ પછી વમન અને વિરેચન ન થયા હોય તો બીજી વખત પિવડાવવુ જરૂર પડે તો ત્રીજી વખત પણ પિવડાવી દેવુ આવી રીતે ત્રણ ત્રણ માત્રા પહોંચ્યા પછી અવશ્ય વમનવિરેચન થઈને રોગી રોગમુક્ત થઈ જશે કાષ્ટ ઔષધિ નવી લેવી જોઈએ નવી વનસ્પતિ હોય તો ગ્રાસકાર લખે છે કે તક્ષક, વાસુકિ અથવા બીજા એથી પણ વિશેષ બળવાન સર્પના ઝેરથી પણ આ ઔષધિ લેવાથી રોગમુક્ત થઈ શકાય છે સર્પના કરડવા પછી બની શકે એટલી જલદી દવા આપવી જોઈએ

**(૨) સોજો, વ્રણની તીક્ષ્ણ પીડા તથા દાહ ઉપર:**—દહીને કપડામા બાંધી પાણી કાઢી નાખવુ. પછી દરદવાળી જગા ઉપર બાંધવાથી દરદ દૂર થાય છે શૂળ તથા દાહ મટાડી શકાય છે નીકળતા ગૂમડા બેસી જાય છે અને નીકળેલા ગૂમડાને ફોડીને ભરી આપે છે

**ગાયની છાશ**:×—(સં૦ તક્ર. મ૦ તાક. હિં૦ છાશ. ક૦ તૈ૦ મજ્જિગે. ફા૦ મસ્ત, મઠા. અ૦ હમીજ. ઇં૦ બટર મિલ્ક, વ્હે) જઠરાગ્નિ પ્રદીપ્ત કરનાર અને ત્રિદોષ તથા અર્શની નાશક છે. **સાધારણ છાશ**:—સ્વાદુ, ગ્રાહી, ખાટી, તૂરી, લઘુ, ગરમ, પાક વખતે મધુર, તીખી, લૂખી, અવૃષ્ય, બલપ્રદ, તૃપ્તિકર, હૃદ્ય, વિકાસી, રુચ્ય, શરીરને કૃશ કરનાર; અને કમળો, મેહ, મેદ, અર્શ, પાંડુ, સંગ્રહણી, મલસ્તંભ, અતિસાર, અરુચિ, ભગંદર, ઉદર પ્લીહા, ગુલ્મ, સોજો, કફ, કોઢ, કૃમિ, પરસેવો, ઘીનું અજીર્ણ, વાયુ, ત્રિદોષ, વિષમ જ્વર અને શૂળનો નાશ કરે છે છાશ મધુરપાકી છે એટલે પિત્તનો કોપ કરતી નથી લૂખી, ગરમ (ઉષ્ણ) અને તૂરી છે એટલે કફનો નાશ કરે છે, ખાટી અને મધુર છે માટે વાનો નાશ કરે છે **મધુર (મીઠી) છાશ**:—કફ કરનાર અને વાતપિત્ત નાશક છે **ખાટી છાશ**:—રક્તપિત્ત અને કૃમિનો નાશ કરે છે **ખાટી છાશ મીઠા સાથે** પાઈ હોય તો વાનો નાશ કરે છે **મીઠી (મધુરી) છાશ** સાકર સાથે પાવાથી પિત્તનો નાશ કરે છે મીઠું અને સૂંઠ, મરી, લીંડીપીપરની સાથે મેળવી પાવાથી તે રુક્ષ અને કફનાશક છે પેટમાં વાયુ હોય તે ઉપર લીંડીપીપર અને મીઠું નાખી આપવી પિત્ત થયેલાને સાકર અને મરી સાથે આપવી **કફોદર ઉપર**:—ત્રિકટુ, અજમો, જીરું અને સિંધવ નાખી આપવી ત્રિકટુ, મીઠું (સિંધવ), જવખાર વગેરે નાખી તે છાશ સન્નિપાતોદર ઉપર આપવી ક્ષય, દૌર્બલ્ય, મૂર્ચ્છા, ભ્રમ, દાહ, તૃષા અને રક્તપિત્ત ઉપર છાશ આપવી નહિ **માખણવાળી છાશ** **ઊંઘ** અને અગ્નીની જડતા કરનાર તથા જડ છે **માખણ કાઢી લીધેલી છાશ** લઘુ (હલકી) અને પથ્યકર છે **ઘોળવું** (પાણી નાખી હલાવેલું દહીં-મઠો) ઉષ્ણ અને ત્રિદોષનાશક છે (૧) **દાહ (બળતરા) ઉપર**:—ગાયની છાશથી કપડું ભીંજવી તે વસ્ત્રથી રોગીને સ્પર્શ કરતા રહેવું એટલે દાહનો નાશ થશે (૨) **સંગ્રહણી, અતિસાર અને મૂળવ્યાધિ ઉપર**:—ગાયની છાશ પાવી, તેથી શરીરમાંનું લોહી શુદ્ધ થઈ રસ, બળ, પુષ્ટિ અને વર્ણ (રંગ) સરસ થાય છે, આનંદ પ્રાપ્ત થાય છે અને વાત તથા કફના સેંકડો રોગોનો નાશ થાય છે (૩) **મલાવષ્ટંભ (બદ્ધકોષ્ઠ) થાય તો**:—અજમો અને બિડલોણ નાખી ગાયની છાશ પાવી (૪) **મૂળવ્યાધિ ઉપર**:—ચિત્રકમૂળની છાલ વાટી તેના રસને એક વાસણમાં નાખવો અને તેમાં ગાયનું દહીં અથવા છાશ નાખી પાવું (૫) **મૂળવ્યાધિ ઉપર**:—સૂંઠ, મરી, લીંડીપીપર અને બિડલોણ નાખી ગાયની છાશ પાવી (૬) **સંગ્રહણી ઉપર**:—ગાયની છાશમાં એક તોલો ધોળી મૂસળી વાટી પાવી અને પથ્ય છાશ તથા ભાતનું રાખવું (૭) **બીજો પ્રકાર**:—ગાયની છાશમાં સૂંઠ અને લીંડીપીપરની ભૂકી નાખી પાવી સંગ્રહણી રોગને માટે છાશ દીપન, ગ્રાહક અને લઘુ છે. (૮) મગફળી ખાધા પછી છાશ પાવી, એટલે નડશે નહિ, તેમ જ તેથી થનાર અજીર્ણને માટે પણ છાશ ફાયદો કરનાર છે.

**ગાયનું ઘી**:—રસ વખતે અને પાક વખતે સ્વાદુ, શીત, ગુરુ, જઠરાગ્નિને પ્રદીપ્તકારક, સ્નિગ્ધ, સુગંધી, રસાયન, રુચ્ય, નેત્ર્ય, કાંતિકારક, વૃષ્ય અને મેધા, લાવણ્ય, તેજ તથા બળને આપવાવાળું, વયઃસ્થાપક, બુદ્ધિપ્રદ, શુક્રલ, સ્વર્ય, હૃદ્ય, મનુષ્યને હિત કરનાર અને બાળ, વૃદ્ધ, ક્ષતક્ષીણ એમને જડ, અને અગ્નિદગ્ધ વ્રણ, શસ્ત્રક્ષત, વાત, પિત્ત, કફ, ભ્રમ, વિષ અને ત્રિદોષનો નાશ કરે છે એ નિરામજ્વરને હિતકારક અને આમજ્વરવાળાને વિષમાસન છે. **માખણમાંથી તાજું કાઢેલું ઘી**:—તૃપ્તિકારક, દુર્બળ માણસને હિતકારક, ભોજનમાં સ્વાદવાળું, નેત્રરોગ, પાંડુ અને કમળા ઉપર પ્રશસ્ત છે કોલેરા, અગ્નિમાંદ્ય, બાલ વૃદ્ધ, ક્ષયરોગ, આમવ્યાધિ, કફરોગ, મદાત્યય, બદ્ધકોષ્ઠ અને તાવમાં થોડું જ આપવું. **જૂનું ઘી**:—તીક્ષ્ણ, સારક ખાટું લઘુ, તીખું, ઉષ્ણવીર્ય, રંગ કરનાર, છેદક, લેખન, સાંભળવાની શક્તિને વધારનાર, અગ્નિદીપક, વ્રાણસંશોધક, વ્રણ રુઝાવનાર (સાધનાર) અને ગુલ્મ, યોનિરોગ, મસ્તકરોગ, નેત્રરોગ, કર્ણરોગ, સોજો, અપસ્માર, મદ, મૂર્ચ્છા, જ્વર, શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, મૂળવ્યાધિ, સળેખમ, કોઢ, ઉન્માદ, કૃમિ

× અમ્લપિત્તના રોગમાં અથવા ખાટાખાટા ઓડકાર આવતા હોય, છાતીમાં બળતરા રહેતી હોય, મોઢામાં ચાંદાં હોય, અથવા રક્તપિત્તનો રોગ હોય ત્યારે દહીં અથવા છાશનું સેવન હાનિકર ગણાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

વિષ, અલક્ષ્મી અને ત્રિદોષનો નાશ કરે છે. એ બસ્તિકર્મ અને નસ્યવિષયમા પ્રશસ્ત છે. આ ઘી દશ વર્ષ સુધીનુ જૂનુ સમજવુ. દશ વર્ષ ઉપરાત જૂનુ થયેલુ તે સો, હજાર વર્ષ સુધીનુ **કૌંભ** નામનુ જાણવુ, અગિયારસે વર્ષ ઉપરનુ તે **મહાઘૃત** જાણવુ. એ જેમ જૂનુ હશે તેમ ગુણમા વધારે હશે, એમ જાણવુ ×**શતધૌત ઘૃત** (સો વાર ધોયેલુ ઘી) દાહ, મોહ અને જ્વરનો નાશ કરે છે બીજા ગુણ દૂધ જેવા માખણ, દહી, ઘી ઇત્યાદિક ગાયના ઘણા ઉત્તમ છે અને બકરીના ઘણા જ નિંદ્ય છે **ઉપયોગ:**—(૧) **આદાશીશી ઉપર:**—ગાયનુ ચોખ્ખુ ઘી સવાર-સાજ નાકમા નાખવુ; એટલે સાત દિવસમા આદાશીશી તદ્દન દૂર થઈ જશે (૨) **નાકમાથી લોહી પડે છે તેના ઉપર:**—ગાયનુ ચોખ્ખુ ઘી નાકમા નાખવુ (૩) **પિત્ત મસ્તકે ચઢી ગયું હોય તો.**—ગાયનું ચોખ્ખુ ઘી માથે ચોળવુ; એટલે ચડેલુ માથુ તત્કાળ ઊતરી જશે (૪) **હાથ-પગમા દાહ (બળતરા) થયો હોય તો:**—ગાયનુ ચોખ્ખુ ઘી ચોળવુ (૫) **તાવ વગેરે કારણથી શરીરે અતિશય બળતરા થતી હોય ત્યારે.**—ગાયનુ સો વાર અથવા હજાર વાર ધોયેલુ ઘી શરીરે ચોળવું (૬) **ધંતૂરાના અથવા રસકપૂરના વિષ ઉપર:**—ગાયનુ ઘી પુષ્કળ પાવુ (૭) **દારૂ ઉતારવા માટે:**—ગાયનું ઘી ૨ તોલા અને સાકર ૨ તોલા એકઠી કરી પાવી (૮) **ગર્ભિણીના રક્તસ્રાવ ઉપર:**—ગાયનુ શતધૌત ઘી શરીરે ચોળવુ (૯) **ચોથિયો તાવ, ઉન્માદ અને અપસ્માર ઉપર:**—ગાયનું ઘી, દહી, દૂધ અને છાણનો રસ, એમા ઘી સિદ્ધ કરી પાવુ (૧૦) **દાઝેલા શરીર ઉપર:**—ગાયનુ ધોયેલું ઘી ચોળવુ (૧૧) **માથાના દરદ ઉપર:**—ગાયનુ દૂધ અને ઘી એકઠુ કરી અંજન કરવુ, એટલે નેત્રની શિરાઓ લાલ થઈને રોગ જતો રહે (૧૨) **છોકરાંઓની છાતીમાં કફનો ગઠ્ઠો બંધાઈ ગયો હોય તે ઉપર:**—ગાયનુ ઘી છાતી ઉપર ચોળી સારી રીતે મર્દન કરવુ. (૧૩) **શરીરમાં ગરમી** થવાથી લોહી ખરાબ થઈ શરીર ઉપર તાબા જેવા રગના ચાઠા થઈ પછી તે કાળા થઈ, તેની ગાઠો બની શરીર ઉપર ફૂટી નીકળે છે તે ઉપર:—પહેલા જળો મૂકાવી લોહી કઢાવવુ પછી પિત્તળની કથરોટમા ગાયનુ ઘી તોલા ૧૦ અથવા અર્ધું ગાયનુ અને અર્ધું બકરીનું લઈ, તેમા પાણી નાખી હાથમા ખૂબ ફીણવુ અને પાણી કાઢી બીજુ પાણી નાખવુ. એ પ્રમાણે સો વાર પાણીથી ધોઈ, તેમા ફુલાવેલી ફટકડીની ભૂકી અઢી તોલા નાખી, ઘૂટીને તે મિશ્રણ માટીના વાસણમા ભરી રાખવુ એ નિત્ય સૂતી વખતે ચાઠા થયેલી સર્વ જગ્યાએ ચોળ્યાથી જામી ગયેલી શરીરમાની ગરમી ઓછી થઈ, કેટલાક દિવસોમા શરીરમા બળતરા મટી જઈ લોહી શુદ્ધ થાય છે અને આ દુષ્ટ રોગ નહિ જેવો થાય છે. (૧૪) **તૃષ્ણારોગ ઉપર:**—ગાયનુ ઘી અને દૂધ એકઠુ કરી પાવુ (૧૫) **દાહ (બળતરા) રોગ ઉપર:**—ગાયનુ સો અથવા હજારવાર ધોયેલુ ઘી શરીરે ચોળવુ (૧૬) **હેડકી ઉપર:**—ગાયનુ કોકરવરણુ ઘી પાવુ (૧૭) **સન્નિપાતજ વિસર્પ ઉપર:**—ગાયના શતધૌત ઘીનો વારંવાર લેપ કરવો. (૧૮) **તજાગરમી ઉપર:**—ગાયના ઘીમા છીપની ભસ્મ નાખી તેનો ખરલ કરી લેપ કરવો.

---

× યાદ રાખવુ કે, ગૂમડા આદિ ચામડીની ઉપરના દરદો માટે ચોપડવામા ધોયા વગરનુ ઘી ઝેર સમાન છે, માટે તે કદી ચોપડવુ નહિ, તેમ જ ધોયેલુ ઘી ખાવામા ઝેરનુ જ કામ કરતુ હોવાથી તે ભૂલેચૂકે ખાવુ નહિ ઘી હોજરીમા પચન થતુ નથી ઘી યકૃત, પિત્ત, આતરડાના રસ અને અગ્ન્યાશયના રસથી પચન થાય છે ઘીનુ પાચન આતરડામા થાય છે જેનું યકૃત નબળુ પડી ગયુ હોય તેને માટે ઘીનુ વધારે સેવન નુકસાન પહોચાડે છે યકૃત નબળુ થાય છે ત્યારે પિત્ત આતરડામા ઓછુ જવાથી દસ્તનો રગ જોઈએ તેવો પીળો થતો નથી પિત્ત જેટલુ ઓછુ હોય તેટલા અશે દુર્ગંધ ઉત્પન્ન થાય છે એવે વખતે ઘી પીવાથી યકૃતના ઉપર વધારે બોજો પડવાથી લાભને બદલે હાનિ પહોચે છે જેને રાત્રે વારવાર પેશાબ કરવા ઊઠવુ પડતુ હોય, બપોરે ભોજન કર્યા પછી પેટમા ભારેપણુ આવી જતુ હોય, ભાત ખાવાથી પેટમા આફરો આવતો હોય અને મોટા ઓડકારો આવતા હોય તેને ઘી વધારે અપાતુ નથી

ઘી પાચન થાય તો લાભ પહોચે છે, ઘીનુ પચનશક્તિથી વધારે સેવન થાય, તો તેથી આતરડા આદિ અવયવો પર નકામો બોજો પડે છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

* **સૂચના:**—નવા તીવ્ર જ્વર, મલબદ્ધતા, વિષૂચિકા, અરુચિ, મંદાગ્નિ અને મદાત્યય રોગમા નવું ઘી અપકારી છે જૂનુ ઘી જે એક વરસથી ઉપરનુ હોય તે મૂર્છા, મૂત્રકૃચ્છ્ર, ઉન્માદ, કર્ણશૂળ, નેત્રશૂળ,

**ગોમૂત્ર :**—(સ૦ મ૦ હિ૦ ક૦ ગોમૂત્ર તૈ૦ ઉચ્ચા ઇ૦ યુરીન લા૦ યુરીના ) તૂરુ, કડવું, તીખું, લઘુ, ખારુ, ગરમ, તીક્ષ્ણ, પાચન, અગ્નિદીપન, ભેદક, પિત્તલ મેધાકારક, કિંચિત્ મધુર, સારક, લેખન, બુદ્ધિપ્રદ, અને કફ, વાયુ, કુષ્ઠ ગુલ્મ, ઉદર, પાંડુ, ચિત્રા, શળ, અર્શ, કંડૂ, દમ, આમ, ભ્રમ, જ્વર, આનાહવાયુ, ઉધરસ, મલસ્તંભ, સોજો, મુખરોગ, નેત્રરોગ ત્વચારોગ, સ્ત્રીઓના અતિસાર અને મૂત્રરોધ, એ સર્વનો નાશ કરે છે સર્વ મૂત્રોમા ગોમૂત્ર ગુણમા અધિક છે (૧) **કફરોગ ઉપર :**—એકલુ ગોમૂત્ર પાવુ. (૨) **રેચ થવા** માટે —ગોમૂત્ર જેટલી વાર કપડામા ગાળી પાવામા આવે તેટલા રેચ થાય છે (૩) **ઉદરરોગ અને ભાર ઉપર :**—ગોમૂત્રમા સાકર અને મીઠુ સમભાગે ઝીણુ વાટી નાખી તે પાવુ, અથવા ગોમૂત્રમા સિંધવ અને રાઈની ભૂકી નાખી તે આપવુ (૪) **વરાધ્ર ઉપર :**—ગોમૂત્ર એક-બે વખત ગાળી તેમા હળદર નાખી પાવુ. (૫) **ઉદરરોગ અને છોકરાંના પેટમાંના ડબ્બા (ભાર) ઉપર :**—ગાયનુ મૂત્ર ૪ તોલા લઈ, તેમા નાળિયેરની કાચલી ૧ પૈસાભાર અને ખરવનીના (ખેરેતીના) સૂકા પાદડા એક પૈસાભાર ઘસી પાવા, એથી પેટમાના સર્વ રોગો જુદા પડી મલદ્વારે તેનો નિકાલ થાય છે, છોકરાઓને આ ઔષધ અષ્ટમાશ અથવા ચતુર્થાંશ પ્રમાણમા આપવુ (૬) **પાંડુરોગ ઉપર :**—હમેશા સવારમા શક્તિ અનુસાર ગાયનુ મૂત્ર વસ્ત્રથી ગાળી રોગ કમી-જાસ્તી જોર પ્રમાણે ૨૧ અથવા ૪૨ દિવસ સેવન કરવુ. (૭) **કર્ણસ્રાવ ઉપર :**—ગોમૂત્ર થોડુ ગરમ કરી તે વડે કાન ધોવો *

**ગાયનું છાણ :**—(સ૦ ગોમય મ૦ શેણ હિ૦ ગોમગ ક૦ ગોમય તૈ૦ આઉપી.) દુર્ગંધનાશક, શોધક, સારક, શોષક, બીજવર્ધક, પોષક રસવાન, કાંતિકર અને લેપને માટે સ્નિગ્ધલ તથા મળ વગેરે કાઢનાર છે (૧) **મૃતગર્ભ બહાર પાડવા** માટે —ગાયના છાણનો રસ સાત તોલા કાઢી તે ગાયના દૂધમા પાવો (૨) **ગુદભ્રંશ (આમળ) ઉપર.**—ગાયનુ છાણ ઊનું કરી તેનાથી શેક કરવો. (૩) **પરસેવો નહિ થવા** માટે—ગાયનુ સુકાયેલુ છાણ અને મીઠાનું જૂનુ માટલું એ બેનો ભૂકો કરી શરીરે ચોપડવો. (૪) **ખરજ (ચેળ)** જવા માટે.—છાણ શરીરે ચોળી ઊના પાણીથી સ્નાન કરવું (૫) **રતાંધળાપણા માટે :**—ગાયના છાણના રસમા પીપર ઘસીને આખમા આજવી.

**છાણની રાખ.**—શોધક, વ્રણરોપણ કરવાવાળી, રોચક, દુર્ગંધનાશક, ધાન્યવર્ધક કૃમિકીટઘ્ન, શોધક અને શીતનિવારક છે (૧) **શીતળા ફૂટી નીકળેલા ફોલ્લા ઉપર :**—રાખને કપડાથી ચાળી તે ભરવી આ જ ઉપાય એ ઉપર મુખ્યત્વે કરી શ્રેષ્ઠ છે (૨) **સાધારણ વ્રણ ઉપર :—ઘીમાં** રાખ ભેળવી ચોપડવી (૩) **ધાન્ય રાખમાં ભરી રાખવાથી** ભુડ કિલ્લા વગેરે પડતા નથી.×



શોષ, અર્શ, વ્રણ અને યોનિદોષ ઇત્યાદિ રોગમા વિશેષ હિતકારી છે (૧) **સર્પના ઝેર ઉપર :**—૧૦થી ૨૦ તોલા ઘી પ્રથમ પિવડાવવુ પા કલાક પછી નવશેકુ પાણી જેટલું પી શકાય તેટલું પિવડાવવુ આથી ઊલટી તથા દસ્ત થઈ વિષદોષ દૂર થશે જરૂર પડે તો બીજી વખત પણ એ જ પ્રમાણે ઘી અને પાણી પાવા

* (૧) સ્ત્રીઓને સુવારોગ થવા પછી અથવા કોઈ કારણથી ગર્ભાશયમા ગાંઠ થઈ હોય અથવા શરીર પર સોજો આવેલો હોય તેના ઉપર —ગોમૂત્ર રોજ દિવસમા બે વખત ચારચાર તોલા પિવડાવવું (૨) જીર્ણજ્વર, પાંડુ તથા સોજા ઉપર —ગોમૂત્ર કરિયાતાના ફાંટમા મેળવી દિવસમા બે વખત ૭ દિવસ પિવડાવવું (૩) ઉદરરોગ ઉપર —ગોમૂત્રનો ક્ષાર ૧ માસા પ્રમાણમા દિવસમા બે વખત ઘીની સાથે આપવો કે જેથી જૂનો ઉદરરોગ પણ નિશ્ચયપૂર્વક દૂર થશે (૪) મૂત્રકૃચ્છ્ર ઉપર —રોજ સવારે ૨ તોલા ગોમૂત્ર જળમા મેળવી પિવડાવવુ (૫) આંખોની બળતરા, સુસ્તી, કબજિયાત અને અરુચિ ઉપર —ગોમૂત્રમા થોડી સાકર મેળવી પિવડાવવુ (૬) ચિત્રી તથા ચાઠા ઉપર —હરતાલપત્રી, બાવચી તથા માલકાંગણી ગોમૂત્રમાં ૧ દિવસ ભિંજવી પછી ખરલ કરી સોગઠી બાંધી છાંયે સૂકવી પછી લીબુના રસમા ઘસી ચોપડવી

× (૧) **પેટમાં નાનાં જંતુ (કૃમિ)** થયા હોય તેના ઉપર —છાણની રાખ સફેદ હોય તે તોલા ૨ લઈ ૧૦ તોલા પાણીમા મેળવી પછી પાણી કપડેથી ગાળી લેવુ સવારે તથા સાંજે ૩ દિવસ આ પાણી પીવુ (૨) **દાંતમાં દુર્ગંધી, જંતુ તથા પેઢાના દરદ ઉપર :**—ગાયના છાણાને બાળતા જ્યારે તેમનો ધુમાડો નીકળી જાય, ત્યારે બળતા છાણાને પાણીમા ઠારી કોયલા કરવા પછી ખાંડી કપડછાણ કરી મંજન ડબ્બીમા ભરી રાખવુ રોજ સવારે આ મંજનથી દાંત સાફ કરવાથી દાંતના સર્વ રોગ દૂર થાય છે

# ૩—પ્રાણિજ ઔષધિ

**इत्यग्रं यत्प्रोक्तं रोगाणामौषधं शमायालम् ।**
**तद्देशकालबलतो विकल्पनीयं यथायोगम् ॥**

## ૧—અસ્થિ (હાડકા)

ઉપયોગ :—(૧) **નાડીવ્રણ અને ભગંદર ઉપર :**—તરસના હાડકા પાણીમા ઘસી પાવા અને લેપ કરવો (૨) **પીનસરોગ ઉપર :**—તરસનુ હાડકુ પાણીમા ઘસી નાકમા નાખવુ. (૩) **જલોદર ઉપર :**—માણસની (કપાળ) ખોપરી પાણીમા ઘસી પાવી, એટલે સોજો જલદી ઊતરે છે (૪) **તોડ-વ્રણ અને સડેલા કુષ્ટ (કોઢ) ઉપર :**—માણસના હાડકા બારીક વાટી વસ્ત્રગાળ કરી તે ચાદીઓ પર ચોપડવુ, એટલે ક્ષત જલદી ભરાઈ આવે છે (૫) **હડકાયા શિયાળ તથા કૂતરાના વિષ ઉપર :**—કૂતરાનો અથવા વાઘનો સુળો દાત અને કપાળની ખોપરીનુ હાડકુ પાણીમા ઘસી આપવુ. (૬) **ઢોરના ગળામાં હાડકું અટકયું હોય તો :**—તરસના નાકનુ હાડકુ પાણીમા ઘસી તે પાણી ઉપરાઉપરી પિવડાવતા રહેવુ. (૭) **ભગંદર ઉપર :**—ત્રિફળાના કાઢામા બિલાડાનુ હાડકું ઘસી લેપ કરવો (૮) **નાસૂર ઉપર :**—ખવલ્યા બિલાડીનુ હાડકુ, કાચબાની ખોપરી અને તરસનુ હાડકું ઘસી ચોપડવુ (૯) **બાળકોના પેટમાંના ભાર ઉપર :**—કાચબાના કપાળનુ હાડકુ ઘસી પાવું. (૧૦) **ભગંદર અને દુષ્ટ વ્રણ ઉપર :**—બિલાડીના અને કૂતરાના હાડકાની ભસ્મ કરી ઘીમા ખરલ કરી લેપ કરવો (૧૧) **ઉંદરના વિષ ઉપર :**—ખવલ્યા બિલાડીનુ હાડકુ ઘસી ચોપડવુ. (૧૨) **સર્પના વિષ ઉપર :**—ગરુડપક્ષીનો પગ પાણીમા ઘસી આપવો ×

## ૨—ઉંદરની લીંડીઓ

ઉપયોગ :—(૧) **બાળકોનો પેશાબ અને ઝાડો બંધ થયો હોય તો :**—ઉંદરની લીંડી પાણીમા કાલવી ડૂંટી અને પેડુ ઉપર લેપ કરવો (૨) **પ્રદર ઉપર :**—ઉંદરની લીંડીઓ ચોખાના ધોવડામણમાં વાટી આપવી. (૩) **પ્રમેહ ઉપર :**—ઉંદરની ૩-૪ લીંડીઓ દૂધમા આપવી (૪) **નાના બાળકને રેચ થવા માટે :**—ઉંદરની લીંડીઓ અને એરંડાનુ ચૂર્ણ લીંબુના રસમા ખરલ કરી તેનો ગુદા ઉપર અને ડૂંટી ઉપર લેપ કરવો (૫) **કરોળિયો શરીર પર મસળવાથી ઝીણી-ઝીણી ફોલ્લીઓ થાય છે તે ઉપર તથા ઉંદરના વિષ ઉપર :**—ઉંદરની લીંડીઓ ઘસી ચોપડવી

## ૩—કસ્તૂરી

**કસ્તૂરી :**—(સં૦ મ૦ હિં૦ કસ્તૂરી બ૦ મૃગનાભી તૈ૦ કસ્તૂરી ફા૦ મુશ્ક. અ૦ મિસ્ક તીબતી ઈં૦ મસ્ક. લા૦ મોસ્કસ.) તેની ઉત્પત્તિ નેપાળ દેશમા થાય છે. કસ્તૂરી હરિણની તથા જવાદી બિલાડાની ડૂંટીમાથી નીકળે છે બિલાડાથી થનાર કસ્તૂરી જવાદી કસ્તૂરી કહે છે, એ મૃગકસ્તૂરી કરતા હલકી ગણાય છે. તે સુવાસિત તથા થોડી ઉત્પન્ન થવાથી મોઘી મળે છે. કસ્તૂરી ઓછા પ્રમાણમા મળતી હોવાથી તેમા સેળભેળ બહુ થાય છે કસ્તૂરી રંગમા કાળાશ પડતા લાલ રંગની હોય છે. કસ્તૂરી બહુ જ ઉષ્ણ છે કસ્તૂરી ખુલ્લી રહેવાથી તેની સર્વ સુગંધ હવામા ઊડી જાય છે, એટલા માટે બહુ જ સંભાળથી રાખવી જોઈએ શુદ્ધ કસ્તૂરી સૂંઘવાથી નાકમાથી લોહી પડે છે. **કસ્તૂરી :**—+ચક્ષુષ્ય. તીખી, કડવી, સુગંધી, ઉષ્ણ, શુક્રપ્રદ, ગુરુ, વૃષ્ય, ક્ષારગ અને રસાયન છે તે

× (૧) **પથરી ઉપર :**—બગલાના હાડકાનુ ચૂર્ણ ૩થી ૬ માસા પાણી સાથે પિવડાવવુ આ ઇલાજથી પથરીમાથી રેતી બની પેશાબ દ્વારા નીકળી જાય છે (૨) મૃગી ઉપર —મનુષ્યની ખોપરીની રાખ ૩થી ૬ માસા રોજ સવારે ૨૧ દિવસ પાણી સાથે આપવી

+ ડૉક્ટર રાધાગોવિંદ કરના મત મુજબ કસ્તૂરી ઉત્તેજક, વાતહર, આક્ષેપનિવારક, સ્વેદજનક, મૂત્રજનન

કિલાસ કુષ્ઠ (ચિત્રી), મુખરોગ, કફ, દુર્ગંધ, અલક્ષ્મી, મળ, વાયુ, તૃષા, ઊલટી, શોષ અને વિષનો નાશ કરે છે. જે કામરુ દેશમા ઉત્પન્ન થયેલી કાળા રંગની તે ઉત્તમ અને નેપાળામા થનારી તામ્રવર્ણ તે મધ્યમ અને કાશ્મીરમા થનારી કપીશ (કાળા લાલ રંગની) વર્ણની તે કનિષ્ઠ જાણવી. **લતા કસ્તૂરી:**—સ્વાદુ, વૃષ્ય, શીતળ, લઘુ, નેત્રને હિતકારક, કડવી, છેદક, તીક્ષ્ણ અને બસ્તિશુદ્ધિ કરનારી છે, તથા બસ્તિરોગ, કફ, તૃષા, મુખરોગ, લાલસ્રાવ, ઊલટી, વાયુ, દુર્ગંધ, મેદ અને અલક્ષ્મીનો નાશ કરે છે એ દક્ષિણ દેશમા થાય છે **જવાદી કસ્તૂરી:**—ચક્ષુષ્ય, ઉષ્ણ, સુખાવહ, સુગંધી, સ્નિગ્ધ, વાયુ ઉપર પ્રશસ્ત, પુષ્ટિકર અને શુક્રવૃદ્ધિકારક છે, તથા કંડૂ, કિટિભકુષ્ઠ (કાળા રંગના સખત ચાઠાઓ), પરસેવો, દુર્ગંધ વિષ, કંઠરોગ અને કુષ્ઠનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **કાન વહે છે તે ઉપર:**—થોડી કસ્તૂરી કપાસમા વીંટાળી કાનમા રાખવી (૨) **વાળા ઉપર:** ૧ રતીથી ૨ રતી સુધી કસ્તૂરી ઘીમા નાખી પ્રાશન કરવી; એટલે વધેલો વાળો હશે તો તે પણ સારો થશે (૩) **સન્નિપાત જ્વરમાં તંદ્રા (મૂર્ચ્છા) આવે છે તે ઉપર:**—કસ્તૂરી અને મરી, એ ઘોડાની લાળમા ઘસી મધ નાખી આપવા × (૪) **જ્વરમાં શોષ પડે છે તે ઉપર:**—પાણીમા કસ્તૂરી નાખી આપવી (૫) **શીતાંગ સન્નિપાત ઉપર:**—કસ્તૂરી આપવી (૬) **કસ્તૂર્યાદિ ગુટિકા:** કસ્તૂરી અને શુદ્ધ કપૂર એકેક તોલો, લવંગ ૨ તોલા, મરી, લીંડીપીપર, બહેડા અને કોલિંજન એ અર્ધો અર્ધો તોલો તથા દાડમની છાલ ૪ તોલા, એ સર્વ કાથાના પાણીમા ખરલ કરી મગ

---

અને કામોત્તેજક છે થોડી માત્રામા સેવન કરવાથી હોજરીમા ઉષ્ણતા બતાવે છે, શરીરમા ગરમી વધે છે, રક્તચાલન ક્રિયા તેજથી થવા માંડે છે વાતસંસ્થા ઉત્તેજિત થાય છે, એટલે આક્ષેપ (આચકી) દૂર થાય છે. મધ્યમ માત્રામા આપવાથી શિરદર્દ, મગજમા ભારેપણું, ચક્કર આવવા, કંઠમા શુષ્કતા, કસ્તૂરીની ગંધવાળા ઓડકાર, કોઈ કોઈ વખત ઊલટી થવા જેવો ભાસ થવો, નિદ્રાનાશ અથવા મૂર્ચ્છા વગેરે લક્ષણ ઉત્પન્ન થાય છે અધિક માત્રાથી કાંઈક માદક ક્રિયા થાય છે કોઈ વખત શરીરમા કંપ અને તીવ્ર આક્ષેપ આવે છે. કસ્તૂરી ચામડીવાટે અને વૃક્કવાટે શરીરથી બહાર નીકળે છે એટલે પેશાબ અને પરસેવો વધારી આપે છે

**ઉપયોગ:**—૧૪ દિવસના મુદ્દતી તાવ અને ૨૧ દિવસના મુદ્દતી તાવ (મોતીઝરા) અથવા બીજા ઉગ્ર તાવમા જ્યારે જીવનીય શક્તિ શિથિલ લઈ જાય છે, મંદમંદ પ્રલાપ (બડબડાટ), માંસપેશીઓનો કંપ, કપડા અથવા બિછાના પર હાથ ફેરવતા રહેવુ અથવા બિલકુલ શક્તિહીન થઈને પડ્યા રહેવુ, નાડી ક્ષીણ, સૂક્ષ્મ અને જલદી ચાલતી હોય, હૃદયકંપનનો પહેલો અવાજ સ્ટેથોસ્કોપથી સાંભળવામા ન આવે, એ અવસ્થામા કસ્તૂરી બહુ ઉપકારક છે વાતનાડીઓમા અને ધમનીઓમા ઉત્તેજના દર્શાવીને લાભ પહોચાડે છે ફેફસાના સોજામા—ન્યૂમોનિયા રોગમા—વાતસંસ્થાની શક્તિ બહુ ઘટી જાય અને બડબડાટ આદિ લક્ષણ ઉત્પન્ન થાય તો કસ્તૂરી અમોઘ ઔષધ છે દારૂડિયા માટે પણ કસ્તૂરી અતિ લાભદાયક છે

જ્ઞાનતંતુઓની ઉગ્રતાથી ઉત્પન્ન થતા હિસ્ટીરિયા રોગમા નિદ્રા લાવવા માટે કસ્તૂરી ઉત્તમ છે અફીણ નિષ્ફળ થાય, તોપણ કસ્તૂરી નિદ્રા લાવી આપે છે અપસ્મારમા કસ્તૂરી વેગ-બળને ઘટાડવા માટે સહાયતા આપે છે હૃદયના ધબકારા વધીને વચ્ચે વચ્ચે ક્ષણસ્થાયી મૂર્છા અને શ્વાસકષ્ટ (ગભરામણ) જણાય તો તે પર કસ્તૂરી લાભદાયક છે વાતરક્તરોગમા પણ કસ્તૂરી હિતકર છે કંઠનળી, હોજરી, આતરડા, મૂત્રનલિકા, પિત્તપ્રણાલી અને મહાપ્રાચીરા પેશી (હૃદયની નીચે રહેલી મોટી માંસપેશી), એ બધાના આક્ષેપમાં કસ્તૂરી જલદી લાભ પહોચાડે છે સુવાવડીના ધનુર્વાત, બાલકંપ, હૃદયના જ્ઞાનતંતુઓનો કંપ અને હેડકી વગેરે ઉપર કસ્તૂરીનો ઉપયોગ સફળતાપૂર્વક કરાય છે બાળકોને દાંત આવતી વખતે ધનુર્વાત (આચકી) ઉત્પન્ન થાય તો તેના નિવારણ માટે કસ્તૂરી ૧થી ૨॥ રતી પાણીમા મેળવી ગુદામા પિચકારી આપવાથી લાભ પહોચે છે **સૂચના:**—રક્તાધિક્ય (મગજમા લોહીનો વધારો થાય, આખો લાલ લાલ દેખાય)મા કસ્તૂરીનો ઉપયોગ ન કરવો

**—સ્વામી કૃષ્ણાનંદ**

– લતા કસ્તૂરી એ એક પ્રકારના સુગંધયુક્ત નાના ફળ છે તેને હિંદીમા મુશ્કદાના બં૦ લતા કસ્તૂરી, કાલકસ્તૂરી તૈ૦ તક્કોલકલમુ, કપૂરવેંડ, તા૦ કંઠે કસ્તૂરી, મ૦ લતા કસ્તૂરી, કસ્તૂરીવેંડ તથા લા૦ હિબિસ્કસ એ બેલમોસ્કસ કહે છે

× આ પાઠ નિઘંટુ રત્નાકરનો છે 'કસ્તૂરી તથા મરી ઘોડાની લાળમા ઘસી મધ મેળવી આખમા અંજન કરવુ ' આ ઔષધિ ખાવા આપવી નહિ

જેવડી ગોળીઓ કરવી. એ મોઢામા રાખવાથી કફ દૂર થાય છે એના સેવનથી શ્વાસનું નિવારણ થાય છે. (૭) **પુરુષત્વ કમી થયું હોય તો :**—કસ્તૂરીનુ સેવન કરવું. (૮) **વીર્યવૃદ્ધિ અને પુષ્ટતા માટે :**—ત્રણ ભાર સુવર્ણભસ્મ અને એક ભાર કસ્તૂરીને એકત્ર કરી તેનું ૧ થી ૨ ગુંજા પર્યંત ચૂર્ણ મધ, સાકર અને ઘી સાથે સેવન કરવું, એથી શરીરમાં પ્રફુલ્લિતપણુ આવી કમરનુ દુખવુ વગેરે આજાર પણ દૂર થાય છે. પુષ્કળ અમીર લોકો એનુ નિત્ય સેવન કરે છે. (૯) **ઘણા દિવસનો નિદ્રાનાશ દૂર થવા માટે :**—સ્ત્રીના અથવા ગાયના દૂધમા કસ્તૂરી વાટી અંજન કરવુ +

## ૪—કબૂતરની* હગાર

ઉપયોગ :—**પાકેલું ગૂમડું ફૂટવા માટે :**—(૧) કબૂતરની હગાર લાવી લેપ કરવો. (૨) **વાળા ઉપર :**—૨ થી ૩ માસા કબૂતરની હગાર મધમા મેળવી ગોળી કરી ગળી જવી તે મોટા વધેલા વાળાનો પણ નાશ કરે છે. (૩) **પથરી ઉપર :**—કબૂતરની હગાર અને કાકડીના બિયા ચોખાના ધોવડામણમા વાટી પિવડાવવા એટલે પથરી ઝરી પડશે (૪) **ભાર ઉપર :**—કબૂતરની હગાર મધમા આપવી.

## ૫—કાંતણી (કરોળિયા)નું ઘર

ઉપયોગ —(૧) **વાળા ઉપર :**—×કાતણીનુ ઘર બારીક કરી શક્તિ અનુસાર પાનમા અથવા ગોળમા ખાવા આપવુ, સાજ સુધીમા કંઈ ખાવુ નહિ. સાજે જમવુ. **પથ્ય :**—અલૂણી ત્રણ દિવસ. (૨) **આગંતુક જખમો ઉપર :**—કાતણીનું ઘર લગાવવુ (૩) **ઢોરોને કાંઈ વાગી જખમ પડી કીડા પડે છે તે ઉપર :**—કાતણીનુ ઘર રોટલીમા આપવુ, એટલે ચાર-પાચ દિવસમા કીડા નાશ પામી જખમ ભરાઈ આવે છે. (૪) **બાળંતરોગ (સુવારોગ) ઉપર :**—કાતણીનુ ઘર બારીક કરી તેને ગોળમા કૂટી ગોળી કરી સાત દિવસ આપવી. પથ્ય પાળવું (૫) **ચાતુર્થિક જ્વર ઉપર :**—કાતણીનું ઘર ગોળમા મેળવી આપવુ. (૬) **કંઠસર્પ ઉપર :**—કાતણીનુ ઘર અને અગરુચંદન, એ સમભાગે લઈ બારીક કરી ચલમમાં નાખી પાવુ

## ૬—કૂકડીની વિષ્ટા (હગાર)

ઉપયોગ :—(૧) **પાકેલું ગૂમડું ફૂટવા માટે :**—કૂકડીની અથવા કબૂતરની વિષ્ટાનો ગૂમડા ઉપર લેપ કરવો. (૨) **હડકાયા કૂતરાના વિષ ઉપર :**—કૂકડીની વિષ્ટાનો લેપ કરવો (૩) **સોમલના વિષ ઉપર :**—કૂકડીની હગાર પાણીમા મેળવી પાવી એટલે ઊલટી થઈ વિષ નીકળી પડશે.

## ૭—કેશ

ઉપયોગ :—(૧) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર :**—કેશ બાળી તેલમા ખરલ કરી તેનો મલમ કરી ચોપડવો. (૨) **સુખપ્રસૂતિને માટે :**—જનને દ્રિયને કેશની ધૂણી આપવી

---

+ (૧) **બાળકોના સસણીરોગ ઉપર** —કસ્તૂરી મધમા ચટાડવી (૨) **પ્રસૂતા સ્ત્રીનું કષ્ટ ઓછું કરવા માટે :**—કસ્તૂરી પાનના બીડામા નાખી ખવડાવવી જરૂર પડે તો એકેક કલાક પછી ત્રણ વખત આપવી (૩) **હૃદ્રોગની તીક્ષ્ણ સ્થિતિ દૂર કરવા માટે :**—કસ્તૂરી ૧ રતી તથા પીપરનુ ચૂર્ણ ૨ રતી મધમા મેળવી ચાટવુ (૪) **શ્વાસ, કાસ તથા સળેખમ ઉપર :**—કસ્તૂરી, અફીણ તથા આકડાના રવાઈડા સમભાગે મેળવી મધમા મગના જેવડી ગોળીઓ કરવી તે એકક ગોળી દિવસમા બેત્રણ વખત આપવી. (૫) **તાવ, કૉલેરા, ક્ષય, વૃદ્ધાવસ્થા અથવા અન્ય રોગથી થયેલી નિર્બલતા ઉપર .**—કસ્તૂરી ૧ ભાગ, સુવર્ણના વરખ ૨ ભાગ, ૬૪ પહોરી પીપર ૩ ભાગ મેળવી મધમા મગના જેવડી ગોળીઓ કરવી. રોજ બે વખત એકક ગોળી આપવી

* પારેવુ અને કબૂતર એ એક જ જાતિના છે, મતલબ કે બેમાથી ગમે તેની વિષ્ટા લેવી

× કરોળિયાનુ ઘર વાપરવુ હોય ત્યારે તેને સારી રીતે કપડાથી સાફ કરી લેવુ કોઈ કોઈ વખતે ઈંડા અથવા નાના બચ્ચાઓ મગ્લા લાગેલા હોય છે એ ઈંડા અથવા બચ્ચા ખાવામા આવે તો હાનિ થાય છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

## ૮—ગાંડૂળ

**ગાંડૂળ :**—(સ૦ ભૂનાગ મ૦ ગાડૂળ, દવાણુ, કાડવે. ગુ૦ અળસિયા હિ૦ કેંચવે ક૦ નનોલળે ) ચોમાસામા એની ઉત્પત્તિ થાય છે. એનો રંગ તાળા પ્રમાણે લાલ હોઈ એ વેંતભર લાબાં હોય છે એના રગમા તાણુ હોવાથી એનો રગ લાલ હોય છે ભૂનાગ એટલે ગાડૂળ—આ અનેક વિજ્ઞાનકારક છે પારાની ખાખ કરવાના જાણુ વિષયમા એનુ સત્ત્વ કહેલુ છે. એના સત્ત્વથી જર—વ્યાધિ દૂર થાય છે. એ સ્વર્ણાદિ ખનીજ ભેદથી ચાર પ્રકારનુ છે તેમાનુ સુવર્ણ—ખાણુમાનું દુર્લભ છે **ભૂનાગસત્ત્વ :**—ગાડૂળ, હળદર, ગોળ, ગૂગળ, લાખ, ઊન, માછલી, ખોળ અને ટકણખાર, એકત્ર કરી ખરલ કરવો અને કુલડીમા ઘાલી દેવતા પર ફૂકવુ, એટલે તામા જેવુ સત્ત્વ નીકળે છે એ શીત છે અને સપૂર્ણ કુષ્ઠ, વ્રણુ અને સ્થાવરજગમ વિષનો નાશ કરે છે. એનો પારામા યોગ કરવાથી પારો અગ્નિમા સ્થિર થાય છે. એના સત્ત્વની રવિવારે વીટી કરી તે પાણીમા બોળી તે પાણી પીવા આપવુ એટલે તત્કાળ વિષ નાશ પામે છે, દુઃખી થતી સુવાવડીનો છૂટકો જલદી થાય છે, તેમજ પાણીમા વીટી ધોઈ, આગળ લખેલા મંત્રે તે પાણી મત્રી આપવાથી મોટુ શળ, ત્રિદોષની પીડા, ભૂતબાધા અને ગ્રહબાધાનો નાશ થાય છે તથા સ્ત્રી જલદી પ્રસૂતા થાય છે, ગૂમડાને ભરી કાઢે છે અને નેત્રરોગને માટે નેત્રમા નાખવાથી હિત થાય એવું ભાલુકીએ કહેલુ છે. **मंत्र—'रामवत्सोमसेनानी मुद्रितेति तथाक्षरम्। हिमालयोत्तरे पार्श्वे स्वकर्णश्च मरुद्रूमः। तत्र शूलं समुत्पन्नं तत्रैव विलयं गतम्॥'** એ વીંટી તેલમા નાખી તે કઢવવું, પછી તે તેલ જ્યા શળ કિવા પીડા થતી હોય ત્યા ચોપડવુ, એટલે તત્કાળ પીડા દૂર થાય છે. **ઉપયોગ :**—(૧) **વાળા ઉપર :**—ગાડૂળ સૂકવી રાખી દરરોજ શુમારે એક વાલભાર ગોળમા ગોળી કરી તે આપવી. એ પ્રમાણે ત્રણ દિવસ પર્યંત લઈ પથ્ય અલૂણી કરવી; એટલે શરીરમાના સર્વ વાળા બળી જાય છે. (૨) **સર્પના વિષ ઉપર :**—ગાડૂળ અને કાળા મરી એ પાણીમાં વાટી આપવા એટલે તત્કાળ વિષ દૂર થાય છે (૩) **પુરુષત્વ આવવા માટે :**—બશેર ગાડૂળ લાવી છાશમા ધોઈ, પછી તે શેકી નલિકાયત્રે અર્ક કાઢવો; આ પાનના બીડામા બિંદુમાત્ર ચોપડી ૩ દિવસ ખાવા આપવો

## ૯—ગધેડાની લીંદ

**ઉપયોગ :**—(૧) **ધોળા ઉંદર અંગ ઉપર પડી ગાંઠો ઉત્પન્ન થાય છે તે ઉપર :**—ગાઠ શસ્ત્રે ફોડી, તે ઉપર ગધેડાની લીદ ૮ દિવસ બાધવી (૨) **ખરજવા ઉપર :**—ગધેડાની લીદનો પાતાળયત્ર વડે અર્ક કાઢી તે ખરજવા ઉપર ચોપડવો. (૩) **કાચ, માટી અને ગેરુ ઇત્યાદિકોના વિષ ઉપર :**—ગધેડાની લીદનુ પાણી પાવુ (૪) **મધુરા ઉપર :**—ગધેડાની લીદ પાણીમા મેળવી તે પાણી પીવા આપવુ +

## ૧૦—ગધેડાનો દાંત

**ઉપયોગ :**—(૧) **શીતળાથી આંખમાં ફૂલું પડ્યું હોય તો :**—ગધેડાનો દાત ઘસી અંજન કરવુ ×

---

+ **ચોટ લાગવાથી હાડકું મરડાઈ ગયુ હોય તથા સોજો આવી લોહી બંધાઈ ગયુ હોય તે ઉપર :**—૧ રતલ ગધેડાની લાદ લઈ તેમા થોડો સાજીખાર આશરે ૧થી ૨ તોલા મેળવવો પછી ૮–૧૦ તોલા સરસવનુ તેલ મેળવી બે ભાગ કરવા અરધો ભાગ ચૂલા પર તવો રાખી તે ઉપર રાખવો અરધા ભાગની પોટલી બાધી શેક કરવો પોટલીની ઔષધિ ઠડી થાય ત્યારે તે તવા પર નાખી તવા પરની ઔષધિથી શેક કરવો આવી રીતે એકાદ કલાક શેક કરવો પછી બને ભાગ મેળવી થોડુ બીજુ સરસવનુ તેલ નાખી રોટલાના જેવી પોટીસ કરી કપડાથી બાધી દેવી એક દિવસમા જ હાડકાનુ દરદ દૂર થઈ જશે

× હસ્તલિખિત ગ્રથોમા એ જ પ્રમાણે એ જ દરદ ઉપર બિલાડીનુ હાડકુ અથવા બળદનુ શિગડું ઘસી આજવાનુ લખેલુ છે

## ૧૧–ગોરોચન

(સં૦ ગોરોચના મ૦ હિં૦ ક૦ ગોરોચન બં૦ ગોરોચના તૈ૦ ગોરોચનમુ અ૦ હજરૂલ વક્કર ઈં૦ ગોલેસ્ટોન બીઅેગ લા૦ બોસ્ટોરમ )

ગાયના અથવા બળદના પિત્તાશયમા એક જાતનો જાયફળ જેવડો ગાગડો ઉત્પન્ન થાય છે; તેને 'ગોરોચન' કહે છે+ **ગોરોચન:**—અતિ શીત, રુચિકર, મંગળદાયક, વશકર, કાંતિકારક, વૃષ્ય, કડવુ અને પિશાચબાધા, ગ્રહપીડા, વિષદોષ, કુષ્ઠ, કૃમિ, ઉન્માદ, ગર્ભસ્રાવ, ક્ષત, રક્તવિકાર અને નેત્રરોગનો નાશ કરનાર છે **ઉપયોગ :—(૧) ઊલટી, વરાધ (બારામી) વગેરે બાળકોના અનેક રોગો ઉપર:**—ગોરોચન અને હળદર, એ બન્ને ખાવાના પાનના રસમા આપવા. **(૨) મધુરા ઉપર:**—મધુરો થયેલા માણસને બીજા દિવસે ફક્ત એક વખત બે તોલા ભેસના દૂધમા અડદ જેટલુ ગોરોચન મેળવી આપવુ આ યોગથી મધુરો પેટમા ન પડતા બહાર પડે છે. **(૩) બાળકોને શીતળા હલકા આવવા માટે:**—ગોરોચન ગાયના દૂધમા ઘસી પાવુ, એટલે શીતળા અગ ઉપર તત્કાળ ઊઠે છે **(૪) ખરજ ઉપર:**—ગોરોચન અને ચદન ઘસી લેપ કરવો

## ૧૨–ઘૃતવર્ગ

(સં૦ ઘૃત મ૦ તૂપ હિં૦ ઘી ક૦ તુપ્પ તૈ૦ નેઈ ફા૦ રોગને જર્દ. બં૦ ઘી અ૦ સમન દુહનુલ બકર. ઇં૦ કલેરીફાઈડ બટર. લા૦ બ્યુટીરમ ડેપ્યુરેટમ.)

સર્વ ઘીમા ગાયનું ઘી શ્રેષ્ઠ છે સર્વ ઔષધોમા તાજા ઘીની યોજના કરવી ઘીના સેવનથી માણસના અગમા ધાતુની વૃદ્ધિ થઈ શક્તિ વધે છે× અને મગજ શાત રહે છે; ઘીના સેવનથી શરીરમાની અશક્તિ અને ગરમી દૂર થાય છે તથા લોહી શુદ્ધ થાય છે, અતિશય શારીરિક શ્રમ કરનારાઓને ઘીનું સેવન તો અત્યત હિતકારક છે હાલના વખતમા દુર્દૈવથી દૂધ–ઘીની અછત થવાથી ચરબી જેવા નિષિદ્ધ પદાર્થની ઘીમા ભેળસેળ થવા લાગી છે! એ ભેળસેળનુ ઘી સેવન કરવાથી અનેક વિકાર થવાનો સંભવ છે એટલા માટે સર્વેએ અવશ્ય સાવચેતી રાખવી ઘી સબધી વિસ્તાર 'ગોવૈદક' ભાગમા કહેલો છે તે જુઓ. **બકરીનું ઘી:**—ચક્ષુષ્ય, દીપન, બળવર્ધક, વૃષ્ય, પાક વખતે તીખુ અને કાસ, શ્વાસ, ક્ષય, કફ, અર્શ અને રાજયક્ષ્માનો નાશ કરનાર છે **મેંઢીનું ઘી:**—તીખટ તથા ગરમ છે, અને કફ, વાત, યોનિદોષ, પિત્ત અને શોષનું નાશક છે **ભેંસનું ઘી:**—સૌખ્યદ, વર્ણકારક, હૃદ્ય, કાંતિકર, રુચ્ય, કફકર, મીઠું, શીતળ, વિષ્ટભકારક, બલપ્રદ, ધૈર્ય આપનારું તથા ગુરુ છે; અને અર્શ, સગ્રહણી, વાત, રક્તપિત્ત, ભ્રમ તથા પિત્તનો નાશ કરે છે. **હાથણીનું ઘી:**—કડવું, લઘુ, તૂરુ તથા અગ્નિદીપક છે, અને કુષ્ઠ અને કૃમિનુ નાશક તથા મળ અને મૂત્રનુ સ્તંભક, કફનાશક, પિત્તકારક અને વિષ તથા રક્તવિકારનુ નાશક છે **ઘોડીનું ઘી:**—કિંચિત્ મધુર, અગ્નિદીપક, તૂરુ, તીખુ, મળમૂત્રરોધક, કિંચિત્ વાતલ, ઉષ્ણ, પાકકાળે લઘુ તથા તૂરું છે અને કફ તથા મૂર્ચ્છાનું નાશક છે **ઊંટડીનું ઘી:**—અગ્નિદીપક, ખારુ, પાક વખતે તીખું અને વિષ, અર્શ, કૃમિ, સોજો, વાયુ, કફ, કોઢ, ગુલ્મ, ઉન્માદ, મોહ, મૂર્ચ્છા, અપસ્માર અને બડબડનો નાશ કરે છે. **ગધેડીનું ઘી:**—બળકર, બુદ્ધિપ્રદ, વામક (ઊલટી કરનાર), અગ્નિદીપક, ઉષ્ણવીર્ય, પાકકાળે લઘુ. તૂરુ અને ગ્લાનિકારક છે. એ મૂત્રદોષ અને કફનો નાશ કરે છે **સ્ત્રીઘૃત:**—રુચિપ્રદ, નેત્ર્ય, પાક વખતે લઘુ તથા અગ્નિદીપક છે, અને વાત, પિત્ત, કફ તથા વિષનો નાશ કરે છે, **ઉપયોગ :—(૧) અગ્નિદગ્ધ વ્રણ, હાથ–પગનો દાહ, શિરોભ્રમણ અને આંખોમાંની બળતરા ઉપર:**—ગાયનુ ઘી ચોપડવુ **(૨) ગર્ભિણીનો રક્તસ્રાવ, દાહયુક્ત વાતરક્ત**

+ એ પિત્તાશયમા નાળિયેર જેવડા એક ગોળામા પીળા રગના પાણી સાથે એવી નાનીમોટી દશબાર ગાઠો મળી આવે છે

× અમને ખાસ અનુભવથી જણાયુ છે કે, ધાતુના દરદીએ સ્ત્રીસગ કર્યા પછી શ્વાસ શાત પડ્યા પહેલા પાચ તોલા ગાયનુ તાજુ ઘી પી જવુ, એથી ધાતુની વૃદ્ધિ અને પુષ્ટિ થાય છે સાજા મનુષ્યે કસરત કર્યા પછી એ પ્રમાણે ઘી લેવુ એ દૂધ પીવા કરતા વધુ લાભકારી છે

**સન્નિપાતજ વિસર્પ અને દાહ રોગ ઉપર :**—ગાયનું શતધૌત અથવા સહસ્ત્રધૌત ઘી ચોળવું; એથી કરી તાવથી થયેલો દાહ પણ શાંત થાય છે. ઘી જૂનું હોય તો ઘણું ઉત્તમ. (૩) વ્રણ તથા **નાડીવ્રણ ઉપર :**—જૂના ઘીનો લેપ કરવો. **આંખમાં ખૂંપરો નાખતો હોય તો** આંજવું.

## ૧૩—ઘોડાની લીંદ

**ઉપયોગ :—(૧) શૂળ ઉપર :**—ઘોડાની લીંદ પાણીમા મેળવી તે પાણી ગાળી લઈ તેમા થોડી શેકેલી હિંગનું ચૂર્ણ નાખી તે પાવું; એટલે કઠિન શૂળ પણ ત્વરિત શમશે **બીજો પ્રકાર :**—ઘોડાની લીંદનો અર્ક કાઢી આપવો (૨) **બાળકોની આંચકી ઉપર** —ઘોડાની સુકાયેલી લીંદની ધૂણી આપવી, એટલે કઠિન એવી ઊચકીનો નાશ થશે. (૩) **કોગળિયા ઉપર :**—ઘોડાની લીંદ છાશના પાણીમા મેળવી વસ્ત્રગાળ કરી અજમો ૭ માસા પર્યંત નાખી પુનઃ વસ્ત્રગાળ કરી ઠીકરી લાલ તપાવી તે પાણીમા છમકારી પાવું (૪) **બાળકોની સસણી ઉપર :**—ઘોડાની લીંદનો રસ જરા ગરમ કરી પાવો.

## ૧૪—ઘોડાનો વાળ

**ઉપયોગ :—(૧) ચામખીલ (મસ) થાય છે તે ઉપર :**—ઘોડાના વાળથી તેને બાધવો. એટલે ખરી પડે છે

## ૧૫—છાશ

આ સબંધી ગોવૈદક ભાગમા માહિતી છે જ તે સિવાયનો બાકીનો ભાગ અહીં લખ્યો છે. **ભેંસની છાશ :**—કફકર, સાંદ્ર, શોકકારક તથા ગુરુ છે અને ગુલ્મ, અતિસાર; પ્લીહા, અર્શ, સંગ્રહણી, પાંડુરોગ, વિષમજ્વર અને મૂત્રરોગની નાશક છે. **બકરીની છાશ :**—લઘુ તેમ જ સ્નિગ્ધ છે, અને દાહ, ગુલ્મ, અર્શ, ત્રિદોષ, સોજો, સગ્રહણી અને પાંડુરોગનો નાશ કરે છે **ઉપયોગ :— (૧) સંગ્રહણી ઉપર :**—ગાયની છાશમા સૂંઠ અને લીંડીપીપરનું ચૂર્ણ નાખી આપવું

## ૧૬—દહીં

ગાયના દહીં સબંધી વિચાર ગોવૈદક ભાગમા છે, બીજી માહિતી અહીં અપાય છે. **ભેંસનું દહીં :**—રક્તપિત્ત-પ્રસાદન, વૃષ્ય, સ્નિગ્ધ મધુર, શોધક, કફકારક. ગુરુ, અભિષ્યંદી, બલકર તથા શુક્રકારક છે, અને પિત્ત, વાત તથા શ્રમનું નાશક છે **બકરીનું દહીં :**—દીપન, પાચન, લઘુ, રુચિકર, ગરમ તથા ગ્રાહક છે, અને નેત્રરોગ, ક્ષય, અર્શ, કાર્શ્ય, ત્રિદોષ, શ્વાસ, કાસ અને વાયુનું નાશક છે **હાથણીનું દહીં :**—તૂરુ, કાંતિકારક, રુચિકર, પાક વખતે તીખું, લઘુ, ઉષ્ણ, બળપ્રદ તથા વીર્યવર્ધક છે, અને પરિણામશૂળ, કફ તથા વાયુનો નાશ કરે છે, **ઘોડીનું દહીં :**—મધુર, તૂરુ, કિંચિત્ વાતકર, રુચિકર, આંખોને હિતાવહ તથા દીપન છે, અને કફ, મૂર્છા, નેત્રરોગ, કોઢ, મૂળવ્યાધિ, પેટમાના કૃમિ, એ સર્વનો નાશ કરે છે **ગધેડીનું દહીં :**—રુક્ષ, ઉષ્ણ, દીપન, પાચક, મધુર, ખાટું, રુચિકર અને વાતનાશક છે **ઊંટડીનું દહીં :**—તીખું, ખારું, ભેદક, રસ વખતે મધુર તથા ખાટું, છે, વાતાર્શ, કૃમિ, કુષ્ઠ, શૂળ અને ઉદરરોગનો નાશ કરે છે **સ્ત્રીનું દહીં :**—બળકર, તર્પણ, જડ, પાક વખતે મધુર, ખાટું, આંખોને હિતકારક, તૂરુ, પાકકાળે લઘુ, રુક્ષ, ઉષ્ણ તથા કફનાશક છે અને પરિણામશૂળ, મલસ્તંભ અને મૂત્રદોષનો નાશ કરે છે

## ૧૭—દૂધ

દૂધ જેવો પૌષ્ટિક, શક્તિવર્ધક અને આયુષ્યવર્ધક એવો બીજો એકે પદાર્થ નથી, બધી જાતનાં દૂધોમા ગાયનું દૂધ શ્રેષ્ઠ છે ગાયના દૂધમા કોઈ પણ પ્રકારનો અવગુણ નથી, એ બાળકથી વૃદ્ધ સુધી સર્વને અત્યંત હિતકારી છે આગળના વખતમા દૂઝણી ગાયોનો અત્યંત જથ્થો હતો, તથા કરી લોકો શક્તિવાન, નિરોગી અને શૂરવીર હતા, હાલના વખતમા દૂઝણી ગાયોની દિવસે દિવસે અછત થતી જાય છે, દુષ્કાળને લીધે ઢોરની અછત થઈ જમીનમા તેનાથી મળનારું ખાતર કમી મળવા લાગવાથી, ધાન્યની ઉત્પત્તિ પણ ઘટવા લાગી છે અને જે ધાન્ય ઉત્પન્ન થાય છે તે પણ

ઓછા કસવાળુ હોય છે, જેથી તે ખાનારને યોગ્ય તુષ્ટિપુષ્ટિ આપી શકતું નથી, એટલા જ માટે સઘળાએ ગાયનું રક્ષણ થાય એવો યત્ન મન, વાચા અને કાયાએ કરવો ઘટે છે નીચે દૂધ સબંધી જે લખવામા આવ્યું છે, તે સિવાય બીજી માહિતી આ ગ્રંથના ગોવૈદક પ્રકરણમાથી મળી આવશે. **ભેંસનું દૂધ:**—મધુર, પૌષ્ટિક, સ્નિગ્ધ, બળકર, ગુરુ તથા વૃષ્ય છે, અને શુક્ર, નિદ્રા, કફ, આળસ તથા રુચિને કરનારું અને પિત્ત, દાહ, શ્રમ તથા જઠરાગ્નિનુ નાશક અને મંદાગ્નિમા અપથ્ય છે એ તીવ્રાગ્નિવાળા પુરુષોને ગરમ કરી પાવાથી બળ, પુષ્ટિ અને સર્વ ધાતુની પુષ્ટિ કરે છે **બકરીનું દૂધ:**—તૂરું, મધુર, ગ્રાહક, લઘુ તથા શીતળ છે અને જ્વર, ક્ષય, ઉધરસ, રક્તપિત્ત, સર્વ વ્યાધિ અને અતિસારનો નાશ કરે છે. **મેંઢીનું દૂધ:**—મધુર ગરમ, સ્નિગ્ધ, હૃદ્ય પુષ્ટિકર, ગુરુ, કફકર અને મેદોવર્ધક છે **હાથણીનું દૂધ:**—મધુર, અગ્નિને મંદ કરનાર, શીતળ, વૃષ્ય, ચક્ષુષ્ય, વીર્યવર્ધક, મેદોવર્ધક, સ્નિગ્ધ, તૂરુ, બળકર, કફકર, તૃપ્તિકર અને પિત્તનાશક છે **ઘોડીનું દૂધ:**—ખારું, અગ્નિદીપક, રુક્ષ, ઉષ્ણ, કાંતિકર, દેહસ્થૈર્યકર, લઘુ, બળકર, ખાટુ તથા ગ્રાહક છે, અને સંધિવાત, ત્રિદોષ, ઉદરવાયુ, કુષ્ઠ અને દમનો નાશ કરે છે **ગધેડીનું દૂધ:**—મધુર, બળકર, રુક્ષ, ખાટુ હીનબુદ્ધિમાદ્યકારક, પથ્ય, રુચિપ્રદ તથા ખારુ છે; અને કફ, વાયુ બાળરોગ, કાસ અને દમનો નાશ કરે છે. **ઊંટડીનું દૂધ:**—મધુર, બળકર, રુક્ષ, શોધક, કિંચિત્ ખારુ, દીપન, ભેદક સારક, તીક્ષ્ણ તથા ઉષ્ણ છે, અને સોજો, કફ, કુષ્ઠ, આનાહવાયુ, પ્રમેહ, નળવાત, કૃમિ, ગુલ્મ, કાસ, અર્શ, ઉદરરોગ તથા શૂળનો નાશ કરે છે **માનુષ્ય દુગ્ધ:**—મધુર, શીતળ, લઘુ, ચક્ષુષ્ય, તૂરુ, પથ્યકર, દીપન, પાચક, ધાતુવર્ધક, રુચિકર, જીવન અને સ્નેહન છે એ રક્તપિત્ત ઉપર નસ્ય માટે અને નેત્રશૂળ ઉપર આંખોમા નાખવા માટે ઉત્તમ ઔષધ છે, અને નેત્રરોગ, અભિઘાત, વાત તથા પિત્તનો નાશ કરે છે **ઉપયોગ:**—(૧) **ઉદરરોગ ઉપર:**—ઊંટડીનુ દૂધ પાવુ (૨) **કફ, ઉધરસ, શ્વાસ અને અશક્તિ વગેરે બાળરોગો ઉપર:**—ગધેડીનુ દૂધ પાવુ (૩) **વીર્યસ્રાવ, ધાતુક્ષીણતા વગેરે ઉપર:**—દૂધ ગરમ કરી તેમા ખડીસાકર નાખી તે આપવુ. (૪) **નાના બાળકોને પાલુડો લાગે છે તે ઉપર:**—કૂતરીનુ દૂધ સ્ત્રીના દૂધમા મિશ્ર કરી આપવુ *

## ૧૮—પેદ્રુબાજાર

**પેદ્રુબાજાર:**—બકરીના પેટમા એક જાતનો ગાગડો ઉત્પન્ન થાય છે તેને 'પેદ્રુબાજાર' કહે છે.× **પેદ્રુબાજાર:**—ધાતુવર્ધક છે અને સંપૂર્ણ મેહ, વિષ, કફ, પિત્તરોગ, નેત્રરોગ, મેદોરોગ તથા વાતશૂળનો નાશ કરે છે એ કસ્તૂરી, કેસર, ઘી, આદાનો રસ કિંવા યથોક્ત અનુપાનમા અથવા લીંડીપીપર, જાયફળ અને મધમા ભક્ષણ કરવાથી ઘરડો માણસ તરુણ પુરુષ જેવો થશે. **ઉપયોગ**—(૧) **શ્વાસ ઉપર:**—૧ રતી પેદ્રુબાજાર મધ અને લીંડીપીપરમા આપવુ

## ૧૯—બીરબહોટી (ગોકળગાય)

**બીરબહોટી:**—(સં૦ ઇંદ્રગોપ બ૦ છોટ કેલુઈ. હિં૦ મખમલી) મૃગ નક્ષત્રમા રાતા રંગના ઝીણા કીડા ઉત્પન્ન થાય છે. તેઓને ઉર્દૂ ભાષામા **બીરબહોટી** કહે છે ચોમાસામા આ કીડાઓની હારોની હારો લાગેલી હોય છે વૈદ્ય વગેરે લોકો એ કીડા એકઠા કરી વેચે છે. **ઉપયોગ**—(૧) **ભાર ઉપર:**—કાળી તુલસીના પાંદડાનો અંગરસ ૪ માસા અને મધ ૪ માસા એકત્ર કરી તેમાં બીરબહોટી એક અથવા બે બારીક ઘસી ચાટણ તૈયાર કરી, એ સર્વ ચાટણ પ્રથમ ભારભે એકદમ ચટાડવુ. એ પ્રમાણે ૩-૫-૭ દિવસ આપવુ; પરંતુ જેમજેમ રોગનુ જોર કમી થતુ જાય, તેમ તેમ ઔષધનુ પ્રમાણ પણ કમી કરતા જવુ એનાથી ત્રણ દિવસમા ગુણ સમજાય છે (૨) **સર્વ પ્રકારના ઉદરરોગ, ડબ્બા (ભાર) અને નાના બાળકના પેટમાંના સર્વ રોગો ઉપર:**—કાળી તુલસીના પાદડાનો રસ અને ભાગરાનો અંગરસ ૧ તોલા પર્યંત લઈ, તેમા બે પર્યંત

* બાળકના મોમા ચાદા પડે છે તે ઉપર —ગધેડીના દૂધની અથવા બકરીના દૂધની મોમા સેડ નાખવી

× જેમ બકરીના પેટમાથી 'પેદ્રુબાજાર' અને ગાયના પિત્તાશયમાથી 'ગોરોચન' નીકળે છે, તેમ ઊંટના ઉદરમાથી 'હજરત હાઉ' મળી આવે છે એને કોલેરા ઉપર વાપરવાનુ યુનાની ગ્રંથકારો બતાવે છે

ખીરખોટી ઘસી તથા અર્ધી રતી ગોરોચન ઘસી મધ નાખી આપવું. બાળકને અર્ધી ખીરખોટી આપવી (૩) **દમ, ઉધરસ અને વરાધ ઉપર:**—ખીરખોટી પાનમાં આપવી. (૪) **મૂળવ્યાધિ ઉપર:**—ખીરખોટી અને ધોળા કાથાની રાખનો મધમાં ખરલ કરી લેપ કરવો (૫) **અર્ધાંગ, પક્ષાઘાત, અર્દિત અને બીજા વાયુ ઉપર:**—ખીરખોટી પાનમાં આપવી (૬) **પેટશૂળ ઉપર:**—જાયફળ અને ખીરખોટીનું ૧ વાલ ચૂર્ણ આપવું (૭) **સોજા ઉપર:**—ખીરખોટી મીણમાં મેળવી લેપ કરવો (૮) **બેસી ગયેલા સ્તન કઠિન થઈ ઉપર આવવા માટે:**—ખીરખોટી દૂધમાં વાટી સ્તન ઉપર લેપ કરવો.

## ૨૦—ભેંસનું છાણ

ઉપયોગ—(૧) **નવેલો નખ ઊખડ્યો હોય તો:**—ભેંસનું તાજું છાણ ગરમ કરી બાંધવું. (૨) **મધુરા ઉપર:**—ભેંસનું છાણ પાણીમાં મેળવી ઢીંચણ પર્યંત અને જંઘા પર્યંત પગે ચોળી ધોઈ નાખવું (૩) **તણખિયા પ્રમેહ ઉપર:**—ભેંસનું છાણ પાણીમાં ગાળી લઈ તેમાં સાકર નાખી તે પાવું ગાયના છાણ સબંધી ગોવંદકમાં જુઓ

## ૨૧—મધ

**મધ:**—સ૦ મધુ મ૦ મધ હિ૦ શહદ. ક૦ જેનતુપ્પ તૈ૦ તેની. ફા૦ શહદ અંગબીન. અ૦ અસલુલ નહલ. ઈ૦ હની. લા૦ મેલ

**સામાન્ય મધ:**—શીત, લઘુ, સ્વાદુ, રુક્ષ, ગ્રાહક નેત્રોને હિતાવહ, અગ્નિદીપક, વ્રણશોધક, નાડીની શુદ્ધિ કરનારું, સૂક્ષ્મ રોપણ, મૃદુ વર્ણકારક, મેધાકર, વિશદ, વૃષ્ય, રુચિકારક, આનંદકારક અને તૂરુ છે, તથા સહેજ વાતકર, કોઢ, અર્શ, ઉધરસ, પિત્ત, રક્તદોષ, કફ, મેહ, કૃમિ, મદ, ગ્લાનિ, તૃષ્ણા, ઊલટી, અતિસાર, દાહ, ક્ષતક્ષય, મેદ, ક્ષય, હેડકી, ત્રિદોષ, આધ્માનવાયુ, વિષ તથા મલબંધનો નાશ કરે છે **સર્વ જાતિનું મધ:**—વ્રણરોપણ, શોધક અને અસ્થિને સાધનાર છે. મધ તપાવવાથી કિંવા ઉષ્ણકાળમાં ઉષ્ણ પદાર્થોમાં ભક્ષણ કરવાથી વિષ જેવું દુઃખ કરે છે. ઔષધોમાં જૂનું મધ આપવું. જેમ જેમ જૂનું થતું જાય તેમ તેમ તે ગુણકારી છે. ઘી અને મધ સરખે ભાગે લેવા નહિ એમ લેવાથી તે વિષ સમાન થાય છે. રંગે ગાયના ઘી જેવું, રુચિકર, સુગંધી એવું મધ ઉત્તમ જાણવું ઉપયોગ—(૧) **કાન વહે છે તેને માટે:**—જાડો પગ ઝીણી માખોનું મધ બેસે છે તેનું મધ કાનમાં નાખવું (૨) **કાનમાં બગાઈ વગેરે ગઈ હોય તે ઉપર:**—કાનમાં મધ નાખવું (૩) **વીંછીના વિષ ઉપર:**—દંશ ઉપર મધ ચોપડવું. (૪) **મેદોરોગ ઉપર:**—સવારે ગરમ પાણી ચાર તોલા લઈ તેમાં બે તોલા મધ નાખી તે પાવું. (૫) **મુખરોગ ઉપર:**—મધનો ગંડૂષ (મોઢામાં મધ લઈ તે કેટલીક વાર રાખી કોગળો કરી નાખવો) ધારણ કરવો, એટલે મોઢામાંના વ્રણ, ચાંદી તથા દાહ, તૃષા વગેરે રોગ દૂર થઈ મુખને સ્વચ્છતા આવે છે, અથવા મધ-પાણી એકત્ર કરી તેના કોગળા કરવા (૬) **અગ્નિદગ્ધવ્રણ ઉપર:**—પોવ્યા મહુડાનું મધ પીંછાએ ચોપડવું. (૭) **કાનખજૂરો કાનમાં ગયો હોય તો:**—મધ અને તેલ કાનમાં નાખવું (૮) **રક્તપિત્ત ઉપર:**—મધ અને સાકર એ બકરીના દૂધમાં પાવું (૯) **તૃષ્ણારોગ ઉપર:**—પાણીમાં સાકર અથવા મધ નાખી તે પાવું. ઠંડુ પાણી અને મધ એકત્ર કરી તે શેરભર પાવું; ઊલટી થશે એટલે તૃષ્ણા અને દાહ શમશે (૧૦) **ખરસાણીના વિષ ઉપર:**—પાણીમાં મધ નાખી પાવું (૧૧) **ઝેરકોચલાના વિષ ઉપર:**—મધ, ઘી અને સાકર ખાવા આપવા

## ૨૨—માખણ

**ભેંસનું માખણ:**—તૂરું, વાતુલ, ગુરુ, કફકર, મેદોવર્ધક, આંખોને હિતકર, ધાતુવર્ધક, વૃષ્ય, મધુર, શીત, બળકર, દાહકારક તથા ગ્રાહક છે, અને શ્રમ તથા પિત્તનું નાશક છે એ જ તાજું હોય તો ધાતુવર્ધક, બાળ તથા વૃદ્ધને હિતકારક અને બળકર છે. **બકરીનું માખણ:**—મધુર, તૂરું, લઘુ, આંખોને હિતકારક, દીપન, બલકર તથા હિતકર છે, અને ક્ષય, ઉધરસ, ગુલ્મ, પ્રમેહ, શળ, નેત્રરોગ, જ્વર, પાંડુરોગ અને શ્વેત કોઢનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **કાનનો દાહ થાય**

છે તે ઉપર:-માખણ કિંચિત્ દેવતા ઉપર પિગળાવી કાનમા નાખવુ. (૨) **રક્તમૂળવ્યાધિ ઉપર:**—માખણ અને તલ ખાવા આપવા; અથવા માખણ, નાગકેસર અને ખડીસાકર ખાવા આપવા (૩) **રક્તાતિસાર ઉપર:**—માખણ, મધ અને ખડીસાકર ખાવા આપવા.

## ૨૩—મૂત્રવર્ગ

મૂત્રવર્ગમા ગોમૂત્ર મુખ્ય છે ઔષધોમા એ સર્વ મૂત્રોના અભાવે આપવુ ગોમૂત્રમા રેચક ગુણ ઘણો ઉત્તમ છે પુષ્કળ તેલો અને ઘી સિદ્ધ કરવાના કામમા ગોમૂત્રનો ઉપયોગ થાય છે. નસ્યને માટે ઊંટનુ મૂત્ર આપવુ, પ્રાશનાર્થે ગાયનુ પ્રશસ્ત, અને ગધેડા, ઘોડા, બકરા તથા ભેસોનુ મૂત્ર તેલમા ઉકાળી લેપ કરવાથી દદ્રુ, કંડૂ અને વિસર્પનો નાશ કરે છે **ભેંસનુ મૂત્ર:**—તૂરું, કડવુ, ખારુ, પિત્તકર, ઉષ્ણ તથા તીખુ છે, અને શૂળ, અર્શ, ઉદર, કુષ્ઠ, મેહ, વિષૂચિકા, સોજો, આનાહ, પાંડુરોગ, ગુલ્મ તથા કંડૂનો નાશ કરે છે **બકરીનું મૂત્ર:**—તીખુ, લઘુ, ઉષ્ણ, કડવુ, રુક્ષ, સ્વાદુ તૂરુ, તીક્ષ્ણ, પથ્યકર તથા વાતુલ છે, અને દમ, ઉધરસ, સોજો, કમળો, ઉદર, પાંડુ, કફ, ગુલ્મ, પ્લીહા, નાડીવ્રણ, વિષ અને કર્ણશૂળનો નાશ કરે છે. **હાથણીનું મૂત્ર:**—ખારુ, કડવુ, ભેદક, પિત્તલ, તૂરુ, તીક્ષ્ણ, સારક, તીખુ તથા વિદારણ છે; અને શૂળ, હેડકી, દમ, વાયુ, કિલાસ-કુષ્ઠ (ચિત્રી), કંડૂ, મંડળકુષ્ઠ, કૃમિ, અર્શ, વિષ, ગુલ્મ અને કફનો નાશ કરે છે **ઘોડીનું મૂત્ર:**—ઉષ્ણવીર્ય, ખારું તીખુ, રુક્ષ, તીક્ષ્ણ તથા પિત્તલ છે, અને કુષ્ઠ ઉન્માદ, કૃમિ, મોહ, કફ, વાયુ, દદ્રુ, શૂળ, વિષ, કિલાસકુષ્ઠ અને મોહનો નાશ કરે છે. **ગધેડીનું મૂત્ર:**—અગ્નિદીપક, કડવુ, ખારુ, તીખું તથા તીક્ષ્ણ છે, અને કફ, વાયુ, સંગ્રહણી, કૃમિ, ભૂતબાધા, કંપ, ઉન્માદ અને ચિત્તભ્રમનો નાશ કરે છે. **ઊંટનું મૂત્ર:**—તીખુ, કડવુ, ઉષ્ણ, દીપન, પિત્તલ ખારુ, તીક્ષ્ણ તથા બળકર છે, અને કોઢ, અર્શ, ઉદર, કૃમિ, ઉન્માદ, વાતરોગ તથા મનોવ્યાધિનો નાશ કરે છે **નરમૂત્ર:**—રેચક, ખારુ, ઉષ્ણ, રસાયન, કડવુ તથા રુક્ષ છે, અને વિષ, આમ, કૃમિ, રક્તદોષ, વ્રણ, ભૂતબાધા, ત્વગ્દોષ, વાયુ, મોહ, કફ તથા પિત્તનો નાશ કરે છે ઉપયોગ—(૧) **કફ, ક્ષય અને પાંડુરોગ ઉપર:**—જૂના લોહકાટને ગરનાળાના અગર બહેડાના લાકડાના કોલસામા તપાવી, ગોમૂત્રમા ૧૦૦ વાર ભીજવી, પછી તેનો ખરલ કરી તેમાથી ૧ વાલ ચૂર્ણ મધ અને લીંડીપીપરમા આપવુ એ ચૂર્ણને 'મંડૂર' કહે છે. (૨) **અપસ્માર ઉપર:**—માકડના રક્તમા ચીથરું ભીજવી સૂકવી, તે ગધેડીના મૂત્રમા ભીંજવી તેનું ત્રણ દિવસ નસ્ય આપવુ, એટલે ફેફર દૂર થાય છે. (૩) **વિષારી સર્પના દંશ ઉપર:**—માણસનુ મૂત્ર પાવુ એટલે ઊલટી થઈ વિષ ઊતરશે

## ૨૪—મીણ

**મીણ:**—પિચ્છલ (ચીકટુ), સ્વાદુ, તીખુ, સ્નિગ્ધ, મૃદુ, અસ્થિસંધાનકારક તથા વ્રણને હિતકર છે; અને વાયુ, કોઢ, વિસર્પ, રક્તદોષ, વાતરક્ત, ભૂતદોષ અને લેપ કરવાથી ચામડી ફાટે છે તેનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **નવેલા ઉપર:**—તપાવેલા મીણની લૂગદી નખ પર બેસા-ડવી અને પાટો બાધવો, તેથી ચાર-પાચ દિવસમા ગુણ આવે છે. (૨) **પગ ફાટે છે તે ઉપર:**—તપાવેલુ મીણ ચોપડવુ. (૩) **ગૂમડાં ઉપર:**—ઘીમા મીણ તપાવી તે ચોપડવુ (૪) **રક્તપ્રદર ઉપર:**—મીણમા ઈંટનુ ચૂર્ણ કરી ખાવા આપવુ.

## ૨૫—મોરનાં પીછાં

ઉપયોગ—(૧) **હેડકી અને ઊલટી ઉપર:**—મોરના પીછાની રાખ અને લીંડીપીપર, એ મધમા આપવા. (૨) **સર્પદંશ ઉપર:**—મોરના પીછા તબાકુ સાથે ચલમમા નાખી પાવા; એટલે વિષ ઊતરશે (૩) **માછલાના વિષ ઉપર:**—મોરના પીછાની ધૂણી આપવી. (૪) **વિષ-બાધા દૂર થવા માટે:**—જે પ્રમાણે ગારૂળમાથી તામ્રસત્ત્વ નીકળે છે, તેજ ક્રિયાથી મયૂરપિચ્છમા-થી તામ્રતત્ત્વ નીકળે છે એ તામ્રસત્ત્વની વીંટી કરી તે પાણીમા બોળી તે પાણી આપવુ એટલે વિષબાધા દૂર થશે

## ૨૬—વાઘની ચરબી

ઉપયોગ—(૧) **હાડજ્વર ઉપર:**—ત્રણ દિવસ વાઘની ચરબી ચોળવી. (૨) **શીતળા થોડા આવવા માટે:**—વાઘનો જૂનો દાંત પાણીમાં ઘસી એક વખત આપવો. (૩) **સંધિવાત ઉપર:**—વાઘની ચરબી નિત્ય ઊઠતી વેળાએ શરીરે ચોળવી.

## ૨૭—સમુદ્રફીણ

સમુદ્રફીણ એ એક જાતિના માછલાના પેટનું હાડપિંજર છે એ સફેદ રંગનું હોય છે એ ઉપર ઝીણાં ઝીણાં છિદ્રો હોય છે એ બજારમાંથી મળી આવે છે. **સમુદ્રફીણ:**—લેખન, તીક્ષ્ણ, લઘુ, ચક્ષુષ્ય, શીતળ, પટલાદિ દોષનાશક, સારક તથા ક્ષાર છે, અને કંઠરોગ, કફ, કંઠરોગ અને પિત્તનો નાશ કરે છે. અશુદ્ધ સમુદ્રફીણ અવગુણ કરે છે; એટલા માટે તેનું શોધન કરવું. **શોધન:**—સમુદ્રફીણ લીંબુના રસમાં ખરલ કરવું એટલે શુદ્ધ થાય છે. ઉપયોગ—(૧) **રતાંધળો અને અહિર ઉપર:**—સમુદ્રફીણ અને ખડીસાકરની ભૂકી સવાર-સાંજ આંખોમાં નાખવી; એથી અહિર, રતાંધળો, સ્રાવ, ગળ (નેત્રમાંથી પાણી ગળવું), કંડુ (ખાજ) વગેરે વિકારો નિર્મૂળ થાય છે (૨) **કાનમાંના સણકા વગેરે ઉપર:**—સમુદ્રફીણની બારીક ભૂકી કાનમાં નાખવી તથા તે ઉપર લીંબુનો રસ નાખવો (૩) **કર્ણસ્રાવ, વ્રણ અને વિદ્રધિ (પરુ) ઉપર:**—સમુદ્રફીણનું ચૂર્ણ કાનમાં નાખવું. (૪) **કંઠ ઉપર:**—સમુદ્રફીણ વાટી ચોપડવું.

## ૨૮—સર્પની કાંચળી

જેને ફેણ છે એવા સર્પની કાંચળી ગુણકારી છે સર્પની કાંચળી પુસ્તકમાં રાખવાથી તેને ઊધઈ લાગતી નથી ઉપયોગ—(૧) **અંગ ઉપર પિત્ત ઊઠે છે તે ઉપર:**—સર્પની કાંચળી બાળી તલના તેલમાં ખરલ કરી ચોપડવી (૨) **શીઘ્ર પ્રસૂતિ થવા માટે:**—સર્પની કાંચળી બાળી તેની ધૂણી આપવી. (૩) **બદ ઉપર:**—સર્પની કાંચળી અને અફીણની વડી કરી ઉપર બાંધવી; અગર સર્પની કાંચળી બારીક કરી ગોળમાં ત્રણ દિવસ ભક્ષણ કરવી. (૪) **ચામખીલ (મસ) ઉપર:**—સર્પની કાંચળી બારીક કરી ગોળમાં ત્રણ દિવસ ભક્ષણ કરવી. **બીજો ઉપાય:**—સર્પની કાંચળી પાણીમાં ખરલ કરી લેપ કરવો. (૫) **ઉંદરના વિષ ઉપર:**—સર્પની કાંચળીની ધૂણી ત્રણ દિવસ આપવી (૬) **વિષમ જ્વરાદિક ઉપર:**—સર્પની કાંચળી શીગ્રુ, હિંગ અને કડવા લીમડાના પાદડા એનું સમભાગે ચૂર્ણ કરી તેનો ધૂપ આપવો. એ રાક્ષસ અને ડાકિની એમનો પ્રતિબંધ કરી વિષમજ્વરનો નાશ કરશે.

## ૨૯—સસલાનું લોહી

ઉપયોગ—(૧) **સુસી (વરાધ) ઉપર:**—સસલાના લોહીમાં કપડું ભીંજવી રાખવું અને તે કપડું દૂધમાં મસળી તે દૂધ સુસી થયેલા બાળકને પાવું

## ૩૦—સાબરશિંગ×

ઉપયોગ—(૧) **સોજો, જખમ, લાપોટિયું અને વાયુએ અંગમાં સણકા આવે છે તે**

× **સાબરશિંગનું શોધન તથા મારણ.**—(૧) સાબરશિંગના પ્રથમ સોપારી સોપારી સમાન ટુકડા કરવા પછી ખાટી છાશમાં ત્રણ દિવસ ભિંજવી રાખવા ચોથે દિવસે કાઢી પાણીથી ધોઈ સૂર્યના તાપમાં સૂકવી લેવાથી શુદ્ધ થાય છે ત્યાર પછી ૮ શેર આકડાના પાનને મોટા મોટા ખાડી, એક કપડાને માટી અને છાણમાં ભિંજવી તેના ઉપર ૧ શેર જેટલા બિછાવવા આશરે ૦॥ ઇંચ જેટલી જાડાઈ રાખવી તેના ઉપર સાબરશિંગના શુદ્ધ સુકાયેલા ટુકડા પાથરવા પછી ઉપર આકડાનાં ખાડેલા પાનનો થર કરવો તેના ઉપર બીજા સાબરશિંગના ટુકડા પાથરવા બધા મળી આશરે ૧॥ શેર સાબરશિંગના ટુકડાને આકડાના પાનની લૂગદીની વચમાં ગોઠવી દેવા કોઈ પણ જગાએથી ટુકડા બહાર ન દેખાય એ સંભાળી લઈ કપડાથી ચોખંડી પોટલી બાંધવી ઉપર માટી(છાણ તથા લાદ મેળવેલી)થી સંપુટ કરી સૂર્યના તાપમાં સુકાવી લેવું સુકાઈ ગયા પછી-પાતળો બીજો થર કરવો તથા જ્યાં તડ પડી હોય તે જગ્યા સાવધાનીથી બંધ કરવી બીજો થર સૂર્યના તાપમાં સારી રીતે સુકાય ત્યારપછી ગજપુટ અગ્નિ આપવો અગ્નિ સ્વાંગ

ઉપર :—સાબરશિંગ ઘસી લેપ કરવો. (૨) **માથું દુખતું હોય તે ઉપર :**—દૂધમા સાબરશિંગ ઘસી લેપ કરવો. (૩) **રક્તાતિસાર અને આમાંશ ઉપર :**—સાબરશિંગ ઘીમા ઘસી આપવુ (૪) **બાળકને ગળું પડે તે ઉપર :**—સાબરશિંગ ગાયના દૂધમા કિંવા ઘીમા ઘસી તાળવા ઉપર લેપ કરવો અને તે ઉપર મીઠા એરંડાનાં પાદડા લગાડવા, તેમ જ ગાયના દૂધમા સાબરશિંગ ઘસી પાવુ (૫) **વાતશૂળ ઉપર :**—સાબરશિંગની અર્ધો માસા ભસ્મ ૧ તોલા ઘીમા આપવી. (૬) **ધાતુવૃદ્ધિ ઉપર :**—સાબરશિંગની ભસ્મ દૂધમા આપવી, એટલે ધાતુવૃદ્ધિ થઈ ધાતુસ્થાનની કડકી નીકળી જાય છે (૭) **ઉધરસ, દમ, ક્ષય, ગ્રંથિ, અપચી અને અંડવૃદ્ધિ ઉપર :**—૧ વાલ સાબરશિંગની ભસ્મ મધમા આપવી. (૮) **સાબરશિંગની ભસ્મ કરવાની કૃતિ :**—સીતાફળના પાદડા બારીક ચંદન પ્રમાણે વાટી તેનો લાબો ગોળો કરી, તેમા સાબરશિંગનો કકડો મધ્યભાગે રાખવો તથા તેને વગડાઉ છાણાના પુટ આપવા એટલે તેની ભસ્મ થશે. એ જ રીતે આકડાના દૂધમા સાબરશિંગ નાખી પુટ આપવાથી ભસ્મ થશે.

## ૩૧—હરિણશૃંગ

ઉપયોગ—**હૃદ્રોગ, કટિગ્રહ, સંધિશૂળ અને હૃદયશૂળ ઉપર :**—(૧) હરિણના શિંગડાના કકડા કરી કોડિયામા નાખી, છાણાનો અગ્નિ કરી ભસ્મ કરવી. તે અર્ધો માસો ગાયના ઘીમા આપવી.

## ૩૨—હસ્તિદંત

ઉપયોગ—(૧) **કેશ આવવા માટે :**—હાથીદાતના વહેરને દારુહળદરના રસની ભાવના આપવી અને તે ઉપર ચોપડવી. (૨) **ગૂમડું ફૂટવા માટે :**—હાથીદાત ઘસી ગૂમડાના મોઢા પર એક બિંદુ કરવુ. (૩) **મૂળવ્યાધિ ઉપર :**—હાથીદાતની ધૂણી આપવી (૪) **ખરજ, ગજકર્ણ વગેરે ઉપર :**—હાથીદાતનો વહેર બાળી તે રાખનો ઘીમા ખરલ કરી લેપ કરવો (૫) **દંતવર્તી (નેત્રનાં ફૂલ) માટે :**—હાથીદાત, કુક્કરના દાત, ઊંટના દાત, બળદના દાત, બોકડાના દાત, ગધેડાના દાત, શંખ, મોતી અને સમુદ્રફીણનું ચૂર્ણ કરી પાણીમા ખરલ કરી સળી જેવડી લાબી ગોળી કરવી એ પાણીમા ઘસી આખમા અંજન કરવુ; એટલે આખમાંનું ફૂલ ઘણું જ જલદી દૂર થાય છે. આ પ્રયોગ ફૂલ પર દૂર થવા માટે ઘણો જ ઉત્તમ છે

શીતળ થયેલી સંભાળપૂર્વક સંપુટ કાઢી તોડી સફેદ સાબરશિંગની ભસ્મના ટુકડા કાઢી લેવા જો કદાચ ટુકડાની અંદર કાળો ભાગ જોવામા આવે તો કાળા ભાગવાળા ટુકડાને આકડાના પાનના રસમા ૩ કલાક ખરલ કરી એકએક તોલાની ટીકડી બાધી સૂર્યના તાપમા સૂકવવી સુકાઈ ગયા પછી શરાવસંપુટ કરી અર્ધો ગજપુટ આપવો ઘણુ કરીને એક જ પુટમા ભસ્મ તૈયાર થઈ જાય છે કોઈ વખતે શિંગ વધારે સખત હોય તો કોઈકોઈ ટુકડા કાચા રહી જાય છે માત્ર કાચા રહેલા ટુકડાને જ બીજો પુટ આપવો આવી રીતે કરેલી ભસ્મ કળીચૂના જેવી સફેદ થાય છે (૨) સાબરશિંગના ટુકડાનુ ઉપરની રીતે જ શોધન કરી આકડા-ના પાનને બદલે કુંવારના ગર્ભમા ઉપરની રીતે જ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ થાય છે કદાચ કાચી રહે તો કાચા ટુકડાને કુંવારના ગર્ભના રસમા ખરલ કરી નાનો પુટ આપવો (૩) સાબર-શિંગના અરધાઅરધા તોલાના અનુમાને કકડા કરી એરંડિયા તેલમા ૧૫ દિવસ પલાળી રાખી બહાર કાઢી લઈ દ્વિગુણ ભાગે એરંડિયા તેલ સાથે માટીના પાત્રમા કપડછાણ કરી ગજપુટ આપવાથી એક જ પુટમા સાબરશિંગની ભસ્મ થાય છે સાબરશિંગની ભસ્મની માત્રા ૨ થી ૪ રતી સુધી છે દિવસમા બે વખત સવારે તથા સાંજે યોગ્ય અનુપાનની સાથે આપવી

**૧—શ્વાસ તથા ઉધરસ ઉપર :**—કફ બહાર પાડવા માટે ૨ રતી ભસ્મ ૨ માસા સાકરમા મેળવી ખાઈ ઉપર થોડુ દૂધ પીવું કફ સુકાવવા માટે ભસ્મ મધમા મેળવી ચાટવી **૨—હૃદ્રોગ ઉપર .**—સાબરશિંગ ભસ્મ ૨ રતી તથા પીપરનુ ચૂર્ણ ૪ રતી મેળવી મધની સાથે ચાટવુ **૩—ન્યૂમોનિયા (વાતશ્લેષ્મ જ્વર), પાર્શ્વશૂળ તથા વાયુથી શરીરના કોઈ પણ ભાગમાં નીકળતા શૂળ ઉપર :**—ઘી તથા મધ સાથે મેળવી ભસ્મ ચાટવી **૪—ધાતુવિકાર તથા પેશાબમાં ધાતુ જવી :**—મોગલી બેદાણા ૬ માસા લઈ પાણીમા ભીંજાવા દેવા બેત્રણ કલાક પછી ભીંજાઈ જાય ત્યારે થોડી સાકર મેળવી તેની સાથે સાબરશિંગની ભસ્મ લેવી આકડાના પાનના રસથી કરેલી સાબરશિંગભસ્મ કુવારના રસમા કરેલા મારણની અપેક્ષા કફનો નાશ કરવા માટે વધારે બળવાન છે ધાતુવિકાર તથા હૃદ્રોગમા કુવારના રસવાળી વિશેષ હિતકારક છે

# ૪—રસવૈદક

## ૧—અભ્રક

(સ૦ મ૦ હિં૦ ક૦ અભ્રક. રા૦ ભોડલ. ફા૦ સિતારાજમીન. અ૦ તલ્ક. ઇં૦ ટાલ્ક ગ્લિમર. લા૦ માઈકા બં૦ અભ્ર, અકબ્રર;) ધોળો, રાતો, પીળો અને કાળો, એમ ચાર પ્રકારના અભ્રક છે. ઔષધોમાં ધોળો અને કાળો વપરાય છે કાળો અભ્રક ગુણોએ શ્રેષ્ઠ છે. *શોધન:—(૧) કાળો **અભ્રક:**—અગ્નિ ઉપર તપાવી ગાયનું દૂધ, ત્રિફળાનો ઉકાળો, કાંજી અને ગાયના મૂત્રમા સાત વાર બોળવો એટલે શુદ્ધ થશે. (૨) અભ્રક દેવતા ઉપર તપાવી બોરડીના કાઢામા બોળવો અને હાથથી મસળવો તથા ઉપરનું પાણી કાઢી નાખી સૂકો કરી આપવો. તે ધાન્યાભ્રક કરતા સારો થશે. **ધાન્યાભ્રક કરવાની રીત:**—અભ્રકને તેના ચોથા ભાગમા ડાગરમા મેળવી કામળામા બાધી ત્રણ દિવસ પાણીમા પલાળી રાખવો અને હાથથી પુષ્કળ મસળવો; પછી પાણીમા પડ્યો હોય તે અભ્રક યુક્તિથી બહાર કાઢી સૂકવી આપવો **અભ્રક:**—તૂરો, મધુર, ઠડો, આયુષ્ય આપનાર અને ધાતુ-વર્ધક છે, તથા ક્ષય, ત્રિદોષ, ગૂમડા, પ્રમેહ, કોઢ, બરોળ, ઉદર, ગાઠ, વિષ અને કૃમિનો નાશ કરનાર છે **મારણ:**—(૧) ધાન્યાભ્રક ૧ ભાગ અને ટકણખાર ૨ ભાગ એકત્ર કરી, ખરલ કરી અધમૂષા યંત્રમા ઘાલી તીવ્રાગ્નિએ પચન કરવુ પછી દૂધમા ખરલ કરી પુટ આપવો એટલે ભસ્મ નિશ્ચદ્ર થશે એ ભસ્મ સ્વભાવે શીતળ છે તેથી બધા રોગો ઉપર યોજવી.× (૨) ધાન્યાભ્રક કાસુદરાના રસમા મસળી પુટ આપવો એ પ્રમાણે દશ પુટ આપવા એટલે તેની ભસ્મ થશે (૩) ધાન્યાભ્રક લઈ આકડાના દૂધ(રસ)મા એક પહોર સુધી ખરલ કરી, ગોળ ચક્રાકાર વડી કરી તેની આસપાસ આકડાના પાન વીંટાળી માટીના કોડિયાના સપુટમા ઘાલી વગડાઉ છાણાનો ગજપુટ અગ્નિ કરવો. આ પ્રમાણે આકડાના દૂધમા એકેક દિવસ ખરલ કરી સાત ગજપુટો કરવા, પછી વડની વડવાઈઓનો ઉકાળો કરી તેમા અભ્રક એકેક દિવસ ખરલ કરી ત્રણ ગજપુટો કરવા; એટલે અભ્રકની ભસ્મ સારી થશે એ ભસ્મથી સર્વ રોગો દૂર થાય છે, અલ્પ મૃત્યુ દૂર થાય છે, ધોળા વાળના કાળા વાળ થાય છે અને જેવુ જેવુ અનુમાન આપે તેવો તેનો ગુણ થાય છે. (૪) ધાન્યાભ્રક અને નાગબલા

---

* કાળા રગના અભ્રકમા પણ ૪ પ્રકાર (દર્દુર, નાગ, પિનાક તથા વજ્ર) છે **દર્દુર** અભ્રક અગ્નિમાં નાખવાથી દેડકાની માફક શબ્દ થાય છે **નાગ** નામના અભ્રકને અગ્નિમા નાખવાથી ફુત્કારની માફક શબ્દ નીકળે છે **પિનાક** અભ્રકનો શબ્દ ધનુષના ટકાર જેવો હોય છે, અને **વજ્રાભ્રક** અગ્નિમા જરા પણ શબ્દ કરતો નથી રજપૂતાનામા કાળા રગના અભ્રકમા ત્રણ જાત જોવામા આવે છે. દર્દુર, પિનાક અને નાગ. એ ત્રણ જાતના અભ્રક સેવન કરવાથી શરીરમા નાના પ્રકારના વ્યાધિ ઉત્પન્ન થાય છે માત્ર વજ્રાભ્રક શરીરને માટે કાઈ પણ નુકસાન નહિ કરતા લાભ પહોચાડે છે અભ્રકનુ શોધન કરતી વખતે જ્યારે તપાવેલા અભ્રકના કકડાને ઔષધિના રસમા બુઝાવવામા આવે ત્યારે ઉપર એક ગુણપાટનો કકડો વારવાર ઢાકતા જવુ, નહિ તો અભ્રક સૂક્ષ્મ રજકણરૂપે કેટલોક ઊડી જશે ગુણપાટના કકડાને છેવટે પાણીમાથી ધોઈ પાણીમાથી અભ્રક કાઢી લેવો ધાન્યાભ્રક કરવા પહેલા યુક્તિથી શુદ્ધ કરેલા અભ્રકને સૂર્યના તાપમા સૂકવી, પતરા અલગ અલગ કરી ખાડીને બારીક ચૂર્ણ કરી લેવું પછી ચૂર્ણનો ચોથો ભાગ ડાગર મેળવી ઉપર કહેલી રીતિથી ધાન્યાભ્રક તૈયાર કરવો બોરડીના કાઢાની રીતિવાળુ શોધન શાસ્ત્રમા લખેલ છે, પરતુ વૈદ્યો પ્રાય ધાન્યાભ્રક કરીને પછી મારણ કરે છે, બોરડીના કાઢામા શોધન કરતા નથી

× ન ૧ મા લખેલ રીતિથી બનાવેલી ભસ્મ કાળા રંગની થાય છે તે સાધારણ ગુણવાળી છે ન ૩ મુજબ બનાવેલી ભસ્મ ગેરુ જેવા રગવાળી બને છે, તેમ જ ગુણ પણ વધારે આપે છે. નં ૧વાળી ભસ્મની માત્રા ૨ થી ૬ રતી છે ન ૩ વાળાની માત્રા ૧ થી ૨ રતી છે. નં ૩ મુજબ બનાવેલી ભસ્મનો શ્વાસ તથા ન્યૂમોનિયા પછીની ફેફસાની નિર્બળતામા ઉપયોગ કરેલો છે બહુ જ જલદીથી ફાયદો બતાવે છે

(ગંગેટી), ભદ્રમોથ, વડનું દૂધ અથવા વડવાઈઓનો રસ, હળદરનું પાણી, મજીઠનો કાઢો, આ બધા ઔષધોથી અનુક્રમે ભાવના આપવી અને પ્રત્યેક ભાવનાને સારા પુટ દેવા, એટલે અરુણવર્ણ ભસ્મ થશે. શતપુટી અને સહસ્રપુટી અભ્રક કરવો હોય તો કુંવારના રસમા ખરલ કરી પુટ આપવા, એટલે રંગદાર

---

* અભ્રકનો રસ કરવાની યુક્તિ કાકચંડેશ્વર તંત્રમા આપી છે અભ્રક ભસ્મ શતપુટી અને સહસ્રપુટી વગેરે થાય છે પરંતુ કહેલું છે કે दशादिस्तु शतांतः स्यात् पुटो वै व्याधिनाशने। शतादिस्तु सहस्रांत: पुटो युक्तः रसायने ॥ १ ॥ (અર્થાત રોગનો નાશ કરવાને દશથી સો સુધીના પુટો આપવા જોઈએ, અને સોથી લઈ હજાર સુધી પુટ રસાયન માટે છે) વળી એમા પણ હજાર પુટમા તો રસની ભાવના માત્રને જ પુટ કહેલ છે એમા મર્દન નહિ કરવું એમ વૈદ્યો કહે છે, પરંતુ શતપુટમા મર્દન અવશ્ય કરવું વળી રસની ભાવના આપી ૩ કલાક ખરલ કરી સૂર્યના કડક તાપમા સુકાવી લેવી પછી બીજે દિવસે પુનઃ ઔષધિના રસની ભાવના આપવી એમ દશ ભાવના આપ્યા પછી એક ગજપુટ અગ્નિ આપવો, એવો પણ કેટલાક વૈદ્યોનો મત છે કેટલાક વારંવાર ગજપુટ આપવાનું કહે છે બજારમા મળતી સહસ્રપુટી અભ્રક તો સો પુટની પણ નથી હોતી એથી શાસ્ત્રમા કહેલો લાભ આજકાલ જોવામા આવતો નથી દશપુટી અભ્રક ભસ્મ—નાગરમોથના રસમા અગર તાંદળજાના રસમા દશ દશ પુટ આપવાથી થાય છે વીસપુટી અભ્રક ભસ્મ—વડવાઈની છાલનો કાઢો, પાનનો રસ, અરડૂસી, મત્સ્યાક્ષી (રતવેલિયો), ધોળી કનેર, લાલ સાટોડી અને વડનું દૂધ, એ પ્રત્યેક વનસ્પતિમા પુટ આપી અગ્નિ આપવો આમ ૨૦ પુટ આપવાથી સિંદૂરના સમાન લાલ રંગની થાય છે એકતાળીસપુટી ભસ્મ—ધાન્યાભ્રકને ૩ દિવસ મોથના કાઢામા મર્દન કરવો પછી સાટોડીનો રસ, કામુદરાનો રસ, નાગરવેલના પાદડાનો રસ અને સૂરોખાર, એમા જુદા જુદા ત્રણ ત્રણ પુટ આપવા ત્યાર પછી વડની વડવાઈના રસમા ત્રણ પુટ આપી થુવરના દૂધમા, ગોખરુના કાઢામા, કૌવચના રસમાં, કદલીકંદ(કેળકંદ)ના રસમા, એખરાના રસમા ત્રણ ત્રણ પુટ અને ગાયના દૂધમા આઠ પુટ દેવા ત્યાર પછી દહી, માખણ, મધ, ધોળી (ચિનાઈ) સાકર, એ દરેકનો એક એક પુટ આપવો (પ્રથમ ૩ કલાક ઔષધિના રસની સાથે ખરલ કરી એક એક તોલા આશરાની ટીકડીઓ બનાવી સૂર્યના તાપમા સૂકવવી સુકાયા પછી સંપુટ કરી પુનઃ સંપુટની માટીને તાપમા સુકાવી લેવી ત્યાર પછી ગજપુટ અગ્નિ આપવો સ્વાંગ શીતળ થયેથી સંપુટ કાઢી ભસ્મને બીજા રસની ભાવના આપવી, એ પ્રમાણે દરેક પુટ અપાય છે) એ પ્રમાણે સર્વ ઔષધિઓના પુટ આપવાથી અભ્રકની દિવ્ય ભસ્મ થાય છે એ સર્વ રોગોનો નાશ કરનારી છે સર્વ પ્રયોગમા નાખવા યોગ્ય છે વળી સ્ત્રીઓના મદને હરણ કરનારી, મૃત્યુને જીતનાર, વીર્યવૃદ્ધિ કરનાર અને આયુષ્યને વધારનાર છે એને ખાવાથી સંતાનની વૃદ્ધિ થાય છે સાઠપુટી અભ્રક ભસ્મ—ધાન્યાભ્રકમા હરતાળ, આમળાનો રસ અને ખડિયોખાર મેળવી ઘૂંટી ટીકડી બનાવી અગ્નિ આપે આ પ્રમાણે ૬૦ વખત અગ્નિ આપવાથી સિંદૂરના સમાન લાલ ભસ્મ થાય છે આ ભસ્મ ક્ષયાદિક સર્વે રોગનો નાશ કરે છે શતપુટી અભ્રક ભસ્મ—વડ, થુવેર અને આકડાનું દૂધ, કુંવારપાઠાનો રસ, નાગરમોથ, મનુષ્યનું મૂત્ર, વડવાઈનો રસ અને બીલીના પાનનો રસ અથવા કાઢો, આ દરેકમા કાળા ધાન્યાભ્રકને ઘૂંટી ૧૦૦ પુટ આપવાથી પોખરાજમણિના જેવી ભસ્મ થાય છે સહસ્રપુટી અભ્રક ભસ્મ—વજ્રાભ્રકને ખરલમા નાખી વાટી પછી અગ્નિમા તપાવી ગાયના દૂધમા નાખવી (છાંટવી) પછી લોઢાના વાસણમા ઘી નાખી તેમા એ અભ્રક નાખી તે મંદાગ્નિથી પચાવે પછી અભ્રકને ચોથા ભાગનું ધાન (ડાંગર) લઈ બન્નેને કામળીના લૂગડાની કોથળીમા નાખી ભીજવે પછી એક મોટી કથરોટમા એ અભ્રક નાખીને કોથળીને ખૂબ મસળે બે પહોર પછીથી સઘળો અભ્રક નીકળી પાણીમા આવી જાય, ત્યારે પાણીને નિતારી અભ્રકને કાઢી લે, ત્યારે ધાન્યાભ્રક શુદ્ધ થાય છે. પછી એને ખરલમા નાખી ૧ આકડો, ૨ વડ, ૩ થુવેર, એ ત્રણેનું દૂધ, ૪ કુંવારપાઠાનો રસ, ૫ એરંડાના મૂળનો રસ, ૬ કહુ, ૭ મોથ, ૮ ગળો, ૯ ભાંગ, ૧૦ ગોખરુ, ૧૧ રીંગણી, ૧૨ સાલવણ, ૧૩ પિઠવણ, ૧૪ ધોળા સરસવ, ૧૫ ખરમંજરી (અઘેડો), ૧૬ વડવાઈ, ૧૭ બીલીના પાનનો રસ અથવા કાઢો, ૧૮ ભોરડી, ૧૯ અરણી, ૨૦ ચિત્રક, ૨૧ ટીંબરુ, ૨૨ હરડે, ૨૩ પંડોળનો રસ, ૨૪ ગોમૂત્ર, ૨૫ આમળા, ૨૬ બહેડા, ૨૭ જલકુંભી, ૨૮ તાલીસપત્ર, ૨૯ મૂસળી, ૩૦ અરડૂસી, ૩૧ આસગંધ, ૩૨ અગથિયાનો રસ, ૩૩ ભાગરો, ૩૪ કેળાનો રસ, ૩૫ સાત્વીન, ૩૬ ધતૂરો, ૩૭ લોધર, ૩૮ દેવદાર, ૩૯ તુલસી, ૪૦ બને ધરો, ૪૧ કામુદરો, ૪૨ મરી, ૪૩ દાડિમદાણાનો રસ, ૪૪ પીલુડી, ૪૫ શંખાવળી, ૪૬ બાલછડ, ૪૭ નાગરવેલના પાદડાનો રસ, ૪૮ સૂંઠ, ૪૯ બ્રાહ્મી, ૫૦ તુલસડા, ૫૧ ભારંગ, ૫૨ કૂકડવેલ, ૫૩ કાથો, ૫૪ શિવલિંગી, ૫૫ કહુ, ૫૬ પલાશનો રસ, ૫૭ કડવા તૂરિયા, ૫૮ ઉંદરકની, ૫૯ જવાસા, ૬૦ મત્સ્યાક્ષી, ૬૧ કલૌંજી જીરુ, ૬૨ તેલપર્ણી, ૬૩ ઘી, ૬૪ દૂધ, ૬૫ મધ, (કોઈ કોઈ એમા પંચાંગુલનો રસ, કુટક, ગોળ, ખડિયોખાર, માલતી, સાલવણ, નાગબલા, અતિબલા, મહાબલા, શતાવરી, કૌચની જડના

ભસ્મ થશે * **અભ્રક ભસ્મનું અમૃતીકરણ :** અભ્રકભસ્મના બરાબર ગાયનું ઘી મેળવી લોઢાના વાસણમા પચન કરાવવુ ઘી પચી જાય એટલે તે ભસ્મ બધા કામોમા યોજવી, જે અભ્રકભસ્મ નિશ્ચંદ્ર અને કાજળ જેવી બારીક થાય તે મૃત જાણવી તે જ જો સચંદ્ર ધોળી× અને ચળકતી રહી તો વિષ પ્રમાણે મૃત્યુ, વ્યાધિ અને રોગને પેદા કરે છે + **અભ્રકસત્ત્વપાતન**—અભ્રકનો ભૂકો એક દિવસ કાજીમા

રસ, ગાજર, ગર્જરડુ ગળી, લસણ, ઉટકણુ, અમરવેલ, હિલમોચકા, ખુલ્કિ, પાતાળ ગરુડી, જટામાસી, દહી, ખાટ એટલી ચીજો વધારે લેવાનુ બતાવે છે ) એ દવાઓના રસમાથી એકેકમા દિવસે ઘૂટી, ટીકડી બાંધી સૂર્યના તાપે સૂકવી અડાયા છાણામા ફૂકવી એ પ્રમાણે દરેકમા સોળ વખત ફૂકવાથી સાઠસ્રપુટી અભ્રક ભસ્મ થાય છે

* **અભ્રકને નિશ્ચંદ્ર કરવાની સરળ વિધિ :**—૨૦ તોલા સૂરોખાર તથા ૨૦ તોલા ગોળ થોડુ પાણી નાખી મેળવી લેવા. પછી તેમા ૪૦ તોલા શુદ્ધ અભ્રક મેળવી એક હાંડલીમા ભરવુ પછી તેજ અગ્નિ પર રાખવુ અગ્નિ સખત હોવાથી સૂરોખાર કોઈ કોઈ વખત અવાજની સાથે ઊડે છે અને હાંડલીમાથી અગ્નિની જ્વાળા નીકળે છે, પણ તેથી કોઈ કોઈ પ્રકારની હાનિ થતી નથી આવી રીતે ૬ કલાક અગ્નિ આપવાથી એક જ વખતમા અભ્રક ચમક વગરની થઈ જાય છે કેટલીક વખત સૂરોખાર ઊડી જવાથી થોડો ઉપરનો ભાગ ચમકવાળો રહી જાય છે તેને જુદો કાઢી એવી જ રીતે આચ આપવી ત્યારપછી આ અભ્રકમાથી સૂરોખાર કાઢી નાખવા માટે ખાડી પાણીમા મેળવી હાથથી સારી રીતે મસળવુ ત્યારપછી ૬ કલાક રહેવા દઈ જે અભ્રક વાસણમા નીચે બેસી જાય તે ઉપરથી સભાળપૂર્વક પાણી કાઢી નાખી ઉપયોગમા લેવી આ ભસ્મ બહુ જ થોડા પુટમા કામલાયક બની જાય છે

**અભ્રકભસ્મ ત્રણપુટી :**—ઉપરની રીતે નિશ્ચંદ્ર કરેલી અભ્રકને આકડાના પાનના રસમા ઘુટાઈ કરી ૩ વખત ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ તૈયાર થાય છે આ ભસ્મ શ્વાસ, જ્વરાદિ સર્વ રોગ ઉપર તેમ જ શરીરબળ વધારવા માટે આપવી

× કાળા રગની અભ્રકભસ્મને સફેદ રગની કરવી હોય તો જાંબુની અતરછાલમા તેને ખૂબ ઘૂંટી સપુટમા કપડમટ્ટી કરી ગજપુટ આપવો

\+ **(૧) અભ્રકસત્ત્વપાતન વિધિ :**—કાળા અભ્રકમાથી કરેલો ધાન્યાભ્રક ૪૦ તોલા, ટકણખાર ૧૦ તોલા, સાદો ગૂગળ ૧૦ તોલા, ઘી ૧૦ તોલા, મધ ૧૦ તોલા અને ચણોઠી ૧૦ તોલા લઈ તમામને ખાંડી એકત્ર કરી તેમા ૧૦ તોલા આમલીનુ પાણી નાખીને નાના નાના ગોળા બનાવવા સુકાયા બાદ કોષ્ઠીયંત્રમા મૂકી કોયલાના તેજ અગ્નિ પર રાખી ધમાવવું એટલે સત્ત્વ ગળવા માડે છે સત્ત્વ ગળવા માડે છે ત્યારે પીળી જ્વાળા નીકળે છે, અને સત્ત્વપાતન થઈ જશે ત્યારે વીજળી જેવી જ્વાળા ધોળી નીકળશે ખાસ કરીને કોલસા હોલવાઈ જાય ત્યારે સમજવુ કે સત્ત્વપાન થઈ ગયુ છે ૪૦ તોલા અભ્રકમાથી સત્ત્વપાન થતાં રાથી ૩ કલાક લાગે છે સત્ત્વ પ્રથમ રવાના આકારમા પડે છે, એટલે તેને લોહચુબકથી પકડી એકઠુ કરવુ આવી રીતે એકત્ર કરેલા રવાને ફરીથી કોષ્ઠીયત્રમા મૂકી આગરે અર્ધો કલાક સખત આચ આપવાથી રવા પીગળી જઈ એક ઢાળિયો બની જાય છે ૪૦ તોલા અભ્રકમાથી ૩થી ૫ તોલા સુધી સત્ત્વ નીકળે છે આવી જ રીતે અભ્રક ભસ્મમાથી મિત્રપચકના યોગે સત્ત્વપાતન થાય છે **(૨) અભ્રકસત્ત્વની ભસ્મ-વિધિ :**—ઉપર મુજબ કાઢેલા સત્ત્વનુ ખાડીને બારીક ચૂર્ણ કરવુ પછી ૧૦મો ભાગ હિંગળોક મેળવી કુવારના રસથી અથવા ત્રિફળાના કાઢાથી એક પ્રહર ઘૂટવુ પછી ટીકડી બનાવી શરાવસંપુટમા મૂકી કપડમટ્ટી કરી ગજપુટ અગ્નિ આપવો આવા ૨૦ અથવા તેથી અધિક પુટો આપવા વારંવાર હિંગળોક મેળવતા જવુ **(૩) અભ્રકસત્ત્વ રસાયન :**—અભ્રકસત્ત્વ ખાડી બારીક ચૂર્ણ કરી ઘીનો કરમો આપી લોઢાના તવા પર શેકવુ લાલચોળ થાય ત્યારે લોઢાની ખરલમા નાખી ઘૂટવુ આવી રીતે ત્રણ વખત કરવુ ત્યારપછી ૮મો ભાગ શુદ્ધ ગધક મેળવી વડની જટાના ક્વાથમા ખરલ કરી ટીકડીઓ બનાવી સૂકવી શરાવસપુટ કરવી ત્યાર પછી ગજપુટ આપવો આવી રીતે વારવાર ગધક નાખી વડવાઈના ઉકાળામા ખરલ કરવુ આવા ૫૦ ગજપુટ આપવા ત્યાર પછી ૫૦ ગજપુટ ત્રિફળાના ક્વાથના આપવા ત્રિફળાના ક્વાથમા ખરલ કરતી વખતે પણ વારવાર ગધક મેળવતા જવુ આવી રીતે એકદર ૧૦૦ ગજપુટ આપવાથી સત્ત્વાભ્ર રસાયન તૈયાર થાય છે માત્રા ૧ ચોખાભાર, ત્રિકટુ તથા વાવડિંગના બે આનીભાર ચૂર્ણની સાથે આપવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, સગ્રહણી જેવો ભયકર રોગ નિર્મૂળ થાય છે, તેમ જ ક્ષય, પ્રમેહ, પ્રદર વગેરે રોગો ઉપર પણ આ રસાયન અતિ લાભદાયક છે **(૪) અભ્રકસત્ત્વ ભસ્મવિધિ :**—અભ્રકસત્ત્વ ખાડી ચૂર્ણ કરી શુદ્ધ પારો સમભાગે તથા બમણા શુદ્ધ ગધકની કજ્જલી મેળવી ઘુટાઈ થયા પછી કુવારનો રસ નાખી ફરીથી સારી રીતે ઘુટાઈ કરવી ત્યાર પછી ખરલમા મૂકી ચૂર્ણ કરવુ આ

અને એક દિવસ સૂરણના રસમા રાખવી પછી કેળના કંદાના રસની ભાવના આપવી અને ચોથો ભાગ ટંકણખાર ક્ષુદ્ર મત્સ્યમા મેળવી, ભેસના છાણમા મૂષિયા કરી સૂકવી, વાસણમા નાખી ખૂબ અગ્નિ કરવો, એટલે અભ્રકનુ સત્વ પડશે તે સર્વ ગોળો કરી મિત્રપંચક (ઘી, મધ, ગૂગળ, ગુંજા, અને ટંકણખાર) મેળવી કુલડીમા ઘાલી અગ્નિ કરવો, એટલે તેની કાસા જેવી લગડી થશે તે પારાનુ જારણ કરવા માટે યોગ્ય છે અને સર્વ લોહ વગેરેના ગુણોથી અધિક છે **અભ્રકસત્ત્વગુણ:—** શીત, ત્રિદોષનાશક, રસાયન, પુરુષત્વ લાવનાર અને વયસ્થાપક છે આ અભ્રકસત્ત્વ જેવા બીજા ઔષધો ભૂમંડળમા નથી. **અભ્રકદ્રાવણ:—**અભ્રકદ્રાવણ ભાગ્યોદય વિના કોઈ દિવસ સિદ્ધ થતું નથી, એમ શાસ્ત્રમા કહેલુ છે કોઈ ઠેકાણે ભાગ્યયોગે સિદ્ધ થયુ હશે પણ જણાયું નથી. (૧) ધાન્યાભ્રક લઈ અગથિયાના પાંદડાના રસમા મર્દન કરવો પછી સૂરણની અંદર ઘાલી માટીનો લેપ કરી ગોષ્ટ(જાનવરોના વાડા)મા હાથભર ઊંડુ એક મહિના સુધી પૂરી રાખવુ પછી કાઢવાથી પારા જેવું પાતળુ થશે **અભ્રકભસ્મનાં અનુપાન:—**(૧) અભ્રકભસ્મ ૧ ગુંજાથી ૪ ગુંજા સુધી મધ અને લીંડીપીપર સાથે આપવી; એટલે પ્રમેહ, શ્વાસ, વિષરોગ, કોઢ વાયુ, પિત્ત, કફ, કફક્ષય ક્ષતક્ષય, સંગ્રહણી, પાંડુરોગ, ભ્રમ, કમળો, ગુલ્મ વગેરે રોગ દૂર થાય છે (૨) વાવડિંગ, સૂઠ, મરી અને લીંડીપીપરના ચૂર્ણમા વાલભર આપવી, એટલે ક્ષય, પાંડુ, સંગ્રહણી, શૂળ, આમ, કોઢ, શ્વાસ, પ્રમેહ, કાસ, મંદાગ્નિ અને ઉદર સંબંધી વ્યથા, એ રોગો દૂર થાય છે, બુદ્ધિ સારી થાય છે અને શુક્ર ધાતુની વૃદ્ધિ થાય છે (૩) વીસ પ્રકારના પ્રમેહ માટે મધ, લીંડીપીપર અને શિલાજિતમા આપવી (૪) ક્ષયરોગમા સોનાના વરખ સાથે આપવી (૫) ધાતુવૃદ્ધિ માટે સોનાના અને રૂપાના વરખ સાથે અથવા ભસ્મ સાથે આપવી (૬) રક્તપિત્તને સારુ હરડે, ગોળ અથવા એલચીદાણા અને સાકર સાથે આપવી (૭) ક્ષય, પાંડુ તથા મૂળ વ્યાધિ માટે ત્રિકટુ, ત્રિફળા, ચાતુર્જાત, સાકર અને મધની સાથે આપવી (૮) **પ્રમેહ અને મૂત્રકૃચ્છ્ર ઉપર:—**એલચીદાણા, ગોખરુ, ભોંય-આમલી, ખડીસાકર અને ગાયના દૂધની સાથે આપવી (૯) પ્રમેહમા ગળોનુ સત્ત્વ અને ખડીસાકર સાથે આપવી (૧૦) જીર્ણજ્વર માટે મધ અને લીંડીપીપરમા આપવી (૧૧) નેત્રરોગ અને ધાતુ-પુષ્ટિને સારુ ત્રિફળાના ચૂર્ણ સાથે મધમા આપવી (૧૨) ગૂમડાને માટે મોરવેલના સત્ત્વ સાથે ત્રિકટુના ચૂર્ણમા આપવી (૧૩) બળવૃદ્ધિને માટે ગાયનુ દૂધ અને ભોંયકોળામા આપવી (૧૪) મૂળ-વ્યાધિને માટે ભિલામા સાથે આપવી (૧૫) વાયુરોગને માટે સૂઠ, પુષ્કરમૂળ, ભારંગમૂળ અને આસગંધના ચૂર્ણ સાથે મધમા આપવી (૧૬) કફરોગને માટે કાયફળ, લીંડીપીપર અને મધમા આપવી (૧૭) જઠરાગ્નિ પ્રદીપ્ત થવા માટે તથા મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ અને મૂતરખડા(પથરી)મા સર્વ ક્ષારો સાથે આપવી (૧૮) ધાતુસ્તંભનને માટે ભાંગમા આપવી. (૧૯) ધાતુવૃદ્ધિ માટે લવંગ તથા મધમા આપવી. (૨૦) પિત્તરોગને માટે ગાયના ઘી સાથે સાકરમા આપવી બાકીના રોગો માટે ઉચિત અનુપાનો મુજબ આપવી +

## ૨—અંબર

અંબર× એ એક ખનીજ પદાર્થ છે. એના ગાગડા થાય છે. એ પૃથ્વીની ફાટોમાથી અથવા

---

ચૂર્ણને કપડમટ્ટી કરેલ અગ્નિશીશીમા ભરી વાલુકાયંત્રમા ૧૬ પહોરની સખત આંચ દેવી, એટલે શીશીના ગળામા રસસિંદૂર જામશે તથા તળિયે અભ્રકસત્ત્વની ભસ્મ તૈયાર થશે માત્રા ૧ રતી પીપર અને મધમા ચાટવાથી ક્ષય, શોષ, ઉધરસ, પ્રમેહ, પાંડુ તથા હઠીલા જૂના સર્વ રોગ તરત મટી જાય છે (આ ચારે વિધિ વૈદ્યકલ્પતરુ પરથી લીધેલા છે તા ૨૫-૧-૩૦ના રોજ અમદાવાદમા મળેલી વૈદ્યસભામા સત્ત્વ-પાતન કરેલુ હતુ તે મુજબ 'વૈદ્યકલ્પતરુ' પરથી)

+ અશુદ્ધ (શોધ્યા વગર) અસિદ્ધ (ચંદ્રિકાવાળી કાચી) અભ્રકની ભસ્મ મનુષ્યના શરીરમા અનેક પ્રકારની પીડા કરે છે એ કોઢ, ક્ષય, પાંડુરોગ, સોજો, હૃદય અને પસવાડામા પીડા તથા ભારે સંતાપ આપનાર છે અભ્રકના વિકારની શાંતિ ત્રણ દિવસ આમળા પાણીમા વાટી પીવાથી થાય છે, એમ કહેલુ છે

× અંબર સં૦ અગ્નિજાર, વહનિજાર, અમ્બર હિં૦ મ૦ ફા૦ અ૦ બં૦ અંબર લૅ૦ અમ્બરગ્રિસ

સમુદ્રમા તરતુ અગર સમુદ્રકિનારા ઉપર ઘણે ઠેકાણે મળે છે એ વિશેષ કરી બાલ્ટિક સમુદ્ર, પર્શિયન સમુદ્ર ઇત્યાદિ કિનારા ઉપર અને પોલાડ, જર્મની, સ્વીડન, સિસિલી, પ્રશિયા ઇત્યાદિ દેશોની જમીનમા મળે છે અબર પીળુ, કાળુ અને ધોળુ તથા તે ઉપર ટપકા હોઇ ને ગોળ અરગજા જેવુ પીળા રગનુ હોય છે પીળુ અબર શ્રેષ્ઠ છે કાળુ અમગ સર્વથી ઓછી કિમતનુ છે. ખરુ અબર મોઘુ વેચાય છે, એટલે કેટલાક લોક બનાવટી પણ કરે છે જે ખરુ અબર છે તેના બે ગાગડા લઇ એક ઉપર એક ઘસવાથી, તે ગરમ થતા જ સૂક્ષ્મ પદાર્થોને લોહચુબક જેવુ આકર્ષણ કરે છે દાત નીચે ચાવવાથી થોડો અવાજ થાય છે, પણ પીગળતુ નથી, માત્ર નરમ થાય છે અને તેમા થોડી ચીકાશ આવે છે અબરને દેવતામા નાખવાથી તેના ધુમાડાની સુગધી સારી આવે છે. અબર સુગધી પદાર્થમા નખાય છે **અંબર:**—ધાતુવર્ધક, તૃપ્તિકર, પુષ્ટિકારક, કામોત્તેજક, ઇંદ્રિયોને શક્તિ આપનાર, સ્ત્રીસમાગમના વિષયમા ઇચ્છા ઉત્પન્ન કરનાર, અગ્નિવર્ધક, કોઠામાની શરદી અને ગરમીની ઈજા દૂર કરનાર, જુવાન તથા ઘરડાને હિતકારક છે **ઉપયોગ—(૧) કંપવાયુ ઉપર:**—૧ ચણોઠીભાર અબર મધની સાથે આપવુ. આમ સાત દિવસ આપવાથી કપવાયુ દૂર થાય છે, તેમજ તેથી કોઠા અને સાધામાનો રોગ પણ દૂર થાય છે (૨) **સ્થાવરજંગમ વિષ ઉપર:**—અબર પાણીની સાથે આપવુ (૩) **વિષૂચિકા (કોલેરા) ઉપર:**—અબરની ધૂણી આપવી તથા અબર અને કસ્તૂરી થોડી ખાવા પણ આપવી (૪) **ક્ષીણતા ઉપર:**—ઘી અને સાકરની સાથે અબરનુ સેવન કરવુ, એટલે ક્ષીણતા દૂર થઈ શરીરે તેજ આવે છે અને મગજ શાત થાય છે.

## ૩—કપીલો

સ૦ કપિલ્લક મ૦ કપિલા હિ૦ કમીના ફા૦ કન્મિલાય અ૦ કિન્બીર. ઇ૦ કમિલા રોટલીરા લા૦ રોટલીરા ટિકટોરિયા મેલોટસ ફિલિપિનેન્સિસ બ૦ કમલાગુડી કયામાલા

કપીલો* એ રગે તામ્રવર્ણ હોઈ ઈટના ભૂકા જેવો હોય છે એ સુરત પાસે ઉત્પન્ન થાય છે. **કપીલો:**—રેચક, તીખટ અને ઉષ્ણ છે, તથા વ્રણ, કફ, ઉધરસ, જતુ અને કૃમિનો નાશ કરે છે. માત્રા ૨ થી ૮ માસા સુધી. **ઉપયોગ—(૧) રેચ થવા માટે તથા પિત્તગુલ્મ ઉપર:**—મધમાં કપીલો ખરલ કરી આપવો એટલે રેચ થાય છે અને પિત્તગુલ્મ નિર્મળ થાય છે. (૨) **કૃમિ ઉપર:**—કપીલાચૂર્ણ અર્ધો તોલો ગોળ સાથે ખાવા આપવુ એટલે સપૂર્ણ કૃમિનો નાશ થશે

## ૪—કલાઈ (કથીર)

સ૦ ત્રપુ મ૦ કથીલ. હિ૦ રાગા ક૦ તબર તૈ૦ તાગારામુ. ફા૦ અરજીજ. અ૦ રૂસાસ. ઇ૦ ટીન લા૦ સ્ટેનમ

---

આ દ્રવ્ય વ્હેલ નામની માછલીના આતરડામાથી મળે છે આનો રગ ભૂરો (ગ્રે) હોય છે આનો વધારે ઉપયોગ સુગધી દ્રવ્યોમા મેળવવા માટે થાય છે અબર સૂક્ષ્મ તાવ, જૂની શરદી, હિસ્ટીરિયા અને જ્ઞાનતતુઓ બીજા રોગો પર ઉત્તેજક અસર પહોચાડે છે **માત્રા**—૧/૯ રતી

' યુનાની મત અનુસાર અબર બીજા દરજ્જામા ગરમ, પહેલા દરજ્જામા રુક્ષ, શારીરિક, માનસિક અને આત્મિક, ત્રણે શક્તિઓને દૃઢ કરવાવાળુ, પ્રાણરક્ષક, પ્રસન્નતા ઉત્પન્ન કરવાવાળુ, શીતળ પ્રકૃતિવાળુ ને અતિલાભદાયક, પૌષ્ટિક, ઓજવર્ધક, કામોત્તેજક, હૃદયરોગ, ગભરામણ અને યકૃતરોગને દૂર કરવાવાળુ છે. પક્ષાઘાત, ધનુર્વાત, ગક્તિપાત, શિરર્દદ, આધાશીશી, ઉધરસ, ઉરક્ષત, હૃદયની નિર્બળતા, મૂર્ચ્છા, કમળો, જળોદર, હોજરીની વેદના, સાધાઓનુ શૂળ, હોજરીની નિર્બળતા વગેરેમા બીજી દવાની સાથે વપરાય છે.

અબરના સમાન પીળી જલદી તૂટે એવી રાળ (ગુદ) ઉત્તરપૂર્વ પ્રશિયા દેશની કેટલીક વનસ્પતિઓમાથી મળે છે તે પણ અબરના નામથી વેચાય છે એમા ઉડનશીલ તેલ રહેલુ છે તે દાહક, આક્ષેપનિવારક અને ઉત્તેજક છે એના તેલની માત્રા ૫થી ૧૦ ટીપાની છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

* કપીલાના ઝાડ હિમાલયમા થાય છે ઊચાઈ ૨૦–૩૦ ફૂટ ફળો ઉપર લાલ રગનુ ચૂર્ણ લાગેલુ હોય છે તેને કપીલો કહે છે પાન નાના પણ ઊમરાના જેવા હોય છે ફૂલ સફેદ પીળા હોય છે ફળ વટાણા જેવડા મોટા થાય છે ગરમીમા પાકે છે

**—સ્વામી કૃષ્ણાનંદ**

**શોધન:**—કલાઈ× પાતળી કરી નગોડના રસમા હળદરનુ ચૂર્ણ નાખી તેમા રેડવી. આ પ્રમાણે ત્રણ વખત રેડવુ એટલે શુદ્ધ થશે આમ શોધતા કલાઈ શરીર પર ઊડી આવે છે, માટે સાવચેતી રાખવી* **મારણ:**—(૧) શુદ્ધ કરેલી કલાઈ કઢાઈમા ઘાલી ચૂલા ઉપર મૂકવી અને નીચે દેવતા કરવો કલાઈ પાતળી થયા પછી તેમા ચોથો ભાગ અઘેડીનુ ચૂર્ણ નાખી આબાના લાકડાથી જ્યા સુધી ભસ્મ થાય ત્યા સુધી ઘૂટવુ ચૂર્ણ વારવાર થોડુ થોડુ નાખતા જવુ જ્યા સુધી કલાઈની ભસ્મ થાય ત્યા સુધી અઘેડીનું ચૂર્ણ નાખતા જવુ પછી તે ભસ્મ એકત્ર કરી ઉપર કોડિયાનું સારુ ઢાકણ કરી લાલ થાય ત્યા સુધી નીચે તીવ્રાગ્નિ કરવો અને ઠડું થયા પછી કાઢી લેવુ (૨) અજમાનું ચૂર્ણ, શિલાજિત, અઘેડીની ભસ્મ અથવા આમલીના કચૂકાનુ ચૂર્ણ એ પ્રત્યેક કલાઈને મારવાના પદાર્થ છે, એટલે એમાના એકથી જ ઉપરની રીત પ્રમાણે કલાઈ કઢાઈમા નાખી પાતળી થયા પછી તેમા એકનુ થોડથોડે ચૂર્ણ નાખતા જવાથી કલાઈભસ્મ થશે પછી પૂર્વોક્ત કલાઈભસ્મ લઈ શુદ્ધ હરતાલ સમાન અથવા ચતુર્થાંશ અગર અષ્ટમાશ તેમા મેળવી, લીબુના

---

× **કલાઈ શોધન તથા મારણ:**—(૧) કલાઈને ચૂલા પર કઢાઈમા તપાવી રસ કરી તેલ, છાશ, ગોમૂત્ર તથા કાજીમા ત્રણત્રણ વખત ઠારવાથી કલાઈ શુદ્ધ થાય છે કલાઈનો રસ તેલ વિનાના બીજા પ્રવાહીમા નાખવાથી સાથે જ ઊછળી બહાર આવે છે એટલા માટે છાશાદિ પદાર્થોના વાસણને એક ખાડામા રાખી ઉપર વડીનુ પડ અથવા નાના છિદ્રવાળો ૩-૪ મણ વજનવાળો પથ્થર ઉપર રાખી છિદ્રમાથી સભાળપૂર્વક કલાઈના રસને નાખવો અથવા એક નાની કડછી લઈ એકેક તોલા બબ્બે તોલા કલાઈનો રસ લેતા જઈ એકેક મિનિટ બહારનો વાયુ લાગવા દઈ શોધન કરવા માટેના ઔષધિના રસમા નાખતા જવુ આ રીતે કરવાથી ઊડવાનો ભય રહેતો નથી, તેમ જ મોટા પથ્થરની પણ જરૂર રહેતી નથી જેટલુ શોધન સારુ થાય તેટલી જ ભસ્મ વધારે ગુણવાળી બને છે ઉપર મુજબ ૧૨ વખત ગરમ કરી બુઝાવવાથી કલાઈ શુદ્ધ થાય છે ત્યાર પછી છેવટે કલાઈને ગરમ કરી ઉતારી તરત તેમા થોડુ તેલ નાખી દેવુ કે જેથી પતરા કરવા માટે એક ગોળ ઢાળકી બની જાય છે ઠડી થયા પછી કલાઈને શુદ્ધ જળથી ધોઈ બારીક કાગળ જેવા પતરા તૈયાર કરાવવા આ પતરાના ટુકડા ઇચના ચોથા ભાગની લબાઈ-પહોળાઈના અથવા તેથી નાના તૈયાર કરવા ત્યારપછી બે સુકાયલા છાણાની વચમા સપુટ કરવાની છે આ છાણા એકેક પાચ-સાત શેર વજનવાળા હોવા જોઈએ બને સમાન ગોળાકારના બનાવવા ઉપરનો ભાગ ૪-૬ દિવસે સુકાય ત્યારે ઉલટાવી એકેક ઇચ ચારે બાજુની જગા છોડી વચ્ચે ૧॥ થી ૨ ઇચ સુધી ઊડો ખાડો વચ્ચેનુ છાણ કાઢી નાખીને બન્ને છાણામા કરવો. આ છાણા સારા સુકાઈ જવા પછી સપુટ માટે ઉપયોગમા લેવા એક છાણાની વચ્ચે ખાડામા તલ તથા આમલીની છાલનું જવકૂટ ચૂર્ણ મેળવી એક આગળ જેટલુ પાથરવુ ઉપર કલાઈના પતરાના ટુકડા પાથરવા. પુન ઉપર તલ અને આમલીની છાલનુ ચૂર્ણ પાથરી બને છાણાની વચ્ચે જગા પૂરી કરી આપવી આ બે છાણાની વચ્ચે કલાઈ ૧૦-૧૨ તોલા તથા તલવાળુ ચૂર્ણ ૧॥ શેર આશરે રાખવુ ત્યાર પછી છાણથી સાધો બધ કરી સપુટ સૂકવી લેવુ સુકાયા પછી નિવાતસ્થાનમા એક કડાઈ અથવા કોઈ પહોળા વાસણમા ૩૦-૪૦ છાણા નીચે ઉપર આજુબાજુ ગોઠવી વચ્ચે સપુટ રાખી સળગાવવુ સ્વાગ શીતળ થયેથી સભાળપૂર્વક ઉપરના છાણાની રાખ કાઢી નાખી વચમાથી કલાઈની ચોખાની ધાણી જેવી ભસ્મ વીણી લેવી આ ભસ્મમા કોઈક અગ કાચો રહી જાય છે એટલા માટે થોડી ખરલ કરી ભસ્મ કપડાથી ગાળી લેવી ઉપરનો કાચો ભાગ અલગ કાઢી નાખવો બારીક ગાળવામાથી નીકળેલી ભસ્મ નિર્ભયરૂપે સર્વ કાર્યમા યોજવી આ ભસ્મ સફેદ રગની, વજનમા હલકી તથા બહુ જ મુલાયમ હોય છે ન ૯મા ટાટમા તૈયાર કરવાનુ લખ્યુ છે, પણ તેમા ભસ્મ બહુ જ ઓછી હાથમા આવે છે (૨) તલ અને આમલીના ચૂર્ણને બદલે ભાગમા પણ તૈયાર થાય છે રીતિ ઉપર મુજબ ભાગમા તૈયાર કરેલી ભસ્મ ઉપરની ભસ્મ કરતા વિશેષ ગુણ કરે છે બને રીતિથી ઘણી વખત ભસ્મ તૈયાર કરાવેલી છે (૩) **બંગભસ્મનો વિધિ:**— લોઢાની કડાઈમા શુદ્ધ કલાઈનો રસ કરી તેમા કલાઈના સમાન વજને હળદરનુ ચૂર્ણ, અજમાનુ ચૂર્ણ, જીરાનુ ચૂર્ણ, આમલીની છાલનુ ચૂર્ણ અને પીપળાની છાલનુ ચૂર્ણ, અનુક્રમે એક પછી એક ધીરેધીરે થોડુ થોડુ કરી નાખતા જવુ અને હલાવતા રહેવુ ચૂર્ણ સમાપ્ત થયા પછી જ્યારે કલાઈભસ્મનો સફેદ રગ થાય ત્યારે ભસ્મ તૈયાર થઈ જાણવી

* શોધન કરતી વખતે કલાઈનો મેલ નીકળે તે એક બાજુ ભેગો કરતા જવો છેવટે નવસાર તથા ગોળ મેલમા મેળવી અગ્નિ પર કડાઈમા ગરમ કરવાથી કેટલીક કલાઈ નીકળી આવે છે તે ઉપયોગમા લઈ શકાય છે

અથવા કુવારના રસમા પહોર-બે પહોર ખરલ કરી તેનો ગોળો બાધવો તે કોડિયાના સપુટમાં પીપળાની છાલની વચ્ચે રાખી પછી ગજપુટ અગ્નિ આપવો. આ પ્રમાણે સાત વખત પુટો આપવા એટલે સર્વોત્તમ ખડી બગભસ્મ થશે. એ સર્વ કાર્યો કરે છે. એથી વૈદ્યોનુ જીવન થશે બીજા પુટોને તાલક દેવી નહિ; ફક્ત કુવારના તાજા રસમા ઘૂટવી અને વારવાર પુટ આપવા (૩) કલાઈ શુદ્ધ કરી તેના સારા પાતળા પતરા કરવા અને ઓષધિ સહિત તે ૩૨ તોલા પતગ યત્ર ઉપર રાખવા તે ઔષધિ-બકરીની લીડીઓ ૪ શેર અને હળદર ૪ શેર, અને એ બધાનુ એકત્ર ચૂર્ણ વસ્ત્રગાળ કરી વાસણમા થોડો ચૂર્ણનો થર કરી ને ઉપર કલાઈના પતરા, તે ઉપર ચૂર્ણ, તે ઉપર પતરા, તે ઉપર ચૂર્ણ નાખી યત્રને કપડમટ્ટી કરી ગજપુટ આપવો સારુ ઠડુ થયા પછી કાઢી લઈ વાલ અથવા અર્ધો વાલ દેહનુ બળ જોઈ આપવી એ યથાયોગ્ય અનુપાનોમા આપવાથી સંપૂર્ણ રોગનો નાશ કરે છે (૪) કલાઈ ઠીકરાના વાસણમા ઘાલી ચૂલા ઉપર પાતળી કરી ખીજડાના લાકડાથી ઘૂટવી એટલે ભસ્મ થશે × (૫) હળદરનુ ચૂર્ણ કરી તે નીચેના કોડિયામા ઘાલી તે ઉપર કલાઈના પતરા મૂકી ઉપર બાકીનુ ચૂર્ણ નાખી કપડમટ્ટી કરી અગ્નિ કરવો એટલે કલાઈની ભસ્મ થશે. તે ભસ્મ લઈ ભસ્મથી ચોથે ભાગે સૂરોખાર મેળવી કોડિયાના સપુટમા ઘાલી એક ઘટિકા મદ અગ્નિ કરવો અને ઠડુ થયા પછી ધોળા શખ અથવા કુદપુષ્પ જેવી ભસ્મ લેવી અને સર્વ રોગ ઉપર અનુપાનમા આપવી (૬) ટાટનો કકડો લઈ તે ઉપર તલ અને આમલીની છાલ એકત્ર મેળવી તે ચૂર્ણ તે ટાટ ઉપર અર્ધો આગળ પાથરી તે ઉપર કલાઈના પતરા ઝીણા કરેલા નાખી તે ઉપર ફરીથી ચૂર્ણ નાખવુ, અને તે ઉપર ફરી કકડો મૂકવો, વળી ચૂર્ણ નાખવુ. આ પ્રમાણે સર્વ મૂકી બાધી માટીનો લેપ કરી ગજપુટ કરવો ઠડુ થયા પછી યુક્તિઓથી કાઢી લેવી. તે જેવી ભાતની ધાણી થાય છે, એ પ્રમાણે હોઈ ચોળવાથી બારીક થશે અને સર્વ કાર્ય કરશે. આ પૂર્વોક્ત ભસ્મને પ્રાચીન વૈદ્યોએ તાલદાનની ઉપેક્ષા કરી છે (૭) શુદ્ધ કરેલા કલાઈનો દશમો ભાગ પારો લઈ તેમા ખરલ કરી આકડાના દૂધમા ખરલ કરવો, અને ઠીકરામા ઘાલી પાતળી કરી નીચે તીવ્રાગ્નિ કરી દાડમના સોટાથી ઘૂટવુ એટલે ભસ્મ થશે (૮) હરતાલ- ખાખરાના પાદડામા ખરલ કરી તેનો કલાઈના પતરાને લેપ કરવો અને ગજપુટ કરવો, એટલે ભસ્મ થશે (૯) કલાઈના પાતળા પતરા કરી તે દૂધમા+ અથવા ભાગમા થર ઉપર થર દઈને છાણાનો પુટ આપવો. એટલે ભસ્મ* થશે **બંગ (કલાઈ) ભસ્મના** ગુણ:—શુદ્ધ તૈયાર કરેલી બગભસ્મ બળકર, દીપન, પાચન, રુચિકર, બુદ્ધિપ્રદ, શીતળ, કાતિકારક, જરાનાશક, નીરોગતાકારક, ધાતુને સ્થિર કરનાર અને ક્ષય તથા સપૂર્ણ પ્રમેહનો નાશ કરનાર છે બગ ભક્ષણ કરનાર પુરુષોને સ્વપ્નમા પણ શુક્રક્ષય થનાર નથી એ નિત્ય ૧ અગર ૨ ગુજા આપવી. **બંગનાં અનુપાનો :**—(૧) મુખગધ માટે કપૂર સાથે (૨) પુષ્ટિને માટે જાયફળમાં

× આ રીતે તૈયાર કરેલી ભસ્મ મિત્રપચકથી તપાસતા કાચી જણાય છે ચાર કલાક સખત અગ્નિ આપ્યો હતો બીજી વખત ફરી ચૂલે ચઢાવી ત્યારે ચૂલા ઉપર જ નાની ગોળીઓ વળી ગઈ, એથી બધી મહેનત નકામી થઈ છે, માટે આ રીતે વિચાર કરીને જ ભસ્મ કરવી

– આવા દશ પુટ આપવા માટે શાસ્ત્રકારોએ લખેલ છે પહેલી વખત સમાન તપકિયા હરતાલ લેવી, પછીના પુટમા હરવખત દશમો ભાગ હરતાલનો લેવો બીજા પુટથી હરતાલ તથા કલાઈને ખાખરાના પાદડા રસમા ઘૂટી ગોળો કરવો ગોળો સૂર્યના તાપમા સુકાય ત્યાર પછી મજબૂત સપુટ કરી ગજપુટ આપવો સપુટ સારો નહિ હોય તો હરતાલ સપુટને તોડી નાખશે

+ દૂધ શબ્દ લખેલ છે તે છાતલા દૂધેલી જોઈએ દૂધેલીપચાગ સૂકવી તેમા ભસ્મ બની શકે છે દૂધમા તો કલાઈ ઊડી સપુટને તોડી બહાર નીકળી જશે છાપવામા દોષ થઈ ગયેલો જણાય છે

* રસગ્રથોમા લખ્યુ છે કે, અશુદ્ધ કલાઈ અથવા સીસાથી આક્ષેપક, કપવાત, કિલાસકુષ્ઠ, ગુલ્મ (ગોળો), કોઢ, શૂળ, વાત, શોથ, પાડુ, પ્રમેહ તથા ભગદર, એ રોગો ઉત્પન્ન થાય છે, તેમ જ તે વિષ તુલ્ય છે રક્તવિકારના સર્વ રોગ, ક્ષય, મૂત્રકૃચ્છ્ર, તાવ, પ્રમેહ, પથરી, વિદ્રધિ અને અડવૃદ્ધિ ઇત્યાદિ રોગ ઉત્પન્ન કરે છે વળી મદાગ્નિ, પાડુરોગ અને નિર્બળપણુ પણ પ્રગટ કરે છે એના દોષની શાતિ માટે કાકડાશિગ સાકર સાથે ત્રણ દિવસ ખાવી

અથવા દૂધમા. (૩) પ્રમેહને માટે તુલસીના પાદડા સાથે અથવા મધ અને સાકરમા (૪) પાડુરોગને માટે ઘીમાં. (૫) ગુલ્મરોગ માટે ફુલાવેલા ટંકણખારમા. (૬) રક્તપિત્ત અને ઊર્ધ્વ શ્વાસને માટે હળદરમા (૭) બળવૃદ્ધિને માટે મધમા. (૮) પિત્તને માટે સાકરમા (૯) વીર્યસ્તંભનને માટે નાગરવેલના પાનમાં અથવા ભાગમા અગર કસ્તૂરીમા (૧૦) અગ્નિમાદ્યને માટે લીંડીપીપરમા (૧૧) દુર્ગંધીને માટે ચંપાના ફૂલના રસમા (૧૨) દાહ થયો હોય તો લીંબુના રસમા. (૧૩) ચર્મપક્ષ એટલે પાપણોના રોગને સારુ ખેરની છાલના ઉકાળામા (૧૪) અજીર્ણને માટે આમળા સાથે અથવા સોપારીમા. (૧૫) અસ્થિગત જ્વરને માટે માખણમા (૧૬) વાયુને માટે લસણમા.– (૧૭) કોઢને માટે સમુદ્રફળમા અથવા નગોડના રસમા (૧૮) પઢત્વ નાશ થવાને માટે અઘેડીના મૂળમા. (૧૯) લિંગવૃદ્ધિને માટે લવંગ અને સમુદ્રફળ નાગરવેલીના રસમા ઘસી ઉપર લેપ કરવો (૨૦) મોહનીને માટે ગોરોચન અને લવંગમા તિલક કરવુ. (૨૧) મસ્તકરોગને માટે એરંડાના મૂળ ઘસી તેમા બંગ નાખી લેપ કરવો (૨૨) બરોળરોગને માટે ટંકણખારમા (૨૩) વાયુને માટે અજમો અથવા આસધમા. (૨૪) જળોદરને માટે બકરીના દૂધમા (૨૫) અર્શ ઉપર કાથામા અથવા ગધેડીના દૂધમા. (૨૬) મસ્તકરોગ ઉપર અઘેડીમા. (૨૭) ધાતુવિકૃતિ ઉપર જાયફળ, જાવંત્રી અને લવંગમા. (૨૮) કમરની વ્યથાને માટે જાયફળ અને અષ્ટગંધમા (૨૯) નાડીવણને માટે નાગરવેલી સાથે. (૩૦) પેટમા પીડ આવતી હોય તો હગ્ડે સાથે (૩૧) વાતગુલ્મને માટે છાશ સાથે (૩૨) ફેફરું (ગોતુ) આવે છે તેમા લસણના તેલમા નસ્ય કરવુ (૩૩) શ્વાસને માટે જાયફળ, લવંગ અને મધમા. (૩૪) શરીર બળવાન થવા માટે તુલસીના રસમા *

## ૫–કાચલવણ (બંગડીખાર)

સં૦ કા૦ કાચલવણ મ૦ બાગડખાર. હિ૦ કચનોન ફા૦ નગકે શીશા. અ૦ મિલહજુજાજ

કાચલવણ કાચની ભઠ્ઠીમા ઉત્પન્ન થાય છે એનો રંગ ધોળો હોય છે **કાચલવણ:**—પિત્તકારક, કિંચિત્ ખાર, રક્ષ, અગ્નિદીપક, ઉષ્ણ, ચક્ષુષ્ય તથા દાહકારક છે, અને શૂળ, ગુલ્મ, કફ, વાયુ તથા પિત્તનુ નાશક છે **ઉપયોગ—(૧) અજીર્ણ ઉપર:**—કાચલવણનુ માસો–દોઢ માસો ચૂર્ણ ગરમ પાણીમા આપવુ

## ૬–કાડીખાર

કાડીખારને અંગ્રેજીમા 'નાઈટ્રેટ ઑફ સિલ્વર' અને 'લ્યુનર કાસ્ટિક' કહે છે એ રૂપામાથી બનાવાય છે કાડીખારની પેન્સિલ જેવી ધોળી લાકડી હોય છે કાડીખાર ગરમ પાણીમા પીગળે છે. એ ચામડીને લાગવાથી કાળા ડાઘા પડે છે અને ફોલ્લો ઊઠે છે **ઉપયોગ—(૧) આંખોનો દાહ, આંખો દુખવા આવે તે ઉપર અને ખટકા ઉપર:**—+કાડીખાર ગરમ પાણીમા પિગ-

---

– લસણ ઘીમા તળીને પછી બંગભસ્મ સાથે ખરલ કરી ચાટી જવુ

* **(૧) પ્રમેહના દરદ ઉપર:**—બંગભસ્મ તથા અવીંધ મોતી સમભાગે લઈ ગુલાબજળમા ખરલ કરી લેવા પછી એ ચૂર્ણ ૨ રતી, વંશલોચન, નાના ઇલાયચી તથા ચાંદીના વરખ સાથે મેળવી મધમા ચાટી જવુ થોડા દિવસ સેવન કરવાથી પ્રમેહરોગ તથા ધાતુદોષ દૂર થઈ શરીર નીરોગી બને છે **બહુમૂત્ર માટે:**—બંગભસ્મ, સિતોપલાદિ ચૂર્ણ, ઘી તથા મધની સાથે ચાટવી અથવા બંગભસ્મ મધમા ચાટી ઉપર ગોખરુનો ક્વાથ પીવો **સ્વપ્નદોષ માટે.**—ઈસબગોલ (ઓથમીજીરુ)ની ભૂસી (ઉપરના છીલટા) ૪ માસા, સાકર ૮ માસા તથા બંગભસ્મ ૨ થી ૩ રતી મેળવી ખાઈ ઉપર દૂધ પીવુ સ્વપ્નદોષવાળાએ અજીર્ણમા ભોજન, ગોળ, નવા ભાત તથા ખટાઈનો ત્યાગ કરવો

+ કાડીખાર ગરમ પાણી(પાણીની વરાળ–ડીસ્ટીલ્ડ વૉટર)મા અથવા વરસાદમા અદ્ધરથી લીધેલા વરસાદના પાણીમા મેળવવામા આવે છે ૨॥ તોલા પાણીમા સાધારણ રીતે ૧ થી ૧॥ રતી મેળવાય છે આ મિશ્રણ નીલા રંગની શીશીમા રાખવુ જોઈએ સફેદ કાચમા રાખેલ મિશ્રણ કમજોર થઈ જાય છે સફેદ કાચની શીશી હોય તો ઉપર નીલા રંગનો કાગળ ચારે બાજુએ ફરતો ચોટાડી દેવો

કાડીખાર ઉપદંશ, ચાંદાઓ, સડેલા ઘારા, હડકાયા કૂતરાનો દંશ તથા બીજા ઝેરી જાનવરોના જખમને બાળી નાખવાને માટે ઉપયોગી છે નાના નાના મસા અથવા મસાના અંકુરોના મૂળમા લગાડવાથી તે

ળાવી તેનુ ટીપુ પીછી વડે આખમા નાખવુ (૨) **ગરમીનાં ચટ્ટાંઓ (ચાઠાં) ઉપર:—ચાંદી** થતા જ તે ઉપર કાડીખાર ચોપડવો એટલે ચટ્ટા પ્રસરતા નથી અને તે ઉપરનુ વિષ બળી જાય છે (૩) **શરીરમાંનો સોજો, અવાળુ અને મસ (ચામખીલ) ઉપર:**—કાડીખાર ચોપડવો. (૪) **એક વર્ષની અંદરના આખમાંનાં ફૂલ ઉપર:**—મૃગનક્ષત્રનુ અથવા હસ્તનક્ષત્રનુ પાણી લઈ બાટલીમા રાખી તેમા ૧૮ તોલાએ ૧ ગ્ની—કાડીખાર નાખી તેને મજબૂત બાધી રાખવુ ૧૦–૧૨ દિવસ થયા પછી તે પાણી પીછાથી આખમા નાખવુ નાખતી વેળાએ હલાવવુ જોઈએ

## ૭—કાંતીલોઢું (કાંતલોહ)

કાતીલોઢુ એ લોહચુબકમાથી થાય છે. એમા ઝામર અને ચુબક એવા પ્રકાર છે કાતીલોઢું મળવુ કઠિન છે, એ સર્વ લોઢામા શ્રેષ્ઠ છે **કાંતીલોઢું:**—કાતીલોઢાના વાસણમા પાણી ભરી તેમા તેલનુ ટપકુ નાખવાથી પ્રસરતું નથી અને પાણીમાથી હિગની વાસ આવે છે તથા લીબુનો રસ કાતીલોઢાના વાસણમા નાખવાથી કડવો થાય છે અને વાસણમા દૂધ ગરમ કરવાથી ઊભરા આવી બહાર નીકળી જતું નથી, ઊચુ વધે છે કાતીલોઢાનુ વાસણ તપાવી તેમા પાણીમા પલાળેલા ચણા નાખવાથી છાલ બળે છે, તેને કાતીલોઢુ કહે છે **મારણ:**—કાતીલોઢાનુ મારણ પોલાદના માગણ પ્રમાણે કરવુ એની ભસ્મ પોલાદની ભસ્મ કરતા સોગણી વધારે ગુણવાળી છે ×

## ૮—કાંસું

સ. કોરચ મ० કાસે હિ० કાસા ક० તૈ० કંચુ ફ્રા० રોઈન અ० તાતિકૂત ઇ० બેલ મેટલ બ્રાઈઝ.

કાસું એ મિશ્ર ધાતુ છે. આઠ ભાગ તાબુ અને બે ભાગ કલાઈ એમ બે ધાતુ રસ કરી એકત્ર કરવાથી કાસું થાય છે તેના ભોજનપાત્ર શુભકારક છે કાસુ બે પ્રકારનુ છે, એક પુષ્પક અને બીજુ તૈલક. તેમા પુષ્પકનું ધોળુ હોય છે અને તૈલક કફ કરે છે. પહેલુ રોગશાતિ માટે આપવુ ધોળુ, ચકચકિત, મૃદુલ શબ્દ થનાર, સ્નિગ્ધ, નિર્મળ, ઘનાગી અને સરળ એવુ કાસુ ઉત્તમ જાણવુ. **શોધન:**—(૧) કાસાના પતરા કરી તપાવી તે તેલ, ગાયનુ મૂત્ર, કાજી ને કળથીના કાઢામા ત્રણ ત્રણ વખત પલાળવા એટલે શુદ્ધ થાય છે (૨) કાસાના પાતળા પતરા કરી ગોમૂત્રમા પહોરભર બાફવા, કિવા અમ્લદ્રવ્યમા (ખાટા પદાર્થોમા) બાફવા: એટલે કાસુ શુદ્ધ થાય છે. **મારણ:**—કાસુ અને પિત્તળનુ મારણ તાબા જેવુ જ કરવુ **તાંબું, પિત્તળ અને કાંસાના**

---

બાળીને ખરી જાય છે બાળવાની જગ્યા પાણીથી થોડી ભીની કરવી, જેથી કાસ્ટીક જલદી લાગે છે કાસ્ટીક લગાડવા પછી બળતરા વધારે થાય તો પાણીથી વોઈ નાખવુ પ્રદર તથા પ્રમેહમા પિચકારીથી ધોવા માટે કાડીખારનો ઉપયોગ થાય છે

– કાડીખાર ૧ માસો જોઈએ ભૂલથી ૧ રતી લખાયેલ હોય એમ અનુમાન થાય છે

× (૧) **કાંતલોહ(ચુંબક પાષણના)ના સત્ત્વપાતની વિધિ:**—૧૦ તોલા કાતલોહનો ભૂકો કરી ચોથો ભાગ ચૂનો તથા ચોથો ભાગ ટકણખાર મેળવવો પછી ખટાઈમા ઘૂટી નાની નાની ગોળીઓ બનાવવી પછી કોષ્ઠીયત્રમા મૂકી કોયલાના તેજ અગ્નિ પર એક પ્રહર ધમાવવુ, એટલે સત્ત્વ પડશે પ્રથમ પાહર અને ધૂસરવર્ણ જ્વાળા નીકળે છે પછી અભ્રકસત્ત્વ મુજબ જ્વાળાઓ નીકળે છે સત્ત્વ નીકળ્યા પછી લોહચુંબકની માફક બીજા લોઢાને ખેચવાનો ગુણ તેમા રહેતો નથી આ સત્ત્વની ભસ્મ કરવી હોય તો લોહભસ્મની વિધિથી કરી લેવી (૨) **કાંતરસાયન (દિવ્યામૃતરસાયન).**—કાતલોહના સત્ત્વને બારીક ખાટી ચૂર્ણ કરવું. પછી ચૂર્ણથી અર્ધો ગધક એક કોડિયામા પાથરી ઉપર આ ચૂર્ણ મૂકવુ તથા ચૂર્ણની ઉપર બીજો અર્ધો ગધક પાથરી બીજું કોડિયુ બધબેસતુ ઢાકી કપડમટ્ટી ગજપુટમા ફૂકવુ આવા ૧૦ ગજપુટ આપવા ત્યાર પછી ૧૨મો ભાગ શુદ્ધ હિંગળોક મેળવી કુવારના રસમા ખરલ કરી ટીકડીઓ બનાવી શરાવસપુટ કરી ગજપુટ આપવો આવા ૧૦ ગજપુટ આપવા, જેથી લાલ કિરમજી રગની ભસ્મ તૈયાર થશે આ ભસ્મની માત્રા ૧ ચોખાભાર ત્રિકટુ તથા વાવડિગના બે આનીભાર ચૂર્ણ સાથે મેળવી પછી ચાર આનીભાર ઘી તથા બે આનીભાર મધ મેળવી ચાટવાથી અસાધ્ય પાડુરોગનો નાશ થાય છે, તેમ જ જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે ('વૈદ્યકલ્પતરુ' ઉપરથી)

મારણ વિધિ:—(૧) સમભાગે ગંધક લઈ તે આકડો, વડ, ગાયનું દૂધ અને નગોડના રસમા જુદું જુદું મર્દન કરી પતરાને લેપ કરી જુદા જુદા બે ગજપુટ દેવા, એટલે ભસ્મ થાય છે (૨) કાસું કિંવા પિત્તળના સમભાગે ગંધક લઈ આકડાના દૂધમા ખરલ કરવો અને સારા શુદ્ધ કરેલા પતરા લઈ તેને તે ગંધક વડે લેપ કરવો અને સૂકવી કોડિયામા ઘાલી કપડમટ્ટી કરી ગજપુટ આપવો એ પ્રમાણે બે પુટે કાંસાની અને પિત્તળની ભસ્મ થાય છે **કાંસ્યભસ્મના ગુણ:**—તે તરી, કડવી, ઉષ્ણ, લેખન, સ્વચ્છ, સારક, જડ, નેત્રને હિતાવહ તથા રુક્ષ છે અને કફ તથા પિત્તની નાશક છે *

## ૯—કોડી

સં૦ કપર્દક, વરાટિકા. ક૦ મ૦ કવડી હિં૦ કોડી. ઇં૦ કવરીઝ.

કોડી અરબી સમુદ્રમાં અને લખદ્વીપ તથા માલદ્વીપ એ બેટો પાસે જડે છે. ધોળી, રાતી અને પીળી, એવી ત્રણ પ્રકારની કોડી છે; તેમા પીળી તીક્ષ્ણ તથા ચક્ષુષ્ય છે. રાતી કડી અને ગૂમડાને હિતકારક છે અને જે ઉપર ધોળાં ઘણા બિંદુ અને રેષા હોય છે, તે બાળગ્રહનાશક અને નાના પ્રકારનાં કૌતુકોને ઉપયોગી છે. જે રંગે પીળી, પીઠ ઉપર ગાડવાળી, તે રસયોગને ઠેકાણે આપવી જે વજને દોઢ તોલો હોય તે ઉત્તમ તોલાભાર તે મધ્યમ અને પોણો તોલો કનિષ્ઠ જાણવી. કોઈના મતમા જે પીળી કોડી, પીઠ ઉપર ગાઠાવાળી, લાંબી, વજને ૭ માસા હોય તે ઉત્તમ, ચાર માસા હોય તે મધ્યમ અને જે ત્રણ માસા હોય તે કનિષ્ઠ જાણવી **કોડી:**—તીખટ, ઉષ્ણ, વૃષ્ય, અગ્નિદીપક, કડવી તથા શીત છે અને કર્ણનાળ, વ્રણ, નેત્રરોગ, સંગ્રહણી, ગુલ્મશૂળ, પરિણામશૂળ, ક્ષય, વાયુ તથા કફનો નાશ કરે છે **શોધન:**—કોડી કાંજીમા પચન કરવાથી શુદ્ધ થાય છે, અથવા એક રાત્રિ છાશમા અથવા લીંબુના રસમા પલાળી રાખે એટલે શુદ્ધ થાય છે **મારણ:**—(૧) કોડી કોલસાના દેવતામા સારી ફૂલે ત્યા સુધી તપાવી ઠંડી થાય એટલે બારીક ખરલ કરી ઔષધ અર્થે યોજવી. (૨) કોડી ખાંડી વસ્ત્રગાળ ભૂકી કરવી અને તે એક કાચ કે માટીના વાસણમા ભરી સર્વ ભૂકી પલાળ્યા પછી એક આગળ ઉપર રહે એટલો લીંબુનો રસ રેડવો અને તડકામા મૂકવું એ પ્રમાણે નિત્ય લીંબુનો રસ ઘાલી ૭ પુટ આપવા. એટલે આઠમે દિવસે તેને બે પહોર સુધી ખરલ કરી તડકે સુકવી રાખવું અને ઉપયોગમા લેવું એ બે ગુંજાથી એક માસા સુધી આપવી. એ સર્વ રોગો ઉપર અનુપાન પરત્વે આપવી. (૩) કોડી દેવતામા લાલ થયા પછી લીંબુ અથવા કુવારના રસમા ચૂનાની કળી પ્રમાણે પલાળવી પછી તેને સૂકવી ખરલ કરી રાખવી. **ઉપયોગ**—(૧) **કાન વહેતો (પરુ નીકળતું) હોય તે ઉપર:**—કોડીની ભસ્મ લીંબુના રસમાં અથવા હુક્કાના પાણીમા કાનમા પાડવી અથવા અડધી કોડીની ભસ્મ કાનમા નાખી ઉપર લીંબુનો રસ રેડવો (૨) **અપસ્માર ઉપર**:—કાંદાની ચીરી (ડૂંગળીની ફાડ) ઉપર કોડીની ભસ્મ નાખી તેની પોટલી કરવી અને તે વારવાર સૂંઘવી. (૩) **ક્ષય ઉપર**:—કોડીની ભસ્મ ૨ ગુંજાભાર, સાકર ૧ તોલો, મધ એક તોલો અને માખણ ૧ તોલામા આપવી (૪) **ધાતુવિકાર ઉપર:**—કોડીની ભસ્મ ઘી અને સાકર સાથે આપવી (૫) **શૂળ ઉપર:**—કોડીની ભસ્મ ઊના પાણીમા અથવા સાકરમા આપવી (૬) **શ્વાસ, કાસ અને જ્વર ઉપર:**—કોડીની ભસ્મ દૂધ અને સાકરમા આપવી. અથવા મધમા આપવી (૭) **પ્રમેહ અને પ્રદર ઉપર:**—કોડીની ભસ્મ ઘી અને સાકર અગર ગાયનું દૂધ અને સાકરમા આપવી (૮) **દાદર, કંડુ, ખસ અને ચઢાં ઉપર:**—તલનું તેલ નવટાંક, કોડીભસ્મ ૧ તોલો અને ગેરુ ૦॥ તોલો એકત્ર ખરલ કરી લેપ કરવો ×

* કાસું, પિત્તળ આદિ મિશ્ર ધાતુઓમા જેવો તે તે ધાતુઓના મિશ્ર હોય છે, માટે તેઓની રાતિ પણ એ જ મુજબ મિશ્ર યોજવી જોઈએ

× કેટલાક કોડીને હવામા જ (ખુલ્લામા) બાળે છે, પરંતુ ખાવાના માટે તો તે કાચી રહે છે, માટે તે શોધીને સંપુટમા બાળવી વળી આકડાના દૂધમા તે સર્વોપરી થાય છે

## ૧૦–ખડી

સ૦ ખટિકા. મ૦ ખડી, ખડૂ, હિં૦ ખડિયા. ક૦ બેણ્ણે બ૦ ફા૦ ગિલેનુફેદ અ૦ તિને અબિયદ ઇ૦ પાઈપ કલે. લા૦ કાર્બોનેટ આફ કેલ્શિયમ બં૦ ખડીમાટી.

ખડી ધોળી અને મલિન એ ભેદ વડે બે પ્રકારની છે તેમા મલિન ખડી કઠિન હોય છે તથા ગૌર ખડી મૃદુ પાષાણ જેવી, ઘણી શુભ્ર અને જડ, તે સારી હોય છે. **ખડી:**—દાહ, રક્તવિકાર, વિષ, શોષ, કફ અને નેત્રવિકારનો નાશ કરે છે; તથા ઠંડી, મધુર લેખન અને બાળકોને હિતાવહ છે. **પાષાણખડી:**—વ્રણ, પિત્ત અને રક્તવિકારની નાશક હોઈ શીત અને લેપાદિકોમા ગુણકારક તથા ભક્ષણ કરવાથી માટી જેવી લાગે છે.+

## ૧૧–ખાપરિયુ

સ૦ ખર્પર તુત્થ, ખર્પરી મ૦ કલખાપરી. હિં૦ ખાપરિયા ક૦ ખર્પરી તે૦ ખપરે. ફા૦ સગબસરી. અ૦ તુતિયા કિરમાની મકસૂલ. ઇ૦ કેલેમાઈન લા૦ ગ્રીક કાર્બોનેટ. બં૦ ખાપર તા૦ માદાળતૂતતમ્ ઈરાની કલખૂબ્રિ.

આ ઉપધાતુ ખાણમાથી મળે છે અને બનાવટી પણ થાય છે. ઝિન્ક સલ્ફાઈટ જેને ઇં૦ બ્લેન્ડ અને સં૦ પાષાણ ભરસક અને ગધકશદ કહે છે તેને ખાડી ઊધા નવા ઉપર ધીરેધીરે ગરમ કરે છે અને પછી તેને સાજીખાર મેળવી તપાવે છે ત્યાર પછી ધોઈ સાફ કરે છે. આ ખાપરિયો ગૂગળા રગની ભૂરી હોય છે તેમ જ ધોળા અથવા પીળા ધોળા, ચ્ચિરહિત ને માટી જેવો દેખાતો ગોળ ટીકડું કરી મૂઠિયાના આકારે વાળી આપેલ હોય છે આ મૂઠિયું પથ્થર ઉપર જરા ઘસી સૂઘવાથી સુવાસ આપે છે આ પાણીમા પીગળતો નથી. ગધયગદ પણ ખાણમાથી મળે છે અને બનાવટી પણ તૈયાર થાય છે. બનાવટીમા સીસુ અને લોખંડ આવે છે ખાપરિયુ જસતમાથી થાય છે એનો રગ રાતો હોય છે **શોધન*:**—ખાપરિયુ મનુષ્યના મૂત્રમા, ઘોડાના મૂત્રમા કિવા ગોમૂત્રમા દોલાયત્ર વડે સાત દિવસ પચન કરાવવુ એટલે શુદ્ધ થશે **ખાપરિયુ:**—સપૂર્ણ મોહનાશક છે, તથા કફ, પિત્ત, નેત્રરોગ અને ક્ષયનો નાશ કરે છે, તથા લોઢું અને પારાને રગે છે **લઘુમાલિની વસંત:**—ખાપરિયુ બે ભાગ અને મરી એક ભાગ એકત્ર કરી તેનો ગાયના માખણમા ખરલ કરવો પછી તેને તેમાનુ માખણ ન દેખાય ત્યા સુધી લીબુના રસની ભાવના આપવી આ વસત તાવ ઉપર બે વાલ પ્રમાણે મધ અને લીડીપીપરમા આપવું આ જીર્ણજ્વર

---

+ ખડી (ચાક માટી) નો ઉપયોગ દતમજનમા થાય છે, તેમ જ અતિસારના દરદમા બીજી ઔષધિ મેળવીને અપાય છે ખડી શુદ્ધ કરીને ઉપયોગમા લેવી જોઈએ ખડીને પહેલા બારીક ખાંડી પાણીમા રાત્રે ભિજાવવી દેવી સવારે પાણી મસળી કપડાથી ગાળી લેવુ ગળાઈને જે પાણીની સાથે નીકળશે તે ખડી ધીરે ધીરે તળિયે જામી જશે ઉપરનુ પાણી ધીરેધીરે કાઢી નાખતા જવું છેવટે સૂર્યના તાપમા સૂકવી લેવી

**દંતમંજન**—ખડી ૧૦ તોલા, માયા ૨ા તોલા, લોધર ૨ા તોલા, શખજીરુ ૧૦ તોલા, ઇલાયચીના દાણા ૧ તોલો, કપૂર ૧ તોલો, ફુલાવેલી ફટકડી ૨ તોલા, લવિગ ૧ તોલો, ચણકબાબ (કકોલ) ૨ા તોલા, સફેદ કાથો ૨ા તોલા–આ સર્વ વસ્તુઓનુ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ આ મજનના ઉપયોગથી દાંતમાના કીડા, દાત હલવા, દુર્ગધી વગેરે દોષ દૂર થાય છે

* શાસ્ત્રમા વર્ણન કરેલ છે તેવા પ્રકારનુ ખાપરિયુ બજારમા મળતુ નહિ હોવાથી જસતભસ્મ ખાપરિયાને બદલે વાપરવાનો સાધારણ રિવાજ છે શાસ્ત્રમા લખેલ છે કે, શોધન કર્યા પછી ખાપરિયાને લોઢાની કઢાઈમા નાખી અગ્નિ પર ગળાવી થોડુ થોડુ સિધાલૂણ નાખતા જવુ અને ખાખરાની લાકડીના સોટાથી હલાવતા જવુ આવી રીતે ખર્પરભસ્મ તૈયાર થાય છે. આ ભસ્મ વધારે માત્રામા લેવાથી વમન થાય છે હમણાના સમયમા બજારમા જે ખાપરિયુ મળે છે તે અગ્નિ પર પીગળતુ નથી, તેમ જ વધારે માત્રામા લેવાથી પણ વમન થતુ નથી, જેથી કેટલાક વૈદ્યો પ્રતિનિધિ તરીકે જસતભસ્મનો ઉપયોગ કરે છે. કોઈ વૈદ્ય વમન કરાવવાનો ગુણ તેમ જ 'તુત્થ ભેદ' શાસ્ત્રમા લખેલ છે જેથી મોરથૂથાની ભસ્મ વાપરવાનુ કહે છે. વૈદ્યક ચિકિત્સાસાર ગ્રથમા શ્રી ગોપાલજી ઠક્કર લખે છે કે, ખાપરિયાને બદલે 'કેલેમેના પેપ્રેટા' નામની અંગ્રેજી ઔષધિ આવે છે જે જસતની કાચી ધાતુ છે તે ખાપરિયાના જેવા ગુણવાળી છે તેથી તે વાપરવી.

ધાતુગતજ્વર, અતિસાર, રક્તાતિસાર, લોહીથી થયેલા વિકાર, મોટો પિત્તવિકાર, પ્રદર, અર્શ સંબંધી લોહી, વિષમજ્વર, નેત્રરોગ અને સર્વ રોગનો નાશ કરે છે અરણીના ફૂલમા ગર્ભિણીને આપવાથી સંપૂર્ણ જ્વરનો નાશ કરી ગર્ભનું ઉત્તમ પાલન કરે છે એમા પથ્ય-દૂધ અને ભાત.

## ૧૨-ગેરુ

સં૦ ગૈરિક. મ૦ હિં૦ ગેરુ. ક૦ગ્જાબુ. ફા૦ ગીલેસુર્ખ, ઇં૦ રેડબોલ ઓક્રે બં૦ લાલ ગિરિમાટી.

ગેરુને 'સોનકાવ અથવા સોનાગેરુ' પણ કહે છે +**શોધન**:—ગેરુ ગાયના દૂધમા ખલવાથી શુદ્ધ થાય છે કિંવા કિંચિત્ ઘી નાખી શેકવાથી શુદ્ધ થાય છે **ગેરુ**:—રક્તપિત્ત, રક્તવિકાર, કફ, ઊચકી તથા વિષમજ્વરનો નાશ કરે છે; અને ચક્ષુષ્ય તથા બલ્ય છે ઉપયોગ—(૧) **ઊચકી ઉપર**:—ગેરુનું ચૂર્ણ મધમા આપવુ (૨) **બાળક માટી ખાય છે તેને માટે**:—બાળકને ગેરુ ખાવા આપવો એટલે વધેલુ પેટ ઊતરી જઈ સશક્ત થાય છે.×

## ૧૩-ગોપીચંદન

સં૦ સૌરાષ્ટ્રી મ૦ હિં૦ ક૦ ગોપીચંદન. લા૦ સિલિકેટ ઓફ અલ્યુમિના

ગોપીચંદનને 'સોરઠી માટી' પણ કહે છે. ગોપીચંદનની ઉત્પત્તિ સૌરાષ્ટ્ર દેશ(કાઠિયાવાડ)માં થાય છે * એ એક જાતની માટી છે ગોપીચંદનનો રંગ ધોળો હોય છે ગોપીચંદન દાહ, ક્ષત, રક્તવિકાર, પિત્ત, કફ અને પ્રદરનો નાશ કરે છે બીજા ગુણ ફટકડી જેવા છે. ઉપયોગ—(૧) **હીરાકસીના વિષ ઉપર અને અન્નમાં કાચની ભૂકી ગઈ હોય તે ઉપર**:—ગોપીચંદન ઘસી પાવુ (૨) **ગરમીની ચાંદીઓ ઉપર**:—ગોપીચંદન ઘસી ચોપડવુ (૩) **બાળકોના માથા ઉપર પરુ આવે છે તે ઉપર**:—ગોપીચંદન ઘસી લેપ કરવો (૪) **પ્રદર ઉપર**:—ગોપીચંદન ૧ તોલો અને ફટકડી ત્રણ માસા એકત્ર ખરલ કરી, કપડમટ્ટી કરી ગજપુટ આપવા પછી તે એક ગુંજા (ચણોઠીભાર) પ્રમાણે સાકરમા આપવુ (૫) **ખરજવા અને રતવા ઉપર**:—ગોપીચંદન ઘસી લગાડવુ. (૬) **મુખરોગ ઉપર**:—ગોપીચંદન દૂધમા ઘસી ચોપડવુ

## ૧૪-ગંધક

સં૦ મ૦ હિં૦ ક૦ ગંધક તે૦ ગંધકમુ ફા૦ ગોગિર્દ અ૦ કિબ્રિત લા૦ ઇં૦ સલ્ફર

**ગંધક**:—રાતો, પીળો, ધોળો તથા કાળો, એમ ચાર પ્રકારનો છે તેમા રાતો સ્વર્ણક્રિયામાં અને પીળો રસાયન વિષે ઉત્તમ હોઈ ધોળો લેપમા કિંવા લોહ મારવા માટે આપવો કાળો ગંધક

---

+ ગેરુ તથા સોનાગેરુ બન્ને લગભગ એકસરખી જાતની માટી છે ગેરુના કરતા સોનાગેરુ વધારે ચીકણો, વજનમા હલકો તથા શુદ્ધ લાલ રંગનો હોય છે

**સોનાગેરુમાંથી સત્ત્વપાતન કરવાની વિધિ**—૧૦ તોલા સોનાગેરુને ધીમા શેકીને તેમા ૧॥ તોલો ટંકણ, ૨॥ તોલા ગૂગળ, ૨॥ તોલા મધ અને ૨॥ તોલા ચણોઠી મેળવી ખાંડી ચૂર્ણ કરી પછી ખાટા પાણીથી નાના નાના ગોળા બાધવા પછી કોષ્ઠીયંત્રમા મૂકી કોયલાના અગ્નિ ઉપર ધમાવવુ પહેલાં ધુસર રંગની જ્વાળા નીકળે છે પછી અભ્રકસત્ત્વમા બતાવ્યા પ્રમાણે થાય છે આનુ સત્ત્વ રવાના આકારમા નીકળે છે તે રવાને એકઠા કરી કોષ્ઠીયંત્રમા ફરીથી અર્ધો કલાક ધમાવી ઢાળિયો કરી લેવો ૧૦ તોલાનુ સત્ત્વ કાઢવામા આશરે બે કલાક લાગે છે સત્ત્વ ૪ થી ૫ તોલા નીકળે છે **સત્ત્વની ભસ્મવિધિ**.—સત્ત્વનો ભૂકો કરી ધીમા શેકવો, પછી ત્રિગંધ (ઇલાયચી, તજ તથા તમાલપત્ર) દશમો ભાગ મેળવી ત્રિફળાના ક્વાથથી અગર કુવારના રસથી ઘૂંટાઈ કરી ટીકડી કરવી પછી નરાવસંપુટમા મૂકી ગજપુટ આપવો આવા ૧૦ ગજપુટ આપવાથી ભસ્મ તૈયાર થાય છે (માર્ચ ૧૯૩૦ના 'વૈદ્ય કલ્પતરુ' ઉપરથી)

* કાઠિયાવાડમાના ગોપીતળાવની માટીને ગોપીચંદન કહે છે ગોપીચંદન એ નામ પણ એ જ તળાવના નામ ઉપરથી પડેલુ હોવાનુ સિદ્ધ છે ગોપીતળાવ ભાગવતના દશમસ્કંધમા પ્રસિદ્ધ છે વળી ચિત્રકૂટ અને પ્રયાગરાજના લોકો પણ ગંગાજીના આરામાથી સારીસારી માટીની કાંકરીઓ વીણી કાઢી તેને ગોપીચંદન કહે છે ચિત્રકૂટનુ ગોપીચંદન ચૂના જેવા સફેદ રંગનુ હોઈ તે ચિત્રકૂટીના નામથી પણ ઓળખાય છે

દુર્લભ છે, તે જરા અને મૃત્યુનો નાશ કરે છે. ઔષધોમાં આમલસારો ગંધક લેવો **શોધન :**—(૧) દૂધ×ના વાસણ પર કપડું બાંધી તે ઉપર ગંધક પાથરી ગંધકને ના અડે એવા વાસણને ઢાંકી તે ઉપર અગ્નિ કરવો, એટલે ગંધક પાતળો થઈ દૂધમા પડશે. તે શુદ્ધ જાણવો. (૨) લોઢાની કઢાઈમા ઘી નાખી અગ્નિ ઉપર પાતળુ કરવુ. પછી તેના સમાન ગંધક ઝીણો કરી તેમા નાખવો ગંધક પાતળો થયા પછી વસ્ત્ર ઉપર ગાળવો તે એવી રીતે કે વસ્ત્રમાનો બધો ગંધક દૂધમા પડે, તે ઠંડો થયા પછી કાઢી ધોવો અને સૂકવવો એ પ્રમાણે ત્રણ વખત જુદા જુદા દૂધમા શોધવો, એટલે ભક્ષણ કરવાને તથા યોગમા યોજવાને શુદ્ધ થાય છે જેમા ગંધક શોધ્યો હોય તે દૂધ ભૂલેચૂકે ખાવું-પીવુ નહિ, કેમ કે તેથી ગળુ મળે છે અને લોહી બગડે છે **ગંધક :**—રસાયન, મધુર તથા પાકકાળે કડવો છે; અને ઉષ્ણ, અગ્નિદીપન, પાચક, આમનો શોષક તથા પાડનાર તેમ જ પારદને વીર્ય આપનારો હોઈ તેનુ સત્ત્વ પારદબંધક છે; અને કંડૂ કુષ્ઠ, વિસર્પ, ખસ, વિષ અને કૃમિનો નાશ કરે છે **ગંધક*નાં અનુપાનો :**—ચાર માસા શુદ્ધ ગંધક દૂધમા સેવન કરવાથી કફવિકાર, વાતવિકાર, પિત્ત, વિષ, કમળો અને કોઢનો નાશ થાય છે તથા કામવૃદ્ધિ કરી નેત્રરોગને દૂર કરે છે. આ ત્રિફળા, ઘી અને ભાગરાના રસમા આપવાથી નેત્ર સારા થાય છે રોગનાશ અને આયુષ્યની વૃદ્ધિ થાય છે ચાર માસા ગંધક અને દૂધ એક મહિનો લેવાથી શૌર્ય અને વીર્યની વૃદ્ધિ થાય છે; અને ૭ મહિના લેવાથી સંપૂર્ણ રોગનો નાશ થાય છે તથા દિવ્ય દૃષ્ટિ ખડી થાય છે અને આયુષ્ય વધે છે **ગંધક :**—કેળામા ત્વગ્દોષનાશક છે ચિત્રકમા બળદાયક છે ક્ષયકાસ ઉપર અરડૂસીના કાઢામા અને મંદાગ્નિ ઉપર તથા સંપૂર્ણ ઊર્ધ્વવિકારો ઉપર ત્રિફળાના કાઢામા આપવો **ઉપયોગ**—(૧) **ખસ ઉપર :**—ગંધક કોળામા અથવા કેળામા ખાવા આપવો એટલે સર્વ ખસ બહાર પડે છે. વળી સાંજે ભેંસનુ છાણુ શરીરે ચોપડી સ્નાન કરાવવુ **બીજો પ્રકાર :**—(૨) શુદ્ધ ગંધક ઘીમા અથવા છાશમા આપવો (૩) **રક્તવિકાર ઉપર :**—શુદ્ધ ગંધક દૂધમા આપવો (૪) **કરોળિયા રોગ ઉપર :**—ગંધક અને જવખાર સરસિયામા મેળવી લેપ કરવો. (૫) **અપસ્માર ઉપર :**—ગંધકની ધૂણી નાકમા આપવી. (૬) **કંડૂ અને ગજકર્ણ (દાદર) ઉપર :**—ગંધક, ટંકણખાર, કપૂર, માયફળ (માયા) અને મધપૂડાનુ મીણ, સર્વ કોપરેલમા ખરલ કરી તેનો લેપ કરવો (૭) **ભૂતજ્વર ઉપર :**—શુદ્ધ ગંધક અને આમળાનુ ચૂર્ણ ૧૦ માસા આપવું અથવા ગંધક અને ત્રિકટુનુ ચૂર્ણ ઘીમા આપવુ (૮) **પ્રમેહ અને પિટકા ઉપર :**—શુદ્ધ ગંધક ગોળ સાથે ખાવા આપવો અને તે ઉપર દૂધ પાવુ. (૯) **કુષ્ઠ, ખરજ અને ખસ ઉપર :**—ગંધક ગરમાળાના મૂળના રસમા ઘૂટી તેનો લેપ કરવો (૧૦) **ગંધક રસાયન :**—૪ તોલા ગંધક અને ૨ તોલા પારાની કજ્જલી કરી કુંવારના રસમા એક દિવસ ખરલ કરવો અને કુલડી–મા નાખી સંધિલેપ કરી અગ્નિની આચ કરવી તથા શીત થયા પછી કાઢી લેવુ તે એક મહિનો મધ અને ઘીમા લેવાથી જરા, વ્યાધિ અને દારિદ્રનો નાશ કરે છે (૧૧) **બીજો પ્રકાર :**—ગંધક અને મરી સમભાગે અને ત્રિફળા ૭ ભાગ લઈ ગરમાળાના મૂળના રસમા મર્દન કરવો અને તે આપવો, +એટલે સંપૂર્ણ રોગ નાશ

× દૂધ ગંધકથી ચારગણુ લેવાનો રિવાજ છે

* **ગંધકનું તેલ કરવાની વિધિ :**—એક હાથ ખાદીના કકડાને પ્રથમ આકડાના દૂધમા તથા થુવેરના દૂધમા સાતસાત વાર ભિંજાવી સૂકવવો ગંધકને માખણમા ખરલ કરી તે કપડા ઉપર લેપ કરવો પછી અગ્નિની સામે રાખવાથી ધીરેધીરે ગંધકનુ તેલ ટપકે છે તે સ્વચ્છ વાસણમા ભેગુ કરવુ તેલ પૂરેપૂરુ નીકળી ગયા પછી શીશીમા ભરી રાખવુ કોઈ કોઈ વસ્ત્રને વીંટીને નીચેથી સળગાવે છે ઉપર એક સાકળથી બાંધી દે છે પછી જે તેલ ટપકે તેનો ઉપયોગ કરે છે પહેલાના કરતા આ તેલ વધારે ગુણવાળુ થાય છે

– કુલડી અગ્નિ પર લાલ થાય ત્યારે ઉતારી લેવી, નહિતર ગંધક બળી જશે અને પારો ઊડી જશે

= અશુદ્ધ ગંધક ખાવાથી શરીર પર કાંઈ પણ વિકાર થાય તો ગાયના દૂધમા ઘી મેળવી પિવડાવવુ, ભોજન કરવા ન આપવુ આવા રીતે કરવાથી ૭ રોજમા સર્વ દોષની શાંતિ થશે

\+ આ ગંધકરસાયનની માત્રા ૩ માસા છે. રસ-રત્નાકર ગ્રંથમા લખેલ છે કે, આ રસાયન સેવન કરે તથા ગરમાળાના મૂળને પીસી શરીરે લેપ કરે, તો સર્વ પ્રકારના કુષ્ઠરોગનો નાશ થાય છે

કરે છે. ગંધક ખાનારે ખાર', ખાટું, ભાજી, દ્વિદ્લ ધાન્ય (કઠોળ', સ્ત્રીગમન અને ઘોડા વગેરે ઉપર આરોહણ કિંવા પગે ચાલવાનું વર્જવું.–

## ૧૫–ચૂનો

સ૦ સુધા. જર્મન૦ કલ્ક ઇં૦ લાઈમ્ મ૦ કળી, કળીચા ચૂના હિં૦ કલિક ચુના તા૦ કરચન્નમ્બુ તે૦ રલ્ઞ, સુન્નમુ

ચૂનો મુખ્યત્વે કરી બે પ્રકારનો છે. એક ખડીનો ચૂનો અને બીજો છીપનો ચૂનો તેને ભઠ્ઠીમાં પકવે એટલે તેનો ચૂનો થાય છે. ઉપયોગ–(૧) **ગર્ભિણીના અતિસાર ઉપર:**—ચૂનાનું નીતર્યું પાણી નાના ચમચાભાર દૂધમા આપવુ (૨) **વ્રણ અને બદ બેસાડવા માટે તથા કર્ણમૂળ અને લાપોટિયા ઉપર:**—કળીચૂનો, ગોળ અને ધુવાસનો લેપ કરવો અને ઉપર પાતળો કાગળ કિંવા રૂ ચોટાડવુ (૩) **આખો દુખતી હોય તો:**—મસ્તક અને આખો પર ઉપર કહેલ લેપ કરવો (૪) **અજીર્ણ ઉપર:**—ચૂનાની વાલ જેટલી ગોળી ખાવા માટે આપવી (૫) **કમળા ઉપર:**—કળીનો ભીજવેલો ચૂનો ચણા જેટલો ચાર તોલા દહીમા કાલવી ૭ દિવસ આપવો પથ્ય—દહી–ભાત (૬) **ભિલામો ઊઠે છે તેને માટે:**—ભીજવેલો ચૂનો અને માખણ એકત્ર કરી ચોપડવું (૭) **અંડવૃદ્ધિ ઉપર:**—કળીનો ભીંજવેલો ચૂનો એક તોલો લઈ તેમા બે તોલા પર્યંત ઊચી તપખીર (સૂઘવાની તમાકુ, છીકણી) કાલવવી. ઘટ્ટ થાય તો થોડું ચૂનાનું પાણી નાખી મિશ્રણ જેવું તૈયાર કરવુ અને વધેલા અડ ઉપરના વાળ અસ્ત્રાથી દૂર કરીને પછી અડ પર આ પાણીનો બનતા સુધી લેપ કરી મદ અગ્નિનો સહેવાય તેટલો શેક આપતા રહેવુ, એટલે કેટલીક વાર મસ્તક જડ થયા જેવુ જણાઈ ઊલટી થાય છે અને માથાનુ પાણી ઊલટીએ જ પડે છે એ પ્રમાણે બે–ત્રણ દિવસ કરવાથી ગુણ આવે છે જેને તબાકુ લાગવાથી ઘણી જ ચકરી આવતી હોય તેને કાંદો (ડુગળી) સુઘાડવો તથા ખાવા આપવો. (૮) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—તલના તેલમા કળીના ચૂના ઉપરનુ નીતર્યું પાણી ૭ ભાગ મિશ્ર કરી શુમારે ૧ ઘડી સુધી સળીથી હલાવતા રહેવુ; એટલે જાડો મલમ થશે તે મોરના પીછા વડે ઘણા હલકા હાથથી બે–ત્રણ વખત ચોપડવો એથી કરી દાહનુ શમન થઈ ત્વચાને ઠેકાણે કઠિનપણુ આવે છે અને જલદી ગુણ આવે છે (૯) **કરોળિયાની જાળ પેટમાં જવાથી થયેલ શીળસ ઉપર:**—ચૂનાની આછ ૫ તોલા પીવી. (૧૦) **ચામડી ઉપરના મસા+ ઉપર:**—મસાને ચામડીના ભાગમાથી ઘોડાના વાળ વડે મજબૂત બાધી રાખવો, એટલે પાચ–સાત દિવસમા તે નિર્જીવ થાય છે તેને કાપી નાખી તેના ઉપર સૂકા કળીચૂનાનો ભૂકો ભભરાવતા જવુ એટલે તેનો નાશ થશે ×

– દાદરની ઔષધિ —ગધક, કટકડી તથા ટકણખાર સમભાગે લઈ બારીક ખાડી લીબુના રસમા ૩ કલાક ઘુટાઈ કરીને સોગઠી તૈયાર કરવી અને રાત્રે એ સોગઠી લીબુના રસમા ઘસીને સૂતી વખતે લગાડવી સવારે ગરમ પાણીથી સાબુ લગાડીને ધોઈ સાફ કરવુ આ ઔષધથી સર્વ જાતની દાદર થોડા દિવસમા જ મટી જઈ ચામડી સ્વચ્છ બને છે

+ નાગરવેલના પાનના ડીટડા અને ચૂનો હાથમા મેળવી મસા પર ઘસવાથી કાઈ પણ દુખ વિના પા–અર્ધા કલાકમા મસા નીકળી જાય છે, તેમ જ જરા પણ લોહી નીકળી દુખ થતુ નથી

× (૧) **બાળકના પેટમાં દૂધ ન ટકતું હોય તે માટે:**—દૂધની સાથે કળીચૂનાનુ નીતરેલુ પાણી મેળવી પિવડાવવું, આથી ઊલટી થાય છે **ચૂનાનું પાણી તૈયાર કરવાની રીત**.—કળીચૂનો ૨ તોલા, સાકર ૧ તોલા તથા પાણી ૩૦ તોલા મેળવી હલાવીને ૨–૪ કલાક રાખી મૂકવુ પાણી નીતરી રહે અને ચૂનો નીચે બેસી જાય ત્યારે પાણી ઉપરથી નિતારી લેવુ આ જળને અગ્રેજીમા 'લાઈમ વૉટર' કહે છે આ જળ બાળકોને દૂધમા મેળવી પિવડાવવુ ૩ માસ સુધીના બાળકોને ૫ થી ૧૦ ટીપા, ૩ વરસ સુધી ૨૦ થી ૨૫ ટીપા, ૩ વરસના બાળક માટે ૪૦ થી ૫૦ ટીપા (આશરે ૦ા તોલો) આ ચૂનાના પાણીથી દૂધ પાચન થાય છે, તથા કબજિયાત અને તાવ, ઉધરસ વગેરે વિકાર દૂર થાય છે (૨) **શૂળ ઉપર:**—કળીચૂનો મધમા મેળવી દુખતા ભાગ ઉપર લગાડી ઉપર ૩ દબાવી દેવુ, જેથી થોડા વખતમા દરદ શાત થાય છે (૩) **નહિ રુઝાતા વ્રણ ઉપર:**—કળીચૂનો અને ૩ એરડતેલમા મેળવી મલમ જેવો કરી જે વ્રણ અનેક ઇલાજોથી પણ સારા થયા નથી, તેવા વ્રણ પર બાધવાથી થોડા દિવસમા આરામ થાય છે

## ૧૬—છીપ

સ૦ શુક્તિ મ૦ શિપ ક૦ સિંપુ ઇ૦ ઓઇસ્ટર શેલ.

છીપની ઉત્પત્તિ સમુદ્રમા અને નદીમા થાય છે છીપો પકવી તેનો ચૂનો કરે છે જે છીપને પાછળની બાજુએ રેખા હોય છે તેને છીપલી કહે છે એ છીપલી પણ સમુદ્રમા થાય છે. **છીપ×:**—તીખી, સ્નિગ્ધ, દીપન, પાચક, રુચિકર તથા બલપ્રદ અને આંખોને હિતાવહ છે; તથા ગુલ્મ, વિષદોષ અને શળની નાશક છે **શુદ્ધિ અને મારણ:**—શંખ પ્રમાણે **ઉપયોગ:—(૧) અજગલ્લિકા એટલે નાના બાળકોના શરીર પર બારીક મગ જેવી ફોલ્લીઓ ઊઠે છે તે ઉપર:** છીપ અને ફટકડી ઘસી લેપ કરવો (૨) **વિસર્પ, વિસ્ફોટક અને શ્લીપદ ઉપર:**—છીપો રાા તોલાભાર બાળી ચૂનો કરી આકડાના દૂધમા ખરલ કરી લેપ કરવો (૩) **નવેલો (આગળી અને નખ વચ્ચે થાય છે તે) અને પેરા ઉપર:**—છીપનો ચૂનો અને સિંદૂર માખણમા ખરલ કરી તેની પટ્ટી બેસાડવી (૪) **ઉંદરના વિષ ઉપર:**—સમુદ્રછીપ પકાવી ચૂનો કરવો અને તે ચૂનો ખાવાના પાનમા ચોપડી રોગીએ ચાવી તેનો રસ લઈ તે સર્વ ચાંદાઓને અને વિષ જે સ્થળે ફૂટેલું હોય તે સ્થળે ચોળતાં રહેવુ (૫) **સર્વ ઉદરરોગ ઉપર:**—સમુદ્રછીપો છાણાના દેવતામા પકાવવી, એટલે ચૂનો થાય છે તે ચૂનો, સિંધવ અને જવખાર ગાયના દહીમા આપવા અથવા શક્તિ પ્રમાણે ચુનો દૂધ સાથે પાવો.-

## ૧૭—જવખાર

સ૦ યવક્ષાર મ૦ જવખાર હિ૦ જવાખાર અ૦ નુનરૂન. ક૦ તે૦ યવક્ષારં. ઇ૦ કારબોનેટ ઓફ પોટાસ્યમ કાર્બોનીસ

જવના નવા તાજા પંચાગ બાળી તેનાથી આ ક્ષાર ઉત્પન્ન કરે છે એની પાતળી પત્રીઓ હોય છે. એનો રંગ ધોળો હોય છે **જવખાર:**—સારક, ઉષ્ણ, તીખો, અગ્નિદીપક, સૂક્ષ્મ તથા લઘુ છે, અને વાયુ, કફ, શળ, અશ્મરી, વાતરોગ, કંઠરોગ આમશળ, યકૃત, પ્લીહા, મૂત્રકૃચ્છ્ર, ગુલ્મ, શ્વાસ, અર્શ. આનાહવાયુ, હૃદ્રોગ, આમ, પાડુ અને સંગ્રહણીનો નાશ કરે છે. **ઉપયોગ— (૧) સુવાવડીને મક્કલશૂળ થાય છે તેને માટે:**—જવખાર ગાયના ઘીમા અથવા ઉષ્ણોદકમા આપવો (૨) **મૂત્રકૃચ્છ્ર, અશ્મરી અને વીર્ય પડે છે તે ઉપર:**—છાશમા જવખાર નાખી આપવો (૩) **બાળકનુ ગળુ (તાળવું) પડે છે તે ઉપર:**—જવખાર અને મધ આગળી ઉપર લઈ તેનો લેપ કરવો (૪) **ઉદાવર્ત રોગ ઉપર:**—જવખાર અને સાકર એકત્ર કરી આપવા. (૫) **ગુલ્મ ઉપર:**—જવખાર ૩ માસા અને ગોળ ૩ માસાની ગોળી આપવી. (૬) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—જવખાર પાચ માસા લઈ સાકરમા ખાવા આપવો, અથવા એક માસો જવખાર, કોળાનો રસ ૪ તોલા અને સાકર ૧ તોલો એકત્ર કરી આપવુ (૭) **દમ અને ઉધરસ ઉપર:**—જવખાર મધમા આપવો (૮) **કટિશૂળ, હૃદયશૂળ, કુક્ષિશૂળ અને બસ્તિશૂળ ઉપર:**—જવખાર, હિંગ અને સિંધવનુ ચૂર્ણ કરી એરંડતેલમા નાખી આપવુ (૯) **મૂત્રાવરોધ ઉપર:**—જવખાર, દોઢ માસો ચોખાના ધોવાણમા આપવો

## ૧૮-જસત+

સ૦ જસદ, તુત્થ, યશદ હિ૦ જસ્ત, દસ્તા મ૦ જસ્ત, ખર્પરતુત્થ બ૦ દસ્તા ક૦ સતુ

× છીપ સમુદ્રમા થાય છે અને જેમાથી મોતી નીકળે છે તેની ભસ્મ બીજી છીપોના કરતા વધારે ગુણવાળી છે મોતીની છીપોની ભસ્મ મોતીને બદલે ઉપયોગમા લેવામા આવે છે છીપની ભસ્મ કરવા માટે છીપને શુદ્ધ કરી નીચે રહેલો ભાગ દૂર કરી ઉપરનો સફેદ તેજસ્વી ભાગ જ લેવો

- છીપનો ચૂનો ઘીમા મેળવીને ખાવા આપવો, ઉપર દધ પાવુ, નહિતર મોઢામા છાલા પડે છે

+ રસાર્ણવના પૃષ્ઠ ૧૨૩મા જસતને **તામ્રરંજક** કહેલ છે, એટલે એની સહાયથી સોના જેવી દેખાતી મિશ્રધાતુ થાય છે, તેને પિત્તળ કહે છે

તા૦ તૂતૂતાગમ્ તે૦ તુવુનગમ્ મલા૦ નગમ્, તળગપુતિ ચીન૦ તૂતેનગુએ નેપા૦ દસ્ત ૫૦ જર્મ. બ્રાહ્મી૦ ખોટ. ઇંગિની૦ તુતિયા.

**શોધન :**—જસત પાતળુ કરી દૂધમાં રેડવું. એ પ્રમાણે ૨૧ વખત કરવુ; એટલે શુદ્ધ થાય છે– **જસતભસ્મ :**—જસત કલેડામાં નાખી રસ કરવો અને લીમડાના લાકડા વડે ઘૂટવુ. નીચે તીવ્રાગ્નિ લગાડવો એટલે ભસ્મ થાય છે.* તે લઈ તેને ત્રિસધિ, કુવાર, ત્રિફળા અને ભાગરો એ પ્રત્યેકની બત્રીસ બત્રીસ ભાવનાઓ આપવી, તથા પ્રત્યેક ભાવનાને અગ્નિપુટ આપવા પછી તેને ઉપર કહેલી ઔષધિનો એક પુટ આપવો તથા એક પચામૃતનો પુટ આપવો ઠડુ થયા પછી કાઢી ખરલ કરી વાસણમા ભરી રાખવુ અને સર્વ રોગ ઉપર અનુપાન વડે બે ગુંજા આપવુ જસતની ભસ્મ ગાયના જૂના ઘીમા આપવાથી આખોને હિતાવહ અને તાબૂલ સાથે આપવાથી પ્રમેહનાશક, અગણી(જયંતી)મા આપવાથી અગ્નિવર્ધક તથા તજ, તમાલપત્ર અને એલચીમા આપવાથી ત્રિદોષ-નાશક છે **જસતનાં ફૂલ :**—જસત કડાઈમા નાખી લોખંડની કડછીથી ઘૂટવુ એટલે તેની ભસ્મ થાય છે તેને જસતના ફૂલ કહે છે. **જસતભસ્મ :**—તૂરી, કડવી તથા શીતળ છે, અને કફ, પિત્ત, પ્રમેહ તથા શ્વાસનો નાશ કરે છે, તેમ જ આખોને હિતકારક છે **ઉપયોગ—(૧) આંખો ઉપર છારી આવે તે માટે :**—જસતના ફૂલ અને ખડીસાકરની સારી ખરલ કરેલી ભૂકી રાત્રે ઊઘતી વેળાએ આખમા આજવી, કિંવા ૧ ભાગ ફટકડી અને તેનો ચોથો હિસ્સો જસતના ફૂલનો સારો ખરલ કરી તે ભૂકો ૨ ગુંજા લઈ તેમા ૧૧ તોલો પાણી નાખી દિવસમા બે વખત પીછા વડે આખમા નાખવુ; એટલે આવેલી આખો ગળવી (પાણી ગળવુ), પિયા અને લાલીની શાતિ થાય છે. **(૨) ખુપરા (ખીલ), છારી આવેલી આંખો વગેરે નેત્રરોગ ઉપર :**—જસતના ફૂલ, સાકર, કાથો તથા ફટકડી, એ સમભાગે અને અષ્ટમાશ મોરથૂથુનો ખરલ કરી દિવસે અને રાત્રે આખમા આજવુ

---

– શોધન કરતી વખતે જસતમાથી મેલરૂપે ઘણુ જસત નીકળી જાય છે તે જસતની ભસ્મ કરી નેત્રા-જનમા ઉપયોગ કરવો. બાકી જે શોધન કરતાં છેવટે બચે છે તેની ભસ્મ ખાવા માટે ઉપયોગમા લેવી

**જસતભસ્મની વિધિ :**—૨ શેર શુદ્ધ જસતને કડાઈમા નાખી તેજ અગ્નિ આપવો લોઢાના કડછાથી હલાવતા રહેવુ જ્યારે આગની લપટ ઊઠવા માડે, ત્યારે લીમડાના પાનનો રસ થોડોથોડો નાખતા જવુ ત્રણચાર સમય મળીને ૨ શેર નાખવો ત્યાર પછી કડછાથી ખૂબ હલાવતા રહેવુ એકથી બે કલાક તેજ આચ આપીને અગ્નિ વધારે આપવી બધ કરવી ઠડી થયા પછી ભસ્મ કાઢી કપડેથી ચાળી લેવી ત્યાર પછી આ ભસ્મને કુંવારના ગર્ભના રસમા ૩ કલાક ખરલ કરી, એક એક તોલાની ટીકડી કરી સૂર્યના તાપમા સુકાવી લેવી સુકાયા પછી સપુટ કરી ગજપુટ અગ્નિ આપવાથી ઉત્તમ ભસ્મ તૈયાર થાય છે નેત્રાજન માટે ભસ્મ ઉપયોગમા લેવી હોય તો કુંવારનો પુટ દેવાની જરૂર નથી જસતભસ્મની માત્રા ૧થી ૩ રતીની છે

* જસતના કકડા કરી એક માટીના પાત્રમા રાખી તેની નીચે કોલસા રાખી ધમણથી ફૂકતા જવુ અને ઉપરથી કુંવારપાઠાના મૂળથી હલાવતા જવું, એટલે જસતની ભસ્મ તૈયાર થાય છે તોલમા પણ બરાબર ઊતરે છે અશુદ્ધ જસતના વિકાર કલાઈના જેવા છે અને તેની શાતિ હિમજનું ચૂર્ણ સાકર સાથે ત્રણ દિવસ ખાવાથી થાય છે જસત પાકી કુલડીમા મૂકી અગ્નિ આપી ગાળવુ ગાળ્યા પછી તેનો દશમો ભાગ મન-શીલ નાખી કુવારના પાઠાના રસનો પુટ આપવો પછી કાળા ભાગરાના ૭ પુટ આપવાથી ભસ્મ થાય છે તે શુદ્ધ રાતી થાય છે તેની ગોળી રતી ૪ના પ્રમાણની જાયફળ સાથે આપવી તેના ગુણ —ગોળી એક સવારે અને એક સાજે આપવાથી વીર્યવૃદ્ધિ થાય, બળવાન થાય, મહાકામી થાય, ભોગી થાય, કાસ–શ્વાસ હરે, હરસરોગ જાય, ૧૮ પ્રકારના પ્રમેહ, દાહ, જ્વર અને ઉદરરોગ જાય, વીર્યસ્તભન થાય, તેમ જ મસ્તકરોગ, વાતપિત્ત, સન્નિપાત, રોમાચ, પ્રસ્વેદદોષ, મૂત્રરોગ, સગ્રહણી, પાર્શ્વશૂળ, પીનસ, કટિરોગ, બાળકના સર્વ રોગ, વિષમ જ્વર, કફ, કમળો, ફિરગરોગ, શોફોદર, કર્ણરોગ, નેત્રરોગ (અજન કરવાથી) આદિ સર્વ રોગો જાય તેજ જસત કાજળ તરીકે સ્ત્રીઓના દૂધમા આજે તો નેત્રરોગ જાય તથા ચૂકમા આજે તો લુધલવાત જાય આખ ઊઘડતી ન હોય તો ઊઘડે અને ચદ્ર સમાન જ્યોત થાય, એમ એક હસ્તલિખિત પુસ્તકમાં લખેલુ છે

## ૧૯–( પાટિયો ) ટંકણખાર

સં૦ ટંકન. મ૦ ટાકણખાર, સ્વાગીખાર, સવાગી, હિં૦ સોહાગા. ક૦ ટંકણખાર ફા૦ તીશાર. અ૦ બુરુગ તૈ૦ એલિગાર. ઇં૦ બોરાકસ, બાઈબોરેટ ઓફ સોડા. લા૦ સોડાસ બાઈબોરા.

કેટલાક તળાવોમા આ ક્ષાર પાણી સુકાઈ ગયા પછી એકઠો થયેલો મળે છે. એને 'સ્વાહાગી' પણ કહે છે. **શોધન:**—ટંકણખાર ગાયના છાણમા રાખી પછી ધોઈ નાખવો એટલે શુદ્ધ થાય છે, કિંવા ટંકણખાર ફુલાવવો એટલે શુદ્ધ થાય છે. **ટંકણખાર:**—અગ્નિકારક, સોનારૂપાને શુદ્ધ કરનાર, સારક તથા વિષદોષ, વાયુ અને કફનો નાશ કરે છે ઉપયોગ—(૧) **કર્ણશૂળ ઉપર:**—ટંકણખાર ફુલાવી તે કાનમા નાખવો (૨) **પાપણી ઝડેલી હોય તો:**—ટંકણખાર લીંબુના રસમા ઘસી પાપણી ઝડેલી જગ્યાએ લગાડવો (૩) **ધાત જતી હોય તે ઉપર:**—ફુલાવેલો ટંકણખાર ૭ માસા અને સાકર ૭ તોલા એકત્ર કરી તે ચૂર્ણ રોજ એક તોલા પ્રમાણે સાત દિવસ આપવુ (૪) **બહુમૂત્ર ઉપર:**—ફુલાવેલો ટંકણખાર નવટાંક પાણીમા નાખી આપવો. (૫) **કૉલેરા અને ઊલટી ઉપર:**—દૂધમા ફુલાવેલો ટંકણખાર નાખી આપવો. (૬) **ચાતુર્થ્યાદિ સર્વ વિષમ જ્વરો ઉપર:**—ફુલાવેલો ટંકણખાર બે ગુંજા પાનમા આપવો એટલે તેનો રસ જેમ જેમ પેટમા જાય છે તેમ તેમ જ્વર તત્કાળ નીકળી જાય છે. (૭) **જીભને ખર પડે કિંવા પેઢુમાં ક્ષત પડે તો તે માટે:**—ફુલાવેલો ટંકણખાર મધમાં કાલવી લગાવવો. (૮) **નખ સબંધી માંસ ઠોકરાવાથી તે દુખતું હોય તે અને નવેલા ઉપર:**—નખની બાજુએ ટંકણખારનું ચૂર્ણ પાણીમા ચોપડવુ. (૯) **સોમલ, વછનાગ, કૃત્રિમ વિષો અને સર્પના વિષ ઉપર:**—ફુલાવેલ ટંકણખાર ૨ માસા ઘીમા નાખી આપવો. (૧૦) **ડૂંટીમાં ફોલ્લી થઈ આવી હોય તો:**—ટંકણખાર અને મોરથૂથાને ફુલાવી મધમા ખરલ કરી ફોલ્લા ઉપર ચોપડવુ (૧૧) **વાળા ઉપર:**—ગળોના રસમા ફુલાવેલો ટંકણખાર નાખી પાવો અથવા હિંગ અને ટંકણખાર એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા લઈ ચૂર્ણ કરી તે સાત દિવસ સવાર–સાંજ આપવું. (૧૨) **ત્વગ્દોષ ઉપર:**—ટંકણખાર અને ગંધક ઘસી ચોપડવો. (૧૩) **મોઢું આવ્યું હોય તો:**—ફુલાવેલો ટંકણખાર પાણીમા નાખી કોગળા કરવા. (૧૪) **ધોળી માખ કરડે તો:**—ટંકણખાર ભેંસના માખણમાં કઢવી ચોપડવો.*

## ૨૦–( તેલિયો–ખડિયો× ) ટંકણખાર ( ફુલાવેલો )

ઉપયોગ—(૧) **દમ અને ઉધરસ ઉપર:**—ટંકણખાર ૧ માસો આદાનો રસ અને ખડી-

* પાટિયો ટંકણખાર ફુલાવી આચકીવાળા બાળકોને આચકી જણાઈ આવ્યા પહેલા ઊલટીની શરૂઆતમા ધાવણ સાથે કે પાણીમા દર કલાકે કલાકે આપવાથી સારો ગુણ થાય છે ઊલટી એકદમ અટકાવ્યા સિવાય ઊલટી સાથે કે આચકીના મૂળરૂપ હૃદયની ચીકણી જાળ કાઢી નાખી આચકીનો અંશ પણ હૃદયમાં રહેવા દેતો નથી આ પ્રયોગ અમે જાતે અજમાવી ખાતરી કરેલો છે

આગંતુક કારણોથી જ્યારે જ્યારે શરીર ઉપરની ચામડી એકાએક ચિરાઈ તેમાથી લોહી નીકળતુ હોય છે, ત્યારે ખડિયાખારને ફુલાવ્યા વગર ઝીણો વાટી તેના ઉપર ભભરાવી દેવતાથી શેકતા જવુ જ્યારે લોહી તે ખાર ઉપર ટપકી આવે, ત્યારે ફરી એ જ ખડિયાખારની ભૂકી ભભરાવી ઉપર શેક ચાલુ રાખવો આમ લોહી બંધ થતા સુધી શેક કરવાથી એ જલદી રુઝાઈ જાય છે, તેમ જ પાકીને પરુ થવાની બિલકુલ ધાસ્તી રહેતી નથી આ ઉપાય પણ અનુભવેલો છે

× ટંકણખાર પાટિયો અને તેલિયો બે જાત મળે છે મૂળ વસ્તુ એક જ છે બધા ક્ષારને એક વખત ઉકાળી બનાવી લે છે, તેને પાટિયો ટંકણખાર કહે છે ત્યારપછી ફરીને વધારે શોધન કરીને તૈયાર કરે છે તેને તેલિયો ટંકણખાર કહે છે વસ્તુ એક હોવાથી ગુણમા વધારે અંતર પડતુ નથી

ટંકણખાર નવા મત અનુસાર શીતળ, મૂત્રલ, રજોનિઃસારક, ગર્ભાશયસંકોચક, આમ્લનાશક છે સ્થાનિક પ્રયોગમા ઉગ્રતાસાધક છે કેટલાક નુકસાન કરવાવાળા કીટાણુઓનો નાશ કરે છે, વધારે માત્રામા અપાય તો હોજરીમા ભારીપણુ આવવુ અને ઊલટી થવી એ લક્ષણ ઉત્પન્ન થાય છે ટંકણખાર શોષણ થઈને વૃક્કો વાટે અને બીજા અવયવો વાટે દેહમાથી બહાર નીકળે છે વધારે માત્રામા વારવાર સેવન કરવાથી

સાકરમા આપવો (૨) **ઊલટી ઉપર:**—ટંકણખાર દૂધમા કિંવા મધમા આપવો (૩) **પ્રદર, ગરમી અને મૂત્રવ્યાધિ ઉપર:**—ખડીસાકર ૩ માસા અને ટંકણખાર ૧ માસો એકત્ર વાટી ગાયના પાશેર દૂધમાં નાખી પછી તેમા લીંબુનો રસ નાખી તે પ્રાશન કરવુ. એ પ્રમાણે ત્રણ દિવસ કરવુ.

## ૨૧—તાંબું

સં૦ તામ્ર મ૦ તાંબે હિં૦ તાંબા ક૦ તામ્ર તૈં૦ રાગી, શબ ફા૦ મિસ. અ૦ નુહાસ. ઇં૦ કૉપર. લા૦ કુપ્રમ જર્મ૦ કફ્ફર. બં૦ તામ. કાનડી૦ તામ્ર. અ૦ નોહાસ ફા૦ મિસ્ર તુલુ૦ સબુ. બ્રહ્મ૦ કેયૅન. ભૂતાન૦ ઝગ તુ૦ મિન્સ

ઊલટી, ભ્રાંતિ, ગ્લાનિ, દાહ, શળ, કંડૂ, રેચ અને વીર્યનાશ, એ તાંબાના આઠ દોષ છે; એટલા માટે એનુ શોધન કરવુ જોઈએ **શોધન:**+—(૧) ગોમૂત્રમા આમલી અને મીઠુ નાખી

---

બીજા ક્ષારની પેઠે હાનિ પહોંચાડે છે

**ઉપયોગ:**—ટંકણખારનો ઉપયોગ મોટે ભાગે ગર્ભાશય સંકોચ કરાવીને માસિકધર્મ સાફ લાવવા માટે, પેશાબમાથી યુરિક ઍસિડને ઘટાડવા માટે, સ્વરભંગ અને મોઢાના ચાંદાને મટાડવા માટે થાય છે. બાહ્ય ઉપચારમાં શ્વેત પ્રદરમા ગર્ભાશય ધોવા માટે, અંડકોષ, યોનિ વગેરે ભાગો પર ખાજ થાય તો તે ધોવા માટે, પરમિયામા પિચકારી લગાડવા માટે તથા દાદર, ખરજવા, રતવા, સ્તનોની ચામડી ફાટવી વગેરે રોગો પર લેપ-મલમરૂપે વપરાય છે —**સ્વામી કૃષ્ણાનંદ**

\+ તાંબાનુ શોધન —પ્રથમ તાંબાના પાતળા તાર લઈ તેના જાડા કાગળ જેવા પતરા કરાવવા પછી તીવ્રાગ્નિમા તપાવી લાલ થાય ત્યારે તેલ, છાશ, ગોમૂત્ર, કાંજી, કળથીનો ક્વાથ, લીંબુનો રસ, આમલીનો રસ, કુંવારના ગર્ભનો રસ તથા આકડાના પાનના રસમા સાત સાત વખત ઠંડા કરવા ત્યાર પછી ગોમૂત્રમા આમલી તથા મીઠુ નાખી ત્રણ કલાક સુધી તેમા પતરા સીજવવા આટલુ શોધન કર્યા પછી ત્રાંબાના નાના નાના નખ જેવડા ટુકડા કરવા અથવા ખાંડી ચૂર્ણ કરવુ (આવી રીતના શોધન પછી સહેલાઈથી ચૂર્ણ થઈ જાય છે) આ ચૂર્ણને લીંબુના રસમા ભિંજાવી સૂર્યના તાપમા રાખવુ બેત્રણ દિવસે લીંબુના રસનો લીલો રંગ થાય ત્યારે રસ કાઢી નાખી નવો રસ ભરવો આવી રીતે ૭ દિવસ સૂર્યના તાપમા રાખ્યા પછી જલદી સારી રીતે ધોઈ લેવાથી તાંબુ શુદ્ધ થાય છે આવી રીતે શોધન કરેલા તાંબાની ભસ્મના સેવનથી વમન અથવા બીજો કોઈ દોષ શરીરમા ઉત્પન્ન થતો નથી. જેટલુ શોધન વધારે થાય તેટલી ભસ્મ વધારે લાભદાયક બને છે (૧) તાંબાનુ મારણ —તાંબાના શુદ્ધ ચૂર્ણને ચોથા હિસ્સા શુદ્ધ પારાની સાથે લીંબુના રસમા ત્રણ કલાક ખરલ કરવુ ત્યાર પછી જળથી ચૂર્ણ ધોઈ નાખવુ. પારો તાંબાને લાગી જવાથી ચાંદીના જેવુ ચૂર્ણ થઈ જશે આ ચૂર્ણથી બમણા વજને શુદ્ધ ગંધક લઈ લીંબુના રસમા ઘૂંટી તૈયાર કરવો ત્યાર પછી આ ગંધકની લૂગદીમાથી પોણો ભાગ તાંબાના ચૂર્ણની સાથે ખરલ કરી ગોળો કરવો, અને બાકી જે ગંધકનો ચોથો ભાગ રાખેલો છે તેનો ગોળાની ઉપર લેપ કરવો ત્યાર પછી સાટોડી અથવા ચૂકાની ખાટી ભાજીના પાનને ચટણી માફક પીસી તાંબાના ગોળા ઉપર એક આગળ જાડો લેપ કરવો પછી એક માટલામા આ ગોળો મૂકી ખાલી જગ્યા રેતીથી ભરી માટલાનુ મોઢું શરાવથી બંધ કરી સાંધાને રાખ અને મીઠુ મેળવી બંધ કરવો પછી ચૂલા ઉપર રાખી મંદ, મધ્યમ અને તેજ અગ્નિની આચ અનુક્રમથી બરાબર ૧૨ કલાક આપવી ઠંડુ થયા પછી ગોળો બહાર કાઢી સૂરણ(ઝેરી સૂરણ હોય તો વધારે સારુ)ના રસમા ખરલ કરી ગોળો બનાવવો આ ગોળાને સૂરણની અંદર ખાડો કરી રાખવો અથવા ગોળાની ઉપર ગોળાથી અરધો ગંધક લઈ ધીમા વાટી લેપ કરવો સૂરણમા પેક કરવો હોય તો સૂરણને કપડમટ્ટી કરી ઉપર એકથી દોઢ આગળ માટીનો લેપ કરવો પછી એક ગજપુટ દેવાથી તાંબાની ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે (નં ૧ મા આપેલી વિધિ સ્પષ્ટ સમજાવવા સારુ અહી ટીપમા ફરી આપી છે કારણ **નં. ૧માં આ જ વિધિ લખેલ છે: વધારે સ્પષ્ટ લખેલ નથી. જેથી લંબાણથી લખેલ છે, જે વાંચી બિનઅનુભવી પણ તાંબાની ભસ્મ તૈયાર કરી શકે.** (૨) તામ્રભસ્મ કરવાની વિધિ —શુદ્ધ તાંબાના ચૂર્ણથી બમણા વજને હિંગળોકની સાથે ખરલ કરી લીંબુનો રસ અથવા લીમડાના રસની ભાવના દઈ ડમરુયંત્રમા રાખી ચૂલે ચઢાવી એ હિંગળોકમાનો પારો કાઢી લેવો નીચે તળિયામા રહેલા ચૂર્ણને એવી જ રીતે બમણા શુદ્ધ હિંગળોકની સાથે મેળવી પુન પારો કાઢી લેવો, આ પ્રમાણે બે વખત કરવાથી ડમરુયંત્રમા તળિયે તામ્રભસ્મ તૈયાર થશે, તેમ જ શુદ્ધ પારો પણ તૈયાર થઈ જશે એક સાથમા બે કાર્ય થાય છે ઉપર મુજબ તૈયાર થયેલી તામ્રભસ્મને સમાન ગંધકની

તેમા તાબાના પતરા નાખી અગ્નિ ઉપર પહોર પર્યંત સીજવવા એટલે તાબુ સારુ શુદ્ધ થાય છે. (૨) તેલ, છાશ, ગોમૂત્ર અને કુલિત્થના કાઢામા શુદ્ધ કરેલુ તાબુ લઈ, તેના આઠ દોષ જોવા માટે પ્રાજ્ઞ પુરુષોએ વિશેષ શોધન કહેલુ છે તે એવી રીતે કે થુરિયો, આકડાનુ દૂધ અને મીઠું, એ પદાર્થો એકત્ર ખરલ કરી તે કલ્ક વડે તે તાબાના પતરાને લેપ કરવો તથા અગ્નિ ઉપર તપાવી નગોડના રસમા ત્રણ વાર બુઝાડવુ, એટલે તાબાની શુદ્ધિ થાય છે. **મારણ:**—(૧) નાના નાના અને તે ઘણા પાતળા એવા તાબાના પતરા કરી તેમને લીબુના રસમા નાખી ત્રણ દિવસ પર્યંત હલકો અગ્નિ કરી પચવવા પછી તે પતરા કાઢી તેનો ચતુર્થાંશ પારો લઈ, બને ખલમા નાખી લીબુના રસમા એક પ્રહર પર્યંત ખરલ કરી તે પતરા ખલમાથી કાઢી, તેથી બમણો ગધક લઈ તે ગંધક લીબુના રસમા ઘૂટી, તેનો તે પતરાને લેપ કરી એક ગોળો કરવો, પછી મીનાક્ષી અથવા ચૂકો અગર સાટોડી, એમાથી એક વનસ્પતિ લઈ વાટી તે ગોળાની આસપાસ એક આગળ જાડો લેપ કરી માટલામા તે ગોળો મૂકી તે ઉપર માટીનુ કોડિયુ ઊધુ મૂકી તે ઉપર રેતી માટલાના મોઢા પર્યંત નાખી પછી રાખ અને મીઠુ પાણીમા મેળવી, તેની માટલાના મોઢાને મુદ્રા કરી, તે માટલુ ચૂલા ઉપર મૂકી ક્રમે કરી હલકો, મધ્યમ અને મોટો એ પ્રમાણે ચાર પ્રહર અગ્નિ કરી ઠડો થયા પછી તે ગોળો બહાર કાઢી સૂરણના રસમા એક દિવસ પર્યંત ખરલ કરી તેનો ગોળો કરી તેનાથી અર્ધો ગધક, લઈ ઘીમા વાટી તેનો તે ગોળાને લેપ કરી માટીના બે કોડિયા લાવી, એકમા તે ગોળો મૂકી તે ઉપર બીજુ ઊધુ ઢાકી કપડમટ્ટી કરી વગડાઉ છાણાનો ગજપુટ આપવો ઠડું થયા પછી તે શરાવસપુટ કાઢી, તેમાથી તામ્રભસ્મ કાઢી લેવી આ ભસ્મ ઘણો સારો ગુણ આપનારી છે. એનાથી ઊલટી, ભ્રાંતિ, ગ્લાનિ અને મૂર્છા, એ કોઈ દિવસ પણ થતા નથી (૨) પારો ૦॥ ભાગ અને ગધક ૨ ભાગ લઈ દૂધેલીના રસમા ખરલ કરી તાબાના શુદ્ધ કરેલા પતરા ૧ ભાગ લઈ તેનો લેપ કરવો તથા ગજપુટ આપવો, એટલે ભસ્મ થાય છે (૩) શુદ્ધ કરેલો તાબાનો ચૂર્ણ લઈ સમાનભાગે પારામા, જબીરરસમા મર્દન કરવે; પછી બનેના સમભાગ ગધકમા ખરલ કરવો તથા એક ગજપુટ આપવો એટલે ભસ્મ થાય છે (આ ભસ્મને વધારે પુટ આપવા જોઈએ. સૂરણનો પુટ અતે આપવો ઓછા પુટ આપે તો તાબુ કાચુ રહેશે, સૂરણનો પુટ અપાશે નહિ તો વમન કરાવવાનો દોષ રહી જશે ) (૪) પારો ૧ ભાગ, ગધક ૧ ભાગ, હરતાલ ૦। ભાગ અને મનશીલ અષ્ટમાંશ એ પદાર્થો એકત્ર ખરલ કરી બારીક કજ્જલી કરવી પછી તામ્રપત્ર ૧ ભાગ લઈ તેનો તે કજ્જલીના પર્યાયે લેપ કરવો તથા તેને વાલુકાયત્રમા ચાર પહોર પચન કરવુ. ઠંડુ થયા પછી કાઢી લેવુ આ તામ્ર દરરોજ બે વાલ, જે જે રોગો ઉપરના અનુપાનમા આપે, તે તે રોગોનો નાશ કરે છે તથા પરિણામશૂળ, ઉદરશૂળ, પાડુ, જ્વર, ગુલ્મ, પ્લીહા, ક્ષય, મંદાગ્નિ, શ્વાસ, કાસ અને સગ્રહણીનો નાશ કરે છે, એને **સોમનાથી તામ્ર** કહે છે

**તામ્રભસ્મપરીક્ષા:**—તામ્રભસ્મ રગે મોરના કઠ જેવી દેખાય છે અને તેનું ચૂર્ણ સહજ થાય છે તથા પારાનો યોગ હોવાથી ચકચકિત દેખાય છે તામ્રભસ્મ દહીમા નાખવા છતા રંગ કાયમ રહે તો તે પાકી છે, એમ સમજવુ **તામ્રગુણ:**—શુદ્ધ રીતિએ કરેલી તામ્ર કોઢ, પ્લીહા, જ્વર, વાયુ, કફ, શ્વાસ, કાસ, મૂર્છા, મળ, કૃમિ ઊલટી, પાડુ, મેહ, અતિસાર મૂળવ્યાધિ, ગુલ્મ, ક્ષય, ભ્રમ, મસ્તકવ્યાધિ અને મોહનો નાશ કરે છે તથા અગ્નિને વધારે છે **અશુદ્ધ તામ્ર**—સપૂર્ણ ધાતુનો

---

સાથે મેળવી લીબુના રસમા ખરલ કરી એક ગજપુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે આ ભસ્મમા કોઈ પણ પ્રકારનો દોષ રહેતો નથી (૩) તામ્રભસ્મવિધિ —મદારના દૂધમા ત્રણ ભાવના આપેલી શુદ્ધ હરતાલને સમાન ભાગે શુદ્ધ તામ્રના ચૂર્ણની સાથે મેળવી દેવી થોડી હરતાલ ઉપરની હરતાલમાથી બાકી રાખવી જે શરાવમાં નીચે તથા થોડી તામ્ર અને હરતાલના ચૂર્ણના મિશ્રણની ઉપર નાખી સપુટ કરવુ પછી, ચીકણી માટી અને મીઠુ મેળવી તૈયાર કરેલી માટીથી સાત કપડમટ્ટી કરી સપુટ સુકાવી લેવો સપુટ પર કપડમટ્ટી કરતી વખતે ઉપર નીચે ન થઈ જાય તેમ જ વધારે આમતેમ હાલે નહિ તે સંભાળવુ સુકાઈ જવા પછી સપુટને ચૂલા પર રાખી ત્રણ પ્રહર મદાગ્નિ આપવી ત્યાર પછી ભસ્મ કાઢી એક વરાહપુટમા ફૂંકવાથી તામ્રભસ્મ તૈયાર થાય છે ('રસાયનસાર' ગ્રથમાથી)

શોષ, નાના પ્રકારના રોગ, કાંતિનાશ અને કુષ્ટ, વિષ, જ્વર, ઊલટી, રેચ, સંતાપ તથા અનેક વ્યાધિને સહાય કરે છે અને પ્રાણનાશ કરે છે.*

**વિવિધ તામ્રગુણ:**—મોરથૂથું× કડવા કરંજના તેલમાં એક દિવસ રાખી તેનો ચતુર્થાંશ ટંકણખાર લઈ કુલડીમાં ઘાલી ભૂંગળીથી ફૂંકવું કિંવા માણસના કાળા કેશ મેળવી ફૂંકવું, એટલે રક્ત જેવું લાલ તાંબુ નીકળે છે એ જ પ્રમાણે ગાડૂન(અળસિયા)નું સત્ત્વ પણ નીકળે છે મોરથૂથું કિંવા તાંબુ એના સત્ત્વની રવિવારે વીંટી કરવી તથા તે પાણીમાં બોળી તે પાણી પીવા આપવું, એટલે તત્કાળ વિષનાશ થાય છે અને દુઃખી થતી ગર્ભિણીનો પણ જલદી છૂટકો થાય છે તેમ જ હાથ ધોઈ હાથનો સ્નેહ(મેલ) रामवन्मोसमंननानी मुक्तितति तथाक्षरम् । हिमालयोत्तरेपार्श्वे स्वकर्णश्च मन्त्रम ॥ तत्र शूल समुत्पन्न तत्रैव विलय गतम ॥ આ મંત્ર વડે મંતરવાથી મોટું શૂળ, ત્રિદોષની પીડા, ભૂતબાધા અને ગ્રહબાધાનો નાશ થાય છે તથા સ્ત્રી સદ્ય પ્રસૂતા થાય છે, વ્રણને ભરી કાઢે છે અને નેત્રમાં નાખવાથી હિત થાય છે, એવું પૂર્વે ભાલુકીએ કહેલું છે

**મયૂરપિચ્છાદિથી તામ્રોત્પત્તિ:**—મોરના પીંછ લઈ બકરીના ઘીમાં શેકવા, તથા ગોળ, ગૂગળ, માજુફળ, ઊન, ટંકણખાર, સાજીખાર મધ ચણોઠી, લીંડીપીપર લાખ અને ઘી, એકત્ર મેળવી અંધમૂષા યંત્રમાં ઘાલી ફૂંકવું, એટલે મયૂરપિચ્છ અને અળસિયાનું તામ્ર થાય છે, તેમ જ નાનું અળસિયું લઈ ગાયના છાણમાં પિંડ કરી કુલડીમાં ઘાલી, ફૂંકવાથી તાંબુ ઉત્પન્ન થાય છે. **ભૂનાગ અને મયૂરપિચ્છનાં સત્ત્વોનો ગુણ:**—શીત, સંપૂર્ણ કોઢ, વ્રણ તથા સ્થાવર-જંગમ વિષનો નાશ કરે છે, અને પારાનો યોગ કરવાથી તે અગ્નિમાં સ્થિર રહે છે **તામ્રભસ્મનાં અનુપાનો:**—નિત્ય એક ચણોઠીભાર તામ્રભસ્મ આપવી. (૧) શ્વાસકાસને માટે મધ અને લીંડીપીપરમાં. (૨) પિત્ત ઉપર સાકરમાં (૩) વિષમજ્વર ઉપર મરી અને તુલસીના રસમાં (૪) વાતગુલ્મ ઉપર હિંગમાં (૫) ઉદરરોગ ઉપર ગૂગળમાં સાત દિવસ આપવી (૬) મૂત્રકૃચ્છ્ર ઉપર હળદર અને મધમાં (૭) પથરી ઉપર જવખારમાં (૮) મૂળવ્યાધિ ઉપર મરી અને લવંગનું ચૂર્ણ નાખી સૂરણના રસમાં (૯) સંગ્રહણી અને વાતપ્રમેહ ઉપર ગળોનું સત્ત્વ, અજમો, સાકર અને મધમાં (૧૦) પુષ્ટતા માટે મધ, સાકર અને ઘીમાં આપવી એ ઉપર પથ્ય—ખાટા અને તેલકર પદાર્થો વર્જ્ય કરવા.

---

* અશુદ્ધ અથવા અપક્વ તામ્રભસ્મ ખાવાથી ઊલટી, રેચ, સંતાપ, ભ્રમ, મૂર્છા, પ્રમેહ આદિ રોગો અને બળ, વીર્ય તથા આરોગ્યનો નાશ થાય છે તંત્રાંતરમાં અને રસાર્ણવમાં કહ્યું છે કે, વિષ એ વિષ નથી, પરંતુ તામ્ર એ જ વિષ છે, કારણ કે વિષમાં એક જ દોષ છે, પરંતુ તાંબામાં ભ્રમ, ઊલટી, રેચ, પરસેવા, મોહ, મૂર્છા, દાહ અને અરુચિ, એ આઠ દોષ રહેલા છે તામ્રભસ્મના દોષની શાંતિ સાઉ(સામો)નો પાતળો ખીરના જેવો ભાત બનાવી સાકર મેળવી પીવો તૃષા લાગે ત્યારે ધાણા તથા સાકરવાળું પાણી પીતા રહેવું. બીજું કાંઈ પણ ખાવું નહિ આવી રીતે કરવાથી જલદી વિકાર શાંત થઈ જાય છે

× **મોરથૂથામાંથી તાંબું કાઢવાની રીત**—૫ શેર મોરથૂથુના બારીક ચૂર્ણને એક લોઢાની કડાઈમાં નાખવું ચૂર્ણ ઉપર એક કપડું ઢાંકી દેવું પછી આ કડાઈને એક મોટી કડાઈમાં મૂકવી ત્યાર પછી ૨૦ શેર ત્રિફળા ઉપર મૂકવા કે જેથી નાની કડાઈ ઢંકાઈ જાય પછી બે મણ પાણી ભરી ખુલ્લા મકાનમાં રાખી દેવું, જેથી સૂર્યનો તાપ તથા રાત્રિની શીતળતા લાગતી રહે એક મહિના પછી ત્રિફળા કાઢી સાજીનો ક્ષાર બનાવી લેવો પાણી મળે તો ઉત્તમ પ્રકારની શાહીના રૂપમાં કામ આપે છે તથા નાની કડાઈમાં નીચે ૧ શેર તાંબુ ચોટેલું મળશે એને ઓતરીને કાઢી લેવું

મોરથૂથુમાંથી કાઢેલા તાંબાનું શોધન તથા મારણ—૧ શેર તાંબાને અગ્નિમાં તપાવી ૭ વખત આકડાના પાનના રસમાં ઠંડુ કરવું પછી ૨ શેર આમલીના પાન તથા ૧ શેર સિંધાલૂણ ગોમૂત્રમાં મેળવી ૬ કલાક ઓજવવાથી તાંબુ શુદ્ધ થાય છે પછી ૧ હાંડી (જાડુ હાંડલું) લઈ તેમાં ૧ શેર ગંધકનું ચૂર્ણ બિછાવવું ઉપર તાંબાનું ચૂર્ણ રાખવું પછી ઉપર ૧ શેર ગંધકનું ચૂર્ણ નાખી તાંબુ ઢાંકી દેવું ત્યાર પછી હાંડીના ઉપર ઢાંકણું બંધ કરી કપડમટ્ટી કરી લેવી ઢાંકણામાં ધુમાડો નીકળવા માટે બે આની જેટલું મોટું છિદ્ર કરવું ત્યાર પછી હાંડીને ચૂલા પર ચઢાવવી ક્રમથી મંદ, મધ્યમ, તીવ્રાગ્નિ બરાબર ૧૨ કલાક આપવાથી નીલા રંગની તામ્રભસ્મ તૈયાર થાય છે કદાચ દોષ રહી જાય તો આકડાના પાનના રસમાં ખરલ કરી ગોળો બનાવી સાત કપડમટ્ટી કરી વારાહપુટમાં ફૂંકી લેવું

## ૨૨–દગડી પાષાણભેદ

આ એક પથ્થરની જાત છે એ જીભને લગાડવાથી ચીકટાય છે. એમા ધોળો અને રાતો એવી બે જાત છે **પાષાણભેદ :**—હિમ સ્વાદુ તથા ઉષ્ણ છે; અને પ્રમેહ, મૂત્રરોધ, અશ્મરી, શૂળ, પિત્ત તથા ક્ષયનો નાશ કરે છે ઉપયોગ—(૧) **પ્રદર અને પ્રમેહ ઉપર :**—૩ માસા પાષાણભેદનુ ચૂર્ણ મધમા આપવુ. (૨) **ગરમીએ શિશ્ન સૂજ્યું હોય તો :**—પાષાણભેદ, મનશીલ અને થોડુ મોરથૂથુ પાણીમા ઘસી લેપ કરવો (૩) **કરમનું દરદ, અસ્થિભંગ, ઉધ્રરસ, વ્રણ અને ધાતુપુષ્ટિ ઉપર :**—પાષાણભેદ ગાયના દૂધમા આપવો. (૪) **બદ ઉપર :**—ભિલામો અને પાષાણભેદનો લેપ કરવો. (૫) **પ્રદર ઉપર :**—પાષાણભેદ અને શંખજીરાનુ ચૂર્ણ ઘી–સાકરમા આપવુ.

## ૨૩–ધૂંવાસ

ચૂલા ઉપર ધુમાડાથી જે કાજળ એકઠુ થાય છે તેને 'ધૂવાસ' કહે છે ઉપયોગ—(૧) **લાપોટિયું, સોજો ઇત્યાદિ ઉપર :**—ધૂવાસ ગોળ અને ચૂનો ખરલ કરી લેપ કરવો (૨) **આંખો આવે છે તેને માટે :**—ધૂવાસ ગોળ અને ચૂનાની લમણા ઉપર બે પટી લગાવવી (૩) **મૂળ વ્યાધિ ઉપર :**—ધૂંવાસ દહીમા અથવા ઘીમા ખરલ કરી મસાને લેપ કરવો અને તેના ઉપર વગડાઉ છાણાનો શેક કરવો

## ૨૪–નવસાગર (નવસાર)

સં૦ વજ્રક્ષાર, મ૦ નવસાર હિં૦ નૌસાદર બં૦ નિશાદલ અ૦ નવસાદર, ખુરશાની. ઈં૦ એમોનિયમ કલોરાઈડ. લા૦ એમોનિયમ મ્યુરિયસ, એમોનિયમ હાઈડ્રોકલોરાસ જર્મની૦ સોલમિઅક્. ક૦ નવસાગર તા૦ નવચરૂમ્, નવાચ્છારમ્ તૈ૦ નવાસાગરમ્, નવાચારમ્ મલા૦ નવસાગરમ્. અ૦ મિલહુમાર, અર્મિના ફા૦ નોષાદર બ્ર૦ ઝગ્સ

નવસાગરની ક્ષારમા ગણના છે એ માણસની વિષ્ટાથી અને મૂત્રમાથી તૈયાર થાય છે.× તેમ જ અન્ય પ્રકારે પણ તૈયાર થાય છે એ ધોળો સફેદ હોઈ રેષામય છે એ સ્વાદે ખારો હોય છે. **નવસાર :**—અતિ ઉગ્ર, તીક્ષ્ણ, સારક અને નેત્રોને હિતાવહ છે, તથા ગુલ્મ, ઉદર, વિષ્ટંભ, શૂળ, શોષ, માસાજીર્ણ અને ત્રિદોષનો નાશ કરે છે ઉપયોગ—(૧) **મૂર્ચ્છા, મસ્તકશૂળ, સળેખમ, ઉન્માદ અને વીંછીના વિષ ઉપર :**—નવસાગર અને કળીચૂનો એક શીશીમા ભરી, તેનુ મોઢુ બંધ કરી રાખવુ અને જરૂર પડે ત્યારે તે શીશીનુ મોઢુ ઉઘાડી સુઘાડવી, એટલે ઉપલા દોષ નાશ પામશે. (૨) **હીરાકસીના વિષ ઉપર અને કાચની ભૂકી અન્નમાં ગઈ હોય તો તે ઉપર :**—નવસાગર ઘસી પાવો (૩) **વાળા ઉપર :**—નવસાગરનો ભૂકો કરી તે અર્ધા ટાંક ઘીમા નાખી પાવી. (૪) **અપસ્માર ઉપર :**—નવસાગર લીંબુના રસમા ખરલ કરી તેનુ નસ્ય આપવુ (૫) **યકૃત અને બરોળ ઉપર :**—માસો અગર બે માસા નવસાગર, ૪ તોલા ઠડા પાણીમા ઓગાળી તે પાણી પાવુ, એટલે તે રોગ ત્વરિત દૂર થાય છે (૬) **શૂળ ઉપર :**—નવસાગર ગોળમા આપવો

× વિલાયતી કોયલા–પથ્થરના કોયલા બાળતી વખતે ગૅસ ઉત્પન્ન થાય છે, તેમા એમોનિયામિશ્રિત પદાર્થ રહી જાય છે તેની સાથે મીઠાનો તેજાબ મેળવવાથી શુદ્ધ નવસાર બની જાય છે ત્યાર પછી એને ઊર્ધ્વપાતન યંત્ર દ્વારા ઉડાડીને વધારે શુદ્ધ કરી લે છે **માત્રા**—૨ થી ૧૦ રતી **ગુણધર્મ**—પરિવર્તક, શોષક અને સ્રાવણક્રિયાવર્ધક હોવાથી કફનિ સારક, પિત્તનિ સારક, મૂત્રલ, સ્વેદલ, રજોનિ સારક ઇત્યાદિ ક્રિયા દર્શાવે છે બાહ્ય પ્રયોગમા ઉગ્રતાસાધક, શીતલતાઉત્પાદક અને શોષક છે **ઉપયોગ**—વિવિધ તાવો પર શીતળતા લાવવા માટે પેટમા અપાય છે અનેક જાતિના સોજામા નવસાર પારાના જેવુ કામ કરે છે. દાહસ્થાનમા સ્રાવણક્રિયા વધારીને સોજાને દૂર કરાવે છે શ્વાસનળી, ફેફસા, ફેફસાનો પડદો, આતરડાનો પડદો અને યકૃત વગેરેના સોજામા વિલક્ષણ લાભ પહોચાડે છે સ્વરયંત્રની શરદીથી ઉત્પન્ન સ્વરભંગમાં નવસાગરનો ધુમાડો અપાય છે, વાતરક્ત રોગ નવા અને જૂના, બંને પર નવસાગર લાભદાયક છે યકૃત્પ્લીહાવૃદ્ધિ પર નવસાગર આપવાથી વૃદ્ધિ ઓછી થઈ જાય છે **—સ્વામી કૃષ્ણાનંદ**

(૭) કાચ, માટી, ગરુ ઇત્યાદિના વિષ ઉપર:—નવસાગરનુ ભક્ષણ કરવુ +

## ૨૫—પરવાળા

સં૦ —૦ પ્રવાલ મ૦ પોવળે હિં૦ મુગા તે૦ પ્રવાલક. પાગડાલુ ફા૦ મિરજાન બેખ-મિરજાં. અ૦ એહમરકુરુઝુર ઈં૦ રેડ કોરલ લા૦ કોરેલીઅમ રુબ્રં

સમુદ્રમા રહેનારા એક જાતિના કીડા હોય છે તે સમુદ્રના તળિયાથી ઓકીને પ્રવાળના ખડક બનાવે છે. એ ખડક વેલા પ્રમાણે હોય છે, એટલે તેને પરવાળાના વેલા પણ કહે છે પરવાળાનો રંગ લાલ હોય છે જે પાકેલા ચિલોડા જેવા લાલ, ગોળ, લાંબાં, સરળ, સ્નિગ્ધ અને અવ્રણ, મોટા એવા પરવાળાં હોય છે તે સારા; જે રંગે પિત્તળ જેવા પીળા બારીક, સછિદ્ર, રુક્ષ, કાળા, નાના તથા ધોળા હોય તે ખરાબ; તે લેવા નહિ **પ્રવાલ:**—મધુર, ખાટા, વીર્યપ્રદ, કાંતિકર, લઘુ, અગ્નિદીપક, રુચિકર, પૌષ્ટિક, પાચક, સારક, નેત્ર, ધાતુવર્ધક તથા ક્ષયનાશક છે; અને વાયુ, ઉધરસ, કફ, પિત્ત, પાંડુ, તાવ, પ્રમેહ દમ, વિષ રક્તપિત્ત તથા જૂનો-માદનો નાશ કરે છે. **પ્રવાલનુ શોધન:**—(૧) મણિ, મોતી અને પરવાળા એ જયંતીના (અરણીના) રસમા દોલાયંત્ર વડે ૧ પહોર પચન કરવા એટલે શુદ્ધ થાય છે (૨) પરવાળાં લીંબુના રસમા ૧ પહોર ભીંજવી રાખવા અથવા (૩) દૂધમા ૧ પહોર દોલાયંત્ર વડે પચન કરવા અગર (૪) ત્રિફળાના કાઢામા બાફવાથી શુદ્ધ થાય છે. **પ્રવાલનુ મારણ:**—(૧) કુંવાર, તાંદળજો અને સ્ત્રીના દૂધમા પરવાળા તપાવી બોળવા. એ પ્રમાણે પ્રત્યેક રસે કરી સાત સાત ભાવના આપવી એટલે ભસ્મ થાય છે આ પ્રમાણે જ સૂર્યકાંતમણિ અને મોતીની ભસ્મ થાય છે (૨) પરવાળાનું બારીક ચૂર્ણ કરી તેને લીંબુના રસમા ઘૂંટી વાસણમા સુકવવુ આ પ્રમાણે લીંબુના રસની ત્રણ કિંવા સાત અને ગુલાબજળની સાત ભાવનાઓ આપવી, એટલે પરવાળાની ભસ્મ થાય છે× (૩) પરવાળાના ચૂર્ણને લીંબુના રસના સાત, કુંવારપાઠાના સાત અને ગુલાબજળના સાત એ પ્રમાણે સૂર્યપુટો આપવાથી ભસ્મ થાય છે. (૪) પરવાળાના ચૂર્ણને ગુલાબજળના ૨૭ પુટો આપવા એટલે ભસ્મ થાય છે.= એને લેવાનુ પ્રમાણ ૨ ગુંજા છે.–

+ નવસાગર ખાવા માટે આપવો હોય તો પહેલાં શોધન કરવો જોઈએ શોધનવિધિ નીચે મુજબ — નવસાગરનુ ચૂર્ણ કરી થોડો સમય ગરમ પાણીમા ભિંજવી રાખવુ પછી જાડા કપડાથી ગાળી ચૂલે ચડાવી પાણી બાળી નાખવુ એટલે નવસાગર કલાઈ કરેલી પિત્તળની કડાઈમા નીચે રહી જશે તે શુદ્ધ જાણવો **યકૃત અને બરોળ વધે તે ઉપર:**—શુદ્ધ નવસાર ૮ તોલા, સંચળ ૧ તોલો તથા સોનાગેરુ ૧ તોલો મેળવી ખરલ કરી ચૂર્ણ શીશીમા ભરી લેવુ આ ચૂર્ણ એકેક માસો દિવસમા બે વખત ઠંડા પાણી સાથે આપવુ ગોળ, ચણાની વસ્તુ અને ખટાઈ ખાવા ન આપવી ઔષધિ ખાઈને ઉપર ચૂનો ચોપડેલુ પાન ન ખાવુ. પથ્યપાલન કરવાથી આ સારી ઔષધિથી ભયંકર યકૃત અને બરોળનો વ્યાધિ મટે છે

* પરવાળાને ખાંડી ચૂર્ણ કરી લીંબુના રસમા નાખી સૂર્યના તાપમાં રાખવા જોઈએ, કે જેથી અંદરનો દોષ પણ નીકળીને શુદ્ધ થાય

× આવી રીતે કરેલી પ્રવાલભસ્મને રાત્રે અગાશીમા ખુલ્લી રાખવાનો રિવાજ છે આ ભસ્મ ચંદ્રપુટી કહેવાય છે આ ભસ્મની **માત્રા**–૩થી ૬ રતી છે **અનુપાન**—માખણ ૪ તોલા અને સાકર ૨ તોલા અથવા મલાઈ અને સાકર સાથે દિવસમા બે વખત આપવી

= પરવાળા ૮ તોલા લઈ આકડાના દૂધના ૭ સૂર્યપુટ આપી કોરી કુલડીમા કપડમટ્ટી કરી અડાયા છાણાથી ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ થાય છે, એમ એક જૈનગ્રંથમા લખ્યુ છે

– **પ્રવાલમારણ વિધિ:**—(૧) એક માટીના હાડલામા કુંવારના લકરા પાથરી ઉપર શુદ્ધ પ્રવાલ રાખવી પછી ઉપર કુંવારના લકરાનો ગર્ભ રાખી પ્રવાલ ઢાંકી દેવી પછી કપડમટ્ટી કરી ગજપુટ આપવો સ્વાંગ શીતળ થયેથી ખોલી ભસ્મ કાઢી લેવી આ ભસ્મને કુંવારના રસમા ૩ કલાક ખરલ કરી એકેક તોલાની ટીકડી બાંધવી સૂર્યના તાપમા સુકાવી ટીકડીને માટલામા સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે એક વખત એક શેર પ્રવાલની ભસ્મ કરવી કુંવારનો ગર્ભ બમણો અથવા તેથી વધારે લેવો (૨) મેંદીના સુકા પાન, સાકર તથા શોધેલી પ્રવાલ, એ ત્રણે સમભાગે લઈ (ખીચડીમા ચોખા અને મગ મેળવે તેવી રીતે) મેળવી માટલામા ભરવા કપડમટ્ટી કરી ગજપુટ અગ્નિ આપવો સ્વાંગ શીતળ

**પ્રવાલભસ્મનાં અનુપાનો:**—(૧) **જીર્ણજ્વર, કાસ, શ્વાસ, હેડકી તથા કોષ્ઠગત વાયુ** વગેરે રોગમા મધ અને હરડેમા આપવી (૨) **તાવ ઉપર:**—કરિયાતુ, કડુ અને હરડેમા આપવી (૩) **પિત્ત ઉપર:**—દૂધ અને સાકરમા આપવી (૪) **ધાતુક્ષય ઉપર:**—પાકેલા કેળામા. (૫) **કૃશતા ઉપર:**—પાનમા (૬) **તણખિયા પ્રમેહ ઉપર:**—ચોખાના ધોવડામણ અને સાકરમા, અથવા ત્રિફળા અને મધમા. (૭) **ધાતુપુષ્ટિને** માટે ઘી-સાકરમા (૮) **પ્રદર ઉપર:**—ગાયના ધારોષ્ણ દૂધમા (૯) **વાયુ ઉપર:**—તુલસીનો રસ તથા મધ અને સાકરમા (૧૦) **પિત્તકાસ ઉપર:**—આદાનો રસ અને સાકરમા (૧૧) **રતાંધળાપણા ઉપર:**—ઉદરની લીડીઓ તુલસીના રસમા ઘસી તેમા ભસ્મ નાખી અજન કરવુ (૧૨) **અસ્થિભંગ અને સંધિભંગ** ઉપર —પ્રવાલભસ્મ મધમા આપવી. (૧૩) **પિત્તરોગ** અને **ભ્રમ ઉપર:**—આમળાના મુરબ્બામા ઘી અને સાકર નાખી તેમા આપવી (૧૪) **ઉરઃક્ષતક્ષય ઉપર:**—ઘી અને મધમા. (૧૫) **કફ તથા મૂત્રકૃચ્છ્ર ઉપર:**—ચોખાના ધોવડામણમા (૧૬) **ગર્ભિણીની ઊલટી ઉપર:**—તાદળજાના રસમા (૧૭) **ધાતુસ્થાનની કડકી ઉપર:**—ગાયના દૂધમા સાકર નાખી તેમા આપવી (૧૮) **દાહ ઉપર:**—વંશલોચન અને સાકરમા. (૧૯) **ઉષ્ણતા, દાહ અને ઇંદ્રિયની બળતરા ઉપર:**—ચોખાના ધોવડામણમા મધ અને સાકર નાખી આપવી (૨૦) **આખોમાંની ગરમી અને શરીર ઉપરની સૂકી ખસ ઉપર:**—ઘી અને સાકરમા અથવા ધારોષ્ણ દૂધમા સાકર નાખી આપવી. (૨૧) **મસ્તકશૂળ ઉપર:**—બદામની ખીરમા આપવી **ખીર કરવાનો પ્રકાર:**—બદામ દશ-બાર લઈ તે ગરમ પાણીમા પલાળી રાખી ઉપરના ફોતરા કાઢી વાટવી અને ૨૦ તોલા ગાયનુ દૂધ લઈ તેમાં બે તોલા સાકર નાખવી, તથા તેમા વાલભર પ્રવાલભસ્મ નાખી આપવી, એટલે મસ્તકશૂળ, પિત્તવિકાર અને નેત્ર સબધી રોગ દૂર થઈ આખોને ટાઢક આવે છે અને શક્તિ વધે છે (૨૨) **પિત્તોદ્ભવ પાંડુ ઉપર:**—પ્રવાલભસ્મ ઘી-સાકરમા આપવી. **પથ્ય:**—સપૂર્ણ પિત્તકારક પદાર્થ વર્જ્ય.

## ૨૬—પાણીશોક

એ એક પથ્થરની જાત છે એનો વર્ણ ધોળો હોય છે એનાથી જીભને પાણી વળે છે. **વ્રણમાં પાણી આવતું હોય તો** પાણીશોક લગાડવો

## ૨૭—પાપડિયો ખારો (સંચોરો)

પાપડખારની ઉત્પત્તિ સિધ અને કચ્છ દેશમા થાય છે એનો રગ ધોળો હોય છે **પાપડખાર:**—એ ગુણોમા જવખાર જેવો છે ઉપયોગ—(૧) **વાળા ઉપર:**—પાપડખારનુ ચૂર્ણ ત્રણ માસા નવટાક દહીમા આપવુ, એ પ્રમાણે દિવસમા ત્રણ-ચાર વખત આપવુ દિવસે ભોજન કરવુ નહિ, રાત્રે ભોજન કરવુ. એ પ્રમાણે બે દિવસ કરવુ (૨) **બાળકોની સસણી ઉપર:**—ગોળમા ચણાની દાળ કરતા પણ કમી પાપડખાર નાખી તેમા લગારેક ધાવણ નાખી પાવુ, તેથી ઊલટી થશે આ ઔષધ-બે-ત્રણ મહિનાના બાળકને આપવુ નહિ (૩) **ભાર ઉપર:**—એક તોલાભાર પાપડખાર અને એક મોટુ વેગણ, એને કલાઈવાળા વાસણમા બાફી તેનો ગોમૂત્રમાં

થયેથી સપુટ કાઢી મેથી અને સાકરથી રાખ અલગ કરી પ્રવાલ કાઢી લેવી બારીક ચૂર્ણ કરી ગાયના અથવા ભેસના દૂધમા ત્રણ કલાક ખરલ કરી ટીકડી બાધી સૂર્યના તાપમા સૂકવવી સુકાયા પછી સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવાથી સફેદ મુલાયમ ભસ્મ તૈયાર થાય છે દૂધના પુટ વખતે માટલામાં થોડી ખાલી જગ્યા રહેવી જોઈએ, કારણ કે ટીકડી બધી ફૂલીને મોટી થઈ જાય છે (૩) પરવાળાને અગ્નિ પર તપાવી સાત વખત કુવારના રસમા ઠડા કરવા તપાવવા પછી પરવાળાનો રગ મેલો પીળો થઈ જાય છે, પછી બારીક ચૂર્ણ કરવુ આ ચૂર્ણ ૧૬ તોલા, શુદ્ધ પારા તથા ગધકની કજળી ૪ તોલા મેળવી કુવારનો રસ નાખી ૬ કલાક ખરલ કરવુ ત્યાર બાદ બબ્બે તોલાની ટીકડી બાધી સુકાવી શરાવસપુટ કરવુ શરાવસપુટની કપડમટ્ટી સુકાયા પછી ગજપુટ આપવો ટીકડી જે કાળા રગની હતી, તે અગ્નિ આપવા પછી ગુલાબી રગની બની જાય છે આ ભસ્મ બીજી રીતની બનાવેલી ભસ્મ કરતા વધારે ગુણવાળી છે માત્રા ૧થી ૨ રતી સુધી છે

ખરલ કરી તેમાથી બબ્બે વાલ લઈ ગોળના પાણીમા પાતા રહેવુ (રોગ શાત હોય ત્યા સુધી એકેક કલાક પિવડાવતા રહેવું.) (૪) **પેટદુખી પીડ ઉપર:**—લીબુના રસમા પાપડખાર વાલ કિંવા બે વાલ નાખી આપવો (૫) **ગંડમાળ અને ખરજવા ઉપર:**—પાપડખાર અને કળીચૂનો એકત્ર ઘસી લેપ કરવો; એથી કરી નવીન થયેલો વિકાર જલદી દૂર થાય છે. (૬) **ગુડધી (ઘૂંટણના દરદ) ઉપર:**—પાપડખાર અને કળીચૂનો એકત્ર કરી સોપારી જેટલી ચાર ગોળીઓ કરી તે ઘૂંટણની ચાર બાજુએ ઉપર બાધી, તે ઉપર એક કલાક પર્યંત પાણી ટીપુ ટીપુ નાખવુ, તે પછી તે કાઢી એરંડાના પાદડાને એરંડતેલ ચોપડી બાધવુ.

## ૨૮—પારો

સ૦ અં૦ પારદ મ૦ હિં૦ ક૦ પારા તે૦ પારદ રસ ફા૦ સિમાબ. અ૦ જીવક. ઇં૦ મરક્યુરી લા૦ હાઈડ્રાર્જીરમ

પારો ખાણમાથી નીકળે છે પારામા કલાઈ, સીસુ, મળ, અગ્નિ, ગિરિદોષ, ચાંચલ્ય અને વિષ, એ અસહ્ય દોષ સ્વાભાવિક જ રહે છે. તેમા જડતા ગિરિદોષથી, અંગ ઉપર ગડગૂમડા તથા નપુંસકતા સીસાથી, કલાઈનો યોગ હોવાથી કોઢ; મળથી મૂર્ચ્છા, વિષથી મૃત્યુ, અગ્નિથી શરીરમા ભયંકર દાહ તથા ચપળતાથી વીર્યનો નાશ એવા દોષ અશુદ્ધ પારો સેવન કરવાથી ઉત્પન્ન થાય છે પારામા એ અસહ્ય દોષ છે એટલા માટે તેનું શોધન અવશ્ય કરવુ જોઈએ તેમ જ પારામા ઔપાધિક સમકંચુક (કાચળી) છે × **શોધન:**—પારાની શુદ્ધિ કરવાને મુખ્ય આઠ સસ્કાર કહેલા છે તે—**સ્વેદન. મર્દન, મૂર્ચ્છન. ઉત્થાપન, પાતન, બોધન નિયમન, સંદીપન:**—અનેક જાતિના ધાન્યો લઈ છડી ફોતરા કાઢી પાણીમા નાખી માટીના વાસણમા ભરી, ખાટા થતા સુધી રાખવા, તથા ખાટા થયેલા પદાર્થમા તાદળજો, મુડી, વિષ્ણુક્રાતા, સાટોડી, મત્સ્યાક્ષી, મોટી મુંગસવેલ (સર્પાક્ષી, મહાબલા શતાવરી, ત્રિફળા, ગરણી, હંસપદી અને ચિત્રક), એમાથી જે મળી આવે તે વનસ્પતિનુ પચાગ ચૂર્ણ કરી તે ધાન્યામ્લમા નાખવુ. એ ધાન્યામ્લ પારાની સ્વેદનાદિ ક્રિયાઓને ઠેકાણે યોજવુ, અથવા એના અભાવે અત્યત ખાટી કાજી યોજવી **પારદ-સ્વેદન:**—સૂઠ, મરી, લીડીપીપર, રાઈ, મીઠુ, હળદર, ત્રિફળા, આદુ, બળદાણા, ગગેટી, તાદળજો, સાટોડી, મેઢાશિંગ,+ ચિત્રક અને નવસાર, એ સર્વ પદાર્થો પારાના ષોડશાશ કિંવા યથાલાભ લઈ ધાન્યામ્લમા વાટવા તથા કલ્ક વડે વસ્ત્ર ઉપર આગળભર જાડો લેપ કરવો પછી તેમા પારો બાધી ધાન્યામ્લમા દોલાયત્ર કરી એક દિવસ બાફવો, એટલે સ્વેદિત થાય છે **મર્દન:**—લાલ ઈંટનુ ચૂર્ણ, હળદર, ધૂમ્રાસ, કામળાની રાખ અને લીબુના રસમા પારો ત્રણ દિવસ મર્દન કરવો; એટલે નિર્મળ થાય છે. તે વસ્ત્રગર્ભ બાધી કાજી વડે, ધોઈ નાખવો. **મૂર્ચ્છન:**—પારાના મળનો

---

× **પારાનું શોધન**—એક શેર પારો શુદ્ધ કરવો હોય તો બશેર શુદ્ધ આમલસાર ગંધક લેવો ગધકનુ બારીક ચૂર્ણ કરી ૨૦ શેર પાણી રહે તેવડી લોઢાની કડાઈમા નાખી મદાગ્નિ પર ચઢાવવો જ્યારે ગધક પીગળી જાય ત્યારે વચ્ચોવચ પારો નાખી દેવો પારો ઉડશે નહિ, વચ્ચે જ રહેશે, અને પારાની આસપાસ ગધક ફરી વળશે જ્યારે ગધક કડાઈના કિનારા તરફ લાલ દેખાય કે તરત કડાઈ ઉતારી લઈ નીચે રાખવી ઠડુ થયા પછી સભાળપૂર્વક ગધકને, તોડી વચ્ચેથી ચમકતો સાફ પારો કાઢી લેવો આ પારો સર્વ દોષથી મુક્ત થયેલો સમજવો કેટલોક પારો ગધકની વચ્ચે રહી જાય છે જે સીધી રીતે નીકળી શકતો નથી તેને ડમરુયત્રથી અથવા ચીથરા વીટાળી અગ્નિ લગાડી ઉપર વાસણ ઢાકી હિંગળોકમાથી કાઢે છે તેવી રીતે પારો કાઢી લેવો પારાનુ વજન આ શોધનમા ઘટતુ નથી આ પારાનો ઉપયોગ નિસદેહ કરવો સૂચના—થોડો વધારે સમય કડાઈ ચૂલા પર રહેશે તો ગધકમા આગ લાગી જશે કદાચ આગ લાગે તો નહિ ગભરાતા તરત ગધક ઉપર થાળી ઢાકી દેવી પછી કડાઈમાની ખાલી જગ્યા ધૂળથી ભરી દેવી, જેથી આગ શાત થઈ જશે હિંગળોકમાથી સરલ રીતે પારો કાઢવાની રીતિ હિંગળોકની ટીપણીમા લખેલ છે ત્યાથી જોઈ લેવી

+ મેઢાશિંગ ન મળે તો કાકડાશિંગી લેવી (ભાવપ્રકાશ ઉપરથી)

કુવાર નાશ કરે છે. તથા ત્રિફળા દાહનો નાશ કરે છે ચિત્રકના મૂળ વિષનો નાશ કરે છે એટલા માટે પ્રયત્ન વડે મિશ્રિત પારો, એકેકના રસમા સાત સાત વખત મર્દન કરવો, એટલે મૂર્છિત પારો દોષરહિત થાય છે. **કંચુકનિર્મોક:**—કુવાર, ચિત્રક, રાતી રાઈ, રીંગણી અને ત્રિફળાનો કાટો કરી, તેમા ત્રણ દિવસ પારો મર્દન કરવો; એટલે સમકંચુકોથી મુક્ત થાય છે **ઉત્થાપન:**—પારો લીંબુના રસમા નાખી ગરમીમા રાખી ઘૂટવો તથા સુકાયા પછી ડમરુયંત્રમા ઊર્ધ્વપાતન કરવુ **ઊર્ધ્વપાતન:**—ત્રણ ભાગ પારો અને એક ભાગ રાઈનુ ચૂર્ણ, એ કિંચિત લીંબુના રસમા નાખી ગોળો થાય ત્યા સુધી ઘૂટવુ; તથા ડમરુયંત્રમા ચાર પહોર મધ્યમાગ્નિ આપવો અને યુક્તિએ ઉપરના વાસણને લાગેલો પારો કાઢી લેવો. **અધઃપાતન:**—પારો, ત્રિફળા, ચિત્રક, સરગવો, મીઠુ અને રાઈ, એ સર્વ એકત્ર કરી ખરલ કરવો પારો તેમાં મળી ગયા પછી ડમરુયંત્રમા બે પાત્રો લઈ ઉપરના પાત્રને લેપ કરવો. નીચેના વાસણમા પાણી નાખવુ તથા સંધિલેપ કરી જમીનમા પૂરવુ અને ઉપર અગ્નિ કરવો, એટલે પારો નીચેના પાણીવાળા વાસણમાં એકઠો થાય છે **તિર્યક્પાતન:**—બે મોરકુલા(ઘડિયા) જેવી માટલી લઈ, એકમા પારો અને એકમા પાણી નાખી આડી કરી જોડી દેવી તથા સંધિલેપ કરી, પારો જેમાં નાખેલો છે એ માટલાને ચૂલા ઉપર આડુ યુક્તિએ રાખી તે નીચે અગ્નિ કરવો. એટલે પારો પાણીમા પ્રવેશ કરે છે **બોધન:**—પૂર્વોક્ત પ્રકારોએ શોધિત પારો પટ થાય છે, વાસ્તે તેની શક્તિ વધારવા માટે ભૂર્જપત્ર, સિંધવ તથા પાણીમા પચન કરવો **નિયમન:**—મોટી મુગમવેલ (સર્પાક્ષી), આમલી, વાઝણી કંકોડી, ભાંગરો, નાગરમોથ અને ધતૂરાના રસમા કિંવા કાટામા એક દિવસ મંદાગ્નિ ઉપર પચન કરવાથી નિયમ વડે સ્થિર થાય છે **સંદીપન:**—હીરાકશી અને પંચલવણ લઈ તે ઉપર વારવાર લીંબુનો રસ નાખવો; પછી સિંધવના ગાંગડાને કોરી તેમા સિંધવયુક્ત પારો નાખી ને ઉપર પૂર્વોક્ત સિંધવ અને લીંબુ લગાવી, તે ઉપર આઠ આગળ માટી ચોપડવી પછી રાઈ, મરી, સરગવો અને કડવા સરગવાના બિયા તથા ટંકણખારને એકત્ર વાટી કાંજીમા મેળવી તે કાંજીમા દોલાયંત્ર વડે ત્રણ દિવસ પચન કરવો, એટલે તે પારાના જારણ સંસ્કારમા દીપન થાય છે **અનુવાસન:**—દીપન કરેલો પારો મૃત્પાત્ર કિંવા પથ્થરના પાત્રમા લીંબુના રસમા નાખી એક દિવસ ગરમીમા રાખવો. **મુખોત્પત્તિ:**—(૧) વગડાઉ થોગ્યિામા ત્રણ દિવસ પારો નાખી રાખવો, એટલે તેને મુખ થાય છે. તે ગંધક, સુવર્ણ અને અભ્રકસત્ત્વને ક્ષણમા ભક્ષણ કરે છે. (૨) આકડો, થોર, ધતૂરો, કળલાવી, કરેણ, ચણોઠી અને અફીણ, એ સાત ઉપવિષોમાથી એકેકને લઈને તેના રસમાં પારો સાત સાત દિવસ ખરલ કરી તેને ધોવો. પછી બીજા સાથે સાત દિવસ ખરલ કરી ધોવો, એવી રીતે જુદા જુદા બધા સાથે ધોવો તેથી કરી, પારાને પક્ષચ્છેદન થાય છે, એટલે તે ઊડી જતો નથી અને તેને મુખ ફૂટી તે સ્વર્ણાદિ ધાતુનો ગ્રાસ કરે છે (૩) બીરબહોટી (ગોકળગાય) લાવી તેમા લીંબુનો રસ અને સિંધવ મેળવી પારાને ત્રણ દિવસ ખરલ કરવો; એટલે પારાને મુખ ફૂટે છે **જારણ.**—પારાની શક્તિ વધવા માટે ગંધકાદિ પદાર્થ પારામા પચાવવા એ ક્રિયાને જારણ કહે છે, ષડ્ગુણ-ગંધક-જારણ સિવાય આ પારો રોગહરણ કરવા સમર્થ થતો નથી જો પારાથી મોટા ફળની ઇચ્છા કરવી હોય તો સુવર્ણ અને ગંધકજારણ સિવાય અભ્રકસત્ત્વ જારણ કરવુ નહિ. પારો સમાન ભાગે લઈ ગંધકજારણ કરવાથી, ગુણોએ શુદ્ધ કરતા સોગણો વધારે થાય છે. દ્વિગુણ ગંધકજારણ વડે સંપૂર્ણ જાડ્યનો નાશ કરે છે ચતુર્ગુણ ગંધકજારણ વડે વલીપલિત(વાળ ધોળા થઈ જવા)નો નાશ કરે છે. પંચગુણ ગંધકજારણથી ક્ષયનો નાશ કરે છે ષડ્ગુણ ગંધકજારણે સંપૂર્ણ રોગહારક થાય છે. પારો ષડ્ગુણ ગંધકજારણ કરતા અભ્રકસત્ત્વ સમભાગે જીર્ણ કરવાથી શતગુણ અધિક થાય છે, તથા સ્વર્ણમાક્ષિક કરખાપરો (ખાપરિયું) ઇત્યાદિકોએ જીર્ણ કરવાથી ગુણપ્રદ થાય છે, અને સુવર્ણ જીર્ણ કરવાથી એક હજાર ગુણ આપનારો થાય છે તથા હીરકાદિ જીર્ણ પારાનો ગુણ સ્વત શિવ જ જાણે છે **સિંદૂરાદિજારણ:**—પારો તથા પારાથી છગણો ગંધક એ બન્ને એકત્ર ખરલ કરી વાલુકાયંત્રમા શીશીમા નાખી હળવે હળવે પચન કરી જેમ ગંધક બળી જાય એવી રીતે વારવાર ષડ્ગુણ ગંધક જારણ કરવો, એટલે સિંદૂરાદિ જેવો પારો થાય છે.

ષડ્ગુણગંધક જારણ:—માટીના કુંડામા પાણી નાખી તેમા કોડિયુ મૂકવુ, તથા આખા કુંડા ઉપર ઢાકણુ મૂકવા માટે તે કુંડાને મેખલા જોઈએ. તે મેખલાનો (કટિબંધનો) મધ્યભાગ લીપી કોડિયામા પારો નાખી તે ઉપર ગંધક નાખવો ઉપર ઢાકણુ દઈ ચાર વગડાઉ છાણાનો અગ્નિ કરવો (આ યંત્રને કચ્છપ યંત્ર કહે છે) આ પ્રમાણે પુન. પુન. ષડ્ગુણગંધક જારણ થાય એટલે પારો તીવ્ર અગ્નિ જેવો થાય છે તથા સર્વ કાર્ય કરે છે વડવાનલબીડ:—શંખનુ ચૂર્ણ આકડાના દૂધમા નાખી ત્રણ દિવસ ગરમીમા રાખવુ તેમ જ લીંબુના રસમા ત્રણ દિવસ ગરમીમા રાખવુ અને એક દિવસ ધૂંવાસમા (ચૂલા ઉપરના ધુમાડામા) નાખી ગરમીમા રાખવુ તથા સંચળ અને બકરીનુ મૂત્ર એની ચાર પહોર ભાવના આપવી તેમ જ અંતર્જિહ્વા-હિત નેપાળો અને સરગવાના મૂળના રસની એક ભાવના આપવી તથા ટંકણખાર અને ચણોઠીની એક દિવસ ભાવના આપવી પછી સરગવાના મૂળના રસમા એક દિવસ ભાવના આપવી પછી એ ચૂર્ણ સમભાગે લઈ લીંબુના રસમા ખરલ કરવુ તથા સારી શીશીમા ભરી મૂકવુ; એનુ નામ વૈશ્વાનર બીડ, વૈશ્વાનર બીડમા તપ્તખલ્વમધ્યે પારો ઘૂંટવાથી સુવર્ણાદિ સર્વ લોહનો ક્ષણમા ગ્રાસ કરે છે જમીન પર ખાડો ખોદી તેમ. બકરીની લીંડીઓ નાખી અગ્નિ કરી તે ઉપર ખલ મૂકી અંદર ઔષધ નાખી ખરલ કરે છે, તેને તપ્તખલ કહે છે. હિંગળોકમાંથી પારો કાઢવાની કૃતિ—લીંબુના રસમા હિંગળોક એક પહોર ખરલ કરી ડમરુ યંત્રમા નાખી નીચે ચાર પહોર અગ્નિ કરવો, એટલે પારો ઉપર જઈ ચોટે છે, તે શુદ્ધ જાણવો. તેને સંપૂર્ણ કામમા યોજવો. પારદબંધન×—(૧) પારા, કેળના કાંદાનો રસ, આકડા, થોર, બકામલીમડી, કંચુકશાક, નાગરમોથ ગોમૂત્ર. સ્ત્રીનુ દૂધ, મત્સ્યાક્ષી અને કાકમાચીના (પીલુડીના) દૂધમા અને રસમા ઘૂંટવાથી પુન ઊડી જતો નથી (ચંચલતાનો નાશ થાય છે) ખેચર ગુટી:—ત્રણ ટાંક (પૈસાભાર) શુદ્ધ પારો લઈ કાળા ધતૂરાના બિયાના ૮ તોલા તેલમા સાત દિવસ ખરલ કરવો, કે જ્યા સુધી તેનુ એકરૂપ થશે પછી અડદના લોટમા તેની દિવેટ કરી સારી સૂતળીએ બાધી તડકામા સુકવવી અને (ગવાણુના મતે) સરસિયુ તેલ બાળી તે ઉપર પચન કરવી તથા ઉતારી શીતળ જગ્યાએ મૂકવી ઠંડી થયા પછી તે કાઢી લેવી તે દૂધથી ભરેલા વાસણમા નાખવી જ્યારે સંપૂર્ણ દૂધ સુકાઈ ગુટિકા રહે, ત્યારે તે લઈ વાગોળ પશુના મુખમા ઘાલવી. એથી તેના અંગને આગ થઈ તે મરે છે, અને આ ગુટિકા જે મુખમા રાખશે તેને કામ વ્યાકુળ કરશે, તેના દેહ ઉપર સ્થિતિ રહેવાની નહિ. જો એ ગુટિકા મુખમા ઊતરશે તો તે મરશે તે ગોળી મોઢામા એક પહોર રાખવાથી સો યોજન જવાની શક્તિ આવે છે, અને સો સ્ત્રીઓથી ગમન કરવાની શક્તિ આવે છે એ વીર્યસ્તંભન કરનારી છે આ ગોળી મોઢામા એક પહોર રાખવાથી મુખરોગ તથા બીજા-મુખ અને દાતને ઉપદ્રવ કરનાર-રોગ અને જિહ્વા, તાલુ, કંઠરોગ, ઉપજિહ્વા અધિજિહ્વા, હૃદ્રોગ અને પીનસ ઇત્યાદિનો નાશ કરે છે અન્ય ગુટિકા:—પારો ધતૂરાના તેલમા સાત દિવસ મર્દન કરવો એટલે

× (૧) પારદ ગુટિકા —પારો, મોરથૂથુ તથા સિંધાલૂણ સમભાગે ત્રણે એકેક શેર લેવા મોરથૂથુ તથા સિંધાલૂણને ખાંડી બારીક ચૂર્ણ કરી મેળવી દેવુ પછી પારાને લોઢાની મોટી કડાઈમા નાખી ઉપર મોરથૂથુવાળુ ચૂર્ણ ઢાકી દેવુ પછી ઉપર એક કટોરો ઢાકી દેવો, એટલા માટે કે પાણી નાખતી વખતે ચૂર્ણ પારા ઉપરથી ઉડી ન જાય પછી ધીરેધીરે કડાઈમા પાણી નાખે જે કડાઈમા કટોરો ઊલટો ઢાકેલો છે તે ધીરેથી ઉપાડી લેવો, કે જેથી ચૂર્ણ વીખરી ન જાય અગ્નિ આપવા પછી સર્વ પાણીમા મળી જાય છે પાણી ૨ મણ નાખવુ જોઈએ નાની કડાઈ હોય અને થોડુ પાણી રહે તો પાછળથી વધારી લેવુ જ્યારે એક શેર આશરે પાણી રહી જાય, ત્યારે કડાઈ નીચે ઉતારવી કડાઈ ઠંડી થયા પછી પાણીથી પારો ધોવો ધોવામા વખત ઘણો જ લાગે છે, કારણ કે ઉતારવા પછી પારો બિલકુલ દેખાતો નથી જેમ જેમ ધોતા જાય, તેમ તેમ પારો ચમકતો દેખાય છે જ્યા સુધી સાફ પાણી ન નીકળે ત્યા સુધી વારવાર નવુ પાણી નાખી ધોતા રહેવુ ધોવાથી પારો નરમ થઈ જાય છે પણ જો એક કલાક પાણીમા રહી જશે તો પાછો સખ્ત થઈ જશે માટે નરમ પારામાથી તરત ગોળી, ગ્લાસ અથવા ચમચા જેવો આકાર બનાવવા ઇચ્છા હોય તેવો આકાર બનાવી લીંબુના રસમા અથવા આમચૂરના પાણીમા ભીંજાવી દેવાથી કઠણ થઈ જાય છે આ રીતે ગોળી બનાવી ખાતરી કરેલી છે

વિષ નાશ પામે છે, પછી ગંધક ત્રણ ભાગ લઈ ધતૂરાના તેલમાં ખરલ કરી તેની કુલડી કરવી; તેમાં પારો નાખી મોઢું બંધ કરવું પછી સાત કપડમટ્ટી કરી તે ગોળો સૂકવવો પુનઃ મૃત્તિકાપટ વડે સાત વખત વીંટાળી ઉપરથી છાણે લીપી તે ગોળાની પૂજા કરવી તથા ત્રણ હાથ ખાડો કરી તેમાં છાણાં નાખી તેમાં ગોળો મૂકી પુટ આપવો. ઠંડો થયા પછી કાઢવો તથા તેમાંની કૌતુક દેખાડનારી ગુટિકા લેવી. તે રોગીના મોઢામાં રાખવા આપવાથી શોકનો નાશ થાય છે તથા સુખ થાય છે જ્યાં સુધી મોઢામાં ગુટિકા હોય છે ત્યાં સુધી વીર્યપાત થતો નથી **અન્ય પારદબંધન**—પારો બાંધવા વિષે ઔષધિનું વીર્ય અચિંત્ય છે એટલે ક્રિયા, મંત્ર અને વિધાન, એણે સબીજ પારો બંધાય છે તે ક્ષુપ, શાખી, ગુલ્મ, લતા, વૃક્ષ તથા પ્રસર, એવા ૭ પ્રકારનો છે. કાકચંડેશ્વર ગ્રંથમાં પારબંધક ૬૪ વલ્લી કહેલી છે તે આ પ્રમાણે —(૧) જે વલ્લી ધોળા અને રાતા કંદોની મળી બે પ્રકારની છે, જેને શુક્લપક્ષમાં ૫૬૦ પાદડાં આવે છે અને કૃષ્ણપક્ષમાં તે ગરી પડે છે તેને **સોમવલ્લી** કહે છે તે પૂર્ણિમાને દિવસે પારો બાંધવા માટે કિંવા રસાયન માટે લેવી. (૨) જલ-પદ્મિની જેવી વનમાં થનારી **સ્થલપદ્મિની** (૩) જેનું અંગ મંડળોએ ચિત્રિત હોય છે અને જે અજગર જેવી દેખાય છે તથા જે રસભરી હોઈ જેને પાદડા થોડા હોય છે તે **અજગરી.** (૪) જે વેલ ઘણુંસા જેવી રસભરી હોઈ અલ્પ પાદડાની હોય તેને **ઘનસ કાંડ (ઘોનશી)** કહે છે, તે પારાને બંધન કરનારી છે (૫) જેનો આકાર કુક્કરના જેવો હોય છે અને પારાને બાંધે છે, તે **ત્રિજટા.** (૬) **ઈશ્વરી** કિંવા **શિવલિંગીનો** રંગ લાલ છે અને એ લોકોમાં પ્રસિદ્ધ છે.× (૭) **ભૂતકેશીનાં** પાદડા લીમડા જેવા હોય છે (૮) જેના મૂળ કાળા હોઈ જેને ચીક ઘણો હોય છે તે **કૃષ્ણવલ્લી,** તે પારાને બંધન કરે છે (૯) જેની નીચેની જમીન હમેશા ભિન્નગેલી રહે છે તેને **રુદંતી અને સ્રવંતી (લાણો)** કહે છે (૧૦) જેના પાદડા થોર જેવા હોઈ ચીકવાળા હોય છે અને જે વાનરોને પ્રિય હોઈ કંઈક પથ્થર નીચે હોય છે, તેને **સર્પારિ** કહે છે. (૧૧) જેના કંદ ઉપર કેશ હોઈ વેલાને પાદડા આવે છે, તેને **વારાહી** કિંવા કુક્કુરકંદ કહે છે (૧૨) જેને ચીક હોઈ વેલો હોય છે અને જેના પાદડા અશ્વત્થ (પીપળા) જેવા હોય છે તેને **અશ્વત્થપત્રી** કહે છે. (૧૩) ખાટી હોઈ ઘણી પથરાતી નથી તેને **અમ્લપક્ષી** કહે છે. (૧૪) જેના પાદડાને ગંધ હોઈ ચીક આવે છે તેને **ચકોરનાસા** કહે છે. (૧૫) જે વેલો હોઈ પાદડા અશોકવૃક્ષ (આસોપાલવ) જેવા હોય છે અને ચીકવાળા હોય છે તેને **અશોકનામ્ની** કહે છે (૧૬) જેના પાદડા ઊંડણ જેવા હોઈ સુગંધીમય હોય છે અને જેને ચીક આવે છે તે **પુન્નાગપત્રિકા.** (૧૭) જે સર્પ જેવી અને સચીક હોઈ વૃક્ષ ઉપર થાય છે અને જેની પાસે બહુ જ સર્પ રહે છે, તેને **નાગિની** કહે છે (૧૮) છત્રાકાર, સચીક અને જેના મૂળને એક જ કંદ હોય છે, એવી જે વેલ તેને **ક્ષેત્રી** કહે છે તે પારો બાંધવા વિષે મહાપ્રબળ છે (૧૯) જેનો રસ પીળો, જે ઘણી ઊંચી ન હોઈ ગુલ્મ જાતની અને જેના પાદડા નાદરૂખા જેવા હોય છે તેને **સંવીર** કહે છે તેના મૂળ, રસ, ફળ, એણે કરી પારાને ક્ષણમાં બંધન કરે છે (૨૦) જેના પાદડા વળેલા જેવા હોઈ રસ પીળો અને જે કોમળ હોય છે તે **દેવીલતા,** એના પાદડા પારદબંધન કરવામાં **મહૌષધિ** છે (૨૧) જેના પાદડા થોરના જેવા હોઈ રસવાળા હોય છે, તેને **વજ્રવલ્લી** કહે છે (૨૨) રાતો અને કાળો એવી બે જાતનો ચિત્રો છે. તેમાનો કાળો ચિત્રો ગુપ્ત છે એ દૂધમાં નાખ્યો હોય તો તે દૂધને કૃષ્ણવર્ણ કરે છે એ બે જાતના ચિત્રક પારો બાંધવાના વિષયમાં સમર્થ છે. (૨૩) જે ડુંગર ઉપર થાય છે અને જેના ફૂલ કાળા

---

× શિવલિંગીની વેલ સર્વત્ર થાય છે, એના પાદડા એરંડાની માફક ખાચાવાળા હોય છે એને બોર જેવડાં ફળો આવે છે એના ઉપર ધોળા રંગની રેષા હોય છે એ ફળ પાકયા પછી લાલ થાય છે એ ફળ-માંના બીજની બંને બાજુએ મહાદેવની લિંગ સહિત જળાધારી જેવો આકાર હોય છે એ બીજ ઘણાં જ ઊલટીકારક છે ગુજરાતમાં લોકો એને આખકુટામણીના નામથી ઓળખે છે ઘણું કરીને તે કડવી હોય છે મીઠી આખકુટામણીના ફળ ચણીબોર જેવડા થાય છે, તેને પણ આખકુટામણી જ કહે છે તેના ફળમાં માત્ર બે જ બિયા હોય છે એના ઉપર સ્ત્રીની યોનિનો આકાર હોવાથી એને ભગલિંગી કહે છે આમ એ બે જાતના વેલા લિંગિનીના નામથી પ્રસિદ્ધ છે

રંગના હોઈ ગોભીતા નથી હોતા અને તે ઉપર થોડા ફળ પણ આવે છે, તે **કાલપર્ણી.** (૨૪) જેના પાદડા ખાખરા જેવા હોઈ કાદામાથી પીળો રસ નીકળે છે તે **પાલાશતિલકા.** (૨૫) જે નીલા કમળ જેવી હોઈ પર્વત પર થાય છે તે **નીલોત્પલી.** (૨૬) જેના પાદડા લીલા હોઈ રસ પીળો હોય છે અને જેનો કંદ કુમારીકંદ જેવો હોય છે તેને **રજની** કહે છે (૨૭) જેનાં પાદડા કળથી જેવા અને ફૂલ ધોળાં તથા કદને ગુંદ આવે છે, તે **સિંહિકા.** (૨૮ જે વેલીને ચાર પાદડા હોય છે અને જેનો ગુદ સ્નેહયુક્ત હોય છે તથા જેનો કદ આકારે હાથીદાત જેવો હોય છે અને જાસુંદીના જેવા ફૂલ આવે છે અને જે પર્વત ઉપર ઉત્પન્ન થાય છે તથા જેના કાદામાથી દૂધ આવે છે અને જેના પાદડા ગાયના કાન જેવા હોય છે તે **ગોશ્રૃંગી.** (૨૯ જેને ત્રણફળ આવે છે અને રાતા ટપકા હોય છે તથા જેના પાદડા લીલા હોઈ રસ રાતો નીકળે છે, તેને **ખદિરપત્રી** એમ કહે છે (૩૦) જે તૃણના મૂળ રાત્રે ચળકે છે અને તેથી કરી પર્વત સળગેલા જેવો જણાય છે તે **તૃણો** પારદબધક* છે (૩૧) જે પથગયેલી વેલ હોઈ લાલ હોય છે તેને **રક્તવલ્લી** કહે છે (૩૨) જેના કદને ગુંદ આવે છે તે **બ્રહ્મદંડી.** એ પારદબધન કરવાને શ્રેષ્ઠ છે (૩૩) જેને પાદડા ન હોઈ મધ જેવી વાસ આવે છે તે **મધુતૃણા.** (૩૪) જેનો કદ કમળકદ જેવો અને રસવાળો, તે **પદ્મકંદા.** (૩૫) જે રસ સહિત હોઈ કાષ્ઠ પીળા તથા ફૂલ પણ પીળા તે **હેમદંડી.** (૩૬) જે લાલ વેલ હોઈ પાદડા આમલીના પાદડા જેવા તે **વિજયા.** (૩૭) જે ધોળી અને પથગયેલી તથા રસ રહિત અને આઢકી(તુવેર)ના પાદડા જેવા જેના હોય છે તે **અજયા.** (૩૮) પાદડાં જેના ત્રિકોણાકૃતિ હોઈ ચિત્રવર્ણ હોય છે અને જે વેલ છે તથા જેનો રસ તીખો અને કડવો હોય છે, તે **જયા.** (૩૯) જેને ચંદન જેવી સુગધ આવી પાદડા મોરના ગળાના રગ જેવા હોય છે તેને **નલી** કહે છે (૪૦) જે રસવાળી હોઈ જેના મૂળ કડવા અને માખણ જેવી ગંધવાળા તથા જેના ફૂલ આરક્ત હોય છે, તે **શ્રી.** એ ત્રિલોહમા વેષ્ટન કરી મુખમા રાખવી (૪૧) જે વેલ રસ સહિત હોય છે તથા જેના પાદડા સરગવાના પાદડા જેવા હોય છે, તે **કીટમારી (કીડામારી).** (૪૨) વૃક્ષ ઉપર ચઢનારી અને રસવાળી હોઈ ધોળી દૂધી જેવી હોય છે તે **તુંબિકા.** (૪૩) જે રસવાળી હોઈ ભૂમિગર્ભ જેવી હોય છે, તેને **કટુતુંબી** કહે છે (૪૪) **મયૂરશિખા,** એ પારાને બધન કરનારી છે (૪૫) જેના મૂળા જેવા પાદડા અને રગ પીળો હોઈ રસ લાલ નીકળે છે અને ફૂલ પીળા હોય છે તે **હેમલતા.** (૪૬) જેના પાદડા ધોળા એરડા જેવા હોય છે અને ફૂલ તુબડી (તુબિકા) જેવા હોય છે તે **અસુરી.** (૪૭) જે વેલ હોઈ પાદડા સાતનીણના પાદડા જેવા હોય છે તે **સપ્તપર્ણી** (૪૮) જેના પાદડા તલવાર જેવા હોઈ જે રસયુક્ત હોય છે તે **ગોમારી.** (૪૯) **પીતક્ષીરા,** એ દિવ્ય હોઈ પારાને બધન કરે છે (૫૦) જે વેલ ત્રિદળ હાન છે, તે **વ્યાઘ્રપાદલતા.** (૫૧) જે કોથમીર જેવી હોઈ ત્રિદળ હોય છે અને ફૂલ પીળા આવે છે તે **ધનુર્વલ્લી** (૫૨) જે ઘણી ન પ્રસરનારી, મહાવીર્યવાન, દિવ્ય ઔષધિ છે, તેને **ત્રિશૂળી** કહે છે (૫૩ જે વેલો હોઈ, જેને પાદડા ત્રણ ત્રણ તથા લાલ હોય છે તે **ત્રિદંડી,** (૫૪) જે રસ આપનારી હોઈ જેને ફૂલ પીળા આવે છે તથા આકાર શિગો જેવો છે, તે **શૃંગા** જાણવી (૫૫) જે રસવાળી હોઈ જેને મરી જેવા કાટા આવે છે તથા જેના મૂળમા કદ હોય છે તે **વજ્રનાભવલ્લી** (૫૬) જે અગે ધોળી હોઈ પાદડા લાલ હોય છે, તે દિવ્ય ઔષધિ છે, તેને **મહાવલ્લી** કહે છે (૫૭) જેના પાદડા અને ફૂલ કરેણના જેવા તથા કંદ લાલ હોય છે, તે **રક્તકંદવતી.** (૫૮) જેનો રસ કાજી જેવો હોઈ દાંડો મસ્તક ઉપર પીળો હોય છે અને જેનો રસ ઘણો અને લાલ હોય છે તથા પાદડા બીલી જેવા હોય છે, તે **બિલ્વદલા.** (૫૯) જે બિલ્વદલ જેવી હોઈ પારદબધન કરનારી છે, તેને **રોહિણી** કહે છે (૬૦) જે વેલ હોઈ રસવાળી હોય છે અને જેના પાદડા રાત્રે સતેજ દેખાય છે, તે **બિલ્વનંદી.** (૬૧) જેનો રસ અને ડાળી ગોરોચન જેવી હોય છે તેને **ગોરોચના** કહે છે (૬૨) જે નાની હોઈ કાદા અને ફૂલયુક્ત વેલ હોય છે, તેને **કંદપત્રિકા** કહે છે (૬૩) જે નાની હોઈ જેના પાદડા

* પહાડ પર પ્રકાશ આપે છે એવી ઘણી વનસ્પતિનું શાસ્ત્રમા વર્ણન છે

ડીટા સિવાય ત્રિકટા હોય છે તે વિશલ્યા. (૬૪) જેને થોડા અને જલદ રસ આવે છે અને પર્વત ઉપર થાય છે, તે કંદક્ષીરા. આ ચોસઠ ઔષધિ, જેની દેવ પણ પૂજા કરે છે તે શુભ દિવસે, શુભ નક્ષત્ર ઉપર બલિ-પૂજા ઇત્યાદિ કરી, ક્ષેત્રને રક્ષાબંધન આપી અઘોરાસ્ત્ર કિંવા શક્તિ-બીજ અથવા અઘોર મંત્રનો જપ કરી કાઢી લેવી. મુનિએ જે સહસ્ર ઔષધિ કહેલી છે તે સમજવી ઘણી કઠિન છે તે પારદબંધક વનસ્પતિ તત્ત્વવેત્તા પાસે જ હોય છે. **પારદભસ્મ રસસિંદૂર:—** પારો દૂધેલીના રસમા એક દિવસ સરખો ઘૂટવો, પછી પીલુડીના રસમા ઘૂટવો એટલે તેના દોષ જાય છે, તે પારો ૧૦ ટાંક, ગંધક ૧૦ ટાંક તથા નવસાગર ૨॥ ટાંક, એ પ્રમાણે લઈ કજ્જલી કરી કાચની કૂપીમા વાલી કપડમટ્ટી કરવી તથા તેનુ મુખ બંધ કરવુ પછી વાલુકાયંત્રમા આઠ પહોર પારાને પચન કરવો એ પ્રમાણે સાક્ષાત્ તરુણ સૂર્ય જેવુ અરુણવર્ણ, પ્રવાળ જેવા રંગનુ, સંપૂર્ણ કાર્યકારી, માણસોને અત્યંત દુર્લભ એવુ સિંદૂર લેવુ તે ૫ ગુંજા મરીમા આપવુ; એટલે અગ્નિને પ્રદીપ્ત કરે છે તથા કામને પ્રદીપ્ત કરે છે, એ સંયોગ વડે જ્વરાદિ સર્વ રોગનો નાશ થાય છે તથા એ જે જે રોગો ઉપર યોજવામા આવે તેનો આ રસરાજ નાશ કરે છે. **ષડ્ગુણગંધક-જીર્ણ-સિંદૂર:—** હિંગળોકમાનો પારો ૧ ભાગ તથા ગંધક ૬ ભાગ લઈ કજ્જલી કરવી તથા કુવારના રસમા મર્દન કરવી સુકાયા પછી કાચની શીશીમા ભરી તેને વાલુકાયંત્રમા મૂકી સાત અહોરાત્ર અગ્નિ આપવો ઠંડુ થયા પછી એ કાઢી લેવુ આ રસસિંદૂર ૧ વાલ મધમા આપવુ, એટલે સ્તંભન, દંડવૃદ્ધિ, વીર્ય, બળ, તેજ, પુંસ્ત્વ અને પુષ્ટિ આપે છે, અને માતેલા હાથી પ્રમાણે જોર આપે છે, તથા ષંઢત્વ, વંધ્યત્વ અને સંન્યાસ ઇત્યાદિ રોગોનો નાશ કરે છે. એને ભક્ષણ કરનાર એક દિવસમા ૧૦૦ સ્ત્રીઓ સાથે ગમન કરે છે તથા મનને આનંદ આપે છે. એ પાચસો છસો વ્યાધિનો નાશ કરે છે. આ ષડ્ગુણગંધક-જીર્ણ સિંદૂર વિશ્વામિત્રે ઉત્પન્ન કર્યું છે **રસસિંદૂર—** શુદ્ધ પારો ૮ તોલા, શુદ્ધ ગંધક ૨ તોલા તથા નવસાગર અર્ધો તોલો, એની કજ્જલી કરી લીંબુના રસમા ખરલ કરવી તથા કાચની શીશીમા નાખી તે શીશીને સાત ફેરા કપડમટ્ટી કરવી. સુકાયા પછી તે છિદ્ર સહિત આકંઠ પૂરી રાખવી; તથા ઇષ્ટદેવના અને પાંચ કુમારીની પૂજા કરી ચૂલા ઉપર રાખી આઠ પહોર અગ્નિ કરવો. ઠંડું થયા પછી હિંગળોક જેવું, દેવદૈત્યોને દુર્લભ એવુ રસસિંદૂર કાઢી લેવુ તથા રોગનાશનાર્થે રોગોક્ત અનુપાનોમા, વાલ કિંવા બે વાલ મધ અને લીંડીપીપરમા આપવુ. જે રતકાળે સ્ત્રીઓને કૌતુક દેખાડનારુ, વીર્ય-બંધક અને સ્ત્રીઓના મદનુ નાશક છે એ અગ્નિમાંદ્ય, યક્ષ્મા, ક્ષય, પાંડુ, શોક, ઉદર, ગુલ્મ, પ્રમેહ, શૂળ, પ્લીહા, જ્વર, દુષ્ટવ્રણ, અર્શ, સંગ્રહણી, ભગંદર, ઊલટી તથા ત્રિદોષનો નાશ કરે છે **બીજા પારદયોગ**× (૧) કાળા ઉંબરાના દૂધમા હિંગ નાખી, વાટી તેની બે કુલડીઓ કરી તે એક કુલડીમા ઉંબરના દૂધમા વાટેલ પારો નાખી, તે ઉપર બીજી હિંગની કુલડી ઊંધી ગોઠવી, બરાબર રીતે સાંધો મેળવી ગોળો કરી, માટીના શરાવસંપુટમા નાખી તે ઉપર કપડમટ્ટી કરી વગડાઉ છાણાનો હલકો અગ્નિ કરવો; એટલે પારાની ભસ્મ થાય છે (૨) નાગરવેલના પાનમા પારાને ખરલ કરી કંકોડીના કાંદા લાવી એક નાનુ અને બીજુ મોટુ એવા બે ચકતા કાપી, તે મોટા ચકતાને કોરી તેમા પારો ઘાલી તે ઉપર કાંદાનો ચૂરો બેસાડી તે ઉપર બીજી ચકતી મૂકી સાંધો મેળવી કપડમટ્ટી કરી, તેને માટીના શરાવસંપુટમા મૂકી કપડમટ્ટી કરી વગડાઉ છાણાનો હલકો અગ્નિ કરવો, તેથી કરી પારાની ભસ્મ થાય છે (૩) પારો અને ગંધક અંકોલના મૂળના રસમા ખરલ કરવા તથા સાજે મોઢું બંધ કરી ભૂધરયંત્રમા પચન કરવુ, એટલે ભસ્મ થાય છે (૪) પારો અને અભ્રક બંને બે પહોર વડના દૂધમા મર્દન કરવા અને વડના જ લાકડાનો અગ્નિ કરવો; એટલે પારાની ભસ્મ થાય છે, (૫) પારો ૧ તોલો અને ગંધક બે તોલા લઈ, લોખંડની કડાઈમા મૂકી નીચે અગ્નિ કરવો અને વડના તાજા સોટાએ ઘૂટવો, એટલે થોડીક વારમા ભસ્મ થશે તે

× પારાની ગોળી —પારાને ધોળા શરપુંખાના પાદડાના રસમા ચાર પ્રહર ખરલ કરીને અમે તેની ગોળી બાંધી હતી

ભસ્મ ૨ ગુંજ આપવી એટલે વીર્યવૃદ્ધિ અને પુષ્ટતા થાય છે (૬) ધોળા અઘેડાના બિયા અને એરંડાનુ ચૂર્ણ કરી, તે માટીની કુલડીમા પારાની ઉપર અને નીચે નાખી સંધિલેપ કરી પુટ દેવો; એટલે ભસ્મ થાય છે (૭) પારો કાંટાસારિયાના રસમા નાખી ગરમીમા મર્દન કરવો, એટલે મૃત થાય છે તે કર્મોમા યોજવો (૮) તુષના અગ્નિ ઉપર બકરીના મૂત્ર વડે ભરેલુ માટીનુ વાસણ મૂકી, તેમા પારો નાખવો અને શુષ્ક કરવો, પછી ખેરના લાકડાનો અગ્નિ સળગાવી ખેરના લાકડાના દાંડા વડે ઘૂટવો એટલે તે ક્ષારની ભસ્મ થાય છે; તે સર્વ યોગમા યોજવી (૯) રીંગણી, કાંકોલી અને કાળા ધતૂરાના રસમા પારો એક દિવસ ખરલ કરી માટલામા ભરવો. તે ઉપર મીઠું નાખવું અને તે ઉપર બીજુ માટલુ ઊંધુ મૂકી સંધિલેપ કરવો તથા તે ઉપર જલપટ ધરવો અને તેના નીચે દીપાગ્નિ કરવો એટલે ઉપરના વાસણમા ભસ્મ જામશે તે કાઢી લેવી (૧૦) પારો કલેડામા નાખી તેને દીપાગ્નિ આપવો અને આકડાના પાદડાનો રસનો વારવાર ચૂવો આપવો, એટલે ત્રણ પહોરમા ભસ્મ થશે. (૧૧) પારો ચીભડાના રસમા ખરલ કરી, ઊર્ધ્વપાતન કરવુ એટલે તેની ભસ્મ થાય છે. (૧૨) પારામા કંટકડી. સિંધવ, અઘેડામા મૂળ, એ પદાર્થો ક્રમવૃદ્ધિએ લઈ ચતુર્થાંશ કાજી નાખી ઘૂટવો એટલે બદ્ધ થાય છે પછી ડમરુયંત્રમા ચૂલા ઉપર મૂકી અહોરાત્ર હલકો અગ્નિ આપવો; એટલે ઉપરના વાસણમા કપૂરના જેવી ભસ્મ જામે છે, તે લઈ સર્વ રોગ ઉપર આપવી. એ વાજીકરણ રોગોમાં સંપૂર્ણ કાર્ય કરે છે તથા કાંતિ અને પુષ્ટિ આપે છે એનુ નિરંતર સેવન કરવુ આ સિદ્ધમુખ રસ છે, એના કરતા બીજુ રસાયન ઉત્તમ નથી (૧૩) શુદ્ધ પારો ૧ ભાગ વછનાગ ચતુર્થાંશ અને ગંધક અષ્ટમાંશ લઈ એકત્ર કરી લીંબુના રસમા ખરલ કરવો સુકાયા પછી થોરના દૂધમા ત્રણ પુટ આપવા; પછી આકડાના પુટો જ્યા સુધી ઘટ્ટ થાય ત્યા સુધી આપવા, તથા થાળીમા મીઠું ભરી તેમા તે પારાનો ગોળો મૂકી ઉપર મોઢા પર્યંત મીઠુ ભરવુ, અને ઉપર બીજી થાળી ઊંધી ઢાંકી સંધિલેપ કરી ચૂલા ઉપર મૂકી નીચે ચાર પહોર અગ્નિ કરવો ઠંડુ થયા પછી શુક્ર જેવી ધોળી, ઉપરની થાળીમા ચોટેલી ભસ્મ કાઢી લેવી એ યોગવાહી છે, તે સર્વ રોગો ઉપર આપવી. (૧૪) લોઢાના વાસણમા પારો અને અર્ધો ગંધક નાખી આઠ પહોર આપવો, તથા તે ઉપર વારંવાર થોર અને આકડાનુ દૂધ નાખતા જવુ તથા ખેરના લાકડા વડે ઘૂટતા જવું એટલે ભસ્મ થાય છે તે એક ગુંજભાર રોગોક્ત અનુપાનોમા આપવી એ ભસ્મ રસાયન હોઈ કાંતિ, પુષ્ટિ, બળ, વીર્ય અને અગ્નિને વધારે છે (૧૫) **ચંદ્રાયુધ રસ:**—પારો, ગંધક અને સિંધવ, એ સમાનભાગે લઈ નાગરવેલના પાનના રસમા ખરલ કરી ગોળો કરવો અને તેને નાગરવેલીના પાદડાનુ વેષ્ટન કરવુ, તથા ઊર્ધ્વપાતનયંત્રમા મૂકી એક દિવસ અગ્નિ આપવો પછી ઉપરના વાસણમાનો પારો લઈ, ત્રણ ગુંજ પાનના બીડામા એક મહિનો સેવન કરવો, એટલે સોપદ્રવ ક્ષયનો નાશ થાય છે એમા પથ્ય મૃગાંક પ્રમાણે પાળવુ. (૧૬) ગંધક, ધુવાસ અને પારાને નગોડ તથા કુંવારના રસમા ખરલ કરી પુટ આપવો; એટલે કાળી ભસ્મ થાય છે એ દેવતાઓને પણ દુર્લભ છે (૧૭) ગંધક અને પારો સમભાગે લઈ કુક્કુરકંદના રસમા મર્દન કરી પુટ આપવો એટલે પારાની પીતવર્ણ ભસ્મ થાય છે. તે વલીપલિતનો કાળો (અકાળે ધોળા વાળ થવાનો) નાશ કરે છે (૧૮) પારો ૧ ભાગ અને કલાઈ ૨ ભાગ, ઠીબમા નાખી લીમડાના સોટાએ વારવાર ઘૂટવો અગ્નિ ૧૨ પહોર આપવો, એટલે પારાની પીળી ભસ્મ થાય છે તે રોગો ઉપર અનુમાન જોઈ આપવી **પારદભસ્મ×નાં અનુપાનો:**—શક્તિ પ્રમાણે એ ભસ્મ ૧ ગુંજાથી ૪ ગુંજ પર્યંત આપવી

---

× **પારદભસ્મવિધિ**—શુદ્ધ પારો ૧ તોલો લઈ નાની અગ્નિશીશીમા ભરવો (અગ્નિશીશીને ૭ કપડમટ્ટી પહેલેથી કરી રાખવી જોઈએ) પછી ઉપર ૫ તોલા ગંધકનો તેજાબ (સલ્ફ્યુરિક ઍસિડ) નાખી બળતા કોલસાની સગડી પર શીશી મૂકવી શીશીના મોઢામાથી આશરે એક કલાક સુધી ધુમાડો નીકળ્યા કરશે જ્યારે ધુમાડો નીકળતો બંધ થઈ જાય ત્યારે શીશીને સંભાળપૂર્વક ઉતારી લેવી શીશી ઠંડી થાય ત્યારે સફેદ રંગની પારદભસ્મ કાઢી લેવી આ ભસ્મની માત્રા ૧થી ૪ ચોખા સુધી છે **ચાંદીના દરદ ઉપર**— ઉપર મુજબ તૈયાર કરેલી ભસ્મ શીશીમા મૂકી ગોળી કરી ગળી જવી અથવા મુનકા (મોટી દ્રાક્ષ)ની વચમા મૂકી ગોળી કરી ગળી જવી દાંતને ભસ્મ ન લાગે એ સંભાળવાનુ છે આ ભસ્મના સેવનથી કોઈ કોઈ

(૧) **પિત્ત ઉપર**:—આમળાના ચૂર્ણ અને સાકરમા. (૨) **વાયુ ઉપર**:—લીંડીપીપરમા. (૩) **કફ ઉપર**:—આદાના રસમા. (૪) **તાવ ઉપર**:—લીમડાના રસમા (૫) **રક્તવિકાર ઉપર**:—મધમા. (૬) **રુધિરસ્રાવ, પ્રવાહિકા અને અતિસાર ઉપર**:—તાદળજાના રસમા આપવી (૭) **કાસ, શ્વાસ અને શૂળ ઉપર**:—લીંડીપીપર સૂંઠ, મરી અને ભારંગમૂળના ચૂર્ણ તથા મધ સાથે (૮) **રક્તવિકાર ઉપર**:—હળદર અને સાકરમા (૯) **કમળો, પાંડુરોગ અને અગ્નિમાંદ્ય ઉપર**:—ત્રિકટુ, ત્રિફળા અને અરડૂસીમા. (૧૦) **મૂત્રકૃચ્છ્ર ઉપર**:—શિલાજિત, એલચી અને સાકરમા (૧૧) **ધાતુવૃદ્ધિ ઉપર**:—લવંગ, કેસર, જાવંત્રી, હિંગળોક, અક્કલગરો લીંડીપીપર અને ભાંગમા (૧૨) **સર્વ જ્વરો ઉપર**:—સિંધવ, લવંગ, કરિયાતુ અને હરડેના ચૂર્ણમા (૧૩) **રેચ થવા માટે**:—સિંધવ, ત્રિફળા, કેસર અને હિંગળોકના ચૂર્ણમા. (૧૪) **ધાતુવૃદ્ધિ ઉપર**:—તાબૂલ કિંવા ભોયકોળામા (૧૫) **ઊલટીનાશનાર્થ**:—ભાંગ અને અજમામા (૧૬) **ઉદરરોગ ઉપર**:—સિંધવ, હળદર, ભાંગ અને અજમાના ચૂર્ણ સાથે (૧૭) **કૃમિ ઉપર**:—ચાર ચાર વાલ ખાખરાના બિયા અને બમણા ગોળમા (૧૮) **સર્વ અતિસારો ઉપર** :—અફીણ, લવંગ, હિંગળોક અને ભાંગમા (૧૯) **અગ્નિમાંદ્ય ઉપર**:—સિંધવ અને અજમામા (૨૦) **પુષ્ટતાને માટે**.—ગળોના સત્ત્વમા આપવી **પથ્ય**:—પારો ભક્ષણ કરનારે પાન અને સ્ત્રી વર્જવા ૨૧ દિવસ પારો ભક્ષણ કરવાથી માણસ કામાંધ થાય છે અને સ્ત્રીસંગ કરવાથી જીવવા વિષે સંશય ઉત્પન્ન થાય છે, એટલા માટે સ્ત્રી સાથે ભાષણ માત્ર કરવુ, પરંતુ મૈથુન કરવુ નહિ પારો ભક્ષણ કરનારે પાનભક્ષણ, નિદ્રા, જાગરણ, માર્ગ ચાલવો, ક્રોધ, હર્ષ, દુઃખ અને કોઈ પણ પદાર્થની ઇચ્છા, એ સર્વ અતિશય કરવુ નહિ **પારો ભક્ષણ કરનારે**:—સિંધવ, ઘી, ધાણા, જીરું, આદું, તાદળજો, વેંગણ, પડોળા, ધાણીના પદાર્થ, ઘઉ, જૂની ડાંગરનો ભાત, ગાયનું દૂધ, ઘી, દહીં, નદીનું કોરા વાસણમા ભરી રાખેલુ તથા તડકામા અને ચાંદરણામા રાખેલું પાણી, મગની દાળ, અભ્યંગ, સુગંધ, માળા, સાલ, નારાયણાદિ તેલ, મસ્તક, ઉપર ટાઢા પાણીનુ સિંચન અને તરસ લાગવાથી સાકર નાખી નાળિયેરનુ પાણી કિંવા મગની દાળ, દ્રાક્ષ, દાડમ તથા ખજૂરનુ પાણી પીવુ એટલે હિત થાય છે **પારો ભક્ષણ કરનારે વર્જ્ય**:—કોળું, કાકડી, કાળિંગડાં, દેવડાંગર, કેળા, કળથી, અળશીનુ તેલ, તલ, અડદ, મસૂર, છાશભાત, કડવા, ખાટા, અને તીખા પદાર્થ, મીઠું, પિત્તકારક પદાર્થ પીળા પદાર્થ અને બોર, નાળિયેર, કેરીઓ, જવખાર, સૂંઠ, સરગવો, ભાંગસેવન, રાઈ અને વાતુલ પદાર્થ, એ વર્જવા (૧) **પારાદિ લેપ ખસ ઉપર**:—પારો, ગંધક અને ધતૂરાના બિયાને તેલમા ખરલ કરી ચોપડવા (૨) **સર્વ વ્રણો ઉપર પારદાદિ મલમ**:—પારો અને ગંધકની કજ્જલી ૧ ભાગ, મુરદાડશિંગ ૧ ભાગ અને કપિલો ૨ ભાગ તથા કિંચિત્ ફુલાવેલુ મોરથૂથુ. એ એકત્ર કરી તેમા ચોપટ જૂનુ ઘી નાખી તે મલમ રૂના પેલ ઉપર નાખી વ્રણ ઉપર બેસાડવુ, એટલે અંદરના જખમ સ્વચ્છ કરે છે અને સંપૂર્ણ વ્રણોનો નાશ કરે છે (૩) **પારદાદિ લેપ**:—પારો, ગંધક, હરતાળ, હિંગળોક અને મનશીલ, એ દરેક એકેક તોલો અને મુરદાડશિંગ તથા શંખજીરુ એ બબ્બે તોલા, એની બારીક કજ્જલી કરી તે તુળસીના રસમા ખરલ કરવી અને તેની ગોળી કરી તે ગરમી ઉપદંશ ઉપર ગાયના ઘીમા ઘસી ચોપડવી એટલે તીવ્ર વ્રણને ભરી લાવે છે **અશુદ્ધ પારો ભક્ષણ કરવાથી અનેક વિકારો થાય છે તે ઉપર**:—(૧) કારેલીના મૂળ ઘસી પ્રાશન કરાવવા. (૨) શુદ્ધ ગંધક પાનના બીડામા સેવન કરાવવો (૩) દ્રાક્ષ, કોળાના કકડા તુલસી, એલચી, લવંગ, ઝીણી તજ અને નાગકેસર, એમના સમાન ગંધક

---

રોગીને ઊલટી તથા દસ્ત થાય છે, અને કોઈને થતા નથી આતશક(ચાંદી)નો રોગ ચાહે તેટલો સડેલો હોય, તોપણ ૩થી ૭ દિવસની અંદર બિલકુલ નીરોગી બની જાય છે અપથ્ય—દૂધ-દહીં થી બનેલા શ્રીખંડ, પેંડા, બરફી વગેરે પદાર્થ ખાવા નહિ ઘી ખૂબ ખાવુ પારદભસ્મની પરીક્ષા —પારદભસ્મ ચૂલા ઉપર મૂકી એક પ્રહર પર્યંત તુષ(ડાંગરના છોડા)નો અગ્નિ આપવાથી જો પારાની ભસ્મનુ વજન ઓછું ન થાય તો ભસ્મ સારી સમજવી ('રસરત્નાકર'માથી)

લઈ તેઓને બે પહોર સર્વ ગાત્રોએ મર્દન કરી, ઠંડા પાણી વડે સ્નાન કરવા આપવુ. એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી પારાના દોષ શાંત થાય છે (૪) નાગરવેલીનો રસ, ભાગરાનો રસ, તુલસીનો રસ અને બકરીનું દૂધ, એ દરેક શેરશેર એકત્ર કરી સર્વ અંગે મર્દન કરાવવું તથા પાણીએ સ્નાન કરાવવુ એ પ્રમાણે ત્રણ દિવસ કરાવવું. (૫) અગથિયો, ભાગરાનો રસ અને સોરો (સૂરોખાર) એ છાશમા નાખી તે છાશ પાવાથી પારાથી થયેલો અંતર્દાહ નાશ પામે છે તથા પારો મૂત્રમાર્ગે બહાર નીકળી જાય છે **રસાયન શરીરમાં જીર્યું હોય તો :**—શરપુંખો, દેવડાગરી (દૂકડવેલ) પરળ (ઝાડ)નાં બિયા અને પીલુડી, એમાથી એકનો કાઢો પાવો ×

## ૨૯—પિત્તળ

સં૦ પિત્તલ મ૦ પિત્તળ. હિં૦ પીતલ ક૦ પિત્તલે. તૈ૦ ઇતિડી. ફા૦ બિરંજ ઈં૦ બ્રાસ પિત્તળ એ મિશ્રધાતુ છે એ તાબુ અને જસતના મિશ્રણથી થાય છે. પિત્તળ બે પ્રકારનુ છે ગજરીતિ અને બીજુ કાળતુંડી પિત્તળ તપાવી કાંજીમા બોળવુ એટલે રાતુ થાય છે. તેને ગજરીતિ–સોના પિત્તળ કહે છે, તથા કાળુ થાય છે તેને કાલતુંડી કહે છે. એ કદી પણ ઔષધ માટે લેવુ નહિ. **શોધન :**—(૧) પિત્તળના પતરા કરી તપાવવા તથા તેલ, છાશ, કાંજી, ગોમૂત્ર અને કળથીના કાઢામા ત્રણત્રણ વાર બુડાડવા, એટલે શુદ્ધ થાય છે (૨) પિત્તળના પાતળા પતરા કરી તપાવી નિર્ગુંડીના રસમા બાળહરડેનું ચૂર્ણ નાખી તેમા અથવા ખાટા દ્રવ્યમા બાફવા, એટલે શુદ્ધ થાય છે. **મારણ :**—(૧) પિત્તળ અને કાસાનું મારણ તાંબા જેવુ કરવુ. (૨) પિત્તળના પતરા પાતળા અને શુદ્ધ લઈ તેના સમાન ગંધક આકડાના દૂધમા ખરલ કરી તે પતરાને લેપ કરવો તથા કોડિયામા ગજપુટ આપવો એ પ્રમાણે બે પુટ વડે પિત્તળની ભસ્મ થાય છે **પિત્તળ–ભસ્મના ગુણ**—પિત્તળભસ્મ સંપૂર્ણ મેહ, વાયુ, અર્શ, સંગ્રહણી, કફ, પાંડુરોગ, શ્વાસ, ઉધરસ, કમળો અને ગળનો નાશ કરે છે.

## ૩૦—પોલાદ (ગજવેલ)

સં૦ ક૦ બટલોહ મ૦ પોલાદ. હિં૦ બટલોહા, તિખુ. તૈ૦ ઈનુમુ ફા૦ આહન. અ૦ હરીદ ઈં૦ સ્ટીલ, લા૦ ફેરમ

લોખંડના કરતા પોલાદ સોગણુ વધારે ગુણકારી છે લોખંડમા ઘણા દોષ છે, માટે તે રસાયન ક્રિયામા લેવુ નહિ.* **શોધન :**—ચોસઠ તોલા ત્રિફળા લઈ આઠગણુ પાણી નાખી અષ્ટમાશ કાઢો

× પારદના દોષની શાંતિને માટે મૂળાના જેવો બીજો ઉપાય ભાગ્યે જ હશે ચોપડવામા મૂળાનો રસ, ખાવામા મૂળાના પાદડા અને ઔષધ તરીકે પણ મૂળાના પાદડાને સૂકવી તેનુ ચૂર્ણ આપવુ

* પોલાદની ભસ્મ કરવી હોય તો વીસ તોલાથી બાવન તોલા સુધી શુદ્ધ પોલાદનુ ચૂર્ણ લઈ ભસ્મ કરવી પોલાદના વિલાયતી છોલ બજારમા આવે છે તે વૈદ્યો ઘણુ કરીને ઉપયોગમા લે છે એ છોલનુ પ્રથમ શોધન કરી ખાડી ચૂર્ણ કરે છે (૧) **પોલાદનું શોધન તથા મારણ :**—પોલાદના છોલને અથવા કાનસના બારીક ચૂર્ણને અગ્નિમા તપાવી તેલ, છાશ, કાંજી, ગોમૂત્ર તથા કળથીના ક્વાથમા ત્રણ ત્રણ વખત ઠંડુ કરવુ એટલે શુદ્ધ થાય છે ત્યાર પછી ખાડીને ચૂર્ણ કરવુ આ ચૂર્ણથી દશમો ભાગ હિંગળોક મેળવી કુંવારના રસમા છ કલાક ખરલ કરી બબ્બે તોલાની ટીકડી કરી સૂર્યના તાપમા સૂકવી સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો સ્વાગ શીતળ થયેથી કાઢી પુન હિંગળોક દશમો ભાગ મેળવી ઉપર પ્રમાણે પુટ આપવા આવી રીતે સાત પુટ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે આ ભસ્મનો રંગ કાળો હોય છે તે ઘણી જ ગુણ આપનારી બને છે સંપુટની સંધિ સારી રીતે બંધ કરવી જોઈએ, કારણ કે હિંગળોક મેળવેલો છે ખરલ કરવા માટે લોઢાની ખરલનો ઉપયોગ કરવો પથ્થરની ખરલનો ૪ પુટ સુધી ઉપયોગ કરવો નહિ લોઢાની ખરલ ન મળે તેવા સ્થાનમા કડાઈથી પણ કામ લઈ શકાય છે ઘૂટવા માટે લોઢાનો દસ્તો લેવો અથવા વિલાયતી ગોળ ખરલ( મોરટલ ઍન્ડ પેસ્ટલ )નો બત્તો લાકડાના હાથાવાળો ચિનાઈ માટીનો આવે છે તે ઉપયોગમા લેવો (૨) શુદ્ધ પોલાદના ચૂર્ણને ગોમૂત્રના ૨૦ પુટ આપવાથી ભસ્મ બને છે આવી રીતે ગોમૂત્રના ૧૦૦૦ સુધી પુટ આપવાનો શાસ્ત્રમા લખેલ છે આ ભસ્મ મેલા રાતા રંગની બને છે (૩) **સૂર્યપુટી પોલાદ ભસ્મ :**—શુદ્ધ પોલાદના ચૂર્ણને લીલા આમળાના રસમા ખરલ કરી સૂર્યના

કરવો, તથા વીસ તોલા લોઢાના પતરા લઈ તપાવી સાત વાર તે કાઢામા બોળી કાઢવા એટલે શુદ્ધ થાય છે. **મારણ:**—સંપૂર્ણ લોહને પારદ( પારાની )ભસ્મના યોગ વડે કરેલુ મારણ ઉત્તમ; મૂલકા વનસ્પતિ ઇત્યાદિકોએ મધ્યમ તથા ગંધકાદિ ક્ષાર વડે કનિષ્ટ માનેલુ છે. (૧) શુદ્ધ પારો ૧ ભાગ, ગંધક ૨ ભાગ અને લોહચૂર્ણ ૩ ભાગ, એકત્ર કરી બે પહોર કુંવારના રસમા ખરલ કરવો. પછી તેનો ગોળો કરી એરંડાના પાદડામા ગોળો વીંટવો તથા સૂતળી વડે બાંધી તાંબાના ડબામા મૂકી ઉપર ઢાકણુ લગાવી મૃત્તિકા વડે સંધિલેપ કરી સૂકવી તે ડાંગરના ઢગલામા ત્રણ દિવસ પૂરી રાખવો ચોથે દિવસે કાઢી ખરલ કરી કપડા ઉપર ગાળી લેવુ આ વસ્ત્ર ઉપર ગાળેલું લોહ, જળ ઉપર હંસની માફક તરે છે. આ લોહભસ્મને **સોમામૃતલોહભસ્મ** કહે છે.× (૨) પોલાદનુ ચૂર્ણ, પારો અને ગંધક એ પદાર્થો કુંવારના રસમા ખરલ કરવા અને કાંસાના વાસણમાં તાપમા મૂકવા એટલે પોલાદની ભસ્મ થશે (૩) પોલાદનુ ચૂર્ણ ચિનાઈ માટીના પ્યાલામા નાખી તે ઉપર જાંબુના પાદડાનો રસ નાખવો અને ગરમીમા રાખવુ. આ પ્રમાણે સાત દિવસ કરવુ; એટલે ભસ્મ થાય છે (૪) દાડમના પાદડાનો રસ કાઢી તેમા લોઢાનુ ચૂર્ણ નાખી ગરમીમા ( તાપમા ) સાત દિવસ રાખવું. દરરોજ રસ નવો નાખવો આઠમા દિવસે તે જ રસમા ખરલ કરી બે ગજપુટો આપવા. આ પ્રમાણે કરે એટલે તે લોહભસ્મ શુદ્ધ પાણી ઉપર તરનારી થાય છે. એ ભસ્મ સંપૂર્ણ રોગમા યોજવી. (૫) ગાયના દહીંમા પોલાદનુ ચૂર્ણ નાખી તે દહીં સુકાઈ જાય ત્યા સુધી તેમા જ રાખી પછી ધોઈ તે ચૂર્ણ કાઢી લેવુ; તથા તેને ત્રિફળાના કાઢામા ખરલ કરી ગજપુટ આપવો, આ પ્રમાણે ૩ ગજપુટ આપવાથી પાણી ઉપર તરનારી એવી ભસ્મ થશે. **લોહભસ્મના ગુણ:**—લોહામૃત રંગે કાજળ જેવુ અને પારદયુક્ત એવુ જો ભક્ષણ કર્યું તો તે ભક્ષણ કરનારના દેહમાં પણ રોગ થવાનો નહિ તથા ગયેલુ વીર્ય પુનઃ આવશે **લોહભસ્મ:**—જંતુવિકાર, પાંડુરોગ, વાયુ, ક્ષીણતા, પિત્તવ્યાધિ, સ્થૂલતા, મૂળવ્યાધિ, સંગ્રહણી, કફ, સોજો, પ્રમેહ, ગુલ્મ, બરોળ, વિષ, આમવાત, કુષ્ઠ, વલિપલિતરોગ, વાતરક્ત, જરા, મરણ, કમળો, ક્ષય અને પાંડુરોગ થકી પાંડુર થયેલો દેહનો વર્ણ, એમનો નાશ કરે છે એ બળકર, સ્ત્રીપ્રસંગને વિષે હિત કરનાર, સુખકારક, રસાયન, મૃત્યુહર, દૃષ્ટિ અને કાંતિને સારી કરનારી છે લોહભસ્મ ૧ અથવા બે ગુંજા નિત્ય સેવન કરવી **લોહભસ્મનાં અનુપાનો:**—(૧) **શૂળ ઉપર:**—હિંગ તથા ઘીમા આપવી. (૨) **જીર્ણજ્વર ઉપર:**—મધ અને લીંડીપીપરમા (૩) **વાયુ ઉપર:**—લસણ અને ઘીમા (૪) **શ્વાસ ઉપર:**—સૂંઠ, મરી, લીંડીપીપર અને મધમા. (૫) **ઠંડક ઉપર:**—મરી અને ખાવાના પાનમા. (૬) **પ્રમેહ ઉપર:**—ત્રિફળા અને ખડીસાકરમા (૭) **ત્રિદોષ ઉપર:**—આદાનો રસ અને મધમા. (૮) **વાતજ્વર ઉપર:**—ઘીમા (૯) **પિત્તજ્વર ઉપર:**—મધમા (૧૦) **કફપિત્ત ઉપર:**—આદાના રસમા. (૧૧) **એંશી પ્રકારના વાયુ ઉપર:**—નગોડના રસમા. (૧૨) **વાત ઉપર:**—સૂંઠમા. (૧૩) **પિત્ત ઉપર:**—સાકરમા.(૧૪) **કફ ઉપર:**—મધ અને લીંડીપીપરમા (૧૫) **સંધિરોગ ઉપર:**—તજ, એલચી

---

તાપમા મૂકવુ સુકાયા પછી બીજે દિવસે પુનઃ ખરલ કરી તાપમા મૂકવુ જ્યારે બારીક ભસ્મ થાય અને પાણી પર તરે ત્યા સુધી રોજ સૂર્યપુટ આપતા રહેવા ઉનાળાના દિવસોમા આ ભસ્મ આશરે ૧૫ દિવસમા તૈયાર થઈ જાય છે આવી જ રીતે શેરડી અથવા જાંબુના સરકામા તૈયાર થાય છે (૪) શુદ્ધ પોલાદનુ ચૂર્ણ ૧ શેર, ૮ શેર લીલા આમળાનો રસ મેળવી એક ચિનાઈ માટીની બરણીમા ભરી પેક કરી જમીનમા બરણી દાટી દેવી એક વર્ષ પછી કાઢવાથી પોલાદ ભસ્મ તૈયાર થાય છે આ ભસ્મને ‘લોહ રસાયન’ કહે છે લોહભસ્મ સાથે અભ્રકભસ્મ મેળવીને ખાવાથી લાભ થાય છે વનસ્પતિના યોગે કરેલી લોહભસ્મના સેવનથી કૃમિદોષ થાય છે માટે એવી લોહભસ્મ ઉપયોગમા લેવી હોય તો છેવટે એક પુટ હિંગળોક મેળવીને અથવા પારાગંધકની કજ્જલી મેળવીને અવશ્ય આપવો જોઈએ અથવા રસસિંદૂર અથવા બીજી પારાવાળી ઔષધિ મેળવી ઉપયોગ કરવો

× આ ગોળાવાળો ડબ્બો ૯ કલાક સૂર્યના તાપમા રાખી પછી ધાન્યના ઢગલામા રાખવો જોઈએ, એમ ભાવપ્રકાશમા લખેલું છે, તથા અર્ધો પ્રહર સૂર્યના તાપમા રાખવો, એમ રત્નાકરમા લખેલુ છે સૂર્યના તાપમા ૬ કલાક રહે તો સારી રીતે ગરમ થઈ જાય, જેથી સહજ ભસ્મ બની શકે છે

અને તમાલપત્રમા **પ્રમેહ અને વલિપલિત ઉપર:**—ત્રિફળામા (૧૭) **રક્તપિત્ત ઉપર:**—ખડીસાકર અને ચાતુર્જાતમા (૧૮) **બાળવૃદ્ધિ:**—સાટોડી અને ગાયના દૂધમા (૧૯) **પાડુ-રોગ ઉપર:**—સાટોડીના રસમા (૨૦) **પ્રમેહ ઉપર:**—હળદર, લીડીપીપર અને મધમા (૨૧) **મૂત્રકૃચ્છ્ર ઉપર:**—શિલાજિતમા (૨૨) **પંચકાસ ઉપર:**—અરડૂસી, લીડીપીપર, દ્રાક્ષ અને મધમા (૨૩) **અગ્નિમાંદ્ય ઉપર:**—તાબૂલમા (૨૪) **સર્વ રોગ ઉપર:**—ત્રિફળા અને મધમા (૨૫) **યથોક્ત ગુણ ઉપર:**—બાળહરડે અને સાકરમા આપવી આ લોહભસ્મના ગુણ વધારે શુ કહેવાય? પરતુ જે મૃત રૂપાના ગુણ તે આ કાતભસ્મમા છે જ્યારે કાતભસ્મ ન મળે ત્યારે રૂપાની ભસ્મ આપવી **પથ્યાપથ્ય:**—કોળુ, તલનુ તેલ, અડદ, રાઈ, મધ, ખાટા પદાર્થ, મત્સ્ય, જીવશાક, કળથી, કારેલા, વ્યાયામ તથા તીખા પદાર્થ–એ વર્જવા **અશુદ્ધ લોહદોષ:**—અશુદ્ધ લોહ પઢત્વ કુષ્ઠ, મૃત્યુ, હૃદરોગ, શૂળ, અશ્મરી, નાના પ્રકારના રોગ, હલ્લાસ કરનારુ, જીવહારી, મદકર, દેહને વિષે અશુદ્ધપણુ, મસ્તકને અશક્તપણુ અને હૃદય વિષે દારુણ વ્યથાને ઉત્પન્ન કરે છે પારા સિવાય કિવા અભ્રક સિવાય લોહીનુ શરીરમા એકત્વ થતુ નથી કિવા લોહનુ દેહને વિષે બધન થતુ નથી, માટે લોહને પારો અને અભ્રકના સસ્કાર કરવા જે વૈદ્ય પારા સિવાય લોઢાની ભસ્મ કરે છે, તે લોહભસ્મથી રોગીના ઉદરમા કિટ ઉત્પન્ન થાય છે, એમા સશય નથી **લોહજ દોષચિકિત્સા:**—શરીરમા લોહભસ્મથી વિકાર થયો હોય તો અગથિયાના રસમા વાવડિગ વાટી અગથિયાના રસમા જ ભક્ષણ કરવા અને તડકામા ઘણી વાર રહેવુ, એટલે લોહભસ્મના દોષને પાતળો કરે છે અભ્રકભસ્મ વાવડિગના ચૂર્ણમા અથવા વાવડિંગના સ્વરસમા લેવાથી લોહભસ્મના અજીર્ણથી થયેલા શૂળનો ત્વરિત નાશ થાય છે જો લોહભસ્મથી કૃમિ થાય તો ગરમાળાનુ મગજ રેચ માટે આપવુ, એટલે કૃમિનો નાશ થશે રેચ વધારે થવા લાગે તો દૂધ પાવુ તથા ઔષધ છોડવુ. **લોહભસ્મપરીક્ષા:**—સપૂર્ણ લોહભસ્મ લઈ મિત્ર પંચકમા મેળવી મુસમા નાખી તીવ્રાગ્નિમા ફૂકવી જો તેમા લોઢાની બાજરી જેવી કણીઓ ઉત્પન્ન ન થાય તો ભસ્મ પરિપકવ થઈ સમજવી તથા નિરુત્થ અને પાણી પર તરે એવી થાય ત્યારે તે ઉપયોગમા લેવી, અથવા મધ, ઘી, મૃતલોહ અને રૂપુ, એ પદાર્થો એકત્ર કરી કઢાઈમા નાખી એક પ્રહર પર્યત તીવ્રાગ્નિ આપ્યા પછી રૂપુ જેટલુ નાખ્યુ હોય તેટલુ જ નીકળે તો લોહ મૃત થયુ છે એમ સમજવુ, નહિ તો પુન મારણ કરવુ **લોહદ્રાવણ:**—(૧) લીંબુના રસમા હિંગળોક નાખી લોહ તપાવી તેમા ઝબોળવુ. આ પ્રમાણે ઘણી વખત કરવાથી લોહનુ દ્રાવણ થાય છે (૨) દેવલાલી(કૂકડવેલ)ની રાખ પુરુષના મૂત્રમા ૨૧ વાર ગાળવી તથા તેનો ક્ષાર કાઢી, કાતિ-લોઢુ તપાવી તે ઉપર તે ખાર નાખવાથી લોહને પાતળુ કરે છે (૩) ગધકને દેવલાલીના રસની ૭ ભાવનાઓ આપવી તે ગધક, લોહ તપાવી તે ઉપર નાખવાથી લોહ પારા જેવુ પાતળુ થાય છે (૪) તીખા લોઢાનુ ચૂર્ણ લઈ આમળાના રસમા સાત દિવસ ભીજવી રાખી તડકામાં રાખવુ, તેમ જ ક્ષીરકદના રસ વડે ભીંજવી સાત દિવસ તાપમા રાખવુ, પછી કુલડીમા ઘાલી દેવતામા તે કુલડી ગોઠવી ગાળવાથી, ઘણા દિવસ પારા જેવુ પાતળુ રહે છે (એક) એક ટાંક લોહનુ ચૂર્ણ ફણસના રસમા મેળવી સાત દિવસ તાપમા રાખવુ પછી ખાટા પદાર્થોમા મર્દન કરવુ અને કુલડીમા ઘાલી રસ કરવો, એટલે લખવાજોગ પાતળુ દ્રવરૂપ રહે છે, એમા સશય નથી **સપ્તધાતુભસ્મપરીક્ષા:**—સપૂર્ણ મૃત ભસ્મને મિત્રપચકમા તપાવી, જ્યારે ધાતુ ઉત્પન્ન થાય નહિ તથા પાણી પર તરે ત્યારે તે સેવન કરવી **મિત્રપંચક:**—ગૂગળ, ચણોઠી, ઘી મધ અને ટકણખાર એ પદાર્થો મૃત ધાતુના જીવનરૂપે છે **નિરુત્થાન:**—તૈયાર થયેલી ભસ્મ અને ગધક સમાન લઈ કુવારના રસમા એક દિવસ ખરલ કરી કુલડીમા નાખી કપટમદ્રી કરી ગજપુટ આપવો. એ પ્રમાણે સર્વ લોહનુ નિરુત્થાન કરવુ **અપકવ ધાતુમારણ:**—ઘોડાના નખ, હસ્તિદત, ભેસનાં શિગડાનુ મૂળ, બકરી અને સમલાના નખ, મેઢાનુ શિગડુ, મધ, ઘી, ગોળ, ચણોઠી, ટકણખાર, તેલ અને મીઠુ, એ સર્વ પદાર્થો સમભાગે એકત્ર ખરલ કરી તેમા સર્વ લોહ મારણ

કરવુ. **ભસ્મવર્ણ:**—સુવર્ણભસ્મનો તથા પિત્તળભસ્મનો વર્ણ કળન્નના ફૂલના રંગ જેવો, અથવા પીળી કોડીના રંગ જેવો, તાંબાની ભસ્મનો વર્ણ મોરના કંઠ જેવો નીલવર્ણ, રૂપાની અને કલાઈની ભસ્મો સફેદ, સીસાની ભસ્મ કાળા સર્પના વર્ણની અને તીખા લોઢાની ભસ્મ કાજળ જેવી કાળી થઈ એટલે શુદ્ધ થઈ એમ સમજવુ એથી કરી વાંતિ ભ્રમ આદિ થતી નથી. એ સમજીને જે કરે છે, તેના બગાડથી પણ વધવાનું નથી. **ભસ્મસેવનપ્રમાણ:**—સોનુ, રૂપુ, તાંબુ ૧ ચણોઠીભાર તથા તીખુ લોહ, કલાઈ, સીસુ અને પિત્તળ, એ બેથી ત્રણ વાલ આપવી. એ ભસ્મ સાથે લીંડીપીપર અને મધ અગર અને ગાયના ઘીના અનુપાન ગોળવુ.

## ૩૧ ફટકડી

સં૦ સ્ફટીકી, તુવરી. મ૦ તુરટી હિં૦ ફિટકરી. ક૦ ફટકડી તે૦ પટિકારો કા૦ જાતુ ફેત અ૦ શબ્બ ફ૦ ફતાગ ઇં૦ વીટ્રીલ વ્હાઈટ, એલમ. લા૦ એલ્યુમેન બં૦ ફટકિરિ

ફટકડી એ ભારતમાં દેશના અરણ્યમાની મૃત્તિકા છે વસ્ત્રાદિકોને રંગવાથી લાલ કરવા પડે છે એ પારદબંધક છે. ઔષધોમા એને ફુલાવી લેવી.* **ફટકડી:**—તીખી, કડવી, તૂરી, ઉષ્ણ, ખારી, લેખન, ખાટી, ગ્રાહક, આંખોને હિતાવહ, પારદબંધક કેશ ... , વ્રણરોપક તથા યોનિસંકોચકારક છે, અને વિષૂચિકા, ધોળા કોઢ, નેત્રરોગ, ત્રિદોષકર પિત્ત, ઊલટી, વિસર્પ તથા તાવનો નાશ કરે છે. ઉપયોગ—(૧) **મુખરોગ ઉપર:**—ફુલાવેલી ફટકડી પાણીમા નાખી તેના કોગળા કરવા (૨) **કાનમાંથી પરુ વહે છે તેને માટે:**—ફુલાવેલી ફટકડીના પાણીની પિચકારી મારવી અથવા ફુલાવેલી ફટકડીનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરી નાખવુ (૩) **સર્પના વિષ ઉપર:**—ફટકડીનો ગાંગડો આંખોમા ફેરવવો અથવા અર્ધો તોલો ફટકડી પાણીમા વાટી આપવી. (૪) **ગરમીની ચાંદીઓ ઉપર:**—ફટકડી ફુલાવી ચાંદીઓ ઉપર ભભરાવવી (૫) **બીજી રીત:**—ફુલાવેલી ફટકડી પાણીમા ઓગાળી તેમા કાંઠો નાખી પિચકારી મારવી (૬) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર:**—ફટકડીના પાણીની પટ્ટી લગાડવી (૭) **વીંછી ચડતો બંધ થવા માટે:**—ફટકડીનો ગાંગડો દીવા ઉપર તપાવી રસ થવા લાગે એટલે લાગલો જ જ્યા ડંખ્યો હોય, ત્યા રસ પાડવો, એટલે ત્વરિત વેગ શમે છે (૮) **ગર્ભિણીના સ્તનની ડીંટડીએ દાહ થતો હોય તો:**—ફટકડીનુ પાણી કરી તે પાણીએ સ્તનની ડીંટડીઓ ધોવી (૯) **યોનિદાહ ઉપર:**—ફટકડીના પાણીની પિચકારી મારવી (૧૦) **આંખોમાંથી પાણી ગળે છે અને પિયા આવે છે તે ઉપર:**—ફુલાવેલી ફટકડીની બે ગુંજાભાર વસ્ત્રગાળ ભૂકી સવા તોલો પાણીમા નાખી. તે સવાર-સાંજ પીંછા વડે આંખમા આંજવી (૧૧) **દાંતમાંથી રક્તસ્રાવ થતો હોય અને દાઢ દુખતી હોય**

---

* સફેદ ફટકડી ઉપરાંત ગુલાબી તથા લાલ રંગની ફટકડી આવે છે હિંગળોકની ભસ્મ કરવા માટે એ બંને જાતની ફટકડીનો ઉપયોગ કહેલો છે **માત્રા**—૨થી ૫ રતી **ગુણધર્મ**—મુખ્ય ક્રિયા સંકોચન શરીરના કોઈ પણ ભાગમા લેપ કરવાથી શિરાઓને અને રસનાડીઓને સંકોચિત કરે છે મોઢામા અથવા કંઠનલિકામા લગાડવાથી ત્યા પણ સંકોચક્રિયા કરે છે, પેટમા આપવાથી હોજરી અને આંતરડાની શ્લૈષ્મિક ત્વચાને સંકુચિત કરે છે એ ઉપરાંત શોષણ થવા પછી આખા શરીરમા સંકોચક્રિયા કરાવે છે એટલે રસસ્રાવ વધારે થતો હોય અથવા લોહી પડતુ હોય તો તેને બંધ કરે છે આ અંદરની સંકોચક્રિયાની અપેક્ષા સ્થાનિક સંકોચક્રિયા બહુ જ પ્રબળ થાય છે બાહ્ય અથવા અંદરના પ્રયોગમા માત્રા વધારે થવાથી ઉગ્રતા દર્શાવે છે અને દાહ-શોથ ઉત્પન્ન કરાવે છે આ ક્રિયા બહારની ચામડી પર થતી નથી પણ શ્લૈષ્મિક ત્વચા અને ક્ષતસ્થાન પણ જણાય છે ૧ ડ્રામ માત્રાથી વધારે અપાય તો ઊલટી કરાવે છે તથા કોઈ વખત હોજરીમા વેદના ઉત્પન્ન કરાવીને જુલાબ લગાડે છે **ઉપયોગ**—હોજરી અને આંતરડાના વિવિધ રોગોમા મોતીઝરાના દસ્ત રોકવા માટે, સીસાના ઝેરથી ઉત્પન્ન થયેલ શૂળ મટાડવા માટે, જૂના ઝાડાને મટાડવા માટે તેમ જ અંદરના રક્તસ્રાવને બંધ કરવા માટે ફટકડી અપાય છે ફટકડી બહુ જ ઉત્તમ ઔષધિ છે પરમિયા, ગર્ભાશય, ક્ષત, પ્રદર, નેત્રપ્રદાહ (આંખ આવવી) આદિમા ધોવા માટે વપરાય છે મોઢામા ચાંદા હોય, મસોડા ઢીલા હોય, રક્તસ્રાવ થતો હોય તો કોગળા કરવા માટે પણ અપાય છે ક્ષયરોગમાં રાત્રે આવતો પરસેવો બંધ કરવા માટે ફટકડી ઉત્તમ ઔષધિ છે

—**સ્વામી કૃષ્ણાનંદ**

**તેના ઉપર.**—ફુલાવેલી ફટકડીની ભૂકી, મધ અને ઘીમા કાલવી દાતના મૂળમા દિવસમા બેત્રણ વાર લગાડવી. (૧૨) **પ્રમેહ ઉપર:**—ફુલાવેલી ફટકડી ૧ ચણોઠીભાર લઈ ૨॥ તોલા ત્રિફળાના કાઢાના પાણીમા ઓગાળી તેની પિચકારી મારવી (૧૩) **વાળા ઉપર:**—નાળિયેરના અર્ધાશેર પાણીમા ફુલાવેલી ફટકડી ૧ માસો નાખી આપવી, અથવા ફુલાવેલી ફટકડી ગોળમા આપવી (૧૪) **કફ, ક્ષય, કાસ અને શ્વાસ ઉપર:**—ફુલાવેલી ફટકડી મધમા આપવી. (૧૫) **અફીણ ઉપર:**—ફટકડી અને સરકી (કપાસિયા, કપાસના બી) એકત્ર વાટી ખાવા આપવુ (૧૬) **પ્રમેહ ઉપર:**—ફુલાવેલી ફટકડી, પ્રકૃતિનુ માન જોઈ યોગ્ય પ્રમાણથી દૂધમા ખડીસાકર નાખી આપવી, એથી શિલટી થશે

## ૩૨—બીડ(લો)લૂણ

સ૦ ક૦ બિડલવણ મ૦ બિડલોણ હિ૦ બિગ્યિા સચર નૌન, કટીલાનોન. બ૦ બિટલૂણ.

**બીડલૂણ:**—લઘુ, ઉષ્ણ, રુચિકર, અગ્નિદીપક, વાતાનુલોમન, રુક્ષ તથા વ્યવાયી છે, અને શૂળ, વાયુ, મેહ, ગુલ્મ, અજીર્ણ, મલાવષ્ટંભ, આનાહવાયુ, હૃદ્રોગ, જડતા, કફ અને કૃમિનો નાશ કરે છે **ઉપયોગ:**—(૧) **અજીર્ણ, શૂળ તથા વાયુ ઉપર:**—ખીડલૂણ લીબુના રસમા આપવુ. (૨) **વાળા ઉપર:**—ચૂનો અને ખીડલૂણ પાણીમા વાટી લેપ કરવો.

## ૩૩—મનશીલ

સ૦ મનઃશિલા. મ૦ મનશીલ હિ૦ મર્નસિલ, મેનસિલ. ક૦ મર્નશિલે તૈ૦ માનુશિલા ફા૦ જરનિખ અહેમર ઇં૦ રિયલગાર, રેડ, આર્સેનિક, અલ્કાઈડમ્ બ૦ મનછાલ.

મનશીલ એ હરતાળનો ભેદ છે એનો રંગ રાતો હોય છે **મનશીલ:**—ગુરુ, વર્ણકારક, સારક, ઉષ્ણ, લેખન, તીખું, કડવુ અને સ્નિગ્ધ છે, તથા વિષ, શ્વાસ, ઉધરસ, ભૂતબાધા અને રક્તવિકારનો નાશ કરે છે. **અશુદ્ધ મનશીલ:**—બળનાશક, મળબંધક તથા મૂત્રરોગ, શર્કરા અને મૂત્રકૃચ્છ્રને ઉત્પન્ન કરનાર છે **શુદ્ધિ:**—(૧) મનશીલ હળદરના કાઢામા દોલાયંત્ર વડે પચન કરવાથી શુદ્ધ થાય છે (૨) મનશીલને અગથિયાના પાદડાની સાત ભાવના આપવી, અથવા આદાના રસની સાત ભાવના આપવી, એટલે શુદ્ધ થાય છે× **ઉપયોગ**—(૧) **ખસ, દાદર, ચાઠાં ઇત્યાદિ સર્વ કુષ્ઠવિકારો ઉપર:**—મનશીલ, હીરાકસી અને મોરથૂથુ ગોમૂત્રમા વાટી લેપ કરવો. (૨) **સન્નિપાત ઉપર અંજન:**—મનશીલ અને ઘોડાવજને લસણના રસમા અથવા મનશીલને ઘોડાની લાળમા ઘસી અંજન કરવુ, એટલે અંધારા દૂર થાય છે (૩) **ઉધરસ ઉપર:**—મનશીલ, મરી, જટામાસી, નાગરમોથ અને હિંગબોટ (ઇંગોરિયા) એ ઔષધોમા ગોળ મિશ્ર કરી, તેને ચલમમા નાખી તેની મુખોષ્ણ ધુમાડી પાવી, એટલે દોષજ, દ્વંદ્વજ, સન્નિપાતજ અને સેકડો ઔષધો વડે સારી નહિ થનારી ઉધરસ આ ઔષધના ધૂમ્રપાન વડે શાંત થાય છે **બીજો પ્રકાર:**—એરડીના પાદડાને મનશીલ ઘસી ચોપડવુ અને તે પાદડાને ચલમમા અથવા હોકામા નાખી પાવા; એટલે સર્વ શ્વાસકાસ દૂર થાય છે

## ૩૪—મીઠું

સ૦ સમુદ્રલવણ મ૦ મીઠ હિ૦ સમુદ્રનોન, પાગા બ૦ કરકચલન. ક૦ તૈ૦ ઊપ્પુ ફા૦ નમક. અ૦ મિલહશોરી ઇં૦ સોલ્ટ લા૦ સોડિયમ્ મ્યુરાસ

મીઠુ એ સમુદ્રના પાણીમાથી ઉત્પન્ન થાય છે આપણા હમેશના ભોજનમા આવનાર આ એક પદાર્થ છે મીઠા સિવાય માણસને ક્ષણવાર પણ ચાલે નહિ મીઠુ ન મળે તો અશક્તિ થાય મીઠાથી સર્વ પદાર્થમા સ્વાદ આવે છે **મીઠુ:**—રુચિપ્રદ, હૃદ્ય, અગ્નિદીપક, વાળને ધોળા કરનાર,

× સોમલની ચાર જાતોમા મનશીલને ગતો સોમલ ગણ્યો છે, કારણ તે ૧૯૮ ભાગ ધોળો સોમલ અને ૧૧૨ ભાગ ગંધક એકત્ર કરી તપાવે છે એટલે ગંધક બળી જાય તે પછી બાકી રહે તે મનશીલ છે **ગરમી (ઉપદંશ) ઉપર**—મનશીલ ઝીણો વાટી મધમા મેળવી ગરમીના ચાંદા ઉપર લગાડવાથી જલદી મટે છે

ભેદક અવિદાહક, કફકર, પાકકાળે મધુર, તીખુ, કડવુ, ગુરુ, કિંચિત્ ઉષ્ણ પિત્તલ, ખારટ, સ્નિગ્ધ, શૂળનાશક, વાતનાશક અને સ્વાદુ છે ઉપયોગ—(૧) **ઊલટી થઈ કફ અને પિત્ત પડવા માટે:**—૧૦ તોલા ગરમ પાણીમા મીઠુ નાખી આપવુ ઉતાર—ઘી અને ભાત. (૨) **બરોળ અને કોલેરાના ઉપદ્રવ ન થવા માટે:**—જમવામા મીઠુ વધારે ખાવા આપવુ (૩) **અવાળુ સૂજ્યાં હોય તો:**—મીઠાના ગાગડા વડે સૂજેલા અવાળુ ફોડી પછી ફુલાવેલી ફટકડીની ભૂકી ચોળવી (૪) **સોપારી લાગી હોય તો.**—ઠડુ પાણી પાઈ મીઠાનો ગાગડો મુખમા રાખવા આપવો. (૫) **વિષમ જ્વર ઉપર:**—ઊના પાણીમા મીઠુ ઉકાળી આપવુ. (૬) **વાળા ઉપર:**—ત્રણ તોલા મીઠુ આટામા નાખી તેની એક થેપલી શેકી તે સાજરે ખાવી અને આખી રાત જાગવુ, એટલે વાળો બળી જાય છે

## ૩૫—મુરદારશિંગ(બોદાર*)

મ૦ મુરદાડશિંગ હિં૦ મુરદાસગ બ૦ પાર્વતીય મૃત્તિકાવિશેષ ફા૦ મુરદારસંગ અ૦ લીથાર્જ લા૦ પ્લબી ઓકસીડમ

બોદાર એ સીસાનો ક્ષાર છે. બોદારના ભૂખરા રગના ચળકતા સોના જેવા ટુકડા થાય છે. મુરદારશિંગ હિમાલય પર્વતના પ્રદેશ પાસેના ટેકરાઓમા, આબુના પહાડમા અને ગુજરાત પ્રાંતમા ઉત્પન્ન થાય છે એ બે પ્રકારની છે એક નાલિકાખ્ય અને બીજી રેણુકા તેમા જે પીળી, જડ, ચીકણી, તે શ્રેષ્ઠ, તથા શ્યામ, પિત્ત, લઘુ અને જેમાનુ સત્ત્વ નીકળી ગયેલુ તે રેણુકા. **મુરદારશિંગ** કલાઈની ઉપધાતુ છે **મુરદારશિંગ:**—સારક, ઉષ્ણ, કડવી, કાંતિકર, ભેદક, વ્રણરોપણ અને ઊલટી, મળ, મૂત્ર તથા પ્રમેહને હરનાર છે, તથા કફ, વાયુ, વ્રણ, શૂળ, ઉદર, કૃમિ, સોજો, આધ્માનવાયુ, ગુલ્મ, આનાહ, સોજા થકી આવેલો તાવ તથા ઉદાવર્તનો નાશ કરે છે **શોધન:**—મુરદારશિંગને સૂઠના કાઢામા ત્રણ ભાવના આપવી, એટલે શુદ્ધ થાય છે ઉપયોગ—(૧) **ગરમીની ચાંદીઓ ઉપર:**—મુરદારશિંગ અર્ધો તોલો અને ગળ ૨ તોલા, એનો ઘીમા મલમ કરી લેપ કરવો, એટલે વ્રણ જલદી ભરાઈ આવે છે, અથવા એનુ અતિશય બારીક ચૂર્ણ કરી તે ચોપડવુ. કિવા એ ચૂર્ણ મધમા ખરલ કરી તે ચોપડવુ (૨) **મૂળવ્યાધિ ઉપર.**—મુરદારશિંગ માખણમા ખરલ કરી મસાને ચોપડવી અને શેકવુ (૩) **પ્રમેહ ને ઉપદંશ માટે:**—શુદ્ધ મુરદારશિંગ અર્ધો માસો પાનમા દેવી.

## ૩૬—મુલતાની માટી×

એ પજાબમા ઉત્પન્ન થાય છે એનો રગ પીળો હોય છે એ રગના ઉપયોગમા આવે છે. ઉપયોગ—(૧) **બાળકની ડૂંટી સૂજી આવી હોય તો:**—મુલતાની માટીનો કકડો અગ્નિમા તપાવી લાલ કરી બહાર કાઢવો અને તે ઉપર ગાયનુ દૂધ નાખવુ એટલે તે કકડામાથી વરાળ

* બોદાર બનાવવાની રીત —નાના મોઢાવાળા ગોળ માટીના બે હાડલા લઈ તેને તળિયે માટીનો લેપ કરવો એક માટલામા સીસુ નાખી ઉઘાડી ભઠ્ઠીમા તેને ગાળવુ, એક મણ સીસામા ઉત્તમોત્તમ ૦ા શેર સૂરોખાર ન ખાય છે સીસુ છેક પીગળી જઈ રસ થઈ જાય એટલે હલાવતા હલાવતા થોડો થોડો (ચપટી ચપટી) સૂરોખાર નાખતા જવો સૂરોખાર મળી ગયો એટલે સીસુ ભૂરા રગવાળુ દેખાશે એવુ દેખાવા લાગે એટલે માટલુ અગ્નિ ઉપરથી ઉતારી લઈ ઠડુ થવા આવે એટલે સીસાને બીજા હાડલામા નાખવુ પછી બીજી ભઠ્ઠી જે બધ મોઢાથી થાય છે તેના ઉપર ઘુમટ થાય છે અને સામસામા કાણા હોય છે, આ ભઠ્ઠીમાં લોઢાની કુડલી બેસાડેલી હોય છે અને તેના ઉપર હાડલુ ઠેરાવે છે સળાથી એકસરખુ સીસુ હલાવતા રહે છે આ ક્રિયાથી મેલ અને સીસુ નીચે રહે છે અને બોદાર ઉપર રહે છે શુમારે સીસાનો અર્ધો ભાગ એકદમ મશીકૃત થાય છે

× મુલતાની માટી મુલતાનની આસપાસથી નીકળે છે તે બહુ જ ચીકાશવાળી હોય છે સિધ તથા પંજાબમા સાબુને બદલે વાળ ધોવા માટે તથા શરીર ધોવા માટે ઉપયોગમા લે છે કોઈ કોઈ સ્ત્રીઓ (સગર્ભા સ્ત્રીઓ) મુલતાની માટી ખાય છે, પણ માટી ખાવાથી સુવાવડ વખતે વધારે દુખ પામે છે. સોજા ઉપર મુલતાની માટી પાણીમા ભિજાવી ચોપડવાથી આરામ થાય છે

નીકળે છે, તે વરાળ વડે કૂટીને એક આપવો એમ દિવસમા બે વાર કરવુ (૨) **ગર્ભિણીને અધૂરા માસે રજોદર્શન થાય તે ઉપર:**—મુલતાની માટી ૧ તોલામા ૬ તોલા પાણી નાખી, રાત્રે કાચના વાસણમા પલાળી રાખવી પ્રાતઃકાળે તે માટી તેજ પાણીમા સારી મેળવી કપડાથી ગાળવી પછી તેમા થોડી હીંગની ભૂકી નાખી આપવી (૩) **કોરી ખસ ઉપર:**—મુલતાની માટી દહીમા અથવા ખોપરાના તેલમા ખરલ કરી લગાડવી

## ૩૭—મોતી

સં૦ ક૦ માક્તિક. મ૦ હિં૦ મોતી તે૦ મોત્યાલુ ફા૦ મરબારિદ અ૦ લોલા ઇં૦ પર્લ લા૦ માર્ગરિટા ગુ૦ મુક્તા

મોતીની ઉત્પત્તિ છીપ, શંખ, હાથી, ડુક્કર, સર્પ વાંસ, દેડકો અને કાચબામાથી થાય છે, એવુ કહેલુ છે જે મોતી ચિરા, વ્યંગ, છીપને લાગેલા, આરક્તવર્ણ, મત્સ્યાક્ષ વડે ચિહ્નિત, રૂક્ષ, અને ઉખર એવા હોય છે, તે બુદ્ધિમંતે ધારણ કરવા નહિ, તે દોષકારક છે જે મોતી નક્ષત્ર જેવા ગોળ, સ્નિગ્ધ, સ્થૂળ, નિર્મળ અને જડ હોય છે, તે મોતી મહામૂલ્યવાન સિદ્ધિસાધક છે **મોતી:**—મધુર, વૃષ્ય તથા શીત છે; અને વીર્ય બળ તથા પુષ્ટિ અને આયુષ્યને આપનાર અને નેત્રરોગ, વિષ, પિત્ત, કાસ, શ્વાસ, અગ્નિમાદ્ય તથા દાહનો નાશ કરે છે **શોધન:**—મણિ, મોતી અને પરવાળા એ જયંતીના (અરણીના) રસમા દોલાયંત્ર વડે ૧ પહોર પચન કરવા, એટલે શુદ્ધ થાય છે **બીજો પ્રકાર:**—મોતી અમ્લવર્ગમા, કાંજી, લીંબુનો રસ, ગોમૂત્ર તથા દૂધમા દોલાયંત્ર વડે શોધવા **મારણ:**—(૧) કુવાર, તાદળજો અને સ્ત્રીના દૂધમા મોતી તપાવી ડુબાડવા એ પ્રમાણે પ્રત્યેક રસ વડે સાત સાત વખત સિંચન કરવુ એટલે ભસ્મ થાય છે (૨) **માક્ષિકના મારણ પ્રમાણે:**—મોતી અને પરવાળાનુ મારણ કરવુ એ અર્ધગુંજ પ્રમાણે આપવુ. **અનુપાનો:**—(૧) **પિત્ત અને મુગ્ધતા ઉપર:**—દૂધ અને ખડીસાકરમા (૨) **ઉરઃક્ષતક્ષય અને નેત્રરોગ ઉપર:**—ઘી અને મધમા આપવા

## ૩૮—મોતીની છીપ

સ૦ મુક્તાશુક્તિ. મ૦ મોત્યાચી શિંપ હિં૦ મોતીકે સીપ ક૦ મુક્તિન શિપુ ઇં૦ ઓઇસ્ટર શેલ.

હિંદુસ્તાનની દક્ષિણમા સિંહલદ્વીપ પાસેના સમુદ્રમા અને ઇરાની અખાતમા મોતીની છીપો ઘણી મળે છે એ છીપો પાણીમા બૂડનાર લોક સમુદ્રમા ડૂબકી મારી બહાર કાઢે છે એ છીપોમાથી મોતી નીકળે છે **મોતીની છીપ:**—કડવી, સ્નિગ્ધ, રુચ્ય, મધુર અને દીપન છે, તથા શ્વાસ, હૃદ્રોગ અને શૂળનો નાશ કરે છે **શુદ્ધિ:**—મોતીની છીપ છાશમા એક રાત્રિ પલાળી રાખવી

* મોતીની પરીક્ષા કરીને મોતીને ઉપયોગમા લેવા જોઈએ શાસ્ત્રમા મોતીની પરીક્ષા નીચે મુજબ લખી છે —૨ શેર ગોમૂત્રમા ૫ તોલા સાભર નમક મેળવી એક હાંડીમા ભરવા પછી દોલાયંત્રથી મોતીને બાધી ૯ કલાક અગ્નિ આપવો ત્યાર પછી પોટલી કાઢી ધોઈ મોતીઓને ચોખાના ભૂસામા મસળવા અસલ મોતી હશે તો રંગ-રૂપ બદલાશે નહિ, ખરાબ હશે તો રંગ બદલાઈ જશે (૧) મોતીનુ શોધન —એક ઊંડા વાસણમા મોતીને તપાવી સાત વખત કુવારના રસમા ડુબાડવા મોતી તપતી વખતે ઊછળે છે, માટે વાસણ ઊંડુ લેવુ, તેમ જ સાવધાનીથી શોધન કરવુ (૨) મોતીનુ શોધન તથા પિષ્ટિ —મોતી ગરમ પાણીથી ધોઈ સૂકવી ખાંડી ભૂકો કરવો પછી ચિનાઈ માટીના પ્યાલામા નાખી બરાબર બૂડે તેટલો લીંબુનો રસ નાખવો બીજે દિવસે વળી થોડો રસ નાખવો ત્રીજે દિવસે પણ રસ સુકાઈ ગયો હોય તો થોડો નાખવો ત્યાર પછી ખરલમા નાખી ઘુંટાઈ કરવી જ્યારે લીંબુનો રસ સુકાઈ જાય ત્યારે ગુલાબજળ નાખી સાત દિવસ સુધી ઘુંટાઈ કરવાથી મુક્તાપિષ્ટિ તૈયાર થાય છે માત્રા ૧ થી ૨ રતી મલાઈ, માખણ અથવા મધની સાથે દિવસમા બે વખત આપવી (૩) મૌક્તિક ભસ્મ —ઉપરની પિષ્ટિને સ્ત્રીના દૂધમા ઘૂંટી ટીકડી બનાવવી પછી ૨૦ છાણાની આંચ આપવાથી ઉત્તમ ભસ્મ બને છે (૪) મૌક્તિક ભસ્મવિધિ —શુદ્ધ મોતીથી આઠમો ભાગ પારો તથા આઠમો ભાગ ગંધકની કજ્જલી લઈ બન્નેને ખરલ કરી કુવારના રસની ભાવના આપવી પછી ટીકડી બનાવી શરાવસંપુટ કરી ૩૦ છાણાની આંચ આપવાથી મૌક્તિક ભસ્મ તૈયાર થાય છે.

એટલે શુદ્ધ થાય છે **મારણ**:—મોતીની× છીપમાંથી ઉપર રહેલો તેજસ્વી સફેદ ભાગ લઈ (નીચેનો કાળો ભાગ દૂર કરી) કોલસાના દેવતામાં સારી ફુલાવી ઠંડી થયા પછી ખરલ કરી રાખવી. મોતીની ભસ્મના અભાવે આ ભસ્મ આપવી એના ગુણ પણ તે પ્રમાણેજ પણ તેનાથી ઓછા છે.

## ૩૯—મોરથૂથુ

મોરથૂથુ તાંબાથી ઉત્પન્ન થાય છે+એની વિષમાં ગણના છે. **શોધન***:—(૧) મોરથૂથાના સમભાગે બિલાડાની વિષ્ટા લઈ તેમાં મધ અને ટંકણખાર નાખી ખરલ કરી તેને કુલડીમાં નાખી કપડમટ્ટી કરી હલકો પુટ આપવો એ પ્રમાણે ત્રણ પુટો આપે એટલે શુદ્ધ થાય છે. (૨) મોરથૂથુ ખાટા પદાર્થોમાં નાખી તેલ વડે સિંચન કરવું તથા તે ઘોડાના મૂત્રમાં દોલાયંત્ર વડે એક દિવસ પચન કરવું એટલે શુદ્ધ થાય છે, –**મારણ**°:—ગંધક, ટંકણખાર તથા ચૂનાનો રસ એકત્ર કરી તેમાં મોરથૂથુ ખરલ કરી ઊંધી કુલડીમાં ઘાલી બે કિંવા ત્રણ નાના પુટો આપવા, એટલે ભસ્મ થાય છે **મોરથૂથાનું સત્ત્વ**=:—મોરથૂથુ અને ટંકણખારને લીંબુના રસમાં ખરલ કરી ઊંધી કુલડીમાં નાખી ભૂંગળી વડે સળગાવવું, એટલે તામ્રરૂપ સત્ત્વ ઉત્પન્ન થાય છે **મોરથૂથુ**'— તીખું, ખારું, વિષદ, લઘુ, લેખન, રેચક અને ચક્ષુષ્ય છે તથા કફ, કૃમિ અને વિષનો નાશ કરે છે ઉપયોગ—(૧) **વિદ્રધિ, ગૂમડું ઇત્યાદિ પકવવા માટે**:—મોરથૂથુ અને સાબુ ઘસી લેપ કરવો (૨) **વીંછીના વિષ ઉપર**:—મોરથૂથુ દહીંમાં ઘસી ચોપડવું (૩) **આંખના ખીલ ઉપર**:—આંખમાં મોરથૂથુની સળી ફેરવવી (૪) **વમન થવા માટે**:—મોરથૂથુ ફુલાવી તે ચોખા જેટલું મધમાં આપવું અને ઉપર ગરમ પાણી પુષ્કળ પાવું (૫) **અમ્લપિત્ત માટે**:—મોરથૂથુ ફુલાવી ચોખાભાર મધમાં આપવું (૬) **ખરજવા ઉપર**:—મોરથૂથુ પાણીમાં ઘસી લેપ કરવો અથવા મોરથૂથુ અને કળીચૂનો એકત્ર કરી લેપ કરવો મોરથૂથુ વધારે ઊડે તો ધોળો કાથો પાણીમાં ઘસી ઉપર લેપ કરવો (૭) **કાંઠરાના વિષ ઉપર**:—મોરથૂથુ બે કિંવા ત્રણ ગુંજા પર્યંત લોખંડની તવી ઉપર સાધારણ શેકી દહીંમાં કાલવી આપવું, એટલે ઊલટી થઈ કાંઠરાના વિષથી છાતીમાં બાઝેલો કફનો ગઠ્ઠો પડે છે વિશેષ ઊલટી કિંવા રેચ થવા લાગે તો ઉતાર–કાથાની ભૂકી પાણીમાં મેળવી તે પાણી થોડું થોડું પાવું (૮) **ગરમીની ચાંદીઓ માટે**:—ચાંદીઓ થતાં જ તે ઉપર મોરથૂથુ અને ગોપીચંદન ઘસી ચોપડવાં (૯) **અફીણના વિષ ઉપર**—: ફુલાવેલું મોરથૂથુ અને

× મોતીની મારણક્રિયા ખુલ્લી જગ્યામાં કરવી, કારણ કે તેમાથી દુર્ગંધ નીકળે છે, જે શરીરને હાનિકારક છે

+ તાંબુ અને ગંધક એકત્ર તપાવી તૈયાર થયેલ ઉપરસ ઉપર વરસાદનું પાણી છાંટવાથી કેટલાક વખત પછી મોરથૂથુ તૈયાર થાય છે

* (૧) **મોરથૂથુનું શોધન**:—બનાવટી મોરથૂથાને પાણીમાં ચોળી માટીના વાસણમાં રાખવું પાણી સ્થિર થઈ જાય ત્યારે મોરથૂથુ નીચે બેસી જશે તથા લીંબુનો રસ અને નવસાર જે તાંબામાંથી બનાવતી વખતે મેળવેલ છે તે પાણીની સાથે મળી જાય છે તે પાણીને ધીરેધીરે કાઢી નાખવું પછી મોરથૂથાને સૂર્યના તાપમાં સૂકવી ઉપયોગમાં લેવું

(૨) ખાણમાંથી જે મોરથૂથુ નીકળે છે તેને ગાયના મૂત્ર, ભેંસના મૂત્ર અને બકરીના મૂત્રમાં એક એક પ્રહર ઉકાળવાથી શુદ્ધ થાય છે

– મોરથૂથાને તેના જેટલાજ દૂધમાં દિવસ ૫ પલાળી રાખી લોઢાની કડાઈમાં ઘીમાં બાળવું અને ઘીને ઉડાવવાથી એની ભસ્મ થાય છે

° **મોરથૂથાની ભસ્મવિધિ**·—શુદ્ધ મોરથૂથાને સમાનભાગે ગંધક તથા ટંકણખારની સાથે મેળવી કણસના રસમાં ઘૂંટી કુક્કુટ પુટમાં ફૂંકવાથી ભસ્મ બને છે

**તુત્થ(મોરથૂથુ)ના વિકાર ઉપર**:—ચોખાની ધાણી(મમરા)ને પાણીમાં વાટી તેમાં જંબીરી લીંબુનો રસ મેળવી પીવો, અથવા વાળો(ખસ) પાણીમાં નાખી તે પાણી પીવું

= ટંકણખાર આઠમો ભાગ મેળવવો જોઈએ પછી લીંબુના રસમાં ઘૂંટી મૂષમાં બંધ કરી તેજ અગ્નિ પર ધમણ અથવા ફૂંકણીથી ફૂંકવું, એટલે સત્ત્વ નીકળી આવે છે.

ફુલાવેલો ટંકણખાર, એ બંને ઘીમાં આપવા.+

## ૪૦—રસકપૂર*

સં૦ રસકપૂર. મ૦ રસકાપૂર. હિં૦ રસકપૂર ઇં૦ પરક્લોરાઈડ ઑફ મરક્યુરી, માઈલ્ડ મ્યુરિએટ ઑફ મરક્યુરી. તે૦ મલારીસકર્પૂરમ્ પંજાબ૦ રસકપૂર તા૦ રશકરપ્પુરમ્.

**શુદ્ધિ :**—પાંગ કંટકડી, હીરાકસી અને સિંધાલૂણ, એ સમભાગે તથા વીશાંશ નવસાગર ખલમાં નાખી ખરલ કરવો અને કુંવારના રસની ભાવના આપવી, પછી ડમરુયંત્રમાં ક્રમ પ્રમાણે મધ્યમ અગ્નિ સળગાવી પચન કરવું, એટલે શુદ્ધ રસકપૂર થાય છે. બજારમાંના અશુદ્ધ રસકપૂરની વિષમાં ગણના છે એક તોલો અશુદ્ધ રસકપૂરને એક શેર ગાયનું ઘી નાખી પચન કરવું, પછી કાઢી ખરલ કરી રાખવું; એ એક કિંવા બે ગુંજા નવા ગોળમાં આપવું, અનુપાન યોજી આપવાથી સર્વ રોગ દૂર થાય છે **પથ્ય :**—દૂધ, ભાત અને તાંબુલ. **શુદ્ધ રસકપૂર :**—એ ફિરંગોપદંશરૂપ હાથીને સિંહ જેવું, સંપૂર્ણ કુષ્ઠોને પ્રલયના અગ્નિ પ્રમાણે તથા સંપૂર્ણ વ્રણનાશક હોઈ કામોત્પત્તિકર, સુવર્ણ જેવી કાંતિ, બળ, અગ્નિ અને તેજને કરનાર તથા સંપૂર્ણ રોગોને હરણ કરનાર છે **ઉપયોગ—(૧) ખરજવાં, વિસર્પ, ચાઠાં, ખસ ઇત્યાદિ ઉપર :**—શતધૌત ઘીમાં રસકપૂર ખરલ કરી ચોપડવું (૨) **અગ્નિદગ્ધ વ્રણ, ગરમીની ચાંદી, શસ્ત્રના જખમ, ખરજવાં વગેરે રોગો ઉપર :**—રસકપૂર અને કાથો એકેક ભાગ, સિંદૂર અર્ધો ભાગ અને સર્વનાથી ચોગણું ગાયનું ઘી નાખી કાંસાની થાળીમાં કાંસાની વાડકી વડે બે પહોર ખરલ કરી તે મલમને ૨૧ વાર પાણીએ ધોઈ તે ચોપડવું (૩) **ખરજવાં અને ગરમીની ચાંદીઓ ઉપર :**—રસકપૂર મોગલી એરંડાના દૂધમાં ખરલ કરી આપવું (૪) **મૂળવ્યાધિ (હરસ) માટે :**—રસકપૂર લીંબુના રસમાં ખરલ કરી ચોપડવું અને બોરડીના અંગારા વડે શેકવું. (૫) **ઉપદંશ ઉપર :**—શુદ્ધ રસકપૂર, કેસર સાકર, ચંદન, લવંગ અને જાવંત્રી. એ સમભાગે લઈ ખરલ કરી મગ જેવડી ગોળીઓ કરવી એ સવાર-સાંજ મને વખત ગંતદિવસ આપવી, એટલે ઉપદંશવિકાર દૂર થાય છે×

---

+ (૧) **વાળાનો ઈલાજ**—રૂની નાની ગાદી કરી તેના ઉપર દહીં ચોપડવું પછી ઉપરથી મોર-થૂથાનું ચૂર્ણ ભભરાવવું આ ગાદીને વાળાના મોઢા પર બાંધવાથી વાળો બહાર નીકળતો ન હોય અથવા બહાર નીકળીને તૂટી ગયો હોય અથવા ચાહે તેવી પીડા આપતો હોય તો એક અથવા બે દિવસમાં અંદર ગળીને પાણી થઈ વહી જાય છે (૨) **અપસ્માર ઉપર**—મોરથૂથું ના રતી સાકરની સાથે ખાવા આપવું (૩) **આંખની લાલી, ખીલ, પાણી પડવું, મેલ આવવો વગેરે માટે**—મોરથૂથું ૧ રતી રાા તોલા ગુલાબજળમાં મેળવી આંખમાં દિવસમાં બે વખત ટીપાં નાખવા (૪) **વિસ્ફોટકનાં કચકચતાં ઘારાં તથા દુષ્ટ વ્રણ ઉપર**—બીજી ઔષધિ લગાડવા પહેલાં મોરથૂથું ૧ વાલ, ૫ તોલા પાણીમાં મેળવી ધોઈને પછી બીજી ઔષધિ લગાડવાથી જલદી આરામ થાય છે **પ્રમેહ માટે :**—મોરથૂથું બે રતી તથા પાણી ૫ તોલા મેળવી પિચકારીથી અંદરનો ભાગ ધોવો

* રસકપૂર એક વખત ડમરુયંત્રમાં ૩ કલાક અગ્નિ આપીને ઉડાવી લેવી પછી બીજી વાર શીશીમાં ભરી વાલુકાયંત્રમાં રાખી ૧૯ કલાક મધ્યમ અગ્નિ આપવાથી ઉત્તમ રસકપૂર તૈયાર થાય છે રસકપૂર ઊડે ત્યારે એ ભયંકર દગા કરનારુ છે, માટે એ દવા દેખાદેખીથી વાપરવા જેવી નથી, અશુદ્ધ રસકપૂરથી કોઢ, સંધિવાત અને કકાદિ- રોગ થાય છે, તેમ જ પ્રબળ દાહ ઉત્પન્ન કરી મૃત્યુ કરે છે, એની ગાંતિ—ભેંસના છાણનું પાણી સાકર સાથે આપવું અથવા ધાણાને પાણી સાથે વાટી સાકર નાખી પાય તો રસકપૂરના વિકારથી મુક્ત થાય છે

× આ વટીને 'કેસરાદિ વટી' કહે છે માત્રા રથી ૪ ગોળી દિવસમાં બે વખત ઘીમાં ગોળી લપેટી ગળી જવી, ચાવવી નહિ ચાવવાથી અથવા દાંતને લાગવાથી નુકસાન પહોંચે છે, માટે સંભાળીને ઉપયોગ કરવો આ ઔષધિ સાથે ગંધકરસાયન તેમ જ મહામંજિષ્ઠાદિ કવાથ અથવા અન્ય કોઈ પણ રક્તશોધ ગૂગળ, (ત્રિફલાગૂગળ, કિશોરગૂગળ, કાંચનારગૂગળ વગેરે) અને ત્રિફળા સાથ ગંધક મેળવીને લેવાથી તરત ફાયદો જણાય છે, તથા મોઢું આવ્યા સિવાય જીર્ણરોગ દૂર થાય છે પથ્ય બરાબર પાળવું, એટલે લોહીબિગાડ ઉપદંશ, ચાંદી, વિસ્ફોટક, સંધિવા, ગૂમડાં, ગંભીરવ્રણ, કુષ્ઠરોગ, ગલગંડ વગેરે લોહી તથા ચામડીના જૂના અને હઠીલા દરદો આ ઔષધિના સેવનથી દૂર થાય છે

## ૪૧—રૂપું

સ૦ રૌપ્ય મ૦ રૂપે હિ૦ રૂપા ચાંદી. ક૦ વલ્લી તે૦ એડી કા૦ નુકરા અ૦ ફિદ્દા ઇં૦ સિલ્વર લા૦ આર્જેન્ટમ.

**શોધન×:**—(૧) સીસું દઈ શોધેલા રૂપાના કટકવેધી પતરા કરવા અને તે આમલી તથા દ્રાક્ષના રસમા જુદાજુદા શોધવા, એટલે ઉત્તમ પ્રકારના શુદ્ધ થાય છે (૨) રૂપાના પાતળા પતરા કરી તે અગ્નિમા તપાવી અગથિયાના રસમા બોળવા એ પ્રમાણે ત્રણ વખત કરવુ એટલે શુદ્ધ થાય છે **મારણ+:**—(૧) રૂપાના ઘણા પાતળા પતરા કરી તેના સમભાગે પારો અને ગધક એ બ તેના સમભાગે હરતાલ, એ સર્વ એકત્ર કરી કુવારના રસમા ખરલ કરવો, તથા તે કલ્ક વડે લેપ કરવો અને કોડિયાના સપુટમા મૂકી તેને ૩૦ છાણાનો પુટ આપવો એ પ્રમાણે બે પુટ આપવાથી તે રૂપાની ભસ્મ થાય છે (૨) સુવર્ણમાક્ષિક તથા હિગળોકનુ ચૂર્ણ કરી તે નીચે ઉપર મૂકી વચમા રૂપાના પતરા મૂકવા તથા ગજપુટ આપવો એ પ્રમાણે બે-ત્રણ ગજપુટો આપવા એટલે ભસ્મ થાય છે (૩) રૂપાના પતરા ગરમ કરી દૂધેલીના રસમા સાત વાર બુડાડવા. પછી દૂધેલીની લૂગદીમા મૂકી ૪ છાણાનો અગ્નિ કરવો આ પ્રમાણે સાત વાર કરવું, પછી દૂધેલીના રસમા તેનો ખરલ કરી ૨ લઘુ પુટો આપવા એટલે ભસ્મ થાય છે (૪) ૧ તોલો રૂપાના પતરા લઈ તે એ છાણા ઉપર મૂકવા અને તે પતરા નીચે ઉપર ૬ તોલા અજમો નાખવો પછી બીજું છાણુ ઉપર બેસાડી તેનું મોઢુ છાણ વડે બધ કરી લેવુ અને તે છાણ સુકાયા પછી તેને અગ્નિ આપવો. આ પ્રમાણે ૧૨ પુટો આપવા, એટલે રૂપાની ભસ્મ ઉત્તમ થશે **રૂપું-:**—તૂર, મીઠુ, અગ્નિદીપક, વીર્યકર, મેધ્ય, આયુષ્ય વધારનારુ, પુષ્ટિકર તથા બળકર છે, અને પાડુ તથા ક્ષયનું નાશક, કાતિકારક અને વૃદ્ધોને તરુણ કરનારુ, મગળદાયક, પ્રીતિકર, આરોગ્યપ્રદ, પુષ્ટિકર, શ્રેષ્ઠ તેમ જ દેહ, અગ્નિ તથા બળને આપનારુ છે **રૂપાની ભસ્મનાં અનુપાનો*:**—એ ૧ ગુજાભાર આપવું. (૧) **દાહ થતો હોય તો:**—સાકરમા આપવુ (૨) **વાત અને પિત્ત ઉપર:**—ત્રિફળામા. (૩) **પ્રમેહ ઉપર:**—તજ, તમાલપત્ર અને એલચીમા (૪) **પિત્તવિકારોમા:**—આમળાના મુરબ્બામા આપવુ. (૫) શતાવરીમા લીધાથી **બળ, વીર્ય વધશે અને ભૂખ સારી લાગશે.** (૬) એલચીદાણા, સાકર અને ઘીમા આપવાથી **ઉન્માદ, શિરો રોગ, પ્રમેહ, જ્વર, પિત્ત અને ગરમીના સર્વ રોગ** દૂર થઈ પુષ્ટતા પ્રાપ્ત થશે

× સીસુ ૧૬મો ભાગ તથા ટકણખાર મેળવી ચાદીનો રસ કરવો પછી ઢાળી કટકવેધી પતરા તૈયાર કરાવવા એટલે શુદ્ધ થાય છે (રસ રત્નાકર) ચાદીશોધનની વિધિ —તેલ, છાશ, કાજી, ગોમૂત્ર અને કળથીના કાઢામા ચાદીના પતરાને આગ પર તપાવી લાલ કરી ત્રણત્રણ વખત ઠડા કરવાથી ચાદી શુદ્ધ થાય છે આવી રીતના શોધનથી ભસ્મ વધારે લાભવાળી બને છે

+ રૌપ્યભસ્મવિધિ —પાચ તોલા શુદ્ધ ચાદીનો તેજ અગ્નિ પર રસ કરી (પીગળાવી) તેમા તરત ૫ તોલા શુદ્ધ પારો મેળવી ખરલ કરવી ઘૂટવામા વિલબ ન કરવો જ્યારે સારી રીતે મળી જાય ત્યારે તેમાં શુદ્ધ આમલસારો ગધક તોલા ૫ મેળવવો ઘુટાઈ કર્યા પછી તેમા તોલા ૫ શુદ્ધ તપકિયા હરતાલ મેળવવી પછી સારી રીતે ઘુટાઈ કરી કજ્જલી તૈયાર થાય ત્યારે સાત કપડમટ્ટી કરેલી અગ્નિશીશીમા ભરી વાલુકાયત્રમા બાર કલાક આચ આપવી સ્વાગ શીતળ થાય ત્યારે શીશીને કાઢી તોડી નાખવી તળિયામાથી ચાદીની ભસ્મ મળશે તથા ઉપર ગળામાથી 'તાલસિંદૂર' મળશે

– મધ સહિત સાકરને ત્રણ દિવસ ખાવાથી ચાદીના દોષથી મુક્ત થવાય છે

* શોધેલી ચાદીના એક તોલાભાર પતરાને અતરડા વડે ઘસી ઝીણો ગર કરી તેને દાડમના બીજના રસમા ૧૬ પહોર સુધી સારી રીતે ખરલ કરી જ્યારે ચાદીની કરચો નજરે ન આવે અને એકરસ દેખાય, ત્યારે તેને શરાવસપુટમા કપડમટ્ટી કરી, 'જગલી (અડાયા) છાણામા ગજપુટ આપવાથી સર્વોત્તમ ભસ્મ સિદ્ધ થાય છે એની માત્રા ૧ રતી માખણ સાથે આપવી પરેજી–બાર માસ સુધી મધ અને કેરી અથવા તેનાથી બનેલો કોઈ પણ પદાર્થ બિલકુલ ખાવો નહિ. આ પ્રયોગ એક માણસે અમારી રૂબરૂ કરી બતાવેલો અનુભૂત છે

## ૪૨–રૌપ્યમાક્ષિક ( રૂપામુખી )

સં૦ તારમાક્ષિક. ક૦ મ૦ રૌપ્યમાક્ષિક હિં૦ રૂપામખી. તૈં૦ રૂપમાગી. અ૦ મુર્કશીશાકિદા.

રૌપ્યમાક્ષિક એ રૂપા પ્રમાણે ધોળું દેખાય છે. એમા કેટલાક ગુણ રૂપાના જેવા છે એ રૂપાના અભાવે લેવુ. એ કસોટી ઉપર ઘસવાથી કસ વડે રૂપા જેવુ લાગે છે. જડ, સ્નિગ્ધ અને ધોળુ રૌપ્યમાક્ષિક શુદ્ધ જાણવુ. **રૌપ્યમાક્ષિક+:**—રૂપા જેવુ, સોના જેવુ અને તેજસ્વી, શોધવાથી અતિ ગુણ આપનાર, તથા સેવન કરવાથી, પ્રમેહ, કુષ્ટ, કૃમિ, સોજો, પાડુ, અપસ્માર અને અશ્મરીનો નાશ કરે છે. સુવર્ણમાક્ષિક જેવા જ રૌપ્યમાક્ષિકના ગુણ જાણવા **શોધન અને મારણ:**—માક્ષિકનુ ચૂર્ણ કરી કકોડી, મેટાશિગી અને જબીરી લીંબુ, એ ત્રણેનો રસમા એકેક દિવસ ખરલ કરી તપાવવાથી રૌપ્યમાક્ષિક શુદ્ધ થાય છે એનુ મારણ સોનામુખી પ્રમાણે જાણવુ

## ૪૩–લૂણારખાર

(સ૦ લવણક્ષાર મ૦ લોણારખાર. હિ૦ ક૦ લોણખાર.) 'લુણાર' કરીને વર્હાડ પ્રાતમા એક સરોવર છે, ત્યા એની ઉત્પત્તિ થાય છે **લૂણારખાર:**—અતિ ઉષ્ણ, તીક્ષ્ણ તથા પિત્તકર છે, અને વાત, ગુલ્મ ઇત્યાદિ રોગનો નાશ કરે છે.

## ૪૪–લોહકીટ ( કાટોડો )

સં૦ ક૦ લોહકિટ્ટ મ૦ લોહકીટ, મડૂર હિ૦ મંડૂર લોહસિંહાનિકા, કિટ્ટિ

જે કીટ થોડો રંગદાર, જડ, સ્નિગ્ધ હોય તે મુડ લોઢાનો; જે કાજળ જેવો કાળો, જડ અને જેને છિદ્ર નથી તે તીખા લોઢાનો, તથા જે પીળો, જડ, જે ઉપર ચારણી જેવા છિદ્રો ન હોય અને જે ફોડવાથી કાઈક રૂપા જેવો દેખાય છે તે કાતિલોઢાનો કીટ જાણવો લોહકીટથી મડૂર થાય છે. અચ્છિદ્ર, જડ, સ્નિગ્ધ, ઘટ્ટ, સો વર્ષ ઉપર થયેલો, ઘણા દિવસ ખુલ્લો રહી ઝાકળ પડેલ હોય તે જગ્યાનો કીટ લેવો. સો વર્ષ ઉપર થયેલો કીટ ઉત્તમ, એશી વર્ષનો મધ્યમ, સાઠ વર્ષનો કનિષ્ઠ તથા એ કરતા કમી વર્ષનો તે વિષ જાણવો. **મંડૂર* કરવાનો પ્રકાર:**—બહેડાનાં લાકડાના કોલસા કરી તેમા જૂના લોઢાનો કીટ નાખી ભૂગળી વડે ફૂકી લાલ થયા પછી તે કીટ ગોમૂત્રમા ઝબોળવો આ પ્રમાણે સાત વાર તપાવી ગોમૂત્રમા ઝબોળી પછી તે કીટનું બારીક ચૂર્ણ કરી ગોમૂત્રમા ખરલ કરી શરાવસપુટમા ઘાલી અથવા ચૂર્ણ નાખી બમણા ત્રિફળાનો કાઢો કરી માટલામા નાખી, તેમા ચૂર્ણ નાખી સારી રીતે ઢાકી માટલાના મોઢા પર કપડમટ્ટી કરી વગડાઉ છાણાનો જ ગજપુટ અગ્નિ કરવો. ઠડુ થયા પછી તે માટલુ બહાર કાઢી તેમાથી તે કીટનો શુદ્ધ મડૂર થાય છે તે કાઢી લેવો × **બીજો પ્રકાર:**—શુદ્ધ કરેલા લોહકીટને ત્રિફળાના કાઢાના ૨૧, ગોમૂત્રના પુટો

+ રૂપામુખી અને સોનામુખી એ બને ઉપધાતુ ૧ ભાગ લોખડ અને ૨ ભાગ ગધકથી તૈયાર કરે છે કેટલાક એમ કહે છે કે, સોનામુખી અને સુવર્ણમાક્ષિક બન્ને જુદી ઉપધાતુ છે સુવર્ણમાક્ષિક એ ત્રાબાની ઉપધાતુ હોઈ તેમા તાબુ ૨ ભાગ ગધક ૧ ભાગ અને લોખડ ૨ ભાગ તથા ગધક ૩ ભાગ એવા મિશ્રણ છે

* લુહારની કોઢમા લોઢુ વારંવાર તપાવવાથી તે જગાએ બળેલા લોઢાનો જે ગઠ્ઠો બંધાય છે તેને લોહકીટ અથવા કાટોડો કહે છે કચ્છ તાલુકામા એક પુરાતનીય ઉજ્જડ થયેલા ગામનું ખડેરં છે, ત્યાથી આ ઘણા જૂના મળી આવે છે અમદાવાદ પાસેના નરોડા ગામમા પણ આવો લોહકીટ અથવા મડૂર મળે છે, એમ સાભળ્યુ છે

× મડૂર કરવા માટે લોહકીટથી બમણા ત્રિફળા લઈ આઠગણા પાણીમા કાઢો કરવો ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવો પછી કાઢાને એક કડાઈમા નાખી તેમા લોહકીટનુ બારીક ચૂર્ણ નાખી પાણી સુકાઈ જઈ કડાઈ અને મડૂર લાલ થાય ત્યા સુધી બહેડાના લાકડાની આચ આપવી મડૂર લાલ થયા પછી અગ્નિ આપવાનું બધ કરવુ કડાઈ ઠડી થયેથી મડૂરભસ્મ કાઢી બારીક ખરલ કરી લેવો બહેડાના લાકડા ન મળે તો બાવળના લાકડાનો ઉપયોગ કરવો જે બાળકોને માટી ખાવાની બૂરી આદતથી પેટ વધે છે, ચહેરો નિસ્તેજ થઈ જાય છે, અનાજ પચતુ નથી, હાથપગ પાતળા દોરડી જેવા થઈ જાય છે, તેવા બાળકો માટે મડૂરભસ્મ અથવા મડૂરભસ્મની બીજી કોઈ બનાવટ આપવાથી સારો લાભ થાય છે

૨૧, કુંવારના રસના પુટો ૨૧ અને પંચામૃતના પુટો ૨૧, કુલ ૮૪ પુટો આપવાથી મંડૂર સર્વોત્કૃષ્ટ થાય છે **મંડૂર**:—તૂરો તથા શીતળ છે; અને પાંડુ, સોજો, હલીમક, કમળો અને કુંભકમળાનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **કમળો અને પાંડુરોગ ઉપર**:—ચાર ગુંજાથી ૬ ગુંજા સુધી મંડૂર ગોમૂત્રમા કિંવા મધ અને લીંડીપીપરમાં આપવો. (૨) **સોજા ઉપર**:—મંડૂર સાટોડીના કાઢામા આપવો (૩) **સંગ્રહણી ઉપર**:—મંડૂર છાશમા મરીની ભૂકી નાખી તેમાં આપવો. (૪) **શક્તિ આવવા માટે**:—મંડૂર ઘી અને સાકરમા આપવો. (૫) **કૃમિ ઉપર**:—મંડૂર મધ અને વાવડિંગની ભૂકીમા આપવો. (૬) **જીર્ણજ્વર ઉપર**:—મંડૂર મધ અને લીંડીપીપરમા આપવો. (૭) **પાંડુરોગ ઉપર**:—મંડૂર છાશમા આપવો. (૮) **શૂળ ઉપર**:—મંડૂર ગોમૂત્રમા સીજવી તેમાં ત્રિફળાનું ચૂર્ણ નાખી, તે મધ અને ઘીમા આપવો.

## ૪૫—લોહચુંબક

(સં૦ ચુંબક. મ૦ લોહચુંબક, હિં૦ ચુંબક.) લોહચુંબક એ એક પથ્થરની જાત છે. લોહચુંબક લોઢાનું આકર્ષણ કરે છે એમા કાંતિલોહપાષાણના ચુંબક અને ભ્રામક, એવા બે ભેદ છે. **લોહચુંબક**:—લેખન, શીતળ તથા લોઢાનું આકર્ષણ કરનાર છે અને મેદ, વિષ, જરા, કંડૂ ક્ષીણતા, મોહ તથા મૂર્ચ્છાનો નાશ કરે છે. **શોધન**:—લોહચુંબક સરગવાનો રસ અને ખાટા પદાર્થમા પચન કરવાથી શુદ્ધ થાય છે અને પારાની ક્રિયામા ઉપયોગી થાય છે **ઉપયોગ**—(૧) **પથરી ઉપર**:—લોહચુંબકનો ગાંગડો ચોખાના ધોવડામણમાં ઘસી ત્રણ માસા આપવો, એટલે પથરી ગળી જાય છે

## ૪૬—શિરગોળ (દૂધિયો પથ્થર)

**સં૦** વજ્રાભ, દુગ્ધપાષાણ. મ૦ શિરગોળા. હિં૦ શિરગોલા. ક૦ રંગખાલિય હરેલ બં૦ ફૂલખડી.

શિરગોળ એ સફેદ રંગનો અને કાચ પ્રમાણે ચળકનારો પાષાણ છે. જમીનમા શિરગોળના થર ને થર થાય છે શિરગોળ ફૂટી (ખાડી) તેની રંગોળી (સફેદ રંગના ચિત્ર અથવા શુભ અક્ષર) કરે છે. **શિરગોળ**—કિંચિત્ ઉષ્ણ તથા રુચિકર છે; અને હૃદ્રોગ, જ્વર, શૂળ, ઉધરસ, આધ્માન અને પિત્તનો નાશ કરે છે. **ઉપયોગ**—(૧) **અગ્નિદગ્ધ વ્રણ ઉપર**:—શિરગોળ અગ્નિ પર શેકી બારીક કરવો, પછી તેમા તેલ ખગ્લ કરી તે ચોપડવું. (૨) **પ્રદર ઉપર**:—શિરગોળ અગ્નિ પર શેકી ચોખાના ધોવડામણમા આપવો (૩) **ઊલટી તથા દાહ ઉપર**:—નાળિયેરનુ પાણી અને પતાસામા શિરગોળ પકાવી આપવો (૪) **પેટમાં શૂળ આવતું હોય તે ઉપર**:—શિરગોળ પાણીમા ઘસી આપવો

## ૪૭—શિલાજીત

સં૦ બં૦ શિલાજતુ મ૦ હિં૦ શિલાજિત ક૦ કલુબેવરૂ, કલંટુ ઇં૦ આસફાલ્ટ જૂઝપીય. લા૦ આસફોલ્ટમ્ પંજાબીનમ્

પર્વત ઉપર મોટી શિલાઓ હોય છે તે ગ્રીષ્મ ઋતુમા તાપ વડે ઘણી તપી તેમાથી રસ ઝરી એકઠો થાય છે તેને શિલાજિત કહે છે શિલાજિત બે પ્રકારના છે. એક પર્વતોત્પન્ન તથા બીજું ખારી ભૂમિમા માટી અને પાણીના સંયોગથી થાય છે તે શિલાજિત સૌવર્ણ, રજત, તામ્ર તથા આયસ, એ ભેદ વડે ચાર પ્રકારનુ છે; તે પીત અને શ્વેત ઇત્યાદિ ભેદ વડે ઓળખવુ. સૌવર્ણ શિલાજિત જાસુદીના ફૂલ જેવું લાલ હોય છે, તે મધુર, કડવુ, શીતળ તથા પાક વખતે તીખુ હોય છે. રૌપ્ય શિલાજિત ધોળુ, ઠંડુ, તીખું તથા પાક વખતે મીઠુ હોય છે; તામ્ર શિલાજિત રંગે મોરના કંઠ જેવુ, તીક્ષ્ણ અને ઉષ્ણ હોય છે, તથા લોહ શિલાજિત રંગ ગરધણ(ગીધ)ની પાંખ જેવુ, કડવુ, ખારુ, પાક વખતે તીખુ અને ઠંડુ હોય છે. તે શ્રેષ્ઠ છે સૌવર્ણ શિલાજિત વાયુ અને પિત્ત ઉપર, રૌપ્ય શિલાજિત કફ અને પિત્ત ઉપર, તામ્ર શિલાજિત કફરોગ ઉપર અને લોહ શિલાજિત ત્રિદોષ ઉપર આપવુ શિલાજિતમા અનેક તરેહના મેલ મળેલા હોય છે, એટલા માટે શોધન કરવુ.

**શોધન**×—(૧) લોહ શિલાજિત લાવી બહારનો મળ જવા માટે કેવળ સારા પાણીએ ધોવુ (૨) લોહપાત્રમાં* કરવો લીમડો, ગળો અને ઘીની ભાવના આપવી. (૩) શિલાજિત ગાયના દૂધમા. ત્રિફળાના કાઢામાં અને ભાગરાના રસમા જુદું જુદુ એકેક દિવસ ખરલ કરી ગરમીમા રાખી કોરું કરવુ; એટલે શુદ્ધ થાય છે. જે શિલાજિત દેવતા ઉપર નાખવાથી ધુમાડો આવતો નથી, પાકકાળે લિંગાકાર થાય છે. સળી વડે પાણીમાં નાખવાથી તતુ જેવુ, તળિયા પર્યંત ગળતું રહે છે અને ગોમૂત્રના જેવી ગધ આવે છે, તે શુદ્ધ જાણવુ એ અનુપાન પરત્વે સર્વ રોગ ઉપર આપવુ. **શિલાજિત:**—તીખુ, કડવુ, ઉષ્ણ, પાકકાળે તીખું, રસાયન, છેદી, એવુ છે, તથા કંપ, પ્રમેહ, અશ્મરી, શર્કરા, મૂત્રકૃચ્છ્ર, ક્ષય, શ્વાસ, વાયુ, અર્શ, પાડુરોગ, અપસ્માર, ઉન્માદ, સોજો, કોઢ, ઉદર અને કૃમિનો નાશ કરે છે. **સોરક શિલાજિત:**—શ્વેતવર્ણ કિંવા અગ્નિવર્ણ હોય છે તે મૂત્રરોગ વિષે હિતકારક છે. **ધોળું શિલાજિત:**—મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, પ્રમેહ, કમળો અને પાડુરોગનો નાશ કરે છે એલચીના પાણીમા મેળવે એટલે તે શુદ્ધ થાય છે. **ઉપયોગ—(૧) મૂત્રકૃચ્છ્ર, મૂત્રાવરોધ, પ્રમેહ અને ક્ષય ઉપર:**—એક માસો શિલાજિત એલચી અને લીંડીપીપરમા ભક્ષણ કરાવવુ **(૨) મૂત્રકૃચ્છ્ર ઉપર:**—શિલાજિત એક ચણોઠીભાર ચાર તોલા ઠડા પાણીમા ઓગાળી તેમા તેટલુ જ ગાયનુ દૂધ અને સાકર નાખી આપવુ; અથવા શિલાજિત લાકડપાષાણભેદ, લીંડીપીપર અને એલચી-દાણાનુ ચૂર્ણ પાણી સાથે અથવા ચોખાના ધોવડામણ સાથે કિંવા ગોળ સાથે ખાવા આપવું; એટલે જો મૂત્રકૃચ્છ્રી આસન્નમૃત્યુ (મરણપથારીએ) હશે તોપણ બચશે **(૩) કુંભકમળા ઉપર:**—શિલાજિત ગોમૂત્રમા પાવુ **(૪) મૂત્રાઘાત વગેરે મૂત્રરોગ ઉપર:**—શુદ્ધ શિલાજિત સાકર અને કપૂર એકત્ર કરી ખાવા આપવું. **(૫) અશ્મરી(પથરી)યુક્ત મૂત્રકૃચ્છ્ર ઉપર:**—શિલાજિત મધમા આપવુ. **(૬) પ્રમેહ અને પ્રદર ઉપર:**—શિલાજિત મધમાં અથવા દૂધ-સાકરમા આપવુ +

---

× (૧) **શિલાજિતશોધનવિધિ**—૧ શેર ત્રિફળા મોટામોટા ખાડી ૬૮ ગણા પાણીમા ઉકાળવા, જ્યારે ચોથો ભાગ પાણી શેષ રહે ત્યારે ઉતારી પાણી ગાળી લેવુ પછી તેમા ૧ાા શેર શિલાજિતનુ ચૂર્ણ નાખી ૨૪ કલાક ભિન્જવી દેવુ પછી પાણીને નિતારી લેવુ. આ નીતરેલા પાણીને કડાઈમા અગ્નિ પર ગરમ કરવુ જ્યારે રાબડીના જેવુ થઈ જાય ત્યારે ઉતારી લેવુ આ શિલાજિત અગ્નિપુટી કહેવાય છે

(૨) સૂર્યપુટી તથા મલાઈ શિલાજિત—ઉપર મુજબ નિતારેલા પાણીને સૂર્યના તાપમા ૪૦ દિવસ રાખવુ જેમ જેમ ઉપર મલાઈ આવતી જાય તેમ તેમ ઉતારતા જવુ આ ઉપરથી ઊતરેલા ભાગને મલાઈ કહે છે. પાછળથી જે શિલાજિત રાબડી જેવુ થઈ જાય તે સૂર્યપુટી કહેવાય છે

ઉપર મુજબ અગ્નિપુટી, સૂર્યપુટી તથા મલાઈ સર્વ વૈદ્યો વ્યવહારમા લે છે ઉપર મુજબ તૈયાર થયેલા શુદ્ધ શિલાજિતને ન ૨ અથવા ન ૩મા કહેલી રીતિથી પુન શોધન કરે તો વધારે ગુણદાયક બને

રસ, ઉપરસ, પારા, રત્ન અને લોઢામા જે જે ગુણ રહેલા છે તે સર્વ ગુણ શિલાજિતમા રહેલા છે, કારણ કે શિલાજિત ધાતુઓનો સાર છે. શિલાજિત વૃદ્ધાવસ્થા તથા મરણને જીતે છે તાત્પર્ય કે શિલાજિત નિયમપૂર્વક સેવન કરનારનુ શરીર છેવટ સુધી સુદૃઢ અને નીરોગી રહે છે પ્રમેહ ઉપર તો શિલાજિત પહેલા નબરની ઔષધિ ગણાય છે બાકી સર્વ રોગ ઉપર શિલાજિતનો ઉપયોગ શાસ્ત્રમા લખેલો છે શાસ્ત્રમા એટલે સુધી લખેલો છે, કે ૪૦૦ તોલા શિલાજિત ખાય તે પૂર્ણ ૧૦૦ વરસ સુધી જીવે છે વાગ્ભટે લખેલુ છે કે મધુપ્રમેહના દરદી જેનો વૈદ્યોએ ત્યાગ કરેલો હોય, અસાધ્ય દરદ થઈ ગયુ હોય, ઔષધિ લઈને કટાળી ગયો હોય તે પણ જો નિયમપૂર્વક શિલાજિતનુ સેવન કરશે તો અવશ્ય તે નીરોગી અને સુદૃઢ શરીર-વાળો બની જશે ચરકાચાર્ય કહે છે કે એવો કોઈ પણ રોગ નથી કે જે શિલાજિતથી મટે નહિ

* લોઢાની કડાઈમા શિલાજિત નાખી અનુક્રમે રાત્રે કડવા લીમડાની તથા ગળોના ક્વાથની અને ઘીની ભાવના આપવી રાત્રે ભાવના આપવી તથા દિવસમા સૂર્યના તાપમા કડાઈ મૂકવી જોઈએ આવી રીતે ત્રણ ભાવના આપવાથી શિલાજિતની શુદ્ધિ થાય છે

+ (૧) વાગવાથી લોહી જામી જઈ સોજો આવે છે તે ઉપર —શિલાજિત કપડા પર ચોપડી બાધી દેવુ.

(૨) પ્રમેહ તથા પ્રદર ઉપર —(શિલાજતુ વટી) શુદ્ધ શિલાજિત ૨ તોલા તથા લોહભસ્મ અને સુવર્ણ-માક્ષિક ભસ્મ એકેક તોલો મેળવી ખરલ કરી બબ્બે રતીની ગોળી બનાવવી એકેક ગોળી દિવસમા બે વખત માખણ અથવા દૂધની મલાઈ(તર)ની સાથે આપવી, જેથી થોડા દિવસમા પ્રમેહ તથા પ્રદરરોગ દૂર થશે

(૩) પ્રમેહાતક વટી (પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર તથા પેશાબની બળતરા માટે)—શુદ્ધ શિલાજિત ૧ાા તોલો

## ૪૮—શંખ

(સં૦ મ૦ હિં૦ ક૦ શંખ. તે૦ શંખમુ ઇં૦ કોચ.) શંખની ઉત્પત્તિ સમુદ્રમા થાય છે નદીમા અથવા સમુદ્રમા ઉત્પન્ન થનારા જે બારીક શંખ તેને ક્ષુદ્ર શંખ અથવા શંખલા કહે છે શંખ દક્ષિણાવર્ત અને વામાવર્ત, એ ભેદ વડે બે પ્રકારના છે. દક્ષિણાવર્ત શંખ પુણ્યયોગે મળે છે તે જેને ઘેર હોય ત્યા લક્ષ્મી વાસ કરે છે તે ત્રિદોષશામક, શુદ્ધ અને નવ નિધિમાનો એક નિધિ છે; તથા ગ્રહ અને અલક્ષ્મીની પીડા, ક્ષય, વિષ, કૃશતા અને નેત્રરોગનો નાશ કરવા માટે સમર્થ છે. જે શંખ ધોળા ચંદ્રકાંત જેવો હોય તે ઉત્તમ જાણવો અશુદ્ધ શંખ ગુણકારી થતો નથી. શુદ્ધ કરી લેવા થકી ગુણ કરે છે. **શંખ:**—પૌષ્ટિક, બળકર, તીખો, ખારો, શીત, ગ્રાહક, ચક્ષુષ્ય અને વર્ણ્ય છે, તથા શૂળ, ગુલ્મ, સંગ્રહણી, રેચ, આંખોનુ ફૂલુ અને ફોડકીઓનો નાશ કરે છે **ક્ષુદ્રશંખ:**—શીત ગ્રાહી, દીપન અને પાચન છે, તથા નેત્રરોગ, ફોલ્લા અને શીતજ્વરનો નાશક છે. **શોધન:**—શંખ આમ્લવર્ગ અને કાંજીમા દોલાયંત્ર વડે પચન કરવાથી શુદ્ધ થાય છે, અથવા છાશમા એક રાત્રિ પલાળી રાખવો, એટલે શુદ્ધ થાય છે, **ક્ષુદ્રશંખનું શોધન** શંખ પ્રમાણે કરવુ અને મારણ છીપ પ્રમાણે કરવુ. **મારણ*:**—×શંખના કકડા કોલસાના દેવતામા લાલ થાય ત્યા સુધી તપાવી લીંબુના રસમા ઝબોળવા તથા બારીક ખરલ કરી રાખવા. **ઉપયોગ—(૧) શૂળ ઉપર:**—અર્ધો તોલો ઘી અને એક ચણોઠીભાર શેકેલી હિંગમા બે ગુંજા શંખભસ્મ આપવી (૨) **અજીર્ણ ઉપર:**—શંખભસ્મ લીંબુના રસમા સાકર નાખી તેમા આપવી. (૩) **ઉધરસ ઉપર:**—એક ગુંજાભાર શંખભસ્મ પાનમા આપવી (૪) **આમાતિસાર ઉપર:**—જાયફળનુ ચૂર્ણ અર્ધો માસો, ઘી અર્ધો તોલો. એમા બે ગુંજાભાર શંખભસ્મ આપવી. (૫) **અહીરા ઉપર:**—શંખ મધમા ઘસી અંજન કરવુ. (૬) **ત્રિદોષશૂળ ઉપર:**—શંખભસ્મ. સિંધવ, હિંગ અને ત્રિકટુનુ ચૂર્ણ ગરમ પાણીમા આપવુ. (૭) **પરિણામશૂળ ઉપર:**—શંખની ભસ્મ ગરમ પાણીમા આપવી (૮) **પ્લીહોદર ઉપર:**—સારા પાકેલા લીંબુના ૯–૧૦ માસા રસમા શંખભસ્મ નાખી તે પાવી એટલે કાચબા જેવી વધેલી પ્લીહાનો પણ જરૂર નાશ થશે (૯) **સન્નિપાત સંગ્રહણી ઉપર:**—શંખભસ્મ અને સિંધવ ત્રણ માસા પર્યંત મધમા આપવુ; એટલે કઠિન સંગ્રહણીનો પણ નાશ થશે.

## ૪૯—શંખજીરું

મ૦ શંખજીરે ફા૦ સંગેજરાહત વ૦ ચુરીભાઠા. ઇં૦ સોપ સ્ટોન. લા૦ સીલીકેટ ઓફ-

---

બંગભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૧ તોલો, અક્કલગરો ૩ માસા, ટોપરુ ૧ તોલો, ખારેક ૧ તોલો, કેસર ૧ તોલો, બદામનો મગજ ૧ તોલો, જાયફળ ૧ તોલો તથા સાકર ૩ તોલા પહેલી ત્રણ ઔષધિ અલગ રાખી બાકીની સર્વ વસ્તુ બારીક ખાંડી લેવી પછી ખરલમાં નાખી મેળવી પાણીથી અર્ધાઅર્ધા માસાની ગોળી બાંધવી માત્રા ૧થી ૨ ગોળી દિવસમા બે વખત ખાઈ ઉપર દૂધ પીવુ આ ઔષધિ થોડા દિવસ સેવન કરવાથી પ્રમેહરોગનો નાશ થાય છે

* એક મહાત્મા શંખના નાના ટુકડા કરી તેને આકડાનુ દૂધ, કુંવરપાઠાનો ગર્ભ, ગરજિભિ, મધ, અફીણનો કસૂંબો, ગાયનુ દૂધ અને ખાખરાના પાદડાના સૂક્ષ્મ અગ્નિથી જુદા જુદા સાત પુટ આપી, આઠમો શુવરના દૂધમા ગજપુટ આપી શંખભસ્મ કરતા હતા

× આ પ્રમાણે ત્રણ વખત કરવાથી નરમ ભૂકો થઈ જાય છે આ ચૂર્ણને (ભસ્મ) એક કુંવારના રસની અથવા લીંબુના રસની ભાવના આપી ટીકડી બનાવી સુકાવી સંપુટ કરી એક ગજપુટ આપવાથી સુંદર સફેદ રંગની ભસ્મ થાય છે તે ભસ્મ ૩થી ૬ રતી સુધી દિવસમા બે વખત સર્વ પ્રકારના નવા તથા જૂના ઉદરરોગ પર આપવી

(૧) શંખભસ્મની બીજી વિધિ—લીંબુના રસમા ઝબોળેલા શંખના ચૂર્ણને ત્રણ દિવસ આકડાના પાનના રસમા ભિંજાવી ખરલ કરી ટીકડી કરવી, તેને સૂર્યના તાપમા સુકાવી ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ બને છે આ ભસ્મ વાળો–જેને નીકળ્યો હોય તેને ત્રણ દિવસ ગોળમા આપવી ઉધરસ તથા દમના રોગમા તેમ જ ઉદરરોગમા આ ભસ્મ ઉપરની ભસ્મ કરતા વધારે બળવાન છે

– નેત્રરોગમા શંખની નાભિનો ઉપયોગ શંખના કરતા વધારે સારો કહેવાય

મેગ્નેશિયા ૨૦ સેલખડી

શંખજીરું એ એક પથ્થરની જાત હોઈ એનો રંગ ધોળો હોય છે એ અતિશય મૃદુ હોય છે. **ઉપયોગ**—(૧) **ક્ષત, કાસ અને રક્તપિત્ત ઉપર**:—શંખજીરાની ભૂકી ઘી અને સાકરમા આપવી. (૨) **ઉપદંશાદિ સર્વ વ્રણ ઉપર**:—ગરમી વડે અંગ ઉપર લાલ અને પ્રસરનારા ચાદાં થાય છે, તે ઉપર શંખજીરું ઘી કે માખણમા ખરલ કરી ચોપડવુ (૩) **ઘાયાળ વ્રણ ઉપર**:—શંખજીરું અને પાષાણભેદ ઘીમા અથવા માખણમા ખરલ કરી ચોપડવુ. (૪) **ગૂમડું, જખમ, ભગંદર અને બદ ઉપર મલમ**:—શંખજીરું ૨ તોલા, ગેરુ ૧ તોલો, રાળ ૧ તોલો, મુરદારશિંગ ૧ તોલો, મીણ ૩ તોલા અને ઘી ૫ તોલા લઈ પહેલા મીણ અને ઘી કઢવી પછી તેમા બાકીના ઔષધો નાખી મલમ તૈયાર કરવો. વ્રણને પાણીથી ધોઈ નાખી, તેના પર પટી મારવી. (૫) **ખોડા ઉપર**:—શંખજીરુ, ચીકણી સોપારી અને ધોળા કાથાની ભૂકી માખણમા ખરલ કરી ચોપડવી (૬) **કર્ણસ્રાવ ઉપર તથા કાનમાં દાહ થતો હોય તે ઉપર**:—શંખજીરુ તથા ધોળા કાથાની વસ્ત્રગાળ ભૂકી કરી માખણની પગશમા નાખી તે કાનમા નાખવુ (૭) **મુખરોગ ઉપર**:—શંખજીરાનું ચૂર્ણ માખણમા કાલવી મોઢામા ચોપડવાથી મુખરોગ સારો થાય છે, અથવા શંખજીરું અને ગેરુનું ચૂર્ણ ચોળવુ (૮) **ઓસાર ઉપર**:— ધોળા કાથાની અથવા શંખજીરાની ભૂકી વારંવાર ઘસવી (૯) **અટકાવ ઘણો પડતો હોય તે ઉપર**:—શંખજીરુ અને પાષાણભેદનું ચૂર્ણ દૂધમા આપવુ

## ૫૦—સાજીખાર

**સાજીખાર**:—સં૦ સ્વર્જિક્ષાર. મ૦ સજ્જીખાર હિં. સજી ક૦ સાજીખાર ફા૦ સજાગ-કાલિયા અ૦ કલીબ શબુલ, અશ્કર. ઈં૦ કારબોનેટ ઑફ સોડા લા૦ આસ્ટોનેમન ઈંડિકમ્.

એ પંજાબમા ઉત્પન્ન થાય છે એનો રંગ કાળાશ પર હોય છે **સાજીખાર**:—તીખો, ઉષ્ણ તથા તીક્ષ્ણ છે, અને ગુલ્મ, શૂળ, વાયુ, કફ, કૃમિ, આધ્માનવાયુ તથા પેટમાના વાયુનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **બાળકોના પેટમાંના વરાધ વગેરે રોગ ઉપર**:—સાજીખારનું ચૂર્ણ ગોળમા આપવુ. (૨) **પેટમાંના વાયુ અને શૂળ ઉપર**:—સાજીખાર, સંચળ અને મધ એકત્ર કરી તેમા હિંગ નાખી તે આપવુ (૩) **ગૂમડું ફૂટવાને**:—સાજીખાર અને જવખારનુ એક બિંદુ ગૂમડાના મોઢા પર મૂકવુ; એટલે ગૂમડુ ફૂટશે (૪) **પેટશૂળ ઉપર**:—સાજીખાર એક માસો ઠંડા પાણીમા આપવો (૫) **અજીર્ણ ઉપર**:—સાજીખાર અને સંચળ આપવો

## ૫૧—સીસું

**સીસું**:—સં૦ સીસક મ૦ શિસે, હિં૦ ક૦ સીસા. તૈ૦ રાગી ફા૦ સુબે અ૦ રૂસાસુલ અખદ ઇ૦ લીડ લા૦ પ્લંબમ.

**શોધન**:—(૧) સીસુ અગ્નિ ઉપર પાતળુ (રસ) કરી છિદ્રવાળા માટલામા આકડાનુ દૂધ નાખી તેમા નાખવુ આ પ્રમાણે ત્રણ વખત સીસાનો રસ કરી આકડાના દૂધમા નાખવો એટલે શુદ્ધ થાય છે. એ તપાવી આકડાના દૂધમા નાખતા, સીસું અંગ ઉપર ઊડી આવવાની ધાસ્તી હોય છે; માટે સાવચેતી રાખવી * (૨) લોઢાના વાસણમા સીસુ પાતળુ કરી ત્રિફળાના કાઢામા કિંવા કુંવારના રસમા અથવા હાથીના મૂત્રમા સાત વાર ગાળવુ એટલે શુદ્ધ થાય છે **મારણ**:—× ૧) સીસામા શુદ્ધ મનશીલ મેળવી મજબૂત કઢાઈમા નાખી નીચે દેવતા

* માટીનુ વાસણ હશે તો ફૂટી જવાનો ભય રહે છે ખુલ્લા મોના વાસણ ઉપર ઘટીનુ પડ રાખી શોધન કરવુ જોઈએ કલાઈ નીચે ટીપણી આપેલી છે તેવી રીતે તેલ, છાશ, ગોમૂત્ર તથા કળથીના ક્વાથમાં શોધન થાય તો વધારે લાભદાયક બને છે

× (૧) નાગભસ્મ કરવાની વિધિ —નં ૧ મા જણાવેલી રીતે કડાઈમા ત્રણ કલાક ઘુંટાઈ કરી ભસ્મ કરી લેવી પછી શુદ્ધ ગંધક સમભાગે મેળવી લીંબુના રસની ભાવના આપી ઘુંટાઈ કરવી પછી ગોળો

કરવો અને થોડે થોડે દેવતા વધારતા જવું; તથા અરડૂસીના દાડા વડે ઘૂંટવું એટલે ભસ્મ થવા લાગે છે. સારી ભસ્મ થાય ત્યા સુધી સારી રીતે દેવતા કરવો કે જેથી સર્વ સીસાની ભસ્મ થશે (૨) સીસું તથા અગથિયાની છાલ એક જગ્યાએ કૂટી સીસાનાં પતરાં કરવા તથા તે કલેડામા નાખી પાતળા કરી અરડૂસીના લાકડા વડે ઘૂટવુ. બધા સીસાની ભસ્મ થાય એટલે એકત્ર જમાવી પુનઃ લાલ અગ્નિ જેવુ તપાવવુ. પછી કલેડામાથી કાઢી અષ્ટમાશ મનશીલ મેળવી, અરડૂસીના રસમા ખરલ કરી ગજપુટ આપવો. એ પ્રમાણે સાત પુટો આપવા; એટલે સીસાની સિદૂર જેવી ભસ્મ થાય છે. (૩) સીસુ અને મનશીલનુ ચૂર્ણ અરડૂસીના રસમા ખરલ કરી ગજપુટ આપવો. આ પ્રમાણે ત્રણ પુટો આપવાથી જ સીસાની ભસ્મ સારી થાય છે (૪) સીસુ કડાઈમા નાખી તેનુ પાણી કરી કેવડાના સોટા વડે આખો દિવસ નિરંતર ઘૂટતા રહેવુ એટલે લાલ ભસ્મ થાય છે. એ નિત્ય ૧ અથવા ૨ ગુંજા પ્રમાણે આપવી (૫) સીસાના સમાન સુરોખાર લઈ સીસાને કડાઈમા નાખી નીચે તીવ્રાગ્નિ કરવો અને સીસા ઉપર થોડો થોડો સૂરોખાર નાખી લોઢાની સળી વડે ઘૂટવુ બધા સૂરોખારનુ ચૂર્ણ થઈ રહ્યા પછી કડાઈમાથી ભસ્મ કાઢી વાટી રાખવી. (૬) પાશેર પર્યંત સીસું કડાઈમા નાખી તીવ્રાગ્નિ કરવો અને કડાઈમા કુંવારનો ગર્ભ નાખતા જવુ. એ પ્રમાણે ૨ મણ ગર્ભ બળી જાય ત્યા સુધી અગ્નિ કરવો. એટલે સીસાની ભસ્મ ઉત્તમ થશે. **કલાઈ અને સીસાની ભસ્મ:**—એ સર્વ મળી ૨ તોલા લઈ કડાઈમા નાખી રસ કરી તેને ગાયના ઘીમા છમકારવુ. પછી માટીના પાત્રમાં નાખી ચૂલા ઉપર મૂકી રસ કરવો અને તેમા ત્રણ અધોળ પોસ્ત(ખસખસના ડોડવા)નુ ચૂર્ણ કરી તે વારવાર નાખતા જવુ. બધાની ભસ્મ થાય એટલે તે ઉતારી તેને ખાટા દહીમા ખરલ કરી તેની થેપલી કરવી અને તે કલેડામા મૂકી તીવ્રાગ્નિ કરવો તેને સારો વાસંતી રગ આવે એટલે નીચે ઉતારી લેવી. તે ભસ્મ ધાતુક્ષય ઉપર ૧ ગુંજાભાર આપવી **નાગભસ્મના ગુણ:**—સીસાની ભસ્મ સો હાથીનુ બળ આપે છે, વ્યાધિનાશ કરે છે તથા જિંદગી વધારે છે અને ક્ષત, વાયુ, ગુલ્મ, પાડુ, કૃમિ, કફ, શૂળ, પ્રમેહ, ઉધરસ, સગ્રહણી, ગુદરોગ તથા અગ્નિમાદ્યનો નાશ કરે છે તથા કામ વધારે છે **નાગભસ્મનાં અનુપાનો:**—(૧) **કફ, વાયુ અને જલોદર ઉપર:**—અજમો, લીંડીપીપર અને મધમા (૨) **ઉપદંશ ઉપર:**—શીતળચીની અને એલચીમા. (૩) **ધાતુક્ષીણતા ઉપર:**—માખણ અને ખડીસાકરમા. (૪) **પ્રદર ઉપર:**—વંશલોચન, જીરુ, એલચી અને ખડીસાકરમા બાકીના સર્વ રોગો ઉપર અનુપાન યોજી આપવી

## ૫૨—સુરમો

**સુરમો:**—સં૦ સૌવીરાજન, સ્રોતાંજન મ૦ કાલા સુરમા હિં૦ કાલા સુરમા. ક૦ કરિસુરમા. તૈ૦ સુરમા. ફા૦ સુર્મે અસ્ફહાનિ અ૦ કુહલ ઇસમુદ ગ૦ સલ્ફ્યુરેટ ઑફ ઍન્ટીમની. લા૦ ઍન્ટીમોની સલ્ફ્યુરેટમ

સુરમો શ્વેત તથા કૃષ્ણ (કાળો) એ ભેદ વડે બે પ્રકારનો છે. એમા કાળો સ્રોતાજન તથા શ્વેત તે સૌવીરાજન, તે શ્રેષ્ઠ છે. **સુરમો:**×—મૃદુ, મીઠો, ચક્ષુને હિતાવહ, તૂરો, લેખન, સ્નિગ્ધ, ગ્રાહી

બનાવી શરાવસંપુટમા રાખી ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ બને છે આ ભસ્મ રગમા કાળી હોય છે. પ્રદરરોગ તેમ જ ઉદરરોગ પર ઉપયોગ કરવાથી તરત લાભદાયક જણાઈ છે વધારે પુટ આપે તો વધારે ગુણવાળી બને છે (૨) નાગભસ્મની બીજી રીતિ–કડાઈમા સીસુ અને જવખાર મેળવી ચઢાવવુ અગ્નિ મદ આપવો એક કડછીથી હલાવતા રહેવુ જ્યા સુધી સીસાની ભસ્મ ન થઈ જાય ત્યા સુધી વારવાર જવખાર નાખતા જવુ અને હલાવતા રહેવુ જ્યારે લાલ–પીળા રગની ભસ્મ થઈ જાય ત્યારે અગ્નિ આપવાનુ બધ કરવુ કડાઈ ઠડી થયા પછી ભસ્મને પાણીથી ધોવી ધોવાથી ભસ્મનો રગ ગુલાબી જેવો જણાશે પછી એ પાણીવાળી ભીની ભસ્મને અગ્નિ પર સુકાવી લેવાથી સુદર પીળા રગની ભસ્મ બની જાય છે

× સુવીર નામની નદીની આસપાસમાથી જે પદાર્થ મળે છે તેને સૌવીરાજન કહે છે આકાર ઊધઈની દીવાલ જેવો હોય છે તોડવાથી અદરનો રગ લીલો દેખાય છે ઉત્તર હિદુસ્તાનમાના મુસલમાન લોકો

તથા શીત છે: અને પિત્ત. કફ, ઊલટી, વિષ, હેડકી, ક્ષય તથા રક્તવિકારનો નાશ કરે છે **શુદ્ધિ:**—(૧) ત્રિફળાના કાઢામા કિંવા ભાગરાના રસમાં પચન કરવો; એટલે સુરમો શુદ્ધ થાય છે. (૨) સુરમાનુ ચૂર્ણ કરી જંબીરી (ખટ) લીંબુના રસમાં ખરલ કરી એક દિવસ તાપમાં રાખવાથી શુદ્ધિ થાય છે. એ પ્રમાણે ગેરુ, હીરાકસી, ટંકણખાર, કોડી, શંખ, ફટકડી અને મુરદારશિંગની શુદ્ધિ કરવી. **સર્વ નેત્રરોગો ઉપર સૌવીરાંજન ચૂર્ણ:**—સુરમો અગ્નિ ઉપર તપાવી, ઉપર ત્રિફળાના કાઢાનું પ્રોક્ષણ કરી સુરમો ઠંડો કરવો આ પ્રમાણે સાત વાર સુરમો તપાવી, સાત વાર તે કાઢાનો છમકો મારી ઠંડો કરવો એ જ રીતે તે સુરમા ઉપર સ્ત્રીના દૂધના સાત વાર છમકા મારવા; પછી એ જ પ્રમાણે વારંવાર ગોમૂત્રના છમકા મારવા; ત્યાર પછી ફરીથી પાચ વાર સ્ત્રીના દૂધના છમકા મારી, પછી તેનુ કાસાના ખરલમા કાસાના ઘૂટણાથી ઘૂટી બારીક ચૂર્ણ કરી આખમા અંજન કરવુ તે અંજન આખોને ઘણુ હિતકારક છે, તેથી સર્વ નેત્રવિકાર દૂર થાય છે **બીજો પ્રકાર:**—સુરમાને ત્રિફળાના કાઢાની અથવા કેળના પાણીની ૨૭ દિવસ ભાવનાઓ આપવી. તેનુ અંજન કરવું એટલે તે નેત્રોને ઘણો હિતાવહ થાય છે*

## ૫૩–સૂરોખાર*

**સૂરોખાર:**—સં૦ શેમક, ઔદ્ભિદ મ૦ મોરા, ખારાભેદ. હિં૦ સૂર્યાખાર, સોરા રૂહેગવા, વાછ, રેહમાનોન ગેહુકા નીમક. ક૦ બેંલુ ગદૃયે ઉપ્પુ. તે૦ વિટલુ ભસ્મમુ ફા૦ શોરા. અ૦ અબ કેર ઇં૦ નાઈ ટ્રે સોલ્ટ પીટર. લા૦ પોટાસ નાઈટ્રાસ

જે માટીમા લૂણો (એક પ્રકારનો ખાર) ઘણો હોય છે, એની માટીમાથી સૂરોખાર (સોરા) તૈયાર કરે છે દારૂના કામમા સૂરોખારનો ઘણો ખપ થાય છે. **શુદ્ધિ:**—કાળાશવાળો સૂરોખાર ગરમ પાણીમાં ગાળી નાખવો અને ઘણી વાર સુધી તે તેમ જ રાખવો; એટલે તેના ગાગડા થાય છે તે કાઢી લેવા. **સૂરોખાર:**—તીક્ષ્ણ, અતિ ઉષ્ણ, રેચક, તીખો, કડવો, અગ્નિદીપક, સૂક્ષ્મ, ખારો, લઘુ, દાહક, શોપક, ગ્રાહક, વાતનાશક તથા પિત્તકારક છે, અને પ્લીહા, મૂત્રકૃચ્છ્, નેત્રરોગ, વાતરક્ત, કુભકમળો, દમ, નાસાપાક, પિટિકા. મોઢાનું દુખવુ, શળ અને આધ્માનનો નાશ કરે છે. (૧) **મૂત્રકૃચ્છ્ ઉપર:**—મૂળાના પાદડાના રસમા સૂરોખાર નાખી આપવો. (૨) **મૂત્ર રોકાય છે તે ઉપર:**—લીંબુ કાપી તે ઉપર સૂરોખાર નાખી તે પેઢુ ઉપર ચોળવુ અથવા સૂરોખાર ગરમ પાણીમા આપવો. (૩) **શરીરમાંની ગરમી ઉપર:**—સૂરોખાર છાશમા આપવો. (૪) **વાળા ઉપર:**—૩ માસા સૂરોખાર છાશમા નાખી ૩ દિવસ પાવો. (૫) **દમ ઉપર:**—૧૦ તોલા સૂરોખાર લઈ તે ૮૦ તોલા ગરમ પાણીમા નાખવો. પછી તેમા જુનરી અગર અમદાવાદી કાગળ બે–ત્રણ મિનિટ પર્યંત રાખવો પછી બહાર કાઢી ગરમીમા સૂકવવો એ કાગળની બીડી કરી પાવી, એટલે દમ જલદી નાશ પામે છે. (૬) **મૂત્ર થોડું થતું હોય તો:**—સૂરોખાર પાણીમા મેળવી પાવો +

---

આખોમા નિત્યપ્રતિ આ સુરમાનુ અંજન કરે છે. સૌવીરાંજનની અપેક્ષાએ સ્રોતાંજન વિશેષ લાભદાયક ગણાય છે. એમ ભાવપ્રકાશમાં લખેલુ છે

* એક માટલીમા વાલુકાયંત્રે ભસ્મ કરેલો ટંકણખાર સારી રીતે ચોપડી તેમા સૂરોખાર શેર ૧ નાખી બીજી માટલી તેના ઉપર ઢાકી મજબૂત કપડમટ્ટી કરી ચૂલા ઉપર મૂકવી નીચે મંદાગ્નિ કરવો અને તે માટલી ઊંચી ઊપડી ન આવે માટે તે ઉપર ઘણો ભાર (પથ્થરનો) મૂકવો, એટલે તેની સારી ભસ્મ થશે આ એક રમતા ફકીરનો અખતરો છે

+ બહુ નબળા શરીરવાળાને સૂરોખાર આપવો નહિ, કારણ કે સૂરોખારના સેવનથી જ્ઞાનતંતુ નિર્બળ થાય છે સૂરોખારને તપાવી તેની પતરી કરી જવખાર તરીકે બજારમા વેચાય છે વાસ્તવમા તે ખરો જવખાર નથી તાવમા પસીનો લાવવા માટે કેટલાક ડૉક્ટરો સૂરોખારનો ઉપયોગ કરે છે

**ક્ષારપર્પટી:**—(અમ્લપિત્ત, અજીર્ણ તથા મંદાગ્નિ માટે)—સાફ કરેલ શુદ્ધ સૂરોખાર ૧૬ તોલા તથા ફટકડી ૪ તોલા બંને મેળવી ચૂર્ણ કરવુ પછી સાફ કરેલી લોઢાની કડાઈમા નાખી ધીમા તાપ પર ગરમ કરવુ જ્યારે ચૂર્ણ રસરૂપ (પાણી) થાય ત્યારે કડાઈ ઉતારી કડછીથી દવાને કડાઈમા ફેલાવી દેવા થોડા

## ૫૪–સુવર્ણમાક્ષિક (સોનામુખી પથ્થર)

સ૦ ક૦ સુવર્ણમાક્ષિક, મ૦ સુવર્ણમાક્ષિક, દગડી સોનામુખી. હિં૦ સોનામુખી. તૈં૦ સ્વર્ણ-માખી. બ૦ સ્વર્ણમાક્ષિક. અ૦ મુર્કશીશા જહવી ઇં૦ આયર્ન પાઈરાઈટીસ લા૦ ફેરી સલ્ફ્યુરેટમ

માક્ષિક ત્રણ પ્રકારનું છે સુવર્ણમાક્ષિક, રૌપ્યમાક્ષિક અને કાંસ્યમાક્ષિક સુવર્ણમાક્ષિક એ તાપી નદીમા થાય છે. એનો રંગ સુવર્ણ જેવો હોય છે. એ કિંચિત્ સુવર્ણના ગુણોની સમાન છે. એટલા માટે સુવર્ણના અભાવે સુવર્ણમાક્ષિક આપે છે તાપી નદીના તીર ઉપરનું સુવર્ણમાક્ષિક પંચ-વર્ણ હોય છે અને જે કાન્યકુબ્જ (કનોજ) દેશમા થાય છે તે સુવર્ણવર્ણ હોય છે. સુવર્ણમાક્ષિક એ સુવર્ણવર્ણ, કોણરહિત, જડ તથા હાથ ઉપર ઘસવાથી કાળાશ જણાય છે જે સુવર્ણમાક્ષિક સુવર્ણવર્ણ, જડ, સ્નિગ્ધ, કિંચિત્ નીલવર્ણ, કસોટી ઉપર સોના જેવો કસ જણાવનાર, તે ઉત્તમ જાણવુ. **સુવર્ણમાક્ષિક:**—સ્વાદુ, કડવુ, વૃષ્ય, રસાયન અને ચક્ષુષ્ય છે, તથા લિંગવર્તી, કંઠરોગ, પાંડુ, મેહ, વિષ, ઉદર, મૂળવ્યાધિ, સોજો, વિષ, કંડૂ, ક્ષય અને ત્રિદોષનો નાશ કરે છે **શોધન×:**—(૧) ત્રણ ભાગ સુવર્ણમાક્ષિક, એક ભાગ સિંધવ નાખી ચૂલા પર કડાઈમા મૂકી તેમા લીંબુનો તથા મહાળુંગનો (બિજોરાનો) રસ નાખી પચન કરવું અને લોખંડની કડછી અથવા તવેથા વડે ઘૂંટવુ. વાસણ રાતું દેખાવા લાગે એટલે શુદ્ધ થયું સમજવું. (૨) એરંડતેલમા બિજોરાના રસમા કિંવા કેળના કાદાના પાણીમા સુવર્ણમાક્ષિક બે ઘટિકા પચન કરવું; અથવા તપાવી ત્રિફળાના કાઢામા બોળવુ એટલે શુદ્ધ થાય છે **મારણ:**—(૧) સુવર્ણમાક્ષિકનુ ચૂર્ણ લોઢાની કડાઈમા નાખી તેમા અનુક્રમે કળથીનો કાઢો, છાશ તથા બકરાનું મૂત્ર નાખી લોખડની કડછી વડે હલાવી ઘૂંટવુ, એટલે ભસ્મ થાય છે. (૨) સુવર્ણમાક્ષિકનુ ચૂર્ણ કરી કલેડામા નાખી ચૂલા ઉપર મૂકી, લીંબુનો રસ વારંવાર નાખી લોઢાની કડછી વડે બે પહોર સુધી ઘૂંટવુ. લાલ દેખાવા લાગે એટલે ભસ્મ તૈયાર થઈ એમ સમજવુ સુવર્ણમાક્ષિકને ત્રિફળા, ત્રિકટુ, મરી અને ઘી, એ અનુપાનો યોજવા **ઉપયોગ**—(૧) **આંખોમાં ધોળાં ફૂલાં પડે છે તે ઉપર:**—સુવર્ણમાક્ષિક મધમા કિંવા દૂધમા ઘસી અંજન કરવુ. (૨) **પાંડુરોગ, કમળો, વાતપિત્ત અને હલીમક ઉપર:**—૩ વાલ સુવર્ણમાક્ષિકભસ્મ મધ અને લીંડીપીપરમા આપવી (૩) **ક્ષીણતા, સ્વપ્નાવસ્થા, જીર્ણજ્વર, મસ્તકશૂળ, પ્રમેહ અને મૂત્રકૃચ્છ્ર ઉપર:**—૧ વાલ સુવર્ણમાક્ષિકભસ્મ માખણ અને ખડીસાકરમા અથવા મધ અને ખડીસાકરમા આપવી*

---

વખતમાં તે દવા સુકાઈ જાય તથા કડાઈ ઠંડી થાય ત્યારે પર્પટી ઉખેડી લેવી સૂચના—આ દવાવાળી કડાઈમા પાણીનુ ટીપું ન પડવુ જોઈએ, કારણ કે પાણી અડતાં જ મોટો અવાજ થઈ કડાઈ ફાટી જશે. આ ઔષધિ ભોજન પછી દિવસમા બે વખત ૩થી ૬ રતી સુધી પાણી સાથે આપવી, જેથી અમ્લપિત્ત, બરોલ, યકૃત, શૂળ, અજીર્ણ, હોજરીનો વરમ, ગુલ્મ, મંદાગ્નિ, તાવ, જળોદર વગેરે દૂર થાય છે, અમ્લપિત્ત રોગ માટે આ ઉત્તમ ઔષધિ છે

× લીંબુનો રસ ૫ ભાગ નાખવો, કે જેથી સારી રીતે સુવર્ણમાક્ષિક ડૂબી જાય અગ્નિ ખૂબ તેજ આપવો તથા કડછીથી હલાવતા રહેવુ જ્યારે કડાઈ લાલ થાય ત્યારે અગ્નિ આપવો બંધ કરવો કડાઈ ઠંડી થાય ત્યારે ઉતારી લેવી

ઉપર મુજબ શોધન કરેલી સોનામુખીને પાણીમા નાખી ખૂબ મસળી પાણી કાઢી નાખવુ. વળી બીજી વખત પાણી નાખી મસળી પાણી કાઢી નાખવુ કે જેથી સિંધાલૂણનો અંશ ન રહે કદાચ બીજી વખત પણ પાણી વધારે ખારું જણાય તો ત્રીજી વખત પાણીથી ધોઈ સોનામુખી સાફ કરવી આવી રીતે ધોયા પછી ભસ્મ કરવા માટે ઉપયોગમા લેવી

* સોનામુખીભસ્મની પરીક્ષા—સોનામુખીની ભસ્મને સૂર્યના તાપમા રાખીને જોવી જો ચમક ન દેખાય તો શુદ્ધ સારી ભસ્મ સમજવી ચમક દેખાય તો ફરીને ભસ્મ કરવી.

**અશુદ્ધ સોનામુખીના વિકારની શાંતિ માટે:**—દાડમના ફળની છાલનો કાઢો પાવો અથવા કળથીનો કાઢો કરી પાવો

વારવાર જે સ્ત્રીને ગર્ભપાત અથવા કસુવાવડ થતી હોય તે સ્ત્રી માટે સોનામુખીભસ્મનુ સેવન હિત

# ૫૫–સોનું

સં૦ સુવર્ણ મ૦ સોનેં. હિ૦ સોના ક૦ સ્વર્ણ તૈ૦ બંગાર ફા૦ તિલાજર અ૦ જહબ ઇ૦ ગોલ્ડ. લા૦ ઔપમ

**શોધન :**—(૧) ઉત્તમ સોનાના પતરા કરી અગ્નિમા તપાવી તલનું તેલ, છાશ, કાંજી, ગોમૂત્ર, કળથીનો કાઢો અને ત્રિફળાનો કાઢો એ પ્રત્યેકમા ત્રણ ત્રણ વાર બોળવા, એટલે શુદ્ધિ થાય છે, એ રીતે રૂપુ, તાબુ આદિ સપ્ત ધાતુની શુદ્ધિ કરવી (૨) સોનું અગ્નિ ઉપર પાતળું કરી કાચનારના રસમા ત્રણ વાર રેડવુ એટલે શુદ્ધ થાય છે × **મારણ :**—(૧) સપૂર્ણ ધાતુના

---

કર છે સુવર્ણમાક્ષિકનો ગુણ લોહભસ્મના જેવો છે લોહભસ્મના કરતા સોનામુખીભસ્મ પાચનમા લઘુ તથા શીતવીર્ય છે લોહભસ્મ કબજિયાત કરે છે, પણ સોનામુખીભસ્મથી કબજિયાત થતી નથી

હિકમતમા લખેલ છે કે, સોનામુખી ગરમ તથા રુક્ષ છે ફેફસાને હાનિ પહોચાડે છે, બદામનુ તેલ એના દર્પનો નાશ કરે છે પ્રતિનિધિ મોરથૂથુ છે માત્રા ૧ જવ બરાબર આપવી નેત્રરોગ, નખના રોગ, મસ્તકના રોગ તથા બરોળનો નાશ કરે છે અને હૃદયને મજબૂત કરે છે **સુવર્ણમાક્ષિકના સત્ત્વપાતનની વિધિ :**—સોનામુખીની ભસ્મ ૧૦ તોલા લઈ તેમા ૨૫ તોલા ટંકણખાર નાખી આમલીના પાણીથી ઘૂટી નાની ગોળીઓ બનાવી કોષ્ઠીયંત્રમા મૂકી ૧ કલાક ધમાવવુ પ્રથમ લીલા રંગની જ્વાળા નીકળવા માડે છે પછી પીળી અને વિદ્યુત રંગની જ્વાળા નીકળે છે આમાથી તાબાના જેવુ સત્ત્વ નીકળે છે ૧૦ તોલા-માથી આશરે ૧૫ તોલો સત્ત્વ નીકળે છે **સત્ત્વભસ્મવિધિ :**—સત્ત્વ ૧૦ તોલા લઈ તેનો ભૂકો કરવો. પછી ગધક ૧ તોલો મેળવી લીંબુના રસમા એક પ્રહર ઘૂટી શરાવસપુટ કરી ગજપુટ આપવો આવી રીતે ૨૦ આચ આપવાથી ભસ્મ તૈયાર થાય છે અસાધ્ય દરદોમા આ ભસ્મ સારુ કામ કરે છે

**સુવર્ણમાક્ષિક રસાયન :**—સુવર્ણમાક્ષિકનુ સત્ત્વ તાબા જેવું નીકળે છે, માટે તેનો અતરડા વડે ભૂકો કરી સમભાગે પારો મેળવી ઘૂટવુ પછી બમણો આમલસાર નાખી કજલી કરવી પછી સુવર્ણમાક્ષિક-સત્ત્વના જેટલુ અભ્રકસત્ત્વ નાખી ૪ કલાક કુવારના રસમા ઘૂટી ટીકડી બનાવવી સુકાયા પછી શરાવસપુટ કરી ૫ શેર મીઠુ રહે તેવડા એક માટલામા ૨૫ શેર મીઠુ નાખી ઉપર સપુટ મૂકી બાકીનો ખાલી ભાગ મીઠાથી ભરી આપવો, પછી ચૂલા પર ચડાવી ૧૨ કલાક મદ મદ અગ્નિ આપવો સ્વાગ શીતળ થયેથી લાલાશ પડતા ગેરા, પીળા અને કાળા રંગની ટીકડીઓ મળશે વધારે અગ્નિ આપેલો હશે તો કોડિયાની ઉપર ધોળા મીઠા જેવા ગંધકના ફૂલ લાગી જાય છે, તે પણ ઉખેડી ટીકડીઓની સાથે મેળવી બારીક ખરલ કરી શીશીમા ભરી રાખવા માત્રા ૧ ચોખાભાર, બે આનીભાર ત્રિકટુ તથા વાવડિંગના ચૂર્ણની સાથે મેળવી પછી મધમા મેળવી ચાટી જવુ પછી ઉપર ઘીવાળો પદાર્થ ખાવો, જેથી ઉબકા-ઉછાળા થાય નહિ આ રસાયનનુ સેવન ૭ દિવસ કરવાથી જીર્ણજ્વર, ધાતુગતજ્વર, હૃદયની નિર્બળતા, ક્ષય અને જૂની ખાસી મટે છે

આવી જ રીતે કાચા સત્ત્વને બદલે સત્ત્વની ભસ્મ નાખવાથી સત્ત્વની ભસ્મનુ રસાયન તૈયાર થાય છે તેના ગુણ ઉપર પ્રમાણે છે (માર્ચ-૧૯૩૦ના 'વૈદ્યકલ્પતરુ'માથી)

×(૧) સુવર્ણભસ્મવિધિ —૨ તોલા સુવર્ણના શુદ્ધ પતરાના કાતરથી નાના નાના ટુકડા કરવા પછી સમભાગ પારાની સાથે લીબુના રસમા મર્દન કરી એક ગોળો બનાવવો પછી એક માટીના કોડિયામા સોનાના વજન જેટલુ ગંધકનુ ચૂર્ણ રાખી ઉપર ગોળો મૂકવો પછી ઉપર તેટલું જ ગધકનુ ચૂર્ણ નાખવુ, કે જેથી ગોળો બરોબર ઢંકાઈ જાય પછી બીજુ કોડિયુ ઉપર ઢાકી આમતેમ ન હાલે તેમ સંભાળપૂર્વક મજબૂત કપડમટ્ટી કરી ૩૦ છાણાનો અગ્નિ આપવો ઠડુ થાય ત્યારે કાઢી પુન ઉપર મુજબ પુટ આપવા આવા ૨૦ પુટ આપવાથી ઉત્તમ સુવર્ણભસ્મ તૈયાર થાય છે

(૨) બીજો પ્રકાર —સોનાના પતરાના ટુકડાને સમભાગ પારાની સાથે ત્રણચાર કલાક ઘૂટવા કે જેથી બરાબર બને મળી જાય પછી સોનાના વજન જેટલો શુદ્ધ ગધક નાખી ખરલ કરવુ ગંધક સારી રીતે મળીને કજલી તૈયાર થાય ત્યારે શુદ્ધ મનશીલ સોના બરાબર મેળવી ઘુટાઈ કરવી સારી રીતે સર્વ મળી જાય, ત્યારે કપડમટ્ટી કરેલી અગ્નિશીશીમા ભરી વાલુકાયંત્રમા રાખી ૧૨ કલાક આચ આપવી. પહેલા મંદ આચ, પછી થોડી તેજ અને ધુમાડો નીકળી ગયા પછી વધારે તેજ અગ્નિ આપવો આવી રીતે કરવાથી શીશીના ગળામા 'શિલા સિંદૂર' તથા નીચે સોનાની ભસ્મ તૈયાર થાય છે મનશીલને બદલે સોમલ નાખવાથી 'મલ્લ સિંદૂર' બને છે તથા હરતાલ નાખે તો 'તાલ સિંદૂર' બને છે એ ત્રણેમાથી કોઈ પણ એક ઇચ્છા મુજબ મેળવી શકાય છે

પતગં કરી તે પતરાના ભારોભાર પારો અને ગંધકની કજલી લઈ તે પતરાના મધ્યોમધ્ય મૂકી, વાલુકાયત્રમા પૃથક્પૃથક્ બારબાર ઘટિકા પર્યંત દીપાગ્નિ આપવો, એટલે સુવર્ણાદિક સપૂર્ણ ધાતુની ભસ્મ થાય છે. (આ રીતે એક પુટમા ભસ્મ થઈ શકતી નથી ઓછામાં ઓછા ત્રીસ પુટ અપાય તો ભસ્મ થવા સંભવ છે ) (૨) પારો અને ગધક સમાનમાગે લઈ કાચનવૃક્ષની ( કાચનારની) છાલના રસમા ખરલ કરી બારીક કજલી કરી તે કજલીના સમભાગે સોનાના પતગને કજલીનો લેપ કરવો. પછી કાચનારની છાલ વાટી, તેનો કલ્ક કરી તેની બે કુલડીઓ કરવી. તેમા એક કુલડીમા તે સોનાના પતરા મૂકી તે ઉપર બીજી કુલડી ઢાકી, સાધો મેળવી લેપ કરી એક ગોળો કરી માટીના કોડિયામા મૂકી બીજુ કોડિયુ તે ઉપર ઢાંકી, કપડમટ્ટી કરી સૂકવી, વગડ઼ઉ છાણાનો મોટો તેજ અગ્નિ કરવો એ પ્રમાણે ત્રણ અગ્નિપુટો આપવાથી સોનાની ભસ્મ સારી થાય છે; ફરી જીવતી થતી નથી. એ ભસ્મ તમામ રોગો ઉપર યોજવી આ જ પ્રકારે કલગારી જાંબુ અને મનશીલમાં પણ સોનાની ભસ્મ થાય છે. (૩) મનશીલ અને સિંદૂર સમભાગે લઈ બારીક ચૂર્ણ કરી આકડાના દૂધમા ખરલ કરી ગરમીમા સૂકવવુ, એ પ્રમાણે સાત પુટો તે ચૂર્ણને દઈ; પછી સોનાનો રસ કરી તેના સમભાગે ચૂર્ણ તેમા નાખી, મેળવી. ચૂર્ણ બળી જાય ત્યા સુધી ભૂગળી વડે અતિશય ફૂંકી, ફરી તે રસમા ચૂર્ણ નાખી ફરી ફૂકવુ આ પ્રમાણે ત્રણવાર કરવાથી સોનાની ભસ્મ થાય છે. **સુવર્ણભસ્મનાગુણ :**—સુવર્ણભસ્મ કાતિકારક છે તથા ક્ષત, શ્વાસ કાસ ક્ષય, પિત્ત, વાયુ, પ્રમેહ, સગ્રહણી, અતિસાર, કુષ્ઠ, જ્વર, પઢત્વ અને સર્વ રોગનો નાશ કરે છે સુવર્ણભસ્મનુ નિત્ય ભક્ષણ કરવાથી તે જરા અને અપમૃત્યુનો નાશ કરે છે. દેહને દઢ કરે છે અને સ્ત્રીઓનો ગતિસમયે ગર્ભ ભંગ કરે છે **સોનાના વરખ :**—સપૂર્ણ વિષ, શૂળ અને અમ્લપિત્તનાશક તથા હૃદયને પ્રિય અને પુષ્ટિકર છે; તેમ જ ક્ષય, વ્રણ, અગ્નિમાદ્ય, હેડકી, આનાહવાયુ અને વધેલા કફનો નાશ કરે છે તે સર્વદા નેત્રોને પ્રિય તથા કોઈ પણ રોગ ઉપર અનુપાન યોજી લેવાથી સંપૂર્ણ વ્યાધિનો નાશ કરે છે **સુવર્ણભસ્મનાં અનુપાનો :**—(૧) એક કે બે ચણોઠીભાગ સુવર્ણભસ્મ, ત્રિકટુ, અને ઘીમા લેવાથી ક્ષય, અગ્નિમાદ્ય, શ્વાસ, કાસ અને અરુચિનો નાશ કરે છે, ધાતુને વધારે છે, તેમ જ તે બળકર, પાડુનાશક અને પથ્યકારક છે, તથા સર્પવિષ, સપૂર્ણ વિષો તથા સગ્રહણીનો નાશ કરે છે એ દૂધમા લેવાથી બળ આપે છે; સાટોડીમા આખોને હિતકારક, ઘીમા આપવાથી જરા અને વ્યાધિનો નાશ કરે છે, વજ સાથે લેવાથી બુદ્ધિપ્રદ, કેસરમા લેવાથી કાતિકારક, દૂધમાં આપવાથી ક્ષયનાશક, નિર્વિષી સાથે આપવાથી વિષનાશક; અને સૂઠ, મરી તથા લવંગમા આપવાથી ત્રિદોષ અને ઉન્માદનો નાશ કરે છે. **પથ્યાપથ્ય :**—દૂધ તથા સાકરયુક્ત, સ્નિગ્ધ અને ચીકણા એવા અન્ન, વલીપલિત નાશ થવા માટે સુવર્ણ ખાનારે પથ્ય યોજવુ. વળી જેના નામનો આદ્યાક્ષર "ક" હોય એવા અનાજ, શાક અને માસ, એ સોનાની ભસ્મ ખાનારે તજવા.

## ૫૬—સોમલ

સં૦ આખુ પાષાણ મલ૦ ક૦ સોમલ હિ૦ સોમલ, સંખિયા ફા૦ મર્ગમૂગ નિર્ગવ, મૂષ. અ૦ સુબુલફાર, કરૂનુસબુલ. ઇં૦ ઓકસાઈડ ઓફ આર્સેનીક. લા૦ ઓકસીડમ આર્સેનીકમ્

સોમલ+બે પ્રકારનો છે ધોળો અને પીળો તેમા ધોળો શખ જેવો હોય છે, તેને સખિયો

× અપકવ અને અશુદ્ધ સોનુ બળ તથા વીર્યનો નાશ કરે છે, ઘણા રોગોને ઉત્પન્ન કરે છે અને મૃત્યુ પણ કરે છે એના વિકારોની શાતિને માટે ત્રણ દિવસ સુધી હરડેમા સાકર ખાવી

+ સોમલ ૪ જાત છે ધોળો, પીળો, લાલ અને કાળો આ ચારે જાત બજારમા મળી શકે છે સફેદ સોમલ ટકણખારને મળતો દેખાય છે નવો સોમલ હોય ત્યા સુધી તેમા ચમક દેખાય છે જૂનો થયા પછી ચમક રહેતી નથી સોમલમા કોઈ પણ પ્રકારનો સ્વાદ આવતો નથી, જેથી ઝેર આપનારાઓ રાયતા જેવી વસ્તુમા, પાનમા અથવા પીવાના પદાર્થમા મેળવીને આપી દે છે સોમલ વધારે ખાવામા આવે તો એક કલાકમા જ પેટમા ભયકર દરદ—ઊલટી, બળતરા, ગભરાટ, ગળામા શોષ, તરસ તથા દસ્ત થવા શરૂ થઈ જાય છે શરીર પર પસીનો આવે છે તથા શરીરમા કપ થાય છે કોઈ કોઈ વખત પેશાબ

સોમલ પણ કહે છે. પીળો દાડમના વર્ણ જેવો હોય છે. ધોળો સોમલ કૃત્રિમ હોય છે તથા પીળો પર્વતમા થાય છે. પીળો સોમલ ઘણો મોઘો હોઈ અતિ વિષારી છે, સોમલ પ્રાણઘાતક છે એટલા માટે અજ્ઞાનીના હાથમા કદી પણ આપવો નહિ * **સોમલ :**—પારદબધક, સ્નિગ્ધ, દોષઘ્ન, લોહભેદક, વીર્યકારક તથા કાંતિવર્ધક છે, અને ત્રિદોષ તથા સર્વ વ્યાધિનો નાશક છે. એ અશુદ્ધ હોય ત્યારે સપ્ત ધાતુનો નાશ કરનાર અને દાહ, ચિત્તભ્રમ, લાલાસ્રાવ, મૃગી, અનેક વેદના બહુ વ્યાધિ તથા તૃષા કરે છે. **શોધન :**—(૧) તાદળજાના રસમા દોલાયંત્ર વડે મદાગ્નિ ઉપર સોમલ એક દિવસ પચન કરવો; એટલે શુદ્ધ થાય છે. (૨) કાજીમા અથવા ટકણખારમા કિવા ગાયના દૂધમા સોમલ દોલાયત્ર વડે ઘટિકા પર્યંત પચન કરવો એટલે શુદ્ધ થાય છે. **સત્ત્વ-પાતન :**—બન્ને સોમલ આમ્લવર્ગ, ક્ષારવર્ગ, ગોમૂત્ર, ગેરુ અને વિમલ×મા એકત્ર કરી અગ્નિની આચ દેવી એટલે તેનુ સત્ત્વ પડે છે **મારણ**-:—(૧) ચદનબટવાના રસમા સોમલ ૩ દિવસ ભીજવી,

---

રોકાઈ જાય છે કોઈ વખત પેશાબમા લોહી પડે છે આવી સ્થિતિમા સોમલનુ ઝેર દૂર કરવા માટે ઘી દહીમા મેળવી પિવડાવી ઊલટી કરાવવી એ સર્વોત્તમ ઇલાજ છે બીજા ઇલાજ ઝેરના પ્રકરણ પરથી જાણી લેવા

* યાદ રાખવુ કે સોમલનો ધુમાડો આખને લાગવાથી માણસ તેમ જ પશુ પણ નેત્રાધ થાય છે

× વિમલના ૪ અર્થ થાય છે પદ્મકાષ્ઠ, રૂપુ, સિધાલૂણ તથા રૂપામુખી વળી કોઈ કહે છે કે વિમલને સોનામુખી કહે છે એ ઉપરાત વિમલ નવી ધાતુ પણ કેટલાક વર્ષો થયા જાણવામા આવેલ છે

– વાલુકાયત્રમા સપુટ મૂકી ઉપર રેતી ભરી દેવી રેતી ઉપર થોડા જુવારના દાણા નાખવા, ધાણી થઈ જાય ત્યારે ભસ્મ થઈ ગઈ છે એમ સમજવુ. સપુટ મજબૂત કરવુ, નહિ તો સખિયો ઊડી જાય છે

સોમલને આકડાના દૂધમા તે દૂધ પી શકે ત્યા સુધી છૂદી લૂગદી કરી એક હાડલામા મૂકી તેના પર બીજું હાડલુ ઊંધુ વાળી બનેના મુખ કપડમટ્ટીથી જોડી દઈ ચૂલા ઉપર મૂકી ધીમી આચ આપતા જવી અને ખાદીનુ કપડુ ચોવડુ કરી તે ભીજવીને ઉપરના હાડલા ઉપર મૂકી તે સુકાઈ ન જાય તેમ થોડુ થોડુ પાણી છાટતા જવુ, આમ કરવાથી ઉપરના હાડલામા સફેદ રગની ભૂકી ચોટશે, ઠંડું થયે તે સાચવીને લઈ લેવુ એને સોમલના ફૂલ કહે છે લેતી વખતે કે ચૂલા પરથી ઉતારતી વખતે તે ફૂલ ઊડી ન જાય એની ચીવટ રાખવી (૧) સોમલની ભસ્મ કરવાની વિધિ —સફેદ સોમલ, સૂરોખાર, છીપનો ચૂનો, ટકણખાર ફુલાવેલો, એ સર્વ બબ્બે તોલા તથા નવસાગર ૧૬ તોલા મેળવી બારીક પીસી આકડાના ૮ તોલા દૂધમા ઘૂટવુ જ્યારે ટીકડી બાધવા લાયક તૈયાર થાય ત્યારે બબ્બે તોલાની ટીકડી બાધી સૂર્યના તાપમા સુકાવી લેવી. પછી સપુટ કરી મજબૂત કપડમટ્ટી કરી સૂકવી ૫ શેર છાણાની આચ આપવી એટલે ભસ્મ તૈયાર થાય છે માત્રા ૦ાા થી ૧ રતી સુધી સર્વ વસ્તુ ૨૪ તોલા પહેલા હતી, ભસ્મ તૈયાર થશે ત્યારે ૧૩ તોલા આશરે રહેશે, કારણ કે નવસાર અને સૂરોખાર વજનમા ઘટી જાય છે આ ભસ્મ આદાનો રસ તથા મધ મેળવી આપવાથી અર્ધાંગવાયુ, ઉપદશ, ગઠિયો વા, જીર્ણજ્વર, નવો તાવ, વાત-વ્યાધિ, સન્નિપાત, પ્રમેહ વગેરેને નિર્મૂળ કરે છે ન્યુમોનિયામા પસીનો લાવી જલદી તાવને કમી કરી નાખે છે, તેમ જ ગલગંડ અને હરસના મસા ઉપર પણ આ ભસ્મ લાભદાયક છે (૨) બીજો પ્રકાર —સફેદ સખિયો ૧ તોલો તથા ફટકડી ૨ તોલા લેવી, ફટકડી ૧ તોલાના ચૂર્ણને એક કુલડીમા પાથરી ઉપર સખિયાનું ચૂર્ણ નાખવુ પછી બાકી રહેલી ફટકડી ઉપર નાખી સંખિયાને ઢાકી દેવો. કુલડી વધાર હાલીને સખિયો ખુલ્લો ન થઈ જાય એવી સંભાળપૂર્વક મજબૂત કપડમટ્ટી કરવી સુકાયા પછી ૪ શેર છાણાની આચ આપવી સ્વાગ શીતળ થયા પછી ભસ્મ કાઢી લેવી આશરે ૧ તોલો મળે છે આવી રીતે ભસ્મ કરવામા ફટકડીનો રસ થઈ ઊડી જાય છે તેમ જ કેટલોક સોમલ પણ ઊડી જાય છે કેટલોક ફટકડીના ફૂલામા મળી જાય છે માત્રા ૦ાા રતી સાકરમા મેળવી તાવ આવવા પહેલા એક કલાક અગાઉ આપવાથી તાવ રોકાઈ જાય છે વિષમજ્વર, આતરે આવનારા તાવ, તરિયો, ચોથિયો વગેરે દૂર થાય છે (૩) ત્રીજો પ્રકાર —સફેદ સોમલ ૨ તોલા તથા પાપડખાર ૮ તોલા લેવો બીજા પ્રકારમા લખેલી રીત મુજબ ભસ્મ કરવી આ ભસ્મ રગે કાળી થાય છે ન્યુમોનિયાના દરદમા ઘણી વખત આપી જોઈ છે તરત ફાયદો બતાવે છે માત્રા ૦ાા થી ૧ રતી આદાના રસ તથા મધની સાથે આપવી ઉધરસ તથા દમ પર પણ અપાય છે (૪) ચોથો પ્રકાર —સખિયો ૨ તોલા તથા કળીચૂનો ૨ તોલા લઈ કુવારના રસમા ખરલ કરી ટીકડી બનાવી, સુકાવીને ગરાવસપુટ કરી ૮ શેર છાણાની આચ આપવાથી ભસ્મ તૈયાર થાય છે માત્રા ૧ ચોખા-ભાર જેટલી ઘી તથા મધમા આપવી. વિષમજ્વર, ઉધરસ, શ્વાસરોગ તથા ચર્મરોગનો નાશ કરે છે ઉપર લખેલા ચારે પ્રકારની ભસ્મ અગ્નિ પર નાખી પરીક્ષા કરવાની જરૂર નથી જે ભસ્મ વાલુકાયત્રમા સોમલની

રાખ, ચંદનબટવાની લૂગદીમાં મૂકી કપડમટ્ટીના પાંચ પટ કરી, તેને વાલુકાયંત્રમાં મૂકી મોઢું બંધ કરી ત્રણ પહોર સુધી આંચ આપવી એટલે ભસ્મ થશે એ એક ચોખાભાર ખાવા આપવી (૨) દૂધેલી રસમાં એક દિવસ સોમલ પલાળી રાખી, દૂધેલીની લૂગદીમાં મૂકી વાલુકાયંત્રમાં સિદ્ધ કરવો. સોમલની ભસ્મ નિર્ધૂમ થશે. તે જ ઔષધમાં યોજવી. એ વાત, કફ, શીત ઇત્યાદિ ઉપર આપવી. ઉપયોગ—(૧) મૂળવ્યાધિ ઉપર:—સોમલ ઘીમાં ઘસી તેનો લેપ કરવો અને થોડા શેક

---

ડલી રાખીને કરવામાં આવે છે તેની અગ્નિ પર નાખીને પરીક્ષા કરવી પડે છે (૫) સોમલના ફૂલ ઉડાડવાની વિધિ —સફેદ સોમલ, રસકપૂર, હાલચિકણા તથા હિંગળોક, એ ચાર વસ્તુ એકેક તોલો લઈ ચાર દિવસ તેજ દારૂમાં ઘૂંટી ટીકડી બનાવી ચિનાઈ માટીના પ્યાલામાં નાખી ડમરુયંત્રની રીતિથી ઉપર બીજો પ્યાલો રાખી બંનેની સંધિ મજબૂત રીતે બંધ કરવી સુકાઈ ગયા પછી એક નાના ચૂલા ઉપર રાખી બોરડીના લાકડાની આંચ આપવી અંગૂઠા જેટલા જાડા બે લાકડા ચૂલામાં રાખવા ચાર કલાક સુધી આંચ આપવી ઉપરના પ્યાલા ઉપર ભીનું કપડું રાખવું ચાર કલાક પછી સંપુટ ખોલી ઉપરની પ્યાલીમાં લાગેલા ફૂલ સંભાળપૂર્વક કાઢી લેવા (જાડી હાડી હોવાથી એક જગ્યાએ બાર કલાક અગ્નિ આપવાની જરૂર પડી હતી નાનો સારો ચૂલો તથા હિસાબસરના માટીના પ્યાલા હોય તો થોડા વખતમાં થઈ જાય છે) આ ફૂલ ૧ ચોખાભાર પ્રમાણે માખણ અથવા મલાઈમાં આપવા દાંતને ન લાગે એ સંભાળવાનું છે મલાઈમાં ગોળી કરી ગળી જવી અથવા શીરામાં ગોળી કરી ગળી જવી અથવા એક મુનક્કા દ્રાક્ષમાં નાખી બંધ કરી ઉપર બીજો મુનક્કા રાખી ગોળી ગળી જવી પછી ઉપર માખણ અથવા મલાઈ અથવા શીરો ખાવો. આ ઔષધિના સેવનથી ઉપદંશ, ગઠિયો વાયુ, કુષ્ઠ, ગલગંડ, રક્તવિકાર, વિસ્ફોટક વગેરે રોગો નિર્મૂળ થાય છે (૬) સોમલની ભસ્મ કરવાનો પમો પ્રકાર —મૂળા પંચાંગ બાળી ૨ શેર રાખ તૈયાર કરવી ૧ શેર રાખ એક હાંડીમાં નાખી ઉપર ૨ તોલા સોમલની ડલી રાખવી પછી ઉપર હાંડીમાં બીજી ૧ શેર રાખ નાખી દબાવી હાંડી ભરી લેવી પછી ઢાંકણું ઢાંકી મોઢા ઉપર કપડમટ્ટી કરી લેવી ત્યારપછી ચૂલા પર ચઢાવી ૧૨ કલાક મંદ-મંદ આંચ આપવી ચૂલામાં હાથના અંગૂઠા જેટલી જાડી બે લાકડીની આંચ આપવી. ૧૨ કલાક પછી અગ્નિ આપવાનું બંધ કરવું સ્વાંગ શીતળ થયેથી સોમલની ભસ્મ કાઢી અગ્નિમાં નાખી પરીક્ષા કરી લેવી કસર જણાય તો ફરીથી થોડો સમય અગ્નિ આપવો માત્રા ૦ા ચોખાભાર, શીતજ્વર, ઉધરસ, શ્વાસ, કોઢ, લકવો અને નામર્દી આદિ અનેક રોગ દૂર કરે છે આ ભસ્મ ૪ તોલા મલાઈ સાથે શ્વાસરોગમાં આપવી શીતજ્વર માટે સફેદ મરીના ૧ રતી ચૂર્ણમાં મેળવી ૬ માસા મધ મેળવી ચાટી જવી. ઉપર દૂધ પીવું કુષ્ઠરોગ માટે મરીના ચૂર્ણ તથા ઘીમાં મેળવી ચાટી જઈ ઉપર મંજિષ્ઠાદિ કવાથ પિવડાવવો ભોજન વખતે ઘી સારી રીતે ખવડાવવું ચણાના ખાખરા તથા મગની દાળ ખાવા આપવી દાળમાં થોડું સિંધાલૂણ નાખવું (૭) સોમલનું ઘી—(નપુંસકતા માટે)—સફેદ સોમલ ૧૦ તોલાના ટુકડા લઈ આકડાના દૂધમાં ભિજાવી દેવા આઠમે દિવસે કાઢી ૨૦ તોલા ગાયનું ઘી મેળવી ત્રણ દિવસ બરાબર ઘુંટાઈ કરવી ચોથે દિવસે નાની કડાઈમાં નાખી ચૂલા ઉપર ચઢાવી મંદાગ્નિ આપવો જ્યારે ઘી બિલકુલ નીતરીને ઉપર આવી જાય તથા સોમલ તળે બેસી જાય, ત્યારે કડાઈ નીચે ઉતારી લેવી પછી હાથ લગાડવા જેટલી કડાઈ ગરમ રહે ત્યારે હાથની હથેળીથી ધીરેધીરે ઉપર ઉપરથી સંભાળપૂર્વક લઈને બીજા કટોરામાં લેતા જવું સંખિયાના પરમાણુ ન આવે તે સંભાળવાનું છે આશરે પાંચેક તોલા સ્વચ્છ ઘી કાઢી એક શીશીમાં અલગ ભરી લેવું બાકીના ઘીને અલગ રાખવું સ્વચ્છ ઘી પાંચ તોલામાં કેસર તથા કસ્તૂરી દશદશ રતી તથા જાયફળ, જાવંત્રી, લવંગ તથા બીરબહોટી પાંચપાંચ માસા ખરલ કરી મેળવી લેવા બે દિવસ બરાબર ઘૂંટવું આ ઘૃત એક ચણા પ્રમાણે લઈ રાત્રે સૂતી વખતે ઇંદ્રિય પર સોપારી તથા સેવનનો ભાગ બચાવી માલિશ કરવું થોડા દિવસ માલિશ કરવાથી નપુંસકતા દૂર થાય છે હસ્તમૈથુન અને ગુદામૈથુનથી ઉત્પન્ન થયેલી નામર્દાઈ માટે આ ઘૃત માલિશ કરવું તેની ઉપર નાગરવેલનું પાન અથવા એરંડિયાનું પાન અથવા ભોજપત્ર અગ્નિ પર જરા ગરમ કરી લપેટી લેવું તથા ઉપર કપડાથી બાંધી લેવું પાંચમે છઠ્ઠે દિવસે ઇંદ્રિયના ઉપર નાની ફુનસી (ફોડકીઓ) થાય તો ગભરાવું નહિ એવે વખતે ત્રણચાર દિવસ સોમલના ઘીની માલિશ બંધ કરી ધોયેલા ઘીની માલિશ દિવસમાં ત્રણચાર વખત કરવી જ્યારે ફુનસી (ફોડકીઓ) મટે ત્યારે પુનઃ સોમલ ઘૃતનું માલિશ કરવું એવી રીતે ૧૫-૨૦ દિવસમાં આશાહીન રોગીઓને ચિરસ્થાયી લાભ થશે બીજું ઘી અલગ રાખેલું છે તે કાચના પ્યાલામાં ભરી સૂર્યના તાપમાં રાખવું, અથવા માટીના રીઢા કટોરામાં નાખી થોડા અંગારા ઉપર સહેજ ગરમ કરવું, એટલે ઉપરથી કેટલુંક નીતરી જશે તે સંધિવાત ઉપર માલિશ કરવું એકદમ નીચેનું રહે તે ઝેરી જંતુના ડંખ ઉપર લગાડવા માટે ઉપયોગમાં લેવું—

આપવો (૨) **વીંછીના વિષ ઉપર :**—સોમલ પાણીમા ઘસી લેપ કરવો (૩) **ચાંદી, દાદર અને ચામડીની કાળાશ ઉપર :**—સુખડ ઘસી તેમા સોમલ ઘસી ચોપડવો.*

## ૫૭—સંચળ

સ૦ ક૦ સૌવર્ચલ. મ૦ પાદેલોણ, સચળ હિં૦ સોચરનોન, કાલા નમક બં૦ સચળ લવણ તૈ૦ માલુ ઉપ્પુ ફા૦ નમક સિયા અ૦ મલા અસ્વદ ઇં૦ ઉનાકયા સોડિયમ લા૦ ઉનાકયા સોડીઆઈ કલોરેડમ

એ જમીનમાથી મળે છે (સાજીખાર અને મીઠું મેળવીને બનાવાય છે) એનો રગ રાતો હોય છે. **સંચળ :**—રેચક, ખારો, તીખો, લઘુ, અપિત્તલ, ભેદક, રુચિકર, અગ્નિદીપક, પાચક, વિશદ, ઉષ્ણ, સૂક્ષ્મ, સ્નિગ્ધ, સુગધી, ઉદ્ગાર શુદ્ધિકારક, તીક્ષ્ણ તથા મલસ્તભક છે અને જતુ, ઊર્ધ્વવાત, ગુલ્મ આમશૂળ, આનાહ અને અરચિનો નાશ કરે છે. **ઉપયોગ**--(૧) **અજીર્ણ ઉપર :**—સચળ, આદું અને લીબુના રસમા આપવો. (૨) **શૂળ ઉપર :**—સચળ ઘીમા આપવો (૩) **મળશુદ્ધિ ઉપર :**—સચળ અજમામા આપવો અથવા અજમા અને સુઠમા આપવો

## ૫૮—સાંભરલૂણ

સ૦ સાભર મ૦ સાભરલોણ, ગડલોણ હિ૦ સાભરનોન ક૦ ગાઢલવણ ફા૦ મિલહે અવકીર

એ સાંબર નામના સરોવરના પાણીથી ઉત્પન્ન થાય છે **સાંભરલૂણ :**—દીપન, ઉષ્ણ, કોષ્ઠશુદ્ધિકારક, લઘુ, કિંચિત્ ખાટું, અભિષ્યદિ, પાકકાળે તીખુ, તીક્ષ્ણ, પિત્તકારક, ભેદક, વ્યવાયી, કફનાશક તથા સૂક્ષ્મ છે, અને અર્શ, કફ, આનાહવાયુ તથા મળ અને વાયુનો નાશ કરે છે.

* (૧) દુઝતા હરસ ઉપર -સોમલ ૧ રતી, રસાજન (રસવતી) ૩૦ રતી, સફેદ કાથો ૩૦ રતી, એ સર્વ વસ્તુનુ બારીક ચૂર્ણ કરી લીમડાના પાનના રસમા ૬૦ ગોળી કરવી રોજ એકેક ગોળી માખણમા મેળવી ખાવાથી લોહી પડતુ હોય તે બધ થઈ જાય છે ઔષધિ સેવન કરનારે ઘી વધારે ખાવુ તથા દૂધ નહિ ખાવુ. (૨) શ્વાસરોગ ઉપર -શુદ્ધ સોમલ ૧ માસો લઈ બારીક ખરલ કરવો પછી સફેદ મરીનુ ચૂર્ણ ૧૧ માસા સારી રીતે ખરલ કરી મેળવવુ આ ચૂર્ણ શ્વાસના રોગીને આપવા પહેલા ઘી તોલા ચારથી ૪ ગરીરની શક્તિ પ્રમાણે પિવડાવવુ અર્ધા કલાક પછી ઉપરની ઔષધિ ૧ રતી ૬ માસા મધમા મેળવી ચાટી જવી તથા ઉપર દૂધ પીવુ સવારે એક જ વખત આ દવા આપવી વધારે જરૂર જણાય તો રાત્રે આપવી, પણ રાત્રે ઘી પિવડાવવુ નહિ કોઈ કોઈને ઘીના સેવનને લીધે ચાર-છ દિવસ પછી મરડો થાય છે, તો તેથી નહિ ગભરાતા ૩-૪ દિવસ દવા બધ કરી દેવી, પછી ફરીથી ચાલુ કરવી આવી રીતે કરવાથી ૧૫ દિવસમા જૂનો હઠીલો શ્વાસનો રોગ બિલકુલ નિર્મૂળ થાય છે રોગ જવા પછી પણ રોજ સવારે ઘી પીવાનુ અથવા મલાઈ ખાવાનુ એક-બે માસ સુધી ચાલુ રાખવુ, જેથી ફેફસા બળવાન બની જાય તમાકુના વ્યસનીને આ દવા આપતા પહેલા તમાકુ છોડાવી દેવી આ દવાની ગરમી વધારે જણાય ત્યારે મલાઈ ખાવા આપવી અથવા સિતોપલાદિ ચૂર્ણ અથવા ચ્યવનપ્રાશ અવલેહ આપવો પાચનશક્તિ બળવાન હોય, યકૃતમા કોઈ વિકાર ન હોય અને કફ બહુ જ વધી ગયેલ હોય તેવા રોગીને માટે આ ઉપચાર છે (૩) શીતજ્વરઘ્ન ગુટિકા —સફેદ સખિયો ૧ તોલો, સફેદ મરી ૧ તોલો તથા સોનાગેરુ ૧ માસો, આ ત્રણે ઔષધિને બારીક ખરલ કરી કારેલાના સ્વરસમા ઘૂટી સરસવના જેવડી ગોળી બનાવવી તાવ આવવાથી ૩ કલાક અગાઉ બે ગોળી પતાસામા આપવી એક કલાક પછી પાછી બે ગોળી એવી જ રીતે આપવી વળી ત્રીજી વખત આપવી તથા હાથ અને પગ ઉપર આકાશવેલની લૂગદી જરૂર જણાય તો બાધવી આવી રીતે આ ઔષધિ આપવાથી ઠડી સહિત આવનાર તાવ બેત્રણ દિવસમા ચાલ્યો જાય છે (૪) નાડીવ્રણની ઔષધિ —સફેદ સખિયો, સફેદ કાથો તથા ચૂનો સમભાગે મેળવી ખૂબ બારીક ખરલ કરી લેવુ પછી નાસૂરની અદર થોડુથોડુ રોજ નાખવુ મોઢુ જ્યારે પહોળુ થાય ત્યારે સખિયા અને કાથાનુ ચૂર્ણ ભરવુ આથી થોડા દિવસમા જૂના નાડીવ્રણનો ઘા પણ ભરાઈને દરદ દૂર થાય છે (૫) મૃગીના દરદ ઉપર —શુદ્ધ સોમલ, રસસિદૂર તથા સોનાના વરખ કલ્યાણઘૃતમા મેળવીને ચાટવા આપવુ તથા કેળના રસમા નવસાગર નાખી દિવસમા બેત્રણ વખત સુઘાડવુ મૃગી આવે તેથી થોડા વખત પહેલા કે તેજ વખતે અરીઠાનુ ફીણ આખમા આંજવુ આવી રીતે એકાદ માસ સભાળપૂર્વક ઇલાજ કરવાથી મૃગીરોગ દૂર થાય છે

ઉપયોગ—(૧) ગુલ્મ, વાત, બરોળ, અજીર્ણ અને શૂળ ઉપર:—સાબરશૃંગ અને ગોળને ગરમ પાણીમા આપવું.

## ૫૯—સિંદૂર

સં૦ સિંદૂર. મ૦ શેંદૂર, હિં૦ તે૦ સિંદૂર. અ૦ ઉસરંજ. ઇ૦ મીનીઅમ, રેડ લેડ. લા૦ પ્લંબ ઓકસાઇડમ્

સિંદૂર એ સીસાની ઉપધાતુ છે વિલાયત અને ચીન દેશમા સિંદૂર તૈયાર કરવાનાં મોટાં મોટા કારખાના છે સિંદૂરનો પ્રયોગ ખાવાના ઔષધોમા ક્વચિત્ પણ કરેલો નથી* એ લેપાદિ કામમા યોજવુ.× હિમાલયાદિ પર્વત ઉપર નાના પાષાણોમા રહેનારો પારો સુકાઈ લાલ થાય છે તેને **ગિરિસિંદૂર** કહે છે. આ ગિરિસિંદૂર સિંદૂર કરતા ઘણી જ ભિન્ન જાતનું છે **સિંદૂર:**—તીખુ, કડવુ ભગ્નસંધાનકારક, વ્રણરોપણ તથા ઉષ્ણ છે અને કંડૂ, વિષ, વિસર્પ, કુષ્ઠ, ત્વગ્દોષ તથા વ્રણનો નાશ કરે છે **ગિરિસિંદૂર**—ત્રિદોષશામક, ભેદક, પારદબંધક, ગરમ, અગ્નિ જેવું લોહીને આરક્ત કરનાર અને આંખોને હિતાવહ છે ઉપયોગ—(૧) **કાનમાંથી પરુ વહેતુ છે તે ઉપર:**—સિંદૂર મધમા મેળવી કાનમા નાખવુ (૨) **આંજણી ઉપર:**—સિંદૂર ચોપડવુ. (૩) **ગૂમડું, જખમ, ભગંદર, બદ અને ઉપદંશ ઉપર મલમ:**—સિંદૂર ૨ તોલા, મુરદાસિંગ ૧ તોલો, મોરથુથુ ૧ તોલો, મીણ ૧ તોલો અને તલનુ તેલ ૬ તોલા, એમાંથી તલનું તેલ અને મીણ કઢવી તેમા બીજા સર્વ પદાર્થો નાખી તાર આવે ત્યા સુધી અગ્નિ ઉપર રાખવું. પછી તેની પટી લગાડવી. (૪) **સિંદૂરનો કાળો મલમ:**+—સિંદૂર ૧૨ તોલા, મીણ ૭॥ તોલો અને મીઠું તેલ ૯ તોલા લઈ પ્રથમ મીણ અને તેલ એ એક વાસણમા નાખી ચૂલા ઉપર મૂકવુ મીણ ઓગળે એટલે તેમા થોડુ થોડુ સિંદૂર નાખી તેને ચપટી સળી વડે હલાવવા માડવું એટલે કેટલીક વારે તેમાનુ સિંદૂર કાળુ થાય છે, પછી તે મિશ્રણને ઊભરો આવવા માડે છે. એવા ત્રણ-ચાર ઊભરા આવ્યા પછી સળી વડે તેના બે-ત્રણ ટીપા પાણીમા નાખવા તથા તેની બે આગળીઓની ચીમટી વડે ગોળ ગોળી બને છે કે નહિ તે જોવું. ન થાય તો તે મિશ્રણ ગોળી થાય તેવુ બને ત્યા સુધી તેમ જ ઘૂટતા રહેવુ દેવતાની આંચ માત્ર મંદ કરવી આ મલમની પટી આપવાથી વ્રણ જલદી ભરાઈ આવે છે (૫) **ઢોરનુ શિંગડું ભાંગી ગયું હોય તો:**—તેલ, સિંદૂર અને માણસ-

* સિંદૂરનો ખાવાની ઔષધિરૂપે ઉપયોગ કરવાથી કોઈ કોઈ વખત તાત્કાલિક લાભ જણાવાથી અનેક મૂર્ખ લોકો ઉપયોગ કરે છે પણ એક લાભ થવાની સાથે બીજા નાના રોગનુ કારણ શરીરમા પ્રવેશ કરે છે સિંદૂરને બદલે ખાવા માટે નાગભસ્મ આપે તો વધારે લાભદાયક કહેવાય યુનાની મત મુજબ સીસાનાં પતરાને અથવા કલાઈના પતરાને સમભાગે સાકરની સાથે ત્રણ કલાક ખરલ કરવાથી જે ચૂર્ણ તૈયાર થાય છે તેનો ભસ્મની રીતે ઉપયોગ કરે છે બંગ પ્રમેહ ઉપર તથા સીસુ પ્રદર ઉપર આપે છે, એથી તાત્કાલિક લાભ પણ જણાય છે આ યુનાની રીતિ મુજબ ઇલાજ છે આયુર્વેદના સિદ્ધાતથી વિરુદ્ધ છે જે વસ્તુના ઉપયોગથી શરીરમા લાબા વખત પછી હાનિ થાય તે વસ્તુનો ઉપયોગ આયુર્વેદમા ક્વચિત્ પણ જોવામા આવતો નથી

× બાળકોને જ્યારે દાત આવતા હોય ત્યારે દાતિયુ ગણું પડી તેનાથી બાળક ઝાડાના દર્દમા બેજાર થાય છે, ત્યારે તેને ગાયની છાશમા થોડુ સિંદૂર નાખી પાવાથી આરામ થયાના ઘણા દાખલા અમારી નજરે આવ્યા છે, એટલુ જ નહિ પણ લીબુની ચાર ઊભી ચીરીઓ જુદી ન પડી જાય તેવી (અથાણાની) રીતે કરી તે પર થોડુ સિંદૂર ભભરાવી દેવતા ઉપર શેકીને જ્યારે તે સિઝાઈ જાય ત્યારે તેનો રસ નીચોવી લઈ થોડો પાવાથી બાળકનો તો શુ પરતુ ગમે તેવડા મોટા માણસનો પણ જળપ્રવાહ પ્રમાણે વહેતો ઝાડો એકદમ બધ થાય છે

+ આ મલમ તૈયાર કરતી વખતે અગ્નિ બહુ જ મંદ આપવો કડાઈ મોટી રાખવી, કે જેથી ઊભરો આવી અગ્નિમા તેલ અને ઔષધિ ન પડે એક પંખો તૈયાર રાખવો કે જેથી ઊભરો આવે ત્યારે પંખાથી વાયુ નાખવો પાણીનુ એક પણ ટીપું કડાઈમા ન પડે તે સભાળવુ કડાઈમા પાણી પડવાથી તેલમાં આગ લાગી જાય છે ચાસણી કદાચ કડક થઈ જાય તો ફરીથી બીજુ અર્ધા વજને તેલ નાખી ઉકાળી મલમ તૈયાર કરી લેવો

ના કેશ એકત્ર કૂટી બાધવા; કિંવા થોરનો રસ ૧ શેર, તેમા ૪ તોલા સિંદૂર નાખી શિંગડાને રસથી ભિજાવી ઉપર કપડુ લપેટવું.

## ૯૦–સિંધાલૂણ

સં૦ ક૦ સૈંધવ. મ૦ શેંધેલોણ. હિ૦ સૈંધાનિમક, સૈંધાનોન, લાહોરી નિમક. બં૦ સૈંધવ લવણ. તૈ૦ સિંધુ ઉપ્પુ. ફા૦ નમકે સંગ, બિલોરી, નમકે સેંધ. અ૦ મિલહે હિંદી. ઇં૦ કલોરાઇડ ઓફ સોડિયમ. લા૦ સોડીઆઈ કલોરીડમ.

સિંધાલૂણ ખાણમાથી ઉત્પન્ન થાય છે. એનો વર્ણ ઘણો જ શુભ્ર હોય છે. એ સર્વ ક્ષારોમા શ્રેષ્ઠ છે. જ્યા મીઠુ વર્જ્ય કરવુ એવુ પથ્ય હોય ત્યા સિંધાલૂણ થોડું ખાવા આપવુ, એ પથ્યકર છે **સિંધવ:**—રુચિકર, વૃષ્ય, ચક્ષુષ્ય, અગ્નિદીપક, શુદ્ધ, સ્વાદુ, લઘુ તથા સ્નિગ્ધ, પાચન, શીતળ, અવિદાહી, સૂક્ષ્મ, હૃદ્ય, ત્રિદોષનાશક તેમ જ વ્રણદોષ, મલસ્તંભ તથા હૃદ્રોગનો નાશ કરનાર છે. ઉપયોગ—(૧) **શીતપિત્ત ઉપર:**—સિંધવ ઘીમા અથવા તલના તેલમા ઘસી ચોપડવુ અને કેટલીક વારે ગરમ પાણી વડે સ્નાન કરવુ. (૨) **કર્ણશૂળ ઉપર:**—બકરીના મૂત્રમા સિંધવ નાખી કોકરવરણું કરી કાનમા નાખવુ. (૩) **કર્ણમૂળ ઉપર:**—ઘેટીના મૂત્રમા સિંધવ ઘસી કાનમાં નાખવુ. (૪) **ઊલટી ઉપર:**—સિંધવ ઘીમા ખરલ કરી આપવુ (૫) **ઉરુસ્તંભ ઉપર:**—ગોમૂત્રમા સિંધવ નાખી ઉકાળી તેનો બાફ આપવો (૬) **અંડવૃદ્ધિ ઉપર:**—ગાયના ઘીમા સિંધવનુ ચૂર્ણ સાત દિવસ આપવુ. (૭) **મૂળવ્યાધિ ઉપર:**—સિંધવ અને દેવડાગરી(કૂકડવેલ)ના બિયા કાંજીમા વાટી મસાને લેપ કરવો, એટલે મોડ(મસા) ગરી પડે છે (૮) **કૂતરાના વિષ ઉપર:**—કુવારના રસમા સિંધવ નાખી ગરમ કરી ૩ દિવસ પાવો

## ૯૧–હરતાલ

સં૦ ક૦ હરિતાલ મ૦ હિ૦ હરતાલ. તૈ૦ હરિતાલમુ. અ૦ જરનિખ અસ્ફર. ઇં૦ ઓર્પિ-મેન્ટ. લા૦ યલો આર્સેનિક સલ્ફાઇડમ્

હરતાલની ગણના ઉપરસમા છે ફટકડી અને અભ્રકમાથી હરતાલ થાય છે. હરતાલ આઠ પ્રકારની છે, એ સર્વમા ગોદંતી* હરતાલ ઉત્તમ છે તેના અભાવે પત્રી લેવી; આ વયસ્થાપક છે. જે હરતાલ સોના જેવી ચકચકિત, અભ્રક જેવા પતરા છૂટવાવાળી તે પત્રી હરતાલ એ રસાયન વિષે ઉત્તમ ગુણકારક છે. જે પિંડ જેવી હલકી અને જેમા સત્ત્વ થોડુ હોય છે તે પિંડહરતાલ. એ સ્ત્રીઓના પુષ્પનો નાશ કરે છે. **શુદ્ધ હરતાલ+:**—કાંતિ અને વીર્યને વધારે છે તથા કુષ્ઠ, કફરોગ, જરા અને મૃત્યુનો નાશ કરે છે **અશુદ્ધ હરતાલ:**—આયુષ્યનો નાશ કરે છે તથા કફ, વાયુ, મેહ, તાપ, ફોલ્લા તથા અંગનો સંકોચ, એ વિકારો કરે છે **શોધન×:**—હરતાલના બારીક કકડા કરી તેની કપડામા પોટલી બાધી દોલાયંત્રમા ઘાલી કાંજી-મા એક પહોર પર્યંત સીજવવી, તેમ જ કોળાના રસમા એક પહોર, તલના તેલમા એક પહોર અને ત્રિફળાના કાઢામા એક પહોર સીજવવી, એટલે શુદ્ધ થાય છે **હરતાલભસ્મ–:**—(૧) શુદ્ધ હર-

* અહી ભૂલથી ઊલટુ લખાયેલુ છે પત્રી હરતાલ ઉત્તમ છે અભાવમા ગોદંતી લેવી, એમ લખવુ જોઈએ હરતાલનુ શોધન અને મારણ આપેલ છે તે પત્રી હરતાલનુ જ આપેલ છે, ગોદંતીનુ અપાયેલ નથી ગોદંતીની તપાસ રસાયનશાસ્ત્રની દૃષ્ટિથી કરવાથી એ ગંધકની એક જાત જણાય છે હરતાલ અને ગોદંતીના ગુણમા મોટુ અંતર છે હરતાલ અતિ ઉગ્ર છે ગોદંતી અતિ સૌમ્ય છે બાળકોને ગોદંતી નિશ્ચિંતાપૂર્વક અપાય છે

\+ હરતાલને પીળો સોમલ કહે છે, કેમ કે એને સોમલ ૨ ભાગ અને ગંધક ૩ ભાગ લઈ તૈયાર કરે છે

× ભૂરા કોળાનો રસ અથવા નોળવેલ(નાકુલી)નો રસ અથવા જીરુ અને સાકરનુ સેવન કરવાથી હરતાલના દોષથી મુક્ત થવાય છે

– (૧) **હરતાલભસ્મ કરવાની વિધિ:**—પાચ તોલા હરતાલને પ્રથમ દહીમા ૭ દિવસ પડી રહેવા દેવી પછી કાઢી કુવારાના અર્કમા ખરલ કરી ટીકડી બનાવી સુકાવી લેવી પછી પીપળાના લાકડા બાળી રા શેર રાખ તૈયાર કરવી રાખ કપડાથી ચાળી લેવી પછી માટીના એક જાડા હાડલામા ૧ા શેર રાખ

તાલ એકવીસ દિવસ પીપરના રસમા ખરલ કરવી તથા ગોળો કરી પીપળાની રાખ વડે અર્ધા ભરેલા માટલામા તે ગોળો મૂકી, પછી મોઢા પર્યંત તે જ રાખ ભરી ઉપર ઢાકણુ બેસાડી કપડ-મટ્ટી કરી હજાર છાણાનો પુટ આપવો, એટલે ચાગ પહોરમા ભસ્મ થાય છે એ ભસ્મ તપેલા લોઢા ઉપર નાખવા છતા ધૂણી નીકળતી નથી અને શુભ્રવર્ણ થાય છે. (૨) એક ભાગ શુદ્ધ હર-

ભરી ઉપર હરતાલની ટીકડી રાખવી પછી ઉપર બાકીની ૧૧ શેર રાખ નાખી દબાવી હાડલું ભરી આપવુ ત્યાર પછી ચૂલા ઉપર ચટાવી નીચે બોરડીના લાકડાની આચ આપવી અગ્નિ બહુ જ ઓછો હોવો જોઈએ રાખના ઉપર વારવાર જોતા રહેવું જો કોઈ જગ્યાએ કાટ પડે તો થોડી રાખ નાખી દબાવી દેવુ જો સભાળવામા નહિ આવે તો હરતાલ ઊડી જશે આવી રીતે ૧૮ કલાક અગ્નિ આપવો પછી સ્વાગ શીતળ થાય ત્યારે હાડી ઉતારી ટીકડીઓ કાઢી લેવી ટીકડીઓના ઉપર થોડી રાખ ચોટેલી હશે તે ચાકુથી છોલી નાખવી, એટલે નીચેથી સફેદ હરતાલભસ્મ મળશે કદાચ પીળો રગ રહી જાય તો ફરીને આ જ રીતે ૬થી ૧૨ કલાક સુધી મદાગ્નિ આપવો (આવી રીતે સોમલ પણ અઘેડાની રાખમા તૈયાર થાય છે)

(૨) બીજો પ્રકાર —કાયફળ ૧૦ શેરને એક લોઢાના વાસણમા બાળી સફેદ રાખ કરવી આ રાખને ચાળી લેવી, પછી તેનો અર્ધો ભાગ એક નાની જાડી હાડલીમા ભરી ઉપર બે તોલા હરતાલ રાખવી. પછી હરતાલ ન દેખાય એટલી રાખ ભરી એક અભ્રકનુ પતરુ ગોળાકાર કાપી ઉપર રાખવુ ત્યાર પછી બાકીની રાખ ઉપર દબાવી હાડલી ભરી આપવી ત્યાર પછી નાના ચૂલા ઉપર નીચે અગૂઠા જેવડાં જાડા બે લાકડાનો ૩ કલાક અગ્નિ આપવો સ્વાગ શીતળ થયેથી કાઢી લીબુના રસમા ખરલ કરી ટીકડી બાધી ઉપરની રાખમા દબાવી ફરીથી ત્રણ કલાક અગ્નિ આપવાથી સફેદ ભસ્મ બની જાય છે પીળો રગ જણાય તો એક વખત ફરીથી અગ્નિ આપવો

(૩) **હરતાલનાં ફૂલ ઉડાડવાની વિધિ:**—પાચ તોલા શુદ્ધ તપકિયા હરતાલ લઈ મોટીમોટી ખાડી લેવી પછી એક નાની હાડલીમા નાખી હાડલીના મોઢા ઉપર જાડા કાગળની ટોપી(અથવા કાચનો ગ્લાસ) ચોટાડી દેવો કાગળની ટોપી એવી હોવી જોઈએ કે પજાબી સિપાઈ સાફાની અદર ટોપી રાખે છે તેવા આકારવાળી બનાવવી હાડલી પર એવી ચોટાડવી કે જરા પણ જગ્યા વાયુ આવવા-જવાની ન રહે તેમ જ ટોપીમા ઉપર પણ ન રહે યત્ર આવી રીતે તૈયાર કર્યા પછી નાના ચૂલા પર ચડાવી સાવધાનતાપૂર્વક ૧૨ કલાક અગ્નિ થોડોથોડો આપવો ટોપીમાથી ધુમાડો ન નીકળે તે સભાળવું. ધુમાડો કોઈ પણ જગ્યાએથી નીકળતો જણાય તો તે સ્થાન તરત બધ કરી દેવુ સ્વાગ શીતળ થયેથી કાતરથી ટોપીને કાતરી અલગ કરવી હાડીના ગળામા તથા ટોપીની નીચેના ભાગમા રવાદાર શ્વેત ફૂલ જે દેખાય તે ખોતરી લેવા ટોપીના ઉપરના ભાગમા જે પીળો ભાગ લાગેલો હોય છે તે વિશુદ્ધ ગધક છે તે પણ ઉપયોગી છે કુષ્ઠ, ઉપદશ તથા રક્તવિકારમા લાભદાયક છે હરતાલના ફૂલ ૦ાા રતી પ્રમાણે સર્પ કરડેલા મનુષ્યને પા પા કલાકે આપતા રહેવુ વધારે ગરમી જણાય તો દૂધમા ઘી મેળવી પિવડાવવુ. માથા ઉપર ઠડા પાણીનો છટકાવ વારંવાર કરતા રહેવુ એટલે ભયંકર સર્પવિષના ઝેરથી પણ મુક્ત થઈ જશે (શ્રી કવિરાજ પ્રતાપસિહજી રસાયનાચાર્યના લેખમાથી)

(૪) **ગોદંતી હરતાલ(ઘાપાણ)નું શોધન તથા મારણ:**—ગોદતી હરતાલ સફેદ રગની હોય તેને લાવી ગોમૂત્રમાં એકબે કલાક ઉકાળી સાફ પાણીથી ધોઈ લેવી પછી આકડાના પાનને ખાંડી તેની વચ્ચે ગોદતીના ટુકડાને રાખી કપડમટ્ટી કરી ગજપુટ અગ્નિ આપવાથી ભસ્મ તૈયાર થાય છે ગોદંતી ૧ શેર લેવી આકડાના પાન લગભગ ૨ શેર લેવા જોઈએ આવી રીતે કુવારના ગર્ભમા કરી શકાય છે ગોદતી ભસ્મ સફેદ રગની મુલાયમ બને છે તે કપડાથી ચાળી શીશીમા ભરી લેવી ગોદતી ભસ્મ ૩ રતીથી ૧ માસા સુધી દિવસમા બે વખત આપવી મધમાં મેળવી ચાટવા આપવી અથવા સાકરમા મેળવી ખાઈ જવી ઉપર એક ઘૂટડો પાણી પીવુ ગોદતી ભસ્મ માથાનો દુખાવો, જીર્ણજ્વર, સ્ત્રીઓને થતો રક્ત-પ્રદર, ઉધરસ, શરીરની નિર્બળતા વગેરે પર અપાય છે મેલેરિયા ઉપર પણ સારુ કામ આપે છે નાના દૂધ પીતા બાળકોને પણ ૦ાથી ૧ રતી પ્રમાણમા માતાના દૂધની સાથે અથવા મધમાં તાવ, ઉધરસ, અજીર્ણ તથા કબજિયાત માટે અપાય છે

(૫) **સંખિયા ગોદંતી ભસ્મ.**—ગોદતી ૫ તોલા, સોમલ સફેદ ૨ તોલા લઈ બારીક ચૂર્ણ કરી કુવારના રસમા ત્રણ કલાક ખરલ કરી ટીકડી બાધવી પછી શરાવમા મૂકી મજબૂત ત્રણ કપડપટ્ટી કરી ૧૫ શેર છાણાનો અગ્નિ આપવાથી ઉત્તમ પ્રકારની ભસ્મ બને છે માત્રા ૧ રતી મલાઈ ૪ તોલાની સાથે આપવાથી શ્વાસ, જીર્ણજ્વર અને નિર્બળતા દૂર થાય છે આ ભસ્મ લેનારે ઘી ખૂબ ખાવુ તથા ખટાઈ બિલકુલ નહિ ખાવી આ રીતે હરતાલ અને ગોદતી મેળવીને પણ ભસ્મ કરી શકાય છે

તાલ અને બે ભાગ ધૂવાસ લઈ, માટલામા આમલીની કિવા પીપળાની ગખોડી અર્ધી ભરી, તે ઉપર અર્ધો ધૂવાસ ભરવો. તે ઉપર હરતાલ મૂકી પુન. ધૂવાસ ઉપર નાખી તે ઉપર રાખોડી કઠ પર્યંત ભરી, મુખ ઉપર ઢાકણુ મૂકી, કપડમટ્ટી કરી ચૂલા ઉપર મૂકવુ અને ચાર પહોર અગ્નિ કરવો; એટલે હરતાલની ભસ્મ શુદ્ધ અને નિર્ધૂમ થાય છે જે હરતાલની ભસ્મ અગ્નિ ઉપર નિર્ધૂમ રહે છે, તે ભસ્મ સારી થઈ એમ સમજવુ, તે ધુમાડા સહિત જણાય તો તે કાચી જાણવી (૩) હરતાલ ૨ ભાગ, પારો ૧ ભાગ અને ફટકડી ૫ ભાગ, એ સર્વ ઔષધો એકત્ર કરી, ધોળી સાટોડીના રસમા ખરલ કરવા પછી તેની થેપલી કરી શરાવસપુટમા ઘાલી સધિલેપ કરવો. અને ગજપુટ આપવો, એટલે સુંદર ભસ્મ થાય છે. એ ચોખા જેટલી આપવી (૪) શુદ્ધ હરતાલ કુંવાર, કોળુ અને દહીમા ત્રણ વાર ઘૂટી ગોળો કરી સૂકવવી. પછી માટલામા છ આગળ મીઠુ ભરી, તે ઉપર હરતાલ લોખડની દાબડીમા ભરી, બત્રીસ પહોર (ચાર દિવસ ને ચાર રાત્રિ) ક્રમથી (પ્રથમ મંદ, પછી મધ્યમ, અતમા તેજ) અગ્નિ કરવો, એટલે ચૂના જેવી થાય છે. એ ચોખાભાર સાકરમા આપવાથી વાતરક્ત અને જ્વરનો નાશ કરે છે. **હરતાલ સત્ત્વપાતન:**—(૧) હરતાલ તથા લાખ, રાઈ, તલ, સરગવાની છાલ, ટકણખાર, મીઠુ અને ગોળ, એ પદાર્થો, હરતાલના અર્ધા વજને લઈ તેમા હરતાલ ખરલ કરી સચ્છિદ્ર કુલડીનુ મોઢુ બધ કરવુ, તથા પાતાળયત્ર વડે પુટ દેવો એટલે સત્ત્વ નીકળે છે (૨) હરતાલ અને ટકણખાર, ભેસનુ ઘી, મધ અને કળથીના કાઢાની ભાવના આપી, તે હાલીમા ભરી, તે ઉપર સચ્છિદ્ર ઢાકણુ બેસાડી સધિલેપ કરવો અને છિદ્રને નળી બેસાડવી તથા ચાર પહોર અગ્નિ કરવો. નળીમાથી ધોળી ધુમાડી જવા લાગે એટલે અગ્નિ બધ કરવો, પછી ઉપરની થાળી કાઢી સત્ત્વ લેવુ (૩) નેપાળાના બિયા અને એરડામા હરતાલ ખરલ કરી શીશીમા ભરવી અને વાલુકાયત્રમા મૂકી સિદ્ધ કરી શીશીનુ કઠસ્થિત સત્ત્વ લેવુ **હરતાલસત્ત્વ** દુસાધ્ય વાતરક્ત ઉપર એક ચોખાભાર આપવુ, તથા પથ્યને માટે ચણા અને ઘી યોજવુ, એટલે ચૌદ દિવસમા રોગથી મુક્ત થશે. **હરતાલભસ્મનાં અનુપાનો:**—અર્ધી ચણોઠીભાર હરતાલભસ્મ છ વાલ ખડીસાકરમા લેવાથી એશી પ્રકારના વાયુ, કફ, પિત્ત, કુષ્ઠ, પ્રમેહ અને અર્શનો નાશ કરે છે. હરતાલભસ્મ એક ચણોઠીભાર ગળોના કાઢામા લેવાથી ઉપદ્રવયુક્ત વાતરક્ત અને ૧૮ કુષ્ઠોનો નાશ કરે છે. હરતાલભસ્મ વછનાગ અને જીરામા અપસ્માર ઉપર, આબાહળદરમા રક્તવિકાર ઉપર, સમુદ્રફળમા જલોદર ઉપર, દેવદાલી(કૂકડવેલ)ના રસમા ભગદર ઉપર, ફિરગોપદશ, વિસર્પ, મંડળ, કડૂ, ખસ, ફોલ્લા, વાતરક્ત સબધી વિકાર, વિષ, પિત્ત, કફ અને વ્રણ ઉપર અનુપાન પરત્વે આપવી જ્વર, ક્ષય તથા પાડુરોગને માટે ખડીસાકરમા આપવી. વાયુ, શળ અને બાળત (સૂવા) રોગ ઉપર આદાના રસમા આપવી. સન્નિપાત, અર્ધાંગવાયુ અને વાયુગોળા ઉપર એ જ અનુપાનમા આપવી. નિર્બળ માણસને જાયફળમા, ક્ષય ઉપર પાનમા, વીર્યવૃદ્ધિ ઉપર પાકેલા પાન સાથે, ઊર્ધ્વશ્વાસ ઉપર હરડે સાથે સુસ્નાઈ (નિર્બળતાને) માટે નગોડ સાથે, દુર્ગંધી ઉપર ચંપાના ફૂલમા અથવા સુગધી પદાર્થો સાથે, વાયુ ઉપર આદાના રસમા, પ્રમેહ ઉપર તુલસીના રસમા, જલોદર ઉપર બકરીના મૂત્રમા, શૈત્ય ઉપર કેસર અને જાવત્રીમા, અગ્નિમાદ્ય ઉપર મધ અને લીંડીપીપરમા, સ્તભનને માટે લવગ, તજ તથા કપૂરની સાથે, અષ્ટાદશ કુષ્ઠો ઉપર નિર્ગુંડી સાથે અને કામવૃદ્ધિ ઉપર ગાયના દૂધ સાથે આપવી **પથ્ય:**—ઘી, ભાત અથવા ગાયનુ દૂધ. **ઉપયોગ**—(૧) **વીંછીના વિષ ઉપર:**—હરતાલ અને નવસાર પાણીમા વાટી લેપ કરવો અથવા એની ગોળી કરી તે ઘસી ચોપડવી એટલે વેદના તત્કાળ નાશ પામે છે (૨) **કર્ણકીટ દૂર થવા માટે:**—હરતાલ ગોમૂત્રમા ઘસી લેપ કરવો. (૩) **ગડમાલ અને ગલગંડ ઉપર:**—હરતાલના ગોમૂત્રમા ઘસી લેપ કરવો (૪) **નિર્લોમકરણ:**—હરતાલ ૧ ભાગ, શખચૂર્ણ ૫ ભાગ અને ખાખરાની ભસ્મ ૧ ભાગ એકત્ર કરી લેપ કરવો. (૫) **ખોડા ઉપર:**—હરતાલ અને કળીચૂનો પાણીમા વાટી લેપ કરવો.* (૬) **મૂળવ્યાધિ ઉપર:**—થુરિયાના અને કરજના રસમા હરતાલ

* હરતાલ તથા ચૂનો લગાડવાથી વાળ પણ ચાલ્યો જાય છે માટે આ ઉપાય વિચારપૂર્વક કરવો

ઘસી લેપ કરવો, એટલે સોજાયુક્ત વાતાર્શનો નાશ થાય છે.+

## ૬૨—હિરાકસી

સ૦ ક૦ કાસીમ. મ૦ હિરાકસ. હિ૦ કસીસ ફા૦ જાકે સબ્જ. અ૦ જાજે અખદર, જાજે અસ્ફદર ઇં૦ સલ્ફેટ ઓફ આયર્ન લા૦ ફેરી સલ્ફાસ

હીરાકસીની ઉપરસમા ગણના છે. હીરાકસી વાલુક અને પુષ્પવાલુક એમ બે પ્રકારની છે. હીરાકસીનો રગ લગારેક ધોળો અને નીલ (કાળો ગળીવરણો) હોય છે, જે કિંચિત્ પીળા રંગની હીરાકસી હોય છે તેને પુષ્પવાલુક કહે છે. **હીરાકસી:**—અતિ પ્રશસ્ત, ઉષ્ણ, તૂરી, ખાટી તથા નેત્રોને હિતાવહ છે અને વિષ, વાયુ, કફ, વ્રણ,, શ્વેત, કોઢ, ક્ષય, કેશ, નેત્ર, કંડૂ, મૂત્રકૃચ્છ્ર તથા અશ્મરીનો નાશ કરે છે **શોધન:**—હીરાકસી એકવાર ભાગરાના રસમા પચન કરવી, એટલે શુદ્ધ થાય છે **મારણ:**—ગધક તથા હીરાકસીનો એકત્ર પુટ આપવો એટલે ભસ્મ થાય છે. **ઉપયોગ—** (૧) **ગંડમાલા ઉપર:**—હીરાકસીનો અને ભિલામો અથવા માત્ર હીરાકસી આકડાના દૂધમા ઘસી લેપ કરવો (૨) **વૃષણકૃચ્છ્ર** (વૃષણને ખજવાળવાથી ફોલ્લાઓ થાય છે તે) **અને અહિપતન** (બાળકોની ગુદા ન ધોવાથી તેમા કડૂ ઉત્પન્ન થઈ ફોલ્લીઓ થાય છે તે) **ઉપર:**—હીરાકસી, ગોરોચન, મોરથૂથુ, હરતાલ અને રસાજનનો લીબુના રસમા ખરલ કરી લેપ કરવો. (૩) **પાંડુ, ક્ષય, ગુલ્મ, બરોળ, શૂળ અને સંપૂર્ણ નેત્રરોગ ઉપર:**—હીરાકસીની ભસ્મ, ત્રિફળા અને મરી એકત્ર કરી તે ૦। તોલો ઘી અને મધમા એક મહિનો આપવુ

## ૬૩—હિંગળોક

સ૦ બં૦ હિગુલ, મ૦ હિગુળ. હિં૦ સીગરફ ક૦ હિંગુલિયક. તૈ૦ હ ગિલા કામુ ફા૦ સીંગ્રફ. અ૦ અજફ્ર. ઇં૦ રેડ સલ્ફ્યુરેટ ઑફ મરક્યુરી નેટિવ સીનાબાર. લા૦ હાઈડ્રાજિરી સલફ્યુરેટમ્.

**હિંગળોકની ઉત્પત્તિ:**—અશુદ્ધ પારો એક ભાગ અને ગધક ૪ ભાગને લોઢાના વાસણમાં કઢવી એકત્ર કરી તેના કકડા કરી, કાચની શીશીમા ભરી તેને એક આગળ કપડમટ્ટીનો લેપ કરી છાયામા સૂકવી, વાલુકાયંત્રમા એક દિવસ અગ્નિ આપવો. પછી પાચ દિવસ સુધી ક્રમવૃદ્ધિએ અગ્નિ કરી સાતમા દિવસે કાઢી લેવો તે હિંગળોક ઘણો ઉત્તમ હોય છે× **શોધન:**—(૧) હિંગળોક

+ (૧) **હરસના મસા ઉપર.**—(અર્શોહર દ્રાવણ) તપકિયા હરતાલ ૧ તોલો, ઝેરકોચલા ૧ તોલો તથા અફીણ ૧ તોલો લઈ બારીક વાટી ૨ શેર પાણીમા મેળવી ક્વાથ કરવો જ્યારે પાણી આશરે ૭–૮ તોલા રહે ત્યારે ઉતારી ઉપરથી પાણી નિતારી શીશીમા ભરી લેવુ હરસવાળાને પહેલા દિવસે જુલાબ આપી મસાને ઘોડાના વાળથી મજબૂત બાધી આપવો પછી તે ત્રણ દિવસ સુધી ઉપરનુ પાણી ચોપડવુ ચોથે દિવસે મસો મરી ગયો હોય તો ચીપિયાથી ખેચી લેવો જો મસો મરી ન ગયો હોય તો ફરીને એક બે દિવસ પાણી ચોપડવુ, પછી મસો ખેચી લેવો જે વ્રણ થાય તેના ઉપર જસતની ભસ્મ અથવા સફેદો માખણમા મેળવી ચોપડતા રહેવુ, એટલે થોડા દિવસમા નવી સારી ચામડી આવી જાય છે ઔષધિનો પ્રયોગ ચાલતો હોય ત્યા સુધી વધારે ફરવુ નહિ તેમ જ વધારે મહેનતવાળુ કામ ન કરવુ

(૨) **સફેદ કુષ્ઠ ઉપર લેપ.**—પતરી હરતાલ તોલા ૫, બાવચી તોલા ૧૦, મનશીલ તોલો ૧, ચિત્રકમૂળ તોલા ૨ તથા હળદર તોલા ૨ લઈ સર્વ વસ્તુઓને ખાડી બારીક ચૂર્ણ કરી ગોમૂત્રમા ૩ દિવસ ભિજાવી દેવુ પછી ખરલ કરી સોગઠી બાધવી સુકાઈ ગયા પછી ગોમૂત્રમા ઘસી કુષ્ઠના ઉપર લેપ કરવાથી થોડા દિવસમા ફોલ્લા ઊઠી પાણી ઝરી રૂઝ આવી જાય છે

× બજારમા હિગળોક આવે છે તેમા 'રૂમી સીંગરફ' સર્વથી સારો કહેવાય છે, કારણ કે ૧ શેર રૂમી હિગળોકમાથી પોણો શેરથી વધારે પારો નીકળે છે હિગળોકમાથી પારો કાઢવાની વિધિ —(૧) પ્રથમ હિગળોકને લીમડાના પાનના રસમા અથવા લીંબુના રસમા ૩ કલાક ખરલ કરી નાની નાની ટીકડી બનાવવી પછી સુતાવી ડમરુયંત્રમા ટીકડી ભરી મજબૂત પેક કરી ચૂલા પર રાખી બાર કલાક અગ્નિ આપવો ઉપરના ઘડા પર ભીના કપડાની ગડી વારવાર બદલતા રહેવી નીચેની હાડી પર પાણીનુ ટીપુ ન પડે તે સભાળવુ બાર કલાક અગ્નિ આપ્યા પછી હાડી ઠંડી થાય, ત્યારે સાવધાનીથી સપુટ આડો રાખીને ખોલવુ તથા ઉપરની હાડીમા તળિયે ચોટેલો પારો કાઢી લેવો નીચે રહેલી સીગરફની રાખમાં

ખલમા નાખી મેંઢીના દૂધના સાત પુટો તથા લીંબુના રસમા સાત એવા ચૌદ પુટો આપવા; એટલે હિંગળોક શુદ્ધ થાય છે. (૨) હિંગળોક આદાના રસમા સાત વાર, મોટા ચૂકાના રસમાં સાત વાર એવી રીતે ભાવનાઓ આપી સુકવવુ; એટલે નિર્દોષ થાય છે **મારણ:**—(૧) એક વાલ હરતાલની ભૂકી કોડિયામા નાખી તે ઉપર એક તોલો હિંગળોકનો કાકરો મૂકી બે તોલા આદાનો રસ નાખવો તથા તેની આસપાસ ૩ માસા લવંગ પાથરવા; પછી તે ચૂલા ઉપર મૂકી મંદાગ્નિ વડે ત્રણ ઘટિકા પચન કરવુ; પછી ઉતારી વાટી રાખવુ. તે પાનમા એક ગુંજાભાર આપવુ આ ભસ્મ પુષ્ટિકારક છે. એ પાડુ, શૂળ, ક્ષય તથા સર્વ રોગ ઉપર આપવી (૨) હિંગળોકના ચણા જેવડા કકડા કરી ચંદ્રકાતના અથવા લોખંડના વાસણમા નાખી ફૂકવા. તે ગરમ થાય એટલે તેમા મેંઢીના દૂધ વડે દશ વાર, આકડાના દૂધ વડે દશ વાર, દીપ્તવર્ગ વડે દશ વાર, કપીલા વડે પાચ વાર અને દુગ્ધવર્ગ વડે ૫ વાર એવી રીતે વાસણમા ભાવનાઓ આપવાથી તૈયાર થાય છે. આ શતાર્ક હિંગળોક અનેક રોગોનો નાશ કરે છે તથા ભૂખ વધારે છે એ અનુપાન વડે સર્વ રોગો ઉપર આપવી. **હિંગળોક:**—કડવુ, તૂરુ અને તીખુ છે તથા નેત્રરોગ, કફ, પિત્ત, હલ્લાસ, કોઢ, જ્વર, કમળો, પ્લીહા અને આમવાતનો નાશ કરે છે **ઉપયોગ**—(૧) **ઉપદંશ ઉપર:**—આકડાના મૂળની છાલ અને હિંગળોકની ધૂણી શિશ્નને આપવી, એટલે ચાદી તથા સોજો ત્વરિત દૂર થાય છે (૨) **વ્રણ ઉપર:**—ઇસબગોલ અને હિંગળોકની ધૂણી આપવી ×

---

કદાચ પારો રહી ગયો હોય તો ફરીથી પેક કરી આવી જ રીતે કાઢી લેવો. (૨) બીજો પ્રકાર —ડમરૂયંત્રની રીતે પેક કરવાને બદલે નીચેની હાડલીથી બે મોટી તાવડી બરાબર સરખી રીતે હાડલીના ઉપર રહે, જેમા વચ્ચે સાંધો ખુલ્લો ન જણાય તેવી રીતે લેવી. એક તાવડી વારવાર પા પા કલાકે ઉતારી બીજી તાવડી ઉપર રાખી આપવી તાવડીની ઉપર ભીનુ કપડું રાખવું વારવાર લાગેલો પારો ખોલતા જવુ. આવી રીતે કરવાથી પણ ૮–૧૦ કલાકમા સર્વ પારો નીકળી આવે છે (૩) ત્રીજો પ્રકાર —પ્રથમ પ્રકારમા કહેલી રીતે હિંગળોકની ટીકડી બનાવી હિંગળોકના વજનથી બમણા ચીથરા લઈ પાથરી તેમા હિંગળોક એકસરખી લાઈનમા રાખી પડદાની માફક કપડાને વીટી લેવા પછી એક પહોળા વાસણમા રાખી દિવાસળીથી સળગાવવા ઉપર એક માટીનુ બહુ જ મોટું કૂંડુ ઊલટું ઢાકી દેવુ માટીનુ કૂડુ થોડુ ઊચું રહે, હવા આવવા માટે ઇચ જેટલી જગ્યા નીચે ખાલી રહે એવી રીતે રાખવા માટે નીચે ત્રણ ઈંટ રાખી તે ઉપર મૂકવુ. જ્યારે કપડા બળી રહે ત્યારે ઉપરના કૂડા નીચે લાગેલા પારાને ખોલી લેવો નીચેના વાસણમા રહી ગયો હોય તેને પાણીથી ધોઈને કાઢી લેવો કદાચ હિંગળોકને લીબુના રસની ભાવના ન આપે અને એમ ને એમ ચૂર્ણ પાથરી કપડા લપેટી દે તોપણ પારો નીકળી આવે છે

× (૧) **હિંગળોકની ભસ્મ કરવાની વિધિ:**—૨ તોલા હિંગળોક (રૂમી સીંગરફ) તથા ૪ તોલા લાલ અથવા ગુલાબી ફટકડી લઈ બનેને અલગ અલગ બારીક વાટવા પછી એક શરાવમા ૨ તોલા ફટકડીનુ ચૂર્ણ નાખી ઉપર હિંગળોકનુ ચૂર્ણ મૂકવુ ત્યાર પછી બાકી રહેલ ફટકડીનુ ચૂર્ણ ઉપર નાખી હિંગળોક દબાવી દેવો. પછી બરાબર બંધબેસતુ બીજુ શરાવ ઉપર રાખી મજબૂત કપડમટ્ટી કરવી કપડમટ્ટી કરતી વખતે શરાવ આમતેમ હાલીને ફટકડી ઉપરથી પડી જઈને હિંગળોક ખુલ્લો ન થઈ જાય તે સંભાળવાનુ છે કપડમટ્ટી સારી સુકાય ત્યારે ૪ શેર છાણાની આચ આપવી સ્વાગશીતળ થયેથી કાઢી વાટી શીશીમા ભરવી આ ભસ્મ ગુલાબી રંગની થાય છે વજન આશરે બે તોલા રહેશે ફટકડીનો ઘણો ભાગ બળી જાય છે, તેમ જ હિંગળોકમાંથી કેટલોક પારો ઊડી જાય છે જે ફટકડીના ફૂલાના રૂપમા ભસ્મ મળે છે તેમા હિંગળોકના સંયોગથી કેટલોક ગુણ આવી ગયો હોય છે આ ભસ્મની માત્રા ૧થી ૩ રતી છે દિવસમા બે વખત આપવી પિત્તજ્વર ઉપર સાકર સાથે, વિષમજ્વરમા નાની હરડે(હીમજ)ના ચૂર્ણ સાથે, નિર્બળતા દૂર કરવા તથા પ્રમેહ ઉપર મલાઈ તથા સાકર સાથે આપવી ખાસી તથા દમ ઉપર નાગરવેલના પાનમા આપવી (૨) **બીજો પ્રકાર:**—૩ તોલા રૂમી સીંગરફ લઈ એક રીંગણા(મારૂ બેંગન)મા ભરી ઉપર ઘઉંના આટાથી પેક કરવુ પછી બાટી શેકે છે તેવી રીતે ગરમ રાખમા રીંગણુ સારી રીતે બફાઈ જાય ત્યા સુધી દબાવી રાખવુ પછી ખોલી કાઢી બીજા રીંગણામા ઉપર મુજબ પેક કરી બાફવુ આવી રીતે ૨૧ રીંગણામા હિંગળોકને બાફવાથી ભસ્મ (હિંગુલ રસાયન) તૈયાર થાય છે આ ભસ્મનો ઉપયોગ રસસિંદૂર દ્વિગુણ ગંધકની બદલીમા કરવો માત્રા ૧થી ૨ રતી નિર્બળતા તથા પ્રમેહ દૂર કરવા માટે મધ તથા લીંડીપીપરના સાથે તાવ, ઉધરસ, વાતરોગ, ઉદરરોગ વગેરે રોગમા આપી શકાય છે.

# ૫—ઔષધિક્રિયા

(રસાયન, ચૂર્ણ, ગુટી, ક્વાથ, યોગ, લેપ, અર્ક, આસવ, અંજન, તૈલ, ઘૃત, ક્ષાર અને મલમનો વિધિ, ગુણ તથા ઉપયોગ ઇત્યાદિ)

अल्पस्यापि महार्थत्वं प्रभूतस्याल्पकर्मणाम् ।
कुर्यात्संयोगविश्लेषान् कालसंस्कारयुक्तिभिः ॥ १ ॥

## ૧—રસાયન

### (૧) રસોપયોગી વિષયો

**૧ અગ્નિના પ્રકાર:**—રસાયનોને માટે ધૂમ્રાગ્નિ, દીપ્તાગ્નિ, મંદાગ્નિ, મધ્યમાગ્નિ, ખરાગ્નિ અને ભડાગ્નિ, એમ ૭ પ્રકારનો અગ્નિ છે જે લાકડા અગ્નિ આપવામા વાપરવા, તે ઝાડીમા સાગ સુકાયેલા, મૂઠીમા આવી શકે તેવા જાડા અને ખેર આદિકના હોય તેને **કાષ્ઠમાન,** એટલે કે અગ્નિ આપવા માટે જાડાઈ વગેરેમા યોગ્યતાવાળા કહે છે જ્વાળા નહિ નીકળતા જે અગ્નિમાથી માત્ર ધુમાડો જ નીકળે તેને **ધૂમ્રાગ્નિ** કહે છે. મૂઠીમા આવી શકે તેટલા જાડા લાકડાની આઠમા ભાગની ચીરીને સળગાવી જે અગ્નિ કરે તે **દીપ્તાગ્નિ** અને ચોથા ભાગની ચીરી વડે જે અગ્નિ કરે તેને **મંદાગ્નિ** જાણવો એક લાકડાની બે ચીરીઓ સાથે સળગાવીને કરેલા અગ્નિને **મધ્યમાગ્નિ** અને એવી પાચ ચીરીઓ સાથે સળગાવવા મૂકીને કરેલો અગ્નિ તે **ખરાગ્નિ** છે; એ સર્વ કામમા યોગ્ય છે વળી જે અગ્નિથી પાત્રના મથાળા સુધી ચોતરફ જ્વાળાઓ પ્રસરે તેને **ભડાગ્નિ** જાણવો

**૨ પુટ આપવાના પ્રકાર:**—(૧) લાબો, પહોળો અને બબ્બે હાથ ખાડો ખોદી તેમા અડધા અડાયાં છાણા ભરી તેના ઉપર કપડમટ્ટી કરેલ શરાવ અથવા મૂસ ગોઠવી, ઉપર છાણા ભરી પુટ આપે તે **મહાપુટ.** (૨) દોઢ હાથ લાબો, પહોળો અને ઊંડો ખાડો ખોદી ઉપર કહેલી રીતે પુટ આપે તે **ગજપુટ** અથવા **માહીષપુટ.** (૩) એક હાથ જેટલો લાબો, પહોળો અને ઊંડો ખાડો ખોદી તેમા પુટ આપે તે **વરાહપુટ** (૪) એક વેંત લાબો, પહોળો અને ઊંડો ખાડો ખોદી પુટ આપે તે **કુક્કુરપુટ.** (૫) વેંતભર ખાડામાં માત્ર સાત અથવા આઠ છાણાં મૂકી પુટ આપે તે **કપોતપુટ.** (૬) ભૂમિ ઉપર છાણાનો અડધો ચૂરો (ગોબર) નાખી તેના ઉપર શરાવ ઇત્યાદિ રાખી ઉપર બાકીનું ગોબર નાખી ઢાકીને ઉપર અગ્નિ આપે તે **ગોબરપુટ.** આ પુટમા ખાડાનુ અને ગોબરનુ પ્રમાણ નથી; માટે મૃદુ અથવા કઠિન દ્રવ્ય હોય તેના પ્રમાણમા ૧૦૦ અથવા ૫૦ અથવા ૩૦ અડાયા છાણામા પુટ આપવો (૭) માટીની ગાગર લઈ તેને હાથની આંગળી આવે તેવા ૩૦થી ૫૦ કાણા પાડી તેમા અડધા કોલસા ભરી તેના ઉપર કપટમટ્ટી કરેલું શરાવ અથવા મૂસ રાખી તેના ઉપર બીજા કોલસા નાખી માટીના અથવા ઈંટોના ચૂલા ઉપર ગોઠવી સળગાવવું અને એ અગ્નિ ત્રીજા દિવસે ઠરી ગયા પછી માહેનુ ઔષધ કાઢી લેવુ, તેને **કુંભપુટ** કહે છે

### (૨) યંત્રો

**૧ ડમરુયંત્ર:**—નીચેનુ માટલુ નાનુ અને ઉપરનું એનાથી બમણું મોટુ એવા બે માટલાં લાવી તેની અંદર અને બહાર ખડીનો અથવા ગોપીચંદનો સારો લેપ કરી સૂકવી નાખવો. પછી નાના માટલામા લીંબુના રસમા ખરલ કરેલ હિંગળોક રાખી તેના ઉપર મોટી માટલી ઊંધી વાળવી; અને બન્ને માટલીઓના મોઢાના સાધાને ચૂનો ૧ ભાગ અને ઘઉંની કણુક બે ભાગ લઈ પાણીથી એકત્ર કાલવી તે વડે ચોકસાઈથી બંધ કરવા; અથવા ગોપીચંદનથી કપડમટ્ટી કરવી, એને **ડમરુયંત્ર** કહે છે. આ યંત્ર ચૂલા ઉપર ગોઠવીને નીચે ચાર પ્રહર અગ્નિ આપવો અને ઉપરના માટલાના

તળિયા પર ભીજવેલા લૂગડાની આઠ કે સોળ પટ કરેલી ગડી મૂકી તે સુકાઈ ન જાય તેટલા માટે વખતોવખત તેના ઉપર પાણી નાખતા જવુ, સુકાવા દેવુ નહિ, એટલે હિંગળોકમાથી પારો ઊડી ઉપરના મટકાના તળિયાને જઈ ચોટે છે. તેને યુક્તિથી કાઢી લેવો. આ જ પ્રમાણે નાનુ યંત્ર કરીને કપૂરનાં ફૂલ પાડવા; પરંતુ નીચે ચૂલામા બળતણના બદલે ઘીમા ભીજવેલો કાકડો સળગાવવો એટલે ફૂલ સારા પડશે.

**૨ ઊર્ધ્વનલિકા યંત્ર:**—એક તપેલામા ઔષધો નાખી તેના મોઢા પર ઢાકણુ વચ્ચોવચ્ચ અંગૂઠા જેવડા છિદ્રવાળુ મજબૂત બેસાડી તે છિદ્રમા નળી બેસાડી તે તપેલુ ચૂલા ઉપર મૂકી નીચે તાપ કરવો; અને તે નળીનો બીજો છેડો વાસણ તરફના છેડા કરતા નીચો રહે તેમ કરીને તે બીજા છેડા નીચે ખુલ્લા મુખવાળુ એક બીજુ વાસણ મૂકવુ તે નળી વાટે તે વાસણમા અર્ક પડે છે. તે અર્ક ઉપર તેલ તરી આવે છે, તેને **અત્તર** કહે છે.

**૩ વાલુકાયંત્ર:**—ગોળ આતસી (અગ્નિ સહન કરે તેવી) શીશી લાવી ગોપીચંદનની માટીથી સાત કપડમટ્ટી કરવી પછી પહોળા મોઢાનુ માટીનુ હાડલુ લઈ તેની નીચે હાથનો અંગૂઠો જાય એવડુ છિદ્ર પાડવું;+ અને જે રસાયન કરવાનું હોય તેની કાજળી તે આતસી શીશીમા નાખી તે શીશી તે હાડલામા છિદ્ર ઉપર ઊભી સીધી પકડી રાખીને, તેની નીચે પાણીથી કાલવેલી માટી અથવા ઘઉંના લોટના લોદાથી તે હાલે નહિ એવી રીતે ગોઠવવી પછી મીઠા પાણીની એટલે નદીની (સમુદ્રકિનારાની નહિ) રેતી શીશીના ગળા સુધી ચોતરફ ભરવી અને તે હાડલુ ચૂલા ઉપર ચઢાવીને જેવો અગ્નિ કહેલો હોય તેવો તેની નીચે કરવો શીશીમા કાજળી સૂકી જ ભરવી; લીલી અથવા ભેજવાળી ભરવી નહિ ×

**૪ ભૂધરયંત્ર:**—સવા હાથ ચારે ખૂણે સરખો ખાડો કરી તેની વચ્ચે એક વેંતની નાની ખાડી કરી, તેમાં ઔષધ નાખેલો સરવો અથવા મૂસ મૂકીને બે અથવા ત્રણ આગળ માટી અગર રેત તે પર પાથરી બાકીના ભાગમા છાણા નાખી અગ્નિ આપે તે **ભૂધરયંત્ર.**

**૫ દોલાયંત્ર:**—ઔષધિથી મિશ્ર પારો લઈ તેને ત્રણ ભોજપત્રથી લપેટી પછી તેની લૂગડાથી પોટલી બાધવી એને એક મજબૂત સળી લઈ તેને માટલાના મોઢા ઉપર આડી મૂકવી એ સળીની વચ્ચોવચ્ચ દોરી અથવા દોરો બાંધી તેને બીજે છેડે તે પોટલી એટલે ઊંડે ટાંગવી કે જેથી માટલામાના પદાર્થમા તે પોટલી ડૂબેલી રહે * પછી તે માટલુ ચૂલા ઉપર ચઢાવી કહ્યું હોય તેવી રીતે અગ્નિ આપવો એને **દોલા** અથવા **સ્વેદન** યંત્ર કહે છે

**૬ ગર્ભયંત્ર:**—અર્ક કાઢવાનો હોય તો એક વાસણમા પ્રથમ ઈંટ મૂકીને પછી તેના ઉપર વાડકી ગોઠવવી પછી ઈંટની આજુબાજુ વાસણમા તે તે ઔષધો નાખીને તે વાસણના મોઢા ઉપર પાણીના ઘડિયાળ જેવી બીજી વાડકી ચત્તી ઢાકી, માટી લગાડીને સાધો બંધ કરવો. તે પછી તે ચત્તી વાડકીમા પાણી નાખી યંત્ર ચૂલા ઉપર મૂકી નીચે અગ્નિ કરવો પછી ઉપરની વાડકીમાનું પાણી તપી જાય તેમ તેમ તેને ઉલેચી નાખતા જઈને બીજુ ઠંડુ પાણી તેને બદલે ભરી મૂકતા રહેવુ એમ કરવાથી ઉપરની વાડકીને તળિયે વરાળના જેવા બિંદુ જામીને યંત્રની અંદર ઈંટના

---

+ આ છિદ્ર ઉપર એક ઠીકરી અથવા અભ્રકનુ પતરુ રાખવાનો રિવાજ છે

× વાલુકાયંત્રમા જ્યારે કોઈ પણ જાતનુ સિંદૂર બનાવવુ હોય ત્યારે એક લોહશલાકા (છત્રીની લોઢાની દાંડી) તૈયાર રાખવી જ્યારે જ્યારે મોં બંધ થઈ જાય, ત્યારે ત્યારે વારંવાર છત્રીની દાંડી અંદર નાખવાથી મોં ખુલ્લુ થઈ જાય છે કોઈ વખત અગ્નિ આપવામા ભૂલ થવાથી શીશી તૂટી જાય તો એકદમ ત્યાથી ભાગી જવુ, કારણ કે એ શીશીમાથી જે ગંધકનો ધુમાડો નીકળે છે તે અતિ હાનિકારક છે ઘણે ભાગે જ્યા સુધી ગંધક બળતો રહે ત્યા સુધી આંચ મંદમંદ આપવી પડે છે ગંધક બળી જાય ત્યાર પછી અગ્નિ તેજ કરવામા શીશી ફૂટવાનો ડર રહેતો નથી

* પોટલીનુ કપડુ માટલાના તળિયાને અડતુ ન રહે તે સંભાળવુ, નહિ તો કપડુ બળીને અંદરની વસ્તુ માટલામા પડી જશે

ઉપર રાખેલી વાડકીમા અર્ક અથવા તેલ ટપકશે +

૭ **પાતાળયંત્ર :**—એક હાથ લાબો, અને પહોળો અને ઊડો ખાડો ખોદી તે ખાડામાં એક વાસણ ગોઠવવું અને એક બીજા વાસણમા જોઈએ તે ઔષધો નાખી તેના મો ઉપર સોયો જઈ શકે તેવડુ છિદ્ર પાડેલુ ઢાકણું મજબૂત બેસાડી સાધો કપડમટ્ટીથી બધ કરવો અને પછી સુકાયા પછી તે વાસણને નીચેના હાડલા ઉપર ઊધુ વાળી બને વાસણો વચ્ચેનો સાધો ચૂના તથા લોટ વડે મજબૂત બધ કરવો પછી ઉપરના માટલાના ગળા સુધી પહોચે તેટલે ઊચે સુધી તે બંને વાસણોની આસપાસ માટી ભરવી અને ઉપલા મટકાની પીઠ પર અગ્નિ કરવો એટલે તેમાંના ઔષધોનુ તેલ નીકળી ઢાકણમાના છિદ્રવાટે નીચેના વાસણમા આવી પડશે. આ યત્રને **પાતાળયંત્ર** કહે છે (આનાથી ધૂપેલ આદિ તેલ તૈયાર થાય છે)×

૮ **તેજોયંત્ર (લંબક) :**—એક ઊભા ગળાનુ તપેલું લઈ તેમા અર્ધા સુધી ઔષધો નાખી પછી પાઠમા કહ્યા પ્રમાણે પાણી નાખી તેના મોઢા ઉપર બે નળીઓનુ લબક મૂકી પછી તેના સાધા લોટ તથા ચૂનાથી મજબૂત બધ કરવા અને ઉપરના લબકમા પાણી ભરવુ પછી યત્ર ચૂલા ઉપર મૂકી હેઠે ધીમો તાપ લગાડવો. ઉપરના લબકમા પાણી ઊનુ થાય એટલે ઉપરની નળીથી તે પાણી કાઢી બીજુ ટાઢું પાણી નાખતા જવુ. બીજી નીચેની નળી નીચે મોટા મોઢાનો શીશો રાખી તેમા અર્ક પડે તે લેવો આ યત્રને **લંબક** પણ કહે છે. કોઈ એને **નલિકાયંત્ર** અને **સરપોસ** પણ કહે છે.

## (૩) રસ*

૧ **બોળબદ્ધ રસ :**—પારો, ગંધક, ગળોનુ સત્ત્વ એ સમાન ભાગે અને રાતો બોળ (હીરાબોળ)

+ આ યત્રને **'આકાશપાતન યંત્ર'** પણ કહે છે ઉપરના ભાગમા વાડકી રાખવાને બદલે પહોળા મોઢાનો તાબા અથવા પિત્તળનો ઘડો રાખવો એ વધારે અનુકૂળ રહે છે, કારણ કે ઘડામા પાણી વધારે રહી શકે છે, જેથી વારવાર બદલવુ પડતુ નથી

× પાતાળયત્રની બીજી રીત —ચૂલા પર એક નાદ રાખી તેના ઉપર એક મોટું ઠીબરુ રાખવુ ઠીબરામા તથા નાદમા બરાબર વચ્ચે એક એવુ છિદ્ર કરવુ કે જેથી અગ્નિશીશીનુ મો અથવા બીજી કોઈ શીશી જેમા ઔષધિ ભરીને તેલ કાઢવું હોય તે બરાબર તેમા આવી શકે પછી કપડમટ્ટી કરેલી શીશીમા ઔષધિ નાખી શીશીના મોઢા ઉપર લોઢાના તારની ગોળી અથવા આટો ચાળવા માટે ચાળણી આવે છે તેનો ટુકડો લપેટી ફસાવી દેવો, જેથી ઔષધિ નીકળી ન જાય તથા તેલ ટપકતુ રહે આવી રીતે શીશી તૈયાર કરી ઠીબરામા ઊધી રાખવી શીશીના મોઢાની આસપાસ થોડી માટી લગાડી પછી ચારે બાજુ બબ્બે આગળ રેતી પાથરી એક લોઢાનું પાતળું પતરું (કેરોસીન તેલના ડબા આવે છે તેનુ) આસપાસ તારથી બાધી દેવુ પછી ઠીબરામા પતરાની આસપાસ ખાલી રહેલી જગ્યામા છાણા અથવા કોલસાનો અગ્નિ આપવો નીચે ચૂલામા એક વાડકી રાખવી, જેથી તેલ તેમા ટપકીનું ભેગુ થાય આશરે એક કલાક પછી તેલ ટપકવુ શરૂ થાય છે જ્યા સુધી તેલ ટપકતુ રહે ત્યા સુધી અગ્નિ આપવો તેલ ટપકતુ બધ થાય ત્યારે અગ્નિ આપવો બધ કરી દેવો વધારે કિંમતી તથા ઝેરી વસ્તુઓનુ તેલ આવા યત્રથી કાઢવામાં અનુકૂળતા વિશેષ રહે છે

* એક મિત્રે આપેલા અનુભૂત ઉપચાર —શખદ્રાવ રસ —આકડાનું મૂળ, થોરનુ મૂળ, ખરસાણીથોરનુ મૂળ, આમલીના છોડા, ખાખરાની છાલ, કેળનો સ્થભ, તલના છોડ, અઘાડી, મોથ, કોડી અને શખ એ અગિયાર ચીજોની ખાખમાથી પૃથક્ પૃથક તૈયાર કરેલા ખાર, પચલવણ (સિધાલૂણ, સંચળ, બીડલવણ, વડાગરુ મીઠુ અને ગસિયુ એટલે નદી કે સમુદ્રનુ મીઠુ), પાચ ક્ષાર (એટલે સાજીખાર, જવખાર, નવસાર, ખડિયોખાર અને પાટિયો ટકણખાર) તથા પારો એ સઘળા સમાનભાગે લઈ પ્રથમ પારામાં તેનાથી ત્રણગણો ગધક મર્દન કરી કાજળી તૈયાર કરી પછી તેમા બાકીની ચીજો ભેળી વાટી નાખી સર્વના સમાન ફટકડી, સૂરોખાર, હીરાકસી અને નવસાર નાખી લીબુના રસમા ખૂબ મર્દન કરી તેનો અર્ક પાડવાના માટીના નલિકાયત્રમા નાખી ચૂલે ચડાવી ચાર પહોર સુધી આચ આપવી એનાથી તૈયાર થયેલા રસને શખદ્રાવ રસ કહે છે એ રસમા સોય નાખવાથી તે તેમા ગળી જાય છે એવો એ અદ્ભુત રસ પાણીની સાથે એક અથવા બે વાલ આપવાથી તે ગુલ્મ (ગોળો), હરસ, બરોળ, યકૃત અને ઉદરના અનેક

ત્રણ ભાગ લઈ શીમળાના રસમા અગર કાઢામા ખરલ કરી ગોળીઓ વાળવી **પ્રમાણ અને અનુપાન :**—ચારથી આઠ રતી માખણ અને સાકરમા. **ગુણ :**—રતંભક **ઉપયોગ :**—નાક, બાહ્ય જનનેન્દ્રિય અને ગુદામાથી થનાર રક્તસ્રાવ, એના સેવનથી સારા થાય છે રક્તપિત્ત, ધોળા આમ, અત્યાર્તવ (રાતો પ્રદર), એના ઉપર પણ એ અતિ ગુણદાયક છે; તેમ જ પ્રમેહ અને મૂત્રકૃચ્છ્ર એના ઉપર પણ ચાલશે. **પથ્ય :**—વાતકર અને પિત્તકર પદાર્થો ખાવા નહિ આહાર મિષ્ટ અને થોડો લેવો

**૨ મહાજ્વરાંકુશ રસ :**—પારો, ગધક, વછનાગ, એ એકેક ભાગ અને ધતૂરાના બીજ ૩ ભાગ તથા સૂઠ, મરી, લીંડીપીપર એ દરેક બબ્બે ભાગ લઈ બહુ જ બારીક થાય ત્યા સુધી ખરલ કરતા જઈ આદુ અને લીબુના રસના પુટ આપવા તથા ગોળીઓ બાધવી શાર્ઙ્ગધરમા એમા દારૂડીના મૂળ નાખવાનું કહેલુ છે તે પ્રમાણે કરવાથી આ રસાયન સારક થાય છે **પ્રમાણ અને અનુપાન :**—એકથી દોઢ રતી સુધી આદાનો રસ અને મધ સાથે **ગુણ :**—જ્વરઘ્ન અને દીપક **ઉપયોગ :**—ટાઢ ચઢ્યા સિવાય આવનારા કોઈ પણ જ્વરમા તેમ જ સતત રહ્યા કરતા જ્વરમા તથા ચઢઊતર થતા જ્વરમા આનો ઉપયોગ ઉત્તમ છે અપચો, પેટમા દુખવુ, પેટમા વાયુ વધવો, એવા વિકારો જે જ્વરની સાથે થતા હોય તે જ્વરમા આ વિશેષ ઉપયોગી છે જૂના સધિવાયુ ઉપર પણ એ આપવો. સર્વ તાવ ઉપર એનો ઉપયોગ થાય છે, એટલે એ ગ્રહણ કરવા યોગ્ય છે. અશક્ત મનુષ્યને તથા બાળકોને આ રસ આપવો નહિ એ વધુ માત્રામા આપવાથી આખોના ડોળા મોટા દેખાય છે. દિવસમા સાજ–સવાર બેજ વખત આ રસ આપવો. બપોરના સમયે એકાદ ઠડા ઔષધની યોજના કરવી. જુદી જુદી જાતના જ્વર માટે કહેલા કાઢા સાથે તે તે જ્વરમા આ રસ અપાય છે. **પથ્ય**—જ્વરના પ્રકરણમા કહ્યા પ્રમાણે

**૩ ત્રીજા પ્રકારનો મહાજ્વરાંકુશ રસ :**—પારો, ગંધક, તામ્ર અને સુવર્ણમાક્ષિક ભસ્મ, શુદ્ધ કરેલો નેપાળો, શેકેલું કડુ, હરડે, નસોતર, શુદ્ધ કરેલા ઝેરકોચલા, એ સર્વેને સમાન ભાગે લઈ થુવરના દૂધમા ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી (થુવેરના દૂધમા ખરલ કરવાથી તીવ્ર રેચક થાય છે, તેથી અશક્ત મનુષ્યથી સહન થઈ શકે નહિ; માટે એને ભાગરો, આદુ અને તુલસીના રસમા ખરલ કરવાથી આ રસાયનનો ગુણધર્મ ઓછો નહિ થતા કામ પણ સારું થાય છે)

**પ્રમાણ અને અનુપાન :**—એક રતી ઊના પાણી સાથે (એક રતીથી વધારે ન આપવુ). **ગુણ :**—સારક, ઉષ્ણ, વાતહર અને જ્વરઘ્ન. **ઉપયોગ :**—આતરિયા(આતરે આવનાર) ટાઢિયા તાવ ઉપર અને કાર્તિક—માગશરમા આવનારા તાવ ઉપર આનો ઉત્તમ ઉપયોગ છે નાના બાળકો અને અશક્ત મનુષ્યને આપવો નહિ. આના પ્રભાવથી વિષમજ્વરમા થનાર તીવ્ર લક્ષણો કમી થાય છે અને બરોળ, યકૃત તથા પેશાબમા જનારો ક્ષાર કમી થઈ યકૃતની વિકૃતિ કમી થાય છે. **પથ્ય :**—દૂધ અને કાજી

**૪ ચોથા પ્રકારનો મહાજ્વરાંકુશ રસ :**—પારો ૧, ગધક ૨, ટંકણખાર ૨, મનશીલ ૦॥, શુદ્ધ હરતાલ ૧, વછનાગ ૨, ઝેરકોચલા ૧, માક્ષિકભસ્મ ૨ સૂઠ ૩, મરી ૩, લીડીપીપર ૩ અને હરણાં બહેડા તથા આમળા બબ્બે તોલા; કાકચનો મગજ (શેકેલો) ૨ તોલા, કડુ ૨ તોલા, ધંતૂરાના બીજ ૩ તોલા, જેઠીમધ ૨ તોલા, પુષ્કરમૂળ ૨ તોલા, એ પ્રમાણે લઈ પ્રથમ પારા ગધકની ઉત્તમ કાજળી કરવી, પછી તેમા હરતાળ ખલવી, ઉત્તમ ખરલ કર્યા પછી તેમા મનશીલ અને ટકણખાર નાખી તે પછી બીજા ઔષધોનું ચૂર્ણ મેળવવુ; અને તે પછી અગથિયાના પાદડાનો રસ,

વિકારોને જલદીથી આરામ કરે છે **સૂચના :**—આ રસ પીતી વખતે ૨॥ તોલા પાણી મેળવીને પાવો; કારણ કે એ રસ એક પ્રકારનો તેજાબ છે **ઇચ્છાભેદી રસ :**—પારો તોલો ૧ અને ગધક તોલો ૧ ખૂબ વાટી કાજળી થયે તેમા મરી તોલો ૧, ફુલાવેલ ટકણખાર તોલો ૧, સૂઠ તોલો ૧ તથા શોધેલો નેપાળો તોલા ૩ નાખી ખૂબ વાટી પાણીમા ઘૂંટી ચણા જેવડી ગોળીઓ વાળવી એ ગોળી સવારે ૧ આપી ઉપર ગરમ પાણી પાવુ **વાસણ :**-સાકરનું પાણી પાવુ અથવા ઠડા પાણીથી નાહવું અથવા મગચોખાની ખીચડી ઘી નાખી ખાવી

ધતૂરાના પાદડાનો રસ, તુલસીનો રસ અને આદાના રસના અનુક્રમે પુટ આપવા **પ્રમાણ અને અનુપાન :**—૧ રતી આદાના રસ અને મધમા. **ગુણ :**—દીપન અને જ્વરઘ્ન. **ઉપયોગ :**—ટાઢિયા તાવ ઉપર એનો ઘણો જ ઉપયોગ થાય છે. એ આપ્યા પહેલા હગડે અથવા મીંઢીઆવળ જેવું એકાદ હલકું સારક ઔષધ આપવુ. કફજ્વર તથા સન્નિપાત ઉપર પણ આ રસાયન આપવાથી ફાયદો થાય છે ભેજવાળી જમીનમા રહેવાથી તથા ખરાબ હવાપાણીથી આવનારા તીવ્ર તાવમા પણ એ આપવું શ્રાવણથી દિવાળી સુધીમા આવનો( મેલેરિયા ) જ્વર આનાથી નક્કી જાય છે.

**પથ્ય :**—જ્વર માટે કહ્યું હોય તે.

**૫ મૃત્યુંજય રસ :**—સૂઠ, મરી, લીડીપીપર, હરડાં, બહેડા, આમળા, પારો, ગધક, ટંકણ, વછનાગ, જેઠીમધ, હળદર, કાકચના શેકેલા ફળનુ મીજ, એ સર્વ ઔષધો સમાન ભાગે લઈ ભાંગરાના રસમા ત્રણ દિવસ ખરલ કરી ગોળીઓ બાધવી

**૬ મૃત્યુંજય રસ બીજો :**—પારો ૧, ગધક ૧, ધતૂરાના બીજ ૩, સૂઠ ૨, મરી ૨, લીડીપીપર ૨, હરડા ૧, બહેડા ૧, આમળા ૧, વછનાગ ૧, નેપાળો ૨, રેવંચીનો શીરો ૨, શેકેલ કાકચની મીજ ૧, ટંકણખાર ૧ અને જેઠીમધ ૧ તોલો, એ પ્રમાણે વજનથી લઈ ભાંગરાના રસમા ૧૪ દિવસ ખરલ કરી ગોળીઓ બાધવી. **પ્રમાણ અને અનુપાન :**—એકથી બે રતી ઊના પાણી સાથે. **ગુણ :**—સારક **ઉપયોગ :**—સર્વે પ્રકારના જ્વરમા અને વિશેષ કરીને વાતજ્વરમા આપવુ તાવનુ જોર વધી જાય નહિ તેટલા માટે પ્લેગ અને તીક્ષ્ણ જ્વરમા એ અપાય છે. **પથ્ય :**—ગરમ પદાર્થ તજવા

**૭ પ્રમેહરસાયન :**—કલાઈ, સીસુ, અભ્રક, લોઢું, કાતલોહ, પારો, તાબું, પોલાદ, હિંગળોક, ગધક, ટંકણખાર, ખાપરિયો એ દરેક વસ્તુ સમાનભાગે લેવી( એમાની કહેલી ધાતુઓની તો ભસ્મો જ લેવી ) અને તેને લીબુના રસની ભાવના આપવી, પછી લૂગદી કરી શરાવસંપુટમાં નાખી અગ્નિનો પુટ આપવો પછી તે ઠડુ થયે કાઢી લઈ ખરલ કરી તેમા કપૂર, કેસર, તજ, તમાલપત્ર એલચીદાણા, નાગકેસર, સૂઠ, જાયફળ અને જાવત્રી, એ સર્વને ઉપલા ઔષધોના સમાન ભાગે લઈને કડવા લીમડાની અંતરછાલના રસમા ત્રણ દિવસ ખરલ કરવુ. પછી તેની ગોળીઓ કરી છાયામા સૂકવવી **પ્રમાણ અને અનુપાન :**—૧થી ૧॥ રતી માખણ અને સાકર સાથે **ગુણ :**—પૌષ્ટિક.

**૮ આનંદભૈરવ રસ :**—શુદ્ધ હિંગળોક, શુદ્ધ વછનાગ, સૂંઠ, મરી, લીંડીપીપર, ટંકણખાર અને શુદ્ધ કરેલો ગધક સમાન ભાગે લઈ જબીરી લીબુના રસમા બે પહોર સુધી ખરલ કરીને એક રતી પ્રમાણે ગોળીઓ કરવી. એ ગોળીઓ યોગ્ય અનુપાન સાથે ઉધરસ, દમ, ઝાડો( અતિસાર ), સગ્રહણી, સન્નિપાત મૃગી( ગોતુ ), વાતરોગ પરમિયો, અજીર્ણ અને અગ્નિમાદ્ય ઉપર આપવી; તેમજ જ્વરાતિસાર ઉપર ચોખાના ઓસામણમા આપવી

**૯ સમીરગજકેસરી ( વાતારિ ) રસ :**—અફીણ, ઝેરકોચલા અને મરી ત્રણે સમભાગે લઈ આદાના રસમા રતી પ્રમાણે ગોળીઓ કરી તે એકલી અથવા ગરમ પાણી સાથે આપવી અને ઉપર નાગરવેલના પાનની બીડી ખાવી; એટલે કૂબડાપણુ, પાગળાપણું, ગૃધ્રસી, આમવાયુ, શૂળ, કફયુક્ત વાયુ, અપબાહુક વાયુ, શોષ, કંપવાયુ, પ્રતાનકવાયુ, કટિશૂળ કૉલેરા, અરુચિ, મૃગી અને સંગ્રહણી રોગ દૂર થાય છે.

**૧૦ બૃહત્ ઇચ્છાભેદી રસ :**—શુદ્ધ પારો, શુદ્ધ ગધક, ટંકણખાર અને મરી, એ ચારે સમાન ભાગ, સૂઠ અને નસોતર એ બબ્બે ભાગ, અને શુદ્ધ કરેલો નેપાળો નવ ભાગ લઈ ચૂર્ણ કરી વિધિ પ્રમાણે આકડાના પાદડાના રસમા બે પહોર સુધી ખરલ કરી ગાયનાં છાણાના અગ્નિ ઉપર મંદ આચ આપવી પછી તેને ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી એ ઠડા પાણી સાથે આપવાથી જુલાબ થાય છે. એના ઉપર દહી-ભાતનું પથ્ય કરાવવુ એનાથી ઝાડો થઈ આમદોષ, અજીર્ણ, ઉદરરોગ, ગોળાનો રોગ અને કફ વગેરે સર્વ રોગનો નાશ થાય છે તથા અગ્નિ પ્રદીપ્ત થાય છે ઊનુ પાણી પીવાથી એનો રેચ બધ થાય છે.

**૧૧ લોકનાથ રસ:**—શુદ્ધ અને બુભુક્ષિત (ગંધક જારણ કરેલો) એવો પારો બે ભાગ અને શુદ્ધ ગંધક ૨ ભાગ લઈ, એ બન્નેને એક જગ્યાએ ખરલ કરી કાજળી કરી પારાથી ચારગણી કોડી લઈ તેમા તે કાજળી ભરવી. ત્યાર પછી ટંકણખાર ૧ ભાગ લઈ ગાયના દૂધમા ખરલ કરી તે કોડીનાં મોઢા તે વડે બંધ કરવા. ત્યાર પછી શંખના કકડા આઠ ભાગ વજને લઈ માટીના બે શરાવ (ચપણા) લઈ તેમા શંખના અડધા કકડા નીચે નાખી તેના ઉપર તે કોડીઓ ગોઠવી, તેની ઉપર શંખના બાકી રહેલા અડધા કકડા પાથરી દઈ તેના ઉપર બીજું શરાવ ઊંધુ વાળી શરાવની કપડમટ્ટી કરી એક હાથ ઊંડો ખાડો કરી જંગલી છાણા(અડાયા)નો ગજપુટ અગ્નિ આપવો. પછી ટકુ થયે બહાર કાઢી સર્વ ઔષધ એકત્ર વાટી રાખવુ; એને **લોકનાથ રસ** કહે છે. એ રસ શક્તિ પ્રમાણે ૫થી ૨૦ મરીના ચૂર્ણ સાથે ૨થી ૬ રતીની માત્રામા વાયુના રોગો ઉપર ઘીમા, પિત્તના રોગો ઉપર માખણમા અને કફના રોગો ઉપર મધમા આપવો ક્ષય, અરુચિ, ઝાડો, સંગ્રહણી, ઉધરસ, મંદાગ્નિ, કૃશતા (દુબળાપણુ), શ્વાસ અને ગોળા ઉપર આ લોકનાથ રસ પ્રશસ્ત છે.

**૧૨ ઉદયભાસ્કર રસ:**—પારો ૧ અને ગંધક બે ભાગ, તામ્રભસ્મ ૮ ભાગ, શિલાજીત ૩ ભાગ, હરતાલ ૨ ભાગ, એ સર્વે શુદ્ધ લઈ એકત્ર ખરલ કરી, પછી મરી ૩ ભાગ, વછનાગ ૨ ભાગ તેમાં મેળવી નગોડ, આદુ, ભાગરો અને નાની અરણીના રસમા સાતસાત દિવસ ખરલ કરી તેને તડકે સૂકવવું. ત્યાર પછી તે એક ચણોઠી પ્રમાણે લઈ આદાના રસ અને સૂંઠ, મરી, લીંડીપીપર એમા સેવન કરાવવુ, એટલે પાડુરોગ, કમળો, ક્ષય, શ્વાસ, ઉધરસ, આમવાત, કૃમિ (કરમ), શૂળ, ગોળો, પ્રમેહ, બરોળ, જલોદર, સંગ્રહણી, કોઢ, ધનુર્વાત ઇત્યાદિ રોગોનો નાશ થાય છે. **પથ્ય:**— સાઠીચોખા દહીંમા આપવા તેમ જ છાશ અને ભાતનુ પણ સેવન કરાવવુ આ ઉદયભાસ્કર રસ પ્રસિદ્ધ છે.

**૧૩ લઘુવાતવિધ્વંસન રસ:**—પારો અને ગંધક એકેક ભાગ અને વછનાગ ૧૬ ભાગ લઈ, તેને ચિત્રકના રસમા ખરલ કરી વાલના વજને ગોળીઓ કરવી એ મૃગી, ઉન્માદ, વાતરોગ, સર્વાંગવાત, દાતખીલી ઇત્યાદિ રોગ ઉપર આપવી.

**૧૪ કફકુઠાર રસ:**—શુદ્ધ પારો ૦। તોલો, શુદ્ધ વછનાગ ૦। તોલો, શુદ્ધ ગંધક ૦। તોલો, લોહભસ્મ ૦॥। તોલો, ધતૂરાના બીજ ૧ તોલો, ફુલાવેલો ટંકણખાર ૦॥ તોલો તથા જાવત્રી, અક્કલગરો, સૂંઠ અને કલાઈની રાખ એકેક તોલો લઈ આદાના રસમા ખરલ કરી રતી પ્રમાણે ગોળી કરી તે દૂધ, આદાનો રસ અથવા તુલસીના રસમા આપવી, એટલે જો કદાપિ ગળા સુધી કફ આવી ભરાયો હશે તોપણ તેનો નાશ થશે

**૧૫ વૃદ્ધિનાશન રસ:**—પારો, ગંધક એકેક ભાગ અને બે ભાગ સુવર્ણમાક્ષિકને હરડેના કાઢામા ૩ દિવસ અને એરંડિયામા ૧ દિવસ ખરલ કરી તેને હરડેનુ ચૂર્ણ અને એરંડિયા સાથે વાલ પ્રમાણે સેવન કરાવે અથવા તલવણના રસમા આપે તો અંડવૃદ્ધિનો નાશ થાય.

**૧૬ ભાસ્કર રસ:**—સૂંઠ, મરી, લીંડીપીપર સિંધાલૂણ, સંચળ, બીડલવણ, બંગડીખાર, મીઠું, ટંકણખાર, સાજીખાર, એ સર્વ સમાનભાગે લઈ, એ સર્વેની બરાબર નેપાળો લઈ તેને દંતીમૂળના કાઢાની અને બિજોરાના રસની ત્રણત્રણ ભાવનાઓ આપવી અને ખૂબ મર્દન કરી છાયે સૂકવવુ તૈયાર થયેલો રસ નાગરવેલના પાનમા અડધી રતી આપવાથી પ્લીહોદર (બરોળ), ગોળો, વિષ્ટંભ, શૂળ, આફરો, હરસ, દંતશૂળ, ખસ અને દાદર, એનો નાશ થાય છે, અંજન કરવાથી સર્પદંશની પીડા દૂર થાય છે

**૧૭ સમીરપન્નગ રસ:**—અભ્રકભસ્મ, ગંધક, વછનાગ, ત્રિકટુ, પારો, ટંકણખાર, એ સર્વ સમભાગે લઈ તેને ભાગરાના રસમા સાત ભાવનાઓ આપવી આ રસ આદાના રસમા અગર ત્રિકટુના ચૂર્ણમા એક વાલ આપવાથી મોટા વાયુનો પણ ક્ષણમા નાશ કરે છે અને તેનુ નસ્ય (નાકમા સૂંઘવા) આપવાથી બેશુદ્ધિ મટે છે

**૧૮ અર્શકુઠાર રસ:**—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, લોહભસ્મ અને અભ્રકભસ્મ ૬ ભાગ, બીલી, ચિત્રક, ત્રિકટુ, હરડા, નેપાળો, એ દરેક એકેક ભાગ, ટંકણખાર, જવખાર અને સિંધાલૂણ એ પાંચ ભાગ, સર્વે એકત્ર કરી ૩૨ ભાગ ગોમૂત્રમાં પચન કરી પછી થુવરનું દૂધ ૩૩ ભાગ નાખી ફરીથી પચન કરી તેની બબ્બે માસાની ગોળી કરી આપવી. આ હરસના મસા છેદન કરવા માટે કુહાડી સમાન છે.

**૧૯ અગ્નિસૂત રસ:**—કોડીની ભસ્મ ૨ ભાગ, શંખભસ્મ ૨ ભાગ અને પારાગંધકની કાજળી ૧ ભાગ, મરીનું ચૂર્ણ ૩ ભાગ, એ સઘળું એકત્ર કરી લીંબુના રસમાં ખરલ કરવું આ રસ ઘી–સાકર સાથે આપવાથી મંદાગ્નિ અને દૂબળાપણાનો નાશ કરે છે એ લીંડીપીપરના ચૂર્ણ અને ઘીમાં સંગ્રહણી ઉપર આપવું શોષ, તાવ, અરુચિ, શળ, ગોળો, પાંડુ, ઉદરરોગ, અર્શ, સંગ્રહણી, એ રોગો ઉપર છાશમાં આપવું આ પ્રમેહનો પણ નાશ કરે છે.

**૨૦ આદિત્યરસ:**—હિંગળોક, વછનાગ, ગંધક, ત્રિકટુ ત્રિફળા, જાયફળ, લવંગ, બંગડીખાર, સિંધાલૂણ, મીઠું, ખીડલવણ અને સંચળ, એ સર્વ એકત્ર કરી તેને લીંબુના રસની સાત ભાવનાઓ આપી અર્ધી રતી પ્રમાણે ગોળીઓ કરવી. આ આદિત્યરસ અજીર્ણનો નાશક હોઈ જે ખાય તે પચાવનાર અને અગ્નિ પ્રદીપ્ત કરનાર છે

**૨૧ કૃમિકુઠાર રસ:**—કપૂર ૮ ભાગ, કડાછાલ, ત્રાયમાણ, અજમોદ, વાવડિંગ, હિંગળોક, વછનાગ, નાગકેસર, ખાખરાના બીજ એ એકેક ભાગ લઈ તેને ભાગરાના, ઉંદરકનીના અને બ્રાહ્મીના રસની એક પછી એક ભાવનાઓ આપવાથી કૃમિકુઠાર રસ સિદ્ધ થાય છે એની વાલ–વાલની ગોળી કરી નાગકેસરમાં આપવી, એટલે સર્વ પ્રકારના કૃમિનો નાશ થાય છે.

**૨૨ સુવર્ણમાલિની વસંત રસ:**—સોનું ૧ ભાગ, મોતી ૨ ભાગ, હિંગળોક ૩ ભાગ, મરી ૪ ભાગ અને ખાપરિયો ૮ ભાગ લઈ પ્રથમ માખણમાં ખરલ કરી પછી લીંબુના રસમાં માખણની ચીકાશ જતાં સુધી ખરલ કરવું આ રસ બે રતી મધ અને લીંડીપીપરમાં આપવાથી સર્વ રોગનો નાશ કરે છે.×

**૨૩ લઘુમાલિની વસંત રસ:**—શુદ્ધ કરેલો કલખાપરિયો ૨ ભાગ અને ધોળાં મરી ૧ ભાગ એકત્ર કરી, તેમાં દૂધ ઉપરની તર ચોથો ભાગ નાખી ખરલ કરવું ત્યાર પછી તેમાં ઘીની ચીકાશ ન રહે ત્યાં સુધી લીંબુના રસમાં ઘૂંટવું, એટલે આ લઘુમાલિની વસંત રસ સિદ્ધ થાય છે. આ રસ તાવ ઉપર બે વાલ પ્રમાણે મધ અને લીંડીપીપરમાં આપવો જીર્ણજ્વર, ધાતુગતજ્વર, અતિસાર, રક્તાતિસાર, લોહીવિકાર, મોટો પિત્તવિકાર, પ્રદર, અર્શ સંબંધી લોહી, વિષમજ્વર અને નેત્રરોગ એનો નાશ કરે છે આ રસ જયંતી(નાની ખપાટ)ના ફૂલોમાં ગર્ભિણીને આપવાથી બધા તાવોનો નાશ કરે છે અને ગર્ભનું ઉત્તમ પાલન કરે છે નાના બાળકોના સર્વ રોગ ઉપર પણ આ રસ આપવો. **પથ્ય:**—દૂધ અને ભાત *

× સુવર્ણમાલિની વસંતમાં ગાયના દૂધમાંથી કાઢેલું માખણ લેવું, ભેંસનું નહિ; કારણ કે ભેંસના માખણમાં ચીકાશ વધારે હોય છે, જેથી જલદી ચીકાશ જતી નથી ૧ તોલો સોનું હોય તો ૨॥ તોલા માખણ લેવાય છે કેટલાક વૈદ્ય ૪ તોલા માખણ લેવાનું કહે છે ૪ તોલા માખણ લેવાથી ૮–૧૦ દિવસ વધારે ઘૂંટવું પડે છે, તેમ જ ગોળીમાં થોડી ખટાશ (લીંબુના રસનો ખાટો સ્વાદ) આવે છે લીંબુનો રસ પણ કાઢી બાટલીમાં ભરી લેવો બીજે અથવા ત્રીજે દિવસે ઉપર સાફ નીતરી આવેલ હોય તે ગાળી લેવો ફરીથી એ રસ ત્રીજે દિવસે ગાળવો આવી રીતે ત્રણચાર વખત ગાળવાથી રસ શુદ્ધ અને જલદી ચીકાશ દૂર કરનારો થાય છે ખાપરિયાને બદલે કોઈ વૈદ્ય જસતની ભસ્મનો ઉપયોગ કરે છે. કોઈ વૈદ્ય બજારમાં મળે છે તેનો જ ઉપયોગ કરે છે ખાપરિયાના સંબંધમાં હજી સુધી વિદ્વાનોમાં એકમત થયો નથી. સુવર્ણને બદલે કોઈ વરખ ઉપયોગમાં લે છે તો કોઈ વૈદ્ય સુવર્ણભસ્મ ઉપયોગમાં લે છે મરી સફેદ તથા મોતીની પિષ્ટી કરીને ઉપયોગમાં લેવાય છે

* લઘુમાલિની વસંતમાં કેટલાક વૈદ્યો ૮ તોલા ખાપરિયું, ૮ તોલા હિંગળોક તથા ૪ તોલા સફેદ મરીનું ચૂર્ણ મેળવે છે પછી ગાયનું માખણ ૨ તોલા મેળવી ૧૦૦ લીંબુના રસમાં ખરલ કરી બબ્બે વાલની ગોળીઓ બનાવે છે

**૨૪ શૂલકુઠાર રસ :**—ટંકણખાર, પારો, ગંધક, ત્રિફળા, ત્રિકટુ, હરતાલ, વછનાગ, તામ્રભસ્મ અને નેપાળો, એ સર્વ એકત્ર કરી ભાગરાના રસમા ખરલ કરી તેની વાલ(૨ રતી) પ્રમાણે ગોળીઓ કરી, તેમાથી એક ગોળી મરીમા અથવા આદાના રસમા આપવી આ રસ શૂળનો નાશ કરવામાં કુહાડા જેવો છે.

**૨૫ શ્વાસકુઠાર રસ :**—પારો, ગંધક, વછનાગ, ટંકણખાર અને મનશીલ, એ દરેક એકેક તોલો, મરી ૮ તોલા, ત્રિકટુ ૬ તોલા, એ સર્વને ખરલ કરી કાચની શીશીમા ભરી રાખવુ આ રસ રતી પ્રમાણે નાગરવેલના પાનમા આપવાથી દમ ઉધરસ, મંદાગ્નિ અને વાત-કફ સબંધી રોગોનો નાશ કરે છે. સન્નિપાત, મૂર્છા, ગોતુ અને અતિમોહ પામેલા રોગીને આ રસ સૂઘાડવો. આ શ્વાસકુઠાર સંપૂર્ણ શ્વાસરોગનો નાશ કરે છે

**૨૬ સૂતશેખર રસ :**—શુદ્ધ પારો, સુવર્ણભસ્મ, ટંકણખાર, વછનાગ, સૂંઠ મરી, લીંડીપીપર, ધંતૂરાના બીજ, ગંધક, તામ્રભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, શંખભસ્મ, બીલાનો મગજ, કચૂરો, આ સર્વ સમાન ભાગે લઈ તેને ભાગરાના રસમા ૨૧ દિવસ ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરી તે મધ અને ઘીમા આપવી એનાથી અમ્લપિત્ત, ઊલટી, શૂળ, પાચ પ્રકારના ગોળા, સંગ્રહણી, ત્રિદોષ, ઝાડો, શ્વાસ, મંદાગ્નિ, હેડકી, ઉદાવર્તરોગ અને ક્ષયરોગનો ૧ મંડલ-(૪૮ દિવસ)મા નાશ થાય છે.

**૨૭ પ્રતાપલંકેશ્વર રસ :**—શુદ્ધ પારો ૧ ભાગ, અભ્રકભસ્મ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, મરી ૩ ભાગ, લોહભસ્મ ૪ ભાગ, શંખભસ્મ ૮ ભાગ, અડાયા છાણાની રાખ ૧૬ ભાગ અને વછનાગ ૧ ભાગ લઈ આદાના રસમા ખરલ કરવુ અને બબ્બે રતીની ગોળીઓ કરી તે આદાના રસમા આપવી; એટલે સુવાવડીનો વાયુ, વાતરોગ અને દાતખીલીનો નાશ થાય છે. વાતરોગ, કફરોગ, હરસ એના ઉપર ગૂગળ, ગળો અને ત્રિફળામા આપવો આદાના રસમા આપવાથી ઉગ્ર સન્નિપાત નાશ થાય છે. સર્વાતિસાર અને સંગ્રહણી ઉપર યોગ્ય અનુપાન યોજીને આપવો અને પથ્ય પળાવવુ, એટલે તેનો નાશ થાય છે. આ પ્રતાપલંકેશ્વર નામનો રસ સુવાવડીના રોગોનો નાશ કરવા માટે પ્રસિદ્ધ છે.

**૨૮ ગુલ્મકુઠાર રસ :**—સીસાની ભસ્મ, કલાઈની ભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, એ સમાનભાગે અને એ સર્વના બરાબર તામ્રભસ્મ લઈ તેને જંબીરી લીંબુના રસમા ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી. એ ગોળીઓ મધ, આદાનો રસ અને જવખાર તથા સાજીખારમા આપવાથી અજીર્ણ, અમ્લપિત્ત, હૃદયશૂળ, પડખાનુ શૂળ, પેટમાનો દુખાવો(પેટશૂળ) અને સર્વ પ્રકારના ગુલ્મરોગનો નાશ કરે છે.

**૨૯ મૃત્યુંજય રસ (ત્રીજો) :**—વછનાગ, મરી, લીંડીપીપર, ગંધક, ટંકણખાર એ સર્વ સમાન ભાગે લઈ, બે ભાગ શુદ્ધ હિંગળોક લેવો અને આદાના રસમા સર્વને ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી અજીર્ણજ્વર ઉપર આ ગોળી જંબીરી લીંબુના રસમા આપવી. સર્વ પ્રકારના તાવ ઉપર મધમા આ ગોળી આપવી. આ ગોળીના સેવનથી મૃત્યુરૂપી તાવ દૂર થાય છે; એથી એ રસનુ નામ 'મૃત્યુંજય' રસ છે.

**૩૦ શીતભંજી રસ :**—પારો, હિંગળોક, ગંધક, એ સમાન ભાગે અને એ ત્રણેની બરાબર નેપાળો લઈ સર્વને દંતીમૂળના કાઢામા ખરલ કરી વાલ વાલ(બબ્બે રતી)ની ગોળીઓ કરીને તે આદાના રસમા આપવી એટલે મહાઘોર નવા તાવનો પણ નાશ થાય છે. સાકર, દહીં, ભાતનુ પથ્ય આપવુ. ઠંડુ પાણી પાવુ મગનુ ઓસામણ અને શેરડીનો રસ પાવો. આ શીતભંજી રસ સર્વ તાવનો નાશ કરે છે.

**૩૧ નાગરસાયન :**—પારો ૧ ભાગ, ગંધક ૦॥ ભાગ, ઝેરકોચલા ૧ ભાગ, મરી ૨ ભાગ અને એ સર્વ ઔષધોની બરાબર વછનાગ લઈ તેને ચિત્રકના કાઢાની અને આદાના રસની ભાવનાઓ આપી ચણોઠી પ્રમાણે ગોળીઓ કરી પાનબીડીમા આપવી, એટલે સર્વ જાતના વાત, કફ, ઉધરસ, આઠ પ્રકારના તાવ, જળદોષ, મંદાગ્નિ, ગોળો અને શૂળનો નાશ થાય છે

**૩૨ મેહકુઠાર રસ :**—કલાઈની ભસ્મ, લોહભસ્મ, સુવર્ણમાક્ષિક ભસ્મ, અભ્રકભસ્મ, ગળોનુ સત્ત્વ અને રસસિંદૂર, એ સમભાગે લઈ, તેને કુંવારના રસમા ખરલ કરી વાલ(બે રતી)ના પ્રમાણમા ગોળીઓ વાળવી અને મધ તથા સાકરમા સેવન કરાવવી. આ સવાર સાંજ ૧૨ દિવસ આપવી, એટલે પ્રમેહ, ધાતુક્ષય, રક્તપ્રદર, ક્ષયરોગ, જીર્ણજ્વર અને પાંડુરોગ વગેરે રોગોનો નાશ થાય છે.

**૩૩ સિદ્ધામૃત રસ :**—ફટકડીનુ ફૂલ ૩ ભાગ અને સોનાગેરુ ૧ ભાગ લઈ ચૂર્ણ કરી તે ૧ માસા જેટલુ ચૂર્ણ ગાયના દૂધમા પ્રાતઃકાળે સેવન કરાવવુ અને ખાટા, તેલવાળા એ પદાર્થ વર્જ્ય કરાવવા; એટલે શિરોભ્રમણ, મસ્તકશળ, અમ્લપિત્ત અને સર્વ પ્રકારના પિત્તથી થયેલા રોગો દૂર થાય છે.

**૩૪ કાસકુઠાર રસ :**—હિંગળોક, મરી, ગંધક, ત્રિકટુ, ટંકણખાર, એ સમાનભાગે લઈ આદાના રસમા ખરલ કરી બબ્બે રતીની ગોળીઓ કરવી એ આદાના રસમા આપવાથી અનેક પ્રકારની ઉધરસ, દારુણ સન્નિપાત અને શિરોરોગનો નાશ કરે છે

**૩૫ અમૃતમંજરી રસ :**—હિંગળોક વછનાગ, લીંડીપીપર, મરી, ટંકણખાર અને જાવંત્રી સમાન ભાગે લઈ સર્વને જંબીરી લીબુના રસમા ખરલ કરી ચણોઠી પ્રમાણે ગોળીઓ કરવી. એ ગોળી આદાના રસમા ૨ અથવા ૩ આપવાથી દારુણ સન્નિપાતનો નાશ થાય છે. વળી મંદાગ્નિ, અજીર્ણ, આમવાત, પાચ પ્રકારની ઉધરસ, શ્વાસ, સર્વાંગ વાત, જીર્ણજ્વર, ક્ષય ઇત્યાદિ સર્વ વ્યાધિનો નાશ કરે છે. આ ઊના પાણીના અનુપાનથી આપવી

**૩૬ અગ્નિકુમાર રસ :**—ટંકણખાર, પારો, ગંધક, શંખભસ્મ, એ સમાન ભાગે, વછનાગ ૩ ભાગ અને મરી ૮ ભાગ લઈ, તેને વાટી ચૂર્ણ કરી ભાગરાના રસમા ખરલ કરી ચણોઠી પ્રમાણે ગોળી કરી યોગ્ય અનુપાન સાથે આપવાથી સર્વ પ્રકારના વાતરોગ, શ્વાસરોગ, મંદાગ્નિ કફરોગ, પ્લીહોદર (બરોળ), ઉધરસ અને શૂળ દૂર થાય છે

**૩૭ કફકેતુ રસ :**—ટંકણખાર, લીંડીપીપર અને શુદ્ધ વછનાગ, સમાન ભાગે લઈ તેને આદાના રસની ૩ ભાવના આપી, ચણોઠી પ્રમાણે ગોળીઓ કરી, યોગ્ય અનુપાન સાથે આપવી: એટલે પીનસ, શ્વાસ, ઉધરસ, ગળાના રોગ ગલગ્રહ, દંતરોગ, કર્ણરોગ, નેત્રરોગ ઇત્યાદિ નાશ પામે છે.

**૩૮ વાતગજસિંહ રસ :**—પારો, ગંધક, ચિત્રક, ત્રિકટુ, નાગરમોથ, વછનાગ અને ત્રિફળા એ સમભાગે લઈ ભાગરાના રસમા ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરી આપવી; એટલે અઢાર પ્રકારના કોઢ, પ્રમેહ, કફરોગ, વાતરોગ અને ક્ષયરોગનો નાશ થાય છે

**૩૯ કુષ્ઠકુઠાર રસ :**—પારદભસ્મ ૧ ભાગ, ગંધક એક ભાગ, લોહભસ્મ, તામ્રભસ્મ, ગૂગળ, ત્રિફળા, બકામ લીમડો, ચિત્રક અને શિલાજિત એ દરેક ૧૬ ભાગ, કરંજના બીજ ૬૪ ભાગ અને અભ્રકભસ્મ ૬૪ ભાગ લઈ, ચૂર્ણ કરી તે મધ અને ઘીમા મેળવીને માટીના રીઢા વાસણમાં ભરી રાખવુ એ નિત્ય અર્ધો તોલો ખવડાવે એટલે ગલત્કુષ્ઠ અને સર્વે કોઢનો નાશ થાય છે.

**૪૦ કપર્દક રસ :**—મૃત અથવા મૂર્છિત પારો કપાસના ફૂલના રસમા એક દિવસ ખરલ કરી કોડીમા ભરવો પછી ટંકણખારને દૂધમા ખરલ કરી તે વડે કોડીનુ મોઢુ બંધ કરવુ પછી તેને અંધમૂષા યંત્રમા રાખી ગજપુટ આપવો ઠંડુ થયે બહાર કાઢી, પારાથી બમણા મરીનુ ચૂર્ણ તેમાં મેળવી, એ રસ એક રતી ઘીની સાથે આપવાથી રક્તપિત્તનો નાશ થશે. તેના ઉપર ઉંબરાનાં પાકા ફળ, ઘી અને સાકરમા પકવી સેવન કરવા

**૪૧ ગડૂચ્યાદિ લોહ :**—ગળોનુ સત્ત્વ, ત્રિફળા, ત્રિકટુ, એ સર્વનુ ચૂર્ણ સમાન ભાગે અને એ સર્વની બરાબર લોહભસ્મ નાખવી આ રસનુ સેવન કરવાથી સર્વ પ્રકારના વાતરક્તરોગ દૂર થાય છે.

**૪૨ હુતાશન રસ :**—ગંધક, પારો અને ટંકણખાર, એ એકેક ભાગ, વછનાગ ૩ ભાગ અને મરી ૮ ભાગ લઈ તેના ચૂર્ણને જંબીરી લીંબુના રસમા ૧ દિવસ ખરલ કરીને મગ જેવડી ગોળીઓ કરવી એ ગોળી આદાના રસમા આપવાથી શૂળ, અરુચિ, ગોળો, કોલેરા, અગ્નિમાદ્ય,

અજીર્ણ, સન્નિપાત, થાક, જડતા અને મસ્તકશૂળ, એ રોગોનો નાશ છે

**૪૩ પ્રતાપમાર્તંડ રસ :**—વછનાગ ૧ ભાગ, હિંગળોક ૨ ભાગ, નેપાળો ૩ ભાગ અને ટંકણખાર ૪ ભાગ લઈ કુંવારના રસમાં ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરીને યોગ્ય અનુપાન સાથે આપવી, એટલે સત્વર નવા તાવનો નાશ થાય છે

**૪૪ માર્તંડોદય રસ :**—હિંગળોક ૨ ભાગ, નેપાળો ૧ાા ભાગ, ટંકણખાર ૧ ભાગ અને વછનાગ ૦ાા ભાગ લઈ સર્વને આદાના રસમા ખરલ કરી વાલ (બે રતી) પ્રમાણે ગોળીઓ કરવી, એનુ નામ માર્તંડોદય કહેવાય છે. તાવ, શ્વાસરોગ, ઉદરરોગ, આધ્માન, પાડુ અને અજીર્ણ એ ઉપર અનુપાન યોગે એ રસ આપવા યોગ્ય છે. પથ્ય : - છાશ, ભાત આ રસ સૂંઠ મરી, લીડીપીપર, આદાનો રસ અને સાકરમા આપવાથી દારુણ જ્વર, મદાગ્નિ, ગોળો, કફ, વાયુ, શળ, શોફોદર, વાતરક્ત, સ્વરભેદ, વર્ણકુષ્ઠ, હરસ ઇત્યાદિ સર્વ રોગનો નાશ કરે છે

**૪૫ નારાચ રસ :**—શુદ્ધ પારો, ગંધક, નેપાળો, ત્રિફળા અને ત્રિકટુ સમભાગે લઈ એકત્ર ખરલ કરી ચૂર્ણ કરવું આ ચૂર્ણ ૧થી ૨ રતી મધ સાથે ચાટી તે ઉપર ઊનુ પાણી પીવાથી ગુલ્મરોગનો નાશ થાય છે

**૪૬ જય રસ :**—પારો, ગધક, હિંગળોક અને નેપાળો એ અનુક્રમે ૧-૨-૩-૪ ભાગ લઈ દંતીમૂળના કાઢામા ખરલ કરી એક રતી પ્રમાણે ગોળીઓ કરવી એ ગોળી સવારે સાકરમા આપી ઉપર ઠંડુ પાણી પીવાથી શીતજ્વર એક દિવસમા દૂર થાય છે.

**૪૭ પ્રવાલપંચામૃત :**—પરવાળા ૨ ભાગ, મોતી ૧ ભાગ, શંખ ૧ ભાગ, છીપ ૧ ભાગ અને કોડી ૧ ભાગ લઈ ચૂર્ણ કરી તેમા આકડાનુ દૂધ સર્વના સમાન વજને નાખી માટલામા રાખી માટલું બંધ કરી તેને સાધારણ પુટ આપવાથી ભસ્મ થાય છે એ ભસ્મ નિત્ય ૧ વાલ (૨ રતી) સેવન કરાવવી અને પથ્ય પળાવવુ; એટલે આફરો, ગોળો, તાવ, બરોળ, ઉધરસ, શ્વાસ, મદાગ્નિ, કફ, વાતરોગ, અજીર્ણ, ઉદાવર્ત રોગ, હૃદ્રોગ, સંગ્રહણી, ઝાડો પ્રમેહ, મૂત્રરોગ, મૂત્રકૃચ્છ્ર અને પથરી વગેરે રોગોનો નાશ થાય છે.

**૪૮ કાસકેસરી રસ :**—મરી નાગરમોથ, કોઠ, ઘોડાવજ અને વછનાગ, એ સરખા ભાગે લઈ ચૂર્ણ કરી આદાના રસમા ચણા જેવડી ગોળી કરવી તેનુ સેવન કરવાથી ઉધરસ, શળ, કફ-રોગ, સૂતિકારોગ અને સગ્રહણીનો નાશ થાય છે.

**૪૯ સૂર્યાવર્ત રસ :**—પારો ૧ ભાગ અને ગધક અર્ધો ભાગ લઈ બંનેને કુંવારપાઠાના રસમા ૧ પહોર ખરલ કરી એ બંનેના વજન જેટલા શુદ્ધ તાંબાના કટકવેધી પતરા ઉપર તેનો લેપ કરી ઘટીયંત્રમાં તેને ૪ પહોર અગ્નિ આપવાથી આ રસ સિદ્ધ થાય છે એ ૨ રતી પ્રમાણે ગંધક, મરી અને ઘીમા આપવાથી કફ અને શ્વાસરોગનો નાશ થાય છે.

**૫૦ ગુલ્મકુઠાર રસ બીજો :**—પારો, ગધક, ટંકણખાર, ત્રિફળા, ત્રિકટુ, હરતાલ, વછનાગ, તામ્રભસ્મ અને નેપાળો, એ સર્વ સમાન ભાગે લઈ ભાગરાના રસમા ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી અને તે આદાના રસમા આપવી એટલે સર્વ પ્રકારના ગુલ્મનો નાશ થાય છે

**૫૧ મહાચંદ્રકલા રસ :**—શુદ્ધ પારો, તામ્રભસ્મ અને અભ્રકભસ્મ, એ દરેક તોલો તોલો અને ગંધક ૨ તોલા લઈ કાજળી કરવી. પછી તેને નાગરમોથનો કાઢો, દાડમનો રસ, કેવડાના મૂળનો કાઢો, સહદેવીનો કાઢો, કુવારપાઠાનો રસ, પિત્તપાપડાનો કાઢો. વાળાનો કાઢો, કાળી મૂસળીનો કાઢો, શતાવરીનો કાઢો, એ સૌની વારાફરતી ભાવનાઓ આપી, પછી તેમા કડુ, ગળોનુ સત્ત્વ, પિત્તપાપડો, વાળો, લીડીપીપર, સુખડ અને ઉપલસરીનુ સમાન ભાગે ચૂર્ણ નાખી પછી તેને કાળી દ્રાક્ષના કાઢાની ભાવના આપી છાંયે સૂકવી, ચણા જેવડી ગોળીઓ કરવી તે યોગ્ય અનુ-પાન સાથે આપવાથી સર્વ પ્રકારના મૂત્રકૃચ્છ્ર રોગ અને દુસ્તર પ્રમેહરોગનો નાશ થાય છે

**૫૨ વમનામૃત રસ :**—ગધક, કમળકાકડી, જેઠીમધ, શિલાજિત, રુદ્રાક્ષ, ટંકણખારની ભૂકી, સાબરશિંગની ભસ્મ, એને ખીલીના મૂળના કાઢામા એક પહોર સુધી ખરલ કરી તેની વાલ પ્રમાણે-

ની ગોળી આપવાથી, ઊલટી, મંદાગ્નિ અને મેહરોગનો નાશ થાય છે.

**૫૩ વડવાનળ રસ :—** શુદ્ધ હરતાલ ૧ ભાગ, પારો ૧ ભાગ, સીસાની ભસ્મ ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ અને મરી ૧૬ ભાગ, એનું ચૂર્ણ કરી લીંબુના રસમાં ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી તે ઘીની સાથે ભક્ષણ કરવાથી કૉલેરા, સર્વ પ્રકારના શૂળ, બરોળ, ઉદરરોગ, ગોળો, સંગ્રહણી, શ્વાસ, ઉધરસ, વાયુ અને મંદાગ્નિ, એ રોગોનો નાશ થાય છે

**૫૪ હેમગર્ભ પોટલી રસ :—** ચાર ભાગ પારો અને ચાર ભાગ સોનું લઈ બંનેને ઘૂંટીને પછી તેમાં ૧૨ ભાગ ગંધક મેળવી, કાજળી કરવી. પછી તેમાં મોતી ૧૬ ભાગ, શંખ ૨૪ ભાગ અને ટંકણખાર ૧ ભાગ નાખી સર્વને પાકેલા લીંબુના રસમાં ખરલ કરી ગોળો કરવો. પછી તે ગોળાને શરાવસંપુટમાં નાખી કપડમટ્ટી કરી એક હાથ ચોરસ ગજપુટમાં છાણાની ભઠ્ઠી કરી પુટ આપવો. ઠંડુ થયે બહાર કાઢી તેમાંથી ૪ રતી પ્રમાણે લઈ તે ઔષધ મરીના ૨૯ કણના ચૂર્ણ અને ગાયના ઘી સાથે આપવું તથા લોકનાથ રસ પ્રમાણે પથ્ય રખાવવું. તેનાથી ઉધરસ, ક્ષય, વાત, કફ, સંગ્રહણી અને અતિસારનો નાશ થાય છે.

**૫૫ બીજા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :—** શુદ્ધ પારો ૪ ભાગ, ગંધક ૨ ભાગ, સોનું ૧ ભાગ અને તામ્રભસ્મ ૩ ભાગ લઈ સર્વને કુંવારપાઠાના રસમાં સાત દિવસ ખરલ કરી ગોળો કરવો× પછી તેને મજબૂત વસ્ત્રમાં બાંધીને તેના ઉપર નીચે થોડાક ગંધક નાખી તેના પર ફરીથી પાકી પોટલી વસ્ત્રથી બાંધવી. ત્યાર પછી સર્વ ઔષધના સમાન ભાગે ગંધક લઈ માટીના વાસણમાં નાખી તેમાં તે પોટલી મૂકી તે માટલીનું મુખ માટીના કોડિયાથી બંધ કરીને સાંધાઓ પણ બંધ કરી દેવા. અંદર ગંધકનો દ્રવ થયો કે નહિ તે સળી વડે જોવાને ખાતર ઉપલા ચપણમાં એક છિદ્ર પાડવું ત્યાર પછી તે માટીના વાસણને વાલુકાયંત્રમાં મૂકીને તેને અર્ધો પહોર સુધી મંદાગ્નિ આપવો. પછી તે ઠંડુ થયેથી તેમાંથી માત્રા કાઢી તે ઉધરસ, શ્વાસ, ક્ષય, વાત, કફ, સંગ્રહણી અને સર્વ રોગ ઉપર યોગ્ય અનુપાનથી આપવી.

**૫૬ ત્રીજા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :—** શુદ્ધ પારો ત્રણ ભાગ, તામ્રભસ્મ ત્રણ ભાગ, ગંધક એક ભાગ અને સોનું અર્ધો ભાગ લઈ તેને સાત દિવસ ખરલ કરી કાજળી કરવી. પછી તેને ૭ દિવસ નગોડના રસમાં અથવા ધતૂરાના રસમાં ખરલ કરી ગોળો કરવો. પછી વસ્ત્રની અંદર થોડાક ગંધક નાખી તેમાં ગોળો રાખી મજબૂત બંધનથી બાંધવું આ પ્રમાણે ઉપરાઉપરી ત્રણ વખત બાંધી માટીના વાસણમાં નીચે ઉપર ગંધક અને મધ્યમાં એ પોટલી રાખી, નિર્વાત જગ્યા ઉપર વેંતભર ખાડો ખોદી તેમાં તે પોટલીવાળું વાસણ રાખી તેના ઉપર એક અંગૂઠાપૂર માટી ચડાવી તેના ઉપર એક પહોર અગ્નિ કરવો, એટલે **હેમગર્ભ પોટલી રસ** સિદ્ધ થશે. આ રસ અનુપાન પરત્વે સર્વ રોગ ઉપર આપવો.

**૫૭ ચોથા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :—** પારો અને ગંધક સમભાગે લઈ કાજળી કરી પારાની સમાન ભાગે સોનું લઈ તેમાં મેળવી તેને બારીક અને ટકાઉ વસ્ત્રમાં પોટલી બાંધીને તે પોટલીને લોઢાની કડાઈમાં રાખી તેમાં ઉપર નીચે ગંધક નાખી પકવવી, નીચે મંદાગ્નિ કરવો. આસમાની (આકાશના જેવો) રંગ થયા પછી કડાઈ નીચે ઉતારવી આ **હેમગર્ભ રસ** શ્વાસ અને ઉધરસનો નાશક હોઈ અનુપાન પરત્વે સર્વ રોગનો નાશ કરે છે

---

× ગોળાને બદલે સોગઠી બનાવી સુકાવી લેવી પછી નવું સારું કપડું અથવા રેશમના ટુકડાથી બધી સોગઠીઓ જુદીજુદી સીવવી પછી એકસાથે બાંધી માટીના વાસણમાં લાકડિયો ગંધક નાખી ઉપર બધી સોગઠીઓવાળી પોટલી રાખવી તેના ઉપર બીજો થોડો લાકડિયો ગંધક મૂકી માટલી પેક કરવી પછી પ્રકરણમાં કહ્યા પ્રમાણે અગ્નિ આપી રસ થયેથી (અર્ધા કલાક પછી) પોટલી બહાર કાઢી સર્વ સોગઠી ઉપરથી કપડું ઉતારી નાખી, સોગઠીઓ નવશેકા પાણીથી ધોઈ લેવી આ ગોળી થોડા સમય પછી એટલી સખત થઈ જાય છે કે, હથોડી મારતાં પણ તરત તૂટતી નથી આ માત્રા એક તલ જેટલી ઓરસિયા પર ઘસી જરૂર પડે ત્યારે આપવી બબ્બે ત્રણ ત્રણ કલાક પછી ત્રિદોષમાં પણ તે અપાય છે

સ્વાંગ શીતળ થયેથી કાઢવામાં આવશે તો ગંધકને દૂર કરવા માટે બહુ જ મહેનત પડશે

**૫૮ પાંચમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :**—શુદ્ધ કરેલો પારો ચાર તોલા, શુદ્ધ સોનુ ૧ તોલો અને ગધક ૫ માસા લઈ તેનુ ચૂર્ણ કરી તેને બારીક ખરલ કરવુ. પછી તેને એક વસ્ત્રમા બાધી તે પોટલીને લોઢાના સંપુટમા મૂકી તેના ઉપર વસ્ત્ર મૂકી ઉપર ૪ તોલા ગધક નાખવો અને તે ઉપર ફરીથી વસ્ત્ર બાધી મુખમુદ્રા કરી તેને ભૂધરયત્રમા પુટ આપવો. ત્યારપછી ઠરી ગયેથી બહાર કાઢી ચૂર્ણ કરી તેને ફરીથી વસ્ત્રમા બાધી પારાના સમાન ગધક લઈ ઊનના વસ્ત્રમા મુદ્રા કરી આગળ પ્રમાણે પુટ આપવો, એટલે આ **હેમગર્ભ રસ** સિદ્ધ થાય છે

**૫૯ છઠ્ઠા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :**—સોનુ એક ભાગ અને પારો ત્રણ ભાગ લઈ તેને લીંબુના રસમા ખરલ કરી ગોળો કરવો અને વસ્ત્રમા કિંચિત્ ગધક નાખી તે ગોળો તેમા રાખી પુનઃ તે પર વસ્ત્ર બાધવું. આ પ્રમાણે ત્રણ વાર કરવુ પછી લોઢાના વાસણમા સમાન ગધક નાખી તે મધ્યે પોટલી ફેરવવી પછી તે સાત વાર કપડમટ્ટી કરી એક વેત ખાડો ખોદી તેમા તે વાસણને રાખી તે ઉપર એક અગૂઠાપૂર માટી નાખી તેના ઉપર એક પહોર અગ્નિ કરવો; એટલે **હેમગર્ભ પોટલી રસ** સિદ્ધ થાય છે. તે અનુપાન પરત્વે સર્વ રોગ ઉપર આપવો

**૬૦ સાતમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :**—શુદ્ધ પારો ૪ ભાગ, શુદ્ધ સોનુ ૧ તોલો અને શુદ્ધ ગધક ૫ માસા લઈ તેનુ બારીક ચૂર્ણ કરી વસ્ત્રથી બાધવું, અને પારાની બરાબર ગંધક લઈ તે ઉપર નાખવો પછી તે પર ફરીથી વસ્ત્ર બાધવુ અને તે પોટલીને શરાવસપુટમા નાખી સાધા બધ કરવા પછી તે સપુટને ભૂધરયંત્રમા નાખી તેને અગ્નિ આપવો અને તે શીતળ થયા પછી ઉપરથી ગધક કાઢી નાખી અંદરના ઔષધનુ ચૂર્ણ કરીને મજબૂત વસ્ત્રમા બાધી ઉપર ગધક નાખી ફરીથી ભૂધરયત્રમા અગ્નિ આપવો આ પ્રમાણે સાત પુટો આપવાથી પણ **હેમગર્ભ રસ** સિદ્ધ થાય છે

**૬૧ આઠમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :**—શુદ્ધ પારો ૧ ભાગ, પ્રવાલ ૦। ભાગ, રૂપુ ૦। ભાગ, સોનું ૦। ભાગ અને પારાનો આઠમો ભાગ ગધક લઈને સર્વનું બારીક ચૂર્ણ કરી તેની પોટલી બાધવી. પછી કડાઈમા ગધક નાખી તેમા એક પહોર સુધી પચવવી. પછી બહાર કાઢી ઉપરનું વસ્ત્ર કાઢી નાખી તેમાનો **હેમગર્ભ રસ** આપવો. આ રસ અનુપાન પરત્વે અનેક રોગો ઉપર અપાય છે

**૬૨ નવમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :**—પારો ૯ તોલા, તામ્રભસ્મ ૩ તોલા, ગધક ૪ા તોલા, કસ્તૂરી ૪ માસા, મોતી ૫ માસા, ગોરોચન ૨ા તોલા, સોનુ ૩ તોલા, પ્રવાલભસ્મ ૩ તોલા, એને કુંવારપાઠાના રસમા ૩૦ દિવસ ખરલ કરી છાયામા સૂકવી રેશમના કપડામા પોટલી બાધી ગધકમા સીજવવુ. પછી તેમા કસ્તૂરી ચાર માસા ભેળવવી; એટલે **હેમગર્ભ રસ** સિદ્ધ થાય છે

**૬૩ દશમા પ્રકારનો હેમગર્ભ પોટલી રસ :**—શુદ્ધ હિગળોક ૧ તોલો, સોનુ ૧ માસો, પારો ૧ માસો અને ગધક અર્ધો માસો લઈ ચૂર્ણ કરી તેને આકડાના દૂધમા ખરલ કરી વસ્ત્રમાં પોટલી બાધી શરાવસપુટમા બધ કરી ભૂધરયત્રમા રાખી ઉપર કુકકુટપુટ આપવો. વળી તેને વસ્ત્રમા બાધી તેના ઉપર ગધક નાખી ફરીને ઉપર પ્રમાણે પુટ આપવો, એટલે આ રાતા રગનો **હેમગર્ભ રસ** સિદ્ધ થાય છે આ સર્વ રોગ ઉપર આપવો એક દોષ, દ્વિદોષ, ત્રિદોષના ઉપર આદાના રસ અગર મધમા એને આપવો

## ૨-ચૂર્ણો×

**૧ અજમોદાદિ ચૂર્ણ :**—અજમોદ, વાવડિગ, સિધવ, દેવદાર, ચિત્રકમૂળ, વરિયાળી, લીડી-

× **એક મિત્રે આપેલા અનુભૂત પ્રયોગો :**—(૧) અતિસાર ઉપર :—સૂઠ તોલો ૧ ગરમ કરી તેમા સાકર તોલો ૧ તથા અફીણ બેથી ત્રણ રતી નાખી ઝીણુ વાટી તેની સરખા વજને ત્રણ પડીકીઓ કરવી તેમાની દરરોજ એકેક પડીકી લઈ ફાકવી (દસ્તમા દુર્ગંધ આવતી હોય તો આ દવા આપવી નહિ ) (૨) અતિસાર ઉપર બીજી ફાકી —બાવળિયો ગુદર, ખસખસ અને સાકર સરખા ભાગે લઈ તેનુ ચૂર્ણ કરી તોલા બેના અદાજે સવારે આપવુ (૩) પિત્તજ્વર ઉપર —હીમજ તોલો ૦। અને અગરિયુ મીઠું તોલો ૦। લઈ

પીપર અને મરી એકેક તોલો, બાળહરડે ૫ તોલા, વરધારો ૧૦ તોલા અને ગુડ ૧૦ તોલા; એ સર્વ ચૂર્ણ કરી ઉષ્ણોદકમા પાવાથી સોજો, આમવાયુ, સાધા દુખે છે તે વાયુ ગૃધ્રસી, વાયુ અને કેડ, પીઠ, ગુદા, પેટ એ ઠેકાણે શળ થાય છે તે, તૂની વાયુ, પ્રતિતૂની, વિશ્વાચી વાયુ અને કફવાયુનો વિકાર વગેરે તમામ વાયુરોગ દૂર કરે છે

**૨ અશ્વગંધાદિ ચૂર્ણ:**—આસોદ ૪૦ તોલા, સૂઠ ૨૦ તોલા, લીડીપીપર ૧૦ તોલા, મરી

---

ઝીણુ વાટી તેની રાત્રે સુતી વખતે ગરમ પાણીથી ફાકી કરવી એનાથી સુક્ષ્મ રેચ લાગશે રેચ પાળવાની જરૂર નહિ પડે (૪) હરસ ઉપર —કબૂતરની અઘાર અને આવળના ફૂલની જરદી (પાકડી) સમાન ભાગે લઈ તેનુ ચૂર્ણ બનાવી ગુલકદમા એક માસો ખાવુ (૫) વહેતા કાન ઉપર —ટંકણખારને ઝીણો વાટી કાનમા ભભરાવી તેના ઉપર લીબુના રસનો છાટો પાડવાથી પરુ બધ થઈ પીડા મટી જશે (૬) દતમજન —બદામના છોતરાના કોયલા (રાખ થવા ન દેવી), જાબુના પાદડાની રાખ, ફટકડીને છાયામા સૂકવીને ઝીણી ખાડવી તે, માયા નગ ૩, હરડે નગ ૦।।, તજ તોલો ૦।। એ છયે ચીજો ઝીણી ખાડી કપડાથી ચાળી દાતે ઘસવાથી દાતનો દુખાવો મટે (પ્રથમની ત્રણ વસ્તુ દશ દશ તોલા લેવી) દાત ઘસીને તરત કોગળા કરી લેવા (૭) હાલતા દાત ઉપર —ફુલાવેલી ફટકડી અને માયા સમાન ભાગે ખાડી કપડા વડે ચાળી દાતે ઘસવાથી હાલતા દાત મજબૂત થાય (૮) ગરમીના દરદીને આપવાના રેચ —મીઢીઆવળ તોલા ૬, તાવડીમા થોડી શેકેલી વરિયાળી તોલા ૨।।, ઘીમા તળેલી હિમજ તોલા ૨।।, એલચી તોલો ૧, એ ચીજો ઘી તોલા ૧મા તળીને તેમા ખાડ તોલા ૫ નાખી ખાડીને ભૂકો કરવો. એ ફાકી દરરોજ તોલા ૦।।। પ્રમાણે લેવી (૯) જીર્ણ-જ્વર (ધખલી) ઉપર —કડુ, કરિયાતુ, ઇદ્રજવ, કાળીજીરી, ગળો અને સચળ સરખા વજને લઈ ઝીણુ ખાંડી કપડછાણ કરવુ એ ચૂર્ણ દરરોજ તોલો ૦।। ફાકવુ, પરેજી પાળવી (૧૦) વિસ્ફોટક ઉપર —મીઢીઆવળ તોલા ૨૦, હિમજ તોલા ૩, હરડે તોલા ૩, બહેડા તોલા ૨, આમળા તોલા ૨, મજીઠ તોલો ૧, કાળા મરી તોલો ૧, સફેદ નસોતર તોલા ૨, સિધવ તોલા ૨, એ નવ વસ્તુઓને ઝીણી ખાડી તેમાથી દરરોજ સવાર-સાજ ઊના પાણી સાથે છ આની ભાર ફાકવી (રેચક છે) (૧૧) વિસ્ફોટક ઉપર (બીજો) —મીઢીઆવળ તોલા ૧૦ અને સૂઠ, વરિયાળી, સિધાલૂણ અને મજીઠ, એ દરેક તોલા ૨।। પ્રમાણે લઈ ઝીણુ ખાડી તોલા ૧ ના વજનથી સવારસાજ ફાકી કરવી (રેચક છે) (૧૨) ઝામરવાયુ ઉપર.—બાવળના છોડા બાળી તેની રાખને આકડાના દૂધનો પુટ આપી છાયામા સૂકવી ઝીણુ કરી કકડાથી ચાળી નાકે તપખીરની માફક સૂઘવુ આથી તરત કેટલીક છીકો આવી નાકમાથી પાણી પડશે (૧૩) રોમનાશક ચૂર્ણ —કળીચૂનામા તેનો ચોથો ભાગ હરતાલ નાખી કપડછાણ કરી રાખવુ આ ચૂર્ણ પાણી સાથે મેળવી વાળ ઉપર ચોપડી થોડીવાર પછી ધોઈ નાખવાથી વાળ ખરી પડશે (૧૪) બાળકની ખાસી તથા બકારી ઉપર —ભોરીગણીના ફૂલ નંગ ૪ અને કેસર વાલ ૧ નુ ચૂર્ણ કરી તેમાથી ૧ રતી મધ સાથે ચટાડવુ (૧૫) ચોથિયા તાવ ઉપર —હિગના ચૂર્ણનો ઘી સાથે નાસ લેવો (૧૬) નળબધ વાયુ ઉપર —અજમો તોલા ૬, સચળ તોલા ૨, સિધવ તોલો ૧, સૂઠ તોલો ૧, લવગ તોલા ૨, તજ તોલા ૨, ખોડી અજમો તોલો ૧ તથા મોથ તોલા ૨।। લઈ ઝીણા વાટી તેમાથી તોલા ૦। પ્રમાણે દરરોજ સવારસાજ ફાકી લેવાથી ઉદરવાયુ અને નળબધવાયુ મટે છે (૧૭) કૃમિ (કરમિયા) ઉપર —ઘોડાવજ, અજમો, વાવડિગ, પિત્તપાપડો, કચૂરો, હિગ અને નસોતર સરખા ભાગે વાટી ચૂર્ણ કરી ૪ માસા ઊના પાણી સાથે લેવાથી કરમ નીકળી દરદ મટે (૧૮) અતિસાર ઉપર:—ખોડી અજમો, મોચરસ, સૂઠ અને ધાવડીના ફૂલ સરખા ભાગે લઈ ખાડી ચૂર્ણ કરી ગાયની છાશમા પીએ તો ઘણો પાતળો ઝાડો થતો હોય તોપણ બધ થાય (૧૯) લોહી ઝરતા હરસ (ફૂઝણ મસા) ઉપર —મરી તોલા ૧૦, સુવા તોલા ૨૦, હીરાદખાણ તોલો ૧ અને ધાવડીના ફૂલ તોલા ૧ નુ ચૂર્ણ કરી દરરોજ એક તોલા પ્રમાણે મધમા ચટાડવુ (૨૦) હરસ ઉપર —ગધકના ફૂલ અથવા શોધેલો ગધક અને મીઢીઆવળ ચાર ચાર તોલા લેવા અને મરી ૨ તોલા લઈ ચૂર્ણ કરી, તેમાથી ૪થી ૬ માસા સુધી મધમા ચાટવુ, અથવા એરડિયા તેલમા તળેલી હિમજનુ ચૂર્ણ મધ સાથે લેવાથી દસ્ત સાફ આવશે અને હરસના દરદની પીડા થશે નહિ (૨૧) ફૂઝતા મસા ઉપર —નાગકેસરનુ ચૂર્ણ તોલો ૦। તથા સાકર તોલો ૦।। મેળવી પછી એક તોલા માખણમા મેળવી દરરોજ સવારે ખાવુ (૨૨) ફૂઝણ મસા ઉપર (બીજો) —મરી ૧ ભાગ, સૂઠ ૨ ભાગ, ચિત્રાનુ મૂળ ૪ ભાગ, સૂકવેલુ સૂરણ ૮ ભાગ, વાવડિગ ૪ ભાગ, વરધારો ૬ ભાગ, ત્રિફળા (હરડા, બહેડા અને આમળા) ૪ ભાગ અને લીડીપીપર ૪ ભાગ લઈ, ખાડી કપડછાણ ચૂર્ણ બનાવી-તેમા ૨૦ ભાગ ગોળ મેળવી, તેમાથી દરરોજ સવારમા એકેક તોલો ખાવાથી હરસ, સોજો અને બરોળના રોગીને ફાયદો થાય (૨૩) ફૂઝણ મસા ઉપર (ત્રીજો) —રસવતી રગે કાળી અને ખાવે કડવી હોય છે, તે દરરોજ સવારે એક વાલ પાણીમા ઘસીને પાવી, અને તે પીધા પછી ત્રણ કલાકે ખાવુ અને અડધો વાલ પાણીમા ઘસી

૮ તોલા, ચાતુર્જાત(તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર) ૧ તોલો, તજ ૧ તોલો, ભારંગમૂળ ૧ તોલો, તાલીસપત્ર ૧ તોલો, કચૂરા ૧ તોલો, અજમો ૧ તોલો, માયા ૧ તોલો, જટામાસી ૧ તોલો, ચણકબોબા ૧ તોલો, મોથ ૧ તોલો, રાસ્ના ૧ તોલો, કડુ ૧ તોલો, ગળો ૧ તોલો અને કોઠ ૧ તોલો લઈ ચૂર્ણ કરવુ. આ બધા ચૂર્ણના જેટલી સાકર નાખી તે દરરોજ એક તોલો સવારે આપવુ. ક્ષય ઉપર ઘી અને સાકરમા આપવુ પ્રમેહ ઉપર માખણમા, શિરોભ્રમણ અને પિત્તવ્યાધિ ઉપર ગોખરુમા આપવું. આ ચૂર્ણ જેનો દેહ ક્ષીણ થયેલો છે તેના બળની વૃદ્ધિ કરે છે અને મેદ, ઉદર, મંદાગ્નિ અને કુક્ષિગળનો તથા અનુપાનથી બધા રોગનો નાશ કરે છે.

**૩ અક્કલકરાદિ ચૂર્ણ:**—અક્કલકરો, સિંધવ, ચિત્રો, આમળા, મરી, લીંડીપીપર, અજમો અને હરડે એકેક ભાગ અને સૂંઠ ૨ ભાગ; એનુ ચૂર્ણ કરી તેને બિજોરાના રસની ભાવના આપી ચૂર્ણ અથવા ગોળી કરવી એ મંદાગ્નિ, અરુચિ, ઉધરસ, ગલરોગ, દમ, સળેખમ, પીનસ, ફેફરુ, ઉન્માદ અને સન્નિપાત ઉપર હિતકારક છે.

**૪ આમલક્યાદિ ચૂર્ણ:**—આમળા, ચિત્રો(ચિત્રકમૂળ), બાળહરડે, લીંડીપીપર અને સિંધવ સમભાગે લઈ ચૂર્ણ કરવુ એ લેવાથી સર્વ પ્રકારના તાવ દૂર થાય છે, મલાદિકનો ભેદ થાય છે, રુચિ થાય છે, કફ દૂર થાય છે અગ્નિ પ્રદીપ્ત થાય છે અને અન્નનુ પચન થાય છે

**૫ એલાદી ચૂર્ણ:**—એલચીદાણા, જટામાસી, લવંગ, સૂંઠ. લીંડીપીપર, નાગરમોથ, ચંદન, ધાણા, ખારેક, તમાલપત્ર, જેઠીમધ, કાળો વાળો, ધોળો વાળો અને દાડમની છાલ, એ સમભાગે લઈ તે ૬ માસા ચૂર્ણ ૨૦ તોલા દૂધ અને ૨ તોલા સાકરમા આપવુ, એટલે ઊચકી, કમળો, પાંડુરોગ, મૂત્રકૃચ્છ્ર અને ૨૦ પ્રકારના પ્રમેહનો નાશ થઈ ધાતુ પુષ્ટ થાય છે

**૬ ચંદનાદિ ચૂર્ણ:**—અગર ૧ ભાગ, તગર ૧ ભાગ, વંશલોચન ૧ ભાગ, ધોળું ચંદન ૧ ભાગ, વાળો ૧ અને સાકર ૫ ભાગ લઈ ચૂર્ણ કરીને ૩ થી ૬ માસા ૨૦ તોલા દૂધમા પાવુ; એટલે દાહ, પિત્ત અને ઊનવા એ રોગો દૂર થાય છે.

**૭ ચોપચીની ચૂર્ણ:**—ચોપચીની ૧૬ તોલા, સાકર ૪ તોલા, લીંડીપીપર, પીપરીમૂળ, મરી, લવંગ, અક્કલકરો, ખુરાસાની અજમો, સૂંઠ, વાવડિંગ અને તજ, એ દરેક તોલો તોલો લઈ ચૂર્ણ કરી તે ૬ માસા ચૂર્ણ ગરમ પાણીમા અથવા ઘી અને મધમા આપવુ, એટલે પ્રમેહ, વ્રણ, કોઢ, ઉપદંશ, ક્ષીણતા અને ગરમીના દરદોથી સાંધા પકડાય છે તે, વગેરે રોગોનો નાશ કરે છે

---

મસા ઉપર લેપ કરી મીઠાની પોટલીથી શેકવુ એટલે કરમાઈ જશે (૨૪) પ્રમેહ ઉપર —ઇલાયચી તોલો ૧ શુદ્ધ કરીને તેમા સાકર તોલા ૪ અને કટકડી ફુલાવેલ તોલા ૨ નાખી ઝીણું વાટી સમાન વજને ૧૨ પડીકા કરવા દરરોજ એક પડીકુ બકરીના એક શેર દૂધમા પાવુ, પરેજી સખત પાળવી માત્ર ઘઉ, મગ અને દૂધ, એ ત્રણ જ વસ્તુઓ ખાવી. મગ અને દૂધ એ બે સાથે કદી ખાવા નહિ, નહિ તો ન સમજાય તેવુ રસાયણી નુકસાન થાય છે (૨૫) સારણગાંઠ ઉપર —આંબાહળદર, સાજીખાર, મેદાલકડી અને હજરતબોર, એ ચારે એકેક તોલો લઈ ઝીણુ ખાંડી ઇંદ્રવારુણી(ત્રુંસડા)ના ફળની ડગળી કાપી તેમા ભરી તેને ડગળી બેસાડી તડકે સૂકવવુ તે સુકાઈ ગયા પછી બારીક ખાંડી તેની વાલ બેના અંદાજે સવાર-સાંજ ફાકી લેવાથી પેટમા ચડતી હોય તે સારણગાંઠ મટે (આ રેચક છે) (૨૬) ગ્રમડાના ચાંદા ઉપર —કાથો અને રાળ સરખા ભાગે લઈ વાટીને ચાંદા ઉપર ભભરાવે તો ૩ દિવસમા મટે (૨૭) વિસ્ફોટક ઉપર —હરડા, બહેડા આમળા, ધોળુ નસોતર, સિંધવ, એ બબ્બે તોલા, મરી અને મજીઠ એ એકેક તોલો, મીંઢીઆવળ દશ તોલા અને હિમજ ૩ તોલા લઈ ઝીણા ખાંડી કપડછાણ કરી દરરોજ સવારે અથવા સાંજે દશ આનીભાર પ્રમાણે ફાકી કરવી (૨૮) ગ્રામરવાની દવા —ખારી તુંબડીના સૂકા ફળનો ગર્ભ તોલા ૨ાા, અગરિયુ મીઠુ તોલો ૧ અને હિંગ તોલો ૦ાા લઈ ઝીણુ વાટી કપડછાણ કરી રાખવુ આ ચૂર્ણ છીંકણીની માફક નાકે સૂંઘાડવાથી ગ્રામરવાનું દરદ મટે (૨૯) વાતવિધ્વંસન ચૂર્ણ —લવંગ ૧, પીપરીમૂળ ૨, લીંડીપીપર ૬, સિંધાલૂણ ૯, સંચળ ૧૨ અને અજમો ૧૬ ભાગ પ્રમાણે લઈ સર્વ વસ્તુઓ ઝીણી ખાંડી કપડાથી ચાળી ઇંદ્રવરણા(ત્રુંસડા)ના રસના ૨૧ પુટ આપવા એ ચૂર્ણ દરરોજ ૦ા તોલાના પ્રમાણ મુજબ આપવાથી ઉદરરોગ, શૂળ, આનાહ (આફરો), બરોળ આદિ રોગ દૂર થાય છે

આ રોગમા થોડુ ગરમ કરેલુ પાણી પીવા માટે આપવુ. એ હિતકર છે. ખાવા માટે સાઠીચોખા, તુવેરની દાળનુ પાણી, ઘી, મધ, ઘઉં, સિંધવ, સરગવો, ઘિલોડાં, તૂરિયા, આદુ વગેરે ઉપયોગમા લેવા.×

**૮ તાલીસાદિ ચૂર્ણ**:—તાલીસપત્ર ૧ તોલો, મરી ૨ તોલા, સૂંઠ ૩ તોલા, લીંડીપીપર ૪ તોલા, વંશલોચન ૫ તોલા, એલચીદાણા ૦ાા તોલો, તજ ૦ાા તોલો અને ખાંડ ૩૨ તોલા એ બધાનું ચૂર્ણ કરી તે ત્રણ માસા આપવુ એટલે અરુચિ, અજીર્ણ, ઉધરસ, શ્વાસ, જ્વર, ઊલટી, અતિસાર, શોષ, પેટ ચડવુ, પથરી, પાડુ, સંગ્રહણી, બરોળ એ રોગો દૂર થાય છે.

**૯ ત્રિફળા ચૂર્ણ**:—હરડા, બહેડા અને આમળા, એ ત્રણ ઔષધો સમભાગે લઈ ચૂર્ણ કરવુ; એને ત્રિફળા કહે છે. એ ત્રિફળા ચૂર્ણ આપવાથી પ્રમેહ, સોજો, વિષમજ્વર, કફ, પિત્ત, કુષ્ઠરોગો દૂર થાય છે, અગ્નિ પ્રદીપ્ત થાય છે આ ત્રિફળા રસાયની છે. ઘી અને મધમા ત્રિફળા મેળવી ખાવાથી તમામ નેત્રરોગ દૂર થાય છે

**૧૦ ત્રિફળા પીપર ચૂર્ણ**:—હરડા, બહેડા, આમળા અને લીંડીપીપરનું ચૂર્ણ કરી મધમા ચાટવા આપવુ તેથી કરી મળનો ભેદ થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે. શ્વાસ, કાસ અને તાવ દૂર થાય છે

**૧૧ ત્રિફળાદિ ચૂર્ણ**:—હરડા, બહેડા, આમળા, તજ, જેઠીમધ અને મહુડાના ફૂલ સમભાગે લઈ તેનુ ચૂર્ણ ૬ માસા, મધ ૧ તોલો અને ઘી ૧ાા તોલામા સાંજરે આપવુ, એટલે સર્વ પ્રકારના નેત્રરોગ, ગળા ઉપરના સર્વ રોગ, વલીપલિત રોગ, હરસ, ભગંદર, પ્રમેહ, કુષ્ઠ, હલીમક અને કિલાસકુષ્ઠ, એ રોગો દૂર થઈ નવી દૃષ્ટિ આવે છે, કેશ કાળા થાય છે.

**૧૨ દાડિમાષ્ટક ચૂર્ણ**:—દાડમની છાલ આઠ તોલા, સાકર ૮ તોલા, લીંડીપીપર, પીપરીમૂળ, અજમોદ, મરી, ધાણા, જીરુ અને સૂંઠ એકેક તોલો, વંશલોચન ૩ માસા, તજ, તમાલપત્ર, એલચીદાણા અને નાગકેસર દોઢદોઢ માસા પ્રમાણે લઈ ચૂર્ણ કરવુ. એ ચૂર્ણ ખાવાથી અતિસાર, ક્ષય, ગુલ્મ, સંગ્રહણી, કંઠરોગ, અગ્નિમાદ્ય, સળેખમ અને કાસરોગ દૂર થાય છે.

**૧૩ બીજું દાડિમાષ્ટક ચૂર્ણ**:—દાડમના દાણા ૩૨ તોલા, તજ, તમાલપત્ર અને એલચી, એ ત્રણે મળીને ૪ તોલા; સૂંઠ, મરી અને લીંડીપીપર મળીને ૪ તોલા; પીપરીમૂળ ૪ તોલા વંશલોચન અને વાળો એકએક તોલો અને સાકર ૩૨ તોલા, એ સર્વનુ વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ એના સેવનથી આમાતિસાર, ઉધરસ, હૃદયશૂળ, પડખાનુ શૂળ, હૃદ્રોગ, અરુચિ, ગોળો, સંગ્રહણી અને મંદાગ્નિનો નાશ થાય છે

**૧૪ દ્રાક્ષાદિ ચૂર્ણ**:—કાળી દ્રાક્ષ, ખારેક અને લીંડીપીપરનુ એક તોલો ચૂર્ણ, મધ ૧ તોલો અને ઘી દોઢ તોલામા આપવુ. એટલે જ્વર, ઉધરસ અને સોજાનો નાશ થાય છે

**૧૫ બીજું દ્રાક્ષાદિ ચૂર્ણ**:—કાળી દ્રાક્ષ, જેઠીમધ, ચોખાની ધાણી, ધોળું કમળ, શતાવરી, ખારેક, વંશલોચન, વાળો, આમળા, ગળોનુ સત્ત્વ, નાગરમોથ, ધોળુ ચંદન, તગર, કોષ્ઠ, કપૂરચીની, એલચીદાણા, તમાલપત્ર, તજ, નાગકેસર, ધાણા અને ગોખરુનુ ચૂર્ણ કરી, સમભાગે સાકર નાખી તે ત્રણ માસા આપવુ; એટલે ક્ષયરોગ, દાહ અને પિત્ત દૂર થાય છે

**૧૬ ધાન્યાદિ ચૂર્ણ**:—લીંડીપીપર, ધાણા, જીરુ, અજમો, સંચળ, વાળો, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, સૂંઠ, મરી, ચિત્રો અને પીપરીમૂળ એકેક ભાગ, દાડમની છાલ, લીંડીપીપર, ધાવડીના ફૂલ, અજમોદ, આમલી અને કુમળા બીલા ૩ ભાગ; સાકર ૬ ભાગ અને કોઠાનો ગર્ભ ૮ ભાગ; એનુ ચૂર્ણ કરી તે ૬ માસા આપવુ; એટલે અરુચિ, ગુલ્મ ક્ષય, સળેખમ, અતિસાર, હરસ, અગ્નિમાદ્ય, સંગ્રહણી, કંઠરોગ, શ્વાસ અને કાસ, એ રોગો દૂર થાય છે

**૧૭ નારાયણ ચૂર્ણ**:—ચિત્રકમૂળ, ત્રિફળા, સૂંઠ, મરી, લીંડીપીપર, જીરુ, શેરણી, વજ, અજમોદ, પીપરીમૂળ, વરિયાળી, વગડાઉ તુલસી, અજમો, કચૂરા, ધાણા, વાવડિંગ, કાળુ જીરુ, ચોક, પોખરમૂળ, સાજીખાર, જવખાર, સિંધવ, વડાગરું મીઠુ, સંચળ, બીડલોણ, સમુદ્રનું મીઠુ

× શ્રી પદેજીએ બે પાઠ આપ્યા છે એક પાઠમા છેલ્લી નવ વસ્તુ અર્ધો અર્ધો તોલો લેવાનુ લખ્યુ છે.

અને કોઇ, એ ૨૭ ઔષધો એકેક ભાગ પહેલા ઔષધના બે ભાગ, કડવી ઇંદ્રવરણીના ફળ ત્રણ ભાગ, નસોતર ત્રણ ભાગ, દંતીના મૂળ ચાર ભાગ, પીળા થુરિયાના મૂળ અથવા પાન (તે ન મળે તો તેના અભાવે થુરિયો લેવો) એ બધાં ઔષધો કચરી ચૂર્ણ કરવુ પછી તે ચૂર્ણ પાચન કરી તથા સ્નેહાદિક કરી જેનો કોઠો સ્નિગ્ધ થયેલો છે, તેને રેચ થવા માટે આપવુ; તેથી કરી તમામ રોગ દૂર થાય છે. હૃદ્રોગ, પાંડુ, શ્વાસ, કાસ, ભગંદર અને અગ્નિમાદ્યના રોગ ઉપર આ ચૂર્ણ અનુપાનની યોજના કરી આપવુ. પેટ ચડયુ હોય તો મધમા આપવુ ગુલ્મરોગ ઉપર બોરડીના કાઢામા આપવુ. ગુદાની અંદર કાતરા પડે છે તેને આમલીની છાલના કાઢામા આપવુ. ઉદરરોગ ઉપર ઊંટડીના દૂધમા અથવા ગાયની છાશમા આપવુ. વાતરોગીને ઘીમા આપવુ મૂળવ્યાધિ ઉપર દાડમના રસમા આપવુ. આ ચૂર્ણ ઘીમા આપવાથી સ્થાવર તથા જંગમ વિષ દૂર થાય છે આ ચૂર્ણથી સર્વ પ્રકારના દુષ્ટરોગ દૂર થાય છે

**૧૮ પાચન ચૂર્ણ**:—એલચીદાણા, હરડા, બહેડા, આમળા, સૂંઠ, મરી, લીંડીપીપર, પીપરીમૂળ, ચિત્રક, શેકેલી હિંગ, જીરું, વરિયાળી, અજમો, લવંગ, વાવડિંગ, સિંધવ, સંચળ, બિડલોણ, બંગડીખાર અને વડાગરું મીઠું સમભાગે લઇ ચૂર્ણ કરી લીંબુના રસની ભાવના આપી તે ત્રણ માસા આપવુ, એટલે અગ્નિ પ્રદીપ્ત થાય છે, મોઢામા રુચિ આવે છે અને અજીર્ણ તથા પેટ ચડયું હોય તે ઊતરી જાય છે

**૧૯ પાચક અને રેચક ચૂર્ણ**:—ખારેક ૧૦ ભાગ, લીંડીપીપર ૨ ભાગ, જીરુ ૧ ભાગ, સાકર ૧૦ ભાગ, મરી ૨ ભાગ, સિંધવ ૧ ભાગ, સૂંઠ ૨ ભાગ, જાયફળ ૧ ભાગ અને તજ ૧ ભાગ લઈ ચૂર્ણ કરી તે લીંબુના રસમા કલાઈ કરેલી પિત્તળની કડાઈમા ગરમ કરી રાખી મૂકવુ. એ ત્રણ માસા આપવુ, એટલે અન્નનુ પાચન થઈ મોઢામા સ્વાદ આવે છે.

**૨૦ પિપ્પલ્યાદિ ચૂર્ણ**:—લીંડીપીપર, અતિવિષ, નાગરમોથ અને કાકડાશિંગનું ચૂર્ણ મધમા આપવુ, તેથી કરી બાળકનો જ્વરાતિસાર, શ્વાસ, કાસ અને ઊલટી એ રોગો દૂર થાય છે

**૨૧ મળશુદ્ધિનું ચૂર્ણ**:—સુરવારી હરડે બે ભાગ, સોનામુખી બે ભાગ, રેવંચી બે ભાગ, સિંધવ ૨ ભાગ, સંચળ ૦॥ ભાગ, મરી ૦॥ ભાગ અને સૂંઠ ૦॥ ભાગ, એનુ ચૂર્ણ ૩ માસા રાત્રે ગરમ પાણીમાં આપવુ

**૨૨ મળશુદ્ધિનું ચૂર્ણ બીજું**:—સોનામુખી (મીંઢીઆવળ), બાળહરડે અને લીંડીપીપર અથવા વરિયાળી એકેક ભાગ તથા સિંધવ અથવા સંચળ અર્ધો ભાગ લઈ તે સર્વનુ ચૂર્ણ કરી તે ત્રણ માસા ચૂર્ણ રાત્રે ગરમ પાણીમા પાવુ.

**૨૩ મહાખાંડવ ચૂર્ણ**:—મરી, નાગકેસર, તાલીસપત્ર, સિંધવ, સંચળ, બિડલોણ, સમુદ્રનુ મીઠું અને બંગડીખાર એકેક ભાગ, પીપળીમૂળ, ચિત્રો, તજ, લીંડીપીપર, આમલીની છાલ અને જીરું બબ્બે ભાગ, અમ્લવેતસ (ન મળે તો ચૂકો અથવા ચણાનો ક્ષાર), સૂંઠ, મોટા એલચીદાણા, ચણીબોર, અજમોદ અને નાગરમોથ ત્રણત્રણ ભાગ, અને બધા ઔષધોનો ચોથો ભાગ દાડમના ફળ લેવા. પછી બધાનું ચૂર્ણ કરી, તે ચૂર્ણથી અર્ધી સાકર લઈ મેળવવી આ ચૂર્ણનુ સેવન કરવાથી મોઢામા સ્વાદ ઉત્પન્ન થાય છે તથા અગ્નિ પ્રદીપ્ત થાય છે. એ હૃદયને હિતકારક અને કાસ, અતિસાર, હૃદ્રોગ, કંઠરોગ, ઉદરરોગ, મુખરોગ, મોડશી(કોગળિયું), પેટ ચડવુ, હરસ, ગુલ્મ, જંતુવિકાર, પાંચ પ્રકારની ઊલટી અને શ્વાસરોગ દૂર કરે છે

**૨૪ યવાનીખાંડવ ચૂર્ણ**:—અજમોદ ૨ ભાગ, દાડમની છાલ ૨ ભાગ, સૂંઠ ૨ ભાગ, આમલીની છાલ ૨ ભાગ, અમ્લવેતસ ૨ ભાગ, ખાટા બોર* ૨ ભાગ, લીંડીપીપર ૫ ભાગ, મરી ૧॥ ભાગ, તજ ૧ ભાગ, સંચળ ૧ ભાગ, ધાણા ૧ ભાગ, જીરુ ૧ ભાગ અને સાકર ૩૨ ભાગ લઈ ચૂર્ણ કરી તે ૬ માસા આપવુ, એટલે પાંડુ, હૃદ્રોગ, સંગ્રહણી, જ્વર ઊલટી, શોષ, અતિસાર, બરોળ, મલબંધ (બંધકોશ), અરોચક, શૂળ, મંદાગ્નિ, મૂળવ્યાધિ, જીભના રોગ અને

* બોર તથા આમલી બંનેના ઠળિયા કાઢી માત્ર છાલ લેવી

કંઠરોગ દૂર થાય છે

**૨૫ લઘુગંગાધર ચૂર્ણ:**—નાગરમોથ, ઇંદ્રજવ, કૂણા બીલા, લોધર, મોચરસ અને ધાવડીનાં ફૂલનું ચૂર્ણ કરી તે છાશમાં ગોળ નાખી આપવું. તેથી અતિસાર દૂર થાય છે.

**૨૬ લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, ભીમસેની કપૂર, એલચીદાણા, તજ, નાગકેસર, જાયફળ, વાળો, સૂંઠ, શાહજીરું, કૃષ્ણાગરુ, વંશલોચન, જટામાસી, નીલકમળ, લીંડીપીપર, વાળો, ધોળું ચંદન, તગર અને ચણકબોબા સમભાગે લઈ ચૂર્ણ કરી તેનાથી અધી સાકર લઈ એ સર્વ એકઠું કરવું એ ચૂર્ણ ખાવાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે; મોઢામાં સ્વાદ આવે છે, શરીર પુષ્ટ થાય છે; સ્ત્રીવિષયમાં ઇચ્છા થાય છે, વાત, પિત્ત અને કફનો પ્રકોપ દૂર થાય છે; શક્તિ આવે છે, હૃદ્રોગ, કંઠરોગ, શ્વાસ, હેડકી, સળેખમ, ક્ષય, તમકશ્વાસ, અતિસાર, ઉરમાં ક્ષતરોગ થાય છે તે, પ્રમેહ, અરુચિ, ગુલ્મ અને સંગ્રહણીરોગ દૂર થાય છે.

**૨૭ બીજું લવંગાદિ ચૂર્ણ:**—૮ માસા લવંગ, એલચી અને જાયફળ એ અર્ધો તોલો અને અફીણ ૧ માસો તે સર્વનું એકત્ર ચૂર્ણ કરી તે ગરમ પાણીમાં અર્ધો માસો આપવું; એટલે દારુણ મોડશી (કોગળિયું), શળ, અતિસાર અને ઊલટીનો નાશ કરે છે.

**૨૮ ત્રીજું લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, ચણકબોબા, વાળો, સુખડ, તગર, નીલકમળ, એલચી, કૃષ્ણાગરુ, તજ, નાગકેસર, લીંડીપીપર, સૂંઠ, જટામાસી, નાગરમોથ, શુદ્ધ કપૂર, જાયફળ અને વંશલોચન, એ દરેક સમાન ભાગે લઈ અને ખડીસાકર ૮ ભાગ લઈ સર્વનું ચૂર્ણ કરવું. આ લવંગાદિ ચૂર્ણ રુચિકારક, અગ્નિદીપક, તૃપ્તિકારક, બળદાયક, વૃષ્ય અને ત્રિદોષનાશક હોઈ છાતીના રોગ, તમકશ્વાસ, ગલગ્રહ, ઉધરસ, હેડકી, અરુચિ, ક્ષયરોગ, પીનસ, સંગ્રહણી, અતિસાર, ભગંદર, અર્બુદ, પ્રમેહ અને ગોળાનો નાશ કરે છે.

**૨૯ ચોથું લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, લીંડીપીપર અને જાયફળ દરેક એકેક તોલો, મરી, બે તોલા, સૂંઠ ૧૬ તોલા અને એ સર્વના સમાન સાકર લઈ ચૂર્ણ કરી આપવાથી તે ઉધરસ, તાવ, પ્રમેહ, અરુચિ, શ્વાસ, મંદાગ્નિ, સંગ્રહણી અને ગુલ્મ રોગનો નાશ કરે છે

**૩૦ પાંચમું લવંગાદિ ચૂર્ણ:**—લવંગ, ચણકબોબા, લીંડીપીપર, સૂંઠ, સુખડ, એલચી, નાગરમોથ, વંશલોચન, વાળો, કૃષ્ણાગરુ, નાગકેસર, ત્રિફળા, જાયફળ, બરાસકપૂર, જટામાસી, શતાવરી, ગોખરુ, આસંધ, ગળોનું સત્ત્વ અને તગર, એ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી તે સાકર સાથે લેવું, એટલે ૨૦ પ્રકારના પ્રમેહનો નાશ થાય છે.

**૩૧ વડવાનલ ચૂર્ણ:**—સિંધવ ૧ ભાગ, પીપળીમૂળ ૨ ભાગ, લીંડીપીપર ૩ ભાગ, ચવક ૪ ભાગ, ચિત્રક ૫ ભાગ, સૂંઠ ૬ ભાગ અને બાળહરીતકી ૭ ભાગ, આ પ્રમાણે લઈ ચૂર્ણ કરવું. એ લેવાથી અજીર્ણનો નાશ થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે

**૩૨ વૈશ્વાનર ચૂર્ણ:**—સિંધવ ૨ ભાગ, જવખાર ૨ ભાગ, અજમો ૨ ભાગ, સૂંઠ ૫ ભાગ અને હરડે ૧૦ ભાગ, એનું ચૂર્ણ કરી તે ચાર માસા ચૂર્ણ દહીં, છાશ અથવા ઊના પાણીમાં આપવું; એટલે આમવાત, ગુલ્મ, હૃદ્રોગ, ઇંદ્રિયમાંના રોગો, બરોળ, શૂળ, આનાહ અને મૂળવ્યાધિનો નાશ થાય છે

**૩૩ શૃંગ્યાદિ ચૂર્ણ:**—કાકડાશિંગ, અતિવિષ અને લીંડીપીપરનું ચૂર્ણ કરી મધમાં બાળકને આપવું, એટલે તાવ ઉધરસ એ રોગો દૂર થાય છે અથવા એકલું અતિવિષ મધમાં આપવું. તેથી કાસ, તાવ તથા ઊલટી એ રોગો દૂર થાય છે

**૩૪ શૂંઠ્યાદિ ચૂર્ણ:**—સૂંઠ, અતિવિષ, શેકેલી હિંગ, મોથ, ઇંદ્રજવ, ચિત્રક એ ૭ ઔષધોનું ચૂર્ણ કરી ચૂર્ણથી ચોગણું ગરમ પાણી લઈ તેમાં પાવાથી આમાતિસારનો નાશ થાય છે

**૩૫ બીજું શૂંઠ્યાદિ ચૂર્ણ:**—સૂંઠ ૬ ભાગ, લીંડીપીપર ૬ ભાગ, મરી ૪ ભાગ, ખાવાના પાન ૩ ભાગ, તજ ૨ ભાગ અને એલચીદાણા ૧ ભાગ, ચૂર્ણ કરી ચૂર્ણ બરોબર સાકર નાખી આપવું, એટલે તે હરસ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરુચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદ્રોગનો નાશ કરે છે.

**૩૬ સમુદ્રાદિ ચૂર્ણ**:—મીઠું, સચળ, સિંધવ, જવખાર, અજમો, અજમોદ, હરડે, લીંડીપીપર, સૂંઠ, હિંગ અને વાવડિંગ, એ સમભાગે લઈ ચૂર્ણ કરી તે ચાર માસા ચૂર્ણ ભોજનસમયે પ્રથમ પાંચ ગ્રાસ સાથે ખાવા આપવું; એટલે અજીર્ણવાત, ગુદવાત, ગુલ્મવાત, વાતપ્રમેહ, વિષમવાત, વિષૂચિકા, કમળો, પાંડુ, શ્વાસ અને કાસનો નાશ થાય છે.

**૩૭ સિતોપલાદિ ચૂર્ણ**:—સાકર ૧૬ ભાગ, વંશલોચન ૮ ભાગ, લીંડીપીપર ૪ ભાગ, એલચીદાણા ૨ ભાગ અને તજ ૧ ભાગ લઈ ચૂર્ણ કરવું આ ચૂર્ણ ૩ માસાથી ૬ માસા પર્યંત, ૬ માસા મધ અને એક તોલા ઘીમાં ખાવા આપવું, એટલે કાસ, શ્વાસ, ક્ષય તથા હાથપગે દાહ થાય છે તે, અગ્નિમાંદ્ય, જીભ શૂન્ય પડે છે તે, કુક્ષિશૂળ, અરોચક જ્વર, જીર્ણજ્વર, માથામાં રક્તવિકાર થાય છે તે અને મગજ ખાલી થવાથી થનારા રોગ, તેમ જ પિત્તવિકાર તથા ઉપદંશ (ગરમીવિકારથી ઘણા દિવસ પ્રમેહાદિક વિકાર શરીરમાં રહેવાથી ઉત્પન્ન થનાર બીજા વિકારો) એ પણ શમી જઈ **સર્વ રોગોનો** નાશ થાય છે ×

**૩૮ લઘુસુદર્શન ચૂર્ણ**:—ગળોનું સત્ત્વ, લીંડીપીપર, બહેડા, સુરવારી હરડે, ધોળું ચંદન, કઠ, કડવા લીમડાની અંતરછાલ, સૂંઠ અને દેવદાર એ એકેક ભાગ, કરિયાતું ૪॥ ભાગ, એ સર્વનું ચૂર્ણ કરી તે ઠંડા પાણીમાં આપવું એટલે સર્વ પ્રકારના તાવ જાય છે.

**૩૯ હિંગાષ્ટક ચૂર્ણ**:—સૂંઠ, મરી, લીંડીપીપર, સિંધવ, અજમો, જીરું, શાહજીરું અને સંચળ, એ સમભાગે લઈ તેનો આઠમો હિસ્સો હિંગ લઈ બધાનું ચૂર્ણ કરી છાશમાં અથવા ભોજન સમયે પ્રથમ ઘી અને ભાતમાં આપવું, એટલે ગુલ્મ, આમ, અગ્નિમાંદ્ય અને મોડશી-(કોગળિયું)નો નાશ થાય છે.

**૪૦ હિંગ્વાદિ ચૂર્ણ**:—શેકેલી હિંગ, પહાડમૂળ, બાળહરડે, ધાણા, દાડમની છાલ, ચિત્રક, કચૂરા, અજમોદ, સૂંઠ, મરી, લીંડીપીપર, શેરણી, અમ્લવેતસ, વગડાઉ તુલસી, આમલીની છાલ, જીરું, પુષ્કરમૂળ, વજ, ચવક, સાજીખાર, જવખાર, સિંધવ, સંચળ, બિડલોણ, બંગડીખાર, વડાગરું મીઠું અને સમુદ્રનું મીઠું, એનું ચૂર્ણ ૩-૪ માસા ભોજનના પહેલા અથવા ભોજનના મધ્યમાં આપવું; અથવા છાશમાં કિંવા ગરમ પાણીમાં આપવું; એટલે ગુલ્મ, હૃદ્રોગ, અષ્ઠિલા નામે પેટમાં રોગ ઉત્પન્ન કરે છે તે; હૃદય, ઇંદ્રિય અને કુક્ષિ એ ઠેકાણાનું શૂળ, ગુદાશૂળ, યોનિશૂળ, ઊનવા, મલબદ્ધ, પાંડુ, અરુચિ, હેડકી, યકૃત, બરોળ, શ્વાસ, કાસ, કંઠરોગ, હરસ અને સંગ્રહણી વગેરે રોગો દૂર થાય છે.

**૪૧ મરીચાદિ ચૂર્ણ**:—મરી, ચિત્રો અને સંચળનું ચૂર્ણ કરી તે નિત્ય છાશમાં પાવું; એટલે સંગ્રહણી, ઉદરરોગ, મંદાગ્નિ, ગુલ્મ અને હરસ વગેરે રોગો દૂર થાય છે.

**૪૨ કલ્યાણ ચૂર્ણ**:—સૂંઠ, મરી, લીંડીપીપર, ચવક, ચિત્રક, ત્રિફળા, બિડલોણ, સિંધવ, પીપરીમૂળ, લીંડીપીપર, વાવડિંગ, કરંજ, અજમો, ધાણા અને જીરાનું ચૂર્ણ કરી ગરમ પાણીમાં પાવું, એટલે વાત, કફ, અપસ્માર, ઉન્માદ, હરસ, સંગ્રહણી અને અગ્નિમાંદ્યનો નાશ થાય છે.

**૪૩ સમશર્કર ચૂર્ણ**:—એલચીદાણા ૧ ભાગ, તજ ૨ ભાગ, તમાલપત્ર ૩ ભાગ, નાગકેસર ૪ ભાગ, મરી ૫ ભાગ, લીંડીપીપર ૬ ભાગ અને સૂંઠ ૭ ભાગ તથા સાકર ૨૮ ભાગ લઈ ચૂર્ણ કરી આપવું, એટલે હરસ, અગ્નિમાંદ્ય, ગોળો, અરુચિ, શ્વાસ, કંઠરોગ અને હૃદયના રોગનો નાશ થાય છે

**૪૪ ચંદનાદિ ચૂર્ણ**:—ધોળી સુખડ, વાળો, કોષ્ઠ, નાગરમોથ, આમળા, પીપરીમૂળ, નીલકમળ, જેઠીમધ, મહુડાનાં ફૂલ, કાળી દ્રાક્ષ, ખારેક, એનું ચૂર્ણ કરીને તે ચૂર્ણ તેટલી જ સાકર સાથે સવારે ઠંડા પાણી સાથે પિવડાવવાથી રક્તપિત્ત, શ્વાસ, પિત્તરોગ, ગોળો, અંગદાહ, માથાની અંદરનો દાહ, માથાનું ભમવું, કમળો, પ્રમેહ અને પિત્તજ્વરનો નાશ થાય છે

× ઔષધિમાં ઘી તથા મધ મેળવવાં હોય ત્યારે પ્રથમ ઘી સારી રીતે મેળવી લેવું ત્યારપછી મધ મેળવવું બંને સાથે નાખવાથી ઔષધિ સાથે ઘી બરાબર મળતું નથી

**૪૫ એલાદિ ચૂર્ણ:**—એલચી ૧ ભાગ, તજ ૨ ભાગ, મરી ૩ ભાગ, સૂંઠ ૪ ભાગ, લીંડી-પીપર ૫ ભાગ અને નાગકેસર ૬ ભાગ લઈ ચૂર્ણ કરી તે સર્વના જેટલી સાકર મેળવવી. એના સેવનથી ક્ષયરોગ, હરસ, સંગ્રહણી, ગોળો, રક્તપિત્ત, રાજ્યક્ષ્મા, કંઠરોગ, અરુચિ અને બરોળનો નાશ થાય છે.

**૪૬ એલાદિ ચૂર્ણ બીજું:**—એલચી, લવંગ, નાગકેસર, બોરના ઠળિયાનો ગર્ભ, ચોખાનો આટો, ગહુલો, નાગરમોથ, ચંદન અને લીંડીપીપરનું ચૂર્ણ કરી તે મધ અને ખડીસાકર સાથે આપવું; એટલે ત્રિદોષથી થયેલ ઊલટી દૂર થાય છે.

**૪૭ લવણભાસ્કર ચૂર્ણ:**—મીઠું ૮ તોલા, સંચળ ૫ તોલા, બિડલવણ, સિંધાલૂણ, ધાણા, લીંડીપીપર, પીપરીમૂળ, ચિત્રક, શાહજીરું, નાગકેસર, તાલીસપત્ર અને અમ્લવેતસ, એ બબ્બે તોલા; મરી, જીરું, સૂંઠ, એ એકેક તોલો, દાડમની છાલ ૪ તોલા+ તજ અર્ધો તોલો, એલચીદાણા અર્ધો તોલો, એ સર્વને ખાંડી વસ્ત્રગાળ કરવું. એને **લવણભાસ્કર ચૂર્ણ** કહે છે દહીંના ચાર તોલા ઘોળવા સાથે અથવા છાશ સાથે એ ચૂર્ણ આપવાથી વાતશ્લેષ્મથી થયેલો ગોળો, વાયુ, બરોળ, ઉદરરોગ, ક્ષય, હરસ, સંગ્રહણી, કુષ્ઠ, વિબંધ, ભગંદર, શોફ, શૂળ, શ્વાસ, ઉધરસ, આમ-દોષ, હૃદ્રોગ અને મંદાગ્નિનો નાશ થાય છે. એ અત્યંત દીપન અને પાચન છે.

**૪૮ કપિત્થાષ્ટક ચૂર્ણ:**—કોઠાનો ગર્ભ ૨ તોલા, ખડીસાકર ૧ા તોલો, બોડીઅજમોદ, લીંડીપીપર, બીલાનો ગર્ભ, ધાવડી, દાડમના દાણા અને કોકમ, એ પોણો પોણો તોલો; સંચળ, અજમો, પીપરીમૂળ, વાળો, મરી, જીરું, ધાણા, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ચિત્રક, સૂંઠ, એ દરેક પા પા તોલો લઈ ચૂર્ણ કરવું એના સેવનથી ગલરોગ, ઝાડો, ક્ષય, ગોળો અને સંગ્રહણીનો નાશ થાય છે

**૪૯ નારાચ ચૂર્ણ બીજું:**—ખડીસાકર ૪ તોલા, નસોતર ૪ તોલા અને લીંડીપીપર ૧ તોલો લઈ ચૂર્ણ કરી તે જમવા પહેલાં સવારે ૬ માસા મધમાં ચાટવાથી બંધકોશ, વાતરોગ અને પિત્તરોગનો નાશ થાય છે

**૫૦ સારસ્વત ચૂર્ણ:**—કઠ (ઉપલેટ), આસોદ, સિંધાલૂણ, અજમો, જીરું, શાહજીરું, ત્રિકટુ, પહાડમૂળ, શંખાવલી, ઘોડાવજ, એ સર્વ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી તેને બ્રાહ્મીના રસની પુષ્કળ ભાવના આપવી આ ચૂર્ણ બ્રહ્માએ કહેલું છે. તે મધ અને ઘીમાં સાત દિવસ સેવન કરવાથી ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થાય છે

**૫૧ ન્યગ્રોધાદિ ચૂર્ણ:**—વડ, ઉંબરો, પીપળો, એ દરેકની છાલ, અગ્લુ, ગરમાળો, આસંધ, આંબાની ગોટલી, કોઠાનો ગર્ભ, જાંબુના ઠળિયા, ચારોળી, ધોળો એન (સાજડ), ધાવડી, જેઠીમધ, લોધરની છાલ, વાયવરણો, લીમડાની છાલ, કડવા પરવળ, મેઢાશિંગીની છાલ, દાતીના મૂળ, ચિત્રક, પહાડમૂળ, કરંજની છાલ, ત્રિફળા, ઇંદ્રજવ અને ભિલામા, એ સર્વ સમાન ભાગે લઈ ઝીણું ચૂર્ણ કરવું. એ મધમાં સેવન કરવું અને તેના ઉપર ત્રિફળાનો કાઢો પીવો; એટલે મૂત્રદોષની શુદ્ધિ થાય છે અને વીસ પ્રકારના પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર અને પ્રમેહપિટિકાનો નાશ થાય છે

**૫૨ સાખરુંડ ચૂર્ણ:**—ભાગ, સાકર, પડવાસ અને જીરું, એનું ચૂર્ણ દહીંમાં નાખી આપવું; એટલે આમાતિસાર અને રક્તાતિસાર તુરત દૂર થાય છે

**૫૩ મૂસલ્યાદિ ચૂર્ણ:**—કાળી મૂસળી, તાલીમખાના અને ગોખરુ એ અનુક્રમે ૧, ૨ અને ૩ ભાગ લઈ ચૂર્ણ કરી તે પ્રાતઃકાળે અર્ધા તોલાથી ૧ તોલા સુધી ગરમ દૂધમાં સાકર નાખી તેમાં ૨૧ દિવસ સેવન કરવાથી વાજીકરણ (સ્ત્રીસંભોગની શક્તિ) થાય છે

**૫૪ ગોક્ષુરાદિ ચૂર્ણ:**—ગોખરુ, તાલીમખાના, શતાવરી, કૌંચબીજ, નાગબલા (ગંગેરણી), બળબીજ, એ સર્વનું ચૂર્ણ કરી રાત્રિના વખતે ગરમ દૂધમાં સાકર નાખી ૧ તોલો ચૂર્ણ તેની સાથે લેવાથી વાજીકરણ થાય છે

+ દાડમની છાલને બદલે કેટલાક વૈદ્યો ખાટા દાડમના દાણા (અનારદાણા) નાખે છે

**૫૫ દંતરક્ષક ચૂર્ણ:**—ફુલાવેલું મોરથૂથુ અર્ધો ભાગ, ફુલાવેલો ટંકણખાર ૨ ભાગ, ફુલાવેલી ફટકડી ૩ ભાગ, ચોક ૮ ભાગ, કાથો ૨ ભાગ, માયા ૨ ભાગ, કપૂર ૧ ભાગ અને સિંધવ ૪ ભાગ, આ સઘળાનુ ચૂર્ણ કરી તે વડે નિત્ય સવારે દાત ઘસવાથી મજબૂત થઈ દતશૂળ, દાતમાથી લોહીનુ પડવું, પેઢાનુ સડવુ ઇત્યાદિ સર્વ વિકાર દૂર થાય છે

**૫૬ વમનકારક ચૂર્ણ:**—લીંડીપીપર, સિધાલૂણ અને મીંઢળનુ ચૂર્ણ કરીને તે ૩ માસા ચૂર્ણ ઉંમરે પહોચેલાં મનુષ્યોને ગરમ પાણીમા આપવાથી ઊલટી થઈ કફદોષ, અજીર્ણ ઇત્યાદિનો નાશ થાય છે

**૫૭ વરાધ(સસણી)નાશક ચૂર્ણ:**—પાપડિયો ખારો અને થોડી લીંડીપીપરનુ ચૂર્ણ ૧ રતી લઈને ગોળમા ગોળી કરી આપવી, એટલે ઊલટી અને ઝાડો થઈ કફ પડશે

**૫૮ સ્નાનરજ ચૂર્ણ:**—લોધર, વજ. ધાણા, દારુહળદર, સરસવ, હળદર, આમળા, શુદ્ધ મનશીલ, દરેક ચીજ એકેક તોલો, મગની છાલ વગરની દાળનો લોટ તોલા ૮ કુલ્લે તોલા ૧૬ બારીક ચૂર્ણ કરી બાટલીમા ભરી દેવુ ઉપલા ચૂર્ણમાથી આશરે એકથી બે તોલા ચૂર્ણ લઈ થોડાક પાણીમા મેળવી આખા શરીર પર ઘસવુ પછી સ્વચ્છ પાણી વડે સ્નાન કરી લેવુ આ પ્રમાણે દરરોજ સ્નાન કરવાથી ચામડી સ્વચ્છ અને તેજસ્વી બને છે, પસીનાની ખરાબ વાસ દૂર થઈ શરીરમાથી સારી સુગધ આવે છે. ચામડીના અનેક દરદોને મટાડી ચામડીને સુવાળી રેશમ જેવી બનાવે છે ×

## ૩—ગુટિકા(ગોળીઓ) અથવા વટી*

**૧ ગુડાદિ ગુટિકા:**—સૂઠ, બાળહરીતકી અને નાગરમોથના ચૂર્ણમાં બમણો ગોળ નાખી

× શુદ્ધ મનશીલ ઇચ્છા ન હોય તો નાખવુ નહિ મનશીલના ગુણો ચામડીના દરદો માટે ઘણા જ સારા છે

* **એક મિત્રે આપેલા અનુભૂત પ્રયોગો**—(૧) દમ (શ્વાસરોગ) ઉપર —ખરસાણી થુવેરનુ દૂધ લાકડું લીલુ લઈને તેને કોચી તેમા લવગ નગ ૨૫ ભરી, તે જ લાકડાનો બૂચ બેસાડી, કપડમટ્ટી કરીને નિર્ધૂમ અગારામા ભારી રાખવું સિઝાઈ ગયા પછી બહાર કાઢી તેમાના લવગ કાઢી લઈ તેની સાથે જવખાર ૨ાા તોલા અને હળદર ૧ાાા તોલા નાખી ઝીણા વાટી મીઠી જાળ(પીલુ)ના રસમા જંગલી બોર જેવડી ગોળીઓ વાળવી એમાની એકેક ગોળી રોજ સવારસાજ આપવાથી દમ શાત પડે (૨) રેચ તથા ઊલટી કરાવવાની ગોળીઓ.—મોરથૂથુ ફુલાવેલુ, શોધેલો નેપાળો, સિધવ અને સચળ, એ સર્વ વસ્તુઓ સમાન ભાગે લઈ ઝીણી વાટી આદાના રસમા ચણોઠી જેવડી ગોળીઓ બાધવી એ સાકર સાથે આપવાથી ઊલટી તથા રેચ લાગી શરીરના તમામ રોગો નીકળી જાય અને માથુ દુઃખતુ મટે ઉતાર ખીચડી અને ઘી. (૩) ચૂક ઉપર —હળદર તથા ફટકડીની ગોળમા ગોળી કરીને આપવાથી કાળજાની ચૂક મટે. ફેફરુ ફૂલ્યુ હોય તો કુવારના રસમા આપવાથી મટે (૪) અતિસાર ઉપર —હિગ વાલ ૬ અને અફીણ વાલ ૨ લઈ ઝીણા વાટી ખારેક નગ ૪માથી ઠળિયા કાઢી તેમા ભરવું ઉપર ઘઉની કડક ચડાવી નિર્ધૂમ અંગારા ઉપર પકવવી પછી લોટ કાઢી નાખી બાકીનુ સમગ્ર ઝીણું વાટી, ઝીણાં જગલી બોર જેવડી ગોળીઓ વાળવી એ ગોળીઓ દરરોજ સવારસાજ એકેક આપવી (ઝાડામા દુર્ગંધ ન આવતી હોય તો આ ગોળીઓ આપવી.) (૫) ઉપદંશ ઉપર—મોરથૂથુ તોલો ૧ લઈ ઠીકરીમા નાખી દેવતા ઉપર મૂકી ખૂબ શેકવો તે જ્યારે પોતાનો મૂળ રગ બદલી સફેદ થાય ત્યારે તેને આરસપહાણના ખરલમા નાખી ઝીણુ વાટી, તેમાં લીબુનો રસ નાખીને ખૂબ ઘૂટવુ. તે રસ એ મોરથૂથુ પી જાય એટલે તેમા બીજા લીબુ નીચોવી વળી ઘૂટવુ એ પ્રમાણે ઉપરાઉપરી લીબુનો રસ તેમા નીચોવતાં જતા પૂરેપૂરા ૧૦૦ લીંબુનો રસ પચન કરાવી નાખવો પછી તેની મગી જેવડી ગોળીઓ વાળવી. એ ૧૦૦ લીંબુનો રસ પાતા વધારે દિવસો લાગે તેની હરકત નહિ, પરતુ તેને શોષાઈ જવા માટે કદી તડકે મૂકવુ નહિ એ તૈયાર થયેલી ગોળીઓ યોગ્ય માત્રાથી આપવાથી ઉપદશ (ચાદી) અને વિસ્ફોટક આદિ રોગો જાય પરેજી પાળવી ઘઉની રોટલી, ઘી અને સાકર સિવાય કશુ ખાવુ નહિ વળી એનાથી ઊલટી થાય તો તે રોકવા માટે લીબુ ચુસાડવું અથવા શેકેલા ચણા–ફોતરા કાઢી નાખેલા–ખવડાવવા એની માત્રાનુ પ્રમાણ જાણવાની રીત —દરદીએ પહેલા દિવસે એક ગોળી ગળી જવી બીજા દિવસે બે, ત્રીજા દિવસે ત્રણ એમ જ્યા સુધી ઊલટી ન થાય ત્યા સુધી તેને દરરોજ એકેક વધારે આપતા જવી જ્યારે ઊલટી થાય તે દિવસે જેટલી ગોળીઓ ગળાવી હોય તેનાની એક ઓછી

ગોળીઓ કરવી. આ ગોળી મોઢામા રાખવાથી સર્વ પ્રકારના દમ અને શ્વાસરોગ દૂર થાય.

**૨ મરીચાદિ વટિકા:**—મરી ૧ ભાગ, લીંડીપીપર ૧ ભાગ, જવખાર ૦ાા ભાગ અને દાડમની છાલ ૨ ભાગ, એનું ચૂર્ણ કરી, ગોળ આઠ ભાગ લઈ તેમા તે ચૂર્ણ નાખી ૪ માસાની ગોળીઓ કરવી. તે ગોળી મોઢામા રાખવી, એટલે બધા પ્રકારના કાસરોગ દૂર થાય છે.

**૩ આમલકયાદિ ગુટિકા:**—આમળા, કમળ, કુઠ, ચોખાની ધાણી અને વડની કુમળી વડવાઈઓની કુંપળોનું ચૂર્ણ મધમા મેળવી ગોળીઓ કરી મોઢામાં રાખવાથી નાગી તૃષા ભાગે છે

---

ગોળી તે દરદીના માટે દરરોજ આપવાની માત્રા છે, એમ સમજવું (૬) વાગી નિમાનગી થના નદીર ઉપરના ચાઠા ઉપર —ઇંદ્રવારૂણી (તુસડા) નગ ૨, લીંડીપીપર તોલા ૩, મીઠીઆવળ તોલા ૪, હરિદ્ર તોલા ૪, નસોતર તોલા ૪, હરડાની છાલ તોલા ૩, બહેડાની છાલ તોલા ૩, ગરમાળાનો ગર્ભ તોલા ૩, ગુલાબના ફૂલ તોલા ૩, કડવો ગુંદ તોલા ૩, ગુગળ તોલા ૩, મધ તોલા ૩ અને ગાયનુ ઘી તોલા ૩, એ તેરે ચીજો એકત્ર વાટી તેની જંગલી બોર જેવડી ગોળીઓ વાળવી એ ગોળીઓ દરરોજ સવારે ૨ અને સાંજે બે ગળી જવી (૭) તાવ ઉપર —કાળા મરી, એળિયો અને લીમડાની લીંબોળી માંહેના મગજ એ ત્રણ સરખા વજને લઈ કુંવરના રસમા ઘૂંટી ચણા જેવડી ગોળીઓ વાળવી. દિવસમા ત્રણ વખત બબ્બે ગોળી આપવાથી તાવ જાય (૮) તાવ સાથે બકારી, ઝાડો, પેટપીડ અને અનાજ ન ભાવતું હોય તેના ઉપર — ઇંદ્રજવ તોલા ૩ અને હિંગ તોલા ૦ાા (એક બાજુથી શેકેલી) લઈ ઝીણા વાટી ગોળમા ચણા જેવડી ગોળીઓ વાળવી એમાથી દરરોજ સવારસાંજ બબ્બે ગોળીઓ આપવી (૯) દમ (શ્વાસ) રોગ ઉપર.— ખાદીના જાડા કપડાને આકડાના દૂધના સાત વખત પુટ આપી વખતોવખત છાયામા સૂકવવા જવુ, તે સુકાયા પછી બાળી ખાખ કરવી, એની મધની સાથે વાલવાલની ગોળીઓ વાળી તે ગોળી આપવી (૧૦) હરસ ઉપર —હળદર, બહેડાની છાલ અને આમળા, એ ત્રણે મળીને ૧૦ ભાગ, છીપનો ચૂનો ૧ ભાગ, સાબરશિંગની ભસ્મ ૧ ભાગ, અજમો ૩ ભાગ, શુદ્ધ ગૂગળ ૪ ભાગ, એ સર્વને ખરલ કરી તુવર જેવડી ગોળીઓ કરી દરરોજ ૧ થી ૨ ખાવી (૧૧) પરમોત્કૃષ્ટ ધાતુપુષ્ટિકર્તા —ત્રણ ખારેકોને પાણીમાં પલાળી તેમાની ગોટલી કાઢી નાખી તેમા ચીમેડના બીજ તોલા ૧, તુલસીના બીજ તોલો ૧, શુદ્ધ ગગળ તોલો ૧, કેસર બે આનીભાર અને વડનુ દૂધ તોલા ૨ાા એકત્ર કરેલું ભરી, કપડમટ્ટી કરી ધુમાડા વિનાના અંગારામા પકવી પછી એ સર્વને ઝીણું વાટી તેની ૩૨ ગોળીઓ કરવી તેમાથી દરરોજ બબ્બે ગોળીઓ ખાઈ ઉપર સાકર નાખી ગરમ કરેલું ગાયનું દૂધ પીવું દવા ખાય તેથી બમણા દિવસ તેલ, મરચું, આમલી વગેરે ખાવુ નહિ, સાકર, દૂધ, ઘી, ઘઉની રોટલી અવશ્ય ખાવા (૧૨) અતિસાર ઉપર —અરડૂસા (અરલુ)ની છાલ, મોથ, ધાવડીના ફૂલ, બીલીનો ગર્ભ, પઠાણી લોધર, ઇંદ્રજવ, મોચરસ, અતિવિષની કળી, નેત્રવાળો, કાળીપાટ તથા આંબાની ગોટલી સરખા ભાગે લઈ ઝીણા વાટી નાના બોર જેવડી મધમાં ગોળીઓ કરવી એ ગોળી સાઠીચોખાના ઓસામણમા આપવાથી કફ તથા પિત્તવાયુ અને તેમના કોપવાથી થયેલા ઘણા દિવસનો જૂનો અતિસાર, મરડો અને સંગ્રહણીનો નાશ થાય છે (૧૩) બાળકની ઉલટી (ઓકે છે તે) ઉપર —કેસર અને ભોરીંગણીના ફૂલ સમાન વજને લઈ વાટીને મધમા ગોળી કરી આપવી. (૧૪) બાળકને વરાધ (બારામી) થાય છે તેના ઉપર —હિંગ, જાયફળ, તુસડાનો ભૂકો અને એળિયો, એ ચારે સમાન વજને લઈ ચણા જેવડી ગોળીઓ કરવી એ ગોળી એક વરસની અંદરના બાળકને એક અને એથી મોટા બાળકને બે ઊના પાણી સાથે આપવી (૧૫) પેટપીડ તથા ચૂકનો ઉપાય —ગોમૂત્રમા શોધેલા ઝેરકોચલા તોલો ૧ લઈ તેને એરંડિયા તેલમા તળવા તે તથા મરી તોલો ૧ અને સિંધવ તોલો ૧ ઝીણા વાટી નાગરવેલના પાનના રસમા ચણા જેવડી ગોળીઓ વાળવી એ ગોળી પાણી સાથે આપવાથી ચૂંક, મોરચી અને અપચો મટે અને ભૂખ લાગે. વળી એ જ ગોળી ચિત્રછાલ અને કરિયાતાની સમાન ભાગે કરેલી ફાકી તોલા ૦| સાથે આપવાથી ગુલ્મરોગ (ગોળા) અને ગોળાની ચૂક મટે (૧૬) કૃમિ (કરમિયા) ઉપર —નસોતર તોલા ૨ાા, આમળા તોલા ૨ાા અને વાવડિંગ તોલા ૮ લઈ ઝીણા ખાંડી ગોળમા ચણા જેવડી ગોળીઓ વાળવી એ ગોળી આપીને ઉપર સિંધાલૂણ અને લીંડીપીપરની ફાકી પાણી સાથે લેવડાવવી (૧૭) જૂના મરડા ઉપર —કેસર, કપૂર, અફીણ, રાળ અને હિંગળોક સમાન ભાગે વાટી પાણીથી ખૂબ ઘૂંટીને મરી જેવડી ગોળીઓ વાળવી એ ગોળી એક પાણી સાથે આપવાથી મરડો મટે અમતાજીરા અને સાકર સાથે આપવાથી રક્તાતિસાર (લોહીવાળો મરડો) મટે વળી એ જ પ્રમાણે એ ગોળી આમલીની કુળી ઉપરની છાલ સાથે આપવાથી અથવા બીલીના ગર્ભ સાથે, અથવા ઝીલડાનાં મૂળ તથા સાકર સાથે અથવા આવળના મૂળ તથા બોરડીના મૂળ સાથે ઘસીને આપવાથી જૂનો ઝાડો મટે

તેનો અને મોઢું સૂકુ રહે છે તેનો નાશ થાય છે.

**૪ ગુડચતુષ્ટય વટિકા :**—સૂંઠનુ ચૂર્ણ કરી તેમા ગોળ મેળવી ગોળી કરી આપવી એટલે આમ દૂર થાય છે. અજીર્ણ થયુ હોય તો ગોળ અને લીંડીપીપરનું ચૂર્ણ એકત્ર કરી ખવડાવવું. ગોળ અને જીરું એકઠું કરી ખાવાથી ઊનવા દૂર થાય છે ગોળ અને બાળહરડે એકઠા કરી લેવાથી હરસ દૂર થાય છે

**૫ લવંગાદિ ગુટિકા :**—લવંગ, બહેડાંની છાલ અને મરી એ સમાન; અને એ ત્રણેના સમાન ખેરસાર કિંવા ધોળો કાથો નાખી બાવળની અંતરછાલના કાઢામા ત્રણ માસા વજનની ગોળીઓ કરી હમેશા ત્રણ ગોળીઓ મોઢામા રાખવી, એટલે ઉધરસ અતિ ત્વગથી નાશ પામે છે

**૬ વૃદ્ધિદ્ધારૂ ગુટિકા :**—વરધારો, ભિલામા અને સૂંઠ સમાન લઈ ચૂર્ણ કરી તેમા બમણો ગોળ નાખી ગોળીઓ કરી એટલે ૭ પ્રકારના હરસ દૂર થાય છે

**૭ લશુનવટિકા :**—લસણ, સંચળ, જીરુ, સિંધવ, હિંગ અને ત્રિકટુ લીંબુના રસમાં ખરલ કરી બોરના ઠળિયા જેવડી ગોળી કરી આપવી, એટલે અજીર્ણ અને મોડશી ( કોગળિયું ) રોગ દૂર થાય છે

**૮ કડાપાકની ગોળીઓ :**—કુડા( ઇંદ્રજવના ઝાડ )ના મૂળ ધોઈ તે ઉપરની છાલ કાઢવી. તે બારીક વાટી પાણીમા કાલવી તે પાણી ગાળી લેવું. આ પ્રમાણે એ ક્રિયા ઘણી વાર કરવી; એટલે છાલનો ઘણોખરો અંશ પાણીમા મળે છે પછી તે પાણી કલાઈના વાસણમા નાખી જાડું થાય ત્યાં સુધી ઉકાળવું અને નીચે ઉતારી તેમા સૂંઠ, મરી, લીંડીપીપર, જાયફળ, માયફળ, જાવંત્રી, લવંગ, વાવડિંગ, મરડાશિંગ, બાળબીલા, બહેડાનુ દળ અને નાગકેપરનુ ચૂર્ણ પ્રમાણસર ( ૮૦ તોલા કડાછાલ હોય તો આ સર્વ વસ્તુ એકેક તોલો લેવી ) મેળવી ખરલમા ઘૂંટીને તેની વાલવાલની ( બબ્બે રતીની ) ગોળીઓ કરવી. સંગ્રહણી અને અતિસાર ઉપર આ ગોળી છાશની પરાશમા કિંચિત્ હિંગનું ચૂર્ણ નાખી તેમાં અથવા મીઠા અધમળ્યા દહીંમા, સૂંઠના કાઢામા કિંવા ઘીમાં આપવી પાડુ અને જીર્ણજ્વર ઉપર મધમા અથવા ગોમૂત્રમા આપવી. નાના બાળકને પણ આ ઔષધ ઘણું જ ગુણાવહ છે.

**૯ જાતિફલાદિ વટી :**—જાયફળ, ખારેક અને અફીણ સમભાગે લઈ એની નાગરવેલના રસમા વાલવાલની ગોળીઓ કરી છાશમા ખાવા આપવી, એટલે કઠણ અતિસારનો પણ નાશ થશે.

**૧૦ વ્યોષાદિ વટી :**—સૂંઠ, મરી, લીંડીપીપર, ચિત્રકના મૂળ, તાલીસપત્ર, આમલી, અમ્લવેતસ, ચવક અને જીરુ, એ સમભાગે; અને એલચી, તજ, તમાલપત્ર એ ચતુર્થાંશ, એનુ ચૂર્ણ કરી તેની જૂના ગોળમા ગોળીઓ કરી આપવી તે સળેખમ, સ્વરભંગ, શ્વાસ, કાસ અને અરુચિનો નાશ કરે છે.

**૧૧ અજમોદાદિ વટી :**—અજમોદ, લીંડીપીપર, વાવડિંગ, વરિયાળી, નાગરમોથ, મરી અને સિંધવ, એ એકેક ભાગ; હરડે ૫ ભાગ, સૂંઠ ૧૦ ભાગ, વૃદ્ધદારૂ ૧૦ ભાગ અને ભારંગમૂળ ૩૫ ભાગ, આ પ્રમાણે બધાનુ ચૂર્ણ કરવુ, અને ચૂર્ણથી બમણો ગોળ લઈ તેના પાકમા બોરના ઠળિયા જેવડી ગોળીઓ કરવી એ ગોળી ગરમ પાણીમા આપવી, એટલે સર્વ પ્રકારના વાયુ દૂર થાય છે

**૧૨ દાડમપાકની ગોળીઓ :**—જાવંત્રી ૩ માસા, ખસખસ ૧ તોલો, એલચીદાણા ૩ માસા, વરિયાળી ૧ તોલો, અફીણ ૧ વાલ, જાવંત્રી અને સૂંઠ એક ભાગ, લીંડીપીપર અર્ધો માસો; એનું ચૂર્ણ દાડમની અંદર ભરી, ઉપર એરંડાના તાજા પાદડા વીંટાળી અંગારામા પકવી, તે દાડમમાના ઔષધો સુદ્ધા વાટવુ તથા તેની ચણા જેવડી ગોળીઓ કરવી તે ગોળી બાળકના અતિસાર ઉપર છાશમા અથવા ચોખાના ધોવડામણમા રોજ એકવાર અથવા સવારે–સાંજ આપવી.

**૧૩ કાંકાયન વટી :**—હરડે ૨૦ તોલા અને જીરુ, પીપળીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, મરી, લીંડીપીપર, એ દરેક ચારચાર તોલા, અને જવખાર ૮ તોલા, ભિલામા ૩૨ તોલા, સૂરણ ૬૪ તોલા અને બધા ચૂર્ણથી બમણો ગોળ નાખી તેની એકેક તોલાની ગોળીઓ કરવી અને સવારે એક

ખાવા આપવી. ઉપર ખાટી છાશ પીવા આપવી, એટલે તે અગ્નિદીપન કરે છે અને સંગ્રહણી તથા પાંડુરોગનો નાશ કરે છે. આ ગોળી કાકાયન ઋષિએ પોતાના શિષ્યોને શસ્ત્રકર્મ કે ક્ષારકર્મ સિવાય હરસ અને ગુદરોગ નાશ કરવા કહેલી છે

**૧૪ એલાદિ ગુટિકા :**—એલચીદાણા, તમાલપત્ર, તજ, દ્રાક્ષ અને લીંડીપીપર એ દરેક બબ્બે તોલા, સાકર, જેઠીમધ, ખારેક, દ્રાક્ષ, એ દરેક ચારચાર તોલા લઈ તેમાં મધ નાખી ખરલ કરી ૧ તોલા પ્રમાણની ગોળીઓ કરવી. તેમાંથી દરરોજ એક ખાવી, એટલે ઉગ્ર ક્ષતક્ષય, જ્વર, કાસ, શ્વાસ હેડકી, વમિ, ભ્રમ, મૂર્ચ્છા, મદ, તૃષા, શોષ, પાર્શ્વશૂળ, અરોચક, પ્લીહા, આઢ્યવાત, રક્તપિત્ત, જ્વર અને ક્ષયનો નાશ થશે. એવી જ આ એલાદિ ગુટિકા વૃષ્ય અને તૃપ્તિકારક છે.

**૧૫ દ્રાક્ષાદિ ગુટિકા :**—કાળી દ્રાક્ષ ૧ શેર ( બીજ કાઢેલી લેવી ), સોનામુખી ૪ તોલા, સુરવારી હરડે ૪ તોલા, સાકર ૪ તોલા, જાવત્રી ૬ માસા અને કેસર ૩ માસા, એનું ચૂર્ણ કરી પછી દ્રાક્ષ મેળવી ખરલ કરી પછી દસદસ માસા જેટલી ગોળીઓ બાંધવી, અથી મળશુદ્ધિ અને મલાશ્રિત વાયુ, અમ્લપિત્ત, પિત્તવાયુ વગેરે વાયુના રોગો સારા થાય છે. આ ગોળી રેચક છે.

**૧૬ અક્કલકરાદિ ગુટિકા :**—અક્કલકરો, સિંધાલૂણ, ચિત્રક, આમળા, મરી, લીંડીપીપર, હરડે અને અજમો એ સમાન ભાગે અને સૂંઠ બે ભાગ લઈ સર્વનું ચૂર્ણ કરી બિજોરાના ( અથવા દાડમના ) રસમાં ગોળીઓ કરવી એ ગોળીઓના સેવનથી મંદાગ્નિ, અરુચિ, ઉધરસ, પીનસ, શ્વાસ, ગળાના રોગ સળેખમ, મૃગી, ઉન્માદ અને સન્નિપાતનો નાશ થાય છે

**૧૭ ચંદનાદિ ગુટિકા :**—વંશલોચન એલચીદાણા, ચણકબાબા, એ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી તે ચૂર્ણ પલળે તેટલું તેમાં સુખડનું તેલ નાખી નાનીનાની ગોળીઓ કરી ૩ વખત એકેક ગોળી ખડીસાકર અને ઠંડા પાણી સાથે આપવી એનાથી પ્રમેહ, પ્રદર, ગરમી( મૂત્રકૃચ્છ કે ઊનવા )નો તુરત નાશ થાય છે આ ગોળીઓ શીતળ છે

**૧૮ ચંદનાદિ ગુટિકા બીજી :**—ઘઉંનો મેંદો અને સાકર સમાન લઈ તેમાં ઊંચું ચંદનનું તેલ નાખવું અને થોડું પાણી છાંટી ગોળો કરવો. પછી તેમાથી વાલવાલની ગોળીઓ કરી ચાર અથવા છ છ ગોળીઓ દિવસમાં ત્રણ વખત ભૂકો કરી આપવાથી ઉપર કહેલા રોગોમાં પહેલા દિવસથી જ ફાયદો દેખાવા માંડીને ત્રણ અથવા સાત દિવસમાં મટી જાય છે

**૧૯ કફનાશક ગુટિકા :**—ટંકણખાર ફુલાવેલો, જવખાર, લીંડીપીપર અને હરડેદળનું ચૂર્ણ કરી તેમાં બમણો ગોળ નાખી ગોળી કરી તે મોઢામાં રાખવી. રસ ગળવાથી કંઠમાં રહેલ કફનો નાશ થાય છે તેમ જ એના સેવનથી હેડકી, શ્વાસ, ઉધરસ, શૂળ અને આધ્માન રોગનો થાય છે.

**૨૦ દુર્નામકુઠાર ગુટિકા :**—મરી, લીંડીપીપર, કોષ્ઠ, સિંધાલૂણ, જીરુ, સૂંઠ, ઘોડાવજ, હિંગ, વાવડિંગ, હરડે, ચિત્રક, અજમોદ એ સર્વ સમાન લઈ સર્વ ઔષધથી બમણો ગોળ નાખી ગોળી ૧ તોલાની કરી ઊના પાણી સાથે આપવી, એટલે વાયુથી ઉત્પન્ન થયેલા સર્વ પ્રકારના હરસનો નાશ થાય છે.

**૨૧ હિંગ્વાદિ વટી :**—શેકેલી હિંગ ૧ ભાગ, ઘોડાવજ ૨ ભાગ, વાવડિંગ ૩ ભાગ, સિંધાલૂણ ૪ ભાગ, જીરુ ૫ ભાગ, સૂંઠ ૬ ભાગ, મરી ૭ ભાગ, લીંડીપીપર ૮ ભાગ, કોષ્ટ ( ઉપલેટ ) ૯ ભાગ, હરડેદળ ૧૦ ભાગ, ચિત્રક ૧૧ ભાગ, અજમો ૧૨ ભાગ અને સર્વ ઔષધોથી બમણો ગોળ નાખી ગોળીઓ કરવી એના સેવનથી અનેક પ્રકારના વાતરોગ, હરસ, ગોળો અને પ્રમેહ, એ રોગનો નાશ થાય છે

**૨૨ રસકેશ્વર વટી :**—કલખાપરી ( ખાપરિયો ), સિંધાલૂણ, મોરથૂથુ ફુલાવેલું, ટંકણખાર, સૂંઠ, મરી, લીંડીપીપર, એમને લીંબુના રસમાં ખરલ કરી ગોળીઓ બનાવી છાંયે સૂકવી રાખવી; એ મધમાં ઘસી આંખમાં આંજવી એટલે સર્વ નેત્રરોગનો નાશ થાય છે, તેમ જ રુક્ષત્વ, વડસ ( અર્માંસનું વધવું ), આંજણી, ફૂલા, તિમિર, અહિર, પડળ, નેત્રવાયુ, કાચબિંદુ આદિ મોટા મોટા રોગોનો નાશ થાય છે

**૨૩ અહિફેનાદિ ગુટિકા:**—અફીણ, અક્કલકરો, લવંગ, કેસર, જાવંત્રી, જાયફળ, ભાગ, હિંગળોક એ સમાન ભાગે લઈ આદાના રસમા વાલવાલ(બબ્બે રતી)ની ગોળીઓ કરી આપવી, અને ઉપર દૂધ પાવુ, એટલે વીર્યવૃદ્ધિ થઈ સ્તંભન થાય છે, બળ પ્રાપ્ત થાય છે અને ક્ષય, ઝાડો, ઉધરસ ઇત્યાદિ રોગો દૂર થાય છે.

**૨૪ શંખવટી:**—આમલીનો ખાર× ૪ તોલા, પંચલવણ ( સિંધાલૂણ, સંચળ, બંગડીખાર, બિડલવણ અને મીઠુ ) ૪ તોલા, એને લીંબુના રસમા વાટી તે રસમા ચાર તોલા શંખને ગરમ કરી તેમા તે બળી જતા સુધી વારવાર છમકાવવો પછી હિંગ સૂંઠ, મરી લીંડીપીપર એ દરેક એકેક તોલો અને પારો, ગંધક, વછનાગ, એ ત્રણ પા પા તોલો લઈ સર્વને લીંબુના રસમા ખરલ કરી વાલ વાલની ગોળીઓ કરવી એના સેવનથી ક્ષયરોગ, સંગ્રહણી, ઝાડો, અજીર્ણ, મંદાગ્નિ, શૂળ, પરિણામશૂળ ઇત્યાદિ રોગનો નાશ થાય છે

**૨૫ સંજીવની ગુટિકા:**—વાવડિંગ, સૂંઠ લીંડીપીપર, હરડે, ચિત્રક, બહેડા, ઘોડાવજ, ગળો, ભિલામા અને વછનાગ એ ૧૦ સમાન લઈ ગોમૂત્રમા ખરલ કરી, ચણોઠીના વજન પ્રમાણે ગોળીઓ કરવી અને તે આદાના રસમા આપવી અજીર્ણમા એક ગોળી, કોલેરા ઉપર બે ગોળી, સર્પદંશ ઉપર ત્રણ અને સન્નિપાત ઉપર ચાર ગોળી આપવાથી તે મનુષ્યને સજીવન કરે છે, એથી એને સંજીવની ગુટિકા કહે છે

**૨૬ જાતિફલાદિ ગુટિકા:**—જાયફળ, સિંધાલૂણ, હિંગળો, કોડીની ભસ્મ, સૂંઠ, અફીણ, ધતૂરાના બી, લીંડીપીપર, એ આઠે સમાન ભાગે લઈ લીંબુના રસમા અથવા ધતૂરાના કાઢાની અથવા ભાગના કાઢાની ભાવના આપી રતી રતી પ્રમાણે ગોળીઓ કરવી કોગળિયા ઉપર ૧ પૈસા ભાર છાશ, શેકેલી હિંગની ચણા જેવડી કાકરી અને સિંધાલૂણ એક માસો એકત્ર કરી તેમા એ ગોળી એક આપવી; એટલે તત્કાળ ઝાડોઊલટી બંધ થાય છે. આ ગોળી નાગરવેલના પાનની બીડીમા આપવાથી વીર્યવૃદ્ધિ થાય છે.

**૨૭ અશ્વચોળી ગુટિકા:**—શુદ્ધ પારો, ગંધક, ટંકણખાર, વછનાગ, સૂંઠ, મરી, લીંડીપીપર, હરડા, બહેડા, આમળા, હરતાલ અને શોધેલો નેપાળો સમભાગે મેળવી ભાગરાના રસની ૨૧ ભાવના આપી ચણોઠી જેવડી ગોળીઓ વાળવી એ ગોળી આદાના રસમા અથવા ઊના પાણી સાથે અથવા યથાયોગ્ય અનુપાન સાથે આપવાથી વાતશૂળ, ઉધરસ, શ્વાસ, ક્ષયરોગ વગેરે ૭૨ રોગોનો નાશ કરે છે *

---

× મોટા ઝાડોની છાલ અને નાના ઝાડોના પંચાગને બાળી તે રાખ પાણીમા પલાળી રાખી તે પછી ઠરવા દઈ ઉપર ઉપરનુ તેનુ પાણી નિતારી લઈ તે પાણી ઉકાળવાથી વનસ્પતિના ખાર નીકળે છે

* એને 'ઘોડાચોળી' પણ કહે છે એના ઉપર કેટલાક ગ્રંથોમાથી આ પ્રમાણે અનુપાનો મળી આવે છે -(૧) સંગ્રહણી ઉપર ૧ ગોળી ગાયના દહીના ગોળવા સાથે આપવી ત્રણ દિવસ સુધી બરાબર એકેક ગોળી છાશની સાથે ખાવી અને બીજી ખાટી અને મીઠી ચીજ ન ખાવી (૨) જેને અજીર્ણ હોય અને પેટમા દુખતુ હોય તેને એક ગોળી ઘીની સાથે આપવી (૩) સાપના ઝેર ઉપર દરદીના પગની પિંડીને છેદી થોડુ લોહી કાઢી તે જગ્યાએ તે ગોળીને પાણીમા ઘસી ચોપડવી (૪) કૃમિવાળાને આદાના રસની સાથે તે ગોળી ખાવા આપવી (૫) વીછીના વિષવાળાને સૂંઠના પાણીમા એક ગોળી ઘસી ડંખ ઉપર ચોપડવી (૬) જેના શરીરમા દાહ થતો હોય તેને આમળાના રસમા એક ગોળી ઘસી તેને આખમા આજવી. (૭) દરરોજ પ્રાતઃકાળે એકેક ગોળી ખાય તેનુ શરીર નીરોગી રહે છે, પરંતુ ઉપરથી ઘી-દૂધ ઘણું ખાવુ (૮) એકેક ગોળી મધની સાથે ૩ દિવસ સુધી દરરોજ ખાય તો વિષયાસક્તિ વણી જ વધે (૯) જેની આખો બહુ જ રાતી થઈ જાય તેને એકેક ગોળી પાણીમા ઘસી આખમા ચોપડવાથી રતાશ જતી રહે છે (૧૦) કૂકડાના ઈંડાની સફેતીને પાણીમા મેળવી તેમા એક ગોળી ઘસી ગિશ્ને લેપ કરી સ્ત્રીસંગ કરવાથી વશ થાય (૧૧) ઉપદંશનો દરદી જવખારની સાથે એક ગોળી ખાય તો આરામ થઈ જાય (૧૨) જેનું માથુ દુખતુ હોય તેણે એક ગોળી તલિયા તેલમા મેળવી ચોપડવી (૧૩) જલધર રોગવાળાને નવ માસા ચણ્ડદડીની સાથે એક ગોળી આપવી (૧૪) એકેક તોલો ચિનાઈ સાકરની સાથે ચાળીસ દિવસ સુધી એકેક ગોળી ખાય તો શરીરના સર્વ રોગ જાય (૧૫) અજીર્ણવાળો પાનની સાથે એક ગોળી ખાય (૧૬) મધની

**૨૮ ઉપદંશકુઠાર ગુટી :**—ટંકણ અથવા મુરદારશિંગ અને કાથ એ એકેક તોલો અને મોરથૂથુ અરધો તોલો લઈ તેને આદાના રસમા ખરલ કરી રતી પ્રમાણે ગોળી કરીને તે સવારે અને સાંજે આદાના રસમા આપવી, અને મીઠી કે ખાટી ચીજ, માંસ, દૂધ, કાળુ એ ચીજો ખાવી નહિ; એટલે ઉપદંશનો નાશ થાય છે.

**૨૯ જ્વરકેસરી ગુટી :**—શુદ્ધ કરેલો પારો, વછનાગ, સૂઠ મરી, લીંડીપીપર, ગંધક, ત્રિફળા, નેપાળો, એ સર્વ સમાન ભાગે લઈ ભાગરાના રસમા ખરલ કરીને રતીના પ્રમાણથી ગોળીઓ કરવી. એ ગોળી બાળકોને સરસવના આકાર જેવડી આપવી નાળિયેરના પાણી સાથે આપવાથી એ ગોળી સર્વ જ્વરનો નાશ કરે છે. નાળિયેરનુ પાણી દરરોજ ૩ તોલા પીવુ. સાકર સાથે લેવાથી એ પિત્તજ્વરનો નાશ કરે છે, મરીની સાથે લેવાથી સન્નિપાતજ્વર હરે છે, લીંડીપીપર અને જીરા સાથે દાહજ્વરની નાશક છે વળી આ જ્વરકેસરી ગોળી વિષમજ્વર, ભૂતજ્વર, બરળ, અગ્નિમાદ્ય અજીર્ણ, સોજો, શૂળ સહિત અજીર્ણ, ગોળો, અઢાર પ્રકારના કોઢ અને પિત્તરોગનો નાશ કરનારી છે

**૩૦ ચંદ્રપ્રભા ગુટિકા :**—કપૂરો (નર કપૂરો), ઘોડાવજ નાગરમોથ, કરિયાતુ, દેવદાર, અતિવિષનો કળો, દારુહળદર, પીપળીમૂળ, ચિત્રક, ધાણા, હરડા, બહેડા, આમળા, ચવક, વાવડિંગ,

---

સાથે એક ગોળી ખાવાથી બંધેજ બહુ થાય (૧૭) જેનુ માથુ ભમતું હોય અને ચક્કર આવતા હોય તેણે એક તોલા ઘોડાવજની સાથે ઘસીને એક ગોળી ખાવી (૧૮) મોઢાની દુર્ગંધી ઉપર નવ માસા ખસખસની સાથે એક ગોળી ખાવી (૧૯) નાસૂર ઉપર બિલાડીના હાડકા સાથે ઘસીને ચોપડવી (૨૦) ઉંદરી ઉપર થોડીક ચણોઠીની સાથે ગોળીને ઘસી ચોપડવાથી વાળ ઊગી આવે છે (૨૧) ગાયના દૂધ સાથે ખાય તો અજીર્ણથી આવેલો તાવ જાય (૨૨) આ ગોળી સ્ત્રી રજસ્વલા થયા પછીથી સ્ત્રીપુરુષ બંને પાનની સાથે ખાય તો ગર્ભ રહે (૨૩) દહી અને દાડમના દાણા સાથે ખાય તો સંગ્રહણી જાય (૨૪) જેનુ પેટ પથ્થર જેવુ કઠણ હોય તેણે આ ગોળી પાણીમા ઘસી પેટ ઉપર ચોપડવી, જેથી તે પેટની પીડા અને કઠણાશને દૂર કરે છે (૨૫) આદાના રસ સાથે ખાય તો સર્વ જાતના વાતરોગ જાય (૨૬) વીંછીના ડંખ ઉપર આ ગોળી સૂંઠ સાથે ઘસી ચોપડવી (૨૭) અળશીના ચૂર્ણ સાથે ખાય તો ઊનો તાવ જાય (૨૮) જીરા અને સાકર સાથે ખાય તો જીર્ણજ્વર(જૂનો તાવ) જાય (૨૯) મરીમા ઘસી સૂંઘવાથી મૃગી અને નાકના રોગનો આ ગોળી નાશ કરે છે.(૩૦) ચીભડાના બીજ સાથે આ ગોળી ખાય તો મૂત્રરોગ જાય; પેશાબ છૂટે (૩૧) અક્કલકરા સાથે ખાય તે ઇંદ્રિયની પથરી ગાળે-કાટે (૩૨) પાનના રસ સાથે ૧૫ દિવસ ખાય તો ભૂખ ઊઘડે (૩૩) ખસખસના રસ સાથે આ ગોળી ખાય તો વાતશૂળ જાય (૩૪) મોચરસ અને બદામ સાથે આ ગોળી ખાય તો લોહી નીકળતુ બંધ થાય (૩૫) સૂંઠ અને સ્ત્રીના દૂધ સાથે ઘસી આ ગોળી કાનમા નાખે તો કાનના રોગ જાય (૩૬) તુલસીના રસ સાથે ખાય તો તરિયો તાવ જાય (૩૭) ભાગરાના રસની સાથે ખાય તો શરીરની સુસ્તી જાય (૩૮) નગોડના રસ સાથે ખાય તો પ્રમેહ જાય (૩૯) લીંડીપીપર અને ગળો સાથે આ ગોળીનો લેપ કરે તો સન્નિપાત જાય (૪૦) જૂના ગોળ સાથે ખાય તો મુખદુર્ગંધ જાય (૪૧) આમળાના ચૂર્ણ સાથે ગોળી ખાય તો સર્વે જાતની ગરમી જાય (૪૨) આમળાના ચૂર્ણ સાથે એક વરસ દિવસ ખાય તો નીરોગી થાય (૪૩) મધ સાથે ખાય તો બળ ઘણું થાય (૪૪) મધની સાથે ઇંદ્રિય ઉપર લેપ કરે તો સ્ત્રી બહુ જ પ્યાર કરે (૪૫) આકના ઠળિયા સાથે આ ગોળી ખાય તો વાંઝણીને ગર્ભ રહે (૪૬) લીંડીપીપર અને હિંગ સાથે આ ગોળી ખાય તો તે હરસનો નાશ કરે છે (૪૭) છાશની સાથે ગોળી ખાય તો શરીરના સોજા ઊતરી જાય (૪૮) સૂંઠના ચૂર્ણ સાથે આ ગોળી ખાય તો હસ્તક્રિયા(હાથના પ્રયોગો વડે વીર્ય કાઢવાથી થયેલ નામર્દાઈ)નો રોગ જાય. (૪૯) જાવંત્રી સાથે ખાય તો વાંઝણીને પુત્ર થાય (૫૦) ઉટકટારીની સાથે ખાય તો પેટમાનો દાહ તુરત શાંત કરે (૫૧) ધોળી ચણોઠી સાથે ઘસીને આંખમા આંજે તો આંખના રોગો જાય (૫૨) લીમડાના ફૂલની સાથે આ ગોળી ખાય તો સાપનુ ઝેર ઊતરે (૫૩) લીમડાના પાદડા સાથે ખાય તો તાવ જાય (૫૪) લીંડીપીપર સાથે ખાય તો અવલેહ રોગ જાય (૫૫) સંચળ સાથે ખાય તો પેટનો મળ ઊતરે (૫૬) ભાગરાના રસ સાથે ખાય તો સન્નિપાત જાય (૫૭) જીરા સાથે ખાય તો શરીરને પુષ્ટ કરે (૫૮) મધની સાથે ખાય તો વાનો ગોળો જાય (૫૯) આમલીના રસ સાથે ખાય તો પિત્તજ્વર જાય (૬૦) તુલસી અને દાડમના દાણાના રસ સાથે ખાય તો શૂળ જાય (૬૧) તુલસીના રસમા ઘસીને આંજે તો રતાંધળાપણુ જાય (૬૨) ધોળી ચણોઠીમા ઘસી આંખમા આંજે તો ફૂલુ જાય ઇત્યાદિ ઇત્યાદિ

ગજપીપર, સૂંઠ, મરી, લીંડીપીપર, સુવર્ણમાક્ષિક ભસ્મ, જવખાર, સાજીખાર, સિંધાલૂણ, સંચળ અને બિડલવણ, આ ૨૭ ઔષધો ત્રણત્રણ માસાના વજને લેવા અને નસોતર, દંતીમૂળ, તમાલપત્ર, તજ, એલચી અને વંશલોચન, એ ૭ ઔષધો એકેક તોલો લઈ એ સર્વેનું ચૂર્ણ કરવું અને લોહભસ્મ ૨ તોલા, ખડીસાકર ૪ તોલા, શિલાજિત ૮ તોલા અને ગૂગળ ૮ તોલા લઈ, તમામ ઔષધોને ત્રિફળાના કાઢામાં ખરલ કરી ગોળીઓ કરવી આ ચંદ્રપ્રભા ગુટિકા સર્વ રોગનો નાશ કરે છે.

**૩૧ વત્સનાગ ગુટી :**—કલાઈની ભસ્મ ૩ ભાગ, મરી ૫ ભાગ અને વછનાગ ૭ ભાગ લઈ ચૂર્ણ કરી તેને આદાના રસમાં ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરી તે આદાના રસમાં આપવી, એટલે વાતરોગ અને કફનો નાશ થાય છે.

**૩૨ કુચલા ગુટી :**—ઝેરકોચલાને રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે તેને ચોળી તેના ઉપરથી છોતરી કાઢી નાખી તેને ઘીમાં તળી નાખવા, બળવા દેવા નહિ. પછી તેનું ચૂર્ણ કરી તે ૧૦ તોલા લેવું. પછી સૂંઠ ૧ તોલો, મરી ૧ તોલો, ધાણા ૧ તોલો, ધાવડીના ફૂલ ૨ તોલા, સિંધાલૂણ ૧ તોલો, અતિવિષની કળી ૧ તોલો, આમળા ૧ તોલો, એ સર્વને એકત્ર કરી ખાંડી ચૂર્ણ કરી ઝેરકોચલાના ચૂર્ણમાં મેળવવું પછી સર્વથી ત્રણગણી ખડીસાકર લઈ ચાસણી કરી તેમાં તે ચૂર્ણ નાખી જંગલી બોર જેવડી ગોળીઓ કરી તે દરરોજ સવારસાંજ સેવન કરવી. એથી અગ્નિમાંદ્ય, તાવ, સંગ્રહણી, અતિસાર, શૂળ અને વાતરોગ દૂર થાય છે

**૩૩ શીતજ્વરારિ વટી :**—હરતાલ અને ચૂનો સમભાગે લઈ તેને કેળના પાણીની ત્રણ દિવસ ભાવના આપીને પછી મગ જેવડી બારીક ગોળીઓ કરી, તે ગોળી સાકરમાં ૧ કે ૨ અથવા ૩ દિવસ આપવી એટલે શીતજ્વર દૂર થાય

**૩૪ ભલ્લાતક વટી :**—અજમો ૨, ખુરસાની અજમો ૨, કિરમાણી અજમો ૨, બોડી-અજમો ૨, શેકેલા કાચકાના ગોળા ૮ તોલા, ભિલામા ૧૦ તોલા તથા એ બધા ઔષધોની બરાબર અથવા બમણો જૂનો ગોળ લઈ સર્વ ઔષધો ખાંડી નાના બોર જેવડી ગોળીઓ કરવી.

કોલેરામાં ૧ ગોળી આદાના રસમાં આપવી, એટલે ઝાડો અને ઊલટી અટકશે. કૃમિરોગમાં વાવડિંગના કાઢામાં આપવી. ઉપદંશ(ચાંદી)વાળાને દરેક વખતે એક ગોળી ગળાવી ઉપર પાન, સોપારી, ચૂનો, લવંગ અને જાયફળવાળી પાનબીડી ખવડાવવી. એમ સાત દિવસ આપવાથી ઉપદંશ મટે છે. પથ્ય પાળવાની જરૂર નથી, પણ સ્ત્રીસંગ ૧ મહિનો વર્જ્ય કરવો

**૩૫ પુરંદર વટી :**—પારો ૧ ભાગ અને ગંધક ૨ ભાગ લઈ કજ્જલી કરવી પછી ત્રિકટુ ૩ ભાગ અને ત્રિફળા ૩ ભાગ લઈ સર્વને બકરીના દૂધમાં ખરલ કરી રતી પ્રમાણે ગોળીઓ કરવી એ આદાના રસમાં આપવી તેના ઉપર ઠંડુ પાણી પાવું એના સેવનથી ઉધરસ અને શ્વાસનો નાશ થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે એ નિત્ય સેવન કરવાથી વૃદ્ધ પુરુષ પણ જુવાનની પેઠે સ્ત્રીસંભોગમાં સમર્થ થાય છે.

**૩૬ વૃદ્ધિબાધિકા વટી :**—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, લોહભસ્મ, કલાઈની ભસ્મ, તામ્રભસ્મ, કાસાની ભસ્મ, શુદ્ધ હરતાલ, મોરથુથુ, શંખભસ્મ, કોડીની ભસ્મ, ત્રિકટુ, ત્રિફળા, ચવક, વાવડિંગ, ચરધારો, કચૂરો, પીપળીમૂળ, પહાડમૂળ, શેરણી, ઘોડાવજ, એલચી, દેવદાર, મીઠું, સિંધાલૂણ, સંચળ, બિડલવણ, બંગડીખાર, એ સર્વે સમાન ભાગે લઈ ચૂર્ણ કરી હરડેના કાઢામાં ખરલ કરી ત્રણત્રણ માસાની ગોળીઓ કરી તે પાણીમાં આપવી એટલે અસાધ્ય અંડવૃદ્ધિ(વધરાવળ)નો પણ નાશ થશે

**૩૭ નાગાર્જુની ગુટિકા :**—પારો, વછનાગ, ગંધક, સીસાની ભસ્મ એ સમાન ભાગે અને મરી ૩ ભાગ લઈ તેને આદાના રસમાં ખરલ કરવું પછી રતી પ્રમાણે ગોળીઓ કરીને તે આપવી, એટલે વાતરોગ, વિષમજ્વર, કફ, અજીર્ણદોષ, સન્નિપાત, શૂળ, આધ્માન (આફરો) અને અરુચિનો નાશ થાય છે

## ૪–ક્વાથ*

**૧ મંજિષ્ઠાદિ ચતુ:ષષ્ઠી ક્વાથ :**—૧ મજીઠ, ૨ હરડા, ૩ બહેડા, ૪ આમળાં, ૫ ગહુંલો, ૬ ગળો, ૭ બ્રાહ્મી, ૮ ઘોડાવજ, ૯ પુષ્કરમૂળ, ૧૦ ભારંગી, ૧૧ સુંઠ, ૧૨ મરી, ૧૩ લીંડીપીપર, ૧૪ કરિયાતું ૧૫ અતિવિષની કળી, ૧૬ નગોડ, ૧૭ ગરમાળાનો મગજ, ૧૮ ત્રાયમાણ, ૧૯ ખેરસાર, ૨૦ અરલુમૂળ, ૨૧ મોટી શંખાવલી, ૨૨ કાળી ઉપલસરી, ૨૩ ધોળી ઉપલસરી, ૨૪ મોટી સિવણ(કાયફળ), ૨૫ કડુ, ૨૬ પિત્તપાપડો, ૨૭ બાકળી(હિંગુપત્રી), ૨૮ ઇંદ્રજવ, ૨૯ વાઘાટી-(ગોવિંદી)ના મૂળ, ૩૦ વાસનવેલના મૂળ, ૩૧ કડવી વૃંદાવનીના મૂળ, ૩૨ ધાવડી(લઘુ), ૩૩ એરંડમૂળ, ૩૪ કડવા લીમડાની છાલ ૩૫ ચિત્રકમૂળ, ૩૬ શતાવરી ૩૭ ભારંગમૂળ, ૩૮ ભોંય-આમળા, ૩૯ ઇંદ્રવરણાના મૂળ, ૪૦ બીલીના મૂળ, ૪૧ ભિલામો, ૪૨ ધાવડીના મૂળ, ૪૩ પહાડ-મૂળ, ૪૪ પાંડળમૂળ, ૪૫ માલકાંગણી ૪૬ વાળો, ૪૭ દંતીમૂળ, ૪૮ પલાશમૂળ, ૪૯ સુખડ, ૫૦ રતાંદળી, ૫૧ ગોરખમુંડી(કલાર), ૫૨ વાવડિંગ, ૫૩ આકડાના મૂળ, ૫૪ એરંડમૂળ, ૫૫ કરંજના મૂળ અને પાંદડા, ૫૬ ધાવડીના મૂળ અને પાંદડા, ૫૭ રીંગણી, ૫૮ નાગરમોથ, ૫૯ ભદ્રમોથ, ૬૦ દેવદાર, ૬૧ પીળો વાળો, ૬૨ શ્વેતોત્પલ, ૬૩ કડવા પરવળ, ૬૪ વાલોળના મૂળ; એનો અષ્ટમાંશ કાઢો કરી સેવન કરાવવું, તેથી રક્તપિત્ત, ૧૮ પ્રકારના કોઢ અને વાતરક્તનો નાશ થાય છે.

**૨ રાસ્નાદિ ચતુ:ષષ્ઠી ક્વાથ :**—૧ રાસ્ના, ૨ દેવદાર, ૩ ઇંદ્રવરણાના મૂળ, ૪ ચવક, ૫ પીપળીમૂળ, ૬ ચિત્રકમૂળ, ૭ ભારંગમૂળ, ૮ હળદરના ગાંઠિયા, ૯ સૂંઠ, ૧૦ પુષ્કરમૂળ, ૧૧ સુગંધી અજવલો, ૧૨ હરડેદળ, ૧૩ સવા, ૧૪ કોષ્ટ, ૧૫ બ્રાહ્મી, ૧૬ ઘોડાવજ, ૧૭ ગોખરુ, ૧૮ અરડૂસી, ૧૯ ધોળા એંગડાના મૂળ ૨૦ ખેરટીમૂળ, ૨૧ ભદ્રમોથ, ૨૨ નાગરમોથ, ૨૩ શેવંતી, ૨૪ પહાડમૂળ, ૨૫ ગળો, ૨૬ રેણુકબીજ(નગોડના બી), ૨૭ સાટોડી, ૨૮થી ૩૭ દશમૂળ (સાલવણ, પીઠવણ, ગોખરુ, રીંગણી, ઊભી રીંગણી બીલી, એરંડ, અરલુ, સિવણ, પહાડ એના મૂળ), ૩૮ વરધારો, ૩૯ શેરણી, ૪૦ ગોરખમુંડી. ૪૧ અજમો, ૪૨ નસોતર, ૪૩ આસંધ, ૪૪ રગતગેહીડાની છાલ, ૪૫ કાળી ઉપલસરી, ૪૬ ધોળી ઉપલસરી, ૪૭ ગૂગળ, ૪૮ કરિયાતુ, ૪૯ લીંડીપીપર, ૫૦ વાળો, ૫૧ ત્રાયમાણ ૫૨ રીંગણી, ૫૩ રોહિસઘાસ, ૫૪ કડુ, ૫૫ ગરમાળાનો ગર્ભ, ૫૬ કુડાની છાલ, ૫૭ કોરાટા(કાંટાસરિયો), ૫૮ નગોડના મૂળ, ૫૯ વાવડિંગ, ૬૦ તુંવરફળ, ૬૧ શતાવરી, ૬૨ ધાણા, ૬૩ પટોળ અને ૬૪ ઇંદ્રજવ, એનો અષ્ટમાંશ કાઢો કરીને તે એરંડતેલ અને સિંધાલૂણ નાખી નિત્ય સવારે સેવન કર તો અર્ધાંગવાયુ, અપતાનકવાયુ, હનુગ્રહ, કંપવાત, અર્દિતવાયુ, ઢીંચણનો વાયુ, વિશ્વાચી, કટિગ્રહ, બગડાનો વાયુ, તૂની, પ્રતિતૂની, લંગડાપણું, કુબ્જવાત(કૂબડાપણું), હાડગત વાયુ, સંધિવાત, એ સર્વ પ્રકારના વાતરોગ,

---

* **એક મિત્રે આપેલા અનુભૂત પ્રયોગો**·—(૧) જીર્ણજ્વર ઉપર :—કરિયાતુ તોલો ૧ાા, દેવદાર તોલો ૧ાા, ભોરીંગણી તોલો ૧ાા, સૂંઠ તોલા ૧ાા, ધાણા તોલો ૧ાા, લીંડીપીપર તોલો ૧ાા, મોથ તોલો ૧ાા, દંગમૂળ તોલા ૩ અને ઉટકટો તોલો ૧ાા લઈ ખાંડી ચૂર્ણ કરી ૭ ભાગ કરવા દિવસમાં બે વખત એકેક ભાગનો ઉકાળો કરી પિવડાવવો એવી રીતે ઉકાળો કરી સાત દિવસ સુધી પાવો (૨) ઊનવા અને મૂત્રકૃચ્છ્ર ઉપર –હળદર, ગોખરુ, ગરમાળાનો ગર્ભ, પાષાણભેદ અને ધમાસો સમાનભાગે લઈ તોલા ૨ાા–૨ાા ના પડીકા કરી રાખવા તે દરરોજ એકેક પડીકાનો ઉકાળો કરી મધ નાખી ૩ દિવસ પાવો (૩) સંધિવા ઉપર —ઉસબો તોલો ૧ પાણી તોલા ૧૦માં ઉકાળી તોલા ૫ રહે ત્યારે ઉતારી કપડાથી ગાળી પછી પોટાસ આયોડાઈડ ૮ રતી મેળવીને સવારે પીવુ, એવી જ રીતે સાંજે ક્વાથ પિવડાવવો એમ ૫–૧૦ દિવસ ક્વાથ આપવાથી સંધિવા જાય પરેજી પાળવી (૪) કમળા ઉપર —હરડા, બહેડા, આમળા, અરડૂસી, નેપાલી કરિયાતુ, લીમડાની અંતરછાલ, કડુ અને ગળો, એ સમાન ભાગે લઈ પાણીમાં ઉકાળી લૂગડાથી ગાળી લઈને તેમાં ચોખ્ખુ મધ તોલા ૨ નાખીને પાવાથી કમળો જાય (૫) વાયુની હેડકી ઉપર :—કાકચના કકડા કરી પાણીમાં ઉકાળી ગાળીને પાવુ (૬) તાવ ઉપર —કડુ, કરિયાતુ અને ઇંદ્રજવનો ઉકાળો કરી બાટલીમાં ભરી રાખવો તેમાંથી દરદીને આપતી વખતે દરદીના બળાબળ પ્રમાણે વધારેમાં વધારે વાલ ૧ સુધી નવસાર નાખીને પાવુ ભરેલો તાવ ઉતારવા માટે દિવસમાં ૨–૩ વાર ઉકાળો ૫–૫ તોલા આપવો

ગોળાનો રોગ, શળ, બધકોશ ઇત્યાદિ રોગ નાશ પામે છે.

**૩ શૃંગ્યાદિ ચતુ:ષષ્ઠી ક્વાથ:**—૧ કાકડાશિંગી, ૨ હિંગ, ૩ કરિયાતું, ૪ હળદર, ૫ કોષ્ઠ, ૬ રેણુકબીજ (નગોડનાં બી), ૭ કડુ, ૮ રાસ્ના, ૯ એરંડમૂળ, ૧૦ લસણ, ૧૧ દારુહળદર, ૧૨ ગરમાળાનો ગર્ભ, ૧૩ ગઈ, ૧૪ ત્રાયમાણ, ૧૫ નસોતર, ૧૬ ચિત્રકમૂળ, ૧૭ માલકાકણી, ૧૮ ઉપલસરી, ૧૯ ગળો, ૨૦ દાતીનું મૂળ, ૨૧ ચિરફળ, ૨૨ વાવડિંગ, ૨૩ એલચી, ૨૪ તજ, ૨૫ પંડોળ, ૨૬ ગૂગળ, ૨૭ અરડૂસી, ૨૮ ઇંદ્રજવ, ૨૯ કડાના મૂળ, ૩૦ આમળા, ૩૧ ચીકણા-મૂળ, ૩૨ શતાવરી, ૩૩ મરી, ૩૪ બ્રાહ્મી, ૩૫ ભારંગમૂળ, ૩૬ ગજપીપર, ૩૭ સૂંઠ, ૩૮ હરડેદળ, ૩૯ અરડૂસી, ૪૦ મોરવેલ, ૪૧ કાળો નસોતર, ૪૨ પીપળીમૂળ, ૪૩ લીંડીપીપર, ૪૪ નાગરમોથ, ૪૫ ખોડી અજમો, ૪૬ અજમો, ૪૭ સવા, ૪૮ અગર, ૪૯ સુખડ, ૫૦ ઇંદ્રવરણું, ૫૧ ચવક, ૫૨ ધોળી ગરણી, ૫૩ ઘોડાવજ, ૫૪ કાયફળ, ૫૫ થી ૬૪ દશમૂળ, એનો કાઢો કરીને આપવો, એટલે આઠ પ્રકારના તાવ, સન્નિપાતજ્વર, વાતરોગ, સર્વાંગવાત રોગ ઇત્યાદિ રોગનો નાશ થાય છે

**૪ અશ્મરીનાશક ક્વાથ:**—વાયવરણા (વરણા)ની છાલનો કાઢો ગોળ નાખી પાવો; એટલે પથરી અને વાતગ્રંથિનો નાશ થાય છે

## ૫—યોગ

**૧ વર્ધમાનપિપ્પલીપ્રયોગ:**—પીપરની સંખ્યા ત્રણ પાચ, સાત અથવા દશ આ પ્રમાણે દિવસ ૧૦ સુધી વધારતા જઈને તેજ ક્રમથી દરરોજ પાછી ઘટાડતા જવુ; એ પીપરને દરરોજ દૂધમાં ઉકાળીને ઠડુ થયે તેમાજ વાટી મધ નાખી એ સર્વ પાવુ. ઉપર દૂધભાતનુ ભોજન કરવુ એટલે શ્વાસ, ઉધરસ, જીર્ણજ્વર, ઉદરરોગ, હરસ, વાતરક્ત તેમજ અગ્નિમાદ્ય, અજીર્ણ, અરુચિ, હૃદ્રોગ, પાડુરોગ અને કૃમિનો નાશ થાય છે.

**૨ કૃચ્છ્રહારક યોગ:**—ખડીઆકર અને જવખાર સમાન લઈ તેનુ સેવન કરવાથી મૂત્રકૃચ્છ્રનો નાશ થાય છે.

**૩ કતકબીજ યોગ.**—૧ તોલો નિર્મળીના બીજ છાશમા વાટી મધ નાખી પાવા, એટલે પ્રમેહનો શીઘ્ર નાશ થાય છે

**૪ આકુલ્યાદિ યોગ:**—અંકોલની સૂકવેલી કળીઓ અથવા મૂળની છાલ, પિસ્તા, આમળા અને હળદરનું ચૂર્ણ મધમા આપવુ; એટલે વીસ પ્રકારના પ્રમેહનો નાશ થાય છે.

**૫ શ્લીપદનાશક યોગ:**—સૂઠ નાખી પાચન કરેલુ દૂધ અને દુગ્ધાન્નનું સેવન કરવાથી શ્લીપદ-(હાથીપગાનો રોગ), અર્બુદ અને ગ્રથિ(ગાઠ)ના રોગનો નાશ થાય છે **બીજો પ્રકાર:**—કાસંદગના મૂળ વાટી ગાયના ઘીમા પાવા, એટલે દારુણ શ્લીપદ (હાથીપગા) રોગનો પણ નાશ થશે

**૬ અજીર્ણ અને કોલેરા માટે:**—સૂઠ, કુડાના (કડાના) મૂળ. ઝેરી નાળિયેર, કુલંબકાચરી-(કલભો), એ સર્વને છાશની બે તોલા આછમા ૦। તોલો ઘસી તેને તપાવેલી ઠીકરીથી ઝામી, તેમા વાલભર હિંગ અને વાલ એક સિધાલૂણ નાખી તે પાવાથી કોગળિયું, અજીર્ણ અને કૃમિ-વિકાર જાય અને અગ્નિ પ્રદીપ્ત થાય.

**૭ વિસર્પકુષ્ઠનાશક યોગ:**—એરંડ, કડવી તૂબડી, કડવો લીમડો, કૂંવાડિયો, બાવચી અને અંકોલ, એ સર્વના બીજ સમાન ભાગે પાતાળયંત્રથી તેલ કાઢી તેનો લેપ કરવાથી વિસર્પ, કોઢ, ફોડલા, ખરજ ઇત્યાદિનો નાશ થાય છે.

**૮ મૂત્રાઘાતહર યોગ:**—કાકડીના બીજ, ત્રિફળાનુ ચૂર્ણ અને સિધાલૂણ, ઊના પાણીમા પાવાથી મૂત્ર છૂટશે

## ૬—લેપ

**૧ ઉપદંશશામક લેપ:**—શુદ્ધ ગંધક, એલચી, મરી, લવંગ અને શુદ્ધ પારો નાગરવેલના પાનના રસમા ઘી સાથે ખરલ કરી તેનો શરીરે લેપ કરાવે અને નાગરવેલના પાનમા તે સવાર–સાંજ સેવન કરાવે, દૂધ–ભાતનુ પથ્ય કરાવે એટલે સર્વ ઉપદંશનો નાશ થઈ વિસ્ફોટકનો પણ નાશ થાય છે.

**૨ કુરંડનાશક (અંતરગળ પર) લેપ:**—ભારંગમૂળ ચોખાના ધોવડામણમાં સુખડની પેઠે બારીક ઘસીને ગંડમાળા (કંઠમાળા) અને અંતર્ગળ ઉપર લેપ કરવો; એટલે તેનો નાશ થાય છે; તેમ જ વાઝણી કંકોડીનુ મૂળ ઘસી લેપ કરવો, એટલે અંતર્ગળ રોગનો નાશ થાય છે.

**૩ કર્ણમૂળ ઉપર લેપ:**—વછનાગ, ઝેરકોચલા, સૂંઠ, કાયફળ અને કાળીજીરી, એ સર્વને પાણીમા વાટીને લેપ કરવો, એટલે કર્ણમૂળનો નાશ થાય છે

**૪ કુરંડનાશક લેપ બીજો:**—હીરાકસી અને સિંધાલૂણને એરંડિયા તેલમા મેળવી તેનો અંડ ઉપર લેપ કરી વસ્ત્રથી બાધવુ, તેથી અંડવૃદ્ધિ નાશ પામે છે

**૫ ગ્રંથ્યર્બુદનાશક લેપ:**—સાજીખાર, મૂળાનો ખાર અને શંખભસ્મનો લેપ કરવો; એટલે ગ્રંથિ(ગાઠ) અને અર્બુદરોગ નાશ પામે છે

## ૭—અર્ક

**૧ ભિલામાનો અર્ક:**—ભિલામાનો અર્ક પાતાળયંત્રથી કાઢવો પછી તેમા ગળ નાખી પચવી ગોળીઓ કરવી. આ ગોળી સર્વવાત અને કટિવાત ઉપર આપવી, તેમ જ ઉપદંશવાત, શૂળ, દૂષિત જ્વર, રક્તદોષ અને કોઢરોગ ઉપર પણ આપવી.

**૨ કુચલાનો અર્ક:**—ઝેરકોચલા એક રાત ભીંજવી રાખવા અને ખાડવા, પછી પાતાળયંત્રથી અર્ક કાઢવો અને નાગરવેલની પાનબીડીમાં વાયુ, પક્ષઘાત ઇત્યાદિ ઉપર આપવો

**૩ પુષ્પાદ્યર્ક:**—શેવતી(કાટા વિનાનો) ગુલાબ અને ગુલાબ, મધુમાધવી, ગુલદાવરી, જાઈ, જૂઈ, પીળો ચંપો, બકુલ અને કદંબના ફૂલો પર કેતકીના પાદડા પાથરીને તેનો ગુરુસંપ્રદાય પ્રમાણે અર્ક કાઢવો આ પ્રસિદ્ધ પુષ્પાર્ક છે, એનું સેવન ૪૮ દિવસ કરવાથી નપુંસક પણ પુરુષત્વને પામે છે અને એક વર્ષ સેવવાથી ક્ષયનો નાશ થાય છે.

## ૮—આસવ

**૧ કુમારી આસવ:**—ભાગ ૧૦૦ તોલા અને પાણી ૧૦૨૪ તોલા લઈ તેનો કાઢો કરવો. તે ચતુર્થાંશ રહે એટલે ગાળી લેવો પછી કુંવારપાઠાનો રસ ૨૦૪૮ તોલા અને ગોળ ૪૦૦ તોલા

* આસવ અથવા અરિષ્ટની વસ્તુઓનો ક્વાથ અથવા સ્વરસ તૈયાર કરી તેમા મધુર પદાર્થ (સાકર ગોળ અથવા મધ) મેળવી ચિનાઈ માટીની બરણીમા ભરી મોઢુ થોડુ ખુલ્લુ રાખી ખમીર આવે ને બેસી જાય ત્યા સુધી એક જગ્યાએ રહેવા દેવુ ૧૦ થી ૧૫ દિવસમા ખમીર આવીને બેસી જાય છે ખમીર- (આથો) આવ્યુ છે કે નહિ તે જોવા માટે એક દીવાસળી સળગાવી બરણીના મોઢા પર ધરી રાખવી, જેથી ખમીર બેસી ગયુ હશે તો દીવાસળી બળતી રહે છે અને નહિ બેસી ગયો હોય તો દીવાસળી ઠરી જશે એ ખમીર આવે છે ત્યારે બરણી પાસે કાન રાખવાથી ‘સુ સુ’ એવો અવાજ સંભળાય છે આ ખમીર શાંત થયા પછી પ્રક્ષેપરૂપે જે કલ્ક નાખવાનો કહેલો હોય તે નાખી બરણી પોણી ભરી મજબૂત બંધ કરી કહેલી મુદત સુધી બંધ કરી રાખી મૂકવી આવી રીતે કરવાથી બરણી ફૂટવાનો ડર રહેતો નથી, તેમ જ આસવ અને અરિષ્ટ સારા બને છે મુદત પૂરી થયા પછી બરણી ઉઘાડી થોડો આસવ શીશીમા નાખીને પરીક્ષા કરી જોવી જો એ આસવ હજી કાચો હશે તો શીશી હલાવવાથી ફીણ આવીને ડાટો (બૂચ) ઊડી જશે અને આસવ પાકો થયો હશે તો ફીણ થશે નહિ આસવ કાચો જણાય તો બરણી ફરી પેક કરીને ફરી ૫–૧૦ દિવસ આસવ રાખી મૂકવો અને પાકો થયા પછી ગાળીને બીજી બરણીમા ભરી લેવો તથા તે પછી ૧૦-૧૫ દિવસ પછી ફરીથી સંભાળપૂર્વક ઉપરથી લઈ ગાળીને બાટલીમા ભરી લેવો અને નીચે જે જાડો ભાગ રહે તે જુદો રાખવો હમણાના વૈદ્યો મૂળ વસ્તુના ક્વાથથી અરધો ભાગ મધુર પદાર્થનો નાખે

ભાગના ક્વાથમા મેળવી મધ ૨૫૬ તોલા અને ધાવડીના ફૂલ ૬૪ તોલા નાખી ઘીના રીઢા વાસણમાં નાખી, તેમાં જાયફળ, લવંગ, ચણકબાબા, કબાબચીની, જટામાંસી (બાલછડ), ચવક, ચિત્રક, જાવંત્રી, કાકડાશિંગી, બહેડા, પુષ્કરમૂળ. એ દરેક ઔષધિનો કલ્ક ચારચાર તોલા અને તામ્રભસ્મ તથા લોહભસ્મ. એ બે તોલા નાખી માટલાનું મોઢું બંધ કરી પૃથ્વીમા અથવા ધાન્યની કોઠીમા ૨૦ દિવસ દાટી રાખી તેમાથી કાઢ્યા પછી. તે આસવ રોગીનુ બળ અને અગ્નિ જોઈ ને આપવાથી પાચ પ્રકારના શ્વાસ, ઉધરસ, અસાધ્ય ક્ષય, ૮ પ્રકારના ઉદરરોગ અને ૬ પ્રકારના હરસનો નાશ કરે છે. આ આસવને વાતવ્યાધિ, અપસ્માર અને બીજા રોગો ઉપર પણ યોજવો, એના સેવનથી જઠરાગ્નિ પ્રદીપ્ત થઈ શૂળ, ૮ પ્રકારનો ગુલ્મ, નષ્ટપુષ્પ, એ રોગોનો ૧૫ દિવસમા નાશ થાય છે. આ કુમારી આસવ બૃહસ્પતિએ કહેલો છે (ભાગને બદલે કેટલાક વૈદ્યો હરડે લે છે)

**૨ જંબીરાસવ:**—પાકેલા જંબીરી લીંબુ ૧૦૦નો રસ કાઢી તેમા હિંગ ૧૨ તોલા, સિંધાલૂણ ૪ તોલા, બિડલવણ ૪ તોલા ત્રિકટુ ૪ તોલા, સચળ ૧૬ તોલા, ગર્ઈ ૮ તોલા અને અજમો ૮ તોલા નાખી તે સર્વ મિશ્રણ માટીના રીઢા વાસણમા નાખી તે વાસણ ઘોડારમા ૨૧ દિવસ દાટી રાખવુ. ત્યાર પછી બહાર કાઢી આ રસ બળાબળ જોઈ ૪ તોલા સુધી સેવન કરાવવાથી યકૃત (પેટમાંની ગાંઠ), બરોળ, ગોળો, વિદ્રધિ, અષ્ઠીલિકા, વાતગુલ્મ, ઝાડો, શૂળ, પડખાનુ શૂળ, હૃદ્રોગ, નાભિશૂળ, બંધકોશ, આફરો, વાતરોગ અને કફરોગનો નાશ થાય છે એનાથી લાકડું પણ બળી જાય છે.*

**૩ અહીફેનાસવ:**—મહુડાનો દારૂ તોલા ૪૦૦, અફીણ તોલા ૧૬, મોથ, જાયફળ, ઇંદ્રજવ, ઇલાયચી એ દરેક ૪ તોલા, ઓસડિયાને વાટી બધુ એકદર કરી માટીના વાસણમા ભરી જમીનમા એક માસ દાટી મૂકયા પછી ગાળી લઈ બાટલો ભરવો

અતિસાર, સંગ્રહણી, કોલેરા ને ઝાડાના વ્યાધિમા ૫થી ૧૦ ટીપા આપવા (ભે. ર.)

**૪ ઉશીરાસવ:**—વાળો, નેત્રવાળો, રાતા કમળ, શિવણમૂળ, કાળા કમળ, ધાણીલા, પદ્માક, લોધર, મજીઠ, ધમાસો, કાળીપાટ, કરિયાતુ, કડુ વડની છાલ, ઊમરાની છાલ, કચોરો, ખડસલિયો, સફેદ કમળ, પટોળ, કાચનારની છાલ, જાબુની છાલ, શેમળાની છાલ—એ દરેકનુ ૪ તોલા ચૂર્ણ; દ્રાક્ષ ૮૦ તોલા, ધાવડીના ફૂલ ૬૪ તોલા. પાણી ૨૦૪૮ તોલા, સાકર ૪૦૦ તોલા, મધ ૪૦૦ તોલા, સર્વને એક માટલામા ભરી કપડમટ્ટી કરી ૧ માસ જમીનમા દાટવુ. પછી ગાળી લેવુ

માત્રા ૧ થી ૪ તોલા તેથી રક્તપિત્ત, પાડુ, કુષ્ઠરોગ, પ્રમેહ, અર્શ, કૃમિ, શોથ, લોહીવિકાર વગેરે મટાડે છે. (શારંગ)

**૫ કનકાસવ:**—ધતૂરાનું પંચાગ તોલા ૧૬, અરડૂસીના મૂળની છાલ, જેઠીમધ. પીપર, ભોરિંગણી, કેસર, સૂંઠ, ભારીંગી, તાલીસપત્ર, દરેક એકેક તોલો, ધાવડીના ફૂલ ૬૪ તોલા, દ્રાક્ષ ૮૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા, સાકર ૪૦૦ તોલા, મધ ૨૦૦ તોલા બધુ એકદર કરી માટીના વાસણમા પેક કરી જમીનમા ૧ માસ દાટવુ માત્રા ૧ થી ૨ તોલા

સર્વ પ્રકારના શ્વાસ, ખાસી, ક્ષય, ઉરક્ષત, જીર્ણજ્વર ને રક્તપિત્ત માટે (ભે. ર.)

**૬ કપૂરાસવ:**—મહુડાનો દારૂ મળે તો ભલે, નહિ તો સરકો તોલા ૪૦૦, કપૂર તોલા ૩૨, એલચી, સૂઠ, અજમોદ, તજ, મરી દરેક ૪ તોલા બધુ બારીક ખાડી, માટીના વાસણમા ૧ માસ સુધી કપડમટ્ટી કરી રાખી મૂકવુ પછીથી ગાળીને ઉપયોગમા લેવુ માત્રા ૧૦થી ૨૦ ટીપા

છે શાસ્ત્રમા કોઈ કોઈ જગ્યાએ વધારે નાખવાનું કહેલું છે, પણ વધારે નાખવાથી આલ્કોહોલ(દારૂ) વધારે સારો થતો નથી જે દ્રવ્ય સખત હોય તેનો અરિષ્ટ બનાવવો જોઈએ, તેમ જ જે પદાર્થ સૌમ્ય, તેલયુક્ત, સુગંધીદાર હોય તેમાથી આસવ બનાવવો, કારણ કે તેલવાળા અથવા સુગંધી પદાર્થ ઉકાળે તો સુગંધી ઊડી જાય આસવ બનાવવા માટે મુખ્ય વસ્તુઓ નવશેકા પાણીમા મેળવવી ઠંડુ લેવાથી ખમીર થવામા બે-ચાર દિવસ વધારે લાગે છે

* માત્રા ૪ તોલાની મૂળ ગ્રંથકારે લખેલી છે, પણ વર્તમાન સમય માટે વધારે જણાય છે માટે વિચાર કરીને લેવી

કોલેરા, ચૂકને અજીર્ણ માટે. (ભૈ. ર)

**૭ દ્રાક્ષાસવ :**—દ્રાક્ષ તોલા ૪૦૦, પાણી તોલા ૮૧૯૨ ઉકાળી ચતુર્થાંશ રહેવા દેવું. ઠરું પડ્યા બાદ ગાળી લઈ મધ તોલા ૧૦૦, સાકર તોલા ૧૦૦, ધાવડીના ફૂલ તોલા ૬૦, કંકોલ, લવિંગ, જાયફળ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીપર, ચવક, ચિત્રક, પીપરીમૂળ, ખડસલિયો પિત્તપાપડો, એ દરેક ૪ તોલાનું ચૂર્ણ કરી રીઢા વાસણમાં સુખડ તથા કપૂરનો ધૂપ દઈ ભરવા. માટીના વાસણમાં ભરી ૨ માસ તડકે રાખી મૂકવું. ત્યારબાદ ગાળીને ઉપયોગમાં લેવું. માત્રા ૧ થી ૪ તોલા, ખાસી, શ્વાસ, ઉરઃક્ષત, મંદાગ્નિ, સંગ્રહણી, અર્શ, ગુલ્મ, કૃમિ, કુષ્ઠ, વ્રણ, નેત્રરોગ, શિરોરોગ, જ્વર, આમ, અજીર્ણ ને પાંડુમાં અપાય. (નિ. ર.)

**૮ ધાત્ર્યાસવ :**—લીલા આમળા નંગ ૨૦૦૦ નો રસ કાઢી તેમાં ૨ મધ, સાકર તોલા ૨૦૦, પીપરનું ચૂર્ણ તોલા ૮ સર્વને માટીના વાસણમાં ભરી મોં બંધ કરી અનાજના ઢગલામાં ૧૫ દિવસ રાખવું પછી ગાળી લેવું માત્રા ૨ થી ૪ તોલા, કમળો, પાંડુ હૃદ્રોગ, વાતરક્ત, વિષમ જ્વર, શ્વાસ ને અરુચિ માટે. (ચરક)

**૯ પતંગાસવ :**—પતંગ, ખેરસાર, અરડૂસી, શિમળાના ફૂલ, બળબીજ, ભિલામા, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, જાસૂદના ફૂલ, આંબાની ગોટલી, દારુહળદર, કરિયાતું, પોષના ડોડા, જીરુ, લોહ, રસવંતી, બીલીફળ, ભાગરો, તજ. કેસર. લવિંગ, દરેક ચાર તોલા લઈ તેનું ચૂર્ણ કરવું. દ્રાક્ષ ૮૦ તોલા, ધાવડીના ફૂલ ૬૪ તોલા પાણી ૨૦૪૮ તોલા, સાકર ૪૦૦ તોલા, મધ ૨૦૦ તોલા, બધું ભેગું કરી ૧ માસ માટીના વાસણમાં રાખી મૂકવું. પછી ગાળીને ઉપયોગમાં લેવું. માત્રા ૨ થી ૪ તોલા. ઉગ્ર પ્રદર, શ્વેતપ્રદર, રક્તપ્રદર, પીડાવાળો પ્રદર, જ્વર, પાંડુ, સોજા, મંદાગ્નિ, અરુચિ વગેરે સ્ત્રીઓના તમામ દરદો મટાડે છે (ભૈ ર.)

**૧૦ પિપ્પલ્યાસવ :**—પીપર, મરી, ચવક, હળદર, ચિત્રક, નાગરમોથ, વાવડિંગ, સોપારી, લોદર, કાળીપાટ, આંબળા, ચણકબાબ, ચંદન, કઠ, લવિંગ, તગર, જટામાસી, તજ, ઇલાયચી, તમાલપત્ર, ધઉલા, નાગકેસર એ દરેક ૪ તોલા તેનું બારીક ચૂર્ણ કરવું. પાણી તોલા ૨૦૪૮, ગોળ તોલા ૧૨૦૦ બન્ને એકઠા કરી, ધાવડીના ફૂલ તોલા ૪૦, દ્રાક્ષ તોલા ૨૪૦ બન્નેને બારીક ખાંડી નાખવા. પછી ઉપરના ચૂર્ણો ઉપર બનાવેલ ગોળના પાણીમાં મેળવી માટીના વાસણમાં ભરી કપડમટ્ટી કરી ૧ માસ તડકે મૂકવું કે જમીનમાં દાટવું માત્રા ૨ થી ૪ તોલા.

ક્ષય, ગુલ્મ, ઉદરરોગ, કૃશતા, સંગ્રહણી, પાંડુ ને અર્શમાં આપવું. (નિ. ર.)

**૧૧ લોહાસવ :**—લોહભસ્મ, સૂંઠ, મરી, પીપર, હરડા, બહેડા, આમળા, અજમોદ, વાવડિંગ, મોથ, ચિત્રકમૂળ એ દરેક ૧૬ તોલા, ધાવડીના ફૂલ ૮૦ તોલા, એ બધાનું બારીક ચૂર્ણ કરવું. મધ ૨૫૬ તોલા, ગોળ ૪૦૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા. એ બધું કચરાના વાસણમાં ભરી ૧ માસ તડકે મૂકવું પછી ગાળી ઉપયોગમાં લેવું માત્રા ૨ થી ૪ તોલા

મંદાગ્નિ, પાંડુ, સોજા, ગોળો, ઉદરરોગ, અર્શ, કોઢ, ચામડીના દરદો, ચળ, ખાસી, દમ, ભગંદર, અરુચિ, સંગ્રહણી ને હૃદયરોગમાં આપવો. (શારંગ)

**૧૨ વાસાસવ :**—અરડૂસીના પાન ૨૦૦ તોલા ખાંડીને ૧ મણ પાણીમાં ઉકાળવા ૧૦ શેર પાણી બાકી રહે ત્યારે ગાળી લેવું તેમાં ૧૦ શેર ગોળ, ધાવડીના ફૂલ ૩૪ તોલા, એલચી, તમાલપત્ર, નાગકેસર, ચણકબાબ, મરી, વાળો એ દરેક ૪ તોલા લઈ ચૂર્ણ કરી મેળવવું. ૧ માસ માટીના વાસણમાં ભરી મોં બંધ કરી રાખી મૂકવું પછી ગાળીને કામમાં લેવું, માત્રા ૧ થી ૪. ઉધરસ, ક્ષય, ઉરઃક્ષત, જીર્ણ જ્વર ને સોજામાં આપવો (નિ ર)

## ૯—અંજન×

**૧ નયનામૃત :**—પારો અને સીસું સમાન ભાગે લેવું, પછી સીસું તેજ અગ્નિ પર ગરમ કરી

× **અનુભૂત પ્રયોગો :**—(૧) કમળા ઉપર —સોનાગેરુ, આમળા અને હળદર ઝીણા વાટી કાસાની થાળીમાં ખૂબ ઘૂંટી આંખમાં આંજવાથી કમળો મટે (૨) આંખમાં ફૂલુ પડે તે ઉપર —ઘોળાં મરી પાણીમાં

રસ કરવો. રસ થયેથી એક ખગ્લમા પારો નાખી તેની સાથે સીસું મેળવી તરત જ ઘૂંટવાનુ શરૂ કરવું (થોડો સમય જશે તો સીસું પ્રવાહી રૂપમા રહેશે નહિ) ત્યાર પછી તેનાથી બમણો શુદ્ધ સુરમો અને પારાનો ચોથો ભાગ ભીમસેની કપૂર નાખી સર્વ ખરલ કરવુ. એનું અંજન કરવાથી તિમિર(અંધકાર) પડળ, કાચબિંદુ, શુક્ર, ફૂલું, અર્મ(માસ વધવુ), અહિગ વગેરે સર્વ નેત્રરોગનો નાશ થાય છે

**૨ નેત્રરોગ ઉપર અંજન:**—સિંદૂર ૦ા તોલો, કપૂર ૦ા તોલો, ફુલાવેલા મોરથૂથાની ભૂકી ૧ માસો, ધોળો કાથો ૦ા તોલો, મુરદારશિંગ ૦ા તોલો એ ઔષધો ગાયના માખણમા ખરલ કરી ભિલામાના તેલના ૧૦ અથવા ૧૨ ટીપા પાડવા અને તાંબાના વાસણમા ખરલ કરી તેને વીસ-પચીસ વેળા પાણીમાં ધોઈ-પછી ડબીમા ભરી રાખવુ. આ નિત્ય રાત્રે કાજળ પ્રમાણે આખમા અંજન કરવાથી ખુપરી, રતાશ, ખરજ, ઝરવુ આદિ સર્વે નેત્રરોગ દૂર થશે

**૩ પ્રચેતન ગુટિકા (અંજન):**— ત્રિકટુ, ત્રિફળા, હિંગ, સિંધવ. કડુ, ઘોડાવજ, કરંજનાં બીજ અને શિરસનું ચૂર્ણ કરી તેને બકરાના મૂત્રમા ખરલ કરી ગોળીઓ કરી છાયડામાં સુકવવી. એનું અંજન કરવાથી અપસ્માર(મૃગી), ઉન્માદ, સ્મૃતિભ્રંશ, મૂર્ચ્છા, ભૂતદોષ, એકાતરિયો તાવ, વિષમજ્વર અને તિમિર(અંધારા), કાચબિંદુ, રતાંધળાપણુ, શિરોરોગ અને સન્નિપાતનો નાશ થાય છે.

## ૧૦—તૈલ

**૧ કોશાતક્યાદિ તૈલ:**—કડવા તૂરિયાનો રસ ૪ શેર તલનું તેલ ૧ શેર અને કડવી તૂંબડીના બીજ તથા સૂઠ બન્ને મળીને શેર લઈ કલ્ક કરીને મંદાગ્નિથી તેલ સિદ્ધ કરવુ. એનો લેપ કરવાથી સડેલ માસ, જીવડા પડી ગયેલા ઉપદંશ દુષ્ટ વ્રણ અને ભગંદર રોગનો નાશ થાય

આ તેલમા મીણ, સિંદૂર, કપીલો, બોદારશિંગ, એ વસ્તુઓ મેળવી મલમ કરવાથી ઘણુ જ ગુણદાયક થાય છે

**૨ કાસીસાદિ તૈલ:**—હીરાકસી, સિંધવ, લીંડીપીપર, સૂંઠ, કોષ્ઠ, કલગારી (દુધીઓ વછનાગ), મનશીલ, મરી, વાવડિંગ, દંતીમૂળ, ચિત્રકમૂળ, હરતાળ, પીળા ધતૂરાના મૂળ, એ સમાન ભાગે લઈ, તેનાથી ચારગણુ તલનુ તેલ લઈ તેમા આકડાનુ દૂધ નાખીને સર્વ ઔષધો વાટેલા નાખવા; પછી તેલથી ચારગણું ગોમૂત્ર નાખી એકત્ર પચન કરાવવું અને તેલ સિદ્ધ થાય એટલે તે હરસના મસા ઉપર ચોપડવાથી ક્ષાર પ્રમાણે મસાને બાળી નાખે છે અને ગુદા ઉપર કાંઈ વિકાર કરતુ નથી

**૩ ગંધર્વહસ્ત તૈલ:**—૬૪ તોલા એરંડાનુ તેલ લઈ તેમા ૧૬ તોલા એરંડમૂળ, ત્રિફળા અને આદુ, એ ત્રણે વાટેલા નાખી તેલ પકવવુ, એ તેલ પ્રાતઃકાળે પીવુ અને દૂધ-ભાત ખાવો એટલે અંડવૃદ્ધિનો નાશ થશે.

**૪ અર્બુદાદિનાશક તૈલ:**—વાઝણી કંકોડીનો કંદ, પહાડમૂળ, રીંગણી, કોષ્ઠ, પંડોળ, અંકોલમૂળ, ગલફીનો પાલો, હરતાલ, ગંધક, સિંધાલૂણ, મજીઠ, એકલકંટો(એકવીર). હળદર, હિંગ, સંચળ, ઘોડાવજ અને શિરસ, એ સમભાગે લઈ પાણીમા વાટી કલ્ક કરી કલ્કથી ચારગણું તેલ અને તેલથી ચારગણુ દૂધ લઈ સર્વ એકત્ર કરી અગ્નિ ઉપર પચાવી તેલ સિદ્ધ કરવુ એનો લેપ કરવાથી દુષ્ટ અર્બુદ, ગંડમાળા અને ગંભીર વ્રણનો નાશ થાય છે

**૫ મહાષટ્બિંદુ તૈલ:**—એલચી, તજ, તમાલપત્ર, દેવદાર, સિંધાલૂણ, નાગરમોથ, કરંજબીજ, ગરના, તગર, ગરમાળાનો ગર્ભ, હળદર, એરંડમૂળ, સુખડ, વાળો, મરડાશિંગ, ધમાસો,

ઘસી આખમા આજવા ઉપર મગઞોખાની ખીચડી બાધવી (૩) આખો રાતી થઈ થોડુ દેખાતુ હોય તે ઉપર —આકડાનુ પીળું પાન દેવતા ઉપર તપાવી મસળીને તેનો રસ કાઢી, તેમા સૂંઠની કાકરી ઘસી ટીપા ૩થી ૮ નાકમા પાડવાથી આખમાની રતાશ મટે (૪) આખની દવા — રસવતી અને હળદર એકેક તોલો લઈ ઝીણા વાટી લીમડાના રસમા ગોળી બાધવી એ ગોળી પાણીમા ઘસી આખમા આજવી તથા બહાર, આખની ઉપર અને નીચે ચોપડવી

ઘોડાવજ, ભિલામા, કમળ, ચિત્રક, સૂઠ, મરી, લીંડીપીપર ગળો, પીપળીમૂળ, મજીઠ, પીળુ ચંદન, ત્રિફળા, પહાડમૂળ, ખેરસાર, દ્રાક્ષ, વાવડિંગ, જેઠીમધ, કસુબી, અષ્ટવર્ગ (જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ), એ સર્વ સમાન ભાગે લઈ કલ્ક કરવો અને તેનાથી ચારગણુ તેલ, તેલથી ચારગણુ બકરીનુ દૂધ અને સરખે ભાગે ભાંગરાનો રસ નાખી મંદાગ્નિથી પચાવતા તેલ સિદ્ધ થાય એટલે એ તેલનુ નસ્ય આપવાથી તેમ જ અભ્યંગ કરવાથી રતાંધળાપણુ, તિમિર(અંધારા આવવાનો) રોગ, કાચબિંદુ(મોતિયો), પડળ, ફૂલા, માથુ દુખવુ, કર્ણશૂળ, ભમર(ભમરોટનુ) શૂળ અને નાક તથા મુખનુ શૂળ, એ રોગોનો નાશ થાય છે, તેમ જ બીજા પણ શિરોરોગનો નાશ થઈ ગીધ જેવી દૃષ્ટિ થાય છે

**૬ લાક્ષાદિ તૈલ:**—×લાખનો ઉકાળો કરી તેમા સમાન ભાગે તલનું તેલ નાખી તેલથી ચારગણી દહીની તર અને આસંદ, દારુહળદર, દેવદાર, રાળ, કોઇ, સુખડ, મોરવેલ, કડુ, રાસ્ના, સવા અને જેઠીમધ, એ સમભાગે નાખી સર્વનો કલ્ક કરી તે કલ્ક તેલના ચોથા ભાગ જેટલો નાખી તેલ સિદ્ધ કરવુ એ શરીરે ચોપડવાથી સર્વ પ્રકારના તાવ, ક્ષય, ઉન્માદ, શ્વાસ, અપસ્માર, વાતરોગ, ક્ષય અને રાક્ષસ તથા ભૂતની પીડાનો નાશ થાય છે આ તેલ ગર્ભિણી સ્ત્રીને માટે પણ પ્રશસ્ત છે

**૭ અર્ક તૈલ:**—સરસિયુ શેર ૧, આકડાનુ દૂધ તોલા ૪, હળદર શેર ૦ાા, મનશીલ શેર ૦ાા. પ્રથમ આકડાના દૂધમા પાણી નાખી, હળદર તથા મનશીલ ઘૂંટવા. પછી તે ચટણી જેવુ થયા બાદ સરસિયુ તેલ નાખી તેને ઉપરની ચટણી સાથે પકવવુ પરિપક્વ થયેથી ગળી લેવુ તેથી ખસ, ખરજવું ને ચળવાળા ધારા મટે છે (શારંગ)

**૮ કરંજાદિ તૈલ:**—કરંજની છાલ, ચિત્રકમૂળ અને જાઈના પાન ને કરેણના મૂળની ચટણી બનાવી તેનાથી ચારગણુ તલનુ તેલ નાખી અને તલના તેલથી ૪ ગણુ પાણી નાખી ધીમા તાપથી ઉકાળી તેલ તૈયાર કરવુ, તેથી ઊંદરી તથા માથાની ટાલ મટે છે નવા વાળ આવે છે (શારંગ)

**૯ કરવીરાદિ તૈલ:**—કરેણના મૂળ, દંતીમૂળ, નસોતર, કડવી ઘિસોડીના ફળ, તેનો કલ્ક કરી તેનાથી ૪ ગણા તેલમા મેળવી, તેમા કેળના ક્ષારનુ પાણી તેલથી ૪ ગણુ નાખવું. ઉકાળતા તેલ બાકી રહે ત્યારે ગળી લેવુ તે તેલ જે જગા પર લગાડવામા આવે તે ઠેકાણેથી વાળ જતા રહે છે (શારંગ)

**૧૦ ગંધકાદિ તૈલ:**—ધંતૂરાના ડોડવા ચીરી તેની અંદર ગંધક, મોરથૂથુ, મનશીલ ભરી કપડમટ્ટી કરી સુકાય એટલે અગ્નિમા પકવવા. જ્યારે પાકી રહે ત્યારે કપડમટ્ટી કાઢી નાખી ડોડવાને એમના એમ ઘુપેલમા વાટી તે તેલ ગળી લેવુ. તેથી કરોળિયા, ચીત્રી તથા તમામ જાતના ચામડીના રોગ મટે છે (આ ઔ)

**૧૧ ગૃહધૂમાદિ તૈલ:**—રસોડાના ધુમાડાની મેશ, પીપર, દેવદાર, જવખાર, કરંજની છાલ, સિંધાલૂણ, અઘેડાના બી, સરખે વજને લઈ તેનો કલ્ક કરવો કલ્કથી ૪ ગણુ તેલ અને તેલથી ૪ ગણું પાણી નાખી ઉકાળવુ પાણી બળી ગયા બાદ તે તેલ ગાળી લેવું આ તેલ નાકમા ટીપાં નાખવાથી નાકના મસાને મટાડે છે (શારંગ)

**૧૨ નારાયણ તૈલ:**—આસોદ, બીલી, કાકચ, મોટી ભોરિંગણી, ગોખરુ અતિબલા (કાચકી), લીંબુડો, અરલુ, સાટોડી, નારી ને અરણી–દરેક ૪૦ તોલા લઈ ૪૦૯૬ તોલા પાણીમા ક્વાથ કરવો. ¼ ક્વાથ રહે ત્યારે ગળી લઈ તેમા ૨૫૬ તોલા તેલ નાખવુ શતાવરીનો રસ ૨૫૬ તોલા, ગાયનું દૂધ ૧૦૨૪ તોલા લઈ તેમા નીચેની વસ્તુનો કલ્ક નાખવો વજ, રતાંજળી, કઠ, એલચી, જટામાસી, પથ્થરફૂલ, સિંધવ, આસંધ, ખપાટ, રાસ્ના, સુવા, દેવદાર, સમેરવો, જંગલી અડદનો એક છોડ ને તગર; એ દરેક ૪ તોલા લઈ તેનો ચટણી તેમા મેળવી તે તેલ પકવવુ. તેને ગાળી લેવુ ઉપયોગ-

× લાખનો ચારગણા પાણીમા ઉકાળો કરવો તેમા થોડા બોરડીના પાન અથવા ટંકણખાર નાખવાથી રસ થાય છે રસ થયેથી અને ચોથો ભાગ પાણી રહે ત્યારે કપડાથી ગાળી લઈ પછી તેલ મેળવવુ

ખાવામાં, ચોળવામાં, પીવામા તથા પિચકારીમા કામમા લઈ શકાય તેથી પક્ષાઘાત, હનુસ્થભ, ગલગ્રાહ, કુબ્જતા, બહેરાપણુ, કેડનુ ઝલાઈ જવુ, ગાત્રનો શોષ, ઇદ્રિયોનો ધ્વસ, વીર્યનાશ, ક્ષય, જ્વર, આત્રવૃદ્ધિ, માથાનુ ઝલાઈ જવુ, પડખાનુ શળ ને ગૃધ્રસી વગેરે મટે (ભા પ્ર)

**૧૩ નિંબબીજ તેલ :**—કડવા લીમડાની લીંબોળીઓને મીજ કાઢી તેને ભાગરા તથા લીબોળીની છાલના રસની ભાવના દેવી પછી તેમાથી તેલ કાઢવુ તે તેલ નાકમા નાખવાથી સફેદ વાળ કાળા થાય અને વૃદ્ધ હોય તે તરણુ થાય પથ્ય—દૂધ-ભાત ખાવા (શાર્ગ)

**૧૪ પાઠાદિ તેલ :**—કાળીપાટ, હળદર, દારુહળદર. મોરવેલ, પીપરના ઉકાળામા જાઈના પાનનો રસ નાખવો અને તે ઉકાળા તથા રસથી ૪ ગણુ તેલ નાખી તથા તેથી ૪ ગણુ પાણી નાખી ઉકાળી તેલ તૈયાર કરવુ તેના ટીપા નાકમા નાખવાથી પીનસ રાગ મટે (નિ ર)

**૧૫ બિલ્વાદિ તેલ :**—કૂણા બીલા ગોમૂત્રમા વાટી કલ્ક કરવો. તેમા ૪ગણુ પાણી નાખી મેળવવુ અને તેલથી ૪ગણુ બકરીનુ દૂધ મેળવવુ અને દૂધ જેટલુ જ પાણી નાખવુ અને ઉકાળવુ. તેલ બાકી રહે ત્યારે ઉતારવુ ને ગળી લેવુ **ઉપયોગ :**—બહેરાપણુ મટે (શાર્ગ)

**૧૬ મરીચંદન તેલ :**—મરી, હળદર, નસોતર, રતાજળી, નાગરમોથ, મનશીલ, જટામાસી, હળદર દેવદાર, દારહળદર ઇદ્રવારણીના મૂળ, કરેણના મૂળ, કડ, આકડાનુ દૂધ, ગાયના છાણનો રસ એ દરેક અર્ધક તોલો, શુદ્ધ વછનાગ ૨ તોના, તેનો કલ્ક કરી સરસિયુ ૬૪ તોલા, તેથી બમણું ગોમૂત્ર તથા ગોમૂત્ર જેટલુ પાણી, સર્વ ઉકાળી તેલ બાકી રહે, ત્યારે ગળી લેવુ એ તેલ શરીરે ચોળવાથી ચામડીના દરદો મટે, ચામડી ફાટવી, ખસ, ખરજ, ચીત્રી, કોઢ, ચેળ, ફુટ વગેરે. (શારગ)

**૧૭ વજ્ર તેલ :**—ડાડલિયા થોરનુ દૂધ, આકડાનુ દૂધ, ધતૂરાનો રસ ચિત્રાના મૂળનો રસ કે ઉકાળો ને ભેસના છાણનો રસ એ સરખા વજને લઈ પકાવવા (૬૪ તોલા તેલમા) અને તેમા વસ્તુઓ નાખવી. ગધક, ચિત્રક, મનશીલ, હરતાલ, વાવડિગ, અતિવિષ, વછનાગ, કડવી ઘિસોડી, ઉપલેટ, વજ, જટામાસી, ત્રિકટુ, દારુહળદર, સાજીખાર, જીરુ ને દેવદાર નાખવા બરોબર ઉકાળ્યા બાદ તેલ ગાળી લેવુ આ તેલ ચોળવાથી ચામડીના દરદો મટે. (શારંગ)

**૧૮ શિગ્ર્વાદિ તેલ :**—આદાનો રસ ૧૦ તોલા, સરગવાની છાલનો ઉકાળો ૧૦ તોલા, બકરીનું દૂધ ૧૦ તોલા, પાણી શેર ૧, તેલ ૧૦ તોલા, ઉકાળી સિદ્ધ કરવુ. વાયુ મટે (વ સા)

**૧૯ ક્ષાર તેલ :**—કૂણા મૂળાનો ક્ષાર, સાજીખાર, જવખાર, સિધાલૂણ, સચળ, બિડલવણ, સમુદ્રલૂણ, કાચલવણ, હિંગ સરગવાની છાલ, સૂઠ, દેવદાર વજ, કડ, સુવા, રસવતી, પીપરીમૂળ મોથ સર્વ ૧ તોલાના માપથી લઈ કલ્ક કરવો, તેને તલનુ તેલ ૬૪ તોલા, કેળનો રસ, બિજોરાનો રસ તથા મધુસુક્ત (૪ જેમ ૧ ના પ્રમાણુમા), લીબુનો રસ તથા પીપર મેળવી કરેલો આસવ; એ દરેક ૨૫૬ તોલા નાખી તેલ પકવવુ પછી ગાળી લેવુ, તેથી કાનનુ પરુ, કર્ણશળ, કાનના અવાજ, બહેરાપણું, કાનના જીવડા વગેરે કાનના તમામ દરદો મટે (શારંગ)

## ૧૧-ઘૃત, ક્ષાર, મલમ*

**૧ સારસ્વતઘૃત (બ્રાહ્મી ઘૃત) :**—મૂળ સહિત આણેલી બ્રાહ્મીને પાણીથી ધોઈ ખાડી લૂગડામા નાખી રસ કાઢવો. આ રસ ૨૫૬ તોલા લઈ તેમા ઘી ૬૪ તોલા નાખવુ અને તેને ચૂલા

---

* **મલમ, પાટો, પટી ઇત્યાદિ અનુભૂત પ્રયોગો :**—(૧) ભગદર, હૈયાહોળી ઇત્યાદિ ઉપર – તલના તેલ શેર ૧ મા ખરેટીના પાદડા શેર ૧ તથા લીમડાના પાદડા શેર ૧ નાખી ખૂબ તળીને પાદડાં કાઢી નાખવા ત્યાર પછી તેમા સિંદૂર તોલો ૦ નાખવો ત્યાર પછી રાળ તોલો ૦ નાખવી ત્યાર પછી મીણ તોલા ૫ નાખી કડાઈ નીચે ઉતારી તેમા બરાસકપૂર તોલા ૨ નાખી મલમ તૈયાર કરી તેની પટી મારવાથી હૈયાહોળી, પાઠુ, ભગદર વગેરે ભયકર ગુમડા મટે (૨) પેટમાના બગાડ ઉપર —કુવારના પત્તાના જાડા કકડાને ચપટા ચીરા કરી તેમા આબાહળદર, મેદાલકડી અને સાજીખાર ખૂબ વાટી ઝીણાં કરેલા નાખી ઉપર ભીનુ કપડુ વીટી નિર્ધૂમ અગારામા દાટી પકવવુ પાકી રહ્યાથી તે બન્ને ભાગ જુદા પાડી, સહેવાય તેવુ બાધવાથી પેટમાનો બગાડ, ગાઠ ઇત્યાદિ મટી આરામ થાય છે (૩) નાડીવ્રણ (ભરની ગળ)

ઉપર રાખી તે પછી તેમા હળદર, જાઈના પાદડા, કોઇ, નસોતર અને હરડે, એ દરેક ચાર ચાર તોલા અને લીંડીપીપર વાવડિંગ, સિંધાલૂણ, સાકર, ઘોડાવજ એ એકેક તોલો લઈ પાણીમા વાટી ગોળો કરી તેમા નાખી મંદાગ્નિથી પકવી ઘી સિદ્ધ કરવુ. એનુ સેવન કરવાથી વાચા શુદ્ધ થાય છે ૧૫ દિવસ સેવન કરવાથી ચદ્ર પ્રમાણે કાંતિ થાય છે. ૭ દિવસ સેવન કરવાથી ગંધર્વ પ્રમાણે સુંદર સ્વર (કંઠ) થાય છે. એક મહિનો સેવન કરવાથી તે સંપૂર્ણ શાસ્ત્રમા પ્રવીણ થાય છે (અર્થાત્ સ્મરણશક્તિ અને બુદ્ધિબળ પ્રબળ થાય છે) એના સેવનથી ૧૮ પ્રકારના કોઢ, હરસ, ગુલ્મ (ગોળો), પ્રમેહ અને ઉધરસ દૂર થાય છે, વાઝણી સ્ત્રીઓને પુત્ર થાય છે, ક્ષીણવીર્ય પુરુષને વીર્ય પ્રાપ્ત થાય છે અને બળ તથા અગ્નિની વૃદ્ધિ થાય છે.

---

ઉપર —ગંધક તોલો ૦I અને પારો તોલો ૦I ભેગા વાટી એકત્ર થયે તેમા મનશીલ તોલો ૦I અને માથા નંગ ૧ ખૂબ વાટીને ગાડરના ઘી તોલા બેને ૧૨૧ વાર ધોઈ તેમા અથવા માખણમા મેળવી પટ્ટી ઉપર ચોપડી તે પટ્ટી મારવી (૪) હરસ ઉપર —પ્રથમ સાગી ભાગ તોલા ૫ લાવી શુદ્ધ કરી પાણીથી ધોઈ સૂકવીને તેને જરા ઘીમા શેકવી તેમાથી જોઈએ તેટલી લઈ પાણી સાથે વાટી લૂગદી કરવી, ત્યાર પછી એક હંગળીનો ગાઠિયો લઈ અડધો અડધથી ચીરી બે ફાડો કરી, તેમા પેલી લગદી રહે તેટલો ગર્ભ વચ્ચેથી કાઢી નાખી અંદર લૂગદી રાખી બન્ને ફાડો પાછી હતી તેમ એકત્ર કરી તેના ઉપર કપડમટ્ટી કરી અંગારમા બાફવી તે બફાઈ રહ્યા પછી બહાર કાઢી સહેજસાજ ગરમ રહે તેવી એ ભાગ સહિત ફાડોમા ભાગની અંદર હરસના મસા રહે તેવી રીતે ત્રણ ચાર દિવસ સુધી બાધી ઉપર મજબૂત લંગોટ રાખતા જવો, એથી હરસ દુ:ખ આપશે નહિ અથવા ગળજીભાને વાટી લૂગદી કરી બાધવાથી આરામ થશે (૫) શૂળ ઉપર —સાબરશિંગ, હિંગ, અફીણ અને ચણોઠી પાણીમા ઘસી એકત્ર કરી કાગળ ઉપર ચોપડી શૂળથી દુખતા ભાગ ઉપર તે પટ્ટી ચોઢવી (૬) માથામાની જૂ જવા માટે —પારાને નાગરવેલના પાનના રસમા ઘૂટી કપડા ઉપર ચોપડી માથે બાધવાથી જૂ નાશ પામે છે (૭) ઉપદંશ(ચાદીનો ઉપાય) —માણસના માથાની ખોપરી સંપુટમા ભઠ્ઠી કરીને તે ખાખ કરવી તે ખાખ બાળેલી કાળી સોપારી તથા બાળેલો ચોળો કાથો સમાન ભાગે લઈ ધોયેલા ઘીમા મેળવી મલમ કરી ચોપડવી (૮) ઉપદંશ ઉપર બીજો ઉપાય —ગૂગળ, સિંદૂર અને રસાંજન, એ ત્રણે દોઢ દોઢ તોલો લઈ ઝીણું વાટી, દશ તોલા સરસિયા તેલમાં નાખી હલાવીને મલમ કરવો એ મલમ ચાદીને મટાડે છે. (૯) કાળી દાદર ઉપર:—ગંધક, ગૂગળ અને સાકર સમાન ભાગે લઈ પાણી સાથે ઝીણું વાટી દાદર ઉપર ચોપડવુ (૧૦) દાદર ઉપર —એરંડાના બીજ, એળિયો અને સાજીખાર લીંબુના રસમાં ઝીણું વાટી ચોપડવાથી રાતી અને કાળી બન્ને જાતની દાદર મટે (૧૧) કીડિયાનગરા(રાફડા) તથા ગડગૂમડનો મલમ:—સિંદૂર, રસકપૂર, ગૂગળ, લોબાન અને હીંગળો, એ પાચ ચીજો એકેક તોલો લઈ ખાડી તેના વજનથી ચારગણું ધોયેલુ ગાયનુ ઘી ખરલમા નાખી ૮–૧૦ કલાક સુધી ખૂબ ઘૂંટી મલમ કરવો અને તેને પટ્ટી મારવી (૧૨) દાદર ઉપર —ઉપલેટ, વાવડિંગ, કૂંવાડિયાના બીજ, સિંધાલૂણ અને સરસવ, એ પાચ ચીજો ખટાશમા ખરલ કરી ચોપડવી (૧૩) સ્ત્રીઓને યોનિ ઉપર ચળ થાય તે ઉપર —કાથો, મીઢીઆવળ અને હીરાદખણ સરખે ભાગે પાણીમા વાટી ચોપડવું (૧૪) સ્ત્રીઓની ગરમી (ચાદી) ઉપર —હીરાદખણ, બોદારશિંગ, બાળેલુ મોરથૂથુ અને પીળી કોડી નંગ ૧ની ખાખ લઈ ઝીણા વાટી સો વખત ધોયેલા ઘીમા મેળવી મલમ કરી ચોપડવુ (૧૫) ગડગૂમડા ઉપર —તેલ શેર બેમા મીણ શેર ૦II નાખી ગરમ કરી ઉતારવું. પછી તેમા ફુલાવેલ મોરથૂથુ, બાળેલુ સિંદૂર, બેરજો અને લોબાન, એ ચારે એકેક તોલો લઈ ઝીણા વાટી તેમા મેળવવા એ નહિ રુઝાતા ચાદા ઇત્યાદિ ઉપર રામબાણ ઉપાય છે (૧૬) દાદર ઉપર —બરાસકપૂર, ફટકડી, ગંધક અને કાથો સમાન ભાગે લઈ લીંબુના રસમા ખરલ કરી ચોપડવાથી કાળી દાદર પણ મટી જાય છે, તો પછી રાતીનું તો કહેવુ જ શુ? (૧૭) વ્રણ ઉપર મલમ —તલના તેલ તોલા ૫મા બેરજો તોલા ૨ અને મીણ તોલો ૧ નાખી ઊનું કરી તેનો મલમ કરવો તે ઠરવા દઈ તેની પટી ગૂમડા ઉપર ચોપડવાથી રૂઝ આવે (૧૮) ખસ ઉપર — માકડી ગાયના ઘી તોલા ૨૦મા ઝીણો વાટેલો મનશીલ તોલા ૨ નાખી ચૂલા ઉપર મૂકી નીચે કેરડાની જૂની ડાખળીઓનુ બળતુ કરવુ જ્યારે તે કકડીને એકરસ થઈ જાય ત્યારે તેને એક પાણીથી ભરેલા મોટા થાળમા નાખી દેવુ ત્યાર પછી તે પાણી ઉપર તરતો મલમ હાથથી ઉતારી લઈ એ મલમ ખસ ઉપર ચોપડવો આખે શરીરે ખાજ હોય તો મર્દન કરવો (૧૯) ગૂમડા ઉપર —કાગસીની વેલના પાદડા વાટી તેની લૂગદી ગૂમડા કે પાઠા વગેરે પર બાધવી (૨૦) ગૂમડા અને ખસના ગૂમડા ઉપર —૫૦ વરસની જૂની ઈંટને ઝીણી ખાડી કપડછાણ કરી, તેમા તલિયુ તેલ તથા મોરથૂથુ તોલો ૦II નાખી દેવતા ઉપર ખૂબ કકડાવી ગૂમડાં અને ખસથી થયેલ ફોલ્લાઓ ઉપર ચોપડવુ

**૨ અમૃતા ઘૃત :**—ગળોને ખાંડી, તેમા ૪ગણું પાણી નાખી ઉકાળો કરવો ¼ બાકી રહે એટલે ઉતારી ગાળી લઈ તેનો ¼ ભાગ ઘી તથા ઘીનો ¼ ગળોની વાટેલી ચટણી નાખવી અને ઘીથી ૪ગણું દૂધ, લઈ પછી તેને ઉકાળવુ ઘી બાકી રહે ત્યારે ગળી લેવું. માત્રા ૨ થી ૪ તોલા વાતરક્ત ને કુષ્ટ તથા ચામડીના દરદોમા વાપરવું (શારગ)

**૩ ત્રિફળા ઘૃત :**—હરડા, બહેડા, આમળાનો ઉકાળો તોલા ૬૪ અને તેટલોજ અરડૂસીનો રસ તથા ભાગરાનો રસ નાખવો તથા બકરીનું દૂધ તથા ગાયનુ ઘી ચોસઠ ચોસઠ તોલા લેવું. ત્રિફળા, પીપર, દ્રાક્ષ, સુખડ, સિંધાલૂણ, ચીકણીમૂળ, આસધ(બમણું લેવું), શતાવરી, સૂંઠ, સાકર, સફેદ કમળ, રાતાં કમળ, સાટોડી, હળદર, દારુહળદર, જેઠીમધ, દરેક ૧ તોલો લઈ તેનો કલ્ક કરવો પછી ઉપલા રસો, બકરીનું દૂધ, ગાયનું ઘી તથા કલ્ક એકઠા કરી કલાઈવાળા તપેલામા ઉકાળવુ અને સિદ્ધ થયેથી ગાળી લઈ શીશો ભરવો આ ઘીનો રંગ લીલો થશે માત્રા ૨ થી ૪ તોલા.

રતાધળાપણું, આખની ડોળ, ચળ આવવી, પાણી ગળવુ ને મોતિયા વગેરે આખોના દરદોમા આપવું તેથી નેત્રરોગ મટે છે. (શારંગ)

**૪ ફળ ઘૃત :**—હરડા બહેડા અને આમળા, જેઠીમધ, ઉપલેટ. હળદર, દારુહળદર, કડુ, વાવડિંગ, પીપર, મોથ, ઇદ્રવારણીના મૂળ, કાયફળ, વજ, શતાવરી, આસંધ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, ધનેલા, વરિયાળી, હિંગ, રાસ્ના, સુખડ, રતાજળી, જાઈના ફૂલ, વાસકપૂર, કમળ, સાકર, અજમોદ, દાતીમૂળ દરેક એક તોલો લેવા, ફક્ત આસંધ બે તોલા લેવુ. તેને વાટી કલ્ક કરવો. ગાયનું ઘી ૬૪ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, એ બધું ઉકાળી ઘી તૈયાર કરવું માત્રા ૨ થી ૪ તોલા. પુરુષો તથા સ્ત્રીઓને સેવવા લાયક છે. પુરુષોને પુરુષત્વ પ્રાપ્ત થાય છે. સ્ત્રીઓનું વંધ્યત્વ દૂર થઈ સંતાનપ્રાપ્તિ થાય છે અને કસુવાવડ થતી અટકે છે અને નીરોગી બાળક જન્મે છે. (શારંગ)

**૫ લઘુફળ ઘૃત :**—પીળા તથા કાળા ફૂલનો કાંટાશેળિયો, ત્રિફળા, ગળો, સાટોડી, અરડૂસો હળદર, દારુહળદર, રાસ્ના, શતાવરી એ બધા ઔષધો સવા સવા તોલો લઈ તેનો કલ્ક કરવો. ગાયનુ ઘી ૬૪ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, પાણી ૨૫૬ તોલા એ બધું ઉકાળી ઘી બાકી રહે ત્યારે ગળી લેવું માત્રા ૨ થી ૪ તોલા. સ્ત્રીઓના યોનિદોષ જેવાં કે યોનિશૂળ, પીડા, યોનિદ્વાર મોટું થઈ અંગ બહાર નીકળવુ, સ્થાનભ્રષ્ટ થવુ, સતાન ન થવા વગેરે દોષો મટે છે. (શારંગ)

**૬ ક્ષીર ઘૃત :**—પીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ ને સિંધવ, દરેક ૪ તોલા લઈ તેનો કલ્ક કરવો ગાયનુ ઘી ૬૪ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, પાણી ૨૫૬ તોલા લઈ બધુ ઉકાળવુ ઘી બાકી રહે ત્યારે ગળી લેવું. આ ઘી એકલુ ભોજન સાથે ખાવુ. માત્રા ૨ થી ૪ તોલા તેથી બરલ, વિષમજ્વર, મંદાગ્નિ વગેરે મટે છે. આને પિપ્પલ્યાદિ ક્ષીરઘૃત પણ કહે છે. (શારંગ)

**૭ વજ્રક્ષાર :**—મીઠુ, સિંધાલૂણ, બગડીખાર, જવખાર, સંચળ, ટંકણખાર અને સાજીખાર, એ સમાન ભાગે લઈ ચૂર્ણ કરી તેને થુવરના અને આકડાના દૂધના ત્રણ સૂર્યપુટ (ભાવના) આપ્યા પછી આકડાના પાનમા રાખી માટલામા ઘાલી ચૂલા ઉપર ચાર પહોર સુધી અગ્નિ આપવો ઠંડું થયે તેનું ચૂર્ણ કરીને તેને ત્રિફળા, ત્રિકટુ, અજમો, જીરુ અને ચિત્રકના ચૂર્ણ સાથે અગ્નિબળ જોઈ પાણીમા સેવન કરાવવું; એટલે ગોળો, શૂળ, અજીર્ણ, સોજો, સર્વ પ્રકારના ઉદરરોગ, મંદાગ્નિ ઉદાવર્ત અને બરોળનો નાશ થાય છે આ ઔષધ વાતાધિક્યમા ઊના પાણીમા આપવુ. આ પિત્તાધિક્યમા ઘીમા આપવું, કફાધિક્યમા ગોમૂત્ર સાથે આપવુ અને ત્રિદોષમા કાજી સાથે આપવુ. આ **વજ્રક્ષાર** બ્રહ્મદેવે કહેલો છે.

**૮ વ્રણનાશક મલમ :**—પારો અને ગંધક સમાન ભાગે લઈ બન્નેની બરાબર મુરદારશિંગ અને સર્વની બરાબર કપીલો લઈ તેમા થોડી મોરથૂથાની ભૂકી નાખી એકત્ર વાટી તેમા ચારગણું જૂનું ઘી નાખી તાબાના વાસણમા ખરલ કરી મલમ કરવો આ મલમ રૂના પોલ ઉપર ચોપડી વ્રણ ઉપર બાધવો, એટલે દુષ્ટવ્રણ પણ રુઝાશે; તેમજ નાડીવ્રણ અને સર્વ પ્રકારના વ્રણ સારા થશે

★

# ૬-બૃહત્પાકસંગ્રહ

**પાક કરવાની રીત:**—પાક બે પ્રકારના થાય છે એક પાતળો અને બીજો ઘન ( જાડો ), પાતળા પાકને સંસ્કૃતમા **અવલેહ** નામ આપ્યુ છે અને ઘન હોય તો તેને પાક કહે છે. પાક ગળ્યો અને મધુર હોવાને લીધે રોગીને પાકના ઔષધો સેવન કરતા કંટાળો આવતો નથી. રોગને દૂર કરવો તથા શરીરમા શક્તિ લાવવી, એ બે મોટા ગુણો પાકમા રહેલા છે પાકમા નાખવાની કાષ્ઠૌષધિ જેટલી હોય તેટલીનુ જુદુ ચૂર્ણ કરવું, તેમજ સુગંધી ઔષધોનુ ચૂર્ણ પણ જુદું કરવું દ્રાક્ષ, નાળિયેર, બદામ, ચારોળી, પિસ્તા, ખસખસ અને અખોડ વગેરે ઔષધોનું ચૂર્ણ વસ્ત્રથી ચાળવાની જરૂર નથી એ પદાર્થો થોડા ખાંડીને પાકમા નાખવા પાકમા પ્રથમ કાષ્ઠૌષધિ નાખવી. પછી સુગંધી પદાર્થ નાખવા અને પછી દ્રાક્ષાદિ પદાર્થ નાખવા. સર્વના પછી કિંચિત્ કેસર ઘીમા વાટી નાખવુ. જ્યા અફીણ નાખવાનુ કહેલુ હોય ત્યા દૂધમા ગરમ કરી નાખવુ ભાગ નાખવાની હોય તો તે સારી પેઠે ધોઈ શેકીને નાખવી પાકમા ભસ્મો નાખવાની હોય તો તે પણ પાછળથી જ નાખવી. પાક તૈયાર થયા પછી તે ઘી ચોપડેલા ખૂમચા( થાળ )મા પહોળો કરી સુખડીની માફક ચોસલા કરવાં અને ઠંડો થયા પછી તે સાગ ઉત્તમ વાસણ( બરણી ) વગેરેમા ભરવો વર્ષાઋતુમાં પાક ઘણો કરવો નહિ. વર્ષાઋતુમા કરેલો પાક અને અવલેહ સૂર્યના તડકામા વારેવારે મૂકતા રહેવુ, તેથી તેમા કૃમિ ઉત્પન્ન થશે નહિ શિયાળામા પાકનુ સેવન કરવાથી ઘણો જ ફાયદો થાય છે પાક ખાધા પછી તે ઉપર દૂધ અવશ્ય પીવુ અને મધુર રસનુ ભોજન કરવુ પાક ખાવાનું પ્રમાણ ચાર તોલા સુધી છે

**ખાંડનો પાક એટલે ચાસણી બનાવવાની રીત:**—બશેર ખાડમાં દોઢ શેર પાણી કલાઈ કરેલા વાસણમા નાખી ચૂલા ઉપર મૂકવું એક ઊભરો આવ્યા પછી ગાળી પુનઃ તે ચૂલા ઉપર મૂકી દૂધ ૬ તોલા તથા પાણી ૬ તોલા એ બન્ને એકત્ર કરી, તે ચૂલા ઉપરના પાક ઉપર થોડું-થોડું છાટતા જવુ; એથી મેલ ઉપર આવશે તે કાઢી નાખવો; એટલે પાક સ્વચ્છ થશે પછી તે પાકમાનુ એક ટીપુ જમીન ઉપર પાડવુ તે ટીપુ ન પ્રસરતાં તેમનું તેમ જ રહે તો પાક સારો થયો છે એમ સમજવુ પાકમા ખાડ નાખવી તે ચૂર્ણ—ઔષધોનો વિચાર કરી તેના માપ પ્રમાણે સર્વ ચૂર્ણોથી બમણી, તમણી અથવા ચોગણી જેટલી જોઈતી હોય તેટલી નાખવી. પાકમા સાકર નાખવાની હોય તો મેલ કાઢવાની જરૂર રહેતી નથી

## ૧—પાક*

**૧ અશ્વગંધાપાક ( આસનપાક ):**—આસંધ ૪૦ તોલા, સૂંઠ ૨૦ તોલા, લીંડીપીપર ૧૦ તોલા અને મરી, તજ, એલચી, તમાલપત્ર તથા લવંગ એ પ્રત્યેક ચારચાર તોલા, ભેંસનુ દૂધ

---

× **અનુભૂત પ્રયોગો:**—( ૧ ) સ્ત્રીઓના સુવારોગ ઉપર —બકરીના દૂધ શેર રાનો માવો ખૂબ શેકી લાલ કરી તેમા સૂંઠ શેર ાા તથા એકલકળિયુ લસણ શેર ાા ખાડીને મેળવવુ તથા હાલાઈ ગોળ શેર ાા મેળવવો આ પાક દરરોજ થોડોથોડો ખાવા આપવાથી સ્ત્રીઓનો સુવાવડ સબંધી થયેલો સુવારોગ જાય ( ૨ ) ધાતુપુષ્ટિ માટે અડદિયા લાડુ —સાલમ, નગોડ, મુગલાઈ દાણા, ધોળી મૂસળી, શતાવરી, જંગલી બહુફળી, ખસખસ, એખરો, ગોખરુ, પિસ્તા અને બળબીજ એ અગિયાર ચીજો દરેક પાચપાચ તોલા પ્રમાણે, મરી, ગંઠોડા, તજ, લીંડીપીપર અને આસોદ, એ પાચે અઢીઅઢી તોલા પ્રમાણે, ચારોળી અને બદામના મીજ દશદશ તોલા પ્રમાણે, જાયફળ, પુરવીદાણા ને જાવંત્રી, એ ત્રણ એકેક તોલો, અક્કલ-કરો બે તોલા અને કેસર ૦ા તોલો એ ત્રેવીસ ચીજો લઈ ઝીણી ખાડી ૪ શેર સફેદ સાકરની ચાસણીમા નાખી તેમા અડદની મોગરદાળનો આટો એક શેર ધીમા તળીને તથા ઘી શેર ૩ ઉપરથી નાખી દશદશ તોલાના અનુમાને લાડુ કરવા એ દરરોજ સવારે એકેક લાડુ ખાવો તેલ, મરચા અને ખટાશનો ત્યાગ કરી દૂધનું સેવન રાખવુ

૪૦૦ તોલા, મધ ૨૦૦ તોલા, ગાયનુ ઘી ૧૦૦ તોલા અને સાકર ૧૨૦ તોલા, એ પ્રમાણે મેળવી પહેલા દૂધ ગરમ કરી, તેમા ઉપર કહેલી જણસોનુ ચૂર્ણ નાખી પચન કરવુ અને તે દૂધમા સાકર, મધ તથા ઘી મેળવી પુનઃ તે પચન કરવુ જાડુ થયા પછી તજ, એલચી, તમાલપત્ર તથા નાગકેસરનુ ચૂર્ણ નાખી ચોખાના જેવુ દાણાદાર થઈ ઘી છૂટુ પડવા લાગ્યા પછી ઉતારી તેમા પીપળીમૂળ, જીરુ, ગળો, લવગ, તગર, જાયફળ, વાળો, કાળો વાળો, ચદન, બીલા, કમળ, ધાણા, ધાવડીના ફૂલ, વંશલોચન, આમળા, કાથો કપૂર, સાટોડી, આસગધ, ચિત્રો અને શતાવરી, એ એકવીશ જણસોનુ અર્ધોઅર્ધો તોલો ચૂર્ણ નાખી એકત્ર કરી ઠડુ થયા પછી ઘીથી નીવડેલા વાસણમા ભરી રાખવુ. આ પાકને આસનપાક કહે છે. તેમાથી બે તોલા જેટલો દરરોજ એક મહિના સુધી ખાવા આપવો તે ઉપર યથેચ્છ ભોજન કરવુ, એટલે ઉધરસ દમ, અજીર્ણ, વાતરક્ત, પ્લીહા, ઉન્માદ, મેદ, આમવાત, સોજો, શૂળ, વાતાર્શ, પાડુરોગ, કમળો, સગ્રહણી, ગુલ્મરોગ અને વાતકફજનિત રોગનો નાશ થાય છે આ પાક મદાગ્નિવાળાને અને બાળકને હિતકારક, બલ્ય અને પૌષ્ટિક છે; તથા સ્ત્રીઓને પુષ્ટ કરી, પ્રસૂત થયા પછી દૂધ ન આવતુ હોય તો જેટલુ દૂધ કમી આવતુ હોય તેટલા દૂધમા મેળવી ભક્ષણ કરવુ એટલે દૂધ આવે છે અને ક્ષીણ તેમ જ અલ્પ વીર્યવાળાને હિતકારક તથા કામાગ્નિને વધારનાર તેમજ સપૂર્ણ વ્યાધિનો નાશ કરનારો આ સર્વોત્તમ પાક છે

**૨ અશ્વગંધાપાક બીજો :**—આસધ ૩૨ તોલા, ગાયનુ દૂધ છ શેર, સાકર આસધથી બમણી, ઘી ૩૨ તોલા, તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસર, એ પ્રત્યેક એકેક તોલો, જાયફળ, કેસર, વશલોચન, મોચરસ, જટામાસી, ચદન, સીસમની છાલ, જાવત્રી, લીંડીપીપર, પીપળીમૂળ, લવગ, ચણકબાબા, મરડાશિગી, અખોડનુ મગજ, ભિલામા, શિગોડા, ગોખરુ, રસસિદૂર, અભ્રકભસ્મ, સીસાની ભસ્મ, કલાઈની ભસ્મ અને લોહભસ્મ દરેક ત્રણત્રણ માસા નાખી મદ અગ્નિથી પકવી ચોસલા કરી રાખવા. તે પાક શક્તિ પ્રમાણે ખાવા આપવો, એટલે સર્વ પ્રમેહ, જીર્ણજ્વર, શોષ, ગુલ્મ, પિત્તરોગ અને વાતરોગનો નાશ થઈ શુક્રવૃદ્ધિ, પુષ્ટિ, અગ્નિદીપન, કાતિ અને અતઃકરણને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે

**૩ અશ્વગંધાપાક ત્રીજો :**—૬૪ તોલા આસધનુ ચૂર્ણ લઈ તે ૪૦૯૬ તોલા દૂધમા પચન કરવુ. પછી તે ૧૨૮ તોલા ઘીમા શેકી નાખવુ પછી ૧૯૨ તોલા સાકરનો પાક કરી તેમા આસધનુ ચૂર્ણ નાખવુ, તેમ જ તલનુ ચૂર્ણ ૩૨ તોલા, અડદનો લોટ ૩૨ તોલા અને સૂઠ, મરી, લીડીપીપર, તજ, તમાલપત્ર, એલચીદાણા, શેરણી, વરિયાળી, શતાવરી, અજમોદ, પુષ્કરમૂળ, જીરું, સૂઠ, ગોખરુ, બળદાણા, અજમો, પીપળીમૂળ, લોહભસ્મ, સીસાની ભસ્મ તથા તામ્રભસ્મ, એ ચારચાર તોલા તેમા નાખી પાક તૈયાર કરી તે અગ્નિબળ જોઈ આપવો; એટલે સર્વ પ્રકારનો વાતરોગ, કમ્મર, પીઠ અને ગુદા, એ સ્થળોનો વાયુ, અસ્થિભંગ, સોજો, દારુણ સધિવાત, અડવૃદ્ધિ, હૃદ્રોગ, પ્લીહા, શ્વાસ, કાસ અને પ્રમેહનો નાશ થઈ કાતિ, પુષ્ટિ અને બળ પ્રાપ્ત થાય છે. આ પાક ઘોડા અને હાથી એ જનાવરોને પણ હિતકર છે

**૪ અશ્વગંધાપાક ચોથો :**—આસધ ૩૨ તોલા, તજ, એલચી, નાગકેસર, તમાલપત્ર, જાયફળ, જાવત્રી, નવીન કેસર, વશલોચન, જટામાસી, મોચરસ, ચદન, કાળો અગર, ચિત્રક, લીડીપીપર, પીપળીમૂળ, લવગ, એખરાના બિયા, અખોડ, શિગોડા, ગોખરુ, શતાવરી, સૂઠ, મરી અને રૂમીમસ્તકી, એ એકેક તોલો લઈ ચૂર્ણ કરવુ પછી ગાયનુ ૪ શેર દૂધ લઈ તેનો માવો કરી તેમા તે ચૂર્ણ નાખી ચૂર્ણથી બમણી સાકરનો પાક કરી તેમા તે નાખ્યા પછી ઘૂટી ઘીથી ચોપડેલી તાસકમા નાખી સરખુ કરી ચકતા કરવા એ પાક નિત્ય ૨ તોલા સેવન કરવો; એટલે પુષ્ટિ થઈ અનેક રોગનો નાશ થાય છે.

**૫ અહિફેનપાક :**—૪ તોલા અફીણ લઈ તે ૧૦૨૪ તોલા ગાયના દૂધમા મેળવી માવો કરવો પછી તેમા સમભાગે સાકર અને તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, સૂઠ, મરી,

લીંડીપીપર, લવંગ, જાવંત્રી, જાયફળ, ચણકબાબા, અક્કલકરો, ધોળી મૂસળી કાળી મૂસળી, તાલીમખાનુ(એખરાના બીજ), કેસર, ચવક અને ચિત્રાના મૂળ, એ પ્રત્યેક અર્ધોઅર્ધો તોલો ઠંડું થયા પછી નાખવુ, દરરોજ બે વાલ પ્રમાણે આ પાક ખાવા આપવાથી પ્રમેહ, મધુમેહ, પાંડુરોગ, હલીમક, ઉધરસ, દમ, ક્ષય, અગ્નિમાંદ્ય અને સંગ્રહણીનો નાશ થઈ બળ અને વર્ણની વૃદ્ધિ થાય છે તથા ઉત્તમ પ્રકારે ધાતુપુષ્ટિ થાય છે.

૬ **અહિફેનપાક બીજો** :—અક્કલકરો, કેસર, લવંગ, જાયફળ અને હિંગળોક એ તોલેતોલો લેવુ પછી અફીણુ ૩ તોલા લઈ તે ચાર શેર દૂધમા મેળવી માવો કરવો. પછી એ સર્વથી ચોગણી સાકર લઈ સર્વ પદાર્થ એકત્ર કરી, બે અથવા ચાર વાલની ગોળી કરી. તે રાત્રે મુખમા ધારણ કરવા આપવી, એટલે સો સ્ત્રીઓ ભોગવવા જેટલુ સામર્થ્ય આવે છે એ ગોળીનુ નિત્ય સેવન કરવાથી શરીર દૃઢ થઈ ક્ષયાદિ રોગ દૂર થાય છે અને હાથીના જેટલુ બળ થઈ અનેક સ્ત્રીઓ ભોગવવાનુ સામર્થ્ય પ્રાપ્ત થાય છે

૭ **અહિફેનપાક ત્રીજો** :—શુદ્ધ કરેલુ અફીણુ ૧૬ તોલા, દૂધ ૨૦૪૮ તોલા અને ઘી ૬૪ તોલા એકઠુ કરી મંદાગ્નિ ઉપર પચન કરવુ ઠંડુ થયા પછી તેમા સાકર ૬૪ તોલા નાખવી; તેમ જ જાયફળ, જાવત્રી, કેસર, લવંગ, આમળા, સમુદ્રશોફના બિયા, ભીમસેની કપૂર, ધોળુ ચંદન, સૂંઠ, મરી, લીંડીપીપર, શુદ્ધ કરેલા ધતૂરાના બિયા, તગર, કાળી મૂસળી, શુદ્ધ કરેલો હિંગળોક, ચવક, કાચકામાનુ મગજ, ચિત્રકમૂળ, પીપળીમૂળ, જીરું, શાહજીરુ, અજમો, બળદાણા, ગોખરુ અને ગુંદ તોલો–તોલો, ભાગ ૧૬ તોલા, કલાઈની ભસ્મ, તાંબાની ભસ્મ, લોહભસ્મ, રસસિંદૂર તથા અભ્રકભસ્મ, એ સર્વ મળી ૪ તોલા નાખવી. પછી સુગંધ આવવા માટે કસ્તૂરી અને અગરુ તેમા નાખી, અવલેહ તૈયાર થયા પછી તે સારા વાસણમા ભરવો. આ પાક રોજ રાત્રે ખાવા આપવો; તે ઉપર ભેંસનુ દૂધ પાવુ. આ પાકનુ સેવન કરવાથી વાંઝણી સ્ત્રીઓને ગર્ભોત્પત્તિ થાય છે અને નપુંસકને પુરુષત્વ પ્રાપ્ત થાય છે વળી આ પાકનુ સેવન કરવાથી ઉધરસ, દમ, શૈત્ય, અપસ્માર, ઉરઃક્ષતરોગ, એંશી પ્રકારના વાયુરોગ, કફરોગ, ઉન્માદરોગ, પાંચ પ્રકારનો પાંડુરોગ, ભગંદર, ઊચકી, સોજો, પ્રમેહ, કફવાતથી થનાર રોગ, આમવાત અને અતિસાર દૂર થાય છે

૮ **આમ્રપાક** :—પાકેલી અને મીઠી કેરીઓનો રસ ૨૦૪૮ તોલા, સાકર ૨૫૬ તોલા, ઘી ૧૨૮ તોલા, સૂંઠ ૩૨ તોલા, મરી ૧૬ તોલા, લીંડીપીપર ૮ તોલા અને પાણી ૫૧૨ તોલા એ સર્વ પદાર્થો એકત્ર કરી, માટીના વાસણમા મંદાગ્નિ વડે પચન કરવુ અને લાકડાના ચાટવા વડે વારંવાર હલાવવુ. જાડુ થયા પછી તેમા ધાણા, જીરું, તમાલપત્ર, ચિત્રો, નાગરમોથ, તજ, કલોંજી જીરું, પીપળીમૂળ, નાગકેસર, એલચીદાણા, લવંગ અને જાયફળ પ્રત્યેક ૪ તોલા લઈ તેનું ચૂર્ણ કરી તેમા નાખવુ પછી તે વાસણ નીચે ઉતારી, ઠંડુ થયા પછી તેમા ૬૪ તોલા મધ નાખી તેમાંથી નિત્ય સવારમા ૪ તોલા પાક આપવો અથવા શક્તિ જોઈ તે પ્રમાણે આપવો આ પાકના સેવનથી માણસ બળવાન, હર્ષયુક્ત, પુષ્ટ અને નીરોગી થાય છે; તેમ જ એના સેવનથી સંગ્રહણી, ક્ષય, શ્વાસ, અરુચિ, અમ્લપિત્ત અને પાંડુરોગ નાશ પામે છે

૯ **આમ્રપાક બીજો** :—સારી પાકેલી કેરીઓનો રસ ૨૦૪૮ તોલા, સાકર ૫૧૨ તોલા, ઘી ૨૫૬ તોલા, સૂંઠ ૧૨૮ તોલા, મરી ૬૪ તોલા, લીંડીપીપર ૩૨ તોલા અને પાણી ૫૧૨ તોલા લઈ સર્વ એકત્ર કરી માટીના વાસણમા નાખી લાકડાના ચાટવાથી હલાવવુ તે પછી તેમા પીપળીમૂળ, નાગરમોથ, ચવક, ધાણા, જીરુ, શાહજીરુ, એલચીદાણા, નાગકેસર, તજ અને તાલીસપત્ર, એ ઔષધોનું ૧૬ તોલા ચૂર્ણ નાખવું. પાક તૈયાર થયા પછી તેમા મધ ૧૨૮ તોલા નાખી, તે પાક સારા વાસણમા ભરી રાખવો દરરોજ જમ્યા પહેલા આ પાક ૪ તોલા આપવો, એટલે એ અરુચિ ઉગ્ર શ્વાસ, ઉધરસ, ક્ષય, પીનસ(સળેખમ), પથરી, યકૃત, અમ્લપિત્ત, રક્તપિત્ત, મુખરોગ, સ્વરભંગ, સર્વ પ્રકારનો મૂળ વ્યાધિનો રોગ, પાંડુરોગ, કમળો, હૃદ્રોગ, મસ્તકશૂળ આનાહ(મલબદ્ધ અને મૂત્રબદ્ધ રોગ), ખસ અને શીતપિત્તનો નાશ કરે છે એ પાકના સેવનથી વૃદ્ધ પુરુષ

તરુણ જેવો થાય છે મૃતગર્ભ અને ગર્ભપાત થવાની ખોડ જે સ્ત્રીમા હોય તેને અને વાઝણી સ્ત્રીઓને પુત્રોત્પત્તિ થાય છે વૃદ્ધ સ્ત્રીઓ તરુણ થાય છે આ ઔષધ દરરોજ સેવન કરવાથી સેવન કરનાર પુરુષ મારુતિના જેવો પરાક્રમી થાય છે આ ખડામ્રપાક બ્રહ્મદેવતાએ ભાર્ગવ મહર્ષિને કહેલો હતો આ પાક વીર્યવર્ધક, બુદ્ધિવર્ધક, આયુષ્યવર્ધક, શરીરની વૃદ્ધાવસ્થા દૂર કરવાવાળો એવો તથા ગ્રહ, યક્ષ, પિશાચ અને અપસ્મારની હરકત દૂર કરનાર છે.

**૧૦ આમ્રપાક ત્રીજો:**—૨૫૬ તોલા પાકેલી કેરીનો રસ, ૯૬ તોલા સાકર, ૬૪ તોલા ઘી, ૪ તોલા સૂઠ, ૧ તોલો મરી, ૨ તોલા લીડીપીપર, ૨ તોલા પીપળીમૂળ, ૫ તોલા નાગરમોથ, ૨ તોલા ચવક, ૨ તોલા ધાણા, ૨ તોલા જીરુ, ૨ તોલા એલચીદાણા, ૨ તોલા નાગકેસર, ૨ તોલા તજ અને ૨ તોલા તાલીસપત્ર એ ઔષધો વસ્ત્રગાળ કરી કેરીના રસનો માવો કરી તેમા તે ઔષધ મેળવી, ત્યાર પછી સાકરના પાકમા નાખી ચોસલા પાડી, તે ૪ તોલા પાક દરરોજ ભોજનના મધ્યમા ખાવો. આ **પકવામ્રપાકથી** અરુચિ, શ્વાસ, કાસ, ક્ષય, પીનસ(સળેખમ), બરોળ અને યકૃત ઇત્યાદિનો નાશ થાય છે

**૧૧ આર્દ્રકપાક:**—બારીક કરેલા આદાના કકડા ગાયનુ ઘી અને ગોળ, એ સમભાગે લઈ લોખડની કડાઈમા અથવા માટીના વાસણમા મદાગ્નિ ઉપર પચન કરવુ. ચોટી જાય એવુ જાડું થયા પછી નીચે ઉતારી સૂઠ, જીરુ, મરી, નાગકેસર. જાવત્રી, એલચીદાણા, તજ, તમાલપત્ર, લીડીપીપર, ધાણા, શાહજીરું, પીપળીમૂળ અને વાવડિગનું ચૂર્ણ ઉપરના સર્વ ઔષધો કરતા ચોથા ભાગનુ નાખવુ પછી તે પાક ઘીથી નીવડેલા વાસણમા ભરી રાખવો. આ પાક શીતકાળમા રોજ બબ્બે તોલા ખાવા આપવો, એટલે દમ, ઉધરસ, ભ્રમ, સ્વરભગ, અરુચિ, કર્ણરોગ નાસિકારોગ, મુખરોગ, ક્ષય, ઉરઃક્ષતરોગ, હૃદ્રોગ, સગ્રહણી, શૂળ ગુલ્મ અને શોષનો નાશ કરે છે.

**૧૨ આર્દ્રકપાક બીજો:**—ગોળ ૬૪ તોલા. આદાનો રસ ૧૨૮ તોલા અને ઘી ૩૨ તોલા એ એકઠું કરી પચન કરવુ પછી તેમા ચાતુર્જાત, લવંગ અને ત્રિકટુનુ એકેક તોલો ચૂર્ણ નાખી પાક તૈયાર કરી, તે અગ્નિબળ જોઈ સવારમા સેવન કરવો, એટલે અગ્નિ પ્રદીપ્ત થઈ વાતરોગ, શ્વાસ, ઉધરસ, અરુચિ, શૈત્ય, ક્ષયરોગ અને પીનસ રોગનો નાશ થાય છે.

**૧૩ આર્દ્રકપાક ત્રીજો:**—અજમો, લોહભસ્મ, નાગરમોથ, ધાણા, તજ, તમાલપત્ર, એલચીદાણા અને જીરું, એ ઔષધો બબ્બે તોલા લઈ ચૂર્ણ કરવુ, તથા ૨૦૦ તોલા ગોળ અને ૨૦૦ તોલા આદાના કકડા એકત્ર કરી તેનો લેહ કરી તેમા ઉપલા ઔષધોનું ચૂર્ણ નાખવુ આ અવલેહ સળેખમ, સોજો શૂળ, ઉધરસ, મૂળવ્યાધિ, ક્ષય, ગુલ્મ અને તાવ ઉપર યોજવો.

**૧૪ એરંડપાક:**—એરડાના છોલેલા ગોળા લઈ તે આઠગણા દૂધમા પચન કરવા પછી સૂકવી બારીક વાટી ઘીમા મદાગ્નિ ઉપર પચન કરવુ, તથા તેમા સૂઠ, મરી, લીડીપીપર, લવગ, એલચી, તજ, તમાલપત્ર, નાગકેસર, આસધ, વરિયાળી, ગરના, ષડગધા (પીપળીમૂળ), રેણુકબીજ, શતાવરી, લોહભસ્મ, સાટોડી, હરડે, વાળો, જાવત્રી, જાયફળ તથા અભ્રકભસ્મ, એ સઘળા સમભાગે લઈ ચૂર્ણ કરી તે તથા પહેલાના દૂધનો માવો તેમા નાખી સાકરના પાકમા મેળવી તૈયાર કરવો આ વાતારિ નામનો પાક સવારે ઊઠી ભક્ષણ કરવો. એ એશી પ્રકારનો વાતરોગ, ચાળીસ પ્રકારનો પિત્તરોગ, આઠ પ્રકારનો ઉદરરોગ, વીસ પ્રકારનો મેહ, છ પ્રકારનો નાડીવ્રણ, અઢાર પ્રકારનો કોઢ, સાત પ્રકારનો ક્ષય, પાચ પ્રકારનો પાડુરોગ, પાચ પ્રકારનો શ્વાસ, ચાર પ્રકારની સગ્રહણી, હૃદ્રોગ, ગલગ્રહ અને અનેક પ્રકારના વાયુનો નાશ કરે છે આ પાકને શુક્લપાક રસાયન કહે છે. આ પાક સર્વ રોગનો નાશક છે.

**૧૫ એરંડપાક બીજો:**—૬૪ તોલા એરડાના ગોળાનો ૧૦૨૪ તોલા દૂધમા મદાગ્નિ ઉપર માવો કરવો પછી તેમા ૬૪ તોલા ઘી, ૧૨૮ તોલા ખડીસાકર, ત્રિકટુ, તજ, એલચીદાણા, તમાલપત્ર, નાગકેસર, પીપળીમૂળ, ચિત્રો, ચવક, વરિયાળી, સુવા, કચોર, બીલું, અજમો, અજમોદ, જીરુ, શાહજીરુ, દારુહળદર, હળદર, આસધ, બલદાણા, કાળીપાટ, શેરણી, વાવડિગ,

પુષ્કરમૂળ, ગોખરુ, કોષ્ઠ, ત્રિફળા, દેવદાર, ગળો અને ધોળો વરધારો, એળિયો અને શતાવરી, એ દરેકનુ તોલો તોલો ચૂર્ણ કરી તેમા નાખી એકત્ર કરી પુનઃ પક્વ કરવુ. આ પાક વાતવ્યાધિ, શૂળ, સોજો, ઉદરરોગ, આનાહવાયુ, બસ્તિવાત, ગુલ્મ, આમવાત, કટિગ્રહ, ઉરુસ્તંભ અને હનુસ્તંભનો નાશ કરનારો છે

**૧૬ એરંડપાક ત્રીજો :**—૬૪ તોલા એરંડા લઈ તેમાના ગોળા કાઢી તેમાની અંતર્જિહ્વા નાખી દાળને વાટવી ત્યાર પછી ૨૫૬ તોલા દૂધમા નાખી અવટાવી માવો કરવો. પછી તે ઘીમા તળવો પછી સાકર ૧૬૦ તોલા લઈ તેનો પાક કરી તેમા સૂઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, પીપળીમૂળ, ચવક, ચિત્રક, ગળોનુ સત્ત્વ, કચોરા, અજમો, બોડી-અજમો, હળદર, દારુહળદર, આસંધ, બળબીજ પહાડમૂળ, ગોરણી, વાવડિંગ, ગોખરું, કુડાના મૂળની છાલ, દેવદારુ, વરધારો અને ભોયકોળુ, એ એકેક તોલો લઈ ચૂર્ણ કરી નાખવું પછી પાક તૈયાર કરી થાળમા નાખવો. તેના ચોસલા પાડી વાસણમા ભરવા. રોજ એકેક ચોસલુ ખાવુ; તેથી વાતવ્યાધિ, શૂળ, સોજા, અંડવૃદ્ધિ, ઉદરરોગ, આફરો, ગોળો, આમવાત, કટિગ્રહ, હેડકી, શ્વાસ, કાસ પક્ષાઘાત, પાગળાપણુ, અર્દિતાદિક વાતરોગ, પથરી અને હરસ એ રોગ સારા થાય છે તથા બળ, વીર્ય અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે

**૧૭ કૌચપાક.**—કૌચના બિયામાનુ મગજ ૮૦ તોલા સાકર ૧૨૦ તોલા, ઘી ૩૨ તોલા અને દૂધ ૫૧૨ તોલા, એ સઘળુ એકઠુ કરી મંદાગ્નિ ઉપર પચન કરવુ હલાવવાની કડછીને ચોટે એવુ જાડુ થયા પછી તેમા જાયફળ, ત્રિકટુ (સૂંઠ, મરી લીંડીપીપર), ત્રિગંધ (તજ, તમાલપત્ર, એલચી), લવંગ, અક્કલકરો, જાવંત્રી, તાલીમખાનું, કેસર, સાટોડી, બળદાણા, નાગબલા (ગંગેટી), કાળી મૂસળી, અફીણ, પારાની ભસ્મ, લોહભસ્મ તથા અભ્રકભસ્મ, એ પ્રત્યેક બબ્બે તોલા અને ચંદન, અગર, કસ્તૂરી તથા ભીમસેની કપૂર, એ પ્રત્યેક ચાર ચાર માસા નાખી પાક સિદ્ધ કરવો એમાથી રોજ બબ્બે તોલા પાક સેવન કરવા આપવો; એટલે બળ તથા વીર્યની વૃદ્ધિ થાય છે સર્વ પ્રકારના પ્રમેહનુ શમન થાય છે, કામ ચોગણો વધે છે અને ક્ષીણ થયેલા પુરુષને પણ બળપુષ્ટિ અને કામ પ્રાપ્ત થાય છે

**૧૮ કૌચપાક બીજો :**—૧૨૮ તોલા કૌચના બિયા લઈ, તે ગરમ પાણીમા ચાર પહોર ભીંજવી રાખવા પછી બહાર કાઢી જાડા કપડાથી ઘસી ઉપરની છાલ કાઢી નાખી નિર્મળ કરવા. પછી છાયે સૂકવીને તેનુ ચૂર્ણ કરવુ અને પછી તે ચૂર્ણ ૨૦૪૮ તોલા દૂધમા નાખી ચતુર્થાંશ દૂધ શેષ રહે ત્યા સુધી ઉકાળવુ પછી તેમા ૨૫૬ તોલા ઘી નાખી મંદાગ્નિ ઉપર પચન કરવુ પછી તેમા અગર, જાવંત્રી, જાયફળ, સૂંઠ, લવંગ અક્કલકરો, જીરુ, લીંડીપીપર, વજ, તમાલપત્ર, એલચી-દાણા નાગકેસર, ભીમસેની કપૂર, ચણકબોબા, સમુદ્રશોકના બિયા, ભિલામા, કેસર, શુદ્ધ કરેલો હિંગળોક, દૂધમા શોધન કરેલો વછનાગ, કાયફળ, ખુરાસાની અજમો, ચણકબોબા અને તાલીમખાનુ એ પ્રત્યેક બબ્બે તોલા, નાગભસ્મ (સીસાની ભસ્મ) બે તોલા, કલાઈની ભસ્મ ૨ તોલા, કાળી મૂસળી ૪ તોલા લોહભસ્મ ૪ તોલા, કાયફળ ૪ તોલા, અફીણ ૪ તોલા અને સાકર ૧૨૮ તોલા, એ પ્રમાણે ચીજો નાખવી પાક તૈયાર થઈ ઠંડો થયા પછી અથવા અર્ધો ઠંડો થયા પછી તેમા ૬૪ તોલા મધ નાખી, તે પાક સુગંધી ધૂપ દીધેલા ઉત્તમ વાસણમા ભરી રાખવો; અને અગ્નિબળ જોઈ સેવન કરવો આ પાક ઉપર દ્રાક્ષ, કેળા ચારોળી, સાકર, ઘી અને તલનું ભક્ષણ કરવુ ખાટા પદાર્થ ખાવા આપવા નહિ. આ પાકનુ સેવન કરવાથી કામુક સ્ત્રીઓ પાક સેવન કરનાર પુરુષ ઉપર હમેશ લુબ્ધ થઈ રહે છે, બુદ્ધિ વધે છે, પુષ્ટિ પ્રાપ્ત થાય છે અને સર્વ પ્રકારના રોગો દૂર થાય છે, તેમજ શ્વાસ, પાંડુરોગ, ક્ષય, ઉધરસ, હેડકી, સોજો, મેદ અને સર્વ પ્રકારના વાયુ-રોગનો નાશ થઈ સામર્થ્ય પ્રાપ્ત થાય છે ક્ષીણવીર્ય, નષ્ટવીર્ય અને ખંજવાયુથી પીડિત એવા પુરુષોના વિકાર દૂર થઈ તે પુરુષો પરાક્રમી થાય છે

**૧૯ કૌચપાક ત્રીજો :**—૬૪ તોલા કૌચબીજ, ૧૬ તોલા આસંધ, ૧૬ તોલા ધોળા એનની

છાલ, ૩૨ તોલા તલ, ૨૫૬૦ તોલા દૂધ અને ૬૮ તેલા ઘી, એ જણસો લઈ પચન કરવુ. ઠંડું થયા પછી તેમા ૧૯૨ તોલા સાકર નાખવી, અને ચાતુર્જાત, ષટ્કટુ (લીંડીપીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, સૂંઠ, મરી), જાવત્રી કાયફામાનુ મગજ જાયફળ, લવંગ, ભીમસેની કપૂર, તગર, કાળી મૂસળી, સુવા, અક્કલકરો, ધાણા, જીરુ, હળદર, જટામાસી, ત્રિફળા, શેરણી પુષ્કરમૂળ તથા અજમો, એ ચાર ચાર તોલા વંશલોચન. લોહભસ્મ, અભ્રકભસ્મ, કલાઈની ભસ્મ, એ પ્રત્યેક આઠ આઠ તોલા, રસસિંદૂર, તામ્રભસ્મ અને અફીણ, એ ચાર ચાર તોલા અને ભાંગ ૩૨ તોલા નાખી અવલેહ સિદ્ધ કરવો આ અવલેહ રોજ ચાર ચાર તોલા સેવન કરાવવો, તેથી કરી વીસ પ્રકારના પ્રમેહ, શ્વાસ, ઉધરસ પાંડુરોગ, હરસ, ક્ષીણતા, વાતરોગ, ઉરસ્તંભ, હેડકી, સોજો, કટિશળ, શળ, હૃદ્રોગ, મંદાગ્નિ, ક્ષય, પીનસ અને પ્રદરના રોગોનો જલદીથી નાશ થઈ વીર્યવૃદ્ધિ થાય છે આ આત્મગુપ્તાવલેહ અમૃત અને રસાયન છે

**૨૦ કૌંચપાક ચોથો :**—કૌંચના બીજ માહેના ગોળા ૧૨૮ તોલા, ગાયનુ દૂધ ૨૫૬ તોલા, ગાયનું ઘી ૧૨૮ તોલા તથા અગરુ, જાવત્રી સૂંઠ. લવંગ, અક્કલકરો જીરુ, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એલચી, કેસર, ચણકબોબા, સમુદ્રશોષના બિયા, ભિલામાના બિયા, ખુરાસાની અજમો, શુદ્ધ વછનાગ, તાલીમખાના, મૂસળી, અજમોદ, અફીણ અને હરડે દરેક બબ્બે તોલા તથા જાયફળ પાચ તોલા અને કપૂર ૨ માસા લેવુ મધ ૧૬ તોલા અને સાકર સર્વ ઔષધોથી બમણી લેવી. **પાક કરવાની રીત :**—કૌંચના બીજ ઊના પાણીથી ધોઈ લૂછી સૂકવી ચૂર્ણ કરી દૂધમા નાખી માવો કરવો પછી અર્ધો ભાગ ગાયનુ ઘી તેમા નાખી શેકી દાણો પાડવો પછી તેમા ઔષધિનુ ચૂર્ણ નાખી કાલવવુ સાકરની ચાસણી કરતી વખતે તેમા કેસરનુ પાણી અને બાકીનુ ઘી નાખી ઘૂંટવુ. તાર થવા માંડે એટલે તેમા ઉપલુ સર્વ ભેળવી તાસકમા નાખી ઠરવા દઈને ચોસલા પાડવા અને એકેક ચોસલુ રોજ ખાવુ **એનો ગુણ :**—કામ, મેધા, ધાતુ, કાંતિ અને બળની વૃદ્ધિ કરે છે. વળી શ્વાસ, પાંડુરોગ, રાજયક્ષ્મા, કાસ, હેડકી, સોજા, મદ, વાયુરોગ, ધાતુક્ષય, લૂલાપણુ અને બહુમૂત્રરોગને દૂર કરે છે.

**૨૧ કસેરુપાક :**—કસેરુ ૧૬ તોલા, ગાયનું ઘી ૩૨ તોલા અને ગાયનુ દૂધ ૫૭૨ તોલા લઈ સારી રીતે માવો કરવો પછી ૧૨૮ તોલા સાકર લઈ તેનો પાક કરવો અને તેમા તે કસેરુ અને ૧૬ માસા ગુલ્દરનું ચૂર્ણ નાખવુ, તેમ જ કાષ્ઠપાષાણભેદ. સૂંઠ, મરી, લીંડીપીપર. લોધર, જાયફળ, શતાવરી, મજીઠ, ધાવડીના ફૂલ, માયા, ખીનાની અંદરનુ મગજ અને મોચરસ, એ પ્રત્યેક બબ્બે તોલા નાખી ચાર-ચાર તોલાના લાડુ બાધી સેવન કરવા આ સેવનથી સ્ત્રીઓના પ્રદર અને યોનિરોગનો નાશ થાય છે.

**૨૨ કામસુંદરપાક :**—શતાવરી, કાળી મૂસળી, ગોખરુ, તજ, લવંગ, ખારેક, એલચીદાણા, લીંડીપીપર, આમળા, કમળ, ધોળુ ચંદન, કૌંચબીજ, તમાલપત્ર, નાગરમોથ, સૂંઠ, તાલીમખાનું (એખરો), ધોળી સોપારી અને ધાણા, એ પ્રત્યેક બબ્બે તોલા, સોપારી ૮ તોલા, સાકર ૮૦ તોલા, કસ્તૂરી અને ભીમસેની કપૂર ૭-૭ માસા અને ભાંગ ૬ તોલા એ પ્રમાણે લઈ એનો રીત પ્રમાણે પાક કરવો. આ **કામસુંદરપાક** પ્રમેહ તથા તાવનો નાશ કરી રસાયન અને પુષ્ટિકર થાય છે

**૨૩ કામેશ્વરપાક :**—ઉત્તમ રીતે મારણ કરેલી અભ્રકભસ્મ, કાયફળ, કોષ્ઠ, આસંધ, ગળોનુ સત્ત્વ, મેથી, મોચરસ, ધોળું ભોયકોળુ, કાળી મૂસળી, ગોખરુ, તાલીમખાનુ, કેળનો કંદ, શતાવરી, અજમો, અડદની દાળનો લોટ, તલ, ધાણા, જેઠીમધ, નાગબલા, કચોરા, કસ્તૂરી, જાયફળ, કેસર, ભારંગમૂળ, કાકડાશિંગી, ત્રિકટુ, જીરુ, શાહજીરુ, ચિત્રોના મૂળ, ચાતુર્જાત, સાટોડી, દ્રાક્ષ, ગજપીપર, અરડૂસી, કૌંચબીજ, અને ત્રિફળા એ બધા ઔષધો સમભાગે લેવા બધા ઔષધોથી ચતુર્થાંશ (કોઈના મતમા દ્વિતીયાંશ) સાકર લેવી એ બધા ઔષધોના ચતુર્થાંશ જેટલુ ઘી લેવુ પછી અર્ધા તોલાની અથવા તોલાની ગોળીઓ કરી રાખવી ગોળી ખાધા પછી સાકર નાખેલુ દૂધ પાવુ. તેથી કરી માણસને વીર્યપ્રાપ્તિ થઈ સ્તંભન થશે, ક્ષીણ પુરુષોને પુષ્ટતા પ્રાપ્ત થાય છે અને

ક્ષયરોગનો નાશ થાય છે. આ પાકના સેવનથી સર્વ રોગો નિર્મૂળ થઈ જાય છે ઉધરસ, દમ, મોટા અતિસાર, અગ્નિમાંદ્ય, હરસ, સંગ્રહણી, પ્રમેહ, કફ અને રક્તપિત્ત એ રોગો દૂર થાય છે. એના સેવનથી મનને નિત્ય આનંદ થાય છે અને કવિ પુરુષોને ઉત્તમ વાણી પ્રાપ્ત થાય છે. આ પાકના સેવનથી સર્વ ગુણો પ્રાપ્ત થશે. વધારે શું કહેવું? આ પાક કેવળ અમૃત જ છે આ કામેશ્વર-પાક નિત્યપ્રતિ લગભગ એક વર્ષ પર્યંત સેવન કરવાથી અકાળ મૃત્યુ અને વલીપલિત રોગો દૂર થાય છે સર્વ લોકોને હિત કરનાર એવો આ પાક શ્રી વૈદ્યનાથ વૈદ્યે કહેલો છે.

**૨૪ લઘુ કામેશ્વરપાક:**—ત્રિફળા, ત્રિકટુ, જાયફળ, જાવંત્રી, તજ, લવંગ, એલચીદાણા, અભ્રકભસ્મ, એ સર્વ ઔષધો સમભાગે લેવાં એ ચૂર્ણના અર્ધોઅર્ધ ભાગ લેવી પછી સર્વથી બમણી સાકર લઈ. મધ અને ઘી નાખી પાક કરી એકેક તોલાના લાડુ બાંધવા. આ લાડુ પ્રાતઃકાળે ભક્ષણ કરવા અને સંધ્યાકાળે જમ્યા પછી દૂધ પીને ઉપર પાન ખાવું, એટલે કામવૃદ્ધિ થઈ ધાતુનું સ્તંભન થાય છે; તથા શ્વાસ, ઉધરસ, ક્ષય પ્રમેહ, એ રોગો દૂર થાય છે. આ ઔષધ ગોરક્ષનાથે નિર્માણ કરેલું છે

**૨૫ કુબેરપાક:**—૬૪ તોલા કાચકા રાત્રે પાણીમાં પલાળી રાખી, સવારમાં ફોડી તેની અંદરની મીંજ કાઢવી પછી તે મીંજથી ચોગણું દૂધ લઈ તેમાં ઘી નાખી મંદાગ્નિ ઉપર માવો કરવો. તે ભિકળી રહી ઠંડું થયા પછી તેમાં નાખવું. તેમ જ તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂંઠ, મરી, લીંડીપીપર, જાવંત્રી, જાયફળ, લવંગ, વાવડિંગ, વરિયાળી, જીરું, નાગરમોથ, ચીકણાના મૂળ, હળદર, લોહભસ્મ, તામ્રભસ્મ અને બંગભસ્મ, એ પ્રત્યેક બબ્બે તોલા નાખવી. પાક તૈયાર થયા પછી રોજ આ પાક ૪ તોલા પ્રમાણે ભક્ષણ કરાવવો એટલે સંપૂર્ણ પ્રકારના વાતરોગ, અગ્નિમાંદ્ય, બળક્ષય, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી, ગુલ્મ, પાંડુરોગ, પીનસ, સંગ્રહણી, અતિસાર અને અરુચિનો નાશ કરે છે આ મધુપક્વ કુબેરપાક ખાવાથી કામવૃદ્ધિ, ધાતુવૃદ્ધિ, કાંતિ, પુષ્ટિ અને બળ આવે છે

**૨૬ કંદર્પપાક:**—૩૨ તોલા ધોળી ડુંગળી, ૯ તોલા મધ, ૧ તોલો તજ, ૧ તોલો જાયફળ, ૦॥ તોલો લવંગ, ૦॥ તોલો કેસર, ૦॥ તોલો જાવંત્રી, ૯ તોલા સાકર, ૪॥ તોલા શુદ્ધ કૌચબીજ, એ વસ્તુઓ લઈ દૂધ તોલા ૧૨૮માં તેને નાખી ઉકાળીને માવો કરવો અને તે ઘી તોલા ૧૬માં શેકવો પછી સાકર તોલા ૧૨૮ની ચાસણી કરી તેમાં તે માવો નાખી ઘૂંટી તાસકમાં ઘી ચોપડી તેમાં નાખી ઠરવા દઈને ચકતાં પાડવા. એ પાક રોજ ૨ અગર ૪ તોલા સેવન કરવાથી નપુંસકને પણ વીર્ય પ્રાપ્ત થાય. ઉપર જણાવેલી વસ્તુઓમાંથી મધથી માંડીને જાવંત્રી સુધીની સર્વ ચીજો માવો કરવામાં ન નાખતાં પાક તૈયાર થયા પછી જ તે સર્વે મેળવવી જોઈએ.

**૨૭ કુમારીપાક:**—કુમારી (કુંવાર)ના કંદ ૮૦ તોલા અને ગાયનું દૂધ ૩૨ તોલા, એ બન્ને એકત્ર કરી મંદ અગ્નિ ઉપર દૂધ બળી જાય ત્યાં સુધી ઉકાળી પછી તેને છાયામાં સૂકવી ચૂર્ણ કરવું. પછી લીંડીપીપર, મરી અને સૂંઠ, એ પ્રત્યેક બારબાર તોલા, જાયફળ, જાવંત્રી, લવંગ, ગોખરુ કાકડીના બી, ચાતુર્જાત અને ચિત્રો એ ચાર ચાર તોલા, એ બધાનું સૂક્ષ્મ ચૂર્ણ કરી તેના ભેગું મસળવું પછી સાકર ૮૦ તોલા, ગાયનું ઘી ૪૦ તોલા, ભેંસનું દૂધ ૪૦ તોલા અને મધ ૪૦ તોલા નાખી એ સર્વ લોખંડના વાસણમાં ભરી અગ્નિ ઉપર પચન કરવું. પછી તેમાં સર્વ પ્રકારના ચૂર્ણ નાખી હલાવતા જઈ સારી પેઠે શેકવું જ્યાં સુધી ઘી દેખાતું રહે ત્યાં સુધી પચન કરી, પછી તેમાં લોહભસ્મ, સોનું તથા રસસિંદૂર, એ પ્રત્યેક એકેક તોલો નાખી એકેક તોલાની ગોળીઓ કરવી. તે પાક સેવન કરવાથી જીર્ણજ્વર, ક્ષય, ઉધરસ, દમ, સંતાપ, શૂળ, અજીર્ણ, આમવાત અને પ્રદરનો નાશ કરે છે અને સ્ત્રીઓનું વંધ્યત્વ તથા પુરુષોનું ષંઢત્વ દૂર કરી શક્તિ આપે છે. આ કુમારીપાક અશ્વિનીકુમારે કહેલો અને અતિ ગોપ્ય છે

**૨૮ કુમારીપાક બીજો:**—ચોસઠ તોલા કુંવારપાઠાનો ગર્ભ, ૧૨૮ તોલા સાકર, ૨૫૬ તોલા દૂધ, ૩૨ તોલા ગાયનું ઘી, એલચી, લવંગ, ચિનીગોંદ, સૂંઠ, સમુદ્રશોષના બી, જાયફળ, વંશલોચન,

કેસર, સાલમ, અક્કલકરો, ખારેક, બદામ, અજમો અને ખુરાસાની અજમો એકેક તોલો અને કસ્તૂરી ૦। તોલો લઈ એનો પાક કરી ચોસલા પાડવા એના સેવનથી અમ્લપિત્ત દૂર થઈ શરીર અને ધાતુની પુષ્ટિ થાય છે

**૨૯ ખર્જૂરપાક :**—ખારેકો ૪૮ તોલા, ગુંદર ૩૨ તોલા, સાકર ૨૮ તોલા, સૂંઠ ૪ તોલા, લીંડીપીપર ૨ તોલા, મરી ૩ તોલા, તજ, તમાલપત્ર તથા એલચી એ પ્રત્યેક તોલોતોલો, ચવક ૧ તોલો, ચિત્રક ૧ તોલો અને શેરણી અર્ધો તોલો, એ સર્વ ઔષધ એકત્ર કરી એનો રીત પ્રમાણે પાક કરવો. આ પાક બળવૃદ્ધિ કરનારો હોઈ ક્ષય, કાસ, કંપવાત, હેડકી, શ્વાસ, ઉધરસ, પ્રમેહ અને પ્રદરનો નાશ કરે છે તથા બાળકને પુષ્ટ કરે છે, તેમ જ આ પાકના સેવનથી શરીરની કાંતિ ઉત્તમ થઈ ધાતુવૃદ્ધિ અને કામવૃદ્ધિ થાય છે.

**૩૦ ખર્જૂરપાક બીજો :**—ખારેકો ૧૨૮ તોલા લઈ પાટિયા ઉપર બારીક વાટવી. પછી લોખંડની કડાઈમા દૂધ ૨૦૪૮ તોલા નાખી તેમા તે ખારેકો પચન કરવી. દૂધ બળી જાય એટલે ખારેકોથી બમણી સાકર નાખવી અને તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, તવખીર, હળદર, દારુહળદર, મરી, જાવંત્રી, જીરુ, શાહજીરું, બહેડા, સૂંઠ, ચિત્રક, લીંડીપીપર, ધાણા, જાયફળ તથા કપૂર એ તોલો તોલો અને કસ્તૂરી એક માસો લઈ સાકરના પાકમા નાખવી. પછી મધ ૩૨ તોલા અને ઘી ૩૨ તોલા નાખવા આ પાકના સેવનથી પ્રમેહ, મધુપ્રમેહ, કમળો, પાંડુરોગ, કોઢ, ખસ, દાદર, વિસર્પ અને ત્રિદોષ વગેરે રોગો દૂર થઈ ધાતુ પુષ્ટ થાય છે

**૩૧ ખર્જૂરપાક ત્રીજો :**—ખારેક બશેર, ગાયનુ દૂધ ૨૦૪૮ તોલા તથા ગાયનુ ઘી ૩૨ તોલા એ સર્વના પાકની બરાબર સાકર લેવી જીરું, શાહજીરુ, વાવડિંગ, ચાતુર્જાત, કેસર, રસસિંદૂર, કલાઈની ભસ્મ, તાંબાની ભસ્મ, ભીમસેની કપૂર, સુવર્ણના વરખ, અભ્રકભસ્મ, વાળો, લોહભસ્મ, ગળોનુ સત્ત્વ અને શિલાજિત, એ દરેક ઔષધ ચારચાર તોલા લઈ એ સર્વ સહિત પાક તૈયાર કરવો આ પાકના સેવનથી વાત, પિત્ત, રક્ત, અંતર્દાહ, ધાતુક્ષય, મંદાગ્નિ અને સર્વ પ્રકારના વ્યાધિ દૂર થાય છે

**૩૨ ખર્જૂરપૂરણ પાક :**—ખારેક ૮૦ તોલા લાવી એમાના ઠળિયા કાઢી નાખવા અને તેમા તાલીમખાના દૂધમા વાટીને ભરી તેની ઉપર સૂતર બાંધી લેવુ ત્યાર પછી ૩૨૦ તોલા દૂધમા તે ખારેકો મંદાગ્નિએ પકવવી દૂધ ઊકળતી વખતે તે વાસણના મોઢા ઉપર લૂગડુ બાંધી તેના ઉપર એક તોલો અફીણ બારીક વાટીને ભભરાવી ઉપર બીજુ લૂગડું બાંધી તેના ઉપર ઢાંકણું ઢાંકવુ દૂધની વરાળથી પીગળીને તે અફીણ દૂધમા ઊતરી જશે. ત્યાર પછી દૂધનો માવો કરી તેમા ૧૬૦ તોલા સાકરની ચાસણી તથા જાયફળ, જાવંત્રી, લવંગ, ગોખરુ, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચીદાણા, સમુદ્રશોકના બી, ખુરાસાની અજમો, અજમો, ધોળી મૂસળી, કાળી મૂસળી, કપૂર, સાલમ, ચણકબાબા, કૌંચબીજ, અક્કલકરો, ખસખસ, લોધર, ત્રિફળા, ભોયકોળું, બદામ, આસંધ અને ધોળી ચણોઠી, એ ઔષધો નાખી કરવા દઈ તેના ચોસલા પાડવા. એ ધાતુક્ષય, ધાતુસ્રાવ, બિંદુસ્રાવ, નપુંસકપણું, અલ્પવીર્ય ઇત્યાદિ રોગો ઉપર બહુ જ પ્રશસ્ત છે

**૩૩ કુષ્માંડપાક :**—કોળાની છાલ અને અંદરનો તંતુમય ગર્ભ કાઢી નાખી ચીરીઓ કરીને અગ્નિ ઉપર બાફ આપી, પછી તેને ચોવડા લૂગડા પર સૂકવવાથી તેમાના પાણીનો અંશ નીકળી જશે પછી સાકરનો પાક કરી તેમા કેસર, જાયફળ, એલચી. જાવંત્રી, ચારોળી, બેદાણા વગેરે મસાલો નાખી કોળાની ચીરીઓના ટુકડા કરી તે પાકમા નાખવા આ પાક દરરોજ પ્રાતઃકાળે સેવન કરવાથી કોઠામાની ગરમી અને ધાતુસ્થાનની પીડા બંધ થાય છે

**૩૪ ગોખરુપાક :**—ગોખરુનુ ચૂર્ણ ૬૪ તોલા લઈ ૫૧૨ તોલા દૂધમા નાખી ઉકાળવુ, પછી લવંગ, મરી, લોહભસ્મ, જાયફળ. ત્રિફળા, સમુદ્રશોથ, લીંડીપીપર, એલચી, કપૂર, ઉટકટારી, જાવંત્રી, હળદર, આમળા, કાચકાનો મગજ અને અફીણ, એ પ્રત્યેક તોલો તોલો અને સર્વ ઔષધોથી અર્ધો ભાગ લેવી, તથા ગાયનુ ઘી ૧૨૮ તોલા અને સર્વ ઔષધોના બરાબર સાકર લઈ

तेनो पाक करी, तेमा ते सर्व औषधो नाखी पाक तैयार करवो. आ पाक रोज सवारमा १ तोलो भक्षण करवो; एटले ते प्रमेहनो नाश करे छे अने धातुवृद्धि तथा तेजने वधारे छे.

**३५ गोखरुपाक बीजो :**—गोखरु अथवा छायामा सुकावेल काटीगोखरु ६४ तोला, भोय-कोळु ४ तोला, काळी मूसळी, शतावरी, बदामनी मींज, बेदाणा चारोळी, पिस्ता, आसध, केसर, बळबीज, अरजुनवृक्षनी छाल काळी द्राक्ष, कमळकाकडीनी मींज, लींडीपीपर, तज, एलची, पजाबी सालम, चोपचीनी, ओखराना बीज, धोळी मूसळी, गळोनु सत्त्व, पींपळीमूळ, अखोड, लवग, चणकबोबा, रूमीमस्तकी, शिगोडा, तवखीर, भिलामाना बिया, खसखस, वशलोचन, टोपरु, असाळियो, जायफळ अने जावत्री, ए ३४ औषध दरेक चार चार तोला; भीमसेनी कपूर ४ मासा अने कस्तूरी १ मासो, गायनु दूध २५६ तोला, ए प्रमाणे सर्व वस्तुओ लई प्रथम दूधमा गोखरुनु चूर्ण नाखी मावो करीने धीमा शेकवो सघळा चूर्णथी बमणी साकर लई तेनी चासणी करवी, केसरनु पाणी करी ते चासणीमां नाखवु त्यार पछी उपली औषधिओ अने सुगंधी द्रव्यो तेमा नाखी तेना चोसला पाडवा. आ पाक दररोज २ थी ४ तोला सुधी आपी उपर दूध पावु. एनाथी धातुस्राव, प्रमेह, शरीरमानी कडकी, मूत्रकृच्छ्र, मूत्राघात, कटिशळ, ए दूर थई धातुवृद्धि अने पुष्टि थाय छे.

**३६ गोखरुपाक त्रीजो :**—गोखरुनुं ६४ तोला चूर्ण लई ते ५१२ तोला दूधमा पचन करवु पछी जावत्री, लवग, लोहभस्म, मरी, भीमसेनी कपूर, अक्कलकरो, समुद्रशोषना बिया, करजना बी, अरजुनवृक्षनी छालनु चूर्ण, हळदर आमळा, लींडीपीपर, केसर, तज, तमालपत्र, एलचीदाणा, नागकेसर, अफीण, षटकचूरो, कौचबीज अने कायफळ, ए सर्व औषधो तोलो तोलो लेवा; सर्व औषधोना बराबर साकर लेवी अने साकरना अर्धा भागे भाग लेवी पछी गायनुं घी ६४ तोला लई, ए सर्व औषधो तेनी अदर नाखी, मंद अग्नि उपर पाक तैयार करवो. आ पाक नित्य सवारे सेवन करवो; एटले मूळ व्याधि, सर्व प्रकारना प्रमेह अने वातरोगनो नाश थाय छे. एना सेवनथी उत्तम प्रकारे वीर्यस्तभन थई तुष्टि अने पुष्टि प्राप्त थाय छे.

**३७ गोखरुपाक चोथो :**—४०० तोला गोखरुना पचाग लई तेथी चोगणा पाणीमां चतुर्थाश पाणी शेष रहे त्या सुधी उकाळो करवो पछी ते पाणी गाळीने तथा कूचा पण खूब निचोवी लईने चूर्ण करी तेनो मावो करवो तेमा २०० तोला साकर नाखी पचन करवी जाडुं थया पछी तेमा सूठ, लींडीपीपर, नागकेसर, तज, एलचीदाणा, जावत्री, अरजुनवृक्षनी छाल अने काकडीना बी, ए प्रत्येक आठ आठ तोला, वशलोचन ३२ तोला नाखी लेह सिद्ध करवो. आ लेह रोज चार तोला प्रमाणे सेवन करवो, एटले वीर्यपतन, मूत्रकृच्छ्र, मूत्राघात, पथरी, रक्तप्रमेह अने मधुमेह—आ रोगो दूर थाय छे.

**३८ चोपचीनीपाक :**—चोपचीनीनु चूर्ण ४८ तोला अने पीपळीमूळ, लींडीपीपर, मरी, सूठ, तज, अक्कलकरो अने लवग, ए प्रत्येक एकएक तोलो तथा सर्व चूर्णनी बराबर साकर नाखी तेनो पाक करवो तेमाथी एक तोलो पाक सवारे अने साजे खावा आपवो. पथ्य चोपचीनी चूर्णनी माफक राखवु, एटले उपदश(गरमी), व्रण, कोढ, वातरोग, भगदर, धातुक्षयथी थयेली उधरस, सळेखम, क्षय तथा सपूर्ण वातरोगनो नाश करी पुष्टि आपे छे

**३९ जातिफळपाक (जायफळपाक) :**—जायफळ, लवग, शतावरी, गोखरु, वरियाळी, भिलामो अजमो, वावडिग, जावत्री, पीपळीमूळ, चित्रो, चवक, अक्कलकरो, हळदर अने त्रिफळा, ए औषधो समभागे लई तेनुं चूर्ण करवु साकरनो पाक करी तेमा आ औषधोनु चूर्ण, पंचामृत रस १ तोलो अने मध ३२ तोला नाखवु आ पाक बळ आपनार होई वातरोग, कफरोग, सोजो, दम, पीठ, कमर अने बरडाना ठेकाणानो वायु, उदररोग, अर्दित वायु, अपबाहुक, खजवायु, पांडुरोग, अपतत्रक अने अपतानक वायु तथा वलिपलितनो नाश करे छे आ पाक स्त्रीओने हितावह छे सिंह जेम हाथीना समूहनो नाश करे छे,'तेम आ पाक वायु सबधी रोग तथा रक्त सबधी रोगनो नाश करे छे.

**૪૦ જાતિફળપાક બીજો:**—૫૦૦ જાયફળ લઈ ચૂર્ણ કરી તેનો ૨૦૪૮ તોલા દૂધમા માવો કરવો પછી સાકર ૪૦૦ તોલા, ઘી ૮૦ તોલા, વંશલોચન ૧૬ તોલા તથા ભીમસેની કપૂર, ચણકબાબા, લવંગ, તજ, તમાલપત્ર, એલચીદાણા અને મોચરસ એ પ્રત્યેકનું ચાર ચાર તોલા ચૂર્ણ લઈ પાકમાં નાખી પાક તૈયાર થયા પછી રોજ એક તોલો આપવુ, એટલે શ્વાસ, ઉધરસ, સંગ્રહણી, પ્રમેહ, મૂળવ્યાધિ, ક્ષીણતા, કૃશત્વ અને સર્વ રોગનો નાશ થાય છે.

**૪૧ જીરાપાક:**—૬૪ તોલા જીરૂ ૨૫૬ તોલા દૂધમા બાફી તેનો માવો કરી ઘીમા શેકવો. ત્યાર પછી ૧૨૮ તોલા સાકરની ચાસણી કરીને તેમા એ માવો મેળવ્યા પછી તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લીંડીપીપર, સૂંઠ, જીરું, નાગરમોથ વાળો, દાડમની છાલ, રસવંતી, ધાણા, હળદર, સાલમ, વંશલોચન અને તવખીર, એ સર્વ બબ્બે તોલા ખાંડીને મેળવવા એનાથી પ્રદર, રક્તપિત્ત, મુખરોગ, પ્રમેહ, પથરી. જીર્ણજ્વર, દાહ, સળેખમ અને હરસનો નાશ થાય છે તથા શક્તિ આવે છે.

**૪૨ દ્રાક્ષપાક:**—દ્રાક્ષ અને સાકર, એ પ્રત્યેક ૬૪ તોલા અને દૂધ ૧૨૮ તોલા એકત્ર કરી પકવ કરવુ. પછી તેમા તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, ત્રિકટુ, કસ્તૂરી, લોહભસ્મ, અભ્રકભસ્મ, કેસર, જાવંત્રી, જાયફળ, મૃગાંક, ચાદીની ભસ્મ, ધાણા તથા ચંદન, એ પ્રત્યેકનુ બબ્બે તોલા ચૂર્ણ નાખી સારો પાક કરવો આ પાક સવારે બે તોલા પ્રમાણે ખાવા આપવો. તે સ્નિગ્ધ, શુક્રકર, પ્રમેહનાશક, પિત્તરોગનાશક અને મૂત્રાઘાત, વિબંધ, મૂત્રકૃચ્છ્ર, રક્તપીડા, હૃદય તથા હાથપગના તળિયાના દાહનો નાશ કરે છે એ પ્રાણીઓને સૌખ્યદાયક છે.

**૪૩ દ્રાક્ષપાક બીજો:**—૬૪ તોલા કાળી દ્રાક્ષ લઈ પાણીથી ધોઈને છાંયે સૂકવવી પછી તે આઠગણા દૂધમા પચવી તેમા પિત્તપાપડો, મોરવેલ, અતિવિષ, પટોલપત્ર, ધાણા, વાળો, બાળહરડે અને ભોયકોળાનું વસ્ત્રગાળ ચૂર્ણ, પ્રત્યેક તોલો તોલો નાખી તે સર્વના બરોબર સાકર નાખી આ પાક ઘીની સાથે અથવા માખણની સાથે ખાવો; એટલે પિત્ત, સંગ્રહણી, પાંડુરોગ, કમળો, અતિતૃષ્ણા, શ્રમ, મૂર્ચ્છા, તૃષા, હેડકી, તમકશ્વાસ, ઉન્માદ, પથરી, પ્રમેહ, પિત્ત અને હરસનો નાશ થાય છે.

**૪૪ ધાત્રીપાક:**—પાકેલા આમળા લઈ સોયાથી કોચવા પછી આદાના પાન સાથે પાણીમા નાખી બાફવા. તેમાથી કાઢી પુનઃ દૂધમા બાફવા. પછી પાણીમા બાફી તે મધના ભરેલા વાસણમા વીસ દિવસ રાખવા અને પછી જૂનુ થયેલુ મધ કાઢી નાખી બીજા નવા મધમા નાખવા અને તેમા ખાંડ, આમળાં, ગજપીપર, એલચી, વંશલોચન, લોહભસ્મ અને બંગભસ્મ ( કલાઈની ભસ્મ ) નાખી શુભ દિવસ જોઈ સવારે ૧ તોલો બળ માટે તથા ક્ષયરોગ ઉપર ખાવા આપવો તેના ઉપર મધુર અને પથ્ય પદાર્થો ખાવા આપવા, એટલે પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, કોઢ, પિત્તપ્રકોપ, પિત્તજન્ય સર્વરોગ અને રક્તવિકારનો નાશ થાય છે. આ પાક વીર્યવૃદ્ધિ કરનાર અને ઉત્તમ વાજીકરણ છે

**૪૫ નારિકેલખંડપાક:**—ઝીણુ ખમણેલું કોપરું ૧૬ તોલા લઈ, તે ૪ તોલા ઘીમા સારી પેઠે શેકી, તેમા સમભાગે ખાંડ અને ૧૨૮ તોલા નાળિયેરનુ પાણી નાખી, ગોળના પાક જેવુ થાય ત્યા સુધી ઉકાળી પછી તેમા ધાણા, લીંડીપીપર, નાગરમોથ, વંશલોચન, જીરુ, શાહજીરુ, એલચી, તજ, તમાલપત્ર અને નાગકેસર, એ પ્રત્યેકનુ ચૂર્ણ કરી તે અર્ધો તોલો નાખી ઠંડો થયા પછી ખાવા આપવો, એટલે તે અમ્લપિત્ત, અરુચિ, ક્ષય, રક્તપિત્ત, શૂળ અને ઊલટીનો નાશ કરી ધાતુવૃદ્ધિ કરે છે

**૪૬ નારિકેલખંડપાક બીજો:**—૧૬ તોલા કોપરુ પાટિયા ઉપર વાટવુ પછી તે ચાર તોલા ઘીમા શેકી નાખવુ પછી ૧૬ તોલા સાકર લઈ તેનો નાળિયેરના પાણીમા જાડો પાક કરવો નાળિયેરનુ પાણી ન મળે તો ગાયનુ દૂધ લઈ પાક કરવો પછી તેમા ધાણા, પીપળીમૂળ અને ચાતુર્જાત, એ દરેક ચાર ચાર માસા નાખી પાક તૈયાર કરવો એ પાકમાથી રોજ ૪ તોલા અથવા ૨ તોલા પાક ખાવા આપવો, એટલે પુરુષાર્થ, નિદ્રા, બળ વગેરે પ્રાપ્ત થઈ અમ્લપિત્ત, રક્તપિત્ત, પરિણામશૂળ તથા ક્ષયનો નાશ થાય છે.

**૪૭ નારિકેલખંડપાક ત્રીજો :**—લીલું કોપરું ૬૪ તોલા લઈ પાટિયા ઉપર બારીક કરી, તે ગોળો એક વાસણમા મૂકી તેમા તેનું (નાળિયેરનુ) પાણી રેડવું. પછી ગાયનું ઉત્તમ ઘી ૩૨ તોલા તથા સાકર ૬૪ તોલા નાખી, મંદ અગ્નિ ઉપર હળવે હળવે પચન કરી ઘૂંટતા જઈ પાક કરવો. તે કડછીએ ચોટવા લાગે એટલે તેમા જાયફળ, તજ, એલચી, તમાલપત્ર, મરી, સૂંઠ, જીરું, વાવડિંગ, વરિયાળી અને જાવંત્રી, એ તોલો તોલો નાખી તે પાક ખૂમચામા પહોળો કરવો, ઠંડો થયા પછી તેના ચોસલા પાડી તેને કપૂર, લોબાન વગેરે સુગંધીના ધૂપ દીધેલા ઉત્તમ ઘીના નીતરેલા વાસણમા ભરી રાખવો આ પાક હૃદયને હિતકર, વિષ્ટંભી, શીતળ, તૃપ્તિકારક, ગુરુ, સ્નિગ્ધ, વીર્યવર્ધક, બસ્તિશોધક, અગ્નિવર્ધક તથા મધુર અને રક્તપિત્ત, વિષદોષ, વાતરક્ત, ગૃધ્રસી, નેત્રરોગ તથા વાતપિત્તનો નાશક, કામવર્ધક, બળકારક, શુક્રવર્ધક, ધાતુપુષ્ટિકારક, સુખદાયક, શરીરની કાંતિ ઉત્તમ કરનાર અને કડૂ(ખસ), હૃદ્રોગ, કંઠરોગ, મૂળવ્યાધિ, ઉન્માદ અને ચાર પ્રકારના પ્રદરનો નાશ કરનાર છે આ પાક અતિ મૈથુનથી ક્ષીણ થયેલા પુરુષની મૈથુનવિષયની ફરી પ્રાપ્તિ ઉત્પન્ન કરે છે તથા સ્ત્રીઓ, બાળક અને વૃદ્ધને પણ હિતકારક છે આ પાક રસાયન અને જરાવ્યાધિનાશક હોઈ અમૃતના જેવો ગુણકારક છે.

**૪૮ નારિકેલખંડપાક ચોથો :**—લીલુ કોપરું ૬૪ તોલા લઈ તેને પાટિયા ઉપર બારીક વાટવું અને કોળાની અંદરના બિયા કાઢી નાખી કકડા કરી તે ૧૨૮ તોલા લેવું. પછી ૩૨ તોલા ગાયનું ઘી લઈ તેમા તે બન્ને શેકી નાખવા. પછી તેમા ગાયનું દૂધ ૫૧૨ તોલા નાખવું, સાકર ૧૨૮ તોલા નાખવી અને મંદાગ્નિ ઉપર તેને સારી પેઠે પચન કરવું. પછી ઠરૂ થયા પછી તેમાં બારીક એલચીદાણા, ધાણા, આમળા, પિત્તપાપડો, નાગરમોથ, વાળો, કાળો વાળો, ચંદન, કાળી દ્રાક્ષ, શિંગોડા, કચરો(કસેરુ) અને તજ, એ દરેક બબ્બે તોલા નાખવુ અને પાક નવા વાસણમાં ભરી રાખવો. આ પાક અગ્નિબળ જોઈ સવારમા ચાર તોલા પર્યંત સેવન કરવા આપવો; તેથી કરી અમ્લપિત્ત, તાવ, રક્તપિત્ત, અરુચિ, વાતરક્ત, તૃષા, પિત્ત, દાહ, પાંડુરોગ, કમળો, ક્ષયરોગ અને પરિણામશૂળનો નિશ્ચય નાશ થાય છે **આ નારિકેલખંડપાક અશ્વિનીકુમારે** નિર્માણ કરેલો છે. અને તે કાંતિકર, શક્તિવર્ધક, પુરુષત્વ આપનાર, નિદ્રાકારક અને બળ આપનાર છે.

**૪૯ નારિકેલખંડપાક પાંચમો :**—શુદ્ધ કરેલા ધંતૂરાના બિયા, કાળી મૂસળી, ખુરાસાની અજમો, તાલીમખાનું અને કૌચબીજનું જુદુ ચૂર્ણ કરવુ. પછી રૂના કપાસિયાની અંદરનુ મગજ કાઢી તેને દૂધમા વાટી તેના વડે ઉપલા ચૂર્ણને એક ભાવના આપવી; તેમ જ દૂધ અને ઘીની પણ સાત ભાવનાઓ આપવી અને તડકામા સૂકવવું. પછી નાળિયેરની અંદરનુ કોપરું તથા ઉપલુ—ચૂર્ણ એ બને બત્રીસગણા દૂધમા બાફવા બફાયા પછી તેને ઘીમા શેકી નાખવા પછી ચાતુર્જાત, લવંગ, જાવત્રી, જાયફળ અને સાકર એ સર્વ યોગ્ય પ્રમાણમા નાખી પાક કરવો પછી તે પાક ખાવા આપી ઉપર દૂધ પાવુ, એટલે વાતરોગ, પ્રમેહ, અશક્તિ તથા ક્ષયરોગ દૂર થાય છે અને વૃદ્ધ પણ તરુણના જેવો શક્તિમાન થાય છે.

**૫૦ નારિકેલખંડપાક છઠ્ઠો :**—૧૨૮ તોલા નાળિયેરની અંદરનું કોપરું, ઘી ૮૦ તોલા, ચારોળી ૬૪ તોલા અને ગાયનુ દૂધ ૧૬૦૦ તોલા, એ સર્વ એકત્ર કરી પચન કરવુ. પછી સાકર ૨૫૬ તોલા લેવી; તેમ જ જાવત્રી, જાયફળ, લવગ, શિંગોડા, કૌચબીજ, જાઈ, તમાલપત્ર, ધાણા, કસ્તૂરી, નાગબલા, દાડમની છાલ, ધોળુ ભોંયકોળુ, અરજુનવૃક્ષ, ગોખરુ, ષટ્કચૂરો, જટામાસી, આસંધ, ચાતુર્જાત, શતાવરી, ત્રિકટુ, નાગરમોથ, ભીમસેની કપૂર, ત્રિફળા, સુવા, ડાભ અને કાસ, એ ઔષધોનું ચૂર્ણ લઈ તેને શીમળાની છાલના રસની ભાવનાઓ આપવી પછી સર્વેનો પાક તૈયાર કરી, તે ઘીના વાસણમા ભરી રાખવો આ પાક રોજ ૨ તોલા સેવન કરવો. એટલે તેજ, અગ્નિવૃદ્ધિ, વીર્ય, બળ વગેરે પ્રાપ્ત થાય છે આ પાક ખાધા ઉપર યથેચ્છ દૂધ પાવું

**૫૧ પંચજીરકપાક :**—જીરું, કલોંજી જીરું, વરિયાળી, સુવા, અજમો, અજમોદ ધાણા, મેથી, સૂંઠ, લીંડીપીપર, પીપળીમૂળ ચિત્રક, શેરણી, ભોંયકોળાનુ ચૂર્ણ, કોષ્ઠ અને કપીલો, એ

પ્રત્યેક ચાર ચાર તોલા, ગોળ ૪૦૦ તોલા, દૂધ ૨૫૬ તોલા અને ઘી ૩૨ તોલાનો પાક સિદ્ધ કરવો. તે પાક સુવાવડીના વ્યાધિ ઉપર પ્રશસ્ત છે; તથા સુવારોગ, યોનિરોગ, તાર્વું, ક્ષય, ઉધરસ, દમ, પાંડુરોગ, કાર્શ્ય તથા વાતરોગનો નાશ કરે છે

**૫૨ પંચજીરકપાક બીજો :**—જીરું, સેરણી, ધાણા, વરિયાળી, બોર, અજમો, રાઈ, બાવળ, કાસુંદરો, લીંડીપીપર, પીપળીમૂળ, અજમોદ, સુવા અને ચિત્રાના મૂળ, એ પ્રત્યેક ચાર ચાર તોલા, ધાણા ૧૬ તોલા; કચરો(કસેરુ), તગર, કોઠ તથા અજમો, એ ચાર ચાર તોલા; ગોળ ૪૦૦ તોલા, ઘી ૬૪ તોલા અને દૂધ ૧૨૮ તોલા લઈ, તેનો મંદ અગ્નિ ઉપર ધીરે ધીરે પાક સિદ્ધ કરવો. આ પંચજીરકપાક સુવાવડી સ્ત્રીઓને ઘણો જ પ્રશસ્ત છે આ પાક ગર્ભપ્રદ હોઈ વીસ પ્રકારના યોનિરોગ, વાતરોગ, ઉધરસ, શ્વાસ, ક્ષય, હલીમક, પાંડુરોગ, દુર્ગંધી તથા મૂત્રકૃચ્છ્રને નાશ કરે છે. આ પાકના સેવનથી સ્ત્રીઓના સ્તન પુષ્ટ અને ઉપર ઊપસેલા થાય છે આ પાકનો સ્ત્રીઓએ નિત્ય ઉપયોગ કર્યાથી અલક્ષ્મી–મળવર્જિત થાય છે.

**૫૩ પડવાસપાક :**—૬૪ તોલા પડવાસ, દૂધ ૨૦૪૮ તોલા અને ઘી ૧૨૮ તોલા, એ ત્રણે એકઠાં કરી મંદ અગ્નિ ઉપર પચન કરવા કિંચિત્ જાડું થયા પછી તેમા ૬૪ તોલા મધ અને ૧૨૮ તોલા ખાંડ નાખવી જાડો થયા પછી તે પાકને ઘીના વાસણમા ભરી તેમા તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, લીંડીપીપર, સાટોડી, દૂધી, કૌચબીજ અને ગોખરુ, એ પ્રત્યેક તોલો તોલો, મજીઠ અને આસંધ એ બબ્બે તોલા, અક્કલકરો ૧ તોલો, ગુંદ ૨ તોલા, નગોડના પાદડા કિંવા મૂળ ચાર તોલા, નાગબલા, કલાઈની ભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ તથા તામ્રભસ્મ એ આઠ આઠ માસા; ગળોનું સત્ત્વ અને તવખીર એ બબ્બે તોલા, અને વાળો, ધોળું ચંદન, જટામાસી, ભીમસેની કપૂર, વંશલોચન, જાયફળ, જાવંત્રી, કેસર અને રક્તચંદન(રતાંદળી) એ દરેક ચાર ચાર તોલા નાખવું. આ પાકના સેવનથી દમ, ઉધરસ, પાંડુરોગ પ્રમેહ, યોનિરોગ, રજોદોષ, પાંચ પ્રકારનો પ્રદર અને બહુમૂત્રરોગનો નાશ થાય છે. સ્ત્રીઓને પુષ્ટતા પ્રાપ્ત થાય છે. બાળકોના અંગની વૃદ્ધિ થાય છે અને પુરુષને બળ અને વીર્ય પ્રાપ્ત થાય છે.

**૫૪ પાષાણભેદપાક :**—પાષાણભેદ ૬૪ તોલા લઈ, વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગાયના ૫૧૨ તોલા ઘીમા નાખી, મંદાગ્નિ ઉપર મૂકી, પાક હલાવતા હલાવતા જાડો કરવો પછી એલચી, લવંગ, લીંડીપીપર, જેઠીમધ, ગળો, હરડે, રેણુકબીજ, ગોખરુ, અરડૂસી, શરપુંખો, સાટોડી, જવખાર, બહેડા, જટામાસી, સપ્તાગુલ, કમળ, કલાઈની ભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, કપૂર, પિત્તપાપડો, ષટ્કચૂરો, તમાલપત્ર, નાગકેસર, તજ તથા શિલાજિત, એ પ્રત્યેક બબ્બે તોલા તથા સાકર ૯૬ તોલા લઈ ચૂર્ણ કરી દૂધ જાડું થયા પછી તે સર્વ તેમા નાખી, નીચે ઉતારી, ઠંડુ થયા પછી તેમા ૧૨૮ તોલા મધ નાખી, સ્નિગ્ધ વાસણમા તે પાક ભરી રાખવો આ પાક અર્ધા તોલા પ્રમાણે સવારે સેવન કરવો અને તીક્ષ્ણ પદાર્થ, તેલ વગેરે વર્જ્ય કરવુ એટલે પાંચ પ્રકારની અશ્મરી, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પ્રમેહ, મધુમેહ, અધોરક્ત, બસ્તિગત અને કુક્ષિગત વાત તથા પિત્તનો નાશ થાય છે તીવ્ર અશ્મરીથી પીડિત માણસને આ પાક અત્યંત હિતકારક છે જે ઔષધ બ્રહ્મદેવે બનાવ્યું અને ચ્યવનને કહ્યુ, તે આ જ ઔષધ છે.

**૫૫ પિપ્પલીપાક :**—૬૪ તોલા લીંડીપીપર લઈ તે દૂધમા વાટવી અને પછી તે લીંડીપીપર મંદાગ્નિ ઉપર ૨૫૬ તોલા ઘીમા શેકવી. પછી ૨૫૬ તોલા ખાંડ લઈ તેનો પાક કરી તેમા તે લીંડીપીપર નાખવી પછી તજ, તમાલપત્ર, એલચી તથા નાગકેસરનુ ચૂર્ણ બાર તોલા નાખવુ અને તેની થેપલીઓ કરવી. આ પાક રોગીના દોષ અને ધાતુબળ જોઈ તે પ્રમાણે આપવો તે ધાતુવર્ધક, બળકારક, હૃદયને હિતાવહ તથા તેજની વૃદ્ધિ કરનાર છે આ પાક જીર્ણજ્વર અને ક્ષયથી ક્ષીણ થયેલા પુરુષને પુષ્ટિકારક હોઈ ઊલટી, તૃષા, અરુચિ, શ્વાસ, શોષ, જિહ્વારોગ, કમળો, હૃદ્રોગ, પાંડુરોગ, પ્રદર, ત્રિદોષ, વાતરક્ત, સળેખમ અને આમવાતનો નાશ કરે છે. આ પાક એક વર્ષ સેવન કરવાથી અંગની વૃદ્ધાવસ્થા જઈ તરુણપણું પ્રાપ્ત થાય છે

**૫૬ પિપ્પલીપાક બીજો:**—૬૪ તોલા લીંડીપીપરનુ ચૂર્ણ લઈ તે ચોગણા દૂધમા પચન કરવુ. પછી તેનો ગોળો થયા પછી ૨૫૬ તોલા ઘીમા શેકવો. પછી ૨૫૬ તોલા સાકરનો પાક કરી તેમા લીંડીપીપરનો ગોળો અને એલચી, તજ, નાગકેસર, લવંગ, જટામાસી, સૂંઠ, મરી, લીંડીપીપર, નાગરમોથ, ચંદન, તગર, ત્રિકટુ, જાવંત્રી, કેસર, જેઠીમધ, તલ, પારાની ભસ્મ, એ પ્રત્યેક તોલો તોલો નાખી, જાડો થયા પછી નીચે ઉતારવો. પછી તેમા ૩૨ તોલા મધ નાખી તે પાક અગ્નિબળ જોઈ સેવન કરવો આ પાક વીર્યવર્ધક, પુષ્ટિકર, રુચિકર, નેત્રોને હિતાવહ, અગ્નિવર્ધક, બળકર, ધાતુવૃદ્ધિકર, વીર્યસ્તંભક અને વાજીકરણ કરનારો હોઈ વીસ પ્રકારનો પ્રમેહ, ત્રિદોષ, ક્ષયરોગ, વાતરોગ અને હૃદ્રોગનો નાશ કરે છે.

**૫૭ પિપ્પલીપાક ત્રીજો:**—ઉપર કહેલા વજન પ્રમાણે પીપરનુ ચૂર્ણ દૂધમા પાચન કરી તેને ૫૧૨ તોલા ઘીમા શેકવુ, પછી ૨૫૬ તોલા સાકરની ચાસણીમા મેળવી તેમા તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, લવંગ, જાવંત્રી, જાયફળ, સફેદ મૂસળી, કાળી મૂસળી, કેસર અને વંશલોચન, એ પ્રત્યેક બબ્બે તોલા નાખી, પાક બહુ જ જાડો થયા પછી નીચે ઉતારી ઠંડો કરી ઘીથી નીંવડેલા વાસણમા ભરી રાખવો આ પાક રોજ સવારમા અગ્નિબળ જોઈ સેવન કરવા આપવો. આ પાક પંઢત્વ, વ્રણ, ક્ષીણત્વ તથા દુર્બલત્વનો નાશ કરે છે અને સ્ત્રીસંગ કરનારને, વૃદ્ધને તથા જેનો સ્વર બદલાયેલો છે, એવા પુરુષોને હિતાવહ છે.

**૫૮ પિપ્પલીપાક ચોથો:**—૬૪ તોલા લીંડીપીપર લઈ તે દૂધમા વાટી અને ૧૨૮ તોલા ઘી લઈ તેમા મંદાગ્નિથી શેકવી. પછી ૧૦૨૪ તોલા સાકરની ચાસણી કરી તેમા તે નાખવી અને તજ, તમાલપત્ર, એલચી તથા નાગકેસર, એનુ ચૂર્ણ ૧૨ તોલા નાખવુ અને તેના ચોસલા પાડવાં. આ પાક ધાતુવર્ધક, બળકારક, હૃદયને હિતાવહ અને કાંતિની વૃદ્ધિ કરનાર હોઈ ક્ષય, પાંડુ, શ્વાસ, ઉધરસ, વાતરક્ત, ઊલટી, તૃષા, અરુચિ, શોષ, જિહ્વારોગ, જીર્ણજ્વર, કમળો, ત્રિદોષ, હૃદ્રોગ, પ્રદર, સળેખમ અને આમવાતનો નાશ કરે છે. આ એક વર્ષ આપવાથી વલિપલિત રોગ જઈ મનુષ્યને તરુણ કરે છે,

**૫૯ પીલુપાક:**—૨૦૪૮ તોલા પીલુના લીલા ફળોનો રસ લઈ તે વસ્ત્રગાળ કરી વાસણમાં નાખી જાડો થાય ત્યા સુધી હલાવવો, પછી તેમા ગોળ ૧૨૮ તોલા, ઘી ૬૪ તોલા અને ચાતુર્જાત, લવંગ, સૂંઠ, મરી, લીંડીપીપર, જાવંત્રી તથા જાયફળનું ચૂર્ણ એકેક તોલો નાખી મંદાગ્નિ ઉપર તૈયાર કરવો આ પાક રોજ ૧ તોલા પ્રમાણે ૨૧ દિવસ સુધી ખાવા આપવો, અને ભજિયા, ખાટા, ખારા તથા તીખા પદાર્થ વર્જ્ય કરવા એથી વાતરોગ, મૂળવ્યાધિ, શ્વાસ, ઉધરસ, પિત્તવિકાર, અગ્નિમાદ્ય, કફરોગ, રક્તવિકાર, પીનસ, શોષ, દાહ, સર્વ પ્રકારના ઉદરરોગ તથા વિદ્રધિરોગનો પણ નાશ થાય છે આ પીલુપાક માણસોને સુખદાયી હોઈ સર્વરોગનાશક છે.

**૬૦ પૂગપાક:**—નાગકેસર, નાગરમોથ, સૂંઠ, ચંદન, મરી, લીંડીપીપર, આમળા, ચારોળી, તાલીમખાનુ, રિસામણી, તજ, તમાલપત્ર, એલચીદાણા, જીરુ, શાહજીરું, શિંગોડા, વંશલોચન, જાવંત્રી, લવંગ, ધાણા અને વરિયાળી, એ પ્રત્યેક એકેક તોલો; તથા સોપારી ૩૨ તોલા લઈ ચૂર્ણ કરી ૩૮૪ તોલા દૂધમાં બાફવુ પછી ગાયનુ ઘી ૩૨ તોલા, સાકર ૨૦૦ તોલા, આમળા ૧૬ તોલા અને શતાવરી ૧૬ તોલા, એ પ્રમાણે તેમા નાખી મંદાગ્નિ ઉપર ફરી સીજવવું પછી નીંવડેલા વાસણમાં એ પાક ભરવો અને શક્તિ પ્રમાણે સવારે સેવન કરવો આ પાક પ્રમેહ, જીર્ણજ્વર, અમ્લપિત્ત, રક્તસ્રાવ, મૂળવ્યાધિ તથા અગ્નિમાદ્યનો નાશ કરનારો હોઈ પુષ્ટિ, વીર્ય ને ગર્ભ આપનાર, મદનાશક તથા સ્ત્રીઓનો રક્તદોષ દૂર કરનાર છે

**૬૧ પૂગપાક બીજો:**—ઉત્તમ દક્ષિણી સોપારી ૪૦ તોલા લઈ કાતરીને તેને પાણીમા પલાળી રાખવી તે નરમ થયા પછી સૂકવી વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ. પછી સોપારીથી આઠગણુ દૂધ લઈ તેમા તેને ઉકાળી ગાયનું ઘી ૩૨ તોલા અને ખાંડ ૨૦૦ તોલા નાખી તે બધાનો પાક કરવો. પાક સારો સિદ્ધ થયા પછી નીચે ઉતારી તેમા એલચીદાણા, નાગમલા, બળદાણા, લીંડીપીપર,

જાયફળ, શિવલિંગી, જાવંત્રી, તમાલપત્ર, તજ, સૂંઠ, વાળો, કાળો વાળો, નાગરમોથ, ત્રિફળા, વંશલોચન, શતાવરી, કૌચબીજ, કાળી દ્રાક્ષ, તાલીમખાનું, ગોખરુ, ઊભી ભોંયરીંગણીના મૂળ, ખારેક, ખીરણી, ધાણા, જેઠીમધ, શિંગોડા, જીરુ, કલોંજી જીરુ, અજમો, જટામાસી, વરિયાળી, મેથી, ભોંયકોળું, કાળી મૂસળી, આસધ, કચૂરો(કસેરુ), નાગકેસર, મરી, ચારોળી, શીમળાનાં બી, ગજપીપર, કમળાક્ષ, ચંદન, રતાદળી અને લવંગ, એ પ્રત્યેક ચાર ચાર તોલા લઈ તેનું ચૂર્ણ કરી નાખવું: તેમ જ પારાની ભસ્મ, કલાઈની ભસ્મ. સીસાની ભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, કસ્તૂરી અને ભીમસેની કપૂર, એ યોગ્ય વિચાર કરી તે પાકમા નાખી તેના ૪ તોલા વજનના લાડુ બાંધી તે બલાબલ જોઈ સેવન કરવા. જે માણસ રોજ આ રતિવલ્લભ પૂગપાકનું સેવન કરશે, તે વીર્યવાન, બળવાન, હર્ષયુક્ત તથા પુષ્ટ થશે વૃદ્ધ પુરુષ પણ આ પાકના સેવનથી જુવાન જેવો થઈ પૂર્ણચંદ્રના જેવો સુંદર કાંતિમાન થશે આને **રતિવલ્લભ પૂગપાક** પણ કહે છે

**૬૨ બદામપાક:**—બદામ ૩૨ તોલા, માવો ૧૬ તોલા, બેદાણા ૪॥ તોલા, લવંગ ૦॥ તોલો, જાયફળ ૦॥ તોલો, વંશલોચન ૦॥ તોલો, કમળકાકડી ૦॥ તોલો, એલચી ૧ તોલો, તજ ૧ તોલો, તમાલપત્ર ૧ તોલો, નાગકેસર ૧ તોલો, સાકર ૧૬૦ તોલા, ઘી ૧૬ તોલા, એનો વિધિ પ્રમાણે પાક કરી આપવાથી વીર્યવૃદ્ધિ થઈ પુષ્ટિ થાય છે, વાતરોગ દૂર થાય છે, તાવમાથી ઊઠેલા માણસને શક્તિ આવવા માટે આ પાક ઘણો ઉપયોગી છે.

**૬૩ ભોંયકોળાનો પાક:**—ધોળું ભોંયકોળુ સૂકવી ખાંડીને તેનું ચૂર્ણ ઘીમા તળવુ અને ધોળી મૂસળીનુ પાંચ તોલા ચૂર્ણ ૬૪ તોલા દૂધમા ઉકાળી માવો કરી તે માવો ઘીમા શેકવો. પછી સારી સાકર ૩૨૦ તોલા લઈ તેની ચોતારી ચાસણી કરી તેમા માવા સહિત ભોંયકોળાનો ભૂકો મિશ્ર કરી ખૂબ ઘૂંટીને સરખુ મિશ્રણ થયા પછી તેમા લવંગ, એલચી, જાયફળ, જાવંત્રી, સૂંઠ, મરી, લીંડીપીપર, નાગકેસર, કેસર, વંશલોચન અને તજ, એ સમાન ઔષધોનું ચૂર્ણ ૨ તોલા સુધી, શાહજીરું એક તોલો અને પીપળીમૂળ ૪ તોલા મિશ્ર કરી, એ પાકના ચોસલા પાડવા એ દરરોજ બે તોલા પ્રમાણે સવારસાંજ સેવન કરવાથી ક્ષયરોગ દૂર થઈ મનુષ્ય ઉત્તમ વીર્યવાન થાય છે.

**૬૪ ભોંયકોળાનો પાક બીજો:**—ભોંયકોળાના કકડા કરી કાંજીમા પલાળી રાખવા; પછી પાણીથી ધોઈ ૬૪ તોલા દૂધમા ઉકાળી પછી ઘીમા તળવા પીળા થયા પછી સાકરની ચાસણી કરી, તેમા ૪ તોલા લીંડીપીપર, ૨ તોલા સૂંઠ, ૨ તોલા મરી, ૨ તોલા જીરુ, ૨ તોલા આમળા, ૨ તોલા તજ, ૧ તોલો એલચી, ૧ તોલો તમાલપત્ર, ૨ તોલા શિંગોડા, ૨ તોલા કચૂરો, ૨ તોલા પીપળીમૂળ, ૨ તોલા ચવક, ૨ તોલા ચિત્રક, ૪ તોલા ચારોળી, ૪ તોલા મૂસળી અને ૧ તોલો લવંગ, એમનું ચૂર્ણ કરી પાકમા નાખી ચોસલા પાડવા. તે પાક ઘીમાં ખાવો એનાથી રક્તપિત્ત, તાવ, ઉધરસ, કમળો, તમકશ્વાસ, ભ્રમ, ઊલટી, તૃષા, પાંડુરોગ, ક્ષતક્ષય. અપસ્માર, શિરોરોગ, યોનિશૂળ તથા યોનિમાર્ગનો રક્તપ્રવાહ(પ્રદર) અને અગ્નિમાંદ્ય, એ રોગો દૂર થઈ વીર્યવૃદ્ધિ અને પુષ્ટિ થાય છે.

**૬૫ મહાકામેશ્વરપાક:**—ઉપરના 'રતિવલ્લભ પૂગપાક'મા ખુરાસાની અજમો, શુદ્ધ કરેલાં ધતૂરાના બી, અક્કલકરો, સમુદ્રશોષ, માયા, ખસખસ અને તજનુ ચૂર્ણ મેળવવુ, અને સર્વ ચૂર્ણના અર્ધે ભાગે ભાગ મેળવવી; એટલે આ કામેશ્વરપાક સિદ્ધ થાય છે

**૬૬ મહાકામેશ્વરપાક બીજો:**—ધોળું ચંદન, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, લીંડીપીપર, સૂંઠ, શતાવરી, નાગરમોથ, શિંગોડા, કમળ, ચારોળી, બોર, આમળા, કમળકાકડી, વંશલોચન, દ્રાક્ષ, જીરુ, ધાણા, લવંગ, જાવંત્રી, શુદ્ધ લોહભસ્મ, શુદ્ધ કરેલો હિંગળોક, એ બબ્બે તોલા, લીના નાળિયેરનુ કોપરુ તથા સોપારી ૩૨ તોલા અને ગાયનુ દૂધ ૩૮૪ તોલા, એ પ્રમાણે લઈ એકત્ર પચન કરવુ પછી આમળા તથા શતાવરી સોળ સોળ તોલા લઈ ચૂર્ણ કરી તે સર્વ ચૂર્ણ ઘીમા શેકી નાખવુ કલાઈની ભસ્મ ૨ તોલા અને ખાંડ ૪૦૦ તોલા લઈ તેનો પાક કરી તેમા ઉપલી સર્વ જણસો નાખી, પાક સિદ્ધ કરી તે સવારે સેવન કરવો, આ પાકના સેવનથી પ્રમેહ,

વાતરોગ, પેટ ચડવું, શૂળ, ક્ષીણત્વ, દૈન્ય, રક્તપ્રદર, મુખરોગ, મૂળવ્યાધિ, કર્ણરોગ, નેત્રરોગ, કેશની અંદરનો રોગ, જરા(વૃદ્ધાવસ્થા), કુષ્ઠ, પિત્ત, અગ્નિમાંદ્ય અને હૃદ્રોગ દૂર થઈ પુષ્ટિ, બળ અને આનંદ પ્રાપ્ત થાય છે

**૬૭ ભલ્લાતકપાક:**—૧૨૮ તોલા ભિલામા લઈ તેના કકડા કરી તે ૨૦૪૮ તોલા દૂધમા પચન કરવા સારા પાકાં થયા પછી દૂધમાંથી બહાર કાઢી નાખવા. પછી તેમા ૨૫૬ તોલા ઘી અને ૬૪ તોલા સાકર નાખવી. હરડે, બહેડા, આમળા, નાગરમોથ, મજીઠ, ધાણા, જીરું, ચાતુર્જાત, વાળો, જેઠીમધ, પદ્મકાષ્ઠ, કેસર, લવગ, જાયફળ, ભોયકોળુ, કમળ, વંશલોચન, લોહભસ્મ, તામ્રભસ્મ, ભીમસેની કપૂર અને ખેરસાર, એ સર્વનુ મળી ૩૨ તોલા ચૂર્ણ કરવુ. પછી સર્વેનો પાક કરી તે રોજ ૪ તોલા ખાવા આપવો; એટલે રક્તપિત્ત, કોઢ, દાદર, ખસ, ઝીણી ફોડકીઓની ખસ, વાતરક્ત, રક્તસ્રાવી વાતરક્ત, શરીરમા રોજ સણકા થતા હોય તે, બહેરાપણું, શિથિલતા અને સર્વ પ્રકારના પિત્તરોગનો નાશ થાય છે

**૬૮ બૃહન્મૂસલીપાક:**—૬૪ તોલા કાળી મૂસળીનું ચૂર્ણ લઈ તેનાથી આઠગણા દૂધમા પચન કરવુ. વ્યોષ(સૂંઠ, મરી તથા લીંડીપીપર), ત્રિજાત(તજ, તમાલપત્ર, એલચી), શેરણી, વરિયાળી, શતાવળી, જીરુ, અજમો, ચિત્રો, ગજપીપર, અજમોદ, પીપળીમૂળ, આમળા, પટ્કચૂરો, ગોખરુ, ધાણા, આસંધ, હરડે, સમુદ્રશોફના બી, લવંગ, જાયફળ, જાવંત્રી, નાગકેસર, તાલીમખાનું, બળદાણા, પેટારીના (કાગસીના) બિયા, જીતાવણી(ગંગેટી), કૌચબીજ, જેઠીમધ, મોચરસ, શિંગોડા, કમળકાકડી, વંશલોચન, વાળો, ચણકબોબા, અક્કલકરો અને ચંદન, એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. સારા ચોખ્ખા તલ ૩૨ તોલા લેવા રસસિંદૂર, અભ્રકભસ્મ અને લોહભસ્મ, એ પ્રત્યેક બબ્બે તોલા લેવું. પછી સર્વ ઔષધોથી બમણી સાકર લઈ તેનો પાક કરી તેમા ઉપરના સર્વ ઔષધો નાખી પાક તૈયાર કરી બબ્બે તોલા વજનના લાડુ બાધવા. પછી શુભ દિવસ જોઈ ઇષ્ટદેવતાનું પૂજન કરી રોજ એક લાડુ સેવન કરવો અને તે ઉપર થોડું દૂધ પ્રાશન કરવું, તેથી કરી અગ્નિમાંદ્ય, ગુલ્મ, પ્રમેહ, મૂળવ્યાધિ, શ્વાસ, ઉધરસ, વ્રણરોગ, ક્ષય, કમળો, પાડુરોગ, ધાતુક્ષીણતા, દૃષ્ટિમાંદ્ય, વાતરોગ, પિત્તરોગ, કફરોગ, ષંઢત્વ, પ્રદર, શુક્રદોષ, ઉરક્ષત, રજોદોષ, મૂત્રકૃચ્છ્ર, મૂત્રાઘાત, પથરી, પ્રમેહ, મલબદ્ધરોગ, કૃશત્વ, દુર્બલત્વ, ગર્ભિણીના રોગ અને વાતરક્તનો નાશ થાય છે. વળી એના સેવનથી અગ્નિવૃદ્ધિ, કાંતિવૃદ્ધિ, તેજોવૃદ્ધિ અને કામવૃદ્ધિ પ્રાપ્ત થઈ વલિપલિત રોગનો નાશ થાય છે. ક્ષીણવીર્ય પુરુષ અને સ્ત્રીઓને માટે અશ્વિનીકુમારે આ પાક નિર્માણ કરેલો છે. શુક્રવૃદ્ધિ કરનાર આ પાકના કરતા ઉત્તમ બીજો કોઈ પાક નથી

**૬૯ મૂસલીપાક:**—૩૨ તોલા કાળી મૂસળીનું ચૂર્ણ લઈ તે ૮૦૦ તોલા દૂધમાં પચન કરવુ. પછી ઘી ૬૪ તોલા, સાકર ૧૦૦ તોલા, ગુંદર ૧૬ તોલા, કોપરુ ૧૨ તોલા, બદામ ૧૨ તોલા, ચારોળી ૧૨ તોલા; જાયફળ, લવંગ, કેસર, ત્રિફળા, જટામાસી, કૌચબીજ, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, સૂંઠ, મરી, લીંડીપીપર, જાવંત્રી અને કેળનો કંદ એ પ્રત્યેક તોલો તોલો લઈ એ સર્વનો પાક કરી બબ્બે તોલા વજનના લાડુ બાધી તે ખાવા આપવા; તેથી કરી ધાતુક્ષીણતા, અશક્તિ, અગ્નિમાંદ્ય, ઉધરસ, અરુચિ, પાડુરોગ, દુર્બળતા, વિષમજ્વર, સર્વ વાતરોગ, પ્રમેહ અને વલિપલિત રોગ દૂર થઈ, ક્ષીણ થયેલા ગાત્રો પુષ્ટ થાય છે અને મનોહર કાંતિ થાય છે. આ મૂસળીપાકના સેવનથી વાઝણી સ્ત્રીને પણ પુત્રપ્રાપ્તિ થાય છે

**૭૦ મૂસલીપાક બીજો:**—૩૨ તોલા મૂસળીકંદનું ચૂર્ણ, ૬૪ તોલા દૂધ, ૩૨ તોલા ઘી અને સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, નાગકેસર, શેરણી, વરિયાળી, શતાવરી, જીરું, અજમો, જાવંત્રી, ખોડી અજમો, પીપળીમૂળ, આમળા, ષટ્કચૂરો, ગોખરુ, ધાણા, આસંધ, બાળહરડે, મોથ, સમુદ્રશોફના બી, લવંગ, જેઠીમધ, મોચરસ, શિંગોડા, કમળકાકડી, તવખીર, ચણકબોબા, અક્કલકરો, વાળો અને ચંદન, એ ૩૨ ચીજો દરેક તોલો તોલો, ૧૬ તોલા ફોતરા કાઢેલા તલ અને સર્વથી બમણી સાકર નાખી પાક કરી ૪ તોલાના લાડુ કરવા એ દરરોજ સવારે એકેક

લાડુ ખાઈ ઉપર ૧૬ તોલા દૂધ પીવું એનાથી મંદાગ્નિ, ગુલ્મ, મેદ, અર્શ, શ્વાસ, વ્રણ, ક્ષય, કમળો, પાંડુ અને શુક્રદોષ વગેરે દૂર થાય છે

**૭૧ મેથીપાક :**—મેથી અને સૂંઠ, એ પ્રત્યેક ૩૨ તોલા લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ૫૧૨ તોલા દૂધમાં ૩૨ તોલા ઘી નાખી તેમા તે ચૂર્ણ નાખી એકત્ર જાડું થાય ત્યા સુધી પાક કરવો. તેમા ૨૫૬ તોલા ખાંડ નાખી ફરીથી મંદાગ્નિ ઉપર પકવ કરવુ. પાક સારો થયા પછી નીચે ઉતારવો. પછી મરી, લીંડીપીપર, સૂંઠ, પીપળીમૂળ, ચિત્રક, અજમો, જીરુ, ધાણા, કલૌંજી જીરું, વરિયાળી, જાયફળ, પટ્કચૂરો, તજ, તમાલપત્ર અને નાગરમોથ, એ પ્રત્યેક ચાર તોલા અને મરી ૭ તોલાનું ચૂર્ણ તેમાં નાખી હલાવી રાખી મૂકવુ. આ પાકને મેથીપાક કહે છે આ પાક ચાર તોલા કિંવા શક્તિ પ્રમાણે સવારે ભક્ષણ કરવો. આ પાક આમવાત, અન્ય વાતરોગ, વિષમજ્વર, પાંડુરોગ; કમળો, ઉન્માદ, અપસ્માર, પ્રમેહ, વાતરક્ત, અમ્લપિત્ત, શિરોરોગ, નાસારોગ, નેત્રરોગ, ધૂપણી (પ્રદર) અને સૂતિકારોગ એ સર્વ રોગોનો નાશ કરે છે, એમા સંશય નથી. આ પાક શરીર પુષ્ટ કરનાર, બળ દેનાર અને વીર્યવૃદ્ધિ કરનાર છે

**૭૨ મેથીપાક બીજો :**—૮૦૦ તોલા દૂધ અને ૧૨૮ તોલા ઘીમા ૬૪ તોલા મેથીનું ચૂર્ણ નાખી મંદાગ્નિ ઉપર પચન કરવુ મધના જેવુ જાડુ થયા પછી તેમા સાકર ૧૯૨ તોલા તથા મધ ૬૪ તોલા નાખવુ તેનો સારો પાક થયા પછી તેમા ચાતુર્જાત ૪ તોલા તથા પંચકોળુ ૫ તોલા અને મરી ૬ તોલા નાખવુ અને અગ્નિબળ જોઈ રોજ ૪ તોલા પ્રમાણે ખાવા આપવો તેથી કરી આમવાત, સર્વ પ્રકારના વાતરોગ, જ્વર, વિષમજ્વર, પાંડુરોગ, કમળો, ઉન્માદ, અપસ્માર, પ્રમેહ, વાતરક્ત, અમ્લપિત્ત, શીતપિત્ત, શિરોરોગ, નેત્રરોગ તથા સુવારોગનો નાશ થાય છે અને શરીરની પુષ્ટિ થઈ બળવીર્યની વૃદ્ધિ થાય છે.

**૭૩ લવંગપાક :**—૬૪ તોલા લવંગ લઈ તે ૧૦૨૪ તોલા ગાયના દૂધમા મંદાગ્નિ ઉપર માવો થાય ત્યા સુધી સીજવવુ પછી નીચે ઉતારી તેમા સાકર ૧૨૮ તોલા અને જાયફળ, ચણકબોબા, લીંડીપીપર, સૂંઠ, મરી, ત્રિફળા, હળદર, દારુહળદર, એલચી, તગર, કેસર, જાવંત્રી, આસંધ, પુષ્કરમૂળ, પીપળીમૂળ, બળદાણા, અફીણ, લવંગ, અતિવિષ, ગોખરુ, ભીમસેની કપૂર, ખુરાસાની અજમો, ચવક અને નાગકેસર, એ દરેક તોલેતોલો તથા પારદભસ્મ (પારાની ભસ્મ), તાંબાની ભસ્મ, એ દરેક ચાર ચાર માસા નાખી, આ પાક બબ્બે તોલા સેવન કરવો તથા તે ઉપર ગાયનુ દૂધ પ્રાશન કરવુ, એટલે તુષ્ટિ અને પુષ્ટિ પ્રાપ્ત થઈ વીર્યસ્તંભન થાય છે; તેમ જ પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, ગુલ્મ, પાંડુરોગ, પ્રમેહ, પથરી, મૂત્રકૃચ્છ્ર, વાતરોગ, અર્બુદ, પિત્તપ્રદર, કુષ્ઠ, હેડકી, નેત્રરોગ, મસ્તકરોગ અને વાતરોગનો નાશ થાય છે. આ અવલેહ બ્રહ્માજીએ નિર્માણ કરેલો અને સર્વ પાકોમા શ્રેષ્ઠ છે આ પાકના સેવનથી શૈત્ય તત્કાળ દૂર થાય છે.

**૭૪ લવંગપાક બીજો :**—લવંગ ૩૨ તોલા, ગાયનુ દૂધ ૫૭૨ તોલા, ઘી ૩૨ તોલા અને ખાંડ ૬૪ તોલા લઈ મંદાગ્નિ ઉપર હળવે હળવે પચન કરવુ. પછી તેમા નીલકમળ ૪ તોલા, એલચીદાણા અને ચંદન બબ્બે તોલા, ભીમસેની કપૂર, અગર અને તગર એ તોલો તોલો નાખવુ. તેમ જ પંચામૃત (સૂંઠ કાળી મૂસળી, ગળોનુ સત્ત્વ, શતાવરી અને ગોખરુ), એ પદાર્થો નાખી પાક તૈયાર કરવો રોગથી અતિ જર્જર દેહ થયેલો હોય એવા પુરુષે આ પાકનુ સેવન કરવાથી ક્ષય, મહાશ્વાસ, પાંચ પ્રકારની ઉધરસ, વલિપલિત અને અન્ય રોગનો નાશ થાય છે

**૭૫ લસુનપાક :**—૬૪ તોલા લસણ ગંધ જવા માટે રાત્રે છાશમા પલાળી રાખી સવારે તેમાથી કાઢી સારી રીતે ધોઈ પછી વાટીને ગાયના ૫૧૨ તોલા દૂધમા બાફવુ. પછી તે જાડુ થયા પછી તેમા ઘી ૩૨ તોલા; રાસ્ના, શતાવરી, અરડૂસી, ગળો, ષટ્કચૂરો, સૂંઠ, દેવદાર, વરધારો, અજમો, ચિત્રક, સુવા, સાટોડી, ત્રિફળા, લીંડીપીપર અને વાવડિંગ, એ પ્રત્યેકનું તોલેતોલો ચૂર્ણ નાખી, ઠંડુ થયા પછી ૩૨ તોલા મધ નાખી પાક તૈયાર કરવો પછી તેમાથી ખાંડની સાથે થોડો ખાવા આપવો. તે પાક આઢ્યવાત, હનુગ્રહ, આક્ષેપક, ભગ્નવાત, કટિવાત, ઉરુસ્તંભ, હૃદ્રોગ,

સર્વાંગવાત, સંધિભગવાત તથા ૮૦ પ્રકારના વાયુનો નાશ કરે છે. આ પથ્યકારક લસૂનપાક વર્ણકર છે અને આયુષ્ય તથા પુષ્ટિ કરે છે.

**૭૬ લસુનપાક બીજો:**—લસણ સારું છોલી તે ૬૪ તોલા લઈ ૨૦૪૮ તોલા દૂધમા ૧૬ તોલા ઘી નાખી સીજવવું. તેનો સારો પાક થઈ મધ જેવુ થાય એટલે તેમા ૧૨૮ તોલા ઘી નાખી ૧૨૮ તોલા ખાડ તથા સૂઠ, મરી, લીડીપીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, પીપળીમૂળ, ચવક, ચિત્રાના મૂળ, વાવડિગ, હળદર, દારુહળદર, શેરણી, વરધારો, પોખરમૂળ, અજમો, લવગ, દેવદાર, સાટોડી, ગોખરુ, કડવો લીમડો, રાસ્ના, સુવા, શતાવરી, પટ્કચૂરો, આસધ અને કૌચબીજ એ પ્રત્યેકનું એકએક તોલો ચૂર્ણ નાખી પાક તૈયાર કરવો આ લસુનપાક અગ્નિબળ જોઈ સેવન કરવો એ સપૂર્ણ વાતરોગ, શૂળ, અપસ્માર, ઉરક્ષત, ગુલ્મ, ઉદરરોગ, ઊલટી, પ્લીહા, અંડવૃદ્ધિ, કૃમિ, મલબદ્ધતા, આનાહવાત, સોજો, અગ્નિમાદ્ય, બળક્ષય, હેડકી, દમ, ઉધરસ, અપતન્ત્રકવાત, ધનુર્વાત, અતગયામ, પક્ષાઘાત, અપતાનકવાયુ, અર્દિતવાયુ, આક્ષેપકવાત, કુબ્જવાત, હનુગ્રહ, શિરોરોગ, વિશ્વાચી, ગૃધ્રસી, ખલ્લીવાત, પંગુવાત, સધિવાત, બહેરાપણું અને સપૂર્ણ પ્રકારના શૂળનો અતિ જલદી નાશ કરે છે. આ લસણપાક વાતવ્યાધિરૂપ હાથીનો સિંહની પેઠે નાશ કરે છે તથા કફવ્યાધિને શાત કરી બળ અને પુષ્ટિ આપે છે. આ પાક એક વર્ષ સેવન કરવાથી વાતાદિ રોગોનો નાશ કરે છે.

**૭૭ સાલમપાક:**—૩૨ તોલા પંજાબી સાલમ, ૩૨ તોલા પિસ્તા, ૧૬ તોલા બદામગોળા, ૧૨૮ તોલા સાકર, ૯ તોલા ધોળી મૂસળી, ૪ તોલા ગોખરુ, ૨ તોલા આસંધ, ૨ તોલા તાલીમખાના, ૨ તોલા શતાવરી, ૨ તોલા કૌચબીજ, ૧ તોલો કેસર, ૨ તોલા રૂમીમસ્તકી, ૧ તોલો જાયફળ, ૧ તોલો જાવંત્રી, ૧ તોલો લવગ, ૧ તોલો તજ, ૧ તોલો ચણકબાબા, ૧ તોલો વશલોચન, ૧ તોલો બેદાણા, ૯ તોલા ચારોળી અને ૧ તોલો અખોડનો પાક કરી દરરોજ ૨ તોલા પ્રમાણે આપવો. ઉપર ૧૬ તોલા દૂધ પાવુ. આ પાક ઉત્તમ પુષ્ટિકારક અને વીર્યવૃદ્ધિકારક છે.

**૭૮ વિજયાપાક:**—ભાગ સારી રીતે ધોઈ નાખી તેનો કાઢો કરી તે ૮૦ તોલા લેવો અને દૂધ ૫૦૦ તોલા લઈ તેમાં નાખી કઢવી, જાડું થયા પછી નીચે ઉતારી તેમા ખાડ ૮૦ તોલા, ચાતુર્જાત, લવંગ, વ્યોષ (સૂઠ, મરી, લીડીપીપર), અક્કલકરો, જાયફળ, જાવંત્રી, આસધ, સાટોડી, દૂધી, કૌચબીજ અને ચવક, એ પ્રત્યેકનું ચારચાર તોલા ચૂર્ણ નાખવું અને સારી પેઠે કઢવી એ સર્વનો અવલેહ જેવો જાડો પાક થયા પછી સારા વાસણમા ભરી રાખવો. પછી તે રોજ બે તોલા પ્રમાણે સેવન કરવો આ પાકના સેવનથી ધાતુ પુષ્ટ થઈ પુષ્કળ વીર્ય પ્રાપ્ત થાય છે અને દુસ્તર પ્રમેહ, સર્વ પ્રકારના અતિસાર, ઉધરસ, દમ, ક્ષય, સ્ત્રીઓનો પ્રદર અને યોનિશૂળ ઇત્યાદિ સર્વ રોગોનો નાશ થઈ વીર્ય સ્તભન થાય છે. કોઈ કોઈ સ્થાને ચવકને બદલે બળદાણા લેવાનો રિવાજ છે

**૭૯ વિદારીકંદપાક:**—૬૪ તોલા ધોળા ભોયકોળા(છૂંદવાથી જેમાથી સફેદ દૂધ નીકળે છે તે)નુ ચૂર્ણ લઈ ૨૫૬ તોલા ઘી અને ૧૫ ગણા દૂધમા પચન કરવુ મધના જેવુ લાલ થયા પછી તેમા જાવંત્રી, જાયફળ, લીડીપીપર, એલચીદાણા, સૂઠ, ધાણા, જીરું, અગર, કેસર, વાવડિગ શિંગોડા, ગોખરુ, શતાવરી, બલદાણા અને ચણોઠીના મૂળ એ સર્વ તોલોતોલો નાખવા અને ઠંડુ થયા પછી તેમાં ૬૪ તોલા સાકર નાખવી. આ પાક રોજ ચારચાર તોલા આપવો અને તે ઉપર જૂના ચોખાનો ભાત કરીને ખાવા આપવો; તેથી કરી પુષ્કળ બળ પ્રાપ્ત થાય છે, તેમ જ સ્ત્રીઓના પ્રદર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ અને બહુમૂત્રના રોગો દૂર થાય છે.

**૮૦ શતાવરીપાક:**—શતાવરીના મૂળનો કલ્ક કરી લેવો અને કલ્કથી ચોગણુ દૂધ, દૂધના સમભાગે ગાયનુ ઘી અને કલ્કના સમભાગે સાકર લઈ ઘી શેષ રહે ત્યા સુધી પચન કરવું પાક તૈયાર થયા પછી રોજ તે બે તોલા પ્રમાણે સેવન કરવો; એટલે રક્તપિત્ત, અમ્લપિત્ત, ક્ષય અને શ્વાસનો નાશ થાય છે.

**૮૧ શાલપાક:**—દૂધ ૨૦૪૮ તોલા અને અરજુનવૃક્ષની છાલનું ચૂર્ણ ૧૧૬ તોલા, એ બે

એકત્ર કરી મંદાગ્નિ ઉપર પકવ કરવુ. પછી તેમા ૬૪ તોલા ગોળ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, જાયફળ, નાગરમોથ, વંશલોચન, ધાણા, સૂંઠ, મરી, લીંડીપીપર, આસંધ, હરડે અને લોહભસ્મ મિશ્ર કરી સેવન કરવુ; એટલે હૃદ્રોગ, ક્ષય, શોષ, વાતરોગ, હિક્કા, રક્તદોષ, વીસ પ્રકારનો પ્રમેહ, શિગેવિપાક ઇત્યાદિ સર્વ રોગોનો નાશ થશે .

૮૨ **સૂંઠીપાક:**—સૂંઠ ૩૨ તોલા, ગોળ ૧૨૮ તોલા અને ઘીથી ચોગણુ દૂધ લઈ સર્વનો મંદાગ્નિ ઉપર પાક કરી તે પાક ઘટ્ટ થયા પછી સેવન કરવો, એટલે મસ્તકશૂળ, અર્દિતરોગ, સૂર્યાવર્ત, હનુકંપ, મન્યાગ્તંભ, ગલગ્રહ, વાતરોગ અને કફાદિક અન્ય રોગનો નાશ થાય છે

૮૩ **સૂંઠીપાક બીજો:**—૪૦૦ તોલા સારી દળદાર સૂંઠ લઈ ચૂર્ણ કરી ચોગણા ગાયના અથવા બકરીના દૂધમા કઢવી તેનો માવો કરવો પછી બમણી સાકરનો પાક કરી તેમા ચાતુર્જાત, લવંગ. કેસર, લીંડીપીપર, અમ્લવેતસ, જીરુ અને શાહજીરાનું ચારચાર તોલા ચૂર્ણ નાખવુ. આ પાક શક્તિ પ્રમાણે સેવન કરવા આપવો; એટલે ગુલ્મ, અરુચિ, સોજો, શૂળ, કૃમિ, નપુંસકત્વ અને અતિસારનો નાશ થાય છે

૮૪ **સૂંઠીપાક ત્રીજો:**—૩૨ તોલા સૂંઠનુ ચૂર્ણ લઈ તે ૨૫૬ તોલા દૂધમા પચન કરી ગોળો કરવો. પછી સાકર ૬૪ તોલા લઈ પાક કરી તેમા તે સૂંઠનો ગોળો અને લવંગ તથા ચાતુર્જાત બબ્બે તોલા નાખવુ. આ પાકના સેવનથી મસ્તકરોગ, પીનસ અને સંગ્રહણીનો નાશ થાય છે

૮૫ **શેવંતીપાક:**—ધોળી શેવંતી(ગુલાબ)ના ફૂલ એક હજાર લઈ તે ૧૨૮ તોલા ઘીમા શેકવા. પછી સાકર ૨૫૬ તોલા, ચાતુર્જાત ૧૬ તોલા, કાળી દ્રાક્ષ ૨૪ તોલા, મધ ૩૨ તોલા, ગળોનું સત્ત્વ, તવખીર, ધોળુ જીરુ, સીસાની કલાઈ અને કલાઈની ભસ્મ, એ પ્રત્યેક બબ્બે તોલા પ્રમાણે લઈ સર્વ ઔષધો એકત્ર કરી વાલભર ભીમસેની કપૂર તેમા મેળવીને વાસણમા ભરી રાખવો. પછી તેમાથી રોજ અર્ધા તોલા પ્રમાણે પાક સેવન કરવો. પથ્ય પાળવુ એના સેવનથી જીર્ણજ્વર, રાત્રિજ્વર, મસ્તકરોગ, રક્તપ્રદર, રક્તજરોગ, કોઢ, નેત્રરોગ અને મુખરોગનો નાશ થાય છે. ( આ જ રીતે ગુલાબના ફૂલનો પાક કરવાથી તેના ગુણ ઉપર પ્રમાણે થાય છે )

૮૬ **શેવંતીપાક બીજો:**—કાટે શેવતી( શેવતી ગુલાબ )નાં ફૂલ એક હજાર લઈ ૧૨૮ તોલા ઘીમા તળવા. ત્યાર પછી સાકર ૨૫૬ તોલા અને તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર, એ દરેક ચારચાર તોલા, દ્રાક્ષ ૨૪ તોલા, મધ ૩૨ તોલા અને ગળોનુ સત્ત્વ ૨ તોલા એ સર્વ એકત્ર કરી તેનો અવલેહ અથવા પાક કરવો અને તે એક તોલો સવારે આપવો આ શેવંતીપાક જીર્ણજ્વર, ક્ષય, ઉધરસ, અગ્નિમાંદ્ય, પ્રમેહ, પ્રદર, રક્તવિકાર, કુષ્ઠ, અર્શ, દુ:સાધ્ય નેત્રરોગ અને મુખરોગનો નાશ કરે છે.

૮૭ **બીલીપાક અથવા શ્રીફળપાક:**—બીલાની ઉપરની છાલ કાઢી નાખી તે ૬૪ તોલા લઈ દૂધ ૨૦૪૮ તોલા અને ઘી ૬૪ તોલામા તે પકવ કરવુ. પછી તેમા સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એલચી અને લવંગ અધોઅર્ધો તોલો તથા સર્વ ઔષધોની સમાન સાકર લઈ પાક તૈયાર કરી તે રોજ બે તોલા સેવન કરવો. એના સેવનથી લોહી પડે છે તે તથા રક્તપિત્ત, વાતરોગ, ક્ષય, રક્તપ્રમેહ, રજોદોષ અને યોનિરોગ દૂર થાય છે, તુષ્ટિ અને પુષ્ટિ થઈ કામ પ્રદીપ્ત થાય છે અને ધાતુપુષ્ટિ થાય છે; તથા પીડાકારી પથરીનો નાશ થાય છે આ પાકનુ સેવન કરનારે દુગ્ધપાન અવશ્ય કરવુ, તથા મધુર આહાર સેવન કરવો.

૮૮ **સૂરણપાક:** ઇંદ્રવરણીના મૂળ અથવા ફૂલ, નાગરમોથ, સૂંઠ, દંતીમૂળ, હરડે, નસોતર, પટકચૂરો, વાવડિંગ, ગોખરુ, ચિત્રક અને માલકાગણી, એ દરેક બબ્બે તોલા લેવુ સૂરણ ૩૨ તોલા, વરધારો ૧૬ તોલા અને ભિલામા ૧૬ તોલા લઈ ૨૦૪૮ તોલા પાણીમા સર્વનો ચતુર્થાંશ કાઢો કરવો પછી ૨૫૮ તોલા ગોળ લઈ તે કાઢામા નાખી પુન: પકવ કરવો સારો પાકો થયા પછી ચિત્રાના મૂળ. નસોતર, દંતીમૂળ તથા માલકાગણી એ પ્રત્યેક ચારચાર તોલા અને વ્યોષ ( સૂંઠ, મરી, લીંડીપીપર ), એલચી, મરી તથા તજ એ પ્રત્યેકનુ બાર બાર તોલા ચૂર્ણ

નાખવુ. પછી નીચે ઉતારી ઠંડું થયા પછી તેમા મધ ૧૨૮ તોલા નાખવુ. આ પાકને 'બાહુ શાલગુડ પાક' કહે છે. આ પાકના સેવનથી સર્વ પ્રકારના મૂળવ્યાધિનો રોગ, ગોળો, ઉદરરોગ, આમવાત, સળેખમ, સંગ્રહણી, ક્ષય, પીનસરોગ, હલીમક, પાંડુરોગ અને પ્રમેહનો નાશ થાય છે. આ પાક રસાયન (જરાવ્યાધિ દૂર કરનાર) છે.

**૮૯ સૂરણપાક બીજો :**—નસોતર, માલકાગણી, દંતીમૂળ, ગોખરુ, ચિત્રાના મૂળ, સૂંઠ, ષટ્કચૂરો, ઇંદ્રવરણીના મૂળ, સૂંઠ, નાગરમોથ અને હરડે, એ પ્રત્યેક અગ્યાર તોલા તથા ભિલામા ૩૨ તોલા, વગધારો ૩૨ તોલા અને સૂરણ ૬૪ તોલા લઈ તે સર્વનો ૪૦૯૬ તોલા પાણીમા ચતુર્થાંશ કાઢો કરી તેમા ૫૧૨ તોલા ગોળ નાખવો અને કડછીને ચોટે ત્યા સુધી તે પાક કરવો. પછી નીચે ઉતારી તેમા નસોતર, માલકાગણી, સૂરણ અને ચિત્રકમૂળ, એ પ્રત્યેક આઠઆઠ તોલા અને એલચી, તજ, મરી તથા નાગકેસર, એ પ્રત્યેક ૨૪ તોલા નાખવુ. આ પાકના સેવનથી અજીર્ણ, ક્ષીણત્વ, પાચ પ્રકારનો ગુલ્મ, પ્રમેહ, પાંડુરોગ, હલીમક અને સર્વ પ્રકારના ઉદરરોગ નાશ પામે છે આ રસાયન બુદ્ધિની પુષ્ટિ કરનારું છે અને મૂળવ્યાધિ રોગનો નાશ કરનારું છે. આ પાકને 'બાહુ શાલગુડ' પણ કહે છે.

**૯૦ મહાભલ્લાતકપાક :**—કડવો લીમડો, ધોળી ઉપલસરી જાસુદી, કડુ, ત્રાયમાણ, હરડે, બહેડા, આમળા, નાગરમોથ, પિત્તપાપડો, બાવચી, ધમાસો, વજ, ખેરસાર, ચંદન, કાળીપાટ, સૂંઠ, ષટ્કચૂરો, ભારંગમૂળ, અરડૂસી, કરિયાતુ, ઇંદ્રજવ, કાળી ઉપલસરી, કડવાં ઇંદ્રવરણા, મોરવેલ, વાવડિંગ, અતિવિષ, ચિત્રકમૂળ, કાસાળું, ગળો અને નાગરમોથ, એ એકેક ભાગ અને પટોલપત્ર, હળદર, દારુહળદર, લીંડીપીપર, ગરમાળાની શિંગોનુ મગજ, સાતૌણુ, શરસડાની છાલ, ચણોઠી, મજીઠ, કલગારી, રાસ્ના, સાટોડી, દંતીમૂળ, ખીલાની અંતરછાલ, ભાગરો તથા કાટાસળિયો, એ પ્રત્યેક બબ્બે ભાગ લઈ તેનો ૧૦૨૪ તોલા પાણીમા અષ્ટમાશ કાઢો કરી ઉતારી લેવો. પછી ૧૦૦૦ ભિલામા ફોડી ૨૦૪૮ તોલા પાણીમા તેનો ચતુર્થાંસ કાઢો કરી, આ કાટો અને ઉપરનાં ઔષધોનો કાઢો એકત્ર કરવો અને પુનઃ અગ્નિ ઉપર મૂકી તેમાં ગોળ ૪૦૦ તોલા નાખી તેનો લેહ સિદ્ધ કરવો. તેમા હજાર ભિલામાના બી નાખવાં. પછી તેમા સૂંઠ, મરી, લીંડીપીપર, હરડે, બહેડા, આમળા, નાગરમોથ, વાવડિંગ, ચિત્રકમૂળ, ચંદન, સિંધવ, કોઠ, અને અજમો, એ પ્રત્યેક ૪ તોલા, તજ, તમાલપત્ર, એલચીદાણા અને નાગકેસર, એ ચારચાર તોલા નાખી ઘીના વાસણમા ભરી તેમા શુદ્ધ ગંધકનું ચૂર્ણ ૧૬ તોલા નાખવું. આ ભલ્લાતક અવલેહ પ્રાણીઓના હિતને માટે શ્રીમહાદેવજીએ રચેલો છે. આ અવલેહ ગળોના કાઢાની સાથે સેવન કરવાથી ધોળો કોઢ, ઉદંબર કોઢ, ઋક્ષજિહ્વ, પુંડરીક, ચર્મદળ વિસ્ફોટક, રક્તમંડળ કાપાલિક, ખસ, વિપાદિકા, વાતરક્ત, ઉદાવર્ત, પાંડુરોગ, ઊલટી, કૃમિ, ૭ પ્રકારના અર્શ, શ્વાસ, ઉધરસ, તથા ભગંદરનો નાશ કરે છે. આ પાકનુ સેવન કરવામા આવે ત્યા સુધી ભોજનમા ગરમ અને ખાટા પદાર્થ વર્જ્ય કરવા; એટલે ગમે તેવા કુષ્ઠો હશે તેનો પણ નાશ કરશે જેને ભિલામો સદે નહિ તેઓએ આ પાક ખાવો નહિ

**૯૧ સૌભાગ્યસૂંઠીપાક :**—સૂંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, ગાયનુ દૂધ ૨૫૬ તોલા, સાકર ૨૦૦ તોલા અને સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, એલચી તથા તમાલપત્ર, એ પ્રત્યેક ચારચાર તોલા નાખી લેહવિધિ પ્રમાણે પાક તૈયાર કરવો. આ પાકને સૂંઠી રસાયન કિંવા સૌભાગ્યસૂંઠ કહે છે આ રસાયન આમવાતનો નાશ કરી કાંતિને સારી કરે છે તથા ધાતુ, બળ અને આયુષ્ય આપે છે તેમ જ વલિપલિત અને વંધ્યત્વનો પણ નાશ કરે છે.

**૯૨ સૌભાગ્યસૂંઠીપાક બીજો :**—ઘી ૬૪ તોલા, દૂધ ૧૦૨૪ તોલા અને સાકર ૨૦૦ તોલા, એ પ્રમાણે લઈ અંદર સૂંઠનુ ચૂર્ણ ૨૦૦ તોલા નાખી ગોળના પાક જેવો પાક કરવો. તેમા ધાણા ૧૨ તોલા, વરિયાળી ૨૦ તોલા, વાવડિંગ ૪ તોલા, જીરુ ૪ તોલા અને સૂંઠ, મરી, લીંડીપીપર, નાગરમોથ, તમાલપત્ર, નાગકેસર તથા બારીક એલચી, એ પ્રત્યેકનું ચૂર્ણ ચારચાર તોલા નાખવુ અને પચન કરવુ આ પાકને **નાગરખંડ** કહે છે આ પાક સ્ત્રીઓને ઉત્તમ બળદાતા

છે. આ પાક તૃષા, ઊલટી, તાવ, દાહ, શોષ, ઉધરસ, પ્લીહા, કૃમિ અને મંદાગ્નિનાશક છે.

**૯૩ સૌભાગ્યસૂંઠીપાક ત્રીજો:**—સૂંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૫૧૨ તોલા, સાકર ૨૦૦ તોલા તથા શતાવરી, જીરુ, સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, એલચી, તમાલપત્ર, અજમો, વરિયાળી, સુવા, ચવક, ચિત્રક અને નાગરમોથ, એ પ્રત્યેકનું ચારચાર તોલા ચૂર્ણ નાખી પચન કરવું લેહના જેવું થાય એટલે સિદ્ધ થયું જાણવું તેને ઘીના વાસણમાં ભરી રાખવો અને અગ્નિ તથા બળ જોઈ સેવન કરવા આપવો સુવાવડીએ તો વિશેષ કરીને સેવન કરવો. એના સેવનથી બળ, વર્ણ અને પુષ્ટિ પ્રાપ્ત થઈ વલિપલિતનો નાશ થાય છે. આ પાક વયસ્થાપક, હૃદ્ય અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે તથા આમવાત, મક્કલશૂલ અને સુવારોગનો નાશ કરનારો છે.

**૯૪ સૌભાગ્યસૂંઠીપાક ચોથો:**—સૂંઠનું ચૂર્ણ ૬૪ તોલા લઈ તે ૧૦૨૪ તોલા બકરીના ઉકાળેલા દૂધમાં નાખી તે દૂધ ગોળો થાય ત્યાં સુધી ઉકાળવું પછી ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમાં તે સૂંઠનો ગોળો અને ચાતુર્જાત, નાગરમોથ, વંશલોચન, મરી, ધાણા, જીરુ, શાહજીરું, વરિયાળી, અક્કલકરો, સૂંઠ, લવંગ, શતાવરી, કાળી મૂસળી, મરી, લીંડીપીપર, કૌંચબીજ, પટ્કટુ (સૂંઠ, મરી, પીપળીમૂળ, ચિત્રક અને ચવક), જાયફળ, જાવંત્રી, શિંગોડા, વરધારો, નસોતર, કમળકાકડી, ત્રિફળા, બલાત્રય, વાળો, આસંધ, ધાણુ ચંદન, અગર, અજગંધ, ચણકબાબા, વગડાઉ તુલસીના બી, કાળી દ્રાક્ષ, અખોડ, કમળ, અજમોદ, બદામ, કોપરું, ભીમસેની કપૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ, કલાઈની ભસ્મ, તામ્રભસ્મ, શિલાજિત અને સુવર્ણમાક્ષિક ભસ્મ, એ પ્રત્યેક એકએક તોલો નાખી પાક તૈયાર કરવો. આ પાકને નાગરખંડ કહે છે આ પાક સવારસાંજ શક્તિ પ્રમાણે સેવન કરવો. આ પાક સ્ત્રીઓને ઘણો હિતાવહ છે એના સેવન ઉપર પથ્યાપથ્યની વિશેષ સંભાળ રાખવાની જરૂર નથી એના સેવનથી ક્ષય, પાંડુરોગ, ઉધરસ, દમ, મંદાગ્નિ, સંગ્રહણી, રક્તગુલ્મ, પ્રદર, સોમરોગ, દુગ્ધક્ષય (દૂધ ન આવતું હોય તે), મૂત્રકૃચ્છ્ર, કમળો, ગલરોગ, પિત્તરોગ, વાતરોગ અને સૂતિકારોગનો નાશ થાય છે આ સૌભાગ્યસૂંઠીપાક અશ્વિનીકુમારે નિર્માણ કરેલો છે અને તેનું સેવન કરનારને ઉત્તમ ગુણકારી છે. સ્ત્રીઓને એના સેવનથી પુત્રપ્રાપ્તિ થાય છે. શિલાજિત મેળવવાથી પાકનો રંગ કાળો થાય છે અને પાક ઢીલો થઈ જાય છે માટે પાકમાં શિલાજિત ન મેળવવું, શિલાજિત પાણીની સાથે લઈ ઉપર પાક ખાવો

**૯૫ સૌભાગ્યસૂંઠીપાક પાંચમો:**—૧૯૨ તોલા સૂંઠનું ચૂર્ણ લઈ તે ૧૯૨ તોલા ઘીમાં શેકી નાખવું પછી તાંબાની અથવા લોઢાની કડાઈમાં ચોગણું દૂધ અને સમભાગે સાકર નાખી તેમાં પચન કરી પછી તેમાં જાયફળ, ત્રિફળા, જીરુ, શાહજીરું, ધાણા, વરિયાળી, એલચી, લીંડીપીપર, નાગરમોથ, વાળો, દ્રાક્ષ, ભોંયકોળું, ચંદન અને ખારેક, એ પ્રત્યેક બબ્બે તોલા, લીલા નાળિયેરનું અંદરનું કોપરુ ૩૨ તોલા, શિલાજિત ૮ તોલા, લોહભસ્મ ૮ તોલા, સુવા ૧૬ તોલા, ચારોળી ૧૬ તોલા અને નસોતર ૩૨ તોલા, એ પ્રમાણે નાખવું સર્વ ઔષધોનો એક પિંડ થયા પછી તેમાં સુગંધી પદાર્થ કેસર વગેરે નાખવા, આ સૂંઠીપાક મહાદેવજીએ પાર્વતીજી પ્રત્યે કહેલો હતો તથા તે જ પાક નારદે બ્રહ્માના મુખથી સાંભળ્યો હતો આ પાકના સેવનથી બળ, કાંતિ, સૌભાગ્ય, બુદ્ધિ, સ્મૃતિ, ઉત્તમ વાણી, સૌંદર્ય અને સુકુમારતા પ્રાપ્ત થઈ યોનિશિથિલતા દૂર થાય છે સ્ત્રીઓના સ્તન દૃઢ થાય અને ૮૦ પ્રકારના વાતરોગ, ૨૦ પ્રકારના કફરોગ, ૪૦ પ્રકારના પિત્તરોગ, ૮ પ્રકારના જ્વર, ૧૮ પ્રકારના મૂત્રરોગ તેમ જ નાસારોગ, નેત્રરોગ, કર્ણરોગ, મુખરોગ, મસ્તકરોગ, બસ્તિશૂળ, યોનિશૂળ અને બીજા સર્વ રોગોનો નાશ થાય છે.

**૯૬ હરીતકીપાક:**—હરડે ૬૪ તોલા, પાણી ૨૦૪૮ તોલા, દશમૂળ ૧૨૮ તોલા, જવ ૯૬ તોલા; અને પીપળીમૂળ, ચિત્રાના મૂળ, ભારંગમૂળ, શંખાવળી, બળદાણા, કચોરા, સૂંઠ, અઘેડી, નાગરમોથ, પુષ્કરમૂળ અને ગજપીપર, એ પ્રત્યેક ચારચાર તોલાનો અષ્ટમાંશ કાઢો કરી તેમાં હરડે વાટી નાખવી. પછી તેમાં ગોળ ૧૯૨ તોલા, ગાયનું ઘી ૨૦ તોલા અને જાયફળ, કેસર, ચાતુર્જાત, આમળા, અજમો, બહેડા, જાવંત્રી, તામ્રભસ્મ, સૂંઠ, મરી તથા લીંડીપીપર, એ પ્રત્યેકનું

બબ્બે તોલા ચૂર્ણ નાખવુ તથા પાક સિદ્ધ કરવો આ પાક જીર્ણજ્વરનો નાશ કરે છે અને તત્કાળ પુષ્ટિ, તુષ્ટિ તથા બળ આપે છે. વળી રસકોપ, સગ્રહણી, ક્ષીણધાતુ, અગ્નિમાદ્ય, મૂળવ્યાધિ, દમ, ઉધરસ અને વાતરક્ત ઉપર હિતકારી છે.

**૯૭ હરીતકીપાક બીજો:**—દશમૂળ, ગજપીપર, કોચબીજ, ભારંગમૂળ, પટકચૂરો, પુષ્કરમૂળ, સૂઠ, પહાડમૂળ, ગળો, પીપળીમૂળ, શંખાવલી, રાસ્ના, ચિત્રકમૂળ, અઘેડી, બળદાણા અને ધમાસો, એ પ્રત્યેક બબ્બે પલ (૮ તોલા), જવ ૨૫૬ તોલા અને મોટી હરડે ૧૦૦ લઈ સર્વેનો ૨૦૪૮ તોલા પાણીમા કાઢો કરી, તેમાની હરડે જુદી કાઢી તે કાટો ગાળી લેવો. પછી તેમા ગોળ ૪૦૦ તોલા, તેલ ૩૨ તોલા, ઘી ૩૨ તોલા તથા લીડીપીપર ૧૬ તોલા નાખી પહેલી હરડે અંદર નાખી લેહ સિદ્ધ કરવો ઠડો થયા પછી તેમા મધ ૧૬ તોલા નાખવુ. પછી રોજ બે હરડે અવલેહ સાથે ખાવા આપવી, એટલે ક્ષય, સગ્રહણી, મોજો અગ્નિમાદ્ય, સ્વરભેદ, પાડુરોગ, ઉધરસ, મસ્તકરોગ, હૃદ્રોગ, હેડકી અને વિષમજ્વરનો નાશ થઈ બુદ્ધિ, બળ અને ઉત્સાહ પ્રાપ્ત થાય છે. આ હરીતકીપાક ઉપલા દોષો દૂર કરવામા શ્રેષ્ઠ છે.

**૯૮ આર્દ્રકખંડ:**—આદાના બારીક કરેલા કકડા ૬૪ તોલા, ગાયનુ ઘી ૬૪ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, સાકર ૬૪ તોલા, પીપળીમૂળ, મરી, લીડીપીપર, સૂંઠ, ચિત્રો, વાવડિગ, નાગરમોથ, નાગકેસર, તજ, એલચી. તમાલપત્ર, એ પ્રત્યેક ચારચાર તોલા લેવુ અને તેનો પાકવિધિ પ્રમાણે પાક કરી, તે દરરોજ સવારે સેવન કરવો. એટલે શીતપિત્ત, ઉદર્દ, કોઢ અને ઉત્કોટનો નાશ થાય છે એ ઉપર લીમડો અને આમળાનુ ત્રણ માસા ચૂર્ણ ૨ માસા ગાયના દૂધ સાથે ખાવા આપવુ અને દૂધભાતનુ પથ્ય પાળવુ, એટલે નવ દિવસમા ઉપરના સર્વ રોગો દૂર થાય છે.

**૯૯ વાસાખંડ:**—અરડૂસીના પાદડા ૪૦૦ તોલા લઈ તે આઠગણા પાણીમા કઢવી, ચતુર્થાંશ શેષ રહ્યા પછી તે ગાળી તથા કૂચા નીચોવી લઈ, તેમા હરડેનુ ચૂર્ણ ૨૫૬ તોલા અને સાકર ૪૦૦ તોલા નાખી કઢવી, જાડુ થયા પછી નીચે ઉતારી ઠડુ થયા પછી તેમા મધ ૩૨ તોલા વશલોચન ૧૬ તોલા, લીડીપીપર ૮ તોલા અને ચાતુર્જાત ૪ તોલા નાખી તે રોજ બે તોલા ભક્ષણ કરવો અને તે ઉપર ખુશીમા આવે તે પદાર્થોનું ભોજન કરવુ, એટલે રક્તપિત્ત, ઉધરસ, શ્વાસ, ક્ષય, વિદ્રધિ, ઉદરરોગ, ગુલ્મ, તૃષા, હૃદ્રોગ અને પીનસનો નાશ થાય છે. (કોઈક જગ્યાએ વંશલોચન ૮ તોલા નાખવુ એવો રિવાજ છે)

**૧૦૦ વાસાખંડ બીજો:**—અરડૂસી, ભોરિંગણી, હરડે, આમળા અને દશમૂળ, ઝિંઝરણી, એ ઔષધો લઈ એમા આઠગણુ પાણી લઈ ચતુર્થાંશ કાઢો કરી રાખવો પછી તેમા સમભાગે ગોળ નાખવો, તેમ જ સૂઠ, મરી લીડીપીપર, બળદાણા, કાળી મૂસળી, ચાતુર્જાત, અજમો, શિગોડા, ખીલાની અદરનુ મગજ, હળદર, ખેરનો ગુદર, શતાવરી, જાયફળ, માયા, ચણકબાબા, અક્કલકરો, કાળુ નસોતર અજગધ, જાવત્રી, ફટકડી ગુદા અને ગહુલા, એ ઔષધો ગોળનો પાક થયા પછી તેમા નાખવા પછી ઘી અને મધ નાખી અવલેહ સિદ્ધ કરવો આ પાકના સેવનથી ઉધરસ અને દમ દૂર થઈ બળ પ્રાપ્ત થાય છે તથા કામવૃદ્ધિ થાય છે

**૧૦૧ વાસાખંડ ત્રીજો:**—અરડૂસીનો રસ ૧૨૮ તોલા, મધ ૬૪ તોલા, સાકર ૩૨ તોલા, લીડીપીપર ૮ તોલા અને ઘી ૮ તોલા, એનો અવલેહ સિદ્ધ કરી તે આપવો. આ અવલેહ બાળકોને હિતકર હોઈ શોષ, ક્ષય, ઉધરસ, દમ અને ઉર:ક્ષત રોગનો નાશ કરે છે

**૧૦૨ વાસાખંડ ચોથો:**—અરડૂસીના પાદડા ૪૦૦ તોલા લઈ તે આઠગણા પાણીમાં કઢવી ચતુર્થાંશ શેષ રહ્યા પછી તે ગાળી તથા કૂચા નીચોવી લઈ તેમા હરડેનુ ચૂર્ણ ૨૫૬ તોલા, સાકર, ૪૦૦ તોલા અને લીડીપીપરનુ ચૂર્ણ ૮ તોલા નાખી કઢવી જાડુ થયા પછી નીચે ઉતારી ઠડુ થયા પછી તેમા મધ ૩૨ તોલા ચાતુર્જાત (તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર) ચાર તોલા નાખી તે પાક રોજ બે તોલા આપવો, એટલે રક્તપિત્ત પિત્ત, ક્ષતક્ષય, ઉધરસ, દમ તથા ક્ષયનો વિશેષે કરી નાશ થાય છે

**૧૦૩ સૂંઠીખંડ :**—સૂંઠ ૩૨ તોલા, ઘી ૬૨ તોલા અને દૂધ ૫૧૨ તોલા લઈ કઢવી એનો ગોળો કરવો પછી સાકર ૨૦૦ તોલા લઈ તેનો પાક કરવો અને સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર તથા એલચી એ પ્રત્યેક ચાર ચાર તોલા લઈ તેનું ચૂર્ણ તેમા મેળવવું, પછી શક્તિ પ્રમાણે તે ખાવા આપવું. તે ચૂર્ણ આમવાત શમાવનાર, ધાતુપુષ્ટિ કરનાર, બળ, આયુષ્ય અને તેજને આપનાર અને વૃદ્ધાવસ્થા દૂર કરનાર છે

**૧૦૪ સૂંઠીખંડ બીજો :**—સૂંઠ ૪૦૦ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૪૦૯૬ તોલા, સાકર ૨૦૦ તોલા અને સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, એલચી તમાલપત્ર, નાગકેસર. પીપરીમૂળ. કૃષ્ણાગરુ, જાવત્રી, જાયફળ પટ્કચૂરો પાષાણભેદ, તામ્રભસ્મ, કલાઈની ભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ, મંડૂર, લોહ અને કાનભસ્મ, એ પ્રત્યેક ચાર ચાર તોલા નાખી, મંદાગ્નિ ઉપર એનો લેહ સારી રીતે સિદ્ધ કરવો. આ લેહ બળ, વર્ણ અને આયુષ્ય વધારનાર છે તે વલિપલિત તથા આમવાતનો નાશ કરે છે અને ઉત્તમ કાંતિ બનાવે છે.

**૧૦૫ હરિદ્રાખંડ :**—હળદર ૩૩ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા, દૂધ ૫૧૨ તોલા, ખાંડ ૨૦૦ તોલા; ત્રિકટુ, ત્રિજાત, વાવડિંગ, નસોતર, ત્રિફળા, નાગકેસર અને નાગરમોથ, એ પ્રત્યેક ચાર ચાર તોલા લેવું. પ્રથમ હળદર અને ઘી દૂધમા નાખી પચવવું, પછી સાકર નાખવી, અને પછીથી બાકીના ઔષધોનું ચૂર્ણ નાખી, પાક કરી તેને ઘીમા ભરી રાખવો તથા સાત દિવસ તે ખાવા આપવો; એટલે ખસ, વિસ્ફોટક અને દાદરનો નાશ થઈ શરીરકાંતિ સુવર્ણના જેવી થાય છે.

**૧૦૬ હરિદ્રાખંડ બીજો :**—હળદર ૫૨ તોલા, ગાયનું ઘી ૨૪ તોલા, ખાંડ ૧૨૮ તોલા, દૂધ ૮૦૦ તોલા, વ્યોષ (સૂંઠ, મરી, લીંડીપીપર), ત્રિજાત (તજ, તમાલપત્ર, એલચી), નસોતર, નાગરમોથ, જીરુ, વાવડિંગ, દેવદાર અને જેઠીમધ, એ પ્રત્યેક ૪ તોલા લઈ તેનો રીત પ્રમાણે કડછીને ચોંટે એવો જાડો પાક કરી તે ઉતારી રાખવો. આ પાક અગ્નિબળ જોઈ આપવો; જેથી કોઢ, ખરજ, વિસ્ફોટક, દાદર, ૬ પ્રકારનો મૂળવ્યાધિ, રક્તપિત્ત, અમ્લપિત્ત, પાંડુરોગ અને હલીમકરોગનો નાશ થાય છે.

**૧૦૭ કામસંદીપન મોદક :**—શુદ્ધ પારો, ગંધક, અભ્રકભસ્મ, જવખાર, ચિત્રો, સિંધવ, સંચળ, બિડલોણ, બંગડીખાર મીઠો પટ્કચૂરો, અજમો, અજમોદ, વાવડિંગ, તમાલપત્ર, શુદ્ધ વછનાગ, જીરું, તજ, તાલીસપત્ર, એલચી, નાગકેસર અને લવંગ, એ પ્રત્યેક એકેક તોલો, જાયફળ ૩ તોલા, ત્રિકટુ ૪ તોલા, ધાણા, જેઠીમધ અને કચૂરો (કસેરું), એ ચાર ચાર તોલા; ભોયકોળું ૨૦ તોલા; દંતીમૂળ, લીંડીપીપર, બળદાણા, કૌચબીજ, ગોખરુ, બિજોરું અને ઈંદ્રજવ, એ તોલો તોલો; સાકર સર્વ ચૂર્ણના સમાન અને તેટલું જ મધ લઈ એકેક તોલાના લાડુ કરવા. આ મોદકને કામાગ્નિસંદીપન મોદક કહે છે એના સેવનથી વીર્યશુદ્ધિ થઈ, સહસ્ર સ્ત્રીઓ ભોગવવાનું સામર્થ્ય આવે છે, શિથિલતા થતી નથી, વાતરોગ, પિત્તરોગ, કફરોગ, અગ્નિમાંદ્ય, કમળો, ભગંદર, પાંડુરોગ, પ્રમેહ, અતિસાર, કૃમિ, હૃદ્રોગ, સંગ્રહણી, ઉધરસ, તાવ, શ્વાસ, ક્ષય, કફ, સળેખમ, શૂળ, આમવાત વગેરે સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે અને પુત્રપ્રાપ્તિ થાય છે. એ ઉપર પથ્ય પાળવું. આ મોદક બળકારક, વલિપલિત રોગનો નાશક અને રસાયન છે. આ પાક મૂળદેવે કહેલો છે

**૧૦૮ ગુડૂચીમોદક (ગળોના લાડુ) :**—વાળો, કાળો વાળો, તમાલપત્ર, કોષ્ઠ, આમળા, કાળી મૂસળી, એલચીદાણા, રેણુકબીજ, દ્રાક્ષ, કેસર, નાગકેસર, કમળકંદ, ભીમસેની કપૂર ચંદન, રતાંદળી, સૂંઠ, મરી, લીંડીપીપર, જેઠીમધ, આસંધ, શતાવરી, ગોખરુ, તાલીમખાનું, જાયફળ, ચણકબાબા, ગંઠોડા, રસસિંદૂર, અભ્રકભસ્મ, કલાઈની ભસ્મ તથા લોહભસ્મ, એ સર્વ ઔષધો સમભાગે લેવા અને ગળોનું સત્ત્વ બે ભાગ લેવું પછી સાકર, ઘી અને મધ લઈ મોદક (લાડુ) બાંધી તે સવારે સેવન કરવા, તેથી કરી ક્ષય, રક્તપિત્ત, પગની બળતરા, રક્તપ્રદર મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, વાતકુંડલિકા, પ્રમેહ અને સોમરોગ એ રોગો દૂર થાય છે.

**૧૦૯ મદનવર્ધન મોદક :**—ગોખરુ, તાલીમખાનું, આસંધ, શતાવરી, કાળી મૂસળી, કૌચ-

બીજ, જેઠીમધ, લેચી (ગગેટી) અને બળદાણાનું ચૂર્ણ કરી દૂધમાં નાખી તેનો માવો કરવો અને તેને ગાયના ઘીમા શેકવો, પછી તેમા ખાડ નાખી લાડુ બાધવા; ચૂર્ણથી આઠગણું દૂધ લેવું, ઘી ચૂર્ણના સમાન લેવું અને બધાથી બમણી ખાડ નાખવી. આ પાક બલાબલ જોઈ આપવો એટલે ઉત્તમ પ્રકારે વીર્યવૃદ્ધિ થાય છે.

**૧૧૦ મદનવર્ધન મોદક બીજો :**—ગોખરુ, તાલીમખાના, આસધ, શતાવરી, કાળી મૂસળી, કૌચના બીજ, જેઠીમધ, નાગબલા અને બળબીજ, એનુ ચૂર્ણ કરી તે દૂધમા નાખી તેનો માવો કરવો તે ગાયના ઘીમા શેકવો. પછી તેમા સાકર નાખી લાડુ બાધવા; ચૂર્ણથી આઠગણું દૂધ અને ઘી ચૂર્ણની બરાબર નાખવુ સર્વથી બમણી સાકર નાખવી. બલાબલ જોઈ એનું સેવન કરવુ. એટલે ઉત્તમ પ્રકારે વીર્યવૃદ્ધિ થાય છે.

**૧૧૧ મેથીમોદક :**—ત્રિકટુ, ત્રિફળા, મોથ, જીરુ, શાહજીરુ, ધાણા, કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશિંગી, અજમો, સિધવ, સચળ, તમાલપત્ર, નાગકેસર, તાલીસપત્ર, તજ, એલચી, જાયફળ, જાવત્રી, લવગ, મોરમાસી, ભીમસેની કપૂર અને ધોળુ ચંદન, આ ઔષધોનુ ચૂર્ણ કરવુ અને તે ચૂર્ણના સમાન મેથીનુ ચૂર્ણ (ઘીમા શેકી) લેવુ પછી બધા ઔષધોથી બમણો જૂનો ગોળ લઈ તેને ભેળવી તેના લાડુ બાધી અગ્નિબળ જોઈ ખાવા આપવા. એના સેવનથી અગ્નિ પ્રદીપ્ત થઈ મેદોરોગ શ્વાસ, સ્વરભંગ અને વીસ પ્રકારના પ્રમેહનો નાશ થાય છે. આ મેથીમોદક ગહનનાથે કહેલો છે

**૧૧૨ સૂરણમોદક :**—ચિત્રકમૂળ ૪ તોલા, સૂરણ ૮ તોલા, મરી ૮ માસા; ભિલામા, પીપળીમૂળ, વાવડિગ, ત્રિફળા, લીંડીપીપર અને તાલીસપત્ર એ દરેક તોલો તોલો; વરધારો ૮ તોલા, કાળી મૂસળી ૪ તોલા, તજ અને એલચી એ આઠઆઠ માસા, એ સર્વને એકત્ર કરીને તેમા તે સર્વથી બમણો ગોળ નાખી તેના લાડુ કરવા આ નિત્ય ૧ તોલો ખાવાથી હરસનો નાશ થાય છે, અને એનાથી અગ્નિ પ્રદીપ્ત થાય છે નિત્ય સેવન કરવાથી મહાન ગુણકારી થાય છે.

**૧૧૩ ચિત્રકગુડ :**—ચિત્રક અને દશમૂળનો ૮૦૦ તોલા કાઢો અને ગળોનો રસ ૨૫૬ તોલા, હરડા ૨૫૬ તોલા અને ગોળ ૪૦૦ તોલા લઈ તેનો પાક થતા સુધી કઢવી, તેમા બીજા દિવસે ૩૨ તોલા મધ અને ૨ તોલા જવખાર નાખવો આ ચિત્રકગુડ અશ્વિનીકુમારે અગ્નિવૃદ્ધિ માટે કહેલો છે. એ ભક્ષણ કરી તેના ઉપર જે ખાય તે પચે છે એ દમ, ઉધરસ, કૃમિ, ક્ષય, ગોળો, ઉદરરોગ, અર્શ, સર્વે કોઢ અને અડવૃદ્ધિનો નાશ કરે છે; તેમજ સળેખમનો ત્રણ દિવસમા નાશ થાય છે.

**૧૧૪ માષાદિ મોદક (અડદિયા લાડુ) :**—અડદની દાળનો લોટ ૨૦૦ તોલા લઈ ૧૦૨૪ તોલા દૂધમા સીજવવો, અને સાકર ૪૦૦ તોલા લઈ તેનો પાક કરવો; ત્યાર પછી જાયફળ, કાકચ, તજ, જાવત્રી, શુદ્ધ હિંગળોક, લોહભસ્મ, જેઠીમધ, નાગકેસર, લીડીપીપર અને લવગ એ બબ્બે તોલા લઈ તેનુ ચૂર્ણ એમા નાખી લાડુ વાળવા, તે ખાવાથી પુષ્ટિ અને આનંદ પ્રાપ્ત થઈ આખોને તેજ આવે છે; તેમજ સર્વ પ્રકારના પ્રમેહરોગ, પાચ પ્રકારની ઉધરસ, ક્ષયરોગ અને શ્વાસરોગનો નાશ થાય છે

**૧૧૫ માષાદિ મોદક બીજો :**—અડદની દાળનુ ચૂર્ણ, જવનુ ચૂર્ણ, ઘઉંનુ ચૂર્ણ અને ચોખાનું ચૂર્ણ સમભાગે લઈ તેનાથી અર્ધું ઘી તેમા નાખી સારી રીતે શેકવુ. પછી એ સર્વ ઔષધોના વજન જેટલી સાકર લઈ તેની ચાસણી તૈયાર કરીને તેમા એ શેકેલુ ચૂર્ણ તથા પીપરનુ ચૂર્ણ નાખીને તેના લાડુ ૪ તોલા વજનના કરવા રાત્રે એક લાડુ ખાઈ ઉપર ૧૬ તોલા દૂધ પીવુ અને ખાટા, ખારા પદાર્થો વર્જ્ય કરવા આ પ્રમાણે કરવાથી ધાતુપુષ્ટિ થાય છે અને ઘણી સ્ત્રીઓ ભોગવે તોપણ તેનુ બળ ક્ષીણ થતુ નથી

## ૨—અવલેહ અથવા ચાટણ

**અવલેહ કરવાની રીત :**—ઔષધોના કાઢા-ઉકાળાદિને હલાવીને સાકરના પાકના જેવો

ઘન પાક કરે છે તેને રસક્રિયા કહે છે. તે રસક્રિયાના પર્યાય શબ્દ અવલેહ, લેહ વગેરે છે. તે અવલેહ સેવન કરવાનું પ્રમાણ ચાર તોલા જાણવું. તેમાં સાકર નાખવાની હોય તો ચૂર્ણથી ચારગણી, ગોળ ચૂર્ણથી બમણો અને પાણી, દૂધ, મૂત્ર તથા બીજા પાતળા પદાર્થ એ ચૂર્ણથી ચારગણા નાખવા; એવો અવલેહ કરવાનો સર્વ સ્થળે નિયમ જાણવો. **અવલેહનો પાક સારો થયો છે કે નહિ તે જાણવાની પરીક્ષા:**—પાક સારો બને એટલે લેહના તાર થાય છે, પાણીમા ટીપું નાખવાથી બૂડે છે; તે અવલેહ આગળીઓ વચ્ચે દબાવવાથી કઠિન અને ચીકણો જણાય છે અને તે પાકનાં ગંધ, ચૂર્ણ અને રસ અપૂર્વ હોય છે: એ પાક તૈયાર થયાના લક્ષણો જાણવા. તે અવલેહના અનુપાનો દૂધ, શેરડીનો રસ, અરડૂસીનો રસ અને પંચમૂળના કાઢાનો યૂષ ઇત્યાદિ છે. તે તે રોગનું તારતમ્ય જોઈ યોજવા.

**૧ અગસ્તિ હરિતકયવલેહ:**—મોટી હરડે ૧૦૦, જવ ૨૫૬ તોલા, દશમૂળ ૮૦ તોલા; ચિત્રો, પીપળીમૂળ, અઘેડી, ષટ્કચૂરો, કૌચબીજ, શંખાવળી, ભારગમૂળ, ગજપીપળી, બળદાણાના ઝાડના મૂળ અને પુષ્કરમૂળ, એ પ્રત્યેક આઠ તોલાનુ ચૂર્ણ કરી ૨૫૬૦ તોલા પાણીમા જ્યા સુધી પાક થાય ત્યા સુધી બાફવુ પછી ગાળી લઈ કાઢામા તે બાફેલી હરડે ૧૦૦ નાખવી; તેમ જ ઘી અને તેલ એ પ્રત્યેક ૩૨ તોલા અને ગોળ ૪૦૦ તોલા નાખી પચવી, જાડુ થયા પછી નીચે ઉતારી તેમા મધ ૩૨ તોલા અને લીડીપીપરનુ ચૂર્ણ ૧૬ તોલા નાખવુ. પછી તેમાથી દરરોજ બે હરડે એમાના પાક સાથે ખાવા આપવી; એટલે ક્ષય, ઉધરસ, તાવ, શ્વાસ, હેડકી, મૂળવ્યાધિ, અરુચિ, પીનસ(સળેખમ), સંગ્રહણી અને વલિપલિત રોગનો નાશ થાય છે. એના યોગથી બળ પ્રાપ્ત થઈ શરીરની કાતિ સારી થાય છે અને વૃદ્ધાવસ્થા દૂર થાય છે સર્વ રોગોનો નાશ કરવાવાળો આ અવલેહ અગસ્ત્ય ઋષિએ કહેલો છે ક્ષયરોગવાળા પુરુષે આ પાક ખાઈને ઉપર સાકર, મધ અથવા માખણનું સેવન કરવુ. આ પાક ખાધા પછી દૂધ કિવા મધ અને ઘી એ સેવન કરવાથી ઉત્તમ પ્રકારની પુષ્ટતા પ્રાપ્ત થાય છે

**૨ અગસ્તિ હરિતકયવલેહ બીજો:**—દશમૂળ, કૌચબીજ, શખાવળી, ષટ્કચૂરો, બળદાણાનાં મૂળ, ગજપીપર, અઘેડી, પીપળીમૂળ, ચિત્રાનાં મૂળ, ભારગમૂળ અને પુષ્કરમૂળ, એ પ્રત્યેક આઠ આઠ તોલા અને જવ ૨૫૬ તોલા, મોટી હરડે સો, ૨૫૬૦ તોલા પાણીમા નાખી, જવ બફાઈ જાય ત્યા સુધી ઉકાળી તે ગાળી લેવુ પછી તેમા ૧૦૦ હરડે અને ગોળ ૪૦૦ તોલા, ઘી ૩૨ તોલા, તેલ ૩૨ તોલા અને લીડીપીપરનુ ચૂર્ણ ૧૬ તોલા નાખવુ અને અવલેહ સિદ્ધ કરી તે ટાઢો થયા પછી તેમા મધ ૧૬ તોલા નાખવુ પછી તેમાથી દરરોજ બે હરડે ખાવા આપવી; એટલે વલિપલિત રોગનો નાશ થઈ કાતિ સારી થાય છે તથા આયુષ્ય અને બળની વૃદ્ધિ થાય છે; તેમ જ પાચ પ્રકારની ઉધરસ, ક્ષય, હેડકી, વિષમજ્વર, સંગ્રહણી, મૂળવ્યાધિ, હૃદ્રોગ, અરુચિ અને પીનસરોગનો નાશ થાય છે આ અવલેહ અગસ્ત્ય ઋષિએ કહેલો છે.

**૩ અગસ્તિ હરિતકયવલેહ ત્રીજો:**—શંખાવલી, દશમૂળ (બીલી, અરણી, અરલુ, ઊભી ભોરિગણી, બેઠી ભોરિગણી, સાલવણ, પીઠવણ, ગોખરુ, સિવણ અને પાડલ), પુષ્કરમૂળ, ષટ્કચૂરો, ધમાસો, કૌચના મૂળ, બળદાણાના ઝાડના મૂળ, અઘેડી, ગજપીપર, ગળો, સૂંઠ, પહાડમૂળ, ચિત્રાના મૂળ. પીપળીમૂળ(ગંઠોડા), ભારગમૂળ અને રાસ્ના, એ પ્રત્યેક આઠ આઠ તોલા, મોટી હરડે ૧૦૦ અને જવ ૨૫૬ તોલા લઈ ૨૫૬૦ તોલા પાણીમા જવ બફાય ત્યા સુધી કાઢો કરી પછી તે ગાળી લઈ તેમા તે બાફેલી હરડે અને ૪૦૦ તોલા ગોળ નાખવો તથા લીડીપીપર ૧૬ તોલા, તલનુ તેલ અને ઘી બત્રીસ બત્રીસ તોલા નાખી લેહ તૈયાર કરવો, પછી તે નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમા ૩૨ તોલા મધ નાખવુ એનુ સેવન કરવાથી ઉધરસ, મૂળવ્યાધિ, સંગ્રહણી, ક્ષય, જ્વર, વૃદ્ધત્વ, શ્વાસ, સળેખમ અને અરુચિનો રોગ દૂર થાય છે

**૪ અમૃતભલ્લાતકાવલેહ:**—જે ભિલામા પાણી ઉપર તરતા ન હોય એવા ૧૨૮ તોલા ભિલામા લઈ કાપી ૨૦૪૮ તોલા પાણીમા નાખવા અને તેમા તેટલી જ ગળો નાખી ચતુર્થાંશ પાણી

બાળી નાખી, ગાળી, તેમા સૂઠ, ગળો, બાવચી, અગણી, કડવો લીમડો, હરડે, આમળા, હળદર, રાતું નસોતર, મજીઠ, મરી. સૂઠ, લીડીપીપર, અજમો, સિધવ, નાગરમોથ, તજ, એલચી, નાગકેસર, પિત્તપાપડો, તમાલપત્ર, વાળો, કાળો વાળો, ચદન, ગોખરુના બિયા, પટ્કચૂરો અને રતાદળી એ સર્વનુ બબ્બે તોલા ચૂર્ણ કરી નાખવુ. જાડુ થાય ત્યા સુધી તે અગ્નિ ઉપર મદાગ્નિથી પાકવુ. બફાયા પછી ઉતારી સમભાગે સાકરની ચાસણી મેળવી માટીના નવા વાસણમા સર્વ ઘાલવુ આ **અમૃતભલ્લાતક પાક** પાણીની સાથે એક પલ(૪ તોલા) પ્રમાણે લેવો જેનાથી ભિલામા સહન થઈ શકે તેમ ન હોય તેને આ ઔષધ આપવુ નહિ આ અવલેહ સવિકાર વાતરક્તનો નાશ કરે છે, અને સર્વ પ્રકારના કોઢ, અર્શ, વિસર્પ, મડળ, કડુ, સપૂર્ણ વાતવિકાર તથા લોહીથી ઉત્પન્ન થયેલા વિકારનો નાશ કરે છે. **અપથ્ય**—વ્યાયામ, આતપ(તાપ), અગ્નિ. ખટાશ, માસ, દહી, સ્ત્રીસગ, તૈલાભ્યંગ અને માર્ગગમન એ વર્જ્ય કરવુ.

**૫ અમૃતભલ્લાતકાવલેહ બીજો:**—પવનના યોગથી ઝાડ ઊપરથી પડેલા ભિલામા ૨૫૬ તોલા લાવી ઈટનો ભૂકો કરી તેમાં ખૂબ મસળવાં. પછી ધોઈ પવનમા સૂકવવા. સુકાયા પછી તેના કકડા કરી તેનાથી ચોગણા પાણીમા ઉકાળવા ચતુર્થાશ પાણી શેષ રહ્યા પછી ગાળી લઈ તેમા સમભાગે દૂધ નાખી પુનઃ પચન કરવુ પછી તેમા સાકર ૧૨૮ તોલા નાખવી, સૂઠ, મરી, લીડીપીપર, હરડે, બહેડા, આમળા, ભીમસેની કપૂર, જટામાસી, વશલોચન, નસોતર, ખેરસાર, ગળોનુ સત્ત્વ, ચદન, અક્કલકરો, લીડીપીપર(બીજી વખત લેવી), ચણકબાબા, લવંગ, ધોળી મૂસળી, કાળી મૂસળી, મોચરસ, અજમો, અજમોદ, તગર, લીંડીપીપર(ત્રીજી વખત લેવી), ભોયકોળુ, જાયફળ, નાગરમોથ, જાવત્રી, કાચકા જીરુ, અગર, સમુદ્રશોષના બિયા, મેદા અને મહામેદા (એના અભાવે શતાવરી લેવી), લોહભસ્મ, પારાની ભસ્મ, કલાઈની ભસ્મ, અભ્રકભસ્મ અને કેસર, એ તોલો તોલો નાખી પાક તૈયાર કરવો આ પાક તૈયાર કર્યે સાત દિવસ થયા પછી દરરોજ સવારમા શક્તિ પ્રમાણે સેવન કરવો. આ પાકમા અનુપાનની જરૂર નથી. ખુશીથી યથેચ્છ આહારવિહાર અને મૈથુન પણ કરવુ. એના સેવનથી શરીરની કાતિ સુવર્ણ જેવી થાય છે; ઉત્તમ બુદ્ધિ પ્રાપ્ત થઈ પુરુષ વીર્યવાન થાય છે, ઇદ્રિયો બળવાન થઈ નીરોગી થાય છે; દાત પુન સારી સ્થિતિમા આવે છે; ધોળા થયેલા કેશ કાળા થાય છે; શરીરે પડેલી કરચળીઓ દૂર થાય છે, નાક, કાન અને અગુલી આદિ ઇદ્રિયો પુન સુદર થાય છે, ચાદીઓમા કીડ પડેલી હોય એવો કુષ્ટરોગી, જેવુ સુકાયેલુ વૃક્ષ પાણી રેડવાથી પુનઃ તાજુ થાય છે તેવી રીતે પુન સુસ્વરૂપ થાય છે, બૃહસ્પતિના જેવો બુદ્ધિમાન થઈ તેને વિસ્મૃતિ કદી પ્રાપ્ત થતી નથી, કલ્પના પ્રમાણે આયુષ્યવાળો થઈ તેને ઘણુ વીર્ય પ્રાપ્ત થાય; અને તે સો વર્ષ સુધી સુખથી જીવે છે

**૬ કંદર્પભૂષણાવલેહ:**—ધોળી ડુગળી લઈ તેને આમળાની પેઠે સોયા વડે ટોચા કરી કાંઈક બાફ આપી, લૂગડાથી લૂછી તેને મધ નાખેલા વાસણમા નાખી મોઢુ બાધી તે વાસણને અગ્નિ વિનાના ચૂલા ઉપર ચાર મહિના ટાગી રાખી મૂકવુ, પછી તેમાની એકેક ડુગળી ખાતા જવી. **પથ્ય:**—મીઠુ ભોજન. ચૌદ દિવસ ખાવાથી વીર્યવૃદ્ધિ થઈ શરીર પુષ્ટ થાય છે.

**૭ અરડૂસીનો અવલેહ:**— અરડૂસીના પાદડાને કપડમટ્ટીમા વીટી અગ્નિની ભરસાડમા શેકી પછી હાથમા મસળી રસ કાઢવો. તેમા સાકર નાખી મધ જેવો પાક કરવો પછી તેમા થોડુ બહેડાનુ ચૂર્ણ અને હળદરનુ ચૂર્ણ નાખવુ આ ચાટણ શ્વાસ, કાસ, ક્ષય અને રક્તપિત્તનાશક છે.

**૮ આર્દ્રકાવલેહ:**—બારીક કરેલા આદાના કકડા ૬૪ તોલા, ગોળ ૬૪ તોલા અને ઘી ૩૨ તોલા લઈ એકત્ર કરી અગ્નિ ઉપર પચન કરવા પછી ચાતુર્જાત ૪ તોલા, વ્યોષ (સૂઠ, મરી, લીડીપીપર) ૩ તોલા, ત્રિફળા ૩ તોલા તથા લવગ, બહેડા, ભારગમૂળ, અરડૂસી, કરિયાતુ, પુષ્કરમૂળ, દેવદાર, આસધ, જાવત્રી, જાયફળ અગર, ખેરસાર તથા કાળી દ્રાક્ષ એકેક તોલો અને લોહભસ્મ ૨ તોલા તેમા નાખી અવલેહ સિદ્ધ કરી તે સેવન કરવા આપવો, એટલે ઉધરસ, દમ, ક્ષય, શોષ, કફ, મદાગ્નિ, ઉધરસ, હૃદ્રોગ, રક્તદોષ તથા અગિયાર પ્રકારના ક્ષયનો નાશ થઈ વર્ણ અને

જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે; તથા બળ અને પુષ્ટિ પ્રાપ્ત થઈ ધાતુની વૃદ્ધિ થાય છે

**૯ આર્દ્રકાવલેહ બીજો:**—૧૬ તોલા આદુ છોલી સુધારી પછી થોડા ઘીમા શેકી નાખવુ પછી ૬૪ તોલા ગોળ અથવા સાકરનો પાક કરી તેમા આદાના કકડા નાખી, તેમા તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, લવંગ, નાની હરડે, ભારંગમૂળ, અરડૂસી, કડવા લીમડાની છાલ, દેવદાર, આસંધ, જાયફળ. જાવંત્રી, અગરુ, દ્રાક્ષ, એ બબ્બે તોલા નાખી માટીના રીઢા વાસણમા ભરી રાખવુ. એના સેવનથી કાસ, શ્વાસ, ક્ષય, મંદાગ્નિ અને હૃદ્રોગ એની શાંતિ થાય છે.

**૧૦ કંસહરિતક્યવલેહ:**—દશમૂળ ૪૦૦ તોલા લઈ તેનાથી આઠગણુ પાણી લઈ તેમા દશમૂળ નાખી, પાણી ચોથો ભાગ શેષ રહે ત્યા સુધી ઉકાળવું પછી તે પાણી ગાળી લઈ તેમા ૪૦૦ તોલા ગોળ અને ૧૦૦ હરડે નાખી લેહ કરવો; તથા ત્રિકટુ, ત્રિજાત અને જવખાર, એ એકેક તોલો અને ૬૪ તોલા મધ નાખી સર્વ એકત્ર કાલવવુ આ અવલેહ સોજો, આમવાયુ, ગુલ્મ, મેહ, કૃશત્વ, શ્વાસ, અમ્લપિત્ત, ઉધરસ, અરુચિ, શરીરનો વિકૃત વર્ણ, તાવ, ધાતુરોગ, મૂત્રરોગ, મૂળવ્યાધિ અને પથરી, એ રોગોને દૂર કરે છે.

**૧૧ આમલકચવલેહ:**—આમળા યંત્રમા પીલી તેનો રસ કાઢી તે ૨૦૪૮ તોલા લઈ મંદાગ્નિ ઉપર પચન કરવો પછી તેમા લીંડીપીપર ૭૬ તોલા, જેઠીમધ ૮ તોલા, સુકાયેલી દ્રાક્ષ ૬૪ તોલા, આદું ૮ તોલા, વંશલોચન ૮ તોલા અને સાકર ૨૦૦ તોલા નાખી, જાડુ થયા પછી નીચે ઉતારવુ. પછી તેમા ૧૨૮ તોલા મધ નાખવુ. આ અવલેહ રોજ ચાર તોલા ખવડાવવો એટલે હલીમક, કમળો અને પાંડુરોગનો નાશ થાય છે.

**૧૨ કંટકાર્યવલેહ:**—ચિત્રકમૂળ, પીપળીમૂળ, સૂંઠ, મરી, લીંડીપીપર, નાગરમોથ, ધમાસો, ષટ્કચૂરો, પુષ્કરમૂળ, હરડે, નગોડ, વજ, ભારંગમૂળ, ગળો, રાસ્ના અને કાકડાશિંગી, એ પ્રત્યેક તોલો તોલો તથા ઊભી ભોરિંગણી વાટી તેનો કલ્ક ૮૦૦ તોલા લઈ, તેમા પાણી ૪૦૯૬ તોલા નાખી ચતુર્થાંશ કાઢો કરી ગાળી લઈ તેમા સાકર ૮૦ તોલા તથા ઘી ૩૨ તોલા નાખી કઢવી જાડુ થયા પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમા મધ ૩૨ તોલા, લીંડીપીપર ૧૬ તોલા અને વંશલોચન ૧૬ તોલા નાખવુ. આ અવલેહનુ સેવન કરવાથી ઉધરસ, હૃદ્રોગ, શ્વાસ અને ગુલ્મનો નાશ થાય છે.

**૧૩ કંટકાર્યવલેહ બીજો:**—૪૦૦ તોલા ભોરિંગણી લઈ અધકચરી કરી તેનો ૧૦૨૪ તોલા પાણીમા ચતુર્થાંશ કાઢો કરી તે ગાળી લેવો પછી તેમા ગળો, ચવક, ચિત્રક, નાગરમોથ, કાકડાશિંગી, ત્રિકટુ (સૂંઠ, મરી, લીંડીપીપર), ધમાસો. ભારંગમૂળ, રાસ્ના અને ષટ્કચૂરો, એ પ્રત્યેક ચાર ચાર તોલા; સાકર ૮૦ તોલા; તેલ અને ઘી એ પ્રત્યેક ૩૨ તોલા નાખી, એ સઘળુ પક્વ કરવું. પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમા મધ ૩૨ તોલા વંશલોચન ૧૬ તોલા અને લીંડીપીપર ૧૬ તોલા નાખી માટીના વાસણમા તે અવલેહ રાખી રોજ ખાવા આપવો, એટલે ઉધરસ, ઊચકી (હેડકી) અને શ્વાસનો નાશ થાય છે

**૧૪ કંટકાર્યવલેહ ત્રીજો:**—ભોરિંગણીના પંચાગ ૪૦૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા અને હરડે નંગ ૧૦૦ લઈ, એ સર્વનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમા ગોળ ૪૦૦ તોલા નાખી, પક્વ કરી, ઠંડુ થયા પછી નીચે ઉતારી, તેમા ત્રિકટુ તથા ત્રિફળા બાર બાર તોલા, મધ ૨૪ તોલા, વંશલોચન, ખેરસાર, ભારંગમૂળ, કાકડાશિંગી, કાયફળ, પુષ્કરમૂળ તથા અરડૂસી, એ પ્રત્યેક બબ્બે તોલા અને ચાતુર્જાત ચાર તોલા નાખી અવલેહ સિદ્ધ કરવો એના સેવનથી વાત. પિત્ત. કફ, દ્વિદોષ અને ત્રિદોષથી થયેલો કફ, તેમ જ ક્ષત અને ક્ષયથી થયેલી ઉધરસ, પીનસ, શ્વાસ, ઉરક્ષતક્ષય અને ૧૧ પ્રકારના ઉગ્ર ક્ષયરોગો દૂર થાય છે આ રસાયન ભૃગુઋષિએ કહેલું છે.

**૧૫ કલ્યાણકાવલેહ:**—પહાડમૂળ, ધાણા, અજમો, જીરુ, શેરણી, ચવક, ચિત્રાના મૂળ, સિંધવ, હરડે, અજમોદ, વાવડિંગ, લીંડીપીપર, પીપળીમૂળ, સૂંઠ, મરી, ત્રિફળા, એલચીદાણા અને તજ તોલો તોલો લેવા, તેલ ૩૨ તોલા, નસોતર ૮ તોલા, આમળાનો રસ ૧૨૦૦ તોલા અને ગોળ

૨૦૦ તોલા લઈ, એ બધાનો જાડો થાય ત્યાં સુધી પાક તૈયાર કરી, તે પાક સવારમાં સેવન કરવો; એથી ઉદરરોગનો નાશ થાય છે.

**૧૬ કલ્યાણકાવલેહ બીજો:**—લીલાં આમળાનો રસ ૩૮૪ તોલા, ગોળ ૨૦૦ તોલા, નસોતરનું ચૂર્ણ ૩૨ તોલા, તલનું તેલ ૬૪ તોલા, પંચલવણ (સિંધવ, સંચળ, બિડલૂણ, વડાગરું મીઠું અને સમુદ્રનું મીઠું), અજમો, અજમોદ, શંખણી, જીરું, ત્રિફળા, ષટ્કટુ (સૂંઠ, મરી, લીંડી-પીપર, ચવક, ચિત્રક, પીપળીમૂળ,), પહાડમૂળ, ધાણા, લીંડીપીપર અને વાવડિંગ, એ ઓસડો તોલો તોલો લઈ તેનો લેહ કરવો. પછી તજ, તમાલપત્ર અને એલચીદાણાનું ચૂર્ણ નાખી ને અવલેહ સેવન કરવો. તેના સેવનથી વ્રણ, દાઢનો રોગ, શુક્રાર્તવદોષ, ઉદર, મેહ, સંગ્રહણી, પાંડુરોગ અને મૂળવ્યાધિનો નાશ થાય છે.

**૧૭ કુટજાવલેહ:**—કડાછાલ ૪૦૦ તોલા લઈ અધકચરી કરી તેમાં પાણી ૧૦૨૪ તોલા નાખી ચોથો ભાગ અવશેષ રહે ત્યાં સુધી કાઢો કરી લૂગડાથી ગાળી તેમાં ૧૨ તોલા ગોળ નાખી ફરીથી જાડું ઘટ્ટ થતાં સુધી પાક કરી તેમાં રસવંતી, મોચરસ, સૂંઠ, મરી, લીંડીપીપર, હરડાં, બહેડાં, આમળાં, રિસામણી, ચિત્રક, કાળીપાટ, નાના (કુમળાં) બીલાંનો ગર્ભ, ઇંદ્રજવ, વજ, ભિલામાં, અતિવિષ, વાવડિંગ અને વાળો, એ અઢાર ઓસડોનું ચૂર્ણ ચાર ચાર તોલા નાખી ઠંડું થયેથી તેમાં મધ ૧૬ તોલા નાખવું. આ અવલેહ બકરીના દૂધમાં અથવા છાશમાં અગર દહીંમાં અથવા ઘીમાં કે પાણીમાં અનાજ પચી ગયા પછી લેવો અને સારું પથ્ય પાળવું. એથી બધી જાતના હરસ જલદી દૂર થાય છે અને ભગંદરાદિ દુષ્ટ રોગ, અતિસાર, અરુચિ, સંગ્રહણી, પાંડુરોગ, રક્તપિત્ત, કમળો, અમ્લપિત્ત, સોજો, દૂબળાપણું અને પ્રવાહિકા (મરડો) રોગ જે અતિ-સારનો ભેદ છે, તે પણ દૂર થાય છે

**૧૮ કુષ્માંડકાવલેહ:**—સાકર ૧૨૮ તોલા, આમળાનો રસ ૨૫૬ તોલા અને કોળાના કકડા બાફી તેનો રસ ૨૦૦ તોલા, ઘી ૧૨૮ તોલા, બાફેલા કોળાના કકડા ૪૦૦ તોલા અને અરડૂસીનો કાઢો ૫૧૨ તોલા, એ સર્વ પચન કરી જાડું થયા પછી હરડે, આમળાં, ભારંગમૂળ, તજ, તમાલપત્ર અને એલચી, એ પ્રત્યેક તોલો તોલો અને તાલીસપત્ર, સૂંઠ, ધાણા તથા મરી, એ પ્રત્યેક ચાર ચાર તોલા અને લીંડીપીપર ૧૬ તોલા, તથા મધ ૩૨ તોલા નાખી પાક તૈયાર કરી રાખી મૂકવો. પછી આ પાક અગ્નિબળ જોઈ ખાવા આપવો, એટલે ઉધરસ, તાવ, હેડકી, રક્તપિત્ત, હલીમક, હૃદ્રોગ, અમ્લપિત્ત અને સળેખમનો નાશ કરે છે

**૧૯ કુષ્માંડકાવલેહ બીજો:**—જૂનું અને મોટું કોળું લઈ તેની છાલ તથા બી કાઢી નાખી તેના કકડા કરવા તે કકડા ૪૦૦ તોલા લઈ ૧૬૦૦ તોલા પાણીમાં નાખી અર્ધું પાણી બળી જાય ત્યાં સુધી ઉકાળી પછી નીચે ઉતારવું ઠંડું થયા પછી તે કકડા કપડામાં બાંધી પીલીને પાણી કાઢી નાખવું તે પાણી પુનઃ ચૂલા ઉપર મૂકવું અને કોળાના કૂચા સૂકવી ૧૨૮ તોલા ઘીમાં લાલ થાય ત્યાં સુધી શેકી, તે ઉકાળેલા પાણીમાં નાખવા અને તેમાં સાકર ૪૦૦ તોલા નાખી તેનો પાક કરવો તે પાક લેહ જેવો થાય એટલે તેમાં લીંડીપીપર, સૂંઠ અને જીરું એ પ્રત્યેક આઠ આઠ તોલા અને ધાણા, તમાલપત્ર, એલચી, મરી તથા તજનું ચૂર્ણ બબ્બે તોલા અને મધ ૬૪ તોલા નાખી તેમાં ખાંડ (કોઈના મતમાં મધ કરતાં વધારે, કોઈના મતમાં મધ કરતાં અર્ધી—એ પ્રમાણે છે) નાખવી અને ૧૬ તોલા દ્રાક્ષ, લવંગ અને કપૂર એકેક તોલો નાખી પછી તે પાક ઘીના વાસણમાં ભરી રાખવો આ કુષ્માંડક–રસાયન અગ્નિબળ જોઈ આપવું તે પાક રક્તપિત્ત, ક્ષતક્ષય, ઉધરસ, દમ, ઊલટી, તૃષા અને તાવ ઉપર આપવો આ પાક વૃષ્ય અને તારુણ્યકારક, બળ, વર્ણને આપનાર, ઉરઃક્ષતનું સંધાન કરનારો, પૌષ્ટિક તથા સ્વરને સારો કરનારો છે આ પાક અશ્વિનીકુમારે શોધી કાઢેલો છે

**૨૦ કુષ્માંડકાવલેહ ત્રીજો:**—જૂના અને મોટા કોળાને છોલી તેની અંદરથી બી અને છાલ કાઢી નાખી એના ઘણા જ ઝીણા કકડા કરવા તે કકડા ૪૦૦ તોલા લઈ ૧૬૦૦ તોલા દૂધમાં

મંદ અગ્નિ વડે હલાવી હલાવી બાફવા જાડો થવા લાગે એટલે સાકર ૨૦૦ તોલા, ગાયનું ઘી ૧૨૮ તોલા, મધ ૬૪ તોલા, કોપરું ૧૬ તોલા, ચારોળી ૮ તોલા અને ગોખરુ ૪ તોલા, એ સર્વ એકત્ર કરી, ચાટવા જેવું થાય એટલે નીચે ઉતારી, તેમા સુવા ૧ તોલો અને જીરુ, અજમો, ગોખરુ, તાલીમખાનું, હરડે, કાયફાનો મગજ તથા તજ, એ પ્રત્યેક બે બે તોલા અને ધાણા, લીંડીપીપર, નાગરમોથ, આસંધ, શતાવરી, કાળી મૂસળી, નાગબલા, વાળો, તમાલપત્ર, ષટ્કચૂરો, જાયફળ, લવંગ, બારીક અને મોટી એલચી, શિંગોડા તથા પિત્તપાપડો—એ પ્રત્યેક ચાર ચાર તોલા, અને ચંદન, સૂંઠ, આમળા તથા નાગકેસર, એ પ્રત્યેક પાંચ પાંચ તોલા; વાળો ૨ તોલા અને મરી ૮ તોલા, એ સર્વનું ચૂર્ણ કરી તે નીચે ઉતાર્યા પછી નાખવા આ કુષ્માંડકાવલેહ રોજ ચાર ચાર તોલા પ્રમાણે ખવડાવવો; અથવા અગ્નિબળ જોઈ વધારે-ઓછો ખાવા આપવો આ પાકના સેવનથી રક્તપિત્ત, શીતપિત્ત, અમ્લપિત્ત, અરુચિ, અગ્નિમાંદ્ય, દાહ, તૃષ્ણા, પ્રદર, રક્તાર્શ, પિત્તથી થતી ઊલટી, પાંડુરોગ, કમળો, ઉપદંશ, વિસર્પ, જીર્ણજ્વર અને વિષમજ્વરનો નાશ થાય છે આ અવલેહ અત્યંત વૃષ્ય, પૌષ્ટિક અને બળ વધારનારો છે; તેમ જ એના સેવનથી ષંઢત્વ દૂર થઈ સામર્થ્ય આવે છે આ અવલેહ માટીના કોરા વાસણમાં ભરી રાખવો.

**૨૧ કુષ્માંડકાવલેહ ચોથો :**—કોળાનો સ્વરસ ૪૦૦ તોલા, ગાયનું દૂધ ૪૦૦ તોલા તથા આમળાનું ચૂર્ણ ૩૨ તોલા, એ સર્વ મંદાગ્નિ ઉપર પચન કરી ગોળો થાય એટલે તેમાં સાકર ૩૨ તોલા નાખી પાક તયાર કરવો, પછી એ પાકમાંથી રોજ બે તોલા ખાવો આ ખંડકુષ્માંડકાવલેહ સેવન કરવાથી રક્તપિત્ત, અમ્લપિત્ત, દાહ, તૃષા તથા કમળાનો નાશ થાય છે.

**૨૨ કુષ્માંડકાવલેહ પાંચમો :**—પાકેલું કોળું છોલી ગર્ભનું પાણી લૂગડામાં ચોળીને કાઢવું. પછી સુકાવી ઘીમાં શેકવું. લાલ રંગ થાય એટલે ઉતારી તેમાં બદામ તળીને નાખવી દૂધનો માવો કરીને નાખવો અને જાયફળ, જાવંત્રી, લવંગ, એલચી, વંશલોચન, તજ, તમાલપત્ર, નાગકેસર અને કમળકાકડી, એ ઝીણાં વાટીને નાખવાં અને હલાવી એકત્ર કરવાં. પછી સર્વ ઔષધોથી બમણી સાકર લઈ કોળાના પાણીમાં પાક કરવો. તેમાં કેસર નાખવું ચાસણી કરી સર્વ ઔષધો નાખી એકત્ર કરી રાખી મૂકવું એ નિત્ય બબ્બે તોલા ખાવાથી અમ્લપિત્ત, દાહ, ભ્રમ, શોષ, ક્ષીણતા, અગ્નિમાંદ્ય—એ રોગો દૂર થઈ પુષ્ટિ મળે છે.

**૨૩ કુષ્માંડકાવલેહ છઠ્ઠો :**—જૂના કોળાનો ગર ૨૦૦ તોલા લઈ, તે ૧૨૮ તોલા ગાયના દૂધમાં લાલ થાય ત્યાં સુધી શેકવું, પછી ૫૧૨ તોલા અરડૂસીનો કાઢો લઈ તેમાં ૪૦૦ તોલા સાકર નાખી પાક કરવો અને તેમાં તે નાખવું; તથા આમળા, નાગરમોથ, ભારંગમૂળ, તજ, તમાલપત્ર અને એલચી, એ પ્રત્યેક ચાર ચાર તોલા અને લીંડીપીપર ૧૬ તોલાનું ચૂર્ણ કરી તેમાં નાખી અવલેહ સિદ્ધ કરવો આ અવલેહ સેવન કરવાથી ઉધરસ, દમ, તાવ, હેડકી, રક્તપિત્ત, હલીમક, હૃદ્રોગ, અમ્લપિત્ત અને પીનસનો નાશ થાય છે

**૨૪ કુષ્માંડકાવલેહ સાતમો :**—જૂનું અને મોટું કોળું છોલી તેના બારીક કકડા કરવા. તે કાંજીમાં અને પાણી વડે ધોવા પછી ૧૨૮ તોલા દૂધ લઈ તેમાં તે બાફવા પછી તેને ઘીમાં શેકવા. સારા લાલ થયા પછી તેને ઉતારી, ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમાં તે કોળાના કકડા તથા લીંડીપીપર, સૂંઠ અને મરી આઠ આઠ તોલા, તથા જીરુ, શાહજીરુ, આમળા, તજ, એલચીદાણા, તમાલપત્ર, શિંગોડા, પટ્કચૂરો, પીપળીમૂળ, ચવક, ચિત્રક, ચારોળી, કાળી મૂસળી, લવંગ અને કલાઈની ભસ્મ, એ બબ્બે તોલા નાખી સારી પેઠે ઘૂંટી તે પાક અવલેહ સરખો કરવો પછી તેમાં ઘી નાખી તે પાક બરાબર જોઈ સેવન કરવો, એટલે રક્તપિત્ત, જ્વર, ઉધરસ, કામીણ, તમકશ્વાસ. ભ્રમ, ઊલટી, તૃષા, શ્વાસ, પાંડુરોગ, ક્ષતક્ષય, અપસ્માર, શિરોરોગ, યોનિશૂળ, રક્તપ્રદર અને અગ્નિમાંદ્યના રોગોને દૂર કરે છે વૃદ્ધ પુરુષ તરુણના જેવો થાય છે વાંઝણી સ્ત્રીઓને પુત્રપ્રાપ્તિ થાય છે અને નપુંસકને પુરુષત્વ આવે છે આ કુષ્માંડકાવલેહ સર્વ રોગોનો નાશ કરનાર છે

**૨૫ કુષ્માંડકાવલેહ આઠમો :**—કોળું ચીરી તેના કકડા કરી ૪૦૦ તોલા જેટલા લઈ,

પાણીમા બાફી પછી વસ્ત્રથી નીચોવી નાખવા. પછી ૧૨૮ તોલા ઘીમા તે કૂચાને શેકવા. બાદ સાકર ૬૦૦ તોલા લઈ તેનો પાક કરી તેમા તે શેકેલા કોળાને નાખવુ અને તે સાથે સૂઠ, મરી, લીંડીપીપર, ગરમાળો, જીરુ, ચિત્રો, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, ત્રિફળા, બલાત્રય (બળવૃક્ષ, જીતેલી, અતિબલા), શતાવરી, તાલિસપત્ર, મેથી, નસોતર, દંતીમૂળ, ગજપીપર, તાલીમખાનું, તલ, દ્રાક્ષ ગોખરુ, નાગરમોથ, ચવક, આસંધ, કાળો વાળો, ચારોળી, કૌચબીજ, ષટ્કચૂરો, જેઠીમધ, વંશલોચન, લીંડીપીપર, પીપળીમૂળ, કમળાક્ષ, લવંગ, શીમળાની છાલ અથવા ગુંદર, ભાગ, ચણકબોબા, જાયફળ, જાવંત્રી, ભોયકોળુ, સિંધવ, કાળી મૂસળી અને શિંગોડા, એ સર્વ ઔષધો તોલો તોલો તથા અભ્રકભસ્મ ૪ તોલા નાખી પાક સિદ્ધ કરવો ઉત્તમ પ્રકારની કોષ્ઠશુદ્ધિ કરી આ પાકનુ સેવન કરવુ આ પાક ધાતુવર્ધક, અગ્નિવર્ધક, અને પુષ્ટિવર્ધક છે; તથા ક્ષયરોગ, રક્તપિત્ત, પાંડુરોગ, શ્વાસ, પિત્ત તથા પ્રમેહ, એ રોગનો નાશ કરે છે. એના સેવનથી અતિશય બળ પ્રાપ્ત થાય છે અને આ પાકનું સેવન કરનાર માણસ મોટો બુદ્ધિમાન થાય છે

**૨૬ કુષ્માંડકાવલેહ નવમો :**—ઉપર પ્રમાણે ઘીમા શેકવા સુધીની ઉપલે જ વજને ક્રિયા કરી, પછી ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમા મધ ૬૪ તોલા, ત્રિકટુ, ધાણા, જીરું તથા ચાતુર્જાત પ્રત્યેક આઠ આઠ તોલા નાખી લેહ કરવો. એના સેવનથી રક્તપિત્ત દૂર થઈ બલપ્રાપ્તિ થાય છે.

**૨૭ કુષ્માંડકાવલેહ દશમો :**—કુષ્માડકાવલેહની પેઠે જ સૂરણ લઈ તેનો અવલેહ સિદ્ધ કરી તેનું સેવન કરવુ, એટલે મૂળવ્યાધિ, મૂઢવાત અને અગ્નિમાદ્યનો નાશ થાય છે.

**૨૮ કુષ્માંડકાવલેહ અગિયારમો :**—જૂનુ કોળું લઈ તેમાના બી કાઢી નાખી, તેના કકડા કરી તેમાથી ૪૦૦ તોલા કકડા લઈ ૧૨૮ તોલા ઘીમા શેકવા પછી તજ, તમાલપત્ર, ધાણા, સૂંઠ, મરી, લીંડીપીપર, જીરુ, એલચીદાણા, ત્રિફળા, ચિત્રો, પીપળીમૂળ, ચવક, ગજપીપળ, શિંગોડાં, કચૂરો (કસેરુ), કાળી મૂસળી અને નાગરમોથ–એ દરેક ઔષધ ચાર ચાર તોલા; તથા ગોળ ૪૦૦ તોલા લઈ, તે સર્વ એકત્ર પચન કરવુ. ઠંડું થયા પછી તેમા ૩૨ તોલા મધ નાખવુ. આ પાકના સેવનથી કફ, પિત્ત, વાયુ તથા અગ્નિમાદ્ય દૂર થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે; અશક્તને શક્તિ પ્રાપ્ત થઈ તે પુષ્ટ થાય છે, ઘોડાના જેવી મૈથુન કરવાની શક્તિ મળે છે, અતિશય સ્ત્રીસંગના યોગે જે પુરુષો ક્ષીણવીર્ય થયેલા છે, તેઓને ઉત્તમ પ્રકારની વીર્યપ્રાપ્તિ થાય છે; તેમજ ઉધરસ, દમ, તાવ, હેડકી, ઊલટી અને અરુચિનો નાશ થાય છે આ ગુડકુષ્માડકાવલેહ **કૃષ્ણાત્રેયે** શોધેલો છે.

**૨૯ કુષ્માંડકાવલેહ બારમો :**—૮ મા પ્રકારમા કહેલા વજન પ્રમાણે કોળું બાફી પછી ૪૦૦ તોલા સાકર લઈ તેનો પાક કરી, તેમા તે કોળાના કકડા તથા લીંડીપીપર ૮ તોલા, સૂંઠ ૮ તોલા, જીરુ ૮ તોલા તથા તજ, તમાલપત્ર, એલચીદાણા, ધાણા અને મરી એ પ્રત્યેક બબ્બે તોલા નાખવા. પછી તે પાક નીચે ઉતારી ઠંડો થયા પછી તેમા મધ ૬૪ તોલા નાખી, સારી પેઠે ઘૂંટી તે પાક ઉત્તમ વાસણમા ભરી રાખવો એ પાકના સેવનથી ઉધરસ, હેડકી, તાવ, દમ, રક્તપિત્ત અને ક્ષતક્ષય એ રોગો દૂર થઈ હૃદયમાની ચાંદીઓ રુઝાઈ જાય છે અને બુદ્ધિ, સ્મૃતિ તથા બળ પ્રાપ્ત થાય છે. આ હૃદયને આહ્લાદ આપનાર રસાયન અશ્વિનીકુમારે નિર્માણ કરેલુ છે

**૩૦ કુષ્માંડકાવલેહ તેરમો :**—જૂનુ અને મોટુ કોળુ લઈ, બાફી તેના બારીક કકડા કરી તે કકડા ૪૦૦ તોલા લઈ ૧૬૦૦ તોલા પાણીમા બાફવા. અર્ધું પાણી બળી ગયા પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તે કકડા વસ્ત્રમા બાધી તેમાથી પાણી નીચોવી કાઢવુ તે પાણી પુન. ચૂલા ઉપર મૂકવુ અને કોળાના કૂચા સૂકવી ૧૨૮ તોલા ઘીમા શેકી લાલ થયા પછી કોળાના ઉકાળેલા પાણીમા નાખી, તેમા સાકર ૪૦૦ તોલા નાખી તેનો પાક કરવો તે પાક લેહ જેવો થાય એટલે તેમા લીંડીપીપર, સૂંઠ, જીરું અને શાહજીરુ પ્રત્યેક ચાર ચાર તોલા અને ધાણા, તમાલપત્ર, એલચી, મરી અને તજનુ ચૂર્ણ બબ્બે તોલા નાખવુ તથા મધ ૬૪ તોલા નાખવુ આ અવલેહ રોજ ચાર ચાર તોલા આપવો, એટલે રક્તપિત્ત, પિત્તજ્વર, તૃષા, દાહ, પ્રદર, કૃશતા, ઊલટી, સ્વરભેદ, હૃદ્રોગ, ઉધરસ, દમ તથા ક્ષય વગેરે સર્વ રોગનો નાશ કરે છે આ પાક હૃષ્ય (વીર્યવર્ધક),

બૃંહણ( ધાતુવર્ધક ) અને બળવર્ધક છે.

**૩૧ કુષ્માંડકાવલેહ ચૌદમો:**—કોળુ છોલી તેના કકડા ૪૦૦ તોલા લઈ તે પાણીમાં બાફવા. પછી વસ્ત્રમા નાખી કોગ કરવા એ કોગ થયેલા કૂચાઓને ૧૨૮ તોલા ઘીમા મધના જેવા લાલ થાય ત્યાં સુધી શેકી નીચે ઉતારી પછી ૪૦૦ તોલા સાકરનો પાક કરી તેમાં તે શેકેલા કૂચા નાખવા તથા લીંડીપીપર અને આદુ, એ આઠ આઠ તોલા નાખવા તથા જીરું, તજ, એલચીદાણા, તમાલપત્ર, મરી, ધાણા, એ બબ્બે તોલા નાખવા પછી પાક ઘટ્ટ થાય એટલે નીચે ઉતારી તેમા મધ ૬૪ તોલા નાખવુ (તેમા કોઈના મતમા મધના કરતા અર્ધી ખાંડ અને ખાંડથી અર્ધી દ્રાક્ષ નાખવી એમ છે.) દ્રાક્ષ ૧૬ તોલા, લવંગ ૮ તોલા તથા કપૂર ૧॥ તોલો નાખવુ. અગ્નિબળ જોઈ આ પાક સેવન કરવો; એટલે રક્તપિત્ત, ક્ષતક્ષય, ઉધરસ, દમ ઊલટી, તૃષા અને જ્વરનો નાશ થાય છે આ પાક વૃષ્ય, તારુણ્યકારક, બળકર અને વર્ણકર છે. આ પાક અશ્વિનીકુમારે શોધેલો છે.

**૩૨ કુષ્માંડકાવલેહ પંદરમો:**—કોળું ચીરી તેના બારીક કકડા કરી ઘીમા શેકવા. પછી સાકરનો પાક કરી તેમા તે કકડા તથા મરી, લીંડીપીપર, સૂંઠ, જીરુ, તજ, તમાલપત્ર અને એલચી-દાણાનુ ચૂર્ણ નાખી અવલેહ સિદ્ધ કરવો આ પાક બાળકને અને વૃદ્ધને હિતકારક છે આ પાક વાયુરોગ, રક્તવિકાર, અતિ સ્ત્રીસંગથી થયેલી ક્ષીણતા, વ્રણરોગ, તૃષા, ઉધરસ, રક્તપિત્ત, શ્વાસ, મૂળવ્યાધિ અને ઊલટીનો નાશ કરે છે

**૩૩ કુષ્માંડકાવલેહ સોળમો:**—સારું પાકેલુ કોળુ લઈ, તેની ઉપરની છાલ અને અંદરનાં બી કાઢી નાખી તેના કકડા કરી, તે કકડા ૪૦૦ તોલા લઈ પાણીમા બાફવા પછી પાણી નીચોવી નાખી કૂચાને ૬૪ તોલા ઘીમા શેકી નાખવા પછી ૪૦૦ તોલા સાકર લઈ કાઢી રાખેલા કોળાના પાણીમા તેનો પાક કરી તેમા શેકેલા કકડા, સૂંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એલચીદાણા, ધાણા, જીરું અને નાગકેસર. એ આઠ આઠ તોલા નાખવુ પાક ઠંડો થયા પછી તેમા ૬૪ તોલા મધ નાખવુ આ પાકના સેવનથી ઉધરસ શ્વાસ, ઉરક્ષત, રક્તપિત્ત, ક્ષય, ઊલટી, નેત્રરોગ, તૃષા અને જ્વર, એ રોગો દૂર થઈ ગળુ સાફ થાય છે, વીર્યવૃદ્ધિ થાય છે, શક્તિ આવે છે અને શરીરની કાંતિ સારી થાય છે. એ પ્રમાણે જ સૂરણપાક કરવો. તે( સૂરણ-પાક ) મૃદવાયુ એટલે અપાનવાયુનો રોગ, અગ્નિમાંદ્ય અને મૂળવ્યાધિ ઉપર સારો ગુણ કરે છે.

**૩૪ કેસરકાવલેહ:**—ત્રિકટુ, ચાતુર્જાત, ત્રિફળા, લવંગ, કૃષ્ણાગરુ, ધોળું ચંદન, તાલીમ-ખાનુ, અક્કલકરો, જાયફળ, કૌચબીજ, મોચરસ, બળદાણા, આસંધ, ગોખરુ, કાળી મૂસળી, વાવડિંગ, સમુદ્રશોકના બી, શુદ્ધ કરેલા ઝેરકોચલા, જાઈના ફૂલ અને ચણકબાબા, એ ઔષધો સમભાગે લેવા કેસર ૨૦ ભાગ, કસ્તૂરી ૧૬ ભાગ અને સાકર ૪ ભાગ નાખવી મંગભસ્મ( કલા-ઈની ભસ્મ ), પારાની ભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, તાંબાની ભસ્મ અને કાંતભસ્મ, એ ભસ્મો એકેક ભાગ નાખવી. સોનાના વરખના પાન ૨૦૦ અને રૂપાના વરખના પાન ૨૦૦ નાખવા. ભાગ શુદ્ધ કરી ૮ ભાગ નાખવી પછી એ સર્વનો લેહના જેવો પાક કરવો આ પાક રોજ પ્રાતઃકાળે ૧ તોલો આપવો, તેથી કરી વીર્યવૃદ્ધિ થઈ સર્વ રોગોનો નાશ થાય છે સર્વ પ્રકારના વાતરોગ, દુઃસાધ્ય વાતરક્ત, અસ્થિરોગ, શિરોરોગ અને સંધિરોગનો નાશ થાય છે આ પાકના સેવનથી વૃદ્ધ પુરુષ તરુણ જેવો થઈ આરોગ્ય પામે છે અને બળ તથા કાંતિની વૃદ્ધિ થાય છે, તેમ જ સર્વ પ્રકારના વાતરોગ, દુઃસાધ્ય વાતરક્ત, અસ્થિરોગ અને સંધિરોગનો નાશ થાય છે

**૩૫ કેસરકાવલેહ બીજો:**—૩૨ તોલા લીંડીપીપરનુ ચૂર્ણ, ૧૬ તોલા કેસર અને ૧૫૩૬ તોલા ગાયનુ દૂધ, એ સર્વ એકત્ર કરી, લોખંડની કઢાઈમા મંદ અગ્નિ ઉપર પચન કરવુ. પછી તેમા ઘી ૧૨ તોલા અને સાકર ૪૦ તોલા નાખવી પછી નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમા તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, લવંગ, પીપળીમૂળ, ચિત્રો, જાયફળ, જાવંત્રી, કાચકાનુ મગજ, કૌચબીજ, શતાવરી, આસંધ. ગોખરુ, શેરણી, કચોરા, અમ્લવેતસ, સૂંઠ, ધાણા, વગડાઉ તુલસીના બી, વંશલોચન, શિંગોડા, નાગરમોથ, મોચરસ, વરધારો, દેવદાર, શણ, અજમો, કૃષ્ણાગરુ, કમળ અને તાલીમખાનુ, એ પ્રત્યેકનુ અર્ધોઅર્ધો તોલો ચૂર્ણ નાખવુ, તેમ જ અભ્રક-

ભસ્મ, તામ્રભસ્મ, સીસાની ભસ્મ, કલાઈની ભસ્મ, લોહભસ્મ અને દૂધમા શોધન કરેલો વચ્છનાગ, એ પ્રત્યેક ઔષધ અર્ધોઅર્ધો તોલો નાખવુ આ કેસરકાવલેહ દુર્બળોને બળ આપનાર, ધાતુ-પુષ્ટિકર, શક્તિવર્ધક તથા કાંતિવર્ધક છે વીર્ય, બળ અને માસ જેનું નષ્ટ થયેલુ છે અને જેને મૈથુનની ઇચ્છા થતી નથી, એવા પુરુષની ધાતુની વૃદ્ધિ કરે છે. એના સેવનથી વાતકફથી થનાર રોગોનો જલદીથી નાશ થાય છે.

૩૬ ખંડકાદ્યવલેહ :—શતાવરી, બળદાણાના વૃક્ષના મૂળ, ગળો, મુડી ( કલાર ), ત્રિફળા, તજ, પુષ્કરમૂળ, ભારંગમૂળ, અરડૂસી, ભોરિંગણી, ઊભી ભોરિંગણી અને ખેરના મૂળ, પ્રત્યેક વીસવીસ તોલા લઈ, એનો કાઢો ૨૦૪૮ તોલા પાણીમા કરી પછી તેમા સુવર્ણમાક્ષિક ભસ્મ, સુવર્ણભસ્મ તથા લોહભસ્મ, એ ત્રણે ભસ્મો મળીને ૪૮ તોલા અને સાકર ૬૪ તોલા, એ સર્વ એકત્ર કરી તેનો લોખંડની કડાઈમા પાક કરવો. તે પાક ગોળ જેવો થાય એટલે તેમા વંશલોચન, વાવડિંગ, લીંડીપીપર, સૂંઠ, જીરુ, શાહજીરુ, કાકડીના બી, ત્રિફળા ધાણા, મરી, લીંડીપીપર અને નાગકેસર, એ પ્રત્યેક ચાર ચાર તોલા લઈ, એ સર્વનુ ચૂર્ણ કરી એ પ્રથમના પાકમા નાખી એકત્ર ખરલ કરવું પછી સ્નિગ્ધ લોખંડના વાસણમા આ પાક ભરી રાખવો અને એ પાકમાથી એક તોલો પાક પ્રભાતમા ખાવા આપવો અને ઉપર દૂધ પાવું તથા જડાન્ન ભોજન કરાવવુ, એટલે રક્ત-પિત્ત, રક્તપ્રવાહ, રક્તશૂળ રક્તાતિસાર, રક્તમેહ, ભગંદર, મૂળવ્યાધિ, સોજો, અમ્લપિત્ત, ક્ષય, કુષ્ઠ, ગુલ્મ, વાતરક્ત, પ્રમેહ, શીતપિત્ત, ઊલટી, કૃમિ, પાંડુરોગ, પ્લીહા, ઉદર, આનાહ અને મૂત્ર-કૃચ્છ્ર, એ સર્વ રોગોનો આ પાક નાશ કરે છે, તેમજ તે ચક્ષુષ્ય, પૌષ્ટિક, માંગલ્ય, પ્રીતિકર, આરોગ્યપ્રદ અને પુત્રોત્પત્તિકારક હોઈ કામ, અગ્નિ અને બળને વધારનાર છે આ પાક ઉપર પૌષ્ટિક ખોરાક ખાવો તથા નાળિયેરનુ પાણી, લાબડી, ચાકવતની ભાજી, સૂકા મૂળા, પડોળાં, વંતાક, પાકેલી કેરી, ખજૂર, મીઠુ દાડમ, કોળુ, કાકડી, કાલિંગડુ, કારેલુ, કસુબી એ પદાર્થ; જળસ્થળના જંતુના માસ, આ સર્વ પદાર્થો ખંડકાદ્યવલેહ ખાનાર પુરુષે વિશેષ કરી વર્જ્ય કરવા.

૩૭ ચ્યવનપ્રાશાવલેહ :—કાકડાશિંગી, ભોયઆમલી, ત્રિફળા, બળવૃક્ષના મૂળ, ગળો, ભોયકોળું, ષટ્કચૂરો, હરણવેલ, દશમૂળ, ચંદન, નાગરમોથ, નીલકમળ, એલચીદાણા, અરડૂસી, કાળી દ્રાક્ષ, અષ્ટવર્ગ ( ન મળે તો પ્રતિનિધિ લેવા ) અને પોખરમૂળ, એ પ્રત્યેક ઔષધ છ છ તોલા લેવુ. પછી આમળા નંગ ૫૦૦ લઈ, ઉપલા સર્વ ઔષધો અને તે આમળાને ૨૦૪૮ તોલા પાણીમા નાખી ચોથો ભાગ પાણી બળતા શેષ રહે એટલે તેને ગાળીને તે આમળામાના બી કાઢી લઈ, ચોવીસ તોલા તેલ અને ચોવીસ તોલા ઘી લઈ તેમા શેકી નાખવુ પછી ગાળી લીધેલા ઉકાળાના પાણીમા તે મગજ અને ૨૦૦ તોલા સાકર નાખી સારો જાડો થાય ત્યા સુધી પાક કરવો તે પાક ઠંડો થયા પછી તેમા મધ ૨૪ તોલા, વંશલોચન ૧૬ તોલા, ચાતુર્જાત ૪ તોલા અને લીંડીપીપર ૮ તોલા નાખી તે અવલેહ પ્રાશન કરવાના ઉપયોગમા લેવો એના સેવનથી શોષ, ક્ષીણત્વ, મૂર્છા, શ્વાસ, ઊલટી અને ઉધરસનો નાશ થાય છે અને વિષયાસક્તિ થાય છે

૩૮ ચ્યવનપ્રાશાવલેહ બીજો :—દશમૂળ, બળમૂળ, નાગરમોથ, જીવક, ઋષભક, નીલ-કમળ, સાલવણ, પીઠવણ, લીંડીપીપર, કાકડાશિંગી, મેદા, ભોયઆમલી, એલચીદાણા, હરણદોડી (જીવંતી), કૃષ્ણાગરુ, દ્રાક્ષ, પોખરમૂળ, ચંદન, ષટ્કચૂરો, સાટોડી, કાકોલી, ક્ષીરકાકોલી, અઘાડીનાં મૂળ, ગળો, ધોળું કોળુ, અરડૂસી અને પીપરીમૂળ, એ ઔષધો ચારચાર તોલા; આમળાં નંગ ૫૦૦ તથા પાણી ૨૦૪૮ તોલા લઈ, તેમા ઉપરના સર્વ ઔષધો તથા આમળા નાખી પાણી ચતુ-ર્થાંશ શેષ રહે ત્યા સુધી ઉકાળો કરી પછી પાણી ગાળી લેવુ તદનંતર આમળાના ઠળિયા કાઢી નાખી તે આમળા તેલ અને ઘી ૪૮ તોલા લઈ તેમા શેકી નાખવા. પછી સાકર ૨૦૦ તોલા લઈ એ બધાનો લેહ તૈયાર કરવો. પછી તેમા મધ ૨૪ તોલા, વંશલોચન ૧૬ તોલા, લીંડીપીપર ૮ તોલા અને ચાતુર્જાત ૪ તોલા નાખવા આ અવલેહ સેવન કરનારે એકાંતવાસ કરી રહેવુ અને પથ્ય ભોજન કરવુ આ અવલેહનું ચ્યવનઋષિએ સેવન કરવાથી તેમની જરાવસ્થા દૂર

થઈ હતી; તેમ જ એથી ઉધરસ, દમ, તાવ, શોષ, હૃદ્રોગ વાતરક્ત, રક્તપિત્ત, મૂત્રરોગ, વીર્યદોષ અને સ્વરભેદ દૂર થાય છે. બાળક, વૃદ્ધ, ઉરઃક્ષતક્ષયી અને કૃષને પુષ્ટિ પ્રાપ્ત થાય છે, તેમ જ બુદ્ધિ, સ્મૃતિ, કાંતિ, આરોગ્ય તથા આયુષ્યની વૃદ્ધિ થાય છે; શરીરસ્થ વાયુની ગતિ યથાયોગ્ય રહે છે, સ્ત્રીભોગ વિષે ઇચ્છા થાય છે, ઇંદ્રિયોને બળ પ્રાપ્ત થાય છે અને જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે

**૩૯ ચ્યવનપ્રાશાવલેહ ત્રીજો :**—દ્રાક્ષ. એલચીદાણા, નાગરમોથ, દશમૂળ, હરણદોડી, કાકોલી, ક્ષીરકાકોલી, મેદા, મહામેદા, વગડાઉ અડદ, ઋષભક, જીવક, જેઠીમધ, બળદાણા, કાકડાશિંગી. ભોંયઆમલી, લોધર, લીંડીપીપર, હરડે, કમળ. પોખરમૂળ. પટ્‌ક્ચૂરો, ગળો, ભોયકોળુ, અરડૂસી, સાટોડી અને ચંદન, એ પ્રત્યેક ચારચાર તોલા લઈ ૨૦૪૮ તોલા પાણી લઈ તેમા નાખવા તથા આમળા નગ ૫૦૦ તે પાણીમા નાખી ઉકાળો કરવો તે પાણી ૧૨૮ તોલા શેષ રહે એટલે ઉતારી ગાળી લેવુ પછી તે આમળાના ઠળિયા કાઢી નાખી તેને ઘી અને તેલ મળી ૪૮ તોલા લઈ તેમાં શેકવા. પછી ૨૦૦ તોલા સાકર નાખી ફરી પચન કરવુ. તેમા ૨૪ તોલા મધ નાખવુ વંશલોચન ૧૬ તોલા, લીંડીપીપર ૮ તોલા અને ચાતુર્જાત ૪ તોલા નાખી અવલેહ તૈયાર કરવો. આ અવલેહ જરા તથા મૃત્યુનો નાશક છે અને ઉધરસ, શ્વાસ, ઉરુસ્તંભ, તાવ, ક્ષય, ઊલટી હૃદ્રોગ, મૂત્રરોગ, તથા શુક્રદોષનો નાશ કરનાર છે

**૪૦ ચિત્રકાવલેહ :**—ચિત્રાના મૂળ ૪૦૦ તોલા; પીપળીમૂળ ૪૦૦ તોલા, દશમૂળ ૨૦૦ તોલા, બળમૂળ, ભાગ્ગમૂળ, ષટ્‌કચૂરો, પહાડમૂળ અને પોખરમૂળ, એ પ્રત્યેક વીસવીસ તોલા લઈ ૧૮૯૨ તોલા પાણીમા નાખી ચોથો ભાગ પાણી શેષ રહે તેમ ઉકાળો કરવો પછી તેમા ૪૦૦ તોલા ગોળ નાખવો; લીંડીપીપર ૧૬ તોલા, વંશલોચન ૮ તોલા; તજ, તમાલપત્ર અને એલચીદાણા એ ચારચાર તોલા તથા મરી ૪ તોલા, એ સર્વ પદાર્થોને બારીક વાટી પાકમા નાખી સારી પેઠે ઘૂંટી લેહ સિદ્ધ કરવો આ અવલેહ રોજ ૪ તોલા સેવન કરવો, એટલે પ્લીહા (ગાઠ—ખરોળ), ગુલ્મ, મૂળવ્યાધિ, ક્ષયરોગ શૈત્ય અને અમ્લપિત્તનો નાશ થાય છે આ ચિત્રકાવલેહ ભારદ્વાજ ઋષિએ કહેલો છે

**૪૧ જાતિપત્ર્યવલેહ(જાવંત્રી અવલેહ) :**—જાવંત્રી ૬૪ તોલા લઈ ચૂર્ણ કરી, તેમા ગાયનુ દૂધ ૮૦૦ તોલા તથા સાકર ૨૦૦ તોલા લઈ મંદાગ્નિ ઉપર ચીકાશથી ચોંટી જાય ત્યા સુધી પચન કરવુ. ત્યાર પછી ૧૬ તોલા જાવંત્રી લઈ તેનો કલ્ક કરી(વાટી)ને તેમા નાખવી. તેમ જ સૂંઠ, મરી, લીંડીપીપર, પીપરીમૂળ, ચિત્રો, ચવક, તજ, તમાલપત્ર, એલચીદાણા, નાગકેસર, લવંગ, રુમીમસ્તકી, તગર, મોચરસ, ધોળી મૂસળી, કાળી મૂસળી, કૌચબીજ, સમુદ્રશોષના બી, કાળા ધતૂરાના બી, અફીણ, કલાઈની ભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, ગોખરુ, કૃષ્ણાગરુ, કેસર, ભીમસેની કપૂર, ચણકબોબા, વાળો, ચંદન, ખુરાસાની અજમો અને કાયફળ, એ ૩૪ ઔષધો તોલો તોલો લઈ તેમા નાખવા. પછી અવલેહ સિદ્ધ થયા પછી સારા વાસણમા ભરી રાખવો. આ અવલેહ દિનપ્રતિદિન ૧ તોલો ભક્ષણ કરવો. તેથી કરી બળ તથા વીર્ય પ્રાપ્ત થઈ પુરષ સ્ત્રીઓને આહ્‌લાદ આપનાર થાય છે; બુદ્ધિ, કાંતિ તથા સ્મૃતિ ઉત્તમ થઈ પુરુષ ઘોડાના જેવો વેગવાન થાય છે, ધાતુવૃદ્ધિ થઈ તેને સો સ્ત્રીઓ ભોગવવાનુ સામર્થ્ય આવે છે, તેમ જ વીસ પ્રકારનો પ્રમેહ, પ્રબળ શ્વાસ, કાસ, જીર્ણજ્વર, ક્ષય, અગ્નિમાંદ્ય અને અરુચિ વગેરે સર્વ રોગનો નાશ થાય છે આ જાતિપત્ર્યવલેહ પ્રાણાચાર્યે નિર્માણ કરેલો છે તેમ જ તે આત્રેયાદિકોને માન્ય છે.

**૪૨ જીરકાવલેહ :**—જીરું ૬૭ તોલા, દૂધ ૧૦૨૪ તોલા, ઘી ૬૪ તોલા અને લોધર ૨૨ તોલા લઈ, સર્વ એકત્ર કરી મંદાગ્નિ ઉપર પચન કરવુ. અવલેહના જેવુ જાડુ થયા પછી તેમા સાકર ૧૨૮ તોલા; ચાતુર્જાત, લીંડીપીપર, સૂંઠ, જીરુ, વાળો, દાડમની છાલ, રસાંજન, ધાણા, હળદર, પડવાસ, વંશલોચન અને તવખીર, એ પ્રત્યેક બબ્બે તોલા નાખવા આ જીરકાવલેહ પ્રદર, રક્તપિત્ત, મુખરોગ, પ્રમેહ, મૂત્રકૃચ્છ્ર, પથરી, જીર્ણજ્વર, ક્ષય, દાહ, પીનસ તથા મૂળવ્યાધિનો નાશ કરે છે અને પુષ્ટિ, બળ, આરોગ્ય તથા વીર્યની વૃદ્ધિ કરે છે

**૪૩ જીરકાવલેહ બીજો :**—૧૬ તોલા જીરુ લઈ તેનાથી ચોગણા બકરીના દૂધમા મંદાગ્નિ

ઉપર પચન કરવુ પછી તેમા મધ, સાકર અને ઘી, પ્રત્યેક ૩૨ તોલા અને અજમોદ, અતિવિષ, વાવડિંગ, હિંગ, સિંધવ, કાચકાનો મગજ, ઇંદ્રજવ, નાગરમોથ, હળદર, ચિત્રાના મૂળ, લીંડીપીપર, જાયફળ, લવંગ, પદ્મકાષ્ઠ, વાળો, લોધ્ર, લોહભસ્મ, અભ્રકભસ્મ તથા તામ્રભસ્મ તોલોતોલો નાખવી. આ જીરકાવલેહ સંગ્રહણી, રક્તપિત્ત, પ્રમેહ, અમ્લપિત્ત, ક્ષયરોગ, જીર્ણજ્વર, પ્રદર, આમાતિસાર અને સોજાનો નાશ કરે છે.

**૪૪ ત્રિફલાદ્યવલેહ :**—ત્રિફળા ૩ ભાગ, ત્રિકટુ ૩ ભાગ, ચિત્રાનાં મૂળ ૩ ભાગ, વાવડિંગ ૩ ભાગ, શિલાજિત ૫ ભાગ તથા રૂપાની ભસ્મ, હરતાલભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ અને લોહભસ્મ એકેક ભાગ તથા સાકર ૮ ભાગ લઈ તેનો પાક કરી, તેમા ઉપલા સર્વ ચૂર્ણ અને મધ નાખી તે પાક લોહપાત્રમા ભરી રાખવો આ પાક રોજ ૧ તોલો સેવન કરવા આપવો અને તે ઉપર રુચિકર પદાર્થોનુ ભોજન કરાવવુ. કળથી, કાવળા વગેરે પદાર્થ વર્જ્ય કરવા. આ અવલેહના સેવનથી પાંડુરોગ, વિષમજ્વર, ક્ષય, કોઢ. અજીર્ણ, પ્રમેહ, શ્વાસ, સોજો, અરુચિ, અપસ્માર, કમળો અને મૂળવ્યાધિનો નાશ થાય છે

**૪૫ દાડિમાવલેહ :**—દાડમનો રસ ૬૪ તોલા લઈ તેને ચારગણા પાણીમા ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી તેમા સાકર ૬૪ તોલા અને સૂંઠ, પીપળીમૂળ, લીંડીપીપર, ધાણા. અજમો, જાવંત્રી, મરી, જીરું, વંશલોચન, ભાગ, લીમડાના પાદડા, મજીઠ, કડાની છાલ, શીમળાની છાલ, અરલુ, અતિવિષ, કાળીપાટ અને લવંગ, એ દરેક ચારચાર તોલા અને ઘી તથા મધ એ ૬૪ તોલા નાખી લેહ તૈયાર કરવો. આ જ્વરાતિસારનો નાશકર્તા છે.

**૪૬ દ્રાક્ષાવલેહ :**—કાળી દ્રાક્ષ દૂધમા વાટી ઘીમા તળવી પછી સાકરના પાકમા નાખી તેમા જાયફળ, જાવત્રી, લવંગ, એલચી, વંશલોચન, તજ, તમાલપત્ર, નાગકેસર અને કમળકાકડીનું ચૂર્ણ નાખી રાખવુ. આ નિત્ય બે તોલા આપવાથી અમ્લપિત્ત, રક્તપિત્ત, ક્ષય, પાંડુ, કમળો અને અશક્તિ એ રોગ દૂર થાય છે

**૪૭ ખંડપિપ્પલ્યવલેહ :**—લીંડીપીપરનુ ચૂર્ણ ૧૬ તોલા, ઘી ૬૪ તોલા, સાકર ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આમળાનો રસ ૬૪ તોલા અને દૂધ ૨૫૬ તોલા; એ સર્વનો પાક કરી જરા પાતળો થાય ત્યારે તેમા તજ, એલચી, તમાલપત્ર, હરડે, જીરું, ધાણા, નાગરમોથ, આમળા તથા વંશલોચન, એ પ્રત્યેકનું તોલોતોલો ચૂર્ણ અને શાહજીરું, સૂંઠ, નાગકેસર, જાયફળ, મરી તથા ભીમસેની કપૂર, એ સર્વ અર્ધોઅર્ધો તોલો નાખી તેમા ૧૨ તોલા મધ નાખી, આ પાક ઘીથી નીવડેલા વાસણમા ભરી રાખવો. તેમાથી સવારે બલાબલ જોઈ ખાવા આપવો. તે પાક અમ્લપિત્ત, મલબંધ, અરુચિ, ઊલટી, તૃષા, દાહ, શૂળ અને હૃદ્રોગનો નાશ કરે છે. આ રસાયન હૃદયને હિતાવહ છે.

**૪૮ ખંડપિપ્પલ્યવલેહ બીજો :**—લીંડીપીપર ૬૪ તોલા, દૂધ ૫૧૨ તોલા અને ઘી ૩૨ તોલા, એ ત્રણે પદાર્થો એકઠા કરી કઢાઈમા ઉકાળી જાડુ થયા પછી તેમા લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂંઠ, મરી, પીપળીમૂળ, ધોળુ ચંદન, જેઠીમધ, વાળો તથા જાવંત્રી, એ પદાર્થો તોલોતોલો તથા મધ ૩૨ તોલા નાખી લેહ તૈયાર કરવો આ પાકના સેવનથી અગ્નિમાદ્ય અને કૃશત્વ વગેરેનો નાશ થાય છે આ પાક બળકર અને સ્ત્રી, વૃદ્ધ તથા તરુણને વીર્યવર્ધક છે; તેમજ વિપુલ બળ આપનાર, દીપન અને પાચન એવો હોઈ ઉધરસ, દમ, પ્રમેહ, ક્ષય, અતિતૃષા, કમળો, પાંડુરોગ, ખસ, પ્લીહા, જીર્ણજ્વર, વાતરોગ, કફરોગ અને રક્તરોગનો નાશ કરે છે

**૪૯ ખંડપિપ્પલ્યવલેહ ત્રીજો :**—લીંડીપીપર ૧૬ તોલા, ઘી ૨૪ તોલા, ખાંડ ૬૪ તોલા, શતાવરી ૩૨ તોલા, આમળાનો રસ ૬૪ તોલા, દૂધ ૩૨૦ તોલા, એ સમગ્ર ઉકાળવુ. જાડુ થયા પછી તેમા તજ, તમાલપાત્ર, એલચી, નાગરમોથ, ધાણા, સૂંઠ, જટામાસી, જીરું, શાહજીરું, હરડે અને આમળા, એ પ્રત્યેક બાર બાર તોલા, મરી અને ખેરસાર, એ ૭ ૭ તોલા નાખી લેહ સિદ્ધ કરવો આ પાક રોજ ત્રિફળા અને મધમા યથાશક્તિ સેવન કરવો; એટલે શૂળ, અરુચિ, હૃદ્રોગ, ઊલટી અને અમ્લપિત્તનો નાશ થાય છે આ ખંડપિપ્પલ્યવલેહ અગ્નિદીપક અને હિતાવહ છે

**૫૦ પિપ્પલ્યાદ્યવલેહ :**—૬૪ તોલા લીંડીપીપરનુ ચૂર્ણ લઈ તે ૨૦૪૮ તોલા દૂધમાં

મંદાગ્નિ ઉપર પચન કરવુ; પછી તેમા ઘી ૧૨૮ તોલા નાખી મધના જેવુ જાડુ કરવુ. પછી તેમા સાકર ૧૯૨ તોલા અને મધ ૬૪ તોલા નાખી જાડુ થયા પછી તેમા તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પંચકોલ (લીંડીપીપર, પીપરીમૂળ ચવક, ચિત્રક, અને સૂંઠ), મરી, તગર, જાયફળ, જાવંત્રી, લવંગ, કાયફળ, અક્કલકરો, સમુદ્રશોષના બી, અગર, જીરુ, શાહજીરું, સુવા, વરિયાળી, પટ્કચૂરો, ધાણા, વાવડિંગ, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષિકભસ્મ, અભ્રકભસ્મ, બંગભસ્મ(કલાઈની ભસ્મ), લોહભસ્મ, વંશલોચન તથા ભીમસેની કપૂર, એ પ્રત્યેક બબ્બે તોલા લઈ ચૂર્ણ કરી નાખવુ; પછી તે પાક ઉત્તમ પાત્રમા ભરી રાખવો આ પાકનું રોજ સેવન કરવાથી આયુષ્ય અને બુદ્ધિની વૃદ્ધિ થાય છે શુક્રવૃદ્ધિ થઈ ઉત્તમ પ્રકારે વાજીકરણ થાય છે. વલિપલિત એટલે કેશ ધોળા થવાથી મુક્ત થઈ ધાતુપુષ્ટિ થાય છે અને સર્વ રોગથી મુક્ત થઈ મોટો બળવાન થાય છે. શરીરની કાંતિ ઉત્તમ થઈ બળ અને પુષ્ટતા પ્રાપ્ત થાય છે આ પાકનુ યથાશક્તિ સેવન કરવાથી ૮૦ પ્રકારના વાતરોગ, ૪૦ પ્રકારના પિત્તરોગ અને ૨૦ પ્રકારના કફરોગ નાશ પામે છે, તેમજ ૧૮ પ્રકારના કોઢ, ૨૦ પ્રકારના પ્રમેહ, અરોચક રોગ, ગુલ્મ, ક્ષય, ઉધરસ, તમકાદિ સર્વ પ્રકારનો શ્વાસ, જીર્ણ-જ્વર, મૂત્રકૃચ્છ્ર, અંડવૃદ્ધિ, પ્રદર પાંડુરોગ, વાત, પિત્ત, વાતરક્ત, આઠ પ્રકારના ઉદરરોગ, મેદોરોગ, અપસ્માર, ઉન્માદ વગેરે રોગનો નાશ થાય છે. જેમ દેવતાઓને અમૃત હોય તેમ આ પાક માણસોને અમૃત તુલ્ય છે.

**૫૧ પિપ્પલ્યાદ્યવલેહ બીજો** :—લીંડીપીપર ૬૪ તોલા. સાકર ૧૨૮ તોલા, ગાયનુ ઘી ૬૪ તોલા, મધ ૩૨ તોલા અને દૂધ ૫૧૨ તોલા લઈ, પ્રથમ દૂધમા ઘી નાખી તેમા લીંડીપીપરનુ ચૂર્ણ નાખી કઢવી જાડું થયા પછી સાકર અને મધ નાખવુ પછી તજ, તમાલપત્ર, એલચીદાણા તથા નાગકેસર એ ચાગ્યાર તોલા અને લોહભસ્મ ૧ તોલો નાખવા આ અવલેહ રોજ બે તોલા ખાવા આપવો; એટલે ૧૮ પ્રકારના કુષ્ઠ(કોઢરોગ), ૧૧ પ્રકારના ક્ષયરોગ, પાંચ પ્રકારની ઉધરસ, શ્વાસ, પાંડુરોગ, નપુંસકત્વ, અરુચિ અને મંદાગ્નિનો નાશ થઈ ઉત્તમ કાંતિ થાય છે અને ૧૦૦ સ્ત્રીઓ ભોગવવા જેટલુ સામર્થ્ય આવે છે. આ શ્રેષ્ઠ રસાયન અશ્વિનીકુમારે કહેલું છે.

**૫૨ ભલ્લાતકાવલેહ** :—સારા પાકેલા અને ફોડેલા ભિલામા ૧૦૨૪ તોલા લઈ તેનો ૪૦૯૬ તોલા પાણીમા ચતુર્થાંશ કાઢો કરી તે ગાળી લેવો, અને તેમા કાઢાથી ચોગણું દૂધ અને ચોથો ભાગ ઘી નાખી ઘટ્ટ થાય ત્યા સુધી ઉકાળી તેમા સાકર ૬૪ તોલા નાખી ઘૂંટી તેમ ને તેમ જ સાત દિવસ રાખવો. પછી અગ્નિબળ જોઈ તેનું સેવન કરવુ. આ પાકના સેવનથી સંપૂર્ણ ગુદારોગનો નાશ થાય છે; ધોળા વાળ કાળા થાય છે દૃષ્ટિ ગરુડના જેવી તીક્ષ્ણ થાય છે; કાંતિ ચંદ્રના જેવી, વેગ ઘોડાના જેવો, ઉત્તમ બળ, મોરના જેવો શબ્દ, અગ્નિ જેવી દીપ્તિ તથા સ્ત્રીઓને પ્રિય, નીરોગી અને સોથી પણ વધારે વર્ષનો આયુષ્યવાન થાય છે. આ પાક સેવન કરનારને અન્ન, પાન, ગરમી અને મૈથુનની બંધી નથી આ પાક ખાવાથી તે સંપૂર્ણ રોગોનો નાશ કરે છે સર્વ પ્રકારના રસાયન મધ્યે આ પાક રાજાધિરાજ છે

**૫૩ ભારંગી હરીતક્યવલેહ** :—૪૦૦ તોલા ભારંગમૂળ, ૪૦૦ તોલા દશમૂળ અને મોટી હરડે ૧૦૦ તોલા લઈ, તે બધાથી ચોગણા પાણીમા ચતુર્થાંશ કાઢો કરી તે સારા નવા વસ્ત્રથી ગાળી લેવો પછી ૪૦૦ તોલા ઉત્તમ ગોળ નાખી મંદાગ્નિ ઉપર લેહ તૈયાર કરવો. તે ઠંડો થયા પછી તેમા મધ ૨૪ તોલા, ત્રિકટુ, ત્રિસુગંધ (તજ, તમાલપત્ર તથા એલચી) એકેક તોલો અને જવખાર બે તોલા, એ પ્રમાણે નાખવુ. પછી રોજ તે અવલેહમાથી એક હરડે અને ૨ તોલા અવલેહ ખાવા આપવો, એટલે દારુણ શ્વાસ અને પાંચ પ્રકારની ઉધરસ દૂર થાય છે.

**૫૪ ભારંગી હરીતક્યવલેહબીજો** .—ભારંગમૂળ અને પંચમૂળ ૮૦૦-૪૦૦ તોલા અને પાણી ૨૦૪૮ તોલા લઈ એનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તેમા મોટી હરડે ૧૦૦ તોલા નાખી પચન કરવી. પછી તેમા ૪૦૦ તોલા ઉત્તમ જૂનો ગોળ નાખવો. જાડુ થાય એટલે નીચે ઉતારી ઠંડું થયા પછી તેમા મધ ૧૬ તોલા ત્રિફળા ૩૨ તોલા, સૂંઠ, મરી, લીંડીપીપર, એલચી, નાગકેસર અને તમાલપત્ર, એ ચાગ્યાર તોલા નાખવા એના સેવનથી દમ, ઉધરસ, શોષ, હેડકી, એકાંતરિયો

તાવ અને તીવ્ર પીનસ( સળેખમ )નો નાશ થાય છે. આ રસાયન અશ્વિનીકુમારે ઇંદ્રને કહેલું છે

**૫૫ લક્ષ્મીવિલાસાવલેહ :**—જાવત્રી, લવંગ, એલચી, અંકોલની છાલ, મરી, નખલા, હરડે, નસોતર, સૂંઠ, શતાવરી, કેસર, ચંદન, ખુરસાની અજમો, કચૂરો( કસેરુ ), શિંગોડા, તજ, મોરમાસી અને કસ્તૂરી, એ પ્રત્યેક તોલો તોલો લઈ, એ સર્વનું ચૂર્ણ કરી તેમાં તૃતીયાંશ સુગંધીદાર અત્તર મેળવવું ૨૦ તોલા શુદ્ધ કરેલી ભાંગ નાખવી બે માસા લઘુ તૈલ નાખવું. પછી સાકર, ગુલાબના ફૂલ અને ગુલાબનું પાણી નાખી અવલેહ સિદ્ધ કરવો આ અવલેહ વૃષ્ય, બળકર અને અગ્નિદીપક છે.

**૫૬ વ્યાઘ્રીહરીતક્યવલેહ :**—ભોરિંગણીના પંચાંગ ૪૦૦ તોલા, પાણી ૨૦૪૮ તોલા અને મોટી હરડે ૧૦૦ લઈ સર્વનો ચતુર્થાંશ કાઢો કરવો. પછી તે ગાળી લઈ તેમાં ગોળ ૪૦૦ તોલા નાખી પુનઃ કઢવી, નીચે ઉતારી ઠંડુ થયા પછી તેમાં ત્રિકટુ ૧૨ તોલા, મધ ૨૪ તોલા અને ચાતુર્જાત ૪ તોલા, એ પ્રમાણે ચૂર્ણ કરી નાખવું અગ્નિબળ જોઈ આ અવલેહનું સેવન કરવું; એટલે વાત, પિત્ત, કફ, દ્વિદોષ અને ત્રિદોષથી ઉત્પન્ન થયેલી ઉધરસ, ક્ષત, કાસ, પીનસ, શ્વાસ, ઉરઃક્ષત અને ૧૧ પ્રકારના ક્ષયનો નાશ થાય છે આ રસાયન ભૃગુઋષિએ કહેલું છે

**૫૭ સૂંઠ્યવલેહ :**—સૂંઠ ૩૨ તોલા, ગોળ ૬૪ તોલા, ઘી ૩૨ તોલા, દૂધ ૨૫૬ તોલા અને જાયફળ, લવંગ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, સૂંઠ, મરી, લીંડીપીપર અને ચિત્રો, એ તોલો તોલો લઈ માટીના વાસણમાં મંદાગ્નિ ઉપર લેહ સિદ્ધ કરવો તે પાક ઠંડો થયા પછી તેમાં મધ ૩૨ તોલા નાખવું. આ પાક બાળક અને વૃદ્ધને પણ આપવો . આ પાક વીર્યવર્ધક, વાજીકરણ, બુદ્ધિ, કાંતિ અને બળને આપનાર હોઈ સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે તેમ તે પ્રમેહનો નાશ કરે છે

**૫૮ શ્લેષ્માતક્યવલેહ**—પાકેલા ગૂંદામાંના બિયાં કાઢી નાખી, તેને તડકામાં સૂકવી, તેનું ચૂર્ણ કરી તે ૬૪ તોલા લેવું તેટલીજ સાકર લેવી તેમજ તાલીમખાનું, ગોખરુ, કાળી મૂસળી, શતાવરી, કૌચબીજ, આસંધ, ધોળા ભોયકોળાનું ચૂર્ણ, ત્રિકટુ, ત્રિસુગંધ, જાયફળ, લવંગ, કેસર, જાવત્રી, સમુદ્રશોફના બી અને ખુરાસાની અજમો તોલો તોલો અને કસ્તૂરી ૩ માસા લેવી પછી સર્વનો પાક કરી તે પાક મધ અને ઘીની સાથે સવારે અને સાંજે શક્તિ પ્રમાણે એક અથવા બે તોલા સેવન કરવા આપવો. તેના ઉપર ખોરાક દૂધ અને ઘી સહિત આપવો. તેલવાળા અને ખાટા પદાર્થો ખાવામાં વર્જ્ય કરવા. પાન ખાવા આપવું. ઠંડુ પાણી પાવું. આ પ્રમાણે એક મહિના સુધી આ પાકનું સેવન કરવાથી વીર્યવૃદ્ધિ થાય છે, ષંઢત્વ દૂર થાય છે; બળ અને પુષ્ટિ પ્રાપ્ત થાય છે, વૃદ્ધ માણસ જુવાન જેવો થાય છે; તેમજ પ્રમેહ, રક્તપિત્ત, ક્ષય જીર્ણજ્વર, અરુચિ અને ઊલટીનો નાશ થાય છે

**૫૯ પુનર્નવાવલેહ :**—પુનર્નવા( સાટોડી ), ગળો અને દશમૂળ, એ સર્વ મળી ૩૨ તોલા લઈ, ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી તેનો ચતુર્થાંશ કાઢો કરવો પછી તેમાં આદાનો રસ ૧૨૮ તોલા અને ગોળ ૪૦૦ તોલા નાખી પચન કરવું પછી તેમાં સૂંઠ, મરી, લીંડીપીપર, તમાલપત્ર, એલચી, તજ અને ચવક, એ પ્રત્યેક એક એક તોલો લઈ ચૂર્ણ કરી નાખવું પછી તે અવલેહ નીચે ઉતારી ઠંડો થયા પછી તેમાં મધ ૧૬ તોલા નાખવું, આ પાકના સેવનથી સોજો, શૂળ, ઉધરસ, દમ અને અરુચિનો નાશ થઈ બળ, કાંતિ અને અગ્નિની વૃદ્ધિ થાય છે.

## ૩—મુરબ્બા

**૧ બિજોરાંનો મુરબ્બો :**—સાકરનો પાક કરી તેમાં કેસર વગેરે મસાલો નાખી તેમાં બિજોરું ચીરી તેની ચીરીઓ નાખવી, એટલે મુરબ્બો થાય પિત્ત ઉપર આ મુરબ્બો ઘણો પ્રશસ્ત છે બિહી( મુગલી બેદાણાના ફળો )નો પણ આજ પ્રમાણે મુરબ્બો થાય છે એ પણ પિત્ત ઉપર ઘણો ઉપયોગી છે.

**૨ ચંદનના લાકડાંનો મુરબ્બો :**—ચંદનના લીલા કોમળ લાકડાના બારીક કકડા કરી તેને

અષ્ટમાંશ બંગડીખાર અને પાણી નાખી ચાર પહોર સુધી બાફવાથી સારી રીતે બફાઈ મૃદુ થાય છે પછી ખાંડની ચાસણી કરી તેમાં નાખવી આ પ્રમાણે શેલડી બદામ, આદુ વગેરે ન બફાતા પદાર્થો પણ આ ખાર વડે બફાઈ જાય છે; બાફતી વેળાએ પાણી બળી જવા દેવું નહિ અને વિશેષ નાખવાની જરૂર પડે તો ખારમિશ્રિત કરી ગરમ પાણી રેડવું.×

**૩ લીંબુનો મુરબ્બો :**—કાગદી (ઝીણી છાલવાળા) લીંબુ ૧૦૦, દૂધ ચાર શેર અને પાણી એક શેર, એ પ્રમાણે લઈ પહેલાં લીંબુ છોલી પાણી અને દૂધ એકત્ર કરી તેમાં બધાં લીંબુ બે દિવસ સુધી નાખી રાખવાં, પછી જરા સૂકવી પુનઃ તેની છાલ કાઢી નાખવી. એટલું કરી પછી શેર લીંબુએ ત્રણ શેર ખાંડ એ પ્રમાણે લઈ, ખાંડની સારી ચાસણી કરી, તેમાં લીંબુને છિદ્રો પાડીને નાખવાં આ પાક ઠંડો થયા પછી સારી બરણીમાં ભરી ઉપર કપડાથી મોઢું બાંધી ત્રણ મહિના પર્યંત બંધ કરી રાખી, પછી લીંબુ ભક્ષણ કરવાં. આ મુરબ્બો પિત્ત ઉપર અત્યંત હિતકારક છે.

**૪ આમળાંનો મુરબ્બો :**—એક શેર સારાં મોટાં આમળાં લઈ તેને સોયથી ટોચી દાબી રાખવાં. તેની અંદરનું પાણી નીકળી જાય એટલે તેને ફટકડીના પાણીમાં મધ્યમ રીતે બાફી નાખી શેર ખાંડનો પાક કરી તેમાં આમળાં કાંઈક સીજવવાં તથા પચન થયા પછી તેમાંથી આમળાં કાઢી લઈ બીજી ચાર શેર ખાંડનો પાક કરી મેલ કાઢી તે પાક સિદ્ધ થાય એટલે તેમાં આમળાં નાખવાં અને કેસર અર્ધો તોલો નાખવું; એટલે મુરબ્બો થયો આ મુરબ્બો પિત્તશામક અને પૌષ્ટિક છે

**૫ કેરીનો મુરબ્બો :**—કેરીઓ સારી બેરેષો લીલી લઈ, તેને છોલી નાખી દાબી રાખવી. પાણી નીકળી જાય એટલે કિંચિત્ બાફવી અને પછી આમળાની પેઠે જ મુરબ્બો કરવો

**૬ ગુલકંદ :**—ઊંચી જાતના ગુલાબના ફૂલ લઈ તેની પાંખડીઓ ચૂંટી લેવી ફૂલથી સોળગણી સાકર લઈ બરણીમાં પાંખડીના અને સાકરના ઉપરાઉપરી થર કરવા અને તેનું મોઢું બાંધી રાખી ૮ દિવસ ગરમીમાં રાખી મૂકવાથી ગુલકંદ તૈયાર થાય છે આ ગુલકંદ પિત્ત અને દાહ ઉપર પ્રશસ્ત છે.

**૭ મધુપક્વ હરીતકી (હરડેનો મુરબ્બો) :**—સારી પાકી લીલી હરડે વીસ તોલા લઈ તે ૧૨૮ તોલા ગોમૂત્રમાં પચન કરવી પછી કાંજી, દૂધ અને છાશ, એ પ્રત્યેક ૧૨૮ તોલા લઈ તેમાં જુદી જુદી પચન કરવી પછી અંદરના ઠીલા કાઢી નાખવા પછી સૂંઠ, મરી, પીપર, અજમો, ઇંદ્રજવ, નાગરમોથ, વાળો, દાડમની છાલ, અમ્લવેતસ, ધાવડીના ફૂલ, જીરૂ, શાહજીરૂ, પીપર, જટામાસી, મોચરસ, બીલાનું મગજ, સંચળ, સિંધાલૂણ, પાષાણભેદ, જાંબુ અને કેરીની ગોટલીનું મગજ, અતિવિષ, કાળીપાટ, લવંગ અને જાયફળ, એ સર્વ મળી હરડેનો ચતુર્થાંશ લેવો, કોઠાનું મગજ, મંડૂરભસ્મ અને લોહભસ્મ એ દશાંશ લેવી, તથા તમામ ચૂર્ણોથી અડધી સાકર લેવી પછી એ સર્વે ચૂર્ણ અને સાકરને મેળવી ઉપલી હરડેમાં ભરી સૂતરથી સારું વેષ્ટન કરવું પછી એક વાસણમાં ઘાસ નાખી તે ઉપર થોડા પાણીનો છંટકાવ કરી તેમાં તે હરડે ઘાલી મંદાગ્નિ ઉપર એક પહોર સુધી સીજવવી. પછી નીચે ઉતારી ઠંડું થયા પછી તે હરડે મધમાં રાખી મૂકવી એના સેવનથી સંગ્રહણી, પ્રમેહ, શ્વાસ, પાંડુ અને આમવાતનો નાશ થઈ અગ્નિ વધે છે, ધાતુવૃદ્ધિ થાય છે અને પુષ્ટતા પ્રાપ્ત થાય છે.

**૮ મધુપક્વ હરીતકી બીજી :**—દશમૂળ, લીંડીપીપર, ચિત્રો, કોઠું, બહેડાં, કાયફળ, મરી, પીપળીમૂળ, રક્તરોહીડો, દંતીમૂળ, દ્રાક્ષ, જીરું, હળદર, દારુહળદર, આમળાં, વાવડિંગ, અઘેડી, કાકડાશિંગી, દેવદાર, સાટોડી, ધાણા, લવંગ, ગરમાળાની શિંગોની અંદરનું મગજ, ગોખરુ, વરધારો, કાચકાનું મગજ, પુષ્કરમૂળ અને ખુરાસાની અજમો, એ પ્રત્યેક ચારચાર તોલા તથા ૨૫૬ તોલા હરડે લઈ ૨૦૪૮ તોલા પાણીમાં સારી સીજવવી * પછી તે ગુરુ–ઉપદેશ પ્રમાણે મધમાં ૩

---

× એક તપેલામાં બંગડીખારવાળું પાણી ભરી તેના ઉપર ચંદનના ટુકડાથી ભરેલી ચાળણી રાખી ઉપર ઢાંકવું અગ્નિ બહુ જ ધીરો રાખવો

* હરડે જ્યારે નરમ થાય ત્યારે કાઢી લઈ તેમાંથી ઠીલા કાઢી નાખવા તથા ક્વાથને ગાળી ફરી હરડે નાખી અગ્નિ પર પકાવવો જ્યારે જાડો પાક થાય ત્યારે ઉતારી ઠંડો થયેથી મધ મેળવવું

દિવસ રાખવી. ફરી બહાર કાઢી બીજા પાચ દિવસ મધમા રાખવી. પછી બહાર કાઢી વળી બીજા ૧૦ દિવસ મધમા રાખવી. પછી બહાર કાઢી કોરી કરી ઘીના વાસણુમાં મધ નાખી તેમાં નાખવી. પછી તેમા તજ, તમાલપત્ર, એલચી નાગકેસર અને લીંડીપીપરનું ૩૨ તોલા ચૂર્ણ અને પૂર્વોક્ત ઔષધોનુ ચૂર્ણ નાખવુ આ યોગ માણુસોના હિત માટે ધન્વંતરિ મહારાજે કહેલો છે. આ પાકના ભક્ષણથી સર્વ પ્રકારના રોગોનો નાશ થાય છે શ્વાસ, ઉધરસ, ક્ષય, ઊલટી, મૂર્છા, ભ્રમ, મદ, તૃષા, અરુચિ, અગ્નિમાંદ્ય, યકૃત, બરોળ, પથરી, અંત્રવૃદ્ધિ, વિષમજ્વર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ, દારુણ વાતરક્ત, વાતરોગ, બદ્ધગુદોદર, રક્તપિત્ત કફપિત્ત, વિચર્ચિકા. સોજા, મૂત્રવ્યાધિ, અપસ્માર, પાંડુરોગ અને કમળો વગેરે રોગો દૂર થાય છે.

**૯ મધુપક્વ હરીતકી ત્રીજી:**—ગાયના છાણનો રસ કઢી તેમાં ૧૦૦ નાની મોટી હરડે દોલાયંત્રથી સારી નરમ થતાં સુધી સીજવવી, પછી તે કાઢી તેને સોયથી ઝીણાઝીણા છિદ્રો પાડવા ત્યાર પછી એક ઘીના રીઢા વાસણુમા ૪૦૦ તોલા મધ નાખી, તેમા તે હરડે નાખી રાખવી અને ઉપરાઉપરી મધ નાખતા રહેવુ જ્યાં સુધી તે મધનુ પાણી ન થતા જેમનુ તેમ રહે, ત્યા સુધી વારવાર તેમાં મધ નાખવુ. એ પ્રયોગથી તે હરડેની તૂરાશ જાય ત્યાર પછી તેમા સૂંઠ, મરી, લીંડીપીપર, લવંગ અને વંશલોચન, એ દરેક તોલાતોલાનુ ચૂર્ણ નાખવુ. આ મધુપક્વ હરીતકી બળકર અને વર્ણકારક છે. દરરોજ પ્રાતઃકાળે એકએક ખાવી; એટલે દુષ્ટવાત, સંગ્રહણી, આમાશ, દુષ્ટરક્ત, જીર્ણજ્વર, સળેખમ, વ્રણ, વિસ્ફોટ-(ફોડા), વાતશૂળ અને શૂળયુક્ત સંગ્રહણીનો નાશ થાય છે.

**૧૦ આદાનો મુરબ્બો:**—આદાની છાલ કાઢી નાખી કકડા કરી તેને પાણીમા બાફવા. અડધા બફાયા બાદ ઉતારી લઈ આદાના વજનથી ત્રણગણી સાકરની ચાસણી કરી તેમા આદુ, કેસર તથા ઇલાયચી નાખી રાખી મૂકવુ. માત્રા તોલો ૧ મંદાગ્નિ મટાડવા તથા રુચિ ઉત્પન્ન કરવા સારુ.

**૧૧ કોળાનો મુરબ્બો:**—ભૂરુ કોળું લાવી તેની છાલ કાઢી નાખી અંદરનો ગર તથા બી કાઢી નાખી, પછી એકેક ભારના પતીકા પાડી, પાણીમા બાફવા જરા પોચા થયેથી કપડામાં નાખી પાણી કાઢી નાખવુ પછી ત્રણગણી સાકર લઈ ચાસણી કરી તેમા નાખવા અને કેસર તથા ઇલાયચી નાખવી માથાના રોગ, ભ્રમ, ચકરી, ઉન્માદ ને અનિદ્રામા અપાય માત્રા રાાથી ૫ તોલા.

**૧૨ બીલાંનો મુરબ્બો:**—કૂણા બીલાને ઉપલી છાલ કાઢી નાખી પાણીમા નાખી જરા બાફવા, પછી કપડાથી પાણી કાઢી નાખી, ત્રણગણી સાકરની ચાસણીમા નાખવા. આ મુરબ્બો મરડો તથા લોહીવાળા ઝાડામા ઉપયોગી છે માત્રા તોલા ૧ થી ૨

## ૪—શરબત

**૧ ગુલાબનુ શરબત:**—ગુલાબજળ અથવા ગુલાબની કળીઓનો નલિકાયંત્રથી અર્ક કાઢી લઈ તેમા સાકર નાખી જાડો પાક કરવો. આ શરબત સુવાસિત હોઈ શરીરમા ઊનરેલી ગરમીનો નાશ કરે છે તે ઠંડુ છે તથા ઉનાળાના દિવસોમા સેવન કરવા જેવુ છે

**૨ આમલીનું શરબત:**—આમલી સારી સ્વચ્છ બશેર લઈ એક પથ્થરના વાસણમા ચાર શેર પાણી નાખી ચાર પહોર ભીજવી રાખવી અને હાથ વડે ખૂબ મસળી પાણીનો અને તેનો એકરસ કરીને પાણી માટીના વાસણમા ગાળી લેવુ પછી તે પાણીને કલાઈવાળા વાસણમા નાખી ઊભરો આવે ત્યા સુધી ઉકાળી તેમા ખાંડ નાખી ત્રણતારી ચાસણી કરી તૈયાર થયા પછી બરણીમા ભરી રાખવુ આ શરબતનુ બે થી પાચ તોલા પર્યંત સેવન કરવુ. પિત્તપ્રકૃતિના માણસને સાંજે સૂતી વેળાએ આપવાથી શૌચ સાફ થશે આ શરબતમા બીજો એવો ગુણ છે કે, ઉનાળામા સવારે એનું સેવન કરવાથી લૂખ લાગવાની ધાસ્તી રહેતી નથી. જેને બધકોષનો સંશય રહેતો હોય તેને આ શરબત ઘણું ગુણકારી છે એના સેવનથી ઝાડો હમેશા સાફ આવે છે

**૩ પાકેલાં કોઠાનું શરબત:**—આમલીના શરબતની પેઠે જ આ શરબત પણ બનાવવું. આ

શરબત શરીરમા ગરમી ઉપર ઘણુ જ ઉપયોગી છે સિવાય પિત્તશામક અને રુચિકર પણ છે

**૪ આદાનું શરબત :**—આદાનો રસ કાઢી તેમા અડધુ પાણી મેળવવુ પછી તેમા સાકર નાખી ઘાટો રસ થાય ત્યા સુધી ઉકાળવુ તેમા કેસર, ઇલાયચી, જાયફળ, જાવત્રી અને લવિંગ, તે બધી વસ્તુ એકેકભાગ અગર -સના પ્રમાણમા મેળવવી અને મજબૂત બૂચવાળી શીશીમા ભરી રાખવુ માત્રા ૨॥ તોલા. પિત્ત, રક્તપિત્ત, શ્વાસ ખાસી મદાગ્નિ ને અરુચિમા આપી શકાય

**૫ દાડમનું શરબત :**—પાકેલા દાડમ નગ ૨૦ના દાણા કાઢી તેમાથી રસ કાઢવો તે રસમા આદું નાખી રસ ઘાટો થાય ત્યારે ઉતારી તેમા કેસર તથા ઇલાયચીનુ ચૂર્ણ મેળવી શીશીમા ભરી રાખવુ માત્રા ૨॥ તોલા રુચિકર તથા પિત્તશામક હોવાથી બીજી દવાઓ સાથે યોજી શકાય તથા ઊનાળામાં શરબત તરીકે પીવાથી ગરમીની શાંતિ થાય.

**૬ દ્રાક્ષનું શરબત :**—બિયા કાઢી નાખેલી દ્રાક્ષ તોલા ૫ તેને બિજોરા અગર લીંબુના રસમા વાટવી તેમા દાડમનો રસ ૨૦ તોલા નાખવો પછી તેને ગાળી લઈ તેમા સચળ, એલચી, મરી, છીરં, તજ, અજમો પ્રમાણસર નાખી મધ તોલા ૫ મેળવવુ માત્રા ૨ તોલા મદાગ્નિ તથા અરુચિ માટે

**૭ લીંબુનું શરબત :**—મોટા સારા લીંબુ (લીંબુ નગ ૨૦) લાવી તેનો રસ કાઢી તેમાં સાકર શેર નાખો તેને ઉકાળી ઘાટુ થયા બાદ ગળીને શીશી ભરી લેવી માત્રા ૧ થી ૨ તોલા અરુચિ, મદાગ્નિ, મોળ આવવી, ઊલટી, પિત્તનુ માથુ દુખવુ, ભૂખ લગાડે, ખોરાક પર રુચિ ઉત્પન્ન કરે.

## ૫–સિરકા

**૧ આદાનો સિરકો :**—આદાનો રસ ૯ તોલા કાઢી તેમા તેટલુ જ પાણી નાખવુ પછી ૨૦ તોલા સાકરનો પાક કરી તેમા કેસર, એલચી, જાયફળ, જાવત્રી અને લવગ તોલોતોલો નાખી ભરી રાખવા. આ સિરકો શ્વાસ, ઉધરસ, અગ્નિમાદ્ય, અરુચિ ઇત્યાદિ ઉપર પ્રશસ્ત છે

**૨ દાડમનો સિરકો :**—૨૦ દાડમ સારા પાકેલા અને રસદાર લઈ, તેનો રસ કાઢી કલાઈ-વાળા વાસણમા ઉકાળવો અને અંદર સાકર એક શેર નાખવી મધ જેવુ જાડુ થાય એટલે તેમા અર્ધો તોલો કેસર અને એક તોલો એલચીનો ભૂકો નાખી શીશામા ભરી રાખવો. આ સિરકો પિત્ત અને ઉધરસ ઉપર ઘણો પ્રશસ્ત છે. લીંબુનો સિરકો પણ આ પ્રમાણે જ કરવો.

**૩ નાળિયેરનો સિરકો :**—૫૦ કુમળા નાળિયેરનું પાણી લઈ કડાઈમા નાખવુ અને મધ્યમા-ગ્નિથી મધ જેવુ જાડું થાય ત્યા સુધી ઉકાળી તેમા કેસર અર્ધો તોલો અને લવંગનુ ચૂર્ણ એક તોલો નાખી નીચે ઉતારી લેવુ. આ સિરકો સારી રીતે રક્તવૃદ્ધિ કરનાર છે અને બીજાં ઔષધોના અનુ-પાનો સાથે સેવન કરવાથી ઉપયોગી થઈ પડે છે અને પુષ્ટિ કરે છે.

## ૬–યાકૂતી

અર્ધો શેર ભાંગ કપડામા બાધી તેને સારી પેઠે ધોઈ તેની પોટલી બાધી ચાર શેર દૂધમા નાખવી અને તે દૂધ સારી પેઠે ઉકાળવું. તે ઉકાળેલા દૂધમા ખટાશ નાખી દહી કરી વલોવી, માખણ કાઢી ઘી બનાવવું પછી તે ઘીમા બદામ અર્ધો શેર, પિસ્તા અર્ધો શેર, માવો અર્ધો શેર, દ્રાક્ષ અર્ધો શેર તથા ચારોળી અર્ધો શેર વગેરે મેળવી ત્રણ શેર ખાડનો પાક કરી તેમા નાખવો; તેમ જ જાયફળ, જાવત્રી, એલચી, સમુદ્રશોષના બી, અફીણ, કેસર, રૂમીમસ્તકી, ચણકબાબા, અક્કલકરો, સૂઠ, મરી, લીંડીપીપર અને પીપળીમૂળ, એ સર્વ એકેક તોલો તથા સાલમ, સફેદ મૂસળી, કાળી મૂસળી, આસધ, શતાવરી, કૌચબીજ ગોખરુ અને તાલીમખાનુ એ બબ્બે તોલા, એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી સારી પેઠે મસળી ભાગના ઘીની અદર નાખવુ પછી એ સર્વ પદાર્થોને એકત્ર કરી બરણી ભરી રાખવી આ યાકૂતી અવલેહ જેવી બનાવવી એના સેવનથી વીર્યસ્તંભન તથા વીર્યવૃદ્ધિ ઉત્તમ થાય છે એના અગે માદક શક્તિ વિશેષ છે એના ઉપર અર્ધો શેર દૂધ પીવુ. જેને કેફની ટેવ નથી તેણે એનુ સેવન કરવુ નહિ કરવુ તો ઘણુ થોડુ. ઉતાર લીંબુ, ભાત અને છાશ

★

# ૭-અશ્વરોગ-પરિજ્ઞાન

## ૧-શિરોવ્યથા

ઘોડાનુ માથુ સૂજે અને તે નીચે માથુ ઘાલે છે, ત્યારે તેને વ્યથા થયેલી છે, એમ જાણવું. **ઉપચાર:**—બોરડીની છાલ, પીપળાની છાલ, અ કોલની છાલ અને એરંડાના મૂળ, એ સર્વ જણસો સમભાગે લઈ, પાણીમાં વાટી ઘોડાના મસ્તક ઉપર લેપ કરવો. ફરવું, તડકો અને બીજી દરેક ત્રાસદાયક ક્રિયાથી તેને દૂર રાખવો.

## ૨-મુખરોગ

મોઢું સૂજે છે, લાળ પડે છે, ઘાસ ખાતો નથી, એ મુખરોગ થવાનાં લક્ષણો છે. **મુખ-વાતાદિ સર્વ વાતવિકારો ઉપર ઉપચાર:**—જવખાર, સરસવ, રાઈ, સુવા, હળદર તથા સિંધવ એ બધી જણસો સમભાગે લઈ, આમલીના કચૂકાની ખેળમા ખરલ કરી લેપ કરી કપડાથી બાધવું.

## ૩-નાકના પડમાંથી લોહીનું વહેવું

**ઉપચાર:**—(૧) કાવળીના મૂળ દૂધમા ઘસી નાકમા મૂકવા. (૨) **શરદી થઈ નાક અને મોઢામાંથી પાણી વહેતું હોય અને વારંવાર સૂંઘતો હોય તો:**—હરડે, કાળીજીરી, હળદર, સૂઠ, મરી, લીડીપીપર અને ગોળ, એ બધી જણસો એકત્ર ખાડી અજમાશે એકથી બે તોલા પર્યંત સવાર-સાજ બે વાર એમ ૭ દિવસ સુધી ખવરાવવુ.

## ૪-નેત્રરોગ

**ઉપચાર:**—(૧) **ફૂલ અથવા પડળ હોય તો:**—બેત્રણ દિવસના બાળકની વિષ્ટા આજવી. (૨) માછલાનુ અને બકરીનું પિત્ત મધમા ખરલ કરી સાત દિવસ અંજન કરવુ (૩) **આંખ રાતી થાય છે, પાણી વહે છે અને સૂજે છે તે ઉપર:**—સિધવ, સચળ અને કાચલવણ, એ સર્વ જણસો સમભાગે લઈ કાજીમા ખરલ કરી અજન કરવુ (૪) **આંખો લીલી રાતી થઈ હોય તો:**—ગોળ, કપૂર, પારો અને ગોરોચન, એ સર્વ જણસો સમભાગે મધમા ખરલ કરી અંજન કરવુ (૫) **આંખો સ્વચ્છ થવા માટે:**—સાજીખાર પોણો માસો, આબાહળદર દોઢ માસો, ભેસાગૂગળ(શુદ્ધ) પા માસો, ભેસના શિંગડાની રાખ પા માસો અને માણસની ખોપરીની રાખ પા માસો, એ સર્વનુ એકત્ર ચૂર્ણ કરી જૂના ગોળમાં ખવરાવવાથી બીજા પણ રોગ (વાત-શૂળ, મૂત્રરોગ) દૂર થાય છે (૬) લીડીપીપર સૂઠ અને પારો, એ જણસો સમભાગે લઈ મધમાં ખરલ કરી અંજન કરવુ

## ૫-જ્વર (તાવ) સન્નિપાત

**ઉપચાર:**—અજમો પા માસો, લસણ પા માસો, હિંગ પા માસો તથા નગોડના પાદડાં પોણો માસો, એ સર્વનુ ચૂર્ણ સવાર-સાજ ઘીમા ખવરાવવુ અને શેક કરવો **આગંતુક જ્વર* ઉપર:**—ભાગરાના નવ પાદડા અને કડવા લીમડાના સુકાયેલા નવ પાદડા લઈ તેમા ૩ શેર પાણી નાખી એક શેર કાઢો બાકી રહે એટલે તે ત્રણ દિવસ પાવો. **લંઘન (દાણા ખાતો ન હોય તે) જ્વર ઉપર:**—જાવત્રી, લવગ, કંકોલ અને જેઠીમધ, એ જણસો સમભાગે લઈ ચૂર્ણ કરી

---

* તાવ કયા પ્રકારનો છે, એ ઓળખવુ બહુ કઠિન છે ઘણુ તપેલુ, ગ્લાનિ, ખાવા ઉપર ઇચ્છા ન હોવી ઇત્યાદિ પ્રકારોમા કમીજાસ્તી પ્રમાણ ચલનવલનાદિ વ્યવહારો ઉપરથી જોઈ તાવની સાધારણ અજ-માયશરૂપે બાધવામાં આવે, પરતુ તે ખાતરી રાખવા લાયક નહિ. હવે જેના આધારે આ માહિતી આપેલી છે, તે પુસ્તકમા વિશેષ માહિતી ન હોવાથી અને તેનો અમને અનુભવ ન હોવાથી આના કરતા વધારે વિસ્તારથી સમજ આપવામા આવી નથી

એક તોલો ચૂર્ણ મધમા ખવરાવવું **સંતાપ(મુખમાં દુર્ગંધ, બન્ને કાન ગરમ, કપાળ ઉપર ગાંઠ, એ લક્ષણોએ યુક્ત)જ્વર ઉપર:**—કેળનાં મૂળ, કેવડાના પાંદડા, ઉંબરાની છાલ, આમળાં, ધાણા અને ભોયકોળું, એ સર્વ સમભાગે લઈ તેનુ ચૂર્ણ કરી ૧ તોલો મધમા ખવરાવવુ. **મન્મથ(મૂત્રમાં ધાતુનું જવું, મૂત્ર પીળું થવું અને પિંચોટી બંધ થવી એવા)જ્વર ઉપર:**—(૧) શીમળાની રાખ અને રાળનો લોટ પાચ શેર દૂધમા બાફી ત્રણ દિવસ ખવરાવવું. એથી ૯ પ્રકારનો તાવ જશે (૨) ગળો, ધાણા, કરિયાતુ, સૂઠ અને ખારેક, એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને એલચીદાણા ૧ માસો, એ પ્રમાણે ચૂર્ણ કરી મધમા આપવુ (૩) લીમડાના પાદડા, હરડે, આમળાના મૂળની છાલ તથા લસણ, એ સર્વ જણસોનુ સમભાગે ચૂર્ણ કરી એક તોલો ઘીમા ખવરાવવું.

## ૯—ઉદર સંબંધી રોગ

કૂલાનો ભાગ બળવો, પેટમાં ગુડગુડ શબ્દ થવો, પરાણે શૌચ આવવું, ઉપરાઉપરી શ્વાસ કાઢવા, આળસ આવવી અને સુકાતા જવુ, એ લક્ષણોએ યુક્ત રોગ ઉપર ૨૧ દિવસ સુધી ઘી અને તેલ એકત્ર કરી શરીરે મર્દન કરવુ **મંદાગ્નિ ઉપર:**—હરડે, ચિત્રો, ઊભી ભોરિંગણીના મૂળ, જીરુ, વજ, ભોયલીમડો, ભોયઆવળ, રીંગણીના મૂળ, સિંધવ, સંચળ, વાવડિંગ, હળદર, નગોડ, અજમો, સૂંઠ, પીપળીમૂળ, લીંડીપીપર, કરિયાતું અને ભાંગરો, એ સર્વ જણસો સમભાગે લઈ ગોળ સાથે ૧ તોલો ચૂર્ણ આપવું **મોઢામાંથી પીળું પાણી વહેતું હોય અને પરસેવો આવતો હોય તે ઉપર:**—આસંધ પા તોલો અને લીંડીપીપર પા તોલો ગાયના દૂધમા ખવરાવવા **વર્તુંશૂળ:**—શ્વાસ, ઘાયલ થવા જેવુ, કૂખ મરડવી, એ લક્ષણો હોય તો–પિત્તપાપડો ૪॥ માસા, ચોર અજમો ૨॥ માસા, હિંગ ૧॥ માસો અને બિજોરાની છાલ ૨॥ માસા, એ બધા ઔષધો એકત્ર કરી ઘીમાં આપવા. **શ્રમવિભ્રમશૂળ (મંદ ચરવું, ભ્રમના જેવું વર્તન, લાળ વહેવી, એ લક્ષણો થાય તે) ઉપર ઉપચાર:**—ઘીમા તલનું તેલ મેળવી ગરમ પાણીમા નાખી તેમા ગોળ, હળદર, સૂંઠ અને હરડે, એ જણસો સમભાગે લઈ તેનું ૮ તોલા ચૂર્ણ નાખી આપવુ **શરીર ઊંચું-નીચું કરવું**, પગનો સંકોચ કરવો તથા પેટ ફૂલવું એ લક્ષણો હોય તો —હિંગ પોણો તોલો, લસણ ૨॥ તોલા, સિંધવ ૧॥ તોલો અને ગોળ ०॥ તોલો, એ સર્વ ઔષધો મેળવી, ખાટા દહીમા ખવરાવવાં. **કૃમિશૂળ:**—વજ નવ માસા અને પિત્તપાપડો ૪॥ માસા મેળવી ખવરાવવો. **દારુણ શૂળ:**—ભોંય ઉપર પડવુ, કૂદવું અને વ્યથિત જણાવુ એ લક્ષણો હોય તો વજ ૯ માસા, પાષાણભેદ ૪॥ માસા અને દંતીમૂળ ૪॥ માસા, એ ઔષધો કાંજીમા વાટી આપવા **અષ્ટાદશ પ્રકારના શૂળ ઉપર:**—સિંધવ, કાચલવણ. સંચળ, ગંધખીડ, મીઠુ, મરી, અજમો, લીંડીપીપર, હરડે, બહેડાં, આમળાં, પીળા પંડોળા, કોઠ, વજ, બાવળનો ગુંદ, ભારંગી, હિંગ, હિંગણા(ઇંગોરિયા)ની છાલ, પિત્તપાપડો, ઇંદ્રજવ, કાંટાસરિયાના બિયા, આસોદ, રીંગણીના મૂળ, નગોડ અને ખુરાસાની અજમો, એ બધાં ઔષધો સમભાગે લઈ, તેનું ચૂર્ણ બે તોલા ઘીમા અથવા ગોળમા ૭ દિવસ ખવરાવવું. **પેટ ચઢવું** —વખતોવખત શરીર જમીન ઉપર નાખવુ, તમ થવુ એ લક્ષણો થતા હોય તો—અઘેડાનાં અને કાગના મૂળ તથા ખાખરાના બી, એ ઔષધો પ્રત્યેક ૪॥ માસા અને હિંગ ૩ માસા લઈ સંદેમરાનાં પાદડાના રસમા ખવરાવવુ **ખડસશૂળ:**—પેટ ચઢવું, ડોલવુ અને મળમૂત્રનો પ્રતિબંધ થવો એ લક્ષણો હોય તો—શીમળાની છાલ અને દંતીમૂળ દોઢ તોલો તલના તેલમા ઘસી આપવા **ઉદકશૂળ** (પાણી પીધા પછી કૂદે છે અને હરાપરા થાય છે તે) **ઉપર:**—સૂંઠ, લીંડીપીપર અને વજ. એ ઔષધો પ્રત્યેક ૪॥ માસા, ગજપીપર અને સિંધવ પ્રત્યેક ૨॥ માસા અને હિંગ ૧॥ માસો એ સર્વ ઔષધો ઘીમા ખરલ કરી ખવરાવવા **દાંત કચડવા, જમીન ચાટવી, કરડવું, એ લક્ષણો હોય તો:**—ત્રિકટુ ૯ માસા, વાવડિંગ ૯ માસા અને અજમો ૧ માસો, એ બધાનુ ચૂર્ણ કરી ઘીમા ખવરાવવુ **લાદની સાથે કીડા પડે છે તે ઉપર:**—હિંગણાની છાલ ત્રણ માસા અને પિત્તપાપડો ૯ માસા એ ગોળમા ખવરાવવુ **સંગ્રહણી ઉપર:**—

(લાદ પાતળી થવી અને ઉપરાઉપરી હગવું)—(૧) નાના બીલા, લીલા દાડમના દાણા અને ધાવડીના ફૂલ, એ જણસો સમભાગે લઈ ૧॥ તોલો ચૂર્ણ દહીંમા સાત દિવસ આપવું (૨) હરડે, આરબળીની છાલ, મેથી અને જીરુ, એ સર્વ જણસો સમભાગે લઈ, ૧॥ તોલો ચૂર્ણ દહીંમા ૩ દિવસ ખવરાવવું (૩) હરડે, આરબળીની છાલ અને મેથી, એ સમભાગે લઈ દહીમા ૧॥ તોલો ચૂર્ણ ખવરાવવું. **ઉપવાત**:—ઘોડાની આંખોમાથી પાણી વહેવું, પગ અને ગળું સૂજવું, દાત ચોટી જવા, ખાવાનું છોડવું ઇત્યાદિ લક્ષણો હોય તો—સરગવાના મૂળ, રાફડાની માટી, આમલીના અને નગોડનાં પાદડા, એ સર્વ સમભાગે વાટી મસ્તકે લેપ કરવો અને અરણીના પાદડા ૧ તોલો જૂના ગોળમાં ત્રણ દિવસ ખવરાવવા.

## ૭—અગ્નિમાદ્ય

**ઉપચાર**:—ઘોડો દાણો અને ઘાસ ખાતો ન હોય તો રીંગણીના મૂળ, ઊભી ભોરિંગણીના મૂળ, લીમડાના પાદડા, હરડે, સૂઠ, કરિયાતુ, વાવડિંગ, અજમોદ, નગોડ, અઘેડાના પાદડા, એ ઔષધો પ્રત્યેક દોઢ માસો અને અજમો પોણો માસો, એ સર્વ ઔષધોનું ચૂર્ણ કરી જૂના ગોળમા સાત દિવસ ખવરાવવું.

## ૮—પાદ(પગ)ના રોગ

**ઉપચાર**:—પગે **ચક્રાવલી** થઈ હોય તો છીપ અને કોડી બાળી તેની રાખ સમભાગે મધમા ખરલ કરી ચોપડવી. પગે **ગાંઠ** થાય છે તે ઉપર:—અર્ધી ગાંઠ કાપી તેમાનું પરુ કાઢવું. પછી જવખાર અને સાજીખાર સમભાગે લઈ આમલીની ખેળમા લેપ કરવો અને સિંધવ, લસણ, સૂંઠ અને વાવડિંગ એ પ્રત્યેક ત્રણ ત્રણ માસા અને અજમો ૧ માસો, એમનું ચૂર્ણ કરી જૂના ગોળ સાથે પાવું.

## ૯—અંડશોફ(અંડ સૂજવા)

સૂંઠ, ઊભી ભોરિંગણી, એરંડાના મૂળની છાલ, સરગવાની છાલ, રીંગણી, મરી, ઉબરાની છાલ અને વજ, એ સર્વ ઔષધો સમભાગે લઈ, ૧॥ તોલો ચૂર્ણ ઘીમા આપવું અને અંકોલનાં પાદડા ઉકાળી અંડ ઉપર તેનો શેક કરવો, તેમજ ઉપલું ચૂર્ણ ઘીમા ખરલ કરી તે ઉપર થોડું ચોળવું.

## ૧૦—મૂત્રરોગ

**મૂત્ર ઉપરાઉપર થતું હોય તો**:—દ્રાક્ષ અને કાકડીના બિયાનું બારીક ચૂર્ણ કરી મધમા ઇંદ્રિય ઉપર લેપ કરવો **મૂત્રશૂળ**:—ભોય ઉપર પગ ઠોકવા, કુક્ષિ ઉપર મોઢું લાવવું, એ લક્ષણો હોય તો લીંડીપીપર અને ગજપીપર મેળવી ૧ તોલો ચૂર્ણ કરી ગોળમા આપવું. **મૂત્ર સાથે વીર્ય જતું હોય તો**:—નાગરવેલીનો કંદ, કેળનો કંદ, ભોયકોળુ અને છીકણી ૧॥ માસો મેળવી તે ચૂર્ણ દૂધમા આપવું.

## ૧૧—વ્રણાદિ રોગ

**હાડી**:—(હાડ ઉપર ગોળા જેવો સોજો થાય છે તે) **ઉપર ઉપચાર**:—પ્રથમ ફસ ખોલી લોહી કાઢવું પછી કડવા લીમડાની સળીઓ એકત્ર બાધી દેવતા ઉપર ગરમ કરી તે વડે શેકવું. અને લીમડાના પાદડા, નવસાર, સિંધવ, એ સમભાગે લઈ લીમડાના રસમાં ખરલ કરી લેપ કરવો તથા ઉપર કપડું બાધી રાખવું **માંસ સડ્યું હોય અને પીળું પાણી નીકળતું હોય** તો તે ઉપર:—લોહચુર અને હરડે તેલમા ખરલ કરી લેપ કરવો અને તે ઉપર એરંડાના પાદડા બાધી ઇંટથી શેક કરવો, તેમજ લસણ, નગોડ અને સિંધવ દરેક સાડાચાર માસા અને અજમો ૧ માસો, એ ઔષધોનું ચૂર્ણ ગોળ સાથે ૭ દિવસ ખવરાવવું. **ખાંડુક, જખમ અને વાળા ઉપર**:—બકરીની લીંડીઓ, સિંધવ અને મીઠાનું સમભાગે ચૂર્ણ કરી, પાણીમા કિંવા મધમા

લેપ કરવો. **શરીર ઉપર ગાંઠા થઈ તે વહેવા લાગતી હોય તો :**—ધુવાસ અને વજ એ સમભાગે લઈ મધમાં ખરલ કરી લેપ કરવો, અને સિંધવ, વાવડિંગ, હરડે અને લસણ એ ઔષધો ત્રણત્રણ માસા અને અજમો ૧ માસો, એ રીતે ચૂર્ણ કરી ઘીમા ખવરાવવુ. **ખસ ઉપર :**—કણક અને મીઠું પાણીમા પલાળી તેનો રોટલો કરી તે બાળવો અને તેલમા ખરલ કરી ચોપડવો **ટૂંટી સૂજે છે તે ઉપર :**—પ્રથમ હાથપગની નસો દબાવવી એમ કહેલુ છે એનો શો ઉપયોગ હશે તે સમજાતું નથી; પરંતુ આ નીચેનો ઉપચાર સારો જણાય છે:—સૂંઠ, મરી, લીંડીપીપર, સરસવ અને હળદર, એ ઔષધો સમભાગે લઈ આમલીના ચિચોડાની ખેળમાં લેપ કરવો અને ઉપર કપડું બાધવુ; તથા સૂંઠ ૪ાા માસા, એલચી ૦ાાા માસો, લવંગ ૧ાા માસો, કોથમીર ૨ા માસા, ખાંડા ૨ા માસા અને આમળા ૨ા માસાનુ એકત્ર ચૂર્ણ કરી ઘીમા ૩ દિવસ આપવુ. **આમની બાધા થાય તો :**—શેવાળ અને ઘી એક એક તોલો મેળવી પાવુ.

## ૧૨—અગ્નિબાધા

**ઉપચાર :**—તેલનો જૂનો ઘડો ફોડીને તેના કકડા કરી, તેનુ પાતાળયંત્ર વડે તેલ કાઢી ચોપડવુ.

## ૧૩—વિષબાધા

**ઉપચાર :**—શુદ્ધ હિંગળોક, સોમલખાર અને ધોળો કાથો, એ ઔષધો સમભાગે લઈ આદાના રસમા ગોળી કરી ત્રણ દિવસ ખવરાવવી એવુ કહેલુ છે; પરંતુ એમાના પહેલા બે ઔષધો શુદ્ધ કરી લેવા જોઈએ; તો જ કદાપિ આદાનો ગુણ આવે એમ જણાય છે આ ઔષધનો ઘણો વિચાર કરી અને કોઈને અનુભવ હોય તો જ ઉપયોગ કરવો એવો અમારો મત છે

## ૧૪—તોફાની ઘોડા માટે

**ઉપચાર :**—(૧) બંને કાનમા (શુદ્ધ કરેલો) પારો નાખવો, મોઢામા ૩ ઘાલવુ અને પગના બદ ૫૦, પેશાબ ઉપર અને ડગરાના માસ ઉપર ગોળ ડામ દેવા. શેક કરવો ઘેર બાધી રાખવો. (૨) આર્તવનુ (સ્ત્રીના અસ્પૃશ્ય કાળના રક્તનુ) ચીથરુ અને જૂનો ગોળ અર્ધો અર્ધો તોલો એકત્ર ખાડી ૩ દિવસ આપવું. ગરમ પાણી પાવું. (૩) જુઓ વનૌષધિગુણાદર્શમા ખેરના વર્ણનમા નં. ૭ નો ઉપયોગ.

## ૧૫—ખરીનો કચરો જવા માટે

**ઉપચાર :**—મીણ, ગૂગળ, ભોયલીમડો, કાળીજીરી, લાખ, સિંદૂર, મરી અને ગોળ, એ સમભાગે લઈ ઘી અને તેલમા ખરલ કરી ચારે ખરીઓ ઉપર લેપ કરવો; અને લોખંડ ગરમ કરી કિંચિત્ શેકવુ.

## ૧૬—વિશેષ ઉપાયો

(વનૌષધિગુણાદર્શમા નીચે આપેલી વનસ્પતિઓના વર્ણનમા તે તે નંબર જોવો)

(૧) **ઘોડાને ફુરકરી થાય છે તે માટે :**—વંતાકડી (વેંગણી) ૨. (૨) **ઘોડાને પીઠ પડે તો**
**તે માટે :**—અઘાડી (પોપટી કાગ) ૩, બાજરી ૧. (૩) **ઘોડાને શરદી થઈ હોય તે માટે :**—
ખજૂરી ૫. (૪) **ઘોડો ઘાસ ખાતો ન હોય તે માટે .**—પીલુની ટીપમાન ૧. (૫) **ઢોરોને**
**સર્પદંશ થાય છે તે માટે :**—અરીઠા ૧૪ (૬) **ઢોરોને કોઈ પણ પ્રકારનું વિષ ચઢયું**
**હોય તે માટે :**—આસંધ ૧૫, ઊભી (ભો)રિંગણી ૨, જળજાંબવો ૧, ઝેરકોચલાનુ ઝાડ ૧
(૭) **ઢોરોને ઘોયડાનું વિષ લાગે છે તે માટે :**—ઘણસરી-૧, ઘોણસી-૧. (૮) **ઢોરોને ખાધા-**
**માં વિષ આવે તે ઉપર :**—શિકેકાઈ-૨. (૯) **ઢોરના ખાધામાં સોમલ આવ્યો હોય તો તે**
**માટે :**—કેળ ૧૮, તાદળજો ૧૦, પાણકાદા ૧ (૧૦) **ઢોરના મુસલરોગ માટે :**—ગોરખઆમલી ૪,
ધાપાન ૧ (૧૧) **ઢોરના કુંદરોગ માટે :**—ઇંદ્રજવનુ ઝાડ ૧૫, મુચકુંદ ૩ (૧૨) **ઢોરને સળેખમ**
**થાય છે તે માટે :**—ઉદ(લોબાન) ૩ (૧૩) **ઢોરને શંબા (નાક પાકવાનો) રોગ થાય છે તે માટે-**

ડુંગળી (કાંદા) ૩૦ (૧૪) **ઢોરના લાગ માટે** :—કાજૂ ૨. (૧૫) **ઢોરના કર્ણરોગ માટે** :—તલવણ ૨ (૧૬) **ઢોરના રોગ માટે** :—ચંદનબટવો ૧. (૧૭) **ઢોરના મૂત્રાવરોધ માટે** :—કેળ ૨૦. (૧૮) **ઢોરનું અંગ બહાર આવે (આશ કાઢે) છે તે માટે** :—કલગારી ૫. (૧૯) **ઢોર કે વાછરડાંને કરમ પડ્યાં હોય તો તે માટે** :—કૂવાડિયા ૧૦ (૨૦) **ઢોરને હારીક લાગે તે માટે** :—જામફળ ૪, મોગલીએરંડો ૮ (૨૧) **ઢોરના જખમ (ક્ષત) માટે** :—પીલુની ટીપમા નં. ૪, ફાગળો ૫, માકડી ૪ (૨૨) **ઢોરને ખાંધ પડે છે તે માટે** :—વગડાઉ તૂરિયું ૨. (૨૩) **ઢોરના પગને ફાળ લાગી હોય તો તે માટે** :—વગડાઉ અળવી ૧. (૨૪) **ઢોરોની આંખોને ભૂર આવે છે તે—ફૂલું પડે છે તે માટે** :—ભુયશિરડ ૧. (૨૫) **ઢોરનું શિંગડું, હાડકું વગેરે ભાંગ્યું હોય તો તે માટે** :—થુવેર–ચોધારો (થોર) ૨ (૨૬) **ઢોરને દૂધ વધવા માટે** :–ભીંડી ૫. (૨૭) **ઢોરને ખાણમાં કીડા લાગવાથી રેચ થાય છે તે માટે** :—સોપારી ૨. (૨૮) **ઢોરોના ક્ષતમાં કીડા પડે છે તે માટે**:—કપૂર ૨, કીડામારી ૧, જાનવેલ ૩, દિકામાળી ૪, તંબાકુ ૧, પીપળો ૨૨, બહેડા ૭, વગડાઉ સાટોડી ૨, હિંગ ૨, હેદ ૨. (૨૯) **બળદની ખાંધ સૂજે છે તે માટે** :—ઝિંઝરટ ૪. (૩૦) **બળદ કે પાડા (ગેલા) લોહી મૂતરે છે તે માટે** :—ગાંજો (ભાંગ) ૩, મરવો ૧૧. (૩૧) **બળદને કાંઈ દુઃખ થયું હોય તો**:—આસંધ ૨૧. (૩૨) **બળદનો પગ સૂજ્યો હોય તો**:—આમલી ૧૬. (૩૩) **પાડાને રેચ થાય છે તે માટે** :—ઘોટીવેલ ૧ (૩૪) **પાડાના વાળમાં જૂ પડી હોય તો તે માટે**:—નિંબરા ૨ (૩૫) **ભેંસના ઝાર (ઓર, મેલી) પાડવા માટે** :—બકામલીમડી ૪ (૩૬) **ધનુર્વાત જેવો ઢોરને સુરડી કિંવા ધનકી રોગ થાય છે તે માટે** :—અરીઠા ૧૩ (૩૭) **નાનાં વાછરડાંને ફોલ્લા થાય છે તે માટે** :–ફુગ (મનાડીનો ટોપ) ૧. (૩૮) **નાનાં વાછરડાંને દૂધના યોગે પેટમાં રોગ (દૂધરોગ) થાય છે તે માટે**:—કાળીજીરી (કડવીજીરી) ૯, દૂધેલી ૪, સાજડ (એન) ૨. (૩૯) **નાનાં વાછરડાંને ઠંડી અને કૃમિ માટે** :—કાંચકી ૬.

(નીચેની બાબતો માટે પ્રાણિજ ઔષધિમા જુઓ)

**ઢોરના ગળામાં હાડકાં જાય તો** :—અસ્થિવર્ગ–૬ **ઢોરને કાંઈ વાગી જખમ થઈ કીડા પડે તો** :—કાતણીનુ ઘર–૩

**સમાપ્ત**

# વૈદકના સંસ્કૃત ગ્રંથોની નામાવલિ

પ્રાચીન કાળમા વૈદક વિષય ઉપર સંસ્કૃત ભાષામા ગ્રંથોનો જે જબરદસ્ત સગ્રહ થયેલો, એમાના સેંકડો ગ્ર થો હવે અપ્રાપ્ય થયા છે, એટલુંજ નહિ પણ સેકડો ગ્રંથોનુ તો નામ પણ રહેલુ જણાતુ નથી, આથી મ૦ પદેજીને જે ગ્ર થો મળી આવે તેવા સમજાયા, તેવા સાતસો ગ્રંથોની યાદી તેઓશ્રીએ પોતાના **રાજવૈદ** ગ્ર થમા આપેલી, તેજ અમે અત્રે આપીએ છીએ તેઓ લખે છે કે,– 'પ્રસ્તુત જે યાદી આપું છું, તેને લગતા મારી પાસે બે આધાર છે. એક મોટા આધાર એડીનબરો અને બાનના વિદ્યાલયના સસ્કૃત ભાષાના માજી પ્રોફેસર '**થીઓડાર એઓથ**' ઓરિએન્ટલ સોસાયટી માટે સસ્કૃત ગ્ર થોની એક મોટી યાદી જુદા જુદા અનેક ઠેકાણાની યાદીઓ ઉપરથી તૈયાર કરેલી તે છે. એ ઉપરાંત **શામરાવ મોરોજી** કૃત '**ગ્રંથાલય**' પુસ્તકમાની યાદી તેમજ બીજા પ્રત્યક્ષ જોવા મળેલાં પુસ્તકો ઉપરથી આ યાદી વાચકો આગળ સાદર કરી છે હાલ દ્રાવિડ ભાષામા આ વિષયના ગ્ર થોનો સંગ્રહ ભારે હોવાની બાતમી મળી છે તેની શોધ કરવાની ખટપટમા અમે લાગેલા છીએ ' સાતસો ઉપરાત ગ્ર થોની યાદીમા એક નામના એકથી વધુ ગ્રંથો છે, તે અનેક ગ્ર થકર્તાના જુદા જુદા જ કરેલા હોવાનો ખુલાસો તેમણે આપ્યો છે.—**પ્રા. ડો.**

૧ અકગદિ નિઘટુ. ૨ અગસ્ત્ય નિઘટુ. ૩ અગ્નિકર્મ. ૪ અગ્નિવેશ સહિતા. ૫ અ કોલ-કલ્પ. ૬ અજીર્ણમંજરી–(કાશીનાથ અને કાશીરાજકૃત). ૭ અજીર્ણમજરી ટીકા–રામનાથ વૈદ્યકૃત. ૮ અજીર્ણામૃતમજરી ૯ અજીર્ણાગ્નિભસ્મકેશરોગવિધિ ૧૦ અજનનિદાન–અગ્નિવેશકૃત ૧૧ અત્રી. ૧૨ અનગતિલક ૧૩ અનગદીપિકા ૧૪ અનગરંગ. ૧૫ અનંગશેખર (૧૨ થી ૧૫ સુધી કામશાસ્ત્ર ગ્રથ) ૧૬ અનતપ્રકાશ. ૧૭ અનાહારપટલ (દત્તાત્રેય તત્રાતર્ગત). ૧૮ અનુપાનતરંગિણી ૧૯ અનુપાનમજરી–(પીતાબર અને વિક્રમજીકૃત). ૨૦ અન્નચિકિત્સા. ૨૧ અન્નપાનવિધિ–સુષેણકૃત. ૨૨ અભિધાનચૂડામણિ અથવા નિઘટુરાજ કે રાજનિઘટુ–નરહરિકૃત ૨૩ અભિધાનરત્નમાલા-મલ્લિનાથકૃત અને હલાયુધકૃત. ૨૪ અમરવિનોદ ૨૫ અમૃત-સજીવન પક્ષપુટી તંત્ર. ૨૬ અર્કચિકિત્સા ૨૭ અર્કપ્રકાશ ૨૮ અલકાર ૨૯ અલસકાજીર્ણ-પ્રકાશ. ૩૦ અશીતિવાતનિદાન ૩૧ અશ્વચિકિત્સા–જયદત્ત ૩૨ અશ્વશાસ્ત્ર ૩૩ અશ્વતત્ર ૩૪ અશ્વવૈદ્યક–જયદત્ત ૩૫ અશ્વિનીકુમાર સનિપાતકલિકા ૩૬ અષ્ટધાતુમારણવિધિ ૩૭ અષ્ટસ્થાન-પરીક્ષા. ૩૮ અષ્ટાગ નિઘટુ ૩૯ અષ્ટાગહૃદય નિઘંટુ ૪૦ અષ્ટાગસગ્રહ ૪૧ અષ્ટાગહૃદય-સહિતા. ૪૨ અષ્ટાગહૃદયસગ્રહ. ૪૩ આતકતિમિરભાસ્કર. ૪૪ આતકદર્પણ–માધવનિદાનટીકા ૪૫ આત્રેયસહિતા (હારીત સહિતા). પાચ પ્રકારની–બૃહત, કનિષ્ઠ, મધ્ય, વૃદ્ધ અને કૃષ્ણ ૪૬ આત્રેયસહિતાસાર ૪૭ આયુવૃદ્ધિ. ૪૮ આયુર્વેદ ૪૯ આયુર્વેદદીપિકા ૫૦ આયુર્વેદપ્રકાશ ૫૧ આયુર્વેદમહોદધિ–શ્રીસુખકૃત અને સુષેણકૃત ૫૨ આયુર્વેદરસશાસ્ત્ર–માધવ. ૫૩ આયુર્વેદ રસાયન–અષ્ટાગહૃદય ટીકા–હેમાદ્રિકૃત ૫૪ આયુર્વેદવિજ્ઞાન ૫૫ આયુર્વેદસર્વસ્વ–ભોજરાજકૃત. ૫૬ આયુર્વેદસિદ્ધાતસંબોધિની ૫૭ આયુર્વેદસુધાનિધિ. ૫૮ આયુર્વેદસૌખ્ય–ટોડરાનદ ૫૯ આરોગ્યચિંતામણિ. ૬૦ આરોગ્યદર્પણ ૬૧ આરોગ્યમાલા ૬૨ ઇદ્રજાલ ૬૩ ઈશ્વરી કલ્પ. ૬૪ ઉડ્ડામેશ્વર ૬૫ ઉદકમજરી–ટોડરાનદ. ૬૬ ઉદકલક્ષણ ૬૭ ઉન્માદચિકિત્સાપટલ ૬૮ ઉપચાર-સાર. ૬૯ ઉપદેવ. ૭૦ ઉપદંશાધિકાર–જ્ઞાનભાસ્કર ૭૧ ઉપધાતુમારણ. ૭૨ ઉમામહેશ્વરસવાદ. ૭૩ ઉષાનિદાન ૭૪ ઉષ્ટ્રપય કલ્પ. ૭૫ ઋતુગણ. ૭૬ ઋતુચર્યા ૭૭ આવર્સનિદાન ૭૮ ઔષધિ-નામાવલિ–રાધાકૃષ્ણકૃત. ૭૯ ઔષધિકલ્પ. ૮૦ ઔષધગ્રથ ૮૧ ઔષધપ્રકાર ૮૨ ઔષધપ્રયોગ ૮૩ ઔષધિકલ્પલતા. ૮૪ કરટિકૌતુક(હસ્તિરોગ) ૮૫ ગોપાલદાસકૃત–કરભીચિકિત્સા ૮૬ કરભી-ચિકિત્સાસારોદ્ધાર. ૮૭ કર્મવિપાક ૮૮ કલાવાદતત્ર (કામશાસ્ત્ર). ૮૯ કલાશાસ્ત્ર (કામશાસ્ત્ર) ૯૦ કલાશાસ્ત્ર–વિશાખિલકૃત. ૯૧ કલાવિધતત્ર. ૯૨ કલાસારતત્ર. ૯૩ કલ્પખડ ૯૪ કલ્પખડ

(બીજો). ૯૫ કલ્પચિંતામણિ ૯૬ કલ્પતંત્ર. ૯૭ કલ્પતરુ–મલ્લીનાથકૃત ૯૮ કલ્પદ્રુમ નિઘંટુ. ૯૯ કલ્પૌષધિ સેવાદિપ્રકાર ૧૦૦ કલ્યાણકારક–ઉમાદિત્યાચાર્યકૃત. ૧૦૧ કલ્યાણકૃત. ૧૦૨ કાકચંડેશ્વરીતંત્ર. ૧૦૩ કાકાયનવટિકા ૧૦૪ કામકલાગનાવિલાસ ૧૦૫ કામકલાતંત્ર. ૧૦૬ કામકલાવિલાસ ૧૦૭ કામકલાસૂત્ર ૧૦૮ કામતંત્ર. ૧૦૯ કામદત્તંત્ર, ૧૧૦ કામદેવવટી સારસંગ્રહ. ૧૧૧ કામપ્રબોધ–અનુપસિંહ દેવકૃત ૧૧૨ કામભૂત. ૧૧૩ કામરત્નતંત્ર–નિત્યનાથકૃત અને શ્રીનાથભટ્ટકૃત. ૧૧૪ કામરત્ન–શ્રીનાથકૃત. ૧૧૫ કામરત્નાકર ૧૧૬ કામશાસ્ત્ર. ૧૧૭ કામસૂત્ર–વાત્સ્યાયનકૃત. ૧૧૮ કામાખ્યતંત્ર ૧૧૯ કામેશ્વરતંત્ર ૧૨૦ કાલજ્ઞાન. ૧૨૧ કાશ્યપસંહિતા. ૧૨૨ કુમારીકલ્પતંત્ર. ૧૨૩ કૂટમુદ્ગરાખ્ય. ૧૨૪ કેટદેવ નિઘંટુ. ૧૨૫ કોકશાસ્ત્ર.* ૧૨૬ કૌતુકચિંતામણિ–પ્રતાપરુદ્રદેવકૃત. ૧૨૭ કૌતુકમંજરી (કામશાસ્ત્ર) ૧૨૮ કવાથાધિકાર. ૧૨૯ ક્ષેમકુતૂહલ–ક્ષેમરાજકૃત ૧૩૦ ગજચિકિત્સા, ગજવૈદ્ય, ગજાયુર્વેદ. ૧૩૧ ગણનિઘંટુ–મદનાદિ નિઘંટુ. ૧૩૨ ગદનિગ્રહ–સોઢલકૃત. ૧૩૩ ગણરત્નમાલાકોશ. ૧૩૪ ગજરાજરત્ન ૧૩૫ ગદવિનિશ્ચય. ૧૩૬ ગદવિનોદનિઘંટુ ૧૩૭ ગંધકરસાયન. ૧૩૮ ગંધદીપિકા ૧૩૯ ગરુડાંજનાદિ. ૧૪૦ ગર્ભકાંડ ૧૪૧ ગર્ભચિકિત્સા. ૧૪૨ ગુટિકાધિકાર. ૧૪૩ ગુટિકાપ્રકાર. ૧૪૪ ગડૂચ્યાદિ નિઘંટુ–ધન્વંતરિકૃત ૧૪૫ ગુણચંદ્રિકા–ઘનશ્યામસૂરિકૃત. ૧૪૬ ગુણજ્ઞાન. ૧૪૭ ગુણજ્ઞાનનિઘંટુ. ૧૪૮ ગુણપટલ. ૧૪૯ ગુણપાઠ. ૧૫૦ ગુણમાલા. ૧૫૧ ગુણયોગપ્રકાશ ૧૫૨ ગુણરત્નમાલા–ભાવમિશ્રકૃત. ૧૫૩ ગુણરત્નાકર–વજ્રભૂષણકૃત ૧૫૪ ગુણસંગ્રહ–સોઢલકૃત. ૧૫૫ ગુણાગુણ–સુષેણકૃત. ૧૫૬ ગુરુબોધક–હેરંબસેનકૃત. ૧૫૭ ગોરક્ષચિકિત્સા. ૧૫૮ ગોરક્ષસંહિતા ૧૫૯ ગોવૈદ્યશાસ્ત્ર. ૧૬૦ ગૌરીકાંચલિકાતંત્ર. ૧૬૧ ચક્રદત્ત. ૧૬૨ ચકોરચંદ્રિકા ૧૬૩ ચમત્કારચિંતામણિ–લોલિંબરાજકૃત. ૧૬૪ ચરકસંહિતા. ૧૬૫ ચર્યાચંદ્રોદય ૧૬૬ ચર્યાપદ્માકર. ૧૬૭ ચિકિત્સાકલિકા–તિસટકૃત. ૧૬૮ ચિકિત્સાકલિકા–દયાશંકરકૃત. ૧૬૯ ચિકિત્સાકૌમુદી–કાશીરાજકૃત. ૧૭૦ ચિકિત્સાક્રમકલ્પવલ્લી ૧૭૧ ચિકિત્સાચિંતામણિ. ૧૭૨ ચિકિત્સાંજન–વિદ્યાપતિકૃત. ૧૭૩ ચિકિત્સાતત્ત્વજ્ઞાન–ધન્વંતરિકૃત. ૧૭૪ ચિકિત્સાતંત્ર. ૧૭૫ ચિકિત્સાદર્પણ–દિવોદાસકૃત. ૧૭૬ ચિકિત્સાદીપ. ૧૭૭ ચિકિત્સાદીપિકા–ધન્વંતરિકૃત. ૧૭૮ ચિકિત્સાનાગાર્જુનીય. ૧૭૯ ચિકિત્સાપદ્ધતિ–કાશીરાજકૃત. ૧૮૦ ચિકિત્સાપરિભાષા–નારાયણદાસકૃત. ૧૮૧ ચિકિત્સામાલિકા. ૧૮૨ ચિકિત્સામૃત–ગણેશકૃત. ૧૮૩ ચિકિત્સામૃતસાર–દેવદાસકૃત. ૧૮૪ ચિકિત્સાયોગશત. ૧૮૫ ચિકિત્સારત્ન. ૧૮૬ ચિકિત્સાર્ણવ–સદાનંદ શુક્લકૃત. ૧૮૭ ચિકિત્સાલેશ–ગોવર્ધનકૃત. ૧૮૮ ચિકિત્સાશતશ્લોક. ૧૮૯ ચિકિત્સાસંગ્રહ–ધન્વંતરિકૃત–ચક્રપાણિદત્તકૃત અને શિવદાસ સેનકૃત. ૧૯૦ ચિકિત્સાસર્વસંગ્રહ. ૧૯૧ ચિકિત્સાસર્વસાગર. ૧૯૨ ચિકિત્સાસાગરવત્સેશ્વરકૃત ૧૯૩ ચિકિત્સાસાર–ધન્વંતરિકૃત, હરિભારતીકૃત અને ગોપાલદાસકૃત. ૧૯૪ ચિકિત્સાસંગ્રહ–ક્ષેમશર્માચાર્યકૃત અને વંગસેનકૃત. ૧૯૫ ચિકિત્સાસાર–સમુચ્ચય. ૧૯૬ ચિકિત્સાસ્થાનટિપ્પણ–ચક્રપાણિ દત્તકૃત ૧૯૭ ચોપચિની–પ્રકાશ. ૧૯૮ જગદ્દીપક–વૈદ્યવાચસ્પતિકૃત ૧૯૯ જરાચિકિત્સા ૨૦૦ જ્વરકલ્પ ૨૦૧ જ્વરચિકિત્સા ૨૦૨ જ્વરતિમિરભાસ્કર ૨૦૩ જ્વરત્રિશતિ–શાર્ઙ્ગધરકૃત. ૨૦૪ જ્વરદર્પણમાલા. ૨૦૫ જ્વરનિર્ણય–નારાયણકૃત. ૨૦૬ જ્વરપરાજય–જયરત્નકૃત. ૨૦૭ જ્વરશાંતિ ૨૦૮ જ્વરાંકુશ. ૨૦૯ જ્વરાદિરોગચિકિત્સા. ૨૧૦ જ્ઞાનભૈષજ્યમંજરી. ૨૧૧ ટોડરપ્રકાશ–ટોડરમલ્લકૃત ૨૧૨ ટોડરાનંદ–ટોડરમલ્લકૃત. ૨૧૩ ડામરતંત્ર. ૨૧૪ તક્રકલ્પ. ૨૧૫ તક્રકલ્પવિધિ ૨૧૬ તંત્રરાજ–જાબાલકૃત ૨૧૭ તંત્રોક્તચિકિત્સા ૨૧૮ તામ્રવનેમુંડાકૃતિપાષાણકલ્પ ૨૧૯ તિસટકૃત વૈદ્યક ૨૨૦ તુરંગપ્રશંસા–શાર્ઙ્ગધરકૃત ૨૨૧ તૈલોપવેશનવિધિ. ૨૨૨ ત્રિશતી ૨૨૩ દક્ષસંહિતાતંત્ર ૨૨૪ દત્તાત્રેયતંત્ર. ૨૨૫ દત્તાત્રેયસંહિતાતંત્ર ૨૨૬ દશપરીક્ષા. ૨૨૭

* આ ગ્રંથ મૂળ સંસ્કૃતમાં છે એમાં ૧૮૦૦૦ શ્લોકો હોઈ તે કોકદેવનું રચેલું છે એનો જ સાર લઈ કેટલાક કોકશાસ્ત્રના નામથી બીજા જુદી જુદી ભાષાઓમાં પુસ્તકો લખાયાં છે લોકો આ પુસ્તકને અતિગોપ્ય રાખે છે એથી હજી તે પ્રેસમાં જોવામાં આવ્યું નથી મૂળ સંસ્કૃત ગ્રંથ પાટણમાં હોવાની ભાળ મળી છે

દિવ્યરસેન્દ્રસાર–ધનપતિકૃત. ૨૨૮ દુગ્ધપરીક્ષા ૨૨૯ દેવદાલીકલ્પ. ૨૩૦ દેવનંદીકૃત વૈદ્યક. ૨૩૧ દ્રવ્યગુણ–ગોપાલકૃત ૨૩૨ દ્રવ્યગુણ–રાજવલ્લભ નારાયણદાસ કવિરાજકૃત ૨૩૩ દ્રવ્યગુણદીપિકા–કૃષ્ણદત્તકૃત. ૨૩૪ દ્રવ્યગુણરત્નમાલા–માધવકૃત. ૨૩૫ દ્રવ્યગુણવિવેક. ૨૩૬ દ્રવ્યગુણશતશ્લોકી–ત્રિમલ્લભટ્ટકૃત. ૨૩૭ દ્રવ્યગુણસંગ્રહ–ચક્રપાણિ દત્તકૃત ૨૩૮ દ્રવ્યગુણાકર. ૨૩૯ દ્રવ્યગુણાદર્શનિઘંટુ ૨૪૦ દ્રવ્યગુણાધિરાજ. ૨૪૧ દ્રવ્યરત્નાકર ૨૪૨ દ્રવ્યરત્નાવલિ ૨૪૩ દ્રવ્યશુદ્ધિ. ૨૪૪ દ્રવ્યાદર્શ. ૨૪૫ ધન્વંતરિગ્રંથ. ૨૪૬ ધન્વંતરિનિઘંટુ. ૨૪૭ ધન્વંતરિવિલાસ ૨૪૮ ધન્વંતરિસારનિધિ–તુલાજીકૃત ૨૪૯ ધાતુકલ્પ–રુદ્રયામલતંત્રાંતર્ગત. ૨૫૦ ધાતુનિદાન ૨૫૧ ધાતુમંજરી–સદાશિવકૃત. ૨૫૨ ધાતુમારણ–શાર્ઙ્ગધરકૃત. ૨૫૩ ધાતુરત્નમાલા–દેવદત્તકૃત ૨૫૪ ધાતુશોધન. ૨૫૫ નક્ષત્રપીડાશાંતિ. ૨૫૬ નલપાકશાસ્ત્ર. ૨૫૭ નવરત્નધાતુવિવાહ–બલભદ્રકૃત ૨૫૮ નાગવલ્લીકલ્પ. ૨૫૯ નાગવ્યાધિનિર્ણય. ૨૬૦ નાગાર્જુનતંત્ર ૨૬૧ નાગાર્જુનીય ૨૬૨ નાડીગ્રંથ. ૨૬૩ નાડીજ્ઞાન. ૨૬૪ નાડીજ્ઞાનતરંગિણી. ૨૬૫ નાડીજ્ઞાનદીપિકા. ૨૬૬ નાડીનિદાન. ૨૬૭ નાડીપરીક્ષા–દત્તાત્રેયકૃત, માર્કંડેયકૃત અને રાવણકૃત. ૨૬૮ નાડીપરીક્ષાદિ ચિકિત્સાકથન–રત્નપાણિકૃત. ૨૬૯ નાડીપ્રકરણ. ૨૭૦ નાડીપ્રકાશ–ગોવિંદકૃત, રામરાજકૃત અને શંકર સેનકૃત. ૨૭૧ નાડીવિજ્ઞાન–ગોવિંદરામ સેનકૃત ૨૭૨ નાડીવિજ્ઞાનીય. ૨૭૩ નાડીશાસ્ત્ર ૨૭૪ નાડીસમુચ્ચય. ૨૭૫ નાનૌષધપરિચ્છેદ–નારાયણદાસ કવિરાજકૃત ૨૭૬ નાનૌષધિવિધિ ૨૭૭ નામમાલા–ધન્વંતરિકૃત. ૨૭૮ નામાવલિનિઘંટુ ૨૭૯ નારાયણવિલાસ ૨૮૦ નિઘંટુ–રાધાકૃષ્ણકૃત ૨૮૧ નિઘંટુ–શિરોમણિ ૨૮૨ નિઘંટુશેષ. ૨૮૩ નિઘંટુસંગ્રહનિદાન ૨૮૪ નિઘંટુસાર–અશોકમલ્લકૃત. ૨૮૫ લઘુનિઘંટુસાર–કેશવકૃત ૨૮૬ નેત્રરોગચિકિત્સા ૨૮૭ નૃસિંહકૃત–માધવનિદાનટીકા. ૨૮૮ પંચકર્મવિધિ. ૨૮૯ પંચકર્માધિકાર–વાગ્ભટ્ટકૃત. ૨૯૦ પંચસાયક. ૨૯૧ પંચસાયક–કવિશેખર જ્યોતિરીશ્વરકૃત. ૨૯૨ પથ્યનિદાન. ૨૯૩ પથ્યાપથ્ય–રઘુદેવકૃત ૨૯૪ પથ્યાપથ્યનિઘંટુ–કૈયદેવ પંડિતકૃત. ૨૯૫ પથ્યાપથ્યનિર્ણય. ૨૯૬ પથ્યાપથ્યવિચાર ૨૯૭ પથ્યાપથ્યવિધાન ૨૯૮ પથ્યાપથ્યવિધિ–દક્ષરૂપકૃત. ૨૯૯ પથ્યાપથ્યવિનિશ્ચય–વિશ્વનાથ સેનકૃત ૩૦૦ પથ્યાપથ્યવિબોધ–કૈયદેવકૃત. ૩૦૧ પરિભાષાપ્રદીપ ૩૦૨ પરિભાષા–નારાયણદાસકૃત. ૩૦૩ પરિભાષાવૃત્તિપ્રદીપ–ગોવિંદસેનકૃત. ૩૦૪ પાકાદિસંગ્રહ ૩૦૫ પાકાધ્યાય. ૩૦૬ પાકમાર્તંડ ૩૦૭ પાકાવલિ. ૩૦૮ પાકાવલિ(બીજી). ૩૦૯ પાકકલ્પ. ૩૧૦ પારાશર સંહિતા ૩૧૧ પાલાશકલ્પ ૩૧૨ પૂજ્યપાદ નિઘંટુ ૩૧૩ પ્રમેહગજકેસરી. ૩૧૪ પ્રયોગચિંતામણિ ૩૧૫ પ્રયોગામૃત—વૈદ્યચિંતામણિકૃત ૩૧૬ બાલચિકિત્સા–કલ્યાણભટ્ટકૃત. ૩૧૭ બાલતંત્ર–કલ્યાણકૃત ૩૧૮ બૃહતીકલ્પ. ૩૧૯ ભાલુકીતંત્ર ૩૨૦ ભાવપ્રકાશ–ભાવમિશ્રકૃત. ૩૨૧ ભાવપ્રકાશકોશ ૩૨૨ ભિષક્ચક્રચિત્તોત્સવ–હંસરાજકૃત ૩૨૩ ભિષક્ચક્રનિદાન. ૩૨૪ ભિષગ્રત્ન. ૩૨૫ ભીમવિનોદ. ૩૨૬ ભૃગુસંહિતા. ૩૨૭ ભેડસંહિતા ૩૨૮ ભેષજકલ્પ ૩૨૯ ભેષજકલ્પસારસંગ્રહ. ૩૩૦ ભેષજતર્ક. ૩૩૧ ભેષજસર્વસ્વ ૩૩૨ ભૈષજ્યરત્નાવલિ–વિક્રમકૃત ૩૩૩ ભૈષજ્યરત્નાવલિ. ૩૩૪ ભૈષજ્યસાર. ૩૩૫ ભૈષજ્યસારામૃતસંહિતા–પ્રાણનાથકૃત ૩૩૬ ભોજકૃત વૈદ્યક ૩૩૭ ભોજનકસ્તૂરી ૩૩૮ ભોજનકુતૂહલ–રઘુનાથસૂરિકૃત (ગ્રંથસંખ્યા ૬૦૦૦). ૩૩૯ મંડૂક બ્રાહ્મીકલ્પ ૩૪૦ મતિમુકુર. ૩૪૧ મંથાનભૈરવ. ૩૪૨ મદનકામેશ્વર. ૩૪૩ મદનપાલવિનોદનિઘંટુ(મદનવિનોદ). ૩૪૪ મદનસંજીવની ૩૪૫ મદનાર્ણવ. ૩૪૬ મધુકોષ ટીકા–માધવનિદાન ૩૪૭ મધુમાલતી. ૩૪૮ મલ્લપ્રકાશ–મલ્લદેવકૃત ૩૪૯ મહારસાયનવિધિ–મહાદેવકૃત ૩૫૦ મહાર્ણવ. ૩૫૧ માત્રાપ્રયોગ. ૩૫૨ માધવચિકિત્સા ૩૫૩ માધવનિદાન ૩૫૪ મુગ્ધબોધાખ્યા–જ્વરાદિ રોગચિકિત્સા. ૩૫૫ મુડીકલ્પ. ૩૫૬ મુક્તાવલિ–ચક્રપાણિકૃત ૩૫૭ મૂત્રપરીક્ષા–નખપરીક્ષા સહ ૩૫૮ મૂલદેવકૃત કામશાસ્ત્ર. ૩૫૯ મૃગવત્સચિકિત્સા ૩૬૦ મૃતસંજીવની ૩૬૧ યંત્રોદ્ધાર ૩૬૨ યામલતંત્ર. ૩૬૩ યોગચંદ્રિકા–લક્ષ્મણકૃત ૩૬૪ યોગચંદ્રિકાવિલાસ. ૩૬૫ યોગચિકિત્સા ૩૬૬ યોગચિંતામણિ. ૩૬૭ યોગતરંગિણી–ત્રિમલ્લભટ્ટકૃત અને કેશવકૃત ૩૬૮ યોગદીપિકા–ધન્વંતરિકૃત. ૩૬૯ યોગ-

પારિજાત. ૩૭૦ યોગપ્રદીપ ૩૭૧ યોગપ્રભાકર. ૩૭૨ યોગમાલા–[illegible]કૃત. ૩૭૩
યોગમુક્તાવલિ–વલ્લભદેવકૃત ૩૭૪ યોગરત્ન. ૩૭૫ યોગરત્નપ્રદીપ ૩૭૬ યોગરત્નસમુચ્ચય–[illegible]-
કૃત ૩૭૭ યોગરત્નાકર–ઈશ્વરદેવકૃત. ૩૭૮ યોગરત્નાવલિ ૩૭૯ યોગ[illegible]–[illegible]કૃત. ૩૮૦
યોગશતક–મદનસિંહકૃત, લક્ષ્મીદાસકૃત અને વિદગ્ધકૃત ૩૮૧ યોગસંગ્રહ–[illegible]. ૩૮૨
યોગસાર–અશ્વિનીકુમારકૃત. ૩૮૩ યોગસારસંગ્રહ–દ્વારકાદાસકૃત. ૩૮૪ યોગસારસમુચ્ચય–[illegible]
વ્યાસકૃત ૩૮૫ યોગસુધાનિધિ–[illegible]કૃત ૩૮૬ યોગાર્ણવ. ૩૮૭ યોગાદિસાર ૩૮૮ યોગા-
મૃત–ગોપાલદાસકૃત ૩૮૯ યોનિવ્યાપદ. ૩૯૦ રત્નાર્ક. ૩૯૧ રતિરહસ્ય (કા૦ શા૦). ૩૯૨ રતિ-
સંગ્રહવ્યાખ્યા ૩૯૩ રતિમંજરી. ૩૯૪ રતિસાર ૩૯૫ રત્નકોશ[illegible]–[illegible]કૃત ૩૯૬
રત્નદીપિકા. ૩૯૭ રત્નપરીક્ષા. ૩૯૮ રત્નપ્રદીપનિઘંટુ–માણિક્યકૃત. ૩૯૯ રત્નમણિ–[illegible]કૃત
૪૦૦ રત્નસારચિંતામણિ ૪૦૧ રત્નાકર–વૈદ્યરત્નાકર[illegible]. ૪૦૨ [illegible]–[illegible]કૃત ૪૦૩
રસકલ્પલતા–કાશીનાથકૃત ૪૦૪ રસકામધેનુ–[illegible]કૃત ૪૦૫ રસકૌતુક ૪૦૬ [illegible]. ૪૦૭
રસકૌમુદી–માધવાકરકૃત ૪૦૮ રસકૌસ્તુભ રસકલિકા. ૪૦૯ [illegible]–[illegible]કૃત. ૪૧૦ રસ-
ચન્દ્રિકા–નીલાંબર પુરોહિતકૃત. ૪૧૧ રસચિંતામણિ. ૪૧૨ [illegible]. ૪૧૩ [illegible]–[illegible]કૃત.
૪૧૪ રસદીપિકા–આનંદાનુભવકૃત. ૪૧૫ રસનક્ષત્રમાલિકા ૪૧૬ રસનિબંધ ૪૧૭ રસપદ્ધતિ ૪૧૮
રસપદ્મચંદ્રિકા. ૪૧૯ રસપારિજાત. ૪૨૦ રસપ્રકાશ ૪૨૧ રસપ્રકાશસુધાકર–યશોધરકૃત ૪૨૨
રસપ્રદીપ–પ્રાણનાથકૃત ૪૨૩ રસભસ્મવિધિ ૪૨૪ રસભેષજકલ્પ–સૂર્યપંડિતકૃત ૪૨૫ રસભૈષજ્ય-
મુક્તાવલિ ૪૨૬ રસમંગલ ૪૨૭ રસમંજરી–કાશીનાથકૃત. ૪૨૮ રસમણિ–[illegible]કૃત. ૪૨૯
રસમુક્તાવલિ. ૪૩૦ રસયામલ. ૪૩૧ રસયોગમુક્તાવલિ–નરહરિ ભટ્ટકૃત. ૪૩૨ રસરત્ન–શ્રીનાથકૃત.
૪૩૩ રસરત્નપ્રદીપ. ૪૩૪ રસરત્નપ્રદીપિકા ૪૩૫ રસરત્નમાલા–નિત્યનાથકૃત ૪૩૬ રસરત્ન-
સમુચ્ચય. ૪૩૭ રસરત્નાકર–નિત્યનાથ સિદ્ધકૃત. (આ ગ્રંથ છાપેલ છે) ૪૩૮ રસરત્નાકર–ચક્ર-
પાણિકૃત અને રેવણસિદ્ધકૃત ૪૩૯ રસરત્નાવલિ–ગુરુદત્ત સિંહકૃત ૪૪૦ રસરત્નસમુચ્ચય. ૪૪૧
રસરસાર્ણવ. ૪૪૨ રસરહસ્ય. ૪૪૩ રસરાજ. ૪૪૪ રસરાજમહોદધિ ૪૪૫ રસરાજલક્ષ્મી–રામેશ્વર
ભટ્ટકૃત. ૪૪૬ રસરાજશંકર. ૪૪૭ રસરાજશિરોમણિ–પરશુરામકૃત ૪૪૮ રસરાજહંસ ૪૪૯ રસ-
વિવેક–કામશાસ્ત્ર. ૪૫૦ રસવૈશેષિક ૪૫૧ રસશોધક. ૪૫૨ રસસંસ્કાર ૪૫૩ રસસંકેત ૪૫૪
રસસંકેતકલિકા–ચામુંડ કાયસ્થકૃત ૪૫૫ રસસંગ્રહ. ૪૫૬ રસસંગ્રહસિદ્ધાન્ત–અચ્યુતકૃત. ૪૫૭ રસ-
સાગર. ૪૫૮ રસસાર–ગોવિંદાચાર્યકૃત ૪૫૯ રસસારસંગ્રહ–ગંગાધર પંડિતકૃત. ૪૬૦ રસસાર-
સમુચ્ચય ૪૬૧ રસસારામૃત–રામસેનકૃત ૪૬૨ રસસિદ્ધાંતસંગ્રહ ૪૬૩ રસસિદ્ધાન્તસાગર ૪૬૪
રસસિદ્ધિપ્રકાશ. ૪૬૫ રસસિંધુ. ૪૬૬ રસસુધાકર ૪૬૭ રસસુધાનિધિ–મંત્રરાજ ગુપ્તકૃત ૪૬૮
રસસુધાંભોનિધિ ૪૬૯ રસસૂત્રસ્થાન ૪૭૦ રસહૃદય–ગોવિંદકૃત ૪૭૧ રસહેમન–કંદાલીય રસહેમન.
૪૭૨ રસાદિશુદ્ધિ. ૪૭૩ રસાધિકાર–હરિહરકૃત ૪૭૪ રસાધ્યાય. ૪૭૫ રસામૃત–જયદેવકૃત અને
કેયદેવકૃત ૪૭૬ રસાબ્ધિ. ૪૭૭ રસાંભોધિ. ૪૭૮ રસાયનતરંગિણી. ૪૭૯ રસાયનનિદાન ૪૮૦
રસાયનવિધિ. ૪૮૧ રસાર્ણવ. ૪૮૨ રસાર્ણવકલા ૪૮૩ રસાલંકાર. ૪૮૪ રસાવતાર ૪૮૫ રસેંદ્ર.
૪૮૬ રસકલ્પદ્રુમ–રામકૃષ્ણ ભટ્ટકૃત ૪૮૭ રસેંદ્રચિંતામણિ–રામચંદ્રકૃત ૪૮૮ રસેંદ્રચૂડામણિ–
સોમદેવકૃત. ૪૮૯ રસેંદ્રમંગલ ૪૯૦ રસેંદ્રસંહિતા. ૪૯૧ રસેંદ્રસારસંગ્રહ–ગોપાલકૃષ્ણકૃત ૪૯૨
રસેશ્વરસિદ્ધાંત. ૪૯૩ રસોપરસ ૪૯૪ રસોપરસસંશોધન ૪૯૫ રાજનિઘંટુ–કાશીરાજકૃત. ૪૯૬
રાજનિઘંટુ (દ્વિતીય) ૪૯૭ રાજમાર્તંડ–ભોજરાજકૃત. ૪૯૮ રાજમૃગાંક–ભોજદેવકૃત ૪૯૯ રાજ-
વલ્લભ અ૦ પર્યાયરત્નમાલા ૫૦૦ રાજહંસ. ૫૦૧ રાધાતંત્ર ૫૦૨ રાવણી ચિકિત્સા. ૫૦૩
રુદ્રતીકલ્પ. ૫૦૪ રુદ્રતંત્ર ૫૦૫ રુદ્રદત્ત ૫૦૬ રુદ્રયામલિય ચિકિત્સા. ૫૦૭ રૂપમંજરી ૫૦૮
રોગનિર્ણય. ૫૦૯ રોગપ્રદીપ. ૫૧૦ રોગલક્ષણ ૫૧૧ રોગવિનિશ્ચય–જ્વરનિદાન ૫૧૨ રોગાન્તક-
સાર ૫૧૩ રોગારંભ ૫૧૪ રોગાવલિ ૫૧૫ રોલમ્બરાજીય. ૫૧૬ લઘુનિદાન-સુરજિતકૃત. ૫૧૭
લઘુરત્નાકર ૫૧૮ લંઘનપથ્યનિર્ણય. ૫૧૯ લોલિંબરાજ ૫૨૦ લોહરત્નાકર. ૫૨૧ લોહશાસ્ત્ર. ૫૨૨

લોહપ્રદીપ. ૫૨૩ વંગસેન ૫૨૪ વધ્યાપ્રકરણ ૫૨૫ વમનકલ્પ (અષ્ટાંગહૃદયાતર્ગત). ૫૨૬ વસંત-રાજચિકિત્સા. ૫૨૭ વાજીકરણ ૫૨૮ કલ્પદ્રુમ ૫૨૯ વાજીકરણતંત્ર. ૫૩૦ વાજીકરણાધિકાર. ૫૩૧ વાટપવિદણ ૫૩૨ વાતકાન્વાદિ નિર્ણય ૫૩૩ વાતનિદાન ૫૩૪ વાતપ્રમેહચિકિત્સા. ૫૩૫ વાત-રોગચિકિત્સા ૫૩૬ વિચારસુધાકર (અર્શોઘ્નસુધાકર) ૫૩૭ વિજયરક્ષિત ૫૩૮ વિદ્યાપ્રકાશચિકિત્સા-ધન્વંતરિકૃત. ૫૩૯ વિદ્યાગ્ન-શિવાનંદભટ્ટ ગોસ્વામીકૃત ૫૪૦ વિમાનકલ્પ-ચક્રપાણિદત્તકૃત. ૫૪૧ વિષતંત્ર. ૫૪૨ વિષમંજરી ૫૪૩ વિષવૈદ્ય. ૫૪૪ વિષહરચિકિત્સા. ૫૪૫ વિષહરમંત્રૌષધ. ૫૪૬ વીર નરસિંહ. ૫૪૭ વીરસિંહાવલોકન. ૫૪૮ વૃક્ષચિકિત્સારોપણાદિ ૫૪૯ વૃક્ષદોહદ ૫૫૦ વૃક્ષાયુ-ર્વેદ ૫૫૧ વૃત્તરત્નાવલિ-મણિરામકૃત ૫૫૨ વૃત્તમાણિક્યમાલા-સુષેણકૃત નિદાન ૫૫૩ વૃંદમાધવ. ૫૫૪ વૃંદસંગ્રહ ૫૫૫ વૃંદસિંધુ ૫૫૬ વૃંદસંહિતા. ૫૫૭ વૃદ્ધવાગ્ભટ (અષ્ટાંગસંગ્રહ) ૫૫૮ વૃદ્ધશાનક ૫૫૯ વૃદ્ધ હારીત ૫૬૦ વૈદ્યકસાર ૫૬૧ વૈદ્યકદભ. ૫૬૨ વૈદ્યકપરિભાષા ૫૬૩ વૈદ્યક યોગચંદ્રિકા. ૫૬૪ વૈદ્યકરત્નાવલિ. ૫૬૫ વૈદ્યકલ્પતરુ ૫૬૬ વૈદ્યકલ્પદ્રુમ ૫૬૭ વૈદ્યકશાસ્ત્ર વૈષ્ણવ ૫૬૮ વૈદ્યકસંગ્રહ ૫૬૯ વૈદ્યકસર્વસ્વ-નકુલકૃત. ૫૭૦ વૈદ્યકસાર ૫૭૧ વૈદ્યકસારસંગ્રહ. ૫૭૨ વૈદ્યકાનંદ ૫૭૩ વૈદ્યકુતૂહલ-બ્રસીધરકૃત ૫૭૪ વૈદ્યકુલતત્ત્વ. ૫૭૫ વૈદ્યકૌમુદી. ૫૭૬ વૈદ્યકૌસ્તુભ.× ૫૭૭ વૈદ્યચંદ્રોદય ૫૭૮ વૈદ્યચિકિત્સા. ૫૭૯ વૈદ્યચિંતામણિ ૫૮૦ વૈદ્યજીવન. ૫૮૧ વૈદ્યતત્ત્વ ૫૮૨ વૈદ્યત્રિશટીકા. ૫૮૩ વૈદ્યદર્પણ-દલપતિકૃત અને પ્રાણનાથકૃત ૫૮૪ વૈદ્યદર્શન ૫૮૫ વૈદ્યત્રયબોધિકા. ૫૮૬ વૈદ્યનિઘંટુ. ૫૮૭ વૈદ્યપદ્ધતિ ૫૮૮ વૈદ્યપ્રદીપ-ઉદ્ધવમિશ્રકૃત. ૫૮૯ વૈદ્યબોધસંગ્રહ-ભીમસેનકૃત ૫૯૦ વૈદ્યમનઉત્સવ-બ્રસીધરકૃત. ૫૯૧ વૈદ્યભૂપણનિઘંટુ ૫૯૨ વૈદ્યમંજરી ૫૯૩ વૈદ્યમનોરમા. ૫૯૪ વૈદ્યમહોદધિ-વૈદ્યરાજકૃત ૫૯૫ વૈદ્યમાલિકા ૫૯૬ વૈદ્યયોગ ૫૯૭ વૈદ્યરત્ન. ૫૯૮ વૈદ્યરત્ન-માલા ૫૯૯ વૈદ્યરત્નાકરભાષ્ય. ૬૦૦ વૈદ્યરસરત્ન ૬૦૧ વૈદ્યરસાયન. ૬૦૨ વૈદ્યરહસ્ય ૬૦૩ વૈદ્ય-રહસ્યપદ્ધતિ ૬૦૪ વૈદ્યરાજતંત્ર ૬૦૫ વૈદ્યવલ્લભ-ઉદયઋષિકૃત વલ્લભકૃત અને હસ્તિરુચિકૃત. ૬૦૬ વૈદ્યવલ્લભ અથવા ત્રિશતી કિંવા જ્વરત્રિશતી ૬૦૭ વૈદ્યવલ્લભા. ૬૦૮ વૈદ્યવાચસ્પતિ ૬૦૯ વૈદ્ય-વિનોદ-શંકરભટ્ટકૃત. ૬૧૦ વૈદ્યવિલાસ-રઘુનાથકૃત. ૬૧૧ વૈદ્યવૃંદ-નારાયણકૃત ૬૧૨ વૈદ્યશાસ્ત્રસાર-સંગ્રહ-વ્યાસ ગણપતિકૃત ૬૧૩ વૈદ્યસંક્ષિપ્તસાર-સોમનાથ મહામાત્રકૃત. ૬૧૪ વૈદ્યસંગ્રહ ૬૧૫ વૈદ્યસર્વસ્વ. ૬૧૬ વૈદ્યસાર ૬૧૭ વૈદ્યસારસંકરાખ્ય. ૬૧૮ વૈદ્યસારસંગ્રહ ૬૧૯ વૈદ્યસારોદ્ધાર. ૬૨૦ વૈદ્યસૂત્રટીકા. ૬૨૧ વૈદ્યહિતોપદેશ-શિવપંડિતકૃત. ૬૨૨ વૈદ્યામૃત ૬૨૩ વૈદ્યામૃતસાગર ૬૨૪ વૈદ્યા-મૃતલહરી-મથુરાનાથકૃત. ૬૨૫ વૈદ્યાલંકાર ૬૨૬ વૈદ્યાવતંસ-લોલિંબરાજકૃત ૬૨૭ વ્યાધિસિદ્ધાંત ૬૨૮ વ્યાધ્યર્ગલ-દામોદરકૃત. ૬૨૯ વ્રણચિકિત્સા ૬૩૦ વ્રણમાધવ ૬૩૧ શતશ્લોકી-અવધાન સરસ્વતીકૃત, ત્રિમલ્લકૃત અને બોપદેવકૃત. ૬૩૨ શરીરલક્ષણ. ૬૩૩ શરીરવિનિશ્ચયાધિકાર-ગંગા-રામદાસકૃત. ૬૩૪ શરીરસ્થાનભાષ્ય. ૬૩૫ શલ્યતંત્ર. ૬૩૬ શાકનિઘંટુ-સીતારામ શાસ્ત્રીકૃત ૬૩૭ શાબરતંત્ર ૬૩૮ શારીરિક-શ્રીમુખકૃત. ૬૩૯ શારીરવૈદ્ય ૬૪૦ શાર્ઙ્ગધર-સંહિતા. ૬૪૧ શાલિહોત્ર નકુલકૃત. ૬૪૨ શાલિહોત્રસાર. ૬૪૩ શાલિહોત્રોત્તય ૬૪૪ શાલ્લીકલ્પ ૬૪૫ શિલાજતુકલ્પ ૬૪૬ શ્લેષ્મજ્વરનિદાન ૬૪૭ ષડ્રસનિઘંટુ. ૬૪૮ ષડ્રત્નમાલા. ૬૪૯ ષાઢ્યચિકિત્સા. ૬૫૦ સન્નિપાત-કલિકા-રુદ્રનાથકૃત, શંભુનાથકૃત ૬૫૧ સન્નિપાતચંદ્રિકા. ૬૫૨ સન્નિપાતચિકિત્સા. ૬૫૩ સન્નિપાત-નાડીલક્ષણ. ૬૫૪ સન્નિપાતપટ ૬૫૫ સન્નિપાતમંજરી. ૬૫૬ સર્વજ્વરવિપાક ૬૫૭ સર્વવિજયી તંત્ર. ૬૫૮ સર્વસંગ્રહ ૬૫૯ સહસ્રાક્ષ તથા સર્વસિદ્ધાંત ૬૬૦ સારકૌમુદી-રાજા હરિશ્ચંદ્રકૃત ૬૬૧ સારસંગ્રહ. ૬૬૨ સારસંગ્રહનિઘંટુ. ૬૬૩ સારસિંધુ. ૬૬૪ સિદ્ધમંત્ર-કેશવકૃત નિઘંટુ. ૬૬૫ સિદ્ધમૂલિકા નિઘંટુ ૬૬૬ સિદ્ધયોગ. ૬૬૭ સિદ્ધયોગમાલા ૬૬૮ સિદ્ધયોગસંગ્રહ-ગણસેન-કૃત ૬૬૯ સિદ્ધસારસંહિતા ૬૭૦ સિદ્ધાંતગર્ભ ૬૭૧ સિદ્ધૌષધસંગ્રહ. ૬૭૨ સિંહનાદ. ૬૭૩ સુધાસાગર. ૬૭૪ સુશ્રુતસંહિતા (અને ટીકાકાર-ડલ્લન જેજ્જટ, ગયદાસ-ભાસ્કર, માધવ, બ્રહ્મદેવ).

× અથવા સદ્વૈદ્યકૌસ્તુભ કે જેનો પ્રથમ રત્ન નામનો ભાગ શ્રીમાન પદેજીએ રાજવૈદ્યમાં છેવટે મૂલ માત્ર છપાવ્યો છે. **આ. ડો.**

૬૭૫ સુશ્રુતસાર. ૬૭૬ સુષેણ. ૬૭૭ સૂતમહોદધિ ૬૭૮ સૂતાર્ણવ ૬૭૯ સૂર્યધ્યાન. ૬૮૦ સૂદશાસ્ત્ર. ૬૮૧ સૂપશાસ્ત્ર અથવા પાકશાસ્ત્ર ૬૮૨ સૌભાગ્યચિંતામણિ. ૬૮૩ સૌભાગ્યરત્નાલંકારતંત્ર ૬૮૪ સ્મરદીપિકા–કામશાસ્ત્ર. ૬૮૫ સ્મરતત્ત્વપ્રકાશિત–કામશાસ્ત્ર ૬૮૬ સ્વપ્નપરીક્ષા ૬૮૭ સ્વરવિધિ. ૬૮૮ સંદેહભંજનક. ૬૮૯ સન્નિપાતકલિકા. ૬૯૦ હંસનિદાન અથવા હંસરાજનિદાન. ૬૯૧ હઠપ્રદીપિકા. ૬૯૨ હરિતક્યાદિનિઘંટુ (ભાવપ્રકાશાંતર્ગત) ૬૯૩ હરિતવૈદ્યક–વીરસેનકૃત. ૬૯૪ હારિત સંહિતા. ૬૯૫ હિકમતપ્રકાશ–મહાદેવ પંડિતકૃત (અરબી ઉપરથી ભાષાંતર કરેલુ). ૬૯૬ હિકમતપ્રદીપ. ૬૯૭ હિક્કાધિકાર. ૬૯૮ હિતોપદેશ(વૈદ્યહિતોપદેશ) ૬૯૯ હૃદયદીપક–બોપદેવકૃત કોશ ૭૦૦ હૃદ્રોગ-પ્રતિકાર. ૭૦૧ હેમાદ્રિ–વાગ્ભટ ઉપર ટીકા. ૭૦૨ હેહયકૃત વૈદ્યક.

☆

# કેટલાક ખાસ ઉમેરા

## ૧–પશુચિકિત્સા

### (૧)

**(૧) પશુઓના પિત્તજ્વર ઉપર:**—નાગકેસર, અરડૂસીના પાન, પાટલા, ગળો, કડુ અને હિમેજ એકએક તોલો લઈ ૮૦ તોલા પાણીમા ક્વાથ કરી ૨૦ તોલા રહે ત્યારે ઉતારી ગાળી કાઢી સવારે પાવો અને જે કૂચા રહ્યા તે સાંજે ફરીથી ઉકાળી ક્વાથ કરીને પાવો.

**(૨) પશુઓના કફજ્વર ઉપર:**—વાવડિંગ, એરંડીના મૂળની છાલ, સૂંઠ, કચૂરો અને ગળો, એ પાંચ વસ્તુ દોઢદોઢ તોલો લઈ બશેર પાણીમા ઉકાળી ચતુર્થાંશ રહે ત્યારે ઉતારી, ગાળી તે ક્વાથ સવારે પાવો. સાંજરે પાછો એજ કૂચાનો ક્વાથ કરી પાવો.

**(૩) પશુની ખરી પાકીને આવેલા જ્વર ઉપર:**—આ તાવમા પહેલા શરીરમાં કમકમાટી ઊપજે છે, તે પછી તાવ આવે છે. ચારે પગ, ખરી અને શિંગડા ગરમ રહે છે. પગ, મો અને નાકમા છાલા પડે છે. જીભ ઉપર કાંટા કાંટા જણાય છે મોઢુ, કાન અને આંખોમાથી જળ ટપક્યા કરે છે ખાવુપીવુ બધુ છૂટી જાય છે આ તાવ ઘાતક ગણાય છે આ રોગ ઇગ્લેંડમા વધારે જણાય છે ૧॥ તોલો ફટકડી લઈ ૪૦ તોલા પાણીમા ઉકાળી એ પાણીથી જ્યા જ્યા છાલા પડ્યા હોય. ત્યા ત્યા કપડાથી ધોઈ નાખવા. પછી કપડાની પોટલી કરી શેક કરવો. કદાચ છાલા પાકીને રસી થઈ હોય અને ઊંડો ઘાવ થઈ ગયો હોય તો આ નીચે નં. ૪મા લખેલ તેલ લગાડતા રહેવુ

**(૪) પશુવ્રણ ઉપર:**—અળસીનુ તેલ ૨૦ તોલા, કપૂર ૫ તોલા અને ટરપેન્ટાઈન તેલ ૧॥ તોલો લેવુ. પ્રથમ અળસીના તેલને ગરમ કરવુ. ગરમ થાય ત્યારે નીચે ઉતારી કપૂર મેળવવુ, તેલ ઠંડુ થયા પછી ટરપેન્ટાઈન તેલ મેળવી દેવુ. લગાડતી વખતે ઘાવ સાફ કરીને લગાડવુ આ તેલ લગાડ્યા પછી માખી બેસતી નથી, તેમજ કીડા હોય તે પણ મરી જાય છે અને ઘાવ જલદી ભરાઈ આવે છે.

**(૫) પશુજ્વરહર ઔષધિ:**—કડુ ૧॥ તોલો, કરિયાતું ૧॥ તોલો, સાંભરનિમક ૩ તોલા, સોડા બાઈ કાર્બ(સાજીના ફૂલ) ૧॥ તોલો તથા ખાંડ ૭॥ તોલા લઈ બારીક ખાંડી ૮૦ તોલા પાણીમા મેળવી દિવસમા બે વખત પાવુ.

**(૬) પશુરોગહર ઘૃત:**—કાળા મરી ૨ તોલા લઈ પાણી મેળવી બારીક ચટણી માફક વાટી ૨૦ તોલા ઘીમા મેળવી પાવુ આવી રીતે બેત્રણ દિવસ કરવાથી આરામ થાય છે

**(૭) પશુઓના શ્વાસરોગ ઉપર:**—(જે શ્વાસરોગમાં ચાલતી વખતે ગળામા કફને લીધે ઘરઘર અવાજ થયા કરે છે તથા શ્વાસ ભરાઈ આવીને જીભ બહાર નીકળી આવે છે તે રોગ

ઉપર ) વગ્યિાળી ૧૦ તોલા, સાકર ૧૦ તોલા, કાળા મરી ૭ તોલા, આમળાં ૧ તોલો, કરંજ-(કાકચ)ના ફળનો શેકેલો ગર્ભ ૧ તોલો, એ સર્વ વસ્તુ મેળવી ખાંડી બારીક ચૂર્ણ કરવુ. આ ચૂર્ણ ૨ તોલા ગાયના માખણમા મેળવી પછી થોડો લોટ મેળવી ખવરાવવુ. દિવસમા બે વખત ખવરાવવુ.

**(૮) પશુના શ્વાસ ઉપર બીજો ઉપાય :—** ડુગળી ૨૦ તોલા તથા મીઠું ૨ તોલા મેળવી ૨૧ દિવસ સુધી ખવડાવવું

**(૯) પશુની ઉધરસ ઉપર :—** ( તાવની સાથે અથવા તાવ આવ્યા પછી કેટલીક વખત ઉધરસ થઈ આવે છે. શરદીની ઉધરસમા કફ નીકળે છે, તથા ઓછી આવે છે ગરમીથી થાય તો ઉધરસમા કફ નીકળતો નથી સૂકી હોય છે તથા વારવાર ઉધરસ આવ્યા કરે છે ) ૧ તોલો બાવળનો ગુંદ તથા ૧ તોલો કતીરે ગુદ લઈ પાણીમા મેળવી તેનાથી જવનો આટો બાધી પિંડિયા કરવા. આ પિંડિયા દિવસમા બે વખત ખવરાવવા અથવા અરડૂસીના પાન ૫ તોલા તથા સાભર-નિમક ૧ તોલો લઈ ઉપરની રીતે જવના લોટમા મેળવી પિડિયા કરી ખવરાવવા અથવા સરસવનું તેલ ૫ તોલા પાવું એ પણ ખાસ લાભદાયક છે.

**(૧૦) પશુની ઉધરસ, શરદી વગેરે ઉપર મહાકલ્યાણ પિંડ :—** સૂંઠ, શુદ્ધ ટંકણખાર, ફુલાવેલું કાયફળ, કડુ, વાવડિગ, હિંગ તળેલી, ફટકડી ફુલાવેલી, કાળા મરી તથા જીરું, એ દરેક વસ્તુ બબ્બે તોલા લેવી તથા મેથી ૧૮ તોલા લઈ સર્વ વસ્તુ મેળવી ખાંડી બારીક ચૂર્ણ કરવું. પછી જવનો ૪૦ તોલા આટો તેમા મેળવવો. પછી એમાથી ૫ તોલા લઈ પાણી મેળવી પિડિયા બાધી રોજ સવારે ખવરાવવાથી ઉધરસ, શ્વાસ, શરદી વગેરે સર્વ વિકાર દૂર થાય છે

**(૧૧) પશુના દમ ઉપર :—** ( ઘણે ભાગે પશુઓને ઉધરસમાથી જ દમ થાય છે, આ ભયકર રોગ છે. દમના રોગથી પશુ દૂબળું બની જાય છે તથા શ્વાસ લેતા લેતા થાકી જઈ બહુ જ દુઃખી થાય છે. ) આમળા ૨૦ તોલા, હરડા ૨૦ તોલા, બહેડા ૨૦ તોલા, કાળા મરી ૨૦ તોલા, ખાંડ ૨૦ તોલા અને ચોખા ૪ શેર, એ સર્વ વસ્તુ ખાંડી મેળવી લેવી આ ચૂર્ણ રોજ સવારે ૫ તોલા આપવુ

**(૧૨) દમનો બીજો ઉપાય :—** થુવર ( સેહુડ ) ૨ તોલા લઈ અગ્નિમા શેકી, પછી પીપળી-મૂળ અને કાળા મરી બન્ને એક એક તોલો લઈ ચૂર્ણ કરી, થુવરમા મેળવી જવના લોટની સાથે ખવરાવવો આવી રીતે દિવસમા બે વખત આપવાથી થોડા દિવસમા દમનો રોગ દૂર થાય છે.

**(૧૩) પશુના મંદાગ્નિ ઉપર :—** તાવ તથા ઉધરસની સાથે અનેક વાર મદાગ્નિ થઈ જાય છે. અથવા તાવ વિના પણ અગ્નિ મદ થઈ જાય છે મદાગ્નિથી પણ પશુ દુર્બલ બની જાય છે મંદાગ્નિ માટે ઋતુનો વિચાર કરી ઔષધિ આપવી જોઈએ ગ્રીષ્મઋતુમા ( વૈશાખ અને જેઠ માસમા ) ઔષધિ આપવી પડે તો કાળા મરી ૫ તોલા તથા સાભરલૂણ ૪ તોલા લઈ ખાંડી ૨૦ તોલા ઘીમાં મેળવી પછી જવનો લોટ મેળવી પિડિયા કરી ખવરાવવા.

**(૧૪) પશુઓને સર્વ ઋતુમાં આપવા લાયક બળવાન બનાવનારી ઔષધિ :—** પીપર, પીપળીમૂળ, અજમો, કાળાં મરી, સૂંઠ, આસગધ, પીપળાના વૃક્ષની છાલ, પલાસપાપડો, ઇંદ્રાયણના મૂળ, કપીલો એ પાચ પાચ તોલા લઈ બારીક ચૂર્ણ કરવુ. પછી ૨૦ તોલા તલ તથા સર્વ ઔષધિના વજનથી બમણો ત્રણ વરસનો જૂનો ગોળ મેળવવો આ ઔષધિ રોજ સવારે ૫ તોલા આપવાથી બહુ જ લાભદાયક છે પ્રત્યેક માસના આરંભમા સાત દિવસ અપાય તો પશુ સર્વદા નીરોગી રહે

**(૧૫) પશુઓના પગ અને મોઢાના રોગ ઉપર :—** આ રોગને અગ્રેજીમા ‘ ફૂટ ઍન્ડ માઉથ ડીઝીઝ ’ કહે છે. મારવાડ તરફ ‘ મુહ ખુર ’ અને ગ્રામ્ય લોકો ‘ ખુસીટા ’ કહે છે આ રોગ ઝેરી હોવાથી ફેલાય છે. એક પશુ આ રોગથી બીમાર પડવાની સાથે અનેક ગાય, બળદ અને ભેસ બીમાર થઈ જાય છે. ઘણે ભાગે આ બીમારીમા પશુ બહુ જ દુખ ભોગવે છે. આ રોગ થવાનુ કારણ એક પ્રકારના ઝેરી જતુ છે, કે જે જાનવરોના શરીરમા જઈ ફેફસા અને રક્તને ખરાબ કરે છે. આ રોગમા ખરીમા ચાંદા, મોઢામાથી ફીણ અને લાળનુ પડવુ, મોઢાનું વારંવાર ચલાવવુ, મોઢામા છાલા, વારંવાર પગ ચાટવા અને પછાડવા, ચાલતી વખતે બહુ જ દુઃખ થવુ

તથા ખાવુપીવુ બહુ જ ઓછુ થઈ જવુ વગેરે લક્ષણો બહારથી જણાય છે. આવા રોગમાં પશુઓને ઘાસચારો નરમ આપવો જોઈએ, તથા નીચે લખેલી ઔષધિના કોગળા કરાવવા :—(૧) ફટકડી ૧ તોલો ફુલાવેલી ગરમ પાણી ૧ શેરમા મેળવીને અથવા (૨) ટંકણખાર ફુલાવેલ ⨍ા તોલો, ફટકડી ફુલાવેલી ⨍ા તોલો, સરકો ૨ા તોલા તથા જળ ૨ શેર મેળવી કોગળા કરાવવા ઔષધિ પી ન જાય એ બરાબર સંભાળવુ. કોગળા દિવસમા ૨ વખત કરાવવા. પગ ઉપર ઘાવ પડ્યો હોય તે ગરમ પાણીથી ધોઈ નીચેનો મલમ લગાડવો (૩) **મલમ**—કોલટાર ૫ તોલા, ચરબી અથવા ઘી ૪૦ તોલા, સાદુ તેલ ૧૦ તોલા, બધી વસ્તુ મેળવી મલમ બનાવી ઘાવ પડેલ હોય ત્યા લગાડવો અથવા નીચે લખેલુ તેલ ચોપડવુ. (૪) **ઘા પર લગાડવાનું તેલ**—કપૂર ૧ માસો, ટરપેન્ટાઈન તેલ ૬ માસા અને મીઠું તેલ ૪ તોલા મેળવી ઘા ઉપર લગાડતા રહેવુ (મેળવવાની રીત ઉપર નં ૪મા લખેલી છે.) અથવા (૫) સરસવનુ તેલ અને ટરપેન્ટાઈન સમભાગે મેળવી લગાડવુ. આ તેલ લગાડવાથી ઘામા કીડા પડ્યા હોય તે મરી જાય છે અથવા (૬) મોરથૂથુ ફુલાવી ૫ તોલા લઈ ૪૦ તોલા પાણીમા મેળવી તે પાણી જખમો પર લગાડવુ પછી તમાકુ અને કીડામારીના પાનને વાટી જખમ પર બાધી દેવા કે જેથી સર્વ કીડા મરી જશે.

**(૧૬) પશુની કબજિયાત દૂર કરવા માટે:**—મીઠુ તેલ તોલા ૨૦ સવારે પાવુ.

**(૧૭) પશુને કમજોરી તથા ઉદાસીનતા હોય તો:**—કપૂર ⨍ા તોલો, નવસાર ૧ તોલો અને દેશી દારૂ ૫ તોલા લેવા. કપૂરને વાટી દારૂમા મેળવવુ. ત્યાર પછી નવસારને ૮૦ તોલા પાણીમાં મેળવી, સર્વ એકત્ર કરી પાવુ (સાભર નિમક લખેલુ છે તે જગાએ સાદુ મીઠું પણ ચાલે. પણ સાભર નિમક વધારે ખારુ હોવાથી સમુદ્રનું મીઠુ થોડું વધારે લેવુ જોઈએ )

**रक्षणीयं गजे पित्तं श्लेष्मा वाजिषु सर्वदा ।**
**पवनोऽथ मनुष्याणां प्रायो रक्षेत सर्वदा ॥ (हारीत संहिता)**

વૈદે સર્વદા હાથીમા પિત્તનુ, ઘોડામા કફનુ અને મનુષ્યમા વાયુનુ રક્ષણ વિશેષરૂપે કરવુ જોઈએ.

## (૨)

**પશુઓની પીઠ ઉપરનો સોજો:**—(પશુઓની પીઠ ઉપર વધારે બોજો લાદવાથી પીઠ ઉપર અથવા છાતી ઉપર સોજો આવે છે તે માટે) (૧) ગાયના દૂધમા થોડુ સિંધાલૂણ મેળવી અગ્નિ ઉપર ગરમ કરવુ પાકી જાય ત્યારે ઉતારી નવશેકુ રહે ત્યારે લેપ કરવો ઉપર કામળીના ટુકડાથી થોડો શેક કરી કામળીનો ટુકડો ઉપર બાધી દેવો આવી રીતે ત્રણ દિવસ લેપ તથા શેક કરવાથી પૂર્ણ આરામ થઈ જાય છે. (૨) સિંધાલૂણ તેલમા મેળવી ગરમ કરી નવશેકા તેલથી ધીરેધીરે ચોળવુ તથા એળિયો અને કલોંજી જીરું સમભાગે મેળવી, બારીક પીસી ગરમ કરી લેપ કરવો અને ઉપર પાટો બાધવો (૩) સૂવરની ચરબીથી પ્રથમ માલિશ કરી, ઊંટની લાદ અને સાભર-નિમક સમાન ભાગે મેળવી ગરમ કરીને તે ઉપર લેપ કરવો. સૂવરની ચરબી ન હોય તો બીજા ઉપાયમા લખેલુ તેલ માલિશ કરવુ (૪) કોઈ વાર સોજો પાકીને વ્રણ થઈ જાય છે અને તેમાથી રસી નીકળે છે તેના ઉપર મલમ—તલનુ તેલ ૧૦ તોલા લઈ તેમા મીણ ⨍ા તોલો નાખી થોડું ગરમ કરવુ મીણ ગળી ગયા પછી મુરદારશિંગ, સફેદ કાથો, નાની ઇલાયચીના દાણા અને કપૂર, એ સર્વ વસ્તુ અર્ધોઅર્ધો તોલો લઈ બારીક ચૂર્ણ કરી મેળવવુ પછી થોડા સમય સુધી ધીમો અગ્નિ આપવો આ મલમ દિવસમા બે-ત્રણ વખત લગાડવો (૫) અળસીનુ તેલ ૧૦ તોલા અને શંખજીરુ તથા જૂના જોડાની ભસ્મ એકેક તોલો મેળવી, તેલમા ગરમ કરીને વારવાર ચોપડતા રહેવુ (૬) સાભરનિમક તોલો ૧ અને લાલ મરચા તોલો ૧, એ બન્નેને ૧૦ તોલા સરસવના તેલમા ગરમ કરી લગાડતા રહેવુ આ મલમ અતિ ઉત્તમ છે

**પશુઓની ખાંધ પરથી વાળ ખરી ગયા હોય તે માટે:**—ખાધ પાકી જવાથી ઘણા દિવસ સુધી વ્રણ રહે તો ખાધના બધા વાળ નીકળી જાય છે અને ફરીથી જલદી ઊગતા નથી, તે ઉપર ઉપચાર.—એક સજીવ શંખના જીવને (કીડાને) ૧૦ તોલા સરસવના તેલમા પકાવી રોજ માલિશ કરવું.

**ઉપાય બીજો :**—કાળા તલની ભસ્મ કરી પાણીમા મેળવી જાડો જાડો લેપ કરવો

**ઉપાય ત્રીજો :**—કૂકડાના ઈંડાને પાણીમા ઉકાળી જર્દી (અદરનો પ્રવાહી ભાગ જે ગરમ કરવાથી કઠણુ થઈ જાય છે તે) લઈ થોડી ગરમ થયેલી કડાઈમા રાખવાથી થોડુ તેલ નીકળી આવે છે આ તેલનો લેપ કરવાથી બહુ જ જલદી લાભ થાય છે

**પશુઓના મોઢા ઉપરનો સોજો :**—(મોઢાના નીચેના ભાગમા પરનાળના જેવી ધારીવાળી, માસરહિત જે જગ્યા છે, તેની વચમા સોજો ઉત્પન્ન થાય છે તે કારણથી ગળાથી દાઢી સુધીના ભાગમા સોજો આવી જાય છે આ સોજો પકાવીને અથવા પકાવ્યા વિના દૂર હ્ગય છે.) કબૂતરની વિષ્ટા પાણીમા મેળવી ગરમ કરી લેપ કરવો અથવા ચૂનો અને હિમેજ સમાન ભાગે લઈ પાણીમા વાટી, ગરમ કરી લેપ કરવો આ લેપથી સોજો ઊતરી જશે અથવા પાકીને જલદી ફૂટી જશે.

**પશુના ગળા પરનો સોજો :**—ગળાની નીચે દડાના જેવો સોજો ઉત્પન્ન થાય છે, અથવા બને ભાગમા ખીલાના જેવો આકાર ઉત્પન્ન થાય છે આ રોગમા પણ મુખશોથ(મોઢાના સોજા)-મા કહેલા ઉપાય કરવા અથવા લોઢાની સળી તપાવી ડામ દેવો અથવા લીમડાના પાનને ઉકાળી સોજાવાળા ભાગને બાફ આપી, ઉકાળેલા પાન બાધી દેવા અથવા મેથી, સુવા અને ભેસાગૂગળ સમભાગે લઈ પાણીમા વાટી ગરમ કરી લેપ કરવો

**પશુઓના શીતળારોગ ઉપર :**—સુગેખાર ૯ માસા, ધતૂરાના બીજ ૪॥ માસા, કરિયાતુ ૯ માસા અને દેશી દારૂ ૯ તોલા એ સર્વ મેળવી દવસમા બે વખત પિવડાવતા રહેવુ જો દસ્ત વધારે લાગતા હોય તો ઉપરના મિશ્રણમા ૧ તોલો માયફળનુ ચૂર્ણ મેળવવુ.

**ઉપાય બીજો :**—હિગ ૦॥ તોલો, કરિયાતાનો ક્વાથ ૨॥ તોલા અને નિમક ૧ તોલો મેળવી ત્રણ ત્રણ કલાક પછી અળસીના ખોળની સાથે મેળવી ખાવા આપવુ.

**ઉપાય ત્રીજો :**—(દસ્ત વધારે થતા હોય તો) તળેલી હિગ ૦॥ તોલો, લાલ મરચા ૦। તોલો, સફેદ જીરુ ૪ તોલા તથા વાટેલી ભાંગ ૨ તોલા લઈ, સર્વને મેળવી બારીક ખાંડી ચોખાના અથવા અળસીના માડમા ઘોળી દિવસમા બેત્રણ વખત પાવુ

**ઉપાય ચોથો :**—કપૂર ૨॥ તોલા, ભાગ ૧૦ તોલા, કાથાનો અર્ક ૦॥ તોલો તથા ગુદ ૧ શેર લઈ પાણીમા મેળવી ચાર ચાર કલાક પછી થોડુ થોડુ પ્રવાહી પિવડાવતા રહેવુ

**ઉપાય પાંચમો :**—સૂઠ ૨ તોલા, ચાક માટી ૧ તોલો અને અફીણ ૧૫ રતી લઇ, બારીક વાટી થોડુ થોડુ અળસીના માડમા ઘોળી પાચ પાચ કલાકે પાવુ

**ઉપાય છઠ્ઠો :**—કાથાનો ભૂકો ૦॥ તોલો તથા અફીણ ૦। તોલો મેળવી થોડો થોડો અળસીના માંડમા ઉપરની રીતે પિવડાવવો

**ઉપાય સાતમો :**—કાથો ૨॥ તોલા અને તજ ૨॥ તોલા, અળસીની માડ ૭॥ તોલા ગાળેલી લઈ મેળવી ચાર ચાર કલાક પછી પિવડાવવુ

**ઉપાય આઠમો :**—કાથો, ફટકડી, કરિયાતુ અને ઘઉનો મેદો અર્ધો અર્ધો તોલો લઈ બારીક ચૂર્ણ કરી દિવસમા બે વખત આપવુ

**શીતળામાં શરીર ધોવા માટેની ઔષધિ :**—શેરડીનો સરકો ૫ તોલા લઈ ગરમ પાણીમાં મેળવી શરીર ધોવુ અથવા શેરડીનો સરકો ૧૫ તોલા, નવસાર ૨ તોલા અને કપૂરનો અર્ક ૫ તોલા મેળવી શરીર ધોવુ

**શીતળા ઉપર તથા ગળુ ફૂલવા ઉપર :**—(પકા રોગ) આ રોગ લોહી બગડવાથી થાય છે કોઈ કોઈ કહે છે કે, આ રોગ ચેપી છે, એટલા માટે પીડિત પશુને બીજા પશુઓથી જુદુ રાખવુ જોઈએ આ રોગમા ગળુ ફૂલી જાય છે અને શરીરમા તાવ પણ રહે છે મોઢામાથી લાળ પડ્યા કરે છે જીભ પણ ફૂલી જાય છે. જેથી કાઈ ખાવાની વસ્તુ ખાઈ નથી શકાતી અને ચારો નહિ ચરવાથી દુર્બળતા વધી જાય છે શ્વાસ મુશ્કેલીથી લઈ શકે છે વારવાર ખાસ્યા કરે છે નાક અને આખ લાલ થઈ જાય છે. રોગ વધ્યા પછી શ્વાસમા પણ દુર્ગંધી આવે છે જીભ પર કાળા-

કાળા ડાઘ પડે છે. કોઈ કોઈ વખતે જીભ બહાર નીકળી જાય છે ગળામા ઘરઘર અવાજ આવે છે. આ રોગ ઉપર ઉપચાર —નેપાળાના બીજ તોલા ૫ તથા ટરપેન્ટાઈન તેલ તોલા ૨૦ મેળવી એક બાટલીમા ભરી ૧૫ દિવસ રાખી મૂકવુ પછી ગાળી તેટલા જ પ્રમાણમા ટોપરાનું તેલ અને અળસીનુ તેલ મેળવી ગળા ઉપર ચોળવુ.

**ઉપાય બીજો :**—(ગળામા દાણા થઈ આવ્યા હોય તો) ફટકડી તોલો ૦॥, હીરાકસી તોલો ૦॥, કોયલાનુ ચૂર્ણ તોલો ૦॥ અને ખડીમાટી તોલા ૪ લઈ, બારીક ચૂર્ણ કરી તે દાણા ઉપર ભભરાવવું.

**ઉપાય ત્રીજો :**—ફટકડી અને હીરાકસી અગ્નિ પર બાળી તેટલા જ પ્રમાણમા ગુંદનું ચૂર્ણ મેળવી ફૂટેલા દાણા ઉપર છાંટવુ. જો ગળાના રોગથી પશુ અશક્ત બની ગયું હોય તો ઘઉંનો આટો તોલા ૧૦, ઘી તોલા ૧૦ તથા ગોળ તોલા ૨૦ મેળવી નાના નાના લાડુ કરી ખવડાવવા; તથા કરિયાતુ ૫ તોલા, સૂઠ ૧૦ તોલા અને મીઠુ ૧૦ તોલા મેળવી, ખાંડી, બારીક ચૂર્ણ કરી રોજ ૨॥ તોલા ચૂર્ણ આપવું.

**પશુનું ગળું ફૂલવાના રોગમાં જુલાબની ઔષધિ :**—અળસીનુ તેલ તોલા ૨૦, ગધક આમલસારો તોલા ૧૦ તથા સૂઠનુ ચૂર્ણ તોલો ૧ મેળવી ભાતના ૧ રતલ માડ સાથે પાવું.

**ઉપાય બીજો :**—સચળ તોલા ૧૦, ગધક તોલા ળા, સૂઠ તોલો ૧।, એ સર્વ મેળવી બારીક ચૂર્ણ કરી ગોળ તોલા ળા મેળવવો પછી ૪ શેર ગરમ પાણીમા મેળવી દેવું. પાણી ઠંડું થાય ત્યારે પિવડાવવુ વધારે રોગ જણાય તો જુલાબની ઔષધિ આપવી.

**પશુનું ગળું ફૂલવાનો અતિદોષ જણાય તે ઉપર :**—નેપાળાનું ચૂર્ણ ૬ માસા તથા સરસવનું તેલ તોલા ૧૦ મેળવી માલિશ કરવુ તથા નીચે લખેલી ઔષધિ થોડી થોડી ગળામા ત્રણ ત્રણ કલાક પછી નાખતા જવી ભાતનુ માડ શેર ૨ (ગરમ ગરમ) લેવુ, કપૂર તોલો ૦॥, ધતૂરાના બીજ ૨ માસા, દેશી દારૂ ૧૦ તોલા તથા મીઠુ ૨॥ તોલા મેળવી, તેમાથી થોડું થોડું વારવાર પિવડાવતા રહેવુ તથા નીચેની ઔષધિથી બેત્રણ વખત મોઢુ ધોતા રહેવું. એળિયો તોલા ૧૦, ફટકડી તોલો ૦॥, ગોળ તોલો ૦॥ તથા પાણી શેર ૧ મેળવી મોઢું ધોવું. ગંધકનો ધુમાડો બબ્બે ત્રણત્રણ કલાકે આપી ઉધરસ ઉત્પન્ન કરવી, જેથી અંદરનો દોષ બહાર જલદી નીકળી આવે. (આ બન્ને લેખ 'રાકેશ' પાક્ષિકમાથી લીધા છે).

## ૨—કેટલાક ક્વાથ અથવા ઉકાળા

(એક સજ્જને વૈદકના ગ્રથો ઉપરથી લખી મોકલેલા ક્વાથમાથી કેટલાક અહીં આપ્યા છે :)

**(૧) અગ્નિમંથ ક્વાથ :**—અરણીના મૂળની છાલ તોલા ૨॥નો તેનાથી ૧૬ ગણા પાણીમાં ક્વાથ કરવો માત્રા તોલા ૨॥ થી ૫ એનાથી ઇક્ષુપ્રમેહ તથા વસામેહ મટે છે. **(સુશ્રુત)**

**(૨-૩) અર્કાદિ ક્વાથ :**—(૨) આકડાના મૂળ, જીરુ, સૂંઠ, મરી, પીપર, ભારગમૂળ, ભોરિંગણી, કાકડાશિંગી અને પુષ્કરમૂળનો ક્વાથ ગોમૂત્રથી સિદ્ધ કરી પીવાથી શીતાગ સન્નિપાત, જ્વર, દાહ અને કફ નાશ પામે છે. **(નિઘંટુ)** (૩) આકડાના મૂળ, ધમાસો, કરિયાતુ, દેવદાર, રાસ્ના, વજ, નગોડ, અરણીના પાન, સરગવાની અંતરછાલ, પીપર, પીપળીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સૂંઠ, અતિવિષ, ભાગરાનો સમાન ભાગે કરેલો ક્વાથ ત્રિદોષ, ધનુર્વા, શીત, શ્વાસ, કાસ, અને સૂતિકા-વાતરોગને મટાડે છે. **(વૈદ્ય)**

**(૪) અતિવિષાદિ ક્વાથ :**—અતિવિષ, વાળો, બીલી, ઇંદ્રજવ, મોથ, ધાણા અને સૂંઠ સમભાગે લઈ તેનો કરેલો ક્વાથ રક્તવાળા તથા શૂળવાળા અતિસારને મટાડે છે અને મળશુદ્ધિ કરે છે.

**(૫) અભયાદિ ક્વાથ :**—હિમેજ અથવા હરડે, નાગરમોથ, ધાણા, રતાંદળી, પદ્મક, અરડૂસીના પાન, ઇંદ્રજવ, વાળો, ગરમાળાનો ગોળ, કાળીપાટ, સૂંઠ અને કડુનો કાઢો પીપરના ચૂર્ણ સાથે આપવાથી વિષમજ્વર, તરસ, દાહ, ખાસી, લવરી, દમ અને તંદ્રા(ઘેન)ને મટાડે છે. વળી આ ઉકાળો દીપન અને પાચન હોઈ મળ, મૂત્ર, વાયુ, કબજિયાત, ઊલટી, મોઢું સુકાવુ તથા અરુચિ મટાડે છે. **શા૦**

(૬) **અમૃતાષ્ટક:**—ગળો, લીમડાની અંતરછાલ, કડુ, મોથ, ઈંદ્રજવ, સૂંઠ, કડવા પરવળ અને રતાદળીનો કાઢો પીપરનુ ચૂર્ણ નાખી આપવાથી પિત્તજ્વર, ઊલટી, અરુચિ, લાળ વહેવી, દાહ તથા તરસને મટાડે છે (શાર્ઙ્ગધર)

(૭) **અવલગુંજાદિ ક્વાથ:**—(ધાત્ર્યાદિ ક્વાથ) આમળા અને ખેરસાર, એ બેનો ઉકાળો બાવચીનુ ચૂર્ણ નાખીને પાવો ઉપર પથ્ય પદાર્થનુ સેવન કરાવવુ આથી ધોળો કોઢ મટે છે. શા૦

(૮) **અશ્વત્થાદિ ક્વાથ:**—પીપળાની છાલ, કાળીપાટ, બિયાની છાલ અને નેતરનો ક્વાથ અષ્ટમાશ મધ નાખીને આપવાથી પિત્તમેહ શાંત થાય છે. (ભાવપ્રકાશ)

(૯) **આરગ્વધાદિક ક્વાથ:**—ગરમાળો, પીપરીમૂળ, નાગરમોથ, કડુ અને હરડેનો ક્વાથ વાત-કફજ્વર તેમ જ આમશૂળનો નાશ કરી ઝાડો ઉતારીને દીપનપાચન પણ કરે છે (શાર્ઙ્ગધર)

(૧૦) **ઇંદ્રયવાદિક ક્વાથ:**—ઇદ્રજવ, ધાણા અને પટોળનો ઉકાળો મધ તથા સાકર નાખી પાવો. એનાથી સર્વ પ્રકારના અતિસાર મટે. (શાર્ઙ્ગધર)

(૧૧) **એરંડક્વાથ:**—એરંડાના મૂળ ૮ તોલા લઈ આઠગણા પાણીમા ઉકાળી અષ્ટમાશ પાણી રાખી જવખાર નાખીને પાવાથી પડખાનુ શૂળ, હૃદયનુ શૂળ તથા કફનુ શૂળ મટે છે (શાર્ઙ્ગધર)

(૧૨) **એલાદિ ક્વાથ:**—એલચી, જેઠીમધ, ગોખરુ, રેણુકબીજ, એરંડાના મૂળ, અરડૂસીના પાન, પીપર અને પાષાણભેદના ક્વાથમા શિલાજિત મેળવી પાવાથી રેતી, પથરી તથા મૂત્રકૃચ્છ્ર મટે. શા૦

(૧૩) **કંટકારી ક્વાથ:**—ભોરિંગણીનો ક્વાથ, પીપરના ચૂર્ણ સાથે પાવાથી ખાસી અને દમ મટે.

(૧૪) **કંટકાર્યાદિ પાચન:**—બે જાતની ભોરિંગણી, સૂંઠ, ધાણા અને દેવદારનો ક્વાથ પાચન કરનારો હોવાથી સર્વ જ્વરમા આપી શકાય (શાર્ઙ્ગધર)

(૧૫-૧૬) **કલફલાદિ ક્વાથ:**—(૧૫) કાયફળ, મોથ, ભારંગમૂળ, ધાણા, રોહીસનું ઘાસ, ખડસલિયો, વજ, હરડે, કાકડાશિંગ, સૂંઠ અને દેવદારનો કાઢો કફજ્વર, શ્વાસ, કફ તથા ગલગ્રહનો નાશ કરે છે (૧૬) કાયફળ, ઈંદ્રજવ, કાળીપાટ, કડુ અને નાગરમોથનો ક્વાથ તીવ્ર પિત્તજ્વરના આરંભ પછી થોડા દિવસ બાદ પાવો. (શાર્ઙ્ગધર)

(૧૭) **કુટજાષ્ટક ક્વાથ:**—કડાછાલ, અતિવિષ, કાળીપાટ, ધાવડીના ફૂલ, લોધર, નાગરમોથ, કાળો વાળો અને દાડમની છાલના ક્વાથમા મધ તથા મોચરસનુ ચૂર્ણ નાખી તે પાવો એથી અતિસાર સાથે દાહ, લોહી, શૂળ તથા આમપરુવાળો ઝાડો મટે. (શાર્ઙ્ગધર)

(૧૮) **ખદીરાદિ ક્વાથ:**—ખેરની છાલ અથવા ખેરસાર ને ત્રિફળા, એ ચાર વસ્તુનો ઉકાળો, ભેંસનું ઘી તથા વાવડિંગનુ ચૂર્ણ નાખીને પાવો, એથી ભગંદર મટે (નિઘંટુ)

(૧૯) **ખાંસીનો ક્વાથ:**—વરિયાળી, કાળો હંસરાજ, કમળફૂલ, અરડૂસીના પાન, ગરમાળો, કાળી દ્રાક્ષ, વડગૂંદા તથા જેઠીમધનો ક્વાથ ઠાર્યા પછી મધ નાખી પાવાથી સર્વ પ્રકારની ખાસી મટે છે.

(૨૦-૨૩) **ગડૂચ્યાદિ ક્વાથ:**—(૨૦) ગળો, ધાણા, વાળો, સૂંઠ, કાળો વાળો, ખડસલિયો, બીલા, અતિવિષ, કાળીપાટ, રતાદળી, કડાછાલ, કરિયાતુ, નાગરમોથ અને ઈંદ્રજવનો ઉકાળો ઠારી તેમા મધ નાખી જ્વરાતિસાર એટલે તાવ સાથે ઝાડો હોય તેમા તથા રક્તપિત્તમા આપવો (૨૧) ગળો, ધાણા, નાગરમોથ, રતાદળી, વાળો અને સૂંઠનો ઉકાળો મધ તથા સાકર નાખી આપવાથી એકાંતરો તાવ, તરસ તથા દાહ મટે (૨૨) ગળોનો ઉકાળો કરી પીપરના ચૂર્ણ સાથે પાવાથી જીર્ણજ્વર મટે. (૨૩) ગળો, ધાણા, લીમડાની અંતરછાલ, રતાદળી અને પદ્મકનો ઉકાળો સર્વ જ્વર, દાહ, તૃષા, ઊલટી, અરુચિ તથા મંદાગ્નિને દૂર કરે છે (શાર્ઙ્ગધર)

(૨૪) **ગડૂચ્યાદિપાચન:**—ગળો, પીપળીમૂળ તથા સૂંઠનો ઉકાળો વાતજ ઉપર આપવો. (સારંગ)

(૨૫) **ગ્રંથાદિ ક્વાથ:**—પીપળીમૂળ, ઈંદ્રજવ, દેવદાર, ગૂગળ, વાવડિંગ, ભારંગમૂળ, ભાગરો, સૂંઠ, મરી, પીપર, ચિત્રકમૂળ, કાયફળ, ઉપલેટ, રાસ્ના, હરડે, ભોરિંગણી—બે જાતની, અજમો, નગોડ, કરિયાતું, વજ, ચવક અને કાળીપાટનો ઉકાળો સન્નિપાત જ્વરને હઠાવે છે (નિઘંટુ)

(૨૬) **ગોક્ષુરાદિ ક્વાથ:**—મૂળ સહિત ગોખરુના પંચાગનો ક્વાથ કરી તેમા સાકર તથા

મધ નાખી પીવાથી પ્રમેહ મટે તથા જવખાર નાખી પીવાથી મૂત્રકૃચ્છ્ર મટે. (નિઘંટુ)

(૨૭) **ચાતુર્ભદ્રાદિ કવાથ:**—ગળો, અતિવિષ, સૂઠ અને મોથનો કવાથ આમ સાથે સંગ્રહણીને મટાડે છે અને મળને બાંધે છે. આ કવાથ દીપન અને પાચન છે. (શાર્ઙ્ગધર)

(૨૮) **જલધરાદિ કવાથ:**—મોથ, રતાદળી, સૂઠ, વાળો, કાળો વાળો અને ખરસલિયાનો કવાથ રુગ્દાહ અને સન્નિપાતજ્વર ઉપર આપવો. (નિઘંટુ)

(૨૯) **તિક્તાદિ કવાથ:**—કડુ, મોથ, ઇંદ્રજવ, કાળીપાટ અને કાયફળનો કવાથ સાકર સાથે પિત્તજ્વરમા આપવો. (ભાવપ્રકાશ)

(૩૦-૩૬) **ત્રિફલાદિ કવાથ:**—(૩૦) ત્રિફળાનો ઉકાળો ગોમૂત્ર નાખીને પાવો; એથી વૃષણ-શોથ(કોથળીનો સોજો) મટે (૩૧) ત્રિફળાનો ઉકાળો કરી તેમા મધ નાખીને મેદ અને ચરબી વધી હોય તેને આપવો (શાર્ઙ્ગ૦) (૩૨) ત્રિફળાના કવાથમા ગૂગળ નાખીને વ્રણરોગવાળાને આપવો (વૈદ્ય) (૩૩) હરડે, બહેડા, આમળા, દેવદાર, નાગરમોથ, ઉંદરકની તથા સરગવાના મૂળની છાલનો ઉકાળો, પીપર તથા વાવડિંગનુ ચૂર્ણ નાખીને કૃમિરોગ તથા કૃમિના સર્વ વિકારો ઉપર આપવો (શાર્ઙ્ગ૦) (૩૪) કુલત્રિફાદિ કવાથ—ત્રિફળા, ગળો, કડુ, લીમડાની અંતરછાલ, કરિયાતું તથા અરડૂસીના પાન; આ આઠ ચીજનો ઉકાળો, મધ મેળવીને પાવાથી કમળો તથા પાંડુરોગ મટે. (શાર્ઙ્ગ૦) (૩૫) ત્રિફળા, દારુહળદર, ઇંદ્રવરણુ, નાગરમોથ અને દેવદારનો કવાથ મધ અને હળદર સાથે આપવાથી પ્રમેહ મટે (નિઘંટુ) (૩૬) ત્રિફળા અને ગરમાળાના ગોળના ઉકાળામા સાકર તથા મધ નાખીને પીવાથી રક્તપિત્ત, દાહ તથા પિત્તશૂળ વગેરે મટે છે. (શાર્ઙ્ગધર)

(૩૭) **દ્રાક્ષાદિ કવાથ:**—દ્રાક્ષ, હિમેજ, નાગરમોથ, કડુ, ગરમાળો અને ખડસલિયાનો ઉકાળો પિત્તજ્વર સાથે તરસ, મુરસા, દાહ અને રક્તપિત્તને મટાડે છે. (શાર્ઙ્ગધર)

(૩૮-૩૯) **દાર્વ્યાદિ કવાથ:**—(૩૮) દારુહળદર, રસવંતી, નાગરમોથ, ભિલામો, ખીલા, અરડૂસીના પાન અને કરિયાતાનો ઉકાળો ઠંડો પાડી મધ નાખીને પાવાથી સ્ત્રીઓને શૂળ સાથેનો પ્રદરરોગ તથા ધૂપણી મટે. (શાર્ઙ્ગ૦) (૩૯) દારુહળદર, પટોલ, મોથ, ભોરિંગણી, કડુ, હળદર, કડવો લીમડો, હરડે, બહેડા, આમળા એનો કવાથ ભુગ્નનેત્ર નામના સન્નિપાત જ્વરમા આપવો (નિઘંટુ)

(૪૦) **દ્વાત્રિંશાંગ કવાથ:**—ભારંગમૂળ, કરિયાતું, લીમડાની છાલ, મોથ, કડુ, વજ, સૂઠ, મરી, પીપર, અરડૂસી, ઇંદ્રવારુણી, રાસ્ના, ધમાસો, પટોલ, દેવદાર, હળદર, કાળીપાટ, ઝેરકોચલાં, બ્રાહ્મી, દારુહળદર, ગળો, નસોતર, અતિવિષ, પુષ્કરમૂળ, ત્રાયમાણુ, મોટી ભોરિંગણી, નાની ભોરિંગણી, ઇંદ્રજવ, હરડે, બહેડા, આમળા અને કચૂરો, એ ૩૨ વસ્તુનો કવાથ તેર જાતના સન્નિપાત-શૂળ, ખાસી, દમ, ઉરુસ્તંભ, કફ વગેરે ભયંકર દરદોને મટાડે છે (નિઘંટુ)

(૪૧) **દાડીમાદિ કવાથ:**—દાડમની છાલ તથા કડાછાલનો કવાથ મધ નાખીને પાવો. તે રક્તાતિસારને મટાડે છે (વૈદ્ય)

(૪૨-૪૩) **દેવદાર્વ્યાદિ કવાથ:**—(૪૨) દેવદાર, અતિવિષ, કાળીપાટ, વાવડિંગ, મોથ, મરી અને કડાછાલના કવાથથી સોજાવાળો અતિસાર મટે (વૈદ્ય) (૪૩) દેવદાર, હિમેજ, અરડૂસીના પાન, શાલવણ, સૂઠ અને આમળાનો ઉકાળો ઠારીને તેમા મધ અને સાકર નાખી આપવાથી ચોથિયો તાવ મટે. (શાર્ઙ્ગધર)

(૪૪) **ધાતક્યાદિ કવાથ:**—ધાવડીના ફૂલ, ખીલા, લોધર, વાળો અને ગજપીપરનો ઉકાળો ઠારીને મધ નાખી પાવાથી બાળકોના સર્વ પ્રકારના અતિસાર મટે (શાર્ઙ્ગધર)

(૪૫-૪૬) **ધાન્યાદિ કવાથ:**—(૪૫) ધાણા, વાળો, ખીલા અને મોથના ઉકાળાથી પિત્તાતિસાર મટે (૪૬) ધાણા તથા સૂઠનો ઉકાળો પીવાથી આમવાતની પીડા મટે (શાર્ઙ્ગધર)

(૪૭) **ધાન્યપંચક:**—ધાણા, વાળો, બીલા, નાગરમોથ અને સૂઠનો કાઢો આમજન્ય શૂળ એટલે પેટમા ચીંટ આવે તેને મટાડે, મળને બાંધે, અગ્નિ પ્રદીપ્ત કરે અને કાચા મળને પકાવે (શાર્ઙ્ગધર)

(૪૮-૫૦) **નાગરાદિ કવાથ:**—(૪૮) સૂઠ, કડાછાલ, નાગરમોથ, ગળો અને અતિવિષનો

ક્વાથ, જ્વરાતિસાર. તાવ અને ઝાડામા આપવો. (૪૯) સૂઠ અને એરંડાના મૂળના ઉકાળામા શેકેલી હિંગ તથા સંચળ નાખી આપવાથી અથવા ઇંદ્રજવના ઉકાળામા તે ચીજ નાખીને પાવાથી વાયુનું શૂળ મટે છે. (૫૦) સૂંઠ, દેવદાર. ધાણા અને બે ભોરિંગણીનો ક્વાથ તાવમા આપવાથી તાવ જાય છે શા૦

(૫૧) **નીદાગ્ધિકાદિ ક્વાથ :**—ભોરિંગણી, ગળો અને સૂંઠના ક્વાથમા પીપરનુ ચૂર્ણ નાખી આપવાથી શ્વાસ તથા ખાસી સાથેનો તાવ તેમ જ સળેખમ, શૂળ, સ્વરભંગ અને જીર્ણજ્વર મટે શા૦

(૫૨) **નીંબક્વાથ :**—લીમડાની અંતરછાલને આઠગણા પાણીમા ઉકાળી ક્વાથ કરવો આ ક્વાથ તાવને રોકે છે

(૫૩–૫૮) **પટોલાદિ ક્વાથ :**—(૫૩) કડવા પરવળ, હરડે, બહેડા, આમળા, કડુ, કચોરુ, અરડૂસીના પાન અને ગળોનો ક્વાથ મધ નાખી કફજ્વરમા આપવો (૫૪) પટોલ, રતાદળી, મોરવેલ, કડુ, કાળીપાટ અને ગળોનો ઉકાળો પિત્તજ્વર, ઊલટી, દાહ, ખરજ અને વિષ ઉપર આપવો. (૫૫) પરવળ, હરડે, બહેડા, આમળા, કડવા લીમડાની અંતરછાલ, દ્રાક્ષ, ગરમાળાનો ગોળ અને અરડૂસીના પાનનો ઉકાળો સાકર તથા મધ નાખીને આપવાથી રોજિયો અને ટાઢિયો તાવ મટે (૫૬) પટોલ, ઇંદ્રજવ, દેવદાર, હરડે, બહેડા, આમળા, નાગરમોથ, અગૂર, દ્રાક્ષ, જેઠીમધ, ગળો અને અરડૂસીના પાનનો ઉકાળો મધ નાખી આપવાથી સતત, એકાંતરો, તરિયો, ચોથિયો વગેરે સર્વ પ્રકારના તાવ જાય. (શા૦) (૫૭) પટોલ, ત્રિફળા, કડુ, ગળો અને શતાવરી એ સાત ચીજનો ઉકાળો દાહવાળા વાતરક્તને દૂર કરે છે (નિઘંટુ) (૫૮) પટોલના વેલા, ત્રિફળા, લીમડાની અંતરછાલ, કરિયાતુ, ખેરસાલ અને ખીવલો, એ આઠ ચીજનો ઉકાળો ગૂગળ અથવા ત્રિફળા નાખી આપવાથી સર્વ પ્રકારના ઉપદંશ અને ગરમીને દૂર કરે (નિઘંટુ)

(૫૯–૬૦) **પથ્યાદિ ક્વાથ :**—(૫૯) ત્રિફળા, કરિયાતુ, હળદર, લીમડાની છાલ અને ગળો, આ સાત વસ્તુના ક્વાથમા જૂનો ગોળ નાખી આપવાથી મસ્તકશૂળ, ભ્રમર, આખ તથા કાનનું શૂળ, આધાશીશી, સૂર્યાવર્તન(તડકો વધે તેમ માથુ દુખે તે), શંખકરોગ(લમણા દુખે), દંતપાત, દંતશૂળ, રતાધળાપણું, આંખના પડળ, ફૂલુ તથા આખની પીડાને દૂર કરે (૬૦) હરડે અને સાતરોહીડાનો ઉકાળો જવખાર તથા પીપરનુ ચૂર્ણ નાખીને પીવો. એથી યકૃત અને પ્લીહા (પેટની જમણી તથા ડાબી બાજુના પડખાનો સોજો), ગુલ્મ અને ઉદરરોગ મટે (શાર્ઙ્ગધર)

(૬૧–૬૩) **પર્પટાદિ ક્વાથ :**—(૬૧) ખડસલિયો, અરડૂસીના પાન, કડુ, કરિયાતુ, ધમાસો અને ધઉંલાનો ક્વાથ સાકર મેળવીને પીવાથી તરસ, દાહ તથા રક્તપિત્ત સહિતનો પિત્તજ્વર મટે (૬૨) ખડસલિયો, નાગરમોથ, ગળો, સૂંઠ અને કરિયાતુ તેને પંચભદ્ર કહે છે એનો ક્વાથ વાતપિત્તજ્વર ઉપર આપવો. (૬૩) ખડસલિયાનો ઉકાળો પીપરનુ ચૂર્ણ મેળવીને પિત્તજ્વર થયો હોય તેને પાવો. (શાર્ઙ્ગધર)

(૬૪) **પીપળીક્વાથ :**—પીપર તોલો ૧ને આઠગણા પાણીમા ઉકાળી ચતુર્થાંશ પાણી રાખવુ. તે અગ્નિદીપન કરી જ્વર, કફવાત તથા બરલને મટાડે છે. (વૃંદ)

(૬૫) **પુનર્નવાષ્ટક ક્વાથ :**—સાટોડી, હિમેજ, લીમડાની છાલ, દારુહળદર, કડુ, પટોલ, ગળો ને સૂંઠનો ઉકાળો ગોમૂત્રમા નાખી પાવાથી સોજાવાળો પાંડુરોગ. ઉદરરોગ, દમ, શૂળ ને ખાસી મટે છે.

(૬૬–૬૮) **પુનર્નવાદિ ક્વાથ :**—(૬૬) સાટોડી, ગળો, દેવદાર, હરડે અને સૂંઠનો ઉકાળો ગૂગળ તથા ગોમૂત્રમા નાખો આપવાથી સોજા સાથેનો ઉદરરોગ મટે (૬૭) સાટોડી, દારુહળદર, હળદર, સૂંઠ, હિમેજ, ગળો, ચિત્રકશૂળ, ભારંગમૂળ અને દેવદારનો ક્વાથ હાથ, પગ, ઉદર અને મોં ઉપરના સોજામાં આપવો. (શા૦) (૬૮) સાટોડી અને વરણાના મૂળની છાલનો ઉકાળો અંતરવિદ્રધિ(પેટ વગેરેની અંદરનો વિદ્રધિ)ને મટાડે છે (નિઘંટુ)

(૬૯) **ફલત્રિકાદિ ક્વાથ :**—ત્રિફળા, દેવદાર, નાગરમોથ, દારુહળદર તથા ઇંદ્રવરણીના મૂળનો ઉકાળો હળદરનુ ચૂર્ણ અને મધ નાખીને પાવો, એથી સર્વ પ્રકારના પ્રમેહ મટે. (નિઘંટુ)

(૭૦) **ભારંગ્યાદિ ક્વાથ :**—ભારંગમૂળ, ગળો, મોથ, ભોરિંગણી, હરડે, પુષ્કરમૂળ અને

સૂંઠનો કવાથ ત્રણ દિવસ આપવાથી તાદ્રિક સન્નિપાત જ્વર મટે. (નિઘંટુ)

(૭૧) **ભૂનિમ્બાદિ કવાથ :**—કરિયાતુ, લીમડાની છાલ, પીપર, કચોરો, સૂંઠ, શતાવરી, ગળો અને ભોરિંગણીના કવાથથી કફજ્વર મટે. (શાર્ઙ્ગધર)

(૭૨) **મુસ્તાદિ કવાથ :**—મોથ, વાળો, દશમૂળ, સૂંઠ, ખડસલિયો, પિત્તપાપડો, રતાંદળી, ધાવડીની છાલ અને અરડૂસીનો કવાથ પાવાથી પ્રલાપક સન્નિપાતનો જ્વર મટે. (શાર્ઙ્ગધર)

(૭૩) **રાસ્નાદિ કવાથ :**—રાસ્ના, ગળો, બલા (ચીકણામૂળ), જેઠીમધ, ગોખરુ અને એરંડાના મૂળનો ઉકાળો, એરંડિયું તેલ નાખીને પાવો. એથી અંતર્વૃદ્ધિ એટલે આતરડું ઊતરે તે રોગ મટે. **શા૦**

(૭૪-૭૫) **રાસ્નાપંચક :**—(૭૪) રાસ્ના, ગળો, દેવદાર, સૂંઠ, એરંડાના મૂળના કવાથથી સાતે ધાતુની અંદરનો વાયુ તથા સર્વાંગ વાયુ મટે (શાર્ઙ્૦) (૭૫) રાસ્ના, આસધ, મોથ, ભોરિંગણી, ભારંગમૂળ, વજ; પુષ્કરમૂળ, કડુ અને કાકડાશિંગીના કવાથથી કર્ણિક સન્નિપાતજ્વર જેમા કાન તથા ગળામા સોજો આવે છે તે મટે (નિઘંટુ)

(૭૬) **રિંગણ્યાદિ કવાથ :**—ભોરિંગણી, ભારંગમૂળ, પુષ્કરમૂળ, કચૂરો, કાકડાશિંગી અને ધમાસાનો કવાથ અભિન્યાસ સન્નિપાતજ્વરને મટાડે છે. (નિઘંટુ)

(૭૭) **લઘુશૂદ્રાદિ કવાથ :**—ભોરિંગણી, સૂંઠ, ગળો, પોખરમૂળનો કવાથ જે તાવમાં કફવાતનુ જોર હોય તેમા અપાય છે. તેનાથી ત્રિદોષ જ્વર, ખાસી, શ્વાસ, શૂળ અને અરુચિ મટે. (શાર્ઙ્ગધર)

(૭૮-૭૯) **વત્સકાદિ કવાથ :**—(૭૮) કડાછાલ, ત્રિફળા, દારુહળદર, મોથ, ખીવલો, એ સાત ચીજોનો ઉકાળો મધ નાખીને પાવાથી પ્રમેહ મટે છે. (૭૯) કડાછાલ, અતિવિષ, ખીલા, નાગરમોથ અને વાળાના કાઢાથી આમવાળો ઝાડો તથા શૂળ સાથેનો રક્તાતિસાર મટે. (શાર્ઙ્ગધર)

(૮૦) **વરુણ કવાથ :**—વરણાના મૂળની છાલનો કવાથ કરવો અને તેમા તેની છાલનો કલ્ક નાખવો. તે કવાથમા મધ નાખી પીવાથી પાણવી પથરી તેમ જ ગડમાળ પણ મટે. (વૃંદ)

(૮૧-૮૩) **વાસાદિ કવાથ :**—(૮૧) અરડૂસીના પાન, દ્રાક્ષ અને હરડેના ઉકાળામા મધ તથા સાકર નાખી પીવો; એટલે રક્તપિત્ત (છાતીમાથી લોહી પડે તે), શ્વાસ અને ખાસી મટે. (૮૨) અરડૂસીના પાનના ઉકાળામા મધ મેળવીને પાવાથી રક્તપિત્ત, ક્ષય. ખાસી, કફજ્વર મટે. (૮૩) અરડૂસીના પાન અને ભોરિંગણીનો ઉકાળો મધ નાખી પાવાથી તાવ તથા ખાસી મટે (શાર્ઙ્ગધર)

(૮૪) **શકરાહ્વાદિ કવાથ :**—ઇંદ્રજવ, ફૂવાડિયાના મૂળ, અતિવિષની કળી, ગળો, નગોડનાં મૂળ, ભાગરો, સૂંઠ, ભોરિંગણી અને અજમોદના કાઢાથી શીતજ્વર અને ટાઢિયો તાવ મટે. (વૈદ્ય)

(૮૫) **શઠ્યાદિ કવાથ :**—કચોરો, ખડસલિયો અને સૂંઠ, દેવદાર, જવાસાના મૂળ (અથવા) ધમાસો, મોથ, કડુ, ભોરિંગણી અને કરિયાતાનો કાઢો પીપર તથા મધમા પીવાથી વિષમજ્વર, ત્રિદોષજ્વર અને સર્વ પ્રકારના તાવ મટે (નિઘંટુ)

(૮૬) **શાખોટક કવાથ :**—સાગની છાલનો કવાથ ગોમૂત્ર નાખીને પીવાથી શ્લીપદ (હાથીપગો તથા મેદરોગ) મટે. (ભાવપ્રકાશ)

(૮૭) **શિલવાદિ કવાથ :**—સરગવાની છાલ, વરણાની છાલ, પીપળાની છાલ, અજમો, હળદર અને આબાહળદરનો ઉકાળો હીરાબોળના ચૂર્ણ માસા દસ નાખી પીવાથી અંતરવિદ્રધિ મટે

(૮૮) **શિગ્રુ કવાથ :**—સરગવાની છાલનો કવાથ, શેકેલી હિંગ અને સિંધવ પાણીમા વાટી મેળવી પીવાથી વિદ્રધિ મટે. (ભાવપ્રકાશ)

(૮૯) **સૂંઠ્યાદિ કવાથ :**—સૂંઠ તથા ભારંગમૂળના કવાથથી શ્વાસરોગ મટે (નિઘંટુ)

(૯૦) **સૂંઠીકવાથ :**—સૂંઠ તોલો એક તેનો સોળગણા પાણીમા કવાથ કરવો તેમા શેકેલી હિંગ ત્રણ રતી, સંચળ માસો એક અને સૂંઠનુ ચૂર્ણ માસા બે નાખો પીવાથી કફવાત, અજીર્ણ અને શૂળ મટે. (વૃંદ)

(૯૧) સૂંઠનો કવાથ મધ નાખીને પીવાથી સળેખમ, શ્વાસ, ઉધરસ, ઉદરના રોગ તથા ખરાબ પાણીના દોષ મટે. (ભાવપ્રકાશ)

(૯૨) શૃંગ્યાદિ ક્વાથ :—કાકડાશિંગી, કડાછાલ, હરડે, મોથ, કચોરો, કરિયાતું, ભારંગમૂળ, હળદર, કડુ, પુષ્કરમૂળ, ચિત્રક, મરી. ભોરિંગણી. અરડૂસી, આમળા, દેવદાર, બહેડા, ચવક, સૂંઠ, પીપર અને કાયફળના ક્વાથથી કંઠકુબ્જ તથા સન્નિપાતજ્વર મટે (નિઘંટુ)

(૯૩) ષડંગ ક્વાથ :—(ષડંગપાનીય) કાળો વાળો, વીરણવાળો, મોથ, ખડસલિયો, સૂંઠ અને રતાંદળી ઉકાળીને ટંડું કરેલું પાણી પીવું. તેનાથી તૃષા, દાહ તથા દાહજ્વર મટે (વૈદ્ય)

(૯૪) સમંગાદિ ક્વાથ :—રિસામણીના મૂળ, ધાવડીના ફૂલ, લોદર અને ઉપરસલીના ક્વાથમા મધ નાખી પાવાથી બાળકનો સખત અતિસાર મટે. (ભાવપ્રકાશ)

(૯૫) સારીવાદિ ક્વાથ :—સારીવા, કાલીપાટ, દેવદાર, કરિયાતુ, મોરવેલ, કડુ, ગળો, સૂંઠ, મોથ અને ઇંદ્રજવ. આ ક્વાથ સ્ત્રીઓના બગડેલા ધાવણને સુધારે છે. (વૈદ્ય)

(૯૬) સિંહાદિ ક્વાથ :—ભોરિંગણી, મોથ, પુષ્કરમૂળ, સૂંઠ, કડુ. રાસ્ના, ગળો, ભારંગમૂળ, કાકડાશિંગી, કચોરો, બ્રાહ્મી, વજ અને કરિયાતાના કાઢાથી જિહ્વક સન્નિપાત મટે (નિઘંટુ)

(૯૭) હરિતક્યાદિ ક્વાથ :—હિમેજ, ધમાસો, ગરમાળાનો ગોળ, ગોખરુ અને લાકડિયા પાષાણભેદનો ઉકાળો મધ મેળવી પાવાથી મૂત્રકૃચ્છ્ર, દાહ તથા પીડા સાથેનો મૂત્રકૃચ્છ્ર રોગ મટે. (નિઘંટુ)

(૯૮) હ્રીબેરાદિ ક્વાથ :—વાળો, ધાવડીના ફૂલ, લોદર, કાળીપાટ, રિસામણી, કડાછાલ, ધાણા, અતિવિષ, નાગરમોથ, ગળો, ખીલા અને સૂંઠનો કાઢો જીર્ણ અતિસાર, આમશૂળ, લોહીવાળો ઝાડો તથા તાવને મટાડે અને દોષનું પાચન કરે. (શાર્ઙ્ગધર)

(૯૯–૧૦૧) ક્ષુદ્રાદિ ક્વાથ :—(૯૯) ભોરિંગણી, કળથી, અરડૂસીના પાન અને સૂંઠનો ક્વાથ પોખરમૂળનુ ચૂર્ણ મેળવીને પીવાથી શ્વસવાળી ખાસી મટે. (શાર્ઙ્ગ૦) (૧૦૦) ભોરિંગણી, કરિયાતુ, કડુ, સૂંઠ, ગળો, પોખરમૂળ અને કઠના ઉકાળાથી ૮ પ્રકારના તાવ મટે. (શાર્ઙ્ગધર) (૧૦૧) ભોરિંગણી, ધાણા, સૂંઠ, ગળો, નાગરમોથ, પદ્મક, રતાંદળી, કરિયાતુ, કડવા પરવળ, પોખરમૂળ, કડુ, ઇંદ્રજવ, કડવા લીમડાની છાલ, ભારંગમૂળ અને ખડસલિયાનો ઉકાળો પ્રાતઃકાળમા પીવાથી સર્વ પ્રકારના ટાઢિયા તાવ મટે. (શાર્ઙ્ગધર)



# મૂળ ગ્રંથકાર સ્વ૦ શાસ્ત્રી શંકર દાજી પદે

**गुणिगणगणनारम्भे न पतति कठिनी सुसंभ्रमाद्यस्य ।**
**तस्याम्बा यदि सुतिनी वद वन्ध्या स्त्री कीदृशी भवति ॥ १ ॥**

સસારમા એવા અસખ્ય મનુષ્યો ભરેલા છે કે જેઓનો સબધ પોતાના થોડાક કુટુબીજનો અને ઇષ્ટ મિત્રો સિવાય સર્વસાધારણ જનસમાજ સાથે જરા પણ હોતો નથી જે વિચારશીલ પુરુષો રાત્રિદિવસ દેશની દશાનો વિચાર કરે છે અને ઇચ્છે છે કે, દેશમા પુરુષસિહો–હિંસક જગલી સિહો નહિ પણ પરાક્રમી સાહસિક પુરુષાર્થી નરસિહો–પ્રગટે અને દેશમા ધર્મનિષ્ઠ સપૂતોની સખ્યા વધે, એવા પુરુષોના હૃદયમાથી વર્તમાન ભારતવાસીઓની દશા જોઈને તથા તેમાં એકાદ બાળકના જન્મથી વધારો થતો જોઈને નિરાશાની સાથે એવા જ ઉદ્‌ગારો નીકળે છે કે, ત્રીસ કરોડ મુડદાલોમા પૃથ્વીનો ભાર વધારવા માટે અને પૂર્વપુરુષોની કીર્તિ ઉપર કાટ ચઢાવવા અર્થે એક મુડદાલ જીવની સખ્યા વધી. એજ પ્રમાણે કોઈ શિશ્નોદરપરાયણ મનુષ્ય મરી જાય છે, ત્યારે એવો વિચારશીલ સજ્જન બોલી ઊઠે છે કે —'ચાલો ઠીક થયું, પૃથ્વીનો ભાર હલકો થયો અને ભારતવર્ષના વ્યર્થ જતા અન્નનો એટલો બચાવ થયો ' આ સ્થળે પ્રશ્ન ઊઠે છે કે, ત્યારે તે વિચારશીલ પુરુષ ચાહે છે કોને અને કોની કામના કરે છે? ઉપલા શ્લોકમા એ વિષે જ કહેલુ છે કે, જે પુરુષસિંહ છે, જે સાચો સપૂત છે અને પોતાના ગુણો વડે માતાની કૂખને દીપાવે એવો છે; તેજ સાધારણ જનસમાજમા આશા, પ્રેમ અને સહાનુભૂતિનુ સ્થળ છે. જે પુત્ર માતાની સેવા ન કરે—જનની જન્મભૂમિને કામ ન આવે, તે પુત્ર શુ કામનો? જે ગુણી પોતાના ગુણ વડે સર્વસાધારણને લાભ ન પહોચાડે, તે ગુણી શા કામનો? જે મનુષ્ય સમાજના સુખદુઃખને પોતાના ન સમજે, તે મનુષ્ય શુ કામનો? જે સપૂતની કોઈ વિશેષ ગુણવાળા ગુણીઓમા ગણતરી ન થાય, તે સપૂત શું કામનો? કોઈ વિશેષ ગુણની ચર્ચા ઊઠતા જ તે ગુણ ધરાવનારાઓની ગણતરીમા જેનુ નામ ગણવામાં આવતુ નથી, તેવા મનુષ્યોને મથાળે ટાંકેલા શ્લોકમા કવિ સપૂત ગણતો નથી અને તેની માતાને પુત્રવતી તરીકે સ્વીકારતો નથી તે મોટા સશયમા પડી પ્રશ્ન કરે છે કે, જો એવાની જ માતાને પુત્રવતી કહેવામા આવે તો પછી વધ્યા—વાઝણી સ્ત્રી કોને કહેવી? સારાશ કે જેને પુત્ર નથી હોતા તે જ વાઝણી છે એમ નહિ, પણ જેના પુત્રો દેશને ઉપયોગી થઈ શકતા નથી અને જેના ગુણોનો સમાજને લાભ મળી શકતો નથી તે પણ છતે દીકરે વાઝણી સમાન જ છે; અને તેના પુત્રો પુત્રપદવીને લાયક ગણાતા નથી, અમે જે સ્વર્ગવાસી સજ્જનનુ જીવનચરિત્ર વાચકવર્ગ સમક્ષ રજૂ કરીએ છીએ, તે પણ પોતાની માતાના અને જનની જન્મભૂમિના સાચા સપૂત હતા.

જો કે તેઓના (આ ગ્રંથના કર્તા સ્વ૦ શાસ્ત્રીજી શંકર દાજી પદેના) બધા કાર્યોથી અમે વાકેફ નથી, અને જે વાત જાણીએ છીએ તે વિસ્તારથી લખવા માટે અહી સ્થાન પણ નથી; તેથી તેમના જીવનચરિત્રને સક્ષેપમા આપી, તેમના કાર્યોનો આભાસમાત્ર અહી રજૂ કર્યો છે

પડિત શકર દાજી પદેના પૂર્વપુરુષ પૂના જિલ્લાના નારાયણ ગામમા રહેતા હતા; કિંતુ તેમના પિતા શ્રીયુત દાજી શાસ્ત્રી જોશી સહકુટુબ મુબઈમા આવીને રહ્યા હતા ત્યા જ પોતાની જ્યોતિષવિદ્યાના પ્રભાવ વડે સારી નામના મેળવવા સાથે દામ પણ ઠીક કમાયા હતા. શંકર દાજીનો જન્મ મુંબઈમા સવત ૧૯૨૩ના ફાગણ વદ ૧૦ના રોજ થયો હતો 'પદે' તેમના કુળનું 'ઉપપદ' છે સામાન્ય રીતે દેશસ્થ બ્રાહ્મણો શાંત, નિષ્કપટી, ધાર્મિક અને સાધુવૃત્તિના હોય છે અને આ બધા ગુણો તેમનામા પૂર્ણ રીતે વિદ્યમાન હતા. મહારાષ્ટ્રમા આજ સુધીમા જેટલા સાધુઓ થયા છે, તે સર્વ દેશસ્થ છે અને જેટલા રાજનૈતિક પુરુષો થયા છે તે પ્રાય કોકણસ્થ હતા અને છે.

શંકરરાવે આઠ વર્ષની અવસ્થામા મરાઠી અભ્યાસ પૂર્ણ કરીને સુપ્રસિદ્ધ પ્રજ્ઞાચક્ષુ સાહિત્યા-

આર્ય પંડિત ઝઽલાલજી પાસે સંસ્કૃત સાહિત્ય, ન્યાય, વ્યાકરણ, મીમાંસા આદિનું અને પંડિત પ્રભાકર દાજી વાઈકરની પાસે વેદનું અધ્યયન કરવાનો આરંભ કરી દીધો હતો પાઠશાળામાં તેઓનું નામ હમેશાં પહેલું રહેતું. વિદ્યાર્થીદશામાં જ તેમના અંતઃકરણમાં સાર્વજનિક કાર્યોના અંકુર ફૂટવા લાગ્યા હતા કોઈ કોઈ વખતે પાઠશાળામાં જ પોતાની સાથે ભણનારાઓ તથા અન્ય બાળકોને એકત્ર કરી પોતે વ્યાખ્યાન આપતા હતા. સહાધ્યાયીઓનું તેઓએ એક પંચ બનાવ્યું હતું અને નિશ્ચય કર્યો હતો કે બાળકોમાં માંહોમાંહે જે ઝઘડા જાગે તેની અધ્યાપકો કે માબાપ પાસે ફરિયાદ નહિ લઈ જતા તેનો એ પંચ દ્વારા જ ફડચો લાવવો. બાલ્યાવસ્થામાં તેમનો ક્રોધ શંકરના જેવો ઉગ્ર હતો; તથાપિ લાયક ઉંમરે પહોંચતા તેઓએ ક્રોધને પી જવામાં અને ઉદ્દિષ્ટ હેતુ પાર પાડવામાં સારી ખ્યાતિ મેળવી હતી. બાર જ વર્ષની ઉંમરમાં પોતાના મોટાભાઈ અને કેટલાક મિત્રોની સહાય વડે 'બાલમિત્ર' નામનું માસિક તેઓએ શરૂ કરી દીધું તેના ખર્ચ માટે કોઈ પાસે યાચના નહિ કરતા તેઓએ જે પ્રબંધ કર્યો હતો, તે ઉપરથી તેમના પુરુષાર્થ અને આત્મનિર્ભરતાનો પરિચય મળે છે. પોતાના પિતા તરફથી જે ખિસ્સાખર્ચ મળતું તેમાંથી તેઓ ઉક્ત પત્રનું ટપાલખર્ચ તથા પત્રવ્યવહાર આદિનું પરચૂરણ ખર્ચ નિભાવતા હતા પત્રની છપામણી માટે તેઓએ 'જગદીશ્વર' પ્રેસના માલિક શ્રીયુત નાનાસાહેબની સાથે એવો પ્રબંધ કર્યો હતો કે છપામણીના બદલામાં તેઓએ પ્રેસના પ્રૂફો વાંચી આપવા તેની પહેલાં 'વિદ્યાપ્રકાશ'માં પોતે લેખ લખતા હતા, તે પણ ચાલુ રાખ્યા હતા આવી રીતે તેમની મરાઠી લેખક તરીકે ગણતરી થવા લાગી અને વડોદરાથી (હવે મુંબઈથી) પ્રકટ થતા મરાઠી 'સયાજીવિજય' પત્રના અધિકારીએ તેમને પોતાના પત્રના સંપાદકનું કામ કરવા માટે બોલાવ્યા. તે પત્રને હાથમાં લઈ તેમણે ધીરેધીરે ખૂબ પ્રસિદ્ધિમાં આણ્યું, પરંતુ પિતાના ગાઢ પ્રેમને લીધે બેચાર વર્ષમાં તેમને ફરી મુંબઈ જવું પડ્યું તેઓ મુંબઈ તો ચાલ્યા ગયા, તેટલા વખતના અભ્યાસ તથા અનુશીલન–મનનને પરિણામે તેઓ એક સુનંદા મરાઠી લેખક બની રહ્યા હતા ત્યાર પછી તેઓએ બીજાની માલિકીના કોઈ પત્રના સંપાદક થવાનો ભાર ઉપાડ્યો નહોતો, તોપણ 'શંકર', 'પિનાકી', 'ભ્રમર' આદિ ઉપનામોથી વખતોવખત છેવટ સુધી મરાઠી પત્રોમાં તેમના લેખો પ્રકાશિત થયા કરતા હતા 'નેટીવ ઓપીનિયન' નામના પત્રમાં 'સૃષ્ટિસંચાર'ના નામથી તેમના લેખો અનેક વિષયો પર છૂટાછવાયા અને કોઈ વખતે તો નિયમસર પ્રકટ થયા કરતા હતા કેટલીક વખત મરાઠી સમાજમાં તેમના લેખોથી ભારે હલચલ પેદા થતી હતી ચારપાંચ વર્ષ પહેલાં 'ભારતધર્મ મહામંડળ' અને 'થિયોસોફી'ને લગતા તેમના લેખોથી ભારે ધૂમ મચી ગઈ હતી બધા મરાઠી અને ઘણુંખરા હિંદી પત્રોનું તે તરફ ધ્યાન ખેંચાયું હતું અને થિયોસોફિકલ સોસાયટી સંબંધી ધામધૂમ જોઈને ખુદ 'કેસરી'ને પણ પોતે સ્વીકારેલા પક્ષનું સમર્થન કરવાનું છોડી દઈ ચૂપ રહેવું પડ્યું હતું. વિકટ અને ગંભીર ચર્ચાના વિષયો લખતા પણ તેમની કલમ રોકાતી ન હતી. તેઓ રાત્રે લખવા બેસતા તો બે-ત્રણ વાગી જતા અને રાતના બે વાગે આંખ ઊઘડી જતી તો લખતા લખતા સવાર પાડી દેતા એવી રીતે જાહેર કામ કરવાની સાથે 'સયાજીવિજય'માંથી આવ્યા પછી કેટલાક દિવસ બાદ તેઓએ જગદીશ્વર પ્રેસના વ્યવસ્થાપક તરીકે કામ બજાવ્યું હતું અને પ્રેસની ઉન્નતિ કરી હતી તેઓ પોતાને કોઈ પણ રાજદ્વારી પક્ષના ગણાવતા ન હતા, પરંતુ પોતાની અંતિમ બીમારીના વખતમાં કેટલીક વખત 'તિલક મહારાજ કી જય' કહીને ઊછળી ઊઠતા હતા અને એક દિવસ કહેવા લાગ્યા હતા, કે 'તિલકને તમે સાધારણ મનુષ્ય સમજતા નહિ; તે સાચા મહાત્મા છે' વ્યવહારમાં પણ તે પક્કા સ્વદેશી અને સ્વધર્માભિમાની હતા

અન્ય વિષયોને છોડીને અમે હવે તેમના વૈદકના વિષયને હાથ ધરીશું. તેમના પિતાના કુળના લોકો જ્યોતિષી હતા તથા માતૃકુળમાં વૈદકની ચર્ચા અધિક થતી હતી અને તેમના માતા પણ વ્યાવહારિક વૈદક વિષયોનું સારું જ્ઞાન ધરાવતા હતા તે સિવાય તેમની પાડોશમાં શ્રીયુત ભાનુ વૈદ્ય કુલકર્ણી નામે એક જાણીતા વૈદ્ય રહેતા હતા, જેમનો તેમના ઉપર વિશેષ સ્નેહ હતો અને શાસ્ત્રીજી

પણ તેમની પાસે ઘણો વખત બેસતાઊઠતા, જેથી તેમના હૃદયપટ ઉપર વૈદક વિષયનું સરસ પ્રતિબિંબ પડયું હતું તેમનું વલણ વૈદક તરફ જોઈને તેમના પિતાએ પણ તેમને વૈદકનો અભ્યાસ કરવાની સલાહ આપવાથી તેઓ બહુ પ્રસન્ન થયા. ઉપર જણાવેલા મહાશય કુલકર્ણી શાસ્ત્રાધ્યયનની અપેક્ષાએ અનુભવમા ઘણા પાવરધા હતા, જેથી અનુભવજન્ય વૈદકજ્ઞાન તેમની પાસેથી પ્રાપ્ત કરી શાસ્ત્રના અભ્યાસ માટે બીજો માર્ગ લીધો હતો. વૈદકના અભ્યાસ સાથે તેઓએ વેદાભ્યાસ, અન્ય શાસ્ત્રાભ્યાસ તથા વ્યાખ્યાન દેવા, સાભળવા અને વખત મળતા કીર્તન આદિમા પણ જતા હતા. આ બધી બાબતોથી ઘરના માણસો તેમનાથી ઘણા પ્રસન્ન રહેતા હતા આ વખતે તેઓએ 'રાજવૈદ્ય' નામનું વૈદકનું મરાઠી માસિકપત્ર કાઢ્યુ અને તેને પાચ છ વર્ષ ચલાવ્યા બાદ 'આર્યભિષક' પત્ર કાઢી તેમા ઉક્ત માસિક ભેળવી દીધુ.

મરાઠીમા મહાત્મા તુકારામ વદે છે —'निश्चयाचे बल। का ह्मणे तेची फल।'

અર્થાત્ જે મનુષ્યમા નિશ્ચયનું બળ હોય છે, તેને અવશ્ય સફળતા પ્રાપ્ત થાય છે આવા નિશ્ચયબળના કારણથી જ તેઓ એકલે હાથે ઘણુ કામ કરવાને સમર્થ થયા હતા 'રાજવૈદ્ય' કાઢ્યા પહેલા અને આયુર્વેદનો અભ્યાસ કર્યા પછી તેઓએ જોયું કે, આપણા ઘણા જ પ્રાચીન, લોકોત્તર અને લોકોપકારી આયુર્વેદશાસ્ત્રની ભારે અવગણના થઈ રહી છે અને તે બહુ ખરાબ હાલતમા આવી પડયુ છે આ વિચારથી તેમનામા એક પ્રકારની દૈવી સ્ફૂર્તિ ઉત્પન્ન થઈ અને આયુર્વેદના પઠનપાઠનનો પ્રચાર વધારવા માટે સ્થળેસ્થળે શાળાઓ ખોલવાની આવશ્યકતા વિચારી, આયુર્વેદનું રહસ્ય લોકો બરાબર સમજે તેટલા માટે ઋષિપ્રણીત પ્રાચીન ગ્રથોની શોધખોળ કરીને તેને પ્રકાશિત કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. તેઓએ એમ પણ જોયું કે, વર્તમાન વૈદ્યોના દિલમા પોતાની ઉન્નતિ કરવાની ઉત્તેજના પેદા થાય એ વાતની ઘણી જરૂર છે, તેથી સ્થળેસ્થળે વૈદકસભાઓ સ્થાપવા તરફ તેઓએ લોકોનું ધ્યાન ખેચ્યુ. જેમ આજકાલ વૈદ્યો ઉપર શનિશ્ચરની દશા બેઠી છે અને ડૉક્ટર લોકો તેમનો ધધો ડુબાડી દેવા માટે ટાપીને બેઠા છે, તેમ તે વખતે પણ મુબઈ ઇલાકામા વૈદ્યોની સામે ઘોર આદોલન ચાલી રહ્યુ હતુ. આથી કરીને તેઓએ પોતાનુ આદોલન એવી હિકમતની સાથે શરૂ કર્યું, કે જેથી કરીને ડૉક્ટરોની સાથે વિરોધ ન વધે અને તેમની તરફથી પોતાના કામમા મદદ પણ મળે તેમની આ યુક્તિના ફળરૂપે વૈદક સમેલનોની સૃષ્ટિ પેદા થઈ છે આવા સમેલનોમા વૈદ્યોની સાથે ડૉક્ટરો પણ એકત્ર થઈને વૈદકવિદ્યાની ઉન્નતિ પર વિચાર કરવા લાગ્યા અને આવા સસર્ગથી તેઓ આયુર્વેદનુ મહત્ત્વ સમજવા લાગ્યા તથા તેમનામાં એવો પણ વિશ્વાસ પેદા થયો, કે જે વૈદ્યોને અમે અયોગ્ય સમજીએ છીએ, તેઓ પોતાની વિદ્યામા કુશળ છે શાસ્ત્રીજીએ પોતાના આ બધા વિચારોને કાર્યોના રૂપમા મૂકવા પહેલા મુમઈ ઈલાકાના તત્કાલીન વિદ્વાન અને મોટા પુરુષોની પાસે તે રજૂ કર્યા હતા; અને પોતાના સાથીઓની સાથે તેના ઉપર મસલત ચલાવી તેને પાર પાડવા માટે તેઓની સહાયતા માગી હતી, પરતુ સારી જેવી સહાય આપવાને કોઈ પણ તૈયાર થયું નહિ કેટલાકોએ જીભથી જ જમાઉધારનુ પાસું સરખુ કરી સહાનુભૂતિ દર્શાવી અને કેટલાકોએ તો તેમના વિચારો સાભળી તેમને શેખચલ્લીની ઉપમા આપી ખૂબ મજાક ઉડાવી શાસ્ત્રીજી નિશ્ચયના પક્કા હતા, તેથી પોતાના ઉત્સાહનો ભંગ થવા દીધો નહિ અને 'રાજવૈદ્ય'ની પછી 'આર્યભિષક્'ને બરોબર ચાલુ રાખ્યુ તેઓએ ધાર્યું કે, જે વિચારો મારા મગજને વારવાર ડોલાયમાન બનાવે છે. તે વિચારો ભારતવર્ષના બીજા પણ થોડાઘણા સપૂતોના મગજમા શુ નહિ આવતા હોય? જરૂર આવતા હશે અથવા કદી એમ ન પણ બનતુ હોય, તોપણુ જો હુ મારા વિચારો લોકો આગળ રજૂ કરુ તો થોડાઘણા લોકો પણ પોતાની સહાનુભૂતિ દર્શાવી મારા સહાયક નહિ બને એમ કેમ કહી શકાય? આ ઉપરથી પોતાના વિચારો જણાવવા માટે તથા લોકોના વિચારો જાણવા માટે માસિકપત્રને તેઓએ અચ્છુ સાધન માન્યું હતુ માસિકપત્ર ચાલુ રાખવામા તેમનો એવો પણ ઉદ્દેશ હતો, કે લોકોમા એવા વિચારોની ઉત્પત્તિ હજુ થઈ નથી એમ ધારવામા આવે તોપણુ તેથી તેમને માટે ક્ષેત્ર તૈયાર થશે જ પોતાની

કલમરૂપી હળ ચલાવીને લોકોના હૃદયરૂપ ક્ષેત્રને વિચારરૂપી બીજ ઊગવા યોગ્ય બનાવવાની તેમની ઇચ્છા હતી સામાન્ય લોકોમા કાર્ય નહિ કરવાની અને બીજાનો ઉપહાસ કરવાની જે વૃત્તિ નજરે પડે છે, તેને આવા સાધન વડે બદલી નાખી શકાશે, એવી તેમની માન્યતા હતી આવુ મહત્ત્વનુ કામ પાર પાડવા માટેનુ આવશ્યક સાધન–પોતાનુ પત્ર–ચાલુ રાખવા માટે પ્રથમ થોડા વર્ષ સુધી તો તેમને 'બાલમિત્ર' ચલાવવા માટે જે ઉપાયો કામે લગાડવા પડ્યા હતા, તે ઉપાયોનો આશ્રય લેવો પડ્યો હતો. આ વખતે જગદીશ્વર પ્રેસની નોકરી અથવા તો પિતા તરફથી મળતા ખિસ્સાખર્ચને બદલે એક બીજી સગવડ પ્રાપ્ત થઈ હતી, પોતાના વૈદકના ધધામા જે કાંઈ થોડુ-ઘણું પ્રાપ્ત થતું હતું, તેનો ઉપયોગ તેઓ પત્ર ચલાવવામા કરતા તેમનો સ્વર્ગવાસ થયો ત્યા સુધી 'આર્યભિષક્' બરોબર ચાલુ રહ્યુ હતું એ પત્રથી વૈદકના પ્રેમી મરાઠી વાચકો ઉપર ભારે ઉપકાર થયો છે. આજસુધીમા તેમને હાથે લગભગ પોણોસો પુસ્તકોના અનુવાદ, ટીકા, સંપાદન, પ્રકાશન આદિ કાર્ય થયા હશે શાસ્ત્રીજીએ વૈદકના કેટલાક સારા પુસ્તકો લખ્યા છે તેઓએ વૈદક વિષયના ૭૦૨ પ્રાચીન ગ્રંથોનુ સૂચિપત્ર બનાવ્યું હતું અને જેમ જેમ પોતાનો અનુભવ વધતો ગયો, તેમ તેમ ગ્રથ તેમ જ અભ્યાસના ક્રમાનુસાર કોષ્ટકો બનાવીને કઈ રીતથી વૈદકનો અભ્યાસ કરવાથી મનુષ્ય ચઢિયાતા પ્રકારનો વૈદ્ય બની શકે, તે બતાવી આપ્યું હતુ ગુજરાતી ભાષામા પણ તેઓએ કેટલાક વર્ષો સુધી વૈદકનુ એક માસિક ચલાવ્યું હતું પોતાના વૈદકજ્ઞાનનો લાભ હિદી વાચકોને પણ મળે તેટલા સારુ સવત ૧૯૬૦મા પોતે 'સદ્વૈદ્યકૌસ્તુભ' નામનુ હિદી માસિક કાઢવાનું શરૂ કર્યું હતું તે માસિક દ્વારા પણ હિદી ભાષામા પાચસાત પુસ્તકો તૈયાર થયા છે. તેમનો વૈદક સબધી ઉદ્યોગ આટલેથી જ સમાપ્ત થયો ન હતો. કેટલાક વર્ષ પહેલા ડૉક્ટર પોપટરામ પ્રભુરામ આદિની સાથે મળીને તેઓએ મુબઈમા 'આયુર્વેદ વિદ્યાલય' સ્થાપન કર્યું હતુ ખૂબ પ્રયત્ન અને પરિશ્રમ કરીને તે સસ્થા માટે જબરદસ્ત સહાયતા એકત્ર કરી તેને સારી સ્થિતિ ઉપર લાવી મૂકી હતી; પણ જ્યારે તેમને માલૂમ પડ્યું કે, આયુર્વેદને નામે તે ખાતુ બિલકુલ અગ્રેજી કોટ–પાટલૂન પહેરવા લાગ્યું છે, ત્યારે તેઓએ વ્યવસ્થાપક સભામાથી પોતાનુ નામ અલગ કરી નાખ્યું અને ત્રણચાર વર્ષ પછી સ્વતત્ર રૂપથી નાશિકમા આયુર્વેદ વિદ્યાપીઠનુ મૂળ નાખ્યુ તથા નાશિકમા તેમ જ નાગપુરમા વૈદક વિદ્યાલયો ખોલી દીધા.

વૈદકની ઉન્નતિ ચાહવાવાળા વૈદ્યો, હકીમો તથા ડૉક્ટરોને ઉત્સાહિત કરવા માટે ત્રણ વર્ષ થયા હજારો રૂપિયા ખર્ચીને તેઓ તમામ ભારતવર્ષના વૈદ્યોનુ એક રાષ્ટ્રીય સમેલન દર વર્ષે કરતા હતા તેમા અનેક વૈદક–વિષયોની ચર્ચા, આલોચના તથા પ્રત્યાલોચના થયા કરતી હતી. વૈદ્યોની પરીક્ષા લઈને તેમને યથાયોગ્ય ઉપાધિઓ પણ આપવામા આવતી હતી. આ સમયે આખા હિદુસ્તાનમા તેઓએ આપેલી ઉપાધિથી વિભૂષિત થયેલા અનેક વૈદ્યો વિદ્યમાન છે. રાષ્ટ્રીય વૈદ્યસમેલન ઉપરાત પ્રતિવર્ષે એક પ્રાતિક સમેલનની પણ તેઓ ગોઠવણ કરતા હતા આ પ્રાતિક સમેલનોની અત્યાર સુધીમા ફક્ત મુબઈ પ્રાતમા જ ગોઠવણ થઈ શકી હતી અને તેના ત્રણ અધિવેશનો પણ થઈ ગયા હતા અન્ય પ્રાતોમા પણ વ્યવસ્થા કરવાના ઉદ્યોગમા તેઓ હતા સવત ૧૯૬૬ ની સાલમા ગરમીની મોસમમા પંજાબમા જઈ ત્યા કોઈ પ્રાતિક કાર્યાલય ખોલવાનો તેમનો વિચાર હતો તેમના સમેલન આદિ કાર્યમા નામદાર વડોદરાનરેશ, મહારાજા કોલ્હાપુર, મહારાજા દરભંગા, બરવાધીશ રાવબહાદુર શ્રીમાન રાઘવપ્રસાદ નારાયણસિહ, શેઠ ખેમરાજ શ્રીકૃષ્ણદાસ વગેરે નૃપતિગણ તથા ધનવાન સજ્જનો તરફથી ઠીક સહાયતા મળતી હતી તેઓ સયુક્ત પ્રાતને માટે એક પ્રાતિક કાર્યાલય તથા ઔષધાલય સ્થાપિત કરવા અને એક વૈદક વિદ્યાલયનો પાયો નાખવા તેમ જ સવત ૧૯૬૬ના કાર્તિક માસમા કાશીમા 'ચતુર્થ રાષ્ટ્રીય વૈદક સમેલન'ની વ્યવસ્થા કરવા માટે પ્રયાગ ખાતે પધાર્યા હતા બધી વ્યવસ્થાનુ કામ ચાલી રહ્યુ હતુ અને નવા વર્ષને પ્રથમ દિવસે ઉત્સવ કરીને કાર્યનો આરંભ થવાનો હતો; પરતુ તે દરમિયાન તેઓ બીમાર પડ્યા અને ગમનવમીના પવિત્ર દિને બપોરના સાડાબાર વાગતા તેમનો સ્વર્ગવાસ થયો આયુર્વેદનો ઉદ્ધાર કરવા મથનાર આ

કર્તવ્યનિષ્ઠ બ્રાહ્મણ આ પ્રમાણે ગંગાકિનારે અકાળે વિલીન થઈ ગયા! ભારતવર્ષના વૈદક–આકાશનો એક ચમકતો સિતારો અસ્ત પામી ગયો! ભારતીય વૈદ્યોનો એક સુહૃદ ગુમ થયો!

હિંદીના હિતનું તેમનું ત્રીજું કામ હિંદીને રાષ્ટ્રભાષા અને નાગરી લિપિને ભારતવ્યાપી બનાવવાનું હતું. તેને માટે તેમણે હજારો રૂપિયાનો ખર્ચ કર્યો હતો. લગભગ ૧૧ વર્ષ સુધી તેઓએ **'ભારતધર્મ'** પત્રને ત્રણ ભાષામાં કોઈ વખત માસિક, કોઈ વખત પાક્ષિક અને કોઈ વખત સાપ્તાહિકના રૂપમાં કાઢ્યા કર્યું હતું. આવા પત્રને જોઈએ તેટલા ગ્રાહકો મળવા મુશ્કેલ છે; છતાં ખોટ ઉપર ખોટ સહન કરીને અને તેની મફત વહેંચણી કરીને પણ છેક અંતની ઘડી સુધી તેઓએ તે પત્ર ચલાવ્યું હતું. મરતી વખતે પણ તેઓ પોતાના ઉદ્દેશને ભૂલ્યા નહોતા. મરવાના બે દિવસ પહેલાં તેઓએ લથડતી જીભે કહ્યું હતું કે.—'હે અખિલ ભારતના નિવાસીઓ! સાંભળો. મેં ભારતની ભાષાઓને એક કરવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ હવે તમે તેને સંભાળો...' ત્યાર પછી તેઓ જે કાંઈ બોલ્યા, તે સમજી શકાયું નહિ. ત્રીસ વર્ષ પહેલાં મેળાવડાના જલસા એટલા લાભદાયક માનવામાં આવતા ન હતા, પણ તે તેવખતે તેઓ સમજી શકતા હતા કે, તેવા જલસા મારફત રાષ્ટ્રીય જાગૃતિનું કામ ઘણું સારું થઈ શકે છે. તેઓએ ત્રીસ વર્ષ પહેલાં 'આર્ય મિત્ર મેળા'ની સ્થાપના કરી વીસ વર્ષ સુધી તે કાર્ય કર્યું અને જ્યારે તે કામ દૃઢ થયું, ત્યારે તેની વ્યવસ્થાનો ભાર બીજાઓને સોંપી દીધો. હાલમાં તે મેળો ગણપતિઉત્સવના એક સ્તંભ સમાન ગણાય છે. ગણપતિઉત્સવ અને દશેરા આદિ ઉત્સવો ઉપર તેઓ રાષ્ટ્રીય તેમ જ ધાર્મિક જાગૃતિ કરવાનું ચૂકતા ન હતા. તેમનો મિલનસાર સ્વભાવ અને મીઠી વાણી પ્રશંસનીય હતાં. તેઓ એટલા બધા ઉદ્યોગી અને પરિશ્રમી હતા કે તેમના કાર્યોના વિસ્તારનો વિચાર કરતા આશ્ચર્ય થાય છે, કે એકલે હાથે આટલા બધા કાર્યો હાથ ધરીને તેઓ કેવી રીતે પાર ઉતારી શકતા હશે? મસ્તિષ્કજ્વરથી કેવળ ૪૨ વર્ષની વયે તેમનો દેહાંત થઈ ગયો. જેની સાથે મિત્રતા થતી, તેની સાથે પછી ઉચ્ચ–નીચ ભાવની ભાવના બિલકુલ રાખતા નહિ. તેઓએ એટલો બધો ઉદ્યોગ કર્યો, એટલા એટલા રાજામહારાજાઓને સહાયક બનાવ્યા છતાં પોતાને માટે કાંઈ ધન એકઠું કર્યું નહિ. તેઓને જે મળતું તે બધું પ્રાયઃ સાર્વજનિક કામમાં જ વાપરી દેતા હતા. ગરીબો ઉપર તેમની હમેશાં દયાદૃષ્ટિ રહેતી હતી. તેમને મફત દવા આપતા અને તેમની સાથે માયાળુપણે વર્તતા હતા. તેઓ હંમેશાં કહ્યા કરતા કે, વ્યાપારની દૃષ્ટિથી પણ ગરીબોને મફત દવા આપવામાં આવે તો તે વ્યર્થ જતી નથી; કારણ કે તેઓને આરામ થયેથી તેઓ તમારી જીવતી જાહેરખબર તરીકે કામ બજાવશે, સર્વત્ર તમારા ગુણો ગાશે અને તેથી અંતે તો તમને જ લાભ પહોંચશે અને તમારો વ્યાપાર વધશે.

તેઓનું એકપત્નીવ્રત પણ વખાણવા યોગ્ય હતું. ૨૧ વર્ષની ઉંમરે તેમનો વિવાહ થયો હતો. કોઈ બીમારી વખતે અનુચિત ક્ષારાદિ ઔષધિ આપવાથી તેમની સ્ત્રીનું સ્વાસ્થ્ય બગડી ગયું હતું. આવી રીતે બનવાથી જેને લોકો સાંસારિક સુખ કહે છે, તેનાથી સદાને માટે તેઓ વંચિત રહ્યા હતા. સંતાન થવાની આશા રહી નહિ તોપણ ઘરવાળાઓનો ઘણો આગ્રહ છતાં તેઓએ બીજો વિવાહ કર્યો નહિ, તેમ જ દાંપત્યપ્રેમમાં પણ કદી ન્યૂનતા આવવા દીધી નહિ, જેવા પ્રેમથી તેઓ પોતાની સ્ત્રીને ચાહતા હતા, તેવા જ પ્રેમ અને અટલ ભક્તિથી તેમના પત્ની તેમને ચાહતા હતા. અને હજુ પણ મૃત પતિ પ્રત્યે તેમની તેવી જ લાગણી છે. કેવળ પોતાના પુત્ર સમાન પ્રિય ભત્રીજાને દુઃખી નહિ થવા દેવાના વિચારથી જ તેઓ પોતાનો પ્રાણ ધારણ કરી રહ્યા છે. તેમને સંતાન ન હતું તોપણ તેમનું હૃદય વાત્સલ્યપ્રેમથી શૂન્ય ન હતું. નાનાભાઈના એકના એક દીકરા (ત્રણે ભાઈઓ વચ્ચે માત્ર આ એક જ પુત્રસંતાન છે) માતાપિતા વગરના બાલા સાહેબ ઉર્ફે ગોવિંદરાજ દિનકરને તે બન્ને પતિપત્ની પુત્રથી પણ વધારે રાખતા હતા. શંકરશાસ્ત્રી ક્યાંય ચાર દિવસને માટે પણ જતા, તો ત્યાં સ્ત્રી તથા ભત્રીજાને સાથે લઈ જતા.

પહેલા પ્રશ્ન એ થતો હતો, કે શાસ્ત્રીએ આરંભ કરેલા કાર્યોની દશા શી થશે? બીજા વિષયોને જવા દઈએ તોપણ વૈદકના ઉદ્ધારને માટે; દેશમાં શિક્ષિત વૈદ્યો તૈયાર કરવાને માટે, વૈદકના ગૂઢ

વિષયોની મીમાંસા કરવાને માટે, તથા સારા સંપાદકોને હાથે વૈદકના ગ્રંથો પ્રકાશિત કરવાને માટે શાસ્ત્રીજીએ જે ઉદ્યોગ આરંભ્યો હતો તે કેવી રીતે ચાલુ રહેશે? શું તે બધાની તેમના મૃત્યુ સાથે જ સમાપ્તિ થઈ જશે? આ ભાગ્યહીન દેશમાં ઘણે ભાગે એવું જ થતું જણાય છે કે, કોઈ અસાધારણ પુરુષ જો મહાન કાર્ય આરંભે છે, તો તે કાર્યમાં અંતરાયો અને વિઘ્ન આવવા છતાં પણ હિંમત નહિ હારતા પ્રયત્ન કરતા રહેવાથી તેમના જીવન પર્યંત તો જેમતેમ ચાલે છે; પરંતુ તેમનો દેહ છૂટ્યા પછી તો તે કાર્ય જ્યાંનું ત્યાં જ શિથિલ થઈ જાય છે. શાસ્ત્રીજીના કાર્યોની પણ જો આવી જ દશા થઈ હોત તો અમને તો શું પણ સહૃદય દેશહિતૈષીમાત્રને દુઃખ થયા વગર રહેત નહિ; પરંતુ બાલા સાહેબના ઉદ્યોગ અને શાસ્ત્રીજીના કામો ચાલુ રાખવાને માટે નિમાયેલી સુપ્રસિદ્ધ લોકોની કમિટી તરફ જોતા, સંપૂર્ણ રૂપમાં નહિ તો કોઈ ને કોઈ અંશમાં પણ શાસ્ત્રીજીના કાર્યો ચાલુ રહેવાની આશા રહે છે. પરમાત્મા તેમના સહાયક બનો! શાસ્ત્રીજીએ પોતાની પાછળ પોતે આરંભેલા કામોની વ્યવસ્થા કરવાને માટે પંડિત લક્ષ્મણરાવ ફણશીકર વૈદ્ય જેવા યોગ્ય કાર્યકર્તાઓને તૈયાર કર્યા છે; કેટલાક રાજામહારાજાઓને સહાયક બનાવ્યા છે, રાયબહાદુર રાઘવપ્રસાદ નારાયણસિંહ જેવા તેમના સુહૃદ છે. આખા ભારતવર્ષના સેંકડો વૈદ્યોને તેઓએ પોતાના મિત્રો બનાવ્યા છે, તેથી આશા રહે છે કે તેઓ સર્વ સાથે મળીને શાસ્ત્રીજીએ શરૂ કરેલા કામો ચાલુ રાખવા બનતો ઉદ્યોગ કરતા રહેશે.

શાસ્ત્રીજી પોતાનું કર્તવ્ય કરી ગયા છે, માર્ગ બતાવી ગયા છે અને હવે તો તેમના મિત્રો અને દેશહિતૈષીઓનું કામ છે કે તેમની ઇચ્છાઓને પૂર્ણ કરે. પરમાત્મા તેમના આત્માને ચિરશાંતિ પ્રદાન કરે અને તેમના કાર્યને આગળ વધારવાની ઇચ્છા રાખવાવાળા ઉદ્યોગી જનોને સહાયતા તેમ જ સફળતા આપે! ૐ **શાંતિ:**

**વૈદ્ય જગન્નાથ શુક્લ**

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## ધર્મગ્રંથો

| | |
|---|---|
| મહાભારત–સાત દળદાર ગ્રંથોમા | ૬૪–૦૦ |
| શાંતિપર્વ–(મહાભારત ભા ૬ઠ્ઠો) | ૧૦–૦૦ |
| વિષ્ણુપુરાણ–અક્ષરશ ભાષાતર . | ૪–૫૦ |
| શ્રી શિવમહાપુરાણ–બે ગ્રંથોમા | ૧૨–૦૦ |
| શ્રીમદ્ ભાગવત–બે ગ્રંથોમા | ૧૦–૫૦ |
| એકાદશ સ્કંધ–(એકનાથી ભાગવત) | ૬–૦૦ |
| એકાદશ સ્કંધ–મૂળ સહિત ભાષાતર | ૨–૫૦ |
| શ્રી ભગવતી (દેવી) ભાગવત | ૭–૫૦ |
| તુલસીકૃત રામાયણ–બે ગ્રંથોમા . | ૧૨–૦૦ |
| વાલ્મીકિ રામાયણ–બે ગ્રંથોમા | ૧૨–૦૦ |
| આત્મરામાયણ–રામાયણની કથાની આધ્યાત્મિક દૃષ્ટિએ સરળ સમજ . | ૧–૫૦ |
| રામચરિતમાનસ–મૂળ દોહા–ચોપાઈ માત્ર | ૨–૫૦ |
| ગિરધરકૃત રામાયણ–મોટા અક્ષરોમા | ૫–૦૦ |
| શ્રીરામચરિતમાનસ–ગુજરાતી ભાષાતર સાથે | ૬–૫૦ |
| શ્રીરામચરિતમાનસકોશ–શબ્દાર્થ | ૦–૫૦ |
| તુલસી રામાયણનાં મહાવાક્યો . | ૦–૫૦ |
| સો ઉપનિષદો–સરળ ભાષાતર . | છપાય છે |
| માંડૂક્ય ઉપનિષદ–ગૌડપાદીય કારિકાઓ સાથે | ૩–૦૦ |
| બૃહદારણ્યક ઉપનિષદ–મૂળ સાથે ભાષાતર | ૨–૦૦ |
| ઈશ ને કેન ઉપનિષદ–શાંકરભાષ્ય સાથે | ૧–૨૫ |
| કઠોપનિષદ " " | ૧–૨૫ |
| મુણ્ડકોપનિષદ " " | ૧–૦૦ |
| પ્રશ્નોપનિષદ " " | ૧–૦૦ |
| ઐતરેય ઉપનિષદ . " " | ૦–૭૫ |
| તૈત્તિરીય ઉપનિષદ . " " | ૧–૫૦ |
| છાંદોગ્યોપનિષદ " " | ૫–૦૦ |
| મહાવાક્યરત્નાવલિ–ઉપનિષદ વચનો | ૧–૦૦ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ–બે ગ્રંથોમા | ૧૫–૦૦ |
| પાતંજલ યોગસૂત્ર–સ્વામી વિવેકાનદકૃત | ૧–૨૫ |
| વૃત્તિપ્રભાકર–આત્મતત્ત્વનુ પ્રતિપાદન . | ૫–૦૦ |
| વિચારસાગર–મૂળ સાથે ભાષાતર | ૩–૦૦ |
| " –મૂળ હિંદી દોહા–ચોપાઈ માત્ર | ૦–૩૭ |
| ઉપદેશસાહસ્રી–મૂળ સાથે ભાષાતર . | ૪–૦૦ |
| યુક્તિપ્રકાશ–મહાત્મા નિશ્ચલદાસજીકૃત | ૧–૫૦ |
| પંચીકરણ–ટીકા સાથે . | ૨–૦૦ |
| શ્રીસુંદરવિલાસ–મૂળ હિંદી છંદો સાથે | ૩–૦૦ |
| હઠયોગપ્રદીપિકા–યોગસાધના માટે | ૧–૫૦ |
| યોગાભ્યાસ અને આસનવિધિ | ૦–૬૦ |
| દશાવતાર–અવતારોના રહસ્યની સરળ સમજણ | ૨–૫૦ |
| સનત્સુજાતનો ઉપદેશ અર્થાત્ મૃત્યુનું રહસ્ય | ૦–૭૫ |
| બ્રહ્મસિદ્ધાંતમાલા–મરાઠી ઉપરથી સરળ અનુવાદ | ૪–૦૦ |
| જ્ઞાનવાણી–વેદાતના ઉપદેશો . | ૨–૦૦ |
| તત્ત્વાનુસંધાન–ચિદ્ઘનાનદકૃત વેદાન્તનો ગ્રંથ | ૪–૦૦ |
| ત્રીજી આંખ–સ્વામી માધવતીર્થ | ૧–૦૦ |
| સૂર્યકાંત–વેદાતની સરળ વાતો . | ૨–૦૦ |
| વેદાંતમાર્ગદર્શિની–વેદાતની સરળ સમજૂતી | ૨–૦૦ |
| પક્ષપાતરહિત અનુભવપ્રકાશ . | ૫–૦૦ |
| જીવન્મુક્તિવિવેક–સ્વામી વિદ્યારણ્યકૃત | ૧–૨૫ |
| ત્રિપુરારહસ્ય–જ્ઞાનખંડ .. . | ૧–૨૫ |
| કપિલ અને દેવહૂતિ–પ્રેરક વાર્તાલાપ . | ૦–૬૨ |
| વિચારસૂર્યોદય–સ્વામી માધવતીર્થ | ૦–૨૫ |
| વેદાંત–રસબિંદુ–સંતમ ગળનાથકૃત વેદાંતબોધ | ૦–૭૫ |
| બળવાન બનો !–યજુર્વેદનો ઉપદેશ | ૦–૭૫ |
| વાટના દીવડા–ચિંતનાત્મક લેખો . | ૧–૫૦ |
| જ્ઞાનલહરી–વેદાતવિષયક અનેક ફૂટ પ્રશ્નોત્તરો | ૦–૫૦ |
| જ્ઞાનનાં ઝરણાં–જિજ્ઞાસુઓને માર્ગદર્શક પત્રો | ૦–૧૯ |
| મોક્ષનો માર્ગ–(કૈવલ્ય નવનીત) | ૦–૫૦ |
| વિચારમાળા–શ્રી અનાથદાસજીકૃત . | ૦–૫૦ |
| મદાલસા અને અલર્ક–ચરિત્ર સાથે ઉપદેશ | ૦–૩૧ |
| નારદનાં ભક્તિસૂત્રો–મૂળ સાથે ભાષાતર | ૦–૧૯ |
| શાંડિલ્ય ભક્તિસૂત્ર–મૂળ સહિત ભાષાતર | ૦–૩૭ |
| દૃગ્–દૃશ્યવિવેક–સરળ અનુવાદ સાથે | ૦–૧૨ |
| યોગવાસિષ્ઠનાં સૂત્રો–ચૂટેલા ૩૬૦ સૂત્રો | ૦–૨૫ |
| લઘુયોગવાસિષ્ઠસાર–મૂળ સાથે ભાષાતર | ૦–૩૭ |
| સુભાષિતરત્ન–ભાંડાગાર–૬૩૪૨ સુભાષિતો | ૧૦–૦૦ |
| સુભાષિત નીતિમંજરી–૧૦૫૬ શ્લોકો | ૧–૫૦ |
| બાલવિલાસ–(મ ન દ્વિવેદીકૃત) . | ૧–૫૦ |
| હિંદુધર્મની બાળપોથી–લે આન દશ કર ધ્રુવ | ૦–૬૨ |
| આર્યધર્મનીતિ અને ચાણક્ય નીતિસાર | ૦–૭૫ |
| વૃદ્ધચાણક્ય નીતિસમુચ્ચય–મૂળ સાથે અનુવાદ | ૦–૪૦ |
| વ્યવહારમાળા–વ્યવહારમા ઉપયોગી હિતવચનો | ૦–૫૦ |
| યક્ષ અને યુધિષ્ઠિર–બોધક પ્રશ્નોત્તરી .. | ૦–૬૦ |
| સંતોની અનુભવ–વાણી–બોધક માર્ગદર્શન | ૧–૫૦ |
| વિદુરનીતિ–સરળ ગુજરાતી ભાષાતર .. | ૧–૦૦ |

સૂક્તાવલિ–સરળ ભાષાંતર સાથે ... ૦–૪૦
અંતર્-નિરીક્ષણ–સ્વાનુભવનું માર્ગદર્શન ૧–૦૦
સ્ફુરણાવલિ–પ્રેરક વિચારકણિકાઓ ૦–૨૫
આત્મચિંતન–વિચારકણિકાઓ ૦–૬૦
નવસંહિતા–લે કેશવચંદ્ર સેન ૦–૩૭
સંતોષસુરતરુ–સંતોષનો મહિમા ૦–૩૦
વિજ્ઞાનશતક–(ભર્તૃહરિકૃત) સરલાર્થ સાથે ૦–૫૦
નીતિશતક–(ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૦–૩૦
વૈરાગ્યશતક–(ભર્તૃહરિકૃત) સરળ અનુવાદ સાથે ૦–૩૭
સો મૂર્ખાનાં લક્ષણો–સરળ અનુવાદ સાથે ૦–૨૦
વિવેકાનંદસાગ–પ્રેરક માર્ગદર્શન ૩–૦૦
ભક્તિયોગ–(સ્વામી વિવેકાનંદ) આવૃત્તિ ૨ જી ૨–૦૦
મનોબોધ–સમર્થ રામદાસ સ્વામીકૃત ૦–૫૦
અધ્યાત્મ વાર્તાલાપ–જ્ઞાનયોગી
ચંદુભાઈ સાથેનો પ્રેરક વાર્તાલાપ ૪–૦૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–(પુસ્તક ૧ લું) ૨–૫૦
સ્વામી શ્રી રામદાસનો ઉપદેશ ૧–૦૦
સ્વામી વિવેકાનંદનાં વચનામૃતો ૦–૫૦
સ્વામી રામતીર્થનાં વચનામૃતો ૦–૬૨
ધર્મજ્યોતિ–સ્વામી પ્રકાશાનંદજીકૃત ૧–૫૦
ઉપદેશસારસંગ્રહ–તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ ૧–૫૦
સંત-ગુરુનો પરિચય–પ્રેરક જીવનપ્રસંગો ૨–૦૦
હરિરેવ જગત્–સ્વામી રામદાસ સાથેના
વાર્તાલાપોનો પ્રેરણાદાયી મનનીય સંગ્રહ ૨–૫૦
સદ્બોધસંહિતા–આધ્યાત્મિક માર્ગદર્શન ૧–૫૦
સંતની વાતો–ધર્મ, નીતિ વગેરેના દૃષ્ટાંતો સાથે ૧–૫૦
સુગંધી પુષ્પો–સત્સંગની પ્રેરક વાતો . ૧–૨૫
પ્રભુમય જીવન–સુખી થવાના સરળ ઉપાયો ૧–૦૦
મેનાવતી ને ગોપીચંદ તથા
ભર્તૃહરિ ને વિક્રમ–લે૦ 'કલાપી' ૦–૨૫
જેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ– ૦–૨૫
પ્રવાસી–ખલીલ જિબ્રાનકૃત 'વૉન્ડરર'નો અનુવાદ ૦–૩૭
પુરોગામી–,, ,, 'ફોરરનર'નો અનુવાદ ૦–૨૫
પરમહંસ શ્રી રામકૃષ્ણદેવનાં વચનામૃતો ૦–૩૭
શ્રી રામકૃષ્ણ ઉપદેશ–મનનીય ઉપદેશોનો સંગ્રહ ૦–૩૭
ગીતાંજલિ–શ્રી રવીન્દ્રનાથ ટાગોરકૃત ૦–૩૭
સત્સંગમાળા–વ્યવહારુ માર્ગદર્શન ૦–૪૦
જ્ઞાન અને કર્મ–સ્વામી માધવતીર્થકૃત ૦–૨૫
પરવાળાં–વિચારકણિકાઓ . . ૦–૨૫
બોધમાળા–ઉપદેશસંગ્રહ ૦–૨૫
ચારુચર્યા–ક્ષેમેન્દ્રકૃત નીતિ-ઉપદેશના સો શ્લોકો ૦–૨૫
દત્તાત્રેય(અવધૂત)–૨૪ ગુરુઓનું વર્ણન ૦–૨૫
પુરુષાર્થબોધિનીગીતા–(પ્રથમ ભાગ) ૬–૨૫
શ્રીમદ્ભગવદ્ગીતા–શાંકરભાષ્ય ૪–૦૦
શ્રીમદ્ભગવદ્ગીતા–નીલકંઠી ટીકા સાથે ૩–૦૦
જ્ઞાનસત્રગીતા–મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૧–૨૫
શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા–ભાવાર્થદીપિકા ટીકા ૫–૦૦
પંચરત્નગીતા–સટીક, સરલાર્થ સહિત ૧–૫૦
શ્રીમદ્ ભગવદ્ગીતા–મોટા અક્ષરોમાં ૧–૦૦
,, ,, (ગુટકો)–કાચું પૂઠું ૦–૪૦
,, ,, ,, –પાકું પૂઠું ૦–૭૫
ઉત્તરગીતા–સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ૦–૩૭
ગીતાપોથી–કર્મયોગના શ્લોકો-અર્થ સમજૂતી ૦–૩૭
ગીતામાં જીવનની કળા–લે૦ હ વ દ્વિવેદિયા ૩–૦૦
ગીતાસાર–કાકા કાલેલકર ગીતાનું સંક્ષિપ્ત દોહન ૦–૩૦
ગીતાસંકલન–ત્રણ ગ્રંથોનું સંકલન ૦–૧૯
શ્રી રામગીતા–રામ-હનુમાનનો પ્રેરક વાર્તાલાપ ૧–૭૫
અવધૂતગીતા–ભગવાન દત્તાત્રેય પ્રણીત ૧–૨૫
અષ્ટાવક્રગીતા–મૂળ સાથે સરળ ભાષાંતર ૦–૫૦
પાંડવગીતા–ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા ૦–૨૫
ઈશ્વરપ્રાર્થનામાળા–પ્રાર્થનાસંગ્રહ ૩–૦૦
શ્રી સત્યનારાયણની કથા ૦–૭૫
નિત્યપાઠ–પ્રાર્થના, સ્તુતિ, સ્તોત્રો, ભજનો ૧–૦૦
પુરુષોત્તમમાસમાહાત્મ્ય–અધિક માસની કથા ૨–૫૦
જપ અને નામસ્મરણ–જપ અંગે માર્ગદર્શન ૧–૨૫
શિવમહિમ્નસ્તોત્ર–શ્લોક, અન્વય ને અર્થ ૦–૫૦
ગજેન્દ્રમોક્ષ–પુરાણપ્રસિદ્ધ આખ્યાન ૦–૩૭
ભીષ્મસ્તવરાજ–મૂળ સાથે સરલ અનુવાદ ૦–૧૫
હનુમાનચાલીસા–મોટા અક્ષરોમાં ૦–૧૦
શ્રીચંડીપાઠ–પાઠવિધિ તથા દેવીસ્તોત્રો સાથે ૧–૫૦
હરિપાઠ–શ્રી જ્ઞાનદેવ રચિત, મૂળ સાથે ભાષાંતર ૦–૧૫
પ્રાત અને સાયંકાળની પ્રાર્થનાઓ ૦–૫૦
ગંગામાતા–માહિતી અને સ્તોત્રો ... ૦–૫૦
મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો ૧–૦૦
શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ૦–૭૫
સ્તોત્રસંગ્રહ–ભક્તિ ને વેદાંતસ્તોત્રો ૧–૦૦
વિવેકચૂડામણિ–આત્મજ્ઞાન વિષે સમજણ ૧–૦૦
દક્ષિણામૂર્તિસ્તોત્ર–મૂળ સાથે અનુવાદ ૧–૫૦
સૌંદર્યલહરી–મૂળ સાથે ભાષાંતર ૦–૪૦
પ્રબોધસુધાકર અને તત્ત્વબોધ ૦–૫૦
હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા–મૂળ સાથે ૦–૧૨
આત્મા-અનાત્માવિવેક–મૂળ સાથે ૦–૩૫
પ્રશ્નોત્તરમાળા અને જીવન્મુક્ત-
આનંદલહરી–મૂળ સાથે સરળ ગુજરાતી ૦–૧૯
મણિરત્નમાળા–શંકરાચાર્યકૃત ૧–૫૦
સુબોધક કથાવાર્તાઓ–૭૦ દૃષ્ટાંતો . ૧–૫૦
સુબોધ કથાસાગર–૭૦ બોધક દૃષ્ટાંતો ૨–૦૦
બોધક વાર્તાઓ–૭૭ બોધદાયક કથાઓ ૧–૫૦

ધર્મકથાઓ-ઉપનિષદની વાર્તાઓ . ૧-૫૦
બોધદાયક કથાઓ-પ્રેરક વાતો ૧-૫૦
સંતોની ફૂલવાડી-પ્રેરક પ્રસંગોનો સંગ્રહ ૦-૫૦
મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો ૧-૫૦
દૃષ્ટાંતશતક-બોધપ્રદ સો નીતિ-દૃષ્ટાંતો ૧-૨૫
આદર્શ દૃષ્ટાંતમાળા-(ભાગ ૨ જો) ૨-૫૦
સ્વર્ગનો પ્રકાશ-સ્વ. પઢિયારકૃત ૨-૦૦
સંસારમાં સ્વર્ગ- . ૩-૦૦
ષોડશ ગ્રંથો-પુષ્ટિમાર્ગીય ધર્મગ્રંથ . ૧-૫૦
ધમ્મપદ-ધર્મનાં પદો-બૌદ્ધ ગ્રંથ ૧-૨૫
મહાવીર-વાણી-ભગવાન મહાવીરના વચનો ૦-૭૫
શિક્ષાપત્રી-શ્રીસહજાનંદ સ્વામીકૃત ૦-૩૭
જપજી-ગુરુ નાનકદેવ વિરચિત, મૂળ સાથે ૦-૬૨
ગોરખનાથ-નાથસંપ્રદાયની માહિતી . ૦-૩૭

## સંતવાણી-ભજનો

તુકારામ ગાથા-બે ગ્રંથોમાં . .. ૬-૦૦
ભજનસાગર ભા. ૧-૨-૧૨૭૩ ભજનો ૪-૦૦
કબીરનાં આધ્યાત્મિક પદો .. ૧-૨૫
મીરાંબાઈનાં ભજનો-૨૨૭ ભજનોનો સંગ્રહ ૦-૭૫
નરસિંહ મહેતાનાં ભજનો-૧૮૮ ભજનો ૦-૭૫
ભજનસંગ્રહ-જુદા જુદા ૩૩૬ ભજનોનો સંગ્રહ ૧-૦૦
પરિચિત પદસંગ્રહ-૬૯૭ પદો-ભજનો ૧-૭૫
તુલસીસતસઈ-સાર્થ દોહા-ચોપાઈ ૧-૫૦
દલપતરામની કવિતા-ચૂંટેલી ૮૯ કવિતા ૦-૭૫
શામળના છપ્પા-છપ્પા અને કવિતા ૧-૦૦
અખાની વાણી-પદો, ભજનો, ગરબી ૩-૦૦
અખાના છપ્પા-વિદ્યાર્થીઓ માટે . ૧-૦૦
અક્ષરમાળા-કવિ છોટમકૃત બોધક કવિતાઓ ૦-૩૭
શ્રી રામનામભજનાવલિ-૧૪૨ ભજનો ૦-૪૦
સાંખ્યસાર અને યોગસાર-છોટમકૃત ૦-૩૭
ગોરખવાણી-યોગી ગોરખનાથનું ચરિત્ર ને વાણી ૦-૩૭
સંત દાદૂ-બોધક ભજનોનો સંગ્રહ, સાર સાથે ૦-૨૫
સો ભજનો-ચૂંટેલા ભજનોનો સંગ્રહ . ૦-૩૭
ઋષિરાજનાં પદો-પ્રચલિત ૮૨ પદોનો સંગ્રહ ૦-૩૭
પ્રબોધબાવની-કવિ દયારામકૃત પર કુંડળિયા ૦-૨૫
ભક્ત કવિ રહીમ અને જમાલ ૦-૨૫
કેશવકૃતિ-ચૂંટેલા ૪૮ ભજનોનો સંગ્રહ ૦-૨૫
કવિ દીનદયાળગિરિ-ચરિત્ર અને કાવ્યો ૦-૨૫
કબીર સાહેબનાં ભજનો ૦-૫૦
સંતકવિ નઝીર-તેમના બોધક કાવ્યોનો સંગ્રહ ૦-૫૦
વૈતાલ કહે-અઘરા શબ્દોના અર્થ સાથે ૦-૧૯
ગિરિધર કવિરાય-નીતિબોધની વાણી ૦-૧૯
ભક્ત સુરદાસનાં પદો-ટૂંકા જીવનચરિત્ર સાથે ૦-૪૦
ભોજાભગતના ચાબખા-સં. ડુંગરશી ધ. સંપટ ૦-૩૭
ધીરા ભગતનાં પદો- ,, ,, ,, ૦-૨૫
કવિ ગંગ કહે -જુદા જુદા છંદોનો સંગ્રહ ૦-૨૫

## જીવનચરિત્રો

શ્રીચૈતન્ય મહાપ્રભુ-પ્રેરક ચરિત્ર ૧-૦૦
પિતામહ ભીષ્મ-પ્રેરણાદાયી સુરેખ જીવનચરિત્ર ૧-૦૦
ભારતના વીરપુરુષો-વીર પુરુષોના ચરિત્રો ૩-૦૦
શિવાજી છત્રપતિ-લે ચુનીલાલ વ. શાહ ૧-૫૦
વીર દુર્ગાદાસ-ઐતિહાસિક ચરિત્ર . ૧-૫૦
સોરઠના સિદ્ધો-પ્રેરક જીવનકહાણીઓ ૧-૫૦
સૌરાષ્ટ્રના સંતો-પ્રેરક ચરિત્રકથાઓ ૧-૫૦
અકબર-લે ચુનીલાલ વ. શાહ . ૧-૦
બેન્જામિન ફ્રેંકલિન-અમેરિકન મહાપુરુષનું ચરિત્ર ૧-૨૫
બૂકર ટી. વૉશિંગ્ટન-હબસી વીરની આત્મકથા ૧-૫૦
મહર્ષિ દયાનંદ-નવી આવૃત્તિ . ૧-૫૦
સ્વામી ભાસ્કરાનંદ-બોધક ચરિત્ર ૧-૨૫
સ્વામી સહજાનંદ-જીવનચરિત્ર .. ૨-૦૦
સંત તુકારામ-સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ૩-૦૦
સાક્ષાત્કારને પંથે તુકારામ-જીવન ને કવન ૨-૦૦
સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ-ચરિત્રો ૧-૩૭
સોરઠી સ્ત્રીસંતો-લે૦ કાલિદાસ મહારાજ ૧-૨૫
લક્ષ્મીબાઈ-ઝાંસીની વીર રાણીનું ચરિત્ર ૦-૭૫
જોન ઑફ આર્ક-ફ્રાંસની વીરાંગનાનું ચરિત્ર ૦-૭૫
સ્વામી વિવેકાનંદ-જીવનચરિત્ર .. ૧-૭૫
સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ ૦-૩૭
પરમભક્ત પ્રહ્લાદ ને બીજાં આખ્યાનો ૦-૫૦
શુકદેવજી અને બીજાં આખ્યાનો ૦-૫૦
મહર્ષિ દધીચિ ને બીજાં બે આખ્યાનો ૦-૫૦
સુસુખ તથા નૃસિંહકુંવર-(આખ્યાનો) ૦-૩૭
પ્રહ્લાદ આખ્યાન-કવિ ગિરધરકૃત ૦-૫૦
ભક્તચરિત્ર-જુદા જુદા ૨૯ સંતભક્તોના ચરિત્રો ૨-૦૦
સ્વામીશ્રી નિત્યાનંદ-જીવનચરિત્ર અને ઉપદેશો ૦-૫૦
આદર્શ ચરિત્રસંગ્રહ-ભાગ ૨ જો, ૭૦ ચરિત્રો ૩-૦૦
યોગીશ્વર યાજ્ઞવલ્કય-યોગીશ્વરનું જીવનચરિત્ર ૦-૬૦
શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશય-ચરિત્રો ૧-૦૦
મહાત્મા દાદૂ દયાળ-જીવનકાર્ય અને માહિતી ૦-૫૦
ગૌતમ બુદ્ધ-લે૦ શ્રી રામનારાયણ ના પાઠક ૧-૫૦
શ્રીમત્ શંકરાચાર્ય-બોધક ચરિત્ર .. ૧-૦૦
મહાત્મા ટૉલ્સ્ટૉય-પ્રેરણાદાયી ચરિત્ર ૧-૨૫
મીરાં દાસી જનમ જનમકી-ચરિત્ર . ૦-૭૫
વ્યક્તિચિત્રો-લે૦ લીનાબહેન કૃત ચાર ચરિત્રો ૧-૫૦
સંતશિરોમણિ નામદેવ-ચમત્કારિક ચરિત્ર ૦-૫૦
ગુજરાતના ભક્તો-બાર સંત-ભક્તોના ચરિત્રો ૦-૭૫
દેવર્ષિ નારદ-સંક્ષિપ્ત ચરિત્ર . ૦-૩૧
મેકણ દાદા-કચ્છના સંતની પ્રેરક કથા ૦-૫૦
ભક્ત પીપાજી-સૌરાષ્ટ્રના રાજવી ભક્તનું ચરિત્ર ૦-૪૦
સંત મૂળદાસ-પ્રેરણાદાયી આઠ જીવનપ્રસંગો ૦-૩૭
ગોસ્વામી તુલસીદાસ-ભાવવાહી ચરિત્ર ૦-૩૭
ભક્ત પ્રહ્લાદ-પ્રેરણાદાયી ચરિત્ર . ૦-૪૦

શ્રીરામકૃષ્ણ પરમહંસ-(કિશોરો માટે) ૦-૪૦
ધ્રુવાખ્યાન-ગદ્યમાં તેમ જ પદ્યમાં ધ્રુવચરિત્ર ૦-૨૫
શ્રીતૈલંગસ્વામી-ત્રણ ચરિત્રો . ૦-૨૫
બાળકોના વિવેકાનંદ-પ્રેરણાદાયી ચરિત્ર ૦-૨૫
વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર-(સચિત્ર) ૦-૨૫
નાનભટ્ટ બાપા-એક આદર્શ વૈદનું ટૂંકું ચરિત્ર ૦-૨૫
શ્રી શુકદેવજી-સંક્ષિપ્ત ચરિત્ર . ૦-૩૫
જડભરત-બોધક ચરિત્ર . . ૦-૧૯
સ્વામી રામતીર્થ-ટૂંકું ચરિત્ર . ૦-૨૫
ભક્ત જલારામ-પ્રસિદ્ધ સંતનું ચરિત્ર ૦-૩૦
ભક્ત રોહીદાસ-નીતિ ને પવિત્રતાભર્યું ચરિત્ર ૦-૧૯
રામકૃષ્ણ પરમહંસ-સચિત્ર જીવનચરિત્ર ૦-૨૫
મહાત્મા મસ્તરામજી-સૌરાષ્ટ્રના સંતનું ચરિત્ર ૦-૪૦
મહાત્મા સરયૂદાસ-પ્રેરક ચરિત્ર ૦-૫૦
નાનક-(આ ખીજી) ટૂંકું ચરિત્ર, ૨૩ ભજનો સાથે ૦-૩૭
સતી સાવિત્રી-સતી નારીની જીવનકથા ૦-૨૫
સુદામાચરિત્ર-(કાવ્ય) પ્રેમાનંદકૃત ૦-૧૯
શેઠ સગાળશા-શેઠ સગાળશાની બોધક વાર્તા ૦-૨૫
ભક્ત અંબરીષ-વાર્તારૂપે પ્રેરક ચરિત્ર ૦-૨૫
ચંદ્રહાસ-ભક્ત ચંદ્રહાસની વાર્તા . ૦-૨૫
વીર હનુમાન-બાળોપયોગી સચિત્ર જીવનચરિત્ર ૦-૨૫

## આરોગ્ય અને વૈદકના ગ્રંથો

ચરક-સંહિતા-પ્રથમ ખંડ-સૂત્રસ્થાન ૧૨-૦૦
,, ,, દ્વિતીય ખંડ ૧૫-૦૦
ભાવપ્રકાશ-(બે ગ્રંથોમાં)-સરળ ભાષાંતર ૨૦-૦
ભાવપ્રકાશ-નિઘંટુ-હરીતક્યાદિ ૨૩ વર્ગો ૫-૦૦
માધવનિદાન-મધુકોષી ટીકા સાથે ... ૧૦-૦૦
શાર્ઙ્ગધરસંહિતા-મૂળ સાથે ભાષાંતર ૬-૦૦
સુશ્રુત-આયુર્વેદ-(બે ભાગમાં) ૧૫-૦૦
અષ્ટાંગહૃદય-વાગ્ભટકૃત અગત્યનો ગ્રંથ ૧૨-૦૦
આર્યભિષક અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ ૬-૫૦
રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ-ભા. ૨ ૮-૦૦
સોનેરી સૂચનો-આયુર્વેદનાં ૦-૫૦
પથ્યાપથ્ય-આરોગ્યની કૂંચી ... ૩-૦૦
માંદગીનાં કારણો-નિરોગી રહેવાના ઉપાયો ૦-૫૦
તક્રકલ્પ-છાશસેવનવિધિ વિષે શાસ્ત્રોક્ત માહિતી ૦-૬૦
ચૂર્ણ-ઔષધિ-સો ચૂર્ણોની રીત-ઉપયોગ ૦-૩૦
ક્વાથ-ઔષધિ-બનાવવાની રીત અને ઉપયોગ ૦-૪૦
માંદાનો આહારવિહાર-જરૂરી માહિતી ૦-૩૦
બાલબોધોદય-પ્રયો૦ વિજયશંકર ધ. મુનશી ૦-૩૭
જીવનચર્યા-નીરોગી રહેવાની સરળ સમજ ૦-૪૦
ખોરાકમાં ઝેર-લે૦ પ્રો. મોઝેસ ઇઝીકિયલ ૦-૨૫
હરડે અને તેનો ઉપયોગ-લે૦ રસિકલાલ પરીખ ૦-૪૦
આયુર્વેદ યોગશતક-પંડિત વરરુચિકૃત ૦-૭૫
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-લે૦ મ. ગાંધીજી ૧-૦૦
ઘરઘરનો વૈદ્ય-૭૯ દર્દોની સમજૂતી ને ઉપાય ૧-૫૦
ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ૦-૭૫
અકસ્માતના તાત્કાલિક ઉપાયો
(ફર્સ્ટ એઈડ) ૧-૦૦
ખોરાકના ગુણદોષ-લે૦ રસિકલાલ પરીખ ૦-૭૫
જ્ઞાનભૈષજ્યમંજરી-ગુમાની કવિવિરચિત ૦-૨૫
મલમપટ્ટા-ગડ-ગૂમડના અનુભવસિદ્ધ ઉપાયો ૧-૦૦
નીરોગી જીવન-તંદુરસ્તી જાળવવાનું માર્ગદર્શન ૧-૭૫

## સ્ત્રી તથા બાળોપયોગી સાહિત્ય

કન્યાવાચનમાળા-જીવનસંસ્કારના પાઠો ૨-૦૦
ભારતનાં સ્ત્રીરત્નો-પ્રેરક ચરિત્રો ૩-૦૦
મહાસતી વૃંદા-જાલંધર-આખ્યાન ૧-૦૦
નળાખ્યાન-પ્રેમાનંદકૃત મોટા અક્ષરોમાં ૧-૦૦
ઓખાહરણ-મહાકવિ પ્રેમાનંદકૃત ૦-૭૫
ગૃહિણી-જીવનમાં ઉચ્ચ ભાવનાનું માર્ગદર્શન ૧-૦૦
ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ-પ્રશ્નો અને ઉકેલ ૧-૫૦
વિદ્યાર્થી બહેનોને-જીવનવડતર માટે ઉપયોગી ૦-૬૦
સુખી જીવનની પગદંડી-જીવનસાહિત્ય ૧-૫૦
સદાચારને પગલે-સુખી જીવનનો સરળ ઉકેલ ૧-૫૦
કલ્યાણમયી-લે૦ હંસરાજ ધરમશી સંપટ ૧-૫૦
બાળક-બાળઉછેર અંગે માર્ગદર્શન ૧-૨૫
સ્ત્રીજીવનના રંગ-સ્ત્રીજીવનની કડવી-મીઠી વાતો ૧-૦૦
ગૃહજીવનનાં દશ્યો-લે૦ કુમુદ શેઠ ૦-૭૫
ગૃહજીવનની કલા-લે૦ શ્રી સમાજશાસ્ત્રી ૦-૭૫
જીવનની કલા-લે૦ શ્રી રવિશંકર મહેતા ૦-૭૫
સુશીલા-આદર્શ ગૃહિણીની બોધક વાર્તા ૦-૨૫
તરંગલોલા-એક સાધ્વીની આદર્શ કથા ૦-૩૭
શિશુસાથી ભા. ૧ લો- ૦-૨૦
,, ,, ૨ જો- ... ૦-૨૦
,, ,, ૩ જો- ૦-૧૨
ધાણીચણા-બાળોપયોગી સચિત્ર પોથી ૦-૩૦
બાળકોની રીતભાત-સચિત્ર ૩૪ પાઠો ૦-૨૫
બાળકોનો આનંદ-સુધારાવધારા સાથે ૦-૨૦
બાળકોના આચાર-સદ્વર્તનના પાઠો ૦-૨૫
બાળકોની બોલચાલ-સરળ શિક્ષણ . ૦-૨૫
બાળકોના ગુણ- ,, . ૦-૨૫
બાળકોની દિનચર્યા-સરળ શિક્ષણ ૦-૨૫
બાળકોને બોધ- ,, .. ૦-૨૫
બાળકોનું આચરણ- ,, ૦-૩૧
સદ્બોધવાટિકા-બાળોપયોગી ભજનો-કાવ્યો ૦-૨૫
પ્રૌઢ વાચનપોથી-સચિત્ર પાઠો ૦-૨૫
પ્રૌઢ વાચનપૂર્તિ-દેશપ્રેમ અને ભાવનાના પાઠો ૦-૨૫
દેશપાઠો-દેશપ્રેમની પ્રેરણા આપતા સચિત્ર પાઠો ૦-૨૫
મોતીનો દાણો-સચિત્ર ૩૮ બાળગીતો ૦-૨૫
કુમાર કથાઓ-બોધક ૩૫ સચિત્ર વાતો ૦-૫૦
નાની નાની વાતો-બોધક ૧૦૮ વાર્તાઓ ૧-૫૦
આદર્શ બાળકો-સચિત્ર પ્રસંગો ૦-૩૭
બાળકોની વાતો-ભાગ ૧ લો ચિત્રો સાથે ૦-૩૭
વીર બાળાઓ-૧૭ વીર બાળાઓની કથાઓ ૦-૩૫
એક હતાં શેઠાણી-રમૂજી ૧૦ વાર્તાઓનો સંગ્રહ ૦-૫૦